# श्रीमद्.

## मुक्त (मुक्ति) शास्त्र.

સર્વાનુમતે પૂર્ણ સંસ્કારીક પણામાં

તત્વજ્ઞાનના અખ્ખડ ભંડારરૂપે

કાયમ કરનાર.

દેશાઈ

કાળીદાશ પંડિત્ ચીકલીકર

ના તરફથી પ્રગટેલો.

कींमत रुपीआ पांच.

મુંબઈ

ફોર્ટપ્રિંટીંગ પ્રેસમાં, સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

સને ૧૮૮૬.

# ગ્રંથાર્પણ.

શ્રી અખંડ ચૈતન્યમય પરમાત્મસ્વરૂપ, ગુરૂ કૃપાનુંસાર મારી આત્મિક
શોભાગ્યવંતી ગંગાસ્વરૂપ કલ્પવૃક્ષમય, પ્રિય જનુનો અંબા મા-
તાના બાલ્યાવસ્થામાં થએલા વિયોગથી, પુત્ર સેવાનો લાભ
તેને ન મળવાને લીધે, મારી પુત્ર ભાવવાળી વાત્સલ્ય પ્રેમ
રૂપ અલૌકિક અંતર પ્રીતિને, આકૃત્ય સાથે અમ્મર કરવા
સારૂં, તેના પુત્રાનંદવાળા ઉત્સાહીરૂપ આશીરવાદના
પ્રસાદથી, જગકર્ત્તા મારો જન્મ સફળ કરશે, ને
આ મારૂં કૃત્ય તેની અખંડ સેવારૂપે સર્વ
ધાર્મિક જનોમાં યથાર્થ દરશાઈ આવશે,
એવી હૃદયસ્થ પૂર્ણ જીજ્ઞાસા છે.
તે પાર પડો.
તથાસ્તુ:

હું છું.
તમારો આત્મિક લાડકવાયો
બાલ્યાવસ્થાનો વિયોગી સેવારહિત પુત્ર.
દેશાઈ કાળીદાસ પંડિત.

## નવો મલેલો અભિપ્રાય.

પંડિત્ કાળીદાશ ઉર્ફે રામભાઈ કૃત મુકત-શાસ્ત્ર નામનો તત્વજ્ઞાનનો ગ્રંથ હાલ છપાય છે. તેમાંનો કેટલોક ભાગ મેં જોયો, તે જોતાં એ ગ્રંથ એવો તો સારો રચાયલો માલમ પડે છે કે, આજ સુધી ગુજરાતી ભાષામાં એનાં જેવાં પુસ્તક થોડાંજ થયાં હશે! એમાં ઘણાં ઉચાં વિષયોપર વિસ્તારથી વિવેચન કર્યું છે. અને તેમાં પ્રાચિન અર્વાચિન ધર્માચાર્યોના મતો ટાંકેલાં છે. તેથી જેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી, તેમને પણ ઘણાં સંસ્કૃત ગ્રંથો વંચાવી સાંભળ્યાથી જે જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ છે, તે કરતાં વિશેષ લાભ થોડી મેહેનતે આ એકજ ગ્રંથ થકી મળશે, એમ જણાય છે. તેથી મને ભરોસો છે કે, સુજ્ઞ ગૃહસ્થો તથા ગુજરાત, કાઠીઆવાડના રાજાઓ અને ગરાશીઆઓ તેમજ બીજા સંભાવિત્ પુરૂષો આવાં ઉમદા પ્રતિના ગ્રંથને સંપૂર્ણ આશ્રય આપ્યા વિના રહેશેજ નહીં, એવી મને આશા છે. એવા ગ્રંથો દરેક જાહેર સાર્વજનીક પુંસ્તકશાળામાં રાખવાથી શોભા છે. તેમજ એ ગ્રંથનો વિસ્તાર તથા રચના જોતાં એની જે કીંમત રાખી છે, તે ઘણીજ ઓછી છે.

મુ૦ ભરૂચ તા૦ ૧૯-૧૧-૯૪.

ઉત્તર પ્રાંતના આકટીંગ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ,

**રાવ બાહાદુર ગોપાલજીભાઈ સુરભાઈ દેશાઈજી,**

યુનિવરસીટીના ફેલો. શાહેબની અંગ્રેજીમાં સહી.

# સાકળીઉં.

## બીજો ભાગ



## ત્રીજો ભાગ



## ચોથો ભાગ

२८८२

ॐ

## श्री ब्रह्मवित्सद्‌गुरुभ्यो नमः

## प्रस्तावना.

શ્રી અખંડ, અવ્યકત, સ્વરૂપ પરમાત્માએ જે આ સૃષ્ટી, પોતાનું અગાધ, અપરંપાર, અપાર ડહાપણ ખરચી સહજાસહજ ઉત્પન્ન કરી છે, ને તેની અનેક શકિતના સામર્થે કરીને આ જગતચક્ર નિયમિત ચાલ્યા કરે છે. અને એને વિષે તેનો જે અમાપક જ્ઞાનનો ખજાનો અજાયબ નિયમથી ગુહ્ય રૂપે વ્યાપી રહ્યો છે, તે વ્યાપી રહેલા ખજાનાની વેહેંચણી આ સૃષ્ટીના સર્વ પ્રાણીમાત્રોના હૃદયને વિષે બુદ્ધી, જ્ઞાનાદિક સાધનોમાં તેણે પ્રથમથી કરેલી હતી, તે જેટલી બને તેટલી પ્રસિદ્ધ મુકી, હું તે કીરતારની હજુરમાં સ્થિર થવાની ઉમેદ રાખુ છું, ને એ વિજ્ઞપ્તિ ઉપર તે કૃપાળુ થાઓ!

પરમતત્વ સ્વરૂપ પરમાત્માએ મહદ્કૃતિ રૂપી ખજાનાની સૃષ્ટી કૃત્ય કરવાની પૂર્વે અનાદિ કાળમાં પ્રાણીમાત્રોને યથાર્થ નિયમિત જોઇતી સામગ્રી તૈયાર કરી રહ્યા બાદ જીવોની ઉત્પત્તિ કરીને તેની અંદર તમામ જીવોને સમયાનુસાર જોઇતાં સાધનો સ્વભાવિકરૂપે આવી હાજર થાય એવી અદર્શ યુકિત રાખીને તેઓને પોતાના કર્માનુસારે બુદ્ધિ, જ્ઞાનના વળણ પ્રમાણે જુદા જુદા ધર્મો વેહેંચી આપ્યા, જેથી સૃષ્ટી ક્રમ ચાલુ થયો.

આ ચાલુ થનાર અદર્શ ક્રમે સૃષ્ટી સમયમાં પોતાની આકૃતિ પલટી દઇ ધર્મ, અર્થ, કામ, મોક્ષ રૂપ પદાર્થના સ્વરૂપથી સર્વની અંદર વ્યાપક થયો; એ વ્યાપક થનાર ગુહ્ય ક્રમનો દેખાવ, દુનિઆંની અંદર મનુષ્યના વધારાએ કરી, સર્વના કર્તવ્યકર્મ ઉલટાં સુલટી ગોઠવાઇ જવાથી અંજાણી સ્થિતિમાં આવી પડયો, તેથી કરીને ઇશ્વરી ખરાં જ્ઞાનને પ્રાપ્ત કરવા જતાં ઘણાં વિઘ્નો દરશાયાં, કેમકે સત્ય ધર્મ સ્વરૂપને વિષે અનેક મતમતાંતો વ્યાપક થએલા દેખાય છે. એ દેખાવના આચ્છાદનથી સત્યજ્ઞાન કયું છે? તેની સમજ લેતાં અટકાવ થયો. આ અટકાવે પોતાનો દેખાવ મનુષ્યવર્ગમાં, અનેક ભાષાઓ, અનેક ધર્મો અને અનેક રીવાજોની આકૃતિમાં દેખાડયો. આ આકૃતિના દર્શનીથી સર્વને વિષે દ્વૈતભાવ દ્રઢિતપણાથી હાજર થયો.

આ દ્રઢિત દ્વૈતભાવ ખરા પાયા પર છે કે ખોટાપર, તેમજ એ સર્વ મનુષ્યો કયા જ્ઞાન પર ચાલ્યા છે, તેનો ખુલાસો આ સમયે યથામતિ પૂર્વક કરીને

સર્વની હજુર મુકવો, જેના સંબંધથી દ્રઢિત થયેલો માંહો માહેનો વૈરભાવ દુર પળાય, ને આપણા સર્વના ખરા સુખમાં વૃદ્ધિ થાય એવો આ કૃત્યનો હેતુ છે.

માયા વિશિષ્ટ પરમેશ્વરે સૃષ્ટી ઉત્પત્તિના સમયથી સર્વ પ્રાણીઓને પોતાની અમૃતરૂપી દ્રષ્ટી ફેંકતાંની સાથેજ મનોમન ભાવથી ઉત્પન્ન કર્યાં છે, પણ તે પ્રાણીઓની આકૃતિની બાંધણીમાં ફરક દરશાવવાથી તેઓના વર્ગ જુદા ગણાયા છે. આ જુદા દેખાવથી દરેકવર્ગનું પ્રાણી પોતાની જાતીમાં આકૃતિના સંબંધથી મલી રહે છે, તેમ આપણા મનુષ્ય વર્ગના શરીર બંધારણને લીધે આપણે પણ પોતાના વર્ગમાં મલી રહેલા છેયે.

આ એકત્રપણાંમાં મલી રહેવાનાં ક્રમથી મનુષ્યજાતે સૃષ્ટી બની ત્યારથી આજ પર્યંતમાં અનેક શોધો કર્યા છે, જેના સંબંધથી જુદાં જુદાં જ્ઞાન ઉપર સર્વનું ચાલવું થયું છે; તો પણ વર્તમાન કાળના વિદ્વાનોએ જગતમાં વસેલા સર્વ મનુષ્ય વર્ગની વસ્તીને આર્ય, સેમીતીક, અને તુરાની કુલમાં વેહેંચી નાંખી છે, ને શોધ કરી દ્રઢ કીધું છે કે, સર્વ મનુષ્ય ટોળો સૃષ્ટી ઉત્પત્તિ સમયે એક જોડાંના વંશ છે. સારાંશ કે સર્વ પ્રજા એકજ પુરૂષથી ઉત્પન્ન થએલી છે.

ઉપરના ત્રણ વંશની પ્રજા પૃથ્વીના અનેક પ્રદેશોમાં વસી, ને ત્યાં રહી ગુજરાન કરવા લાગી, ને ગુજરાનની શૈલીના સંબંધથી અનેક વિદ્યાઓ ને હુન્નર, કળા ને કૌશલ્યતાના શોધો કર્યા. આ શોધોના કર્તવ્ય કર્મથી દરેકનું જ્ઞાન જુદાં-જુદાં વળણ પર ચાલવા લાગ્યું, પણ આપણા આર્ય વંશની પ્રજાઓ ઘણાએક કાળથી જડ શું? ચૈતન્ય શું? પવિત્ર શું? અપવિત્ર શું? એ સર્વનો સાર કેવા પ્રકારનો છે, ને તેની પ્રાપ્તિ થકી કેવા પ્રકારની સ્થિતિ, સુખ ને લાભ થાય છે, આવા પ્રકારના શોધોમાં મશગુલ થઈ પડી હતી.

તે શોધોના સંબંધથી શોધ કીધું કે આ જગતનો ઉત્પન્ન કરનાર, નિયંતા, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન એક પદાર્થ છે. તેના સ્તવનથી કિંવા તેની ઇચ્છાને આધિન થવાથી જોઇએ તે કરતાં અગણિત સુખ મલે છે. આ દ્રઢતાના યોગે કરીને અનેક વિદ્યાઓ, જેમાં ચાર વેદ, સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદો, છ શાસ્ત્રો, પુરાણ, ઉપપુરાણ, સ્મૃતિઓ ને અનેક બીજા વ્યવહારિક ગ્રંથો ઉત્પન્ન કરી શક્યા છે.

આ પ્રાપ્ત થએલું જ્ઞાન સર્વ પ્રજાને નિવૃતિ માર્ગનો બોધ આપેછે, એ નિવૃતિ માર્ગની ખરી ખુબી કિંવા લેહેજત કેવા પ્રકારની છે? તેની સત્ય સમજ ઘણાં થોડા પુરૂષોનેજ પ્રાપ્ત છે. આ નિવૃતિ જ્ઞાન જગતમાં અધ્યાત્મ શાસ્ત્રને નામે પ્રખ્યાત થએલું છે. આ જ્ઞાનથી અંજાણી પ્રજાએ કેટલાએક સૃષ્ટીના વિભાગોમાં, નિવૃતિ જ્ઞાનથી અંજાણ્યા લોકોમાં પ્રવૃતિ માર્ગ ચલાવી દીધોછે. આ પ્રવૃતિ અજ્ઞાન જગતમાં આધિભૌતિકશાસ્ત્રને નામે દર્શાયું છે.

આ જ્ઞાનના શોધક પુરૂષોએ, એવું શોધ કીધું છે કે, આ સૃષ્ટીની ઉત્પત્તિ સ્વભાવિક પોતાની મેળે થએલી છે. એનો ઉત્પન્ન કર્તા કોઇજ નથી. આપણો

સ્વધર્મ એટલોજ છે કે, આ જગતમાં જન્મ ધર્યા પછી ઉદ્યોગો કરવા, ને સુખ પૈદા કરી, તેનો લાભ લઈ રવાના થવું. મરણ બાદ ફરી આવવાનું (પુનર્જન્મ) નથી. તેમજ પાપ પુણ્ય આપણને નડતાં નથી. સૃષ્ટીને વિષે સર્વ સુખ મેહેનતથી પ્રાપ્ત થાય છે તેથી મિથ્યા કાળ નિર્ગમન કરવો નહી.

મેહેનત ને ઉદ્યોગના સંબંધથી માણસ જાતે હુન્નર, કળા, કૌશલ્યતા ઉત્પન્ન કરી દીધાં છે; ને પોતાના બુદ્ધિ બળે કરીને બીજાં સર્વ પ્રાણીઓનો મહારાજા એવો ઇલકાબ તેણે મેળવ્યો છે. બુદ્ધિનો ઉપયોગ ને ઉદ્યોગના કર્તવ્યકર્મથી આગગાડી, આગબોટ, ટેલીફોન, વિજલીથી ચાલતા સંદેશા, ને વિમાન વિગેરે ઉત્પન્ન કરી દીધાં છે, તેથી કરીને મેહેનત સર્વ સુખની દાતા છે.

આ જગત ચક્રના મધ્ય ભાગમાં એ બેઉ વિદ્યાઓ ઘણા કાળ થયા માંહોમાંહે વૈરભાવથી અથડાઈ રહી છે; ને એ બેઉ વિદ્યાઓએ અનંત શોધો કરી આ જગતને જોઇએ તે કરતાં અધિક સુખ ઉત્પન્ન કરી આપ્યું છે; તોપણ એ બેઉની ખાસીઅત, સ્વભાવ, વળણ, તદન એક બીજાથી ઉળટાં છે; આ ઉળટપણાને લીધે એની ખરી ખુબી જાણવી મુશકેલ થઇ પડી છે. આ મુશકેલ રૂપ કૃતિનો શોધ કરી પંડિતોની સમક્ષ યથાશક્તિ જ્ઞાનમાર્ગ દરશાવવો, એવો આ શાસ્ત્રનો ઉદ્દેશ છે, જે ઉપરથી એનું નામ **મુક્તશાસ્ત્ર** રાખ્યું છે.

મુક્તિ એટલે અખંડ, પુર્ણ આનંદદાયક સુખમય સ્થિતિ. એ સ્થિતિ જેને પ્રાપ્ત થાય છે તે સ્ત્રી, પુરૂષ આ જગતમાંથી છુટી જઈ સ્થિર સુખમાં બેઠાં કેહેવાય છે; પણ હિંદુ ધર્મમાં મુક્ત સ્વરૂપ મુક્તિ ચાર પ્રકારની ગણેલી છે, તોપણ ખરી મુક્તિ તો એક અદ્વૈત સુખની પ્રાપ્તિને કહી છે. જે મતે મહાજ્ઞાની વિદ્યારણ્ય સ્વામીએ **પંચદશી** નામના વેદાંતશાસ્ત્રના ગ્રંથમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

## ॥ શ્રુતિ ॥

## मुक्तिस्तु ब्रह्मतत्वस्य ज्ञानादेव न चान्यथा।
## स्वप्रबोधं विनानैव स्वस्वप्नो हीयते यथा॥

### અર્થ.

મુક્તિ તો બ્રહ્મ તત્વના જ્ઞાનથીજ થાય છે, બીજા પ્રકારથી થતી નથી, જેમ પોતાના પ્રબોધ વિના પોતાનું સ્વપ્નું દુર થતું નથી તેમ; સારાંશ કે અદ્વૈત સ્વરૂપી આત્મજ્ઞાનનેજ મુક્તિ કહી છે.

આ સર્વ લખાણનું વળણ એક આત્મારૂપી ઇશ્વરને માનવા વાલું છે; તેથી એના સર્વ વિચારો વેદના જ્ઞાનકાન્ડ ને વેદાન્ત શાસ્ત્રમાં સ્થિર થાય છે. આ કારણથી એનો અદ્વૈત પક્ષ છે. આ અદ્વૈત પક્ષ બીજા પક્ષ વાલાઓની નજરમાં ધર્માંધપણાને લીધે વાજબી ન ગણી, આ કૃત્યને ધિઃક્કારશે અથવા દુષણો મુકશે

તો તે વાતની મને બીલકુલ હરકત નથી, કેમકે મેં કોઇપણ ધર્મને ન્યુનાધિક ગણ્યો નથી, જેથી મનનકર્તા પુરૂષની નજરમાં આવશે કે જગતમાં તમામ પ-ક્ષવાલાઓ આખરે એજ પક્ષમાં સ્થિર થએલા છે, તેથી કરીને અદ્વૈત પક્ષનું મહત્વ કેટલું મોટું છે તે ઝટ ઓલખાઇ આવશે.

આ કર્તવ્યકર્મથી સમજાશે કે અદ્વૈત જ્ઞાનની અંદરથીજ અધ્યાત્મ શાસ્ત્ર (નિવૃતિ પક્ષ) ને આધિભૌતિક શાસ્ત્ર (પ્રવૃતિ પક્ષ) ઉત્પન્ન થયા છે તોપણ આખરે પ્રવૃતિ પક્ષવાલાઓ નિવૃતિ પક્ષમાં સ્થિર થાય છે, ને એ નિવૃતિપક્ષના સામર્થવડે કરીને આ જગતની તમામ વિદ્યાઓ, કળાઓ, ધર્મો, મત મતાંતોને મહાન પુરૂષો ઉત્પન્ન કરી શકયા છે તેથી એ સર્વને વિષે જે ગુપ્તજ્ઞાન વ્યાપી રહેલું છે, તેના વિવેચન ઉપર આ કૃત્ય થયું છે.

આ ભાષાગ્રંથ બનેથી મહાત્મા, સંસ્કૃત જેવી પ્રૌઢ ભાષાઓના લખનાર, વાંચનાર કિંવા જેઓએ અનેક ગ્રંથો જોયા છે તેવા પુરૂષોના ધ્યાનમાં અ-લ્પપ્રયાસી સમજાશે, પણ એનો હેતુ આત્મધર્મ તરફનો છે, જે ધર્મ સંસ્કૃતમાં ઘણોજ છીણાયો છે, તોપણ ગુર્જર ભાષામાં જોઇએ તેવો પ્રસિદ્ધિમાં વ્યાપક થયો નથી, એટલે તે ભાષામાં લખવું એ સંતોષકારક તેમને માલમ પડશે, તેથી કરીને આ મુકત સ્વરૂપ લખાણમાં પક્ષાપક્ષી કરી નથી, પણ સર્વ જાતના જ્ઞાનનું દો-હન કરી સત્યજ્ઞાનનો પવિત્ર ખુલાસો આપવા સારૂં યથામતિ દ્રષ્ટાન્તો, તર્ક, વિતર્ક, દલીલો ને સ્થિતિ પરત્વે પુરાંપણું દરશાવ્યું છે. તેથી આ કૃત્ય ઘણાં એક જ્ઞાતા પુરૂષોને વિલક્ષણ તથા આશા રાખુંછું કે ઉપયોગી જાણાસે. જયારે તેઓ અભિ-માન રહીત સમદ્રષ્ટીથી નજર દોડાવશે ત્યારે તેઓને સ્પષ્ટ રીતે સ્વભાવિક દરશાઇ આવશે કે, અનેક ધર્મનું સત્યવલણ એકજ જ્ઞાનમાં સ્થિર થાય છે, જે ઉપરથી તેઓના વિચારો પુર્ણતાને પામી સત્યતત્વ પ્રાપ્ત કરી ઉપાધિથી દુર રહી, મુ-કતતાની સત્ય મઝા કેવા પ્રકારની છે તે સમજી જશે.

આ સૃષ્ટીની અંદર મારા અનુભવમાં પ્રવૃતિમાર્ગ કરતાં નિવૃતિમાર્ગ સર્વ ધર્મની અંદર ગુહ્ય જ્ઞાનરૂપે વ્યાપી રહેલો જણાયાથી એનું મહત્વ કેટલે દરજજે શ્રેષ્ટતા ભોગવી રહ્યું છે, તેનો ખાત્રી પુર્વક ખુલાસો પ્રસંગોપાત બેધડકપણાથી જણાવવાને હું ચુકયો નથી. આ નિવૃતરૂપ આત્મિક ધર્મના જાણનારાઓ આ-પણા સંસારી વર્ગમાં ઘણાજ થોડા રહેલા છે, પણ એ ધર્મનો પુર્ણ લાભ યોગી (સંત, સાધુ) વર્ગ લે છે. એ લાભ મેલવવાના જે ગુહ્ય નિયમો છે, તે નિયમો-થી આપણા વર્ગની પ્રજા તદન અંજાણ છે; તેથી કોઈ સાધ્વનિક કિંવા મુમુક્ષુ-પુરૂષ, એ નિર્યમપર ચાલવાની ઇચ્છા રાખનારા ધાર્મિકજનોના ઉપયોગમાં આવે, તેવા પરિશ્રમના આસનો, ધ્યાન, ધારણા, સમાધ વિગેરે અષ્ટાંગ યોગના કર્ત-વ્યકર્મ કેવા પ્રકારથી કરવાં, ને તે કરવામાં શું લાભ છે ઇત્યાદી બાબતોપર વિવેચન કરી પ્રજાની નજર અગાડી સત્ય જ્ઞાનનો ખજાનો પ્રસિદ્ધ કર્યો છે.

આ નિવૃતિ માર્ગરૂપી ગુપ્તધર્મ અનેક આકારોથી મનુષ્ય માત્રના અંતઃકરણમાં, રાજા તરીકે વ્યાપી રહી, સત્ય અસત્યનું જ્ઞાન આપી, આ જગત ચક્રમાં સેહેલ કરાવ્યા પછી સર્વ કોઇને ઇશ્વિરી આત્મપદમાં લીન કરે છે; તેથી સર્વોપરી એ નિવૃત (આત્મા) ધર્મને જાણી લઈ, આપણે પણ એને આપણા અંતઃકરણમાં રાજા કરી દઈને, એનાથી મલતો લાભ લઇએ. એ લાભના પરિપકવપણાથી આપણને પણ પોતાના સ્વજ્ઞાનથી જણાઈ આવશે કે, જગતની સર્વ વિદ્યાઓને વિષે પક્ષ-કારોએ, અનેક તર્ક વિતર્કથી, વિચારોની ચિત્ર વિચિત્ર ગોઠવણીની જાળથી પોતાના પક્ષો કેવા મજબુત બંધારણમાં ગોઠવેલા, કિંવા ઉત્પન્ન કરેલા છે કે જેનો નાશ કરવાને કોઈ પણ પુરૂષ શક્તિવાન ન થાય.

આ દેખાવની સત્ય સમજ જયારે તમારી નજરમાં પરિપકવ દ્રષ્ટિજ્ઞાનથી હાજર થશે, ત્યારે તમો કદીપણ અધર્મના માર્ગપર જશો નહી, ને અનેક મતમતાંતોની તકરારોમાં ભુલાવો ન ખાતાં, આત્મપદને ઓળખી તેના ઐશ્વર્યમાં સ્થિર થઈ શાંતી સુખમાં રાત્ર દીવસ મશગુલ થશો.

આ શાંતીપદમાં લીનથનાર પુરૂષ પોતાના ખરા અનુભવને મેળવી, જયારે જગતના પ્રવૃતિમાર્ગને જુવે છે, ત્યારે તે પોતાના મનને કેહે છે કે, આ સર્વ જગતની ચેષ્ટાને વિષે ગુહ્યમર્મ સમજવા સારૂં દરેક માણસને કેટલી મુશકેલી, કેટલો પરિશ્રમ, કેટલો અનુભવ, કેટલીં સમજણ ને કેવી શક્તિ મેળવવી પડેછે. એવા પ્રકારનો ચિતાર જયારે મનનકર્તાની નજર સામે હાજર થશે, ત્યારે તે ચિતારમાંથી નિત્ય તથા સત્ય એવો આ મુકતધર્મ જોસે. તે સમયે હું બ્રહ્મ છું (अहं ब्रह्मास्मि) એવું અદ્વિતીય, શાંતીપદ મલશે, એવી મને આશા છે.

આ મુકત એવા શાંતી પદમાં આર્ય, સેમીતીક, તુરાની એ ત્રણે કુલના સર્વ મહાન પુરૂષો ચાલેલા છે. તેમના નામ, આર્ય કુલના ઋષિઓ, જૈમીની, પાતાંજલી, ગૌતમ, વસિષ્ટ, પરાશર, કપીલ, વ્યાસ વિગેરે તેમજ દેવાંશી પુરૂષો બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, ઈંદ્ર, બૃહસ્પતિ સુર્ય, ચંદ્ર, નારદ, અંગિરા, અત્રી વિગેરે, રાજવંશીઓમાં હરીશ્ચંદ્ર, અમરીખ, રામ, વિશ્વામિત્ર, જનક, ધ્રુ, પ્રહલ્હાદ, સુધન્વા, પાંડવો વિગેરે, તેમજ ધર્માચાર્યોમાં જરથોશ્ત પેગંમબર, વ્યાસ, શાકયમુનિ, શંકરાચાર્ય, રામાનુંજ વલ્લભાચ્ચાર્ય, ઈશુ ઈત્યાદી.

સેમીતીક કુલમાં રાજાઓમાં નુહ, વેપારીમાં અયુબ, ધર્માચાર્યોમાં ઇબ્રાહિમ ખલુલીલા, દાઉદ મુસા, મહંમદ, ઉમ્મર, મોઝીદ ઇત્યાદી. એ સર્વ લોકોએ ઉપર ઉપરથી ક્રિયા, કર્મ, વ્યવહાર, ધર્મ, નીતિ, રીતભાત ન્યારાં બતાવીને અંદરખાનેથી ખરા જ્ઞાન તરીકે મારા ધાર્યા પ્રમાણે અદ્વૈત્ત પક્ષને માની ગએલા છે. અને તુરાની કુલની પ્રજા તો ઉપલી પ્રજાના બતાવેલા નિયમપર ચાલ્યા કરે છે, એણે કાંઈ નોત્તમ જ્ઞાન શોધી કાઢી પોતાની પ્રજામાં ચલાવ્યું, એવું જગતમાં જાહેર થયું નથી.

આ ગ્રંથની ઇબારતમાં સર્વ ધર્મના પ્રમાણો જો હું ઠામ ઠામ મુકવા ધારૂ

તો એ ગ્રંથનો વિસ્તાર એવો તો વૃદ્ધિપણાને પામી જાય કે એનો આકાર એક મહાન મોટો થઇ પડે, તેમજ સંસ્કૃત ભાષાના પ્રૌઢ શબ્દો તથા જોઇએ તેટલાં પ્રમાણો મુકયાં નથી; કેમકે ભાષાથી અજાણ્યા લોકોની નજરમાં ગુંચવાડો થઇ પડે, ને તેથી તેઓ સમજવાને અશકત થાય, તે ન થવા પામે વાસ્તે સદૈવના વપરાતા ગુજરાતી સરળ શબ્દોનો ઉપયોગ કર્યો છે, કે જેથી સ્ત્રી પુરૂષો કિંવા જ્ઞાની અજ્ઞાની સર્વને લાભ મળે, એવી શૈલી રાખી છે.

જે ઉપરથી મેં આ કૃત્યને પ્રથમ સુરતવાસી, રા. રા. કવીશ્વર નર્મદાશંકર લાલશંકર, નડીઆદવાસી રા. રા. મનસુખરામભાઈ સુર્યરામભાઈ, જુનાગઢના એજંટ, મુંબઈવાસી હઝરત શરીફ સાલેહમહંમદ, રા. રા. કલ્યાણજીભાઈ નારાણજીભાઈ રાંદેરકર, રા. રા. નામદાર હરીપ્રસાદભાઈ સંતોષરામ, દેશાઈજીસાહેબ ભાવનગર, નામદાર મહારાજા શ્રી સુરસિંહજી સ્વસ્થાન પાલીતાણા, રા. રા. નવળરામભાઈ લક્ષ્મીરામભાઈ સુરતકર, રા. રા. ગોપાળજીભાઈ શુરભાઈ પુણીકર, જુનાગઢવાસી રા. રા. મણીશંકરભાઈ જટાશંકરભાઈ કીકાણી, તેમજ રા. રા. નૃસિહપ્રસાદભાઈ હરીપ્રસાદભાઈ દીવાન વતન જુનાગઢ—એ ગૃહસ્થો પાસે એ પુસ્તકનો ઘણો કિંવા અલ્પ ભાગ, કિંવા એની રચના, તપાસાવી છે.

તેમજ એ ગ્રંથને તપાસનાર મહારાજા શ્રી નૃસિંહાચાર્યજી રા. રા. યજ્ઞેશ્વર ચીમનાજી શાસ્ત્રી સુરતકર, રા. રા. બ્રહ્મનિષ્ઠ પંડિત જયકૃષ્ણજી નંદરામજી મહારાજ પોરબંદરકર, રા. રા. પંડિત ગટુલાલજી વી૦ ઘનશ્યામજી મહારાજ, સુરતકર મારા પ્રિય મિત્ર, રા. રા. ગણપતરામભાઇ ગૌરીશંકર શાસ્ત્રીજી, એઓના અભિપ્રાય આ પુસ્તકમાં છાપેલા છે, તેથી સર્વને જોવાથી ખાત્રી થશે, અને આ મારૂં કૃત્ય સર્વ પ્રજાને માન્ય થશે, એવી હું આશા રાખું છું.

આ કૃત્યમાં પાર પડવાની હિંમ્મત આપનાર મારા ખરા આગ્રહી આત્મીક મીત્રોને મારે ભુલી જવા ન જોઇએ. રા. રા. રણછોડદાશભાઇ નરોત્તમદાશભાઇ સુરતકર અને રા. રા. ગણપતરામભાઇ ગૌરીશંકરભાઇ શાસ્ત્રીજી સુરતકરે, સ્પષ્ટ અંતઃકરણથી સુધારણાની મેહેનત લીધી છે. તેને માટે એ બેઉ ગૃહસ્થોનો હું ઘણોજ આભારી છું, અને ઇશ્વરપાસે માગુ છુ કે પવિત્ર મિત્રની બેઠક આપે તો સર્વને એવાજ જ્ઞાની પુરૂષોની થાય, કે જેના સંયોગથી સત્યતત્વની શોધ કરવાની પુષ્ટી મલે. ગુરૂ પ્રતાપથી એવ-સ્નેહીઓને એ ઇશ્વર તું સદૈવ આત્મપદના સુખમાં સ્થિર રાખશે એવી મારી વિજ્ઞપ્તી છે. મારા વિદ્યાગુરૂ રા. રા. સદાશીવ રામનાથ શુકલ જાતરકરથી ભાષા સુધારણ થઇ છે, તેથી પિતા પુત્રનો સ્વધર્મ કાયમ રેહેવાથી આત્મીકોને જે આનંદની હેરી લાગે છે તેની અમૃત ધારાનું પાન ગુરૂશિષ્યજ કરે છે, એની ખબર બીજા કોઇને હોતી નથી. એ આત્મપદની આદર્શકૃતિ છે તેથી એની અંદર લીન થવું એ ગુરૂઓનો બોધ છે.

આ ગ્રંથમાં જે જ્ઞાન સમાયું છે તે જ્ઞાન આત્મદર્શી પુરૂષોને પ્રમાણ થશે, એમ હું નમ્રતાથી ચાહુછું; જેઓ આત્મા (ઇશ્વર)ની જ્યોતીમાં લીન થએલા છે, જેઓના શરીર અનેક સાધનોથી કસાયલાં છે, જેઓ સત્ધર્મ, સત્શાસ્ત્ર, સંત સમાગમથી પુરૂષાર્થને મેળવી શક્યા છે, જેઓના તન મન ને ઇંદ્રિઓ પોતાના હુકમમાં રહેલાં છે, જેઓ કંચન કામીનીને તૃણવત્ જાણે છે, જેઓ પરમાત્માને પોતાના સ્વયંજ્ઞાનથી સર્વત્ર વ્યાપેલો જુવે છે, જેઓના કામ ક્રોધાદિ, શત્રુઓ તાબે થઇને તાબેદારી ઉઠાવે છે, જેઓનુ જ્ઞાન સર્વ સંકલ્પથી રહિત થઇ ખરા સુખની પ્રાપ્તિથી સમાધાની પામેલું છે; એવા લાક્ષણિક મહાત્મા પુરૂષો પોતાના ચિત્તને રાત્રદીવશ સ્થિર કરીને મનને વિષેથી સારૂં નઠારૂં, પાપ પુણ્ય, સુખ દુઃખ, ધર્મ અધર્મ ઇત્યાદી પ્રકારના દ્વૈતનો નાશ કરી, જીવ, બ્રહ્મની એકયતામાં નિર્વિકલ્પપણામાં મલી રહેલા છે. તેથી તેઓને આ જગતની ઉત્તમ, મધ્યમ, કનીષ્ટ વસ્તુઓની પ્રાપ્તી થકી હર્ષ, શોક ઉત્પન્ન થતો નથી; એવા સમ દ્રષ્ટીને પામેલા પુરૂષો આ ગ્રંથના જ્ઞાનને યથાર્થ જાણે છે; એવા જ્ઞાતા જીવન્મુકત પુરૂષોને ગુરૂપદવી ઇશ્વર તરફથી બક્ષિંદા થઇ છે એજ પુરૂષો પોતાના તન મનને જ્ઞાન વિગેરેની પરિપકવ શુદ્ધીના સામર્થ વડે બીજાનું કલ્યાણ કરી શકયા છે. એ સંપાદન કરેલા સામર્થના પ્રતાપથી પોતાના આત્માને ઓળખી આત્મરૂપ થઇ ગયા છે.

આ આત્મારૂપ થએલા પુરૂષોને ભુત ભવિષ્ય ને વર્તમાન, એવું ત્રિકાળીજ્ઞાન ઉત્પન્ન થઇ રહ્યું છે. આ જ્ઞાનના પ્રતાપથી તેઓ સર્વજ્ઞતાને પામી, પોતાની અજ્ઞાનતાનો નાશ કરી, પોતાની કાયાની અંદર અનેક સૃષ્ટી રચનાના કર્તવ્યકર્મ કર્યા કરે છે, ને અનેક બ્રહ્માંડોની રચના પોતાના આત્માની અંદર થએલી જુવે છે. અને તેઓ પોતે અજરઅમરપણાથી સર્વની અંદર વ્યાપક થઇ સર્વ કૃત્ય કરી રહ્યા છે.

એવા મહાત્મા પુરૂષોની કૃપાને પ્રાપ્ત થવા, તથા તેમના પદની સમજ લેવા કિંવા આપવા, તથા તેમનું દૈવત એટલે ઐશ્વર્ય ખુલ્લુ પાડી, મારા સ્વદેશીય આત્મિક બંધુઓને સત્યત્વ દર્શાવવા આ મહદ કૃતિની રમણીયતા આ વર્તમાનકાળમાં ઉપલા પુરૂષોથી તપાસી, મારા મિત્રો, ગુરૂભાઇઓ તથા મુમુક્ષુજનોની કૃપાથી, મારા સદગુરૂની આજ્ઞારૂપી મુસાદીને પામી, આ મુકતરૂપ જ્ઞાનનો ખજાનો જાહેરમાં લાવવા, મારા અલ્પજ્ઞાનની ઉડુપ એટલે નાની નૌકાથી એ મહાસાગરરૂપી કર્મમાં પાર ઉતરવા તથા મારો શ્રમ સફળ થવાની આશા હું રાખું છું.



# આ પુસ્તક માટે વિદ્વાન ગ્રહસ્થોએ આપેલાં મતો.

• આ ગ્રંથકાર દેશાઇ રામભાઈ વશનજી ઉર્ફે કાળીદાશ પંડિતને હું પોતે વ્યહવારીક રીતે ઓળખતો નથી. પરંતુ જે ગ્રંથ એણે રચ્યો છે. તેણે મને વિશેષ ઓળખાણ આપ્યું છે. એ ગ્રંથનું નામ એણે મુક્તશાસ્ત્ર રાખ્યું છે. અને એ નામને એ ગ્રંથની ઇબારત સોભાવે એમ છે. મેં એ ગ્રંથ વાંચી જોયો છે. તેમાં એ ગ્રંથની રચના તથા તત્વજ્ઞાનમાં ઓછો પડે એમ નથી, હાલ મારા ધારવા પ્રમાણે ગુજરાતી ભાષામાં એવાં પુસ્તકોની જરૂર છે, તે જરૂરનો ઘણો ભાગ આ પુસ્તક વા ગ્રંથ પુરો પાડશે, એ ગ્રંથનો વિસ્તાર અને બોધ કીંમતને અનુકુળ છે માટે એ ગ્રંથ મદદને પાત્ર છે.

લી૦ યજ્ઞેશ્વર ચીમણાજી શાસ્ત્રી સહી.

મુ. વડોદ્રા.

---

કાળીદાશ પંડિત કૃત મુક્ત–શાસ્ત્ર લખનારની દ્રષ્ટી ગોચર થયું છે. જે વિષય પ્રતિપાદન કરવા એમણે શ્રમ લીધો છે, તે વિષય સર્વ મનુષ્યોને યથાર્થ જાણવો આવશ્યક છે. ગ્રંથકર્તાએ તેને વર્ણવવા અપરિમિત શ્રમ લીધો છે એ તેનો વિસ્તારજ દરશાવી આપે છે. એ ગ્રંથની અંદર વર્ણવેલા અધિકારી ને તે ગ્રંથ ઉપયોગી થઇ પડે. ભિન્ન ભિન્ન શાસ્ત્રના ભિન્ન ભિન્ન મત ગ્રંથકર્તાએ પોતાની યથા શક્તિ પ્રતિપાદન કર્યા છે. યોગ વિષયનું વર્ણન પણ ગ્રંથ. કર્તાએ કર્યું છે, એ વિષયની યથાર્થતા વિષે વિચારવંત, સાધકને અનુભવી મહાત્મા પુરૂષોની સમક્ષ જઇ સ્પષ્ટ કરી લેવાથી તુરત સમજમાં આવશે, તેમજ ભક્તિ વિગેરે વિષયો પણ કેવા ઉત્તમ વર્ણવાયા છે તે સુક્ષ્મ દ્રષ્ટવાન વિદ્વાન પુરૂષથી અજ્ઞાત નહીં રહે. એ ગ્રંથનો સારોદ્ધાર થઇ પ્રસિદ્ધિ પામવા વિવેકી પુરૂષોએ આશ્રય આપવો યોગ્ય જણાય છે. તા૦ ૨૭ મે શન ૧૮૮૨.

મહારાજા શ્રી નૃસિંહાચાર્યજીની.

આજ્ઞાથી લા૦ છોટા લાલજી,

દા. પોતાના

---

દેશાઇ રામભાઇ વશનજી ઉર્ફે કાલીદાસ પંડિત મુક્તિ–શાસ્ત્ર નામે પુસ્તક લખી મારી પાસે લાવ્યા હતા, તે પુસ્તક સર્વ વાંચવાનો તો મને અવકાશ ન હતો. તેથી ભરેલા ચરૂમાંથી એક કણની માફક તે ગ્રંથમાંનો ઘણો સુક્ષ્મ એક ભાગ મેં વાંચ્યો તે ઘણો સારો હતો. તે ગ્રંથમાં લખેલા વિષયોનો અનુક્રમ મેં જાણ્યો તે વિષયો ઘણાંજ લોકોપયોગી છે. માટે આ ગ્રંથ પણ લોકોના જ્ઞાનમાં વધારો કરનારો થશે એમ મને ભાસે છે.

પં. ગટુલાલજી વી૦ ઘનશ્યામજી

દા. શાસ્ત્રી શ્યામજી વી૦ વાલજી

દેશાઇ રામભાઇ વશનજી ઉર્ફે કાલીદાસે મુક્ત-શાસ્ત્ર નામનું ગુજરાતી ભાષામાં એક પુસ્તક રચેલું છે. તેમાંથી તણે ઘણો એક પ્રસંગ મારી પાસે વાંચી સંભળાવ્યો, તેથી જણાય છે કે, એ પુસ્તકની રચનામાં તથા કલ્પના કરવામાં ઘણોજ પરીશ્રમ પડયો હશે, એમાં જુદા જુદા કેટલાક વિષયો અને જગતમાં ચાલતા ધર્મોનું કોઇને વિરૂદ્ધ ન પડે એવાં આપેલાં વિવેચનથી હું પ્રસન્ન છુ. રચનારે કેટલીક બાબતો મેળવતાં તથા જ્ઞાનાનુભવ કરતાં ઘણોજ શ્રમ લીધો છે. તે એ પુસ્તકની આખી વાંચો જોવાથી ધ્યાનમાં આવશે. મુ. મુંબઇ

બ્રહ્મ નિષ્ટ પંડિત શ્રી જયકૃષ્ણ મહારાજ સહી.

---

હું દેશાઇ રામભાઇ વશનજી ઉર્ફે પંડિત કાલીદાસને નાહનપણેથી ઓળખું છુ. એણે મુક્ત-શાસ્ત્ર નામનુ પુસ્તક લખ્યું છે ને તે મને બતાવ્યું છે. એનો ઘણો ભાગ મેં જોયો છે. ને શા આધાર તથા નિયમ પર અને ગોઠવણ પર એ લખાયું છે તે હું સારી પેઠે જાણુ છું. એવું ગુજરાતી બીજુ પુસ્તક છે એમ મને ખબર નથી, તે માટે ને એનાં ઘણાં ઉંચાં શીલસુશી વિચારને માટે હું ચાહું છુ. અને એની વખાણ કરૂં છું. મારા ધાર્યા પ્રમાણે એ પુસ્તક મદદને પાત્ર છે મુ. ભરૂચ તા૦ ૧૯-૧૨-૮૧

લા. ગણપતરામ ગૌવરીશંકર શાસ્ત્રી
એ. ડી. ઇન્સ્પેક્ટર.

---

આ મહાન ગ્રંથનો લાભ સર્વ વર્ગની પ્રજા લેશે, તો હું મારી મનુષ્ય જન્મ પ્રેમ ભાવિક ભક્તિ અર્પણ કરી મારા જીવતરનું સાર્થક થયલું સમજી શાંત થઇશ. તેમજ આ ગ્રંથ મનન કરી સઘલા સજ્જનોએ પોતાની બેઠકના સર્વ ધાર્મિકજનોને સમજાવી ગ્રંથના જ્ઞાનનો લાભ ઘણાં લોક પામે એવો પ્રયત્ન કરશોજી.

લા. કાળીદાસ પંડિત.

ॐ

# तत्सद्ब्रह्मणे नमः

# श्री मुक्तशास्त्र.

## श्री मंगलाचरण.

---

આ પવિત્ર, ઐશ્વર્યવાન, આનંદમય, સુખકર્તા મુક્ત સ્વરૂપ કૃત્યમાં પ્રથમ કોણની મદદ માગવી. નાસ્તિકોના જ્ઞાન પ્રમાણે કોઇની મદદ માગવાની નથી; પણ આસ્તિક નિયમ પ્રમાણે આ સૃષ્ટિનો ઉત્પન્નકર્તા, નિયંતા, અદ્વૈત, નીરાકાર, નીરંજન, નામનો એક સત્ય સ્વરૂપી પદાર્થ છે. જે પદાર્થની દ્રષ્ટિ થવાથી સૃષ્ટિ રચાઇ ગઇ છે—જેને વિષે આદિ, અન્ત, દેખાયું નથી, પણ મધ્યમ (વર્તમાન) કાળમાં સાક્ષી રૂપમાં તે પદાર્થે આપણ સર્વને ગમત દેખાડી છે.

જે ગમતના પ્રારંભમાં તેને ધર્મ રૂપ ગણી, પંચદેવોને નમન કરવા, પવિત્ર ગ્રંથોમાં તેણે દરશાવ્યું છે. એ દેવોને વેદીક ધર્મમાં ગણપતી, દેવી, સૂર્ય, વિષ્ણુ, શિવ કરીને કહયા છે. પછી સરસ્વતી દેવીની પ્રાર્થના કરવી, જેની કૃપાથી આ સરસ્વતી કૃત્ય કરીએ છૈયે. જરથોશ્તી ધર્મ પ્રમાણે નીરાકાર, નીરંજન, જયોતીસ્વરૂપ પરમેશ્વરને અહુરમજદ કહયો છે, તેના પાક ને રાસ્તપણાની મદદ માગવી; મુસલમાની ધર્મ પ્રમાણે દરેક શુભ કાર્યમાં કલમો પઢી ખુદાનું નામ લેવું, ક્રિશ્ચિયન ધર્મ પ્રમાણે પરમેશ્વરને યાદ કરી ઇશુખ્રિસ્ત પેગંબરની સાહ્યતા માગવી; બૌદ્ધ, જૈન ચાર્વાક વિગેરે મત પ્રમાણે જ્ઞાની પુરૂષોને યાદ કરવા, તેમજ જગતના બીજા અનેક જંગલી પ્રજાના ધર્મ પ્રમાણે ઇશ્વરની પ્રાર્થના ન કરતાં સ્વછંદપણામાં દરેક કૃત્ય શરૂ કરવું ને તે પ્રારંભ કરેલા કૃત્યના કેવાં ફળ નિપજે તેનો વિચાર ન કરતાં આનંદમય પ્રકૃતિમાં મશગુલ થઇ રહેવું.

આ સૃષ્ટિને વિષે મહાન મોટા, દેવી, દેવતા, પીર, પેગંબરો, જ્ઞાની, અજ્ઞાની વિગેરે જેટલા મહાત્મા પુરૂષો થઇ ગયા છે, થાય છે ને થશે, તે સર્વ પુરૂષોના ચરણની રજ મારે મસ્તકે ચઢાવી, અનાથ તરીકે અર્જ ગુજારી, મારી અલ્પ મતિ પ્રમાણે યાચના કરૂં છું કે, જેમ અભાગ્યવાન આગીઓ સૂર્યના રથ પર બેસવાની જીજ્ઞાસા રાખે ને ઉપલા સર્વ દેવ લોકોની સાહ્યતાં વડે ઐશ્વર્ય સંપાદન કરીને ગુરૂ પ્રસાદીના પ્રતાપથી તેને અનાશ્રુતી ઉપલો લાભ મળે એવાજ પ્રકારેથી દૈવગતિના વિચિત્ર ચક્રના મધ્ય ભાગમાં આગીઆની માફક ન પ્રાપ્ત થાય એવી ઉમેદ ધરી આ કૃત્યનો લાભ લેવા ધારૂં છું, તેથી હે સદગુરૂ! ને ઉપરના સર્વ પુરૂષો મળી મને સંપુર્ણ જ્ઞાન આપી પાર પાડવાની બુદ્ધિ બક્ષીસ કરો!

આ સમયે અમારા અદ્વૈતપક્ષ પ્રમાણે ગુરૂઓની પ્રથમ સ્તુતિ કરવી જોઇએ, સદગુરૂ કેવા છે? તો જાણો કે જેઓનું જ્ઞાન શુદ્ધ, સ્ફાટીક મણીના જેવું જ્યોતીમય, સંપૂર્ણ પ્રકાશમાન છે; જેઓનું ચિત્ત નિર્મળ, નિર્વિકાર, ને એકાગ્રહવૃતિવાનું છે; જેઓના દર્શન માત્રથી અનેક જન્મના પાપ દુર પળાય છે, જેઓની વાણીથીજ તત્વજ્ઞાન ને સુનીતિ મળી આવે છે, જેઓની અંદર દયા, ક્ષમા, શાંતી, ભક્તિ, મૈત્રી, વૈરાગ્યાદિક ગુણો ઝળકી રહયા છે, જેઓના નેત્ર કમળની દ્રષ્ટિ સમક્ષ ઇશ્વર (આત્મા) પોતાના જ્યોતિ સ્વરૂપથી શુન્યાકૃતિમાં ભાસ્યમાન થઇ રહયો છે, જેઓના હૃદય કમળમાં ઇશ્વરી ઇચ્છા સમયસુચકતાના રૂપમાં ઉત્પન્ન થતી કલ્પનાને વિષે હાજર થઇ રહેલી છે, એવા જે સુખકર્તા (શંકર) આચાર્ય (ધર્મગુરૂ), જેઓએ પવિત્ર વેદધર્મનું મુક્ત સ્વરૂપી જ્ઞાન સૃષ્ટિમાં ખુલ્લું કર્યું છે, તે મારા સદગુરૂ, તેને હું મનસા (મન) વાચા (વાણી) કર્મણા (દેહ) એ કરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ, અભિમાન રહિત થઇને, એકાગૃહ વૃતિ રાખી કરૂ છું.

## ॥ श्रुति ॥

**यस्मा जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते।**
**येनेदं धार्य्यते चैव तस्मै ज्ञानात्मने नमः॥**

### અર્થ

જેનાથી આ સર્વ જગત્ જન્મ્યું છે, ને જેને વિષે એ લીન થાય છે ને જેણે કરી આ જગત્ ધારણ થઇ રહયું છે તે જ્ઞાન સ્વરૂપ બ્રહ્મને નમસ્કાર અર્પણ કરૂ છુ. સમાધાન; આ જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ તે આપણી કાયામાં જે ચૈતનરૂપથી આત્મા રહયો છે, તેની સ્તુતિ એ શ્રુતિએ કરી છે.

આ જ્ઞાનાકૃતિ આત્મસ્વરૂપની ક્રીડાથી મારી અંદર જે કલ્પના સ્ફુરે છે. તે કલ્પનાનું જ્ઞાતા એજ સ્વરૂપ છે, તેથી એ જ્ઞાનજ મારા સદગુરૂ રૂપે છે. એ જ્ઞાન સ્વરૂપ સદગુરૂનો દેખાવ કાયાની અંદર, અખંડિત, તેજોમય જ્યોતિથી સ્થિર દરશાયલો છે, ને એજ સ્વરૂપ કલ્પનાના સંબંધથી ઇંદ્રિયોના સ્થાનમાં શબ્દરૂપથી જગત્ વ્યવહાર ચલાવી રહયું છે. તે ઉપરથી જગતનું બંધારણ શબ્દ જાળથી થએલું છે; તેથી કરીને (શબ્દ ગુરૂ, સુરત ચેલા કહે પંડિત મેં બેખીલા,) એટલે મારા દરેક કલ્પનાના શબ્દો જે ઉત્પન્ન થાય છે તે ગુરૂ, ને તે શબ્દના ઉપર આપણી જ્ઞાન દ્રષ્ટિની ધારણાની સુરતા જે ઠેકાણે અર્થ સમજીને જાય છે તે શિષ્ય; સારાંશ એટલોજ કે હું પોતે ગુરૂ ને હું પોતે શિષ્ય, બીજો કોઇજ નથી; પણ મારા સ્વયં આત્મરૂપથી હું એકજ છું, તેથી સદગુરૂ એવા જે શંકરાચાર્ય (સુખકર્તા ધર્મગુરૂ) તે મારો આત્માજ કહેવાયો, જેથી હું આત્મારૂપી શંકર પોતે પોતાનો

સદ્ગુરૂ માની નમ્રવાન થઇ ભટકતી અનેક વૃત્તિઓને સ્થિર કરી અદ્વૈત ભાવે ગ્રંથારંભ કરૂં છું.' શાંતિ ! શાંતિ ! શાંતિ !

ૐ

## तत्सद्ब्रह्मणे नमः

## श्री मुक्तशास्त्र

## प्रथम भाग.

આ શાસ્ત્રમાં જીવ, બ્રહ્મની ઐક્યતા, સર્વ સંશયોનો નાશ કરવા સારૂ પરમપદની દ્રઢતા દરશાવી છે. તેને તમો સત્યપણાના જ્ઞાનથી મનન કરી નિર્વિકાર, ન્યાયી રસ્તાથી તપાસી તે ધોરણ ઉપર વરતશો તેથી જીંદગાનીનો ખરો લાભ ખુલ્લો થશે તેનું નામ મુક્તિ એમ સમજશો.

આ મહદાકૃતિ દેખાવમાં સ્થુલદેહથી આકાશ પર્યંત દ્રષ્ટાની દ્રષ્ટિ રમી રહી છે. તે દ્રષ્ટિના યોગથી આ નામ, રૂપ, પ્રપંચવાળું ભીન્ન ભાવિક દરશાયલું નોત્તમ કૃત્ય, જેને વિષે અગણિત પદાર્થો ભાસી રહેલા છે, એ સર્વ પદાર્થોની ઉત્પત્તિ કયાંથી થઇ ? કોણે કીધી ! હાલમાં થઇ કે અનાદિ હતી ? એ સર્વેનું મુળતત્ત્વ કયાં છે ? તેમ એ જુઠું છે કે સાચું ? એ દેખાવ પંચમહાભૂતની આકૃતિથી કેમ દેખાય છે ? એ આકૃતિને વિષે ન્યારા ન્યારા ગુણ, કર્મ, સ્વભાવ શીરીતે પ્રગટ થયા ? એના મિશ્રિતપણાથી સ્થાવર, જંગમ સુક્ષ્મ, વૈરાટાદિ અનંતાકાશમાં વધવા ઘટવાનો વા ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળયના ક્રમનો દેખાવ કોણે હાજર કર્યો ? વિગેરે સંશયોનો નિર્ણય થવો જોઇએ !

આ દ્રષ્ટિ સ્વરૂપ સૃષ્ટિના મધ્યપદમાં જડ ચૈતન્ય, પ્રકાશ અંધ-કાર, સારૂ નઠારૂ, પાપ પુણ્ય વિગેરેની દ્વંદ્વ પ્રકારની શૈલી આદિપદના પ્રારંભકાળથી દ્રશ્યમાન થએલી છે. જેની શોધ કરનારા મહાત્મા જ્ઞાનીઓએ બે વિદ્યા ઉત્પન્ન કરી છે. એક વિદ્યા અધ્યાત્મ શાસ્ત્ર એટલે આત્મ ધર્મ પ્રતિપાદન કરે છે, ને બીજી વિદ્યા આધિભૌતિક શાસ્ત્ર એટલે સૃષ્ટિ પદાર્થ વિજ્ઞાન વા પંચભૂતનું પ્રતિપાદન કરે છે. આ બેઉ વિદ્યામાં પહેલી વિદ્યા આસ્તિક મતમાં ગણાઈ છે, ને બીજી વિદ્યા નાસ્તિક મતમાં ગણાય છે.

આ આસ્તિક, નાસ્તિક પક્ષોએ પ્રજાના મગજ ભટકાવી દીધાં છે, ને પોતાના મતોનું પ્રતિપાદન કરવામાં અરસપરસમાં નિંદા ચલાવી છે તેથી એ બેઉ પક્ષનું સમાધાન કરવાના હેતુ ઉપર આ સૃષ્ટિ સ્વરૂપ પ્રથમ હાજર થયું છે, જેમાં આસ્તિકના સિદ્ધાંતો કેટલાં શ્રેષ્ઠ છે, તે સમજાશે.

આ જગ્યાપર નાસ્તિકના પૂર્વ પક્ષો ટાંકયા છે.

**પૂર્વ પક્ષ**:–ઈશ્વિર નથી, સૃષ્ટિ સ્વભાવિક પોતાની મેળે કાયમ છે; જો ઇશ્વર હોય તો બતાવો?

**ઉત્તર પક્ષ**:–ઇશ્વર અદર્શ છે તેથી દ્રશ્યમાન નથી. તેમ તેનો આકાર ન હોવાથી નીરાકાર છે, ને તેણે આ સૃષ્ટિકૃત્ય કીધું છે એ કૃત્ય એવી રીતે અદર્શ થયું વા એ બનાવ સહજાસહજ બન્યો છે ને જોઇએ તેવો થયો; તેથી જેમાંથી એ સહજાસહજ ઉત્પત્તિ થઇ છે તે પદાર્થનું સ્વરૂપ જ્ઞાન છે. જેથી ઇશ્વરને જ્ઞાનસ્વરૂપ શ્રુતિઓમાં કહ્યો છે.

**પૂર્વ પક્ષ**:–પ્રથમ કંઈજ હતું નહીં તેમાંથી આ જગત્ રચાયું છે. એમાં જે જડ ચૈતન્ય, પ્રકાશ અંધકાર એ દ્વંદ્વ પ્રકારની શૈલી દ્રશ્ય થઇ છે. તેથી એ જ્ઞાનસ્વરૂપમાંથી પ્રથમ કઇ ચીજ ઉત્પન્ન થઇ!

**ઉત્તર પક્ષ**:–પ્રથમ કંઇજ હતું નહીં, એવાં એક અચંચળ નીરાકાર જ્ઞાન સ્વરૂપમાંથી આ જડ ચેતન્યની ગ્રંથિ સૃષ્ટિમાં દરશાઇ છે. ને એ જોઇએ તેવી નિયમિત કાયમ છે; વાસ્તે કંઇજ નથી એવાં અચંચળ નીરાકાર તત્ત્વમાંથી આ સર્વ દ્રશ્યરૂપ જગત્ પ્રગટ થયું. તેથી કરીને ઉત્પન્નકર્તા કંઇજ નથી એવું જે નીરાકાર અચંચળ સ્વરૂપ ઠર્યું. જે ઉપરથી કંઇજ નથી તે એક અમિશ્ર તત્ત્વરૂપ ઇશ્વર સત્ય છે.

**પૂર્વ પક્ષ**:–કંઇજ નથી એવો નીરાકાર સ્વરૂપ ઇશ્વર સત્ય છે. પણ કંઇજ નથી તે નીરાકાર હોવાથી અસત્યછે, ને તે અસત્ય પદાર્થમાંથી કોઇ પણ ચીજ ઉત્પન્ન થવાનો સંભવ થતો નથી, પણ સ્પષ્ટ જણાય છે કે અસત્ય પદાર્થ અંધકાર રૂપ છે, ને એ અંધકાર રૂપી અસત્ય પદાર્થજ આ પંચ મહાભૂતની આકૃતિમાં દરશાયો છે. તેથી પંચતત્ત્વજ સર્વનું આદિકારણ ઠર્યું. કેમકે એને વિષે સર્વ સમાયાં છે. ને એનાથી સર્વ કૃતિ થઇ છે. જેથી પાપ પુણ્ય, સારૂ નઠારૂ, જડ ચૈતન્ય, અંધકાર પ્રકાશ એના રૂપ છે; વાસ્તે કાંઇ કર્મ લેપન ન થવાને લીધે આપણો પુનર્જન્મ થતો નથી. પ્રથમ જડ વસ્તુ ઉત્પન્ન થઇ, તે વસ્તુ અંધકાર સાથે મળી હતી વાસ્તે પાપથી દુર રહેવું એ સારૂ કૃત્ય નથી કેમકે નઠારાં કર્મોથી મુક્તિ થાય છે ઇત્યાદિ.

**ઉત્તરપક્ષ**:–કંઇજ નથી એવો જે નીરાકાર અચંચળ સત્ય પદાર્થ જ્ઞાનાકૃતિમાં સ્થિર હોવાથી અખંડ, ચેતનમય ભાસે છે, જેના સંબંધથી આ સૃષ્ટિ ચેતનમય બની છે. તેથી ચેતન સર્વનું આદિ કારણ હોવાથી અખંડ પ્રકાશરૂપે રહ્યું છે. એ પ્રકાશરૂપ હોવાથી અમૃતમય છે, જેના અમૃત પ્રવાહથી આ સર્વ સૃષ્ટિ જીવન ભોગવે છે, તેથી એ અમૃત પ્રવાહ પુણ્યાકૃતિમાં ગણાયો છે ને પુણ્યાકૃતિ હોવાથી અસત્ય કૃત્યો આપણને પીડે છે. ને એના પીડવાથી પુનર્જન્મ થાય છે. તેથી સારાં કૃત્યથી મુક્તિ છે ઇત્યાદિ.

આ ત્રણ પૂર્વ પક્ષને ઉત્તર પક્ષના પ્રશ્નોત્તરથી વિદિત થાય છે કે એક પક્ષ અસત્યને અનાદિ ગણે છે, ને બીજો સત્યને અનાદિ માને છે, એક જડને આદિકારણ કહે છે, બીજો ચેતન ને આદિકારણ ગણે છે, એક પાપકર્મ પસંદ કરે છે, તો બીજો પુણ્યકર્મ પસંદ કરે છે, એક અંધકાર સર્વનું મુળતત્વ માને છે, તો બીજો પ્રકાશને પુષ્ટિ આપે છે. એક જન્મ નથી એમ કહે છે, ને બીજો છે એમ ગણે છે. આ દ્વંદ્વકૃતિની તકરારમાં આપણે શોધ કરવું જોઇએ કે ફલાણાની વાત સત્ય છે. અને ફલાણાની અસત્ય છે. આ સત્ય પક્ષનું દોહન કરવા સારૂં જગત્ ચિતાર તપાસવો જોઇએ.

## જગત્ ચિતાર.

આ સૃષ્ટિ સ્વરૂપને વિષે જડ ચેતન, પ્રકાશ અંધકાર, સત્ય અસત્ય, પાપ પુણ્ય, ઇત્યાદિ દ્વંદ્વ પ્રકારની શૈલી અનાદિકાળથી ભાસ્યમાન થઇ રહેલી છે, તેથી મહાત્મા જ્ઞાનીઓને સંશય થાય છે કે, પ્રથમ કયી ચીજ પ્રગટ થઇ હશે! કેમકે એના ઉપર જગતનું સર્વ મંડાણ થએલું છે.

આ મંડાણરૂપ શૈલીને જોનાર પુરૂષ પોતાને વિષે દ્રઢ કરે છે તે એવી રીતે કે, આ ભાગ સત્ય, આ અસત્ય, આકૃત્યમાં પાપ છે. આ નિયમ પુણ્યરૂપ છે એમ મનોમન સમજના ન્યાયથી સત્ય અસત્યના વળણ ઉપર આ જગત્ ચાલી રહ્યું છે. તેથી એ દ્વંદ્વ કૃતિમાં પ્રથમ કઇ ચીજ પ્રગટી, તેનો નિર્ણય ન થવાથી દરેક જણે ધર્મને માન્યો, ને કહેવા લાગ્યાં કે ધર્મમાં બતાવેલા નિયમ ખરા ને બીજું જ્ઞાન ખોટું.

તે ઉપરથી જગત્ના અનેક ધર્મો તપાસ્યા, ત્યારે તેઓના નિયમો એક બીજાથી તદન ઉલટા દેખાયા, તે એવા કે, કોઇએ પવિત્રતાને પકડી તો કોઇએ અપવિત્રતાનેપસંદ કીધી. કોઇમાં ચૈતન્ય સત્ય તો કોઇમાં જડ સત્ય. આ ઉપરથી ધર્મોમાંથી પણ નિર્ણય ન જડયો, ત્યારે દ્રિઢ કીધું કે, આપણને જે માર્ગ સત્ય લાગે તેને માનવો.

પણ એ વિચાર પરિપકવ દરશાતો નથી, કેમકે જે માર્ગને આપણે પવિત્ર, શ્રેષ્ઠ ને કલ્યાણરૂપ ગણીએ તેનેજ બીજો અપવિત્ર, અશ્રેષ્ઠ ને અકલ્યાણરૂપ કહે, જેમ ભકિતમાર્ગને કોઇએ સારો જાણ્યો. પણ તેને બીજો કોઇ નઠારો માને. એ, ઉપરથી આપણે જે નિયમ નક્કિ કીધો તે ખરો નથી એમ શોધ થયું.

આ ઉપરથી પંચવાકય નિકલ્યું કે, જે માર્ગમાં ઘણા લોક હોય તે માર્ગ ખરો, પણ દીર્ઘદ્રષ્ટિથી જોતાં એ રીત ખરી ઠરતી નથી. કેમકે આપણા વર્ગમાં ચોરી ન કરવી, કુકર્મ વર્જ કરવું, માંસાહારી ન થવું, જુઠું ન વદવું, ભક્તિ

કરવી. ત્યારે બીજા વર્ગની પ્રજા કેહે કે, ચોરી કૃત્ય એ બાહાદુર ને જોરાવર મર્દનું કામ છે. એમાં ઇશ્વર રાજી છે, કેમકે કુકર્મ કરવામાં ઇશ્વર નારાજ હોય તો એ પુરૂષોના દીલ અરસપરસ જવાં ન જોઇએ, પણ જયારે જાય છે ત્યારે તો પરમેશ્વરની એવી ઇચ્છાજ છે. જો તેની આજ્ઞા ન હોય તો એ રસ્તાપર જનારાંઓની ઇંદ્રિઓને તાબડતોબ નુકસાન થવું જોઇએ. પણ તેમ થતું નથી, તેથી તેનો હુકમ છે. પણ એ સર્વ કાયદા માણસોએ બાંધેલા છે, ને એ માર્ગમાં ન ચાલે તેટલા સારૂં ધર્મનું બાહાનું બતાવી ભોળા લોકોને છેતર્યા છે.

જુઠું બોલવું એ પાપ નથી, પોતાનો સ્વાર્થ સાધવાસારૂં હરેક પ્રકારથી બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે. જેમ બિલાડી ઊંદરને મારવા સારૂં કેવી ટાંપી રહે છે, બગલો પણ કેવો ધ્યાનમાં બેસે છે. સારાંશ કે, સ્વાર્થ કૃત્યમાં હરેક પ્રકારે બુદ્ધિનો ઉપયોગ કરવો, ને જેઓ કરતા નથી તેઓ ગાંડા ને જંગલી છે. માંસાહાર એ ઇશ્વરની આજ્ઞા છે. આ માર્ગમાં લાખો માણસ હાજર થયાં તેથી એ કૃત્ય ધર્મરૂપ ગણાયું.

આ ઉપરથી શીધ થાય છે કે, જે રસ્તો ઘણાંએ સ્વિકાર્યો, તેથી તે નઠારો હોય તોપણ સારો કેહેવાય. જેમ અફીણ, ગાંજો, ભાંગ, તમાકું વિગેરેનું વ્યસન શરીરને નુકસાનકારક છે, પણ ખાનારાઓનો જથ્થો વધી પડયો, તેથી તે ફાયદા કર્તા તરીકે માન્યું. એ ચીજોથી ઘણી નુકસાની ખમવી પડે છે પણ તેઓ એને ધિક્કારે તો તે જથ્થાને અપમાન આપવાં જેવું થાય, તેથી જથ્થાના ડરને લીધે એને સારૂં ગણવું પડયું.

આવા પ્રકારથી દરેક વર્ગમાં જે નિયમો બંધાયા છે, તેઓ સ્વતઃ ખોટા હોય તોપણ ખરા મનાય છે. તેમજ દરેક વર્ગ જે થએલા છે, તે સ્વાર્થના સંબંધથી થએલા છે, જેમ એક ધર્મોપદેશક પુરૂષને એ માર્ગમાં અત્યંત સુખ મળ્યું તેથી એ કૃત્ય શ્રેષ્ટ મનાયું. તે જોઇ લાખો માણસ તેમાં દાખલ થયાં ને જયારે અત્યંત દુઃખ પડયું, ત્યારે એ રસ્તો નઠારો લેખાયો.

આ ઉપરથી રાજા પ્રજા ચોર સાહુકારની ઓલખાણ થઇ છે ને એજ સંબંધથી વેપાર વણજ, નોકરી ચાકરી, ખેતીવાડી, ધર્મ, રાજ્ય, ન્યાતી જાતિના ક્રમો ગોઠવાઇ ગયલા છે, એમાં જે જોરાવર તે મોટો, રાજા પ્રજાથી જોરાવર થાય તો રાજા ઇશ્વરરૂપે મનાય, ને પ્રજા જોરાવર થાય તો એ ઇશ્વર જેવી ગણાય, સારાંશકે જોરાવરનો તાબેદાર કમજોર છે. તાત્પર્ય જોતાં ધર્મનો અર્થ એટલોજ કે, જે માર્ગથી પોતાને, પોતાના વર્ગના માણસોને, નુકસાન ન થતાં સલાહ સંપથી જે સુખમાં કાળક્ષેપ કરાવે, એવા ધોરણવાળા નિયમોનું નામ ધર્મ. આ ધર્માચાર્યનું જોર વધવાથી જો તે નઠારૂં કર્મ કરે, તો તેને કોઇ પુછી ન શકે, ને નઠારો રસ્તો બતાવે તો તે પણ ધર્મમાં ગણાય, કારણકે, જેનું જોર વધી પડયું, તેની તાબેદાર દુનિઆં છે. એજ ક્રમ ઉપરથી ધર્મ, અધર્મનો ન્યાય થએલો છે. જેમ રાજા જોરાવર થઇ પડવાથી તેના બાંધેલા કાયદા

તે ઇશ્વરના કાયદામાં ગણાય, ને ધર્માચાર્યના કાયદા તે જીવના કાયદા મનાય છે. સારાંશ કે જે વર્ગમાં વધારે શક્તિ, મોટી સંખ્યા, તે જે નિયમને માને, તે જો કદાપી નઠારો નિયમ હોય તોપણ ધર્મને સારોજ લેખાય.

આ સમયે ઇશ્વરી તત્વપર નજર કરીએ કે ઇશ્વર આપણી કૃત્યમાં પ્રેરણા શક્તિના આકારથી સારો નઠારો બોધ આપે છે, એ જ્ઞાનપર ચાલવું તેજ આપણો સ્વધર્મ: એ માર્ગ એવો કે જેમ ચોરી કરવાપર આપણું મન ગયું, તે સમયે અંતઃકરણ ના પાડવા લાગ્યું કે એ કૃત્યમાં પાપ છે, એવી રીતે તે ધપકતું જણાયું તેથી એ કૃત્ય ન કરવું. આ નિયમ વિચાર કરવા જોગ છે, પણ એમાં એક નવોજ માર્ગ જણાય છે. તે એ કે આપણું અંતઃકરણ ખુન વા જીવ હિંસા કરવાને જે રીતે ના પાડે છે, તે રીતે ચાંડાલ વા ખાટકીનું અંતઃકરણ હા પાડે છે. તેથી સવાલ થાય છે કે! ઇશ્વરી અંતઃકરણ એ રીતે કેમ ફરતવા લાગ્યું!

એ ફરક પડવાનું કારણ એવું છે કે દરેક માણસ જુદા જુદા વર્ગમાં ઉછરે છે, ને ત્યાં તે વગના વળણ પ્રમાણે તેના બુદ્ધિ, જ્ઞાનાદિક તત્વો ખીલે છે, ને તે ખીલેલાં તત્વોની દ્રિઢતા ઉપર તે વરતે છે, એ દ્રિઢતા જેવું જ્ઞાન સમજાવે તેવું તે સમજે છે. તેથી ઇશ્વરી તત્વપર પણ આધાર ન રખાય, પણ કુદરતી કૃતિને તપાસીએ.

## કુદરતી કૃતિ.

આ જગત્ ચિતારમાં પંચ મહાભૂત ન્યારા ન્યારા સ્વભાવપર રહેલાં છે. તે સ્વભાવમાં ફેર પડતો નથી. એમાં આકાશમાં શુન્યતા, અગ્નિમાં ઉગ્ણતા, પ્રકાશ, જ્યોતી, જળમાં દ્રવતા, વાયુમાં સ્પર્શતા વા સ્પંદપણું, પૃથ્વીમાં ગંધ, એ ફરકના સંયોગથી જીવાત્માઓના શરીર પીંજરાં ઉત્પન્ન થયાં છે. એ શરીરપીંજરાંની બાંધણીમાં ઇંદ્રિઓ જે કે શબ્દ (કાન) સ્પર્શ (ચામડી) રૂપ (આંખ) રસ (જીભ્યા) ગંધ (નાક) એઓની બાંધણી ને સ્વભાવમાં જરાપણ ફેર પડતો નથી.

તે એમ કે આંખનો જોવાનો ધર્મ છોડી કાનના ધર્મનો અંગીકાર કરતી નથી. એવી રીતે દરેક ઇંદ્રિઓ પોતાનો સ્વભાવ વા ધર્મ છોડી ઉળટાં કૃત્ય કરતી નથી. કારણ કે ઇશ્વરે બક્ષેલા ધર્મ સદાકાળ કાયમ રેહેવાના એ બીના નિઃસંશય રૂપ છે, એ ધર્મની એકૃયતા રૂપ ગોઠવણીથી દરેક પ્રાણી સરખાં કૃત્ય કરેછે.

અજવાળું પોતાની નીતી છોડીને અંધ-કારની કૃતિ કરશે નહીં, તેથી ઇદ્રિંએ જે વાતને પસંદ કીધી તે કુદરતને ગમે છે એમ ન કેહેવાય, જેમ આપણી આંખે સ્ત્રીની જગ્યાપર ભગિની વા માતાને દીઠી, તેથી શું તેનો સંસર્ગ થશે? તમો કહેશો કે હા થશે તો ખચીત તમો ગાંડામાં ગણાસો, પણ તમારા

જગતમાં એવાં કૃત્યની બાધ નથી. કેમકે કુદરતનો કાયદો પ્રાણી માત્રમાં સરખો વ્યાપક છે. જેમ પશુ પક્ષી, કીટ પતંગ ઇત્યાદિ સર્વ જીવાત્માઓ બહેન-મા, સ્ત્રી, દીકરી શાથે વ્યવહાર કરેછે, તો તેનાપર કુદરત કયાં નાખુશ થાયછે. તેથી એ કૃત્યમાં કુદરતી પ્રસન્નતા છે, જો તેને પસંદ ન હોય તો એમ ચાલવાની પ્રેરણા ન કરે. શું તે બેવકુફ છે? પણ એ જ્ઞાનમાં ખામી છે, કેમકે કુદરતનો નિયમ પ્રાણી માત્રમાં, આહાર, નિંદ્રા, ભય, મૈથુન ને પ્રીતિના આકારે સર્વમાં સ્થિર થએલો છે. પણ તેણે મનુષ્યને બીજાં પ્રાણીમાં ભેદાભેદ રાખ્યોછે, જેથી મનુષ્ય સારાસાર વિચાર કરી શકે છે એ માણસાઇનું લક્ષણ છે, ને બીજામાં એ ગુણ નથી તેથી મનુષ્ય સર્વનો મહારાજા ગણાયો છે. તમોએ ખુબસુરત સ્ત્રીને જોઇ તમારૂં મન ગયું, તેથી તે કૃત્ય કરવું, એ કુદરતનો હુકમ થયો એમ તમો માનોછો.

એવી રીતે એક મીષ્ટ આંબાની ખુબસુરત મોટી કેરીપર તમારી વૃત્તિ જાય છે, તેમ ઇંદ્રિવાયણા ખુબસુરત ને મીષ્ટ દેખાવવાથી તેનાપર તમારી વૃત્તિ થાય છે, પણ તે વૃત્તિને ખસેડી એને ખાતા નથી આનુ કારણ બતાવો છે કે એ કડવાં છે તેથી કુદરતે મના કરેલી છે, જેથી કબુલ કરીશું કે વાજબી: એ સમજ તમોને કયાંથી મળી! ત્યારે કેહશો કે બુદ્ધિથી, આ સ્થાનપર તમોએ બુદ્ધિનો ઉપયોગ કર્યો, ને કેરી તથા સ્ત્રીની જગ્યાપર બુદ્ધિનો ઉપયોગ ન કર્યો, ઠીક! પણ દરેક મનુષ્યએ જાણવું કે માણસાઇ લક્ષણ એજ છે કે, સારાસારનો વિચાર કરી દરેક કૃત્ય કરવું.

આ સારાસાર વિચાર પણ ભુલ ભરેલો છે; તે એવી રીતે કે કોઇ જ્ઞાન આપણને શ્રેષ્ટ લાગે ને બીજાને તે નઠારૂં જણાય, આ કારણથી જ્ઞાન પણ ખરૂં ન કેહેવાય. આવા પ્રકારથી દરેક માણસો ભુલ્યાં છે, પણ આપણે આ જગતમાં જડ ચેતન, પ્રકાશ અંધકાર ઇત્યાદિ દ્વંદ્વ કૃતિમાં પ્રથમ કયી ચીજ પ્રગટી, એ નિર્ણય હવે કરવો જોઇએ, કેમકે અત્યાર પર્યંતના વિવેચનથી જગતની વર્તુણક તપાસી, તોપણ ન્યાય ન થયો.

આ કુદરતી કૃતિમાં સર્વ પ્રાણીમાત્રાની દેહોની આકૃતિઓ ન્યારી ન્યારી સુક્ષ્મ, વૈરાટ રહેલીછે. એ ફરકથી કીડીથી હાથીપર્યંતના વર્ગ ન્યારા ગણ્યા છે, પણ જે વર્ગની બાંધણી સરખી હોવાથી તે એક જાતીય મનાય છે, પણ એ સર્વમાં હાલવા સંબંધની શકિત એકજ જણાય છે તેથી અમિશ્રચેતન એક છે. સારાંશકે એ અનેક આકારો એક અમિશ્રચેતનના છે. જેમ સૂર્ય એક છે, ને મકાનની બારીના કાચો જુદા ને રંગ, બેરંગી છે. તેથી લાલ કાચની અંદર જોવા જનારને સૂર્ય લાલરૂપે દેખાય છે, ને પીળારંગથી પીળો ઇત્યાદિ.

આ કર્તવ્ય કર્મ ઉપરથી કાંઇ સૂર્ય જુદા જુદા રંગના ને અનેક જાતના છે એમ નથી, વાસ્તે એ દરશાયલા અનેક સૂર્ય ખોટા છે, પણ સત્યમાત્ર એક સૂર્ય છે તેમ અનંતાકૃતિ ચૈતન્ય ખોટું ને સર્વમાં એક ચૈતન્ય ચીજ ખરી, આ ખરા

એક ચેતનને ઇશ્વર કહ્યો છે, તેથી પંચવાક્યમાં ચાલી રહેલી છ કે સર્વની અંદર અંતર્યામી રૂપથી એક ઇશ્વર વ્યાપી રહ્યો છે.

આ એક વસ્તુના વ્યાપકપણાને વિષે ઉપરની દ્વંદ્વ પ્રકારની કૃતિ જે કે, જડ, ચૈતન્ય અજવાળું અંધારૂં, શીરીતે પેદા થઇ આવ્યું પણ જાણો કે એ દ્વંદ્વ પ્રકાર ઉત્પન્ન થયા નથી, કેમકે એક ચીજમાં બીજી ચીજ વ્યાપક થાય એમ ન બને, પણ પેલી બારીના કાચના રંગ ઉપરથી સૂર્ય જુદા ને તરેહ તરેહના દીઠા, પણ એ દેખાયલા સર્વ સૂર્યો મિથ્યા હતા, ને એક સૂર્ય સત્ય હતો.

એ પ્રમાણે અનંત શરીર પીંજરાના આકારોથી એક ચેતન અનંતરૂપે દેખાય છે, તે ખોટું છે. ને એક અમિશ્રચેતન સત્ય છે. પણ આપણી કાયાઓના અવયવોની બાંધણી છે કે, ઉપલી સર્વત્ર વ્યાપેલી એક અમિશ્ર ચીજને વિષે બબે પ્રકાર દેખાડે છે, જેમ આપણને દીવસના અજવાળું ને રાત્રીના અંધારૂં દેખાય છે, તેથી કેહેવા લાગ્યા કે અજવાળું ને અંધારૂ અનાદિ કાળથીજ ઉત્પન્ન થએલું છે.

પણ દીર્ઘદ્રષ્ટિથી જોતાં એકજ વસ્તુ બે આકૃતિ શીરીતે ધારણ કરે? કેમકે તે અમિશ્ર છે, જેમ સૂર્ય છે તેમ, સૂર્યસદા જ્યોતી સ્વરૂપ છે, તેમ ઇશ્વર સદૈવ જ્યોતીસ્વરૂપ છે. સૂર્યની જ્યોતીમાં અંધકારનો સંભવ નથી. તેમ ઇશ્વરની જ્યોતીમાં અંધકાર સંભવતો નથી. સૂર્યની અંદર અંધકાર ત્રણે કાળે મિથ્યા છે, તેમ ઇશ્વરની અંદર અંધકાર ત્રણે કાળે મિથ્યા છે.

પણ આપણી દેહાકૃતિના સંયોગથી એ બે રીતે દેખાય છે, આપણી દેહ દીવસના સૂર્યના અજવાળાંથી વ્યવહાર ચલાવી શકે છે, ને ઘુવડ, કીડી, મંકોડી, ચામાચોણ, વાગરાં, ચીબોડીઆં, ઉંદર, બિલાડી વિગેરે પ્રાણીઓમાં કેટલાંએક દીવસના વ્યવહાર બીલકુલ ચલાવી શકતાં નથી વા તે દિવસના દેખતાં નથી, વા અજવાળાનો આકાર તેઓને અંધારાં જેવો દેખાય છે. એ પ્રમાણે રાત્રે આપણે દેખતાં નથી, ને ઉપલાં પ્રાણીઓ વ્યવહાર કર્યા કરે છે, તેથી એ અંધારૂં તેઓને અજવાળાંરૂપે દેખાય છે, વા તેમના શરીરનું બંધારણ એવું હશે કે અંધારાંમાં દેખી શકે છે.

એ દેખાવથી શીધ થાય છે કે આપણું અંધારૂં તે બીજાં પ્રાણીનું અજવાળું, તેમ બીજાં પ્રાણીનું અજવાળું તે આપણું અંધારૂં, તેથી એ ઉલટ દેખાવમાં જે અંધારૂં આપણે માનીએ છિયે તે કાંઇ અંધારૂ નથી, પણ સ્વતઃ એ અજવાળુંજ છે. કેમકે ઉપરનાં પ્રાણીમાંની કેટલાંક તો દીવસ ને રાત્રી બેઉમાં દેખે છે. તેથી દ્રઢ થાય છે કે એકજ જ્યોતિ અજવાળાં રૂપે વ્યાપક છે, પણ એ ઉલટ દેખાવ જે આપણને તેમજ બીજાં પ્રાણીઓને દેખાયો છે, તે દેહાકૃતિના ધર્મથી દરશાયો છે. તેથી જે સર્વત્ર અંતર્યામી એક ચેતનને વિષે અજવાળું, અંધારૂં પેદા થયું નથી.

એજ પ્રમાણે આ જગત્ ચિતારંમાં જે સારૂં નઠારૂં ગણાયુંછે તે દરેક મનુ

ણ્યોએ પોતાની દેહના બુદ્ધિ જ્ઞાનાદિના નિશ્ચાર્થના વ્યવહારને અનુસરતુ આવે તેનુ નામ, સારૂં, ને ન આવે તે નઠારૂં. એ પ્રમાણે સત્ય અસત્ય પણ મનાયું છે જેમ આપણે બન્નો ગુરૂને ત્યાં ગયા; બાદ છુટા પડયા, ત્યારે એક જણે પુછયું કે તમો કયાં હતા! મેં કહયું કે હું તળાવપર હતો; થોડા વારમાં તેણે તમોને પુછયું કે તમો ક્યાં હતા! તમોએ કહયું કે હું ગુરૂને ત્યાં હતો ને મારી શાથે ફલાણો પુરૂષ પણ હતો. તે બોલ્યો કે તેણે મુને તળાવપર હતો એમ કહયું, તમોએ કહયું કે ના! તે મારી શાથેજ હતો.

આ ઉપરથી પેલાએ વિચાર કીધો કે એણે ઉળટો જવાબ કેમ આપ્યો! બેશક તે જુઠો છે. તેથી તે પુરૂષ તેને જુઠો ગણવા લાગ્યો, આ ઉળટા સુલટી કલ્પનાની વર્તુણકથી સત્ય અસત્ય સર્વને નડવા લાગ્યું. મે. જેથી કરીને એ નડતર પાપ પુણ્યરૂપે મનાઇ ગયુ વાસ્તે જગત્ ચિતારમાં પંચવાકયા સત્યનો અર્થ એવો કરે છે કે, આપણી દેહના સંયોગથી જે કાંઇ સાંભલ્યું, દીઠું, બોલ્યા, ચાલ્યા, ઇત્યાદિ જેવાં કર્તવ્યકર્મ કીધાં તેનું યથાર્થ વિવેચન કરવુ તેનું નામ સત્ય. ને તેનાથી ઉળટાપણાના વિવેચનનું નામ અસત્ય.

આ જગત્ ચિતારમાં જે મનુષ્યોએ જે સારૂં, નઠારૂં પાપ પુણ્ય અજવાળું અંધારૂં જડ ચેતન વિગેરેને ગણ્યુ છે, તે દેહાકૃતિના વળણ ઉપરથી મનોમન પોતાને વિષે માની લીધેલું છે, ને જેવું માનતા જાય તેવું તે તેને સમજાતું જાય તેથી એ મનુષ્યોનું માનેલું જ્ઞાન સત્ય ન કેહેવાય.

સૃષ્ટિની પ્રજાએ ઉપલી દ્વંદ્વ કૃતિનો ખુલ્લાસો કીધેલો નથી ને જે કીધો છે તે પોતાના દેહધર્મના સંબંધથી થએલો છે; ને એ દ્વંદ્વ કૃતિને નાસ્તિકોએ પૂર્વ પક્ષમાં જે અનાદિ ગણી છે તે આ વિવેચનથી તદન મિથ્યા જણાઇ છે; એ મિથ્યા જ્ઞાનમાં સત્ય શું છે? તે આ પ્રસંગે આ મુકતશાસ્ત્રના અદ્વૈત પક્ષથી શોધ કરી શકીશું.

આ શાસ્ત્રનો સિદ્ધાન્ત એવો છે કે, જે ત્રણે કાળમાં કાયમ વા સ્થિર વા વ્યાપક છે તે સત્ય છે; અને જે ત્રણે કાળમાં નથી તે અસત્ય (મિથ્યા) છે. ને સત્ય છે તેમાં આદિ અંતનો અભાવ છે. જયાં આદિ અંત નથી, ત્યાં દ્રસ્ય અદ્રસ્યનો ભાસ નથી, ને જયાં દ્રસ્ય અદ્રસ્યનો ભાસ છે ત્યાં આદિ, અંત સંભવે છે. સત્યનો અર્થ એવો કે જેમાં સત્ય વા એકજ પદાર્થ શિવાય બીજા પદાર્થનું ત્યાં વ્યાપકપણું નથી, ને સત્ય પદાર્થ પોતાના કદમાં વધારો, ઘટારો ન કરતાં એકજ સરખા કદમાં, પ્રમાણમાં ને દેખાવમાં સદાકાળ રેહેલો છે; તેથી તેને વિષે ફેરફાર થતો નથી. એવો જે પદાર્થ પોતાના અવિભાજય સ્વરૂપે સ્થિર છે તે એક સત્ છે નિત્ છે, એ નિત્ સ્વરૂપનું નામ બ્રહ્મ છે.

બ્રહ્મને વિષે આદિ, અંત દેખાયું નથી, પણ તે ત્રણે કાળમાં પોતાના એકજ સ્વરૂપમાં સ્થિર છે, તેથી તે સત્ છે. જે ઉપરથી વેદમાં મહાવાકય ક-

હ્યું છે કે, सत्य ब्रह्म जगत् मिथ्या અર્થ સત્ય માત્ર એક બ્રહ્મ છે ને આ જં-ગત્ મિથ્યા છે; કેમકે સૃષ્ટિના પૂર્વકાળમાં એક સત્ માત્ર વ્યાપક હતો; એવું આ સામવેદની શ્રુતિ કહે છે.

## ॥ श्रुति ॥

## इदमग्रे सदेवासीद बहुत्वाय तदैक्षत ।
## तजोऽबन्नांड जादीनि ससर्जेति च सामगाः ॥

### ॥ અર્થ ॥

સૃષ્ટિની પૂર્વે આ (જગત્) સત બ્રહ્મજ હતું, તે (બ્રહ્મે) ઘણાં થવાને સારૂં ઇક્ષણ (આલોચન) કરવા લાગ્યો, તેણે તેજ (અગ્નિ) જળ, પૃથ્વી (અન્ન) ને અંડજ વિગેરે ને સૃજવા લાગ્યો, એવી રીતે સામવેદી કહે છે. ભાવાર્થ એટલોજ કે સત જે છે તેજ બ્રહ્મ છે. ને તેને વિષે સૃષ્ટિ તદન મિથ્યા છે, પણ તેણે કેવી રીતે ઉત્પન્ન કરી તે જાણવું જોઇએ.

સૃષ્ટિ જયારે ઉત્પન્ન થઇ ન હોતી, વા સૃષ્ટિનો દેખાવ જયારે દેખાતો ન હતો, વા સૃષ્ટિનો નાશ થયો હતો. ત્યારે ફક્ત એક સતરૂપ બ્રહ્મ હતો. હવે બ્રહ્મને વિષે જીવ, ઇશ્વરપણું રહેલું નથી, કેમકે પોતે અકર્તા, અભોકતા, કેહવાયલો છે; તેથી કરીને એનો આકાર વા સ્થિતિ સુષુપ્ત (નિદ્રા) વત્ હતી. જેમ નિંદ્રાના અભાવથી વા ઝળકથી જેવી રીતે સ્વપ્ન દરશાય છે. હવે નિંદ્રાને વિષે ત્રણે કાળમાં સ્વપ્નનો અભાવ છે; તેમ બ્રહ્મની સુષુપ્તવત સ્થિતિમાં જગત્નો અભાવ છે. પણ જેવી તરેહથી નિંદ્રાના અભાવરૂપી ઝળક (સંવેદન) થવાથી સ્વપ્નાનો ભાવ ખડો થાય છે: તેમ સતના અભાવપણાનું સંવેદન (ઝળક) થી અસત (જગત) રૂપ દરશાઇ આવે છે.

અસત્ એટલે ત્રણેકાળે નથી તે વા જયાં સત્ય નથી તે વા સત્યનું મિથ્યા સ્વરૂપ તે, (મિથ્યા) વા જેમાં બ્રમ્હ નથી તે; મિથ્યાસ્વરૂપનો અર્થ એવો કે જે મુળમાં ન હોય ને ભાસી આવે તે મિથ્યા, એનું નામ, અવિદ્યા, અજ્ઞાન, ભ્રાંતિ. વિગેરે કહ્યું છે, સત્સ્વરૂપને પોતાના અભાવપણાની સ્થિતિના સંવેદનના પ્રવાહ થકી ભ્રાંતિ પ્રગટ થઇ, જેમ છોકરો પોતાની છાયાના અભાવપણાની સ્થિતિના સંવેદનથી જેવી તરેહ છાયામાં ભુતની કલ્પના કરે ને ભયને પામે; તેમજ આપણને પોતાના આત્માના અભાવપણાની સ્થિતિના સંવેદનથી ભ્રાંતિ થવાને લીધે આ જગત દેખાય છે. જેમ સત્ય જળના અભાવપણાની સ્થિતિના સંવેદનથી મૃગજળને વિષે સત્યજળ માનીએં છૈયે પણ સ્વતઃ આ માનવું ખોટું છે.

એજ પ્રમાણે સત્ય વસ્તુના અભાવપણાની સ્થિતિના સંવેદનથી અસત્ય

સત્યરૂપ જણાય, જેમ આકાશમાં બીજો ચંદ્રમાં ભાસે; તેમજ રજ્જુ વિષે સર્પનો દેખાવ દરશાય; આજગ્યાપર સત્ય સ્વરૂપ જે રજ્જુ તેના સત્ય સ્વરૂપના અભાવપીણાની સ્થિતિના સંવેદનથી સર્પ હાજર થાય છે વા રજ્જુ ભાવ મટી જઇ તે રજ્જુ સર્પાકૃતિ સમજાય, આ સમજાયલી સર્પાકૃતિ ત્રણે કાળે મિથ્યા છે.

તેમ સતરૂપને પોતાના સ્વરૂપની અભાવપણાની સ્થિતિના સંવેદનથી પોતાના સતસ્વરૂપને તે થએલું સંવેદન જગતરૂપે જુએ છે; જેમ છોકરાનું સ્વરૂપ જે છાંયા, તે છાયાનું જ્ઞાન અદર્શ થવાથી છોકરાને ભૂતની કલ્પના થઇ, આ જગ્યાપર છોકરાએ પોતાના સ્વરૂપમાં ગડબડ કીધી. તેમ સતરૂપ બ્રમ્હ પોતાના સ્વરૂપમાં ગડબડ કરે છે; છોકરાની ગડબડ થકી ભુત સત્ય દરશાયું, તેમ સતરૂપ બ્રમ્હની ગડબડથી જગત્ સત્યરૂપે દેખાયું.

હવે રંજ્જુની અંદર જે સર્પની ભ્રાંતિ થઇ, તે રજ્જુનું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે થઇ. ને તે થએલી ભ્રાંતિએ આપણી પાસે અનેક વિચાર ઉઠાવ્યા, હવે એ ભ્રાંતિ ન થાય તો સર્પ ન દેખાય, ને ન દેખાવવાથી રજ્જુ સ્પષ્ટ ઓળખાઇ આવે, તેમ સત્યમાં ભ્રાંતિ થવાથી આ મિથ્યા જગત્ દેખાઇ આવ્યું. જેમ મિથ્યા સર્પ ને ભૂત દેખાયો તેમ.

રજ્જુની અંદર થએલી ભ્રાંતિનો ભાવ આપણને સર્પનું જ્ઞાન અનેક વિચારદવારાએ સર્પની શીદ્ધતા કરી બતાવે છે, તેમ સત બ્રહ્મનો મિથ્યા ભ્રાંતિરૂપ ભાવ અગ્નિના તરખલાની માફક અનેક આકારે દેખાય છે, એવું અથર્વવેદના મુંડક ઉપનિષદ્‌માં કહ્યું છે.

## ॥ श्रुति ॥

**विस्फुलिंगा यथा वन्हेर्जायंते ऽक्षरतस्तथा।**
**विविधाश्चिज्जडा भावा ईत्याथर्वणिका श्रुति ॥**

## ॥ અર્થ ॥

અગ્નિથી સુક્ષ્મ અંશ (તરખલા) ઉપજે છે તેમ અક્ષર (અવિનાસી બ્રહ્મ) થી વિવિધ ચિદ્ (જંગમ) જડ (સ્થાવર) ભાવ (પદાર્થ) ઉપજે છે, સારાંશ કે સતરૂપ બ્રહ્મ તે અક્ષર (અવિનાસી) તેને જ્યારે પોતાના સતરૂપનો અભાવરૂપી સવેદનનો પ્રવાહ થાય છે, તે પ્રવાહરૂપી ભાવના સુક્ષ્મ અનેક આકાર તે આ જગતના સ્થાવર જંગમ આકૃતિરૂપે હાજર થયાં.

આ હાજર થએલો જગત દેખાવ સતરૂપ બ્રહ્મની ભ્રાંતિએ પ્રગટ કર્યો છે વા ભ્રાંતિ એવા આકારમાં દેખે છે; તેથી આ જડ, ચેતન, સુક્ષ્મ વૈરાટ આકારો બ્રમ્હની ભ્રાંતિ (અવિદ્યા) એ ધારણ કીધા; તેથી બ્રમ્હની અસત્યતામાં સર્વ

પ્રગટ થયું પણ બ્રહ્મના સત્ય સ્વરૂપમાં તો એ સર્વનો અભાવ છે; તેથી બ્રહ્મ ન જડ ન ચૈતન્ય, ન પ્રકાશ ન અંધકાર, ન સારો ન નઠારો, ન પાપ ન પુણ્ય, ઈત્યાદિ કોઈ પણ આ જગતની શૈલીને વિષે નથી વા એ શૈલીની સ્વરૂપોને મળતું તેનું સ્વરૂપ નથી, એનું સ્વરૂપ અચિંત્ય ચિન્હ માત્ર વાણીમાં ન આવે એવું છે.

અલૌકીક, આનંદદાયક બ્રહ્મની ભ્રાંતિએ કરીને આ સર્વ સૃષ્ટિ મનોમન કલ્પિતપણામાં ભાસી છે. જેમ ઊંઘમાં મિથ્યા કલ્પિતપણાથી મનોમન સ્વપ્ન જગત સત્ય દેખાય છે, ને તે સમયે મનોમન સ્વપ્નામાં આપણી કાયા પણ દરશાય છે; આ દરશાયલી કાયાના કલ્પિત પ્રવાહના યોગે કરીને જડ ચૈતન્ય, સારૂં નઠારૂં, સ્વર્ગ નર્ક, પાપ પુણ્ય, અજવાળું અંધારૂં, અરૂ પંચ-માહાભૂતના આકાર આપણને દેખાય છે. આ સમયે ઉપલી નિંદ્રાની અભાવપણાની સ્થિતિનું સંવેદનરૂપી જે અવિદ્યા તે આપણી કાયામાં સ્ફુર્ણાનો આકાર ધારણ કરી કલ્પના ઉઠાવ્યા કરે છે, તેમ તે કલ્પિત પ્રવાહ મનોમન ચાલતો જણાય છે; એ પ્રવાહ જ્યારે મટી જાય ત્યારે આપણને તદન નિંદ્રાનું સુખ મળે.

એ પ્રમાણે સતરૂપ બ્રહ્મ જે આપણો આત્મા તેને વિષે નિંદ્રાની માફક મિથ્યા સંવેદનરૂપી અવિદ્યા, આપણી કાયાની અંદર સ્ફુર્ણાનો આકાર ધારણ કરી વા મનોમન કલ્પિતપણાનો પ્રવાહ ઉત્પન્ન કરીને જારી રાખ્યા કરે છે, તેથી આ જગત જડ ચૈતન્ય, પ્રકાશ અંધકાર, સત્ય અસત્ય રૂપે દરશાય છે. તેથી આ જગતમાં પંચ-માહાભૂત વિગરેના અનેક આકાર જે રાત્ર દીવશ દરશાયલા છે. તે સર્વે આપણા આત્માના મિથ્યા સંવેદનરૂપી અવિદ્યાના છે.

## ॥ અવિદ્યાનું વર્ણન ॥

અવિદ્યાનું મુળ કાયાને વિષે સ્ફુર્ણા છે, તેથી જગતનો ઈશ્વર સ્ફુર્ણાને ગણ્યો છે; એને પ્રજ્ઞાન બ્રહ્મ કહ્યો છે; એ પ્રજ્ઞાન બ્રહ્મ કેવો છે! તો જાણો કે આપણી કાયામાં સ્થિર થઈને આંખેવતી જોનારો, કાને સાંભળનારો, જીભ્યાએ સ્વાદ લેનારો, મોહોડેથી બોલનારો, અંદર ફુરનારો, સર્વને સમજનારો, જે ચૈતન્ય આત્મા સર્વને વિષે રહ્યો છે તે પ્રજ્ઞાન બ્રહ્મ છે, એવી શ્રુતિ છે; તેથી એ પ્રજ્ઞાન બ્રહ્મરૂપી ચેતન આત્માનું આવિશ્વ સ્વરૂપ છે. તેથી હું પોતે પ્રજ્ઞાન બ્રહ્મ છું એવું માહાવાક્ય છે.

હવે અવિદ્યા જ્યારે પ્રજ્ઞાન બ્રહ્મની અંદર લિન થાય, ત્યારે એ વિદ્યારૂપ દેખાય, આ સમયે અવિદ્યા પોતાનો આકાર જ્યોતીસ્વરૂપ જુએ છે, ત્યારે સર્વત્ર પોતે ચૈતન્યરૂપે વ્યાપક છે એવું જ્ઞાન થાય, આ જ્ઞાનને વિદ્યા કહી છે. પણ

જ્યારે વિદ્યા સ્ફુર્ણાની સાથે ફુરવા માંડે છે ત્યારે એ અવિદ્યારૂપ થાય છે, આ સમયે અહંકાર પ્રગટ થાય છે, ને અહંકારના સંબંધથી એ સ્ફુર્ણામાં જડત્વગુણ દાખલ થાય છે. તે ઉપરથી પોતે જીવ છે, એ જ્ઞાન સ્ફુર્ણામાં દ્રઢ થઇ આવે છે.

આ જ્ઞાન દ્રઢ થવાથી કલ્પના બહુ રૂપે ખડી થાય છે, ત્યારે જડ, ચૈતન્યની ગ્રંથિ અહંકારની અંદર જે પ્રથમ હતી, તેનો દેખાવ પંચ–માહાભૂતમાં દેખાય છે; ને ઇંદ્રિયોના સંયોગથી એ ગ્રંથિ અજવાળું અંધારૂં, જડ ચૈતન્ય, સારા નઠારા, આકારમાં રાત્રી દીવશ ભાસ્યા કરે છે, તેને જીવ કલ્પિત પ્રવાહના સંબંધથી સાચી માને છે. તેથી સ્વર્ગ નર્ક, જડ ચેતન, વિગેરે અનેક આકારોનું મુળ અવિદ્યા છે.

આ અવિદ્યા સાત્વિક, રાજસ ને તામસ ત્રણ ગુણથી કાયામાં હાજર થઇ છે. તેથી એ ત્રણ ગુણોના દેખાવથી દેવ, ગંધર્વ, યક્ષ, કીન્નર, ભૂત, પિશાચ, રાક્ષસ, મનુષ્ય, કીટ, પતંગ, પશુ, પક્ષી, તેમજ સ્થાવર-જંગમ, સુક્ષ્મ, વૈરાટાદિક અનંત જાતની યોનીઓને જીવ પ્રાપ્ત થાય છે. સારાંશ કે એ ત્રણ ગુણથીજ આ સર્વ રચના દરશાઇ છે, તેથી એ સર્વ અવિદ્યાના આકાર છે.

એ અવિદ્યા ચેતન તરફ ફુરે છે, ત્યારે વિદ્યારૂપ દેખાય છે, તેથી બ્રમ્હા, વિષ્ણુ, માહાદેવ વિગેરે દેવોને વિદ્યાકોટીના જીવ ગણ્યા છે, ને એ જ્યારે જડ તરફ ફુરે છે, ત્યારે અવિદ્યારૂપે દેખાય છે; આ અવિદ્યા કોટીમાં સર્વ બ્રમ્હાંડના જીવજંતુઓનો સમાવશ કરેલો છે; તેથી વિદ્યાના ભાવથી અવિદ્યાનો નાશ ને અવિદ્યાના ભાવથી વિદ્યાનો નાશ; પણ જ્યારે એ અવિદ્યા જીવની સાથે મળીને કલ્પના ઉત્પના કરે, ત્યારે ઇંદ્રિયોને રસ્તે આ જગત સત્ય જુએ, તેથી એનો આકાર નવિદ્યા કેહેવાયો.

---

## ॥ નવિદ્યા. ॥

નવિદ્યા એટલે અવિદ્યાનું મિથ્યા સ્વરૂપ વા અવિદ્યાનો ઉલટો ચિતારતે, આ નવિદ્યા એ અવિદ્યા તથા જીવના સંબંધથી ઉત્પન થઇ છે, તેથી આપણી અંદર મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ, ને જ્ઞાન એટલાં તત્વો પ્રગટ થઇ આવ્યાં છે, એ તત્વો કલ્પનાના સંબંધથી આ જગતની દંદ પ્રકારની શૈલી વિષે અનેક યોજના દ્રઢ કર્યા કરે છે તેથી આપણી અંદર વાંસનાનું બંધારણ જણાય છે.

જે ઉપરથી આપણો જીવ પવિત્રને અપવિત્ર ગણે, ને અપવિત્રને પવિત્ર

ગણે, સુલટામાં ઉલટું માને ને ઉલટામાં સુલટુ સમજે, ખરાનું ખોટુ ને ખોટાનું ખરૂં, એવા વિચિત્ર પ્રકારથી નવિદ્યાનું જ્ઞાન આપણા મનમાં દ્રઢ થવાથી ઇંદ્રિયોના ધર્મ ને સત્ય માન્યા; ને એના દ્રઢિતપણાથી દેહાભિમાન શરૂ થયું. ને તેથી કરીને વિદ્યા, કળા, કૌશલ્યતા, ધર્મ, નીતી, કાયદા, કાનુનો, ધંધા, રોજગાર પ્રગટ થઇ આવ્યા; ને એના પ્રગટ થવાથી જુઠુ જગત સાચુ મનાયું, ને અનેક વિચિત્ર ગોઠવણીથી ખરા જ્ઞાનનો પત્તો ન લાગ્યો ત્યારે સર્વને નવિદ્યાના જ્ઞાનમાં અથડાવવું પડ્યું.

આ અથડામણ ઉપરથી રાજ્ય, દેશ, ધર્મ, જ્ઞાતી વિગેરેના બંધનપર વરતવું પડ્યું, ને એના વરતવાથી પક્ષાપક્ષી, મારામારી, લડાઇ, બંડ, ફીતુર, ને જાન, માલને નુકશાની આપવા લાગ્યા; આ કૃતિમાં આપણને અવિદ્યાએ નવિદ્યાનો આકાર ધરી સપડાવી માર્યા છે. તેથી સર્વ મનુષ્ય વર્ગ જે ચાલી રહ્યો છે તે તદન ખોટા માર્ગપરજ છે. જેથી કહેવાને કાંઇજ હરકત નથી કે જગતના લોકો ખોટા માર્ગમાં ચાલ્યા છે, ને ખરા માર્ગપર થોડાજ લોકો છે.

હવે એ નવિદ્યા દેહેંદ્રિયોનો સંબંધ છોડી દે, ત્યારે એ અવિદ્યાના સંબંધથી જીવને વિષે લિન થાય, ને અવિદ્યાએ જીવરૂપ અહંકારનો સંબંધ છોડી ચેતન સ્વરૂપી પ્રજ્ઞાન બ્રહ્મમાં સ્થિર થાય ત્યારે વિદ્યારૂપ જણાય, તે સમયે ફકત એક સ્ફુર્ણા સર્વનું મુળતત્વ માલમ પડી આવે, એ સ્ફુર્ણારૂપી બીજનું સ્વરૂપ જ્ઞાન છે, તે ઉપરથી ઇશ્વરને જ્ઞાનરૂપ કહ્યો છે; પણ સત્યરૂપ બ્રહ્મની અંદર જ્ઞાન અજ્ઞાન દેખાતું નથી તેમજ જીવ ઇશ્વર એનાથી ન્યારા નથી, પણ જીવ, ઇશ્વર એની બ્રાંતિથી પ્રગટ થયલા છે.

તેથી આત્મસ્વરૂપ બ્રહ્મની અવિદ્યા અગ્નિના તરખલાની માફક અનેક ભાવાભાવથી ફેલાઇ ગઇ, તેથી તેણે બીજમાંથી વૃક્ષ, ને વૃક્ષમાંથી બીજ, સારામાંથી નઠારૂં, ને નઠારામાંથી સારૂં, ઇત્યાદી પ્રકારનુ દ્વૈત જગત રચી બતાવ્યું, ને એ અવિદ્યા જ્ઞાનરૂપથી સર્વને વિષે સ્થિર રહી કીવા બીજરૂપથી સ્થિર રહી છે તેથી આ જગતના અનેક પદાર્થના અનેક બીજોનું મુળ અવિદ્યા એ ધારણ કરેલું છે. સર્વનું મુળતત્વ એ અવિદ્યારૂપ અજ્ઞાન છે; જેમ રજ્જુના અજ્ઞાનથી સર્પ ભાસ્યો, તેમ આત્માના અજ્ઞાનથી જગત્ ભાસ્યું.

આ ભાસનારૂં જગત્ ઇંદ્રજાળની માફક માયામયી છે, માયામયી એટલે નહોય ને ભાસે તેનું નામ માયામયી આ જગત્ ત્રણે કાળે સત્‌રૂપ આત્માની અંદર વ્યાપક નથી ને ભાસી આવ્યું તેથી એને ઇંદ્રજાળરૂપ ગણ્યું છે.

॥ श्लोक ॥

एतस्मात किमिवेंद्र जालमपरं, यद गर्भवासस्थितं रेतश्चेतति हस्त मस्तक पद प्राग्भूत नानांकूरम। पर्यायेण शिशुत्व यौवन जरा येषैरनेकैर्वृतं पश्यत्यति शृणाति, जिघ्रति तथा गच्छत्य था ऽऽ गच्छति ॥

## અર્થ.

આ જગત્ વિના બીજી ઇંદ્રજાળ કેવી છે ! જેથી ગર્ભવાસમાં દાખલ થએલું વિર્ય ચૈતન્ય થઇ ચેષ્ટા કરે છે, એ ( વિર્ય કેવું છે ) હસ્ત, મસ્તક. પગ ને હાથથી ઉત્પન્ન થએલાં આંગળાં, તેમજ કાન નાક, વિગેરે અંકુર જેના છે ( ફ-રી તે કેવું છે.) પર્યાય ( સમયભેદ ) કરી શિશુત્વ (બાળભાવ) યોવન ને જરા-રૂપ અનેક વેષન કરી યુકત થઇ દેખે છે, સાંભળે છે. ખાય છે. સુગંધ લે છે જાય છે આવે છે, એવા પ્રકારની ક્રીયા કરી રહયું છે, (તેથી આ જગત્ ઇદ્રંજાળજ છે.) આ ઉપરથી સ્પષ્ટ દરશાયું કે આત્માની અવિદ્યાથી વિર્ય પ્રગટ થયું, ને તે વિર્યમાં ઉપર બતાવેલી સર્વ ચેષ્ટા રહી છે તેથી વિર્ય ચૈતન્ય જ્ઞાનરૂપ છે: ને પ્ર-થમ આપણે દરશાવ્યું કે આ જગતની અંદર. એક ચૈતન્ય ઇશ્વર વ્યાપક છે. તે ચૈતન્યરૂપ વિર્ય છે; ને એ વિર્યની કૃતિથી દેહ ઉત્પન્ન થઇ આવી છે ને એને વિષે અવિદ્યા સ્ફુર્ણાકૃતિમાં ફુરે છે.—સારાંશ કે સર્વ પ્રાણીઓને વિષે ચૈતન્ય એક ને તે ચૈતન્યમાં સ્ફુર્ણ પણ એકજ છે. તેથી સર્વ પ્રાણીઓની સત્ય ભાષા એક સ્ફુર્ણાજ છે, બીજી નથી.

## સ્ફુર્ણા કૃતિ.

જેવા પ્રકારથી બીજમાંથી વૃક્ષ નિપજી આવે છે, તેમ વિર્યરૂપી બીજમાંથી સ્ફુર્ણારૂપી અંકુરના સંબંધે કરીને દેહવૃક્ષ ઉત્પન્ન થઇ આવ્યું છે. વૃક્ષની અનેક આકાર તે બીજનાજ છે, તેમ દેહના અનેક વિભાગ (ઇદ્રિંયો વિગેરે) વિર્યનાજ છે પ્રથમ દરશાવ્યું કે પ્રાણી માત્રોમાં દેહાકૃતિના સંબંધથી ફરક પડી ગયો છે ! તેથી દેહધર્મ જે કે આહાર નિંદ્રા, મૈથુન ભય સર્વમાં રહેલાં છે; હવે વિર્ય દેહ-રૂપ થયું તેથી એ દેહના જે ધર્મ વિર્યનાજ કેહેવાય; ને ઉપલા શ્લોકથી જણાયું કે વિર્ય સર્વ ચૈતન્યતાની ચેષ્ટા કરે છે. આ વિર્યના સ્વભાવપર સર્વ પ્રાણીમાત્રોના દેહધર્મ વરતી રહ્યા છે. જેથી દેહધર્મ ને વિર્યનો સ્વભાવ એકજ છે એ બેમાં કાં-ઇજ ફરક નથી, જેથી કરીને (વિર્ય) દેહધર્મના તાબેદાર સર્વ પ્રાણી છે; વિર્ય સ્વ-રૂપ આત્માની અવિદ્યાએ ધારણ કીધું, ને પોતે ચૈતન્યરૂપે અનેક દેહાકૃતિમાં વ્યાપક થઇ તે દેહોના પ્રમાણ પ્રમાણે સ્ફુર્ણાકૃતિથી તેઓમાં ફુરવા લાગી; તેથી

કરીને દેહ બંધારણના ફરકથી એ સ્ફુર્ણાએ ન્યારૂં ન્યારૂં જ્ઞાન દરેક પ્રાણીઓને બતાવ્યું. વા દેહાકૃતિના ફરકથી એ એકજ સ્ફુર્ણાનો દેખાવ દરેક દેહાદિક પ્રાણીઓને જુદો જુદો દેખાવવા લાગ્યો; ને એ મુળતત્વથી દરેક પ્રાણીનું જ્ઞાન એક બીજા પ્રાણીના વર્ગને ન સમજાયું. તેથી આપણા મનુષ્ય વર્ગની પ્રજામાની બેઠી કે બીજાં પ્રાણીમાં ઇશ્વરે જ્ઞાન મુક્યું નથી પણ એ વાત તદન ગલત છે.

આ વર્તમાનકાળના આધુનિક વિદ્વાનોના ભાષા સંબંધી વિચારો અનેક તરેહના ફેલાઈ રહ્યા છે; તેથી કેહે છે કે સૃષ્ટિ સમયે મનુષ્ય તદન જંગલી હાલતમાં હતું ને એની સ્થિતિ બીજાં પ્રાણીઓના જેવીજ હતી. પણ ધીમે ધીમે માણસોની વસ્તી વધી પડી ત્યારે, કોઈ વિદ્વાને ભાષાની ઉત્પત્તિ કરી ને તે ઉપરથી બોલવા ચાલવા લાગ્યાં; કેમકે આજે નાદાન છોકરાંને જંગલમાં રાખવાથી તે કાંઈ બોલી શકતું નથી: પણ તેને બોલતાં શિખવે છે ત્યારે તે બોલે છે; બોલવાના અભ્યાસથી વિદ્યાનો શોધ ને પછી અનેક વિદ્યાઓ ઉત્પન્ન થઈ આવી જેથી મનુષ્ય સુધરીને આવી ઊંચ સ્થિતિમાં આવ્યું. કેમકે જન્મકાળથી ફક્ત અંગજ્ઞાન પ્રાપ્ત થાય છે, બાદ મોટું થવા પછી તર્કશક્તિની પેદાશ થઈ આવે છે તેના યોગથી સર્વ જ્ઞાન પ્રગટે છે; તે જ્ઞાનના સંયોગથી ભાષાનું જ્ઞાન થાય છે, તેથી ભાષા આપો આપ પ્રગટ થઈ નથી. પણ મનુષ્યોએ ઉત્પન્ન કરી છે એવો અભિપ્રાય બતાવે છે, પણ એમ નથી! કેમકે વિર્ય (દેહ)ની બાંધણી એવા પ્રકારની છે કે, તેના સ્વરૂપમાં એ સર્વ વ્યહવાર બની રહેલા છે.

જેવી રીતે બીજના અંકુરના સંવેદનથી વૃક્ષના અનેક આકારો એક પછી એક પ્રગટ થવા માંડે છે, તેથી શું! એ સર્વ આકારોનો સમાવશ બીજમાં નથી! નાહના! એમ ન કેહેવાય! પરંતુ બીજને વિષે ઘણાંજ સુક્ષ્મ કારથી ઉપલા અનેક આકારોને ઉત્પન્ન કરનારૂં મુળતત્વ જે રહેલું છે તે મુળતત્વમાં અનેક આકારોના સુક્ષ્મ અંશો વ્યાપક છે, તેથી કરીને બીજમાં અંકુરના સંવેદનથી ઉપલા આકારો પ્રગટ થયા છે વા બીજમાં એવા એક અનેક આકારો ધારણ કરવાની શક્તિ વા બીજનો સ્વભાવિક સ્વભાવ છે તેથી તે સ્વભાવજ આપણને વૃક્ષરૂપમાં દેખાયો છે. એજ પ્રમાણે વિર્યમાં જે સ્ફુર્ણારૂપી અંકુર ફુરે છે જેના ફુરવાથી દેહનો આકાર દેખાય છે; તેથી એ વિર્યનો સ્વભાવજ એવા પ્રકારનો છે કે પેલો ફુરનારો અંકુર આપણને અનેક આકારે દેખાય છે; જેથી એ અનેક આકારના અંકુરને વિષે જે ફુરવાપણું રહેલું છે તે ફુરનારૂં તત્વ આપણને ભાષા વા વિદ્યાનું જ્ઞાન સ્વભાવિક આપ્યા કરે છે તેથી કરીને આ જગત્‌માં જે પ્રાણી માત્રામાં આહાર, નિંદ્રા મૈથુન ભય ને પ્રીતિ વિગેરેના જે ગુણો દરશાયલા છે; એ ગુણો પેલાં વિર્યોની અંદરનું જે ફુરનારૂં મુળતત્વ છે તેના યોગથી હાજર થયા છે.

જ્યારે વૃક્ષ નાનું હોય છે ત્યારે તેનામાં કમી શક્તિ દરશાય છે. પણ જેમ જેમ તે વૃદ્ધિને પામતું જાય છે તેમ તેના ફુરનારાં તત્વને વિષે અનેક

શાખાઓ ફુટે છે, એ પ્રત્યક્ષ પ્રમાણ પ્રમાણે આપાણું વિર્ય ગર્ભસ્થાનમાં વૃદ્ધિને પાંમ્યા પછી છોકરાંની આકૃતિમાં હાજર થાય છે, તે ઘડીપર એના અંકુરની શાખા જે કે, ઇંદ્રિયો તે ઘણીજ કોમળ હોય છે; ને તે સમયે એની અંદરનો અંકુર અંગ જ્ઞાનરૂપે દેખાય છે; બાદ તે અંકુર જેમ કાયા મોટી થતી જાય તેમ તે અંકુરની અનેક શાખાઓ જે કે મન બુદ્ધિ વિચાર તર્ક ચિત્ત અંતઃકરણને જ્ઞાનરૂપમાં હાજર થતી જાય છે. ને એના હાજર થવાની અગાઉ છોકરૂં એ અંકુરની અંતર્યામી ખરી ખુબી ઓળખે છે સારાંશ કે એ અંકુરરૂપ સ્ફુર્ણની સત્ય રચના જે છે તેને છોકરૂં જન્મકાળથી વા થોડો વખત રહી સમજવા માંડે છે. આ ઇશ્વિરી રચનાની ખરી ખુબી સર્વે જીવોની કાયાઓમાં રહેલી છે. જે ઉપરથી તે પ્રાણીઓ પણ પોતાની ભાષા વા જ્ઞાનનો ઉપયોગ કરતાં દેખાય છે, જેથી કરીને સર્વ નાના મોટાં જીવાત્માઓ સુખ દુઃખ, લાભ અલાભ સમજે છે વા તેની જાતીનાને સમજાવે છે. આ કર્તવ્યકર્મથી જણાય છે કે સર્વમાં ભાષા રહેલી છે, જેમ કીડી સાકેરના ગાંગડાને જોવાથી અનેક કીડીઓને બોલાવી લાવેછે, ને તેને આપણે મારવા જઈશું કે તરત એકદમ તેઓ નાશી જશે; આ નાસી જવાની સમજ ને બોલાવી લાવવાનીપ્રેરણા જે થઈ તે શું ! ઇશ્વિરીભાષા વા જ્ઞાન વિના થઈ! તેમજ પક્ષીઓ માળા બાંધે છે. પેટને વાસ્તે દુર જઇને ચારો પેદા કરી પોતાના બાળ બચ્ચાં સાથે બેસીને ખાય છે, એ ઉપરથી શીધ્ર થાય છે કે કીડીથી તે હાથી પર્યંત સર્વ પ્રાણીઓમાં ભાષા બુદ્ધિ જ્ઞાન સ્વભાવિક રહેલાં છે; પણ તે જ્ઞાન આપણને સમજાતુ નથી; કારણ કે દેહની બાંધણીમાં ફેર છે તેથી: વાસ્તે માણસે એમ માને છે કે હમોજ સર્વ સમજી શકીએ છીએ ને બીજાં સર્વ પ્રાણી અજ્ઞાન છે. એ મોટી મનુષ્યોની ભુલ છે.

પૂર્વના શ્લોકથી જણાયું હશે કે વિર્ય (બીજ) ચૈતન્યરૂપ છે ને એ સર્વ ચેષ્ટા કરે છે; હવે છોકરૂં જન્મ પામ્યું કે તરત રડી પડયું. આ રડવું શા કારણથી થયું! તો કહીશું કે એ તો વિર્ય (દેહ)નો સ્વધર્મ છે તેથી આ રડવું થયું, કાંઈ છોકરાંની સમજથી થયું નથી, કેમકે દેહ (વિર્ય)નો ધર્મ એવો રહેલો છે કે સામાની ખરી હકીગત આપણને વગર કહે જણાઈ આવે છે પણ તે હકીગત આપણા બુદ્ધિ જ્ઞાનમાં સમજાતી નથી. ત્યારે જુઓ કે છોકરૂં જે રડયું એ રૂદનનો ભાવાર્થ શું હશે! તો કહીશું કે એનો ભાવાર્થ કાંઈજ નથી. પણ તેની મા એવો અર્થ કરે છે કે એને ભુખ લાગી છે તેથી રડે છે, એમ સમજી તે ધવડાવે છે કે તરત રડતું બંધ પડી જાયછે; આ રૂદનનું કારણ ભુખ છે. એવી તરેહનું જ્ઞાન તેની માને શી રીતે જણાયું હશે ! શું તેની પાસે એવી તરેહનું જ્ઞાન સમજવાનું સાધન હશે! ના ના! સાધન તો કાંઇજ નથી! પણ દેહ (વિર્ય) ધર્મ એવો છે કે સામાની પીડા વગર કહે વગર દીઠે આપણને સમજાય છે. આપણા મકાનમાં ગૌ ભેંસ અસ્વ વિગેરે જનાવરો રાખેલાં છે તેઓ કાંઇ

આપણી માફક બોલતાં નથી ને ક્ષુધા, તૃષાની પીડા જણાવવાની તેઓમાં કોઇ પણ પ્રકારની ભાષા નથી. પણ દેહધર્મના સંબંધથી આપણી સ્ફુર્ણાના અંકુરો જે કે, મન બુદ્ધિ ચિત્ત વિચાર તર્ક અહંકાર અંતઃકરણ ને જ્ઞાન વિગેરે જે રહેલાં છે તેઓની જે હિલચાલ આપણી અંદર સ્ફુર્ણાના સંબંધથી થયા કરે છે તેઓ આપણું ધ્યાન ખેંચીને કાંઇના કાંઇ વિચારો રાત્ર દીવસ આપ્યા કરે છે. આ સ્વભાવના ક્રમથી આપણા મનમાં એકાએક એવો વિચાર આવ્યો કે આપણા માણસોએ જાનવરોને ઘાસ પાણી નાંખ્યા નથી.

આ સ્ફુર્ણાના સંકલ્પના ઉપર મનનું ધ્યાન એવું તો ચોંટી ગયું કે તરત આપણને ઉઠવાની ફરજ પડીને રસ્તામાં ત્વરાથી ચાલ્યા, ને ઘરમાં આવી તપાસ કરી ત્યારે જાનવરોને ભુખ્યાં તરસ્યાં દીઠાં જે ઉપરથી એકદમ ઘાસ પાણી પુરાં પાડયાં. આ જગ્યાપર આપણી સ્ફુર્ણાનું કહેવું સત્ય ઠર્યું, તેનું કારણ કે સર્વ પ્રાણી માત્રોમાં સ્ફુર્ણાનું ફુરવાપણું એકજ સરખું થાય છે વા આપણી સ્ફુર્ણામાં સર્વ પ્રાણીની સ્ફુર્ણા ફુરી રહી છે. ને ઉપલા સ્ફુર્ણાના અંકુરો સર્વ જગતની રચનાની ખબર આપે છે, તેથી સ્ફુર્ણાની સાથે સર્વ પ્રાણીઓ મળી રહેલાં છે કેમકે સ્ફુર્ણા સર્વની ભાષા છે. તેથી સ્ફુર્ણાના અંકુરો સામાની પરીક્ષા કરી શકે છે જેમ આપણે પોતાના મિત્રો સાથે બેઠા હતા ને તે મીત્રના મનમાં આવ્યું કે આજે રાત્રીના એની અમુક વસ્તુ લઇ જઇશ; આ ઉપરથી તમારા મનમાં શક આવ્યો કે મીત્ર તો છે, પણ વખતે ફલાણી ચીજ ચોરી જશે! તેથી તેને ઠેકાણે મુકું; વચ્ચમાં ઠેકાણે મુકવાની ભુલી ગયા ને તે ચોરી ગયો, પછી વિચાર કીધો કે એ ચીજ અમુક જગ્યાપર સંતાડી હશે, તેથી ત્યાં તપાસી ત્યારે જડી. આવા પ્રકારથી આપણી સ્ફુર્ણાના અંકુરો વ્યહવાર ચલાવ્યા જાય છે એનું નામ પંચવાકુયાએ મનોમન સાક્ષી એવું પાડ્યું છે. (મનોમન સાક્ષીને ત્રીજા ભાગમાં મનન કરશો) આપણી સ્ફુર્ણાનો સંબંધ વિર્ય સાથે સદાનો રહેલો છે તેથી છોકરૂં અવતર્યું ત્યારથી દેહના પ્રમાણના આધારે સ્ફુર્ણાના અંકુરોનું વા સ્ફુર્ણાનું ચલન વલણ સ્વભાવિક તેની કાયાને વિષે આપોઆપ થતું જાય છે, ને તે પ્રમાણે બીજાંઓને સમજ પડે છે, ને સમજ પડવાથી બુદ્ધિ જ્ઞાનના આધારે કર્મ કરે છે, પ્રથમનું જન્મેલું બાળક આહાર નિંદ્રાના નિયમને તાબે થાય છે બાદ તેની દેહ વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ સ્ફુર્ણાનાં અંકુરોની આકૃતિ પ્રૌઢ થતી જાય છે ને એના પ્રૌઢપણાથી આંખ નાક કાન જીભ્યા ચામડી વિગેરે અવયવોની મઝા લેવા માંડે છે. સારાંશ કે, ઉપલાં અંકુરો ચૈતન્યતાના રૂપમાં બીરાજી આખા શરીર પીંજરામાં ચેષ્ટા (રમત) કરે છે. આ ચેષ્ટામાં હાલવું ચાલવું, ખાવું પીવું ફરવું જોવું સાંભળવું હસવું રડવું ઇત્યાદિ વ્યહવારો કરવા માંડે છે આ વ્યહવારને અંકુરની ચેષ્ટા ગણી છે, આ અંકુરની સુક્ષ્મ ચેષ્ટા બાળકને એવી તો સમજ આપે છે કે આપણને આશ્ચર્યતા ઉત્પન્ન થાય છે, આ સુક્ષ્મ ચેષ્ટાના

પ્રવાહથી છોકરૂં સામા માણસના હૃદયના ભાવ સમજી જાય છે તે એ રીતે કે છોકરૂં ચાર પાંચ માસનું થાય છે ત્યારે શરીરોના ચલન, વળણની ભાષા વા તાત્પર્ય સમજી શકે છે; આ ભાષાનો અનુભવ સર્વ કોઇને સ્વભાવિક થઇ રહેલો છે. એ જ્ઞાન કોઇને શિખવા વા શિખવવા જવું પડતું નથી. તેથી એ ભાષાને અંગ-કૃત ભાષા ગણી છે.

આ ભાષા એવા પ્રકારની કે જ્યારે આપણે બહેરાં મુંગા માણસ સાથે વાત કરીએ છૈયે તે સમયે આપણે શરીરોના ચલન વળણ ઉપરથી તેઓને સમજાવીએ છૈયે; એવાં મનુષ્યને બોલાવવું હોય ત્યારે આપણે પોતાનો હાથ ઊંચો કરી તેજ હાથના પંજાના પાંચો આંગળાંને ઊંચાં નીચાં વાળીએ છૈયે કે તરત તે આપણો બોલાવવા સંબંધીનો ભાવ સમજી આવવા માંડે છે; તેને કોઈ વાતની ના પાડવી હોય ત્યારે આપણે પોતાના મસ્તકને આડું અવળું હલાવીએ છૈયે કે તરત તે સમજી જાય કે આ ના પાડે છે, તેમજ ખાવાની વાત કહેવાના હોઇએ ત્યારે આપણે પોતાના હસ્તના પાંચે આંગળાંઓને એકઠ કરી મોંમાં ધરીએ છૈયે; તેમજ પાણી પીવું હોય ત્યારે આપણે પોતાની ચાર આંગળીઓની મુઠી વાળી અંગુઠાને છુટો રાખી મોંમાં ધરીએ છૈયે; તેમજ સુવાનો વિચાર દરશાવવો હોય ત્યારે આપણા હસ્તના પંજાને કાન અગાડી ધરી તેના ઉપર માથું વાળી આંખ વિંચી બતાવીએ છૈયે; કદાપી રજા આપવી હોય ત્યારે આપણા પોતાના હાથના પંજાના પાંચે આંગળાને છુટાં રાખી ડાબા જમણી હલાવીએ છૈયે એ ભાષાને અંગ-કૃત ભાષા કહી છે.

સૃષ્ટિ સમયે માણસો બોલતાં ન હોતાં, પણ પોતાનો વ્યહવાર આ અંગ-કૃત ભાષાથી ચલાવતાં હતાં, ને પોતાની સ્ફુરણાના અંકુરોના સામર્થથી સામાં મનુષ્યોના હૃદયના ભાવો સમજી જતાં હતાં. જેવી રીતે આજના યોગી લોકો ભૂત, ભવિષ્ય ને વર્તમાન જાણી જઇને સામા માણસના હૃદયના વિચારો સ્પષ્ટ કહી દે છે વા સમજી જાય છે. આ વાતને અનુભવી લોકો માન્ય રાખશે. (ગુપ્ત વિદ્યામનન કરો) આ અંગ-કૃત ભાષા વા સ્ફુરણા બેઉ એકજ રૂપમાં સદાના રહેલાં છે. આ ભાષાને નાદાન બાળક પોતાની નાની વયથી સમજે છે; કદાપી છોકરાંને આપણે પોતાના તરફ બોલાવવું હોય, ત્યારે આપણે હાથ ઊંચો કરી પંજાના પાંચો આંગળાંને ઊંચાં નીચાં હલાવીએ કે તરત છોકરૂં આપણો હૃદયનો ભાવ સમજી આપણા તરફ આવવા માંડે છે. તેમજ છોકરાંને ભય આપવો હોય ત્યારે આપણા હાથને મ્હોડાં ભણી લઇને અંગુઠાની પાસે આંગળી ઉભી કરી, ને બીજાં આંગળાંઓને વાળી નાક અગાડી ધરી સિદ્ધિ નજરથી તેના તરફ જોઇએ છૈયે, કે તરત આપણો ભાવ સમજી નાસવા માંડે છે. આ અંગ-કૃત ભાષાનું જ્ઞાન સ્ફુરણાના અંકુરના સંબંધથી છોકરાંના મગજમાં સ્વભાવિક ઉત્પન્નથઈ રહ્યું છે, તેથી જગતની સર્વ ભાષાઓનું મુળ આ અંગ-

કૃત ભાષા છે, ને એની ઉત્પત્તી સ્ફુર્ણા વા વિર્ય (બીજ)થી થએલી છે તથા સ્ફુર્ણા મોટી ભાષા છે, સ્ફુર્ણાથી સર્વ પ્રાણીઓના ભાવાભાવનું જ્ઞાન થાય છે, ને અંગ-કૃતથી દેહ ચેષ્ટાના ભાવાભાવ સમજાય છે. સારાંશ કે એ બેઉ ભાષાઓમાં ફરક એટલોજ છે.

સૃષ્ટિ સમયે માણસો અંગ-કૃતની ભાષાથી વ્યહવાર ચલાવતાં હતાં પાછલથી જ્યારે માણસોનો વધારો થયો ત્યારે સ્ફુર્ણાના અંકુરો, જે કે મન બુદ્ધિ ચિત્ત વિચાર તર્ક અહંકાર અંતઃકરણને જ્ઞાન એઓની હિલચાલના ભાવાભાવ સમજમાં આવ્યાથી, તે ભાવાભાવને વાણીદવારે શબ્દ રૂપમાં ગોઠવવાનો પ્રયાસ પોતાના તર્ક વિતર્કના સામર્થે કરીને કરવા માંડ્યો, ને એ પ્રયાસવાળી ગોઠવાર્ણીને આંખ નાક કાન જીભ્યા ચામડી એ અવયવોથી સ્પષ્ટ સમજાય એવા રૂપમાં લાવવા સારૂ પ્રથમ અક્ષીની ભાષા એટલે આંખથી જણાય એવી ભાષાને અક્ષરની ભાષા એવું નામ અર્પ્યું. તેમજ હસ્તની ચેષ્ટા ઉપર સર્વના ભાવાભાવ સમજાય તે ભાષાને કરપદત્રી નામ પાડ્યું. તેમજ કાનથી સર્વના ભાવાભાવ જણાય એટલે ધ્વની વા અવાજ વા શબ્દ નામની ભાષા ઉત્પન્ન થઇ; એવા પ્રકારથી તે વિદ્વાન પ્રજાએ અનેક ભાષાઓ પોતાના જ્ઞાનથી ઉત્પન્ન કરી બતાવી મતલબ કે અંગ-કૃત્ત ભાષાથી ઇંદ્રિયોની ભાષા પ્રગટ થઇ. આ ભાષાઓ જગતની અંદર થોડી થોડી ચાલે છે, પણ એનો હવે અંત આવેલો જણાય છે.

ઉપરની ઇંદ્રિયોની ભાષામાંથી વધારે ઉપયોગી અક્ષરરૂપ ભાષા દુનિઆમાં થઇ પડી, ને એના સંબંધથી લખવા વાંચવાનો ક્રમ ચાલુ થયો; પાછલથી આ ભાષાની વધારે સરળતા જણાયાથી જગતની સર્વ પ્રજા એના નિયમસર ચાલવા લાગી. જેથી એનું અસલ સ્વરૂપ પલટાઇ જઇને અનેક આકારે ને અનેક નામથી એ ભાષા હાજર થઇ, ને ઘણાં કાળના સંબંધથી એ અનેક ભાષાઓ અનેક નામે ઓળખાવવા લાગી, એથી જગતની સર્વ ભાષાઓને હમો ઇંદ્રિય-કૃત ભાષા એવું નામ આપીએ છીએ. છોકરૂં અંગ-કૃત ભાષાને સમજ્યા બાદ તેની કાયા વૃદ્ધિપણાને પામતી જાય છે. તેમ તેમ સ્ફુર્ણાના અંકુરો પણ શ્વાસો-શ્વાસના સંબંધથી અનેક પ્રકારની ઇંદ્રિયોની અંદર ચેષ્ટા કરે છે. તેમાં હૃદયની અંદર એ અંકુરો બિરાજીને પોતાની અંદર થતી હીલચાલને બાહેર ઇંદ્રિયોની મારફતે તપાસે છે. ત્યારે એનો દેખાવ હૃદયમાં કલ્પનારૂપે સમજાય છે. એ ચેષ્ટામાં આંખે જોઇ આ સૃષ્ટિસ્વરૂપના ચિત્ર વિચિત્ર આકારો સંબંધી તર્ક દોડાવવો. અનેક પ્રકારના કાનથી સંભળાતા ધ્વનીઓની ઓળખાણ કરવી. જીભ્યાથી સ્વાદ ઓળખવા, નાખથી સુગંધ દુર્ગંધની પરિક્ષા કરવી, ચામડીથી ગરમ થંડુ ખડબચડુ લીસું એને જોવું. આ ચેષ્ટાનું નામ ઇંદ્રિયરમણ કેહેવાયું છે. આ ઇંદ્રિયરમણના ભાવાભાવોને ઉપલી ભાષાઓમાં મેળવી દીધા તેનું નામ વિદ્યા પડ્યું. ને વિદ્યાના શોધથી ઇંદ્રિયોને મઝા મળવા લાગી. પણ પેલું અંતર્યામી સ્ફુર્ણાના અંકુરોનું પવિત્ર ચલન,

વાણીનું જ્ઞાન અદર્શ થઇ ગયું; ને તેના અદર્શ થવાથી સર્વ પ્રજા સંસારના સુખને ખરૂં સમજી બેઠી; આ અંધેર અજ્ઞાનથી સર્વ પ્રજા રવડવા લાગી ને સત્ય સમજ કોઇને પડી નહી. સૃષ્ટિસમયે મનુષ્ય પ્રથમ અવતર્યું ત્યારે સ્ફુર્ણાની સાથે તે એક રૂપથી મળી રહ્યું હતું. પછી જેમ જેમ કાયા વધતી ચાલી તેમ તેમ એના અંકુર ફુટવા લાગ્યાં. તેમાં જન્મકાળમાં સ્ફુર્ણાએ કાયામાં પોતાનો આકાર શ્વાસો-શ્વાસની પવનાકૃતિમાં ધારણ કર્યો હતો. ત્યારે એ શ્વાસો-શ્વાસ કાયાની અંદર છચક્રોમાં ફરવા લાગ્યો એટલે નાભીથી તે મગજ સુધી એનું ફરવું થયું, તે ઘડીપર એના આવવા જવાના સ્વભાવથી શબ્દો ઉત્પન્ન થવા લાગ્યા.

જે ઘડીપર એ અંદર દાખલ થયો તે ઘડીપર એનો ઉચ્ચાર હું શબ્દમાં થયો ને બાહિર નિકળ્યો એટલે તું શબ્દમાં જણાયો. આ કર્તવ્યકર્મથી સ્ફુર્ણાના અંકુરો જે કે મન બુદ્ધિ ચિત્ત વિગેરે તત્વોએ ઉપલા બે શબ્દને યાદ રાખ્યા ને એનો અર્થ એવો કીધો કે હું કહેતાં ચૈતન્યરૂપી સ્ફુર્ણા ને તું કહેતાં કાયાની ઇંદ્રિયો; એમ ગણત્રી કરી સારાંશ કે હું તે તું ને તું તે હું એટલે ઇંદ્રિયોને સ્ફુર્ણા આપણ બેઉ એક રૂપ છૈયે. આણીમેર પેલી અવિદ્યા દેહમાં રહી અહં-કારને વિષે મળી જવાથી જીવપણાનું જ્ઞાન ચાલુ કીધું. તેથી કરીને હું અને તું એવા બે શબ્દો આપણા જીવાત્માએ સ્ફુર્ણાના અંકુરોની સાહાયતાથી ગોઠવી દીધા. તેથી હું સ્ફુર્ણારૂપી જીવ જુદો ને તું ઇંદ્રિયરૂપી જગત્ જુદુ એવો દ્વૈતભાવ થઇ ગયો; એ ભાવની પુષ્ટી થકી હું, તું, તે, આપણ, આપ, પોતે, કોણ એવા સાત સર્વનામી પુરૂષ ઉત્પન્ન થયા, ને હું શબ્દ ઉપરથી સ્ફુર્ણાને વિષે અ, આ, ઈ, ઇ, ઊ, ઉ, એ, ઐ, ઓ, ઔ ઋ, ૠ, અં, અઃ એવા બાર વા ચૌદ વા સોળ ધ્વની નિપજયા તેથી શબ્દની ભાષાનું મુળ એ સ્વર ગણાયા, ને સ્ફુર્ણાના અંકુરોને ઇંદ્રિયોના સંબંધથી વ્યંજન નિપજ્યા. આવા પ્રકારથી કાયાને વિષે બાવન અક્ષર પ્રગટયા; સત્ય જોતાં એ બાવન આકારમાં આપણું સ્ફુર્ણારૂપી ચૈતન્ય વ્યાપક થયું છે વા એ આકારો એણે ધારણ કરેલા છે.

આવા પ્રકારથી જે પુરૂષ સૃષ્ટિમાં પ્રથમ ઉત્પન્ન થયો, તેણે ઇશ્વરી કૃપાના અંતર્યામી સામર્થવડે કરીને ભાષા સજીવન કરી બતાવી, ને પોતાની પ્રજામાં ચલાવી. આ બીના ઉપર કેનોપનિષદ્નો મંત્ર નીચે પ્રમાણે કહે છે.

## मन्त्र

**यद्वा च्यानभ्युदितं येन वागभ्युद्यते ।**
**तदेव ब्म्हत्वं विद्धिनेदं यदिद मुपासते ॥**

## અર્થ.

પ્રજ્ઞાન બ્રમ્હથી ફુરેલાં ચૈતન્યને (વાક્) કહે છે, તે જીવ્યાના અષ્ટસ્થાનો

જેવાં કે શિર કંઠ ઉત્થાનું મુળ મગજ દંત તાળુ ઓષ્ઠ નાસિકા એ વર્ણોચ્ચારની જગ્યા છે, ને શરીરનો જે અગ્નિદેવ તે કકારાદિ અક્ષરોને પ્રકાશ કરનાર કરણ છે એમાં અક્ષર જે છે તે કરણ છે પણ વાંકેંદ્રિય કરણ નથી ને અક્ષરથી જે પ્રકાશેલો શબ્દ તે વાણી છે એ વાણીનું રૂપ અકાર છે, અકારરૂપી સર્વે સ્વરો વાણીરૂપ છે, ને એનું મુળ ચૈતન્ય શક્તિ છે; એ શક્તિમાંથી નિપજેલી વાણી સ્પર્સ (એમાં કકારથી મકાર પરિઅન્ત જે પચ્ચિસ વ્યંજન છે, તેને સ્પર્સ કહે છે.) અંતસ્થ (એમાં ય, ર, લ, વ, એ અંતસ્થ છે) ઉષ્મ એમાં (શ, ષ, સ, હ, એને ઉષ્મ કહે છે) એ ત્રણ રૂપે ચૈતન્ય શક્તિ પ્રકાશમાન થઇને વાણી આકારમાં અનેક રૂપ લીધાં, એ અનેક રૂપ વાણી मित्त (ऋग्वेद) अमित्त (यजुर्वेद) स्वर (सामवेद)ના આકારોમાં પ્રાપ્ત થઇ છે, વાણીમાં સત્ય ને જુઠ એવા બે વિકાર રહ્યા છે, તેથી સતરૂપ બ્રહ્મ જે આત્મા તેનું વિવેચન વાણીથી થતું નથી, કેમકે વાણીનું મુળ ચૈતન્ય છે, ને તે ચૈતન્ય બ્રહ્મથી પ્રકાશમાન થએલું છે; આ કારણથી બ્રહ્મ વાકનો વાકરૂપ છે, એટલે વાણીનું મુળ ઇશ્વર છે, ને તે ઇશ્વરથી એ પ્રગટ થઇ તેથી તે ઇશ્વરજ વાણીરૂપ છે, જે ઉપરથી ઇશ્વરને વાણીનો વાણીરૂપ કહ્યો છે; ને ઇશ્વર વાણીનું મુળ હોવાથી વાણીને નિયમિત રાખે છે, ઇત્યાદિ પ્રકાર બ્રહદારણ્યકમાં કહ્યો છે તેથી પુરૂષની અંદર વાણી છે, ને તે વાણીની અંદર વાર્ણ (અક્ષર) છે, વકતાની વાણી નિત્ય ચૈતન્યરૂપ હોવાથી વાણીનો નાશ નથી એ શ્રુતિથી તેમ અંથર્વવેદમાં वाणी विरुप नित्यता નિત્ય એવી જે વાણી, તેથી નિત્ય રૂપવાણી તે વાકનો વાકરૂપ સ્વયં—આત્મા છે ને તે આત્મા સર્વથી અધિક ભુમા નામથી વ્યાપી રહેલો બ્રમ્હ છે એમ તું જાણ. કેમકે સતરૂપના ઉપાધીપણાથી વા ઉપાધિરૂપી અવિદ્યાથી વાણી ઉત્પન્ન થઈ, તેથી સતરૂપ આત્મા વાકનો વાકરૂપ, ચક્ષુનો ચક્ષુરૂપ, કાનનો કાનરૂપ ને મનનો મનરૂપ છે એ શ્રુતિથી, તે સતરૂપ આત્મા ઉપાધિપણાથી કર્તા ભોકતા વિજ્ઞાતા નિયંતા દંડ આપવાવાળો ને આનંદરૂપ દેખાયો છે; આત્માની અંદર ઉપલો વ્યહવાર અવિદ્યારૂપ છે, તેથી મિથ્યા કથનરૂપ એને ગણ્યું છે, એવો एव શબ્દનો અર્થ છે, તેથી કરીને અસત્યરૂપ ચૈતન્યના ફુરી આવવાથી આ સર્વ દેહાદિક જગત અનાત્મ વસ્તુ દરશાઈ છે. એ અનાત્મ જગતમાં જે જીવ ઇશ્વર દેખાય છે ને તેની જે લોકો ઉપાસના કરે છે, તે વસ્તુ કાંઈ બ્રમ્હ નથી, પણ ત્રણે કાળે જે સત છે, તેને તું બ્રમ્હજાણ એ બ્રહ્મઆત્માનું ફુરેલું જે પ્રજ્ઞાન બ્રમ્હરૂપી ચૈતન્યના દ્રઢિતપણાથી અહંકારના સંયોગે કરીને છોકરૂં ઉપલી સ્ફુર્ણાની ભાષા સમજે છે. આ શબ્દોત્પત્તિજ્ઞાન વેદાંત પ્રકાશમાં સ્પષ્ટ છે, તેમાં દરશાવ્યું છે કે આત્મા સર્વ ભાષાનું મુળ છે. પણ આપણા દેહ (વિર્ય) ધર્મનું મુળ જે સ્ફુર્ણા તેણે પોતાના અંકુરની સંબંધથી કલ્પનાનો આકાર દરશાવી, ઇંદ્રિયોને રસ્તે શબ્દ રૂપમાં પોતાનો દેખાવ આપ્યો, તેથી જગતની સર્વ ભાષાઓ શબ્દજાળમાં ગણાઈ છે. એ

શબ્દજાળની મેળવણી પ્રોફેસર મી૦ મોક્ષમ્યુલર મી૦ હાઊગ, મી૦ વિલસન વિગેરે, આધુનિક પંડિતો એ આ વર્તમાન કાળમાં દરશાવી આપ્યું છે કે જગતની સર્વે ભાષાઓ (૧) આર્ય. (૨) સેમીતી. (૩) તુરાની એ ત્રણ કુલ (વંશ)માં વેહેંચાઇ ગઇ છે હવે એ ત્રણકુલની સર્વ ભાષાઓની યાદી મુકવાનું પ્રયોજન નહીં જણાયાથી મુકી નથી, પણ આર્યકુલમાં આશરે સો પરિઅન્ત ભાષા છે, ને સેમીતી કુલમાં આશરે પચ્ચાસેક છે, ને તુરાની કુલમાં આશરે દોઢસો, પોણીબસો છે; પણ જગત્માં એકંદરે હજાર ઉપર ભાષા છે, તેની યથાર્થ ખબર પડી નથી.

હાલમાં આર્ય કુલમાં મુખ્ય ભાષા સસ્કૃત, જંદ, લાટીન્, ગ્રીક, સેલટીક, ટયુટોનીક, વિનદિખ-ઇરાનીઓની ભાષા, પેહેલ્વી, ફરી, ખોલારોકા હરફાની ભાષા, અફ્ગાનીસ્થાન, કુરદીસ્તાન, બોખારા, હિંદુસ્તાનની અંદર બોલાતી જેવી કે, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, બંગાળી, તેમજ યુરોપમાં વપરાતી, ઇંગ્રેજી, ફ્રેન્ચ, ઇટાલીઅન, જર્મન, રૂશિઆની વિગેરે શાખાએ છે. તેમજ તુરાની ટોળાંની જેવી કે, ટનગુશીક, મોંગોલીક, તુર્કી, સામીઆટીક, ફીનીક, ટાઇક, મદત્રાઇ, ગ્રેનજેટીક, લોહીટીક, મનદાતામુલી, વિગેરે શાખાઓ છે. સેમેટીક ટોળાંની, અરબી, હિબ્રુ, શીરીઆક વા શુરીઆની; આ સર્વ ત્રણે ટોળાંની ભાષાઓ જેવી કે, જંદ, લાટીન, ગ્રીક ને સેલટીક એ ત્રણ સંસ્કૃતમાં મળી જાય છે, અરબી, શુરીઆની એ હિબ્રુમાં મળી જાય છે, ને હિબ્રુ તથા અરબી સંસ્કૃતમાં મળી જાય છે. તેમજ ટનગુશીક, મોંગોલીક ને તુર્કી એ ત્રણ એક રૂપ થઇને અરબીમાં મળે છે, ને અરબી, હિબ્રુ, સંસ્કૃત સાથે એક રૂપ થઇ બેઠી છે. આ ક્રમમાં ઉપલા પંડિતોએ દીર્ઘદ્રષ્ટિથી જોયું ત્યારે અરબી, હિબ્રુમાં સંસ્કૃતના શબ્દો ઘણાં માલમ પડયા, પણ સંસ્કૃતમાં બિલકુલ કોઇ ભાષાનો પગ પેસારો જોયો નહી, તેથી કહ્યું કે અરબી, હિબ્રુ, જંદ, લાટીન, ગ્રીક, સેલટીક, ટનગુશીક, મોંગોલીક એ ભાષાઓ સંસ્કૃત સાથે બરોબરીનો દાવો કરે એમ છે, તોપણ આખરે સંસ્કૃત સ્વતંત્ર છે.

એ ઉપરથી સંસ્કૃત સર્વ ભાષાઓનું મુળ છે, ને એની અંદર સર્વ ભાષા મળી રહેલી છે, એવી એ મહાન પ્રોઢ ભાષા છે, તેથી એને સર્વની જનેતા (માતા)નો એલકાબ ન અપાય, પણ મોટી ભગિન કેહેવાને કાંઇજ હરકત નથી આ૰ મહાન મોટી પ્રૌઢ ભાષાનો આકાર આ જમાનામાં છેક નહીં સરખો થઇ ગયો, એ કેટલી અફસોસની વાત છે. આ પ્રૌઢાકૃતિરૂપ સંસ્કૃત ભાષાના અનેક શબ્દો વા ધાતુઓ વિકાર પામવાથી અપભ્રંસરૂપે (બદલાયલા આકારથી) ઉપલી ભાષાઓમાં વેહેંચાઇ ગયા છે; તોપણ તે ધાતુઓએ ત્યાં રહી પોતાની અસલ આકૃતિ પલટી નથી. પણ સર્વ શબ્દોએ પોતાનું સ્વરૂપ એવું જુદાજ રૂપમાં બતાવ્યું કે, અસલ શબ્દ સાથે તે શબ્દોને મેળવતાં સ્પષ્ટ જણાઇ આવશે કે જાણે એ શબ્દ કાંઇ સંસ્કૃત શબ્દનું વિકાર પામેલું રૂપ નથી. એવી ખાત્રી થઇ આવે છે; તોપણ ઉપરના વિદ્વાનોએ આપણને અસલ શબ્દની ઓળખાણ થવા સારૂં તેવા અનેક

વિકાર પામેલા શબ્દો ટાંકી બતાવ્યા છે; તેની અહિંઆ જરૂર ન જણાયાથી લખ્યા નથી.

આ પ્રૌઢાકૃતિ સંસ્કૃતરૂપી દેવી દુનિઆંની બીજી ભાષાઓની મોટી બૈહેનના સંબંધમાં દરશાઇ છે; ત્યારે એ ઉપરથી શીઘ્ર થાય કે સૃષ્ટિ ઉત્પત્તિ સમેંયે સર્વ મનુષ્ય પ્રજા એકત્ર રહેવી જોઇએ વા એઓની પેદાશ એકજ જોડાંથી હોવી જોઇએ, એ વાતને પણ સર્વાનુમતે સર્વ વિદ્વાનોએ કબુલ કીધી છે; ને વદવા લાગ્યાં કે સર્વ પ્રજા એક પુરૂષની ઓલાદ હોવાથી સાથે રહેતાં હતાં, પણ પાછળથી વિરોધના દુષણથી જુદાં પડી ગયાં. આ જગતના સર્વ ભાષાઓ સંસ્કૃતની સાથે સંબંધીપણુ બતાવે છે, ત્યારે સંસ્કૃતનો ધર્મ પણ એઓની અંદર વ્યાપક હોવો જોઈએ! મારા અનુભવમાં આવે છે કે સર્વ ભાષાને પ્રજાઓના ધર્મનું વળણ એકજ છે; પણ વસ્તીના વધારાથી વા સહવાસ ન રહેવાથી વા ભાષારૂપ પલટાવવાથી વા બીજા અનેક કારણને લીધે છુટા પડી ન્યારાં ન્યારાં ક્રિયા કર્મ નીતી રીતભાત વર્તુણક ને ધર્મો દખાયા તદ્યપી સર્વે ધર્મો એ એકજ જ્ઞાનનો બોદ્ધ આપ્યો છે એ બોદ્ધનું વિવેચન સ્પૃષ્ટ થવું જોઇએ.

હવે સંસ્કૃતનું મુખ્ય ધર્મ પુસ્તક વેદ, જંદનું મુખ્ય પુસ્તક ગાથાવાણી, અરબી, હિબ્રુમાં, તોરેત, એનજીલ વા બાઇબલ, જબ્બુર, કુરાન એ ગ્રંથો છે; એ ઉપરથી સંસ્કૃતનો વેદધર્મ, જંદનો જરથોસ્તધર્મ, હિબ્રુ, અરબીનો મુસલમાની, ગ્રીક, યુનાનીનો ઇસ્રાએલ ધર્મ છે. એ ધર્મો ઉપલી ભાષાઓના જુના ગ્રંથો ઉપરથી ચાલ્યા; તેથી એ ધર્મોમાં સત્ય જ્ઞાન કયું છે? તે સ્પૃષ્ટ કરવું વ્યાજબી છે; તદ્યપી દુનિઆમાં વેદ, ગાથાવાણી, વિગેરે કેટલાએક જુની ગ્રંથો કયારે લખાયા કોણે લખ્યા! તે જાહેરમાં આવ્યું નથી, પણ આપણે તપાસ કરીએ કે એ શી રીતે ઉત્પન્ન થયા. પ્રથમ એક વેદ ગ્રંથ હતો, તેમાંથી બીજા ત્રણ વેદ નિકળ્યા, પછી દરેક વેદના બ્રાહ્મણને સંહિતા નામના બએ અંગ પ્રગટયાં, પછી ઉપનિષદો થયાં, એના પછી વેદના છ અંગ નિકળ્યાં, તેને વેદાંગ કેહે છે. બાદ છ શાસ્ત્ર થયાં, ને આખરે અરાઢ ઉપપુરાણ, સ્મૃતિઓ, વિગેરે બીજા પરચુરણ સંસારી નીતીના અનેક ગ્રંથો પ્રગટ થઇ આવ્યા, પણ એ સર્વે ગ્રંથોમાં વેદનેજ ઇશ્વરરૂપ માન્યો છે પણ એ ઇશ્વરરૂપમાં શી રીતે રહ્યો, તે સ્પૃષ્ટ થવું જોઇએ.

## વેદની ઉત્પત્તિ.

એ મહાન અલૌકીક ગ્રંથ કયારે ઉત્પન્ન થયો! એ બાબત અનેક યોજનાઓ બીજા ગ્રંથોમાં કરેલી છે. પણ તેમાં સત્ય ને નિત્ય બીના કયી છે તે જાણવું જોઇએ: મિમાંસા શાસ્ત્રવાળો કહે છે કે, વેદ ઇશ્વરકૃત્ય છે વા ઇશ્વરજ છે; કેમકે પ્રથમ કાળમાં એક શબ્દ હતો, ને તે સર્વ વ્યાપીક હતો; જેમ એક સૂર્ય છે, ને સર્વ વ્યાપીક છે તેમ, તે શબ્દમાંથી આખ્યા ને પ્રવચન એવા બે શબ્દ પ્રગટ

થયા; આખ્યા શબ્દથી વેદમાં ગ્રંથની યોજનાઓ થઇ, ને પ્રવચન થકી વ્યાખ્યા ગોઠવાઇ ગઇ; એ પ્રમાણે બેઉ શબ્દો અરસપરસ ગોઠવાઇ ગયા. તેથી વેદ થયો.

ન્યાયશાસ્ત્રવાળો કહે છે કે વેદ ઇશ્વરકૃત્ય નથી પણ પૌરૂષેય છે, કેમકે જે જે ઋષિઓએ જે જે ઋચાઓ લખી છે તે સર્વે પોતાના નામપર લખી છે, તેથી પુરૂષ કૃત્ય છે. આ વિષયમાં મહાન મોટો ઝગડો ચાલ્યો છે પણ હજી નિર્ણય આવ્યો નથી, તેમજ પુરાણોમાં કહ્યું છે કે ઇશ્વિરે સૃષ્ટિ રચવા સારૂં પોતાની નાભી (દુટી) કમળથી બ્રમ્હાજીને ઉત્પન્ન કર્યો, ત્યારે તેને પ્રથમ વેદ શિખવ્યો ને વેદનું જ્ઞાન થયાથી સૃષ્ટિ રચી, પછી એ ગ્રંથનું જ્ઞાન પોતાના પુત્ર નારદને આપ્યું, નારદે વ્યાસજીને શિખવ્યું. વ્યાસ ભગવાને ઘણાં પુરૂષોમાં સ્પષ્ટ કર્યું. તેથી વેદની પેદાશ ઇશ્વિરે કરી છે વા વેદ ઇશ્વિરજ છે એમ માની સર્વે કોઈ વરતે છે.

આ વર્તમાનકાળમાં ઉપલા પંડિતો વા આધુનિક ભાષા શાસ્ત્રીઓનું મત છે કે, ઉત્પત્તિકાળમાં સર્વે મનુષ્ય ટોળો જંગલી હતો, પણ વૃદ્ધિ થવાને લીધે સંપ વધ્યો, ને સંપને લીધે સુખ દુ:ખની વાતો કરવા માંડી તેથી સ્નેહ વધ્યો, ને સ્નેહથી અરસપરસ ઉપયોગી થવા લાગ્યાં, ને ઉપયોગીપણાથી એક બીજાનું જ્ઞાન યાદ રાખી તેની શિખામણ કાહાણી કિસ્સા સંદેશા વિગેરે મ્હોડે કરવા લાગ્યા, એવી રીતે સર્વે વ્યવહાર જારી કીધો. આ પદ્ધતીથી અસલી ઉપયોગી શિખામણો કેહેવતોના રૂપમાં વ્યાપક થઈ ગઈ, પણ એમાં એક મોટી અડચણ તેઓને પડતી હતી, તે એ કે કોઈ પુરૂષ વિદેશમાં રહ્યો ને પોતાની ગુપ્ત બીના પોતાના સ્નેહીઓને કહાવવી હોય ત્યારે બેવિશ્વાસુ મનુષ્યથી જાહેર થતી હતી તેવી વિશ્વાસુ મનુષ્યોને રાખવાં પડતાં હતાં, આ એક મોટું કામકાજમાં નુકશાનનું કારણ હતું. કોઈ શખ્સ વિદેશમાં દેવલોક થયો, ને તેણે જે ગુપ્ત બિના તનુજોને કહી હતી તેને તેઓ ભુલી ગયાં. આ ભુલી ગયલી વાતને યાદ કરવા માંગે તો એને કોણ બતાવે! આ અડચણથી અસલની અનેક વિદ્યાઓ નાશ પામી ગઇ. એ સંકટને દુર કરવાનો બિલકુલ ઉપાય નહોતો પણ સર્વે વાત યાદ રાખવું એજ સાધન હતું, આ અભ્યાસથી એક મનુષ્યને હજારો જાતની વાત યાદ રહે એ અસંભવિત હતું. જેના યોગથી મોહોંડે કરવાની રસમ હજુ પરીઅન્ત ચાલતી આપણે જોઇએ છેયે. પણ જેમ જેમ મનુષ્યો સુધારાને પામતાં ગયાં તેમ તેમ પોતાના સુખને કાયમ રાખવા સારૂં અનેક તરેહનાં હુન્નરોની શોધો કરવા લાગ્યાં; તેમાં કોઇ પુરૂષે વિદ્યાનો હુન્નર શોધી કાઢયો ને અક્ષર ગોઠવણી સર્વેને શિખવી જેથી લખવાનો રીવાજ ચાલ્યો. આ સમયે લખવાને ઘણુંજ અડચણ પડતું હતું, ત્યારે તેઓ જમીનપર વા ધુળમાં વા પાટલાઓ ઉપર ધુળ નાંખી વા પાટીઓ ઉપર લીટા કાઢી શિખવા લાગ્યાં; પણ ઘણીજ ઉપયોગી ને ઘણાં કાળ કાયેમ રાખવા જેવી બીનાને તેઓ પથ્થર, ત્રાંબાના પત્રાંઓ ઉપર કોતરી કાઢી નોંધવા

લાગ્યાં, તેમજ તેઓ કેળ, આંકડા વિગેરેના પાંદડાં ઉપર ચીઠ્ઠીપત્રી મોકલતા હતાં, પણ પાછળથી ભોજપત્ર ને તાડપત્રના ઉપર ગ્રંથો લખવા લાગ્યાં, તેથી ઘણાં જુના જમાનાની હકીગત માણસોને માલમ પડવા લાગી.

આ સાધનના લાભથી ઘણાંક વિદ્વાન ને પંડિતજનોએ તમામ. મનુષ્યોને એકઠાં કરતા જઇને તેમના મ્હોડેથી અસલી જ્ઞાનની કહાણીઓ લખી લીધી; આ કાહાણીઓમાં જે ઘણીજ ગુહ્યને સમજવામાં શકિત ધરાવે, એવી કઠણને પવિત્ર કાહાણીઓને એકત્ર કરીં તેનો જે ગ્રંથ બનાવ્યો તેનું નામ વેદ પાડ્યું. આવા પ્રકારથી વેદની ઉત્પત્તિ હાલના આધુનિક પંડિતો બતાવે છે. તોપણ એ ગ્રંથની પેદાશ કયા જમાનામાં થઇ તે સમજાતું નથી. હમારો નિશ્ચાર્થ એવો કે આ જગતની તમામ ભાષાનું મુળ વેદ છે તેથી વેદ માણસો કરતાં અનાદિ છે. કેમકે એનાથી કોઇ બીજું જુનુ પુસ્તક સૃષ્ટિમાં નથી, તેથી સર્વ ગ્રંથ કરતાં વેદ અનાદિ; તેમ એ મનુષ્ય કૃત્ય નથી, કેમકે જ્યારે મનુષ્ય જન્મ લે છે, ત્યાર બાદ અમુક ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે ને ભાષાનું જ્ઞાન યથાર્થ થયા પછી વેદના અર્થ સમજે છે; એ ઉપરથી મનુષ્યકૃત્ય વેદ નથીજ ન્યાયના મત પ્રમાણે ઋષિ લોકોએ પોતાના નામપર ઋચાઓ લખી એમ સંભવે, તદપી વેદનું જ્ઞાન ઋષિઓની ઉત્પત્તિ પૂર્વે આ સૃષ્ટિમાં હતું, તેથી જ્ઞાન ઋષિઓથી અનાદિ ઠરે, વાસ્તે વેદ ઋષિઓનું કૃત્ય નથી કેમકે જ્ઞાન ઋષિઓની પેહેલાં હતું.

એ પ્રમાણે વેદના માહા વાકયપર સ્પષ્ટ જોતાં જગત મિથ્યા છે; કેમ કે સતરૂપ બ્રહ્મની અંદરથી પાણીની લ્હેર જેવી અવિદ્યા (ભ્રાંતિ) પ્રગટ થઇ, તે ભ્રાંતિને આપણે પોતાના સ્વયં-જ્ઞાનથી ઓળખી લીધી; સબબ કે સતરૂપ બ્રહ્મને વિષે જીવ, ઇશ્વર કલ્પિત છે; અગાઉ સ્પષ્ટ કીધું કે અવિદ્યાએ ચૈતન્યતા ધારણ કીધી, તે ચૈતન્યતા સ્ફુર્ણારૂપમાં દરશાઇ તેથી એ સ્ફુર્ણાને પ્રજ્ઞાન બ્રહ્મ કહ્યો છે. એ સ્ફુર્ણા અહંકારમાં મળવાથી જીવ ઉત્પન્ન થયો, પણ સતરૂપ બ્રહ્મને વિષે જીવ, ઇશ્વર કલ્પિત છે ને તે બ્રહ્મ આત્મા અનંત જ્ઞાનરૂપ છે તેથી તે પોતાનો અવિદ્યારૂપી અજ્ઞાનને જગત જેવડું દેખે છે; આ ઉપરથી શ્રુતિઓમાં અનંત-જ્ઞાન રૂપ બ્રહ્મ કહ્યો છે.

## श्लोक.

**सत्यं ज्ञान मनंतं यद् ब्रम्ह तद् वस्तु तस्य तत्।**
**ईश्वरत्वंच जीवत्व मुपाधिद्दय कल्पितम ॥**

## અર્થ

સત્ય જ્ઞાન અનંતરૂપ જે બ્રહ્મ છે તે વસ્તુ ખરી છે, ને તેને વિષે ઇશ્વરભાવ ને જીવભાવ જે છે તે ઉપાધિ (અવિદ્યા) કરી કલ્પિત છે સારાંશ કે, આપણો આત્મા સત્ય અનંત જ્ઞાનરૂપ છે તેમાં બીજી સર્વ વસ્તુ કલ્પિત છે.

આ ઉપરથી આત્મા જ્ઞાનરૂપ છે ને તે જ્ઞાન સર્વત્ર રહ્યું છે, તેથી વેદ એ શબ્દની વ્યુત્પત્તિ (विद्) ધાતુ ઉપરથી થઇ છે, (विद्) ધાતુનો અર્થ જ્ઞાન એવો થાય છે ને જ્ઞાન તે આત્મા છે, ને એ ઉપરથી વેદ આત્માજ છે; આત્મા ને વેદમાં કાંઇજ ફેર નથી આત્માને વિષે જીવ, ઇશ્વર કલ્પિત છે તેમ વેદમાં કર્મ, ઉપાસના કલ્પિત છે; આત્માનું સત્ય સ્વરૂપ જ્ઞાન છે તેમ વેદનો જ્ઞાન ભાગ સત્ય છે, તેથી વેદને બ્રહ્મમાં ભિન્ન-ભાવ નથી. જ્ઞાનરૂપ આત્માની કૃતિથી ચૈતન્યતા પ્રગટ થઇ ને તેના યોગે સ્ફુર્ણા ભાષા જણાઇ એ સ્ફુર્ણા ભાષાથી અંગ-કૃત ભાષા પ્રગટ થઇ ને એના યોગથી અક્ષી (આંખની વા અક્ષર)ની ભાષા નિપજી, તેમ જ્ઞાનરૂપ વેદમાંથી આ જગતની સર્વ ભાષાઓ પ્રગટ થઇ; સ્ફુર્ણા ભાષાના જ્ઞાનમાં ઇંદ્રિયોની ભાષા મિથ્યા છે તેમ જ્ઞાનરૂપ વેદની ભાષામાંથી ઇંદ્રિયરૂપ જગતની અનેક ભાષાઓ મિથ્યા છે.

## વેદ રહસ્ય

પ્રથમ એક ઋગ્વેદ હતો તેમાંથી બીજા ત્રણ વેદ પ્રગટ થયા તેઓના નામ, યજુર્, શ્યામ ને અથર્વ, એ સર્વનું તાત્પર્ય એવું તો પ્રૌઢ વિચારવાળુ રહેલું છે કે જેના જ્ઞાનમાં આ સૃષ્ટિની સર્વ આદિથી તે અંત પરિઅન્તની સત્ય ખુબી સમાયલી છે. એના વિચાર એકાએક સમજવા વિદ્વાનોને માહા મુશ્કેલીમાં નાંખે છે. એના ત્રણ ભાગ થએલા છે. તે દરેકને કાન્ડ કહે છે. એ ત્રણ કાન્ડમાં મનુષ્યના જન્મકાળથી મૃત્યુકાળ પરિઅન્ત વા જન્મ અગાઉ ને મર્ણ પછી થતી જે વ્યવસ્થાનો યથાર્થ ચિતાર એઓમાં દરશાયલો છે; જેથી મનુષ્ય જન્મકાળમાં અવતર્યું ત્યારે તદન અજ્ઞાન અવસ્થામાં રહેલ છે; તેથી કરીને અજ્ઞાન બાળકના મનમાં સમજ પડે વા આ જગત વ્યવહારમાં ભુલભરેલાં કૃત્યથી દુર રહી નિયમિત ચાલે, તેને સારૂં એક તનશુદ્ધિ કરવાની પદ્ધતીનું જ્ઞાન આપવા જે ભાગ રચાયલો છે, તેને કર્મકાન્ડ કહે છે. આથી અજ્ઞાન બાળક સમજવા લાગે છે કે હું દંતધાવન કરીશ ત્યારે પવિત્ર થઇશ ને શ્નાન કરીશ ત્યારે પ્રભુ પ્રસન્ન થશે! નઠારા વા ગંદા વા મેલવાળાં કપડાં વા વાસણ વિગેરે પદાર્થને ન અડવું, કેમકે અડવાથી અભડાઇશ, વા પરમેશ્વર પ્રસન્ન થશે નહી ને સર્વ મારા સંબંધીઓ ધિક્કારશે ઇત્યાદિ, સારા સાર વિચાર કર્મકાન્ડના રસ્તાની સમજ લેતાં ને તેનાપર ચાલતાં સ્વભાવિક ઉત્પન્ન થઇ આવે છે. તેથી કરીને સ્વચ્છતા, શુદ્ધતા, લાયકી, ને ડહાપણ વિગેર તેનામાં પ્રવેશ થવાનો સંભવ રહેલો છે; તેમજ અજ્ઞાન સ્ત્રીઓને આચ્ચાર વિચાર પાળવાના સ્વભાવથી તેનામાં પણ ઉપલા પ્રકારના ડહાપણભરેલા વિચાર આવે છે ને તેનાં ઉડેલ વા ભટકેલ વિચારો અનેક રસ્તે ન અથડાવવા પામે તેટલા સારૂં શરીરશુદ્ધિ કરાવવા ક્રિયા, કર્મ બતાવેલાં છે; તેમાં સર્વ માણસોએ પ્રાત:કાળમાં ઉઠીને, શૌચવિધિ કરી, સ્નાન સંધ્યા તર્પણ પંચાયનદેવની શેવા જેમાં વેદોક્ત મંત્રે કરીને જપ-જાપ ધ્યાન ધારણા વિશ્વદેવ પંચયક્ષ વિગેરે કર્મો કરવાં.

જેના સંબંધથી એ કર્મ કરનારના મનમાં સારા સારનો વિચાર, શુદ્ધ અશુદ્ધની પરીક્ષા, સત્ય અસત્યનું વિવેચન કરવાની ટેવ પડે છે; તે ઉપરથી સત્ય શું! અસત્ય શું! તેને સમજી કરીને પોતાના મનને વિષે પવિત્ર ને કલ્યાણકારી જ્ઞાન દ્રઢ કરે છે! ને એ દ્રઢ કરેલાં જ્ઞાન ઉપરથી અનીતી અન્યાય ને અજ્ઞાનતાનો ઉદય થવા દેતાં નથી, ને સત્યતાના જ્ઞાનથી તેઓનું મન શાંત ને નિર્વિકાર થઇ જાય છે, જો સૃષ્ટિમાં દરેક માણસને આ કર્મકાંડની જરૂર ન પાડીએ ત્યારે તો તે તદન અજ્ઞાન અવિવેકી ને અન્યાયી થઇ જાય છે. તેથી દરેક માણસને કર્મકાંડ ઉપર ચાલવુંજ જોઇએ. સૃષ્ટિના દરેક ધર્મોમાં ક્રિયા-કર્મની અનેક વિધિઓ રાખેલી છે. તે આ કર્મકાન્ડને મળતીજ છે. હવે અજ્ઞાન બાળક વા સ્ત્રીનું દીલ શરીર શુદ્ધિમાં દ્રઢ થવાથી તેનું મન સત્ય અસત્યની શોધ કરવા તરફ લાગી જાય છે. સારાંશ કે, પ્રાકૃતજ્નોને ઠેકાણે પાડવા સારૂં જે ભાગ વેદમાં દરશાયલો છે તેને ઉપાસના કાન્ડ કેહે છે; એને વિષે એક ઇશ્વરને પ્રસન્ન કરવા સારૂં વેદોક્તમંત્રોચ્ચારથી કેવી રીતે પ્રાર્થના કરવી ને તે સમયે કેવા પ્રકારની બેઠક રાખવી, કેવા વિચારથી તેને ઓળખવો, કેવા જ્ઞાનપર રહેવાથી તે ઓળખાય છે ઇત્યાદિ નિયમની અનેક ક્રિયાઓ, વિધિઓ તેમાં બતાવી છે. તેથી દેહશુદ્ધિ, મનશુદ્ધિ કેવા નિયમપર રાખવાં, એને સારૂં ભક્તિશાસ્ત્ર, ને તેત્રીસ કોટી દેવો ગણ્યા છે. પણ તેમાં ફકત એક દેવને માન્યો છે તેને સારૂં નવધા ભક્તિ, આચ્ચાર, વિચારની શૈલી, પવિત્ર ગ્રંથનું મનન, સંત સમાગમ, સતશાસ્ત્રનું અધ્યયન. કલ્પનાને હદમાં રાખવા સારૂં ઇંદ્રિયોનું રોકાણ, તેમજ નઠારા વિચાર અમળમાં ન લાવવા સારૂં દયા ક્ષમા શાંતી ભક્તિ મૈત્રી વૈરાગ્ય ગુરૂ આજ્ઞા જેમાં અષ્ટાંગ-યોગની ક્રિયાઓ ને યજ્ઞ યજ્ઞાદિક, કર્મોના રસ્તાઓ વિગેરે જેટલું બતાવેલું છે; તેટલાંથી અપવિત્ર અન્યાયી અજ્ઞાનતાનો નાશ થાય છે ને તેથી મન પવિત્ર શુદ્ધ-જ્ઞાનપર વરતે છે વાસ્તે પ્રત્યેક મનુષ્યને ઉપાસના કાન્ડ ઉપર ચાલવુંજ જોઇએ, એમાં ન ચાલનાર માણસ તદન અજ્ઞાનનું પુતળુંજ બને છે; સૃષ્ટિના દરેક ધર્મોમાં પ્રાર્થનાને વાસ્તે અનેક ક્રિયાઓની યોજના બતાવેલી છે.

ઉપલી ક્રિશુદ્ધિના અનુભવથી દરેક મનુષ્યના વિચારો, તર્કો, અનેક પ્રશ્નો ઉત્પન્ન કરે છે. એવા કે આ સૃષ્ટિમાં જડ પ્રથમકે ચેતન્ય, પ્રકાશ કે અંધકાર! કલ્પના કેમ ફુરે છે કયાંથી આવે છે! જન્મ મર્ણ ખરૂં કે ખોટું! ઇશ્વર કયાં છે! કેવો છે! આ નામ રૂપ પ્રપંચવાળું વિશ્વસ્વરૂપ શી રીતે ઉત્પન્ન થયું: આ પ્રશ્નોનો પરિપકવ ઉત્તર જે ભાગોમાં દરશાયો છે. તે ભાગને જ્ઞાન કાન્ડ કહે છે જ્ઞાનકાન્ડને સારૂં અનેક શ્રુતિઓ લખાયલી છે.

ને એ જ્ઞાન છશાસ્ત્રો, ઉપનિષદ્-વિગેરે ગ્રંથોમાં દરશાવેલું છે. આ જ્ઞાન કાન્ડના જાણવાથી તે મનુષ્ય પુર્ણતાને પામી જાય છે. ત્યારે તેને વિષે કલ્પના ઉત્પન્ન થતી નથી કેમકે તે પોતાના (આત્મા) ઇશ્વરને સર્વત્ર જ્યોતિસ્વરૂપથી સુન્યા

કૃતિમાં દરશે છે. ને તેથી કરીને તેનામાં ત્રિકાળજ્ઞ જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે તે ખરો જ્ઞાની થયો કેહેવાય છે. આ કાન્ડ જ્ઞાન શુદ્ધિને સારૂં રચેલો છે ને જ્યારે સંપુર્ણ જ્ઞાનની શુદ્ધિ થાય ત્યારે તે પુર્ણ ઇશ્વર જેવો બને છે; તેથી દરેક માણસોએ આ જ્ઞાનકાન્ડનું યથાર્થ જ્ઞાન મેળવવું જોઇએ, કેમકે સૃષ્ટિના સર્વ ધર્મોમાં પણ અનેક ગ્રંથો એ વિષયમાં લખાયલા છે—

આ ત્રણે કાન્ડ ઉપરથી વેદધર્મની મુખ્ય આજ્ઞા, એક ઇશ્વરને માનવો, સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખવી, જીવહિંસા ન કરવી, ચોરી, કુકર્મ વર્જ કરવાં, અસત્યવકતા ન થવું, માદકપદાર્થ (વ્યસન) જેવાંકે ભાંગ ગાંજો અફીણ તમાંકુ લશણ કાંદા ઇંવ વિગેરે સેવન ન કરવાં, માંસ ન ખાવું, પરસ્ત્રીગમન ન કરવું, ઉપલી તન-મન-ને જ્ઞાન શુદ્ધિ પાળવી, સત્ય વદવું, વિશ્વાસઘાત ન કરવો, ગૌ બ્રાહ્મણ અતિથિ સંન્યાશી વિગેરે સાધુઓની શેવા કરવી; અન્ન ઉદક વસ્ત્ર દ્રવ્ય વિગેરેનું દાન કરવું; આંધળાં લુલાં પાંગળાં બેહેરાં ઠુંઠાં એવા અનાથોને સાહાયતા કરવી. પરોપકાર, પરમાર્થ કરવાં, પ્રાણાંત થાય તો પણ બીજાં ધર્મને ન માનવો, પોતાના ઉપરી જેવાં કે માતા પિતા ગુરૂ રાજા ભાઇભાંડુ સગાં સ્નેહી-મિત્રો, વિગેરેની યથાશકિત શેવા ચાકરી કરવી; અધર્મિ દુષ્ટ ચાંડાળ અન્યાયી વિગેરેનો નાશ કરવો. નિંદા ન કરવી. પ્રથમ ઋગ્વેદ હતો તેમાંથી યજુ સ્યામ અથર્વ એ ત્રણ પેદા થયા; વેદના બે અંગ છે. તેને બ્રાહ્મણને સંહિતા કહે છે. એમાંથી એકસો આઠ બળકે વધારે ઉપનિષદો થયાં, જે ઉપરથી છ વેદાંગ રચ્યાં, વેદાંગના પછી છ શાસ્ત્રો પ્રગટયાં, એના ઉપરથી અરાડ પુરાણ ને એનાથી અરાડ ઉપપુરાણ થયાં, તેમજ બીજી સ્મૃતિઓ, ચાર ઉપવેદ ને બીજા અનેક ધર્મ કર્મના ગ્રંથો થયા, એવી તરેહથી વેદ અનેકપણાને પ્રાપ્ત થયો છે; ને એ અનેક ગ્રંથોનું જ્ઞાન આખા જગત્માં અનેક આકૃતિથી ફેલાઇ ગયું છે.

## ઋગ્વેદ.

(૧) શાકલસંહિતા—એના ૬૪ અધ્યાય, ૮ અષ્ટક, ૧૦ મંડલ છે. ને પ્રત્યેક અષ્ટકમાં આઠ વિભાગ છે, ને મંડલમાં સુકત છે. (૨) ઐતરેય બ્રાહ્મણ—એમાં ૮ પંચિકા ને ૪૦ અધ્યાય છે ૧ કૌષતકી, (૪) ઋગ્બ્રાહ્મણ-મુળ, એટલા બ્રાહ્મણ છે. (૩) ઐતરેય આરણ્યક—એમાં ૫ પંચિકા ને ૨૫ અધ્યાય. (૪) આશ્વલાયન સુત્ર—એમાં શ્રોત, ને ગૃહ્ય એવા બે ભેદ છે. (૧) શ્રોત—એમાં ૧૨ અધ્યાય છે, તેમાં યાગની ક્રિયાઓ છે. (૨) ગૃહ્ય—એમાં ૪ અધ્યાય, તેમાં સંસ્કાર વિધિ છે.

ઋગ્વેદ સંહિતાના એકંદર ૧૦૧૭ સુકત છે. ૨૦૦૬ અનુવાક્, ૧૦૪૧૭ ઋચા, ૧૫૦૮૨૬ પદ. ૪૩૨૦૦૦ અક્ષર.છે. ઋગ્વેદની માંડુકય, સાંખ્યાયન, બાલ્કલ. આશ્વલાયન, ૮ શાખાઓ છે.

એના મુખ્ય દેવતા,—મિત્ર, વરૂણ, ઇંદ્ર, સોમ, વાયુ, અગ્નિ, ઉષ, પુષા, આશ્વિન, રૂદ્ર, વિષ્ણુ, ઇંદ્રાગ્નિ, મૈત્રાવરૂણ, દ્યાવા, પૃથ્વી, અગ્નિસોમ, ઇત્યાદિ.

મુખ્ય ઋષિ—કણ્વ, વિશ્વામિત્ર, દીર્ઘતમ, વામદેવ, વસિષ્ટ, શતચિંત, માધ્યમ, લોપામુદ્રા, વિગેરે.

મુખ્ય છંદ—ગાયત્રી, ઉષ્ણીક, ત્રિષ્ટુપ, બૃહતિ, જગતી, પંક્તિ, અષ્ટિ, અનુષ્ટુપ, ઇત્યાદિ.

એમાં મુખ્ય ઉપનિષદ—નાદબિંદુ, ઐતરેય, આત્મપ્રબોધ.

## યજુર્વેદ.

એના બે ભાગ છે. (૧) તૈત્તિરીય કૃષ્ણ યજુર્વેદ. (૨) વાજસનિય શુકલ યજુર્વેદ.

## તૈત્તિરીયકૃષ્ણ યજુર્વેદ.

એ વેદનું પરિશિષ્ટ ચરણવ્યુહ છે, તેમાં ૧૦૨ શાખા છે, એના ખાંડિકય, ઐાખ્ય એવા બે ભાગ છે; ખાંડિકયમાં આપસ્તંભ, બોદ્ધાયની, સત્યાષાઢ. હિરણ્યકેશી ને ઐાધેયી એના બાર ભેદ છે–ચરકનાચરક, મૈત્રાયણી, શ્વેતતર-શ્વેતાશ્વતર, વાર્તાતર, વાર્તલવ, રાયણીય, કપિચ્છલ, પ્રાચ્યકઠ, કઠ, આહ્વરક, ઐાપમન્યવ; કઠનાતેર ભેદ છે. મૈત્રાયણીના ભેદ–માનવ, દુંદભ, ઐકય, વારાહ, હરીદ્રવ્ય, સ્યામ, સ્યામા યનીય, એવા સાત ભેદ: વાજસનીયના ભેદ. જાબાલ, બોધેય, કાણ્વ, માધ્યંદિની, ગાલબ, કાત્યાયન, કાપર વિગેરે ૧૭ ભેદ છે. જાબાલના ૨૪ ભેદ છે, ગાલબાના ૨૨ ભેદ છે, એ પ્રમાણે ૧૦૨ શાખા થઇ. પરંતુ તૈત્તિરીયમાં ૮૬, ને વાજસનીયમાં ૧૫ મલી ૧૦૨ થાય છે.

## એના શાખા, સુત્રનો વિસ્તાર.

(૧)—૧ આપસ્તંભ શાખા એટલે આપસ્તંભ સંહિતા (૨) તૈત્તરીય બ્રાહ્મણ–આરણ્ય, એના ૨૦ અધ્યાય છે. (૩) આપસ્તંભસુત્ર–એમાં શ્રોતગૃહ્ય, ને ધર્મ એવા ત્રણ ભાગ છે. (૨)–(૧) હિરણ્યકેશી શાખા–એ શાખાના કોંકણસ્થ બ્રાહ્મણ છે. (૨) હિરણ્યકેશીસુત્ર–એના શ્રોતને ગૃહ્ય એવા બે ભાગ છે. (૩)–(૧) સત્યાષાઢ શાખા–એ તૈલંગણમાં છે. (૪)–(૧) બોદ્ધાયન શાખા–એના સુત્ર જે છે, તેનો વિસ્તાર ૩૦૦૦૦ ગ્રંથ છે. (૫)–(૧) મૈત્રાયણી શાખા–એમાં માનવને વારાહી સુત્ર છે. એના ૭ કાંડ છે, એકંદર ૪૪ અધ્યાય છે, બ્રાહ્મણના ૩ અષ્ટક છે, એના ૨૫ અધ્યાય છે, સંહિતાના ૬૫૧ અનુવાક, ૨,૧૯૮ પન્નાશા, ૧,૧૨,૭૯૦ પદ ૨,૫૩,૮૬૮ અક્ષર છે. એમાં મુખ્ય ઉપનિષદ. ૧ બ્રહ્મ, ગર્ભ, યોગતત્વ કઠવદત્રી, કૈવલ્ય, અમૃતબિંદુ, નારાયણ, તૈત્તિરીક, ક્ષુરીકા, સ્કન્દ, મૃતનાદ, દક્ષિણામુર્તિ, કાક્ષ, કાલાગ્નીરૂદ્ર, શારીરક, શુકરહસ્ય, ઇત્યાદિ.

## २. (वाजशनीय शुकल यजुर्वेद.)

(१) संहिता—एना ४० अध्याय छे. (२) शतपथ ब्राह्मण—एना १०० अध्याय, ६८ प्रपाठ ने १४ कांड छे. तेना नाम, (१) हव्यान, (२) एकवै, (३) अध्वर, (४) ग्रह, (५) सर्व, (६) उख्यासंभरण, (७) हस्तिघट, (८) ची, (९) साची, (१०) अग्नि रहस्य (११) मध्यम, (१२) अष्टाध्यायी, (१३) अश्वमेध, (१४) बृहदारण्यक. एने उपनिषद् गणे छे.

(३) कण्वपाठ—एना १७ कांड छे, माध्यंदिनीना १४ कान्ड छे. एनी ऋच्या २०२१, अनुवाक् ३११ पद ३१,५९७ छे. एनी १५ शाखा हती, पण तेमां २ रहेली छे. एमां मुख्य उपनिषद्—याबाल, परमहंस, हंस, ईशावास्य, पिंगल, भिक्षु, तुरीया, तारसार, सुबाल, बृहदारण्यक, नीरालंब, त्रिशिखी, याज्ञवल्क्य मुक्तिकाना, ब्राह्मण, मंडल, तीताध्यात्म, शाठ्यायनी, पिंगल विगेरे.

### यजुर्वेद संहिता.

**इषेत्वोर्जेत्वो वायवस्थो पाय वस्थ। देवोवः सविता प्रार्पयतु श्रेष्ठ तमाय॥ क्रमण आप्यायध्व मध्निया देवभागम्। ऊर्जस्वतीः पयस्वतीः प्रजावतीरनमीवा ॥**

### स्यामवेद.

एनी १००० हजार शाखा छे, तेमां (१) कौथुमी, (२) राणायणी, (३) गौतमा, (४) खल्वला, (५) महाखल्वला, (६) जैमिनीय, (७) लांगल, (८) सौरायण सात्य मुद्गल, (९) शाट्यायनी, (१०) ऋग्वर्णभेद, (११) मांजल, (१२) खलल, (१३) महाखलल, (१४) नैगमेय, (१५) प्राचिनयोग्य, ज्ञान (१७) तलवकार एमां बे शाखा मुख्य छे.

(१)—१ कौथुमीशाखा—ए गुजरातमां चाले छे, एमां प्राचिनयोग, नैगमनीय, आसुरायण, वातायण, ने प्रांजलीद्वैतामृत एवा त्रण भेद छे.

२ संहिता—एमां **दशती ने प्रपाठ** एवा भाग छे. १ छंदसीक ६ प्रपाठक छे. २ बृहत्साम, वैरूप्यसाम, रैवतसाम, दीर्घसाम, वामदेव्यसाम, पंचनिधान, आयरुक, उह-उत्र. ३ उत्तर एमां ९ प्रपाठक छे. ४ आरणी एमां विषय, प्रपाठ, गान, एना आठ ब्राह्मण छे. (१) पंचविस—तांड्य, षडविंस, सामविधान, संहितोपनिषद् ब्राह्मण, आर्षेय, देवताध्याय, वंशब्राह्मण, मंत्रब्राह्मण, एना लाट्यायनने गोभिल एवा बे सुत्र छे.

(२) १ राणायणीशाखा—महाराष्ट्र देशमां चाले छे, एमां शाट्यायनी, शात्यमुद्गल, लांगल, गौतम, ने जैमीनीय मुख्य छे. १५५० ऋच्या छे. ८ वा

૯ મંડલ છે, એમાં ગાયનના ૩૬ પ્રકાર છે, તેના નામ, પ્રસ્તાવ, ઉદીથ, પ્રતિહાર, ઉપદ્રવ, નિધાનુ, હિંકાર, પ્રણવ, અશતિ, સ્તોભસામ, આદિમધ્યનિધાન, પદ્ધવિભાગ, ગ્રગત્યુહ, વિગેરે. એના દેવ—અગ્નિ, ઇંદ્ર, પ્રજાપતિ, સોમ, વરૂણ, ત્વષ્ટા, અંગિરા, પુષા, સરસ્વતી, ઇંદ્રાગ્નિ, અગ્નિનું સુકતનિધાન, ઇંદ્રનું સુક્તપ્રસ્તુત, પ્રજાપતિનું સુકતસ્વર એમ કહે છે. એના છંદ—ગાયત્રી, બૃહતી, ત્રિષ્ટુપ, અનુષ્ટુપ, જગતી, પંક્તિ, ચરણવ્યુહની શાખા છે. તેમાં સત્યમુગ્રીય, સત્ય, મુર્દ્દ, સત્યમુન્દલ, કાશપ, મહાકાશપ, લાંગલાયન, શાર્દુલ, એમાં ૧૪,૦૦૦ ગ્રંથની સંખ્યા છે. એમાં મુખ્ય ઉપનિષદ્—જાબાલી, કેન, રૂદ્રાન, છાંદોગ્ય, જાબાલદર્શન, અરૂણી, મહત, વાસુદેવ, સંન્યાસ, યોગચુડામણી, આત્યકત, વજ્રસુચિક, કુંડિકા, મૈત્રેયી, સાવીત્રી, મૈત્રાયણી.

## સ્યામવેદ સંહિતા.

**अग्न आ याहि वीतये गृह गृणानो हव्यपदातये।**
**निहोता सत्सि बर्हिषि॥**

## गान.

**आग्नायि आयाही· वियितो या यितोयो यि गृणानोह**
**यदातो यायितो या यिनोयिहो तासा त्सायिवा २ ३ ४ औ**
**हो वाही.२ ३ षी॥**

## અથર્વવેદ.

એની શાખા—શૌનકી, પિપ્પલાદ, દાંત, પ્રદાંત, સ્તોતા, ઔતા, બ્રહ્મ, દાવશા, કુમ્ભક, દેવવર્થા, ચરણવિધ, વિગેરે. એના કલ્પ—નક્ષત્ર, વિધાન, વિધિવિધાન, સંહિતા, શાંતી કલ્પ, એવા પાંચ કલ્પ છે. એના દેવતા—બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, એવા ચાર છે. (૧) શૌનકી શાખા—(૧) શૌનકી સંહિતા એમાં ૨૦ કાંડ છે. ૨ ગોપથ બ્રાહ્મણ,—પૂર્વાર્ધ અધ્યાય, ૫ ઉત્તરાર્ધ અધ્યાય, ૬ એમાં પ્રકાર પ્રચ્છામ ૭ એનાં પ્રણવોપનિષદ્ ને અહ્ત્રાસુકત છે. (૨) આરણ્ય એમાં ૫૨ ઉપનિષદ્ ને સુત્રમાં શૌનકી છે. (૨) પિપ્પલાદિ શાખા—એના સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, શૌનક વિગેરે પ્રમાણ છે. તેમજ સુત્ર, પીતૃમેધ, કૌશિક, સાંખ્યાયન, ગૃહ્યસુત્ર, સાંખ્યાયનશ્રૌતસુત્ર

## અથર્વ સંહિતા.

**यतत्रिसप्ता: परियंति विश्वारुपाणी बिभ्रत:॥**
**वाचस्पतिर्व लातेषां तन्वो अद्यदधातुमे॥**

૧. એ વિના શૌનક, સંહિતાજટાપાઠ, મંત્રગણ, અથર્વપદાની સંહિતા વિગેરે ભાગો છે. મુખ્ય ઉપનિષદ્—અથર્વશિખા, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, બ્રહ્મજાબાલ અથર્વશિર, નૃસિંહતાપનીય, નારદ પરીવ્રાજક, દેવી, ભાવના, ભસ્મ, જાબાલ, સીતા શરભ, મહાનારાયણ, ગણપતી, મહાવાક્ય, રામરહસ્ય, રામતાપની, ગોપાલતાપન શાંડિલ્ય, પરમહંસ, પરિવ્રાજકાનપુર્ણા, કૃષ્ણ, સૂર્યાત્મ, હયગ્રીવ, પાશુપત, દતાત્રેય પરબ્રહ્મ, ગારૂડ, ત્રિપુરાતપન.

## ઋગ્વેદ.

એમાં આદિ સંસાર આત્મારૂપે હતો, તેનાપર ચલ, અચલ કંઇજ નહોતુ, તેણે ઇચ્છા કરી કે હું સૃષ્ટિ રચુ એટલી કલ્પના કરવાથી જાતજાતની સૃષ્ટિ થઇ, આવી. તેની જ્યોતિથી જીવો થયા, સર્વ જીવોની રેખાવાલી સારૂ એક પુરૂષ ઉત્પન્ન કર્યો તે પુરૂષ જળમાંથી થયો. તેણે ધ્યાન કીધું, એટલે ઇંડાં આકારે, પોતાનું મ્હોં ઉત્પન્ન થએલુ જણાયું, મ્હોંમાંથી શબ્દ થયો, શબ્દથી અગ્નિ થઈ, અગ્નિથી શ્વાસ, શ્વાસથી આકાશ, આકાશથી નેત્ર, નેત્રથી જ્યોતિ, જ્યોતિથી સૂર્ય, ચંદ્ર, ને કાન, કાનથી શકિત, ને શકિતથી સર્વ વિશ્વસ્વરૂપ પ્રગટ્યું.

## યજુર્વેદ.

(अ) એમાં કહે છે કે, પ્રથમ એક અદ્વિતીય સત્રૂપ હતું, તેમાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ થયો, વાયુથી અગ્નિ થઇ, અગ્નિથી પાણી પ્રગટ્યું, પાણીથી પૃથ્વી થઇ, ને પૃથ્વીથી ઔષધી (વનસ્પતિ) પ્રગટી. (ब) વલી કહ્યું કે, વિરાટથી સૃષ્ટિ થઇ, વિરાટ પુરૂષે બીજાને ઉત્પન્ન કરવાની ઇચ્છા કીધી, એટલે સ્ત્રી પેદા થઇ ને તેના થકી વધારો થયો. (क) વલી કહ્યું કે, આ સંસાર પ્રથમ જળ રૂપ હતો, ને સૃષ્ટિકર્તા એનાપર પવનાકારે વ્યાપી રહ્યો હતો. તેણે પૃથ્વીને દીઠી, ને પૃથ્વીને આબાદ કરવા એક વિશ્વકર્મા નામનો પુરૂષ ઉત્પન્ન કર્યો એટલે વિશ્વ પેદા થયું. વૈદીક ધર્મના જેટલા ગ્રંથો છે, તેના ત્રણ ભાગ કરેલા છે. (૧) છાંદસી (૨) આર્ષ, (૩) પૌરૂષ, એ વિના સંસ્કૃતના ગ્રંથોની વ્યવસ્થા કરૂવાની પદ્ધતી નીચે પ્રમાણેની છે. જેમાં કેટલાંક વચન જ્ઞેય (નિર્ગુણ) બ્રહ્મનું જ્ઞાન આપે છે; ને કેટલાંક ધ્યેય (સગુણ)નું પ્રતિપાદન કરે છે. ને બાકીના વચનો કર્મનું જ્ઞાન આપે છે.

## ઉપવેદ.

ઉપવેદ ચાર છે, (૧) આયુર્વેદ. (૨) ધનુર્વેદ. (૩) ગાન્ધર્વ વેદ. (૪) અર્થ વેદ. ૧ આયુર્વેદના કર્તા ધન્વંતરી, અશ્વિનિકુમાર ને પ્રજાપતી આદિક છે, એ વેદ ઔષધાદિક વિષયપર રચ્યો છે. તેથી ચિકિત્સા શાસ્ત્ર કહે છે. એ ચરક,

વાગભટ્ટાદિ કૃત્ય છે, તેમજ વાત્સાયનકૃત્ય જે કામ શાસ્ત્ર છે. તેઓનો પેટા ભાગ છે, એમાં સ્તંભન ને વાજીકરણાદિકનું વિવેચન છે. ૨ ધનુર્વેદ વિશ્વામિત્ર કૃત્ય છે, એમાં શસ્ત્ર, અસ્ત્રનું નિરૂપણ છે, આયુધ ચાર પ્રકારના છે, મુક્ત, અમુક્ત મુક્તામુક્ત, યંત્રમુક્ત; ચક્ર જેવાં હસ્તથી ફેંકવાનાને મુક્ત કહે છે, અસ્ત્રઆદિકને અમુક્તમાં ગણે છે. ભાલા, બરછી જેવાંને મુક્તામુક્ત કહે છે, બંદુક, તોપ, પિસ્તોલ, તીર, વિગેરેને યંત્રમુક્તમાં ગણેલાં છે; અસ્ત્રનું નામ મુક્ત ને શસ્ત્રનું નામ અમુક્ત કહ્યું છે. એ વિદ્યામાં ચાર જાતના ભેદ છે, પદાતી એટલે પાલા, રથારૂઢ એટલે ગાડી વિગેરે વાહનોમાં બેસે છે, અશ્વારૂઢ, ઘોડાપર બેસનાર ને ગજારૂઢ એટલે હસ્તીપર બેસી લડનાર. ઉપલા આયુધોમાં દેવતાઓના આવાહન કરવાને સારૂ મંત્ર કહ્યા છે. ૩ ગાંન્ધર્વ વેદ. એ ભરત કૃત્ય છે, એમાં મુર્છના સહિત-ગીત, નૃત્ય, વાદ્યનું નિરૂપણ, દેવતાઓનું આરાધન, સ્વર, તાળ, મૃદંગ વિગેરે રાગ, રાગણી વિગેરે સામવેદની શ્રુતિઓના આધારે નિર્વિકલ્પ સમાધિ વિગેરેનું સુખ દર્શાવ્યું છે. ૪ અર્થવેદ—એમાં દ્રવ્ય પ્રાપ્તિને હુન્નર, કળા, કૌશલ્યતા વિગેરે ધંધાઓનું જ્ઞાન, તથા તેમાં કેવી રીતે વર્તવું. જેમાં શિલ્પશાસ્ત્ર, નીતીશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, (સુપ) પાક (સુપકાર) પાકશાસ્ત્ર, ક્રય, વિક્રયના નિયમોનું વર્ણન છે. એના કર્તા અનેક ઋષિઓ છે.

## બ્રાહ્મણ.

એના અનેક ગ્રંથો છે. એમાં કાંઇ પરબ્રહ્મ, પરમેશ્વરનું જ્ઞાન સંપાદન કરાવવા સારૂં એ પુસ્તકો નથી, પણ યજ્ઞક્રિયા સંબંધી ગ્રંથો છે. એનો બ્રાહ્મણોએ અંગિકાર કર્યો છે. એ વેદના શબ્દની વ્યુત્પત્તિ માટે પ્રખ્યાત છે. બ્રાહ્મણોમાં જ્યાં જોઇશું ત્યાં, ઇતિહાસ, ઉપાખ્યાન, ને શબ્દ વ્યુત્પતિ સંબંધી ઠામઠામ વાંચવામાં આવે છે, એમાં યજ્ઞ સંબંધી ઘણુંજ થોડું લખેલું છે પણ ક્રિયા, કર્મપર વધારે વિવેચન કર્યું છે. એમાં પ્રત્યેક મંત્ર પકડી અમુક કર્મ કરવું, ને તેનું ફળ જેમાં બતાવ્યું છે તેવા ગ્રંથોને બ્રાહ્મણમાં ગણેલા છે. આ મંત્રોનો ઉપયોગ કોઇ જગ્યાપર અર્થાનુસાર ને કોઇ જગ્યાપર લીંગાનુસાર દરશાવ્યો છે. એનું મુળ જડતું નથી. વેદના મંત્રમાં સર્વ કર્મ, જપ, જાપ, હોમ, હવન ઇત્યાદિ કરવાથી જે દેવ આવે છે, ને લોક જે જે નવા દેવોને માને છે. તેનો કોઇપણ મંત્ર ભણવો, એ પ્રમાણે હજારો મંત્રો થએલા છે, નવગૃહ-દુર્ગા, ગણપતી, એઓનાં પણ એ રીતેજ મંત્રો ઉત્પન્ન થયા છે, મંત્ર ને બ્રાહ્મણ મલી વેદ થયો છે.

સાયણાચાર્ય કહે છે કે—વેદમાં ત્રણ વાત મુખ્ય છે—વિધિ, અર્થવાદ, ને મંત્રો, વિધિમાં જે જે ક્રિયા આપણે કરવી હોય તે તે બતાવી છે. અર્થવાદમાં બતાવેલી જે જે ક્રિયા છે, તે તે વિહિત છે એમ સમજાવ્યું છે. ને મંત્રોમાં એ સર્વ ક્રિયા લખી રાખી છે. એ નિયમિત ક્રિયા જલદી આવડે તેટલા સારૂ બોદ્ધા-

અને કલ્પસુત્રો રચ્યાં છે, એ કલ્પસુત્રોને અંગિકાર જુદી જુદી શાખાવાળાઓએ કર્યાં છે. એમાંના કેટલાંએકનો નાશ થએલો છે. ને કેટલાંક કલ્પસુત્રો કાયમ છે. એમાં ચારે વેદને લગતાં કલ્પસુત્રોના ગ્રંથો છે; ઋગ્વેદને લગતા, આશ્વલાયન, સાંખ્યાયણ, શૌનિક સુત્રો છે. સ્યામવેદને લગતા, લાટયાયણ, દ્રાહ્યાયણ, સુત્રો છે, યજુર્વેદને લગતા, કાત્યાયન, ભારદવાજ, માનવ, આપસ્તંભ, બૌદ્ધાયનસુત્રો છે, ને અથર્વવેદને લગતા કુશિક સુત્રો છે. કલ્પસુત્રોને મળતા આવે એવાં કેટલાંએક સુત્રોને શ્રૌતને સ્માર્ત કહે છે, સ્માર્ત સુત્રોમાં કેટલાંએક ગૃહસુત્રને સામયાચારીક સુત્રો છે. ગૃહસુત્રમાં ગૃહસ્થોના સર્વ કર્મ આવે છે, ને સામયાચારીકસુત્રને હાલના વિદ્વાનો ધર્મસુત્ર નામથી ઓળખે છે. એના પછી પરિશિષ્ટ થયાં છે.

ઋત્વિજો કદાપી પોતાના સુત્રને રેહેવા દઇ બીજાના સુત્ર ઉપરથી ક્રિયા, કર્મ, મંત્ર, અનુષ્ટાન કરાવે છે. એમાં દરેક વેદને લગતા જુદાજુદા બ્રાહ્મણ હોય છે, ઋગ્વેદને લગતા બૃહવચ બ્રાહ્મણ છે. સ્યામવેદના મોટા તાણ્ડય બ્રાહ્મણના ૨૫ અધ્યાય, ષડ્વિંશ બ્રાહ્મણના ૨૬ અધ્યાય, છાંદોગ્ય બ્રાહ્મણમાં ૩ પ્રપાઠક, સામવિધાન બ્રાહ્મણમાં ૩ અધ્યાય છે: સાયનાચાર્યે સામવેદના આઠ બ્રાહ્મણ ગણેલા છે, જેવાંકે, તાડય ષઠવિંશ, અલ્દ્ભુત ને આર્ષેય. કર્મની વૃદ્ધિ કરાવવાને સારૂ જે બીજા ગ્રંથો છે તેને આરણ્ય કહે છે, ને એઓની ગણત્રી બ્રાહ્મણમાં કરેલી છે. ને યજુર્વેદને લગતો શતપથ બ્રાહ્મણ છે. ને અથર્વવેદમાં ઐતરેય ને ગોપથ બ્રાહ્મણ છે. એમાં ઐતરેય બ્રાહ્મણનો ઐતરેયારણ્યક ભાગ છે. ૧ મહાવ્રતમ.— એના ૫ અધ્યાય છે. ૨ સંહિતા વા ઉપનિષદ—૫ અધ્યાય છે. ૩ મહાવ્રતસ્ય પંચવિંશતી સામધેન્યના ૫ અધ્યાય છે. યજુર્વેદના આરણ્યના ૧૦ અધ્યાય છે નેતેના જુદાં જુદાં નામો છે. સામવેદના આરણ્યની સંહિતાના ૬ અધ્યાય છે. શતપથ બ્રાહ્મણના ૧૪ પ્રપાઠક છે. અથર્વવેદના આરણ્યમાં જુદાં જુદાં ૫૨ ઉપનિષદ છે. યજ્ઞકર્મ કરાવવામાં કેટલાએક ઋત્વિજો માધ્યંદિની શાખા ઉપયોગમાં લે છે ને કેટલાએક ઋગ્વેદ ઉપરથી સર્વ કર્મ કરાવે છે; યજ્ઞકર્મમાં અનેક વિધિ દરશાવેલી છે. એમાં દ્રવ્ય, સંભાર, પાત્ર, મંડપવિધિ, કુંડ, બેઠક, મંત્રપદ્ધતિ, વિગેરે. એ કર્મ કરાવવામાં હોતૃ વા હોતા, અધ્વર્યુ, બ્રહ્મન વા બ્રહ્મા, ઉન્દાતૃ વા ઉન્દાતા, એવા મુખ્ય ચાર ઋત્વિજ હોય છે, તેમાં પ્રત્યેક શાખે ત્રણ ત્રણ મળી એકંદર બાર વા સોળ ઋત્વિજ હોય છે.

એ બારના નામ (૧) મૈત્રાવરૂણ, (૨) પ્રતિપ્રસ્થાતા, (૩) બ્રાહ્મણચ્છંસી, (૪) પ્રસ્તોતા, (૫) આચ્છાવક, (૬) નેષ્ટા, (૭) આગ્નિઘ્ર, (૮) પ્રતિહર્તા, (૯) ગ્રાવસ્તોતા, (૧૦) ઉન્નેતા, (૧૧) પોતા, (૧૨) સુબ્રહ્મણ્ય, એઓ છે. યજ્ઞમંડપમાં ચાર દીસામાં દ્વાર રાખીને મહાવેદી કરે છે. એ મહાવેદીની અંદર ઉત્તર વેદી, યુપ, હવિર્ધાન, ઉપસદ, માર્જાલીયા, સદ (પ્રેક્ષક બેસવાની જગ્યા) વિગેરે સ્થળ હોય છે, મહાવેદીની બાહેર ચાત્વલ, સામિત્રશાળા, અવદ્યગોહ, વિગેર

ભાગ કાઢીને નાના નાના માર્ગ કરે છે. તેનું નામ સંચાર. મહાવેદીની પશ્ચિમમાં અગ્નિનો કુંડ, પુતિનશાળા, યજમાનનું આસન, બ્રાહ્મણનું સ્થાન, ધર્મ, મુખ્ય ઋત્વિજનું સ્થાન ઇત્યાદિ જગ્યા કરી હોય છે. યજ્ઞમંડપના દ્વાર ને અતિગ્વર મળીને ૧૨ પાવલા, ને મહાવેદીના ૩૬ પાવલા મળીને ૪૮ પાવલા જ્યારે કરે છે, ત્યારે તેને બર્હિવેદી વા અંતર્વેદી કહે છે. યજ્ઞકર્મમાં પાત્ર તથા સામાન લાગે તે—ઇધ્માં, બર્હિ, ધૃષ્ણી, સુચ, ચમસ, ગ્રાવાણ, સ્વરવ, ઉપરવ, દ્રોણકળશ, વાયવ્યકળશ, પુતભૃત, ગૃહ, ઇઅસુનુસ્વધિતિ, દંડ વિગેરે પદાર્થ હોય છે, સોમયાગમાં અનેક પદાર્થ હોય છે, તેમાં દીક્ષાણીયા, પ્રાયણીયા, આતિથ્ય, ધર્મ, અગ્નિષોમિયા, પાંશુક, સુત્યા, પ્રાતઃ સવન, મધ્યાન્હસવન, તૃતિયસવન, સોમપાન, અવભૃથ, વરૂણેષ્ટી, વિગેરે સાત દીવસ કરાવે છે. ઉપર બતાવેલા મુખ્ય ચાર ઋત્વિજમાં અધ્વર્યુનું યજ્ઞ કરવામાં ઘણુંજ કામ હોય છે. નીચું ક્રમ પણ એનેજ કરવું પડે છે, યજ્ઞ કરવા પેહેલાં જમીન માપે છે, વેદી બાંધે છે, યજ્ઞોના પાત્ર તૈયાર કરવાં, પાણી ભરી લાવવું, બાળવાના લાકડાં લાવવાં, અગ્નિ પ્રગટ કરવો, અશ્વ, ગૌ, અજા જેવાં જનાવરોને આણી તેનો વધ કરવો, તેમજ જે જે સરસામાન લાવવાનું, લઇ જવાનું, વિગેરે હસ્તકર્મ સર્વ એને માથે હોય છે, મંત્ર ભણવાનું કામ એને કિંચિત્‌માત્ર કરવું પડતું નથી.

પણ સર્વ મંત્રો ભણવાનું કામ ઉદ્રાતૃને માથે હોય છે, યજ્ઞમાં એનું કામ ફક્ત મોટે ઘાટે, મધુસ્વરે, રાગ કાઢીને ભણવાનું છે, તેમજ હોતૃને પણ મંત્ર ગાવાનુંજ છે, હોતૃનું કામ ફક્ત વેદમંત્રોના શુદ્ધ ઉચ્ચાર કરવા સારૂ, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત સ્વરો ઉપર નિયમ પૂર્વક ધ્યાન આપવાનું હોય છે, એ રીતે હોતૃ, ઉદ્રાતૃ, અધ્વર્યુ ઋત્વિજ વચ્ચે યજ્ઞ કામ વેહેંચાઇ જાય છે. યજ્ઞકર્મમાં બે પ્રકાર છે, બ્રાહ્મણોએ અગ્નિદ્વારા ઇશ્વરની ભક્તિ કરવી; ને ગૃહસ્થોએ અગ્નિહોત્રના ત્રણ અગ્નિમાં હોમ હવન કરવાં; એમાં બ્રાહ્મણ જન્મા પછી કર્મે કરીને બ્રાહ્મણ બને છે. તેથી કર્મના સોળ સંસ્કાર કહેલા છે. (૧) ગર્ભાધાન. (૨) પુંસવન. (૩) સીમંતોન્નયન. (૪) જ્ઞાતકર્મ. (૫) નામકરણ. (૬) વિષ્ણુબળી. (૭) નિષ્કામ. (૮) અન્નપ્રાશન. (૯) ચૌલ વા ચુડાકર્મ. (૧૦) ઉપનયન. (૧૧) મેધાજનન. (૧૨) મહાનામ્ની. (૧૩) મહાવ્રત. (૧૪) સમાવર્તન. (૧૫) વિવાહ. (૧૬) માર્ગ કાળનો અંતેષ્ટી. એ કર્મોમાં જુદા જુદા અગ્નિના જુદા જુદા નામો છે. અગ્નિના નામ—પાવક, મારૂત, પવમાન, મંગલ, પ્રબલ, પાર્થિવ, સૌમ્ય, સમુદ્ભવ, સૂર્ય, રૂકમક, દ્વિજ, હવ્યવાહન, કવ્યવાહન, વરદ, બળવર્ધન, ક્રોધ, કામદ, ક્રવ્યાદ, વન્હિ, હુતાશન, ઇત્યાદિ. તેમજ દેવો પણ જુદા છે, પુરૂરવાદ્રવ, ધનુર્ધર, સત્યવસુ, નાંદીમુખ, કામકાળ, ધુરિલોચન વિગેરે. એમાં કર્મ પણ અનેક પ્રકારના છે. શ્રૌત, સ્માર્ત, પુરાણોક્ત, સુત્રોક્ત, ઇષ્ટાપુર્ત, પ્રાયશ્ચિત, શાંતિક, પૌષ્ટિક, નિત્યાં નૈમિત્તિકમંગળ, અમંગળ, વર્ણાશ્રમ, શિષ્ટાચાર પ્રાપ્ત, કામ્ય, જાતિવિશિષ્ટ, યુગવિશિષ્ટ, આપત્તિ નિમિત્ત, બાળ, વૃદ્ધ, આતુરાદિ અવસ્થા વિશિષ્ટ, ઇત્યાદિ.

અગ્નિહોત્રવાળા શ્રૌતાગ્નિમાં હવિસંસ્થા, સોમસંસ્થા, ઉતરક્રતુ વિગેરે થાય છે. ને ગૃહસ્થના અગ્નિમાં ફકત પાકસંસ્થા થાય છે, દરેક સંસ્થામાં કયાં કયાં કર્મ થાય છે તે બતાવ્યાં છે.

(૧) હવિસંસ્થા (શ્રૌત)....(૨) સોમસંસ્થા (શ્રૌત)....(૩) ઉતરક્રતુ (શ્રૌત)
(૧) અગ્નયાધેય ........(૧) અગ્નિષ્ટોમ ........(૧) અશ્વમેધ.
(૨) અગ્નિહોત્ર...........(૨) અત્યગ્નિષ્ટોમ.........(૨) સત્ર.
(૩) દર્શપૌર્ણિમાસ........(૩) ઉકથ ...............(૩) રાજસૂય.
(૪) ચાતુર્માસ્ય............(૪) ષોલસિ...............(૪) પૌંડરિક.
(૫) આગ્રયણ ............(૫) વાજપેય..............(૫) સર્વમેધ.
(૬) નિરૂઢપશુબંધ........(૬) અતિરાત્ર ...........(૬) વિશ્વજીત.
(૭) સૌત્રામણી............(૭) અપ્તોર્યામ(અપ્તુર્યામ).(૭) પુત્રેષ્ટિ વા પર્જન્યેષ્ટિ.

ગૃહસ્થના ઘરમાં ગૃહાગ્નિમાં પાકસંસ્થાના પેટામાં સાત કર્મ થાય છે. (૧) શ્રવણાકર્મ. (૨) અશ્વયુજી. (૩) પ્રત્યવરોહણ. (૪) આગ્રયણ વા નવાન્નેષ્ટી. (૫) પિંડપીતૃયજ્ઞ. (૬) સર્પબળી. (૭) અન્વષ્ટકી. આવા પ્રકારના શ્રૌત, સ્માર્તકર્મના સારા સારપર અનેક વિધિઓ દરશાવેલી છે. વાજપેય નામનો એક યજ્ઞ થાય છે તેમાં ૨૭ પશુ મારે છે; ને અશ્વમેધમાં ૨૬૦ પશુ મારે છે. ને એનું માંસ સર્વ બ્રાહ્મણો, યજમાન વિગેરે પ્રજા ખાય છે.

બ્રાહ્મણો પોતે જગતમાં દરશાવે છે કે હમો મોટા ધર્મ જ્ઞાતા, પણ કેવા ઘાતકી, દુષ્ટ, ને નિર્દય કર્મ કરે છે. ભાઈ આપણા પવિત્ર વેદ ધર્મમાં જીવહિંસા કરવાનું બિલકુલ કહેલું નથી. તેમજ કર્મ નિષેધ કર્યાં છે. પણ જ્ઞાનથી મોક્ષ કહ્યો છે. એવી અનેક શ્રુતિઓ પોકાર માર્યા કરે છે. આ હિંસક કર્મ ઉપરથી કંટાળીને નિકળેલા જે બૌદ્ધ ને જૈનધર્મે આ કર્મ કરનારા બ્રાહ્મણોને પાપી ગણી, પ્રજામાંથી બ્રાહ્મણોનું માહાત્મ કમી કરાવી દયા ધર્મ પ્રવર્તાવ્યો. ને સર્વ પ્રજાની અંદર દયા, ક્ષમા, ભક્તિ, વૈરાગ્ય, પરોપકાર, પરમાર્થ ચાલુ કીધાં, ને યજ્ઞકર્મનો નાશ કરાવ્યો. હવે વિદ્વાનોએ વિચારવું જોઇએ કે વેદમાં શું! એક જગ્યાપર જીવહિંસા કરવી ને બીજી જગ્યાપર ન કરવી એવી બે આજ્ઞા કાંઈ હોય છે. ના! ના! પણ અજ્ઞાન પ્રજા કપટી બ્રાહ્મણોના સમજાવ્યા પ્રમાણે ચલી તે ચાલી. પણ વેદના જ્ઞાનકાંડના ભાગમાં આ કર્મકાંડના ભાગને નાસ્તિકનો ભાગ ગણ્યો છે. ને એ કર્મ ન કરવાં એવું ફરમાવ્યું છે. પરંતુ ઇશ્વરપ્રાપ્તિને સારૂં વા પરમાર્થ જ્ઞાનથી માનસીક સર્વ કર્મ કરવાં કહેલું છે, જેમાં શમ, દમ, ઉપરતિ તિતિક્ષા. શ્રદ્ધાસમાધાન એ ષટકથી મોક્ષ બતાવ્યો છે. કાંઈ કર્મથી કહ્યો નથી.

## સંહિતા.

એ ભાગમાં જડ, ચૈતન્ય, સારૂં. નઠારૂં, પાપ, પુણ્ય, સત્, અસત્, પ્રકાશ, અંધકાર, એ સર્વનું મુળતત્વ કેવું છે! તેનો દેખાવ, તેની કૃતિ, તેનું સામર્થ

તેની પુષ્ટી, વિગેરેનું વર્ણન છે. એમાં આત્મા પરમાત્મા-જીવ શીવ, કયી ચીજો છે. વા મન, બુદ્ધિ, વિગેર કયાં રહ્યાં છે? આ પંચતત્વ કયાંથી થયાં! ઇત્યાદિ. ખુલાસાપર એ ભાગો લખાયલા છે. એ ભાગ કાંઇ કર્મજ્ઞાન સંબંધી નથી પણ ફક્ત પરમાત્માની પ્રાપ્તિના નિયમ દરશાવે છે. એમાં વેદના સર્વ ઉપનિષદ્દો આવી જાય છે. આ ઉપનિષદ્દોનો ટુંક હેવાળ નીચે પ્રમાણે.

## ઉપનિષદ્દો.

સંસ્કૃત ભાષાના જે ગ્રંથો છે. તેના ત્રણ ભાગ કરેલા છે. ૧ છાંદસ. ૨ આર્ષ. ૩ પૌરૂષ. બીજા ભાગની વર્ગવાળી નીચે પ્રમાણે કરે છે. શ્રુતિ, સ્મૃતિ, સુત્ર, પુરાણ, ઇતિહાસ, ઉપવેદ, વેદાંગ, ઉપાંગ, શાસ્ત્ર, નિબંધ, ઉપપુરાણ, સંહિતા, કાવ્ય, અલંકાર, નાટક, ટીકા, ભાષ્ય, કથા, શ્રુતિ મધ્ય સંહિતા, એવી રીતે પ્રત્યેક શાખાના બ્રાહ્મણો સમજે છે. સ્મૃતિ અટલે શ્રુતિના શ્લોકબંધ ગ્રંથને ધર્મશાસ્ત્ર જાણે છે. સુત્ર એટલે શ્રૌત, સ્માર્ત, કર્મોપયોગી જે ગ્રંથયજ્ઞના સંસ્કાર તત્પ્રકરણીય કેહેવાય છે તેને સુત્ર કેહે છે. એના ત્રણ ભાગ છે. અથર્વવેદના આરાણ્યમાં ૫૨ ઉપનિષદ જુદાં જુદાં છે. શ્રીમચ્છંકરાચ્ચાર્ય સ્વામીએ શ્રુતિ સ્મૃતિ ને સુત્રના ઉપર ભાષ્ય કરેલા છે, ને તેમાં શ્રુતિના દશ ઉપનિષદ ગણેલાં છે. એ શિવાય ઘણા ઉપનિષદ છે, કેટલાક ૧૦૮ કેહે છે, ને કેટલાક ૧૬૦ કેહે છે. મુક્તિકોપનિષદ્દમાં ઋગ્વેદના ૧૦, કૃષ્ણ યજુર્વેદના ૩૨, શુકલ યજુર્વેદના ૧૯, શ્યામવેદના ૧૬, ને અથર્વવેદના ૩૧ મળી એકંદર ૧૦૮ ની યાદી આપી છે.

શ્રી મચ્છંકરાચ્ચાર્યના દશ ઉપનિષદોનો સાર નીચે આપ્યો છે.

## ઉપનિષદ્દોનું વર્ણન.

(૧) એતરેયોપનિષદ્ વા આત્મષટક. એ ઋગ્વેદનું છે. એમાં પ્રજ્ઞાન બ્રહ્મ એ માહાવાકયનો અર્થ કર્યો છે, એમાં પ્રજ્ઞાન પદનો અર્થ નીચેનો શ્લોક દરશાવે છે.

### શ્લોક

**येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोतीच।**
**स्वाद स्वादु विजानाति तत प्रज्ञानमुदीरितम॥**

### અર્થ.

જે ચૈતન્યથી પુરૂષ રૂપાદિકને દખે છે, શબ્દ સાંભલે છે, સુગંધ લે છે, શબ્દ બોલે છે, સ્વાદ, અસ્વાદને જાણે છે, તે ઉપલક્ષિત ચૈતન્યને પ્રજ્ઞાન કહ્યો છે. આ સર્વ જગત્ પ્રજ્ઞાનનો વિકાર છે, પ્રજ્ઞાનની સોળ કળા ગણી છે. ૧ હૃદય, ૨ મન, ૩ સંજ્ઞાન, (ચૈતન્યભાવ) ૪ વિજ્ઞાન, ૫ તત્કાળની પ્રતિભા, ૬ મેધા, ૭ દ્રષ્ટિ, ૮

ધૃતિ, ૯ મતી, ૧૦ મનિષા, ૧૧ જુતિ(ચિત્તનું-દુ:ખપણું) ૧૨ સ્મૃતિ, ૧૩ સંકલ્પ, ૧૪ ક્રતુ, ૧૫ અસુ, ૧૬ કામ. એ સોળ કળાનો સાક્ષી એક આત્મા છે. બ્રહ્મ શબ્દનો અર્થ નીચેનો શ્લોક બતાવે છે.

### श्लोक

**चतुर्मुखेंद्र देवेषु मनुष्वाश्वगवादिषु ।**
**चैतन्यमेकं ब्रम्हात : प्रज्ञानं ब्रम्ह मय्यपि ॥**

### અર્થ

ચતુર્મુખ (બ્રહ્મા) ઇંદ્ર, મનુષ્ય, અસ્વ, ગૌ વિગેરેમાં જે ચૈતન્ય છે, તે બ્રહ્મ છે. આ પ્રજ્ઞાનરૂપ આત્મા બ્રહ્મ છે, ઇંદ્ર છે, પ્રજાપતી છે. તેમજ સર્વ સ્થાવર, જંગમ, પંચ-માહાભૂત, (પૃથ્વી, આપ, વાયુ, જ્યોતિ, આકાશ) ક્ષુદ્ર (અલ્પ) મિશ્ર અંડજ, જરાયુજ, સ્વેદજ, વૃક્ષાદિક. અસ્વ, ગૌ, પુરૂષ, હસ્તી, ને આ સર્વ પ્રાણી સમુહ જે છે, એ સર્વ આત્માની દ્રષ્ટિથી ઉત્પન્ન થયાછે તેથી જે કાંઇ આ દેખાય છે તે સર્વ પ્રજ્ઞાન બ્રહ્મજ છે. સારાંશ કે આ સર્વ સૃષ્ટિ પ્રજ્ઞાન બ્રહ્મની આકૃતિ વા દેખાવ છે. વા એના થકી સર્વ પ્રગટ થયું છે. ને સર્વ એમાંજ લિન થવાનું છે.

## (૨) માંડુક્યોપનિષદ.

એ અથર્વવેદનું છે, એમાં આ સર્વ જગત્ ૐકારરૂપ બ્રહ્મ છે. એમાં અયંઆત્મા બ્રહ્મ એ માહાવાક્યનો અર્થ કહ્યો છે, એમાં અયં એ યુકિતથી આત્માને સ્વપ્રકાશમય અપરોક્ષરૂપ માન્યો છે, એ અહંકારથી તે દેહ પરિઅન્તનો જેટલો જથ્યો છે, તે સર્વનું પ્રત્યેક (આંતર) જે છે તેને આત્મા કહ્યો છે. એમાં ચાર પ્રકરણ છે. ૧ વેતથ્ય. ૨ અદ્વૈત. ૩ અલાત. ૪ શાંત. એમાં બ્રહ્મ વિચાર કરેલો છે. એના બે પ્રકરણમાં શંકરાચાર્યે ભાષ્ય કરેલું છે. તેથી અયં પદનો અર્થ નીચેનો શ્લોક કહે છે.

### श्लोक

**स्वप्रकाशा पहोक्षत्वमय मित्युक्ति तो मतम ।**
**अहंतारा ऽऽ दि देहांतात प्रत्यगात्मेति गीयते ॥**

### અર્થ

અહંકારથી સ્થુળદેહ પરિઅન્ત જે ભાગ છે. તે સર્વ ભાગને આત્મા કહ્યો છે. એ આત્મા સ્વપ્રકાશમય અપરોક્ષરૂપ ગણ્યો છે, તેથી આત્મા ચાર પાદવાળો

ગણ્યો છે, આ સૃષ્ટિ ૐકાર માત્ર બ્રહ્મ છે, એમાં (अयं आत्मा ब्रम्ह) એટલે આ આત્મા બ્રહ્મ છે. બ્રહ્મપદનો અર્થ.

### શ્લોક

**दस्य मानस्य सर्वस्य जगतस्तत्व मीर्यते ।**
**ब्रम्हशब्देन तद्ब्रंम्ह स्वप्रकाशात्म रूपकम ॥**

### અર્થ.

આ દ્રસ્યમાન સર્વ જગતરૂપ છે, તેને બ્રહ્મ શબ્દે કરીને કહીએ છીયે. એ બ્રહ્મ સ્વપ્રકાશ આત્મસ્વરૂપ છે. સારાંશ કે આ જગત્ જે તત્વરૂપે દેખાયું છે. એ કાંઇ તત્વ સ્વરૂપ નથી. પણ એ એક શુદ્ધ, નિર્વિકાર-સતરૂપ આત્મા છે. એ આત્મા સ્વપ્રકાશીતજ છે.

## (૩) છાંદોગ્યોપનિષદ.

એ સામવેદનું છે. એમાં આ સર્વ જગત્ એક અદ્વિતીય, સતરૂપ હતું એ સતરૂપ અદ્વિતીયમાં આ જગત્ નથી, પણ તે એકજ પદાર્થ છે. આ જ્ઞાન ઉદ્દાલક ઋષિએ પોતાના શ્વેતકેતુ નામના પુત્રને આપવા સારૂં (તત્વમસી) તે તું છે. એ મહાવાકયનો બોધ આપ્યો છે. એ બોધ નવવાર નવદ્રષ્ટાંતથી કર્યો છે. સારાંશ કે સર્વત્ર જે ચીજ ચૈતન્ય સ્વરૂપે વ્યાપી રહી છે. તે ચીજ તારે વિષે રહીને, આ તારી કાયામાં અનેક ચેષ્ટા, જેવી કે હાલવું, ચાલવું, બોલવું, કલ્પની કરવી. વિગેરે જેટલી રમત તું કરી રહ્યો છે, તે સર્વ (ચેષ્ટા) તે ચીજજ કરે છે. તેથી કરીને તેમાંને તારામાં ભેદ નથી. પણ તું તે ચીજજ છે. કેમકે તારામાં તે વસી છે ને સર્વ કૃત્ય કરાવે છે.

એવી રીતે કે જેમ સોનાના અનેક દાગીનાઓ છે. પણ દાગીનારૂપી અનેક આકાર સોનાનાજ છે. એ પ્રમાણે તું જે ચીજથી ખડો છે વા જે ચીજ તારે વિષે રહી છે: તે ચીજ સર્વત્ર છે. તેથી કરીને તું સર્વત્ર છે. વા સર્વત્ર જે ચીજ છે, તે તું પોતેજ છે. કેમકે સૃષ્ટિના ત્રણે કાળમાં જે ચૈતન્યરૂપ ચીજ વ્યાપી રહી છે, તેમાં આ જગત્ વિકારરૂપ છે.

તેથી કહ્યું છે કે, (विकारो नाम धेयं) એટલે. આ નામ, રૂપ, પ્રપંચવાળું, ભિન્નભાવિક જે આ (જગત્) દેખાય છે. તે ફક્ત વિકારમાત્ર છે. સારાંશ કે આ જગત્ આત્માના વિકારથીજ દરશાય છે વા એ વિકાર આત્માનોજ છે. ને તે આત્મા તે તું પોતેજ છે, તેથી (तत्वमसी) તે તું છે. એવી રીતે નવવાર ઉપદેશ કીધો છે.

તેમાં તેણે કહ્યું કે, સૃષ્ટિની અગાઉ જે કાંઇ રચ્યું છે, તે એક અદ્વિતીય છે.

આ અદ્વિતીય ઘણુંજ સુક્ષ્મ છે, એ સુક્ષ્મરૂપ હોવાથી ઓળખવું મુસ્કેલ છે, આ અતિસુક્ષ્મરૂપ પદાર્થ જે છે. તે આપણને આ જગતરૂપે ભાસ્યો છે. વા એ મહાન સુક્ષ્મ સ્વરૂપ આપણને આ જગતાકારે દેખાયું છે. એ સુક્ષ્મરૂપ સત્ય છે તે તું આત્મા છે, તેથી તુંજ આત્મા છે. વા આત્મા તું પોતેજ છે, એવી તારી ભાવના કર.

તું આત્મા અતિસુક્ષ્મ હોવાથી તારા સુક્ષ્મ સ્વરૂપમાંથી પ્રથમ સતરૂપ આકાશ પ્રગટ થયું છે વા એ આકાશ પેલાં અતિસુક્ષ્મ, અદ્વિતીય, સતરૂપનું સ્થાન છે. એ સ્થાનમાં પ્રથમ તેજ (અગ્નિ). તેજથી પ્રાણ, પ્રાણથી મન (પૃથ્વી) ને મનથી વાણી (શબ્દ) એવી રીતનીસતથી ઉત્પત્તિ થઇ, પણ મર્ણસમયે વાણી મનની અંદર, મન પ્રાણની અંદર, પ્રાણ તેજની અંદર, તે તેજપર દેવતા સતની અંદર, ને સત્ પરબ્રહ્મણની અંદર લિન થાય છે. એ બ્રહ્મ તે તુંજ પોતે છે, ને આ જગત્ તારૂં પોતાનું સ્વરૂપ છે તેથી.(તત્વમસી) તે તુંજ છે. બીજો નથી. આ ઉપદેશ થકી હું બ્રહ્મ છું. એવું જ્ઞાન થયું. એના બે અધ્યાય છે.

## ૪ બ્રહદારણ્યક ઉપનિષદ્.

એ યજુર્વેદનું છે. એમાં અહંબ્રહ્માસ્મિ એ મહાવાક્યનો બોધ કીધો છે. એમાં અહંપદનો અર્થ નીચે બતાવ્યો છે.

### શ્લોક

**परीपूर्ण.परात्मा ऽ स्मिन देहे विद्या ऽ धिकारिणिबुद्धे शाक्षितया स्थित्वा स्फुरन्नह मितिर्यते॥**

### અર્થ.

પરિપૂર્ણ પરમાત્મા વિદ્યા જ્ઞાનનો અધિકારી દેહને વિષે બુદ્ધિનો સાક્ષી થઇને ફુરે છે. તે હું (અહં) પદ કરી કેહેવાય છે. એમાં કહ્યું છે કે આ શરીરને વિષે રહેલો પુરૂષ બ્રહ્મ છે. એ આત્મા પોતાને યથાર્થ ઓળખી લેવાથી હું બ્રહ્મ છું (अहंबम्हास्मि) એમ જાણી ગયો.

હું બ્રહ્મ છું, એમ જાણવાથી સર્વાત્મા થઇ ગયો, ને જેને જેને વિષે પોતાને વ્યાપેલો જોયો, તેને તેને વિષે તે બ્રહ્મ થયો, આવા જ્ઞાનથી જે પોતાને જુએ છે. તે તે જગ્યાનો.તે બ્રહ્મ વા ઇશ્વર વા માલીક થાય છે. તેથી આ વર્તમાનકાળમાં પોતાને હું બ્રહ્મ છું એમ સમજવાથી તે પોતે સર્વાત્મા થઇ બેસેછે, પણ જે પુરૂષ એમ સમજેછે કે હું જુદો, આ જુદો, તે જુદો, તે કાંઇ સર્વાત્મા થતો નથી. પણ અલ્પજ્ઞાત્મા (જીવ) થાય છે. ને ભ્રાંતિએ કરીને કલ્પના ઉઠાવ્યા કરે છે તેથી આ પુરૂષ કાંઇ સમજતો નથી. બ્રહ્મપદનો અર્થ.

## શ્લોક

**स्वतः पूर्णः परात्मा ऽत्र ब्म्हशब्देन वर्णितः।**
**अस्मि तैक्य परामर्स स्तेन ब्म्ह भवाम्यहम ॥**

## અર્થ

સ્વત : પુર્ણ પરમાત્મા જે છે તેને અહિંઆં બ્રહ્મ શબ્દથી વર્ણ કીધો છે, ને (अस्मि) પદ ઐક્યપણું બતાવનારૂં છે.

સર્વે પ્રાણીમાત્રોએ બ્રહ્મા પાસે જઇને અક્ષર બ્રહ્મનું જ્ઞાન લીધું તેમાં તેણે બતાવ્યું કે આ જગતનું અધિષ્ઠાન તત્વ નામ રૂપનેં કૃત્ય છે. એ તત્વોથી જગત્ વ્યવહાર ચાલે છે, પણ આત્મભાવે કરીને એ સર્વ ઐક્યરૂપ થઇ જાય છે. પ્રથમ અક્ષર બ્રહ્મમાંથી ભ્રાંતિ (અવિદ્યા)એ કરીને શબલ (મિથ્યા) બ્રહ્મરૂપ એક પુરૂષ ઉપન્ન થયો. તેણે જીવભાવ (કલ્પિત ભાવના)થી સૃષ્ટિક્રમ ચાલુ કીધો.

એમાં ભાવના યોગથી જીવરૂપ પિતાએ વાણીરૂપ જાયાના સંયોગથી સાત પ્રકારના અન્ન ઉપન્ન કર્યાં. તેમાં હુત પ્રહુત એ બે પ્રકારના અન્ન દેવોને આપ્યાં. તૃણ નામનું અન્ન પશુઓને આપ્યું. મન વાચા ને પ્રાણ એ ત્રણ અન્ન આત્માને આપ્યાં. ને સાતમું સાધારણ અન્ન સર્વને સામાન્યપણે વહેચ્યું. એમાં પ્રથમ પ્રાણની ઉપાસના કરી છે તેમાં એક મૂર્ત્તની ને બીજી અમૂર્ત્તની ને સર્વ પદાર્થમાં આત્માને મધુ (મિષ્ટ) રૂપ વ્યાપક ગણી તેનો નિર્ણય બતાવ્યો છે.

વળી એમાં આઠ ગૃહ ગણ્યા છે. પ્રાણ, વાક્, જીવ્યા, ચક્ષુ, શ્રોત્ર, મન, હસ્ત, ત્વચા એઓને કબજ કરવાથી વા વશ રાખવાથી આત્મ પ્રાપ્તી દરશાવી છે. બાદ આત્માનું વ્યાપકપણું આ નીચેના પદાર્થોમાં ગણ્યું છે. પૃથ્વી, રજળ, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, દીવ, આદિત્ય, દીસા, ચંદ્ર, આકાશ, તમ, તેજ, મન, વિજ્ઞાન, રેત, તાક્ષે, પ્રાણ, વાચ, ચક્ષુ, શ્રોત્ર એના પછી આત્માનું રેહેઠાણ બતાવ્યુ છે.

તેમાં દેહધર્મની સર્વ લેહેજત આત્મા લે છે. એની જ્યોતિરૂપ સતાએ સૂર્ય, ચંદ્ર પ્રકાશે છે. તેમજ સ્ત્રી પુત્ર દ્રવ્ય એની પ્રિયતાએ કરીને પ્રિય થઇ રહ્યું છે. આત્મા ચાર અવસ્થાની મઝા લે છે. તેમજ સૂર્ય, વાણી, મન, અગ્નિ, અન્ન, પ્રાણ, ગાયત્રી એઓને અભેદ રૂપે ગણી પ્રાર્થના કરી છે. એમાં મુખ્ય સ્વરૂપ પ્રાણ ગણ્યું છે. ને એનું પ્રતિપાદ શબલ ( મિથ્યા ) બ્રમ્હ વિષે કર્યું છે તેથી પ્રાણના યોગે જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિને પ્રળય થાય છે, તેમજ શરીરની ઉત્પત્તિમાં પંચાગ્નિ વિદ્યા દરશાવીછે. ચંદ્ર, પરજન્ય, પૃથ્વિ, પુરૂષ, સ્ત્રી એઓ છે. આખરે સર્વરસમાં શિરોમણી રસરૂપ આત્માને ગણી વા આત્માનું અદ્વૈત રૂપે પ્રતિપાદન કર્યુંછે. એ ઉપનિષદ્ શુકલ યજુર્વેદના શતપથ બ્રાહ્મણના છેવટના પ્રપાઠકમાં છે.

## ૫ ઇશોપનિષદ.

આ સૃષ્ટિ સર્વ બ્રહ્મ સ્વરૂપ છે તેથી ઇશ્વરે આપેલું આ દ્રવ્યાદિ ભોગવવું એમાં કર્મ ઉપાસના કાંડનો ત્યાગ કરવો. કેમકે કર્મકાંડથકી આ અપૂર્વ મિથ્યા સૃષ્ટિઓની પ્રાપ્તિ થતી જાય છે, ને ઉપાસના થકી જન્મ મર્ણાદિ ઉપાધિઓમાં રહી બ્રહ્મ લોકાદિ સ્થાનોની પ્રાપ્તિ થાય છે. એ કારણથી એબેઉનો ત્યાગ કરી અહંબ્રહ્માસ્મિ હું બ્રહ્મ છું એ જ્ઞાને કરી શુદ્ધ નિર્વિકાર આત્મારૂપ સર્વજ્ઞતામાં રેહવું તેથી બ્રહ્મ સ્વરૂપ બને છે. એના બે માર્ગ શુકલ યજુર્વેદના વાજસનેય શાખાના માધ્યંદિનિ સંહિતાના છેવટમાં છે. એની ૧૬ ઋચા છે. પરંતુ કણ્વ શાખામાં ૧૭ ઋચા છે.

## ૬ કેનોપનિષદ.

એમા ૫૨—૩૭ છે. આત્મા કાર્ણરૂપ પણ તે ઇંદ્રિઓને વિષે ઇંદ્રિયમય જે જેવો તે તેની સાથે તેવો ત્યાં થઈ રહેલો છે તેથી આત્માને યક્ષ રૂપ ગણી તેના યક્ષપણાનું વર્ણન કર્યું છે. એ યક્ષપણું કેવું છે! ત્યારે કહ્યું કે અગ્નિ, વરૂણ, વિષ્ણું, પ્રચેતા આદિક ઇદ્રંચોના દેવતાઓ પણ તેને જાણી નિશ્ચે કરી શકયા નથી એવો એ અગમ્ય અગોચર છે.

૭ તૈત્તરયોનિષદ્. એમાં ૧૧ અનુવાક્ છે, તેમાં લખેલા પરને ૪૫ અનુવાક્ છે. ૮ મુંડકોપનિષદ્—પરઅનુવાક્ છે એ અથર્વવેદનું છે, એના છ અધ્યાય છે. ૯ કઠવલ્લી—પર—૩૬—૩૫ અનુવાકો છે. ૧૦ પ્રશ્નોપનિષદ્—પર અનુવાક્ છે, એમાં છ પ્રશ્ન છે. ૧૧ બ્રહ્મવિદ્યોપનિષદ્—એમાં ૧ ખંડ છે. પણ આત્માને ૐકારરૂપ ગણી ૐકારનું પ્રતિપાદન કર્યું છે. તેમાં અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા ને બિંદુ એ પચતન્માત્ર ૐકાર રૂપ આત્માથી ઉત્પન્ન થઇછે એ તન્માત્રાઓ સ્થુર્ણોનું મુળ છે, એમ બતાવી જાગૃત, સ્વપ્ન, સુષુપ્તી અવસ્થાઓને દરશાવી, ૐકારની અંદર અગ્નિ, દેવતા, લોક, વેદ, ઉત્પત્તિ સ્થિતિ, પ્રળય, પૃથ્વિ, અંતરીક્ષ, દયવનો સમાવશ કર્યો ને સ્વયં—આત્માજ ૐકાર એવું શીખ કીધું છે.

(૧૨) ક્ષુરિકા—એના ત્રણ ખંડ છે, તેમાં આત્માની પ્રાપ્તિસારૂં દેહમા છચક્રોને ભેદન કરવાની ક્રિયા દેરશાવી છે—તેના નામ મુળાધારવાગુદસ્તાન મણીપુરવાનાભિસ્થાન અનાહતવાહૃદય વિશુદ્ધીવાકંઠ આજ્ઞાવાત્રગુટી બ્રહ્મરંધ્રવા મગજ એછચક્રોને વિષે આપણા શ્વાસો—શ્વાસરૂપી પ્રાણવાયુને ગોંઠી સ્થિર કરવાથી એઓનું ભેદન થાય છે, ત્યારે આત્માની પ્રાપ્તિ થઇ આવે છે. એવી રીતે યોગ દરશાવ્યો છે—

(૧૩) ચુલિકા—એના બેખંડ છે એમાં ધ્યાન યોગનું વિવેચન કરી બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે. તેમાં શરીરને ક્ષેત્રવા ખેતરરૂપ ગણી આત્માને ક્ષેત્રજ્ઞ

વા એકુત કહ્યો છે તે એવી રીતે કે શરીરરૂપી ખેતરમાં કેટલાંએક તત્વોનું ત્યા પકપણું બનાવી તેનો ઉપભોગ કરનાર આત્માને અધિષ્ઠાનરૂપે દરશાવ્યો છે. એ અધિષ્ઠાનની ગણત્રીમાં ચોવીસ સતાવીસવા છવીસ તત્વની ગણના કરી છે. ને એ તત્વોમાં આત્મા અદ્વૈતરૂપે સ્થિર છે.

(૧૪) શીરોપનિષદ્—એના ૭ ખંડ છે એમાં રૂદ્રદેવોને કહ્યું કે આ દ્રશ્યમાન દીસા અંતરિક્ષ ઉર્ધ્વ મધ્ય વિદિસા પુરૂષ સ્ત્રી ગાયત્રી ત્રીષ્ટુપછદ ગાર્હપત્ય દક્ષિણાગ્નિઆદિ યર્જુ સ્યામ અથર્વાદિ આકાશ પુણ્ય પાપ ભૂપ ઇત્યાદિ સર્વ સ્વરૂપ હું છું. એવી રીતે આત્મભાવ અદ્વૈતરૂપે દરશાવ્યો છે એમ સમજી રૂદ્રસ્તુતિ કીધી છે.

(૧૫) શિર્ષોપનિષદ્—એના બેખંડ છે. કેટલાક ઋષિઓએ સમર્થ ભગવાનને પુછ્યું કે ધ્યાન ધ્યેય એ બેઉ વસ્તુ શું છે! ત્યારે આત્માને અક્ષરરૂપ ગણી ધ્યેયરૂપ બનાવ્યો. તેના ચારપાદ જે કે અકાર ઉકાર મકાર અર્ધમાત્રા એઓની અંદર સર્વ સૃષ્ટિ સમાયલી છે. એનું મુળ સ્વરૂપ ૐકાર છે ૐકારનું અધિષ્ઠાનપણું સર્વત્ર રહ્યું છે એમ કહી આત્માની સ્તુતિ કરી છે.

(૧૬) ગર્ભોપનિષદ્—એના ૫ ખંડ છે એમાં શરીરની ઉત્પત્તિમાં જડત્વ ગુણ તે પૃથ્વી દ્રવતેજળ ઉષ્ણતે અગ્નિ સંચાર તે વાયું પોળ તે આકાશ એઓના મિશ્રિતપણાથી સર્વ ઇંદ્રિયો થઇ તેમાં સાત પ્રકારની ધાતુ નિપજી અસ્થિ મજ્જા શ્રોણિત માંસમેદ શુક્ર એઓ ગર્ભસ્થાનમાં વૃદ્ધિ પામ્યા તેથી નાડીઓ થઇ ને માતાએ ખાધેલાં અન્ન પાનાદિકોથી દેહનું પોષણ થયું ને માંસક્રમથી અવયવો વૃદ્ધિને પામ્યા. એમ કહી આત્માનું સત્યપણું દરશાવી શરીર (જગત્) મિથ્યા છે. એવું શીધ કર્યું.

(૧૭) મહોપનિષદ્—એના ત્રણ ખંડ છે. એમાં વિષય નારાયણ સ્તુતિનો છે. એમાં સૃષ્ટિની પૂર્વે નારાયણ થકી બ્રહ્મા ઇશાન આપ અગ્નિ સોમ ધ્યાવા પૃથ્વી નક્ષત્ર સૂર્ય ઈંદ્રિય તન્માત્રા પંચ-માહાભૂત એ ઉત્પન્ન થયાં. ને તેણે ધ્યાન કિધું એટલે લલાટ થકી સદાશીવ બ્રહ્મચર્ય તપ વૈરાગ્યાદિ ઉત્પન્ન થઇ આવ્યાં. ફરીથી ધ્યાન કરે છે એટલામાં લલાટથી પરસેવો છુટયો. ને એ જળમાં તેજોમય અંડરૂપે બ્રહ્માજી નિપજ્યા. એ બ્રહ્માના ચાર મુખના ક્રમે કરીને વેદ વ્યાહુતિ આદિ ઉત્પન્ન થયાં એ નારાઅણઆત્માને ગણ્યો છે. એવી રીતે અદ્વૈતપણું દ્રઢ કીધું છે.

(૧૮) બ્રહ્મોપનિષદ્—એના ૩ખંડ છે. એમાં ખરી સંધ્યાને ખરૂં યજ્ઞોપવિત કહ્યું છે તેમાં શૌનકે પિપ્પલાદને પુછ્યું કે આ સૃષ્ટિને સૃજનારે કેવી રીતે સૃજી જેનો મહિમા (પ્રતાપ) રૂપ કૃત્ય આ જગત્ છે. તેણે આત્માને અક્ષર બ્રહ્મ ગણી કહ્યુંકે નિઃકલંક અક્ષરરૂપ આત્માંથી આ સર્વ પ્રગટયુંછે. જેની સતાથી નાભી, હૃદય, કંઠ, મુર્દ્ધ, એઓને વિષે જાગૃત સ્વપ્ન, સુષુપ્તિ તુર્યરૂપે કરી, જે

પ્રાણ ઈંદ્રિયોનું ચલન વળણ કરેછે. ને એ સર્વને વિષે અદર્શરૂપે જે વ્યાપક થઇ સર્વ વ્યહવાર ચલાવેછે એવો જે અક્ષર બ્રહ્મ તે આપણો અદ્વૈત સ્વરૂપી આત્માજ છે ને એનાથકી આ સર્વ બન્યું છે.

(૧૯) સર્વોપનિષદ્ સાર—એમાં સંસ્કાર, જ્ઞાન, શરીર ને યજ્ઞની વ્યાખ્યા કહી છે. તેમાં બંધન, મોક્ષ, વિદ્યા, અવિદ્યા, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય કોશ એ સર્વ કોને કહીયે? ત્યારે કહ્યું કે એ સર્વને અવિદ્યા કહી છે પણ એનાથી ન્યારોજ ક્ષેત્રજ્ઞ આત્મા તેને જાણ્યાથી મોક્ષ વિદ્યા પ્રાપ્તિ થઈ કહેવાય. આત્મા કીડીથી તે બ્રહ્મા સુધી સર્વને વિષે આનંદકારી વા સમાન છે.

(૨૦) પ્રાણાગ્નિ હોત્રોપનિષદ્—એના ૪ ખંડ છે. એમાં. અગ્નિહોત્ર વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી. તેથી કાયાને યજ્ઞવેદી કલ્પિ સર્વ ભાવનાનો નાશ કરવા માટે ભિન્ન ભિન્ન દ્રષ્ટિ કરવી. આપણા પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન એ પંચ પ્રાણોને એકત્ર કરી કાયામાં ગોઠવી અગ્નિરૂપ જે આત્મા તેને વિષે હોમવા થકી સર્વ વાંસના નષ્ટ થાય છે. આ ક્રિયા કરવામાં નીચે પ્રમાણે વર્તવું, એમાં પોતાના આત્માને યજમાન ગણવો, બુદ્ધિ તેની સ્ત્રી કરવી, વેદ ઋત્વિજ પ્રાણ બ્રાહ્મણ અપાનછંદ. વ્યાનસ્તુતા સમાન મૈત્રાવરૂણ. ઉદાનઉદગાતા, અહંકાર અધ્વર્યુ, ચિત્તહોતા, શરીરવેદી, નાસિકા ઉત્તરવેદી મુર્દ્ધાદ્રોણકળશ, દક્ષિણ હસ્ત શ્રવ. વામહસ્ત આજ્યથાલી શ્રોત્ર આઘા, ચક્ષુ આજ્ય ભાગ ગ્રીવા આધાર, તન્માત્રા સદ્રશ્ય, પંચે–ભુત પ્રયાજ, દંત, હોષ્ટ, સુકત વાત, તાળું, સંચોરવાક્, દયા સમૃતિ ક્ષાંતી અહિંસા સંયાજ પત્નિ ઉંકાર યુપ, આશા, તૃષ્ણા મનોરથ એ કામ પશુ કેશ દર્ભ કર્મેંદ્રિય હવીસ ઈષ્ટ દક્ષણા મર્ણ અવભુત એ રીતની કલ્પના (દ્રષ્ટિ) કરી પ્રાણોનો હોમ કરવો એટલે આત્માનો સાક્ષાત્કાર થાય.

(૨૧) નીલરૂદ્રોપનિષદ્—એના ૩ ખંડ છે. એમાં રૂદ્રસ્તુતિ કરી છે. એમાં રૂદ્રના અનેક નામો લખી નમસ્કારનું વર્ણન કરયું છે. એ વિધિમાં જ્ઞાનરૂપ આત્માને નીલરૂદ્ર રૂપ ગણી તેનું વ્યાપકપણું અદ્વૈતપણાથી આ સ્થાવર, જંગમ, સુક્ષ્મ, વૈરાટ, જડ, ચૈતન્ય વિગેરેની અંદર સમાનપણે કહ્યું છે ને કોઈ પણ પદાર્થ એના વગરનો નથી.

(૨૨) નાદબિંદૂપનિષદ્—એનો ૧ ખંડ છે. એમાં કાયાને વિરાટ સ્વરૂપ ગણી, તેમાં ધ્યાનની ક્રિયા નીચે બતાવી છે. આપણા આત્માને ૐકાર રૂપે ગણના કરી એના અધિષ્ઠાનમાં જગત્ (દેહ)નો સમાવશ અકાર દક્ષિણપક્ષ ઉતરપક્ષમકાર કછઅર્ધમાત્રા શીરરજતમએપાદ સત્વશરીર ધર્મ દક્ષિણચક્ષુ અધર્મ ઉત્તરચક્ષુ ભુરલોક પગના તળામાં ભુવરલોક જાનુમાં, સ્વર લોક કટીદેશામાં સત્યલોક ભૃગુટીમાં એ રીતે ધ્યાન કરવુ.

(૨૩) બ્રહ્મબિંદુપનિષદ્—એના બે ખંડ છે. એમાં બ્રહ્મ વિચાર છે એ વિચારમાં મનના બે ધર્મ બતાવ્યા છે. જ્યારે મન દેહાદિક વ્યવહારમાં રહી વિષયાશક્ત થાય છે તે અશુદ્ધ ધર્મ ને જ્યારે મન વિષયથી વિરક્ત બને તે શુદ્ધ ધર્મ. આ શુદ્ધ ધર્મમાં મનને વિષે સંકલ્પ, વિકલ્પ રહેતા નથી, ત્યારે મોક્ષ મળ્યો કહેવાય છે. આ સમયે શુદ્ધ, નિર્વીકાર બની આત્માનું જેવું અદ્વીતિય વૃત્તિની મગ્નતામાં કાયમ રહેવું તે ત્યારે મનનો દેખાવ અજર અમર આત્મા જેવો થઈ રહે છે, એનું નામ મોક્ષ કહેવાયો છે.

(૨૪) અમૃત બિંદુપનિષદ્—એના ૨ ખંડ. એમાં બ્રહ્મ વિચાર છે. એ વિચારમાં અમૃત રૂપ આત્માની પ્રાપ્તિ સારૂં એવું કહ્યું છે કે ૐકાર રૂપી રથમાં બેસી વિષ્ણુને સારથી કરી બ્રહ્મપદને ઢુંડનારો પુરૂષ દેહની અંદરના પંચ પ્રાણોના ગમનને સ્થિર કરી ધ્યાન ધારણા પ્રત્યહારના કર્તવ્યથી વાસનાનો ક્ષય કરી પ્રાણ અપાનની ગતી ઉપરથી કુંભક રેચકને પૂરક એ પ્રાણવાયુઓને કબજે રાખી પદમ સ્વસ્તિ ભદ્રાસનાદિક આસનોને ગૃહણ કરી તીર્યક ઉર્દ્ધ ને અધોગતી ને રૂંધીને જે યોગ કરે છે તેને આત્માનો સાક્ષાત્કાર થાય છે ને અમૃત રૂપ આત્માની અમૃતતાની લેહેજત લે છે.

(૨૫) ધ્યાન બિંદુપનિષદ્—એના બે ખંડ છે, એમાં ધ્યાન ધારણાનો વિષય છે. એ વિષયમાં આપણા મનનું ધ્યાન કાયામાં જે અનહદ ગર્જના થાય છે. તેમાં દશ પ્રકારના જે ધ્વની આત્માની રમણીયતાથી ઉત્પન્ન થયેલા છે તેની અંદર લગાવવું. આ સમે આપણું મન અકયપણાથી આત્મારૂપ બની જાય છે ને જેમ તલમાં તેલ, કાષ્ટમાં અગ્નિ, વૃક્ષમાં બીજ તેવી રીતે કાયામાં આત્મા પ્રકાસે છે. એવી રીતે પ્રાણી માત્રોમાં શબ્દરૂપથી વ્યાપક થએલો શબ્દ (નાદ) બ્રહ્મ તેને કાયામાં ષડચક્રોનું ભેદન થવાથી ને આપણી વૃત્તિને તેલની ધારાના જેવી એકસરખી રાખવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે.

(૨૬) તેજ બિંદુપનિષદ્—એનો એક ખંડ છે. એમાં આત્માની જ્યોતિને પ્રાપ્ત કરનારે પ્રથમ મિત્તાહાર ઇંદ્રિયોને વશ્ય રાખવી ને પોતાના મનને લોભ, લાલચ, મોહ, ભય, દર્પ, આશા તૃષ્ણામાંથી કાઢી ને ચિત્તને સ્થિર કરી, એકાગૃવૃત્તિમાં નિર્દ્વેધ નિરાશી સ્થિતિએ નિરહંગપણાથી મગ્ન થવું એટલે આપણું ચિત્ત નિરંકાર, નિર્વિકાર, નિર્વિકલ્પ, નીરાધાર, નીરાશ્રય અવાક્ મનસ-ગોચર, આનંદમય, અજ અમૃ નર થઈ ગએલું હોય છે, ત્યારે આત્માની જ્યોતિ દરશાય છે, એનું નામ આત્મપ્રાપ્તિ કહી છે.

(૨૭) યોગશિખોપનિષદ્—એનો ૧ ખંડ છે. એમાં પર્મક સ્વસ્તિ આદિક આસનો કરી ચિત્ત વૃત્તિ ને એકાગૃ કર્યા પછી ૐકારનું ચિતન કરતા જઇ સ્વયં-આત્માની જ્યોતિને ધ્યાનમાં રાખી કપાલ સંપુટ એટલે બ્રહ્મરંધ્રને વિષે શ્વાસોશ્વાસરૂપી પંચ-પ્રાણોને સુષુમ્નાનાડી દવારાએ આકર્ષણ કરવા એટલે બ્રહ્મરંધ્ર

ચક્રનું ભેદન થાય છે, ત્યારે પરમપદની પ્રાપ્તિ બને છે ને મનની અનેક વૃત્તીઓના ક્ષય થઈ જન્મ મર્ણના પાપથી દુર પળાય એવી રીતે આત્માનો સાક્ષાત્કાર બતાવ્યો છે.

(૨૮) યોગતત્ત્વોપનિષદ્—એનો ૧ ખંડ છે. એમાં પંચ-પ્રાણોને આકર્ષણ કરી ષડચક્રોને ભેદન કરવા તેમાં હૃદય કમળને વિષે આત્માની શુદ્ધ સ્ફાટીક મણીના જેવી તેજોમય જ્યોતિનું ધ્યાન કરવું, એ પ્રમાણે વારંવાર કરવાથી આ સંસારમાં પ્રાપ્ત થએલાં જે માતા, સ્ત્રી, પિતા, પુત્ર, કલત્ર વિગેરે સંબંધીનુ મુળ જે આપણું જન્મ મર્ણરૂપી બંધન તેનો નાશ થાય છે. ને એ ક્રિયાથી પોતે નિર્વિકાર આનંદરૂપ બને છે.

(૨૯) આરૂણેયોપનિષદ્—એના ચાર ખંડ છે. એમાં કામ, ક્રોધ, લોભ, મોહ, દંભ, દર્પાદિકનો ત્યાગ કરી, કૈવલ્ય, દંડ, કૌપીન કાઢી નાંખી વા ગૃહણ કરી ભીક્ષા સારૂં, ગ્રામાદિકમાં પ્રવેશ કરી પોતાની ભાવનામાંથી, ભાઈ, પુત્ર, શિખા, યજ્ઞોપાવિત, ભૂરલોકાદિ સપ્તલોક, પાતાળાદિ સપ્ત પાતાળ, યજ્ઞકૃત્ય વિગેરેની કલ્પના માત્રનો નાશ કરી, ફકત ઉંકારનું મનન કર્યાથી સર્વ ભ્રાંતિ મટે છે, ને તે વિષ્ણુ પદને પામે છે ત્યારે સર્વ કર્મ દગ્ધ થાય છે.

(૩૦) કંઠશ્રુત્યુપનિષદ્—એના ત્રણ ખંડ છે. એમાં સન્યાસ લેનારે માતા પિતા, સ્ત્રી, પુત્ર, કલત્રાદિઓની આજ્ઞા લઈ, વૈશ્વાનરેષ્ટી કરી, કેશ, યજ્ઞો પવિતનો ત્યાગ કરી, પુત્રાદિક બ્રહ્મ છે. એવી દ્રષ્ટિ કરી પાણી પાત્રથી ઔષડાદિક ખાઇને ગામડામાં એક રાત્રી, નગરમાં પાંચ રાત્રી નિવાસ કરી, સર્વ ક્લેશ સહન કરતાં ચાલી નિસરવું, તેમાં અન્નાદિક ન મળે ત્યારે વનસ્પત્યાદિકનો આહાર કરી કાળક્ષેપ કરવો. આ રીતના સન્યાશથી બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે.

(૩૧) પિંડોપનિષદ્—એનો એક ખંડ છે. એમાં દશ પિંડદાનાદિકની વ્યવસ્થામાં કહે છે કે, પ્રાણી જ્યારે દેહ ત્યાગ કરે છે; ત્યારે તેના જીવ ત્રણ દિવસ જળમાં, ત્રણ દિવસ અગ્નિમાં, ત્રણ દિવસ આકાશમાં, એક દીવસ વાયુમાં રહે છે. ને પેહેલા દીવશનાં પિંડ મુકવાથી ગણ ઉત્પન્ન થાય છે. બીજા દીવશનાથી માંસ, ત્વક્, શ્રોણિત, ત્રીજાથી મતી (બુદ્ધિ) ઉત્પન્ન થાય છે. ચોથા થકી હાડકાં ને મજ્જા, પાંચમાંથી હાથ, આંગળાંઓ, મસ્તક, મુખ. છઠ્ઠાથી હૃદય, કંઠ ને તાળું. સાતમાંથી આયુષ. આઠમાંથી વાણી. નવમાંથી સર્વ ઈંદ્રિયો દશમાંથી ભાવના એવા ક્રમે દેહની ઉત્પતિ થાયછે.

(૩૨) આત્મોપનિષદ્—એના ત્રણ ખંડ છે. આત્મા. અંતરાત્મા કોણ? ત્યારે કહ્યું કે, ત્વક્, અસ્થિ, માંસ, લોમ, અંગુષ્ટ, પૃષ્ટવંશ, કહ્ની, નાભી, કપોલ, ભ્રૂ, લલાટ, બાહુ, પારશ્વધમની, શીર, નાડી, કક્ષ, શ્રોણિત, શ્રોત્રાદિ, પૃથ્વી (દેહ) અપ, વાયુ, તેજ, આકાશાદિકથી રહિત, નિરઅવયવ, કૈવલ્ય સુક્ષ્મ, નિષ્કલંક, નીરંજન, નિરાભિમાની, શબ્દ, સ્પર્શ, રૂપ રહિત નિરાકાર, સર્વવ્યાપીક, તેજો-

મય જે બિજ છે, તે આત્મા છે. ને અંતરાત્મા તો આ જગતના સર્વ પદા-ર્થોમાં વ્યાપક થઈ રહ્યો છે.

(૩૩) નૃસિંહતાપનિય—એમાં પૂર્વતાપનિય ને ઉત્તરતાપનિય એવા બે ભેદ છે. એમાં ૭ ઉપનિષદ્ છે. તેના ૩૪ ખંડ છે. તેમાં પેહેલામાં ૭, બીજામાં ૩, ત્રીજામાં ૨, ચોથામાં ૧૦, પાંચમામાં, ૯, છઠ્ઠામાં ૩, એમાં નૃસિંહોપાસના છે. (૩૪) કઠોપનિષદ્—એના ૬ ખંડ છે. પેહેલા ત્રણ ખંડમાં પૂર્વવલ્લી. બીજા ત્રણ ખંડમાં ઉત્તરવલ્લી ગણીછે એ બેઉ ઉપનિષદ્ ન્યારાં ગણ્યાંછે. (૩૫) નારાઅણોપનિષદ્—એના બે ખંડ છે. પ્રથમ નારાયણથી પ્રાણ, મન, ઈંદ્રિય; આકાશ, વાયુ, તેજ, આપ, પૃથ્વિ, બ્રમ્હ, ઈંદ્ર, બારરૂદ્ર, બાર સૂર્ય, દેવતા ને પ્રાણી—માત્રો થયાં. ને એ સર્વ આકાર નારાયણનાજ છે. ને એ નારાઅણ ફક્ત આપણો સ્વયં—અદ્વૈત સ્વરૂપી આત્મા છે. (૩૬) બૃહનારાયણોપનિષદ્—એના ૨૧ ખંડ છે. તેમાં પૂર્વ નારાયણના ૧૧ છે, ને ઉત્તરનારાઅણના ૧૦ ખંડ છે. એના ૬૪ અનુવાક્ છે. એમાં અનેક દેવતાના મંત્ર, અનેક ગાયત્રી, સંન્યાસ ગૃહણના મંત્ર, સંધ્યાના મંત્ર એવાં અનેક પ્રકરણ છે.

(૩૭) હંસોપનિષદ્—એમાં પર્મહંસ ધર્મ કથન છે. તેમાં દેહમાં આત્મા હંસરૂપ છે. તેથી એને પકડવાને સારૂં રાત્ર દીવસના એકવીસ હજાર છસો શ્વાસો-શ્વાસ નેગુદા, નાભી, હૃદય, કંઠ, તાળુ, ભ્રગુટી, બ્રમ્હરંધ્ર, એ ચક્રોની અંદર ગોંધાય તેટલો વાર ગોંધી. ચીણી, ચીપણી, ઘંટા, શંખ, સ્તંબી, તાંતુળ, વેણુ, ભેરી, મૃદંગ, મેઘનાદ, આ દશ પ્રકારના નાદોને ધ્યાનમાં રાખવાનો અભ્યાસ પાડવી, કે જેથી આત્માનો સાક્ષાત્કાર થાય.

(૩૮) પર્મહંસોપદ્—એનો ૧ ખંડ છે. એમાં પર્મહંસની દશામાં શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ, કામ, ક્રોધ, દ્વેષ, આશા, તૃષ્ણા, સુખ, દુઃખ, વર્ણાશ્રમાદિક ભેદાદિવા સર્વ કર્મ, અહંતા, વિગેરેનો નાશ કરી, પોતાની વૃત્તિઓને સંશય રહીત મિથ્યા જ્ઞાનથી વર્જ કરી, શીખા, સુત્રનો ક્ષય કરી, શુભ, અશુભ જ્ઞાનથી વિરક્ત બની, કોપીન, દંડ, આચ્છાદનાદિ ગૃહણ કરી, નિત્યબોધરૂપ આત્માનું ચિંતનકરતો (अहंब्रम्हास्मि) હું બ્રહ્મછુ એ માહાવાક્યના જ્ઞાનપર વરતી આ જગત્ને પોતાનું કૃત્ય જાણી સમદ્રષ્ટિ પ્રવાહે આત્મારૂપ બની કૃત કૃતાર્થ થવું (૩૯) આનંદવલ્લ્યુપનિષદ્—એમાં અધ્યાત્મ વિચાર છે. એમાં એક શિક્ષાવલ્લી ને બીજુ આનંદ વલ્લી નામે બે ઉપાનેષદ્ ગણેલાં છે પણ અહિંઆં એકજ કાયમ કર્યું છે (૪૦) ગારૂડોપનિષદ્—એમાં સર્પના નવકુલનુ વર્ણનમાં વિષ ઉતારવા સારૂં નારદે બ્રહ્માને પુછ્યું કે દુત્તકારી મત્તકારી વિષહારી વિષરૂપણી વિ-પસર્પણી જેમાં સર્પ વિંછુ ઇત્યાદિ પ્રાણીઓનું ઝેર શીરીતે મટે તે વિદ્યાકયી ! ત્યારે કહ્યું કે અદ્વૈતપરમાત્મ રૂપજે પોતાનો આત્મા તેને વિષે એવી કલ્પના

કરવી તું ગરૂડ છે તું દુત્ત છે તું તક્ષક તું વાશુકી તું કરકોટક શંખ પદમક ઇલાપત કમ્બાશ્વતર કાલીક કુલિક એવાં અનેકરૂપે તું એકજ છે, એવી રીતે ધ્યાન કરવાથી ઉપલી વિદ્યા પ્રાપ્ત થાય છે (૪૧) ભસ્મોપનિષદ્—એમાં ભસ્મ લાવ્યાની વિધિને ભસ્મ કરવાથી મોક્ષ થાય છે. એવો હેતું દરશાવ્યો છે (૪૨) રામતાપનિયોપનિષદ્—એમાં પૂર્વતાપનિયના ૧૦ ખંડ છે ને ઉત્તરતાપનિયના ૫ ખંડ છે. એમાં રામ-સીતાને હનુમાનની ઉપાસના કરેલી છે (૪૩) કૈવલ્યોપનિષદ્—એના બેખંડ છે તેમાં કૈવલ્યપરબ્રહ્મનું વર્ણન છે (૪૪) જાબાલોપનિષદ્—એના ૫ખંડ છે. એમાં સંન્યાસના ધર્મવિષે જનકે યાજ્ઞવિલ્કને પુછયું કે સર્વ દેવતાઓનું ઘર કયું ! ત્યારે કહયુંકે સર્વ દેવતાઓનું સ્થાન આત્મા છે. એની પ્રાપ્તિ તારક આત્માના વિચારથી થાય છે. એ વિચારમાં દેહને કાશીગણી શાંતીરૂપી ગંગામાં સ્નાન કરવું. તેમજ અત્રીએ પુછયુંકે આત્માને હું કેમ જાણું ! ત્યારે કહયું કે સર્વ ઇંદ્રિયોના દોષનો ત્યાગ કરી ડાબા જમણી શ્વાસ જયારે ઐકયરૂપે ચાલવામાંડે ત્યારે શ્વાસને ગોંધી ધ્યાન કરવું તેથી આત્મા યથાર્થ ઓલખાય છે. તેમજ સંન્યાસનું પુછયું ત્યારે કહયુંકે બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમ વાન પ્રસ્ત ને સંન્યાશ એવા ક્રમોપદેશથી આત્મપ્રાપ્તિ થાય છે. એમ જણાવી સંન્યાશના વિધિમાં દરશાવ્યું કે ઉપવિતનો ત્યાગ કરી નિરધંડગ રૂપે નગ્નાવશ્થામાં ગુફાં રાફડો વૃક્ષના મુળમાં કુંભારની શાળામાં અગ્નિહોત્રના સ્થાનમાં વિગેરે એકાન્તવાસમાં આત્માનું ધ્યાન કરતો થકો દેહત્યાગ કરે એને પમહંસાદિ સંન્યાસ કહેવાય છે.

(૪૫) આ શ્રમોપનિષદ્—એના ૪ ખંડ છે. એમાં સંન્યાસી ગૃહસ્થ, વાન પ્રસ્તને બ્રહ્મચારીના ભેદ નીચે પ્રમાણે બતાવ્યા છે. ૧ બ્રહ્મચારી ચારપ્રકારના છે. ૧ ગાયત્ર ૨ બ્રાહ્મણ ૩ પ્રાજાપત્ય ૪ બ્રહ્મન એના લક્ષણ ૧ ઉપનયન પછી ત્રણ દીવશ મીઠાં વિનાખાવું ને ગાયત્રી જાપ કરવો. આ બ્રહ્મચર્ય અડતાળીસ વર્ષ પાળે તેનું નામ ગાયત્ર ૨ યજ્ઞોપવિત પછી બાર વર્ષ વેદાધ્યન કરે, ને પછી ગૃહસ્થ થઇ સંસાર ભોગવે તેનું નામ બ્રાહ્મણ ૩ ઉપનયન પછી ચોવીસ વર્ષ સુધી ગુરૂને ત્યાં રહે તેનું નામ પ્રાજાપત્ય. ૪ વેદભણતો ગુરૂને ત્યાં દેહત્યાગકરે તેનું નામ બ્રહ્મન.

તેમજ ગૃહસ્થ ચારપ્રકારના છે—૧ વારતા ૨ સાલીન ૩ યાયાવર ૪ ઘોર સંજ્ઞાસિક ૧ ખેતીવાડીથી ગુજરાન કરે તે વારતા ૨ વેદભાણવો ભણાવવો યજ્ઞ કરવો કરાવવો. એમ કરીને ગુજરાન કરે તે સાલીન ૩ યજ્ઞ કરવો કરાવવો વેદ ભાણવો ભાણાવવો પણ દાન નલેવું તે યાયાવર ૪ મજુરીનું કામ કરી પેટ ભરે તે ઘોરસંજ્ઞાસીક.

વાનપ્રસ્ત ચાર જાતના છે—૧ વૈખાનસ. ૨ ઔદંબર ૩ વાલખિલ્ય ૪ ફેનપ. ૧ ઔષડી વનસ્પતી ખાઇને ભજન કરનારો તે વૈખાનસ ૨ સવારના જે

દીસામાં ગયા ત્યાં જે ફળ-ફળાદિ મલ્યાં તેનાથી પોષણ—કરનારો તે ઔદંબર ૩ જટા વનકલ ધારણ કરી કાર્તકી પુર્ણિમાંએ અષ્ટ માસનું અન્ન એકઠું કરી ભક્તિ કરનારો તે વાલખિલ્ય. ૪ સ્વભાવિક પડેલાં ફળ ફળાદિ વિગેરેથી પોષણ કરનારો તે ફેનપ.

સંન્યાસી ચાર પ્રકારના છે–૧ કુટીચક ૨ બહુદક ૩ હંસ ૪ પર્મહંસ ૧ પોતાના પુત્રાદિકોથી પોષણ કરી ભક્તિ કરનારો તે કુટીચક ૨ ત્રિદંડ કોપીન પાદુકા આસન શિખા યજ્ઞોપવિત ને ભગવાંરાખી બ્રાહ્મણોથી ભીક્ષા માગી પોષણ કરનારો તે બહુદક ૩ શિખાવગર યજ્ઞોપવિતને એકદંડ કમંડલ રાખી, શેહેરોમાં એક ને તીર્થોમાં પાંચ રાત્રી રહી ચાંદ્રાયણાદિકવ્રત કરતો રેહે તે હંસ ૪ દંડ કોપીન ગૃહણકરી ગાંડાની માફક એકાન્તમાં રાત્રદીવશ ફરતો રેહે તે પર્મહંસ આ લોકો પોતપોતાના આશ્રમમાં રહી આત્માનો વિચાર કર્યાથી આત્મસ્વરૂપ બને છે.

(૪૬) ગોપાલ તાપિનિય—એના બે ભાગ છે. તેમાં પૂર્વતાપનિયમાં ૫૦ ખંડ છે. ને ઉત્તરતાપનિયમાં ૯૮ ખંડ છે. એમાં કૃષ્ણજ બ્રમ્હ છે એ નવુ રચેલ છે. (૪૭) મુક્તિકોપનિષદ્—એમાં ઉપનિષદોની યાદી છે. (૪૮) સ્વેતાશ્વતર—એ કૃષ્ણ યજુર્વેદના તૈતરિય શાખામાં છે. એના ૬ અધ્યાય છે. જેમાં બ્રમ્હ વિચાર દરશાવ્યો છે. (૪૯) ગણેશતાપનિય—એમાં ૬ અધ્યાય છે. એ નવું રચેલ છે. (૫૦) હરંમોપનિષદ્—એનો ૧ ખંડ છે. (૫૧) કલિસંતરનોપનિષદ્—એમાં નામ મહીમાં બતાવ્યો. (૫૨) સુંદરતાપનિય—એમાં વામમાર્ગની દશ મહા વિદ્યાપૈકી ત્રિપુર સુંદરીની ઉપાસના છે. તેના ત્રણ ખંડ છે. એ નવું રચેલ છે. (૫૩) નીરાલંબોપનિષદ્—એમાં જ્ઞાન કથનના અનેક પ્રશ્નોત્તર છે. (૫૪) કૌલોપનિષદ્—એ વામમાર્ગી કૌલીક, શાક્તપંથી લોકોએ શ્રુતિના આધારે લખેલું છે. (૫૫) ભાવનોપનિષદ્—એનો ૧ ખંડ છે. તેમાં યોગ, ચક્ર, અનુષ્ઠાન વિષે લખ્યું છે. (૫૬) ગાણપત્યથર્વશિર્ષ—એમાં ગણપતીની સ્તુતિ કરીને શીધ કીધું છે કે એજ પરબ્રમ્હ છે એ નવું છે. (૫૭) સુર્યાથર્વશિર્ષ—એમાં સૂર્યની સ્તુતિ ને સૂર્ય પરબ્રમ્હ છે. (૫૮) દેવ્યથર્વશિર્ષ—એમાં દેવની સ્તુતિ. (૫૯) શીવાર્થશિર્ષ—શીવની સ્તુતિ. (૬૦) વજ્રસુચ્યુપનિષદ્—એમાં જાતી સંબંધી વિચાર. તેમાં કર્મ પ્રમાણે જાતિ છે. અવતાર પ્રમાણે નથી, એવો ઠરાવ છે. (૬૧) બ્રાહ્મણોપનિષદ્—એમાં ૬ અધ્યાય છે. પણ ઋગ્વેદની સાંખ્યાયુન શાખાનું એ નામ છે. (૬૨) મૈત્ર્યુપનિષદ્—અનુભુતિ પ્રકાશનો દશ અધ્યાયમાં તાત્પર્ય છે. એના ૭ પ્રપાઠક છે. (૬૩) કાળાગ્નિ રૂદ્રોપનિષદ્—સનત્કુમારે સદાશીવને પુછ્યું કે પોતાના આત્માને કાળાગ્નિ રૂદ્રરૂપ શી રીતે કરવો ? ત્યારે કહ્યું કે, ત્રિપુંડ્રની વિધિ કરવાથી આત્મા રૂદ્ર થાય છે. એ ત્રિપુંડ્ર એ રીતના છે. એકતો શદ્યોજાતાદિ મંત્ર, ઋષિછંદાદિ દેવતાઓનું ધ્યાન

કરી, લલાટ, ચક્ષુ, સ્કંધ વિગેરે સ્થાનોમાં ભસ્માદિ દ્રવ્ય લઈને ત્રિપુંડ્ર કરવું. ને બીજુ લલાટચક્ષુ ભ્રુના મધ્ય ભાગમાં, પ્રાત:સવન, મધ્યાન્હસવન, સાયંસવનાદિ દ્રષ્ટિ કરી, આત્માને રૂદ્ર જેવો કલ્પિ ધ્યાન કરવું, તેથી આત્મા કાળાગ્નિ રૂદ્રરૂપ થાય છે. (૬૪) અલ્લોપનિષદ—એમાં અલ્લા એજ બ્રહ્મ છે. ને મહંમદ પેગંબર અકબર છે તે રસુલ છે. એ મુસલમાની રાજ્યમાં કોઈ વિદ્વાને લખેલું છે. તે જાણવા સારૂં લખ્યું છે ॐ अस्मल्लां ईल्लल्ले मित्रा वरूणा दिव्या निघंते ईल्लले वरूणा राजा पुर्नददु: ॥ हयामि मित्रो ईल्लां ईल्लले ईल्लां वरूणो मित्रो तळकामा: होवारमिंद्रो होतारमिंद्रो महासूरिंद्रा: ॥ अल्लो जैष्टं श्रेष्टं परमंपूर्णं ब्रह्माणमल्लांम्। अल्लो रसुल महंमद रकंबर स्मल्लो अल्लाम्॥ आद्दल्ला बुकमेकं अल्लानुकंम् अल्लो यज्ञेन हुतहुत्व: अल्ला सूर्य चंद्र नक्षत्रा =॥ अल्लां ऋषिणां सर्व दिव्य ईंद्राय पूर्वायांपरमं अंतरिक्षा॥ अल्लो पृथिव्यां तरिक्षं विश्वंरूपा दिव्यानिघत्ते ईल्लले वरूणो राजा पुर्नददु ईल्लले ईल्लां तिल्लील्ला॥ ॐ अल्लां ईल्लल्लां अनादि स्वरुपार्थ वर्णाकाश्रुत्यां॥ ॐ ह्रिं ह्रुं ह्रां पश्वाण शिध्धान चल चलान कुरु कुरुफट॥ ॐ असूर संहारिर्णा ह्रुं अल्लो रसुळ महमद रकंबर स्मल्ले ईल्लां ईल्लल्ले तिल्लिल्ला આ સર્વ ઉપનિષદમાં કેટલાંએક પુરાણોકત દેવોના નામ ઉપરથી ઉત્પન્ન કરેલાં છે.

## ॥ વેદાંગ ॥

એનો અર્થ વેદના અંગો એવો થાય છે. તેથી વેદના છઅંગ છે જેવાં. કે. છંદ કલ્પ શિક્ષા નિરૂક્ત વ્યાકરણ જ્યોતિષ. એ ગ્રંથોમાં વેદનો ક્રમ બાંધણી, શબ્દની વ્યુત્પત્તિ યજ્ઞની હકીગતને તેના અર્થો વિગેરેનું વિવેચન છે.

## ૧ (છંદ) કાવ્ય શાસ્ત્ર.

એમાં વૈદિક રસાલંકાર મેળવી કવિતા બનાવવી તેથી એને પિંગલ, કહે છે. એમાં કાવ્યદર્પણ અલંકાર ને રસાદિ ગ્રંથો છે. જેમાં જગતી અનુષ્ટુપ ગાયત્રી વિગેરે છંદોની માત્રા કેટલી ગણવી તેને સારૂં વેદના પ્રાતિશાખ્ય ગ્રંથમાં દરશાવ્યું છે તે નીચે પ્રમાણે. વેદમાં છંદ માત્રા વિગેરે લખવામાં જટા માળા શિખા રેખા ધ્વજા દંડ રથ ઘન એવી આઠ વિકૃતિ કહી છે. તેમજ પાંચ ક્રમ છે ક્રમ ઉત્ક્રમ વ્યુત્કૃમ સંક્રમ અભિક્રમ વેદના પદમાં વિલોમને અનુલોમથી વિકૃતિ થાય છે. જટા પછી સર્વ વિકૃતિ થાય છે. એમાં જટાને દંડ મુખ્ય છે. જટાના ત્રણ ક્રમ છે. ક્રમ વ્યુત્ક્રમ સંક્રમક્રમ એટલે સરળ રીત પ્રમાણે પદ બોલવાં. ઉત્કૃમ એટલે છેવટ એક પદ બે વખત ગોઠવવું. વ્યુત્કૃમ એટલે ઉલટાં બેઉપદ લાવવાં. સંકૃમ એટલે સંહિતાના પ્રમાણ સાથે બોલવું અભિકૃમ એટલે પેહેલું પદ બે વખત બોલવું તે.

ઉપરના પંચક્રમની સંધિને ઘન કહે છે. માળા બે પ્રકારની છે. ક્રમ, પુષ્પમાળા ક્રમમાળા. એટલે અડધી ઋચ્ચા ધરીને તે પાછી પ્રથમ મુળની લઇ છેવટ તરફ ભણવું તે, પુષ્પમાળા એટલે જટાજ, શિખા એટલે જટાજ પણ પાછલાં પદ લાવવાં રેખા એટલે પેહેલાં બેપદ ને પછી ત્રણ પદ પછી ચારપદ બાદ પાંચપદભણવાં. એ પ્રમાણે ઋચ્ચાઓ ગોઠવવી. દ્વજા એમાં છેવટ પદને ક્રમ મમોણે લાવવાં. દંડ એમાં ઉલ્લા ક્રમને ઉલટા કરવો એમાં પેહેલાં પદની વા અંત્ય પદની ઋચ્ચાઓને છોડવી નહી. રથ એના બે પ્રકાર છે. દ્વિચક્રી ચતુશ્ચક્રી એમા અર્ધ પદ લેવાથી બે ચક્ર થાય છે. ને પાદ લેવાથી ચાર ચક્ર થાય છે. ઘન એમાં ત્રણ ત્રણ વા ચારચાર પદને ઘન કેહે છે. એમાં અકેક પદ ૧૨ વખત આવે છે એના ભણનાર વ્યાલી ને હયગ્રીવ નામના ઋષિઓ હતા. એ શિવાય વર્ણક્રમમાં પદની અંદર વ્યંજન અનુસ્વાર કેટલાં છે તે બતાવવું, તેમજ સ્વરક્રમના અક્ષરોને વિષે ઉદાત્ત અનુદાત્ત સ્વર કેટલા છે તે કહેવું, ત્રીજુ માત્રાવર્ણક્રમ ચોથું અંગવર્ણ ક્રમ પાંચમું વર્ણસારભૂત સ્વર માત્રાનું પારાયણ કેવી રીતે કરવુંએ શિક્ષા પ્રાતિશાખ્ય ને વ્યાકરણમાં બતાવ્યું છે. યજ્ઞમાં પદ પછી જટા બાદ સ્વર શિખવાનો નિયમ છે. વેદમાં જટાને ઘનનો લખનાર માહાત્મા પંડિત લંકાના મહારાજા રાવણ હતો એમ ગણે છે.

એમાં લઘુ ગુરૂ તથા મ ય ર સ ત જ ભ ન એ આઠ ગણોનું વર્ણન કર્યું છે વૃત બાબત લોકોમાં પ્રસિદ્ધ ગ્રંથ પિંગલ છે. સંસ્કૃતમાં એના જેવો બીજો ગ્રંથ નથી. તેમજ પ્રાકૃત ભાષાઓમાં જે દત્તો વપરાય છે તેઓનું વર્ણન પણ એમાંજ છે. કેટલાક કેહે છે કે પાણિનું વ્યાકરણ લખાયા પછી પિંગલ બન્યું છે.

## ૨ કલ્પ.

એમાં જુદાં જુદાં સુત્રો ને તે સુત્રોને વિષે દરેક શાખાવાળાઓના કર્મ બતાવ્યાં છે. વેદોમાં જે કર્મો કરવાના ફરમાવ્યાં છે, તે કર્મોનું અનુક્રમે વર્ણન કલ્પસુત્રોમાં કીધું છે. આ વેદાંગયા કલ્પ ઘણોજ અગત્યનો છે. ને એ વેદનાં બ્રાહ્મણો કરતાં વધારે ઉપયોગી છે, શ્રૌતને સ્માર્ત જાતના સુત્રો છે.

## ૧ શ્રોત સુત્ર.

કલ્પ એટલે ધર્મસુત્ર-એ પ્રત્યેક શાખાવાળાના જુદાં જુદાં છે. એમાં શ્રૌત ને ગૃહ્ય એવા બે ભેદ છે. તેમાં શ્રૌત સુત્રના ૧૨ અધ્યાય છે. ને ગૃહ્યસુત્રના ૪ અધ્યાય છે. આશ્વલાયનનાં શ્રૌતસુત્રના પેહેલા ૬ અધ્યાયમાં પૂર્વક્રતુને પાછલાં ૬ અધ્યાયમાં ઉત્તરક્રતુ. બતાવ્યું છે. પૂર્વક્રતુના ત્રણ ભેદ છે. પાકસંસ્થા હવિસંસ્થા, સોમસંસ્થા. પાક સંસ્થા એટલે અષ્ટકા, પાર્વણ, શ્રાવણી, આગ્રયણ, અશ્વયુજી ઇત્યાદિ. હવિસંસ્થા એટલે અગ્નિહોત્ર, દર્શપૌર્ણિમાસ, ચાતુર્માસ્ય,

નિરૂઢ, પશુ, આગ્રયણ વિગેરે સોમસંસ્થા એટલે અગ્નિષ્ટોમ, ઉક્થ, શોળસી વાજપેય અતિરાત્ર, અપ્તુર્યામ, ઉત્તરક્રતુ એટલે પૌંડરિક, અશ્વમેધ, રાજસૂય, મહાવ્રત, સત્ર ઇત્યાદિ.

## ૨ સ્માર્ત સુત્ર.

ગૃહસુત્રમાં ગૃહસ્થોના સર્વ કર્મ સ્માર્ત અગ્નિમાં કરવા સંબંધી કહ્યું છે. એના ૧૬ સંસ્કાર છે. ગૃહસુત્રના ૪ અધ્યાય છે. ઋગ્વેદની બીજી શાખા સાંખ્યાયન છે, તેમાં ગૃહસુત્ર છે. કલ્પ ગ્રંથના નામ, ૧ હિંગબાજકલ્પ. ૨ ભૃગિરાજકલ્પ, ૩ વિજયાકલ્પ, ૪ ગુડકલ્પ. ૫ પલ્લીકલ્પ. ૬ શિવલિંગિકલ્પ. ૭ ભગલિંગિકલ્પ. ૮ અઘોરકલ્પ. ૯ પારદકલ્પ. ૧૦ ગંધકકલ્પ. ૧૧ કન્યાદાનકલ્પ. ૧૨ ગોદાનકલ્પ. ૧૩ પુરૂશ્ચરણકલ્પ. ૧૪ અર્વમર્દનકલ્પ ઇત્યાદિ.

## શિક્ષા.

એમાં જુદી જુદી શાખાવાળાઓની શબ્દોચ્ચારથી ભણવાની પદ્ધતી બતાવી છે. એમાં પ્રાતિસાખ્ય ને શિક્ષા એવા બે ગ્રંથ છે, ઋગ્વેદની જે ટીકા સાયણાચાર્યે કીધી છે, તેમાં સ્વરો ઉદાત્ત ને અનુદાત્ત ક્યારે થાય છે તે આરણ્યક નામના જુના ગ્રંથમાં વા પ્રાતિશાખ્યમાં યથાનુક્રમ કહ્યું છે. अथाशिक्षा प्रवक्ष्यामि એમાં વેદને ભણવાના નિયમને સ્વરની ગોઠવણ દરશાવી છે. તેમાં જુદી જુદી શિક્ષાના પ્રાતિશાખ્ય છે. પ્રાતિશાખ્યની વ્યાખ્યા બાબત મધુસુદન ગ્રંથમાં કહ્યું છે કે એનું વર્ણન વેદમાં છે, તે એવું કે ૧ યજ્ઞ કેમ કરવો. ૨ પરિબ્રહ્મ ઇશ્વરનું જ્ઞાન કેમ મેળવવું તે, યજ્ઞ ક્રિયા ત્રણ પ્રકારની છે, તેમાં યજ્ઞાર્થે વેદના ત્રણ વિભાગ કર્યા છે. ૧ ઋગ. ૨ યજુ ને શ્યામ, એને ત્રયી કેહે છે. હોતૃ યાજ્ઞિકો યજ્ઞ કરતી વખતે ઋગ્વેદનો પાઠ ભણે છે. અધ્વર્યુ યાજ્ઞિકો યજુર્વેદનો ઉચ્ચાર કરે છે. ને ઉદ્ગાતૃ યાજ્ઞિકો સામવેદનો ઉપયોગ કરે છે. શિક્ષા વા ધ્વનીશાસ્ત્ર વિષે સંસ્કૃતમાં અનેક ગ્રંથ છે.

## નિરૂક્ત.

એમાં વેદના કઠીણ શબ્દોના અર્થોને સ્પષ્ટ કરવાના નિયમ છે, એમાં બે પટક છે, તેની કર્તા યાસ્ક ઋષિ હતા, એથી વેદનું વર્ણન કરવાને કાંઇજ અડચણ નથી—समाम्नायः समाम्नाय એ એનું વચન છે. એમાં કર્મ બાબત શંબર ઋષિએ નીચે પ્રમાણે ઉદાહરણ આપ્યું છે. તે એવું કે જ્યારે પ્રજાપતિની મરજી પ્રજા ઉત્પન્ન કરવાની થઇ, ત્યારે પ્રજા પ્રગટ કરૂં એવો સંકલ્પ થતાંની સાથેજ પ્રથમ ત્રિકુટ ઉત્પન્ન કર્યું ને પછી મ્હોંડામાંથી અગ્નિ દેવતા, ગાયત્રીછંદ, રથંતર શ્યામ, મનુષ્યમાં બ્રાહ્મણ, પશુમાં બોકડો એટલાં મુખ્ય છે,

કેમકે મોડાંમાંથી થયાં. જાંઘથી ને હસ્તથી ઈંદ્ર, ત્રિષ્ટુપછંદ, બૃહત્સામ, ક્ષત્રીયને, પશુ મધ્યે મેંઢો, કેમકે એ વિર્યની પેદાશ છે બાદ મધુનસત્રા વિશ્વદેવ, જગતીછંદ, વૈશ્ય ને પશુ મધ્યે ગાય, એવો ઉત્પત્તિક્રમ તૈત્તરીય સંહિતામાં (૭. ૧. ૧. ૩)માં દરશાવ્યો છે.

એ સર્વેનું અનુસંધાન કરી શબરે અગ્નિ તથા બ્રાહ્મણ એક જાતીય કેમ તેનો ખુલાસો કીધો છે ને એ એજ મંત્રમાં બોકડ, ગાય, મેંઢો, એનું એકત્ર વર્ણન કરેલું છે તેમાં બ્રાહ્મણ આગ્નેય છે, ક્ષત્રીઐંદ્ર, વૈશ્યવિશ્વદેવ, એઓનો સંબંધ સૃષ્ટિ ઉત્પત્તિ બની ત્યારથી અરસપરસનો જોડાઈ રહેલો છે, એમાં વ્યાકરણને લગતો વિષય છે. તેમાં શબ્દ વ્યુત્પતિમાં યાસ્કમુનિનું પુસ્તક શ્રેષ્ઠ છે. યજ્ઞેશ્વર શાસ્ત્રી કહે છે કે વેદના શબ્દોની વ્યુત્પત્તિ, તેના અર્થનું નિરૂપણ કરનાર શાસ્ત્ર નિરૂકતજ છે, એમાં ૫ બાબતનું વર્ણન છે. ૧ આગમ એટલે ખરેખરા પ્રત્યય ને પ્રકૃતીની અંદર જે અક્ષર ઉમેરાય તે. ૨ વિપર્યય એટલે સ્થાન પરીવર્તન એટલે પેહેલાની જગ્યાપર બીજો ને બીજાની જગ્યાપર પેહેલો તે. ૩ વિકાર એટલે ફેરફાર ય વ્યંજનને બદલે ઈ લખવો, ને વ ને બદલે ઊ લખવું. ૪ નાશ એટલે વર્ણ વા અક્ષરનો લોપ કરવો. ૫ ધાતુના બે ચાર અર્થ થતા હોય તો તેમાંથી એક મુકરર અર્થ લઇને શબ્દ સાધવો. એમાં અમર, હારાવલી, મેદિનિ, ત્રિકાંડશેષ, એકાક્ષરી, ધરણ, શબ્દ મહોદધિ કોશ. એ ગ્રંથો છે.

## વ્યાકરણ.

એમાં શબ્દ નિત્ય છે, તેમજ એજ ઈશ્વર છે એમાં શબ્દની ગોઠવાણી બતાવે છે, તેમાં શબ્દો, શબ્દોના અર્થ, શબ્દોની વ્યુત્પત્તિ ઈત્યાદિ બાબત દરશાવી છે. वृद्धिदादैच એ એનું વચન છે એમાં જુમામાં જુનો ગ્રંથ અષ્ટાધ્યાયી છે, એ પાણીની કૃત્ય છે. ઉપલાં વચનમાં આઠ અધ્યાયનું મુળ છે. એ મુળ પછી પતંજલી એ માહાભાષ્ય કરેલું છે, તેમજ કાત્યાયન ને વાર્તિકે પણ કરેલું છે, પાણિનિના ગ્રંથની ભટ્ટોજી દીક્ષતે ટીકા કીધી છે. એ ટીકાનું નામ સિદ્ધાન્ત કૌમુદી કહે છે. વ્યાકરણમાં શબ્દ સિદ્ધ કરવાનોજ હેતુ છે. ઉણાદિ પ્રત્યયો પાણિનીના પેહેલા લખાયા છે, તેમજ શાંતનાચ્ચાર્યે ઉદાત્ત વિષે જે સુત્રો બાંધ્યાં છે, તે એના પેહેલાં હતાં; એ ગ્રંથ વિના સારસ્વત, શાકટાયન, ઈંદ્ર, હેમ, વ્યાલી, વિગેરે ગ્રંથો છે વ્યાકરણોના નામ, પાણિની સુત્ર, કાત્યાયન, વાર્તિક, પાંતાજલ, મહાભાષ્ય, કૌમુદી, સારસ્વત, મંજુષા, મનોરમા, શબ્દાનુ સાધન ઈત્યાદિ.

## જ્યોતિષ.

એમાં કાળ નિર્ણય જેને વિષે ગ્રહ, નક્ષત્ર, સૂર્ય, ચંદ્ર, વિગેરેની ગતિઓનું વળણથી કેવા પ્રકારની ફળશ્રુતિ મળે છે વા વૈદિક યજ્ઞો કયે સમયે કરવા ને

તે કરેલો યજ્ઞ કેવા પ્રકારના ફળને આપશે ને કયે સમયે આપે છે, ને કયે સમયે આપતો નથી, એવા જ્ઞાનના ખુલ્લાસાપર જે ગ્રંથો લખાયા છે તેને જ્યોતિષશાસ્ત્ર કહે છે. તેથી ગર્ગાચાર્યે એક ગ્રંથમાં દરશાવ્યું છે કે આવા પ્રકારના નક્ષત્રોનો સંયોગ થવાથી યજ્ઞકર્મ ફળ આપે છે, ને આવા પ્રકારના હોય ત્યારે ફળ મળતું નથી. એમાં મુહુર્ત, ગણિત, હોરા એવા ત્રણ ભાગ છે, જેમાં સ્વરોદય ને રમળ મળવાથી ૧૮ સિદ્ધાંત થએલાં છે, ૧ બ્રમ્હ, ૨ આર્ય, ૩ વસિષ્ઠ, ૪ અત્રિ, ૫ ગર્ગ, ૬ મનુ, ૭ પૌલત્સ્ય, ૮ લોમેશ, ૯ મરિચી, ૧૦ અંગિરા, ૧૧ વ્યાસ, ૧૨ નારદ, ૧૩ પવન, ૧૪ શૌનક, ૧૫ ભૃગુ, ૧૬ ચ્યવન, ૧૭ કશ્યપ, ૧૮ પરાશર. ૧ સંહિતા, ૨ મુહુર્ત, ૩ સિદ્ધાન્ત, ૪ હોરા, ઋગ્વેદમાં બારમાસ, ને એ સર્વ માસો ચંદ્રની ગતિ ઉપર આધાર રાખે છે. એ અઢિ વર્ષનાં અંતરે એક અધિક માસ આવે છે એમ કહ્યું છે.

એના ગ્રંથોના નામ મુહુર્તગણિત, હોરા, સિદ્ધાન્ત, તાજકરમળ, કેશવી, ગર્ગસંહિતા, સૂર્યસિદ્ધાન્ત, સિદ્ધાન્તશિરોમણી, સ્વરોદય, વારાસંહિતા, વસિષ્ઠસંહિતા જાતકાભરણ, મુહુર્તમાર્તંડ, રાજમાર્તંડ, બ્રમ્હસિદ્ધાન્ત, ગૃહલાઘવ, મુહુર્તચિંતામણિ, નરપતીજયચર્ચા, સમરસાર, રમલચિંતામણી, ઈત્યાદિ હકીગત છે.

## ષટશાસ્ત્ર વા વેદોપાંગ વા ષડદર્શન ॥

વેદના મંત્રોથી શ્રુતિના ગુહ્યાર્થ ઉપર સંહેતા વા ઉપનિષદો પ્રગટ થઈ આવ્યાં. પણ એ સર્વમાં વેદાર્થનું સ્પષ્ટીકરણ સંપૂર્ણ કરવાના હેતુ ઉપરથી માહાત્મા જ્ઞાની પુરૂષોએ વેદોપાંગના ગ્રંથો ઉત્પન્ન કરી દીધા, આ ગ્રંથોમાં અનેક પ્રકારની શૈલીની મારફતે પક્ષો દરશાવી વા તે શૈલીને જુદા જુદા આકારના જ્ઞાનમાં ગોઠવી લખાણો કીધાં, તેના નામ શાસ્ત્ર સંજ્ઞામાં ગણાયાં. વૈદિકજ્ઞાનમાંથી પ્રથમ ત્રણ શાસ્ત્ર ઉત્પન્ન થયાં તેમાં ૧ તર્ક. ૨ યોગ. ને ત્રીજું મિમાંસા આ ત્રણમાંથી એકેકું નિકળ્યું. તેથી બે તર્ક, બે યોગ, ને બે મિમાંસા સ્પષ્ટ થયાં, તદ્યપિ વિદ્વાનોએ ષડદર્શન ઉપરથી અનેક ગ્રંથો લખ્યા, ને તેના નામ પણ શાસ્ત્ર શબ્દથી પાડયાં, તેથી આજના આધુનિક જ્ઞાનીઓ વેદાંગના ગ્રંથોને શાસ્ત્રમાં ગણી કાઢે છે, ને મજામાં અંધેર ચલાવે છે. ષડશાસ્ત્રના નામ, ૧ બે તર્ક, એમાં એક ન્યાય, ૨ વૈશેષિક. ૨ બેયોગ એમાં ૧ પતંજલી વા યોગ, ૨ સાંખ્ય. ૩ બે મિમાંસા, એમાં ૧ પૂર્વ મિમાંસા વા કર્મ મિમાંસા. ૨ ઉત્તરવા બ્રમ્હ મિમાંસા (વેદાન્ત)—સારાંશ કે બે તર્ક, બે યોગ, ને બેઉ મિમાંસા એકજ રૂપ છે, પણ લખનારા ન્યારા હોવાથી જુદાં મનાયાં છે, તદ્યપી મતલબ જુદી નથી.

## (૧) ન્યાયશાસ્ત્ર—ગૌત્તમ કૃત્ય.

એમાં જીવ, ઈશ્વર ને માયા સદૈવના એક રૂપથી રહેલાંછે એનો સિદ્ધાન્ત એવો કે જ્યાંથી ત્યાંથી જ્ઞાન થાય છે તે તે પદાર્થ મિથ્યા છે.—સારાંશ કે આ

નામરૂપ પ્રપંચવાળુ, ભિન્નભાવીક જે આ ગોચર પદાર્થનું આડંબર દરશાય છે. ને એને જોવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી એ મિથ્યા છે. પણ જેમાં કાંઈજ ભાસતું નથી ને જ્ઞાન સ્થિર રહે છે તે વસ્તુ સત્ છે, નિત્ છે ને ઈશ્વર છે. એમાં અગોચર પદાર્થ સંબંધી વર્ણન કર્યું તેના પાંચ અધ્યાય છે એમાંયુક્તિ મુખ્ય છે. યુક્તિના પરિબલથી પુરૂષ મનનકર્તા બને છે ને બુદ્ધિ તિવ્ર થાય છે. એમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શબ્દ એ ચાર પ્રમાણ મુખ્ય છે. પ્રત્યક્ષ એટલે પોતાની સમક્ષ હાજર રેહેલો પદાર્થ વા પોતાના બુદ્ધિ તર્કાદિકોના નિશ્ચાર્થ મુજબ દરશાયલી પ્રતિમાં અનુમાનને વિષે પોતાના બુદ્ધિ તર્કાદિકોની મદદ વડે અદર્શ કલ્પિત ભાવનું સારાસાર તોલન કરવું તે. ઉપમાનની અંદર પ્રત્યક્ષને અનુમાનના કારણો ઉપર નિશ્ચાર્થ થયો તે સત્ય. શબ્દમાં અંતર્યામી કલ્પિત સ્ફુર્ણાનો ભાવ ઇંદ્રિયોથી દરશાવવો તે. ગૌતમે વાદ કરવાના સોળ પ્રકાર કહ્યાછે.

प्रमाण : प्रमेय शंसय प्रयोजन दृष्टांत् सिद्धान्ता वयव तर्क निर्णयवात् जल्प वितंडा हेत्वाभास छल ज्ञाति निग्रह स्थानानां तत्वज्ञानान्नि=श्रेय साधि गमः

૧ પ્રમાણ, ૨ પ્રમેય, ૩ સંશય, ૪ પ્રયોજન, ૫ દૃષ્ટાંત, ૬ સિદ્ધાન્ત, ૭ અવયવ, ૮ તર્ક, ૯ નિર્ણય, ૧૦ વાદ, ૧૧ જલ્પ, ૧૨ વિતંડા, ૧૩ હેત્વાભાવ, ૧૪ છલ, ૧૫ જાતી ૧૬ નિગૃહસ્થાન. ઈશ્વરે સૃષ્ટિ પંચ ભુતોના સંયોગી પણાથી રચી છે. તેમાં જગતના કેટલાએક પદાર્થો આદિ વા અનાદિ છે. ૧ પૃથ્વી ૨ વાયુ, ૩ જળ, ૪ અગ્નિની પરમાણુઓ વા ૧ આકાશ, કાળ, ૩ દીસા, ૩ આત્મા એ અનાદિ છે. તેમાં તત્વો પોતાની આકૃતિમાં અજર અમ્મર રહેલા છે, એને કોઈ ઉત્પન્ન કરી શકયું નથી, પણ એની સાહાયતાથી ઈશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તેમજ પ્રમેયના બાર ભેદ છે. આત્મા, શરીર, ઇંદ્રિઓ, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃતી, દોષ, પ્રેત્યભાવ, ફળ, દુઃખ, મોક્ષ આ મોક્ષ સ્થિતિમાં આત્માને ગણ્યો છે. આત્માની અંદર જ્ઞાન રહ્યું છે. તેથી તેમાં શરીર, ઈચ્છા, પ્રયત્ન, જ્ઞાન, દ્વેષ, સુખ અને દુઃખ એ છલક્ષણો છે. એ લક્ષણો થકી તત્વ સંયોગ બન્યો છે.

આ તત્વોના સંયોગીપણાથી કારણ સંબંધે સૃષ્ટિ, કર્મરૂપે કર્તા જે પરમેશ્વર તેણે રચીછે. જીવાત્માઓને જ્ઞાન, ઈચ્છા, કૃતિ, ધર્મ, અધર્મ, સુખ દુઃખ આદિ ગુણો લાગેલા છે. અને એ ગુણો અનાદિ, અગણિત, અનંત, શરીર, મન ને ઇંદ્રિય એઓનાથી ભિન્ન છે. એ ગુણો સર્વવ્યાપિક પણ છે, તેમાં શરીરોમાં વ્યાપીને જોવું, જ્ઞાન, ઇચ્છા વિગેરેનો અનુભવ કરવો એનું સ્વરૂપ કાંઈ શરીરથી ન્યારૂ નથી. જીવ પોતાના અજ્ઞાનથી હું શરીર સાથે છું એમ માને છે, તેથી એની દુર્દશા થાય છે, પણ કૈવલ્ય ઈશ્વર ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યાદિકોના નિયમોથી છુટકારો થાય છે. આપણી અંદર જે કલ્પનાની ઉત્પત્તિ થયા કરે છે તેનું મુળ જે સ્ફુર્ણા એ સ્ફુર્ણાં સત્યા સત્ય માર્ગ દરશાવે છે આ માર્ગ

દરશાવનારી કૃતિ સ્વભાવિક ઉત્પન્ન થએલી છે, તેથી એ સ્ફૂર્ણારૂપી સંકેત કાંઈક ઈશ્વિરી છે, તદ્યપી એનો સંબંધ પૂર્વ કર્મને અનુસાર રહેલો છે. તે ઉપરથી પ્રારબ્ધ સંચિત, ક્રિયમાણ જીવને લાગી રહ્યું છે, ને એના સબંધથી બુદ્ધિ, જ્ઞાનાદિ ઉત્પન્ન થયલાં છે, ને થતાં જાય છે. આ કારણથી જીવ પોતાના કર્મફળ ભોગવે છે. તેથી ફરીને વ્યહવારીક આત્મિક ને ધાર્મિક એવી ત્રણ પ્રકારની કલ્પના ઉત્પન્ન કરવાની શકિત ને સમજવાનું જ્ઞાન ઉપલો સ્ફુર્ણારૂપી સંકેત બતાવી રહયો છે, એ સંકેત કર્માનુસાર છે, તેથી પાપ પુણ્ય નડે છે, જેથી એનો નાશ કરવા સારૂ જ્ઞાન, ભકિત, વૈરાગ્યાદિ લક્ષણો રાખવાં જોઇએ. જીવ ઈશ્વિરનો અંશ છે, એ માયાના સંયોગથી કલ્પનાની ખટપટ કર્યા કરે છે. ને એ માયા ઈશ્વિરની શકિત છે, એનો સંબંધ જીવના બુદ્ધિ, જ્ઞાનાદિક તત્વોપર રહેલો છે.

જીવ ને આત્મા એકજ છે, વા નિકટના સંબંધી છે, વા અજ્ઞાનતાએ કરી આત્મા જીવ થઈ ગયો છે, તેથી જીવ જો ભકિત કરે ત્યારે ઈશ્વિરના પદમાં જાય છે. જેમ લોઢાંને પારસનો સ્પર્સ થવાથી જેવી રીતે લોઢું સોનું બને છે, તેમ જીવ ભકિત કરવાથી શુદ્ધ થઈ ઈશ્વિરમાં લિન્ન થાય છે. આત્મા અનેક છે, ને એને વિષે ચોદ ગુણ રહ્યા છે. ૧ સંખ્યા, ૨ પરીણામ, ૩ જુદાપણું, ૪ સંજોગ, ૫ વિભાગ, ૬ બુદ્ધિ, ૭ સુખ, ૮ દુઃખ, ૯ ઈચ્છા, ૧૦ દ્વેષ, ૧૧ પ્રયત્ન, ૧૨ ધર્મ, ૧૩ અધર્મ, ૧૪ ભાવના. આ ગુણોથી આત્મા અનાદ્યંત, પ્રકૃતિરહિત ને સ્વતંત્ર છે, તેથી એનો ખવાસ સારાસાર વિચાર કરવાનો થઈ પડયો છે. એ મુળતત્વથી ધર્મ મનાયો છે વા ધર્મને માનવાવાળી જે જીજ્ઞાસા આપણી અંદર રહેલી છે, એ આપણો પવિત્ર સ્વાતંત્ર્યી ગુણ છે. આત્મા ઉપાદાન કારણે પદાર્થોથી પ્રપંચની રચના, પ્રતિપાળણ, નિયમને નાશકર્તા છે. એમાં વેદનો ઉત્પન્નકર્તા કોઇ પુરૂષ છે તેથી વેદ પૌરૂષેય છે. કેમકે એમાં જે જે ઋષિઓએ જે જે ઋચાઓ વા મંત્રો બનાવ્યા, તેમાં તેઓ પોતાનું નામ દરશાવી ગયા છે, કર્તા જે ઈશ્વિર તે સ્વાતંત્ર છે, તે સ્ફુર્ણા રૂપી સંકેતથી જીવો પાસે કર્મ કરાવે છે, કેમકે કર્મ જે થાય છે તેનું કારણ હોવુંજ જોઇએ? એ પોતાના મત પ્રમાણે સવાલ કરે છે કે વેદનો કર્તા કોણ? વેદની ઉત્પતિમાં કહ્યું છે કે, જે સમયે ઈશ્વિરે દેવ, મનુષ્ય, ગંધર્વ ઈત્યાદિઓને ધર્મ ઉપદેશ કીધો, ત્યારે ધર્મોપદેશક ઉત્પન્ન થયો.

હવે વેદ ભ્રામક છે કે પ્રમારક છે એ સવાલ એનો છે, એના મત પ્રમાણે પ્રમારક જ્ઞાન માત્ર સત્ય છે, ને કારણ સંબંધે તત્વ અખંડરૂપે સત્ય છે, તેથી કર્મરૂપે જગત્ સત્ય છે. હવે કર્તારૂપી પરમેશ્વરે કારણરૂપે તત્વોને સૂજી આ કર્મરૂપી જગત્ રચ્યું, એવો મત કણાદ ને બીજા કયાંટનો છે. એમાં બે સુત્ર છે, તેમાં વેદનું કથન કહેલું છે, કેમકે તેમાં ધર્મનું પ્રતિપાદન કરેલું છે, હવે જેમાં બે પ્રયોજન હોય તેમાં દ્રષ્ટ પ્રયોજન અંગિકાર કરવું કે નહીં? એ

વિષયમાં શોધ કીધું છે કે પ્રથમ પ્રયોજનની અંદર ધર્માધર્મનું અવલોકન કરવું, ને અવલોકન કરવામાં જે સત્ય દરશાય તેનો અંગિકાર કરવો, ને વળી પ્રતિપાદન સારૂ વેદ સત્ય છે કર્તા, કર્મ ને કારણ સ્વભાવે સદાના ઐકયરૂપથી વ્યાપક છે, પણ કર્મ ઉપરથી કર્તાની યોજના થાય ત્યારે સૃષ્ટિ કર્મ કર્તાએ કરેલું છે, પણ શું કરવા કરેલું છે? તે જાણવાનું પ્રયોજન નથી. કેમકે કર્તા પોતે સ્વયં જ્ઞાનરૂપ છે, ને જગત્ કર્મરૂપ હોવાથી મિથ્યા છે. જેમ સ્વપ્નાનો જ્ઞાતા નિંદ્રામાં સ્થિર થાય છે, ત્યારે સ્વપ્ન નિંદ્રામાં મિથ્યા થાય છે, તેમ જ્ઞાનરૂપ ઇશ્વિરની અંદર જગત્ મિથ્યા છે વા કર્મ ને કારણ કર્તાના જ્ઞાનમાં ઐકયરૂપે સ્થિર થાય છે, જેમ નિંદ્રામાં સ્વપ્ન ઐકયપણાથી સ્થિર થાય છે તેમ. તેથી કર્તા સ્વતંત્ર છે, ને કર્મ પરતંત્ર છે, કર્તા, કર્મ ને કારણપરથી પ્રત્યક્ષ પ્રમાણ મનાય છે. તેથી શબ્દ અનિત્ય ને જ્ઞાન નિત્ય છે. સિપમાં રૂપાની ભ્રાંતિ થવાથી સિપ રૂપાના આકારે દેખાય છે, તેમ ઇશ્વિરને વિષે ભ્રાંતિ થવાથી ઇશ્વિર પોતેજ જગતરૂપે દેખાય છે, તેથી જ્ઞાન નિત્ય છે. ન્યાયનું વિવેચન વેદાન્તમાં કર્યું છે, પણ યોગ્ય જગ્યાપર ભેદાભેદ બતાવ્યો છે. મનુષ્યના આત્માનો ધર્માધર્મ વિચાર કરવો એ ગુણ મુખ્યત્વે રહેલો છે, કેમકે ધર્મ ને આત્માનો સંબંધ નિત્યનો છે. મોક્ષ એ કર્મ વા જ્ઞાન વા શ્રદ્ધાના યોગથી થાય છે. કર્તા અનાદિ ને સ્વતંત્ર છે, કર્તાની ઇચ્છા (કૃપા)થી જ્ઞાન પ્રાપ્ત થાય છે, ને જ્ઞાનથી મોક્ષ છે. કર્તા સર્વ સુખનો આપનાર છે. કર્તાએ કર્મ પ્રગટ કર્યું છે. ને તેના બક્ષેલા જ્ઞાનની શ્રદ્ધાએ જે આશા રાખીએ તે ફળીભૂત થાય છે. કર્તા દ્રસ્ય, અદ્રસ્ય ફળનો દાતા છે. કર્તા વિના બીજું કાંઈ શ્રેષ્ઠ નથી. વેદમાં જેટલો જ્ઞાનનો ભાગ છે, તેટલોજ સત્ય છે. ને બીજો સર્વ વેદ ભાગ નિર્થક છે.

આ સૃષ્ટિ કૃત્ય કર્તાની ઇચ્છાને આધિન છે, ને તેની કૃપા સર્વત્ર સમાનપણે વેંહેંચાયલી છે. આ સ્થુળ સુક્ષ્મ કારણ મહાકારણ વિગેરે દેહો પંચ–ભૂતના સંયોગીપણાથી બનેલો છે. એની અંદર ભ્રાંતિરૂપી અવિદ્યાના આવર્ણથી આત્મા કલ્પિત (માયીક) વ્યહવાર કલ્પના સંયોગથી કરતો જાય છે, તેથી એને જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા જીવની છે, ને તૂર્યાવસ્થા ફકત આત્મા વા ઇશ્વિરી છે. આતૂર્યાવસ્થાના જ્ઞાનનેિ ઇશ્વિરી કહ્યું છે વા એની પ્રાપ્તિને મોક્ષ ગણ્યો છે. આ મોક્ષ પદમાં કાયા ને જગત્ મિથ્યા દરશાય છે, ને ફકત આપણું જ્ઞાન માત્ર કાયમ છે, એથી મનુષ્ય માત્રમાં ફુરનારો સ્ફુર્ણારૂપી ઇશ્વિરી સંકેત રાત્ર દીવશ જણાવી રહયો છે કે આ સૃષ્ટિમાં સર્વેનું મુળ કાંઇક છે, એ કાંઇક જે છે, તેને જોવા જતાં કાંઇજ દેખાતું નથી, ત્યારે નાસ્તિકોએ કાંઇજ નથી એમ કહ્યું છે. ને એ કંઇજ નથી તે એક નીરાકાર અચંચળ તત્વ છે આ જ્ઞાન સમયે આપણને પત્તો ન લાગવાથી કહીએ કે એ વાત ખરી છે, મ ઉપલાં તૂર્યપદની પ્રાપ્તિમાં પણ કાંઇજ દેખાતું નથી, તેથી અદર્શ જેવું એ

તુર્યપદ રહેલું છે, તે પદની અંદરથી આપણી ચૈતન્ય શકિત ફેલાઈ રહી છે. આ ઉપરથી કહ્યું છે કે તુર્યપદ જ્ઞાનરૂપ છે ને તે જ્ઞાનરૂપ એક અચંચળ નીરાકાર તત્ત્વ છે. એને જાગૃતમાં જોવા જતાં સમજાતું નથી, પણ પેલો ઇશ્વરી-સંકેત કાંઈક છે, એમ સમજાવે છે. એ કાંઈક એવું જે સુક્ષ્મ અદર્શ શેષ સ્વરૂપ રહ્યું છે તે જ્ઞાન છે. એ જ્ઞાન સ્વરૂપજ ઈશ્વર છે એણે આ સૃષ્ટિકૃત્ય કર્યું નથી પણ સહુજ્જસહજ થયું છે. તે એવી રીતે કે જોવા જતાં કાંઇજ, ચીજ દેખાતી નથી, પણ જોતે કાંઇજ નહોય તો આ સર્વ પેદા નથાય. તેથી એ ચીજ ચૈતન્ય છે. ને એ ચૈતન્યનો દેખાવ કાંઇજ નથી એવા નીરાકાર આકારે દરશાય છે. તેથી એનું સ્વરૂપ જ્ઞાન છે ને જ્ઞાન સ્વરૂપને ઇશ્વર ગણ્યો છે એવા ઇશ્વરનુ સ્વરૂપ. જ્ઞાનાકૃતી વાળું છે ઇત્યાદિ એમાં ગ્રંથ સુત્રવૃતી, અનુમાનખંડ કુસુમાંજલી ન્યાય મકરંદ ગદાધરી વિગેરે.

## ૨ વૈશેષિક શાસ્ત્ર—કણાદકૃત્ય.

એમાં સપ્ત પદાર્થ માન્યા છે પણ તેમાં મુખ્ય છ ગણ્યા છે ૧ દ્રવ્ય ૨ ગુણ ૩ કર્મ ૪ સામાન્ય ૫ વિશેષ ૬ સમવાય એમાં આત્માને મુખ્ય ગણ્યો છે. કેમકે આત્માના વ્યાપકપણાથી અનેક ગુણો ઉત્પન્ન થયા છે એનું તમામ જ્ઞાન ગૌત્તમને મળતું છે પણ વધારે વર્ણન ગોચર પદાર્થ સંબંધી કરેલું છે अथातो धर्म व्याख्या स्याम: १ यतो ऽभ्युदयानि: श्रेयस सिद्धि: सधर्म: २ આ બે સુત્ર કણાદમુનિએ કહેલાં છે. પ્રથમ એણે આકાશનું વર્ણન કર્યું છે. આકાશમાં શબ્દ રહેલો છે. એ શબ્દ આકાશનું નિત્ય સ્વરૂપ છે. વા નિત્યનો ગુણ છે. એ ગુણ અનેક રીતે વ્યાપી રહેલો છે:

એમાં દ્રવ્યને શ્રેષ્ટ ગણ્યું છે તેના નવ વિભાગ છે. ૧ પૃથ્વી ૨ જળ, ૩ તેજ ૪ વાયુ ૫ આકાશ ૬ કાળ ૭ દીસા ૮ આત્મા ૯ મન એઓછે. એ-દ્રવ્યની કૃતિથી જગત્ દીઠામાં આવ્યું છે વા એણેજ ઉત્પન્ન કરયું છે. આકાશનો નિત્ય ગુણ જે રહ્યો છે તે ગુણ સર્વમાં સ્થિર થઇ સર્વ ચેષ્ટા આ જગત્માં કરે છે જેથી પ્રાણી-માત્રાના વ્યહવારે કૃતિ સમજ ગુણ દોષ કર્તવ્ય કર્મ ને સ્વભાવ જુદાં જુદાં દેખાય છે. પણ એ સર્વેનું મુળ દ્રવ્યજ છે. એના બીજા ગુણના તત્વમાં રૂપ રસ ગંધ સ્પર્સ સંખ્યા પરીમાણ પૃથકત્વ સંયોગ વિભાગ પરત્વ અપરત્વ ગુરૂત્વ દ્રવત્વ સ્નેહ શબ્દ બુદ્ધિ સુખ દુ:ખ ઇચ્છા દ્વેષ પ્રયત્ન ધર્મ અધર્મ સંસ્કાર એ ચોવીસ ભેદવાળા ગુણ દ્રવ્યમાં છે. દ્રવ્યના મહદાકૃતિ સ્વરૂપમાં કાંઇજ ફેરફાર થતો નથી પણ સર્વ દ્રવ્ય રૂપ છે. આકાશમાં જે ગુણ છે તેથી ગુણી હોવોજ જોઇએ. આત્માનુ સ્વરૂપ જ્ઞાન છે ને તેનો સંવેદનથી સર્વની અંદર ચૈતન્યપણુ દરશાયું છે. તેમજ સામાન્યમાં સર્વ નિયમોનો સમાવશ આકાશના મહદ્‌પણામાં કરેલો છે. સમવાય ને વિષે આત્મામાં મનનો સંબંધ ને દીસાકૃતિ કેવા પ્રકારની છે તે સ્પષ્ટ કર્યું છે. એમાં શ્રવણોત્પત્તિનો મહાન મોટો–ખુલાસો આપ્યો છે.

ઋગ્વેદમાં પરા પશ્યંતિ મધ્યમા વૈખરી એવી ચાર જાતની વાચા મનુષ્યના શરીર-પીંજરામાં થાય છે. તેમાં પ્રથમ સ્ફુર્ણાનું ઉત્પત્તિપણું જે જગ્યાપર દરશાય છે તે પરાવાચા. એમાં એવો નિયમ છે કે કોઇ માણશ દુરથી આવે છે ત્યારે તેને જોઇ આપણા મનમાં સંકલ્પ થાય છે કે એ કોણ ! એટલાજ વિચારની સ્ફુર્તિ થઇ તે સ્ફુર્તિ બંધ પડી જાય છે આ થએલી સ્ફુર્તિનું નામ પરાવાચા. પશ્યંતિની ઓળખાણ એવી છે કે પેલા દુરના માણસને જરા આપણા તરફ આવતો જોઇ વિચાર ઉઠે છે કે એ કોઇ આવે છે તો ખરો પણ ઓળખાતો નથી ! એટલો કલ્પનાનો ધબકારો થઇ બંધ પડી જાય છે—મધ્યમાંની પીછાન એવી કે પેલા દુરના મનુષ્ય સારૂં વિચાર ઉઠે કે એ કોઇ બ્રાહ્મણ વા વૈશ્ય. જેવો જણાયછે એટલોજ ધબકારો થઇ ને તે કલ્પના. બંધ થાયછે.—વૈખરી એટલે પેલા દુરના આવનાર પુરૂષ સારૂ અમુક નિશ્ચાર્થ ઉપરૂથી એકદમ બોલી પડાય છે કે આ તો પેલો દેવદત્ત બ્રાહ્મણ છે એનું નામ વૈખરી.

આ ચાર વાચાના સંયોગે કરીને અનેક વિચારોને કલ્પનાના રૂપમાં ગોઠવી શબ્દોચ્ચાર આપણે કરીએ છિયે ને તે શબ્દોના ઉચ્ચાર પ્રમાણેનો અર્થ સામો માણસ પેલા બોલેલા શબ્દો ઉપરથી જાણી જાય છે, આ ઉપરથી શબ્દનું મુળ ક્યાં છે ! કાનમાં શબ્દ શીરીતે ઉત્પન્ન થાય છે ! શબ્દોનું જ્ઞાન કોણ સમજાવે છે ! કાનમાં શબ્દનો ધ્વની શીરીતે દાખલ થાય છે. ઇત્યાદિ પ્રકારની અનેક શોધો કરી છે, એમાં શબ્દ. આકાશનો ગુણ છે આપણા શરીરનું આકાશ બાહેરના આકાશ સાથે એકજ છે તેથી આપણા શરીરનું આકાશ અંતઃકરણના રૂપમાં છે તે અંતઃકરણ આપણને જ્ઞાનરૂપ દેખાય છે. અહિંઆથી સ્ફુર્ણાનું ઉત્પન્નપણું જરાએક સંવેદન રૂપમાં થાયછે ત્યારે તે સંવેદનનો પ્રથમ ઉછાળો સુક્ષ્મ રૂપમાં આપણને જણાય ન જણાય એવા રૂપમાં રહેલ છે. આ ઉછાળાની ખબર પ્રથમ મનને થાય છે ને તે મન ઇંદ્રિયોની મારફતે સામા મનુષ્યને શબ્દાકારથી જણાવે છે. આ જગ્યા પર આત્મા આકાશથી મોટો છે ને તે અદર્શ રૂપમાં આકાશની અંદર સુક્ષ્માકારથી સ્થિર છે. તેમાંથી એક સંવેદનનો પ્રવાહ આકાશમાં અદર્શપણાથી આવ્યો. ત્યારે આપણી અંદર કલ્પનાની કાંઇક જરા હિલચાલ થઇ તે થએલી હીલચાલ શરીર-પીંજરાના અગ્નિ જળ વાયુ ને પૃથ્વી પડદામાં વ્યાપક થઇ ગઇ. તે સમયે પરાપશ્યંતિ મધ્યમાં વૈખરી એ વાચાઓ ઉત્પન્ન થઇ આવી ને શબ્દાકારથી વ્યહવાર ચલાવી રહયા પછી કલ્પનાનો નાશ થયો.

આ ઉપરથી સમજો કે આકાશથી મોટો આત્મા છે ને તેનાથી નાહનુ આકાશ છે. આકાશ સર્વત્ર એક આકારથી વ્યાપ્યું છે. તેથી પ્રથમ જે સંવેદન અદર્શ રૂપમાં આપણી અંદર દરશાય છે તેનું વ્યાપકપણું આકાશની માફક સર્વત્ર રહેલું છે. પણ જયારે તેના સંવેદનરૂપી હીલચાલ ઉપર આપણું ધ્યાન લ-

આકાશ માંડીએ કે તો સમય તે પ્રવાહ અગ્નિ સ્થાનમાં હાજર થવા માંડે છે તેમ તેમા તેનો મોટો આકાર જે હતો તે નાનો થવા લાગે છે આ નાનો આકાર થતો થતો છેક જળ વાયુ ને પૃથ્વી એટલે દેહ પરિઅન્ત આવે છે ત્યારે તે તદન નાનો અલ્પજ્ઞ જેવો થઇ જાય છે. આ આકાર ઉપરથી સમજવાનું કે આપણી કલ્પના પ્રથમ બ્રહ્માંડ જેવડી હતી પણ જ્યારે એનો પ્રવાહ કાયાની અંદર પરા પશ્યંતિ મધ્યમાં ને વૈખરી વાચાની આકૃતિમાં આપણા મનને આલસ્ય પડ્યો ત્યારે તે છેક નાનો આકાર થઇ ગયો. પ્રથમ કલ્પના સર્વજ્ઞ હતી ને વાણી દ્વારે હાજર થવાથી અલ્પજ્ઞ થઇ ગઇ. એ સર્વજ્ઞ કેમ હતી ! ત્યારે જાણો કે આપણી કલ્પના સપ્તસ્વર્ગ ને સપ્ત પાતાળ પરીઅન્તની વાત એકજ જગ્યાપર બેઠાં કરે છે. તે એવી રીતે કે કાશી શબ્દની યાદી આપણને જે કલ્પના કરાવે છે તેનું કારણ કે એનું વ્યાપકપણું સર્વ સ્થાનમાં રહેલું છે વા એની અંદર સર્વ બ્રહ્માંડ સ્થિર છે તેથી દરેક સ્થાનને એ શબ્દરૂપમાં બતાવી શકે છે.

આ કારણથી કલ્પના એક છે ને સર્વત્ર છે. પણ શબ્દોચ્ચારથી અલ્પજ્ઞ થઇ જુદા જુદા શબ્દોની મારફતે આપણને એની અંદર રહેલાં જે સ્થાન તે દરશાવે છે. આ દરશાવનારો આપણી અંદર જે મન તથા ઇન્દ્રિયોનો સંયોગી ધર્મ છે તે ધર્મ આપણને શબ્દોચ્ચારના આકારથી વૈખરી વાચા રૂપે ભાસે છે, તેથી સ્ફુર્ણાનો આકાર તદન નાનો બની ગયો કહેવાય છે. આ અલ્પજ્ઞપણાનુ માપ એવું કે જેટલા દુરનો ધ્વની આપણી ઈંદ્રિયો સાંભલી શકે છે તેટલા પ્રમાણમાં એનો આકાર રહેલ છે. પ્રથમ સ્ફુર્ણા સર્વત્ર હતી ને તે તમામ પ્રાણીમાત્રમાં આકાશની માફક સ્થિર હતી, પણ તે દેહધર્મમાં દાખલ થવાથી ને ઇંદ્રિયોની નજીક શબ્દરૂપમાં ગોઠવાઇ જવાથી અલ્પજ્ઞ થઇ ગઇ છે. હવે કલ્પના સર્વત્ર છે તેથી સર્વની અંદર શબ્દનું વ્યાપકપણુ રહેલું છે. જેથી સામા માણસંના શબ્દ ઉપરથી આપણું મન તે શબ્દનો અર્થ સમજી શકે છે. ને પછી આપણું મન પેલા શબ્દના અર્થનું ખરાપણું જાણવા સારૂ જ્ઞાનને સોંપે છે. તે જ્ઞાન જાણી રહ્યા બાદ આત્માને ખબર થાય છે, સારાંશ કે કાયાની અંદર જે સ્ફુર્ણા રહી છે, તે શબ્દ સુચવણીનું કામ કરે છે ને શબ્દ ઉપરથી હરેક જાતનુ જ્ઞાન થાય છે આ જ્ઞાનથી સર્વ કર્તવ્ય કર્મનો સાર આપણને સમજાય છે ત્યારે નાહના વિધ પ્રકારથી મન બુદ્ધિ વિગેરે તત્વોનું ચલન વળણ બને છે તેથી હરેક કર્મ કરવાની જીજ્ઞાસા રહે છે.

હવે આકાશમાં વ્યાપેલો શબ્દ આપણા આત્માની સાથે જ્ઞાન સ્વરૂપમાં સંબંધ રાખેછે ને ઇંદ્રિયોની બાહેર એ શબ્દ ધ્વની રૂપમાં દેખાયછે એ ધ્વનીની ઓળખાણ આપણને કાન શ્રવણેદ્રિય કરાવે છે. આ શબ્દ કેમ થાય છે ! એનુ કારણ એવું કે જેવી રીતે આપણા બંન્નો હાથની હથેલીઓને જોરથી મેળવવા

ને ઠોકીએ કે તરત તાળી પડે છે. આ તાળીનો ધ્વની શી રીતે થયો ! ત્યારે જાણો કે તાળીમાં બન્નેના હસ્તના પંજાઓ એકઠા થતી વખતે જે ખાલી જગ્યા એટલે આકાશ હોય છે, તેને વિષે પવન જયારે દબાય છે ત્યારે ધ્વની થાય છે. એવીજ રીતે આપણા શરીર—પીંજરામાં શ્વાસો—શ્વાસરૂપી વાયુનું આવર્જન, વિસર્જનપણું થઈ રહ્યું છે, તે પવનના મધ્ય ભાગમાં આપણી કલ્પનાનું દબાણ થયાં પછી જીવ્યા વિગેરે ઇંદ્રિયોનું વળણ બને છે, જેના સંયોગીપણાથી શબ્દોત્પત્તિ પ્રગટે છે. ત્યારે આપણી સ્ફુર્ણા શરીરના વાયુમાં મળેછે, તેથી મન, ઇંદ્રિયોનો સંચોગ થઈ આવે છે. આ સંયોગથી શબ્દ જેવા પ્રકારનો કરવો હોય તેવા આકારમાં આપણી સ્ફુર્ણા પેલા વાયુને દબાવે વા હલાવે છે, તે પ્રમાણે આપણી જીવ્યાનું ચલન થાયછે, તેના પ્રમાણે આપણા પ્રાણ વાયુરૂપી શ્વાસો—શ્વાસમાં ફેરફાર બને છે. આ ફેરફારથી આખા જગતમાં જે વાયુ સર્વત્ર વ્યાપેલો છે. તેને ઉપલાં ચલન, વળણના ધક્કાની અસર પોહોંચે છે. તે ધક્કો જે પ્રમાણમાં થયો હોય તેટલા પ્રમાણમાં તે પવનમાં પ્રસરણ પામતો પામતો પોતાની ગતિનું દૈવત પોહોંચે ત્યાં સુધી ફેલાઈ જાયછે. હવે જયાં પવન છે, ત્યાં આકાશ છે. ને તે આકાશ સર્વે જગ્યાપર એકજ સરખા રૂપમાં સ્થિર છે, તેથી પવનને જે ધક્કો લાગ્યો, તેના પ્રતિબીંબ વા અસર આકાશને પહોંચી જેથી આકાશનો જે નિત્ય ગુણ શબ્દ તે પ્રગટ થઈ આવ્યો, તેથી શબ્દ કેવા પ્રકારનો છે, તે આકાશને વિષે જણાયું. કેમકે જયાં કાંન છે ત્યાં આકાશ છે, ને આકાશમાં પવન સ્થિર છે, તેથી બાહેરના પવનમાં જે ક્રિયા થઈ તે પ્રસરણ પામતી પામતી કાનવાળા આકાશમાંના પવનની અંદર ફેલાવો પામી તેથી શબ્દ તથા પેલી થએલી કોઈપણ પ્રકારની ક્રિયા મનને સમજાઈ. મને ઇંદ્રિયોના સંબંધથી પેલી ક્રિયાની ખાત્રી અમુક પ્રકારની કરી લીધી, ને પરિપુર્ણ ખાત્રી થવાથી મને તે ક્રિયા વા શબ્દ આત્માને અર્પણ કર્યો. કેમકે આત્મા શરીરના આકાશમાં સ્થિર છે, ને ત્યાં જ્ઞાન વ્યાપક છે, તેથી પેલી ક્રિયાના શબ્દોનું તોલન કીધું, ને એ કરેલા તોલનપણાના નિશ્ચાર્થ મુંજબ વ્યહવાર ચાલુ કીધો.

હવે શબ્દનો આકાર શરીરને વિષે સ્ફુર્ણારૂપે હાજર છે. ને તે સ્ફુર્ણા આ બાહેરના જગતમાં શબ્દાકારે વ્યહવાર ચલાવી રહી છે, તેથી શબ્દની પરીક્ષા ઇંદ્રિયોના સંચોગથી મન કરેછે, ને તે મન આત્માને કરાવેછે, જેથી જ્ઞાન ઓળખાઈ આવે છે. એ જ્ઞાન સર્વ પ્રાણીમાત્રોની કાયાઓમાં એકસરખા કદથી વ્યાપી રહેલુંછે, આકૃતિથી આપણા શબ્દોનો ભાવાર્થ સામો માણસ ઝટ ઓલખી શકે છે, કેમકે આપણી ગોઠવણીની સમજ આકાશને વિષે રહેલા જ્ઞાનને થઈ ને તે આકાશી જ્ઞાન સામા પ્રાણીની અંદર પણ રહેલુંછે, ને તેની સાથે જ્ઞાન પણ છે, જે ઉપરથી આપણે જેવા શબ્દ બોલ્યા કે તરતજ તેવા પ્રકારનું જ્ઞાન સામા પ્રાણીને ઓળખાઈ આવે છે, કેમકે જ્ઞાન તથા આકાશ એકજ રૂપ છે, આ

મુળતત્વથીજ સર્વનો વ્યહવાર એકસરખો ચાલી રહેલો છે. કેમકે આપણું બોલવું જેવા પ્રકારથી થાયછે તેવાજ પ્રકારથી સામો માણસ પણ સમજી શકેછે.

આ ઠેકાણે જરા આત્મવિચાર કરેલો છે. હાથી મારા તરફ આવે છે, તેથી હાથીને જોઈ ખસી જવાનું જ્ઞાન થયું, તે પછી ચિત્તમાં દુઃખ થયું, દુઃખના જ્ઞાનથી પરીતાપ થયો, તેથી બચવાનો પ્રયત્ન કીધો; તેમજ આંબાનું જ્ઞાન થયું; જ્ઞાન થયા પછી સુખ મળશે એવી વૃત્તિ થઈ, જે ઉપરથી આંબાને મેળવવાનો પ્રયત્ન ક્રિયા સુખ ઈચ્છા દ્વેષ દુઃખ એટલા આકારો એકદમ એકાદ ક્રિયા વખતે ચિત્તમાં થાય છે, એ સર્વેનું સમજાવવું ભાવનાના સ્થાનમાં થએલું છે. એમાં વિશ્વનાથ સિદ્ધાંત, કણાદ ભાષ્ય રત્ન, ટીકાવૃત્તિ વિગેરે બહુ ગ્રંથ છે, પણ સુત્ર છ પ્રકારના ગણ્યાં છે. ૧ સંજ્ઞા ૨ પરિભાષા ૩ વિધિ ૪ નિયમ ૫ અધિકાર ૬ અતિદેશ એઓ છે. એમાં આત્માને ઇંદ્રિયોના સંયોગથી જે જ્ઞાન થાય તે પ્રત્યક્ષ:શરીરમાં આત્માને ઠેકાણે જ્ઞાન રહે છે, તેથી બાહેયંદ્રિય ને જ્ઞાનેંદ્રિયનો સંસ્કાર ઘડાય છે, ને તે ઘડાયલા સંસ્કાર સાથે મનનો સંયોગ થાય છે. બાદ મને કરીને આત્માનો વા જ્ઞાનનો સંયોગ બને છે, એવી એ શાસ્ત્રની માંડણી છે. એણે પણ ઇંદ્રિયો પંચ-માહાભુત, આત્માને તેની શકિતઓ, કાળ, દશા ઈત્યાદિઓનું વર્ણન ન્યાયના જેવુંજ કરેલુંછે. તેમાં એ કહે છે કે જેનું આદિ નથી, તેના વિભાગ થતા નથી, એવા પરમાણુઓના સંયોગીપણાથી આ નાશવંત જગત્ ઉત્પન્ન થઈ આવ્યું છે. એઓની અંદર સર્વ પદાર્થોની યોજના કરી છે તેથી કરીને આ શાસ્ત્રને વિષે જગત્ ને ઈશ્વર એકજ વા ઈશ્વર તે જગત્ જગત તેજ ઈશ્વર, જેમ ગુણ ને ગુણી એક રૂપ છે તેમ શબ્દ ને જ્ઞાન, એમાં શબ્દથી જ્ઞાન ને જ્ઞાનથી શબ્દ. સારાંશ કે કર્તા જે ઈશ્વર તે આ સર્વ પદાર્થોથી ન્યારો નથી પણ તેનો સંબંધ એઓ સાથે એક રૂપ છે વા તેજ આ પદાર્થરૂપમાં કાયમ છે ઈત્યાદિ.

## (૩) ઉત્તર (બ્રહ્મ) મિમાંસા વા વેદાન્ત શાસ્ત્ર—વ્યાસ વા બાદરાયણકૃત્ય.

આ શાસ્ત્ર વ્યાસઋષિએ લખ્યું છે, એમાં કહે છે કે આત્માજ ઈશ્વર છે, ને તે અવિદ્યા રૂપમાં જગત્ રચે છે. પાળેછે ને સંહારે છે. જીવ ઈશ્વર અવિદ્યા કૃત્ય છે, આત્મા સર્વત્ર અદ્વૈત એકબ્રહ્મજ છે, એની અંદર અવિદ્યા રૂપી કોઇ પણ ચીજ નથી પણ સ્વયં શુદ્ધ સ્વરૂપ છે, તેથી ત્રણે કાળે સૃષ્ટિનો અભાવ છે જેમ સૂર્યની જયોતિમાં ત્રણેકાળે અંધકારનો અભાવ છે તેમ: આ શુદ્ધ સત સ્વરૂપની ઇચ્છાજ આ જગતનું આદિકારણ ઉપાદાન કારણને નિત્ય કારણ છે, આત્માની કલ્પિત ઇચ્છા શકિતનો દેખાવ આ સ્થાવર જંગમ સુક્ષ્મ વિરાટ આકારોમાં રહેલો છે વા આ સર્વ નામ રૂપપ્રપંચવાળું ભ્રમભાવિક જગત એજછે. પરબ્ર-

હ્મનું કલ્પિત સંવેદન અગ્નિના અનેક તરખલાઓની માફક જડચૈતન્ય ભાવને પ્રાપ્ત થએલું છે તેથી આ જગત્ દશ્યમાન થયું છે, જેમ ઊંઘમાથી સંવેદન થાય ત્યારે સ્વપ્ન દરશાય: તેમ પરબ્રહ્મનું સંવેદન તે આસૃષ્ટિ: આ સંવેદન થવાથી ચૈતન્યતા પ્રાપ્ત થાય છે. જેથી અહંકારની ઉત્પત્તિ બને છે, આ ચૈતન્યતા અંતઃકરણ રૂપમાં બીરાજમાન રહેલી છે તેથી આત્માના અનેક અંતઃકરણ છે.

આ અનેક અંતઃકરણથી પ્રાણી માત્રા ઉત્પન્ન થઇ આવ્યાંછે, આ પ્રાણી માત્રાના જુદાં જુદાં અંતઃકરણ હોવાથી પાપ પુણ્યની ગ્રંથિ ગોઠવાયાને લીધે અનેક ચિત્રવિચિત્ર બુદ્ધિ જ્ઞાન વ્યાપી રહેલાં છે. તેથી કરીને દરેક પ્રાણીના કર્મ ન્યારાં ન્યારાં થઇ પડેલાંછે. આ અંતઃકરણની દ્રઢતાથી અહંકાર ઉત્પન્ન થયો, તેથી અહંકાર જીવ રૂપ ધારણ કરી વ્યહવાર ચલાવ્યો જાયછે, અહંકારના દ્રઢિતપણાથી આ પૃથ્વી આપ તેજ વાયુ આકાશાદિ પંચભૂતો દેખાયાં છે, અહંકારને ઇચ્છા ઉત્પન્ન થવાથી વા સંવેદન પ્રવાહે કલ્પના (માયા) રૂપ ઉત્પન્ન કીધું છે ને તેથી કરીને અન્નમય, પ્રાણમય મનોમય વિગેર કોશો ઉત્પન્ન થયા તેથી તત્વોના બંધારણ ઉપરથી અહંકારની દોષદ્રષ્ટિએ કરીને પચ્ચીસ તત્વની કાયા બનેલી દેખાય છે, એ કાયાની અંદર ઇંદ્રિયો તેના વિષયોમાં અહંકારની ભાવના પ્રમાણે વ્યહવાર ચલાવતી જણાય છે. આ અહંકાર (જીવ) ની ભાવના (કલ્પના)નું નામ માયા કહેવાઈછે, આ જીવ ઇંદ્રિયોના સંબંધથી કર્મ કરવા લાગ્યો, ને કર્મના વ્યહવારથી સારાં નઠારાં ફળનો ભોકતા થયો. ને શબ્દના અર્થ ઉપર ચાલવા મંડયો તેમાં અર્થના નિશ્ચાર્થથી ભાવના વૃદ્ધિપણાને પ્રાપ્ત થતી ચાલી, તેથી અનેક જન્મ જન્માંતરપણાને પ્રાપ્ત થવા લાગ્યો. આ પ્રવૃત વ્યહવારમાં અવિદ્યાની કૃતિથી છુટો ન થતાં એની જાળમાં સજ્જડ મજબુતપણે બંધાણો, જેમ કરોળીઓ પોતાની જાળમાં ફસે છે તેમ આત્મા પોતાની કલ્પિતપણાની જાળમાં ફસી પડયો, આત્મા સ્વભાવે નિત્ય નિવૃત છે, પણ અવિદ્યા ભાસથી જીવ જેવો થઇ પોતાના સ્વરૂપમાં કલ્પિત (માયીક) વ્યાહવાર કરે છે, તેથી બંધીવાન જેવો જણાયછે. જેથી અવિદ્યાના ઉપર ધ્યાન આપનારી જે આત્માની પ્રકૃતિ રહેલી છે, તે સ્વભાવરૂપ પ્રકૃતિની દ્રષ્ટિ જાણે આ કાયા આકારમાં ખડી રહેલી દરશાય છે. જેમ સ્વપ્નાની કાયા નિંદ્રામાં પડયા પછી આભાસરૂપ સમજાય છે તેમ: આ મિથ્યા આભાસરૂપ કાયાની વાંસના જ્યાં સ્થિર રહેલી છે તે સ્થાનનું નામ સુક્ષ્મ (લિંગ) દેહ પડેલું છે.

એના સંબંધથી જેમ સ્વપ્નાની કાયા દેશદેશાંતરમાં ફરે છે વા સ્વપ્ન સ્વપ્નાંતરને પામે છે, તેમ આ સુક્ષ્મદેહના સંબંધથી આપણી આ સ્થુલ (જડ) દેહ (જે કે આત્માની જગ્યાપર આભાસરૂપ દરશાયલી) દેશદેશાંતર વા જન્મ જન્માંતરને પ્રાપ્ત થતી જાય છે. આ અવિદ્યાકૃત્ય વાંસનાના દ્રઢિતપણાના યોગથી વા ઇંદ્રિયોના સંબંધથી આપણા સત્ય બ્રહ્મ સ્વરૂપ આત્માનો દેખાવ આ મિથ્યા

જગતાકારમાં દરશાયો છે વા અવિદ્યાએ દેખાડી આપ્યો છે. આ મહદાકૃતિ અવિદ્યાનો ચિત્રવિચિત્ર દેખાવ ઉપરથી જીવ કર્મ ફળ ચાખવા લાગ્યો ને સુક્ષ્મ (લિંગ) દેહથી પોતાની અંદર મન બુદ્ધિ જ્ઞાન વિગેરે ઉપન્ન થઇ આવ્યાં, પરંન્તુ સુક્ષ્મ (લિંગ) દેહનો આકાર પરમાણુઓથી ઘણોજ સુક્ષ્મ વા તીક્ષણ હોવાથી વાંસના રૂપીદેહ પરમાણુઓના મધ્ય ભાગમાં એક રૂપથી વસેલી છે જેના યોગથી જીવમનોમન કલ્પિત (વાંસનીક) જગતો ઉત્પન્ન કરી શકે છે. પણ એ કલ્પિત જગતો આત્માની જગ્યાપર મિથ્યા આભાસરૂપ નહી સરખાં રહેલાં હોવાથી એ પેદા થયાં ન થયાં બરાબર છે સારાંશકે એ મિથ્યા અવિદ્યા રૂપ છે તેથી: જેમ મૃગજળ ખરાપાણીના જ્ઞાનથી મિથ્યા છે વા નિંદ્રાની પ્રાપ્તિથી સ્વપ્ન મિથ્યા છે તેમ આત્માના દ્રશ્યપણાથી જગતો મિથ્યા છે. આ મુળતત્વ ઉપરથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, જેમ થંડીને દુર કરવા સારૂ અગ્નિ પ્રગટ કરવો જોઈએ તેમ. તેથી અવિદ્યા જીવને ત્રણ પ્રકારે મોક્ષ આપેછે જ્યારે જીવના કર્મ જેકે પાપ પુણ્ય પોતાના સરખા પ્રમાણમાં વેહેંચાઇ જાયછે ને કોઈ પણ કર્મ ન્યુનાધિક ભાસતું નથી ત્યારે અવિદ્યા મટી જઈ આત્મ પ્રાપ્તિ થાય છે. આનું નામ ભુમા (નિર્વાણ પદ મળ્યું ગણાય છે વા પુર્ણ મોક્ષ મળ્યો કેહેવાય. પરંન્તુ જીવને વિષે પુણ્યનો ભાગ વધારે હોય ત્યારે ચંદ્ર લોકની પ્રાપ્તિ થાય છે, ત્યાંથી પુણ્ય ક્ષય થયે જીવ પાણીની આકૃતિમાં વર્ષાદના સ્વરૂપમાં વ્યાપી આ સૃષ્ટિપર પડે છે ને પછી પંચભુતોના તત્વોમાં પ્રવેશ કરી વનસ્પતિનો આકાર ધારણ કરે છે ને ત્યાંથી અન્નાશયમાં જીવ આવે છે, બાદ તે અન્નને પ્રાણીઓ આહાર કરે છે જેથી જીવોની કાયાઓમાં વિર્ય આકૃતિબનવાથી જીવ અમુક ગરભસ્થાનમાં દાખલ થાય છે, ને ત્યાં અમુક દેહ ધારણ કરી આ જગતમાં અવતરે છે. આ પેહેલા પ્રકારના મોક્ષમાં આત્માની સર્વ અવિદ્યાનો નાશ થાય છે વા જીવનું અજ્ઞાન મટવાથી આત્મા જેવો પોતે સ્વયં-પ્રકાશીત પોતાને દેખાય ને ઉપલો અવિદ્યાનો કલ્પિત દેખાવ નાશ પામેલો સમજાય તે સમયે પોતે પોતાને શુદ્ધ નિવિકાર નિરાકાર અખંડ અજર રૂપે ભાસે. (૨) તેમજ અવિદ્યાના જ્ઞાનના સંયોગથી જીવ અનેક યજ્ઞ યજ્ઞાદિક પરોપકાર પરમાર્થ એવાં માહાન પુણ્ય કર્મો વાંસના યોગથી કરે ત્યારે પુણ્યના સામર્થ કરીને પેલી અવિદ્યા સ્વર્ગ મૃત્યુ પાતાળ બ્રહ્મલોક ગૌલોક ઈંદ્રપુરી કેલાશ વૈકુંઠ જીનત ઇત્યાદિ માહા સુખ આપનારાં સ્થાનોનો આકાર ધારણ કરી લેછે ને જીવને તે અવિદ્યા એમ સમજાવે છે કે આપણાં કરેલાં સુકૃત્યથી આપણે આ મહાન એશ્વર્યને પામ્યા છૈયે એનું નામ મધ્યમોક્ષ કેહેવાય છે. (૩) કનિષ્ટ મોક્ષ એવો કે અવિદ્યા દુષ્કૃત્યના યોગથી આપણને આલોક વા બાજા જીવોની યોનીઓમાં મધ્યમ પંક્તિના સુખને મેળવી આપેછે. આ શાસ્ત્રમાં અવિદ્યાનો નાશ કરવાનો પ્રયત્ન ઘણો કરેલો છે, તેમાં બતાવે છે કે આત્માના કોઇ ભા-

ગમાં ન દેખાય એવી જગ્યાપર અવિદ્યા વ્યાપક છે, તેના કોઇ અણુના સુક્ષ્મ ભાગમાં આ પંચમાહાભુત ઉત્પન્ન થઇ આવ્યાં છે જેના દ્રઢિતપણાથી આપણી કાયા દેખાઇ છે. તેથી આપણી કાયા આત્માની એક લ્હેર છે, એ લ્હેરની અંદર અવિદ્યા ચૈતન્ય રૂપે વ્યાપક છે તેથી આત્માને ચતુષ્પાદ વા ચારપાદ વાળો માંડુકયોપનિષદ્‌માં ગણ્યો છે.

આ ચાર પાદ તે આપણી કાયાની ચાર અવસ્થાના નામ છે. જાગૃત અવસ્થા એની અંદર આપણા આત્માનું સર્વ ચૈતન્ય શરીરના પંચભુતોમાં વ્યાપક થઇને આ નખથી શિખાપર્યંત આવ્યું છે, તેથી કરીને આપણી સર્વ ઇંદ્રિયો આ બાહેરના જમીન આકાશ રૂપી પઠદાને દખેછે, આ દેખાવનો વ્યહવાર જેટલા કાળ પરીઅન્ત ચાલે છે, તેટલાનું નામ જાગૃત અવસ્થા એ આત્માનું પેહેલું પાદ છે. જયારે આપણે આંખ નાક કાન વિગેરે ઇંદ્રિયોને બંધ કરી સુતા હોઇએ ત્યારે આપણું ચૈતન્ય કાયાની અંદર મનોમન કલ્પિતપણાથી જગત્ વ્યહવાર ચલાવે છે જેથી આપણે જાગૃત જગત્‌ના જેવું બીજુ જગત્ કાયાની અંદર દખીએ છીયે એનું નામ સ્વપ્નનાવસ્થા કહી છે એ આપણા આત્માનું બીજું પાદછે. જે સમયે આપણું સર્વ ચૈતન્ય સ્થિર થઇ ને ઉપલો કલ્પિત વ્યહવાર કરતું નથી પણ તદન આપણે જડ પથ્થર જેવા ભાસીએ છૈયે જેમાં આપણે જીવતા છે કે મર્ણ પામેલા. એ વાતની જે પ્રસંગે ખબર રહેતી નથી તે સ્થિતિનું નામ નિંદ્રાવસ્થા કહી છે, એ આત્માનું ત્રીજું પાદ છે, બાદ આપણું તમામ શરીર-પીંજરાંનું ચૈતન્ય કાયાના સર્વ ભાગોમાંથી દુર ખસી ગએલું જણાય છે ને આપણી સ્થિતિ જાગૃત સ્વપ્નને નિંદ્રા જેવી સમજાતી નથી, પરંન્તુ સર્વ સ્થિતિથી જુદાજ પ્રકારની સ્થિતિ દેખાય છે, જેમાં આપણે પોતાના ચૈતન્યના તેજોમય અખંડિત સ્વરૂપમાં ગોળાકારથી સ્થિર થએલા દરશાઇએ છૈયે, ને જયાં જન્મમર્ણ પાપ પુણ્ય સ્વર્ગ નર્ક ભાસતું નથી, તે સમયનું નામ તુર્યાવસ્થા કહી છે એ આત્માનું પેહેલું પાદ છે. આ પેહેલા પાદની અગાઉ આપણે જોવા ગયાતો કાંઈજ દેખાતું નથી વા તેની અંદર સ્થિર થયા ત્યારે તો આપણું ઉપલું સર્વ ચૈતન્ય અદ્રશ્ય થઈ કયાં નાશી ગયું તેના પત્તો લાગતો નથી વા આપણો જીવ્યા આત્મા છે કે નહીં તે પણ દરશાતું નથી પણ જેમ મીઠું પાણીમાં મળી જવાથી મીઠાંનો અસલ આકાર જણાતો નથી, તેમ આપણો જીવ વા કાયા, મીઠાના ગાંગડાની માફક ઉપલી ચીજમાં મળી જવાથી ઉપલી કાયા ને જીવ બીલકુલ જણાતા નથી આનું નામ આવેદાન્તશાસ્ત્રમાં ભુમા કહ્યું છે, આ ભુમા એ આત્મા (ઈશ્વર)નું સત્ય સ્વરૂપનું નામ છે વા એ નામ આત્માનુંજ છે.

આ ભૂમારૂપ આત્માની અંદર અજ્ઞાનતા નથી, પણ એના સ્વરૂપની રમણીયતા ઉપરથી એની અંદર કોઈ પણ પદાર્થ વ્યાપક નથી, તેમ એણે કાંઈ

કર્યું નથી કરવાનો સંભવ નથી તેમ કરશે નહીં એ સ્વરૂપમાં કાંઈ વધારો ઘટાડો થતો નથી પણ સ્થિર છે અચલ છે શાંત છે તેમ આકાશની માફક નિર્લેપ છે એને વિષે આત્મા પરમાત્મા જીવ ઈશ્વર માયા કલ્પના જગત્ પંચ-ભૂત સુક્ષ્મ વિરાટ ઈત્યાદિ કોઈ પણ પદાર્થ દરશાતો નથી, તેથી કેહે છે કે, જગત્ વા ઉપલી પદાર્થોમાંની કોઈ પણ ચીજ પેદા થએલી નથી. પણ એના વ્યાપકપણાની અંદર જગત્ આભાસ માત્ર છે વા તેને વિષે પેદા થયું ન કેહેવાય, કેમકે જેમ આકાશ સલંગ સુત્ર એકસરખું સર્વત્ર બીરાજમાન છે તેમ એક ભુમારૂપી આત્મા સર્વત્ર સલંગ સુત્ર વ્યાપક છે. જે ઉપરથી આ શાસ્ત્રમાં કહ્યું છે કે (सत्य ब्रम्ह जग्त् मिथ्या) એ માહાવાકય પ્રતિપાદન કરેલું છે, એનો સિદ્ધાન્ત એવો કે જગત્ પેદા થયું નથી થશે નહીં ને થવાનું નથી ત્રિકાળમાં જગત્ દરશાતુંજ નથી તેથી આ દ્રશ્યમાન જગત્ તે આત્માજ છે. ન્યાયના મત પ્રમાણે આત્મા ઘણાં છે, પણ તેમ નથી, પણ એના મત પ્રમાણે અંતઃકરણ ઘણાં છે, ને જીવ ઈશ્વર એ આત્માની અવિદ્યાથી ઉત્પન્ન થએલાછે, તેથી કર્તા કર્મ ને કારણ એ ત્રિપુટી વાસ્તિક રીતે ભુમાને વિષે નથી તેથી એ ખોટી છે. કેમકે આત્માની અવિદ્યા જગત્ રૂપમાં દેખાઈ તેથી ત્રિપુટી હાજર થઈ પણ અવિદ્યાનો ક્ષય થવાથી ત્રિપુટી સમજાતી નથી. કેમકે આત્મા સર્વત્ર અવિભાજ્ય રૂપે પોતે પોતાના આનંદમાં સ્થિર છે, તેથી (मुळं नास्ति : कुतःशाखा) અર્થ જેનું મુળજ નથી ત્યારે તેની શાખા કયાંથી ઉગેશે! સારાંશ કે જગત્ ઉત્પન્ન થયું નથી, ને દર્શન દ્રસ્ય એ દ્રષ્ટાની ભુળ વા ભ્રાંતિથી ભાસ્યમાન થઈ આવ્યાં છે. પણ જો એ ત્રણ ચીજ પ્રથમમાંજ ન્યારી હોય તો મુળ સ્વરૂપ બીજ રૂપ જે ભુમા તેને વિષે પોતાના સ્વરૂપની જુદાઈ છોડી નિવૃતપણાને પામી ઐકયપણામાં સ્થિર ન થવાં જોઇએ, પણ જયારે એ ત્રણે એક બીજાની અંદર અરસપરસમાં ઐકયપણાથી મળી જાય છે ને પોતાનો જુદાપણાનો સ્વભાવ દેખાડતાં નથી ત્યારે તો એ દેખાવ એકજ સ્વરૂપનો છે. જેમ સ્વપ્નાનો દ્રષ્ટા, ને દર્શનરૂપી જે સ્વપ્ન જગત્નો દેખાવ, ને દ્રશ્યરૂપ તે સ્વપ્નાની ખુબી, એ ત્રણે નિંદ્રાની અંદર ઐકયપણાથી મળી જવાં ન જોઇએ, ને જયારે મળી ગયાં છે ત્યારે એ દેખાવ ફકત એક નિંદ્રાનોજ છે.

એ પ્રમાણે આ જગત્રૂપી દર્શન તે દ્રષ્ટારૂપી આત્માંની અંદર ઐકયપણાથી મળી જાય છે ત્યારે એ જુદાં ન કેહેવાય, કેમકે ભુમાની અંદર દ્રષ્ટા દર્શન ને દ્રશ્ય એ ત્રણે ચીજો દેખાતી નથી, તેથી એ ત્રણે ચીજ મુળમાંજ નથી. કેમકે આત્મા એક અખંડ છે, એની ઉત્પત્તિ કોઇએ કરી નથી, તેથી કરીને દ્રષ્ટા દર્શન ને દ્રશ્ય ઉત્પન્ન થએલાં નથી, મતલબ કે દ્રષ્ટા હોય ત્યાં દર્શન ને દ્રશ્ય ઉત્પન્ન થઈ આવે છે, પણ ભુમાની જગ્યાપર તો દ્રષ્ટાજ નથી, તેથી દર્શન દ્રશ્ય શી રીતે ઉત્પન્ન થાય તેથી કરીને ત્રિપુટી મિથ્યા છે, ત્રિપુટી મિથ્યા હોવાથી

અવિદ્યાકૃત્ય જગત્ પણ મિથ્યા છે. ન્યાય મત પ્રમાણે સિપને વિષે રૂપાંની ભ્રાંતિ થઈ તેમ આત્માની અંદર જગતની ભ્રાંતિ થઈ પણ એકજ આત્મા પોતે પોતાની ભુલથી અનેકરૂપે દેખાયો છે. જેમ માટીના અનેક ઘડાઓ છે, પણ આખરે તે માટીજ છે વા નાશ થયા પછી તેઓ માટીજ રહેવાના. તેમ આ સર્વ જગતના પ્રાણીમાત્રો ભુમારૂપી માટીના સ્વરૂપ છે, ને એ સર્વનો નાશ થયા પછી ભુમાજ રૂપમાં આવવાના. જેમ ઘડાઓમાં ત્રણે કાળે માટીજ છે, તેમ જગતના સર્વ પ્રાણીઓ ત્રણે કાળે ભુમાજ છે. તેથી છાંદોગ્યઉપનિષિદ્‌માં કહ્યું છે કે विकारो नामधेयं इतिश्रुतेः આ અનેક આકારો જે છે જેથી તે વિકાર રૂપ છે. તેથી આપણે વિધે અવિદ્યાનો દેખાવ ન હોય ત્યારે આ જગત્ ન દેખાય. પણ ન્યાયનો સિદ્ધાન્ત એવો કે, જયાંથી જયાંથી જ્ઞાન થાય તે તે મિથ્યા છે. સારાંશ કે જ્ઞાન જે ઉત્પન્ન થાય છે તે અવિદ્યાકૃતિથીજ થાય છે. મતલબ કે એકના સંભવથી બીજું દેખાય છે, જેથી જગત્ જોવાથી જ્ઞાન દેખાય ત્યારે અજ્ઞાનનો સંભવ થાય, આ મુળતત્વથી જયાં બે પ્રકાર ભાસે તે માયા કહેવાય, કેમકે અસત્ય હોય તેનો દેખાવ બે રીતે દેખાય, પણ સત્યમાં બે જાતનો ભાસ્ય ન પડે, પણ જયાં જ્ઞાનનો સંભવ થાય ત્યાં જ્ઞાતાને જ્ઞેય બે ઉત્પન્ન થાય પણ જયાં જ્ઞાન ન દેખાય ત્યાં જ્ઞાતા જ્ઞેયનો સંભવ નથી જેથી જ્ઞાન છે તે મિથ્યા છે. ન્યાયના કહ્યા પ્રમાણે પાપ પુણ્ય આત્માને લાગે છે ને તેથી તે જીવ થઈ જન્મ જન્માંતરને પામે છે. પણ એના મત પ્રમાણે આત્માને પાપ પુણ્ય લાગતાં નથી. કેમકે આત્મા શુદ્ધ સ્વયંનિર્વિકાર છે ને કર્મ એના જ્ઞાનથી દગ્ધ થાયછે તેથી આત્મા સ્વતંત્ર છે. જેથી આત્મા પોતે પોતાને પાપ પુણ્યની શિક્ષા કરે ને તે શિક્ષા પોતાને લેપન થાય એ કેહેવું આપણી ભુલ છે, પણ પાપ પુણ્યની કૃતિ જે સમજાય છે, તે આપણી અંદરની અવિદ્યાનો દેખાવ છે. ન્યાયમાં જીવ (આત્મા) ઇશ્વર ને માયા એ ત્રણ માન્યાં છે, પણ એ કહે છે કે સ્વયં—એક માત્ર આત્માજ સત્ય છે, ને જીવ ઇશ્વર આત્માની અવિદ્યાથી ઉત્પન્ન થયાં છે, તેથી એ બેઉ ચીજ જુઠીજ છે.

ન્યાયે તત્વ અનાદિ ગણ્યાં પણ એ કાંઇ તત્વ નથી પણ એ તો આત્મ સ્વરૂપજ છે, એમાં ધર્મોપદેશક રૂપી આપણી અંતર્યામી સ્ફુર્ણાને જે કે ઇશ્વરી સંકેત રૂપમાં ગણ્યોછે. પણ એ કાંઈસંકેત નથી, એતો સ્વયં-આત્માના અખંડિત સ્વભાવનું સંવેદન છે. આ શાસ્ત્રવાળો અદ્વૈત પક્ષનું પ્રતિપાદન કરી બ્રહ્મજ્ઞાન આપે છે, તેમ ન્યાયદ્વૈતનું પ્રતિપાદન કરીને જ્ઞાન દરશાવેછે, તેથી જ્ઞાનભાગ કોનો છે તે સિદ્ધ થતું નથી. એમાં ચાર અધ્યાય છે તેના કર્તા વ્યાસ છે, તેમાં પ્રથમ સન્મન્વયનો એવો હેતુ છે કે સર્વ ઉપનિષદ્‌ના વાકય બ્રહ્મને પ્રતિપાદન કરે છે. ત્રીજા અધ્યાયમાં ઉપાસનાને જ્ઞાનનો બોધ કર્યો છે. એના સર્વશાસ્ત્રમાં શારિરક શાસ્ત્ર મુખ્ય છે, ને તે જ્ઞાનીઓનેજ ઉપયોગી છે. अथातो ब्रम्ह जिज्ञासा ई.

આ વેદાન્તનું પેહેલું સુત્ર છે, એના પર શંકરાચાર્યે ભાષ્ય કરેલું છે, તેના ચાર અધ્યાય છે સમન્વય અવિરોધ સાધન ફળ એઓ છે. પેહેલામાં વેદાન્તનું તાત્પર્ય, બીજામાં શાસ્ત્રોનું ખંડન, ત્રીજામાં વૈરાગ્ય નિર્ગુણ જ્ઞાન, ચોથામાં જીવન્મુકતોનું વર્ણન એમાં દેવોનું ભજન કરવાને કહયું છે. શ્લોક नमो महाद्भ्यो नमो अर्भकेभ्यो नमो युवभ्यो नमो आदि नेभ्य यजाम देवान्य दिशाक्तवाः એમાં મોટા દેવ નાનાદેવ યુવાનદેવ વૃદ્ધદેવ સર્વેને નમસ્કાર કરૂછું. विद्वांतो हि देवा વિદ્વાન તેજ દેવ એવો અર્થ છે. એમાં વ્યાસ સુત્ર, મુકતાવલી, બ્રહ્મવિદ્યાભરણ, વેદાન્ત દીપીકા, અદ્વૈત સિદ્ધાન્ત, વેદાન્ત પરિભાષા, સ્વાં-બોધ, વેદાંત કલ્પ લતિકા, આત્મા પ્રકાશ, આત્મપુરાણ એમાં ચાર સાધન છે. વિવેક વૈરાગ્ય શમાદિષટ્, મુમુક્ષતા. બ્રહ્મ નિત્ય ને બાકી સર્વ અનિત્ય એ વિવેક. સેમ સ્વર્ગ મૃત્યુ વિગેરેના સુખને તૃણવત્ ગણવું એ વૈરાગ્ય. શમ દમ ઉપરતી તિતિક્ષા શ્રદ્ધા સમાધાન એ ષટ્ સંપતી છે. સદા વાંસનાનો ત્યાગ તેશમ. વિષયથી ઇન્દ્રિયોનો નિરોધ કરવો તે દમ, વિષય ન કરવો તે ઉપરતી, વ્યહવારમાં સત્યતાથી વરતવું તે તિતિક્ષા. ગુરૂને વેદાંતપર વિશ્વાસ તે શ્રદ્ધા. ચિત્તને એકાગ્રહવૃતિ પર રાખવું તે સમાધાન. માયાથી છુટવાની જીજ્ઞાસારાખી ગુરૂજ્ઞાનમાં ચાલવું તે મુમુક્ષતા.

પ્રાચિન વેદાન્તમાં એક ઇશ્વર છે જીવ તેનાથી ઉત્પન્ન થયો છે પ્રાણી માત્રો પરાધિન છે, તેથી ધર્મા ધર્મ જોઇ વિવેકવાળી વર્તુણુક રાખવી, જગત્ સત્ય છે, પોતાના જેવા સર્વને જાણવા, મારા જાણ્યા પ્રમાણે આ પ્રાચિન મત કોઇ મતવાદીએ ઉત્પન્ન કરેલું છે, પણ એ મત તદન ખોટું છે કેમકે એ મતનો સ્વિકાર વેદાન્ત શાસ્ત્રીઓએ કીધો નથી. આ વેદાન્ત વાળાએ મિમાંસ વાળાની શાથે એક તકરાર ઉઠાવી છે તેમાં એ કર્મને મિથ્યા કહે છે ને શબ્દને અનિત્ય ગણે છે, કારણ કે શબ્દથી જ્ઞાન થાય છે ને જ્ઞાન થયા પછી શબ્દનો નાશ થએલો જણાય છે. ને શબ્દના ક્ષયથી તેના કર્મનો પણ ક્ષય થાય છે. જેવી રીતે કર્મનો ક્ષય તેવીજ રીતે તેના જ્ઞાનનો પણ ક્ષય છે, સારાંશ કે— સ્વપ્નાનું જે જ્ઞાન છે તે નિરાધાર છે. તેથી કરીને સર્વ જ્ઞાન નિરાધાર છે એ વેદાન્તનો પૂર્વપક્ષ છે એનાપર મિમાંસાનો ઉત્તરપક્ષ જાગૃતનું જ્ઞાન નિશ્ચાત્મક છે તેથી તે વિપર્યય (ઉલટું) થતું નથી પૂર્વ—જાગ્યા પેહેલાં પણ એજ પ્રમાણે સ્વપ્નાનું જ્ઞાન નિશ્ચાત્મકહતું તેથી કરીને જાગવાને ઉંઘવામાં કાંઇજ ભેદ નથી, સારાંશ કે જેમ સ્વપ્ન ખોટું તેમ જાગૃત મિથ્યા ઉત્તર—સ્વપ્નાનું જ્ઞાન વિપર્યય થાય તેમ જાગૃતનું થતું નથી. પૂર્વ—સ્વપ્ન હોય કે જાગૃત હોય, પણ સ્વપ્નાનુંભવ જોતાં સર્વ જ્ઞાન મિથ્યા છે. ઉત્તરપક્ષ—સ્વપ્નાનું જ્ઞાન જતું રહે છે, કારણ કે નિંદ્રામાં મન જ્યારે પડ્યું હતું ત્યારે દુર્બળપણાથી સ્વપ્નાનું જ્ઞાન ઉલટું થાય છે, એજ પ્રમાણે નિંદ્રા વખતે કોઇપણ પ્રકારનું જ્ઞાન રહેતું નથી

એ ઉપરથી જાગૃતનું જ્ઞાન કાંઇ મિથ્યા નથી. પૂર્વ—જેમ આંખની નજીક કાંઈ દેખાતું નથી, કારણ કે આંખને કાંઇ જોખમ છે, તેમ સ્વપ્નાના સમયે આપણા જ્ઞાનને જોખમ લાગ્યો તેથી સ્વપ્નાનું જ્ઞાન કાયમ રહેતું નથી. ઉત્તર—જાગ્યા પેહેલાં મારૂં મન નિદ્રાગ્રસ્ત થયું તે સમયે પવિત્ર હતું, પણ નિંદ્રામાં પડયા પછી જાગ્યું તેટલે અપવિત્ર થયું, તેથી જ્ઞાન વિપર્યય માલુમ પડયું. પૂર્વ—મન પવિત્ર હતું તેવીજ પવિત્રતા નિંદ્રામાં કાયમ હતી કેમકે મનસ્થિતિમાં ફેર પડયો નહતો, તાત્પર્ય માત્ર સ્વપ્ન જ્ઞાન મિથ્યા, એટલે સર્વ જ્ઞાન મિથ્યા એણે શબ્દ અનિત્ય છે, તે બાબત નીચે પૂર્વ પક્ષ ટાંકયા છે—એનો પ્રત્યુત્તર મિમાંસાના ઉત્તરપક્ષમાં વાંચશો.

પૂર્વપક્ષ પહેલું શબ્દ અનિત્ય છે.

એની ઉત્પત્તિ કૃતિથી થાયછે, તે એવી રીતે કે, શબ્દનો જે કર્તા, તેને વિષે કોઇ પણ પ્રકારના કર્મની ઇચ્છા દરશાઈ આવેછે, તેથી તે કર્મના કારણ પરત્વે શબ્દ કરેછે. જેથી શબ્દ કર્મથી ઉત્પન્ન થાયછે. વાસ્તે શબ્દ અનિત્ય.

પૂર્વપક્ષ બીજું ઉચ્ચારથી નાશ થાયછે..

એમાં શબ્દના બોલનારે જયારે શબ્દોચ્ચાર કર્યો, તે વખતે તે શબ્દ વા તેનો ધ્વનિ બેઉને નાશ થયો વાસ્તે અનિત્ય કારણકે

પૂર્વપક્ષ. ત્રીજું શબ્દ કૃત્રિમ છે.

કોઈના કરવાથી ઉત્પન્નથયો, તે એવી રીતે કે આપણે કોઈને કહીએ કે શબ્દ કરો, ત્યારે તે કરેછે, તેથી શબ્દ થયો. થવા અગાઉ શબ્દ ન હોતો, તેથી શબ્દની પેદાશ કર્તાની ઇચ્છાથી થઈ તેથી અનિત્યને કૃત્રિમ છે.

પૂર્વપક્ષ ચોથું. શબ્દનો અર્થ જુદો તેથી અનિત્ય છે.

એકજ શબ્દને જુદા જુદા માણસો સાંભળે છે તેથી તેઓ એકજ જાતનો અર્થ કરે છે એમ નથી. જેમ બ્રમ્હ શબ્દનો આપણે ઉચ્ચાર કીધો, ને તે શબ્દને દશ આદમીઓએ સાંભળ્યો, તેથી તેઓ તેનો અર્થ જુદો જુદો સમજ્યા. હવે એક અર્થ મિમાંસામાં સંચિતવિદ્યા એવો કરેલો છે, ન્યાયમાં ઇશ્વર પ્રાર્થના એવો કરેલો છે, ને બાકીનો સાધારણ અર્થ આ જગતના કર્તાને વિષે લાગુ કરેછે, તેથી એ બ્રમ્હ શબ્દને પેલા દશ આદમીઓએ સાંભળ્યો, ને ઉપર પ્રમાણેનો ન્યારો ન્યારો અર્થ સમજ્યા, તાત્પર્ય એટલુંજ કે, એકજ શબ્દ અનેક જગ્યાપર જુદો જુદો ભાસ્યમાન થાય છે, તેથી તે અનિત્ય છે, પણ જો તે નિત્ય હોય ત્યારે અનેક જગ્યાપર એકજ અર્થ થવો જોઇએ, પણ તેમ નથી તેથી અનિત્ય છે.

પૂર્વ પક્ષ પાંચમું પ્રકૃતિ મટી વિકૃતિ થાય છે તેથી અનિત્ય.

કેમકે શબ્દનો આકાર બદલાઇ જાયછે ને તે મુળ પ્રકૃતિ છોડી વિકૃતિ ધારણ કરે છે સારાંશ કે અસલનો આકાર પલટી નવો આકાર પકડે છે, જેમ પ્રતિને ઉત્તર મળવાથી પ્રત્યુત્તર થયો તેથી અનિત્યઃ

પૂર્વ પક્ષ છઠું. શબ્દ નાહનો, મોટો થાય તેથી અનિત્ય.

એમાં શબ્દનો આધાર શબ્દના કર્તા ઉપર છે, તેથી કર્તા એને ન્હાનો મોટો કરી શકે છે, તેમજ ઘણાં માણસો એકઠાં થઇ એકદમ સાથે બુમ પાડે ત્યારે તે શબ્દની વૃદ્ધિ થાય છે, આ સમયે બુમ પાડનારાં દશ મા-

ણસ હતાં, તેથી શબ્દનો ધ્વનિ દશ ગણો મોટો થયો જેથી વૃદ્ધિ થએલી જણાઇ વાસ્તે જેની વૃદ્ધિ થાય છે, તેનો ક્ષય પણ થાય છે, તેથી શબ્દ અનિત્ય. હવે ન્યાયીની અંદર કર્તા કર્મ ને કારણ વિષે જે ત્રિપુટી અભિપ્રાય આપ્યો છે તેને આ વેદાન્ત સ્વિકારે છે, પરંન્તું તકરાર એટલીજ કે આત્માની અંદર અજ્ઞાનનું આવર્ણ નથી, જેમ એક બીજને વિષે વૃક્ષ સમાયું છે, તેથી વૃક્ષ બીજરૂપ કહેવાય છે, બીજના સ્વરૂપમાં વૃક્ષનો સંભવ નથી, તેમ આત્માના સ્વરૂપમાં જગત્નો સંભવ નથી, બીજમાં વૃક્ષ સ્થિર છે તેમ આત્મામાં જગત્ સ્થિર છે, તેથી જગત્ આત્મસ્વરૂપ છે, જેમ વૃક્ષ બીજસ્વરૂપ છે તેમ બીજ વૃક્ષમાં સર્વત્ર એક છે તે અનેક કહેવાય નહી, તેમ જગત્માં આત્મા એક છે કાંઇ અનેક ગણાય નહી.

આ મુળતત્વથી એક આત્માને વિષે કર્તા, કર્મને કારણરૂપી ત્રિપુટીની ગણત્રી થઇ શકતી નથી, કેમકે એકજ વસ્તુ સર્વત્ર વ્યાપક છે, ત્યારે તેમાં બીજી ચીજ કયાંથી આવી ! હવે જે જગ્યાપર એકજ ચીજ છે ને તેમાં બીજી ચીજ જયારે દેખાતી નથી ત્યારે તેમાં એક એવા શબ્દની ગણત્રી થાયજ નહીં. જયારે ગણત્રી થતી નથી, ત્યારે તેનું સ્વરૂપ અવિભાજય છે, આ અવિભાજય સ્વરૂપનું નામ ભુમા કહી છે, ભુમાનો દેખાવ કાંઇજ નથી, એવા આકારમાં સમજાય છે, તેથી નાસ્તિકો કહે છે કે, જયાં કાંઇજ નથી તે ઇશ્વર નકહેવાય, પણ એ લોકો કહે છે કે, જેને તમો કાંઇજ નથી એમ કહો છો તેજ પદાર્થને હમોએ સત્યરૂપ એક આત્મા સર્વત્ર ગણ્યો છે આત્માની સ્થિતિનો દેખાવ એક સરખો એકાકારીને એક નિયમવાળો છે, ને એજ જગતનું આદિ કારણ છે, એને વિષે આદિ અન્ત સમજાતું નથી, પણ મધ્યમાં આભાસ માત્ર કાંઇક દેખાયુ છે, એ દેખાવડું સ્વપ્નવત્ મિથ્યા છે. તેથી આત્માને વિષે કાંઇ વધ્યું ઘટયું નથી એ સ્વરૂપ કેવા પ્રકારનું છે તેની સમજ પડતી નથી, પણ એતો અખંડ નિર્વિકાર નિત્યરૂપ છે તેથી વેદ સત્ય છે. વેદમાં આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ અદ્વૈતપક્ષપર જ્ઞાનકાન્ડ દરશાવેલો છે, તેમાં વેદના જેટલા ભાગમાં જ્ઞાન છે તેટલો તે સત્યભાગ છે, ને જેટલો કર્મ માર્ગપર લખાયલો છે તેટલો વેદભાગ નિર્થક છે, ધર્મનું મુખ્ય લક્ષણ પ્રેરણા છે કોઇપણ કર્મ કરવા પેહેલા માણશના મનમાં વા અંતરમાં જે પ્રયત્ન ગોઠવાય છે તે પ્રેરણા. પ્રેરણાનું મુળ જ્ઞાન છે ને જ્ઞાનથી મોક્ષ છે, એવો વ્યાસ વા બાદરાયણનો પ્રસિદ્ધ મત છે એમાં શબ્દ, અર્થાપત્તિ પ્રત્યક્ષ, અનુમાનને અભાવ એવાં છ પ્રમાણ માન્યા છે.

## (૪) પૂર્વ (કર્મ) મિમાંસાશાસ્ત્ર—જૈમિનિ કૃત્ય.

એમાં ધર્મ શબ્દનું લક્ષણ બાંધ્યું છે, તેના ત્રણ પદ ગોઠવ્યાં છે, ચોદના લક્ષણ અર્થ એદના એટલે બોલાવેલા દેવતા તેમજ મહાગાયત્રીમાં ચુદ ધાતુનો

પ્રયોગ છે તેમાં પ્રેરણા એવો અર્થ થાય છે પ્રેરણા એટલે વૃત્તિ વા બુદ્ધિ થાય છે. જડ પદાર્થને પ્રેરણા નથી. લક્ષણ એટલે સાહચર્ય, સાહચર્ય તે એવું કે જે જે ઠેકાણે ધુમાડો છે, તે તે ઠેકાણે અગ્નિ છે. અર્થ એટલે પ્રયોજન, પ્રયોજન એટલે જે કામ કરવાનું છેન્તો. એમાં દ્રષ્ટાન્ત તે દાન કરે છે.. એમાં તે કર્તા, દાનકર્મ ને કૃધાતુ ઉપરથી જે ભાવના થાય છે તે આકારી શ્રુત છે. તેથી જેવી જેવી ભાવના, તેવા તેવા આકાર. જેથી ભાવના અનેક આકૃતિમાં રહી છે. ભાવનામાં ત્રણ અંશની અપેક્ષા છે. કારણ, કાર્ય ને કરતવ્યતા. એમાં ભાવના બે જાતની ગણી છે. આર્થી ને બીજી શાબ્દી, એનું પેહેલું સુત્ર આ છે. अथातो धर्म जिज्ञासा ई. એનાપર શંબર કુમારીલ ભટ્ટાચાર્યે ભાષ્ય કરેલાંછે. એને કર્મકાંડ પણ કેહેછે. એના પાંચ પ્રકાર છે. વિધિ, મંત્ર, નામધેય, અર્થવાદ નિષેદ, એમાં વિધિના ચાર પ્રકાર છે, ઉત્પતિ, વિનિયોગ, અધિકાર, પ્રયોગ, અગ્નિહોત્ર કરવું તે. એનો પ્રસિદ્ધ સિદ્ધાન્ત એવો છે કે, જે જે દેખીએ તે તે સત્ય છે વા જગત્ સત્ય છે, જગત્ની પેદાશ કોઇએ કરી નથી, એ તો આપો આપ પોતાની મેળે સ્વભાવિક ઉત્પન્ન થઈ આવ્યું છે વા એ જેવું હાલમાં દેખાય છે તેવુંજ અનાદિ કાળે હતું, એની ઉત્પતિ કોઇએ કરી નથી, તેમ થઈ નથી, એનો નાશ થયો નથી, ને થવાનો પણ નથી. એનો જેવું પૂર્વ કાળમાં હતું તેવુંજ હાલમાં પણ છે, તેથી સર્વ પદાર્થ જે આપણને દેખાય છે તે સર્વ સત્ય છે, જેથી જગત સત્ય છે. તેમજ દરેક શબ્દના અર્થનું જે આપણને જ્ઞાન થાય છે તે અનુમાન. અનુમાન બે પ્રકારના છે. પ્રત્યક્ષોદ્રષ્ટ એટલે દેખાય તથાપિ છુપું જેમ પેલા પર્વ પાસે અગ્નિ છે કારણ કે ત્યાં ધુમાડો દેખાય છે. સામાન્યોદ્રષ્ટ, જેમ સૂર્ય ફરે છે, પણ સ્થલાંતર ફરતું નથી એમાં શબ્દ નિત્ય છે, એવું પ્રમાણ માને છે. શબ્દ મધ્યે અર્થ શકિત છે, ને એ શબ્દ વાકયાર્થ શકિતનું કારણ છે, વાકયાર્થની સ્વતંત્ર શકિત નથી, તેથી કર્મ પ્રધાન્ય રૂપે છે. કર્મ સ્વતંત્ર છે, ને કર્તા પરતંત્ર છે, કારણકે જે કર્તા કર્મ કરે છે, તે સમયે કર્તા તેને સ્વાધિન હોય છે, તેથી કર્મ જયાં લઈ જાય છે, ત્યાં કર્તાને જવું પડે છે, જેણે કરીને કર્મ સધાય એવો રસ્તો કર્તાને ઢુંડવો પડે છે, ને પછી જે કર્મ કર્તાએ કીધું તે કર્મનું ફળ કર્તાને ભોગવવું પડે છે, તેથી કર્તા પરતંત્ર છે ને કર્મ સ્વતંત્ર છે. ન્યાયમાં કર્તા સ્વતંત્ર એવું પાણિનીનું સુત્ર છે, ને કર્મ તેનો ગુણ છે, ને કર્તા જે કર્મ કરે છે, તેથી કર્તાને આધિન કર્મ છે, કર્મ સ્વતંત્ર છે, એવી જયારે ન્યાય શ્રુતિ માગે છે ત્યારે અપાતી નથી, હવે ન્યાય ને વેદાન્તનો જે હેતુ છે, તે ફક્ત જ્ઞાંનમાર્ગનું પ્રતિપાદન કરે છે. તોપણ બેઉની અંદર જે કાંઈ છે. ચૈતન્ય છે એમ કબુલ કરેછે. તોપણ એ બેઉનો નિર્ણય સમજાતો નથી.

• આ શાસ્ત્રમાં શબ્દ પ્રમાણ વિષે નીચે પ્રમાણે બતાવે છે, શબ્દ એક છે, નિત્ય છે, જેમ સૂર્ય એક છે, ને તે અનેક જગ્યાપર દેખાય છે તેમ શબ્દ

એક થઇને અનેક રૂપે દેખાય છે. શબ્દ આકાશમાં રહે છે, આકાશ વૃત્તિ, આકાશ વિષય, શબ્દથી જ્ઞાન થાય છે, તેથી શબ્દ ઇશ્વિર પાસે રહે છે વા તો શબ્દજ ઇશ્વિર છે, એ ઉપરથી શબ્દ નિત્ય છે, તેથી જગત્ નિત્ય છે, શબ્દનું વ્યાપકપણું જગતસ્થાન છે, તેથી જગત્ સત્ય છે, શબ્દ તથા તેનો અર્થ એબેઉનો સંબંધ સાથેજ છે, તેથી શબ્દને તેના અર્થનું જે જ્ઞાન તે ઉપદેશ, ઉપદેશનો કદી નાશ થતો નથી, પરંતુ ઉપદેશનું બરાબર જ્ઞાન ન હોય તો તેનો નાશ થાય છે. હવે શબ્દ નિત્ય છે એ સિદ્ધ કરવા સારૂં આચાર્યોએ પુષ્કળ મેહેનત લીધી છે, એમાં છ દલીલ છે, પેહેલી દલીલમાં ઉત્પત્તિનું વર્ણન છે, એમાં જગત્‌ની ઉત્પત્તિ સ્વભાવિક થઈ આવી વા તો જેવું હાલમાં છે તેવું અનાદિ કાળમાં હતું કે નહીં? એનો નિર્ણય હજી થયો નથી, પણ એમાં એટલુંજ વિશેષ છે કે, શબ્દોચ્ચાર થતાંની સાથેજ અર્થ ઉત્પતિ થાય છે, તેથી કોઈ પણ શબ્દનો અર્થ પુછવાનું પ્રયોજન નથી, કેમકે શબ્દ થતાંની સાથેજ અર્થ સમજાય છે. બીજી દલીલમાં ઉપદેશનું વર્ણન કર્યુંછે. ત્રીજી દલીલમાં ઉપદેશનો નાશ વા કદી ઉલટો થતો નથી. એમાં જયાં શબ્દોચ્ચાર ત્યાં અર્થ ભ્રમ જે થાય છે તેનું કારણ કે અર્થ બરાબર ન સમજાય તેથી થાય છે. ભ્રમનું મટવું એ અર્થ જ્ઞાનનું કારણ છે. ન્યાયના મત પ્રમાણે સિપને વિષે રૂપાંની જે ભ્રાંતિ થઇ તેને મટાડવાની એવી રીત છે કે તે વસ્તુને તપાસવી, તેના ગુણનું અવલોકન કરવું ન્યાય કહે છે કે દરેક વસ્તુનું અવલોકન તેના ધર્મનું વિવેચન કરવાથી ભ્રમ મટે છે. એ તકરાર આપણને જાણવાની જરૂર નથી, પણ વેદાન્તના મત પ્રમાણે જગત્ મિથ્યા છે, ને એના પક્ષ પ્રમાણે જગત્ સત્ય છે. તેથી વેદાન્તમાં બતાવેલાં છ પૂર્વપક્ષો જે શબ્દ અનિત્ય બાબતનાં આપણે વાંચી ગયા છેયે, તેના ઉતરપક્ષો આ જગ્યાપર ટાંકયાં છે, એની અંદર શબ્દ નિત્ય છે, એવી સિદ્ધતા આચાર્યોએસ્પષ્ટ બતાવી આપીછે.

ઉચ્ચાર કરવાથી શબ્દ થયો એનો જવાબ તે એવો કે તમોએ જાણવો

ઉત્તરપક્ષ પેહેલું. જોઇએ શબ્દોચ્ચાર કરવાથી શબ્દ તમોને માલમ પડયો તેની અગાઉ શબ્દ ઉચ્ચાર કરનારને વિષે ગુપ્ત રહ્યો હતો, જયારે તે ગુપ્ત હતો ત્યારે નિત્ય હતો, તેથી ઉચ્ચાર કરવાથી શબ્દ ને વિષે બાધ આવ્યો નહી કારણકે તે જેવો ને તેવો સ્થિર હતો. એમ થવાનું કારણકે શબ્દ આકાશનો ગુણ છે, તેમ

ઉત્તપક્ષ બીજું શબ્દ જાય ને અર્થ રહેછે તેથી નિત્ય છે.

કાનની અંદર આકાશ છે, એ આકાશમાં જેવા પ્રકારથી વાયુનો સંયોગ થાય, તેવા પ્રકારનું શબ્દ જ્ઞાન આપણને થાય છે, પણ વાયુનો સંયોગ આકાશને નથાય, ત્યારે શબ્દોત્પત્તિ જણાય નહી. અહિંઆ સાંભળવાની ઉત્પત્તિ શી રીતે થાય છે, તેનું નિમિત્ત કારણ વાયુની અંદર લ્હેરો જે થાય છે તે છે. હવે વાયુની અંદર આઘાત કર્યો એટલે આકાશનો જે નિત્ય ગુણ શબ્દ છે, તે ઉત્પન્ન થાય છે, આકાશને વિષે શબ્દ

સદાનોજ કાયમ છે, તેના બે આકાર છે, એક વ્યક્ત, ને બીજો અવ્યક્ત હોં-ક્વાથી જે શબ્દ થયો તે વ્યક્ત, એ શબ્દ વાયુને હલાવી કાન આગળ પોહોંચે છે, ત્યાં કર્મેંદ્રિયને શબ્દનો સંયોગ થાયછે, એટલે તે શબ્દ મન પાસે જાયછે, ને મન પાસેથી આત્મા પાસે જાય છે, જેથી શબ્દથી જ્ઞાન થાય છે આ સબબથી શબ્દ નિત્ય છે. કેમકે શબ્દનું રૂપ અર્થ છે.

ઉત્તર પક્ષ ત્રીજું શબ્દ કરવાથી થયો તેથી નિત્ય.

શબ્દ કરવાથી થયો, પણ શબ્દોચ્ચાર કરવા અગાઉ કરનારની અંદર ગુપ્ત હતો પણ શબ્દ કર એમ કહેવાથી જે શબ્દ થયો તેને વિકારરૂપ શબ્દ કહે છે, તેથી નિત્ય છે.

ઉત્તર પક્ષ ચોથું શબ્દ જુદા જુદા ભાસેછે તેથી નિત્ય.

જેમ સૂર્ય સર્વત્ર એક છે તેમ શબ્દ પણ સર્વત્ર એક છે, શબ્દ આકાશનો ગુણ છે, એવું વૈશેષિક શાસ્ત્રમાં સિદ્ધ કરેલું છે, ને ગુણી તથા ગુણ એ બેઉ બાબતો વિષે શાસ્ત્રોમાં જુદીજુદી યોજનાઓ કરેલી છે. પાંતાંજલીમાં ગુણી તથા ગુણ એ બેઉ એક સરખાં સ્વરૂપમાં ગણેલાં છે. જેમ આકાશના જુદા જુદા ભાગો નથી તેમ શબ્દના જુદા જુદા વિભાગો નથી, આકાશ એક તેમ શબ્દ એક. આકાશ નિત્ય તેમ શબ્દ નિત્ય:

ઉત્તર પક્ષ પાંચમું. શબ્દની પ્રકૃતિ બદલાઇ વિકૃતિ થાય તેથી નિત્ય.

પ્રકૃતિની વિકૃતિ થતી નથી, કેમકે પ્રતિએ શબ્દનો કાંઇ અર્થ બદલાયો નથી, પણ બીજાની સંધિ કરતાં શબ્દનો આકાર બીજા રૂપમાં જણાયો, તેથી તેનો અર્થ તે પ્રમાણમાં થયો. પણ અસલ જે પ્રતિ શબ્દ હતો તેના અર્થમાં ફેર નપડયો. તેથી મુળ શબ્દની મુળ પ્રકૃતિ કાયમજ રહેલી છે. જેથી પ્રત્યુત્તર શબ્દમાં એ શબ્દ બીજા રૂપમાં ગણાયો તેથી એનો આકાર તેવા પ્રકારથી થયો, પણ પ્રતિ શબ્દનો આકાર બદલાયો નહી, તેથી પ્ર-કૃતિ બદલાઇને વિકૃતિ થતી નથી, વાસ્તે નિત્ય.

ઉત્તર પક્ષ છઠું શબ્દની વૃધિ તેથી નિત્ય.

શબ્દની વૃધિ થાય છે, પણ વૃદ્ધિતો આકાર હોય તેની થાય. શબ્દનો કાંઇ આકાર નથી તેથી શબ્દ નીરાકાર છે, વાસ્તે વૃદ્ધિ થાય નહી. પણ શબ્દ નાનો મોટો સમજાય છે એમ નમનાય. કેમકે મુળ અ-સલ શબ્દ નાનો મોટોથતો નથી પણ એ જેવો હતો તેવોજ છે. તેથી શબ્દની વૃદ્ધિ થતી નથી. એ શાસ્ત્રમાં શબ્દ નિત્ય છે ને તેનું રૂપ અર્થ છે ને અર્થ જ્ઞાન થયા પછી શબ્દ થાય છે.

આ મુળતત્ત્વમાં એક શબ્દથી એકજ જ્ઞાન, ને ઘણાં શબ્દથી તેના પ્ર-માણમાં જ્ઞાન. શબ્દના અર્થમાં કાંઇ ધ્વનિની મદદ નથી, કેમકે ઘણા નવા નવા લોકો સાથે જયારે બોલવું થાય છે તે બોલવામાં શબ્દનો ધ્વનિ આપણે નાનો મોટો કાઢીએ છૈયે. તેથી તેના અર્થમાં કાંઇજ ફેર પડેલો જણાયો નથી. તેથી શબ્દના અર્થમાં કાંઇ કૃત્રિમ સંબંધ છે એમ પણ ન કેહેવાય. શબ્દ શા કારણથી ! શા સબબથી ! કેવા પ્રકારથી ! એની ઉત્પત્તિ બને છે વા અમુક શખ્સ ફલાણો અમુક શબ્દ જે બોલ્યો તેનો અર્થ ફલાણોજ થાય છે, એ સ-

પ્રજાનું શીરીતે બનેછે, આ સંકેત કાંઇક ઇશ્વરી ખરો. એનો જવાબ આજસુધી કોઇએ આપ્યો નથી તેમ શબ્દ આકૃતિ વાચક ને અનપેક્ષત્વ છે તેથી નિત્ય.

હવે અનપેક્ષત્વ ને સાપેક્ષત્વ એટલે શું ! બે વસ્તુનો સરખો સંબંધ તે સાપેક્ષત્વ જેમ રાજા ધર્મિ તો પ્રજા ધર્મિ ને બે વસ્તુનો ઉલટો સંબંધ તે અ-અનપેક્ષત્વ, જેમ ઊંદર બિલાડીને આદવેર છે એટલે બેઉનો સંબંધ ઉલટો થયો, જેમ સતીને વૈરયા. દેવને દાનવ. પ્રકાશને અંધકાર ઈત્યાદિ. તેમજ ધ્વનિને કોઇની મદદ નથી તેથી શબ્દ નિત્ય, શબ્દથી હરેક પ્રાણીના ગુણની "પરીક્ષા" થાયછે તેથી શબ્દ ગુણ વાચક છે વા હરેક પદાર્થનું વિવેચન થાયછે તેથી શબ્દ સામાન્ય રૂપે છે, તેમજ શબ્દથી પુર્ણતા સમજાઇ આવેછે તેથી શબ્દ વિશેષરૂપે છે. તેમ શબ્દ પ્રાણી માત્રામાં વ્યાપક છે વાસ્તે શબ્દ સર્વજ્ઞ છે. વ્યાકરણમાં શબ્દ નિત્ય માન્યો છે. વાણી નિત્યએ શ્રુતિથી શબ્દ નિત્ય છે. પ્રથમ એક શબ્દ હતો તેમાંથી બે શબ્દ થયા. તેમાં પહેલો આખ્યા ને બીજો પ્રવચન આખ્યા એટલે પ્રસિદ્ધ નામ ને પ્રવચન એટલે મુળ ગ્રંથની વ્યાખ્યા. વેદના સુત્રમાં એટલુંજ કે જેની જેની વ્યાખ્યા કરેલી તે વ્યાખ્યા તેના નામ પર પ્રસિદ્ધ છે તેથી તેણેજ વેદ વ્યાખ્યા કરી એ વાજબી નથી. શ્રુતિ એટલે છંદ, એ બનાવવાનું મુખ્ય પ્રયોજન જાતી સંબંધ દરશાવવાનું એજ છે બીજું કારણ નથી. વેદ ઇશ્વર કૃત્ય છે કેમકે શબ્દની જાત સર્વથી નિર્વિકાર છે. તેથી એ શબ્દો આખ્યા ને પ્રવચન એ બે આકારે ગોઠવાઇ ગયા. એમાં બે પક્ષ છે, તેમાં ભટ્ટપક્ષવાળાએ પ્રત્યક્ષ અનુમાન શબ્દ અર્થાપત્તિ અભાવ એછ પ્રમાણ માન્યા છે—ને પ્રભાકર પક્ષવાળાએ અભાવ પ્રમાણને માન્યુ નથી. હવે ન્યાયના મતથી વેદ પુરૂષકૃત્ય છે કેમકે કર્તા એ શબ્દ યોજના કીધી ત્યારે શબ્દ ગોઠવાયા તેથી વેદ પૌરૂષેય છે. મિમાંસાવાળો કર્મ માર્ગનું પ્રતિપાદન કરે છે, ને ન્યાય તથા વેદાન્ત જ્ઞાનમાર્ગને પસંદ કરે છે. આ કર્મને જ્ઞાન એ બેઊ રસ્તા ઉપરથી ધર્મમાં બે પક્ષ પડયાં છે. તેમાં એક કર્મ માર્ગપર ચાલવાવાળો જથ્થો ને બીજો જ્ઞાનમાર્ગપર ચાલવાવાળો જથ્થો હવે જ્ઞાનમાર્ગવાળા લોકો બુદ્ધિ તર્કાદિકોના સિદ્ધાન્તોને પ્રમાણકરવા લાગ્યા ને તેથી તેઓએ પોતાના વહીવટમાં ફેરફાર કરવા મંડયા આ જથ્થામાં માહાન મોટા આચાર્યો ને પંડિતોની ગણના થએલીછે. ને કર્મ-માર્ગવાળા લોકો ચાલુ વહીવટને પકડી રહયા, ને વેદના અર્થ કરવાનું છોડી દીધું ને કહેવા લાગ્યા કે વેદના અર્થ કરવાનું કાંઇજ પ્રયોજન નથી, કેમકે જેવું હાલમાં ચાલ્યું આવેછે વા જેવું ચાલ્યું જાયછે, તેવુંજ પાછલથી ચાલવાનુંજ તેથી અર્થ જાણવાની કાંઇજ જરૂર નથી.

હવે જ્ઞાનમાર્ગમાં પણ બે સંપ્રદાય પડયા છે, આ બેઉ સંપ્રદાયમાં ઘણાંજ માહાત્મા પંડિતો રહેલા છે તેમાં એક પક્ષવાળા કહે છે કે વેદમાં કાંઇજ હાંસીલ થાય એમ નથી કેમકે વેદની અંદર. ફોકટ યદવાતદવા બડબડ માત્ર છે. ને બીજા પક્ષવાળા કહે છે કે, વેદમાં હાંસીલ થાય એમ છે ખરૂં, પણ બુદ્ધિ·

વાદ કરી યુકિત પ્રયુકિતને રસ્તે વેદાર્થ બેસાડવો જોઇએ જેના દેખાવમાં કર્મમાર્ગવાળાને આ જ્ઞાનમાર્ગવાળા પુછે છે કે તમારા વેદના નિયમ પ્રમાણે જે આ આલુ વહીવટ ચાલ્યો આવે છે, એ વહીવટ યોગ્ય છે કે નહીં કદાપી એ યોગ્ય હોય તો એની યોગ્યતા કેવા પ્રકારની છે ! ને કર્મની ઉત્પતિ કયાંથી ! ને તેનું પ્રરિણામ શું ! આ શવાલોનો વિચાર વેદમાં કદી દેખાડયોજ નથી. ત્યારે જે વાત વેદમાં દર્શાવી નથી ત્યારે તે વાત નિર્થક હોવીજ જોઇએ. આ શાસ્ત્રમાં વેદના કર્મ ને ઉપાસના કાન્ડો ને રસ્તે વરતવું, એજ એનો હેતુ છે તેથી યજ્ઞ યજ્ઞાદિ કર્મો-કરવા પર એનો આગ્રહ છે, ને તે કર્મો કેવી રીતથી કરવાં તથા તે કેવાં ફળને આપે છે ઇત્યાદિ પ્રકારનો ઉદ્દેશ કહયો છે, એમાં કર્મથી મોક્ષ મળે છે, કર્મ સર્વ સુખ આપે છે, કર્મથી જે કરવાની ચાહુના રાખે તે બની આવે છે, કર્મથી પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે, કર્મ દ્રસ્ય અદ્રસ્ય ફળનું આપનાર છે, કર્મ સર્વમાં શ્રેષ્ઠ છે. એમાં વેદ ઇશ્વરકૃત્ય છે, વેદમાં જયાં જયા કર્મનો વિભાગ લખાયલો છે તેટલો વેદ ભાગ સત્ય છે, ને બીજો તમામ વેદ ભાગ નિર્થક છે. આ સૃષ્ટિ સ્વરૂપ કર્મ કૃત્ય છે કેમકે એની ઉત્પતિ સ્થિતિ ને પ્રળય કર્મથી બનેછે, ને તે કર્મ એક સરખી રીતથી સર્વની અંદર વેહેચાયલું હોવાથી, કર્તા કર્મને આધિન છે, કર્મથી કર્તા સમજાયછે. શબ્દ નિત્ય છે તેથી જે જે દેખાય છે તે તે સત્યેજ છે. જ્ઞાનનું મુળ શબ્દના અર્થ ઉપરથી રહેલું છે.

પ્રારંભમાં શબ્દ હતો ને તે ઇશ્વર પાસે હતો વા તેજ ઇશ્વર હતો, આ વચન સેન્ટ જોહાક ખ્રિસ્ત ધર્મશાસ્ત્રમાં છે. આ શાસ્ત્રમાં શબ્દની બાંધણી ને તેમાં વેદના અર્થ કરવાના નિયમો દેખાડયા છે. તેમાં કયે ઠેકાણે કયો તર્ક બાંધવો, કેવા કર્મો કયે પ્રસંગે કરવાં યજ્ઞ યજ્ઞાદિ કર્મો કરવાથી શું ફળ મળે છે ને હરેક કર્મમાં કયો મંત્ર કયી રીતીએ ફલીભૂત થશે ઇત્યાદિ અનેક પ્રકારનું કર્મ સંબંધી વર્ણન એ શાસ્ત્રમાં દરશાવ્યું છે. આ સૃષ્ટિ ઉત્પત્તિ સમયથીજ કર્મની શાથે હમૈકયપણામાં રહેલી છે વા એની ઉત્પત્તિ મનુષ્યનો આત્માને તેની શકિત એ બેઉનો સંયોગ થવાથી દર્શનમાત્રમાં જગત્ સ્વરૂપ પ્રગટ થઇ આવ્યું છે. ત્યારથી કર્મ સર્વત્ર વેહેંચાયલું છે. વાસ્તે જન્મ મર્ણ કર્મથી પ્રાપ્ત થાયછે, ને એનાથી સદગતિ મળે છે કર્મ કરવાથી નિર્વાણ પદની પ્રાપ્તિ રહેલીછે એમાં શંબર ભાષ્ય, મિમાંસસાર કર્મ પ્રદિપભાષ્ય, ને જૈમિનીએ સંકર્ષણકાંડ પંચ-અદયાયમાં કર્યો છે, જેમાં ઉપાસના કહી છે. સારાંશ કે—કર્મની પ્રવૃતિથી અંતઃકરણ શુદ્ધિદ્વારાએ જ્ઞાન થાય છે. ને તેનાથી મોક્ષ મળે છે.

## સાંખ્ય શાસ્ત્ર—કપીલકૃત.

अथ त्रिविध दुःखात्पन्न निवृत्तिरत्यंत पुरूषार्थः આ એનું પહેલું સુત્ર છે.

એના પેટામાં વૈષ્ણવને શૈવતંત્ર છે જેમાં વેદના જ્ઞાનકાંડનો વિષય લઇ મુળ સુત્રના છ અધ્યાય કર્યા છે. પ્રથમાધ્યાયમાં વિષયોનું નિરૂપણ કર્યું તેમાં શબ્દ, સ્પર્શ રૂપ રસ ગંધ ને પ્રાણ અપાન સમાન વ્યાન ને ઉદાન એ પંચપ્રાણોને ઉપલી ઇંદ્રિયોથી પંચભૂતના સંયોગી પણાએ દ્રવ્યપદાર્થમાં જે ભાવના ફેંકે છે તે ભાવના અસત્યને અનિત્ય છે એમ દરશાવી પાપ પુણ્ય કૃતિના ફેરફારથી જે પ્રારબ્ધ, સંચિતને ક્રિયમાણ કેવી રીતે લાગ્યાં તે પ્રગટ કર્યાં છે. બીજા અધ્યાયમાં મહત્તત્વ વા પ્રકૃતિના કાર્યો ને વિષે કહે છે કે, પ્રથમ ૐકારરૂપ આત્માથી સંવેદન રૂપે અહંકાર ઉત્પન્ન થઇ તે દેહને વિષે જડ ચૈતન્યની ગ્રંથિમાં જીવરૂપે રહયો ને પરા પશ્યતિ મધ્યમાં ને વૈખરી એ વાચાઓને માર્ગે જાગૃતસ્વપ્ન સુષુપ્તિ આદિક અવસ્થાઓમાં પ્રકૃતિરૂપ કલ્પના શાથે વ્યહવાર કરવા લાગ્યો તેથી અલ્પજ્ઞ જણાયો. એના ત્રિજાધ્યાયમાં ઉપલી કૃતિમાંથી જીવને પોતાના અસલસ્થાનમાં લાવવા સારૂ કહે છે કે શરીરપિંજરામાં આકાશ અગ્નિ જળ વાયુને પૃથ્વ્યાદિ તત્વોના સ્વરૂપોને જાણી પ્રાણ, અપાનની ગતિનું રૂંધન કરવાથી અસંગ ચૈતન્યરૂપ આત્મા પોતાની સ્વયં-પ્રકાશવાન જ્યોતિથી ભાસ્યમાન થાય છે તેને ઓળખાવવા સારૂં સ્પષ્ટ કહે છે કે આ દેહરૂપ સર્વે ઇંદ્રિયોનો વ્યહવાર મિથ્યા છે એમ કહી વૈરાગ્યનું પ્રતિપાદન કર્યું છે. ને વાંસનાક્ષય, મનોનાશ ઉપરામે અભાવ ને વિક્ષેપનો પ્રયોગ દરશાવ્યો છે. અહિંઆં વૈરાગ્ય બે પ્રકારનો કહયો છે. ૧.પર,૨ અપર અણિમાદિક ઐશ્વર્યના ત્યાગની ઇચ્છાને વા સત્વાદિ ગુણમાત્રના તૃષ્ણાના ત્યાગને પરવૈરાગ્ય કહયો છે. ને તેથી બીજાને અપર વૈરાગ્ય કહયો છે આ અપર વૈરાગ્યમાં યતમાન, વ્યતિરેક એકેંદ્રિયને વશિકાર એવી ચાર જાત છે. તેમાં હૃદયમાં વિષયની સુક્ષ્મ ઇચ્છાને બીજો તિરસ્કાર એવા મંદવિવેકને યતમાન કહે છે. પોતાના ચિત્તમાં જેટલા પરિપકવ થએલા ગુણને જોઇ પ્રસન્ન થઇ બીજા ગુણોનો પ્રયત્ન કરવો એ વ્યતિરેક વૈરાગ્ય—હૃદયમાં સુક્ષ્મ રાગ થવાથી બાહ્યેંદ્રિયના દર્શનનો તિરસ્કાર તે એકેંદ્રિય વૈરાગ્ય કહે છે. ને મનમાંની સર્વે વાંસનાના સુક્ષ્મ ભાવાભાવોનો અભાવ તેને વશિકાર વૈરાગ્ય કહે છે. આ વૈરાગ્ય ત્રણ જાતનો છે. તેમાં પુત્રદારા ધનાદિક વિગેરેના નાશથી સંસારને ધિક્કાર છે વા બુદ્ધિપૂર્વક જો ત્યાગની ઇચ્છાને વા ઇચ્છારહિત સમભાવને મંદ કહેવાય છે. જન્મકાળથી મારે સંસાર જોઇતો નથી એવો નીરંતર સ્થિર બુદ્ધિપૂર્વક જે વૈરાગ્ય છે તે તિવ્ર. એવી રીતે સંસાર વાંસનાનો તિરસ્કાર છતાં સ્વર્ગાદિક કોઇપણ પદ મને જોઇતાં નથી એ તિવ્રતર વૈરાગ્ય કહેવાય છે.

ચોથાધ્યાયમાં વિરકત પુરૂષોની આખ્યાયિકા વર્ણવી છે. એમાં વેદના મંત્ર, શ્રુતિના અર્થપૂર્વક ઋષિ છંદાદિક દેવતાઓના કર્તવ્યકર્મ દરશાવ્યાં છે. પાંચમામાં વેદાન્ત ન્યાય મિમાંસા વિગેરેના પક્ષોનો ક્ષય કર્યો છે. ને છઠામાં વેદના કર્મ ઉપાસના ને જ્ઞાનકાંડ ઉપરથી સર્વે જ્ઞાન દોહન કરી પૂર્ણ સારતત્વ

દરશાવ્યો છે. એમાં એકપક્ષ ઇશ્વરને કબુલ કરે છે ને બીજો પક્ષ ઇશ્વરને નથી. એમ કહે છે. આ નિરિશ્વર સાંખ્યમાં ચોવીસ તત્વના તત્વજ્ઞાનથી મોક્ષ માન્યો છે. ને ઇશ્વરપક્ષમાં પુરૂષ પ્રકૃતિ બુદ્ધિ અહંકારને પંચતન્માત્રા મુખ્ય ગણ્યાં છે. એમાં જીવ ઇશ્વરને પ્રકૃતિ એ ત્રણ આવે છે. તેમાં આત્માને પ્રકૃતિના સંયોગથી જીવ ઉત્પન્ન થયો છે. જીવ પ્રકૃતિના સ્વરૂપમાં નઠારાં કર્મોથી સમાયલો છે. તેથી આત્માના સ્વરૂપને જાણવાથી જીવ પોતાના સ્થાનમાં મળી રહે છે. આત્માસદા અસંગ ચૈતન્યરૂપ છે. પ્રકૃતિ કાંઇ ઇશ્વર નથી એતો અનેક તત્વોને ઉત્પન્ન કરવાવાળી અનાધ્વંત અવ્યકત નિરઅવયવ છે. ને અંખડ ચૈતન્યમાં મળી રહેલી છે. આત્માને પ્રકૃતિ સદાના જયારાં છે. આત્માથી કાંઇજ થતું નથી પણ પ્રકૃતિથી જુદો છે ને એને કોઇ એ ઉત્પન્ન કર્યો નથી એતો સદૈવ કાયમજછે,

પ્રથમ આત્મ તત્વ હતું જેમ સૂર્ય છે તેમ સૂર્યના અનેક કિર્ણો તે નાહના સૂર્ય ગણાય છે તેમ એક મહાન મોટા આત્માના પ્રત્યેક દેહ વિષે કિર્ણરૂપ સુક્ષ્મ આત્માઓ (જીવાત્મા) ઘણાં છે. આ આત્મા નીરાકાર ચૈતન્મય પ્રકૃતિનો ભોકતા અખંડ અક્રિય અચિંત્ય નિર્ગુણ ને સુક્ષ્મ છે. એ સર્વને જુએ છે માટે એ સાક્ષિ છે. આ આત્મતત્વ ચૈતન્ય છે ને બીજાં ચોવીસ જડ ત્વરૂપ છે. પુરૂષ પ્રકૃતિ અહંકાર બુદ્ધિ રૂપ રસ ગંધ સ્પર્સ શબ્દ જીહ્વા ચક્ષુ નાસિકા ત્વચા, કર્ણ વાક્ પાણી પાદ પાયુ ઉપસ્થ મન પૃથ્વી જળ તેજ વાયુને આકાશ એ પચ્ચીસ છે. આ સર્વ સૃષ્ટિને પ્રકૃતિ ઉત્પન્ન કરે છે ને આત્મા કાંઇજ કરતો નથી માટે આત્મા અચ્યુત છે દ્વિતીયતત્વ પ્રકૃતિ સૃષ્ટિનું મુળ છે. જેમ મુળમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે એવી રીતે બીજરૂપ અવ્યકત પ્રકૃતિથી બ્રહ્માંડ બને છે. એ કૃત્ય પ્રત્યક્ષ પ્રમાણોથી જણાય નહી પણ અનુમાનથી સમજાય છે. એમાં પ્રકૃતિને આત્માના સંયોગથી જે જીવ ઉત્પન્ન થયો, તે પ્રકૃતિ શાથે મળીને શુભાશુભ કર્તવ્યકર્મ કરતો રહેવાથી જન્મ જન્માંતરને પ્રાપ્ત થતો જાય છે. આ જન્મમર્ણ રૂપી દીર્ઘરોગને દુર કરવા સારૂં એણે સુક્ષ્મ (લિંગ) દેહનો સંબંધ છોડવો જોઇએ. આ સુક્ષ્મદેહ બુદ્ધિ અહંકાર એકાદશ ઇંદ્રિયને પંચતન્માત્રાઓથી રચાયલો છે. એ દેહ સર્વ પ્રકારની મુસ્કેલીથી છુટો ને મનના વિષયરૂપ ધર્મથી વિકારી થનારો છે. પ્રકૃતિમાં સમાનરૂપે ત્રણ ગુણ રહેલા છે એ ગુણો જગતમાં વત્તાઓછા પ્રમાણમાં ગોઠવાઇ જવાથી તેવા પ્રમાણમાં કાર્યો કરતાં જાય છે. તેથી ઇશ્વરને જીવ માયાના કાર્યરૂપ છે કેમકે માયાને આધિન થઇ બેઉ વર્તે છે, એમાં જીવ ઇશ આત્માને પ્રકૃતિએ સર્વનો સંબંધ અનાદિ છે. તેથી આત્મામાં જડને ચૈતન્ય એવા બે ગુણ છે એ સંયોગને તાદાત્મ્ય વા વિષય વિષયી ભાવરૂપ કહે છે. તેમાં જડઅંશ જે છે તે પ્રકૃતિનું રૂપ છે તેથી પ્રકૃતિ વિકારીને ત્રિગુણમય મનાઇ છે. તેથી આ પ્રકૃતિ ચેતન પુરૂષના ભોગને અપવર્ગ (મોક્ષ) અર્થ પ્રવૃત્ત થાય છે.

## श्रुति

**असंगायाश्चेतर्बंध मोक्षौ भेदाग्रहानमतौ**
**बंधमुक्तिव्यवस्थाऽर्थं पूर्वषामिवचिद्भिदा**

### અર્થ

અસંગ જો ચેતન પુરૂષ છે તેની ભેદરૂપ ભ્રાંતિથી બંધ મોક્ષ માન્યાં છે, આ બંધને મુક્તિની વ્યવસ્થાના વિભાગમાં ન્યાયમતની માફક ચેતન (આત્મા) નો ભેદ ગણ્યો છે. એમાં સત્વ, રજને તમ એ ત્રણ ગુણ પ્રકૃતિના છે. સત્વ ગુણમાં આર્જવ શાંતિ દયા ક્ષમા ભક્તિ સત્ય અહિંસા તપ લજ્જા બુદ્ધિ ઇત્યાદિ આનંદરૂપ કર્મો રહેલા છે. રજોગુણમાં નિંદા મત્સર દ્વેષ દ્રોહ ભેદ ચંચળ ઉદ્વેગ, કર્મો કષ્ટરૂપ રહેલા છે ને તમો ગુણમાં કામ ક્રોધ અજ્ઞાન આ ળસ ઉન્મતપણું નાસ્તિકતા એવાં મુઢ કર્મો થાય છે. આ ત્રણ ગુણે કરીને જગત્‌ના સર્વ પદાર્થોમાં પ્રકૃતિ વ્યાપક થઇછે. એના સર્વ જડ કાર્યો ચૈતન્યરૂપ આત્માની સત્તાથી સચેતન થાય છે ત્યારે મહતત્ત્વ અહંકારાદિ ઉત્પન્ન થઇ આવેછે.

## श्रुति

**महतः परमव्यक्तमिति प्रकृतिरूच्यते**
**श्रुतावसंगता तद्वद संगोहीस्यतः स्फुटा**

### અર્થ

મહતત્ત્વથી પર (કારણ હોવાથી શ્રેષ્ઠવા ન્યારૂ) અવ્યક્ત (અજ્ઞાન) છે આ શ્રુતિમાં અવ્યત શબ્દનો અર્થ પ્રકૃતિ કહેવાય છે. તેમ પુરૂષ અસંગ છે. એ શ્રુતિથી પુરૂષની અસંગતા શીધ થાય છે. સારાંશકે પ્રળયકાળમાં સત્વાદિ ગુણોની મિશ્રિત અવસ્થાને પ્રકૃતિ કહેલી છે. એટલે પ્રળયકાળમાં પ્રકૃતિ સ્થિર હોવાથી પ્રળય બને છે ને એ (સામ્ય) અવસ્થા ત્યાગવાથી સૃષ્ટિ રચાય છે. ત્યારે પુરૂષ રૂપ વિભૂ ચૈતન્ય આત્મા અનેકરૂપ ધારણ કરે છે, ને અનેક અતઃકરણાકૃતિ પ્રગટ કરી ઉપાધિરૂપ ભોગો ગ્રહણ કરે છે.

આ પુરૂષ પ્રકૃતિના સંયોગથી મહતત્ત્વ પ્રગટ થઈ આવે છે. એમાં આ સૂર્ય આ ચંદ્ર ઈત્યાદિ દ્રશ્ય પદાર્થોનું અવલોકન કરાવે છે તે બુદ્ધિ. એમાં ચાર સાત્વિક ને ચાર તામસી પ્રકાર છે. તેમાં ઐશ્વર્ય જ્ઞાન વૈરાગ ને ધર્મ એ સાત્વિક, ને અધર્મ અવૈરાગ્ય અજ્ઞાન ને અનૈશ્વર્ય એ તામસી ગુણ છે. એ નિરીશ્વર સાંખ્યમાં ઈશ્વરનો અંગીકાર નથી, પણ અસંગ સ્વપ્રકાશ કુટસ્થ વા ચૈતન્યરૂપ જીવને માન્યો છે. આ જીવ કર્તા નથી પણ ભોક્તા છે. પણ ચ-

મેથી મોક્ષ ને જ્ઞાન થાય છે, તેમાં યજ્ઞ યજ્ઞાદિક કર્મોથી કેવલ મોક્ષ મળે છે. તેમાં પ્રકૃતિના ગુણ સ્વભાવને કૃતિથી હું પુરૂષ રૂપ આત્મા તદન અકર્તા અભોકતા એવા જ્ઞાનમાં સ્થિર થવાથી મનવશ થઇ તૃષ્ણાનો ક્ષય બની વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે, ને એની પ્રાપ્તિથી આત્મજ્યોતિને સર્વ ઐશ્વર્યનું જ્ઞાન થઇ આવે છે. પણ પ્રકૃતિના ગુણમાં મચી રહેવાથી બુદ્ધિ વિકાર ને પામી હું કર્તા હું ભોકતા હું સુખી એવા અભિમાન વાળો અહંકાર પ્રગટ થઇ આવે છે. આ અહંકારને સ્વાધીન થવાથી એકાદશ ઇદ્રિંયોને પંચતન્માત્રાઓ મળી સોલ તત્વોનો જથ્થો થાય છે. એમાં શબ્દ સ્પર્સ રૂપ રસ ને ગંધ એ પંચતન્માત્રાઓ છે. ને ગુદા ઉપસ્થ પાણી હસ્ત પાદ એ પંચકર્મેદ્રિય ને ત્વચા જીન્હા નાશિકા ચક્ષુને શબ્દ એ જ્ઞાનેંદ્રિય મળી દશ, ને અગ્યારમું મન એઓ મળી સોલ છે.

આ પંચતન્માત્રાઓથી સ્થુલ દેહની ઉત્પત્તિ થઇ છે, તેના ચૌદવર્ગ ગણેલા છે. એમાં ભૂત પિશાચાદિ આઠ, ને પશુ ખનીજ વિગેરે પાંચ, મળી તેર, ને ચૌદમામાં ચૈતન્ય ગણેલું છે. આ ચૈતન્યમાં આકાશ વાયુ અગ્નિ જળ પૃથ્વીએ પંચમાહાભૂત મળી ચોવીસ તત્વરૂપે પ્રકૃતિ રહી છે, એ પુરૂષથી સચેતન બની ક્ષેત્રજ્ઞ રૂપચૈતન્યમાં ભિન્ન થાય છે. ને ત્યાં સચેતન થઇ નિર્જીવ ને સજીવ કરે છે ને સજીવ પદાર્થને નિર્જીવ કરે છે. તેમાં જીવ સ્થુલ સુક્ષ્મદેહના સંયોગથી મનોકલ્પિત ભાવ સૃષ્ટિઓ રચે છે. એમાં ચૈતન્ય શું ! એનુપૂર્ણ વિવેચન યથાર્થ રીતે કર્યું છે. એમાં પ્રત્યક્ષ અનુમાન ને શબ્દ એવાં ત્રણ પ્રમાણ માન્યાં છે. એમાં જ્ઞાનેંદ્રિયોથી સ્થાવર જંગમાદિક પદાર્થોનું સ્પષ્ટ ભાસવું તે પ્રત્યક્ષ:ને દ્રસ્ય થએલો પદાર્થ અદશરૂપે ભાસે, બાદ અમુકકાળે તેની પ્રતિમાંનો પ્રતિબિંબ જે મનોવિકારમાં યથાર્થરીતે પડે તે અનુમાન: હૃદયની કલ્પનાનું વૈખરી વાચાએ ગમન કરવું તે શબ્દ: આત્રણ પ્રમાણથી પ્રમેયજ્ઞાન પરિપકવ બને છે ત્યાં પુરૂષના સંપૂર્ણજ્ઞાનથી પ્રકૃતિનો ક્ષય થાય છે એટલે પ્રકૃતિ બંધન ત્રટે છે, ત્યારે શુદ્ધ ચૈતન્યમય પુરૂષ પ્રકાશે છે. આ ચૈતન્ય સૃષ્ટિના સર્વ આકારોમાં રમી રહેલું છે. તેથી આ સર્વ આકાર વિકાર પ્રકારને પ્રકટન એ સૌ ચૈતન્યના છે. આ ચૈતન્યરૂપ પુરૂષ ક્ષેત્રજ્ઞ છે. ને પ્રકૃતિરૂપ ચોવીસતત્વ ક્ષેત્ર છે, તેથી ક્ષેત્રજ્ઞ પુરૂષ જે કે આત્મા બ્રહ્મ, ને પ્રકૃતિરૂપી ક્ષેત્રમાં કેટલાંએક તત્વોની વાવણી વાવી બીજાની ઉત્પત્તિ કરી જીવરૂપે ઉપભોગ લે છે. સારાંશ કે પુરૂષ પ્રકૃતિરૂપ સૃષ્ટિમાં આ સંસારની ક્રિડા કરી રહયો છે.

## શ્રુતિ.

**प्रधान क्षेत्रज्ञपतिर्गुणेश इतिहिश्रुतिः**
**आरण्यके संभ्रमेण ह्यंतर्याम्युपपादितः**

## અર્થ.

પ્રધાન (પ્રકૃતિ) વા ક્ષેત્રજ્ઞ જે આત્મા, તે જીવોને ગુણોનો ઇશ છે. એવી રીતે આ શ્રુતિ આત્માના સ્વરૂપને કહે છે. એ વિષય આરણ્યક ઉપનિષદ્‌માં સંક્રમ (આદર) કરી અંતર્યામી આત્માને પ્રતિપાદન કર્યો છે. એમાં સાંખ્ય ચંદ્રિકા કપિલસુત્ર સાંખ્યપ્રવચનભાષ્ય સાંખ્યકારીકાભાષ્ય સાંખ્યતત્ત્વ કૌમુદિ સટીકા સાંખ્યતત્ત્વ પ્રદીપ વિગેરે વીસેક ગ્રંથ છે.

## યોગ વા પાતાંજલ શાસ્ત્ર—પતંજલી કૃત.

अथ योगानुसाशनम् આ એનું પેહેલું સુત્ર છે. આત્મામાં સર્વ ચિત્તવૃત્તિને એકાગૃહ કરી વિષય વાંસનાથી મનને તદન વિરકત કરી દઇ પરમાત્મરૂપ બનાવવું તે યોગ કહેવાય છે. એના ચારપાદ છે. પેહેલાપાદમાં ચિતવૃતિનો નિરોધ કરી સમાધિનો અભ્યાસ વડે વાંસનાનો ક્ષય કરાવવો, એમાં પાંચ કલેશ કહ્યાછે.

## શ્રુતિ

**क्लेश कर्म विपाकैस्तदाशयैरप्य संयुतः।**
**पुंविशेषो भवेदीशो जीववत् सोऽप्य संगचित्॥**

## અર્થ.

કલેશ કર્મ વિપાક વા તેના આશ્રયથી અસંયુકત (સંબંધ રહિત) જે પુરૂષ વિશેષ છે, તેજ ઇશ્વર છે. આ ઇશ્વર પણ જીવની માફક અસંગ ચેતન છે. સારાંશકે એમાં અવિદ્યા અસ્મિતા રાગ દ્વેષને અભિનિવેશ એ પંચકલેશ છે. એમાં અવિદ્યા ચાર પ્રકારની છે. અનિત્ય જે સ્વર્ગાદિ રૂપજગત્ તેને વિષે નિત્યતાની ખ્યાતિ (બુદ્ધિ) ૧ અશુચિરૂપ શરીર વા પુત્ર મુખ ચુંબનાદિક જે અપવિત્રકર્મ તેમાં પવિત્રતાની ખ્યાતિ ૨ દુઃખરૂપ ધનાદિ ઐશ્વર્ય જે ભોગના સાધન તેમાં સુખની ખ્યાતિ ૩ અનાત્મ જે દેહાદિક તેમાં આત્માની ખ્યાતિ ૪ અસ્મિતા એટલે દ્રષ્ટાને દર્શન એ બેઉમાં એકાત્મતા એટલે તાદાત્મ્ય અધ્યાસ તે, ભવિષ્ય કર્મના સુખની ઇચ્છાને અનુકલ કર્મનો તિરસ્કાર તે રાગ, ભવિષ્ય કર્મની દુઃખરૂપપણાની ઇચ્છાને અનુકુળ કર્મનો તિરસ્કાર તે દ્વેષ, મર્ણાદિક ભયથી શરીરને બચાવવામાં આગ્રહતે અભિનિવેશ એઓ છે.

બીજા પાદમાં અવિદ્યા કલેશ ક્ષય સારૂં યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધ્યાન ધારણાને સમાધિ એવા અષ્ટાંગ-યોગ કહ્યા છે. યમ એટલે ઇંદ્રિયોને મનોવિકાર વિગેરે ને હદમાં રાખવાનો પ્રયાસ તે, યમ પાંચ જાતના છે. અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અસંગૃહ એઓ છે. દેહમાં પ્રાણને કબજામાં રાખવો તે અહિંસા કેહેવાય. દેહને ઇંદ્રિયોથી જેવાંકૃત્ય થયાં હોય

તેનું યથાર્થ વિવેચન હોય તે પ્રમાણે કરવું તે સત્ય. પારકાની વગર કહે કોઈ પણ વસ્તુ ગૃહણ કરવી નહીં તે અચોર્ય, મનોવૃત્તિ વા ઉપસ્થ ઇદ્રિયનો ઉપભોગ ન કરવો તે બ્રહ્મચર્ય. દેહાદિક સુખ ભોગ વસ્તુનો સંગૃહ ન રાખવો તે અસંગૃહ. તેમજ નિયમના પાંચ પ્રકાર છે. શૌચ સંતોષ તપ ઇશ્વરપ્રણિધાનને સ્વાધ્યાય. શૌચવિધિ દેહ બાહેર ને અંદરની એવી બે જાતની છે તેથી ધોતિ પોતિ બસ્તિ ગજક્રિયા નોલીકર્મ કરે છે. આ ક્રિયાઓ દેહ માંહેની શુદ્ધિ કરાવે છે. ને દંતધાવન મુખમાર્જન સ્નાનાદિક ક્રિયાથી બાહેરની શુદ્ધિ થાયછે. એ વિના મનોવિકારને શુદ્ધ કરવા એ જ્ઞાનાદિક લક્ષણોના જ્ઞાનમાં રહેલું છે. એમાં સત્શાસ્ત્રાધ્યયન ગુરૂજ્ઞાન એઓ છે. મનમાંની આશા તૃષ્ણાથી રહિત થઈ આનંદરૂપ થવું તે સંતોષ, મન બુદ્ધિ વિગરેમાં ઉઠતી સર્વ કલ્પનાઓ આત્માને અર્પણ કરતા રહેવું તે ઇશ્વરપ્રણિધાન, સોહંરૂપી પ્રાણવાયુની ગતિમાં સ્થિરવૃત્તિ રાખી ગાયત્ર્યાદિ વા બ્રહ્મોહં શીવોહં એમંત્ર જપવો તે સ્વાધ્યાય. આસન એટલે દેહના પ્રત્યેક સાંધાઓને નિયમિત હદમાં રાખી શ્વાસોશ્વાસની ક્રિયાથી કાંઈ પણ હરકત ન થાય એવી બેઠકનું નામ, એમાં પદમાસન મયુરાસન હંસાસન શીર્ષાસન વિગેરે એ ચોર્યાસી જાતના છે. પ્રાણાયામ એટલે શ્વાસો શ્વાસની ગતિને રૂંધન કરવાનું નામ, એમાં બાહ્ય આભ્યંતરને સ્તંભવૃત્તિ એને પુરક કુંભકને રેચક પણ કહે છે. દેહમાં શ્વાસાને રોકવો તે પુરક વા આભ્યંતર, શ્વાસને બાહેર કાઢવો તે બાહ્ય વા રેચક, ને ઘડાનાં પાણીની માફક દેહમાં શ્વાસાને ગોંધી મુકવો તે સ્તંભવૃત્તિ વા કુંભક. પ્રત્યેક ઇદ્રિયોને પોતાના કર્મથી આકર્ષણ કરી તેઓના સ્થાનમાં જડરૂપ કરી દેવી તે પ્રત્યાહાર. ને ગુદાથી તે બ્રહ્મરંધ્ર ચક્ર પર્યન્તના પ્રદેશમાંના કોઈ પણ ભાગમાં ચિત્તને જડવત્ કરી અચંચળ વૃતિમાં સ્થિર કરવું તે ધારણા, ને સ્થિર કરેલાં ચિત્તને શ્વાસો શ્વાસની ગતિમાં પ્રવેશ કરાવી બ્રહ્મરંધ્ર ચક્ર તરફ એકાગૃહ રાખી લઇ જવું તે ધ્યાન. આ ધારણા ને ધ્યાનપર ગમન કરતાં ઇંદ્રિયોની ગતિનાશવંત માલમ પડે ને મનોકલ્પિત ભાવો નષ્ઠ થએલા જણાય વા કલ્પનાનો ઉદય ન ભાસે એવા દેખાવનું નામ સમાધિ.

આ સમાધિના સબિજ ને નિર્બિજ એવા બે પ્રકાર છે. આ સમાધિ (આત્મા) ઇશ્વિરની ભક્તિથી થાય છે. ઇશ્વરને વિષે ઉપલા પંચકલેશો દરશાતા નથી, તેમજ કર્મ કર્મફળને વાંસનાથી રહિત જે પુરૂષ તેને ઇશ્વિર કહ્યો છે. સમાધિમાં વ્યાધિ આળસ પ્રમાદ સંશય વૈરાગ્ય અસ્વસ્થતા ભ્રમ જડતા અજ્ઞાન એવા નવ વિક્ષેપ નડેછે, પણ તે ઉપલા યમ નિયમ વિગરેના અભ્યાસથી નષ્ઠ થાય છે. તેમાં એ વિક્ષેપના સંગી દુઃખ ચાંચલ્યપણું શરીરનો ધ્રુજારો નેપ્રાણયામનું દેહમાં ઘુમવું એઓ છે, એનો પણ ઉપલા અભ્યાસથી ક્ષય કહ્યો છે. સમાધિમાં જ્ઞાન ભાવથી બુદ્ધિનો પ્રવાહ જ્યાં સુધી રહે છે તે સબીજ, ને એ પ્રવાહ અટકી જાય છે તે નિર્બિજ, આસબીજ સમાધિ સુધી પુરૂષના જ્ઞાનમાં સાત જાતની બુદ્ધિ ઉત્પન્ન

થાય છે. ૧ મેં સષ્ટિના સર્વ પદાર્થોને જાણ્યા. ૨ હું અવિદ્યા અજ્ઞાનાદિ કલેશાથી મુકત થયો. ૩ મનોવૃત્તિને કલ્પનાના ક્ષયનો પ્રયોગ સમજ્યો. ૪ મને પુર્ણ આત્મપદ મળ્યું તેથી હું સંતોષ રૂપ છું. ૫ મારૂં જ્ઞાન શુદ્ધસ્ફાટીક મણીના જેવું તેજોમય થયુ ને અજ્ઞાનતાની વૃત્તિઓનો ક્ષય થઈ ગયો. ૬ હું સમાધિ વિગેરે યોગની કુંચીઓ સમજ્યો. ૭ હું જીવનથી પણ સાક્ષાત પરબ્રહ્મ સર્વત્ર વ્યાપકરૂપછું.

## श्रुति

## चित्सन्निधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम्

## ईश्वरं ब्रुवतेयोगाः सजीवेभ्यः परः श्रुतः

### અર્થ.

આ યોગમતના અનુસારીઓ જે છે, તે ચૈતન્યની સમીપમાં પ્રવર્તી થએલી એટલે ચૈતન્યની નજીક રહેલી પ્રકૃતિ છે તેનો નિયામક પ્રેરક પુરૂષ એટલે ગતિમાન કરનાર પુરૂષ જેછે તેને ઇશ્વર કહે છે. આ ઇશ્વર જીવથી ન્યારો સાંભળ્યો છે. સારાંશકે એમાં જીવ ઇશ્વરને પ્રકૃતિ એ ત્રણથી સૃષ્ટિ યોજના થઇ છે. તેમાં જીવ કર્મફળનો ભોકતા છે પણ કર્તા નથી. આ જીવને ઇશ્વિર બેઉ અસંગ સ્વપ્રકાશ કુટશ્થ એટલે અખંડ વા શુદ્ધ ચૈતન્ય રૂપછે.

પણ જીવને વિષે બુદ્ધિ વિગેરેના ધર્મથી સુખ દુઃખાદિ ઉપાધિએ કરી બુદ્ધિની શાથે પોતાના અવિવેકથી શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ પર્યન્ત ભોકતા પણાનો ધર્મ લાગુ રહેલો છે. આ ભોકતા રૂપ આત્માને સંપ્રજ્ઞાત (સવિકલ્પ) વા અસંપ્રજ્ઞાત (નિર્વિકલ્પ) સમાધિના પરિપકવપણા સુધી બુદ્ધિના વિવેકજ્ઞાને કરી અવિવેકની નિવૃત્તિ જયાં સુધી થાય નહી, ત્યાં સુધી અલ્પજ્ઞતા રહેલી છે. ને એ અવિવેક જ્ઞાન નષ્ટ થવાથી દુઃખનો અત્યંત ઉચ્છેદ થાય છે. એનું નામ મોક્ષ કહયો છે. પતંજલી ઉકત સુત્રે કરી કર્મ વિષે કહે છે કે, આ કર્મ કોઈ પણ કારણથી ઉત્પન્ન થાયછે. ને એને ઉત્પન્ન કરનારૂં કોઈકારણ રૂપ મુળ પ્રથમ હોવાથી તે કર્મમાં ફળ જાતી આયુને ભોગ રહેલાં છે, એવી રીતે કર્મનુ ફળ વિશેષ કહ્યું છે. આ-કર્મનો સંસ્કાર ઉપર બતાવેલા કલેશોના આશ્રય છે. આ કલેશોના સ્પર્શથી જે રહિત પુરૂષ વા જે પુરૂષને ઉપલા કલેશો નડતા નથી તેજ ઇશ્વર છે. આ ઇશ્વિર પણ જીવની મુાફક અસંગ ચિદ્રુપ છે. તેમાં પ્રકૃતિ શુદ્ધ ચેતન્ય રૂપે ઇશ્વિરથી સચેતન પામી બુદ્ધિના સંયોગથી અહંકાર સ્વરૂપ પ્રગટ કર્યું. આ અહંકાર અનેક રૂપાંતરને પામ્યો, ત્યારે પંચ્ચીસ તત્વ જેમાં, પુરૂષ પ્રકૃતિ બુદ્ધિ અહંકાર રૂપ રસ ગંધ શબ્દ સ્પર્સ રસ ચક્ષુ કર્ણ ત્વચા નાસિકા વાક્ પાદ પાણી પાયુ મન ઉપશ્થ પૃથવી જળ તેજ વાયુ આકાશ એઓ ઉત્પન્ન થઇ આવ્યાં, ને તેને વિષે જીવ અનેક કર્મ કરી જન્મ જન્માંતરને પામવા લાગ્યો.

યોગના ત્રીજા પાદમાં યોગની વિભુતિ કહી છે. આ વિભુતિ પ્રયોગમાં વૃત્તિની પાંચ જાત ગણી છે. વિપર્યય વિકલ્પ પ્રમાણ નિદ્રા સ્મૃતિ, એમાં વિપર્યય એટલે ન હોય ને ભાસે એવું જે જ્ઞાન તે, જેમ રજ્જુમાં સર્પ. વિકલ્પ એટલે જેમાં અર્થ નથી એવા શબ્દનું જ્ઞાન તે, પ્રમાણે એટલે બે વસ્તુનો સરખો સંયોગ તે, એમાં પ્રમાણ અનુમાન ને આગમ એઓ છે. તેમાં સ્થિતિનો અભાવ તે નિદ્રા, પ્રસંગાનુંસાર વિષયની યાદી તે સ્મૃતિ, આ પંચવૃત્તિની ધારાને એકાગ્રહ કરવી તેને નિદિધ્યાસ કહે છે. આ નિદિધ્યાસમાં ચિત્તવૃત્તિ નિર્વાત દીપની માફક સ્થિર થવાથી સમાધિ લાગે છે. એમાં અનાત્મ વસ્તુનો તિરસ્કાર ને આત્માનો સ્નેહ વૃદ્ધિને પામે છે, ત્યારે વૃત્તિ બ્રહ્માકાર થાય છે. વળી યોગ સુત્રમાં પતંજળી ભગવાને કહ્યું છે કે, ચિત્તના કોઇક દેશમાં ધારણા રહેલી છે. આ ધ્યાન ધારણ ને સમાધિ સમયે ધ્યેયાકાર ચિત્તની વૃત્તિનો પ્રવાહ ધ્યેયરૂપ આત્મા વા ઇશ્વરને વિષે લિન થાય છે, ત્યારે વાચા શ્રોત્ર ચક્ષુ ને સંકલ્પાદિ અંતર કલ્પનાનો અભાવ થઈ એનાં વ્યહુવારોનો નિરોધ બને છે. આ બ્રહ્માકાર પ્રવાહ રૂપમાં એક વૃત્તિની પછી બીજી બાદ ત્રીજી એવું વૃત્તિઓનું રમણ બને છે, તેને અનુવૃત્તિ કહે છે. આ અનુવૃત્તિઓ ધ્યેયરૂપ ચૈતન્ય પુરૂષમાં પૂર્ણતાથી ઐક્ય પણામાં સ્થિર રહે છે તેને સંયમ કહે છે.

આ સંયમરૂપ ભાસથી ઉમલી અનેક વૃત્તિઓ સૃષ્ટિમાં કેવા આકારમાં કેવી કૃતિ કરેછે, તેનો પ્રત્યક્ષ અનુભવ પોતાનો થાય છે, ને જન્મ જન્માંતરનું જ્ઞાન પ્રગટે છે. આ સંયમરૂપ ભાસને કયારે પ્રાપ્ત થાય છે, તે વિષે પતંજળી ભગવાન કહે છે કે, અશુકલકૃષ્ણકર્મ જે યોગી કરે છે, તે એને અભ્યાસથી મેળવી શકે છે, કેમકે ત્રિવિધકર્મ સર્વના હોય છે, એવું યોગસુત્રમાં કહ્યું છે. તેમાં શુકલ એટલે સ્વર્ગાદિ વિષય સુખની ઇછા તે સકામ શુભકર્મ ગણાય છે, ને કૃષ્ણ એટલે નર્કાદિક દુઃખની પ્રાપ્તિ અશુભ (પાપ) કર્મ મનાય છે. પણ એ બંનેથી વિલક્ષણ યોગાનંદ એટલે સ્વર્ગ નર્કને આલોકની વાંસના નહી, પણ ફકત આત્મપદની ભાવનાવાળા જેઓ અષ્ટાંગ યોગપર રહેનારા અભ્યાસીઓ વા સંયમમાં જેની ચિત્તવૃત્તિ રહેલી એવાં કર્મનું નામ—આશંશકે સંયમ પ્રાપ્તિનું નામ અશુકલકૃષ્ણ કર્મ કહેલું છે.

ચોથા પાદમાં મોક્ષ વર્ણવ્યો છે. એમાં સંયમમાં રહેલા યોગી પુરૂષને એકંદરે નાની મોટી મળી ચોવીસ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તેના નામ અણિમા મહિમા ગુર્તિ લધિમા પ્રાપ્તિ પ્રકાશ્ય વશિતા વા શ્રુતદ્રષ્ટશક્તિપ્રેરણ ઇશિતાએ આઠ મુખ્ય સિદ્ધિઓ છે. એ વિના બીજી ૧૦ ગુણ હેતુ સિદ્ધિઓ છે. અનુર્મિ મત્વ, દુરશ્રવણદર્શન, મનોજવ, કામરૂપ, પરકાયપ્રવેશ, સ્વછંદ મૃત્યુ, દેવાનાંક્રિડાનું દર્શન, સંકલ્પ સિદ્ધિ, અપ્રતિહતા, આજ્ઞાપાલન એઓ છે. એ વિના બિજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિ છે, ત્રિકાળજ્ઞત્વ, અદ્વંદ, પરચિત્તાદિઅભિહતા, અગ્ન્યર્કાંબુ વિષાદિનામ

પ્રતિષ્ટંભ, અપરાજય, આસર્વે મળી તેવીસ થઇ, ને શુદ્ધ ચૈતન્ય આત્મભાવ એ ચોવીસમી સિદ્ધિ કેહેવાય છે. આ ચોવીસમી સિદ્ધિમાં લિન થવું એને પુર્ણ મોક્ષ કહયો છે. એક ભાગમાંથી બીજો ભાગ થાય નહી, એટલે અવિભાજ્ય સ્વરૂપે રેહે તે અણિમા, મોટું સ્વરૂપ ધારણ કરવું, એટલે વિરાટકૃતિમાં ભાસવું તે મહિમા, જેનું જેવું સ્વરૂપ હોય તેવા સ્વરૂપમાં તદ્રુપ બનવું, એટલે એકયતા ધારણ કરવીને મુર્તિ, મોટું સ્વરૂપ પલટાવી નાનું સ્વરૂપ પ્રગટ કરવું, એટલે મહદ્ સુક્ષ્મતામાં દરશાવવું તે લાઘિમા, જેને વિષયની ઇચ્છા કરે તેતે પ્રાપ્ત થાય તે પ્રાપ્તિ, દુર પ્રકાશને નજીકમાં જોવો તે પ્રકાશ્ય, સાંભલવાને જોવાની શકિતની જે પ્રેરણા મનોભાવે કરવી તે વશિતા વા શ્રુતદ્રષ્ઠશકિતપ્રેરણ. મહતૂપણુ ધારણ કરવું તે ઈશિતા, દેહમાં છ પ્રકારની જે ઉર્મિ છે તેનાથી રહિત થવું, તે અનુર્મિમત્વ, દુરથી દેખાતી ને સંભળાતી વસ્તુને સમીપ જોવી સાંભલવી તે દુરશ્રવણ દર્શન. મનના જેવો વેગ કરી દુર જવું આવવું તે મનોજવ, જેવી ઇછા કરે તેવું સ્વરૂપ ધારણ કરી શકે તે કામરૂપ, પારકી કાયામાં પ્રવેશ કરી તેની વાત જાણી લેવી તે પરકાય પ્રવેશ, પોતાની ઈછામાં આવે ત્યારે દેહ મુકવો તે સ્વછંદ-મૃત્યુ, દેવતાઓ જે જે ક્રિડા કરતા હોય, તેને પોતાની સમક્ષ જોવી તે દેવાનાક્રિડાનું દર્શન, પોતાના મનમાં જે વસ્તુનો સંકલ્પ થાય, તેજ વસ્તુ પ્રાપ્ત કરવી તેસંકલ્પ સિદ્ધિ, શસ્ત્ર અસ્ત્ર જીવજંતુ અને વિષ પ્રયોગાદિથી જે ન મરે તે અપ્રતિહતા. જેની આજ્ઞાનો કોઇ અનાદર ન કરે તે આજ્ઞાપાલન, ભુત ભવિષ્ય ને વર્તમાન એ ત્રણને જાણે તે ત્રિકાળજ્ઞત્વ, પોતાથી અધિક બીજો કોઈ નથી એમ જાણવું તે અદ્વંદ, પારકા ચિત્તની વૃત્તિ જાણી લેવી તે પરચિત્તાદિઅભિજ્ઞતા, અગ્નિ સુર્ય પાણી વિષાદિથી મરણ થાય નહી તે અગ્ન્યર્કાંબુવિષાદિનામપ્રતિષ્ટંભ, જેનો પરાજ્ય ન થાય તે અપરાજય સિદ્ધિ કેહેવાય છે.

ઉપરના સંયમના અભ્યાસવડે વા પ્રાણાયામના દીર્ઘકાળી મહાવરા થકી સિંહ હસ્તિ ને વ્યાઘ્રાદિ શૌર્યને પ્રાપ્ત થાય છે, તેમજ સર્વ સૃષ્ટિના સ્થાવરૂ જંગમાદિ પદાર્થોનું પૃથકકરણ વા સર્વ જીવોનું રહસ્ય વા અનંત એક કાળની યોજનાઓને જાણી અજર અમર થઈ આત્મ પદમાં અમૃત રૂપ બને છે: એમાં મુખ્ય ગ્રંથ યોગસુત્ર, રાજયોગ, હટપ્રદીપિકા, અષ્ટાંગયોગ, આચ્ચારપદ્ધતિ, ખેચરીવિદ્યા, ગોરક્ષશતક, યોગતત્ત્વ, યોગતારાવલી, યોગપ્રવેશવિધિ, પાતાંજળયોગસુત્ર વ્યાસભાષ્ય, યોગશિક્ષા મળી ૪૦ છે.

## ધર્મશાસ્ત્ર વા સ્મૃતિઓ.

વેદના કર્મકાંડ ઉપરથી ધર્મશાસ્ત્ર ઉત્પન્ન કર્યું છે, એમાં દંત-ધાવન મુખ માર્જન સ્નાનસંધ્યાદિ કૃત્ય સારૂં આચ્ચારવિચાર ને પવિત્રતાથી વેદોકત મંત્રનીવિધિ ક્રિયાકર્મ સ્તોત્ર વા યજ્ઞ યજ્ઞાદિક કર્મમાં દેવ પિતૃ અતિથી પુજન વા ધર્મ

કર્મમાં કેવા પ્રકારની રહેણી રાખવી, વા કુટુંબના સ્નેહી સંબંધીઓ શાથે કેવા પ્રકારની સભ્યતાને લાવણ્તાથી વરતવું, એમાં કર્મ કર્યા વગર અજ્ઞાનીઓને જ્ઞાન થતું નથી. કેમકે જીવાત્માઓ જન્મ કાળથી પાપ કરનારાં હોય છે, તેથી શ્રુતિમાં કહ્યું છે કે કર્મ વડે પાપનો ક્ષય ને જ્ઞાનથી મોક્ષ, કર્મ વિકર્મ ને અકર્મ ત્રણ રૂપે કર્મ રહેલાં છે, તેમાં વેદાજ્ઞા પ્રમાણે વરતવું તે કર્મ, વેદમાં નિષેધ કર્મ હોય તેનાપર ચાલવું તે વિકર્મ, ને વેદાજ્ઞા પ્રમાણે ન વરતવું તે અકર્મ, એમાં પ્રથમનું કર્મપવિત્ર હોવાથી પવિત્રફળ આપે છે. ને બીજા બે કર્મ અપવિત્ર હોવાથી કષ્ટ આપે છે. તેથી આત્માનું શ્રેય ઇચ્છવું હોય તેણે પવિત્ર કર્મો કરવાં.

આ પવિત્ર કર્મ પુણ્યરૂપ હોવાથી સર્વ ઐશ્વર્ય આપે છે. પણ એમાં કર્મના ફળાશયની ભાવનાએ કર્મ કરવું તે સકામ, કર્મને કેવળ પરમાત્મા પ્રિત્યર્થે કરવું તે નિષ્કામ કર્મ, આ નિષ્કામ કર્મ અંતઃકરણની શુદ્ધિ કરી મોક્ષ માર્ગે પ્રવર્તાવે છે. ને સકામ કર્મથી શરીર શુદ્ધિ ને મનોવિકાર નિવૃતા ધારણ કરે છે. એમાં નિષ્કામ કર્મ કરનારા સર્વ જ્ઞાનીઓ રહેલા છે, તેઓ પવિત્ર કર્મો થકી ઇશ્વરપદને પામ્યા છે. આકર્મ માર્ગોના ગ્રંથો સમયાનુસાર પ્રસંગ પડે એવા નિયમ પર રચાયલા છે. એ રચનારા અનેક ઋષિઓ હતા, તેમાં વેદોક્ત મંત્રોનો આધાર નાંખી પોતાના નામપર લખી ગયા છે, તેવા ઋષિકૃત કર્મના પુસ્તકોને સ્મૃતિનામ આપ્યાં છે, તેના નામ, મનુ પરાશર વિષ્ણુ યાજ્ઞવલ્કય અંગિરા યમ દક્ષ વશિષ્ટ શાતાતપ સંવર્ત શંખ ગૌતમ હારિત લિખિત ઉશના આપસ્તંબ કાત્યાયન વ્યાસ દેવલ બૃહસ્પતિ પૈઠીનસી નારદ, એમાં ચારવર્ણ ચાર આશ્રમમાં રંકરાય ગરીબ શ્રીમંત સર્વના ધર્મ કર્મ ક્રિયા વ્યહવાર નીતી સમજને વર્તુણૂકની આજ્ઞા, અનીતી અન્યાય વિગેરેની શિક્ષાપણ દરશાવી છે, એ ગ્રંથોમાં મનુષ્યજન્મ પામ્યુ ત્યારથી તે મર્ણકાળ સુધીમાં કેવી રીતના કર્મોપર ચાલવું ચલાવવું વિગેરે કર્મપર મનુષ્યોનો આધાર ટકી રહેલો હોવાથી ધર્મનું મહત્વ જેવું ને તેવું કાયમ રહેલું છે. એના પેટામાં પાશુપતશાસ્ત્ર પશુપતિએ રચ્યું છે.

એનાં પાંચ અધ્યાય છે. તેમાં એવું નિરૂપણ કર્યું છે કે, કાર્યરૂપ જીવતે પશુ છે, એ જીવરૂપી પશુઓનો કર્તા જે ઇશ્વર તે પશુપતિ છે, તે ઇશ્વરમાં ચિત્તની એકાગ્રહવૃત્તિનું અનુસંધાન કરવું તે યોગ કહેવાય છે. ત્રિકાળ શરીરે ભસ્મ કરવી તે વિધિ છે. જે વિધિથી દુઃખોત્પત્તિ થતી નથી તે મોક્ષ, એ પ્રકારે કાર્ય કારણ યોગ•વિધિ દુઃખનાશ એ પાંચ પ્રકાર એને વિષે કહયા છે, એને મળતું શિવયોગીએ શૈવશાસ્ત્ર રચ્યું છે. એના પછી વેદાન્તશાસ્ત્રના કર્તા વ્યાસ ભગવાને સૃષ્ટિક્રમ ધર્મમર્યાદા નીતી જ્ઞાતી વિગેરેના કર્મ સચવાય તેને સારૂં પુરાણો ઉત્પન્ન કર્યાંછે.

## પુરાણો—વ્યાસ કૃત.

પુરાણ એટલે પુરાતન હકીગત વા ઇતિહાસ તેના પંદર પ્રકાર કહ્યા છે.

એમાં સર્ગ વિસર્ગ સ્થાન પોષણ ઉતિ મન્વંતર ઇશાનુકથા આશ્રય મુક્તિ નિરોધ એ દશ મુખ્ય છે, ને એના અંતર્ગતમાં, સર્ગ વિસર્ગ વંશ મન્વંતર વંશાનુચરિત છે. પ્રથમ સર્ગમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિષે કહે છે કે. પ્રથમ કંઇજ નહોતું તેમાંથી આકાશ વાયુ અગ્નિ જળ પૃથ્વ્યાદિ ઔષડીઓને તેના સંબંધે પંચતન્માત્રાથી શબ્દ—સ્પર્સ રૂપ રસ ગંધ એ જ્ઞાનેદ્રિયને પંચકર્મેદ્રિય મળી દશ ઇદ્રિયો, મહતત્ત્વાદિ અંહકાર પ્રવર્તમાન થઇ સૃષ્ટિ સ્વરૂપ ઉત્પન્ન થયું, એ સર્વેનુ મુળ ચૈતન્યરૂપ શુદ્ધ બ્રહ્મ છે. આ ચૈતન્યથી સર્વ સૃષ્ટિ પ્રગટ થઇ, તેથી વિરાટરૂપ જન્મને સર્ગ નામ પાડયું છે. આ ચૈતન્યરૂપ વિરાટથી સ્થાવર જંગમાદિ પ્રાણીમાત્રોને વનસ્પત્યાદિ ચરાચર ગતિમાન થયું તે વિસર્ગ, પરમાત્માના વિજય પૂર્વક સૃષ્ટિના નિયમોનું. પ્રતિપાળણ કરવાના ભાવને સ્થાન, પોતાના ભકતોપર કૃપાદ્રષ્ટિના સ્નેહથી પ્રાલણ તે પોષણ, કર્મની વાંસનાને વર્ણાશ્રમ રક્ષકકૃપા તે ઉતિ, અમુક નિયમિત કાળપ્રર્યન્ત પોતાના સમયમાં જેજે મનુ સત્વધર્મનું પાલન કરે તે મન્વંતર, ઇશ ભગવાનની જે કૃતિ વા ઇશ જે સૂર્ય ચંદ્રાદિ વંશના રાજાઓના ઇતિહાસની કથા તે ઇશાનુકથા, સર્વ સૃષ્ટિનો પ્રળય તે નિરોધ, સર્વજ્ઞ પરમાત્મામાં કૃતત્વાદિક ત્યાગીને તેના શુદ્ધ સ્વરૂપના જીવનમાં એકયતાની સ્થિતિ તે મુક્તિ, સૃષ્ટિની ઉત્પત્તિ પ્રળય જેનામાં સ્થિર થાય છે, એવા પરમાત્માના સ્વરૂપમાં સ્થિતિ તે આશ્રય.

આ પુરાણોમાં અનેક ઋષિઓ દેવતાઓનું વર્ણન, તેમ ઇશ્વરના જન્માંતરની કથા, તેમાં તેના ચરિત્રો, જેના વર્ણનમાં અનેક દૈત્યોને મારવા સારૂં કરેલા પ્રયાસો, તેને વિષે વાપરેલી બુદ્ધિ સમયસુચકતા નીતી ધર્મરક્ષણ પ્રજાસુખ વર્ણાશ્રમાદિક આશ્રમોના ધર્મો, તેનાથી થએલા લાભો, જેમાં સ્ત્રી પુત્ર કલત્ર કુટુંબ જ્ઞાતિ સ્વામીત્વ ભક્તિથી થનારો ઉદય, દેવી દેવતાના અલોકીક ઐશ્વર્યનું વર્ણન, રાજા ઋષિઓના દ્રવ્ય તપ વિદ્યા વિગેરેનું સામર્થ, જેને મનનકરવાથી આ વર્તમાન કાળની અજ્ઞાન પ્રજામાંથી અધર્મ અનીતી અંન્યાય અજ્ઞાનતા આળસ વિગેરેનો ક્ષય થઇ, તેના મનોવિકાર અપવિત્રને અનાચાર માર્ગપર જતાં અટકે છે. ને તેનું મન પ્રપંચ કાવત્રાં બેવકુફી વિગેરેના કૃત્યથી વ્યતિરકત બને છે. ને સંસાર જથ્થામાં વા કુટુંબ કબીલા વિગેરે જાત ન્યાત દેશ રાજ્યમાંથી લડાઇ ટંટા બંડ ફીતુર ચોરી દગા તોફાન થતા અટકી સર્વ પ્રજા સલાહ સંપમાં જીંદગાની ગુજારે છે.

એને વિષે કેટલીએક ધર્મ નીતી સત્યતા દયા ક્ષમા આર્જવ ધૈર્ય વિશ્વાસ શ્રદ્ધા લાયકી ગુણ કળા કૌશલ્ય હુન્નર વિદ્યા વિનોદ જ્ઞાન ધ્યાન વિગેરે વિષયોપર કથા પ્રસંગ આવે છે, જેના શ્રવણ મનનથી પ્રત્યેક મનુષ્ય લાયક અક્કલવાન જ્ઞાની, ને સર્વગુણસંપન્ન બને છે. તેમજ કેટલીએક માહાચમત્કારીક અતિશયુક્તિવાળી કથા, જેમાં દેવી દેવતા નદી તળાવ સમુદ્ર ઝાડ પહાડ વનસ્પતિ ભૂત પ્રેત ડાકણ શાંકણ યક્ષ ગંધર્વ કિન્નર રાક્ષસ વિગેરે સર્વ ચીજો આવા પ્રકારથી

બોલીચાલીને આવા પ્રકારના કર્તવ્યકર્મ કર્યાં, તેઓએ સમસ્વર્ગ સમપાતાળાદિ સ્થાનોમાં ગમન કર્યું, ત્યાં અમુક જ્ઞાન મેળવી અમુક કૃતિ કીધી, તેથી અમુક લાભ મળ્યો. તેમજ ભુત ભવિષ્યને વર્તમાન વિગેરે અનંતકાળનું વર્ણન, જેમાં સૃષ્ટિ ઉત્પત્તિ આવા પ્રકારથી થઇ, ને આવા પ્રકારથી સૃષ્ટિનો નિયમ ચાલશે, ને અમુક કાળે અમુક કારણથી અમુક સમયે પ્રળય થશે, ત્યારે અમુક ફેરફાર અમુક નિશાનીવાળો જાણાશે. આ સર્વકાળમાં ચારયુગ કાયમ રહે છે, તેનાપર અમુક દેવોની દેખરેખ હોય છે, ઇત્યાદિ અસાધારણને મનુષ્ય શક્તિના હદનીપાર વાતો ટાંકેલી છે. જેનાથી મનન કરનાર મનુષ્ય વેહેમી ન બનતાં માહા શૌર્યવાન બાહાદુર ને હિંમ્મતવાન થઇ આવે છે. ને તેના મનોવિકાર માહાતાર્કિકને અનેક ગુહ્ય જ્ઞાનમાં પ્રવર્તમાનપણાની તિવ્રતાને પ્રાપ્ત થાય છે. ને તે પુરૂષ સત્યવાદી આગ્રહી ટેકી સ્વયંજ્ઞાનમાં મુસ્તાકને પરમાર્થી પરોપકારી દયાળુ વિગેરે સ્વભાવવાળો હોય છે, આજના આધુનિક વર્તમાન કાળમાં અનેક વારતાઓ, જેમાં નાટક ચેટક વિષયી જ્ઞાનના ગ્રંથોથી પ્રજા લુચ્ચી બેઇમાન થઇ પડી છે. તેના કરતાં આવા પ્રત્યેક ધર્મના ધાર્મિક ગ્રંથો મનન કરે, ત્યારે તો પ્રજાનું વળણ જુદાજ પાયાપર ગોઠવાય.

આ સર્વ પુરાણોમાં ઋષિઓનું મહત્વ વધારે છે, તેનું કારણ કે તેઓ માહા વિદ્વાનને સમયસુચકતાના જ્ઞાતા હતા, ને તેમનામાં જ્ઞાન શક્તિની પુર્ણ વૃદ્ધિ હતી, પણ આ વર્તમાનકાળના બ્રાહ્મણો ચોર લુચ્ચા પ્રપંચી ને બદકર્મના કરનાર હોવાથી અધમતાને પામ્યાછે, તેથી વિદ્યા સંપાદન કરો! એવી પરાપૂર્વની શૈલી ચાલી આવે છે, તેનાપર સ્થિર થવાથી પાછા પુજ્ય રૂપ થશો, ફેર પ્રારબ્ધ યોગ. ઉપર પ્રમાણેના ન વર્ણન થાય એવા અનેક કથા પ્રસંગ પર મુખ્ય અઢાર પુરાણ ઋષિઓએ કર્યાં છે, ને તે વિના બીજાં અઢાર ઉપપુરાણ પણ કર્યાં છે. તેના નામ, પદ્મ બ્રહ્મ વાયુ વિષ્ણુ ભવિષોત્તર ભાગવત અગ્નિ માર્કંડેય નારદીય લિંગ બ્રહ્મવૈવર્ત્ત વારાહ સ્કંદ કુર્મ વામન બ્રહ્માંડ ગરૂડને મત્સ્ય એઓ છે, ને ઉપપુરાણના નામ, નંદી નારસિંહ સનત્કુમાર દોર્વાસસ શિવધર્માખ્ય કાપિલ-નારદીય ઓસનસ વામન વારૂણ બ્રહ્માંડ મહેશ્વર કાલિક સૌર સાંબ કુર્મ પરાશર ભાગવત એઓ છે.

## પુરાણ—કૃતિ.

પુરાણ પ્રગટ કર્તાઓના હૃદયનો ભાવ એવો હતો કે, વેદોક્ત ધર્મની ગુહ્ય રચના પ્રાકૃતજનોના અંતઃકરણમાં સ્થુલ ભાવ હોવાથી પ્રવેશ કરી શકે નહી, ને તેનામાં ધર્મ આસ્તા જારી રાખવાને સારૂં વા વિદ્યાભ્યાસ પ્રત્યેક મનુષ્યથી ન બનવાને લીધે ઉઠી જાય, એવી દીર્ઘદ્રષ્ટિ વાપરી તે ચિંતારૂપે પુરાણો પ્રગટ કર્યાં. એમાં પ્રથમ જગત

નિયંતાનું અગાધ સામર્થ દરશાવી, સર્વ સૃષ્ટિના પ્રાણી-માત્રો તેના બાંધેલા નિયમને અનુસાર વરતી શકે છે, ને નહી વર્તનારને તે પોતાની સ્વઇચ્છાનુંસાર શાસન કરવાને શકિત ધરાવે છે. સબબ કે તે પ્રત્યેક પ્રાણીની સમયાનુંસાર યથાર્થ સંભાળ લઈ શકે છે તેથી, તેણે પ્રથમ સૃષ્ટિ રચના કરવામાં કેવું અગાધ કૌશલ્ય વાપર્યું, ને તેને કેવી રીતે ઉત્પન્ન કરી, ને ઉત્પન્ન કર્યા પછી તે સર્વેની સંભાળ. લેવામાં કેટલો શ્રમ કેટલી યુકિત ડહાપણ ને જ્ઞાન વાપરે છે. તે વાપરવામાં સૃષ્ટિની કેવાપ્રકારની સ્થિતિ થાય છે, આ સર્વે દરશાવી પુરાણકૃતિ કરનારાઓ નીચે પ્રમાણે શ્રોતા વકતાને મનન કર્તાઓને બોધ આપે છે. ૧. આ સૃષ્ટિના નિયમ કદાચિત નાસ્તિક મત પ્રમાણે સ્વભાવિક થયા હોય વા આસ્તિક મત પ્રમાણે એનો કોઈ ઉત્પન્ન કરનાર હોય, તોપણ આપણે જન્મ ધરીને જે જથ્થામાં ઉત્પન્ન થયા હોઈએ. તેમાં, તે વર્ગના ગુણ દોષ આપણા અંતઃકરણમાં દ્રઢ થાય છે, ને તે દ્રઢ થએલા વિચારો આપણને હદમાં રાખતા હોય વા હદ બાહેર લઇ જતા હોય, તોપણ આ શરીરપિંજરાંના બંધારણની જે શકિત જેમાં આધિ-વ્યાધીને ઉપાધિ રૂપ ત્રણ તાપ જે નડે છે, તે પ્રમાણે આપણા પ્રત્યેક કૃત્યમાં સારાસાર વિચાર કરવાની જરૂર વા મારૂં તારૂં માનવાની ફરજ વા દેશમાં વસેલી પ્રજાની દ્રષ્ટિ ઉપર નિધા કરવાની આદત વા કુટુંબ, ન્યાત, જાતની પ્રજાના દેખરેખ નીચે દીવસ ગુજારવાની પદ્ધતિ પડી જવાથી આપણા પ્રત્યેક કૃત્ય નિંદાશે કે નહી! તેમ લાભ આપશે કે નહી! વા આપણા કૃત્યમાં ખામી કોઈ કાઢશે કે નહી! કદાપી મનુષ્યની શકિત ખામી કાઢવાની નહી હોય! પણ મનુષ્ય શકિતની પેલીમેર કોઇજ ચીજ દેખરેખ રાખે છે કે નહી! આ છેલા પ્રશ્ન ઉપર નજર ફેંકનાર પુરૂષ પોતાની કલ્પના ઉપર સ્થિર થઇ કહે છે કે, અરે મન તું તારા અનુભવી જ્ઞાનના તાર્કિક દલીલો ઉપર કલ્પનાદ્વારે ચોતરફ ઘુમે છે, પણ કલ્પના પંચતત્વના સ્વભાવમાંથી આવી છે એમ હું માનું, તેથી એ કલ્પનાઅસત્ય છે, કેમકે જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઈ હોય તે વસ્તુને તેને ન્યારા રૂપમાં દેખતી નથી, જેમ દીવો પોતાના કિર્ણોને વા પ્રકાશને ન્યારાં રૂપમાં દેખતો નથી તેમ, પણ દીવાને બીજા પદાર્થ દેખે છે તેમ દીવો બીજાને દેખે છે, પણ સ્વતઃદીવો પોતાને જાણી શકતો નથી, આ પ્રમાણ ઉપરથી શીઘ્ર થાય છે કે કલ્પના પંચતત્વની બની નથી, પણ એ કોઇ ન્યારી ચીજ છે. જયારે કલ્પના ન્યારી છે, ત્યારે એની અમુક હદ રહેલીછે, કદાપી હદ ન હોય, તો એ પ્રત્યેક જીવાત્માઓના સર્વ કર્તવ્યકર્મની ખબર જયારે માગીએ ત્યારે એણે આપવી જોઇએ, પણ તે એનાથી બનતું નથી, વાસ્તે એ વસ્તુ પણ પંચભુતની માફક ન્યારી છે.

હવે કલ્પનાને પંચભુત ન્યારાં છે, ત્યારે એ બેઉનો સંયોગ કરનાર કોઈ મહાન કૌશલ્યવાન રેહેલોજ છે, આ અલૌકીકકૃતિના કર્તાને આપણી અલ્પજ્ઞ કલ્પના શકિત જડરૂપ હોવાથી ઓળખે નહી, કારણ કે, કર્મ સ્વભાવે જડછે તે

કર્તાને જાણી શકે નહી, એ સિદ્ધાન્ત પ્રમાણે, સૃષ્ટિ ને તેની આ સર્વ સ્થાવર જંગમા-દિક કૃતિ જડરૂપ છે, તેથી કર્તાને જાણવાની શકિત નથીજ, પણ કર્તા સર્વને જાણેછે, એ તેની વાત્સલ્ય પ્રીતિ છે, એમ હમો પુરાણ કૃતિના જ્ઞાતાઓ દીર્ઘકાળી સર્વ દ્રષ્ટિરૂપ અનુભવથી દ્રઢ કરીએ છૈયે, એવું વ્યાસ ભગવાને સ્પષ્ટ કરી જગત્ પાળક નિયંતા સર્વશકિતમાનને નમન કરી સર્વ જીવોને આજ્ઞા આપે છે કે, તમે, જેને જાણતા નથી, દેખતા નથી, પણ આ અપરમપાર અપાર અગણિત પદાર્થોને ગતિમાન કરનાર ને હદમાં રાખનાર કોઈ એક અદ્રષ્ટ ચીજ છે, તે ફકત એક છે એમ દ્રઢકરો. હવે જયારે તમોએ દ્રઢ કીધું, ત્યારે તેણે અમુક નિયમો તમારે સારૂં આ સૃષ્ટિમાં બાંધેલા છે. તે હું આ પુરાણાકૃતિરૂપે તમારી દ્રષ્ટિમાં લાવવા શકિતમાન થાઉં છું, ને તેની આજ્ઞા પ્રથમ દરશાવું છું, એમ કહી વ્યાસ ભગવાન બીજા બોધમાં કહે છે કે, પ્રથમ, આ સૃષ્ટિમાં તે ધર્મરૂપથી વ્યાપક થયા છે, ને તેણે અનેક જાતીના જીવોના દેહધર્મ ન્યારા રચેલા હોવાથી વા પ્રત્યેકના કર્તવ્યકર્મ જન્મકાળથી ન્યારાં રચાવવાથી ન્યારા ધર્મો સૃષ્ટિસમયે ઉત્પન્ન કરી આપ્યા છે. જેમ અગ્નિનો સ્વભાવ સૃષ્ટિ સમયે ગરમરૂપ રહેલો છે, તે કાંઇ જળના જેવો થંડોગાર બનશે નહી. એજ પ્રમાણે વ્યાઘ્રનો દેહધર્મ પલટાઇ મનુષ્યના દેહધર્મ પ્રમાણે વરતશે નહી. તેથી તમારો જે આ વેદોકતધર્મ તેને તમો તમારા ઇશ્વરની આજ્ઞારૂપ માની વરતો કે તે પ્રશન થશે, એમ દરશાવી ત્રીજા બોધમાં કહે છે કે, જગત્કર્તાએ તમારે સારૂં સર્વ સામગ્રી જન્મ અગાઉ પ્રગટ કર્યા પછી તમને તમારી અમુક ફરજ અદા કરાવવા મોકલ્યા છે, તે ફરજમાં તે કહે છે કે તમો તમારો જન્મ થયા પછી સત્યબોલો, નઠારાંકર્મોથી દુર રહો. પ્રાકૃતજનોની માફક પશુવત્ સ્થિતિમાં રહી ખુન ચોરી વ્યભિચારાદિ કુકર્મમાં ન ફસો, ને ઇંદ્રિયોના સુખને સારૂં અત્યંત મિથ્યા મેહેનત ન કરો, પણ પવિત્ર ન્યાયી માર્ગે ચાલી સ્વમેહેનતનો લાભ અંગિકાર કરો. અનીતી અન્યાય ને અધર્મ માર્ગ જે કે વેદવિરૂદ્ધ કૃત્ય ન આદરો, પણ રાત્રદીવસ આ સૃષ્ટિના સર્વ પદાર્થોની સંભાળ લેનાર જગતકર્તાનું સ્મરણ કરો, ને દયા ક્ષમા ભક્તિ મૈત્રી શાંતી નિવૃતિ રાખી, માતા પિતા સ્ત્રી પુરૂષ કલત્ર વિગેરેને સુખ આપો. અનાથોની સંભાલ લો, ને માદક પદાર્થ જેકે નિષાવાળી ચીજોનું ગૃહણ ન કરો, ને સર્વને પ્રિય એવાં પવિત્ર કૃત્ય કરો, એવી અનેક નીતી દરશાવી વ્યાસ ભગવાન કહે છે કે, આ પુરાણકૃતિરૂપ ગ્રંથોને ફકત તમો મનન કરશો, એટલેજ તમો તમારી આખી જીંદગાનીમાં મુકતતાની વા ઇશ્વર કૃપાની મઝા લેશો.

ચોથા બોધમાં વ્યાસ ભગવાન પરમાત્માના અલૌકીક ગુણનું પોતાના મનમાં મનન કરતાં કહે છે કે, ઓ શ્રોતાઓ હું વર્ણન શાનું કરૂં ! કેમકે અગાધ, અપરમપાર, અપાર ડહાપણવાન અનિર્વાચ્ય કૃતિના કરનારની દ્રષ્ટિમાં અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિને પ્રળય નિમિષમાત્રમાં થયા કરે છે.

તેની ગણત્રી તે મહાન સામર્થ્યવાનના સ્વરૂપમાં કોઇથી થતી નથી, પણ તેની અનેક શક્તિઓ જુદા જુદા પ્રસંગે જુદી જુદી રચના રચે છે. જે બ્રહ્માંડમાં આપણે વિગેરે અનંત-કોટ પદાર્થોને અસંખ્ય જીવાત્માઓ વસેલા છે, તે બ્રહ્માંડ એક ગુલરના વૃક્ષના બીજની માફક છે. જેમ ગુલરના ફળમાં વસેલા જીવો આ બ્રહ્માંડને જાણતા નથી, પણ તે નાના ફળમાં આપણા બ્રહ્માંડ જેવડું બીજું બ્રહ્માંડ દેખે છે. ને ફળના નાશ બાદ આ બ્રહ્માંડને જુએ છે. તેમ આ બ્રહ્માંડના આપણે જીવ છેયે, તે એના નાશ પછી બીજા બ્રહ્માંડને દેખીશું, એવી રીતે એકમાં બીજું ને બીજામાં ત્રીજું એવા અનેક પડદાઓમાં અનેક બ્રહ્માંડો તેણે ઉત્પન્ન કરેલાં છે. આવા અસંખ્ય અનંત-કોટ બ્રહ્માંડોમાં આપણું બ્રહ્માંડ છે કે નહી! તેની પણ ખબર તે કર્તાને નથી. ત્યારે આપણા જેવા અલ્પજ્ઞ ને નકામ જીવાત્માઓને તે કયાંથી જાણતા હશે કે ફલાણો જીવ મારો ભકત છે. ખરેખર આ સૃષ્ટિની રચના અદર્શ ને અનિર્વચનીય અકથનીય કરેલીજ છે.

પાંચમાં બોધમાં કહે છે કે, નીરાકાર નીરંજન નિર્વિકાર અદ્વૈત જગત્-નિયંતા બ્રહ્મ, જેના વિચિત્રને વાણીમાં નઆવે એવાં મનથી અગોચર અનંત-કોટ સૂર્યથી પણ દેદીપ્યમાન સ્વયંપ્રકાશીત જ્યોતિમય સ્વરૂપના કોઇ ભાગમાં વિદ્યા ને અવિદ્યા એવી અદર્શ ચીજ રહેલી વેદને વેદાન્તશાસ્ત્ર કહે છે, તે પુરાવા ઉપર દીર્ઘ દ્રષ્ટિથી જોતાં વા કર્મ ઉપાસના ને જ્ઞાનકાંડની મુહય મતલબ પર સ્થિર થતાં એ વાતને હું સત્ય માનુ છુ, તેથી કબુલ કરવું પડે છે કે, વિદ્યાને અવિદ્યા એ બેઉ કોટીમાં અનેક તરેહની રચના રચાયા કરે છે. આ રચના કેવા પ્રકારથી નિમેષમાત્રમાં રચાય છે તેનું વર્ણન થતું નથી. પણ વેદરૂપ ગ્રંથ કહે છે કે, વિદ્યાકોટીમાં અનેક દેવતાઇ ને માહાસામર્થવાન દેવપુરૂષો ઉત્પન્ન થતા હું જોઉ છું, ને અવિદ્યા કોટીમાં અનેક રાક્ષસો ઉત્પન્ન થતા દરશાય છે, તેમાં પણ કર્માનુસારે રાક્ષસો દેવ થાય છે, ને દેવો રાક્ષસ થાય છે. ને તેઓ પોતાના તપોબળથી અનેક નવી સૃષ્ટિઓ રચેછે ને તેમાં તે ઇશ્વરરૂપે મનાય છે. તેથી કોઇ કાળમાં આ બ્રહ્માંડનો ઉત્પન્નકર્તા બ્રહ્મા રહેલા છે. કોઇકાળે વિષ્ણુજી કોઇ કાળે માહાદેવજી ને કોઇકાળે શકિત ઉત્પત્તિ કૃત્ય કરે છે.

છઠાં બોધમાં કહેછે કે, નીરાકાર પરમાત્માની અનેક વૃત્તિઓ તેના સ્વતંત્ર સ્વભાવથી સ્વતંત્ર સ્વભાવમાં સ્વતંત્રત્તાવાળા નિયમમાં રમણ કરેછે. તમો જાણોછો કે સ્વતંત્ર પુરૂષો સારૂ શું! નઠારૂં શું! એવા પ્રકારનું પૃથકકરણ કરવાની શકિત ધરાવતા નથી. પણ મનમોજીપણાથી પોતાની સ્વઇચ્છામાં આવે એવો ભાવ ઉત્પન્ન કરે છે, એવા સ્વભાવથી કોઇ સમયે સ્વતંત્રરૂપ પરમાત્મા અવિદ્યાને વિદ્યા રૂપમાને છે, ને કોઇ પ્રસંગે વિદ્યાને અવિદ્યા રૂપ ગણેછે. આવા ભાવાભાવોના ઉલટસુલટપણાથી પરમાત્માની અનેક વૃત્તિઓ પોતાના તપોબળે ખડી થઇ સૃષ્ટિ વ્યહવાર કરવા માંડેછે. તેમાં કોઇ પ્રસંગે અધર્મરૂપ સૃષ્ટિધર્મરૂપ થાયછે, ને ધર્મરૂપ સૃષ્ટિ અધર્મરૂપ બનેછે. આ અલૌકીક

ક્રિડા ઉપરથી જાણવામાં નથી આવતું કે નિમેષ માત્રમાં સૃષ્ટિ સ્વરૂપ કેવા આકારમાં હાજર થશે. આ તે પરમાત્મારૂપી આત્માની અદર્શ કૃતિ છે. પણ આ વેદોક્ત ધર્મની મર્યાદામાં તે દરશાવે છે કે, આ સૃષ્ટિના સર્વ પ્રાણીમાત્રો મારી વૃત્તિના સ્વરૂપ છે. તેમાં અંતર્યાંમી ચૈતન્યપણાથી હું સર્વમાં સાક્ષી રૂપે રહેલો છું. છતાં એ વૃત્તિઓમાં ત્રણ સ્વરૂપ જેકે નર-નારીને નાન્યતર જાતીના મેં રાખેલાં છે. તેથી હું નરાકૃતિમાં પુરૂષરૂપ મનાયો છું, ને નારી આકૃતિમાં સ્રીરૂપે ગણાયો છું, ને નાન્યતર જાતીમાં હું નપુંસક વર્ગમાં રહેલો છુ. તોપણ એ ત્રણેના ધર્મોને આ પુરાણકૃતિમાંના સર્વે ગ્રંથોમાં મારા વ્યાસ નામની વૃત્તિની મારફતે દરશાવ્યા છે, તે મર્યાદા તમો ઓળંઘશો નહી. સબબકે તમારૂ તર્કજ્ઞાન સ્રી-પુરૂષની મર્યાદામાં ફેર પાડવાનું જણાય, તોપણ તે તર્કજ્ઞાન પ્રમાણે અમલ કરતાં ધર્મને દશાની મર્યાદામાં કેટલો તફાવત પાડેછે, ને મારી અંતર્યાંમી વૃત્તિના ભાવ પ્રમાણે જે થવાનું હશે તે થયાજ કરશે, તમારી શક્તિ નથીજ, ને કદાપી હોય તોપણ મારા અંતર્યામી પુરાવો મળે ત્યાં સુધી મેહેનતના વલખાં મારશો નહી.

વેદના જ્ઞાનકાંડના મનન ઉપરથી વ્યાસ ભગવાન કહેછે કે, સમય પલટાયાથી. ભાવને ભક્તિની આકૃતિઓ પણ ફેરવવી પડે છે, ને તેને અનુસાર પુરાણ કૃતિઓ પણ ન્યારી કરવી પડેછે, ને તેના પ્રમાણમાં પુરાણ-કૃતિપર ચાલવુ થાય છે. તે એવી રીતે કે જેમ એક દીપક પોતાના સ્વયંપ્રકાશમાં રહેલો છે. હવે આ દીપકના તેજને પ્રકાશ શબ્દની જયારે સંજ્ઞા આપીએ, ત્યારે તે પ્રકાશને નર જાતીમાં ગણવો પડે છે ને એ દીપકના તેજને કદાપી જયોતિ શબ્દ આપીએ ત્યારે નારી. જાતીમાં ગણવો પડે છે. ને કદાચિત અજવાળું શબ્દ લાગુ પાડીએ તો નાન્યતર જાતીમાં ગણાયછે. એવી રીતે સર્વત્ર વ્યાપક અંતર્યાંમી પરમાત્માના અસ્તિત્વ વિષે જ્ઞાનીઓને જુદી જુદી યોજનાઓ કરવી પડેલીછે. તે યોજના વિદ્યાને અવિદ્યા કોટીના ફેરફાર ઉપર દરશાવેલી છે છતાં કાંઇ મનોકલ્પિત કરીછે એમ નથી. આ ઉપરથી તમો સર્વત્ર વ્યાપેલા પરમાત્માને સ્રી પુરૂષને નપુંસક લિંગમાં ગણાશો તે વિષે તેને હરકત નથી. પણ તમારા હૃદયના ભાવોમાં ફેર પડશે. એટલું દરશાવી વ્યાસ-ભગવાન તેની અગાધ જયોતિમાં નિમગ્ન થઇ ઐકય ભાવ રાખી વિદ્યાકોટીમાં અનેક સમયે અનેક બ્રહ્માંડોની કોણે કોણે ને કેવા પ્રકારથી ઉત્પત્તિ કરી તેની ગણના કરી બતાવે છે. પણ નીતીપૂર્વક જ્ઞાન આપી કેહે છે કે, સ્વયં-શુદ્ધ સ્વરૂપ જગત્ નિયંતાના સત્વ રજને તમ ગુણો જે રહેલા છે, તેમાં તેના અંતઃકરણનો વાત્સલ્ય ભાવ સ્ફૂરે છે. તે ભાવ ઉપલા સત્વ રજનેતમ ગુણોમાં વ્યાપેલો છે. ૭. આ વ્યાપક થનાર ભાવ કોઇ પ્રસંગે સાત્વિકાનંદ હોવાથી તેની અનેક વૃત્તિઓ સાત્વિક ધર્મમાં પ્રવર્ત્ત થાયછે, તે સમયે આ સૃષ્ટિમાં સત્ય દયા ક્ષમા ભક્તિ સ્નેહ પવિત્રતા પરોપકાર પરમાર્થાદિ કૃત્યો થતાં નજરે પડે છે, ને રજોગુણી ભાવ હોવાથી સૃષ્ટિમાં દ્વેષ મારામારી પ્રપંચ કાવત્રાં દ્રોહ નિંદાદિક

કૃત્યો થતાં ભાસેછે, ને તમો ગુણી હોવાથી સૃષ્ટિમાં કામ ક્રોધ લોભ મોહ મત્સર નાસ્તિકતા વ્યભિચાર અનાચાર વિગેરે કૃત્યો દ્રશ્યમાન થાય છે. તેમજ આ સૃષ્ટિમાં જેટલાં પ્રાણી માત્રોછે, તેટલામાં કેટલાંએક સાત્વિક રાજસી ને તામસી ગુણોનાં જથ્થાઓના કૃત્યો કરવાને ઉત્પન્ન થએલાં છે, તેથી તેવા પ્રાણીઓને તેવાજ ધર્મનું જ્ઞાન આપવાથી મોક્ષ થાયછે, તેમજ કોઇ પ્રસંગે સત્વ ગુણના પ્રાધાન્ય ભાવમાં રજો ગુણના જીવાત્માઓનું પરિબળ થાય છે, તેમ રજોગુણના ભાવમાં સત્વ ગુણના જીવાત્માઓની વૃદ્ધિ થાય છે. ને તમો ગુણમાં રજોગુણ પ્રવર્ત્તે છે. એવી રીતે સૃષ્ટિ કૃત્યમાં તે અંતર્યામી પરમાત્માના ભાવો રમ્યા કરે છે, એમ કહી દરશાવે છે કે, આવા ફેરફારી સમયમાં સર્વશકિતમાન અનેક સ્વરૂપો પ્રગટ કરી આ વેદોકતધર્મનું સંરક્ષણ કરવાને તેના ભકત વા સૃષ્ટિના જીવોને સુખ આપે છે, એવો તે વાત્સલ્ય રૂપછે, તેથી ભકતાધિન પ્રભુએ સૃષ્ટિની ઉત્પત્તિનું જ્ઞાન કેવી રીતે ગ્રંથોમાં દરશાવ્યું છે, તેનો ગુહ્યાર્થ એવો કે શુદ્ધ સર્વજ્ઞ સર્વશકિતમાનનું સ્વરૂપ અદ્દૈત એટલે એકાકારમયને નિર્વિકાર હોવાથી ઉપલા દીપકના દ્રષ્ટાન્ત પૂર્વક જેવી યોજના કરે તેવી થાય છે, તેથી જ્ઞાની મહાત્માઓએ વિદ્યા કોટીનું વર્ણન આપવામાં વા તેના ગુણનું સામર્થ વર્ણવવામાં જે યોજનાઓ કરીછે, તે યોજનાઓ પ્રાકૃતજનોને ન્યારી વા વિરોધ પક્ષની લાગશે, પણ સુક્ષ્મ દ્રષ્ટિવાન જ્ઞાતાઓ કહેશે કે, જ્ઞાનીઓ શું કરે ! એતો સર્વજ્ઞના સ્વરૂપનો દેખાવ સમયાનુંસાર પલટાયા કરે છે, તે પ્રમાણેનો ભાસ. જુદા જુદા સમયમાં મહાત્માઓની જાણમાં આવ્યો હતો તે પ્રમાણે દરશાવ્યો છે. એમ કહી વ્યાસ ભગવાન. પ્રાકૃતજનોને બોધ આપે છે કે, તમો મતવાદી ન થતાં મારાં સંપૂર્ણ દોહનરૂપ જે વેદાન્ત શાસ્ત્ર તેના ગુહ્યમર્મપર મેં આ પુરાણકૃતિ કરી છે. તેથી તમો તમારા આત્માના જ્ઞાનને સંપાદન કરી તેના દેખાવ ઉપર દ્રષ્ટિ અનુભવ લાવી તપાસસો, ત્યારે આ સર્વ મારૂં વિવેચન એકજ સાર તત્વનું છે એમ તમો નિશ્ચે માનશો.

## નિર્વિકાર સૃષ્ટિ—ઉત્પત્તિ.

પ્રથમ આ સૃષ્ટિમાં જે કાંઇ હતું તે ન કહેવાય ને વર્ણવાય એવું એક અદર્શ આનંદમય નીરાકાર અચંચલ તત્વ હતું, જેનો દેખાવ અસંગ નિર્વિકારને અનંત એકાકૃતિમય સ્વરૂપના મહાન તેજોમય દેખાવની અનંત કોટ સુર્યની જયોતિથી વિશેષ જયોતવાન જયોતિ અખંડ પ્રકાશ્યા કરતી હતી, તેના અસંખ્ય કિર્ણો માંહો માંહે લહલહ થતા ને અરસપરસમાં લિન થતાં હતાં, ને તે પ્રત્યેક કિર્ણોમાં અનંતકોટ બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિને પ્રળય કરવાની અસાધારણ શકિત હતી. આ કિર્ણોથી સાત્વિક, રાજસી ને તામસી ગુણોના મિશ્રિત બળણપર સૃષ્ટિકૃત્ય ચાલ્યું જાય છે. તેથી સર્વજ્ઞ પરમાત્મા અવતાર ધારણ કરતો નથી, પણ તેના હૃદય ના ભાવો વૃતિ રૂપે રમણ કરે છે, . તેથી તે વૃત્તિરૂપ ભાવના ઉપરથી

પુરાણોમાં પરમાત્મા અવતાર ધારણ કરે છે, એવું દરશાવી પ્રાકૃત જનોની ધર્મ આસ્તા બેસાડી છે. એ આસ્તા કાયમ રહેવાથી ભાવ ભકિત સર્વમાં સ્થિર થતી ચાલી જાય છે. તેથી એ માર્ગ વિશેષ સુખદાયી છે.

હવે ઉપલાં નીરાકાર જયોતિમય અખંડ સ્વયંપ્રકાશીત સ્વરૂપમાંથી એક દીપકની આકૃતિના પ્રમાણનું કિર્ણ સ્વભાવિક સ્વઆનંદમય પ્રકૃતિથી ફેલાવો પામ્યું, કે તરત તેણે સ્ત્રીની આકૃતિ ધારણ કીધી, બાદ ચોતરફ દ્રષ્ટિ કરતાં પેલું અખંડ જયોતિમય સ્વરૂપ તેને કાંઇજ નહી એવા આકારમાં ભાસ્યું, ત્યારે એણે પોતાના સ્વરૂપ સામર્થ વડે એક પુરૂષ ઉત્પન્ન કર્યો, તેનું નામ વિષ્ણુ હતું. આ પુરૂષને તે કહેવા લાગી કે, તું મારી શાથે લગ્ન કર, ત્યારે સ્વયં-જ્ઞાનથી, ચોતરફ દ્રષ્ટિ કરતાં તેના જોવામાં કાંઇજ નહી એવો નીરાકૃતિમય અચંચળ સ્વરૂપી ધર્મને દીઠો, ત્યારે વિચાર કરી કહ્યું કે, તું તો મારી ઉત્પન્ન કર્તા જનુની છે, તેથી હું એ કૃત્ય ન કરૂં, આ પ્રત્યુત્તરપર ઘણી રગઝક થતાં આખર સુધી ન માન્યું, ત્યારે એકદમ શ્રાપ દઇ બાળી ભસ્મ કર્યો. તેમ છતાં વળી પોતાના દૈવતથી એક બીજો પુરૂષ ઉત્પન્ન કર્યો, તેણે પણ સર્વત્ર કાંઇજ નહી એવા આકારમાં અખંડ જયોતિસ્વરૂપ ધર્મને જોઇ નાપાડી, તેથી તેને પણ બાળી ભસ્મ કીધો.

બાદ ત્રીજા પુરૂષને પોતાના ઐશ્વર્ય પ્રતાપે પ્રગટ કીધો, ને તેને કહ્યું કે તું મારી શાથે લગ્ન કર, નહી કરશે તો આ બે પુરૂષને જેવી રીતે ભસ્મ કીધા, તેવી રીતે હું તને કરીશ. એણે પણ સર્વત્ર નિઘા કરતાં નીરાકાર કાંઇજ નહી એવાં અસ્તિત્વ પોલાણમાં ધર્મરૂપ કર્તાની સમયસુચકતા વ્યાપેલી જોઇ, તેનાપર નજર કરતાં પ્રત્યુતર આપ્યો કે, તમો મારૂં કહ્યું કરશો, ત્યારે હું તમારી શાથ લગ્ન વ્યહવાર કરીશ, ત્યારે કહ્યું કે તથાસ્તું, આ વચન બંધારણથી સ્પૃષ્ટ કીધું કે, તમો પ્રથમ આ બે પુરૂષને સજીવન કરો, ને હમો ત્રણે જણાને રેહેવા સારૂં અમુક ન્યારાં ન્યારાં સ્થાનો આપો, ને હાલમાં લગ્ન કરવાનું બંધ કરી મને અમુક દીવસની મુદત બક્ષો, આ માગણી કબુલ કરી પેલા પુરૂષોને સજીવન કરી; વિષ્ણુજીને વૈકુંઠ, બ્રહ્માજીને બ્રહ્મસદન, ને માહાદેવજીને કૈલાશસદનની જગ્યાપર મુકામ કરાવ્યો. બાદ અનેક દીવસ નિર્ગમન થયા પછી શક્તિ માહાદેવજી પાસે જઇ કેહવા લાગી કે, હવે ઘણા દીવસ ગયા તોપણ પાછો પ્રત્યુત્તર મળ્યો નહી. તેથી તમારો શું વિચાર છે! ત્યારે કહ્યું કે આજથી ત્રણ માસપર આવશો. એવા પ્રકારના અનેક વાયદા કરવાથી આખરે શકિતજી કંટાળી બોલ્યાં કે, તમારા અનેક વાયદાઓ થવાથી હું કંટાળી ગઇછું, તેથી હવે જેવો વિચાર હોય તેવો કહીદો, કેમકે વારવાર હું ફેરા ખાઇશ નહી. ત્યારે નીરાકાર જે કે કાંઈ નહી એવા અચંચળ સ્વરૂપી ધર્મ દેવનું ધ્યાન ધરી કહયું કે, જા હું તારી શાથે લગ્ન કરવાનો નથી, ને હું તારા બાળી ભસ્મ કરવાના સામર્થનો જાણ થયો છું. તેથી કહુંછું કે, તું કેવી રીતે બાળી ભસ્મ કરે છે, તે સામર્થ દરશાવ, નહીં તો હું તને ઉભાં ઉભાં બાળી ભસ્મ કરી નાંખીશ.

આ ભયંકારને હુંઅમતવાન દેવતવાળા શબ્દોના શ્રવણમાત્રમાં શક્તિ થરરર કંપવા લાગી, ને મનોમન વિચાર કીધો કે સર્વત્ર વ્યાપેલાં નીરાકાર સ્વરૂપને એણે જાણ્યું ખરૂં. વાસ્તે એ માહાસામર્થવાન પુરૂષના કહયા પ્રમાણે કરવું. કાંઇ એનાથી વિરૂદ્ધ કર્મ આચરવું નહી. ત્યારે દીર્ઘદષ્ટિમયજ્ઞાનથી નમૃતાપૂર્વક બોલી કે, આ દેવ પુરૂષ હું તમારા વચનપર વિશ્વાસ લાવી વરતી છું, ને તમોતો વિશ્વાસઘાતનું પ્રાયશ્ચિત ગૃહણ કરવા ધારો છો એ વાત સત્યરૂપ ન કહેવાય: આ નમૃવાક્ય સાંભળી પ્રત્યુત્તર આપ્યો કે, મારૂં કહ્યું તમો ગૃહણ કરો તો, ધર્મ પણ સચવાયને આપણું વચન પણ સત્ય થાય, ત્યારે કહ્યું કે તથાસ્તુ: આ કબુલત, ઉપરથી માહાદેવજી બોલ્યા કે, તમો ત્રણ સ્વરૂપ ધારણ કરી, હમો ત્રણે પુરૂષ શાથે લગ્ન ક્રિયા કરો, ને તમો જાતે કુવારીકા રૂપે કાયમ રહો. આ પ્રતિજ્ઞા પ્રસન્ન પડ્યાથી શક્તિએ ત્રણ સ્વરૂપ લીધાં; તેમાં વિષ્ણુજી સાથે લક્ષ્મીજી, બ્રહ્માજી સાથે સાવિંત્રી ને માહાદેવજી સાથે પારવતી પરણ્યાં, ને પોતે શક્તિ આધ્યમાતા જગતજનુની કુવારીકા કેહેવાયાં. એવી રીતે ત્રણ સ્વરૂપે લગ્ન કર્યા પછી સૃષ્ટિ ઉત્પત્તિ કૃમ ચાલુ કીધો.

આ વિષે વ્યાસ ભગવાન કહેછે કે, જગતનું આદિ કારણ જે પરમાત્મા તેણે પોતાની કલ્પનારૂપ પ્રકૃતિમય ઉપાદાનકારણથી સૃષ્ટિસ્વરૂપ પોતાના મનોકલ્પિત ભાવમાં ઉત્પન્ન કર્યું. એમાં તેના હૃદયનો સંવેદનરૂપપ્રવાહ શક્તિરૂપે મનાયો, ને તેનો સાત્વિકગુણ તે વિષ્ણુંજી કેહેવાયો ને રાજસીગુણ તે બ્રહ્મા કેહેવાયો, ને તામસી ગુણ તે માહાદેવજી મનાયો. સારાંશ કે—સ્વયં સ્વરૂપ જે, આપણો આત્મા તેના સ્વરૂપમાં જે કલ્પનાની જાળ આપણે વિષે મનોકલ્પિત સ્ફુરી રહી છે, તેજ આસૃષ્ટિ. ને આપણી અનેકવૃત્તિ તે આ સ્થાવર જંગમ વા બ્રહ્માથી સ્તંભ પર્યંત મનોમન ભાવમાં રચાયલી સર્વ વિશ્વ આકૃતિઓ, એવો સારાંશ વેદના જ્ઞાનકાંડ ઉપરથી દરશાવ્યો છે, ને કહ્યુંછે કે, તે પરમાત્મા વિષે અનેક યોજના એવીજ રીતે કરવાની છે—કાંઇ પ્રાકૃત જનોની માફક પુરાણકૃતિનો ભાવ મતવાદી થવાનો નથી, પણ ધર્મના મુળતત્વપર રહેવાનો છે.

## સાત્વિક સૃષ્ટિ—ઉત્પત્તિ.

એક જગ્આપર વ્યાસ ભગવાન કહેછે કે, સર્વજ્ઞ પરમાત્મા પોતાની અકલ્પિત ને અચિંત્ય સ્થિતિમાં રહ્યા હતા. તેવા પ્રસંગપર તેમનો અતર્યાંમી સાત્વિક ભાવ ખડો થયો, કે તે સમયે શ્રી વિષ્ણુભગવાને સૃષ્ટિમંડાણ કર્યું, તે એવી રીતે કે, આ દ્રશ્યમાન સ્થુલદેહથી આકાશ વા બ્રહ્માથી સ્તંભ પર્યંત જે, આ અસંખ્ય આકૃતિરૂપ આડંબરનો જ્યારે નાશ થયો હતો, તે પ્રસંગે આ સૃષ્ટિમાં કાંઇજ ભાસતું નહોતું ને તેનો દેખાવ એક અંધ-કારમય એકાકારી ને સુન્યવત્ વા સુષુપ્તસ્થિતિરૂપે હતો, ને ત્યાં ધુંધુંકાર હનકાર એવાં અનહદ ગર્જનાવાળાં અસંખ્ય વાજીંત્રોના

ધ્વનિજ ભાસતા હતા. આ સમયે સૃષ્ટિ વા અનંતકોટબ્રહ્માંડોના અસંખ્ય પરમાણુઓ વા સર્વનું ચૈતન્ય કયાં જતું રહ્યું તેનો કયાસ બીલકુલ થતો નહી હતો, આનું નામ માહામળય હતું.

વ્યાસ ભગવાન કહેછે કે, નાસ્તિક, આસ્તિક અણુવાદી સુન્યવાદી વિગેરેની સર્વ કલ્પના આ જગ્યાપર સત્ય ઠરેછે. કેમકે જયાં કાંઈ નહી તેવા સ્થાનમાં અમુક પદાર્થ છે, એવી યોજના કોનાથી થઈ શકે ! બેશક કોઈથીજ નહીં. તે સૌ લોકો તમામને પોતાના પક્ષમાં ખેંચેછે ખરા, પણ તેવા મતવાદીઓએ જાણવું જોઇએ કે, આ એકાકારી દેખાવમાંથી સર્વ પ્રગટે છે. ને પુનર્પિ સર્વે તેવીજ સ્થિતિમાં રહેછે, વાસ્તે સર્વનું આદિકારણ, બીજરૂપ એ કાંઈજ નહીં એવું અચંચળ એકાકારી નીરાકારમય તત્વજ છે. બીજું કાંઈજ નથી, છતાં એ તત્વ કાંઈજ કરતું કારવતું નથી, ને પોતે અલિપ્ત અસંગ શુદ્ધસ્વરૂપમાં રહેલું છે. આવા પ્રકારનું સમાધાન કરી વ્યાસ ભગવાન કહે છે કે, ઉપર પ્રમાણેનો માહાપ્રળયનો ચિતાર ભાસતો હતો, તે સમયે નીરાકાર નીરંજનદેવ વિના સર્વ એ પ્રળયના સપાટામાં આવ્યાં હતાં, ને પોતે અસ્તિત્વરૂપે સર્વત્ર નીરાકારી આકૃતિમાં વ્યાપક થએલા હતા.

એવામાં વળી તેના સ્વતંત્રાનંદ સ્વભાવમાં સાત્વિક ભાવથી સૃષ્ટિ રચવાની તેમની ઇચ્છા થઈ, ત્યારે તેમણે એક જુદાજ પ્રમાણમાં ચેષ્ટા કીધી, તે એવી રીતે કે, પાતાળને વિષે શેષશાઈ ભગવાન જે વિષ્ણુરૂપી પુરૂષ ગણાતો હતો, તે એનો સાત્વિક ભાવ હતો, તેને પ્રળય સમયે જરા નિંદ્રા આવી, આશેષશાઈ વિષ્ણુભગવાન શેષનાગના ઉપર આસન કરીને સુતા હતા, ને શ્રી લક્ષ્મિજી તેમના ચરણ તળાશતાં હતાં, એવામાં તેમના કપાળમાંથી પરસેવો છુટયો, ને તેનું પાણી નાસિકાની અણી સુધી આવ્યું એટલે મધુકૈટ નામનો દૈત્ય પેદા થયો, તેણે ખુબસુરત સ્ત્રીને જોઈ શ્રીલક્ષ્મિજીનું હરણ કીધું, ત્યારે લક્ષ્મિજીથી અત્યંત કલ્પાંત થયું, પણ ભગવાન જાગૃત થયા નહીં. ત્યારે તેમની આસપાસ નીરાકાર પરમાત્માની જે કલ્પનીરૂપી અગાધશકિત પોતાના સ્વયંપ્રકાશસ્વરૂપે સર્વત્ર આચ્છાદન કરી રહેલી હતી, તેણે ઉપલો ચમત્કાર જોયો, ને પોતાનું માહાસામર્થવાન સ્વરૂપ પ્રગટ કરી ને તે દૈત્યને માર્યો ને લક્ષ્મિજીને પોતાની જગ્યામાં મુકયાં.

આ પ્રસંગે ભગવાન જાગૃત થઈ જુએ છે તો પ્રળય જણાયો, તેથી લક્ષ્મિજીને પુછયું કે, હું સર્વજ્ઞ ઇશ્વિરના સ્વરૂપમાં નિંદ્રાવશ થયો હતો તેટલા સમયમાં જેવા પ્રકારનું વૃત્તાંત બન્યું હોય તેવા આકારમાં તે વિદિત કર. આ પ્રશ્નથી તેણે ઉપલો સર્વ હેવાલ કહ્યો, ને પેલી અખંડ આદ્યજગતજનુની જગદંબાને વિષ્ણુજીએ આશીરવાદ આપી કહ્યું કે, તારો મહીમાં કળીયુગમાં વૃદ્ધિ પામશે. એટલી પ્રસન્નતા બતાવી સૃષ્ટિ ઉત્પત્તિ કરવાનો વિચાર કીધો, ને પોતાની નાભિ કમળથી એક કમળનો દાંડો વૃદ્ધિને પમાડયો. આ સમયે સર્વ બ્રહ્માંડમાં પાણીજ વ્યાપક થયું હતું, તેથી તે પાણીના છેવાડા સુધી પેલો દાંડો આવ્યો.

તે દાંડાના ઉપર સહસ્ત્ર પાખંડીનું શ્રીવાણાકૃતિવાળું કમળ પ્રગટ કર્યું, ને તે કમળમાં એક પંચ મુખના બ્રહ્મા નામે બાળક ઉત્પન્ન કર્યો, આ બાળાકૃતિ પુરૂષ તદન અજ્ઞાનરૂપે હતો, તેણે ચોતરફ પાણી જોવાથી રૂદન કર્યું, ત્યારે પાતાળમાંથી શ્રી વિષ્ણુ ભગવાન પધાર્યા, ને તેણે દર્શન આપ્યું, બાદ તેણે પોતાના હૃદયમાં રાખી ૐકારરૂપ નીરાકાર પરમાત્માના અસ્તિત્વનું જ્ઞાન આપ્યું, ને તે જ્ઞાનથી વેદ ગ્રંથ ઉત્પન્ન થયો. આ વેદના જ્ઞાનથી બ્રહ્માએ આકાશ, અગ્નિ, જળ—પૃથ્વી વિગેરેની યથાર્થ નિયમિત ગોઠવણી કીધી, ને પછી માહાદેવજી પ્રગટ થયા, આ માહાદેવ વિષ્ણુ ને બ્રહ્મા મળી સૃષ્ટિ ઉત્પત્તિચાલુ કીધી, તેમાં બ્રહ્માજી સર્વને ઉત્પન્ન કરવા લાગ્યા, ને વિષ્ણુજી સર્વનું પાળણપોષણ કરવા બેઠા, ને માહાદેવજીએ સંહારકૃતિ અંગિકાર કીધી, ને વેદ ગ્રંથ ઉપરથી સર્વ પ્રાણીમાત્રાને ધર્મ, કર્મ, ક્રિયા, મીતી રીતભાત ધંધારોજગાર વિગેરે યથાનુક્રમ વેહેંચી આપ્યા. એજ વિષયમાં વિષ્ણુજી અલ્પજ્ઞ છે, એનામાં સર્વજ્ઞ નીરાકાર પરમાત્માના જેવું સામર્થ્ય નથી, તે દરશાવવા વા વિષ્ણુજીનો અહંકાર ઉતારવા સર્વજ્ઞ સર્વશકિતમાન પ્રભુએ એક વિચિત્ર પ્રકારની કૃતિ કરી, તે એવી હતી કે, જયારે વિષ્ણુજીના નાભિકમળમાં બ્રહ્માજી વેદનું જ્ઞાન શિખ્યા, બાદ ઉપર જઈ તે જુએછે તો કોઈજ નથી. આ પ્રસંગે વિષ્ણુજી પોતાના મનમાં કહેવા લાગ્યા કે, સર્વનું મુળતત્વ જે વેદ તે મેં આ સૃષ્ટિમાં પ્રથમ ઉત્પન્ન કર્યો. એવા મિથ્યા મનોકલ્પિત અભિમાનથી બ્રહ્મા પાસે ઉપર ગયા, ત્યારે સર્વજ્ઞ સર્વશકિતમાનની ઈચ્છાથી બ્રહ્માની વૃત્તિ પલટાઈ ગઈ, તેથી તે પુછવા બેઠા કે ભાઈ તમો કોણ છો.

ત્યારે પ્રત્યુત્તર આપ્યો કે, હું તારો ઉત્પન્નકર્તા ને વેદનું જ્ઞાન આપનાર ઈશ્વર છું; બ્રહ્મા બોલ્યા કે, સર્વત્ર નીરાકાર નીરંજન એક ચૈતન્યરૂપ આત્મા જે અસંગરૂપે રહ્યોછે તે તો હું છું, એવા આત્મભાવીજ્ઞાનથી કહ્યું, પણ વિષ્ણુજી આત્મભાવને ન સમજયા, તેથી રગઝક થઈ પડી, એવામાં સર્વજ્ઞ પરમાત્માની કૃપાવડે એક મહાન પ્રોઢાકૃતિવાન શીવલિંગ તે જગ્યાપર ઉત્પન્ન થઇ આવ્યું. આ શીવલિંગ એવુ તો અમાપક હતું કે જેનો અંત ન આવે, ત્યારે વિષ્ણુજી બોલ્યા કે, હું તને મારો કર્તા કયારે માનું કે, આ શીવલિંગને મથાળે શું ચીજ છે! ને એની હદકયાં સુધી છે તે જોઈઆવ, નહીં તો હું તારો કર્તા કયારે કે, હું જોઈઆવું. આ સરત બંન્નેને પ્રસન્ન પડી, ને બ્રહ્મા પોતે મથાળાની તપાસ કરવા ગયા ને વિષ્ણુજી તળીઆની કરવા લાગ્યા, તેમાં અસંખ્યકાળ નિર્ગમન થતાં બંન્નો જણા થાકયા ને પાછા ઠરવેલી જગ્યાપર મળ્યા, ત્યારે વિષ્ણુજી હારી બેસી બોલ્યા કે, ભાઇ મને પત્તો ન જડયો. આ નાપાડેલી જોઇ બ્રહ્મા અસત્ય બોલેછે કે, એને મથાળે એક ગૌ, ચંદ્રમાં, કાંસાનું વાસણ ને કેવડાનું પુષ્પ મેં જોયું છે, તેથી મારી સાક્ષી તેઓ પુરશે, ત્યારે કહ્યું કે તેઓને બોલાવો. આ પ્રત્યુત્તરથી બ્રહ્માજી પોતે વેદવિદ્યાના જ્ઞાતા હતા એટલે મનોકલ્પિત જ્ઞાનથી ચારઆકૃતિ પોતાના મન પાસે ધારણ કરાવીને સાક્ષી પુરાવી ત્યારે તેઓએ બ્રહ્માને પ્રસંન્ન રાખવા પુરી.

એવામાં નીરાકાર અસ્તિત્વરૂપી ધર્મે પેલા શીવલિંગમાં પ્રવેશ કરી અસત્ય અસત્ય એવી આકાશવાણી એટલે ગુપ્ત વાણી કહી. ત્યારે વિષ્ણુજીએ શ્રાપ દીધો કે, એ બ્રહ્મા! તેં જ્ઞાતા થઇને કપટ કર્યું, તેથી સૃષ્ટિમાં તારૂં પુજન થશે નહીં. બાદ ચંદ્રમાંને ખંડિત, ગૌને અપવિત્ર, કાંસાને અશુદ્ધ, કેવડાનો સંગ ત્યાગ એવા શ્રાપો આપી દીધા. આ લોકોએ શ્રાપથી મુક્ત થવા સારૂં ઘણાં કાળ તપ કર્યું, ત્યારે ભગવાન પ્રસન્ન થયા ને કહ્યું કે એ બ્રહ્મા ઓરસીઆ ઉપરથી ચંદન ઉતારતાં તે ઓરસીઆને જે પુરૂષ ચંદન કરશે તે પુજન તને પહોંચશે, એમ કહી ચંદ્રમાંને પંદર દીવસ સારો કર્યો, ગૌને પુછડાં તરફથી પવિત્ર કરી, કેવડાને ગણપતી ગૃહણ કરશે ને પરભોગી રહેશે, કાંસાના વાસણને કહ્યું કે તારામાં એકજ પુરૂષ જમે વા ઉપયોગમાં લે, ત્યારે તું શુદ્ધ રેહેશે, નહીં તો અશુદ્ધ ગણાઇશજ.

## તામસી સૃષ્ટિ—ઉત્પત્તિ.

વ્યાસ ભગવાન કહે છે કે, એક સમયે સાત્વિક સૃષ્ટિનો પ્રળય બન્યો હતો. આ માહાપ્રળયમાં સપ્તસ્વર્ગ ને સપ્તપાળાદિ વિગેરે દ્રશ્ય અદ્રશ્ય કૃતિનો ક્ષય સંપૂર્ણ રીતે પુરવાર થયો હતો, ને સર્વત્ર કાંઇજ નહીં એવાં અક્રિય નીરાકાર અચંચળ તત્વનાં પૂર્વે કહેલા જે અનહુદગર્જનારૂપી ધ્વનિઓ પણ શાંત રહ્યા હતા—સારાંશ કે સુમશાંત, સુન્યવત્ ધ્વનિરહીત નિરાલંબ સ્થિતિ હતી. આ સ્થિતિથી ભવિષ્ય ભયંકર નિકળશે એવો સંભવ મનાય છે, પણ અસંગ અલિપ્ત શુદ્ધચૈતન્યરૂપી નીરાધાર ઐશ્વર્યમાં સારૂં નઠારૂં, પાપ પૂણ્ય, સુખ દુઃખ વિગેરે મનોકલ્પિત વિચાર ત્યાજયરૂપ રહેવાથી તેઓ એકદમ સુખને આનંદમય કૃતિ કરતા ન્યાયરૂપ દેખાવમાં નજરે પડેછે. આ નિર્વિકાર શાંત પદની સ્થિતિપર રહેવાનું મહત્વછે. ને એ સમયે કાંઇજ ભાસતું નથીઃ આ ભાસ નીરાકાર, પરમાત્મામાં અગાધ ને પૂર્ણ સ્વરૂપમાં કાંઇક પવનની લ્હેરની માફક સ્વભાવિક હાલ્યો, કે તરત સર્વ ચૈતન્ય જે કે વરાળકૃતિરૂપ હતું, તે તમામ ખળભળી નિકળ્યું, કે તાબડતોબ તેના મધ્યમાં તમો ગુણ પ્રાધાન્યપણાથી ઉમ્કારરૂપમાં ભાસ્યો, ને તેના હુંહુંરૂપી ધ્વનિએ પુરૂષાકૃતિ ધારણ કીધી, બાદ, તેણે વેદાર્થજ્ઞાનના મહત્વથી ત્રિકાળજ્ઞત્વપણું ધારણકરી પોતાના સ્વયંજ્ઞાનથી બ્રહ્મા, વિષ્ણુ શક્તિને આકાશાદિક પંચમાહાભુતોની ઉત્પત્તિ કરી. આ પુરૂષાકૃતિ તે માહાદેવજીને કહયા છે.

## રાજસી સૃષ્ટિ—ઉત્પત્તિ.

એક પ્રસંગે વળી માહાપ્રળય થયો હતો, તે સમયે સર્વત્ર એવો અંધકાર હતો કે જેનું વર્ણન થતું નથી, એવામાં નીરાકાર પરમાત્મા રૂપી સ્વયં-ભુ સુક્ષ્મ ભગવાને કાંઇજ નહીં એવા અચંચળ સ્વરૂપમાંથી સૃષ્ટિ રચવાને સારૂં પોતાના રાજસી ગુણોના ભાવે કરી પ્રથમ જળ ઉત્પન્ન કર્યું, ને તે જળને વિષે પોતાનું બીજ નાંખ્યું, તે બીજે એક ઇંડાંનો આકાર ધારણ કીધો. આ ઇંડાંની જયોતિ સૂર્યથી

વિશેષ પ્રકાશવાન હતી, ને તેની માંહે સર્વલોક પિતામહ બ્રહ્માજી ઉત્પન્ન થયા, તેણે તપશ્ચર્યા કરી, ને પેલા ઇંડાંના બે વિભાગ કીધા, તેમાંના એક ભાગથી સ્વર્ગ ને બીજા ભાગથી પૃથ્વી બની, ને બેઉના મધ્યમાં આકાશ પેદા થયું, ને આકાશથી અગ્નિ વાયુ ને સૂર્ય ઉપજ્યા, ને તે સૂર્યને વિષે ઋગ, યજુર ને શામ એવા ત્રણ વેદ પ્રગટ્યા, ને તેમાંથી યજ્ઞનોધુમ્ર ને કાળની ઉત્પત્તિ થઈ, આ કાળથી નક્ષત્ર ગૃહ ઇત્યાદિ નિપજ્યા, ને તેમના પછી રતી ને કામ, ક્રોધ ને લોભ, સુખ ને દુ:ખ, એવી રીતે દ્વંદ્વપણાની કૃતિથી સૃષ્ટિ સંયુકત કરી, બાદમ્હોં, હાથ, પગ ને જાંઘ વિગેરે બન્યા, પછી બ્રહ્માજીને દશ પુત્ર થયા, તેમનાનામ, નારદ, અત્રિ, અંગિરા, પોલત્સ્ત, દક્ષપ્રજાપતિ, સનકાદિક, ભૃગુ, કશ્યપ, વશિષ્ટ, સનત્કુમાર એ વિના દુરવાસા, સનત્, સનાતન, પૃથુરાજા વિગેરે ઘણાં થયા, ત્યાર બાદ સાત મનુઓ ને દેવતાઓ વિના યક્ષ, ગંધર્વ, કિન્નર, રાક્ષસો, નાગ, વિદ્યુત, વજ્ર, મેઘ પછી નાહનાવિધપ્રકારના પશુ પક્ષ્યાદિક, કીટ, પતંગ ઇત્યાદિ અનેક થયાં.

એમાંના કેટલાક પુત્રો યોગાભ્યાસી થઇ તપશ્ચર્યામાં લિન થયા ને કેટલાકોએ ગૃહસ્થાશ્રમી થઇ સંસાર વ્યહવાર ચાલુ કીધો, તેમાંના કસ્યપઋષિ તેર સ્ત્રી પરણ્યા હતા, જેમાંની એક દિતિ નામની સ્ત્રીથી દૈત્યો ઉત્પન્ન થયા, ને અદિતિથી દેવો પ્રગટ્યા. તેમાં એકને પેટે નવકુલનાગ જન્મ્યા, ને બીજીને પેટે ગુરૂડ ને અરૂણ અવતર્યા, એવી રીતથી પ્રજા વૃદ્ધિને પામવા લાગી. આણીમેર સનકાદિક ઋષિ દરરોજ વિષ્ણુજીના દર્શણે વૈકુંઠ જતા હતા, ત્યાં એક સમયે જતાં તેમને જયવિજય નામના દરવાનોએ અટકાવ્યા, તેથી ગુસ્સામાં આવી ઋષિજીએ શ્રાપ દીધો, ને કહ્યું કે, તમો પૃથ્વીપર રાક્ષસ થઇ અવતરશો. આ શ્રાપનો નિર્ણય વિષ્ણુજીએ જાતે કીધો, તેમાં કહ્યું કે તમો વેદોકત ધર્મ વિરૂદ્ધ વર્તશો, ત્યારે ત્રણ જન્મે વૈકુંઠમાં આવશો, ને ન વર્તશો તો સાત જન્મે પધારશો. તેથી આ પેહેરેગીરો, પ્રથમ જન્મે પૃથ્વી ઉપર દુષ્ટભાવથી હિરણાકશ્યપ ને હીરણાક્ષ નામ ધારણ કરી અવતર્યા, ને તપ કરી માહાદેવજીને પ્રસન્ન કર્યા, પછી વર પામી પ્રજાને પીડવા લાગ્યા, ત્યારે દેવ લોકોના ઉપર એઓએ અત્યંત કષ્ટ પાડ્યું, તેથી વિષ્ણુ ભગવાને હિરણાક્ષને વરાહ રૂપે માર્યો, ને હિરણાકશ્યપને નૃસિંહાકૃતિથી વિદાર્યો.

બાદ બીજે જન્મે રાવણ ને કુંભકરણ નામધારણકરી જન્મ્યા, ત્યારે ભગવાને શ્રીરામચંદ્રજીનો અવતાર લઇ માર્યા. ત્રીજા જન્મમાં શિશુપાળને દંતવક્ર નામે પ્રસિદ્ધ થયા, ત્યારે શ્રી કૃષ્ણ નામનો જન્મ ધરી એઓને વિદાર્યા. એવી રીતના અનેક સંકટો રાક્ષસો તરફથી પ્રજાપર જ્યારે આવી પડતાં હતાં, ત્યારે કોઈ પ્રસંગે દેવી તેઓનો ક્ષય કરતી હતી. કોઈસમયે માહાદેવજી નાશકરતા હતા, ને કોઈ વખતે વિષ્ણુજી અંત લાવતા. આ અનેક જાતના સૃષ્ટિ સંભાળના વા વેદોકતધર્મના સંરક્ષણે સારૂં એ ત્રણ દેવોને અત્યંત મેહેનત અસંખ્ય વખત પડીછે. તે મેહેનતમાં ધર્મ, રાજ્ય, નીતી, ને જ્ઞાનનું તેમણે સંરક્ષણ કર્યુંછે. એ વિના બીજાં અનેક કૃત્યો કરવાને સારૂં શ્રીવિષ્ણુભગવાને

એકંદરે ચોવીસ અવતાર લીધાછે, તેમના નામ—૧ મત્સ્ય અવતાર શંખાસુર નામના દૈત્યને મારવા લીધો. ૨ કુર્મ અવતાર કૃતયુગમાં સમુદ્રમથન સમયે મંદરાચલ પર્વતનો રવૌઇઓ કર્યો હતો તેને ધારણ કરવા માટે લીધો હતો. ૩ વરાહ અવતાર કૃત્યયુગમાં હિરાણાક્ષને મારવા લીધો હતો. ૪ નૃસિંહાવતાર હિરણાકસ્યપને મારવા લીધો. ૫ વામન અવતાર બળીરાજાને ત્રેતાયુગમાં પાતાળમાં ઘાલવા માટે થયો. ૬ ફરસુરામ અવતાર ત્રેતાયુગમાં દુષ્ટ ક્ષત્રીયોનો ક્ષય કરવા લીધો હતો. ૭ રામાવતાર રાવણ ને કુંભકરણને મારવા માટે ત્રેતાયુગમાં ધર્યો હતો. ૮ કૃષ્ણાવતાર દ્વાપૂરયુગમાં શિશુપાળ ને દંતવક્રનો વધ કરવા ધર્યો હતો. ૯ બૌદ્ધાવતાર કલિયુગમાં મૌન ધારણ કરવા માટે થયો. ૧૦ કલ્કિ અવતાર કલિયુગમાં પુનઃવેદોકત ધર્મના સ્થાપન સારૂં થશે. ૧૧ બ્રહ્મચર્ય પાળવા સારૂં સનક સનકાદિક ચાર અવતાર થયા હતા. ૧૨ યજ્ઞનારાયણનો *અવતાર યોગ સૃષ્ટિના જ્ઞાન માટે થયો હતો. ૧૩ વેદાન્ત વેદનું જ્ઞાન ને જ્ઞાનકાંડ ઉપરથી ગુરૂજ્ઞાન આપવા દત્તાત્રેય નામનો અવતાર થયો. ૧૪ કપિલ અવતાર પોતાની માતાને સાંખ્યજ્ઞાન આપી મોક્ષ દરશાવવા થયો હતો. ૧૫ નરનારાઅણનો અવતાર તપશ્ચર્યા કરવા માટે થયો હતો. ૧૬ હરી અવતાર ગજેંદ્ર ને નક્રનો મોક્ષ કરવા માટે લીધો હતો. ૧૭ પૃથ્વીનું દોહન કરવા વા સુધારવા સારૂં પૃથુરાજનો અવતાર થયો હતો. ૧૮ ઋષભદેવનો અવતાર આત્મજ્ઞાન વા પર્મહંસ ધર્મકથનસારૂ ધર્યો હતો. ૧૯ હૈયગ્રીવ અવતાર હયમુખ દૈત્યના વધ કરવા થયો હતો. ૨૦ હંસાવતાર બ્રહ્માને જ્ઞાન આપવા ધર્યો હતો. ૨૧ ધન્વંતરી અવતાર વૈદકજ્ઞાન વા. દીવ્ય ઔષડી નિર્માણ કરવા સારૂ થયો હતો. ૨૨ બ્રહ્મના ઉપદેશ સારૂ નારદ અવતાર થયો. ૨૩ દૈત્યોને મોહ પમાડવા સારૂં મોહિની અવતાર ધર્યો. ૨૪ પુરાણકૃતિદ્વારાએ વેદોકતજ્ઞાન આપવા વ્યાસનો અવતાર થયો. આ દેવોના અવતારાદિકની યોજના ઉપરથી વા પ્રત્યેક દેવના પુરાણોમાં તેમનું મહત્વ હદથી જ્યાદે બતાવવાના પ્રયાસથી વા પ્રત્યેક દેવના ક્રિયા કર્મ ન્યારાં થઈ પડવાથી તે દેવોના ધર્મ પણ ન્યારા થઈ પડ્યા છે, ને પ્રત્યેક ન્યારા ધર્મના આચ્ચાર્યોએ પોતાના દેવનું ઐશ્વર્ય પ્રગટ કરવામાં બીજા દેવોને અધમ વા નકામ ગણી દીધા છે. આ ઉપરથી વેદોકતધર્મનું પવિત્ર વળણ વા વ્યાસ જેવા કર્તાનો ગુહ્યમર્મ પાર ન પડતાં વચ્ચમાં ટીખલ એટલું તો વૃદ્ધિને પામ્યું છે કે ઈશ્વિર તોબા, પેર પ્રજા પ્રારબ્ધ.

*હવે બ્રહ્માના દશ પુત્રો પછી કાળની ગણના કરવામાં આવી છે, તેમાં સત્ય વા કૃત્યયુગ ૧૭૨૮૦૦૦ વર્ષનો ગણાય છે. બીજો ત્રેતાયુગ ૧૨૯૬૦૦૦ વર્ષનો ગણાય છે. ત્રીજો દ્વાપુરયુગ એ ૮૬૪૦૦૦ વર્ષના મનાયો છે. ને ચોથો કલિયુગ એ ૪૩૨૦૦૦ વર્ષ ભોગવે છે. આ યુગોના સ્વભાવ કર્મ ક્રિયા નીતી ને જ્ઞાન ઉપર પ્રજાની વા સૃષ્ટિની સ્થિતિ રહેલી કેહેવાય છે. હાલમાં આપણાપર કલિયુગનુ

રાજ્ય છે, ને બ્રહ્માનું આયુષ ૨૮ વર્ષનું થએલું છે, સત્યયુગમાં વેદના જ્ઞાનકાંડનું પરિબળ હતું, ને તેમાં સર્વ પ્રજા સત્ય બોલતી, ધર્મ પાળતી ને આત્મજ્ઞાનમાં સંતુષ્ટ હતી. ત્રેતાયુગમાં ઉપાસનાકાંડનો મહીમા હતો, ત્યારે યજ્ઞ યજ્ઞાદિક કર્મો, અષ્ટાંગયોગ, ને સંધ્યા તર્પણાદિકનાં કૃત્યથી તૃપ્ત રહેતી હતી. ને એમાં પણ સત્ય પાળવાનો સ્વભાવ હતો, દ્વાપૂરમાં કર્મકાંડનું જોર વધ્યું, તેમાં પણ યજ્ઞયજ્ઞાદિક કર્મની વૃદ્ધિ હતી, ને કાંઈક મુર્તિપુજનકૃત્યમાં ચંદ્રહાસના વૃત્તાંતથી શાલીગ્રામની મુર્તિનો મહીમાં હતો, ને આ કલિયુગમાં ફકત પરમાત્માના નામ સ્મરણથી મોક્ષ કેહેવાય છે. આ કલિયુગની પ્રજા અનાચારી, અન્યાયી, અધર્મિ પ્રપંચી લુચ્ચી ને ઠગ રહેલી છે. આ યુગોની અમુક ગતિપર બ્રહ્માનો એક દીવસ થાય છે, તેવા ૩૬૦ દીવસે એક વર્ષ ગણાય છે, ને સો વર્ષે બ્રહ્માનો ક્ષય માનેલો છે, ત્યારે પ્રળય કેહેવાય છે, સારાંશ કે, આ માહાપ્રળયનો સમય બ્રહ્મા વિષ્ણુને શકિતના આયુષ્યપર ગણેલો છે.

આ સર્વ વિષયનું મુખ્ય વર્ણન માહાભારત રામાયણ ને કેટલાક પુરાણોમાં યથાસ્થિત કરેલું છે, એમાં પ્રાકૃતભાષામાં કવિતારૂપે રામાયણ, ભાગવત, શીવપુરાણ ને ભારત વિગેરે ગ્રંથો રચાયલા છે, તેથી સર્વ સ્ત્રીપુરૂષો એની ચમત્કારીક વાતો ને મનન કરતાં વિષ્ણુ શીવ ને માહાદેવની ભકિતપર આશક થઈ દ્રઢ કરી બેઠાં છે કે, હિંદુ ધર્મનું પૂર્ણ જ્ઞાન આજ ગ્રંથોમાં છે. ને એમાં જે વાતો લખાયલી છે તેજ સત્ય છે, ને બીજી સર્વ વૈદિકકૃતિને અસત્ય માની તેના તરફ ધિક્કારની નજરે જુએ છે. વલી ઉપલા ગ્રંથોમાં ઋષિઓનું મહાત્મ વિશેષ દરસાવેલું છે. પણ વર્તમાનકાળના બ્રાહ્મણો અભણ અજ્ઞાનને મુર્ખ રહેલા હોવાથી કપટ રાખી ઘો તરફ વદવા લાગ્યા કે, શાસ્ત્ર વેદને ઉપનિષદ વિગેરેની સત્ય મતલબ આજ ગ્રંથોમાં રહેલી છે. તેથી તે ગ્રંથો તમારે જાણવાનું પ્રયોજન નથી. એમ કહી પુરાણોનાં ઉલટા અર્થના વળાણપર પ્રજાને ચલાવી દીધી, ને પોતે ધર્મહિન હોવાથી અર્થનાઅનર્થ કરી મતમતાંતો દરશાવી પ્રજાને વેહેમી બાયલીને વિરોધી કરી નાંખી, તેથી વેદોકત ધર્મનું જ્ઞાન લુપ્ત થઇ ગયું, ને સત્યધર્મ જતો રેહેવાથી બીજા ધર્મોનું જોરવૃદ્ધિને પામ્યું, એટલે અજાણ પ્રજામાં એક પછી એક કોઇ મુસલમાન કોઇ ક્રિશ્ચિયન કોઇ જૈની થવા લાગ્યા, ને વેદોકતધર્મ નાસ્તિક ને પાખંડી ધર્મ રૂપે બીજા ધર્મોમાં મનાયો. અરે પાપી બ્રાહ્મણો! તમોએજ પવિત્ર વેદધર્મનો ધ્વંશ કીધો. તેથી વિદ્યાભ્યાસ કરી પુનર્પિ સર્વ પ્રજાને વૈદિક જ્ઞાન આપી તમારા ધર્મની વૃદ્ધિ કરો, કે તમો પણ પૂર્વ કાળના ઋષિઓના જેવા તેજસ્વી ને પુજ્યરૂપ મનાશો, ને તમારી સ્થિતિ પાછી પૂર્વના જેવી મહત્વતાવાળી થશે. તેથી એકસંપ થાઓ.

ઉપરના ચાર યુગોની ગતિનું ચક્ર ગમન કરતાં જ્યારે કલિયુગ આવ્યો હતો, તે સમયે વિષ્ણુજીનો દશમો અવતાર શ્રીકૃષ્ણજી નામનો હતો, ને તેમનું રાજ્ય આખી પૃથ્વીના સર્વ પ્રદેશોમાં પ્રસરણ પામ્યું હતું. ને દ્વારીકાં તેમની રાજ-

થાની હતી. તે સમયે જળપ્રળય થયો હતો. પણ પૃથ્વી ગોળ હોવાથી હિંદુસ્તાનનો પ્રદેશ વિષુવૃત્તનામની મધ્યરેખાપર વા બંન્નો ગોલાર્ધના મધ્યભાગ પર આવેલો હતો. તેમાં ઉપલા જળપ્રળયના પાણી આખી પૃથ્વીના સર્વ દેશોમાં ફરી વળ્યાં હતાં. ને ભરતખંડની ભૂમીમાં ફકત ગુજરાત મહારાષ્ટ બંગાળા ઓઢીઆ વિગેરે પ્રદેશોમાંના નીચા ભાગપર આવ્યાં હતાં. પણ મધ્યહિંદુસ્તાનના પ્રદેશવાળી. ભૂમી સમુદ્રથી પાંચ કોશ સુધીની ઉંચાઇવાળી હોવાથી તેના પૃષ્ટભાગપર પાણી પહોંચ્યાં નહોતાં. આ કાળરૂપ ગતિના ચક્રથી જુના જમાનાની વિદ્યા જેકે પુષ્પવિમાન ધનુર્વિદ્યા (અસ્ત્રશાસ્ત્ર) અશ્વ-વિદ્યા વચન વા વાકયસિદ્ધિ વિગેરે માહાચમત્કારીક વિદ્યા ગુપ્ત થઇ બેઠી છે, ને પૂર્વકાળના વિદ્યાના કરેલા શોધો તેમજ હુન્નર, કળા કૌશલ્યનુ જ્ઞાન જતું રહયું હતું. ને પ્રળય પછી કેટલાક કાળ સુધી પ્રજાની અવ્યવસ્થાવાળી સ્થિતિ કાયમ રહી, તેથી ધર્મજ્ઞાન મુદલ રહયુંજ નહીં. ત્યારે નિરીશ્વર સાંખ્યશાસ્ત્રના જ્ઞાન ઉપરથી ચાર્વાક નામનો નાસ્તિક ધર્મ પ્રથમજ ફેલાવો પામ્યો.

## નાસ્તિક ધર્મ.

એમાં કહે છે કે સૃષ્ટિની ઉત્પત્તિ થઇજ નથી, પણ પંચ-મહાભુત જે કે આકાશ, અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી એઓના સુક્ષ્મ તત્વો એક બીજા સાથે એક સરખાપ્રમાણમાં વિચિત્રપણાથી આપોઆપ ગોઠવાઇ જાયછે. તે સમયે બ્રહ્માંડોની ઉત્પતિ સ્થિતિને પ્રળય બને છે. એવા પ્રકારનો ક્રમ સદાકાળ ચાલ્યા કરે છે વા જારીજ રહેલો છે, તેથી એક સમયે આ જગત્ જળરૂપ હતું, ને તેમાં મોટાં મોટાં જળચર પ્રાણીઓ આપણી માફક સંસાર વ્યહવાર ચલાવતાં હતાં. પછી તે ક્રમ બદલાઇ ગયો, ને પછી વનસ્પતિની સૃષ્ટિ ઉત્પન્ન થઇ આવી, તેમાં પ્રથમ કીડી થઇ, કીડાના આકારમાં તત્વોની બાંધણીના ક્રમમાં ફરક પડવાને લીધે, એક મંકોડા જેવડું પ્રાણી ઉત્પન્ન થયું, મંકોડામાંથી ભમરો થયો; ભમરામાંથી બીજું પ્રાણી ઉત્પન્ન થઇ આવ્યું, એવી રીતથી એક આકારમાંથી બીજો, બીજામાંથી ત્રીજો એમ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં ગયાં, ને તે વૃદ્ધિપણાથી મોટામાં મોટો આકાર હાથી ને ગેંડા-નો ઉત્પન્ન થઇ આવ્યો. સારાંશકે, હવે પછી કાળાંતરે એનાથી પણ મોટામાં મોટા આકાર ઉત્પન્ન થયા કરશે, એ મતના બીજા પક્ષ વાળા કહેછે કે, પ્રથમ મોટામાં મોટા પ્રાણીઓ ઉત્પન્ન થયાં હતાં. તેમાંથી હાથી થયો, હાથી પછી બીજા નાહના આકાર ઉત્તરોતર ઉત્પન્ન થતા ચાલ્યા. તે સમયે મનુષ્યનો આકાર પેહેલ વેહેલો દશ બાર તાડ-પુર જેટલી ઉંચાઇવાળો હતો. પણ પાછલથી સર્વ આકૃતિ ક્ષયતાને પ્રાપ્ત થતી ચાલી, તે અહિંઆં સુધી કે આજ તેજ માણસ પાંચ ફીટની ઉંચાઇ પર આવી ગયુંછે, પણ હવે એ પાંચ ફીટની પેદાશમાંથી એ આકાર છેક નાનો થતો જશે, એટલે આખરે માણસનો આકાર વેંત જેવડો જણાશે. એવી રીતમાં કાળક્રમણથી સર્વ પ્રાણીઓ ક્ષીણતાને પામતાં જાય છે. એવા પ્રકારનો ફેરફારીકક્રમ આ તત્વોનો સદા ચાલ્યો

આવેછે. કેમકે પંચ-માહાભૂતોના તત્વો અનાદિછે, એમાં આવા પ્રકારનો ફેરફાર ચાલ્યાજ કરેછે, તેમ છતાં સૃષ્ટિના પ્રારંભકાળમાં મનુષ્યની સ્થિતિ તદન બીજું પ્રાણીઓના જેવી જંગલીને અજ્ઞાન હતી, પણ વધારો જયારે થવા લાગ્યો, તેમ તેમ એનામાં સંપ પ્રગટ થઇ આવ્યો, સંપના પેદા થવાથી એલોકો અરસપરસમાં એક બીજાને મદદ આપવા લાગ્યાં, તે એવી રીતે કે, એક બીજાનું કામકાજ કરવું, કામ કરવાના સ્વભાવથી માયા મમતા પ્રીતિનું બંધારણ થઇ પડયું; આ મનુષ્યાકૃતિ બીજાં પ્રાણીમાંથી શીરીતે ઉત્પન્ન થઇ આવી, તે વિષે કહે છે કે, જયારે વનસ્પતિની સૃષ્ટિ થઇ હતી, તે સમયે જંગલોમાં અનેક જાતના પશુ પક્ષી કીટ પતંગ વિગેરે પ્રાણીઓ રહેતાં હતાં, તેમાં વાંદરાની જાત પણ હતી. આ વાંદરાંને યુરેપની પ્રજા ચાર, હાથવાળા માણસ (ફોરહેન્ડેડ મેન) કહે છે. તેમાંથી મનુષ્ય ટોળો ઉત્પન્ન થઇ આવ્યો. આ જ્ઞાનનું વર્ણન યુરોપના એક માહાપંડિત ડારવીનની કલ્પનામાં નીચે પ્રમાણે દરશાવે છે.

## પંડિત ડારવીન કલ્પના.

નાસ્તિક ધર્મમાં કહે છે કે, ઇશ્વર નથી, પ્રકૃતિ અનાદિ છે, પ્રકૃતિની દરેક રજકણમાંથી જગત્ ઉત્પત્તિ બને છે, તેથી પ્રકૃતિનું સ્વરૂપ ચૈતન્યતાવાળું છે, પણ આ પંચભૂતને જગત્ અનાદિ છે. એ પચ-ભૂતોની અંદર કાળાંતરે જુદા જુદા અનેક જાતના ફેરફારો થયા કરે છે. એ ફેરફારોથી નાનાવિધપ્રકારના બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળય બન્યા કરે છે. કોઇ સમયે એ ફેરફારથી આ બ્રહ્માંડ અગ્નિરૂપ ભાસે છે, કોઇ સમયે પવનાકારમાં દરસાય છે, કોઇ પ્રસંગે જુદાજ રૂપમાં હાજર થાય છે, એવી તરેહથી પંચ-ભૂત માંહોમાંહે ચક્રાકારે ફર્યા કરે છે, જેથી કરીને સૃષ્ટિની રચનામાં ફેર પડતો જાય છે. આ ઉલટસુલટપણાથી સૃષ્ટિની બાંધણીના ક્રમની અંદર ચિત્રવિચિત્રતા દરશાયા કરે છે. જેના સંયોગથી જળની જગ્યાપર સ્થળ ને સ્થળની જગ્યાપર જળની રચના થતી જણાય છે, એવા પ્રકારનું રમણ સદૈવ ચાલ્યાજ કરે છે, તેથી એનો ઉત્પન્નકર્તા કોઇ જ નથી. આ સંબંધથી પ્રાણીમાત્રોનાં શરીરોની બાંધણી, બુદ્ધિ, જ્ઞાન ને સમજ વિગેરેની કૃતિમાં મોટો ફેર પડી જાયછે, ને એથીજ કરીને નાના આકારથી મોટો આકાર થઇ આવે છે, ને વખતે મોટા આકારથી નાનો આકાર બને છે. એ ચક્રની ગોઠવણી મુજબ જગત્‌ની રચના ગોઠવાય છે, ને તે ગોઠવાયલી રચના પ્રમાણે તે રચનાને મળતાં તેને અનુસરીને ચાલવાવાળાં અનંત-કોટ જીવાત્માઓ ઉત્પન્ન થઇ આવે છે. એ ઉત્પત્તિ થોડાએક કાળ રહયા પછી વળી એ ચક્રનું જેમ જેમ ફરવું થાય છે, તેમ તેમ જુદાજ પ્રકારની નોત્તમ ઉત્પત્તિ બની આવે છે, ને આગળી ઉત્પત્તિનો નાશ થાય છે. આવા પ્રકારનો સ્વભાવિક ફેરફાર એ ચક્રાનુસારે ચાલ્યાજ કરે છે. ચાલે છે. ને ચાલશે, તેથી સૃષ્ટિની પેદાશ

કોઇએ કરી નથી. પણ પંચમાહાભૂતના સંયોગીપણાથી જુદા જુદા આકારમાં ઉત્પન્ન થયાજ કરેછે. જેથી એકસરખો સૃષ્ટિનો આકાર રહેતો નથી. પણજેમ જેમ પંચભૂતની અંદર ફેર પડતો જાય છે. તેમ તેમ સૃષ્ટિ સ્વરૂપની બાંધણી કૃતિ ને દેખાવમાં પણ ફેર હાજર થતો જણાયછે. જેવી તરેહથી પાણીમાં હરમિનિટે પરપોટાઓ બદલાયા કરે છે. તેવીજ રીતે પંચભૂતની અંદર જગતરૂપી પરપોટાઓ હરપળે બદલાયા કરે છે. એવા પ્રકારનો અભિપ્રાય દરશાવી પંડિત ડારવીન પોતાની કલ્પનાની શરૂઆતમાં નીચે પ્રમાણે કહે છે, કે આ મનુષ્યવર્ગની પેદાશ થવાની પૂર્વે આ સૃષ્ટિમાં સર્વત્ર પાણીજ વ્યાપક હતું. ને તેને વિષે મહાનમોટાં અનેક જાતના જળચર પ્રાણીઓની ઉત્પત્તિ થઇ હતી, એ પેદાશનો નાશ ઘણેક કાળે થયા પછી વનસ્પતિની સૃષ્ટિ બની, તેમાં વનસ્પતિની સૃષ્ટિના અસંખ્યપ્રાણીઓ ઉત્પન્ન થઇ આવ્યાં, એ ક્રમ ઘણાં કાળ ચાલુ થયા પછી પશુ જાતના પ્રાણીઓ પ્રગટ થવાં ને તેમાં વાનરોની ઉત્પત્તિ થઈ આવી. આ વાનર શબ્દનો સંધી સંસ્કૃત ભાષાના વ્યાકરણશાસ્ત્રના નિયમ પ્રમાણે વન ને નર એવા બે શબ્દ મળવાથી વાનર થએલો છે. હવે વન એ જંગલ, ને નર પુરૂષ, તેથી વાનર, એટલે જંગલનો પુરૂષ વા જંગલી પુરૂષ તે વાનર, પણ કાળે કરીને એ શબ્દનો અપભ્રંશ થતાં વાંદર સંજ્ઞામાં જણાયો. આ વાંદરને માણસની માફક ચાર હાથ છે, મતલબ કે તેના પગની બાંધણી પણ હાથના જેવીજ છે, વાંદરાં જંગલમાં મેવા ફળફળાદિ ખાઇને મસ્તપણામાં એક ઝાડપરથી બીજાં ઝાડપર કુદવું ને જીંદગી પુરી કરી દેવી; તથ્યપી એનો સ્વભાવ એવો છે કે, કદાપી જો વાંદરને લડાઈ થઈ હોય ત્યારે તેઓ મરતાં સુધી લડયા કરશે, પણ પાછા પાની કાઢતા નથી, પણ મરી જાય ત્યાં સુધી લડયા કરવાનાજ, તેમજ એઓના ટોળાં બંધાય છે, ને તે ટોળાંનો એક ઉપરી હોય છે, ને તે ઉપરીની મરજી સાચવીને બીજાં વાંદરાંઓ ચાલે છે, મતલબ કે તેની મરજીપૂર્વક ચાલવાને જાણે તેઓ બંધાયલા હોય છે, તેમાં એવો નિયમ જણાઈ આવેછે કે, જે વાંદર જોરાવરથાયછે, તે સર્વેનો ઉપરી બની બીજાંઓની પાસે તાબેદારી કરાવેછે, કેમકે તે જોરાવર વાંદરની ચાકરી પેલાં બીજાં કમજોરવાંદરાં કરતાં માલમ પડેછે. આ ચાકરીમાં તેઓ પેલા જોરાવરને સારૂં મેવા, ફળફળાદિ, કંદ, મુળ, ભાજી પાળા વિગેરે કોઇ પણ પ્રકારની ચીજો આણી આપીને ખવાડેછે, ને તેને કોઇ પણ રીતથી નારાજી કરતાં નથી, પણ રાજી રાખવાનો પ્રયત્ન ચલાવતું નજરે પડેછે. એ પ્રાણીઓ ટાઢ વાગવાથી ઝાડને ભેટીને વળગી રહેછે, ને એના મોહોડાંની આકૃતિ તદન મનુષ્ય જાતને મળતીછે, તેમજ બીજા અવયવો પણ મળી રહેલા છતાં ઉરાંગ ઉટાંગ જાતના વગર પુછડીવાળાં વાંદરાં હોય છે. ને તેઓ મનુષ્યની પેઠે ઝુપડી બાંધી રહે છે. સારાંશ કે, મનુષ્ય ટોળો પૂર્વેએજ જાતનો હશે. એમ ધારી કહેછે કે, સૃષ્ટિકાળમાં પૃથ્વીનો કેટલોક ભાગ ઉજ્જડ હતો, તેમાં આ વાનર પ્રજા વધી પડી, જેથી મેવા, ફળફળાદિ ખાવા સારૂ ટોળે ટોળાં એકઠાં થઇને જંગલના સર્વે

ઓમાં વેહેંચાઇ ગયાં, તેમાં તેઓ જયાં ફળફળાદિ મળે ત્યાં રહીને ખાઇ પીઇ જીંદગાની પુરી કરવા લાગ્યાં, હવે કોઇ પ્રસંગે એ ટોળાંવાળી પ્રજા માંહોમાંહે ફળફળાદિને સારૂં મારામારી પણ કરતી હતી, તેમાં જે ટોળું હારી જતું હતું, તેને પેલા જોરાવર વાંદરાઓ તે જંગલમાંથી સપાટ પ્રદેશમાં કાઢી મુકતાં હતાં.

એવા પ્રકારથી. જંગલી વાંદરાંઓમાં વસ્તી વધી પડી, તેમાં તેઓ કમજોર વાંદરાંઓને મારી કાઢતાં હતાં; ત્યારે તેઓ બિચારાં ઉજ્જડ પ્રદેશમાં વસતાં હતાં, આ નિયમે કરીને પૃથ્વીનો ઉજ્જડ વા સપાટ પ્રદેશમાં પણ લાખો વર્ષ પેલાં વાંદરાંઓને આવવાને થઇ ગયો હતો, તેથી તેઓની વસ્તી પણ વધી પડી, ને પ્રસંગ આવે ત્યારે એઓ પણ જંગલોના વાંદરાંઓ સાથે લડાઇ ઉઠાવે, તથપી તે ખાધેલ પોધેલ જોરાવર પ્રજા આ કમજોર વર્ગને મારી હટાડી મુકે, ત્યારે લાચારીથી મેદાન પ્રદેશમાં તેઓ પડી રેહે. એવા પ્રકારથી આ સપાટ પ્રદેશવાળી વાંદર પ્રજાને કરોડોપર કરોડો વર્ષ થઇ જવાથી જંગલનું જ્ઞાન જતું રહ્યું વા તો જંગલમાં રેહેવાનો ને કુદકા મારવાનો અસલી ખવાસ છુટી ગયો, જેથી એ લોકો અહિંઆં રહીને ઝાડના પાત્રાં, તેનાં કુંપા ફળફળાદિ તેની અંદરના ગાભા વેળાઓ વેલીઓ તેમજ ડાંગર ઘઉં ચણા વટાણા લાંગ મગ મઠ મસુર અડદ વાલ વિગેરેના દાણાઓને વીણી ખાવાનો અભ્યાસ એઓને પડતો ગયો, ને જમીનપર સુવાનો મહાવરો વધ્યો, તેથી કુદવાની શકિત નાશ પામતી ચાલી. આ સમયે આ લોકોને જમીનના કાંકરા ખું-ચવાથી ઝાડના પાત્રાં, લાકડાં ને ઘાસના તરખલાંઓને પાથરી તેના ઉપર સુઇ રેહેવાની યુકિત સારી માલમ પડવાથી સર્વ વાંદરાઓ એ પ્રમાણે કરવા લાગ્યાં, તેમજ કોઇ વાંદરો વનસ્પતિના દાણાઓને વીણી લાવી એકઠા કરી ખાવા લાગ્યો, આ દેખાવથી સર્વ કોઇને સંગ્રહ કરવાનો મહાવરો પડયો, વળી કોઇએ ચોમા-સાના દિવશ આવતાં પેહેલાં પાંચ પચ્ચાસ હાથ જમીન કબજે કરી વરસાદ પ-ડવાથી તે જમીનમાં પાણી પડયું, ત્યારે પેલા વનસ્પતિના સંગ્રહ કરેલા દાણા-ઓને છુટા છુટા નાંખ્યા, ને ચોમાસુ વિત્યાબાદ તે દાણાઓથી પેલાનું પોષણ થતું જોઇ, સર્વ વાંદરાઓ ઉપર પ્રમાણે કરવા લાગ્યાં, તે ઉપરથી વાવણી નિં-દણી રોપાણી ઉત્પન્ન થઇ આવી. આવી તરેહથી ખેતીનો હુન્નર હાથ આવ્યો: કોઇ વાંદરૂં મુસાફરી કરતું થાકી જવા લાગ્યું, ત્યારે તે ગાય બલદ ભેંસો પાડા પાડી ગધેડાં ઘોડાં ઊંટ ખચ્ચર વિગેરે જનાવરોપર બેસીને જતું હતું, આ કૃત્ય સરળ પડવાથી સર્વ કોઇએ ઉપલાં જનાવરોને કેદી કરી તેઓની પાસેથી સર્વ કામ કરાવવા મંડયાં જેના જ્ઞાનથી ગાડી હળ વિગેરે સાધનો એક પછી એક ઉત્પન્ન કરવામાં આવ્યાં, આ ઉપરથી શિલ્પવિદ્યાનો શોધ થયો: જેથી કરીને આગગાડી, આગબોટ વિ-ગેરે વરાળયંત્રો ને વિજલીના દીવા વા વિજલીથી ચાલતા સંદેશા, વિમાન વિગેરે હાજર થયાં: કોઇ વાંદરૂં ટાઢ વાગવાના દુઃખથી જંગલના લાકડાં સળગાવી તાપતું હતું, તેને જોવાથી સર્વ કોઇએ તે પ્રમાણે કીધું, જેના યોગથી બત્તીનું જ્ઞાન ઉત્પન્ન

થઇ આવ્યું. કોઇએ ચોમાસાના દીવસમાં વરસાદ પડવાથી ખાખરાના પાત્રાં ઓઢેલાં દીઠાં તેથી સર્વ કોઇએ તેનો ઉપયોગ કરવા લાગ્યાં, આ ઉપરથી પ્રથમ ગુંગડા ગુંગડી કાગળની છત્રી ને હાલમાં કપડાની છત્રીનો શોધ થયો, કોઇએ વનસ્પતિની છાલ, ઢોરોનાં ચામડાં ઓઢી ટાઢને દૂર થતી જોવાથી સર્વ કોઇએ એ પ્રમાણે કરવા માંડયું, જે ઉપરથી રૂના તાંતણા મેળવી કપડાંવાણવાનો શોધ થયો, જેના સંબંધથી સ્પિનીંગ એન્ડ વિવિંગ કંપનીઓ ઠામ ઠામ આ વર્તમાનકાળમાં ઉપરના જ્ઞાને કરીને થઈ આવી. કોઇને ખાવાનું ન મલવાથી તેણે પશુ પક્ષીનો શિકાર કેવા પ્રકારથી કરવો, જેના વિચારથી હાથેવતી પથ્થરો ફેંકવા જેના સંબંધથી તીર ભાલા તલવાર બંદૂક તોપ પીસ્તોલ બરછી વિગેરેનો હુન્નર હાથ આવ્યો.

કોઇ વાંદરૂં લાકડાં પાત્રાંને ગોઠવી પક્ષીના માળા જેવું ઘુંઘું કરી રહેતું હશે, તે પ્રમાણે સર્વ કોઇ ઘુંઘાં ઘાલી રહેવા લાગ્યાં, જે ઉપરથી છાપરાં નળી-એરીને પથ્થરના મકાનો બનાવવાનો હુન્નર હાથ આવ્યો, આવા પ્રકારથી અનેક જાતના શોધો થતા ચાલ્યા, તેથી કરીને સુથાર લુવાર ખેડુત મોચી ઢેડ કંસારા વણકર વિગેરેના ધંધા વેહેંચાઇ ગયા. આ વાંદરાઓને પગે ચાલવાનો અભ્યાસ ન હતો, પણ કરોડોપર કરોડો વર્ષ વિતિ જવાથી પગે ચાલવાનો મહાવરો જારી થઇ પડયો; જેમ એક કૌવતવાન પુરૂષથી ઉત્પન્ન થનારૂં છોકરૂં જોરાવર હોય છે, ને કમજોરથી ઉત્પન્ન થનારૂં ફરજંદ રોગીષ્ટ, નાકૌવત ને અલ્પાયુષી થાય છે; તેમ પગે ચાલવું, જમીનપર સુવુ, છાલે પાંદડાં વિગેરેથી શરીરનું રક્ષણ કરવું, ને ડાંગેર ઘઉં વિગેરેની વનસ્પતિનો ઉપયોગ કરવો, એવી સ્થિતિમાં રહેતાં કરોડો વર્ષ વીતી ગયાં, જેથી શરીરની બાંધણી સમજશકિત ને વિચારમાં તદન ફરક પડી ગયો. જેથી અસલની જંગલી ટેવ નાશ પામી. પૂર્વકાળમાં એક વાંદરૂં જંગલમાંથી કાંઇ ખાવાનો પદાર્થ લાવતું, ત્યારે તેની પાસેથી બીજું જોરાવર વાંદરૂં મારમારી ખાઇ જતું હતું, તે ઉપરથી બે ત્રણ વા ચાર પાંચ દુઃખિયારાં વાંદરાંઓએ એ-કઠા થઇને વિચાર કીધો કે, આપણી પાસે જયારે કોઇ લેવા આવે ત્યારે આપણે સર્વ કોઈએ એકઠા થઇને તે લેવા આવનારને અત્યંત માર મારવો, આ ઉપરથી કમજોર પ્રજામાં સંપ વધી પડયો: આ સંપની સમજ પડવાથી પચ્ચાસ સો હજાર સુધીની સંખ્યાનો જથ્થો બંધાઇ શાથે રહેવા લાગ્યાં, ને તેથી એક બીજાને સા-હાય થવાની ટેવ પડી. આ સંપના અભ્યાસથી તેઓની અંદર કુદરતી અં-ગ-જ્ઞાન સ્વભાવિક શરૂ થયું, જે ઉપરથી કરપલ્લીવિદ્યાનો શોધ થયો, ને હું, તું, તે; આપણ, આપ, પોતે, કોણ એ સાત પ્રકારના સર્વનામીકપુરૂષ સંબંધી જ્ઞાન થયું, જે ઉપરથી મારૂં, તારૂં, એનું, તેનું એવા પ્રકારનું મમત્વવાળું વળણ થઇ પડયું, ને બોલવા ચાલવાની ટેવ પડી આવી. આ ટેવથી દરેક ચીજને ઓળખવા સારૂં નામો પાડવા લાગ્યાં, ને તે નામોને સર્વ કોઇ યાદ કરવા બેઠાં, એ ઉપ-રથી જેને જે ચીજની જરૂર પડે, ત્યારે તે શખ્સ તે ચીજનું નામ લઇને બોલાવે,

આ કારણથી એક વિચાર એવો થયો કે, કોઇ પાસે વધારે ખાવાનું હોય છતાં બીજાને ભુખ લાગવાથી જોઇતું હોય તોપણ તે ન આપે, જેથી તે ભુખે માણસ મરી જવા ન પામે, તેટલા સારૂં એવો રીવાજ પાડયો કે કોઇ પુરૂષ ખુબસુરત ચકચકતા પથ્થરા લાવીને જયારે આપે, ત્યારે તેણે પોતાની વ્હાલી ચીજ આપવાને રકત જરાપણ ન લેવી. આ ઉપરથી લેણદેણની શરૂઆત થઇ. આ લેણદેણવાળા પથ્થરા તે હીરા હતા, ને જગતૂમાં હીરાની પેદાશ કમી હોવાથી ઉપલા વ્યવહારમાં માહાભારત અડચણ પડવા લાગી, આ અડચણથી વ્યહેવાર બંધ પડવાનો સંભવ થયો, કેમકે એ ચીજ થોડી તેથી જંગલમાં શોધેલી ન મળવાથી સર્વેનું કામ અટકયું, ત્યારે પાના, લીલમ, મોતી વિગેરે ઝવાહીરોથી કામ કરવા માંડયું, પણ તેનાથી બરાબર વ્યહેવાર ન ચાલ્યો, ત્યારે સોના રૂપાં ને ત્રાંબાનો ઉપયોગ કીધો, તેથી ઉપલી કમી પેદાશવાળી ચીજોનો ભાવ વધી ગયો, એવા ક્રમથી નાણાનો વહીવટ ચાલુ થઇ આવ્યો. આ જંગલી પ્રજા પોતે પચ્ચાસ પચ્ચાસ બલકે સો સો માણશનો જથ્થો કરી જુદી જુદી જગ્યાપર એક બીજાથી દુર વસવા લાગી, ને તેઓ પોતાના જથ્થાના ઉપરી સરદારને નાએક, પટેલ, પટાવારી એવાં નામોથી બોલાવવા મંડયા ને સંપથી તેના હુકમના તાબેદાર થતા ગયાં. આ નાએકનું કામ પોતાના ટોળાંની પ્રજાના સ્થાનમાંથી કોઇ પરસ્થાની માણશ નહીં જણાય એવી રીતથી કોઇના જાન, માલ, મિલ્કતને સતાવે નહીં, એવા પ્રકારનો બંદોબસ્ત રાખવાનું હતું. આ બંદોબસ્તથી પેલા ટોળામાં જે ચોરી, લુટફાટ, લડાઇ, મારામારી જે કોઇ કરતો હતો, તેને પેલા નાએક પાસે લાવતા હતા, ત્યારે નાએક પેલા ગુન્હેગારની તપાશ કરી તેના ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરતો હતો, તેમજ કોઇ પણ શખ્સ કોઇને પણ જાનથી મારી નાંખે, ત્યારે તે મારનાર શખ્સને મારી નાંખવો, કોઈ ચોરી કરે તો તેને ભુખો રાખવો વા તેનો સર્વ માલ પડાવી લેઈ રજા આપવી વા પાંચ, પચ્ચાસ ફટકા મારી કાઢી મુકતા હતા, એવા નિયમો પેલા જથ્થાના લોકોએ પોતાના નાયકને બાંધી આપ્યા હતા. આ જંગલી અવસ્થામાં દરેક માણશની વર્તુણક બીજાં પ્રાણીઓની માફક હતી, તે એવીકે કોઈ જુવાન સ્ત્રી ખાવાની વા બીજી લાલચથી વા સુખ મેળવવાની ઇચ્છાથી પ્રથમ એક પુરૂષ શાથે મોહોબત કરી રહેતી હતી, ને પેલા પુરૂષથી તેની ઇચ્છા પ્રમાણે સુખ ન અપાયાંથી તરત તે બીજા સાથે ચાલી જતી હતી, ત્યારે પેલાં પુરૂષને અરીખ્યા આવવાથી વા પેલી સ્ત્રીની બેઅદબી જોઇ ને પેલા પુરૂષને વાતે સ્ત્રીને મારી નાંખતો હતો, ત્યારે બેઉ જણાથી ઉત્પન્ન થએલી પ્રજા રવડી મરતી હતી. આ કારણથી ઘણાં લોકોએ ઠરાવ કીધો કે, જે સ્ત્રીપુરૂષ પોતાની જીદગાંનીમાં જે મિલકત મેળવી શકે છે, તે સર્વ મિલકતના માલીક તેના મુઆ પછી તેના ફરજંદ થાય ને ફરજંદ ન હોય ત્યારે પેલા ઉપરી નાએકને હવાલે કરવામાં આવે, પણ એ સ્ત્રી પુરૂષો સંસારી મોહોબતમાં પડયા પછી કદી છુટા પડવું નહીં, ને કદાપી એ બેમાંથી કોઈ ગેરકાયદે ચાલે ને કોઇ

બીજા સાથે ગુપ્ત મોહોબત કરે, ત્યારે તે સ્ત્રીને ગરદન મારવી, ને કદાપી પુરૂષ મર્ણ પામે, ત્યારે તેની મિલ્કત ઉપર પેલી સ્ત્રીએ ગુજરાન કરવું, ને મિલ્કત ન હોય તો પેલાં ટોળાંની ચાકરી બરદાસ કરી પેટ ભરવું. આ મુળતત્વથી લગ્ન કરવાની રસમ નિકળી, આ લગ્નરૂપ રસમ દેશોદેશમાં જુદા જુદા આકારમાં વ્યાપી રહી છે, જેના પાસથી મા બાપ ભાઈ આખું કુટુંબ કબીલો વંશ જ્ઞાતી જાતી રીતભાત વિગેરે પેલાં ટોળાંના વળણ ઉપરથી ઓળખાઈ આવવાં લાગ્યાં, ને સંબંધ ધાડો થવાથી પ્રીતિની ગાંઠ મજબુતપણામાં દ્રઢ થઈ, આ જુદાં જુદાં ટોળાંઓ જે જે જગ્યાપર રેહેઠાણ કરીને રહ્યાં હતાં, તેતેસ્થાનને જુદા જુદાં નામોથી ઓળખવા લાગ્યાં, જેમાં થોડી વસ્તીવાળા ભાગને ગામડું ને તેનાથી વધારે વસ્તિવાળા ભાગને કસ્બો, ને તેનાથી મોટી સંખ્યાવાળા ગામને શેહેર વા નગરી (નગર) એવાં નામો પાડયાં. આ જંગલી અવસ્થામાં કમજોર પુરૂષની સ્ત્રીને જોરાવર મરદ લઈ જતો હતો, ને પેલો કમજોર જાન જવાની ધાસ્તીથી બોલી શકતો નહીં, તેમજ પુરૂષ કરતાં સ્ત્રી જોરાવર હોવાથી મરજીમાં આવે તે પુરૂષ શાથે પ્રીતિ કરે, ને પોતાના પુરૂષને દુઃખ આપે. આ ઉપરથી સ્ત્રીનેનાતરાં કરવાનો રીવાજ પાડયો, જે ઉપરથી જગતમાં જોરાવર પુરૂષો સ્ત્રીને ગુલામરૂપે ગણત્રી કરવા લાગ્યા, ને ઠરાવ કીધો કે પુરૂષ મર્ણ પામે તોપણ તેણે બીજો પુરૂષ ન કરવો, ત્યારે કમજોર પુરૂષોએ ઠરાવ કીધો કે સ્ત્રી પોતાની મરજી પ્રમાણે વરતી શકે. તો તેમાં હરકત ન લેવી. આ ઉપરથી જગતનો ઘણો ભાગ નાતરીઓ થઈ પડયો, ને થોડો ભાગ આબરૂદારી મનાયો. જે ઉપરથી જ્ઞાતી જાતીના કાયદા કાનુનો જુદા જુદા થઈ પડયાં. હવે એક ગામનો નાયક પોતાના ગામનો પાકો બંદોબસ્ત કરીને વા પોતાનો મજબુત અમલ બેસાડીને પોતાના હાથ નીચે પાંચ પચ્ચાસ બલકે સેંકડો માણસોને રાખી બીજુ ગામ લુટતો હતો, ને ત્યાં પોતાનો અમલ બેસાડી તે ગામનો પોતે ઉપરી કહેવડાવતો હતો. એવી રીતે કોઈ સો બસો પાંચસો હજાર બલકે લાખ ગામનો ઉપરી થતો હતો, તેને તેની પ્રજા, રાજા, પાદશાહ, બાદશાહ, શાહ, ઝાર, એવાં નામોના વિશેષણોથી બોલાવતી હતી. આ રાજા જે પ્રજાનો બંદોબસ્ત રાખતો હતો, તે બંદોબસ્તની નોકરી પેટે તે પ્રજા દર ઘરદીઠ પોતાની મેહેનતમાંથી થોડો થોડો ખાવા જેટલો વા તેનું પોષણ યથાર્થ ચાલે તેટલો ભાગ આપતી હતી, આવા ઘરદીઠના અનંત ભાગો લઈને રાજા પોતાની આવક ઉપરથી માહા જોરાવર માણસો રાખી, પ્રજાના જાન માલમિલ્કતનું સંરક્ષણ કરતો હતો. આ નોકરીમાં રાજા આળસુ વા નકામ માલમ પડતો હતો, ત્યારે સર્વ પ્રજા એકત્ર થઈને તેને કાઢી મુકતી હતી, ને કદાપી તે બેઈમાન થઈ નહીં નિકળતો હતો, ને પોતાના રાખેલાં માણસોથી પ્રજાને જ્યારે નુકશાન આપતો હતો, ત્યારે સર્વ પ્રજા હથીઆર બાંધી માહાભારત લડાઈ કરતી હતી, ને તેવામાં રાજા હારી જાય ત્યારે તો એક-

જેમ તેને મારી નાંખી પોતાને પસંદ પડેલો વા પોતાની મરજીપૂર્વક રક્ષણ કરવાની કબુલાત આપનાર પુરૂષને રાજયગાદી આપતી હતી, ને કદાપી રાજા સાથે લ-ઢાઈ કરતાં પ્રજા હારી જતી વા સર્વ માણસોનો ઘણો ભાગ મર્ણ પામી જતો. ત્યારે તેઓ તેના રાજયમાંથી નિકળી બીજાં સુખ આપનારા રાજાના રાજયમાં જતી હતી, નહીં તો બીજા રાજાને પોતાની મદદે બોલાવી ઉપલા રાજાનો નાશ કરાવતી હતી. કાળસ્વરૂપ પલટાઈ જવાને લીધે વા પ્રજામાંથી ઉપરનું જ્ઞાન જતું રેહેવાને લીધે વા અકેકના કહ્યામાં પ્રજાના માણસો ન રેહેવાથી, વા રાજાઓના જુલમથી વા સ્થિતિ બિગડી જવાથી વા સંસારી મોજમજાહમાં પડવાથી વા નાકૌવતપણું પ્રાપ્ત થવાથી આ વર્તમાનકાળના રાજાઓ મોટા વૈભવ ભોગવવા બેઠા છે, ને પ્રજા છેક જંગલી ને મુર્ખપણાને પામી, ત્યારથી રાજાઓના મોટાઈભરેલા ઠાઠને જોઈ તેનાથી બાયંડીઓની માફક પ્રજા ભયને પામવા લાગી, ત્યારે રાજાઓએ અનેક પ્રકારના ચિત્રવિચિત્ર કાયદાઓ કાઢી પ્રકટ કરી વા બોજો ઉઘરાવી લેવા માંડયા, ને ઠેરવેલા કાયદા પ્રમાણે નહીં આપનાર પુરૂષને એ લોકો કેદ શિક્ષા દંડ વા મિલ્કત લઈ લેવા લાગ્યા, આ ઉપરથી ગરીબડી રાંક પ્રજાને પોતાનાથી માહા-ભારત કૌવતવાળો રાજાછે એમ જોઇને તેને ઈશ્વિરરૂપ ગણવા લાગી વા રાજા જેછે તે સાક્ષાત મનુષ્ય વર્ગનો ઈશ્વિરજ છે- આ મુળતત્વ ઉપરથી રાજાઓનો જુલુમ પ્રજાપર એટલો તો વધી પડયોછે કે, પ્રજાના ફરજંદો ધંધા રોજગારથી વા હરેક પ્રકારના ઉદ્યોગથી જે સુખ પૈસો સંપાદન કરી મેળવી શકે છે, તે જોઇને ઘણાં રાજાઓ લુટી લેવા ધારે છે વા એવા ધનાઢયોને લુટી લીધેલા આપણે ઇતિહાસના સફફાપર હજારો દાખલા તરીકે જોયા છે, ખરૂં પુછાવો તો જેમ ગોવાળાંનો ઉપરી જે ગોવાળીઓ પ્રજાના ઢોર ચારે છે, ને સાયંકાળે પાછાં મકાનમાં હવાળે કરે છે, તે નોકરી બદલ ગોવાળીઆને દર ઘરદીઠ અડધો રોટલો ગામડીઆ લોકો આપેછે, તેટલામાં તે સંતોષથી પોતાની ફરજ અદા કરેછે, તેમ પ્રજારૂપી ગોવાળાંનો રક્ષણ કરનાર ગોવાળીઆ તે રાજા છે, ને એને જે વિભાગ પ્રજા આપતી આવીછે તે ફકત તેના પોષણને સારૂજ છે, સારાંશકે, સત્ય પુછાવો તો રાજા પ્રજાનો એક નોકર છે, જેમ શેઠનો ગુમાસ્તો હુશિયાર હોવાથી વા શેઠની નઠારી વર્તણુક હોવાથી પેલો ગુમાસ્તો સર્વ મિલ્કતનો માલીક થાય છે. તેમ રાજાઓ આજે પ્રજાના માલીક થઈ પડેલા છે, અફસોસ ઇશ્વર મરજી. આવા પ્રકારની સ્થિતિના દુ:ખ-દાયી મારામાં પૂર્વકાળની સર્વ પ્રજા રહી હતી પણ પોતાના સ્વતંત્રીય જ્ઞાનથી આ વર્તમાનકાળમાં કેટલેક દરજજે સુખી થઈ છે, પણ જેમ તંદરોસ્ત માણશની કા-યામાં કોષ્ટ કબજ થવાથી જેવી રીતે કાયા બગડે છે, તેમ સ્વતંત્ર પ્રજાને કબજ કોષ્ટરૂપી રાજાઓ રહેલા છે તેઓએ એને પાયમાલ કરી દીધી છે, પણ ભૂતકાળના રાજાઓ પ્રજા સાથે એકસરખા પ્રીતિના વ્યહવારથી વરતતા હતા, ત્યારે પ્રજાને રાજા જાણે એકજ કુટુંબના ભાઇઓ છે એવો સંબંધ રાખતા હતા, જે

ઉપરથી રાજાનું રાજ્ય બિગડવાપર આવવાનો સંભવ થતો, ત્યારે પ્રજા રાજાનું રક્ષણ કરવા સારૂં લડાઈમાં કુદી પડતી હતી, જુઓ પવિત્ર સંબંધ આનું નામ કેહેવાય.

અસલના રાજાપ્રજાનો એકસરખો વ્યેહવારીક દોર ચાલુ રેહેવાથી દેશ દેશાંતરના રાજાઓએ પોત પોતાના રાજયમાં એવો બંદોબસ્ત કીધો કે, જે ચીજ પોતાના દેશમાં પેદા થાય તેને બીજા દેશમાં મોકલવી, ને બીજા દેશની નૌતમ ચીજ પોતાના દેશમાં આણવી. આ સર્વે ચીજોના લાવનાર લોકોને પ્રજા પાસેથી લુટાવી ન દેતાં તે લાવનારાઓને તેની મેહેનતના પ્રમાણમાં વા મેહેનતથી જ્યાદે લાભ કરી આપતા હતા. આ ઉપરથી વેપાર શરૂ થયો, ને તેથી દેશ દેશાંતર ને દ્વિપ દ્વિપાંતરની અગણીત ચીજો મળવા લાગી, ને એક દેશથી બીજાં દેશમાં પ્રજાને જવાનો રસ્તો ખુલ્લો થયો, તેમાં એ પૂર્વકાળની પ્રજા હાથ્થી ઘોડા ઊંટ ખચ્ચર બલદ ગાય ભેંસો ઉપર માલ લાદીને લઈ જતી હતી, પણ પાછલથી આગગાડી આગબોટ વહાણ ઈત્યાદિ અલૌકીક સાધનો મળી આવ્યાં, તેથી વેપાર રોજગાર કરવાને ઘણીજ સવલતા પડી ગઈ. તોપણ પૂર્વકાળના રાજાઓ પ્રજામાં દેખાઈતા ગુન્હા ઉપરથી ગુન્હેગારોને શિક્ષા કરતા હતા, તે એવા કે કોઇ સ્ત્રીપુરૂષ એકાન્તમાં પોતાની ગુપ્ત મોહોબત કરે, ને તે મોહોબત કોઈ પણ મનુષ્યના જાણમાં ન આવે, ત્યારે તેને રાજાઓ શિક્ષા કરવાને જરા પણ શંકિતવાન થતા ન હતા, તેમજ કોઈપણ શખ્સે ચોરી ખુન પુષ્કળ કીધાં ને તે બીના કોઇના જાણમાં ન આવવાથી ગુન્હેગાર બચ્ચી જતો હતો, તેમજ કોઈ પ્રાણીને વગર લેવેદેવે વા પોતાના સ્વછંદીપણાથી નિરઅપરાધી જીવાત્માઓ જેવાકે કીડી મંકોડી માખી મગતરાં અળસીઆં કામલીઆ પશુ પક્ષી કીટ પતંગ ચાંચડ માકડ જુ જવા વિગેરે કોઇ પણ પ્રાણીનો નાશ કરે, ત્યારે એવા ગુન્હેગારોને રાજાઓ કાંઈ શિક્ષા કરી શકતા નહતા, પણ પ્રજાના બાંધી આપેલા નિયમ પ્રમાણે જે ગુન્હાઓ જાહેરમાં આવી પ્રજાની સ્થિતિને નુકશાન આપનાર થઈ પડતા હતા, તેવા ગુન્હાઓ જેવાકે ચોરી ખુન કુકર્મ મારામારી ધાડ ફીતુર વિગેરે કૃત્ય કરનારા ગુન્હેગારોને શાશન કરતા હતા. આ કર્તવ્યકર્મનો બંદોબસ્ત કરવામાં રાજાઓને જે ખરચ થતો હતો, તે સર્વ ખરચ પ્રજા પોતાના માણસોપર ફાળો નાંખી પુરો કરી આપતી હતી, તે ઉપરથી રાજાઓનો આવક ઘણોજ થવા લાગ્યો, તેઓએ પોતાની હાથ નીચે હુશિઆર કેળવાયલા ને સર્વ વાતના કાબેલ માણસો પ્રજામાંથી શોધી કાઢી રાખવા લાગ્યા, ને તેઓએ સર્વ પ્રજાની સલામતી સારૂ અનેક પ્રકારની બુદ્ધિઓ વાપરી પ્રજાને વધારે સુખ ઉત્પન્ન કરવા માંડયું, આ સુખ આપનાર નિયમોનું નામ કાયદો પડયો. કદાપી એ કાયદાની કલમ પ્રજાને પસંદ ન આવે ત્યારે તે કલમને રાજાઓ કાઢી નાંખતા વા સર્વે કાયદાના નિયમો પ્રજા ગોઠવી આપતી હતી વા તો ગોઠવી આપનાર સર્વે માણસો પ્રજાના કહેવાતાં હતાં, પણ

પાછળથી પ્રજા પોતાના બાંધેલા કાયદાઓને તપાસી ન શકી, ત્યારે રાજાઓએ પોતાને લાભ મળે એવા નિયમો બાંધી ધમધોકારે ચલાવ્યા, આવા પ્રકારથી રાજાનું જોર વધી પડયું. તેથી પૂર્વકાળમાં રાજાઓ પ્રજાના જે ગુપ્ત ગુન્હા (ઉપર બતાવ્યા તે) પકડી શકતા નહોતા, તે ગુન્હા પ્રજામાંથી દુર થાય એવા વિચારમાં ઘણા લોકો રહેતા હતા, તે ઉપરથી તેઓએ એક નવો રસ્તો શોધી કાઢયો, તે એવી યુકિતનો હતો કે, જેમાં જગતની સર્વ પ્રજા જેવી કે, રાજા રાણા, સુખી દુઃખી, સ્ત્રી પુરૂષ, નાદાન બાળક, વિગેરે સર્વ તેના બંધનમાં આવી પડે, ને તે નિયમ ઉપર વરતે, મતલબ તે કે નિયમ સર્વનો ઉપરી સરદાર ગણાઇ જાય વા તે સર્વને ઉપરીરૂપે માલમ પડે, આ નિયમનું નામ ધર્મ હતો.

આ ધર્મની રચના કરવામાં પ્રથમ સમયે એવી અક્કલ દોડાવી કે, આપણો વા જગતનો ઉત્પન્નકર્તા એક પદાર્થ સર્વવ્યાપક વા સર્વમાં બીરાજી રહેલોછે, તેના વિના કોઈ જગ્યા ખાલી નથી, જેમ પવન વિના કોઈ જગ્યા ખાલી નથી તેમ, એ પદાર્થ અદર્શછે, નીરંજનછે, વા તેનો દેખાવ અખંડ જયોતિસ્વરૂપછે, તે સર્વ પ્રાણીમાત્રોના હૃદયની વાત જાણેછે, એકંદરે તેને સર્વની કૃતિ કર્મ ક્રિયા વિચાર કલ્પના ને ભાવાભાવની ખબર મળેછે છતાં હાલમાં તે શિક્ષા કરતો નથી વા કરેછે તેની આપણને ખબર નથી, તેની પાસે આપણે મર્ણ પામ્યા બાદ જઇએ છૈયે, ત્યારે તે આપણા કર્તવ્ય કર્મ પ્રમાણે અનેક પ્રકારની શિક્ષા કરેછે. પણ તેની આજ્ઞાપર જે રાત્રદીવશ ચાલેછે, તે તેને પ્રિય ને પ્રિયતાના સંબંધે કરીને તેના ઉપર તે ખુશ થઇ માહાસુખ આપેછે. તેણે પોતાની આજ્ઞા ધર્મમાં બતાવીછે, ધર્મનો અર્થ પવિત્ર, શુદ્ધ, નિર્વિકાર, આનંદદાયક, જ્ઞાનમય, સુખકર્તાનીતી એવો થાયછે. આ નીતીમાં સત્ય બોળવું, સર્વજ્ઞપદાર્થરૂપી ઈશ્વરને યાદકરવો, ચોરી, કુકર્મ, પ્રપંચ, કાવત્રાં ન કરવાં, જુઠું ન બોલવું, સર્વના ઉપર દયા રાખવી, પરોપકાર, પરમાર્થ કરવાં. આ નિયમથી તે પ્રસન્ન થાયછે. આવા પ્રકારનો બોધ ધર્મ ગ્રંથોમાં લખી કાઢયો, ને ઠામ ઠામ પોતાના મનુષ્યો મોકલી સર્વ પ્રજા પાસે મનાવ્યો. આ ધર્મના જ્ઞાનથી જંગલી પ્રજાને વધારે વેહેમી કરી દીધી, તે એવી કે, જેના જ્ઞાનથી દરેક માણશ નામર્દ બાયલું સ્ત્રીજેવું થઈ પડયું, ને તેઓની અંદરથી શુરાતન, હિમ્મત જતાં રહ્યાં, ને દયા ક્ષમા ભકિત મૈત્રી વૈરાગ્યાદિ લક્ષણો વ્યાપી ગયાં, તેથી આળેસાઇમાં દીવશ ગુજારવા લાગ્યાં ને અજ્ઞાન આળસ વધી પડયાં, તેમાં વિદ્યા કળા હુન્નર ઉદયોગ વિગેરેનું જ્ઞાન નાશ પામતું ચાલ્યું, જેથી મનુષ્યો તદન દરીદ્રતાવાળી નકામ હાલતપર આવી ચઢયાં, આવા પ્રકારની સ્થિતિ ધર્મ જ્ઞાનથી હાજર થઇ આવી. જેના હાજર થવાથી સર્વ પ્રજાને માહામોટું બંધન થઇ પડયું. એ બંધનથી સ્વદેશાભિમાન રાજયાભિમાનનો તદન નાશ થયો, ને જુઠું જ્ઞાન જેમાં જાત્યાભિમાન, ધર્માભિમાન શરૂ થયાં, ને માંહોમાંહે બિગાડ થઈ ગયો, જેનાથકી અનેક ન્યાત જાત વ્યેહવાર વ-

તુર્ણુંક નીતી ધર્મ કાયદા કાનુન વિગેરે ગોઠવાઇ ગયાં, ને મહાન મોટા દુઃખમાં સર્વ પ્રજા આવી પડી, તો ઇશ્વરના વિશ્વાસપર બેઠાથકી કાંઇજ લાભ ન મળ્યો. એ લાભ ન મળવાનું કારણકે, ઇશ્વરજ આ સૃષ્ટિમાં નથી, કેમકે ઇશ્વર એ નામ મુર્ખ લોકોએ જુઠું કલ્પિતપણાથી ઉત્પન્ન કરેલુંછે, તે એવી રીતે કે, અસલની જંગલી પ્રજાને જે વાતની ખબર નહોતી, ત્યારે તેઓ કહેતાં કે, આ બનાવ જે બનેછે તે ઇશ્વર પોતે કરેછે, કારણકે આ જંગલી પ્રજા કાંઈ દેશવિદેશ જતી નહોતી, ત્યારે એવો પ્રશ્ન તેને કોઈ કરે કે, આ નદીનો પ્રવાહ કયાંથી આવેછે, ત્યારે તેઓ કહેતાં કે, એ પ્રવાહ ઇશ્વરને ત્યાંથી આવેછે, આ પ્રશ્નના ઉતરમાં તેઓ અજ્ઞાનપણાથી કહેતાં કે, એ પ્રવાહ ઇશ્વરને ત્યાંથી આવે છે. પણ પાછળથી માણસો સર્વત્ર જવા લાગ્યાં, તેમાં તપાસ થઈ કે નદીનો પ્રવાહ પર્વતમાંથી ઝરણરૂપમાં નિકળે છે. આ જ્ઞાનની ઘણાં લોકોને ખાત્રી થવાથી નદી ઇશ્વિરને ત્યાંથી આવીછે, એ જ્ઞાન નાસી ગયું વા નદીનું મુળ જે ઇશ્વિર, ત્યાં ન જણાયો. તેમ કોઇ સવાલ કરે કે, આ વરસાદ કયાંથી આવેછે, ત્યારે અસલની જંગલી પ્રજા કહેતી કે આ વરસાદ ઇશ્વિરને ત્યાંથી આવેછે, પણ તપાસ કરતાં શીઘ્ર થયું કે, વરસાદનું આવવું જમીનનું પાણી આકાશમાં જવાથી ત્યાં જે જથ્થો એકત્ર થાયછે, તે જથ્થામાંથી પાછુ પડેછે તે, આ જ્ઞાન સત્ય ઠરવાથી ઇશ્વર નાઠો, સારાંશ કે જંગલી માણસોને જે રસ્તાનું જ્ઞાન નહોય, ત્યારે ઠોકી બેસાડેછે કે, એનો કર્તા ઇશ્વરછે, પણ જ્ઞાન મળવાથી તે જગ્યાપરથી ઇશ્વર નાસેછે. મતલબ કે, ઇશ્વિર કલ્પિતપણાથી અજ્ઞાનોએ ઉત્પન્ન કીધોછે, એમ શીઘ્ર થાયછે. વાસ્તવિક રીતે જોતાં જગતમાં ઇશ્વિર નથી. કેટલાએક આસ્તિકપક્ષના લોકો કહેછેકે, ઇશ્વિર છે, તેથી કરીને આપાણી અંદર દયા ક્ષમા ભક્તિ વિગેરે ગુણો ઇશ્વિરી પ્રેરણાથી સ્વભાવિક આવી ઉદય થએલાછે, વાસ્તે ઇશ્વરછે એમ ખાત્રી થાય છે. પણ આ દલિલ આસ્તિકોની તદન ખોટી છે, કેમકે આ સર્વકૃતિ સ્વભાવિક થએલીછે. આ સ્વભાવિક કાયદો એવોછે, કે કીડીથી હાથી પરીઅન્ત સર્વ પ્રાણીઓ પોતાની જીવિકાનું કૃત્ય કરેછે, એમાં દરેક પ્રજા પોતાની મતલબ સાધવા સારૂં બુદ્ધિ જ્ઞાનનો ઉપયોગ કરેછે, ને હરેક યુક્તિથી પોતાની મતલબ હાંસલ થાય તે રસ્તો કુદરતને પસંદ છે. કેમકે કુદરત તદન જંગલીછે, તેથી જે માણસ વધારે બુદ્ધિવાન પ્રપંચવાળું ને હુશિઆર હોયછે વા પોતાના સ્વાર્થ સાધવામાં જે અનેક યુક્તિઓ કામે લગાડેછે, તે પુરૂષ ખરો વિદ્વાન ખરો જ્ઞાની ને ખરો હુશિઆરછે, પણ જે પ્રપંચમાં કાંઇજ સમજતો નથી વા પોતાનો સ્વાર્થ સાધતો નથી ને ભોળાપણામાં સર્વ કાળ મિથ્યા ગુમાવેછે તે પુરૂષ ખરો મુર્ખ ને જંગલીછે, તેથી તેવા પુરૂષની પાસે બેસવું ન જોઇએ, પણ ખરો કુદરતી સ્વધર્મ એવોછે કે, દરેક માણસે પોતાની જીંદગીની સુખશાંતી ને મોજ. મજાહમાં ગુજારવી, તેમાં રાજા દુનિઆં વિગેરેના બંધનને માન ન આપવું, પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરવો.

આ ઉપયોગી કૃત્યમાં પાપપુણ્ય સારૂંનઠારૂં ધર્મઅધર્મ માનવાની જરૂર નથી, પણ સ્વતંત્રતાથી બુદ્ધિનો ઉપયોગ કરવામાં પ્રપંચ કાવત્રાં કરવા પડે તો તેની હરકત નથી, કેમકે કુદરતી નિયમ સદા પોતે પોતાનું ભલું ચાહેછે તે કાંઇ બીજાનું ભલુ ચાહતો નથી. કારણકે નાદાન છોકરૂં જન્મ પામ્યા પછી તે જ્યારે પોતાની અજ્ઞાન અવસ્થામાં હોયછે, ત્યાર પછી તે વર્ષેદીવશનું થાયછે, ત્યાર તે પોતાને પસંદ પડતી ચીજ તરત બીજાં છોકરાં પાસેથી લઇ લેશે, ને પ્રસંગ આવે ત્યારે તે તેને મારી મુકવા માંડશે, એ ઉપરથી શીદ્ધ થાયછેકે, કુદરતી ધર્મનો ખ-વાસ તદન સ્વાર્થ સાધવા તરફ રહેલોછે. તેથી બુદ્ધિ, જ્ઞાન, વિગેરેનો ઉપયોગ સ્વા-ર્થમાં કરવોજ જોઇએ. આ કુદરતી જ્ઞાનનો જોરાવર પુરૂષ સર્વનો સરદારછે, ને તે જો-રાવરનો કોઇ ન્યાય કરી શકતું નથી, કેમકે જોરાવર પુરૂષ સ્વતંત્રછે, તેથી દરેક માણસોએ જોરાવર થવાને સારૂં તન મન ધન ને સત્તા એ ચાર પ્રકારની શ-કિત સંપાદન કરવીજ જોઇએ, કેમકે શરીર જોરાવર હોવાથી કમજોરોને માર મારી તાબેદારી કરાવીએ છૈયે. મનશકિત જોરાવર હોવાથી કમઅક્કલવાનોને છેતરીએ છૈયે વા અનેક પ્રકારના હુન્નર કળા કૌશલ્યતા ઉત્પન્ન કરી જોરાવર થઈ બેસીએ છૈયે. દ્રવ્યની શકિતથી તમામ દરીદ્રી ભાગના ઉપરી થઇએ છૈયે, ને સત્તા વા અમલની શકિતથી મરજીપૂર્વક હુકમ દોડાવી શકીએ છૈયે, તેથી કરીને ઉપરની ચાર પ્રકારની શકિત સંપાદાન કરવા સારૂં હજારો જાતના લાયકીવાળા, નિયમો કાયદા કાનુન વ્યહવાર વિગેરે ઉત્પન્ન થઈ આવ્યાછે, કાંઈ ઈશ્વિરે આપ્યા નથી. તેમ છતાં દયા, ક્ષમા, ભકિત વૈરાગ્ય વિગેરે ગુણો કાંઈ ઈશ્વિરી પ્રેરણાથી ઉત્પન્ન થયલા નથી, પણ એ ગુણ મનુષ્યના સહવાસથી પ્રાપ્ત થએલા છે, તે એવીરીતેકે મનુષ્યના જન્મ પછી પોતાના વર્ગની પ્રજામાં સંપ પ્રીતિ, લાયકી અક્કલહુશિઆરીની વાતો સાં-ભળેછે, ત્યારે સંપને પ્રીતિના સંયોગથી પોતાને જેવું દુઃખ થાય તેવું બીજાને થાયછે, એવા પ્રકારના અનુભવી જ્ઞાનપરથી દયા ક્ષમા ઉત્પન્ન થઈ આવ્યાં છે, સહવાસના સંબંધ ઉપરથી સ્ત્રી જાતમાં પ્રપંચીપણાનો ગુણ સૃષ્ટિ સમયથી ઉતરી આવ્યોછે, કેમકે પૂર્વકાળની સર્વ પ્રજા જ્યારે જંગલી સ્થિતિમાં હંમેશાં રહેતી હતી, ત્યારે તેમને રાત્રદીવશ લુટફાટ મારામારી કરવી પડતી હતી, તેથી પુરૂષોના બાંધામાં શૌર્ય ને જોરાવરપણાની મજબુતી આવી રહેલીછે. આ સમયે સ્ત્રીઓ હમેશાં પુરૂષની મેળવેલી દરેક ચીજને સંભાળવાસારૂં મકાનમાં રહેતી હતી, તેથી એનામાં પુરૂષના જેટલી કૌવતમંદ શકિત રહેલી નથી, પણ એનામાં કમજોરપણાના કારણથી જોરાવર પુરૂષને કેવાપ્રકારથી ખુશી રાખવો વા તે કયા નિયમથી કહ્યામાં રહેશે વા તેની તાબેદારી કયા પ્રસંગે ઉઠાવવી વા તે આપણી પ્રીતિમાં શી રીતે અંજાઈ જાય, ઈત્યાદિ પ્રકારની સમજણ એ જાતીમાં બાલ્યાવ-સ્થાથી ઉતરતી આવેલીછે, સારાંશ કે મનુષ્ય જાતીમાં જે ગુણો દરશાયલાછે, તે ગુ-ણોનું મુળ સહવાસથી ઉતરેલું છે, કાંઈ ઇશ્વરે બક્ષેલું નથી, તેથી પાપ પુણ્યના

ભય ન રાખવો, કેમકે એ ભય આપવાનું એવું કારણ હતું કે, સૃષ્ટિમાં મનુષ્યો જે મારામારી લડાઇ ટંટા લુટફાટ ઉડાવતાં હતાં, તેથી હજારોના જાન માલને નુકશાન થતુ હતું, તે દૂર કરવાના હેતુથી પાપ પુણ્યનો ભય બતાવી ધર્મનો બોધ આપી સર્વ કોઇને છેતર્યાંછે, પણ એ ભય તદન ખોટોછે, મુઆ પછી જન્મ નથીઇત્યાદિ અનેક પ્રકારના વિવેચન ઉપર એ પંડિતે લંબાણથી લખ્યું છે.

## ચાર્વાક ધર્મ.

જળપ્રળય થયાપછી મનુષ્યવર્ગમાં ઉપર બતાવેલું નાસ્તિક જ્ઞાન પ્રસિદ્ધિને પામ્યું, આ ફેમાડનાર ધર્મનું નામ ચાર્વાક હતું. એના સમયમાં સ્ત્રીપુરૂષો સ્વતંત્રપણાથી મરજીમાં આવે તેમ વરતવા લાગ્યાં; જેમાં સર્વે જગ્યાપર કુકર્મ, માંસાહાર, ચોરી, ખુન, વ્યભિચાર, પ્રપંચ, કાવત્રા ચાલું થયાં, ને માણસાઇ ધર્મનો ક્રમ બિગડી ગયો, તેથી અનાચાર, અન્યાય, અજ્ઞાનનું આવર્ણ થઇ પડયું. એમાં જગત્ અનાદિછે. એની સ્વભાવિક ઉત્પત્તિ થઇ, તેમ એતો સદાકાળ છે, છે, ને છે, તેમ નથી, નથી, ને નથી. સારાંશકે જેમ ગણો તેમ કારણ કે, મુઆ પછી આવવાનું નથી. તેથી એ નથી, નથી ને નથીજ, ને જન્મ પછી જગત્માં રેહેવાના, તેથી છે, છે ને છે. જેથી કહેછે કે, પૃથ્વી વાયુ જળ અગ્નિ ને આકાશ એ પંચ-ભૂતોના અનંત-તત્વો મળવાથી આપણો આ પીંડ બંધાણો છે, ને આપણી કાયામાં જે ચૈતન્યશકિત છે. તે એના મિશ્રિતપણાથી થઇછે, જેમ બે પદાર્થના ઘર્ષણથી વિજળી ઉત્પન્ન થઇ આવેછે. તેમ પંચ-ભૂતોના સંયોગીપણાથી ચૈતન્યતાવાળી વિજળી ઉત્પન્ન થઇ આવીછે, આ મુળતત્વ ઉપરથી આપણી કાયા એજ આત્માછે, બીજો નથી, તેથી આત્માને સુખી રાખવો, ને દુઃખ આપવાથી આત્માકૃષ્ટ પામેછે. જેથી મનુષ્ય ગુન્હેગાર થાયછે. એ આત્મા આપણી અંદર હું હુ હુ એવા શબ્દમાં પોતાની જગ્યા સર્વે કોઇને દરશાવેછે, તેથી આત્માજ દેહરૂપછે. આ. દેહને દુઃખ નડવાથી આત્મા હું દુઃખી, હું સુખી, હું મોટો, હું લાયક, એવો મમત્વ ભાવ બતાવેછે, તે ઉપરથી હું માણસછું, હું બ્રાહ્મણછું, મારો દેહ, મારો સંસાર વિગેરે અનુભવથી આપણી કાયા જે અંહંપણાની પ્રતીતિ આપેછે. તેથી દેહજ આત્માછે વા જેમાં મોટી પ્રીતિનો વ્યહવાર જેની સાથે રહેલોછે, તે આત્માછે, આ જગ્યાપર કાયાથી બીજી, ચીજ આ સૃષ્ટિમાં પ્રીતિરૂપ નથી, તેથી શીદ્ધ થાયછે કે દેહજ આત્મા છે.

આ દેહને ઉપકાર કરવાવાળાં સ્ત્રી, પુત્ર, કળત્ર, ધન ધાન્યાદિની પ્રીતિ એની પ્રીતિના સંયોગથી પ્રીતિરૂપ ભાસેછે, પણ જો દેહનો નાશ થતો હોય ત્યારે આપણો ઉપલી વસ્તુઓનો નાશ થતાં બચાવ થતો નજરે પડે, ત્યારે તો આપણે તે સર્વે વસ્તુઓ બીજાને અર્પણ કરીદઈ આપણી દેહને સંકટથી બચાવીએ છીએ. તેથી સત્યપ્રીતિરૂપ વસ્તુ દેહજછે. આ કારણથી મંજન માંજન, ભંજન સ્નાન, વસ્ત્રાભુષણ, વા નાહનાવિધપ્રકારના ભોજન, શૃંગાર મોજમજાહ વિગેરે સુખરૂપ

ભોગ પ્રગટ કરી દેહને આપવા એજ મહાનમોટું જીંદગી ધર્મનું પુરૂષાર્થછે, વા જી-વતરનું ખરૂં સાર્થક એજછે, આ દુનિઆમાં મહાન મોટું સુખ ને વૈભવ ભોગવવો એ સ્વર્ગ પ્રાપ્તિછે. ને માહાસંકટ ભોગવી દુઃખી થવું એ નર્ક પ્રાપ્તિછે. તેથી મરણજ મોક્ષછે. કેમકે પછીથી આ જગતૂમાં આવવાનું નથી. કારણ કે શરીરપીંજરાંના પંચ-ભુતોના તત્વો પોતપોતાની જાતીમાં મળી જાયછે. ને આપણું ચૈતન્ય એના તત્વોના સ્વરૂપમાં ભળી રહેછે. તેથી પણ આ જગતૂમાં દ્રસ્ય વસ્તુ સાચી જાણવી ને અદ્રસ્ય વસ્તુ ખોટી જાણવી વાસ્તે પ્રત્યક્ષ એ મોટું પ્રમાણછે. જેમ કાથો, ચુનો મળવાથી પાનની અંદર રંગની શકતિ આવેછે. તેમ પંચભૂતના મિશ્રિ-તપણાથી જ્ઞાનશકિત આપણી અંદર ઉદય થાયછે વા આવે છે. એનો એક પક્ષ ઇંન્દ્રિયોને આત્મા માનેછે ને બીજો પક્ષ પ્રાણ ને આત્મા માનેછે. કેમકે પ્રાણ-વાયુના નિકળવાથી મૃત્યુ થાયછે તેથી, ત્રીજો પક્ષ મનને આત્મા કહેછે, કેમકે મનના સંકલ્પ વિકલ્પપણાના જ્ઞાનથી આપણને સર્વ જ્ઞાન ઉત્પન્ન થઇ આવેછે.

## ક્ષણિક વિજ્ઞાનવાદી વા યોગાચાર.

આ નાસ્તિકનો મત છે, એમાં બુદ્ધિજ આત્મા છે, એનો સિદ્ધાન્ત ચા-ર્વાકને મળતો છે, તદપ્યપી અંતર બાહેર સર્વ વસ્તુઓ વિજ્ઞાનની આકૃતિછે, આ વિજ્ઞાન શરીર-પીંજરાંની અંદર વિજળી વાદળ ને નિમેષની માફક ક્ષણ ક્ષણમાં ઉત્પત્તિ સ્થિતિ ને નાશને પામ્યા કરેછે, તેથી સર્વ જગતની રચના ક્ષણિક ભા-સેછે. પણ એ વિજ્ઞાન પોતાનું વા પારકાનું જ્ઞાનપ્રકાશક હોવાથી વિજ્ઞાન પોતાને સ્વપ્રકાશકપણાથી દરશાઇ રહ્યુંછે. એને વિષે સર્વ વિજ્ઞાનનું મુળ જે. બુદ્ધિ તેમાંથી પેહેલા વિજ્ઞાનને તુલ્ય વા બીજાં વિજ્ઞાનની ઉત્પત્તિ થવાથી પ્રથમ ઉત્પન્ન થ-એલાં વિજ્ઞાનનો નાશ થાયછે, ને ત્રીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થવાથી બીજાં વિ-જ્ઞાનનો પણ નાશ બનેછે. એ પ્રમાણે કલ્પનાની ઉત્પત્તિની માફક વિજ્ઞાન-ની ધારા ક્ષણે ક્ષણે ઉત્પત્તિ, પ્રળયને પામ્યા કરેછે. આ પ્રકારે દીવાની જયો-તિમાં દીવેલના પ્રવાહની માફક વા નદીના પ્રવાહની માફક વિજ્ઞાનની ધારા ચાલી રહેલીછે. આ વિજ્ઞાનધારામાં પેહેલી આળયવિજ્ઞાનધારા જે કે શરીર પીંજરાંની બુદ્ધિને વિષે હું હું હું એવા આકારથી ચાલી રહેલીછે. ને બીજી પ્રવૃતિવિજ્ઞાનધારા તે મનાદિક તત્વોમાં બાહ્ય પદાર્થ સાથે વ્યહવાર ચલાવવામાં આ, એ, તે કોણ વા આ દેહછે, આ ઘડોછે, એવા પ્રકારનું જ્ઞાન આપી શકેછે.

પ્રથમ બુદ્ધિરૂપી આત્માની અંદરથી પેહેલી આળય વિજ્ઞાન ધારા ઉત્પ-ન્ન થાયછે, ત્યારપછી પ્રવૃતિવિજ્ઞાનધારા ચાલેછે. તેથી આળયવિજ્ઞાનધારા રૂપી બુદ્ધિની પ્રવૃતિવિજ્ઞાન ધારા કાર્યાકૃતિ છે, વાસ્તે કરીને બુદ્ધિજ આત્માછે. એ બુદ્ધિરૂપ આત્માને વિષે પ્રવૃતિવિજ્ઞાનધારા મનાદિક તત્વોનું ચિંતન કરેછે, તે સમયે આ જગત્ ભાસેછે, પરંતુ મનન નહીં કરતાં ઐક્યપણાથી બુદ્ધિની અં-

દર મળી જાયછે, ત્યારે એકરસપણામા તે વિજ્ઞાનધારા દરશાયછે, સારાંશકે બુદ્ધિરૂપ આત્માને વિષે એ વિજ્ઞાનધારાનો પ્રવાહ ન ચાલે વા એકયપણાથી મળી જાય, તે મળવાપણાની જે સ્થિતિ થાયછે, તે સ્થિતિનું નામ મોક્ષછે, એના જેવા બીજા સૌત્રાંતિક ને વૈભાષિક ભેદછે.

સૌત્રાન્તિકમાં વિજ્ઞાનનો આકાર બાહ્ય પદાર્થના સંબંધ વિના થતો નથી, પણ વિજ્ઞાનથી પદાર્થનું યથાર્થ જ્ઞાન થાયછે, તેથી બાહ્ય પદાર્થનું જે જ્ઞાન થાય છે તે અનુમાન કહેવાય છે. પણ સ્વતંત્ર અનુમાન કોઇ વિજ્ઞાનથી ઉત્પન્ન થતું નથી. અનુમાનનું સ્વરૂપ કાંઇ પ્રત્યક્ષ નથી, પરંતું સર્વ પદાર્થ ક્ષણિક હોવાથી વિજ્ઞાનને વિષે એના જેવો ભાવ કાંઇ સ્થિર નથી, તેથી પ્રત્યક્ષ પ્રમાણથી અનુમાન થાયછે. વૈભાષિક મતમાં બાહ્ય પદાર્થ સર્વ ક્ષણિકરૂપછે, પરંતું પ્રત્યક્ષ પ્રમાણનો વિષયછે, પ્રત્યક્ષ પ્રમાણ કાંઇ સ્વતંત્ર નથી. તેથી વિજ્ઞાન એનું મુળછે, એટલો ભેદછે બીજો નથી, આ વિજ્ઞાનરૂપ મુળથી જીવની જ્યોતિ હાજર થાયછે, ને જીવ પોતાને જાણવાથી ત્રિકાળજ્ઞ બનેછે. એમાં અગ્નિ વાયું એવા બે ભૂતજ ગણેલાંછે. ને એ ભૂતના સંયોગથી આ સૃષ્ટિ રચાઇછે, આ બે ભૂતોના અંગિકાર સર્વ નાસ્તિક ધર્મોએ કરેલો છે.

## દ્વિભૂત વર્ણન.

આ સૃષ્ટિના સર્વ નાસ્તિકધર્મમાંથી દ્વિભૂતની ગણત્રી કરીછે, એ દ્વિભૂત ગણત્રી કરનારા પુરૂષો (ફીલોસોફર) તત્વવેત્તાને નામે પ્રસિદ્ધછે. એ તત્વવેતા જ્ઞાનીઓ કહેછેકે વેદના તત્વ જ્ઞાનમાં જે પંચભૂત ગણેલાંછે, તે ગણત્રી તદન ખોટી છે, કેમકે આ જગતમાં જેને પંચ-ભૂત ગણ્યાંછે, પણ એ પંચ-ભૂત નથી, સ્વત: અદ્વિભૂતછે એ ઉપરથી એ મતની પ્રજા કહેછે કે, સૃષ્ટિ ઉત્પતિ અગાઉ એક મહાનતેજોમય માહાપ્રકાશીત અગ્નિનોગોળો હતો, એ ગોળાનું સ્વરૂપ અખંડીત પ્રકાશ્યા કરેછે, ને તેની અંદરથી ગરમી ચોતરફ ઉડયા કરેછે. આ અગ્નિનાગોળાનું તેજ જયાંહાં પોહોચી શકતું નહોતું, એવી અપરંમપાર અપાર અગણિત દુર જેનું માપ ન કાઢી શકાય એવી જગ્યાપર અંધ-કાર જેવું ભાસતું હતું. આ અંધ-કારવાળી જગ્યાપર કાંઇ અંધ-કાર નહતો, પણ પવનનો જથ્થો હતો. આ પવન ને અગ્નિ એ બેઉ ચીજ સદાની કાયમ છેજ. એ બેઉની ઉત્પત્તિ થઈ નથી, ને થવાની નથી. પણ એતો છે, છે, ને છેજ. એ બેઉતત્વનું મુળ કાંઇજ નથી, વા એ બેઉ તત્વોમાં બીજી ચીજો મળેલી નથી. આ જગ્યાપર વેદોક્ત જ્ઞાનીઓ પંચ-ભૂતની ગણના કરે છે, જેમાં આકાશ અગ્નિ, જળ, વાયુ, ને પૃથ્વી આવે છે. પણ આ ગણના તેઓએ ખરા શોધથી કરી નથી. કેમકે આકાશ પદાર્થ ને તત્વ ગણે છે. પણ તમો સમજોકે આકાશ એટલે અવકાશ મતલબ કે ખાલી જગ્યાનું નામ છે, હવે ખાલી જગ્યામાં કાંઇજ પદાર્થ હોય નહી. તેમ સૃષ્ટિ ઉ-

ત્પત્તિ અગાઉ સર્વત્ર ખાલી જગ્યાજ રહેલી હતી. આ ખાલી જગ્યાનું માપ નિકળતું નથી. પણ ખાલી જગ્યા અમાપકછે. ને એનો કાંઇ આકાર જણાયો નથી. તેથી એ કાંઇ વસ્તુમાં ગણાય નહીં. સારાંશ કે અવકાશ ને તત્વરૂપમાં ન ગણાય, પણ એતો અમાપક અપરંપાર, અપાર, સર્વત્ર રહ્યુંજછે. મતલબ કે ખાલી જગ્યાનો અંત આવવાનોજ નથી. તેથી એ તત્વ નકેહેવાય.

અગ્નિતત્વ જે એ લોકો માનેછે. તે પદાર્થ સ્વતઃશુદ્ધરૂપે અખંડિતપણાથી કાયમછે. ને જળ એ કાંઇ તત્વ નથી. કારણકે એની ઉત્પત્તિ પવનભૂતમાંથી થએલીછે. તે એવી રીતે કે, પવનતત્વમાં અનેક જાતોછે. જેમાં વૈદિક જ્ઞાનીઓએ ઓગણપચ્ચાસ જાતના વાયુ ગણેલાછે. પણ હાલના વિદ્વાનોની શોધમાં મુખ્ય પવનમાં બે જાત છે. તેમાં એક આકસીજન ને બીજી કયારબોનીક, ઓકસીજન હવા સર્વ પ્રાણીમાત્રાને જીવાડેછે. ને કયારબોનીક હવા સર્વના નાશ કરેછે. એ વિના પવનમાં ઘણીક જાતોની ગણના કરીછે. એકંદરીમાં વિદ્વાનોએ અગ્નિ, પવન એ બેઉ તત્વોના સંયોગીપણામાં પાંસઠ જાતના તત્વો શોધી કાઢયાંછે. તેમાં કેટલાંએક તત્વો ધાતુના મિશ્રિતપણા વગરનાછે. ને કેટલાંએકમાં મિશ્રિતધાતુના છે. શુદ્ધતત્વ તેર છે. એનું પ્રમાણ ૧ રતી હાઇડ્રોજન ગણીએ. તો બીજા તત્વોનું કેટલું પ્રમાણ આવે તે ૧ બોરન .૧૧, ૨ બ્રોમાઇન ૮૦, ૩ કયારબોન ૧૨, ૪ કલોરીન ૩૫ાા, ૫ ફલોરીન ૧૯, ૬ હાઇડ્રોજન ૧, ૭ આયોડાઇન ૧૨૭, ૮ નાઇટ્રોજન ૧૪, ૯ આકસીજન .૧૬, ૧૦ ફાસફરસ .૩૧ ૧૧ સીલેનેયમ .૭૯½, ૧૨ સીલીકોન .૨૮, ૧૩ સલફર .૩૨, આ તેરજાત વાયુના તત્વમાંથી નિકળીછે. એમાં હાઇડ્રોજન ને આકસીજન મળવાથી પાણીની પેદાશ થઇછે. એ વિના બાવનતત્વ ધાતુમિશ્રિતથી ઉત્પન્ન થયાંછે. ૧ એલ્યુમીનમ ૨૭½, ૨ એંટીનનિયમ ૧૨૨, ૩ આરસેનીક ૭૫, ૪ બેરીયમ ૧૩૭, ૫ બેરીલીયમ ૧૪, ૬ બીસ્મથ ૨૧૦, ૭ ક્રોમીયમ ૧૦૨, ૮ સીસીઅમ ૧૧૩, ૯ કેલસીઅમ ૪૦, ૧૦ સીરીઅમ ૯૨, ૧૧ ક્રોમીયમ ૫૨½, ૧૨ કોબાલ્ટ ૫૯, ૧૩ કોપર ૬૩ાા, ૧૪ ડાઇડીમીઅમ ૯૬, ૧૫ એરબીયમ ૧૯, ૧૬ ગોલ્ડ ૯૭, ૧૭ ઇન્ડીયમ ૭૧, ૧૮ ઇરીડીયમ ૧૨૭, ૧૯ લોઢું .૫૬, ૨૦ લેનથેનમ ૯૨.૮, ૨૧ લેડ ૨.૭, ૨૨ લીથીયમ .૭, ૨૩ મેગનેશીયમ ૨૪, ૨૪ મેંગેનીસ ૫૫, ૨૫ મરકયુરી ૨.૦૦, ૨૬ મોલીબડીનમ ૯૬, ૨૭ નીકલ ૫૯, ૨૮ નાયોબીયમ ૯૭½, ૨૯ નોરીયમ, ૩૦ ઓસીમીયમ ૧૯૯.૫, ૩૧ પેલેડીયમ ૧.૬ ૩/૫, ૩૨ પ્લેટીનમ ૧૯, ૩૩ પોટોસીયમ ૩૯, ૩૪ રોડીયમ ૧૦૪ ૨/૫, ૩૫ રૂબીડીયમ ૮૫ ૨/૫, ૩૬ રૂથેનીયમ ૧૦૪ ૨/૫, ૩૭ રૂપુ ૧.૮, ૩૮ સોડીયમ ૨૩, ૩૯ સ્ટ્રોનસીયમ ૮૭½, ૪૦ ટેનટેલમ ૧૩૭ ૩/૫, ૪૧ ટીલુરીયમ .૧૨૯, ૪૨ ટરીબીયમ ૪૩, થેલીયમ ૨.૪, ૪૪ થોરીયમ ૧૨૯, ૪૫ ટીન ૧૧૮, ૪૬ ટીટેનીયમ ૫૦, ૪૭ ટંગસ્ટન ૧૮૪, ૪૮ યુરેનીઅમ ૧૨૦, ૪૯ વેનેડીયમ ૧૩૭½, ૫૦ ઇટ્રીયમ ૬૮, ૫૧ ઝીંક ૬૫ ૨/૫, ૫૨ ઝીરકોનિયમ ૭૯ ૩/૫,

આ તત્વમાં સોડીયમને ક્લોરીનના મિશ્રિતપણાથી મીઠું બનેલુંછે ક્લોરીન એક વાયું છે. ને સોડીયમ એક ધાતુ છે ને એ બેઉ હડહડતાં ઝેર છે. પણ મિશ્રિતપણાથી ઉપયોગમાં આવ્યાંછે.

આ શોધ પ્રત્યક્ષ પ્રમાણરૂપે સર્વના ઉપયોગમાં આવીછે. ને ઉપરના તત્વોની જાતી પાસે અનેક પ્રકારના કર્તવ્યકર્મ કરાવવા માંડર્યાં છે. જેમાંથી રસાયણશાસ્ત્ર વા ડાકટરીજ્ઞાન ને સંચાકામ જેકે વરાળ યંત્ર, ટેલીફોન, વિજલીના તાર, વિમાન વિગેરે હાથ લાગ્યાંછે. તેમજ પૃથ્વી એ તત્વછે, પણ સત્ય જોતાં એ તત્વ ગણાતું નથી, કેમકે એની ઉત્પત્તિ અગ્નિમાંથી થઇ. તે એવી રીતે કે, 'સૃષ્ટિ ઉત્પત્તિ પૂર્વે માહાન તેજોમય સૂર્યના સ્વયંપ્રકાશીત એક અગ્નિનો જે ગોળો હતો. આ અગ્નિનો સ્વભાવ એવોછે કે, અગ્નિ પોતાની ગરમી બાહેર ફેંકે છે. પણ તે ફેંકેલી ગરમીને પાછી પોતાને વિષે આકર્ષણ કરી શકતી નથી. આ મુળતત્વથી પેલા તેજોમય ધગધગતા ગોળામાંથી સૂર્યના કિર્ણોની માફક અનંતકોટ અગ્નિના સુક્ષ્મ તરખલાઓ ગરમીની સાથે વા ગરમીના આકારથી આખા અપરમપાર અપાર અવકાશ (ખાલી જગ્યા)માં ઘણે દુર સુધી એટલે જયાં પેલા ગોળાની ગરમી પોહોંચી શકિત ન હોતી તેટલે સુધી ઉડયા ચાલ્યા ગયા હતા. અહિઆં ગરમીના દીઠામાં ફકત ખાલી જગ્યા હતી. આ ખાલી જગ્યા વા આકાશમાં એ આવેલી ગરમીના સુક્ષ્મતત્વોને આસ્થાનમાં અંધ-કાર જેવો દેખાવ નડતો હતો, સારાંશ કે અંધ-કાર ન હોતો પણ પવનનો માહાન મોટો અપરમપાર, અપાર જથ્થો હતો. આ જથ્થાના સંબંધથી પેલા અગ્નિના તત્વોને થંડક પોહોંચતી હતી, તેથી પેલાં તરખલાઓ થંડા પડી જતા હતા, ને એઓ વાયુના આચ્છાદનમાં એકત્ર થએલા મહાન સ્વરૂપમાં સ્થિર થતા ચાલ્યા. એવી રીતથી ગરમીના તત્વો અનંતકાળ થયાં આવ્યાં કરતાં હતાં, તેમ તેમ થંડા પડી એકત્ર થવા લાગ્યાં. આવા પ્રકારનો કૃમ ચાલતાં અગણિત કાળ વહી ગયા ને તેમાં અનંત-કોટ તરખલાઓનો અમાપક જથ્થો થતો ચાલ્યો. આ જથ્થાના વધવામાં એ તત્વો માંહોમાંહે એક બીજા સાથે મજબુતીપણામાં મળી ગયાં એટલે એવા અસંખ્ય મિશ્રિત તત્વોનું પડ બનેલું જણાયું. આવા પ્રકારથી ઉપલાં બનેલાં પડને વિષે ગરમીના તત્વો થંડા પડવાને લીધે આવક વધતો ગયો, તેમ તેમ પેલું પડ પ્રૌઢાકૃતિને પામતું ગયું, જેથી તે પડ પૃથ્વીરૂપમાં હાજર થયું, સારાંશ કે અનંતકોટ અસંખ્ય, અપરંપાર અપાર તત્વોના મિશ્રિતપણાથી પૃથ્વીનું બંધારણ થઈ આવ્યું. જયારે પૃથ્વીનો આકાર પોળાણમાં ગોઠવાઇ ગયો કે વાયુની થંડી ને પેલા તેજોમય ગોળામાંથી નિકળતી ગરમી એવા શરદી ગરમીના સંયોગથી વા' વત્તા ઓછા તત્વોના મિશ્રિતપણાથી વનસ્પતિ આદિકની પેદાશ થઈ આવી. વનસ્પતિની ઉત્પત્તિમાં ઉપર પ્રમાણેનો ફેરફાર થવાથી પૃથ્વીના પડો ગોઠવાઇ જવા લાગ્યાં. આ ગોઠવાયલાં પડોના કૃમે કરીને પ્રાણી-

ઓની ઉત્પત્તિ થઇ આવી, એ પ્રાણીઓની ઉત્પતિ ઘણાએક કાળ ચાલુ રહ્યા પછી ઉપલા ક્રમના સંયોગીપણાથી મનુષ્ય ઉત્પન્ન થઇ આવ્યું; તેથી સૃષ્ટિનું ઉપાદાન કારણ અગ્નિને ગણ્યોછે. કેટલાક ધારેછે કે, જ્યારે સૂર્યમાંથી ગરમીના તત્વો થંડા પડીને સ્થિર થતા જાય છે, ને તેનું પડ ગોઠવાતું જાય છે. એવા પ્રકારના વ્યેહવારથી ઘણે કાળે જ્યારે સૂર્યની સર્વ ગરમી નિકળી જશે, ને તે પૃથ્વી વિગેરે અનંત ગોળાઓમાં, જેવાકે, ચંદ્રગોળ ભૂગોળ તારામંડળ વિગેરેના આકારો વૃદ્ધિને પામતા જશે, ત્યારે સૂર્યના સ્વરૂપમાં અંધ-કાર થશે, ને સૂર્યનો ચાલતો વ્યેહવાર બંધ પડશે.

કેટલાક ધારે છે કે, સૃષ્ટિકાળે પૃથ્વીનો આકાર માહાનમોટો હતો, પણ પૃથ્વીના સુક્ષ્મ અનંત-કોટ તત્વો બાહેરના પોળાણમાં જાયછે, તેથી એનું વજન કમી થતું જણાયછે, તે એવી રીતે કે, પૃથ્વી પોતાના આંસ (ધરી) ઉપર ફરેછે, ને તેને ત્યાં હવા વિગેરે પદાર્થોથી ઘર્ષણ પોહોંચેછે, જેથી કરીને એના તત્વો બાહેરના પોળાણમાં ઉડી જાય છે. આ બે પ્રકારમાં કયી ખરી વાત છે ને કયી ખોટી છે, તેનો સત્ય પત્તો હાથ લાગતો નથી. હાલમાં પ્રત્યક્ષ પ્રમાણથી શોધ કરવામાં આવેછે, કે જેવી રીતે આકાશ કાંઈજ તત્વ નથી, તેવીજ રીતે અગ્નિ કાંઈજ તત્વ નથી, કેમકે જેનામાં વજન હોય ત્યારેતે વસ્તુ તત્વવાળી ગણાય પણ અગ્નિમાં કાંઈ વજન નથી. જ્યારે વજન નથી, ત્યારે એ તત્વ ન કેહેવાય. જુઓ, આપણે પાંચ શેર શુદ્ધ સોનાનો ગઠો લઇને અગ્નિમાં ગરમ કર્યો, ને પછી તે ગરમ થએલાને તોળ્યો, ત્યારે સમજો કે કદાપી ગરમીની અસરને લીધે વજન વધ્યું, પણ જ્યારે તદન થંડો પડી ગયો ત્યારે પાછો તોળ્યો, તે સમયે અસલ વજન જે હતું તેજ કાયમ રહ્યું. આ પ્રત્યક્ષ પ્રમાણથી શોધ થાય છે કે ગરમીમાં સુક્ષ્મ તત્વોના ભાગો રહેલાજ નથી, પણ એની આકૃતિ આકાશના જેવી ખાલીજ આકારવાળીજ છે, તેથી સ્પૃષ્ટતાથી કેહેવામાં આવે છે કે અગ્નિ પણ તત્વ નથીજ, વાસ્તે વિદ્વાનોએ જે શોધો કર્યાછે, તે શોધો પોતાની તર્કશક્તથી કરેલા છે, આ મુળતત્વ ઉપરથી નક્કી થાયછે કે, તમારૂં તર્કજ્ઞાન તદન મિથ્યાછે, ને આ દ્વિભુતની જે યોજના કરેલીછે તે પણ મિથ્યાછે. પરંન્તુ વિદ્યાકતજ્ઞાનમાં પંચ-ભુત ગણેલાંછે, તે કદાપી ખોટાં હોય તોપણ, મનુષ્યમાત્રના અનુભવમાં રાત્રીદીવશ આવે છે, તેથી એ પ્રત્યક્ષરૂપે માન્ય કરવામાં અડચણ જરા પણ હમો લેતા નથી.

સૃષ્ટિ ઉત્પત્તિના પૂર્વકાળમાં શું હતું, એનો શોધ જગત્‌માં કોઇને થયો નથી, થવાનો નથી ને થશે નહીં, તથ્યપી એટલું તો શોધ છે કે, સૃષ્ટિ ઉત્પતિ સમયમાં પંચ-ભુત જણાતાં હતાં ને એનો સંબંધ એકસરખો સદાનો કાયમજ છે વા સૃષ્ટિ ઉત્પત્તિ કેવા નિયમથી બની એ કોઇને ખબર જરાપણ થઇ નથી, કેમકે જેટલી ધર્મોમાં યોજનાઓ થએલીછે. તે સર્વે તદન ખોટીછે. કારણકે સૃષ્ટિ બન્યા

પછી થએલે કાળે વા તેજ સમયે મનુષ્ય ઉત્પન્ન થયું એમ નથી. ત્યારે તેનામાં ઉત્પત્તિનું જ્ઞાન કાયમ હતું કે નહી, તે આપણાથી નકેહેવાય. પણ સર્વ ભાષાનું મુળ સંસ્કૃત કરે છે. ને એના વેદગ્રંથની ઉત્પત્તિની તપાસ કરતાં એ ઇશ્વરરૂપ ઠરેછે. ત્યારે એ ગ્રંથના જ્ઞાનમાં જે લખાયું છે. તેજ આપણે સત્ય માનવાનું રહયું. કેમકે બીજું સર્વ જ્ઞાન તર્ક બળે ઉત્પન્ન થએલુંછે, તેથી કરીને કેહેવું પડેછે કે, વેદનું જ્ઞાન તર્કબળે લખાયું એમ વિદ્વાનો પણ કબુલ કરી શકશે નહીં આ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે, નાસ્તિક જ્ઞાન કાંઇ તદન ખોટું નથી. કેમકે એમાંથી પણ જગતને મોટો લાભ મળ્યો છે. પરંતુ વિદોકતજ્ઞાનની જે ગુહ્ય રચના નસમજાયાથી એકદમ તર્કજ્ઞાનના આધારથી જે લોકો ધકકો લગાડવા માગેછે, એથી કાંઇ એ મહાનપ્રોઢાકૃતિરૂપ જ્ઞાનને જરા પણ લાગતો નથી, પણ પોતાની બેવકુફી જાહેરમાં આવેછે, આ નાસ્તિક જ્ઞાનના પરીબળથી યુરોપમાં લૈડીસને વાન્ટિનસ નામના ધર્મો ફેલાયલા છે. ને આપણા દેશમાં ચાર્વાક મતનો વિરાગી બોધધર્મ પ્રગટ થઇ આવ્યો છે.

## પરમોશક ધર્મ.

બૌદ્ધનાં પ્રગટ થવા અગાઉ એક પરમોપાશક ધર્મ હતો. જેમાં ઇશ્વર શુ ખાયછે! એ વિચાર ઉપરથી નક્કી કરેલું કે, તે કાંઇ દ્દિભૂતના તત્વોવાળી ચીજ ખાતા નથી. પણ ચૈતન્ય એવા આત્માનો આહાર કરે છે. તે ઉપરથી જગતના સર્વ પ્રાણીઓમાં જે ચૈતન્ય વ્યાપક છે. તે સર્વના કરતાં મનુષ્યનો આત્મા વધારે શ્રેષ્ઠછે. તેથી એનો ભોગ આપવાથી પ્રભૂ પ્રસન્ન થાયછે. પણ મનુષ્યવર્ગની અંદર—જે પુરૂષ ઘણાં લોકોને ઉપયોગી હોય તેવા પુરૂષનો આત્મા ઇશ્વરને પ્રિય છે. જેમ રાજા તેથી રાજાનો આત્મા વિશેષ પ્રિયતાવાળો છે. પણ સાધારણવર્ગની પ્રજામાં વા દરેક માણસના કુંટુંબમાં વૃદ્ધ એવાં ઉપયોગી માતા પિતાનો આત્મા શ્રેષ્ઠ છે. તેથી એવાં માણસોને ઇશ્વરના નામપર સ્મરણ કરાવી તલવારથી ભોગ આપતા હતા.

## બૌદ્ધ ધર્મ.

જળપ્રૈળયમાં બચનાર એક કુંભાર કુંભારણી હતાં, તેથી પ્રજાની વૃદ્ધિ થઇ, જે ઉપરથી પ્રજાપતિની પ્રજા ગણાઇ, તેમજ બૌદ્ધ ધર્મિ લોકો કહેછે કે એ પ્રળયમાંથી બચનાર પૈયરૂન કરીને એક પુરૂષ હતો, મુસલમાન ધર્મમાં બચનાર નુહ પુરૂષ વા નોવા કરીને પુરૂષ હતો, સારાંશ કે જળપ્રળયની સાબીતી સર્વ ધર્મની પ્રજા આપેછે, તેમાં પ્રળય પછી દુનિઆં આબાદ થવા માંડી, બુદ્ધ નામનો એક મહાપુરૂષ થયો હતો, પણ તેનું મુળ ઠેકાણું, તેના ઉપદેશનો ક્રમ વિગેરેની ખરી શોધ હાથ લાગી નથી, કે તે કયા જમાનામાં થયો! જેને એ લોકો બુદ્ધ કહે છે. તે પુરૂષ જૈનધર્મવાળા વર્દ્ધમાન (માહાવીરસ્વામી) કદાપી હોય! આ પુરૂષ ક્ષ-

શ્રીયકુલ્લના મગધપ્રાંતમાં જન્મ્યો હતો, ને એની અગાઉ જરાસંધ રાજા હતો. એણે દેશવિદેશ ભાષણો આપી સભાઓ સ્થાપી ને વૈરાગ્ય દયા ધર્મ પ્રસિદ્ધ કીધો. એમાં જ્ઞાનને બુદ્ધિના પ્રમાણો માન્યાં છે, પણ ઇશ્વરકૃત્ય શાસ્ત્રો કોઇ નથી. આ ઉપદેશમાં દયા, સત્ય, શુદ્ધભાવ, કાળ, એ ચાર તત્વ ગણ્યાં છે સારાંશકે આજથી અઢી હજારવર્ષ ઉપર કોનફ્યુશિયસે નીચે પ્રમાણે બૌદ્ધધર્મ પ્રવર્તાવ્યો.

એનું જુનામાં જુનુ મત એવું છે કે, જગકર્તા ઇશ્વર નથી, પ્રકૃતિ અનાદિ ને અવિનાસી છે. એનામાં જગતુ ઉત્પન્ન કરવાની શકિત છે, તે શકિત જગતને સૃજે છે, પાળે છે, ને નાશ કરી શકે છે. પ્રકૃતિની દરેક રજકણના કણમાં ચૈતન્ય—બુદ્ધિ તત્વ ને ઇચ્છા તત્વ, ચિકિર્ષા (કોઇ મતમાં અંહકારને ગણેછે) એ બન્ને વા ત્રણેના મળવાથી જે સ્વરૂપ, ભૂત બુદ્ધ પ્રથમ ઉત્પન્ન થાય છે. તે બુદ્ધ કેવળ શરીર મનની એ[illegible] રહિત છે. બૌદ્ધશાસ્ત્રની ઉત્પત્તિ ગૌતમ ઋષિના ધોરણ ઉપરથી ઉત્પન્ન કરવામાં આવીછે આ સૃષ્ટિની ઉત્પત્તિ મનુષ્યનો આત્મા ને તેની શકિત એ બેના સંયોગ થતાંની શાથેજ થઇ આવી વા જે રૂપમાં હાલમાં છે, તેવાજ રૂપમાં અનાદિકાળે હતી, એના ઉત્પન્નકર્તા કોઇજ નથી, સૃષ્ટિ સ્વરૂપ કર્મમય છે, એ ધર્મની મુખ્ય આજ્ઞાનીચે પ્રમાણેનીછે, માંસ ન ખાવું, મદિરાપાન ન કરવું, જીવહિંસા ન કરવી, જુઠુન બોલવું, વ્યભિચાર નકરવો, પ્રાણીમાત્ર પર દયા રાખવી, અપવાસો કરવા, યોગાભ્યાસ કરવો જાતીભેદ ન માનવો, કંદ, મુળ ખાવાથી ને એકાન્તવાસમાં સ્થિર થવાથી જીવનુ ખરૂં સ્વરૂપ ધ્યાનમાં આવે છે, ધર્મનું મુળ ઉત્પન્નકર્તા ગૌતમ મુનીછે, એના આચ્ચાર્યો એવા ધર્મનિષ્ટ રહેછેકે પોતાની આખી જીંદગાનીમાં બીલકુલ સ્રીસંગ કરતા નથી, તેમ સદા બ્રહ્મનિષ્ટ અખંડ સમાધિવાળા ને તાર્કીકજ્ઞાનને પામેલા હોય છે. એ માર્ગના ધર્માચ્ચાર્ય પુરૂષોના કપડાં, પુસ્તક, દાંતનીશેવા, પોતાના મંદીરમાં કરવાનો રીવાજ ચાલુ છે, એના સંબંધથી મુર્તિપુજાનો સંપ્રદાય નિકલ્યો છે. આ રીવાજને શાકયમુનિએ પણ બાહાલ રાખેલ છે, આ જુના મતને સિંહલદ્વિપના લોકો માને છે.

## બૌદ્ધનો બીજો મત.

સર્વ શકિતમાન એક પરમેશ્વર છે, તે સ્વર્ગમાં રહેછે, તેણે આ પંચ-માહાભૂત ને એની અંદરની સર્વ રચનાને ઉત્પન્ન કરીછે. તેને દુર્ગુણ પસંદ નથી. પણ સદગુણ, સદકર્મ, સદવિચારને જોઇ પ્રસન્ન થાયછે. તે સર્વની હકીગત જાણે છે. તે અતર્યાંમીરૂપથી સર્વત્ર બિરાજમાન થઇ રહયો છે, જેથી ગુપ્તકર્મ જાણી શકેછે. એનોસિદ્ધાન્ત એવોકે સર્વ પ્રાણીમાત્રોના ઉપર પોતાના જાતી ભાઇઓ પ્રમાણે સ્નેહનીતિ રાખવાં, દરેક મનુષ્યને પોતાના શુભાશુભ કર્મ લેપન થાયછે. ઇશ્વરની ભકિત કરવી પુનર્પિજન્મ છે, આ જગતમાં સત્ય ન્યાયને

પવિત્રતાથી ચાલવું, રાજ્યનો હુકમ ધર્મની આજ્ઞાઓનું ઓલંઘન ન કરવું. પરોપકાર પરમાર્થ કરવાને ચુકવું નહી. તેમજ પોતાના વડીલોની, ગુરૂઓની વા માહાત્માજ્ઞાનીપુરૂષોની પ્રતિમાને પુજવી, ધર્મની સર્વ ક્રિયાઓ પાળવી. માણાંત થતાં ધર્મ છોડવો નહીં.

## બૌદ્ધનું ત્રીજું મત.

એમાં સર્વથી અળગ અગોચર એક ચૈતન્યપદાર્થછે, પ્રકૃતિ ચૈતન્યથી ન્યારીછે, પણ મળેલી નથી. એ ચૈતન્યતત્વજ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિને પાળણ કરી શકેછે. આ ચૈતન્ય બુદ્ધ ને વિચારતત્વથી પણ કૈવલ્ય ચેષ્ટારહિત ન્યારાપણામાં સ્થિરછે, છતાં કેટલાએક કહેછેકે, એ સ્થિરચૈતન્યસ્વરૂપ પ્રકૃત્તિના સંયોગથી એક પુરૂષ ઉત્પન્ન કરેછે, ને તે પુરૂષ જગતની ઉત્પત્તિ કરેછે, એ ઉત્પત્તિ કરનાર પુરૂષ, પોતાના તત્વમાંથી પાંચ વા સાત બોધિસત્વો—પોતાના જેવા આકાર ઉત્પન્ન કરેછે, સારાંશ કે પોતાની એક કાયામાંથી પાંચ વા સાત બીજી નવી કાયાઓ ઉત્પન્ન કરીદેછે. આ ઉત્પન્ન થએલાં બોધિસત્વો પણ પોતાના અકેકા આકાર ઉપરથી અકેકું જગત્ ઉત્પન્ન કરે છે. આ રચના એમ્રાકો વારાફરતી ચલાવ્યાં જાય છે, તે એવા નિયમથી કે, પોતાનું રચેલું જગત્ સ્વભાવિકપણે આપોઆપ વૃદ્ધિનેજ પામ્યા કરેછે. કેટલાક કહેછે કે, એ બોદ્ધિસત્વો પોતાની કાયામાંથી બીજાં નવાં સ્વરૂપો વા ભુતો ઉત્પન્ન કરેછે, ને તેઓ એઓનાં તરફનું કામ કર્યા જાયછે, કેટલાક કહેછે કે, જે બોદ્ધિસત્વો એ હાલનું જગત્ રચ્યુંછે. તેણે સત્વ રજને તમ એ ગુણની ત્રણ આકારવાળી દેવીઓ ઉત્પન્ન કરી છે, ને એ દેવીઓ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિને પ્રળયનું કામ કરતી ચાલી જાયછે. આ મનુષ્યની સૃષ્ટિમાં પ્રકૃતિથી ઉત્પન્ન થએલાં તત્વો (ભુતો વા પ્રાણીઓ) અનેક જન્માંતરોને ભોગવી કર્મ ને તપનાપ્રતાપથી પુર્ણરીતે સ્થિરચૈતન્યતાના પદનેપામે છે. આ સ્થિર ચૈતન્યના સ્વરૂપમાં લિન્ન થએલાં પ્રાણીઓને બુદ્ધ કહેછે. આવા પ્રકારથી થએલાં બુદ્ધોને આદિબુદ્ધ વા મનુષ્યબુદ્ધ કહેછે, તેમજ સ્થિરચૈતન્ય એટલે પરમેશ્વરના તેજથી વા ઉપર બતાવેલાં બોદ્ધિસત્વો (ધારણ કરેલાઆકાર) એ આદિબુદ્ધના અંશછે, ને છેલ્લીવારે તેઓ પોતાના તેજથી મળી જાયછે. આ મતને ચીન તથા નેપાળના લોકો માનેછે.

આ જગત્‌માં તથા બીજા થએલા જગતોમાં મનુષ્ય બુદ્ધો ઘણાં થઇ ગયાં છે, ને છેલ્લા સાતમા ગૌતમે હાલના બૌદ્ધધર્મનો ઉપદેશ કર્યો, ત્યારે એ બુદ્ધોથી પણ ઉતરતી પદવીના અનેકબુદ્ધોછે, એવો અભિપ્રાય દરશાવ્યો હતો, આ ઉતરતી પદવીના બુદ્ધો પોતાની તપશ્ચર્યાના પ્રતાપે કરીને પુર્ણચૈતન્યતાની પાસેજ આવીને સ્થિર થઈ રહેલાંછે. આ બુદ્ધો શિવાય પૃથ્વી તથા સ્વર્ગમાં રહેનારાં બુદ્ધો ( ભુતો ) તે દેવરૂપ છે, એઓમાં બે વર્ગછે, એક સંસારી ને બીજા સાધુ, કોઈ પણ સંસારી સાધુ થઇ શકેછે. આ લોકો વેદોક્તધર્મને મા-

નતા નથી, તેમજ એઓમાં જાતિભેદ નથી, સાધુ પુરૂષોએ એકાન્તમઠમાં રહેવું, પીળો જભ્ભો પેહેરવો, અડવાને પગેચાલવું, માથુ ને દાઢીમુડાવવી, પરાણવું નહીં, કેટલાએક એકઠા થઇને નિમેલી પુજા કરવી, બધાઓએ ઓરડામાં સાથે બેસી જમવું, સુવાની વેળાએ કેટલીક ક્રિયા કરવી, અઠવાડીઆમાં એક વખત સૌએ સાથે સ્નાન કરવું. એ શિવાય કોઇપણપ્રસંગે પોતાના મઠ છોડવા નહીં, મઠની અંદરના દેવળમાં કોઇને આવવા દેવાનહીં, લોકોને સારૂં મઠની બાહેર દેવળ બાંધેલાં હોયછે, ઝીણાં જીવો પેટમાં જાય તેને સારૂ એ લોકો બપોર પછી ખાતા પીતા નથી, આ ધર્મના લોકો સાધુઓના હાડકાં વાળ દાંત દાઢી એઓના ઉપર ઘંટાકારની સમાધિઓ બાંધેછે, બુધ્ધોની પ્રતિમાને કોઇ કોઈ ઠેકાણે ઉભી વા પલાંઠી વળાવી અક્કડ બેસાડેલી હોયછે. તેમના માથાના વાળ વાંકડીઆ હોયછે. જીતેંદ્રિય થવું, પરોપકાર, પરમાર્થ કરવાં, ધ્યાન કરવાનો અભ્યાસ પાડવો, નિર્વાણપદ વિષે શાકયમુનીએ કહ્યુંછે કે, વસ્તુઓ સ્વભાવથી ઉત્પન્ન થાય છે. ને તે સ્વભાવે કરીને અનેક રૂપાંતરોને પ્રાપ્ત થાયછે. પણ તેઓ સર્વ અંતે સુન્યતામાં દાખલ થાયછે, જન્મ એક વૃક્ષછે, તે માણસના શુભાશુભ કર્મોરૂપી ફળોને આપેછે. એ કર્મોના ફળો તે ફરીના જન્મ સારૂં બીજરૂપછે. મોત એ જુના ઝાડમાંથી નવા ઝાડને પ્રાપ્ત કરાવનારૂં મુળછે. એટલેકે, એક જન્મથી બીજા જન્મને પ્રાપ્ત કરાવનાર બીજછે, આ જન્મ આપનાર મૃત્યુ રૂપી બીજનો ક્ષયકરનાર ઔષડ ધર્મજ્ઞાનને નીતીછે. આ ઔષડ જન્મનું આપનાર મૃત્યુરૂપી બીજની ટીશીરૂપી શકિતઓનો તદન નાશ કરી શકેછે. આ ટીશીઓની શકિતઓ જતી રહેવાથી જન્મરૂપી ઝાડને ફરીથી ઉગવાનો સંભવ નથી, દીવાની જયોતિ જતી રેહેવાથી જેમ અંધકાર ભાસેછે, તેમ કાયામાંથી વિચાર કરનારૂં તત્વ જયારે નાશ પામેછે ત્યારે અંધકાર જેવો જે ભાસ પડેછે. તે દેખાવનું નામ નિર્વાણપદછે. આ ધર્મના લોકોએ જગતની સર્વ પ્રજાઓને જ્ઞાન આપવાને ચુકયા નહી. બુદ્ધના શિષ્ય માધ્યમિક ( સુન્યવાદિ ) આંતરાદિક (અણુંવાદિ) એ બે પ્રકારના નાસ્તિક બુદ્ધછે.

## (બુદ્ધ) માધ્યમિક (સુન્યવાદિ)

એણે પોતાના મતમાં કહ્યું છે કે, સૃષ્ટિ પેદા થવાની અગાઉ વા નાશ થયા પછી કાંઈજ રહેતું નથી. તેથી આદિ, મધ્યને અન્તમાં કાંઇજ નથી. તેથી સર્વનું મુળ અસતજ છે. તે આ નીચેની શ્રુતિ કહે છે.

### શ્રુતિ

**असदेवेदमित्यादाविदमेवश्रुतं ततः। ज्ञान**
**ज्ञेयाऽऽत्मकंसर्वं जगदभ्रांतिप्रकाल्पितम॥**

## અર્થ

આ જગત અગાડી અસત્ હતું ઇત્યાદિ શ્રુતિઓ કહેછે, ને જ્ઞાન જ્ઞેય વિગેરે સર્વ જગત્‌ના પદાર્થો ભ્રાંતિએ કલ્પેલાછે. આ અસત્ સર્વ વસ્તુમાંથી નિર્વિશેષ રૂપ પ્રગટ થયુંછે, તેથી કરીને સુન્યજ પરમતત્વજછે. કેમકે આદિપદજે જગત્‌ની ઉત્પત્તિ તેમાં પ્રથમ કંઇજ નથી, ને અંતપદ જે જગતનો નાશ તેમાં કાંઇ જ નથી. ને મધ્યપદ (વર્તમાનકાળ) માં આ જગત્ પેદા થએલુંછે. એ ભાગમાં આપણને નામ રૂપ, આકાર વિગેરેની અનંતકૃતિ પ્રતિત થઇછે. તેથી આ જગતનું જ્ઞાનજેછે તેપણ નિરધિષ્ઠાનરૂપછે. કેમકે જે વસ્તુ આદિ અન્તમાં દેખાતી નથી, ને વર્તમાન કાળમાં ભાસેછે, એ ખોટીછે. કારણકે અસત્‌ખ્યાતિની રીતે રજ્જુ ને વિષે સર્પ મધ્યરૂપમાં સ્થિર નથી. તેમ એ જગત્‌સ્વરૂપ મધ્યરૂપમાં સ્થિર નથી. એટલે આ વર્તમાનકાળમાં ભાસેલું જગત્ આભાસમાત્ર, મિથ્યાછે. તેથી સુન્યજ પરમતત્વછે. આ ઉપરથી વેદમાં કહ્યુંછેકે આ જગત્ અગાઉ અસત હતું, તેથી અંધકારમય કેહેવાયુંછે. આ અંધકારરૂપી અજ્ઞાનની ભ્રાંતિએ કરી આ સર્વ સત્‌રૂપ જગત્ ભાસ્યુછે. એટલે અસત્ સ્વરૂપની અંદર જગત્ મિથ્યાછે. મતલબકે સત્ ખોટુંછે, સારાંશકે સુન્યજ કાળનો મહાકાળરૂપછે.

આ સુન્યના આવર્ણથી આકાશ અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વી ઉત્પન્ન થઇ આવ્યાંછે. તેથી કરીને સુન્ય સ્વપ્રકાશિતછે, આ સુન્યનું જ્ઞાન સુન્યના જાણવાવાળાના સદભાવથી થાયછે. જયારે સુન્યનું જ્ઞાન થાયછે, તેથી સાક્ષિરૂપ સુન્યજ છે. આ સાક્ષિરૂપી સુન્યની અવસ્થામાં સુન્ય એકયપણાથી સુન્યતાની અંદર નિમગ્નતાથી મળી જાયછે, તેથી સુન્યજ સત્યજ્ઞાન રૂપછે, એ સુન્યની અસતતાને વિષે અનેક પ્રકારની શકિત ઉત્પન્ન થઇ રહેલીછે. તેથી કરીને આ સર્વ પ્રગટ થઇ આવ્યુંછે, સારાંશકે સુન્યજ આત્માછે આત્માને તેનાથી દ્રશ્યમાન થએલી સર્વ ન્યારી ચીજો સુન્યરૂપછે, આ સુન્ય સર્વનું બીજરૂપ હોવાથી પરમતત્વછે. જેમ નિંદ્રાની અંદર સર્વ પદાર્થનો અભાવ થવાથી હું કાંઇજ જાણતો નહોતો એ પ્રતિતિરૂપ વ્યહવાર વિદ્વાનની દ્રષ્ટિથી તુચ્છ અજ્ઞાનરૂપ જે આનંદમયકોશ અવશેષ (કાંઇક) બાકી રહેછે, એજ સુન્યરૂપ આત્માછે, તેથી કરીને સુન્ય, સાક્ષિવાળું, સાક્ષિવગરનું ને સ્વપ્રકાશરૂપ છે.

## આંતરાળાદિક (અણુવાદિ)

આપણા માથાના એક વાળની આણીના ૧૦૦ ભાગ કરીએ, એ ૧૦૦ ભાગમાંના એક ભાગનો વળી ૧૦૦ મો ભાગ કરીએ, તેમાંનો એક સુક્ષ્મ વિભાગ ને મળતી આકૃતિ આપણા જીવનીછે.. તે જીવ જાણવાને યોગ્યછે. એવા પ્રકારથી શ્રુતિ આત્માનો અણુભાવ દરશાવેછે તેથી આત્મા અણુરૂપછે. જેમ

એક પુષ્પની સુગંધ સર્વ જગ્યાપર પ્રસરેછે, તેવીજ રીતે અણુરૂપ આત્માનો જ્ઞાનગુણ આખા શરીરમાં વ્યાપક થઇ રહેયોછે. તેથી કરીને પગથી માથાં પર્યંતમાં જે સુખ, દુ:ખ થાયછે, તેનું જ્ઞાન એકજ કાળમાં સંભવેછે, જેમ ઘડામાં આકાશ રહયુંછે તેમ દેહમાં આત્મા રહયોછે. જેવી રીતે શરીરના એક ભાગમાં ચંદન ચોપડવાથી તેની થંડીની અસર આખા શરીરમાં વ્યાપી જાયછે. તેમ શરીરના એક ભાગમાં સ્થિર રહેલું અણુનો જ્ઞાનગુણ તમામ કાયામાં વ્યાપક થાયછે.

## જૈન ધર્મ.

આ ધર્મનો પ્રચાર સુમારે ૨૪૦૦ વર્ષ પર હિંદુસ્તાન, ચીન, ટીબેટ, લંકા વિગેરેમાં થયો હતો, એમાં આપણા વેદોકતધર્મનાં જે યજ્ઞ યજ્ઞાદિકર્મો કરવાની પદ્ધતિથી અનેક જીવોનો જે વધ થતો હતો, તે વધ કરવાની રીતભાત ઉપરથી આ પવિત્ર વેદોકતધર્મને હિંસકધર્મ વા નાસ્તિકધર્મનું વિશેષણ આપ્યું હતું. જે ઉપરથી સર્વે પ્રજાએ વેદોકતધર્મ ને છોડી દીધો હતો, ને તમામ પ્રજા એ ધર્મમાં દાખલ થઇ ગઇ. જેથી એ ધર્મે દયા, સત્ય, શુદ્ધભાવ, તપ વિગેરેનો પ્રચાર વધારી દીધો

એમાં જીવ, બુદ્ધિ, આકાશ, કાળ, સ્વર્ગ ને મોક્ષ એવાં છ તત્વ માન્યાંછે. એમાં સ્ત્રી, પુરૂષ બેઉનો મોક્ષ થાયછે. એના સર્વે ગ્રંથ માગધી ને પાલી ભાષામાંછે. એનો સિદ્ધાન્ત જગત્ સત્યછે. જીવ એજ ઇશ્વરછે. જીવ કોઇનાથી ઉત્પન્ન થતો નથી. જીવની શકિત એવીછેકે, એ જયારે પોતાના તેજોમય સ્વરૂપને ઓળખે ત્યારે એ મોક્ષ પદને પામી શકેછે. તેથી અણે પોતાનુંજ ધ્યાન કરવું. જીવને પંચ-ભૂતનો સંબંધ સ્થાઇછે. એ પોતાના કર્મે કરીને સર્વજ્ઞ વા અલ્પજ્ઞ બનેછે. ને તેથીજ કરીને અનેક જન્મ જન્માંતરને પામે છે. એ પોતે અખંડ, નીરાકાર, નીરંજન, જયોતિરૂપ, અજર, અમ્મર, ને અવિનાસીછે. આ પંચ-માહાભૂત એ જીવના અજ્ઞાનનો દેખાવછે, એ ચૈતન્યરૂપ હોવાથી એની શકિતએ જગત્ ઉત્પન્ન કર્યુંછે. જીવ જયારે પોતાના જ્યોતિરૂપને જાણેછે, ત્યારે તે પોતાની મેળેજ નીરાકાર, નીરંજન થઇ જાયછે, તેથી મોક્ષ એ જીવના સત્ય સ્વરૂપમાં લિન્ન થવું એજછે. જીવની અજ્ઞાનતા દુર કરવાસારૂં વા સત્ય સ્વરૂપની ઓળખાણ સારૂં પવિત્રતા, અપવાશ, ધ્યાન, ધારણા, યોગભ્યાસ કરવો એ પરમપુરૂષાર્થછે. આ જગતૂના સર્વે આકારો જીવના સ્વરૂપો છે. આ સૃષ્ટિનો ઉત્પત્તિક્રમ પંચભૂતના ફેરફારથી બન્યોજ રહેછે.

આ સૃષ્ટિ પ્રારંભકાળમાં જળરૂપ હતી. પાછલથી વનસ્પતિ આદિકની ઉત્પત્તિ થઇ આવી. તેમાં પશુ, પક્ષી આદિક પ્રાણીઓ રહેતાં હતાં, બાદ ઘણાંએક કાળે મનુષ્યની ઉત્પતિ થઇ આવી. આ ઉત્પત્તિને જોરીઆંની સૃષ્ટિ નામે બોલાવતા હતાં. આ જોરીઆંને લોકોમાં જોડકાં કહેછે. કોઇપણ સ્ત્રીને પ્રસવ સ-

મયે છોકરો છોકરી જ્યારે શાથે અવતરેછે. તે અવતરનારાં બચ્ચાંઓને જો-રીઆં કહેછે, સારાંશકે સૃષ્ટિકાળમાં દરેક સ્ત્રીઓને જોરીઆં અવતરતાં હતાં. તેથી તેટલાકાળને જોરીઆંની સૃષ્ટિના નામથી બોલાવીછે. આ પ્રસન્ન થનારાં જોરીઆં ધણીધણીઆણીના સંબંધમાં વરતતાં હતાં. એમાં બે છોકરી શાથે અ-વતરતી તેઓને બેહેન તરીકે ગણતાં હતાં. ને બે છોકરા શાથે અવતરતા તે-ઓને ભાઇના સંબંધમાં ગણતાં, ને છોકરો છોકરી શાથે અવતરતાં તેઓને સ્ત્રી, પુરૂષના ધર્મમાં ગણતા હતાં.

આ પ્રજાની સ્થિતિ કેવળ અજ્ઞાનતાવાળી પશુઓના જેવી હતી, એ પ્રજામાં કોઇપણ જાતનું જ્ઞાન નહોતું, પણ તેઓમાં આહાર, નિંદ્રા, મૈથુન, ભય, પ્રીતિ એ લક્ષણો હતાં. તેમ એ પ્રજામાં ભાષા નહોતી. પણ દેહના ઉપર પડતું કષ્ટ જેવું કે, ભૂખ, તરસ, વિગેરેની સર્વ આફતો દરશાવી શકવાને સારૂં દેહચલનના નિશાનો સ્વભાવિક આવડતાં હતાં. એઓને જ્યારે ક્ષુધા લાગતી હતી, ત્યારે તેઓ એક કલ્પવૃક્ષ નામના ઝાડતળે ઉભા રહી પોતાનું મ્હો ઉંચું કરી આહા હા, હા, એવા શબ્દનો ઉચ્ચાર કરી પોતાના પેટને બેઉ હાથેવતી ઠોકતાં હતાં, એટલે તરતજ તે ઝાડના ઉપરથી પવન ફેલાતો હતો, આ આવનાર પવનને તે-ઓ પ્રાસન કરતાં હતાં, ને ધરાયા બાદ જંગલમાં રવડતાં ફરતાં હતાં. આ કૃ-ત્યકર્મ ઉપરથી તેઓને મેહેનત મજુરી કરવી પડતી નહોતી. પણ કુદરતી પો-ષણ મળતું હતું, તેથી તેઓ હજારો વર્ષ જીવતાં હતાં, છતાં એ પ્રજાનો પાછલ-થી પુષ્કલ વધારો થઈ ગયો, આ જોરીઆંની સૃષ્ટિને ઘણાએક કાળ થયા પછી ઋષભદેવ (સાચાદેવ વા આદિનાથ) નામના એક પુરૂષ તે પ્રસંગે ઉત્પન્ન થઇ આવ્યા, આ પુરૂષ તે આ જગતના આદ જીવ એઓ પોતાના નીરાકાર, નીરંજન સ્વ-રૂપથી સર્વત્ર પ્રકાશી રહયા હતા, તેજ પુરૂષ ઋષભદેવ નામથી પ્રગટ થઇ આ-વ્યા, આ પુરૂષને પેહેલા તીર્થંકર (મુક્તિકર) કહેલાછે. તીર્થંકર એટલે જે પુરૂષને ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલ્ય નિર્વાણ એઓ પ્રાપ્ત થએલાં હોય તેને કહેછે. આ પેહેલા તીર્થંકર ચોવીસમાં અસમાન પર રહેતા હતા, ત્યાંથી આ લોકમાં પધાર્યા, ત્યારે એમણે તમામ જોરીઆંની પ્રજાને એકત્ર કરી તેઓને ભાષાઓ શિખવી બાદ અનેક જાતની વિદ્યાઓ જેવીકે શિલ્પવિદ્યા, ખેતીવાડી ધર્મ, નીતી, રાજ્ય, સુથાર, લુવાર, કંસારા વિગેરેના ધંધાઓનું જ્ઞાન, એ શિવાય અનેક પ્રકારના હુ-ન્નર કળા કૌશલ્યતા વિગેરેનું તમામજ્ઞાન, જે આ વર્તમાનકાળમાં દુનિઆમાં ચાલેછે તે તમામ શિખવ્યું. ને ઉપલી સર્વ વિદ્યાથી પ્રજા પોતાના સંસાર વ્યવહ-વારના કામો કરવા લાગી, એટલે જગતના તમામ નિયમો ચાલુ થયા, આ ઋષભ-દેવ (આદિનાથ,) અયોધ્યા (વનિતા) નગરીમાં જન્મ્યા હતા, એમના પિતા નાભિરાજા ને મરૂદેવી માતા કૌશલદેશમાં રાજ્ય કરતાં હતાં, તેમણે એમનું લગ્ન કર્યું હતું. પોતે કેટલાએક વર્ષ રાજ્ય ને સંસાર ભોગવી આખરે સાધુ

થયા હતા, તે સમયે દેશ વિદેશ સભાઓ કરીને ધર્મનો વા ઉપલાં જ્ઞાનનો ઉપદેશ પ્રજાને આપ્યો હતો. એમને ૧૦૧ પુત્ર થયા હતા, તેમાં ૯૮ છોકરા સાધુ હતા, તેઓએ પોતાની જીંદગાની ધર્મ જ્ઞાન વૈરાગ્ય યોગાભ્યાસ ને એકાન્તવાસમાં દીક્ષા લઇને કાઢી હતી, એના નવ પુત્ર નવજોગેશ્વર કેહેવાયછે, તેમણે જનકરાજાને ઉપદેશ કીધો હતો. એના બાકી રહેલા બે દીકરાઓ જેકે બાહુબલ ને ભરત એ લોકાએ રાજય કીધું.

એના મુખ્ય ૪ મુળસુત્ર ૬ છેદ ૧૦ પયન્ના ૧ નંદીસુત્ર ૧ અનયોગસુત્ર મળી ૪૬ ગ્રંથ છે. તેમાં મુખ્યકાળ ધરી ૧ અવસર્પિણી ૨ ઉત્સર્પિણી એવા બે ભેદ કાળની ગણત્રીના બતાવે છે. પ્રત્યેક સર્પિણીમાં છ છ યુગ ગણેછે. એ લોકો કહે છે કે, ૩$\frac{1}{6}$ યોજનના વ્યાસની ૧ યોજન લાંબી મધ્યરેખા વા એકયોજન વર્તુલાકારની એક કોઠી વા ખાડો કરવો, ને તે ખાડામાં નિમાળાના અનંત બારીક વિભાગો કરવા, ને તેવા અનંતકોટ વિભાગોથી તે ખાડો નિમાળાથી ભરી દેવો, બાદ પ્રત્યેક વર્ષે તેમાંથી અકેકો નિમાળો કાઢતાં જેટલાં વર્ષ લાગે છે. તેટલા કાળને એક પલ્યોપમ કહેછે. આવા એકકોટીપલ્યોપમ ને દશકોટી પલ્યોપમે ગુણતાં જેટલા પલ્યોપમ થાય, તેને એક સાગરોપમ કહેછે. આવા એક કોટી સાગરોપમને ચારકોટી સાગરોપમે ગુણવાથી જેટલા સાગરોપમ આવે, તેટલા કાળ આ જગતને થાય છે. સારાંશકે કાળની ગણના અસંખ્ય રહેલી છે.

## ૧ અવ સર્પિણીનું કોષ્ટક.

૧ સુખમા ચારકોટાકોટી સાગરોપમ. ૨ સુખ, દુઃખમા ત્રણ કોટાકોટી સાગરોપમ. ૩ સુખ, દુખમા બે કોટાકોટી સાગરોપમ. ૪ સુખ દુઃખમા એક કોટાકોટી સાગરોપમના ૪૨૦૦૦ વર્ષ કમી. ૫ દુખમાં ૨૧૦૦૦ વર્ષ. એનાથી ઉલટી ઉત્સર્પિણી ગતિ રહેલીછે, એટલે અવસર્પિણીના છ વખતનું ફરવાપણુ તે ઉત્સર્પિણીનો પેહેલો ફેરો સમજવો. એવા છ ફેરા જાણવા, આવી એક સર્પિણીમાં ૬૩ વા ૬૪ શિલાખી (શ્લાધ્ય) પુરૂષ ઉત્પન્ન થાયછે.

૨૪ તીર્થંકર—ઋષભદેવ વિગેરે. ૧૨ ચક્રવર્તી રાજા શગર ભરત—ઇ૦ ૯ બળદેવ—રાંમ, બળરાંમ વિગેરે. ૯ વાસુદેવ કૃષ્ણ, લક્ષ્મણ ઇ૦ ૯ પ્રતિવાસુદેવ—બળી રાવણ, જરાસંઘ ઇ૦.

આ પેહેલી સર્પિણીના જયારે ત્રણ ફેરા થયા હતા, ત્યારે જગતમાં ફકત ધ્યાન, ધર્મ ચાલ્યાં હતાં. બીજા ત્રણ ફેરા ફરવાની અગાઉ પેહેલા તીર્થંકર ઉત્પન્ન થયા હતા. ને એના ચોથા ફેરામાં તીર્થંકર ૨૩ મળી ૨૪ ગણાયાછે. ઉપલા પેહેલા તીર્થંકર ઋષભદેવજી આ જગતમાં ઘણી વખત આવ્યાછે, એમનું આવવાનું પ્રયોજન એવું કે, જયારે આ પવિત્ર જીનધર્મનો નાશથાયછે વા તમામ પ્રજા અધર્મના રસ્તાપર ચાલેછે, ત્યારે પ્રાયશ્ચિતનો ભાગ વધી પડેછે, તે સમયે

એઓ-અવતાર ધારણ કરીને ધર્મનું સંરક્ષણ કરી માહાપાપીઓના અજ્ઞાનનો નાશ કરેછે. એવા ધર્મ રક્ષણ સારૂં ચોવીસ અવતાર લીધાછે, આ અવતારમાં એમણે અનેક તરેહના ચરિત્રો કીધેલાં છે, ને તેમાં પોતાનું ઈશ્વિરી સામર્થ દરશાવી આપેલું છે. આ ચોવીસ અવતારનું બ્યાન વેદોકતધર્મના પુરાણોમાં જે વિષ્ણુજીના ચોવીસ અવતારના વર્ણન સાથે જોડી દીધેલુંછે, તેમાં વિષ્ણુજીના જે ચોવીસ અવતાર થયા તે સર્વ અવતારો અનાચારી અન્યાયી હતા, પણ એના ચોવીસ અવતારો સદાચારી ન્યાયી હતા, તેથી વિષ્ણુજીના અવતારો ને એમના અવતારો વચ્ચે ખટપટ થએલી બતાવીછે. પણ વિષ્ણુજીના અવતારમાં એમના અવતારો સંબંધી કાંઈજ લખ્યું નથી. એમના ૨૨માં તીર્થંકર નેમનાથ કરીને હતા, તેઓ સુરપુરી (આગ્રા)માં સમુદ્રવિજય રાજાની શીવારાણીને પેટે જન્મી બ્રહ્મચર્ય અવસ્થામાં રહી આખરે ગિરનાર પર્વતપર સમાધિનીષ્ટ થયા. આ પુરૂષની તવારીખ નીચે પ્રમાણે બતાવે છે. તે એવી કે પુરાણમાં શ્રી વિષ્ણુજીનો આઠમો અવતાર શ્રીકૃષ્ણ નામથી થયો હતો, તે સમયે એમના ઋષભભદેવજી મહારાજે ઉપલો નેમનાથ નામનો અવતાર ધારણ કીધો હતો. આ નેમનાથ શ્રીકૃષ્ણજીના સગાકાકા સમુદ્રવિજયનો પુત્ર હતો, તેથી શ્રીકૃષ્ણજીને રાત્રીદીવશ એની ધાસ્તી રહેતી હતી, કે મારો પિત્રાઈ ભાઇ મને મારી નાંખી મારૂં રાજ્ય વખતે ભોગવશે. જે ઉપરથી શ્રી કૃષ્ણજીએ નેમનાથજી શાથે યુદ્ધ કીધું. તેમાં શ્રી કૃષ્ણજી હારી ગયા, તેથી કૃષ્ણજીને નામોશી લાગે તેટલા સારૂં હાર્યા ઉપરથી હરી કહેવા લાગ્યા, જેથી જગતમાં શ્રી કૃષ્ણજી હરી નામથી ઓળખાયા. હવે તપાસ કરતાં કૃષ્ણાવતારની અંદરના બ્યાનમાં શ્રી કૃષ્ણજીને કાકો હતોજ નહીં એમ નિકળી આવેછે. સારાંશ એટલોજ કે જૈનધર્મના ચોવીસ તીર્થંકરનુ બ્યાન ઉપર બતાવેલી રીત પ્રમાણે વિષ્ણુજીના ચોવીસ અવતારો સાથે તદન સંબંધીપણું રાખે છે. આ ચોવીસ તીર્થંકરોએ દેશ વિદેશ દયા ક્ષમા શાંતી ભકતી વૈરાગ્ય યોગાભ્યાસ વિગેરેનો બોધ કીધો હતો, ને એ લોકોએ પોતાની આખી જીંદગાનીઓ સાધુપણામાં કાઢી હતી, પણ સંસારસુખ તરફ ધ્યાંન આપ્યું ન હોતું, એવું સ્પષ્ટ વાંચનારને સમજાઈ આવે છે.

એમના ૨૩ માં તીર્થંકરમાં પાર્શ્વનાથ શાલીવાહનના શકની પૂર્વે ૯૦૦ વર્ષે પર થયા હતા, એઓ બનારસ તરફ અક્ષેનરાજાને વામારાણીને પેટે જન્મ્યા હતા, પણ પોતાની આખી જીંદગાંની યોગાભ્યાસમાં ગુજારી સમ્મત શિખરપર સમાધિનીષ્ઠ થઈ ગયા. તેમજ ૨૪ માં તીર્થંકર વર્દ્ધમાન (મહાવીર) સ્વામી પાર્શ્વનાથ પછી ૨૫૦ વર્ષે થયા, એઓ ક્ષત્રીકુંડનગરીમાં ઇક્ષ્વાકુલમાં સિદ્ધર્થ રાજાને ત્રિશલારાણીને પેટે જન્મ્યા હતા, પણ પાછલથી પોતાની ૭૨ વર્ષની વયે પાવાગઢમાં સમાધિનીષ્ટ થઈ ગયા. એમને ૩૦ વર્ષે સંસાર ભોગવી ૧૨ વર્ષે તપશ્ચર્યા કરી ૩૦ વર્ષ પરીઅન્ત ધર્મનો ઉપદેશ કરેલો છે. એના ગોતમાદિ

૧૨ શિષ્ય હતા, તેમજ ચંદ્રપ્રભુ વિગેરે તીર્થંકરોછે.

આદિનાથ દેવલોક થયા પછી તેમના બે પુત્રો રાજ્ય કરવા લાગ્યા, તે સમયે બાહુબળ મહારાજને અદેખાઇ આવી તેથી પોતે પણ રાજ્ય ચલાવવાનો ઇરાદો કીધો, તે ઉપરથી બેઉ ભાઇઓમાં વેર ચાલ્યું. તેમાં મોટો અંટસ વધી પડ્યો. જેથી રાજ્યમાં પક્ષાપક્ષી થઇ ને બે મોટાં તડાં પડયાં. તેમાં એક તડાંના ઉપરી ભરતસ્વામી થયા, ને બીજાના બાહુબળ થયા, બાદ પાછલથી એ બેઉ ભાઇઓ પોતાની પ્રજાના જથ્થાને લઇને દેશ દેશાંતર ચાલી નિકળ્યા.

આ ઉપરથી ભરતે હિંદુસ્તાનમાં વાસો કીધો એ દેશનું નામ ભરતખંડ પાડયું. તેમજ પુરાણોમાં ભરતખંડ નામ પડવાનું કારણ એવું બતાવેછેકે, સાતમા વૈવર્તમનુ હતા, તેમણે પોતાના પુત્રોને આ જગત્નું રાજ્ય વેહેંચી આપ્યું, તેમાં હિંદુસ્તાનનું રાજ્ય ભરતનામના છોકરાની પાસે આવ્યું. તે ઉપરથી એનું નામ ભરતખંડ પડ્યું. હવે વાંચનાર પુરૂષોએ દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરવો કે આબે પુરૂષમાંથી કયો ખરો હશે! પણ ના! ના! ધર્મ ગ્રંથના લખનારાઓએ પોતાના ધર્મનો મહીમા વધારવા સારૂં એવાં અનેક ગપાટાં મારેલાંછે, આવા પ્રકારના અનેક તરેહના અંધેરથી સર્વ પ્રજા ધર્મના દોવાણમાં ગભરાઇ ગઇ છે. બેર પ્રજાનું પ્રારબ્ધ, વૈરના કારણથી ભરતે પોતાની પ્રજામાં સંસ્કૃતભાષાને પવિત્ર જૈનધર્મ ચલાવ્યો ને યજ્ઞયજ્ઞાદિ. નાસ્તીક કવા હિંસક કર્મ બંધ કરાવ્યાં, ને બાહુબળે પોતાની પ્રજામાં અરબીભાષાને મુસલમાની ધર્મ પ્રવર્તાવ્યો. તેથી બેઉના ક્રિયાકર્મ એક બીજાથી તદન ઉલટાં થઇ ગયાં. તે એવાંકે એક ઉગતા સૂર્યને માને ને બીજો આથમતા સૂર્યને માને. એકે ચોટલી રાખી, ત્યારે બીજાએ દાઢી રાખી. આ ઉપરથી બેઉ પ્રજામાં વેરભાવ દ્રઢ થયો. ને એક બીજાથી ઉલટી રીતે વરતવા લાગ્યાં: આકારણથી અનેક ભાષાઓ ધર્મો મત મતાંતો કાયદા કાનુનો રીતભાત વ્યહવાર ક્રિયાકર્મ ન્યારા ન્યારાં થઇ ગયાં. આ જૈનમાં ચાર સંઘ (જનસમુહ ભેદત્વ) છે. ૧ સાધુ ૨ સાધ્વી ૩ શ્રાવક ૪ શ્રાવિકા, એની અંદર, અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અપરીગૃહ એ પાંચ મહાવ્રત આચરવાં, ક્રોધ, માયા લોભ રાગ દ્વેષ કલહ વાદ પિશુનતા પરીપરીવાદ હર્ષ શોક કપટ નિંદા મિથ્યાદર્શન ભય અજ્ઞાન કામ એ સર્વ પાપ છોડીદેવાં, ને મતિ, સ્મૃતિ, અવધિ મનપર્યાય, કેવળ, એ પંચ-જ્ઞાન ગૃહણ કરવાં, તેમ એના પેટામાં ચક્ષુ અચક્ષુ, અવધિ કેવળ એવા ચારદર્શનછે. સાધુઓએ ગોચરી (મધુકરી) માગી પોષણ કરવું, એમાં ગૃહસ્થીએ બારવ્રત પર ચાલવું ૧ કારણ વગર હિંસા ન કરવી, ૨ અસત્ય ન બોલવું ૩ ચોરી ન કરવી, ૪ પરસ્ત્રીત્યાગ ૫ દ્રવ્યસંપાદન કરવામાં કોઇને હાની ન પહોંચાડવી. ૬ મર્યાદશીળ વર્તવું. ૭ મિત્તાહાર રાખવો. ૮ નઠારાં કર્મમાં સલાહ કોઇને ન આપવી, ૯ ધ્યાન મર્યાદા પાળવી, ૧૦ દેશ મર્યાદા પાળવી, ૧૧ સાધુના વ્રત પાળવાં ૧૨ અતિથી વ્રત પાળવું. એમાં પંચનમસ્કારની

વિધિ કહીછે આ પંચ નમકારાં (નમસ્કાર)નો મંત્ર વેદ શાસ્ત્રના નામથી ઊઠા લખ્યાછે.

## પંચનમસ્કાર.

| સંસ્કૃત ભાષા. | માગધી ભાષા. |
|---|---|
| १ नमो अरिहंतानां | ૧ નમો અરિહંતાણં |
| २ नमः सिद्धानां | ૨ નમો સિદ્ધાણં |
| ३ नमो आचार्याणां | ૩ નમો આચરીયાણં |
| ४ नमो उपाध्यानां | ૪ નમો ઉવઝાયાણં |
| ५ नमो सर्वेसाधुनां | ૫ નમો લોએ સવ્વ સાહુણં |

એનો સિદ્ધાન્ત—જગઅનાદિવંત છે. પ્રકૃતિનું ખરૂં સ્વરૂપ જીવછે, પંચભૂત જીવની કૃતિથી થએલાં છે. તેથી જીવહિંસા ન કરવી. વેદ અગ્નિ એઓને ન માનવાં, નિર્વિકલ્પ ધ્યાનાવસ્થા એ મોટું સુખછે. એની પ્રાપ્તિસારૂં યોગાભ્યાસ કરવો, જીવના સંરક્ષણ સારૂં પરમાર્થ પરોપકાર કરવાંજ જોઇએ, જીવનું ખરૂં સ્વરૂપ જે જીવની જયોતિ તેને ધ્યાનમાં રાખવાથી તીર્થંકર જેવાની પદવી પામેછે. એમાં ચાર વેદછે, ૧ સદ્ધર્મવેદ ૨ તત્વાર્થવેદ ૩ આગમાર્થ વેદ ૪ દ્વાદશાંગવેદ એ ધર્મના બાહ્મણ વેદાધ્યન કરેછે. ને તે બીજા બ્રાહ્મણોને મિથ્યા બ્રાહ્મણ કહેછે. એમાં જીવ આકાશ કાળ પરમાણું સિદ્ધજીવ (મુક્તજીવો) વનસ્પતિ એ છને અનાદિ ગણ્યાં છે. એની અંદર પ્રત્યેક પક્ષમાં દ્વિતિયા પંચમી અષ્ટમી એકાદશી ચતુર્દશી પોર્ણિમા અમાવાસ્યા એ તીથીએ તપ કરવાનું કહ્યું છે. હિંદુમાં ગ્રંથારંભ સમયે પ્રથમ શ્રીગણેશાયનમ: લખેછે. તેમ એનામાં ૐનમ: સિદ્ધં લખે છે. એમાં ચારવર્ણછે. તેમાં સાધુપણાના પ્રયત્નમાં મુખ્ય ચાર તત્વ છે. સાધુત્વ એટલે જ્ઞાન સંપાદન કરવું, તે એમાં જીવ જયારે કર્મ રહિત થાયછે, ત્યારે તે તીર્થંકર બનેછે. ને તેજ દેવ કેહેવાયછે. આપણા જીવને અનાદિ કાળથી અષ્ટકર્મ વળગ્યાંછે. તે કર્મે કરીને છુટી જાય છે. ૧ જ્ઞાનાવર્ણીકર્મ ૨ દર્શનાવર્ણીકર્મ ૩ વેદનીકર્મ ૪ મોહીનીકર્મ ૫ નામકર્મ ૬ ગોત્રકર્મ ૭ આયુષકર્મ ૮ અંતરાયકર્મ એઓછે. એમાં પરમસાધુ શીદ્ધની પ્રતિમાનું પુજન કરવું, એ વિચારો બૌદ્ધ જનના સરખાજછે. જૈનોએ નવ તત્વ માન્યાંછે, ૧ જીવ ૨ અજીવ વા નિર્જીવ ૩ પુણ્ય ૪ પાપ ૫ આસ્રવ ૬ સંવર ૭ નિર્જરા ૮ બંધ ૯ મોક્ષ એમાં પાછા અકુકેક તત્વના વિષયોમાં વર્ગ પાડયાછે. જીવ એ આદિ તત્વ છે, ને તે અનેકરૂપમાં વ્યાપક છે. પણ મુખ્ય બે પ્રકારેછે. ગતીકરનારાં પક્ષી કીટ પ્રાણી મનુષ્ય ભૂત દેવ ઇત્યાદિ, અને પૃથ્વી પાણી વાયુ અગ્નિએ ચાર તત્વથી થએલાં તે ધાતુ, એમાં વરાળ ઉદ્ભિજ પદાર્થ ઇત્યાદિ.

એમાં વળી એક બે ત્રણ ચાર પાંચ ઇંદ્રિયો પ્રમાણે જીવોના વર્ગછે. એ પ્રમાણે બીજાં તત્વો વિષે પણ કથનછે. જીવતત્વ અનેક જન્માંતરોને પ્રાપ્ત

થયા પછી નિશ્ચેષ્ટ સ્થિતિમાં આવી રેહેછે, ત્યારે તેનો કેવળ મોક્ષ થાયછે. આ લોકો જાતિભેદ પાળેછે, ને અનેક દેવી દેવતાઓને પણ માનેછે. આ દેવા દેવતાઓ તીર્થંકરોથી ઉતરતી પંકતિનાછે. તીર્થંકરો એ ઉંચી પદવીને પામેલા પરમાર્થનો પ્રકાશવાળા મુકતજીવોછે, પાછલા યુગમાં ચોવીસ હતા, આ ચાલુ યુગમાં ચોવીસ છે, ને હવે પછી ચોવીસ થશે, આ લોકો કહેછે કે હમારા તીર્થંકરોએ તથા માહાનમોટા દેવલોકોએ સ્વર્ગ મૃત્યુ પાતાળાદિ સ્થાનોને છોડી દઇ બાહેર તપાસ કરી વા સમાધિની પેલી મેર જઇ જોયું ત્યારે જયાંહાં ગયા ત્યાંહા અમુક સૃષ્ટિ સ્વરૂપ દેખાયું તેથી જગત્ અનાદિછે.

આ લોકો સત્ય દ્વાપુર ત્રેતા ને કલી એવા ચાર યુગ પ્રમાણે ગણત્રી કરેછે. તેમજ મોક્ષની ઇચ્છા રાખનારાઓએ ઇદ્રિંયો વા૰ મન બુદ્ધિ, વિગેરે તત્વોને રસ્તે ન જતાં વા દેહ મમત્વ ન રાખવા સારૂં સ્નાન સંધ્યા, ખાવા પીવા વિગેરેની જરાપણ ખટપટ ન કરવી, પણ સ્થિરતા પકડી અખંડ જીવની જયોતિમાં નિર્વિકારપણાથી મચી રેહવું. આ દ્રઢતાપર કાયમ થએલાં સ્ત્રી પુરૂષો મુકત પ્રજા ગણાયછે. એ મુકતપ્રજા એ કાયાનું સંરક્ષણ જરાપણ ન કરવું. જે ઉપરથી એ ધર્મના સાધુઓ દીક્ષા લીધા પછી કોઇ દીવસે સ્વપ્નામાં પણ સ્નાન કરતા નથી.

આ દેખાવ ઉપરથી આપણે કહીએકે શું! સ્નાન કરવામાંજ ધર્મધ્વંશ થયો કે! ત્યારે પ્રત્યુત્તર આપે કે માયા વિરકત એવા માહાજ્ઞાની ત્રિકાળદર્શી મુકત પુરૂષો કાંઇ કાયાની સંભાળ લેતા નથી, કેમકે, ગંદીકાયા સદૈવ ગંદી રહેલીછે. અને ઉપલકીઆ ધોવાથી કાંઇ એ એનો સ્વભાવ છોડતી નથી. તેથી નાહવું ધોવું એ મિથ્યા ઉપચારછે. આ મિથ્યા ઉપચારમાં દીલ લગાડવું એ મુકત પુરૂષોનો ધર્મ નથી. કદાપી કાયા કોહી, સડી જઇને માંહે અનંતજીવ પડીગંધાયતોપણ તેનું સ્થિરમન દેહમમત્વ ધરતું નથી. ને જયારે દેહનું મમત્વ રાખ્યું, ત્યારે તે જ્ઞાની મુકતજીવ ન કેહેવાય. એમાં સ્ત્રી પુરૂષો બંન્નો સંન્યાસી થઇ શકેછે એની અંદરથી દીગંબરને શ્વેતાંબર નામના ધર્મ પ્રગટયા.

## દીગંબરનું મત.

એમાં પ્રકૃતિ અનાદિ છે ઇશ્વિર નથી, એઓ શીવની મુર્તિને નગ્ન રાખેછે. એમાં સોળ સ્વર્ગ ગણેલાંછે. ને બધા મળીને ૧૦૦ ઇંદ્ર માનેલાછે. ધર્મ પુસ્તક આચાર્યોના રચેલાંછે, સાધુઓએ ઓઘો કમંડલ રાખવાં એ યોગ્ય નથી, સ્ત્રી મોક્ષને પાત્ર થતી નથી. હરેક જ્ઞાતીનો પુરૂષ સાધુ થઇ શકેછે. આ લોકો લગ્ન કરતા નથી. હાડકાં પુજાવતા નથી, એઓમાં એકાન્તવાસમાં રહી યોગાભ્યાસ કરવો, ધ્યાનાવસ્થાએ પરમ સુખછે, ને એ સ્થિતિમાં કાયમ રહેવું એ કર્તવ્યકર્મ છે. પાપ પુણ્ય ભોગવવું પડે છે. પુનર્જન્મને માને છે. જીવ હિંસા ન કરવી. આ લોકો આત્માને મધ્યમ પરીમાણવાળો ગણેછે.

## શ્વેતાંબરનું મત.

એમાં ઇશ્વરછે, જગત્ તેણે બનાવ્યુંછે, પ્રકૃતિ ઇશ્વરને વિષે સ્થિર થાયછે. કર્મફળ સર્વકોઇને ચાખવા પડે છે, પુનર્જન્મછે, જીવ એ ઇશ્વરનો અંશછે. ભક્તિ કરવાથી મોક્ષ થાયછે, આદિ જીવ તત્વરૂપમાં સર્વત્ર વ્યાપકછે, એમાં શીવની પ્રતિમાઓને વસ્ત્રાભુષણ પેહેરાવેછે, એ લોકો ૧૨ સ્વર્ગ ને ૬૪ ઇંદ્ર ગણેછે. એમાં અંગ (ધર્મપુસ્તકો) તીર્થંકરોના શિષ્યોએ રચેલાંછે. સાધુઓએ ઓઘોકમંડલ રાખવાં જોઇએ, સ્ત્રીઓને મોક્ષ મળેછે, એમાં પણ એકાન્તવાસ, દેહકષ્ટ, યોગાભ્યાસ કરવાં જોઇએ, સાધુઓએ પરણવું નહીં. એ લોકો વંશપરંપરાના નથી.

## યોગ ધર્મ.

પ્રળય પછી આ ધર્મ ચાલુ થએલો છે, એના આચાર્ય વશિષ્ઠ ઋષી હતા, એનું બીજું નામ ઋષીમાણીત ધર્મ કેહેવાય છે. જ્યારે ચાર્વાક બૌદ્ધ જૈન વિગેર ચાલતા હતા, ત્યારે આ ધર્મવેદોક્ત ઉપચારમાં ગણાઇને માહાત્મા જ્ઞાની જેવા કે પર્મહંસ, સંન્યાસીઓમાં ધમધોકારે ચાલતો હતો, એની અંદર વેદોક્ત ધર્મની સર્વ ક્રિયાઓ જેવી કે યજ્ઞ યજ્ઞાદિક કર્મો કરવાં, પણ જીવહિંસા વર્જ હતી. તથાપી ગાયત્રી, સૂર્ય, દેવી, ગણપતી, વિષ્ણુ વિગેરને માનતા, પણ સિદ્ધાન્ત એવો હતો કે સર્વત્રવ્યાપક એક નીરાકાર, નીરંજન, જયોતિ સ્વરૂપ એક ઇશ્વરછે. તે આપણો પોતાનો સ્વયં—આત્માજછે. આ આત્મજ્ઞાન ને પ્રાપ્ત કરવા સારૂ યોગવાસિષ્ઠ વા માહારામાયણનું અધ્યયન કરતા હતા. ને સર્વ જગત્‌ને ભ્રાંતિરૂપ કલ્પિત ગણી અચિંત્ય સ્થિતિમાં નિર્વિકાર સ્વભાવે રહેતા હતા.

આ ધર્મ વેદના જ્ઞાનકાન્ડ ને વેદાન્ત શાસ્ત્રના વળાણ ઉપરથી રચાયલો હતો, ને એનું પરીબળ એવું તો હતું કે દરેક જગત્‌ના ધર્મોમાં અંદરખાને વ્યાપક થઇ સર્વ કોઇને એના નિયમપર ચાલવું પડતું હતું, આ ધર્મમાં ગોરખ મછંદર, જાલંદર, નવનાથ, ચોર્યાસીશીધ, જૈનધર્મના નવયોગેશ્વર વિગેરે યોગીરાજો એના નિયમપર ચાલી રહયા હતા. તેમજ ગોપીચંદન ભરથરી, વિક્રમ પુરણ વિગેરે માહારાજાઓ ચાલી ગયા હતા, આ યોગધર્મ જગત્‌ના સર્વ ધર્મોને વિષે અનેક ક્રિયાકર્મ ને સિદ્ધાન્તોના રૂપમાં એવી રીતે વેહેંચાઇ ગયો, તેથી હાલમાં આપણે તપાસ કરવા જઇએ ત્યારે સ્પૃષ્ટ ન જણાય કે યોગધર્મ સૃષ્ટિસમયે કયા ધર્મમાંથી પ્રસર્યો હશે. પણ જોનાર પુરૂષ જે ધર્મ ને તપાસે તેમાં યોગ ક્રિયાનું મુળ કયાંથી આવ્યું ! તે જણાય ત્યારે તે એમજ માની બેસેકે યોગધર્મનું મુળ આ ધર્મમાંથી પ્રથમ નિકળ્યું હશે.

આ ધર્મનો સ્વિકાર આસ્તિક, નાસ્તિક વિગેરે સર્વ ધર્મના લોકોએ કીધો. ને પોતાના ધર્મપરથી મોક્ષજ્ઞાન પ્રાપ્ત કરાવવા સારૂં એના નિયમો સર્વ કોઇની પાસે પળાવવા લાગ્યા, તેથી તેઓનું મહત્વ તેમની પ્રજામાં વૃદ્ધિને પામવા લાગ્યું. વા

સિદ્ધધર્મ કાળમાં પાતાંજળશાસ્ત્રની તમામ યોગ ક્રિયાઓ થતી હતી. તેમજ છ શાસ્ત્રોના પૂર્ણ શોધો ચાલતા હતા, આણીમેર ઉપનિષદો, બ્રાહ્મણ, સહિંતા, ને વેદ વિગેરના સત્ય મુળતત્વોની શોધો જાહેરમાં આવી હતી. તેથી અહિંસક, દયાધર્મનો પ્રચાર વધ્યો, જેના જ્ઞાનથી જ્ઞાની યોગીઓ નિવૃતિપક્ષમાં સ્થિર થઈ, પોતાના આત્માના મહદ્ ચમકૃતિ ઐશ્વર્યમાં લિન્ન થવા લાગ્યા. એજ પ્રમાણે નાસ્તિકો પણ ચાલી રહયા.

જ્યારે નાસ્તિકોએ અંદરખાનેથી આ ધર્મને માન આપ્યું, ત્યારે તેઓના ધર્મનું મહત્વ જગત્માં પ્રસિદ્ધને એવું તો પામ્યું કે એમના બોધથી સર્વ જગત્ નાસ્તિકના મતમાં સામેલ થઇ ગયું. ત્યારે એ લોકોએ વેદોકતધર્મની દુશ્મની જણાવવા લાગ્યા. તોપણ યોગધર્મના જ્ઞાનીઓ પ્રજાને બોધ આપવાનું શરૂ કીધું નહી. પણ એટલુંજ દ્રઢ કીધું હતું કે મારી દેહના કલ્યાણથી સર્વ સૃષ્ટિનું કલ્યાણ થાયછે, તેથી પોતે શોધ કીધેલું કે, આત્માં એક અદ્વૈતછે. આત્માની અવિદ્યાથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇછે, એ સૃષ્ટિ આભાસમાત્ર, કલ્પિતછે, ને પરમાર્થ સ્વરૂપે ધર્મ કર્મ જુઠાંછે, ને વ્યહવાર રૂપમાં એ સાચાંછે. એમાં ઇશ્વરનો અવતાર થતો નથી. ને જીવ ઇશ્વર એ કલ્પિતછે, પુનર્જન્મ માર્ગ એ આત્માની રમણીયતાછે.

આ ઋષિપ્રણિતધર્મમાં યોગ બે પ્રકારના વર્ણવેલાછે. એક હટયોગ વા કર્મયોગ. એનો અર્થ એવો કે કર્મ કરવાથી ઇશ્વરના પદને પમાય છે, બીજો રાજયોગ વા જ્ઞાન-યોગ એટલે જ્ઞાન થવાથી મુક્તિ મળેછે. આ બે પ્રકારના પક્ષ ઉપરથી દરેક યોગાભ્યાસી યોગીઓને પરમપદ મેળવવા સારૂં ઘણીજ સરળતા નિકળી આવીછે. આ જ્ઞાનનું યથાર્થ વિવેચન તમો ત્રીજા ભાગમાં વાંચશો, આ વર્તમાનકાળમાં આ યોગધર્મ સૃષ્ટિના સર્વ ધર્મમાં અનેકકૃતિથી વેહેંચાઇ ગયોછે, તેથી એના પાળનારા જેવા કે બ્રહ્મચારી, વાનપ્રસ્ત, સંન્યાસી, પર્મહંસ, ખાખીઓ, સંજોગીઓ, નાથ, જોગીઓ, ફકીરો, બીજા સાધુઓ, તેમજ સર્વ ધર્મના આચાર્યો, તેમના શિષ્યો ને જ્ઞાની લોકો જેવા કે પંડેતો, શાસ્ત્રીઓ વિગેર સર્વ લોકો પાળેછે. આ ધર્મની પાળનાર પ્રજા પોતાના આત્માને પરમેશ્વર સમજેછે, ને આત્માના સ્વભાવ પ્રમાણે જયારે પોતાના મનનો સ્વભાવ થઇ ગએલો જુએછે, ત્યારે પોતાનેજ પરમેશ્વર સ્વરૂપેદરશાયછે. એ મુળતત્વ ઉપરથી આસ્તિકો કહેછે કે अहं ब्रह्मास्मि એટલે હું બ્રહ્મછું, બીજો નથી. ને નાસ્તિકો પણ કહેછે કે હું ઇશ્વરછું. બીજો નથી, એમ કહી ઇશ્વિરને ગાળ આપેછે. આજ્ઞાન માહાગુહ્ય સ્વરૂપથી સૃષ્ટિમાં ચાલી રહેલુંછે. એના ઉપરથી એક અઘોરીધર્મ પ્રગટ થયોછે. આ અઘોરીઓ સર્વભક્ષીકછે, એઓ માણસને વા એના મુડદાંઓનો આહાર કરેછે. આ જ્ઞાન ઉપરથી નાસ્તિકો આ પવિત્રધર્મને જીતી શકયા નહી, પણ સર્વ પ્રજા જૈની થઇ ગઇ હતી. ત્યારે આં ધર્મના જ્ઞાની પુરૂષોની નજરમાં

નાસ્તિકોનો તદન નાશ કરવાની મરજી થઇ, તે સમયે એ ધર્મના શિષ્ય ધીમંત ભટ્ટાચાર્ય ને શ્રીમંત શંકરસ્વામીએ કમ્મર બાંધી દીગવિજય કરવા નિકળ્યા.

## શંકર વા શીવવેદોકત ધર્મની પુનઃસ્થાપના.

જૈન ને વેદોકતધર્મની તકરારો આપણે જાણવાની જરૂર નથી. પણ આજથી આશરે બે હજાર વર્ષ પર શંકરાચાર્ય થયા હતા. એમણે પોતાના શિષ્યોને વેદ ઉપનિષદ્ શાસ્ત્રો સ્મૃતિ વિગેરે સર્વ ગ્રંથોનું જ્ઞાન સંપુર્ણ આપ્યું હતું, ને તેઓના વિચારો સર્વજ્ઞાનસંપન્ન થયા હતા. તેથી જેમ પ્રળયકાળના સમુદ્રના વેગ આગળ કોઇ થોભી શકતુ નથી. તેવીજ રીતે નાસ્તિકો ને જૈનીઓનો પરાજય કીધો, એ લોકોની મુર્તિપુજક પદ્ધતી ઉપરથી શંકરાચાર્યે પણ અહિંસક, કર્મભાવે યજ્ઞ યજ્ઞાદિક કર્મો જારી કરી, વેદાન્તશાસ્ત્રમાં સ્વિકારેલું પુરાતન શીવપુજન શરૂ કરાવ્યું, ને સર્વ પ્રજાને એક ઇશ્વરને માનવા સંબધી જ્ઞાન આપ્યું. ને સર્વ સ્થાનોપર શીવાળયો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ શરૂ કરાવ્યા:

શંકરદિગવિજય નામના ગ્રંથમાં શંકરે આર્યભુમીપર નીચે પ્રમાણેના ધર્મોને પાયમાલ કીધા—તેમાં રામેશ્વર તરફના ડમરૂ ત્રિશૂળ ધારણ કરનારા પીઠોપાસક જેમાં ભૈરવ કાલાનલ પ્રચંડ તેમજ બીજા લિંગ મુદ્રાધારણ કરનારા લિંગાંક, મહાકાંત વિદ્વેવિવીર ગણિકાપાલ આ પ્રજા સુવાવડી ઋતુ પ્રાપ્ત થયલી સ્ત્રીને અડકતી હતી, એના છ ભેદ જે કે, શોદ્ર, ભકત, જંગમ, પશુપત, શૈવને ઉગ્ર એઓની શાથે મોટી તકરાર કરવી પડી, વામમાર્ગી એ લોકો મદ્યમાંસનું શોધન કરવાવાળા અભિષિકત દુગમુની ભારતી એ ઉપાસક, એનો એક ભાગ શાકેત ઉપાસક જેમાં ત્રિપુર ત્રૈપુર કુમાર બિન્દુભકત પુર્ણાભાવ પુર્ણાનંદ, તેમજ લક્ષ્મીપુજન કરનારા વૈષ્ણવપક્ષના છ ભેદ તેમાં પંચરાત્ર, વૈખાનસ, ભકત, કર્મહીન વૈભગુવ, શારદાને માનવાવાળા પરાગમ સર્વવાક નિગમ સાવિત્ર, સુવાક હિરણ્યગર્ભોપાસકમત, અગ્નિમતી એમાં કવ્યવાહન હોત્રાવિ ી, અવિના પ્રભાકર મંડલસેવી ભાનવ સૌર કાલાનુસંધાન ભાનુવલ્લભ દીવાકર કીર્તિમંદ દેવાકર એ સૌરમતના પંથછે. ઇંદ્રપસ્થ શેહેરના વતનીઆમાં સંહારભૈરવ ચંડભૈરવ ઉગ્ર ભીમ કાળ કપાળ એ કાપાલિક મતના પંથછે. વાયુના ઉપાસક નિરાલંબએ આકાશતત્વને માનવાવાળી, ચોદલોક, તથા કાયાની મુદ્રા ધારણ કરનાર, ચોવીસ તત્વને માનનાર સાંખ્યમતિ, સત્વ રજ તમ એ ત્રિગુણોપાસક, પીતૃને માનવાવાળા યજ્ઞક્રિયાના કરવાવાળા વરાહોપાસક, તેમજ વીરશીવ લિંગશીવ એ તત્વોને માનવાવાળા, એમાં તત્વ પીલવઃછે. તેથી પીલવઃ નામથી મોક્ષ થાયછે. નવ ગૃહના ઉપાસક ગરૂડપાસક, સિદ્ધમતીઆ લોકો માહાયમતકૃતી કરનારા કાળના ઉપાસક, આણોમેર વરૂણ, ઇંદ્રશેષ વિગેરે મતો હતા તેમનો પરાજય કીધો.

એમણે વેદાન્તશાસ્ત્રનો પુર્ણ ખુદત્રાસો આપી, ઉપનિષદોના ભાષાંતરો કરી, વેદનો સારોદ્ધાર કર્યો. ને જ્ઞાનકાન્ડની પુર્ણતા દરશાવી, બ્રાહ્મણોને જાગૃ-

ત કરી ધાર્મિક બનાવી ધર્મ સંરક્ષણ કરવાની આજ્ઞા આપી—ને સ્મૃતિઓના નિયમ પ્રમાણે રાજા પ્રજા વિગેરે સર્વ કોઇને ધર્મ વેંહેંચી આપ્યો. ને તેઓની દેખરેખ પોતે વા બ્રાહ્મણોએ રાખવાની પરવાનગી પ્રજા પાસે મેળવી દીધી, ને સર્વમાં પંચાયન દેવની પુજા, પંચયજ્ઞ, વિશ્વદેવ, શીવપુજન વિગેરે નિત્યકર્મ જારી કરાવ્યાં. ને બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્ત ને સંન્યાસ એ ચારે આશ્રમ ઉત્પન્ન કરી આપ્યા. ને કેટલાએક બ્રાહ્મણો પાસે અગ્નિહોત્રની દીક્ષા લેવડાવી અગ્નિહોત્ર જારી કીધાં. સારાંશકે વેદોકતધર્મ ને પૂર્વકાળની સ્થિતિમાં યથાર્થ રીતે હાજર કરી દીધો.

આ સમયે નાસ્તિક ધર્મ બીજા પ્રદેશોમાં પ્રવર્ત થવા લાગ્યો. ને આ શંકરધર્મ લગભગ છઠ્ઠા સૈકા પરીઅન્ત ધમધોકારે ચાલ્યો. બાદ પાછલથી જૈનોએ એનું પરીબળ તોડ્યું. કાળચક્રના સપાટાથી વા પ્રજામત અનેકતરેહનું થવાથી દશમા, અગ્યારમાં સૈક્રામાં પુરાણોની ઉત્પતિ કરવી પડી. જેના પસારાથી પ્રજા કાઇક નીતી ધર્મ રાજ્ય દેશ દયા, ભકિત પર આવી લાગી. તેથી જૈનોએ પણ એવાજ પ્રકારની હકીગત ઉત્પન્ન કરી દીધી. જેના પ્રવેશપણાથી અનેક દેવી દેવતાઓને માનવા પડયા. તેથી કરીને પ્રજાની સ્થિતિ વા આસ્થા ધર્મ ઉપરથી બિગડવા લાગી. ને અનેક પ્રકારથી વેહેમની જાળમાં બંધનરૂપે આવી પડી. તેથી કરીને વેદોકતધર્મનો અસ્ત થવાનો પ્રસંગ દીઠામાં આવ્યો. ઓલુકય, લોકાયતિક, રસેશ્વર: અક્ષપાદ, પુર્ણપ્રજ્ઞ, પ્રત્યભિજ્ઞા, વિગેરે મતો હાલમાં દરશાતા નથી. શંકરસ્વામીએ પણ શ્રૌતને સ્માર્ત કર્મની પદ્ધતિબાંધી. કર્મકાંડનો સારોદ્ધાર કર્યો.

આણીમેર માહારાજાયોના અસ્તવ્યસ્તપણાથી ધર્મ સંરક્ષણ બની શકયુ નહી, ત્યારે ધર્માચાર્યો પોતાની ગાદીનું સંરક્ષણ કરવામાં મશગુલ થઇ પડયા, ને પ્રજાનું રક્ષણ કરવાનું છોડી દીધું, તેથી બીજા આધુનીક વિદ્વાનોએ પુરાણોકત ગાથા ઉપરથી અનેક દેવી દેવતાઓનો મહીમા વધારી પોતાને અનુકુળ આવે એવા પુરાણોકત ધર્મો પ્રજામાં ચલાવવાની કોશીશ કીધી, રૂપાંતર પલટાવવાના કારણથી પ્રજા તે ધર્મોને વળગી પડી તેથી કરીને અનેક ધર્મો જુદા જુદા આકારમાં પ્રસિદ્ધી પામવા લાગ્યા.

## દેવી. (શાકય) ધર્મ.

આ દેવીધર્મનો સ્વિકાર ચાર્વાક બૌદ્ધ જૈનીઓએ કર્યો, તેમજ માહાદેવ, વિષ્ણુજીના. ધર્મવાળાઓએ પણ કીધો. કારણ કે બ્રાહ્મણ ગ્રંથો ઉપરથી સ્માર્ત ને શ્રૌત નામના બે કર્મોની પ્રસિદ્ધિ વેદોકતધર્મમાં ચલાવવાને સારૂં શૈવશાસ્ત્ર, પશુપતશાસ્ત્ર ને દેવી ભાગવત ગ્રંથોમાં એ મહીમાં વધાર્યો. તેથી કરીને આસ્તિક, નાસ્તિકોને માનવાનું કારણ બન્યું. તેમાં પુરાણોકત કથાને અનુસાર આસ્તિકોએ દેવી ગણપતી માહાદેવ વિગેરેના ઉપયોગ શુભને માંગલ્યકારી કામમાં કરવા લાગ્યા, તેમાં દેવીના નામથી હોમ, હવન વિગેરે ક્રિયા કરવાથી પા-

પની મુક્તિ થાયછે. એ હેતુને લીધે પ્રજામાં પરોપકાર પરમાર્થ ધર્મ દાન દયા ક્ષમા ભક્તિ અભ્યાસો કરી પરમાત્માનું ધ્યાન કરવાનું સવળપણું જણાઇ આવ્યું.

આ મુળતત્વ ઉપરથી દેવીને સરસ્વતી લક્ષ્મી કાળીકા અંબા ભવાની બહુચરા એ નામોથી સ્મરણ કરવા માંડયું. ને એમાં દેવીના ચરિત્ર બાબે અનેક ગ્રંથો એના શિષ્યોએ વેદની શ્રુતિ સ્મૃતિ ને આધારે લખી કહાડયા, ને તેનું વર્ણન ચંડીપાઠ વિગેરે ગ્રંથોમાં કરવાથી શુરાતનપણાનું લોહી ઉછળ્યું. ને સ્ત્રીજગતનું આદિકારણછે. તેથી દેવી ભક્તિનો મહીમાં અત્યંત વધી પડયો. આ દેવી ચાર્વાકોની સાથે યુરોપની ભૂમીમાં પણ દાખલ થઇ, જેથી ગ્રીક ધર્મની અસલી યુનાની પ્રજાએ એનો સ્વિકાર કર્યો, ને ત્યાં એને નની, નનને એવા નામથી ઓલખવા લાગ્યા, ને એનો મહીમાંનો થોડો વા વધારે દેખાવ થવાથી આખા યુરોપ ખંડમાં પ્રસિદ્ધિને પામ્યો. તેથી ત્યાંના ધર્મ ગ્રંથોને વિષે પણ કથારૂપમાં એણે પોતાનો દેખાવ દીધો. તેમાં એ લક્ષ્મી, સરસ્વતિ, ને કૌવત એવા ત્રણ આકારે વ્યાપી રહી. પોતાના ભકતોના વિઘ્ન નિવારણ કરવા મંડી. બાબીલાન શેહેરમાં એ દેવીને સારૂ મહાન મોટું એક દેવાલય બંધાઇ ગયું. જેનો દેખાવ સોના રૂપાનોજ બનેલો હતો. ત્યાંથી એ દેવી મીસર દેશમાં વ્યાપક થઇ, તેથી સેનીતી ટોળાંની પ્રજામાં પણ ઓલખાઇ આવી, આવ પ્રકારથી એ દેવી આજથી ચાર હજાર વર્ષની અંદર યુરોપ આફ્રીકા ને એશિઆ એ ત્રણ ખંડે રમી રહી. પંડિતો શવાલ કરશે કે! શંકરાચ્ચાર્ય પછી દશમાં સૈકામાં પુરાણો પ્રસિદ્ધીને પામ્યાં અને દેવી બાબે ચાર હજાર વર્ષ બતાવોછો, એનું કારણ એટલુંજ કે, પ્રળય પછી ચાર્વાકો જે ઉત્પન્ન થયા, તેઓ એને પ્રથમથીજ માનતા હતા.

એજ પ્રમાણે વેદોક્તધર્મવાળા પણ એને જાણતા હતા, પણ પુરાણોની પ્રસિદ્ધિથી આ હિંદ પ્રજામાં સર્વત્ર એની વ્યાપકતા વધી પડી, ને એનો અસલ હેતું જે આત્મધર્મને મળતો હતો. તે હેતુનો નાશ થયા પછી એનો મહિમાં જે અત્યંત વધી પડયો, જેમાં એ દેવીધર્મનો ઉપયોગ જે અનાચાર અધર્મરૂપે કેવળ પ્રસિદ્ધિને દશમાં સૈકામાં પામ્યો, તેથી તે વ્યહવાર દરશાવવા સારૂં ઉપલા સૈકાની ગણત્રી કરીછે. સત્ય જોતાંતો ચાર્વાકોને યુરોપમાં દાખલ થવાનો ચાર હજાર વર્ષ કમીમાં કમી ગણાયલાંછે, તેથી દેવીનો વાસ ચાર હજારનો ગણવામાં આવ્યોછે. દશમા સૈકામાં એ ધર્મ વેદોક્તધર્મથી તદન વિરૂદ્ધ થઇ પડયો, ને નાસ્તિકતાનું વળણ પકડી વેદ શાસ્ત્રથી વિરૂદ્ધરૂપમાં ચાલવા લાગ્યો, તેથી એના તંત્ર માર્ગ, આગમ, મંત્રશાસ્ત્ર, કૌલ, વામમાર્ગ, ઉપાસના, એવાં નામો પડયાં; જેમાં શીવ પાર્વતીના સંવાદ ઉપર અનેક ગ્રંથ લખેલાછે. તેમાં બે માર્ગછે. એક દક્ષિણસંપ્રદાય ને બીજો ઉત્તરસંપ્રદાય વા વામમાર્ગ, ને દક્ષિણસંપ્રદાય ધર્મશાસ્ત્રના પેટામાંછે. એના સ્થાપનકર્તા નાથ, જોગી વિગેરે હતા, એને વિષે પુજા, ન્યાસ, મુદ્રા, બીજ, મંત્ર વિગેરે અનેક લખ્યાંછે. તેમાં દશ મહાવિદ્યા બતાવીછે. શ્યામા તારા, ત્રિપુરા, બગલામુખી, છિન્નમસ્તકા, માતંગી, ધુમાવતી, ભૈરવી, મહાવિદ્યા,

ભુવનેશ્વરી, એઓછે. એમાં પુજા, પટલ, મંત્ર, સહસ્ત્રનામ, પદ્ધતિ, બીજ, કવચ, ન્યાસ, મુદ્રા, હોમ વિગેરે અનેક પ્રકારના કર્મ કરે છે. તાંત્રિક કહેછે કે (कलौ चंडि विनायकौ) એમાં ચંડીપાઠ વા સપ્તશતિ ને મોટા મંત્રરૂપે ગણેછે. શીવકૃત વામતંત્રમાં મદિરાદિક અશુદ્ધ પદાર્થનું સેવન ગણ્યુંછે.

આ તંત્રમાં અધમ શબ્દોના અર્થોને ઉત્તમરૂપમાં ગણ્યાછે. તે એવાકે મદિરાનું નામ તીર્થ, માંસનું નામ શુદ્ધ, પદમાં દારૂના વાશણનું નામ, પ્યાજ કાંદાનું નામ, વ્યાસનું નામ શુકદેવ, ને ભઠ્ઠિઆરાનું નામ દિક્ષિત કહેછે. વેશ્યા, સેવી, ભૈરવી ને ચંડાળાદિકને બ્રાહ્મણ નામથી બોલાવેછે. અત્યંત વ્યભિચારીણી સ્ત્રીનું નામ યોગિની કહેછે. ને વ્યભિચારી પુરૂષને યોગિ કહેછે. દેવીપુજન સમયે અત્યંત દોષવાળી સ્ત્રીને ઉત્તમ શક્તિ ગણીછે. તેમાં જાતની ચાંડાળી, અતિવ્યાભિચારવાળી રજસ્વલા સ્ત્રીને દેવી ગણી બુદ્ધિથી પુજન કરેછે. પુજન વિધિના કર્મમાં મદ્યમાંસનો પુષ્કલ ખપ પડેછે. એમાં ચંડાળણી, કસબીણી, વટલેલી, ફુવડ, ગંધાતી, એવી સ્ત્રીનું ઉચિષ્ટ એટલે ખાધેલું અન્નાજ પાણી વા દારૂ માંસનું ભક્ષાણ જમીનપર નાંખી ન દેતાં આચ્ચાર્ય સાથે સર્વ, માણસ ખાઇ જાયછે. એ સ્ત્રીઓની ઉલટીનું નામ વમન વા ભૈરવી કહેછે. આ ઉચ્ચિષ્ટ પદાર્થ ને મોટો પ્રસાદ વા તીર્થરૂપ ગણ્યુંછે. એમાં જાતિભેદ બીલકુલ ગણતા નથી. એમાં શક્તિની પુજામાં પંચતત્વ લાગેછે. શ્લોક. द्रव्यं मत्तु तथा मत्स्यं मांसं मुद्र च मैथुन। मकारं पंच संयुक्तं पुजयेत भैरवेश्वरं॥ અર્થ દારૂ, માંસ, મછ, ભગ મૈથુન વા સંયોગ એ પંચમકારથી ઇષ્ટદેવ પ્રસન્ન થાયછે. એમાં પ્રથમના ત્રણ મકારનો છુપી રીતે વ્યહવાર કરેછે.

આ લોકો પોતાનું અદભૂત સામર્થ પ્રસિદ્ધ કરવા સારૂ મારણ, ચારણ, જારણ, સ્તંભન, લુતાકાણ, વશીકરણ મોહન, નૌકાસ્તંભન, સૈન્યસ્તંભન, મેવસ્તંભન, બુદ્ધિસ્તંભન, અગ્નિસ્તંભન, સર્પ નિવારણ, વિગેરે કૃત્યો હમો કરી શકીએ છેયે, એમ બતાવેછે. એમાં કાળીકાનું મુખ્ય ભજન કહેલુંછે, સર્વ કર્મ ગુપ્ત કરવાની દેવોએ આજ્ઞા આપીછે. તેમાં સ્ત્રીના—માં જીભઘાલી જપ કરેછે. એ મતમાં અબધુત, કાનફટા, નાથ, જોગી, સંન્યાશી, પર્મહંસ, બ્રહ્મચારી, ગોશાંઈ, નાસ્તિક અઘોરી, બ્રાહ્મણ વિગેરે એમાં દાખલ થએલાછે. એના મન્ત્રશાસ્ત્રમાં નીચેના દેવો ગણેલાછે. કાલી, શ્રી, તારા, મહિષાસુરમર્દિની, નારસિંહી, રૂદ્રાણી, શવવાહના, શ્યામા, શક્તિ શરભા, રાજ, રાજેશ્વરી, ત્રિપુર સુંદરી, કામેશ્વરી, વજ્રેશ્વરી, વનદુર્ગા, યોગિની, ભદ્રકાળી, કામાક્ષી, તુલજા, વ્યાઘ્રજા, કાત્યાયની, ભિનાક્ષી, કૌમારી, માહેશ્વરી, ભૈરવી, ધનુર્ધારી, છિન્નમસ્તકા, અસિતાંગ ભૈરવ, કાળભૈરવ, કપાળભૈરવ ઈત્યાદિ.

એમાં મુદ્રાના નામ, સંહારમુદ્રા, યોનીમુદ્રા, કુર્મમુદ્રા, સંપુષ્ટ, મત્સ્ય, ચક્ર, ધ્યાન, મૃગી, સૂરભી, બાણ, ત્રિશૂળ, છત્ર, ધેનું, વરદ-અભય, નાગપાશ, શૂર્પ, ગ્રંથિ, વારાહ, મહાક્રાંત, પદત્રવ વિગેરે, એની માંહે મંત્રોના મુળમાં જે બીજો ગોઠવ્યાં છે તેના નામ. હ્રિં, હ્રાં, હૂં, હૈં, હું, રં, ક્રિં, કલીં, વં, સં, હં, હું, ક્રોં, ક્રીં, સ્વં, કં, ખં, ચં, ટં, ઘં, ઇત્યાદિ એનો ખુલ્લાસો બીજકોશ નામના ગ્રંથમાં બતાવ્યો છે, આ ધર્મવાળાઓએ કોકશાસ્ત્ર ઉત્પન્ન કરેલું છે, તેમાં ચાર જાતની સ્ત્રી ગણેલીછે, જેમાં મરદ કરતાં સ્ત્રીનો કામ આઠગણો દરશાવ્યોછે. ને પુરૂષવર્ગમાં શશો વૃષભ અસ્વ એવા ભાગોછે, ને પદમની, શંખણી ચક્રણી ને હસ્તીની એ સ્ત્રીની જાતીછે. આ સર્વ સ્ત્રીઓના શરીરમાં સમયે સમયે કામદેવ ન્યારી ન્યારી જગ્યામાં રહેછે, તેમાં મુખ્ય જંઘા, ગુપ્ત જગ્યાના કાંઠાઓમાં, નાભીમા, સ્તનની દોડી, કાનનો પૃષ્ટ ભાગ, કપાળ ને મસ્તક એઓમાં અખંડ રહેછે, તેથી ત્યાં મરદન, ગીલી, દાબવું, ચુંબન, હાસ્ય ઇત્યાદિ વિનોદથી વ્યહવાર કરવો— સારાંશ કે સ્ત્રીપુરૂષના સંસર્ગની ગુપ્ત સમજ આ ગ્રંથોમાંછે, પણ એનાથી આ ચુષ્ય મર્યાદાનો ક્ષય થઈ અનેક રોગોને આધીન રહી મૃત્યુની જલદી પ્રીતિ સંપાદન કરેછે સાર એટલોજછે. આ વામીમાર્ગથી આર્યાવર્તમાં અનાચાર, અન્યાય ને અજ્ઞાનતા એટલાં તો વૃદ્ધિપણાને પામ્યાં કે સર્વ પ્રજા વિષયી, અલ્પાયુષી બની અકાળ મૃત્યુને પ્રાપ્ત થઈ, ત્યારે આળસ, ઉંઘ, અલ્પજ્ઞતા, નાદાની ને નામર્દપણું આવી બેઠ્યું, કે જેના વર્ણનમાં પ્રભુ તોબા, અફસોસ! શ્વાસોશ્વાસ ધર્મજ્ઞ પુરૂષો દરશાવેછે કે આવા અવિદ્યાકૃત વિષયી પ્રપંચી એવા દુષ્ટ ધર્મોનો નાશ કરી શકવાને કોઈપણ માહાવીર્યવાન, ગાંજીમર્દ, પ્રયાસ કરતા નથી હે વીર પુરૂષો જાગૃત થયો.

## ભૈરવ મત.

આ મત દેવી ને માહાદેવજીના ગ્રંથ જે કે પશુપતશાસ્ત્ર, તંત્રશાસ્ત્ર, દેવી ભાગવત એઓના ઉપરથી પુરાણોકત ભ્રષ્ટ ક્રિયા મેળવી સંન્યાસી, પર્મહંસ, જોગી, જંગમ વિગેર સાધુઓએ ઉત્પન્ન કર્યોછે. તંત્રશાસ્ત્રના કર્તા માહાદેવજીને માન્યા છે. એમાં ધર્મ, અર્થ, કામને મોક્ષ એ ચાર પ્રયોજનછે. એમાં શીવના સગુણને નિર્ગુણસ્વરૂપના જ્ઞાનથી મોક્ષ કહ્યોછે, પ્રકૃતિથી પરતે નિર્ગુણ ને યુકત તે સગુણ, સૃષ્ટિ બે પ્રકારનીછે, એક શબ્દ ને બીજી અર્થ, શબ્દ સૃષ્ટિમાં અકાર, ઉકાર, મકાર અર્ધમાત્રા રહેલાંછે, ને અર્થ સૃષ્ટિમાં રૂદ્રાદિ દેવોને ચરાચર સર્વ વિશ્વ રહેલુંછે, એમાં પરમાત્માથી શકિત ને શકિતથી નાદ, નાદથી બિંદુ, આનાદથી પરા, પશ્યંતિ, મધ્યમા ને વૈખરી એ વાચાઓ થઈ, ને શીવશકિતથી મહતત્વ ને મહતત્વથી અહંકાર, આ અહંકાર ત્રણ પ્રકારનો છે, સાત્વિક અહંકારમાં દશ દેવતા, દીસા, પવન, સૂર્ય, વરૂણ વિગેરે. રાજસ અહંકારમાં દશેંદ્રિયો થઈ, ને તામસ અહંકારમાં પંચતન્માત્રાદ્વારા પંચમાહાભૂત થયાં, તેમાં શબ્દથી આકા-

શ, સ્પર્સથી વાયુ રૂપથીતેજ રસથીજળ, ગંધથીપૃથ્વી એઓના રંગ તેમાં આકાશસ્યામ, તેજરકત, જળશ્વેત વાયુલીલો, પૃથ્વપીતવર્ણ તેમજ એ ભુતોના પંચચિન્હ છે. ષટબિંદુ યુકત ગોળમંડળ આકાશનું, વાયુનું ત્રિકોણચિન્હ, અગ્નિનું અર્ધચંદ્રાકાર, જળ કમળાકૃતિ, પૃથ્વીનું ચોરસચિન્હ વજરૂપછે. એ ભૂતોની પંચકળાછે. નિવૃતિ, પ્રતિષ્ટા, વિદ્યા, શાંતી, શાંત્યતીતા, એમાં સૃષ્ટિ પાંચરૂપેછે. માતૃકાના અક્ષરથી સર્વ મંત્રોની ઉત્પત્તિ બનેછે. મંત્ર, પુરૂષ, સ્ત્રીને નપુંસક એવી ત્રણ જાતના છે ને એના ચાર ભેદછે, સિદ્ધ, સાધ્ય, સુસિદ્ધ ને અરી, એના પાંચ દોષછે. છિન્ન, રૂદ્ર, શકિતહિન પરાંગમુખ, બધિર, મંત્રના દશ સંસ્કાર છે, જનન, જીવન તાડન, બોધન, અભિષેક વિમાલિકરણ આપ્યાયન, તર્પણ, દીપન, ગુપ્તિ, મંત્રજપવાની જગ્યા, નદીકીનારો, તીર્થ, વૃક્ષ, ગુફા, વન, દેવાળય હોયછે. ગુરૂનાં લક્ષણ કુલિન, જીતેંદ્રિય સત્યવાદી, તત્વજ્ઞ, દીક્ષા ચાર જાતની છે વર્ણમયી, વેધમયી, કલામયી, ક્રિયામયી એમાં અધ્વાછ છે. અધ્વા એટલે રસ્તા, દેવના પુજનમાં પાંચવા સાત આવર્ણછે. ઇત્યાદિ.

આ મતમાં મંત્ર, જંત્ર, મારણ તારણ ઉચ્ચાટન વશીકરણ વિગેરે ક્રિયાઓ ફળીભુત કરવા સારૂં હનુમાન, ભૈરવ,, બટુક ભૂત પ્રેત ડાકેણ શાકેણ ચુડેલ વંત્રી ચોસેટ જોગણી વિગેરે દેવીઓની ઉપાસના કરેછે, તે સમયે દુધપાક, પુરી, વડાં, ભજીઆં, બાકરો ખીચડો વિગેરે શાકતરકારી, માંસમદિરા તૈયાર કરી મશાણ વિગેરે જગ્યામાં, નદીકીનારે, ગુફાઓમાં, કુવા કાંઠે વડ પીપરાના મુળમાં, મુએલાં મુડદાંઓપર આસનવાલી મંત્ર સાધન કરેછે, ને પછી હોમ, હવન વિગેરે ક્રિયાઓ કરવામાં આવે છે, ને જગતના લોકોમાં પ્રસિદ્ધ કરેછે, કે હમો મોટા ચમત્કાર કરી શકીયે છયે. આ ચમત્કારમાં બીજું કાંઇજ નથી. પણ મારા અનુભવ ઉપરથી શોધ કરેલુંછે કે આપણા સાતવાર જે કે સોમ, મંગલ બુધ વિગેરેછે તેમાં પ્રાતઃકાળથી તે બીજા દીવસના પ્રાતઃકાળ પર્યંત જે ચોવીસ કલાક છે, તેના મધ્યમાં કેટલાંએક ચોઘડીઆં આવેછે. એ ચોઘડીઆંને કેટલાએક જાણી રહેલા હોવાથી તે સમય આવે અમુક કર્મ કરેછે, જેવાંકે કોઇ તાવવાળાને દોરા ચીઠ્ઠી બાંધે કે તરત તાવ જાયછે. તમો રવીવારના પ્રાતઃકાળના ઉઠી સ્નાન કરી સાતથી આઠ વાગ્યાના મધ્યકાળમાં તાવવાળાને દોરો બાંધો, ત્યારે તાવ જશે. કાળીચોદસની રાત્રીના મશાણની ભવભૂતી લાવી ગાયના પિશાબમાં ભવભૂતીના ગોળા બનાવો તો અનેક દરદ મટશે. આ અનુભવ શોધ નિયમના જાણ આ લોકો ખરા, પણ મંત્ર, જંત્રનથી. સારાંશકે આ સર્વ ક્રિયા મલીનછે છતાં સમયાનુંસાર કરવાના નિયમ અણપણે જાણતા નથી, તેથી એવા પુરૂષોને આપણે ચમત્કારીક માનીએ છેયે.

## કાંચલી મત.

આ મતના ચલાવનાર મુર્ખ અભણ સાધુઓ ને કેટલાએક નીચ લોકોછે,

એનો સિદ્ધાન્ત એવો કે ઈશ્વર સર્વત્ર એકછે, ને તે પ્રત્યેક પ્રાણીઓની કાયામાં સ્વઇચ્છાનુંસાર સ્વતંત્રપણાથી વરતેછે, તેને સારૂંનઠારૂં પાપપુણ્ય સુખદુઃખ નડતું નથી, એ સર્વ મનોવિકારછે, આ સૃષ્ટિ તેણે પોતાના આનંદવિલાસ સારૂ સૃજીછે. સ્ત્રીપુરૂષના આકાર તેણે ધારણ કીધા નથી, પણ તેની અંતરવૃત્તિઓ દરશાયછે, કેમકે સ્ત્રી, પુરૂષને. નપુંસક એ દેહના નામછે, પણ આત્માના નથી તેથી ભિન્નભાવ લાવવો નહી ને જે કાંઇ પ્રાપ્ત થાય, તેમાં સંતોષ માનવો. સર્વત્ર અનેક આકારોમાં તે એકજછે ને આપણી કાયામાં તે અખંડ જ્યોતિરૂપે ભાસે છે, નીતી અનીતી મનુષ્યકૃતછે. એવા આધુનિક વેદાન્તના જ્ઞાનમાં વા યોગશાસ્ત્રના સિદ્ધાન્તમાં એ પ્રજા વરતેછે, પણ પાછલથી આ ધર્મનો ઉપયોગ અનાચાર ને કુકર્મરૂપે કર્યોછે, એની ઉત્પત્તિ કરનાર ભૈરવમતના ગુરૂઓ હતા.

## દત્તાત્રેય.

દત્તાત્રેય ક્યારે થયા તે નક્કી નથી, પણ પુરાણોમાં કહ્યુંછે કે સત્યયુગમાં એ પ્રગટ થએલા એકાદશમાં કહ્યાછે, એઓ મોટા ત્રિકાળદર્શી યોગી હતા, એમણે પોતાની યોગ ક્રિયાની અનેક ચમત્કારીક કૃતિઓ કરી હતી, તેમાં આંધળાંઓને આંખ, પાંગળાંઓને પગ ને મર્ણપામેલાંઓને સજીવન કરી શકયા હતા. દત્તાત્રેયનો જન્મ બ્રહ્મા, વિષ્ણુ ને માહાદેવ એ ત્રણ દેવોએ એકત્ર મળી લીધો છે. યોગ ક્રિયાઓમાં અનેક શોધો કર્યાછે, તેમાં સર્વ દર્શી કેમ થવું, પરકાયા પ્રવેશ શી રીતે કરવો, ગજક્રિયા, ને અનેક કાયાઓની રચના શી રીતે જાણવી તે જ્ઞાન સંબંધીઅનેક શોધો કર્યાછે, એમણે છ શાસ્ત્રનું અધ્યયન કર્યા પછી તેમના સિદ્ધાન્તોનું સત્યપણું તપાસ્યુંછે તેમાં વેદાન્તશાસ્ત્રને પ્રાધાન્યરૂપે ગણ્યુંછે.

એઓએ માયા વિરકત થવાને સારૂં ચોવીસ ગુરૂ કરી તેના ગુણ ગૃહણ કર્યાછે ને દોષનો ત્યાગ કીધોછે, તેમાં પૃથ્વી ગુરૂથી ક્ષમા વા પરઉપકાર, વાયુથી અસંગપણુ ને સમતા, આકાશથી નિર્વિકાર ને પુર્ણતા નિર્મળતા ને શીતળતા, સૂર્યથી અક્રિય ને નિરાભિમાનપણું, ચંદ્રથી તાપરહિતપણું, અગ્નિથી પરઇચ્છાની આહુતી ને તેજથી ગુપ્તજ્ઞાન રાખવું, અજગરથી વિશ્વાસ ને સંતોષ સાગરથી અચળ પ્રતિષ્ઠાને સહજતા, મકરીથી કર્તા ને સત્ય સંસાર મિથ્યા, ભૃંગિથી સ્વસ્વરૂપ ચિંતન ને વૃત્તિની સ્થિતિ, કપોતથી કુટૂંબ ને સ્નેહનો ત્યાગ, પતંગીઆંથી વિષય ને મોહનો ત્યાગ, ભમરાથી ગ્રંથનો સાર ને ગંધનો ત્યાગ, મધમાખથી સંગૃહ લોભનો ત્યાગ, હસ્તિથી સ્ત્રીનો સ્પર્સ ને કામલીલાનો ત્યાગ, મછથી રસ સ્વાદ ને મોહનો ત્યાગ, મૃગથી કાંતા ગીત ને સ્ત્રીસ્તૈવનનો ત્યાગ, પિંગળાથી આશા ને દીનતાનો ત્યાગ, કુરર પક્ષિથી ધનપદાર્થ સંયોગમાં દોષ જાણી તેનો ત્યાગ, સરકરથી વૃત્તિનું અનુસંધાન ને બાહ્યવૃત્તિનો ત્યાગ, ભુજંગથી ગૃહત્યાગ ને લોકમેલાપથી દુર રહેવું, બાલકથી ઉદ્યમ ચિંતા માનઅપમાનાદિદ્વંદ

ને ત્યાગ, વિપ્રકુમારીથી બહુસંગ ત્યાગ કરી એકલા રહેવું, એવી રીતે ગુણ ગ્રાહક થઈ અસંગરૂપે વિચારવા લાગ્યા.

આ ધર્મમાં બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય જ્ઞાતિના પુરૂષોને બ્રહ્મચર્ય, વાનપ્રસ્ત, સંન્યાસ, પર્મહંસ, યોગિ, મુનિ, સાધુ કરવાની આજ્ઞા આપેલીછે, એલોકો પોતાના આત્માને ઇશ્વરરૂપ સર્વજ્ઞમાનેછે, ને તેને મુર્તિમાન સમજી અખંડસમાધીમાં રહેવાસારૂ અષ્ટાંગયોગની સર્વ ક્રિયાઓ કરેછે, ને અહિંસક, જીવદયા પાળવી એ એનું મુખ્ય વળણછે તેમાં ગુરૂઆજ્ઞા, સતશાસ્ત્રનું અધ્યયન કરી મોક્ષ સાધનમાં કાળક્ષેપ કરવો, એની આજ્ઞા ઇશ્વર નીરાકારછે, સર્વ સૃષ્ટિ આત્માની ભ્રાંતિથી કલ્પિત ભાવે થઇછે, પ્રકૃતિના સર્વધર્મનો તિરસ્કાર કરવો, નિવૃતિરૂપ ગંગામાં નિમગ્ન થવું, અદ્વૈતને અચિંત્યભાવ જ્ઞાનીનો સ્વભાવછે, સત્ય, તપ, અપરિગ્રહ, દયા, ક્ષમા, ધર્મ, અર્થ, મોક્ષને વૈરાગ્ય સર્વેએ સંપાદન કરવાં માદકપદાર્થથી વિરક્ત રહેવું, પણ વર્તમાનકાળમાં પુરાણોક્ત જ્ઞાન સેળભેળ થવાથી ને યોગ જ્ઞાન ન સમજાયાથી મુર્ત્તિપુજા કરવી. ને તેથી મદ્યમાંસનો ઉપયોગ કરવા લાગ્યાછે. એની ઉત્પત્તિ પાંચમા સૈક્કામાં ધારવામાં આવે છે.

## ગોસાંઇ ધર્મ

શંકરસ્વામીએ ઉપનિષદોને વેદના મંત્રો ઉપરથી બ્રહ્મચર્ય, વાનપ્રસ્ત, સંન્યાસ ને પર્મહંસ કરવાનો જે રીવાજ રાખ્યો હતો, તેમાં આત્રણે આશ્રમના પુરૂષો વેદના જ્ઞાનકાંડપર વરતી વેદાન્ત શાસ્ત્રને સમજી યોગ ક્રિયા પાળી મોક્ષ મેળવતા હતા. એ ધારણ જુના યોગ ધર્મથી ચાલી આવ્યું હતું, તેને કાયમ કીધું, ને ગૃહસ્થો કર્મકાંડના નિયમપર ચાલતા હતા. આ પ્રસંગે શંકરસ્વામીએ પોતાની ગાદી આર્યાવર્તમાં ચારે દીસાની એ ચાર જગ્યામાં રાખી હતી ને ત્યાં પોતાના શિષ્યોને બેસાડયા. તેમાં ઉતર દીસામાં હરદવારની જગ્યા પર જે મઠ બાંધ્યો તેનું નામ જયોર્તિમઠ પાડયું. પૂર્વદિસામાં જગન્નાથજીમાં જે મઠ બાંધ્યો તેનું ગોવર્ધન નામપાડયું. દક્ષિણ દીસામાં કોલ્હાપુરમાં ગાદી સ્થાપી તેનું નામ શૃંગેરી ને પશ્ચિમ તરફ દ્વારીકામાં મઠ રાખ્યો તેનું નામ શારદા.

આ મઠ રચના રચ્યા પછી દશ જાતના સંન્યાસી જેકે તીર્થ આશ્રમ વન આરણ્ય, ગિરી, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી, પુરીઓ કર્યા. તેમાં તીર્થ, આશ્રમ, સરસ્વતી ને અડધું ભારતી વિના બાકીના છજાતના અતિત ગણાયછે. આ ક્રમ દેશી રાજ્યસતા સુધી યથાર્થ જળવાયો, પણ જયારે મુસલમાની રાજય થયું ત્યારે ધર્મનો ધ્વંશ થવા લાગ્યો, તે પ્રસંગે સંત, સાધુઓને પણ માહા દુઃખ વેઠવું પડયું. ત્યારે આ દશ જાતના સંન્યાસીઓ એકઠા થઇ જુદીજુદી સેન્યા બનાવી રાજ્ય સામ લડયા ને મોટો લાભ મેળવ્યો. પણ પાછલથી કેટલાએક વિષ્ણુધર્મમાં ગયા ને કેટલાએક શીવ માર્ગમાં રહયા. એવાં બે તડાં પડયા ત્યારે ન્યાયને મિ-

માંસાના સિદ્ધાન્તો અનુસાર અનેક ક્રિયા કર્મ, મંત્ર, જંત્ર ઉત્પન્ન કરી ચલાવ્યાને પોતપોતાના શિષ્યોને શિખવતા ચાલ્યા. તેમાં શૈવ સન્યાસીઓના મુંડેલા શિષ્યોને ગોસાંઈ નામ મલ્યું. ને વૈષ્ણવ સન્યાસીઓના શિષ્યોને વૈરાગી નામ પડયાં.

આ ગોસાંઈવર્ગમાં એક નીરંજની ને બીજો નીરવાણી નામના પક્ષછે. એ લોકો નાગાનામથી ઓળખાય છે. એમાં નીરંજની ટોળો યોગને શંકર મતને માનેછે. તેમ મુર્તિપુજા પણ કરેછે. ને નિરવાણી પક્ષ દત્તાત્રેયને શંકરને માનેછે પણ મુર્તિપુજન કરતા નથી. સારાંશકે જયારથી વેદોકતધર્મ ચાલ્યો, ત્યારથી બ્રાહ્મણજ્ઞાતીના ત્યાગી સંન્યાસી હજુ પર્યંત બનેછે, પણ ઉપલા દશ સંન્યાસીઓમાં ચાર સન્યાસી બ્રાહ્મણ વર્ણના બનેછે, ને બાકીના સૌ બીજીવર્ણના હોય છે, આ ગોસાંઈ લોકો સ્ત્રીરાખી સંસાર વ્યહવાર કરેછે. ને વૈરાગીઓ સ્ત્રી રાખે છે તેને સંજોગી કહેછે. આવા પ્રકારનો ક્રમ ચૌદમાંથી સોળમાં સૈકામાં ચાલુ થયોછે. એમાં એ પ્રજા દેવી વિષ્ણું શીવ વિગેરેની ઉપાસના કરવામાં ગુપ્ત રીતે મદ્યમાંસને ગૃહણપણ કરેછે, ને તંત્ર શાસ્ત્રના નિયમને માની વરતેછે ઇત્યાદિ.

## નાથ ધર્મ.

ઉપરના યોગધર્મવાળા નવનાથ, ચોર્યાસીસિદ્ધ, નવ યોગેશ્વર, ગોરખ, મછંદર એ માહા પુરૂષમાંથી એક નાથ નામના પર્મહંસે ચલાવ્યોછે. એમાં નીરાકાર, નીરંજન, જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવો, હોમ હવન વિગેરે ક્રિયાઓમાં મલિન ક્રિયા કરવાનો બાધ નથી, ભૈરવ, માહાવીર, હનુમાન દેવી શીવ ને સૂર્ય એ મુખ્ય દેવ છે, સત્ય બોલવું, મદ્યમાંસ દેવાર્પણ કર્યા પછી શુદ્ધ થાયછે. સર્વત્ર એક જયોતિવ્યાપક છે, તેમાં મનોવિકાર એ પ્રાયશ્ચિતનું મુળ છે, તેથી અન્યાય ન કરવો, અલક એક પુરૂષ છે, તેણે ખલક રચીછે, રચવામાં પ્રથમ ખપ્પર ઉત્પન્ન કર્યુંછે. મૃત્યુ ને કાળ ખપ્પરના શિષ્ય છે, સમાધિ મોક્ષની જગ્યા છે, પોતાની કલ્પનાજ માયા છે. શબ્દ વિષયનું ને મોક્ષ મુળછે, અષ્ટાંગયોગમાં હટ—યોગ એ મન ને તન્ન શુદ્ધિ કરાવેછે, ક્રિયા ન કરનાર પાપી છે. જીવ દયા પાળવામાં પુણ્યછે. અધર્મીઓને મારવાથી દેવ પ્રસન્ન થાયછે.

એમાં મંત્ર, જંત્ર, મારણ, તારણ, વશીકરણના પ્રયોગો શીદ્ધ પુરૂષોથી મળેલાછે, એ પ્રયોગો ખરા શિષ્ય વિના કહેવાય નહીં. મોક્ષમાં જયોતિધ્યાન પ્રથમ કક્કો છે ને અષ્ટાંગ યોગ એ સ્વર છે, ને હવન હોમ ને મંત્રવિધિ એ દવારછે, પ્રાણાયામએ એક કુંચી છે, શરીર એજ બ્રહ્માંડ છે, ષડચક્ર એ દેવોના સ્થાન છે. બ્રહ્મરંધ્ર એ મુકત જગ્યાછે. કાયા એ આત્મસુખ છે, આભડછેટ મલિન્નતા એ મિથ્યા ઉપાયછે, ગુપ્ત ક્રિયા કેહેનારને ભુત, ભવિષ્ય ને વર્તમાનનું સુખ મળતું નથી. જીવ, ઇશ્વિર ને માયા એ આત્માએ પ્રગટ કર્યાંછે, એમાં અઘોરી, મુની, યોગી, અડબંગી, નાગા, નિરવંડંગાવસ્થાવાળા પર્મહંસો દાખલ થા-

ચછે, તેઓ કંદ, મુળ, ભાજીપાળો ખાઈ ગુફાઓમાં ધુણીપર બેસી અખંડ જ્યોતિમાં નિમગ્ન રહે છે, તેથી માહા ચમત્કૃતિ કરી શકેછે.

## જોગી ધર્મ.

એના આચાર્ય એક વ્યાસઋષિ હતા. એનું મત એવુંકે આત્મા સર્વત્ર એકછે. વેદનો જ્ઞાનકાંડ એજ સત્યધર્મછે ને ઉપાસના વા કર્મકાંડ એ મિથ્યા કુતર્કછે. પૂર્ણ જ્યોતિએ એક આત્માની દ્રષ્ટિછે. અવિદ્યા સંસારનું મુળછે. સ્ત્રી સંગ એ નર્કદ્વારછે, દેવો કલ્પિતછે, સર્વ ક્રિયા મનોવિકારે ઘડીછે. સિદ્ધ એજ દેવ છે. ગુરૂઆજ્ઞા એજ માહાવાક્યછે. अहंब्रह्मास्मि એજ તારણમંત્રછે, સોહં એ શબ્દ જ્ઞાનનું ઘરછે. ૐકારનું ચિંતન એ ગુહ્યમંત્ર છે. નાદાભ્યાસ એ સ્વર્ગદર્શનછે. ધોતિ પોતિ, બસ્તી, નોળી ક્રિયા એ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાયછે. ન્યાયશાસ્ત્ર તર્કવાદછે, તેથી એ વાદ સત્ય ન કેહેવાય. આ લોકોએ જૈનો ને બૌદ્ધો શાથે પુષ્કળ લડયા હતા. ને વેદોક્તધર્મનું યથાર્થ રક્ષણ કર્યું હતું. એની ઉત્પત્તિ છઠ્ઠા સૈકામાં થઇ હતી. એણે દેવી, વિષ્ણુને ચાર્વાક વિગેરેને સખત સજા કરી હતી. એઓના આચાર્ય ત્યાગિને વનસ્પતિપર ગુજારો કરતા હતા. એઓના શિષ્યો મુનિવ્રત લઇ શકેછે. પાછલથી આ મતમાં ફેર પડી ગયો, જેથી હાલમાં દેવી, દેવતાની મુર્તિપુજા ને હોમ હવન ચાલુ થયાંછે, સારાંશકે પૂર્વકાળમાં આ ધર્મ સંન્યાસીઓજ ચલાવતા હતા.

## શીખ (જંગમ) ધર્મ.

આ મત તેરમાં સૈકામાં કોઇ પુરાણ વિરોધી પુરૂષે ઉત્પન્ન કર્યો. એનો ઉદય ગુરૂગોવીંદથી પંદરમાં સૈકામાં થયો. એમાં માતા ને માનવી. તેના ચિન્હ ત્રિશૂળ વિગેરે ધારણ કરવાં. માતાજી નીરાકાર નીરંજન જ્યોતિસ્વરૂપમાંથી પ્રથમ પ્રગટ થયાં છતાં પોતાનો આત્મા ઇશ્વરનો અંશછે. સત્ય બોલવું, વેદનાજ્ઞાનકાંડને માનવો, શ્રાધકર્મ ન કરવાં. ભૂત, પ્રેત, ડાકેણ, શાકેણ વિગેરે યોનિ સાચીછે. ઋતુકાળ સાચવવો, માંસમદિરાનો ઉપયોગ ન કરવો, ગુરૂઓની આજ્ઞા એજ ઇશ્વરી આજ્ઞાછે. મુર્તિપુજા અસત્યછે. ઇશ્વર અવતાર લેતો નથી, ગૌ, બ્રાહ્મણ સંતસાધુઓની સેવા કરવી, સ્મૃતિ પુરાણને ન માનવાં, ગુરૂઓના લખેલાં ગ્રંથ તેજ વેદરૂપછે, તેથી તેની પુજાપાત્રી કરવી, અધર્મિઓનો નાશ કરવાથી પ્રભૂ પ્રસન્ન થાયછે. મોટી ઉમ્મરે લગ્ન કરવાં. વ્યભિચાર કરનારને ચાંડાલ સમજવો.

પોતાનો આત્માજ ઇશ્વરછે ને એનુંજ નામ ગોવીંદછે. ગોવીંદનુ બીજું નામ સોહંછે. ધ્યાન, ધારણા, સમાધિથી સ્વર્ગે જવાયછે. ષડચક્રોમાં શ્વાસાનું ગમન એજ બ્રહ્માંડનું માપછે. બ્રાહ્મણો પાપીછે, પણ "વિદ્વાન હોવાથી પુજ્યછ, આચાર, વિચાર, ધર્મ, કર્મ, પવિત્રતા રાખવી. આપણી કાયા ગોવીંદનું મકાનછે. તેથી જીવહિંસા ન કરવી, પરધર્મિઓનો નાશ કરવો. અપવાસો, મિત્તાહાર વિગેરે

નિયમો પાળવાથી શરીરના વિકારો દુર પળાયછે, ને ગોવીંદની જ્યોતિ દરશાયછે. એની વૃદ્ધિકરનાર નાનક નામનો પુરૂષ થયો. તેણે પોતાના ધર્મના શિષ્યોને હથીઆર બાંધવા શિખવ્યાં, ને તલવાર પકડાવી મુસલામાનોના રાજ્યનો પરાજ્ય કરાવ્યો.

## કબીર ધર્મ.

કબીર નામનો પુરૂષ ચૌદમાં સેક્કામાં થયો હોય! પણ હાલના આધુનિક વિદ્વાનો કહેછેકે, તે અરસામાં યૂરોપમાંથી ઘણાંએક ક્રિશ્ચયન ધર્મના વિદ્વાન સાધુઓ વેરાપલટી હિંદુસ્તાનની મુસાફરીએ આવતા હતા, ને તેઓ ઘણા વિદ્વાન રહેતા હતા, તેમાંના કોઈ પુરૂષે ગુપ્ત પ્રજામાં વૈદિક ને મુસલમાની જ્ઞાન મેળવી કબીર નામનો મત ચલાવ્યો, કેમકે કબીર ધર્મમાં કેટલીએક ક્રિશ્ચાનીટીની ગુપ્ત ક્રિયાઓ ને રીતભાત હાલમાં ચાલતી જોવામાં આવેછે, તેથી કયાસ બાંધાયછે કે, એ ક્રાઇસ્ ધર્મ હોવોજ જોઇએ, તોપણ હજુપર્યંન્ત કબીર કોણ જાતનો પુરૂષ હતો તે નક્કી થતું નથી, કોઈ તેને મુસલમાન ધારેછે ને કોઇ હિંદુ હતો એમ કહેછે.

એનો મત એવો કે ઇશ્વર અવતાર ધારણ કરતો નથી, ને તે સર્વત્ર વ્યાપકછે, છતાં તે અખંડ જ્યોતિરૂપે આપણી કાયામાં પ્રકાશેછે. એ જ્યોતિને જાણવા સારૂં યોગાભ્યાસ દેહકષ્ટ ને પવિત્રતાની જરૂરછે, સારૂં નઠારૂં, પાપપૂણ્ય, એ મનોવિકાર છે. ધર્મશાસ્ત્ર એ જ્ઞાનભાગના ઉચ્ચકરનારા ગ્રંથોછે, જ્ઞાતિબંધ ખોટોછે. વ્યભિચાર અસત્ય, અન્યાય, એ મનોવિકારને પુષ્ટિ આપનાર ચીજોછે, તેથી દુર રહેવું. મુર્તિપુજા ખોટીછે, ધ્યાન કરવું એ મોટો ધર્મછે. પુનર્પિ જન્મમરણ થાયછે. જીવ હિંસા ન કરવી, માંસ ને માદકપદાર્થ સેવન ન કરવાં, સત્ય બોલવું, દયા, દાન, ક્ષમા, આર્જવ, અહિંસા, ભક્તિ, વૈરાગ્યાદિ લક્ષણોથી તારણ થાયછે, સત્યજ્ઞાન ઇશ્વરને ઓળખાવેછે, ઊંચ, નીચનો સંબંધ નથી પણ કર્મથી સર્વ જુદાંછે. સત્ય અસત્યની તપાસમાં વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવો.

એમાં હિંદુ મુસલમાનનો ભેદ રાખ્યો નહોતો, કબીરે ધર્મનો પ્રસાર થવા સારૂં યોગનું જ્ઞાન થવા ગ્રંથો લખ્યા હતા, ને આત્માનો સાક્ષાત્કાર કરવા ભાષામાં ભજનો બનાવ્યાં, તેમાં કાયાએજ બ્રહ્માંડ. આત્મા ઇશ્વર ને તેની અનેક વૃત્તિ તે આ સૃષ્ટિના સ્થાવર જંગમાદિક પદાર્થોઃ એનું વળણ વેદાન્તશાસ્ત્રપર આધાર રાખેછે, આ ભજનો નીરંજની, નીરવાણી વા કાઠીઆવાડી નામથી ઓલખાયછે. પાછળથી એના શિષ્યોમાં દશ પક્ષ જેવાકે રામકબીર, સંતકબીર વિગેરેછે.

## રેદાશમત.

એ ચલાવનાર એક રેદાશ નામના વેશ્ય હતા, અણે પોતાના ધર્મોના શિષ્યોમાં ચમત્કાર બતાવ્યા હતા, એમાં રામકૃષ્ણાદિકોની મુર્તિઓનું પુજન કરવું. તેમાં સર્વત્ર એક ઇશ્વર છે. ને તે ગેબીનાથને નામે રહેલો છે. તેથી

ગેબીનાથ તું સાચો છે. એ અવતાર લેતો નથી. પોતાની જ્યોતિથી પ્રકાશે છે. સ્ત્રી પુરૂષમાં તે રહેલો છે, સ્ત્રીની જાતિ પવિત્ર છે, એનો મોક્ષ થાયછે, સર્વ આકાર તેના છે ન્યાતિ ક્રમ તેણે બાંધ્યા છે, પોતાના ગુરૂ કહે તે કરવું. ગુરૂને તન મન ને ધન અર્પણ કરવું. એમાં આત્મજ્ઞાનના પદ ગાય છે, ને એ મોચી, કાછીઆ, કોળી, દરજી વિગેરે કેટલીક જ્ઞાતિમાં ચાલે છે.

## માર્ગિ મત.

આ ધર્મ ભરવાડ કોળી, ગોસાંઇ, સંજોગી વિગેરે નીચ પ્રજામાં ચાલે છે. એમાં સ્ત્રી પુરૂષોને શાથે બેસી ભજન કરાવેછે, આ ભજનો આત્મજ્ઞાનના હોય છે, ને એમાં સ્ત્રી પુરૂષો તંબુરો ને મંજીરા લઇને ગામોગામ ગાતા ફરેછે. તેમાં સ્ત્રીઓ ગાવી વખતે અનેક ચાળાઓ કરે છે, એના ચલાવનાર મુર્ખ, બેવકુફ, ને અનાચારી સાધુઓ હોયછે, તોપણ એમાં દેવી, દેવતા, પીર, પેગંબરને પુજવાનો રીવાજ છે. તેમજ મદ્યમાસનો ઉપયોગ કરે છે. આ લોકો પોતાની સ્ત્રીને કાંઈ પણ કહેતા નથી, તે સદા ગુરૂઓની શેવામાં રહેછે, ને તેના વચનપૂર્વક સર્વે ચાલે છે.

## ફકીરી મત.

દશમાં સૈકામાં મહંમદ ગીજની જયારે આવ્યો હતો; ત્યારે કેટલાએક મહંમદના ધર્મને માનનારા એવા ધાર્મિક મુસલમાનોએ હિંદુઓની ધર્મ ક્રિયા સંપાદન કરીને પોતાનો ફકીરી ધર્મ ચલાવ્યો. એમાં નીરાકાર, શીરંજન, જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવો. પાંચ વખત નિમાજ પઢવી, મદ્યમાંસ ગ્રહણ ન કરવું, સત્ય બોલવું, ચોરી, વ્યભિચાર ન કરવાં, યોગાભ્યાસ, એકાન્તવાસ, દેહકષ્ટ ને પવિત્રતા પાળવી, બુત (મૂર્તિ) પરસ્ત (પુજનાર) ને કાફર જાણવા, આ પુરૂષોએ એક અજમેરમાં ને બીજી દક્ષિણમા તોતાદ્રીની જગ્યામાં ગાદી સ્થાપી, ને પોતાના ધર્મના ફકીરોને ગુપ્તમંત્ર ને ગુપ્તક્રિયા શિખવી જેમાં ફકીરી, લેનાર એક દોરો રાખે છે, તેમ કુરાનના ગુપ્ત વાકયો શિખેછે, જે ઉપરથી તે ફકીર અમુક ગાદીનો શિષ્યછે એમ ઓલખાઈ જાય છે.

આ લોકો વિદ્વાન હોવાથી કુરાન, એનજીલ, જબ્બુર ને તોરેત વિગેરેનું જ્ઞાન મેળવી તે જ્ઞાનમાંથી સાર કાઢી વેદધર્મની કેટલીક ક્રિયા મેળવી હિંદુઓને પણ દાખલ કરવા લાગ્યા. આ મતના ફકીરોને શાહ એવો એલકાબ મળેછે. એમાં કેટલાએક ફકીરો પરણેછે, ને તેમનાં છોકરાં છૈયાં, નોકરી ચાકરી યા ખેતીવાડીને ભિક્ષા માગી ગુજારો કરેછે. આ સંસારી ફકીરો જંગલમાં ગુફા કરી ધુણીઓપર બેસી વનસ્પતિનો આહાર કરી દીવસ ગુજારેછે, તોપણ એ લોકો મુખ્યકરીને મહંમદને માનેછે, તેમજ વેહેમી લોકોમાં મંત્ર, જંત્ર, મારણ તારણ

વિગેરેના ચમત્કાર કરૂછું, એવો ઢોંગ કરીને ગરીબ પ્રજાઓને છેતરેછે.

એમાંથી કેટલાએક ફકીરો એ પુરાણીક હકીગત મેળવી દરશાવેછે કે અદલ્લા, અલેક બેઉ એકજછે. વિષ્ણુ ને અદલ્લા એ બેઉ શબ્દની સંધિથી બિસ્મિલ્લા નામ, આદમ તે આપણી કાયાનો શ્વાસોશ્વાસરૂપી દમ તેનું નામ આદમ. એવા ગ્રંથો રચી તેમાં કલમો પઢાવી હિંદુઓને શિષ્ય કરેછે. એની શાખા વીસ, પચ્ચીસ ચાલેલીછે, નૌસારીમાં સૈયદશાદા નામના પીરનો ધર્મ ચાલેલોછે, તેમાં મતીઆ જાતના કણબી એ ધર્મ પાળેછે, સારાંશકે ફકીરી ધર્મ પણ હિંદુસ્તાનમાં જુદા જુદા ભાગમાં ફતેહ મેળવેલીછે.

## મેરાજ પંથ.

એનો ચલાવનાર જન્હા, પન્હાનો એક ક્ષત્રીય રાજકુમાર હતો, એણે કહ્યું કે સર્વત્રવ્યાપક એક જ્યોતિસ્વરૂપ પોતાનો આત્મા છે. તેની જ્યોતિનું ધ્યાન કરવાથી મોક્ષ મળેછે. એમાં સત્ય બોલવુ. ચોરી ન કરવી. સ્ત્રી પુરૂષોએ ભક્તિ કરવી. ઇશ્વરે લીલા નિર્માણ કરવા વિશ્વ રચ્યુંછે. સાચ જુઠ્ઠ, પ્રપંચ તેને વાહલું નથી. કૃષ્ણ એ તેની આજ્ઞાથી અવતાર ધારણ કીધોછે, ને પોતે સદા અળગ અગોચર રહયોછે, તેનું નામ સત્ શાહેબછે, તે આ બ્રહ્માંડના અખંડ રાજયનો માલીકછે, તેથી બીજું નામ રાજ શાહેબછે. એમાં વેદાન્તમાંથી પંચી કરણ ને યોગ ક્રિયા મેળવી બ્રહ્મજ્ઞાન કર્યેછે. છતાં પુસ્તક પુજા કરેછે. સ્ત્રી પુરૂષો ગુરૂના વચનના ગ્રંથો સાંભળેછે, તેમાં કેટલીક ચમત્કારીક વાતો લખેલીછે, તેથી સંતોષ પામેછે. પ્રણામી, સત્ વિગેરે પાંચ પક્ષ પડેલાછે. આ ધર્મ પંદરમાં સૈકાની આખરીએ ઉત્પન્ન થયોછે.

## દાદુ પંથ.

આ પંથના મુળ પુરૂષ દાદુજી કાશીમાં શંકર સ્વામીના શિષ્ય હતા, તેમને વેદાન્તનું યથાર્થ જ્ઞાન થયા પછી યોગ, દત્તાત્રેય, નાથ, ગોસાંઈ ને કબીર વિગેરેના મુળતત્વોને અનુસાર બ્રહ્મજ્ઞાનપર એ ધર્મ ચાલુ કીધો. એમાં નીરાકાર, જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવો. ને તેમાં આપણો આત્માજ ઇશ્વરછે બીજો કોઇ નથી. એની જ્યોતિનું ધ્યાન કરવાથી જન્મ મર્ણ મટેછે. જીવ, ઇશ્વરને માયા એ મનોકલ્પિતછે. છતાં એઓ અજ્ઞાનથી ભાસ્યાંછે. સત્ય બોલવું, યોગાભ્યાસ, એકાન્તવાસ, દેહકષ્ટને પવિત્રતા મોક્ષનો લાભ આપેછે. દાદુ મહારાજે આત્માની ઓળખ સારૂં કેટલાએક ભાષા ગ્રંથો લખ્યાછે. તેમાં ભજન, કીર્તન, પદ, દોહા, ચોપાઇ વિગેરેના રાગોમાં ઉતારેલાછે. એઓ મુર્તિ પુજાને પ્રસન્ન કરતા નથી, પણ સમયાનુસાર તેવા ચિન્હ દરશાવેછે. દાદુ મહારાજે સુંદરવિલાસ, જ્ઞાનસાગર વિગેરે ગ્રંથોમાં આત્માની ઓળખ ઉત્કૃષ્ઠ રીતે વર્ણવીછે.

## માધવસંપ્રદાય વિષ્ણુજીનો પેહેલો મત.

શંકરસ્વામીના શૃંગેરી મઠમાં એક માધવાનંદ નામના સંન્યાસી હતા, તેમણે વેદાન્ત, ન્યાય, મિમાંસાને પુરાણોનો સારો અભ્યાસ કર્યો હતો, એમણે ચાદમાં સૈક્કામાં પોતાનો ધર્મ ચલાવ્યો. તેમાં ઇશ્વર અવતાર ધારણ કરી શકેછે, ને તે વૈકુંઠમાં રેહેછે. જીવ માયા અનાદિછે, તોપણ આત્માના જ્ઞાનથી મોક્ષ મળેછે. એમણે પુરાણોના વર્ણન ઉપરથી મુર્તિ પુજા ચાલુ કીધી, તેમાં મુખ્ય કરીને નૃસિંહાવતારની મુર્તિનું સ્થાપન કીધું. ને તેને સારૂં સ્તોત્ર, મંત્ર, ભાષ્ય વિગેરે ભાષા ગ્રંથ ઉત્પન્ન કીધા, એમાં જીવને અલ્પજ્ઞ કર્યોછે, ને તે માયાની શાથે રહેલોછે, ઇશ્વર સ્વતંત્રછે પણ માયાવિના કાંઇજ કરતો નથી, માયા ઇશ્વરની આજ્ઞા પ્રમાણે જગત્.ઉત્પન્ન કરેછે, જીવ પાપ પૂણ્ય ભોગવેછે, ને જન્મ જન્માંતર ને પ્રાપ્ત થાયછે, નઠારાં કર્મોથી લક્ષચોર્યાસી યોનીઓમાં અવતરવું, પડેછે, એમાં જીવ ને માયા એ બેઉ મોક્ષના અધિકારીછે.—સારાંશકે જીવ જો ભક્તિ કરે ત્યારે ઇશ્વર પોતાના ધામમાં રાખેછે.

આ મુળતત્વથી જીવે ધર્મ પાળવો, તેમાં સત્ય બોલવું, ચોરી, કુકર્મ ન કરવું, ગૌ બ્રાહ્મણ, સાધુશેવા, પરોપકાર, પરમાર્થ, દયા, ક્ષમા, ભક્તિ, વૈરાગ્ય, અપવાસો, પવિત્રતા, આચ્ચાર, વિચાર, શોચાશોચ વિગેરે નિયમો પાળવા. ને બીજી અનેક ક્રિયાઓ પોતાના મતના સાધુઓને શિખવી, એમાં વરૂણગાયત્રી, અગ્નિગાયત્રી, તેમજ ચંદન, પુષ્પની ક્રીયાનેમંત્ર જુદા હોયછે. શંકરસ્વામીના જે દશ જાતના સંન્યાસી હતા, ને તેમણે મુસલમાનો શાથે લડાઈ કીધી હતી, ને પાછલથી જેઓ વિષ્ણુ મતમાં આવ્યા હતા, તે વિષ્ણુમત આ માધવ સંપ્રદાય હતો. એમાં તે સાધુઓ દાખલ થયા પછી એમણે પોતાના સાધુઓને સારૂં ગોસાંઈઓથી જુદીજ જાતની ક્રિયા ચલાવી, જેમાં પંચધુણી, બાર વા ચોર્યાસી ધુણીઓ તાપવી, ને સર્વમાં વિષ્ણુએજ પરબ્રહ્મ આત્માછે. ને એની ભક્તિ કરવાથી મોક્ષ મળેછે, બાદ સોળમાં સૈક્કાને વિષે સાધુઓમાં વિભાગ પડયા, જેના નામ, નિર્ધાણી, નિર્મોહી, દિગંબર, ખાખી, નીરાલંબી, ટાટખરી, સંતોષી, એઓછે. એઓને હઠયોગનું જ્ઞાન આપવામાં આવેછે. તેથી હઠાભ્યાસી કેહેછે.

## નિમાનંદી વિષ્ણુજીનો બીજો મત.

એમાં વિષ્ણુજીના વામન અવતારની મુર્તિ ને લાલજી મહારાજ નામ આપી પુજેછે. એનો સિદ્ધાન્ત એવો કે ઇશ્વરને માયા બેઉ મળી જીવની ઉત્પત્તિ કરેછે. જીવ માયાકૃતછે; ઇશ્વરને માયા અનાદિછે. આ લોકો પુરાણનેજ સત્ય ગ્રંથ માનેછે. પુનર્જન્મછે. પાપ પૂણ્ય નડેછે. કર્માનુસારે ભોગ ભોગવવા પડેછે, બીજી સર્વ વાતે ઉપલા મતને મળતાછે, ફકત ચંદનવિધિ ન્યારીછે, મંત્ર જંત્ર, સ્તોત્ર, પાઠ વિગેરેમાં ફેરછે. એમાં સર્વ જ્ઞાતીને સાધુ કરેછે, ને તેમને

મોક્ષમંત્ર આપેછે. એમાં તુલશીની માળા ને કંઠી રાખેછે. એઓ પણ હદ ચોગીછે. એમાં સર્વે ભજન પુરાણોકત નીતીનાછે.

## રામાનંદી વિષ્ણુજીનો ત્રીજો મત.

જ્યોતિરમઠમાં એક રામાનંદ નામના સન્યાસી હતા. તેણે પુરાણ, ન્યાય ને યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. એનો સિદ્ધાન્ત એવો કે આદિ નીરાકાર, નીરંજન, જ્યોતિસ્વરૂપના ત્રણ ગુણતે બ્રહ્મા, વિષ્ણુ ને માહાદેવ નામે ઉત્પન્ન થયા, ને તેમણે આ સૃષ્ટિ રચી, તેથી વિષ્ણુની ભક્તિ કરનાર વૈકુંઠમાં જાયછે. તેથી એણે વિષ્ણુજીનો સાતમો અવતાર રામચંદ્ર નામનો અયોધ્યા નગરીમાં થયો હતો, જેણે રાવણનો નાશ કર્યો હતો. જેમણે એક પત્નીવૃતપાળી ધર્મ, રાજ્યનું સરંક્ષણ કરી પ્રજાને સુખી કરી હતી, તેની પ્રતિમાનું પુજન શરૂ કરાવ્યું, એમાં રામ, સીતા, હનુમાન એઓનો મહીમાં મોટો વર્ણવ્યો. જેમાં રામસ્તરાજસ્તોત્ર, તેમજ બીજા અનેક વિધિના મંત્ર, જંત્ર, અનુષ્ટાન ક્રિયા વિગેરેના ગ્રંથો ચાલુ કીધા.

એ ધર્મમાં તુલસીદાસ મહાન પ્રતાપી પુરૂષ થયા, તેમણે રામાયણનુ ભાષામાં વર્ણન કરી કર્મકાંડનો મહીમા વધાર્યોછે, ને જે નીરાકાર, નીરંજન, જ્યોતિસ્વરૂપ ઇશ્વર સર્વત્ર વ્યાપકછે, તેજ એક રામછે. રામશબ્દનો અર્થ એવો કે સર્વ પ્રાણીમાત્રોમાં જે ચૈતન્ય રમી રહયુંછે, તે ચેતન્યને રામ કહયોછે. મતલબ કે રામચંદ્ર ઇશ્વરછે. એની ભક્તિથી મોક્ષ થાયછે. એનો સિદ્ધાન્ત ન્યાય ને મળતોછે. કર્મકાંડ સત્યછે, જ્ઞાનકાંડપર ચાલનારને મુક્તિ મળતી નથી કેમકે તેનાથી અખંડ સમાધિમાં રેહેવાતું નથી તેથી.

## વિષ્ણુજીનો ચોથો મત. વલ્લભી સંપ્રદાય.

પુરાણોકત જ્ઞાન ઉપરથી શ્રી વિષ્ણુજીનો આઠમો અવતાર શ્રી કૃષ્ણજી નામનો ગોકુલમાં ધારણ કર્યો હતો, ત્યાં તેમણે સોળહજારએકસોનેઆઠ ગોપાંગ્નાઓ શાથે રાસવિહાર કર્યો, તેમાં શ્રી રાધાજી સાક્ષાત આધ્યશક્તિ હતાં, પુરાણોમાં ને દશમસ્કંદ ભાગવતમાં વિષ્ણુજી વૈકુંઠમાં રહેતા હતા, ત્યાંથી તેમણે શ્રી કૃષ્ણજી અવતાર ધારણ કર્યો હતો, તેથી આ વલ્લભી મતમાં કહેછે કે—જયારે માહાપ્રળયથયો હતો, ત્યારે સર્વ બ્રહ્માંડનું અખંડ ચૈતન્ય એકત્ર થઇ એક મહાનઅલૌકીકપ્રકાશમાન અખંડ તેજનો ગોળો બન્યો હતો, આ અખંડિત સ્વયં-પ્રકાશીત ગોળો એજ શ્રી રાધાકૃષ્ણનું ઐકય સ્વરૂપ હતું. તેથી તેમાં કયો ભાગ રાધાજીનો ને કયો ભાગ શ્રી કૃષ્ણજીનો તેની પરીક્ષા થતી નહોતી. સત્ય જોતાં રાધા ને કૃષ્ણ અનાદિછે, તેથી બીજા ધર્મોવાળાએ માયા ને બ્રહ્મ, શીવ ને શક્તિ, પુરૂષ પ્રકૃતિ એવાં બે સ્વરૂપથી સૃષ્ટિ ઉત્પત્તિ માનીછે, સારાંશકે

અખંડ જ્યોતનિા બે ભાગ થતા, ત્યારે એકમાંથી શકિત ને બીજામાંથી બ્રહ્મ ઉત્પન્ન થતા હતા, તેથી જે શકિત તે હમારી રાધા ને જે બ્રહ્મ તે હમારા કૃષ્ણજી.

હવે એ અનાદિ રાધાકૃષ્ણે સૃષ્ટિ એવી રીતે કીધી કે પેલા તેજોમય ગોળાનો જે અખંડ ગોળો હતો, તે ગોળામાંથી મગની બે સરખી ફાડ કરીએ, તેમ સ્વભાવિક પોતાની મેળે એક સરખા બે વિભાગ આપોઆપ બનતા હતા, તેમાંના એક ભાગમાંથી શ્રી કૃષ્ણજી ઉત્પન્ન થઈ આવતા, ને બીજા ભાગમાંથી શ્રી રાધાજી પ્રગટ થતાં. બાદ બેઉ જણા પોતાની કાયાઓમાંથી પોતાના જેવી બીજી અનેક કાયાઓ ધારણ કરતાં હતાં, તેમાં શ્રીકૃષ્ણજી અનંત પુરૂષને ઉત્પન્ન કરતા. ને શ્રીરાધાજી અનંત સ્ત્રીઓને ઉત્પન્ન કરતાં હતા, પછી તે સ્ત્રી પુરૂષો એકેકની સાથે લગ્ન સંબંધ કરી આપણી માફક સંસાર વ્યહવાર ચલાવતાં હતાં, સારાંશ કે આ સૃષ્ટિના નિયમને મળતીજ તેઓ સૃષ્ટિ ઉત્પન્ન કરતાં હતાં, પણ જ્યારે એવા પ્રકારનો રાસ વિહાર બંધ કરવાની કલ્પના થતી, ત્યારે તે સૃષ્ટિમાં જેટલી સ્ત્રીઓ હતી તેની કાયાઓને શ્રીરાધાજી પોતાની કાયાના તેજમાં આકર્ષી લેતાં હતાં—તે પ્રમાણે જેટલા પુરૂષો હતા તેટલાના તેજને શ્રીકૃષ્ણજી આકર્ષે લેતા હતા—તે પ્રસંગે ફકત રાધા ને કૃષ્ણ બેજ આકૃતિ કાયમ રહેતી હતી, ને જ્યારે તેઓ બંન્નો એકરૂપ થતાં ત્યારે તેજનો અખંડ પ્રકાશીત ગોળો દેખાતો હતો, તે પ્રસંગે આ અનંતકોટબ્રહ્માંડનો પ્રળય થતો હતો. એવા પ્રકારની લીલા ગૌલોકને વિષે અખંડ શ્રીરાધાકૃષ્ણ કર્યા કરેછે, ને જે સમયે એ બંન્નો છુટાં થતાં ત્યારે સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઈ આવતી હતી.

એવા પ્રકારની રાસક્રિડા કરતાં કરતાં એક સમયે બેઉ થાકી ગયાં, ને થાકના સંબંધથી બંન્નોની કાયામાંથી પરસેવાનું પાણી છુટયું, તે પાણીનો પ્રવાહ એક ઘડામાંહે એકત્રથયો, નેએએકત્ર થયલાં પાણીની આકૃતિ પલટાઇને એક પુરૂષ ઉત્પન્ન થયો. તેનું નામ માહાવિષ્ણુ પાડયું, તેણે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. આ માહાવિષ્ણુના પ્રત્યેક રોમકુપે અનંતકોટ બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિને પ્રળય થયા કરેછે, સારાંશ કે એવી રીતે સૃષ્ટિક્રમ ચાલ્યો જાયછે, તેમાં ગૌલોકની ઓળખમાં કહેછે કે પૃથ્વીથી લક્ષયોજન ચંદ્રમંડળ, તેનાથી સૂર્યમંડલ, તેનાપર બ્રહ્મસદન, તેનાપર વૈકુંઠ, તેનાપર કૈલાશ, ને તેનાપર ગૌલોક, એ સર્વ લોક લક્ષયોજનને અંતરે રહેલાછે. મતલબ કે આવા પ્રકારના વિરૂદ્ધ ગપાંસથી અજ્ઞાન પ્રજામાં ધર્મનિંદા, વૈર કુસંપની વૃદ્ધિ થઇછે, જેના સંયોગથી અનેક જ્ઞાતીઓ ઉત્પન્ન થઈ આવીછે, ને સત્યરૂપ વેદનું જ્ઞાન પેટભરા બ્રાહ્મણોએ ને ધર્માચાર્યોએ પુજાવા સારૂં છુપુ રાખ્યુંછે, ખેર પ્રજા પ્રાબધ્ધં.

## વિષ્ણુજીનો પાંચમોમત, વલ્લભ સંપ્રદાય.

પુરાણોકત વર્ણન ઉપરથી વિષ્ણુજીનો શ્રીકૃષ્ણ નામનો અવતાર થયો હતો. તેની હકીગત શ્રીમદ ભાગવતમાં શુકયોગીએ દરશાવી હતી. તે જ્ઞાન સત્યછે, ને

વિષ્ણું ભગવાનજ આ સૃષ્ટિનું આદિકારણ હોવાથી તેમણે પોતાની સોળે કળા પ્રકાશ કરવાસારૂં શ્રીકૃષ્ણનો અવતાર લીધોછે. તેથી શ્રીકૃષ્ણજીની ભક્તિ મોક્ષનું કારણ છે. એવો પ્રત્યક્ષ પુરાવો બતાવી સોળમાં સક્રામાં મુસલમાન રાજ્યમાં પ્રજા ધર્મ રહિત થઈ ગઈ હતી, તે પ્રસંગનો લાભ લઈ વલ્લભાચાર્ય નામના પુરૂષે એ મત પ્રવર્તાવ્યો. એઓ જ્ઞાતે તૈલંગી બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ લક્ષમણભટ્ટ હતું, ને માતાનું નામ ઇલિગારૂડી હતું. એમના પિતા સંન્યાસી થઈ કાશીમાં રહેતા હતા, તેમના હાથ નીચે વલ્લભભટ્ટે ન્યાય, વૈશેષિકને પુરાણોનો અભ્યાસ કરી જીવ માયાને ઇશ્વિર અનાદિછે. એવો સિદ્ધાન્ત પ્રગટ કર્યો. તેમાં વેદની શ્રુતિ જેકે એક આ નિચે લખુછું, તેનો પુરાવો આપી વેદમાં કહ્યું છે એમ દરશાવી, અજ્ઞાન પ્રજામાં ચલાવી. एक मेवाद्वीतीयंब्रह्म એનો સત્ય અર્થએવોછે કે एक एवअद्वीतीयब्रह्म એટલે એક કહેતાં એકજ ને એવ એટલે છે., અદ્વીતીય એટલે જેમાંબીજું કાંઈજ નહી એવો, બ્રહ્મ નામ આત્માછે. મતલબ કે એક એવો અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માછે. ને અર્થ એવો કીધેલોછે કે, એક એવું બીજુ બ્રહ્મછે. એવો અર્થ દરશાવી એ અર્થનું પૃથકકરણ દીવાના દ્રષ્ટાન્તથી એવું કરે છે કે, જેમ દીવો ને તેનું અજવાળું જેવી રીતે જુદાંછે, તેમ એક ઇશ્વર તે દીવો, ને કિરણો તે જીવ, ને અજવાળું તે માયા, એ સદાના જેવી રીતે દીવા શાથે એકસરખાં સંબંધમાં રહેલાં છે, તેમ ઇશ્વિરની શાથે જીવ રહેલોછે, એવો અર્થ ઉપલી શ્રુતિનો થાયછે.

આવા પ્રકારથી મતવાદિઓએ શ્રુતિઓના અર્થ ના અનર્થ કરી પોતાના પક્ષમાં ચલાવ્યાછે. સારાંશ કે વેદના જ્ઞાનકાંડ વિરૂદ્ધ જેટલા પક્ષોછે, તેટલામાં તમો એવાજ પ્રકારનાં લખાણ જોસો, તેથી ખાત્રી થશે કે એ સર્વ પક્ષ વેદ વિરૂદ્ધજ છે, એમાં માયા ને જીવ ઇશ્વરને આધિનછે. આ સૃષ્ટિ ઇશ્વિરકૃતિછે. એન- ઉપર અધર્મ ફેલાઈ જાયછે, ત્યારે ઇશ્વિર જન્મ ધારણ કરી અધર્મનો ક્ષય કરી- ધર્મ સ્થાપન કરેછે. ઇશ્વિરે સૃષ્ટિ રચી જેમાં બે પ્રકારના જીવો ઉત્પન્ન કર્યાછે. તેમાં એક દૈવી ને બીજા આસુરી, એમાં દૈવીજીવો ઇશ્વિરના ભકત થાયછે, ને આસુરી વિરોધી હોયછે. આ શ્રીકૃષ્ણજીનો જે જન્મ થયોછે, તે દૈવીજીવોનો ઉદ્ધારને સારૂં વા ભકિતમાર્ગનો ઉદય કરવાને વા ભકતજનોને મુકિત આપવા પુરણ પુરૂષોત્તમ કૃપા કરી આ પૃથ્વી લોકમાં પધાર્યાછે, તેથી વિષ્ણું ભકિત વા વિષ્ણુ ધર્મ વિના બીજા સર્વ ધર્મ ખરા નથી, ને તેનાથી કાંઇ કલ્યાણ થવાનું નથી. આ વલ્લભાચાર્યનું બીજું નામ શ્રી આચાર્ય માહાપ્રભુજી હતું, એઓ પણ સાક્ષાત ધર્મ સ્થાપવા વિષ્ણુજીએજ જન્મ લીધોછે, બીજા કોઇએ લીધો નથી. એમણે ભાગવત ગ્રંથપર ટીકા કરી ગીતાજી નામનો અધ્યાત્મને યોગજ્ઞાનપર ગ્રંથ રચી, તેમાં કહ્યું કે પરમ વૈષ્ણવ ધર્મમાં સત્યધર્મરૂપે ગીતાજછે. ગીતાજી ભણનાર ને વેદ ઉપનિષદ્ ને શાસ્ત્રો વિગેરે જોવાનો અધિકાર નથી, એ તો ચાર

વેદ ને ૭ શાસ્ત્રોનું દોહન કરી સારતત્વરૂપેજ ગીતાજીછે, ને વેદના કર્મ ઉપાસનાને જ્ઞાનકાંડ વા અષ્ટાંગ–યોગ વિગેરે અનેક ક્રિયાઓના કરતાં આ ભકિત માર્ગના કાયદાપર રહી નવધા ભકિતના નિયમપર ચાલનાર પરમદૈવત સંપાદન કરી શકેછે, ને નામ સ્મરણની ભકિતજ મોક્ષનું ફળ આપે છે.

એમાં કહે છેકે કૃષ્ણાવતારમાં જે જે ગોપાંગનાઓએ ભકિત કરી હતી, ને તેમને તે સમયે સુખ આપ્યું નહોતું, તેથી હાલના ધર્મસ્થાપન સમયમાં તે સર્વ સખીઓને લીલા દેખાડવા પોતે આવ્યા છે. આ સખીઓ મોટા ભકતરૂપે અવતરીયો છે, એવું માળાપ્રસંગ વિગેર ગ્રંથોમાં દરશાવ્યું છે. એ મતના કલ્પિત ગ્રંથોના રચનારાઓએ શંકરસ્વામીના ધર્મને વા શીવાળયાદિક મંદિરો વિષે અત્યંત નિંદાના વાકય ટાંકી મુકયાછે, તે એના પરમધાર્મિક વૈષ્ણવો શ્રવણ કરાવેછે, તેમાં કહેછે કે માહાદેવજી વિષ્ણુજીના પરમ ભકત છે વા જેટલું વિષ્ણુજીનામાં દેવતછે, તેટલું શંકરમાં નથી, શંકરતમો ગુણી નાશકર્તાછે. શંકરસ્વામી નાસ્તિક હતો એણે વિષ્ણુભકિતને ધિક્કારીછે, ને એ અજ્ઞાની હતો. વેદાન્તશાસ્ત્ર નાસ્તિકતાનો ભાગ છે. બ્રહ્મજ્ઞાનથી ગાડાં પશુવત્ થઈ જાયછે, ને अहंब्रह्म વાકય જપેછે. તેથી શું પોતે બ્રહ્મ થયા. અરેરે અલ્પજ્ઞ જીવ ઈશ્વિર કેમ થાય, જયારે ઈશ્વિર થાય ત્યારે તેને માયા ન જોઈએ, ને આ સર્વ લોક તો મારૂં તારૂં કરેછે. આ બ્રહ્મજ્ઞાનથી અનાચાર વધી પડયોછે, તેથી એવા બ્રહ્મજ્ઞાનીઓને દરવાજે ઉભા રાખવા નહીં, એ લોકો પાપ પુણ્યને માનતા નથી, તેથી નઠારાં કર્મ કરવાને ચુકે એમ નહીં ? એવા અનેક પ્રકારના દ્રષ્ટાંતો દલીલો દરશાવી શીધ્ર કીધું કે, શીવાળયના દર્શણ કરવાં નહી તેથી પરમ વૈષ્ણવ તેણે તો શીવ શબ્દનો ઉચ્ચાર હૃદયમાં કરવો નહીં, કેમકે કદાપી એ ઉચ્ચાર કરે તો તેની ભકિત અફળ જાયછે.

વળી કોઈ વૈષ્ણવ મતના વિરોધી શંકરના ઉપાશક એવા પક્ષના લોકો કહે છે કે, બ્રાહ્મણ જ્ઞાતીએ રૂદ્રાક્ષને ભવભૂતિ ધારણ કરી વૈષ્ણવોના મહોડાં જોવાં નહીં, કેમકે જોવાથી બ્રહ્મત્વ નષ્ટ થાયછે, ને તુલસી એ કાષ્ઠ છે, એની માળા કંઠી ઘાલવાનો વિધિવેદમાં નથી, એ કૃત્ય વેદ વિરૂદ્ધ છે. આ વૈષ્ણવી દીક્ષાએ શુદ્રધર્મ છે, કાંઈ વેદોકત ધર્મ નથી, પણ કપોલ કલ્પિત પુરાણોકતકૃતિ છે.

સત્ય જોતાં પુરાણોકતજ્ઞાન કાંઈ વેદોકતજ્ઞાન ન કેહેવાય, પણ મતવાદિઓ નિંદા કરે એ તેનો સ્વધર્મ હોય, પણ સત્યવાદીઓ પુરાણપક્ષને માન્ય નહીં કરશે. હશે જવાદો. ભુલ્યા એટલે ફરી ગણો. પણ અનેક પક્ષમાં તમો રહો ને તે પક્ષમાંથી સાર અસાર જુદુ પાડી અસત્ય જેટલું હોય તેટલાંનો નાશ કરો તેથી સત્ય પ્રદીપ્ત થશે. હવે પુરાણોના લખાંણમાં કેટલું વજન રાખવું તેનો ચિતાર દરશાવુંછું. અગાઉ વ્યાસ ભગવાન કહી ગયાછે કે વિષ્ણુ બ્રહ્મા માહાદેવ ને શકિત આદિ નીરાકાર નીરંજન ભગવાનથી ઉત્પન્ન થયાંછે છતાં વિષ્ણુ વર્ણન કરવાવાળાઓ કહેછે કે વિષ્ણુજીજ સર્વ સૃષ્ટિનું મુળતત્વજ

છે ને એનાથી સર્વ પ્રગટ થયાંછે. આ વાતને વળી વ્યાસ ભગવાન બ્રહ્મ પુરાણમાં કહેછે કે, આદિ નીરાકાર નીરંજન જ્યોતિ સ્વરૂપ જે ઇશ્વર હતા, તેમના શરીરને વિષેથી શ્વેત ને શ્યામ એવા બે નિમાળાથી શ્રી કૃષ્ણજી ને રામજી અવતર્યા, ને તેમણે ધર્મ સંરક્ષણ કર્યું. હવે કયી વાત સત્ય માનવી, પણ પુરાણ કૃતિ રચનાર વ્યાસ ભગવાને જે ગુહ્યાર્થ પુરાણ રચવામાં રાખ્યો હતો, તે આ પ્રસંગે ધર્મ સંજ્ઞાનામથી પ્રસિદ્ધ મુકુંછું, જેથી તમો પક્ષાપક્ષી ન કરતાં સ્વયં પરમાત્માના પદને યથાર્થ પામશો.

## ધર્મ સંજ્ઞા.

જેમાંથી આ વિશ્વ પ્રગટ થયુંછે, ને જેને વિષે એ લિન્ન થાયછે, તે એક સર્વજ્ઞ નીરાકાર નીરંજન પરમેશ્વર છે. આ પરમેશ્વર સર્વત્ર ચૈતન્ય સ્વરૂપે વ્યાપક થએલો આપણે જોઇએ છેયે, ને તે સર્વ દેહ ધારી પ્રાંણીઓમાં પોતાનો આત્મારૂપે મનાયલોછે. આ આત્મારૂપી પરમેશ્વર કેવો છે? ત્યારે કહીશું કે તે અવિભાજ્ય, અસંગને એક ઇત્યાદિ જેનાં વિશેષણો છે. એવા અનંત વિશેષણવાળા આત્માની ઓળખાણ અધિકારી વિના થતીનથી. કેમકેતે આ સ્થુલદેહ થી આકાશપર્યંતના સર્વ પદાર્થોમાં વ્યાપક નથી, ત્યારે કહેશો કે તે કયાં વ્યાપક છે? એનો પ્રત્યુત્તર એવો કે, જયાં પ્રકાશઅંધ-કાર જડચૈતન્ય, પાપ પૂણ્ય ને પંચમાહાભુતના અગણિત પદાર્થો જેને જાણી શકતા નથી વા આપણા બુદ્ધિ જ્ઞાન ને કલ્પના શકિતનો જયાં ક્ષય થાયછે, એવી જે મહાન આશ્ચર્યતા ઉપજાવનારી અદર્શ જગ્યાપર આત્માનું સ્થાન છે, તે સ્થાનને પુરાણ, વેદ શાસ્ત્રો ને ઉપનિષદ્ વિગેરે ગ્રંથોમાં માયાતિત ગુણાતિત તૂર્યાતિત, લોકાલોક નામની સંજ્ઞા આપીછે. આ પદની પ્રાપ્તિ ને જાગૃત સ્વપ્ન ને સુષુપ્તી અવસ્થાવાળા પુરૂષો જાણતા નથી પણ સમાધિનિષ્ટ યોગાત્મા જે કે તૂર્યાવસ્થામાં રેહેનારા પુરૂષો જાણેછે. એ તૂર્યાતિતં પદને ભૂમા, દ્રષ્ટા, સત્ય, બ્રહ્મ, આત્મા એવાં નામો છે. એ સ્થાનને પ્રાપ્ત કરનાર પુરૂષ પ્રથમ પોતાના શ્વાસોશ્વાસને આકર્ષણ કરી કાયામાં ગોંધેછે, ને તે ગોંધાયલો શ્વાસો, ગુદા, નાભિ, હૃદય, કંઠ, તાળુ એ ચક્રોમાં પ્રવર્તમાન થઇને આખરે બ્રહ્મરંધ્રચક્ર જે કે મગજ તેનીમાંહે સ્થિર થાયછે, ત્યારે આ સૃષ્ટિના સર્વ પદાર્થોથી અળગ અસંગ ને નિર્વિકારરૂપે પોતાના આત્માને જાણેછે. અહીંઆં ફકત પોતાના આત્માને નીરાકાર અચંચળ કાંઈ નહીં એવાં તત્વરૂપે જુએછે.

ત્યારે એવું જ્ઞાન થાયછે કે, આ જગ્યાપરથી સર્વમાં ચૈતન્યતાના કિર્ણો ગમન કરે છે, ને તે ગમન કરેલાં કિર્ણો આ સૃષ્ટિના સર્વ પદાર્થમાં વ્યાપેછે, તેથી જાગૃત સ્વપ્ન સુષુપ્તિને તૃર્યા એ અવસ્થાઓ ને પંચમાહાભૂત પેદા થઈ આવે છે, એવીજ રીતે વ્યાસ ભગવાન કહેછે કે, સૃષ્ટિ ઉત્પત્તિ પૂર્વે કાંઇજ નહીં એવાં

અચંચળ નીરાકાર સ્વરૂપમાંથી પ્રથમ એક પવનની લ્હેરને મળતી એક લ્હેર ઉત્પન્ન થઇ આવી. તે લ્હેરરૂપી સંવેદનથી વા ઝળકથી આપણી કાયા વા બ્ર-હ્માંડ ઉત્પન્ન થઈ આવ્યું. આ ઝળકરૂપી ચમકારાનું નામ અવિદ્યા કહી . એ અવિદ્યાને મતવાદિઓ માયા ને શકિત એવાં નામ આપ્યાંછે. આ અવિદ્યાના તા-મર્થે કરીને પ્રકાશ અંધકાર વિગેરે દ્વંદ્વ પ્રકારની જ્યોતિ ભાસ્યમાન થઇછે, પણ સ્વયં—આત્માને વિષે એ જયોતિનો દેખાવ રહેલો નથી, પણ તે જુદાજ પ્રકા-રની જ્યોતિથી પ્રકાશેછે. એ જ્યોતિનું સામર્થ એવુંછે કે, જેની એક સૂક્ષ્મ રજકણના આવવાથી તે આવેલી રજકણે બ્રહ્માંડમાં પ્રકાશ અંધકાર એવી બે પ્રકારની જ્યોતિ પ્રગટ કરી દીધી. એવો તે જુદાજ પ્રકારની જ્યોતિથી પ્રકા-શમાન છે, તેથી એ જ્યોતિનું નામ અલિપ્તચૈતન્યજ્યોતિ કહીછે. આ અ-લિપ્ત ચૈતન્યના સંવેદનને અવિદ્યા કહીછે. એ અવિદ્યારૂપી ચૈતન્ય શકિતના સંબંધથી નીરાકાર પરમાત્મા કેવી રીતે ઇશ્વિરપણાના સ્વરૂપને ધારણ કરેછે

## श्रुति

**चिच्छायाऽऽवेशतः शक्तिश्चेतनेव विभातिसा।**
**तच्छत्युपाधि संयोगाद् ब्रह्मैवेश्वरतां व्रजेत्॥**

## અર્થ.

અલિપ્ત ચૈતન્યની છાયા તે અવિદ્યારૂપી ચૈતન્ય શકિત. આ અવિદ્યારૂપી ચૈતન્ય શકિતમાં અલિપ્ત ચૈતન્યરૂપી બ્રહ્મનો આભાસ વા પ્રતિબીંબ પડવાથી આ પ્રતિબીંબવાળી અવિદ્યારૂપી શકિતના સંબંધે કરીને અલિપ્ત ચૈતન્યમય આત્મા ઇશ્વિર રૂપભાસેછે. સારાંશ કે અલિપ્ત ચૈતન્યમય જે સત્રૂપ આત્માની જગ્યાપર કાંઈજ નથી, એવો તે નીરાકૃતિમય ભાસેછે, આ નીરાકાર અસંગ શુદ્ધ ચૈતન્યમય આ-ત્મા અવિદ્યાવાળા આભાસના સંયોગથી ચાર પ્રકારનો દરશાયછે.

## श्रुति.

**कूटस्थोब्रह्म जीवेशावित्येवं चिचचतुर्विधा।**
**घटाकाश महाकाशौ जलाकाशा भ्रखेयथा॥**

## અર્થ.

કુટસ્થ બ્રહ્મ જીવ ને ઇશ્વિર એઓ આ નીચેની રીતે ચિત્ (ચૈતન્ય) ચાર પ્રકારનું થાયછે. જેમ ઘટાકાશ મહાકાશ જળાકાશ ને અભ્રાકાશ (મેઘાકાશ) જેવી રીતે સર્વત્ર વ્યાપક એકજ આકાશઉપર દરશાવેલા ભેદ કરીને આભાસજ્ઞાને

ચાર પ્રકારનું ભાસેછે, તેવીજ રીતે શુદ્ધ ચૈતન્ય આત્મા અવિદ્યાના ભેદ કરીને ચાર પ્રકારનો દરશાયછે. પરંન્તુ સતરૂપ આત્માની જગ્યાપર અવિદ્યાવાળી કોઈ પણ ચીજ નથી, કેમકે તેનુ સ્વરૂપ નીરાકાર હોવાથી તે સ્વરૂપ નનામું છે, ને એ નનામા સ્વરૂપની જગ્યાપણ નનામી છે. આ જગ્યામાં રહેનો જે આત્મા રૂપી પદાર્થપણ નનામો.

હવે એ નનામા પદાર્થનું પરમેશ્વર, આત્મા, એવાં નામો આપણે ઓળખ થવા સારૂં પાડયાંછે, ને ખરૂં નામ આપણે સત્ વા બ્રહ્મ આપ્યુંછે, તેથી સત્, બ્રહ્મ ને આત્મા એ નામો પણ અસત્ય છે, કારણકે આપણામાં એ અલૌકીક ચીજનું નામ પાડવાની શકિત નથી, તેથી કરીને એને આપણે નનામાપણાની સંજ્ઞા આપવીજ જોઈએ, સારાંશકે અચંચળ એવી નીરાકૃતિવાળી નનામી જગ્યામાં એક નનામો પદાર્થ કેવી આકૃતિ ને કેવા સ્વરૂપનો છે? એ આપણાથી કહી શકાતું નથી, તેથી કરીને નિશ્ચયપણે વદવું પડેછે કે, આ જગત્માં એક નહીં કહેવાય એવો, નહીં સમજાય એવો, નનામી જગ્યામાં એક નનામો શુદ્ધ, પદાર્થ છે. ને તે સર્વને વિષે દ્રષ્ટા સ્વરૂપે નીરાકૃતિમાં કાંઈજ નહીં એવા સ્વરૂપે સ્થિરછે, જેથી કાંઈજ નહીં એવાં નીરાકાર સ્થાનમાંથી આ સર્વ બ્રહ્માંડ પ્રગટ થઈ આવ્યુંછે. મતલબ કે જયારે સૃષ્ટિનો પ્રળય થાયછે, ત્યારે એના સર્વ પદાર્થો કયાં જતા હશે? આ પ્રશ્નથી સ્પષ્ટ કહેવું પડેછે કે, એ વાતની આપણને ખબર નથી. તેથી જેની ખબર પડી નથી પડવાનો સંભવ નથી. એવી ચીજ તો એકસત્ છે, આ મુળતત્વથી શોધ થાયછે કે, જેની ખબર આપણને પડી નથી, તે સતરૂપ આત્મા જગતનું આદિપદ, ને તેમાંથી જગત્ ઉત્પન્ન થઈ તેને વિષે લિન્ન થવાનું, વાસ્તે મધ્ય ને અંતપદમાં પણ જેની ખબર ન રહી તે કહેવાયું. તાત્પર્ય એવુંકે જગતનું આદિ મધ્ય ને અંતપદમાં જેની ખબર નથી, એવો જે સત્ રૂપ આત્મા તેને વિષે સર્વ પ્રગટ થઇ તેની માંહે સમાયછે. તેથી કરીને સર્વ સૃષ્ટિનું મુળતત્વજ આત્મારૂપી નનામો પદાર્થજછે. આનનામા પદાર્થની ઓળખ પાડવા સારૂં વા એણે સૃષ્ટિ કૃત્ય કેવા પાયાપર રચ્યું, તેનું જ્ઞાન આપવા વ્યાસ ભગવાને જેયોજના કરીછે.

તે યોજના એવી છે કે, આ સૃષ્ટિનો ઉત્પન્નકર્તા જે આત્મારૂપી અસંગ. ચૈતન્ય મય ઇશ્વરનું તો નામ નથી, એ કારણને લીધે વેદોકતધર્મના માહાત્મા પંડિતોએ અનેક નામો પાડયાં. જેવાંકે, કુટસ્થ. દ્રષ્ટા ધ્યેય. જ્ઞેય. ભુમા. આત્મા. પરમાત્મા. બ્રહ્મ. ઇશ્વર. સત. વાસુદેવ, સર્વજ્ઞ, એક, અનંત, નીરાકાર, તત્વ, મહદ, સુન્ય, સુક્ષ્મ, રામ, કૃષ્ણ, નૃસિંહ, ગોવીંદ, પરમેશ્વર ઇત્યાદિ અનેક નામો જગત્માં ચાલેછે. ને અનાર્ય ધર્મની પ્રજાએ અલ્લા, મૌવલા, ખુદા, શાહીબ, અદન્નાતાલા, રહીમાન, રસુલ, કરીમ, રહીમ, પરવદેગાર, દાદગર, દાદાર, અહુરમઝદ, ગોડ ઇત્યાદિ અનેક સંજ્ઞાથી પાડયાંછે. પણ એ સર્વ નામો શાથે તેને બિલકુલ સંબંધ

નથી. ન એ નામો તેણે દરશાવ્યા નથી, પણ મનુષ્યોએ પોતાના કલ્પિત જ્ઞાને તેના સ્વરૂપ ચિન્હ ઉપરથી પાડેલાંછે. તેથી આપણે પણ તે નનામા પદાર્થના બીજાં નામોની સંજ્ઞા આપી બોલાવીએ, જેવાંકે, ચાંચડદેવ, માકડદેવ, જુદેવ, જવાદેવ, વાહદેવ, ચણાદેવ, અન્નદેવ. એમ કહીએ તો ન ચાલે! બેશક ચાલે! કોણ નાપાડી શકેછે! કોઇજ નાપાડી શકનાર નથી, કેમકે તેની સર્વ કૃતિ એવાજ પ્રકારનીછે. આ ઉપરથી શીધ્ર થાયછેકે, તે નનામોજછે. પરંતુ આ સૃષ્ટિમાં જેટલાં નામો પાડવામાં આવ્યાંછે, તે સર્વ નામો શા કારણથી પડયાં! એવા પ્રકારના પ્રશ્નો ઘણાં મનુષ્યો કરે, તેનો પ્રત્યુત્તર આપવા સારૂં, પ્રત્યેક ધર્મના વ્યાસ જેવા તત્વદર્શીઓએ એવી યોજના કરીછે કે, પરમેશ્વરે ઉપલાં અમુક નામો પ્રમાણે અમુક સમયે અમુક સ્થાનમાં અમુક આકૃતિમાં જન્મ ધરી અમુક સંકટોને અમુક કારણથી દૂર કરવા સારૂં અમુક કૃતિ કરી હતી, તેથી અમુક નામ પ્રાપ્ત થયુંછે. તે સમયે અમુક પ્રકારનો મહદ્ લાભ આ વિશ્વની પ્રજાને આપ્યો હતો. આવા પ્રકારની સિદ્ધતા દરશાવવાથી પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં નિશ્ચે થાયછે કે, આવા પ્રકારનું આપેલું અમુક નામ અમુક કૃત્યથી સત્યજછે. એવી રીતે પ્રત્યેક વર્ણન જાહેરમાં સત્ય સ્વરૂપે દરશાઇ આવે તેટલા સારૂં પુરાણ, ગાથા, કાહાણી, કીસ્સા વિગેરેની હકીગત જણાવીછે.

આવા પ્રકારની સાબીતી મળવાને લીધે અલ્પજ્ઞ મનુષ્યો એ કલ્પિત વાતને સત્ય માની બેઠાં, તેથી અનેક પ્રકારની વિચિત્ર યોજનાઓ ધર્મને બહાને પ્રજામાં દાખલ થઇ ગઇ, જેથી કરીને અજરૂપ આત્માના અવતારાદિકની યોજના સત્ય થઇ પડી. પરંતુ જયારે ઇશ્વર (આત્મા) નનામો છે, ને તેની કૃતિરૂપ આ સૃષ્ટિપણ નનામીછે. ત્યારે તો આ સૃષ્ટિના અનંત આકારો પણ નનામાછે, પણ જેવી રીતે નનામા પરમેશ્વરના અનેક નામો પાડયાં, તેવીજ રીતે આ સૃષ્ટિના સર્વ પદાર્થોના પણ અનેક નામો પાડયાં. પણ મહાત્મા પંડિતોએ ઇશ્વરના અનેક નામોની સાથે અનેક કર્મોની યોજના મેળવી દીધી, ત્યારે તે નામો સત્ય ઠર્યાં. એવીજ રીતે કર્મ સંબંધથી આ સૃષ્ટિના અનેક આકારોના નામો પણ સત્યછે, એમ સ્પષ્ટ થઇ આવ્યું. આ સિદ્ધતા ઉપરથી આપણે પણ જે ચાંચડ, માકડ, જુ, જવા ઇત્યાદિ નામો પાડયાંછે, એ નામોની શાથે કર્મ સંબંધની જયારે યોજના લાગુ પાડીએ, ત્યારે તો એ કલ્પિત નામો પણ સાચાં નામો તરીકે ગણાઇ જાય, તેથી આ જગ્યાપર ઇશ્વરના નામોને કર્મ યોજનાનો સંબંધ કેવા જ્ઞાનથી લાગું પાડવામાં આવ્યો છે. તે દરશાવીએ છૈયે.

## કર્મ યોજના.

વ્યાસ ભગવાને પુરાણોમાં જે કર્મ યોજના કીધીછે, તે એવી રીતે કે સત્‌રૂપ આત્માથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ, તેથી તેને સૃષ્ટિકર્તા, સૃષ્ટા, જગદાત્મા, જ-

ગન્નાથ, વિશ્વેશ્વર, વિશ્વાત્મા ઇત્યાદિ નામોથી બોલાવ્યોછે. તે આપણી કાયામાં ચૈતન્યવિજળી રૂપથી વ્યાપક થઇ કૌવત આપવા મંડયો, તેથી શકિત માયા કલ્પના એવાં નામો પાડયાં, પરમેશ્વર ચૈતન્ય રૂપથી સર્વમાં રમણ કરેછે તેથી રામ કહયો, એનો સર્વ જગ્યાપર વાસછે તેથી વાસુદેવ, સર્વત્ર વ્યાપક હોવાથી વિષ્ણુ, સર્વના હૃદયમાં રહી સર્વ વાત જાણેછે તેથી અંતર્યામી, સૃષ્ટિના સર્વ આકારોને ઉત્પન્ન કરી તે આકારોથી રહિત થયો તેથી અલિપ્ત, બ્રહ્માંડની સર્વ આકૃતિનું કાંઇપણ લંછન વા ડાઘ નથી તેથી નીરંજન, કોઇપણ આકારની યોજના એને વિષે થતી નથી તેથી નીરાકાર, સર્વ શકિતમાન સર્વને જુએછે તેથી દ્રષ્ટા, સવમાં રહી તપેછે તેથી પુષ, સર્વનો ગૃહણકર્તા તેથી ધૃતિ, સર્વના કર્તવ્યકર્મનો જ્ઞાતા તેથી સર્વજ્ઞ, તે સર્વની દેહાદિક કૃતિઓમાં પ્રકાશેછે તેથી સવિતા, એ સર્વમાં એકયપણાથી મળી રહયોછે તેથી અદ્વૈત, એને વિષેથી પ્રકાશઅંધકાર પ્રગટ થયાં તેથી જયોતિસ્વરૂપ કહયોછે. પણ એ જયોતિકોના જેવીછે તે નસમજાયું વાસ્તે, એ જયોતિને અરૂપ જયોતિ કહીછે. આ જગ્યાપર નનામા આત્મા (ઇશ્વર) ની જયોતિનનામી હોવાથી કયી જાતીમાં ગણાવી! કેમકે. એ જયોતિ અરૂપછે. ને એ અરૂપ પદાર્થ નર નારી ને નાન્યતર જાતીમાં દાખલ થતો નથી, તેથી એને શામવેદે અજ્ઞાત કહયો. હવે એ અજ્ઞાત સ્વરૂપ જયોતિની યોજના ચારે વેદોને વિષે જુદીજુદી જાતીમાં કરેલીછે, તેમાં પ્રથમ યજુર્વેદે એ જયોતિસ્વરૂપને પ્રકાશ શબ્દની સંજ્ઞા આપી, એ શુદ્ધ અસંગ ચૈતન્ય પ્રકાશને સર્વત્ર વ્યાપેલો જોવાથી નરજાતીમાં ગણ્યોછે. ઋગ્વેદે એ જયોતિસ્વરૂપને જયોતિ શબ્દની સંજ્ઞા આપી, એ શુદ્ધ અસંગ ચૈતન્ય જયોતિ સર્વત્ર વ્યાપેલી જણાયાથી નારી જાતીમાં ગણી છે. અથર્વવેદે એ જયોતિને અજવાળું શબ્દની સંજ્ઞા આપી એ અસંગ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અજવાળાં સ્વરૂપને સર્વત્ર બિરાજી રહેલું જોવાથી નાન્યતર જાતીમાં ગણ્યુંછે. આ ઉપરથી શામવેદે એ અરૂપ જયોતિ ત્રણે જાતીથી અળગ જણાવવાને લીધે અજ્ઞાત કહીછે. સારાંશકે આત્મારૂપી ઇશ્વર નર નારીને નાન્યતર વિગેરે કોઇપણ જાતીમાં આવતો નથી, તેથી એને અજ્ઞાત વા નિરવયવ કહયોછે. પણ ચારે વેદની યોજના પરથી કેટલાક ધર્મ, ઇશ્વરને સ્ત્રીલિંગમાં કોઇ પુલિંગમાં ને કોઇ નપુસકલિંગમાં ગણીને અનેક કલ્પિત નામો આપી તેની ભકિત ઉપાસના કરેછે. પરંતુ નિરવયવ પદાર્થની આકૃતિ દર્શક કલ્પિત યોજનાઓ મિથ્યા હોવાથી ઉપલી સર્વ મેહેનત અફળ જાયછે. પણ નિરવયવ પદાર્થમાંથી આ દ્રસ્યરૂપ સર્વ આકૃતિઓ પ્રગટ થઇ, તેથી તે ઉત્પન્નકર્તા કેહેવાયે, ને ઉત્પન્નકર્તા હોવાથી આત્મા સંજ્ઞા પ્રાપ્ત થઇ, ને આત્મા શબ્દથી સર્વત્ર વ્યાપેલો સમજાયો છે. જેથી એ નનામા આત્માના અનેકનામો જે પાડવામાં આવ્યાંછે, તે સર્વ તેની કૃતિઉપરથી થયાંછે. ત્યારે એણે કૃષ્ણ (આત્મા) કેહેવાયો છતાં કેવા પ્રકારની કૃતિ કરી હશે કે! સુંદર કૃષ્ણ વા

આત્મા નામ બદળી નાંખી, સૃષ્ટિના અલ્પજ્ઞ ને સ્થુળબુદ્ધિના પ્રાકૃતજીવો એને કૃષ્ન (કાળો) કહેવા લાગ્યા. તેથી સર્વ શકિતમાન આત્માને કૃષ્ન શબ્દની સંજ્ઞા કેવા પ્રકારની કૃતિથી પ્રાપ્ત થઇ હશે, તે સ્પષ્ટ થવી જોઇએ!

પુરાણ કૃતિ કરનાર તત્વ દર્શી વ્યાસ ભગવાને જે ગુહયાર્થ ભાગવતમાં રાખ્યોછે. તેને મુર્ખ પ્રજા ન સમજતાં કહેછે કે દસ્મરકંદ ભાગવતમાં કૃષ્ણજી ગોપીકાઓ શાથે રાસ વિહાર કરતા હતા ને તે ઇશ્વર હતા. ત્યારેશું ઇશ્વર થઇ ને પરસ્ત્રીઓ સાથે રૂમત રમી બદકર્મથી સંસારમાં વર્તવું! એવી બેવકુફી ભરેલી કૃતિ કરે! નાના! એતો સમજનારાઓની ને જ્ઞાનચર્ચા કરવાવાળાઓની સંપૂણ અલ્પજ્ઞતા છે! આવા પ્રકારનો અધર્મ ચલાવવો એ પ્રભૂ (ઇશ્વર) નું કામ નથી, પણ એનો સત્ય અર્થ વેદાન્તકર્તા વ્યાસ ભગવાને આત્મ (ઇશ્વર) જ્ઞાન પર કર્યોછે. તેજ પવિત્ર અર્થ એમના પુત્ર શુકયોગીએ મહારાજા પરીક્ષતને ઇસારતમાં સમજાવ્યો હતો. જેનું જ્ઞાન થવાથી પરીક્ષતરાજા સાત દીવસમાં સ્વર્ગે ગયા ને તેની સભામાં હજારો બીજા મનુષ્યો શ્રવણ કરતાં હતાં તેઓને ઉપલો મર્મ ન સમજાયાને લીધે ઇશ્વરપદ મળ્યું નથી. પણ વ્યાસ ભગવાન કહેછેકે નીરાકાર અચંચળ આત્મારૂપી ઇશ્વરના ચૈતન્ય સ્વરૂપમાંથી સંવેદન રૂપી અવિદ્યા પ્રગટ થઇ, તે અવિદ્યા અનંત કિર્ણોની આકૃતિએ આ જગત્‌માં પ્રકાશેછે. પણ એ અનંત કિર્ણો રૂપી અનંતાકૃતિ તે આત્માની અનંત વૃત્તિ કહેવાયછે. ને એ અનંત વૃતિમાં આત્મા ત્રણ પ્રકારના નિશ્ચાર્થથી સ્થિરછે. તેથી કરીને શુદ્ધ ચેતન્યરૂપ પ્રકાશમાં આત્માના ત્રણવર્ગ દરશાયા ને તેઓ નર નારીને નાન્યતર જાતીરૂપે પ્રગટ થયા. જેથી આત્માની અનંતવૃત્તિતે આદ્રસ્યરૂપ બ્રહ્માંડના સર્વ પ્રાણીમાત્રોછે. ને આત્માનો નિશ્ચાર્થ તે સર્વમાં જાતીરૂપે રહયોછે. પણ એ ત્રણે જાતીની સંજ્ઞા આત્માને આપવામાં આવી નથી, પણ એ સંજ્ઞાતો શરીર વા દેહરૂપી અનંતાકૃતિને લાગુ પાડેલીછે. કેમકે આત્માતો સર્વજાતીમાં સમાનપણે વ્યાપક થએલોછે. પણ ફેરતો ફકત દેહરૂપી કપડાંથી પડેલો છે. એ પડવાનું કારણ કે આત્માના નિશ્ચાર્થનો પ્રતીબીંબ અવિદ્યામાં ઉપલા ત્રણ આકારે દરશાઇ રહયોછે.

આ ઉપરથી સત્ય સમજવાનુ કે, કૃષ્ણ પુરૂષ હતો, ને તે જાતે ઇશ્વર હતો, ત્યારે શું પુરસ્ત્રીઓ શાથે નીચકર્મનો વ્યહવાર રાખે. એ ઇશ્વરનાં પવિત્રને કલ્યાણકારી નામને એબ લગાડનારૂંછે. હવે સ્ત્રી પુરૂષ ને નપુંસક એ ત્રણેની ઉત્પત્તિ આત્માના નિશ્ચાર્થથી થએલીછે. ને પોતે સુત્રાત્મા તરીકે સમાન ભાવે વ્યાપક થયાછે. તેથી એનો સત્યાર્થ એવોકે. આ વિશ્વમાં ખરોજ્ઞાની. ખરો મર્દ, ખરોઅક્કલવાન, પુરૂષ કોણછે! આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં આપણે કહીશું કે એવો પુરૂષતો એક ઇશ્વરછે. તેથી એ સર્વનું કલ્યાણ કરનારો હોવાથી એને શીવ કહયો, તેવીજ રીતે કૃષ્ન નામ આપવાનું એવું કારણછે કે કૃષ્ન એટલે કાળો.

હવે પ્રભુ આત્માને કાળા શબ્દની સંજ્ઞા આપી બોલાવવાનો કયો હેતુ હશે! તો એ નામ એની કરણી ઉપરથી પડેલુંછે. ત્યારે એણે એવી તે કયા પ્રકારની કરણી કરી હશે કે કાળા નામથી જગત્ યાદ કરવા લાગ્યું. એનું કારણ એવુંકે, ઇશ્વર આત્માના હૃદયની વાત, તેના વિચાર, તેના નિયમ, તેની કૃતિ તેની રહેણી, તેનું ચાતુર્ય ને તેનું સત્ય સ્વરૂપ આજપર્યંત કોઇની સમજવામાં આવ્યું નથી. એવોએ કઠણ, કપટી ને કાળાં હૈયાંનોછે. તેથી કૃષ્ન શબ્દનું વિશેષણ આપી બોલાવ્યો, તેમાં કૃષ્ણ ( આત્મા ) ગોપીકાઓ શાથે રાસવેહાર કરતો હતો. એનો અર્થ એવો કે આ સૃષ્ટિમાં પ્રગટ થએલાં સર્વ પ્રાણીમાત્રો શરીરધારીછે. ને શરીરનું દ્વીતીય નામ દેહછે. તેથી દેહ એ શબ્દ સ્ત્રીલિંગમાં ગણાયછે. એ હેતુથી સર્વ બ્રહ્માંડને દેહધારી કહીએતો ચાલે—સારાંશકે આત્માના સંવેદન વાળી અનંત ચૈતન્યવૃત્તિઓ તે આ દેહધારી જગતરૂપે ભાસેછે, ને એ સર્વ દેહધારી પ્રાણીઓને આત્માની વૃત્તિ કહીછે. ને એ વૃત્તિરૂપ દેહધારી ચૈતન્ય ને સ્ત્રીનું વિશેષણ આપ્યુંછે. મતલબ કે આત્મા ( ઇશ્વર ) પુરૂષ, ને આપણે વિગેરે સર્વ બ્રહ્માંડના દેહધારી જીવાત્માઓ તેની સ્ત્રીઓ, વાસ્તે આ સૃષ્ટિના સર્વ પ્રાણીમાત્રરૂપી સ્ત્રીઓની શાથે નીરાકાર, પરમાત્મા રૂપી કૃષ્ણ આ જગત્ રૂપી સંસાર વ્યહવારનું નાટક અખંડ ચલાવ્યા કરેછે. તેથી કેટલાએક ભકત લોકો ઇશ્વરને અખંડ વિહારીલાલ કરીને કહેછે.

આ દેહધારી રૂપ તમામ સ્ત્રીઓની શાથે આત્મા ( કૃષ્ણ ) રૂપી સ્વામી કયા નિયમથી ને કયા ધોરણથી આ જગત્ નાટક, ચલાવ્યા કરેછે, એ વિષે વ્યાસ ભગવાન કહેછે કે આ કૃતિમાં આપણને ન સમજાય એવી ગુહય કળા ઇશ્વરે રાખેલીછે. તેને ઇશ્વરનો દોરી સાંચો કહેછે. તેનાનામ, મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક. અહંકાર, અંતઃકરણને જ્ઞાન એ સર્વ ચીજો તેની કળાછે. અગાઉ આપણે સ્ફુર્ણા ભાષાના ખુદ્દાસામાં કહી ગયા છૈયેકે આપણી સ્ફુર્ણા ને વગર બોલે સામો મનુષ્ય સમજી શકેછે વા આપણે બીજા પ્રાણીઓના હૃદયના ભાવો જાણી શકીએ છૈયે. ને સ્ફુર્ણાનું મુળ આપણા આત્માને ગણ્યોછે. ને એ આત્મા સર્વ દેહોમાં સમાનપણે વ્યાપી રહયોછે. તેથી આપણી સ્ફુર્ણાના ભાવાભાવોપર, સર્વ દેહધારીઓનું વર્તવું થાયછે. તેથી જગતના સર્વ પ્રાણીમાત્રોની સ્ફુર્ણાનો આધાર આપણા આત્માના નિશ્ચાર્શ પર રહેલોછે. સારાંશકે જેવી આપણા આત્માની ઇચ્છા થાય, તે ઇચ્છાના પ્રમાણમાં સર્વ દેહધારી પ્રાણીઓ કૃતિ કરેછે. આ કળાથી ઇશ્વર સર્વ જીવોને પોતાની ઇચ્છાપૂર્વક અનેક માર્ગ ( કર્મ ) પર લઈ જાયછે. કેમકે શરીર ( બ્રહ્માંડ ) ને ગતિ માન કરવાની ( ચૈતન્ય ) શકિત પણ તેનીછે. તેમજ પ્રત્યેક જીવોની કાયાઓમાં અનેક વિચારોની દ્રઢતા ( વાંસના ) દાખલ કરી તેને અનુસાર સંકલ્પ વિકલ્પરૂપી વિચારો કરાવવા એ ઇશ્વર ( આત્મા )ની મરજી ( ભાવના ) છે. જો ઇશ્વરની ઇચ્છા

( ભાવના ) હોય ત્યારે આપણે ચાલી શકીએ છૈયે. શબ્દોચ્ચાર કરી શકીએ છૈયે. ને તર્ક વિતર્ક દોડાવી શકીએ છૈયે. આ ક્રમથી સર્વ પ્રાણીમાત્રો ઇશ્વર આત્મા ને' વશ્ય થઇ ગએલાંછે. ને પોતે સ્વતંત્ર રહી સર્વને તાબેદાર કીધાછે. પણ પોતે પરતંત્ર થયો નથી. થવાનો નથી ને થશે પણ નહી. જેમ સુત્રધાર પોતાના સાંચાવડે કાષ્ટના પુતળાંઓને નચાવેછે. તેમ ઇશ્વરરૂપી કારીગર સ્ફુર્ણા રૂપી અનંત દોરીઓના સંયોગથી દેહધારી રૂપી પવન પાણીના સંયોગી પુતળાંઓને મનો-મન ( સંકલ્પાત્મક ) ભાવે નચાવી રહયોછે. જેની ગુહ્ય કૃતિથી મેરૂના તૃણને તૃણના મેરૂ કરી નાંખેછે, આવા પ્રકારના વિચિત્રને આશ્ચર્યકારક અંતર્યામી કલ્પનાના ભાવો નિમેષમાત્રમાં અસંખ્ય અસ્તોદય કર્યા કરેછે. આહા ! હા ! આ પણા ઇશ્વરરૂપી સ્વામીનો ગુપ્ત ને એકાએક નહી સમજાય એવો અલૌકીક ચ-મત્કાર કેવા પ્રકારનો રહેલોછે. બેશક ! એના જેવો કપટી પુરૂષ આ સૃષ્ટિમાં બીજો કોઇજ નથી. એજ રમતને નાટકવારાસ (વિહાર) નામ આપવામાં આવે-લુંછે. આ વ્યાસનો ગુપ્ત સિદ્ધાન્ત શુકયોગીએ મહારાજા પરીક્ષત ને ઇસારતમાં સમજાવ્યો હતો.

આ વૈષ્ણવ ધર્મમાં વલ્લભાચાર્યે ભક્તિ માર્ગનો મહીમાં વધાર્યો, તેમાં નવધા ભક્તિ કર્મકાંડ ઉપરથી ઉત્પન્ન કરી. આ ભક્તિ સ્થુલબુદ્ધિવાળાઓને પણ સંપૂ-ર્ણ લાભ કર્તાછે એમ નહી, પણ એના સંયોગથી પ્રત્યેક મનુષ્યોનામાં અનેક પ્રકારની આશા, તૃષ્ણાની વૃદ્ધિ થાયછે, ને તેથી તેઓ તાર્કિક જ્ઞાનને પામેછે. પણ મુકતપણાને પામવાનો એ પ્રયોગ નથી. એના પ્રસંગથી નામસ્મરણ, પરમા-ત્માના અલૌકીક ઐશ્વર્યનું મનન ને અંતઃકરણના ઉઠતા સંકલ્પ - વિકલ્પોમાં સારાસારનો વિચાર કરવાનો દ્રઢ અભ્યાસ પડેછે. ને તેથી તન, મન ને જ્ઞાનની શુદ્ધિ કેવા પ્રકારમાં કરવી તે દરશાઇ આવેછે.

૧ શ્રવણ ભક્તિ—એમાં ઇશ્વરના જ્ઞાનને પ્રાપ્ત કરાવનારા ગ્રંથોનું પ્રીતિ પૂર્વક શ્રવણ મનન કરવું કરાવવું તે.

૨ કીર્તન ભક્તિ—પરમેશ્વરની કૃતિ, ખુબી, રચના, ચાતુર્ય વિગેરેના ઐશ્વર્યને સંપૂર્ણ જ્ઞાનથી જાણવા સારૂં તેના પવિત્ર ગુણોનું મનન કરવું, કરાવવું તે.

૩ સ્મરણ ભક્તિ—ઇશ્વરની શક્તિ, માહાત્મ ને તેના ગુપ્ત કર્મનું અ-વલોકન કરી તેના નામના જાપો જપી ધ્યાન કરવામાં મચ્યા રહેવું તે.

૪ ચરણસેવન—એમાં તત્વજ્ઞ આત્મજ્ઞ ને નિર્વિકારી અંતઃકરણવાળા માહાત્માઓ જેવાકે ઇશ્વરની જ્યોતિમાં રાત્રદિવસ નિમગ્ન થએલા ત્રિકાળદર્શી એવા દેવ ( વિદ્વાન ) પુરૂષોના કર્તવ્યકર્મ, રહેણી કરણીની વર્તુણુકમાંથી સારા-સાર વિચાર કરી જ્ઞાન સંપાદન કરવું, ને તેવા માર્ગપર વર્તવાની ટેવ પાડવી, તથા તેવા લોકોની શેવા ચાકરી ઉઠાવી તેઓની છબીને ધ્યાનમાં રાખી, આપ-

ણાથી બને એવાં પરોપકાર પરમાર્થ તેઓનાં જેવાં કત્યો કરવાં, ને આપણા હૃદયમાં દયા. ક્ષમા, શાંતી, ભકિત, વૈરાગ્યાદિ લક્ષણો કાયમ રાખી તે ઉપર વર્તવું વા વર્તાવવું તે.

૫ અર્ચન—જેઓએ આપણને જ્ઞાનમાર્ગ દ્વારાએ પરમેશ્વર (આત્મા) ના સ્વરૂપની ઓલખ કરાવી હોય એવા ગુરૂ રૂપ માહાત્મા દેવ લોકોની પ્રતિમાંનું પુજન તેઓને ઇશ્વરરૂપ સમજી કરવું. ને તેવી ગુરૂ મુર્તિઓ જેને માનતા આત્યા હોય એવા દેવાંશી પુરૂષો જેમાં દેવી, દેવતા, પીર, પેગંબરો જે કે રામ, કૃષ્ણ, હનુમાન, ગણપતી, સૂર્ય વિગેરેનો સમાવશ થાયછે. એવા પૂર્વ કાળમાં થએલા દેવલોકોની પ્રતિમાનું મનોમન કલ્પનાએ ધ્યાન કરી (તેઓના સ્વરૂપની યથાર્થ ધારણા ધારી) ને તેઓના સર્વ ચરિત્રોવાળા ગુણોને મનોભાવમાં યાદ રાખી, પોતાના આત્મામાં બિરાજેલા સમજી કહેવું કે, મારા હૃદયમાં જે જે સારા, નઠારા, વિચારો આવર્જન વિસર્જન કરેછે, તે સર્વ વિચારો ઉપલા દેવાંશી પુરૂષો મોકલેછે, પણ તેમાં મારા ગુરૂની કૃપાથી નઠારા વિચારો દુર પળાઈ સારા વિચારો આવવા લાગ્યાછે, તેથી મારાગુરૂ બાહયાંતર વ્યાપકથઇ મારી દેખરેખ રાખેછે. જેથી હું જો કદાપી અસત્ય કર્મ કરીશ તો એ ગુરૂઓ મોટી શિક્ષા કર્યાવિના રહેશે નહી. એવા વિચારોનું મનન કરી ગુરૂરૂપી દેવલોકોને સર્વજ્ઞ સમજી પોતાના જેવા માનવા વા તે સ્વરૂપો ધારણકર્તા મારો અંતર્યામી આત્મા છે, એમ દ્રઢ કરી આત્માના જેવા તેઓ નીરાકાર નીરંજન જ્યોતિમય થઇ ગયાછે, એવો વિશ્વાસ લાવી આત્મધ્યાન કરવું, વા તેવા પુરૂષો (જેવાકે સંત સાધુઓની શેવા ચાકરી, પુજાપાત્રી, કર્મને ઉપાસનાકાંડના ધારણપર કરવી, ને તે જાણે મારા પોતાના આત્માની કરી એમ માની ધર્મ મહિમાં વધારવો.

૬ વંદન—ઇશ્વરની પ્રાપ્તિ સારૂં પવિત્રતાવાળા જે જે માર્ગો દરશાવેલાછે, તેનાપર સ્થિર થઇ તેની કૃપા સંપાદન કરવા ધ્યાન, દાન, ક્ષમા, આર્જવ, ધૃતિ વિગેરે રાખી પોતાની વૃત્તિઓને શુદ્ધ કરીને પરોપકાર, પરમાર્થ, દેવશવા, સત્શાસ્ત્રાધ્યયન ને પુરૂષાર્થ મેળવવા તીર્થાટન, યાત્રા વિગેરે માર્ગોપર ગમન કરવું, ને તે સર્વ માર્ગ તેને પ્રિય હોવાથી તેણેજ ઉત્પન્ન કરેલા છે, એમ દ્રઢકરી પોતાના મન, બુદ્ધિ વિગેરે તત્વોમાંથી બાહયાંતર વિષય વાંસના વા અંતઃકરણની મલિન વૃત્તિઓને નષ્ટ કરી, સર્વ કર્મમાં નમૃતા રાખી, ગુરૂ, માતા, પિતા, જ્ઞાની, અજ્ઞાની, રાજા, પ્રજા વિગેરે સર્વ નીતીજ્ઞ પુરૂષોને નમન કરતા રહેવું.

૭ દાસ્ય—આ વિશ્વના સર્વ પ્રાણીઓનું શુભચિંતન કરી ભલુ થાય, તેવા કર્મમાં તન મન ને ધન ખરચી તૈયાર થવું, વા દુઃખાત્માના સંકટને નિવારણ કરવા સારૂં અનેક પ્રયત્નો પોતાના બંધુઓ સમજી કરવાં, ને તેમની શેવા ચાકરી કરનારાઓને પોતાના સ્નેહી માનવા, એવા શુભેચ્છક વર્ગમાં જેટલા પુરૂષો હોય, તેઓની સંભાલ લેવામાં તત્પર રહી દાસત્વભાવે ચાકરી બરદાશ કરવી, ને તે-

ઓને સારૂં ધર્મમંદીર, અન્નછત્ર, સદાવ્રત, કુવા, તળાવ, વાવો વિગેરે ઉત્પન્ન કરવાં, વા જુનાઓને સુધારી આપવાં, ને એવા માર્ગના બોધકર્તાઓ સંતસાધુ, જ્ઞાની, અજ્ઞાની વિગેરેની આજ્ઞાઓને ઓળંઘન કરવી નહી.

૮ સખ્ય—ઇશ્વરના ગુણાવીંદનું મનન કરવાવાળાઓ જેવાકે સંત-સાધુને ધર્માધ્યક્ષો વિગેરે પવિત્ર જ્ઞાનીઓની શેવાચાકરી કરવામાં સંતસમાગમ સત્શાસ્ત્રાનુંસાર વર્તવું, ને વેદોકતકર્મથી પુરૂષાર્થ સંપાદન કરવામાં ધર્મ નીતીના વળણોવાળા પવિત્ર ગ્રંથોમાંથી આ દ્રશ્યમય સ્થાવર જંગમાત્મક ચરાચર વિશ્વની કૃતિમાંથી સત્યાર્થનું તોલન કરી, તેમાંથી નિત્યરૂપ સ્વયંઆત્માનું ચિંતન કરતો થકો મનોવિકારમાંથી ઇદ્રિંયોના મિથ્યાજ્ઞાન ઉપર વૃત્તિઓ ન જવાદેવી, ને એક અખંડ આત્મતત્વને વિષે દ્રઢ વિશ્વાસ રાખી ખરી શ્રદ્ધામાં મચ્યા રહી બ્રહ્માનંદમાં વર્તવું તે.

૯ આત્મનિવેદી—પોતાના અંતઃકરણદ્વારાએ પરાવાચાને વિષે ઇશ્વરના નામનું વા શ્વાસો-શ્વાસની ગતિમાં ગમન કરનારો જે સોહં શબ્દ તેનું સ્મરણ જારી રાખી, પોતાના અંતકરણમાંથી ઉઠતી કલ્પના જે જે વિચારો દરશાવે, તે સર્વ વિચારો પોતાના આત્માને અર્પણ કરવા વા પ્રત્યેક વિચારો આત્માને વિષે જોવા, તેમાં એવો વિચાર કરવોકે આ સર્વ કલ્પના ક્યાંથી આવેછે! કોણ મોકલેછે! ને શું કરવા આવેછે! તેમાં સ્થિર ચિત્તવૃત્તિ રાખી તપાસ કરી ને તે તપાસ કરનારા વિચારો ખરાછે કે ખોટા! તેનો નિર્ણય કરવો, તેમજ આપણી વૃત્તિઓનું પ્રત્યેક ચલનવળાણ કેવા પ્રકારનું થાયછે, ને તે થનારૂં ચલન વળણ આપણો આત્મા કરાવેછે એમ નિશ્ચેમાની; તે આત્માને વિષે આ સૃષ્ટિના સર્વ સ્થાવર જંગમાદિ પદાર્થોને જોવા, ને તેમાં જે કલ્પના અસત્યને તાર્કિક વિચારવાળી ઉત્પન્ન થાય તેને નોંધી લેવી, ને તે નોંધી લીધેલી કલ્પનામાંથી અન્યાયી ને દુર કરવી, છતાં સર્વ પ્રાણીમાત્રોને આત્મા જેવા ગણી તેઓનું શુભચિંતન કરવું, ને આપણા મનમાથી સારૂં નઠારૂં, પાપપુણ્યવાળું દ્વૈત જ્ઞાન દુર રાખી સમભાવે સર્વનું પાળન કરવું, ને સર્વમાં આત્માને જાણી તે આત્માનું ધ્યાન કરવું.

આ ભકિતકર્મ વેદના કર્મકાંડથી ફકત શ્રદ્ધા ભાવ રખાવેછે, તેમાં એટલુંજ કે તમો માનો, એનાપર વિશ્વાસલાવો, તેથી તમને જોઇએ એટલો લાભ મળશે. તેમજ ઉપાસનાકાંડમાં ફકત એવો બોધ આપેછે કે, તમો આ બતાવેલા માર્ગને હૃદથી પકડી રહો, ને એના દરશાવેલાં સર્વ કર્મપર વિશ્વાસરાખી શ્રદ્ધાથી ચાલો. પણ જ્ઞાન કાંડવાળા કહેછે કે ફકત આત્મજ્ઞાન મેળવો એટલે ઉપાસના વા કર્મની જરૂર નથી પણ જ્ઞાનથી મુકિતછે. પરંતુ ભકિત માર્ગનું મુખ્ય વળણ અનેક કલ્પિત દેવી દેવતાઓની પ્રતિમાનું પુજન, મંજનમાંજન, વસ્ત્રાભુષણ, અલંકારાદિ સણગારોથી સણગારી નાહનાવિધ પ્રકારના અન્નપાનાદિ ભોજનોની થાલો કરી ભકતજનોને લાભ આપવો એજછે. તેથી સર્વજ્ઞાનનું વળણ એટલુંજ કે સ્નાન ધ્યાન કરી દેવોના મંદિર

સ્થાપો, ને તેના ઉપાસકોની શેવા કરે. એવા અનેક પ્રપંચરૂપ જ્ઞાનથી જ્ઞાનમાર્ગનો ખુલ્લાસો તમને મળશે નહી, ને એ મતનાલોકો દેવના નામપર ન આપે તેનાપર અપવાદો મુકી અનેક તોફાનો ઉઠાવેછે, સારાંશ કે એવા અજ્ઞાનીઓને તેવા જ્ઞાનીઓ ટેકો આપેછે, ત્યારે ગરીબ અજ્ઞાન પ્રજા તેને દેવ જેવા માનેછે. પુરાણોમાં આવા ત્રતિસકોટી દેવો કહેલાછે, પણ સર્વ દેવોની કલ્પિત યોજના કરી અનેક પ્રકારથી તેની ભકિત ઉઠાવીછે. પરન્તું વેદાર્થ કથન જોતાં ફકત એકજ શુદ્ધચૈતન્યરૂપ અખંડ એવા આત્મારૂપી દેવને મુખ્ય માન્યોછે, ને વેદોમાં ફકત દેવો તેત્રીસછે, પણ એતરેય બ્રાહ્મણમાં તેત્રીસ સોમરસપીનાર ને ૩૩ નહી પીનાર દેવો મળી ૬૬ ગણાયછે. તેમાં ૮ વસુ, ૧૨ આદિત્ય, ૧ પ્રજાપતી, વષટ્કાર ૧, ને રૂદ્ર ૧૧, મળી ૩૩. તેમજ ઋગ્વેદ સંહિતામાં કહેછેકે ૧૧ દેવો સ્વર્ગમાં રહેછે, ૧૧ પૃથ્વીમાં રહેછે, ને ૧૧ જળમાં રહેછે. એ વિના વિશ્વામિત્રના એક સુકતમાં અગ્નિની પુજા કરનાર દેવ ૩૩૯૯ કહેલાછે. તેમજ એ વેદની સાંખ્યાયન શાખાના શ્રૌત સુત્રમાં પણ કહેલાછે. સારાંશકે તેત્રીસથી વધારે દેવો કહેલાછે, તે બાબતમાં ઉપનિષદો રચ્યાંછે. તેમાં આખરે એકજ દેવ ઉપર સર્વ લાવી મુકયુંછે. પણ એ વિષે બૃહદારણ્ય ઉપનિષદમાં મોટો સંવાદછે, તેમાં યાજ્ઞવલ્કય ને શાકલ્યઋષિનો વિદગ્ધ નામનો પુત્ર પુછેછે, કે દેવ કેટલાછે. ત્યારે ૩૩૦૦ દેવ કહયાછે. પણ તે સર્વ ઉપલા તેત્રીસ દેવોની શકિતઓછે. આ તેત્રીસ દેવોમાં આઠ વસુકયા! ત્યારે ઉત્તર આપ્યો કે ૧ અગ્નિ, ૨ પૃથ્વી, ૩ વાયુ, ૪ હવા, ૫ સૂર્ય, ૬ આકાશ, ૭ ચંદ્ર, ૮ નક્ષત્ર એઓછે. પ્ર૦—અગ્યાર રૂદ્ર કયા! ઉ૦—૧૦ પ્રાણને અગ્યારમો આત્માછે. પ્ર૦—૧૨ આદિત્ય કયા! ઉ૦—એમાં વર્ષના બાર માસ. પ્ર૦—ઇંદ્રને પ્રજાપતી કોણ! ઉ૦—ઇંદ્ર એટલે સ્તનિત ને પ્રજાપતી એટલે યજ્ઞ. એમાં સ્તનિત તે વિજળી ને યજ્ઞ તે પશુ. પ્ર૦—એ સર્વમાં એક દેવ કયો! ઉ૦—બ્રહ્મ તે એકજછે. સારાંશકે આ વેદોકત સત્ય હેવાલથી શીધ થયુંકે ત્રેત્રીસકોટી દેવો તદન કલ્પિતછે, તેથી તેના ઉપર ધોરણ રાખવાનું નથી. પણ સત્ય દેવ એક આત્માજછે, ને એને વિષે સર્વાર્પણ એ એક મોટો યજ્ઞછે. આ યજ્ઞ અનેક પ્રકારના કહયાછે. પણ પોતાના પંચપ્રાણોનું આકર્ષણ કરી સર્વ વૃતિ ઉલટાવી અંતરદ્રષ્ટિ આત્મા પરત્વે કરવી, ને સર્વ ધારણા આત્મસ્વરૂપમાં લગાવવી એ યજ્ઞ મહાનમોટો કહેવાયછે, જેથી આત્માનો સાક્ષાત્કાર થાયછે, એવું તમો મનન કરી ગયાછો. પણ એ આત્માના સાક્ષાત્કારમાં મુખ્ય કરીને યોગ જ્ઞાન સંપાદન કરવું પડેછે, તેનાકરતાં સ્થુલદ્રષ્ટિવાન મનુષ્યોએ તો ફકત સ્વામીત્વ ભકિત નીચે પ્રમાણે કરવી.

## સ્વામીત્વ ભકિત.

આ સ્વામીત્વ ભકિતમાં પોતાના આત્માને સ્વામી રૂપ સમજવો, ને આ-

પ્રાણી કાયા ને તેની અનેક વૃત્તિઓને સ્રીરૂપ જાણી આપણા હૃદયમાં જે જે વિચારો હર ઘડીપર થાયછે, તે સર્વ ચેષ્ટા આપણો આત્મારૂપી સ્વામી કરાવેછે, તેથી જેવા પ્રકારના વિચારો થાયતે તેને સોંપી કહેવું કે, તમો અનંત-કોટ બ્રહ્માંડમાં વરેણ્ય છો, છતાં અનાચારી ને અસત્ય વિચારો કેમ કરોછો, બેશક તમારા પવિત્રને કલ્યાણકારી નામને એબ લગાડનારી ચેષ્ટાછે, તેથી તમો પવિત્ર ને સુખદાયી ને સર્વ પ્રાણીમાત્રોને ઉપયોગી એવા વિચાર કરો વા હમારી પાસે કરાવો. સારાંશ કે-પોતાના આત્માને સ્વામીરૂપ માની આપણે સર્વ દેહધારી જીવાત્મા તેની સ્રીઓ છેયે, એવા ભાવની ભક્તિનું નામ સ્વામીત્વ ભક્તિ કહીછે. આ ભક્તિ ઉપલી આત્મનિવેદી ભક્તિથી શ્રેષ્ટ વા તેના નિયમને મળતીછે, કેમકે એમાં વ્યાસ ભગવાને કહ્યુંછે કે, આપણી સ્થુલદેહથી તૂર્યપદ સુધી જે જે રચના કુટસ્થ, દ્રષ્ટા એ કાયામાં સંકલ્પભાવે કરીછે, તેમાં દેહચતુષ્ટય, ચારવાચા, અંતઃકરણપંચક ને ત્રિગુણ સહવર્તમાન સર્વ શરીર-પીંજરો તેનાંછે વા તે પોતેજ બિરાજી પંચકોશાત્મક સ્થાનોમાં રમણ કરેછે, એમ માની આપણા સર્વ વિચારો તેને સ્વાધિન કરવા તે સ્વામીત્વ ભક્તિ.

એ ભક્તિ એવી રીતનીકે, ઓ સર્વજ્ઞ દ્રષ્ટા દર્શન ને દ્રશ્ય રૂપી ત્રિપુટીના પ્રગટકર્તા પૂર્ણરૂપ ચરાચર વિભૂ આત્મા તમો આ વિશ્વમાં બ્રહ્માથી સ્તંબપર્યન્ત સર્વ સ્થાનોમાં સુત્રાત્મા તરીકે વ્યાપેલા છે, ને તમોએ આ સર્વસૃષ્ટિને એક સુતરના તંતુમાં પરોવી છતાં અંતર્યામી કલ્પિત મનોમન ભાવમાં જુઓછો. તેથી ઓ સર્વજ્ઞ નીરાકાર સર્વ શક્તિમાન મારા પ્રાણાધાર સ્વામી તમારાં દર્શનને અંતરમાં અખંડ જ્યોતિરૂપે પ્રકાશીતકરી બાહ્યાંતર તે જ્યોતિ પ્રકાશ પમાડો, ને હમારી વિષય વાંસના નષ્ટ કરી હમોને દેહાભિમાનના અવિદ્યાકૃત જ્ઞાનથી દુર રાખો. કેમકે ઇંદ્રિય દ્વારાએ આ દ્રસ્યરૂપ સૃષ્ટિના વિચિત્ર પદાર્થોમાં દ્વૈત જ્ઞાનવાળી દોષદ્રષ્ટિ હમારે વિષે અનેક મિથ્યા કલ્પિત યોજના કર્યા કરેછે, તેનો તમો નાશ કરો, ને હમારા સ્ફુર્ણરૂપી સર્વ સંકલ્પોને શુદ્ધ નિષ્કલંક બનાવી દો. કારણકે હમારાથી નિત્ય અનંત દુષ્ટકર્મો અવિદ્યા ને અજ્ઞાનના સંયોગથી થયા કરેછે, તેમાં હમારૂં વિપર્યય જ્ઞાન ને તમો શુદ્ધજ્ઞાનદ્રષ્ટિદ્વારા ભસ્મ કરી સ્ફાટીક મણીના જેવું શુદ્ધ જ્ઞાન આપો, ને મલિન અંતઃકરણની વિકારી વૃત્તિઓને સ્વચ્છ કાચના જેવી કરી નાંખો, ને હમારાં મન બુદ્ધિ ચિત્ત વિગેરે તત્વોનું પવિત્ર ને ધાર્મિક વગાણ થવા સારૂં હમોને નિત્ય સતસંગ, સત્શાસ્રાધ્યયન, પુરૂષાર્થ ને સંત સમાગમનો લાભ મળે એવી કૃપા રાખો. ને હમારી જ્ઞાનદ્રષ્ટિમાં એવી સમજ આપોકે એજ કર્મો તમોને પ્રિયછે. તેમજ તમોને પ્રસન્ન કરવામાં કેવા મંત્રો કેવી વિધિ કેવા અનુષ્ટાન કેવી પવિત્રતા ને કેવી પદ્ધતી રાખવાનીછે, વિગેરે સર્વ પ્રકારનું જ્ઞાન મારી કલ્પનાને વિષે તમો અદર્શભાવે હરઘડીપર મોકલ્યા કરો ને હમારા મનોવિકાર હરઘડીપર તમારૂં ચિંતન કરવાને ચુકે નહીં એવો સ્વભાવ પાડી

દો, ને હુમારાં મન બુદ્ધિ વિગેરે તત્વો તમારી અંતર્યામી અદર્શકૃતિને સમજી જાય એવું તેનામાં સામર્થ આપો, તેમજ આ સર્વ સ્થાવર જંગમાદિ અસંખ્ય પદાર્થોમાં તમો કેવી ગુપ્તકૃતિ કરોછો વા સર્વ પ્રાણીમાત્રોમાં તમારી અંતર્યામી કલ્પના શક્તિ હરઘડીપર કેવા પ્રકારના વિચારો ઉત્પન્ન કરાવેછે, તે સર્વ વિચારોની પરીપૂર્ણ સમજ હુમારાં અંતઃકરણમાં સ્વભાવિક રીતે આવીને હાજર થાય એવો યોગ બક્ષિસ કરો; આ સર્વજ્ઞ પૂર્ણાત્માસ્વામી તમોને પ્રસન્ન કરવા આ વિશ્વમાંની અનેક દેહધારી સ્ત્રીઓ અનેક પ્રકારની યોજનાઓ કર્યા કરેછે, તેમાં કોઇ સતી, કોઇ પતિવ્રતા, કોઈ ત્રિકાળજ્ઞ, કોઇ ભવિષ્યવેત્તા, કોઇ સાધનીક, કોઇ બ્રહ્મજ્ઞ, કોઇ અગ્નિહોત્રી, કોઇ કર્મકાંડી ને કોઇ યોગિની પણ હશે! તેમાંની કેટલીએક તમારાં પૂર્ણ પ્રકાશવાન તેજોમય જ્યોતિના દર્શણમાં નિમગ્ન થઇ આનંદ કરતી હશે, કોઇ પ્રાણાયામ આકર્ષિ ષડચક્રોને બંધ કરી બ્રહ્મરંધ્રમાં ત્રિપુટીનો લય કરી સર્વ અવસ્થાઓનો ક્ષય બનાવી અકાળરૂપ થઇ મુક્તતાની મઝા લેતી હશે! કોઇ અપવાસ, વૃત્ત, પ્રતિમાનું પુજન, એકાન્ત વાસમાં વનસ્પત્યાદિનો આહાર કરી તમારા માહાવિરાટ સ્વરૂપના અંતર્યામી હૃદયમાં થતા ચમત્કારને જોવામાં લિપ્ત રહેતી હશે! કોઇ કલ્પિત વા સોહંશબ્દ જેવા નામોના સ્મરણમાં મચી હશે! કોઇ અંતઃકરણની મલિન વૃત્તિઓને શુદ્ધ કરવાસારૂં ધ્યાનાવસ્થામાં રહી સમાધિના પ્રયોગો કરતી હશે! કોઇ સુન્ય સુન્યના વાદાર્થથી સત્યમુળતત્વના સ્વરૂપની પ્રતીતિ મેળવતી હશે! કોઇ મલિન કાયાઓનાદ્વારોને શુદ્ધ કરવા ગજક્રિયા, ધોતિ, પોતી, બસ્તિ, નોળીને ત્રાટક કર્મ કરી મન બુદ્ધિ વિગેરે તત્વોને શુદ્ધ રાખતાં હશે! કોઇ શીર્ષાસન પર સ્થિર રહી અંતરકલ્પનાને મિથ્યા જાણી તેનો તિરસ્કાર કરી સોહં શબ્દની ગતિમાં બ્રહ્મોહં, શીવોહં નો જાપ પ્રાણાયામ આકર્ષિ કરતી હશે! કોઇ એકાન્તવાસ જેવાં કે ગુફા ગુહરને ધુણીપર આસન સાધન કરી સર્વ વૃત્તિઓની ગતિઓનું રૂંધન કરી વિષયવાસનાનો તિરસ્કાર રાખી અન્નજળનું ગૃહણ ન કરતાં કલ્પનાથી વિરક્ત બની શાંતીમાં કાળક્ષેપ કરતાં હશે, કોઇ કથા પ્રસંગ સ્નાન સંધ્યા દેવાર્ચન દેવશેવા ભજન ભક્તિ વિગેરે કરવામાં મશગુલ થયાં હશે! કોઇ અનેક પ્રકારના તર્ક વિતર્ક દોડાવી સાંખ્યન્યાય વૈશેષિક મિમાંસાને વેદાન્ત વિગેરેના સિદ્ધાન્તો ઉપર સત્યાત્માના શોધને સારૂં અનેક તરેહથી જ્ઞાન પ્રતીતિ મેળવતાં હશે! સારાંશકે આ સૃષ્ટિ પડદામાં અનેકસ્ત્રીઓ તમારા ચર્ણાર્વિંદમાં નિમગ્ન થઇ કૃપાપાત્ર થવા સારૂં અનેક ક્રિયાકર્મ સાધનોને દેહકષ્ટ ઉઠાવી પોતાની આખી જીંદગાની તમારા. આનંદને સારૂં ગુજારેછે, એવા માહાત્મા જ્ઞાનીઓને શાબાશછે કે, તેણે આ સર્વ સૃષ્ટિના ગુપ્તરૂપ મુળતત્વની શોધસારૂં વગર સ્વાર્થ ચિંતવે સર્વ સંસારના સુખનો નાશ કરી અલૌકીક સ્થિતિનો પત્તો મેળવવા પોતાનું અમુલ્ય આયુષ્ય અર્પણ કર્યુંછે. એવા સપુતોના

•માતા પિતાના જન્મને વા નામને ધન્યછે કે જેના તનુજો અદર્શને અચિંત્ય વસ્તુના શોધમાં નિમગ્ન થઈ બેઠા ધન્ય તેના જીવતરને, કેમકે • પરાત્માના પદને પામવા સારૂં ઉપલાં મહાન પવિત્ર કૃત્યો કરેછે.

પરંન્તું ઓ પ્રભુ મારા જેવી અભાગ્ય, અજ્ઞાન ને માહા અપવિત્રતામાં રેહેનારી કમનસીબ પાપણી સ્ત્રી તો આ સૃષ્ટિ સ્વરૂપમાં તમારા જોવામાં નહી આવી હશે! તેથી ઓ કૃપાઘના, ભગત્વસળ, દીનબંધુ. પરાત્પર જગદીશ્વર, નીરાકાર. સર્વજ્ઞ સાક્ષી ઓ મારા અંતર્યામી પ્રભુ મારાં અગણિત વાણીમાં નહી ઉચ્ચાર થાય એવાં મહાન અઘોર દુષ્કર્મનો નાશ કરી મારાં અંતરજ્ઞાનચક્ષુને દીવ્ય પ્રકાશમાન બનાવી દઈ તમારા અલૌકીક ને મહાન પરમપદમાં લયકરો. ઓ દેહધારી સર્વ પ્રિય સખીઓ! તમો એકમત થઈ દ્રઢ નિશ્ચય કરી તમારા જ્ઞાનથી વિચાર કરોકે આ સૃષ્ટિમાં દુર્લભમાં દુર્લભ સુખ આ અનંતકોટ બ્રહ્માંડમાં વ્યાપેલા સર્વ શક્તિમાન સ્વામીની પ્રાપ્તિ શિવાય બીજું કાંઈજ નથી. તેથી અરે બેહેનો? એની પ્રાપ્તિસારૂં આ તન મનને ધન વિગેરેના સુખની દરકાર ન રાખતાં કદાચિત આપના સર્વનો પ્રાણાંત થાય વા સર્વ ઐશ્વર્ય નષ્ટ બને તેની આપણને જરાપણ અડચાણનથી. કેમકે આ મિથ્યા કલ્પિત સંસાર આખરે નાશવંત, દુઃખદાયીને સ્વપ્નવત્ મૃગજળમય મિથ્યાછે, તેથી દરકાર ન કરતાં સર્વાત્માના શોધોમાં તેયારી કરો, કેમકે એમાં આખરે ફતેહછે, તેથી યાહોમ કરીને પડો કુદીને, સારાંશકે આ સંસારમાં કામ, ક્રોધાદિક વિષયીરાજ્યના શત્રુઓનો નાશ કરવા સત્યની ઢાલ. સ્તુતીની તોપને મનોવિકારવાળા દારૂ ગોળાને તૈયાર કરી નિવૃત્તિ શિખરપર બેસી પ્રાણાયામ રૂપી નિશાનનું માપકાઢી. એવા ચાંડાળરૂપી અધર્મિ રાજ્ય કર્તાઓનો ક્ષય કરો. કેમકે એવા પાપી રાજ્ય કર્તાઓને વ્યાસભગવાને રાક્ષસ, દૈત્યનાનામની સંજ્ઞા આપી જ્ઞાન શક્તિના સામર્થ્યથી આત્માના અનેક અવતાર કલ્પિ ઉપલા અનાચારીઓને કેવી રીતે માર્યાછે, તે સર્વનું વર્ણન પુરાણોમાં વાંચી સર્વ ગુહ્યાર્થ સમજી તે પ્રમાણે વરતો.

ઓ અન્નદાતા. ઓ પ્રાણેશ્વર. ઓ પ્રાણનાથ. ઓ સર્વના ભરણ પોષણ કરનાર ઓ સહજ સ્વભાવે દ્રષ્ટિમાં સૃષ્ટિ કૃત્ય સૃજનાર તમારી માત્ર કૃપા સંપાદન કરવાસારૂં આ વિશ્વમાં અનેક ભક્તો પરોપકાર, પરમાર્થ, દાનદક્ષણા, દયા, ક્ષમા, અન્નછત્ર રાખી સદૈવ સદાવ્રત આપી ધર્માચરણ પાળી તમારી કૃતિના ઐશ્વર્યમાં લિન્ન થઇ, પોતાની સંગૃહ કરેલી માલ મિલ્કતને તમારા નામપર લુટાવી દીધી, એવા વા આ સ્વપ્નવત્ સંસારના સુખને તૃણવત્ સમજી વરતેલા એવી હીંમ્મત ને શૌર્યાદિક ગુણોવાળા બાહાદુર, ગાંજીમર્દો આ વિશ્વમાં અનેકછે. તેમાં એકાન્તીક ગુહ્યજ્ઞાનમાં રમી પોતાના મલિન્ન અંતઃકરણમાંથી. સુખદુઃખ, લાભ અલાભ, પાપપૂણ્ય વિગેરે દ્વૈતભાવનો ક્ષયકરી, સમદ્રષ્ટિભાવે તમારી અખંડ જ્યોતિમાં નિમગ્ન થએલા એવા ત્રિકાળજ્ઞ તત્વદર્શી માહાત્માઓને હુ મારાં તન

મન ને ધન અર્પણ કરી કૃતકૃતાર્થ થઇ એકદમ નમન કરવાનો જલદી પ્રસંગ આપો. એવા પુરૂષો હરમિનિટપર તમોને કલ્પનાપાર સમજી પોતાના સર્વ સંકલ્પોથી મેળવેળાં ઐશ્વર્યનું સર્વાર્પણ કરી પોતાના મનો કલ્પિત જ્ઞાનથી તમારી ઇચ્છાનો લાભ શાંતીથી લેછે, તેજ તમારા ગુપ્તમિત્ર કહેવડાવેછે—તેમાંના કેટલાએક તમોને પોતાના અંતઃકરણના જ્ઞાનથી પિતારૂપે ગણી હૃદયમાં જે સંકલ્પો સ્ફુર્ણમાંથી સ્ફુરેછે, તેમાંના સારા ને પવિત્ર વિચારો પિતાની આજ્ઞાછે એમ માની વરતેછે. તેમજ કેટલાક મિત્રભાવે કોઇ ગુરૂભાવે કોઈ શેઠ કોઈ સ્વામી રૂપ જાણેછે, તેવા ગુપ્ત માહાત્મા જ્ઞાનીઓને ધન્યછે. જેઓ એવી રીતે પોતાની જ્ઞાન દ્રષ્ટિથી તમોને પ્રાણરૂપે, કોઇ જ્યોતિરૂપે, કોઈ સુન્ય. કોઇ નથી. કોઇછે, કોઈ અણુ, કોઈ મહદ્, કોઈ બુદ્ધિ, કોઇ. આત્મા, કોઇ પુરૂષ, કોઈ પ્રકૃતિ, કોઇ નીરાકાર, કોઈ સાકાર વિગેરે અનેક સિદ્ધાન્તોથી અનેક ભાવોમાં અનેક વૃત્તિવાળાં મનોમન જ્ઞાનથી અનેક કલ્પના કલ્પિ ભક્તિ કરનારાઓને ધન્યછે. તેમજ વળી તમો જે બ્રહ્મરંધ્ર રૂપી સ્થાનમાં સ્થિરછો. તેવા અદર્શ ને જ્ઞાનરૂપ સ્થાનને પણ ધન્યછે.

એ પૂર્ણપ્રકાશીત સવિતારૂપ, અમૃતમય આત્મસ્વામી, જેઓ તમારી પ્રીતિ• સંપાદન કરવા મનોવિકારને શુદ્ધ કરવા કંચન કામીનીને તૃણવત્ જાણી મલિન વૃત્તિઓની ઉપાધિઓનો નાશ કરનારાઓને પણ ધન્યછે. ખરેખર મારા જેવી અલ્પવેી, અલ્પજ્ઞ, કઠોરને નિર્દય અંતઃકરણ વાળા સ્વભાવને મળતી કોઇ પણ બીજી સ્રી તમારા જોવામાં કવચિત પણ આવી નહી હશે! આહાહા! મેં અત્યંત દુષ્કર્મ કર્યાં છતાં હું તમારા વાત્સલ્ય ભાવમાં રહી દીવસ નિર્ગમન કરૂછુ એવી કેવી આશ્ચર્યકારક કૃપા! બેશક મેં મારી જનુની મિથ્યા ભારે મારી છે. અરેરે મારો જન્મારો વ્યર્થ ખોયોછે કેમકે રાત્રદીવસ હું ઇંદ્રિયોની ઉપાધિરૂપ વિષય વાંસનાને તાબે થઇ ખાવુંપીવું. બોલવુંચાલવું. સાચજુઠ. પ્રપંચ કાવત્રાં, મોજ-શોક એવા અનેક દેહાભિમાની ગુણને તૃપ્ત કરવા નિંદિત કર્મ કરી રહીછું. પણ હવે હું પરમાત્માની સ્વયં કૃપાથી સમજી મારા મનને બોધ આપુછુકે. ઓ મારા પ્યારા મન તું કાંઈ પોતાના સ્વયંજ્ઞાનથી સમજકે આ મિથ્યા પ્રપંચનો લાભ કલ્પિત મનોવિકારના સ્ફુર્ણથી ઉત્પન્ન થઇ ઇંદ્રધનુષની માફક અલ્પવાર સુખ આપેછે. આ સુખ મૃગજળના પાણીની માફક સંતોષ પમાડયા વગર સ્વપ્ના રૂપે આશારૂપી જાળમાં ફસાવી અસંતોષપણામાં નાંખેછે. તેથી• આ મિથ્યા પ્રપંચનો લાભ નિસ્વાદ કંટાળારૂપને ધિઃકારમયછે, ને એનો દેખાવ આભાસમાત્ર ને મોહ કારક હોવાથી આપણને ઇંદ્રિયો કલ્પિતપણામાં રવડાવી ભટકાવી મારેછે. પણ અરે મારી પવિત્ર અંતર્યામી જ્ઞાનદ્રષ્ટિ તને પણ ધિક્કારેછે કે આદિ અન્તના સ્નેહી ને નિત્યના સંબંધી સર્વજ્ઞ એવા આત્મસ્વામીને જરાપણ ઓળખ્યા નહી. ને આસ્વપ્નવત્ દેહના સંબંધીઓમાં મન પરોવી તેઓને સુખ

આપવા તૈયાર થઇ, પણ પૂર્ણ પરમાત્મા રૂપી સ્વામી વા પિતાની શેવાપર તત્પર થા, ને આ માયીક પિતા વા સ્વામીની શેવા છોડ, ને તેઓને સ્પષ્ટ કેહકે ઓ પાપીઓ તમો પણ મારી સંગે જગત્કર્તાની પ્રસન્નતા મેળવવા તૈયાર થાયો.

ઓ દીનદયાળ ભક્તવત્સળ ભુધર તમો વાત્સલ્યભાવે હમારી અંતર્યામી દોષદ્રષ્ટિનો ક્ષય કરી મુલાકાત અંગિકાર કરો. નહિં તો જયાં સુધી તમારૂં દર્શણ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી હમારી આંતરડી તમારા વિયોગરૂપી દાવાનળ અગ્નિમાં બળ્યા કરશે ! અરર ધિક્કારછે હમારાં સ્ત્રીચરીત્રોને ! ધિક્કારછે હમારાં ખુબસુરત ચ્હેરાને ! ધિક્કારછે હમારા પતિવ્રતપણાને ! ધિક્કારછે હમારી લાવણ્યતાને ! ધિક્કારછે હમારાં સતીપણાને ! ધિક્કારછે હમારી પદમની જાતને ! ધિક્કારછે હમારાં ખાનદાનીવાળાં કુલ્લમાં જન્મ ધરવાને ! કેમકે હમારાં ડહાપણ, જ્ઞાન, નીતી પવિત્રતા વિગેરેના ઉપયોગથી એક સર્વજ્ઞત્વ સ્વામીને પ્રસન્ન કરી શકયાં નહી. હમોને હમારા સ્ત્રીમંડળના કિસ્સાનું જ્ઞાન એવું છે કે, હમારા ધાર્યા પ્રમાણે પ્રત્યેક પુરૂષોને એકાન્તમાં રાખી, ભોગવિલાસના મોહમાં લિપ્ત કરી, આવભાવ ને સુવાક્યોની લાવણ્યતામાં મુર્છિત કર્યા બાદ, જેવા રસ્તા દર્શાવીએ તેવાપર તાબેદારની માફક ચલાવીએ છેયે. પણ બેહેનો ! આ સર્વશક્તિમાન આત્મસ્વરૂપી પુરૂષને આપણે કેવા પ્રકારના આવભાવ, જ્ઞાન, નીતી ને પવિત્રતા રાખી લલચાવીએ કે તે આપણા સમજાવ્યા પ્રમાણે વગર બોલાવેલો આવે, ને આપણા વિનયયુક્ત વિવેકમાં લિપ્ત રહે. પણ નાના ! એની આગળ અનેક પ્રકારના ડહાપણ જ્ઞાન ચાલી શકતાં નથી, તેથી આપણી હુશિઆરીપર પાણી ફરી વળ્યું. અરે આ મારી કાયામાં સ્થિર થએલી પ્રવૃતિ નામની શોકયનું વા તેના તનુજો જેઓ કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર વા તેની પુત્રીઓ જેકે આશા તૃષ્ણા લાલચ ઇર્ષા મમતા વિગેરેને નામે ઓળખાતી આવેલીછે, તોપણ એ પ્રજાનું પરીબળ હાલમાં એટલું તો વૃદ્ધિપણાને પામ્યુંછે તેમાં મારી પવિત્ર સકુમાર નિવૃતિ નામની બ્હેનને વા. તેની પુત્રીઓ દયા ક્ષમા કે શાંતી ભક્તિ મૈત્રી વા તેના તનુજો જ્ઞાન તર્ક વિચાર સત્સંગ પુરૂષાર્થ વિગેરે નામોથી પ્રખ્યાતછે, તેઓને એઓએ ગુલામ કરી દીધાછે. તેથી ઓ આત્મસ્વરૂપ સ્વામી તમો તમારાં પ્યારાં ફરજંદોના ઉપર પડતા જુલમને દુર કરવા સારૂં આ માહાપાપણી શોકયને તેની વાડી શાથે આપણા પવિત્ર મકાનમાંથી જલદિ રજા આપશો, ત્યારે તો વિશ્વાસ, શ્રદ્ધા વિવેક વિગેરે ફરજંદો સલામત રહેશે, નહિંતો એઓ માહા દુઃખી થઈ રવડી મરશે ! ઓ પ્રાણપતિ વિશ્વેશ્વર સ્વામી, હમો સ્વયં-જ્ઞાનથી જાણીએ છેએ કે હમારૂં આયુષ અલ્પ, કૃત્ય દોષિત, વિચાર અપૂર્ણ ને મલિન્ન રહેલાછે, છતાં આ સંસારના સર્વ સુખને મિથ્યા માનીએ છેયે, તદ્યપી હમારી અજ્ઞાનતાના પરીબળથી વિષયાનંદરૂપી અશુચિ કુંડમાં પચ્યા રહીએ છેયે. તેથી પૂર્ણ અનુભવ થયોછે કે, જેમ અગ્નિમાં ઘૃત હોમવાથી અગ્નિની

વૃદ્ધિ થાયછે, તેમ વિષય ભોગવિલાસની વૃદ્ધિથી આયુ મર્યાદા ક્ષય પામતી જઈ; અનેક જાતના રોગોની ઉત્પત્તિ બનેછે, ને તેના યોગથી મન જ્ઞાન વિગેરેની સ્થિતિમાં ફેર પડી જાયછે.

આ સર્વજ્ઞાનના અનુભવથી મેં એવો ટેક લીધોછે કે, મારાં હૈયાંનાહાર કોટનામાદલીઆં હૃદયનારમનાર સુખસંપત્તનાભોગવનાર મનનામાનીતા માણુસમયનાબેલી દુઃખનાસાથી જીંદગાનીનાભોગવનાર ભોગનાભોગવનાર અનાથનાનાથ પૂર્ણચિંતામણીસ્વામી જ્યાંસુધી નમળે, ત્યાંસુધી હું સ્નાન સંધ્યા દેવશેવા ગૌબ્રાહ્મણ અતીથી પુજન તેમજ આહારનિંદ્રા વિગેરેને વર્જ કરી શ્વાસો-શ્વાસને ગોંધી બ્રહ્મરંધ્ર ચક્રના મધ્યમાં બેઠેલા પ્રાણપતીની મનોહર રસીલી છબીનું એકાગૃહવૃત્તિથી ધ્યાનધરી સ્થિરચિત્ત કરી સ્વામી સ્વામી નામના રટણમાં ચાંદ્રાયણને કૃચ્છાદિવ્રતોના નિયમપૂર્વકવરતી એક માસ પર્યંત રાત્રદીવસ અલૌકીક ધુણીમાં નિમગ્ન થઇ ગઇ, તે પ્રસંગે મારી કાયા માથા અવયવો, તેમજ મન બુદ્ધિ વિગેરે તત્વોમાં પ્રાણ અપાનનું વા કલ્પનાનું ગમન વિગેરે અંતર ક્રિયાની અનેકકૃતિ નષ્ટથઇ, ને હું જાણે માહા અઘોર મણરૂપ નિંદ્રામાં પડેલી દરશાઈ. ત્યાં મને આ દ્રસ્યરૂપ સ્થાવર જંગમાદિ સર્વ પદાર્થો ભાસતા નહોતા, ને કોઈ મહાન અંધકારવાળા ઓરડામાં સપડાયલી જણાઇ, ત્યારે મારી અંતર્યામી દ્રઢિત ભાવનાને અનુસાર મારી વાંસના દેવી દેવતા પીર પેગંબર સંતસાધુ વિગેરેના આકારો ધારણ કરી તેઓ જાણે મારી આસપાસ ઉભા થયા, ને તેઓ કહેવા લાગ્યાકે, તમો નાહક શું કરવા મર્ણ પામોછો. તમોને જે અણિમાદિક ઐશ્વર્યરૂપ સર્વ સિદ્ધિઓ ગુપ્તમંત્રને ગુપ્તવિદ્યાનો લાભ હમો આપીએ છીએ તે લો. આ સમયે મારૂં પવિત્રજ્ઞાન દરશાવવા લાગ્યું કે, એ સર્વ આકારો તમારી દ્રઢિત ભાવનાને અનુસાર તમારા આત્માની વૃત્તિએ ધારણ કરેલાછે. ત્યારે મેં તેઓની દરકાર નકરતાં ધ્યાનમાં નિમગ્ન થઇ રહી, તેવામાં અકસ્માત્ અભ્રમાંથી સૂર્ય પ્રકાશી નિકળે તેમ, પેલા બ્રહ્મરંધ્રના એક સુન્યરૂપ અંધ-કારમાંથી મહાનમોટી તેજોમય જ્યોતિ ઝળહળ ઝળહળ કરતી નેત્રદ્રષ્ટિ અગાડી આવી હાજર થઇ, આ જ્યોતિનું અજવાળું સર્વત્ર પ્રકાશ આપતું હતું.

આવા પ્રકારનો વ્યહવાર થોડોવાર ચાલુ રહ્યા પછી હું પૂર્ણ નિર્વિકલ્પ સમાધિમાં લિપ્ત થઇ ગઇ, તે પ્રસંગે સર્વસ્નાયુંઓ મારા પ્રાણ-અપાન સમાન વિગેરે પ્રાણોની શાથે એકયરૂપ થઇ, ધ્યાન ધારણાની ધ્યેયાકાર વૃતિની અનેક વૃત્તિઓ ષડચક્રોમાં નિર્વાત દીપની ધારાન માફક ગમન કરવા લાગીઓ, ત્યારે આ સર્વ દ્રષ્ટિરૂપ સૃષ્ટિના અનેક પદાર્થો વા શરીર-પીંજરાંની સર્વ ઇંદ્રિયોની ભાવના વિગેરે દ્રશ્ય દર્શન દરશાયું નહી, ને મારી સ્થિતિની ખબર તે પ્રસંગે નરહી. કે હું મરૂંછુકે જીવુંછુ, જડછું કે ચૈતન્યછું, એ સર્વ સમજાવવાવાળી મારી જ્ઞાનદ્રષ્ટિ સ્તભ થએલી જણાઇ, ને તેમાં હું તો હતીજ નહી એવી સુન્યાકાર આકૃતિમાં પોતે પોતાને ભાસી, આ

પ્રસંગે મારા સર્વ પ્રાણવાયુઓ ગુદાથી બ્રહ્મરંધ્રચક્ર પર્યંત સિદ્ધાને સિદ્ધા ગમન કરતા બંધ થયા, જેથી ધ્યાન ધારણા ને સમાધિની ઐકયતા જણાઇ. આ ઐકયતાનું નામ સંયમ કહેવાયલુંછે. આ સયંમ પ્રસગે જેમ દીપક પોતાના સ્વયંપ્રકાશીત કિર્ણો શાથે અદર્શપણા ને પામી જાય, તેમ હું પૂર્ણતાથી નિર્વિકલ્પ આત્મપદના નીરાકારી કાંઇજ નહીં એવા અચંચળ તત્વરૂપ મહાનશુદ્ધિવાળાં અપરંપાર અપાર ચૈતન્યમાં લિન્ન થઇ ગઇ.

આ સૃષ્ટિમાં ઇશ્વરની ભકિત નામસ્મરણ યોગાભ્યાસ ભજનભકિત પરોપકાર પરમાર્થ દયા ક્ષમા શાંતી વૈરાગ્ય ધારણ કરી, તેના સ્વરૂપનું ધ્યાન કરતા રહેવું ઇત્યાદિ નિયમોપર રાત્રદીવસ ચાલવું એનું નામ સત્ય વ્યભિચાર ગણાય છે, તેથી સ્વામીત્વ ભાવવાળી ભકિતનું નામ વ્યભિચારી ભકિત એવું નામ વૈષ્ણવી સંપ્રદાયવાળા કહેછે. તેથી આ જગતરૂપ પડદામાં ભકિતરૂપી ઇશકપર આશક થનારા પુરૂષોને ધન્યછે, તેમ એ મહાન અમુલ્યવાન ઇશક પૂણ્યવંતા ભાગ્યશાળીઓને પ્રાપ્ત થાયછે, એની અસરનું વર્ણન કરવાના કરતાં એના નિયમપર ચાલનારાઓને વધારે થાયછે, પણ એ માર્ગની લેહેજત લેનારા પ્રેમી ભાગ્યવાન પુરૂષો સ્વભાવિક ઉત્પન્ન થઇ આવેછે, ને તેઓના અંતઃકરણનું વળણ સ્વભાવિકપણે એ રસ્તાનું ગૃહણ કરી ચાલતુંજ જણાયછે, તેથી એ ઇશકની પછવાડી લાગી રહેતાં એની મઝા એની મેળેજ વૃદ્ધિ પામતી જાયછે. જુઓ બલ્ખ શેહેરના એક મુસલમાન પાદશાહ ઉપલા ઇશકપર આશક થઇ, પ્રેમમગ્ન બનવાથી, પોતાની મોટી પાદશાહતની સર્વ વસ્તુઓને ઇશ્વરના નામપર ધર્મદાન કરી પોતે, મહાન જંગલના એકાન્તવાસમાં ભુતની માફક લંગોટો રાખોડો ચઢાવી, આહાર નિંદ્રા વર્જ કરી, તેની અગાધ જયોતિમાં નિમગ્ન થઇ, બ્રહ્મરૂપમાં ઐકયતા પામી ગયો. તેમજ એ ઇશકની મઝામાં મહારાજા ભરથરી અમ્મર થઇ આ સૃષ્ટિમાં વ્યાપક થયાછે. ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુ કરીને હતો, તેને અપર માતાએ પિતાના ઉછંગ ઉપરથી અપમાન આપી, રજા આપવાથી ને અપમાન મળવાથી માહા દુઃખીત થઇ સર્વજ્ઞ અનંતકોટ બ્રહ્માંડના મહારાજયાધિરાજ એવા ઇશ્વરરૂપી પિતાના ઉછંગપર બેસવા, અઘોર અરણ્યમાં આહાર નિંદ્રા તજી સર્વ પ્રાણવાયુઓનું રૂંધન કરી, પૂર્ણ સમાધિનિષ્ટમાં અમૃત સ્વરૂપ પરમાત્માનાં સ્વરૂપની કૃતિમાં પચી, તેના મહાન ઐશ્વર્યનું જ્ઞાન મેળવી, અમ્મરપણાને પામી મરજીવો થઇ જીવન્મુકત સ્થિતિમાં સદૈવ વિચરવા લાગ્યો, ને પોતાનું રાજય ચલાવી અમ્મર થઇ ગયો. હવે મરજીવા શબ્દનો અર્થ એવોછે કે, મરજીવો એટલે મર્ણ પામી જીવ્યો તે, સારાંશ કે સમાધિમાં જે પુરૂષ શ્વાસા સંયોગે સંયમાંરહી નિર્વિકલ્પ સ્થિતિમાં ઘુમેછે, તેથી તે મર્ણ પામ્યો ગણાયછે, ને જયારે સમાધિમાંથી ઉતરી કાયામાં શ્વાસા રમવા લાગેછે, ત્યારે જીવ્યો કહેવાયછે. આવી સ્થિતિને પામેલા પુરૂષોને મરજીવા કહેછે. આ મરજીવાની સ્થિતિમાં અનેક પુરૂષો જેવાકે

પ્રલ્હાદ સુધન્વા, મોરધ્વજ, હરીશ્ચંદ્ર, રામચંદ્ર, અમરીખ, ચંદ્રહાસ જેવા પૂર્વકાળના ને નૃસિંહમેહેતા શંકરસ્વામી શાકયમુની, કબીર, ગોરખ, રામાનંદ, વલ્લભાચાર્ય તુકારામ વામનદેવ વિગેરે આ વર્તમાન કાળમાં થઈ ગયા છે. સારાંશકે ધર્મ માર્ગપર ચાલતાં મહાન મોટાં સંકટો, જેવાં કે ક્ષુધા તૃષા સુખદુઃખ આધિ વ્યાધિ ઉપાધિ વિગેરે, તનમન ને ધનપર પડતી મુશીબતોની દરકાર ન કરતાં મોહમાયાની ફાંસીને તોડી ઘણાં તત્વદર્શી માહાત્માઓ પસાર કરી ગયાછે, પણ આવા માહાનસંકટરૂપ ધર્મ યુદ્ધમાં આપણા જેવા અલ્પજ્ઞ અન્યાયી અજ્ઞાનીઓને વિષય ફાંસીપર ચઢી લક્ષ ચોર્યાશી યોનીમાં જન્મ ધર્યા કરી, આ જગત્ ચક્રમાં ફેરા ફર્યા કરવા ને વારંવાર ગર્ભવાસના કૃમિ કીડાઓના નર્કકુંડના દર્શણ કર્યા કરવાં એજ સાર્થક સમજવાનુંછે. પણ લક્ષ ચોર્યાશી યોનિના જન્મ મર્ણને દુર કરવા સારૂં વેદોકત ધર્મમાં કર્મ ઉપાસના ને જ્ઞાન કાંડના સાર ઉપરથી એક કૈવલ્ય ભક્તિ ઉત્પન્ન કરવામાં આવીછે. કેમકે કર્મ ઉપાસનાના સંયોગથી સોલોકય, સાયુજય, સામીપ્ય ને સારીષ્ટ એ ચાર જાતની મુક્તિ મળેછે. પણ સત્ય મુક્તિતો એક આત્મપદની પ્રાપ્તિને કહીછે. ને તેનું નામ અદ્વૈત વા કૈવલ્ય મુક્તિ કહેવાયછે. તેથી એ મુક્તિમાં કેવલ્ય ભક્તિજ ઉપયોગી થઇ પડેછે.

## કૈવલ્ય (મુકત) ભકિત.

આ કૈવલ્ય ભકિતમાં મનોવિકારને નષ્ટ કરી દ્રશ્યપદાર્થની કૃતિ રીતભાત વર્તુણુકના ધર્મમાંથી નિત્યને સત્યતાવાળું જ્ઞાન સંપાદન કરી તે જ્ઞાનપર સ્થિર થવાનું કહેલુંછે. એની ઉત્પત્તિ કરવામાં તત્વદર્શીઓએ વિચાર્યુંકે, કર્મકાંડની સર્વ ક્રિયા કરવાથી દેહશુદ્ધિ થાયછે, ને તેનાથકી આ મિથ્યાજગતના કલ્પિત વ્યહવારનું આચ્છદન મનપર રહેછે, જેના સંયોગથી આપણી અંતર ભાવના અનેક આશા તૃષ્ણાને માર્ગે વૃદ્ધિ પામતી જાયછે, ને તેથી આપણુ મન મોહમાયાના ફાંસામાં ફસી અનેક ઉપાધિરૂપ કૃતિના સંકલ્પો કર્યા કરેછે. ને તેમાં એ કર્મકાંડનો વિષય સ્થુલ ભાવી હોવાથી આપણે અજ્ઞાનાવર્ણમાં મચ્યા રહીએ છેચે. તેથી સંધ્યા તર્પણ-દેવશેવા ભજન ભકિત, અપવાસો કરવાથી કાંઇ જ્ઞાન પ્રાપ્ત થઈપરમપદમાં જવાતું નથી. પણ એ માર્ગ આ સૃષ્ટિના અલ્પજ્ઞ જીવોને ધર્મપર શ્રદ્ધા રાખવાને તથા કર્મ ઉપર વિશ્વાસ લાવી સંસાર વ્યેહવારના કાર્યો કર્યા જવીની ફરજ પાડીછે, જેથી નીતી સભ્યતાને લાયકી ભરેલા માનપૂર્વક નિયમોપર ચાલવાથી આબરૂ ઇજ્જતની વૃદ્ધિ થયા કરે છે, ને સંસાર સુખ તેને પ્રિય લાગેછે—સારાંશ કે ગૃહસ્થાશ્રમીઓને ધર્મ ઉપર વિશ્વાસ રાખી કર્મ કરવાની ફરજ પાડીછે, ને તેમાં દરશાવ્યુંછેકે કર્મમાર્ગપર ચાલવાથીજ મુક્તિ મળેછે, પણ તેમ નથી, જો કદાચ તેમ હોત ત્યારે વેદમાં જ્ઞાનકાંડ શું કરવા શીખાવવો જોઇએ, તેથી શીધ્ધ થાયછે કે એ કર્મભાગ ફકત ગ્રહસ્થાશ્રમીઓનેજ ઉપયોગીછે, ને એ માર્ગથી કાંઇ પરમપદ મળતું નથી, પણ ધર્મ રક્ષણ થાયછે, ને સર્વ પ્રજા

નીતીવાળી નિપજેછે, એજ ઉપલી નવધા ભકિતનું વા સર્વ કર્મ ભાગનું મહાત્મછે. ને વેદના ઉપાસનાકાંડથી ફકત માણસની બુદ્ધિ જ્ઞાન વિગેરે તત્વો ખીલેછે, ને તેમાં તે અનેક તર્ક વિતર્ક દોડાવી જડ ચૈતન્ય સારૂં નઠારૂં પાપપુણ્યની શૈલીનો અમુક સારાસાર વિચાર કરી, જીવ શીવ આત્મા પરમાત્મા માયા બ્રહ્મના મુળતત્વોને સમજેછે, ત્યારે તેની ભાવના યજ્ઞ યજ્ઞાદિ વા પરોપકાર પરમાર્થાદિ અનેક ધાર્મિક કર્મો કરી વાંસના ભાવે સ્વર્ગ, રાજય ઇંદ્રસુખ વિગેરે મહાન ઐશ્વર્યને પામવા વા જગતમાં કીર્તિ સંપાદન કરવાની આશા તૃષ્ણાની વૃદ્ધિ થવા માંડેછે, ને તેથી કરીને ઉપાસનીક પુરૂષ કાંઈ પરમ પદની પ્રાપ્તિને પામતો નથી, પણ પુણ્ય વૃદ્ધિથી સ્વર્ગાદિના મહાન ઐશ્વર્ય ને પામી પુણ્ય ક્ષય થયે પુનર્પિ લક્ષ ચોર્યાશી યોનીમાં ભ્રમણ કરેછે.

આ ઉપરથી વેદના જ્ઞાન કાંડમાં કહેછે કે, જીવ માયા બ્રહ્મની એકયતાથી વા આશા તૃષ્ણા વિગેરે અનેક પ્રકારની ભાવના નષ્ટ કરી પૂર્ણ સર્વજ્ઞ સર્વ શકિતમાન જે સચ્ચિદાનંદ પોતાનો આત્મા તેના સ્વરૂપમાં અકલ્પિત ભાવે સ્થિર થવું એનું નામ પૂર્ણ મોક્ષ મલ્યો કહેવાયછે, આ પૂર્ણ મોક્ષના માર્ગનું નામ કેવલ્ય ભકિત કહીછે. આ ભકિત કરવા પહેલાં સૃષ્ટિના કેટલાએક જ્ઞાતાઓ પ્રશ્ન કરેછેકે, સર્વત્ર વ્યાપક જે એક આત્માછે તે કોઈથી ઓળખતો નથી, કારણ કે. કેટલાએક જ્ઞાતાઓ તેને શ્વાસારૂપે રહેલો જાણેછે, કોઈ સુન્ય રૂપમાં, કોઈ જયોતિમય, કોઇ બુદ્ધિરૂપ, કોઈ ચીત્ત, કોઈ અંતઃકરણ, કોઈ મન, કોઈ દેહ, કોઇ તત્વ, કોઈ જીવ કલ્પે, કોઈ હૃધ્યમાં કહેછે, કોઇ અન્નમય, પ્રાણમય, વિજ્ઞાનમય ગણેછે. કોઈ બ્રહ્મરંધ્રમાં રહેલો માનેછે. કોઇ ક્ષર કોઈ અક્ષરાતિત કોઈ દુર કોઇ નજીક કોઇછે કોઈ નથી એમ કહેછે. સારાંશકે વિશ્વના અનેક મતમતાતોમાં વિચિત્ર યોજનાઓ કરીછે, તેથી કરીને, સર્વત્ર વ્યાપેલો આત્મા કયાં વસેછે! આ પ્રશ્નોના જવાબમાં આ શાસ્ત્રનો સિદ્ધાન્ત કહેછે કે, સત્ય ત્રણેકાળે પોતે પોતાના કદમાં સ્થિર રહી દ્રષ્ટારૂપે સર્વમાં વ્યાપકછે, આ દ્રષ્ટા પોતે પોતાને જોવા જતાં કાંઈજ નહીં એવી આકૃતિમાં દરશાયછે, તેથી સર્વ પક્ષોના તત્વદર્શીઓ કહેછે કે, આ વિશ્વનું મુળતત્વ જોવા જતાં કાંઇજ જણાતુ નથી, વાસ્તે તમારી સર્વ યોજના મિથ્યાછે, તેથી આસ્તિકોએ ઠરાવ કીધો કે આ સર્વ સૃષ્ટિ અંતર્યામી કલ્પનાના જ્ઞાનથી દરશાયછે, પણ જયારે કલ્પના બંધ પડી જાય તો સર્વ સૃષ્ટિ દેખાય નહી, જેથી નિશ્ચે કીધુંકે, આપણી કલ્પનાનું મુળ એક સ્ફુર્ણછે, ને એ સ્ફુર્ણાનો પ્રવાહ જયાંથી શરૂ થાયછે તે જગ્યાને પરાવાચા કહીછે. પણ એ પરાવાચાની પેલીમેર વા સૃષ્ટિના સર્વ પદાર્થની ઉત્પત્તિ પૂર્વે કયી ચીજ હતી કે તેનાથી આ સર્વ ઉત્પત્તિ થઇ! પણ સત્ય જોતાં ઉત્પત્તિ પૂર્વે કાંઈજ નહીં એવું એક અચંચળ નીરાકાર તત્વ હતું. તે તત્વ સર્વમાં બિરાજી રહેલુંછે, ને એજ તત્વ કાયાને વિષે કલ્પના ઉત્પન્ન કર્યા કરેછે, ત્યારે વિચાર કીધો કે કલ્પનાની પેલીમેર કાંઈજ નહી તે શું તત્વછે! આ પ્રશ્ન ઉપર તત્વદર્શીઓ કહેછે કે, હા એ એક અમિશ્ર તત્વછે.

કેટલાએક કહેછેકે એ એક મહદ્ છે, કોઇ સુન્ય, કોઈ જ્યોતિ, કોઇ એને સર્વનું અંતર્યાંમી મન કહેછે, એક મોટો જીવછે, કોઈ ચૈતન્ય, કોઈ જડ, કોઇ પ્રકૃતિ, કોઈ પુરૂષ, કોઈ એને આત્મા (ઇશ્વર) ગણેછે. પણ એ વિષે નાસ્તિકો કહેછે કે, કાંઇજ નહીં તે કાંઇ તત્વ નથી, એટલે એમાંથી કાંઈ કલ્પના ઉત્પન્ન થતી નથી, પણ-શરીર–પીંજરાંના પંચતત્વોમાં શ્વાસાનું ગમન થવાથી સ્વભાવિક આપોઆપ કલ્પના થઈ આવેછે, સારાંશકે કલ્પનાની પેલીમેર કયી વસ્તુ રહીછે તે કાંઇ નિશ્ચે થયું નહી, એમ કહી ઇશ્વર નથી એમ ગણેછે.

પરંન્તુ વેદાન્ત શાસ્ત્રમાં કહેછે કે કાંઇજ નહી, તે એક નીરાકાર અચંચળ પદાર્થછે. આ અચંચળ નીરાકાર પદાર્થના સ્વભાવથી કલ્પના સ્ફુર્યા કરેછે વા એ સ્ફુરનારા સ્વભાવનું નામ અવિદ્યા કહીછે. ને એ અવિદ્યા પ્રજ્ઞાનુ બ્રહ્મથી દર શાઇછે, સારાંશકે કાંઇજ નહીં એવું જે નીરાકાર અચંચળ તત્વજ આ કલ્પના રૂપે હાજર થયુંછે, તેથી એજ આપણો સત્ય જ્ઞાન રૂપી દ્રષ્ટા આત્માછે, આ કાંઇજ નહી એવા નીરાકાર આત્માને નીરીશ્વર સાંખ્યે વા બોધ્ધોએ પ્રકૃતિ કહીછે,સુન્યવાદીઓ સુન્ય ગણેછે, વિજ્ઞાનવાદીઓ વિજ્ઞાન કહેછે, ને પતંજળી ભગવાન ઉંઙ્કાર રૂપ માનેછે. તેમજ કાંઇજ નહી એવા સ્વરૂપના વિભાગ કલ્પિ ન્યાયે જીવ માયા ને ઇશ્વર કલ્પ્યાછે, પરંન્તુ વ્યાસ ભગવાને કાંઇજ નહી એવા દેખાવને નીરાકાર ઇશ્વર માની તેના અનેક નામો પાડી, તે નામો સાથે કર્મ સંબંધની યોજના લગાડી પોતાનો આત્મા ગણી ભક્તિ ઉઠાવીછે, તેમાં ચાર પ્રકાર રહેલાછે. પહેલા પ્રકારમાં કર્મકાંડ ઉપરથી પ્રાકૃતજનો પોતાના કલ્પિત અજ્ઞાનભાવે ઇશ્વર (આત્મા) ને પોતાની કાયા વા આખા બ્રહ્માંડથી અળગ સ્થાનમાં રહેલો સમજી, પુરાણોક્ત જેવા કલ્પિત અનર્થોથી, મુર્તિમાન ગણી સ્નાનસંધ્યા દેવસેવા યજ્ઞયજ્ઞાદિ કર્મોપરથી, તે કલ્પિત પ્રતિમાઓને મંજનમાંજન ધુપ નિવેદ્યવરી આભુષણાદિક સણગારોથી શુશોભીત કરી તેના નામ સ્મરણમાં મચવાની ભાવનાથી પોતાના મનમાં તૃપ્ત થવા લાગ્યા. બીજા પ્રકારમાં ઉપાસનાકાંડ પરથી તર્કજ્ઞાનીઓ કાંઇક ઇશ્વર (આત્મા) ને પોતાનાથી ન્યારો વા પોતાને વિષે વસેલો જાણી, કાંઈ કલ્પિત વા આત્મજ્ઞાને જોવા લાગ્યા, તેમાં પોતાની ભાવનાને તૃપ્ત કરવામાં સપ્તસ્વર્ગ સપ્તપાતાળાદિ સ્થાનોને મનોમન ભાવોથી ધ્યાનાવસ્થામાં પોતાને વિષે તપાસવા બેસી એ વાતને સત્ય માની બેઠા.

ત્રીજા પ્રકારના વિજ્ઞાન જ્ઞાનીઓ પોતાના નિશ્ચાર્થથી પ્રશ્ન કરવા લાગ્યા કે આપણી ઉત્પન્ન થતી કલ્પનાની મૂર્વે કાંઇજ નથી, તેથી આ સર્વ કલ્પનાઓને ઇશ્વર (આત્મા) મોકલતો નથી પણ જે જે કલ્પનાઓ આપણે વિષે સ્વભાવિકપણે આવી હાજર થાયછે તે આપણા પૂર્વજન્મનું સંચિત કર્મ જે ગુપ્તપણામાં રહેલું છે તે દરસાયછે, વાસ્તે એ સુચવનારાં સંચિતકર્મ પ્રમાણે વર્તવું જોઈએ. એનો પહેલો પક્ષ કહેછે કે એ સર્વ યોજના મિથ્યાછે, પરંતુ સર્વજ્ઞ પરમાત્માની જે ઇચ્છા થાયછે તે આપણને કલ્પનાદ્વારાએ હરઘડીપર સુચવ્યા કરેછે.

તેથી તે સર્વ કલ્પનામાંથી સારાસાર વિચાર ન કરતાં સર્વ ઉત્પન્ન થએલી કલ્પનાપ્રમાણે કૃત્યો કરવામાં કંઈજ અડચણ નથી. કેમકે સર્વ શક્તિમાન પરમેશ્વરને સર્વ કલ્પના પ્રિય હોવાથી તેણે આપણને અમલ કરવા સોંપી છતાં તેને વિષે આપણી દોષદ્રષ્ટિએ સારી નઠારી કલ્પના મનોભાવે કલ્પ કદાચ જુદી પાડીએ તો તે નાખુશ થાયછે, તેથી સારી નઠારી એવી યોજના ન કરતાં સર્વ કલ્પનાનો ઉપયોગ કરવો એવો નાસ્તિક વા તાર્કિકોનો મતછે. એના બીજો પક્ષ કહેછે કે પરમેશ્વરે આપણને જે કલ્પના બક્ષિસ કરી તેથી તેના માલીક આપણે પોતે થયા, ત્યારે આપણે પોતાના બુદ્ધિ જ્ઞાનાદિક તત્વોના સાધને કરી તેમાંથી સારી નઠારી જુદી ન પાડીએ તો તેનો મોટો ગુન્હો થાયછે. સારાંશકે તેણે જે કલ્પનાનાઆપણને ઉપરી કર્યા છતાં આપણા ઉપરીપણાનો સ્વધર્મ ઉપજાં તત્વોથી જયારે અદા ન કર્યો, ત્યારે આપણે પશુવત્ અજ્ઞાન ગણાઈશું એવો સ્થિર તાર્કિકોનો મતછે.

આ ઉપરથી ચોથા પ્રકારના પ્રાર્ગ જ્ઞાનીઓ કહેછે કે આપણે વિષે જે કલ્પના સ્ફુરેછે, તે કલ્પનાને વિષેથી સારી નઠારી જુદી પાડવા થકી આપણી ભાવના સારા નઠારા મનોકલ્પિત ભાવાભાવમાં અખંડ ભ્રમણ કર્યા કરેછે, ને તે ભ્રમણ થકી માયાનો ભાસ અખંડ જારી રહેછે, ને તેના જારી રહેવા થકી આ સૃષ્ટિના મિથ્યા બંધમોક્ષ પીડેછે, ત્યારે મુક્ત થતા નથી, પણ માયા બંધનમાં રહીએ છીયે, તેથી આપણી દોષદ્રષ્ટિના જ્ઞાનથી સારી નઠારી જુદી ન પાડતાં ઈશ્વિર (આત્મા) ને સ્વાધિન રહેવું, ને દ્રઢ કરી આત્માનાપર નિશ્ચાર્થ રાખવો કે, જે યોગ્ય કલ્પના આપણને પ્રાપ્ત કરવાની તેની જેવી ઇચ્છા હશે તેવી તે આપણને દરશાવશે, વાસ્તે આપણી મલિન્ન ભેદબુદ્ધિએ કરી ભેદ પાડવો નહી, પણ શાંતપણામાં રહી કલ્પનાની સારાસાર ભાવવાળી યોજના ન કરવી, પણ અનાશ્રતી પ્રારબ્ધ આધિન રહેવું, કેમકે આપણે શાંતપણામાં અકલ્પિતભાવે રહીએ છીયે, ત્યારે પણ સ્વભાવિક પોતાની મેળે કલ્પનાના ધક્કા આપણને હરઘડીપર લાગ્યા કરેછે, તેથી દ્રઢ માનવું પડેછે, આપણે જયારે કલ્પનાને ચાહતા નથી, છતાં અણધાર્યા ધક્કા નડયા કરેછે, તેમાં સત્યજોતાં એ સંયોગ પ્રારબ્ધ કર્મનાજ છે, આ પ્રારબ્ધ કર્મને હાલમાં કદાચ ન ભોગવી તો એ છુટી જતું નથી, છતાં પુનઃપિ એજ મળેછે. આ પ્રારબ્ધરૂપ આસ્તિક જ્ઞાનીઓ કહેછે કે આપણી કલ્પનાની પેલીમેર કાંઈજ નહીં એવા જે નીરાકાર પરમેશ્વર તેને વિષે તેના સ્વભાવ પ્રમાણેની ભાવના કરવી. તેથી કરીને આપણા મનોવિકાર જેકે રાત્રદીવસ આ દ્રશ્યરૂપ પદાર્થોની આકૃતિ, સ્વભાવ, ગુણદોષ ચેષ્ટા વિગેરેનું મનન ઇંદ્રિયોદ્વારા કલ્પનારૂપે કર્યા કરેછે, જેના સંયોગથી આપણી ભાવનાઓ અનેક વૃત્તિઓમાં ચિત્રવિચિત્ર નિશ્ચાર્થોથી અખંડ ભ્રમણ પણાને પામ્યા કરેછે, તે ભ્રમણ આત્માના સ્વભાવ પ્રમાણેની ભાવના કરવાથી નષ્ટ થાયછે. તેથી એનું નામ કેવલ્ય ભક્તિ પાડયુંછે.

આ ભક્તિ ને વિષે વેદના જ્ઞાનકાંડમાં એવો વિચાર કીધો કે, સૃષ્ટિની

પૂર્વે કાંઇજ નહોતું એવા જ્ઞાનમાં રહેતાં નાસ્તિક ભાવ આવેછે, ને કાંઈ નહોતું, તેજ એક અચંચળ નીરાકાર તત્વ હતું એમ ગણવાથી આસ્તિકતા આવેછે, કેમકે કદાચ સૃષ્ટિની પૂર્વે કાંઈજ નહોતું, ત્યારે પ્રશ્ન થાયછે કે સૃષ્ટિની પેદાશ કાંઈજ નહોતું તેમાંથી થઇ. જે ઉપરથી શીધ્ર થાયછે કે કાંઇજ નહોતું તેમાંથી સૃષ્ટિ પ્રગટી, તો સમજવાનું કે કાંઇજ નહોતું તેનાથી જયારે થઇ, ત્યારે તેનામાં કરવાપણું રહેલુંછે. હવે જયારે કરવાપણુ રહેલુંછે ત્યારે તો તેનામાં જડત્વગુણ નથી પણ ચૈતન્યગુણ હોવોજ જોઇએ. જેથી કરીને કાંઇજ નહી તે એક ચેતન્યજછે, એમ સ્પૃષ્ટ થઇ આવ્યું, જયારે એ ચેતન્યછે એમ સ્પૃષ્ટ થયું ત્યારે એ કેવુછે! આ પ્રશ્ન ઉપર નજર કરતાં એ ચૈતન્યપણાનું માપ સૃષ્ટિના સર્વે પદાર્થોના પ્રમાણપર નિકળી શકે નહી, પણ વેદાર્થ કથનરૂપે તેનો કાંઇ આકાર જણાતો નથી. જયારે તેનો આકાર નથી ત્યારે તેને નીરાકાર કહયુંછે. તેથી આ નીરાકાર રૂપી ચૈતન્ય કેવુંછે! ત્યારે કથન કરવામાં આવ્યું કે, તે સૃષ્ટિના સર્વે પદાર્થોમાં મિશ્રિત નથી, જયારે તે મિશ્રિત નથી ત્યારે તે અમિશ્રિત શીધ્ર થયું—આ ઉપરથીજ કહયુંછે કે, સૃષ્ટિની પૂર્વે કાંઇજ નહી એવું એક નીરાકાર અમિશ્રિત ચૈતન્ય હતું, ને તેમાંથી આ સૃષ્ટિ બનીછે તેથી કરીને તેને એક તત્વ વા આત્મા (ઇશ્વર) ગણ્યોછે. હવે ઇશ્વર ગણવા થકી આપણામાં અપૂર્વ સ્નેહ વા પ્રેમ ભાવ સ્વભાવિક ઉત્પન્ન થઇ આવેછે, આ પ્રેમભાવ ઉત્પન્ન થવાને લીધે તેને પિતારૂપ શેઠરૂપ ને સ્વામીરૂપ ગણી ભક્તિ કરીછે, પણ એવી રીતે ભક્તિ કરવા જતાં અનેક જાતની કલ્પનાવાળી નીતી પર રહેવું પડેછે, ત્યારે આપણા હૃદયમાં અનેક પ્રકારની આશા તૃષ્ણા ઉત્પન્ન થાયછે. ત્યારે આપણી ભાવનામાં સ્વર્ગનો વા રાજ્યનો વા ઇંદ્રના જેવા સુખનો વા ઇશ્વરના જેવી સ્થિતિનો ભાવ પ્રગટ થાયછે, તેથી કરીને લક્ષચોર્યાસી યોનીઓમાં જન્મવું મરવું પડેછે. એવી રીતનું આવાગમન અખંડ થયા કરેછે, પણ મોક્ષપદ મળતું નથી, પરંતું મોક્ષપદ મેળવવામાં આશા તૃષ્ણા વિગેરેની કલ્પનાના ભાવોનો પ્રથમથીજ ક્ષય કરી નિર્વિકાર શાંતીમાં રહેવું પડેછે. હવે નિર્વિકાર શાંતી કોઇપણ પ્રકારે થતી નથી, સબબકે આ દ્રશ્યરૂપ સૃષ્ટિના સર્વ પદાર્થોને જોવાથી આપણમાં ભ્રાંતિ થાયછે, ત્યારે હવે એ શાંતી કયાંથી સંપાદન કરવી! પણ આ દ્રશ્યરૂપ જોવાથી પ્રત્યક્ષ પ્રમાણરૂપે આવ્યું કે, જેવી આપણી વૃત્તિ થાય તેવા આપણા ભાવો ઉત્પન્ન થાયછે, ને તે ભાવ પ્રમાણે સુખદુઃખ સારૂં નઠારૂં લાભઅલાભ વિગેરે સૃષ્ટિનું સર્વ ઐશ્વર્ય પ્રાપ્ત થતું જાયછે, સારાંશકે આ શરીર ધર્મના માર્ગમાં ફકત મનોકલ્પિત ભાવાભાવનું ભ્રમણ છે, એથી કાંઈ શાંતી થતી નથી, પણ જયારે આપણા સર્વે ભાવાભાવોમાં અનેક પ્રકારની ન્યારી ન્યારી વાંસનાઓ દ્રઢ થાયછે, ત્યારે તે વાંસની આ સૃષ્ટિમાં અનંતકૃતિ રૂપ ભાસેછે, તેથી કરીને આપણા સર્વ ભાવોને આત્મારૂપ કરી દેવાથી આપણે પોતેજ આત્મા થઇ જઇશું, આ આત્મારૂપ બન-

ષા પહેલાં આત્મસ્વભાવનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થવું જોઇએ.

હવે આત્માનોસ્વભાવ એક અખંડ, અવ્યક્ત, નીરાકાર, નીરંજન, સવ્યાપક, પૂર્ણ, અલિપ્ત, અદ્વૈત, નિર્વિકાર વિગેરે અનેક વિશેષણરૂપે રહ્યોછે, તેથી કરીને આત્મતત્વના સ્વભાવ ને જાણવા સારૂં નિદિધ્યાસનના અભ્યાસથી દ્રઢજ્ઞાનની સ્થિતિ કરવી. હવે નિદિધ્યાસ એટલે દ્રશ્ય (જગત્) રૂપ વિજાતિયનો તિરસ્કાર, (અભાવ) ને અદર્શ (આત્મ) રૂપ સજાતિયનો આગૃહ (ભાવ) તે, એમાં સજાતિય જે આત્મા તેનું ચિંતન યુક્તિ (જ્ઞાન) થી કરવું. એમાં આત્માનો તો સ્વભાવ, અજર, અમર, અવિનાસી, નીરાકાર, નીરંજનછે, તે પ્રમાણે પોતાના મનમાં દ્રઢ ચિંતન કરવું. आर्या: अजरोहमक्षरोहं प्राज्ञोहं प्रत्यगात्मबोधोहं । परमानंदोमयोहं परमाशिवोहं भवामिपरिपूर्ण । नारायणोहं पुरुष शिवोहं ब्रह्मास्मीति ॥ એવી રીતે શ્રુતિ પ્રસિદ્ધ જે સજાતિયરૂપ આત્માનું સ્વરૂપ લક્ષણછે, તેનું ઉપર પ્રમાણે એકાગૃહવૃત્તિરૂપે અંતઃકરણમાં મનન કરતા જઇ, આ સૃષ્ટિના સર્વ પદાર્થ મિથ્યાછે, એમ સમજી, આ નામરૂપ પ્રપંચવાળી જગતુની સર્વ સ્થાવર જંગમાદિ વિગેરે દેહાદિક અસત્ય પદાર્થ રૂપકૃતિમાંથી સર્વ ભાવના દુર કરવી, ને સત્યરૂપ આત્મામાં ધરવી તે નિદિધ્યાસન. આ નિદિધ્યાસમાં શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદન જે આત્મજ્ઞાનનું નિત્ય શ્રવણ મનન તે નિદિધ્યાસ, એ ત્રણ કૃમપર્વક અધિક કરવાનો મહાવરો પાડવા થકી અપ્રતિબદ્ધજ્ઞાન થાયછે, ને એ જ્ઞાનથી આત્માનો યથાર્થ સાક્ષાત્કાર બનેછે, તેથી સર્વ સાધન છોડી શ્રવણ મનન ને નિદિધ્યાસ રૂપ અંતરંગ સાધન કરનાર વિદ્વાન નિજાત્મ તત્વને પ્રાપ્ત થાયછે, વાસ્તે વિદ્વાન કોને કહેવો, તે વિષે કહેછેકે, अहं ब्रह्मास्मियःवेत्तिसाविद्वानेति। હું બ્રહ્મછું, એવાં જ્ઞાનને નિશ્ચયપણાથી જાણવાવાળો તે વિદ્વાન-સારાંશકે સર્વત્ર વ્યાપેલો જે પોતાનાં આત્મારૂપ નિજસ્વરૂપની પ્રાપ્તિ જેને થાયછે તે વિદ્વાન, આ વિદ્વાન જાણેછે કે કલ્પનાની પેલીમેર જે કાંઇ નથી, એવું જે અચંચળ નીરાકાર તત્વછે, તેજ એક પરબ્રહ્મછે, તેને અથર્વવેદના અંતમાં એવી રીતે પ્રસિદ્ધ કરેછે કે, परब्रह्म नित्यंदेवाहस्मीति । પરબ્રહ્મ એટલે પરાથી પર, નિત્ય એવુ જે સત્ય સ્વરૂપછે તે, જેનો ત્રણે કાળમાં બાધનથી, એવો જે પરબ્રહ્મરૂપી દેવ તે तत्एवअस्मि નાંમ તે હુંછુ. એ વિષે યજુર્વેદના અંતમાં તૈત્તિરીય શાખામાં ભૃગુને વરૂણે ઉપદેશ કર્યોછે, તેમાં પરબ્રહ્મ अस्मि નામ હુંછું. આ હું રૂપી જે આત્માનંદછે તે કેવોછે! ત્યારે કહ્યુંકે, એ આનંદ નિરપેક્ષછે, નિરતિશય પ્રેમનું મુળછે, છતાં આત્મા સર્વનું સ્વસ્વરૂપછે. પણ. અન્સ્વરૂપરૂપ, આત્માનું અંતરસુખ બાહ્ય ભાસેછે, તેનુ પ્રમાણ, प्रत्यक् सुखै पराक् प्रतीयते, અર્થ, આ આત્માનું સુખ આપણા અંતરમાં જે રહેલુંછે, તે બાહેર પ્રતીત થાયછે, આ બાહેર પ્રતીત થએલાં સુખને વિષે મન જયારે મનનકર્તા બનેછે, ત્યારે તે સુખ ભ્રાંતિરૂપ રહી મનોવિકારમાં અ-

નેક વાસના ઉત્પન્ન કરેછે. તેથી આ દ્રશ્યરૂપ પદાર્થોમાં સર્વ ઇંદ્રિયો ભ્રમણ કરતી રહેછે, તે પ્રસંગે અંતરાત્માના સુખનું ભાન વા અનુભવ રહેતો નથી, પણ જયારે બાહેંદ્રિયના વિકારો વા દ્રશ્યરૂપ અનાત્મ વસ્તુઓમાં અભાવ ઉત્પન્ન થાય છે, ત્યારે સર્વ વૃત્તિઓ એકાગ્રહ બનેછે, ને એના સર્વ ઉદગારો થડાં પડતા જાયછે. તે પ્રસંગે મનોવિકારની ગતિનું રૂંધન બનેછે, તેથી આપણી સર્વ વૃત્તિઓમાં શાંતીનો ઉદય દરશાયછે, જેના સંયોગથી આત્મસુખનો સાક્ષાત્કાર પ્રગટે છે, આ આત્મસુખમાં યોગીઓની અંતરવૃત્તિ હોવાથી સમાધિમાં એનો અનુભવ તેઓ કરેછે, ને નાસ્તિક વા સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનોની બાહ્યવૃત્તિ હોવાથી એનો લાભ તેઓને મળતો નથી.

આ અંતરવૃત્તિવાળાં પૂર્ણ સુખને યોગીઓ ક્ષણમાત્ર પણ છોડતા નથી, ને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિને તુર્યા એ ચારે અવસ્થાઓમાં એજ સુખનું મનન વિચાર ને જ્ઞાન કથન કર્યા કરેછે, ને એના પૂર્ણ અનુભવમાં કોઇપણ વિષયનો સંબંધ તેઓની અંતરવૃત્તિમાં દરશાતો નથી, પણ અંતરાત્માનો સત્યાનુભવ મળે છે, તેથી શ્રુતિઓમાં કહ્યુંછે કે, સ્વાનંદ રૂપમાં યતિ રમેછે, સારાંશકે, જે આનંદમાં યતિઓ રમેછે, તે રમણરૂપ અનુભવનું વર્ણન ગિરામાં થઇ શકતું નથી, ને આપણી ઉત્પન્ન થનારી કલ્પનાના શબ્દોને વિષે એના સુખને દરશાવવા સારૂ કોઇપણ શબ્દો આપણને મળતા નથી, તેથી કહેવાયુંછે કે, આત્માનંદનો વાણીથી ઉચ્ચાર થઇ શકતો નથી, થશે એવો સંભવપણ નથી, જેમ મુકજન અમૃતના સ્વાદને વા પક્ષ્વ પયના સ્વાદને કહી શકે નહી તેમ. પણ તત્વદર્શીઓ એના સુખને ચક્ષુ, વાક્ વિગેર ઇંદ્રિયોની ચેષ્ટાવાળી ઇશારતમાં કાંઇક અંતરભાવ દરશાવી ગયાછે. આ સુખ કેવા પ્રકારનુંછે, તે વિષે સદાશીવ ભગવાને નારદ નામના ઋષિને કહ્યું કે, જે સુખ સમાધિનિષ્ઠ વા આત્મારામી પુરૂષને મળેછે, તે સુખ આ સૃષ્ટિના સર્વ ઐશ્વર્યની પ્રાપ્તિ વા બ્રહ્મલોક કૈલાસ વિગેરમાં કિંચિત્‌માત્ર પણ નથી, અવું એ સમાધિનિષ્ઠ સુખછે, કે જેમાં શાંતી, આનંદ ને જ્ઞાન અનેક ઐશ્વર્યવાળા લાભો રહેલાછે, તેથી હું સદા સમાધિમાં રહુછુ, વાસ્તે આત્મા અખંડ સુખરૂપછે, ને એ સુખરૂપ આનંદ નિરપેક્ષ, અક્ષય, અભય, અખંડ, પૂર્ણને દુઃખ રહિતછે. આ દુઃખ રહિત પૂર્ણ આત્મા અખંડ ચૈતન્યમયછે, તેથી એ ચૈતન્ય કેવી રીતે રહેલુંછે! ત્યાં કહેછેકે, प्रकाश स्वरुपेति, એટલે જેની આકૃતિ અખંડ પ્રકાશમયછે. આ પ્રકાશ કાંઇ સૂર્ય, ચંદ્રના પ્રકાશના જેવો જડરૂપનથી, પણ સૂર્યના જેવો સર્વત્ર વ્યાપક છતાં એ જ્ઞાન સ્વરૂપે રહેલોછે, ને એ જ્ઞાન સ્વરૂપ પ્રકાશ નિરપેક્ષકછે કેમકે એ પોતે સ્વપ્રકાશમય રહેલો તેથી, કેમકે એના પ્રકાશને બીજાની મદદ નથી, પણ પોતે પોતાની સામર્થ્યથી પ્રકાશેછે, છતાં એ પ્રકાશ સર્વત્ર રેહી મન બુદ્ધિ વિગેર અંતઃકરણ પંચક વા ઇંદ્રિયાદિ જડ વર્ગને ચૈતન્ય કરી વરતાવેછે, ને પોતે સાક્ષિરૂપ થઇ સર્વના જ્ઞાતાછે, તેથી એને ચૈતન્ય કહીએ છીયે.

ને એ ચૈતન્ય સર્વને ચૈતન્યમય કરી પ્રવર્તમાન કરેછે, તથાપિ પોતે અમિશ્ર રહેલુંછે, વાસ્તે એ ચૈતન્ય ત્રિપુટીઓને પણ પ્રકાશમાન કરેછે, ત્રિપુટી કહીએ ધ્યાતા, ધ્યાન, ધ્યેય. જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય. પ્રમાતા, પ્રમાણ, પ્રમેય. કર્તા, કર્મ, કારણ, એઓને જે જાણવાવાળોછે તે ચૈતન્ય, આ ચૈતન્ય બાળ, યોવન ને વૃદ્ધાદિ વા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુર્યાદિક અવસ્થાઓનો અનુભવ કરેછે, છતાં પોતે અલિપ્ત ચૈતન્યરૂપ થઇ પ્રકાશેછે. આ ચૈતન્યરૂપ પ્રકાશ સૂર્યાદિક સર્વ જયોતિઓને પણ પ્રકાશમાન કરેછે. પણ એ કયાં રહેછે! ત્યારે કહેછેકે, तमसः परस्तात् એટલે એ અંધકારથી પણ પરછે, ત્યારે એ પ્રકાશ કેવો છે! શ્રુતિ, नविज्ञानेन विज्ञातारं विनीयात्, એટલે બુદ્ધિ જેને જાણતી નથી, છતાં જે બુદ્ધિને એ પ્રકાશરૂપ આત્મા જાણેછે, તેમાં વળી કહેછેકે, यन्मनुशान मनुतेयेन माहुर्मनोमतं, એટલે મન કરીને આત્માનું મનન થતું નથી, પણ એ પ્રકાશરૂપ ચૈતન્ય આત્મા મનને જાણેછે, સારાંશકે, આત્માનો પ્રકાશ કેવોછે કે, આ બાહેરના સૂર્ય, અગ્નિ, તારા; વિદ્યુત વિગેરેના પ્રકાશો આપણી ઇંદ્રિયોને વા જગત્ના સર્વ પદાર્થોને પ્રકાશીત કરેછે, પણ એ પ્રકાશ કાંઇ આપણી અંદરના મન, બુદ્ધિ, જ્ઞાન વિગેરે તત્વોને પ્રકાશીત કરી શકતો નથી. પણ એને પ્રકાશીત કરનાર એવી ચીજછે કે તે ચીજને આપણાં મન, બુદ્ધિ વિગેરે પણ જાણીશકતાં નથી. તેથી નાસ્તિકો કહેછે કે, મન, બુદ્ધિનું ચલન સ્વભાવિક થાયછે, તેથી વદેછે કે, મન, બુદ્ધિની પેલીમેર કાંઇજ નથી, એમ ગણી કાંઇજ નથી, તેને વિષે કર્તાપણાનો ભાવ લાવતા નથી. પણ ઉપલી શ્રુતિઓના પ્રમાણોથી આપણે નિશ્ચે કરવું પડેછેકે, જેને આપણા મન, બુદ્ધિ વિગેરે તત્વો જાણતાં નથી, પણ તેને જાણનાર વા ગતિમાન કરી પ્રકાશીત કરનાર જે કાંઇછે, તે એક અખંડ, જયોતિરૂપ પ્રકાશમય આત્માછે. આ આત્માને જે જાણેછે, તે મહદ પદને પામેછે. શ્રુતિ, हिरण्मये परेकोषे विरजंब्रह्म निष्कलं। तच्छुभ्रं ज्योतिषांज्योतिस्तद्दात्मविदोविदु: અર્થ, જેઓ પોતાના આત્માને જાણેછે, તેઓ હૃદયરૂપી ગુહાના આનંદમય કોષમાં શ્રેષ્ઠ, આત્મારૂપ, ઉજવળ, નિર્મળ, નિરવયવ, જયોતિની જયોતિ, શુભ્ર, પરમાત્માને ઉપલબ્ધિ કરેછે. આ જયોતિરૂપ સ્વયં પ્રકાશના સામર્થ્યથી, આ અનાત્મરૂપ સૃષ્ટિના સર્વ પદાર્થો જે કે, સૂર્ય, ચંદ્ર, વિગેરે પ્રકાશીતથયાછે, પણ તેઓનો પ્રકાશ એને પહોંચી શકતો નથી. શ્રુતિ, नतत्र सूर्योभातिनचंद्रतारकंनेमाविद्युतोभान्ति कुतोयमग्निः । तमेवभान्तमनुभातिसर्व्वंतस्यभासासर्व्वमिदंविभाति. । અર્થ. આ ચૈતન્યરૂપ આત્માને સૂર્યપ્રકાશ આપી શકતો નથી, તેમ ચંદ્ર,તારાનેવિદ્યુત વિગેરે સર્વનો પ્રકાશ તેને પહોંચીશકતો નથી,વાપ્રકાશીત કરતો નથી, ત્યારે આવિશ્વનો અગ્નિ શીરીતે પ્રકાશ કરી શકશે! પણતેઆત્માઆપણા અંતરના મનાદિકતત્વોનેજેવીરીતેદેદિપ્યમાન કરી પ્રકાશીત

કરી શકેછે, તેવીજ રીતે આ સમસ્ત જગત્ તે દેદિપ્યમાન પરમેશ્વરના પ્રકાશદ્વારા પ્રવર્તમાનથઇ પ્રકાશીતપણાને પામેછે, સારાંશકે, આ સર્વે બ્રહ્માંડ તેના પ્રકાશથી પ્રકાશિત થાયછે. આ પ્રકાશ કરનાર તે એક ને અદ્વીતીયછે. તેથી વેદના ગાયત્રી મંત્રમાં નીચે પ્રમાણે એનું ધ્યાન કર્યુંછે. ૐ ભૂર્ભુવઃસ્વઃ तत्सवितुर्व्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियोयोनः प्रचोदयात्। અર્થ, ૐ એટલે નીરાકાર નીરંજન રૂપી જે આત્માછે, તેને ભૂર્ભુવઃસ્વઃ એટલે ઋગ. યજુને શામ એને ત્રયી કહેછે, આ ત્રયી શબ્દ વેદની વ્યાહૃતિ કહેવાઇછે, એનો અર્થ, સર્વલોકપ્રકાશક, સર્વ વ્યાપીક, મંગળકારી, પરિપૂર્ણ જેરહ્યોછે તે. એવાજે પૂર્ણ રૂપ, સૃષ્ટિના ઉત્પન્ન પાળણને નાશ કર્તા, જે સર્વમાં શ્રેષ્ઠ સવિતા, એટલે સૂર્યના જેવા આત્મારૂપ સૂર્ય, સર્વ દેવોમાં મહાન દેવ રૂપે દરશાયલા હોવાથી, વા તમારા પ્રકાશરૂપ પ્રકાશના પ્રવર્તાવણામાં, આ સર્વ સૃષ્ટિ પ્રસવ પામી છતાં સર્વમાં જે તમારી અનંત શક્તિ જ્ઞાન રહયાંછે, એવા જે તમો, મારા અંતર આત્મા રૂપે રહી, હમારા વા સર્વેના બુદ્ધિ જ્ઞાનને ચલિત કરી, સર્વને તમારી ઇચ્છાપૂર્વક પ્રેરણા કરોછો, એવા તમો સવિતારૂપ નીરાકાર મારા પુજ્યરૂપ આત્માછો. આવો અર્થ વેદાન્ત શાસ્ત્ર કરેછે. છતાં એનો ન્યાય મત પ્રમાણે બીજો અર્થ એવો થાયછે કે, આ સર્વજ્ઞ સર્વશક્તિમાન પૂર્ણાત્મા તમો સ્વર્ગ મૃત્યુ પાતાળાદિ વા જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તૂર્યાદિક અવસ્થાઓના પ્રકાશક પૂર્ણ મંગલરૂપ, સર્વ દેવોમાં આનંદકારી પુજ્યરૂપ દેવાધિદેવ, તમો સર્વમાં શ્રેષ્ઠ રૂપછો, છતાં હે મહાન ઉત્કૃષ્ટ બુદ્ધિવાન, જ્ઞાનરૂપ શક્તિના ધારણકર્તા, ને હમારાં અંતરમાં બુદ્ધિ જ્ઞાન વૃત્તિના પ્રેરક, એવા જે બાહયાંતર પ્રકાશરૂપ, સૂર્ય જેવા સર્વત્ર રહેલાછો, તેથી હે પ્રભો, તમોને હું મારાં મલિન અંતઃકરણની અહંભાવના ત્યાગી, નમ્ર થઈઆધિન રહી દંડવત્ પ્રણામ કરૂંછુ. એનો ત્રીજો અર્થ વ્યાકરણ સંધિરૂપે નીચે પ્રમાણે થાયછે, ૐ, अ, उ, म, એ ત્રણ અક્ષર મળી ૐ થયોછે, તેથી એનો બાહય અર્થ, બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવ થાયછે. ને અંતર અર્થ, આપણા શરીરમાં રહેલા જે આત્માના સત્વ, રજને તમ ગુણો પ્રત્યેછે. ને ભૂર્ભુવઃસ્વ એમાં ભુર નામ પૃથ્વી, ભુવ: નામ વાદળ, ને स्व: નામ સૂર્ય, ને બે વચ્ચેનું આકાશવા અંતરવા જગ્યા, तत्त નામ તે, सवितु: નામ સૂર્યનું, वरेण्यं નામ શ્રેષ્ઠ, भर्गः નામ તેજ, देवस्य નામ દેવનું, धिमहि નામ ચિંતન કરીએ. धियः નામ બુદ્ધિઓ વા મનની શક્તિઓ,- यः નામ જે, नः નામ આપણી, प्रचोदयात् નામ ધસાવેછે. સારાંશકે પૃથ્વી આકાશ ને વાદલ તે ( રૂપે દ્રશ્ય એવા ) સૂર્ય દેવતાના શ્રેષ્ઠ તેજનું આપણે ચિંતન કરીએ, જે સૂર્ય દેવતા આપણી મનશક્તિઓને આગળ ધસાડેછે, આ સૂર્ય તે આપણો આત્મારૂપી સૂર્ય જાણવો, તેથી એ સત્ રૂપ આત્મા સૂર્ય મનાયોછે,

આ આત્માનું સત્ સ્વરૂપ કેવું છે! निरस्त प्रपंचेति પ્રપંચ એટલે બ્રહ્માદિ સ્તંભપર્યંત જે કાંઇ ભૂતભૌતિક, સ્થાવર જંગમાત્મક અસત્ જગત્ છે, તેથી

એની આત્મા વિષે સત્તા નથી, પણ કેવળ કથનમાત્ર છે. શ્રુતિ. वाचारंभणं विकारोनाम ध्येयम्, અર્થ, આ જગતની સર્વ આકૃતિની રચના, બાંધણી, કૃતિ વિગેરે નામરૂપ નિરસ્ત વાચારૂપ વિકારોમાં મિથ્યા કલ્પિતછે. આ વર્ણન અજાત વાદમાં નહીં, પણ વિવર્તવાદથી જોતાં, જેમ રજ્જુમાં અજ્ઞાનથી સર્પ ભાસેછે, તેવી રીતે આત્માને વિષે સર્વ કલ્પિત ને મિથ્યા ભાસેછે, જેવી રીતે નિંદ્રામાં સ્વપ્નરોગ, સ્વપ્નવૈદ, સ્વપ્નજગત્ વિગેરે અનંતાકૃતિ કલ્પિત ને મિથ્યા છે તેમ, પણ સ્વયંપ્રકાશીતઆત્મા નિરવયવ ને સર્વ દેશમાં પરિપૂર્ણ છે. શ્રુતિ, अधःपूर्ण :ऊर्द्धपूर्ण :मध्य: पूर्णइति. અર્થ, ઉપર નીચે ને મધ્યમાં સર્વત્ર પૂર્ણતાથી વ્યાપક છે, તેથી દેશ કાળ વસ્તુથી પરીચ્છેદ થાય નહી, તેથી અવિનાસી છે, પણ એ અવિનાસી કેમ છે! શ્રુતિ. यद्दष्टं तन्नष्टमिति, અર્થ, જે જે દ્રશ્ય પદાર્થો છે તે સો નષ્ટ થાયછે, પણ આત્મા અદ્રશ્ય હોવાથી એનો નાશ નથી, કારણકે દેશકાળ વસ્તુથી રહિત આત્મા હોવાથી અવિનાસી છે, એવી રીતનું અનેક શ્રુતિ આ પ્રતિપાદન કરે છે, પણ એ આત્મા ઇંદ્રિય, મન, બુદ્ધિ, ને વાણીથી ન જણાય, તેથી એને પરોક્ષ અપરોક્ષ જાણવો. अहंब्रह्मवृत्येकगम्यं. અર્થ, એ એક વૃત્તિ ગમ્ય હોવાથી અહંબ્રહ્માસ્મિ રૂપથી અપરોક્ષ માનવો, કેમકે એ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વા મન, વાણી, ઇંદ્રિયોથી ગમ્યનથી, પણ કેવળ એક વૃત્તિ ગમ્યછે. પણ એ વૃત્તિઓ બે પ્રકારનીછે, તેમાં એક વ્યહવારીક, ને બીજી સંસ્કારીકછે. આ વ્યહવારિક વૃત્તિ, સુખદુઃખ, સારૂં નઠારૂં, પાપપૂણ્ય વિગેરે દોષ દ્રષ્ટિએકરી મલિન અંતઃકરણમાં ભેદ બુદ્ધિનું ચિંતન કરવાવાળી હોવાથી એનું આત્મા વિષે ગમ્ય પણું નથી. ને સંસ્કારવાળી વૃત્તિ, શ્રવણ, મનન, નિદિધ્યાસથી અંતર દ્રષ્ટિ રૂપે આત્માને વિષે સંસ્કારવાળી હોવાથી એનું ગમ્યપણુંછે, આવૃત્તિ એકાગ્રહ થવાથી ધ્યેયાકારરૂપમાં નિર્વાત દીપકના જેવા પ્રવાહમાં સ્થિર થાયછે, ત્યારે એ વૃત્તિમાં अहं ब्रह्मास्मि હું બ્રહ્મછુ, એવું જ્ઞાન ઉદય થાયછે, પણ એ વૃત્તિઓ અવિદ્યામાંથી ઉત્પન્ન થએલી હોવાને લીધે દ્રશ્યરૂપ ભાસેછે. પણ આત્માની અંતર દ્રષ્ટિ થવાથી એ વૃત્તિ અદ્રશ્ય થાયછે, ત્યારે બ્રહ્મ રૂપ આત્મામાં ઐકયપણાથી મળી રહેવાયછે, ને આપણે પોતે જુદા જણાતા નથી. પણ જેઓ બાહય દ્રષ્ટિભાવે બ્રહ્મરૂપ આત્માને પોતાનાથી હું જુદોછુ, એવા નાસ્તિક વા સ્થુલ બુદ્ધિવાન અલ્પજ્ઞ જીવો જેવા બુદ્ધોના સરદાર ગણાયછે, તેઓનું દર્શણ આત્મારામીને કરવું યોગ્ય નથી, કેમકે તે આત્માનો વિરોધી વા ચોર હોવાથી ઇશ્વરરૂપ આત્મા તેને કોટીકલ્પપર્યંત ઘોર નર્કાદિ જેવાં નીચ સ્થાનોના દુઃખો ભોગવાવેછે. શ્રુતિ. अहंब्रह्म न जानाति धिकृतं पुरुष कीटकम्, અર્થ, હું બ્રહ્મછુ એવા વેદના સાર તત્વને ન જાણવાવાળો પુરૂષ કીટવત્ છે, ને તેના જન્મને ધિક્કારછે. કેમકે પ્રશ્નોપનિષદ્‌માં યમે નચિકેતાને કહયુંછે કે, જે પુરૂષ બ્રહ્મને વિષે ભિન્નભાવ ન રાખી, પોતા સાથે ઐક્યરૂપ માની

વર્તેછે, તેવા બ્રહ્મવિત્ને હું નમુછુ, એવી પરમાત્મા ની અનાદિ નીતીછે. એજ પ્રમાણે પરાશરે મૈત્રેયને તથા શ્રીકૃષ્ણે અરજુનને તેમજ નિંદાઘ રાજાને શ્રી ઋષભદેવ ભગવાને દશ હજાર વર્ષ પર્યંત બ્રહ્મવિદ્યાના ઉપદેશ આપ્યો, ત્યારે હુંબ્રહ્મછુ, એવા અપરોક્ષ જ્ઞાનને વિષે એક વૃત્તિ ગમ્ય નિશ્ચય થયો. તેવામાં એક દીવસે સ્વપ્ન પ્રાપ્ત થતાં તે યમપુરીમાં ગયો, ત્યાં યમે પુછ્યુકે, તું કોણછે! ત્યારે નિંદાઘે કહ્યુંકે હું સર્વજ્ઞ, સર્વ વ્યાપીક, એક અચંચળ કાંઇજ નહી, એવો નીરાકાર અમિશ્ર સચ્ચિદાનંદ તત્વરૂપ બ્રહ્મછું. ત્યારે યમે કહયું કે, તમો કયાંથી જ્ઞાન પામ્યા! આ પ્રત્યુત્તરમાં દરશાવ્યુંકે, હું ઋષભદેવ ભગવાનથી પામ્યો. આ શબ્દોચ્ચાર થતાં તરતજ યમરાજા પગે પડી, એકદમ હાથપગ જોડી, માફી માગી, આગતા સ્વાગતા કરવા લાગ્યો—સારાંશકે શ્રુતિસ્મૃતિ પ્રતિપાદક એક વૃત્તિગમ્ય જે, अहंब्रह्मास्मि, હું બ્રહ્મછું, એ જ્ઞાનના નિદિધ્યાસમાં જેનો અચળ નિશ્ચાર્થછે, તે પુરૂષ સર્વ દેવોના પદો, વિગેરે તમામ ઐશ્વર્ય વા સાક્ષાત્ બ્રહ્મરૂપ પદનો માલીક થાયછે. શ્રુતિ. तस्यदेवा असन्वह, અર્થ, આ પરમાત્મારૂપ જે ઇશ્વર, આત્મારૂપી દેવ, તે પોતાનું નિજપદ આપેછે, વા अहं ब्रह्मास्मि રૂપી વેદના સારતત્વનો જે જપ કરેછે તેને પોતાનું પદ આપવા આત્મારૂપી ઇશ્વર તૈયારછે. તેથી अहंब्रह्मास्मि એવાં અપરોક્ષ જ્ઞાનમાં મચી રહેવાથી સર્વ વૃત્તિઓ બ્રહ્મરૂપ બનેછે, ત્યારે તે આ સર્વ અવિદ્યાકૃત સંસારને જીતે છે.

આ વેદના સારતત્વ વિષે માંડુકયોપનિષદ્માં अहं પદના અર્થમાં દર્શાવેછે કે, तुरियंइति, એટલે અહં પ્રત્યયનો અર્થ તૂર્યા સાક્ષિછે, એટલે તુર્યજ્ઞાનછે, વા તૂર્યને જાણવાવાળો તે अहं કહેવાયછે. સારાંશકે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ વા સ્થુલ, સુક્ષ્મ, કારણ વિગેરેનો જ્ઞાતા, જે સાક્ષિ, તે એક તૂર્યછે આ તુર્યરૂપ પુરૂષ સાક્ષિ હોવાથી अहं શબ્દમાં મનાયછે, તેમાં સાક્ષિ એટલે સમિપ, ચૈતન્ય, ને ઉદાસીનહોય, એવા ત્રિગુણરૂપ લક્ષણવાળાને સાક્ષિ કહેવાયછે. તેથી અથર્વવેદમાં, अयं आत्मा ब्रह्म, અર્થ, આ આત્મા બ્રહ્મછે, બીજો કોઇજ નથી, તે હું તૂર્યરૂપે રહેલોછું, જે ઉપરથી, परंब्रह्मनित्यंतदेवाहमस्मीति, અર્થ, પરાથી જે પર પુરૂષતે પરબ્રહ્મ, નિત્ય નામસત્ સ્વરૂપ હોવાથી, જેને ત્રણે કાળમાં બાધ નથી તે. ततएवअस्मि; અર્થ, તે જે છે તે, બ્રહ્મરૂપ હું છુ, બીજો કોઇજ નથી, એમ એક વૃત્તિ ગમ્યથી નિશ્ચય કરી ચાલે; તેજ માહાજ્ઞાની વા તત્વદર્શી કહેવાયછે. પણ આ પરબ્રહ્મને અક્ષર બ્રહ્મ પણ કહેછે. अक्षरंब्रह्मपरमंइति, અર્થ, અક્ષરં એટલે અવિનાસી. હોવાથી सत्चित् आनंद, એવા ત્રણ ગુણ જેમાં રહેલાછે, તે અવિનાસી, તાત્પર્ય કે, અવિનાસીરૂપ નિત્ય, એવો તેજ એક પરબ્રહ્મછે, બીજો કોઇજ નથી, વાસ્તે અદ્વીતીયછે, પણ એ અદ્વીતીયમાં દ્વૈતરૂપી જગત્ શીરીતે પ્રગટ્યું, વા એનો નાશ કેવી

રીતે થાયછે! તે વિષે કહેછે કે, यदज्ञानेति. અર્થ, આ અજ્ઞાનથી પ્રતિત થયલું છે, પણ એનો નાશ જ્ઞાનથી થાયછે, સારાંશકે, જગત્ અજ્ઞાનથી ઉત્પન્ન થયલું છે. તેથી એને વિષે અનેકપક્ષો દરશાયાછે. ન્યાયમાં જગતનું કારણ પરમાણુઓને માનેછે, સાંખ્યમાં પ્રધાનરૂપ પ્રકૃતિને ગણેછે. નિરીશ્વર સાંખ્યમાં ઇશ્વરનથી, બીજા માંછે. કોઇ પુરૂષાદિ ક્રમથી, કોઇ કાળથી, કોઇ કર્મરૂપથી, કોઈ સુન્ય, કોઇ ત્રણ ભૂત, કોઇ પંચભૂત, કોઇજળ, કોઇ અગ્નિ, કોઈઅન્ન, વિગેરે અનેક કારણો જગતની ઉત્પત્તિના દરશાવેછે. તોપણ સત્ય જોતાં જગતનું કારણ કાંઇજ નથી, કેમકે આપણા અજ્ઞાનથી પ્રતીત થયલુંછે તેથી, જેમ સ્વપ્નામાં કાર્ય કારણ ભાવ જે દરશાયછે, તે નિંદ્રાની દોષદ્રષ્ટિરૂપ અજ્ઞાનથી કલ્પિત રહેલાંછે. તાત્પર્ય એટલુંજકે, આ નાનારૂપ જગતના ચિત્રવિચિત્ર કાર્ય કારણો અધિષ્ઠાનરૂપ આત્માના અજ્ઞાનથી કલ્પિતપણાંમાં પ્રતીત થાયછે, તોપણ સ્વયંઆત્માના જ્ઞાનથી એ નષ્ટપણાને પામેછે. श्रुति, प्रपंचोयदिविद्येत निवर्ततेनसंशय. અર્થ, પ્રપંચનો અધિષ્ઠાનરૂપ જે આત્મા, તેને જાણવાથી જગતની નિવૃત્તિ થાયછે, પણ સત્ય જોતાં આત્માજ જગતનું કારણછે, श्रुति, द्वीतीयकारणभावादनुप्तन्नमिदंजगत्. અર્થ, આત્મા વિના જગતની ઉત્પત્તિનું બીજું કારણ નથી. કેમકે આત્મા અળગ અગોચર રહેલોછે. श्रुति. मनोवागतीतमिति. અર્થ, આ અગોચર રૂપ આત્મા મન કરી અગમ્ય ને વાણીથી અગોચરછે, તેથી આપણા સર્વ મન બુદ્ધિ તેને જાણી શકતાં નથી. श्रुति. यतो वाचो निवर्तंते अप्राप्या मनसा सहः અર્થ, આત્માને જાણવા જતાં મન સહિત વાણી પાછી ફરી આવેછે, કારણકે અર્થવેદ ગુણાતિતનું વર્ણન કરી શકતો નથી, કહ્યુંછે કે, त्रैगुण्य विषया वेदा. અર્થ, આ સ્મૃતિમાં કહેછે કે, ઉપલો વેદ ત્રણ ગુણનું પ્રતિપાદન કરેછે, છતાં તે ગુણાતિતને જાણતો નથી, કેમકે મન વાણીથી આત્મા અગમ્ય નેઅતિતછે, વાસ્તે એ સ્વરૂપ કેવુંછે, તેને વિષે શ્રુતિમાં કહેછે કે, विशुद्धं विमुक्तं, અર્થ, વિશુદ્ધ કહીએ વિશેષ કરીને પવિત્ર વા શુદ્ધ એટલે નામરૂપ પ્રપંચ વાળી માયારૂપ અવિદ્યાના સંબંધથી રહિત તે. ને વિમુક્ત કહીએ સદા મુક્તછે વા સર્વ સ્વરૂપથી અળગ વા કોઇપણ પદાર્થરૂપ આકૃતિમાં આત્મા નથી તે મુક્ત, એનું વર્ણન (બ્રહદારણ્યની શ્રુતિમાં પ્રસિદ્ધછે) તે એવું કે, श्रुति. निषेद्धे कृतेनेतिनेतीतिवाक्यैः અર્થ, આ મુક્તરૂપ આત્માનું સમાધિરૂપ દર્શનથી, યદ્યપી વેદ, બ્રહ્મનું પ્રતિપાદન નિષેધ મુખથી કરેછે, પણ વિધિમુખથી કરતો નથી. કારણકે આત્માને વિષે વેદ નિષેદ મુખથી સર્વના ત્યાગવાપણાનો બોધ કરે છે. श्रुति. द्वावेवब्रह्मणोरूपे मूर्त्तंचैवामूर्त्तंचश्रुति, અર્થ, મુર્ત્ત કહીએ પૃથ્વી, જળ, અગ્નિ, ને અમુર્ત્તકહીએ આકાશ, વાયુ, સુક્ષ્મછે, તેથી દ્વાવિવેક એટલે આ બેઉ મુર્ત્તામુર્ત્ત ને બ્રહ્મ વિષે નેતિ નેતિ કરીને ત્યાગ, એવી રીતે વેદ નિષેદપણાનું પ્રતિપાદન કર્યુંછે. સારાંશકે મન વાણીનો વિષય બ્રહ્મનથી, પણ મનવાણીનો વિષય અવિદ્યાછે.

ઉપલી મુર્તામુર્તનીયોજના ઉપરથી મુઢજનો આત્માને ગ્રાહ્ય માનેછે, પણ સ્વયંઆત્મા મન બુદ્ધિથી અગ્રાહ્ય છે. શ્રુતિ. अव्यवहार्यमग्राह्यमलक्षणमचिंत्यमिति. અર્થ, આત્મા કર્મેંદ્રિય જ્ઞાનેંદ્રિયનો ગ્રાહ્ય નથી, તેથી મન પણ તેનું ચિંતન કરી શકતુ નથી, ને તે બુદ્ધિથી લખાતો નથી, આ સબબથી મલિન બુદ્ધીવાળાઓ તેને જાણી શકતા નથી, ત્યારે કોણ જાણેછે! ત્યાં કહ્યુંછે કે समाधिस्थितानांसदाभाति पुर्ण. અર્થ, સમાધિનિષ્ઠ જ્ઞાતા પુરૂષ પરીપાર્ણ રૂપ આત્માને સમ્યક્ પ્રકારથી દેખેછે, ત્યારે ત્યાં એવા પુરૂષની આધિ વ્યાધિ વિગેરે અવિદ્યારૂપ કલેશો સમ્યક્ પ્રકારથી શાંત થઈ ગયલા જણાયછે, સારાંશ કે, એવી વ્યતિરકત સ્થિતિના ભાસના જ્ઞાતા સમાધિનિષ્ઠ પુરૂષની સર્વ અંતરદ્રષ્ટિ વાળી વૃત્તિઓ બ્રહ્મરૂપ આત્માની શાથે જુદાપણાનું જ્ઞાન આપતી નથી, પણ ઐકય રૂપછુ એવુ જ્ઞાનઆપેછે. શ્રુતિ, अहमेव परंब्रह्म ब्रह्माहमिति संस्थिति : । समाधि: सतुविज्ञेय : सर्व वृत्ति निरोधक : અર્થ, ( ઉપર પ્રમાણે વૃત્તિઓ આત્મા શાથે ઐકયરૂપ થાયછે ત્યારે એવું જ્ઞાન થાયછે કે ) હુ પરબ્રહ્મછુ, વા પરબ્રહ્મ જેછે તે હું છુ. એવી રીતે ઓત પ્રોત વા ઉલટા સુલટી ભાવોમાં જાણીને પરિછિન્ન વા પરોક્ષપણાની ભ્રાંતિને દુર કરી પરીપાર્ણ બ્રહ્મમાં એવી રીતે એના જેવી અચળ સ્થિતિ થાયછે, તેને તું સમાધિ જાણ, કેમકે સમાધિમાં સર્વ વૃત્તિઓનો નિરોધ થાયછે, ત્યારે બાહ્યાંતર બ્રહ્મમય તે પુરૂષ પોતાને દેખેછે, તે પ્રસંગે અવિદ્યા મનોકલ્પિત અજ્ઞાનાવર્ણ તેના હૃદયમાં રેહેતું નથી, ને શુદ્ધ આત્મભાવ પ્રગટેછે. શ્રુતિ, देहाभिमानंगालिते विज्ञाते परमात्मनि । यत्रयत्र मनोयातितत्रतत्र समाधय: અર્થ, દેહાદિ અનાત્મવસ્તુનું અભિમાન નિવૃત થવાથી વા પરમાત્મા ને વિષે अहं अहं એવા અપરોક્ષ જ્ઞાનનું શ્રુતિ નિશ્ચય દ્રઢજ્ઞાન જાણવાથી, જયાં જયાં મનની વૃત્તિ ગમન કરેછે, ત્યાં ત્યાં ( સર્વ દ્રશ્ય વસ્તુમાં ) તે બ્રહ્મને દેખેછે, એનું નામ પરમસમાધિ કેહેવાયછે, ત્યારે સર્વત્ર એકજ આત્માના વ્યાપક પણાનો નિશ્ચેય થાયછે. सर्व खल्विदं ब्रह्मइति श्रुते : અર્થ ખલુકહીએ નિશ્ચય કરીને સર્વત્ર બ્રહ્મજછે, બીજું કાંઈજ દરશાતું નથી, તેથી અદ્વૈત જ્ઞાન પ્રગટ થાયછે. શ્રુતિ. एकमेवाद्वितीयं ब्रह्मनेहना नास्ति किंचन् इति. અર્થ, એક એવો અદ્વીતીય બ્રહ્મછે, તેને વિષે આ નાનારૂપ અનેક પ્રકારના સ્વરૂપો કિંચિત્માત્રે પણ નથી, એવા આપાપર ભેદથી રહિતછે, તેથી તે નિત્ય સત્ય સ્વરૂપછે. આ સત્ રૂપ આત્માના આનંદનું સુખ એવું અલોકીકછેકે, જે સુખના પ્રમાણના. મહીમા આગળ આ સૃષ્ટિના સર્વ સુખો તૃણવત્ ભાસેછે. શ્રુતિ. ब्रह्मानंदरसंपित्वायेतुउन्मत्त योगिन : । इंद्रोपिरंकवद्भातिका कथानृप कीटक : । અર્થ. આ બ્રહ્માનંદ રસના પાનથી ઉન્મત્ થએલો યોગી, પુરૂષ ઈંદ્ર જેવા મહત્પદના ઐશ્વર્યવાન દૈવી જીવને રંકવત્ જુએછે,

ત્યારે કીટ તુલ્ય રાજાની શું કથા કહેવી, સત્યજોતાં સૃષ્ટિના સર્વ આનંદોમાં આત્મા નંદ સુખનો મહીમાં સર્વથી પરછે. શ્રુતિ, विर्भुरद्वयानंद:पर : इति. અર્થ. સર્વત્ર વ્યાપેલો. જે અદ્વય રૂપ બ્રહ્મછે, તેનો આનંદ સર્વથી પરનામ અધિકછે, કારણકે આ સર્વ વિશ્વનું અધિષ્ટાનરૂપ જે કૃત્યઆત્માથી ભિન્ન નથી, પણ જે ભાસ્યુંછે તેનું મુળ ફકત આત્માનું અજ્ઞાનજ રહેલુંછે. તેથી કહયુંછેકે, यदा भाति सत्वेति. અર્થ. આ સર્વ વિશ્વનું જે ભાન થાયછે તે આત્માની સતાથી પ્રગટેછે—સારાંશકે અધિષ્ટાન વગર કલ્પિત વસ્તુનું ભાન થતું નથી. तस्यभासामिदंविभातितिश्रुते: અર્થ. પરમાત્મારૂપ આત્માના અધિષ્ટાનની સત્તાથી આ વિશ્વ ભાસેછે, તે છતાં વિશ્વની આત્મામાં સ્વતંત્ર સત્તા નથી, પણ અજ્ઞાનના યોગથી સત્યવત્ થઇ એ સર્વ ભાસમાન થાયછે, છતાં વિચાર કરી જોવા જતાં આત્માને વિષે સમસ્ત સૃષ્ટિ મિથ્યારૂપ દરશાયછે, મિથ્યા એટલે નહોયને ભાસે તે, જેમ મૃગજળ અવિચારથી સત્ય જળવત્ ભાસેછે, તેમ. આ અવિચારરૂપ મૃગજળનું મિથ્યા જ્ઞાન સત્યાસત્યના અનુભવ વિના છુટતું નથી, પણ જયાં સુધી એ અજ્ઞાન કાયમ રહેછે, ત્યાં સુધી અનેક અવિચારની સ્ફુર્તિ મટાડવી માહા સંકટરૂપછે, તેથી કહયુંછે કે, पंचभुतात्मकंसर्वंमरीचिजलसन्निभं. અર્થ, આ મૃગજળવાળી મિથ્યા નદી તરવી ઘણી કઠીણછે, પણ વિચાર કરી જોવાથી એનો ત્યાગ સુખરૂપથી થાયછે, ત્યારે કેવળ આત્માનંદનું ભાન ઉત્પન્ન થાયછે, તેથી એ આભાસમાત્રછે, સારાંશકે, આપણી અવિદ્યા રૂપી અનેક વૃત્તિઓમાં જેવા જેવા ભાવો ઉત્પન્ન થાયછે, તેવા તેવા ભાવો સર્વમાં દરશાયછે. શ્રુતિ. रुपं रुपं प्रतिरुपो बभूव. અર્થ, જેવી અવિચારની સ્ફુર્તિની આકૃતિ થાયછે. તેવા ભાવોવાળી આકૃતિમાં આત્મા તેવા રૂપે ભાસેછે. પણ સ્વયં આત્મા ઉપાધિથી રહિત થઇ સર્વને દ્રષ્ટારૂપે જુએછે. निरीहं. અર્થ આત્મા ઇચ્છા રહિત સદા રહેલોછે, છતાં વૃત્તિઓના ભાવથી તેવા રૂપમાં ભાસેછે. सर्वेंद्रियगुणाभासंसर्वेद्रियविवार्जितं । અર્થ, સર્વ ઇદ્રિયોને તેના ગુણોના સંબંધે પ્રમાણે તેવાજ પ્રકારના આત્મા ત્યાં દરશાયછે, છતાં આત્મા સર્વથી અલિપ્ત રહેલોછે, જેમ સુક્ષ્મકાશ સર્વત્ર રહી અનેકાકૃતિમાં અનેકરૂપે ભાસેછે, છતાં કોઇ પણ પદાર્થમાં લિપ્તમાન થએલું નથી, તેમ. સારાંશકે, સર્વ શરીરોમાં સ્થિત થએલો આત્મા કોઇપણ પ્રકારના દેહાદિક વિકારોમાં લિપ્ત થએલો નથી, વાસ્તે આત્મા અસંગછે. असंगो यं पुरुष: અર્થ, પુરૂષ એટલે શરીરરૂપી પુરીમાં સ્થિત તે પુરૂષરૂપ આત્મા અસંગછે. એવું બ્રહદારણ્યની શ્રુતિમાં કહયુંછે કે, नवद्वारे देहिनैव कुर्वन्न कारयन्. અર્થ, જેના નવદ્વાર રહેલ-છે, એવી જે શરીરરૂપી પુરી, તેમાં દેહી કહીએ દેહનો દ્રષ્ટા જે આત્મા, તે પોતે કાંઇ શુભાશુભ ક્રિયાને કરતો કરાવતો નથી, પણ કેવળ અસંગ નિર્વિકારરૂપથી સ્થિતછે, સારાંશકે, એવી રીતે જે સમ્યગ્જ્ઞાનથી જાણેછે તે સદા મુકત થાયછે.

આ મુકતરૂપ અવસ્થામાં પોતાની ભાવના વિષયરૂપ ક્રિયાથી અલિપ્ત કરી દેવા

માં આત્માની માફક નિત્યમુક્તને અવિનાસી સ્થિતિમાં રહેવું પડેછે, તેથી શિવરૂપ આત્માના જ્ઞાનપર રહેનાર યોગી બ્રહ્મરૂપ થાયછે. शिवःशंगहीनं. અર્થ, શિવ-નામ કલ્યાણ સ્વરૂપ વા મહામંગળનો મંગળરૂપ આત્મા દેહાદિક સર્વ ઇંદ્રિયો-ના ગુણ વિકારોના સંગથી રહિત હોવાથી સદાકલ્યાણરૂપ ભાસેછે, છતાં તે કોઈપણ કાળે અકલ્યાણરૂપ થતો નથી. એવા નિશ્ચયપૂર્વક વર્તનાર મહાત્મા કરેછે,છતાં सर्वथा वर्तमानोपि सयोगमियि वर्त्तते. અર્થ, યોગીનામ બ્રહ્મનિષ્ટ જ્ઞાનઘન જે મહાત્મા પુરૂષ છે, તે સર્વ પ્રકારે વર્તતો છતાં મારાં અદ્વૈતપણામાં રહેછે, મતલ-બકે, તેની સર્વ ક્રિયા બ્રહ્મમયીછે, કેમકે પોતે સર્વ કર્મના જ્ઞાનમાં અન્વયછે એવું ભગવદ્વાકયથી જાણવામાં આવેછે, ને તેથી તે આત્માની પેઠે અસંગ ચિન્મય ર-હેછે. असंगोयंपुरुषः । असंगोनानुंसज्जते इति देश्रुतिः અર્થ, અંતરમાં સ્થિત જે ચિન્મય પુરૂષછે, તે દેહાદિક દ્રસ્યરૂપ વિકારી પદાર્થથી રહિત વા અસંગછે. ને તે કોઇની શાથે લિપ્ત નથી,પણ કેવળ કલ્પિત ભાવથી લિપ્તછે. આ લિપ્તરૂપ કલ્પિત ભાવને દૂર કરવા સારૂં યોગીઓ ૐકારરૂપ પ્રણવને નિશદીન ઉપાસેછે. यदोंकार गम्यं. અર્થ, ઉપલાં અસંગરૂપ આત્માને યોગીઓ ૐ નામ પ્રણવરૂપથી ધ્યાન કરી બ્રહ્મને પામી તેનાથી મોક્ષ લાભ લેછે. તેથી એ ધ્યાન કેવા પ્રકારથી કરવું તે વિષે કહેછેકે. श्रुति. यच्छेद्वाङ्मनासि प्राज्ञस्तद्यंछेज्ज्ञान आत्मनि. ज्ञानमात्मनि महातिनियच्छेत्तद्यच्छांत आत्मनि. અર્થ, વાઙ્ નામ વાણીને મનમાં લય કરે, ને મન-ને બુદ્ધિમાં સ્થિર કરે, ને તે બુદ્ધિને અંતઃકરણરૂપ પ્રત્યગાત્મામાની વૃત્તિમાં ઐકય રાખે, બાદ તે અંતઃકરણ વૃત્તિયરૂપ જ્ઞાનને સાક્ષિરૂપ આત્મામાં અભિન્નભાવે જુએ, એટલે મહતિ नियछेत्, નામ દેશકાળ વસ્તુ પરિચ્છેદ રહિત જે સર્વ વ્યાપી આત્મામાં કરે, ને તે तद्य छेत् નામ મહત્ આત્માને શાંતાત્મા નામ ઉપાધિ રહિત પણામાં એકાગ્રહ કરે એટલે નિર્વિકલ્પરૂપ સામાન્ય આત્મામાં સ્થિર થવાયછે, ત્યારે પૂર્ણરૂપ આનંદઘન પ્રકાશીત સ્વરૂપને તે પુરૂષ સર્વત્ર જુએછે. श्रुति. ततस्तुतं पश्यति निष्कलं ध्यायमान. અર્થ, ધ્યાન કરવાવાળા પુરૂષ જે છે, તે નિષ્કલંક तत् पश्यति નામ નિષ્કલંક, જે કલેશ રહિત આનંદઘન સ્વયંપ્રકાશમય આત્માને જુએછે,ત્યારે આત્મા સ્વરૂપવાળી નીરાકાર જ્યોતિ પ્રગટેછે. निराकारेति નામ આકાર રહિત, એટલે સર્વ વિકારરૂપ રહિત જે, સુન્યાત્માને તે દેદિપ્યમાન ઉજવળાકૃત્તિમાં દેખેછે,ત્યાં આ સૃષ્ટિના ભૂગોળ ચંદ્રગોળ વિગેરે• પરપ્રકાશીત વાસ્વ પ્રકાશીત પદાર્થોમાંના કોઇપણ ગોળાઓ ભાસતા નથી. सुत्र,नतत्रसूर्योभातिन चंद्र तारकः અર્થ, ત્યાં સૂર્ય, ચંદ્ર ને તારા વિગેરે કોઇપણ ભાસતા નથી. પણ કહ્યુ છેકે, ज्योतिषामपितज्योति. અર્થ, ફકત ત્યાં સ્વપ્રકાશરૂપ, સ્વયંવેધ, સ્વયંજ્યો-તિ સ્વરૂપ પ્રકાશેછે. તેથી એ આત્મા मृत्यु हिनेति નામ નાશ રહતિ એટલે અ

ક્ષય રૂપછે,કેમકે જેની ઉત્પતિ હોય,તેનો નાશ સંભવેછે, પણ આત્મા અજ હોવાથી એની ઉત્પત્તિ સંભવતી નથી,તેથી એ અવિનાસી. ગણાયોછે, છતા એ અવિનાસી સુખનો ભોકતા જે બ્રહ્માકાર વૃત્તિવાન પુરૂષછે.તેને સારૂં કહેછે કે, निमग्न पुमान्स्यादिति. અર્થ, પુમાન્સ્યાત્ નામ મહાપુરૂષ જે પર્મહંસ તે નિમગ્ન નામ સત્વ ગુણવાળી વૃત્તિના સ્વરૂપમાં તન્મય થઇ કેવળ બ્રહ્માકાર ભાવ કરી નાખેછે,ને તે બ્રહ્માકાર ભાવ ને એક ક્ષણમાત્ર પણ બહિર્મુખ એટલે ઇદ્રિંયભાવવૃત્તિ દર્શનમાં પ્રવેશકરી જગત્ ચિતારને જોતા નથી, ને સુખ રૂપથી બ્રહ્માકારવૃત્તિભાવે આત્મારામી શ્થિતિમાં અખંડ કાયમ રહેછે. निमिषार्द्धनतिष्टंतिवृत्तिब्रह्ममयिं विना. અર્થ. આ આત્મારામી બ્રહ્માકાર વૃત્તિવાન પુરૂષ અર્દ્ધ નિમિષ પણ બ્રહ્માનું સંધાન વિના વૃત્તિને છુટીરાખતા નથી, વા દેહાદિક પ્રપંચ તરફ જરાપણ વૃત્તિને ખસેડી વ્યહવાર કરતા નથી. કેમકે વૃત્તિઓમાં જેવા પ્રકારના ભાવનું ચિંતન કરેછે, તેવા ભાવની રિથતિને તે પામેછે. भाववृत्त्याहि भावत्वं शुन्य वृत्याहि शुन्यता । ब्रह्म वृत्याहि पूर्णत्वं तथा पूर्णत्वम् भ्यसेत् ॥ અર્થ. વૃતિઓ જેવા જેવા પદાર્થોનું સ્મરણ કરેછે, ત્યારે તેવા તેવી પદાર્થોનાં આકારોને પામેછે, પણ જ્યારે વૃત્તિઓ શુન્યરૂપ એટલે અભાવપણાના શ્થિતિને પામેછે, ત્યારે વૃત્તિ સુન્યાકારપણાને ધારણ કરેછે. પણ જ્યારે વૃત્તિ બ્રહ્મભાવને પામી બ્રહ્માકાર બનેછે, ત્યારે તેઓ પૂર્ણ પણાને પામી બ્રહ્મરૂપે પ્રકાશેછે, એવું સર્વત્ર પ્રસિદ્ધછે. તેથી નિરંતર બ્રહ્માકાર વૃત્તિ રાખવા સારૂ બ્રહ્મરૂપ આત્માનું સંધાન કરવુંજ જોઇએ, તેથી કહેછેકે, सुप्तेरुत्थायसुप्त्यंतंब्रह्मैकपरिचिंत्यतात् । અર્થ, નિંદ્રાથી જાગે ને ફરી નિંદ્રા આવે, ત્યાં પર્યંત अहं ब्रह्मास्मि, એવા ઐકયરૂપ આત્મભાવનું ચિંતન કરે, ને બાકીની સર્વ વૃત્તિઓમાં મનોવિકારનો ઉદય થવા દે નહી, વા મનોવિકારના પેસારા તરફ બીજી વૃત્તિઓને જવા દે નહી, ત્યારે પેલી ઐકયભાવવાળી વૃત્તિ નિર્વાતદીપકની માફક એક બ્રહ્મરૂપ પ્રવાહવાળી થાયછે, તે પ્રસંગે કોઇપણ પ્રકારથી કોઇપણ રિથતિ તેને ચલિત કરી શકતી નથી. તોપણ તેણે પ્રત્યેક શ્થિતિમાં બ્રહ્માનુંસંધાન કરવુંજ જોઇએ. શ્રુતિ, गच्छंस्तिष्टंन्नुपाविशन् शयनावान्यथापिवाब्रह्मैक्यंपरिचिंत्यतात् । અર્થ,બેસતાં, ઉઠતાં, ખાતાં, પિતાં, સુતાં વિગેરે અન્ય શરીરયાત્રા નિમિત્ત સર્વ ક્રિયા કરતાં એક બ્રહ્મનું ચિંતન ઐકયભાવથી હૃદયમાં થાયછે, ત્યારે પોતે બ્રહ્મછે, એવું સાક્ષાત્કારનું જ્ઞાન પ્રગટ થવાથી અનંત પ્રકારની દોષ દ્રષ્ટિથી તે મુકાયછે, ને હું બ્રહ્મછુ, એ વિચાર થતાંજ મોક્ષ મળેછે. क्षणं ब्रह्मास्मितिय :कुर्यादात्मचिंतनं । तन्मापातकं हं तितम : सूर्योदये यथा । અર્થ. પોતાને વિષે अहं ब्रह्मास्मि. હુ બ્રહ્મછુ, એવા તાદાત્મ્યરૂપ અંતર વૃત્તિમાં બ્રહ્મભાવનું ક્ષણમાત્રમાં ચિંતન કરવા થકી અનંત પાપો દૂર પળાયછે, ત્યારે એના જાપનો મહીમાં કેટલોછે.તેનો વિચાર કરવાથી મોક્ષ ફળ મળેછે, તેમાં શું આશ્ચર્ય ! સારાંશકે, પોતાની અંતર દ્રષ્ટિરૂપ વૃત્તિમાં આપણા સ્વયં આ-

તમાને પિતા સ્વામી વા શેઠભાવે જે ભક્તિ કરવી,તેનું મનન अहं ब्रह्मास्मि. આત્મમાં આત્માને વિષે એકયરૂપે સ્થિર થઇ કરવું, ને તે આત્માની જ્યોતિમાં લક્ષ રાખી ઉપલા ભાવે પ્રવેશ કરવો, જેથી પિતારૂપ ભાવથી તે વૃત્તિ ફળશ્રુતિ આપેછે. मंत्र ॐ पिता नोऽसिपितानोबोधिनमस्तेऽस्तुमामाहिंसीः विश्वानिदेवसवितर्दुरितानी परासुवयम्दद्रंतन्न आसुव ।नमः शंभवाय च मयोभवाय च नमः शंकराय चमयस्कराय चनमः शिवाय च शिवतरायच्च.। અર્થ. ઓ સર્વજ્ઞ આત્મરૂપ નીરાકાર પરમાત્મા તમો હમારા પિતાછો તેથી રાત્ર દીવસ તમો હમારી અંતરવૃત્તિમાં જે કાંઇ કલ્પના ઉત્પન્ન કરોછો, તેને વિષે પિતાના ધર્મ પ્રમાણે, જ્ઞાન શિક્ષા આપી, મોહ, પાપને વિનાશથી સરંક્ષણ કરી, હમારો પરિત્યાગ નકરતાં, સર્વ પાપથી સંરક્ષણ કરશો. તેથી હું તમને નમસ્કાર અર્પણ કરૂંછું. વાસ્તે હે દેવ,હે પિતા,સર્વ પાપરૂપ દોષદ્રષ્ટિવાળી અજ્ઞાનતાને દુર કરી હમારામાં કલ્યાણકારી જ્ઞાન પ્રવેશ કરાવો,કેમકે તમો સુખકર્તા કલ્યાણરૂપ જગત્ નિયંતાછો, તેથી હે સુખને કલ્યાણકારી કલ્યાણરૂપ તમોને નમસ્કારછે. સારાંશકે, વેદમાં જે કર્મ ઉપાસનાને જ્ઞાનકાંડમાં ભક્તિ દરશાવી છે,' તે ફક્ત સર્વત્ર વ્યાપક એક નીરાકાર, નીરંજન એવા જે પોતાના ચૈતન્યરૂપી આત્માને વિષે અનેક ભાવો કલ્પિ આત્મારૂપ પોતાની વૃત્તિ કરી નાંખવાને સારૂજ દરશાવીછે. કાંઇ મિથ્યા કલ્પિત દેવોની સ્તુતિ કરી વૈકુંઠ, કૈલાસ એવાં કલ્પિત સ્થાનોમાં જઇ પ્રવેશ કરવા કહી નથી, પણ ફક્ત આત્માની શાથે આત્મારૂપ કરી દેવા કહીછે, તેથી, આપણે સર્વ પુરૂષો પ્રાકૃતજનોના જ્ઞાનપર સ્થિર ન થતાં આત્મભાવે પુનર્પિ સર્વેજણા એકત્ર થઇ આત્મજ્ઞાનથી તે કર્તાને નમસ્કાર કરી વિષય સમાપ્ત કરીએ છીયે. मंत्र. ॐयोदेवोऽग्नौ योऽप्सुयोविश्वंभुवनमाविवेश । यओषधिपुयोवनास्पतिषुतस्मैदेवाय नमो नमः અર્થ, જે દેવતા અગ્નિ, જળ, વિશ્વ, ઓષધિને વનસ્પતિ વિગેરેમાંછે, તે સર્વજ્ઞ નીરાકાર પરમાત્મારૂપ જે આત્મારૂપી દેવતાને હું અહંમમનો ત્યાગ કરી વારંવાર અભિમાન રહિત થઇ નમસ્કાર કરૂંછું. મતલબકે, શાંડીલ્ય ઋષિએ જે ભક્તિશાસ્ત્ર સો સુત્રનું લખ્યુંછે. તેમાં અંતઃકરણની વૃત્તિઓની શુદ્ધિ કરવા કહેલુંછે. ને તેના ૯૭ માં સુત્રમાં यांति मद्याजिनोपमां આવાકયનો સારઆત્મ પુજનને વિષેછે, તાત્પર્યું એટલુજકે, આત્મજ્ઞાનજ સર્વ ભક્તિનું સારતત્વછે, બીજું કાંઇજ નથી.

## વિષ્ણુજીનો છઠો મત.

## સ્વામી નારાયણ.

આધર્મ ૧૦૦ વર્ષ થયાં ચાલ્યો છે. એના આચ્ચાર્ય સેહેજાનંદ નામના પર્મહંસ હતા. તેમણે પુરાણોક્ત જ્ઞાનદ્વારાએ શ્રીકૃષ્ણ અવતાર તેજ, શ્રીકૃષ્ણજી પુનર્પિ આવી સ્વામી નારાયણ.નામે પ્રગટ થયા. એઓ પર્મહંસ હોવાથી સમાધિ વા મેસમેરીઝમ એટલે બેશુદ્ધ કરવાની ક્રીયાને યથાર્થ જાણતા હતા. આ

મેસમેરીઝમથી અનેક પ્રકારના રોગોનો નાશ કરવામાં આવેછે. એમણે સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનોમાં પાતાંજલ, ન્યાય, સાંખ્ય, વિગેરેના જ્ઞાન ઉપરથી યોગાભ્યાસ વા અનેક પ્રકારની જ્ઞાનચર્ચા દરશાવનારા ગ્રંથો વિદ્વાનો પાસે લખાવ્યા છે. તેમાં ધર્મ, અધર્મ, પવિત્રતાવાળી આચચાર વિચાર નીશૈલી, ને જ્ઞાન શકિત ખીલવવાને સારૂ જ્ઞાનચર્ચા પુસ્તકોમાં ઉત્કૃષ્ટ રીતે વર્ણવીછે, ને તેજ ગ્રંથો ચારવેદ, શાસ્ત્રોને પુરાણના સારતત્ત્વરૂપે ભકતોએ માનવા એવી આજ્ઞા આપીછે. છતાં પોતે વેદાન્તપક્ષના હતા, તોપણ પુરાણોકત જ્ઞાન ઉપરથી ન્યાયના પક્ષને ટેકો આપી. જીવ, માયાને ઈશ્વિર અનાદિ મનાવી ગયાછે. એની સર્વ પદ્ધતિ ને જ્ઞાન ઉપલા વલ્લભ સંપ્રદાયને યથાર્થ મળતુંછે. એણે શ્રીકૃષ્ણ તે હું પોતેજછું, એવું પુરાણોકત પ્રમાણથી શીધ્ર કર્યુંછે. ને પોતે શિક્ષાપત્રી, વચનામૃત વિગેરે અનેક ભાષા ગ્રંથો બનાવી પોતાના ભકતોમાં ચાલું કીધાછે. તેમાં વેદાન્ત, સાંખ્ય વિગેરેના ધર્મનો પુષ્કલ તિરષ્કાર કર્યોછે, ને યોગ્ય જગ્યાપર તેના પ્રમાણોનો અર્થ ફેરવ્યોછે, ને શ્રી વિષ્ણુજીના અવતારાદિકની પ્રતિમાનું પુજન દરશાવ્યુંછે. વિગેરે અનેક બાબતોમાંનો સાર એટલોજ કે, શ્રી સેહેજાનંદ પુરૂષ તે શ્રી વૈકુંઠવાસી વિષ્ણુજી, ધર્મ સ્થાપન કરવા અવતર્યા હતા. એમના સાધુઓ પર્મહંસ વૃત્તિ ધર્મપર ચાલેછે.

## મિશ્રિત ધર્મો.

આ પુરાણોકત જ્ઞાનના અનર્થવાળા વળણપર એક હજાર વર્ષના મધ્યમાં છ શાસ્ત્રોપરથી અનેક પક્ષવાદ નિકલ્યા, જેવાકે, શુદ્ધાદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, દ્વૈતવાદ અદ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, પદાર્થવાદ, માયાવાદ, કર્મવાદ, અનિશ્વરવાદ, ઈશ્વિરવાદ, આત્મવાદ, અનાત્મવાદ, આધ્યનાદિવાદ, તર્કવાદ, સગુણવાદ, નિર્ગુણવાદ, વિગેરેવાદો ઉપરથી પક્ષ બંધાયાં, ને તેના ઉપર અનેક મતો ચાલ્યાં, ને તે મતોમાં ચિત્રવિચિત્ર કલ્પિત જ્ઞાનથી મનુષ્યો અનેક ધર્મ બંધનમાં પડયાં. જેમાં ઉપર લખ્યા તે શિવાય પુરાણને શાસ્ત્રોકત જ્ઞાનથી બીજા અનેક પક્ષોછે, જેમાં જગન્નાથ, વામદેવ,, તુકારામ, ઉદાસી, માર્ગિ, વિઠ્ઠલમત, સત્નામી, રામસ્નેહી, પ્રણામી, અવધુત, સાધુ લિંગાયત, મલુકવાસી રામદાસી, બ્રહ્મસમાજ, આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, ગૃહસ્થ, સંન્યાસી, વૈરાગી, કાપાલિક, કર્મવાદિ (અગ્નિહોત્રી) ભકિતમાર્ગી, વારકરી, હરીદાસી, હરવ્યાલી, કંઠવાલી, ફીમેશન વિગેરે ઘણાં જ્ઞાન અજ્ઞાનના મિશ્રિત વળણોપર અનેક ધર્મો ઉત્પન્ન થયાછે. આસર્વ ધર્મોના તિલક, વેષ, કથા પ્રસંગને જ્ઞાન ધ્યાન વિગેરેની શૈલીઓ પ્રત્યેકથી જુદીછે. એમાં કોઈ ઉર્દ્ધાકૃતિ. કોઈ મુદ્રારૂપે, કોઈ બદ્ધ. કોઈ સિદ્ધ, કોઇ મધ્યે શ્રી, કોઇ કમલાકૃતિ, તિલક કરેછે, તેમજ દક્ષિણમાં ગુરૂ પાસે ત્રમમુદ્રા ગ્રહણ કરેછે, એ વિના તુલસી, રૂદ્રાક્ષ, કમલકાકડી, બોરડી, અકીકચીચા વિગેરે પથ્થરોને અનેક પ્રકારના વૃક્ષોની માળા, કંઠી, પ્રતિમાં વિગેરે બનાવે, છે. કોઇયાત્રા સ્થાને શંખ, ચક્ર. ગદા, પદમ વિગેરે અનેકાકૃતિના ડામો મુકાવેછે, તેને છાપ લીધી કેહેવાયછે. છાપ તથા તિલકની જગ્યા, આંખ, નાક, કાન, સાથુ, ભમ્મર,

મગજ, ખભું, બાજુ, કોણી, કાનની લારી, લારીનો પૃષ્ઠ ભાગ, કાનની દાંડી, કોણી, કાંડું, દુંટી, પાઠ, લિંગેદ્રેય, પગની પાટલી, કેડ, વિગેરે અનેક જગ્યાઓપર કરેછે.

## જંગલી ધર્મો.

આ જંગલી ધર્મો કોમવાર ન્યારા ન્યારા હોયછે, એમાં દુબલા, નાયકા, ઢોડીઆ, કુકણા. કોરચા, વસાવા, કોલી, ભીલ, તલાજા વિગેરે ન્યાતિઓમાં પોતાની ન્યાતિના રીવાજપર રહેલાછે, સારાંશકે, ન્યાતિની રીતભાત એજ ધર્મ ગણાયછે, એ પ્રજા પોતાના રીવાજને ઇશ્વિરી ધર્મ માનેછે. ને રીવાજ વિરૂદ્ધ ચાલનારને ભારે શિક્ષા, જેવીકે, દેહાંત દંડ પર્યંતની કરેછે, એ રસમચણાં જુના સમયથી ચાલી આવેછે. તેમાં દુબલા, નાયકા, ઢોડીઆ વિગેરેમાં ગુદાદ્વાર સાફ ન કરવાનો ને લંગોટા મારવાનો સંપ્રદાયછે, તેને તોડી કાંઈ ધોતીઉં પેહેરે વા ગુદાદ્વાર સાફ કરે ત્યારે તેને મોટો ગુન્હો ગણી ન્યાત બાહેર મુકેછે. એ વિના કુકર્માદિક અનાચાર વા ન્યાતિ સંપ્રદાય વિરૂદ્ધ કોઇ પદાર્થ ભક્ષ કરે, તો તેને મોટું શાસન કરેછે. ઢોડીઆમાં જુદા વંશ (કુલ્લો) છે, તેમાં મુખ્ય, નાયક, ઠાકોર, દેશાઈ, વાણુજારીઉ એઓ છે. એજ પ્રમાણે દુબલા, નાયકા, ભીલો. કોલી, કુકણા, કોરચા, વસાવા, ને તલાજાંમાં પણ. અનેક કુલ્લો એઓના જેવાંજછે. તોપણ એ સર્વ કોમ કરતાં કોલી તલાજા વિગેરે કેટલીક પ્રજા બ્રાહ્મણ, સાધુ વિગેરેની સંગતથી સુધરીને છેક બ્રહ્મજ્ઞાનની સમજપર્યંત આવીછે, ને તેથી કરીને શૌચવિધિ, અભક્ષ ભક્ષ, માંસ, મદિરા, વિગેરે માદક પદાર્થોનું ગ્રહણ કરતા નથી, ને પુરાણોકત જ્ઞાનના કલ્પિત દેવોના ઉપર આસ્તા રાખી, દેવશેવા, સ્નાન, સંધ્યા, આચ્ચાર, વિચાર, ધ્યાનાદિક વિગેરે કલ્પિતકર્મ, ઉપાસનાની જ્ઞાનનીતી કરવામાં મચ્યા રહેછે, ને ઉપલી પ્રજા વેહેમમાંપડી રહેલીછે, તેથી સત્યવાદી, વિશ્વાસુ, ટેકી, શ્રદ્ધાવાનને માયાળુ એ લોકોછે, પણ એઓમાં મર્ણ પામેલા પુર્વજોને તારવાની ક્રીયા જુદાજ પ્રકારથી કરેછે, તેમાં એઓ દેવી, દેવતા, ભુત,પ્રેત, ડાકણ,શાકણ, ચુડેલ વિગેરેને માનેછે, તેમાં, અનેક પ્રકારના રોગો જે થાયછે, તે ભુત ડાકેણને દેવી વિગેરેના કોપથી થાયછે, તેથી એઓને દુર કરનાર ધુણાઓનો મોટો મોભો સાચવેછે, ને તેઓનું ગુરૂને ઇશ્વરની માફક પુજન કરેછે, ને તેના કહયામાં ન રહેવાથી તેનો ગુસ્સો તે એક માહા પુરૂષના જેવો સમજેછે. તેથી તે જે માગે તે આણી આપેછે, તેમજ કોલેરા વા અધોખ વા માહમારી વિગેરે ને દેવી વા ઇશ્વરનો કોપ સમજેછે, ત્યારે એ લોકો માતાજીનો રથ, ખત્રીની પુજા, પાલીઆ, વિગેરેની આકૃતિને સિંદુર, કંકુ, નાડુ, ધજા વિગેરે તેનાપર નાંખેછે, ને તેને દેવરૂપ માની તેની ભકિત, ભીલ,નાયકાં, દુબલાં, ઢોડીઆં, ભરવાડ, વિગેરે પ્રજા કરેછે, પણ તેઓમાં કોઇ પણ પ્રકારનું જ્ઞાન હોતું નથી. એ પ્રજા વેહેમી હોવાથી જે કાંઈ સૃષ્ટિમાં, ચમત્કારીક કૃત્ય બનેછે,તે સર્વ દેવજ કરેછે,ને ધર્મ તે પોતાના ચાલી આવેલા રીવાજને જાણેછે ને હનમંત, ભેરવ સામરાદેવ

વિગેરેને પ્રત્યક્ષ દેવરૂપે ગણેછે, ને તેની આગલ બકરાં, મરઘાં,કુકડાં, માછલાં, તાડી, દારૂ વિગેરેની પ્રસાદી ધરાવેછે, ને ભક્ત લોકો તેનો ઉપયોગ કરેછે, એવી રીતે અસંખ્ય જીવહિંસા થાયછે.

## નીચ વા ઢેડ ધર્મ.

આ ઢેડ વર્ગમાં અનેક જાતના સર્વ પ્રાણીઓનો માંસાહાર કરેછે, એ પ્રજાની માફક ભંગીઆ, ચમાર, ખાલપા, વિગેરે લોકોમાં પણ ઉપર પ્રમાણે દેવી, દેવતા, પીર, પેગંબર, ભુત, પ્રેત, ડાકણ,શાકણ, સામસદેવ વિગેરેને ઉપર પ્રમાણેજ માનેછે, છતાં એઓમાં જાતી રીવાજ તેજ ધર્મ કેહેવાયછે. પણ ઢેડ વિગેરે કેટલીક વર્ણોમાં બ્રાહ્મણ હોયછે, તેને ગરૂડા કહેછે. આ લોકો પુરાણોક્ત જ્ઞાનની કલ્પિત કહાણી ઉપરથી પોતાની ન્યાતિ વા ધર્મ શ્રેષ્ઠછે, એમ પોતાના વર્ગમાં દ્રઢ કરવા સારૂં કહેછે કે, પરમેશ્વરે સૃષ્ટિરચી, ત્યારે પ્રથમ ઋષિઓની ઉત્પત્તિ કરી, તેજ સમયે ગારૂડય ઋષિ થયા હતા, ને તેઓ મહા ભવિષ્યવેતા ને જ્ઞાનીમાં ખપતા હતા, તેમણે ઉપલા ઋષિઓને માંસ ખાવાનું કહ્યું, પણ તેઓએ ન માનવાથી પોતે વૃષ્ટિ ન થવા દીધી, ને મંત્ર બળે સર્વ સૃષ્ટિનું અન્નજળ પોતાના ઘરમાં આણ્યું. તે સમયે બીજા ઋષિઓ પરમેશ્વર પાસે ગયા, ત્યારે પરમેશ્વરને દયા આવવાથી ગારૂડય ઋષિને કહયું કે,તું મને કેટલુંક અન્ન આપ, ત્યારે તેણે ન માન્યું. બાદ ગારૂડય ઋષિ ધ્યાનમાં હતા, ત્યારે ઉપલા ઋષિઓ અન્ન ચોરી ગયા ને મંત્ર બળે વર્ષાદ વરસાવ્યો, ને સર્વે મળી ગારૂડય ઋષિને ન્યાત બાહેર મુકયા, ને પરમેશ્વરના ગુસ્સાથી ગારૂડય ઋષિમાં તપોબળનું સામર્થ ન રહયું. બાદ તે ઋષિ સ્વર્ગમાં ગયા ને પરમેશ્વરની પાસે રહયા, તેથી હમો ગરૂડાપણ ઋષિ છેયે. એવી રીતની અનેક વાતો કહાણી કીસ્સા પોતાની ન્યાતિમાં ચલાવેછે, ને પરમેશ્વરના નામનું સ્મરણ, ભજન, કીર્તન વિગેરેની અનેક ક્રિયાઓ મોંહોડે રાખેછે ને તે પ્રમાણે પ્રજામાં ચલાવેછે. સારાંશ કે, આવા અલેલટપુ જ્ઞાનની કહાણી કીસ્સા ક્રિયાને રીવાજો પરથી આવા અનેક ધર્મો પ્રાચિનકાળથી ચાલ્યા આવે છે, આ ધર્મોમાં ગરબા, ગરબી, ભજન, કહાણી, કીસ્સા વિગેરે જે ચાલ્યાંછે, તે ઉપરના મિશ્રિત ધર્મોના સારતત્વથી ગોઠવાઇ જવાં જોઈએ, તોપણ પ્રત્યેક પ્રજાઓમાં અનેક રીવાજો ક્રીયા,કર્મ, વ્યહવાર, જ્ઞાન,નીતી વિગેરે અનેક પ્રકારની ચિત્રવિચિત્ર રસમો ઉપર દીર્ઘદ્રષ્ટિથી જોવા જતાં પ્રશ્ન થાયછેકે, આવા સર્વ ઢોંગો સૃષ્ટિ ઉત્પત્તિ સમયે ન્યારી ન્યારી જાતીમાં અનેક કૃતિથી શીરીતે પ્રસિદ્ધિને પામ્યા હશે ! એનો પત્તો લાગતો નથી.

## આર્ય અનાર્ય મિશ્રિત ધર્મો.

પુરાણોમાં અનાર્ય પ્રજાની ઉત્પત્તિ વિષે કહેછેકે, સૃષ્ટિરચતા બ્રહ્માજીના ક-

શ્યપ નામના પુત્ર હતા,તેને તેર સ્ત્રી હતી, તેમાંએક અદિતિ કરીને હતી,તેનાથી તે ત્રીસકોટી દેવો ઉત્પન્ન થયા,ને દિતિ નામની સ્ત્રીથી યવન,રાક્ષસ વિગેરે પ્રજા વૃદ્ધિને પામી,ને તેઓ દેશ વિદેશમાં વસ્યા,વળી બીજી બાબત એવીછેકે, વસિષ્ટ ઋષિને ત્યાં વિશ્વમિત્ર નામના રાજા પોતાના રસાલાને લશ્કર શાથે પરોણા આવ્યા,તેમને ખવાડવા સારૂં કામદુર્ગા નામની ગાયથી સોળેશાક ને બત્રીસે પાકની રસોઇ સંકલ્પમાત્રમાં જમાડી સંતોષ પમાડયા.બાદ વિશ્વામિત્રે કામદુર્ગા ગાયને લઇ જવા વિજ્ઞપ્તી કરી, તે પ્રસંગે ગાયે નહી જવાની ખુશીથી પોતાનું શરીર ધ્રુજાવ્યું, ત્યારે ખુરીથી ખુરાસાની, રૂવાંથી રોમસાની, વિગેરે યવન, રાક્ષસ, વિગેરે પ્રજા ઉત્પન્ન થઇ આવી. ત્રીજી જગ્યાપર શ્રી વિષ્ણુંજીનો છઠ્ઠો અવતાર જે ફરસરાંમ નામનો જમદગ્ની ઋષિને પેટે થયો હતો. તે ઋષિના સાહાડુભાઇ સહસ્રાર્જુન નામના રાજા થતા હતા, તેમને ફરસરાંમજીની માતાએ એક પ્રસંગપર પરોણાનો તર્યો. તે સમયે પણ ઉપલી કામદુર્ગા ગૌને ઋષિજીએ મંત્રબળે બ્રહ્માજીને ત્યાંથી બોલાવી હતી. ને સર્વની આગતા સ્વાગતાની સર્વ સામગ્રી તેણે તૈયાર કરી આપી. બાદ એ ગાયને એણે પણ ઉપર પ્રમાણે લઇ જવા માંડી, તે પ્રસંગે ઉપર પ્રમાણેની કૃતિ બની, જેમાં રૂવાંથી રોમસાની, ખુરીથી ખુરાસાની, વિગેરે અનાર્યો પ્રગટ થઇ આવ્યા. તેમજ જૈનધર્મમાં કહેછેકે, ઋષભદેવ નામના જે પહેલા તિર્થંકર હતા, તેમને બાહુબળને ભરત નામના બે પુત્રો થયા. છતાં તેઓમાં વિરોધ થવાથી ભરતે સંસ્કૃતભાષાનો અંગિકાર કર્યો તેથી આર્ય સંજ્ઞામાં ખપવા લાગ્યો, ને બાહુબળે અરબી ભાષાનો અંગિકાર કર્યો તેથી પણ અનાર્ય સંજ્ઞામાં ગણત્રી થવા લાગી. બૌધ્ધો તેમ પોતાને આર્ય માની બીજાને અનાર્યમાં ગણેછે. મુસલમાનો પોતાને પાક(પવિત્ર) ગણી, પોતાના ધર્મથી વિરૂદ્ધ પ્રજાને કાફર (અધર્મ) કહેછે. જરયોસ્તધર્મમાં પોતાના ધર્મને અનાદિ વા આર્યરૂપ ગણી બીજાને અનાર્ય ગણેછે— સારાંશકે પ્રત્યેક મોટા ધર્મોમાં પોતાના ધર્મને મોટાને પવિત્ર ગણી બીજા ધર્મોને અપવિત્રને અન્યાર્યી ગણેછે. તોપણ સૃષ્ટિની પ્રજામાં મુખ્યભાષા જેકે, સંસ્કૃત, જંદ, લાટીન ગ્રીક, અરબી, હિબ્રુ,સેલટીક ને મોંગોલીક વિગેરેના પ્રત્યેકધર્મો અરસપરસના જ્ઞાનમાં એકસરખાછે,તોપણ તેઓમાં પુરાણો જેવી અનેક કલ્પિત કહાણીઓ ધર્મ રક્ષા સારૂં ચિત્ર વિચિત્ર પણાની આકૃતિથી વર્ણન કરેલીછે, ને તે વર્ણનમાં પોતાના ધર્મની નીતી, જ્ઞાન, સમજ, મહત્વ વિગેરેનો દેખાવ દરશાવેલાછે, છતાં તેમાં મોટા મોટા જ્ઞાનીઓ, માહાત્માઓ રાજયકર્તાઓ અનેક ઇશ્વરના ઐશ્વર્યનુ વર્ણન, દરશાવી, ધર્મ વિશ્વાસ પ્રજામાં દ્રઢ કરેલોછે, કે જેથી તે કહાણીઓ મનન કરનાર પ્રજા બીજા ધર્મમાં ન જાય, તેને સારૂં અનેક એવી યોજનાઓ રાખેલીછે. તોપણ જંદ. હિબ્રુ, ગ્રીક, અરબી, મોંગલીક, સેલટીક વિગેરે ભાષાઓના ધર્મનું. વર્ણન એકપછી એક કરવામાં આવશે.

ઉપરના સર્વ ધર્મની જુની તવારીખ જોતાં જેમ વેદ ધર્મમાં ચારયુગની

ગણના કરેલીછે, તે પ્રમાણે એ તમામ ધર્મો પૃથ્વીની ઉત્પત્તિ બાબત અનાદિપણું કબુલ કરેછે, ને સૃષ્ટિની ઉત્પત્તિ કયારે થઇ તે પ્રમાણ મળતું નથી, તોપણ કહેછેકે, આ સૃષ્ટિમાં જળની જગ્યાપર સ્થળને સ્થળની જગ્યાપર જળ, એવા અલ્પ પ્રળયો અનેક વખતે બન્યાછે. એજ પ્રમાણે આજથી ઘણામાં ઘણાં દશ હજાર વર્ષ પર એક મહાન જળ પ્રળય થયો હતો, તેનું વર્ણન જુદા જુદા પ્રત્યેક ધર્મોના ગ્રંથોમાં કર્યુંછે. તાત્પર્ય એટલુજ કે, પ્રત્યેક ધર્મની તવારીખ ઉપર નજર કરતાં દરેકની તવારીખ મળતી નથી, પણ ભાષાના એકત્રપણા ઉપર નજર કરતાં વા પ્રત્યેક ભાષાના જુનામાં જુના ગ્રંથોમાં કેવા પ્રકારનું જ્ઞાન આપેછે, તે આપણે જાણવાની જરૂર રહેલીછે, તેથી સંસ્કૃતને મળતી જે જંદ ભાષા, તેના મુળતત્વને પ્રથમ તપાસીએ.

## જંદ ભાષાનો જરથોસ્ત ધર્મ.

આ જંદમાં જુનામાં જુનો ગાથાવાણી નામનો ગ્રંથછે. ને એના પછી ક્રિયા કર્મનું જ્ઞાન આપવા વંદીદાદ નામનો ગ્રંથ ઉત્પન્ન થએલોછે. તોપણ જંદને સંસ્કૃતમાં થોડોજ ફેર રહેલોછે, તેથી કરીને ધર્મ, ક્રિયા, કર્મ, ચાલચલણ, રૂઢી, માર્ગો, હુન્નરકળા, કોશલ્યતા વિગેરે સૌ આર્ય પ્રજાને મળતાં રહેલાંછે, કેમકે સંસ્કૃતનો વેદ, ને જંદનો ગાથાવાણી, એ બેઉ જુનામાં જુના ગ્રંથોછે, ને એ બેઉનું અંતર, ફકત શબ્દ સ્વરૂપ ને અર્થજ્ઞાનનો ફેર જાણવાથી સ્પષ્ટ થઇ આવેછે. તે એવી રીતેકે, સંસ્કૃતમાં अश्व ને જંદમાં તેને अस्प કહેછે. ઋગ્વેદમાં ધર્માચાર્યને कवी કહેછે, ને એમાં गुरु, कवी, करपन, उर्शीरुस એવાં નામોછે. सोम શબ્દને शरोत्रि આ વા शुकल કહેછે, ને એનો અર્થ होमशली, अगमचेती ને धर्मक्रिया કરનારો થાયછે, ને એને બદલે ગાથાવાણીમાં करपानो એટલે ધર્મક્રિયા કરનારો થાયછે, એ શબ્દ જંદમાં करप ને સંસ્કૃતમાં कल्प ઉપરથી નિકળેલો ગણાયછે, કારણકે વેદમાં कल्पायती શબ્દ ઘણી જગ્યાપર જોવામાં આવેછે. જંદમાં अहुराम નો અર્થ ખોદા વા પરમેશ્વર કહયોછે, ને તેજ શબ્દનો અર્થ આર્યોએ अशुर એટલે દૈત્ય એવો ધિક્કારવા લાયક કીધોછે. देव શબ્દનો અર્થ આર્યોએ પરમેશ્વરની જગ્યાપર વાપર્યોછે, તેને જરથોસ્તીએ ખરાબ મનુષ્ય વા પરમેશ્વરની ભક્તિ ન કરનારો વા મનુષ્યને પીડનારો વા અધર્મ અન્યાય વિગેરે દુષ્ટ કર્મથી પ્રસન્ન થાયને, વા મુર્તિપુંજા કરેતે, વા ભૂત, પ્રેત, ડાકોણ, શાકેણ, પિશાચાદિઓ એવાને તું દેવ જાણ, સારાંશકે, દેવ શબ્દનો ખરો અર્થ, નીચ, માઠું, કર્મ કરનારો થાયછે. આર્યો જેને शीव કલ્યાણ રૂપ કહેછે, તેને જરથોસ્તીઓએ सूरवदेव કહયોછે. આર્યો પોતાના ધર્મને એકજ ઇશ્વરને માનનારો ધર્મ તેજ વેદધર્મ કેહેવાયછે. તેમ જરથોસ્તીઓ પોતાના એક ઇશ્વરને માનવાળા ધર્મને માજદીયસ ધર્મ કહયોછે. આર્યો ને જરથોસ્તીઓ ઘણાં જુ-

ના વખતમાં શાથે રહેતા હતા, ત્યારે શીવપુજન કરતા હતા, પણ જ્યારથી જુદા પડ્યા, ત્યારથી ધર્મની ખરાબી જણાઈ, સારાંશકે ઇ૦ સ૦ પૂ૦ ૬૫૦૦ વર્ષપર હઝરત જરથોસ્ત પેગંબર થયા પછી તેમણે મુખ્ય મોટાં ટોળાંમાથી (બુતપરસ્તી રસમ) મુર્તિ પુજાનો રીવાજ કાઢી નાંખ્યો, તેથી આર્ય પ્રજામાં મોટાં બે જથ્થા પડી ગયા, ને માંહોમાંહે દુશ્મનાવટ થવાથી ફાટફુટની શરૂઆતી થઇ, ને પછી હઝરત જરથોસ્ત પેગંબરે ઉપર બતાવેલા અનેક શબ્દોના અર્થો ફેરવી નાંખ્યા, ને પોતાના ધર્મ વા પ્રજાને શ્રેષ્ઠમાની બીજા પક્ષ વાળાઓને ધિક્કારની નજરથી જોવા લાગ્યા. પણ જયારથી જુદા પડયા, ત્યારથી ધર્મની ખરાબી દરશાઇ, ને વિરોધીપણાથી અનેક મહાન મોટી લડાઇઓ થઈ આવી, ને અસંખ્ય મનુષ્યોની કતલો થઇ પડી. આ જરથોસ્તધર્મમાં આર્યધર્મને શુર ધર્મ એટલે અપવિત્ર, અન્યાયી વા દૈત્યરૂપ ધર્મ ગંણ્યોછે, ને એની પ્રજાને દેવલોક એટલે પાજી, નીચ વા રાક્ષસ કહીછે, ને પોતાના ધર્મને અશુર ધર્મ એટલે પવિત્ર, દેવતાઇ, ન્યાયી વા દેવરૂપ ધર્મ ગણ્યોછે, ને એની પ્રજાને શ્રેષ્ઠ, પવિત્ર ને ઉત્તમ ગણીછે, મતલબ કે પોતાનો ધર્મ પવિત્ર વા દેવતાઇછે, ને આર્યોનો ધર્મ અપવિત્ર વા રાક્ષસી માન્યોછે. એધર્મની પ્રજા ઈરાન દેશમાં વસી, ને આર્યપ્રજા ભરતખંડમાં વસી, છતાં એઓ વખત બે વખત અસંખ્ય લડાઇઓ માંહોમાંહે લડયા છે, ને તે તવારીખોમાં આર્યોએ એઓને અનાર્ય કહયા છે, ને એમણે આર્યોને રાક્ષસ અશુર વિગેરે કહયાછે.

આ જરથોસ્ત ધર્મ જયારથી જુદો પડયો, ત્યારથી બીજા ધર્મની પણ કેટલીક પ્રજા ન્યારી થઇ પડી, છતાં તેઓની શાથે ઇરાનીઓનો કેટલોક સંબંધ રહેલો હોવાથી, એ વિષે અરસતુ નામનો પંડિત કહેછેકે, મેજાઇ (માજદીઅસનાન) મિસરના લોકો પણ ઘણાં જુના જમાનાનાછે. પણ તેઓ ઈરાનીઓના અસલ સંગીછે, છતાં એઓમાં બે દેવ (પરમેશ્વર) માનેલાછે. તેમાં એક સારાનો પરમેશ્વર જુપિટર, (જયુસ) ઓરોમાસદી, (હોરમઝદ) કહેછે- એ હોરમજદ ખાલેશ નુરમાંથી પેદા થએલોછે. ને ઇંદ્રિયોથી જે જે વસ્તુ દેખાયછે, તેમાંથી એ તત્વ (નુર) પ્રગટ થાયછે, ને એ પ્રગટ થએલી જયોતિ તે શાહેબને મલતીછે, ને બીજો નઠારાંનો પરમેશ્વર એરાઇમાનીઓસ (એહેરેમેન) એ શાહેબ અંધારાંમાંથી પેદા થયોછે, ને એનો ખવાસ નઠારો બદીનો ભરેલોછે, એને પ્લુટો• કહેછે. એજ પ્રમાણે રૂશિઆના બાલ્ટિક સમુદ્રના કીનારાપરના વતનીઓ જેકે, સ્લેવોનીઅન પ્રજાછે, તેમણે પણ બે મોટા દેવોને માનેલાછે. તેમાં એક સારાનો પરમેશ્વર તેને બીલબાગ વા સફેદખોદા (સ્પેન્ટોમિનિઅસ) કહેછે, ને બીજાને તેઓ ચરની બાગ વા કાળો ખોદા (અંગરેમેનીઓસ) કહેછે, પણ એ પ્રજા સફેદખોદાને આડમીના મ્હેડાંનો આકાર કરી પુજતા' હતા, ને કાળા ખોદાને સિંહના જેવી આકૃતિ આપી મુર્તિ બેસાડતા હતા. સારાંશકે, એવા પ્રકારની મુર્તિ પુજાની રસમ અસલ

જર્મન લોકોમાં પણ હતી, તોપણ ખીલાશેકાહરફીની ભાષામાં બાગનો અર્થ દેવતા કહેછે, તેથી બાગસ્તાન, બેહેસ્તુન એટલે દેવતાઓનું સ્થાન વા સ્વર્ગ વા બાગ બજારક હોરમઝદ, એટલે મોટોદેવતા હોરમઝદ, તોપણ ઇરાનીઓના અસલી સંગી સ્કાન્ડેનવીઅન ને ડેન્સ લોકો શીવને રૂદ્ર નામથી પુજતા હતા, ને એને લીધે યુનાનીઓનો રીવાજ પણ મુર્તિપુજક હતો, તાત્પર્ય કે, અસલી આર્ય ટોળો તમામ મુર્તિપુજક હતો, પણ જુદા પડયા પછી અનેક કલ્પિત રીવાજો નિકલ્યા. પણ જમીનથી જેટલે દુર સૂર્યછે, તેટલે દુર સૂર્યથી હોરમઝદછે, તેણે પ્રથમ છ દેવતાઓને પેદા કીધા. ૧ સખાવતનો દેવ જેન (વોહમનો, વહમન) એટલે વમાસવું કહેછે. ૨ સચ્ચાઇનો દેવ જેને અરદીબેસ્ત (અસ્વહિસ્ત) કહેછે. ૩ બંદોબસ્તનો દેવ જેને ખશાથરવેરીઆ (શેહેરેવેર) કહેછે. ૪ ડહાપણનો દેવ જેને અરમાઇટી (અશફંદારમત) કહેછે. ૫ દોલતનો દેવ જેને હુરવટાટ, અમ્મરટાટ કહેછે. ને છઠ્ઠા ખુબસુરતીનો દેવ જેને ખુરદાદને અમ્મરદાદ કહેછે. ને એજ પ્રમાણે અહેરમને પણ છ દેવતા પેદા કીધા. પછી હોરમઝદે આકાશના તારાઓને સણગારી તેના ઉપરી તરીકે તેશત્રિય, તેસ્તર (સિરિઅસ) નામના સેતારાને નેમ્યો. ને બીજા ચોવીસ દેવતાઓ પેદા કીધા, ને તેઓને એક ઇંડાંમાંહે સંતાડયા. બાદ અહેરેમને પણ એટલાજ દેવતા પેદા કરી પેલા ઈંડાંને ભાંગી નાખ્યું, તેથી કરીને સારાં શાથે નઠારૂં, પાપ શાથે પુણ્ય, અજવાળાં શાથે અંધકાર, સેલભેલ થઇ ગયું, જેથી સૃષ્ટિમાં દ્વંદ્વ પ્રકારની કૃતિ ચાલું થઇ, ત્યારથી એ બેઉ વસ્તુઓ હમેશ અરસપરસમાં લડયા કરેછે. મતલબકે, આપણે જે પ્રથમ દ્વંદ્વ પ્રકારની શૈલીની ગણત્રી કરી હતી, તે ગણત્રીનું મુળ આ ધર્મમાં ઉપર પ્રમાણે ના નિયમથી બતાવ્યું છે.

આ પ્રમાણેની ઉત્પત્તિ ગણ્યા પછી જાનવર, વનસ્પતિની કેટલીએક પેદાશ હોરમઝદે કીધી, ને કેટલીક અહેરમને કીધી. તેમાં કુત્રા, કાચબા, પક્ષી, એ હોરમદની પેદાશનાંછે, ને પાણીની અંદરના ઊંદરો વિગેરેની પેદાશ અહેરમનની છે. પણ આખરે એક વખત એવો આવશે કે, અહેરેમનનો વા તેની પેદાશનો નાશ થઇ જશે, ત્યાર બાદ દુનિઆં એક સરખી સ્થિતિમાં આવીજશે, ને એકજ ધર્મ પર ચાલી મનુષ્યો સુખી થઇ રહેશે, પણ હાલના જરથોસ્તીઓ મુર્તિ બનાવતા નથી, પણ આકાશ ને જુપિટર દેવતા ગણી તેને ઉંચી જગ્યાપર જઇને ભોગ આપેછે, ને સૂર્યને આફતાબ, મીથરાશ, મેહેરયજદ કહેછે, ને ચંદ્રને માહાતાબ, એનીઇટીસ, એનાહિતા.અરદુઇસુરખાક કહેછે. એ પ્રજા આબોઆતસની પ્રાર્થના કરેછે, ને હાલમાં કાપોલ્લસીઆના મોબેદોનેપીરાથી આ એટલે આતસ રોશન કરનારા કહેછે, તેઓ પ્રાર્થનાની જગ્યાપર ફ્લનની કુલાહ પેહેરેછે, ને ગાળ તથા હોટને ઢાંકેછે, ને ત્યાં અનેક પ્રકારના મંત્રો, સ્તોત્રોના જાપો કરેછે. ને સ્નાન, ધ્યાન, બંદગીમાં પરચા રહેછે. ને દેવલમાં કબર હોયછે, ત્યાં બહમન, અમસાંસપંદની મુર્તિનો વરઘોડે કાઢે છે, ને બીજી કેટલીએક રસમો

આર્યધર્મને મળતીછે. આ મુર્તિપુજાને પાદશાહ ઓકસે મોટું માન આપ્યું હતું, એ સમયે ઇરાનીઓ, બાબેલીઅન, એશોરીઅન ને મિસ્સરદેશની સર્વ પ્રજા મુર્તિપુજક હતી. તે પ્રસંગે લોનીઅનોની દેવી નામે નનને વા ઇરાનીઓની નની, અનીઆ, અનાઇટીસ, તનેત, અરદુઇશુર વિગેરે નામોથી પુજતા હતા, એ વિષે સુસાની પડોસમાં જે લેખો માલમ પડયા છે, તેમાં જણાવેછે કે, પાદશાહ આરટાઝરકસીસ ના સમયમાં બલ્ખ, પરસીપોલીસ, સુસા, સારદીસ, અકબટના, બાબિલાન વિગેરે શેહેરોમાં એ દેવીને સારૂં જે દેહેરૂં બાંધ્યું હતું. તેના થાંભાપર સોનાનો ગીલ્ટ ને તેની ઇંટો સોનાં રૂપાંની ને નળીઆં ઘણાં ખરાં રૂપાનાં હતાં, આ મુર્તિપુજા ઘણા જુના જમાનાથી ચાલી આવેછે. આ જરથોસ્ત ધર્મમાં કહેછે કે, દેઉઅ ઇઅસનેમ પેશોતન્નોશ, અર્થ, મુર્તિ પુજનાર પ્રજા નર્કમાં જાયછે, તેથી તમો મુર્તિ પુજનાર રાક્ષસોની આરાધના કરશો તો નર્કમાં જશો, કહયું છે કે, નરાસ સાદરા દરેગુઅતો અસતરેતચ અમુઇઅમન ઇઅજમઇદે, અર્થ, આળસુ મનુષ્યો નર્કમાં જાયછે, માટે હું ઉદ્યોગ હિંમ્મત ને વજનદાર ગણુછું, કેમકે, વીસપ દુસમત વીસપ દુજુખત વીસપ એ દુજવરશત અચેશતેમ અંધુંહીમ ઇશોએચે। અર્થ સર્વનું બુરૂ ચાહવું, ખરાબ બોલવું, ને નઠારાં કૃત્ય કરનાર મનુષ્યો નર્કને પસંદ કરેછે. તેવાઓથી તું દુરરહે. કારણકે, સર્વનો હીસાબ અહુરમઝદ લેછે। મજદાએખારેમરશતો ઇઆજીવા વરેજો પઇરીચેથી દદઇ વાઇઅચા મશીઆઇશચા ઇઆચા વેરેશઇતે અઇપીચેથીદ હુઓ ધીચારો અહુરો અથાને અંવહદ ઇઅથા હુએવસદ, અર્થ, રાક્ષસો, મનુષ્ય, મધ્યેથી જે કોઈ પાપ ને પુણ્યનું કામ કરેછે. તેનો હીસાબ લઇ ન્યાય આપનાર અહુરમઝદછે, માટે તેની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. દથુશો અહુરહે મજદાએ રેઉઅતો ખરેનંધતો મજેશતહેચ શરેશતહેચ ખરોજ દેશત હેચ ખરથવહેશતહેચ હુકેરપનમ હેચ અશાદ અપનો તેમહેચ હુદાએમનોવેરેરફ્નંધો ઇઓનોઇદદ ઇઓતતસ ઇઓતુથર ઇઇઇઓ મેનીએશ સપેતો તેમો। અર્થ. સર્વનો ઉત્પન્ન કર્તા ઇશ્વરછે, તે પવિત્રછે, ને તે સર્વથી શ્રેષ્ટ પ્રકાશવાનને સર્વથી મહાન છે, તેમ તે ઘણો સારોછે, છતાં ન્યાય, કરવામાં ઘણોજ મોટો જ્ઞાની, ને ઘણીજ સારી જાતનો, નીતીમાં શ્રેષ્ટ, પવિત્રને સારા વિચારનો ને આનંદીત છે, તેણે આપણને ઉત્પન્ન કર્યાછે, છતાં તે આપણું પાલણ, પોષણ કરી આપણ સર્વની વૃદ્ધિ કરેછે, ને તેણે આપણને શરીર આપ્યુંછે. એવો તે કૃપાળુછે.

ઇશ્વરે કહ્યુંછે કે। વીસપતરા નામ અહમે। અર્થ. સર્વનો ઉત્પન્નકર્તા મારૂ નામછે, છતાં, દાતાચ થરાતાચ અહમે જનાતાચ અહમે સપેનતો તેમો, અર્થ. હું સર્વનો ઉત્પન્ન કરનાર, પાલણકર્તા ને સર્વની ગુપ્ત રીતનો જાણનાર વા સર્વની અતીશે વૃદ્ધિ કરનારછું. એમ કહી જરથોસ્તને અહુરમઝદે પોતાના સ્વરૂપના વર્ણનમાં કહ્યુંછે કે। અઉઅદથાઇચ્યિ તદચ કથદચ આઇઅશારામ જરથોશતર

મન ખરતુવાચ યેશતેશ ઇઆઇશ આઅંઘેએશ પએરીઓ બહુઅદ ઇઅથાચ અંઘહદ અપેમેચ અઘેએશ, અર્થ. હે જરથોસ્ત. આ વાત તું સારીપેઠે જાણેછે, કે સૃષ્ટિની પૂર્વ મારામાં જે મારાં બુદ્ધિ જ્ઞાનનેં વાકયો રહેલાં હતાં તે હમણાછે. તેઓ સર્વ જગતની સમાપ્તિ પર્યંત રહેશે. તેમ વળી કહ્યું કે, મઝારીઓઇશ જર થુશતર મા દોગદહે મા પોઇરીશાસપહે માહથર પતોઇશ । અર્થ. હે જરથોસ્ત તારા માતા પિતા તથા ગુરૂને તું કોઇ પ્રકારે દુઃખ આપતો નહીં. હું કયાં રહેલો છું તે વિષે કહ્યુંછે કે । પંચનાંમઅહમિ પંચનાંમનોઇદિઅહમિ હુમતઅહમિ દુશમતનોઇદઅહમિ. હુખ્તઅહમિ દુઝુખ્તનોઇદઅહમિ હુઅરેસ્તઅહમિ દુઝુ અરેસ્તનોઇદઅહમિ । અર્થ. સારા વિચારવાળી મંડળીમાં છું, પણ ઉલટાને ખરાબ વિચારવાળા જથ્થામાં હું રહેતો નથી. તેમજ સારીવાણી સારી કરણીવાળી પંચમાં હું સામેલછું, પણ બદ વાકયોની વાણીમાં ને બદ કરણીવાળી પંચમાં હું પ્રવેશ કરતો નથી. જે સર્વથીશ્રેષ્ઠ, પરમેશ્વરને આત્મસમર્પણ કરેછે, ને કાંઇ પણ વાત ઈશ્વરથી છુપી રાખતા નથી, તેના જીવોમાં સર્વથીશ્રેષ્ઠ જ્ઞાન સંપાદન કરવાની શકિતને હું બક્ષિસ કરૂંછું. ને જે મનુષ્ય અનાજનીવાજ્ઞાનની રોપણી કરેછે, તે મનુષ્ય મારા ધર્મનો વધારનાર ને ધર્મનો પ્રચાર કરનાર તરીકે હું તેને જાણુંછું. ને તે મારી આજ્ઞામાં રહી સ્વર્ગને પામેછે. તેથી કહ્યુંછે કે, સત્યથી ચાલનાર મનુષ્ય જગતની આબાદાની વધારનાર વા જગતને આશ્રય આપનાર ને જગતને લાભકર્તા તેજછે, વાસ્તે । અરશ એખદો વાખસ ઇઆહી. વેરેથર જાસતેમો । અર્થ. સત્યભાષણ બોલવું ઘણુંજ જયકારીછે. તેમજ । નોઇદ ઇરેજીઓ ફ્રરજી આઇતેશ । અર્થ. સત્યથી રહેનારના આયુષ્યને નુકશાન થતું નથી, મતલબ કે, અનાચારપર ન ચાલવાથી આયુષ્યની વૃદ્ધિછે. તેથી સત્ય વાકય બોલવું, એવુંતો શ્રેષ્ઠછે કે, તે બોલનાર મનુષ્ય પૂર્ણલાભ પામેછે, ને પુણ્ય તથા સત્યનો પ્રયોગ કરનાર મહાન શ્રેષ્ઠછે, તેથી ચોરી, કુકર્મ, અસત્ય, જીવહિંસા, આચાર, વિચાર ન પાલનાર મનુષ્ય દેવના જેવો પાપીછે. વાસ્તે જગતનો પ્રભૂ અહુરમઝદ ને માનવો, તેની પ્રાર્થના કરવી, વા તેની આરાધના કરવામાં તરત સામેલ થવું જોઇએ, કેમકે તે બેહેશતના માલીકછે. તેમ અપવિત્રતા, આભડછેટ ન રાખવી, કેમકે કહ્યુંછે કે । નોએદ અશ્નામ નોઇદ વરેસામ નોઇદિ સપામામ નોઇદિ મુથરામ નોઇદ વંઘ હુનાતામ પેરેસપાઇતે અંપાંમ આસતારી આઉનતે । અર્થ. પાણીમાં હાડકું, વાળ, મરેલાં જનાવર, ચરબી, લોહી વિગેરે અનેક ગલીચ વસ્તુઓ ન રહેવા દેવી, ને પાણીને ગાલી સ્વચ્છ રાખવું, પણ અપવિત્ર નકરવું. કેમકે પવિત્ર ને શ્રેષ્ઠપણું રાખી વર્તનારને સ્વર્ગનું પવિત્ર ઘર મળેછે, ને તેના આત્મા પવિત્રાત્મામાં મળેછે. । અઊઇ ગરાનેમાનેમ મેથનેમ અહોરે મઝેદાએ મેથનેમ અષેશનામ સપેતનોઇ્ર મેથનેમ અનીઅશાંમ અશોનામ । અર્થ. જે મનુષ્ય ધર્મની આજ્ઞાપર વિશ્વાસ લાવી, તેને યથાર્થ પાળેછે, તેનો આત્મા હોરમઝદના

ગરોથમાણ સ્વર્ગમાં અમશાસપંદોને બીજા ઉતમ આત્માઓની શાથે એકયરૂપ થી મળી બેસેછે। નોઇદ અઇઉઆ અહુ વહસતો નઇચીર તુરા અશાદચીદ હ્યા। અર્થ. પ્રત્યેક વૃદ્ધોને તેની સારી ને ઉત્કૃષ્ટ રહેણીવાળી ચાલચલણ પ્રમાણે માન નહી આપનાર મનુષ્ય પોતાની મોટાઇ ગુમાવેછે. કેમકે અસત્યને અન્યાયી મનુષ્યો પોતાના આત્માને અપવિત્ર કરેછે. અદદુશ ખશથરંગ દુશશીએશનંધ દુજ્ઞુ અચંધ દુજદેનંધ દુશમનંવેહા દરેગુઅતો અકાઇશિ ખરેથાઇશિ પેતીએરવનો પેતીઅંતી વીશાદઅદયા દરૂજોન માને હેથીઆ અંઘહેન અસતીઓ। અર્થ. ભુડું ચાહનાર, નઠારૂં બોલનાર, દુષ્કૃત્ય કરનાર, ખોટા વિશ્વાસનો ખરાબરીતે વ્યવહવાર ચલાવનારા અસત્યવાદી લોકો પોતાના આત્માને દોષિત કરી નાંખેછે, ને જાહેર રીતે એવા દોષિત આત્માને સારૂં નર્કના મકાનને હમેશનું રહેઠાણ કરે છે. સારાંશકે ઉપરની આજ્ઞાઓ આપ્યા બાદ કેવી રહેણીમાં કેવીરીતે તેનાં સદ્ધર્મ વચન કહ્યાંછે તે દરશાવુંછું.

ખોરદેહ અવસ્તા ૧।૧। માં કહેછેકે. સત્ય એ સર્વોતમ સુખ ને કૃપા છે. એ કૃપા વિશેષ સત્યવાદીઓને સર્વથી ઉતમ પવિત્ર ને સત્ય માર્ગે પવિત્ર કરેછે: ૩।૧। દાદાર હોરમઝદ ફતેહમંદ ને પવિત્ર રૂપે રહેલાછે. ।૫।૧। હોરમઝદ સર્વ પૃથ્વીનો પ્રભુ છે ને અધર્મિ અન્યાયીઓનો નાશકર્તાછે. આ દાદાર હોરમઝદ। હું સર્વ પાપોથી મુકત થઇ પશ્ચાતાપ કરૂછુ કે, મારા મનમાં જે નઠારા વિચારો હોય, ને અસત્ય વાકય વદયો હોઉં, ને અનાચારી કૃત્ય જે મેં કર્યાં હોય, નેજે ગુપ્ત કૃત્ય કર્યાં હોય, ને પાપ બુદ્ધિથી જે કર્મોની શરૂઆત થઇ હોય, તેવા અનેક જેકે, મારા વિચારના, વાકયના, કામ શરીરને આત્મા વા પૃથ્વી દુનિઆંને લગતાં સર્વ જાતનાદુષ્ટ કૃત્યોના પાપોનો પ્રશ્ચાતાપ (ત્રણ વાકયો) જેવાકે, મનશ્ની ગવશ્ની ને કુનશ્નીથી પતેત કરીને કરૂછુ. ।૧૬।૧। હોરમજદની ખુનુદ્દી થાવ). યજદાનના નામની મદદથી હું ભણવાનું શરૂ કરૂછુ. આ દાદાર હોરમજદ દ્રવ્યનો દાતા, પ્રકાશવાળો, પૂર્ણજ્ઞાની, સર્વ કૃત્યોનો સંપૂર્ણકર્તા, પ્રભુનો પ્રભુ. મહારાજયાધિરાજ, સર્વરક્ષક, સર્વનો ઉત્પન્નકર્તા, કુદરતવાળો, સર્વશકિતમાન, આદિનેઅંત રહીત, મંગળકર્તા, કૃપાળુ, પ્રીતિપાત્ર, શકિતવાન, ધીમંત, એવા પૂર્ણજ્ઞતાના રક્ષક પાળક ધર્મનં વખાણી સ્તુતિ કરૂછુ, ને તેના અખંડ રાજત્વની સલામતી ચાહુછુ. કેમકે ઉતમ કૃત્યોથી સ્વર્ગમાં ને દુષ્કૃત્ય કર્મોથી નર્કમાં લઇ જાયછે. એવો તે ન્યાયી, પવિત્ર, સર્વથી વૃદ્ધ, અદર્શ, અકલ્પ્ય સર્વત્ર વ્યાપકછે. ૧૯।૨। સર્વમાં વૃદ્ધરૂપ પ્રભુ. સર્વ સૃષ્ટિના ઉત્પત્તિના ઉત્પન્નકર્તા ને અંતકર્તા છે. જેણે પોતાની જાતી શકિત ને જ્ઞાનથી ઉજ્ઞ૧ વર્ગના છ અમશાસ્પંદો ઘણાં એક વૃદ્ધ ઇજદો પ્રકશિ, સ્વર્ગ, ગરોથ્માન, ગૃહમંડલનું ફરવું. પ્રકાશકર્તા સૂર્ય, તે જ્ઞેમય ચંદ્ર, ઘણી જાતના તારા, પંવન, હવા, પાણી, અગ્નિ, જમીન, વૃક્ષલતા, પશુ, ધાતુ, મનુષ્યો ઉત્પન્ન કર્યાં. ૧૯।૫] આ પાલણકર્તા, કસુર ને પાપની

ક્ષમા કર્તા પ્રભુ, તમારી આજ્ઞા ને ઉપદેશ પ્રમાણે મોકલેલા પવિત્ર જરથોસ્તી ધર્મને હું સ્વિકારૂંછું. ને હરપળે યાદ રાખી પ્રત્યેકને જાહેર કરી બીજાઓને શિખવવો. પ્રત્યેક પૂણ્ય કૃત્યોમાં ઉત્સાહીપણું રાખી ને રહુછુ. ને સર્વ જાતના કાર્યોનો પશ્ચાતાપ કરી પાછો ફરૂંછુ. ને મારી જાતી કરણીમાં પવિત્રતા રાખુછું. ને મારા આત્માની છ શક્તિઓ કે જે બોલવાની, વિચારવાની, કામ કરવાની, તર્કની, બુદ્ધિને જ્ઞાનની શક્તિઓને ખરાબ વાંસનાથી દુર રાખી પવિત્રતાવાળી ચાહુછુ. હોરમઝદ પતેત પશેમાનીમાં કહેછે કે, અન્યાયથી નુકશાન કરી ખરાબ જ્ઞાન આપી અસત્યતાનો ખોટો માર્ગ દેખાડવો, મનુષ્યના મર્ણકાળ વા પ્રવાસ સમયપર થએલાં વસીઅતનામા પ્રમાણે ન ચાલી ઉલટું કરવું, મનુષ્ય પશુ વિગેરેનું હરણ, સ્વાદીષ્ટ વસ્તુ ને બીજી જાણસોને ખરાબ કરવી, અનાથોથી બેદરકાર રહી ગરીબોને દુઃખી કરવા, જનાવરો વિગેરેની સંભાળ ન લેવી, અસ્ત્રથી કોઇ પ્રાણીને મારવું. ત્રણ દીવસે સારો થાંયે એવા ઘાનો દોષ, હાથ, પગ વિગેરે અવયવોના જખમ થવાથી તેના કાર્યનો અટકાવ કરવો, મોતની શિક્ષાને લાયકનો ગુન્હો, હદથી જયાદે મશ્કરીનો દોષ, વેશ્યા, રજસ્વલાના સંગનો દોષ, ગુલામ કરી વેચવાનો ગુન્હો, સ્રીની શાથે બે નિયમ સંગનો દોષ, પોતાના વિર્યના નાશનો દોષ. પરધર્મિ સ્રીપર પ્યાર કરવાનો દોષ, અનાચારથી વર્તવાનો દોષ, એક પાપથી બીજું પાપ ને તેનાથી અધિક પાપ જે જન્મકાળથી આરંભ કરેછે. એવી રીતનાં પાપો એહેરમને દાદાહોરમઝદની ઉત્પતિની સામે. ઉત્પત્તિને ખરાબ કરવાને માટે ઉત્પન્ન કીધાંછે. તેથી એને વિષે વળી કહેછેકે, મારા પોતાના પિતા, માતા, ભગિન, ભ્રાતા, સ્રી ને સ્રી સ્વામી શાથે વા સંતાન શાથે ગૃહણ કરતો નથી. તેમજ પ્રભુ, ધર્મના ગુરૂ, સંગાસંબંધીઓ, પાસેના રહેલાઓ, ન્યાત, પરન્યાતના એકજ સ્થાનપર રહેનારાઓ, હાથ હેઠલના મનુષ્યોની શાથે ગેરવરતુણૂક ચાલવાથી જો હુ પાપી થયો હોઉતો તે સર્વ પાપના વિચાર, વાકય, કામ, શરીર, આત્મા, જગત્, આલોક, પરલોક ને લગતા સર્વ જાતના પાપોથી હું પશ્ચાતાપ કરી હવે દુર રહુછું.

મારા પોતાના આત્માની ખુશાલીને માટે ભલી અશોઈ (પવીત્રતા ને સત્યતા) વિગેરેને વધારે લાયક રીતે હું પસંદ કરૂંછું, કેમકે અભિમાન, મગરૂરી, મુવેલાંઓની નાલેશી કરવી, લોભ, લાલચ, હદથી અધિક ક્રોધ કરવો, કોઇનો દ્વેષ કરવો, કોઇની ઉપર અપવિત્ર દ્રિષ્ટ કરવી, બેશરમથી જોવું. કુદ્રષ્ટિએ ચાલવું. ખુદ પરસ્તીમાં પોતાની સ્થિતિથી અસંતોષી રહેવું, સ્વયંઇચ્છાથી વર્તવુ, આલસાઈ, નિંદ્રા, અપમાન, શાહેતા, શક આણવો, પવિત્રતાઇતોડવી, મિથ્યાશ્યાપ આપવો, અન્યાય, મુર્તિ પુજા કરવી, ચોરી, લુટફાટ, વ્યભિચાર જાદુ વા ધંતરમંતર, કપટથી પુજવું, જાદુ માનવો, ઢોંગ. દગાબાજી, ફેલફીતુર, રંડીબાજી, મુવેલાંનું રડવું, રડાવવું, અધિક શોક કરવો, વિગેરે અનેક પ્રકારના પાપો, જેઓ આ પતેતમાં ગણ્યાં હોય વા ન ગણ્યાં હોય, તેવાં સર્વ પાપો જાણ અજાણ હાલતમાં થયાં હોય,

તે દસ્તુરની આગળ યથાર્થ જાહેર કરવાં જોઇએ, ને તે સર્વ પાપો કે જે વિચારં, વાકય, કામ, જગત્, પરલોક વિગેરે સર્વ જાતના પાપોથી હોરમઝદની આગળ પશ્ચાત્તાપ કરી માફી માગું છું. આ સર્વ જાતની આજ્ઞા જરથોસ્ત ધર્મની છે, પણ જગતની પેદાશ શી રીતે થઇ તે વિષે નીચે બતાવ્યું છે.

## જગત્‌ની ઉત્પત્તિ.

પ્રથમ આ સૃષ્ટિમાં નીરાકાર, નીરંજન, જયોતિસ્વરૂપ એક ખુદા હતા. ને તેનું નામ અહુરમઝદ હતું. તેમણે પોતાના સામર્થ્યથી બે શકિત ઉત્પન્ન કરી. તેમાં એક સપેનામી ને બીજી ઘનામી કરીને હતી. આ સપેનામી શકિતનો અર્થ એવોછે કે, ગેબીરીતે વૃદ્ધિ કરનારી શકિત. ને ઘનામી એટલે નાશ કરનારી શકિત. સારાંશકે, એ બે શકિત થકી આ જગત્‌માં, પાપ પુન્ય, સારૂં, નઠારૂં, પ્રગટ થઈ આવ્યું. પણ જયારે જરથોસ્ત પેગંબર ઉત્પન્ન થયા, ત્યારે તેમણે તમામ આર્ય ટોળાંની સર્વ પ્રજાને એકત્રકરી ઉપલું જ્ઞાન આપ્યું, ને ભાષણમાં પરમેશ્વરને નીરાકાર, નીરંજન, જ્યોતીસ્વરૂપ અદ્દૈત છે, ને તે અવતાર લેતા નથી, ઈશ્વરના ખાફુનુરમાંથી પેદા થએલી અગ્નિની જયોતિછે, તેથી આતસ તેની ઓલખાણ આપનાર છે. આતસની સન્મુખ ઉભારહી ચંદન, ગુગર, વિગેરેથી હવન ક્રિયા કરવી, ને સ્નાન, ધ્યાન, શાચવિધિ, પવિત્રતા, દયા, ક્ષમા, મૈત્રી, આરજવ, સત્સંગ વિગેર છોડવાં નહી, એવી ઘણીએક રસમ આર્યોને મળતીછે. એ જયોતિ (નુર) સ્વરૂપ આપણા હૃદયમાં બિરાજી, પવિત્ર અંતઃકરણનો આકાર ધારણ કરી, આપણને પવિત્ર, શુદ્ધને સત્યજ્ઞાન આપેછે, ને પેલી નાશકરનારી શકિત મનનોઆકાર ધારણ કરી નઠારી બુદ્ધિ, ખરાબ જ્ઞાન, ને નાપાક રસ્તાપર લઈ જવાની સલાહ આપેછે. પણ તે ખુદાની બંદગીથી બંધ પડેછે, છતાં જયારે સપેનામી શકિતનો ઉદય થાયછે, ત્યારે પવિત્રને કલ્યાણકારી જ્ઞાન પ્રગટેછે. આ ઉપરથી જરથોસ્ત પેગંબરે કર્મ ઉપાસનાને જ્ઞાન વિગેરેની ખુબી બતાવી ને પોતાના ધર્મની પ્રજામાં ચલાવી, તોપણ સર્વ વસ્તુઓનો ઉત્પન્નકર્તા ઇશ્વરછે, વીસપેબીઆ હાંરામેથીઅશ અહુમએશ એરૂઅથો મજદા I અર્થ. આ લોકને પરલોકનો ઈશ્વર સર્વનો સરદાર ને સઘલાઓનો મેહેરબાન છે. ને આ સર્વ જાહેર નેઆમત અહુરમજદની પેદા કરેલીછે, પણ સર્વના પ્રગટકર્તા હોરમઝદે જરથોસ્તને હોરમઝદ યષ્ટમાં પોતાના કેટલા નામોછે, તે કહયાં. છે. તેમાં પેહેલું નામ હુંછું, (હું હયાતછુ) બીજુ નામ મંડળીવાળો વા મંડળીનો રક્ષણકર્તા છું. ૩ સર્વવ્યાપક. ૪ સર્વથી ઉતમ અશોઇ. ૫. મજદની ઉત્પન્ન કીધેલી અશોઈનો વંશની કૃપા. ૬ બુદ્ધિરૂપછું. ૭ બુદ્ધિવાળો. ૮ જ્ઞાનરૂપ. ૯ જ્ઞાનવાન. ૧૦ વૃદ્ધિ કરનાર ૧૧ બુદ્ધિવાળો, ૧૨ અહુર (આયુષ્યના આપનાર), ૧૩ ઘણોજ ફાયદોકરનાર, ૧૪ શત્રુ વગરનો, ૧૫ નહી મારનાર, ૧૬ ન્યાયીક, ૧૭ સર્વજ્ઞ, ૧૮ તંદરોસ્તી આપનાર, ૧૯ ઉત્પત્તિ કરનાર, ૨૦ મહાજ્ઞાનીછે. આ ઉપરથી

જરથોસ્ત કહેછે કે, હું સારી પેઠે જાણુછું કે, જન્મ આપનાર પહેલો પીતા તુંછે. તમે સૂર્યને તારાઓને નિયમસર પ્રગટકર્યાછે, તમારાથી ચંદ્રનું વધવું ઘટવું થાયછે, તમે ભુગોળને વગર આધારે અલગ રાખી છે, પાણી ને વૃક્ષલતા તમે ઉત્પન્ન કર્યાં. તેજ, ચલિત વાયુ ને વાદળાં વા જયોતિ, અંધકારને સૃજનાર તમોજછો, નિદ્રાને જાગૃત તમેજ બક્ષિસ કર્યા, છતાં પ્રાતઃકાળ મધ્યાન્હ ને રાત્રી તેમજ પિતા ને, પુત્ર વચે એકયપણાનો સંબંધ તમારો આપ્યોછે. તમો સપેનામીન (ગુપ્ત વૃદ્ધિ કરનાર) સર્વના ઉત્પન્નકર્તા છો, ને તેઓનો સર્વ આધાર તમારી ઉપર છે.

## મુસલમાની ધર્મ

સંસ્કૃત ભાષાને મળતી જંદ, ગ્રીક, હિબ્રુ, અરબી, મોંગોલીક, સેલટીક છે. તેમાં હિબ્રુ, અરબી, એ ભાષાઓ મુસલમાની ધર્મનું વિવેચન કરેછે. છતાં હિબ્રુ તથા ગ્રીક એ ક્રિશ્ચિયન ધર્મનું જ્ઞાન આપેછે, ને તેમાં મુખ્ય પુસ્તક બાઇબલછે. પણ અરબી, મોંગોલીક ને સેલટીક વિગેરે ભાષાઓમાં તોરેત, એનજીલ, જબ્બુર ને કુરાન એ ચાર મોટા ગ્રંથોછે. આ ગ્રંથોનું જ્ઞાન આપનાર ચાર મોટા પુરૂષો ઉત્પન્ન થયલાછે, તેને પેગંબર કહછે. તેમાં એનજીલ, બાઇબલ ને તોરેત કીતાબો એઓ હિબ્રુને ગ્રીક ભાષામાં લખાયલીછે. ને જબ્બુર, કુરાન એ અરબી-ફારસી, મોંગોલીક ને સેલટીક વિગેરે ભાષાઓમાં લખાયલીછે. તોપણ એ સર્વ ભાષાઓના મુળ ધાતુઓ સંસ્કૃતમાં આખરે એકત્ર થાયછે, છતાં સંસ્કૃતમાં એઓના ધાતુઓ નથી. તેથી સંસ્કૃતનો ધર્મ વેદ કેહેવાયછે. ને એ વેદની વ્યુત્પત્તિ વિદ ધાતુ ઉપરથી થઇછે. ને વિદનો અર્થ જ્ઞાન એવો થાયછે. ને વેદનો અર્થ નિશ્ચે થાયછે. તેથી પૂર્વની જુની સંસ્કૃત ભાષામાં વેદધર્મનું સત્યનામ વિદધર્મ એટલે જ્ઞાનરૂપ ધર્મ એવું હતું, પણ પાછલથી નવી સંસ્કૃત ભાષામાં અપભ્રંશ રૂપે વેદોકત ધર્મની સંજ્ઞા પ્રાપ્ત થઈ, તેથી એને નિશ્ચે કરેલો ધર્મ એવો અર્થ થાયછે. સારાંશ કે, વેદધર્મનું સત્યનામ વિદોકતધર્મછે, મતલબકે, આપણો સત્ય ધર્મ જ્ઞાનાકૃતિ વાળોજછે, બીજો નથી. એ પ્રમાણે મુસલમાની ધર્મને અરબી ભાષામાં ઈસલામી ધર્મ. એટલે એક નીરાકાર ઈશ્વિરને માનવાવાળો ધર્મ તે, મતલબકે, ખુદા શિવાય બીજાને નહી માનનારો ધર્મ એવો અર્થ થાયછે. તોપણ ઉપરની મોટી ચારે કીતાબો કાંઇ મનુષ્ય કૃત્ય નથી, પણ ખુદાએ પોતાના પ્યારા સ્નેહીઓને સૃષ્ટિમાં ઉપલી કીતાબો આપી પ્રજાને ધર્મોપદેશ કરવા મોકલ્યા હતા. તેવા પુરૂષોને પેગંબર કહેછે. આ પેગંબરો જુદા જુદા સમયે જુદી જુદી કીતાબો લાવ્યા હતા. ને તેમણે ખુદાના પવિત્ર ફરમાનો બતાવી પ્રજાને પૂર્ણ જ્ઞાન આપ્યું હતું. આ પેગંબરો કેટલા વર્ષોપર થયા ને કયી કીતાબો લાવ્યા, તે દરશાવુંછે. ૧, તેમાં તોરેત કીતાબના લાવનાર. ઇબ્રાહિમ ખલિલુલ્લા પેગંબર ૩૯૭૪ વર્ષપર પધાર્યા હતા. ૨. જબ્બુર કીતાબના લાવનાર મુસા નવીઉલ્લા પેગંબર

૩૫૨૯ વર્ષપર આવ્યા હતા. ૩. એન્જીલ કીતાબના લાવનાર ઈસામસીહા—રૂહઉલ્લા પેગંબર ૧૮૭૪ વર્ષપર આવ્યા હતા. ૪. કુરાન કીતાબના લાવનાર મહંમદ રસુલલ્લા પેગંબર ૧૨૬૪ વર્ષપર આવ્યા હતા. આ ચાર પુરૂષોને જ્યારે કીતાબો ખુદાએ આપી કે, તેજ સમયે તે પેગંબરોએ જગતમાં પ્રસિદ્ધ કીધી. પણ પેગંબરોના ગયા પછી લોકોની આસ્તા દીવસે દીવસે ઉડી ગઇ ને ઉગ્રધ ચાલવા લાગ્યા. કે વળી બીજી કીતાબ આપી પ્રજાનો વિશ્વાસ દ્રઢ કરાવ્યો, છતાં તે વિશ્વાસ થોડા સમય સુધી ચાલ્યો કે વળી ઉળટા થયા. કે તરત ત્રીજી કીતાબ મોકલી, પણ છેલી કીતાબનો લાવનાર મહંમદ પેગંબરને ખુદાએ આશીરવાદ આપ્યો કે, આ છેલી કીતાબ દુનિઆંની આખર સુધી રહેશે. હવે ક્રિશ્ચિયન લોકોનું બાઇબિલ ખરૂં છે, પણ તે બીગડવાથી ખુદાએ રદ કીધેલુંછે, ને તેને રદ કરી મહંમદને ખુદાએ કુરાન કીતાબ આપીછે. તેથી કુરાન ખરૂં છે, ને બીજી કીતાબો કુરાન જેવી શ્રેષ્ટ નથી. આ મહંમદને પેગંબર કહેછે, છતાં તેનું એકલું નામ કોઇ પણ મુસલમાન બોલતો નથી, પણ તેની શાથે दरुद आशिवादि કહેછે, તે નીચે પ્રમાણે. **महंमद मुस्फामलेल्ला. अलेहक आलाहालि सलंम** : વળી એને પેગંબર આખર જમાને એટલે છેલો પેગંબર પણ કહેછે.

એના કુરાનમાં કહ્યુંછે કે, સર્વત્ર વ્યાપક ખુદા એકછે, નેતે નીરાકાર, નિરંજન, અદ્વૈત ને જયોતિ સ્વરૂપછે. તે કાંઈ અવતાર લેતા નથી, ને ખુદાની જયોતિના કિર્ણોથી આ સર્વ સૃષ્ટિના સ્થાવર, જંગમાદિ પદાર્થોને જીવો ઉત્પન્ન થયાછે. ને તેનું નુર (તેજ) આ બાહેરના સૂર્ય, ચંદ્ર, તારા વિજળી ને અગ્નિ વિગેરેનાજ નુર (તેજ) ને મળતું નથી. પરંન્તુ તે નુર આપણા શરીર માંહેના પંચભૂતમાં વ્યાપેલાં નુરને મળતું જયોતિ મયછે. સારાંશકે, શરીરમાં વ્યાપેલી જે પંચભૂતનાં ચૈતન્યને જયોતિને મળતી ખુદાની જયોતિછે. પણ એ જયોતિ ખુદાની જયોતિનું એક કિર્ણ જેવડીછે. મતલબ કે, આપણી કાયામાં ખુદા પોતાના નુરના સામર્થ્યથી બીરાજયાછે, તેથી તેજ નુરની કૃતિથી આપણો શ્વાસ શરીરની સર્વ ઈંદ્રિયોને પ્રગટ કરી શકયોછે. તોપણ ખુદાએ આપણી કાયામાં (રૂહ) આત્માને ઉત્પન્ન કર્યો, આ રૂહથી અરવા (અંતઃકરણ) થઇ, ને અરવાથી સર્વ કાયા પ્રગટી, ને કાયાથી ખલક થઈ, તેથી કહેછે કે, આ ખલક ખુદાના નુરથી ઉત્પન્ન થઇ. આનુર સર્વત્ર ચમકયા કરેછે, ને તેના એક ચમકારાથી સૂર્ય, ચંદ્ર, તારા, વિજળી, અગ્નિ વિગેરે પ્રકાશેછે. ને તે નુર સર્વત્ર ભરપુરછે, વા એજ નુર આ ખલકરૂપે ભાસેછે ને તેની બંદગી કરવાથી તે પ્રસન્ન થાયછે, ને તેને પ્રસન્ન કરવા સારૂં પવિત્રતા, શુદ્ધિ, સત્યતા ને નેકી રાખવી પડેછે. પણ તે સર્વત્ર એકજછે. છતાં તે સર્વની વાત જાણેછે, એવો તે સર્વ શકિતમાન ને સંપૂર્ણ છે. તેણે આ ખલક પોતાની નિમેષમાત્રમાં પ્રગટ કરીછે. તેણે મનુષ્યને સારૂં સર્વ ચીજો મોજુદ રાખીછે. મનુષ્ય પ્રાણીની આકૃતિની ઉત્પત્તિ પોતાના ઐશ્વર્ય પ્રમાણે કરીછે. ને તેણે કહ્યુંછે કે,

મારા શિવાય તમારે બીજા કોઇને ન માનવો, કેમકે હું સર્વત્ર પ્રકાશમાન ને એકજછું, ને મારામાં સર્વ શકિત રહેલીછે. હું ચાહું તેમ કરવાની શકિત રાખુછું, ને તેમજ કરતો જાઉછું. તેથી સ્વતંત્રને સર્વ ગુણ સંપન્નછું. મને મનુષ્યની કાયામાં નુરરૂપે રહેલો જાણજો, મને છોડી બીજાને માનવાવાળાઓ પાપીને મારા ગુન્હેગારછે. તેને સારૂં મેં દોજખ (નર્કકુંડ) તૈયાર રાખેલોછે, ને તેના ઉપરી સેતાન રહેલોછે. આ સેતાન અનેક નીચ, પાજી, અધર્મિ, અન્યાયી, અજ્ઞાનતા આળસ વિગેરે અસંખ્ય બદકર્મનો ઉપરીછે. તે સેતાન મારી બંદગી જેઓ કરતા નથી, એવા નાસ્તિક લોકોની કાયામાં પ્રવેશ કરી જુઠું, સાચું, પ્રપંચ, કાવત્રાં, લોભ, લાલચ, જીવહિંસા વિગેરે અસંખ્ય કર્મ કરવાની બુદ્ધિ આપ્યા કરેછે. ને મર્ણ બાદ લે દોજખમાં નાંખી તેનો સરદાર બનેછે, તોપણ મેં મારા ભકતોને સારૂ જીનત (સ્વર્ગ), રાખેલુંછે. જે લોકો મારા કુરાનના ફરમાન પ્રમાણે ચાલેછે, ત્યારે મર્ણ બાદ હું તેઓને મારી પાસે જીનતમાં સદૈવ રાખુછું, મારામાં આવા અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ શિથતિને પ્રળય કરવાનું સામર્થ્યછે, ને હું ભકતોને આધિન છું. પણ મારૂં સામર્થ્ય કોઇના જાણવામા આવતું નથી. કેમકે મારી કૃતિ અદર્શને ગુપ્ત રહેલીછે. તેથી હું મરજીમાં આવે એવા ફેરફાર કરૂછું, તેમાં રંકને રાય કરૂછું ને રાય હોય તેને જરાવારમાં ગરીબ કરી નાંખુછું. ને આખલક મેં અનંતવાર ઉત્પન્નકરીને એનો અસંખ્ય વખત નાશથઇ ગયોછે, કેમકે ખુદા અકાળ રૂપછે, તેના નુરના ચલકાટમાં એવી અગણિત ખલકો પ્રગટ થઇ નાશ થયા કરે છે, તેથી આપણા જેવા જીવોનું જન્મવું, મરવું થાયછે, પણ બંદગી કરનાર જીનતમાં રહેછે, બંદગીના રસ્તા દરશાવનાર પેગંબરો છે, તેમાં મહંમદ પેગંબર આખર જમાન એટલે છેલો પેગંબર છે, એના પેહેલાં ચાર ખલીફ થયા, તેને આસહાબ એટલે પેગંબરના મિત્ર કહેછે, જેઓ કુરાન તથા પેગંબરને માનતા નથી, તેવાઓને કાફર કહેછે, ને કાફરના ધર્મને કુફ કહેછે, કુફ ધર્મમાં બુતપરસ્ત (મુર્તિપુજક) આતસપરસ્ત (અગ્નિપુજક) નસલ (ક્રિશ્ચિયન, યાહુદી) એવા ભેદો છે. જેને મુસલમાન કરવાનો હોય તેને કલમો પઢાવે છે, अशूहदो अनूला ईलाहा इल्लल्ला मोहम्मदुनू रसूलुल्लाः અર્થ अशूहदो એટલે હું માન્ય કરૂંછું, अन એટલે કે, ला એટલે નથી, इलाहा એટલે દેવ, ईल्लल्ला એટલે પરમેશ્વર શિવાય, मोहम्मदुनू એટલે મહંમદ रसूलुल्लाः એટલે પરમેશ્વરનો પેગંબર, એનો ખરો અર્થ, એટલોજ કે, હું માન્ય કરૂંછું કે, પરમેશ્વર શિવાય બીજો કોઇ દેવ નથી, ને મહંમદ પરમેશ્વરનો પેગંબર છે. કાંઈ શુભ કામ કરવામાં નીચેનું વાકય પ્રથમ વાપરે છે. बिस्मिल्ला रहिमानू राहिमू એટલે પરમદયાળુ પરમેશ્વરને સર્વ અર્પણ થાઓ. એમાં ઇશ્વરને અનેક નામોથી બોલાવેછે. અલ્લા, હકતાલા, મૌલા, ખુદા, કરીમ, બાહેદ ઇત્યાદિ, કુરાનને કિતાબમંજીદ વા કલામુલ્લા કહેછે.

એ ધર્મમાં ખુદા એકછે, ને તે નીરાકાર, નિરંજન, જ્યોતિસ્વરૂપછે, કાંઈ અવતાર તે ધરતો નથી, સત્ય બોલવું, ચોરી, ખુન, વ્યભિચાર, અધર્મ, અન્યાય, અસત્ય ને માદક પદાર્થ જે કે નિષાવાળી ચીજોનો ઉપયોગ ન કરવો, સર્વ જીવોના ઉપર દયા રાખવી, ને તેઓના ઉપર ભાઈ પ્રમાણે સ્નેહ રાખવો, વ્યાજ ન ખાવું, માંસ, મદિરાની પાસે ન જવું, કાફર લોકોને અડકવું નહીં, કોઇની મુર્તિને માનવી નહીં, નિત્ય પાંચ વખત સ્નાન કરી નિમાજ પઢવી. સ્વચ્છતા, પવિત્રતા રાખવી, શરીર કપડાં વિગેરેને નાપાક થવા દેવાં નહીં, સર્વ ઇશ્વરને અર્પણ કરતા રહેવું, કલમો પઢવો, હરદમ બંદગી કરવી, નઠારા ને અપવિત્ર વિચારો દુર કરવા, વિગેરે શૌચ વિધિપર અનેક ગ્રંથો લખેલા છે, તેમ ખુદાએ તેના ભકતો જેકે પીર, પેગંબરો, ફકીરો, વા એકાન્તવાસમાં રહેલા આરફશખ્સોના અનેક ચરીત્રો, જેમાં ખુદાએ અનેક પ્રકારના ચમત્કાર કેવા પ્રકારના કરેલા છે, ને તે સર્વમાં નીતી, જ્ઞાન, સભ્યતા, લાયકી, ડહાપણ વિગેરેનો સમાવશ કરી પોતાના ધર્મની આસ્તા પ્રત્યેક મનુષ્યના હૃદયમાં રહે, એવા ચમત્કારીક કથા પ્રસંગનો સમાવશ કરેલો છે. એ ગ્રંથના મનનથી પ્રજા અક્કલવાળી, હુશિયાર જ્ઞાની; વિશ્વાસુ, દ્રઢતાવાળી, ને સર્વ ગુણ સંપન્ન બનેછે, ને તેથી તે મનુષ્ય પરોપકારી, પરમાર્થી, દયાળુ ને નીતીવાન નિપજે છે, એવા અનેક ગ્રંથો પુરાણોની માફક લખાયલા છે. આ લખનારાઓને ઓલીઆ વા ત્રિકાળદર્શીઓના નામે બોલાવેછે, તેમાં સૃષ્ટિ અસંખ્ય વખત ઉત્પન્ન થઈને અસંખ્ય વખત નાશને પામી છે, ને અસંખ્ય જમાનામાં અસંખ્ય પીર, પેગંબરો થયા છે, તેથી જુદા જુદા જમાનામાં ખુદાએ જુદા જુદા પ્રાણીઓની પાદશાહી કરી હતી, ને તે જુદા જુદા જમાનામાં જુદા જુદા ફરેસ્તાઓ ખુદાની પાસે રહેછે. એક સમયે ખુદાની પાસે ચાર ફરેસ્તા (વજીર)ઓ હતા, તેમાં એક મોટો ને માનીતો ફરેસ્તો અજાજીલ કરીને હતો, તેનાપર ખુદાનો ઘણોજ પ્યાર હતો. એવડા મોટા ખુદાઇ કદને પામવાનું કારણ કે, એણે એક પ્રસંગે આહાર નિંદ્રા છોડી, ખુદાના નામની બંદગી સાઠ હજાર વર્ષ સુધી કરી હતી. એના જેવી બંદગી કરનાર આજ સુધીમાં કોઇ બીજો થયો નથી, તેથી એની મોટી ભકિત જોઈ ખુદાએ મેહેર કરી પોતાના હાથ નીચેના ફરેસ્તાની જગ્યા આપી, ઘણા વર્ષ સુધી એ ખુદા પાસે રહયો, તેવામાં એક પ્રસંગે ખુદાએ ફરેસ્તાઓને ફરમાવ્યું કે, તમારે મારા શિવાય કોઇને સઇદા (નમન) કરવું નહી. આ ઉપરથી સર્વ ફરેસ્તાઓ ખુદાના હુકમને માન આપતા હતા, એવી રીતે અસંખ્ય કાળ ગયા છતાં, એક પ્રસંગે આ જગતમાં જળચર પ્રાણીઓ પ્રગટયાં હતાં, તેના પછી પશુ, પક્ષીઓથી સૃષ્ટિ વ્યહવાર ચાલ્યો હતો, આ વ્યહવારમાં કેટલાએક કાળસુધી ઘોડાઓની પાદશાહત રહી હતી, તે અરસામાં ખુદાએ વિચાર કીધોકે, મારા જેવી આકૃતિનો એક પુરૂષ ઉત્પન્ન કરૂં, એવા સંકલ્પથી જમીનમાંની મટોડી પોતે હાથમાં લીધી, ને તેનો

એક પુરૂષ બનાવ્યો, આ મનુષ્યાકૃતિરૂપ પુતળાં (બુત) નો ચેહેરા ઉપરથી એવું જણાતું હતું કે, આ પુરૂષ સર્વેનો સરદાર બનશે, ને સર્વ પ્રાણીઓને કબજામાં રાખી શકશે, એવું દરશાતું હતું, તે ઉપરથી અજાઝીલ ફરેસ્તાએ ઘોડાઓના એક મોટા પાદશાહને કહ્યું કે, આ બુત તમારાપર સરદાર થશે, તેથી તમો એનો નાશ કરી નાંખો. આ વાતને ખરી માની ઘોડાના પાદશાહે પોતાની પાંખના સામર્થ્યથી ઉડી આવી પેલાં બુતને ભાંગી નાંખ્યું. ને પોતે એકદમ જતો રહયો. એવામાં ખુદા પોતાના ફરેસ્તાઓ શાથે આવીને જુએછે તો, ઉપલાં પુતળાંનો નાશ કરેલો જણાયો, ને એ નાશ ઘોડાઓના પાદશાહે કરવાથી ખુદા એકદમ ગુસ્સે થઈ ઘોડાઓની પાંખ કાપી નાંખીને દ્રઢ કીધું કે, આ પુતળાંને ઘોડાંઓનો ઉપરી કરૂં, એમ કહી પેલાં મનુષ્યના બુત (પુતળાં) ને સજીવન કીધું. ને તેનું નામ આદમ પાડયું. આ સજીવન થએલાં આદમના બુતને નમન (પગે પડવા) નો હુકમ ખુદાએ ફરેસ્તાઓને કીધો, ત્યારે ત્રણ ફરેસ્તાઓએ ખુદાના હુકમને માન આપી નમન (સજદા) કીધું, પણ પેલા મોટા અજાઝીલ ફરેસ્તાએ સેયદા કીધો નહી, આ વાતને બીજા ફરેસ્તાઓએ ખુદાને કહી. તે પરથી ખુદાએ પુછ્યું કે, તેં શાવાસ્તે સેયદા ન કીધો, તેથી તેણે પ્રત્યુત્તર આપ્યો કે, હે ખલકના ખાવંદ, આપનો અવલ હુકમ એવો હતો કે, મારા શિવાય તમારે કોઈને સેયદા કરવા નહી, ને હાલમાં તમોએ તે હુકમને તોડી બીજો એવો હુકમ કરોછોકે, સેયદા કરો; તેથી હવે હમારે તમારા કયા હુકમને માન આપવું ને કયાને અપમાન આપવું. આ પ્રશ્નથી ખુદા બોલ્યાકે મારા જેટલા હુકમ થાય તેટલા પ્રત્યેક હુકમને તમારે માનઆપવુંજ જોઈએ, તેમાં સારા નઠારાનો વિચાર કરવો નહી, કેમકે હું સ્વતંત્ર ને મરજીમાં આવે તેમ કરવા શકિતમાનછુ, તેથી તું માન આપી સેયદા કર, આ હુકમ થતાં અજાઝીલ ફરેસ્તો બોલ્યો કે, જાઓ તમારાથી થાય તેમ કરો, હું એવી રીતે વરતવા તમારી પાસે રહયો નથી. કારણકે, તમો તમારા વચનને કાયમ રાખતા નથી, પણ તમારા કરેલા હુકમને બે હુકમ કરી શકોછો તેથી, આવા વિરોધી શબ્દો સાંભલતાં ખુદાએ શ્રાપ દીધોકે, જા તું સેતાન એટલે પાપનું પુતળું બની જા. ને તમામ નઠારાં કૃત્યોનો પાદશાહ થા; એટલા શબ્દોચ્ચાર થતાંજ અજાઝીલ સેતાન બની ખુદાનો દુશ્મન થઈ વિરોધીપણાથી વરતવા લાગ્યો, ને આ ખુદાની રચેલી ખલકમાં જેટલી ચીજો રહેલી હતી, તેટલી ચીજોને સેતાન નઠારાં કર્મોનો બોધ આપવા લાગ્યો, ને એના કહયા પ્રમાણે જેટલી ચીજો નઠારાંકૃત્યોપર ચાલતી હતી, તેટલીઓનો ઉપરી સેતાન થતો હતો, ને તેઓને નર્ક (દોજખ) કુંડમાં રાખી તેના ઉપર અમલ ભોગવતો હતો. એવી રીતે સેતાન પોતાનાં કર્મો કરવા લાગ્યો, ને પ્રત્યેક મનુષ્યના મનમાં પ્રવેશ કરી એ સેતાન ખુદાની બંદગી કરવા દેતો નથી, તેમજ સ્નાન, ધ્યાન, પરોપકાર, પરમાર્થ, દયા, ક્ષમા, વિગેરે પવિત્ર કૃત્યો કરવા કોઈ બેસે, ત્યારે

એ સેતાન આળસ, અજ્ઞાન, ઊંઘ, અવિચાર વિગેરેનો તેનામાં પ્રવેસ કરાવી, તેને સારાં કૃત્યોથી દુર રાખેછે. પણ પરમેશ્વરની ભક્તિ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાયછે, ત્યારે તેનામાં પવિત્રજ્ઞાનની ધારા હરપળે ગમન કરવા માંડેછે. ને અશુચિરૂપ મલિન વિચારોનો ક્ષય થાયછે, એટલે સેતાનનું પરિબળ અટકેછે. એવી રીતે ખુદાએ અજાજીલ ફરેસ્તાને સેતાન બનાવી દીધો. પછી ખુદાએ પેલા આદમના પુતળાને વિષે જીવન પવન ફુંક્યો, કે તરત તે પુતળું સજીવન થયું. તે પ્રસંગે આદમ આખી પૃથ્વીની રચના જોવા લાગ્યો, ત્યારે આ દુનિઆમાં જમીન આકાશ વિગેરે પંચભૂતો શિવાય કોઈ પણ પ્રકારની ચીજ તેના જોવામાં આવી નહી, પણ સર્વ પૃથ્વીના પ્રદેશપર રેતીજ દીઠી, ને એકલો બીઆબાન સુમશાંન મેદાનમાં પોતે પોતાને જણાયો, ત્યારે ઉદાસીમાં ગરકાવ થઈ નિંદ્રાવશ થયો, આ પ્રસંગે ખુદાએ વિચાર્યું કે, આદમને ગમત થવા સારૂં એક બીજું બુત (પુતળું) પ્રગટ કરી આપું, એવા નિશ્ચયથી ખુદાએ આદમના ડાબા ભાગમાંથી કેટલુક માંસ વા હાડકું કાઢયું, ને તેની એક સ્ત્રી બનાવી, આ સ્ત્રીનું નામ ઇવ વા હવ્વાં પડ્યું. તેથી આ સૃષ્ટિના સર્વ મનુષ્યોની પેદાશ ફક્ત એક જોડાંથી ગણાઇછે, ને તે જોડું તે આ આદમને ઇવનુંજ છે, બીજું નથી.

આ આદમ ઈવથી સૃષ્ટિના મનુષ્યો ઉત્પન્ન થવા લાગ્યાં, ને કેટલાએક વર્ષ વિત્યા પછી ઉપલા ત્રણે પેગંબરો થયા, બાદ આખરે ઇસલામ ધર્મની વૃદ્ધિ કરવા મહંમદ પેગંબર પ્રગટ્યા, ત્યારથી મુસલમાની પ્રજા વા ધર્મની ચઢતી થઈ. પણ જયારે મહંમદ જન્મ્યો, ત્યારે સર્વ પ્રજા મુર્તિપુજક ધર્મપર ચાલતી હતી. આ મુર્તિપુજક ધર્મ ઘણોજ જુનો ગણાતો હતો, તેમાં કેટલાક દેવતા, પીર, પેગંબર, નવ ગ્રહનું સ્મરણ વા તેને સારૂં અનેક પ્રકારના ક્રિયાકર્મ, મંત્ર, જંત્ર વિગેરે વિચિત્ર જાતના અનુષ્ઠાનો થતાં હતાં, ને તેજ પ્રસંગે યાહુદી ને ક્રિશ્ચિયન ધર્મનુ પણ પરીબળ હતું, ને તેના મોટાં દેવલો હતાં, જેનો મહંમદે નાશ કીધો, મહંમદ ઈ૦ સ૦ ૫૬૯ માં જન્મ્યો. એની માનું નામ અબદુલમુતાલેબ, ને બાપનું નામ અબદુલ્લા. તેમજ કાકાનું નામ અબુતાલેવ હતું, એની જન્મભૂમિ મક્કાછે. ને એ હીરા પર્વતપર નિત્ય જતો હતો, ત્યાં એક દીવસ એવો ચમત્કાર એના જોવામાં આવ્યો, ને તેથી યથાર્થ સમજાયું કે, જાણે હું ધર્મ પ્રસિદ્ધ કરૂં, જે ઉપરથી એણે તેવીસ વર્ષ પર્યન્ત ધર્મ વૃદ્ધિનું કાંમ કર્યું. ને પોતે ૬૩ વર્ષની ઉમરે મરણ પામ્યો, આ ધર્મનું નામ ઇસ્લિામ એટલે પરમેશ્વરપર વિશ્વાસ રાખી ચાલવાનો ધર્મ, જેથી એને દીન વા ઇમાન કહેછે, આ દીનને પ્રસિદ્ધ કરવામાં પ્રથમાધ્યાયમાં એવું જાહેર કીધું કે, દેવ એકછે, ને તેણેજ મહંમદને ખરો ધર્મ કહેવાને નિમ્યોછે, આ વાતને જેઓ કબુલ કરે તેને ઇસ્લિામ ધર્મમાં લેવા નહી તો ઠાર મારવા, એવા પ્રકારથી ઠામઠામ ધર્મ પ્રવર્તાવ્યો, ને સર્વ દેશોમાં અત્યંત

સ્થિતપણું થતું ચાલ્યું. મહંમદની બેટી ફાતીમાબીબી હતી, તેને પોતાના ભત્રીજા અલ્લીને આપી હતી, તેના હસેન ને હુસેન એવા બે દીકરા હતા. આ મહંમદ પાંચ સ્ત્રીઓ પરણ્યો હતો, તેનાં નામ, ખાદીજા, હાફસા, જેનાબ, ખેવાર, આયશા એ-ઓ હતી. તેમાં આયશાએ મહંમદ દેવલોક થયા પછી સર્વ પ્રજાને જાહેર કીધું કે, મારા બાપ અબુબકરે મહંમદનો સર્વ અધિકાર ચલાવવો એવું મહંમદે અંત-કાળપર કહ્યું હતું. આ વાતને સર્વ પ્રજાએ માની, તેથી ભત્રીજા અલ્લીનું કાંઇજ ચાલ્યું નહી, ને અબુબકર ખલીફા થયો, એણે અમિરૂલ મોમીનીન નામની કીતાબ લખી; પણ મહંમદની બીજી સ્ત્રી હાફસાનો બાપ ઉમ્મર કરીને હતો, તેણે મહંમદ શાથે રહીને ધર્મ વૃદ્ધિકૃત્યમાં પૂર્ણ મદદ આપી હતી, તેથી મહંમદે તેને પોતાના વખતમાં મોટા સરદારીના ઓદ્ધા ઉપર ચઢાવ્યો હતો. આ મહંમદ સ્વભાવે શાંત, નિર્વિકાર, સત્યવાદી, વિશ્વાસુ, એકમાર્ગી ને ખુશ મિજાજી હતો. ને ઉમ્મર ઘણોજ આસ્તિક ને ફકીરીવાપર ચાલવાવાળો હતો, તેથી એણે ધર્મની અત્યંત વૃદ્ધિ કરી, એણે મહંમદના પછી પોતાની સરદારી ઉસમાનને આપી, તેથી અલ્લીનું કાંઇજ ચાલ્યું નહી, ને ઉસમાન ખલીફા થયો, આ ઉસમાનને અબુબકરના છોકરા મહંમદે ઠાર માર્યો, તે પ્રસંગે એણે પોતાની સર-દારી અલ્લીને આપી, આ ઇસલામી ધર્મમાં ઉપરના હેવાલ ઉપરથી એ ધ-ર્મમાં બે પક્ષ પડી ગયલાં છે, તેમાં શીઆ જાતના મુસલમાન, અબુબકર, ઉ-મ્મર ને ઉસમાન એઓને ઇમામ તરીકે કબુલ રાખતા નથી, ને સુન્ની જાતના મુસલમાનો એઓને ઇમામ તરીકે કબુલ કરે છે. આ તકરારથી બે પક્ષ પડેલાં છે, પણ શીઆ જાતના મુસલમાનો અલ્લીને પેહેલો ઇમામ કહે છે, ને બીજા અગ્યાર મળી ખરા બારજ ઇમામ ગણેલાછે, તેના નામ, અલ્લી, હસન, હુસેન, બીજો અલ્લી, મહંમદ, જાફર, મુસા, ત્રીજો અલ્લી, મહંમદ, ચોથો અલ્લી, હસન, મહંમદ એઓ છે. એ ધર્મના એક પક્ષમાં કહેછે કે, ઉમ્મર જે ઇમામ છે, તે ચોથા અસમાનપર રહેલો છે, તેથી તે એક વખત આ દુનિઆમાં પેગંબર થઇ આવશે, ને બીજા પક્ષમાં એ વાતને નિષેધ કરેછે. પણ કહેછે કે, હવે મં-હંમદ શિવાય બીજા કોઈ પેગંબર થનાર નથી, પણ જ્યારે કયામતનો વખત આવશે, ને સર્વ મર્ણ પામેલાં સ્ત્રી પુરૂષોને પૃથ્વીમાંથી એકજ વખત ખુદા જીવતાં કરશે, ને ત્યારે તેની અરવા ખુદાની આગળ પોતાના જેવાં જેવાં સારાં નઠારાં કર્તવ્ય કર્મ કીધાંહશે, તે સર્વનું બયાન યથાર્થ કરશે, તેના ઉપરથી ખુદા, પાપી અ-રવાવાળા જીવોનો નાશ કરશે, અને પુણ્યવંત ધાર્મિક જેઓની અરવા હશે, તે-ઓને ખુદા પોતાની પાસે સદા કાયમ રાખશે. એ ઇનિસાફવાળા દીવસનું નામ કયામતનો દીવસ કહેયોછે. આ કયામતના દીવસે ખુદાની આસપાસ તેના પાક ને રાસ્ત ફરેસ્તાઓ, પેગંબરો ને ધાર્મિકજનો, જેવાંકે પીર, ફકીર ને એકાન્ત-વાસમાં રહેલા એવા કલંદરો રહેલા હોયછે, ને તેઓની સમક્ષ યથાર્થ ઇનિસાફ

ખુદા કરશે. એમાં કહેછે કે, માણસની અરવા બીજાં પ્રાણી જેવી નથી, પણ એ અરવા ઘાણીજ કીંમતી ને પવિત્ર છે, કેમકે આદમની પેદાશ ખુદાએ જીવન પવન મુકીને કીધી છે, ને એ આદમની આકૃતિ ખુદાએ પોતાની તસવીર મુજબ મુજબ ઉત્પન્ન કરીછે. એ ધર્મમાં તન શુદ્ધિ સારૂં સ્નાન, ધ્યાન, બંદગી, પવિત્રતા પાળવાની પદ્ધતિ, નીમાજનો પાંચ વખતનો નિયમ જાળવાનો હુકમ. સારાંશકે, કપડાં, લુગડાં, વાશણકુશણ વિગેરે સર્વ ચીજોમાંથી નાપાકી દૂર રાખવાની સખ્ત ફરજ પાડેલીછે. ને હરમિનિટે કલમો પઢવાનો હુકમછે. જે કલમો પઢી જાણતો નથી, તેને મુસલમાનમાં ગણતાં અચકાયછે. તેમ જીવ હિંસા ને નિષાવાળી સર્વ ચિન્નોની મના કરેલીછે. છતાં મનશુદ્ધિસારૂં મંત્ર, જંત્રના ગ્રંથો, ખુદાની બંદગી.કેવા પ્રકારથી કરવી. પ્રત્યેક મનુષ્ય સાથે કેવા જ્ઞાનથી વરતવું, વિગેરે અનેક પ્રકારની ઉપાસનાની વિધિ, નીતી વિગેરે દરશાવવા સારૂં અનેક ગ્રંથોછે. તેમજ જ્ઞાન શુદ્ધિ સારૂં. જડશું ! ચૈતન્યશું ! પવિત્રશું ! અપવિત્રશું ! સત્યશું ! અસત્યશું ! વા આ સર્વ સૃષ્ટિ કેવા પ્રકારથી, કયા પદાર્થોથી બનીછે. ને તેમાં કેવી યુક્તિ ખુદાએ રાખીછે, વિગેર અનેક પ્રકારના જ્ઞાનપર અનેક ગ્રંથોછે. જેને મનન કરવાથી પ્રત્યેક મનુષ્ય ખુદ ખુદાના નુરને જાણી ખુદા કેવા જ્ઞાનમાં ને કેવી રીતે કયાં રહેલાછે. તેના શોધમાં તે મનુષ્ય પચી જાયછે. એવા પુરૂષોને પીર, પેગંબર, કલંદર, ફકીર વિગેરેની પદવી આપવામાં આવેછે. આજ્ઞાનના અનુભવપર પણ અનેક ગ્રંથો લખાયલાછે.

## ક્રિશ્ચિયન ધર્મ.

આ ધર્મ ઈશુ ખ્રિસ્ત નામના પેગંબરે આજથી ૧૯૦૦ વર્ષપર ચલાવ્યો. તેની પહેલાં યાહુદી ધર્મ ચાલતો હતો, ને તે પ્રસંગે આગષ્ટ સિઝર નામનો રાજા રોમની ગાદીપર રાજય કરતો હતો. આ મહાત્મા પેગંબરે ખુદાને ત્યાંથી બાઈબલ કીતાબ આણી હતી, ને આ બાઈબલ હિબ્રુને ગ્રીક ભાષા લખાયલું હતું. આ ધર્મમાં એનજીલ, તોરેતને જબ્બુર એ કીતાબોના જ્ઞાનને માનેછે, પણ ખરો પેગંબર ઈશુજછે, ને બીજા પેગંબરો ખરા હતા, પણ તેઓને ખુદાએ કબુલ કરેલા હતા, પણ પાછલથી તેમની કીતાબોનો કેટલોક ભાગ રદ કરેલો છે. ઇશુખ્રિસ્તની પહેલાં આ પૃથ્વીપર એશિઆ, યુરોપને આફ્રીકા ખડમાં અનેક પ્રજાઓ વસતી હતી, ને તેઓમાં ઘણો ભાગ મુર્તિપુજક હતો, તેથી તેઓ સૂર્ય, ચંદ્ર, તારા, પહાડ, નદી, સમુદ્ર વિગેરેને માનતી હતી. તેમ અનેક દેવી, દેવતા, પીર પેગંબરોના ઉપર વિશ્વાસ રાખતી હતી, તેમાં તેઓ સત્ય બોલવુ, ચોરી ન કરવી, કુકર્મ ન કરવું, ને પોતાના ઉપરી જેવાંકે, માતાપિતા, શેઠશાહુકાર, રાજા, ધર્મગુરૂ વિગેરેની આજ્ઞા પ્રમાણે વરતતી હતી, છતાં કેટલોક મોટો ભાગ જંગલીને તેપશુવત્ પણ હતો. ઇશુખ્રિસ્ત પેદાથયો ત્યારે રોમન લોકોનું રાજય હતુ.

ને યાહુદીઓનો ધર્મ તોરેત કીતાબ પ્રમાણે ચાલતો હતો. પણ ઈશુખ્રિસ્ત પેદા થવા અગાઉ તેના બાપ ને ખુદાએ સ્વપ્નું આપ્યું કે, તારી સ્ત્રીની કુખમાં જે ગર્ભ રહ્યોછે, તે ગર્ભમાં મારો પવિત્ર આત્મા તેજ મારો પુત્રછે. આ મારા પુત્રને મેં ધર્મનો બોધ આપવા મોકલ્યોછે. કારણ કે આદમને ઇંડવ ઉત્પન્ન થયાં હતાં, ને તેમને મેં ના પાડી હતી કે, તમો જ્ઞાન વૃક્ષના ફળ ખાસો નહીં, છતાં તેમણે સેતાનના કહ્યાથી ખાધાં, ને મારી આજ્ઞા તોડી; તેથી આ પૃથ્વીમાં જેટલી મનુષ્ય જાત છે, તે સર્વ આદમની ઓલાદ છે. આ ઓલાદને જે પાપ નડેછે, તે મારી આદમે તોડેલી આજ્ઞાભંગનું કારણ છે. આ આજ્ઞાભંગના પાપમાંથી મેં સર્વ પ્રજાને દુર કરવા સારૂં વા સર્વના પાપોનો જુમ્મો પોતાને માથે ગ્રહણ કરી તે પ્રજાના ગુન્હા બદલ ફાંસીપર ચઢવા સારૂં, મારા પ્યારા પુત્ર ઇશુ ખ્રિસ્તને મોકલ્યો છે: તેથી સર્વ માણસોના ગુન્હાનો જુમ્મો ઈશુ ખ્રિસ્ત પોતાને માથે ખેંચી લેશે, ને જ્યારે ફાંસીએ ચઢશે, ત્યારે તમામ માણસો આજ્ઞાભંગના પ્રાયશ્ચિતમાંથી છુટશેઃ વાસ્તે તારે તારી સ્ત્રીને દુઃખ દેવું નહીં, ને તે છોકરાનું રક્ષણ કરશો એવો મને તારો ભરોસોછે. આ ખુદાઇ સ્વપ્ના ઉપરથી એનો બાપ એનું સંરક્ષણ કરતો હતો, ને એનો જન્મ બેથલેમમાં થયો, આ જન્મની ખબર યાહુદી લોકોને થઈ કે તેઓ એને જાદુગર, ઢોંગી, ભૂત, પ્રેતનો ઉપાસક માની મારવા ફરતા હતા. પણ ઇશુ એવો ચમત્કારીક હતો કે, લાખો માણસોના મેળામાંથી એવો તો જતો રહેતો કે કોઈને તે વાતની ખબર પડતી નહોતી.

એ લાખો માણસોને બોધ આપતો હતો, કે ખુદા એક છે, ને તે આકાશમાં રહે છે. તેને હું દેખુંછું, પણ તમો દેખતા નથી: કારણકે તમારા પાપ રૂપ કર્મ તમને ખુદાથી દુર રાખેછે. ઇશુના ઉપર જે વિશ્વાસ લાવતું હતું, ને પોતાના મનમાં કહેતું હતું કે, જો ઇશુ ખુદાનો ખરો બેટો હોય તો મારો અમુક રોગ નાશ પામી જજો. એટલુંજ કહેતાં તેના અનેક રોગો દુર થઇ જતા હતા, ને તેવા રોગરહિત થએલા લોકો ઇશુના દર્શણે જતા હતાં, ને ઇશુની આસપાસ રહી તેની બંદગી કરતા હતા. એવી રીતે ઇશુએ ઘણાંએક રોગીઓના રોગને દુર કીધાછે. જેમાં તેણે આંધળાંઓને આંખ, પાંગળાંઓને પગ આપ્યા હતા. બેહરા, ઠુઠાં, લંગડા, કોડીઆ, રકતપીતીઆં વિગેરેના અસંખ્ય રોગો એનાં નામનું રટણ કરતાં દુર પળાતા હતા. એણે મુએલાંઓને જીવતા કીધાછે, તેમજ શેર અન્ન વા અછેર દારૂથી વીસ પચ્ચીસ હજાર મનુષ્યોને જમાડયાં છે. પવન ને સમુદ્રના તોફાનો એના કહેવાથી બંધ પડી જતાં જતાં, આવા પ્રકારના અનેક ચમત્કારો એણે કર્યા હતાઃ ને એ ચમત્કારો તે જમાનાની પ્રજાએ પ્રત્યક્ષ જોયા હતા; એના સર્વ ચમત્કારો શ્રી કૃષ્ણ ભગવાનના ચમત્કારોને મળતા હતા; તેથી એનું વર્ણન કદાચ કૃષ્ણ ચરિત્ર ઉપરથી થયું હોય એવો શક મને જાયછે.પણ તેમ નથી: તોપણ દુષ્ટ યાહુદીઓ એને જાદુગર, ઢોંગી, ઈલિમી, ભુત, પ્રેતનો ઉપાસક ગણી

ધિક્કારતા હતા. ઇશુ મુર્તિપુજાનો નિષેદ્ધ કરતો હતો, ને એક ખુદાને માનવાની આજ્ઞા કરતો હતો. એના બાર શિષ્ય હતા, તેઓ એના અનેક ચમત્કારોથી વાકેફ્-ગાર થયલા હતા, તેમજ સર્વ વાતથી એણે તેઓને વાકેફ કીધેલા હતા. તેમાં કહ્યું હતુ કે, આપણામાંથી એક પુરૂષ મને દુશ્મનને સ્વાધીન કરશે, તે પ્રસંગે તમો સર્વ બેઇમાન થઈ જશો, ને મને જયારે ફાંસીએ ચઢાવશે, ત્યારે તમારામાંનું કોઈ પણ હાજર રહેશે નહી. પણ હું કહુંછું કે, મને ફાંસીપર ચઢાવ્યા પછી જે કબરમાં ઘાલશો, તેમાંથી હું ત્રીજે દીવસે જીવતો થઇશ. બાદ હું ખુદાને ત્યાં જઇશ. આ અગમ્યપણાની હકીગત કહેલી, છતાં પાછલના ઠેરવેલે દીવસે ઉપલા સર્વ ચેલાઓ બેઈમાન થઈ ગયા, ને એક ચેલાએ ઇશુને બતાવી દીધો. તેથી દુશ્મનોએ પકડી ફાંસીએ ચ-ઢાવ્યો. ને બીજે દીવસે કબરમાં તેને લઈ ગયા. ને ત્યાંથી તે ત્રીજે દીવસે જીવતો થયો. ને ઘણાંએકને દર્શણ આપી પોતે સ્વર્ગમાં ગયો. ત્યાર બાદ પાછલથી એના ચેલાઓ ધર્મવૃદ્ધિ કરવા મંડયા. તેમાં તેઓ કહેતા હતા કે, મનુષ્યના પાપનો જુ-મો લઈ ઇશુ ફાંસીએ ચઢયો, એવો પરોપકારી ને પવિત્ર આત્મા આપણો ગુરૂ ઇશુજછે. ને તેના અનેક ચમત્કારો જગત્‌ના લાખો માણસોએ જોયાછે. તેથી તેઓ એને ખુદાનો બેટોજ સમજતા હતા, તે છતાં પણ હમારી તથા બીજાઓની ખાત્રી તેણે કરી આપી હતી. તેમાં તેણે જે જે ભવિષ્યવાણી કહી હતી, તે સર્વે સત્ય થએલી આપણે સર્વેએ જોઇએ છિયે. તેથી ખાત્રી થાયછે કે ઇશુ ખુદાનોજ બેટો હતો. એટલોજ વિશ્વાસ તેના ચમત્કારો ઉપરથી જેઓ લાવેછે, તેઓ આ ખ્રિસ્તિ ધર્મનો પુરૂષછે. ને જેઓ ઇશુના ચમત્કારો ઉપર ખાત્રીથી વિશ્વાસ નથી લાવતા તેઓ બીજા ધર્મનાછે. સારાંશ કે, જેઓ ઇશુના ચમત્કારપર વિશ્વાસ રાખવો ને શ્રદ્ધાથી એજ ધર્મપર વળગી રહેવું, તે ખરો ક્રિશ્ચિયન કહેવાય; ને એ ધર્મનું મુળતત્વ પણ એટલુંજછે કે, તેણે ઇશુને ખુદાનો બેટો માની, તેના કરેલા ચમત્કારો ખરા છે એમ સમજી ખુદાની બંદગી કરવી, ને ખુદા, ઇશુને પવિત્ર ભુત એટલે ઇશુ મર્ણપામી જયારે પાછો પોતાની મેળે જીવતો થયો તેનું નામ પવિત્ર ભુત. એ ત્રણે એકજ રૂપછે; મતલબ કે, ખુદા તે પિતા, ને ઇશુ તે પુત્ર, ને પવિત્ર ભુત એ ત્રણ એકજ રૂપછે; એમાં ભેદ ગણવાનો નથી; આ સત્ય સિદ્ધાન્તને માનવો એટલે તે સર્વ જ્ઞાનને પામ્યો, એમાં એ વિના કાંઈ બીજું જ્ઞાન મેળવવાનું પ્રયોજન નથી.

ઇશુ જયારે જીવતો થઇ કબરમાંથી ઉઠયો, ત્યારે ઘણા લોકોએ તેને દીઠો હતો. પણ પાછલથી ઇશુના કરેલા ચમત્કારોપર અસંખ્ય લોકોની આસ્તા વધી પડી, ને એને ખુદાનો બેટો સત્ય રીતે સમજ્યા; ને બાઇબલ કીતાબને ખરી કીતાબ માની, ને બીજી કીતાબોપરથી આસ્તા દુર થઇ: પણ યાહુદી વિગેરે પ્રજાનો મત, એના કરેલા ચમત્કારો વિષે ઉળટો હોવાથી કહેતા હતા કે, એ સર્વ ચમત્કારો ઇશુએ જાદુઆઈના પ્રતાપથી કરી બતાવ્યા હતા, પણ તે કાંઇ ખુદાનો બેટો નહોતો. એ ધર્મમાં ખુદા એક છે, ને તે નીરાકાર, નીરંજન, જયોતિસ્વરૂપ છે, ને તેણે કાંઇ

મુર્તિપુજન કરવાને કહ્યું નથી. પણ સત્ય બોલવું, ચોરી, કુકર્મ વિગેરે અનાચારના કૃત્ય ન કરવાં, તેમ ખુદાથી આદમ જ્યારે ઉત્પન્ન થયો, ત્યારે આદમનો આત્મા બીજાં પ્રાણીઓથી શ્રેષ્ઠતાવાળો પ્રગટ કર્યો. પણ બીજાં પ્રાણીઓનો આત્મા મનુષ્ય જાતના આત્મા જેવો શ્રેષ્ઠ નથી. પણ તે આત્માઓ ફકત મનુષ્યના સંરક્ષણ સારૂં ઉત્પન્ન કરેલાંછે. તેથી મનુષ્ય શિવાય બીજાં પ્રાણીને મારતાં કાંઇજ હરકત નથી. ને તેમાં કાંઈ ખુદાનો ગુન્હો થતો નથી. ઇશુ હવે હાલમાં આવશે નહી. પણ તેણે કહયુંછે કે, હું ખુદા શાથે કયામતને દીવસે આવીશ. ને મને માનવાવાળા જેટલા આત્માઓછે, તેટલાઓને ખુદા બચાવશે, ને બીજાઓને શિક્ષા કરશે. આ ઇનિસાફને દીવસે ભકત લોકોની મોટી પ્રસંશા થશે. આ ધર્મની ગાદી ઇટાળીના રોમ શેહેરમાં સ્થાપન થઇ. ને એ ધર્મના આચ્ચાર્યો ઘણાંજ હુશિઆર નિકળ્યા. તેથી તેમણે પોતાની પુરસત્તા રાજા પ્રજા સર્વના ઉપર બેસાડી. ને તે સત્તા સર્વ રાજાઓના કરતાં વધી પડી હતી. તેમાં એ ધર્મ ગુરૂઓની મરજી શિવાય વા મંજુરીયત વગર રાજાઓને ગાદીપર પ્રજા બેસાડી શકતી નહોતી વા રાજાથી બેસાતું ન હોતું; ને રાજા ધર્મવિરૂદ્ધ કદાપી વરતતા હતા, ત્યારે તેઓને એ લોકો કેદ કરી શકતા હતા; ને પોતાની મરજીપૂર્વક શિક્ષા કરતા હતા, એવા એ સર્વોપરી સત્તા ભોગવતા હતા, આ ધર્મગુરૂની ગાદીપર બેસનારા આચાર્યોને પોપ કહેતા હતા. પોપની સત્તાની સામે કેટલાએક રાજા ને પ્રજા હર વખતે થયાં હતાં; તેમાં કેટલાએક લોકોએ પોપનું ધર્માધિકારીપણું કબુલ રાખ્યું, ને કેટલાએકો એ ના કબુલ કીધું; આ નાકબુલ કરનારાઓ પ્રોટેસ્ટંટ કહેવાયા, ને કબુલ કરવાવાળાઓ રોમનકેથોલીક કહેવાયા.

આ ઉપરથી અનેકમત એ ધર્મમાં પડયાંછે, ને તેમાં કેટલાએક બાઇબલને ઇશ્વિર કૃત્ય માનેછે; ને કેટલાએક બાઇબળની ક્રિયાઓ ને વાતોનો જાુદો અર્થ કરેછે; ને એક બીજાને કહેછેકે, તમો માનોછો તે ખોટુંછે ને હમો માનીએ તે સાચું. એ ધર્મમાં પોપ શિવાય બીજા કોઈ બાઇબિલને જાણવા માગતા વા બાઇબલનો તરજુમો કરી વાચતા, તો તેઓને તેઓ મારી નાંખતા હતા. તેમ છતાં એ કહેતા હતા કે, બાઇબલમાં જે વાત લખીછે, તેના ઉપર કાંઈબીજા પ્રકારનો વિચાર કરવો નહી; ને કોઈ કાંઈ વિચાર કરેતો તે બાઇબિલ વિરૂદ્ધ ચાલ્યો એમ મનાતું હતું. પણ પાછલથી પ્રોટેસ્ટંટ ને રોમનકેથોલીક નામની બે મોટી શાખા થઈ થઇ પડી, ત્યારથી ઉપલો જાુલમ અમલમાં આવતો બંધ પડયો. છતાં રોમનકેથોલિકમાં તો બાઇબિલમાંથી ખરાં ખોટાનો તફાવત હજી સુધી કાઢી શકાતો નથી; તેમ પોપની વિરૂધ્ધ કોઇથીજ બોલી શકાતું નથીજ. પણ ઉપલી બે શાખા પડયા પછી આશરે ૨૫૦) પંથ ચાલ્યાછે. તેમા કેટલાએક ક્રેસ્ટનું પ્રભુપણું કબુલ કરતા નથી, ને કેટલાએક તેને મનુષ્ય તથા ઇશ્વર એ બેઉ વચ્ચેનો ગણેછે. કેટલાએક કહેછેકે, પાપ ને ઇશ્વર કૃપા એ બેઉની જરૂર નથી. કેટલાએક કહેછેકે, જનદયા

ને ભાવ રાખવો એજ પરમ ધર્મછે. ને એના શિવાય તમામ વ્યહવાર મિથ્યાં છે; કેટલાએક કહેછેકે, દેહકષ્ટ કરવાથી આત્માની શુધ્ધિ થાયછે, તેથી દેહકષ્ટ કરવુંજ જોઇએ. કેટલાએક કહેછેકે, આ સંસાર વ્યહવારના સર્વ વિષયોમાં સારાસારનો ભેદ નથી; કેટલાએક કહેછેકે, દેહકષ્ટ જેવાંકે, અપવાસ, પશ્ચાતાપ, એકાન્તવાસ રાખવાથી આત્માનો છુટકો થતો નથી; પણ એના કરતાં સરસ ઉપાય એજછેકે, ઉપરની સર્વ યોજના કરતાં માહાદુઃખદાયી, કાયામાંથી છુટકો કરવાને સારૂં અતી સ્રીસંગ કરવો એજ પરમ સાધનછે.

ઉપરના પ્રોટેસ્ટંટ, રોમનકેથોલિક વિના એક ત્રીજો ગ્રીક પક્ષ છે. આ ગ્રીક ખ્રિસ્તિઓમાં એકાન્તવાસ, અપવાસ, પ્રાર્થના ને દેહકષ્ટ એ ચાર રાખવા નો મોટો આગ્રહ છે; પણ આ ખ્રિસ્તિ ધર્મ પાંચમાં સૈકામાં અનેક તર્ક, અનેક ક્રિયા ભળવાથી પૂર્વના નિયમથી ભ્રષ્ટ થયોછે; પણ તેમાં નામ, રૂપ, ઇચ્છા, ધારણા, ઇંદ્રિયો, આધિ, વ્યાધિ, ઉપાધિ, દુઃખ, શોક, શ્રમ, જરા, મૃત્યું એ સર્વનું મુળ જન્મ છે. ને એ જન્મનું કારણ અજ્ઞાન છે, ને એનો નાશ ધર્મથી થાય છે. ધર્મિ પુરૂષોએ યોગાભ્યાસના મહાવરાથી સંસાર સુખનો ત્યાગ કરી શાંતિમાં રહી પવિત્ર આત્માને પ્રાપ્ત કરવોઃ એનો સિદ્ધાંત એવો કે, સર્વ મનુષ્યોને ભાઈ પ્રમાણે જાણવાં, શત્રુનું ભલું ઇચ્છવું, સર્વના કલ્યાણ સારૂં તન, મન ને ધન ખરચવું. એમાં આશરે ૨૫૦ પંથ છે, છતાં તેમાંનાં કેટલાંક નામો પ્રગટ કરૂંછું.

૧ ઇસ્ટા. ચર્ચ ઑવ ઈંગ્લંડ, ૨ એપિ. ચર્ચ ઑવ સ્કાટલંડ, ૩ ફ્રી ચર્ચ આવ સ્કાટલંડ, ૪ સિસીડર્સ, ૫ બરધર્સ, ૬ આન્ટિ બરધર્સ, ૭ પ્યુરીટન્સ, ૮ પ્રેસ્બીટેરીઅન્સ, ૯ યુનાઇટેડ પ્રેસ્બીટેરીઅન્સ, ૧૦ રીફાર્મ્ડ પ્રેસ્બીટેરીઅન્સ, ૧૧ ઇન્ડીપેન્ડંટસ, ૧૨ બાપટિસ્ટ્સ, ૧૩ ફ્રિવિલ બાપટિસ્ટ્સ, ૧૪ ઓલ્ડ સ્કુલ બાપટિસ્ટ્સ, ૧૫ એરીયન્સ, ૧૬ યુરીટેરીયન્સ, ૧૭ સોસાયટી આવ ફ્રેન્ડસ, ૧૮ મેથોડીસ્ટ્સ, ૧૯ વેસ્લીયન્સ, ૨૦ કલવિનિસ્ટક, ૨૧ ક્વાએટીસ્ટ્સ, ૨૨ બટેમેનીસ્ટ્સ, ૨૩ બેરેલસ્ટ્સ, ૨૪ કામેરોનાઇટસ, ૨૫ કીસ્પાઈટીસ, ૨૬ ડીસ્રકસ્નીસ્ટ્સ, ૨૭ ગ્લાસાઇટસ, ૨૮ નોસ્ટિકસ, ૨૯ હલડનાઈટસ, ૩૦ હોપકીસાન્સોનિયન્સ, ૩૧ હસ્સેઆઈટસ, ૩૨ હંટિંગ્ટોનિયન્સ, ૩૩ ઈન્ધ્રિમાઇટ્સ, ૩૪ ઇરિવિંગાઇટસ, ૩૫ જાન્સેનિસ્ટ્સ, ૩૬ જેસુસ્ટ્સ, ૩૭ જાન્સોનિયન્સ, ૩૮ જેપર્સ, ૩૯ મોરેવિયન્સ, ૪૦ માર્મન્સ, ૪૧ મોરીસાનિયન્સ, ૪૨ પંકર્સ (ટંકર્સ), ૪૩ સ્વિડન્સ બોર્ઝીયન્સ, ૪૪ રીગોસીસ્ટ્સ, ૪૫ સબટેરીયન્સ, ૪૬ સાન્ડીમેનીયસ, ૪૭ સૌથ—કોટર્સ, ૪૮ સ્વાડર્લ, ૪૯ શેકર્ઝ, ૫૦ સેકરેડ સોડા લાઇટસ, ૫૧ પ્લાઇમોથબ્રેધ્રન, ૫૨ સોસાયટી આવ ફ્રેન્ડઝ. આ ઉપરથી સર્વ મતોમાં સોસાયટી આવ ફ્રેન્ડઝનું મત તદ્દન જુદુ છે. એમાં કહેછે કે, ૧ કદી સમ ખાવા નહી, બાઇબળ આપી સમ આપે તો ન લેવા. ૨ લગ્નક્રિયા, ધર્મક્રિયામાં કાંઇ પણ કર્મકાંડ કરવાની જરૂર નથી. ૩ કોઇ પણ મનુષ્યને મોટાઇથી ન બોલાવવો. ૪ કોઇને માન ન આપવું. ૫

મંડળીમાં ટોપી ન ઉતારવી. ૬ સાદો પોશાક સદા પેહેરવો. ૭ મુએલાંઓનો શોક ન પાળવો. ૮ દેવળમાં ઘંટ ન વગાડવો. ૯ બચ્ચાંના નામ પાડવા દેવળમાં ન લઈ જવાં. ૧૦ કદી વેર ન કરવું તેમ વેર થયું હોય તો કોઈ સાથે લડાઈ ન કરવી.

## યાહુદી ધર્મ.

આ ધર્મ તોરેત, એનજીલ ને જબ્બુર કીતાબને માનેછે. ને એ કીતાબો ગ્રીક, હિબ્રુ, અરબી, સેમેટીક ને મોંગોલિક ભાષામાં પ્રથમ સમયે હતી. પણ એના તરજુમાઓ અનેક ભાષાઓમાં હાલમાં થયાછે. આ ધર્મમાં સત્યરૂપ પવિત્ર કીતાબ એક તોરેત ને એનજીલ એ બેઉને ગણેછે. ને પોતાનો ખરો પેગંબર એનેજીલનો કર્તા મુસાઉર્ફે મોઝીઝને માનેછે. ને બીજા સર્વ પેગંબરો ખરા હતા, પણ પાછલથી બગડી ગયાથી ખુદાએ પેગંબરી દાવો તેઓની પાસેથી લઈ લીધો હતો. પણ કીતાબો ખુદાએ કાંઈ રદ કીધી નથી. ધર્મમાં સાચી કીતાબ જે કે તોરેત, તેના ઉપરથી સૃષ્ટિ ઉત્પત્તિ તે નીચે પ્રમાણે દરશાવેછે.

## સૃષ્ટિ ઉત્પત્તિ.

अ. તોરેતમાં કહ્યુંછે કે, પ્રથમ સૃષ્ટિમાં કાંઈજ પ્રગટ થયું નહોતું. ને ખુદાનો આત્મા પાણીપર તરતો હતો. તે સમયે સર્વત્ર અંધકાર વ્યાપી રહયો હતો. તેવામાં ખુદાએ આકાશ, પૃથ્વી ને ઉત્પન્ન થવાનો હુકમ આપ્યો, એટલે તેઓ ઉત્પન્ન થઇ આવ્યાં. ત્યારે ખુદાએ અંધકારને જોઈ તે ઉપરથી કહ્યું કે, અજવાળું ઉત્પન્ન થાઓ. એવું કહેતાં અજવાળું થયું. ને અજવાળાંના યોગથી પૃથ્વી બેડોલ જણાઇ, ને તેનાપર પેલો અંધકાર જોયો. તેથી ખુદાએ અજવાળાંને દીવસ ને અંધકારને રાત્રી કહી. આટલું કૃત્ય ખુદાએ પ્રથમ સમયે કીધું. તેજ પેહેલા દીવસનું નામ રવીવાર પડયું. કેમકે કાળ (વખત) ની ગણત્રી સૂર્ય દેખાયો ત્યારથી શરૂ થઇ. જેથી તેનું નામ પેહેલો દીવસ પાડયું.

ब. ઉપરના પૃથ્વી આકાશનાં મધ્યમાં પાણી હતું, ને તેનાપર ખુદાનો આત્મા તરતો હતો. તેમાં પાણીના સંયોગે કરીને ખુદાએ વિભાગો કીધા. જેમાં પાણીના ઉપલા ભાગનું નામ સ્વર્ગ પાડયું. ને નીચેના ભાગનું નામ પૃથ્વી કહી. બીજો દીવસ.

क. જયારે પાણી ઉપર ગયું, ત્યારે પૃથ્વી સુકી થઈ ગઇ. તેથી જયાં પાણી એકત્ર થઈ રહ્યું, તેટલા ભાગને સમુદ્ર કહ્યો. ત્રીજો દીવસ.

ग. ખુદાએ મોટી જયોતિને સૂર્ય કહ્યો. ને નાની જયોતિને ચંદ્ર કહ્યો. ચોથો દીવસ.

ङ. ખુદાએ વિચાર કીધો કે, મારા જેવી આકૃતિને મળતો એક પુરૂષ પેદા કરૂં, ને તેને આ સૃષ્ટિના સર્વ જીવોનો ઉપરી કરૂં, ને સર્વની મુખત્યારી તેને આપું. પાંચમો દીવસ.

प. ખુદાએ ઉપર પ્રમાણે સૃષ્ટિ બનાવી, તેનાપર પશુ, પક્ષી, કીટ, પતંગ જળચર,

ખગચર, વિગેરે પ્રાણીઓ, ને અરાડભાર વનસ્પતિ વિગેરેને પ્રગટ કરી, આં-શીરવાદ આપ્યો કે, તમો સર્વ સ્થાવર જંગમાદિક પદાર્થો હરો, ફરો, ચરો, મરો, રમો, જમો, વધો ને ઘટો. સારાંશ કે, તમને સર્વ સ્થિતિ પ્રાપ્ત થાઓ, એમ કહ્યું. છઠ્ઠો દીવસ.

મ. એવી રીતે સૃષ્ટિ રચ્યા પછી પૃથ્વીમાંથી માટી કાઢી પોતાના આકારને મળતો એક પુરૂષ બનાવ્યો, તેનું નામ આદમ પાડ્યું. આ આદમના પુતળાંની કાયામાં જીવન પવન ફુંક્યો. તેથી તે પુતળું જીવતું થયું. ત્યારે આદમ આખી સૃષ્ટિની રચના જોવા લાગ્યો. તે પ્રસંગે આ દુનિઆમાં જમીન આકાશ વિગેરે પંચભૂતો શિવાય કોઈ પણ પ્રકારના જીવજંતું તેના જોવામાં ન આવ્યાં. પણ તમામ પૃથ્વીપર રેતીજ દીઠી, ને પોતે એકલોજ જણાયો. ત્યારે ઉદાસીમાં ગરકાવ થઇ નિંદ્રાવશ થયો. આ સમયે ખુદાએ તેનાં ડાબા ભાગમાંથી એક (હાડકું) વા માંસ કાઢ્યું, ને તેની એક સ્ત્રી બનાવી, તેથી સ્ત્રી પુરૂષની અર્ધાંગના કહેવાઇછે. પણ આ સ્ત્રીનું નામ ઇવ્વ (હવ્વાં) હતું. તેથી આદમને ઇવ્વ તે મેદાનમાં રમત ગમત કરતાં હતાં. તેવામાં ખુદાએ અકસ્માત એક નવપલ્લવ વાડી ઉત્પન્ન કરી દીધી. જેમાં અરાડભાર વનસ્પતિ, કંદ, મુળ, મેવા, ફળફળાદિ ને અનેક પ્રકારના અન્નાજોના ઝાડો. તેમજ કીટ, પતંગ, પશુ, પક્ષી, વિગેરે ચિત્રવિચિત્ર જાતના પ્રાણીઓ ઉત્પન્ન થએલાં આદમને ઇવ્વે જોયાં. ને પોતે બેઉ જણાં તે વાડીમાં રહેવા લાગ્યાં.

આ વાડીનું નામ ઇડનવાડી હતું, ને એને વિષે પેલું જોડું નગ્નાવસ્થામાં ફરતું હતું: ને બાળકની માફક શુદ્ધ નિર્વિકાર સ્થિતિમાં તેઓ રહેતાં હતાં. ને તેઓનામાં કાંઇ પણ માયાવચી જ્ઞાન નહી હતું. પરંતુ આ વાડીમાં સેતાન સર્પાકાર ધારણ કરીને ફર્યા કરતો હતો; છતાં તેનો કાંઇપણ ભય આ જોડાંને લાગતો નહી હતો; તેવામાં ખુદાએ આદમને કહ્યું કે, આ વાડીમાં પેલાં શુસોભિત, મિષ્ટ ને મોટાં એવાં ફળવાળું જે જ્ઞાન નામનું વૃક્ષછે. તેથી તેના ફળોને તમો ખાશો નહી; ને કદાચિત ખાસો તો મારાં મોટાં ગુન્હેગાર થઇ જશો; કેમકે એના પ્રાશન થકી તમને માયા વળગી જશે. એટલે તેના સંબંધથી તમોને જરા મૃત્યુ વિગેરે સુખ, દુઃખ, આધિ, વ્યાધિ ને ઉપાધિ ઉત્પન્ન થઈ આવશે; આવા પ્રકારની શિખામણ આપી ખુદા ત્યાંથી અંતરધ્યાન થઇ ગયા. ને તે જોડું ઇડનવાડીનાં રહેવા લાગ્યું. ત્યાં પેલો સર્પાકૃતિ સેતાન પેલાં જ્ઞાન નામના વૃક્ષની આસપાસ ફર્યા કરતો હતો. ને પેલાંઓને ફળ ખવડાવવા સારૂં એ સેતાન રાત્ર દીવસ અજાયબ ભરેલી તારીફ કહ્યા કરતો હતો; પણ ખુદાની મના હોવાથી આદમ તેનું કહ્યું કરતો નહોતો, પણ એકદીવસે એ સર્પ ઇવ્વને જુઠો જુઠો કરડવા દોડ્યો. ત્યારે ભયનીમારી તેના કહ્યા પ્રમાણે પેલાં વૃક્ષના ઉપર ચઢી પાંચ સાત ફળ તોડી લાવી, ને આદમ શાથે બેસી બંન્નો સ્ત્રીપુરૂષોએ ખાધાં: આ ફળાહારથી

તેઓની અરવામાં સારૂંનઠારૂં, પાપપુણ્ય, સુખદુઃખ, જ્ઞાનઅજ્ઞાન વિગેરે દ્વંદ્વ પ્રકારવાળી જડચૈતન્યની ગ્રંથિમા ગોઠવાઇ ગઈ. ને તેથી મિથ્યા કલ્પનાશકિત ચાલુ થઇ, ને દેહાભિમાનવાળું અજ્ઞાનાવર્ણ થઇ ગયું. તેથી તેઓને ક્ષુધાતૃષા, આળસ નિંદ્રા, ટાઢતડકો, શરદીગરમીનું ભાન થઇ આવ્યું. ને સમજવા લાગ્યાં કે, આપણે નગ્નછૈયે, તેથી વૃક્ષની છાલ, પાંદડાં, જનાવરોના સુકાં ચામડાં વિગેરે ઓઢવા લાગ્યાં. ને સુવા, બેસવા વાસ્તે ને ખાવાપીવા સારૂં ઘર બાંધવાં, ને તેમાં રસોઇ પાણી વાસ્તે અનાજ, ફળફળાદિ, આણી, લાકડાં વિગેરેનો સંગ્રહ કરવા માંડયો. એવી તરેહથી હુન્નર, કળા, કૌશલ્યનું વા બીજા પ્રકારનું જ્ઞાન આપોઆપ સ્વયંકલ્પનાથી પોતાની મેળે વૃદ્ધિપણાને પામવા લાગ્યું. ને એ બંન્નોજણા સ્ત્રીપુરૂષના ધર્મપર ચાલી ઇંદ્રિયોને તૃપ્ત કરવા લાગ્યાં. એટલે પ્રજા પ્રગટ થવા માંડી. તેમાં બે દીકરાને બે દીકરી પ્રાતઃકાળના જન્મતાં હતાં. ને બીજા બે દીકરા ને બે દીકરી સાયંકાળે ઉત્પન્ન થતાં હતાં, જેમાં સાયંકાળના દીકરાઓ શાથે પ્રાતઃકાળની દીકરીઓનાં લગ્ન કરાવતાં હતાં, ને પ્રાતઃકાળના દીકરાઓશાથે સાયંકાળની દીકરીઓ પરણાવતાં હતાં. એટલે મનુષ્યની એકદમ વૃદ્ધિ થવા માંડી—છતાં એક સમયે પ્રાતઃકાળના દીકરાઓએ પ્રાતઃકાળની દીકરીઓ શાથે જબરાઇથી લગ્ન કીધાં ને, આદમનો ઉપલો હુકમ ન માન્યો. તેથી એનાથી ઉત્પન્ન થએલી પ્રજા અધર્મિ કેહેવાઈ. તાત્પર્ય કે, ઉપર પ્રમાણેના કારણથી અલ્પસમયમાં અસંખ્ય મનુષ્યો પ્રગટ થઈ આવ્યાં: છતાં એ લોકો સર્વ દોજખ (નર્કકુંડ) માં જતા હતાં: કારણકે, આદમે પેલાં જ્ઞાન વૃક્ષના ફળો ખાધાં હતાં, તેથી આદમ ને આ તેની સર્વ પ્રજા શ્રાપીત થઈ ગયલી હોવાથી એઓની બુદ્ધિ, વિગેરે જ્ઞાન પવિત્ર માર્ગપર ચાલી શકતું ન હોતું. પણ સેતાનીઅત કાયદાપર રાત્ર દીવસ ચાલતુ હતું.

આ ઉપરથી ખુદા નાખુશ થયા ને આદમ ને ઇવનો વિયોગ કીધો: ત્યારે એ બંન્નોનાં ઉપર અત્યંત દુઃખ, જેમાં ભુખ, તરસ, આધિવ્યાધિ તે ઉપાધિના માહાભારત સંકટો વેઠવાં પડયાં હતાં; પણ આ સંકટ સમયે ખુદાની બંદગી, અપવાસો, આદમે ઘણાં કીધા; ત્યારે આદમ દોષમુકત થવાથી તેની કાયા તેજસ્વી થઇ ગઇ, ને ઉપલો દોષ નિવૃત થયો. ત્યારે ખુદાએ પાછું કૃપા કરી એ જોડુ મેળવ્યું; ત્યારથી એ જોડું ખુદાની બંદગીમાં સદા મશગુલ રહેવા લાગ્યું. આ મુળતત્વથી એ ધર્મમાં દેહકષ્ટ, યોગાભ્યાસ, અપવાસ, એકાન્તવાસ, પવિત્રતા, સત્યતા ને બંદગી વિગેરે રાખવાનો મુખ્ય પ્રતિબંધ રાખવામાં આવ્યોછે. પણ જયારથી આદમે પેલાં ફળ ખાધાં હતાં, ત્યારથી આદમનો વંશ શ્રાપિત થયો હતો; ને અનાચારી, અન્યાયીપણાને પ્રજા પ્રાપ્ત થઇ જવાથી તેઓનાપર ખુદા નાખુશ થયા: જે ઉપરથી ખુદાએ પ્રળય કરવાનો વિચાર કીધો. પણ આ જળપ્રળય સમયે આદમના વંશમાં એક મહા ભકિતવાન નુહ કરીને રાજા થઇ ગયો હતો: તેના સમયમાં ખુદાએ હાજર કર્યો; ત્યાર નુહ રાજાએ પ્રત્યેક પ્રાણીઓની જાતના નરમાદાનાં—બબે જોડાં, તેમ પ્રત્યેક

વનસ્પતિના બીજો તથા પ્રત્યેક હુન્નર, કળા, કૌશલ્યના નમુનાઓનો સંગૃહ ક-રાવી, એ સર્વ ચીજોને એક હોડીમાં રાખી, પોતાના સ્નેહી મનુષ્યો સાથે ૪૦ દીવસ સુધી પ્રળયના પાણીમાં એઓ રહ્યાં;બાદ જ્યારે પાણી ઉતરી ગયાં એટલે પોતે જમીનપર વસી પાછી સૃષ્ટિ ઉત્પત્તિ ચાલુ થવા લાગી.આ આદમને પ્રગટવાનું જોડું તુર્કસ્તાનમાં આવેલાકોકસસ ને તૌરસ પર્વતના મધ્ય પ્રદેશવાળા ભાગમાં મેસોપોતા-મીઆ નામના મુલકમાં થએલી ગણેછે.આ પ્રજા ઉત્પત્તિ સમયથી એકજ ભાષા એ-કજ રીવાજ ને એકજ કાયદાપર ચાલતી હતી. પણ મનુષ્યોની સંખ્યા વધી પડી ત્યારથી તેઓ અધર્મ અન્યાયપર ચાલવા લાગ્યાં હતાં; તેથી ખુદા એઓનાપર નાખુશ હોવાથી એ પ્રજામાં કુસંપ ખુદાએ વધારી દીધો, ને જેના યોગથી અનેક ભાષા, અનેક રીવાજો ને ન્યારા ન્યારા ધર્મો પ્રગટ થઈ આવ્યા; ને તેથી કરીને એમાં આર્ય, સેમીતી ને તુરાની નામના ત્રણ ટોળાં (વંશ) થઇ પડયાં, ને પ્રત્યેક વંશની પ્રજા જુદા જુદા દેશોમાં વસવા લાગી; ને પ્રળયમાં એ લોકોની પ્રજાનો મોટો ઘાણ નિકળી ગયોહતો; તે છતાં પુનરપિ પ્રજાની વૃદ્ધિ થવા લાગી. તે પ્રસંગે આસુરી નામની પ્રજાનું રાજ્ય સ્થપાયું હતું, ને તે પ્રજામાં ગ્રીક, આસુરી ને ઇજીપ્શિઅન ધર્મ ચાલતો હતો.

## ગ્રીક ધર્મ.

આ ધર્મ અરબી હિબ્રુ ને ગ્રીક ભાષાનાં ધોરણપરથી સંસ્કૃતને મળતો ચાલ્યો હતો, તેમાં કહેછે કે, પ્રથમ પરમાણુઓનું અસ્તવ્યસ્તપણું હતું; ને તેમાં અંધકાર મય રાત્રી ફકત ભાસતી હતી, તે રાત્રીએ પોતાની કાળી પાંખવડે વાયુરૂપ ઇંડું ઉત્પન્ન કીધું, તેમાંથી પુરી મુદતે કામદેવ પ્રગટ થયો. આ દેવની પીઠ ઉપર સો-નેરી પાંખ હતી, છતાં તે બાહેર નિકલ્યો;ને તેની પાંખ રાત્રીને ભેટી,ત્યારે પક્ષીઓ ઉત્પન્ન થયાં; કે તરત યથાર્થ રીતે તત્ત્વોની વ્યવસ્થા થઈ; આ વ્યવસ્થાએ કરીને પૃથ્વી, સમુદ્ર, સ્વર્ગ ને દેવતાઓ ઉત્પન્ન થઇ આવ્યાં; એમાં સ્વર્ગ તે પિતા ને માતા તે પૃથ્વી કેહેવાઇ; આ બંન્નો માતા પિતાથી ક્રોનસ (કાળ) ઉત્પન્ન થયો; એણે પોતાના સ્વર્ગરૂપ પિતા પાસેથી જગતનું રાજ્ય પડાવી લીધું. ને એને એક જયુસ નામનો પુત્ર થયો, તેણે એની પાસેથી રાજ્ય લઈ લીધું; છતાં જયુસને ભાઇઓ હતા, તેથી રાજ્યના વિભાગો પડયા; તેમાં જયુસની સત્તા સ્વર્ગમાં રહી; સમુદ્રપર પોસીઈડનની સત્તા, પાતાળમાં હેડીસની સત્તા, ને પૃથ્વીપર ત્રણેની સત્તા સમાન રહી. પણ એ લોકો જયુસને મોટો ગણતા.હતાં. છતાં એ દેવ લોકો પોતાના ભકતોને સારૂં મદદે આવી લડાઇ કરતા હતા, ને તે ભકતો પાપપૂણ્ય, ધર્મ અધર્મ, ને માની ભજન કિર્તન, પ્રાર્થના પવિત્રતા પાળી અનેક જાતના ક્રિયા કર્મપર વરતતા હતા.

## ગ્રીકનો બીજો મત.

આ મત ઈ૦ સ૦ પૂ૦ ૬૪૦–૫૪૦ માં પંડિત થાલીસે ઉત્પન્ન કીધો. તેમાં કહેછે કે, આ સૃષ્ટિ પ્રથમ જળમાંથી પ્રગટ થઈછે, ને આખરે જળમાં લિન થનારછે. તેમાં પરમેશ્વરે પોતાની બુદ્ધિથી સર્વનું મુળ પ્રથમ જળ રાખ્યુંછે; ને એ જળ સર્વ વસ્તુઓના આધારરૂપે રહ્યુંછે.તેમાં વસ્તુઓ અસંખ્ય જાતની પ્રગટી કરી વિભાજ્યરૂપે તેની રચના રચીછે.પણ એ વસ્તુઓ એક અવિભાજ્ય તત્વોથી બનેલીછે. તેમાં જન્મવું, મર્ણ પામવું, એ કાંઇ જુદી કૃતિ નથી, પણ એક રૂપ છે. તેમાં જીવ અમરછે ને ઇશ્વર અનાદિને અદ્વૈતછે. તેથી જગત્ સારા નઠારા જીવોથી ભરપુરછે; જેમાં બીજાનો દોષ કાઢવાનો નથી, પણ નીતી, ન્યાય, પવિત્રતાને સત્યપણામાં જીંદગાની પુરી કરી દેવાથી પૂર્ણ લાભ મળેછે.

## ગ્રીકનો ત્રીજો મત.

આ મત ઈ૦ સ૦ પૂ૦ ૫૮૬–૪૬૮ માં પંડિત પીથાગોરસે પ્રગટ કીધો છે. તેમાં એના શિષ્યો માંસ, મદિરા વિગેરે અભક્ષાભક્ષ પદાર્થોનું ગૃહણ કરતા ન હોતા; ને દેવી, દેવતાઓને બળી આપતા નહોતા; પણ ધર્મક્રિયા કરતી વખતે ધોળાં વસ્ત્ર પહેરતા હતા. ને તેઓ મર્યાદા, મુન્યપણુ, મિત્તાહાર, સ્નેહીપણુ રાખતા. તેમાં સંકેતસુત્રોના સિદ્ધાન્તો પોતાના શિષ્યોને પાંચ વર્ષ પર્યંત શિખવતા હતા. તેઓ જ્યોતિષને માનતા હતા. ને કહેતા કે, સૂર્યોની પ્રદક્ષિણા સર્વ ગૃહો કરેછે. ને પૃથ્વી પોતાની ધરી (આંસ) ઉપર ફરેછે. તેમાં મંગળ, ચંદ્ર, બુદ્ધ વિગેરે ગૃહોપર વસ્તી રહેલીછે. પણ પૃથ્વી હવામાં અદ્ધર ગોળાકૃતિમાં આકર્ષણ શકિત વડે સ્થિર થએલીછે. પણ આ બ્રહ્માંડની રચનામાં પૃથ્વી, આપ, તેજ વાયુના સર્વ અસંખ્ય તત્વો અવિભાજ્ય સ્વરૂપે જ્યારે અમુક પ્રમાણમાં ગોઠવાઇ ગયાંછે. તેથી આ સર્વે ભુતો ઉત્પન્ન થઇ આવ્યાંછે, તોપણ એ તમામનું મુળ એક ઇશ્વરછે. તેનું સત્ય એ સત્વછે.ને તે તમામનો આત્માછે. તેથી જે તેને જાણેછે, તેને તે સુખને મોક્ષ આપેછે.તોપણ તે સર્વનો આધારરૂપ ને સર્વવ્યાપિક છે,છતાં આ સૃષ્ટિનું આકાશ અસંખ્ય જીવોથી ભરેલું છે. પણ તે સર્વ જીવો ધર્મ, નીતી, જ્ઞાન વિગેરેના માર્ગપર ચાલેછે.ત્યારે તેનાપર ઇશ્વર કૃપાળુ થાયછે. છતાં ઇશ્વિર ભકિતથી અંતરવૃત્તિઓ શુદ્ધ થાયછે. તોપણ પ્રકૃતિને પામવાનું એજ સાધન તે ફકત જેઓ યથાર્થ જાણેછે,તેની જીંદગી સ્તુતિપાત્ર છે.

## ઇજીપ્શિઅન ધર્મ.

આ ધર્મ જરથોસ્ત ધર્મના જેવો જુના જમાનામાંનો જણાય છે, વા એની સર્વ ક્રિયા વેદ ને જંદમાંથી ચાલેલી હોય એમ લાગે છે. ને જંદ, ગ્રીક ને હિબ્રુ

ભાષામાંથી એની ઉત્પત્તિ થઈ છે. એમાં અનેક દેવી, દેવતા, પીર, પેગંબર, પશુ, પક્ષીઓને પણ પુજતા હતા.ને અનેક પ્રકારના ભોગોની ક્રિયાઓ કરતા હતા. ને એમાં કહે છે કે, જ્યાં સુધી કાયાને કોઇ પણ પ્રકારનો વિકાર લાગ્યો નથી, ત્યાં સુધી જીવ કાયામાં યથાસ્થિત નિર્વિઘ્નપણામાં રહે છે. પણ કાયાનો સંબંધ જ્યારે છુટેછે, ત્યારે એ બીજી કાયાઓમાં જાય છે. એમાં સૂર્ય ને ચંદ્ર એવા બે મોટા દેવને માને છે, તેથી સૂર્યને ઓસીરીસ ને ચંદ્રને ઐસીસ કહેછે. તેમાં વૃષભ જાતનું સૂર્યનું વાહન, ને ગાય ચંદ્રનું વાહન ગણેલું છે. છતાં એકમાં બિલાડું, બીજામાં કુત્ર, ત્રીજામાં ઉંદર ને ચોથામાં મગર પવિત્ર મનાતાં હતાં. તેમાં ગૌપુજન વિગેર પશુઓના દેવોને સારૂં દેવાળયો સ્થાપન કરેલાં હતાં, તેમાં ધર્માચાર્યના વર્ગમાં એક ઈશ્વરને માનતા, ને તે ઈશ્વરની અનંત-શિકતઓ મનુષ્યોના જુદા જુદાં કર્મોની અધિષ્ઠાતા છે, ને સર્વાત્મારૂપ ઈશ્વરનો અંશ તે મનુષ્યોના આત્મા છે. એ આત્મા એક છે, છતાં અનેક જન્માંતરને પ્રાપ્ત થયા પછી ઈશ્વરને મળે છે. આત્મા અમ્મર છે, ને તે પવિત્ર, સદકર્મ, સદગુણ, ને ભકિત કરવાથી ઉતમ જન્મને પામેછે,ઈશ્વરે આ જગતમાં તમામ ભાગોના આકારોને ચૈતન્યપણું આપ્યુંછે, છતાં તેમાં પ્રકૃતિ ને તત્વો અનાદિ ગણેલાંછે, પણ મનુષ્યના ગુણોને વિષે અલ્પજ્ઞતા રહેલીછે તેથી તે ગુણ ઈશ્વરી શુભ વિચારની સામો થાયછે. આ પ્રકૃતિ, તત્વ, ને ગુણ, એ ત્રણેને ઓસીરીસ, ઐસીસ ને ટૈફીન નામના દેવતારૂપે માનેલાછે. આ પ્રજા જ્યોતિષના આધારે ગૃહણ વરતી ને ભવિષ્ય કહેતા હતા.

## આસુરી ધર્મ.

આ ધર્મમાં પુનર્પિજન્મ, મર્ણને માનતા હતા, ને યજ્ઞ યજ્ઞાદિક કર્મોની પેઠે હવન હોમ ક્રિયા કરી માંહે પશુ, પક્ષી ને મનુષ્યોનો ભોગ આપતા હતા, છતાં એમાં સૂર્ય, ચંદ્ર, તારા, ઝાડ, પહાડ વિગેરેની પુજા કરતા, તેને સેલીઅન પુજા કહીછે.એ લોકોમાં દેવી,દેવતા,પીર, પેગંબરોની મુર્તિઓના આકાર પશુ, પક્ષી વિગેરે મનુષ્યોના દેખાવને મળતા ને તેની ભયંકાર આકૃતિઓ દેવળમાં બનાવી બેસાડતા હતા. તેમાં એ લોકો શૌચવિધિ, સ્નાનસંધ્યા, જપ તપ, વિગેરેની ક્રિયાઓ કરતા હતા, ને એનો સિદ્ધાન્ત એ હતો કે, એક આત્મા, સર્વત્ર રહયોછે, ને તે જીવોના કર્મ પ્રમાણે શિક્ષા આપેછે. તેથી જીવોએ પોતાના કર્મોનો પશ્ચાતાપ કરી ઇશ્વરપાસે માફી માગવાથી તે કૃપાળુ થઈ પાપની ક્ષમા આપેછે, તેથી સદધર્મ, સદકર્મ કરી પરમેશ્વરની ભકિત કરવાથી સુખની વૃદ્ધિ થઈ આખરે સ્વર્ગમાં જાયછે.

## ફીનીશિઅન ધર્મ.

આ ધર્મ ગ્રીકને આસુરીથી જુદોછે, છતાં જરથોસ્ત ધર્મને કાંઈક મળતો

છે. એ લોકો પરમેશ્વરને મનુષ્યોનો ભોગ આપતા, ને બાલને પણ માનતા: એ ધર્મના ઉપાધ્યાઓ ઠામોઠામ ને દેશોદેશ સભા ભરી બોધ આપતા હતા. એ લોકો ઈશ્વરની પસંદગી મેળવા સારૂં પોતાના શીરનો છેદ કરી ભોગ આપતા હતા. તેમજ થામઝા, એડોનીશ નામના દેવને નઠારી ક્રિયાઓને માર્ગે પુજતા.

## અનાકસાગોરાસનો મત.

આ મત ઈ૦ સ૦ પૂ૦ ૫૦૦—૪૨૮ માં ઉત્પન્ન કીધુંછે. એમાં કહેછેકે, આપણું મન સર્વત્ર પોતાની કલ્પના શકિતથી વ્યાપક થએલુંછે, વા સર્વ પદાર્થોનું જ્ઞાન આપેછે, વા સર્વ પદાર્થનું જ્ઞાન મનમાં મને ઠસાવી મુકેલું હોવાથી તે જ્ઞાન આ જગતાકૃતિ રૂપે ભાસેછે, તેથી મન સર્વજ્ઞ ઇશ્વરછે. છતાં એણે જડ પદાર્થોને ગતિમાન કીધાછે. ને એજ હેતુથી જડ પદાર્થોએ અનેક તત્વોના સ્વરૂપ ધારણ કર્યાંછે, એ મને સર્વત્ર વ્યાપક થઇને પ્રકૃતિની સર્વ વ્યવસ્થા કીધી છે, તેમાં મન જડ વસ્તુથી ન્યારૂંછે, એનો શિષ્ય સેક્રોટીસ હતો.

## સેક્રોટીસનું મત.

આ મત ઈ. સ. પૂ. ૪૬૯—૪૦૦માં ઉત્પન્ન કર્યુંછે, તેમાં એ કહેછેકે, મારે વિષે કોઈ અંતર પ્રેરણા કર્યા કરેછે, તે પ્રમાણે હું ઉપદેશ આપુછું. તે પ્રેરણા કરનાર આપણો ઈશ્વર છે. તેથી એના અંતરબોધને માનવા સારૂં નીતી કર્મનો ઉપદેશ, તેના ફળની યાદ કરી ભાષણો આપતો હતો, ને કહેતો હતો કે, તું તારી મેળે જાણ, કે હું કોણ છું! તેથી તું પોતે પોતાને ઓળખ. એણે ન્યાયશાસ્ત્રનો પાયો રચ્યો. તેથી કહેછે કે, કોઇએક સર્વની દેખરેખ રાખનારી અદર્શાકૃતિવાળી ઈશ્વરી સત્તાછે. તે સતા આ સર્વ સૃષ્ટિનો વ્યહવાર ચલાવેછે. તેથી જીવોને સદગતી પ્રાપ્ત કરવા સારૂં આ દુનિઆમાં નમ્રતા, સદગુણ વિગેરે વધારવા જોઇએ.

## પ્લેટોનું મત.

આ મત ઈ. સ. પૂ. ૪૨૮—૩૪૮ માં હતું. એમાં દરશાવેછે કે, કોઈપણ આદિઅંત રહિત, સર્વનું કારણ ને સર્વનું મુળ જે છે, તે શુભજ્ઞાન ને પૂર્ણ શકિતમાનછે. એ જ્ઞાન જ્ઞાનીઓને શ્રેયરૂપ છે: કેમકે પ્રથમ ઈશ્વરે સૃષ્ટિ રચવા અગાઉ તેણે પોતાના મનમાં એક નમુનો ઉભો કર્યો, ને તે નમુના પ્રમાણે જગતનો ઘાટ ઘડયો. છતાં આ સૃષ્ટિમાં આત્મા વિના કોઇ વસ્તુ શુદ્ધ ને પવિત્ર નથી. એ વિચારે કરીને સૃષ્ટિ સજીવન કરી, તેના જડ ભાગને પોતાના તેજથી જીવતા કીધા, પણ તે આત્મા આ આપણી જડ દેહથી ન્યારો ને અમ્મર છે, ને તેનું જડ વસ્તુમાં જે તેજ રહેલુંછે, તે એનો અંશછે, છતાં ઈશ્વરના રૂપમાં એકયતાથી લિન થઈ જવું તે મોક્ષછે. એનો શિષ્ય આરીસ્ટાટલ હતો.

## આરીસ્ટાટલનું મત.

આ મત ઇ. સ. પૂ ૩૮૪—૩૨૨માં હતું, તેમાં શરીર ને આત્માનો સંબંધ આંખની કીકીને મળતોછે. આત્મા અજને અદ્વૈતછે, પણ તે યાદશકિત વગરનો છે, છતાં શરીરથી ન્યારો થઈ શકતો નથી; પરંતુ જગતનું જે આદિકારણ છે તે ગમન ક્રિયા કર્યા કરેછે, પણ તેમાં તે પડતું નથી. તેનું કારણ બુદ્ધિછે. આ બુદ્ધિ જગતને જાણતી નથી, માત્ર એ પોતાને જાણેછે, એણે વાદના સુત્ર બાંધી ન્યાયશાસ્ત્ર રચ્યુંછે.

## ઝીનોનું મત.

આ મત ઇ૦ સ૦ પૂ૦ ૩૧૦—૨૬૦ સુધીમાં હતું. એ ક્રેટીસનો શિષ્ય હતો, એના ચેલાઓને સ્ટોઇક કહેતા. આ જગતના જીવોનો ઉત્પન્નકર્તા ઇશ્વિરે હવાનું પાણી કીધું, ને તેમાં સત્વ રોપ્યું. તેમાંથી ચાર તત્વ થયાં, તેથી સૃષ્ટિ એજ ઇશ્વરછે, એમાંથી સર્વ પ્રગટયું, ને એમાં સર્વ સમાયછે; પણ જન્મનુ સાર્થક કયારેકે, જયારે પોતાના સ્વભાવિક વળણપર વરતાયા કરે, તેથી ધર્મ પાળીને માયા રાખવી એ સ્વભાવિક વળણછે. છતાં જીવ એ એક જાતનો ગરમ પવનછે, ને તે સર્વથી નઠારી વસ્તુઓનો બનેલોછે. જેથી એને વિષેનું નઠારાપણું દુર કરવા સારૂં સદાચાર, ભકિત, અપવાસ, પવિત્રતા, દેહકષ્ટ ને ઇંદ્રિયજીત. થઇને સુખની ઇચ્છા ન રાખવી, ને સદગુણોની વૃદ્ધિ કરતા રહેવું. એ જાતે ઇંદ્રિયજીત સાદો ને પ્રમાણીક સાધુ હતો.

## એપિકયુરસનું મત.

આ મત ઇ૦ સ૦ પૂ૦ ૩૪૨—૨૭૧ સુધીમાં હતું. એમાં પ્રકૃતિ સ્વભાવે જડ ને અનાદિછે. તેમાં અસંખ્ય તત્વો આકાશમાં નિરંતર ગમન કર્યા કરેછે, ને તેઓ અસંખ્ય પદાર્થોને ઉત્પન્ન કર્યા કરેછે. છતાં તે સર્વ પદાર્થો પાછાં તત્વરૂપ બની જાયછે. પણ તેમાં મુળ પ્રકૃતિઓના જે પરમાણુઓછે, તે પરમાણુઓ કાંઇ વત્તા ઓછા થતા નથી. તેમાં સત્યની પરીક્ષા સારૂં ત્રણ લક્ષણ કહેલાંછે. તેમાં પહેલામાં ઇંદ્રિયોથી જાણવું તે. બીજામાં ન દેખાયલા પદાર્થોની મનપર છાપ પડવાથી જાણવું તે. ને ત્રીજામાં સ્મરણ,અનુમાન ને સુખ દુઃખાદિ અનુભવથી જાણવું તે. પણ કહેછેકે, શરીરને આકાશાદિકની પેલીમેર કાંઈજ નથી. એમાં મર્ણ એ નાશછે. તેથી મર્ણબાદ બીજી સ્થિતિની આશા નથી. વાસ્તે સદગુણની પ્રસંશા કરવી વ્યર્થછે. પોતાની જીંદગી લાંબી કરવાના કરતાં ટુંકીને સુખમાં જાય એમ કરવું વધારે સારૂંછે. કેમકે સુખ એ જીવતરનો ઉદ્દેશછે. તેથી સુખમાં રહેવાને સારૂં ઇંદ્રિયોની ભુખતરસ પુરી પાડવી, શરીરને નિરોગી રાખવાની મેહનત કરવી, દુઃખના ગભરાટથી દુર રહેવું. એજ સુખનું ઘરછે. સુખ

એટલે એ ફીકરાઈવાળી સ્વતંત્રતાની મોજમઝા ન સમજવી, પણ જે પુરૂષ પોતાના સ્વયં—જ્ઞાનથી પોતાની ઇચ્છાને વિવેકના પ્રકાશથી સારાસાર ભાવે જુએ, ને યથાશક્તિ પ્રમાણે મળવાથી સંતોષ પામે, તે ખરો સુખી કહેવાય. તેથી સદ્‌ગુણ ને સુખ બેઉ એકસરખા મિત્રોછે.

## હિન્દુ સુન્યવાદિ.

આ ધર્મ ઇ૦ સ૦ પૂ૦ ૧૫૦૦ વર્ષ સુધીમાં વધારે પ્રસરેલો હતો. એના પેટામાં લેડીસ ને વાન્ટિનસ નામના નાસ્તિક પક્ષછે. તેથી એમાં કહેછે કે, પરમેશ્વર નથી, પુનર્જન્મ ખોટોછે, પ્રત્યેક મનુષ્ય સ્વતંત્રછે. તેણે પોતાની કલ્પના પ્રમાણે વરતવા સારૂં યથાર્થ મેહેનત કરવીજ જોઇએ, સત્યને માનવું એ બંધનનું કારણછે. પાપપૂણ્ય માત્ર એક વેહેમછે. મનુષ્યના પક્ષાપક્ષીપણાથી અનેક ધર્મો, જ્ઞાતી ને રીતભાતો થઇ આવ્યાંછે. ઊંચનીચ, સારૂં નઠારૂં, એ મનોકલ્પિત વ્યહવારછે. દેહને આત્મા જુદા નથી પણ દેહનું બીજું નામ આત્માછે. દેહસુખ એ સ્વર્ગ રૂપછે, ને દુઃખ એ નર્કાદિક પાપરૂપછે. દેહાભિમાન એ કુદરતી ધર્મછે. ને એ ધર્મ સર્વમાં સમાનપણે વેહેંચાયલોછે. તેથી એજ ધર્મપર વરતવાથી કલ્યાણ છે, દેહધર્મ છોડી ને મનોકલ્પિતજ્ઞાને કરી દ્વૈતભાવ રાખેછે, તે કુદરતનો મોટો ગુન્હો કરેછે: સ્ત્રી પુરૂષ જન્મકાળથી સ્વતંત્રછે. ને પોતાની સ્વઇચ્છાનું સાર વરતી શકેછે. એમાં જ્ઞાનીને ડાહ્યા પુરૂષોની પ્રતિમાનું પુજન કરવાથી કુદરતી જ્ઞાન મળે છે, તત્વો અનાદિને અમ્મરછે. આમત એશિઆના માસ્તિકોના જેવુંછે.

## અમેરીકન ધર્મ.

આ અમેરીકાની અસલ પ્રજા એશિઆખંડની હોવીજ જોઇએ,કેમકે અમેરીકાનો સંબંધ એશિઆખંડ સાથે રહેલો હોવાથીજ ત્યાંના લોકોમાં અગ્નિ, સૂર્ય, ચંદ્ર, બૃહસ્પતિ, મંગળ, બુધ, વિગેરે દેવોને વા ગ્રહોની મુર્તિપુજા કરવાનો રસમ જુના અમેરીકન લોકોમાં ચાલતો આવેલો હતો. એ લોકો મુર્તિપુજા કરી હોમ હવનની ક્રિયાથી યજ્ઞયજ્ઞાદિક કર્મો પણ કરતા આવેલાછે. એ પ્રજા ઇશ્વિરને કબુલ કરેછે. ને પાપપૂણ્યથી જન્મ મર્ણ લાગેછે, એમ સમજી એઓ દેવી, દેવતા વિગેરેના આકારોની ભક્તિ કરેછે. ને તે દેવોને ઇંકા, ઇંકી, એવા નામોથી બોલાવે છે. ને તેની મુર્તિઓ દેવાળચામાં બેસાડી તેની પુજાપાત્રી કરતા હજુ સુધી નજરે પડેછે. પણ હાલમાં અમેરીકાનો ઘણોભાગ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થઈ ગયોછે. તેથી પૂર્વનો ધર્મ તુટવા લાગ્યા છે.

## ધર્મસાર.

આખી પૃથ્વીના આર્ય, સેમીતી ને તુરાની એ ત્રણ કુલના સર્વ ધર્મ તપાસીએ ત્યારે યુરોપ, એશિઆ, આફ્રિકા ને અમેરીકા મળી એકંદરે હજારેક ધર્મો થતા હશે!

તોપણ તે સર્વના ક્રિયાકર્મ, વ્યહવાર, નીતી, સમજ, જ્ઞાન એકબીજાથી ઉળટાંછે. પણ મુળ સર્વેનું એકજછે. તે એવું કે, ઇશ્વરને માનો ચાહે ન માનો. પણ આ જગતમાં નીતી, જ્ઞાન, સુખ, કીર્તિ,આબરૂ, સંતોષ ને યશ મેળવી પોતાના જ-થ્થામાં શ્રેષ્ટ થઇ જીંદગાની ગુજારો,છતાં સારાં કર્ત્યોનો અંગિકાર કરી નઠારાંથી દુર રહો, એ સર્વ ધર્મનું સત્ય મુલતત્વછે, તોપણ યુરોપની પ્રજા એશિઆ ને આફ્રિકા શાથે સંબંધ રાખેછે. તેથી યુરોપમાં ખ્રિસ્તિ ધર્મને આફ્રિકામાં મુસલમાની ધર્મ તદન જુદાછેખરા. પણ આદમ ને ઇવનાં જોડાંને એ લોકો માનેછે. તેથી જુદા ન કહેવાય. ને જે લોકો આદમ ઇવને નથી માનતા એવા બીજા ભાગના લોકો તદન જુદા થઇ, અનેક જ્ઞાનને રસ્તે રહી, સૂર્ય, ચદ્ર, તારા, નદી, પર્વત, વિગેરે સ્થાનો ને વા અગ્નિ, વાયું, આકાશાદિક પદાર્થોને ઇશ્વરરૂપ માની ચાલેછે. પણ તે લોકોમાં સત્યનો આગ્રહ, અસત્યનો તિરસ્કાર, ને અરસપરસમાં બિગાડ કરનારૂં મુળતત્વ જેવું કે, ચોરી, કુકર્મ,વિગેરેનો ધિક્કાર સ્વભાવિકપણે આવી હા-જર રહેલોછે. તેથી તેઓ અનાચાર એવાં પાપરૂપ કર્મોથી દુર રહેછે. એ પ્રજા વિશ્વાસુ, શ્રદ્ધાવાન, ટેકીને પ્રીતિપાત્ર રહેલીછે. આ ખવાસ જુના ધર્મોવાળી પ્રજામાં વધારે રહેલો આપણે જોઇએ છૈયે. સારાંશકે,આ સર્વ ધર્મના તાત્પર્યને તપાસતાં સર્વ ધર્મમાંથી સ્પૃષ્ટ નિકળી આવેછે કે, સૃષ્ટિનો કર્તા કોઇછેખરો, તેમ તેણે અમુક નિયમો બાંધ્યાછેખરા, પણ તે નિયમોનું સત્ય અવલોકન જયારે આપણાથી થતુ નથી,ત્યારે તેને વિષે આપણે નાસ્તિકતા લાવીએછૈયે.એ આપણી અજ્ઞાનતાનું મુળછે,

તોપણ સંસ્કૃત, અરબી, હિબ્રુ, જંદ,લાટીન, ગ્રીક વિગેરે જુની ભાષાઓ એ-શિઆ, યુરોપ, આફ્રિકા ને અમેરીકાખંડોમા અનેક સ્વરૂપે રમી રહેલીછે. ને ત્યાં એ પોતાની મોટી બહેન જે સંસ્કૃત,તેની શિખામણના ધોરણોને તે તે દેશમાં એઓએ કાયમ રાખેલાંછે.કેમકે સંસ્કૃતમાં મુર્તિપુજન રીવાજ પાકૃતજનોને સારૂં ગાથા રૂપ દરશાવેલો છે. તે રીવાજ આખા યુરોપને આફ્રિકામાં જુના સમયથી સર્વ ધર્મમાં સદાનો ચાલી આવેલો આપણે ક્રિયા દાખલ જોયોછેખરો. તેમ અમેરીકાની પ્રજા વા ધર્મ વિષે હિંદુઓના પુરાણ ઉપરથી નિકળેછેકે, એ પ્રજા હિંદુઓના સંબંધની છે. કેમકે પુરાણોમાં પાતાળ વિષે જયાં જોઇએ ત્યાં વર્ણન કીધુંછે. ને એ પાતાળના મુલકને આજે અમેરીકા કહેયોછે. કેમકે પૃથ્વી ગોળ હોવાથી તેના મધ્યે ભાગના પૃષ્ટ ઉપર ભરતખંડને અમેરીકા આવેલાંછે. પણ તે એવી રીતે કે પૃથ્વીના ગોળો જે ચક્રાકારે ફરેછે. તેમાં ભરતખંડની તળે અમેરીકા ને અમેરીકાખંડની તળે ભરતખંડ એમ એકની નીચે એક રહેલાછે. તેથી પૂર્વકાળના લોકોએ અમેરીકાને પાતાળ નામ આપ્યુંછે. આ પાતાળના લોકોને પુરાણોમાં રાક્ષસ નામથી દરશાવ્યાછે. એ રાક્ષસો ઘણી વખત આવીને આર્યો શાથે લડયા છે, ને તેઓ હારી જવાથી પાતાળમાં સંતાઈ રહેતા હતા. તેમજ એ લોકો મુર્તિ પુજક ને દેવી, દેવતા, પીર, પેગંબર, ઝાડ, પહાડ, પર્વત, સૂર્ય, અગ્નિ, તારા,

ચંદ્ર વિગેરેને માનેછે. ને ધર્મ, કર્મ, રીતભાત વિગેરેમાં મળતાછે. એઓ અસલથી ઇન્ડીઅન નામથી ઓલખાતા આવ્યાછે. એઓમાં શ્રાધકર્મ, લગ્ન, જન્મમર્ણ વિગેરેની ક્રિયા હિંદુઓને મળતીજછે. સારાંશ એટલોજ કે, જગતની સર્વ ભાષા સંસ્કૃત શાથે સબંધ રાખી સંસ્કૃતના ધાતુઓમાં તેઓના ધાતુઓનો સમાવેશ થાયછે. ને એનો મુળ ગ્રંથવેદછે.ને તે વેદ વિદધાતુ ઉપરથી ઉત્પન્ન થયોછે.ને તેમાં વિદનો અર્થ જ્ઞાન એવો થાયછે,ને વેદનો અર્થ નિશ્ચય થાયછે.તેથી જુની સંસ્કૃત ભાષામાં વેદ ધર્મનું સત્ય નામ વિદધર્મ એટલે જ્ઞાનરૂપ ધર્મ એવો અર્થ હતો. જેથી પુર્વ કાળમાં એ સંજ્ઞા વિદોક્ત ધર્મ એટલે જ્ઞાનમય ધર્મની હતી. પણ પાછલથી નવી સંસ્કૃત ભાષામાં અપભ્રંશરૂપે વેદોક્ત ધર્મની સંજ્ઞા પ્રાપ્ત થઇ, વાસ્તે એનો અર્થ નિશ્ચય કરેલો ધર્મ એવો થયો. સારાંશકે,વેદ ધર્મનું સત્યનામ વિદોક્ત ધર્મછે, મતલબ કે,આપણો સત્યધર્મ જ્ઞાનાકૃતિવાળોજછે,બીજો નથી. એ જ્ઞાનરૂપ ધર્મજગતની સર્વ ભાષાઓને વિષે પોતાની સત્ય જ્ઞાનાકૃતિમાં સ્થિર રહેલોછે. તેથી એ સર્વથી અનાદિઃ કેમકે ન્યાયમાં વેદ ઋષિકૃતછે, ને મિમાંસામાં વેદ ઇશ્વરકૃત છે, પણ એમ નથી. પણ સત્ય જોતાં વેદનું જ્ઞાન ઋષિઓની પહેલાં હતું, ને જે જે ઋચાઓ વેદમાં ઋષિઓના નામની લખાઇછે,પણ તે ઋચાઓને કાંઇ ઋષિઓએ લખી નથી, પણ અનાદિરૂપ વેદની અનાદિરૂપ ઋચાઓના પવિત્ર નામો ઉપરથી ઋષિઓએ પોતાના નામ પાડયાં, તેથી ઋચાઓના લખનાર ઋષિઓ હતા, એમ બીલકુલ સંભવતું નથી; વાસ્તે અનાદિ જ્ઞાનરૂપ વેદની સર્વ આજ્ઞા જગતના સર્વ ધર્મમાં સૃષ્ટિ ઉત્પત્તિ પહેલાંથીજ વ્યાપક હતી,પણ જમાનો પળટાવવાથી મતમતાંતોને લીધે અનેક ધર્મો નિકળ્યાછે. તેમાં ખ્રિસ્તિ, મુસલમાન વિગેરે ધર્મો આજથી બે હજાર વર્ષની અંદરના હોવાથી વેદના અનાદિપણાના નિયમને બીલકુલ હરકત કરી શકયાજ નહી. કેમકે આખી સૃષ્ટિમાં મુર્તિપુજક પ્રજા કેટલીછે, તે આ નીચેના કોષ્ટકપરથી જણાશે. એમાં બૌધ, જૈન, જરથોસ્ત એ ધર્મો વેદમાંથી નીકળેલાછે, ને ક્રિશ્ચિયન, મુસલેમાન ને યાહુદી એઓ આપણી પેઠે અસલ મુર્તિપુજક છતાં,હાલમાં એને જુદા ગણીએ છૈયે.એમાં આર્યવંશમાં જરથોસ્ત, બૌધ ને જૈન મળી ૩૧—૨૦· ટકા, જરથોસ્ત ૦—૦૧· ટકો, વેદ ને હિંદુ ૧૩—૪૦· ટકા ને તુરાની કુલના ૮—૬૯· ટકા મળી ૫૩—૩૦· મુર્તિપુજકના ટકા હાલમાં જારીછે, ને ૩૦—૯૦· ક્રિશ્ચિયન, ૧૫—૩૦· મુસલમાન, ૦—૩૦· યાહુદી મળી ૪૬—૫૦ ટકા નહી મુર્તિપુજકના છે. આ ઉપરથી સત્ય જોતાં મુર્તિપુજક ધર્મ વિશેષ છે,ને તુરાની કુલની પ્રજાના ધર્મો જેછે, તે આર્યને સેમિતીના મિશ્રિતજ્ઞાનમાં સંમાઇ રહેલાછે,મતલબ કે,એ પ્રજા એ બેઉ પ્રજાના જ્ઞાનમાં ચાલેછે.આ સર્વ દોહનનું કારણ એટલુંજ કે,આજના મુર્ખ લોકો અનાદિ વેદ ધર્મ વિરૂદ્ધ વરતેછે, તેવાઓએ જાણવું જોઇએ કે, આ વેદધર્મના સર્વ ભાગ જગતના સર્વે ધર્મોની અંદર ક્રિયાકર્મ,નીતીરીતી, જ્ઞાન ધ્યાન વિગેરેથી અનેકરૂપે

વ્યાપક થઈ સર્વમાં મળી ગયલોછે.છતાં એણે પોતાની આકૃતિ હજુપર્યંત બદલી નથી, એવો એ શુદ્ધ સ્ફાટીક જેવો અલિપ્ત રહેલોછે.ને એના જ્ઞાનથી જગતના સર્વ ધર્મ મહત્વતા ભોગવી રહેલાછે, છતાં એનું સત્યવળણ ફક્ત એક નીરાકાર, નીરંજન, જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવાવાળુંછે. આ જ્યોતિસ્વરૂપ નીરાકાર પરમેશ્વરને વેદના અનેક પક્ષોમાં અનેક કલ્પનાએ ઓળખાવ્યો છે. ને એ કલ્પનાવાળા પક્ષો જુના જમાનાના હોવાથી એના સિદ્ધાન્તો ઉપર જગતના ઘણાં ધર્મો પ્રગટ થયા હોય એમ સંભવેછે.

## વેદપક્ષો.

ઉપરના સર્વ અનાર્ય ધર્મોના સિદ્ધાન્તો પ્રત્યેકથી ન્યારાં હોવા છતાં,એ સર્વ પક્ષો દેહ અને તેને વિષે વ્યાપેલાં ચૈતન્યના સ્વભાવપર સ્થિર થએલાછે:તોપણ ભાષા રૂપ ઐકયતાથી જોવા જતાં કેવા પ્રકારથી મળી જાયછે.તે એ સર્વે ધર્મોનાં મુળતત્વો દેહને ચૈતન્યના સ્વભાવમાના વિવેચનમાં મચી રહેલાંછે.જેના મચવામાં વેદાન્તશાસ્ત્ર સ્પષ્ટ સ્વિકારેછેકે,દેહ ઉત્પત્તિથી કર્મરૂપ હોવાને લીધે સ્વભાવે જડછે,ને ચૈતન્યની ભ્રાંતિને એ પ્રગટરૂપ ભાસેછે. આ ભ્રાંતિરૂપ કલ્પિત અવિદ્યા ચૈતન્યમય આત્માને વિષે અનેક પ્રકારની યોજના કરેછે. આ યોજનામાં શ્રુતિઓ જુદા જુદા જ્ઞાનને આપેછે.

શ્રુતિ. प्राणइति प्राणविदो भुतानीती च तद्विद :। गुणाइति गुणविद स्तत्त्वा नीति च तद्विद :॥ અર્થ, પ્રાણ ( હિરણ્યગર્ભ ) જગતનો હેતુ ( મુળ તત્વ) છે. એવી રીતે પ્રાણનાવેત્તા હિરણ્યગર્ભના ઉપાસક વા વૈશેષિક આદિક કલ્પેછે. અથવા ભૂત ( પ્રાણી ) મુળછે. એવી રીતે તે ભૂતોના વેત્તા ચાર્વાક કલ્પેછે, સત્વાદિક ગુણછે, એવી રીતે ગુણના વેત્તા સાંખ્ય કહેછે, તેમ તત્વના વેતા શૈવ એવી રીતે કલ્પેછેકે, આત્મા અવિદ્યાઓ શીવ એ ત્રણ તત્તવ જગતના પ્રવર્તકછે. શ્રુતિ. पादइति पादविदो विषयाइति च तद्वीदः लोकाइति लोकविदो देवाइति च तद्विदः ॥ અર્થ. વિશ્વાદિક પાદ સર્વ વ્યહવારનો હેતુ થાયછે, એવી રીતે પાદના વેત્તા કલ્પેછે. છતાં શબ્દાદિક વિષય વારંવાર ભોગવાથી પરમાર્થ તત્વરૂપછે. એમ વિષયનના વેત્તા વાત્સ્યાયનાદિક કાવ્યકર્તા કલ્પેછે. પૃથ્વી આદિક ત્રણ લોક વસ્તુરૂપછે, એમ લોકના વેત્તા પૌરાણિક કલ્પેછે. છતાં અગ્નિ વા ઈંદ્રાદિક દેવ તે તે ફળના દાતાછે પણ ઈશ્વર નથી, એવી રીતે દેવનાવેત્તા કલ્પેછે. શ્રુતિ. वेदाइति च वेदविदो यज्ञाइति च तद्विदंः । भोक्तेति च भोक्तृविदो भोज्यामिति च तद्विदः ॥ અર્થ. ઋગ્વેદાદિક ચારે દેવ પરમાર્થ ( કલ્યાણ ) રૂપછે. એમ વેદના વેત્તા વેદપાઠક કલ્પેછે. છતાં જ્યોતિષ્ટોમાદિક યજ્ઞ વસ્તુરૂપ થાયછે, એમ યજ્ઞનાવેત્તા બોધાયનાદિક યજ્ઞ કર્તા કલ્પેછે. છતાં આત્મા ભોકતા છે, કર્તા નહી, એમ ભોકતાના વેત્તા સાંખ્ય કહેછે. છતાં ભોજ્યરૂપ વસ્તુછે.એમ તે

ભોજનના વેત્તા સુપકાર ( રસોઈઆ ) પ્રતિજ્ઞા કરેછે. શ્રુતિ. सूक्ष्मइति सूक्ष्मविदः स्थुलइति च तद्विदः मूर्त्तइति मूर्त्तविदो अमूर्त्तइति तद्विद : ॥ અર્થ. આત્મા, સુક્ષ્મ (અણુપરિમાણ ) રૂપછે. એમ સુક્ષ્મના જ્ઞાતા કહેછે. છતાં સ્થુલ (જડ) દેહ આત્મા છે, એમ તે સ્થુલ (જડ) ના જ્ઞાતા ચાર્વાક કલ્પેછે, તેમ છતાં ત્રિશુળાદિધારી મહેશ્વર વા ચક્રાદિધારી મૂર્ત્ત પદાર્થ પરમાર્થ રૂપછે, એમ મૂર્ત્તના વેત્તા આગમના અભિમાની કહેછે. છતાં સર્વ આકારથી સુન્ય, નિઃસ્વભાવ જે અમૂર્ત્ત તે પરમાર્થરૂપછે. એમ તે અમૂર્ત્તના જ્ઞાતા શુન્યવાદિ કલ્પેછે. શ્રુતિ. कालइति कालविदो दिशइति च तद्विद : । वादाइति वादविदो भवनानीति तद्विद : ॥ અર્થ. કાળ પરમાર્થ રૂપછે. એમ કાળના જ્ઞાતા જ્યોતિષી કલ્પેછે. વા પૂર્વ આદિક સર્વ દિશા પરમાર્થ રૂપછે, એવીરીતે દિશાનાજ્ઞાતા સ્વરોદય શાસ્ત્રના અભ્યાસી કલ્પે છે. । ધાતુવાદ, અરૂમંત્રવાદ, આદિક વાદો વસ્તુરૂપ હોયછે, એવીરીતે વાદના વેત્તા કહેછે, છતાં ચતુર્દશ ભુવન વસ્તુરૂપછે, એમ ભોવનકોશના વેત્તા કલ્પેછે. શ્રુતિ. मनइति मनोविदो बुद्धिरिति च तद्विद : । चित्तमिति चित्तविदो धर्मा धर्मौ च तद्विद : ॥ અર્થ. મન આત્માછે, એમ મનના વેત્તા કઇક ચાર્વાક કલ્પેછે, ઓ બુદ્ધિ આત્માછે, એવીરીતે બુદ્ધિના વેત્તા બૌદ્ધ કલ્પેછે. ચિત્ત આત્માછે. એમ ચિત્તનાવેત્તા કલ્પેછે. છતાં ધર્મ અધર્મ પરમાર્થરૂપછે, એમ તેના વેત્તા મિમાંસક કલ્પેછે. શ્રુતિ. पञ्चविंशक इत्येके षड्विंश इतिचापरे : । एकत्रिंशक इत्याहुरनन्त इति चापरे ॥ અર્થ. પચ્ચીસ સંખ્યા (મહત્તત્વ, અહંકાર ને પંચતન્માત્રા (સુક્ષ્મ ભૂત) એ સાત પ્રકૃતિ, ને અંજસાત વિકૃતિ રૂપ કારણ રહેલાંછે. છતાં પંચ જ્ઞાનેદ્રિય, પંચકર્મેદ્રિય, ને એક મન એ સોળવિકાર કાર્યછે. એવીરીતે) વાળા પ્રપંચ વસ્તુછે. એમ સાંખ્યવાદિ માનેછે, છતાં બીજા પાતંજલ છવીસ સંખ્યાવાળી પ્રપંચ વસ્તુછે. એમ કલ્પેછે. । એકત્રીસ સંખ્યાવાળી પ્રપંચ વસ્તુછે. એમ પાશુપત કહેછે. છતાં પદાર્થોના ભેદ અનંતછે, પણ તે નિયમિત નથી એવી રીતે બીજાઓ કહેછે. શ્રુતિ. लोकान् लोकाविदःप्राहुराश्रमा इति तद्विद : । स्त्रीपुन्नपुंसकं लैङ्गाःपरा परमथापरे ॥ અર્થ. લોકોને રંજન કરવું એજ તત્વછે, એવી રીતે લોકના વેત્તા લૌકિકજન કહેછે. દક્ષ આદિક આશ્રમ પરમાર્થ રૂપછે, એમ આશ્રમના વેત્તા કહેછે. સ્ત્રી, પુરૂષ ને નપુંસક લિંગવાળા શબ્દોના જે સમુહ તેજ સમુહ તત્વછે, એમ વૈયાકરણી વર્ણન કરેછે. છતાં બીજા પર ઓ અપર બ્રહ્મ વસ્તુછે એમ માનેછે. શ્રુતિ. सृष्टिरिति सृष्टिविदो लयइति च तद्विद : । स्थितिरिति स्थिति विदःसर्वेचेहतुसर्व्वदा ॥ અર્થ. સૃષ્ટિ તત્વછે, એમ સૃષ્ટિના વેત્તા કહેછે, તેમ લય તત્વછે, એમ લયના વેત્તા કહેછે. તેમ સ્થિતિજ તત્વછે. એમ સ્થિતિના જ્ઞાતા કહેછે. છતાં ઉક્ત અનુક્ત જેટલા કલ્પનાના ભેદછે, તે સર્વ અહિંઆ ચેતન્ય રૂપ

આત્માને વિષે તો સર્વદા કલ્પના અવસ્થામાં કલ્પિયે છૈયે. પરંતુ આત્મામાં કલ્પિતપણું નથી. સારાંશકે ઉપરની સર્વ યોજના નીરાકાર નીરંજન નિષ્કીય સત્ રૂપ આત્મા વિષે અજ્ઞાનોએ પોતાની કલ્પનાશકિતના સામર્થ્યથી કલ્પિછે. છતાં એ સર્વ કલ્પના અસત્યછે. કેમકે સતરૂપ આત્માને વિષે અનાત્મવેત્તા તત્વજ્ઞાનને પામતા નથી. તાત્પર્ય એવુંકે, સતરૂપ આત્મા સર્વત્ર એકછે, ને તેમાં પુરૂષ છાયા, પ્રકાશ અંધકાર, વિગેરે યોજનાઓ કલ્પિત (અવિદ્યા) રૂપ ભ્રાંતિ જ્ઞાને રહીછે. તેથી એ દ્વૈતભાવ ખોટોછે. કારણકે આત્મા અદ્વૈતછે એ શ્રુતિથી જોવાજતાં વિશ્વરૂપ કયાંયપણ આત્મા વિષે દરશાતું નથી: તહાં કહયુંછે કે, આત્મા વિષે નાનારૂપ કંઈપણ નથી. સબબકે, ઈંદ્ર (પરમાત્મા) માયા (ભ્રાંતિ) કરી બહુરૂપપણાને મનોકલ્પિત ભાવે પામેછે. છતાં આ અગાડી આત્મા થતો ગયો, એ શ્રુતિથી અદ્વૈતપણામાં રહયો: ને દ્વીતીય જ્ઞાનથી ભયને પામેછે. પણ સત્ય જોતાં આત્મા વિષે દ્વૈત ભાવ રહેલો નથીજ, તેથી આત્મા અભયરૂપછે. જેથી ઉપરનું દ્વૈતરૂપ જ્ઞાન મિથ્યાછે. પણ તેમાં એક આત્મા પરમાર્થથી સત છે. ત્યારે તો સિદ્ધ થાયછે કે, ઉપરનું જે લૌકીક, વ્યહવારીક ને વૈદિક જ્ઞાન સર્વ અવિદ્યાનો વિષયછે.

કારણ કે આત્માની ઉત્પત્તિ પ્રળય ને સ્થિતિ કોઈ જગ્યાપર જાણાતી નથી: પણ અવિદ્યારૂપ ભ્રાંતિરૂપ અજ્ઞાન આ મનોકલ્પિત મિથ્યા વ્યહવારમાં સર્વ યોજના કરેછે. છતાં રજ્જુમાં સર્પ, નિંદ્રામાંસ્વપ્ન, તેમશુદ્ધ જ્ઞાનરૂપ આત્મામાં આ કલ્પિત અજ્ઞાન રહેલુંછે. તેથી એ કલ્પિત અજ્ઞાન કથનમાત્ર વાણીના વિકારરૂપ ભાસેછે. એ ભાસનાર વાણી રૂપવિકાર પ્રાણાદિક મિથ્યા ક્રિયાની માયીક ચેષ્ટા ને લીધે ઈંદ્રિયજ્ઞાન દ્વારાથીએ સર્વ યોજનાઓ કલ્પિતભાવે કરેલીછે. તેથી એ સત કહેવાય નહી. પણ સતરૂપઆત્મા વિદ (જ્ઞાન) રૂપહોવાથી અવિદ્યારૂપ અજ્ઞાનતાવાળી તેને વીષેની સર્વ યોજનાઓ મનોવિકાર ધર્મથી સૃષ્ટિના સર્વ પક્ષોમાં રમણ થએલી આપણે જોઈ આવ્યા છૈયે. તોપણ ઉપરની શ્રુતિઓમાં જગતના સર્વ ધર્મોના મુળતત્વ સમાયલાં આપણે જોયાંછે. તેથી સ્પષ્ટ કહેવાને જરાપણ અડચણ નથી કે, સૃષ્ટિના સર્વ ધર્મના પક્ષોનું સત્યમુળ આ વૈદીક જ્ઞાનમાં વ્યાપેલુંછે. ને એ વ્યાપેલાં મુળ ઉપરથી જુદી જુદી ભાષાઓમાં જુદા જુદા વિદ્વાનોએ ન્યારી આકૃતિઓમાં સર્વ યોજના કરી પોતાના નામ ઉપરથી ધર્મ પક્ષ ન્યારાંછે, એમ દરશાવી પ્રજામાં તે ધર્મો પુજ્ય રૂપ થઈ પડયા. તોપણ એવી રીતે જ્ઞાનરૂપને છુટું પાડી દેવાથી આપણા વૈદીક જ્ઞાનમાં કોઇપણ જાતની ખામી આવી નહીં. પણ તે ખામીઓ વિશેષ પુષ્ટિરૂપ થઇ પડીછે, કેમકે જગતના સર્વે ધર્મો વેદના જ્ઞાન કાંડમાંથી નિકળેળા એવો પુરાવો આપણને મળેછે. તેથી સર્વ વૈદિક પ્રજાને સંતોષ થાયછે. સારાંશકે, જગતની સર્વ ભાષા સંસ્કૃત શાથે એકસરખો સંબંધ રાખેછે. ને એ સંસ્કૃતના મુળ તે સર્વે ભાષાના મુળ ધાતુરૂપે રહેલાંછે, ને તેજ ધાતુઓના જ્ઞાનપરથી તે ભાષામાંઓનાં

જ્ઞાનનું વળણ ચાલ્યુંછે, જેમ સંસ્કૃતમાં ચાલ્યુંછે તેમ, પણ ભાષારૂપ અપભ્રંશભાવે પળટાયાથી આકૃતિજ્ઞાન વિકારને પામેલું છે, તેથી ધર્મો પણ વિકારને પામેલા આપણને જણાયાછે, છતાં તેનાં મુળતત્વો જેવી રીતે તેઓએ પ્રતિપાદન કર્યાંછે, તે-બીજ રીતથી વેદની શ્રુતિઓએ પણ પ્રતિપાદનરૂપ પક્ષોના મુળતત્વોને ઉપર ગાણી બતાવ્યાંછે. તેથી સિદ્ધ થાયછે કે, એ પક્ષરૂપ શ્રુતિઓના મુળતત્વ ઉપરથીજ સર્વે અનાર્ય ધર્મો વૃદ્ધિને પામ્યાછે. પણ શ્રુતિઓના પક્ષોની ગણના આત્માને વિષે અવિદ્યા ભાવે કરીછે, તેમ વેદના જ્ઞાનકાંડના મુળતત્વવાળા ધર્મપક્ષ આગળ વિશ્વના સર્વે ધર્મોના પક્ષો અવિદ્યાજ્ઞાને ઉત્પન્ન કરેલાંછે. તાત્પર્ય એટલુંજ કે, જગતના સર્વે ધર્મો વેદમાંથી નિકળેલા હોવા જોઇએ, ને તેઓનું સત્યજ્ઞાન વેદના સત્યજ્ઞાનને મળતુંજ હોવુંજ જોઇએ. બેશક! જગત્ સર્વે ચૈતન્યરૂપ આત્માનેજ પરમેશ્વર માનેછે, તેથી આત્મપદની પ્રાપ્તિનેજ મોક્ષ કહયોછે. બીજાને કહયો નથી.

કારણકે ઋગ્વેદીય અંતરેયોપનિષદ્‌ના બીજા અધ્યાયના ચોવીસમાં મંત્રને વિષે કહ્યુંછે કે, આત્માની દ્રષ્ટિ નિત્યછે, એશ્રુતિથી આ બાહ્ય અનિત્યરૂપ ઉપાધિને વશ થવાથી ભ્રાંતિભાવ અનિત્યતાવાળો છે, તેથી જીવ, ઈશ્વર ને પરમાત્મા એ સર્વ ભેદો આત્માના કલ્પિત ભાવથી થયાછે; તોપણ સત્‌રૂપ આત્માની ભેદરહિત (નિર્વિશેષ) દ્રષ્ટિ નિત્યછે: જે ઉપરથી સતરૂપ આત્મા એક છે, એવી કલ્પના આસ્તિકોની છે. આત્મા નથી એ કલ્પના નાસ્તિકોનીછે, છે અને નથી, એ કલ્પના દિગંબર મતવાળાઓની છે. તાત્પર્ય એવું કે, જગતના સતરૂપ મુળતત્વને વિષે જોવા જનારા કઈકિવાદીઓની કલ્પના આત્માનું અસ્તિત્વપણું કબુલ કરેછે. કોઇના મતમાં નિષેદ્ધ કરેલુંછે, કોઇને વિષે છે અને નથી. એવી દ્વિયોજના દરશાવેલી છે. કોઇ આત્માને નાના ગુણવાળો કહેછે, કોઇ ગુણરહિત માનેછે, કોઈમાં આત્મા જાણતો નથી એમ માનેછે, કોઈમાં ક્રિયા રહિત ગણેછે, કોઈમાં આત્મા ફળવાળો ને કોઈમાં ફળ વગરનો કહેછે, કોઈમાં કર્મને વાંસનાનું બીજરૂપ ગણે છે, કોઈમાં બીજરૂપ નિષેદ્ધ કરેલુંછે, કોઈમાં સુખરૂપ, કોઈમાં દુઃખરૂપ આત્માને દરશાવેલોછે, કોઇમાં મધ્યમ (દેહચતુષ્ટ્ય)રૂપ કહેછે, કોઈમાં અમધ્યમ (અણુ ને વિભુ) રૂપ માન્યોછે, ને કોઈમાં સુન્યાકૃતિ, કોઈમાં અસુન્યાકૃતિ; કોઈમાં આત્મા જુદો, આપણે જુદા એવી કલ્પના કરેલીછે. તોપણ સતરૂપ આત્મા મન, વાણીથી અગોચર રહેલોછે, તેથી તેને વિષે કોઈ પણ પ્રકારનો સિદ્ધાન્ત આપી શકાતો નથી. તેમ તેને વિષે સર્વનો સંભવ થાએછે એવો નાનારૂપે એ આત્માછે. આ હેતુથી વેદમાં નેતિનેતિ પોકાર્યોછે, કારણકે, આત્માની પ્રાપ્તિથી વાણીવિલાસ નિવર્ત થાયછે. એ શ્રુતિથી આત્માને જોવા જતાં તે કેવોછે! એ પ્રશ્નપરથી આત્માના સાક્ષાત્કારનો જવાબ કોઈથી યથાર્થ આપી શકાતો નથી, તેથી કરીને આત્મપદમાં શાંત થઈ ચુપ રહેવું પડેછે, સારાંશકે, અબાહ્યરૂપ આત્મા જે કે આ સર્વના અનુભવરૂપ જ્ઞાનમય બ્રહ્મછે, એવો ઉપદેશ પ્રગટ થાયછે. એ પ્રગટ થએલા

**ઉપદેશથી तत्वमसि** તે તું છે, એવાં માહાવાકયરૂપનો પ્રશ્ન ગુરૂએ કરવાથી અપરોક્ષજ્ઞાનમાં લિન્ન થનાર શિષ્ય પ્રત્યુત્તરદ્વારા એકયરૂપ આત્મભાવથી દરશાવેછે કે, **अहंब्रह्मास्मि** હું બ્રહ્મછું, એવાં માહાવાકયનું પ્રતિપાદન વેદમાંથયુંછે.

આ અપરોક્ષરૂપ જ્ઞાનના માહાવાકયમાં લિન્ન થનાર પોતાને વિષે દ્રષ્ટા, દર્શનને દ્રશ્ય, જ્ઞાતા, જ્ઞાનને જ્ઞેય, કર્તા, કર્મ ને કરતવ્યતા રૂપીત્રિપુટિઓ અસત્ય કરેછે. તેથી જ્યાંહાં એવી સ્થિતિના જ્ઞાનમાં રહીએ ત્યારે આ સર્વ આત્મારૂપ બની જાય છે, ને તે સમયપર જોનારો, જોવાની વસ્તુ વિગેરે ચીજો ન્યારાં રૂપમાં દરશાતાં નથી, કારણ કે, એ સર્વ વિભાગો આત્માથી ભિન્ન વસ્તુના નથી: તેથી કરીને એકજ આત્માને સર્વત્ર રહેલો કહયો છે. ને તેમાં બીજી વસ્તુનો અભાવછે. જેથી કરીને ઇશ્વરને વિષે જગત્ એવો ભેદ થતો નથી, સબબકે, એકજ અદ્વીતીયછે, ઇત્યાદિ શ્રુતિઓથી સિદ્ધ થાયછે કે, પરબ્રહ્મરૂપ આત્માજછે. ને તેજ આત્મા નિત્યશુદ્ધ, નિત્યમુક્ત સ્વભાવવાળા હોવાથી તે એકજ પરમાર્થરૂપ સતછે. ને બીજું સર્વ તેને વિષે અસત્યછે. આ ઉપરથી માંડુકયોપનિષદ્‌ના ૭૨માં મંત્રમાં કહયુંછેકે, આત્માને વિષે દ્વૈતરૂપ કાંઈ પણ નથી. કેમકે ઇંદ્ર (પરમાત્મા) ને પોતાના સતસ્વરૂપનો અભાવ થવાથી જે અસત્‌ભાવ પ્રગટેછે. તે પ્રગટેલા અસત્ ભાવરૂપી માયાએ કરીને બંધનને પામેછે. જેમ નિંદ્રાનાં ખરાં સ્વરૂપનાં અભાવથી અસતરૂપી સ્વપ્ન પ્રગટ થાયછે, ને તે પ્રગટ થએલા અસતભાવમાં વિશ્વ દેખાયછે, તેથી વિશ્વ ઇંદ્રજાળરૂપ છે. મતલબકે મિથ્યાછે. કેમકે જયારે નિંદ્રા આવી ત્યારે કલ્પિત સ્વપ્નરૂપ જગત્ નિંદ્રાના ખરાં સ્વરૂપમાં એકયતાથી મળી ગયું. એ ઉપરથી કેહેવામાં આવેછે કે, સ્વપ્ન આગળ જતાં નિંદ્રામય થઈ ગયું, તે ફરી દરશાયુંજ નહીં. એજ પ્રમાણે આ જગત્ આગળ જતાં આત્મારૂપ થઈ ગયું. એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે, આ મિથ્યા જગત પૂર્વકાળમાં આત્માજરૂપ હોવુંજ જોઇએ. જેમ સ્વપ્ન પૂર્વકાળમાં નિંદ્રારૂપ હતું તેમ. તોપણ સ્વપ્ન મિથ્યાછે, તેમ જગત્ મિથ્યાછે, તેથી શ્રુતિજ્ઞાને કહેવાયછે કે, આ વિશ્વ અગાડી આત્મારૂપ થઈ ગયું, અથવાતો એ અગાડી બ્રહ્મરૂપે વ્યાપી રહ્યું હતું, ને હાલમાં પણ વ્યાપી રહેલુંછેજ, કેમકે આત્માને વિષે દ્વૈતરૂપ કાંઈજ દેખાતું નથી, પણ તે આત્મા અદ્વૈત દેખાયછે. એવો વ્યાસ ભગવાને સ્મૃતિઓમાં દ્વૈતનો અસદ્‌ભાવ દરશાવ્યોછે. એ વિષે માંડુકયોપનિષદ્‌ના ૭૩ મંત્રમાં કહે છે કે, જ્યારે દ્વૈતરૂપ દેખાતું નથી, ત્યારે આત્માને વિષેજગતની ઉત્પત્તિ સ્થિતિનો અભાવ રહેલોછે, તોપણ એ અકલ્પિત અવસ્થામાં દરશાયછે, છતાં એ અકલ્પિત્ અવસ્થામાં આ સર્વ નાના રૂપ મિથ્યાછે, તદયપી સત્ય જોતાં તો કલ્પિત અકલ્પિત અવસ્થારૂપ તમામ વૃતિ આત્માનીજ છે, અથવાતો એ સર્વ બ્રહ્મજ છે, અથવા એકજ અદ્વિતીય એ સર્વ છે, બીજું કાંઈજ નથી. જયારે એ સર્વ આત્માજ છે. એવા પ્રકારની શ્રુતિ

થી દ્વૈત મિથ્યા રૂપજ છે. એ સિદ્ધતા નિઃસંશયમયરૂપછે, તાત્પર્યકે, રજ્જુ-માં સર્પ કલ્પિતછે. તેમ આત્મામાં એ સર્વે કલ્પિતછે. તેથી સતરૂપ આત્માને વિષે જગત્ નથીજ. જેથી અદ્દીતીયરૂપ એક આત્માજ સર્વત્ર રહેલોછે: સારાંશકે, આ સૃષ્ટિના અનેક ધર્મોના વિવેચનને આપણે સંક્ષેપમાં મનન કરી ગયા છતાં સત્યાર્થ સ્વરૂપે જોતાં તો એ સર્વ વિવેચન સતરૂપ, પરમાર્થ તત્ત્વવાળો જે અ-દ્વૈતમય આત્મા તેનાં સર્વત્ર વ્યાપેલાં અવિભાજ્યપણાને વિષે અનેક તરેહની યો-જનાઓ કોઈથી પણ થઇ શકતી નથી: કારણ કે,અવિભાજ્યસ્વરૂપમાં વિભાજ્યની યોજનાઓ મનુષ્ય પ્રાણીએ કરવી યોગ્ય નથી,છતાં જેઓએ અનેક તરેહથી કરી છે,તેથી કરીને કાંઈ અવિભાજ્ય સ્વરૂપને બાધ આવ્યો નહીં: પણ એ સ્વરૂપ તો પોતાના અવિભાજ્યપણામાં સદા કાયમ જેવું ને તેવું સ્થિરછે. તેમાં કોઇપણ જાતનુ વિવેચન કરવાથી તેનું અવિભાજ્યપણુ નષ્ટ થયું નથી. તેથી કરીને સૃષ્ટિના પ્રત્યેક પક્ષોના વિચારો જે જોયા તે સર્વ વિચારો કલ્પિત અવસ્થામાં ઉત્પન્ન થયલાછે, તેથી એ કલ્પિત જ્ઞાન અવિદ્યાથી પ્રગટ થએલુંછે, ત્યારેતો સ્પષ્ટ થાયછેકે, વિદ્યારૂપ આત્મતત્ત્વને વિષે અવિદ્યા ત્રણે કાળે મિથ્યાજ ઠરી ચુકેલીછે. સારાંશકે,અવિદ્યાથી વિદ્યારૂપ આત્માનું વિવેચન કોઇ પણ કાળે થઇ શકતું નથી, કેમકે આત્માને વિષે શ્રુતિઓમાં કહ્યુંછેકે, વા-ણીનો વિકાર નામમાત્ર છે, એ વિકાર સતરૂપ આત્માના સ્વરૂપને દરશાવી શકતો નથી; તેથી શબ્દ માત્ર વિકારની આકૃતિછે, જેથી એ સર્વ મિથ્યાછે, આ ઉપરથી નક્કી થાયછેકે, મનુષ્ય પ્રાણીના દેહધર્મમાંથી ઉત્પન્ન થએલું જ્ઞાન અપૂર્ણતાવાળું સ્વભાવિક રહેલું છે, તેથી એ અપૂર્ણ જ્ઞાનશક્તિનું સામર્થ્ય પૂર્ણરૂપ આત્માનું વિવેચન કરી શકેજ નહીં, એજ મુળતત્ત્વને લીધે સૃષ્ટિના અનેક ધર્મોના સિદ્ધા-ન્તો અનેક તર્ક વિતર્કપર દોડયાછે: પણ સત્યતાને પકડી શકયા નહીં: તેથી સર્વે ધર્મ અપૂર્ણ જ્ઞાનવાળાજછે, પણ પૂર્ણ જ્ઞાનરૂપ ધર્મ તો એક આત્મ સ્વભાવના વિવેચનકર્તા નિયમનું નામછે, તેથી તમો આ અવિદ્યાકૃત સૃષ્ટિના તાર્કિક જ્ઞાનવાળા ધર્મપર ગમન કરશો નહીં, પણ જે ધર્મ જગતના મુળતત્ત્વના સ્વભાવના જ્ઞા-નનો આપનાર હોય એવા ધર્મને તમો સત્યરૂપ ધર્મ જાણશો इति:આ इति શબ્દ મુક્તશાસ્ત્રના પ્રથમ ભાગની સમાપ્તિ નિર્વિઘ્નતાથી થઇ તેને અર્થે વાપર્યોછે, તેથી એ શ્રોતા વક્તાને મનનકર્તા તમો તમારા વંચન જ્ઞાનને પુનરાવર્ત કરી પ્રભુરૂ-પ આત્માના ધ્યાનમાં લિન્ન થાઓ શાંતિઃ શાંતિઃ

---

**પ્રથમ ભાગ સમાપ્ત.**

---

ॐ

# तत्सद्ब्रह्मणेनमः

# श्री मुक्तशास्त्र

## दीतीय भाग.

આ મુક્ત દર્શનકૃત્યમાં નિત્ય ને સત્યનું દોહન કરવુંજ જોઇએ. શ્રુતિ. सत्यमेवजयतेनृतंसत्येनलभ्यस्तपसा ह्येषआत्मासम्यक्ज्ञानेन ॥ येनाक्रमन्त्यृषयोह्या प्तकामायत्र तत्सत्यस्य परमं निधानं॥ અર્થ,(પ્રત્યેક પવિત્રકૃત્યમાં) સત્યનો જય થાયછે, ને મિથ્યાનો પરાજય બનેછે, ને એ સત્ય કથનદ્વારા મનની એકાગ્રતા માર્ગે સમ્યકજ્ઞાનદ્વારાએ પરમાત્માનો લાભ લેવામાં આવેછે: તેથી ઋષિઓએ સમસ્ત ક્રિયા માર્ગે ચિત્ત ને તૃપ્ત કરી સત્યતાથી પૂર્ણ પરમનિધાન પરબ્રહ્મનો લાભ લેછે. સારાંશકે, પ્રત્યેક કૃત્યમાં નિષ્પક્ષપાતદ્વારાએ સત્યાસત્યનું દોહન સંપૂર્ણ સુખદાયી હોયછે; તેથી આ મુક્તદર્શનમાં અપક્ષપાત ધર્મનું પ્રતિપાદન દરશાવીએ છિયે: જેમાં સર્વ પક્ષોના અનેક તર્કવિતર્કોનું તાત્પર્ય દરશાવી મુક્તજ્ઞાનનો ખુલ્લાસો આપવામા આવશે, તેથી કહેવું પડેછે કે, આ મુક્તદર્શનરૂપ સુખકર્તા ને અદ્વૈત સ્વરૂપી સતરૂપ આત્માને વિષે સૃષ્ટિના સર્વ ધર્મોએ તેના નનામાપણાના સ્વરૂપની યોજના ન્યારી ન્યારી આપણને કરી બતાવીછે. છતાં આ સૃષ્ટિનું આદિઅંતરહિત જે મુળતત્વ રહેલુંછે. તેની રચના ઉપર અવિદ્યાકૃત્ય જગત્ અનેક માર્ગે અજ્ઞાનતામાં ભટકેછે: કેમકે સૃષ્ટિમાં પ્રત્યેક મનુષ્યોએ જે જે યોજના કરીછે, તે યોજના ત્રણ પ્રકારની પ્રતીતિવાળી રહેલીછે, તેમાં મન પ્રતીતિવાળા જ્ઞાનીઓ દેહાભિમાનના જ્ઞાનમાં મચેલા હોવાથી દેહની ચેષ્ટા, વર્તણુક, કૃતિ ઉપરથી ઇંદ્રિયોના વળણપર અનેક જ્ઞાનના પુરાવામાં સર્વ યોજના કરેછે: ને એ પ્રજા પ્રત્યક્ષ પ્રમાણને મુખ્ય માનેછે: ને બીજો પ્રકાર તર્ક પ્રતીતિવાળો હોયછે. તેઓ પ્રત્યેક પદાર્થોના ગુણદોષની યોજના ઉપર તર્કવિતર્ક દોડાવી અનુમાન પ્રમાણને મુખ્ય ગણેછે. ને એના પુરાવાપર સર્વ યોજના કરેછે. ને ત્રીજો પ્રકાર આત્મપ્રતીતિવાળો રહેલોછે. આ આત્મપ્રતીતિવાળાઓ પ્રત્યક્ષ અનુમાન ના પુરાવા ઉપરથી સત્યાસત્યનું દોહન કરી અદર્શપણાના જ્ઞાનથી નિર્વિકારી તાર્કિક જ્ઞાનના વળણ રહિત પુરાવાપર સર્વ યોજના કરેછે. ને તે જ્ઞાનને મુક્તજ્ઞાન કહેછે: પણ આ સૃષ્ટિના સર્વજ્ઞાનમાં બે પક્ષો મોટા માર્ગોપર ચાલ્યાછે: તેમાં એક પક્ષવાળી પ્રજા તત્વોનું અનાદિપણું માનેછે. ને ઇશ્વરનું અનાદિપણું કબુલ કરતી નથી, તેમાં કહેછે કે, સૃષ્ટિને કોઇએ ઉત્પન્ન કરી નથી, તેમ પુનર્જન્મ નથી. ને ઇશ્વિર નીરાકારછે, ને સૃષ્ટિકર્મરૂપ હોવાથી અનાદિછે: ને

બીજા પક્ષવાળી તત્વોનુ અનાદિપણું ગણતી નથી, પુનર્જન્મને માનેછે. ને ઇશ્વર ને સાકાર તરીકે ગણેછે. એવી તરેહની તકરાર વૃદ્ધિને પામેલીછે,જે ઉપરથી અધ્યાત્મશાસ્ત્રને આધિભૌતિક શાસ્ત્ર ઉત્પન્ન થઈ આવ્યાંછે.

## આધિભૌતિક—શાસ્ત્ર.

આ શાસ્ત્ર પૂર્વમિમાંસા, નિરિશ્વર સાંખ્ય, ન્યાય વિગેરે શાસ્ત્રોના વળણ ઉપરથી કહેછે કે, આકાશ, અગ્નિ જળ વાયુ ને પૃથ્વ્યાદિકના તત્વો અજર, અમર ને અનાદિછે: આ તત્વોના અસંખ્ય વિભાગો એકત્ર થવાથી આ સૃષ્ટિસ્વરૂપ ઘટ્ટાકારમાં રચાયુંછે: તેમાં ન્યાય કહેછે કે, આ નિત્યરૂપ તત્વોના મિશ્રિતપણાથી આ સૃષ્ટિસ્વરૂપ પ્રગટેછે, ને એ તત્વોના છુટા થવાથી પ્રળય બનેછે. તે ઉપરથી મિમાંસા કહેછે કે, કર્મરૂપસૃષ્ટિ સ્વભાવે જડછે, ને કર્તા એને આધિનછે. તેથી કર્મજ ઇશ્વરછે. જેના જ્ઞાનપરથી સાંખ્ય કહેછે કે, એ જડરૂપકર્મનું મુળ પ્રકૃતિની અસામ્ય અવસ્થાથી સૃષ્ટિ બનીછે. સારાંશકે, સૃષ્ટિકર્તા કોઇજ નથી: તેથી સૃષ્ટિ ઉત્પત્તિ થઇજ નથી: પણ તત્વોના આવર્જન વિસર્જનપણામાં અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ થયા કરેછે. ને તેમાં જળની જગ્યાપર સ્થળ ને સ્થળની જગ્યાપર જળનો ફેરફાર બન્યા કરેછે. એવીરીતે સૃષ્ટિ સ્વરૂપ હરવખતે પળટાયા કરેછે. તેથી એની ઉત્પત્તિ થઇજ નથી, થવાની નથી ને થશેજ નહી. પણ એ ઉત્પત્તિ સ્વભાવિક પોતાની મેળે સદા થઇ રહેલીજછે: કેમકે પ્રત્યેક વસ્તુઓની આકૃતિઓના તત્વોનું પૃથક્કરણ થવાથી તે તત્વો અનેક રૂપાંતરને પામેછે. તેમાં જે તત્વો જે ભુતના હોયછે. તે ભુતમાં તે તત્વો પોતાનીમેળે મળેછે: છતાં પ્રત્યેક ભુતોના તત્વોમા બીજાં ભુતોનાં તત્વો વત્તા ઓછા પ્રમાણમાં મળવાથી જુદા જુદા જીવાત્માઓ ઉત્પન્ન થઇ આવેછે. આ તત્વોના સંયોગીપણાનાથી ક્રમપર પદાર્થ વિજ્ઞાન,રસાયણશાસ્ત્ર, ભૂસ્તર, ભૂગોળ, ને ખગોળ વિદ્યા ઉત્પન્ન થઈ આવીછે. ને જેના જ્ઞાનથી પ્રત્યક્ષ પ્રમાણાદિક જ્ઞાનની દ્રશ્યયોજના સત્ય માનવા લાગ્યા: તેમાં કહેછેકે, પૃથ્વી, આપ, તેજ વાયુ, ને આકાશાદિ પ્રત્યેક ભૂતોના તત્વો ન્યારાં ન્યારાં રહેવાથી તેજ જાતિના તત્વો પોતપોતામાં મજબુત પણાથી ઘટ્ટાકારમાં મળી ગયલાંછે, તેથી પ્રત્યેક ભૂતો ન્યારા ન્યારા સ્વરૂપથી પોતાના દેખાવ આપેછે. તો તેઓ મજબુતપણામાં શી રીતે આવ્યાં હશે ! ત્યારે કહીશું કે,એના સુક્ષ્મ (તત્વ) પરમાણુઓ પાસપાસે એક બીજાની શાથે એવાંતો સજ્જડ ગોઠવાઈ ગયાંછે કે, તેઓ કાંઈ એકદમ છુટાં જલદીથી પડી શકતાં નથી. પણ મજબુત, સકત ને જડરૂપ દેખાયછે. તોપણ કહેવાયછે કે, પ્રથમ તત્વોનું અવ્યસ્થિતપણુ હતું: ત્યારે પ્રત્યેક તત્વો છુટાં છુટાં વિખેરાઇ ગયાં હતાં, ત્યાર બાદ અમુક ફેરફારીક ક્રમથી તત્વો મિશ્રિત થઇ ઘટ્ટાકારમાં માંહોમાંહે એક બીજાની શાથે ગોઠવાઇ ગયાં. તેમાં પ્રત્યેક ભૂતો પોતપોતાની જાતીવાળી ન્યારી આકૃતિઓમાં દ્રશ્યમાન થઈ

આઠયાં, તે પ્રસંગે પૃથ્વી ભૂતના તત્વો વનસ્પતિ આદિકની આકૃતિરૂપે પ્રગટ થયાં, ને તેના થકી પ્રાણીમાત્રોની કાયાઓ ઉત્પન્ન થઇ આવી: જેમાં તત્વોના વત્તાઓછા પ્રમાણમાં ગોઠવાઈ જવાના ગુપ્ત કારણોથી અનેક પ્રકારની ચિત્ર વિચિત્ર આકૃતિવાળી અનેક જાતની દેહો ઉત્પન્ન થઇ ગઈ: તોપણ એ દેહોમાં પ્રત્યેક ભૂતોના કમી જાદે તત્વોના વત્તા ઓછા પ્રમાણથી કેટલાંએક પ્રાણીઓ જુદા જુદા ભૂતોમાં ઉત્પન્ન થઇ પ્રત્યેક ભૂતોમાં રેહેવાને શક્તિવાન થયાંછે: પણ આ પૃથ્વી ભૂતના જીવોની કાયા જડરૂપ દેખાયછે: તેમજ પૃથ્વી ભૂતના તત્વો માંહોમાંહે એક બીજા શાથે સજ્જડ ને મજબુતપણામાં સ્થિર થએલાંછે: તેમ પવન પણ પોતાના સ્વરૂપમાં પૃથ્વીની માફક વક્રાકારમાં સ્થિર થએલોછે: તોપણ આપણે તેને પોળાણ એટલે ખાલી આકારમાં પ્રત્યક્ષભાવે દેખીએ છીયે: છતાં એ પવનની જથ્થાનો બોજો આપણને બીલકુલ લાગતો નથી: તેનું કારણકે, પવને આપણી કાયાના ઉપર પોતાના બોહોળા સ્વરૂપથી એકસરખા કદમાં આચ્છાદન કરેલુંછે: તેથી એનો બોજો આપણને જરાપણ જણાતો નથી: પણ કદાચીત એ આચ્છાદન મટીજાય ને એનો બોજો જ્યારે એકજ ભાગપર પડે, ત્યારે તો તદ્દન આપણો નાશ થઈ આવે: પણ સરખા આચ્છાદાનથી થતો નથી: તેમ પવનનો દેખાવ આપણને ખાલી આકારમાં દેખાવવાનું મુખ્ય કારણ એછેકે, આપણે પવનભૂતના જીવ છીયે તેથી, દ્રષ્ટાંન્ત, જેમ પાણીનો દેખાવ આપણને વક્રઆકારમાં દેખાયછે. છતાં તે દેખાવ માછલીને દેખાતો નથી. સબબકે તેની કાયા જળભૂતથી ઉત્પન્ન થએલી છે: તેથી તે માછલી પાણીને પોળાણરૂપમાં એટલે ખાલી આકારમાં જુએછે. ને તેનાપર પાણીના સર્વ તત્વોનું આચ્છાદન એકજસરખા પ્રમાણમાં થએલુંછે, તેથી પાણીનું વજન તેને જણાતું નથી. આ મુળતત્વથી તે પાણીમાં સ્વતંત્રપણાથી એકીકરાઈ હાલતે સર્વત્ર તેની શક્તિના પ્રમાણમાં હાલી શકેછે, ચાલી શકેછે, ને સર્વ કૃત્યો કરી શકે છે, જેવી રીતે આપણે પવનમાં સ્વતંત્રપણાથી કરી શકીએ છીયે: સારાંશ કે, આપણી કાયા પવનાકારની છે, ને માછલીની કાયા નીરાકાને (જળાકાર)ની છે. એજ કારણથી આપણને પવનનું ને માછલીને પાણીનું દબાણ થતું નથી: છતાં આપણે જેવી રીતે પાણીમાં મર્ણ પામીએ છીયે, તેવી રીતે માછલી પવનમાં મર્ણ પામેછે: કારણકે એ બેઉ ભૂતોના પ્રાણીઓની કાયા જુદા જુદા તત્વોના બંધારણથી થએલીછે: એથી સિદ્ધ થાયછે કે, પવનના જીવ પાણીમાં જીવતા નથી, ને પાણીના જીવ પવનમાં જીવતા નથી: સારાંશ કે, જે ભૂતના જીવો હોયછે, ને તેનું જીવન તેજ ભૂતના તત્વોછે. એવીજ રીતે આકાશ અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વી વિગેરેના જીવો વિષે સમજવું. પણ તમો પ્રશ્ન કરશો કે, પૃથ્વી વિષે જીવાત્માઓ દેખાતા નથી, તેથી એને વિષે જીવો પ્રગટ થએલા નથી: એમ ન કહેવાય! પણ સર્વ ભૂતોમાં જીવો તો રહેલાછે, છતાં આપણા દેહચર્મથી તેઓ દેખાતા નથી, જેવી રીતે આપણે પાણીના પડવાળાં તત્વોને અરસપરસમાં એકાકૃતિમય

સ્વરૂપે મળી ગયલાં દેખીએ છેયે,છતાં તેને વિષે રહેલાં જીવો તે ભૂતના દેખાવને પોળાણાકૃતિમય સ્વરૂપે દેખેછે: પણ તે જીવ આપણા પવનના જથ્થાને વા તેના જીવને એકાકૃતિમય સ્વરૂપે જુએછે. જેમ આપણે પવનના સ્વરૂપ ને પોળાણાકૃતિ સ્વરૂપમાં દેખીએ છેયે. તેમજ જે પૃથ્વી ભૂતના તત્વોછે. એ તત્વો પણ પવનના પડના તત્વોની માફક અરસપરસમાં ઐકયતાથીં મળી રહેલાંછે: પણ એને આપણે પવનના પડની માફક પોળાણાકૃતિ સ્વરૂપે દેખતા નથી: તેનું કારણ કે, આપણે કાંઈ પૃથ્વીભૂતના બંધારણથી ઉત્પન્ન થએલા નથી: તેમજ જેટલા જીવો પૃથ્વ ભૂતથી ઉત્પન્ન થએલાછે: તેટલા જીવો આ પવનના પડને ઘટ્ટાકારમાં દેખેછે: પણ તેઓ પૃથ્વીના પડને (આપણે જેમ પવનના પડને) પોળાણરૂપમાં જોઇએ છેયે: તેવીજ રીતે એ જીવો આપણા પડને દેખાતા નથી: તાત્પર્ય એટલુંજ કે, પ્રત્યેક પડની રચના જે ગોઠવાયલી છે, ને તેમાં જે જે જીવાત્માઓ ઉત્પન્ન થએલાછે, તે તે જીવાત્માઓ એક બીજા પડના જીવાત્માઓને દેખી શકતા નથી. પણ પ્રત્યેકભૂતોમાં ઉપલાં પંચભૂતોના સુક્ષ્મ તત્વો વત્તા ઓછા પ્રમાણના મિશ્રિત સ્વરૂપથી વા સંયોગીક્રમરૂપ બંધારણ ઉપરથી કેટલાંક એક જીવાત્માઓ ન્યારાં ન્યારાં ભૂતોમાં રેહેવાને શકિતમાન થાયછે: જેવાં કે, મગરમચ્છ, સુસવાટ વિગેરે પ્રાણીઓ પૃથ્વી પર રહી જળભૂતમાં વાસો કરી શકેછે: કારણ કે, એ જીવાત્માઓની કાયાના બંધારણમાં પૃથ્વી,જળ ને પવન વિગેરેના તત્વો વત્તા ઓછા પ્રમાણમાં ગોઠવાઈ ગયલાં હોવાથી એવી રીતે રેહેવાને તેઓ શકિત ધરાવી શકયાંછે: તેમ પૃથ્વી ને પવનમાં પક્ષીઓ આવાગમન કરેછે: કારણ કે, તેનામાં પવનના તત્વોનો ભાગ વધારેછે, ને પૃથ્વીનો ઓછો છે, તેથી તેઓ આકાશમાં ગમન કરવાની શકિત ધરાવેછે: ને આપણી માફક જમીનપર રેહેવાની શકિત ધરાવતાં નથી. ને આપણામાં પૃથ્વીના તત્વોનો ગણો ભાગ ને પવનનો થોડોભાગ રહેલો હોવાથી આપણે એઓની માફક ઉડી શકતા નથી: એવી રીતે જળચર; ખગચર, વાચર, ભુચર વિગેરે જીવોની રચના છે.આ તત્વોના વત્તા ઓછા મિશ્રિતપણાથી પ્રત્યેક જીવોના શરીર-પીંજરાંઓ જુદા જુદા ભૂતોમાં જુદી જુદી આકૃતિ ને ગુણોમાં દેખાયછે. જેમ આપણા શરીરને જળભૂતથી વખતે ગરમી લાગેછે, તેમ અગ્નિના વા પાણીના જીવોને કદાચિત અગ્નિતત્વ થંડું ને જળ વા વાયુ તત્વ ગરમ લાગતુ હોય તો કોને માલમ. આ સર્વે પ્રત્યક્ષ પ્રમાણોથી સિદ્ધ થાયછે કે, જે પ્રાણીની કાયામાં જેવા પ્રમાણથી તત્વો ગોઠવાયલાં છે, તે તત્વોના પ્રમાણ ઉપર તે વર્ગ કર્મ કરી શકે છે: ને તેના પ્રમાણ મુજબ તેઓની કાયાઓ ઉત્પન્ન થઈ, તેના પ્રમાણમાં તેના બુદ્ધિજ્ઞાનાદિક તત્વો ખીલેછે. આ ખીલેલાં તત્વો પ્રત્યેક જીવજાતીને આ બ્રહ્માંડની રચના અનેક ચિત્રવિચિત્ર સ્વરૂપે દેખાડેછે: જેવી રીતે અગાઉ આપણે અંધકારને સારૂં કહી ગયા છેયે કે, અંધકાર આપણને જે દેખાય છે તે અંધકાર નથી; પણ આપણા દેહધર્મથી એકજ વસ્તુ બન્ને રીતે દેખાયછે: તેનું કારણ કે,

આપણી કાયાનું બંધારણ એવાજ પ્રકારનું રહેલુંછે તેથી: એજ પ્રમાણે કેટલાં એક જીવોને એકજ વસ્તુ અનેકાકૃતિમાં દેખાતી હશે! ને તે ઉપરથી તેઓ આપણી માફક મત બાંધી અનેક તર્ક વિતર્કના પ્રમાણો લાવી અનેક પ્રયોગો કરી બતાવતાં હશેજ! એ બીના નિ:સંશય છે: છતાં જે વસ્તુ આપણને નઠારી લાગેછે વા આપણી કાયાનો નાશ કરેછે: તેવી વસ્તુ બીજા જીવોનું પોષણ કરી મહાસુખ આપેછે, ને તેઓને તે શ્રેષ્ઠ લાગેછે: તેમજ જે જે ચીજો આપણા બુદ્ધિ જ્ઞાનની શોધ ઉપરથી પૂર્ણ જણાયલી છતાં શોધો વા ચીજો કદાચ બીજાં પ્રાણીઓના બુદ્ધિ, જ્ઞાનાદિકના પુરાવામાં અપૂર્ણ રહેલી હોય તો કોને માલમ વારૂ! સારાંશ કે, પંચભૂતના મિશ્રિત પણાના સંયોગથી અસંખ્ય જીવ જાતી આ પંચભૂતના પંચ પડોમાં ઉત્પન્ન થએલીછે. એ સર્વ જીવોની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળયનો આધાર પંચભૂતોના ચિત્ર વિચિત્ર ફેરફારીક ક્રમપર રહેલો છે: ને જેવો જેવો ફેરફાર થતો જાય તેવી તેવી અસંખ્ય સૃષ્ટિ ને અસંખ્ય જીવજાતી ઉત્પત્તિ, સ્થિતિ ને નાશપણાને પ્રાપ્ત થયા કરેછે: સારાંશ કે, આ પંચભૂતો એક ઉપર એક રોટલા વા રોટલીના પડની માફક ગોઠવાઈ ગયલાંછે, વા જેમ મકાનના પાંચ માર કીધેલા હોયછે, ને તે મારોપર જુદા જુદા મનુષ્યો રહેછે, તે મનુષ્યોને એક બીજાની ખબર પડતી નથી. એવાજ પ્રકારથી આ પંચભૂતના પાંચ માર એક ઉપર એક રહેલાછે: તેથી પ્રત્યેક પડોના જીવોને પોતાના પડ શિવાય બીજા પડોની ખબર પડતી નથી: તેથી જાણો કે, પ્રથમ પૃથ્વીનું પડ, તેનાપર વાયુનું, જળનું, અગ્નિનું, આકાશનું એવી રીતે એક ઉપર એક ભૂતના પડો ન્યારા ન્યારા ગુણોથી છવાઈ રહેલાંછે. તાત્પર્ય એટલુંજ કે, એ સર્વ પડો ગોળ ચક્રાકારે એક બીજાની સાથે અરસપરસના સરખા પ્રમાણવાળા આકર્ષણથી મળી રહેલાંછે: ને એના મળવાપણાના સંયોગી પણાથી જે રસાયણ ક્રિયા થયા કરેછે: તેના પ્રમાણમાં અનેક પ્રકારની સૃષ્ટિઓની ઉત્પત્તિ, સ્થિતિ ને નાશનો ક્રમ પળટાયા કરેછે. જેવી રીતે પવનમાં સ્વભાવિક લ્હેર ને પાણીમાં પરપોટા તેવી રીતે પંચભૂતોમાં સૃષ્ટિઓ રચાયા કરે છે. આ જ્ઞાન ઉપરથી ખગોળ, ભુગોળ, ભુસ્તર વિગેરે વિદ્યાઓ ઉત્પન્ન થઈ આવી છે: તેઓના જ્ઞાનવાળી સિદ્ધતામાં દરશાવેછે કે, પંચભૂત અનાદિ ને અમ્મર હોવાથી સદૈવ ઉપર પ્રમાણેનો ફેરફાર અખંડ ચાલ્યા કરેછે. તેમાં જળની જગ્યાપર સ્થળને સ્થળની જગ્યાપર જળ હાજર થયા કરેછે: આ મુળતત્ત્વથી સૃષ્ટિની ઉત્પત્તિ હાલની થઈ નથી, પણ અનાદિકાળથી ચાલી આવેછે.

કેમકે ઉપરના તત્ત્વ બંધારણવાળા પુરાવાના જ્ઞાનને સૃષ્ટિના સર્વે ધર્મો કબુલ કરેછે. ને તે વિષે ગ્રીક, મુસલમાન, બૌધ, જૈન, જરથોસ્ત ને વેદ વિગેરે ધર્મોમાં કાળનું અનાદિપણું બતાવવા અનેક તરેહની ગણના કરેલીછે. તેમાં વેદધર્મોના પુરાણોમાં ચાર યુગો ને તેનાં વર્ષો દરશાવી તે યુગોના ગમનપણાનાં પ્રમાણ ઉપર બ્રહ્મા, વિષ્ણું, શક્તિ ને માહાદેવના આયુષ્યનું બંધારણ

બતાવી, તેના નાશ ઉપર બ્રહ્માંડનો ક્ષય ગણ્યોછે, તેમ જૈન ધર્મની ગણત્રી અગાઉ દરશાવી ગયા છૈયે: સારાંશકે, વખતનું માપ ન હોવાનેલીધે अतएव તેનું આદિઅંતપણું નથી, તેથી આર્યશાસ્ત્રોમાં નીચે પ્રમાણેની ખરી ગણત્રી કરીછે. ૧૫ નિમેષ—૧ કાષ્ઠા, ૩૦ કાષ્ઠા—૧ કળા, ૩૦ કળા—૧ મુહર્ત વા ઘટીકા, ૩૦ ઘટીકા વા મુહર્ત—૧ અહોરાત્ર, ૧૫ અહોરાત્ર—૧ પક્ષ, ૨ પક્ષ—૧ માસ, ૨ માસે—ઋતુ, ૩ ઋતુ—૧ અયન ૨ અયન—૧ વર્ષ, ૩૬૦ વર્ષ—૧ દીવ્ય વર્ષ, ૬૦ વર્ષ—૧ સંવત્સર, ૭૨૦૦૦ સંવત્સર વા ૬ શક કર્તા—કલીયુગ, ( ૧૦ અવતાર વા ૪૩૨૦૦૦ વર્ષે કલીયુગ વા ૮૬૪૦૦૦ વર્ષે દ્વાપુર વા ૧૨ ૯૬૦૦૦ વર્ષે ત્રેતા વા ૧૭૨૮૦૦૦ વર્ષે કૃત વા સતયુગ. ) એટલા વર્ષની ગણત્રીથી એક મહાયુગ થાયછે, ૭૧ મહાયુગ વા ૧૪ ઇંદ્ર—૧ મન્વંતર, ૧૪ મનુ વા ૧૦૦૦ મહાયુગે—૧ કલ્પ વ બ્રહ્મદેવનો ૧ દીવસ, ૩૬૦૦૦ કલ્પ—૧ બ્રહ્મદેવનું આયુષ, ૧૦૦૦ બ્રહ્મદેવ—૧ વિષ્ણુની ઘટીકા, ૧૦૦૦ વિષ્ણુની ઘટીકા—૧ શીવની નિમેષ, ૧૦૦૦ શીવની નિમેષ—૧ શક્તિનો શ્વાસ, આ ગણત્રીમાં જે જે કલ્પ કહયાછે, તેના નામ—૧ શ્વેતવારાહકલ્પ, ૨ નીલલોહીત, ૩ વામદેવ, ૪ રથંતર, ૫ રૌરવ, ૬ દેવ, ૭ બૃહત્કૃષ્ણ, ૮ કંદર્પ, ૯ સદ્ય, ૧૦ ઇશાન, ૧૧ ઇશાન, ૧૧ તમ, ૧૨ સારસ્વત, ૧૩ ઉદાન, ૧૪ ગારૂડ, ૧૫ કૌર્મક, ૧૬ નારસિંહ, ૧૭ સમાન, ૧૮ આગ્નેય, ૧૯ સોમ, ૨૦ નારસિંહ, ૨૧ તત્પુરૂષ, ૨૨ વૈકુંઠ, ૨૩ લક્ષ્મી, ૨૪ સાવીત્રી, ૨૫ ઘોર, ૨૬ વારાહ, ૨૭ વૈરાજ, ૨૮ ગૌરી, ૨૯ માહેશ્વર, ૩૦ પીતૃ, આ એકેક કલ્પની અંદર ૧૪ મનુ પ્રગટ થાયછે: ૧ સ્વાયંભુ, ૨ સ્વારોચિષ, ૩ ઔત્તમ, ૪ તામસ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, ૭ વૈવસ્વત, ૮ સૂર્યસાવર્ણિ, ૯ પ્રૌચ્ય, ૧૦ બ્રહ્મસાવર્ણિ, ૧૧ ધર્મસાવર્ણિ, ૧૨ રૂદ્રસાવર્ણિ, ૧૩ દક્ષસાવર્ણિ ૧૪ ભૌત્ય, એ પ્રમાણે ગણના કરેલી છે. તાત્પર્ય એવુંકે, અસંખ્યને અમાપક-કાળની ગતિ સર્વે ધર્મોએ કબુલ કરીછે: છતાં વેદ બૌદ્ધ, જૈનવિગેરે ધર્મોમાં કહેછે કે મનુષ્યની ઉત્પત્તિ ઘણાં કાળપર થએલી ગણેછે: પણ જરથોસ્ત, મુસલમાની, ગ્રીક ને ક્રિશ્ચિયન વિગેરે ધર્મો એવાતને નાકબુલ કરી કહેછેકે, આદમના પેદા થયાપછી મનુષ્યોની વૃદ્ધિ થઇછે: તેથી આદમને પેદા થવાનો ખરેખરો સમય આજથી આશરે દશહજાર વર્ષની અંદરનોછે: કેમકે આદમ પછી આર્ય, સેમીતી-ને તુરાની કુલ પ્રગટ થઇ આવ્યાં: ને એ લોકો સાતેક હજાર વર્ષમાં છુટા પડી ન્યારા ન્યારા પ્રદેશોમાં જઇને વસ્યા, પણ સંસ્કૃત ભાષાસાથે નિકટનો સંબંધ ધરાવનારી ભાષા જંદ, અરબી, ગ્રીક, લાટીન ને સેલટીક વિગેરેછે: પણ એ સર્વે ધર્મોમાં કાળની ગણત્રી હિંદુઓનો પુરાણોના જેવીજ કરેલી છે: પણ એ સર્વે ભાષાઓ સંસ્કૃતમાં મળી રહેલીછે: તેથી સંસ્કૃત ભાષામાં દરશાવેલા વખતપર આધાર રાખવો કઠણ થઇ પડેછે: કારણકે, ધર્મ પુસ્તકોમાં અતિશયોક્તિવાળી અસંખ્ય બીના રહેલી હોવાથી આધાર રખાય નહીં: પણ આધારતો લેખ પત્રોના પુરાવા-

વાળી બીનાઓ ઉપર રખાય છે. તેથી જયારે આપણે લેખ પત્રોપર નજર કરીએ છૈયે: ત્યારેતો મુસલમાની ધર્મમાં આજથી પાંચહજાર વર્ષ પર્યંતનો પત્તો હાથ લાગેછે: ને જરથોસ્ત ધર્મપરથી નવહજાર વર્ષ જણાય છે: આજ કારણથી સર્વા નુમતે ભાષાપંડિતોએ દશહજાર વર્ષ મનુષ્ય ઉત્પત્તિને માન્યાંછે. તોપણ આ બેઉ બીના ઉપરથી કોને સત્ય માનવી! આ ઉપરથી નિષ્પક્ષપાતે ન્યાય કરતાં ભાષાપંડિતવાળી બીના પુરાવાને લીધે માન્ય રાખવા જેવી છે ખરી, તોપણ બીજી બાજુ તરફ નજર કરતાં આપણને જરા થપ્પડ ખાવી પડે છે: તેથી ફ-રીને ભાષા પંડિતવાળી દલીલ છેક નકામ પાયાપર આવી જાયછે, ને ઉપલી અ-તિશયોક્તિવાળી ધર્મપક્ષની બીના સાચી પડી જવા કરેછે: આ સત્ય પુરાવાને સારૂં આપણે ઉપલા બેઉ પક્ષોના પ્રમાણોને નમાનીએ, પણ ઉપરના તત્વસંયો-ગી જ્ઞાનના પુરાવાને અવશ્યે કરી સત્ય માનવો જોઇએ: તેથી તત્વ બંધારણના ક્રમ ઉપર જોતાં જળની જગ્યાપર સ્થળ ને સ્થળની જગ્યાપર જળ થયા કરેછે: તે ઉપરથી ભુસ્તર વિદ્યાના જ્ઞાતાઓ કહેછેકે, આ પૃથ્વીના ગોળને વિષે દશ મોટાં પડ થઈ આવ્યાંછે: આ પડોની શોધમાં તપાસ કરતાં અનેક ધાતુઓની ખાણો ખોદવામાં આવ્યાંછે: આ ખાણોના ખોદાણને વિષે તપાસ કરતા અજાયબ ભરે-લા પુરાવાઓ નિકળી આવ્યાંછે: જેનાપરથી શોધનકર્તા પુરૂષોએ અમેરીકાને વિષે ૭૨ ફુટ સુધીનું જમીનનું પડ ખોદયું: તે ખોદાણની તપાસમાં અજાયબ ભરેલી બાંધણીવાળાં મકાનનાં ખંડિએરો નિકળી આવ્યાંછે: તે ઉપરથી પ્રમાણ પૂર્વક ગણત્રી કરતાં નિશ્ચે થયુંકે, જમીનપર એક ફુટનું પડ થતાં આશરે બેહ-જાર વર્ષ લાગેછે: તેથી ૭૨ ફુટનું પડ જયારે જમીનપર થયું ત્યારે એક લાખને ચુ-માલીશ હજાર વર્ષ થઈ ગયાંછે: એપરથી સિદ્ધ થાયછેકે, દોઢલાખ વર્ષપર મનુષ્યની વસ્તી આ દુનિયામા હોવીજ જોઇએ: તેથી દશ હજાર વર્ષપર મનુષ્ય પેહેલ વે-હેલું પ્રગટયું, એ કહેવું ભુલ ભરેલુંછે: સત્યજોતાં મનુષ્ય પ્રગટ થવાને ઘણાં વર્ષ ઉપરના પુરાવાથી હવે કબુલ કરવાં જોઇએ છૈયે: તોપણ સાર્વજનીક વિચારથી એ-ટલું તો કબુલ કરવું પડેછેકે મનુષ્યની ઉત્પત્તિ ઘણાં વર્ષપર થએલી હોવીજ જો-ઇએ. પણ હાલમાં પહેલ વહેલી થઈ એમ ન કેહેવાય, તે છતાં એ ઉત્પત્તિ કયારે થઈ! એ કોઇ બતાવી શકતું નથી, તેથી એ વાતનું દોહન હવે શાસ્ત્રોના સિદ્ધા-ન્તોથી કરવું પડે છે.

પણ આપણે અત્યાર સુધી ષડશાસ્ત્રો વા દુનિઆંની બીજી શોધોના જ્ઞાનપર નજર ફેંકતા કાળક્રમણ કયારથી થવા માંડયુંછે! એ પ્રશ્નનો પત્તો બીલકુલ જણાયો નહીં: પણ આધિભૌતિક શાસ્ત્રમાં સૃષ્ટિ અનાદિ,ને અધ્યાત્મવાળાએ આદિ કહી છે: તેમાં ન્યાય શાસ્ત્રે જગતને કર્મરૂપ ગણ્યુંછે, ને કર્મ સ્વભાવે જડ હોવાથી એને આદિરૂપ ગણી કર્તા જે ઇશ્વર તેને ચૈતન્યરૂપ ગણી અનાદિ કહયોછે. પણ મિમાંસાશાસ્ત્રમાં કર્તાને આદિ ને કર્મને અનાદિ કહયુંછે: તેથી પ્રશ્ન થાયછેકે, ઇશ્વર

તથા પંચભૂત એ બેઉમાં અનાદિ કોણ ! એ પ્રશ્નના સિદ્ધાન્તની સિદ્ધતામાં કે છેછેકે ! બીજ પેહેલુંકે વૃક્ષ ! સ્ત્રી પ્રથમ કે પુરૂષ ! કર્તા પ્રથમ કે કર્મ ! હવે એ સિદ્ધતા રૂપ સૃષ્ટિના નિયમપરથી જોવા જતાં પ્રત્યક્ષ પ્રમાણરૂપે બીજમાંથી વૃક્ષ થાયછે, ને વૃક્ષમાંથી બીજ થાયછે. છતાં જયારે બીજને વૃક્ષ એ બંન્નેનો તદ્દામુ-ળ નાશ કરવામાં જયારે આવેછે, ત્યારે રેહેનાર વસ્તુ કાંઇજ નથી. આ નરહેવાવાળા દેખાવ ઉપરથી વૈશેષિક શાસ્ત્રવાળો કહેછેકે, એ સર્વ કૃતિ દ્રવ્યની છે: પણ આ દ્રવ્યરૂપ જથ્થામાં કોઇપણ ગુણીરૂપ પદાર્થ હોવોજ જોઇએ: તેથી પાતાંજલ શાસ્ત્રમાં પંતજલીએ ગુણગુણી, બીજવૃક્ષ, કર્તા કર્મનો સંબંધ સદાનો એક સરખો રહેલોછે તે એવોકે, ગુણી હોય તો તેમાંથી તરતજ ગુણ પ્રગટ થઈ આવે ને ગુણ હોયતો તેમાંથી ગુણી પ્રકાશી નિકળેછે: જેમ अग्निर्ज्योति । ज्योतिर्अग्नि। એટલે અગ્નિ તેજ જ્યોતિ ને જ્યોતિ તેજ અગ્નિ એ બેઉ કાંઇજ જુદાં નથી: પણ એકજ રૂપમાંછે કેમકે અગ્નિ જ્યોતિરૂપ ભાસેછે, ને જ્યોતિ અગ્નિરૂપ થાયછે: તેમ કર્તા કર્મરૂપ થાયછે ને કર્મ કર્તારૂપ ભાસેછે: તેથી એ બેઉ એકજ રૂપછે, પણ ન્યારાં નથી: જેથી એ બેઉ પદાર્થોમાં અમુક અનાદિછે ને અમુક આદિછે એવી ગણત્રી થઈ શકિત નથી: કેમકે વૃક્ષ ન હોય ત્યારે બીજ શી રીતે ઉત્પન્ન થાય ! ને બીજ જયારે ન હોય ત્યારે વૃક્ષ શી રીતે ઉત્પન્ન થાય ! સારાંશકે, એ બેઉનો સંબંધ સદાનો દ્વંદ્વરૂપે એકાકૃતિમય સ્વરૂપે વ્યાપક થએલોછે: પણ કદાચિત આપણે એવો પ્રશ્ન કરીએ કે, વૃક્ષ બીજ અગાઉ આ સૃષ્ટિમાં હતું ! ત્યારે એ વિષે પુછીશું કે બીજ વિના તે કયાંથી પ્રગટ થયું ! સારાંશ કે, આ પ્રશ્નનો ઉત્તર યથાર્થ મળતો નથી, તેથીજ કરીને ગણત્રી કયારથી થઈવા તત્વ ને ઈશ્વર એ બંન્નોમાં કોનું અનાદિપણું રહેલુંછે, તે જણાતું નથી. પણ આ સર્વ પૃથક્કરણનાં સારમાં જોવા જતાં એક પક્ષ કર્મનું અનાદિપણું દરશાવેછે: ને બીજો કર્તાનું અનાદિપણું બતાવેછે: તેમાં તત્વ સંપ્રદાયવાળા નાસ્તિકો કર્મના અનાદિપણામાં કહેછે કે, કર્મ પ્રગટ થવા અગાઉ એ કર્મ સુન્યાકૃતિમાં રહેલું હતું: તેથી કહેછે કે, સુન્યના સત્યસ્વરૂપમાં કાંઈજ નથી એવા આકારમાં તે કર્મ પ્રતીત થાયછે: ને એ પ્રતીત થએલી કાંઈજ નહીં એવી આકૃતિ અસતરૂપે અંધકારમય રહેલીછે, તેથી અંધકારમય કાંઈજ નહીં એવાં કર્મરૂપ સુન્યસ્વરૂપમાંથી આ સર્વ સૃષ્ટિસ્વરૂપ પ્રગટ થઈ આવ્યું. પણ વેદાન્તરૂપ આસ્તિક મત પ્રમાણે જોવા જતાં એકજ વસ્તુ સર્વત્ર વ્યાપકછે: ને એ વ્યાપક થનાર એકજ વસ્તુને વિષે બીજી વસ્તુ કેવા પ્રકારથી ઉત્પન્ન થઈ ! એમાં બીજી વસ્તુ ઉત્પન્ન થઇ એમ બતાવતા નથી: પણ જેને એ લોકો એકજ વસ્તુ ગણેછે: તેજ વસ્તુને સર્વત્ર વ્યાપેલી તેઓ માનેછે: આ વ્યાપક થનાર વસ્તુને વિષે નબીજ, નવૃક્ષ, નકર્તા, નકર્મ, નસ્ત્રી, નપુરૂષ વિગેરે ચીજ નથી, વા તે વસ્તુ એ ચીજોના જેવી નથી, કારણ કે એ સર્વ ચીજો નાશવંત છે, ને તે વસ્તુ અવિનાસીછે. આ અવિનાસી સ્વરૂપમાં દ્રષ્ટા દર્શન, કર્તા

કર્મ, જડ, ચૈતન્ય વિગેરેનો અભાવ છે. આ અભાવરૂપ સ્વરૂપને જોવા જતાં તેનો દેખાવ નીરાકૃતિમય એટલે કાંઈજ નહી એવા આકારમાં દેખાયછે: તેથી સ્પષ્ટ કહેવાયછે કે, સૃષ્ટિમાં જે સમયે બીજ વૃક્ષ નહોતાં, તે સમયે ઉપલું નીરાકાર કાંઈજ નહી એવું એક વિદ્યમાન સ્વરૂપ હતું. આ કાંઈજ નહી એવું એક વિદયમાન સ્વરૂપ આદિઅંતમાં જે રહેલુંછે. તેજ સ્વરૂપ શુદ્ધ અસંગ ચૈતન્યમયછે, કારણકે, એ સ્વરૂપમાં હોવાપણાનો ગુણ ન હોય તો સૃષ્ટિના પ્રારંભકાળમાં બીજ વૃક્ષ ઉત્પન્ન થાય નહી: પણ જયારે થયાંછે, ત્યારે એનામાં સર્વ ચીજ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છેજ. તેથી સ્પષ્ટ કહેવાનેઅડચણ નથી કે કાંઈજ નહી એવું જે સત્યસ્વરૂપ તેજ સર્વ શક્તિમાનછે. પણ નાસ્તિકોએ એનામાં હોવાપણાના ગુણનો નિષેદ કર્યો, તે આ શ્રુતિથી ખોટો ઠરેછે.

## श्रुति.

**सर्वबाधेन किंचिच्चेद् यन्नाकिंचित् तदेवतत्।**
**भाषा एवात्र भिद्यंते निर्बाधं तावदिष्यते॥**

## અર્થ.

સર્વનો નિષેદ્ધ કરવાથી કિંચિત્‌માત્ર પણ કાંઇજ શેષ રહેતું નથી. એવું જે એક વિદયમાન થએલું સ્વરૂપ (જેનો દેખાવ કાંઇજ નહીં એવા નીરાકાર સ્વરૂપમાં રહેલોછે.) તે કિંચિત્‌પણ નથી તે એક બ્રહ્મછે. આ જગ્યાપર ભાષાભેદ પામેછે, (એટલે કંઈજ નહીં કહેવાથી સર્વને વિષે નાસ્તિ પણાનો ભાવ ઉત્પન્ન થાયછે. ને કંઇજ નહીં કહેવાથી આસ્તિકોઆસ્તિ ભાવ રાખેછે: તેથી તેઓને સંપૂર્ણ ખાત્રી થાયછે કે કંઇજ નહીં તેજ એક નીરાકાર અચંચળ ચૈતન્યછે) વાસ્તે કાંઇજ નહીં એવાં એક વિદયમાન અવિનાસીસ્વરૂપને વેદમાં અદ્વૈતરૂપી આત્મા કહ્યોછે.

આ ઉપરથી સિદ્ધ થાયછે કે, જયાં કાંઇજ નથી એવીજે કિંચિત્‌માત્ર શેષરૂપ જગ્યામાં જે એક ચીજ રહીછે, તે ચીજ એક સતરૂપ આત્મા વા બ્રહ્મછે. આ બ્રહ્મરૂપ સર્વત્ર કાંઇજ નહી એવાં એક નીરાકારી અચંચળ તત્ત્વરૂપે વ્યાપી રહયું છે. તેથી સર્વત્ર વ્યાપક થનારને હમોએ પુરૂષ માન્યોછે. તે ઉપરથી કહયુંછે કે, સર્વનું મુળ એક અકર્તા બ્રહ્મછે. આ બ્રહ્મ શુદ્ધ અસંગ ચૈતન્યાકૃતિછે. એ ચૈતન્યરૂપ પુરૂષની છાયાથી આ જગત્ પ્રગટ થયુંછે. તેથી કરીને જયાં પુરૂષછે ત્યાં છાયાછે: પુરૂષ ન હોય, ત્યાં છાયા પણ ન હોય: તેથી પુરૂષ રૂપ ચૈતન્ય જે ઇશ્વર, તેની આ પંચભૂત રૂપ છાયાછે: હવે ઇશ્વર ચૈતન્ય તે કર્તાછે. ને પંચભૂત જડહોવાથી કર્મમગ્નછે. તેમાં પુરૂષ ને છાયાનો સંબંધ સદા એકયરૂપથી રહેલોછે. તેમ પંચભૂતને ઇશ્વર એકયરૂપછે. આ એકયરૂપમાં છાયારૂપ પંચભૂત જડ હોવાથી કાંઈજ કરી શકતાં નથી, ને પુરૂષરૂપ ઇશ્વર ચૈતન્યાકૃતિ હોવાથી સર્વ કૃત્યો કરી શકે

છે. કારણકે છાયાનું મુળ પુરૂષછે, ને પુરૂષની ચેષ્ટા પ્રમાણે છાયાની ચેષ્ટાછે. છતાં છાયા પુરૂષને વિષે સમાયછે, પણ છાયાની અંદર પુરૂષ કાંઈ સમાતો નથી. આ પ્રત્યક્ષ પ્રમાણથી છાયારૂપી પંચમાહાભૂત ઈશ્વરને વિષે સમાયાછે, પણ ઇશ્વર એઓમાં સમાયો નથી. પણ જેવી રીતે પુરૂષ હાલવા ચાલવાની ચેષ્ટા કરે છે, તે ચેષ્ટા પ્રમાણે છાયાની ચેષ્ટાછે, કાંઇ છાયાની ચેષ્ટા પુરૂષની માફક સ્વતંત્રતાવાળી નથી, તેથી પુરૂષ છાયાનું મુળછે. જેથી સ્વતંત્રરૂપ પુરૂષ પોતાની છાયાને જોઇ સ્વતંત્રાનંદના ભાવથી કલ્પિત મનોમય વિચાર કરેછે કે, આ છાયારૂપ વસ્તુ કયાંથી પેદા થઈ! તેમ મારા જેવીજ એની આકૃતિછે, તેથી એ મારાથી અનાદિછે કે આદિ! એવા સંશયથી પુરૂષને પત્તો લાગતો નથી, પણ તે પોતાના સ્વયંજ્ઞાનથી એમ સમજેકે, છાયાની ઉત્પત્તિ મારી શાથેનીજ થએલીછે: કેમકે જયારથી હું ઉત્પન્ન થયો ત્યારથી એ ઉત્પન્ન થએલીછે. તેથી છાયાનાં આયુષની મર્યાદા મારી આકૃતિની મર્યાદા શાથે સંબંધ રાખેછે, વાસ્તે પુરૂષને છાયાનું સગપણ અનાદિકાળનું વા ઉત્પત્તિના પ્રથમ સમયમાં એકજ મિનિટથી એકજ સમયનું જોડાએલુંછે. પણ ન્યારા સમયમાં જોડાએલું નથી. એજ પ્રમાણે સત-રૂપ બ્રહ્મ જે આપણો આત્મા તેણે પોતાના સ્વરૂપમાં વિચાર કીધોકે, તરત પંચભૂત દરશાઇ આવ્યાં, ને તે વિચારથી પંચભૂત અનાદિ કે ઈશ્વર અનાદિ એવો સંશય થયો. પણ તે એમ સમજે કે, છાયાનું મુળ પુરૂષછે ને તેમાં પુ-રૂષને ભ્રાંતિરૂપી સંશય થયો, ત્યારે તે છાયાને પુરૂષે પોતાનાથી ન્યારી ગણી એટલે તે ન્યારા રૂપમાં દેખાઇ: પણ આ જગ્યાપર સત્ય જોતાં એ છાયા ન્યા-રા રૂપમાં પુરૂષને દેખાતી નથી પણ પુરૂષની સંશયરૂપ ભ્રાંતિ દેખાયછે. છતાં સ્વતઃછાયા પુરૂષના સ્વરૂપમાં એકજ રૂપથી વ્યાપેલીછે: કાંઈતેને આપણાથી ન્યારી કહે-વાય નહી, હવે જયારે છાયાને ન્યારી કહેવાતી નથી: તેમ ત્રણે કાળે તે છાયા પુરૂ-ષથી ન્યારી થઈ શકતી નથી: ત્યારે તો છાયાને પુરૂષ શાથે એકરૂપ ગણવી પડે છે. હવે જયારે એ બેઉ એકરૂપ થયાં, ત્યારેતો પુરૂષનું ઉત્પન્ન થવું ને છાયાનું ઉત્પન્ન થવું આપણાથી ન્યારૂં ગણાય નહી. જયારે ન્યારૂં ગણાતું નથી: ત્યારે એ બેઉનું આયુષ્ય એકજ સરખું માનવું જોઇએ. હવે બેઉનું આયુષ્ય એકજ સરખુંછે, એવી રીતથી જયારે કબુલ કરીએ ત્યારે છાયાને પુરૂષ બેઉ એકજ રૂપછે: પણ એ બેઉ ન્યારાં રૂપમાં કોઇજ કાળે થતા નથી. તેથી જયારે પુરૂષ પેદા થયા ત્યારથી છાયા પેદા થએલીછે: એજ પ્રમાણે જયારથી ઈશ્વર પ્રગટ થયાછે, ત્યાર-થીજ પંચભૂત પ્રગટયાંછે. એમાં ઇશ્વર અનાદિ હોવાથી પંચભૂત પણ અનાદિછે: જેમ છાયાને પુરૂષ અનાદિછે તેમ. તાત્પર્યકે, છાયાને પુરૂષનો સંબંધ એકરૂપછે, તેમ પંચભૂતને ઈશ્વરનો સંબંધ એકરૂપછે. કેમકે પાતાંજલ શાસ્ત્રમાં ગુણ ગુ-ણીનો સંબંધ એકજ ગણ્યોછે. ને તેને વિષે વૈશેષિક શાસ્ત્રમાં કહ્યુંછેકે, એકજ પદાર્થ બે પ્રકારે દરશાયછે. તેમ ઈશ્વરને પંચભૂત એકરૂપ છતાં ઈશ્વરરૂપી એકજ પદાર્થ

બે રૂપે દેખાયોછે: તેથી સિદ્ધ થાયછેકે પંચભુત તે ઇશ્વર, ને ઇશ્વર તે પંચભુત એ બેઉ ન્યારી વસ્તુ નથી પણ એકજ વસ્તુ રૂપેછે: પણ એ એકજ વસ્તુ એના ગુણોનું કથનદ્વારા વા આપણા દેહધર્મદ્વારાએ બે આકારે દેખાયછે. પણ એ બેઉ આકારમાં નથી: જેમ અંધ-કાર ને પ્રકાશ જુદા નથી તેમ: સારાંશકે, અગાઉ આપણે કહી ગયા છૈયેકે સર્વત્રવ્યાપક એક ચીજમાં અંધ-કાર નથી તેમ, આ જગ્યા પર સર્વત્રવ્યાપક એકચીજમાં પંચભુત નથી: પણ તે ચીજ આપણા દેહધર્મને લીધે પંચભૂતાકૃતિમાં આપણને દેખાયછે, તેથી સત્ય માની બેઠા કે પંચભૂત ચીજ ખરી છે. જેમ અંધકારને ખરો માન્યો હતો તેમ: વાસ્તે આ સૃષ્ટિના કેટલાએક ધર્મના પક્ષકારો દેહધર્મના જ્ઞાન ઉપરથી એબન્નેને ન્યારાં ગણેછે,પણ એ તેઓની ભુલછે, તેથી વેદાન્ત-શાસ્ત્ર પ્રમાણે દ્રષ્ટા ને દર્શન, કર્તા ને કર્મ, પુરૂષ ને છાયા, જડ ને ચૈતન્ય, પ્રકાશ ને અંધકાર એ સર્વ ચીજો સ્વતઃસ્વરૂપમાં ન્યારી નથી: પણ સર્વત્ર વ્યાપેલાં એકજ સ્વરૂપમાં એ સર્વે આપણને પોતાના દેહધર્મથી દેખાયાંછે; તોપણ આપણા અંતરાત્માને વિષે એ સર્વનો અભાવછે. આ અભાવપણાથી ઇશ્વર ને જગત્ સતરૂપ આત્મામાં ભ્રાંતિ માત્ર કલ્પિતછે, કારણકે સ્વતઃઅવિભાજ્ય સતરૂપમાં કાંઇજ દેખાતું નથી, તેથી કહ્યું કે, ( मुळनास्तिः कुतःशाखा ) એટલે મુળમાં ન હોય તો શાખા કયાંથી; સારાંશ કે, એકજ વસ્તુ જયારે સર્વબે વ્યાપક છે, તેથી તેમાં બીજી ચીજની ગણત્રી થતી નથી: તેમ એકજ પદાર્થ ત્રિવિભાગમાં વેંહેંચાતો નથી; વાસ્તે કરીને ઇશ્વિર ને જગત્ કાંઈ જુદાં ગણાતી નથી: પણ એ બેઉ ચીજ એકજ આકારથી એકજ સ્વરૂપમાં મળી રહેલીછે: તેથ એ બેઉને જુદાં ગણવાં ન જોઇએ: પણ એ બેઉ એકજ રૂપમાં ગણાયછે. આ મુળતત્વથી ઇશ્વિર ને જગત એ બેઉ જુદાં નથી પણ એકરૂપ છે, ને એકરૂપ થવાથી અનાદિ ઠરેછે: સારાંશ કે, ઇશ્વર અનાદિ તો જગત્ અનાદિ છે, તેથી એ બેઉ નામો એકજ પદાર્થનાછે, વાસ્તે એ બેઉને જુદાં ગણવાં એ ગણત્રી ગણનારાઓની મોટી ભુલ છે: પણ સર્વત્ર વ્યાપક જે એક ચીજ રહીછે, ને તેનામાં બીજી કોઈ પણ ચીજ રહેલી નથી, તેથી પ્રશ્ન થાયછેકે, સર્વત્ર વ્યાપક એક આત્માને વિષે આસૃષ્ટિ શી રીતે ઉત્પન્નથઇ, એપ્રશ્નના ખુલ્લાસા સારૂં આપણે અધ્યાત્મશાસ્ત્ર મનન કૈરવું જોઇએ.

## અધ્યાત્મ શાસ્ત્ર.

આ શાસ્ત્રનો હેતુ તદન વેદાન્ત રૂપછે. ને એને વિષેના જ્ઞાનનો પૂર્ણ આધાર એક સતરૂપ આત્માના અવિભાજ્યપણાના હેતુ પર દરશાવ્યોછે. ને તેમાં સિદ્ધ થએલુંછેકે, આત્માનો દેહશાથે બિલકુલ સબંધ નથી; તે આત્મા પોતાના અખંડ, નિર્વિકાર, નીરાકાર સ્વરૂપના કોઇ ભાગમાં અવિદ્યારૂપ ભ્રાંતિ રહેલીછે. આ ભ્રાંતીરૂપ અવિદ્યાથી પંચમાહાભૂત ઉત્પન્ન થઈ આવ્યાંછે. આ ઉત્પન્ન થ-

એલાં પંચમાહાભૂતમાંથી પ્રત્યેક ભૂતના પાંચ પાંચ વિભાગ થયાછે. જેના સ[illegible] ક્રમથી પચ્ચીસ તત્વની આ કાયા બનીછે. પણ નીરાકારમય સતરૂપ આત્મા [illegible] અસંગ ચૈતન્યરૂપ બ્રહ્મછે, તે પોતે નિત્ય મુક્ત, ક્રિયા રહિત, ચાર [illegible]નું તત્વ રૂપછે. તેમાંથી પાણીની લ્હેર જેવી એક અવિદ્યારૂપી લ્હેર પ્રગટ થઈ આવી. આ લ્હેરનો પ્રકાશ કરનાર સારભૂત ૐકાર પ્રગટ થયો. આ ૐકાર સ્વરૂપને સૃષ્ટિના અનેક ધર્મોમાં અનેક નામથી બોલાવ્યોછે, તેથી એના મુખ્ય નામ, સોહં, ઓહં, હ્રાંગ, હ્રીંગ, હ્રુંગ, રાંમ, લામ એવાંછે. એણે આપણી કાયામાં ચિદાભાસ દ્વારાએ પ્રવેશ કરવાથી એ પોતે સર્વ સૃષ્ટિનું અવ્યાકૃત બીજરૂપ કારણ બની એકરૂપે રહયો હતો. છતાં એનો સબંધ અવિદ્યા શાથે થવાથી અહંપ્રતીતીદ્વારાએ એ પોતે અનેકરૂપે પ્રગટ થયો: તેથી એને વિષે અહંકાર ઠરરાયો; આ અહંકાર અવિદ્યારૂપ પ્રકૃતિની મહતત્વવાળી ઈચ્છા શક્તિરૂપ કલ્પના શાથે વ્યહવાર કરતાં પ્રકૃતિ સત્વ રજને તમના સ્વરૂપમાં ત્રિગુણાતિત માલમ પડી.

આ પ્રકૃતિરૂપ ઉપાદાન કારણને વિષે શુદ્ધ ચૈતન્ય આત્માનો ચિદાભાસમય પ્રતીબિંબ પડવાથી પ્રકૃતિના તમો ગુણના પ્રાધાન્યપણાના મુળમાંથી શબ્દગુણે વાળું આકાશ માલમ પડયું, આકાશને વિષે એક બાજુથી વાયુ ઉત્પન્ન થયો, ને તેના એક ભાગમાંથી રૂપગુણવાળો અગ્નિ પ્રગટ થયો, ને એમાંથી રસગુણ વાળું જળ પ્રગટ થયું, ને એ જળમાંથી ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઈ, એવી રીતે તમો ગુણના સ્વભાવથી પંચમાહાભૂતો ઉત્પન્ન થઈ આવ્યાં, આ ઉત્પન્ન થએલાં પંચભૂતોના મધ્યભાગમાં પ્રકૃતિ મહતત્વ શાથે એકત્ર રહેવાથી લિંગ શરીર થયું. ને તેના થકી પંચ સ્થુલ આકાશાદિ બાહેરના પંચભૂત થયાં, બાદ સર્વ બ્રહ્માંડનો અભિમાની અહંકાર રૂપ વિરાટ પુરૂષને વિષે એ સર્વ સ્થિર થયાં, આ અહંકારના સંબંધથી ચારદેહ પ્રગટ થઈ, તેના નામ. સ્થુલદેહ, સુક્ષ્મદેહ, કારણદેહ ને માહાકારણદેહ એવાંછે. તેમાં સ્થુલદેહને જડદેહ પણ કહેછે. આ દેહ નખથી શીખાપર્યંત જેટલો જડ ભાગછે. એમાં હાડકાં, ચામડાં, માંસ, વાળ વિગેરેથી જે પડદો મડાયલોછે, તેટલા ભાગને સ્થુલ (જડ) દેહ કહેછે. એને જડદેહ કેહેવાનું કારણકે, માણસ જ્યારે મર્ણ પામેછે, ત્યારે એ જડભાગ પડી રહેવાથી એને બાળી મુકેછે. તેથી એ કાષ્ટવત્ જડરૂપેછે, આ કારણથી એને જડ દેહ કહયોછે, એને વિષે પંચભૂતના પાંચ પાંચ ભાગો મળીને પચ્ચીસ વિભાગો થએલાછે.

| | આકાશ. | અગ્નિ. | જળ. | વાયુ. | પૃથ્વી. | |
|---|---|---|---|---|---|---|
| ૧ આકાશ. | કામ, | ક્રોધ, | ભય, | મોહ | લોભ, | શીરસીઆકાશ. |
| ૨ અગ્નિ. | ક્ષુધા, | તૃષા, | કાંતિ, | નિંદ્રા, | આળસ, | હૃદયાકાશ. |
| ૩ જળ. | શુક્ર, | શ્રોણિત, | સ્વેદ, | મુત્ર, | લાળ, | ઉદરાકાશ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ વાયુ. | ચલન, | વળન, | આકુંચન, | પ્રસારણ, | ધાવન, | કંઠાકાશ |
| ૫ પૃથ્વી. | અસ્થિ, | રકત, | રોમ, | સ્નાયુ | ત્વચા, | કટયાકાશ. |

ઉપર પ્રમાણેના પચ્ચીસ તત્વો પ્રગટ થયાં, પણ એ વિના પાંચ જાતનું આકાશ દેહના પાંચસ્થાનોમાં રહ્યુંછે તે બતાવ્યુંછે, તે છતાં એ સ્થુલદેહ પચ્ચીસ તત્વથી ઉત્પન્ન થયોછે, તેથી એનું નામ અન્નમયકોશ કહયોછે, એને વિષે અહંકારનું અકાર સ્વરૂપ રહ્યુંછે, આ અકારરૂપ સ્થુલદેહને વિષે જીવ અષ્ટ પ્રકારના કર્તવ્યકર્મો કરેછે. ૧ વિશ્વાભિમાની, ૨ અકારમાત્રા, ૩ રજોગુણ, ૪ ક્રિયાશકિત, ૫ વૈખરીવાચા, ૬ સ્થુલભોગ, ૭ જાગૃતઅવસ્થા, ૮ નેત્રસ્થાન, એઓ છે.

આ સ્થુલદેહને વિષે વાયુભૂતથી જે ભાગ ઉત્પન્ન થએલોછે, જેને વિષે પંચપ્રાણોરૂપી વાયુનું આવર્જન વિસર્જન થયા કરેછે, તેટલા ભાગને સુક્ષ્મદેહ કહી છે, કારણ કે એનો આકાર સ્થુલદેહથી નાનોછે, એનું બીજું નામ લિંગદેહ પણ કહ્યુછે. લિંગ શબ્દનો અર્થ વાંસના એવો થાયછે, મતલબ કે વાંસનાનું બંધારણ એ ભાગમાં થએલું છે, તેથી કરીને લિંગદેહ કહયોછે, એને વિષે પણ પંચ ભૂતના પચ્ચીસ ભાગો મળેલાછે.

| | આકાશ. | વાયુ. | અગ્નિ. | જળ. | પૃથ્વી. | વાચાઓ. |
|---|---|---|---|---|---|---|
| ૧ આકાશ | અંતઃકરણ. | વ્યાન. | શ્રોત્ર. | વાક. | શબ્દ. | સુન્ય. |
| ૨ અગ્નિ. | મન. | સમાન. | ત્વચા. | પાણ. | સ્પર્સ. | પરા. |
| ૩ જળ. | બુદ્ધિ. | ઉદાન. | ચક્ષુ. | પાદ. | રૂપ. | પશ્યંતિ |
| ૪ વાયુ. | ચિત્ત. | પ્રાણ. | જીભ્યા. | શિશ્ન. | રસ. | મધ્યમા. |
| ૫ પૃથ્વી. | અહંકાર. | અપાન. | ઘ્રાણ. | ગુદા. | ગંધ. | વૈખરી. |

આ પચ્ચીસ તત્વવાળો સુક્ષ્મ ( લિંગ ) દેહ પ્રાણ થકી ઉત્પન્ન થએલોછે, તેથી એનું નામ પ્રાણમયકોશ કહેલોછે, એને વિષે અહંકારનું મકાર સ્વરૂપ સ્થિર છે. એ મકાર સ્વરૂપવાળી સુક્ષ્મ (લિંગ) દેહને વિષે જીવ અષ્ટ પ્રકારના કૃત્યો કરેછે. ૧ તૈજસાભિમાની, ૨ ઉકારમાત્રા, ૩ સત્વગુણ, ૪ જ્ઞાનશકિત, ૫ મધ્યમાંવાચા, ૬ પ્રવિવિકતભોગ, ૭ સ્વપ્નાવસ્થા, ૮ કંઠસ્થાન એઓ છે. આ સુક્ષ્મશરીરને વિષે સત્વગુણથી પ્રકૃતિ સ્ફુરી રહીછે, ને અહીંઆં પ્રકૃતિ પરા, પશ્યંતિ, મધ્યમા ને વૈખરી વાચાઓમાં વ્યાપક થઈ કલ્પના ઉત્પન્ન કરાવ્યા કરેછે, અને અનેક વાંસનાને અનુસાર પ્રાણ વાયુના મુળમાં અસંખ્ય ભાવના પ્રગટ કર્યા કરેછે, ને ભાવનાના ભાવ પ્રમાણે સર્વે પ્રાણ વાયુઓ અનેકાકૃતિ ધારણ કરેછે, ને તેથી આપણા જીવને વાંસનાપૂર્વક સ્વર્ગ નર્કાદિક વા લક્ષચોરાશી યોનીઓમાં પ્રકૃતિભ્રમણ કરાવેછે. આ સુક્ષ્મ (લિંગ) દેહની ઉત્પત્તિ વાયુતત્વથી થએલીછે, એને પ્રાણમયકોશ કહેલોછે. આ સુક્ષ્મ (લિંગ) દેહને વિષે એક બીજો દેહ છે, ને તેની ઉત્પત્તિ જળતત્વથી થએલીછે, તેને કારણદેહ કહેછે.

એને વિષે હૃદયસ્થાન, સુષુપ્તિઅવસ્થા, પશ્યંતિવાચા, દ્રવ્યશક્તિ, તમોગુણ, મકારમાત્રા, માજ્ઞાલિમાની એવાં સાત પ્રકારના કૃત્ય ભીં કરી રહેલોછે. એ ભાગને વિજ્ઞાનમયકોશ કહ્યોછે. અહિંઆં કલ્પના શક્તિની ઉત્પત્તિ બનેછે, તેમજ પ્રત્યેક મનુષ્યની વાંસનાનું દ્રઢિતપણું એજ સ્થાનપર રહ્યુંછે. અહીંઆ પ્રકૃતિ ત્રણ ગુણના બંધારણથી રહેલીછે, તેમાં સત્વગુણના સંયોગે એણે નવ તત્વ ઉત્પન્ન કરેલાંછે, તેમાં શબ્દ, સ્પર્સ, રૂપ, રસ ને ગંધ એ પંચજ્ઞાનેદ્રિંય છે, ને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર મળી નવ તત્વ થએલાંછે, તેમાં શબ્દનો દેવ દીગપાળ, સ્પર્સનો દેવ વાયુ, રૂપનો દેવ સૂર્ય, રસનો દેવ વરૂણ, ગંધનો દેવ અશ્વનિકુમાર, મનનો દેવ ચંદ્રમાં, બુદ્ધિનો દેવ બ્રહ્મા, ચિત્તનો દેવ નારાયણ ને અહંકારનો દેવ રૂદ્ર છે. તેમજ પ્રકૃતિના રાજસ ગુણના દશ તત્વછે, એમાં પંચકર્મેદ્રિંય ને પંચપ્રાણછે. પાદ (પગ)નો દેવતા વિષ્ણુ, હસ્ત (હાથ) નો દેવતા ઇંદ્ર, વાક્ (વાણી)નો દેવ અગ્નિ, લિંગ (માહાદેવ)નો દેવ બ્રહ્મા, ગુદા (ગાંડ)નો દેવ મૃત્યુ. એઓ પંચકર્મેદ્રિંયછે, તેમજ પંચપ્રાણમાં પ્રાણ નામનો વાયુ હૃદયમા રહેછે. એ વાયુ રાત્રદીવસ મળી ૨૧૬૦૦ શ્વાસોશ્વાસની ક્રિયા કરેછે, એનું બીજું નામ દેવદત, અપાનવાયુ ગુદસ્તાનમાં રહી મળત્યાગ કરેછે એનું નામ ધનંજય. વ્યાન વાયુ તમામ સાંધાઓમાં વ્યાપી ચલન વળણ કરાવેછે, એનું નામ કૃકળ, સમાન એ નાભિમાં રહેછે, એ અન્ન રસને નાડીદ્વારાએ શરીરના સર્વ ભાગોમાં પહોંચાડેછે, એનું નામ કુર્મ, ઉદાન કંઠમાં રહેછે એ અન્ન ને પાણીના વિભાગોને જુદા કરેછે એનું નામ નાગ. એ વાયુની જગ્યામાં સ્વપ્ન હેડકી નામની નાડી રહેલીછે, તેથી મનુષ્યમાત્રોને સ્વપ્ન પ્રાપ્તિ થાયછે. આ ઉપરની ત્રણ દેહથી એક ચોથી દેહ કારણદેહની અંદર રહેલી છે, તેને માહાકારણ દેહ કહેછે. એની ઉત્પત્તિ અગ્નિતત્વથી થએલીછે, અહીંઆ પ્રાણીમાત્રોના અહંકારતત્વનું મુળછે, તેથી સ્કુર્ણા ભાષાનું બંધારણ થએલુંછે. એ જગ્યામાં જઠરાગ્નિ વસેલોછે, તે અન્નપાનાદિક પદાર્થોને છુટા પાડી પાચન કરાવેછે, એમાં અર્દ્ધમાત્રા, તુર્યાવસ્થા, પરાવાચા, રહેલીછે. એને આનંદમયકોશ કહેલો છે, કારણકે ૐકારરૂપ આત્માની અખંડ જ્યોતિ સૂર્યની માફક પ્રકાશતી જણાયછે, ને તેથી શ્વાસોશ્વાસની ગતીમાં અનેક રચના કેવા પ્રકારથી રહેલીછે, તે સ્પષ્ટ દરશાયછે. આ ચારદેહથી અળગ સ્થાનરૂપમાં ફકત આકાશતત્વ રહેલુંછે. અહીંઆંનો દેખાવ એકાકારો અખંડ ને પૂર્ણરૂપછે, એ ભાગને તુર્યાતિત, માયાતિત, ગુણાતિત, અચલ, અવિનાસી પદ કહેવાયછે. આ સ્થિતિને સતરૂપની સ્થિતિ કહેછે, અહીંઆં કાંઈજ નહીં એવું અચંચળ એક નીરાકાર તત્વ સર્વત્ર દ્રષ્ટારૂપે રહેલું છે. એજ આપણો સતરૂપ અખંડ નિર્વિકાર જ્યોતિમય સર્વવ્યાપક આત્મા છે. આત્માના સ્વરૂપમાં દ્રષ્ટા, દર્શન ને દ્રશ્ય, ધાતા, ધ્યાન ને ધ્યેય, જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાન એ સર્વે ત્રિપુટીનો અભાવ છે, પણ ફકત સર્વથી અળગ,

અખંડ, ચિદ્રુપ, અસંગ ચૈતન્ય, શુદ્ધ સ્વરૂપ નીરાકારપણામાં રહેલુંછે. આ નીરાકાર અસંગ ચૈતન્યમાંથી અવિદ્યાભાવે અનાત્મસ્વરૂપથી પંચભુતોના વિભાગો મનોમય જ્ઞાનમાં દરશાવી સૃષ્ટિસ્વરૂપ ઉમન્ન કરી દીધુંછે, પણ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માના સ્વરૂપમાં આપણા મનને કાયમ રાખવાથી ઉપલી અનાત્મ સૃષ્ટિ નહી દેખાતાં આપણે અજર, અમ્મરપણાથી નહીં હાલનારાં નહીં ચાલનારાં ને નહીં પાળટનારાં એવાં નીરાકાર સ્વરૂપના અસ્તિત્વમાં નિમગ્ન થઇએ છૈયે. ને ત્યાં આ અનાત્મવસ્તુવાળી સર્વ મિથ્યા સૃષ્ટિઓનો કિંચિત્પણ દેખાવ દરશાતો નથી. છતાં આપણું પૂર્વનું અખંડ નિર્વિકારી, નીરાકાર એવું અચંચળ અસ્તિત્વ સ્વરૂપ રહેલું હતું, તેમાં આદિ, અન્ત મધ્યરૂપ કાળની ગતિના પ્રમાણથી રહિત ધર્મમાં રહેલા આપણે જણાઈ છૈયે. ત્યારે આત્માને વિષે સર્વ અનાત્મરૂપ દ્રશ્ય જગત્નો અભાવ દરશાયછે, ને આપણે પોતે પોતાના પૂર્વ કાળના અખંડ, નીરાકાર, નીરંજન એવાં આત્માસ્વરૂપમાં કંઇજ નહીં એવા ભાવથી ઐકયતામાં મળી રહીએ છૈયે. ત્યારે આપણો આત્મા અખંડ, અવિનાસી, અવ્યકત એવા અચંચળ નીરાકારરૂપ અસ્તિત્વ ધર્મમાં એકજ ભાસેછે. આ દ્રષ્ટારૂપ આત્મારૂપી શુદ્ધ ચૈતન્ય સર્વથી અળગ, અગોચર ને અખંડછે, તેથી પ્રશ્ન થાયછેકે, એ દેહાદિક અનાત્મ વસ્તુમાં કેવા પ્રકારની રચના રચી ને પોતે અસંગ ચૈતન્ય રૂપમાં કેવી રીતે રહ્યા. ને એના નીરાકાર અસ્તિત્વના હોવાપણાના ધર્મથી સર્વત્ર કેવી રીતના ભાવથી દ્રષ્ટા, દર્શન ને દ્રશ્ય એવી ત્રિપુટીઓ પ્રગટ કરી તે પ્રત્યક્ષ થતું જોઇએ.

## આત્મ કૃતિ.

ઉપલાં આધિ ભૌતિક શાસ્ત્રમાં દરશાવ્યા મુજબ જણાયછે કે પૃથ્વી, આપ તેજ વાયુ આકાશાદિ ભૂતોના અસંખ્ય સુક્ષ્મ તત્ત્વો માંહે માંહે અરસપરસમાં ઐકયતાથી મળી રહેલાંછે. ને એના સંયોગી ક્રમરૂપ સ્વભાવિક ધર્મથી આવાં અનંતકોટ બ્રહ્માંડો ને અસંખ્ય જીવાત્માઓ નિમેષમાત્રમાં ઉત્પિત્ત, સ્થિતિ ને પ્રળયપણાને પામ્યા કરેછે. કાંઈ ઇશ્વરી સત્તાથી થતાં નથી, આ દ્રઢ થએલા સિદ્ધાન્ત ને આપણે પુરૂષ છાયાના સંબંધથી ઐકયરૂપ બતાવી યથાર્થ નિર્ણય આપ્યોછે. તેમાં સ્પષ્ટપણાથી કબુલ કીધુંછેકે, આપણા મનુષ્ય ધર્મના જ્ઞાનની જે શકિતઓ રહેલીછે. તે શકિતઓ જેને જાણી શકિત નથી. એવાં અચંચળ નીરાકાર તત્ત્વના સંયોગી ઉલટક્રમમાં આ સર્વ ઉત્પન્ન થઇ આવ્યુંછે. જેના પુરાવાને સાબીત કરવા અધ્યાત્મ શાસ્ત્રે સર્વ પ્રકારની ગણના કરી દેખાડી છતાં તેમાં કહ્યુંછેકે, આત્માને ભ્રાંતિ થઇ, ને તે ભ્રાંતિરૂપ અવિદ્યાની ઉત્પત્તિને લીધે, તે અવિદ્યા પોતેજ ચૈતન્યરૂપ જયોતિમય દરશાઈ, આ જયોતિના ફેલાયાથી ઉપલા પંચભૂતો પ્રગટ થઈ આવ્યાં, સારાંશકે, એ જયોતિનું સત્ય સ્વરૂપ પંચભૂતછે અથવા તો પંચભૂતનો દેખાવજ જયોતિમયછે! અથવા પંચભૂતોમાં એજ સ્થિર

રહેલીછે. તેમ છતાં એ વિચાર અનુભવ જ્ઞાન વિના કોઇને પણ પરિપક્વ થએલો મેં જોયો નથી. તદપિ એટલું તો ખરૂં છેકે, એ જ્યોતિએ આપણી કાયામાં શ્વાસારૂપ વા સંવેદનાકૃતિમાં હાજર થઇ પ્રત્યેક ભૂતમાં વ્યાપી પ્રત્યેક ભૂતની ન્યારી ન્યારી દેહો બનાવીછે. ને આખરે એ પોતે સર્વ દેહના સંબંધરૂપ ધર્મથી અળગ અગોચર રહેલી જણાયછે. આ બીનાપર નાસ્તિકો કહેછેકે, શ્વાસારૂપ સંવેદનાકૃતિમય જે ચૈતન્ય આપણી કાયામાં વ્યાપી રહેલુંછે. તે કાંઇ કાયાથી અળગ નથી. કારણકે જ્યારે કાયાના તત્વો છુટાં પડેછે. ત્યારે એ ચેતન્ય તે તત્વોમાં સ્થિર થાયછે. ને જ્યારે સંયોગ બનેછે ત્યારે ઉત્પન્ન થઇ આવેછે. તેથી કહેછેકે, દેહજ આત્માછે. એ તકરાર ઉપરથી અનેક પક્ષોનાં સિદ્ધાન્તો તમોએ પાછલ જોઇ ગયાછોઃ પણ દેહની ઉત્પત્તિ કેવા પ્રકારથી થઇ! કોણે કીધી! કાયામા સર્વ કૃતિનું જાણનાર. તત્વછે કે નહી! આ પ્રશ્નોના ઉત્તરમાં આધુનિક વિદ્વાનો કહેછેકે, આ સૃષ્ટિના સર્વ નિયમોનું જ્ઞાન વિગેરેનું મુળ એક ( બ્રેન ) મગજ છે. તાત્પર્ય એટલુંજકે મગજની સર્વ શક્તિ રહેલીછે. જે શક્તિના સંયોગથી અનેક વિદ્યાઓના શોધો આપણે કરી શકયાછે. પણ ન્યાય. વેદાન્ત. વૈશેષિક. પાતાંજલ. ને મિમાંસાશાસ્ત્ર એકમતથી પોકાર મારી કહેછેકે, આપણી જ્ઞાન શક્તિ વા મગજની સર્વ કૃતિના સામર્થ્યથી કોઇ ન જણાયલી એવો અદર્શ ચીજ છે. આ અદર્શ ચીજની ઓળખ કરાવવા એવો સિદ્ધાન્ત બતાવેછેકે. સર્વનો દ્રષ્ટા તે દર્શન ને દ્રશ્યથી જુદોછે. મતલબકે દર્શન ને દ્રશ્ય એ ચીજો જડરૂપછે. ને દ્રષ્ટા ચૈતન્યમયછે. તેમ પંચભૂતાકૃતિ સૃષ્ટિની સર્વ કૃતિ જડરૂપછે ને તેથી એ કર્મમય ગણાયછે. આ કર્મ સ્વભાવે જડછે. તે કાંઇ ચૈતન્યમાં ગણાય નહી. વાસ્તે કદાચિત આપણે પોતાના મગજની શક્તિનું સામર્થ્ય કબુલ કરીએ. છતાં મગજ સ્વભાવે જડરૂપછે, કેમકે એની ઉત્પત્તિ પંચભૂતોના તત્વોથી થએલીછે, હવે જ્યારે મગજ પંચભૂતોથી ઉત્પન્ન થયું, ત્યારે એને વિષે સર્વ શક્તિઓ પણ તત્વ સંબંધથી બનેલીછે. આ ઉપરથી દીર્ઘ દ્રષ્ટિથી અવલોકન કરતાં નક્કી થાયછે કે, મગજની સર્વ શક્તિઓ નથી, કારણકે મગજ તત્વોનું બન્યુછે, તે તત્વો સ્વભાવે જડછે. ત્યારે એની સર્વ શક્તિઓ જડરૂપ ઠરી ચુકી, સારાંશકે, આપણી અંદર જે ચૈતન્ય પ્રગટ થએલુંછે તે ચૈતન્ય સર્વ જડ વર્ગથી અળગ નથી એમ ન કેહેવાય, પણ અળગ છે એમ કબુલ કરવુંજ જોઇએ. કારણ કે, સાધારણ સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનોમાં સરળ ન્યાય એવો છે કે મનુષ્યનું જીવતર શ્વાસા ઉપર ગણેછે, ને તે શ્વાસા અદર્શ થવાથી કહેછે કે એનું ચૈતન્ય જતું રહ્યું. આ જ્ઞાન ઉપરથી પંચ-વાક્ય કબુલ કરેછે કે, શરીરથી ચૈતન્ય ન્યારૂં છે. તેમ છતાં નિરિશ્વર સાંખ્યશાસ્ત્ર દરશાવેછે કે, આપણી કાયામાં ગુદા, નાભિ, હૃદય, કંઠ, તાળુ અને મગજ એ ષડચક્રોમાં જ્યારે શ્વાસા વ્યાપક થાયછે, ત્યારે આપણામાં જાગૃત સ્વપ્ન સુષુપ્તિ ને તૂર્યા એ અવસ્થાઓના ક્રમો એની ગતિપૂર્વક દરશાયછે, તે

એવી રીતે કે, શ્વાસા શરીરના બાહેરના પોળાણમાં બાર આંગળ પર્યન્તના આકાશમાં ગમન કર્યા કરેછે. છતાં એ શ્વાસા ઉપલા પ્રત્યેક ચક્રોમાં સ્થિર થતો જઈ મગજ પર્યન્ત ઘુમેછે, ત્યારે જુદી જુદી અવસ્થાઓનું જ્ઞાન પ્રગટી સર્વે વિદ્યાઓના સાર તત્વને સમજાવેછે. તે સમયે આપણે કબુલ કરીએ છૈયે કે આપણું ચૈતન્ય મગજના મધ્યમાં વા મગજની પેલીમેર વા આસપાસ સર્વત્ર નીરાકાર અસ્તિત્વના કાંઈજ નહીં એવા રૂપમાં વ્યાપી રહેલુંજછે.

આ વ્યાપી રહેલું ચૈતન્ય અવિભાજયપણાના ભાવથી સર્વત્ર આચ્છાદન કરી રહેલુંછે, છતા તે નિર્વિકાર, શુદ્ધ ચૈતન્યનો પ્રતિબિંબ અવિદ્યારૂપ છાયામાં પડવાથી નાના રૂપ અનંત અંતઃકરણો પ્રગટ થઈ આવેછે, પણ પોતે દ્રષ્ટા રૂપે સર્વનો જ્ઞાતા, દ્રશ્ય દર્શનથી જુદો પ્રકાશ્યા કરેછે. આ પ્રકાશ અસંગ ચૈતન્યનો પ્રતિબિંબ જે અવિદ્યામાં પડયો કે, તરત હું કોણ ! એ પ્રશ્ન પેલા પડેલા પ્રતિબિંબરૂપ ભાસમાં થયો. એટલે અનાત્મ પંચભૂતાત્મક સંકલ્પાકૃતિ રૂપ સૃષ્ટિ પ્રગટ થઈ. છતાં એ પ્રગટ થએલી સૃષ્ટિ ને હું કોણ એ પ્રશ્નરૂપી સંકલ્પરૂપ અનાત્મ ચૈતન્ય ઉત્પન્ન કરી રહ્યુંછે. સારાંશકે હું કોણ ! એ પ્રશ્નરૂપી સંકલ્પનો ભાવજ આ સૃષ્ટિને દેખાડી રહ્યોછે. છતાં એ ભાવ આપણી કાયામાં શ્વાસારૂપે હાજર થયોછે. આ ભાવ શુદ્ધ અસંગ ચૈતન્ય રૂપ દ્રષ્ટાને વિષે મિથ્યાછે, છતાં એ મિથ્યારૂપ ભાવ દેહાદિક અનાત્મ વસ્તુ સાથે સ્વઈચ્છાનુંસાર વરતેછે, તોપણ એ ભાવનો જ્ઞાતા વા દ્રષ્ટા જે શુદ્ધ ચૈતન્યરૂપ નિર્વિકાર આત્માછે. તે એનાથી જુદોછે. કારણકે જાણનાર જાણવાની વસ્તુથી ન્યારોછે, એ સિદ્ધાન્ત પ્રમાણે આત્મા એ અનાત્મરૂપ સંકલ્પાકૃતિથી જુદો છે. તેથી કહેછેકે, જે જેને જાણેછે, તે તેનાથી જુદોછે. આ પ્રમાણથી તપાસતાં જણાયછેકે દ્રશ્ય, દર્શનથી દ્રષ્ટા તદન જુદોજછે: જેમ દીપક મકાનના સર્વ પદાર્થોમાં વ્યાપક છતાં સર્વથી અળગછે, તેમ આત્મા શરીરના સર્વ વિભાગોમાં વ્યાપક છતાં અળગછે. દીપકની જયોતિ અનંતકિર્ણોના આકારથી સર્વત્ર બિરાજમાન થઇ છે. તેમ આત્માની જ્યોતિ અનંતકિર્ણોથી વ્યાપક થઈરહીછે, મકાનનીઅંદર આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી ને વાયુ આદિક ભૂતો સુક્ષ્માકારથી અદર્શરૂપે એકબીજાને વિષે વ્યાપી રેહેલાંછે. ને તેઓના વ્યાપકપણામાં દીપકની જયોતિ પણ એકસરખાં પ્રમાણમાં મળી રહેલી છે. તેમ શરીરના પંચભૂતોમાં આત્મારૂપી દીપકની જયોતિ એકસરખા પ્રમાણમાં સ્થિર થએલીછે. પણ મકાનના દીપકની જયોતિ તેને વિષે વ્યાપેલાં પંચભૂતોથી તદન ન્યારી રહી વ્યહવાર કરેછે. તેમ આત્મારૂપી દીપક શરીરના પંચભૂતોથી ન્યારો રહી વ્યહવાર કરેછે. છતાં દીપકનું મુખ્ય કિર્ણ જેકે મધ્યભાગમાં રહી બીજાં કિર્ણોને સર્વત્ર ફેલાવેછે, તે કિર્ણનો જુસ્સો સર્વ જગ્યાપર ગમન કરી શકેછે. તેમ આત્માના સ્વરૂપના મધ્યભાગમાં રહેલું જે. મુખ્ય કિર્ણછે, તે કિર્ણે સ્થુલ, સુક્ષ્મ, કારણને માહાકારણાદિ દેહો પ્રગટ કરીછે. આ દેહો પ્રત્યેક ભૂતોના સંયોગથી ઉત્પ-

જ થઇછે. તદ્દપિ કાયારૂપી મકાનના પંચભૂત જેછે, તે પ્રત્યેક ભૂતો એકેકભૂતથી ન્યારાં રહેલા છે. તેથી એ પંચભૂત ઓરડાકારના સંબંધમાં સ્થિર થએલાંછે, ને એ ઓરડાઓમા પ્રથમ ઓરડામાં આત્મારૂપી દીપક પોતાની જ્યોતિથી પ્રકાશમાન રહેલોછે, જેથી વેદાન્તશાસ્ત્ર કહેછેકે, સર્વત્ર એકજ ચીજ વ્યાપકછે. ને તે એકજ ચીજનો પ્રતિબિંબ તે આ અનાત્મ પંચભૂતાત્મક સૃષ્ટિછે. આ અનાત્મ પંચભૂતાત્મક કાયારૂપી મકાનના પાંચ ઓરડાઓછે, તે ઓરડાઓમાં પ્રથમ આકાશનો, બીજો અગ્નિનો, ત્રીજો જળનો, ચોથો વાયુનો, ને પાંચમો પૃથ્વીનો, ઓરડો રહેલોછે. તેથી આત્મારૂપી દીપક પેહેલા ઓરડામાં પ્રકાશેછે, છતાં એ પાંચે ઓરડાઓને ખુલ્લા મુકીએ, ત્યારે દીપકની જ્યોતિ સર્વત્ર વ્યાપક થઈ વ્યહવાર ચલાવેછે. એજ પ્રમાણે આપણા આત્મારૂપી દીપકની જ્યોતિને સારૂં કાયા માંહેના પાંચે ઓરડાઓને ખુલ્લા મુકયા કે તરત સર્વત્ર વ્યાપકથઇ વ્યહવાર કરવા લાગેછે, કે તરત ત્રણ અવસ્થા દેહચતુષ્ય ને પંચકોશ ઉત્પન્ન થઈ આવ્યાં, તોપણ એ દીપક પોતે એ ચીજોથી અળગ રહી એનો સાક્ષી થઇ કુટસ્થરૂપે રહયોછે, સારાંશ કે, એ ત્રણ દેહ, પંચકોશ વિગેરે જડવર્ગના વ્યહવારનો જ્ઞાતા એના વ્યહવારના સંબંધથી સદા મુકત અસંગ રહેલો છે, તેથી એને કુટસ્થ કહયોછે, આ કુટસ્થરૂપ દ્રષ્ટા ઉપરના જડવર્ગરૂપી દ્રશ્ય પદાર્થથી ન્યારો છે, કેમકે એ દ્રષ્ટા ચૈતન્ય છે, ને પેલો વર્ગ જડ છે. આ ઉપરથી સાંખ્યશાસ્ત્રમાં એ અનાત્મ પંચભૂતાત્મક જડવર્ગ ને પ્રકૃતિ કહીછે, ને કુટસ્થ રૂપ અખંડ ચૈતન્ય ને આત્મા કહ્યોછે, પણ મતપક્ષમાં કહેછે કે, આત્મા પ્રકૃતિ સંયોગે કરીને સૃષ્ટિ રચેછે, પણ એકલો રચી શકતો નથી. પાતાંજલ શાસ્ત્રમાં પ્રકૃતિની સ્વતંત્ર સત્તા નથી, પણ આત્માની સત્તાથી સૃષ્ટિ રચાયછે. ન્યાયમાં એ જડ વર્ગને નિત્ય ને અનિત્યરૂપ પરમાણુજન્ય સૃષ્ટિ કહી માયાસામર્થ્યથી કુટસ્થ ચૈતન્ય સૃષ્ટિ રચેછે. વૈશેષિકમાં એ જડ વર્ગને દ્રવ્યરૂપ માન્યું છતાં એના અંતરગુણોની શકિતરૂપે એ કુટસ્થ ચૈતન્ય ગુણી સ્વરૂપે રહયોછે. મિમાંસામાં એ જડવર્ગ ને કર્મરૂપ ગણી કર્મ અનાદિ કહેછે, ને વેદાન્તમાં એ જડ વર્ગ અવિદ્યાકૃત્ય છે, ને કુટસ્થરૂપ શુદ્ધ ચૈતન્યનો આભાસ એને વિષે જયારે પડયો, ત્યારે તેમાં અનાત્મ પંચભૂતાત્મક સૃષ્ટિ પ્રગટ થઈ આવી. સત્ય જોતાં એ છ શાસ્ત્રોએ જે તકરારો ચલાવીછે, તે ફકત જડ ને ચૈતન્ય એવા બે ભાગપરજ ચલાવીછે. એ તકરારોના શ્રવણ માત્રથી આપણા મનના અનેક પડદાઓ ખીલેછે, ને આપણી જ્ઞાનશકિતને મોટો લાભ મળેછે, તોપણ છ શાસ્ત્રોથી સિદ્ધ થાયછે કે, ચૈતન્ય અને જડ એ બેઉ સદૈવ ન્યારાં છે, તેમાં ચૈતન્ય જડવર્ગ પાસે સર્વ કૃતિ કરાવેછે, ને પોતે સદા નિર્વિકારરૂપે અળગ રહેલુંછે. પણ આજના આધુનિક વિદ્વાનો કહેછે કે, બે પદાર્થના ઘર્ષણથી જેમ વિજળી પ્રગટ થાયછે. તેમ તત્વોના સંયોગથી ચૈતન્ય ઉત્પત્તિ બનેછે, એ વાત અક્કલના ફૂાતીઆં જેવી છે, કાંઈ સત્ય ન કહેવાય, કેમકે ચૈતન્ય ચીજ સર્વ દેહાકૃતિમાં વ્યાપી સર્વ કૃતિ કરાવેછે, છતાં તે દ્રશ્ય વસ્તુ

નથી, તેથી ચેતન્ય અસંગ, અળગ ને ન્યારૂંજ છે, જેથી અનાત્મ દેહાદિક જ-ગત્‌ના સ્થુલ, સુક્ષ્મ, કારણાદિ દેહરૂપ નથી, કેમકે આપણી સ્થુલદેહ પંચીકૃત ભૂતનું કાર્યછે, જેમાં આકાશ, વાયુ, તેજ, પાણી ને પૃથ્વી એઓછે, આ સર્વ ભૂતોના મળવાથી સ્થુલદેહની ઉત્પત્તિ થઇ, તેજતત્વથી ક્ષુધા, તૃષા, આળસ્ય, નિંદ્રા, પ્રભા. આકાશ તત્વથી કામ, ક્રોધ, લોભ, મોહ, ભય. વાયુતત્વથી ચલન, ઉક્રમણ, ધાવન, પ્રસારણ, સંકોચન, પાણી તત્વથી રેત, મુત્ર, સ્વેદ, લાળ, ર-ક્ત, ને પૃથ્વીતત્વથી અસ્થિ, માંસ, ત્વચા, નાડી, રોમ, એ પચ્ચીસ વિભાગો મળી સ્થુલદેહ થઇછે, છતાં એની ઉત્પત્તિ અન્નથી થઇ, અન્નથી ટકેછે નહીંતો એ-નો નાશ થાયછે, તેથી એ દેહ અન્નનો વિકાર હોવાથી અન્નમયકોશ કહેવાયછે,—તેમ એ સ્થુલદેહમાં જાયતે, અસ્તિ, વર્દ્ધતે, વિપરિણમતે, અપક્ષીયતે, વિનશ્યતિ, એવા છ વિકારો રહેલાછે, છતાં એ વિર્ય, અસ્થિ, નાડી, રજ, માંસ, મજ્જા, ત્વચા એવી સપ્તધાતુનો બનેલોછે, તેમજ એનામાં અનેક રોગોનું આવર્ણ ને અસત્‌ હોવાથી એ અસંખ્યદુઃખનું ઘર એ સ્થુલ શરીરછે, છતાં તું એ જણાય-લી વસ્તુથી જાણવાવાળો ન્યારોછે, તું પોતે કાંઇ સ્થુલ શરીર નથી, પણ તું તો એનો જાણનાર, જોનાર સાક્ષીરૂપે રહેલોછે, જેમ ઘટનો જોનાર ઘટથી ભિન્નને સાક્ષીરૂપે રહેલોછે, તેમ દેહનો દ્રષ્ટા ચેતન્યપુરૂષ દેહથી ભિન્નને સાક્ષીરૂપે રહેલો-છે, જેમ પુરૂષ જુનાં વસ્ત્રને ત્યાગી નવાં પેહેરેછે, તેમ ચેતન્યદ્રષ્ટા પુરૂષ જીર્ણ દેહને ત્યાગી નવી દેહ ધારણ કરેછે, તેથી આત્મા દેહથી જુદોછે. પણ દેહને આત્મા કોઇ માનેતો કૃતહાનની ને અકૃતાભ્યાંગમ રૂપ દોષની પ્રાપ્તિ થાયછે, છતાં કર્મ કાંડમાં પણ આત્મા દેહથી ભિન્ન કહ્યોછે, તેથી તું પંચભૂત નથી, તેમ સ્થુલદેહના પંચભુતાત્મક પંચધર્મ જેકે, નામ, વરણ, આશ્રમ, ત્રિલિંગ, ને મનુ ષ્યાદિ જાતિ તું નથી, કેમકે એમાં નામધર્મ તો કલ્પિતછે, ને વર્ણધર્મ તો વં-શપરંપરા અધ્યાસરૂપછે, ને આશ્રમધર્મમાં તો માનવાપણું રહેલુંછે, છતાં ત્રિલિં-ગઅરૂ મનુષ્યાદિજાતી સ્થુલદેહનો ધર્મછે, ને વેદમાં જે વર્ણાશ્રમાદિક ધર્મોનું ક-થન કરેલુંછે, તે કથન જ્ઞાનાધિકારીના વળણપરછે, તેથીતું એ સર્વનો જાણનાર જોનાર ને એ સર્વનાધર્મથી રહિત ભિન્નછે, વાસ્તે તું સ્થુલદેહ નથી, તે જાગૃતા-દિ અવસ્થા રૂપ પણ તું નથી.

## જાગૃતાવસ્થા.

હવે કાયારૂપી પંચભૂતના પાંચ ઓરડાઓ આપણે ગણ્યાછે, ને તે સર્વ ઓરડાઓમાં પાંચમો ઓરડો પૃથ્વીભૂતનોછે, એના સર્વ દરવાજાઓ ઊઘાડા મુ-કવાથી આત્મારૂપી દીવાની જ્યોતિ એ ઓરડામાં વ્યાપક થઇને આ બાહેરના રસ્તાપર તેનું અજવાળું પ્રસરણ પામેછે, ત્યારે એ પ્રકાશરૂપ જ્યોતિ મનનો આકાર ધારણ કરી પંચતન્માત્રા સંયોગથી એ મન વિશ્વરૂપનું અભિમાનધરી

નેત્રદ્વારાએ વ્યાપી રહીઈશ્વરરચિત શબ્દાદિક વિષયોના સ્થુલભોગમાં આગળીઆ ભોગ ભોગવેછે, તેનુંનામ જાગૃતઅવસ્થા કહીછે, એઅવસ્થામાં મન પોતે દ્રઢિત થએલી વાંસનાને અનુસાર સંકલ્પ વિકલ્પ ઉઠાવ્યા કરેછે, ને એના સર્વ ગુણ, કર્મ, સ્વભાવ સુક્ષ્મ દેહના સ્વભાવ સાથે મળી એકત્રપણાથી વરતેછે, તેથી કરીને આપણા શરીરના સર્વ અવયવોમાં હુશિઆરી આવી જાયછે, ને એ અવયવોરૂપી છીદ્રોને માર્ગે એ પ્રકાશ આ બાહેરના બ્રહ્માંડને જુએછે, તેથી આ બાહેરના બ્રહ્માંડનો આકાર જે આપણને દેખાયોછે, તે આપણા આકાશરૂપી ઓરડામાં વ્યાપેલો આત્મારૂપી દીપકનો દેખાવ છે. સારાંશ કે, આત્મારૂપી દીપક આપણને અવિદ્યા સંબંધે જગત્ જેવડો દેખાય છે, છતાં એ જ્ઞાન નષ્ટ થવાથી આપણા મનપર દ્વૈત ભાવ દ્રઢ થયો, જેના સંયોગે આપણું મન પોતાને સર્વથી અળગ સમજ્યું, ને આંખ, નાક, કાન, જીભ્યાને ચામડી વિગેરે ઇંદ્રિયોના ધર્મને તાબે થવાથી ચિત્રવિચિત્રપણાના અજ્ઞાનતાવાળા વળાણપર મન ભુલું પડયું. આ ભુલવણીમા પંચપ્રાણોએ એને નાંખ્યું. કેમકે પંચપ્રાણોની ન્યારી ન્યારી ક્રિયા ઉપરથી એની સ્થિતિમાં ફેર પડવા લાગ્યો, તે ફેરથી એની જુદી જુદી સ્થિતિ થઈપડી. ને તે સ્થિતિઓ જુદી થવાથી એનામાં ચિત્રવિચિત્રપણાનુ જ્ઞાન ઉત્પન્ન થયું. ને તે જ્ઞાન થકી અનેક પ્રકારના વિચારો ચાલુ થયા, આ પંચ પ્રાણોમાં પ્રાણ. અપાન. સમાન, વ્યાન ને ઉદાનછે, પણ એ સર્વ એકજ વાયુની આકૃતિછે.છતાં ક્રિયાકર્મ ન્યારાં હોવાથી એનાં જુદાં નામો પડયાં. તેમાં વલન ક્રિયાથી એજ વાયુનું નામ વ્યાન પડયું, પાણીને અન્નાદિક પદાર્થોનું એ પૃથક્કરણ કરેછે, તેથી એનું નામ ઉદાનપડયું, શ્વાસો-શ્વાસના આવા ગમનથી પ્રાણ કહયો, અન્નને ઉત્સર્ગ કરવાથી અપાન કહયો, ને શરીરના સર્વ ભાગોને નિયમીત રાખવાથી સમાન કહ્યોછે. છતાં નાગ, કૃકલ, દેવદત્ત, ધનંજય, ઉદ્ગાર, નિમેષ, છીંક, જંભાણ, પોષણ એવા દશ જાતના વિકાર એમાં રહેલાછે, પણ પ્રક્રીયાના અર્થમાં એને જુદા ગણવાના નથી, તેથી એને પંચપ્રાણમાંજ ગણવા, છતાં એને પંચમુખ પણ કહેછે.

આ પંચમુખની ભુળવણીની સ્થિતિમાં મન પોતે નીચે પ્રમાણે તોફાન કરવા લાગ્યું, તેમાં ચક્ષુ સંયોગે આ જગતનો દેખાવ મહાનમોટો દરશાયો, ને એને વિષે સમાયલા પંચમાહાભૂતના સ્થાવર જંગમ, સુક્ષ્માવિરાટાદિ આકારોની ચિત્રવિચિત્ર કૃતિ જોઈ; ને શ્રવણેંદ્રિયથી સારા નઠારા, નાહના મોટા, સુક્ષ્મમહદ્ ધ્વનિઓનું જ્ઞાન થયું: જીભ્યાથી ખારૂં, ખાટું, તીખું તમતમતુ, મિષ્ટ. કટુ, એવા સ્વાદો જણાયા, ગંધેંદ્રિયથી સુગંધ દુર્ગંધનું જ્ઞાન થયું, ને ત્વચાએ કરીને ઉનું, ટાઢું, લીસુ, ખડબચડુ સમજાયું. આ ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન ગુણોના સંયોગથી પોતાની કલ્પનાની અનેક વૃત્તિઓ તે આ સ્થુલદેહવાળા જગતમાં ભૂગોળ ચંદ્રગોળ સૂર્યગોળ વિગેરે અસંખ્યતારાઓ તેમજ ભૂગોળપરના ઝાડ પહાડ, પર્વત, જંગલ,

મેદાન, સમુદ્ર, અજવાળું, અંધારૂં, જડ ચૈતન્ય, પશુપક્ષી, કીટપતંગાદિ અનેક ચિત્રવિચિત્ર સુક્ષ્મવિરાટાદિ આકારોમાં દેખાય, અને ભ્રાંતિ જ્ઞાને કરીને પોતાની કાયાની માંહે સ્થિર થએલી જોઇ, આ ભ્રાંતિરૂપ કાયાનું પોષણ અન્નાજ ફૂળ ફળાદિ મેવા વિગેરે વનસ્પતિથી કરવા લાગ્યું, ત્યારે એ મન ભ્રાંતિરૂપ કલ્પનાના અનેક ભાવાભાવોને શબ્દોચ્ચારથી દરશાવવા બેઠું, તે પ્રસંગે દેહધર્મ ચાલુ થયો, ત્યારે એ ભ્રાંતે આહાર નિંદ્રા, મૈથુન, ભય, પ્રીતિરૂપ દેહધર્મમાં નિમગ્ન થઈ, ઇંદ્રિયોને તૃપ્ત કરવા સારૂં ખાવું, પીવું, પેહેરવું, ઓઢવું, લાવવું, મુકવું, ભણવું, ગણવું, ટાઢ, તડકો વેઠવાની ઉપાધિચાલુ થઇ, તેમાં કલ્પનાના જ્ઞાનથી ઇંદ્રિયજન્ય સુખ મેળવવામાં શ્રેષ્ટ બની ચતુરાઇ દરશાવી અનેક પ્રકારના કર્તવ્યકર્મ કરવા માંડયાં, તેમાં ઘરબાર બાંધવાં, દોલત, આબરૂ, કીર્તિ, મોટાઈ સંપાદન કરવા સારૂં સગાંવ્હાલાં, સ્ત્રી, પુત્ર, કલત્ર, વિગેરે ને વિષે મમતા રાખવા લાગી, એ મમતાએ કરીને પોતે ડાહયા, સમજુક, લાયક, પ્રમાણીક, ચતુરમાં ખપવા અરૂ મોટું નામ મેળવવા અહંપણાથી સર્વનું ભરણ પોષણ કરવા બેઠી, ને પોતે પોતાના મિથ્યાકલ્પિત દેહાભિમાની જ્ઞાનમાં સ્થિર થઈ રહી. આ સ્થિર થએલાં ભ્રાંતિરૂપ જ્ઞાનના વ્યહવારકાળને જાગૃત અવસ્થા કહીછે. આ જાગૃત અવસ્થાની દશાને જીવદશાની સંજ્ઞા આપવામાં આવેલીછે. આ દશામાં ચૌદ મુખવાળી ત્રિપુટી સાથે ભ્રાંતિ વ્યહવાર શખેછે. તેમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર અંતઃકરણ છે. શ્રોત, ત્વક, ચક્ષુ, રસના, ઘ્રાણ એ પંચજ્ઞાનેંદ્રિય ને વાક્ પાણી, પાદ, ઉપસ્થ, પાયુ એ પંચકર્મેંદ્રિય એ ચૌદને પૂર્વ ગણેલાં પંચપ્રાણ મળી ઓગણીસ થાયછે, તેની સંખ્યા, ૧ ચૌદ ત્રિપુટિઓના ચૌદ વિષય અધિ ભૂતને ચૌદ દેવતા અધિદૈવછે. મન અધ્યાત્મછે ને સંકલ્પ વિકલ્પ જે મનનો વિષયછે તે અધિ ભૂતછે, ને એનો ચંદ્રમાં દેવછે. ૨ બુદ્ધિ મુખ્યછે, વિષય નિશ્ચયછે ને હિરણ્યગર્ભ દેવછે. ૩ ચિત્તછે એનો તે વિષય ચિંતનછે, ને વાસુદેવ દેવછે. ૪ અહંકાર એનો વિષય અહંપણુ છે ને દેવ રૂદ્ર છે. ૫ શ્રોત્રઇંદ્રિય છે; શબ્દ શ્રોતવ્ય વિષય છે ને દીગપાળ દેવ છે. ૬ ત્વચા એનો વિષય સ્પર્શ છે, ને અનલ દેવ છે. ૭ ચક્ષુઈંદ્રિયનો રૂપદર્શન વિષય છે ને ભાનુ દેવ છે. ૮ રસના એનો રસ વિષય છે ને વરૂણ દેવ. ૯ ઘ્રાણ ઇંદ્રિયનો ગંધ વિષય છે ને પૃથ્વી દેવ છે. ૧૦ વાકેંદ્રિયનો અવ્યકત શબ્દ વિષય છે ને અગ્નિ દેવ છે. ૧૧ પાણી ઇંદ્રિયનો પદાર્થ ગૃહણ કરવાનો વિષય છે ને ઈંદ્રદેવ છે. ૧૨ પાદઇંદ્રિયનો ગમનાગમન વિષય છે ને ઉપેંદ્ર દેવ છે. ૧૩ ઉપસ્થ ઇંદ્રિયની શુક્રમુત્ર ત્યાગરૂપ વિષય છે ને પ્રજાપતિ દેવછે. ૧૪ પાયુઈંદ્રિયની મળવિસર્જન ક્રિયા રહેલીછે ને યમ દેવતાછે. આ ચૌદ ત્રિપુટિના સંયોગથી આપણું મન તદન અલ્પજ્ઞતાને પામ્યું, ને જીવરૂપ થઈ દેહાભિમાની જ્ઞાનમાં સ્થિર થયું, ત્યારે શરીરનેજ આત્મા માન્યો, તેમાં શરીર દુઃખી થવાને લીધે પોતાના આત્માને દુઃખી સમજયો, શરીરને રોગ નડવાથી

આત્માને રોગી જાણ્યો. શરીરને ક્ષુધા, તૃષા, ટાઢ તડકો, શરદી ગરમી વિગેરે ઉપાધિ નડવાથી પોતાને નડી એમ નક્કી કીધું. એ ઉપરથી શરીર તેજ આત્મા એવી સમજ દૃઢ થઈ. (આ સ્થુલદ્રષ્ટિના જ્ઞાનથી નાસ્તિકોએ પણ દેહને આત્મા કહ્યોછે) તેથી કરીને સર્વ દુઃખો પ્રાપ્ત થયાં. આ જીવ દશાના જ્ઞાનથી શરીરને સુખ આપવા સારૂ આત્માના પ્રકાશોએ ચૌદ ત્રિપુટિના સંબંધીક વળણ સંયોગે કરીને અનેક પ્રકારના હુન્નર કળા કોશલ્યતા ને વિદ્યાઓ કલ્પના યોગથી ઉત્પન્ન કર્યાં, ને દેહાભિમાનરૂપ મનોકલ્પિત વ્યહવાર ચલાવ્યો, પણ પાછલથી એ વ્યહવાર કયાંથી ચાલેછે! એ પ્રશ્ન ઉપર નજર જતાં એના શોધન સારૂ, એ પ્રકાશે અવિદ્યાની સંગતથી છ શાસ્ત્ર, ચાર વેદ, ઉપનિષદ્, પુરાણ, ઉપપુરાણ વિગેરે અનેક તરેહના ધર્મ, નીતી, કાયદા, કાનુનોના અગણિત ગ્રંથો ઠામોઠામ સૃષ્ટિને વિષે પ્રગટ કરી દીધા, પણ ખરા જ્ઞાનનો પત્તો ન લાગ્યો, તેથી આત્માનો પેદાકર્તા કોઈ ઇશ્વરછે, એવું વિપર્યય જ્ઞાન ભ્રાંતિએ આપ્યું, ત્યારે અનેક તરેહના ક્રિયા કર્મના માર્ગોથી તેને ઢુંડવા લાગી. પણ તેમાં તેના અંતરની જે દ્રઢતાવાળી દ્રઢિત ભાવના તેની વાંસનાને અનુસાર દેવી દેવતા પીર પેગંબર વિગેરેની મનોકલ્પિત આકૃતિ ધારણ કરી દર્શણ આપવા લાગી. તેથી કરીને પોતાનો આત્મા અલ્પજ્ઞ છે એમ સિદ્ધ થયું, ને આત્માનો ઉત્પન્ન કર્તા કોઈ ઇશ્વિર ન્યારો આકાશમાં બેઠોછે એમ નિશ્ચે માન્યું. આ વિપર્યય જ્ઞાનના દર્શણથી મનોકલ્પિત મિથ્યા ભુલવણીએ આચ્છાદન કીધું, તેથી કરીને ઇંદ્રિય પ્રતીતિરૂપ દ્રશ્યજ્ઞાન સત્ય મનાયુંછે, પણ પાછલથી સંશયાત્મક મન અસંતોષ રહેવાથી તેણે એજ જ્ઞાન સત્યછે એમ કબુલ ન કર્યું, ત્યારે સદગુરૂનું શર્ણ પકડી તેની કહેલી આજ્ઞાપૂર્વક ચાલતાં દ્રઢ થયું કે, દેહ આત્મા નથી.. તેમ આત્માજ ઇશ્વિર છે, એનો ઉત્પન્નકર્તા કોઈ ન્યારો ઇશ્વિર નથી, પણ આત્માને ઓળખવા સારૂં સતસંગ, સત્શાસ્ત્રાધ્યયન કરી ગુરૂવચન પર વિશ્વાસ રાખી તેની જ્યોતિને જાણે, ને તેની ઓળખાણ થયા પછી પોતાનું જ્ઞાન ને મનની સ્થિતિ આત્મા જેવી નિર્વિકાર રાખે, ત્યારે મનોકલ્પિત આ સંસારના અજ્ઞાનરૂપ બંધનથી છુટે. આ ઉપરથી સૃષ્ટિના પ્રત્યેક ધર્મોમાં કહ્યુંછે કે, તું પોતાને ઓળખ ! તું કોણછે તે જાણ! તું કયાંથી આવ્યો! કયાં જવાનો! શું કરવા આવ્યો ! તારૂં સાચુ સ્વરૂપ કયાં છે! મર્ણબાદ કયાં જશે! જન્મ અગાઉ કયાં હતો! આ પ્રશ્નો પુછેછે ત્યારે આપણને મોટો અંદેશો થાયછે, ને ગુંચવાડામાં પડી ફાંફાં મારીએ છૈયે, પણ એ સર્વનો ખુલ્લાસો આત્માનો સાક્ષાત્કાર થવાથી મળી આવેછે, કેમકે જે જેને જાણેછે તે તેનાથી જુદો છે, એ ઉપરથી આપણે આ બાહેરના આકાશથી તે સ્થુલદેહ પર્યંન્તમાં સ્થિર થએલાં નામ, રૂપ, પ્રપંચવાળાં ભિન્નભાવિક જગતના અનેક આકારોને જાણ્યાછે, તેથી આપણે એઓને વિષે નથી, પણ એનાથી અળગ છૈયે, છતાં એ સર્વ વસ્તુઓને આપણે સ્થુલદેહથી જુદા ભાગમાં બેસીને દીઠીછે તેથી સ્થુલદેહને જાગૃત અવસ્થારૂપ આપણે નથી, સારાંશ કે, એ સર્વ જડવર્ગ

છે, ને આપણે પોતે તો શુદ્ધ ચૈતન્યરૂપ શાક્ષી, એ જડવર્ગના સર્વે કર્તવ્ય કર્મના જાણનાર, જોનાર છૈયે, તેથી જે જેને જાણેછે, તે જાણનાર જાણવાની વસ્તુથી જુદો છે. એ ન્યાયે કરીને જોતાં આપણે એ સર્વેને જાણી ગયા, તેથી આપણે એનાથી ભિન્ન છૈયે, ત્યારે આપણે કયાં છૈયે! એ પ્રશ્નનો અંત લાવવા સારૂ કહેવું પડેછે કે, જયાં આપણે બેઠા છૈયે, ત્યાં બીજો કોઈજ પદાર્થ નથી વા જયાં એકજ છે ત્યાં બીજો સંભવતો નથી. એ ન્યાયે કરીને જાણવું કે, આપણે આ જગતની અનાત્મ પંચભૂતાત્મક સૃષ્ટિનો જયાં અભાવ વા એ સર્વ ચીજો જયાં નથી, એવી જે અલોકીક જગ્યા છે, જયાં કોઇનો પણ ભાસ પડતો નથી, તે જગ્યામાં આપણે છૈયે. આ જાગૃતઅવસ્થાની ચૌદ ત્રિપુટિ ને સ્થુલ દેહના પંચપ્રાણ મળી ઓગણીસ રૂપ ભોગનો જાણવાવાળો દ્રષ્ટા સાક્ષીમય આત્મા એઓનાથી ન્યારો છે, તે તારૂં સત્ય સ્વરૂપ છે, તેથી તું જાગૃત અવસ્થાનો સ્થલદેહ નથી, તેમ તું સુક્ષ્મદેહ પણ નથી.

આ સુક્ષ્મદેહ અપંચિકૃત ભૂતોનું કાર્યછે, તેમ દ્રસ્યને અનિત્ય હોવાથી દુઃખ રૂપછે, ને તું તો અદર્શ ને નિતરૂપ હોવાથી સુખમયછે, તેથી એ તારૂં સ્વરૂપ નથી. આ અપંચીકૃત્ય તત્ત્વમાં પંચપ્રાણ, પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય. મન ને બુદ્ધિ એ સત્તર તત્ત્વના નામ છે. તેમાં શ્રોત્ર ને વાક્ એ બેઉ આકાશથી ઉત્પન્ન થયાંછે ને એનો ગુણ શબ્દછે, તેથી સાંભળેછે બોલેછે ઈત્યાદિક ક્રિયા કરેછે, તેમ ત્વચા ને પાણીએ વાયુથી ઉત્પન્ન થયાંછે. ચક્ષુ ને પાદ એ તેજથી પ્રગટ થયાં રસ ને ઉપસ્થ એ જળથી, ઘ્રાણ ને પાયુ એ પૃથ્વીથી પ્રગટ થયાંછે, એવી રીતે અકેકા ભૂતના સત્વગુણથી અકેકી જ્ઞાનેંદ્રિય ઉત્પન્ન થઇછે,તેમ પંચભૂતોના સમુહમાંથી પંચપ્રાણ જે કે, વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ ને અપાન થયાછે, એવી રીતે સત્તર તત્ત્વની સુક્ષ્મદેહ બનીછે,તેને તેં યથાર્થ જાણીને તપાસી પણ તારા સ્વરૂપ ધર્મથી એ વિલક્ષણ જણાઈ, તેથી તું દ્રષ્ટા એનાથી ભિન્નછે, કેમકે એ સર્વ દ્રશ્યાકૃતિછે, ને તું તો એના ધર્મ કર્મનો જાણનાર જોનાર સાક્ષીરૂપ છે, વાસ્તે તું સુક્ષ્મ દેહ નથી, કારણકે એ દેહનો સ્વભાવ, પ્રકૃતિ, ગુણ, દોષ, વિકાર વિગેરે ધર્મો તારામાં નથી, અર્થ એવો કે ષટઉર્મિ જે છે, તે દેહ, પ્રાણ ને મનના ધર્મવાળીછે, છતાં પંચકલેશો જે રહેલાછે, તે મનના ધર્મરૂપ અવિદ્યાકૃતવાળા કહેલા છે, શ્રુતિ, रागद्वेषो मनोधर्म न मनस्ते कदाचन॥ રાગ, દ્વેષ વા શુભાશુભ ક્રિયાના કર્તા ને સુખ દુઃખના ભોકતા મન બુદ્ધિના ધર્મો છે, તેથી એ ધર્મ તારા નથી, કેમકે તું આત્મા તો સર્વ વિકારથી રહિત છે, વાસ્તે સુક્ષ્મદેહમાં ત્રણ કોશ જે છે, તે પણ તું નથી, કારણકે એ સર્વેજડ, ને દ્રષ્ટા તો સાક્ષીપણામાં ચૈતન્યરૂપથી નિર્વિકારી રહેલાછે. તેમ એ દેહમાં રહેલા ત્રણ કોશ જેમાં પ્રથમ સ્થુલદેહરૂપ અન્નમયકોશ છે, ને બીજો પંચપ્રાણરૂપ પ્રાણમય કોશ છે, ને ત્રીજો પંચકર્મેંદ્રિયરૂપ મન જે

છે તે મનોમય કોશ છે, છતાં એ ત્રણે કોશ તારા સ્વરૂપના ધર્મથી વિપર્યય સ્વભાવવાળા છે, છતાં એ સર્વ અનાત્મરૂપ મિથ્યા હોવાથી તારી આકૃતિ એનાથી તદન જુદીછે, તેમ તું એ સુક્ષ્મદેહની સાથે સંબંધ રાખનારી સ્વપ્નાવસ્થારૂપ પણ નથી.

## સ્વપ્નાવસ્થા.

હવે કાયાનો ઉપલો પાંચમો ઓરડો જ્યારે બંધ કરીએ છીયે. ત્યારે આત્મારૂપી દીપકના પ્રકાશો ચોથા ઓરડામાં વ્યહવાર કરેછે. આ ચોથો ઓરડો વાયુભૂતનોછે, છતાં એના દરવાજા ઊંઘાડા મુકવાથી ઉપલી જ્યોતિ લીલા રંગમાં હાજર થાયછે. અહીંઆં ઉપલા દીપકના સર્વ પ્રકાશોની આકૃતિ ઝીણાં ઝીણાં તેજના સુક્ષ્મ તરખલાઓ પ્રકાશ અંધકારના સ્વરૂપ મિશ્રિત સુન્યાકૃતિવાળા, શ્યામવર્ણિ અનંત રજકણરૂપે આવર્જન વિસર્જન કરતા દેખાયછે. આ પ્રકાશ આપણે વિષે રહી આશા, તૃષ્ણા, લોભ, લાલચ, મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, સંકલ્પ વિકલ્પના આકારો ધારણ કરી લેછે, ને અનેક પ્રકારની કલ્પનાવાળી વાંસના ને અનુસાર અવિદ્યાની અનેક વૃત્તિઓને વિષે સાચ જુઠ, પ્રપંચ કાવત્રાં કરવા લાગેછે. આ કર્તવ્યકર્મથી પોતાની દ્રઢતા પ્રમાણે પાપ પૂણ્ય, સારૂં નઠારૂં, સુખ દુઃખ, વાંસના ને અનુસાર પ્રાપ્ત થવું જોઇએ, તેને વિષે અહંભાવ ધરી પોતે પોતાને વિષે કલ્પના યોગથી અનેક પ્રકારના કર્તવ્યકર્મ કરવા હિંમત ધરે છે. આ કારણથી અજ્ઞાનતાનું આચ્છાદન થઇ જાયછે, એ અજ્ઞાનતાના સંબંધથી વિપર્યય જ્ઞાન ચાલુ થાયછે, ને એના ચાલુ થવાથી અલ્પજ્ઞપણું દ્રઢ થઈ રહેછે. આ અલ્પજ્ઞપણાની સ્થિતિ થવાથી હું સર્વમાં મોટોછું, હું આવી તરેહથી કરી શકુંછું, મારાથી આ સંસાર ચાલેછે, હું ડાહયો, હું ચતુર, હું પ્રમાણીક, હું જ્ઞાની, હું સમજુ, હું અક્કલબાજ, હું હુશિઆર, હું લાયક, એવો અજાયબ તરેહનો સ્વભાવ થઈ પડેછે, ને પોતાની કલ્પના આત્માની અનેક વૃત્તિઓમાં ભાવાભાવ કલ્પ્યા કરેછે, તેથી કાયાને વિષે અનેક વૃત્તિઓ, દ્રઢિત ભાવથી કલ્પનાએ કલ્પેલી જે અનેક પ્રકારની વાંસના, તેને અનુસાર ભાવના પ્રમાણે ચલિત થાય છે, આ ચલિતરૂપ ભાવનાવાળા કર્તવ્યકર્મના પ્રમાણપૂર્વક આ સૃષ્ટિના અનેક આકારો વરતેછે, તેથી જગત્‌ના અનેકાકારો જે વ્યહવારીક કૃતિ કરેછે, તે સર્વે કૃતિ આપણી દ્રઢિત દ્રઢતાને અનુસાર થાયછે, આ દ્રઢિતરૂપ વાંસનાનાં સ્થાનને સુક્ષ્મ, (લિંગ) દેહ કહીછે, એના સંબંધે કરીને આપણ વિષે દેહાભિમાન વળગ્યુંછે, છતાં એ દેહાભિમાનની મિથ્યા કલ્પના પ્રમાણે ફળ નમળવાથી આપણું અલ્પજ્ઞ મન કલ્પનાના બનાવેલા કલ્પિત દેવોની ભકિત ઉપાસના કરવા માંડીએ છીયે, આવા પ્રકારની અજ્ઞાનતા ચાલુ થવાથી મારૂં તારૂં, સારૂં નઠારૂં, અજવાળું અંધારૂં, જડ ચૈતન્ય વિગેરેનો દ્વૈતાભાસ સાચો જણાયોછે. આ દ્વૈતાભાસ સાચો જણાયાથી આપણે જીવરૂપ થએલા મનાઇએ છીએ. આ જીવપણું પ્રાપ્ત

થવાથી આપણી ધારણા પ્રમાણે બનતું નથી, ત્યારે હું જીવ, હું પાપી, હું અલ્પજ્ઞ, હું ગુન્હેગાર, હું લાચાર, હું નકામ, હું નઠારો, એવો પોતે પોતાને માનવા લાગ્યો, ને એ અલ્પજ્ઞરૂપ દ્રઢિત અજ્ઞાનાવર્ણની વાંસનાથી પોતાને અનેક યોનીમાં દાખલ થએલો અરૂ અવતરેલો સમજેછે. આ સબબથી જન્મ મર્ણ દરશાયા કરેછે ને વાંસના પ્રમાણે અનેક પ્રકારના કર્તવ્યકર્મની યાદી આવ્યા કરે છે, તેમ તેમ કલ્પનાની ઉત્પત્તિ થતી જાયછે, ને તેવા તેવા વ્યહવારો પેલી અનેક વૃત્તિઓ કરી બતાવેછે.

આ ઓરડામાં આત્મારૂપી દીપકની જ્યોતિના કિર્ણો અનેક પ્રકાશોના આકારે પ્રસરણ પામેછે. ત્યારે એ પ્રકાશો બુદ્ધિરૂપનો આકાર ધારણ કરેછે. અહીંઆં તેજસાભિમાની કંઠસ્થાનમાં રહીને મનોમય ઓગણીસ મુખથી મન રચિત પ્રવિકતભોગને ભોગવેછે. તાત્પર્ય એવું કે, ન કહેવાય એવી મનોમય ભાવિ સૃષ્ટિની રચના રચી તેના ભોગનો ઉપયોગ કરેછે. આ ભોગરૂપ મનોકલ્પિત અવસ્થાને બુદ્ધજન સ્વપ્નાવસ્થા કહેછે, એ અવસ્થામાં વખતે સર્પના ગુછળે ગુછળાં દેખાય છે, વખતે વાઘ, દૈત્ય, મનુષ્ય, દેવ, ગંધર્વ ઈત્યાદિ આકારો સહવર્તમાન તમામ સૃષ્ટિ ભાવના પ્રમાણે ઉત્પન્ન થએલી જણાયછે, ને પોતાનો આકાર પણ કોઈ પ્રસંગે જુદા પ્રકારનોજ જણાઈ આવેછે, સારાંશકે, સ્વપ્નામાં જે વ્યહવાર ચાલેછે, તે વ્યહવાર આપણી દ્રઢિત વાંસનાની કલ્પનાને અનુસાર ચાલેછે. એનો ચલાવનાર કોઈ બીજો નથી, પણ એ રચના રચનાર આત્માના પ્રકાશોછે, પણ સ્વયં-આત્મારૂપી દેવ તો કાયાના આકાશવાળા પડદામાં રહેલાછે, તે કાંઈ પોતે એવો વ્યહવાર કરતા નથી, પણ આપણા શરીર તથા બ્રહ્માંડનો વ્યહવાર ચલાવી, સારાં નઠારાં કૃત્યના ફળોના ભોકતા તો આત્માની જ્યોતિના પ્રકાશોછે, તેથી સારાં નઠારાં કૃત્યો તો પ્રકાશોને નડયાં, પણ કાંઈ તે આત્માને નડયાં નહી, કેમકે આત્મા અળગ અગોચર રહી પ્રકાશોની દ્રઢિત વાંસનાને અનુસાર ખરો ખોટો ન્યાય કરી ફળ શ્રુતિ આપેછે, ને એ આપવું તેની ભકિત ભાવનાપર આધાર રાખી રહેલુંછે. આ પ્રકાશોના સ્વરૂપને કલ્પનાનું સ્થાન કહેલુંછે. એ સ્થાનને સ્થુલદેહની મારફતે દ્વૈતભાવથી જોવા જતાં જગત્ જેવડા આકારમાં દેખાય છે, ને આપણી કાયાને વિષે એ સુક્ષ્મ સ્વરૂપમાં સ્થિર રહેલુંછે, અને તેમાં આપણી અનેક વૃત્તિઓ જે રહેલીછે તે સર્વે આ બાહેરના બ્રહ્માંડમાં સ્થાવર જંગમ અરૂ પંચમહાભૂતથી બનેલા અનેકાકારે દેખાઇછે, છતાં એ સર્વે વૃત્તિઓનું ચલનવળણ આપણી ભાવનાપર આધાર રાખી રહેલુંછે, તે એવા પ્રકારથી કે જો આપણી ભાવના એ વૃત્તિઓ વિષે એવી થાય કે, આ સર્વ વૃત્તિઓ દેવરૂપ છે. ત્યારે તે વૃત્તિઓ દેવોના આકારે આપણને દરશાયછે. કદાચિત આપણી ભાવના એ વૃત્તિઓ વિષે એવી થાય કે, એ વૃત્તિઓ દૈત્યરૂપ છે, ત્યારે તે વૃત્તિઓને દૈત્યોના આકારમાં આપણે જોઇએ છૈયે. આ વ્યહવાર

ચાલતી વખતે આપણી સ્થિતિ અડધા ઊંઘતા રૂપમાં રહેલીછે. આ સમાંતર અવસ્થા સમયે આપણી વાંસનામાં આ જગત્‌ની કૃતિને વિષે આશા તૃષ્ણા રહી ગયલી એવી મનોમન કલ્પિત ઇચ્છા સાથ જાણે પોતાની સ્વઇચ્છાનુસાર બીજો સંસાર આ જગત્‌ની રચનાને મળતી બીજી રચના ઉઠાવીએ છૈયે. આ ઉઠાવેલી રચના આપણી દ્રઢ ભાવના પ્રમાણે વ્યવહાર કરવા માંડેછે, ત્યારે આ જગત્‌થી બીજું જગત્ પ્રગટ થએલું જણાયછે. આ સમયે આપણી કાયાના પંચપ્રાણો, દશેંદ્રિયો, ને અંતઃકરણ પંચક એ સર્વે સ્થુલદેહની માફક જગત્ સ્થિતિમાં સ્થિર થએલાં જણાયછે, એજ આપણી સ્વપ્નાવસ્થા કેહેવાયછે. સત્ય જોતાં તો આપણે એ સ્વપ્નાવસ્થાના મનોકલ્પિત ધર્મથી રહીત છૈયે. કેમકે જે જેને જાણેછે, તે જાણનાર જાણવાની જગ્યાપર નથી, તેથી તું કાંઈ જાગ્રત ને સ્વપ્ન એ બેઉ શરીર રૂપ નથી. श्रुति. सर्ववेत्ति वेद्यंनचतस्याम्तिवेत्ता ॥ સારાંશકે, તું એનો દ્રષ્ટા સાક્ષી ચૈતન્યરૂપ નિર્વિકારછે. તેમ છતાં તું કારણદેહ પણ નથી.

કેમકે એ કારણદેહ જે છે, તે તદન અજ્ઞાનરૂપ મનાયછે, પણ તું પોતે આત્મા તો સદા જ્ઞાનરૂપ રહેલોછે, જેથી તારે વિષે ત્રણે કાળે એ અજ્ઞાનાવર્ણ રહેલુંજ નથી, તેથી તું કારણદેહ ન કહેવાય. પણ તું તો એ કારણદેહના અજ્ઞાનાવર્ણનો જાણનાર જોનાર દ્રષ્ટારૂપે રહેલો છે. श्रुति, नान्योतोस्ति द्रष्टेति ॥ અર્થ, તારા વિના બીજો કોઈ દ્રષ્ટા નથી. ને શ્રુતિમાં કહયુંછે કે, દ્રષ્ટાની દ્રષ્ટિ નિત્યરૂપ છે. એટલે તારી દ્રષ્ટિ અનિત્ય ન કેહેવાય. ને એ ત્રણે દેહ તેમ ત્રણે અવસ્થાને પંચકોશ નિત્ય કહેવાય નહીં, પણ તું નિત્યરૂપ દ્રષ્ટા એનાથી દૂર રહેલોછે. आर्या ॥ अन्नप्राणमनोमयविज्ञानानंदपंचकोशानाम् । एकैकांतर भाजाभजति विवेका प्रकाशतामात्मा ॥ અર્થ. અન્ન, પ્રાણ, મનોમય, વિજ્ઞાનમય એ પંચકોશના નામછે. જેમાં અન્નમયમાં પ્રાણમય રહેલોછે. પ્રાણમયમાં મનોમય સ્થિરછે. છતાં મનોમયમાં વિજ્ઞાનમય સમાયલો છે.. ને વિજ્ઞાનમયમાં આનંદમય વસેલો છે. ને એ આનંદમય બ્રહ્મ પુચ્છછે. એવી રીતે સર્વ કોશો અકકેને વિષે રહેલાછે. તેમાં અન્નમય સ્થુલદેહછે. પંચપ્રાણ પ્રાણમય, પંચકર્મેદ્રિંય મનોમય ને પંચજ્ઞાનેદ્રિંય વિજ્ઞાનમય મનાયછે. ને તેમાં સુષુપ્તિગત્ સુખરૂપ જે પ્રતિબિંબછે તેનું નામ આનંદમયકોશ છે. આ આનંદ આત્માનોછે છતાં એ અજ્ઞાનથી આવર્ણતાને પ્રાપ્ત થએલોછે. ને એ પ્રત્યેક કોશમાં જુદી જુદી જાતનો અધ્યાસછે. અન્નમયમાં વર્ણાશ્રમ રૂપ અભિમાનનો અધ્યાસછે. પ્રાણમયમાં ક્રિયારૂપ અધ્યાસછે, વિજ્ઞાનમયમાં ભોકતાપણાનો અધ્યાસછે ને આનંદમયમાં સુખનો અધ્યાસછે. તોપણ એ પંચઅધ્યાસ આત્મા વિષે કલ્પિત આવર્ણમયછે. ને એ પંચ આવર્ણરૂપ અધ્યાસ અનિત્ય, જડને વિકારીછે. પણ તું એ સર્વનો દ્રષ્ટા, અસંગ, કુટસ્થ, નિત્યમુકત્ત, જ્ઞાનસ્વરૂપછે, તેથી તારે વિષે એ દેહ, પંચકોશ,

સુષુપ્તિ અવસ્થારૂપ નથી, પણ તું તો એ સર્વનો પ્રકાશ કરનાર કરણરૂપ સાક્ષીછે. કેમકે સુષુપ્તિ અવસ્થા તદન અજ્ઞાનરૂપછે.

## સુષુપ્તિ અવસ્થા.

હવે કાયાનો ઉપલો ચોથો ઓરડો બંધ કરીએ, ત્યારે આત્મા રૂપી દીપકના સર્વ પ્રકાશો ત્રીજા ઓરડામાં એટલે કારણદેહ વાળા પડદામાં વ્યાપક થઇ રહે છે એ પડદો જળભૂતનોછે. છતાં એના દરવાજા ખુલ્લા મુકવાથી સર્વ પ્રકાશો અંતરંગમાં હાજર થાયછે. અહીંઆં એ દીપકના પ્રકાશોની આકૃતિ નાના નાના તેજવાન તારાઓના જેવી અનંત સુક્ષ્માકારે ચોતરફ દ્રષ્ટિગ્યમાન થયા કરેછે. છતાં એ પ્રકાશો અનંતવૃત્તિઓના આકારમાં દ્રઢતાથી ગોઠવાઇ રહેલા હોયછે. આ ઉપરથી જેવા પ્રકારની આપણી કલ્પના ઉત્પન્ન થાયછે, તેવા પ્રકારથી ઉપલા વૃત્તિના આકારો આપણને ભાસેછે. આ ફેરફારીક કલ્પનાનું ચલન વળણ આપણી ઇચ્છા શકિતના આધારે દ્રઢ થતું જાય છે. ને જેવા પ્રકારનું દ્રઢિતપણું ગોઠવાતું જાયછે. તેવા રૂપમાં પેલી વૃત્તિઓ હાજર થઈ સુખદુઃખ સારૂં નઠારૂં, પાપપુણ્ય લાભઅલાભ આ જગત્‌માં આપતી જણાયછે. આ બંધારણ ગોઠવાયાથી આપણી કલ્પના અંતઃકરણ પંચક રૂપમાં ખડી રહેછે. ત્યારે કલ્પનાની ઉત્પતિ શાથેજ આપણને મન, બુદ્ધિ તર્ક વિચાર અહંકાર અંતઃકરણ દરશાઇ આવેછે. ને એ તત્વો આપણી દ્રઢતાને અનુસાર ચિત્રવિચિત્ર જ્ઞાન આપતાં જણાયછે. ને એ ચિત્રવિચિત્ર જ્ઞાનની સમજ પ્રમાણે આ જગત્‌નો દેખાવ સમજાતો જાયછે. આ મુળતત્વથી સર્વ જગત્‌ના પ્રાણીઓ અસત્ જગત્‌ને સત્‌માની બેઠાંછે. પણ તેઓ જયારે એમ સમજેકે આ સર્વ વિપર્યય દેખાવ આત્માની આવિદ્યા શાથે અહંકારના સંયોગીપણાને લીધે આપણી જે કલ્પના ઉત્પન્ન થાયછે એ ઉત્પન્ન થનારી કલ્પના શાથે અવિદ્યાની સર્વ વૃત્તિઓનું એ કાકારી સંબંધવાળું બંધારણ થવાથી આપણી મિથ્યા કલ્પનાને અનુસાર દેખાયા કરેછે. પણ જો આપણે જયારે કલ્પના ઉત્પન્ન કરતા નથી વા અવિદ્યાની સર્વ વૃત્તિઓના વ્યહવાર ઉપર ધ્યાંન આપતા નથી, ત્યારે તો આ જગત્ વ્યહવાર તદ્દન બંધ પડેલો જણાયછે. ને તે સમયનો દેખાવ તદન આત્મા જેવો નિર્વિકાર ને શાંત દેખાયછે.

આ મુળતત્વ પરથી વેદાન્તમાં अहंब्रह्मास्मि । હું બ્રહ્મછુ. ને પાતાંજલમાં નિર્વિકાર, અસંગ, કુટસ્થ ચૈતન્ય કહયું. સાંખ્યમાં પ્રકૃતિ કહી, ન્યાયમાં નીરાકાર ઇશ્વર કહયો, વૈશેષિકમાં એ દેખાવને ગુણી માન્યો. મિમાંસામાં કર્મ ગણ્યું. એવી રીતે સર્વે ધર્મના સિદ્ધાન્તોમાં નામમાત્રનો ફેર પાડી, જુદા જુદા નિયમપર તેઓએ પક્ષ દરશાવ્યાછે છતાં સર્વમાં કહયુંછેકે પરમપદની સ્થિતિ મેળવવા સારૂં કલ્પના ન કરવી પણ શાંતીમાં રહેવું, અરૂ ઉપલી અવિદ્યાનો નાશ કરવો, તેને સારૂ

અનેક પ્રકારના ધર્મ, કર્મ, ક્રિયા, આચરણ, પાળવા સારૂ એકાન્તવાસનો યોગાભ્યાસ બતાવ્યોછે. તોપણ વેદ, વેદાન્ત વિગેરે સર્વ શાસ્ત્રોનો સાર એટલોજ બતાવેછે કે, આપણું અંતર્યામી ચૈતન્ય સર્વ દ્રશ્ય અદ્રશ્ય સૃષ્ટિનું ઉત્પન્નકર્તાછે. તેથી હું બ્રહ્મછુ. એવું માહાવાકય વેદમાં પ્રગટ થયું. ને એ ઉપરથી નાસ્તિકો પણ કહેવા લાગ્યાકે, હુંજ ઈશ્વિરછું. બીજો કલ્પિત ઈશ્વિર નથી. પણ આપણું અંતર્યામી ચૈતન્યમાં જેવા પ્રકારની કલ્પના થાય, તેવા પ્રકારની સૃષ્ટિમાં રચના દેખાય, સારાંશકે, આપણી કલ્પનારૂપી માયા તે આ બાહેરની સૃષ્ટિ. તેથી જેવી કલ્પના કરીએ તેવો વ્યહવાર ચાલતો જણાય, ને ન કરીએ તો બંધ પડેલો દરશાય, ને એ સર્વ વ્યહવારનું ચલાવનાર આપણું ચિત્તછે. તેથી કહ્યુંછે કે- चलांचितं भवेतशक्ति, स्थिरचित्तं भवेत्शीव. અર્થ, ચલિત ચિત્ત તે શકિતરૂપ એટલે માયારૂપ થાયછે ને સ્થિત ચિત્ત તે શીવ એટલે કલ્યાણરૂપ (આત્મામય બનેછે.) આ સુષુપ્તિરૂપ અવસ્થા જળભૂતના પડદામાં ગોઠવાયલીછે. ને અહિંઆં આત્માના પ્રકાશોની જયોતિનો દેખાવ જે નાના નાના તારાઓની આકૃતિમાં દેખાયછે. તોપણ તે જયોતિનું એકંદર સ્વરૂપનો ભાસ જાણે વાદળી આકારમાં ધુમાડાના પડના જેવો ને તેનાં જથ્થામાં જાણે તે ધોળું ગોદડીઆં સ્વરૂપે અજવાળાં ને અંધારાંના દેખાવમાં મિશ્રિતછતાં ભાગા ને ઘેરા જાંબુરંગના આકારથી સર્વ પ્રકાશો ચોતરફ વિજળી આકારમાં આવર્જન વિસર્જન કરતા ઝબકારારૂપે દેખાયછે. આ સમયે આપણી કાયાનું લોહી ઉળટું ફરેછે. ને શ્વાસાનું જ્ઞાન રહેતું નથી. છતાં આપણી દ્રઢિત વાંસના ને અનુસાર અજવાળું અંધારૂં, પાપપુણ્ય, સુખદુઃખ, આશાતૃષ્ણા પંચભૂત ને તેના પ્રગટ થએલાં પ્રાણીમાત્રો વિગેરે સર્વે દ્રસ્ય અદ્રશ્ય ચીજો આપણી કલ્પનાએ ઉત્પન્ન કરેલાં માલમ પડેછે. ને એ જગ્યાપર આપણી વાંસના અનેક વૃત્તિઓમાં આકાશની માફક સલંગસુત્ર સર્વને વિષે અનાત્મ ચૈતન્યસ્વરૂપથી મળી રહેલી જણાયછે. ત્યારે પ્રાજ્ઞાભિમાની હૃદયસ્થાનમાં સ્થિર થઇને અવિદ્યા વૃત્તિના મુખથી અજ્ઞાનાવર્ણમાં રહી આત્માના આનંદથી વ્યતિરકત બની અજ્ઞાનતાના ભોગ ભોગવેછે. તે પ્રસંગે જાગૃત, સ્વપ્નથી જુદા રૂપમાં રહેછે, તેને સુષુપ્તિ અવસ્થા કહેછે. છતાં એને પ્રળયભાવના, મૃત્યુસ્થિતિ વા કેવળ અજ્ઞાનતાનો ભાસ એવાં નામો આપ્યાંછે. તોપણ તું આત્માતો એ ત્રણે અવસ્થાના પ્રકાશ કરનાર એ ત્રણથી અળગુ રહયોછે. ને તું પોતે તો નિર્વિકાર શુદ્ધ, અસંગ, ચૈતન્યરૂપ બ્રહ્મછે. તેમ છતાં તું સ્થુલ, સુક્ષ્મ, કારણ ને માહાકારણદેહરૂપ નથી. કેમકે માહાકારણદેહ અગ્નિ તત્વની બનેલીછે. ને એમાં કલ્પનાનું મુળછે. ને અહીંઆંથી સ્ફુર્ણા ઉત્પન્ન થાયછે. એ સ્ફુર્ણા ૐકારથી વૃદ્ધિ પામી ષડચક્રોમાં શ્વાસાના ગમનપણા ઉપરથી પોતાની આકૃતિ પળટી શકેછે. આ સંફુર્ણા અહંકાર શાથે મળી અવિદ્યાજ્ઞાનથી અહંકારને જીવરૂપ બનાવી શકીછે. તેથી કરીને આપણો જીવ વા આત્માનો જે પ્રતિબિંબ અવિદ્યામાં પડયો. તે પ્રતિબિંબરૂપ

આભાસ ( અહંકાર ) પોતાના મિથ્યા કલ્પિતપણાના અજ્ઞાનમાં રહી, મનોમનં કલ્પના ઉઠાવ્યા* કરેછે. તેમાં શરીરનું અંતર્યામી ચૈતન્ય કલ્પનાના પ્રમાણમાં આવાગમનપણાને પ્રાપ્ત થાયછે. તે સમયે અપાનવાયુ મળમુત્રાદિકનું પૃથક્કરણ કરેછે. ને પ્રાણવાયું ઉપરથી જડતત્વોના ભાગોને દબાવેછે. ત્યારે મળત્યાગ કૃતિ ઉત્કૃષ્ઠ રીતે બનેછે. તોપણ સ્ફુર્ણાના મુળમાં ચિત્ ચૈતન્યનો પ્રતિબિંબ જીવ, ઇશ્વિરપણાની આકૃતિ ધારણ કરેછે. ત્યારે આકાશ, અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વ્યાદિકની સર્વ કળાઓ પ્રકાશમાન થાયછે. તેમાં સત્વ, રજ, ને તમ એ ત્રણ ગુણોના એકત્રપણા થકી અવિદ્યા પોતાની આકૃતિ પલટી નાંખેછે. ને પોતે વિદ્યા રૂપ થાયછે. ત્યારે વિદ્યામય ચૈતન્ય જ્યોતિરૂપ ભાસેછે, ને ઉપરની સર્વ કૃતિ સ્વપ્નવત્ દરશાયછે. તેથી આત્મા ત્રણ અવસ્થાનો સાક્ષીરૂપ કહેછે, એ પ્રમાણે મહાકારણદેહને વિષે ત્રણ સ્થાન, ચારવાચા, ત્રણભોગ, ત્રણ શકિત, ત્રણગુણ, ત્રણમાત્રા, ત્રણ અભિમાની, ઇત્યાદિ સર્વનો તું સાક્ષીછ. એ પ્રમાણેઉપરના સર્વ ધર્મ, કર્મ, વિકાર રહિત જે કેવળ કુટસ્થ અસંગ, શુદ્ધ, બુદ્ધ, નિત્યમુકત્ સત ચિદ્ આનંદ સ્વરૂપ તું છે, એ ત્વંપદનું શોધન કહ્યું. આ त्वं પદ જીવવાચક છે. અહીંઆ જીવનું વાચક લક્ષણ કહીને સાક્ષી આત્માથી જુદો દેખાડયોછે, એ પ્રમાણે तत्पद નું શોધન કરી ઇશ્વિરનું વાચક લક્ષણ વિભાગ કહીએ છેયે. જેમાં વિરાટ, હિરણ્યગર્ભ ને અવ્યાકૃત એ ત્રણ ઇશ્વિરની દેહછે, અરૂ ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળય એ ત્રણ ઇશ્વરની અવસ્થાછે, છતાં સબળ ( મિથ્યા ) બ્રહ્મ નામ કારણ બ્રહ્મથી આદિ જે અવતારછે તે ઈશ્વરનો કોશછે, તેનાથી જે જુદો વિશ્વનો સાક્ષીછે, તે સત્ ચિદ્ આનંદરૂપ તે ઈશ્વરના લક્ષરૂપછે. એવી રીતે કાર્ય, કારણ, ઉપાધિ ભેદથી જીવ, ઈશ્વિરનો ભેદ પ્રતિત થાયછે. વસ્તુથી લેશમાત્ર ભેદ નથી, એવું છાંદોગ્યમાં ઉદ્દાલકે સ્વેતકેતુંને કહયુંછે. શ્રુતિ. कार्योपाधि र्भवेज्जीव कारणोपाधिरीश्वरः कार्यकारणतांहित्वा, पूर्णबोधो वशिष्यते ॥ એવી રીતે ભેદબુદ્ધિએ કરી ભાગ ત્યાગ લાક્ષણીક જ્ઞાનથી જીવ, ઇશ્વરના સ્વરૂપનો નિશ્ચય કરો. આ નિશ્ચય રૂપ જ્ઞાનાવસ્થાનું નામ તૂર્યાવસ્થાછે.

## તૂર્યાવસ્થા.

હવે કાયાનો ત્રિજો ઓરડો બંધ કરીએ,ત્યારે આત્મારૂપી દીપકના સર્વપ્રકાશો બીજા ઓરડામાં આવે છે,ને અહીંઆં સ્વપ્ન જાગૃત વિગેરે અવસ્થાઓ મિથ્યા દરશાવેછે. શ્રુતિ. जागृत्स्वपून सुषुप्त्यादि यत्प्रकाशतप्रपंचते। तद्ब्रह्माहमितिज्ञात्वा सर्व बंधैप्रमुच्यते :॥ જાગૃત,સ્વપ્ન,સુષુપ્તિ વિગેરે અવસ્થાઓ જે પ્રકાશેછે,તે અવસ્થારૂપ સ્થિતિમાં હું બ્રહ્મછું,એવાંઅપરોક્ષ જ્ઞાને જાણવાથી સર્વ બંધનથી છુટેછે. અહિંઆંની પ્રકાશનાર જયોતિ ઉપલી અવસ્થાઓને પ્રકાશીત કરેછે, આ પ્રકાશીત જયોતિ

રંકતવર્ણી હોયછે, છતાં ઉપલી ત્રણે અવસ્થામાં કરેલી સર્વે ચેષ્ટાને એ પ્રકાશ ભુલે છે, ને પોતે એ સ્થાનમાં જુદીજ કૃતિ કરવા માંડેછે. ત્યારે એને વિષે સુખ દુઃખ, જડચૈતન્ય, સત્ અસત્, પાપ પૂણ્ય, સારૂં નઠારૂં દરશાતું નથી, તથપિ એ પ્રકાશનાર સ્વયંજ્યોતિનો દેખાવ વિદ્યારૂપમાં હોયછે, ત્યારે એનો ભાસ સુના રૂપાંની આકૃતિને મળતો, ચટાપટાની માફક, સર્વત્ર વિંટલાયલો છતાં એ જ્યોતિનો આકાર પાણીના ફુવારાના જેવો, ને તેને વિષેથી સુક્ષમમાં સુક્ષ્મ અત્યંત અસંખ્ય તેજના ટીપાંઓ લહલહ થતાં ને એક ઉપર એક અગ્નિના ચીનગારાઓની માફક ચોતરફ ઉડતાં, વા જાણે દીપકના જેવા અનેક સુન્યરૂપ મોગરાઓના આકારમાં પેલા જ્યોતિરૂપ ફુવારાની આસપાસ ઉડીને પુનર્પિ તે જ્યોતિમાં મળી જતાં વા છુટા થતાં દેખાયછે, ને એજ સુન્યો સર્વ બ્રહ્માંડોના અનેક આકારોની આકૃતિમાં વ્યાપી સૃષ્ટિકૃત્ય કરેછે.

આ જગ્યાપર આપણી અવિદ્યાની કૃતિ સંબંધી કાંઈક જુદાજ પ્રકારની સમજ મળતી જાયછે. આ સમજરૂપ જ્ઞાનમાં શીવજીવ સારૂં નઠારૂં, અજવાળું અંધારૂં, હું તું, ધર્મ કર્મ, ભુત, ભવિષ્યને વર્તમાન એ ત્રણ કાળ સંબંધી સૃષ્ટિના બંધારણની સમજ મળેછે. એ સમજ એવા પ્રકારની કે આપણી અવિદ્યાની કલ્પનાશકિતનું સ્ફુરવાપણાનું મુળ કાંઈક ગ્રંથિ (ગાંઠ)ના આકારમાં રહેલું જણાયછે. આ ગ્રંથિરૂપ ગાંઠ અવિદ્યાના મુળમાં જડ ચૈતન્યના મિશ્રિતપણાથી થએલીછે, તેથી કરીને એજ ગ્રંથિ આપણને જાગૃતાદિ અવસ્થાઓમાં જડ ચૈતન્ય, અજવાળું અંધારૂં, પાપ પૂણ્ય વિગેરે દ્વંદ્વ પ્રકારેની શૈલી એકજ જ્યોતિના સ્વરૂપમાં દેખાઇછે, ને એનાજ સ્વભાવથી આપણે વિષે ઉત્પન્નથતી કલ્પના હા,ના, એવા ઉલટ સુલટ ભાવાભાવની આકૃતિમા દ્વંદ્વ પ્રકારથી હરપળે દરશાયા કરેછે.આ ગ્રંથિનાસંયોગથી અવિદ્યાનો દેખાવ આ જગત્માંદ્વંદ્વ આકારે પ્રતિત થાયછે, ને એને વિષે અવિદ્યાના ઠરવાથી અહંકાર પ્રગટયોછે. તેથી એ અહંકાર સર્વ પ્રકારના શબ્દોની ઉત્પત્તિ કરતો રહેછે.ને તેથીજ અવિદ્યારૂપી સ્ફુર્ણા દ્વંદ્વાકારે સ્ફૂર્યા કરેછે.એજ કારણથી ન્યાય,મિમાંસા,વૈશેષિક વિગેરે શાસ્ત્રોમાં કહેછે કે, કાયાને વિષે સ્ફુર્ણારૂપે સ્ફુરનારો જે કાંઇક સંકેત છે. તે સંકેત કાંઈક ઈશ્વિરીછે વા તો તેજ ઇશ્વરછે. અરૂ એ સ્ફુર્ણાનો પ્રવાહ અખંડ જારી રાખનાર સંચિત કર્મછે વા ઈશ્વિરની કળાછે. છતાં વેદાન્ત શાસ્ત્ર કહેછે કે, એ સ્ફુર્ણારૂપમાં સ્ફુરનાર જે પ્રેરણારૂપ ચીજછે, તેજ પ્રારબ્દ યોગછે. પણ વેદમાં એ સ્ફુરનારાં તત્વને પ્રજ્ઞાન બ્રહ્મ કહયોછે. તેથી સત્ય જોતાં એ પ્રજ્ઞાનનીજ કૃતિછે. આજ કારણથી પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ હુંછુ. એવાં અપરોક્ષજ્ઞાનમાં દ્રષ્ટિ રાખવા થકી વિદ્યારૂપ વા આત્મારૂપ બનીએ છૈએ. ને એ દ્રષ્ટિના ત્યાગ થકી અવિદ્યારૂપ સ્ફુર્ણાના સ્ફુરવાને લીધે અનેક કલ્પનાની ઉત્પતિ થયા કરેછે, ત્યારે અવિદ્યાની અનેક વૃત્તિઓ આ જાગૃતાદિ સૃષ્ટિમાં અસંખ્ય આકારે પ્રગટ થએલી ભાસેછે. તેમાં પેલી ઉત્પન્ન થએલી કલ્પનાના સર્વે ભાવાભાવો બ્ર-

માણ કરેછે. આ મુળતત્વ થકીજ આપણી કલ્પના આપણને અનેક વૃત્તિનાં આકારે રાત્રદીવસ જણાયા કરેછે. તેથી કરીને આ થુલદેહવાળાં જગતમાં અનેક આકારો આપણી વૃત્તિએજ ધારણ કરેલા કહેવાયછે. અરૂ નહીં તો આપણી કલ્પના આ દ્રશ્યરૂપ સૃષ્ટિમાં અનેક વૃત્તિરૂપે ઉભી રહેલી જણાયછે. સારાંશકે, વિદ્યારૂપ સ્થિતિમાં અવિદ્યાનો ત્યાગ હોવાથી જીવ, ઇશ્વરનો ભેદ દરશાતો નથી. તેમ સજાતિય વિજાતિયને સ્વગત ભેદ રહેતો નથી. એમાં બ્રાહ્મણ બ્રાહ્મણ સજાતિય ને બ્રાહ્મણ શુદ્ર વિજાતિય, તેમ વૃક્ષ વૃક્ષ સજાતિય, ને પાષાણ વૃક્ષ વિજાતિય, તેમ હસ્ત પાદાદિક અંગતે સ્વગત, તેમ શાખાપત્ર ફળફુળ જેછે તે વૃક્ષ પોતામાંજ સ્વગત ભેદરૂપછે. આ ત્રણ પ્રકારના ભેદો બ્રહ્મમાં નથી. કારણકે બ્રહ્મની બરોબર બીજો નથી. તેથી સજાતિય ન કહેવાય. તેમ બ્રહ્મથી વિજાતિયરૂપ બીજો કોઈ નથી, તેથી વિજાતિય પણ કહેવાય નહી. તેમ બ્રહ્મમાં હસ્તપાદાદિક અંગપણ નથી, તેથી સ્વગત ભેદ રહિત બ્રહ્મછે. તાત્પર્ય કે, આત્મા વિષે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ તૂર્યા વિગેરે અવસ્થાઓના ભેદ નથી. પણ એ ભેદો અવિદ્યાકૃત હોવાથી મિથ્યાછે.

– આ વિદ્યામય તૂર્યરૂપ બ્રહ્મછે. એ બ્રહ્મમય તૂર્ય તે પ્રણવરૂપ અક્ષર બ્રહ્મ કહેવાયછે. એમાં પ્રણવરૂપ ૐકાર જેછે, તેના ચાર પાદછે, એ પાદોને અભેદભાવે ચિંતનકરી લયકરવાં, તેમાં હું બ્રહ્મછુ, એવી ઐક્યરૂપ વૃત્તિમાં સ્થિર થઈ રહેવું, ત્યારે અવિદ્યાકૃતિનો ક્ષય થાયછે. શ્રુતિ. ૐकारंपादसोंज्ञात्वानकिंचिदपि चिंतयेत् तस्यनभयंक्क चिदिति । અર્થ, ૐકારનામ પ્રણવ છે તેમાં અકાર, ઉકાર, મકાર 'ને અમાત્ર એવાં ચાર પાદછે, સોજ્ઞાત્વા એ પ્રમાણે આત્માને બ્રહ્મના પણ ચાર પાદછે, તેને અભેદરૂપ જાણી તેને વિષે અનુકુલ વૃત્તિનું અનુસંધાન કરવું. ને એમાં બીજું કાંઇપણ ચિંતન કિંચિંતમાત્ર પણ ન કરવું, તે પુરૂષને કોઇપણ પ્રકારનો કિંચિંતમાત્રપણ ભય થતો નથી, તેથી ૐકાર. આત્માને બ્રહ્મના પાદોને એકત્વ જાણીને તે પદનો કૃમમાં લયચિંતન કરીને શુદ્ધ બ્રહ્મની अहं પણાના ભાવે ઉપાસના કરે. ત્યારે તે પરમપદને પામેછે. આ પાદોને કેવી રીતે લય કરવાં! ત્યાં કહેછેકે, પ્રથમ અકાર, ઉકાર, મકારને અમાત્ર એ ચારે પાદ ૐકારના જેછે, અરૂ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને ત્વંપદનો લક્ષરૂપ જે જીવ એ ચારે પાદ આત્માનાછે. વા વિરાટ, હિરણ્યગર્ભ, ઇશ્વરને તત્પક્ષનો લક્ષરૂપ જે ઇશ્વિર સાક્ષી, એ ચારપાદ બ્રહ્મનાછે. તેમાં પ્રથમ જે વિરાટ એટલે સમષ્ટિસ્થુલ ઉપાધિ સહિત જે ચૈતન્ય રૂપછે તે બ્રહ્મનું પ્રથમપાદછે. એજ આત્માનું પ્રથમપાદ છતાં વ્યષ્ટિ સ્થુલ ઉપાધિનો અભિમાની ને વિશ્વરૂપથી અભેદ જાણી તેમાં લય કરવું, એ વિરાટના સાત અંગછે. તેમાં સતલોક જેની મુર્દ્ધનીછે. સૂર્ય તેનું નેત્ર, વાયુ જેનો પ્રાણ, વેદ જેનો શ્વાસ, આકાશ જેનું ધડ, સપ્તસિંધુ જળાશયછે, અગ્નિની મુખ, સપ્તપાતાળ તે જેનાં પાદછે, એ સાત અંગ વિરાટનાછે.

આ વિરાટ વિશ્વરૂપ થવાથી વિશ્વના સાત અંગછે. એ પ્રમાણે વિરાટરૂપ વિશ્વના ઓગણીસ મુખછે. તેમાં ચાર અંતઃકરણ, પંચપ્રાણ, ને દશેંદ્રિય મળી ઓગણીશછે. આ વિરાટનો વિશ્વમાં લય કરવો. કેમકે વિરાટ ને વિશ્વની સમષ્ટિ વ્યષ્ટિ બેઉ જડ ઉપાધિવાળી હોવાથી એકરૂપ બનેછે. તેમ હિરણ્યગર્ભ ને તૈજસને પણ એક જાણી લયકરે. કેમકે હિરણ્યગર્ભની સમષ્ટિ સુક્ષ્મ ઉપાધિવાળી હોવાથી બ્રહ્મનો બીજો પાદછે. તેમ તૈજસ જે વ્યષ્ટિ સુક્ષ્મ ઉપાધિવાળી હોવાથી આત્માનો બીજો પાદછે તેમાં લયકરે, તેમ ઇશ્વર જે અવ્યાકૃતરૂપ કારણ ઉપાધિવાળો બ્રહ્મનો ત્રીજો પાદછે, છતાં તેમાં રહેલી બુદ્ધિ જે કે વ્યષ્ટિ અજ્ઞાનરૂપ ઉપાધિમાં લય કરે, એ ઇશ્વર સાક્ષી જે બ્રહ્મ તેનો ચોથો પાદછે. તેમાં જીવ સાક્ષી આત્માનો ચોથો પાદ રહેલોછે, તેની શાથે એક કરે, તે જીવ સાક્ષી ઇશ્વરસાક્ષીની શાથે એકરૂપથી રહેલા હોવાથી બેઉની ઐકયતા બનેછે. એવી રીતે બ્રહ્મના પાદની ઐકયતારૂપ લૈય આત્મા શાથે કીધો, તે પ્રમાણે આત્માના ચારે પાદનો લય ૐકકારના ચારપાદમાં કરે. તે એવી રીતે કે, જાગૃત અભિમાની જે વિરાટરૂપ વિશ્વમાં ૐકારના અકાર રૂપઆકારને અભેદ જાણી લય કરે, તેમ સ્વપ્નનો અભિમાની હિરણ્યગર્ભ રૂપ તૈજસને ૐકકારનો બીજો પાદ જે ઉકારછે, તેમાં અભેદ જાણી લયકરે તેમ સુષુપ્તિ અભિમાની ઇશ્વરરૂપ પ્રાજ્ઞનો જે ૐકકારનો ત્રીજો પાદ મકારછે, તેમાં લય કરે, એવી રીતે બ્રહ્મ, આત્માની શાથે પેહેલોપાદ જે કે સમષ્ટિ વ્યષ્ટિ રૂપ ઉપાધિ જે કે અંગ મુખ ને ત્રિપુટીઓ સહિત જે કાંઈ રહેલું હોયછે. તેને ૐકકારના પ્રથમપાદમાં લયકરે. તેમાં ૐકકારનો પ્રથમપાદ અકારછે. તેને બીજો પાદ જે કે ઉકારછે તેમાં લયકરે. તેજ પ્રમાણે બ્રહ્મ, આત્માનો બીજો પાદ જે કે હિરણ્યગર્ભરૂપ તૈજસને ઉપાધિસહિત એજ ૐકકારના ઉકારરૂપ બીજાપાદમાં લયકરે, તેજ પ્રમાણે ૐકારનો ત્રીજો પાદ જેકે મકારછે તેમાં લયકરે, એમ કરીને એ સર્વ લયરૂપ કૃતિને બ્રહ્મનો ચોથો પાદ જે કે વિશ્વસાક્ષી, ને આત્માનો ચોથો પાદ જે કે જીવ સાક્ષી, ને ૐકકારનો ચોથોપાદ જે કે અમાત્રરૂપ તૂર્યપદછે. એ સર્વને એકરૂપ જાણીને અભેદરૂપ માની એકત્ર કરવાં, આ એકત્ર કરેલા બ્રહ્મ, આત્માને ૐકકારના ત્રણે પાદો જેકે અપરમાર્થરૂપછે. એ સર્વનું મુળ જેકે શુદ્ધ રૂપ ચોથોપાદછે. તેમાં લયકરે, સારાંશકે, આ લયકરેલું ચૈતન્ય ઐકયરૂપથી એકત્ર થાયછે. ત્યારે વિદ્યારૂપ તૂર્યપદ પ્રકાશેછે. આ સમયે એક અખંડ નીરાકાર નીરંજન એવું જે અચંચળ તત્વ પોતાના કાંઇજ નહી એવા અસ્તિત્વ આકારમાં ભાસે છે. આ ભાસ સમયે આપણે તદન આકાશ પડદામાં એટલે અવિચળ સ્થાનમાં બેઠેલા દરશાઇ એ છિયે.

આ આકાશરૂપી પ્રથમ ઓરડામાં સ્થિર થએલા હોઇએ, ત્યારે અગ્નિરૂપી બીજા ઓરડાના દરવાજાઓ બંધ પડેલા સમજાયછે. તે પ્રસંગે આત્મારૂપી દીપ-

કની જ્યોતિના પ્રકાશને વિષે પંચમાહાભૂતો દેખાયાં કરેછે, સારાંશકે, એ જ્યોતિ પંચભૂતને વિષે વ્યાપી રહેછે. વા એ જ્યોતિનું સ્વરૂપજ પંચભૂતછે વા એ ભૂતોનું સ્વરૂપજ જ્યોતિમય દરશાયછે. છતાં જ્યારે એ જ્યોતિ સર્વ સ્થાનોમાં ગમન કરતી નથી, પણ પોતાની જગ્યાપર સ્થિર થઇ રહેછે. ત્યારે આપણે દેહાતિત દેખાઇએ છૈએ. તે પ્રસંગે કાયા (બ્રહ્માંડ) ને વિષે સર્વત્ર એકજ જ્યોતિ વ્યાપેલી જાણાયછે, ને પંચભૂત વિગેરે કાયા વા જગત્ એ બેઉમાંનું કોઈજ દેખાતું નથી. આ ઉપરથી વેદાન્ત શાસ્ત્ર કહેછેકે. સર્વત્ર એકજ જ્યોતિવ્યાપકછે, તેથી તે સત્યછે. આ સત્ રૂપ જ્યોતિ તેજ બ્રહ્મછે. ને તેમાં કાયા ને જગત્ બીલકુલ દેખાતું નથી, તેથી એ બેઉ મિથ્યાછે. જ્યારે એ બેઉ મિથ્યાછે ત્યારે એ તદન અવિદ્યા રૂપજછે. કેમકે અવિદ્યા એટલે જેમાં ખરી વિદ્યા નથી તે. વા તદન ન હતી એવી જે વિદ્યા તે અવિદ્યા, તાત્પર્ય કે જગત્ મિથ્યાછે. ને સત્ એક બ્રહ્મછે. જે ઉપરથી કહ્યુંકે. सत्यब्रह्म जगत् मिथ्या, અર્થ, સત એક બ્રહ્મછે ને જગત્ તદન જુઠું છે. આ સિદ્ધાન્ત પ્રગટ કર્યો. ને એને વિષે નિરિશ્વર સાંખ્ય કહેછેકે. એ જ્યોતિ જીવનીછે. ને એ જીવ રૂપ જ્યોતિ અખંડ, અસંગ, ને નિર્વિકાર રહેલીછે. પણ એ જ્યોતિને જોતાં જગત્ વિગેરે દેખાતું નથી. તેથી જગતરૂપ ન દેખાય પણ એ જે ભાસછે તેથી એ સ્વરૂપ પ્રકૃતિનુંછે. આ પ્રકૃતિ, મહતત્વાદિકના સંબંધે કરીને સૃષ્ટિ ઉત્પત્તિ કરેછે. પણ ઈશ્વિરરૂપ સાંખ્ય કહેછેકે, જે જ્યોતિ દેખાઇછે. તે કુટસ્થરૂપ એક ઈશ્વિરછે. ને જગતાદિકના દેખાયલા ભાસો જે છે તે તો પ્રકૃતિછે. આ પ્રકૃતિને ઈશ્વિરના સંયોગથી જીવ ઉત્પન્ન થાયછે. ને તેથી સૃષ્ટિ રચાયછે. એમાં મિમાંસા કહેછેકે. એ જ્યોતિ જીવનીછે. ને જગતાદિકનો નદેખાયના ભાસ તે કર્મરૂપ સૃષ્ટિછે. છતાં યોગશાસ્ત્ર કહેછેકે, જે જ્યોતિ દેખાયછે. તે એક નિર્વિકાર, શુદ્ધ, કુટસ્થ. અસંગ એવો આત્માછે. ને જગતાદિકનોન દેખાયલો ભાસ તે પ્રકૃતિછે. તોપણ એમાં જીવ, ઈશ્વિર જે ઉપ્તન્ન થયાછે, તે વિકારથી થયાછે. વૈશેષિક શાસ્ત્ર કહેછેકે. એ જ્યોતિ ઇશ્વરનીછે. ને જગતાદિકનો જે ન દેખાયલો ભાસતે દ્રવ્યછે. ન્યાયશાસ્ત્ર કહેછે કે, એ જ્યોતિ ઇશ્વરનીછે. ને જગતાદિકનો જે ન દેખાયલો ભાસતે માયાછે. ને જીવ ઇશ્વરથી ઉત્પન્ન થયો છે. એવી રીતની છ શાસ્ત્રોની ગણનાથી પોતાના અનેક સિદ્ધાન્તો ઉત્પન્ન કરી, અનેક પ્રકારની શૈલીથી મનન કર્તાઓના જ્ઞાનને માહાભારત પુષ્ટિ આપીછે. તેથી જ્ઞાનીઓ પક્ષાપક્ષી કરતા નથી. પણ સર્વમાં સારરૂપ શિરોમણી વેદાંન્તના સિદ્ધાન્તને માન આપી સર્વે ચાલેછે, તેથી આ સર્વત્ર એકજ જ્યોતિના દેખાવનેવિષે આશ્રુતિ નમસ્કાર કરેછે. શ્રુતિ योदेवोऽग्नोयोऽप्सु योविश्वंभुवनामाविवेश । यओषधिषुयोवनस्पतिषुतस्मैदेवायनमोनमः ॥ અર્થ, જે દેવતા અગ્નિમાં, જળમાં ને આ વિશ્વરૂપ સંસારમાં વ્યાપકછે, છતાં દેવતા ઔષધી, વનસ્પતિ વિગેરેમાં પણ રહેલોછે-તે દેવતાને વારંવાર નમસ્કાર કરૂં છું. આ સ્થિર જ્યોતિ જ્યારે ચલિત થાયછે,

ત્યારે આકાશ, અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વી એ પંચભૂતોવાળી દેહ પ્રગટ થઈ આવેછે. પણ જ્યારે તદ્દન સ્થિર થાયછે. ત્યારે એ પંચભૂતવાળી દેહ ઉત્પન્ન થતી નથી. પણ એક, અજ, અમૃતરૂપ, કુટસ્થ, આત્મા શેષ રહેછે. આ દેખાવના દર્શણસારૂં યોગાત્માઓ પોતાના શ્વાસાને કાયામાં ગોંધી વા આકર્ષણ કરીને આકાશભૂતમાં સ્થિર કરેછે, ત્યારે તદ્દન કાયાનું જ્ઞાન રહેતું નથી. આનું નામ સમાધિ વા એ સ્થિતિ ને ભૂમા કહીછે.

## ભૂમાનો દેખાવ.

આ સ્થિતિની પ્રાપ્તિ સમયે આપણી આ સ્થુલ (જડ) દેહ કાષ્ટવત પડી રહેલી જણાયછે. ને આપણો શ્વાસા, ગુદા, નાભિ હૃદય, કંઠ ને તાળુ એ ચક્રોનો સંબંધ છોડી, છેક મગજ નામના છઠ્ઠા ચક્રપર બેસી જાયછે. ત્યારે આપણી કાયાનું સર્વ ચૈતન્ય એકત્ર થઇ, મગજમાંજ એક સરખા આકારમાં બિરાજેલું દેખાયછે. ને આપણો સ્વાસા સ્થુલદેહવાળાં જગત્માં ધમનીરૂપે બાહેર ચાલતો જણાતો નથી. પણ કાયાને વિષે ગમન કર્યા કરેછે. તેથી જગતના લોકો મર્ણ પામેલા જાણેછે. આ સ્વાસાની ઉળટ ગતિનું નામ સંયમ પ્રાપ્તિ કહીછે. આ સમયે કાંઇજ દેખાતું નથી. પણ એક મહાન અંધકારમય વિચિત્ર ચમત્કૃતિના નાત્તમ અંધાધુંધીવાળા દેખાવપર વા આલૌકીકને આશ્ચર્યદાયક જગ્યામાં ગએલા સમજાઇએ છૈયે. આ ભાસના પ્રારંભકાળમાં આત્મારૂપી દીપક સૂર્ય, ચંદ્ર અગ્નિ તારા વિદ્યુત વિગેરેની જ્યોતિ કરતાં અજાયબ ને જુદાજ પ્રકારની મહાન તેજોમય જ્યોતિથી પ્રકાશતો દેખાયછે, આ જ્યોતિના પ્રકાશો કાળા લાલ, ધોળા લીલાને પીળા એવા પંચરંગી દેખાવમાં વટ્ટાકારથી પોતેપોતામાં એકત્ર થઇને અજાયબકૃતિથી ચક્રાકારે માંહોમાંહે ચોતરફ ઘુમતા જણાયછે. છતાં એ જેવી રીતે ફરેછે. તેવાજ પ્રમાણમાં આપણે પણ એની શાથે ફરતા ફરીએ છૈયે. આ એકાકતિપણાના ફરવા થકી આપણે પણ સર્વમાં ઐક્યરૂપથી વ્યાપક થએલા જણાઇએ છૈયે. ને અહીંઆ મહાન સુખ ઉત્પન્ન થાયછે. श्रुति, योवैभूमा ततसुखंनाल्पेसुखमास्ति भूमैवसुखंभूमात्वेवीवीजिज्ञासितव्य : અર્થ. જે ભૂમા છે. જે મહાનછે. તે સુખ સ્વરૂપછે. ક્ષુદ્ર પદાર્થમાં સુખ નથી, જેથી ભૂમા ઇશ્વરજ સુખ સ્વરૂપછે. તેથી એને જાણવાની જીજ્ઞાસા રાખવી. આ ભૂમારૂપ કાંઇજ નહીં એવાં નીરાકાર અચંચળ સુખ સ્વરૂપ, અમૃતમય અસ્તિત્વ સ્વરૂપમાં દ્વીતીય પદાર્થ નથી. પણ પોતે પોતાના અવિભાજ્ય સ્વરૂપમાં અખંડ સ્થિરછે. श्रुति, अशब्दमस्पर्शमरुपमव्ययंतथारसंनित्यमगन्धवच्चयत । अनाद्यनन्तंमहत : परंध्रुवंनिचाय्यतंमृत्युमुखात् प्रमुच्यते ॥ અર્થ. જેમાં શબ્દ નથી. સ્પર્સ નથી. રૂપનથી. રસનથી, ગંધનથી, ક્ષયનથી, પણ જે અનાદિ અનંતમહત્થી મહતનિત્યને

નિર્વિકારછે. તેને જાણી જીવ મૃત્યુથી વિમુખ થાયછે. સારાંશકે ભૂમારૂપ અવિભાજ્ય, એવા કુટસ્થ, નિર્વિકાર અસંગ, શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા સર્વનો દ્રષ્ટા, સાક્ષીછે. એનો દ્રષ્ટા કોઇજ નથી. આ દ્રષ્ટાની દ્રષ્ટિ નિત્ય છે એ શ્રુતિથી આ અવિદ્યાકૃત અનાત્મ વસ્તુરૂપ મિથ્યા દેહાદિક જગત્ નિત્ય ભાસે છે. પણ એ બાહ્ય ભાસ જે પ્રતિત થાયછે. તે પ્રતિત થએલો ભાસ ભ્રાંતિમાત્રછે. પણ નિત્યરૂપ આત્માનું સુખ બાહ્ય દરશાયછે. શ્રુતિ, प्रत्यक् सुखं व पराक् प्रतीयते । અર્થ. આજે અંતર સુખછે. તે બાહ્ય પ્રતિત થાયછે. સારાંશકે. બાહ્યનું સુખ કાંઇ અંતરમાં વ્યાપક થએલું નથી, તેથી એ સુખ આત્માના સુખથી સુખીરૂપ ભાસે છે.

આ જગ્યાનું સુખ કોઇને મળ્યું નથી. મળવાનું નથી ને મળશે પણ નહીં, છત એ સુખનું વર્ણન કરવાસારૂં આપણી દેહમાં વ્યાપેલી સર્વ શબ્દોની ઉત્પત્તિ કરનારાં ચીજ જેકે સ્ફુર્ણા રહેલીછે. એ સ્ફુર્ણારૂપી પરાવાચાને વિષેથી જે બાવન અક્ષરોની મેળવણીથી જેકે અસંખ્ય શબ્દોદ્વારે અનેક અંતરના ભાવોના સુખને એ સ્ફુર્ણ-દરશાવી શકેછે, પણ આ આત્મ સુખનું વર્ણન કરવા સારૂં એને વિષે કોઇપણ જાતનો શબ્દ ઉત્પન્ન થએલો આપણે જોતા નથી, તેમ એ સુખ દરશાવવાની એને વિષે કોઇપણ જાતની શકિત નથી. તેથી આપણે લાચાર થઈ તે સુખના આનંદને મનમાં સમજી બેસી રહીએ છીયે, ને કદાપી દરશાવવા જતાં સ્પષ્ટ પણાથી જયારે દરશાવી શકતા નથી, ત્યારે આપણને કંટાળો આવી જાયછે. ને કહીએ છીયેકે, ઘીનો સ્વાદને નિંદ્રાના સુખની લેહેજત જેવા પ્રકારથી વર્ણવી શકતા નથી, તેવાજ પ્રકારથી આત્મપદનું વર્ણન કરી શકતા નથી. તેથીજ કરીને આપણે પોતાના અનુભવી સુખમાં નકામ તરીકે પોતે પોતાને જણાઇએ છીયે. સારાંશ કે, જયારે એ સુખનું વર્ણન આપણાથી બિલકુલ થઇ શકતું નથી, ત્યારે તો મનમાં સમજીને બેસી રહેવું વધારે દુરસ્ત ધારીએ છીયે. સબબકે, એ નિરાકાર, નીરંજન સ્વરૂપના આનંદમયાકૃતિ અસ્તિત્વના દેખાવને વિષે સમાધિનિષ્ટ યોગીઓ નિર્વિકલ્પ પણાથી નિજાત્મ સુખનો અનુભવ કરેછે. એ સુખમાં કોઇપણ પ્રકારના વિષયનો સંબંધ રહેલો નથી, તેથી આત્માજ સુખરૂપછે. કેમકે શ્રુતિઓમાં કહયુંછેકે, સ્વઆનંદ સુખમાં યતિઓ રમેછે. આ સુખ ઇચ્છા રહિત વૃત્તિની શાંતી થવાથી નિજાત્મો સુખનો અનુભવ કરેછે. છતાં એ સુખ ચંચળ વૃત્તિમાં પ્રાપ્ત થતું નથી. આ નીજાત્મ સુખરૂપ ભૂમા સર્વ અવસ્થાઓમાં સાક્ષીરૂપછે. तूरीयं इति, આ ભૂમારૂપ પ્રત્યયને અર્થ તૂર્યા સાક્ષીછે. કેમકે સ્થુલ, સુક્ષ્મ, કારણ ને 'માહાકારણ એ દેહચતુષ્ટય, ને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, ને તૂર્યા એ ચાર અવસ્થાઓનો જાણવાવાળો જે સાક્ષી આત્માછે. તે ભૂમા શબ્દનો શુદ્ધ અર્થછે. છતાં સાક્ષી એટલે સમિપ હોય ચૈતન્ય હોય ને ઉદાસી હોય એવાં ત્રણ લક્ષણવાળાને સાક્ષી કહેવાયછે. આ, ભૂમારૂપ સાક્ષી આત્માજ દ્રષ્ટાછે, તેથી આત્માથી અન્યદ્રષ્ટા કોઇ નથી, કેમકે

આત્મા ચૈતન્ય રૂપછે. જેથી એનો દ્રષ્ટા કોઈ સંભવે નહી. શ્રુતિ, नान्योतोऽस्ति द्रष्टेति, અર્થ, આત્માથી ઈતર કોઇ દ્રષ્ટા નહીં, એવી રીતે જગતનો આધાર. અધિષ્ઠાન, દ્રષ્ટા, એક આત્માજછે. કેમકે એ આત્મા સર્વનું નિજ સ્વરૂપછે. છતાં એ સર્વના જાણવામાં આવતો નથી, શ્રુતિ, मनोवागतित, અર્થ. મન કરીને અગમ્યછે ને વાણીથી અગોચરછે, તેથી સર્વ કોઇ જાણી શકતા નથી, કેમકે જે વસ્તુ દીઠીને સાંભળી હોય, તેનું વર્ણન મન બુદ્ધિમાં થઇ શકેછે, તેથી આત્મા વાણીને ઇંદ્રિયનો વિષય નથી, કેમકે આત્માને વિષે એવો. તેવો. કેવો. હયાં. ત્યાં. ઈત્યાદિ શબ્દો કલ્પનામાં ઉચ્ચાર થતા નથી, કેમકે આત્મા અસંગ નિરંજન ને નિર્વિકારછે. તેથી એને વિષે ન પંચભૂત, ન સૂર્યાદિ ગ્રેહો, ન સ્ફુર્ણાદિ શબ્દો, ન વૃત્યાદિ કૃતિઓ, ન કર્માદિભાસો, ન ત્રિપુટીઓ, ન જડચૈતન્યાદિ દંદશૈલીઓ, સારાંશકે, કોઇપણ પદાર્થનો ભાસ નથી. આ ભાસરૂપ આનંદદાયક આત્મ સુખના એશ્વર્ય અગાડી આ વિશ્વના સર્વ પ્રાણીમાત્રોને જે સુખો મળેલાંછે. તે તમામ સુખો તૃણવત્ જણાયછે, તેથી સ્પષ્ટ કહેવાયછેકે ઉપલાં આત્મ સુખમાંથી કિંચિત્ ભાગ સુક્ષ્માકારે સર્વ જગત્‌માં આચ્છાદન કરી રહયોછે. છતાં આપણો દેખાવ એ કુટસ્થરૂપ ભૂમાને વિષે આ સ્થુલ (જડ) દેહવાળા જગતના અનેકાકારોથી તદન અળગો અગોચર અસંગ શુદ્ધ ચૈતન્યરૂપે અખંડ દેખાવમાં પોતે પોતાના કદથી સ્થિર થએલા સર્વથી ન્યારારૂપમાં દેખાઇએ છૈયે. જેમ કાદવમાં વિટલાયલો હીરો અળગ કર્યાથી ચકચકીત દેખાયછે. તેમ આપણો આત્મારૂપી હીરો આ કાદવરૂપી પંચભૂતની કાયાથી અળગ થઇ ચકચકતો જણાયછે, ત્યારે આપણે સર્વથી અળગ ગુપ્ત ન ઉંડી જગ્યાપર બેસી પ્રકાશતા દરશાઇએ છૈયે. જેમ સર્પ પોતાની કાંચળીને કાયાપરથી ઉતારી નાંખેછે, તેમ આપણો આત્મા આ કાયારૂપી કાંચલી ને ઉતરી મુકતો જણાયછે. આ દેખાવ જયારે આપણી નજરમાં પડેછે. ત્યારે સર્વત્ર નીરાકાર નીરંજન એવા આત્માના અસ્તિત્વનું આચ્છાદન ભાસેછે. આ ભાસેલા આચ્છાદનમાં અવિભાજય સ્વરૂપે આત્મા પોતાના નિર્વિકારી સ્વભાવથી સ્થિર થઈ સુષુપ્તવત્ રહેછે. તે પ્રસંગે કોઇપણ પ્રકારનો ફેરફાર તેને વિષે દરશાતો નથી.

શ્રુતિ, नानिरोधोनचोप्तत्तिर्नबद्धोनचसाधक:। नमुमुक्षुर्नवैमुक्तइत्येषापरमार्थता ॥ અર્થ. (સતઆત્માના ભૂમા સ્વરૂપમાં) નિરોધ (પ્રળય) નથી, વા ઉત્પત્તિ નથી, બદ્ધ (સંસારી જીવ) પણું નથી. વા સાધક (મોક્ષના સાધન કરી સંપન્ન) નથી. વા મુમુક્ષુ (બંધથી છુટવાનો અર્થી) પણ નથી. વા મુકત (બંધનથી છુટયા) પણ નથી. સારાંશકે ઉત્પત્તિ વા પ્રળયનો અભાવ રહેલોછે, તેથી બદ્ધાદિક નથી. વાસ્તે એ સ્વરૂપ પરમાર્થરૂપ કહેવાયુંછે.

આ પરમાર્થરૂપ અવિનાસી પૂર્ણ અમૃતરૂપ સ્થિતિમાં રેહેવાથી આત્મારૂપ આપણેજ પોતેજ દરશાઇએ છૈયે. मंत्र, बृहच्चतद्दिव्यमचिन्त्यरुपंसुक्ष्माच्चततसुक्ष्मत

रंविभाति। दुरात्सुदुरेतदिहान्तिकेचपश्यत्स्विहैवनिहितंगुहायाम् ॥ અર્થ. જે પ્રસંગમાં પ્રાપ્ત થએલું બ્રહ્મપદ, સત્યાદિ સાધને કરીને સર્વત્ર વ્યાપેલું છે, તેથી બ્રહ્મ મોટો કેહવાયછે. વા સ્વયંપ્રકાશછે છતાં ઇંદ્રિયથી અગોચર હોવાને લીધે અચિંત્યરૂપ મનાયોછે. વા આકાશાદિકના સ્વરૂપમાં સુક્ષ્મથી પણ અતિસુક્ષ્મછે, જેથી એ સર્વનું કારણછે. વાસ્તે એને વિષે સર્વથી અધિક સુક્ષ્મપણું મનાયુંછે. છતાં એ સૂર્ય ચંદ્રાદિક આકારોથી અનેક પ્રકારનો પ્રકાશે (ભાસે) છે તેમ છતાં અજ્ઞાનીઓને અત્યંત અગમ્ય હોવાથી એ બ્રહ્મ દુરથી દુર દેશ વિષે વરતેછે, તોપણ વિદ્વાનોનો આત્મા થવાથી વા સર્વાંતર ભાસવાથી વા આકાશભીતર રહેલો છે, એ શ્રુતિથી આપણી દેહમાં નજીક વસેલોછે. તોપણ અહીંઆં ચેતન્યતાવાળા પુરૂષના મધ્યે, બુદ્ધિરૂપી ગુફામાં સ્થિર હોવાથી આ બ્રહ્મ, દર્શનઆદિક ક્રિયાવાળો હોવાને લીધે યોગી પુરૂષોએ યથાર્થ જાણ્યોછે.

આ બ્રહ્મ સ્વરૂપના આનંદના જ્ઞાતા યોગીઓની વૃત્તિ આત્મારૂપ બનવાથી પોતાને સર્વજ્ઞ અજત્વવાળાં અમ્મરપણાને પામેલા જાણે છે. તેથી એ સ્થિતિના જ્ઞાનનું વર્ણન તેઓ કરી શકતા નથી. ત્યારે મુંગાની વાત મુંગો સમજેછે. તેવા પ્રકારથી ઉપલા સુખની વાત બીજાને કહી શકતા નથી, પણ તે સ્થિતિ ની લેહેજત ને તેઓજ જાણે છે. આ જગ્યાપર બે મિનિટ વિતી જાય તો આં જગત્માં પંદર દીવસ વીતેછે. કદાપી ધારોકે, જેમ સૂર્યનું કિર્ણ સૂર્યમાં લિન થાય ને લિન થયા પછી તે પોતાની સ્થિતિને જોવા જાયતો પોતાનું તેજને સૂર્યનું તેજ એકજ સરખુ થઇ ગએલું પોતેજુએછે. આ દેખાવથી પોતેજ સૂર્ય છે. એવીખાત્રી થવાનેલીધે પોતાની સુક્ષ્મા કૃતિના જ્ઞાનને મિથ્યા સમજેછે. ને પોતાના આનંદથી પોતાને સર્વત્ર વ્યાપેલું જાણેછે. તે પ્રસંગે તેના સુખનું વર્ણન કરવાને તે તદન અશકતરૂપ રહેલુંછે. એવાજ પ્રકારથી આપણા નીરાકાર, નિરંજન રૂપ સત્યાકૃતિમય પૂર્ણ અસ્તિત્વવાળાં અસલસ્થાનના સ્વસ્વરૂપમાં જ્યારે આપણી નિર્વિકલ્પપણાથી ભૂમારૂપી મહાન સ્વરૂપમાં સ્થિતિ થાયછે. ત્યારે આપણેજ સર્વજ્ઞ, સર્વ શકિતમાનને પોતેજ બ્રહ્મ પોતાને દરશાઇએછેયે.તે સમયે આપણું જ્ઞાનરૂપ મહદાકૃતિ સ્વરૂપના ભાસથી अहं ब्रह्मास्मि. હું બ્રહ્મછું. એજ માહા વાકયનું જ્ઞાન સ્વભાવિક પણે આપણેવિષે આપોઆપ પ્રગટ થઈ આવેછે. ને પોતાનો દેખાવ કાંઈજનહીં એવા નીરાકાર અસ્તિત્વ રૂપે પ્રકાશતો પોતાને જણાયછે. ત્યારે અવિદ્યાદિક મિથ્યાસૃષ્ટિરૂપ દર્શાતા ત્રણેકાળે હતાંજ નહી.નેછે પણ નહી. એવું પ્રત્યક્ષજ્ઞાનથાયછે.આ કારણથી આપણેજ આત્મા થયા,ત્યારે એ આત્માનંદપણાનું વર્ણન કરવાને કોણ શક્તિવાનછે ! ત્યારે કહીશુંકે કોઈજ નહી. ! સારાંશકે. તત્વ સંપ્રદાયી સર્વ પક્ષો જે તત્વમાં ચૈતન્યપણુ માનેછે. ને કહેછેકે. સમાધિનિષ્ટ સ્થિતિમાં કંઈજ દેખાતું નથી, પણ જે કાંઈ દેખાતુંછે. તેનું વર્ણન આપણાથી કરી શકાતુ.

નથી. તેમ તત્વોમાં એવા પ્રકારનું સામર્થ્ય જડરૂપ હોવાથી રહેલું નથી. પણ ચૈતન્ય ની ગતિ તત્વોને વિષે સ્વતંત્ર રહેલીછે. ને તેથીજ કરીને જાગૃતથી ભૂમા પર્યંત અનેક રચના આપણે જોઈ શકયાછે. ત્યારે કબુલ કરવું પડેછેકે. ચૈતન્ય દેહથી ન્યારૂં છે. તે છતાં એ ચૈતન્યને વિષે દેહનું કોઈકાળે પણ વ્યાપકપણું જોતા નથી. ને છે તો તદન ચૈતન્યના પ્રકાશોના આવર્જન વિસર્જનવાળા સ્વભાવમાં ભાસેછે. ને એ સ્વભાવને અવિદ્યા કહીછે. આ અવિદ્યા શુદ્ધ ચૈતન્યમાં તો રહેલી નથી. પણ તેના કોઈક ભાગમાં ન જણાય એવી રીતે રહેલીછે. તેથી એના જ્ઞાનથી પુરવાર થાય નહી. વાસ્તે અવિદ્યા અસતછે. આ વિવેચન વિષે ફીલોસોફર વિદ્વાનો કહેછે કે, જયારે કોલોરો ફોર્મ દવા ડાકટરો લગાડેછે. ત્યારે તદન કાયાનુ ચૈતન્ય અદર્શ થાયછે. તેથી સમાધિને બેશુદ્ધ અવસ્થામાં ફેર નથી એમ કહેછે, તોપણ એ વિષે હમારો આધિનમત એવોછે કે, સમાધિવાળા પુરૂષો પોતાના શ્વાસાને કાયામાં ગોંધેછે. ત્યારે શ્વાસા મગજ પર્યંત દેહને વિષે ઘુમેછે. તેથી ચૈતન્યતાની પૂર્ણ પરીક્ષા થઈ આવેછે. ને આત્માની યથાર્થ ખુબી. કૃતિ. રચના પ્રત્યક્ષ થાયછે. ને કોલોરો ફોર્મ વખતે આપણો શ્વાસા કાયાની બાહેર રહેછે. તેથી તે સમયે મનુષ્યની સ્થિતિ જડવત્ ( નિંદ્રાજેવી ) થાયછે. ત્યારે ચૈતન્યની પરીક્ષા જણાતી નથી. સારાંશકે, ચૈતન્યની સ્થિતિ જોવાથી આત્માની કૃતિ ઉપર પ્રમાણે યથાર્થ જણાયછે. ને ચૈતન્ય તદન કાયાથી ન્યારૂંજછે. એ બીનાનિઃ સંશયરૂપે સર્વ કોઈએ કબુલ કરીછે. એટલે આપણે મત બાંધવાની જરૂર નથીજ.

છતાં આત્મ ચૈતન્ય નીરાકાર છે કે સાકાર. કેમકે સૃષ્ટિના સર્વ ધર્મોમાં એ વિષે અનેક વિચારોની યોજના થઈ છે. જે ઉપરથી કેટલાક ધર્મોમાં આસ્તિક ને નાસ્તિક બંન્નો મુર્તિપુજક દરશાયલા છે. ને કેટલાકમાં બંન્નો મુર્તિના નિયમથી વિરૂદ્ધ જાયછે—તેથી સંશય રહેછે કે, આત્મચૈતન્યના જ્ઞાનમાં એવો ચમત્કાર રહયોછે કે મનુષ્યની બુદ્ધિ એવા નિયમવાળીછે. ! તે મુકતશાસ્ત્રના સિદ્ધાન્તથી સ્પષ્ટ થવું જોઈએ. પણ સત્યપણામાં આત્મ સ્વરૂપનો સ્વભાવ જોવા જતાં નીરાકાર, નિરંજન એક અદ્વૈત ને નિરાલંબ સ્થિતિમાં રહેલોછે. છતાં એ નિરાલંબ સ્થિતિરૂપ સ્વરૂપજ આ જગતાકારમાં પ્રગટ થયુંછે. કેમકે શ્રુતિઓમાં કહયુંછે કે, આ અગાડી આત્મા થયો એટલે આ જગત્ અગાડી આત્મારૂપે થઈ ગયું. ને તેજ આત્મા આ જગત્ રૂપે ભાસ્યોછે. તેથી કરીને આ શાસ્ત્રના સિદ્ધાન્ત પર જોવા જતાં સત્ય ત્રણે કાળે કાયમછે, એટલે આત્મા સદૈવ કાયમછે. તદયપિ તેજ એક આત્મા આ જગત રૂપે રહયો છે. તોપણ આત્માના સ્વરૂપની ચેષ્ટા ઉપરથી નીરાકાર સાકાર એવી દ્વિઆકૃતિની યોજના થાયછે. એ એના સ્વરૂપની રમણીયતાછે. કેમકે એકજ આત્મા આપણને પ્રકાશ, અંધકારરૂપે આપણા દેહધર્મના સ્વભાવથી દરશાયલો હતો. તેમ-

જ મનુષ્યપ્રાણીના અપૂર્ણતાવાળા જ્ઞાનની યોજનાથી નીરાકાર સાકાર એવા દ્વંદ્વાકારમાં એ આત્મા આપણા જ્ઞાનને ભાસેછે. આ દ્વંદ્વાકૃતિરૂપ ભાસ પડવાનું મુખ્ય પ્રયોજન મનુષ્યની જ્ઞાનદ્રષ્ટિપર આધાર રાખેછે. તેમાં જ્ઞાનીપુરૂષો આત્માની જ્યોતિનું દર્શણ કરી કહેછે કે. ઈશ્વિર આત્મા નીરાકારજ છે. ને અજ્ઞાની પુરૂષો જ્યોતિસ્વરૂપ જ્ઞાનથી અજાણ્યા હોવાનેલીધે કહેછેકે, આ સર્વ દ્રશ્યરૂપ સૃષ્ટિ આકૃતિમયછે, તેથી એનું મુળતત્વ આકૃતિવાળુજ રહેલુંછે. એવા જ્ઞાનના પ્રમાણોપરથી નીરાકાર સાકારની તકરારો ઉત્પન્નથઇ સૃષ્ટિમાં ચાલી છે. તોપણ તત્વદર્શીઓ એ બેઉ યોજનાને સત્ય ગણેછે. તેથી આ જગ્યાપર એ બેઉ પક્ષોના પ્રમાણો તપાસવાને તત્વદર્શીઓના અભિપ્રાય સ્પષ્ટ કરવા સારૂં દ્વંદ્વાકૃતિ દરશાવીએ છૈયે..

## દ્વંદ્વાકૃતિ.

આ શાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે સત્ય જે છે. તે પોતાના સ્વરૂપમાં વધઘટ કરી શકતું નથી, પણ પોતાના એકજ આકારમાં સદા કાયમછે. આ એક આકારવાળાં સ્વરૂપને આપણે બ્રહ્મ આત્મા, સત, કુટસ્થ નિર્વિકાર એવાં નામો આપ્યાંછે. તેથી એ કુટસ્થરૂપ, નિર્વિકાર અસંગ ચૈતન્ય આપણા દેહધર્મના અપૂર્ણજ્ઞાનાકૃતિના પુરાવાથી નીરાકારને સાકાર એવી દ્વિ આકૃતિમાં ભાસ્યું છે. તેથી સુક્ષ્મ દ્રષ્ટિવાન પુરૂષો નીરાકૃતિરૂપ પોતાના આત્માના ચૈતન્યને જોવાથી નીરાકાર પણાના પ્રમાણો દરશાવેછે. ને સ્થુલ દ્રષ્ટિવાન પુરૂષો આ બાહેરના અનંતાકૃતિરૂપ સૃષ્ટિને જોઈ સાકારપણાના પ્રમાણો દરશાવેછે. આ પ્રમાણો દરશાવનારાઓમાં સર્વનો સમાવશ થાયછે. તેથી કરીને આસ્તિક નાસ્તિક મતોના જ્ઞાતાઓ બેઉ પક્ષમાં જોવામાં આવેછે. તેથી આ નીચે પ્રથમ નીરાકાર વાદિના પ્રમાણો મુકયાં છે.

## નિરાકારી પ્રમાણો.

આ નીરાકાર વાદના પ્રમાણમાં આસ્તિક નાસ્તિકો નિર્વિકાર અસંગ કુટસ્થ સ્વરૂપના સ્વભાવને જણાવવા સારૂં નીરાકાર શબ્દની વ્યુત્પત્તિમાં કહેછેકે. આપણી સંસ્કૃતભાષામાં પ્રત્યેક શબ્દોની વ્યુત્પિત્તિ, બંધારણ ને અર્થ કરવાનો સર્વ આધાર વ્યાકરણ નામના વેદાંગપર રાખે છે. તેથી કરીને નીરાકાર શબ્દની વ્યુત્પત્તિ બે શબ્દની સંધિથી થએલીછે. તેમાં પેહેલો નિઃને બીજો આકાર શબ્દ ગોઠવતાં નિઃઆકાર એવો શબ્દ થાયછે. પણ વ્યાકરણમાં સંધિસ્વર મેળવતાં એવો નિયમછેકે. વિસર્ગની પાસે સ્વર આવેતો વિસર્ગનો આકાર બદલાઇને ર થાયછે. તેથી નિઃઆકાર બદલાઈને નીરાકાર થયો. તેથી એનો અર્થ આકાર વગરનો બનેછે. આ મુળતત્વથી ઇશ્વરને વિશેષણિક શબ્દમાં નીરાકાર કહયોછે. સારાંશકે, એનો સ્પષ્ટ અર્થ આકાર વગરનોજ થઇ રહેલોછે. બીજો અર્થ થતો નથી. જેથી

પ્રત્યક્ષ પ્રમાણરૂપે કહેવામાં આવેછેકે. આ જગતના કેટલાએક ધર્મોનાં મુર્તિપુજક સંપ્રદાય પડવાથી તે ધર્મોવાળા લોકો પોતાની પ્રજાપાસે ઇશ્વરને આકારવાળો મનાવી તેની પ્રતિમાંનું પુજન કરાવેછે. તોપણ એ મુર્તિપુજન કર્મના વિધિ વેદમાં બતાવ્યો નથી. તેમજ વેદમાં ઇશ્વરની આકૃતિ વિષે કાંઇજ લખાણ થએલું નથી. તાત્પર્યકે, ઇશ્વરને સાકાર તરીકે માનવો એ વેદ વિરૂદ્ધ કર્મના લખાણને મનુસ્મૃતિમાં નાસ્તિકનું કર્મ કહેલુંછે. તેથી ઇશ્વરના આકાર સંબંધી યોજના મારા જાણ્યા પ્રમાણે નાસ્તિક પક્ષમાંથી નિકળેળીછે. કેમકે વેદમાં ઇશ્વરને નીરાકાર કહયોછે, ને નીરાકારનો અર્થ આકાર વગરનો થાયછે. ત્યારે સાકાર ગણી તેની પ્રાર્થના કરવી, એ કર્મ ધર્મ વિરૂદ્ધ થઇજ ચુકયું. મતલબકે, ઇશ્વર રૂપી જે પદાર્થ છે, તેનું વાસ્તવિક રીતે જોતાં તો નામ નથી, તેથી તેને આપણે નનામો કહી ગયા છેયે. વાસ્તે 'નામવગરના પદાર્થનો આકાર આ સૃષ્ટિમાં સંભવતો નથી. પણ નામવાળા પદાર્થોના આકારો સંભવેછે. આ ઉપરથી સિદ્ધ થાયછેકે, ઇશ્વર નનામોજછે. કેમકે નામ વગરના પદાર્થનો આકાર થાયજ નહી. જેથી ઇશ્વર આકાર વગરનોજછે. વાસ્તે નીરાકાર કેહેવાયોછે. તેથી સાકાર પક્ષ તદન ખોટોજછે.

હવે ઇશ્વરના સ્વભાવપર જોવા જતાં તે એક, સર્વત્રવ્યાપક ને સર્વથી અળગછે. આ પુરાવા પર વિચાર કરતાં તે આકારવાળો ઠરતો નથી. શ્રુતિ. वायुर्यथैको भुवनंप्रविष्टो रुपंरुपं प्रतिरुपो बभुव । एकस्तथासर्वभुतान्तरात्मा रुपंरुपं प्रतिरुपो वाहिश्च ॥ અર્થ. જેમ એકજ પવન આ જગતમાં પ્રાણાકૃતિથી સર્વ કાયાઓમાં પ્રવેશને પામી. પ્રત્યેક દેહોમાં ન્યારો ન્યારો દેખાયોછે. તેમજ એક છતાં સર્વ પ્રાણીમાત્રોના અંતરાત્મારૂપ ઇશ્વર પ્રત્યેક દેહાકૃતિઓમાં અનેકરૂપે દરશાયોછે. તોપણ આખરે સર્વથી અળગછે. સારાંશકે, પવન આ જગત્માં સર્વ સ્થાનમાં વ્યાપક થએલોછે. તથાપી સર્વથી અળગછે. તેથી પવનનો આકાર અમુકજ આકૃતિવાળો હતો. એમ કેહેવાય નહી તેમ ઇશ્વર સર્વ. વ્યાપકછે. છતાં અમુકજ આકૃતિના જેવોછે. એમ મનાય નહી. કેમકે એ અખંડ પ્રકાશયુકતછે. આ પ્રકાશયુકત જ્યોતિના કિર્ણો સર્વત્ર વ્યાપક થાયછે. પણ તેને સારાં નઠારાં વ. પવિત્ર અપવિત્ર પદાર્થો લેપન થતા નથી. તેમજ તેનું તેજ સર્વથી અળગછે. તાત્પર્ય કે, ઇશ્વરની જયોતિ સર્વત્ર વ્યાપકછે. તોપણ તે સર્વથી અળગછે. તેથી જગતના સર્વ પદાર્થોના દુઃખો તેને લેપન થતાં નથી. કેમકે દુઃખો તો આકૃતિવાન પદાર્થને થાયછે. પણ એ જયોતિ સ્વરૂપને થતાં નથી. કારણકે, એનો આકાર નથી. તેથીજ એ નીરાકાર કેહેવાયછે. શ્રુતિ. सूर्योयथा सर्वलोकस्य चक्षुर्नालिप्यते चाक्षुषैर्बाह्यदोषैः। एकस्तथा सर्व्वभुतान्तारात्मा न लिप्यते लोकदुःखेनबाह्यः॥ અર્થ, જેમ સૂર્ય મળમુત્રાદિક અપવિત્ર પદાર્થોને ઉપકાર કરેછે. પણ તે અપવિત્ર પદાર્થના દેખવાવાળા સર્વ લોકના ચક્ષુમાં, તે અપવિત્ર પદાર્થના દર્શણ નિમિત્તથી

ભિતરના ચક્ષુમાં થએલું જે દુઃખ, તે દુઃખ બાહીર ભિતર સૂર્યને થતું નથી. કારણકે, તે દોષદ્રષ્ટિ રહિતછે. તેમ એકજ ઇશ્વર જે બાહેર ભિતર રહેલો હોવાથી, સર્વ ભૂતનો અંતરાત્મા મનાયોછે. પણ તે લોકોનાં દુઃખો તેને લેપન થતાં નથી. કેમકે ઇશ્વર તદન નિર્વિકારછે. સારાંશકે, જેમ સૂર્ય પ્રકાશયુક્ત ને પ્રકાશનો ઉત્પન્નકર્તાછે. છતાં તેનું પ્રકાશયુક્ત તેજ સર્વત્ર વ્યાપકછે. તોપણ તેની જયોતિ આખરે સર્વથી અળગ ને નિર્વિકારછે. તેથી તેનો આકાર કેહેવાય નહી, કેમકે જે પદાર્થ સર્વમાં વ્યાપકછે છતાં તે સર્વથી ન્યારોછે. તેથી તે નીરાકાર કેહેવાય, પણ તેની ગણત્રી સાકારમાં થાય નહી.

પરંતુ આ સૃષ્ટિમાં પ્રત્યક્ષ અવલોકન દ્વારાએ જોતાં કેટલીએક વસ્તુઓ સ્વભાવે નિર્વિકારછે. પણ તેને વિષે વિકારરૂપ ઉપાધિઓ કાર્યોકારણાનું સાર પ્રાપ્ત થાયછે. તોપણ તેનું નિર્વિકારપણું સદૈવ કાયમ રહેછે. જેમ પાણી સ્વભાવે નિર્વિકારછે. તદ્યપિ તેને આપણે અંધકારમા અવલોકન કરવા માંડીશું, ત્યારે તે તદન દેખાસે નહી. પણ તેને ઉપાધિરૂપ વિકારોની સાહાયતાથી આપણે તપાસીસું, ત્યારે તે વિકારના આચ્છાદનથી તેવીજ આકૃતિમાં દરશાશે. તેથી આપણે તે પાણીને વાદળને વિષે રાખી અવલોકન કરવા લાગ્યા કે, તરત તે વાદળરૂપ દેખાયછે. ને પ્રકાશ સ્વરૂપમાં તે ઉજવળાકૃતિ બને છે. આ ઉપરથી આપણે પાણીનો આકાર કેવા પ્રકારનો ગણવો,! શું તેને વાદળના જેવોકે ઉજવળાકારનો ગણવો ! નાના ! એવા પ્રકારની ગણત્રી પાણીને વિષે થાય નહી. કારણકે, પાણીને વિષે ઉપલા અનંતાકારનું આવર્ણ થવાથી અનંતાકારી દરશાયું, એ વાત ખરીછે. પણ તેથી તેનો આકાર અમુકજ જાતનો હતો, એમ ન કેહેવાય. સબબકે. પાણી સ્વભાવે નિર્વિકારછે. તેથી એનો આકાર નક્કી થાય નહી. વાસ્તે એ નીરાકારછે. એવાજ પ્રકારથી પરમેશ્વરને વિષે આ સૃષ્ટિના અનંતાકારનું આવર્ણ થએલુંછે. તેથી તે અનંત કેહેવાયોછે ખરો, પણ એ ઉપરથી એનો સત્યાકાર કેવા પ્રકારનોછે, તે કેહેવાય નહી, કેમકે એ અનંતાકારો શાથે તેને બીલકુલ સંબંધ નથી. જેમ માટીના ઘડાઓ માંહે પાણી ભરી, તેઓને સૂર્યના અજવાળામાં મુકયા. ત્યારે સૂર્ય ઘણાં દેખાયા, તેથી શું સૂર્ય ઘણાં હતા એમ કેહેવાય ! નાના ! પણ એ ઘણાં સૂર્ય મિથ્યા હતા. પણ સત્ય જોતાં તો એ ઘણાં સૂર્યો એક સૂર્યના પ્રતિબિંબ હતા, આ પ્રતિબિંબ રૂપી સૂર્યોની અનેકાકૃતિવાન હોવાથી સૂર્ય અમુક આકૃતિવાનછે, એમ કેહેવાય નહી. કેમકે સૂર્ય સ્વભાવે જયોતસ્વરૂપ, નીરાકાર, નિર્વિકાર, ને સર્વથી અળગ રહેલોછે. તેથી તેનાં ખરાં સ્વરૂપમાં આકૃતિની કલ્પના થતી નથી, જેથી સૂર્ય નીરાકાર કેહેવાયોછે. એજ પ્રમાણે સૂર્યરૂપી પરમાત્માના ચૈતન્યનો પ્રતિબિંબ આ સૃષ્ટિના અનંતાકારોમાં પડવાથી તે ચૈતન્ય અનંતાકારી દરશાયછે ખરૂં ! પણ એ અનંતાકૃતિ ચૈતન્ય તેના શુદ્ધ નિર્વિકાર ચૈતન્ય સ્વરૂપમાં વિકારરૂપછે. જેમ સૂર્યમાં ઘડાના આકા-

જે મિથ્યા વિકારરૂપછે તેમ, પણ એ વિકાર તદ્દન અસત્યછે. કેમકે વિકારો નામધ્યેયં. એટલે નામ રૂપ વિકારવાનછે. તેથી એ કલ્પિત કેહેવાયછે. જેથી આ વિકારરૂપ અનંતાકારો ઇશ્વરના સ્વરૂપમાં સ્થિરછે. એમ ગણાય નહી. જેમ મૃ-ચેમાં ઘડા સ્થિરછે એમ કહેવાય નહી તેમ,સારાંશકે, ઇશ્વરના સત્ય સ્વરૂપમાં આ-કારની યોજના થાય નહીં, તેથી નીરાકારજછે.

આ વિકારરૂપ કૃતિ તે આ નામ રૂપ પ્રપંચવાળી સૃષ્ટિની મર્યાદાછે. આ મર્યાદાને વિષે પંચમાહાભૂત ને તેના સુક્ષ્માકારોનો સમાવશ થાયછે. પણ એ સર્વ અનંતપ્રકારના સૂક્ષ્માકારો પંચમાહાભૂતોના અખંડ સ્વરૂપમાં કલ્પિતરૂપછે. જેમ શ્રોવર્ણના અનેક દાગીના બનાવ્યા, તોપણ સર્વમાં શ્રોવર્ણજ વ્યાપક છે. તેથી દાગીનાનું જ્ઞાન મિથ્યાછે. તેમજ શ્રોવર્ણના સ્વરૂપમાંથી દાગીના થયા. પણ દાગીનાઓમાંથી શ્રોવર્ણ પ્રગટ થયું એમ કહેવાય નહી. પણ તે દાગીનાઓ શ્રો-વર્ણનાજછે. એમ કેહેવાય ખરૂં ! એવીજ રીતે ઇશ્વરમાંથી આ અનંતાકારી સૃષ્ટિ પ્રગટ થઇ. પણ સૃષ્ટિના આકારોમાંથી ઇશ્વરનો આકાર પ્રગટ થયો, વા સૃષ્ટિના અમુક આકારને મળતો ઇશ્વરનો આકારછે એમ કેહેવાયજ નહીં, તેથી ઇશ્વરનુ સ્વરૂપ સૃષ્ટિના સ્વરૂપથી તદન અળગ અગોચર ને નિર્વિકારછે. જ્યારે ઇશ્વરનુ સ્વરૂપ ન્યારૂં ને નિર્વિકારછે, ત્યારે તે સૃષ્ટિના આકારથી વિલક્ષણ ને જુદાજ સ્વરૂપમાં હોવુંજ જોઇએ. જેવી રીતે સૃષ્ટિના સર્વ આકારોથી આકાશ જુદાજરૂ-પમાંછે તેમ. હવે આકાશ જેછે, તે પોતે નિર્વિકાર અસંગ ને સર્વત્ર સલંગ સુત્ર વ્યાપકછે. ને તેનેવિષે આ સૃષ્ટિની સર્વ સ્થાવર, જંગમાદિક જડ ચેતન્યાકૃતિઓમાં વ્યાપકછે, તોપણ એ સર્વાકૃતિઓ આકાશના ખરાં સ્વરૂપમાં લેપન થતી નથી. તેમ આકાશના આકારની યોજના સૃષ્ટિના આકારોમાંથી અમુક ને મળ-તીછે. એમ કહેવાય નહી. પણ આકાશને એ સર્વ આકારો લિપ્તમાન થતા નથી. પણ એ સર્વ આકારોથી આકાશ અસંગછે,તેમ આકાશના મહદાકૃતિ સ્વરૂપમાં એ સર્વ આકારો અસત્યને મિથ્યા રહેલાછે. એજ પ્રમાણે નીરાકાર નીરંજનરૂ-પી પરમેશ્વરનું સત્ય સ્વરૂપ, આ જગતના આકાશ, અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વી વિગેરે દ્રવ્યોના અનેક આકારોમાં દાખલ થઇ જવાથી ન્યારા ન્યારા આકારમાં ભાસેછે.હવે જોએ કર્તવ્યકર્મથી આપણે તેને તેવા આકારનો ગણી તેવા નામો પાડી બોલાવીએ. તે એવી રીતેકે, આકાશના સંબંધથી ઇશ્વરને આકાશ જેવો ગણી આકાશ દેવ કહેવા લાગ્યા, અગ્નિના સંયોગથી તેને અગ્નિરૂપ ગણી અગ્નિદેવનામ પાડીએ, પાણીથી પાણી જેવો ગણી પાણીદેવ કહી બોલાવીએ,વાયુથી વાયુના જેવો ગણી વાયુદેવ કહીએ, ને પૃથ્વીથી પૃથ્વી દેવની સંજ્ઞા આપીએ, તેથી શું તે તેવા આકારનો ને તેવા નામનોછે. એમ શું નિશ્ચ થાય ! નાના ! પણ સત્ય જોતાં તો એ નામો તથા આકારો કાંઇ પરમેશ્વરના નથી, પણ દ્રવ્ય-નાછે. છતાં એ દ્રવ્યોના આકારો શાથે તેને સંબંધ થએલો નથી. પણ એનો

સંબંધ એઓને થએલોછે. તેથી સત્યજોતાં એ નામને આકારો ઇશ્વરના નથી. કેમકે ઇશ્વરતો અનામો ને નીરાકાર કહેવાયછેઃ સારાંશકે, નીરાકાર વસ્તુના ખરાં સ્વરૂપને ઉપલા કલ્પિત આકારો અસર કરી તેના ખરાં નીરાકાર સ્વરૂપને ઓળખાવી શકતાં નથી. ને તેથી કાંઈ તે નીરાકારનો સાકાર થઈ શકતો નથી.

આ નીરાકાર નીરંજન સ્વભાવરૂપ પરમેશ્વરના સ્વરૂપને કોઇપણ જાતનું અંજન લેપન થતું નથી. તે એવી રીતે કે જેમ એક ભીખારી પુરૂષ સ્વપ્રામાં રાજા થયો. પણ જાગ્યા પછી જેવો હતો તેવો રહયો. તેથી શું સ્વપ્રાના રાજ્ય ચિન્હનું કાંઈ પણ અંજન તેને લાગેલું આપણે જોતા નથી. તેમ સર્વજ્ઞ પરમાત્માને આ સ્વપ્નરૂપ સૃષ્ટિની કૃતિનું અંજન તેને લેપન થતું નથી. તેથી તે નીરંજનછે. પણ સ્વભાવરૂપ દ્રષ્ટિ અવલોકન કરવા સારૂં કાયાની આકૃતિ જોવા જતાં છાયાનું જ્ઞાન અદર્શ થાયછે, તેમ ઇશ્વરના સત્યસ્વરૂપને અવલોકન કરતાં આ સૃષ્ટિના અનેકાકારી છાયાનું જ્ઞાન નાશ પામેછે. તેવી તરહથી ઇશ્વરના નીરાકાર સ્વરૂપમાં સાકારજ્ઞાન ત્રણેકાળે નથીજ. કેમકે આકૃતિવાન પદાર્થોનો નાશ થાયછે. પણ ઇશ્વર અવિનાસી રહેછે. તેથી તેની આકૃતિનો સંભવ નથી. તેથી તે નીરાકારજછે. આ નીરાકારરૂપ ઇશ્વરને અજ કહેછે. એટલે તેનો જન્મ થએલો નથી. પણ જો કદાચીત આપણે તેને આકારવાળો ગણીએ, ત્યારેતો તેનો કોઇપણ સમયે જન્મ થવોજ જોઇએ. પણ ઇશ્વરના જન્મનો તો સંભવ થતો નથી તેથી, તે નીરાકારછે. કદાપી આપણે તેને સાકાર માનીએ, ત્યારે પ્રશ્ન થાયછેકે, તેનો આકાર કોણે પ્રગટ કર્યો વા તે આકાર કેવા પ્રકારથી પ્રગટ થઇ આવ્યો. પણ વેદમાં તેને પ્રગટ થએલો દરશાવતા નથી. પણ કહેછેકે, તેતો સતરૂપ એટલે સદા કાયમરૂપ છેજ. આ સદા કાયમ એવાં સ્વરૂપને નિરવયવ કહ્યુંછે. એટલે ઇશ્વરની આકૃતિ નથી. તેથી તે નીરાકાર નીરંજન પરમેશ્વરને સાકાર તરીકે માનવો એ માનનારા લોકો અધર્મિને તે પરમેશ્વરના ખરા પક્ષના વિરોધીજ છે

## સાકારી પ્રમાણો.

આ સાકારવાદના પ્રમાણોમાં એ પક્ષોના પુરષો નીરાકાર પક્ષનાઓને કહેછે કે, નિર્વિકાર અસંગ. કુટસ્થ ચૈતન્યના સ્વભાવ વિષે જે વ્યાખ્યાઓ કરી, તે ફકતા વ્યાકરણ રૂપ વેદાંગના ધોરણે કરી, તોપણ એ શોધતનું યથાર્થ સ્પષ્ટિકરણ કર્યું નહી. કેમકે સંસ્કૃત શબ્દોની જે શોધો કરવામાં આવેછે. તે શોધો છ શાસ્ત્રોના સિદ્ધાન્તોને અનુસાર રહેલીછે. તોપણ એવાં પ્રકારની શોધ ઉપરથી જ્યારે આપણે તપાસ કરવા માંડીએ, ત્યારે નીરાકાર શબ્દના અર્થમાંથી સાકાર અર્થ પ્રગટ થઈ આવેછે. આવા પ્રકારના અર્થો સર્વ વિશેષણિક શબ્દોમાંથી નિકળેછે. તોપણ આપણે તમારા કરેલા અર્થપર વિચાર કરીએકે નીરાકારનો અર્થ આકાર નહીં એવો જ્યારે થાયછે. ત્યારે આ જગ્યાપર પ્રશ્ન કરવો પડેછે કે, જે

વસ્તુનો આકાર ન હોય, તો તે વસ્તુ વાસ્તવિક રીતે અસત્યછે. ને અસત્ય વસ્તુનું મુળ આ જગત્માં નથી. તેથી જેનું મુળ ન હોય, તો તેની શાખા પ્રગટ થવાનો સંભવ આ સૃષ્ટિમાં જણાયલો નથી. વાસ્તે જે વસ્તુનું મુળ ન હોય, ને આકાર પણ ન હોય, તો તે વસ્તુ કાંઈજ નથી. મતલબકે તે અસત્ય છે. આ ઉપરથી નીરાકાર શબ્દનો અર્થ આકાર વિનાનો કરવા જતાં વા કબુલ કરતાં જગત્ ને ઇશ્વર એ બેઉનો નિષેદ્ધ થઈ પડેછે. કેમકે જગત્નું મુળ ઇશ્વિર છે. ને તે આકાર વિનાનોછે. ત્યારે આકૃતિ વગરની ચીજમાંથી આકૃતિવાન સૃષ્ટિનું પ્રગટ થવું સંભવતું નથી. જયારે સૃષ્ટિના આકારોનો સંભવ થતો નથી, ત્યારે એનું મુળ જે ઇશ્વર તેનો પણ નિષેદ્ધ થાયછે—સારાંશકે આકાર વગરની ચીજ અસત્યછે. ને અસત્ય ચીજમાંથી ત્રણેકાળે કાંઈજ પેદા થવાનો સંભવ નથી. વા કાંઈજ પેદા થતું નથી. મતલબક, જગત્ના મુળને નીરાકાર તરીકે માનતાં જગત્ તથા ઈશ્વર બેઉ ખોટાં પડી જાયછે. કેમકે ઇશ્વર નીરાકાર હોયતો જગત્ નીરાકાર ઠરવુંજ જોઇએ. પણ જગત નીરાકાર નથી, તેથી ઇશ્વર નીરાકારછે. એમ કેહેવાય નહી. ત્યારે ઉપલો નીરાકાર શબ્દનો કરેલો જે અર્થ, તેણે નાસ્તિકપણાનું વળણ પકડેલું અમે માનીએ છૈયે. કેમકે ઇશ્વરનો આકાર નથી, એવી રીતે ગણતાં જગત્નું અસ્તિત્વ ઠરતું નથી, ત્યારે ઇશ્વરના અસ્તિત્વ વિષે શક ઉત્પન્ન થાયછે. તેથી નીરાકારનો અર્થ આકાર વગરનો ગણવામાં આધાર રાખી શકાતો નથી. ને કદાપી આધાર રાખી ઉપલા અર્થનો સ્વિકાર કરતાં ઇશ્વિર નથી, એમ સિદ્ધ થાયછે, આ ઉપરથી ધર્મ દ્વંશ બનેછે. તેથી કરીને એવા અર્થપર આધાર રખાતો નથી, ને કદાપી રાખીએ તો તે તદ્દન ગેરવાજબી ઠરેછે. પણ તમો દરશાવી ગયાછોકે, વેદમાં ઇશ્વિરની આકૃતિ દરશાવી નથી. પણ આમંત્ર ઇશ્વિરની આકૃતિ વિષે કહેછે. मंत्र, दिव्यो ह्यमूर्त्त : पुरूष : सवाह्याभ्यन्तरोह्यज: । अप्राणोह्यमना: शुभ्रोह्यक्षरात् परत : पर : ॥ અર્થ. ( સર્વેથી રહિત એવા અક્ષરરૂપ નીરાકાર ઇશ્વિરના સ્વરૂપને દરશાવવા સારૂં કહેછે કે, )—ઇશ્વિર સ્વયંજયોતિ રૂપ હોવાથી દિવ્ય ( પ્રકાશમાન ) છે. વા પોતાના આત્મારૂપી સ્વર્ગમાં સ્થિરછે, તેથી દિવ્યછે. વા સર્વ મુર્તિઓથી રહિતછે, તેથી અમૂર્તછે. પુર્ણછે. વા શરીરરૂપી પુરીમાં રહેછે, તેથી પુરૂષછે. એવા દિવ્યને અમૂર્ત એટલે જગત્ની કોઈપણ આકૃતિને મળતા નથી, એવા જે પુરૂષછે. તે બાહેર ભિતર સર્વત્ર અભિન્ન ભાવે રહેલા છે. તોપણ એ પુરૂષ ઉપાધિના ભેદથી પ્રાણ મન ઇદ્રિંય ને વિષય રૂપ જે પ્રાણ, તેપણ એને વિષે વિદ્યમાન નથી. એથી એ પુરૂષ અપ્રાણરૂપ છે. તેમ જ્ઞાન શકિતનો ધર્મ જે કે મન રૂપ સંકલ્પો જેને વિષે અવિદ્યમાનછે. તેથી અમના છે, તેમ સર્વ ઉપાધિથી રહિત અદ્વૈત એટલે એકાકાર વાળાછે. તેથી શુભ્ર (શુદ્ધ) છે, તેમ એ પુરૂષ માયારૂપના કાર્યોથી પર (શ્રેષ્ઠ) अक्षर થી પર (નિરૂપાધિક) રૂપ એ પુરૂષ છે. સારાંશકે, અક્ષરરૂપ નીરાકાર પરમેશ્વરને

વિષે ઉપાધિ ધર્મથી પ્રાણાદિક ચેષ્ટા વિદ્યમાન છે. તેથી શ્રુતિઓમાં નીરાકાર ઈશ્વિર આપણા પ્રાણનો પ્રાણરૂપ ચક્ષુનો ચક્ષુરૂપ મનનો મનરૂપ, કાનનો કાનરૂપ કહ્યોછે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે જે ચૈતન્ય સર્વત્ર રહ્યુંછે. તેના સ્વરૂપમાં સર્વ આકારોનું મુળતત્ત્વ રહેલુંજ છે. કદાપી રહેલું નથી. એમ આપણે કહીએ, તો તેનાથી અનંતાકારો પ્રગટ થઇ શકે છે. જેમ બીજમાં વૃક્ષના અનંતાકારોનું સુક્ષ્મ મુળતત્ત્વ રહેલુંછે. તેમ ઇશ્વરરૂપી બીજમાં જગત્ વૃક્ષના અનંતાકારોનું મુળતત્ત્વ રહેલુંજછે. પણ વૃક્ષના અનંતાકારોથી જુદોજ આકાર બીજનોછે. તેમ જગત્‌ના અનંતાકારોથી ન્યારો આકાર ઇશ્વરનોછે. એ નિ:સંશય બીના છે. જો એમ નહીં હોય તો ઉપલા મંત્રમાં કહેછે કે જગત્‌ની સર્વ મુર્તિથી રહિત મુર્તિછે. એનો અર્થ, શું આપણાથી આકાર નથી એમ કહેવાય! નાના! પણ એવી યોજના થાયકે, જગત્‌ની મુર્તિઓથી જુદાજ પ્રકારની મુર્તિછે. કેમકે એમ ન હોયતો આ સૃષ્ટિની અનંત મુર્તિઓ પ્રગટ થઈ શકે નહીં. પણ એ મુર્તિમાં અનંત મુર્તિઓ પ્રગટ કરવાનું સામર્થ્યછે., વા તે મુર્તિ અનંત મુર્તિની એક જુદાજ પ્રકારની મુર્તિછે. આ મુળતત્ત્વથી તેને પુરૂષ એટલે નરજાતિની આકૃતિમાં ગણ્યોછે. નહીં તો પુલ્લિંગ વર્ગમાં ગણવાનું પ્રયોજન નહોતું. સારાંશકે, આ નાનારૂપ આકૃતિવાન સૃષ્ટિ તેનાથી ભિન્ન નથી. પણ તેની સાથે એકરૂપછે, તેથી અદ્વૈત કહ્યોછે. જયારે એ આ જગત્‌ના સ્વરૂપ સાથે એકયરૂપછે, ત્યારે આ સૃષ્ટિના તમામ આકારો તેને વિષે સ્થિર થાયછે. જયારે એને વિષે સર્વ આકારના સમાવશ થાયછે, ત્યારે એનો મોટો આકાર થયો કહેવાય, પણ વેદમાં અદ્વૈતરૂપ ગણ્યોછે. ત્યારે તે આકાર વગરનોછે, એમ ન કહેવાય. કેમકે ઈશ્વિર સર્વત્ર વ્યાપકછે. ને તે સર્વથી ન્યારોછે. એવું જે તમારૂં કહેવું, એજ કહેણ ઉપરથી તે આકારવાળો શીધ્ર થાયછે, કારણકે, જે વસ્તુ સર્વમાં વ્યાપકછે, ને સર્વત્ર પણ તેજછે એ શ્રુતિથી નક્કી થાયછે કે, આ સૃષ્ટિના સર્વ આકાર તેનાજછે. સારાંશકે આ સૃષ્ટિના સર્વ આકાર તેણેજ ધારણ કરલાછે. તો તેજ વસ્તુ એવા અનંતાકારમાં ભાસેછે વાતો સર્વત્ર તે એકજછે. વાતો સર્વ તેને વિષે રહ્યાછે. તાત્પર્ય એવું કે, જે વસ્તુ સર્વત્રને સર્વમાં રહીછે. તો એ ઉપરથી નિશ્ચે થાયછે કે, સર્વ આકારની ધારણ કર્તા તેજ વસ્તુ ઠરી ચુકી.

આ ઉપરથી સ્પષ્ટ થાયછેકે, ઇશ્વર એકછે, ને તે આ સૃષ્ટિના અનેક આકારોમાં વ્યાપકછે, વાતો આ અનેક આકાર તેના પોતાનાછે. જયારે એ અનેક આકાર તેના પોતાનાછે ત્યારે તો તે અનેક આકાર ધારણ કરવાવાળો થયો. હવે એ અનેક આકારોને તેને વિષે મેળવી દઇએ. ત્યારે તો એક મોટો આકાર થાય. આ મોટા આકારમાં તપાસ કરતાં સૃષ્ટિથી તે જુદો જણાતો નથી. પણ એકરૂપ થઈ રહેછે. તેથી વેદમાં એ એકરૂપને અદ્વૈત કહયોછે. આ અદ્વૈતરૂપ ઇશ્વરના દેખાવને વેદાન્તશાસ્ત્રમાં નાહનામાં નાહનો અણુથી પણ ના-

હ્નો ને મોટામાં મોટો અસંખ્ય બ્રહ્માંડોથી પણ મોટો કહેલોછે. એ ઉપરથી જ્યારે આપણે ઇશ્વરને નીરાકાર કહીએ. ત્યારેતો નીરાકારનો અર્થ નાહનામાં નાનો ને મોટામાં મોટો આકાર થઇજ ચુકયો. હવે નાહનામાં નાહનો ને મોટામાં મોટો એનો અર્થ એવા પ્રકારનો થાયછેકે. જયારે ઇશ્વરને આપણે અતિ સુક્ષ્મ આકૃતિનો ગણીએ, ત્યારે એની આકૃતિ સુક્ષ્મ તત્વોના પરમાણુઓના અતિસુક્ષ્મ ભાગથી પણ અત્યંત સુક્ષ્મ થાયછે. આ અત્યંત સુક્ષ્મ આકૃતિ વિષે આપણી કલ્પના માપ કાઢી શકિત નથી. તેથી કાંઈ આકૃતિ નરહી એમ કહેવાય નહી. પણ એવી રીતે કથન થાયકે. અતિસુક્ષ્મ આકૃતિ જે કાંઇ સર્વેથી શેષ રહીછે. તેકોના જેવીછે. તે કહી શકાતું નથી. આ ઉપરથી નાહના આકારમાં પણ કોઇ જાતની આકૃતિ રહી ખરી. તેમ મોટામાં મોટો કહેવા જતાં, એમ સિદ્ધ થાયકે સર્વથી મહાન મોટો જે આકાર રહયોછે. તે કયા આકારને મળતોછે. તે કહી શકાતું નથી. પણ જે આકાર રહ્યોછે. તે એક જુદોજ આકારછે. સારાંશકે નાનો ને મોટો આકાર જે કાંઇછે. તે કલ્પનાથી કહી ન શકાય એવો આકારછે મતલબકે નાનો આકારછે. એમ કહેવા જતાં નક્કી થાયછે કે તે આકાર જગતના સર્વ આકારોમાં ભળતો નથી. પણ સર્વથી એક સુક્ષ્મ ન્યારો આકારછે. તાત્પર્યકે ઇશ્વરનો નાહનો આકાર ગણવા જતાં ઇશ્વર પોતાના આકારની ઓળખાણ સર્વથી ન્યારા આકારમાં બતાવેછે. ને મોટો આકાર કહેવા જતાં પોતાના આકારની ઓળખાણમાં કહેછેકે, મારા મોટા આકારમાં સર્વ આકારો સમાયાછે. તો એ પુરાવાથી એમ નિશ્ચે થાયછેકે, એ મોટા આકારમાં અનેક આકારોનો સમાવશ થયોછે. મતલબકે. જેમાં અનેક આકારોનો સમાવશ થયો. એવો જે આકાર તેજ આકારનું નામ નીરાકાર વેદમાં કહયુંછે. કાંઈ આકાર નથી, એમ કહયું નથી. પણ જેમાં અનેક આકારનો સમાવશ થાયછે. એવા મોટા આકારનું નામ અદ્વૈતાકાર કહયોછે.

હવે જયારે ઇશ્વરનો અદ્વૈતાકાર ગણ્યો. એટલે એમાં અનેક આકારોનો સમાવસ થયો તેથી નીરાકાર, કેમકે મિમાંસાશાસ્ત્રમાં જગત ને સાચુ માની કર્મ અનાદિ ને સત્ય કહયુંછે ને કર્તા નથી, પણ વેદાન્તશાસ્ત્રમાં કર્તા અનાદિ ને કર્મ આદિછે. છતાં કર્તા ફકત એકછે, કર્તારૂપ પદાર્થ અદ્વીતીય ને સત્ કહેવાયોછે. ત્યારે એ બેઉના પક્ષ વિષે પાતાંજલશાસ્ત્રમાં કહેછે કે જયાં એક હોય ત્યાં બીજું સંભવે, જયાં ગુણ હોય ત્યાં ગુણીછે. કર્મ હોય ત્યાં કર્તા હોવોજ જોઈએ. સારાંશકે. જગત્ રૂપી કર્મ મિમાંસા દરશાવેછે. જે ઇશ્વરરૂપી કર્તા વેદાન્ત દેખાડે છે. તેથી સિદ્ધ થાયછેકે, કર્મને કર્તા કાંઈ જુદા રૂપમાં રહેલા કેહેવાય નહી. પણ કર્તા કર્મ રૂપ ભાસેછે. ને કર્મ કર્તા રૂપ થાયછે. જેમ વૃક્ષમાંથી બીજ ને બીજમાંથી વૃક્ષ. તોપણ બીજ તેજ વૃક્ષ ને . વૃક્ષ તેજ બીજ, બેઉમાં જુદાઈ ગણવાની નથી. તેમ કર્તા તેજ કર્મ ને કર્મ તેજ કર્તા. મતલબકે, કર્મમાંથીજ

કર્તાની યોજના થઈછે. એ કેવી રીતે થઇછે તે વિષે ન્યાયશાસ્ત્ર અનુમાનથી કહેછેકે. અનુમાનને વિષે જોવા જતાં દ્રશ્યમાંથી અદ્રશ્યની યોજના, થાયછે, તે એવી રીતે કે પેલા પર્વત પાસે ધુમ્રછે. આ વાકય ધુમ્રને પ્રત્યક્ષ દરશાવેછે. પણ એ પ્રત્યક્ષ ધુમ્રના જ્ઞાનથી અપ્રત્યક્ષ અગ્નિનો નિશ્ચાર્થ થાયછે, કેમકે અગ્નિ વિના ધુમ્ર હોતો નથી. તાત્પર્યકે, એકમાંથી બીજું શીઘ્ર થાયછે. જેમ વૃક્ષછે, એમ કહેતાં અનુમાનથી બીજની સિદ્ધતા પ્રગટી આવેછે. પણ જયારે એકજ ન હોય તો બીજું ન જણાય. તેથી આ જગ્યાપર વેદાન્ત વાળાએ એકજ અદ્વીતીય પદાર્થ ને દીઠો, તો ત્યાં દ્વીતીય પદાર્થ હોવોજ જોઇએ, જેમ કાદવછે, એમ કહેતાં ત્યાં પાણીનો સંભવ થાય, વૃક્ષ કહેતાં બીજનો સંભવ, તેમ મિમાંસાવાળા જગત્ રૂપી કર્મ દેખેછે. તો કર્તા હોવોજ જોઈએ? હવે વેદાન્તનો અદ્વૈત પદાર્થ, ને મિમાંસાનો જગત્ પદાર્થ, એ બે સિદ્ધાન્તછે. પણ પાતાંજલના વ્યહવાર પ્રમાણે બીજ તેજ વૃક્ષ, અગ્નિ તે જયોતિ, ને જયોતિ તે અગ્નિ, આ જગ્યાપર અગ્નિ ને જયોતિ કાંઈ જુદાં નથી, તેમ વૃક્ષને બીજ કાંઇ જુદાં નથી, પણ બેઉ એક રૂપછે.

આ ઉપરનાં શાસ્ત્રોકત વિવેચનના પુરાવાથી નીરાકાર શબ્દના કેટલા ને કેવા અર્થો થાયછે તે જુઓ, હવે મિમાંસા પ્રમાણે જગત્ સત્યછે ને ઇશ્વર નથી. ને વેદાન્ત પ્રમાણે જગત્ ખોટું ને ઇશ્વર સત્ય. આ જગ્યાપર વેદાન્ત પ્રમાણે જગત્નો કર્તા ઇશ્વરછે તો એનું કર્મ હોવુંજ જોઇએ. ને મિમાંસા પ્રમાણે જગત રૂપી કર્મછે. તો કર્તા હોવોજ જોઇએ. હવે પાતાંજલ પ્રમાણે ગુણછે ત્યાં ગુણીછે. બીજછે ત્યાં વૃક્ષછે, ને વૈશેષિક પ્રમાણે બીજને વૃક્ષ, કર્તા ને કર્મ બેઉ એકજ રૂપછે. તેથી કરીને આ જગત્ રૂપી વૃક્ષછે, તો એનું બીજ પણ હશેજ, એમ આપણે નિઃસંશયતાથી કબુલ કરવું પડેછે. હવે કોઈ પુરૂષ વૃક્ષને જોઇને કહેવા લાગ્યોકે, આ વૃક્ષનું બીજ નથી. પણ કદાચ બીજ હોય તો આપણે તે બીજને કયા પ્રમાણથી જાણવું! આ પ્રશ્નથી તર્ક દોડાવી વિચારમાં પડી કહેછે કે, શું વૃક્ષના થડ જેવડું બીજ હશે! શું એના ફળ જેવડું હશે! એવીજ તરેહથી કોઈ પુરૂષ જગતને જોઈ પ્રશ્ન કરેકે, શું ઈશ્વર આ સૃષ્ટિ જેવડો હશે! શું તેનો આકાર આ પહાડ, પર્વત. સૂર્ય, ચંદ્ર, તારા, ને આકાશ વિગેરેના આકારોને મળતો હશે! પણ એ સર્વ જાતના તર્કજ્ઞાનના પ્રમાણો અસત્ય થઇ પડેછે. પણ જેમ વૃક્ષના અનેક આકારોથી ન્યારો ને જુદાજ રૂપમાં બીજનો આકારછે. તેજ પ્રમાણે આ જગત્ના અનેક આકારોથી ન્યારો ને જુદાજ રૂપમાં ઈશ્વરનો આકારછે. તાત્પર્ય. એવુંકે, વૃક્ષનાઅવલોકન કર્તાની દ્રષ્ટિમાં બીજની આકૃતિ માલમ પડતીનથી, તેમ આ સૃષ્ટિના જોનારની દ્રષ્ટિમાં ઈશ્વરની આકૃતિ દેખાતી નથી. પરન્તું જ્ઞાનાનુભવથી જણાયછેકે, વૃક્ષની અંદર (અંતર્યામીપણામાં) સર્વત્ર બીજ વ્યાપી રહયુંછે. એજ પ્રમાણે આ સૃષ્ટિમાં ભિતર અંતર્યામીરૂપે ઇશ્વર ચૈતન્ય-

પણાથી વ્યાપી રહ્યાછે. હવે વૃક્ષનો આકાર મોટોછે ને બીજનો આકાર નાહનો છે. તેમજ આ સૃષ્ટિરૂપી વૃક્ષની આકૃતિ મોટીછે. ને ઇશ્વરરૂપી બીજની આકૃતિ નાહનીછે. તદ્યપિ, પ્રત્યક્ષાનુભવે જોવા જતાં વૃક્ષની અનેક આકૃતિ (જેકે ડાળાં શાખાં ફુળ ફુળ પાંદડાં વિગેરે) નું ધારણ કર્તા બીજજછે. તો એ ઉપરથી બીજ અનેક આકારનું ધારણકર્તા ઠર્યું. તેમજ આ સૃષ્ટિરૂપી વૃક્ષના અનેક આકારો ઇશ્વરરૂપી બીજેજ ધારણ કરેલાછે. તેથી નીરાકાર ઇશ્વરરૂપી બીજ અનેક આકારોનો ધારણ કર્તા કેહેવાયો. તેથી વેદમાં एकोहं बहुस्याम् હુ એક બહુ થાઊં. આ શ્રુતિ તેના અનેક આકારનું મહત્વ બતાવેછે. તો એ ઉપરથી નીરાકારનો અર્થ, જે અનેક આકાર ધારણ કરેછે એવો થયો. હવે વૃક્ષના અનેક આકારોમાં બીજ મળી રહેલુંછે. તથાપી તે બીજનો ખરો આકાર વૃક્ષના અનેક આકારોથી ન્યારો રહેલોછે: જેથી વેદમાં નીરાકાર ઇશ્વરને अलिप्त કહયોછે. મતલબ કે ઇશ્વર સર્વ આકારોમાં વ્યાપેલો મળેલો છતાં સર્વથી રહિતછે. આ ઉપરથી નીરાકાર શબ્દનો અર્થ અનેક આકારોથી ન્યારો આકાર તે નીરાકાર. હવે બીજજ વૃક્ષ જેવડા મોટા આકારમાં ઐકયરૂપે રહયુંછે. તેથી વેદમાં નીરાકાર ઇશ્વરને अद्दैत કહયોછે. તો એ ઉપરથી નીરાકારનો અર્થ અનેક આકારનો એક આકાર-તેજ નીરાકાર એવો થાયછે. હવે વૃક્ષમાં બીજ મોટા આકારમાં રહયુંછે. એ ઉપરથી વેદમાં ઇશ્વરને महद् કહયોછે. જે ઉપરથી નીરાકારનો અર્થ-મોટામાં મોટો આકાર તે નીરાકાર. હવે બીજનો આકાર વૃક્ષથી નાહનો રહેલોછે. એ ઉપરથી વેદમાં ઇશ્વરને अणु, सुक्ष्म, सुन्य રૂપ કહયોછે. જે ઉપરથી નીરાકારનો અર્થ નાહનામાં નાહનો આકાર તે નીરાકાર. બીજનો આકાર વૃક્ષના અનેક આકારને મળતો નથી, અરૂ તે આકારો બીજના આકારને મળતા નથી એ ઉપરથી વેદમાં નીરાકાર ઇશ્વરને निरवयव કહયોછે. એથી નીરાકારનો અર્થ જેના અનેક આકાર નથી. એવો જે આકાર તે નીરાકાર. વૃક્ષના અનેક આકારો બીજમાં સમાયાછે. જે ઉપરથી નીરાકાર ઇશ્વરને વેદમાં योनीरुप કહયોછે. તેથી નીરાકારનો અર્થ જેમાં અનેક આકાર સમાય એવો જે આકાર તે નીરાકાર, બીજેજ વૃક્ષના અનેક આકારોને વધાર્યાછે. જે પરથી નીરાકાર ઇશ્વરને સર્વત્રગતિમાન કરનારો હોવાથી शुचिषत् કહયોછે. તેથી નીરાકારનો અર્થ. જે પોતાનો આકાર વધારી શકે છે તે નીરાકાર. બીજેજ અનેક આકારોને પેદા કર્યાછે. જે પરથી ઉત્પન્નકર્તા નીરાકાર ઇશ્વરને શ્રુતિઓમાં કહયુંછેકે, એનાથી જળ વિષે શંખ શુકિત મકરાદિક પ્રગટયાંછે, તેથી अब्जा કહયોછે. તેમ ગૌ નામ પૃથ્વી વિષે તાંદુલ, યવ આદિક અન્નરૂપથી પ્રગટયોછે. તેથી એને गोजा કહયોછે. તેમ યજ્ઞના સાધનરૂપથી ઉપજેછે, તેથી ऋतजा કહયોછે. તેમ પર્વતથી નદી. આદિકરૂપો પ્રગટયાંછે, તેથી अद्रिजा કહયોછે. તેમ સર્વનું મુળતત્ત્વ હોવાથી बृहत् (મોટો) કહયોછે. સારાંશકે, નીરા-

કાર ઇશ્વર બીજરૂપથી અનેક આકૃતિઓ ઉત્પન્ન કરી શકયોછે. તેથી અનેક નામો પડયાંછે. તે ઉપરથી નીરાકારનો અર્થ, જે અનેકરૂપ લેછે, એવો જે આકાર તેજ નીરાકાર, બીજ વૃક્ષના અનેક આકારોને જોઇ શકેછે, તેથી નીરાકાર ઇશ્વરને સર્વદ્રષ્ટા કહયોછે. એ ઉપરથી નીરાકારનો અર્થ જે અનેક આકારોને જાણી શકે. એવો જે આકાર તે નીરાકાર, બીજના આકાર જેવો વૃક્ષનો આકાર નથી. તે ઉપરથી વેદમાં નીરાકાર ઇશ્વરને બ્રહ્મ કહયોછે. જેથી નીરાકારનો અર્થ જેના જેવો બીજો નથી આકાર એવો જે આકાર તે નીરાકાર, બીજ વૃક્ષના અનેક આકારોને ઘટાડી શકેછે. તેથી નીરાકારનો અર્થ, અનેકનું આકર્ષણ કરેછે તે નીરાકાર, બીજનો નાહનો ને મોહોટો એવા બે આકારછે, એ પરથી નીરાકારના અર્થ નાહનો ને મોટો એવો આકાર જેછે તે નીરાકાર, બીજનો આકાર વૃક્ષમાં બીલકુલ સંભવતો નથી. તેથી નીરાકારનો અર્થ જેનો બીલકુલ આકાર સંભવતો નથી તે નીરાકાર. બીજમાં વૃક્ષ સમાયુંછે, તેથી જેમાં અનેક આકાર સમાયાછે એવો જે આકાર તે નીરાકાર, બીજ વૃક્ષના અનેક આકારમાં વ્યાપકછે, તેથી નીરાકારનો અર્થ જે અનેકમાં વ્યાપકછે તે નીરાકાર, બીજ વૃક્ષના અનેક આકારોથી દરશાય છે, તેથી જે અનેકથી દરશાયછે, તે નીરાકાર, બીજમાં બીજો આકાર નથી, તેથી જેમાં બીજો આકાર નથી તે નીરાકાર, બીજમાં વૃક્ષ સ્થિરછે તેથી જેમાં અનેક આકાર સ્થિર રહેલા એવો જે આકાર તે નીરાકાર, સારાંશકે બીજરૂપી નીરાકાર ઇશ્વર આ જગતના અનેક આકારોથી ન્યારોછે, તથાપી તે કેવા પ્રકારનોછે! તે બોલી શકાય નહીં. લખી શકાય નહી, તોપણ તે વિચારમાં આવી શકેછે, તે ઉપરથી તે ચિન્હમાત્ર, સુક્ષ્મ, નિશાનરૂપ, અણુથીપણ નાહનો આકારછે. ને તે નાહના આકારમાંથી આ સૃષ્ટિના અનેક આકારો પેદા થએલાછે. ને આખર તેને વિષે મળીને એક મોહોટો આકાર થએલોછે તેથી તે મહાન મોટા આકારનું નામ નીરાકાર.

તમોએ પવન શ્રુતિ દરશાવી તેમાં કહયું કે, પવન એક છતાં અનેક આકારોમાં મળી ગયલોછે તેથી તે પવનને અનેક આકારો શાથે સંબંધ નથી. પણ પવન સ્વતઃન્યારોછે. આ કારણથી પવનનો આકાર ન કેહેવાય. પણ આ બોલવું તદ્દન તત્વજ્ઞાનના ધોરણથી કેવળ ઉળટુંછે. કેમકે તત્વજ્ઞાનમાં નિષ્પક્ષપાત રીતે સત્યાર્થ દોહન કરવાનો મુળ સિદ્ધાન્તછે. તો એ પરથી તમોએ નિષ્પક્ષપાતી ખુલ્લાસો કીધો કેહેવાય નહી. કેમકે નીરાકારનો અર્થ, અનેક આકારો મળીને જે મહાન મોટો આકાર થાય એવો હમોએ તત્વજ્ઞાનથી અર્થ કહયોછે. તે પ્રમાણે પવન વિષે પૃથક્કરણ કરતાં સ્પષ્ટ થઈ આવેછેકે, પવન પણ અનેક આકારોમાં મળીને ભિન્ન ભિન્ન રૂપે વેહેંચાઇ ગયોછે. ત્યારે પવન અનેકાકારી દરશાયો. આ જગ્યાપર સત્યાર્થે જોતાં પવનનો મુળમાં જેટલો જથ્થો હતો, તેટલા જથ્થામાંથી અનેક આકારોને વિષે, તે આકારોના કદ પ્રમાણે પવનના ફેલાયાથી પવનના

અસલ જથ્થામાં તેટલા વિભાગો પડયા. પણ આ પડેલા તમામ વિભાગોમાંથી પવનને જયારે એકત્ર કરીએ, ત્યારે તો અસલની માફક જેટલો જથ્થો હતો તેટલો આકાર પાછો બની રહયો. જેથી પેલા દરશાયલા હતા તે અનેક આકારો અસલ પવનના જથ્થામાં મળી ગયા, તેથી એક મોહોટો આકાર બન્યો એમ કહેવાય. વાસ્તે મહાન મોટા આકારનું નામ નીરાકારછે. તેમજ સૂર્યની જયોતિ અનેક આકારોમાં વેહેંચાઇ ગઇ ખરી, પણ તેને આપણે અસલ સૂર્યમાં એકત્ર કરીએ, ત્યારે એક મોટો આકાર થાય, તેથી તે નીરાકાર, વળી કહોછોકે પાણીનો બીલકુલ આકાર નથી, કેમકે અંધકારમાં જોઇએ તો તે દરશાતું નથી. ને પ્રકાશમાં તે ઉજવળાકાર ભાસેછે, ને વાદળમાં વાદળ જેવું દરશાયછે, તો તેથી તેનો આકાર થાય નહીં. પણ વિચાર કરવો જોઇએ કે, જયારે પાણીનો આકાર સમજાયો નહી તેથી શું તે આકાર વગરનુંજછે. એમ શીવ્ર થાય! નાના!! કદી નહી. કેમકે એનો આકાર ન હોય તો એને વિષે થંડી ને વજન માલમ પડવું ન જોઇએ. પણ જયારે પાણીમાં થંડી ને વજનનો ગુણ રહેલોછે, ત્યારે તો તે આકૃતિવાળુંજ કહેવાને અડચણ નથી. કેમકે સૃષ્ટિમાં કર્મ યોજના પ્રમાણે જેટલાં આકૃતિવાન પદાર્થોછે તેટલાઓમાં અમુક ગુણો રહેલાછે. તમો કહેશોકે, પાણી અંધારાંમાં દરશાતું નથી, પણ આપણે અગાઉ સીદ્ધ કરી ગયા છૈયેકે, ઇશ્વરે અંધકાર ચીજ પ્રગટ કરીજ નથી. કેમકે સર્વત્ર એકજ ઈશ્વરી જયોતિ રહેલીછે. છતાં તેને વિષે ઉપલો દેખાવ જે દરશાયો તે આપણી દેહાકૃતિના બંધારણ પરથી ભાસી આવ્યોછે. કારણકે અંધારાંમાં બીજાં પ્રાણીઓ સર્વ જગ્યાપર પોતાનો વ્યેહવાર ચલાવેછે. તેથી અંધારૂં નથી, પણ અંધકાર જોનાર આપણ ચર્મચક્ષુ વા દેહાકૃતિનો ગુણછે. સારાંશકે, દેહાકૃતિના બંધારણથીજ અંધારૂં દેખાયુંછે. એજ પ્રમાણે પાણીનો આકાર નથી, એવા પ્રકારનો ભુલાવો ખાનાર આપણી સમજશકિતનો ગુણછે. પણ જયારે પાણી આકારવગરનું હોય, ત્યારેતો ઉપલા ગુણો એને વિષે દરશાવવા ન જોઇએ, તે છતાં તેને વિષે થંડીને વજનવાળા ગુણો અજવાળાંમાં ને અંધકારમાં એકસરખા પ્રમાણરૂપથી ભાસેછે, તેથી સિદ્ધ થાયછેકે, પાણીની આકૃતિ રહેલીજછે. તેમ છતાં કહોછોકે, માટીના કેટલાએક ઘડાઓમાંહે પાણીભરી સૂર્યના અજવાળાંમાં મુકયા, તેથી સૂર્યો ઘણાં માલમ પડયા, પણ જયારે પાણીને દુર કીધું, ત્યારેતો ઉપલા અનેક આકારો મટી જઇ એકજ સૂર્ય દરશાયો, તેથી પેલા અનેક સૂર્યોને તમો મિથ્યા કહોછો, પણ એમ નથી. કેમકે સૂર્યનો પ્રતિબિંબ જે ઘડાઓના પાણીમાં પડયો, તેથી ખરા સૂર્યની આકૃતિ પ્રમાણેના તે પ્રતિબિંબો હતા, પણ કાંઈ વિરૂદ્ધ રૂપ હતા, એમ આપણથી ન કેહેવાય. હવે જયારે ઘડાના પ્રતિબિંબરૂપ અનેક સૂર્યોની આકૃતિ પેલા એક ખરા સૂર્યના જેવીજ હતી. તેથી કાંઇ ઘડાના સૂર્યો મિથ્યા ન કેહેવાય. પણ મિથ્યા તો કેહેવાયકે સત્યાકૃતિથી વિરૂદ્ધ આકૃતિ દરશાય, ત્યારે મિથ્યા કેહેવાય, પણ આ જ

ગ્યાપરતો સત્ય સૂર્યના સ્વરૂપને મળતી ઘડાઓના સૂર્યોની આકૃતિ હતી. તેથી એ પ્રતિબિંબરૂપ સૂર્યોને જોવા જોઇશું તો તેઓ સર્વે ગોળને પ્રકાશીત ખરા સૂર્યના જેવાજ સ્પષ્ટ દેખાસે. તેથી આ પ્રતિબિંબરૂપ સૂર્યો પણ સત્યછે. પણ કદાચિત ઘડાઓમાંથી પાણી કાઢી નાંખ્યું, ને સૂર્યો દેખાતા બંધ પડયા, તેથી એમ નથી કેહેવાતુંકે, પ્રતિબંબાકૃતિ સૂર્યો ખરા સૂર્યથી ઉલટા આકારમાં પ્રગટ થયા હતા. પણ એમ કેહેવાયછેકે ખરા સૂર્યની જેવી આકૃતિછે તેવીજ આકૃતિઓ પ્રતિબિંબવાળા સૂર્યોની રહેલીછે, તેથી એ અનેક સૂર્યોપણ સત્યછે. કેમકે પાણીમાં વજનછે, તેથી પાણીનો આકાર આપણે નકકી કીધોછે. છતાં અસલપાણીના જથ્થારૂપ આકારમાંથી ઘડાઓના પ્રમાણ પ્રમાણે અનેક સુક્ષ્માકારો કર્યા, ત્યારે ઘડાઓના ન્યારા આકારોથી પાણીના ન્યારા આકારો જણાયા, પણ તમામ ન્યારા ઘડાઓના પાણીને અસલ આકારમાં એકત્ર કરીએ, ત્યારેતો એક મોટો આકાર થાય, તેથી જેમાં ઘણાનો સમાવશ થાય તે નીરાકાર. એજ પ્રમાણે પૃથ્વીની મહાન આકૃતિમાંથી ઘડારૂપ સુક્ષ્માકૃતિઓ પ્રગટ કરી. પણ એ સર્વનો નાશ થયાપછી અસલ પૃથ્વીમાં મળી રહેવાની, સારાંશકે, ઘડારૂપી અનેક આકૃતિઓ પૃથ્વીરૂપ અસલ આકારમાં મળી ગઈ, જેથી ઘડારૂપ અનેક આકારોનો સમાવશ પૃથ્વીમાં થયો, તેથી પૃથ્વી પણ નીરાકાર ઠરી. કેમકે પૃથ્વીરૂપી મોટા આકારમાં ઘડારૂપી નાહના આકારો મળી ગયા, આ ઉપરથી એમ ન કેહેવાયકે ઘડારૂપી નાહના આકારો હતાજ નહીં. તેમ સૂર્યના પ્રતિબિંબરૂપી આકારો પ્રગટ થએલાજ નહીં, પણ એમ કેહેવાયકે, સૂર્યના પ્રતિબંબથી અનેક આકારો થાયછે. ને વળી તે આબેહુબ સૂર્યના જેવાજ હોયછે. તેમ પૃથ્વીમાંથી પણ ઘડારૂપી અનેક આકારો થાયછે, તેથી સત્ય જોતાં એ સર્વે નાહના આકારો સત્યજ મનાયછે કાંઇ અસત્ય મનાતા નથી, સારાંશકે ઘડાના પ્રતિબિંબ રૂપ આકારો સત્ય હતા, તેમજ પૃથ્વી સૂર્ય ને પાણીરૂપી મોટા આકારો પણ સત્યછે. તાત્પર્યકે, સૂર્યના પ્રતિબિંબમાં જે ભાસ પડયો. તે તદન સૂર્યની આકૃતિના જેવોજ હતો. એ પ્રમાણે અક્ષરરૂપ અવિનાસી પરમાત્માની જેવી આકૃતિનું બંધારણછે. તેવોજ પ્રતિબિંબ આ સૃષ્ટિમાં પડયોછે. જેથી આ સૃષ્ટિ અનેક નાનારૂપ આકૃતિવાન દરશાઇછે. છતાં એ સર્વે આકૃતિઓ નીરાકાર પરમેશ્વરની આકૃતિમાં રહેલીછે. કેમકે શ્રી કૃષ્ણે અરજુનને આત્મજ્ઞાન આપતાં પોતાના આત્મામાંથી વિરાટ સ્વરૂપના દર્શણ કરાવ્યાં હતાં, તેથી શીધ થયું હતું કે, આત્માને વિષે આ વિશ્વ વ્યાપેલુંછે. સારાંશકે, પ્રથમ પ્રાણરૂપ હિરણ્યગર્ભથી આ વર્તમાન વિરાટ ઉત્પન્ન થયુંછે. તે આ મંત્ર દરશાવેછે. मंत्र, अग्निम्मूर्द्धा चक्षुषी चन्द्रसूर्य्यौदिश : श्रोत्रे वाग्नि वृताश्चवेदा : । वायु : प्राणोह्रदयं विश्वमस्य पदम्यां पृथिविह्येष सर्व्व भुतांतरात्मा અર્થ. પ્રસિદ્ધ સ્વર્ગ લોક અગ્નિછે એ શ્રુતિથી કહેછેકે, જેનું મસ્તક અગ્નિરૂપી સ્વર્ગછે, જેના સૂર્ય

ચંદ્ર બેઉ ચક્ષુછે, દશો દિશા જેના બેઉ કાનછે, પ્રસિદ્ધ ચારે વેદ જેની વાણી છે. વાયુ જેનો પ્રાણછે. ને સમસ્ત જગત્ હૃદય જેનું (અંતઃકરણ) છે. તેમજ જેના બેઉ પગથી પૃથિવી થઇછે. આ પ્રથમ ત્રૈલોકયમય શરીર ધારી દેહરૂપ ઉપાધિવાળા અનંતરૂપ વિષ્ણુદેવ આકાશાદિક સર્વ ભૂતોના અંતરાત્માછે. સારાંશકે. પરમાત્માનાં ખરાં સ્વરૂપમાંજ આ જગતના અનેક આકારો રહેલાછે. તેથી તેને સર્વ શકિતમાન કહેછે. એટલે. આ સૃષ્ટિની સર્વ સ્થાવર, જંગમાદિક તમામ કૃતિ રૂપી બધી શકિત, તેને વિષે ન રહી હોત.તો તે સર્વ શકિતમાન કહેવાત નહી. પણ જયારે એ સર્વે શકિત તેને વિષે રહીછે. ત્યારેજ તેને સર્વ શકિતમાનનું વિશેષણ મળ્યુંછે. વાસ્તે જયારે અસંખ્ય ને અનંત શકિતરૂપ આકારો તેને વિષે સમાયા છે. ત્યારે તે સર્વ શકિતમાન ઠર્યોછે. તેથી કરીને આ સર્વ સૃષ્ટિના અસંખ્ય આકારો તેને વિષે રહેલાજછે, વા તો તેજ એવા વિરાટ સ્વરૂપમાં વ્યાપ્યોછે, તેથી તે નીરાકાર કેહેવાયોછે. એટલે તેમાં અનેક આકારોનો સમાવશ થએલોછે.

આ પ્રમાણ પરથી સૃષ્ટિક્રમ પ્રમાણે જોવા જતાં જાતનો સમાવશ જાતમાં થાયછે. એ ન્યાયે કરીને અવલોકન કરતાં જણાયછેકે, જેમ અગ્નિ અગ્નિમાં મળેછે, તેમ આકારોનો સમાવશ આકારોમાં થાયછે, એ નિઃસંશય બીનાછે. હવે ઘડાનો આકાર, પાણીનો આકાર ને સૂર્યનો પણ આકારછે. ત્યારે એના સંયોગથી જે પ્રતિબિંબ રૂપી સૂર્યો જે ઘડામાંહે દરશાયા, તેથી એપણ સત્યછે. સારાંશકે, આકારોના મળવાથી આકારો પ્રગટ થાયછે, તેથી પ્રગટ થએલા આકારો કાંઇ અસત્ય નકેહેવાય, કેમકે પૂર્વના સત્યરૂપ આકારોથી પ્રગટ થનાર આકારો પણ સત્યરૂપ મનાયછે. એજ પ્રમાણે સૂર્યોના જે આકારો જણાયા, તે સત્ય જણાયા, કેમકે પંચમાહાભૂતો આકારવાળાછે. કાંઇ આકાર વગરના ન ગણાય, કેમકે પૃથ્વીમાં વજનછે. તેમ વેદાન્તશાસ્ત્રમાં પંચભૂતના ગુણ વિષે કહેછેકે, આકાશનો શબ્દ ગુણ, અગ્નિમાં શબ્દ ને રૂપ બેઉ ગુણ, જળમાં શબ્દ, રૂપ ને રસ એવા ત્રણ ગુણછે. ને વાયુમાં શબ્દ સ્પર્સ રૂપને રસ એવા ચાર ગુણછે. ને પૃથ્વીમાં શબ્દ સ્પર્સ રૂપ રસને ગંધ ગુણછે. એવાપંચભૂતોમાં પંચગુણોછે. તદપિ પ્રાકૃતજ્ઞાને જોવા જતાં પૃથ્વીમાં વજન ને ગંધ ગુણછે પવનમાં હાળવા ચાલવા સંબંધી સ્પર્સ, ગંધ ને વજન એવાં ત્રણ ગુણોછે તેથી એ બેઉ આકારવાળાંછે, તેમ પાણીમાં વજનને થંડીનો ગુણછે. તેથી એ પણ આકૃતિવાનછે. ને અગ્નિમાં તેજ ભસ્મ ને વજન એવા ત્રણ ગુણ રહેલાછે. તેથી એ ગુણ એની જયોતિને પ્રકાશમાં પણ કાયમછે, આ કારણથી એનો પણ આકારછે, કેમકે અગ્નિ ને જયોતિ ને જયોતિને અગ્નિ બેઉ એકજ સરખા રૂપમાં સ્થિર ત્યારે તો જયોતિનો પણ આકાર મનાય, ના કેહેનારની ભૂળછે. એજ પ્રમાણે આકાશમાં શબ્દનો ગુણછે, તેમજ એ આકાશ પોતાના સ્વરૂપને વિષે અગ્નિ જળ વાયુને પૃથ્વી એ ચારો ને ઉંચકી રાખેછે. તેમજ પ્રાણીમાત્રોની કાયાઓને વધારવી ઘટારવી ને આસપાસ-

થી જોઇએ તે પ્રમાણેનું આચ્છાદન કરવું. એવાં કેટલાંએક કર્તવ્યકર્મથી શીઘ્ર થાયછેકે, આકાશના પણ આકારછે, કેમકે જે પદાર્થમાં ગુણ ન હોય તો તે પદાર્થનીરાકાર કહેવાય, પણ ઉપલી ચીજોમાં તો ગુણ માલમ પડેછે. તેથી નિશ્ચે થાયછેકે, પંચભૂત આકારવાળાંજછે. કેમકે ઉપરના પંચ પ્રકારના ગુણોમાં કેવા પ્રકારના આકારો વ્યાપેલાછે. તે વિષે કહેછેકે, આકાશનો ગુણ શબ્દછે, ને તે નિર્વિકાર કૃતિમાં રહેલોછે. વાયુમાં વીસી એવા આકારનો શબ્દછે. ને એને વિષે શરદી ગરમી ને કઠણતા વ્યાપેલીછે, ને અગ્નિમાં ભુગુભુગુ એવી આકૃતિનો શબ્દ છે. ને જળને વિષે બુલુબુલુ એવી આકૃતિનો ધ્વનિ રહેલોછે. ને પૃથ્વીમાં કડકડ એવી આકૃતિનો શબ્દ છે જેમાં કઠીણતા, સ્પર્સ ને નિલાદિક ચિત્ર રૂપછે એટલે કાળો, આદિ શબ્દોએ કરીને ધોળો, પીળો, રાતો, લીલો, એવા રંગો મળવાથી ચીત્રરૂપ પૃથ્વીનો આકારછે. સારાંશકે, આ પંચભૂતોની આકૃતિ અદર્શતાવાળી હોવાથી વા મહાન સ્વરૂપવાળી રહેવાથી મનુષ્યોની કલ્પનામાં યથાર્થ ન આવવાને લીધે તેઓ એઓને કદાચિત નીરાકાર એટલે આકાર વગરના ગણતા હોય તો તેઓની મોટી ભૂળછે. કેમકે વિકાર રહિત વસ્તુ આકાર વગરની ગણાયછે. પણ પંચભૂત વિકારવાળાંછે, તેથી આકાર વગરનાં ન કેહેવાય, પણ આકારવાળાં ગણાય. હવે એ ભૂતોના આકારો આ સૃષ્ટિના દરશાયલા સર્વ આકારોથી કેવા પ્રકારની એઓની આકૃતિછે. તે યોજના મનુષ્યોથી થતી નથી. કારણકે, એઓમાં અદર્શતા રહેલીછે. તોપણ કાંઇક દ્રસ્યપણું એઓની ચેષ્ટાથી લાગેછે. તે એવી રીતે કે, પવન આપણને દરશાતો નથી. પણ તેના ચલનવળણ ને સ્પર્સપણાથી જાણાયછેકે, પવન કોઇ વસ્તુરૂપછે. સારાંશકે, પવનનું દ્રશ્યપણું ઇંદ્રિયોથી દરશાયછે. ને એઓના ગુણનું મનન જ્ઞાનેંદ્રિય જણાવેછે. એવી રીતે સર્વ પંચભૂતોની યોજના થઇ શકેછે. પણ યોજના થતી નથી એમ ન મનાય. વાસ્તે કરીને એઓ સર્વ આકારવાળાં છેજ. મુળતત્વ એવુંકે. સૃષ્ટિમાં ઘણાંએક આકારો અદર્શાકૃતિમાં રહેલાછે. ને કેટલાએક દ્રશ્યાકૃતિમાં વ્યાપેલાછે. એવીજ રીતે નીરાકાર પરમેશ્વરની આકૃત્તિ નથી. એવી યોજના ન થાય. પણ જેવી રીતે અદ્રસ્ય પંચભૂતોની આકૃતિરૂપે યોજના ઉપર પ્રમાણે થઇછે તેવી રીતે અદ્રસ્ય પરમેસ્વરની પણ આકૃતિરૂપ યોજના થઇ શકેછે. કેમકે ગુણીમાં જેવી ખુબી હોય તેવી સર્વ ખુબી તેના ગુણોમાં દરશાયછે. તેથી વૈશેષિક શાસ્ત્રમાં ગુણી ગુણ ન્યારા નથી. જેમ બીજ વૃક્ષ ન્યારાં નથી તેમ. તાત્પર્યકે, બીજના અનંતાકારો વૃક્ષમાં વ્યાપેછે. તેમ ગુણીરૂપ ઇશ્વિરના સર્વ આકારો જગત્ રૂપી વૃક્ષમાં ભાસ્યાછે, તેથી નીરાકાર એટલે જેમાં અનંત આકારો સમાયલાછે. એવો જે આકાર તેજ નીરાકાર બીજો નહી. કેમકે જેવો ગુણી હોય તે ઉપરથી ગુણની યોજના થાયછે, તેવીજ રીતે ગુણ ઉપરથી ગુણીની યોજના થાયછે. તેથી જ્યારે જગત્ રૂપી ગુણો આકૃતિવાનછે, ત્યારે ઇશ્વરરૂપી ગુણી આકારવાળો રહેલોજછે.

એ પરથી કહેવું પડેછેકે, પંચભૂતો આકારવાળાંછે, ત્યારે ઈશ્વર આકારવાળો હોવોજ જોઇએ—સારાંશકે, આ દ્રશ્ય અદ્રશ્યરૂપ સર્વ પદાર્થો આકૃતિવાનછે, ને તેમાં દ્રશ્યનો સમાવશ અદ્રસ્યમાં થાયછે ને અદ્રશ્ય દ્રશ્યમાન થઈ શકેછે, તેથીજ કરીને પ્રત્યક્ષ પ્રમાણરૂપ આકૃતિઓને પ્રાકૃતજનોએ સાકાર સંજ્ઞામાં ગણીછે. ને અદર્શરૂપ અપ્રત્યક્ષ પ્રમાણવાળી આકૃતિઓને નીરાકાર એટલે આકાર વગરની ગણીછે. પણ એવી રીતની ગણત્રી સત્યરૂપ ઠરતી નથી. પણ સત્ય ગણત્રીમાં દ્રશ્યને અદ્રસ્ય બેઉ પદાર્થોમાં કર્મેંદ્રિયને જ્ઞાનેંદ્રિયોના પુરાવાથી જે નિશ્ચાર્થ કરવામાં આવેછે, તેનું નામ સત્ય ગણત્રી કહેવાયછે. પણ આ વિવેચનને વિષે સર્વ પ્રકારની યોજના થઇછે. તેથી એ યોજના પૂર્વક નીરાકારનાઅર્થમાં અનેક આકારો સમાયછે તેનું નામ નીરાકાર કહયુંછે.

હવે એ ઉપરથી જોવા જતાં આ સૃષ્ટિના સર્વે નાના મોટા આકારોનો સામાશ પરમેશ્વર સ્વરૂપી મોટા આકારમાં થાયછે, પણ કદાચ પરમેશ્વરનો મોટો આકાર નહોય તો એ નાહના આકારો પ્રગટ થવા ન જોઇએ, ને જયારે એ થયાછે ત્યારે પરમેશ્વરરૂપ મોટો આકાર રહેલોજછે. સારાંશકે, આકૃતિવાન (વિરાટરૂપ) ઇશ્વરે પોતાના મહાન મોટા આકારમાંથી આ સ્થાવર જંગમાદિ અનેક આકૃતિવાળું જગત્ રચ્યું—ને તેણે પોતાની આકૃતિ પરથી આ સૃષ્ટિના સર્વ આકારો બનાવ્યા, કેમકે તેના પોતાના સ્વરૂપમાં અનંત એક એવી આકૃતિઓ ન રહી હોતતો આ સૃષ્ટિની સર્વ આકૃતિ તે પ્રગટ કરી શકત નહી, પણ સૃષ્ટિની આકૃતિ પ્રગટ કરવા પેહેલાં તેણે પોતાના સ્વરૂપમાં એ સર્વ યોજના જોઈ હશે, ત્યારેજ આ સર્વ કૃતિ કરવા પામ્યોછે—સારાંશકે, ઇશ્વરના વિરાટ સ્વરૂપમાં આ સર્વ સૃષ્ટિના આકારો પ્રગટ થઇ રહેલાછે, તેથી તે આકારવાળોજ કેહેવાયછે, ને કદાચ તેનો આકાર નહોત તો તેને વિરાટ શબ્દનું વિશેષણ વેદ આપત નહી. ને જયારે વિરાટ શબ્દની સંજ્ઞા તેને મળીછે ત્યારે તો તે મહાન આકારવાળો રહેલોછે, તેથી તેણે પોતાનાં અનંત આકૃતિવાન સ્વરૂપની રમણીયતા પરથી આ આકૃતિવાન સૃષ્ટિ રચીછે, જેમ રજ્જુના જોનારને સર્પની ભ્રાંતિ પડી, તેમ ઈશ્વરને પોતાના સત્ય સ્વરૂપમાં સંકલ્પરૂપ જગતની ભ્રાંતિ પડી, કેમકે સર્પ સંબંધી પડેલી ભ્રાંતિ સત્ય હતી, કારણકે, કોઇ દીવસે સર્પ દરશાવવો જોઇએ, પણ સર્પ દેખાયો નહોતતો રજ્જુને જોવાથી કોઈપણ કાળમાં જોનારને સર્પની ભ્રાંતિ થાત નહીં. પણ જયારે થઇછે ત્યારે સર્પ વસ્તુ સત્ય હોવીજ જોઇએ, તેમ ઇશ્વરને કોઇ દીવસે જગત્ દેખાયું ન હોતતો જગતની ભ્રાંતિ થાત નહીં. સારાંશકે, પરમેશ્વરના સ્વરૂપમાં આ જગત્ વ્યાપક થઈ દરશાઇ રહયુંછે. તેથી પોતાના સ્વરૂપ પરથી આ અનંતાકારી જગત રચવાની તેને સ્મૃતિ થઇછે, જેમ વૃક્ષપરથી બીજનો સંભવછે. તેમ ઇશ્વરના વિરાટ સ્વરૂપથી જગતનો સંભવછે. છતાં શબ્દ દ્રસ્યરૂપ મનાય નહી, તેમ અદ્રસ્ય કેહેવાય નહી. એજ પ્રમાણે ઇશ્વરમાથી જગત્

થયુ. એમ કેહેવાયય નહી, તેમ નગી થયું એમ ગણાય નહીં. કેમકે એકલી વૃક્ષની આકૃર્તિ ઉપરથી અંજાણ્યાની દ્રષ્ટિમાં બીજનું જ્ઞાન હોતું નથી, તેમ એ-કલાં બીજના ઉપરથી વૃક્ષની યોજના થઈ શકિત નથી. પણ બીજ ને વૃક્ષ બેઉના દર્શન ઉપરથી બેઉ આકૃતિની સમજ મળેછે. એવાજ પ્રકારથી ફક્ત જગતના અવલોકનપણાથી ઇશ્વરી સ્વરૂપની સમજ આવતી નથી. તેમજ ફક્ત ઇશ્વરી જ્ઞાનથી વિશ્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણ બેઉજ્ઞાનના શ્રવણ, મનન ને નિદિધ્યા-સથી સર્વજ્ઞાનની પ્રાપ્તિ થાયછે. મતલબકે, રજ્જુમાંથી સર્પજ્ઞાન થયું. તે સર્પાકૃતિ-નો સંભવ સૃષ્ટિમાં રહેલોછે. તેમ જગતના અવલોકનથી ઇશ્વરના સ્વરૂપની ભ્રાંતિ આપણા મનને જે નિશ્ચાર્થરૂપે થઇછે. તેનું કારણકે તેની આકૃતિનો સંભવ ર-હેલો હશેજ, ત્યારેજ થઇ, કેમકે રજ્જુ દર્શનથી સર્પ ને તેની આકૃતિ રજ્જુના આકારને યથાર્થ મળતીછે, તેમ પંચભૂત દર્શનથી ઇશ્વરને તેની આકૃતિ પંચભૂત-ના આકારને યથાર્થ મળતીછેજ, મળતી નથી એમ કેહેવાય નહીં, કેમકે જેવા પ્રકારનું વૃક્ષ હોય, તો તેવાજ પ્રમાણમાં તેની છાયા રહેલીછે. એ પ્રમાણે જોવા જતાં સ્પૃષ્ટ થાયછેકે, આ જગતરૂપી છાયાના જેવીજ આકૃતિ ઇશ્વરરૂપ વૃક્ષની રહેલીજછે, ઇશ્વરની આકૃતિ નથી એ કહેવું તદન ભુળ ભરેલુંછે, કેમકે બીજને વિષે વૃક્ષના અનેક આકારો સુક્ષ્મ સ્વરૂપમાં વ્યાપેલાછે તેથીજ કરીને બીજ અ-નેક આકારો ધારણ કરી શકેછે, જો બીજમાં વૃક્ષના અનેક આકારોનું વ્યાપકપણું નહોય તો એ અનેક આકારોને બીજ ધારણ કરી શકે નહી;એજ પ્રમાણે આપણો આત્મા પોતાની કાયાને પોતાના આકારમાં ધારણ કરી રહયોછે જો કદાચિત આત્મા આકાર વિનાનો હોયતો આપણી કાયા પણ આકાર વિનાની હોવી જોઇએ, પણ તેમ નથી, તેથી આત્માની પણ આકૃતિ છેજ, કેમકે બીજરૂપ ટેટાંનો આકારછે, તો વડ વૃક્ષનો પણછે તેમ કેરીની આકૃતિછે તો આંબાની પણછે, ને એનું મુળજે ગોટલો તેનો પણ આકારછે, કારણકે તેમાં વજનરૂપ રહેલુંછે એજ પ્રમાણે સ્ત્રીપુરૂષની પણ આકૃતિછે ને એબેઉના સંયોગથી પડેલું જે વિર્ય તેનો પણ આકારછે, કેમકે વિર્ય પંચમાહાભૂતના સુક્ષ્મ તત્વોના મળવાથી પ્ર-ગટ થએલુંછે, મતલબકે, પંચભૂત આકૃતિવાળાંછે, ને તેના સુક્ષ્મ વિભાગો જેકે તત્વો, તેઓપણ આકૃતિવાળાંજછે. ને એના મિશ્રિતપણાથી જે વિર્ય પ્રગટ થયુ છે, તેનો પણ સુક્ષ્મ આકારછે, કારણકે વિર્યમાં વજનછે, તેથી વિર્ય આકારવા-ળુંજછે, તો એના પૃથક્કપણાથી ઉત્પન્ન થએલું છોકરૂં પણ આકારવાળુંછે, કેમ-કે વિદ્વાનો એ દેહને દેવળ કહયુંછે. ને એ દેવળમાં વસનારા દેવને દેહીનામ પાડયુંછે. એટલે મકાનમાં રેહનાર પુરૂષ આકૃતિવાનછે. કેમકે શ્રુતિ, समं सर्वेषु भुतेषु, અર્થ, સર્વ ભૂતમાં આત્મા સમાનછે. એ ઉપરથી સિદ્ધ થાયછે કે, સર્વ ભૂતોની આકૃતિઓ એક આત્માએ ધારણ કીધીછે, અથવા તો આત્માને વિષે સર્વ આકૃતિ ધારણ થઈ રહેલીછે, તેથી આત્માને ધૃતિ કહયોછે. વાસ્તે આત્માની આકૃતિછેજ.

તમોએ આત્માને અખંડ પ્રકાશયુક્ત કહયોછે. ત્યારે તો તે પોતાના કિર્ણોની મારફતે સર્વત્ર વ્યાપી રહયોછે, તેથી શું પ્રકાશનો આકાર નથી. એમ ન કેહેવાય. કેમકે પ્રકાશયુક્ત સૂર્યનો જે આકાર રહયોછે. તે આકારતો ગોળદડા વા થાળી જેવોછે. તેથી ગોળને થાળી એ પણ એક આકાર ગણાયછે, કારણકે, આકૃતિરૂપ જ્ઞાનવાળી જેકે માપ કાઢનારી વિદ્યાના ભૂમિતિ નામના ગ્રંથોમાં ગોળ, લંબ, ત્રિકોણ, ચોખુણ, ષડકોણ ને અષ્ટકોણ એવા આકારો ગણેલાછે, તે પ્રમાણે સૂર્યનો ગોળ આકાર ગણાયછે, ને તેના પ્રકાશરૂપ સ્વરૂપમાં અગ્નિ વ્યાપકછે, ને તે અગ્નિનો તો આકારછે, તેથી તેના જ્યોતિરૂપ પ્રકાશનો પણ આકાર થઈજ ચુકયો, સારાંશકે, એ પ્રકાશ ગરમીરૂપ ધારણ કરેછે, ને તે ગરમીના ગુણને લીધે સૂર્યના કીર્ણો બાષ્પભવનની ક્રિયાને માર્ગે પાણીને વરાળાકૃતિમાં આકાશ તરફ ઊંચે આકર્ષણ કરેછે, છતાં આ જગત્‌માં ગરમી આપવી ને થંડી લેવી, એ કર્તવ્યકર્મ આકાર વિના થતું નથી, તેથી સિદ્ધ થાયછેકે, સૂર્યનો ગોળ૦ આકારછે, ને કીર્ણોનો લંબ—આકારછે, તેથી લંબ—ને ગોળ૦ એવા બે આકાર સૂર્યના સાબીત થયા, તમો પ્રશ્ન કરશોકે, એકજ આકૃતિ બે આકારવાળી હોતી નથી, પણ ભૂમિતિમાં એકજ આકૃતિ ઘણાં આકારવાળી થાયછે, તે આપણે જાણીએ છેયે, તેથી સૂર્ય જેવા પદાર્થના બે આકાર કહયાતે વિદ્યાજ્ઞાન વિરૂદ્ધ ઠરતા નથી, તેથી એ વાત સત્યજછે, છતાં તમો દરશાવોછોકે, આકૃતિવાન પદાર્થોનો તો નાશ થાયછે, તેથી ઈશ્વરનો આકાર હોય તો તેના નાશનો સંભવછે, પણ એ તત્વજ્ઞાનની વાત નથી, પણ ફકત સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનોના અજ્ઞાનરૂપ વિચારોનીછે, કેમકે આ સૃષ્ટિમાં સર્વ પદાર્થો અવિનાસીછે, પણ વિનાસી રૂપમાં જે કાંઇ તમોને દેખાયછે, એ તમારી અજ્ઞાનતાવાળી દોષ દ્રષ્ટિછે, છતાં તમો કેહેશોકે, મનુષ્યને મર્ણ પામેલું આપણે જોઈએ છેયે, તેથી નાશ થાયછે એ વાત નિઃશંકછે, પણ એમ નથી, કેમકે હરેક પદાર્થનો ક્ષય થતો જે સર્વને દેખાયછે, તે ફકત વિકારમાત્રછે, કારણકે, મર્ણ પામેલાં મનુષ્યના મુડદાંને જોવા જતાં તેનો કોઈપણ ભાગ મર્ણ પામેલો આપણે જોતાં નથી, કેમકે તેને વિષે હાથ, પગ, આંખ, નાક, કાન, જીવ્હા, ચામડી વિગેરે અવયવો જેવા ને તેવા સ્થિર રહેલા દેખાયછે, પણ તેમાંના કોઇ ભાગ ખંડિત થએલો દેખાતો નથી, પણ ફકત શ્વાસા હાજર નહોતો, છતાં એ શ્વાસાતો એક જાતનો ચૈતન્યાકૃતિ પવન હતો, તે ચૈતન્યસ્વરૂપ પરમાત્માનેવિષે લિન્ન થઇ ગયો હતો. જેમ ઘરનો ધણી ઘર છોડી પરદેશ ગમન કરેછે, ત્યારે ઘર ખાળી પડી રહેછે, તેમ કાયાને છોડી આત્માના ચૈતન્યમાંથી પ્રગટ થએલો ચૈતન્યરૂપ જે શ્વાસા, તે પોતાના અખંડ ચૈતન્ય મુલ્કમાં ચાલ્યો જાયછે, તેથી કાંઈ ચૈતન્યનો નાશ થયો, એમ કહેવાય નહી. પણ ચૈતન્યરૂપ આત્મા પોતાના ચૈતન્યરૂપી કિર્ણોના પ્રકાશોને આકર્ષણ કરી પોતાના સત્યસ્વરૂપમાં એકત્ર કરી અકયતાને પ્રાપ્ત થાયછે.

ત્યારે સ્વપ્ન સ્વપ્નાંતર ને મન પ્રાપ્ત થતું નથી પણ તે સમયે પુરૂષરૂપ આત્મા સુતો કેહેવાયછે આ સુવાપણાનું નામજ મૃત્યુછે, मंत्र, तस्मै स होवाच। यथा गार्ग्यमरीचयो ऽर्कस्यास्तं गच्छंत: सर्व्वा एतस्मिंस्तेजो मण्डल एकीभवन्ति। ता: पुन: पुनरुदयत: प्रचरन्त्येवंह वै तत्सर्वं परेदेवे मनस्येकीभवति। तेनतर्ह्येषपुरुषो न शृणोति न पश्यति न जिघ्रति नरसयते नस्पृशते नाभिवदते नादत्ते नानंदयते नविसृजते नेयायते स्वपितीत्याचक्षते॥ અર્થ. (પ્રશ્નોપનિષદના ૪૩ માં મંત્રમાં પિપ્પલાદ નામના આચાર્યને ગાર્ગ્ય નામના શિષ્યે પ્રશ્ન કર્યો કે, હે ગુરૂ! કાર્ય કારણ સંઘાત, સુષુપ્તિ વા પ્રળય (મૃત્યુ) કાળમાં આપાણું મન કયાં લિન્ન થાયછે!) એ ઉપર પિપ્પલાદ ઉવાચ: હે ગાર્ગ્ય! શ્રવણ કર, જેમ સૂર્યના સર્વ કિર્ણો અસ્તને પ્રાપ્ત થાયછે, એ પ્રમાણે તેજોમય મંડલ વિષે ઐકયતાને પામેછે, છતાં એ કિર્ણો ફરીફરી ઉદયને પામી ફેલાયછે, એ પ્રમાણે આપણી સર્વ ઇંદ્રિયોનો સમુહમાં વિષયી વ્યહવારો, ચક્ષુ આદિક દેવો મનને આધિન થવાથી, પરમદેવરૂપ જે આપણું મન રેહેલુંછે, એ મન સ્વપ્નકાળમાં સૂર્ય મંડલનાં કિર્ણોની માફક ઐકયતાને પામેછે, અથવા જાગવાની ઇચ્છા થકી પુરૂષ વિષય અરૂ ઇંદ્રિય આદિક વ્યાપારમાં મન થકી પ્રવર્ત થાયછે, જેમ સૂર્ય મંડલમાં કિર્ણો ફેલાયછે તેમ, એજ પ્રમાણે સ્વપ્નકાળમાં શબ્દાદિક જ્ઞાનના સાધનરૂપ શ્રોત્રાદિક ઇંદ્રિયો મન વિષે ઐકયતાને પામેછે, ત્યારે સર્વ વ્યહવાર બંધ પડેછે, તેથી કહેવાયછેકે સ્વપ્નકાળમાં દેવદત્ત વિગેરે પુરૂષો સાંભળતા નથી, દેખતા નથી, સુંઘતા નથી, રસનો સ્વાદ લેતા નથી, સ્પર્સ કરતા નથી, બોલતા નથી, ગૃહણ કરતા નથી, આનંદને પામતા નથી, મળને ત્યાગતા નથી, ચાલતા નથી, પણ કેવળ સુતા છે એમ લોકીકજન કહેછે સારાંશકે એજ પ્રમાણે પ્રળયકાળમાં ચૈતન્યરૂપ આત્મા પોતાનું ચૈતન્યરૂપ કિર્ણ જેકે શ્વાસા તેને આકર્ષણ કરી ઐકયતાને પામી સ્થિર થાયછે, ત્યારે લોકીકજન તેને મૃત્યુ પામેલો ગણેછે પણ તેમ નથી. સત્ય જોતાંતો શ્વાસારૂપ ચૈતન્ય આત્મરૂપ ચૈતન્યમાં લિન્ન થાયછે, જેમ દીપકને બુજવા થકી તેની જયોતિ અસલ અગ્નિના સત્ય સ્વરૂપમાં અત્યંત સુક્ષ્માકારથી મળી જાયછે. તેમ શરીરનું સર્વ ચૈતન્ય સુક્ષ્માકારથી આત્માને વિષે લિન્ન થાય છે, ને શરીરનો જે જડ ભાગ આપણને ભાસેછે, તે આકૃતિતો પંચમાહાભૂતોના સુક્ષ્મ અનંત તત્વોના મિશ્રિતપણાથી થએલીછે, તેથી જયારે કાષ્ટવત શરીરના મુડદાંને પ્રજા બાળી વા દાટી મુકેછે, ત્યારે શરીરના તમામ સુક્ષ્મ તત્વો પોતાની પંચભૂતરૂપ અસલ જાતિમાં ઐકયતાથી મળી જાયછે તેથી કરીને તત્વોનો નાશ થયો, એમ કેહેવાય નહી.

આ ઉપરથી સિદ્ધ થયુંછેકે, એક આત્મા બીજું આત્માનું ચૈતન્ય, ને ત્રીજું

પંચમાહાભૂતોના સુક્ષ્મ તત્વો સદા અમ્મરછે. તેથી કરીને આ સૃષ્ટિપણ અવિનાસીછે, એનો કોઇકાળે નાશ થતો નથી થવાનો નથીને થશે પણ નહીં. કેમકે અગાઉ આપણે સૃષ્ટિ ને ઇશ્વિર એ બંન્નોનો સંબંધ પુરૂષ છાયારૂપ ગણ્યોછે, તે વાજબીછે. કેમકે છાયાની અનેક આકૃતિનો સમાવશ પુરૂષમાં થએલોજછે, અથવા તો પુરૂષને વિષે જે અનેક આકૃતિ (હાથ, પગ વિગેરે) તે સર્વે છાયામાં પ્રગટ થઇછે, તેથી પુરૂષરૂપ ઇશ્વરને વેદમાં નીરાકારનું વિશેષણ આપ્યું, જેથી એનો સત્ય અર્થ તો જેમાં અનંતકોટ આકારો સમાયલાછે, તેને નીરાકાર કહેવો વાજબીછે, તેથી નીરાકાર શબ્દના ઉચ્ચારથકી તમારે એવો અર્થ કરવો કે જેમાં અનેક આકાર સમાયલાછે, એવો જે આકાર તેજ નીરાકાર. બીજો અર્થ સ્થુલ બુદ્ધિ ને ઇંદ્રિયરૂપ ધર્મના જ્ઞાનથી થએલોછે, તેથી તે અસત્યજછે. એ બિના નિઃસંશય સમજવી.

કારણકે ઇશ્વિરના સ્વરૂપમાં બે પ્રકારની યોજના થાયછે.જેમ પવન ને શબ્દમાં બે પ્રકારની યોજનાથી એ વસ્તુઓ દ્રશ્યરૂપ નથી પણ અદ્રશ્ય છે, તો પણ એ અદ્રશ્યરૂપ વસ્તુઓ દ્રશ્ય થાયછે. એજ પ્રમાણે ઇશ્વિરના વિશેષણીક શબ્દોમાં અધ્યાહાર અર્થો રહેલાછે, તેથી એ અધ્યહાર અર્થોમાં એક અર્થ પ્રગટ રૂપ ભાસેછે, ને બીજો અર્થ અપ્રગટ રહેછે, તેથી તેવા શબ્દોને અધ્યાહાર કહીએ છીએ. જેવાકે, અનાદિ, અદર્શ, નીરાકાર ને નીરાધાર એટલા શબ્દો છે. હવે એ શબ્દોના પ્રગટ અર્થ એવા થાયછે કે, અનાદિ એટલે સર્વથી પેહેલું તે અનાદિ, અદર્શ એટલે દેખાતું નથી તે અદર્શ, નીરાકાર એટલે જેનો આકાર નથી તે નીરાકાર, ને નીરાધાર એટલે આધાર વગરનું તે નીરાધાર, આ ઉપરથી અધ્યહાર અર્થ કેવા રૂપમાં રહયાછે, તે સ્પૃષ્ટ કરવા પેહેલાં દ્રષ્ટાન્ત રૂપે કેટલાએક કહેછેકે, ઇશ્વર આ સૃષ્ટિમાં નથી. કેમકે તે દ્રશ્યરૂપથતો નથી, પણ તત્વદર્શીઓ કહેછેકે, તે દીઠામાં આવેછે. પણ તેની સ્થિતિ અદર્શ હોવાથી તે સ્થિતિનું વર્ણન થતું નથી. જેમ નિંદ્રા જેવી સ્થિતિ અદર્શછે તેથી શું તે સ્થિતિ નથી. નાના ! એમ નકેહેવાય, પણ એ સ્થિતિના સુખનું વર્ણન થતું નથી. તેમ ઇશ્વરને પ્રાપ્ત કરાવનારી જે તૂર્યા સ્થિતિછે, તે અદર્શ હોવાથી નથી એમ નકેહેવાય. પણછે એવીરીતે આપાણા જ્ઞાન તત્વથી સાબીતી મળેછે. તેથી કહેછેકે, આ સૃષ્ટિમાં કેટલીક એવી ચીજો વા કૃતિ રહેલીછે કે, તેમાંની કેટલીએક આપણને ઇંદ્રિયો મારફતે પ્રત્યક્ષ દેખાયછે, ને કેટલીએક ઇંદ્રિયોને અપ્રત્યક્ષ દેખાયછે. પણ મન, બુદ્ધિ વિગેરે તત્વોને તે ભાસેછે, તેમ છતાં કેટલીએક કૃતિ ઇંદ્રિય મન બુદ્ધિ વિગેરેને અપ્રત્યક્ષ રહેછે. પણ અનુભવ આવવાથી આપણા જ્ઞાનને જણાયછે તેથી શું ! ઇંદ્રિયોને મન બુદ્ધિ વિગેરેના જાણવામાં આવ્યું તે જ્ઞાન ખરૂં ! ને બીજું શું ખોટું ! એમ નકેહેવું જોઇએ. સારાંશકે આપણે નિંદ્રા સ્વપ્ન એ અવસ્થાઓને યથાર્થ રીતે પ્રત્યક્ષરૂપ દેખતા નથી,પણ તેનો સંપૂર્ણ અનુભવ થાયછે,તેથી આપ

ણે કહીએ છેયેકે, એ સ્થિતિઓછે, તેમ ઇશ્વરના સ્વરૂપની ઓળખાણ અનુભવં-થી આપણા જ્ઞાનને થાયછે તેથી ઇશ્વરછે, એવી રીતે માહાત્માઓ કહી શકેછે, પણ તેને તમો દેખાડો, એવો પ્રશ્ન કોઇ કરે, ત્યારે કહેવું પડેછેકે,' જેમ તમે, નિંદ્રાને પ્રત્યક્ષરૂપે જોઈ શકતા નથી. તેમ ઇશ્વરને કોઇ પ્રત્યક્ષરૂપે જોઇ શકતુ નથી. ત્યારે પુછવામાં આવેછેકે તે દ્રશ્યછેકે અદ્રશ્ય ! એ ઉપરથી કહેવું પડેછેકે, એ સ્થિતિ દ્રશ્ય પણછે, ને અદ્રશ્ય પણછે. છતાં એનું જ્ઞાન અનુભવથી પ્રગટ્યુંછે, આ ઉપરથી સિદ્ધ થાયછેકે, કેટલીક ચીજો એવી રહેલીછેકે, તે છુપી પણ ગણાય ને દેખાઈતી પણ મનાયછે, એવીજ રીતે અનુભવ જ્ઞાને ઇશ્વર દેખાયછે ખરા, પણ તે જેટલો છુપોછો, તેટલોજ પ્રત્યક્ષ પણછે, સારાંશકે, આ જગતમાં જે વસ્તુ છુપી હોય ને દેખાય તેને આપણે અદ્રશ્ય કહીએ છેયે, તેથી નક્કી થાયછેકે, અદર્શ એટલે દીઠામાં ન આવે એવો જે પદાર્થ તે અદર્શ,ત્યારેકબુલ કરીશુંકે. હા. પણ એમ નહી. મતલબકે, જે પદાર્થ અદર્શ હોય તે પદાર્થ કોઇ પ્રસંગે દ્રશ્યમાન થવોજ જોઇએ, તેમ છતાં તે આપણને કોઈપણ સમયે જયાં સુધી દ્રશ્યમાન થયો નહીં, ત્યાં સુધી તે પદાર્થને આપણે અદ્રશ્ય શબ્દની સંજ્ઞા આપી શકતા નથી: પણ જયારે તે કોઈ સમયે દ્રશ્યમાન થઇને પાછો છુપો થઇ જાય, ત્યારે આપણે તેને અદર્શ શબ્દની સંજ્ઞા આપી બોલાવીએ છેયે: તો એ વિવેચન પ-રથી સિદ્ધ થાયછેકે, અદ્રશ્ય શબ્દનો અધ્યહાર અર્થ દ્રશ્યમાન એવો થાયછે, ત્યારે તો કબુલ કરીશું કે હા'! એ વાત સત્યછે.

આવા પ્રકારથી આ સૃષ્ટિના પ્રત્યેક ધર્મોમાં ઇશ્વરના વિશેષણ શબ્દોના અર્થો ઉપરના વિવેચન પ્રમાણે બે પ્રકારની સમજ આપી દ્વિઅર્થ દેખાડેછે, ને તે સમજમાં એક અર્થ ખુલ્લે ખુલ્લો સ્પષ્ટતાથી સર્વના જાણ્યામાં આવેછે, ને બીજો અર્થ અસ્પૃષ્ટ રીતે છુપો રહી જાયછે, તોપણ તેનો સત્ય ભાવાર્થ જ્ઞાન શક્તિના અંતર પડદામાં બિરાજી રહેછે, સારાંશકે, એવી રીતે શબ્દોના સત્યાર્થથી આપણે તદન અંજાણ્યા રહયા છેયે. મારા જાણ્યા પ્રમાણે તો આ ગુપ્તજ્ઞાન પંડિતોને તો માલમ હતું, પરન્તું એ ગુહયાર્થનું સ્પષ્ટિકરણ ધર્મોપદેશકોએ પ્ર-જામાં પ્રસિદ્ધ મુકેલું નહી.તેથી સ્થુલ બુદ્ધિન પ્રાકૃતજનો એ અલ્પજ્ઞરૂપ અનેક તર્ક વિતર્કો દોડાવી ઝગડા મચાવી મુકયાછે. પણ તેવાઓએ જાણવું જોઈએકે, આ-પણા દેહધર્મના બંધારણના ધર્મ પ્રમાણે ત્રણ પ્રકારના અર્થો સૃષ્ટિ સમયથી થતા આવેછે. તેમાં ઇંદ્રિયોના ધર્મથી જે પ્રત્યક્ષરૂપ અર્થો થાયછે, તે અર્થો કનિષ્ઠ પંક્તિનાછે. ને જે મન, બુદ્ધિ. ચિત્ત, વિચાર તર્ક વિગેરે તત્વોના પુરા વાથી જેટલા અર્થો થાયછે. તેટલા સર્વે અર્થો અપ્રત્યક્ષરૂપે રહેલાછે. તોપણ તેનુ સ્પષ્ટિકરણ અનુભવ જ્ઞાનથી કરવામાં આવેછે. એવા અર્થોને ઉતમ પંક્તિના ગણેલાછે. આ ઉતમ પંક્તિરૂપ અર્થોનો સત્યરૂપ અનુભવ સર્વજ્ઞ ઇશ્વિરની જયો-

તેમાં લિન્ન થવાથી અથવાતો તૂર્યાવસ્થાના જ્ઞાનથી થાયછે. તેથી એવા અર્થોને આત્મરૂપ અર્થ કહેછે, તેથી પ્રત્યેક શબ્દના આત્મરૂપ અર્થ કરવાથી સર્વજ્ઞતા પ્રાપ્ત થઇ આવેછે. એ અર્થો ગુપ્ત વિદ્યામાં ખુલ્લા કર્યાછે તેથી તેને મનન કરશો ત્યારે યથાર્થ જાણશો.

હવે આપણા વેદને વિષે અધ્યહાર અર્થો ઘણાછે. એટલે અડધો અર્થ જણાય ને અડધો ન જણાય તે અધ્યહાર. એ અધ્યહારનો ખુલ્લાસો આપવા આપણે દ્રષ્ટાન્ત સ્વરૂપે ત્રણ શબ્દ ટાંકીએ, ને તેમાંથી અધ્યહાર અર્થ કાઢીએ, તોપછી એવા અનેક શબ્દોમાંથી એવા પ્રકારના અર્થો કાઢવાની આપણામાં શકિત આવે-તેથી નીરાધાર, અનાદિ ને નીરાકાર, એવા ત્રણ શબ્દનું વિવેચન કરીએ. આ વિવેચનમાં ઇંદ્રિયધર્મ પ્રમાણે વ્યાકરણરૂપ વેદાંગથી સ્પષ્ટ કરતાં નીરાધારનો અર્થ, આધાર વગરનો થાયછે. તેથી એ અર્થને પ્રત્યક્ષરૂપે આપણે સત્ય માનીએ છિયે. પણ હવે મન, બુદ્ધિ વિગેરે અનુમાનરૂપી પુરાવાથી અર્થ વિવેચન કરવામાં નીચે પ્રમાણે પ્રશ્નોત્તર આપણે કરવા પડેછે. પ્ર૦—નીરાધાર એટલે શું ? ઉ૦—જેને કોઇનો આધાર નથી એવી વસ્તુને હમો નીરાધાર કહીએ છિયે. પ્ર૦-હવે જે વસ્તુ નીરાધારછે, છતાં તે કોના આધારથી રહી હશે વારૂં ? ઉ૦—કોઇના આધારથી નહી. પ્ર૦—જયારે એને કોઇનો આધાર ન હોય ત્યારે એ શી રીતે ટકી શકે વારૂ ? ઉ૦—પણ એવી વસ્તુઓતો પોતાની જાતના આધારથીજ ટકી શકે. પ્ર૦—ત્યારે નીરાધાર વસ્તુને કોનો આધાર થયો ? ઉ૦—નીરાધાર વસ્તુને પોતાનોજ આધાર થયો કહેવાય. પ્ર૦—જે વસ્તુને પોતાનોજ આધારે થયો હોય, ત્યારે તેને બીજાનો આધાર લેવાની શી જરૂર રહી ? ઉ૦—કાંઇજ જરૂર રહી નથી. પ્ર૦—તો જે વસ્તુને પોતાનો આધાર રહેલોછે, તેવી વસ્તુને નીરાધાર કેમ કેહેવાય ? ઉ૦—ન કેહેવાય. પ્ર૦—જયારે નીરાધાર ન કહેવાય ત્યારે તેને કેવી કહેવી? ઉ૦—આધાર વાળી કહેવી. પ્ર૦—તો એ ઉપરથી નીરાધારનો અર્થ કેવા પ્રકારનો થયો વારૂં ? ઉ૦—આધારવાળો થયો. પ્ર૦—નીરાધારનો અર્થ આધારવાળો શી રીતે નિકળ્યો ? ઉ૦—મન, બુદ્ધિ, તર્ક, વિચારવાળા પુરાવાના વિવેચનથી નિકળ્યો. પ્ર૦—એ અર્થને કેવું નામ આપવું ? ઉ૦—એને અધ્યહાર અર્થ નામ આપવું. પ્ર૦—ત્યારે નીરાધારનો અધ્યહાર અર્થ કેવો થયો ? ઉ૦—આધારવાળો થયો. સારાંશકે નીરાધારનો અર્થ વ્યાકરણરૂપ વેદાંગના ધોરણપર જોવા જતાં આધાર વગરનો થાય છે; પણ ન સમજાય એવો અર્થ તો આધારવાળો નિકળ્યોછે, તેથી આ જગ્યા પર ખરો અર્થ આધારવાળોજ માનવો જોઇએ. તેથી કરીને નીરાધાર એટલે પોતાના આધારવાળો અર્થ કરતાં કાંઇજ અડચણ પડતી નથી.

હવે બીજો શબ્દ અનાદિ લઇએ. ત્યારે અનાદિનો અર્થ વ્યાકરણરૂપ વેદાંગમાં સર્વથી પેહેલું તે અનાદિ, પણ એ ઇદ્રંયરૂપ ધર્મના અર્થને છોડી, મન બુદ્ધિના પુરાવાએ મનન કરી જોવામાં નીચે પ્રમાણે પ્રશ્ન થાયછે. અનાદિ

એટલે શું? ઉ૦—સર્વથી પેહેલું તે. પ્ર૦—એમાં સંધિરૂપ વિવેચન કરો? ઉ૦—અન્ ને આદિ એવા બે શબ્દો મળવાથી અનાદિ શબ્દ પ્રગટ્યોછે. પ્ર૦—ઠીક ત્યારે એ સંધિરૂપ શબ્દોનું વિવેચન કરો? ઉ૦—અન્ એટલે નહી ને આદિ કેહેતાં મુળ, એટલે જેનુ મુળ નથી તે અનાદિ એવો અર્થ થાયછે. પ્ર૦—હવે જેનું મુળ ન હોય તો તેનો અંત હોય ખરો? ઉ૦—ના. પ્ર૦—જ્યારે મુળને અંત ન હોય ત્યારે તેને કેવું કહેવું? ઉ૦—ત્યારે તેને મુળ પેહેલાંનું ને અંત પછીનું કહેવું. પ્ર૦—હવે મુળ પેહેલાંનું ને અંત પછીનું જે રહેલું હોય ત્યારે તે મધ્યમાં હોય કે નહી? ઉ૦—હા હોય. પ્ર૦—ત્યારે તે કેવી રીતે રહેછે? ઉ૦—ત્યારે તે અવિભાજ્ય સ્વરૂપે રહેછે. પ્ર૦—અવિભાજ્યમાં વિભાજ્ય થાય કે નહી? ઉ૦—ના નહી થાય. પ્ર૦—ત્યારે અનાદિ કેવા પ્રકારનું ઠર્યું? ઉ૦—અનાદિ અવિભાજ્ય ઠર્યું. પ્ર૦—ત્યારે એનો અર્થ કેવા પ્રકારનો થાયછે? ઉ૦—એનો અર્થ આદિ પેહેલાંનું ને અંત પછીનું તે અનાદિ. પ્ર૦—ત્યારે સર્વથી પેહેલું એ અર્થ ખરો કે નહી? ઉ૦—નહી. પ્ર૦—કેમ નહી? ઉ૦—સર્વથી પહેલું જ્યારે અનાદિ હોય ત્યારે તેની અગાઉ શું રહેછે એવો પ્રશ્ન થાય; પણ સત્ય સ્વરૂપે જોવા જતાં સર્વથી જે પહેલું હોય તેનાથી પણ અગાઉ જે રહેછે તેજ અનાદિ ઠરેછે બીજુ ઠરતું નથી. તેમ એનો બીજો અર્થ અન્આદિ એટલે અંત પછીનું પણ થાય, તેથી કહેવાય કે એવા બે અર્થ અનાદિ શબ્દમાં રહ્યાછે, જેથી એકજ આદિ પછીનું પણ અર્થ પર આધાર રખાતો નથી. પ્ર૦—ત્યારે એના કેટલા અર્થો થયા? ઉ૦—એના બે અર્થો થયા. પ્ર૦—તે દરશાવો? ઉ૦—એક અર્થ જેનું મુળ નહી તે અનાદિ, ને બીજો અર્થ પહેલાં પછીનું તે અનાદિ. પ્ર૦—ત્યારે એનો અધ્યહાર અર્થ કેવો થયો? ઉ૦—બે રીતનો થયો. સારાંશકે, એવા પ્રકારના વિવેચનથી સર્વ જ્ઞાન પ્રગટ થાયછે.

હવે ત્રીજો શબ્દ નીરાકાર લીધો. એનો ઇદ્રિંયધર્મ અર્થ વ્યાકરણરૂપ વેદાંગમાં જેનો આકાર નહી તે. પણ મન બુદ્ધિ તર્કાદિક તત્વોના પ્રમાણોપર વિચાર કરવા જતાં નીચે પ્રમાણે પ્રશ્નોત્તરો થાયછે. પ્ર૦—નીરાકાર એટલે શું? ઉ૦—જેનો આકાર નથી તે. પ્ર૦—જેનો આકાર નથી ત્યારે તે વસ્તુ કેવી રીતે પ્રગટ થવી જોઈએ? ઉ૦—ત્યારે તે વસ્તુ પોતાનાજ આકારથી પ્રગટ થવી જોઇએ. પ્ર૦—હવે એ પોતાના આકારથી પ્રગટ થએલી ચીજ જ્યાં રહી હશે, ત્યાં તેનો આકાર હશે કે નહી? ઉ૦—હા, જે જગ્યાપર એ ચીજ રહી હતી, તે જગ્યાપર એનો અમુક પ્રકારનો આકાર હતો. પ્ર૦—તમોએ એ વાત શી રીતે જાણી? ઉ૦—હમોએ અનુમાન પ્રમાણથી વિચાર્યું કે, કોઈપણ વસ્તુ પોતાની જગ્યાપર જે સમયે એકલી સ્થિરપણાથી વ્યાપેલી હોય, તે પ્રસંગે તેનો અમુક પ્રકારનો આકાર પ્રગટેછે. જેમ પાણી જે સ્થાનમાં વ્યાપેલું હોય, ત્યાં તે સ્થાનના આકાર પ્રમાણે તેનો અમુક આકાર ભાસેછે. પ્ર૦—પાણી જે સ્થાનમાં જાય ત્યાં તેના આકારનું

પ્રગટે છે તો તે આકારોની આકૃતિ કેવા રૂપમાં હોયછે? ઉ૦—પાણીપૃથ્વીના ભિન્ન ભિન્ન ભાગોમાં વ્યાપેછે, ત્યાં તે ભાગોમાં કોઈ ત્રીકોણ, લંબ, ગોળ, ચોખુણ, પંચખુણ, અષ્ટ ખુણ વિગેરે હોયછે, તેથી પાણી તેવીજ આકૃતિનું બનેછે. સારાંશ કે, એ પ્રમાણે નીરાકાર ચીજ પોતાની જગ્યાપર સ્થિરતાથી વ્યાપેલી હોય, ત્યારે તેનો આકાર તે સ્થાન પૂર્વક પ્રગટેછે. જેમ આકાશ પોતાના અલિપ્ત સ્વરૂપમાં સ્થિર રહી સર્વત્ર વ્યાપક થવાને લીધે એનો આકાર બ્રહ્માંડ જેવડો મોટો ગોળાકૃતિ રૂપમાં દરશાયછે અથવા તો જેવા આકારમાં એ વ્યાપ્યું હોય, ત્યાં તે તેવું દેખાયછે, તેથી આકાશમાં ઘટાકાશ. મઠાકાશ, મહદાકાશ ને અભ્રાકાશ એવા ચાર આકાર ગણાયલાછે. પ્ર૦—આ સર્વ પ્રમાણો કોને સારૂં આપ્યાં? ઉ૦—એપ્રમાણો નીરાકાર વસ્તુને સારૂં આપ્યાં. પ્ર૦—ત્યારે એ નીરાકાર વસ્તુ કેવી રીતે કયા પ્રકારની આકૃતિમાં જણાય? ઉ૦—નીરાકાર વસ્તુ એવી રીતે જણાય કે, જે વસ્તુ આકૃતિ વગરની હોય, તે ચીજ જેટલી જગ્યામાં વ્યાપક હોય, તેટલી જગ્યામાં તેની હરેક પ્રકારની આકૃતિ ગોઠવાઈ જાયછે. તેથી કરીને નીરાકાર જાતે પોતે અમુક આકારવાળી ઠરી શકેછે. પ્ર૦—ત્યારે નીરાકારનો કેવા પ્રકારનો અર્થ કરોછો? ઉ૦—હમો આકારવાળો કરીએ છૈયે. પ્ર૦—એમ શી રીતે કર્યો? ઉ૦—આગળ આપણે જોયું કે નીરાધારમાંથી આધાર એવો અર્થ નિકળ્યો, છતાં એ આધાર રૂપ અર્થમાં નીરાધાર વસ્તુજ વ્યાપી જાયછે. તેમજ અદ્રશ્ય વસ્તુ પોતે દ્રશ્યરૂપ થાયછે ને અનાદિ તેજ આદિપછી ઠરેછે. ત્યારે નીરાકારનો આકાર, તે પોતેજ નીરાકાર કહેવાયછે? પ્ર૦—નીરાકારમાંથી આકાર એવો અર્થ કયાંથી પેદા થયો? ઉ૦—એ અર્થ નીરાકારમાંથીજ નિકળ્યો. પ્ર૦—ત્યારે તો નીરાકાર પોતેજ આકારવાળી ઠરી, તેથી તેને આકાર વગરની કેમ કેહેવાય? ઉ૦—ન કેહેવાય. પ્ર૦—ત્યારે નીરાકારને કેવા આકારમાં ગણવી? ઉ૦—ત્યારે એને આકારવાળી ગણવી. પ્ર૦—ત્યારે એનો અર્થ કેવો કરવો? ઉ૦—એનો અર્થ આકારવાળો ગણવો. પ્ર૦—એવા પ્રકારની સમજ કયા શાસ્ત્ર પરથી પડી? ઉ૦—પાતાંજલ શાસ્ત્રમાં કહ્યુંછે કે, જયાં ગુણ હોય ત્યાં ગુણી હોવોજ જોઈએ, તેમ જયાં એક હોય, ત્યાં બીજું છેજ. એ પ્રમાણના અનુમાન પર નજર કરતાં જેમ ધુમો હોય ત્યાં અગ્નિ સંભવે. તેમ નીરાકારના અસતિત્વમાં સાકારનુ વ્યાપેલું અસત્યપણું હોતુંજ નથી. તેથી કરીને નીરાધારના અસ્તિત્વમાંથી આધારની યોજના પ્રગટ થઈ, અદ્રશ્યમાંથી દ્રશ્યની યોજના, અનાદિમાંથી આદિ પછીની યોજના હાજર થઈ આવી. એવીજ રીતે નીરાકારમાંથી આકારની યોજના પ્રગટ થઇછે. સારાંશ કે નીરાધારનો આધાર તે નીરાધાર પોતેજ ઠરેછે, તેમ અદ્રશ્યનું દ્રશ્યરૂપ તે અદ્રશ્ય પોતેજછે. તેમ અનાદિનું આદિરૂપ તે અનાદિ પોતેજ છે. એવી રીતે નીરાકારનો આકાર તે નીરાકાર પોતેજછે. જેમકે જયાં એક હોય ત્યાં બીજું વ્યાપેલુંછે, એટલે જે એક હોય તેજ દ્વીતીયરૂપે હાજર થાયછે. જેમ બીજના

વ્યાપકપણામાં બીજ પોતેજ વૃક્ષ જેવી બીજી આકૃતિમાં દરશાયછે, તેમ એકજ વસ્તુ જે કે નીરાકાર નીરંજન અદ્વૈત અનાદિ અદ્રશ્ય નીરાધાર વિગેરે વિશેષણ વાળી રહેલીછે, તે બીજ રૂપ વસ્તુ આ સૃષ્ટિના સ્વરૂપમાં આકારવાળી, અંજનવાળી, દ્વૈત આદિ દ્રશ્ય આધારરૂપમાં તેજ પોતે બીજી આકૃતિમાં દરશાઇછે.

આ જ્ઞાનનું દોહન દેહ ધર્મના બંધારણમાં જે ખુબી રહેલીછે તેજ ખુબીઓ થકી આપણું જ્ઞાન ત્રણ પ્રકારના અર્થો કરી શકેછે. તેથી સમજવાનુંકે, આપણો દેહધર્મ એવા પ્રકારનોછેકે, તેને પ્રથમ ઇદ્રિંય ધર્મરૂપ પ્રત્યક્ષ જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય, ત્યારપછી મન, બુદ્ધિ તર્કાદિક તત્વોના પુરાવાથી અનુમાન દ્વારાએ અપ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ પ્રગટ કરવા માંડેછે. આવા પ્રકારનાં કર્તવ્યકર્મથી સુલટા જ્ઞાનમાં ઉલટાનો ઉદય થાય; પણ અપ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ પ્રથમથી થતો નથી. કેમકે પ્રત્યક્ષ જ્ઞાન થયા વિના અપ્રત્યક્ષ જ્ઞાન પ્રગટ થતું નથી, એવું દેહધર્મનું બંધારણછે. આ વિવેચનપર દીર્ઘ દ્રષ્ટિથી અવલોકન કરતાં સ્પષ્ટ થાયછે કે, ઉત્પત્તિનું મુળ આકૃતિવાળું હોવુંજ જોઇએ. કેમકે જો તે મુળ નીરાકૃતિમય હોત તો તેના નીરાકારપણાની સમજ પ્રથમથી પ્રગટ થાત નહી. કારણકે નીરાકાર વસ્તુ તદન અપ્રત્યક્ષછે. ને અપ્રત્યક્ષ હોવાથી તેની ગણત્રી નીરાકારમાં ઠરીછે. તેથી નીરાકારી જ્ઞાન ઉત્પત્તિ સમયથી મનુષ્યને પ્રગટ થઇ આવ્યુ નહી; પણ તેને પ્રથમ કાળમાં આકૃતિ ભાસી હશે, ને આકૃતિનું જ્ઞાન યથાર્થ થયા બાદ નીરાકારનું જ્ઞાન થયું હશે; એ બીના નિઃસંશયછે. કેમકે નીરાકાર વસ્તુ ત્રણેકાળે અપ્રત્યક્ષજ રહેલીછે એમ કેહેવાય નહી. પણ તે વસ્તુ અમુક આકારમાં પ્રત્યક્ષ થઇ હશે ને પાછલથી તેણે પોતાની આકૃતિ પળટી નીરાકાર રૂપમાં વ્યાપક થઈ હશે, ત્યારેજ નીરાકારનું જ્ઞાન પ્રગટ થયું હશે. તેથી નીરાકાર શબ્દની સંજ્ઞા આપવા પેહેલાં આપણા અનુમાનાદિક પ્રમાણોથી જોતાં સિદ્ધ થાયછેકે, પ્રથમ આપણને અમુક જાતનો આકાર દ્રશ્યમાન થાય, ને પછી તે આકારનો જયારે આપણે નાશ કરીએ, ત્યારે તેના અનંત વિભાગ થાયછે. આ થએલા અનંત વિભાગો દ્રષ્ટિગોચર થતા નથી, પણ અદર્શ થઇ જાયછે. તેથી અદર્શ થએલા અનંત વિભાગના ઉપર અનુમાન લઇ જઈએ. ત્યારે સ્વભાવિક રીતે કહેવાત્માં આવેછે કે, અમુક આકાર જે હતો, તેનો નાશ કર્યો એટલે તે નીરાકારપણાને પામી ગયો અથવા તો તે આકારનું પૃથકકરણ કરતાં અદર્શ થઈ ગયો. મતલબકે, નીરાકાર શબ્દનો ઉચ્ચાર કરવા પેહેલાં આપણે વિષે એવી સમજ ગુપ્ત તરીકે રહેલીછે કે, જાણે નીરાકાર શબ્દવાળો પદાર્થ આકૃતિવાન તરીકે પ્રત્યક્ષરૂપમાં વ્યાપક હતો. અથવાતો આપણે જે આકારને પ્રથમ દીઠો હતો તેજ આકારની આકૃતિ પળટાવવાથી નીરાકારપણાને પામ્યોછે. અથવાતો આપણુ મન એવી સાક્ષી આપેછેકે, આપણે જે પ્રથમ આકાર દીઠો, તેથી તે દેખાયલી આકૃતિના ધોરણ ઉપરથી આપણે વિષે ધીમેધીમે નીરાકાર સંબંધીના જ્ઞાનની સ-

મજ અનુભવથી પ્રગટ થઇ આવેછે. સારાંશકે, પ્રથમ આકૃતિના જ્ઞાન વિના આ-કૃતિના જ્ઞાનનો ઉદય આપણે વિષે કિંચિત્માત્ર પણ થતો નથી. તેથી એમ સ્પષ્ટ કહેવામાં આવેછે કે, પ્રથમ આકૃતિના જ્ઞાન વિના એકદમ નીરાકાર સંબંધી જ્ઞાન પ્રગટ થવું, એવો સંભવ થઇ શકતો નથી. કારણકે નીરાકારપણાના જ્ઞાનની સમજ પડવા પહેલાં કોઇ સમયે અથવા તો તેજ પ્રસંગે આકૃતિની સમજ યથાર્થ પ્રગટ થવી જોઇએજ. એ નિઃસંશય બીનાછે. સબબકે જ્યારે આપણે વિષે અમુક આકૃતિની પ્રથમ સમજ પડેછે કે તરત ઇયા પાછલથી ધીમે રહીને નીરાકારી જ્ઞાન ઉત્પન્ન કરવાની મેહેનત આપણે સ્વભાવિક રીતે કરીએ છેયે અથવાતો પ્રગટ થઇ આવેછે. પણ જ્યાં સુધી આકૃતિનું યથાર્થ જ્ઞાન આપણને થયું નથી, ત્યાં સુધી નીરાકારપણાની સમજ બીલકુલ પહોંચી શકતી નથીજ. પણ નીરાકારનું જ્ઞાન થવાં પેહેલાં આકૃતિજ્ઞાન યથાર્થ થવુંજ જોઇએ. પણ પ્રથમથીજ કોઇ વસ્તુ નીરાકારપણાના સ્વભાવવાળા રૂપમાં રહેલી હોય તો તેના જ્ઞાનનો સંભવ કોઇને પણ થતો નથી. તેથી ફરીને નીરાકારના જ્ઞાનની પૂર્વે અમુક આકૃતિનો સંભવ થયો. જેથી તે થએલા સંભવનો જ્યારે ઉલટો દેખાવ દરશાયો, તેથી તે દરશાયલા દેખાવનું રૂપ, પેલા પ્રથમ માલમ પડેલા આકારના દેખાવથી તદન ઉલટા રૂપમાં ખાત્રી પૂર્વક જોવામાં આવ્યું, ત્યારે તે ઉલટાં સ્વરૂપને નીરાકાર શબ્દની સંજ્ઞા આપી બોલાવી.

આ ઉપરથી નીરાકારપણાના સત્યરૂપ જ્ઞાનની સત્ય ઉત્પત્તિ એવી રીતથી થાયછે કે, કોઇપણ પ્રથમના દરશાયલા આકારના દેખાવથી તેજ આકાર પાછળથી ઉલટા સ્વરૂપમાં માલમ પડયો, તેનું નામ નીરાકાર ઠરેછે. મતલબકે, આકારનું ઉળટું રૂપ તે નીરાકાર, એ વિના બીજી રીતે નીરાકારની ઉત્પત્તિ આ સૃષ્ટિમાં થઇ શકતીજ નથી. કેમકે અદ્રશ્યનું ઉળટુંરૂપ દ્રશ્ય ઠરેછે ને દ્રસ્યનું ઉળટું રૂપ અદ્રશ્ય ઠરેછે. સારાંશકે, જે વસ્તુ દેખાતી નથી તેને કાંઇ અદ્રશ્ય કહી બોલાવવાનું પ્રયોજન નથી, કારણકે જ્યારે આપણા જોવામાં કોઇ ચીજ આવી નથી, ત્યારે તો તેને જોવા સંબંધીનો ભાવ આપણે વિષે કોઇ કાળે પ્રગટ થવાનો નથી; પણ જે વસ્તુ એક વખત પણ જોવામા આવી હોય ને પછી ને વસ્તુ જતી રહી હોય અથવા તો ફરીથી દીઠામાં આવી નહોય અથવાતો તેનો તદન નાશ થયો હોય, ને નાશ થયા પછી તેજ વસ્તુ પુનર્પિ તેવાજ પ્રકારના બીજા આકારથી પ્રત્યક્ષ થઇ હોય ઇયા તો છુપી રહી હોય ત્યારે તેને આપણે અદ્રશ્ય શબ્દથી બોલાવીએ છેયે. પણ જે વસ્તુ એક વખત પણ આપણા અનુભવમાં ઇયા તો જોવામાં આવી નહી હોય એવી ચીજને અદ્રશ્ય શબ્દથી બોલાવી શકાય નહી. જુઓ, આકાશ ને શબ્દ અદ્રશ્યછે, તોપણ અનુભવથી દ્રશ્ય થઇ રહયાંછે. તેથી આપણે એને ઓળખી શકીએ છેયે. તથાપિં એઓ સ્વભાવે અદ્રશ્યછે. છતાં એઓને આપણે ઓળખી કાઢીએ છેયે. તેથી એ દ્રશ્યપણ કેહેવાયછે, તોપણ એ-

ઓનું દ્રશ્યપણું છુપા રૂપમાં વ્યાપેલુંછે, તેથી અદ્રશ્યનો સત્ય અર્થ તો દેખાય તથા છુપો એવો થાયછે. તાત્પર્ય કે, અદ્રશ્ય એ દ્રશ્યનું ઉલટું રૂપ કહેવાય, ને દ્રશ્ય એ અદ્રશ્યનું ઉલટું રૂપ. એજ પ્રમાણે નીરાકારનો ઉળટો દેખાવ તે સાકાર ને સાકારનો ઉળટો દેખાવ તે નીરાકાર. તેમજ અદ્રશ્યમાં દ્રશ્ય રહ્યુંછે ને દ્રશ્યમાં અદ્રશ્ય વ્યાપ્યુછે. તેમ નીરાકારમાં સાકાર રહયુંછે ને સાકારમાં નીરાકાર વ્યાપ્યુંછે. એવીજ રીતે નીરાધારજ આધારરૂપ રહયુંછે ને અનાદિ આદિરૂપ થયુંછે. સારાંશકે, એકજ પદાર્થ દ્વંદ્વાકૃતિમાં વ્યાપી રહેલોછે. તેથી ઉળટા સુળટી સમજ ઉત્પન્ન થાયછે. જેથી કરીને અધ્યયન કર્તાઓએ પક્ષા પક્ષીનું વળણ ગ્રહણ કરવાનું કારણ નથીજ. કેમકે પરમેશ્વર સ્વરૂપી જે નનામો પદાર્થછે તે આ જગત્‌માં આકાશની માફક ભરપુર સ્વરૂપે સર્વત્ર વ્યાપી રહ્યોછે. તેથીજ કરીને તેના સ્વરૂપને વિષે ઉળટા સુળટી સમજ ચાલી રહેલી છે તે એવી રીતે કે, કોઇ પ્રશ્ન પુછે કે આકાશછે? તો તમો કબુલ કરશો કે હા. ત્યારે બોલોકે તેની આકૃતિ કોના જેવીછે? ત્યારે કહેશો કે તે કહી શકાય નહી. ત્યારે જુઓકે, આ જગ્યાપર તમો તમારી વાતમાંજ જુઠા પડી જાઓછો, કેમકે પ્રથમ તમોએ હા કહી, ને બીજા પ્રશ્નમાં ના કહી, તેથીશું તમોએ દીઠા વગર હા કહી! ના એમ કહેવાય નહી. કેમકે તમોએ પ્રથમ આકાશને જોવાથી હા કહી, પણ કોના જેવું એ પ્રશ્ન થતાં ના કહેવી પડી, કારણકે, તેના સ્વરૂપની યોજના ઇંદ્રિય, મન બુદ્ધિ વિગેરે તત્વોના અનુમાનાદિક પ્રમાણોથી થઇ શકતી નથી, તેથી ના કહેવી પડી. એવાજ પ્રકારથી ઇશ્વર સંબંધી જ્ઞાનચર્ચા કરતાં આખરે લાઇલાજ થઇને હા, ના શબ્દાથી તેનું પ્રતિપાદન કરવું પડેછે. મતલબ એટલીજ કે, આકાશ સર્વત્ર વ્યાપક છે, એવીરીતે સર્વ કોઇ જાણેછે. છતાં કોના જેવુંછે એ પ્રશ્નની શાથે ના કહેવી પડેછે- એવી રીતે ઇશ્વર સર્વત્ર વ્યાપકછે એમ આપણું જ્ઞાન કબુલ કરેછે, છતાં તે કોના જેવોછે એ પ્રશ્નથી ના કહેવી પડેછે. તેથી કરીને હા, ના શબ્દોનું પ્રતિપાદન કર્યા વિના છુટકો નથી. કેમકે આકાશછે, એ વાત ખરી, પણ કોઈ એમ કહે કે આકાશનો આકાર નક્કી જણાતો નથી તેથી એ વસ્તુ નથી. આ ઉપરથી સર્વ લોક તેને નાસ્તિક કહેશે, તેમજ ઇશ્વરછે એ વાત ખરી, પણ ઇશ્વર નથી એવીરીતે બોલનારને સારૂં કેવું મત બંધાય વારૂ! તાત્પર્ય કે, આકાશને વિષે આપણે છે ને નથી, એવા બે શબ્દો વાપરીએ છૈયે. એજ પ્રમાણે ઇશ્વરને સારૂં પણ છે ને નથી, એવા બે શબ્દો વાપરવાજ પડે તો જે વસ્તુ ખરેખર આ સૃષ્ટિમાંછે છતાં તેને વિષે, તે નથી, એમ કહેવાથી શું તેનું અસ્તિત્વ નાશ પામેછે? નાના. કેમકે આકાશના અસ્તિત્વ વિષે, આકાશ નથી એવીરીતે બોલતાં, કાંઇ તેનો નાશ થતો નથી. પણ તે આકાશ આપણને તેના અસ્તિત્વ શાથે સદૈવ દેખાયા કરવાનું, પણ ના કહેવાથી દેખાતું બંધ પડવાનું નથી. એજ પ્રમાણે ઇશ્વર નથી કહેવાથી તે કાંઇ દેખાતો બંધ પડી તેના અસ્તિત્વનો નાશ થતો નથી. પણ સત્ય જોતાં

અદર્શ વસ્તુઓને વિષે જ્ઞાનચર્ચા કરતી વખતે છે ને નથી એવા શબ્દો તેના સત્ય સ્વરૂપના પ્રતિપાદન સારૂં વાપર્યા વિના આપણે છુટકો થતો નથી. કારણકે તેની રમણીયતા એવાજ પ્રકારનીછે.

કારણકે આ સૃષ્ટિમાં કેટલીક ચીજો વા કૃતિ એવા પ્રકારનીછે કે, તેની સમજ લેવા જતાં આપણને હા, ના એવા બે શબ્દો વાપરવાજ પડે. જેમ નિંદ્રાનું સુખ ને ઘીનો સ્વાદ કેવા પ્રકારનો છે, તે કેહેવાય નહીં. પણ અનુભવ રૂપ આપણું મન પોતાનાં અંતરમાં સમજી શાંત થાયછે, તેમ ઈશ્વરી મઝા જેને પ્રાપ્ત થઇ હોય તે પુરૂષ પોતાના અનુભવથી મનમાં સમજી શાંત થાયછે, પણ વર્ણન કરી શકતા નથી. એવાજ પ્રમાણવાળી વસ્તુઓનું વર્ણન કરતાં બન્ને પ્રકાર દેખાડવામાં આવેછે, તેથી કરીને હા ના, છે નથી, ખરૂં ખોટું, સાચુ જુઠું, એવા શબ્દો તેવાજ પદાર્થોમાંથી પ્રગટ થઈ આવેછે. સારાંશ કે, આકાશ જેવી રીતથી, હા ના, એવા બે શબ્દોમાં દેખાઇ રહ્યું છે. તેમ નિરાકાર ઇશ્વર આકાર વગરનો વા આકારવાળો એવા રૂપથી સમજાઈ રહ્યોછે, તેથી કરીને ઈશ્વરનો આકાર નથી એવા પ્રકારનું બોલવું, એ મનુષ્યોની સમજમાં ઇશ્વર નથી, એવું જ્ઞાન ઠસાવવા પ્રમાણેનું કામ છે. પણ તે આકારવાળો છે એમ ઠસાવવાથી ધીમે ધીમે સ્વભાવિક રીતે તેને આકારવગરનું જ્ઞાન ઉત્પન્ન થઈ આવશે. તેથી કરીને મારો તો પૂર્ણ અભિપ્રાયછે કે, ઇશ્વરને સાકારરૂપથી માનવો, એના જેવું પવિત્ર ધોરણ આ જગતમાં બીજું કોઇજ નથી, કેમકે પ્રત્યક્ષ આકૃતિના દર્શાણથી પ્રત્યેક મનુષ્યમાં ભાવ ભકિત, પ્રેમ, શ્રદ્ધા, વિશ્વાસ, નિશ્ચાર્થ, મોહ વિગેરે સ્વભાવિકપણે પ્રગટ થઇ આવેછે. કેટલાએક વિરૂદ્ધ પક્ષના પુરૂષો કહેછે કે, કાષ્ટને પાષાણની મુર્તિ બનાવી, તેને ઇશ્વર માનવો, એ ઇશ્વરની નિંદા કર્યા બરાબર છે, પણ તેવાઓએ સમજવું જોઇએ કે, આપણે રસોઇને સારૂં જે ચુલો સળગાવીએ છીયે, ને તેમાં કાષ્ટ અગ્નિ મુકી ફુંક મારી ધુમાડો ખાઇએ છેયે, તેનું નિમિત કારણ રસોઈ છે, તેમ કાષ્ટ, પાષાણાદિક મુર્તિનું નિમિત્ત કારણ ઇશ્વર છે, કેમકે પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ છે કે, જેટલાં કૃત્યો કરેછે, તેનું નિમિત કારણ તેની અંતરભાવનામાં જુદું રહેલુંછે, તેમ કાષ્ઠ, પાષાણાદિક મુર્તિની સેવા પુજા, ભકિત કરતી વેળા, તે ભજન કરનારની અંતરભાવના કંઇ કાષ્ટ, પાષાણાદિકની સ્તુતિ તરફ ગમન કરતી નથી પણ તેની ભાવના તો સર્વજ્ઞ, સર્વશકિતમાન, એક નીરાકાર, પરમાત્માના અસ્તિત્વનું મનન કર્યા કરે છે, ને તે મનનપણાથી માહાજ્ઞાનને પામી પૂર્ણ ઇશ્વરની જ્યોતિમાં એકદમ નિમગ્ન થઈ પરમપદને પામેછે. તેથી સાકાર નિયમ વધારે શ્રેષ્ઠ છે. સારાંશકે, ઇશ્વરરૂપી પદાર્થ આ સૃષ્ટિને વિષે સાકાર ને નીરાકાર રૂપમાં ભાસી રહયોછે. તેથી કરીને તત્વદર્શીઓ મતમતાંતનું ગ્રહણ કરી પક્ષ ખેંચતા નથી. તેમ એવી નજીવી તકરારમાં તેઓ પડતા નથી. પણ કહેછે કે, એવી તકરારો અજ્ઞાનોથી

ઉત્પન્ન થાયછે. પણ જ્ઞાની માહાત્માઓ ધ્યાન આપતા નથી. પણ કહેછે કે, સર્વે જ્ઞાન કરતાં તત્વજ્ઞાન પર ચાલવાથી સંપૂર્ણ લાભ મળેછે. તેથી સાકાર સંબંધી જેટલા અર્થો કર્યાછે. તે સર્વે અર્થો તત્વજ્ઞાનનાજછે. કેમકે તત્વજ્ઞાનની ઉત્પત્તિ ષડશાસ્ત્રોના પ્રમાણો પરથી કરવામાં આવેછે. છતાં કોઇ પ્રશ્ન કરશે કે, એ સર્વ અર્થો વ્યાકરણ નિયમથી વિરૂદ્ધછે, તેથી એ અર્થો ખોટાછે. પણ તેવાઓએ યથાર્થ સમજવું જોઇએ કે, વ્યાકરણનું જ્ઞાન બંધારણ ફક્ત શબ્દ વ્યુત્પતિને અર્થ કર્મમાં ઉપયોગીછે. પણ મોક્ષ માર્ગમાં ઉપયોગી નથી. પણ આ તત્વજ્ઞાન તો કર્મને મોક્ષ બેઉમાં ઉપયોગીછે. તેથી જેવી રીતે તમો વ્યાકરણના નિયમને માન આપી વારતો છો તેવીજ રીતે આ તત્વજ્ઞાન છ શાસ્ત્રોના સિદ્ધાંન્તોમાં પ્રવર્તમાન હોવાથી એને વિશેષ માન આપી વરતવુંજ જોઇએ. જેથી કરીને આ તત્વજ્ઞાનના કરેલા સર્વે અર્થો વ્યાકરણ કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠછે. કેમકે એ અર્થો વેદાન્ત વિગેરે શાસ્ત્રોના સિદ્ધાન્તો પરથી ઉત્પન્ન થએલાછે. તેથી એ તમામ અર્થો સાચાછે. આ સત્યરૂપ અર્થોથી નીરાકાર રૂપ પરમાત્માના પૂર્ણ અસ્તિત્વનો યથાર્થ ખુલાસો આપણને મળી આવેછે. ત્યારે તે શુદ્ધ નિર્વિકાર અસંગ ચૈતન્યના અસ્તિત્વમાં આ સર્વ સૃષ્ટિના જીવાત્માઓની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળય કેવા પ્રકારથી બનેછે ને તે બનાવમાં આ સર્વ પ્રસવ પામેલી સૃષ્ટિ જન્મ મર્ણને પામેછેકે નહી તેમ સર્વ ચૈતન્યના અંશરૂપ જીવાત્માઓને કર્મ નડવાથી પુનર્જન્મ પ્રાપ્ત થાયછે કે નહી? તે જાણવું જોઇએ.

## પુનર્જન્મ.

આપણે પ્રથમ ભાગમાં અનેક ધર્મોનું મનન કરી ગયા છયે. તેમાં આખી ભૂગોળપરની મનુષ્ય વસ્તિ આર્ય, સેમીતી ને તુરાની કુલ્લમાં ગણાયલીછે, ને તે પ્રત્યેક કુલ્લની પ્રજામાં ભિન્ન ભિન્ન ભાષાઓ ઉત્પન્ન થએલી છે, છતાં તે ભાષાઓનું વળણ તે મનુષ્ય વર્ગના દેશ, કાળ વિગેરે સ્થિતિના બંધારણ પૂર્વક રહેલુંછે. તે એવી રીતનું કે, આ ભૂગોળરૂપ પૃથ્વિનો ગોળો ગોળાકૃતિમાં વ્યાપેલોછે. ને એ ગોળો સૂર્યાદિક ગોળાઓની પાછલ ચક્રાકારે ફરે છે ને તેમાં સૂર્યનું આવાગમન એ ગોળાના મધ્ય ભાગપર થાયછે, ને આસપાસના ભાગપર સૂર્યના કિર્ણો તીરકસ (વાંકા) પડેછે, તેથી તેની ગરમી કમી લાગેછે. આ ઉપરથી ઉત્તર દક્ષિણ ભાગમાં સદૈવ થંડીનું જોર ભારી છે, જેથી કરીને તે ભાગોને શીતકટીબંધ નામ પાડયુંછે, ને ભૂગોળના મધ્ય ભાગપર સૂર્યના કિર્ણો સિદ્ધાં પડવાથી એ ભાગમાં અત્યંત ગરમી પડેછે, તેથી એ ભાગને ઉષ્ણકટીબંધ કહયો છે. છતાં શીતકટીબંધ ને ઉષ્ણકટીબંધ એ બેઉના મધ્ય ભાગના મુલ્કને સમશીતોષ્ણકટીબંધ ગણ્યો છે. આ ત્રણ કટીબંધની રચના ઉપરથી એ કટીબંધોમાં વસનારી પ્રજાના શરીર, મન, મગજ ને જ્ઞાનનું બંધારણ એના

સ્વભાવપર જોડવાયલું છે, કેમકે ઉષ્ણકટીબંધમાં અત્યંત ગરમી પડવાથી ત્યાં ઉત્પન્ન થનારાં ઝાડ, પહાડ, વનસ્પતિ ને પ્રાણીઓના બંધારણમાં ગરમીનો ભાગ વિશેષ વ્યાપેલો છે, તેથી તેમની સમજ, બુદ્ધિ, મગજ ને જ્ઞાનનું વળણ ગરમીના ગુણવાળું રહેલુંછે, જે ઉપરથી તેઓના વ્યહવાર, નીતી, સમજ, કાયદા કાનુન વિગેરેના બંધારણોમાં જાજ્વલ્યમાનપણાનો ગુણ વ્યાપેલોછે. સારાંશકે, ઉષ્ણકટીબંધ તે તમો ગુણનું મુળ છે, તેથી સર્વ પ્રજાનું વળણ તમો ગુણપર રહેલુંછે, તેમજ શીતકટીબંધમાં અત્યંત થંડી પડવાથી ત્યાં ઉત્પન્ન થનારાં ઝાડ, પહાડ, વનસ્પતિ ને પ્રાણીઓના શરીર બંધારણમાં થંડીનો વિશેષ ભાગ વ્યાપેલો છે, તેથી તેમની સમજ, બુદ્ધિ, મગજ ને જ્ઞાનનું વળણ થંડા ગુણવાળું રહેલું છે, જે ઉપરથી તેઓના વ્યહવાર, નીતી, સમજ, કાયદા, કાનુન વિગેરેના બંધારણોમાં થંડાપણાનો ગુણ રહેલો છે, સારાંશકે, શીતકટિબંધ, તે રજોગુણનુ મુળ છે, તેથી સર્વ પ્રજાનું વળણ રજોગુણપર વ્યાપેલું છે, તેમજ સમશીતોષ્ણ કટીબંધમાં ગરમીને થંડી સમાનપણે વહેંચાયલી હોવાથી ત્યાં ઉત્પન્ન થનારાં ઝાડ, પહાડ, વનસ્પતિ ને પ્રાણીમાત્રોના શરીરબંધારણમાં થંડી ગરમી સમાંતરપણાના ભાગોથી વ્યાપેલીછે, જે ઉપરથી તેઓનો વ્યહવાર, નીતી, સમજ, કાયદા, કાનુન વિગેરેના બંધારણો સમાંતરપણાના સ્વભાવવાળા ગુણપર રહેલાંછે, સારાંશ કે, સમશીતોષ્ણકટીબંધમાં તે સત્વ ગુણનું મુળ છે, તેથી સર્વ પ્રજાનું વળણ સત્વગુણપર રહેલુંછે.

આ ઉપરથી સૃષ્ટિની પ્રજામાં સત્વ, રજ ને તમોગુણ વ્યાપેલાછે, તેથી તેઓએ જે જે ધર્મો પોતાના વર્ગમાં ચલાવ્યાછે, તેઓમાં વાપરેલાં બુદ્ધિ જ્ઞાન ને તર્ક તેજ સ્વભાવને ખુલ્લાં પાડેછે ને એ કારણથી એઓએ જે પુનર્જન્મની યોજના કરીછે તે યોજના સ્વભાવના મળતાં ધોરણ પર કરેલીછે. તે એવી રીતે કે આપણે અગાઉ દરશાવી ગયાકે શુદ્ધ સર્વજ્ઞ નીરાકાર અસંગ કુટસ્થ ચૈતન્ય પરમાત્માના સ્વતંત્ર સ્વભાવનો પ્રવાહ અવિદ્યા ને વિદ્યા એવી બે કોટીમાં ગમન કર્યા કરેછે. છતાં વિદ્યાકોટીમાં જ્યારે અંતર્યામી પરમાત્માના ભાવ સ્ફુરેછે તે પ્રસંગે વિદ્યાકોટીમાં પરમાત્માની અનેક વૃત્તિઓ દેવતાઇ પ્રજાની આકૃતિઓમી ખડી થાયછે, ને તેમાં તે સત્વ, રજ ને તમો ગુણોવાળી અનેકાકૃતિઓને વિષે જુદા જુદા ભાવોમાં દ્રઢ થઇ આ સૃષ્ટિ વ્યહવાર ચલાવ્યા કરેછે, જેથી દેવ પ્રજામાં પણ મારૂં તારૂં સાચુજુઠુ ને પ્રપંચ કાવત્રાં થતાં નજરે પડેછે. એજ પ્રમાણે અવિદ્યાકોટીમાં તેના સત્વ રજ ને તમ એવા ત્રણ ગુણવાળો સ્વભાવ જ્યારથી સ્ફુરવા માંડે છે, ત્યારથી અનેક વૃત્તિઓ જુદાજુદા ભાવોમાં દ્રઢ થઇ આ જગત્ નાટક ચલાવવાને શકિતવાન થાયછે. સારાંશ કે અંતર્યામી પરમાત્માના અસ્તિત્વને વિષે તેના સત્વાદિક ભાવો અમુક દેશમર્યાદાની હદમાં વ્યાપી તેને વિષે ઉત્પન્ન થનારી પ્રજાઓમાં પોતાના ગુણાનુસાર જન્મકાળથી તે પ્રાણીઓને વિષે બુદ્ધિ-

જ્ઞાનાદિ સ્વભાવિક ઉત્પન્ન કરી આપેછે. ને તે ઉત્પન્ન કરેલાં બુદ્ધિજ્ઞાનાદિકના નિશ્ચાર્થવાળી સમજપર તેઓ રાત્રદીવસ દ્રઢતાપૂર્વક તેજ સમજને સત્યાર્થ સ્વરૂપમાની જીંદગાંની પુરી કરેછે. મતલબકે, તેઓના મગજમાં જે સારૂં નઠારૂં જ્ઞાન દ્રઢ થએલુંછે તેજ જ્ઞાન જો કદાચિત અસત્યને અન્યાયીછે, એમ કોઇ જ્ઞાની માહાત્મા દરશાવે તોપણ તેના અંતરજ્ઞાનમાં ઠરતું નથી અથવા તો તેના મગજમાં ઉતરતું નથી, એવું તે ગુણાનુસાર દ્રઢ થએલુંછે. આ ઉપરથી તમો ગુણવાળી પ્રજાના મગજો સ્થુલભાવિ રહેલાંછે. તેથી તેને કર્મજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણરૂપે દ્રશ્ય હોવાથી તેજ જ્ઞાનને પવિત્ર માનેછે. કેમકે તમો ગુણને વિષે, અહંકાર અભિમાન લોભ લાલચ, આશા, તૃષ્ણા ને વાંસનારૂપવ્યાપેલુંછે ને તેથી તેઓની સમજ દેહસુખ, ઇદ્રિંયસુખના ધર્મના સ્નેહને ચાહેછે ને તેનું મગજ તિવ્રને સુક્ષ્મ વિચાર કરવાને શકિત ધરાવતું નથી. આ કારણથી એઓમાં સત્વાદિક સામ્ય અવસ્થા સદા સ્થિર રહેતી નથી. પણ કલ્પનાનીજુંજાળમાં એઓનું મન રાત્રદીવસ મચ્યું રહેછે. ને તેથી ભૂત પ્રેતાદિક યોનીઓને પ્રાપ્ત થાયછે. તેથી એ પ્રજાનો મુખ્ય સ્વભાવિક ધર્મ રહેલોછે. તેમાં એના મગજને વિચાર કરવાનું કોઇ પુરૂષ કર્મ સપર્દ કરેતો એઓને મર્ણરૂપ લાગેછે. પણ એઓને એટલોજ ધર્મ બતાવવો જોઇએ કે તમો વિશ્વાસ રાખી તમારા અમુક ઉપરી દેવ પુરૂષના વચનને વળગી રહી સૃષ્ટિના ઉત્પન્ન કર્તાના નામનું સ્મરણ કરી તમારા ધંધારોજગારમાં મચી રહો. કાંઈ તમો વિચાર દોડાવી ઉપરીઓના વચનને તોડશોતો માહા પાપી થશો. એવા નિશ્ચાર્થવાળા ધર્મપર નીતી વચનથી એ પ્રજાને ચલાવવી પડેછે. આજ પ્રમાણે રજો ગુણવાળી પ્રજા તદન થંડા સ્વભાવમાં મચેલી હોવાથી એનામાં મિજાજી ગુણ રહેલોછે. ને તેઓનું મગજ સ્થિરતાના બંધારણમાં ગોઠવાયલુંછે. તેથી એના સર્વે ગુણો તમો ગુણવાળી પ્રજાના સ્વભાવનેજ તદન મળતાછે. જેથી એને પણ અમુક નિયમવાળા ધર્મને વિષે વિશ્વાસ રખાવી દ્રઢતાથી કાયમ રહેવાનો બોધ આપવો પડેછે. ને સત્વ ગુણવાળી પ્રજામાં સમદ્રષ્ટિ ભાવ રહેવાથી એનામાં શાંતી, સંતોષ, દયા, ક્ષમા, નિર્વિકારપણું ને નિવૃતિમાર્ગનું જ્ઞાન સંપાદન કરવા તરફ સ્વભાવિક વળણ છે. ને એનું મગજ તમો ને રજોગુણમાંથી દોષ જ્ઞાનનું પૃથક્કરણ કરી શકેછે, ને પોતાનું જ્ઞાન પવિત્ર ન્યાયી ને નિર્વિકારી માર્ગના ધર્મપર સ્વભાવિક ધસે છે, ને એઓનું મગજ તીવ્ર, અતિસુક્ષ્મ શોધોમાં લિન્ન થાય છે, તેમજ અધર્મ, અન્યાય માર્ગપર મનોવૃત્તિ જતી નથી, એવી સત્વગુણી પ્રજા રહેલી છે. આવા પ્રકારના દેહબંધારણમાં ઉપરના વળણને લીધે એ પ્રજાઓએ પુનર્જન્મ બાબતમાં નીચે પ્રમાણે મતો બાંધ્યા છે. પણ એ સર્વ મતો પોતાની ભાષામાં નિશ્ચાર્થ પુર્વક ધર્મજ્ઞાનના બોધમાં જણાયલા હોવાથી સત્ય સ્વરૂપે માન્યાં છે, પણ જગતની સર્વ ભાષાઓ સંસ્કૃતમાંથી નિકળેલી છે વા સંસ્કૃત સાથે તદન મળતીછે તેથી સંસ્કૃતમાં એ ત્રણ ગુણવાળા વિચારો રહેલાછે, તે વિચારો નીચે દરશાવીએ છૈયે.

આ જગ્યાપર વેદના કર્મ ઉપાસના ને જ્ઞાનકાંડપરથી સત્યાર્થે જોતાં જણાય છે કે, નીરાકાર, પરમાત્માના અખંડ સ્વરૂપમાં અવિદ્યા જે વ્યાપેલી છે. તે અવિદ્યાથી આ બાહેરના આકાશ, અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વ્યાદિ ભૂતો પ્રગટ થયાંછે, તોપણ એ સર્વ આત્મજ્ઞાને અદર્શ થાયછે એવો શ્રુતિઓનો પૂર્વપક્ષ છે. આ પૂર્વપક્ષપર સ્થુલબુદ્ધિઓના કર્મકાંડીઓ પૂર્વ મિમાંસા શાસ્ત્રના સુત્રો ઉપરથી કહેછે કે, નીરાકાર પરમેશ્વરે જીવો પ્રગટ કર્યા છે, ને તે જીવોને ન્યારાં ન્યારાં કર્મો વેહેંચી આપ્યાંછે, તેથી તેઓ જો ધર્માજ્ઞા પ્રમાણે વરતે, ને વેદમાં કહેલાં ત્રણ કર્મ જે કે, કર્મ, વિકર્મ ને અકર્મ એ કર્મોપર જીવની ગતિ રહેલીછે, તેમાં વેદાજ્ઞા પ્રમાણે ચાલે તે કર્મ કેહેવાયછે. આ કર્મજ્ઞાનપર ચાલવાથી યજ્ઞ યજ્ઞાદિક કર્મો કરવાથી પૂણ્ય વૃદ્ધિને લીધે સ્વર્ગ પ્રાપ્તિ થાયછે, ને વેદાજ્ઞા પ્રમાણે નહીં વરતવું એ વિકર્મ કેહેવાય છે. એના થકી જીવયોનીને પ્રાપ્ત થાય છે, ને વેદમાં નિષેદ્ધ કરેલાં કર્મપર વરતનારને નર્ક પ્રાપ્તિ થાયછે. ને ચોથુ નિષ્કામકર્મ રહેલું છે, એટલેસ્વર્ગ, નર્ક ને આ લોકાદિકની આશા નથી, પણ જેટલાં કર્મ કરવાં તે સર્વ ઇશ્વર નિમિત્ત કરવાં, એવાં કર્મ કરનારનો મોક્ષ થાય છે, એટલે નિષ્કામ કર્મ કરનારને વિષે વાસના ક્ષય હોવાથી જન્મ, મર્ણ રહેતું નથી. એવો પાતાંજલાદિ યોગશાસ્ત્રનો મત છે. ને નિરિશ્વર સાંખ્ય કહેછે કે જીવ, ઈશ્વિર ને પ્રકૃતિ એઓ કર્મને આધિનછે, પણ જીવ ઇશ્વરના જેવો અસંગ કુટસ્થ, ચૈતન્યરૂપ છે. પણ એ જીવ જે કર્મ કરેછે, તે સર્વ કર્મ પ્રકૃતિ કરાવે છે, પણ જો એ જીવ પોતાના સત્યરૂપને વિષે લિન્ન થાય, ત્યારે તો એ તદન મુક્ત બનેછે, સારાંશ કે, શાસ્ત્રોક્ત મત પ્રમાણે તો પુનર્જન્મ સર્વ પ્રાણીઓને પ્રાપ્ત થાયછે.

તોપણ જગત્‌માં અનેક ધર્મો હોવાથી તે સર્વે ધર્મોએ શાસ્ત્રોના જુદાં જુદાં લખાણ ને અરસપરસના સિદ્ધાન્તોમાં મેળવી અનેક તાર્કિકજ્ઞાનના પુરાવા આપી પોતાના પક્ષને વળગી રહયાછે. આ પક્ષો કયા શાસ્ત્રના કયા તર્ક ઉપરથી નિકલ્યાછે. તે જુઓ.

એક પક્ષ ન્યાય શાસ્ત્રના તત્વ વા પરમાણુ જન્ય સૃષ્ટિના અઅમરપણાના વિચારથી નિકલ્યોછે. ને તેમાં નિરિશ્વર સાંખ્યનો પક્ષ મેળવી નાસ્તિકતા ધારણ કરીછે. તે એવી રીતેકે, સાંખ્યમાં પ્રકૃતિ મહત્તત્વાદિકના સંયોગથી જીવ સૃષ્ટિ રચેછે. ને તે જીવ પ્રકૃતિરૂપ પંચમાહાભૂતોના સુક્ષ્મ અસંખ્ય તત્વોના સંયોગથી કલ્પના ઉત્પન્ન કરી અનેક પ્રકારના કર્મ કરેછે. ને તે કર્મોની વાસના જીવને રહેછે. તેથી તે જીવ પાપ પૂણ્યના વિભાગ પ્રમાણે ઉત્તમ, મધ્મ ને કનિષ્ટ યોનીઓમાં જાયછે પણ ઇશ્વર મોકલતો નથી. તેમ ઇશ્વર આ સૃષ્ટિમાં નથી એમ કહેછે. છતાં દરશાવે છે કે, પંચમાહાભૂતોના જે સુક્ષ્મ પરમાણુઓ જે રાત્રદીવસ આપણને દેખાયછે તે સ્વરૂપ પ્રકૃતિનુંજછે. એમ કહી પુનર્જન્મને

માનેછે. આ વિવેચન ઉપરથીજ શૂન્યવાદિ જેવો એક નાસ્તિકપક્ષછે. તે કહેછે કે પંચમાહાભૂતોના સુક્ષ્મ પરમાણુઓ જ્યારે અરસપરસમાં એક બીજાં શાથે એકત્ર થાયછે, ત્યારે ચૈતન્યરૂપ વિજળી પ્રગટી આવેછે. તેથી કહેછે કે, જ્યારે દેહનો નાશ થાયછે, ત્યારે એ પંચભૂતના સર્વ પરમાણુઓ છુટાં પડી જઈ પોતે પોતાની જાતિમાં સુક્ષ્માકારે એકત્ર થાયછે, તે પ્રસંગે વાસના આદિક કાંઈપણ રહેતાં નથી. તેથી કરીને પાપ પૂણ્ય નડતાં નથી, વાસ્તે પુનર્જન્મ નથી.

વળી એક પક્ષ કહેછેકે, આ સૃષ્ટિમાં જે ચૈતન્ય સર્વ પ્રાણીમાત્રોની કાયાઓમાં વ્યાપ્યુંછે. તે કાયાઓ આ બાહેરના જડરૂપ પંચભૂતોની આકૃતિ જે કે વનસ્પતિ આદિકછે. તેનો આહાર કરેછે, ને આહાર થકી તે સર્વ પ્રાણીઓની કાયાઓ વૃદ્ધિ પામેછે, ને અમુક નિયમિત વખત પછી તે કાયાઓ ક્ષયતાને પ્રાપ્ત થાયછે, ત્યા રબાદ કાયાઓના પરમાણુઓ છુટાં પડેછે, ને પાછાં તે પંચભૂતોમાં સમાયછે. તોપણ જે કાયાઓ આ જગત્‌માં પ્રગટ થએલીછે તે સર્વે કાયાઓના પ્રમાણ પૂર્વકના બીજોની આકૃતિ તે કાયાઓમાંથી પ્રગટેછે. આ પ્રગટ થએલાં બીજો બીજી નવી કાયાઓ ધારણ કરેછે. જેવી રીતે એક મિષ્ટ આંબાનું બીજ જમીનમાં પડયું તેવું બીજ આ બાહેરના પંચભૂતોના પરમાણુઓને આકર્ષણ કરી વૃદ્ધિપણાને પામવા લાગ્યું. એટલે આંબાનું મોટું ઝાડ થયું. બાદ તેમાંથી અનેક કેરીઓ પેદા થઇ, ને તે કેરીઓના ગોટલા જમીનમાં પડયા એટલે બીજા આંબાઓ પ્રગટ થઇ આવ્યા, ને પેલો પ્રગટ થએલો આંબો અમુક મુદતે નાશ પામ્યો. સારાંશકે આંબામાંથી ગોટલો જે ગોટલામાંથી આંબો એવી રીતે બીજ ને વૃક્ષ ઉત્પન્ન ને નાશ પામતાં પામતાં આજ પર્યંત ચાલ્યાં આવ્યાંછે. પણ આંબાનું બીજ પળટાઈ બાવલના આકારને ધારણ કરતું નથી, ને બાવલ આંબાના આકારને ધારણ કરતો નથી. તાત્પર્યકે, પ્રત્યેક જીવ જાતિના બીજો સદા ન્યારાં ન્યારાં ગુણ, કર્મ, ને સ્વભાવવાળાં રહેલાંછે તેથી તેઓ પળટાઇ જતાં નથી. એવીજ રીતે મનુષ્યનું મનુષ્ય પ્રગટ થાયછે. કાંઇ મનુષ્યનું બીજ પળટાઇ પશુ પક્ષીના બીજને ધારણ કરતું નથી. જેવી રીતે આંબો બાવલ થતો નથી, તેવી રીતે મનુષ્ય પ્રાણી પશુપક્ષીના રૂપાંતરને પામતાં નથી. કેમકે મિષ્ટ આંબાનો એક ગોટલો લાખ વર્ષ પર જેવા સ્વભાવમાં હતો, તેવાજ સ્વભાવમાં આજ સુધી રહેલોછે. સારાંશકે, આંબામાંથી ગોટલો થાય ને તેજ ગોટલો આંબો થાય ને પાછો તે આંબો ગોટલાનો આકાર ધારણ કરે. તાત્પર્યકે, બીજનો સ્વભાવ એવોછે કે તે બીજ સુક્ષ્માકારને ધારણ કરેછે, ને પછી તત્વોના સંયોગીપણાથી તે બીજ વૃદ્ધિને પામેછે, ત્યારે વૃક્ષ જેવડું દેખાયછે, ને અમુક સામર્થ્યમાં વધ્યાબાદ પાછુ તેજ બીજ અસલના જેવો નાહનો આકાર ધારણ કરેછે. મતલબકે, એ સર્વ ચેષ્ટા બીજનીછે. આ પરથી નિશ્ચે થાય છેકે, મનુષ્યની કાયાનું જે વિર્ય, તે વિર્ય કાંઈ પશુની કાયાને ધારણ કરતું

નથી. પણ વિર્યનો સ્વભાવછે કે, તે નાહના આકારને ધારણ કરે ત્યારે વિર્ય (બીજ) રૂપ થાયછે, ને એ વિર્ય (બીજ) ને તત્વોનો સંયોગ થાય એટલે મોટો આકાર ધારણ કરે તેને આપણે કાયા (વૃક્ષ) નામ આપીએ છીયે. તેથી કાયામાંથી વિર્ય ને વિર્યમાંથી કાયા પ્રગટ થયા કરેછે. એવી રીતનો ક્રમ અખંડ ચાલ્યો આવેછે. વાસ્તે સત્ય પુનર્જન્મતો એનુંજ નામછે. કેમકે બાપથી જે દીકરો પેદા થયો તે દીકરાની છબી તે બાપનીજ કાયાછે. હવે બાપ મર્ણ પામ્યો, એટલે બાપની કાયાના તત્વો પંચભૂતોમાં મળી ગયાં, ને પાછા તે તત્વો વનસ્પતિ આદિકમાં આવી હાજર થયાં. તે હાજર થએલાં પરમાણુઓનો આહાર દીકરાએ કીધો, ને તેથી દીકરાની કાયા વૃદ્ધિને પામી. બાદ પછી દીકરાની કાયામાંથી જે વિર્ય પ્રગટયું તે વિર્યરૂપ આકૃતિ દીકરાનીજછે. સારાંશકે, જેમ અગ્નિ અગ્નિ શાથે એક રૂપછે તેમ કાયાને વિર્ય એક રૂપછે. મતલબકે, વિર્ય તે કાયા ને કાયા તે વિર્ય બેઉ જુદાં નથી. તેથી કાયાની ઉત્પત્તિ એજ પુનર્જન્મછે, બીજો નથી. આ ઉપરથી અંગ્રેજ વિગરે પ્રજા કહેછેકે, મનુષ્યનો આત્મા બીજાં સર્વ પ્રાણીઓ કરતાં ઉત્તમછે, તેથી એની કાયાનો નાશ કરવો એ મોટો ગુન્હોછે, ને બીજાં પ્રાણીઓના આત્માનો નાશ કરવામાં પાપ નથી, એવો સિદ્ધાન્તછે. પણ સત્ય જોતાં આ ઉપરના વિચારથી જણાયછે કે, એ જ્ઞાન કાંઇ ખોટું નથી. આ મુળતત્વના મજબુત પુરાવાના શોધ ઉપરથી મુસલમાન અંગ્રેજ યાહુદી વિગેરે પ્રજાના ધર્મોમાં કહેછે કે, મનુષ્ય આ સૃષ્ટિમાં એકજ વખતે ઉત્પન્ન થાયછે ને ત્યારબાદ તે મર્ણ પામેછે. પણ ફરી જન્મ ધારણ કરતું નથી. તોપણ એ મનુષ્યને પૃથ્વીમાથી કયામતને દીવસે ખુદા એક વખત જીવતાં કરશે. આ કયામતનો દીવસ તે જગતના નાશના વખતને કહયોછે. તે સમયે પૃથ્વીમાંથી સર્વ મનુષ્યોને જીવતાં કરી ખુદા હીસાબ લેશે, તેમાં નઠારા કર્મ કરનારાં મનુષ્યોને ખુદા બાળી મુકશે, ને સારા કર્મવાળાં મનુષ્યોને ખુદા પોતાની પાસે રાખશે. સારાંશકે મનુષ્ય પ્રાણી બીજાં પ્રાણીઓને પેટે જન્મ ધરતુંજ નથી.

તોપણ વેદ પક્ષો કહેછેકે, પંચભૂતોના તત્વો વનસ્પતિમાં મળેળાંછે, ને તે વનસ્પતિનો આહાર સર્વ પ્રાણીમાત્રો કરેછે. ત્યારે તેઓની ભિન્ન ભિન્ન મતી થવી નહી જોઇએ. પણ પ્રત્યેક પ્રાણીઓમાં બુદ્ધિ જ્ઞાન ને વાસના જુદાજુદા રૂપમાં રહેલાંછે. તેથી કરીને વાસનાજ જન્મ જન્માંતરનું કારણછે. કેમકે તત્વો ને વાસના એક જાતિના નથી. જો કદાચ એઓ એક જાતિના હોયતો વાસના, બુદ્ધિ વિગેરે ચીજો પણ પરમાણુઓની માફક જડત્વ ગુણમાં રહેવી જોઇએ. પણ એઓનામાં તો સર્વ પદાર્થને જાણવા જોવા ને સમજવાને તેઓને અમુક નિયમિત રાખવાની શકિત વાસનાને વિષે રહેલીછે. તેથી કરીને વાસના તત્વમાંથી પ્રગટ થઈ નથી. પણ વાસના ચૈતન્યનો એક મોટો ભાગછે. અથવા તો ચૈતન્યનું સ્વરૂપજ વાસનામયછે. સારાંશકે, જડ ને ચૈતન્ય જુદાંછે, પણ એક રૂપ નથી. તેમ

એ ચૈતન્ય પરમાણુઓના સંયોગથી બનતુ નથી. જો બનતું હોયતો જડરૂપ પરમાણુઓને ન્યારાં રૂપમાં જોઈએ નહી, પણ જયારે પરમાણુઓને ન્યારાં રૂપમાં દેખેછે, ત્યારે ચૈતન્ય ચીજ પરમાણુઓથી ન્યારીજ છે. હવે જયારે ચૈતન્યને ન્યારૂ ગણીએ ત્યારે પુનર્જન્મ નીચે પ્રમાણે સિદ્ધ થાયછે. તે એવી રીતે કે, ચૈતન્ય રૂપ આપણો જીવ વા આત્મા જે કહો તે એકજછે. એ જીવ વા આત્મા પંચભૂતોના પરમાણુઓનો અમુક ઉપયોગ કરેછે. આ ઉપયોગમાં એણે પરમાણુઓથી પોતાની કાયા રચી તે કાયાનું પોષણ એ પરમાણુઓથી કરી પોતે એ પરમાણુઓના મધ્યમાં રહી સર્વત્ર આવાગમન કરેછે. આ આવાગમન એની ઇચ્છાને અનુસાર થાયછે. છતાં પતંજલી ભગવાન યોગશાસ્ત્રમાં ચૈતન્યને સર્વથી ન્યારૂં ગણી કહેછે કે કર્મ કર્મફળ ને વાસના એ ત્રણ જીવને વળગ્યાછે. તેથી જીવ જો પરમાત્માનાં સ્વરૂપને યથાર્થ જાણે, ત્યારે વાસના, મનોનાશ બનેછે ને પોતે શુદ્ધ ચૈતન્યરૂપ થાયછે. ત્યારે પરમાણુઓની સાથે રહી વ્યહવાર કરવાને છુટેછે. સારાંશકે, ચૈતન્યના ખરાં સ્વરૂપને આપણો જીવ જાણે, ત્યારે સર્વ કર્મ બંધન નાશ પામેછે ને પોતે અસંગ રહેછે. પણ ચૈતન્યનું યથાર્થ જ્ઞાન જયાં સુધી થયું નથી ત્યાં સુધી જન્મ જન્માંતરને પામ્યા કરેછે.આ મત ઉપરથી નિરિશ્વર સાંખ્ય કહેછેકે, જીવ પોતાની વાસનાનો ક્ષય કરવા સારૂં દેહકષ્ટ યોગાભ્યાસ વિગેરેના કર્મો જયાં સુધી કરે નહી, ત્યાં સુધી કર્મ બંધનની વાસના છુટે નહીં. પણ કર્મનો અભ્યાસ રાખતાં રાખતાં છેક કર્મરૂપ વાસના થઈ જાયછે, ત્યારે જન્મ જન્માંતર રહેતાં નથી. સારાંશ કે, સાંખ્યશાસ્ત્રમાં કર્મ થકીજ વાસનાનો ક્ષય ગણ્યોછે, ને યોગશાસ્ત્રમાં જ્ઞાનથકીજ વાસનાનો ક્ષય ગણ્યોછે. તાત્પર્ય કે ષડશાસ્ત્રોમાં જીવ વા આત્મા પરમાત્મા, માયા, કર્મ ને વાંસના એ ચીજો સદા એક બીજા સાથે નિકટનો સંબંધ બતાવેછે, જે ઉપરથી બૃહદારણ્ય ઉપનિષદમાં કહેછે કે, વાસના, મન ને દેહના તત્વો એ ત્રણ ચીજો એક બીજાના સંબંધથી નિકટપણામાં વળગી રહેલાં છે, તેથી જો આપણા મનનો નાશ થાય તો વાસનાનો થાય, ને જયારે વાસનાનો નાશ થયો, ત્યારે દેહનો સહજમાં નાશ થઈ આવેછે. તેમ મનના નાશથી વાસનાનો નાશ થાયછે. મતલબ કે, એકની ગતી બંધ પડી કે તરત બીજાંની પડેછે, છતાં દરશાવેછે કે, દેહ, મન વિગેરેનો જયારે નાશ થાયછે, ત્યારે તેઓ વાસનાના સ્વરૂપમાં લિન્ન થઈ જાય છે. જેમ આખું વૃક્ષ બીજમાં સમાઈ જાયછે તેમ. આ જગ્યાપર બીજ વૃક્ષના તમામ ગુણોને પોતાના નાહના આકારમાં આકર્ષણ કરી લેછે, તેમ વાસના પોતાના નાહના આકારમાં મન અને દેહ બેઉના તમામ ગુણોને આકર્ષણ કરે છે. સારાંશ કે, વાસના દેહને મનરૂપે પ્રગટ થઇ સૃષ્ટિ વ્યહવાર ચલાવે છે. જેમ બીજ વૃક્ષ રૂપે ખડું થાયછે તેમ. તેથી કહેછે કે દેહમાં વાસનાનું વ્યાપકપણું જેમ તલમાં

તેલ રહ્યુંછે, તેવી રીતે વ્યાપેલી છે, છતાં તલની ખરી આકૃતિ તેલનીજ છે. તેમ કાયાની ખરી આકૃતિ વાસનાનીજ છે. તાત્પર્ય કે, વાસના જ્યારે મોટું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે કાયારૂપે ખડી થાયછે, ને જ્યારે સુક્ષ્માકાર ધારણ કરે, ત્યારે વાસનાજ રૂપે રહેછે.

વળી એમાં એક બીજો પક્ષ છે, તેમાં કહેછે કે, દેહ તત્વ, વાસના ને આત્મા વા જીવ એ ત્રણ ન્યારાંછે, તેથી જીવનો સંબંધ વાસના સાથે રહેલોછે. જેથી જીવની વાસના વૃદ્ધિ પામેછે, ત્યારે તે વાસના પંચભૂતોના તત્વોનો સંબંધ કરાવી જન્મ, જન્માંતરને પમાડેછે. સારાંશ કે, દેહના તત્વ જેવી રીતે આત્માથી ન્યારાંછે, તેવીજ રીતે વાસના તત્વથી ન્યારીછે, કાંઇ તત્વમાંથી પ્રગટ થતી નથી, પણ જીવ વા આત્માના જ્ઞાનસ્વરૂપમાં એક અવિદ્યા ને બીજી વિદ્યા એવી બે ચીજ રહેલીછે, તેથી આત્મા જ્યારે પવિત્ર માર્ગપર ચાલે ત્યારે તેને વિષે પવિત્ર ઇશ્વરી જ્ઞાન પ્રગટેછે કે તરત તેની વાસના વિદ્યારૂપ થાય, તે પ્રસંગે વાસનાનો યથાર્થ ક્ષય બનતો જાયછે, એમ કરતાં કરતાં તદન શુદ્ધ રૂપ થઈ રહેછે, કે ફરી વાસના પ્રગટ થતી નથી. આ મત સાંખ્ય ને યોગશાસ્ત્રનો છે. ઉપર પ્રમાણેના સર્વે પક્ષોને તપાસ્યા, તેમાં રજો ને તમો ગુણી જ્ઞાનવાળા ગ્રંથો દેહથી વાસનાને ન્યારી ગણતા નથી, ને સત્વગુણીજ્ઞાનના ગ્રંથો ન્યારી ગણેછે. આ પક્ષાપક્ષીનું સત્યાર્થ કથન કરવા સારૂં આપણા દેહધર્મના બંધારણ તરફ જરા નજર કરીએ કે, કયો પક્ષ સાચો છે.

હવે દેહધર્મ એ બીજ વા વિર્યનોજ ધર્મ છે, કેમકે વિર્ય ગર્ભસ્થાનમાં ગયા પછી ચૈતન્યતાને પ્રાપ્ત થાયછે, ને સર્વ ચેષ્ટા કરેછે. બાદ માતાએ ખાધેલાં અન્ન પાનાદિકથી પોષણ મળવાને લીધે વિર્ય વૃદ્ધિને પામેછે. પછી અમુક મુદતે દેહાકારમાં તે વિર્ય અવતરેછે. ને અવતર્યા પછી આંખ કાન નાક વિગેરે અવયવોની મારફતે આ સૃષ્ટિ વ્યહુવારને તપાસેછે. આ તપાસતાં તેને વિષે મન બુદ્ધિ તર્ક જ્ઞાન વિગેરેની ઉત્પત્તિ બનેછે ને એ ઉત્પત્તિરૂપ તત્વોની સાહાયતાથી બોલવું, ચાલવું, વિચારો કરવા, કરાવવા ને સારૂં નઠારૂં, પાપ પૂણ્ય જ્ઞાન અજ્ઞાન-ની શોધો કરવી, તે શોધોમાં અનેક પ્રકારના તર્ક વિતર્કો દોડાવી સાર અસાર ગ્રહણ કરે છે. આ સાર અસાર ગ્રહણ કરવામાં આપણું મન વિશેષ ચોંટી રહેછે આ ચોંટી રેહેલા સારનો મોહ આપણને લાગી જાયછે. તે એવોકે કોઇને પૈસાનો કોઇને કીર્તિનો કોઇને આબરૂનો કોઇને સ્વર્ગનો મોહ તેના દીલમાં ચોંટી રહેછે. આ ચોંટી રહેલો મોહ જેમજેમ આવરદા ભોગવતો જાયછે તેમતેમ તે સંકલ્પ ઉપર મનનું વળણ વિશેષ દ્રઢ થતું જાયછે. એમ કરતાં કરતાં જ્યારે મૃત્યુ થાયછે. ત્યારે તે દ્રઢ થએલો સંકલ્પ તેના ચૈતન્યના સ્વરૂપમાં એકરૂપથી મળી જાયછે, પણ શરીરના તત્વોના છુટા થવાથી તે સંકલ્પ છુટો પડતો નથી. એવો મત વેદાન્ત ન્યાય વૈશેષિક મિમાંસા યોગ ને સાંખ્યશાસ્ત્રોનો છે. સારાંશ કે, દેહના

તત્વોના છુટા પડવાથી વાસના પણ છુટી પડી ચૈતન્યરૂપ આત્માને વિષે લિન્ન થાય છે. જેમ દીવાની જ્યોતિ અગ્નિમાં મલી જાયછે તેમ.

આ ઉપર નાસ્તિક પક્ષ કહેછેકે દેહ દેહથી ઉત્પન્ન થાયછે, તેથી પિતાથી પુત્ર પ્રગટ થાયછે. એટલે પિતાની કાયા વિર્યરૂપ ધારણ કરી સ્ત્રીના ગર્ભસ્થાનમાં વ્યાપી તેજ કાયા પુત્રરૂપે પ્રગટેછે. તેથી પિતાના સર્વગુણ કર્મ બુદ્ધિ જ્ઞાન વાસના વિગેરે પુત્રને વિષે વ્યાપેછે. બાદ પિતા વૃદ્ધ થયો કે તરત તેને વિષે વાસનાદિક કાંઇપણ સંકલ્પોનો મોહ રહેતો નથી. પણ મૃત્યુ સમયે તમામ દેહનું ચૈતન્ય અદર્શ થઇ જાયછે ને તમામ તત્વો છુટાં પડેછે. ને તે તત્વો વનસ્પતિ આદિકમાં પુનર્પિ પ્રગટ થાયછે. એવી રીતે આવર્જન વિસર્જન થયા કરેછે. સારાંશકે, પિતાનો પુનર્જન્મ તે પુત્રરૂપી કાયાછે, બીજો નથી. તાત્પર્ય એવુંકે કાયાથી કાયા ઉત્પન્ન થયા કરેછે. એજ પુનર્જન્મનું કારણછે. આ જ્ઞાનપર એકપક્ષ કહેછેકે, શરીરમાં પંચભૂતોનો સંયોગ થવામાં પૃથ્વીભાગથી મન બન્યુંછે, વાયુથી શ્વાસવા પ્રાણવા બુદ્ધિ પ્રગટીછે, જળતત્વથી ચિત્ત વિચાર ને તર્ક પ્રગટયાંછે, અગ્નિતત્વથી અહંકાર ઉપજ્યોછે, ને આકાશ તત્વથી અંતઃકરણ થયુંછે. છતાં એ સર્વને એકત્ર કરીએ ત્યારે ચૈતન્યરૂપ આત્મા દરશાયછે. પણ એ તત્વોના છુટા થવાથી એ સર્વ વસ્તુઓ રહેતી નથી, તેથી કરીને વાસના ન્યારી નથી, વાસ્તે પુનર્જન્મ થતો નથી. તેમ છતાં એનો એકપક્ષ કહેછેકે, સર્વત્ર જ્યાં જોઇએ ત્યાં પંચમાહાભૂતોજ દરશાયછે. બીજી ચૈતન્ય જેવી ચીજ દરશાતી નથી. તેથી કરીને તત્વમાંથીજ ચૈતન્ય પ્રગટ થાયછે, ને તે પ્રગટ થએલું ચૈતન્ય મન, બુદ્ધિ વાંસના ને જીવરૂપમાં હાજર થઈ કાયાના આકારમાં જગત્ વ્યહવાર કરે છે. છતાં જ્યારે કાયાના પરમાણુઓ છુટાં પડી જાયછે. ત્યારે ઉપલી મન બુદ્ધિ વાંસનાને જીવ એ ચીજો રહેતી નથી, વાસ્તે પુનર્જન્મ નથી, આ જ્ઞાન ઉપરથી એકપક્ષ કહેછેકે, પુરૂષોના વિર્યમાં અનેક ઝીણાં ઝીણાં જીવો હોયછે, ને તે જીવો ગર્ભસ્થાનમાં ગમન કર્યા પછી નાશને પામેછે. બાદ તરત એક જીવ પેદા થઈ ગર્ભસ્થાનની ઉત્પત્તિવાળી જગ્યામાં બીરાજી જાયછે, ને બીરાજી ગયા પછી તે જીવ અવતરેછે. સારાંશકે, તત્વમાં જીવ રહેલાછે તેથી એ જીવ કયાંથી આવ્યા? અથવાતો, એ જીવની આકૃતિમાં તત્વ રહયાં હશે? અથવાતો જે જીવો આ સૃષ્ટિમાં મર્ણ પામી તત્વોની શાથે વનસ્પતિમાં વ્યાપેલા જે જીવોછે તે તો નહી હશે? અથવાતો તત્વના મધ્યાકારમાં જીવ સદા રહેલા હશે? આ પ્રશ્નોથી આપણા મનમાં એટલુંતો સિદ્ધ થાયછેકે, જીવો તત્વની શાથે સદા રહેલાછે; પણ તેઓ તત્વમાંથી ઉત્પન્ન થયા એમ મનાય નહી. કેમકે જીવરૂપ ચૈતન્ય પરમાણુઓમાંથી પ્રગટ થયું હોય તો તે પરમાણુઓના જેવો જડરૂપ હોવો જોઇએ, ને જયારે એ જડરૂપ હોયતો ગતિમાનપણાનો ગુણ દરશાવવો ન જોઇએ. પણ

અહિંઆં તો ગતિમાનપણાનો ગુણ રહેલોછે, તેથી જીવરૂપ ચૈતન્ય પરમાણુઓમાંથી પ્રગટ થએલું નથીજ એ નિઃસંશય બીનાછે.

વલી એક કહેછે કે, પ્રાણ એ વાયુરૂપ પરમાણુઓમાંથી ઉત્પન્ન થયોછે તેથી પંચભૂતોના પરમાણુઓનો સંયોગ જયારે બન્યોછે ત્યારે તે બનેલા સંયોગમાં વાયુનો પ્રવેશ થયો કે તે તરત ચૈતન્યપણું પ્રાપ્ત થયુંછે. મતલબકે પ્રાણ વાયુની ગતિ પૂર્વક સૃષ્ટિ ઉત્પન્ન થઇછે. અથવા તો સૃષ્ટિ સ્વરૂપ પ્રાણ વાયુએ પ્રગટ કરી બતાવ્યુંછે. તેથી હિરણ્યગર્ભ રૂપી પ્રાણ જગતનું મુળછે. ને એ જગતનું મુળ હોવાથી તો પ્રાણ અથવા વાયુનો મેલાપ પંચભૂતના સંયોગીપણાવાળી કાયામાં થવાથી મન, બુદ્ધિ, વાંસના, ને જ્ઞાન વિગેરે તત્વો પ્રગટ થઈ આવ્યાંછે. પણ જયારે કાયામાંથી પ્રાણ છુટો થાયછે, ત્યારે મન, બુદ્ધિ, વાંસના, જ્ઞાન ને ચૈતન્ય વિગેરે પદાર્થો રહેતા નથી. આ ઉપરથી તત્વજ્ઞાનના શોધવાળા આધુનિક વિદ્વાનો કહેછે કે, વાયુમાં ઑક્ષિજન, હાઇડ્રોજન, ને કયારબોલીક નામની ત્રણ હવાછે. તેમાં ઑક્ષિજન હવા જીવાડેછે. તેથી એના જેવો એક બીજો સુક્ષ્મ જીવન પવનછે. તેથી તે જીવન પવન થકીજ પ્રાણીમાત્રો જીવતાં માલમ પડેછે. પણ જયારે એ પવન નિકળી જાયછે, ત્યારે પ્રાણીઓ મૃત્યુને પામેછે; એવી રીતે થયા કરેછે. તેથી કર્મ કર્મફળને વાંસના વિગેરે ચીજો રહેતાં નથી.

આ સર્વજ્ઞાન ઉપરથી એક શોધક પક્ષ નિકળેલોછે. તેમાં કહેછે કે, પ્રથમ નાહની ચીજમાંથી પૃથક્કરણ થતાં થતાં મોટી ચીજ ઉત્પન્ન થાયછે. જેના જ્ઞાનમાં પંડિત ડારવીન કહી ગયોછે કે, રસાયણ પ્રયોગ થકી અને અરસ પરસ પદાર્થોના મિશ્રિતપણાથી અને પરમાણુઓના વધતા ઓછા પૃથક્કરણપણાથી જેવી રીતે ફેરફાર થતાં થતાં વાંદરાંમાંથી મનુષ્ય ઉત્પન્ન થઇ આવ્યુંછે, તેમ વૃક્ષ જાતિના સ્વભાવપર નજર ફેંકીએ ત્યારે સ્પષ્ટ જણાયછે કે, આંબાના ઝાડના બીજ વિના આંબો ઉગી શકેછે. તે એવી રીતે કે મિષ્ટ આંબાની કલમ કરી ખાટા આંબાની ડાળ શાથે સંયોગ કરતાં બીજો આંબો પ્રગટ થાયછે. તેનો સ્વાદ કાંઇક જુદા પ્રકારનો લાગેછે, ને તેના બીજ થકી એવાજ પ્રકારનું ઝાડ પ્રગટેછે. એવી રીતે મોગરા ચંપા ચંપેલી વિગેરે પુષ્પના વૃક્ષોનો સંયોગ કરતાં અનેક જાતના નવાં પુષ્પોના ઝાડો ઉત્પન્ન થઇ આવ્યાંછે. તાત્પર્ય કે, જીવ જાતિની કાયામાં બીજા જીવોની કાયાનો સંયોગ કરતાં નવી કાયાઓ પ્રગટ થયા વિના રહેતી નથી. કેમકે મનુષ્યનું વિર્ય ડારવીનના જ્ઞાન પ્રમાણે પૂર્વકાળે વાંદરાંની જાતનું હતું. પણ પૃથક્કરણના ધર્મ પ્રમાણે હાલમાં મનુષ્ય પ્રાણી વાંદરાં કરતાં તદ્દન ન્યારૂં થઇ પડયુંછે. એ જ્ઞાન ઉપરથી સિદ્ધ થાયછે કે, મનુષ્યનું મનુષ્યજ અવતરેછે, એમ કેહેવાય નહી. પણ વખતે બીજું પ્રાણી પણ પૃથક્કરણ કરવાથી ઉત્પન્ન થઈ શકેછે. સારાંશકે એવી રીતે પૃથક્કરણ થતાં થતાં મનુષ્ય પ્રાણીનો જીવ અનેક જીવોની યોનીમાં ગમન કરી શકેછે. નથી કરી શકતો એમ કેહેવાય નહી. આજ મુળ-

તત્વ પરથી નિશ્ચે થાયછેકે, આપણો જીવ જન્મ જન્માંતરને પામેછે. કેમકે પ્રાણવાયુરૂપી જીવન પવન કાયામાંથી નિકળેછે, ને તે જીવન પવનને આ બાહેરના જડ પવનનો સંબંધ હોવો નહી જોઇએ. તેથી એ જીવન પવન તેજ આપણો જીવ, પ્રાણ આત્મા ઇયા ચૈતન્યછે. અને એ ચૈતન્યરૂપી જીવન પવન સ્વતંત્ર હોવાથી અનેક કાયાઓમાં જઇ શકતો હોયતો કોને માલમ વારૂ ? સારાંશ કે, પરમાણુઓના સંયોગી ધર્મના પૃથકકરણ પર નજર કરવાથી અને તત્વોના ફેરફારથી આપણો જીવન પવન સર્વ જગ્યાપર જઈ શકેછે. કેમકે વિર્યમાં જે જીવો રહેલાછે, તે જીવો કયાંથી આવ્યા ? તેમ વૃક્ષો વિગેરે ઝાડોના જીવોની કાયાઓના મેળાપથી નવાં ઝાડો પ્રગટ થાયછે, તેમાં નવા જીવો કયાંથી આવે છે ? તેમ છતાં તત્વોની જડપણાને ગતિમાન કરનાર જીવો કયાંથી પ્રગટેછે? એ પક્ષઉપર નજર કરનારાઓ કહેછે કે, તમામ પરમાણુઓના સ્વરૂપને વિષે અસંખ્ય જીવો રહેલાછે. તેથી જૈન વિગેરે ધર્મો શ્વાસો શ્વાસમાં જીવ નાશ પામે તેટલા સારૂ નસકોરાં ને મોહોડાંપર કપડાં બાંધેછે. ને દર્શાવેછે કે, સર્વત્ર જીવ સર્વ પદાર્થોમાં રહેલાછે. આ જ્ઞાનને પણ આપણે સુક્ષ્મદર્શક યંત્રથી પણ સિદ્ધ કરી શકયે છેયે કે, એક ટીપાં પુર પાણીને વીષે જોવા જતાં અસંખ્ય જીવાત્માઓ રહેલા જણાયછે. તેથી સ્પષ્ટ કહેવામાં આવેછે કે, જીવોની ઉત્પત્તિ પરમાણુઓથી થઈ નથીજ. પણ પરમાણુઓના સંયોગથી જીવો અનેક આકારમાં હાજર થઈ શકેછે. તેથી જીવને પરમાણુઓ તદન ન્યારી ચીજછે.

આ જ્ઞાન સત્ય હોવાથી વેદના કર્મકાંડીઓ કહેછે કે, જીવ, તત્વ ને ઇશ્વર એ ત્રણ ચાજ ન્યારીછે. તેમાં તત્વ સંયોગથી જીવ પોતાના કર્મ પ્રમાણે અનેક જન્મ જન્માંતરને પામેછે. પણ જો જીવ ભકિત કરે ત્યારે ઇશ્વિર કૃપાળુ થઇ એના તમામ પાપનો નાશ કરેછે, ને પછી તે જીવને પોતાના સ્વરૂપમાં એકત્ર કરેછે. આ ઉપરથી કહેછે કે, મર્ણ પામ્યા પછી જીવ સ્વર્ગ ઇયા નર્કમાં જાયછે, ને ત્યાં પોતાના કર્મનું ફળ ભોગવી પુનર્પિ આ સૃષ્ટિમાં અવતરેછે. તેથી પૂણ્ય કર્મ જીવ પાસે કરાવવા સારૂં ધર્માજ્ઞા આપેલીછે. તેમાં યજ્ઞ યજ્ઞાદિક કર્મો મંત્રજાપ યોગાભ્યાસ અને ઇશ્વિર પ્રાર્થના વિગેરે કૃત્યો થકી જીવને સદગતી મળેછે. જે ઉપરથી, સદગતિમાં જતાં કોઇકિ પ્રકારના પાપને લીધે કદાચ તેને અટકાવ થાય, તો તે અટકાવને દુર કરવા સારૂં તેના સંબંધીઓ મર્ણ બાદ શ્રાધ્ધ સમચરી વિગેરે કર્મ કરી પૂણ્યની વૃદ્ધિ કરેછે; ને તે વૃદ્ધિથી પૂર્ણ રીતે જીવને મદદ આપેછે. સારાંશ કે, જીવ અસંખ્યછે, ને તે અસંખ્ય જીવો અસંખ્ય જાતના કર્મો કરેછે, ને તે કર્મો પ્રમાણે તેની વાંસના રહેછે. આ વાંસના તે જીવને પોતાની જગ્યાપર લઇ જવા શકિતમાન થાયછે. મતલબ કે કર્મકાંડીઓ જીવને પરમાણુઓથી ન્યારો માનેછે, તેમ જીવ ન્યારો હોવાથી તેની વાંસના પણ ન્યારી તેને વિષે રહેછે. જેમ ચોમાસાના આગીઆની કાયામાં દીવારૂપી તેજ વ્યાપેલુંછે. તે આગીઆની ઇચ્છાપૂર્વક ઝળકયા કરે

છે, તેવાજ પ્રકારથી જીવને વિષે વાંસના રહેલીછે. તે વાંસના જીવની ઇચ્છા પૂર્વક સમયે સમયે પ્રગટ થયા કરેછે.

આ ઉપરથી વેદના જ્ઞાનકાંડીઓ કહેછે કે, જીવ ચીજ નથી. પણ શરીરમાં જે ચૈતન્ય રહ્યુંછે તે ચૈતન્ય અવિદ્યાદિકના સંયોગથી જીવ ઈશ્વરપણાને પામ્યુંછે. છતાં એ ચૈતન્ય સર્વત્ર એકજછે. મતલબ કે, સર્વ પ્રાણીઓની કાયાઓમાં જીવ ચીજ રહેલી નથી. પણ સર્વત્ર જે એક ચૈતન્ય વ્યાપેલુંછે, તે ચૈતન્ય પોતાની મરજી પૂર્વક સર્વ કાયાઓને હલાવે ચલાવેછે. એ હલાવનાર ચૈતન્ય તે એક સર્વ વ્યાપીક આત્માછે. આ એક આત્મા સર્વત્ર વ્યાપી દેહોના બંધારણ પ્રમાણે વ્યહવાર કરેછે. તેથી પ્રત્યેક દેહના દેહધર્મ પ્રમાણે તે દેહમાં વ્યાપેલાં દેહાભિમાનવાળાં ચૈતન્ય પોતે ન્યારા ન્યારા સંકલ્પો ઉત્પન્ન કર્યા કરેછે. છતાં તે સર્વે સંકલ્પરૂપ માયા પ્રત્યેક કાયાઓને વિષે પરમાણુઓના મધ્યમાં આવાગમન કર્યા કરેછે. આ ઉપરથી સંકલ્પરૂપ સૃષ્ટિના પ્રતિપાદન કરવાવાળા વસિષ્ઠ ઋષિ યોગવાસિષ્ઠમાં જે દ્રષ્ટાન્તો દરશાવી ગયાછે તે સર્વેનો સાર એટલોજછે કે, ફકીરની વાંસના રાજાને પ્રાપ્ત થાયછે ને રાજાનો પૂર્ણ અનુભવ એક ભંગીને મળેછે. તાત્પર્ય એ કે, પ્રત્યેક પ્રાણીઓની સંકલ્પરૂપ કલ્પના આપોઆપ એક બીજાને પ્રાપ્ત થાયછે. સારાંશ કે, આ સર્વ સૃષ્ટિ સંકલ્પ રૂપજછે. તોપણ જે સંકલ્પો આપણે કર્યાછે ને તેમાં જેવા જેવા ભાવો કલ્પ્યાછે, તેવાજ પ્રમાણમાં આ સૃષ્ટિ સુખદુઃખ, લાભ અલાભ આપ્યા કરેછે. તેથી કરી મનુષ્ય વ્યાઘ્ર થાયછે ને વ્યાઘ્ર દેવરૂપ ધારણ કરેછે. સારાંશ કે, આ સંકલ્પરૂપ સૃષ્ટિ કેવા પ્રકારમાં રહીછે. તેમાં કહેછે કે, ચૈતન્યરૂપ આત્મા પોતાના અજ્ઞાનમાં દ્રષ્ટિ ફેંકેછે કે, તરત સૃષ્ટિ રચાય છે. જેમ ઊંઘમાંથી સંકલ્પ કરતાં સ્વપ્નરૂપ સૃષ્ટિ પ્રગટ થઇ આવેછે. પણ સત્ય જોતાં ઊંઘના સત્ય સ્વરૂપમાં સ્વપ્ન સૃષ્ટિ તદન કલ્પિત ને મિથ્યાછે. આ મિથ્યા કલ્પિત સ્વપ્ન સૃષ્ટિનું મુળ એક સંકલ્પછે. તેમ સર્વત્ર વ્યાપક જે આત્મારૂપી ચૈતન્ય રહ્યુંછે તે ચૈતન્યને વિષે આ સર્વ સૃષ્ટિ સંકલ્પરૂપછે. છતાં સંકલ્પ નષ્ટ થયા પછી સૃષ્ટિ આત્મારૂપી ચૈતન્યમાં લિન્ન થાયછે. સારાંશ કે, સર્વત્ર એક અખંડ અવ્યકત નીરાકાર સ્વરૂપના અસ્તિત્વ વિષે અસ્તિ આકૃતિમાં સદા કાયમ રહેવાય છે.

આ વિચારને પતંજલી ભગવાન યથાર્થ મળી જઇ કહેછે કે, જીવ ઇશ્વર આત્માથી પ્રગટયાછે. પણ જયારે આત્મા સંકલ્પની ઉત્પત્તિ, અવિદ્યાદિકના સબંધથી કરેછે, તેથી એ અવિદ્યા સંકલ્પરૂપે વ્યાપી રહી, સૃષ્ટિ રચના રચાવેછે. વાસ્તે યોગજ્ઞાનને રસ્તે ચાલતાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં લિન્ન રહેવાયછે. તે પ્રસંગે સંકલ્પનુ સ્ફુરવાપણુ નષ્ટ થાયછે. ને જે સંકલ્પોથી કાયા પ્રગટી હોય તેના સર્વ બંધનો છુટી જાયછે. એટલે મનોનાશ વા વાંસના ક્ષય થવાથી આ સૃષ્ટિમાં તેની વૃત્તિ રહેતી નથી. પણ તેના કરેલા સંકલ્પના સામર્થ્ય પરીઅન્ત દેહ સંબંધ રહેછે. પણ એ

રહેનારા સંબંધમાં તે પુનર્પિ સંકલ્પો કરતો નથી, તેથી તે જીવન્મુક્ત વિદેહમુક્ત કહેવાયછે. આ જ્ઞાન સત્ય ઠરવાથી વેદાન્તશાસ્ત્ર કહેછે કે, નીરાકાર નીરંજન સર્વવ્યાપક આત્માને વિષે જે અવિદ્યા સવપ્ર ભાવે રહેલીછે, તેને વિષે આત્મા વિચાર કરેછે કે, તરત તે વિચારરૂપી સંકલ્પ આ જગત્ જેવડો દેખાયછે, ને સંકલ્પ બંધ પડવાથી જગત્ દરશાતું નથી. સારાંશ કે, આત્માના સ્વરૂપને વિષે જેમ બીજમાંથી વૃક્ષ, તેમ અવિદ્યારૂપ વાંસનીક બીજમાંથી પાણીની લ્હેરોની માફક સંકલ્પરૂપ સંવેદન પ્રગટ થઇ આવેછે, ને તે સંવેદનના પ્રવાહથી આપણને હરેક કાયા પ્રગટ થએલી જણાયછે. મતલબ કે, સંકલ્પ પ્રમાણે જન્મ જન્માંતરને પમાયછે, ને ત્યાં અનંત-કાળ વ્યેહવાર કરતા માલમ પડીએ છૈયે, ને પાછા તે અનંત કાળમાં થોડો વખત દરશાયછે. તાત્પર્યકે, એવી રીતની કૃતિથી આપણું આત્મસ્વરૂપ આપણી વાસનાને અનુસાર ઝળકી રહયુંછે, અથવાતો અવિદ્યારૂપ માયાનાં વાંસનીક બીજના તત્વો દરર્શાઈ રહયાંછે. જેમ ઉંઘમાંથી સ્વપ્ન પ્રગટ થયું કે અવતર્યા, ને સ્વપ્ન દુર થવાથી જાણે મુઆ. સારાંશ કે, એનીજ માફક આ આત્મકૃતિ અવિદ્યા સંબંધે જણાઇ રહીછે. કેમકે આત્માના સ્વરૂપમાં ચિંતનપણું જ્યાંસુધી આપણને જણાયછે, ત્યાં સુધી ચિંતનપણાવાળી ટેવનું નામ અવિદ્યા ઠરે. આ ચિંતનરૂપ અવિદ્યાને વિષે જરા પણ સંકલ્પ થાય કે તરત તેજ અવિદ્યા સૃષ્ટિ રચી બતાવેછે. પણ જ્યારે બિલકુલ સંકલ્પ ચિંતનપણાને પ્રાપ્ત થતો નથી, ત્યારે મોક્ષ મહ્યો કહેવાયછે. તેથી સંકલ્પ દુર કરવા સારૂં . આત્માના સ્વભાવના જેવું આપણું જ્ઞાન કરી દેવું જોઇએ. પણ એ જ્ઞાન આત્માના પદમાં સ્થિર થઇ રહેવાથી પ્રગટેછે. તોપણ અપૂર્ણ જ્ઞાનથી થોડોવાર મોક્ષમાં રહયા કે પાછુ અવિદ્યારૂપ સંકલ્પનું ચિંતનપણું થઈ આવેછે, ત્યારે તેને જન્મ જન્માંતર ભાસેછે. જેમ ઉંઘમાંથી સંકલ્પના ચિંતનપણાથી સ્વપ્નરૂપી જગત્ પ્રગટ થઇ આવે કે આપણે અવતર્યા, ને તે સંકલ્પવાળાના ચિંતનપણાને બંધ કરવાથી જાણે મર્ણ પામ્યા. એવી રીતની આત્મકૃતિ રહીછે.

કેમકે આપણો આત્મા તો સ્વયંશુદ્ધ અદ્વૈત સ્વરૂપે અજડતાથી એક સરખો પોતાની જગ્યાપર સ્થિર થઇ રહેલોછે. તે કાંઇ કરતો કારવતો નથી; પણ તેનો સત્સ્વરૂપનો સંકલ્પરૂપી ભાવ પંચભૂતોના પરમાણુઓની આકૃતિમાં અજ્ઞાનરૂપે ગોઠવાયાથી આ અનેક વૃક્ષરૂપી કાયાઓમાં ભાસી રહયોછે; અથવાતો એ સર્વ કાયાઓને ધારણ કરી શકયોછે. તેથી સંકલ્પરૂપ અજ્ઞાનાકૃતિભાવની કલ્પનાપર સર્વ પ્રાણીમાત્રોનું જન્મમર્ણ સંભવી રહયુંછે. કેમકે શ્રુતિઓમાં કહયુંછે કે, આ અજ્ઞાનજ આ સર્વવિશ્વરૂપમાં ભાસ્યુંછે. ને એ વ્યાપક થએલું સંકલ્પરૂપ અજ્ઞાન એક વૃક્ષરૂપછે. તેથી તેનું વર્ણન કઠોપનિષદ્‌માં કેવીરીતે કર્યુછે, તે આ નીચેનો મંત્ર દરશાવેછે.

## मन्त्र.

उर्द्ध्वमुलोऽवाक्शाखएषोऽश्वत्थः सनातनः।
तदेवशुक्रन्तद्ब्रह्मतदेवामृतमुच्यते। तस्मिंल्लोकाः
श्रिताः सर्व्वेतदुनात्येतिकश्चन एतद्वैतत्॥

## અર્થ.

આ અજ્ઞાનરૂપ વૃક્ષ કેવુંછે? તેથી કહેછે કે, અજ્ઞાનથી આદિ લઇને સ્થાવર યોનિ પર્યંત સંસાર વૃક્ષછે. એ વિષ્ણુના પરમ પદરૂપ ઉંચા મુળવાળુંછે તેથી ઉર્દ્ધ્વમુલ કહીએ છીયે. આ વૃક્ષ શીરીતે છેદન થાયછે, તેનેસારૂ કહેછે કે, એને છેદન કરનાર જન્મ, મર્ણ જરા અને શોકાદિક અનેક અનર્થરૂપછે. છતાં એ ક્ષણ ક્ષણમાં વિપરિત સ્વભાવવાળુછે. અને ઇંદ્રજાળની માયા, મરૂજળ ગંધર્વ-નગર વિગેરે મિથ્યા કૃતિઓની માફક દ્રષ્ટ નષ્ટ (દેખવાથી નાશ થાયછે) સ્વભાવવાળું હોવાથી છેદન થાયછે. એથી વૃક્ષ કહીએ છીયે. તેમ જગતમાં પંચવાકયમાં કહેવાયછે કે આ સંસાર વૃક્ષરૂપછે. એ અભિમાયને સિદ્ધ કરવા સારૂ કહેછે કે અંત સમયે એ અજ્ઞાન વૃક્ષની માફક અભાવરૂપ, તેમ કેળના સ્તંભની માફક અસાર રૂપ, તેમ વિકલ્પનું કારણછે, જેમાં સ્થુલબુદ્ધિના પુરૂષો એને વિષે સત, છે, અસતછે, એવા વિકલ્પો ઉઠાવેછે. તેથી એ વિકલ્પનો વિષયરૂપછે. તેમ આ વૃક્ષની સમતા સારૂ બીજાની શાથે મેળવવા વાસ્તે કહેછે કે તત્વના જીજ્ઞાસુ પુરૂષોથી જેના સ્વરૂપનો નિર્ધાર થઈ શકે નહી એવુંછે. છતાં વેદાંતશાસ્ત્રમાં નિર્ધાર કરેલા પરબ્રહ્મરૂપ સારભૂત મુળવાળુછે. અને એ અવિદ્યા, કામ વા કર્મરૂપ અસ્પષ્ટ બીજથી ઉત્પન્ન થયુંછે. તેમ પરબ્રહ્મની પ્રથમ અવસ્થારૂપ જ્ઞાનશકિત વા ક્રિયાશકિતમય હિરણ્યગર્ભ (પ્રાણ) રૂપ અકુંરવાળુંછે. તેમ સર્વ પ્રાણીની ભિન્ન-ભિન્ન વાંસનારૂપ સ્કંધ (અનેક પેડ) વાળુછે. તેમ તૃષ્ણારૂપ તળાવના જળના સિંચવાથી ઉત્પન્ન થએલું ગર્ભવાળુછે. તેમ જ્ઞાનેંદ્રિયના શબ્દાદિક વિષયરૂપ અંકુરવાળુંછે. તેમ શ્રુતિ સ્મૃતિ, યુકિત વા વિદ્યાના ઉપદેશરૂપ પત્રવાળુંછે. તેમ યજ્ઞ, દાન, તપ આદિક અનેક ક્રિયારૂપ સુંદર પુષ્પવાળુંછે, તેમ સુખદુઃખવાળાં પ્રાણીઓની વેદના રૂપ અનેક રસવાળુંછે. તેમ પ્રાણીઓની ઉપજીવિકા કરવા યોગ્ય અનંત ફળવાળુંછે. તેમ ફળની તૃષ્ણારૂપ જળના સિંચવાથી આરૂઢ થએલા સાત્વિકાદિક ભાવથી મિશ્રિત હોવાથી કર્મ ને વાંસનાદિકરૂપ જેના દ્રઢ બંધનછે. તેથી એ વડવૃક્ષની માફક અવાંતર મુળવાળુછે. તેમ સત્યાદિ સપ્તલોકમાં બ્રહ્માદિક પ્રાણીરૂપ પક્ષીઓનું કરેલું ઘરરૂપછે. તેમ પ્રાણીઓને સુખદુઃખથી ઉત્પન્ન થએલા હર્ષ શોકના સંયોગથી પ્રગટેલાં જે નૃત્ય, ગીત, વાજીંત્ર, ખેલ, રૂદન. ખુશી વિ-

ગેરથી હાહા, છોડ છોડ ઇત્યાદિ અનેક શબ્દના કરેલા કોલાહલરૂપ મહા શબ્દ વાળુંછે. તેમ વેદાંતમાં પ્રતિપાદન બ્રહ્મ વા આત્માના જ્ઞાનરૂપ અસંગ શસ્ત્રથી છેદાય એવુંછે. તેથી વૃક્ષ કહીએ છૈયે.

તોપણ આ અજ્ઞાનરૂપ વૃક્ષ પિપ્પલના વૃક્ષની માફક કર્મરૂપ વાયુની પ્રેરણારૂપી લ્હેરથી સદા ચંચલ સ્વભાવવાળુંછે તેથી अश्वत्थ કહીએ છૈયે. તેમ સ્વર્ગ, નર્ક, તિર્યક (પશુપક્ષી) અને પ્રેતયોની આદિક નીચી શાખાવાળુંછે. તેમ અનાદિ હોવાથી એ ચિરકાળનું ચાલ્યું આવેછે. એવું આ સંસારરૂપ પિપ્પલનું ઝાડછે. તેમ છતાં એ વૃક્ષનું મુળ જેછે, તે શુદ્ધ ચૈતન્ય આત્મારૂપ પ્રકાશના સ્વભાવવાળું કેહેવાયછે. તેથી તે સર્વથી મોટુંછે વાસ્તે ब्रह्म કેહેવાયછે. તેમ તે સત્યરૂપ હોવાથી અવિનાશી સ્વભાવવાળું કેહેવાયછે; કેમકે વાણીથી આરંભ કરેલા વિકાર (કાર્ય) નામ માત્રછે. તેમ એ બ્રહ્મથી બીજી વસ્તું મિથ્યા એટલે ખોટી તેમ મરણ યોગ્યછે. એ શ્રુતીથી સિદ્ધ થાયછે કે, પરમાર્થરૂપ સત્ય બ્રહ્મમાં, ગંધર્વનગર, મરિચિજળ ને ઇંદ્રજાળની માયાની પેઠે સમાનછે. કેમકે એ પરમાર્થ રૂપ આત્મ વસ્તુના અજ્ઞાનથી પ્રત્યમાન સર્વલોક, ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળયમાં આશ્રયને પામેછે. તે એવી રીતે કે ઘટાદિક કાર્ય, મૃતિકાદિકના સ્વરૂપને છોડી જુદુ પડતું નથી. એ પ્રમાણે બ્રહ્મને છોડી કોઈપણ કાર્ય વિરૂદ્ધ વરતતું નથી તેથી એ આત્મા બ્રહ્મછે. સારાંશ કે, આત્મારૂપી બ્રહ્મની અજ્ઞાનતાથી જગત્ થયુંછે. વાસ્તે અજ્ઞાન નષ્ટ જયાં સુધી થયું નથી ત્યાં સુધી જન્મમર્ણ સંભવેછે. જેથી શ્રી કૃષ્ણે ગીતામાં કહયુંછે કે, દેહી નામ જીવનુંછે, ને એ જીવ અજ્ઞાનથી પ્રગટ થયોછે, ને તેજ અજ્ઞાનરૂપ સંકલ્પે આપણી કાયા પ્રગટ કરીછે, ને તે કાયાનો જીવ આ જગત્‌ની અનેક કાયાઓને પ્રાપ્ત થયોછે. સારાંશ કે, આપણી સ્વપ્નાની કાયા, તે સ્વપ્નામાં દરશાયલી અનેક કાયાઓને પોતાની શાયેજ સંકલ્પરૂપ અજ્ઞાન પોતાના સંકલ્પમાત્રમાં પ્રગટ કરી શકેછે. એનીજ માફક આપણી આ સ્થુલદેહ વાળી કાયા પ્રગટ થઇ ત્યારથીજ આ જગત્‌ની અનેક કાયાઓ આપણા અજ્ઞાને પ્રગટ કરી આપીછે. તાત્પર્ય કે, જયારથી આપણી કાયા પેદા થઈ, ત્યારથીજ આ જગત્‌ની અનેક કાયાઓને આપણા અજ્ઞાનેજ જગત્ સહવર્તમાન પ્રગટ કરી આપી. અથવા તો આપણા આત્માનું અજ્ઞાન આ જગત્ રૂપમાં ભાસ્યુંછે; કેમકે આત્મા એક છે, સર્વત્ર ને સર્વરૂપ છતાં આકાશની માફક અવિચળપણામાં સ્થિરછે. તેથી કાંઇ આવતો જતો નથી, વાસ્તે અચળછે. તેમ સર્વથી અળગછે. જેમ સૂર્ય એક છે, સ્થિર અચળ ને સર્વથી અળગછે, તેમ છતાં સૂર્યનો પ્રતિબિંબ પાણીના ઘડાઓમાં પડયો, તેમ આત્માનો પ્રતિબિંબ અજ્ઞાનમાં પડયો. હવે ઘડામાં પડેલા પ્રતિબિંબો સૂર્યને ન્યારા રૂપમાં દેખેછે, તેમ અજ્ઞાનમાં પડેલો પ્રતિબિંબ આત્માને ન્યારો જાણેછે. તેથી કરીને જીવ ઇશ્વર એ બુદ્ધિની ઉપાધિએ કરીને પ્રગટ થએલા ભાસેછે. એવીરીતે અનેક શ્રુતિઓમાં કહયુંછે. સારાંશ કે, અજ્ઞાનમાં પડેલો

પ્રતિબિંબ આત્માને ન્યારા રૂપમાં જયાં સુધી જુએછે ત્યાં સુધી અનેક ઉપાધિરૂપ જન્મ જન્માંતરો તે પડેલા પ્રતિબિંબને ભાસેછે. તેથી કરીને એ ઉપાધિરૂપ અજ્ઞાન જયારે આત્માના સ્વભાવ પ્રમાણે પોતાનો સ્વભાવ કરી નાખે, ત્યારે કેવળ શુદ્ધ આત્મા સર્વત્ર રહેલો દેખાયછે. આ સ્થિતિ તદન મોક્ષ સ્થિતિ કહેવાઇછે. અહિંઆંનું પ્રતિબિંબવાળું અજ્ઞાનમય અણુ ચૈતન્ય સ્વરૂપે સ્થિર હતું. પણ જયારે એ અણુ ચલિત થયું, કે તરત તે અણું રૂપી અજ્ઞાને કાયા પ્રગટ કરી દીધી, ને તે અજ્ઞાનરૂપી પ્રતિબિંબે મન, બુદ્ધિ, વાંસના ને જ્ઞાન વિગેરે તત્વોના સ્વરૂપો ધારણ કીધાં, ને પોતાની આકૃતિ આ જગત્ રૂપે વ્યાપક થઈ ગઇ, ને તેને વિષે એ અણુની દ્રઢિત વાંસના રમણ કરવા લાગી. એટલે કાયાને જગત્ સત્યરૂપે દરશાયાં. તોપણ એ પ્રતિબિંબરૂપી અજ્ઞાનમય આત્માના અણુએ આત્માને જોઇ પોતાની વાંસનાને અનુસાર વિચાર કરવા માંડયો કે તરતજ મનોમય કલ્પિત આકૃતિનો કાંઇનો કાંઇ દેખાવ પોતાની દ્રઢતાને જણાયો.

આ ઉપરથી મતવાદિઓ પ્રશ્ન કરેછે કે, શુદ્ધ આત્માને વિષે એવાં અજ્ઞાનાકૃતિ અણુ શા સબબથી રહયાંછે? ને એ જો રહયાં હોયતો તદન ન્યારાં રૂપમાં હોય નહી, પણ એક રૂપમાં રહેવાં જોઇએ. છતાં એ એક રૂપછે તો એને વિષે અજ્ઞાનતારૂપી અપૂર્ણ વાંસના કયાંથી પ્રગટ થઈ આવી? તેથી કહેછે કે માયા વા પ્રકૃતિ આત્માની શાથે સદૈવના રહેલાંછે. વાસ્તે કહેછેકે, પ્રકૃતિ અનાદિછે. પણ તેઓએ આ પ્રસંગે જાણવું જોઇએ કે, સતરૂપ આત્માને વિષે અજ્ઞાન વા અવિદ્યારૂપ ચીજ જરાપણ રહેલી નથી. પણ સત્ રૂપ આત્માને પોતાના સ્વરૂપનો અભાવ થાયકે તરત અસત્ વ્યાપી જાયછે. તેથી એ અસત્ ભાવરૂપી અજ્ઞાનાકૃત અણુ પોતાના મિથ્યાજ્ઞાને કરીને પોતાની મિથ્યા જ્ઞાનવાળી ભાવના જે કાંઇ મિથ્યા વિચાર કરવાની શરૂઆત કરેછે કે તરત તે શરૂઆતમાંજ સંકલ્પાકૃતિમાં તે મિથ્યા વિચાર હાજર થઇ અનેક જાતની કલ્પના કરવા માંડે છે. એટલે આપણી કાયાને આ અનંતાકૃતિ વાળી સૃષ્ટિ રચાઇ જાયછે. વાસ્તે એ અસત્ ભાવરૂપી અણુને અવિદ્યા કહીછે. છતાં એ મિથ્યા અસત્ ભાવરૂપી અણુ સંકલ્પાકૃતિથી વિચાર કરવા માંડેછે. તે પ્રસંગે અસત્ ભાવરૂપી અણુ અનેક વૃત્તિરૂપે પેલા વિચાર કરનારા સંકલ્પને દેખાયછે. તેથી તે સંકલ્પ એ અણુવાળી અનેક વૃત્તિઓમાં અનેક મિથ્યા ભાવ કલ્પ્યા કરેછે. તેથી તે ભાવોમાં અનેક ભાવનાવાળા સંકલ્પો અનેક જાતની કાયાઓ ધારણ કર્યા કરેછે. જેથી એ સંકલ્પાકૃતિ વિચારરૂપી જીવ ઉપલા અનેક ભાવવાળા સંકલ્પોની વૃત્તિઓમાં જાયછે. તેથી જીવ જન્મ જન્માંતરને પામેછે. એવો વેદના જ્ઞાનકાંડનો મતછે. સારાંશ કે, આત્માના સત્ રૂપના અભાવમાં અસત્ વ્યાપી રહયુંછે, ને એ અસત્ ભાવનો જયારે અભાવ થાયછે, ત્યારે સત્ રૂપ આત્મા શેષ રહેછે. એનુ નામ સર્વજ્ઞપણુ કેહેવાયુછે. તેથી કરીને સતરૂપી આત્માનો અભાવ અસતરૂપી

અણુ વિષે થયો કે તરત તે અણુ આત્માની માફક સર્વત્ર અંતર્યામિરૂપે વ્યાપક થાયછે, જેમ વૃક્ષના અંતર્યામી સ્વરૂપે બીજ વ્યાપી રહેછે તેમ. આ પ્રસંગે અણુને એવી સમજ પડેછે કે જાણે જગત્‌ને હું, હુ ને જગત્ બેઉ એકજ રૂપ છેયે. જેમ ઊંઘમાંથી સંકલ્પાકૃતિ રૂપ વિચાર કરનારો ખટકો ખડો થાયછે, ત્યારે સ્વપ્ન જગત્ ને ઊંઘ બેઉ જુદાં જણાયછે. છતાં તે સંકલ્પાકૃતિ રૂપ ખટકો જ્યારે ઉંઘમાં સ્થિર થાયછે, ત્યારે સ્વપ્ન ઊંઘમાં એક બનેછે. તે પ્રસંગે ખટકાને સમજ પડેછે કે, હું અને સ્વપ્ન બેઉ એકજરૂપ હતાં.

એ પ્રમાણે સત્‌રૂપ આત્માવાળી નિંદ્રામાંથી અસતભાવવાળું અજ્ઞાનાકૃતિમય અણુ સંકલ્પરૂપમાં ખટકારૂપે પોતે ખડું થયું, કે તરત સ્વપ્નારૂપી જગત્ રચેછે, ને ત્યારે એ ખટકો આપણી કાયામાં બિરાજી અજ્ઞાનની અનેક વૃત્તિઓમાં મિથ્યા સંકલ્પો ઉઠાવ્યા કરેછે. તે સમયે એ ઉઠાવેલા મિથ્યા સંકલ્પો આ જગતની અનેકાકૃતિઓમાં રમણ થતા પોતે પોતામાં આપણા મનને સમજાયછે. તેથી કરીને આપણી કલ્પનાના સંબંધથી સર્વ સૃષ્ટિનો વ્યહવાર ચાલતો આપણને યથાર્થ જણાયછે. અથવાતો આપણો સંકલ્પ જગત્‌રૂપમાં હાજર થઇ આપણને ભાસેછે. અથવાતો જગત્‌નો વ્યહવાર એ ખટકો પોતે ચલાવેછે. અથવા તો આપણા અણુને વિષે જેવો વ્યહવાર સમયાનુસાર અનુકુલ પડે તેવો ચાલતો આપણને દેખાયછે. અથવા તો આપણને અનુકુલ પડે તેવોજ વ્યહવાર ચાલેછે. સારાંશ કે આ સર્વજ્ઞપણાંની સ્થિતિમાં આપણું અજ્ઞાનાકૃતિવાળું અણુ જાણે આ જગત્‌ના અનેકાકારને વિષે સર્વની કાયામાં બીજરૂપથી સ્થિર થએલું ઠરશાયછે. તેથી સર્વ જગત્‌ના પ્રાણીરૂપી અજ્ઞાનની વૃત્તિઓ જે જે સારા નઠારા વ્યહવારો મિથ્યા સંકલ્પાકૃતિના વિચારથી કરેછે, તેની છાપ એ અણુમાં પડેછે, ને તે છાપ પ્રમાણે અણુ પોતે સર્વ વૃત્તિઓની પાસે વ્યહવાર કરાવેછે. તે એવી રીતે કે, એક પુરૂષે સ્ત્રીસંગ કરવા માંડયો—ને તેથી જે વિર્ય ગર્ભસ્થાનમાં પડયું, તે પ્રસંગે તે વિર્યમાં વ્યાપેલો જીવ તદન અણુના મુળસ્વરૂપ શાથે વ્યહવાર કરતો હતો. તેથી ત્યાં તેને તદન ભૂમાપદના જેવી રચના દેખાતી હતી. સારાંશ કે તે જીવ તદન મોક્ષ પદમાં વ્યાપેલો હતો. એવામાં એક પુરૂષ મર્ણ પામવા બેઠો. ત્યાં તેની વાણી મનને વિષે લિન્ન થઇ, ને તે મન પ્રાણને વિષે લિન્ન થયું, ને તે પ્રાણ તેના બાકી રહેલા સંકલ્પાકૃતિરૂપ ખટકામાં એટલે દ્રઢિત વાંસનામાં લિન્ન થયું, ને તે વાંસનારૂપ સંકલ્પાકૃતિ અણુમાં લિન્ન થયું. આ અણુમાં આવેલી વાંસના ધર્મસ્થાપકપણાના નિસ્વાર્થવાળી હતી, ને પેલા વિર્યવાળા પુરૂષના જીવની વાસના રાજ્ય સ્થાપન કરવાની હતી. તેથી એ બેઉ ધર્મને રાજ્યવાળી વાસન એકરૂપથી એકત્ર થઇ ગઇ, ને પેલો ગર્ભસ્થાનવાળો જીવ જન્મ પામ્યો, એટલે તેને ઉંઘમાંથી સ્વપ્ન પ્રગટ થાય, તેમ તેનો વાંસનારૂપી ખટકો અમુક કાયામાં અવતર્યો, ને પછી પોતાની દ્રઢતા પૂર્વક સો વર્ષની જીદગાંનીમાં પચાસ વર્ષ રાજ્ય

સ્થાપન કીધું. ને પચ્ચાસ વર્ષમાં ધર્મ સ્થાપન કૃત્ય ચલાવ્યું, ને પેલા મર્ણ પામેલા પુરૂષની વાંસના પણ અણુના સ્વરૂપમાં રમણ કરી રહી, ને તે જીવ બીજી કાયામાં પેલાની માફક જન્મ પામ્યો, ને એણે પણ પેલાના જેવાં રાજ્ય ને ધર્મના કૃત્ય કરતી વખતે એ બેઉ પુરૂષોને માહાભારત પ્રાપ્તિ થઈ, સુખદુઃખના ભાગી થયા, ને સમયપુરો થવે મર્ણ પામ્યા. આ પ્રસંગે પ્રશ્ન થાયછે કે, આપણો જીવ ચૈતન્ય રૂપછે ને કાયાનું વિર્ય જડરૂપછે. તેથી દુરનો મર્ણ પામેલો જીવ આપણા વિર્યમાં શી રીતે આવી હાજર થયો? પણ સત્ય સમજવાનું કે જેમ તલમાં તેલ રહ્યુંછે, તેથી તલના તમામ તત્વ તેલ રૂપજછે, તેમ આપણું વિર્ય જે છે; તે તદન વાંસના રૂપછે પણ તત્વ રૂપ નથી. વાસ્તે આપણી અંતરમાં જે વાંસનાછે તે વિર્યની આકૃતિછે. ને વાંસના આપણાં અણુની શાથે સંબંધ રાખેછે. તેથી આખા જગતના તમામ જીવોની વાંસના આપણા અણુમાં મળી રહેલીછે. જેથી આપણા વિર્યમાં અનેક જીવોની વાંસના હાજર થઇ શકવાને જરાપણ અડચણ નથી. આ મુદ્દા ઉપરથી વેદ, મુસલમાન, જરથોસ્ત વિગેરે ધર્મમાં સ્ત્રી સંગ વખતે માહાપવિત્રતા રાખવાની કહીછે. તેમાં નઠારી વાંસનાને અસત્ય વિચારો સ્ત્રી પુરૂષોએ કરવા નહી. પણ તદન ઇશ્વરની ભક્તિ કરી માહા શુદ્ધિપણામાં એ કૃત્ય કરવાનું કહ્યુંછે. એને સારૂં વેદ ધર્મમાં ગર્ભધાન સંસ્કાર ને અનેક મંત્રની ક્રિયા વિગેરે દરશાવ્યાછે. જેના સંબંધથી સ્ત્રી પુરૂષોની પવિત્ર ને કલ્યાણકારી વાંસના થવાથી ઉત્પન્ન થનારાં ફરજંદ માહા ભાગ્યવાન ને સુખી નિપજી આવેછે. સારાંશ કે, આ જગતના સર્વ પ્રાણીમાત્રો વાંસનાના રૂપછે, ને જેવી જેવી વાંસના પ્રાણીમાત્રોને મર્ણ સમયે થતી જાય, તેવી તેવી ક્રિયાઓથી સ્ત્રી સંસર્ગ બીજાં પ્રાણીઓ કરતાં જાય, ને તેમાં તે વાંસના હાજર થતી જાય, ને તે પ્રમાણે નવી દેહો પ્રગટ થતી જાયછે. એવા પ્રકારનો ક્રમ સદા ચાલ્યા કરે છે. તોપણ નિશ્ચે જાણવાનું કે, જે પુરૂષને મર્ણ સમયે કોઇપણ જાતની વાંસના રહેતી નથી, તેવા પુરૂષોનો ભાવ એ અજ્ઞાનરૂપ અનેકાકૃતિ જગતના આકારોને તદન સ્થિર રૂપમાં જુએછે. એટલે સતરૂપ આત્મા શાથે મળેલો પોતાને જાણેછે. અથવાતો વાંસના રહિત પુરૂષ આ અનંતાકૃતિમય જગતને એકરૂપજ દેખેછે. અથવાતો આખી સૃષ્ટિ તેના વાંસના રહિત ભાવમાં સમાઇ ગયલી જણાયછે. એટલે તે પોતે અજર અમ્મર ભાસેછે. તેથી આ જગત્ અગાડી આત્મા થયો, એ શ્રુતિથી તેના વાંસના રહિત ભાવમાં શીવ, જીવ, સુખ, દુઃખ. જડ, ચૈતન્ય, વિગેરે કાંઈ પણ ભાસતું નથી. પણપોતે અજર અમર અખંડ ને અવિનાશી સુષુપ્તવત સદા રહેછે.

આ સર્વ યોજના ઉપર મનુષ્યવર્ગના ધર્મો ન્યારા થઇ પડ્યાછે, ને તેઓના પુરાવાઓ ઘણાંજ મજબુત ને સાચા જણાયછે. પણ આપણાથી કોઇપણ પક્ષ ખોટો ઠેરવી શકાતો નથી. કારણકે જેનામાં તર્કબળ વધારે હોય તે શખ્સ જીતી શકેછે. તેથી તર્ક-જ્ઞાનને અનુભવી પુરૂષો માન્ય કરતા નથી. છતાં કહેછે કે આ

જગતની રચના વેદાંતજ્ઞાને જોતાં તદન મિથ્યા ને અવિદ્યા કૃત્યછે. જેથી એ મિથ્યારૂપમાં સત્ય અભિપ્રાય અપાય નહી. તોપણ પવનને શબ્દના દ્રષ્ટાન્તમાં અગાઉ દર્શાવી ગયા છૈયે કે, એકજ વસ્તુ વિષે બોલવા જતાં હા ને ના જેવી રીતે કબુલ કરવી પડેછે તેવીજ રીતે આ પુનર્જન્મની તકરારમાં સર્વ ધર્મનાં માહાત્મા પંડિતોને વિષે હા ને ના થઇ રહીછે. તેમાં એક પક્ષ કહેછે કે, મૃત્યુ સમયે કાંઇજ શેષ રહેતું નથી, ને તે પ્રસંગે કોઈપણ જાતનું જરા પણ ચલન વળણ થતું નથી. જેમ ઘડો ભાંગી જવાથી પુનર્પિ તેજ ઘડાના છુટાં પડેલાં તત્વો એકત્ર થઇ શકતાં નથી, તેમ કાયાના છુટાં પડેલાં તત્વો પાછાં મળી શકતાં નથી. વાસ્તે સમાધિરૂપ ભૂમા ને મૃત્યુ એ બેઉ અવસ્થા એક રૂપછે. આ કારણથી સમાધિ વિગેરે કર્મો કરવામાં ફકત મૃત્યુરૂપ જડપણાને પમાયછે. એને પામવાથી મગજ બિગડી જાયછે. ને તેથી કોઇપણ પ્રકારની પ્રાપ્તિ થતી નથી, ને ત્યાં મૃત્યુની માફક કાંઈજ દેખાતું નથી. પણ એક અંધારી કોટડીમાં ગોંધાયલા દરશાઇએ છૈયે, ને તે જગ્યાપર પરમેશ્વર, આત્મા, જીવ વિગેરે કોઈપણ જાતની ચીજ જણાતી નથી. પણ એતો આપણા શરીરના લોહી સ્થિર થવાને લીધે તમામ શરીરની વિજળી એકત્ર થઈ જાયછે તેથી મગજની ગતિ બંધ પડીને જડ બનેછે. જેથી મૃત્યુને સમાધિરૂપ ભૂમા બેઉ એકજ રૂપમાંછે. તોપણ શરીરના તત્વોનાં છુટાં થયા પછી ફરી આ સૃષ્ટિમાં આવી શકાતુ નથી. આ કારણથી જન્મ નથી.

જે ઉપરથી બીજા પક્ષવાળા કહેછે કે, ભૂમાવસ્થામાં કાંઈજ દેખાતું નથી, ને મગજના લોહીનો ગતિ સ્થિર થઇ જાયછે છતાં એ જગ્યા અંધારી કોટડી રૂપ છે; પણ એમ ન કહેવાય. કેમકે એ જગ્યાપર માહા અખંડ તેજોમય એક જ્યોતિ પ્રકાશતી જણાયછે, છતાં આપણુ મગજ બગડતું નથી, કારણકે ત્યાં પણ આપણા મગજની સ્થિતિ આ જાગૃત અવસ્થાની માફક વિચાર કરવાની શક્તિ ધરાવેછે, ને તેમાં સર્વ ઇદ્રિંયોની ગતિ અંદર જોતાં બરાબર ચાલેછે. પણ મનોકલ્પિત વ્યહવારના વિચારો જેવા આપણે આ જગતમાં પાપરૂપ કરીએ છૈયે, તેવા પાપરૂપ વિચારો તે જગ્યા પર થતા નથી; તોપણ ત્યાં જે વિચારો ઉત્પન્ન થાયછે તે વિચારો સંપૂર્ણ અનુભવવાળા હોય છે. આ પ્રસંગે આપણો આ કાયામાં રહેલો શ્વાસ કાયાની બાહેર ન ચાલતાં તે શ્વાસ કાયાને વિષે ચાલેછે. એવી રીતે ચાલતાં એ શ્વાસ પોતાની સર્વ સ્નાયુને આકર્ષિ મેરૂદંડ જે કે બરડાવાળું હાડકું તેની માંહે પ્રવેશ કરી મગજપર ચઢેછે, ત્યારે શ્વાસ મગજમાં સ્થિર થાયછે. આ સ્થિરરૂપમાં શ્વાસના આવવાથી આપણી કાયાનો નાશ થતો નથી. પણ એ કાયાને અમર થવાનો પ્રસંગ મળ્યો કેહેવાયછે. કેમકે જયાં સુધી શ્વાસ કાયામાં રહેછે, ત્યાં સુધી કાયા પડતી નથી. પણ શ્વાસાના જવાથી કાયાનો નાશ થાય છે. જેથી કરીને મગજની ગતિ બંધ પડતી નથી, તેમ છતાં તે બગડતું નથી. તોપણ શ્વાસા સ્થિર થાયછે, ને શ્વાસાની ગતિ કેવળ બંધ પડેછે. જે ઉપરથી તમોએ મગજની ગતિ બંધ પડી એમ માની લીધેલું જણાયછે. બીજું કારણ એવું કાંઇજ જણા

તું નથી. તેમ છતાં ભૂમાવસ્થા માર્ગરૂપ ન કહેવાય. કેમકે શ્વાસા જ્યારે મગજપર જાયછે, ત્યારે ભૂમાનો દેખાવ દેખાયછે. હવે જો ભૂમા માર્ગ રૂપ હોય તો ત્યાં શ્વાસાના તત્વો છુટાં પડવાં જોઇએ અથવાતો ત્યાંથી પાછો શ્વાસા કાયામાં આવવો ન જોઇએ. પણ ભૂમાને વિષે તો શ્વાસાના તત્વો છુટાં પડતાં નથી. તેમ શ્વાસા પાછો પોતાની મેળે ઉતરી શકેછે. તેથી ભૂમા માર્ગરૂપ નથી. આ ઉપરથી સિદ્ધ થાયછે કે, ભૂમાજ ઇશ્વરછે અમૃતછે, ને ત્યાંથી પાછા આવ્યા, તેથી કરીને જન્મ સિદ્ધછે. તોપણ વળી કહેછે કે, જો આપણા ચૈતન્યનો સંબંધ કાયા શાથે એક સરખો જોડાયલો હોયતો ભૂમાની પ્રાપ્તિ વખતે આપણો શ્વાસા મગજપર ચઢવો ન જોઇએ. પણ શ્વાસારૂપી ચૈતન્યને આ કાયાનો બિલકુલ સંબંધ નથી. તેથી તે ચઢી શકેછે, ને જ્યારે એ ચઢી શકેછે, ત્યારે તે. તદન શરીરપીંજરાંથી અળગ જેવો જણાયછે: હવે આપણું ચેતન્ય કાયાથી ન્યારૂં ન હોયતો, શ્વાસાનો દેખાવ જુદા રૂપમાં નંજરે પડવો ન જોઇએ. પણ જ્યારે એ ન્યારો દેખાયછે, ત્યારે તો આપણો સંબંધ કાયા શાથે નથી. પણ તદન કાયાથી અળગછે. આ અળગ રૂપદેખાવમાં આપણો શ્વાસા જાણે કાયાને બ્રહ્માંડથી છુટી ન્યારોથઇ ગયલો દરશાયછે, ને ત્યાં કાયા તથા જગતમાંનું કાંઇપણ શ્વાસા સાથે જોવામાં આવતું નથી, પણ શ્વાસારૂપ ચૈતન્યની સ્થિતિ પૂર્ણ, સુખરૂપ, શુદ્ધ, નિર્વિકાર, અખંડ, સર્વથી અળગ જેવી ભાસે છે. તેનું કારણ કે ભૂમારૂપ ઇશ્વરીપદ એવાજ દેખાવનું રહેલુંછે, તેથી સત્રૂપ આત્માનો ખરો ચિતાર કેવોછે તે આપણા શ્વાસારૂપી જીવને પ્રાપ્ત થયોછે. ત્યારે એ શ્વાસરૂપ જીવ ત્યાં સમજ્યોછે કે, ઇશ્વરરૂપી સ્થાન એ ભુમાજછે. એ ઉપરથી મગજ બેહેર મારી ગયુ ને તેની ગતિ બંધ પડી ગઇ, તેમ શરીરની વિજળી એકત્ર થઈ ત્યારે એ દેખાયુંછે, એમ ન કેહેવાય. કેમકે એ સ્થિતિ તો જ્યારે કોલેરોફૉર્મ વખતે શ્વાસાની ગતિ બાહેર ચાલેછે ત્યારે થાયછે. પણ શ્વાસા અંદર ચાલતી વખતે એવી સ્થિતિ થતી નથી, વાસ્તે કરીને આવાં તાર્કિક પ્રમાણોને તો અનુભવ વગરના સ્થુલ બુદ્ધિના મનુષ્યો માનશે ખરાં, પણ માહા અનુભવી જ્ઞાનીઓ તિરસ્કારની નજરે જોશે. તેથી કરીને તાર્કિક પ્રમાણો આપવાં ન જોઇએ. સારાંશ કે એ ભૂમારૂપી નિર્વિકાર સ્થાનમાં શ્વાસાના જવાથી આપણે અજર અમ્મર રહેલા જણાઇએ છૈયે, અથવા પૂર્ણ સાક્ષાત્ પરમેશ્વર બનીએ છૈયે. એવી ખાત્રી આપણને સ્વભાવિક આપો આપ પોતાના સ્વયંજ્ઞાનથી થઈ આવેછે, આ ખાત્રી થયા પછી જ્યારે આપણો શ્વાસા આ સ્થુલ-દેહવાળી જડકાયામાં પાછો આવેછે ત્યારે આપણી અંતરમાં ઉડતી મનોમન કલ્પના પ્રમાણે તમામ જગત્ચક્ર તે કલ્પનાની ભાવના પ્રમાણે ચાલતું દરશાયછે. એનું કારણકે આપણે ઇશ્વરપદમાં લિન્ન થયા, તેથી આપણી કાયાની એટલી શુદ્ધિ થઈ ગઇ, કે જેથી આપણાં મન, બુદ્ધિ, તર્ક, વિચાર, ચિત્ત, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એ તત્વો પણ શુદ્ધિને પ્રાપ્ત થયાં, તેથીજ કરીને આ ગુપ્તરૂપ આત્માની ગુપ્ત અંતરરૂપ કૃતિને યથાર્થ સમજી શકવાનુ

ઐશ્વર્ય આત્મકૃપાથી હાજર રહ્યું, એઓને વિષે પણ જો કદાચ આપણે એનાથી પણ વધારે વાર સુધી ઉપલી સ્થિતિમાં કાયમ રહીએતો ઉપરનાં કરતાં વિશેષ ઐશ્વર્ય પ્રાપ્ત થતું જાયછે.

તોપણ આ જગ્યાપર અજાયબી એટલીજ છે કે, ઘણો વખત કોઈપણ પુરૂષથી પોતાની ઇચ્છાપૂર્વક કાઢી શકાતો નથી. કેમકે અંતર્યામિ આત્માની મરજી ન હોય તો એ માર્ગપર ચાલવાની મરજી આપણી કદાપી પણ ન થાય, ને કદાચ ઇચ્છા કીધી તો અનેક જાતનાં કર્મો સંબંધી સંકલ્પો આપણને ખેંચી જાય, છતાં ઇચ્છા કરવાથી એ પદની પ્રાપ્તિ થતી નથી. પણ એનો લાભ જે થોડો ઘણો જેઓને મલ્યોછે, તે તેઓના પ્રારબ્ધ યોગથી મળ્યોછે. સારાંશ કે ઇશ્વરની ઇચ્છા હોય તેટલાજ વખતમાં આપણો શ્વાસા ઉપર જઇ સર્વ અદર્શ ચમત્કૃતિમાં માહા અલૌકિકપણાનું કૃત્ય કરેછે, ને તે વખત મટયો એટલે તરત ત્યાંથી જાણે કોઈ કાઢી મુકતું હોયની એવી રીતે શ્વાસા ગભરાઇને પાછો પોતાને રસ્તે કાયામાં આવવા માંડેછે! એજ ઉપરથી સિદ્ધ થાયછે કે, જયાં કાંઈજ નથી ત્યાં ગભરાટ થવાનું શું પ્રયોજન છે? આ પ્રશ્નપર અનુભવી જ્ઞાનીઓ કહેછે કે એ મોટી ચમત્કૃતિછે, વાસ્તે કબુલ કરવું જોઈએ કે એજ ચમત્કૃતિનું નામ ઇશ્વર ઇચ્છાછે. તેથી ઇશ્વરની ઇચ્છા હોય તેટલીજ મઝા તે પ્રાણીને તે આપી શકેછે. આ ઉપરથી કર્મકાંડીઓ કહેછે કે, જેટલું પૂણ્ય કીધું હોય તેટલો કાળ તે પુરૂષ સ્વર્ગમાં રહી શકેછે, ને પૂણ્ય ક્ષય થએ પાછો મૃત્યુ લોકમાં આવેછે. ખરેખર વેદ વિદ્યાના જ્ઞાતાઓએ સ્વર્ગનું જે વર્ણન કીધુંછે તે એ ભૂમાની જગ્યાનું નામ છે. પણ બીજું કલ્પિત સ્વર્ગ આ બાહેરના જગત્‌માછે એવું મત પુરાણનું છે તે તદન ખોટુંછે, વાસ્તે તમો ભૂમારૂપી સ્વર્ગમાં એક મિનિટ તમારા શ્વાસાને રાખો, ત્યારે આત્માના અદર્શ પદમાં અસંખ્ય ને અગણિત બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિત ને પ્રળય બનેછે, ને તેટલા ફેરફારના જ્ઞાતા તમો પોતેજ થઈ ગયાછો એવી એ અદર્શરૂપ ભૂમાવસ્થાના પદની ખુબીછે. આ વ્યહવારથી નિશ્ચે થાય છે કે ભૂમા જેવી મર્ણરૂપ અમૃતવાળી જગ્યામાં સર્વ કોઇને જાણવા સંબંધી જ્ઞાનમાત્ર રહેલુંછે, ને તે જ્ઞાનના મનનરૂપ અનુભવથી સૃષ્ટિની તમામ રચના આપણી અંદર સમજાઈઆવેછે. આપણને જેમ સ્વપ્નામાં બીજી કાયા દેખાયછે તેમ ભૂમાથી છુટયા બાદ અમુક કાયા પ્રાપ્ત થઈ આવેછે તેથી પુનર્જન્મ થાયછે.

આ ઉપર વળી પેહેલા પક્ષવાળા કહેછે કે, જેને તમો ભૂમા કહોછો તે કાંઈ આત્માની જગ્યા નથી, પણ તેતો એક અંધકારરૂપ નિંદ્રા અથવા મર્ણાવસ્થાનું રૂપછે, ને આપણે કાંઇ તે જગયાપર જતા નથી, પરંતું આપણા શ્વાસાના એકત્રપણના યોગથી જયારે મગજ બગડેછે ત્યારે ઉપર પ્રમાણે ગાંડાપણાનું જ્ઞાન પ્રગટેછે, ને ઉપલો ભાસ કાંઇ ખરેખરી મર્ણ અવસ્થાનો નથી પણ ચેતન્યના એકત્રપણાનો થયો, પણ ભૂમાને વિષે તો મૃત્યુ બાદ જવાયછે ત્યારે તેમાંથી છુટા

થતા નથી ને અવતાર ભાસી આવતો નથી, પણ આપણી કાયા જે પંચતત્વના બંધારણવાળી થએલીછે ને એ થએલા બંધારણમાં આપણી કાયાનું ચૈતન્ય જ્ઞાન શક્તિનો આકાર ધારણ કરી રહેલુંછે. તેથી આ સૃષ્ટિ સ્વરૂપ આપણી જ્ઞાન શક્તિનો આકારછે, ને એ જ્ઞાનના પ્રમાણ ઉપર આપણે આ જગત્માં પોતાની ઇચ્છા પ્રમાણે વ્યહવાર કરી શકીએ છેયે, ને આપણું સદૈવનું સ્વરૂપ તો આ પંચભૂતજછે. ને એના ફેરફાર ઉપરથી પ્રાણીમાત્રના આકારો બનેલાછે આવા પ્રકારની તકરારો ચાલેછે.

તોપણ નિષ્પક્ષપાતે આ તકરાર તો તાર્કિક ને અનુભવ વગરની આપણને ભાસેછે, તેથી તત્વ વેત્તાઓ એવા તાર્કિક પ્રમાણોપર વજન રાખતા નથી. પણ કહેછેકે પ્રત્યક્ષ અનુમાન ઉપમાન શબ્દ ને અનુભવ એટલા પ્રમાણો જો કોઈ દ્રશ્ય અદ્રશ્ય યોજનાપર મળે તો તે તકરાર સત્ય કેહેવાયછે. પણ આ તકરાર એ પ્રમાણો વગરનીછે, તેથી એને તદન ડીફણાંમારૂં ગપાંશ કેહેવાને કાંઈજ અડચણ નથી. સારાંશ કે આજના અલ્પજ્ઞ તાર્કિક જ્ઞાનવાળા સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનો દીર્ઘ દ્રષ્ટિના અનુભવ વગર જે કાંઇ બોલેછે તે બોલવામાં તદન પોતાની બેવકુફી જાહેર કરેછે, વાસ્તે વિદ્વજનો કહેછે કે વેદ, ઉપનિષદ ને શાસ્ત્રોમાં જે વાતો લખાયલીછે તેજ ખરીછે. કેમકે તે લખાણો અનુભવીઓના પૂર્ણ અનુભવોથી ભેડાયલાંછે, તેથી તેમાં ભુલ કાઢવી એ મહાન બુદ્ધિવાન પુરૂષોનું કામ છે. તાત્પર્ય કે, શ્રુતિઓમાં આત્માના સ્વભાવની ખુબી વર્ણવીછે. તેમાં પુનર્જન્મ યથાર્થ રીતે પ્રતિપાદન કર્યાછે. છતાં કહ્યુંછે કે એ પુનર્જન્મનું ભાસવુ આત્માની અભાવપણાવાળી અજ્ઞાનરૂપ સ્થિતિના સંવેદનથી થયુંછે. મતલબ કે સતના અભાવપણામાં અસત્ જણાયછે. તેથી આ અસત્ રૂપ જગત આત્માની અભાવરૂપ સ્થિતિના સંવેદનપણાને વિષે ઉત્પન્ન થઈ રહયુંછે, તેથી આ જગત્ને ઈશ્વર, તેમજ ઈશ્વરને જગત બેઉ અકેકના અભાવપણાના ભાવમાં દર્શાયલાં છે. એટલે આત્માના અભાવથી જગત્ દેખાયછે. ને જગતના અભાવથી આત્મા દેખાયછે, એ કારણથી એ બેઉ એક બીજાના અભાવમાં દરશાઇ રહયાંછે. જે ઉપરથી માંડુકયોપનિષદમાં કહયુંછે કે, જગત્ ભાવ દુર કરવાથી આ જગત્ આત્મારૂપે દેખાયછે તે ઉપરથી વેદમાં કહયુંછે કે આ અગાડી આત્મા થયો. સારાંશ કે આ જગત્ અગાડી જતાં આત્મારૂપે દેખાયછે, અથવા તો આત્માજ થઇ રહેછે. તે ઉપરથી એ જગત્ અદ્વૈતરૂપમાં વ્યાપક થએલુંછે. એટલે આત્માના એકાકારી સ્વરૂપમાં એ અનંતાકૃતિ જગત્ ઐકયરૂપથી મળી જાયછે. તેથી એ જગત્ નથી પણ આત્માજછે. મતલબ કે, જગત્ શબ્દનો ભાવ મિથ્યાછે. પણ આત્મા શબ્દનો ભાવ સત્યછે. જેમ વૃક્ષ શબ્દનો ભાવ મિથ્યાછે તેમ, કેમકે બીજ વૃક્ષની અગાઉ હતું. ને વૃક્ષાકારમાં પણ તેજ બીજ વ્યાપક થયુંછે, તેથી વૃક્ષ શબ્દનો ભાવ મિથ્યાછે, પણ બીજ શબ્દનો ભાવ સત્યછે. જેથી બીજ તેજ

વૃક્ષ, એ પ્રમાણે આત્મા તેજ જગત. તાત્પર્ય કે, આ જગત તથા આત્માને વિષે જરાપણ ફેર નથી, એ ઉપરથી વૃક્ષને દીઠું તેથી બીજને દીઠું એમ દૃઢ કરો. અથવા તો બીજને જોયું એટલે વૃક્ષને દીઠું એમ નક્કિ કરો. સત્ય જોતાં બીજ ને વૃક્ષની આકૃતિમાં ફેરછે પણ સ્વભાવે બન્નો એક રૂપછે.

હવે બીજને જોનારો પુરૂષ કહેછે કે વૃક્ષ નથી ને વૃક્ષને જોનાર પુરૂષ કહે છે કે બીજ નથી, પણ બેઉની વાત સાચીછે. છતાં તકરારના કારણથી એવી રીતે ઉલટું બોલાય. એજ પ્રમાણે જન્મ નથી કેહેનારના વચનપર જન્મ જે થનારો તે કાંઈ મિથ્યા થનાર નથી. જેમ બીજ નથી કહેનારના વચન ઉપરથી બીજ મિથ્યા થનાર નથી, તેમ વૃક્ષ નથી ને બીજછે એવી રીતે બોલનારના વચનથી વૃક્ષ મિથ્યા થનાર નથી. તેમ જન્મ જો મિથ્યા હોય તો તે થનારો નથી. સત્ય જોતાં તો આ બેઉ પુરૂષોનું બોલવું ગેરવાજબી નથી. કેમકે બીજના જોનારની દ્રષ્ટિમાં વૃક્ષ આવતું નથી, તેમ આત્માના જોનારની નજરમાં જગત આવતું નથી, એજ પ્રમાણે વૃક્ષના અવલોકન કર્તાની નજરમાં બીજ આવતું નથી તેમ જગતના જોનારની નજરમાં આત્મા આવતો નથી. સારાંશ કે, એ બેઉ પુરૂષોએ જે પદાર્થને જોયોછે, તેમાં એ બેઉ અથડાયાછે, અથવા તો એ પદાર્થ એવોછે કે તેમાં જોવા જનાર પુરૂષને કાંઇનું કાંઇ એ પદાર્થ સમજાવી મુકેછે. અથવા તો જોવા જનાર પુરૂષની સમજ એ પદાર્થને જોવા જતાંની સાથેજ કાંઈનું કાંઈ જ્ઞાન આપવા મંડી જાયછે; અથવાતો એ પદાર્થની ખુબી એવી હશે કે કાંઇનું કાંઈ દેખાયછે. આ મુળતત્વપરથી મહાત્મા પંડિતો કહેછે કે એને સમજવા જતાં ઘણા પુરૂષો મૃત્યુવસ્થાની નજદિક જઈ પહોંચ્યાછે. તેથી કરીને એ પદાર્થ સબંધી જ્ઞાન મેળવવાની ઇચ્છા ન કરતાં સત્સંગ, સત્સમાગ, ગુરૂમેળાપ, સત્શાસ્ત્રાધ્યયન, નિજધ્યાસ, મૌનીનો પુરૂષાર્થ એટલાં વાણાં અવશ્યે કરીને પ્રત્યેક પુરૂષોએ રાખવાં જોઇએ. કેમકે મનુષ્યની સ્થિતિ વિચાર દ્વારાએ પળટાતાં વાર લાગતી નથી. એમાં ઘણાં જ્ઞાની પુરૂષો પોતાના તર્ક જ્ઞાનથી નાસ્તિક થઈ ગાડાં બની ગયાછે, ને ઘણાં પુરૂષો આસ્તિક ભાવથી આસ્તિક થઈ જીવન્મુક્ત ને વિદેહમુક્તપણાના પવિત્ર પદને પામ્યાછે. ને પૂર્ણઅનુભવિ જ્ઞાનમાં મચીરહી સ્વતંત્ર વિચારમાં જીંદગાની નિઃસંશયપણાથી પુરી કરી ગયાછે, તેથી કરીને તેઓ આ જગતમાં ધર્મ, રાજ્ય વિગેરના નિયમો બાંધી શકયાછે, ને સર્વ પ્રજામાં દયા, શાંતિ, ભક્તિ, મૈત્રી, ક્ષમા, વૈરાગ્યાદિક પવિત્ર લક્ષણોને પ્રવર્તાવી શકયાછે, ને પોતે એવા લક્ષણો પર ચાલી નરના નારાયણ થઈ ગયાછે.

આ ઉપરના તમામ કથનરૂપ જ્ઞાનનું તાત્પર્ય એટલુંજછે કે આ સૃષ્ટિના મુળતત્વનો નિર્ણય મનુષ્યમાત્રના જ્ઞાનમાં, હા, ના, એવા બે પ્રકારે અથડાઈ રહયોછે તેનું કારણ કે મનુષ્યમાત્રોની અવિદ્યાનો દેખાવ દ્રઢિત જ્ઞાનની ગ્રંથિમાં ઉળટ

સુબટ રીતથી ગોઠવાઇ ગએલોછે. તેથીકરીને એ અવિદ્યાની ગ્રંથિપર જયારે આપણે ધ્યાન ન આપીએ ત્યારેતો એ પદાર્થ નનામો છતાં ન સમજાય એવો દ્રશ્યમાન થઈ રહેલોછે. સારાંશ કે સત્યરીતે જોતાં તો એ પદાર્થને વિષે તો જગત્ પણ નથી, જ્ઞાન પણ નથી, આપણે પણ નથી, ને આત્મા જેવો દેવ પણ નથી, પણ એ પદાર્થ તો એકસરખો વિચારમાં ન આવે એવો સલંગસુત્ર આકાશની માફક જેવોને તેવો પોતે પોતાના આકારમાં સ્થિર રહેલોછે. તેથી એ પદાર્થ જડ કહેવાય નહી ને ચૈતન્ય મનાય નહી. એતો જેવોછે તેવોજછે, વાસ્તે કરીને એ રમણ નનામુછે, તેમ એ નકામું પણછે, ને કદાપી નથી એમ કહો તોપણ વાજબીછે, તાત્પર્ય કે એ તો ન હતું ને થયું, ને થયું ત્યાં ગયું, બેઉ બરાબર; તેથી એને વિષે જેવું ગણીએ તેવું ગણાય, ને જેવું ભણીએ તેવું ભણાય. છતાં એને ન ગણીએ તો ન ગણાય ને ન ભણીએ તો ન ભણાય. વાસ્તે જે છે તે ઠીકછે, આટલાજ કારણથી એનું નામ અદ્વૈત પડયું, ને અદ્વૈત ગણાયાથી એ સત્યરૂપ ઠરયું, ને સત્ય ઠરવાથી એને માનવું પડયું. ને માનવાથી એ જગતરૂપમાં જણાયું, ને જગતરૂપમાં એ જણાયાથી આપણને જનમવું મરવું પડયું. ને જન્મમર્ણ થવાથી આપણને એ પકડાઈ આવ્યું ને જયારે એ પકડાઇ આવ્યું ત્યારે આપણને આ લખાણનો આનંદ થયો, ને આનંદ થવાથી એને આપણે હસી કાઢયું, અને હસી કાઢવાથી એ સ્વરૂપ ખસી ગયું, ને જયારે એ સ્વરૂપ ખસી ગયું, ત્યારે આપણ પાસે કાંઈ ન રહયું, ને કાંઇ ન રહયું એટલે શું થયું ? ને કદાચ કાંઇ થયું તો કોનું બગડી ગયું ? ખરૂં પુછાવો તો એ સ્વરૂપ કોઇ જગ્યાપર ગયું પણ નથી, તેમ એ પ્રગટ થયું પણ નથી, પણ એતો સદા સર્વદા જેવુંછે તેવુંજછે, છતાં તેથી શાંત થઇને જોયા કરવું, ગડબડ કરવામાં માલ નથી, ને કદાચ તમો ગડબડ કરશો તો કોઇને કાંઇ હરકત નથી. જયારે કોઇને કાંઈ હરકત નથી, ત્યારે તો કોઇને કાંઈ પણ બરકત નથી. મતલબકે, હરકત બરકત છોડી દઇ, તર્ક વિતર્ક નહી દોડાવતાં વેદાજ્ઞા પ્રમાણે ચાલી, તન, મન ને જ્ઞાન શુદ્ધિ રાખી, મોજ મઝામાં સ્વતંત્રપણાથી આનંદ વૃત્તિમાં રહો, ચાહેતો કદાચ તમો દલગીરીમાં રહો તો તેમાં કોઇને કાંઈ નુકશાન નથી, જેવી તમારી મરજી. સત્ય પુછાવો તો આપણી જેવી પ્રકારની મરજી થાય, તેવાજ પ્રકારની રચના આ જગતમાં રચાતી જાય છે, તેથી મહાત્માઓ કહેછે કે જેવી તમારી મરજી, તેવીજ આ સૃષ્ટિ સરજીછે, ને જે વાત સૃષ્ટિમાં સરજીછે તેજ વાતના આપણે સર્વ ગરજી છૈયે, ને જે વાતની આપણને ગરજછે તેવાજ પ્રકારની આપણે પરમેશ્વરને અરજી કરીએ છૈયે, તેથી કરીને અરજી, સરજી, મરજી ને ગરજી એવી ચાર પ્રકારની જી આપણને મળી. ત્યારે એ આપણી સાથે થઇ ભલી, વાસ્તે કરીને સૌ સૌની જગ્યાપર સૌ શાંતી

ધરીને બેસો એજ પૂર્ણ આત્મ સુખછે. ને એનુંજ નામ અદ્વૈત મુક્તિછે. ઇતિં. આ ઇતિ શબ્દ મુક્ત શાસ્ત્રનો બીજો ભાગ નિર્વિઘ્નપણામાં સમાપ્ત થયો તેને સારૂં એ શબ્દ પ્રતિપાદન કર્યોછે. વાસ્તે ગ્રંથાવલોકન કરનારાઓ તમો પોતાના મનનપણા પર પુખ્ત વિચાર કરી શાંતિમાં નિમગ્ન થશો એવી હું આશા રાખુછુ. શાંતિ : શાંતિ:

બીજો ભાગ સમાપ્ત.

ૐ

# श्री मुक्त शास्त्र

## तृतीय भाग.

ઉપરના બે ભાગોમાં તમો અનેક પ્રકારની રચના આ સૃષ્ટિના મુળતત્વ વિષેની જોઇ, પણ તે સર્વ જ્ઞાનનું વળણ કયા પ્રકારના રહસ્યને દરશાવેછે, તેનો સંપૂર્ણ ચિતાર આ મુકત રહસ્ય નામના ત્રીજા ભાગમાં મનન કરશો. કેમકે આ સૃષ્ટિના આદિ અંત ને મધ્યકાળમાં નહીં સમજાય 'એવો, એક અંખડ કલ્યાણરૂપ સત્યાત્માછે. તેના સ્વરૂપનું પ્રતિબિંબવાળું અજ્ઞાનરૂપી સંવેદન અનંત એક અણુંરૂપે આપણી કાયામાં ભાસ્યું; તે અણું પોતાના ચૈતન્યાકૃતિમય અનંતપ્રકાશો સાથે જ્ઞાનસ્વરૂપથી બ્રહ્મરંધ્રને વિષે જે ઘડીપર એકત્ર થાયછે, તે પ્રસંગે આ દ્વૈતરૂપ આપણું મન જગતાકૃતિમાં ભાસતું નથી. પણ સર્વનો અભાવ દેખાડેછે.

### श्रुति.

**मनोदश्य मिदंद्वैतं यत् किंचित् सचरा चरम् ।**

**मनसोह्यमनीभावे द्वैतं नैवोलभ्यते ॥**

**અર્થ.**

કલ્પનારૂપ મનથી જો લાયક જે કાંઇ આ ચરાચર રૂપ દ્વૈતછે તે સર્વ મન રૂપજછે કેમકે મનના ભાવથી એ દ્વૈતનો ભાવ થાયછે, ને તે મનના અભાવથી એ સર્વ દ્વૈતનો અભાવ થાયછે. જેમ રજ્જુ વિષે સર્પનો અભાવ વિવેક જ્ઞાનથી થાયછે, તેમ સમાધિ વિગેરે વૈરાગ્યરૂપ અભ્યાસથી વા સુષુપ્તિ વિષે મનનો અમનીભાવ (નિરોધ) થવાથી દ્વૈતરૂપ દરશાતું નથી. તેથી આ દ્વૈતરૂપ જગત્ આત્મા વિષે ત્રણેકાળે વ્યાપક નથી. સારાંશ કે જે ઘડીપર સમાધિ વા નિંદ્રા સમયે આપણા ચૈતન્ય પ્રકાશો ભ્રુમા વિષે સ્થિર થાયછે, ત્યારે અણુ વિગેરે ચીજો દરશાતી નથી, પણ તેજ અણુની આસપાસ ચૈતન્યના પ્રકાશો સૂર્યના કિર્ણોની માફક જ્યોતિ સ્વરૂપે આચ્છાદન કરેછે.

આ આચ્છાદનવાળા પ્રકાશોમાં આત્માનો પ્રતિબિંબવાળો અસતભાવ સંવેદનના પ્રવાહરૂપે અજ્ઞાનાકૃતિમાં સ્ફુરેછે ત્યારે સર્વે પ્રકાશો તે સ્ફુરનારા અસત્ ભાવને વિષે સંકલ્પ તૃષ્ણા સોહંરૂપે અંતઃકરણ પંચક વિગેરે અનાત્મ પંચભૂતા-

ત્મક શરીર—પીંજરૂં ઉત્પન્ન કરી દેછે. આ સમયે મન, બુદ્ધિ વિગેરે તત્વોની આકૃતિઓને અસત્ ભાવ ધારણ કરેછે તે પ્રસંગે અજ્ઞાનરૂપ સંવેદન પ્રવાહ સંકલ્પ સૃષ્ટાની સોહંઆ કૃતિમાં ખડો થાયછે ત્યારે એ સોહંરૂપી સંકલ્પ સૃષ્ટાના અજ્ઞાનની જેવા પ્રકારની દ્રઢતા હોય તેવા નિશ્ચાર્થ વાળી અંતઃકરણ પંચકના મુળમાં કલ્પના શક્તિની ગ્રંથિ (ગાંઠ) જડ ચૈતન્યાકૃતિમાં દ્રઢ થાયછે, ને તે દ્રઢતાને અનુસાર સારૂં નઠારૂં, પાપપૂણ્ય, લાભ અલાભ, સત્ય અસત્યતાવાળું ઉત્તમ, મધ્ય ને કનિષ્ટ જ્ઞાતીનું જ્ઞાન કાયામાં રમણ કરેછે. એ યોગાનું સાર પ્રત્યેક જીવોના જન્મમર્ણ થાયછે, તેમાં સંકલ્પ સૃષ્ટારૂપ સોહં, સંવેદનમય કલ્પનાના પ્રવાહથી અજ્ઞાનની અનેક વૃત્તિઓમા અનેક ભાવનારૂપે ભાસેછે, તેથી માયા (કલ્પના) નું પરિબળ વધ્યા કરેછે. જે વધારાએ આપણે વિષે અજ્ઞાનતાની વૃદ્ધિ કરી આપણને અલ્પજ્ઞ બનાવી દીધાછે. તેમજ એ કલ્પના રૂપ પ્રવાહે પ્રત્યેક જીવોને અનેક જન્મ જન્માંતરની પ્રાપ્તિ કરાવી સ્વર્ગ નર્કાદિક સ્થાનોમાં રવડાવ્યાછે.

આ શરીરપીંજરાંની અદર્શકૃતિના ગુપ્ત જ્ઞાનપરથી સૃષ્ટિમાં ચાલતા સર્વ ધર્મ પક્ષોના માહાત્મા પંડિતોએ એ કલ્પનારૂપ પ્રવાહના મુળરૂપ સંવેદનપર જનારી દ્રષ્ટિના રૂંધન સારૂં અજ્ઞાનતાની અનેક વૃત્તિઓને શુદ્ધ રાખવાનો પ્રત્યન કર્યોછે. આ વૃત્તિશુદ્ધધર્મ પ્રત્યેક મત મતાંતોમાં કર્મ, ઉપાસના ને જ્ઞાન કાંડના આકારે સર્વત્ર વ્યાપેલો આપણે જોયો. તદયપિ, વૃત્તિરૂપ શુદ્ધિ ધર્મ આપણા સંસારી વર્ગમાં ચાલતો નથી, તસ્માત્ એ ધર્મનો પૂર્ણ લાભ યોગી (સંત, સાધુ) પ્રજા લેછે. આ જ્ઞાન પાતાંજલ (યોગ) શાસ્ત્રમાં પ્રસિદ્ધછે. આ યોગજ્ઞાન સંબંધથી અલ્પજ્ઞ મનુષ્ય થોડા સમયમાં પરમપદની પ્રાપ્તિના અનુભવને જાણી યથાર્થરૂપ અનુભવરૂપી સર્વજ્ઞતાને ઓળખી જીવન્મુક્ત વા વિદેહમુક્ત દશામાં વ્યાપક થઇ અકર્તારૂપ બની સૃષ્ટિના પ્રત્યેક પ્રદેશોમાં સંકલ્પ રહિત થઈ વિચર્યા કરેછે, ને તેનાં જ્ઞાનનો લાભ જે કોઇને મલેછે, તે પણ પૂર્ણ અલૌકીક કૃતિનો કરનાર થઇ પડેછે. ને તે સંબંધથી તે પુરૂષ દીર્ઘ દ્રષ્ટિવાન બની પોતાના મનને વિષે સર્વ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિને પ્રળય થતાં જોયાં કરે છે. તેથી એ જ્ઞાન તમો સર્વ શ્રોતા, વકતા ને મનનકર્તા ભાગ્યવાનોને પ્રાપ્ત થાય એવા ભાવે આ મુક્ત રહસ્ય નામના ત્રીજા ભાગમાં યોગ દર્શનના જ્ઞાનનુ વિવેચન તે અચિંત્યકૃતિના કર્તાની કૃપા વડે કરૂંછુ, તેથી એ વિવેચન નિર્વિઘ્ન પાર પડો. ऽस्तुः

## યોગ દર્શન.

યોગ શાસ્ત્રમાં अथ योगानुशासन् અર્થ. ચિત્તનું અનુસંધાન કરવુ એ યોગનું પેહેલું સુત્રછે. એમાં યોગ એટલે ઇંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ કવાર

તે. એ યોગ શાસ્ત્રમાં યોગના આઠ અંગછે તેને અષ્ટાંગ યોગ કહેછે. છતાં એ અષ્ટાંગ યોગ બે ભાગમાં વેહેંચાયલોછે. તેમાં પેહેલો ભાગ કર્મ (હઠ) યોગ એટલે દેહકષ્ટના કર્મથી આત્મા (ઇશ્વર) ના પદને પ્રાપ્ત થવાના માર્ગનું નામ. ને બીજો જ્ઞાન (રાજ) યોગ એટલે નીતી, સત્યતા ને પવિત્રતાના વિચારે કરીને ઇશ્વર (આત્મા) ના પદને પ્રાપ્ત થવાના માર્ગનું નામછે. તસ્માત્ એ બેઉ માર્ગનો લાભ સરખો મળેછે. તદ્યપિ જ્ઞાન યોગવાળો યોગી માહા ચમત્કૃતિના કૃત્યો કરેછે. તેમાં હઠ (કર્મ) યોગવાળા કહેછે કે જયારે તન્ન શુદ્ધિ થાય ત્યારેજ મન શુદ્ધિ બનેછે. પણ જયાં સુધી તન્ન શુદ્ધિ થઈ નથી ત્યાં સુધી મન શુદ્ધિ બનતી નથી. તેથી દેહકષ્ટવાળી ક્રિયાઓ થકી આપણા અંતરની સર્વ વૃત્તિઓ નિર્મળ, શુદ્ધ ને પવિત્ર થાયછે, ને એ વૃત્તિઓના પવિત્રપણાથી પૂર્ણ જ્ઞાનનો ઉદય બનેછે, ને તે જ્ઞાનના યોગથી આત્માનું પરમપદ મળેછે, ને પોતે મુક્ત થાય છે. એ ઉપર જ્ઞાન (રાજ) યોગવાળા કહેછે કે દેહકષ્ટનું જરાપણ પ્રયોજન નથી. પણ સત્શાસ્ત્ર, સત્સંગ, પુરૂષાર્થ, ગુરૂબોધ થવાથી જ્ઞાન ઉત્પન્ન થાયછે, ને તે જ્ઞાને કરીને આત્માનું પરમપદ મળેછે, ને પછી મુક્ત બનેછે. સારાંશ કે આ બેઉ પક્ષકારોનું કહેવું વાજબીછે, પણ પ્રત્યેકના નિયમો ભિન્ન ભિન્નછે. જેના શ્રવણ મનન થકી ઇશ્વરી પદની સંપૂર્ણ પ્રાપ્તિ ઝટ થાયછે, તોપણ આ ગ્રંથના મુક્ત રૂપ રહસ્યમાં યોગ દર્શન દરશાવવાનું કારણકે, ઘણાં ધર્મ ચુસ્ત, અભણ, અજ્ઞાન એવા સ્થુલ બુદ્ધિના પ્રાકૃતજનો ધર્મ આસ્તાપર શ્રદ્ધા રાખી પોતાના નિશ્ચાર્થ પ્રમાણે અપૂર્ણ શ્રવણ કરેલી બીના ઉપરથી દેહકષ્ટવાળી ન બની શકે એવી શક્ત ક્રિયા હટીલા અભ્યાસથી અંજાણપણામાં કરેછે. જેના યોગથી એવા લોકો ગાંડા બની ભટકી મરેછે, અરૂ નહીં તો દેહત્યાગ થઇ જાયછે. આવા પ્રકારનું દુઃખ દૂર કરવા સારૂ આ કૃત્ય કર્યુંછે, તેથી એના અનુભવ રૂપના જ્ઞાનમાં પ્રજા પોખ્તપણાના વિચારથી ધ્યાન આપશે એવી જીજ્ઞાસા રાખુછુ.

## અષ્ટાંગ યોગ.

યોગના આઠ અંગ હોવાથી અષ્ટાંગ નામ પ્રાપ્ત થયુંછે. ૧ યમ. ૨ નિયમ. ૩ આસન. ૪ પ્રાણાયામ. ૫ પ્રત્યાહાર. ૬ ધારણા. ૭ ધ્યાન. ૮ સમાધિ. આ સમાધિ થકી ઉપરતી (મુર્છા) ને પ્રાપ્ત થવાયછે. એમાં પ્રથમ યોગ સિદ્ધિ સારૂ કેવા પ્રકારથી રહેવું તે કહેછે.

### શ્લોક,

उत्साहात्साहसा द्धैर्या तत्वज्ञानाच्च निश्चयात् ।
जनसंग परित्यागात्षड्भिर्योगः प्रसिद्धति ॥

અર્થ. ઉત્સાહ, સાહસ, ધૈર્ય, તત્વજ્ઞાન, નિશ્ચય, જનસંગ પરિત્યાગ એટલે મનુષ્યોની બેઠકમાં ન બેસવું. ઉત્સાહ એટલે ઉમંગ રાખવો, ધૈર્ય નામ ધીરજ રાખવી. નિશ્ચય નામ નક્કિ, તત્વજ્ઞાન એટલે વિષય સુખ અનિત્યછે ને બ્રહ્મ સત્યછે, એ જ્ઞાન તે તત્વજ્ઞાન. તેમજ શાસ્ત્ર, ગુરૂવાક્ય, એમાં વિશ્વાસ, શ્રદ્ધા, ને યોગાભ્યાસની નિંદા કરનારનો પરિત્યાગ એ મુખ્યછે.

## યમ.

### श्लोक,

**सर्वं ब्रह्मेति विज्ञानादिद्रिंय ग्राम संयमः ।**
**यमोयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥**

અર્થ. આકાશથી શરીર પર્યંત જે કાંઇ જગતછે, તેનો નિષેદ્ધ કરી સર્વત્ર બ્રહ્મજ છે. એવો નિશ્ચય કરી તેમાં એકાદશ જે ઇદ્રિંયોરૂપી જે કર્ણછે, તે કર્ણ રૂપના વિષય જે શબ્દાદિક વ્યહવાર તેને નિયમમાં રાખવો. મતલબ કે, ઇદ્રિંયોને નિયમિત કરી હદમાં રાખવી તેનું નામ યમ. આ યમના પાંચ પ્રકારછે. પણ આ શ્લોકમાં દશ દેખાડયાછે.

### श्लोक,

**अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमाधृतिः ।**
**दयार्जव मिताहार शोचंचैव यमादश ॥**

અર્થ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, શૌચ એ દશછે. ૧ અહિંસા નામ જીવહિંસા ન કરવી. સત્ય નામ સાચુ બોલવું. બ્રહ્મચર્ય નામ પંચ કલેશ રાખવા. ત્રિકાળ સંધ્યા, આહાર, નિંદ્રા, મૈથુન, વિગેરે કૃત્ય ન કરવું. વિદ્યાભ્યાસ કરવો, દેશાટન, યાત્રા, ગુરૂશેવા, ભિક્ષાથી પોષણ કરવું, અપરિગૃહ કોઇપણ વસ્તુને આપ્યા વિના ન લેવી, મિતાહાર વિષે આ શ્લોકમાં કહેછે.

### श्लोक,

**सुस्निग्ध मधुराहार श्चतुर्थांश विवर्जितः ।**
**भुज्यते शिवसंप्रीत्यै मिताहारः स उच्यते ॥**

અર્થ. સ્નિગ્ધ, મધુર આહાર હોય, તેમાં બે ભાગ ખાવું, એક ભાગ જળ એક ભાગ શ્વાસો એવી રીતે ભોજન કરનાર મિતાહારી કહેવાયછે. એમાં ખાટું, ખારૂં, તીખું, અતિગરમ, થંડુ, સુરા, માંસ, તેલ, લસણ, કાંદા, ગાજર, હીંગ એવું યોગીઓને ખાવામાં વર્જ કરવું. શૌચ નામ સ્નાનાદિક શુદ્ધિને કહેછે.

## ૨ નિયમ.

### श्लोक,

सजातीय प्रवाहश्च विजातीय तिरस्कृतिः।
नियमोहि परानंदो नियमा क्रियते बुधैः॥

અર્થ. સજાતિય ને વિજાતીય એવા બે પ્રકારની અંતઃકરણની જે વૃત્તિઓ રહેલીછે, તેના પ્રપંચાકાર પ્રવાહથી દુર રહેવું તેને નિયમ કહેછે. એ નિયમના પાંચ પ્રકારછે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઇશ્વરપ્રણિધાનછે પણ આ એક શ્લોકમાં વિશેષતા દરશાવેછે.

### श्लोक,

तपः संतोष आस्तिक्यं दानमीश्वर पुजनम्।
सिद्धांत वाक्य श्रवणं व्हीमतीच तपोहुतम्॥

અર્થ. તપ, સંતોષ, આસ્તિકપણું. દાન, ઇશ્વરી પુજન ને માહાવાકયનું શ્રવણ એઓછે. શૌચ એટલે શુદ્ધિ. આશુદ્ધિ બે પ્રકારનીછે. એક દેહ માંહેની ને બીજી દેહ બાહેરનીછે. તેમાં દેહ બાહેરની શુદ્ધિમાં દંતધાવન, મુખમાર્જન, સ્નાનાદિક ક્રિયાઓનો સમાવશ થાયછે. ને દેહ અંદરની શુદ્ધિમાં મેદ, શ્લેષ્મ, પિત્ત, કફ, વિગેરેનો ઉપદ્રવ ન થાય તેને સારૂં છ કર્મ દરશાવ્યાંછે. .

### श्लोक,

धौतिर्बस्तिस्तथा नेति त्राटकं नौळिकं तथा।
कपालभातिश्चेतानि षट्कर्माणी प्रचंक्षते॥

અર્થ. ધૌતિ, બસ્તિ, નેતિ, ત્રાટક, નૌળીક, કપાળભાતિ એ છ કર્મ ગુપ્ત કરવાને કહયુંછે. એનાથી કાયાના મેલવાળી દુર્ગંધતા દુર પળાયછે. આ ક્રિયા હટપ્રદીપીકા નામના યોગ શાસ્ત્રના ગ્રંથમાં ૨૦–૩૬ સુધીના શ્લોકમાં દરશાવીછે, પણ તેની ટુંક મતલબ લખુછુ. એનો વિસ્તાર મુકવામાં સારૂં ન દેખાય એજ કારણ હું માનુછું.

ધૌતિમાં ચાર આંગળ પોહોળો, પંદર આંગળ લાંબો, યોડા ઉષ્ણ જળે ભીનવેલો એક કપડાંનો કટકો લેવો, ને ગુરૂના દરશાવ્યા પ્રમાણે મંદ મંદ શ્વાસ કરી પેટમાં દાખલ કરવો. એનું નામ ધૌતિ કહીછે. બાસ્તિ ક્રિયા ગુદાદવારના મેલને સાફ કરવા કહેછે, નેતિ ક્રિયામાં એક પાતળો સુતરનો મજબુત દોરો લઈ નાસિકાનાં છીદ્રમાં ધીમે ધીમે દાખલ કરે ને કાઢે એનું નામ નેતિ. એ

ક્રિયાથી દીવ્ય દ્રષ્ટિ થાયછે. તેમાં અતિ સુક્ષ્મ પદાર્થને જોઈ શકેછે. ત્રાટક ક્રિયામાં નેત્ર દ્રષ્ટિ અમુક જગ્યાપર જ્યાં સુધી આંખમાં પાણી આવે નહી ત્યાં સુધી સ્થિર રાખવી. એ કર્મ મત્સ્યેંદ્રાદિકે કહયુંછે. એના થકી નેત્રના રોગ દુર પળાય છે. નૌળીક ક્રિયામાં માથુ નીચું નમાવી પેટને ડાબુ જમણુ હલાવવું એને કહે છે. તેમજ લુવારની ધમણની માફક શ્વાસો શ્વાસની ગતિને ચલાવવી તેનું નામ કપાળભાતિ કહીછે.

## श्लोक,

**षटकर्म निर्गत स्थौम्य कफदोष मलादिकः ।**
**प्राणायामं ततकुर्याद नायासेन सिद्धयति ॥**

અર્થ. આ છ કર્મ ધોતિથી નિકળ્યાંછે. ને એનાથી કફ, મેલ, પિત્તાદિક દોષો નિવર્ત થાયછે ને પછી પ્રાણાયામ કરવાથી યોગ સિદ્ધ બનેછે.

સંતોષ એમાં સર્વ વાતથી તૃપ્ત રહેવું. આતૃપ્તિ કેવા પ્રકારની રાખવી, તે વિષે કહેછેકે સુખ દુઃખ, લાભ અલાભ, યશ અપયશ, શરદી ગરમી, ભૂખ તરસ વિગરે અનેક પ્રકારની સ્થિતિમાં મનને નિયમિત રાખવું, ને સારા નઠારા પ્રસંગ માં આનંદ રૂપ રહેવું, ને સર્વ પ્રાણીમાં સમ દ્રષ્ટિભાવ રાખવો. તપ એમાં ટાઢ, તડકો, ભુખ, તરસ વેઠવાની ટેવ પાડવી. સ્વાધ્યાય એમાં ભણવું, ભણાવવું, મંત્રોના જાપ, અપવાસ, ત્રિકાળસ્નાન, સંધ્યા વિગેરે કૃત્યોનો સમાવશ થાયછે. ઈશ્વર પ્રણિધાન એમાં ઇશ્વરની સ્તુતિ, ગુરૂ, દેવ વિગેર ઇષ્ટ પુરૂષોની પ્રતિમાનું ધ્યાન કરવું. છતાં યોગીઓના મઠની વ્યવસ્થા પણ કહીછે. જેનું આંગણું નાનું અંદર ઓરડો ન હોય, તેમ છાપરૂં ઘણું ઊંચુ તેમ પોહોળું ન હોય, જેમાં ઊંદર, મચ્છર, ચાંચડ, માકડ વિગેર જીવ્ણાં જતું ન હોય, તેમ તેની પાસે નદી, તળાવ, બાગ વિગેરે હોય તે મઠ કહેવાયછે.

## આસન.

આસન એટલે શરીરપીંજરાંની સર્વ સ્નાયુઓના ચલન વળણની ગતીથી અંદરની રગોને પુષ્ટિ મળે એવા પ્રકારની બેઠકનું નામ. આ આસનોને કસરતી આદમીઓ યથાર્થ કરી શકેછે, છતાં આસનો કેટલાંછે તે આ નીચેનો શ્લોક કહેછે.

## श्लोक,

**चतुरशीत्या सनानि शिवेन कथिता निच ।**
**तेभ्यश्चतुष्क मादायसार भुतं ब्रवीम्यहम् ॥**

અર્થ. જેટલી જીવ જાતિછે. તેટલાં એટલે લક્ષ ચોર્યાસી આસન જે રહેલાં છે તેનો ભેદ શીવજી જાણેછે. તેમાં ચોર્યાસી મુખ્યછે. છતાં એમાંથી પણ સાર

૨૫ શ્રેષ્ટ ચાર આસન કહુછું, તેને ચતુષ્ક નામથી બોલવવામાં આવેછે. ૧ સિદ્ધાસન, ૨ પદમાસન, ૩ સિંહાસન, ૪ ભદ્રાસન, એ ચાર સર્વથી શ્રેષ્ઠછે. સત્ય આસન કેવા પ્રકારનો લાભ. આપેછે તેને આ શ્લોક કહેછે.

## શ્લોક,

**सुखे नैव भवेद्यस्मिन्न जस्त्रं ब्रह्म चिंतनम्।**
**आसनं तद्विजानी यान्ने तरत्सुख नाशकम्॥**

અર્થ:—કોઈપણ તરેહના આસને કરી સહજ સુખે જયારે બ્રહ્મ જ્ઞાનનું સ્ફુરણ બનેછે, તેજ આસનને ઉતમ જાણવું, તે શિવાય બીજાં આસનો સુખને નાશ કરનારાંછે.

આસનોનાં નામ. સ્વસ્તિક, ગોમુખ, વીર, કુર્મ, સિંહ, કુક્કુટ, ધનુર, પશ્ચિમતાન, મયુર, મત્સ્યેંદ્ર, શવ, સિદ્ધ, પદમ, ભદ્ર, સ્થિર, ભગ, હંસ, ઉર્ધ્વ સ્તંભ, વૃક્ષ, દંડ, સ્વસ્તિક, વીર, સોપાશ્રય, પર્યંક, ક્રૌંચ, હસ્તિ, ઉષ્ટ્ર, સમ સંસ્થાન, સ્થિર સુખ, યથાસુખ, એ વિગેરે ચોર્યાસીછે. તેમાં કેટલાંએક માહા મુશ્કેળછે, પણ સામાન્ય રીતે સર્વથી બની શકે તેવાં લખુછું. તોપણ એ આસનોને જુદા જુદા યોગીઓ જુદી જુદી તરેહથી કરેછે. વાસ્તે વિરૂદ્ધ માલમ પડે તો ખોટા ગણી ધિક્કારશો નહી.

૧ સિદ્ધાસન—ગુદા, ઉપસ્થ એ બેઉની વચ્ચે જે યોની સ્થાનછે. તેમાં ડાબા પગની એડી લગાવવી, ને ઇંદ્રિયના ઉપલા ભાગમાં જમણા પગની એડી લગાવવી. ને ચિત્ત વૃત્તિ સ્થિર કરવી. એને મુક્તાસન, ગુપ્તાસન, વજ્રાસન પણ કહેછે.

૨ પદમાસન—જમણો પગ ડાબા ઉરૂપર, ને ડાબો પગ જમણી જાંઘ પર રાખી બરડા પછવાડીથી બેઉ હાથોએ કરી બેઉ જાંઘપર મુકેલા પગના અંગુઠાઓને પકડી સ્થિર પણામાં ટટ્ટાર થઇ બેસવું.

૩ ભદ્રાસન—ઉપસ્થની નીચે સિવનીના ડાબા ભાગમાં ડાબો પગ, ને જમણા ભાગમાં જમણો પગ મુકવો.

૪ સિંહાસન—ઉપસ્થની નીચે સિવનીના નીચેના ડાબા ભાગમાં જમણા પગની એડી, ને જમણા ભાગમાં, ડાબા પગની એડી, મુકવી.

૫ કુર્માસન—બે પગની એડીઓ એકત્ર કરી તેના પર ગુદા મુકવી.

૬ વીરાસન—જમણી એડી ડાબા ઉરૂમાં, ને ડાબી એડી જમણા ઉરૂમાં રાખી સ્થિર થવું.

૭ કુક્કુટાસન—પલાંઠી વાળી બેઉ એડીઓને કમ્મર નીચે લાવવી, છતાં બેઉ હસ્તને વાળેલા પગની વચ્ચે રાખી તમામ શરીરને ઊંચકવું.

૮ ધનુષ્યાસન—મસ્તક તરફથી હસ્ત લાવી ડોકાં પર હાથ રાખી બેઉ પગના અંગુઠાને પકડી સ્થિર થવું.

૯ હંસાસન—બેઉ પલાંઠી વાળી ઊંચી કરવી. ને તેની આસપાસ બેઉ હાથની અદબ કરવી ને તે અદબ વચ્ચે માથું મુકવું.

૧૦ મયુરાસન—બેઉ પગની પાટલીઓને મેળવી તેના ઉપર માથું મુકવું.

૧૧ ઉર્ધ્વાસન—બેઉ પગને ઊંધા વાળી તેના પર બેસી બેઉ ઘુટણોપર માથું મુકવું, ને ગુદાના ભાગને ઊંચો કરવો.

૧૨ વૃક્ષાસન—માથું નીચું કરી તેના પર તમામ ધડ ઊંચકી લાવી ઊંધે મસ્તકે સ્થિર થવું.

૧૩ દંડાસન—લાકડીની માફક લાંબા થઇ પગની એડીને હાથના પંજા પર સર્વ શરીરને તોલવું.

૧૪ સ્તંભાસન—ડાબા પગને વાળી તેના પર ગુદા મુકવી, ને જમણા પગને સિધો કરી છાતી સાથે દાબી તેના પર માથું મુકી પગને હાથની વચ્ચમાં રાખી અદબ કરવી.

આ આસન ઉપરથી ત્રણ પ્રકારના યોગબંધ શિખવા પડેછે. ૧ મુળબંધ, ૨ ઉડ્ડિયાનબંધ, ૩ જાળંધરબંધ. આ બંધની હકીગત અગાઉ દરશાવીછે.

ઉપરના બંધોને પ્રત્યેક આસનો વર્ષ દીવસ સુધી કાયમ રાખનારા અભ્યાસીઓની કાયા નીરોગી બની વાક્ય સિદ્ધિના નિયમને જાણી જાયછે.

## પ્રત્યાહાર.

### श्लोक,

**विषयेष्वात्म तांदृष्द्वा नमसश्चितिमज्जनं ।**
**प्रत्यहारः सविज्ञेयो ऽभ्यसनीयो मुमुक्षुभिः ॥**

અર્થઃ—શબ્દાદિક વિષયમાં વા ઘટપટાદિક પદાર્થને વિષે સત્તા, સ્ફુરતા, ને પ્રિયતા રૂપ માત્ર આત્માજછે. એમ સમજી નામ, રૂપ, ક્રિયાથી મનને દુર કરી આત્મામાં લગાવવું. સારાંશ કે એવા પ્રકારથી ચિત્તને વશ કરવા સારૂં આત્મા રૂપ બનાવી દેવું તે પ્રત્યાહાર.

આ પ્રત્યાહાર સાધનમાં અમુક પ્રકારનું આસન કરી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વિગેરે ઇંદ્રિયોને સ્થિર કરી જેટલો વાર શ્વાસાનું રૂંધન થાય, તેટલો વાર ફરી ધીમેધીમે કાઢવો, ને નાકની અણીપર, નાભીપર, સૂર્યમાં, શ્વાસાના સ્વરૂપપર, વિગેરે કોઇપણ જગ્યાપર દ્રષ્ટિ સ્થિર કરવી, તેથી દશ માહા મુદ્રા પ્રાપ્ત થાયછે. ૧ મહાવેધ, ૨ મહામુદ્રા, ૩ ખેચરી, ૪ ઉડ્ડિયાન, ૫ મુળબંધ, ૬ જાળંધર, ૭ નામબંધ, ૮ વિપરિત કરણી, ૯ વજ્રોલી, ૧૦ શક્તિચાલન. આ મુ-

દ્રા સાધનમાં કાનમાં આંગળીઓ ઘાલવાથી દશ પ્રકારના ધ્વનિઓ સંભળાય છે, ને આંખને બંધ કરવાથી શરીર-પીંજરાંના પંચભૂતો જુદા જુદા રંગોમાં આવર્જન વિસર્જન કરતા જણાયછે, ને તેથી ધ્વનિઓની શરૂઆત થાયછે.

## श्लोक,

**कदाचित् पिहिते कर्णे श्रुयते शब्द आंतरः।**
**प्राणवायौ जाठराग्नौ जलपाने ऽन्नभक्षणे ॥**

અર્થઃ—કદાચિત કાનના ઢાંકવાથી પ્રાણવાયુઓમાં વા જઠરાગ્નિને વિષે શરીરની અંદરના ધ્વનિઓ સાંભળીએ છેચે. જેમ અન્ન ભક્ષણ થકી શીતોષ્ણ પ્રગટ થાયછે, તેમ નાદરૂપી જારણથી બાંધેલું મન પોતાની ચપળતા છોડી નિરાલંબ બ્રહ્માકાર વૃત્તિનાં પ્રવાહને ધારણ કરેછે. કેમકે એ નાદના અનુસંધાનથી બાહેર ભિતરની સર્વ ચિંતાનો ત્યાગ થાયછે, તેથી બહીર્મુખ રૂપી ચંચળ મૃગમય જે આપણું મન તે તાબે થાયછે.

## श्लोक,

**मकरंदं पिवन् भृंगो गंधंनापेक्षते यथा।**
**नादासक्तं तथा चित्तं विषयान्नहि कांक्षते॥**

અર્થઃ—જેમ ભ્રમર પુષ્પરસના પાનથી સુગંધની ઇચ્છા કરતો નથી, તેમ નાદમાં આશક્ત થએલું ચિત્ત સુગંધરૂપ જેકે દેહાભિમાની વિષયવાંસનાની કાંક્ષા કરતું નથી. તેથી આ નાદાભ્યાસી પુરૂષ ક્ષણમાત્રમાં ચિત્તની ચાંચલ્યતાને જીતિ વશ કરેછે. તેમાં પ્રથમ અભ્યાસમાં અનેક પ્રકારના મહાન મોટા સમુદ્રના ગોંઘાટ જેવા વા મેઘના જેવી ગર્જનાવાળા નાદોનું શ્રવણ કરેછે. બાદ અભ્યાસની વૃદ્ધિથી સુક્ષ્મમાં સુક્ષ્મ નાદો શ્રવણ કરવામાં આવેછે.

## श्लोक,

**कर्णौ पिधाय हस्ताभ्यां यं शृणोति ध्वनिं मुनिः।**
**तत्र चित्तं स्थिरी कुर्याद्या वात्स्थिरपदं व्रजेत् ॥**

અર્થઃ—આ અભ્યાસ કરવામાં પ્રથમ યોગી હાથના અંગુઠાને કાનમાં ધરી ધ્વનિઓ શ્રવણ કરેછે. જેથી તૂર્યપદ પ્રાપ્ત થાયછે. આ તૂર્યપદની પ્રાપ્તિ પહેલાં ચીણી, ચીપણી, ઘંટા, શંખ, સ્તંભિ, તાંતુળ, વેણુ, ભેરી, મૃદંગ, મેઘ એ નાદો જ્યારે સંભળાતા બંધ પડેછે, ત્યારે કાળજ્ઞાન થવા સારૂં આત્મ સ્થિતિનો લાભ મળેછે ને મન પોતાનો વ્યહવાર ચલાવતું અટકે છે.

## શ્લોક,

**तावदावकाश संकल्पो यावच्छद्बः प्रवर्तते ।**
**निः शब्दं तत्परं ब्रह्म परमात्मेति गीयते ॥**

અર્થઃ—જયાં સુધી નાદ સાંભળવામાં આવેછે, ત્યાં સુધી આકાશમાં રહેછે. પણ જયારે મનની શાથે શબ્દનો લય થાયછે, ત્યારે આ લય થતાંની શાથેજ ચિત્ત પોતાના સ્વરૂપમાં સ્થિર રહી શબ્દ રહિત જે બ્રહ્મછે, તેને પરમાત્મા કહેછે, આ આત્મારૂપ પરમાત્માને પ્રાપ્ત કરવાની કેવી રીતછે, તે આ કઠોપનિષદનો મંત્ર દરશાવે છે.

## मंत्र, ६७

**यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।**
**ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि॥**

અર્થઃ પ્રાજ્ઞ જો વિવેકી પુરૂષછે, તેવાક (વાણીથી ગ્રહણ કરી સર્વ ઇદ્રિંય) ને મન વિષે લય કરે, ને તે મનને જ્ઞાન (પ્રકાશ) સ્વરૂપ આત્મા (બુદ્ધિ) વિષે લય કરે, જેથી બુદ્ધિ મનાદિક કરણોને પ્રાપ્ત થાયછે, એથી તેને વિષે વર્તમાન આત્મા કહીએ છિયે, ને એ જ્ઞાનરૂપ બુદ્ધિથી પ્રથમ ઉત્પન્ન થએલો હિરણ્યગર્ભ નામવાળો મહત્તત્વરૂપ મહાન આત્માં વિષે લય કરે. અર્થ એવો કે, પ્રથમ ઉપજેલી મહાન આત્માના જેવી પોતાની સ્વચ્છ સ્વભાવવાળી બુદ્ધિને સંપાદન કરે, અથવા તે મહાન આત્માને સર્વ વિશેષ સુન્યરૂપવાળા ક્રિયા રહિત સર્વાંતર સર્વ બુદ્ધવૃત્તિનો સાક્ષી શાંતરૂપ મુખ્ય આત્મા વિષે લય કરે. સારાંશ કે, એવી રીતે સર્વ ઇંદ્રિયાદિક કરણોને લય કરવાથી તુર્યપદરૂપ શાંત આત્માને પમાય છે. ત્યારે શ્વાસા સંયોગે કરીને ષડચક્રની મુખ્ય પાંચ મુદ્રા જેકે ખેચરી, ભુચરી, ચાચરી, અગોચરી ને ઉન્મુનિ જે રહેલીછે, તેની યથાર્થ સમજ પડેછે.

## શ્લોક,

**कलां पराङ्मुखीं कृत्वात्रिपथे परियोजयेत् ।**
**साभवेत्खेचरी मुद्रा व्योमचक्रं तदुच्यते ॥**

અર્થ- જીહ્યા તિરછી (તિરકસ) કરી કપાલના ઊંચેના છીદ્રમાં જયાંથી શ્વાસાનું આવાગમન થાયછે, તે છિદ્રમાં દાખલ કરવી, એને ખેચરીમુદ્રા વા વ્યોમચક્ર કહેછે. આ જગ્યાપર એક ઘડી જો કોઇ પુરૂષ જીહ્યાને સ્થિર કરે, તે પુરૂષ સર્પ, વિછીં વિગરે જતુંના વિષથી છુટેછે, ને વ્યાધિ, મૃત્યુને વૃદ્ધાપકાળની હરકત વિશેષ નડતી નથી.

श्लोक,

इडा पिंगला योर्मध्ये शुन्यं चैवा निलंग्रसेत् ।
तिष्ठते खेचरी मुद्रा तत्र सत्यं पुनः पुन ।।

અર્થ—ઇડા પિંગળાની મધ્યેના આકાશમાં જયારે પ્રાણવાયુ સ્થિર થાય, આ સ્થિર થયલી જગ્યામાં જીભ્યા એકત્રપણાથી જયારે મેળવે તેને ખેચરીમુદ્રા સ્થિર થઇ ગણેછે. છતાં ઉપલી પાંચ મુદ્રામાં ખેચરીને ઉન્મુનિ એ બે મુદ્રા મુખ્ય છે.

આ પ્રત્યાહારમાં શ્વાસાનું માપ શરીરના બાહેરના આકાશમાં બાર આંગળ પર્યંતનું ગણેછે. છતાં એ શ્વાસો-શ્વાસની ક્રિયા રાત્ર દીવસ મળી એકવીસ હજાર ને છસો વખત આવર્જન વિસર્જન કર્યા કરેછે. તેમાં એ શ્વાસા ગુદા, નાભિ, હૃદય, કંઠ, ભ્રગુટી ને બ્રહ્મરંધ્ર એવાં છ ચક્રોમાં ઘુમ્યા કરેછે. તસ્માત એ જયારે બ્રહ્મરંધ્ર ચક્ર તરફ જવા માંડેછે, ત્યારે શાંભવી મુદ્રા કેવી રીતે પ્રાપ્ત કરવી, તે વિષે કહેછે.

श्लोक,

अंतर्लक्ष्यं बहिर्द्रष्टिर्नि मेषोन्मेष वर्जिता ।
एषासाशांभवी मुद्रा वेदशास्त्रेषु गोपिता ॥

અર્થ.—ગુદાથી બ્રહ્મરંધ્ર પર્યંત જે ચક્રોછે, તેના મધ્યમાં વાંસનીક ચક્રછે, તેમાં અંતઃકરણની વૃત્તિ વા દેહના બાહેરની દ્રષ્ટિ જે છે તેની પલક બંધ કરવી. સારાંશ કે, ઇંદ્રિયને મનોવિકાર ને સ્થિર કરવા, એનું નામ શાંભવી મુદ્રા કહી છે. એ મુદ્રા કેવીછે? તેને વિષે કહેછે કે, ઋગ્વેદ વિગેર વેદોમાં ને સાંખ્ય, પાતાંજલાદિ શાસ્ત્રોમાં ગુપ્ત રૂપછે. આ ગુપ્ત રૂપ શાંભવીના અભ્યાસથી ઉન્મુનિ મુદ્રાની પ્રાપ્તિ થાયછે.

श्लोक,

तारे ज्योतिषे संयोज्य किंचिदुन्न मयेभ्दुवौ । .
पुर्व योगं मनोयुजन्नुन्मनी कारक क्षणात् ॥

અર્થ.—નાસિકાની અણીપર દ્રષ્ટિ સંયુકત કરવાથી તેજ પ્રકાશમાન થઇ આવેછે, તે તેજમાં સ્થિર દ્રષ્ટિ રાખી કંઇક ભ્રગુટી ઉપર દ્રષ્ટિ ચઢાવવી, જેથી અંતર લક્ષ થવાને લીધે બહીદ્રષ્ટિ અંતઃકરણમાં લિન્ન થાય; એવી રીતે એક ક્ષણવાર રેહે ત્યારે-ઉન્મુનિ મુદ્રા પ્રાપ્ત થાયછે. ' જેથી અંગુષ્ટ પરિમાણવાળા અંતઃકરણમાં ઇશ્વરની પ્રાપ્તિ થાયછે, તે આ કઠોપનિષદનો મંત્ર કહેછે.

## मंत्र. ३

**अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति।**
**ईशानो भूत भव्यस्य न ततो विजुगुप्सते। एतद्वै तत् ॥**

અર્થ.—હૃદય કમળજે છે, તેનું અંગુષ્ઠ જેવડું પરીમાણછે. તેના છિદ્રમાં રહેલું જે અંતઃકરણ તે પણ અંગુષ્ટ પરિમાણવાળુંછે. છતાં તેણે કરી સર્વ જગત્ પરિપૂર્ણ પ્રગટયુંછે. એવો જે પુરૂષ તે પણ અંતઃકરણની ઉપાધિમા લિપ્ત રેહેનારો હોવાથી તેને અંગુષ્ટ જેવડા પરિમાણવાળો કહીએ છેયે. એવો જે અંગુષ્ટ માત્ર પુરૂષ શરીરના મધ્યમાં સ્થિરછે, તે ત્રણે કાળનો નિયામક ઇશ્વરછે. આ ઇશ્વરને જાણીને તે જ્ઞાનથી પાછો આત્માનું રક્ષણ કરવા ઇચ્છતો નથી, એવો જે છે, તે બ્રહ્મછે. કેમકે બ્રહુદારણ્યના પ્રાણસંવાદમાં કહયુંછે કે આ પ્રાણધારક પ્રાણના મુળનું નામ જીવ (જીવન) છે. એ જીવ પ્રાણના જવાથી સ્થિર રેહેછે. તોપણ પ્રાણની સાહયતાએ કરી વાકાદિક ઇંદ્રિયોમાં પ્રાણા કૃતિથી ગમન કરેછે, ને તે ગમનપણાથી શરીરને વિષે તેની સ્થિતિ થાયછે. જેથી તેને પ્રાણ સંજ્ઞા પ્રાપ્ત થવાથી પ્રાણ ધારક કહેછે. આ પ્રાણધારક જીવને યોગીઓ કેવી રીતે જાણેછે તે આ કઠોપનિષદનો મંત્ર કહેછે.

## मंत्र,

**अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरि वा धुमकः।**
**ईशानो भूत भव्यस्य सएवाद्य सउश्वः। एतद्वैतत् ॥**

અર્થ.—અંગુષ્ટમાત્ર પુરૂષ ધુમ રહિત અગ્નિના પ્રકાશની માફક યોગીજનો એ હૃદય વિષે લક્ષણાથી જાણ્યોછે, ને તે ભૂત, ભવિષ્ય, ને વર્તમાન એ ત્રણ કાળનો નિયામક ઇશ્વરછે. એ ઈશ્વર નિત્ય કુટસ્થ (નિર્વિકાર) પુરૂષ પ્રાણી માત્રોને વિષે વ્યાપકપણાથી કાયમ રહી વરતેછે ને પણ વરતશે, બીજો એવો નથી. અર્થ એવો કે, એના જેવો બીજો પુરૂષ ઉત્પન્ન થવાનો નથી, તેથી એજ બ્રહ્મ છેઃ આ બ્રહ્મ રૂપના પ્રકાશની પ્રાપ્તિ સમયે પ્રાણ વાયુ બ્રહ્મરંધ્રમાં ગમન કરેછે, ત્યારે અનેક પ્રકારના ધ્વનિઓ સંભળાયછે.

## श्लोक,

**आदौ जलधिजी भूत भेरी झर्झर संभवाः।**
**मध्ये मर्दल शंखो त्था घंटाका ह लजास्तथा ॥**

અર્થ.—જયારે વાયુ બ્રહ્મરંધ્રમાં ગમન કરે તે સમયે પ્રથમ સમુદ્ર, મેઘ, ઝ-

મરૂ એ સર્વ શબ્દોના જેવો, ને મધ્યમાં મૃદંગ, શંખ, ઘંટા, કાહલના શબ્દોને મળતો, તેમજ પ્રાણ જયારે ઘણોજ વખત સ્થિર રહે, ત્યારે "કિંકણી, ક્ષુદ્ર, ઘંટિકા, વેણુ, ભ્રમરને મળતા નાદના વિધ પ્રકારના શબ્દો શ્રવણ કરવામાં આવેછે. તે સમયે આત્માની પ્રાપ્તિ સારૂ કઠોપનિષદના ૫૭ મંત્રમાં રથની કલ્પના કરવા વિષે કહયુંછે, જેના સંબંધથી અધિકારી પુરૂષ ફરી જન્મને પામે નહી.

## मंत्र, ५७

**आत्मान ँरथिनंविद्धि शरीर ँरथमे वतु।**
**बुद्धिन्तु सारथिं विद्धिमनः प्रग्रहमेवच ॥**

અર્થ.—સર્વ કર્મના ફળનો ભોકતા જે કે આપણો જીવરૂપ આત્માને રથનો સ્વામી જાણ, ને શરીરને રથ જાણ, (કેમકે શરીરરૂપી રથના ખેંચનારા ઘોડાની જગ્યાપર ઇંદ્રિંયો રહેલીછે. ને નિશ્ચયરૂપ બુદ્ધિ ઇંદ્રિયોનો હાંકનાર સારથીછે.) તેથી નિશ્ચયરૂપ બુદ્ધિને સારથી જાણ. (ને સંકલ્પ વિકલ્પ આદિક વૃત્તિરૂપ મનને અશ્વને બાંધનારી દોરડી જાણ.) ને મનને દોરડી જાણ. સાંશ કે પ્રત્યાહારમાં વૃત્તિ સ્થિર રાખવા વાસ્તે એવી રીતે અંતર દ્રષ્ટિ કરવાને સારૂં કહયુંછે.

## પ્રાણયામ.

## શ્લોક,

**चित्तादि सर्व भावेषु ब्रह्मत्वे नैव भवनात्।**
**निरोधः सर्व वृत्तिनां प्राणायामः सउच्यते ॥**

અર્થ—આપણા અંતઃકરણની ચિત્તાદિક જે વૃત્તિઓછે, તેને વિષે બ્રહ્મ ભાવના કરી તેનો નિરોધ કરવો, તેનું નામ પ્રાણાયામ. કેમકે આપણો પ્રાણ મનને આધિનછે તેથી મનનો રોધ કરવાથી પ્રાણનો રોધ થાયછે. તદ્યપિ પ્રાણ આત્માથી સર્વ કરતાં પેહેલો ઉત્પન્ન થયોછે, ને ઉત્પન્ન થઇ શરીરને પેદા કરી સર્વ પ્રાણીઓના હૃદયાકાશરૂપ ગુહામાં પ્રવેશ કરી શબ્દાદિક વિષયોનો અનુભવ લેછે, ને પોતે કાર્ય કારણરૂપ ભૂતોએ કરી સ્થિત થયોછે. એવું કઠોપનિષદના ૭૭ માં મંત્રમાં કહ્યુંછે. તેથી પ્રાણરૂપ વાયુની ગતિપર સર્વ આધારછે. તે આ નીચેનો શ્લોક દેખાડેછે.

श्लोक,

चले वाते चलंचित्तं निश्चले निश्चले भवेत्।
योगी स्थाणुत्व माप्नोति ततो वायुं निरोधयेत्॥

અર્થ.—જો વાયુ ચલિત હોવાથી ચિત્ત ચલાયમાન થાયછે, પણ જો વાયુ સ્થિર થાય ત્યારે ચિત્ત સ્થિર બનેછે. પણ ચિત્તને વાયુ સ્થિર રાખનાર યોગી દીર્ઘાયુષિ થઇ ઇશભાવને પામેછે. તેથી વાયુ જે પ્રાણ તેને રોક, કારણ કે શરીરમાં જયાં સુધી વાયુ સ્થિરછે ત્યાં લગી જીવનછે. છતાં એના વિયોગથી મૃત્યુ થાયછે. તેથી વાયુનો નિરોધ કર, કેમકે સર્વ જગતનું મુળ પ્રાણછે. તે આ કઠોપનિષદનો મંત્ર કહેછે.

मंत्र १०२

यदिदं किञ्च जगत्सर्व्वं प्राणएजतिनिः सृतम्।
महद्भयं वज्रमुद्यतं य एतद्विदुर मृतास्ते भवन्ति॥

અર્થ.—જે કાંઇ આ સર્વ જગતૃછે તે પ્રાણરૂપ પરબ્રહ્મના પ્રગટ થવાથી ચાલેછે, ને તેનાથી નિકળી નિયમપૂર્વક સર્વ ચેષ્ટા કરેછે. એવો જે જગતની ઉત્પત્તિ આદિકનું કારણ બ્રહ્મછે, તે મોટોછે: ને તેનાથી સર્વ જગત્ ભયને પામેછે, એવો તે ભય રૂપછે. ને તે વજ્રનો ગ્રહણ કરવાવાળાના જેવો છે, કેમકે વજ્રના ગ્રહણ કરવાવાળો જે પુરૂષ છે તેને જોઇ કિંકરો નિયમ પૂર્વક તેની આજ્ઞામાં વરતેછે. તેમ સૂર્ય, ચંદ્ર, ગૃહ-નક્ષત્ર, તારા આદિક સર્વ જગતને ઇંદ્રાદિકરૂપ અધિપતિઓ નિયમપૂર્વક ક્ષણમાત્ર પણ બેસી રહેતા નથી. સારાંશ કે જે પુરૂષ પોતાના શરીરાદિક વિષે સાક્ષીરૂપ એક પરબ્રહ્મને એવી રીતે જાણેછે તે મરણ ધર્મથી રહિત થાયછે. કારણ કે પ્રાણનો પ્રતાપ કેવોછે? તેને વિષે કહ્યુંછે કે, પ્રાણ શરીરની બાહેર એક વખત નિકળ્યો કે સર્વ ઇંદ્રિયો સ્થિર થઇ જાયછે. જેમ મધમાખીઓ મધપુડાને વળગી રહેછે, છતાં તેની ઉપરી રાણી જો તે મધપુડાને જયારે છોડી જાયછે, ત્યારે સર્વ માખીઓ તેની પાછળ જાયછે. એવી રીતે પ્રાણના જવાથી ઇંદ્રિયોની ગતિ સ્થિર રહેછે. આવા પ્રકારનો પ્રાણનો મહીમા જાણી વાણી, મન, ચક્ષુ ને શ્રોત્રાદિક ઇંદ્રિયરૂપી દેવો પ્રસન્ન થઇ પ્રાણની પ્રાર્થના કરેછે. તે સ્તુતિ કેવી રીતે કરેછે તે આ પ્રશ્નોપનિષદૂનો મંત્ર દેખાડેછે.

मंत्र २१

एषोऽग्निस्त पत्येष सूर्य्य एष पर्जन्यो मघवानेष।
वायुरेष पृथिवी रयिर्देवः सद सच्चामृत ञ्चयत्॥

અર્થ.–આ પ્રાણુ અગ્નિ થઇ તપેછે, તેમ એ સૂર્ય થઇ પ્રકાશેછે, તેમ એ મેઘ થઇ વર્ષેછે. કિંવા એ ઇંદ્ર થઇ પ્રજાનું પાળણુ કરેછે, તેમાં એ રાક્ષસોનો પણુ નાશ કરેછે. છતાં એ આવહ એટલે ચાલીને લઇ જાયછે, ને પ્રવાહ એટલે જડપથી ચાલે છે. મતલબ કે, આવહને પ્રવાહ આદિક સાતગુણુના ભેદવાળો વાયુ થઈ, મેઘને તારા મંડળાદિકને ચલાવેછે. તેમ એ દેવ પૃથ્વીરૂપ થઇ સર્વ જગત્‌ને ધારણુ કરેછે. તેમ ચંદ્રમાં થઈ સર્વનું પોષણુ કરેછે. ઘણુ કહેવાથી શું છે! તોપણુ સ્થુલ, સુક્ષ્મ રૂપ સર્વ જગત્‌ની સ્થિતિનું કારણુરૂપ જે અમૃતછે તે સર્વ એ પ્રાણુછે. સારાંશ કે, સર્વત્ર પ્રાણુજ વ્યાપકછે; છતાં એ પ્રાણુના ભેદની ક્રિયા કર્યીછે, તે પ્રશ્નોપનિષદ્‌ના ત્રિજા પ્રશ્નનો ૩૪ મંત્ર દેખાડેછે.

## मंत्र ३४

**पायु पस्थे ऽपानंचक्षुः श्रोत्रे मुखनासिका भ्यांप्राणः स्वयं प्रातिष्टते मध्येतुसमानः। एषह्येतभ्दुक्त मन्नं समन्नयति तस्मादेताः सत्पार्चिषो भवन्ति ॥**

અર્થ:–અહિંઆં સ્થાનોના ભેદ દેખાડેછે. તેમાં મલ મુત્રને નીચે નાંખવા સારૂં જે વાયુ સ્થિરછે તે પ્રાણુનો ભેદ અપાનછે. એ અપાન ગુદા ને ઉપસ્થ વિષે રહયોછે. તેમ ચક્ષુ ને શ્રોત્ર વિષે મુખને નાસિકાથી નિકળેળો ચક્ર વર્ત્તિ રાજાની માફક પોતે પ્રાણુ સ્થિર રહયોછે. તેમ પ્રાણુ અપાનની બેઉ જગ્યાની મધ્યમાં નાભિ વિષે સમાન વાયુ સ્થિરછે. એ સમાન જે છે તે ખાધેલી પી-ધેલી વસ્તુના સત્વને સમભાવે આખા શરીરમાં લઈ જાયછે તેથી સમાન કહેછે. જેથી એ સમાન વાયુ ખાધેલાં અન્નને લઇ જાયછે, ને જઠરાગ્નિના હૃદયરૂપ દેશ વિષે સપ્ત સંખ્યાવાળા મસ્તકમાંહે નેત્રાદિ સપ્ત દ્વારના સંબંધથી જ્ઞાનરૂપ જવાળાઓ નિકળેછે. અભિપ્રાય એવો કે, પ્રાણુના સામર્થ્યથી સર્વ ઇંદ્રિયો પ્રકાશમાન થઇછે.

આ પ્રાણુાયામ ત્રણુ જાતનાછે. ૧ બાહ્ય. ૨ આભ્યંતર. ૩ સ્તંભવૃત્તિ. તેમાં જયારે શ્વાસા નસકોરાંને માર્ગે શરીર બાહેર ગમન કરેછે તેને બાહ્ય કહેછે. ને જયારે નસકોરાંને રસ્તે શ્વાસા શરીરમાં દાખલ થાયછે તેને આભ્યંતર કહેછે. તેમજ શરીરને વિષે સ્તંભની માફક ટટ્ટાર રહેલા શ્વાસાને સ્તંભવૃતિ કહેછે. તેમજ એ ત્રણુને બીજાં ત્રણુ નામો આ શ્લોકમાં બતાવેછે.

## શ્લોક,

**प्राणायाम स्त्रिधा प्रोक्तोरेच पूरक कुंभकै:। सहितः केवलश्चेति कुंभको द्विविधोमतः॥ प्राणायाम इति ॥**

અર્થઃ—પ્રાણરૂપ જે શરીરની માંહે રહેલો શ્વાસારૂપી વાયુ, તેને રોકવાનું નામ પ્રાણાયામ. આ પ્રાણાયામ રેચક, પૂરક ને કુંભક એવી ત્રણ જાતનોછે. તેમાં ઉદરમાંથી શ્વાસાને કાઢે તે રેચક. ને ઉદરમાં શ્વાસાને પુરવો તે પુરક. છતાં ઉદરમાં શ્વાસાને ગોંધ્યા ઘડાની માફક એકત્ર કરી રાખવો તે કુંભક. આ કુંભક બે પ્રકારનોછે. તેમાં એક સહિત ને બીજો કેવળ એવો યોગીઓનો મતછે. તેમાં સહીત બે પ્રકારનોછે. તેમાં એક રેચક પૂર્વક ને બીજો કુંભક પૂર્વક. એમાં રેચકપૂર્વક સહિતપ્રાણાયામ, તે રેચકથી ન્યારો નથી. ને કુંભક પૂર્વકસહિતપ્રાણાયામ પૂરકથી ન્યારો નથી. ને કેવળકુંભક તે કુંભકપ્રાણાયામથી ન્યારો નથી. એજપ્રમાણે પૂરક પૂર્વક કુંભને જાણીલેવો યોગ્યછે. છતાં એ પ્રાણાયામોમાં કેવા પ્રકારની ભાવના કરવી તે વિષે કહેછે.

## श्लोक

**निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।**
**ब्रह्मे वास्मीतिया वृत्तिः पूरको वायुरीरित ॥**

અર્થઃ—આ અનાત્મ રૂપ જગત નથી વા એના સર્વ પદાર્થ ખોટા કરી જાણવું તેનું નામ રેચક. ને હું બ્રહ્મ છું એવી જે વૃત્તિ રાખવી તેનું નામ પૂરક કહેછે. હવે કુંભકનું લક્ષણ કહેછે.

## श्लोक,

**ततस्त द्वृत्ति नैश्चल्यं कुंभकः प्राणसंयमः ।**
**अयंचापि प्रबुध्धानामज्ञानां घ्राण पीडनं ॥**

અર્થઃ—આત્માના સ્વભાવ પ્રમાણે સર્વત્ર એક નીરાકાર જે છે, તે હું પોતેજ છું, એવી બ્રહ્માકાર વૃત્તિની ભાવના નિશ્ચે કરી દેવી તે કુંભક કહેવાયછે સારાંશ કે, આજ્ઞાનના પ્રાણાયામો અધિકારીઓને સમજવા સારૂંછે, પણ અજ્ઞાનીઓને સારૂં તો નાક દાબી પ્રાણ રોકવાનો અધિકાર યોગ્યછે. આ પ્રાણના મુળનુ નામ હિરણ્યગર્ભછે. એ હિરણ્યગર્ભ કયાંથી પ્રગટ થયોછે. તે આ કઠોપનિષદનો મંત્ર દરશાવેછે.

## मन्त्र ७८.

**याप्राणे न सम्भवत्यादि तिर्देवतामयी ।**
**गुहा प्रविश्य ।तिष्टन्तीं या भुते भिर्व्य जायत एतद्वैतत् ॥**

અર્થઃ—આત્મા સર્વ દેવતા રૂપછે. તોપણ હિરણ્યગર્ભરૂપ પ્રાણ સ્વરૂપે કરી પરબ્રહ્મથી ઉપજ્યોછે. છતાં એ સર્વ ભૂતોને સાથે લઇ પ્રગટ થયોછે. તેમાં એ શબ્દાદિક ભોગનો ભોક્તા હોવાને લીધે એને અદિતિ કહીએ છીયે, એ અદિતિ સર્વ પ્રાણીઓના હૃદયાકાશરૂપ ગુફામાં પ્રવેશ કરીને સ્થિર થએલો અદિતિ જે છે, તેને જે પુરૂષ જુએછે, તે પુરૂષ તે પ્રસંગને પ્રાપ્ત થવાથી તેજ પરબ્રહ્મને દેખેછે. તાત્પર્ય કે સર્વ પ્રાણવાયુઓની એકત્ર ગતિ જોવાથી સોહં સ્વરૂપરૂપી અદિતિને જાણેછે; તે એવી રીતે કે બાહેર નિકલેલા શ્વાસાને કાયામાં દાખલ કરવામાં આવેછે. તે પ્રસંગે (સો) એવો ઉચ્ચાર થતો જણાયછે, ને તેજ શ્વાસાને પાછો બાહેર કાઢવા માંડીએ કે તરત (હં) ઉચ્ચાર બનેછે. આ બેઉ ઉચ્ચારને એકત્ર કરી શ્વાસાના ચલન વળણપર ધ્યાન આપવાથી ઉપલા સોહં શબ્દની ઓલખાણ થઈ આવેછે. તાત્પર્ય કે સો ને હં મળવાથી સોહં થયોછે. આ સોહં શબ્દ પંચપ્રાણોના એકત્ર આકારનુ નામછે. છતાં પંચપ્રાણોમાં પ્રાણ, અપાન, સમાન, ઉદાન, ને વ્યાન એવાં નામોછે. તેમાં પ્રાણ વિગરે વાયુઓ કેવી રીતે ચાલેછે તે કઠોપનિષદ્‌નો મંત્ર કહેછે.

## मंत्र, ८१

**उर्द्ध्वम्प्राण मुन्नयत्य पानं प्रत्यगस्यति।**
**मध्ये वामन मासीनम्विश्वे देवा उपासते॥**

અર્થઃ—જે પ્રાણ વૃત્તિરૂપ વાયુને હૃદય દેશથી ઉપર ચલાવેછે, તેમ અપાન વાયુને નીચે ચલાવેછે. તે હૃદયકમળના આકાશરૂપના મધ્યમાં સ્થિર થઇ બુદ્ધિને વિષે પ્રગટ જ્ઞાનરૂપ પ્રકાશવાળો સમ્યક ભજવા લાયક વામનજીને સર્વ ચક્ષુ આદિક ઇંદ્રિયરૂપ દેવો રૂપાદિકના જ્ઞાનરૂપ બળીદાનને આપી ઉપાસેછે. સારાંશ કે સર્વ ઇંદ્રિયાદિક દેવો પ્રાણરૂપદેવને આધિનછે. તોપણ મોહંરૂપ હૃદયકમળના માંસરૂપ પીંડથી પરિછિન્ન હૃદયઆકાશમાં આ આત્માએ કરીને જીવાત્મા વરતેછે. તે હૃદય વિષે નાડીઓની કેટલી સંખ્યાછે તે આ પ્રશ્નોપનિષદ્‌નો મંત્ર દરશાવેછે.

## मंत्र. ३५

**हृदिह्येष आत्मा। अत्रै तदेकशतं नाडीनां तासां शतंशतमे कैकस्यां द्वासप्त तिर्द्वासप्तति: प्रतिशाखा नाडी सहस्राणि भवन्त्यासु व्यानश्चरति**

અર્થઃ—આ હૃદય વિષે મુખ્ય ૧૦૧ નાડીની સંખ્યાછે. તેની માંહે પ્રત્યેક નાડીમાં સો સો નાડીની જાતછે. ને તે પ્રત્યેકની માંહે બોહતેર હજાર નાડીઓછે.

એ સર્વ નાડીઓ વિષે વ્યાનવાયુ વિચરેછે. સારાંશ કે હૃદયાકાશમાં સોહંરૂપી જીવ મુખ્ય ત્રણ નાડી આકારે સ્થિરછે. એ આકારને સૂર્ય, ચંદ્ર, સુષુમ્ના કહેછે. તેમાં કાયાના જમણા નસકોરાંમાંથી શ્વાસાનું આવાગમન થાયછે તેને સૂર્યનાડી કહેછે. ને ડાબા નસકોરાંમાંથી શ્વાસાનું આવાગમન થાય તેને ચંદ્રનાડી કહેછે. છતાં જ્યારે બંન્નો નસકોરાંમાંથી શ્વાસા આવાગમન કરેછે તેનું નામ સુષુમ્ના નાડીછે. આ શ્વાસો-શ્વાસની ગતિને એકદમ શરીરમાં દાખલ કરવી ને હળવે હળવે મંદમંદ ગતિથી બાહેર કાઢતા જવું, જેના યોગે કરીને શરીરમાં બળની વૃદ્ધિ થાયછે, ને ઝડપથી કાઢવા જતાં નાકોવત ને રોગની ઉત્પત્તિ બનેછે. તોપણ એ નાડીઓ થકી આત્માનો સાક્ષાત્કાર આ શ્લોક કરી બતાવેછે.

## श्लोक,

सुषिरं ज्ञान जनकं पंचस्रोतः समन्वितम् ।
तिष्टते खेचरी मुद्रा शुन्य निरंजने ॥

અર્થ:—ઇડા, પિંગળા, સુષુમ્ના, ગાંધારી ને હસ્તિજીવ્યા એ નાડીઓનો પ્રવાહ ઊંચે ગમન કરેછે. ને એ યોગથી અવિદ્યા જે કે શોક મોહાદિક દૂર થઇ પોળરૂપ ગુફામાં ખેચરીમુદ્રા સ્થિર થાય, ત્યારે આત્માનો સાક્ષાત્કાર બનેછે. છતાં સૂર્ય, ચંદ્ર શ્વાસા કેવા રૂપે રહેછે, તે આ શ્લોક દેખાડેછે.

## श्लोक,

ज्ञानं कुतो मनसि संभवतीह तावत्प्राणोऽपिजीवति
मनो म्रियते नयावत् । प्राणो मनोद्वयमिदं विलयं
नयेद्यो मोक्षं सगच्छति नरो न कथं चिदन्यः॥

અર્થ:—સૂર્ય ચંદ્રનો વાયુ પ્રાણનો જીવનછે, ને એના થકી ઇંદ્રિયો પોત પોતાના વિષયને ગ્રહણ કરેછે. છતાં પ્રાણ ઇંદ્રિયોનો જીવનછે. તેમાં અનેક વિષયવાળી વૃત્તિને પ્રગટ કરનાર જીવનરૂપ મનછે. તેથી જ્યાંસુધી પ્રાણ રહેછે ત્યાંસુધી ઇંદ્રિયો જીવેછે. ને જ્યાંસુધી મન જીવેછે ત્યાંસુધી એ સર્વે સલામત રહેછે. તોપણ એ સર્વેના જીવવા થકી આત્માનો પરોક્ષ અનુભવ થતો નથી, તેથી જ્યાંસુધી પ્રાણ ને મનનો નાશ કરવામાં આવે નહીં, ત્યાંસુધી મોક્ષ પ્રાપ્તિ થતી નથી. પણ જે પુરૂષ એ બેઉને નષ્ટ કરેછે તેને મોક્ષ મળેછે. સારાંશ કે શ્વાસા ચલનના ફેરફાર ઉપર સૃષ્ટિ વ્યહવાર ચાલેછે, તેથી પ્રત્યેક અવસ્થાઓમાં ચિત્ર વિચિત્ર ફેરફારો પ્રાણ ને મન દેખાડી શકેછે. તોપણ સુષુમ્ણા નાડી વિષે આ નીચેનો શ્લોક કહેછે.

## શ્લોક,

**गंगा यमुनयोर्मध्ये बाळरंडा तपस्विनी।**
**बलात्कारेण गृह्णियात्त द्विष्णोः परमं पदम्॥**

અર્થઃ—ગંગા, જમના જે કે સૂર્ય, ચંદ્ર, એના મધ્યમાં જે સુષુમ્ણાછે, તેના તપસ્વિની ને બાળરંડા વિગેરે નામોછે, તેથી એ સુષુમ્ણા બળાત્કારથી કુંડલી ચક્રને ગ્રહણ કરેછે, તેથી એ વિષ્ણુ જે કે આત્મા તેના પરમપદની પ્રાપ્તિ કરાવેછે, તોપણ એ શ્વાસાની નાડીઓ કયા સમયે કેટલા વખત પર્યંત રહેછે, તે આ શ્લોક દેખાડેછે.

## શ્લોક,

**सुर्य चंद्र मसौधतः कालं रात्रि दिवात्मकम्।**
**भोक्त्रि सुषुम्ना कालस्य गुह्यमे तदुदाहृतम्॥**

અર્થઃ—સૂર્ય દીવસ ને ચંદ્ર રાત્રી, એ બેઉના સમયને રાત્ર દીવસની સંજ્ઞા આપેછે, ને બેઉ વખતનો સંધિ કરનાર વા નાશ કરનાર સુષુમ્ણારૂપી ગુપ્ત કાળછે. એનો એવો ભાવછે કે, ૨½ ઘડી સૂર્ય ચાલે, ને ૨½ ઘડી ચંદ્ર ચાલે, તેમાં જયારે સૂર્ય ચાલે તેને દીવસ કહેછે. ને ચંદ્ર ચાલે તેને રાત્રી કહેછે. તેથી એ પાંચ ઘડીના કાળને રાત્ર દીવસાત્મક કાળ ગણ્યોછે. ને એના સંયોગી કાળને સુષુમ્ણા કહેછે. છતાં એ સુષુમ્ણા જયારે ગમન કરી બ્રહ્મરંધ્રમાં લિન થાયછે. ત્યારે સૂર્ય, ચંદ્રની ગતિ બંધ રહેવાને લીધે ગણવામાં આવેછે કે ઉપલા સંયોગથી રાત્રીદીવસનો અભાવ ગણાયછે. તેથી સુષુમ્ણા કાળની નાશકર્તા મનાઈછે. આ સુષુમ્ણાને ઘણા વખત સુધી બ્રહ્મરંધ્ર ચક્રમાં ગોંધી રાખનાર યોગી મૃત્યુથી બચેછે. ને પછી પોતાની સ્વઈચ્છાથી દેહત્યાગ કરવાની શક્તિ ધરાવેછે. સારાંશ કે આ સૂર્ય ચંદ્રને સુષુમ્ણાની ગતિપર કાયાનું ટકવું થાયછે, તેથી એને વિષે કેવા કેવા પ્રકારના કૃત્યો કરવાં તે આ નીચે દરશાવ્યાંછે.

## સૂર્યપ્રવાહ.

એને ઈંગળાં, ઇડા, ગંગા, સૂર્યસ્વર એવાં નામોછે. એશ્વાસા સંપૂર્ણ ગતિમાં જયારે જમણી બાજુપર યથાર્થ ચાલેછે, તેને કહેછે. એને વિષે પરદેશ જવું, લડાઈમાં પડવું, ભાષણો આપવાં, વાદાર્થ કરવો, પાણીમાં તરવું, ઝાડપર ચડવું, શિકાર કરવો, મુલાકાત લેવી, કાર્યસિદ્ધિને સારૂં પ્રયાણ કરવું. મીત્રમેળાપ લેવો-તકરાર ઉઠાવવી, હિઝરત કરવી, દંડ, કસરત, કુસ્તી, તીર, ભાલા, તલવાર, બંદુક, તોપ, વિગેરે અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનો અનુભવ લેવો, ગાડી, ઘોડા, વહાણ, આગબોટ,

આગગાડી, વિમાન વિગેરે વાહનોમાં સ્વારી કરવી, કાયદા, કાનુન, ગ્રંથ, હુકમ, ન્યાય, વિગેરેના કૃત્યો કરવાં, હુકમો ફરમાવવા, તર્ક વિતર્ક દોડાવવા, હુન્નર,કળા, કૌશલ્યના કામો કરવાં, જંગલ, મેદાન, ઝાડ, પહાડ વિગેરે અંજાણી ને ભયંકાર પ્રદેશવાળી જગ્યામાં ગમન કરવાને ડરવું નહી, કેમકે ત્યાં જતાં ઉપદ્રવ નજરમાં આવતો નથી. સારાંશ કે, એ પ્રવાહમાં ભય જે છે તે પોતાની મેળે સ્વભાવિક દુર રહેછે. તેમ ચોરી, બંડ, ધાડ, ફીતુર, મારામારી, ખુન વિગેરે કૃત્યો થયાં હોયતો બચી જવાનો સ્વભાવિક પ્રસંગ મળેછે. સારાંશ કે હરકત બહુ પડતી નથી

તેમજ વાઘ, સર્પ, દુશ્મન વિગેરે નાશકર્તા વસ્તુઓ પોતાની પાસે આવશકિત નથી. તેમ આપણને હરકત કરવાની તેઓને હિંમ્મત આવતી નથી. એને વિષે સંતસાધુ, રાજા, અમ્મીર, ઉમરાવ વિગેરે અધિકારીઓની મુલાકાત લેવી, તેમ છતાં એમાં આહાર, નિંદ્રા, સ્રીસંગ વિગેરે મરદાની કૃત્ય કરવાં, એ પ્રવાહમાં પ્રશ્ન પુછનારનું કાર્ય સિદ્ધ થાયછે. એ પ્રવાહ સંપૂર્ણ ગતિપર ચાલતો હોય તે વેળા સર્વ જગ્યાપર માન, પ્રતિષ્ઠા, યશ, કીર્તિ મળેછે. દુશ્મન નમૃ જણાયછોં સર્વત્ર સ્નેહ ભાવ દરશાયછે. એનો કીચિત્‌માત્ર વેગ બંધ રહી ડાબા નશકોરામ. શ્વાસાનો અલ્પ ભાગ ગમન કરેછે, તેને અમૃત યોગ કહેછે. આ યોગમાં જે ધારણા ઉત્પન્ન થાય તે સર્વ ફળી ભૂત થાયછે. ને એ સમયે જે વિચાર કરીએ તેવાજ પ્રકારના બનાવો આ જગતમાં બનતા જણાયછે. એને વિષે અણધાર્યો લાભ થાયછે, તેમ નુકશાન, અપવાદ ને અપમાન કરનારા તાબે રહેછે. સર્વ સંકલ્પો સિદ્ધિનુ પામેછે. ઉળટામાં સુળટું બનેછે. નુકશાનમાં લાભ, દુઃખમાં સુખ, ખોટાનું ખરૂં થાયછે. એ પ્રવાહ કાયામાં ગરમી ને શુરાતન પ્રગટ કરેછે. છતાં એમાં ઉત્તર ને પૂર્વ દિશામાં ગમન કરતા રહેવું, પણ દક્ષિણ પશ્ચિમ દિશાએ ગમન ન કરવું, એ સ્વરમાં જવા નિકળીએ ત્યારે નીચે પ્રમાણે શુકન સ્વભાવિક રૂપે થાયછે. એમાં ગૌ, વાછરડાં, માતા, પુત્ર, પાણીનું બેડું, નાળીએર, સૌવાસણીસ્રી, વરકન્યાનું જોડું, વેદભણતા બ્રાહ્મણો, વિદ્યાર્થિ સાથે ગુરૂ, ગીત, વાજીંત્ર, પોપટ, મેનાં, કોયલ વિગેરેના નાદો, માળી, હજામ, ઢેડ, હરણ, મછ, ઘીનો દીવો, પુષ્પમાળ, ઘોડા, સિંહ વિગેરેના ધ્વનિઓ, ઉંચ પ્રજાના દર્શણ, વાંદર, ગધેડાં મળવું, મુડદાંનું એકઠા થવું, માણેક, વેશ્યા, પટા, તલવાર, બંદુક, ઢાલ, આરસી કાકડીઓ કુંભાર વિગેરે દેખાયછે, આ શુકનો શ્રેષ્ઠ પંકિતનાછે. છતાં ચંદ્ર નાડીમ પણ એવાજ પ્રકારના શુકનો થાયછે. ત્યારે નક્કિ જાણવું કે ચિંતવેલું કાર્ય સિદ્ધિ રૂપજછે. આ પ્રવાહ સ્રીપુરૂષ બન્નોનો એક સરખી ગતિએ ચાલતો હોય તો પુત્ર ઉત્પત્તિ સમજવી, ને તે પુત્રનું આયુષ્ય દીર્ઘરૂપ જાણવું. પુરૂષનો ચંદ્ર ને સ્રીનો ર્ય હોય તોપણ પુત્ર ઉત્પત્તિ સમજવી, ને સ્રીનો ચંદ્ર ને પુરૂષનો સૂર્ય હોય તો પુત્રી ઉત્પત્તિ માનવી. તોપણ એને વિષે ઉત્પન્ન થનારાં ફરજંદો ઘણાંજ શ્રેષ્ઠ પંકિતના થાયછે. પ્રશ્ન પુછનારનો ને કહેનાર મનુષ્યોનો એજ શ્વાસા હોય તે

પૂર્ણ સિદ્ધિરૂપ કાર્યછે. ને એઉમાંથી કોઇનો ચંદ્ર હોય તો કાર્યમાં વિલંબ જાણવો. સૂર્યમાં પુત્ર પુત્રી અવતરે તો તે માહાજ્ઞાની ને યશસ્વી થાય.

## ચંદ્રપ્રવાહ.

એ શ્વાસા ડાબી બાજુના નસકોરાંમાં સંપૂર્ણરીતે ચાલે તેને કહેછે. એનાં પિંગળાં, જમના ને ચંદ્રસ્વર વિગેરે નામોછે. એને વિષે તમામ શુભ ચિંતવેલાં માંગલ્યકારી કૃત્યો કરવાં, જેમાં દેવ, પિતૃ, યજ્ઞ, યજ્ઞોપવિત, લગ્નક્રિયા, શ્રાદ્ધ, દેવમંદીર, ધર્મશાળાની સ્થાપના, વાડી, બાગ, બગીચા, જમીન, વાહન, વસ્ત્રાલંકાર, ખેતીવાડી, વેપાર–વણજ, નોકરી ચાકરી વિગેરે ધંધાઓનો પ્રારંભ કરવો, તેમજ ઘરબાર બાંધવાના મુહૂર્ત, મકાનમાં દ્રવ્ય–લક્ષ્મી, કપડાં, વાશણ કુશણ; ગાડી, ઘોડાં, વાહન વિગેરે વાહનો ખરીદ કરવાં, ને તમામ ઐશ્વર્યરૂપ ચીજોને ઘરમાં સંગ્રહરૂપે સંચકવી. તેમ નામું, ઠામું, ઉઘરાણી કરવી, ગૌ, બ્રાહ્મણ, અતીથી પુજન, સ્નાન, ધ્યાન, દેવશેવા વિગેરે કરવાં, ને પરોપકાર, પરમાર્થાદિ કૃત્યો જેવાંકે, કુવા, તળાવ, વાવ, અન્નછત્ર, સદાવ્રત, દેવમંદીર, ધર્મશાળાઓની શરૂઆતી કરવી, તેમ સગાં સ્નેહીઓ, મિત્ર, દુશ્મન વિગેરેની આગતા સ્વાગતા લેવી, તેમ કથા, કીર્તન, દાન, ધર્મનો પ્રારંભ કરવો, છતાં હુન્નર, કળા, કૌશલ્ય, વિદ્યા જ્ઞાનનો સંપૂર્ણ લાભ લેવો. તેમજ ગ્રંથોનું મનન, શ્રવણ, ગુરૂ, માતા, પિતા, સ્ત્રી, રાજા, પ્રજા વિગેરેની મુલાકાત લેવી, ને અન્નાજ; પાણી, લાકડાં છાણાં વિગેરે જોઇતી વસ્તુનો સંગ્રહ કરવો.

એમાં સ્ત્રીસંગ ન કરવો, પણ ચુંબન, હાસ્યવિનોદ, ગીલી વિગેરે કરવાથી સ્નેહ ભાવની વૃદ્ધિ કહીછે. એમાં દંતધાવન સ્નાનાદિ ક્રિયા, પાણીપીવું, જંગલ (દીશા) જવાનું કહેછે. ને એ પ્રવાહ સમયે દક્ષિણ પશ્ચિમ દીશાના પ્રદેશોમાં ગમન કરવું. એમાં સ્ત્રી સંગ કરવા થકી પુત્રી પ્રાપ્તિ ગણીછે. છતાં એ પ્રવાહ કાયામાં સરદી ઉત્પન્ન કરી થંડક આપેછે. તેથી એનામાં થંડકપણાનો ગુણ રહેલો માનેછે. તસ્માત્ પ્રત્યેક સંકલ્પો શાંતીથી ફળીભૂત થાયછે. એમાં સુળટાંનું સુળટુંજ ને ઉળટાંનું ઉળટું પરિણામ આવેછે. સારાંશ કે જેવાં કર્મો હોય તેવાજ લાભો મળેછે. એ પ્રવાહમાં પુછનારનું કાર્ય સ્થિર જાણવું. છતાં એનો થોડો વેગ બંધ પડી સૂર્યનો અલ્પ વેગ ચાલેછે તેને વિષ યોગ કહેછે. એ વિષયોગમાં કોઇને આશીરવાદ આપીએ તો તે ફળીભૂત થાયછે, પણ આપણે જેટલા સંકલ્પ મનને વિષે કરીએ તે સર્વે અફળીભૂત બનેછે. આ ઉપરથી યોગી માહાત્માઓ કહેછે કે, દીવસના ચંદ્ર ને રાત્રીના સૂર્ય ચલાવાથી આયુષ્ય મર્યાદામાં ટુટ પડતી નથી. આ વિચાર હાલના ચાલતા આધુનિક વિદ્વાનોના શોધને યથાર્થ મળતો થાયછે, કેમકે હાલના તાર્કિક શોધના કરનારાઓ કહેછે કે, વનસ્પતિમાંથી અખંડ કયારબોનીક હવા મળેછે, ને ઓકસીઝન હવા લેછે. તેમાં

આપણો સૂર્યસ્વર ગરમ સ્વભાવનો રહેલોછે, તેથી એનો ખવાસ ઓકસીઝનને મળતોછે. ને આપણો ચંદ્રસ્વર થંડા સ્વભાવનો હોવાથી એનો ખવાસ કારબોનીક હવાને મળતોછે; તેમ પ્રાતઃકાળથી સાયંકાલ સુધીમાં સૂર્યની ગરમી આપણને ઓકસીઝન હવા આપેછે, ને રાત્રીના કારબોનીક હવા આપણા ,ફેફસામાં જાય છે, તેથી જો કદાચ દીવસના આપણો સૂર્યસ્વર ચાલેતો આપણા શરીરમાં સૂર્યા સ્વરની ગરમી તેમ બાહેરના સૂર્યની ગરમી એ બેઉ ગરમીરૂપી ઓકસીઝન હવા આપણા ફેફસાંને વધારે પાયમાલ કરેછે, તેના કરતાં જો ચંદ્રસ્વર ચાલે ત્યારે સૂર્યની ગરમીરૂપી ઓકસીઝન હવાને આપણા ફેફસામાંથી નિકળતી થંડીરૂપી કારબોનીક હવા સમાંતર ન રેહેવાને લીધે બીજી મદદવાળી વનસ્પતિની કારબોનીક હવા મળેછે; તેથી આપણા ફેફસાંને સમાંતર (નિર્વિકાર) પણુ માલ થાય છે. એજ પ્રમાણે રાત્રીના વનસ્પતિની કારબોનીક ને આપણા શરીરના ચંદ્રસ્વરની કારબોનીક હવા જો એકત્ર થઈ જાય ત્યારે આપણા ફેફસાને મોટુ નુકસાન પહોંચેછે; પણ રાત્રીની કારબોનીક ને વનસ્પતિની કારબોનીક હવા એકત્ર થાયછે ત્યારે જો આપણા સૂર્યરૂપી ઓકસીઝન હવા જયારે શરીરમાંથી નિકળી ત્યારે તો ફેફસામાં નાકોવતપણું આવી જતું નથી. આ મુળતત્વ ઉપરથીજ પૂર્વના જ્ઞાનીઓ કહી ગયાછે કે દીવસના ચંદ્ર, ને રાત્રીના સૂર્ય ચલાવનારનું આયુષ્ય ભરપુર સમજવું. હવે સુષુમ્ણાની હકીગત કહેછે.

## સુષુમ્ણાનો પ્રવાહ.

એ પ્રવાહમાં શ્વાસા બેઉ નસકોરામાં જયારે સમાંતર ચાલવા માંડેછે તેને સુષુમ્ણા નાડી કહેછે. એનાં ત્રિવેણી, કપીલા, સરસ્વતિ વિગેરે નામોછે. એનાથકી પ્રારબ્ધ કર્મના ક્ષય બનેછે, તે આ શ્લોક દેખાડેછે.

## શ્લોક,

**सुषुम्ना वाहिनि प्राणे शुन्ये विशति मानसे।**
**तदा सर्वाणि कर्माणि निर्मुलयति योगवित्॥**

અર્થઃ-આ મધ્ય નાડીરૂપ સુષુમ્ણામાં પ્રાણવાયુ ચાલવા માંડેછે, ત્યારે આપણું અંતઃકરણ બ્રહ્મમાં પ્રવેશ કરેછે; તેથી આ કાળના ગ્રહણ કરનાર યોગવેત્તા પોતાના સર્વ પ્રારબ્ધ કર્મનો નાશ કરેછે. સારાંશ કે સુષુમ્ણારૂપી શ્વાસાને આકર્ષિ શરીરમાં ગોંધનાર પુરૂષને પરમપદની પ્રાપ્તિ થાયછે. તસ્માત્, એવી રીતે ન કરતાં સૃષ્ટિ વ્યહવારના પ્રત્યેક કૃત્ય કરનારાઓને કેવા કેવા ફેરફાર દીઠામાં આવે છે, તેમાં કહેછે કે પ્રથમ એ શ્વાસાનો પ્રવાહ જેટલા સમયસુધી ચાલેછે, તેટલા સમયમાં જે જે વિચારોના સંકલ્પો ધા

રીએ છૈયે. તે તે સર્વ વિચારો અફળતાને પામેછે, ને વખતે આપણા કરેલાં કૃત્યો મહાદુ:ખ આપનાર થઈ પડેછે. એ પ્રવાહ સમયે સ્નેહી, મિત્ર વિગેરે સંબંધીવાત્માઓ આપણા વિરોધી બની મિથ્યા અપવાદ મુકી અરિષ્યા કરી તકરાર ઉઠાવી લડાઇ ચલાવવાની શરૂઆત કરેછે, ને તમામ પ્રજા જુઠા જુઠા આરોપ મુકી મારવા આવતી જણાયછે, ને સર્વસ્ત્રી—પુરૂષો પ્રપંચ, કાવત્રાં, કુકર્મ, લુચ્ચાઇ, ઠાંડાંઇ, સાચજુઠ, અન્યાય, અધર્મ વિગેરે કરતાં જણાયછે.

તેમજ આપણા દર્શનમાત્રથી સર્વ નાનાં મોટાં મનુષ્યો મસ્કરી, ઠઠ્ઠા, અપવાદ મુકી ધિક્કારની નજરથી જોતાં માલમ પડેછે. તેમ એને વિષે મીત્ર હોય તે દુશ્મન, ખરાનું ખોટું, સાચાનું જુઠું, સારાંનું નઠારૂં થએલ નજરે પડેછે. મતલબ કે, સુળટાનું ઉળટું પરિણામ બનેછે. તેથી જ્ઞાનીઓ કહેછે કે, એ પ્રવાહમાં ખાવું, પીવું, બોલવું, ચાલવું ને સંકલ્પ વિકલ્પ પણ ઉઠાવવા નહી. તાત્પર્ય કે, એ સમયે કોઇ પણ જાતની ક્રિયાની ખટપટ જરા પણ કરવી નહી, પણ એકાગ્રહવૃતિ રાખી ઇશ્વરની સ્તુતી, દંતધાવન, સ્નાન, ધ્યાન, સંધ્યાતર્પણ, દેવસેવા, યોગ્યાભ્યાસ, ગૌ, બ્રાહ્મણ, અતિથિ પુજન, દાન, દક્ષણા વિગેરે ધર્મ ક્રિયાનાં સર્વ કર્મ કરવાં, ને એ સર્વ જયારે ન થાય. ત્યારે શ્વાસાને શરીરમાં ગોંધી આંખ, નાક, કાન વિગેરે ઇંદ્રિયો બંધ કરી, સ્થિર ચિત્ત રાખી પરમેશ્વરના નામનું સ્મરણ કરવું, પણ સંસાર વ્યહવારના કૃત્યો પ્રાણ જતાં પણ ન કરવાં કેમકે એ કૃત્યો કરવાથી મહાદુ:ખી નડેછે.

આપણી બ્રાહ્મણ જ્ઞાતિમાં સંધ્યા કરવાનો જે નિયમછે, તે નિયમ આ શ્વાસોશ્વાસની ગિતપર ચાલેલોછે. તે એવો કે પ્રાત:કાળના નિંદ્રાથી ઉઠનાર મનુષ્યોએ પોતાના શ્વાસાનો ચંદ્ર ચલાવવો. એ ઉપરથી પ્રાત:કાળના બેઉ સ્વાસની સંધિ ઉપરથી ધ્યાન કરી ચંદ્ર કરવો, ને મધ્યાન્હે રસોઇ જમવી જોઇએ, ત્યારે સૂર્યસ્વરમાં આહાર કરવો. આ ઉપરથી ચંદ્રનો સૂર્ય કરવો તેથી મધ્યાન્હ સંધ્યા ઠેરવેલીછે. ને જમ્યા પછી ચંદ્ર કરી પાણી પીવું. બાદ સૂર્યાસ્ત પછી રાત્રીના સૂર્ય ચલાવવો. એ ઉપરથી ચંદ્રનો સૂર્ય કરવો. તેથી સાયંસંધ્યા પ્રગટ કરેલીછે. સારાંશ કે, બેઉ શ્વાસાની સંધિમાં ઇશ્વરની સ્તુતી, વૃત્તિ સ્થિર કરવા સારૂં દીવસના મુખ્ય ત્રણ સંધ્યા રાખવાની પદ્ધતિ પરાપૂર્વથી ચાલી આવેલી આપણે જોઇએ છૈયે, પણ આ વર્તમાનકાળની અજ્ઞાન પ્રજા આ પવિત્ર સુષુમ્ણારૂપ શ્વાસાની સંધિરૂપ સંધ્યાને ન જાણતાં ફકત મિથ્યા કલ્પિતરૂપ ક્રિયાની સંધિ કરેછે; તેથી પૂર્ણ લાભ મળતો નથી, પણ એ શ્વાસા સંધિરૂપ સંધ્યાથકી ત્રિકાળજ્ઞ બની શકેછે. કેમકે શ્વાસાને આકર્ષ ધ્યાન ધરવાથકી સ્તંભવૃત્તિ (કુંભક) નામનો પ્રાણાયામની ઉત્પત્તિ બનેછે ત્યારે સર્વે સ્નાયુઓ ખેંચાઈ આવેછે, તેથી શરીરનાં પંચભૂતોના રંગ જે કે કાળો, લાલ, ધોળો, લીલો ને પીળો દરશાયછે. આ દરશાયલા રંગોને પંચ પ્રાણ વાયુઓમાંથી ઉત્પન્ન થતા સર્વ સંકલ્પોને મેળવી દેવાથી ત્રિકાળજ્ઞ બ-

નેછે, ને તે પ્રસંગે આત્માની જગજગતી જ્યોતિ દરશાયછે. આ જ્યોતિમાં સર્વ નાડીઓ ને ઇંદ્રિયોની વૃત્તિઓનો સમુહ એકત્ર થવાથી આ સર્વ વિશ્વ એકાકારી પ્રવાહમાં ચાલતું દરશાયછે. એને પરમગતિ કઠોપનિષદ્‌ના મંત્રમાં કહીછે.

## मंत्र, १११

**यदा पञ्चाव तिष्टन्ते ज्ञानानि मनसा सह।**
**बुद्धिश्च न विचेष्टते तामाहुः परमाङ्गतिम्॥**

અર્થઃ—જે કાળમાં શ્રોત્રાદિક પંચજ્ઞાનેદ્રિંય જેની પાછલ ચાલેછે, તે સંકલ્પાદિક વ્યાપારવાળું અંતઃકરણ પોતાના ધર્મ સહિત નિવર્ત બની આત્માવિષે સ્થિર થાયછે. અરૂનિશ્ચયરૂપ જે બુદ્ધિ તે પોતાના વ્યાપાર વિષે ચેષ્ટા જ્યારે કરે નહી, તે અવસ્થાને યોગીજન પરમગતિ કહેછે. આ પરમગતિનો દેખાવ સૂર્ય, ચંદ્રમાં કેમ મળતો નથી તે વિષે આ શ્લોક કહેછે.

## श्लोक,

**दिवान पूजये लिंगं रात्रौ चैव न पूजयेत्।**
**सर्वदा पूजये लिंगं दिवारात्रि निरोधत:॥**

અર્થઃ—સૂર્ય ને ચંદ્ર એ બેઉ શ્વાસા પોતાની પુરગતિમાં ચાલતા હોય, ત્યારે ધ્યાન કરવું નહી, કેમકે એને વિષે ચિત્ત સ્થિર થઇ શકતું નથી; તેથી એ બેઉને રોકી સર્વકાળ આત્માનું ધ્યાન કરવું, કારણ કે, એ બેઉને રોકવાથી સુષુમ્ણારૂપી અંતર્ગત પ્રાણની ઉત્પત્તિ બનેછે, ને તેથી મન સ્થિર થાયછે. છતાં સુષુમ્ણાના સંધિકાળમાં પ્રયાણ કરનારને માહાસંકટ પડેછે, ને પ્રત્યેક વસ્તુ ચોરાઇ જાયછે, માર્ગમાં મારખાય, માંદો પડે ને પ્રસંગે મૃત્યુ પણ નિપજી આવેછે. તસ્માત્ ખાવા પીવાની તંગી પડે, તેમ અનેકપ્રકારના કલંક ચડી વિઘ્નમાં પચી જાયછે, તદયપિ આપણા મકાનના મનુષ્યો આપણું સારૂં નઠારા વિચારો કરે. સારાંશ કે, સર્વ જગ્યાપર અપમાન, અપવાદ, લડાઇ, ટંટા, મારામારી, ચોરી, ખુન, ધાડ વિગેરેના કલંકો ચઢી માહા દુઃખી થઇ પડાયછે; તેથી કદાચ ચાલતા હોય ને એ શ્વાસાની શરૂઆત થવા માંડે કે તરત સર્વ કામ પડતાં મુકી રસ્તામાં બેસી પડી સ્થીર વૃત્તિ કરી ધ્યાનમાં નિમગ્ન થઇ ઇશ્વર સ્તુતિ મનમાં ને મનમાં કરવા માંડવી. તાત્પર્ય કે, એ શ્વાસા સમયે દશોદીશામાં આફત વ્યાપેલી નક્કી સમજવી. ત્યારે સર્વ વ્યહવારની ક્રિયા છોડી પ્રભુ ભજનમાં લિન રહેવું.

આ શ્વાસા પ્રસંગે નિશ્ચે જાણવું કે આપણા અંતર્યામિ આત્માએ કાળ સ્વરૂપ ધારણ કરેલું વા મૃત્યુ આવવાનો દરવાજો ઉઘડયોછે; તેથી ઇશ્વરની

ભક્તિ ચુકવી નહી, કેમકે એવો યોગ વારંવાર આવતો નથી. વાસ્તે એ મૃત્યુયોગમાં ધ્યાન, ભજન, ભક્તિ શિવાય કરોડો રૂપીઆનો લાભ વા આખા બ્રહ્માંડનું એશ્વર્ય મળતું હોય તેને તૃણવત્ ગણી ફકત નામ સ્મરણને ધ્યાન જારી રાખવું, કે તરત એ ક્રિયાથકી પરમ ગતિની પ્રાપ્તિ થાયછે, ને એથીજ કરીને ભૂત, ભવિષ્ય ને વર્તમાન એવા ત્રણ કાળની ગતિની સમજ મળેછે. સારાંશ કે, જે મનુષ્યો આ પવિત્ર કલ્યાણરૂપ ઇશ્વરી લાભના આપનાર સુષુમ્ણારૂપી યોગને ભુલ્યાંછે તેઓને ઓ શ્રોતા, વકતા ને મનનકર્તાઓ! તમો માહાપાપી, કમનસીબવાન ને નર્કના જીવડા સમજો. વાસ્તે મારી તમામ મનુષ્ય જાતને ભલામણછે કે, આ યોગમાં જેઓ સર્વ સંકલ્પો છોડી ભક્તિ કરેછે તેઓને તમો માહા ભાગ્યવાન જાણજો. કેમકે તેના તમામ સંકલ્પો વગર મેહેનત કરવાથી આપોઆપ પાર પડે છે. એ ઇશ્વરી અદર્શ કૃતિછે. આ યોગને વિષે ભકતિ કરનાર દરિદ્રીનો શ્રીમંત, મુર્ખનો પંડિત, અભાગ્યવાનનો ભાગ્યવાન ને માહાયશસ્વી થઇ જાય છે, ને જેઓ નીચ, પાજી ને ગરીબાઇમાં ઉછરી મોટા પદને પામ્યાછે તેઓ સર્વ આજ શુભ કૃતિપર વરતનારા હતા, એમ તમારે નિશ્ચે જાણવું. છતાં એ યોગમાં ખાવા પીવાથકી મહાન અનર્થકારીક વ્યાધિઓ પ્રગટી આવેછે. તસ્માત્ એમાં સ્ત્રી સંગ કરનારનું મૃત્યુ થાયછે ને ગર્ભપાત થયા વિના રેહેતો નથી. પ્રશ્ન પુછનારની ધારણા અફળ જાયછે, પણ એ પ્રવાહમાં સ્તંભ વૃત્તિ (કુંભક) પ્રાણાયામને ધ્યાનમાં લઈ ઉપલા પંચ પ્રકારના પ્રાણવાયુઓ આકર્ષણ કરી હૃદયગત આકાશમાં અંગુષ્ઠ માત્ર ધુમ રહિત સોહંરૂપી જીવની જયોતિને બ્રહ્મરંધ્ર ચક્ર તરફ લઈ જવી કે જેથી કાળજ્ઞાન થઇ આવેછે.

## કાળજ્ઞાન.

આ જ્ઞાનનું મુળ સુષુમ્ણાજછે, કેમકે જયારે સુષુમ્ણાની શરૂઆત થઇ કે તરત ધ્યાનમાં લિન્ન થઇ જવું. ને જયારે એનો પ્રવાહ બંધ પડે, ત્યારે એવો એક અંતરમાં સંકલ્પ ધડાય કે અમુક મંત્રથી કાર્ય સિદ્ધિ થશે, અમુક ક્રિયાથી વાકય સિદ્ધિ બનશે, અમુક બેઠકથી સામા મનુષ્યને વશ કરી શકીશું. ઇત્યાદી જ્ઞાન સ્વભાવિક પણે પોતાના હૃદયમાં સંકલ્પોથી ઉત્પન્ન થાયછે. તે સંકલ્પને યાદ રાખી વર્તનારા પુરૂષને પ્રથમ પોતાના સ્વભાવ, બુદ્ધિ, જ્ઞાન, શકિત વિગેરેના સામર્થ્યનું જ્ઞાન પ્રગટ થઇ આવેછે. ને તે ઉપરથી શરીર મન વિગેરની સ્થિતિ આપોઆપ સમજાયછે. જે ઉપરથી પોતાના ગુણ દોષ પ્રત્યેક સંકલ્પોમાં જોઇશકેછે. જેની સંપૂર્ણ તપાસથી પોતાના સંકલ્પો કયી ને કેવી રીતે કયી જગ્યાપર કોની સાથે કેવા પ્રકારના લાભ અલાભ, સુખ દુ:ખ ને આપી શકશે, તે સર્વનો ચિતાર યથાર્થ રીતે સમજાઇ આવેછે. એવી રીતે પ્રથમ પોતાનું ભવિષ્ય, બાદ પોતાના સ્ત્રી, પુત્ર, કુટુંબ સંબંધી વિગેરે સગાં વ્હાલાંઓનું જાણી જાયછે; બાદ પોતાના ગામનું, દેશનું ને આખરે

આખી પૃથ્વીનું ત્યારબાદ આખા બ્રહ્માંડનું ભવિષ્ય યથાર્થ સમજી શકેછે. કેમકે પ્રાણ સર્વ સૃષ્ટિનું સત્ય મુળતત્વછે. ને પ્રાણનું યથાર્થ સ્વરૂપ ધ્યાનમાં આવવાથી ઉપર પ્રમાણેનું જ્ઞાન થાય એમાં આશ્ચર્ય નથી. કારણ કે, પ્રાણ હૃદયાકાશરૂપી ગુફામાં સોહંરૂપી જીવરૂપની આકૃતિમાં બીરાજમાન થએલોછે, ને તે સોહંરૂપી જીવ કુંડલીરૂપી ચક્રમાંમાંથી સૂર્ય ચંદ્રરૂપી નાડીઓ પ્રગટ કરેછે. તેમાં સોહંરૂપી જીવ પ્રજાપતિ રૂપે વ્યાપી રહ્યોછે. હવે અન્નરૂપી ચંદ્રમાંનો ભોક્તા સૂર્યરૂપી પ્રાણછે. તેથી આ બાહેરના બ્રહ્માંડનો સૂર્ય તે પ્રાણછે, ને બાહેરનો ચંદ્ર તે અપાનછે. ને એ અપાનનું સત્ય સ્વરૂપ આ વિશ્વમાં અન્નછે, તેથી અન્નરૂપ ચંદ્રમાંનો ભોક્તા સૂર્યરૂપી પ્રાણછે. સારાંશ કે, સૂર્ય ચંદ્રમાંનો આહાર કરેછે વા પ્રાણ અપાનનો આહર કરેછે. તાત્પર્ય કે, આ વિશ્વની સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય વિગેરે સર્વ આકૃતિ અન્ન વા ચંદ્ર વા અપાનનીછે, તેમ આ બાહેરનો સૂર્ય ને આપણો પ્રાણ બેઉ એકરૂપ હોવાથી ચંદ્રરૂપી અન્નનો ભોક્તા આપણો પ્રાણરૂપી સૂર્યછે. તેથી ચંદ્રનો આહાર સૂર્ય કરેછે, તે આ પ્રશ્નોપનિષદ્નો મંત્ર દરશાવેછે.

## मंत्र, ५

**आदित्यो हवै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा।**
**एतत्सर्व्वं यन्मूर्त्तञ्चामूर्त्तञ्चतस्मान्मूर्त्ति रेवरयिः॥**

અર્થ:—આ સૂર્ય, ચંદ્ર એ બેઉમાં સૂર્ય જેછે, તે નિશ્ચય કરી પ્રસિદ્ધ પ્રાણરૂપ અન્નનો ભોક્તા અગ્નિછે. તેમાં અન્નરૂપ ચંદ્રમાછે, કેમકે જે આ સ્થુલ સુક્ષ્મરૂપ મૂર્ત્ત અમૂર્તમય જગત્ જે છે, તે સર્વ અન્નરૂપજછે; તેથી અમૂર્ત્ત જે અન્યને મૂર્ત્ત જે સ્થુલ મુર્ત્તિછે, તે સર્વ અન્નજ છે, કેમકે સુક્ષ્મ પ્રાણરૂપ ભોક્તાથી ભોગાયમાન થવાને લીધે એ મૂર્ત્તરૂપ અન્ન કહેવાયુ છે; તેથી સોહંરૂપી પ્રજાપતિની સંકલ્પ રૂપ આકૃતિ તે સંવત્સર ગણાયછે. ને તેના અવયવો તે ત્રણ ઋત, છ ઋતું, બાર માસ, પક્ષ, અઠવાડીઆ, દીવસ પહોર, ઘડી, કલાક, મિનિટ, પળ, નિમેષ વિગરેછે. તેથી પક્ષમાં કેટલાક દીવસ સૂર્યનાછે, ને કેટલાક ચંદ્રના ગણ્યાછે, તેમજ સાત વારમાં કેટલાક વાર ચંદ્રના ને કેટલાક સૂર્યના છે. એ વિષેનું કેટલુંક વર્ણન પ્રશ્નોપનિષદ્ના ૮ થી ૧૬ સુધીના મંત્રમાં કીધુંછે. તસ્માત્, એ વખતની ગણત્રી નીચે પ્રમાણેનીછે.

### શુકલ પક્ષ.

| | |
|---|---|
| ૧, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૧૫, શની, રવી ને મંગળ. | આ વાર ને તીથી. સૂર્યની ગણીછે. એમાં ત્રણ તીથી સામટી સૂર્યની ને ત્રણ સામટી ચંદ્રની ગણવી. એમાં ઉત્તર, પૂર્વ દીશામાં ગમન કરવું. |
| ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, સોમ, બુધ, ગુરૂ ને શુક્ર. | આ વાર ને તીથી ચંદ્રની ગણીછે. એમાં પણ ત્રણ તીથી સામટી ચંદ્રની લેવી, ને ત્રણ સૂર્યની ગણવી. એમાં દક્ષિણ, પશ્ચિમ દીશામાં ગમન કરવું. |

## કૃષ્ણ પક્ષ.

| | |
|---|---|
| ૧, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૩૦, સોમ, બુધ, ગુરૂ, શુકર | આ વાર ને તીથી ચંદ્રનીછે. એમાં ત્રણ તીથી સામટી ચંદ્રની લેવી ને ત્રણ સૂર્યની ગણવી એમાં દક્ષિણ પશ્ચિમ, દીશામાં ગમન કરવું. |
| ૨, ૪, ૬, ૮. ૧૦, ૧૨, ૧૪, શની, રવી ને મંગળ | આ વાર ને તીથી સૂર્યનીછે, એમાં ત્રણ તીથી સામટી સૂર્યની ને ત્રણ સામટી ચંદ્રની લેવી. છતાં ઉત્તર, પૂર્વ દીશામાં ગમન કરવું. |

આ ઉપરથી કોઇ પુરૂષ સૂર્યસ્વરમાં એનો વાર, એની તીથી ને લેઈ ઉત્તર પૂર્વ દીશામાં પ્રયાણ કરે, તો જય કીર્તિ કાર્ય સંપાદન કરીને માન પ્રતિષ્ટા સાથે ઘેર આવેછે, ને એજ પ્રમાણે ચંદ્રયોગ પણ ફળોદય આપેછે; તોપણ માર્ગમાં સ્વર પળટાવવા દેવો ન જોઇએ, ને પ્રળટાય ત્યારે સ્થિર થઇ ધ્યાન સ્મરણ કરવું. તસ્માત્ આ કાળયોગમાં દીવસ સૂર્ય ને રાત્રી ચંદ્રનો આકારછે; તેથી દીવસના ચંદ્રને રાત્રીના સૂર્ય સદા નિયમિત ચાલ્યા કરે, તો આયુષ્યમાં વિઘ્ન નડતું નથી. તદયપિ સહવાર, સાંજ, મધ્યાન્હ, મધ્યરાત્રી, વાર, તીથી વિગેરેના સંયોગીકાળના ભાગને સુષુમ્ણાનો કાળ ગણેલોછે, ને એજ ઉપરથી રાત્રીના ત્રણ વાગ્યા પછી સહવારના નવ કલાક પર્યંતના છ કલાકના કાળને સત્યુગ, ને નવથી બપોરના ત્રણ વાગા પર્યંતના છ કલાકના સમયને ત્રેતાયુગ, ને ત્રણથી રાત્રીના નવ વાગા પર્યંતના છ કલાકના વખતને દ્વાપરયુગ, ને નવથી તે રાત્રીના ત્રણ વાગા સુધીના સમયને કળીયુગ ગણ્યોછે. સારાંશ કે, એવા પ્રકારથી ચારે યુગની ગણત્રી કરેલીછે, તેથી ચારે યુગનો સમય એકજ દીવસમાં આવેછે; વાસ્તે સત ને ત્રેતાયુગમાં સ્ત્રીસંગ કરવો નહી, કેમકે દીવસરૂપી સૂર્ય પ્રાણની આકૃતિછે, તેમાં કોઇ પુરૂષ પ્રીતિને લીધે સ્ત્રીસંગ કરે તો પોતાના પ્રાણનો ઘાત કર્યો કહેવાય, કેમકે દીવસરૂપી સૂર્યની અગ્નિમાં પોતાના સ્વાસારૂપી પ્રાણનો હોમ કર્યો ગણાયછે, અથવાતો સૂર્યની અગ્નિમાં કાયાનો હોમ કર્યો મનાયછે. ને રાત્રીનો સંસર્ગ બ્રહ્મચર્યવત્છે, એવું પ્રશ્નોપદ્‌ના ૧૩ મા મંત્રમાં કહ્યુંછે; તેથી પ્રાણનું મુળ જે હૃદય કમળને વિષે સોહંરૂપી જીવ રહયોછે, તે જીવને પરિપકવ પરમગતિની સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરાવી આપવી, તેને સારૂં સોહં ક્રિયા દરશાવીએ છેયે.

## સોહં ક્રિયા.

આપણો પ્રાણ હૃદયથી ઉત્પન્ન થઈ બાર આંગળ પર્યંત બાહેરના આકાશમાં ગમન કરેછે, ને ત્યાં સ્થિર થાયછે. છતાં ત્યાંથી અપાનની આકૃતિ ધારણ કરી હૃદય કમળમાં આવી સ્થિર રહેછે. હવે હૃદયથી જે સ્વાસ બાહેર આવેછે તે સૂર્ય પ્રમાણે ગરમ હોવાને લીધે તેને પ્રાણ કહેછે. ને એ પ્રાણ બાહેરથી જયારે હૃદયમાં જાયછે તે પ્રસંગે થંડો હોવાને લીધે તેને અપાન કહેછે; તેથી આ બાહેર જનારો પ્રાણ હૃદયને ગરમ કરેછે તેને લીધે આપણે ખાધેલાં અન્નાજ પાણી

યથાર્થ પાચન થાયછે, તેમ બાહેરથી અંદર આવનારો અપાન હૃદયને થંડું કરેછે. તેથી તે ચંદ્રરૂપ ગણાયછે. સારાંશ કે, બાહેર જનારો પ્રાણ તે સૂર્ય. ને બાહેરથી અંદર આવનારો અપાન તે ચંદ્ર. છતાં એ અપાન રૂપી ચંદ્રમાં બાહેર નિકળી પ્રાણ રૂપી સૂર્યમાં જયારે લિન થાયછે, તે પ્રસંગે હૃદય કમળમાં સાઠ તત્વ પ્રકાશેછે. આ પ્રકાશનાર સાઠ તત્વમાં મન સ્થિર કરવાથી સુખ દુઃખ દરશાતું નથી, તેમજ આ બાહેરનો પ્રાણરૂપ સૂર્ય, શરીરના અપાનરૂપી ચંદ્રમાંને વિષે જયારે લિન થાયછે, ત્યારે જન્મ મર્ણનો સંભવ થતો નથી. તેમ પ્રાણને બાહેર કાઢી મુકયો ને ત્યાંનો ત્યાં જેટલો વખત રખાય તેટલો વખત રાખનારને વિષે કલ્પના રહેતી નથી, ને સર્વ ભ્રાંતિ નષ્ટ થાયછે. તેમ અપાનને શરીરમાં ગોંધી રખાય તેટલોવાર ગોંધી મુકનારને પરમપદની પ્રાપ્તિ બનેછે.

આ પ્રાણ અપાનના અંદર બાહેરના નિરોધથી હૃદયમાં સ્થિર થએલા સોહં સ્વરૂપનું દર્શણ થાયછે તેણે કરીને આપણું મન તેના સંકલ્પ સહવર્તમાન સ્વાસા સાથે એકત્રતાથી મળી રહેવાના દેખાવથી, તે દેખાવમાં મનને ઉત્પન્ન થતા સંકલ્પો ગુપ્ત સૃષ્ટિનાભાવે કરીને પ્રાણ અપાનના ઉદય અસ્તપણાની સર્વ જગત રૂપ ક્રિયાને યથાર્થ જાણેછે; તેથી કરીને જયોતિમાં મનની સ્થિતિ કાયમ રહેછે, તે આ નીચેનો શ્લોક દેખાડેછે.

## श्लोक,

**तत्रैक नाशाद परस्य नाश एक प्रवृत्तेर परवृत्तिः ।**
**अध्वस्त योश्चेद्रिंय वर्गवृत्तिः प्रध्वस्त योर्मोक्ष पदस्य सिद्धिः॥**

અર્થ. મન ને પ્રાણવાયું એ બેઉમાંથી જો એકનો લય બને તરત બીજાનો લય થાયછે. એજ પ્રમાણે એકના પ્રવર્તપણાથી બીજાનો ઉદય થાયછે, અને એ બેઉ જયારે લિન થતાં નથી, ત્યારે પ્રત્યેક ઇદ્રિંયો પોતપોતાના વિષયમાં પ્રવર્ત બનેછે. પણ મન ને પ્રાણ એ બેઉ એકયતાને પામી જયારે લિન થઈ જાય ત્યારે મોક્ષ પદની સિદ્ધિ થાયછે. અર્થાત, એ બંન્નોનો લય થવા થકી પુરૂષની સ્વરૂપ (જયોતિ) માં સ્થિતિ રહેછે, કેમકે મન ને વાયુ એકજ રૂપછે, તે આ નીચેનો શ્લોક કહેછે.

## श्लोक,

**मनो यत्र विलियते पवनस्तत्र लीयते ।**
**पवनो लीयते मनास्तत्र विलियते ॥**

અર્થ. જે આધારમાં મન લિન થાય, તેજ આધાર ચક્રમાં પવન પણ થા-

યછે, વા જેમાં પવન લિન્ન થાયછે તેમાંજ મન પણ થાયછે. તાત્પર્ય કે, મન ને પવન બેઉ એકરૂપજછે. તેથી સોહંસ્વરૂપમાં વ્યાપેલી સ્વાસાની સર્વ નાડીઓ ગુદા, નાભિ, હૃદય, કંઠ, તાળુ ને મગજ એ ષડચક્રોમાં ગમન કરવાની શક્તિ ધરાવેછે. તે પ્રસંગે પ્રાણ અપાનના ચલન વળણના આધારે શરીરની સ્થિતિ, જ્ઞાન વિગેરે નાડીઓ બદળી બતાવેછે. તોપણ નાભિ ચક્રની તળે એક કુંડલી નામનું સર્પાકારી ચક્રછે, તેનો સર્વ સંબધ સોહંની સર્વ નાડીઓ સાથે રહેલોછે; તેથી કરી સોહંમાં રહેલાં પ્રાણ અપાનના સંશરવાના પ્રમાણપૂર્વક સોહંને વિષે વાંસના ઉત્પન્ન કરાવેછે. સારાંશ કે, એ કુંડલી ચક્ર વાંસના રૂપમાંજ રહેલુંછે. છતાં એ વાંસનારૂપી કુંડલી ચક્ર ચિત્તના નષ્ટપણાથી નષ્ટ બનેછે, તે આ નીચેનો શ્લોક કહેછે.

## શ્લોક

**हेतुद्वयं तु चित्तस्य वासना चसमीरणः ।**
**तयोर्वि नष्ट एकस्मिन्तौ द्ववपि विनश्यतः ॥**

અર્થઃ-ચિત્તની પ્રવૃત્તિના બે કારણછે. તેમાં એક વાંસના, ને બીજો પ્રાણ. છતાં એ બેઉમાં એકના ક્ષયથી બેઉનો ક્ષય થાયછે. એટલે વાંસનાના ક્ષયથી ચિત્ત ને પ્રાણ એ બેઉનો નાશ બનેછે. તેમ પ્રાણના ક્ષયથી ચિત્ત ને વાંસના એ બેઉનો ક્ષય થાયછે, ને વળી ચિત્તના નષ્ટ પણાથી પ્રાણ ને વાંસના નષ્ટ થઇ જાયછે, એવી એની મતલબછે. આ મુળતત્વને લીધે પ્રાણ અપાનની ક્રિયા સાધનમાં આસનના અભ્યાસ વખતે કુંડલી ચક્રને નિયમિત ચલાવવું પડેછે. નહિંતો વાયુના કોપે કરી અનેક પ્રકારના વ્યાધિઓ પ્રગટેછે, ને યોગ સિદ્ધ થતો નથી. એવી રીતે આ શ્લોક સમજાવેછે.

## શ્લોક,

**हिक्का श्वासश्च कासश्च शिरः कर्णाक्षी वेदनाः।**
**भवंति विविधा रोगाः पवनस्य प्राकोपतः॥**

અર્થઃ-હિચકી, વાયુ, હાંફ, કાન ને માથાંની વેદના વા અનેક પ્રકારના રોગો પંચ પ્રાણવાયુઓના કોપથી થાયછે, તેમ કુંડલી ચક્રના આધારે સર્વ યોગ બની શકેછે. તેમાં પણ જ્યાં સુધી કુંડલી જાગે નહીં ત્યાં સુધી યોગાભ્યાસ વ્યર્થ જાયછે, તે આ શ્લોક કહેછે.

## શ્લોક,

**सुप्ता गुरु प्रसादेन यदा जागर्ति कुंडली।**
**तदा सर्वाणी पद्मानि भिद्यंते ग्रंथो ऽपिच ॥**

અર્થઃ-સુતેલી કુંડલી ગુરૂના અનુગ્રહે જાગે ત્યારે સંપૂર્ણ ષડ-ચક્રોનું

ભેદન બનેછે. તેમાં બ્રહ્મ, વિષ્ણુ ને રૂદ્રગ્રંથીનું છેદન થાયછે. ત્યારે સ્વાસા શરીરના બરડા માંહે પ્રવેશ કરેછે, કેમકે એ બરડો પોળોછે; તેથી એને યોગાત્માએ મેરૂદંડ કહ્યોછે. એ મેરૂદંડમાં ઊંચે ચઢવા સારૂં સ્વાસા પ્રવેશ કરવા માંડેછે. તે પ્રસંગે શરીરના પંચભૂતોના રંગો એક પછી એક પ્રકાશતા જણાયછે, ને જ્યારે સ્વાસા ગુદા ચક્ર છોડી નાભિ ચક્ર પર બેસેછે. તે સમયે ઇંદ્રિયો પોતાના વિષયોના વ્યહવારોને છોડેછે. તેથી ઇંદ્રિયો સ્થિર થાયછે, પણ કુંડલીરૂપી વાંસનીક ચક્રના સંબંધથી આપણું મન દ્રઢિત ભાવનાને અનુસાર સ્વર્ગ, મૃત્યુ, પાતાળાદિક સ્થાનોમાં ગમન કરતું જણાયછે, વા સારાસાર વિચારમાંથી દોહન થએલાં નીતિ, સભ્યતા, જ્ઞાન, ધ્યાન, પવિત્ર, અપવિત્ર વિગેરેનું વર્ણન કરી તેની સત્ય પરીક્ષા કેવા નિયમવાળીછે, તે સમજવાને વા સમજાવવાને શક્તિમાન થાયછે. છતાં શ્વાસા જેમ જેમ ષડચક્રોમાં ચઢવા માંડેછે, તેમ તેમ જ્ઞાન, મન વિગેરેની સ્થિતિ પળટાતી રહેછે. બાદ જ્યારે મગજરૂપી ચક્રપર શ્વાસા ચઢવાની શરૂઆત કરેછે, ત્યારે ધારણા લાગેછે, પણ એટલા દરજ્જાના મહવરા સુધી આવવા પહેલાં પ્રાણાયામના અમુક નિયમોછે, તે આ નીચેનો શ્લોક દેખાડેછે.

## શ્લોક,

**प्रातर्मध्यं दिने साय मर्धरात्रे च कुंभकान्।**
**शनैर शीति पर्यंतं चतुर्वारं समभ्यसेत्॥**

અર્થઃ—સૂર્યોદયથી ત્રણ ઘડી પ્રાતઃકાળ, મધ્યાન્હ, સાયં, મધ્યરાત્ર ને મળશ્કુ એવા પાંચ વિભાગોમાં કુંભક એટલે સ્તંભવૃત્તિ પ્રાણાયામ કરવા. એમાં દીવસના ચાર સમય મળી ૩૨૦ પ્રાણાયામ હોવાજ જોઇએ. છતાં કનિષ્ટ પ્રાણાયામથકી શરીરમાં પરસેવો છુટે, મધ્યમથકી કંપારી પ્રગટે, ઉતમમાં બ્રહ્મરંધ્ર ચક્રની પ્રાપ્તિ થાય. તોપણ કનિષ્ટ પ્રાણાયામમાં ૪૨ વિપળ કુંભક રહે, મધ્યમાં ૮૪ વિપળ ને ઉત્તમમાં ૧૨૫ વિપળ રહી શકે. તેમ આ ઉત્તમ પ્રાણાયામથકી બ્રહ્મરંધ્રમાં જાયછે, ને ત્યાં ૨૫ પળ પ્રાણ રહે તેને પ્રત્યાહાર કહેછે, ને ૫૦ પળ રહેવાથી ધારણા પ્રગટેછે, તેમ છ ઘડી થવાથી ધ્યાન ને બાર દીવસ વિતવાથકી સમાધિ લાગેછે. તોપણ કુંભક કરવામાં એકદમ મોહોડેથી સ્વાસ ખેંચવાને નસકોરાંને માર્ગ ઘણીજ ધીમી ગતિમાં બાહેર કાઢવો, તેમ સૂર્યથી સ્વાસ લીધો હોય તો ચંદ્રના માર્ગે રજા આપવી, ને ચંદ્રથી લઇ સૂર્યથી જવા દેવો. એવા પ્રકારના મહાવરાથકી પંચપ્રાણો શુદ્ધિને પ્રાપ્ત થાયછે, ને કુંડલીચક્ર હરવખત નિયમત રહી જાયછે. છતાં ન રહેવાથકી પંચ પ્રાણવાયુમાંનો ઉદાનવાયુ સ્વર્ગ વા નર્ક વિગેરે સ્થાનોને પ્રાપ્ત કરેછે, તે આ પ્રશ્નોપનિષદ્નો મંત્ર કહેછે.

## मंत्र, ३६

**अथैकयोर्द्ध्व उदानः पुण्ये न पुण्यं लोकं नयति।**
**पापेन पापमु भाभ्यामेव मनुष्य लोकम् ॥**

અર્થ.—હૃદય કમળમાંથી નિકળેલી સો નાડીના મધ્યમાં ઉંચે જવાવાળી જે સુષુમણા નાડીછે. તે એક નાડીથી ઉંચે જવાવાળો અરૂ પગથી માથા પર્યંત વ્યાપક થઈ ઉદાન વાયુ ઘુમેછે. તેથી તે શાસ્ત્રમાં નક્કિ કરેલાં પૂણ્યકર્મથી દેવાદિક સ્થાનવાળાં પૂણ્ય લોકને ત્યાં પ્રાપ્ત કરેછે; છતાં વિપરીત પાપકર્મથી પશુપક્ષી આદિકની યોનીવાળાં પાપરૂપ નર્કને ત્યાં લઇ જાયછે. પણ પાપ પૂણ્ય બેઉ સમાન રહેવાથી મૃત્યુ લોકમાં પ્રાપ્ત કરેછે, પણ કુંડલી નિયમિત ચાલી બ્રહ્મરંધ્રમાં ગમન કરવાથી પરમગતી આપેછે, તેથી કુંડલી કૃતિ પ્રથમ દરશાવીછે.

### કુંડલી કૃતિ,

કુંડલીનો સંબંધ હૃદયસ્થાનના પંચપ્રાણો સાથે હોવાથી કુંડલીના વળણપર પ્રાણો સર્વત્ર ગમન કરેછે, તોપણ કુંડલી ચક્ર આડું હોય ત્યારે પ્રાણ, અપાનના એકત્ર થવાથી ઉદાન ઉંચે આવે ને અપાન નીચે જાય, તે પ્રસંગે જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે. જેથી પુરૂષના કરેલા આહારના સત્વને કુંડલી જુદી જુદી નાડીઓમાં વહેંચેછે, તેમાં રૂધિરવાળી નાડી રૂધિરને રાખેછે. વિર્યવાળી નાડીમાં વિર્ય સંગ્રહ થાયછે, ને અપાન જડ પદાર્થને ગુદા ચક્રમાં સંગ્રહ કરેછે. સારાંશ કે એ સર્વ કૃતિ કુંડલીના આચારે થાયછે; તેથી કરીને યોગવેત્તાઓ કહેછે કે, પલાંઠીવાલી ટટ્ટાર પણામાં બેસી, જે પેટના ભાગને બરડા તરફ દાબેછે, ત્યારે પેટના મધ્યમાં પહોંચેલી સરદી દુર થઇ ગરમી પ્રગટ થઇ આવેછે, ને પેટના આંતરડાંઓને વળગી રહેલો મળ છુટો પડી ગુદાના સ્થાનમાં એકત્ર થાયછે, ને દીસાસમયે પેટના ભાગને જોરથી દાબી ટટ્ટાર બેસી જંગલ જનારને દીશા સ્વચ્છ રીતે ઉતરેછે. પણ એવી રીતે ન કરતાં સ્વાસાને પેટમાં ગોંધી રાખનાર પુરૂષ માહા રોગીષ્ટ થઇ આવેછે. તાત્પર્ય કે, રાત્રદીવસ અપાનવાયુને દાબી રાખનાર પુરૂષ એટલે પેટના ભાગને બરડા સાથે મેળવી રાખનાર પુરૂષની તમામ સ્નાયુઓમાં ગરમી કૌવતને નિરોગી પણું સ્વભાવિક રીતે આવી હાજર થાયછે, ને એવી રીતથી વરતેલા પુરૂષો સદા નિરોગી રહેછે. છતાં પ્રાણ અપાનની સંચરવાની ગતિ નિયમીત રાખવી, તે એવી કે પ્રત્યેક શ્વાસો-શ્વાસને ઘણીજ ઝડપથી મહોડાંને રસ્તેથી પેટમાં દાખલ કરેવો, તે પ્રસંગે પેટને બરડા સાથે મેળવી રાખવાને ભુલવુ નહી. બાદ તે દાખલ કરેલા શ્વાસાને ઘણીજ મંદગતિથી કોઇપણ નસકોરાંને રસ્તેથી બાહેર કાઢવો. એવી રીતે સર્વ શ્વાસાને બાહેર કાઢી રહયા પછી થોડોવાર

શ્વાસાને રહેવા દેવો, ને ગુંગરાટ છુટયો કે તરત પાછો મહોડાંથી દાખલ કરવો. આ ક્રિયાને કાગભુષંડી ઋષિ જાણતા હતા, તેથી તેઓ અમ્મર થઈ ગયાછે. મતલબ એવી કે, કોઇ પણ પુરૂષ આ ક્રિયાને યથાર્થ પાળે ને વિર્ય રસંક્ષણ કરતો રહેતો તેને કોઇપણ પ્રકારના વ્યાધિઓ ઉપદ્રવ કરી શકશે નહી, કેમકે એ ક્રિયાથી કુંડલી ચક્ર સિધું બનેછે, ને તેથી સર્વ પ્રાણવાયુઓની ગતિ એકસરખી ચાલેછે. આ કૃતિને અમ્મરકૃતિ ગણીછે; તોપણ અમ્મરપણાને પામવા સારૂં એની સાથે બીજી ગુપ્ત કુંચીઓ અહિંઆં જાણવાની ઘણી રહેલીછે. તે કુંચીઓ માહા યોગાત્માઓ બતાવી શકેછે.

હવે એ હૃદય સ્થાનમાં વ્યાપેલી કુંડલીમાં આપણી વાંસના રહેલીછે; તેથી તે કુંડલીમાં પ્રાણવાયુનું આવાગમન થવાથી કુંડલીમાં વ્યાપેલી વાસના હાલેછે. તે પ્રસંગે જેવા પ્રકારથી વાંસનાને હલાવીએ કે, તેવા પ્રકારની સ્ફુરણા તે કુંડલીને વિષે સ્ફુરેછે, કે તેવાજ પ્રકારના ભાસ આપણા ચિત્તમાં પડેછે. એમાં કુંડલીવાળી વાંસનાને મનન કરવાના ભાવથી હલાવીએ કે તરત મનની ઉત્પત્તિ થઈ આવેછે. નિશ્ચેના ભાવથી હલાવીએ કે તરત બુદ્ધિની ઉત્પત્તિ, યાદ કરવાના ભાવથી ચિત્ત, સુક્ષ્મતાના ભાવથી તર્ક, અહંભાવથી અહંકાર ને સ્પર્સના ભાવથી પવન પ્રગટ થાયછે. સારાંશ કે વાંસના વિષે અનેક દ્રઢ થએલા ભાવોને લીધે પંચતન્માત્રા, દેહચતુષ્ટય, ચાર અવસ્થા ને અંતઃકરણપંચક વિગેરે દ્રસ્યમાન થયાંછે, ને એ સર્વ ભાવો પંચ-ભૂતોની ભિન્ન ભિન્ન આકૃતિમાં ભાસ્યા છે. તસ્માત્, એ સર્વ ભાવો મન ને પ્રાણના વ્યહવારપર ટકિ રહેલા છે. એ વિષે છાંદોગ્યોપનિષદ્‌માં કહ્યુંછે કે, અન્નના જડ ભાગથી વિષ્ટા થાયછે, મધ્ય ભાગથી માંસ થાયછે, ને એના વાંસનીક ભાગથી મન થાયછે, કેમકે બાળકના શરીરમાં અન્નવિના મન ઉત્પન્ન થતું નથી. જ્યારે પુરૂષ સોલ દીવસ સુધી અન્નનો આહાર કરતો નથી, ત્યારે તેનું મન નષ્ટ થઇ જાયછે. તેથી મન પૃથ્વી ભૂતનું કાર્યછે. તેમજ પાણીના સ્થુલ ભાગથી મુત્ર થાયછે, મધ્ય ભાગથી રક્ત પ્રગટેછે, ને સુક્ષ્મભાગથી પ્રાણ બનેછે; તેથી જો આખો દીવસ પાણી ન પીધું હોય તો પ્રાણ નષ્ટ થાયછે. અર્થાત્ પ્રાણ જળભૂતની આકૃતીછે. તેમ અગ્નિના જડ ભાગથ હાડ બનેછે, મધ્યમ ભાગથી શ્વેત માંસ બનેછે ને સુક્ષ્મ ભાગથી વાણી બનેછે, કેમકે શરીરમાં અત્યંત ગરમી થવાથી વાચા બંધ થાયછે. તેથી વાચા તેજભૂતની આકૃતિછે. સારાંશ કે, વાણી, પ્રાણ વિગેરે સર્વ ચીજો પંચતત્વોના સંયોગીક્રમપર આધાર રાખેછે, તેથી સોહંરૂપી જીવ કુંડલી ચક્રમાં સ્થિર થાય, ત્યારે તમામ પ્રાણવાયુઓ વશ્ય વરતેછે. તદયપિ વાંસનાના ભાવો દ્રઢતાથી જ્યારે ખડા થાયછે, ત્યારે પંચતન્માત્રાને માર્ગે જગત્ દરશાયછે. તેથી આ દરશાયલું જગત્ સંકલ્પ માત્રછે. ને એ સંકલ્પો બંધ થવાથી શ્વાસની ગતિ બંધ પડેછે, ને સર્વ પ્રાણવાયુઓ અકલ્પિતભાવે સિદ્ધિ આપતા જણાયછે.

## શ્લોક.

**क्रिया युक्तस्य सिद्धिः स्याद क्रियस्य कथं भवेत् ।**
**नशास्त्रा पाठमात्रेण योग सिद्धिः प्रजायते ॥**

અર્થઃ—યોગ યોગાંગની સર્વ ક્રિયા કરવાવાળાને યોગસિદ્ધ હોયછે, પણ જે ક્રિયા રહિત હોય તેને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; તેમજ આ સર્વ ક્રિયાના પઠનમાત્રથી પણ સિદ્ધિ હોતી નથી. છતાં એમાં સિદ્ધિઓ મુખ્ય આઠછે. તે નાની મોટી બધી મળીને ચોવીસછે તેઓનાં નામ યોગશાસ્ત્રમાં આપણે બતાવી ગયાછે. તેમ આ ચાલતા ત્રીજા ભાગમાં અગાઉ સિદ્ધિઓના સ્વભાવનો ખુલાસો આપ્યોછે. તે મનન કરશોજ. છતાં સાધન સાધનાર યોગીઓએ ઉપલી ચોવીસ સિદ્ધિ ઉપરથી પોતાના અનુભવમાં રાત્ર દીવસ સંગ્રહે રાખેલી મુખ્ય ત્રણ સિદ્ધિઓછે. તેમાં એક સંકલ્પ સિદ્ધિછે. આ સિદ્ધિ ગુપ્ત વિશેષણના જ્ઞાનથી પ્રાપ્ત થાયછે. બીજી પ્રયાણસિદ્ધિછે. એમાં પ્રથમ અપાનવાયુને રાત્ર દીવસ દાબી રાખવો, મ્હોડેથી બાહેરનો શ્વાસ શરીરમાં આકર્ષણ કરવો, ને ઘણુંજ મંદ પ્રવાહથી નસકોરાંને રસ્તે બાહેર કાઢતા રહેવું, ને બાહેર કાઢી મુકયા પછી જયાં સુધી શ્વાસ લેવાનો ગભરાટ ન થાય ત્યાં સુધી મ્હોડાંને માર્ગે વા નસકોરાંને રસ્તે ન લેવો. એવી રીતે મીનિટ, પાંચ મિનિટ, કલાક, બે કલાક મહાવરો પડી જાયછે. તેનામાં નિરોગીપણાનું સામર્થ્ય આવેછે. આ સામર્થ્ય આવ્યા પછી વગર શ્વાસવાળાં મ્હોડાંમાં એક ગુટકાના આકારવાળો વનસ્પતિથી બાંધેલો પારો રાખી મુકેછે. આ રાખી મુકેલા પારાના સામર્થ્યથી યોગીઓ આકાશમાં પોતાની મરજી પડે ત્યાં ગમન કરેછે. સારાંશ કે આ પારો મુર્છિત થઇ જાયછે તેથી ઉપલી ગતિ આપેછે તે આ શ્લોક કહેછે.

## શ્લોક.

**मुर्छिते हरते व्याधिन्मृतो जीवयति स्वयम् ।**
**वध्ध खेचरतां धत्तेरसो वायुश्च पार्वति ॥**

અર્થઃ—વનસ્પતિના યોગથી પારો જેમ મૃતક (મુર્છિત) બનેછે, તેમ કુંભકના અંતે રેચક કરવાથી વાયુ મુર્છિત (મૃતક) બનેછે. તેથી શીવજી પાર્વતિને કહેછે કે પારાની ભસ્મ રોગ દુર કરેછે. તેમ મુર્છિત વાયુ બાહેર રહેવાથી દીર્ઘકાળ જીવાડી શકેછે, પણ ક્રિયાથી ગુટિકામાં આકારમાં બાંધેલો પારો ગતિ કરાવેછે. તેમ બાહેરના પવનને ગોંધી મેરૂદંડપર ચઢાવી ભ્રગુટી સ્થાનમાં ધારણ કરેલો વાયુ આકાશમાં ગમન કરાવેછે. એ બે સિદ્ધિ વિના ત્રીજી શોર્ય સિદ્ધિછે. તે ઉપ-

રના બાહેર કાઢી મુકેલા વાયુને પાછો તેટલીજ વખત કાયામાં ગોંધી રાખનાર યોગીને શુરાતન શરીરમાં રહેછે. તેમાં શરીરના જુદા જુદા સ્થાનમાં જુદી જુદી ક્રિયાથી વાયુને રાખી શકવાની સમજ આવેછે, ને તે પ્રસંગે જુદાં જુદાં તત્વોની ગતિ ચલાવવાની ક્રિયા પાસે રાખેછે; તેથી જુદા જુદા પ્રાણીઓના જેટલું કૌવત ધરાવેછે. તેમાં હસ્તિ, વ્યાઘ્ર વિગેરેના જેવી શક્તિ ક્રિયાથી મેળવી શકેછે. તેમજ પોતાના હસ્તમાં અમુક ક્રિયાવાળો દંડ રાખેછે; તેથી ત્રેલોકય વશ્ય વરતેછે. સારાંશ કે, કુંડલીમાં અનેક ક્રિયાકરી ભાવો કલ્પેછે, ને તેથી કરીને ઉપર પ્રમાણેના અનેક કૃત્યો કરવાની શક્તિ ધરાવેછે, કેમકે કુંડલીના ચલન વલણની ગતિપર જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તૂર્યા એ અવસ્થાઓ રહેલીછે. એમાં જયારે પ્રાણ અપાન સાથે કુંડલી સરખા અંતરમાં આડી રહેછે ત્યારે જાગૃત અવસ્થા પ્રાપ્ત થાયછે, ને તેમાં ડાબા ભાગમાં જયારે આડી રહેછે ત્યારે ચંદ્રનાડી ચાલેછે, ને જમણા ભાગમાં આડી રહેછે ત્યારે સૂર્યનાડી ચાલેછે, પણ જયારે સિદ્ધિ થાયછે ત્યારે સુષુમ્ણા નાડી ચાલેછે. તે પ્રસંગે તમામ સ્નાયુઓ છુટી પડેછે. વાસ્તે યોગી લોકો શ્વાસને અંદર ગોંધી ગુદાચક્રને મજબુત ડાબી ધ્યાન ધરેછે, તેથી કુંડલી મેરૂદંડને વિષે ગમન કરવા કરેછે. ત્યારે તમામ નાડીઓ તેની પાછલ ઘસડાયછે; તેથી કરીને તૂર્યાવસ્થાની પ્રાપ્તિ થાયછે. તોપણ સુષુમ્ણાને નહીં ગોંધનાર પુરૂષની કાયામાં અનેક પ્રકારની વિક્રિયા થાયછે, ને તેથી તે મહારોગને સ્વાધિન બનેછે. છતાં નિંદ્રાવસ્થામાં પણ એ કુંડલી ત્રણ પ્રકારની વિક્રિયા કરેછે, તે એવી કે રાત્રિના ડાબા ભાગને દાબી સુવા થકી કુંડલી જમણાભાગમાં આડી પડેછે, તેથી સૂર્ય નાડી ચાલેછે. તેમાં શાંત, ગંભીર, નિર્વિકાર ને સુખરૂપ નિંદ્રા આવેછે ત્યારે કાંઈજ જાણતા નથી, પણ જયારે કુંડલી ડાબા ભાગમાં આડી પડેછે ત્યારે ચંદ્રનાડી ચાલુ થાય તે પ્રસંગે જાણતા નથી. પરંન્તું શરીરની માંહે અપાનની સ્નાયુઓ ખુલી રહેવાથી સરદી પ્રગટ થાયછે. છતાં જયારે ચત્તાપાટ પડીએછિયે, ત્યારે કુંડલી ત્રિકોણાકૃતિ બનેછે, તે પ્રસંગે સર્વ સ્નાયુઓની ગતિ આડકતરી રીતે ચાલેછે. જેના સંયોગથી આપણો સ્વાસો બેઉ નસકોરાંમાં ગમન કરવાં લાગેછે, ત્યારે કંઠનો ઉદાનવાયુ સ્વપ્ન હેડકીને ચલિત કરેછે, તેથી સ્વપ્ન પ્રાપ્તિ પ્રગટેછે. તેમાં જો ચંદ્રનાડી વધારે ચાલતી હોયતો મગજને થંડક પહોંચવાથકી સ્ત્રીસંગનો ભાસ પડેછે, ને તેથી કરીને મગજમાંથી વિર્યનો નાશ થાયછે. તેમ સૂર્યનાડીનો ઘણો પ્રવાહ ચાલતો હોય ત્યારે મગજ ગરમ બનવાથી આ જગત્ રચનાને સ્વાસો દેખાડેછે, તોપણ કદાચ જો બેઉ નાડીઓ બેઉ નસકોરાંમાંથી સમાન ચાલે, ત્યારે સરદી ગરમી સમભાવે રહેવાથી મગજનું વિર્ય તદન બિગડી જાયછે; તેથી કરીને સર્વ વાંસના ચિત્રવિચિત્ર ભાવોમાં ગોઠવાયછે, તે પ્રસંગે આ જગત્‌માં ન દેખાયલા એવા ને યાદમાં ન આવેલા એવા વિચિત્રને આશ્ચર્ય કારક હૃદયમાંથી કલ્પનાના વિચારો આપણા મ-

નને ભાસેછે, ને તેથી તે મનને તે સંકલ્પ પ્રમાણે સ્વપ્નાને મળતી અમુક કાયાની આકૃતિ ધારણ કરી, તે ઉત્પન્ન થએલા સંકલ્પની સૃષ્ટિ જુએછે. આ સૃષ્ટિમાં પાંચ, દશ, પંદર સૂર્ય; બે, ચાર, પાંચ ચંદ્ર; મનુષ્ય વિગેરે પ્રાણીઓની ઉળટી ને વિચિત્ર જાતની આકૃતિઓ, તેમ રાત્રીનો દીવસ, એવી રીતની મહાન ભયંકર ને આશ્ચર્યકારક સૃષ્ટિ દેખાયછે. સારાંશ કે, કુંડલીના ન્યારા ન્યારા ચલનવલણ થકી પ્રાણવાયુઓની ગતિમાં ફેરફાર બનેછે. તેથી કરીને યોગીઓ કુંડલીને નિયમિત રાખી શકેછે. તેમાં પ્રથમ તેઓ જયારે કાયામાં સ્વાસાને ગોંધેછે, ત્યારે ગુદાને પેટના ભાગને પલાઠી વાળી ટટાર બેસી મજબુત દાબેછે, તેથી કરીને અપાન વાયું ગુદાની નીચે જેવા પામતો નથી, પણ ઉપર આવેછે. તેમ પ્રાણને બાહેર મહોડાંને માર્ગે જરાપણ કાઢતા નથી, પણ ધીમે ધીમે નસકોરાંને માર્ગે કાઢેછે; તેથી સર્વ સ્નાયુઓ પોતાની જગ્યાપર નિયમિત રહેછે, પણ જો મહોડાંને માર્ગે કાઢે, ત્યારે સર્વ શ્નાયુઓનું સામર્થ્ય નિકળી જઈ સ્નાયુઓ ઢીલી પડેછે, પણ આ લોકો એ ક્રિયાથકી જરાપણ ચુકતા નથી, કેમકે પ્રત્યેક મનુષ્ય મર્ણ પામવાનું હોય, ત્યારે તેનો શ્વાસા મહોડાંથી વા ગુદાથી નિકળી જાયછે; તેથી કરીને તે પ્રાણીનો જીવ લક્ષચોર્યાસી ચોનીઓમાં વાંસના પ્રમાણે ભટકેછે, પણ આ લોકો તો ચોવીસ કલાકમાં એ ક્રિયા છોડતા નથી. તેમાં વળી અંદર ગોંધવાથી તે શ્વાસાને મેરૂ દંડપર ચઢાવેછે, એટલે કાળનો ભય રહેતો નથી, કેમકે કુંડલી અપાનને ગુદા તરફ ચલાવી સમાન વ્યાનને પ્રાણની સાથે એકય કરેછે. તે એવીરીતે કે પેટમાં સરદી પહોંચે ત્યારે દીશા ઉતરતી નથી, પણ પેટમાં વાયુ વધેછે, ને ત્યાં અપાનના ગોંધાયાથકી પ્રાણની ગતિને તે પોતાની સાથે એકય કરેછે; તે પ્રસંગે સમાન ને વ્યાનપણ પ્રાણની સાથે મળી જાયછે. એટલે પંચપ્રાણો એક થવાથકી છાતીએ કફ બાઝી આવેછે, ને નસકોરાંને માર્ગે પ્રાણ જતો નથી, પણ મહોડાંને રસ્તે ગમન કરવા લાગેછે. આ ઉળટ ક્રિયાથી મૃત્યુ તરત ગ્રહણ કરેછે, ને કુંડલી વાંસનાની આકૃતિમાં પ્રાણની સાથે ચાલી જાયછે; તેથી યોગાભ્યાસીઓ કુંડલીને નિયમિત રાખી વર્તેછે. જેથી તે મૃત્યુંથી છુટેછે, તે આ શ્લોક કહેછે.

## શ્લોક,

**भानाराकुंचनं कुर्यात्कुंडलीं चालयेत्तत: ।**
**मृत्युवक्रगतस्यापि तस्य मृत्युभयं कुत: ॥**

અર્થઃ–નાભિદેશમાં સ્થિત જે સૂર્ય તેનું આકર્ષણ કરે. આ આકર્ષણ નાભિને થવાથી સૂર્યનું થાયછે. આ સૂર્યના આકુંચનથકી કુંડલી શકિતને યથાર્થ ચાલવું પડેછે, ત્યારે મૃત્યુના મુખમાં પ્રાપ્ત થએલા પુરૂષને કાળનો ભય રહેતો નથી. સારાંશ કે, કુંડલીને નિયમિત ચલાવવી એ યોગશાસ્ત્રનું સત્ય મુળતત્વછે. તેમ

એ કુંડલીનું વર્ણન ગરૂડપુરાણમાં પણ આપેલુંછે. છતાં ઉપરની વિક્રિયાઓના કરતાં સાધારણ જ્ઞાનના મનુષ્યોની કુંડળી બરાબર હૃદય ચક્રના ઉપર જેમ જેમ આવવા માંડેછે, તેમ તેમ આયુષ્ય મર્યાદા ટુટવા લાગેછે, તે પ્રસંગે જુદા જુદા ચિન્હ ઉપરથી મૃત્યુ પરિક્ષા કરવામાં આવેછે.

આ પરિક્ષામાં પ્રથમ વિરાટસ્વરૂપના દર્શણ ઉપર વિશેષ આધાર રાખેછે. છતાં એ વિરાટરૂપનાં દર્શણ શ્રીકૃષ્ણે અરજુનને કરાવ્યાં હતાં. ત્યારે અરજુનના સંપૂર્ણ જોવામાં આવ્યું કે, આપણો પોતાનોજ આત્મા સર્વત્ર વ્યાપી રહયોછે, અથવા તો સર્વ વિશ્વાકૃતિ વિરાટને વિષે રહીછે. તે વિરાટ સ્વરૂપની ઓળખાણ એવી છે કે, આપણે સહવાર ને સાંજના વખતમાં જે બાજુ તરફ સૂર્ય રહયો હોય, તે બાજુ તરફ પોતાની પીઠ કરી ઉભા રહેવું, ને પોતાની છાયા ગઇ હોય તે છાયાની ઉપર જયાં આપણું મસ્તક રહ્યું હોય, તે મસ્તકના મધ્યને વિષે સ્થિર દ્રષ્ટિ કમમાં કમ અડધાથી પા કલાક પર્યંત રાખવી, પણ ચક્ષુ બંધ ન કરતાં તેજ દ્રષ્ટિને સ્વચ્છ આકાશમાં સ્થિર રાખીને જોયા કરવું, એટલે પેલો છાયાવાળો દેખાવ તદન શ્વેતાકારમાં આખા અપરમપાર, અપાર પોલાણમાં સર્વત્ર ફેલાઇ જશે. તે પ્રસંગે સર્વ સૃષ્ટિ તેને વિષે સમાઇ ગએલીજ દરશાયછે, ને તે આકાર એક પુરૂષના જેવો યથાર્થ ભાસેછે. આનું વિરાટ દર્શણ ગણેલુંછે. સારાંશ કે, યોગીઓ એજ સ્વરૂપને પરમેશ્વર માની એનીજ ભકિત ધ્યાન કર્યા કરેછે. તાત્પર્ય કે, મુર્તિપુજન રીવાજ એ વિરાટ ભકિત ઉપરથી ચાલેલો છે, બીજા કોઇપણ પ્રમાણ ઉપરથી ચાલેલો નથી. છતાં આ વિરાટ દર્શણ એજ સાક્ષાત્ પ્રત્યક્ષ પરમેશ્વરના દર્શણ થયાં મનાયછે. આ દર્શણ કરાવનાર પુરૂષને પોતાનો તારણ કરનાર ગુરૂ માનેછે, ને તેના પ્રત્યેક વચનને શિષ્ય ઉથાપતો નથી; તોપણ એ વિરાટ દર્શણ ઉપરથી મૃત્યુની પરીક્ષા કરેછે. તે એવી કે જયારે વિરાટાકૃતિનું માથુ દેખાતું નથી ત્યારે છમહીને મૃત્યુ થાયછે, ને જયારે એ આકૃતિનો હાથ, પગ વિગેરેમાંનો કોઇ અવયવ ખંડિત થએલો જણાય, ત્યારે કુંટુંબના કોઇપણ મનુષ્યનું મૃત્યુ થવાનું નક્કિ કરેછે. એ વિના બીજી મધ્યમ પંકિતની નિશાનીઓમાં એક નિશાની એવીછે કે, આપણે પોતાના મસ્તકપર કોઇપણ હાથની હથેલી મુકી તે હથેલીવાળા હાથના કાંડા તરફ બેઉ દ્રષ્ટિ સ્થિર કરી આકાશ તરફ જોવું, તેમાં જયારે પાતળો નિમાળા જેવો હાથ દરશાય, ત્યારે મૃત્યુ દુર જાણવું, પણ જયારે જાડો દેખાય તો ચૌદ દીવસમાં મૃત્યુ સમજવું; તેમ નાકનો દાંડો અદર્શ થાય તો તેર દીવસ, ચક્ષુની ભ્રમર ન માલમ પડેતો ત્રણ માસ, દીવસના સૂર્ય ને રાત્રિના ચંદ્ર વીસ દીવસ પર્યંત ચાલ્યા કરે તો છમાસમાં, પંદર દીવસમાં પાંચ વર્ષ, એકતાળીસ દીવસે દોઢમાસ, ઉભા થવાથી પગની પાટલી દુર જણાય તો દશ દીવસ; હસ્ત, પગ, આંગળાં વિગેરે ન દરશાય તો ચાર દીવસ, કાનની લારી ભાંગી જાયતો અઢીદીવસ, હસ્ત, પગના નિમાળા વા દીવો, પાણી વિગેરે ચિત્ર વિચિત્રરૂપે દરશાયતો ચાર દીવસ; મઠ-

ચાં, મીઠાં ને લીમડા વિગેરેનો સ્વાદ બદળાયતો બે દીવસમાં; દ્વંદરોસ્તિવાળા પુરૂષની સુષુમ્ણા ૫ થી ૧૦ પળ સુધી રહેછે. અડધા કલાકના દેખાવથી આયુષ ૩૦ વર્ષ, ૧ થી ૧॥ કલાકમાં ૩૦ થી ૨૫ વર્ષ, ૨ કલાકથી ૨૨॥ વર્ષ, ૩ કલાકથી ૧૭ વર્ષ, ૫ કલાકથી ૧૦ વર્ષ, ૭ કલાકથી ૫, ૮ કલાકથી ૩ વર્ષ, ૧૨ કલાકમાં ૧ વર્ષ ને ૨૪ કલાકમાં ઘડી પળમાં મૃત્યુ સમજવું. છતાં જયારે મૃત્યુ નજીક થવાથી સુષુમ્ણા બંધ પડી મ્હોંડોમાથી સુસવાટા કરતા સર્વ પ્રાણવાયુઓ આવા ગમન કરવા લાગેછે, ને સર્વ નાડીઓ બંધ પડી તમામ શરીર થંડુગાર થએલું જણાયછે, ત્યારે મૃત્યુ એકથી દશ કલાકમાં સમજવું.

આવા પ્રકારના અનેક ચિન્હો થકી યોગીઓ સુષુમ્ણાને આકર્ષણ કરી પંચપ્રાણોના શ્વાસો-શ્વાસને મેરૂદંડપર ચઢાવી સર્વ નાડોના ચલનને બંધ કરેછે, ત્યારે કુંડલી ઉંધી પડેછે, ને તેથી કરીને મૃત્યુ દુર જાયછે. છતાં એ ક્રિયાથી સમાધિ લાગી જાયછે. આ સમાધિ કૃત્યમાં રહી અમૃતપાન કરી સર્વ નાડીઓને કૌવતવાળી બનાવેછે, ને તેથી મૃત્યુને દુર કરેછે.

## શ્લોક,

**ऊर्ध्वजिव्हः स्थिरोभुत्वा सोमपानं करोतियः।**
**मासार्धेन नसंदेहो मृत्युं जयति योगवित् ॥**

અર્થ:—તાળુના છિદ્રને વિષે જીભ્યાને સ્થિર રાખવાથી ભ્રગુટીના મધ્યમાં જે ચંદ્રમાં રહેછે, તે ચંદ્રનું ચંદ્રામૃતરૂપ અમૃત ઉપલાં છિદ્રમાંથી સવેછે, તેના ઉપર જીભ્યા રહેવાથી તે જીભ્યા ઉપલા ચંદ્રામૃતનું પાન કરેછે. આ ચંદ્રામૃતરૂપી અમૃતનું પાન યોગવેત્તા અર્ધ્ધમાસ કરવાથી મૃત્યુને જીતી લેછે, એ બીના નિઃસશ છે. આ ચંદ્રામૃતનું નિત્યપાન કરનારને તક્ષક જેવો નાગ ડંસ્યો હોય, તોપણ વિષ ચઢશે નહી. સારાંશ કે, જયાં સુધી કાષ્ટ હોય ત્યાં સુધી અગ્નિ, તેલ હોય ત્યાંસુધી દીપક રહેછે તેમ ચંદ્રામૃતથી પુર્ણ દેહને વિષે જીવ રહેછે. તાત્પર્ય કે અમૃતપાન મળવાથી પ્રાણ સજીવન રહેછે, તેથી યોગીઓ પુનરપિ આયુષ ભોગવેછે એવું હઠ પ્રદિપીકાના ૪૪—૪૬ માં શ્લોકમાં કહયુંછે.

એવી રીતની અનેક ગુપ્ત ક્રિયાઓ થકી યોગીઓ મૃત્યુ ચુકાવતા જયારે કંટાળે, ત્યારે મેરૂદંડને માર્ગે કરીને કુંડલીચક્રને મગજરૂપી બ્રહ્મરંધ્રચક્રમાં સ્થિર રાખેછે. ત્યાં સર્વ વાંસના ત્યાગ બનવાથી પોતાના મગજમાં ખીલા ઠોકાવી વા સ્વભાવિક રીતે મગજ ફાડીને બાહેર નિકળેછે. ત્યારે અંખડ ઉંકકારરૂપ આત્માના નિરાકાર સ્વરૂપમાં નિરાકારપણાએ કરીને વ્યાપી જાયછે. એટલે અખંડ મુક્તિમાં તેનો પ્રાણ રૂપી જીવ જે સોહં તે સદાં કાયમ રહેછે. આ ક્રિયા યોગના પૂર્ણાભ્યાસીઓથી બની શકેછે, પણ સાધારણ અભ્યાસીઓ તો આસન દ્રઢ

કરી શ્વાસાના રૂંધન યોગથી કુંડલીને કંઠચક્રમાં ચઢાવી શકેછે, ત્યાં તેના પંચપ્રાણો-ની અનેક કૃતિ તેની વાંસના અનુસારે ચાલતી જોયા કરેછે, ને તેમાં કુંડલીએ કરેલાં કૃત્યોની યાદ એક પછી એક આપી અનેક વિચારો ઉત્પન્ન કરાવ્યા કરેછે, તે તે પ્રમાણે તેની વાંસના સ્ફુર્યા કરેછે. આ વાંસનાના સ્ફુરવા થકી તેની ભાવનાને વિષે અનેક ચિત્ર વિચિત્ર ક્રિડા હાજર થયા કરેછે. આ હાજર થનાર ક્રિડામાં સ્વર્ગ, નર્ક, મૃયમપુરી, બ્રહ્મપુરી, ઇંદ્રાસન, વૈકુંઠ, ગૌલોક, જીનત, કયામતનો દીવસ, પિતૃલોક, દેવલોકાદિકસ્થાનો દરશાયા કરેછે. તેમાં તે ભાવના પોતાના સંકલ્પ અનુસારે પોતાના જીવને દેખાડેછે કે, હું ગરૂડ, હંસ, મોર, હસ્તી ઘોડા, મ્યાના, સિગરામ વિગરે દેવતાઇ વાહનોમાં બેસી આ સ્વર્ગસદનમાં આવ્યો છુ, ને મારા પૂણ્યનો' ભાગ મને મલ્યો એમ માની પ્રસન્ન થાઉછું. આ પ્રાણરૂપ અગ્નિની ભાવનારૂપ આહુતિ સૂર્યના કિર્ણોની મારફતે યજમાનને સ્વર્ગ તરફ કેવી રીતે લઈ જાયછે, તે આ બીજા મુંડકોપનિષદ્‌નો ૧૫ મા મંત્ર કહેછે.

## मंत्र १५.

**एह्येहीतितमाहुतयःसुवर्चसःसूर्य्यस्यरश्मिभिर्यजमानंवहान्ति। प्रियांवाचमभिवदन्त्योऽर्च्चयन्त्यएष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः॥**

અર્થઃ—એ આહુતિઓ આવો આવો એવી રીતે બોલાવતી થકી પ્રકાશમાન થતી જાયછે, ને જેમ બ્રહ્મલોક પૂણ્યનું ફળછે, તેમ આ આપણું પૂણ્યરૂપ સુકૃતાનું ફળરૂપ બ્રહ્મલોક (સ્વર્ગ)છે. એવી પ્રિય વાણી કહેતી ને પુજન કરતી છતી તે યજમાનને સૂર્યના કિર્ણોને માર્ગે લઇ જાયછે. સારાંશ કે, સર્વ ક્રિડા ભાવનાને અનુસાર કુંડલી પંચપ્રાણોની નાડીઓમાં દરશાવ્યા કરેછે. આવા પ્રકારની કુંડલીના ચલન વળણ આધારે પ્રત્યેક મનુષ્યને પોતાના કર્તવ્ય કર્મ પ્રમાણે ભાસ્યાજ કરેછે. તેમાં ધાર્મિક જનો જાણેછે કે, હમારા પૂણ્યના પ્રતાપથી હમો સ્વર્ગમાં આવ્યા છૈયે, તેમાં દેવો સાથે પ્રીતિ થઇ. એવા પ્રકારના ચિત્રવિચિત્રપણાના વિચારો કુંડલી ઉત્પન્ન કરાવ્યા કરેછે. તાત્પર્ય કે, મર્ણકાળપર એ પંચપ્રાણો માંહો માંહે જડ, ચૈતન્ય, સ્થાવર, જંગમરૂપની આકૃતિ ધારણ કરી રમણ કર્યા કરેછે. છતાં જયારે કુંડલી બાહેર નિકળી બાહેરના પંચભૂતમાં સર્વ પ્રાણવાયુઓ પોતામાં એકત્ર થઇ જાયછે, તે પ્રસંગે કાંઇજ દ્રશ્યમાન થતું નથી, ને પોતાનો ચૈતન્યરૂપ સોહં (જીવ) તે ઉંકારરૂપ આત્માને વિષે સૂર્યના કિર્ણની માફક લિન્ન થઇ જાયછે, અને ફકત એક, અખંડ, અદ્વૈતરૂપ કાંઇજ નહીં એવો અચંચળ નિરાકારી આનંદ રહેછે. એવીરીતે પાંચમાં મુંડકોપનિષદ્‌નાં ૪૫ માં મંત્રમાં કહેછે.

## मंत्र, ४६

**यदापश्य:पश्यतेरुक्मवर्णकर्त्तारमीशंपुरुषं ब्रह्म योनिम् । तदाविद्वान्पुण्यपापेविधुयनिरञ्जन: परमंसाम्यमूपैति ॥**

અર્થઃ—જે કાળ વિષે વિદ્વાન (સાધકપુરૂષ) સ્વયંજ્યોતિ સ્વભાવવાળા સર્વ જગત્‌ના કર્તા બ્રહ્મયોનિરૂપ નિરાકાર ઇશ્વરને સર્વત્ર વ્યાપક થએલા દેખેછે, ત્યારે તે જોવાવાળો જીવ બંધનરૂપ પાપ પૂણ્યમય કર્મને મુળ સહિત દગ્ધ કરીને પોતે (નિર્લેપ) નિરંજન થઇ પરમ અદ્વૈતરૂપ સમભાવને પામેછે. સારાંશ કે, કુંડલી બાહેર નિકળ્યા પછી આપણો જીવ ઉંકારરૂપ આત્માને વિષે રહેછે. તોપણ અલ્પસમયમાં વાંસનારૂપ અસતભાવિ અણુની આસપાસ વ્યાપેલાં પંચભૂતોના તત્વોને ભાવનારૂપમાં જુએછે, કે તરત અમુક આકૃતિમાં બિરાજેલું પોતાને જાણેછે. આ પુનર્જન્મ કહેવાયછે. તાત્પર્ય કે, પૂણ્યવાન પુરૂષની ભાવના ઉપર કહયા પ્રમાણે પૂણ્ય પ્રતાપથી અમુક કાળ પર્યંત મોક્ષરૂપ આત્મામય બ્રહ્મલોક (સ્વર્ગ) માં રહી પાછું પુનર્પિ જન્મ ભોગવેછે, પણ માહાપાપી પુરૂષના મર્ણ સમયે તેની કુંડલીના વ્યાપેલા પંચપ્રાણો ગુદાદ્વાર વા મહોડાંને માર્ગે ગમન કરેછે, ત્યારે તેને પોતાની નઠારી વાંસના સ્ફુરવાને લીધે આ નીચેના જેવા આકારો પ્રાણવાયુ મારફતે તેની ભાવનામાં દરશાયછે. તે એવા કે જાણે અનેક જાતના ચિત્ર વિચિત્ર આકારવાળા સિપાઈઓ મને બોલાવવા આવ્યાછે, ને તેઓ મારી નઠારી કરણીને સોરૂં અત્યંત આફ્ત ગુજારેછે. અરે મને તેઓએ પકડયો ! આ મારા સર્વ સગાંવ્હાલાંઓ મારી મદદે આવતાં નથી, તેમ પેલા મારા દુસ્મને ઘણાંએક મનુષ્યો લઇને મને પકડી એકાન્ત ને ભયંકાર જગ્યામાં ગોંધી મારા મ્હોડામાં મડયાંના તોબડા ઘાલી આંખ, નાક, કાન, જીભ્યા હસ્ત, પગ, વિગેરેને કાપી નાંખ્યાં, છતાં મારી કાયાને કાગડા, શીઆળવાં, સ્વાન, ગીધ વિગેરે પક્ષીઓ ટુંપી ખાયછે; તેમ મારા મીત્ર, સ્નેહી, સ્ત્રી, પુત્ર, કલત્ર વિગેરે સંબંધીઓ ગાળ આપી વઢતાં લડતાં ને નિંદા કરતાં જણાયછે; તેમાં મારી સ્ત્રી, પુત્રી, માતા, ભગિની વિગેરે કુકર્મ કુરતાં જાય, ને તેઓના યારો મને માર મારે તેથી તેઓ રાજી થતાં ને અપમાન આપી તિરસ્કાર કરતાં જણાયછે, તેમ સરકારના સિપાઇઓ તરેહવાર આકૃતિમાં આવી મને પકડે, મારે, બાંધે, અફાળે ને ન કહેવાય એવા નઠારા શબ્દોમાં ગાળ આપી દાંત કકડાવે, થાપટ બતાવે, ડોળા કાઢી ખુશી નાખુશી થઇ હસતા રમતા મને પકડી જાય, તેમાં માર્ગમાં મને હેમ, પથ્થરની કાચરો વાગે, બાવલ, બોરડી, ભોંયરીંગણી, ગોખરૂં વિગેરેના વનમાં ચલાવે, જેથી કાંટાઓ ભોકાય, ને તેથી જેમ જેમ હું રડું, તેમ તેમ તેઓ ઝડપથી ટેકરા ટેકરીપર મને

ઘસડતા લઇ જઇ એકદમ ચઢાવે, તેમાં મારાથી અથડાઇ પડાય કે ઝટ દઇ મારા શરીરપર*ચાબુક, રાસ, પથ્થર, લાકડી, સોટી વિગેરે ઘણાંજ જોરથી મારે. હું રૂદન કરૂં ને કાલાવાલા કરૂં તો તે દુષ્ટોને જરા પણ દયા ન આવે. તેમ છતાં માહા જંગલમાં સર્પ, વીંછી, અજગર, વાઘ, સિંહ વિગેરે ફાડી ખાનારા જનાવરોના મ્હોડાં આગળ પેલા દુષ્ટ સિપાઈ મને ઉંચકીને નાંખે, ને તે ક્રુર પ્રાણીઓ ડાફાં મારે ને મારી કાયામાં બચકાં ભરી માંસના લોચાને ખાઇ જાય. એવી રીતે માહાદુઃખદાયક દશામાં રહી જંગલ, મેદાન, ઝાડી વિગેરે અનેક પ્રદેશોમાં ગમન કરવું પડેછે. ત્યાં અનેક રસ્તામાં બિલાડાં, ગધેડાં, કુત્રાં, ભૂત, પ્રેત, ડાકેણ, શાકેણ, પિશાચ, રાક્ષસ, યક્ષ, કીન્નરોનાં ટોળેટોળાં ખાઉં ખાઉં કરતાં મારી પાછળ દોડતા મને જણાયછે. તેમાં કોઇને બે માથાં, કોઇને દશ હાથ, કોઇને ચોવીસ પગ, કોઇને ઘણી આંખ ને થોડા કાન, કોઇના પેટમાં મ્હોડું, તો કોઇની પીઠ પર માથું, એવી વિચિત્ર આકૃતિની પ્રજા મને મારી ખાવા સારૂં પાછલ દોડે.

કોઈના મકાનમાં મનુષ્યનાં માંથાની અનંત ખોપરીઓ, અસંખ્ય હાડકાંઓ, ચામડાંઓ વિગેરે અનેક જાતના નઠારા પદાર્થો ટાંકેલા દેખાય.છતાં આણીમેર મારા જેવા અસંખ્ય કેદીઓ જોવામાં આવેછે. તેઓને યમડાઓ પોતાની તલવાર, બંદુક, તોપ, સાંગ, ફરસી, ભાલા, ત્રિશુલ ને ગદાથી સર્વ કેદીઓને મારતા જણાયછે. તેમાં કેટલાએક કેદીઓને તેઓ શુળીપર ચઢાવે કેટલાએકને તેલની તાતેલી કઢામાં ભજીઆના માફક તળે, તેમ છતાં કેટલાએકને તાતેલાં માહા ગરમ લોઢાના સ્તંભે બઝાડી, કેટલાએકને ચોવીસ જાતના* નર્કકુંડમાં નાંખતા નજરે પડેછે. તે કુંડોને તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, મહારૌરવ, રૌરવ, નરક, કાળ, સુત્ર, મહાનરક, સંજીવન, માહાવિચિ, તપન, સંમતાપન, સંહાત, સકાકોલ, કુડમલ, પ્રતિમુર્તિક, લોહશંકુ, ઋજીશ, પંથાન, શાલ્મિલનદી, અસિવન પત્ર, લોહદારક એવાં નામોથી બોલાવેછે. તેઓને અસંખ્ય ને અપાર જાતના ચિત્ર વિચિત્ર દેખાવના કીડાઓ માંહોમાંહે પોતપોતાની વા એક બીજાની કાયાઓને ટુંપી ખાતા, અને વળી અનેક જાતનાં તોફાન કરી માંહોમાંહે લડાઇ ટંટાઓ ઉઠાવી મારામારી કરતા જણાયછે., ને તે કુંડોની આસપાસ વિચિત્ર જાતના અસંખ્ય નાના નાના બીજા અનંત નર્કકુંડો જોવામાં આવેછે. તેને વિષે માહા ભયંકાર પ્રાણીઓ વસેલાં ને તેઓ એક બીજાંને અત્યંત દુઃખો આપતા રહેછે. તેમ તે કુંડોનાં ઉપર અનેક જાતના સૂર્યો તપતા રહેછે. તેમાં કોઇ લાલ, કોઇ લીલો, કોઈ પીળો, કોઇ જાંબુડીઓ વિગેરે રંગોમાં દેખાય છે. છતાં તેઓની આકૃતિઓમાં કોઈ ત્રિકોણ, ચોખુણ, ષડકોણ, અષ્ટકોણ, લંબ, ગોળ વિગરે દેખાયછે. આ દેખાવનું નામ કાળ સૃષ્ટિ કહેવાયલુંછે.

આપણા વિગરે જગત્‌માં સર્વ ધર્મના પુરાણ જેવા ગાથાઓમાં કથનરૂપે દરશાવ્યુંછે કે મર્ણ બાદ યમપુરીમાં યમરાજા ઈનસાફ કરેછે, તેમાં પ્રત્યેક પ્રાણીઆને તેઓના કરેલાં કર્તવ્યકર્મોનું સારે ન્યાયકરી શિક્ષા કરેછે. તે કથન આ સુષુમ્ણામાં

પંચપ્રાણોના આવાગમનનુંછે, કેમકે એવા પ્રકારનો ચમત્કાર સુષુમ્ણારૂપી નાડી પોતાના પંચપ્રાણોના કિર્ણોથકી ઉત્પન્ન કરી બતાવેછે; તેથી સર્વ પ્રાણીઓ મર્ણકાળપર સુષુમ્ણા નાડીના ચાલવા થકી પોતાને વિષે પ્રગટરૂપે એ ચમત્કાર જુએછે, તોપણ એના કરતાં કોઈપણ પુરૂષ સદૈવ સુષુમ્ણાના પ્રવાહનું ધ્યાન કર્યા કરે, ત્યારે તને વિષે અગમ નિગમનું જ્ઞાન આપોઆપ સ્વભાવિકરૂપે આવી પ્રાપ્ત થાયછે, ને એ પ્રાપ્ત થએલાં જ્ઞાનના સંગ્રહ થકી ભૂત, ભવિષ્ય ને વર્તમાન સમજાઈ આવેછે. તેમાં પ્રથમ પોતાના પ્રત્યેક વિચારો તેની ભાવના ને તે ભાવના કયી વૃત્તિમાં કેવી દ્રઢતાથી રહીછે તેની યથાર્થ સમજ મળેછે, ને એ સમજ થકી પોતાના મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક વિગેરે તત્વોમાં પોતાની ઉઠતી કલ્પના કોણને વિષે કેવા પ્રકારનું મત બાંધેછે, તે સમજાઈ આવવાથી પ્રત્યેક મનુષ્યના હૃદયમાં કેવી સમજ, કેવી દ્રઢતા ને કેવા વિચાર વ્યાપેલાછે, તે ઝટ ઓલખાઈ આવેછે. આ ઉપરથી પ્રત્યેક મનુષ્યની રીતભાત, વર્તુણુક ને સમજ ઉપરથી કેવાં કૃત્ય થકી કેવું પ્રારબ્ધ બંધાયલું છે, ને તે પ્રારબ્ધ કેવી સમયે કેવા ક્રિયા કરાવી કેવા પ્રકારનું સુખ દુઃખ આપશે. એવી રીતે પોતાના મન બુદ્ધિ વિગેરે તત્વોનાં ચળનવળણની સ્થિતિ ઉપરથી આખી સૃષ્ટિના તમામ ફેરફારને યથાર્થ જાણેછે. જે ઉપરથી એ અંતર જ્ઞાનના જ્ઞાતાપુરૂષોએ ચારયુગ અને અનેક બ્રહ્માંડમાં થતા ફેરફારને તમામ પ્રાણીમાત્રોના અસંખ્ય જન્મ જન્માંતરની કથા કહી ગયાછે,ને તે સર્વ કથા આપણી દ્રષ્ટિમાં અનુભવરૂપે વાજબી આવેછે, કેમકે સુષુમ્ણાના આકર્ષણ સમયે શરીરના પંચતત્વના પંચરંગોની પરીક્ષા થઈ આવેછે. જે પરિક્ષા ઉપરથી તે તત્વવાળા રંગોના ચલનવળણ પ્રમાણે આપણે વિષે કલ્પના પ્રગટ થાયછે, ને તે કલ્પના જેવા પ્રકારના આપણા વિચાર થાય તેવી કૃતિ કરી બતાવેછે. છતાં કોઈ કોઈ પ્રસંગે આપણીજ ઉત્પન્ન થનારી કલ્પના આપણને વિચિત્ર ને જુદાજ પ્રકારનુ જ્ઞાન આપેછે. આ જ્ઞાન થકીજ ભૂત, ભવિષ્ય ને વર્તમાન સમજાયછે.

કારણ કે સુષુમ્ણા સમયે કુંડલી શરીરની જુદી જુદી જગ્યાઓમાં બિરાજવાથી ઉપર પ્રમાણેના રંગો દરશાવેછે. તે પ્રસંગે આખા શરીર-પીંજરાંમાં અખંડ જ્યોતિ પ્રકાશમાન હોવાથી તત્વ પરીક્ષા હાથ આવેછે. એમાં પ્રત્યેક તત્વો બબ્બે ઘડીપર બદલાતાં જણાયછે. આ પળટાવવાનો કૃમ જ્યારથી સ્વાસાને કાયમાં ગોંધેછે ત્યારથી દ્રષ્ટિ શ્વાસાના ઉપર સ્થિર રખાયતો, તેથી કરીને અંધકાર વા પ્રકાશને વિષે તત્વરંગ પકડાયછે. તે એવા પ્રકારથી કે શ્વાસા ઉપર સ્થિર કરેલી દ્રષ્ટિની સન્મુખ અનેક સુક્ષ્મ તેજનાં ટીપાંઓ ઉડી રહેલાં હોયછે, ને તેના મધ્યમાં એક અચળ તેજનું ટીપું રહેછે. તેથી આ મધ્યમાં વ્યાપેલાં તેજનાં ટીપાં ઉપર સ્થિર દ્રષ્ટિ રાખવાથી આપણી અનેક વૃત્તિઓ તેની સાથે એકરૂપ થઈ જવા કરેછે, તે પ્રસંગે જોનારની દ્રષ્ટિમાં પીળો રંગ દેખાય, ત્યારે સમજવું કે આ સમયે આખા બ્રહ્માડમાં પૃથ્વી તત્વ વ્યાપક થઈ ગયુંછે. બાદ બે ઘડી પછી લીલો રંગ દેખાશે, ત્યારે જાણવું

કે સર્વત્ર વાયુતત્વ આચ્છાદન થયુંછે. એમાં પ્રશ્ન કરનારનું કાર્ય શાંતરૂપમાં ફળીભૂત થાયછે પછી ધોળો રંગ પ્રકાશે છે, ત્યારે સમજવું કે જળતત્વ વ્યાપક છે. આ સમયે પરદેશ જનાર પુરૂષ જય ને ફત્તેહ પામેછે, તેમ કોઇને આશીરવાદ આપેતો તે સુખી થાયછે. તેમ એ તત્વ સમયે એ રંગમાં દ્રષ્ટિ રાખી શ્વાસાને ગોંધી એજ રંગના સ્વરૂપને વિષે કલ્પના કરે કે વાદલ થા, એટલે તરતજ વિશ્વમાં વાદલ ગોંરાઈ જાયછે. પવન આવ કહેતાંની સાથે પવન આવેછે. સારાંશ કે, સર્વ સંકલ્પો તાત્કાળીક ફળીભૂત થાયછે. એના પછી લાલ રંગ દેખાયછે, ત્યારે જાણવું કે અગ્નિ તત્વ સર્વત્ર વ્યાપક થયુંછે. એમાં શ્રાપ આપે તો લાગેછે, પ્રશ્ન કરે તો પ્રશ્ન કરનારનું કાર્ય થતું નથી. આ તત્વમાં વર્ષનો આરંભ થાય તો દેશમાં લડાઈ, ચોર, ધાડપાડુ, લુટારાઓનો ઉપદ્રવ ને રાજનો ક્ષય થાયછે. કદાચિત છોકરૂં અવતરે તો તેનો કાળ થાયછે. જળ તત્વમાં જન્મે તો પ્રતાપી, પૃથ્વી તત્વમાં કમનસીબ, વાયુતત્વમાં મધ્યમ પ્રારબ્ધવાળુ થાયછે. છતાં કાળો રંગ જયારે પ્રકાશેછે, ત્યારે આકાશ તત્વવ્યાપક થએલું જાણવું. એ પ્રસંગે ત્રિકોણ, ચોખુણ, ષટકોણ એવા જયોતિના આકારો ભાસેછે, ત્યારે જાણવું કે આપણને ઉન્મુનિમુદ્રા પ્રાપ્ત થઇ. છતાં એને વિષે ગર્ભ ધારણ થતો નથી, ને પ્રશ્ન અફળ થાયછે. તોપણ એ તત્વ જોનારનું આખું શરીર કાષ્ટવત્ વા મર્ણરૂપ દરશાયછે, એ ઉન્મુનિમુદ્રામાં અખંડ પ્રકાશીત જયોતિ જોનારની નજરમાં આવેછે. બાદ અહિંઆં શ્વાસાની સ્થિતિ સ્થિર થાયછે, ત્યારે આપણે આખા બ્રહ્માંડના જાણે મથાળા ઉપર કોઇ અગાધ, અપરંપાર ને, માહા ભયંકાર એવા અંધકારવાળા સ્થાનમાં પૂર્ણાનંદથી સ્થિર થઇએ છેયે, ને આપણી સર્વ કલ્પના, મનોવૃત્તિઓ, જ્ઞાન ને પંચમહાભૂત વિગેરે તમામની રચના અદર્શ થઇ ગએલી જણાયછે, ને કાંઇજ નહીં એવા માહા આનંદના સુખનો ભાસ પડેછે, ત્યારે સ્વયં અનુભવથી સિદ્ધ થાયછે કે આપણો શ્વાસા મેરૂદંડની મારફતે આપણા મગજ નામના ચક્રપર આવી બેઠોછે, જેથી ખરી ઇશ્વરતા સમજાઇ રહીછે. સારાંશ કે, આવા પ્રકારના નિદિધ્યાસથી ઉપલા અનુભવવાળાં સંપૂર્ણજ્ઞાનથી આપણું મન ઉપલાં તત્વોના રંગ, તેની કૃતિ, તેની ખુબી, તેની રચના વિગરેનું પૃથકકરણ કરેછે, તેમાં મન બે પ્રકારથી વર્તેછે, કેમકે એ મન બાહેંદ્રિયમાં વ્યહવાર કરવાથી વિષયી થાયછે, ને અંદર સ્થિર થવાથી પૂર્ણ તત્વજ્ઞાન આપેછે, ને પોતે હૃદયમાં સ્થિર રહેછે, તે આ પંચદશીનો શ્લોક કહેછે.

## श्लोक.

मनो दशेंद्रियाध्यक्षंहृत्पद्म गोलके स्थितं ।
तच्चांतःकरणं बाह्येष्व स्वातंत्र्य द्विनेंद्रियैः॥

અર્થ.—સર્વ ઇંદ્રિયોનું અધ્યક્ષરૂપ સર્વ વિચારોનું પ્રેરક અધિપતિ મનછે, તે હૃદય કમળરૂપ ગોળકમાં સ્થિરછે. આ મન ઇંદ્રિય વિનાં એકલું બાહ્ય શબ્દાદિકને ગ્રહણ કરી શકતું નથી, તેથી એ મન અંતઃકરણરૂપી અંતર ઇંદ્રિય રૂપછે. સારાંશ કે, આ મનજ સર્વ વ્યહવારનું કારણછે, કારણ કે, એ મનના સત્વ, રજ ને તમ એવા ત્રણ ગુણમાં રહેલુંછે. તેમાં વૈરાગ્ય, ક્ષમા, ઉદારતાને શાંતી વિગેરે ગુણો સત્વગુણથી ઉત્પન્ન થાયછે, ને આળસ, ભ્રાંતિ, તંદ્રા વિગેરે ગુણો તમો ગુણથી પ્રગટયાછે. તેમજ કામ, ક્રોધ, લોભ, પ્રયત્ન એ વિગેરે ઘોર વૃત્તિઓ પાપરૂપ કર્મો કરાવેછે, સત્વગુણવાળી વૃત્તિ પૂણ્યકર્મ કરાવેછે, ને તમો ગુણથી પાપપુણ્ય એ બેઉમાંથી કોઈપણ કર્મ થઈ શકતું નથી, પણ અભિમાની ભાવ રખાવેછે; જેના રાખવાથી અહંકાર પ્રગટ થઈ આવેછે, ને એ અહંકારથી ચાર વાચા અંતઃકરણપંચક ને દશેંદ્રિયમાં આપાણું મન પ્રવર્તમાન થાયછે, પણ એ પ્રવર્તમાનપણું બંધ કરવા સારૂં હૃદય કમળમાં વ્યાપકરૂપ સોહંરૂપી જીવને વિષે પચ-પ્રાણો ઉપરની ક્રિયાથી વશ્ય વર્તેછે; ને તેથી ધ્યાનાવસ્થ થવાને સવળતા પડી આવેછે.

## ધ્યાન.

એ ઉપરના તત્વ દર્શનના નિદિધ્યાસથી આત્મજયોતિ જોવાનું નામ ધ્યાન છે. એ જયોતિને ધ્યાનપર લેતી વખતે કેવા પ્રકારની વૃત્તિ રાખવી એ આ નીચેનો શ્લોક કહેછે.

### श्लोक.

**ब्रह्मेवास्मीति सद्वृत्त्या निरालंब तयास्थिति:।**
**ध्यान शब्देन विख्याता परमानंद दायिनि ॥**

અર્થ.—હું બ્રહ્મછું. એવી બ્રહ્માકાર વૃત્તિ રાખી (ધ્યાન કરવું) તેમાં હું દેહ નથી, અથવા તો તદન દેહાભિમાની જ્ઞાન રહિત થઇ બ્રહ્માનંદમાં નિમગ્ન થવું. એવાં ધ્યાનરૂપ ભાવનાવાળી વૃત્તિ પરમાનંદની પ્રાપ્ત કરનારી છે. છતાં એ ધ્યાન પ્રાણોના આકર્ષણ થકી પ્રથમ પ્રાણ, અપાન બેઉ એકત્ર બનછે. પછી એ બેઉ પ્રાણો બીજા પ્રાણોને એત્ર કરતા જઈ ષડચક્રો જે કે મુળાધાર (ગુદસ્તાન) મણીપુર (નાભી) અનાહત (હૃદય) વિશુદ્ધિ (કંઠ) આજ્ઞા (ભ્રગુટી) બ્રહ્મરંધ્ર (મગજ) એઓને વિષે ભેદન કરવાની પેરવી કરેછે, જેથી કરીને એ વાયુની કૃતિ પ્રમાણે અંતઃકરણાદિક તત્વોની સ્થિતિ શાંતીમાં રહેછે, તે આ શ્લોક કહેછે.

### श्लोक.

**यावद्बद्धो मरुदेहे यावच्चितं निराकुलम् ।**
**यावद्दृष्टि भ्रुवोर्मध्ये तावत्काल भयंकुत: ॥**

અર્થ.—જ્યાંસુધી વાયુ શરીરને ભેદન કરે ત્યાંસુધી અંતઃકરણ વ્યાકુલ થતું નથી. તેમજ જ્યાંસુધી ભ્રગુટી મધ્યે દ્રષ્ટિ રાખે ત્યાંસુધી કાળનો ભય રહેતો નથી, પણ સોહું સ્વરૂપ ધ્યાન વાયુની સાથે એકત્ર થઇ મેરૂ દંડપર ચઢવા કરેછે, તે પ્રસંગે પ્રાણ, અપાન, સમાન, ઉદાન એ પ્રાણોની ગતિ કમી થાયછે. ને કુંડલી સંકોચાઇને બીજા ચક્રોપર ઉંચે જવાની તૈયારી કરેછે, તેમાં મેરૂદંડ મારફતે કુંડલી, કંઠ, તાળુ ને બ્રહ્મરંધ્રપર જવા માંડેછે, તે પ્રસંગે ગુદા, નાભિ ને હૃદય એ ચક્રો સંકોચાઇને એકત્ર બનેછે, તેથી કરીને પ્રાણનું ગમન બાહેરના આકાશમાં બાર આંગળ પર્યન્ત થતું નથી, પણ પંચપ્રાણોમાં એકત્ર થઈ બ્રહ્મરંધ્ર તરફ પ્રાણવાયુ ઘુમેછે, કેમકે કુંડલી ઊંધી પડેછે, તેથી સર્વ સ્નાયુઓ સિથિલ બનેછે, ને પંચપ્રાણોની એકત્ર જયોતિ સર્વત્ર દરશાયછે. આ ભાસ વખતે દેહાભિમાન જતું રહેલું જણાયછે; તેથી એ કુંડલીને ચલાવનાર પુરૂષ મુક્ત બનેછે, તે આ શ્લોક કહેછે.

## श्लोक.

कंदोर्ध्वे कुंडलीशक्तिः सुप्तामोक्षाय योगिनाम् ।
बंधनायच मुढानां यस्तां वेत्ति स योगवित् ॥

અર્થ:—કુંડલી શકિત કંદ (કુંડ)ના ઉપલા ભાગમાં યોગિઓને મોક્ષ અર્થે ને મુઢોના બંધન અર્થે સુતીછે. તેમાં યોગી એને ચલાવીને મુક્ત બનેછે, નેમુઢજનો એને ન જાણવાથી સદા બંધનમાં રહેછે, તેથી કુંડલીના જ્ઞાતાને યોગવેતા માનવો, કેમકે સંપૂર્ણ યોગ તંત્રનો આધાર એ કુંડલી ઉપર રહેલોછે. છતાં એ કુંડલી આધારે પંચ પ્રાણોના આકર્ષણવડે કરીને જે જયોતિ પ્રકાશે છે, તે પ્રસંગે આ સૃષ્ટિ જુદાજ આનંદમાં સમજાયછે. એમ થવાનું કારણ એ કે મેરૂદંડપર શ્વાસા જયારે ચઢવા લાગેછે. સત્ય પુછાવોતો મેરૂદંડપર શ્વાસાને બરાબર ચઢાવવા સારૂં અગાઉ કહેલા ત્રણ બંધ જે છે, તેનો યથાર્થ મહાવરો રાખવાથી શ્વાસા જલદી મેરૂદંડપર ચઢેછે. તેમાં પ્રથમનો મુળબંધ એવી રીતે કરવો કે, આપણા પગની એડીઓથી યોનીસ્થાનને દાબી ગુદાને સંકોચી અપાન વાયુને નીચે ન જવા દેતાં ઉપર આકર્ષવો.

## श्लोक.

गुदंपाष्ण्यातुसंपीडयवायुमाकुंचयेद्बलात् ।
वारंवारयथाचोर्ध्वंसमायातिसमीरण : ॥

અર્થ.—યોગબીજમાં કહ્યુંછે કે, એડીએ ગુદા દાબી સુષુમ્ણાના ઉપલા ભા

ગમાં વાયુને પ્રાપ્ત કરે, ને વારંવાર બળે કરી અપાનને આકર્ષણકરે તે મુળબંધ. આ બંધ થકી જઠરાગ્નિ પુષ્કળ પ્રદિપ્ત થાયછે. તેમ બીજો જાલંધર બંધનો અર્થ એવો છે કે સર્વ નાડીની જાલને બાંધે, વા કપાલના છિદ્રના અમૃતને રોકે. એને સારૂં ગોરખ સિદ્ધાન્તમાં કહ્યુંછે કે, કંઠચક્રની સોળે કળા અંગુઠાથી તે બ્રહ્મરંધ્ર ચક્રપરયંત રહેલીછે; જેમાં અંગુઠો, ગુલ્ફ, જાંઘ, ઉરૂ, વૃષણ, લિંગ, નાભિ, હૃદય, ગ્રિવા, કંઠ, લવિંકા, નાસિકા, ભમર, લલાટ, મુર્ધ્ધ ને બ્રહ્મરંધ્ર એઓછે. તેમાં કંઠને સંકોચી ઇડા, પિંગળાંને સુષુમ્ણાને આકર્ષી મુકવી તે જાલંધરબંધ.

## श्लोक.

**जालंधर कृते बंधे कंठ संकोच लक्षणे ।**
**नपीयूषंपतत्यग्नौ न चवायुः प्रकुप्यति ॥**

અર્થઃ—કંઠને છેક નીચો કરી રાખે, ને કંઠદેશમાં અમૃત જઠરાગ્નિમાં ન પડે ત્યારે સર્વ પ્રાણો યથાર્થ ગમન કરેછે, પણ ઉપદ્રવ કરી શકતા નથી. તેમ ત્રીજો ઉડ્ડિયાન બંધ, એટલે નાભિચક્રને યત્નથી ખેંચે તેનું નામ ઉડ્ડિયાનબંધ. આ ત્રણ પ્રકારના મહાવરાથી આપણા પંચ-પ્રાણો મેરૂદંડપર એકદમ ચઢી શકેછે, તે પ્રસંગે ધ્યાનાવસ્થામાં આપણું મન સંપૂર્ણ પ્રેમથી લાગી રહેછે, ને ત્યારે આપણા મનના સંકલ્પોનો પ્રવાહ મનોમન ચાલેછે.

## श्लोक.

**मारुते मध्य संचारे मनः स्थैर्य प्रजायतें ।**
**यो मनः सुस्थिरी भावः सैवावस्था मनोन्मनि ॥**

અર્થઃ—જયારે વાયુ સુષુમ્ણામાં ગમન કરે ત્યારે મન સ્થિર થાયછે, એટલે ધ્યાનનો આકાર એકયવૃત્તિરૂપે રહેછે. તોપણ જયારે મન સ્થિર થાય, તેને તુર્ય ઉન્મુનિ ને મનોન્મનિ અવસ્થા કહેછે. આ અવસ્થાના જ્ઞાનથી ગુપ્તવિદ્યા પ્રગટ થઇછે. તોપણ એ મનોન્મનિ અવસ્થાને વિષે ચિત્તની પાંચ ભૂમિકા ગણીછે. જેમાં ક્ષેપ, મુઢતા, વિક્ષેપ, એકાગૃહતા, ને નિરોધ. તેમાં આ લોકને દેહ વાંસના વૃત્તિ રહેછે, તેનું નામ ક્ષેપભૂમિકા, નિંદ્રા, આળસ્યાદિકમાં વૃત્તિ જાયછે એ મૂઢતા ભૂમિકા, ધ્યાનમાં વૃત્તિનું બહીર્મુખ ને મનનું પ્રગટ થવું તે વિક્ષેપભૂમિકા, ને જયારે સર્વ વૃત્તિઓ એકાગૃહ થઇ પરિપકવપણાથી નિમગ્ન થઇને સ્થિર રહેછે તે નિરોધભૂમિકા. આ નિરોધભૂમિકા સમયે પ્રાણ વાયુઓ ક્રમી ચલાવવાની શક્તિ આવેછે; તેથી તે પુરૂષને માહાજ્ઞાન ઉત્પન્ન થાયછે, કેમકે ષડચક્રો સંકોચાઇને જયારે મેરૂદંડપર શ્વાસા જાયછે, ત્યારે સર્વ પ્રાણવાયુઓના મળની શુદ્ધિ થઇ આવેછે, ને તમામ નાડીઓ કબજ કરી શકાયછે.

## શ્લોક.

**शुद्धिमेति यदा सर्वं नाडीचक्रं मला कुलम् ।**
**तदेव जायते योगी प्राण संग्रहणे क्षम: ॥**

અર્થ:—જે કાળમાં સર્વ નાડીઓમાંના મળની શુદ્ધિ થાયછે, ત્યારે યોગાભ્યાસીઓ પ્રાણને ગ્રહણ કરવામાં શક્તિમાન બનેછે. સારાંશ કે, શ્વાસાને ગ્રહણ કરવાની શક્તિ પ્રાપ્ત થવાથી શ્વાસાની ગતિ તદન કમી થાયછે, ને અંદર ચાલેછે; તેથી શ્વાસાના ચલનનું પ્રમાણ કેવા પ્રકારનું રહેલુંછે, તે વિષે એકાદશ સ્કંધમાં કહ્યુંછે કે પ્રત્યેક મનુષ્યની કાયાના પ્રમાણ પૂર્વક સ્વભાવિક શ્વાસાનો વેગ બાહેરના આકાશમાં બાર આંગળ પર્યંત જાગૃત સ્થિતિમાં સદૈવ રહેલોછે, તોપણ જ્યારે મનુષ્ય ચાલેછે ત્યારે એ સ્વાસાનો વેગ અરાડ આંગળપર હોયછે, પણ તેમાં જો કોઇપણ મનુષ્ય ચાલતી વખતે શ્વાસાને કમી ગતિમાં ચલાવે તો તેનામાં શક્તિ, હિંમ્મત ને શૌર્ય વ્યાપી રહેછે, ને નાકોવતપણું તેમ વિશેષ થાક તેને લાગતી નથી. છતાં જ્યારે મનુષ્ય બેસી વાત કરે તે પ્રસંગે શ્વાસા સોળ આંગળપર હોયછે. પણ કદાચિત જો એને કમી ચલાવતો રહેતો તેની કાંતિ વધતી જાયછે, ને દોડતો હોય ત્યારે શ્વાસા બાવીસ આંગળપર રહેછે. છતાં એ સમયે કમી ચલાવતો જઇ કદાપી દોડે, ત્યારે તો તેની તમામ•નાડીમાંથી સરદીનો વિકાર નાશ પામેછે, ને એકદમ સર્વાંગે ગરમી પ્રગટ થઇ આવેછે. આ શ્વાસા સ્રીસંગમાં તેવીસ આંગળપર ચાલેછે. તોપણ કમી ચલાવે ત્યારે વિર્ય પતન થવામાં વિલંબ લાગેછે, ને તે પડેલાં વિર્યથી પ્રગટ થનારૂં છોકરૂં માહા ચંચળ ને નિરોગી હોયછે. આ શ્વાસા ને આકર્ષિ પદમાસન લગાવી હૃદયમાં ગોંધી પાછો છોડી દઇએ ત્યારે એનો વેગ બત્રીસ આંગળનો થાયછે. તોપણ છોડતી વખતે તેની તદન મંદ ગતિ કરી દેવી એટલે વિર્યની વૃદ્ધિ, રોગોનું મુકત થવું ને જ્ઞાનનું પ્રદિપ્તપણું બનેછે.

આ કારણથી યોગી લોકો પરમ પુરૂષાર્થરૂપ સાધન, પોતાના શ્વાસાના વેગની જે ગતિ સ્વભાવિક રહેલી તેનાથી કમી ચલાવવામાં ગણેછે, ને જેમ જેમ મનુષ્ય એને કમી ચલાવતો જાયછે તેમ તેમ તેનામાં માહાઐશ્વર્યપણું પ્રગટ થતું રહેછે, કેમકે પ્રત્યેક મનુષ્યનો શ્વાસા સ્વાભાવિક બાહેરના આકાશમાં બાર આંગળ પર્યંત સુધી ગમન કરી શકેછે; તેથી એ થનારૂં સ્વભાવિક• ધર્મવાળું જે ગમન બાર આંગળ પર્યંત પ્રાણનું જે રહેલુંછે, તેને આકર્ષિ કરી એ ગમનને જેમ બને તેમ કમી કરવું તેજ પુરૂષ પૂર્ણ ઐશ્વર્યપણાના લાભને તથા જ્ઞાનને પામેછે, કેમકે 'પતંજલી ભગવાને અશુકલકૃષ્ણકર્મ ' જે યોગીઓનું કહેલુંછે, તેનું પ્રથમ મુળ શ્વાસા સાધનછે, ને એ સાધન પ્રાણના મળની શુદ્ધિવિના થઇ શકતું નથી.

### શ્લોક.

**प्राणायामं ततः कुर्यान्नित्यं सात्विकयाधिया।**
**यथा सुषुम्ना नाडीस्था मलाः शुद्धिं प्रयांतिच ॥**

અર્થઃ—મળ શુદ્ધિ વિના પ્રાણને ગ્રહણ કરી શકતા નથી, કેમકે ઇશ્વરના ધ્યાનમાં વિક્ષેપ કરનારાં આળસ્યાદિનો દૂર કરે, ને પ્રકાશ, પ્રસન્નતા વિગેરેને મનને વિષે કાયમ કરવાસારૂં શીળ સ્વભાવથી સાત્વિક બુદ્ધિ ધારણ કરી, નિત્ય પ્રાણાયામ કરે, જેથી કરી સુષુમ્ણા નાડીમાં શુદ્ધિ થવાથકી પ્રાણવાયુ મેરૂદંડની માંહે પ્રવેશ કરી કંઠચક્ર તરફ જવા કરેછે, ત્યારે સુષુમ્ણાના પ્રવાહમાં અખંડ જયોતિ દરશાયછે, ત્યારે નિશ્ચે જાણવું કે, અગ્યાર આંગળપર આપણા શ્વાસાનો વેગ રહેલોછે, ને સર્વ પ્રાણો સ્થિર થઇ ગુદાથી તે કંઠ ચક્રસુધીમાં સિદ્ધા ને સરળરૂપમાં આવર્જન વિસર્જન કરતા દેખાયછે, ને કુંડલી શક્તિ ઉંઘી પડવા કરેછે, તે પ્રસંગે આપણી ઉત્પન્ન થયેલી કલ્પનામાંથી સારૂં, નઠારૂં પાપ, પૂણ્ય, લાભ, અલાભ, કેવા પ્રકારથી પ્રાપ્ત થશે, ને તેમાં કામ, ક્રોધ, લોભ, મોહ, ને મત્સરાદિકનો ઉપદ્રવ જણાતો નથી, ને સર્વ વાંસના છુટી જવા કરેછે, આ પ્રસંગે ગુદાચક્રના અપાનવાયુને વિશેષ દબાવવો જોઇએ.

### શ્લોક.

**अपान मुर्ध्व मुत्थाप्य प्राणं कंठादधोनयेत्।**
**योगी जरा विमुक्तः सन्षोडशाब्दवयोभवेत् ॥**

અર્થઃ—અપાનવાયુને ઉંચે ઉઠાવી, ગુદા (આધાર) ચક્રને દબાવી, વાયુને કંઠ નીચે લઇ જાય, તે યોગીપુરૂષ વૃદ્ધાવસ્થાથી છુટી સોળવર્ષનો બનેછે. તાત્પર્ય કે પેટ ને ગુદા એ બેઉને સંકોચ્યા કરે, ને નસકોરાંને રસ્તે સર્વ વાયુને છેક મંદ ગતિએ કાઢયા કરે, ને મોડાંને રસ્તે ઝડપથી દાખલ કરે; પણ ગુદા ને પેટને જરાપણ સંકોચવું બંધ ન કરવું, એવીરીતે કરનારના તમામ રોગો નાકોવતપણુ નષ્ટ થઇ વિર્યવૃદ્ધિ બનેછે.

હવે એ ૧૧ આંગળથી વધારે જીતવાને સારૂં ઉપરની ક્રિયા રાત્રદીવસ સુધી કાયમ રાખવીજ જોઇએ, કે જેના સંબંધથી આપણા પંચપ્રાણો ષડ ચક્રોમાં ગમન કરવા સારૂં મેરૂદંડપર ચઢવા કરેછે, તે પ્રસંગે એની સર્વ નાડીઓ સિદ્ધિ ને સમાંતર બની કુંડલી ચક્રમાં બિરાજી પ્રાણ, અપાન ને સમાન એઓ એકઆકૃતિમાં મળી જાયછે, તે પ્રસંગે નિંદ્રા જેવો ઝોકો આવી તમામ શરીર શિથિલ બનેછે. ને તમામ નાડીઓ સ્તંભાકારે ખડી થાયછે, ત્યારે આપણામાં હિંમ્મત,

શૌર્યાદિક ગુણોની વૃદ્ધિ થઇ આવેછે, ને આશા, તૃષ્ણા નાશ પામેલી જણાયછે, ને કુંડલી જાગી પડેછે; તેથી કરીને નિર્ભય થઇ મૃત્યુને જીતવાની હિંમ્મત આવેછે.

## શ્લોક.

**प्राणस्य शुन्य पदवी राजपथायते ।**
**तदाचित्तं निरालंब कालस्यवचनम् ॥**

અર્થઃ—આ પ્રસંગે સુષુમ્ણા નાડી શ્રેષ્ઠ ભાવે આચરણ કરેછે, ને તેથી જ્યારે ચિત્ત નિર્વિષયરૂપ બનેછે, ત્યારે કાળનો ભય રહેતો નથી, પણ તમામ નાડીઓ સ્તંભાકારે રહેવાથી જેવા સંકલ્પ કરીએ તેવો દેખાવ દરશાયછે. અહિંઆં આચરીને અગોચરી મુંદ્રા તથા ચીણી ને ચીપણી નાદો સંભળાયછે. છતાં આપણા મનમાં હું ગુંગરાઉછું, હુ મર્ણ પામીશ. હું કયાં રહયો છું ? કયાં આવ્યો ? આશું ચમત્કારછે ? એવા ભયાનુભય રહિત સંકલ્પો પ્રગટેછે. આ ભયાનુભય રહિત સંકલ્પના ભાસને ધારણા કહીછે. આ પ્રસંગે હૃદયકમળમાં બિરાજેલા અંગુષ્ટ માત્ર પરિમાણવાળા ધુમ્રરહિત જે પરમાત્મા સર્વ બ્રહ્માંડથી ન્યારા રૂપમાં દરશાયછે. ત્યારે નક્કિ સમજવું કે આપણો શ્વાસો મંદગતિ થવાથી દશ આંગળપર આવેલોછે.

## શ્રુતિ.

**सभुमिं विश्वतो वृत्वाह्यस्यतिष्ठद्दशांगुलम् ।**
**विकारावर्तिचात्रास्तिश्रुतिसुत्रकृतोर्वच ः॥**

અર્થઃ—તે પરમાત્મા ભૂમિને સર્વ બાજુથી આચ્છાદન કરી દશ આંગળ પર્યંત સ્થિર થયાછે; છતાં તે સર્વ શરીર બ્રહ્માંડરૂપ પ્રપંચથી અતિશય ન્યારાછે. એ પ્રકારનું શ્રુતિરૂપ વ્યાસ વચનનું પ્રમાણછે. સારાંશ કે, ધુમ્રરહિત પરમાત્માની જ્યોતિનું ધ્યાન કરતાં શ્વાસાને અંદર આકર્ષ્યા કરે કે ઉપલા સંકલ્પો નાશ પામેછે, ને કાંઇક ગુપ્ત સંકલ્પની સૃષ્ટિ જેમાં પોતાના આત્માના સામર્થ્યથકી સર્વ જગત્ ચાલેછે. તે વિષેની પૂર્ણ સમજ કલ્પના ત્રણ પ્રકારના અર્થમાં દરશાવેછે. એમાં કનિષ્ટ અર્થ દેહ ચેષ્ટાનું જ્ઞાન આપેછે, મધ્યમ અર્થ તર્ક જ્ઞાન પ્રગટ કરેછે, ને ઉત્તમ અર્થ આત્માની ખુબી બતાવેછે. છતાં ઉપરની ક્રિયા કરવાથકી જ્યારે ઉપલા ત્રણવાયુઓ ઉદાનમાં એકત્ર થઇ ષડચક્રોમાં બે ભાગ વેહેંચાઇ જાયછે, ત્યારે મેરૂદંડના વચ્ચલા ભાગપર શ્વાસો આવેલો જાણવો. અહિંઆં સંયમની શરૂઆત થાયછે, જેમાં આપણા ચિત્તની સર્વ વૃત્તિ એકત્ર થવા કરેછે, ત્યારે ચિત્ત સ્થિર ને પૂર્ણ શાંતિપણામાં રહેછે. તેથી જાણવું કે આપણો શ્વાસો નવ આંગળપર આવ્યોછે. એ પ્રસંગે આપણને કેટલોક પસીનો તથા કંપારી છુટેછે, પણ આસનની મજબુતીથી કોઇજ પ્રકારનો ઉપદ્રવ થઇ શકતો નથી.

ઉપલો અભ્યાસ જારી રહેવાના ક્રમ સમયે કંઠ ને ભ્રગુટી ચક્રતરફ પીળો, લીલો ને ધોળો રંગ વ્યાપેછે, ને ગુદા, નાભિ ચક્ર તરફ રાતો ને કાળો રંગ આવેછે. સારાંશ કે આકાશ ને અગ્નિ તત્વ નીચેના ચક્રોમાં વ્યાપેછે, ને પૃથ્વી, વાયુ ને જળ એ તત્વો ઉપરના ચક્રોમાં આવેછે. આવા પ્રકારનો ઉળટ ક્રમ કુંડલી ઉંચી પડવાથી બનેછે, ને તેથી કરીને મુકત થવાનો પ્રસંગ મળેછે.

## શ્લોક.

**कुंडली कुटिलाकारा सर्पवत्परि कीर्तिता।**
**सा शक्तिश्चालितायेन सयुक्तो नात्र संशयः॥**

અર્થ:—આ કુંડલીનો સર્પની માફક કુટિલાકારછે એવી વાત યોગીઓએ કહીછે; તેથી જે પુરૂષ એ કુંડલીને મુળાધાર ચક્રના ઉપર પ્રાપ્ત કરેછે, ત્યારે તે પુરૂષ મુકત થયો કહેવાયછે.

આ સમયે હૃદયરૂપ ગુફામાં જે સોહંરૂપી આપણો જીવ વા પરમાત્મા તે પંચપ્રાણોની અસંખ્ય નાડીના આકારમાં મિશ્રિત થઇ સ્તંભાકારે ભાસવાથી તે સ્તંભરૂપ સોહંની આકૃતિએ વિરાટ સ્વરૂપ ધારણ કરેલું જણાયછે, ને તેને વિષે સર્પાકારી કુંડલીનો દેખાવ સ્વર્ગ, મૃત્યુ, પાતાળાદિક વિગેરેના દેખાવોમાં વાંસના પૂર્વક હાજર થાયછે. આ દેખાવનું નામ સવિકલ્પ સમાધિ છે. અહિંઆં સંયમરૂપ ચિત્તવૃત્તિઓ શાંતપણામાં સ્થિર થતી જાયછે, ત્યારે શ્વાસ આઠ આંગળપર રહેલો જાણવો.

## શ્રુતિ,

**सविकल्पस्य लक्ष्यस्यत्वे लक्ष्यस्यस्याद् वस्तुता।**
**निर्विकल्पस्य लक्ष्यत्वं नद्रष्टं नच संभवि॥**

અર્થ:—નામ જાતિ વિગેરે પદાર્થોના ભાસને વિકલ્પ કહેછે, તેની સાથે જયાંસુધી વ્યહવાર રાખવામાં આવેછે, ત્યાંસુધી સવિકલ્પ સમાધિ ગણાયછે. આ સવિકલ્પ સમાધિમાં હૃદયરૂપ બ્રહ્મમાં ચિત્તવૃત્તિ ગોઠવાયછે; તેથી નામ જાતિ વિગેરે અવસ્તુરૂપ દ્રશ્યનું ખોટાપણું સમજાયછે. સારાંશ કે, સવિકલ્પપણામાં આ જગત્ ખોટુંછે, એવું જ્ઞાન સ્વભાવિક પ્રગટ થઇ આવેછે, ને નિર્વિકલ્પ વસ્તુનું લક્ષ દીઠું નથી, તેથી તે છે કે નહી એવો સંભવ થતો નથી. તાત્પર્ય કે, સવિકલ્પપણામાં જગતના મિથ્યાપણાની સમજ પડવાની શરૂઆત થતાં છતાં નિર્વિકલ્પરૂપ વસ્તુ જે આત્મા તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર ન થવાથી ચિત્તમાં સંશય થાયછે કે તે હશે કે નહી? તોપણ આપણે તમામ ચિત્તની અનેક વૃત્તિઓમાં

અનેક ભાવના પ્રગટ થવાથી તે ચિત્તની અનેક વૃત્તિઓ સોહંની દેખાયલી વિરાટાકૃતિમાં એકયપણાથી મળી જવા કરેછે, તેથી કરીને આપણી કાયા મહાન મોટા બ્રહ્માંડ જેવડી દેખાયછે, ને આપણા ઉપર કહેલાં ચિત્તની અનેક વૃત્તિઓ આ વિશ્વની અનેકાકૃતિઓ ધારણ કરેછે. તેમાં આપણા મન, બુદ્ધિ ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એ કલ્પનાની શાખાઓ દ્રઢિત વાંસનાને અનુસાર ગુપ્ત અદર્શાકૃતિ સમજાવેછે, ને ત્યાં કુંડલી ચિત્તની અનેક વૃત્તિઓમાં વાંસના પૂર્વક પ્રાણીમાત્રાને વિષે ચાલતી જોવામાં આવેછે, ને પોતે જેવાં જેવાં કર્મોના જે જે સંકલ્પો દેહદવારે જેવા પ્રમાણમાં કીધા હોય, તેઓ કેવા પ્રકારના સુખને આપશે તે મનોમન જ્ઞાને કરીને સ્પષ્ટ દરશાવેછે, ને ચંદ્રામૃત ધારાના પાનથી જરા, વ્યાધિ વિગરેથી છુટી દીર્ઘકાળ જીવેછે, કેમકે ભ્રગુટી મધ્યે દ્વિદલ કમળમાં ને કંઠચક્રવાળા ષોડશ કમળમાં જે નિર્મળ ચંદ્રામૃત પડેછે, ને ત્યાં કુંડલીની આકૃતિ ઉપર પ્રમાણે રહેવા થકી સર્વ પ્રાણી ચંદ્રામૃતનું યથાર્થ પાન કરેછે, જેના થકી જવરાદિક સર્વે વ્યાધિઓનો ક્ષય થઇ આવે છે. આ ચમત્કાર શ્વાસાના સાત આંગળપર આવવાના કારણથી બનેછે.

ઉપર કહ્યા પ્રમાણે સર્પાકારી કુંડલીના ઊંધા પડવાથી સોહં સ્વરૂપે વિરાટાકૃતિ ધારણ કીધી, તેમાં આકાશને અગ્નિતત્વ નીચે આવ્યાં, ને પૃથ્વી, જળ, ને વાયુ એ તત્ત્વો કંઠચક્ર તરફ ગયાં. તેમાં સોહં કુંડલી સાથે એકરૂપ થઇ સ્તંભાકારમાં સર્વ પ્રાણવાયુઓમેં સિધ્ધા કરી ટટ્ટાર થઇ ઉભો રહયો; તેથી ઉપરની ચિત્તની અનેક વૃત્તિઓ આ બાહેરના બ્રહ્માંડની કલ્પના કરતી બંધ પડવાથી મનોમન જ્ઞાનમાં એ જગત્ સંબંધી અંતર્યામિ વિચાર કરવા લાગી; જેથી પ્રાણવાયુઓની દ્રઢતાને અનુસાર ગુદા, નાભિ ને હ્રુદય એ ચક્રોમાં સપ્તદ્વિપ, નવખંડ, સપ્તસમુદ્ર ને ચૌદલોક દરશાયાં. સારાંશ કે, પ્રાણવાયુઓની દ્રઢતાને અનુસાર ચિત્તકળા એવા આકારમાં સ્ફુરેલી દેખાઇ.

## श्लोक.

**ब्रह्मांड मध्ये तिष्टंति भुवनानि चतुर्दश।**
**भुवनेषु वसंत्येषु प्राणी देहा यथा यथम्॥**

અર્થઃ—આ બ્રહ્માંડના મધ્યમાં ચૌદલોક સ્થિરછે, ને તેમાં સર્વ દેહધારી વા પ્રાણધારી (નાગ, અસુર, દેવાદિક) વસેછે. સારાંશ કે, આ ચિત્તકળા સ્તંભાકારમાં કુંડલીને વિષે સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણોના ભાવે જુએછે, તેથી સર્વ સૃષ્ટિ રચના પ્રગટેછે. તેમાં કુંડલીના મધ્યમાં તમો ગુણના ભાવે જોવાથી જક્ષ, કિન્નર, ગંધર્વ, પિશાચાદિક અનેક લોકોના સ્થાનો ભાસેછે, ને કુંડલીના દાબાભાગમાં જમપુરી, ઇંદ્રપુરી, બ્રહ્મસદન, વૈકુંઠ, કૈલાશ, ગોલોક, જીનત વિગેરે દેખાયછે.

તેમજ ચિત્તવૃત્તિ સત્વભાવથી જ્યારે કુંડલીને જુએછે, ત્યારે નાભિચક્રમાં ભુરલોક, ઉદરમાં ભૂવરલોક, હૃદયમાં સ્વરલોક, કંઠે મહરલોક, મુખે જનલોક, ચક્ષુએ તપલોક, લલાટે સત્યલોક, ને કંઠ, તાળુ ને બ્રહ્મરંધ્ર ચક્રમાં મેરૂદંડને માર્ગે રહી કુંડલી ઉંચે આવવા માંડેછે કે, તરત વ્યાન, સમાન ને ઉદાન વિગેરે પ્રાણ ગોળાકૃતિમાં સ્થિર થતા જાયછે, ને ત્યાં બ્રહ્મરંધ્ર ચક્રમાંથી જે અમૃતનો પ્રવાહ સ્રવેછે, તેના યોગે ચિત્તવૃત્તિ જીવતી રહેછે, પણ જ્યારે રજોગુણના ભાવે કુંડલીને ચિત્તકળા જુએછે, ત્યારે પગની જગ્યાપર તળાતળ, એડીમાં અતળ, પગમાં સુતળ, જંઘામાં વિતળ, ગુહ્યમાં રસાતળ, લિંગમાં પાતાળ, કેડમાં તળ એવી રીતે સપ્તપાતાળ યથાર્થ દરશાયછે. આ ચમત્કાર શ્વાસા છ આંગળપર રહેછે ત્યારે પ્રગટેછે.

ઉપર પ્રમાણે કુંડલી સાથે સોહં ને પ્રાણવાયુઓ એકયરૂપે વ્યાપક થઇ મેરૂદંડપર ચઢી કંઠ ચક્રમાં બિરાજવાની તૈયારી જે ઘડીપર કરેછે, તે ઘડીપર કુંડની સ્વપ્ન હેડકી નામની નાડી સાથે અગાડી કહેલી પ્રાણવાયુઓની બહોતેર કોટી નાડીઓ, ને આખા શરીર પીંજરાંના સાડાત્રણ કરોડ રૂવાંને વિષે સ્થુલાકારમાં દરશાયલી મુખ્ય બહોતેર હજાર નાડીઓ, સોહંના પ્રકાશીત સ્વરૂપને યથાર્થ આકૃતિમાં સુષુમ્ણા યોગે પ્રગટ કરેછે.

## श्लोक.

**द्वासप्तति सहस्राणि नाडि द्वाराणी पंजरे ।**
**सुषुम्ना शांभवी शक्तिः शेषास्त्वेव निरर्थकाः ॥**

અર્થઃ—પિંજરાંની માફક નસોથી બંધન થએલાં શરીરમાં બોહોતેર હજાર નાડીઓના દ્વારથી વાયુનો પ્રવેશ થાયછે. તેમજ સુષુમ્ણા શાંભવિ શક્તિછે. તે શક્તિ સૂર્ય, ચંદ્રના એકત્રપણાના સંબંધથી રહિત થઇ પોતે ધ્યાન દ્વારાએ ચૈતન્યરૂપ આત્માના સાક્ષાત્કાર કરાવેછે, તેથી એ સર્વ નાડીઓ પંચમાહાભૂતના સુક્ષ્મ કિર્ણોના આકારે સર્વત્ર વ્યાપેલી જણાયછે, ને પેલાં કુંડલી ચક્રના આસપાસ કાળો, લાલ, લીલો, પીળો ને ધોળો વિગેરે રંગો એકત્રપણાથી ચક્રાકારે ફરેછે. તે સમયે ૐકાર સ્વરૂપી આત્માનો આભાસ ભ્રગુટીના મધ્ય ભાગપર ભાસેછે, ને ત્યાં સોહં સ્વરૂપી જીવ, ઉપલા પંચપ્રાણો ને કુંડલી એ સર્વ તેને વિષે એકયતાથી મળી જાયછે, ત્યારે શ્વાસાની ગતિ બંધ પડી નિંદ્રાતુલ્ય બનેલા દેખાઇએ છૈયે. આ દેખાવની સ્થિતિને જીવન્મુક્તિ કહેછે.

## श्रुति.

**स्वस्थो जाग्रदव स्थायां सुप्तवद्यो ऽवतिष्टते ।**
**निः श्वासोच्छ्वा सही नश्च निश्चिंत मुक्तएव सः ॥**

અર્થ:—આ જગ્યાપર અંતઃકરણ પ્રસન્ન રહેછે, ને જાગૃતમાં નિંદ્રાતુલ્ય વા એકાગૃહવૃત્તિનો પ્રવાહ જાગૃત જેવો ભાસેછે, ત્યારે શ્વાસોશ્વાસની ગતિ બંધ પડેલી જણાયછે. એનું નામ જીવન્મુક્તિ કહેછે. આ પ્રસંગે ૐકારરૂપ આત્માના આભાસને વિષે સોહં ને કુંડલી વ્યાપી જાયછે. ત્યારે એકાગૃહ ચિત્તની શાંતીવાળી અનેક ચિત્તકળા વા વૃત્તિઓ સોહં સ્વરૂપના મુળમાં જેવી ભાવના ફેકેછે, તેવી કલ્પના પ્રગટ થઇ આવેછે. તે ઉપરથી સોહંમાંના પ્રાણવાયુઓને વિષે દ્રઢ થએલી વાંસનામાં ચિત્તની અનેક વૃત્તિઓ ભાવનાનુંસાર પ્રવેશ કરેછે. ત્યારે તે તમામ વૃત્તિઓ દેવી, દેવતા, પીર, પેગંબર, ઋષિ, તપસ્વી ને સંતસાધુઓના આકારો ધારણ કરી સોહંરૂપી જીવને દેખાડેછે, ને એ સર્વ દેવ મુર્તિઓ સોહંરૂપી જીવને અનેક પ્રકારના મંત્રો, વિદ્યાઓ, ક્રિયાઓ ને શિખામણો આપેછે, ને પોતાની ભાવના અષ્ટમા સિદ્ધિ, ને નવમા નિધિની આકૃતિઓ ધારણ કરી દરશાવેછે, ને તેના જ્ઞાનથી આ સૃષ્ટિના સર્વે સ્વરૂપોની કૃતિઓ સમજાયછે. આ દેખાવો આપણા જ્ઞાનની દ્રઢતાથી પ્રાપ્ત થાયછે, અથવા તો આપણા ૐકાર સ્વરૂપમાં વ્યાપેલું આપણું સર્વ ઐશ્વર્ય તે ઉપરના આકારોમાં હાજર થઇ વ્યહવાર કરેછે. આવા પ્રકારનો સંપૂર્ણ દેખાવનો યથાર્થ અનુભવ મહંમદ પેગંબરે લીધો હતો, તેથી ગ્રંથોમાં કહ્યુંછે કે, તેની પાસે ખુદાને ત્યાંના ફેરસ્તાઓ આવી ફરમાનો આપી જતા હતા. આ જગ્યાપરથી ઇશુ ખ્રિસ્ત પેગંબરને બાઇબલ, ઇબ્રાહિમ ખલુલ્લીલ્લને તોરેત, મુસાને જબ્બુર, દાઉદને એનજીલ, કર્તાને આ ગ્રંથ, મહંમદને કુરાન ને જરથોસ્તને વંદિદાદ વિગેરે કીતાબો મળીછે. આજ સ્થાનના સંપૂર્ણ અનુભવથી બૌદ્ધધર્મના શાક્યમુનિની ઇંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ, માહાદેવ, સૂર્ય, ચંદ્ર, વાયુ, વરૂણ વિગેરે સર્વ દેવો સન્મુખ આવી લડયા હતા, તેમ અહીંઆં ભૂત, ભવિષ્ય ને વર્તમાન વિગેરે કાળ અકાળના તમામ નિયમો સમજાઇ રહ્યાછે. એજ દેખાવનું નામ સંયમ પ્રાપ્તિ યોગ શાસ્ત્રમાં ગણીછે, કેમકે શાંતરૂપ ચિત્તની અનેક ચિત્તવૃત્તિઓની સર્વ ચિત્તકળા પોતાની દ્રઢતા પૂર્વક હાજર થાયછે. આ સંયમ પ્રાપ્તિના એજ દેખાવ ઉપરથી સત્ય, ત્રેતા, દ્વાપર ને કળી વિગેરે યુગોના બયાન મહાત્મા તત્વદર્શીઓ લખી ગયાછે. આ પ્રસંગે આપણા તમામ પ્રાણવાયુઓ અદર્શ થએલા જણાયછે, ને કુંડલી તથા સોહં ૐકારરૂપ આત્મા સાથે ઐક્યતા ધારણ કરેછે; તેથી કરીને આપણી આ સ્થુલદેહ જણાતી નથી, જેથી એને નિર્વિકલ્પ સમાધિ કહીછે. તોપણ અહિંઆં આપણી વાંસનારૂપી કુંડલી પંચપ્રાણોની સર્વ નાડીઓમાં સજીવનરૂપે રહેલીછે, તેથી કરીને સોહંરૂપી જીવ જો જરા પણ કલ્પના ફેંકે ત્યારે તો કલ્પના કરવાથકી આપણા સર્વ પ્રાણો પાછા મેરૂદંડને માર્ગે કાયાના સર્વ ચક્રોમાં નિયમિત ગોઠવાઇ જાયછે, ને તેથી પાછી આપણી કાયા ને એની તમામ ઇંદ્રિયો પૂર્વની માફક હુશિઆરીમાં આવી સૃષ્ટિ વ્યહવાર કરેછે. આ ચમત્કાર પાંચ આંગળપર

શ્વાસો રહેવાથકી દરશાયછે. સારાંશ કે આ નિર્વિકલ્પ સમાધિમાં એકાન્તવાસી જે પુરૂષો રહેલાછે, તેઓ પોતાના પ્રાણાયામને દીર્ઘકાળ સુધી સંયમમાં રાખી મુકેછે. ત્યારે સંપૂર્ણ રીતે ઉપર દરશાવેલા તમામ મનોરાજ્યને યથાર્થ જીતી શકેછે.

## श्रुति.

**जाते तास्मिन् वृत्तिशुन्यं मनास्तिष्ठति मुकवत् ।**
**एतत् पदं वसिष्टेन रामाय बहु धेरितं ॥**

અર્થઃ—આ મનોરાજ્યને જીતવાથી મન જે છે તે વૃત્તિ સુન્ય બનેછે, ત્યારે મુક (ગુંગા)ની માફક રહેછે. એ દશાનું જ્ઞાન વસિષ્ટજીએ રામચંદ્રને ઘણી વખત આપ્યુંછે. આ મનનું સ્ફુર્ણ અટકાવવાથી ફકત સાક્ષિરૂપ આત્મા રહેછે ત્યારે સર્વ સૃષ્ટિનું મિથ્યાપણું સ્પષ્ટ થાયછે. એનુંજ નામ તુર્યાવસ્થા. સંયમ ભાસ કહયોછે, તેથી એને વિષે સર્વ પ્રાણો, સોહં ને કુંડલી એક રૂપ થઇ ઓમ્કારરૂપ આત્મામાં મળી જાયછે, તેથી સતરૂપ આત્મા ફકત સાક્ષિભાવે કાયમ રહેછે. સારાંશ કે, આપણો સોહંરૂપી જીવ ભ્રગુટી ચક્રમાં વ્યાપી જવાથી એ દેખાવ દરશાયછે. આ દરશાયલી ઉદાશી દશામાં ફકત સુન્યનું જ્ઞાન થાયછે; તેથી જ્ઞાતાઓ એ સુન્યભાસથી ઓમ્કારરૂપ આત્માને નિરાળો ગણેછે, પણ નિસ્ફુર્ણરૂપ તૃષ્ણી દશા વિષે કોઇપણ વસ્તુનું જ્ઞાન નથી, કેમકે અહિંઆં સુન્યનો પણ અભાવછે, કારણ કે સર્વ નિંદ્રાની માફક એકાકૃતિમય દરશાયછે.

## श्रुति.

**सद्बुद्धिरपि चे नास्तिमा ऽस्त्वस्य स्वप्रभ त्वतः ।**
**निर्मन स्कत्व साक्षित्वात् सन्मात्रं सुगम नृणाम् ॥**

અર્થઃ—આ નિંદ્રારૂપી આત્માની નિસ્ફુર્ણ દશામાં આત્મા સ્વપ્રકાશરૂપ હોવાથી સતની પ્રતીતિ થતી નથી, કેમકે આત્મા પોતે નિર્વિકલ્પ અવસ્થાનો જ્ઞાતા (સાક્ષિ) હોવાથી ફકત સતરૂપ આત્માજ પોતે વિચાર શીળ નરોને સુગમપણે યથાર્થ ઓળખાયછે.

આ તુર્યરૂપ સંયમ ભાસમાં સોહં ઓમ્કારરૂપ આત્માને વિષે એકયતાથી મળવા કરેછે, તે સમયે ભ્રગુટી ચક્ર છોડી સોહં બ્રહ્મરંધ્ર ચક્રમાં પ્રવેશ કરવા જાયછે, ત્યારે સોહં સાથે વ્યાપેલી કુંડલી ને પ્રાણોની અસંખ્ય નાડી જુદી જુદી દોરીના જેવી અથવા સૂર્યના કિર્ણાકારે જેનું માપ ન કહાય એવી અનહદ, અપરંપાર અપારરૂપે દરશાયછે. એના ઉપર સોહંરૂપી જીવની જ્ઞાન દ્રષ્ટિ પડ-

વાથકી તે જ્ઞાનૃ દ્રષ્ટિને ભિન્ન ભિન્ન જાતની સમજ પ્રાપ્ત થાયછે. તેમાં કુંડલીરૂપી વાંસનીક ચક્ર નજીક પોતાના સ્વરૂપમાં એકયરૂપે મળી જવાથી પોતાની જે વાંસના પ્રગટ થાયછે, તે વાંસના ને કુંડલી કાંઇ જુદારૂપમાં રહેતાં નથી, પણ એકરૂપે રહેલાંછે, તેથી જેવા વાંસના તેવીજ સૃષ્ટિ આપોઆપ પ્રગટ થએલી જ્ઞાન દ્રષ્ટિ જુએછે. તેમાં જે જે બાબત યાદ કરીએ, તે તે બાબતને યથાર્થ કુંડલી ૐકારના સ્વરૂપમાં સ્પષ્ટતાથી દેખાડી આપેછે. તેમાં ગયે જન્મે અમુક આકૃતિ હતી. તેની પૂર્વે ફલાણાં હતા. હાલમાં આવા પ્રકારનો અમુક ફેરફાર બનશે. તેમ અમુક ચમત્કાર હાજર થશે ! હાલમાં અમુક રૂપમાં છેયે. જેમ યોગવાસિષ્ટમાં લીલાનું દ્રષ્ટાન્તછે, તેમાં લીલાએ યોગક્રિયાને રસ્તે વૃતિ સંયોગે ભાવના પળટાવાને લીધે પોતાના ત્રણ જન્મ પ્રત્યક્ષ જોયા હતા. સારાંશ કે, આ બાહેરની જાગૃતરૂપ સૃષ્ટિને ધારણ કરનાર એ દોરીઓછે; જેથી આત્માને સુત્રાત્મા તરીકે વ્યાપક ગણ્યોછે, તે આજ દેખાવ ઉપરથી કહયોછે. તાત્પર્ય કે, સર્વ પ્રાણીમાત્રાના તમામ આકારો એજ દોરી માર્ગે આપણે ધારણ કરેલા જણાયછે; અથવા તો એ સર્વ આકતિઓ આપણી જ્ઞાનવૃત્તિનાછે, કેમકે સંયમમાં ચિત્તની અનેક વૃત્તિઓના નિર્મળ પ્રવાહ એકયતાથી નિર્વાત દીપની માફક ચાલ્યા કરેછે, તે આજ દોરીઓના દેખાવને વિષે કહયું છે; તેથી આપણા સોહંરૂપી જીવની અંતર્યાંમિ ભાવનાની દ્રઢતા મુજબ આપણી સ્ફુર્ણાના ધોરણ પ્રમાણે આ જગત્‌ચક્ર ચાલેછે; તેથી સર્વ પ્રાણીમાત્રાના હ્રદયની સ્ફુર્ણા આપણા ચૈતન્ય પ્રકાશના અનંત કિર્ણોરૂપેજ સર્વત્ર રહેલી દરશાય છે. વાસ્તે કરીને સર્વના નિશ્ચાર્થનું ચલન વળણ વા ભાવાભાવ આપણા અંતઃકરણમાં વ્યાપેલાછે, તેથી કરીને એ સર્વ નિશ્ચાર્થના ચળન વળણ વા ભાવાભાવને આપણા નિશ્ચાર્થ મુજબ ફેરવી શકીએ છેયે. અરૂ નહિંતો આપણા ભાવાભાવની ઇચ્છા પ્રમાણે સર્વ કૃત્ય કરાવી શકીએ છૈયે. સારાંશ કે, આ સ્ફુર્ણાના ગુપ્તભાવોના નિશ્ચાર્થનો વ્યહવાર આત્મજયોતિના આધારે ચાલેછે; તેથી એને ગુપ્તવિદ્યા કહીછે. કેમકે એ ગુપ્તવિદ્યા પોતાના અંતઃકરણમાં ગુપ્તજ્ઞાનથી ઉત્પન્ન થાયછે. તેમ એનું વર્ણન શબ્દાદ્વારાએ બીજાને કરી શકાતું નથી, તેથી એનું નામ ગુપ્તવિદ્યા છે.

આ ચૈતન્યપ્રકાશરૂપી કિર્ણો ઉપર આપણે સ્થિરતા રાખી ધ્યાન આપીએ છૈયે, ત્યારે આપણી ચલન થતી સ્ફુર્ણા મનોમન અંતર્યાંમિ ભાવનાવાળા જ્ઞાનને વિષે આપણે નિશ્ચે કરેલાં સંકલ્પ મુજબ આ જગત્ ચક્રમાં વ્યહવાર કરી બતાવીએ છૈયે, અથવા તો સર્વ પ્રાણીમાત્રાના નિશ્ચે કરેલા સંકલ્પો પ્રમાણે આપણો સંકલ્પ ઉત્પન્ન થતો દરશાયછે તેથી સ્પષ્ટપણે સિદ્ધ થાયછે કે, આ વિશ્વની દ્રશ્ય અદ્રશ્ય સર્વ ચીજો આપણા દ્રઢિત થએલા સંકલ્પો માંહે રહેલા સત્વ રજ ને તમ ગુણોની દ્રઢતાવાળા નિશ્ચાર્થમાં મળી આપણા સંકલ્પના ભાવ સાથે એકયતાથી લિપ્ત થએલીછે; તેથી એ સર્વ કૃતિ આપણા દ્ર-

હિત સંકલ્પનીછે, એવી રીતે સ્વયંજ્ઞાનથી નક્કિ થાયછે. તે પ્રસંગે આકાશ, અગ્નિ, જળ, વાયુ ને પૃથ્વ્યાદિક તત્ત્વોની બાંધણી જેવી કે પશુ, પક્ષી, કીટ, પતંગ, મનુષ્ય વિગેરે ચરાચર વિશ્વના પ્રાણીમાત્રોનું બોલવું, ચાલવું, ખાવું, પીવું, સંકલ્પ વિકલ્પ ઉઠાવવા ને તેઓના હૃદયમાં દ્રઢ થએલા સંકલ્પના સર્વ ચલન વળણવાળી અનેક ગુપ્ત રહેલી ક્રિયાઓને આપણો સંકલ્પ યથાર્થ પોતાના સ્વયંજ્ઞાનથી જાણી જઇને તેના સર્વ વ્યહવારોને દરશાવી આપેછે. સારાંશ કે, આજ્ઞાનરૂપ સંકલ્પ પ્રગટ થવાથી સર્વ પ્રાણીમાત્રોની ભાવનાના સંકલ્પોના અર્થ કરી શકીએછેયે, અથવા તો જેવા ભાવમાં આપણે અર્થ કલ્પ્યા કે, તરત એ કલ્પેલા આપણા અર્થના ભાવ પ્રમાણે તે પ્રાણીને સર્વ ક્રિયા, કર્મ ને વ્યહવાર કરવા પડેછે. તેનું કારણ કે, આપણા ઉઅ્કકારરૂપ આત્માના અનંતપ્રકાશરૂપી કિર્ણોના મુળમા અંતર્યામિરૂપે વ્યાપી જેવો આપણે સંકલ્પ કરીએ કે, તે સંકલ્પની ઇચ્છાને અનુસાર એ કિર્ણોરૂપી અનંત ચૈતન્ય તારો સર્વત્ર આપણા ભાવ પ્રમાણે ચલિત થાયછે; તેથી કરીને આપણા મનોમનજ્ઞાનથી જેવારૂપમાં આપણે હલાવ્યા, કે તરત એ તારો તેવાજ ભાવમાં વ્યાપિ તે પ્રાણી પાસે તેવાજ પ્રકારની કૃતિ કરાવેછે, અથવા તો તે પ્રાણીનું મન આપણા ભાવ પ્રમાણે કૃતિ કરતું આપણી નજરે પડેછે. આનું નામ ગુપ્તકૃતિ કહેછે.

આ ગુપ્તકૃતિમાં જેવો બનાવ આ સૃષ્ટિમાં બનવાનો હોય, તેવા પ્રકારના સંકલ્પ ને ભાવ આપણે વિષે ખડા થાયછે. આ ખડા થએલા સંકલ્પને ભાવથકીજ પ્રત્યેક પ્રાણીના કર્તવ્યકર્મ, પ્રારબ્ધ, સંચિત ને ક્રિયમાણ વિષે આપણે નક્કિ કરી શકીએ છૈયે. તે એવી રીતે કે, અમુક શુકનથકી અમુક જાતનું સુખ વા દુઃખ પ્રાપ્ત થશે. અમુક પુરૂષ કાલે મર્ણ પામશે કે તરત મર્ણ પામેછે. કાગડો બોલ્યો તેથી કોઇ પરોણો આવશે કે તરત પરોણો આવેછે. શીઆળ અમુક સમયે બોલ્યું તેથી ધરતીકંપ થશે કે તરત ધરતીકંપ બનેછે. જમણા અંગના ફરકવાથી પુત્ર પ્રાપ્તિ થશે કે તરત પુત્ર પ્રાપ્તિ થાયેછે. સારાંશ કે, પોતે જેવો હૃદયમાં નિશ્ચાર્થ દ્રઢ કરે, કે તેવોજ બનાવ બનતો જુએછે. તાત્પર્ય કે ઉઅ્કકારરૂપ આત્માની છાયા જે અવિદ્યા અદર્શપણાથી રહીછે, તેના તમામ મુળતત્ત્વો સમજાઈ આવેછે. આ જ્ઞાન ઉપરથીજ જ્યોતિષવિદ્યા, ગુપ્તવિદ્યા, રમળવિદ્યા, પ્રારબ્ધ, સંચિત ક્રિયમાણ ને અગમ્યતાના શુકન અપશુકનવાળા ભવિષ્યદર્શનના શોધો યોગાત્માઓના હાથમાં આવ્યાછે. છતાં એજ સ્થાનના અનુભવપરથી હાલના આધુનિક વિદ્વાનોએ વરાળયંત્રો, વિજળી ને વિમાન વિગેરેને પકડી લીધાંછે. આ જ્ઞાનના સંપૂર્ણ અનુભવનો દેખાવ વા સમજ ચાર આંગળપર શ્વાસા આવવાથી પ્રત્યક્ષ થાયછે; જેથી આપણા હૃદયમાં વ્યાપેલાં અનંત ભાવવાળી અનંત વૃત્તિઓનો યથાર્થ ચિતાર દેખાયછે. તેથી એનું નામ ઉપરતિ કહીછે. ઉપરતિનો અર્થ એવો કે જયાં સવિકલ્પ નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી પ્રમા-

ણ, વિપર્યય, વિકલ્પ, નિંદ્રા ને સ્મૃતિ એવી પંચવૃત્તિઓનો નિરોધ થાયછે, તેને ઉપરતિ કહેછે. એના અભ્યાસવાળા પુરૂષના હૃદયની વાસના નષ્ટ થાયછે, ત્યારે એ ઉપરતિ માહા ઐશ્વર્ય આપેછે, કેમકે યમાદિ સર્વ યોગ ચિત્તની તમામ વૃતિઓનો નિરોધ ને લૌકિક વ્યહવારનું તદન વિસ્મર્ણ કરાવવું, એ ઉપરતિનો ખાસધર્મછે. આ ધર્મને તત્વબોધ કહયોછે. આ તત્વબોધ પ્રધાનરૂપછે, કેમકે એ વૈરાગ્ય વા ઉપરમ એ બેઉ બોધનું ઉપકારી સાધન છતાં સાક્ષાત્ મોક્ષને આપેછે. છતાં હટ્ટાભ્યાસી પુરૂષો હટ્ટથકી ઉપરતિને વૈરાગ્ય સંપાદન કરેછે. તોપણ જ્યાંસુધી પૂર્ણજ્ઞાન મળ્યું નથી, ત્યાંસુધી તેને મોક્ષ મળતો નથી. જેથી એ બેઉની પ્રાપ્તિવાળા પુરૂષને પરમપદ મળેછે.

## श्रुति,

**सुप्तिवद् विस्मृतिः सीमा भवेदु परमस्यहि।**
**दिशा ऽनया विनिश्चेयं तारतम्यम् वांतरम्॥**

અર્થઃ—સુષુપ્તિ (નિંદ્રા) માફક જો વિસ્મૃતિ થઇ જાયછે, તે ઉપરમની સીમાછે. અહિંઆં સ્વયં-બુદ્ધિએ કરીને તારતમ્ય (ન્યુનાધિક) પણાથી આત્મજ્ઞાન નિશ્ચય કરવાનું છે.

આ સમયે સોહં ને ૐકાર બન્નો એકાકૃતિમાં સ્થિર રહેછે, ત્યારે ૐક્કારરૂપ આત્માની જયોતિના અસંખ્ય કિર્ણરૂપી દોરીઓ પોતાના સ્વરૂપમાં માંહો માંહે એક બીજા સાથે એકત્ર થઇ અક્કાકારે ફરવા માંડેછે, અને એ સર્વ દોરીઓ મહાન તેજોમય ગોળાકાર રૂપથી પ્રકાશેછે.

આ પ્રસંગે એ સ્વરૂપના મધ્યભાગમાં ન દેખાય એવી રીતે અવિદ્યા જે કે સંકલ્પના મુળરૂપે રહેલીછે, તેના મધ્યભાગમાં અનંતકોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળય બનતા જણાયછે, જેમાં અસંખ્ય બ્રહ્મા, અસંખ્ય વિષ્ણુ, અસંખ્ય માહાદેવ ને અસંખ્ય દેવી, દેવતા, પીર, પેગંબર, આદમ, ઈવ વિગરે, તથા અસંખ્ય સૂર્યો ચંદ્રોની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળય થતા ભાસેછે, ને એ ૐક્કારરૂપ આત્માના અવિદ્યારૂપ સંકલ્પના મુળવાળાં અજ્ઞાનાકૃતિ અણુ, વા કિર્ણે અવા અનંતકોટ બ્રહ્માંડો ધારણ કરેલાં જણાયછે, તેમાં જ્યારે ૐકકારરૂપ આત્માનો જોવા સંબંધી ભાવ અણુ ઉપર પડેછે, કે તરત તે અણુ, પેલા ભાવરૂપી સંકલ્પ જ્ઞાનને અનંતકોટ બ્રહ્માંડો ઉત્પન્ન કરી બતાવે છે, ને તે ભાવના દુર થવાથી ઉપલાં દેખાયલાં અસંખ્ય બ્રહ્માંડોનો પ્રળય બનેછે. આ પદના મહાવરાથી વસિષ્ટ ઋષિએ યોગવાસિષ્ટમાં સર્વ જીવોના જન્મો જન્માંતરની સ્થિતિ કૃતિ, જ્ઞાનને ભવિષ્ય કહયાં હતાં. અહિંઆંથી અનંત-કોટ બ્રહ્માંડોના સર્વ સ્થાનો આપણા સંકલ્પથી ઉત્પન્ન થાયછે, ને સર્વ જીવો સાથે આપણા હૃદયગત્ મનોમન જ્ઞાનથી આપણા નિશ્ચાર્થ મુજબ સર્વ વ્યહવાર ચાલતો દરશાયછે. આ ઉ-

પરથીજ આધુનિક પુરૂષોએ ઇથર ફીલસુફી જે કે (તમો તત્વજ્ઞાન મનન કરી ગયાછો.) તે જ્ઞાનને પ્રગટ કરી શકયાછે. આ ચમત્કાર ત્રણ આંગળપર શ્વાસોના આવવા થકી પ્રત્યક્ષ થાયછે, ત્યારે સંપૂર્ણ દ્વૈતભાવવાળા મનનો ને અવિદ્યાનો લય બનેછે.

## श्रुति.

ज्ञेये सर्वं प्रतिंत च ज्ञानं च मन उच्यते ।
ज्ञानं ज्ञेयं समं नष्टं नान्यः द्वीतीयकः ॥

અર્થ:—આ સંપૂર્ણ જ્ઞાનવાળા જ્ઞેયરૂપથી જ્ઞાતારૂપ આત્માની પ્રતીતિ થાયછે; તેમાં આપણું જ્ઞેય જેછે તે મન કહેવાયછે. છતાં એ મનરૂપ જ્ઞેયનો લય થવાથકી દ્વૈતરૂપ પ્રપંચનો લય જ્ઞાતારૂપ આત્મામાં થઈ જાયછે. સારાંશ કે, આ પ્રસંગે જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાન, ધાતા, ધ્યાન ને ધ્યેય, કર્તા, કર્મ ને કારણ. દ્રષ્ટા, દર્શન ને દ્રશ્ય, એવી સર્વ ત્રિપુટિઓના ભાવ રહેતા નથી, પણ ફકત એ સર્વ ત્રિપુટિઓ એકયપણામાં ૐકકાર આત્માને વિષે નિર્વાતદીપના અખંડિત પ્રવાહની સ્થિર ધારાની માફક પ્રકાસ્યા કરેછે. એનું નામ સંયમ સ્થિતિ કહીછે, કેમકે એ જગ્યાપર સોહંરૂપી જીવ ને કુંડલીરૂપી વાંસના ને એના સર્વપ્રાણો એકજ ૐકકારરૂપ આત્માના પ્રકાશીત તેજોમય કિર્ણોમાં એકયતાથી લિન્ન થઈ ગએલા હોયછે, જેથી દેહ તથા જગતનો જરાપણ ભાસ રહેતો નથી. તેમ છતાં ૐકકારરૂપ આત્માની અવિદ્યાના સંકલ્પથી ઉત્પન્ન થએલી અનંતવૃત્તિઓ ૐક્કારના તેજોમય સ્વરૂપમાં પિગલી ગએલી દરશાયછે, ને આપણું ચિત્ત નષ્ટ થએલું ભાસેછે. છતાં આપણું જ્ઞાન ને તેની અનેક વૃત્તિઓ ધ્યેયાકાર પ્રવાહમાં લિપ્ત થઇ ગએલાં હોયછે, ત્યારે તેઓ ન્યારા આકારમાં દેખાતાં નથીજ. તેથી કરીને ૐક્કારરૂપદીવ્ય ઉકત લક્ષણવાળા પુરૂષને પમાયછે. એવી રીતે તૃતીય મુંડકોપનિષદ્‌ના ૬૧ માં મંત્રમાં કહ્યુંછે.

## मंत्र,

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरुपे विहाय । तथा विद्वान्नाम रुपाद्वि मुक्ताः परात्परं पुरुष मुपैति दिव्यम् ॥

અર્થ:—જેમ ગંગા આદિક નદીઓ જેવી રીતે ગતિમાન થઈ સમુદ્રને પામેછે, ત્યારે તે નામ, રૂપ વિગેરે આકૃતિન છોડી સમુદ્ર વિષે અસ્તપણાને ધારણ કરેછે. તે પ્રમાણે વિદ્વાન, અવિદ્યાકૃત નામ રૂપથી છુટી જઈ મુકત બની પૂર્વ ઉકત અક્ષરરૂપ પરાથીપર એવા દિવ્ય ઉકત લક્ષણવાળા આત્મારૂપ પુરૂષને પામેછે.

હવે ૐકાર આત્માના અવિદ્યાવાળા અણુનો તેજોમય સૂર્યના જેવો પ્રકાશીત એક ગોળો બનેછે. એ ગોળાના કિર્ણોનું તેજ, તે આ સૃષ્ટિમાં રહેલી સ્થાવર જંગમ, જડ, ચૈતન્યાકૃતિને વિષે જે વિજળી રહેલીછે. તેજ વિજળી ૐકારરૂપ આત્માની જ્યોતિછે, ને તેમાં ઉપલું,અણું તે એક આત્માનું કિર્ણછે. છતાં એ કિર્ણ આત્માની માંહે લિન્ન થવાથી આત્મા જેવડુંજ દરશાયછે, તેથી કરીને આત્માને તેનું કિર્ણ આ જગ્યાપર ન્યારૂં થઇ શકતું નથી. કેમકે ઉપલી વિજળીથી આ સૃષ્ટિમાં જે જે ફેરફારો બનેછે, તે સર્વે એ અણુરૂપ સૂર્યમય આત્માના આધારે પ્રગટેછે. જેમાં ઉપલી વિજળી સર્વે અનંત-કોટ બ્રહ્માંડોને આકર્ષણ કરી રાખેછે. તેમ સર્વ પ્રાણીમાત્રોની કાયાને સજીવન રાખી સર્વેને વિષે નાહનાવિધ પ્રકારના વિચારો કરાવવા, તેમજ અનેક પ્રકારના સંકલ્પોની દ્રઢતા દ્રઢ કરાવી, જન્મ જન્માંતરને પમાડવું, ઇત્યાદિ સર્વ કર્મ આ આત્માની જ્યોતિમય એ વિજળી કરેછે. * તોપણ એ સર્વે વ્યહવાર આત્માના સ્વભાવપર વ્યાપેલોછે; છતાં અણુરૂપ આત્મય સૂર્યમાં સર્વ શક્તિ જે કે ઉપલાં અનંત–કોટ બ્રહ્માંડોમાં કર્માનુસારે સર્વ જીવોનો સ્વભાવ, ગુણ, કર્મરૂપમાં રહેલીછે, ને તે રહેલી સર્વ શક્તિઓ અનંતકાળ પર્યંત પોતાના ન્યારા ન્યારા આકારોમાં વ્યાપી જે જે કર્મો પોતાના સ્વભાવવાળા ધર્મ પ્રમાણે કરેછે, તે સર્વેનો સમાવશ એ અણુરૂપ સૂર્યમાં થએલોછે. તેથી આત્મારૂપ સૂર્યના અખંડ તેજનું જેવા પ્રકારનું જળકતું થાય, તેને અનુસાર અણુરૂપ સૂર્યમાં અમુક સંકલ્પ વાલી દ્રઢતા વ્યાપિ જાયછે, કે તરત તે દ્રઢ સંકલ્પનું અમુક ભાવનું ચૈલન વળાણ બનેછે, કે તરત તે ભાવજ તેજોમય પ્રકાથી સર્વત્ર પ્રકાશેછે, કે પછી તે ભાવની છાયા સર્વ બ્રહ્માંડમાં વ્યાપેલી અનંતાકૃતિરૂપ સર્વ શક્તિઓમાં, તે શક્તિઓના કર્માનુસારે વેહેંચાઇ જાયછે, ને એ થએલી વેહેંચણી મુજબ એ સર્વ શક્તિરૂપ પ્રાણીમાત્રો પોતાના દ્રઢ કરેલા ભાવો પ્રમાણે બીજા ન્યારા સંકલ્પો ઉત્પન્ન કરેછે, ને તેને અનુસાર સર્વકૃતિ બનેછે. તોપણ અણુરૂપ આત્મા પોતાના તેજમાં કોઇપણ પ્રકારનો ભાવ જ્યારે પ્રગટ કરતો નથી, પણ પોતે તદન નિર્વિકાર, શાંત, અચળ ને સ્થિર ભાવમાં વ્યાપિ રહેછે, ત્યારે આ જગતની સર્વ શક્તિરૂપ પ્રાણીમાત્રોના ભાવોને એઓની કૃતિ જેજે પોતાનો તેજોમય સર્વત્ર વ્યાપેલો પ્રકાશ કરાવેછે, તેનો તમામ સંપૂર્ણ ચિતાર પોતાના ચંચળરૂપ જ્ઞાનમાં આબેહુબ પડેછે. આ સમયે પોતે-આકાશથી પણ તદન અત્યંત સુક્ષ્માકૃતિને પામી ગએલા જણાયછે. સારાંશ કે પોતાના ભાવરૂપી વિજળી સર્વ પ્રાણીમાંત્રોના ભાવવાળી વિજળીમાં વ્યાપક થઇ

* આ ઉપરથી ધ્યથર ફીલસુફીવાળા કહેછે કે પ્રથમ તેજોમય સૂર્યના કિર્ણની ગરમીથકી સર્વ સૃષ્ટિ પ્રગટીછે. છતાં એ ગરમીરૂપી સુક્ષ્મ વિજળીને વિષે એક ઘણીજ આકાશથી પણ સુક્ષ્મ ચીજ રહેલીછે. તે ચિજને આપણો સંકલ્પ ઐક્યભાવમાં વ્યાપેલોછે, તથી સર્વે સષ્ટિની ખબર મળેછે. તે વસ્તુનું નામ ઇથરછે. આ ઇથરની સમજ સમાધિ વિગરે કૃત્યોથકી મળેછે.

પોતાના ભાવ પ્રમાણે કર્મ કરાવેછે, અથવા તો તેઓના ભાવવાળી વિજળી આપણા ભાવને વિષે વ્યાપક થઇ તેના કર્મની ખબર આપેછે. * સારાશ કે આપણા હૃદયમાં જેને વિષે દુશ્મન ભાવ ખડો રહેલોછે તે પુરૂષ દુશ્મનરૂપ, ભાસેછે, ને જેને વિષે મીત્રભાવ ખડો રહેલોછે તેથી તે પુરૂષ મીત્રરૂપે ભાસેછે. છતાં જો મીત્રને દુશ્મન માનીએ ને દુશ્મનને મીત્ર કરીએ તો તેઓ તેવાજ ભાવથી વરતશે. તાત્પર્ય કે જેવો ભાવ, જેવી ભક્તિ, જેવી વાંસના, જેવો નિશ્ચાર્થ, જેવી દ્રઢતા તેવાજ પ્રકારથી લાભ અલાભ, સુખ દુઃખ, યશ અપયશ આબરૂ કીર્તિ વિગેરે સર્વ ઐશ્વર્ય આપોઆપ વગર ચિંતવે આપણને મળતું જાયછે. આજ કારણથી પ્રથમ ઉત્પન્ન થનાર સંકલ્પને પ્રારબ્ધરૂપ વા ઇશ્વર ઇચ્છા કહીછે, કેમકે એ સર્વ જન્મ ધરાવનારૂ મુળ સંકલ્પ થકીજ પ્રાપ્ત થએલુંછે, તેથી જન્મતિ વખતનો જે મુળ સંકલ્પ રહેલોછે તે સંકલ્પની દ્રઢતા પૂર્વક દેહ પ્રારબ્ધ ગોઠવાયુંછે, ને તે ગોઠવાયલાં દેહ પ્રારબ્ધના નિશ્ચાર્થ મુજબ માબાપ, ભાઇભાંડુ, વિદ્યા, જ્ઞાન, કીર્તિ, લક્ષ્મી વિગેરે પ્રાપ્ત થયા કરેછે. તોપણ આપણા છોડી દેવાથી એઓ છુટી જતાં નથી, જેથી જ્ઞાતાઓએ પ્રારબ્ધને મુખ્ય માન્યુંછે. આ પ્રારબ્ધનું મુળ સંકલ્પના નિશ્ચાર્થનું નામછે. આ નિશ્ચાર્થ અણુરૂપ આત્માના તેજોમય ચલિતરૂપ ભાવવાળી ચૈતન્ય વિજળીની મારફતે આપણા સર્વ સંકલ્પોને ઉત્પન્ન કરેછે, ને તે ઉત્પન્ન કરેલા સંકલ્પોની ખબર એ ભાવરૂપ વિજળી આપણા મન બુદ્ધિરૂપ તત્વોને આપેછે. તેથી કરીને આત્માનો તેજોમય સૂર્યના જેવો પ્રકાશીત સ્વ

---

* આ ઉપરથી આધુર્નિક ગ્નાનીઓ વદેછે કે પંચતત્વથી ઉત્પન્ન થએલી વિજળી આ જગત વ્યહવાર ચલાવેછે, તેને આપણે આત્માનો ચૈતન્યતાવાળો ભાવ કહીએ છેયે, તોપણ વિજળીના કરતાં ભાવની ગતિ મહાન મોટીછે. તેમ વિજળી જે જગ્યાપર જઇ શક્તિ નથી ત્યાં ભાવ જાયછે. તોપણ એ ભાવ સંકલ્પમાં વ્યાપિ જગતની આકૃતિને ફેરવી શકેછે. તે એવી રીતે કે આપણે સંકલ્પ સત્યયુગનો કર્યો કે તરત તે ભાવ સતયુગની પ્રજા, ધર્મ, નીતિ, ગ્નાન, ને સમય વિગેરે પ્રગટ કરી શકેછે. જેમાં સર્વ પ્રજા સત્યવાદિ, ગ્નાનીને મહાનસુખી જણાયછે, ને તે સમયનું જગત હાલના જગત કરતાં જુદારૂપમાં દરશાયછે. વાસ્તે ઇથર ને ભાવ બેઉ એકજ રૂપમાંછે. સત્ય જોતાં તો ભાવ ને ઇથરની આકૃતિ જે રહેલીછે, તેનાં કરતાં આત્માની આકૃતિ અત્યંત સુક્ષ્મ વેદાવદ્યાના જ્ઞાતાઓએ ગણીછે. સારાંશ કે, વિજળી જગતના જડ પદાર્થોનો વ્યહવાર ચલાવેછે, ને ભાવ પ્રાણીમાત્રોના હૃદયમાં વ્યાપી કલ્પનાનો વ્યહવાર ચલાવેછે, પણ વિજળી કલ્પનાનો વ્યહવાર ચલાવતી નથી, કેમકે વિજળી સ્વભાવે જડછે, ને ભાવે સ્વભાવે ચૈતન્ય છે. તોપણ એ ચૈતન્યરૂપભાવ આત્મા સાથે ઐક્યપણું દરશાવેછે. તે એવું કે હું નીરાકારછું. એટલે આપણો ભાવ નીરાકારપણાથી વ્યાપક થયો, કે તરત આપણી સર્વ કલ્પનાને તેના સંકલ્પો નીરાકારપણાની આકૃતિમાં વ્યાપી ગએલા આપણને દરશાયછે. તેમજ હું અચંચળ પૂર્ણ બ્રહ્મ છુ એવા ભાવથકી આપણી વાંસના ને આપણો નિશ્ચાર્થ અચંચળપણાને પામી જાયછે; તેથી કરીને અત્યંત સુક્ષ્મરૂપ આત્માની ઓળખાણ આપણા ગ્નાનને થઇ આવેછે. સારાંશ કે ભાવજ આત્માછે, અથવા તો આત્મા ભાવથી ઓળખાયછે, નહીં તો પૂર્ણગ્નાન થાય નહી. તાત્પર્ય કે, ગ્નાન, ભાવ, સંકલ્પ, ચૈતન્ય, અણુ, આત્મા એ સર્વ એકજ પદાર્થના નામછે, અથવાતો એકજ વસ્તુ એવારૂપમાં હાજર થાયછે.

રૂપનો ગોળો આપણા સંકલ્પ પ્રમાણે આ સૃષ્ટિના સર્વ પ્રાણીમાત્રોને વિષે વ્યહવાર કરતો જણાયછે, અથવા તો એ પ્રકાશીત આત્માના ગોળાને આપણે યોગની અનેક ક્રિયાઓની મારફત સંકલ્પ અનુસાર પોતાની મરજી પૂર્વક ગબડાવી શકીએછેયે; તેથી આપણોપ્રાણ બીજી અનેક કાયાઓમાં પ્રવેશ કરી શકેછે આનું નામ પરકાયા પ્રવેશ કહેછે. સારાંશ કે તેજોમય આત્મારૂપ સૂર્યનો પ્રકાશીત ગોળો આપણા સંકલ્પ પ્રમાણે જયારે ચાલતો જણાયછે ત્યારે આપણો શ્વાસા એ આંગળપર રહેલો જાણવો, એનું નામ ધર્મમેઘ કહેછે.

## શ્રુતિ,

**ध्यातृ ध्याने परित्यज्य क्रमाद्धये यैक गोचरम्।**
**निवात दीपवच्चितं समाधिर भिधियते ॥**

અર્થઃ—ધ્યાતા ધ્યાનના દ્વૈમનો ત્યાગ કરી ધ્યેય એક ગોચર નિર્વાત દીપની માફૂક જયારે ચિત્ત સ્થિર રહેછે તેનું નામ સમાધિ, એને યોગ જ્ઞાનીઓ ધર્મમેઘ કહેછે, કેમકે એમાં હજારો ધર્મરૂપ ( જ્ઞાનની ) અમૃતધારા વર્ષેછે. સારાંશ કે ધ્યેયરૂપ આત્માની અનંત જ્યોતિરૂપ કિર્ણો જે છે તે અમૃતધારારૂપી ભાસેછે. આ સમયે આપણી કાયા અદર્શ થાયછે, ને ફકત આપણો સંકલ્પરૂપ ભાવજ સર્વ સૃષ્ટિના અનંતરૂપમાં ફરતો રહેછે, તેથી એ ભાવરૂપ શરીરને અંતવાહક શરીર યોગવાસિષ્ટમાં કહ્યુંછે. * એ રમણનું નામ તૂર્યાવસ્થાછે.

* આ પરકાયા પ્રવેશમાં ગુદા, નાભિ ને હૃદય એ ત્રણ ચક્રમાં વ્યાપેલા અપાન વાયુને મજબુત રાત્ર દીવસ દાબી રાખવો, ને મોહોડાંથી શ્વાસ લઈ તદન મંદ મંદ ગતિએ નસકોરાંને માર્ગે છેક કાઢી નાંખવો, ને પછી કલાક, બે કલાક, માસ, છ માસ, વર્ષ દશ વર્ષ. વીસ વર્ષ સોવર્ષ પર્યન્ત મોહોડાંને રસ્તે તેમ નસકોરાંને રસ્તે કાયામાં લેવો નહી, પણ એ શ્વાસના સુક્ષ્મ કિર્ણોને એકાગૃહ દ્રષ્ટિથી ધ્યાનમાં રાખી મુકવાં. આ જાતના મહાવરાથકી આખુ જગત સુર્ય જેવું મહાન તેજોમય જણાશે. એવીરીતમાં પ્રથમ અભ્યાસીઓએ મિનિટ, અડધી મિનિટની ટેવ પાડતાં પાડતાં ઉપર પ્રમાણે લાંબો વખત સુધી શ્વાસને બાહેર રાખી મુકવાની ટેવ પડશે. જેથી કરીને આપણે વિષે કલ્પના ઉત્પન્ન થતી નથી, તેમ જગતના સર્વે પ્રાણીમાત્રોની કલ્પના ઉપર કહ્યા પ્રમાણે સમજાયછે, પણ જયારે અખંડ જયોતિ દરશાયછે ત્યારે આપણા સંલ્પ પ્રમાણે વ્યહવાર ચાલતો રહેછે. તેથી યોગવાસિષ્ટમાં કહ્યુંછે કે કાકભુશંડી પ્રાણ અપાનની સંસરવાની ક્રિયાથકી અજર અમ્મર થએલાછે, ને તે પ્રળય સમયે ભાવ પળટાવી દેછે કે તરત પ્રળયનું ચક્ર અમલ કરી શકતું નથી. તેમજ શુકનો પ્રાણ સંકલ્પથકી અનેક કાયાઓમાં ગમન કરી રહ્યા બાદ બ્રાહ્મણની કાયાને પ્રાપ્ત થયો, ને પછી ત્યાંથી કાઢી ભૃગુના વિર્યથી ઉત્પન્ન થએલી કાયામાં પ્રવેશ કરી શકયો હતો. તેમ શંકરસ્વામીએ રાજાની કાયામાં પોતાના પ્રાણને દાખલ કરી કાર્ય થયા પછી પોતાની અસલ કાયામાં દાખલ કર્યો હતો. એવીજ રીતે જૈનધર્મના ઘણાં એક તીર્થંકરો ચાલીને અખંડ મોક્ષમાં વ્યાપી ગયાછે. આજ ક્રિયાના બળે કરીને પુરૂષનું વિર્ય યોનીમાં પડી શકતું નથી; તેથી શ્રી કૃષ્ણે એજ ક્રિયાનો ઉપયોગ કરવાથી અનેક સ્ત્રીઓ ભોગવી શક્યોછે, પણ તેનું વિર્ય યોનીઓમાં પડી શક્યું નહીં; જેથી તેને અચ્યુત કહયોછે. આજ મુળતત્ત્વથકીજ શ્રીકૃષ્ણને યોગીમાં ગણ્યોછે.

## श्रुति.

**निवृत्तेः सर्व्व दुःखानामीशानः प्रभुरव्ययः ।**
**अद्वैतः सर्व्व भावानां देवस्तुर्य्यो विभुः स्मृतः ॥**

અર્થઃ—પ્રાજ્ઞ, તૈજસ ને વિશ્વરૂપ જીવની તમામ નિવર્તિપણાનો ઇશાન (નિયામક) તુરીયરૂપ આત્માછે, ને તે પ્રભુછે. (અહિંઆં ઇશાનપદનું વ્યાખ્યાનરૂપ પ્રભુપદછે; તેથી ઇશાન નામ સર્વ દુઃખની નિવૃત્તિ થવાથી પ્રભુ કહેવાયછે, કેમકે દુઃખની નિવૃતિ તેના જ્ઞાનરૂપ નિમિત્તવાળી હોવાથી બનેછે.) તોપણ એ આત્મા પોતાની આકૃતિમાં ફેર પાડતો નથી, તેથી અવ્યયછે. એ આત્મા અવ્યય શા કારણથીછે? ત્યાં કહેછે કે, જેમ રજ્જુમાં સર્પની માફક વિશ્વઆદિક ભાવો એને વિષે મિથ્યા હોવાથી અદ્વૈતછે. તોપણ વ્યયનો હેતુ દ્વિતીય વસ્તુનો અભાવ રહેવાથકી એ આત્મા અવ્યય કહયોછે. છતાં એ પ્રકાશમાન દેવ તુરીયને વિભુ (વ્યાપક) કહયોછે. સારાંશ કે ૐકારરૂપ આત્માને વિષે તુરીયરૂમય અણુરૂપ આત્મા પોતાના પ્રકાશીત અસંખ્ય કિર્ણો ને ચિત્તની સર્વ કળાઓ વિગેરેને આકર્ષણ કરી સંકલ્પોના તમામ ભાવોને નષ્ટ બનાવી એકયરૂપથી મળી જાયછે, ત્યારે ફકત સંકલ્પરૂપ ભાવ શિવાય કોઇનો પણ ભાસ પડતો નથી. તોપણ આપણો સંકલ્પરૂપ ભાવ નિરાકાર, નિરંજનરૂપ આત્મસ્વરૂપમાં એકરૂપથી લિન્ન થએલો ભાસેછે, તેથી જગતના લોકો * મર્ણ પામેલા

* આ મર્ણરૂપ સમાધિનું પ્રથમ શરૂ થવું પાંચ આંગળપર શ્વાસાના ચઢવાથી થાયછે. તે વખતે આપણા શરીરની તમામ નાડીઓ ખેંચાઇ જાયછે, ને હાથ, પગ, કેડ વિગેરેના ભાગોમાં ખાલીઆવેછે. તેમજ નસકોરાંની બાહેર શ્વાસાની ગતિ બંધ પડેછે, ને ડાબી છાતીના સ્તનવાળું હ્રદયનું ધબકવું માલમ પડતું નથી. છતાં હાથના પંજાની મુઠ્ઠી આપણાથી છુટી શક્તિ નથી, તેમજ હાથ પગ વિગેરે કાયાનો કોઇ પણ ભાગ આપણાથી ઉંચકી શકાતો નથી, પણ તમામ શરીર ભારી ને શબવત દરશાયછે.

આ ઉપરથી અજ્ઞાનીઓ આવા સમાધિને પામેલા પુરૂષોને મર્ણ પામેલા સમજી ફુંકી મુકેછે; તેથી પ્રત્યેક સંસારી મનુષ્યોએ એવા માણસોની પરીક્ષા નીચે પ્રમાણે કરવી. તેમાં પ્રથમ સમાધિવાન પુરૂષના મસ્તકપર ઘી લગાડવું કે તરત તે ઘી તવાઇ જતું જણાશે ત્યારે જાણવું કે એ પુરૂષ જીવતો છે. છતાં કદાચિત જો તે મર્ણ પામેલો હશે તો તેના મગજે ગરમી રહેશે નહી; પણ જયાંસુધી જ્ઞાન ને શ્વાસાછે ત્યાંસુધી ગરમીછે. તોપણ મધ્ય સમાધિમાં વાણી મનની અંદર મન પ્રાણને વિષે ને પ્રાણ તેજને વિષે ને તેજ જ્ઞાનની સાથે ઐક્યપણામાં લિન્ન થઇ રહેછે, તેથી એ પ્રસંગે ઉન્મુનિ વા મનોન્મનિ મુદ્રા સાથે જ્ઞાન વ્યહવાર ચલાવી શકેછે.

આ સમાધિની ખુબી ઉપરથી કોઇ અજાણ ને હોંસીલો પુરૂષ એવી હિંમત ચલાવેછે કે હું પણ યોગજ્ઞાનવિના સમાધિ ચઢાવી શકુછું, એવીરીતે અજ્ઞાનપણામાં હઠીલા સ્વભાવથી એકદમ શ્વાસાને ગોંધીદેછે, ને પછી તેને માહા ગુંગરાટ છુટે, પસીનો આવે ને આખરે કંપારી છુટે, તોપણ શ્વાસાને બાહેર જરાપણ નિકળવા ન દે. આવા પ્રકારના કર્મથકી તે પુરૂષ મર્ણ પામી જાયછે. છતાં કોઇ પુરૂષ થોડોવાર ગોંધિ ને છોડે, ને વળી

આપણને સુમજેછે, કેમકે શ્વાસા વિગેરે તમામ ચૈતન્ય એકરૂપથી આત્માને વિષે વ્યાપી જાયછે, ને કાયા જડ (કાષ્ટ) વત્ બીજા મનુષ્યોને દેખાયછે. આ ચમત્કાર એક આંગળપર શ્વાસાના રહેવાથકી બનેછે. આ સમયે સંકલ્પના

---

ગોપે એવી રીતે થોડોવાર વ્યહવાર ચલાવ્યો કે તરત તેનું તદન ઇંદ્રિયજ્ઞાનરૂપ દેહાભિમાની જ્ઞાન જતું રહી, પંચ-પ્રાણોને વિષે ઐક્યતાથી લિન્ન થઇ ગયું, તે પ્રસંગે શ્વાસાને બાહેર કાઢવાનું જ્ઞાન નાશ પામવાથી શ્વાસા પંચ-પ્રાણોની સાથે ઐક્ય થઇ શરીરના ષડ-ચક્રોમાં રમણ કરવા લાગ્યો.

આવા અજાણ્યા લોકો સમાધિનું કૃત્યો કરેછે, ને અભ્યાસ વગર શ્વાસા પુનર્પિ બાહેર નિકળતો નથી, પણ કાયાના ચક્રોમાં ભ્રમણ કર્યા કરેછે, ત્યારે તે પુરૂષને કાયાનું ભાન રહેતું નથી, કેમકે શ્વાસા પોતાના ઠેકાણાપરથી ચલિત થઇ ગયોછે, તેથી આવા સમયમાં જો કોઇ પુરૂષ તેને પોણા કલાકમાં હલાવે ત્યારે તો તેનો શ્વાસા પાછો ઠેકાણાપર આપો આપ પોતાંની મેળે આવી જાયછે. હવે કોઇ પુરૂષનો શ્વાસા કાયામાં ગોંધાયો છતાં તે શ્વાસાને બાહેર નિકળવાનો માર્ગ મળતો નથી, તેવા પુરૂષની કાયામા શ્વાસાને સવા કલાક પર્યંત ઠેકાણે પડવાનો સંભવ રખાવછે; તેથી તેના સંબંધીઓએ તેને સવાકલાકમાં હલાવીને હુશિઆર કરવો; નહી કરશે તો તે પુરૂષ તદન આ દુનિઆમાં આવી શકવાને મુશ્કેલછે. પણ આ ગોંધાયલો શ્વાસા પાંચ કલાક પર્યંત વાવાઝુંડના પવનની માફક ચોતરફ કાયાને વિષે માહાજોરથી ઘુમેછે. બાદ તે શ્વાસા આપોઆપ ગુદા,[1] નસકોરાં,[2] મુખ,[1] કાન,[2] આંખ,[2] પીસાબેંદ્રિય,[1] ને મગજ,[1] મળી દશદ્વારના કોઇ દ્વારમાંથી નિકળી જાયછે ત્યારે તે પુરૂષ મર્ણ પામેછે.

પણ જયારે તેના સંબંધીઓ સવાકલાક વિત્યા પછી જો તે પુરૂષને કદાચ હલાવે ત્યારે તેનો ગભરાયલો શ્વાસા કાનની વાટે ઇયાતો કોઇ બીજાદ્વારને માર્ગે ચાલ્યો જાયછે, ને પછી તેમાંનો ઘણો ઇયા થોડો શ્વાસાનો ભાગ નસકોરાંને માર્ગે આવી શ્વાસો શ્વાસના પ્રાણવાયુની ક્રિયાનાં સામેલ થાયછે. તેથી તે પુરૂષની કાયા તદન હુશિઆરીમાં આવી જાયછે, છતાં તેની સ્થિતિનું ઠેકાણું રહેતું નથી, પણ કેવળ ગાંડો થઇ રહેછે.

આ ગાંડપણમાં તેને ઉપલી રચનાની મઝા ઉપરથી તેનું જ્ઞાન અથવા મન આ બાહેરના પંચભૂતના મધ્ય ભાગપર પોતાના આત્માની જયોતિનું આચ્છાદન થએલું સર્વત્ર જુએછે ત્યારે તે પોતાની સર્વ કલ્પનામા તમામ વિચારો તેને અર્પણ કરી અનેક જ્ઞાનની દ્રષ્ટિથી તે જયોતિની સાથે વાતચિત કરેછે. આ વાતચિત વ્યભિચારી ભક્તિને મળતી હોયછે, તેથી તેનું બોલવું આ દુનિઆંના મુર્ખ લોકોને સમજાતું નથી. આ હેતુથી તે ગાંડો સર્વની નજરમાં આવેછે, છતાં એ ગાંડપણવાળાને જરાપણ ઉંઘ આવતી નથી. તેમ પ્રત્યેકના મન, બુદ્ધિ વિગેરેમાં વ્યાપેલા વિચારોને તમામ દેહધર્મના નિયમો તેને ઓળખાઇ આવવા માંડેછે, પણ તેમાં તે નિર્લેપ થઇ ખાધાપિધા વગર જંગલ, મેદાન, નદી, તળાવ વિગેરે સ્થાનોમાં આત્માની જયોતિને નિરખતો થકો ભ્રમણ કર્યા કરેછે, તેવામાં વ્યાઘ્ર, સર્પાદિક વિગેરે પ્રાણીઓને તે એકદમ પકડેછે, છતાં તેઓ કાંઇ બિલકુલ કરડતાં નથી. સબબ કે એકજ જયોતિ સર્વત્ર વ્યાપકછે ને તેજ જયોતિ પેલાં જનાવરોની કાયામાં પણ રહેલીછે, છતાં એ પકડનાર પુરૂષોનો ભાવ ઇશ્વર સ્વરૂપછે, તેથી તેઓ પ્રીતિ કરેછે. આ વાતને આધુનિક વિદ્વાનો હસી કાઢશે, પણ મુક્ત પુરૂષો જેઓને એકાન્ત વાસનો રાત્રદીવસ અનુભવછે, તેઓ કબુલ કરશેજ.

આવા બ્રહ્માનંદિ પુરૂષો ઇશ્વરની જયોતિમાં નિમગ્ન રહી મરજી આવે ત્યાં નિર્ભયપણાથી ચાલ્યા જાયછે, તેમાં તેઓને ખાધાપિધાનું ને મરવા જીવવાનું ભાન હોતુ નથી, તેથી બેપરવાહપણાને લીધે કોઇની દરકાર નહી કરતાં સ્વછંદપણાથી વરતેછે. આ સ્વછંદપણામાં ચાલતાં કદાચિત રસ્તામાં કુવા, તળાવ, વાવ વિગેરે જગ્યાઓની તપાસ નહી

તમામ ભાવો અનેક વૃત્તિઓમાં એકયરૂપથી મળી જાયછે, પણ સંકલ્પરૂપ અંતવાહક શરીર ઇચ્છા માત્રમાં અનંતકોટ બ્રહ્માંડોના સ્થાનોમાં ગમન કરી શકેછે, ને તેમાં અનેક ક્રિયાઓ કરી તે ક્રિયાઓને જાણવાની યથાર્થ શકિત આપણા સંકલ્પને હોયછે; તોપણ જ્યારે અખંડ જયોતિ જળહળ જળહળ થતી સ્થિર રહેછે ત્યારે મહદા કાશી સ્વરૂપનો ભાસ પડેછે. આભાસમાં અસંખ્ય સંકલ્પો

---

કરવાથકી વખતે મૃત્યુ પણ આવેછે. જેમ નિષાવાન પુરૂષનું મન પરસ્વાધિનછે, તેમ એઓનું મન પરસ્વાધિનપણાને પામી રહેલું હોયછે. તેથી મૃત્યુ પામવાની મોટી ધાસ્તિ રહેલીછે તેમજ એવી સ્થિતિના પુરૂષોને વિષે યોગીઓ કહેછે કે આશક થએલી માશુક પોતાનો દીલદાર સ્વામી (ખાવંદ) જે પરમાત્મા તેનો મેળાપ કરવાસારૂં ચોતરફ ફાંફાં મારેછે, તેથી એવાઓને બ્રહ્મભૂત કહેછે.

આવા બ્રહ્મભૂતોને કોઇ માહાત્મા યોગિ મળી જાય ત્યારે તેઓ એવાઓને એકાન્તમાં રાખીને ગાંજો વિગેરે ચીજોનો નિશો કરાવી સમાધિ લેવડાવેછે. તેમાં તેઓ કમરને મજબુત દબાવી જાલંધરબંધ ને મુળબંધની ક્રિયા કરાવી ગુદાને સજજડ સંકોચી શ્વાસાનું આકર્ષણ કરાવેછે, ને કાનમાં રૂનાં પુંભડાં ઘાલી ફેંટા બાંધીલેછે, ને નાભિને મજબુત ડાબી મહોડાંના બેઉ જડબાંને બે મનુષ્ય પાસે સકતપણાથી મેળવી રખાવેછે, ને માથાપર થંડાપાણીની ઝીણીઝીણી ધારા રેડાવેછે, ને હૃદયના ધબકવામાં સુંઠનો પ્લાસ્ટર મારેછે, ને મેરૂદંડ જે કે બરડાવાળું હાડકું ત્યાં રાઇને ચોપડેછે, ને મસ્તકપર અત્યંત ચંદન લગાવેછે, ને તેની આસપાસ ધુપ કરી તે ધુપના ધુમ્રને નસકોરાં આગળ રાખેછે. છતાં પેટ, જંઘા, કાખ, પગના ટેરવાં, છાતી વિગેરે સ્થાનોપર હલદી ને સુંઠનો લેપ કરેછે, ને પછી એ સર્વ ભાગોને સેકેછે. છતાં પગના વળીઆમાં કાનની પાછળ ને ગળામાં એવી ત્રણ જગ્યાપર અત્યંત ગીલી ગોદાવેછે. આ કર્તવ્યકર્મ થકી શ્વાસા પોતાની અસલ નળીમાં યથાર્થ પુનર્પિ ઉતરી શકેછે, તેનું કારણ કે ઉપલી મગજની થંડી, આસનનું ચપ્પટ બેસવું ને શરીરના તમામ ભાગોની ગરમી થકી શ્વાસ પાછો મગજપર ન ચઢતાં તેમ ગરમીવાળા ભાગમાં પ્રવેશ ન કરતાં પોતાના માર્ગે યથાર્થ ગમન કરી શકેછે. આવી ક્રિયા કરીને તે પુરૂષને બે દીવસ સુધી એકાન્તમાં રાખી મુકેછે કે તમામ પ્રાણ–વાયુઓ ઠેકાણાપર આવી જાયછે. તેમજ એ વિના બીજી અનેક ક્રિયાઓ એ લોકો પાસેછે, છતાં તેમાંની સરળ ને સર્વ ઉપયોગી આ લખીછે. ઉપરના મુળતત્ત્વ કારણથી યોગાભ્યાસી લોકો ગુરૂઓના વચન ને શિખામણ પ્રમાણે ધીમે ધીમે યોગાભ્યાસ કરેછે, છતાં તે પ્રસંગે ગુરૂપાસે રહેછે, પણ આપણા સંસારી વર્ગના લોકો ગુરૂ વિના મહાવરો પાડેછે, પણ ગુરૂ વગરના મહાવરા થકી પ્રસંગે અણચિંતવ્યો ઉપરના જેવો ફેરફાર બની જાયછે, ને તેથી કરીને જીંદગાની નકામ થઇ પડેછે. આ કારણથી ભોગીઓએ જોગીઓના નિયમપર ચાલવું નહી એવો લૌકીક બોધ સર્વત્ર રહેલોછે. તોપણ પ્રત્યેક યોગાભ્યાસના શિખનારા પુરૂષોએ યોગિની પાસે રહી અભ્યાસ કરવો એ મહાઉચિત કૃત્યછે.

હવે તદન સમાધિમાં ભુલા પડેલા પુરૂષની સમાધિને ઉતારતી વખતે યોગિઓ નીચે કહેલા નિયમપર ચાલેછે. તે એવીરીતે કે પ્રથમ સમાધિ લેનાર પુરૂષ પોતાના આસન ઉપર દ્રઢ થઇને બેઠો હોય ત્યારે તમારે પ્રથમ તેનાં માથાપર ઘી લગાવી તપાસ કરવી, તેમાં તે ઘી તવાઇ જાય એટલે જીવતો જાણવો, ને ન તવાયતો મર્ણરૂપ સમજવો, છતાં જો તેને પાંચકલાક કરતાં વધારે વખત થઇ ગયો હોય વા તે મર્ણ પામેલો માલમ પડે, તે છતાં તેને ચોવીસ કલાક વિત્યા પછી બાહેર કાઢવો, પણ તેના મધ્ય સમયમાં કાઢવો નહી, કેમકે એવો પણ બનાવ બનેછે કે જયારે સહવાર, સાંજ, મધ્યાન્હ, મધ્યરાત્રી એવા સંયોગરૂપ સુષુમ્ણાકાળમાં તે પુરૂષને કાંઇક કાળજ્ઞાન ઉત્પન્ન થાયછે.

અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળય કરતા જણાયછે, ત્યારે અણુરૂપ આત્મા ૐકારરૂપ આત્મા માંહે પૂર્ણતાથી મળી જાયછે, ને આપણે શુદ્ધ આકાશની માફક નિર્વિકાર ભાવના આકારે સલંગ સુત્ર મહદાકૃતિવાળા પોળાણમાં અવિભાજયપણાના લક્ષણથી પંચભૂતની વિજળીથી પણ સુક્ષ્માકારે સર્વત્ર વ્યાપક થઇ પોતે પોતાના કદમાં સ્થિર થએલા જણાઇએ છિયે, ને આપણી સ્થિતિ કાંઇજ નથી. એવા મહાન અદર્શ નિરાકાર સ્વરૂપમાં અઘોર મર્ણરૂપ નિંદ્રા ભાવે એકાકારી સુક્ષ્મ નિરાધાર કદથી અવિચળ પદના આવાર્ણમાં જળની તરં-

---

આ કાળગ્નાનરૂપી ઇશ્વરી કૃપાના સામર્થ્યથી તેનો શ્વાસો આપોઆપ પોતાના ઠેકાણાપર આવી જાયછે. આવા બનાવથી જે પુરૂષ જીવતો થાયછે તે પુરૂષ આ જગતમાં માહા અજાયબી ભરેલાં ફેરફારો કરી શકેછે, તેમાં તેના જેવા સંકલ્પો પ્રગટ થાય કે તેવો ચમત્કાર બનેછે; છતાં એવા પુરૂષનું ગ્નાન નિર્મળ પવિત્ર હોયછે, ને તેઓના તર્ક, વિતર્ક ને વિચાર પૂર્ણ અનુભવરૂપ દશાના ગ્નાનને સમજાવેછે, ને તેથી બીજાઓને પૂર્ણ. સમજ પ્રાપ્ત કરવાની શકિત ધરાવેછે, ને જેના પ્રાપ્ત થવાથકી દુઃખ, દારિદ્ર. અજ્ઞાન વિગેરે રહેતાં નથી, ને તે પુરૂષ આ જગતમાં ગ્નાની કહેવાયછે. એવીરીતે આપોઆપ સમાધિમાં લિન્ન થઇ પોતાની મેળે કાયામાં હાજર થએલા એવા પુરૂષોમાં તમામધર્મના આચાર્યો, પેગંબરોનો સમાવેશ થએલોછે, કેમકે એ લોકોએ પોતાની જીંદગાનીનો ઘણો ભાગ એકાન્તમાં એવી સ્થિતિપર કાઢયો હતો તેથીજ કરીને તેઓ અનેક પ્રકારના નિયમો પોતાના બુદ્ધિબળના ગ્નાનથી ચલાવી શક્યાછે, ને તેઓના દેહકષ્ટ પૂર્વક ધર્મનું મહત્વ ચાલી રહ્યુંછે તોપણ પોતાની મેળે ઠેકાણે પડનાર પુરૂષ તવારીખમાં જાહેર થએલા બૌદ્ધધર્મના શાક્યમુનિ (સિદ્ધાર્થ) ને કહયાછે. એ પુરૂષને સમાધિ લાગી જવાથી એનો શ્વાસો કાયામાં ઘુમ્યા કરતો હતો, ને ઠેકાણે પાડવાનું ગ્નાન તેના ચિત્તમાં રહ્યું ન હોતું, ને તેને પોતાની ગ્નાન દ્રષ્ટિથી સિદ્ધ થઇ ગયું હતું કે હવે હું તદન મર્ણ પામી ગયો; ફરી કોઇ પણ કાળ હું જીવતો થવાનો નથી. એવી રીતે તદન આશા છોડી દીધી હતી, પણ ઇશ્વરકૃપાના સામર્થ્યવડે કરીને મધ્યાન્હકાળના સંયોગી સમયપર કાળચક્રની ગતિપૂર્વકનો યોગ આવવાથી પાછો તેનો શ્વાસો આપોઆપ પોતાની મેળે મગજ (બ્રહ્મરંધ્ર) ચક્રમાંથી ચલિત થઇ મેરૂદંડને રસ્તે યથાર્થ રીતે પોતાની જગ્યાપર હાજર થયો હતો.

આ ગુપ્તબનાવ બનવાથી તેનામાં જે પૂર્ણ અનુભવી ગ્નાન પ્રગટ થયું હતું, તે ગ્નાનના સામર્થ્ય આગળ સર્વ પ્રજા તેને સાક્ષાત ઇશ્વરરૂપ સમજતી હતી, ને તેનો ચહેરો યોગાભ્યાસના માહાવરાથકી કોઇ દેવતાઇ પુરૂષને મળતો હતો, તેના સર્વ ઉપદેશી વાકયો તે ઇશ્વરના ઉપદેશ તરીકે પ્રજામાં મનાઇ ગયાં. આવા પ્રકારથી ભુલા પડેલા પુરૂષો સારૂં નીચે પ્રમાણે સામગ્રી તૈયાર કરવી. પ્રથમ તમારામાંથી એક પુરૂષે માથાપર થંડા પાણીની ઝીણીઝીણી ધારાઓ પાડવી, નહીતો વસંતરૂપી સોમવલ્લીના પાલાનો લેપ ચંદનસાથે મેળવી મગજપર કરવો, ને કાનને વિષે રૂના દુચ્ચા મારી કાનના છિદ્રને બાંધી દેવાં, ને મહોડાંનાં જડબાંને મજબુત બંધકરી રાખવું, ને તેની આસપાસ ગુગર, ઘી વિગેરેનો અત્યંત ધુપ કરવો, ને તે ધુપનો પવન નસકોરામાં જાય એવી સોઇ કરવી. આ ધુમાડાથકી હવામાં ફેર પડી જાયછે, ને એ ધુમાડો બાજી હવા સાથે નસકોરામાં જવાથી શ્વાસાને આકર્ષણ કરેછે; જે ઉપરથી શ્વાસો શુદ્ધિના ઠેકાણાંપર આવવા માંડેછે. તોપણ કમ્મર મજબુત દાબી રાખવી, ને એક પુરૂષે કલેજાંપર ચંદનનો લેપ, ને બરડાપર કેશર ને કસ્તુરીનો લેપ કરવો, ને કાખ, નાભિ, હૃદય એ જગ્યાપર સુંઠનો પ્લાસ્ટર મારવો, ને તમામ શરીરપર ભવભૂતિ લગાવી દેવી, કેમકે ભવભૂતિ સ્વભાવે ગરમછે તેથી સર્વ સ્નાયુઓમાં ગરમી પહોંચાડેછે, ને તેની છાતિપર બરાસનો લેપ કરવો. આથી કરીને શ્વાસો તદન ઠેકાણાપર આવી જાયછે,

ગની માફક મળી જઇએ છિયે. આ સ્થિતિને પરમપદ વા ભૂમા કહ્યુંછે. આ જગ્યામાં બુદ્ધિથી જગતનો દ્વૈતરૂપ ભાસ દેખાયછે, ને તેથીજ કરીને મહદાકાશમાં અંતવાહક એટલે સંકલ્પરૂપ ભાવની દ્વૈતરૂપ સૃષ્ટિ દેખાયછે, પણ જો બુદ્ધિ શુદ્ધ થાયતો અંતવાહકરૂપ દ્વૈતરૂપ સૃષ્ટિ દેખાતી નથી; તેથી દ્વૈતમય જગતરૂપ બુદ્ધિજ દેખાડેછે, બીજું કાંઈજ નથી.

## श्रुति.

**सदद्वैते ऽनृतद्वैते यदन्यो ऽन्यैक्य विलक्षणम्।**
**तस्यांत कालस्तल्देद बुद्धिरेव नचेतर :॥**

અર્થઃ—સત અદ્વૈત વિષે વા અનૃત (મિથ્યા) દ્વૈત વિષે જે અન્યોન્ય એકયતાનો (જ્ઞાનરૂપ) ભ્રમછે, તે ભ્રમનો અંતકાલ જે છે તે (દ્વૈત, અદ્વૈત)મય બુદ્ધિછે બીજુ નથી, જેમ ગોળ, સાકર ને મધ વિગેરેમાં તેની માધુર્યતા લિન્ન થઇ રહેલીછે, તેમ અદ્વૈતરૂપ આત્મામાં તેની મિષ્ટતારૂપ દ્વૈત જગતનો ભાસ લિન્ન થઈ રહેલોછે; ને ફકત બોધરૂપ આત્માજ નિંદ્રારૂપી એકજ જ્ઞાનની સ્થિતિના ભાવમાં એક રૂપથી સ્થિરછે. ત્યારે સંપૂર્ણ પરમપદરૂપી નિરાકાર ઇશ્વરી સ્વરૂપની પ્રાપ્તિ થાયછે.

આ પ્રાપ્ત થએલી તમારી પરમપદરૂપી અવિનાસી સ્થિતિ અજવાળાં અંધારાનાં સ્વરૂપથી જુદાજ પ્રકારની તમોને દરશાયછે. જેમાં ૐકારરૂપ આત્માના ચારેપાદ યથાર્થ ઓળખાયછે, ને ૐકારરૂપ આત્માને જાણી દ્રશ્ય અદ્રશ્યરૂપ કોઇ પણ પદાર્થનું ચિંતન કરવું નહી, કેમકે એને વિષે રહેલા પુરૂષને જરાપણ ભય નથી, એવું માંડુકયોપનિષદના ૧ લા પ્રકરણના ૩૦ માં મંત્રમાં કહ્યુંછે.

---

પણ પગના તળીઆંમાં ને ટેટ્ટાપર રાખ લગાવવાને ચુકવું નહી, ને તેના મહોડાં આગળ બળતી ચંદનની સગડી રાખવી, ને તેમાં બરાસ કસ્તુરી ને કેશરને પણ નાખવું. આવા સુગંધિદાર ને ગરમ પદાર્થથકી તેની સર્વ સ્નાયુઓ ગરમ બનેછે, ને તેથી કરીને શ્વાસાને એંચી લાવેછે, તેમ થંડિ ચઢી શકિત નથી, એટલે શ્વાસા બાહેર નિકળી શકેજ નહી. આ ઉપાયો કર્યાપછી સર્વે મનુષ્યોએ પા કલાકમાં એ ક્રિયાઓ કરી તેનાથી દુર ખસી જવું, ને જરાપણ ગોંધાટ કરવો નહી, એટલે ધીમેધીમે શ્વાસા પોતાના માર્ગપર આવવા લાગેછે, તેમતેમ ઉપર વર્ણવેલા દેખાવોના ચમત્કારીક માનને યાદ રાખતો ને અનુભવ કરતો કરતો નીચે ઉતરેછે, ને છેક ઉતરી રહયા પછી કલ્પના વિરકત સ્થિતિમાં અડધા કલાક પર્યંત રહેછે, ને પોતે કયાં હતો વિગેરે સ્થિતિની સ્મૃતિનો અનુભવ કરેછે. આ પ્રસંગે તે ઉપરની ક્રિયા કરનારાઓનો મોટો ઉપકાર માની કેટલાંએક ગુપ્ત આશી વચન ભણેછે. તેવામાં કદાચ ગોંધાટ માલમ પડયો કે તરત તેનો શ્વાસાને જ્ઞાન અંદેશામાં પડી પોતાની જગ્યા છોડી દેછે, કે તેથી તે ગાંડો બની જાયછે. આ ગાંડાપણામાં તે તદન સારા નઠારા પદાર્થોના નિયમને જાણતો નથી, પણ અઘોરીની માફક નીચ, નકામ ને ધિક્કારરૂપ પદાર્થોનો સંગ્રહ કરવા શિખેછે. તેથી સર્વ માણસોએ ચુપ રહેવું, ને જયારે તે તમારી સાથે ખુશ મિજાજમાં આવી વાતચિત કરવા સારૂં કાંઇ પણ પ્રશ્ન કરેછે, ત્યારે તમારે નીતીથી નમ્રતા પૂર્વકગરીબાઇમાં રહી ધિમા શબ્દથી જવાબ આપવા પેહેલાં તેની સ્તુતિકરી જય જય શબ્દો પોકારી પગે પડવું. આથી કરીને તે પ્રસન્ન થઇ અનેક તરેહના ભવિષ્ય વાક્ય કહેશે. તેને તમો સર્વેએ નોંધિ લેવાં એટલે સર્વેને સુખી થવાનો પ્રસંગ મળેછે,

## मंत्र.

**युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम्।**
**प्रणवे नित्य युक्तस्य न भयं विद्यते क्वचित् :॥**

અર્થ:—આ ૐકારરૂપ આત્માના ધ્યાનની કરતવ્યતા સારૂં કહેછે કે, ૐકાર નિર્ભયરૂપ બ્રહ્મછે; તેથી વ્યાખ્યાન કરેલા પરમાર્થરૂપ ૐકારમાં ચિત્તને લગાવવું, આ ૐકાર વિષે રાત્ર દીવસ નિમગ્ન થએલા પુરૂષને કયાંયપણ ભય નથી, કેમકે વિદ્વાન કોઇથી પણ ભયને પામતો નથી, એ શ્રુતિથી સારાંશ કે, ૐકારરૂપ આત્માનો યથાર્થ દેખાવ જયારે તમારી નજરે પડેછે, ત્યારે કાંઇજ નથી, એવા નિર્વિકારરૂપમાં તમારો ભાવ કાયમ થાયછે. તેથી નીરાકાર એવું જે અચંચળ તમારૂં પૂર્વનું સ્વરૂપ તેની માંહે લિન થવાયછે, કે તરત એ સ્વરૂપમાં સર્વ કાંઇ છે એવી ખાત્રી આપો આપ થઇ આવેછે, જેથી કાંઇજ નહીં એવું જે નીરાકાર સ્વરૂપજ આ અનંત-કોટ બ્રહ્માંડરૂપે અવિદ્યામય દેખાઇ આવ્યું હતું. તે આ પૂર્ણરૂપ ૐકારનાં દર્શનથી નષ્ટ થયું, તેથી એ મહાન નીરાકારરૂપ ૐકારમાં અવિદ્યાનો પત્તો લાગતો નથી, ત્યારે જાણવું કે તમોજ સતરૂપ નીરાકારના અવિભાજયવાળા શાંતરૂપ આત્માને વિષે ઐયરૂપમાં લિન થયાછો, વા તમો પોતેજ પોતાના અસલ નીરાકારી અખંડ સ્વરૂપની જ્યોતિમાં સ્થિર બેઠાછો, વા. તો, તમો પોતેજ નિરાકાર પરમેશ્વર બન્યાછો, કેમકે સર્વ પ્રાણીઓના સમુહના આશ્રયરૂપ ૐકારને કેવીરીતે જાણવો તે આ માંડુકયોપનિષદનો મંત્ર કહેછે.

## मंत्र ४०,

**प्रणवंहीश्वरंविद्यात्सर्व्वस्यहृदिसंस्थितम्।**
**सर्व्व व्यापिन मोङ्कारं मत्वा धीरो न शोचति॥**

અર્થ:—સર્વ પ્રાણીના સમુહનું સ્મરણ કરાવનારી વૃત્તિ (ભાવ) ના આશ્રયરૂપ જે હૃદયમાં સ્થિત થએલા ઇશ્વરરૂપ ૐકારને આકાશની માફક સર્વવ્યાપક જાણવો. તેમ બુદ્ધિમાન પુરૂષો ૐકારરૂપ આત્માને અસંસારી જાણીને શોક વિગેરે કરતા નથી, કેમકે આત્મા વિષે અજ્ઞાનરૂપ શોક રહેતો નથી; તેથી આત્મવેત્તા શોકને તરેછે એ શ્રુતિથી નિશ્ચે થાયછે, ૐકારરૂપ આત્મામાં આદિ, અન્ત ને મધ્ય એવા ત્રણેકાળ તેના નિરાકાર રૂપ શાંત સ્વરૂપમાં સમાઇ ગયા છે, ને તે કાળોને તમો દેખતા નથી, એવો અકાળ રૂપ આપણો ભાવ બન્યોછે છતાં એ ભાવ ૐકારની જ્યોતિમાં નિમગ્ન થયો કે તે ભાવ સલંગ સુત્ર આ

કાશની માફક સર્વ સ્થાનપર કંઇજ નથી એવા અચંચળ નિરાકારી સર્વ જ્ઞાતા-વાળા ભાવમાં પોતાના સ્વરૂપથી સાક્ષિરૂપે સ્થિર થયાછો, ત્યારેજ આ અવિદ્યા-રૂપ સૃષ્ટિ સ્વપ્નાકૃતિ દ્રઢ થાયછે.

## श्रुति.

अद्वितीय ब्रह्मतत्त्वे स्वप्नो ऽयम खिलं जगत् ।
ईश जीवादि रुपेण चेतना चेतनात्मकम् ॥

અર્થ:—આ ઇશ જીવાદિક રૂપે કરીને ચેતન અચેતન સ્વરૂપ જે જગતછે તે ૐકારરૂપ અદ્વિતીય બ્રહ્મતત્વ વિષે સ્વપ્ન છે. સારાંશ કે આ અવિભાજ્ય ૐકાર સ્વરૂપમાં જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તૂર્યા નેભૂમા એ પાંચ અવસ્થાઓના સર્વ દેખાવો સ્વપ્નવત રહેલાછે. આ ૐકારને જાણવાવાળો મુનિછે, તે આ માંડુકયોપનિષદનો મંત્ર કહેછે.

## मंत्र ४१.

अमात्रो ऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः ।
ओङ्कारो विदितो येन स मुनिर्नेतरो जनः ॥

અર્થ:—( આ મંત્રમાં મોક્ષને પામેલા ૐકારની સ્તુતિ કેવી રીતે છે તે દરશાવેછે. ) અમાત્ર ( તુરીયપાદરૂપ ) છે, અરૂ જેણે કરી ૐકારનું પરિમાણ કરીએ એવો જે પરિચ્છેદ તેને માત્રા કહીએ છેયે. છતાં જેની અનંત માત્રાછે, એવો જે ૐકાર તે અનંત માત્રછે. તોપણ એટલાથી એ પરિચ્છેદ થઇ શકતો નથી. તેમ દ્વૈતના ઉપશમરૂપછે, તેથી ઉપશમરૂપ હોવાથી શિવરૂપછે. આવા પ્રકારના વ્યાખ્યાનવાળા ૐકારને જેણે જાણ્યોછે, તે પરમાર્થ તત્વના મનન કરવાથી મુનિછે. બીજા શાસ્ત્રજ્ઞ પુરૂષો મુનિ થતા નથી.

આ ૐકારરૂપની પૂર્ણ પ્રાપ્તિ બૌદ્ધધર્મના શાકયમુનિને સંપૂર્ણ રીતે પ્રાપ્ત થઇ હતી, ને જેની પ્રાપ્તિ થકી તેનામાં સંપૂર્ણ જ્ઞાન પ્રગટ થઇ આવ્યું હતું; જેથી તેણે પોતાના ધર્મમાં સિદ્ધ કીધું કે આપણી કાયાન ષડચક્રોની પેલીમેર કાંઇજ નથી, છતાં આ બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપેલા પંચમાહાભૂતોના તત્વો અનાદિછે, ને પ્રકૃતિની પ્રત્યેક રજકણમાંથી જગત ઉત્પતિ બનીછે. પણ પરમેશ્વર આ વિશ્વમાં નથી, ફકત આપણા ચૈતન્યની ક્રિડાથી આ સર્વ સૃષ્ટિ બનીછે; તસ્માત સર્વ ચૈતન્યરૂપ શ્વાસોને આકર્ષણ કરીને જે જે ચક્રમાં સ્થિર જેછે, ત્યાં ત્યે જુદી જુદી રચના પ્રગટી આવેછે. આ પ્રગટ કરનારાં મુળ સ્વરૂપનું નામ ૐકારછે. આ ૐકાર ઉતમ અધિકારવાળા ભેદ બુદ્ધિના પ્રપંચ.ભાવથી જેઓ રહિત થઇને સર્વત્ર એકરસ પણાથી પ્રત્યગાત્મ રૂપ જે બ્રહ્મ, તે રૂપના યથાર્થ જ્ઞાનથી ૐકાર પામવા યોગ્યછે. તેથી એ ૐકાર કેવોછે, તે આ માંડુકયનો મંત્ર કહેછે.

## मंत्र.

**प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च पर : स्मृत : ।**
**अपूर्वो ऽनन्तरो बाह्यो नपर : प्रणवोऽव्यय : ॥**

અર્થઃ—ૐકાર અપરબ્રહ્મછે, તેમ ૐકાર પરબ્રહ્મ કહયોછે. તેમ પરમાર્થથી માત્રાને પાદનાક્ષીણ થવાથી આ ૐકાર પરમાત્મા બ્રહ્મછે, તેથી એનું પૂર્વ કારણ નથી, વાસ્તે અપૂર્વછે. તેમ એમાં ભિન્ન જાતિવાળું કાંઇ પણ નથી, વાસ્તે અનંતર છે. તેમ એની બાહેર બીજી વસ્તુ નથી, જેથી અબાહ્યછે. તેમ એમાં બીજું કાર્ય નથી, વાસ્તે અનપરછે. તેમ એનો વ્યય નામ નાશ થતો નથી, વાસ્તે અવ્યયછે. સારાંશ કે ૐકારરૂપ નીરાકાર, નીરંજન આત્માની પરમ્ નિર્વાણપદની મુક્તિ ૐકારના સ્વરૂપમાં એૈકયભાવથી લિન થઇ રહેવાથી મળેછે, ને આ સમયે આપણા શ્વાસા મેરૂદંડ મારફતે છેક બ્રહ્મરંધ્ર ચક્રપર સ્થિરતાથી બેઠેલા હોયછે, ત્યારે દ્રશ્ય દર્શન, જ્ઞાન જ્ઞેય, કર્મ કારણ વિગેરે ગોચરરૂપી ત્રિપુટિનાં અંગો દરસાતા નથી, પણ દ્રષ્ટાની અખંડ તેજોમય પ્રકાશમાન જ્યોતિના સ્વરૂપમાં પરમ નિર્વાણ નિવૃતિ પ્રગટ થાયછે. આ સુખ થકી સર્વનો અભાવ પ્રગટેછે, ને અખંડ મુક્ત રૂપ બનીએ છેયે.

## श्रुति.

**द्रश्यं नास्तीति बोधेन मनसो द्रश्य मार्जनम् ।**
**संपन्नंचेत् तदुत्पन्ना परा निर्वाण निवृत्ति : ॥**

અર્થઃ—દ્રશ્ય નથી, એ જ્ઞાનથી દ્રશ્યનો સંપૂર્ણ અભાવ ભાસમાન થવાથી દ્રશ્યનું સર્વત્ર આચ્છાદન જણાવવાને લીધે જે મુક્તાનંદરૂપી સુખ પ્રાપ્ત થયું, તેનુંજ નામ પરમ નિર્વાણ નિવૃતિરૂપ મુક્તિ કહ્યુંછે.

## ધારણા.

આ અંગ ચિત્તવૃત્તિને એકાગ્રહપણામાં રાખવા સારૂં દરશાવ્યુંછે, કેમકે ચિત્ત જ્યારે ઇંદ્રિયોની મારફતે આ બાહ્ય પદાર્થને ગ્રહણ કરેછે ત્યારે દેહાભિમાન ઉત્પન્ન થાયછે. તેમાં હું મોટો, હું રાજ્યકર્તા, હું જીવ, હું પાપી, હું અલ્પજ્ઞ, હું અજ્ઞાન એવા ભાવવાળું મન થઇ જાયછે, ને આપણી કલ્પનામાં કામ, ક્રોધ, લોભ, મત્સર, આશા ને તૃષ્ણાનો ઉપદ્રવ થઇ આવેછે; તેથી ઇંદ્રિયોના ધર્મપર ચિત્તની વૃત્તિ નહી જવા દેવાથી ઉપર પ્રમાણેના અનર્થકારી ઉપદ્રવો પીડતા નથી, પણ ચિત્તને સ્થિર રાખવાથી જ્ઞાન, સમજ, દ્રઢતા, નિશ્ચાર્થ વિગેરે દીર્ઘ દ્રષ્ટિવાળા વિચારો પ્રગટ થઇ આવેછે, ને તેના સંયોગે આપણી કલ્પના પવિત્રા

સંતોષકારી ને કલ્યાણરૂપ થાયછે, ને તેથી આપણા મનના ભાવો સંપૂર્ણ રીતે સુખકર્તા થઇ પડેછે; તેમાં નિશ્ચે થાયછે કે હું દેહ નથી, પ્રાણનથી, ઇંદ્રિયનથી, મનનથી, પચંભૂતના તત્વરૂપ નથી, પણ હુંતો અખંડ સર્વજ્ઞ એક સચ્ચિદાનંદ સર્વ વ્યાપિક બ્રહ્મછું. એવા પ્રકારની ભાવના થઇ જાયછે. આ ભાવનાવાળું મન જયાં જયાં જાયછે ત્યાં ત્યાં પોતાનેજ વ્યાપેલો સમજેછે.

## શ્લોક.

**यत्र यत्र मनोयाति ब्रह्मणस्तत्र दर्शनात् ।**
**मनसो धारण चैव धारणा सापरम्मता ॥**

અર્થઃ-જે જે પદાર્થમાં મન જાયછે તે તે પદાર્થ વિષે સત્તા, સ્ફુરતા ને પ્રિયતારૂપ બ્રહ્મજ દરશાયછે, ને નામરૂપ તે મિથ્યાછે. આ મિથ્યામાં સત્યરૂપ જે આત્માના સ્વરૂપનું અનુસંધાન કરવું, તેનું નામ ધારણા. તેમજ ષડ-ચક્રોમાં જે મનની ધારણા કરવી તે પણ ધારણાજછે. આ ધારણા અજ્ઞાનીઓને લાયકનીછે. તે એવી રીતની કે આપણી નેત્ર દ્રષ્ટિને પ્રથમ નાસિકાની અણી-પર, બાદ ભ્રુમધ્યે, બાદ કાનના ધ્વનિઓના ધ્યાનમાં, હૃદયકમળમાં, લલાટમાં શ્વાસાની ગતિપર દ્રષ્ટિ રાખવાથી તથા મનનું ધ્યાન આપવાથી ઇંદ્રિયોનું ચાંચલ્ય-પણું સ્તંભેછે. આ પ્રસંગે પ્રાણ અપાનની ગતિ સ્થિર થાયછે, છતાં ચિત્તને સ્થિર કરવાસારૂં આંખ વીંચી, શ્વાસાનો કુંભક કરવાથી સોહં પ્રગટ થાયછે, ને કાન તરફ અનૂહદ ગર્જના ગર્જેછે, તે પ્રસંગે સોહંનું મુળ જે ૐકારરૂપ આત્મા તેનાં અનંત કિર્ણો પ્રકાશતાં દરશાયછે. તેથી મુંડકોપનિષદના દ્વીતીય ખંડમાં ૐકકારરૂપ અક્ષરનું વર્ણન કરી ચિત્તને એકાગ્ર કરવાનું આ મંત્રમાં કહેછે.

## मंत्र, ३३.

**आविः सनिहितं गुहाचरन्नाम महत्पद मत्रै तत् समर्पि तम्। एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथसदसद्वरेण्यं परविज्ञानाद्य द्वरिष्टं प्रजा नाम् ॥**

અર્થઃ-સત [1]સ્વરૂપ જે અક્ષર બ્રહ્મછે તેને કેવા પ્રકારથી જાણવો તે ત્યાં

---

૧. જેને એકવાર દેશમાત્રથી અદ્વીતીય બ્રહ્મ હુંછું, એવા વાકયાર્થનું જ્ઞાન અનુભવ પર્યંત થાય નહીં તેને વાક્યથી વારંવાર ભાવના ને યુકિતથી ચિત્તનું અનુસંધાન કરવાને ઉપાય ને અનુષ્ઠાન યોગ્યછે.

કહેછે કે જે બ્રહ્મ [1] પ્રકાશરૂપછે તે [2] સમ્યક સ્થિતછે એટલે તે વાણી આદિક ઉપાધિથી પ્રકાશેછે. તેમ વિરાજે પણછે. આ બીજી શ્રુતિથી શબ્દાદિક વિગેરમાં પ્રકાશમાન થઇ ભાસેછે, તેમ દર્શન શ્રવણ, મનન'ને વિજ્ઞાન આદિક ઉપાધિઓના ધર્મથી પ્રગટ થએલો સર્વ પ્રાણીઓના હૃદયમાં લખીએછેએ. તેમજ આ પ્રગટ થએલો બ્રહ્મ હૃદયવિષે બરાબર સ્થિતછે. તે દર્શનને શ્રવણ આદિક પ્રકારોથી હૃદયરૂપ ગુહાવિષે વિચરવાવાળો ગુહાચર એવા નામથી પ્રખ્યાતછે, અને એ બ્રહ્મ સર્વથી મોટો હોવાથી મહતછે, તેમ સર્વ પદાર્થોનો આશ્રયરૂપ હોવાથી સર્વથી પ્રાપ્ત થઇશકેછે; તેથી પદછે. આ કારણથી મહત્પદરૂપછે. એ બ્રહ્મ મહત્પદરૂપ કેવી રીતેછે! ત્યાં કહેછે કે જે ચાલવાવાળાં પક્ષીઆદિકછે, તેમ પ્રાણ અપાન આદિક પ્રાણોવાળા મનુષ્ય પશુ વિગેરછે, તેમ નિમિષ આદિક ક્રિયાવાળાછે, તેમ અનિમિષ ક્રિયાવાળાં પણ છે. તે સર્વ બ્રહ્મમાં રથચક્રની નાભિના આરાની માફક પ્રવેશને પામ્યાછે, એવો જે આશ્રયછે તે તેઓનેછે, તેથી હે શિષ્ય! તમે સર્વ જાણો કે, એ બ્રહ્મ તમારૂં આત્મરૂપ છે, તેમ એ સત્ અસત્ સ્વરૂપછે, કેમકે સત અસત્ નામ મૂર્ત વા અમૂર્તરૂપ જે સ્થુલ વા સુક્ષ્મ પ્રપંચ જે છે, તે બ્રહ્મ વિષે ભિન્ન ભાવના અભાવથી રહેલાછે. તેમ બ્રહ્મ વરેણ્યછે. એટલે નિત્ય હોવાથી સર્વને માગવા યોગ્યછે, છતાં પ્રજાના વિજ્ઞાનથી પરછે. એટલે લૌકિક જ્ઞાનથી અગોચરછે, પણ જો એ વરિષ્ઠ કેમછે, તો તે સર્વ શ્રેષ્ઠ પદાર્થોને વિષે એકરૂપે કરી અતિશય શ્રેષ્ઠતા ભોગવેછે. તેથી સર્વ દોષથી રહિતછે. સારાંશ કે એવો અક્ષરરૂપ બ્રહ્મ કેવા પ્રકારમાં રહ્યોછે તે આજ મુંડકનો મંત્ર કહેછે.

## मंत्र, ३४.

**यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिन् लोका निहिता लोकिनश्च।**
**तदेतदक्षरं ब्रह्मस प्राणस्तदु वाङ्मनः। तदेतत्सत्यं तदमृतं**
**तद्वेद्धव्यं सोम्यविद्धि ॥**

અર્થઃ–જે બ્રહ્મ પોતાના પ્રકાશથી સૂર્ય આદિકને પ્રકાશીત કરેછે એથી તે પ્રકાશવાનછે. અરૂ જે સામા આદિક સુક્ષ્મ વસ્તુથી પણ સુક્ષ્મછે, તેમ પૃથિવિ

---

૧ વિશ્વના પ્રાનરૂપથાં જે પ્રકાશમાન બ્રહ્મછે, તેની સદા મુમુક્ષુ ભાવના કરેછે, એવો અર્થછે. છતાં બીજા ગ્રંથકારોએ પણ કહ્યુંછે—જો છે, જો ભાસેછે, તે આત્મારૂપછે. તેના વિના બીજું ભાસતું નથી. તેમ બીજું કાંઇ છેનહીં, પણ કેવળ પોતાની સત્તારૂપ સંવિત (ચેતન) ભાસેછે, તે પણ તેમાં ગ્રાહ્ય (વિષય ને ગૃહિતા (વિષયી) એવી કલ્પના મિથ્યાછે.

૨. સર્વ પ્રાણીના હૃદયવિષે સ્થિત વાક્ આદિક ઉપાધિઓથી શબ્દાદિકોને પ્રાપ્ત થવાની માફક બ્રહ્મજ જીવ ભાવને પ્રાપ્ત થએલો ભાસેછે. તર્યાં તે અપરોક્ષછે, એવું સદા ચિંતન કરે એવો અર્થછે.

આદિક સ્થુલ વસ્તુઓથી અતિશયપણે સ્થુલછે, તેમ જેને વિષે પૃથિવી આદિક લોક અરૂ મનુષ્ય વિગેરે સર્વ લોકનું ચૈતન્ય પ્રસિદ્ધપણાથી આશ્રિત થઇ નિવાસ કરીને સ્થિર થઇ રહેલુંછે, તે આ સર્વનો આશ્રિતરૂપ અક્ષર (અવિનાશી) બ્રહ્મછે, તેજ પ્રાણછે. તેમ વાક્ અને મનરૂપ પણછે. છતાં ચ શબ્દથી ઉપલક્ષિત સર્વ કરણરૂપછે. એટલે પ્રાણ આદિકની ભિતર જે વિદ્યમાન ચૈતન્યછે તે ચૈતન્ય તેનું આશ્રિત હોવાથી પ્રાણ વા ઇંદ્રિય આદિક સર્વ સંઘાતરૂપ તેનું આશ્રિત છે, કેમકે તે પ્રાણનો પ્રાણરૂપછે, ઇત્યાદિરૂપ બીજી શ્રુતિઓથી જણાયછે, તોપણ તે પ્રાણ આદિકની ભિતર ચૈતન્યરૂપ અક્ષરછે, તેજ આ સત્ય છે. તેથી આ અમૃત (અવિનાશી) છે. છતાં એ આપણા મનથી વેધન કરવાને યોગ્યછે. એટલે કે, તેને વિષે મનનું સમાધાન બની શકેછે તેથી, જેથી તે એવો છે, વાસ્તે હે સૌમ્ય! વેધન કર (અક્ષર વિષે ચિતને એકાગ્ર કર) ૧. એ કેવી રીતે વેધવાને યોગ્યછે? તેને સારૂં આજ મુંડકનો મંત્ર કહેછે.

## मंत्र, ३५.

**धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरंह्युपासा निशितंसन्धयित।**
**आयम्य तद्भावगतेन चेतसालक्ष्य तदेवाक्षरं सौम्य विद्धि॥**

અર્થઃ—[1] કેવી રીતે વેધન કરવું? ત્યાં કહેછે કે—ઉપનિષદ વિષે પ્રસિદ્ધ ધનુષરૂપ મહાન અસ્ત્રને લઇને તે ધનુષમાં નિરંતર ધ્યાનથી તિક્ષ્ણ (સંસ્કારયુક્ત) તાથી બાણનું સંધાન કરવું, જેથી હવાં હાથથી ધનુષનું આકર્ષણ સંભવતું નથી. એથી તે અક્ષર બ્રહ્મરૂપ લક્ષ્ય વિષે ભાવનાને પ્રાપ્ત થએ, ચિત્તથી ઇંદ્રિયસહિત અંતઃકરણને પોતાના વિષયથી નિવૃત્ત કરીને લક્ષ્યમાં લાવવા સારૂં ધનુષનું આકર્ષણ કરીને, હે સૌમ્ય! તેજ ઉક્ત લક્ષણ વાળા અક્ષરરૂપ લક્ષ્ય ને વેધન

## मंत्र, ३६.

**प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्य मुच्यते।**
**अप्रमत्तेन वेद्धव्यंशर वत्तन्मयो भवेत्॥**

---

૧ હવે વિચાર કરવાને અસમર્થો ને ૐકારનો આશ્રય કરાવી, બ્રહ્મ. આત્માને વિષે ક્રમપૂર્વક મુક્તિરૂપ ફળવાળી ચિત્તની એકાગ્રહને દેખાડવાનો આરંભ કરેછે એવો અહિંઆં અભિપ્રાયછે.—ૐકાર બ્રહ્મછે એવી રીતે ધ્યાનવાળા જીતેંદ્રિય પુરૂષને જે ૐકાર સંબંધી ચૈતન્યનો પ્રતિબિંબ રહ્યુંછે તે આત્મા છે. એવાં પ્રકારનું ચિંતન તે ૐકારરૂપ ધનુષવિષે બાણનું સંધાનછે. છતાં તે બ્રહ્મના ચેતનનું પ્રિતિબિંબરૂપ, જીવની એકયતારૂપ જે સંધાન તે લક્ષ્યનો વેધછે.

कर. तात्पर्य के, अक्षर विषे चित्तने एकाग्रह कर. हवे कथन करेलां धनुष आदिक जे छे तेने आ मंत्र देखाडेछे.

अर्थः—ॐकुकाररूप धनुषछे. (जेम धनुष जे छे ते लक्ष्य (निशान) मां बाणना प्रवेशनुं कारणछे तेम आत्मारूप बाणनुं अक्षररूप लक्ष्यमां प्रवेशनुं कारण ॐकुकारछे. जेम अभ्यास करेला धनुषथी संस्कार युकत वा ते धनुषना आश्रयने पामेलु बाण लक्ष्य विषे कायम रहेछे तेम, जेथी अभ्यास करेला ॐकुकारथी संस्कारयुकत वा ते ॐकुकाररूप आश्रयने पामेला आत्माना प्रतिबिंबना अभावनी असर विषे स्थित थायछे.) जेथी ॐकुकार जे छे ते धनुषनी माफक धनुषछे. तेम आत्मारूप बाणछे. एटले उपाधि करी लक्षित परमात्माज जळगत सूर्यना प्रतिबिंब आदिकनी माफक आ देहमां सर्व बुद्धिओनी वृत्तिओना साक्षि थइने प्रवेशपणाने पाम्यो छे, ते बाणनी माफकछे. तेम आत्माना अर्थ, विषयनी प्राप्ति सारुं तृष्णारूप प्रमादथी रहित अरु सर्वथी विरकत अरु जीतेंद्रिय अरु एकाग्रह चित्तथी वेधवाने योग्य जे ब्रह्म ते लक्ष्यरूपछे. तेथी तेने वेध्या पछी बाणनी माफक तेनाज रूपमां ऐकयताने पामेछे. जेम बाणना लक्ष्यने साधी ऐकयतामय फळ पामेछे, तेम देहादिक अनात्माकार वृत्तिओना तिरस्कारथी अक्षरनी साथे ऐकयपणाना फळने संपादन करेछे. सारांश के अक्षरज दुःखथी जाणवाने योग्य होवाथी तेनुं सामर्थ्य केवुंछे, ते आ मुंडकनो मंत्र जणावे छे.

## मंत्र, ३७.

**अस्मिन्द्यौः पृथिवी चान्तरिक्ष मोतंमनः सहप्राणैश्च सर्व्वैः। तमेवैकंजानथआत्मानमन्यावाचोविमुञ्चथअमृतस्यैष सेतुः॥**

अर्थः—जे अक्षररूप पुरुष विषे स्वर्ग, पृथ्वी, ने आकाशरूप जगत् प्रवेशने पाम्युंछे, तेम बीजा सर्व करणसहित मन प्रवेशने पाम्युंछे. हे शिष्य, तेने सर्वना आश्रयरूप एक अद्वैतमय तमारा तेम सर्व प्राणीमात्रना प्रत्येक स्वरूपवाळा आत्माने जाणो, छतां आत्माने जाणी बीजी जुदी विद्यारूप वाणीओने तेम वाणीथी जाणवाजोग साधनवाळा तमाम कर्मने छोडो, केमके आ आत्मानुं ज्ञान अमृतनो सेतुछे. मतलब के मोक्षनी प्राप्तिवाळो ए पाजछे, केमके संसाररूप महासमुद्रने उतरवानो ए मार्गछे तेथी, जेथी ए आत्मज्ञान मोक्षनी प्राप्ति सारुं पुलछे एवी रीते जाणीने मृत्युने ओलंगी जायछे, तोपण ए विना मोक्षनी प्राप्ति सारु बीजो मार्ग नथी, एवी रीते बीजी श्रुति कहेछे. सारांश के अक्षररूप ब्रह्ममां ॐकुकाररूपथी ध्यान करवा सारुं आ मुंडकोनो मंत्र दरशावे छे.

## मंत्र, ३८.

अराइव रथनाभौ संहतायत्र नाडय: सएषोऽन्तश्चरते बहुधा जायमान: । ॐमित्येवंध्यायथआत्मानंस्वस्तिव: पाराय तमस: परस्तात् ॥

અર્થઃ—જેમ રથના પૈડાંમાં પ્રવેશને પામેલા જેવી રીતે આરાઓછે એવી રીતે હૃદયમાં સર્વ તરફથી દેહમાં વ્યાપક થએલી સર્વ નાડીઓ સમ્યક્‌પણાથી પ્રવેશને પામેલીછે, છતાં તે હૃદયમાં બુદ્ધિની વૃત્તિઓનો સાક્ષીરૂપ જે આ પ્રસંગમાં પ્રાપ્ત થએલો આત્મા, તે હૃદયમાં સ્થિર થઈ દેખેછે, સાંભળેછે, મનન કરેછે, તેમ જાણીને વર્તેછે, છતાં ક્રોધ, હર્ષ આદિક વૃત્તિઓથી અનેક પ્રકારનો ભાવરૂપ દેખાયછે, એટલે અંતઃકરણના અવિવેકવાળી ઉપાધિમાં સંયુકત હોવાથી તેને જોઇ લૌકિકજન હર્ષને પ્રાપ્ત થાયછે, અરૂ ક્રોધને કરેછે. એમ કહેછે, તેથી એ આત્માને એવા પ્રકારથી ૐકારરૂપ આશ્રયવાળો થએલો જાણી શાસ્ત્રયુક્ત કલ્પનાથી ધ્યાન કરો. એવી રીતે જ્ઞાનવાન આચાર્યે પોતાના શિષ્યને કહેવા યોગ્ય જે વસ્તુ છે તે કહી, છતાં આચાર્ય શિષ્યને બ્રહ્મની પ્રાપ્તિ થવા સારૂ કહેછે, હે શિષ્ય! તમારી આગલ જે મેં કથન કર્યું, તે [1] આ સંસારરૂપ મહાસમુદ્રને ઓલંઘી પ્રાપ્ત થવા લાયક પરવિદ્યાનો. જે વિષયછે એ તમોને મારો ઉપદેશ થયા પછી અવિદ્યારૂપ તમથી પર [2] જે અવિદ્યારૂપ અંધકારની પણ પારછે, તેના નિર્વિઘ્નરૂપ અર્થ જેવાછે તેવા પ્રાપ્ત થાઓ. તોપણ એ આત્મા કેવોછે? તે આ મુંડકનો મંત્ર કહેછે.

## मंत्र, ३९.

य: सर्वज्ञ: सर्व्व विद्यस्यैष माहिमा भुविदिव्ये ब्रह्मपुरेह्येष व्योम्न्यात्मा पतिष्ठित: । मनोमय: प्राणशरीर नेता प्रतिष्ठितो ऽन्ने हृदयंसन्निधाय तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनंदरूप म मृतं यद्विभाति ॥

---

૧. સર્વેશ્વરના ને મનોમય આદિકના ગુણે કરી યુક્ત બ્રહ્મના હૃદયકમળ વિષે જે ધ્યાનછે તે ક્રમ મુક્તિરૂપ ફળવાળુછે: એનાથી હે! મંદબુદ્ધિવાળા બ્રહ્મવેત્તાઓ તમો એ ધ્યાનને કરો, એવું દેખાડવાસારૂં અહીંઆં જે આ સંસારરૂપ મહાસાગર તરીને પાર થવા યોગ્ય પરવિદ્યાનો વિષય છે એમ કહ્યું.

૨ કર્મ સંગીજનોની સંગતથી કર્મ વિષે ને વિષય વિષે શ્રદ્ધા થાયછે, તે વાક્યાર્થના જ્ઞાનની અનુભવ પર્યંત તેનું પ્રતિબિંબરૂપ વિઘ્નછે, તે વિઘ્ન તમોને પ્રાપ્ત ન થાય એવું કથનછે. પરન્તુ-વાક્યાર્થના અનુભવથી ઉત્પન્ન થએલાં ફળની પ્રાપ્તિમાં વિઘ્નની શંકાએ અભિપ્રાયથી કહ્યુંછે.

અર્થઃ—જે સર્વજ્ઞછે, સર્વવિતછે તેમ જેનો આ પૃથ્વી પ્રસિદ્ધ મહીમાછે. આ મહીમા (વિભૂતિ) કયોછે? ત્યાં કહેછે કે આ સ્વર્ગ ને પૃથ્વી બેઉ જેની આજ્ઞામાં ધારણ કરેલાં છતાં સ્થિર રહેલાંછે, તેમ સૂર્ય ચંદ્ર બેઉ જેની આજ્ઞામાં અર્દ્ધદગ્ધ કાષ્ટરૂપ અલાત ચક્રની માફક નિરંતર ભ્રમેછે, તેમ જેની આજ્ઞામાં વર્તમાન નદીઓ ને સમુદ્ર પોતાની મર્યાદા છોડી વર્તતાં નથી, તેમ સ્થાવર જંગમ જે કાંઇછે તે જેની આજ્ઞામાં નિયમ પ્રમાણે સ્થિતછે, તેમ છ ઋતુ, બે અયન, સાઠ સંવત્સર જે છે તે પણ જેની આજ્ઞા ઓલંઘે વર્તતાં નથી, તેમ કર્તા કર્મને ફળજે છે તે પણ પોતાના કાળને છોડી વરતતાં નથી તે આ મહીમાછે. એવો જેનો આ પૃથ્વીલોકમાં મહીમાછે તે સર્વજ્ઞછે. વાસ્તે આ આત્મા સર્વ બુદ્ધિ વૃતિઓનો પ્રકાશક મન (હૃદય) બ્રહ્મપુર વિષે વિદ્યમાન આકાશમાં સ્થિર રહેલાની માફક ભાસેછે, જેથી આકાશની માફક સર્વ વ્યાપક આત્મામાં ગમન આગમન વા સ્થિતિ બીજા પ્રકારથી સંભવ નથી. એથી તે આત્મા મનની વૃતિઓથી હૃદયાકાશ વિષે સ્થિત થએલો ભાસેછે. તેમ મનરૂપ ઉપાધિવાળો થવાથી મનોમય બની આ આત્મા પ્રાણ ને શરીર વિગરેને લઈજવાવાળો છે. એટલે સ્થુલ શરીરથી બીજાં સુક્ષ્મ શરીરને પણ લઈ જાયછે, તેમ દીન પ્રતિદીન વધવા ને ઘટવાવાળાં ભોજન કરેલાં અન્નને પરિણામમય પીંડરૂપ અન્ન વિષે હૃદયકમળના છિદ્રમાં પોતાની ઉપાધિવાળી બુદ્ધિને સ્થાપન કરીને અન્ન વિષે સ્થિત થવા લાગ્યો એમ કહ્યું, છતાં તે આત્માને ધીર જે વિવેકી પુરૂષછે તે શાસ્ત્ર ને આચાર્યના ઉપદેશથી શમદમ ધ્યાન ને વૈરાગ્યથી ઉદ્ભવને પ્રાપ્ત થઇ જ્ઞાનથી સર્વત્ર પુર્ણ જાણેછે તે સર્વ અનર્થરૂપ દુઃખ અરૂ શ્રમથી રહિત આનંદરૂપ તેમ અમૃતમય બની પોતે પોતાને વિષે સદા વિશેષ કરી ભાસેછે.

આત્માનો ભાસ એવી રીતનો છે કે, જેમ મકાનમાં દીવો રહેલોછે, ને તેના અનંત કિર્ણો પ્રકાશતાં દરશાયછે, તેમ ૐકારરૂપ આત્મા દીવોછે, ને તેનું કિર્ણ તે સોહં, જેણે પંચપ્રાણ, અંતઃકરણપંચક, દેહચતુષ્ટય ને સર્વ ઇંદ્રિયો વિગેરેને ઉત્પન્ન કર્યાછે. તેથી પ્રથમ ઇંદ્રિયો, પછી મન, બાદ સર્વ પ્રાણવાયુઓને એવી રીતે કૃમપૂર્વક કબજ કરવાથી હૃદયાકાશમાં જે દીપકની જ્યોતિ રહીછે, તેનાં મધ્યમાં સોહં શબ્દ પકડાઇ આવેછે, ને પછી તેનાપર સ્થિર દ્રષ્ટિ રાખી કે તરત એ સોહં ૐકારરૂપ આત્મા તરફ આકર્ષણ થવા લાગશે, ને જેમ જેમ આકર્ષણપણાને પ્રાપ્ત થતો જશે, તેમ તેમ ૐકારની પ્રાપ્તિ નજદિક આવતી જશે, કે તરત ચિત્ત એકાગ્રહપણાને પામશે. એનું નામ નિદિધ્યાસ કહયોછે.

## श्रुति.

**ताभ्यांनिर्विचिकित्सेऽर्थे चेतसः स्थापि तस्य यत्।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥**

અર્થઃ—ઉપર પ્રમાણેની કૃતિથી નિઃસંદેહવાળા શબ્દોના અર્થમાં સ્થાપન કરેલી વૃતિની એકાગ્રતાને નિવિ.દેધ્યાસ કહેછે. સારાંશ કે, ઉપરના નિયમમાં ચાલતાં સોહં ચિદાત્માનંદ બનેછે, કેમકે એ ૐકારના સંવેદનથી પ્રગટ થયો, તેથી તેને વિષે એ ઐકયભાવે સ્થિર થાયછે, ને એના ચલિતપણાથી સોહંરૂપી ચમકારાએ દેહચતુષ્ટય, ચારવાચા, ચારઅવસ્થા ઇત્યાદિરૂપ સહવર્તમાન શરીરપીંજરો પ્રગટ કરી દીધો, ને તેને વિષે સુક્ષ્મ સુન્યરૂપ જયોતિથી પોતે પ્રકાશવા લાગ્યો, ને આ બાહેરના બ્રહ્માંડમાં અનંત શબ્દોના આકારે વ્યાપક થયો, તેથી આખા વિશ્વનો વ્યહવાર શબ્દરૂપે ચાલતો જણાયો, જેપરથી એને નાદબ્રહ્મ કહયો છે. છતાં આ પંચભૂતનાં જેટલા આકારોછે તે શબ્દનું રૂપછે. અહિંઆં સ્થુલભોગનો ભોકતા આત્મા બનેછે. તાત્પર્ય કે સ્થુલ તૈજસ ને પ્રાજ્ઞ એવા ત્રણ પ્રકારના ભોગને ૐકારરૂપી દીપક પોતાના કિર્ણના પ્રસરણપણાથી પ્રાપ્ત કરેછે; તે આ માંડુકના પ્રથમ પ્રકરણનો મંત્ર કહેછે.

## मंत्र, ९

### विश्वोहिस्थुलभुङ्नित्यं तैजसःप्रविविक्तभुक्।
### आनन्दभुक्तथाप्राज्ञ स्त्रिधाभोगंनिबोधत ॥

અર્થઃ—વિશ્વ[૧] નિત્યજ સ્થુલભુક (સ્થુલ ભોગનો ભોકતા) છે, તેમ તૈજસ પ્રવિ વિકતાભુક્ (વાંસનામય સુક્ષ્મ ભોગનો ભોકતા) છે, તેમ પ્રાજ્ઞ આનંદભુક્ (આનંદનો ભોકતા) છે. એવી રીતે ત્રણ પ્રકારના ભોગને જાણો.

આ ભોગની પ્રાપ્તિથકી આપણું મન જગત પડદાને સાચો ગણી, બાહેર અંદરની ચિત્ર વિચિત્ર રચનાની મઝા લેવામાં સોહં સ્વરૂપને ભુલી ગયું, ને ઇંદ્રિયોના વિષયી સ્વભાવથી દેહની ને બ્રહ્માંડની અનંત કૃતિ ભિન્નરૂપેછે, એવો નિશ્ચય થવાથી પોતાની સ્વયં-કલ્પના અનેક તર્ક વિતર્કોની આકૃતિમાં ઉભી થવાથી ૐકારનું જ્ઞાન અદરો થયું. છતાં કલ્પનાના સંયોગથી આપણું મન ઇંદ્રિયોનાદ્વારપર શબ્દરૂપથી વ્યહવાર ચલાવવા લાગ્યું, ને ૐકાર પોતે હૃદયાકાશના મધ્યમાં અખંડ જળહળ જળહળ જ્યોતિરૂપે બ્રહ્મ સ્વરૂપથી વ્યાપીરહયો. આ જયોતિને આપણું બાહેર્મુખ મન પોતાની અંતરદ્રષ્ટિ ન કરવાને લીધે ભુલી ગયું, તેથી કરીને શબ્દના અનેક અર્થ વૃતિ ભાવે કર્યા કે એના યોગથી જગતાકૃતિ સત્યઠરી, ને તેના નિયમ વિષયી જ્ઞાનથી ન્યારા થઈ પડયા, જે ઉપરથી આપણું સ્થુલભાવી મન હું જીવ, હું પાપી, હું અલ્પજ્ઞ, હું અજ્ઞાન પોતે પોતાને સમજયું, જેના સંયોગથી દેહાભિમાની ઉપદ્રવો પીડવાને લીધે દુઃખી થયું. ને આ વિ-

૧ એવી રીતે વિશ્વે આદિક તેની ત્રણ પ્રકારની સ્થિતિ જે કે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ વગેરેછે, છતાં તેના ત્રણ પ્રકારના ભોગને પ્રગટ કરેછે.

ષયરૂપ ઉપાધિથી સત્ય સ્વરૂપની શોધ કરવા લાગ્યું, પણ તેથી કરીને મન, બુદ્ધિ, તર્કોને માર્ગે શબ્દજાળ રચાઇ ગઈ, જેમાં ચાર વેદ, છ શાસ્ત્ર, અરાઢ પુરાણ, અનેક ધર્મો, કાયદા, કાનુનો, નીતિ વિગેરે અનેક ક્રિયાઓ કલ્પના યોગથી પ્રગટ થઈ આવ્યાં. આ પ્રગટ થએલી ક્રિયાઓથી ભુળવણી દુર કરવા માંડી, છતાં ભુળવણી મટી નહીં, તેમ સત્યજ્ઞાન પ્રાપ્ત થયું નહીં, પણ ભુળવણીની વૃદ્ધિ થઇ.

આ અજ્ઞાનાકૃતિ વૃદ્ધિના હેતુથી સત્યજ્ઞાન ન પ્રાપ્ત થતાં આપણું મન વિષયી જાળમાં ભુલુ પડ્યું, જેથી જ્ઞાનદ્રષ્ટિને મહદમોટો ઘુંટારો નડયો. ત્યારે પોતે કોણછે? કયાંથી આવ્યા? આ શું દેખાયછે? એવા પવિત્ર સંકલ્પોનો ન્યાય કરવા અનેક માર્ગ તપાસ્યા, પણ અસલ જગ્યાપર જવાનો પત્તો લાગ્યો નહીં, ત્યાર બાદ પોતે અજ્ઞાનરૂપમાં રહી ગુરૂઓથી જ્ઞાન મેળવવા સારૂં ગુરૂ કરવા ગઇ, તેમાં અસંખ્ય ગુરૂઓ મળ્યા, છતાં તે ગુરૂઓ સર્વ ઇંદ્રિયરૂપ ઉપાધિના વિષયી જ્ઞાનમાં પચી સ્વર્ગ નર્કાદિક સ્થાનોના જ્ઞાનને દરશાવતા હતા, તેથી તેને એવા અલ્પજ્ઞ ગુરૂઓથી સંતોષ ન થયો. તેવામાં તેને યોગાત્માના જ્ઞાનમાંથી પ્રગટ જ્ઞાન એવું થયું કે સર્વગુરૂઓ કરતાં શબ્દ ગુરૂઓ સત્યાકૃતિછે, જે ઉપરથી માહાવાકયરૂપ શબ્દ ગુરૂઓ મળ્યા. તેમાં એક વાકયનો ગુરૂ સુચવવા લાગ્યો કે अहं ब्रह्मास्मि, અર્થ, હુંજ બ્રહ્મછું. આ ઉપરથી જ્ઞાનદ્રષ્ટિએ વિચાર કીધો કે હું બ્રહ્મ શી રીતે છું, તે કાંઇ મુને સમજાતું નથી. એવો સંકલ્પ કરતાં બીજું ગુરૂ વાકય એવું મળ્યું કે (આત્મા તેજ પરમાત્માછે તેથી તું તારી શોધ કર.) જેપરથી વિચાર કીધો કે આપણો આત્માજ ઇશ્વરછે, ને તેથી આપણે પોતાની શોધ કરવી જોઇએ. એવો વિચાર આવવાથી હું પોતે સ્થિર થઇ પોતાની કાયામાં કયી ચીજ રહીછે? એવા પ્રશ્નની તપાસ કરવા એકાન્તમાં બેઠી, ને જોવા માંડયું કે હું કોણછું? કયાં રહીછું? ને કયાંથી આવીછું? જે ઉપરથી શોધ કરતાં સિદ્ધ થઇ આવ્યું કે દેહરૂપી વૃક્ષમાં જીવ ને ઇશ્વર એવાં બે પક્ષીઓ વાસો કરીને રહેલાંછે, તેમાં જીવ કર્મફળની સુખ દુઃખમય અનેક પ્રકારની વેદનાનો અનુભવ લઇ સ્વાદરૂપ ફળને અવિવેકથી ભોગવેછે, ને ઇશ્વરરૂપી પક્ષી ભોગવતું નથી, પણ વૃક્ષથી ન્યારૂં રહી કેવળ જોયા કરેછે, તેમાં પંચજ્ઞાનેંદ્રિયના સંયોગથી આ મિથ્યારૂપ વિશ્વ દરશાયુંછે. સારાંશકે ઇંદ્રિયો ન હોય તો આ સૃષ્ટિ પદાર્થછે કે નહી તે સમજવું મુશ્કેલ થઇ પડેછે. જેથી વિશ્વ એ આપણી ઇંદ્રિયોછે, આ જ્ઞાનથી ઇંદ્રિયો બંધ કરી તપાસ કરવા પ્રથમ કુંભક કર્યો.

**શ્લોક.**

**अने नैव विधानेन प्रयाति पवनो लयम्।**
**ततो न जायते मृत्युर्जरा रोगादिकं तथा॥**

અર્થઃ-વિધિએ કરીને પ્રાણવાયુ સ્થિર થઇ જાય, ને તેની રંધ્રમાં સ્થિતિ થાય તેને પ્રાણનો લય કહેછે. આ લયથી જરા, મૃત્યુ, રોગ વિગેરે દેહની ત્રિવલ્લી, ધોળાવાળ, આળસ, મુર્છા એ સર્વ દુર પળાયછે. સારાંશ કે આ પ્રાણલયવાળા કુંભકથી સર્વ ઇદ્રિંયોની ધારણા અંતરના હૃદયાકાશવાળા તેજસ્વ સ્વરૂપમાં ચાલી એટલે આ બહીર્મુખ સૃષ્ટિ દરશાતી બંધ પડી કે તરત અખંડ સુખ જેવો દેખાવ દરશાયો.

## શ્લોક.

**अस्तु वा मास्तु वा मुक्तिर त्रैवा खंडितं सुखम् ।**
**लयो ऽद्भव मिदं सौख्यं राजयोगाद वाप्यते ॥**

અર્થઃ-પ્રાણના લયથી અખંડ સુખ મળેછે, તેથી મુક્તિ થાય વા ન થાય પણ એ સુખ રાજ (જ્ઞાન) યોગથી પણ પ્રાપ્ત થાયછે. સારાંશ કે કુંભકના સામર્થ્યથકી સર્વ બાહ્ય દ્રષ્ટિ અંતર સુખમાં એકત્ર થઇ ઇદ્રિંયોના સર્વ ધર્મને અંતર સુખાનંદમાં લિન્ન કરેછે, ત્યારે દ્રષ્ટિ ધ્યાનની ધારણાથકી પ્રથમ જ્યોતિ સ્વરૂપ ન દેખાતાં અંધ-કાર જેવી વસ્તુ દરશાયછે, ને તેને વિષે જળની તરંગોના જેવી સુક્ષ્મ અસંખ્ય સુન્યરૂપ ચૈતન્ય રજકણો માંહો માંહે અરસપરસમાં ઉથલપાથલ થતી દરશાયછે. તેજ ૐકારરૂપ આત્માની સોહંરૂપી ચિદ્આણુઓ છે, જેના છુટા થવાથી દેહની આકૃતિ ને જગતની ભ્રાંતિ થઇ આવીછે. આ ભ્રાંતિની પરિક્ષા નાહાના જ્ઞાનથી વા ભ્રગુટીનાં ધ્યાનરૂપ ધારણાથી ઓળખાઇ આવેછે.

## શ્લોક,

**उन्मन्य वाप्तये शीघ्रं भ्रुध्यान मभ संमतम् । राजयोग पदं प्राप्तं सुखो पायो ऽल्प चेतसाम् । सद्यः प्रत्यय संधायी जायते नादजो लयः ॥**

અર્થઃ-ઉન્મુનિ અવસ્થાની પ્રાપ્તિસારૂ શીઘ્રપણાએ ભ્રગુટીના ધ્યાનમા યોગે હું પોતે સ્વયં આત્મા સ્થિરછું, તેથી મારૂં દર્શણ અલ્પ બુદ્ધિવાળાઓને ભ્રગુટીના ધ્યાનવાળા જ્ઞાનના ભાવે કરીને મારી જગ્યાપર ઉન્મુનિ વા તુર્યાવસ્થામાંથી સુખ પૂર્વક પ્રવેશ કરવાનો ઉપાય મળેછે, ને એના નાદની પ્રતીતિમાં થએલે ચિત્તનો લય તે તુર્યા કરાવેછે. સારાંશ કે, તુર્યગામી મનના જ્ઞાનવાળા પુરાવાથી હૃદયાકાશમાં તપાસતાં સોહં સ્વરૂપ ૐકારં તરફ પોતાની બુદ્ધિની અનેક વૃત્તિઓ મંદ મંદ ગતિએ સ્થિર થવા લાગીઓ ત્યારે એનો આકાર તથા સમજા

પળટાતી ગઇ, આ સમજ કેવી રીતે પળટાતી જાયછે ને તેથી જીવભાવને કેવી રીતે મટી જઇ ઇશ્વરભાવ પ્રાપ્ત થાયછે, તે આ ત્રીજા મુંડકનો મંત્ર કહેછે.

## मंत्र, ४५

**समान वृक्षे पुरुषो निमग्नो ऽनीशया शोचति मुह्यमान: ।**
**जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमान मिति वीत शोक: ॥**

અર્થ:—એ પ્રમાણે ઉક્ત પ્રકારના શરીરરૂપ એક વૃક્ષમાં પુરૂષ જે ભોક્તા જીવ છે, તે અવિદ્યા કામ, ને કર્મના ફળ જે રાગાદિરૂપ મોટાં બોજથી રોકયાં છતાં સમુદ્રના જળમાં તુંબડાંની માફક નિમગ્ન થયાછે. એટલે નિશ્ચય કરી દેહવિષે આત્મા ભાવને પ્રાપ્ત થયાંછે તેમ દેહાભિમાની જ્ઞાનથી હું અમુકનો પુત્રછું, તેમ આનો પૌત્રછું, પાતળોછું, જાડોછું, ગુણવાનછું, ગુણરહિતછું, સુખીછું, દુ:ખીછું, એવા પ્રકારનું જ્ઞાન જીવને થાયછે, એનાથી બીજું જ્ઞાન થતું નથી. એવાજ જ્ઞાનરૂપ ભાવથી જન્મેછે, મરેછે, તેમ સંબંધી અરૂ બાંધવોના સંયોગને તેમ વિયોગને પામેછે, એથી મોહને [1] પમાયછે એટલે અનેક પ્રકારના અનર્થથી અવિવેકીપણાને લીધે ચિંતાને પામેછે, તેમાં કહેછે કે હું કોઇ પણ પ્રકારનું કાર્ય કરવાને સમર્થ નથી, મારો પુત્ર નષ્ટ થયો, મારી ભાર્યા મરી ગઇ, હવે મને જીવવાનું કાંઇજ પ્રયોજન નથી. આવા પ્રકારના દીનભાવરૂપી અનીશા ( અસામર્થ્ય ) રૂપ બનેછે, તેથી સંતાપરૂપ શોકને પામેછે. એવી રીતે પ્રેત, તિર્યક્ ને મનુષ્યાદિક યોનિઓમાં પ્રાપ્ત થએલો જીવ, કદાચિત્ અનેક જન્મ.વિષે સંચય કરેલા શુદ્ધ ધર્મરૂપ નિમિત્તથી કોઇક પરમદયાળુ પુરૂષે દેખાડેલા યોગ માર્ગમાં, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, સર્વનો ત્યાગ, શમ, દમ આદિકે કરી એકાગ્ર ચિત્તવાળો થઇ, જે કાળમાં અનેક યોગી જનથી તેમ કર્મિષ્ટ લોકોથી સેવન કરેલો દેહ વૃક્ષરૂપ ઉપાધિના લક્ષણથી અન્ય (વિલક્ષણ) ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુથી રહિત અસંસારી ઇશ્વરને તેમ હું પોતે સર્વ જગતનો આત્માછું, સર્વને સમાનછું, સર્વ ભૂતમાં સ્થિરછું, તેમ બીજી અવિદ્યાવાળી ઉપાધિથી પરિછિન્ન મિથ્યા આત્મા હું નથી, તેમ આ જગત્ જે છે તે હું પરમેશ્વરનું સ્વરૂપ છે, એવા પ્રકારની વિભૂતિરૂપ પોતાના મહિમાને જાણી જુએછે, ત્યારે વીત શોક બનેછે. એટલે સર્વ શોકરૂપ સાગરથી મુક્ત થાયછે. સારાંશ કે, જીવ ભાવ મટી બ્રહ્મ ભાવ અંતરદ્રષ્ટિના અનુભવથી પ્રાપ્ત થાયછે, ને ૐકાર તરફ સોહંના આકર્ષણથી બ્રહ્મરંધ્રમાં પ્રાણવાયુઓ સ્થિર થવાસારૂ ધારણા જ્ઞાને પ્રયત્ન કરતા

---

1 આવર્ણ ને વિક્ષેપ એ બેઉ અવિદ્યાનુ કાર્યછે. તેમાં ઇશ્વર ભાવની અપ્રાપ્તિરૂપી જે અનીશા તે આવર્ણછે. તેમ જે શોકને કરેછે તે વિક્ષેપછે. એ બેઉનો હેતુ જે અનિર્વચનીય અજ્ઞાન તે મોહછે, તે મોહે કરીને વિશિષ્ટ થએલાછે એવો અર્થછે.

જણાયછે, ને કાનના દરવાજા અગાઉ સમુદ્રના ગોંગાટની માફક અનહદ (સદા ચાલુ) ગર્જનાવાળાં એક સરખાં એકાકારી વાજીંત્રાના ધ્વનિઓ સંભલાય છે, તેમ તેમ જીવભાવ મુકાઇ જઈને ઇશભાવને આપણું મન ધારણ કરતું રહેછે. ને તે પ્રસંગે ચિત્તની ચાંચલ્યતામાંથી દેહાભિમાની જ્ઞાન ગલિત થતું જઈ ચિત્ત અચાંચલ્યપણામાં સ્થિર થતું રહેછે. જેમ મૃગનાદમાં લિન થાયછે તેમ આપણું મન ઉપલા ધ્વનિઓમાં મૃગની માફક સ્થિર થાયછે. ત્યારે સર્વ બુદ્ધિની અનેક વૃતિઓનો તેલની ધારાની માફકનો પ્રવાહ ચાલતો દરશાયછે, ને એ ચાલનારો પ્રવાહ હૃદયાકાશરૂપ સર્વજ્ઞ, સર્વવિત્ જે સર્વનો પ્રેરક આત્મા તેના અખંડ તેજોમય સ્વરૂપમાં ઉપરો પ્રવાહ જેમ નદીઓ સમુદ્રમાં મળી જાયછે, તેમ લિન રહેછે. ત્યારે મનના સંકલ્પોના ભાસો સંકલ્પના નષ્ટપણાથી દુર પળાયછે. એટલે નિર્વિકલ્પ શાંતરૂપ એક આત્મા શેષ રહેછે, ને સર્વ જ્ઞેયરૂપ સૃષ્ટિ અદર્શ થાયછે.

## श्रुति.

**ज्ञेयवस्तु परित्यागा द्विलयंयाति मानसम्।**
**मनसो विलये जाते केवल्यम वशिष्यते ॥**

અર્થઃ—આ જ્ઞેયરૂપ જે સ્થાવર જંગમ સહિત દ્રશ્ય વસ્તુ જે જગત્, તેનો પરિત્યાગ કરવાથી આપણું મન સચ્ચિદાનંદરૂપ આત્માકાર બનેછે, વા મનનો લય થતાંજ અદ્વીતીય આત્માસ્વરૂપ ફકત શેષ રહેછે. સારાંશ કે મન, બુદ્ધિ વિગેરેની અનંત વૃત્તિઓ ચેતન્યરૂપ ૐકારમાં એકત્રપણાથી મળેછે, ત્યારે તેનો પ્રવાહ નિર્વાત દીપની માફક સ્થિરપણામાં સ્તભ થાયછે. એનું નામ સંયમછે. આ સંયમ પ્રાપ્તિ સમયે સર્વ કૃતિ કલ્પિત દરશાયછે. જેમ સ્વપ્ન વિષે દેખવા યોગ્ય સર્વ વસ્તુ મિથ્યા અંગિકાર કરીએ છૈયે, તેમ જાગૃતની સર્વ વસ્તુઓ પણ ચિત્તે કરી ભાસ્યમાનછે, કેમકે એ સર્વ આત્માની અવિદ્યાએ કરી કલ્પિત ચિતમાં પ્રથમ કલ્પિતપણાથી રચાયછે, ને ત્યાં દ્રશ્યરૂપ વર્ત્તમાન પદાર્થ કલ્પનામાં મનનપણાથી અંતરને વિષે ચિતને જણાયછે ત્યારે બુદ્ધિ ભેદને પામેછે. સારાંશ કે બાહેર ચિત્તવાળો આત્મા બહીર્મુખ પદાર્થને કલ્પેછે તેમ ભિતર ચિત્તમાં લગાવવાથી સર્વ મનોરથરૂપ કલ્પિત વ્યહવારને અસત્ય જાણેછે. તાત્પર્ય કે સંયમમાં સર્વ વૃતિઓ પૂર્ણ જ્ઞાનને આપેછે, કેમકે બ્રહ્મને વિષે વાણી ને મન વિગેરેના વિષયનો સંભવ નથી, કેમકે પોતાના અખંડ સ્વરૂપમાં એ વ્યહવાર દરશાતો નથી, તેથી વાણી ને મન મનોમય વ્યહવારથી મન સહિત વાણી નિવૃત્ત થાયછે, કેમકે પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય કોશ તેમ અકાર, ઉકાર, મકાર એવી ત્રણ માત્રાઓ નિવૃત્તરૂપ રહેછે, કેમકે એ સર્વ ૐકારરૂપ બ્રહ્મથી

પ્રકાશમાન થયાછે. છતાં આખરે સર્વ તેને વિષે લિન થાયછે ત્યારે પૂર્ણ પ્રકાશીત આત્માનંદ પ્રગટેછે. એ આનંદ કેવા પ્રકારનોછે, તે આ બ્રહ્માનંદવલ્લીના દ્વીતીયાધ્યાયનો આતમો અનુવાક્ કહેછે.

## सप्तमो ऽनुवाक : ॥ ७ ॥

भीषा ऽस्माद्वात : पवते। भीषोदेति सूर्यः। भीषा ऽस्मादाग्नि श्चेन्द्रश्च। मृत्युर्धावति पञ्चमइति। सैषाऽऽनन्दस्य मीमा २ साभवति। युवास्यात्साधु युवाऽध्यायिकः। आशिष्टो द्रढिष्टो बलिष्टः। तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णास्यात्। सएको मानुष आनन्दः। तेयेशतं मानुषा आनन्दाः। सएको मनुष्य गन्धर्वाणा मानन्द :। श्रोत्रियस्य चाका महतस्य ॥ तेयेशतं मनुष्य गन्धर्वाणा मानन्दाः। सएको देव गन्धर्वाणा मानन्दः। श्रोतियस्य चाका महतस्य ॥ तेयेशतं देव गन्धर्वाणा मानन्दा :। सएक : पितृणां चिरलोक लोकाना मानन्द :। श्रोत्रियस्य चाका महतस्य॥ तेयेशतं पितृणां चिरलोक लोकाना मानन्दाः सएक आंजानजानां देवाना मानन्द :। श्रोत्रियस्य चाका महतस्य ॥ येतेशात माजान जानां देवाना मानन्दा : सएक : कर्म्मादेवाना मानन्दः। ये कर्मणादेवा नपियन्ति। श्रोत्रियस्य चाका महतस्य ॥ तेयेशतं कर्मदेवाना मानन्दा :। सएकोदेवा ना मानन्द :। श्रोत्रियस्य चाका महतस्य ॥ तेयेशतं देवा नामानन्द :। सएक इन्द्रस्यानन्दः। श्रोत्रियस्य चाका महतस्य॥ तेयेशात मिन्दस्यानन्दाः। सएको बृहस्पते रानन्दाः। श्रोत्रियस्य चाका महतस्य ॥ तेयेशतं बृहस्पते रानन्दा :। सएक : प्रजापतेरानन्द :। श्रोत्रियस्य चाका महतस्य ॥ तेयेशतं प्रजापतेरानन्दा :। सएको ब्रह्मण आनन्द :। श्रोत्रियस्य चाका

महतस्य ॥ सयपश्चायं पुरुषे यश्चा वादित्ये । सएक॰। सयएवं वित्, अस्माल्लोकात्प्रेत्यएतमन्नमयमात्मानमुपसङ्क्रामति । एतं प्राणमयमात्मानमुपसङ्क्रामति । एतं मनोमयमात्मानमुपसङ्क्रामति । एतं विज्ञानमयमात्मानमुपसङ्क्रामति । एतमानन्द मयमात्मा नमुपसङ्क्रामति। तदप्येष श्लोको भवति॥

અર્થઃ—બ્રહ્મરંધ્રમાં વ્યાપેલો આત્મારૂપી ૐકારમય બ્રહ્મના ભયે કરી વાયુ ચાલેછે. એના ભયથી સૂર્ય ઉદય થાયછે, એના ભયથી અગ્નિ, ઇંદ્ર ને પાંચમું મૃત્યુ દોડેછે; જેથી વાયું વિગેરે આપ ઇશ્વર છતાં વાજબી ભય લાગવાને લીધે ઘણા શ્રમવાળા ચાલવાં વિગેરે ક્રિયાઓમાં નિયમિત થઇ પ્રવર્ત્ત થાયછે, એ ભયનું કારણ આનંદરૂપ બ્રહ્મછે, તે આ આનંદરૂપ બ્રહ્મને યોગ્યછે કે જે નિયામકપણું થવાથી તેના નિયમે કરી પ્રવર્ત્તમાન સર્વ થાયછે. જેમ કિંકરો રાજાની માફક, તેમ આ વાયુ આદિક આ બ્રહ્મના ભયે કરી પ્રવર્ત બનેછે. તેથી તેઓના ભયનું કારણ નિમાયક બ્રહ્મછે. તેમ તે ભયનું કારણ બ્રહ્મ આનંદરૂપછે,[1] તે આ બ્રહ્મના આનંદનો વિચાર કરવામાં આવેછે. આ આનંદ કેવો વિચાર કરવાને યોગ્યછે ? ત્યાં કહેછે કે—બ્રહ્મનો આનંદ શું લૌકિક આનંદની માફક વિષય વિષયી સંબંધથી ન્યારોછે વા સ્વભાવિકછે ? એવો આ આનંદનો વિચારછે, ત્યાં [2] લૌકિક આનંદ જે છે, તે બાહ્ય ભિતરના સાધનની સંપત્તિરૂપ નિમિત્તવાળો ઉત્કૃષ્ટછે. ને બ્રહ્માનંદના નિશ્ચાર્થ સારૂ કહીએ છેયે. જેથી આ પ્રસિદ્ધ આનંદથી વિષય રહિત બ્રહ્મ તેમ આત્માની એકયતાના દર્શી પુરૂષોની બુદ્ધિનો વિષય બ્રહ્માનંદ જાણવાને યોગ્યછે, એથી આ લૌકિક આનંદ કહેવાયછે ! લૌકિક[3] આનંદ બ્રહ્માનંદનો સુક્ષ્મ પ્રતિબિંબછે ! જેથી અવિદ્યાથી તિરસ્કારને પામેલો અજ્ઞાત તે બ્રહ્માનંદ, તેમ અવિદ્યાના શ્રેષ્ટપણાથી બ્રહ્માદિક પ્રાણીઓ કર્મને વશ થવાથી બુદ્ધિને અનુસાર વિષય વિગેરે સાધનના સંબંધને આધિન થયાછે. તેમ તે લોકમાં વિપરિત ભાસમાન થવાથી અસ્થિર લૌકિક થાયછે, તે પણ બ્રહ્માનંદ. તેમ અવિદ્યા, કામ ને કર્મની ન્યુનતા કરી, મનુષ્ય-ગંધર્વ આદિકની ઉત્તરોત્તર

૧ તે ભયનું કારણ બ્રહ્મ, જો આ આકાશમાં આનંદ ન હોય તો આ શ્રુતિમાં આનંદ કહયો તેમ અહીઆં આનંદ જોકે તે લોકમાં જુદો પ્રસિદ્ધછે તેથી વિચાર કરેછે

૨ જ્યારે બ્રહ્માનંદનો વિચાર પ્રસંગ વિષે પ્રાપ્ત થયોછે ત્યારે અહિંઆં શ્રુતિમાં સાર્વ ભૌમના આનંદ આદિકને કહેવાનો આરંભ શા વાસ્તે ? ત્યાં કહેછે અહિંઆં આ અર્થછેઃ—લૌકિક આનંદ જે છે તે સાતિશયપણાથી કહીં અવિદ્યાને પામ્યોછે. પરનીમાસુંમાફક ! એવા બ્રહ્માનંદના અનુમાન અર્થે લૌકિક આનંદને કહેવાનો આરંભછે.

૩ હવે બીજા પ્રકારથી બ્રહ્માનંદના જ્ઞાનને કહેછે !

ભૂમિમાં નિષ્કામ વિદ્વાન શ્રોત્રિયને પ્રત્યક્ષ થઇ સોગુણ અધિક અધિક ઉત્કૃષ્ટપણા થી જયાંલગી હિરણ્યગર્ભરૂપ બ્રહ્માનો આનંદછે ત્યાં લગિ દેખાયછે! તેમ અવિદ્યાકૃત વિષય વિષયીના વિભાગવાળી વિદ્યાથી નિષેદ્ધ કરી છતાં સ્વભાવિક પરિપૂર્ણ એક અદ્વેત આનંદ થાયછે. આ અર્થને પ્રગટ કરવાની ઇચ્છા થવાથી કહે છે કે, શ્રેષ્ઠ યુવા અધીતવેદ ચારે તરફથી માતા વિગેરેની શિક્ષાને પામી અત્યંત દૃઢ ને બળિષ્ટ, એવા ભિતરના સાધન સંપન્ન જે પુરૂષ છે તેના આ ભોગના સાધનરૂપ ધને કરી તેમ કર્મના દૃષ્ટ અર્થના યોગે કરી સર્વ પૃથ્વી પૂર્ણ થાયછે. એટલે તમામ પૃથ્વીનો ચક્રવર્તિ રાજા બનેછે. છતાં તેનો જે આનંદ છે તે એક મનુષ્યના ઉત્કૃષ્ટ આનંદની બરાબર છે. એવા સો મનુષ્યનો જે આનંદ છે તે એક મનુષ્ય ગંધર્વનો આનંદની બરાબર છે. એટલે મનુષ્યના આનંદથી સોવણો વધારે મનુષ્ય ગંધર્વનો આનંદ થાયછે. તેમ મનુષ્ય થઇ જે કર્મ ઉપાસનાના બળથી ગંધર્વપણાને પામેછે, તેને મનુષ્ય ગંધર્વ કહેછે. તે જાતે અંતર્ધાન વિગેરેની શકિત ધરાવેછે. તેમ સુક્ષ્મકાર્યે કારણવાળો છે, તેમ દ્વંદ્વના નિવારણના સામર્થ્યરૂપ સાધનની સંપત્તિ છે, પણ તેઓના ચિત્તની પ્રસન્નતા મનુષ્ય સુખની વાંસનાથી રહિત છે. તેથી તેના હૃદયમાં સુખની વિશેષ પ્રગટતા હોયછે. એવી રીતે ચઢતાપણાની ભૂમિકાથી તે ચઢતિ ભૂમિકામાં એક પછી એક પ્રસન્નતાની વૃદ્ધિથી સોગુણ આનંદના ઉત્કર્ષનો સંભવ થાય છે. [1] પ્રથમ તો નિષ્કામપણાનું અગ્રહણ છે, કેમકે મનુષ્યના વિષય ભોગની કામનાથી અહત થયે શ્રોત્રિય (વિદ્વાન્) ને મનુષ્યના આનંદથી સોગણા આનંદનું [illegible] મનુષ્ય ગંધર્વની બરાબર કેહવાને યોગ્ય છે. આ પ્રયોજન સારૂ શ્રેષ્ઠ યુવા તેમ અધિ[illegible] વેદ આપદે કરી શ્રોત્રિયપણું તેમ નિષ્પાપણું ગ્રહણ કરીએછીયે જેથી એ બેઉ વિશેષણ સર્વ ઠેકાણે સમાન છે. તેમ કામનાથી રહીતપણું વા વિષયની અધિકતા તેમ. ન્યુનતાથી, સુખની અધિકતા તેમ ન્યુનતાને સારૂં વિશેષ થાયછે! એથી તેના વિશેષણના સોગુણના સુખની અધિકતાની પ્રતીતિથી નિષ્કામવાળા પરમાનંદની પ્રાપ્તિના કારણથી (ને કામનાથી રહીતપણાને લીધે નિષ્કામી જ્ઞાનીપુરૂષનો આનંદ સર્વથી અધિકછે) ઉપરનો કથન કરેલો મનુષ્ય ગંધર્વનો આનંદ જેછે તે શ્રોત્રિય વિદ્વાનના આશા રહિતપણાને પ્રાપ્તથાય છે. તેજ સો-મનુષ્ય ગંધર્વનો આનંદ જે છે તે એક દેવ ગંધર્વના બરોબરછે છતાં એ દેવ ગંધર્વનો આનંદ શ્રોત્રિય (વિદ્વાન) કામનાથી રહિત જે પુરૂષ તેને થાયછે! કલ્પનાના મુળમાં જે જાતિથી ગંધર્વ થાયછે, તે દેવ ગંધર્વ કહીએછેએ. એવા સો

---

૧ પ્રથમ નિષ્કામપણાના વિશેષણને ગ્રહણ કરવું નહીં, અહીં એવો અર્થછે.—જયારે પ્રથમ પર્યાયમાં નિષ્કામ પણું ગ્રહણ કરીએ ત્યારે તેને ચક્રવર્તી રાજાના આનંદની બરાબરનો આનંદ (નિષ્કામપણામાં) થાયછે. તેમ આ મનુષ આનંદની ઇચ્છાથી રહિત પુરૂષ. માનુષ આનંદનો ભાગી છે. એવો વ્યાઘાત દોષ થશે, તેથી મનુષ્ય ગંધર્વના આનંદ બરાબર તેના આનંદને દેખાડવા સારૂં પ્રથમ પર્યાયમાં તેનું અગ્રહણ છે.

દેવગંધર્વનો જે આનંદ છે, તે એક ચિરલોકવાસી પીતૃઓના આનંદની બરોબર છે. એવા જે સો ચિરલોકવાસી પીતૃઓને જે આનંદ થાયછે તેટલોજ આનંદ તે એક આજાનજ દેવના આનંદની બરોબર છે. છતાં એટલોજ આનંદ કામનાથી રહિત એવા વિદ્વાન જ્ઞાની પુરૂષને થાયછે. હવે આજાનજ દેવલોકનો અર્થ એવો કે જેઓ સ્મૃતિ કર્મથી ઉત્પન્ન થએલા તેને આજાનજ દેવ કહીએ છેયે. એવો સો અજાનજ દેવનો જેટલો આનંદ છે તે એક કર્મ દેવના આનંદની બરોબર છે. હવે કર્મ દેવ નામ જેઓ વેદોકત અગ્નિહોત્રાદિક કર્મથી દેવસ્થાનોમાં ઉત્પન્ન થએલા તે કર્મદેવ કહેવાયછે. એવા સો કર્મદેવના આનંદની બરોબરીનો આનંદ ફકત્ શ્રોત્રિય તેમ કામનાથી રહિત એવા પુરૂષને આનંદ થાયછે. । એવા જે સો કર્મદેવનો જેટલો આનંદ છે તે એક દેવના આનંદની બરોબર છે. છતાં એટલોજ આનંદ શ્રોત્રિયને કામના રહિત પુરૂષને પણ પ્રાપ્ત થાયછે. આ દેવમાં અષ્ટવસુ, એકાદશરૂદ્ર, ને દ્વાદશ આદિત્ય વિગેરે મળીને ૩૩ જે હવીસના ભોકતા મુખ્યદેવછે, તેઓને અહિંઆં દેવ કહીએછેયે. એવા જે સો દેવનો જેટલો આનંદ છે તે એકદેવોના પતિ ઈંદ્રના આનંદની બરાબર છે. છતાં એટલોજ આનંદ શ્રોત્રિયને કામનાથી રહિત એવા વિદ્વાનને પણ રહેલોછે. એવા જે સો ઈંદ્રનો આનંદછે વા એવા સો ઈંદ્રનો જે આનંદ છે, તે એક ઈંદ્રના આચાર્ય-બૃહસ્પતિનો આનંદ છે. છતાં બૃહસ્પતિના જેટલોજ આનંદ એક શ્રોત્રિયને કામનાથી રહિત એવા પુરૂષને થાયછે. । એવા સો બૃહસ્પતિનો જેટલો આનંદછે તેટલો આનંદ એક પ્રજાપતિ (ત્રિલોકરૂપ શરીરવાળા વિરાટ)નો આનંદ છે. છતાં પ્રજાપતિના આનંદની બરાબરીનો આનંદ. શ્રોત્રિયને કામનાથી રહિતને પણ થાયછે, એવા સો પ્રજાપતિનો જેટલો આનંદ છે તે એક બ્રહ્માના આનંદની બરાબરછે. એટલે સમષ્ટિ વ્યષ્ટિ સ્વરૂપ, તેમ જન્મ મણ અગ્નિમાં વ્યાપી, જયાં એ આનંદ એકયતાને પામેછે. આ એકયતાને પામેલા તે આ હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા છે. આ બ્રહ્માના આનંદની બરોબરીનો આનંદ શ્રોત્રિયને કામનાથી રહિતજ્ઞાની પુરૂષને છે, સારાંશકે બ્રહ્મના આનંદથી અધિક આનંદ શ્રોત્રિયને કામનાથી રહિત પુરૂષનો છે. કેમકે બ્રહ્માનો આનંદ પરમાનંદનો એક અંશરૂપ છે, પણ શ્રોત્રિય (વિદ્વાન નિષ્કામી બ્રહ્મવેત્તાને પ્રત્યક્ષ કેવલ્ય આત્માનંદની સંપૂર્ણ એકયતાનો આનંદ મળેછે તેથી ધારણાવાળા પુરૂષને તો પરમાનંદ સ્વભાવિક અદ્વૈતભાવમાં લિન રહેવાથી પ્રાપ્ત થાયછે; તેથી એ અદ્વૈતરૂપ આત્માનંદમાં આનંદનો વિભાગ થતો નથી, કેમકે જે આત્મા આ વિદ્વાન પુરૂષ વિષે છે તેજ આત્મા સૂર્ય વિષે રહેલોછે તે એક છે, કારણ કે અહિંઆં પરમ વ્યોમગત ગુહા વિષે સ્થિર થઈ આકાશથી આદિલઈ અન્નમય પર્યંત કાર્યને સુજીને તેને વિષે પ્રવેશને પામ્યોછે. એવો જે પરમાત્મા તે જે એવો છે તે એક છે. તેજ આ સૂર્ય વિષે છે, એટલે શ્રોત્રિય (બ્રહ્મનિષ્ઠ) ને પ્રત્યક્ષ પરમાનંદ પ્રાપ્ત થાયછે, તોપણ તે પ્રાપ્ત થએલાં

પરમાનંદના એક અંશથી બ્રહ્માદિક સર્વ ભૂત સુખ પામી ઉપજીવીકા ભોગવેછે. તેથી તેને સુખ વિષેછે એમ કહ્યુછે. છતાં જો કોઇ ઉક્ત પ્રકારના ઉત્કર્ષને અપકર્ષથી રહિત અદ્વૈત સત્યજ્ઞાન અનંત બ્રહ્મ હુંછું એવી રીતે જાણેછે, તે આદ્રષ્ટને અદ્રષ્ટ વિષયનો સમુદાયરૂપ જે આ લોક છે તે આ લોકથી નિરપેક્ષ થઇને આ કથન કરેલા અન્નરૂપ આત્માનું ઉલ્લંઘન કરેછે, એટલે વિષયના સમુહને પિંડરૂપ અન્નમયથી ભિન્ન દેખતા નથી, પણ સર્વત સ્થુલ ભૂત અન્નમયરૂપ આત્મા જાણેછે. તેથી ભિતરમાં આ સર્વ અન્નરૂપ આત્મા વિષે સ્થિત અભિન્ન પ્રાણમયરૂપ આત્માનું ઉલ્લંઘન કરેછે, પછી આ મનોમયરૂપ આત્માનું ઉલ્લંઘન કરેછે પછી આ વિજ્ઞાનમયરૂપ આત્માનું ઉલ્લંઘન કરેછે. બાદ ૐકારરૂપ આત્માને વિષે અદ્રશ્ય અનાત્મ્ય અનિરૂકત અનિલયન બ્રહ્મવિષે અભય સ્થિતિને પામેછે. તે આ અર્થમાં પણ સર્વજ આ આનંદ વલ્લીના અર્થરૂપ. પ્રકરણમાં સંક્ષેપથી પ્રકાશ કરવાને વાસ્તે આ શ્લોક (મંત્ર) થયોછે. સારાંશ કે ધારણાના નિયમથી પ્રાપ્ત થએલો ૐકારરૂપ આત્માનો આનંદ સર્વ આનંદથી અધિક છે, તસ્માત્ એ આનંદનું વર્ણન વાણીથી થતું નથી, કેમકે આત્માને અગ્નિની માફક કાંઇ પણ લેપન થતું નથી, કારણ કે સર્વ સ્થાનોને ભોગવેછે છતાં અભોકતા રહ્યો છે તે, આ માંડુકયોપનિષદ્‌ના પ્રથમ પ્રકરણમાંનો મંત્ર કહેછે.

## मंत्र, ११.

त्रिषु धामसु यद्भोज्यं भोक्ता यश्च प्रकीर्त्तितः ।
वेदैतदुभयं यस्तु सभुञ्जानो न लिप्यते ॥

અર્થઃ—ત્રણે જાગૃત આદિક ધામમાં સ્થુલ, સુક્ષ્મને આનંદ નામવાળો એકજ ત્રણ પ્રકારનો થએલો ભોજયછે. તેમ છતાં વિશ્વ તૈજસ ને પ્રાજ્ઞ નામવાળો તે હુંછું. આ ઐકયતાના અનુસંધાનથતેમ ભોકતા[1] પણાએ કરી અનેક પ્રકારનો ભેદવાળો આ બેઉને જાણેછે, તે ભોગવેછે છતાં લિપ્ત થતો નથી, કેમકે સર્વ ભોજયને એક ભોકતાનો ભોજય થવાથી પણ જેનો જે વિષય છે તે પોતાના વિષયમાં ઘટતો પણ નથી ને વધતો પણ નથી. જેમ અગ્નિ જે છે તે કાષ્ઠાદિકરૂપ પોતાના વિષયને બાળ્યા પછી ઘટતો પણ નથી ને વધતો પણ નથી તેમ આત્મા પોતાના અખંડસ્વરૂપમાં અકર્તારૂપે સદા નિર્વિકારપણાથી બ્રહ્મરંધ્રમાં પૂર્ણાકૃતિમાં જેવોને તેવો સ્થિર છે. સારાંશ કે એવી રીતથી આત્મજ્ઞાનના સ્વભાવ પ્રમાણે પોતાની બુદ્ધિની વૃત્તિઓની ધારણાને સ્થિર કરવી તેમાં પોતાની ધારણાને નિર્વિકલ્પરૂપે સવ અવસ્થામાં વાંસના રહિતપણાથી રાખવી. એજ-પૂર્ણ મોક્ષકારક ધારણા કેહેવાયછે. તેથી ધારણાના મહાવરાનાનું સત્ય કારણ એટલુંજ કે પોતાના આત્માને મળતી સવ ભાવના કરી દેવી.

---

૧ પ્રસંગમાં પ્રાપ્ત ભોકતા ને ભોગ્ય એ બેઉ પદાર્થના જ્ઞાનના મધ્યમાંના ફળને કહેછે.

## સમાધિ.

### શ્લોક.

**यदा संक्षीयते प्राणो मानसंच प्रलीयते ।**
**तदा समर सत्वं च समाधिर भिधियते ॥**

અર્થ, જ્યારે પ્રાણ ક્ષીણ મનમાં લિન્ન થાય ત્યારે અમ્મર ભાવને પમાયછે, વા સર્વ સંકલ્પનું જ્યાં સમાધાન થાય તેનું નામ સમાધિ. અગાઉ આપણે કહી ગયાછૈયે કે પાંચ આંગળપર શ્વાસાના આવવાથી સમાધિની પ્રાપ્તિ બનેછે. તે પ્રસંગે વૃત્તિનો એકાગૃહ પ્રવાહ થવા માંડેછે, ને તમામ પ્રાણ વાયુઓ એકત્ર થઈ ષડચક્રોના સંબંધને છોડી મેરૂદંડ મારફતે બ્રહ્મરંધ્રપર આવવા કરેછે, તે પ્રસંગે કંઠસ્થાનવાળા ઉદાન વાયુમાં ચીણીને ચીપણી નાદ સંભળાયછે. જેમ ઘરમાં ગયાવિના ઘરના ધણીને મળવું મુશ્કેલ થઈ પડેછે તેમ શરીરરૂપી ઘરમાં ગયા વિના એનો ધણી જે આત્મા તેને મળવું મુશ્કેલ થાયછે. છતાં જેમ કાચના બારીઓના સર્વ કાચો પારદર્શક હોવાથી બાહેરની સર્વ વસ્તુઓના પ્રતિબિંબો કાચોમાં પડેછે, તેવી રીતે સર્વ ઈંદ્રિયો ખુલી રાખવાથી આ વિશ્વની અનંતાકૃતિઓ દરશાયછે, ને એઓને બંધ કરવાથી કાયા માંહેની સર્વ રચના કેવી પ્રકારની છે, તે સ્પષ્ટ થાયછે. તસ્માત્ ઉપરના ચીણી ને ચીપણી નાદોની શરૂઆત વખતે આપણા કરેલા કુંભકની ગતિ વૃત્તિઓના પ્રવાહમાં મિશ્રિત થઇ તે સુસવાટા કરતો બ્રહ્મરંધ્ર તરફ ઉંચે ગમન કરવા કરેછે, ને ત્યાં તેની સાથે ઉદાન વાયુ એકત્ર થઇ અષ્ટમાસિદ્ધિ ને નવમાંનિત્રિઓના આભાસોને દેખાડેછે, કે તરત સમાનને અપાનમાંથી વેણું ને તાંતુળનાદ શ્રવણ કરવામાં આવેછે, આ પ્રસંગે ગુદાને કુંડલીચક્રમાં રેચક થવા માંડેછે, ને તાળુ ને કંઠચક્રમાં પુરક થાયછે, ત્યારે વ્યાનમાંથી હુંહુંહુંહું એવો એક ધ્વનિ આખા શરીરમાં પ્રગટેછે. એનો અર્થ એવો કે, સર્વમાં વ્યાપક થનાર હું પોતે એકજછું, કે જેથી સર્વ નાડીઓની ગતિ એક સરખી ચાલતી રહેછે, ત્યારે સુક્ષ્મમાં સુક્ષ્મ અનંત ધ્વનિઓ સંભળાયછે.

### શ્લોક.

**घनमुत्सृज वा सुक्ष्मे सुक्ष्म मुत्सृज्य वा घने ।**
**रममाणमपिक्षिप्तं मनो नान्यत्र चालयेत् ॥**

અર્થઃ— મેઘ, ભેરી વગેરેનો મોટો નાદ ને એ મોટા નાદોમાં સુક્ષ્મમાં સુક્ષ્મ નાદોને છોડી રજો ગુણવાળું ચંચળ મન વિષયની પ્રેરણા કરેછે. સારાંશ કે, આ વિષયની પ્રેરણા કરનાર મનને હુંહુંહુંહું નામના ધ્વનિમાં સ્થિર કરી

ૐ ब्रह्मोहं, शिवोहं, अजरोहं, शंकरोहं, मुक्तोहं, ઇત્યાદિ આત્મારૂપ ભાવના શબ્દોથી હૃદયમાં જપ કરવો. આ જપને જારી રાખનાર પુરૂષ અજપાગાયત્રી જપે છે. આ અજપાજાપને गुप्तमंत्र, गायत्रीमंत्र सिद्धिमंत्र, ने मोक्षमंत्र પણ કહેછે. તેથી એ મંત્રને સારૂ સર્વ સીદ્ધ પુરૂષો પવિત્ર [1] ક્રિયા રાખી રાત્રી દીવસ એ જાપમાં મનોવૃતિ લિન કરેછે, તેથી કરીને ગુપ્ત વિદ્યા યથાર્થ સમજી જાયછે, ને અનેક મનુષ્યો ન્યારા ન્યારા પ્રદેશોમાં કેવાં પ્રકારના કૃત્યો કરેછે તેને પોતે જાણી જઇ સર્વને ખબર આપવાની શકિત ધરાવેછે, ને રાત્ર દીવસ પોતાના તમામ પ્રાણ વાયુઓને બ્રહ્મરંધ્રમાં ખેંચી સ્થિર રહેછે, ને આ બ્રહ્મરં-ધ્રમાં મિનિટ, કલાક, દીવસ, માસ, વર્ષ, સંવત્સર ને કલ્પનાકલ્પ પર્યંત સમાધિમાં કાયમ થાયછે. એવા પુરૂષોના વર્ણન વશિષ્ટરૂષિએ યોગવાસિષ્ટમાં ઘણાં દરશાવ્યાં છે. તાત્પર્ય કે રંધ્રમાં પ્રાણવાયુ પ્રવેશ કરેછે ત્યારે કુંડલી ચક્રમાં સર્વ જ્ઞાનદ્રષ્ટિ એકત્ર થવા કરેછે, ત્યારે સવિકલ્પ સમાધિ પ્રગટ થાયછે.

---

૧ આ પવિત્ર ક્રિયામાં પ્રભાતકે ત્રણ વાગે ઉઠી શૌચવિધિ, દંતધાવન, સ્નાનાદિક ક્રિયા કરી, એક પ્યાલામાં ચાર પૈસાભાર ચોખાને ધોવા. બાદ તે ચોખાના ધોએલાં પાણીને ઓરસીઆપર નાંખી સરસમાં સરસ માહા સુંગધ આપનારી સુખડને ઘસવી. ને તેનું બે પૈસાભાર ચંદન ઉતારવું, ને તે ચંદનમાં બે પૈસાભાર મધ નાંખી તેને ચાટી જવું. બાદ દુધને ચોખા ખાવા, ને રાત્રીના મધ, રોટલી, ઘી, દુધ, દાળ. મકાઇ ઇત્યાદિ ભોજન કરવું, પણ બીજો કોઇપણ પદાર્થ પ્રાશન કરવો નહી. તેમાં તેલ, મરચું, કોળું, કેરૂં, હીંગ વિગેરે ન ખાવું, પણ મીઠું ખાવાને રજાછે. એવી રીતનું ભોજન કરી રાત્રીના સ્નાન કર્યા પછી એકાન્ત ઓરડીમાં સમાધિ લેવાસારૂ સ્થિર થવું, ને આ અજપાના જાપને જપ્યા કરવો. એમ કરતાં રાત્રિના ત્રણ વાગ્યા પછી સ્નાન કરી ઉપલું ચંદન પ્રાશન કરી નિંદ્રાવશ થઇ જવું, પણ પહેલી રાત્રીના બિલકુલ ઉંઘવું નહી. આવા પ્રકારની ક્રિયાપર ચાલતાં સાત દીવસ થયા કે તરત પોતાની અંધારી ઓરડીમાં એક ઝગઝગતિજ્યોતિ મગજમાંથી નિકળી પ્રકાશતી જણાશે. બાદ પંદર દીવસ થયા એટલે ગુપ્તવિદ્યાના મુળતત્વો સમજાશે. બાદ મહીનો થયો એટલે શ્વાસાની ગતિ કમી ચાલશે બે મહીના થયા કે પોતાની કલ્પના પ્રમાણે જગતમાં અનેક રચના બનતી જશે. ચાર માસ થયા કે પ્રત્યેક મનુષ્યના મનની કલ્પના ઓળખાશે. પાંચ માસમાં અંતવાહક ભાવરૂપી શરીરની એટલે ઇશ્વરની રચના જણાશે; જેમાં પૃથ્વીના અનેક પ્રદેશોમાં કેવા કેવા પ્રકારના બનાવો બનેછે તે સમજાશે. તેમ પોતાની મનોવૃત્તિઓ અનેક દેવી, દેવતાના આકારમાં આવી મંત્ર, તંત્ર, વિદ્યા-જ્ઞાન આપશે, ને છઠ્ઠા મહીનામાં પોતાના શરીરની પોતા જેવીજ એક બીજી આકૃતિ પોતાની સન્મુખ પ્રગટ થાયછે, ને તે આકાર બોલેછે કે હું તારો આત્મા તારી મરજી પ્રમાણે કરવા સામર્થ્ય ધરાવુંછું. ત્યારે આપણે કાંઇજ નહીં માગતાં ફકત કેવું કે તમારી સંપૂર્ણ કૃપા રાખો, એવી રીતે નિત્ય વિનવતાં રહેવું. બાદ આ આકાર પોતાની કાયામાંથી આ-પણી મરજી પૂર્વક પાંચ સાત આકારો ધારણ કરી અનેક જગ્યાપર જાયછે. તેમાં એક આકારને આપણે કાશીમાં મોકલી ત્યાં ભાષણ કરાવીએ. બીજાને ઇગ્લંડ મોકલી પાર્લામે-ન્ટમાં થતા ભાષણોની ખબર મંગાવીએ. ત્રીજાને અમેરીકા મોકલી દેવોના મંદિરમાં સાધુરૂપે બેસાડીએ. ચોથા આકારની પાસે સર્વ ભાષામાં વાત કરાવીએ. સારાંશ કે આપણે અનેકાકાર મારફતે અનેક કૃતિ કરાવી શકીએછીયે. એવી રીતે દત્તાત્રેય, ગોરખ, મછંદર, વસિષ્ટ વિગેરે અનેક માહાત્માઓ કરતા હતાં. એ વ્યહવાર સારૂં લગભગ ઉપર પ્રમાણે ત્રણ વર્ષનો મહાવરો ક્રમમાં ક્રમ થવો જોઇએ.

આ પ્રસંગે સર્વ વૃત્તિઓ સ્તંભિ નાદમાં સ્થિર બનેછે, ને સંયમનો ભાસ પડેછે, ત્યાં સંકોચાઇ રહેલા પ્રાણવાયુઓમાં જેવા ભાવ તેવી રચના દરશાયછે. આ રચનામાં જેવી કલ્પના તેવો બનાવ બની આવેછે. તેમાં વૃષ્ટિ આવ કહેતાં વૃષ્ટિ થાયછે. વાદલ થા કહેતાં વાદલ થાયછે. અમુક પુરૂષને કહીએ કે આવ કરતાં તે આવેછે. સારાંશ કે સર્વ ભાવો આપો આપ વિજ્ઞાનોકૃતિમાં રહેછે એટલે બુદ્ધિની અનેક વૃત્તિઓ સાથે તાદાત્મ્યપણાથી રમણ કરેછે ત્યારે આપણી અંતઃકરણની ભાવના સ્વભાવિકપણે अहंब्रह्म, ब्रह्मोहं, એવા આત્મ સ્વભાવના જ્ઞાનમાં રહેછે.

## શ્લોક.

**खमध्ये कुरु चात्मानमात्म मध्ये च खं कुरु ।**
**सर्वंच खमयं कृत्वा नाकिं चिदपि चिंतयेत् ॥**

અર્થઃ—સર્વત્ર વ્યાપક આકાશની માફક સલંગસૂત્ર રહેલો જે આપણો પોતાનો શુદ્ધ સ્વરૂપ જે આત્મા તેને વિષે ब्रह्मोहं એવા પ્રકારની ભાવના કરે, ને તે ભાવનાને અપરોક્ષ ભાવે अहंब्रह्म એવાં પોતાના આત્મ સ્વરૂપને એકાગ્રહવૃત્તિથી ધ્યાનમાં રાખે, ને કલ્પના વિરકત બની સંપૂર્ણ બ્રહ્મમય ભાવનામાં સ્થિર રહે ત્યારે अहंब्रह्म એવા શબ્દોચ્ચાર કરવાની શક્તિ પણ બ્રહ્માનંદમાં સ્વપ્રકાશ ભાવે નિદ્રાની માફક ઐકયરૂપ થઇ જાયછે, ત્યારે આપણે યથાર્થ અદ્વૈતસ્વરૂપે ભાસીએછેયે. સારાંશ કે આ સ્થિતિને વિષે પ્રાણાદિક સોલકળા પ્રગટે છે. છતાં કોઇ પુરૂષ એ કળાથી રહિત થએલો છતો અવિદ્યાના સંયોગથી કલાવાનની માફક દેખાયછે, એવો જે પુરૂષ છે તે પુરૂષ આ શરીરને વિષે હૃદય કમળગત આકાશના મધ્યમાં જાણવાને યોગ્યછે, પણ બીજા પ્રકારથી જણાતો નથી. છતાં એ પુરૂષ પ્રાણને સૃજવા લાગ્યો, તેથી કહેછે કે કેવી રીતે પ્રાણને ઉત્પન્ન કર્યો, તે આ પ્રશ્નોપનિષદ્‌ના છઠ્ઠા પ્રશ્નમાંનો એક મંત્ર કહેછે.

## मंत्र, ६३.

**स प्राणम सृजत प्राणा च्छ्रद्धांखंवायुर्ज्योतिरापः पृथिवींद्रियम्।**
**मनो ऽन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म्म लोका लोकेषु च नामच ॥**

અર્થઃ—તે પુરૂષે ઉકત પ્રકારથી ત્રણ કાળવાળી વસ્તુને વિષય કરવાવાળો જ્ઞાનરૂપ ઇક્ષણે કરીને સર્વ પ્રાણમય (સમષ્ઠિ પ્રાણરૂપ) હિરણ્યગર્ભ નામવાળો સર્વ પ્રાણીઓના કારણોનો આધારરૂપ અંતરાત્માને સૃજવા લાગ્યો. આ પ્રાણથી સર્વ પ્રાણીઓના શુભકર્મ વિષે કારણરૂપ પ્રવૃત્તિને પણ સૃજવા

લાગ્યો. એના પછી કર્મ ફળના ઉપભોગના સાધનરૂપ દેહનું અધિષ્ઠાન તેમ કારણરૂપ પંચીકૃત પંચમાહાભૂતોને સૃજવા લાગ્યો. તેમ શબ્દ ગુણવાળા આકાશને તેમ પોતાના ગુણના સ્પર્શે કરીને તેમ કારણના ગુણ શબ્દે કરી બે ગુણવાળા વાયુને, તેમ પોતાના ગુણરૂપે કરી તેમ કારણના ગુણ શબ્દને સ્પર્શે કરી ત્રણ ગુણવાળા તેજને, તેમ પોતાના અસાધારણ ગુણરસે કરી તેમ કારણના શબ્દ સ્પર્શ ને રૂપની મેળવણીએ કરી ચાર ગુણવાળા જળને, તેમ પોતાના ગંધ ગુણેકરી તેમ કારણના ગુણ શબ્દ સ્પર્શ રૂપને રસની મેળવણીએકરી પાંચ ગુણવાળી પૃથ્વીને સૃજવા લાગ્યો. એજ પ્રમાણે એજ પંચભૂતથી અપંચીકૃત અવસ્થામા જ્ઞાનાર્થેને કર્માર્થે, દશ સંખ્યાવાળા બે પ્રકારના ઇંદ્રિયના તેમ એ ઇંદ્રિયના ઇશ્વર (નિયામક) શરીરને વિષે સ્થિત સંશય અરૂ સંકલ્પ આદિક લક્ષણવાળાં મનને સૃજવા લાગ્યો. એવી રીતે પ્રાણીઓના કાર્ય કારણને સૃજીને તેની સ્થિતિને સારૂ તંદુલ ને યવ આદિકરૂપ અન્નને સૃજવા લાગ્યો. પછી તે ભોજન કરેલાં અન્નથી સર્વ કર્મમાં પ્રવૃત્તિના સાધનરૂપ વિર્ય (બળ) ને સૃજવા લાગ્યો. પછી અંતઃકરણની અશુદ્ધિએ કરી થએલાં જે પાપાચરણ આ પાપાચરણના, મિશ્રિત (સંકર) ભાવ થએલાં બળવાળાં પ્રાણીઓના નિવારણ અર્થે ચિત્તશુદ્ધિના સાધનરૂપ તપને સૃજવા લાગ્યો. પછી તપથી શુદ્ધ રૂપ થએલાં અંતર બાહીરના કરણ, જેઓના એવાં પ્રાણીઓના કર્મના સાધનભૂત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ને અથર્વણ વેદરૂપ મંત્રોને પ્રગટ કરવા લાગ્યો. ને તે મંત્રોથી અગ્નિહોત્રાદિક કર્મ થયાં તે કર્મથી કર્મના ફળરૂપ ચૌદલોક થઈ આવ્યાં. તેમ તે લોકોમાં ઉત્પન્ન થએલાં પ્રાણીઓના દેવદત્ત યજ્ઞદત્ત આદિ નામ પ્રગટ થયાં. આ રીતિથી સોળકળા પ્રાણીઓની અવિદ્યા આદિક દોષરૂપ બીજની અપેક્ષાથી થઈ છે. જેમ આંખના દોષથી આપણી નજરમાં બે ચંદ્ર આવેછે, તેની માફક અવિદ્યારૂપ દોષ દ્રષ્ટિથી ઉપર પ્રમાણે સૃષ્ટિ પ્રગટી છે જેવી રીતે સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નની દ્રષ્ટિથી સ્વપ્ન સૃષ્ટિ સંકલ્પાનુસાર ઉત્પન્ન કરેછે તેમ અવિદ્યાનો દ્રષ્ટા અવિદ્યારૂપ દ્રષ્ટિથી અવિદ્યારૂપ સૃષ્ટિ અવિદ્યાના સંકલ્પાનુસાર પ્રગટ કરેછે, પણ એ સર્વ નામરૂપ ઉપાધિરૂપ ભેદને છોડી આત્મા વિષે લિન બનેછે. સારાંશ કે સ્વપ્નની સૃષ્ટિ નિંદ્રામાં લિન થાયછે તેમ એ સર્વ તે પુરૂષના સત્યાર્થ સ્વરૂપમાં અતિશયપણાથી લિન રહેછે. આ સર્વ સૃષ્ટિ પરમાત્માને વિષે લીન થાયછે તે કેયીછે ? તે આ પ્રશ્નોપનિષદ્‌ના ચોથા પ્રશ્નમાંનો એકમંત્ર દરશાવેછે.

## मंत्र, ४९.

**पृथिवि च पृथिवि माला चापोश्चापोमाला च तेजश्च तेजोमाला च वायुश्च वायुमाला चाकाशश्चाकाशमाला च चक्षुश्च द्रष्टव्यश्च श्रोत्रश्च श्रोतव्यश्च घ्राणश्च घ्रातव्यश्च रसश्च र**

सयितव्यश्च त्वक् च स्पर्शयितव्यश्चवाक् च वक्तव्यश्चहस्तौ चादातव्यश्चोपस्थश्चानन्दयितव्यश्च पायुश्च विसर्जयितव्य श्चपादौच गन्तव्यश्च मनश्चमन्तव्यश्च बुद्धिश्चबोद्धव्यश्चाहङ्कार श्चाहङ्कर्त्तव्यश्च चितश्च चेतयितव्यश्च तेजश्च विद्योतयित व्यश्च प्राणश्च विधारयितव्यश्च ॥

અર્થ:—સર્વ સૃષ્ટિ જે પરમાત્મા વિષે જાયછે, તે કયી છે? ત્યાં કહે છે—પૃથ્વીને પૃથ્વીની માત્રા, જળને જળની માત્રા, તેજને તેજની માત્રા, વાયુને વાયુની માત્રા, આકાશને આકાશની માત્રા. અર્થ એવો જે સ્થૂલને સૂક્ષ્મભૂત તેમ ચક્ષુ ઇંદ્રિયને જોવા લાયક સર્વ વસ્તું, શ્રોત્ર ઇંદ્રિયને સાંભળવા લાયક યોગ્ય વસ્તુઓ, ઘ્રાણ ઇંદ્રિયને સુંઘવાલાયક યોગ્ય વસ્તુઓ, રસનાને સ્વાદ લેવા લાયક યોગ્ય વસ્તુઓ, ત્વચાને સ્પર્શ કરવા લાયક યોગ્ય વસ્તુઓ, વાચાને બોલવા લાયક યોગ્ય વસ્તુઓ, બે હસ્તને લેવા દેવા લાયક યોગ્ય વસ્તુઓ, ઉપસ્થને આનંદ દેવા યોગ્ય વસ્તુઓ, પાયુને ત્યાગવાલાયક યોગ્ય વસ્તુઓ, બેપાદને ચાલવા યોગ્ય વસ્તુઓ, અહિંઆં જ્ઞાનેંદ્રિય કર્મેંદ્રિયને તેના સર્વ વિષય કહીએ છૈયે. પર્વ. ઉકતમનને મનન કરવા લાયક યોગ્ય વસ્તુરૂપ તેના વિષય, નિશ્ચયરૂપ બુદ્ધિને જાણવા યોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, અભિમાનમય અંતઃકરણરૂપ અહંકારને અભિમાન કરવા યોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, ચેતના વૃત્તિવાળું અંતઃકરણ રૂપ ચિત્તને ચિંતન કરવા યોગ્ય વસ્તુ રૂપ તેનો વિષય, ત્વચા ઇંદ્રિયથી ભિન્ન પ્રકાશ યુકત ચર્મરૂપ તેજને તેનાથી પ્રકાશ કરવા યોગ્ય પોતે તેજરૂપ વસ્તુ તેનો વિષય છતાં જેને સુત્રાત્મા કહેછે એવો જે પ્રાણ ને તેણે કરી ધારણ કરવા યોગ્ય તમામ કાર્ય કારણ ના સમૂહરૂપ પરના અર્થ સારૂ મિશ્રિત થએલું જે નામરૂપમય જગત્ તેના ઉપાધિભૂત, એ સર્વ વસ્તુઓ પરમાત્મા વિષે સમાધિ વખતે બ્રહ્મરંધ્રમાં એકત્ર થાયછે. સારાંશ કે જેવી રીતે પક્ષીઓ રહેવાને સારૂ વૃક્ષના તરફ જાય છે, તેમ પ્રસિધ્ધ રૂપ આ સર્વ સૃષ્ટિ અક્ષરરૂપ પરમાત્મા વિષે જાયછે. (લય બનેછે.) સારાંશ કે ઉપરના નાદો, પંચપ્રાણો ને સર્વ પ્રકાશ પામેલી વસ્તુઓને તેના સ્વભાવો સમાધિ સમયે લિન બને છે ત્યારે અખંડ પૂર્ણ નિર્વિકલ્પ સમાધિમાં નિંદ્રાની માફક સર્વ અસત્ય સમજાયછે, ને આપણે પોતે કાંઈજ નહીં એવાં અચંચળ નિરાકાર અદ્વૈતપદમાં અમરપણાથી સ્થિર થઈએ છૈયે, પણ સ્થિર થવા પેહેલાં આત્મ સ્વરૂપનાં તત્વો જે કે મન, બુદ્ધિ વિગરે રહેલાં તેથી તેની જ્યોતિની ઓળખાણ પ્રથમ થવી જોઇએ.

## આત્મ—જ્યોતિ.

આપણે ઉપર એકાગ્રહ વૃત્તિની ધારામાં પ્રાણને કબજ કરતાં દરશાવી ગયાછે કે, પંચપ્રાણો જ્યારે સર્વ વસ્તુઓને એકત્ર કરેછે ત્યારે આત્મા વિષે સ્થિર થવા પહેલાં આત્માની જ્યોતિ દરશાયછે, તેથી એની ઓળખ કરવામાં પ્રથમ અમુક પ્રકારનું આસન કરી શ્વાસાનો કુંભક કર્યા પછી ધ્વનિઓના પર ધ્યાન આપી ધારણા નિયમ પ્રમાણે તપાસ કરવી, એટલે નેત્ર દ્રષ્ટિ અગાડી ભ્રુના મધ્ય ભાગમાં વા ચક્ષુ બંધ કરવાથી ચક્ષુના દરવાજા અગાઉ સોહં સ્વરૂપનો પ્રથમ દેખાવ અજવાળાં અંધારાંથી જુદાજ પ્રકારનો થોડો થોડો ઝળઝળાંને મળતો તેજોમય રજકણરૂપે ઝણઝણ થતો ને હાલતો જણાયછે. તે રજકણોની અનંતાકૃતિમાંની એક આકૃતિનો દેખાવ જોવા જતાં અત્યંત સૂક્ષ્મમાં સૂક્ષ્મ એક રાઇના દાણામાંથી એક દાણો લઈ તેના સો ભાગ કરીએ, તેમાંના એક ભાગને મળતી સોહંની આકૃતિ છે. છતાં સોહંની આસપાસ જે અજવાળાં અંધારાં જેવી જ્યોતિનું આચ્છાદન જે આપણા દીઠામાં આવ્યું તે આચ્છાદન પૃથિવી માત્રાથી ઉત્પન્ન થએલુ આપણું મન નામવાળા તત્વના સ્વરૂપનો દેખાવ પ્રકાશેછે. જે મન સંકલ્પ વિકલ્પ નામના ધર્મમાં રહી કલ્પના સાથે વ્યહવાર ઈંદ્રિયો મારફતે કરાવેછે, તસ્માત્ એ મનના વ્યહવારનો પ્રેરક હિરણ્યગર્ભ રૂપ સોહંછે, તેથી એની આકૃતિની કલ્પના શ્રુતિમાં દરશાવે છે.

## શ્રુતિ.

**बालग्र शत भागस्य शतधा कल्पि तस्यच ।**
**भागो जीवः सविज्ञेय इति चाऽऽहा परा श्रुतिः ॥**

અર્થઃ—નિમાળાની અણીનો સો ભાગ કલ્પિએ, તેમાંના એક ભાગના જેવી સૂક્ષ્મ આકૃતિ જીવની રહેલી છે તે જાણવી યોગ્ય છે. એવી બીજી અનેક શ્રુતિઓ આત્માના અણુભાવને કહેછે. સારાંશ કે, ઉપરના મનના પ્રકાશને વિષે સોહંની આકૃતિપર દ્રષ્ટિ રાખતાં ને વૃત્તિ સ્થિર કરતાં ઘણો ભાગ અંધારાંને મળતો ને અલ્પ ભાગ વિજલી રૂપે ઝબકારા કરતો સર્વત્ર વ્યાપક થાયછે. એ આપણા હૃદય સ્થાનમાં ઉપર વ્યાપેલી કુંડલી ચક્ર (વાંસના) ના નિશ્વાર્થપણાથી ઉત્પન્ન થએલી બુદ્ધિની આકૃતિ પ્રકાશે છે. આ પ્રસંગે કુંડલી કુંભકના સામર્થ્યથી હૃદયચક્રમાં બિરાજે છે ત્યારે પ્રાણમય ને મનોમયકોશનો વ્યવહાર એકયતામાં રહેછે; જેથી કરીને આકાશ ને પૃથ્વીના મધ્યમાં જે વૃષ્ટિની હજારો વાદલી આવાગમન કરેછે તેની માફક ધુમ્રના ગોટા જેવું આવતું જતું રૂના ગાભાને મળતું ગોદડીઉં સ્વરૂપ રમણ કરતું જણાય છે. એ આપણી વાંસનીક કુંડલીની દ્રઢિત વાંસનાના દ્રઢપણામાં રહેલાં ચિત્ત, વિચાર ને તર્ક નામના તત્વોના દેખા-

વોની આકૃતિઓ પ્રકાશેછે, ને આપણી કુંડલી કંઠચક્રમાં બીરાજી સંકલ્પરૂપ ભાવ સૃષ્ટિઓ પ્રગટ કરવા માંડેછે. તે પ્રસંગે તમામ ઈંદ્રિઓ સંકોચાઈ કુંડલીના સંકલ્પવાળા ભાવને વિષે લિન થાયછે, ને અવિદ્યારૂપ સર્વ ધર્મ છુટવા લાગેછે.

આ અવિદ્યાના ધર્મના નષ્ટ થવામાં જાણે સુના રૂપાંની અનંત રજકણો વિજલી આકારમાં ઝબકારાને ઝણઝણ કરતી તેમ જળહળ જળહળ થતી લાંબામાં લાંબી સુવર્ણના સર્પની કાંચલીઓની માફક થરરર કંપાવતી આવર્જન વિસર્જન કર્યા કરતી જે જ્યોતિ પ્રકાશમાન થાયછે એ આપણી કુંડલીને વિષે રહેલો અહંમમ ભાવ વાળા અહંકાર તત્વની જ્યોતિછે. જેમાં સર્વ પ્રાણોને જડ ચૈતન્યની ગ્રંથિ (અવિદ્યા ને વિદ્યા) આકૃતિમાં જે રહેલીછે તેનો દેખાવછે. તેથી એ અવિદ્યારૂપ વાંસનાવાળી બુદ્ધિની ગ્રંથીમાં હું બ્રહ્મછું,' એવી ભાવના કરવાથી મનુષ્ય મરણ રહિત થાયછે. એવું કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયની બીજી વલ્લીનો મંત્ર કહેછે.

## मंत्र, ११६.

**यदा सर्व्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थय: ।**
**अथ मर्त्योऽमृत्यो भवत्येतावदनुशासनम् ॥**

અર્થ:—વાંસનાના મૂળનું વિનાશ કયારે થાયછે ત્યાં કહેછે કે જ્યારે અહિંઆં અલ્પજ્ઞપણાને લીધે જીવના જેવા આત્માના સ્વભાવને ગ્રંથિની માફક દ્રઢ બંધનરૂપ જે (અજ્ઞાન.) તેમાં હું આ શરીરરૂપ છું. મારૂં આ ધન છે, હું સુખી હું દુ:ખી, ઇત્યાદિ રૂપ અવિદ્યાની વૃત્તિ સ્વરૂપ બુધિની ગ્રંથીઓ છે, તેના સર્વે ભાવોથી વિપરીત, હું અસંસારી બ્રહ્મછું. છતાં બ્રહ્મથી ન્યારી આત્માની વૃત્તિની ઉત્પત્તિ થવાને લીધે વિનાશને પામેછે, પણ (અવિદ્યાની ગ્રંથિનો નાશ થયા પછી) તે ગ્રંથિરૂપ કારણવાળો જે કામછે તેનો મૂળથી નાશ થાયછે. પછી મરવા યોગ્ય મનુષ્ય મરણ રહિત બનેછે, એટલોજ માત્ર સર્વ વેદાન્તનો ઉપદેશછે. છતાં એનાથી અધિક ઉપદેશ હશે, એવી શંકા કરવી વાજબી નથી.

આ અહં, મમવાળી જડ ચૈતન્યાકૃતિની ગ્રંથિ અવિદ્યાના નાશ થકી કુંડલીનો ક્ષય જ્યારે તાળુચક્રપર સોહંસ્વરૂપ આવેછે ત્યારે બનેછે જ્યાં સોહંનો દેખાવ નાના નાના ચંદ્રોના આકારોમાં તેમજ તેજવાન સૂર્યના કિર્ણોને મળતા છુટા છુટા તારાઓની માફક એક ઉપર એક સર્પના ગુંછળાંના દેખાવે ગબડતાને તળે ઉપર બની માંહો માંહે મળીને વિખરાઇ જઇને પાણીના પરપોટાની પેઠે ધસારાબંધ પોતાના પ્રવાહમાં ગમન કરતા, ને ન્યારા ન્યારા રંગોની આકૃતિમાં ઝબક ઝબક થતા ૐકાર સાથે સંબંધ રાખી સર્વ પ્રકાશો અદર્શ થતા જણાતા હતા, એ આપણા હૃદય સ્થાનના પ્રાણવાયુના મુળમાં ટ્યાપેલું અંત:કરણ

તત્ત્વનું તેજ, એવી રીતે પ્રકારનું દરશાયછે, તે પ્રસંગે અભયને પામી પોતાના જીવા-ત્માને યથાર્થ ઓળખી પોતાને અદ્વૈતરૂપ માનેછે, તે કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયની પ્રથમવલ્લીમાંનો એક મંત્ર કહેછે.

## मंत्र ७६.

**यइमं मध्वदं वेद आत्मानं जीमन्ति कात् ।**
**इशानम्भूत भव्यस्य नततों विजुगुप्सतो एतद्वैतत् ॥**

અર્થઃ—ઉપર પ્રમાણે જો કોઇ આ કર્મફળના ભોક્તા તેમ સમિપવર્તી ત્રણકાળનો નિયામક ઇશ્વર, પ્રાણ આદિકના સમૂહને ધારણ કરવાવાળો જીવરૂપ આત્મા (પ્રકાશ) ને જાણેછે. છતાં એ જ્ઞાન થયા પછી અભયપણાને પામવાને લીધે પોતાનું રક્ષણ કરવાને ઇચ્છતો નથી, કેમકે જયાં લગિ ભયના મધ્યમાં રહેલોછે, ત્યાં લગિ પોતાને અનિત્ય માને છે. તેથી કરીને પોતાનું રક્ષણ કરવાને ઇચ્છેછે, પણ જયારે પોતાને નિત્યને અદ્વૈતરૂપ જાણેછે, ત્યારે કોણ કયા-કારણથી રક્ષણ કરવાને ઇચ્છેછે ? કોઇ કારણથી નહી તેથી એજ બ્રહ્મ છે. સારાંશકે અંતઃકરણ તત્ત્વની જ્યોતિમાં નિમગ્ન થયા પછી એજ જ્ઞાનથી આપણને સંપૂર્ણ ખાત્રી થાયછે, ને આપણે ભય રહિત બનીએછૈએ.

હવે ઉપરના સર્વ પ્રકાશો સુસવાટા બંધ ભ્રકુટીચક્ર છોડી બ્રહ્મરંધ્રચક્રમાં પ્રવેશ કરવા માંડેછે ત્યારે સોહં તદન ૐકારરૂપ આત્મામાં ઐકયરૂપ થઇ બેસે છે. તે પ્રસંગે ૐકારની આકૃતિના ચમકારા જાણે સોના રૂપાંના મોટા ઢાલ-કાઓ, નાહના નાહના તારાઓને મળતા થોડોવાર દર્શણ આપી અદ્રશ્ય થતા, ને દોરડાંની લંબાઈની માફક ઘણાંક લાંબા, ને અજવાળાં, અંધારાંને વિજળી-ના તેજથી જુદાજ પ્રકારનું તેઓનું પ્રકાશનું ને કાંઇક જુદાજ પ્રકારની ચિત્ર વિચત્ર આકૃતિઓમાં હાજર થઇ, વરાળાકૃતિમાં ચોતરફ છવાઈ જતા, ને પવનના સપાટાની માફક માહા ઝડપથી વંટોળરૂપે સ્તંભાકાર બની, સર્વે દીશા-ઓમાં ચક્રાકારે ઘુમતા, ને ગરમ પાણીની માફક ખળખળ ખળ થવાના જેવા, વરસાદના અસંખ્ય બુંદની માફક વર્ષતા, ને અસંખ્ય સૂક્ષ્મ ધ્વનિઓ કરતા છતાં તે સર્વ ભિન્નભિન્ન પ્રકાશો એકત્રપણામાં હાજર થતા જણાયછે. બાદ એવી રીતની કૃતિ થયા પછી તે સર્વ વિખરાયલા પ્રકાશોના તેજને ૐકાર પોતે આકર્ષણ કરી ગોળાકૃતિ ધારણ કરતો રહેછે, ત્યારે તમામ એકત્ર થયલાં તેજ-નો મહાન તેજોમય સૂર્યના જેવો મોટો અખંડ, સ્વપ્રકાશીત અપરંપાર અપાર તે વિખરાયલાં અસંખ્ય સુન્યરૂપ જયોતિનો બનેલો ગોળો નજરે પડેછે. એવી રીતે મુંડકોપનિષદ્‌ના બીજા મુંડકમાંના બીજા ખંડનો એક મંત્ર કહેછે.

## मंत्र ४३.

**ब्रह्मै वेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण।**
**अधश्चोर्द्ध्वत्र प्रसृतं ब्रह्मैवेदं विश्व मिदं वरिष्ठम् ॥**

અર્થ:—(તે જ્યોતિઓનો જ્યોતિરૂપ બ્રહ્મછે, તેમ બીજા જે વાણીથી આરંભ કરેલા વિકાર જે છે તે નામમાત્ર તેનું કાર્યછે, તેથી સર્વ મિથ્યા છે.)—આ જે અવિદ્યા યુકત દ્રષ્ટિ પુરૂષોના અગ્રભાગ વિષે જે વસ્તુ ભાસમાનછે, તે ઉકત લક્ષણવાળો અમૃતરૂપ બ્રહ્મજછે. તેમજ પાછળ પણ બ્રહ્મછે. તે દક્ષિણ તરફ તે બ્રહ્મછે. વામ તરફ તે બ્રહ્મછે. તેમજ ઉંચે નીચે પણ બ્રહ્મ છે. તેમ બીજાં કાર્યના આકારથી સર્વ તરફ પ્રસરણ પામેલી જે નામરૂપવાળી વસ્તુઓ છે તે આ બ્રહ્મજ છે. ઘણું કહેવામાં શું લાભ છે! પરન્તુ આ સમસ્ત જગત્ અત્યંત શ્રેષ્ઠ બ્રહ્મજ છે. છતાં બ્રહ્મથી ન્યારી જે પ્રતીતિછે તે સર્વ રજ્જુમાં સર્પની માફક અવિદ્યા માત્રછે. તોપણ એક બ્રહ્મજ પરમાર્થ સત્યરૂપછે. આ વેદની આજ્ઞાછે. સારાંશ કે સર્વત્ર એક જ્યોતિરૂપથી બ્રહ્મજ વ્યાપી રહયો છે, તેમાં કોઈ બીજી વસ્તુ નથી. સારાંશ કે વિજ્ઞાનમયને આનંદમય કોશનો એકયપણાનો આનંદ આ જગ્યાપર પ્રકાશી નિકલ્યોછે, ને એમાં પંચ-પ્રાણ, અંતઃકરણ પંચક, દેહચતુષ્ટય; ચારવાચા વિગરે એ વિદ્યારૂપ જ્યોતિમાં એકતાથી નિમગ્ન થઈ મળી ગયાં છે, તેથી એ જ્યોતિમાં નિમગ્ન થએલો પુરૂષ મુકત થયો મનાય છે.

## श्लोक.

**सर्वावस्था विनिर्मुक्तः सर्व चिंता विवर्जितः।**
**मृतवत्तिष्ठते योगी समुक्तो नात्र संशयः॥**

અર્થ:—જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા ને મર્ણ એ પાંચથી જે સંપૂર્ણ ચિંતાથી રહિત બની મૃતકની માફક સ્થિર થાયછે તેને તુર્યાવસ્થા કહેછે એ પુરૂષ જીવતો છતાં મુકત કહેવાયછે. આ જ્યોતિ પ્રસંગે જ્યોતિના ધ્યાનમાં લીન રહેવાથી આપણે પોતે પોતાને નિરાકાર નિરંજન સમજાઇએ છીએ. સારાંશ કે એ પ્રકાશમાન જ્યોતિ આપણને કલ્પના વિરકત બનાવેછે.

આ કલ્પના વિરકત સમયે આપણી નજરમાં જે જ્યોતિરૂપ ગોળો પડેછે ત્યારે તે પડેલા સ્વપ્રકાશીત તેજોમય ગોળાના ગોળાકૃતિવાળા પરિધનો પ્રકાશ વા અજવાળું જાણે અનંતકોટી સૂર્યને પ્રગટ કરવાવાળું સૂર્ય, ચંદ્ર, તારા, અગ્નિ ને વિજલીના અજવાળાંથી જુદાજ પ્રકારનું અજવાળું આપણી અંતર દ્રષ્ટિમાં એવુંતો અપરંપાર અપારરૂપે અમાપકપણાથી સર્વત્ર વ્યાપેલું આશ્ચર્યકારક

મહાહાકૃતિમાં દરશાયછે કે જાણે આ બાહેરના બ્રહ્માંડમાં રહેલું જે આકાશ છે તેના કરતાં પણ અત્યંત મહદ્ મોટું તમામ જગ્યાપર જયાં જોઇએ ત્યાં અજવાળુંજ અજવાળું દેખાયછે. એ આપણા ૐકારરૂપ આત્માની સંપૂર્ણ આકૃતિનો દેખાવછે. તેથી એને વસ્તુ પ્રાપ્તિ ને પરમપદનો લાભ ગણેછે. એ કેવી સ્થિતિમાં અભ્યાસીઓને રહેવાથી પ્રાપ્ત થાયછે તે આ શ્લોક કહેછે.

## श्लोक.

अर्धोन्मीलित लोचनः स्थिरमनानासाग्रदत्तेक्षणश्चंद्रार्कावपि लीनता मुपनयन्नि स्पंदभावेनयः ज्योतिरुपम् शेष बीजम् खिलं देदिप्यमानं परं तत्त्वं तत्पद मेति वस्तु परमंवाच्यं किमत्राधिकम् ॥

અર્થ—અર્ધ ખોલેલાં નેત્ર જેનાં વા મન સ્થિર જેનું નાસિકાની અણીપર લગાત્યાંછે નેત્ર જેણે, વા મનને નિશ્ચલ ભાવમાં લગાડયું જેણે, વા કર્મેદ્રિંયનો લય કીધોછે જેણે, વા સૂર્ય ચંદ્રરૂપ શ્વાસાની ગતિ બંધ કીધીછે જેણે એવા યોગીઓ પ્રકાશરૂપ જ્યોતિથી અખિલ વિશ્વને પ્રકાશ કરેછે. એવાઓને સંપૂર્ણ કારણરૂપ. અતિશય પ્રકાશીતપણાથી પ્રકાશકરવાવાળો વાસ્તવ વસ્તુરૂપ (ૐકારરૂપ આત્મા) ને પ્રાપ્ત થવાં સારૂં યથાર્થ સંપૂર્ણપણામાં ઉત્કૃષ્ટ પરમપદ જે આત્મસ્વરૂપ તેને પ્રાપ્ત થાયછે, જેથી એને વસ્તુ પ્રાપ્તિ કહીછે. સારાંશ કે સંપૂર્ણ પ્રકાશમાન થએલો જે ૐકારરૂપ આત્માનું સર્વત્રવ્યાપકત્વ અખંડ પ્રકાશરૂપે સ્થિર ને ચલિતપણાના દેખાવમાં બ્રહ્મરંધ્રમાં પ્રાણ વાયુઓના સ્થિરપણાથી દેખાયછે; તોપણ એ સ્થાનમાં અજવાળાં વિના બીજો કોઇપણ ભાસ થતો નથી, તેમ આ અજવાળાંનાં સર્વ પ્રકાશરૂપી કિર્ણો સર્વત્ર એકસરખા એકજ દેખાવથી એકજ કદમાં લહલહ થતાં આપણે જોઇએ છૈયે, ત્યારે તે કિર્ણો. અસંખ્ય શૂન્યાકૃતિમાં સર્વ બાજુમાં સર્વત્ર ભાસેછે, તે આ શ્લોક કહેછે.

## श्लोक.

अंतः शून्यो बहि शून्यः शून्यः कुंभ इवांबरे ।
अंतः पूर्णो बहिः पूर्णः पूर्णः कुंभ इवार्णवे ॥

અર્થ—અંતઃકરણમાં પણ શૂન્યછે, કેમકે બ્રહ્મથી ન્યારૂં કાંઇ નથી, તેમ એની બાહાર પણ શૂન્યછે, કારણ કે બ્રહ્મવિના બીજો કોઇ દરશાતો નથી. જેમ આકાશમાં ઘટ ને તે ઘટ વિષે પણ આકાશ છતાં ઘટ બાહેર પણ આકાશ વ્યા-

પેલુંછે, તેમ અંતઃકરણને વિષે પણ પૂર્ણરીતે શૂન્યરૂપ જ્યોતિછે. જેમ સમુદ્રમાં કુંભ મુકયો હોય તો તે ઘડાની માહે તેમ બાહેર પૂર્ણરીતે સર્વત્ર પાણીજ વ્યાપે લુંછે, તેમ સમાધિનિષ્ઠ યોગિપુરૂષ બ્રહ્મની જ્યોતિએ કરીને પૂર્ણછે. સારાંશ કે એવી રીતે અખંડ તેજોમય સ્વપ્રકાશીત જગજગતિ જ્યોતિને સંપૂર્ણતાથી સર્વ બાજુપર સ્થિરદૃષ્ટિએ કરી, જ્યારે આપણે નિરખીએ છેયે તે પ્રસંગે જીવ, શિવ, માયા, બ્રહ્મ, દ્વૈત, અદ્વૈત, સુખ, દુઃખ, પ્રકાશ, અંધકાર ને દશ પ્રકારના ધ્વનિઓ વિગરે કોઇપણ પદાર્થ ભાસ્યમાન થતો નથી, પણ એ આત્માનુંરૂપ સૂર્યનો પ્રતિબિંબ પાણીમાં જેવી રીતે પ્રવેશપામી વ્યવહાર કરેછે તેનીમાફક આત્મા કર્તા ભોકતાનો વ્યહવાર અવિદ્યાદિકમાં પ્રવેશ પામી કરેછે, ને આખરે જેમ સૂર્યના પ્રતિબિંબનો વ્યહવાર સૂર્યમાં લિન્ન થાયછે તેમ એ સર્વ વ્યહવાર આત્મા વિષે કેવી રીતે લિન્ન બને છે. તે આ પ્રશ્નોપનિષદના ચોથા પ્રશ્નમાંનો એક મંત્ર કહેછે.

## मंत्र, ૫૦.

**एषहि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरूषः। सपरेऽक्षरे आत्मनि सम्प्रतिष्ठते ॥**

અર્થ--એજદ્રષ્ટા સ્પષ્ટા (સ્પર્શકર્તા) ઘ્રાતા (સુગંધ લેવાવાળો) રસયિતા (સ્વાદલેવાવાળો) મંતા (મનન કરવાવાળો) બોદ્ધા (જ્ઞાતા) કર્ત્તા ને વિજ્ઞાનાત્મા પુરૂષ એજછે, એટલે જેણે કરી સર્વને જાણીએ છેયે. પણ એને જાણેછે તે કર્તાને કારકરૂપ વિજ્ઞાનને જાણેછે, તેથી વિજ્ઞાતા સ્વભાવવાળોછે, એથી વિજ્ઞાનાત્મા કહેવાયછે. તેમ કાર્યને કરણરૂપ સંઘાતવાળી ઉપાધિમાં પૂર્ણ રહેવાથી પુરૂષ કહીએ છેયે, તે પુરૂષ સૂર્યના પ્રતિબિંબની માફક અક્ષરરૂપ પરમાત્મા વિષે લિન્ન થાયછે. સારાંશ કે ૐકારની જ્યોતિનું જે ઉપર કહેલું સ્વરૂપ જે છે તેની વૃદ્ધિ થવાથી તે વૃદ્ધિરૂપ જ્યોતિના અજવાળાંને અક્ષરરૂપ પરમાત્માની જ્યોતિ કહેછે.

આ અક્ષરરૂપ પરમાત્માની જ્યોતિનું અજવાળું ૐકારની જ્યોતિમાંથી પ્રગટ થતું જાયછે. તે એવી રીતે કે ઉપરની જ્યોતિમાં જેમ જેમ નિમગ્ન થતા જઇએ તેમ તેમ તે અજવાળું મહાન આકાશથી પણ અત્યંત વૃદ્ધિને પામેછે. તેથી એ અજવાળાંને અક્ષરરૂપ પરમાત્માનુ અજવાળું ગણેછે, જેથી એના દેખાવમાં પ્રથમ મોટામોટા તેજવાન સૂર્ય, ચંદ્ર ને તારા વિગરે પ્રગટ થતા ને પાછા એકત્ર થઇ તેઓ સર્વત્ર વ્યાપિજાયછે ત્યારેં આપણે અચેતનરૂપ દરશાઇએ છેયે. તો પણ આપણી જ્ઞાનદ્રષ્ટિ એ સર્વત્ર વ્યાપેલાં મહાન મોટાં અજવાળાંને પૂર્ણાનંદથી નિરખ્યા કરેછે પણ આપણી જ્ઞાનદ્રષ્ટિ જરાપણ ચલિત થઇ શકિત નથી, પણ એ તેજોમય અખંડને પૂર્ણ પ્રકાશીત અજવાળાંને સ્થિરપણાથી નિર-

જ્યાં કરેછે ત્યારે આપણા શરીરમાં એવીતો એક અણધારેલી થરરર કરતી કંપા-રી છુટેછે કે તૈરત તેની સાથેજ આપણે ધબદઈને જાગૃતભાવે સ્તબ્ધ બની રહી-એછેયે. તે ઘડીપર કોઇપણ પ્રકારની કલ્પના, જ્ઞાન, સમજ બિલકુલ રહેતાં નથી, તેમ હતાંજ નહીં એવા પૂર્ણ ભૂમારૂપ આત્માના અખંડ નિરાકાર નિરંજન, અસ્તિત્વવાળાં મહદ સ્વરૂપ નિમગ્ન થઇ રહીએછેયે, ને જાણે મર્ણરૂપ અચે-તન ને કાંઇજ નથી એવા પ્રકારનો આપણો દેખાવ પોતે પોતાને દરશાયછે, ને તેમાં જીવ, શિવ, જડ, ચેતન્ય વિગેરે કોઇપણ પ્રકારના ભાસને સમજવાનું જ્ઞાન આપણે વિષે રહેલું જણાતું નથી. તેમ આપણી કાયા હતી કે નહી તેનું પણ પ્રમાણ જણાતું નથી. તેમ દ્રષ્ટા દર્શનને દ્રસ્ય, ધાતા ધ્યાન ને ધ્યેય ઇત્યાદિ ત્રિ-પુટિ ભાસોનષ્ટ થએલા દરશાયછે, ને સર્વ અસત મિથ્યાજ હતાં, અથવાતો કાં-ઇજ નથી એવો દેખાવ યથાર્થ હાજર રહેલોછે. આ કાંઇજનહીં એવાં અચંચળ નિરાકાર સ્વરૂપમાં બુદ્ધિવાન પુરૂષ વૃદ્ધિ હાનિના અભાવથી હર્ષ શોકને ત્યાગે છે, તે આ કઠોપનિષદ્‌ના પ્રથમાધ્યાયની બીજી વલ્લીમાંનો મંત્ર કહેછે.

## मंत्र, ४१.

**तन्दुर्दर्शङ्गूढमनु प्रविष्टं गुहाहितङ्गह्वरेष्टम्पुराणम् ।**
**अध्यात्मयोगाधिगमेन देवंमत्वाधिरो हर्षशोकौ जहाति ॥**

અર્થ--(જે આત્માને તું જાણવાને ઇચ્છેછે), અતિ સુક્ષ્મ હોવાથી દુઃખથી દેખવા યોગ્ય તેમ ગૂઢને પ્રાકૃત જનોના વિષયઓના વિકારયુક્ત જ્ઞાનોથી આ-વૃત છતાં બુદ્ધિ વિષે જાણવામાં આવેછે એથી બુદ્ધિરૂપ ગુહામાં રહેલો ને અનેક સંકટમાં વ્યાપેલો હોવાથી દુર્દર્શછે. એવા પુરાતન આત્મારૂપ દેવને આત્મા વિષે ચિતની એકાગ્રહતામય જે અધ્યાત્મયોગછે, તેની પ્રાપ્તિથી નિશ્ચયકરી બુદ્ધિમાન પુરૂષ આત્માની વૃદ્ધિ હાનિના અભાવથી હર્ષ શોકને ત્યાગેછે. સારાંશ કે જ્યાં કાંઇજ પણ નથી, એવા મહાન તેજોમય દેખાવમાં સત્યજોતાંતો પંચ માહાભૂતો ને તેની બનેલી આ સ્થાવર જંગમરૂપી પ્રાણીમાત્રા વિગેરેની અનંતાકૃતિઓ ને આ વિશ્વના બાહેરની વા માંહેની કોઇપણ વસ્તુઓ દરશાતી નથી, તેમજ આ-પણે કોણ છેયે ! કયાં આવ્યા છેયે ! જગત્ કયાંછે ! વિગરે કોઇ પણ જાતના જ્ઞાનની સ્ફુર્તિ આપણા અંતરમાં સ્ફુરતિ નથી, પણ જેવી રીતે પાણીનો પર-પોટો પાણીમાં મળી જવાથી પરપોટાનો કોઇ પણ અંશ પાણીમાં દરશાતો નથી, તેવાજ પ્રકારની મઝા આપણને સમજાઇ રહીછે, ને ઉપલા નિરાકાર, નિરંજન, જ્યોતિ સ્વરૂપના મહાન મોટાં અજવાળાંવાળા પ્રકાશના ગોળાકારી સ્વરૂપના મધ્ય ભાગમાં જે કાંઇક કાળો ભાગ દરશાઇ રહયોછે, તેજ આપણો સ્વપ્રકાશીત અક્ષર

(અવિનાસી) મય અદ્વૈત આત્મારૂપ જાણે, આ દર્શણના પ્રસંગપર દ્વૈતનો સંપૂર્ણ અનાદર દ્રઢ થાયછે, ત્યારે અદ્વૈત આત્મા વિષે બુદ્ધિ સ્થિર રહેછે.' આ અદ્વૈતરૂપ બુદ્ધિના સંપૂર્ણ જ્ઞાનને બ્રાહ્મિ સ્થિતિ કહીછે તે આ શ્રુતિ દરશાવે છે.

## શ્રુતિ.

**एषाब्राह्मीस्थितिः पार्थनेनां प्राप्य विमुह्युति ।**
**स्थित्वाऽस्यामंतकालेऽपिब्रह्म निर्वाणमृच्छति ॥**

અર્થઃ—આ બ્રાહ્મી સ્થિતિ (બ્રહ્મનિષ્ટા) છે. આ સ્થિતિને પામેલો પુરૂષ વિમોહ (ભ્રાંતિ)ને પામતો નથી, તોપણ એ સ્થિતિમાં સ્થિર થએલો પુરૂષ અંતકાળમાં બ્રહ્મભાવરૂપ વિદેહમુક્તિને પાંમેછે. સારાંશ કે આ અદ્વૈત જ્ઞાનમાં નિમગ્ન થએલા પુરૂષો સાક્ષાત્ મુક્તરૂપજ છે, કેમકે તેના સર્વ વિચારો હૃદયકમળમાંથી જેટલા ઉત્પન્ન થાયછે તેટલા વિચારો ઇંદ્રિયજ્ઞાનના ધર્મવાળા હોતા નથી, તેમ મન બુદ્ધિ ને તર્કાદિક તત્વોના ધર્મવાળા જણાતા નથી, પણ તદન શાંત અનુભવી ને પૂર્ણ સારરૂપ જ્ઞાનવાળા હોયછે, વાસ્તે એ બ્રાહ્મી સ્થિતિમાં નિમગ્ન થએલા પુરૂષો સાક્ષાત્ મુક્તરૂપજ છે.

## બ્રાહ્મી સ્થિતિ.

ઉપરની જ્યોતિમાં નિમગ્ન થઇ જવું એનું નામ બ્રાહ્મી સ્થિતિ વા મોક્ષ કહયોછે. આ મોક્ષની પ્રાપ્તિ થકી આપણી તમામ મનોવૃત્તિની સર્વ કલ્પનામાં જાણે આનંદની હેરી લાગી જાયછે, ને એ મઝાથકી જાણે આપણે બીલકુલ તૃપ્ત થતા નથી, પણ આપણું જ્ઞાન પવિત્ર ને સંપૂર્ણતા દેખાડેછે, ને આપણી સર્વ અનંત મનોવૃત્તિના ભાવો એક સરખી જ્યોતિના આકારે સર્વત્ર રમણ કરતા જણાય છે. આ સ્થિતિનું જ્ઞાન જાગૃતસ્થિતિના જ્ઞાનથી તદન ઉલટું છે. તોપણ એ ઈશ્વરીજ્ઞાનમાં અત્યંત અમૃત જેવું સુખ હોવાથી, તેમ એના સુખનું વર્ણન કરવાને સર્વ અશક્તિમાન છે, કેમકે એ સુખના મહત્વનો વિચાર આજપર્યંત કોઇથી પણ થઇ શકયો નથી, જે ઉપરથી વેદમાં નેતિ નેતિ એવી શ્રુતિ છે. એટલે જેનો બીલકુલ અંત નિકળેજ નહી, તો પામર મનુષ્ય શી રીતે કાઢી શકશે! તદયપિ આ અવિનાશી મઝાના આનંદનો અનુભવ ને સમજ મળવા થકી આપણે આ વિશ્વની જરા પણ પરવા રાખતા નથી, એવા મસ્ત થઇ જવાયછે, ને સર્વત્ર આનંદ આનંદજ ભાસેછે, તેથી આ બ્રહ્મસ્વરૂપ સ્થિતિનો મોક્ષ કેવો છે! તે આ માંડુકયોપનિષદ્‌ના ચોથા પ્રકરણનો મંત્ર કહેછે.

## मंत्र. २०८

**अजम निद्रम स्वप्नं प्रभातम्भवति स्वयम् ।**
**सकृद्विभातोह्येवैष धर्म्मो धातुः स्वभावतः ॥**

અર્થ:–આ મોક્ષ સમભાવરૂપ અજન્મ્યો છે, નિંદ્રારહીત છે, સ્વપ્નરહીતછે તેમ પોતેજ પ્રકાશસ્વરૂપ છે. છતાં સૂર્યાદિકની અપેક્ષાવાળો નથી. અર્થ એવો કે-આ સ્વપ્રકાશરૂપ સ્વભાવવાળો જે આત્મા છે, તેજ આત્મા સર્વદા પ્રકાશરૂપછે. એવા જે લક્ષણવાળો આત્મા નામમય ધર્મ સ્વભાવથી ધાતુ એટલે સર્વનો ધારણ કરવાવાળો છે, વા ધાતુના સ્વભાવને યુક્ત પ્રકારવાળોછે. સારાંશ કે આ મોક્ષરૂપ આનંદ કોઇની પરવા રાખતો નથી, છતાં સર્વત્ર આનંદજ ભાસેછે.

આ ભાસનારા પૂર્ણરૂપ આનંદમાં આપણે વિષે જે ત્રિગુણાત્મ (કલ્પના) માયા વ્યાપી હતી, તે માયા તદન મિથ્યા થઇને અદર્શ બની રહી, ત્યારે આપણે સર્વ દ્રષ્ટા, સર્વજ્ઞ ને સર્વજ્ઞાતા બનેલા જણાઇએછિયે. તે પ્રસંગે આપણને કાળ નડતો નથી, છતાં આપણી અંદર સર્વ અનંત શકિતનું ઐશ્વર્ય પૂર્ણતાથી વ્યાપી રહેલું જણાયાથી આપણેજ ઇશ્વર છિયે એવી સ્વભાવિકપણે ખાત્રી થાયછે. આ સ્થિતિમાં આપણા મિથ્યા સંકલ્પો સ્ફુરવાથી અનંત સૃષ્ટિની રચના આપણા હૃદયના દ્રહિત ભાવો રચી બતાવેછે, ને તે સુક્ષ્મરૂપ સંકલ્પને નષ્ટ કરવાથી તે રચાયેલી તમામ સૃષ્ટિનો ક્ષય થએલો આપણા જ્ઞાનને જણાયછે. સારાંશ કે એવા અલૌકિક પ્રકારનું બ્રહ્મરૂપ ઐશ્વર્ય આપણે વિષે બીરાજેલું યથાર્થ દરશાયછે, ત્યારે આપણે પોતે પોતાને બ્રહ્મસ્વરૂપે સંપૂર્ણતાથી જોઇએછિયે, તસ્માત્ આ પ્રસંગે આપણી સ્થિતિ કર્તા પણ નથી, અકર્તા પણ નથી. છતાં એ આપણી અકૃત સ્થિતિમાંથી મિથ્યા સંકલ્પ સ્ફુરી વિચિત્ર માયા જાળ પ્રગટ કરેછે, તોપણ અસંકલ્પ ભાવમાં જોવા જતાં આપણે નિરાકાર નથી, તેમ આપણે સાકાર જણાતા નથી. તદ્યપિ નિરાકાર સાકારના ભાવને પ્રગટ કરનારી આપણા મિથ્યા જ્ઞાનની-ભ્રાંતિ છે, કેમકે આપણે પોતે પોતાના સંપૂર્ણતાના અવિનાશી સ્થાનમાં આકાશની માફક સર્વત્ર સલંગ સુત્ર અદ્વૈતભાવે આપણા મહાન અલૌકિક ઐશ્વર્યના તેજથી સર્વને વિષે ઐકયરૂપે અંતર્યામિપણાથી બીરાજી રહી રમણ કરતા પોતાને દેખાઇએ છિયે, ને ત્યારે કોઈ પણ જાતની ઉપાધિ જણાતી નથી.

### श्लोक.

**न विजानाति शीतोष्णं न दुःखं न सुखं तथा ।**
**न मानंनापमानं च योगी युक्तः समाधिना ॥**

અર્થઃ—આ સંપૂર્ણ સમાધિયુક્ત યોગિ પુરૂષને થંડું, ગરમ, સુખ, દુઃખ, માન, અપમાન, માલમ પડતું નથી. સારાંશ કે એ સ્થિતિમાં દ્વૈતરૂપ ઉપાધિ... જગતપદાર્થ પાણીના પરપોટાની માફક બીલકુલ દરશાતો નથી. તેમ એ હુતો કે નહી, તેની ખાત્રી સારૂં આપણી પાસે કોઈ પણ પ્રકારનું સાધન નથી, કેમકે કલ્પનાનો ક્ષય હોવાથી એવો ભાસ પડેછે, તેથી કરીને સ્વપ્નાના સર્વ દેખાવોની માફક એ પદાર્થ દીઠો ન દીઠો, પેદા થયો ન થયો, હતો ન હતો, એવો કાંઈક આભાસ માત્રનો ભાસ પડે છે કે નહી! તે પણ યથાર્થ સમજાતું નથી. છતાં એવા પ્રકારની ઉળટ સુળટરૂપ ચમત્કૃતિ આપણી જ્ઞાન દ્રષ્ટિની થાયછે, તદ્યપિ એ જ્ઞાનવાળો પુરૂષ સર્વ સ્થિતિમાં મુક્ત રહે છે ને તેને ભ્રાંતિ નડતી નથી, તે આ શ્રુતિ કહે છે.

## શ્રુતિ.

**निरोग उपविष्टो वारूणो वा विलुठन भुवि ।**
**मुर्छितो वा त्यजत्वेप प्राणान् भ्रांतिर्न सर्वथा ॥**

અર્થઃ—નિરોગ થયો (બ્રહ્મોહં કરતો છતો), વા ઉપવિષ્ટ (આસનપર દ્રઢ) વા રૂગ્ણ (રાગગ્રસ્ત થયો વા ભૂમિમાં આલોટતો હોય) વા અતિ પીડાથી મુર્છિત થએલો હોય, વા પ્રાણ ત્યાગ થતો હોય, તોપણ આત્મજ્યોતિનો જ્ઞાતા પુરૂષ સદા મુક્ત રહે છે, પણ ભ્રાંતિને પ્રાપ્ત થતો નથી. સારાંશ કે આ શુદ્ધ, સ્ફાટીક મણીના જેવું સ્વયંપ્રકાશીત અખંડ જ્યોતીમય નિરાકૃતિવાળું બ-બાકારી સ્વરૂપી પૂર્ણ પ્રકાશમાન જ્યોતિના તેજોમય આધારથી આપણી જ્ઞાન દ્રષ્ટિ તદન ઇશ્વરરૂપ થઈ ગએલી યથાર્થ ભાસે છે, તેથી કરીને બ્રહ્મસત્તા વા આત્મ સત્તા પોતે પોતાને વિષે અખંડ વ્યાપેલી સમજાયછે. તોપણ આપણા આત્માની આસપાસ સદા વ્યાપી રહેલાં આત્માની જ્યોતિનાં કિર્ણો પાણીના પરપોટાઓની માફક કયાં અદ્દશ થઈ ગયાં તેની આપણને બીલકુલ ખબર રહેતી નથી. ત-સ્માત્ પોતે પોતાના નિરાકારી સ્વરૂપના આનંદમાં સ્થિર થવાથી આપણા અજર અમ્મરપણાના સુખની લેહેજતનું વર્ણન આપણાથી જરા પણ થઇ શકતું નથી, ને પેલા આપણા આત્માના અનંત પ્રકાશીત કિર્ણો જગત્ જેવા કરોડો આકાર ધારણ કરી રહેલાં હતાં, તેઓ પણ આપણા જ્યોતિ સ્વરૂપવાળાં નિરાકારી સ્થા-નમાં આપણી અંદર એકયપણાના ભાવથી લિન્ન થએલાં જણાય છે, ત્યારે આપણે સૃષ્ટિકર્તા સાક્ષાત્ ઇશ્વર છેયે એવું સંપૂર્ણતાથી અનુભવવી જ્ઞાન આપોઆપ આપણને પ્રગટ થાય છે, ને એજ ખરૂં જ્ઞાન હોવાથી વેદમાં સારરૂપે अहंब्रह्मास्मि હું બ્રહ્મ છું, એ માહાવાકય કહ્યું છે, તેથી એનુંજ નામ મોક્ષ ગણ્યોછે. આ મોક્ષ સ્થિતિમાં ભ્રાંતિરૂપ ભેદ બુદ્ધિથી દ્વૈત અદ્વૈતરૂપ જગત્ ભાવ પ્રગટ થાય છે તે આ શ્રુતિ કહેછે.

## શ્રુતિ.

**सदद्वैतेऽनृतद्वैतेयदन्योऽन्यैक्य विक्षणम् ।**
**तस्यांतकालस्तद्भेद बुद्धिरेव न चेतरः ॥**

અર્થ—સત અદ્વૈત વિષે મિથ્યા દ્વૈતનો જે અન્યોઅન્ય ભ્રમ છે તેનો નાશ દ્વૈત અદ્વૈતના ભાવવાળી બુદ્ધિથી થાય છે, બીજાથી થતો નથી. સારાંશ કે સતરૂપ આત્માની જ્યોતિમાં આ સર્વ ચમત્કૃતિરૂપ સૃષ્ટિઓ અસત ભાવે રહેલી છે, તેથી આ વિદ્યારૂપ જ્ઞાન કોઇ કાળે નાશને પામતું નથી, કેમકે એ જ્ઞાન तत्त्वमसि આદિક માહાવાકયોના પ્રતિપાદનવાળા પુરાવાની સિદ્ધતા એ વાત સત્ય ઠરેલી છે, છતાં તેનો અનુભવ ઉપર પ્રમાણેનો મળવાથી એ માહાવાકયોનું જ્ઞાન સત્ય ઠરે છે. તસ્માત્ આ અદ્વૈતરૂપ આત્મસ્થિતિનું પૂર્ણ મોક્ષરૂપ જ્ઞાન કદી પણ અન્ય પ્રકારથી અસત્ય ઠરતું નથી, તે આ નીચેની શ્રુતિ કહે છે.

## શ્રુતિ.

**तस्माद् वेदांत संसिद्धं सदद्वैतं न बाध्यते ।**
**अंतकालेऽप्यतो भूत विवेकान्निर्वृतिः स्थिता ॥**

અર્થ—આ અદ્વૈતરૂપ જ્ઞાન વેદાંતના પ્રમાણથી બરાબર નિર્ણય થએલું છે, તેથી એ જ્ઞાન મરણ કાળપર પણ નાશને પામતું નથી, કેમકે મરણ કાળપર પંચભૂતના કલ્પિત જ્ઞાનની નિવૃતિ થવાથી, એટલે કલ્પિત જ્ઞાનનો નાશ થવાથી અતિશય સુખની પ્રાપ્તિરૂપ પૂર્ણ મુક્તિમાં ખચિત સ્થિત થવાય છે. તેથી એ જ્ઞાનનો સંપૂર્ણ અનુભવ સર્વે કોઇને જલદી પ્રાપ્ત થાઓ, ને પ્રાપ્ત થયા પછી વા પેહેલાં તમો સર્વે મનન ને શ્રવણ કરનારી આર્યપ્રજા (વેદધર્મીઓ) મહંમદીઆનપ્રજા (ઇસલ્લામધર્મીઓ) પારસીપ્રજા (જરથોસ્તધર્મીઓ) અંગ્રેજપ્રજા (ખ્રિસ્તિધર્મીઓ) ચીનાઇપ્રજા (બોદ્ધધર્મીઓ) શ્રાવકપ્રજા (જૈનધર્મીઓ) વિગેરે સર્વ આ જગત્માં રહેલી, જે અનેક મતમતાંતવાળી ત્રણે કુહલની તમામ પ્રજાઓ, તમો આ જુઠી, મૃગતૃષ્ણારૂપ, મનોકલ્પિત માયાનું ગુમાન છોડી દઇ, અભિમાન રહિત બની સર્વ પક્ષના તર્ક વિતર્કના જ્ઞાનને તજી દઇ, ઉપર વર્ણવેલા પવિત્ર, આનંદકારક, અખંડ સુખના આપનાર અલૌકિક નિયમપર સ્થિર થઇને સદા પૂર્ણ બ્રહ્મ સ્વરૂપે તમો તમારા સત્ય ચૈતન્યરૂપ આત્માને સાક્ષાત્ સર્વજ્ઞ સર્વશકિતમાન ઇશ્વ રછે, એવી રીતે માની વા અભ્યાસથી ઓળખી નિર્વિકાર ન્યાયી રસ્તે સદા ચાલો, ને આ માહા દુઃખદાયી કાળચક્રના પ્રપંચી, મિથ્યાને નિસ્વાદ રૂપ એવા મનોકલ્પિત અજ્ઞાનરૂપ

વ્યહવારોના નિયમોને સત્ય માની મસ્ત ન થાઓ, ને ઉપરના તમામ વર્ણવેલા પવિત્ર, સત્યતારૂપ, અમૃતમય જ્ઞાનના વર્ણનને ધ્યાનમાં રાખી, એનાથી પૂર્ણ માહીતી મેળવવા પેહેલાં હમો પ્રથમ કહીએછેયે કે આ મુક્ત-શાસ્ત્ર નામના મુક્તિ દર્શક ગ્રંથના તમામ જ્ઞાનને પ્રથમ તમારા ગુરૂઓથી એની નિષ્પક્ષપાતે સંપૂર્ણ તપાસ કરાવો, ને જ્યારે તે આ સર્વ જ્ઞાનને કબુલ રાખે ત્યારે તો તમો મતવાદિપણું તજી દઇ આ પવિત્ર વેદાર્થજ્ઞાનના માર્ગને પકડી સદા ચાલ્યા કરો, ને પછી તમો તમારા આત્માની પૂર્ણ જ્યોતિમાં લિન્ન થાઓ, એવી ગુરૂઓની આજ્ઞા છે. તેમ એ ગુરૂઓના સત્ય જ્ઞાનથી ફરી જન્મની પ્રાપ્તિ નથી, તે આ માંડુકયોપનિદૂના ચોથા પ્રકરણનો મંત્ર કહેછે.

## मंत्र. २०५.

**बुद्ध्वा निर्मित्ततां सत्यां हेतुं पृथगनाप्नुवन ।**
**वीतशोकं तथा कामम भयंपदमश्नुते ॥**

અર્થ:-(આ પૂર્ણ જ્યોતિમાં નિમગ્ન થએલા) પુરૂષને દ્વૈતના અભાવથી નિમિત્ત રહિત પરમાર્થરૂપ સત્તાને જાણીને ધર્મઆદિક કારણના હેતુ રૂપ દેવ વિગેરે યોનિઓની પ્રાપ્તિને સારૂ જુદા ભાવો ગ્રહણ કરતા નથી, (કેમકે બાહ્ય વિષયની ઇચ્છા ન હોવાથી) તેમ કામને શોકથી રહિત અભય પદને પામેછે, તેથી ફરી જન્મ થતો નથી. સારાંશ કે ઉપરની જ્યોતિના સંબંધીકે દેખાવમાં નિમગ્ન રહેવાથી જન્મ પ્રાપ્તિ રહેતી નથી. આ પ્રસંગે ઉપરની જગજગતી અખંડ સ્વયં-પૂર્ણ પ્રકાશીત જ્યોતિ આપણી કાયાને વિષે સર્વ સ્થાન રમણ કરતી દરશાતી હતી, તસ્માત્ એ વ્યહવાર બંધ કરી જ્યારે આપણે પુનરપિ જાગૃત ભાવને પ્રાપ્ત થવાસારૂ આંખ ઉઘાડીએછેયે, ત્યારે એ જ્યોતિ થોડો વાર આપણી આંખની સન્મુખ રહી અદર્શ થતી કયાં ચાલી જાયછે, તેની બીલકુલ પરીક્ષા આપણાથી થતી નથી, પણ તપાસ કરતાં તો તે અદર્શ થઇ ગએલી જણાઇ. આ ઉપરથી આપણે એના અનુભવવી મેળેલા લાભ વિષે વર્ણન કરવા બેસીએ ત્યારે પ્રત્યક્ષ પ્રમાણ વગર વાત કરવાના કારણથી છે, છે, નથી, નથી, ખરૂં, ખરૂં, ખોટું, ખોટું, સાચુ, સાચુ જુઠું, જુઠું, દીઠું, દીઠું, મીઠું, મીઠું, સારૂં સારૂં, ખારૂં, ખારૂં, પ્યારૂં પ્યારૂં, એજ શબ્દો આપણી કલ્પનાનાં ભાવવાળી હૃદયગત સ્ફુર્ણ ભાષામાં સ્વભાવિક જ્ઞાને હાજર થઇ આવ્યા. આજ મુળતત્વના વળાણ ઉપરથી સૃષ્ટિમાં દ્વંદ્વપ્રકારના પક્ષો ને કૃતિ ચાલુ થઇ ગઇ, જેથી કરીને આસ્તિક નાસ્તિકનો પક્ષો તકરારના ઘરમાં આવી પડયા, ને તેથી ઇશ્વરછે વા નથી ઇત્યાદિ તકરારો ચાલી. આ તકરારોના મુળને આ માંડુકયોપનિષદૂના ચોથા પ્રકરણનો એક મંત્ર દરશાવેછે.

## मंत्र २१०.

**अस्ति नास्त्यस्ति नास्तीति नास्तीति नास्ति वा पुनः ।**
**चल स्थिरो भया भावैरावृणोत्येव बालिशः ॥**

અર્થ—ઉપરના પક્ષોને દેખાડવા સારૂ કહે છે કે આત્મા દેહાદિકથી ભિન્ન છે, એવી રીતે કોઈક વૈશેષિક આદિકપક્ષો કહેછે. આત્મા દેહાદિકથી જુદદાછે પણ બુદ્ધિથી જુદો નથી, એવી રીતે બીજા ક્ષણીકવાદિ માનેછે. આત્મા છે વા નહિ છે એવી રીતે બીજા અર્ધક્ષણિકવાદી જે સત અસતના માનવાવાળા દિગંબર ગણેછે, આત્મા નથી વા ફરી નથીજ. એવી રીતે બીજા શુન્યવાદી જાણેછે તેમાં અસ્તિભાવ જે છે તે ચલિતછે, કેમકે ઘટાદિક અનિત્ય વસ્તુમાં વિલક્ષણતા હોવાથી, તેમ નાસ્તિ ભાવ જે છે તે સ્થિર છે, કેમકે સદા અવિક્ષેપ રહેવાથી, તેમ સત અસત ભાવ જે છે તે બેઉ સ્થિર અસ્થિર છે, કેમકે એ બેઉ ભાવ સ્થિર અસ્થિરવાળા થવાથી, તે છતાં આત્માનેવિષે એ ચારે પ્રકારનો અત્યંત અભાવ જે છે તેનુ નામ અભાવ છે. તે આ ચલ અચલ ઉભયરૂપ તેમ અભાવેકરી સર્વ સત અસત આદિક બાળક ભગવાનને ઢાંકે છે. તોપણ જે પંડિત છે તેને પરમાર્થ તત્વનો પૂર્ણ બોધ ન હોવાથી એ ઇશ્વરી જ્ઞાન આગળ બાળકરૂપજ છે, તેમ જે જન્મ કાળના સ્વભાવથી મુઢ રહેલા એવા જે જનો છે તે સદા અવિવેકરૂપી બાળકજ છે. એમાં શું કહેવું ! સારંશ કે ઉપરની જ્યોતિમાં લિનથનાર પુરૂષ જેવા ભાવના જ્ઞાનથી આત્માને જાણે તેવા જ્ઞાનમાં તે દરશાય છે. કેમકે આત્મારૂપ બ્રહ્મમાં ત્રિવિધ અનંતતા રહેલી છે તે આ શ્રુતિ બતાવેછે.

## श्रुति.

**नव्यापित्वाद् देशतोऽतो नित्यत्वान्नापि कालतः।**
**न वस्तुतोऽपि सर्वात्मादानंत्यं ब्रह्मणि त्रिधा ॥**

અર્થઃ—આત્માનું સર્વત્ર વ્યાપકપણું હોવાથી બ્રહ્મનો અંત નથી, ને નિત્ય હોવાને લીધે કાળથી અંત નથી, એટલે અભય અવિનાશીછે, ને વસ્તુથી અંત નથી તેથી અમાપક છે. એવી રીતે બ્રહ્મ આત્માને વિષે ત્રિવિધ અનંતતા છે, જેથી કરીને ઉપર પ્રમાણેના પક્ષોમાં હા, ના, વા છે, નથી નો સંભવ થયોછે. સારાંશ કે અનંત કર્મોના બંધનવાળા પુરૂષોની અનંત જાતની ભાવના હોવાથી તેઓનું જ્ઞાન અનંત પ્રકારનું રહેલું છે, તેથી તે પુરૂષો તે જ્ઞાનના ભાવ પ્રમાણેનું સ્વરૂપ જુએછે, ત્યારે આત્માનું સ્વરૂપ તેવાજ પ્રકારની આકૃતિમાં યથાર્થ રીતે ભાસેછે, ને તે ભાસ પ્રમાણેના સિદ્ધાંતો કલ્પિ તેવાજ પક્ષો પ્રગટ કરેછે, તોપણ વિદ્વજન એ પરમાર્થ તત્વ વિષે પંડિત થાયછે. સારાંશ કે એ જ્યોતિ રૂપ પરમાર્થ તત્વ કેવુંછે ! તે આ માંડુકયોપનિષદ્‌ના ચોથા પરકરણનો એક મંત્ર દરશાવેછે.

## मंत्र २११.

**कोटयश्च तत्र एतास्तु ग्रहैर्य्यासां सदावृतः ।**
**भगवानाभिर स्पृष्टो येनदृष्टः स सर्व्वदृक् ॥**

અર્થઃ—જે કોટિઓની પ્રાપ્તિના નિશ્ચયરૂપ ગ્રહણથી આત્મા સદા આવૃત છે એ પ્રસિદ્ધ છે, તેમ નથી ઇત્યાદિક રૂપથી કથન કરી વાદીઓના કલ્પિત શાસ્ત્રના નિર્ણયથી નિરૂપણ કરવા યોગ્ય ચારે કોટિયાં (પક્ષ) છે તે વાદીઓમાં છે, વા નથી ઇત્યાદિ ચારે પક્ષથી જે ભગવાન સ્પર્શ રહિત છે એટલે અસ્તિ ભાવવાળી કલ્પનાથી રહિત છે. છતાં એજ સ્વરૂપને મુનિ (વેદાંતવિષે કુશલ પુરૂષ) એ જોયુંછે, તે ઉપનિષદ્‌નો જ્ઞાતા પુરૂષ સર્વદૃક્ (સર્વજ્ઞ) કહેવાયછે, ને તે પરમાર્થ તત્વ વિષે પંડિત થાયછે.

પણ સુજ્ઞ મનન કર્તાઓ ઉપલી આપણને પ્રાપ્તિ થએલી જયોતિ થોડો વાર રહી અદર્શ થયા પછી આપણે શું જોવા લાગ્યા ? ત્યારે કહીશું કે આપણા જાગૃતભાવથી બનેલી આ પંચભૂતની સૃષ્ટિ જોવા લાગ્યા. ત્યારે તો સમજો કે પેલી જયોતિ દ્રષ્ટિમાં સૃષ્ટિ ને સૃષ્ટિમાં દ્રષ્ટિરૂપ થઈ ગઇ. આ દ્રષ્ટિમાં સૃષ્ટિને સૃષ્ટિમાં દ્રષ્ટિરૂપ શબ્દનો અર્થ એવો થાયછે કે જયારે આપણી કાયામાં યોગાભ્યાસથી એ જયોતિ હાજર થઈ હતી, ને ત્યારે આપણે એના સ્વરૂપમાં નિમગ્ન થઇ ગયા હતા, તે પ્રસંગે સૃષ્ટિ કયાં હતી તે સમજાતું નહોતું. પણ ઉપરના નિમગ્નપણાને છોડી દઇજાગૃત અવસ્થાને માર્ગે આવી જયારે આપણી નેત્ર દ્રષ્ટિને ખુલી કરી કે તેટલાજ સમયમાં તેણે આ જગત્‌રૂપી સૃષ્ટિ પ્રગટ કરી દીધી. તે એવી રીતે કે એણે કાયામાંથી ઇંદ્રિયોનાદ્વારે ફેલાઇ જઇને આ વિશ્વસ્વરૂપ ધારણ કીધું. જેથી સત્ય સિદ્ધાન્તિઓ કહેછે કે દ્રષ્ટિ ગઇ ને સૃષ્ટિ થઇ. તસ્માત્ જયારે ઇંદ્રિયોને બંધ કરીએછૈયે ત્યારે સૃષ્ટિ દેખાતી બંધ પડેછે, ને અંદરખાનેથી જયોતિ દેખાઇ આવેછે, તેથી કહેછે કે સૃષ્ટિ ગઇ ને દ્રષ્ટિ થઇ, આ જ્ઞાનથી દ્રષ્ટિ તેજ સૃષ્ટિ વેદાંતમાં કહીછે. મતલબ કે આ જગત્ ને આપણી અંદરનું જે આત્મ સ્વરૂપ એ બેઉ એકજ રૂપેછે. કાંઇ જુદાં નથી. તેથી સમજવાનું કે, કાયાને વિષે આત્મા એકજ આકૃતિમાં વ્યાપેલો છે, ને કાયાની બાહેર આપણો આત્માજ અનેક રૂપે સ્થિર થએલો છે. વાસ્તે કેહેવાયછે કે એકથી અનેક થયાં ને એ સર્વ અનેક એકમાં સમાઇ ગયાં ગણાયછે. સારાંશ કે હઠાભ્યાસી પુરૂષો આ ઉપર વર્ણવેલા જ્ઞાન પ્રમાણે હઠયોગનો અભ્યાસ કરી ઉપરનું જ્ઞાન મેળવેછે, ને જ્ઞાન યોગી પુરૂષો આ નીચે જણાવેલાં જ્ઞાન યોગના નિયમપર વરતેછે.

## જ્ઞાન યોગ.

આ જ્ઞાન યોગમાં દેહકષ્ટ ન કરતાં આત્મ સ્વભાવપરથી જ્ઞાન મેળવા મોક્ષપદને પ્રાપ્ત થવાયછે. એમાં જ્ઞાનની સાત ભૂમિકાઓ વર્ણન કરેલી છે. ૧ જ્ઞાનભૂમિ, ૨ સુવિચારણ, ૩ તનુમાનસા, ૪ સત્વાપત્તિ, ૫ સંશક્તિનામિકા, ૬ પરાર્થભાવિની, ૭ તુર્યગા, તેમાં વિવેક, વૈરાગ્ય, શમ દમાદિક વિગેરે ક્રિયાઓથી થએલા જ્ઞાનમાં વિશેષ તિવ્રતાનું મુમુક્ષુપણું રહેછે તેને જ્ઞાનભુમિ કહેછે. શ્રવણ, મનન નિદિધ્યાસથી મેળવેલાં પુરૂષાર્થના જ્ઞાનને સુવિચારણ કહેછે. સત્સંગ, સત્શાસ્ત્રાધ્યયનમાં સારાસાર વિચારથી વિષય જ્ઞાનનો પરિત્યાગ થાયછે, ને વૃત્તિઓનો પ્રવાહ સંયમની પેઠે એકાગ્રહ રહેછે, તેને તનુમાનસા કહેછે. સર્વત્ર એકજ આત્મા કાંઇજ મહી એવા નિરાકાર અચંચળ તત્વ સ્વરૂપે આકાશની માફક રહેલોછે, ને તે નિરાકાર અચંચળ તત્વજ મારા હૃદયગત્ આકાશમાં મિથ્યા મનોકલ્પિત વૃત્તિઓમાં ભ્રાંતિ જ્ઞાને સ્ફુરેછે. તે પ્રજ્ઞાનરૂપ બ્રહ્મથી મારૂં શરીર-પીંજરૂં અવિદ્યાજ્ઞાને પ્રગટ થએલું છે, તેથી હું ને તે બેઉ પદાર્થો શુદ્ધ આત્માના વ્યાપેલા અવિચળ સ્વરૂપમાં ભાસતા નથી, તેથી તે તથા હું એકજ રૂપ છયે. એવા तत्वमस्यादिक् માહાવાકયના જ્ઞાને જોઇ अहंब्रह्मास्मि હું બ્રહ્મ છું એવો લાભ યથાર્થ મળેછે. આવા નિશ્ચાર્થ રૂપ ફળના જ્ઞાનને પ્રાપ્ત થએલા યોગિપુરૂષને ब्रह्मविद् કહેછે. એનું નામ સત્વાપત્તિ છે. આ પ્રાપ્ત થએલી ભુમિકાના જ્ઞાનના સાધનરૂપ ફળમાં જે પુરૂષ આશક્ત થતો નથી તેને ब्रह्मविद्वर કહેછે. તેમ એજ સ્થિતિને સંશક્તિનામિકા ગણેછે. પરબ્રહ્મમાં દ્વૈત ભાવથી વિષયની કલ્પના ન કરે ને અદ્વૈત ભાવમાં સર્વ વાંસનાને સ્થિર રાખે, તેનું નામ પરાર્થભાવિની કહેછે. પોતાના સર્વત્ર વ્યાપેલા આત્માના અખંડ સ્વરૂપમાં હું, તું, સારૂં, નઠારૂં, એવા દ્વૈતરૂપ સંકલ્પો થતા નથી, છતાં એ સંકલ્પો કરવા થકી આપણી બુદ્ધિમાં ભિન્ન ભિન્ન ભેદ પડી જાયછે, તે ભેદ બુદ્ધિ આ નાનાત્વ જગતાકારે ભાસેછે, એમ સમજી અદ્વૈત જ્ઞાનમાં સ્થિર થવું તેને તુર્યગાભૂમિકા ગણેછે. તસ્માત્ એ ભૂમિકાના જ્ઞાનપર ચાલનારા પુરૂષોને ब्रह्मविद्वरिष्ट વા ગુપ્તજ્ઞાની કહેછે. તેમ એ ગુપ્તજ્ઞાનીઓએ પોતાના તુર્યાવસ્થાના અનુભવરૂપ જ્ઞાનપર એક ગુપ્ત વિદ્યાનો શોધ કીધોછે. આ શોધ સત્યાત્માના પૂર્ણ સ્વભાવપરથી થએલોછે; તેથી એ ગુપ્તવિદ્યાનું વર્ણન અહીંઆં કરીશું, કે જેના લાભથકી તમામ પ્રાકૃતજનોના મિથ્યાતર્કો ને પક્ષાપક્ષીનું દ્રઢિત જ્ઞાન નષ્ટ થઇ શકશે, ને તેઓની સંપૂર્ણ આસ્તા પુરાતન વેદધર્મના સિદ્ધાન્તોપર સ્થિર થશે. ને માંહો માંહેનો વૈરભાવ દુર પળાઇ સત્યમીત્રપણાના સંબધમાં સર્વ પ્રજા રહેશે. તેથી સત્યાત્મા કેવોછે! તે આ માંડુકયોપનિષદ્‌ના ચોથા પ્રકરણના મંત્ર કહેછે.

## मंत्र २२५.

**अलब्धावरणाः सर्व्वेधर्माः प्रकृतिनिर्म्मलाः।**
**आदौ बुद्धास्तथा मुक्ताबुद्धयन्त इतिनायकाः॥**

અર્થઃ—સર્વ ધર્મ (આત્મા) અવિદ્યાદિક આવર્ણરૂપ બંધનથી રહિત છે, તેમ સ્વભાવથી નિર્મળ છે, તેમ આદિવિષે નિત્ય બુદ્ધ (જ્ઞાન સ્વરૂપ) છે તેથી મુક્ત છે; જેથી આત્મા નિત્યશુદ્ધ નિત્યમુક્ત સ્વભાવવાળો હોવાથી સદા બંધન રહિત છે. એવા આત્માને શી રીતે જાણવો ! તેથી કહેછે કે નિત્ય પ્રકાશરૂપ છે; જેમ સૂર્ય સદા પ્રકાશરૂપ છે તેમ, છતાં આત્મા નિત્ય અચળ રૂપછે, જેમ પર્વતો સદા અચળ છે તેમ, તદ્યપિ એ આત્મા નામક (સર્વને જાણવાની શકિત ધરાવેછે તેથી સ્વામી) થએલોછે. એટલે બોધશકિતરૂપ સ્વભાવવાળો હોવાથી જાણીએ છેયે. સારાંશ કે એવા સ્વભાવવાળા આત્માને જાણવા સારૂં ગુપ્તજ્ઞાનીઓ શ્રવણ, મનન, નિદિધ્યાસ, સત્સંગ, સત્શાસ્ત્રાધ્યયન ને જ્યોતિદર્શણમાં નિમગ્ન રહી સદા સમાધિનિષ્ટ સ્થિતિપર પોતાની સર્વ મનોવૃત્તિઓને રાખેછે. એ પ્રમાણેનો પૂર્ણ લાભ આપણ સર્વને સદૈવ મળો. ઽસ્તુ.

## ગુપ્તવિદ્યા.

આ વિદ્યા જ્ઞાનયોગની ઉપર કહેલી સાત ભૂમિકાઓના જ્ઞાનપરથી પ્રગટ થઇછે, તેથી એ વિદ્યા પોતાના અંતઃકરણમાં ગુપ્તમંત્ર તરીકે રાખવાની છે. એને પ્રત્યક્ષ કરવાનું પ્રયોજન એવું કે ઘણાં મનુષ્ય દેહાભિમાની ધર્મના જ્ઞાનને દ્રઢ માની બેસવાથી સત્યધર્માજ્ઞાનો ત્યાગકરી તદન અન્યાયી માર્ગે ગમન કરતાં મને જણાયાથી, ને તેમને પવિત્રને સત્યરૂપ માર્ગનો બોધ થાય એવા હેતુથી આ વિદ્યા જાહેરમાં મુકીછે, તેથી એ વિદ્યારૂપ ગુરૂભકિતની પ્રાપ્તિ, વાસ્તે અંતરંગ સાધનતા છે, જેથી એ વિદ્યાને પ્રસિદ્ધ કરવા સારૂં ગુરૂપ્રતિ પ્રણામ કરીએ છેયે.

## मंत्र २.

**यैरिमेगुरूभिः पूर्वपदवाक्यप्रमाणतः।**
**व्याख्याताः सर्ववेदान्तास्तान्नित्यंप्रणमाम्यहम्॥**

અર્થ—જે ગુરૂના થકી પૂર્વ વ્યાકરણ (પદ) મિમાંસા (વાક્ય) તેમ અનુમાનાદિક પ્રમાણ (ન્યાય)ના વિવેચનથકી સર્વ વેદાંત કીધું છે, તે ગુરૂને હું પ્રણામ કરૂ છુ. સારાંશ કે આ વિદ્યાની સમજ ગુહ્ય હોવાથી એની જલદી સમજ ગુરૂ કૃપાથી આપણ સર્વને યથાર્થ પડો. ઽસ્તુઃ

આ વિદ્યામાં આપણી કાયાને વિષેની વ્યાપેલી મનોવૃત્તિના વળણ તરફ પ્રથમ ધ્યાન આપવાનું છે, તેમાં આપણા અંતઃકરણમાં જે કલ્પનાનો પ્રવાહ પાણીના તરંગની પેઠે હાલ્યા કરે છે, તે તરંગમાંથી જે શબ્દો આપણું મન પ્રગટ કરે છે તેના ત્રણ પ્રકારના અર્થ આપણા જ્ઞાનમાં થાય છે. એ અર્થો પ્રત્યેક મનુષ્યના જ્ઞાનના વળણપર તે લઇ જાય છે. તેમાં અલ્પજ્ઞ મનુષ્ય દેહાકૃતિના વળણપર કરે છે, ને વિદ્વાન મનુષ્ય તે શબ્દના અર્થને તર્કજ્ઞાનમા મેળવે છે, ને ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ આત્મા (ઇશ્વર)ના ઉપર લાગુ પાડે છે. દ્રષ્ટાંત, તે દીઠો. આ વાકયનો અર્થ, અલ્પજ્ઞ મનુષ્ય પોતાના મનમાં દ્રઢ કરેછે કે, આ વાકય કોઇ પુરૂષવાચક છે, ને વિદ્વાન પુરૂષ પોતાના તર્કજ્ઞાનથી દ્રઢ કરે છે કે આ વાકય કોઈ પદાર્થવાચક છે, ને ગુપ્તજ્ઞાની વિચારે છે કે આ વાકય આત્મવાચક છે; તેથી તેઓ પોતાના મનમાં ખુશી થઇ કહે છે કે હા! મેં આત્માને દીઠોછે. સારાંશ કે ગુપ્તવિદ્યાનો તમામ આધાર આત્માની જ્યોતિ સાથે સર્વ કલ્પનાથી વાતચિત કરવાના વળણ પર રહેલો છે, તેથી તર્કને દેહ પરત્વે અર્થ ન કરતાં જ્યોતિપરત્વે અર્થ કરવા એજ એ વિદ્યાનું મુખ્ય વળણ છે, કેમકે પ્રત્યેક શબ્દના દેહપરત્વે અર્થ કરીએ ત્યારે આપણી ચિત્તવૃત્તિમાં સદા દેહાભિમાનના સર્વ ભાવો ખડા થાય છે, ને તેથી કરીને આપણામાં અલ્પજ્ઞપણું કાયમ રહે છે—તેમ પ્રત્યેક શબ્દોના તર્કજ્ઞાનપર અર્થ કરીએ ત્યારે આપણી ચિત્તવૃત્તિમાં સ્વર્ગનર્કાદિક ને દેવ, તિર્યકયોનિઆદિકના ભાવો પ્રગટ થાય છે, ને તેથી કરીને આમણામાં વાંસનાની વૃદ્ધિ બને છે. પણ એ બેઉના કરતાં આત્માની જ્યોતિ પરત્વે અર્થ કરવાની ટેવ પાડીએ, ત્યારે આપણા સર્વ ભાવો એક સરખા ઇશ્વરી આકતિમાં ખડા થઇ સર્વજ્ઞપણું બક્ષિસ કરે છે, કેમકે જેવું જ્ઞાન તેવા ભાવ, ને જેવા ભાવ તેવી સ્થિતિ પ્રાપ્ત થઇ જાય છે. તેથી ઈશ્વિરી ભાવે ઇશ્વર થઇએ એમાં શું આશ્ચર્ય! આ ઈશ્વરી ભાવવાળી ઇશ્વરીસ્થિતિ સંપાદન કરનાર પુરૂષે પોતાની સર્વ ઇંદ્રિયોને બાહ્ય પદાર્થની ખુબી તરફ જતી અટકાવવી, ને પછી પોતાના મનને કહેવું કે આ સર્વ સૃષ્ટિની ખુબી કરતાં મહાન અલૌકિક ખુબી મારા પોતાના આત્માનીછે, કેમ કે આત્મા એ આ સૃષ્ટિ પોતાની નિમેષમાત્રમાં પ્રગટાવી દીધી છે. છતાં આ સૃષ્ટિની તમામ ખુબીને એકત્ર કરીએ ત્યારે એ સર્વ ખુબી આત્માની રજકણમાં જે ખુબી રહેલી છે તેની બરોબર થાય છે. તેથી કૃપાળુ આત્માદેવની અનંત રજકણોની ખુબી આગળ આ સર્વ ખુબી વગરનું મનાય છે. તસ્માત્ એવા પ્રકારના સત્યજ્ઞાનથી પોતાના મનને અટકાવી હૃદયસ્થાનને વિષે જેવી કલ્પના ઉત્પન્ન થાય, કે તરત તે થનારી કલ્પનાની સાથેજ તે કલ્પનાને આત્મ સ્વરૂપની જ્યોતિમાં મેળવી દેવી, ને ધ્યાન કરી સ્થિર થવું. આ પ્રસંગે ધ્યાનમાં જ્યોતિની જેવી આકૃતિ દેખાય કે તે પ્રમાણેની દ્રષ્ટિથકી પોતાના જ્ઞાનનેવિષે

સર્વ ભાવો દ્રઢ કરવા. તે એવા પ્રકારથી કે જ્યોતિનો આકાર કાંઇજ નથી, તેથી પોતાના આત્માના આકારને નિરાકારરૂપે માનવો, તેમ એ જ્યોતિ સુક્ષ્મ વા શૂન્યાકારી દરશાવવા થકી પોતાના આત્માના આકારને ચિન્હમાત્ર વા નિશાનરૂપ સમજવો. એ જ્યોતિના ઉપર કોઈ પણ પ્રકારનો ડાઘ (અંજન) દેખા તો નથી, તેથી પોતાના આત્માને શુદ્ધ (નિરંજન) માનવો, એ જ્યોતિને કાંઇ ભેદી શકતું નથી તેથી પોતાના આત્માને અભેદ જાણવો. એ જ્યોતિ અખંડ પ્રકાશીત હોવાથી આત્માને સ્વપ્રકાશીત માનવો. એ જ્યોતિને વિષે કાંઇજ ખટપટ થતી નથી તેથી આત્માને નિષ્પ્રપંચી કહેવો, એ જ્યોતિને વિષે કાંઇજ દરશાતું નથી તેથી આત્મા ન જડ ન ચૈતન્ય એવો છે. એ જ્યોતિ જેવી છે તેવીજ દેખાયછે, તેથી નિશ્ચય માનવું કે આપણા આત્માને વિષે કોઇ પણ પ્રકારનું વધવું ઘટવું થતું નથી. તેમ એ આત્મા કેવો છે! તો આત્મા ભરેલો પણ નથી ને ખાલી પણ નથી; તેમ એ જ્યોતિનો દેખાવ અનંત સુન્યાકૃતિમાં રેહેલોછે તેથી પોતાના આત્માને અનેક આકૃતિરૂપ ગણવો, કેમકે એ ઉપરથી વેદમાં માહાવાક્ય પ્રગટ થએલું છે કે एकोहंबहुस्यां અર્થ, હું એક બહુ થાઊં. સારાંશ કે હું એક અનેકરૂપે પ્રગટ થાઊં, એ જ્યોતિના કિર્ણ સર્વમાં વ્યાપેલાં છે, તેથી આત્મા સર્વત્ર છે ને સર્વમાં આપણો આત્મા છે. એવા મહતપણાના અકથરૂપ ભાવમાં આપણી સર્વ વૃતિઓને સદા સ્થિર રાખવી, તેનું નામ ઇશિતા સિદ્ધિ મળી મનાય છે વા એ જ્ઞાન ઇશિતા સિદ્ધિનું છે.

આ દરશાયલી જ્યોતિ અલિપ્ત છે, છતાં એ આકાશથી પણ અત્યંત સુક્ષ્મ છે, ને એના અનેક સુન્યો આકાશની અંદર વ્યાપેલાં જણાય છે, તેથ આકાશનો ગુણ નિત્યરૂપ શબ્દ કહ્યો છે એટલે શબ્દ અલિપ્ત લેવાથી જ્યોતિ ગુણ પકડાય છે. સારાંશ કે નિરાકાર જ્યોતિ આકાશને વિષે શબ્દાકારમાં પ્રકાશી નિકળી છે તેથી આકાશને ઈશ્વરનું સ્થાન ગણ્યું છે, તેમ આકાશ સ્વભાવે અવિચળ છે વાસ્તે અચલપદપર અવિનાશી બેઠા છે, એવી ગણના ધાર્મિક જનોએ કીધી છે. તસ્માત્ એ જ્યોતિ હાલતી નથી, ચાલતી નથી, બોલતી નથી, શાંત છે, ગંભીર છે, કપાતી નથી, બળતી નથી, અળગ છે, અગોચર છે, નિર્વિકાર છે, અખંડ છે, અવ્યક્ત છે, સુક્ષ્મ છે, મહદ છે, તેમ છતાં એ જ્યોતિ ઇદ્રિંયદ્વારાએ સુન્ય જેવડી ને હૃદયગત આકાશમાં ધ્યાનદ્વારાએ અનંત કોટ બ્રહ્માંડ જેવડી દેખાય છે, તેથી કરીને પરમેશ્વરના બે આકાર ગણ્યા છે. તેમાં એક નાહનામાં નાહનો સુન્ય જેવડો ને મોટામાં મોટો આકાશ જેવડો માન્યો છે. તાત્પર્ય કે જેમ સૂર્યને તેનું કિર્ણ એકરૂપ રહેલું છે તેમ હું રૂપી જીવ એક કિર્ણમય છું. ને તુંરૂપી આત્મા સૂર્યરૂપ છે, તેથી હું ને તું એકજરૂપે છેયે. છતાં ફેર એટલોજ કે મારો આકાર છે ને તમારો નથી, તેથી તમો નિરાકાર મનાયા છો. હમોને માયા (કલ્પના;) વળગી, ને તમોને ન વળગવાથી માયાતિત ગણાયાછો, હમારી

અંદર સત્વ રજને તમ એવા ત્રણ ગુણ રહેલા છે ને તમારે વિષે ન રહેવાથ તમો ત્રિગુણાતિત થયા છો, હમો વિકારી, તમો નિર્વિકારી; હમો નાશવંત, તમો અવિનાશી કહેવડાવો છો. સારાંશ કે દેહધર્મ ને જ્યોતિસ્વભાવના ફરક મુજબ ભાવ પ્રગટ કરનાર પુરૂષ તદન અદ્વૈતરૂપ આત્માના સ્વભાવના ભાવમાં લિન્ન થઇ જાય છે.

આ અનુભવી પ્રત્યક્ષ પ્રમાણના આધારપરથી આખી સૃષ્ટિના પવિત્ર અપવિત્ર, શૌચ અશૌચાદિક અનેક પક્ષના મતમતાંતોમાં એ જ્યોતિને કોઇએ ઇશ્વરની, કોઇએ આત્માની, કોઇએ પરમાત્માની, કોઇએ સત્યની, કોઇએ અસત્યની, કોઇએ શીવની, કોઇએ જીવની, કોઇએ દેહની, કોઇએ તત્વની, કોઇએ છે, કોઇ એ નથી, એમ ગણી પક્ષો બાંધ્યાછે. છતાં અનેક પક્ષોમાં એનાં અનેક નામો પાડી સ્તુતિ કીધીછે, તસ્માત એ જ્યોતિને પ્રાપ્ત કરાવવા સારૂં અનેક તરેહની ક્રિયાઓ બતાવીછે, તો પણ એ અનેક પક્ષોની ક્રિયાઓમાં પ્રથમ મનશુદ્ધિ બીજી તન્નશુદ્ધિ ને ત્રીજી જ્ઞાનશુદ્ધિ મુખ્ય ગણીછે. મતલબ કે એ ત્રણમાં જ્ઞાનશુદ્ધિ વાળી ક્રિયામાં યોગાભ્યાસનું જ્ઞાન સર્વે પક્ષકારોએ શ્રેષ્ટ દરશાવ્યું છે. તેથી સિદ્ધ થાય છે કે પૂર્ણ જ્ઞાનિઓઆખરે યોગ જ્ઞાનમાંજ રહી પોતાના પક્ષો બાંધ્યા છે. તેથી કહેવામાં આવેછે કે આપણે પક્ષોની તકરારોને નહીં ગ્રહણ કરતાં તેના પવિત્ર સિદ્ધાંતમાં રહી સર્વને ન્યાયીકજ્ઞાન આપવાથી સત્યધર્મનો કેવો ઉદય થાય છે, તે જુઓ. જરથોસ્ત ધર્મમાં ઇશ્વિરનીજ્યોતિ વિષે જરથોસ્ત પેગંબર કહે છે કે, અહુરમજદની જ્યોતિ ખાલેસ નુરમાંથી પેદા થએલી છે ને એ પ્રગટ થએલી જ્યોતિ જે જે વસ્તુઓ દેખાય છે, તેમાંથી એ તત્વ (નુર) પ્રગટ થાય છે, મતલબ એવી કે પંચતત્વ ના મધ્યમાંથી એ નુર પ્રગટે છે. મુસલમાની ધર્મમાં ઇશ્વરને નિરાકાર નિરંજન ને જ્યોતિસ્વરૂપ કહ્યોછે, પણ સિદ્ધ કીધુંછે કે આદમ ખુદાના નુરથી જુદો નથી, તેમ ઇશુખ્રિસ્ત પેગંબરે એ જ્યોતિની ઓળખાણ સારૂં કહ્યું છે કે, મારો પિતા જે પરમેશ્વર તે આકાશમાં બિરાજે છે તેને હું દેખુછુ, તેમ બોદ્ધો એ જ્યોતિને પ્રકૃતિની જ્યોતિ કહી છે. જૈનધર્મમાં એ જ્યોતિને જીવની જ્યોતિ કહી છે. સારાંશ કે તમામ આસ્તિક, નાસ્તિક, સારા નઠારા, સર્વ ધર્મમાં એ જ્યોતિની ઓળખાણ અનેક નામે ને અનેકરૂપે કરાવીછે, તેથી કોઇએ એમ સમજવાનું નથી કે જગતના ધર્મો સમજ વગર પ્રગટ થએલા છે, પણ સર્વ ધર્મોમાં જે મુદ્દા રહેલાછે તે સર્વ એકજછે, પણ ક્રિયારૂપ તકરારના કારણો અનેકછે. જેથી એ મુદ્દાને જાણવા સારૂં અનુભવ, સત્સંગ ને ગુરૂ કૃપા હોવીજ જોઇએ, કેમકે શ્રીકૃષ્ણે અરજુનને ગીતામાં કહ્યું છે કે, હું મારા સુન્યસ્વરૂપની જ્યોતિથી સર્વત્ર વ્યાપક થઇ રહ્યો છુ, ને એ સુન્યરૂપ જ્યોતિ આકાશમાં બિરાજેલી છે, તેને હું યથાર્થ દેખુ છું, પણ તું તથા બીજા દેખતા નથી, કેમકે પ્રત્યેક મનુષ્યની કૃતિમાં ફેર પડવાથી અંતઃકરણ અનેક કર્મના વળણવાળાં હોવાને લીધે એના

દર્શણની પ્રાપ્તિ થવા દેતાં નથી, તેથી પ્રથમ અંતઃકરણ શુદ્ધિ પ્રત્યેક મનુષ્યે કરવીજ જોઇએ, કેમકે વેદાન્તમાં પ્રત્યેકના અંતઃકરણ જુદાં જુદાં કહ્યાંછે, ને જ્યોતિસ્વરૂપ આત્મા સર્વનો એક માન્યો છે, જેથી એક આત્માની જ્યોતિ અનેક અંતઃરણોમાં અનેક પ્રકારે તે અંતઃકરણોની દ્રઢતાની ભાવના પૂર્વક દર્શણ આપેછે, ને એથીજ કરીને અનેક ધર્મો થએલાછે. તસ્માત સર્વનું મુળતત્વ એકજ વિષયને જ્ઞાનવાળું રહેલુંછે, તોપણ આ સૃિષ્ટિમાં અનેક પક્ષોમાં રહી જેટલા ધર્મજ્ઞ પુરૂષોએ આ જ્યોતિને જાણી સંપૂર્ણ લાભ લઈ ગયાછે, લેતા જાયછે, ને હવે પછી જેટલા પુરૂષો લેશે, તેટલા સર્વ પુરૂષોને પ્રથમ તેઓના અંતઃકરણની શુદ્ધિ કરવા સારૂં અનેક પ્રકારના ક્રિયાકર્મપર ચાલવુંજ પડશે. ને જ્યારે તેઓ યથાર્થ નિયમ પૂર્વક ચાલશે, ત્યારે સંપૂર્ણ શુદ્ધિ થશે, નહી તો થવાની નથીજ. કેમકે આ વૃત્તિરૂપશુદ્ધિ ધર્મના પાલનારાઓમાં આપણે દુનિઆંના એક નાકાંથી તે બીજાં નાકાં પર્યન્ત જોતાં જોતાં યથાર્થ જણાશે કે, જેટલા મોહોટા સુખી, મહાજ્ઞાની, ને પૂર્ણ અનુભવિ એવા જગત્‌ના સ્તંભરૂપ પુરૂષોની ગણત્રી થએલી છે, ને નહી પાળનારાઓમાં નીચ, પાજી, ચાંડાલ, અધર્મા, અન્યાયી, વિરોધી, પ્રપંચી, તાર્કિકજ્ઞાનવાળાઓ, જગત્‌ના નિયમનું છેદન કરનારાઓની ગણના થએલીછે. ને તેથી એવાઓને રાક્ષસ, યવન, ભૂત, પિશાચ, જક્ષ, કિન્નર, દૈત્ય, અસુર એવી સંજ્ઞા સર્વ ધર્મોમાં આપેલીછે, તેથી આપણે કદાચ પોતાના સ્વધર્મના નિયમને ન પાળીશું તો આપણી ગણના પણ એવાજ પ્રકારની થશે, કેમકે મનુષ્ય માત્રનો સ્વધર્મ એવોછે કે, શિષ્ટપુરૂષો જેવા માર્ગપર ચાલે તેવાપર સર્વ કોઇએ ચાલવું. એ પ્રમાણે દીર્ઘ દ્રષ્ટિથી તપાસ કરતાં સૃષ્ટિના તમામ આજ પર્યંત થઇ ગએલા શ્રેષ્ટ પુરૂષોએ પોતાના ધર્મોની આજ્ઞાનો ભંગ કર્યો નથી, તેથી આપણે પણ ન કરવો જોઇએ. તસ્માત્ એ શ્રેષ્ઠ પુરૂષોમાં જોવા જતાં અનેક મહાત્મા ઋષિઓ, તપસ્વિઓ, રાજાઓ, શ્રીમંત ગ્રહસ્થોની ગણના થએલીછે, ને તેઓ વૃત્તિશુદ્ધ ધર્મપર ચાલ્યા કે તરત થોડા સમયમાં તેઓને ગુપ્તવિદ્યાનો લાભ મળ્યોછે, ને એ ગુપ્તવિદ્યાનો લાભ લેનારા સંપૂર્ણ અનુભવિ પુરૂષોમાં જોવા જતાં મુખ્ય બ્રહ્મા, વસિષ્ટ, પાતાંજલી, કપીલ, ગોરખ, મછંદર, પૂરણ, કબીર, આદમ, ઇશુ, મહંમદ, મોઝીદ, શાકય, ઋષભદેવ વિગરે અનેક ધર્માચાર્યોની ગણના થએલી છે, તોપણ એ સર્વ પુરૂષોના જ્ઞાનના માર્ગપર ચાલનારા તેમના ગુરૂભાઇઓ શિષ્યો વિગરે જેઓ આ વર્તમાન કાળમાં એકાન્તવાસી થઇ માહા જંગલની ગુફાઓમાં બેસી પૂર્ણ સમાધિનિષ્ટપણાની મઝા રાત્ર દિવસ લેછે, તેવા પુરૂષોએ પોતાના અનુભવિ ગુપ્તજ્ઞાનનો ખુલ્લાસો અજ્ઞાન મનુષ્યોને પ્રાપ્ત કરવા સારૂં અનેક જાતના જાગૃતથી તૂર્યપર્યન્ત ને દેહથી આત્મા પર્યંતના સિદ્ધાન્તોની મતલબ, ભાષાની અંદરના શબ્દોમાં સમાવીછે, ને તે મતલબને વધારે ખિલવવા સારૂં બીજા મહાત્માંઓએ પ્રત્યેક ભાષાઓના ભજનોમાં પ્રગટાવીછે. આ ભજનોને નિરંજની, નિરવાણી,

કાઠીઆવાડી ને ગુપ્તવાણી નામથી પ્રસિદ્ધ કર્યાછે. સારાંશ કે એ ભજનોમાં દેહને વિષેની રચના ખુલ્લી કરી ઈશ્વરને ઉલટા સુલટી ગુપ્ત વિશેષણોમાં બોલાવી ઉપલી જ્યોતિનું વિવેચન કર્યુંછે, ને તેમાં અંતઃકરણપંચકથી સર્વ સૃષ્ટિ વ્યહવાર ચાલેછે, જેથી જ્યોતિમાં અખંડ નિમગ્ન થવું એવો બોધ એમાં આપ્યોછે.

આ ગુપ્ત વિશેષણોમાં એ જ્યોતિના દેખાવ ઉપરથી એના અનેક કલ્પિત નામો પોતાના સ્વયંજ્ઞાનથી પાડી મનોમન અંતરજ્ઞાનમાં બોલાવેછે તેમાં એ જ્યોતિના સ્વરૂપના દેખાવપરથી એને સુનાજેવી, રૂપાજેવી, ત્રાંબાજેવી, હીરાજેવી, મોતીજેવી, લાલજેવી, ચમકજેવી, આરસજેવી, સ્ફાટીકજેવી, સમુદ્રરૂપ, પ્રવાહરૂપ, પતિરૂપ, અમૃતરૂપ, વિષરૂપ, જાગ્રતરૂપ, લાભરૂપ, અલાભરૂપ, તારણરૂપ, મારણરૂપ, ભર્તારૂપ, વક્તારૂપ, શ્રોતારૂપ, આરૂપ, તેરૂપ, પ્રકાશરૂપ, અંધકારરૂપ, શીવરૂપ, જીવરૂપ, બંધનરૂપ, મોક્ષરૂપ, રાજામય, પ્રજામય, પિતામય, માતામય, માયામય, કાયામય, ગુપ્તમય, જાહેરમય, ગુરૂમય, શિષ્યમય, કાળમય, અકાળમય, તેમ એના સ્વરૂપમાં સ્થિર થવાથી તદન મોક્ષ મળેછે, ને તે મોક્ષમાં, ન સૂર્ય, ન ચંદ્ર, ન ઝાડ, ન પહાડ, ન કર્તા, ન કર્મ, ન કરતવ્યતા, ન જાગૃત, ન સ્વપ્ન, ન સુષુપ્તિ, ન એક ન બે, ન દ્વૈત, ન અદ્વૈત, ન ભય, ન અભય, ન કલ્પના, ન જલ્પના, ન ભ્રાંતિ, ન શાંતી, ન જડ, ન ચેતન્ય, ન સત, ન અસત, ઇત્યાદિક કોઇ પણ પ્રકારનો ભાસ પડતો નથી; તેથી ત્રણેકાળે તારા પૂર્ણ સુખરૂપ આનંદમાં ફીકરચિંતા કરવાની નથી, પણ મારૂં અજ્ઞાન દ્રષ્ટિરૂપ મન આ સૃષ્ટિના પદાર્થોને જોઇ કલ્પના ધસાવ્યા કરેછે, પણ કલ્પના વિરક્તરહેવું જોઇએ, કેમકે જ્ઞાનીઓ સદા અચિંત્ય સ્થિતિમાં રહેછે. એ શ્રુતિથી કલ્પના તારેવિષે કથન માત્રછે. ઇત્યાદિ જ્ઞાનરૂપ દ્રષ્ટિથી સર્વે કલ્પનાના શબ્દોને જ્યોતિના પ્રકાશીત સ્વરૂપમાં અર્પણ કરતા રહેછે, ત્યારે અર્પણ કરનારના જ્ઞાનને સંપૂર્ણ ખાત્રી થાયછે કે આ જ્યોતિ જેવા પ્રકારની રચના સૃષ્ટિમાં પ્રગટ કરવાની હોય તેવા પ્રકારની કલ્પના આપણી પાસે કરાવેછે, ને જેજે વિચારો કરાવેછે, તેતે વિચારો પ્રમાણે રચના રચવાનું એનામાં પૂર્ણ સામર્થ્ય છે, તેમ એને વિષે તમામ સૃષ્ટિની આકૃતિઓના સર્વ કૃત્ય બની રહેલાં છે. તે સર્વ કૃત્ય આપણને એ પોતાના ધ્યાનદ્વારાએ દરશાવે છે. ૧ તેનું પ્રત્યક્ષ દ્રષ્ટાન્ત નીચે આપ્યું છે. સારાંશ કે, એવા પ્રકારના મહાવરાને સર્વાર્પણરૂપ ભક્તિ કહી છે. છતાં ગુપ્તજ્ઞાનીઓ એને જાગૃત (અખંડ) સમાધિ ગણે છે. આ અભ્યાસના યોગથી આપણે વિષે ઇશ્વરી ઐશ્વર્યપણું હાજર થાય છે. સારાંશ કે આજ્ઞાનપર ચાલનાર પુરૂષ

---

૧ પૂર્વ કાળમાં ગુરૂ ગોરખનાથના હાથ નીચે એક શીઆલકોટ નગરીનો રાજા પોતાની પચાસ વર્ષની ઉમ્મરે રાજ્યપાટ પોતાના છોકરાને આપી ગુરૂ ગોરખનાથના હાથ હેઠળ સેવામાં રહ્યો. ત્યાં ગુરૂ ગોરખનાથે એક લંગોટો, ઓઢવાને કામલીને ખાવા સારૂં દિવસના એક વખત મધ્યાન્હકાળે બે રોટલી આપવાનો હુકમ આપ્યો, ને ફરમાવ્યું કે

ને પ્રાપ્તિ નામની સિદ્ધિ મળી મનાય છે, વા એ જ્ઞાન પ્રાપ્તિ સિદ્ધિનું છે, કે જે પ્રાપ્તિ એટલે જે જે વિષયની ઇચ્છા કરે, ને તે પ્રાપ્ત થાય તેનું નામ. તાત્પર્ય કે આ જગ્યાપર ઈશ્વિરી જ્યોતિમાં નિમગ્ન થઇ જે જે ઇચ્છા કરવામાં આવે છે તેથી તેને સર્વ પ્રાપ્ત થાય છે, એમાં આશ્ચર્ય શું!

આ જ્યોતિના જ્ઞાતાઓ અજ્ઞાનીઓને જ્ઞાન આપવા સારૂં ન સમજાય એવા શબ્દો વાક્યો ને ભજનો પોતાની કલ્પના પ્રમાણે કાવ્યના ધોરણ વગર પ્રાસો મેળવી બોલે છે, પણ તેનો સાર એ ગુપ્તરૂપ જ્યોતિને ઓળખાવે છે. તે ઉપરથી કોઇ સ્થિર ચિત્તવાળો તાર્કિક પુરૂષ ધ્યાન કરતાં કરતાં તે બોલેલા શબ્દોના અર્થને મનમાં સમજી અંતર દ્રષ્ટિએ તપાસે છે કે ઉપલી જ્યોતિ તેની

---

તમારે ગુરૂસેવા સારૂં આ નજદીકના જંગલમાં જઇ એક લાકડાંનો ભારો સાયંકાળ સુધીમાં આણવો. રાજાએ એ વાત પસંદ કરીને ત્યાં રહયો. એવીરીતના કષ્ટમાં રહેતાં બાર વર્ષ વિત્યાં, ત્યારે એક દીવસના પાછલાપોરના સમયપર ગુરૂ ગોરખનાથ પોતાના આસનપરથી ઉઠી હવા ખાવા નિકળ્યા હતા, ને ચોતરફ જોતાં પેલા રાજાને લાકડાંનો ભારો લાવતાં જોયો, કે તરત એક ગુપ્તજ્ઞાની એવા મહાત્માને આજ્ઞા કીધી કે, આ સાધુ મહારાજ તમો રાજા ન જાણે એવી રીતે પાછળ રહી તેનો ભારો ખેંચો. તથા વસ્તુ: કહી તે મહાત્માએ પછવાડે રહી ભારો ખેંચ્યો કે તરત તે પડી ગયો. આ ઉપરથી રાજાએ ગુસ્સો કરી પેલા મહાત્માને ધમકાવ્યો. બાદ મહોડાંના શબ્દોદ્વારાએ ટપા ટપી થઇ ને બેઉ છુટા પડી ચાલ્યા ગયા, ને પછી પેલા મહાત્મા પુરૂષને ગુરૂ ગોરખનાથે પુછ્યું કે મહારાજ કેમ થયું. ત્યારે પ્રત્યુત્તર આપ્યો કે મહારાજ તેણે ગુસ્સો કરી ઘણી તકરારો ચલાવી. ત્યારે ગુરૂ ગોરખનાથ બોલ્યા કે, જવા દો રાજા કચ્ચાહે. આ ક્રિયા થયા પછી બીજાં બાર વર્ષ થયાં કેવળી ગુરૂ ગોરખનાથે એક દીવસે બાહેર નિકળી એક યોગીને કહ્યું કે જાઓ, મહાત્મા પછવાડેથી લાકડાંનો ભારો ખેંચો. આ આજ્ઞા થકી તેણે ભારો ખેંચ્યો, ત્યારે માથાપરથી પડી ગયો નહીં, પણ રાજાનું મન વ્યાકુલ થવાથી મહોડું ફેરવીને જોયું કે તરત સાધુની દ્રષ્ટિ ને રાજાની દ્રષ્ટિ એક રૂપે થઇ રહી, પણ બેઉમાંથી કોઇ બોલતું નથી. એવી રીતે બે ઘડી થઈ, ત્યારે સાધુએ ભારો છોડી દીધો કે તરત રાજા ચાલ્યો ગયો. આ ચમત્કાર ગુરૂને વિદિત કીધો, ત્યારે ગુરૂ બોલ્યા કે જાને દો બચ્ચા પોત કચ્ચાહે, બાદ વળી બાર વર્ષ વિત્યાં કે એક દીવસે ગુરૂએ એક યોગિને કહ્યું કે પીછેસેં લકડીકા ભારા ખેંચો. આ આજ્ઞાથી તેણે ભારો ખેંચ્યો. પણ રાજાની દ્રષ્ટિ તદન જ્યોતિમાં હતી. છતાં સાધુએ ઘણી ખેંચતાણ કરી તોપણ રાજાની વૃત્તિ આત્મજ્યોતિમાં પૂર્ણ ધ્યાનથી નિમગ્નરૂપ હતી તેથી તેને દેહાભિમાન નહોતું. આવા પ્રકારની ખેંચતાણ થતી ગુરૂ ગોરખનાથે જોઇ કે તરત પાવડીપરથી ઉતરી પડયા, ને એકદમ દોડી આવી, રાજાની સન્મુખ હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો કે, હે દેવ મારા પ્યારા વિશ્વંભર, તું આ જગતનો આધાર છે. હું તારો દાસ છું. મેં ધર્માજ્ઞા પ્રમાણે ગુરૂ થઇ કષ્ટ આપ્યું તે માફ કરો. એવી રીતે ગુરૂને પ્રાર્થના કરતાં બે ઘડી વિતી ગઈ, પણ રાજાની દ્રષ્ટિ ચલિત થઇ નહી. તેમ તેની આસપાસ ઘણા સાધુઓ પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે રાજાને કાંઇક ભાન આવ્યું ને આંખ ઉઘાડી જોયું તો પોતાની પ્રાર્થના ગુરૂ કરેછે. તે જોઇ પોતે ગુરૂને દંડવત પ્રણામ કરી વિનવવા લાગ્યો કે, હે ગુરૂદેવ આપની કૃપાથી હું પૂર્ણ પદનો જ્ઞાતા થયોછું, તેથી મારી સેવામાં ખામી પડી હોય તો કૃપાદ્વારાએ માફી આપો, હું આપનો બાળક છું. એવી રીતે અરસપરસની પ્રાર્થના કરી રહયા બાદ ગુરૂ ગોરખનાથે રાજાને પોતાની ધુણીપર એકાન્તમાં બોલાવ્યો, ને તમામ યોગની ગુપ્ત કુંચીઓ દરશાવી ને રાજાને અજર, અમર કરી દીધો.

આંખની સુરતામાં ઝટ દઇને પ્રત્યક્ષ થઇ આવે છે, તેથી આ જગ્યાપર તેવાં વાકયો ને ભજનો ટાંકયાં છે. વાકય, નિરંજન સબપર બાળા હે નમકડીહે ન જાળાહે ન ફુફુહે ન સાળાહે ન ભરાહે ને ખાલાહે ॥૧॥ અલેક પુરૂષકી છાયા હે ન માયાહે ન કાયાહે, ન આયાહે, ન પાયાહે, ન લાયાહે ન જાયાહે ॥૨॥ ભજન ॥ ખટકયો ખટકયો સબ ઘર ખટકયો, બાદલ મોહે ચટકયોરે; ચટકયો ચટકયો નીચે પટકયો, સુરતામાંહે લટકયોરે ॥૧॥ આસપાસ નહી દેખના બીચમે દેખના ભાઇ, અજબ હીરા ઝળક રહ્યા ઉનકી હુઇ રૂશનાઇરે ॥૨॥ પંચતત્વ ગુન તીનકી સહેજે મીલગઇ ગાંડા । તુલીઆં લુલીઆં ફીરતહે સતપુરૂષમે બાંટા ॥ ૩ ॥ ફકીર ફકીર કયા કહો, ફકીર જગતકા પીર, ફીકરસેતો ઢુંડ નિકાળા, પૂર્ણ

ત્યાપછી ગુરૂએ આજ્ઞા આપી કે બચ્ચા સૂર્યનંદન, મારી આજ્ઞા છે કે, તારે એક વખત કુટુંબયાત્રા કરી આવવી જોઇએ, કેમકે તને મારી ધુણીપર આપવાને છત્રીસ વર્ષ થયાંછે, વાસ્તે એક વખત શીઆળકોટ ચાલ્યો જા. રાજા કહેછે કે મહારાજ આપની કૃપાથી હું આ જ્યોતિરૂપ પૂર્ણ ધ્યાનમાં આખી જગતના પ્રાણીમાત્રોને મારી દ્રષ્ટિ સમક્ષ રમતાં જોઉછું, ને તેઓ સર્વ મારી કલ્પના પ્રમાણે વ્યહવાર કરતાં જણાયછે, તેથી કરીને ત્યાં જવામાં શું માલછે ! ગુરૂએ કહ્યું કે બચ્ચા સૂર્યનંદન, એ વાત ગુપ્તજ્ઞાનની છે, પણ આપ જેવા સાક્ષાત્ પ્રભુ મુર્તિઓ જગતમાં વિચરે છે, તેમાં જેજે જગ્યાપર આપની દ્રષ્ટિ ફેલાયછે ત્યાં ત્યાં સદા સુખ, શાંતી ને સત્યરૂપ વેદધર્મની વૃદ્ધિ થાયછે, તેમ તમારૂં દર્શણ જીવન્મુક્ત ને વિદેહમુક્ત પુરૂષોને થવાથી તેઓની કિંચિંતમાત્ર ખામીઓનો ક્ષય થાયછે, તેમ તમારૂં પધારવું કાંઇ સ્વાર્થરૂપ નથી, પણ સૃષ્ટિના જીવોના કલ્યાણસારૂ છે, તેથી તમારી પારમાર્થિક દ્રષ્ટિનું અવલોકન સૃષ્ટિમાં એક વખત થવું દુર્લભ છે. તથાઽસ્તુઃ કહી રાજાની સ્વારી નિકળી, ને સંકલ્પમાત્રમાં તેઓ શીઆળકોટ નગરીના એક માનસરોવર નામના તળાવપર આવી મુકામ કીધો. તેવામાં શીવરાત્રી હતી, તેથી સૂર્યનંદનનો પુત્ર મળશંકે માહાદેવની પુજા કરવા આવ્યો હતો. ત્યારે આ અવધુતરૂપ ગાંડા જેવો ઇશનાઇના સ્વરૂપને મળતો ને મુડદાંના આકારે કોઇ બડબડ કરતો, હસતો ને રડતો વૃદ્ધ પુરૂષ જોયો. આ પ્રસંગે પ્રાતઃકાળ થયો હતો, તેથી રાજાને ખાત્રી થઇ કે આ મારા પિતાજી છે. એમ નિશ્ચેમાની પિતાજીને પગે પડયો, કે તરત તમામ નગરી રાજાના દર્શણે આવી. તેમાં દીકરાની વહુ, પોતાની સ્ત્રી, દીકરી, બેહેન વિગેર કુટુંબ પગે લાગ્યું, ને ત્યાં તરતજ એક મોટું દરબાર એકત્ર થઇ ગયું. રાજપુત્ર પ્રધાન પ્રત્યે કહેછે કે સાધુ થવામાં માહાકષ્ટ છે. એ લોકો ભુખે મારી નાખેછે. ધર્મને બાહાને તમામ પાસે પૈસા કઢાવે છે, ને પોતે પાડા જેવા અવધુત બની બેશીકરાઇ હાલતમાં ભટકયા કરેછે ઇત્યાદિ અનેક વાણીથી ઉચ્ચાર ન થાય, એવા તિરસ્કારના વચન કહયાં, ને પિતાને ખબર પુછે ત્યારે તેઓ ખડખડ ખડ હસે. ઘડી વારમાં રડે, ઘડીમાં ગાળ આપે, ઘડીમાં નાચે, ઘડીમાં કુદે, ઘડીમાં સુઇ જાય, ઇત્યાદિ વિચિત્ર જાતની ચેષ્ટા કરે. આ જોઇ રાજપુત્રે રાજાને પુછયું કે પિતાજી, જંગલમાં રહી સાધુપણામાં દીવસ ગુજારતાં કંચન જેવી કાયા બાળીને કાળી ઠીકરાં જેવી કરી નાંખી. પ્રધાનજી જુઓતો ખરા, બાવાઓની સંગથી પિતાજીનું મગજ બગડી ગયું ખરૂ કે નહી ! એમ કહી પિતાજીના મહોડાં આગળ નોત્તમ પ્રકારના મેવા, ફળ, ફળાદિને પકવાનો મુકયાં, પણ રાજા ખાય નહીં. ઘણો આગ્રહ કરતાં પિતાએ ન માન્યું. ત્યારે પુત્ર બોલ્યો કે, પિતાજી હું તમોને પ્રશ્ન કરૂછું કે તમો સાધુપણામાં શું કમાયા ! નાહક દુઃખી થયા એજ કે નહી ! આ પ્રશ્નથી પિતાજીનો મિજાજ તપી ગયો, ને બોલ્યા કે બેટા, તું શું કમાયો, તે મને કહે ! ત્યારે પુત્ર બોલ્યો કે, બાપા મેં ઉત્તર, મધ્યને દક્ષિણ હિંદુસ્તાન, તેમ ટીબેટને ચીનનું રાજ્ય મેળવ્યું. છતાં આજે મારામાં એવું હૈવતછે

રૂપ અમીર ॥ ૪ ॥ તન મારે મન બશ કરે, શોધે સકલ શરીર, દયા ધર્મકીક ફની પેહેરે, આપ રૂપ ફકીર ॥ ૫ ॥ વેદવેદ શું કહો, વેદછે ધર્મ તારો, જેથી વસ્તુછે ન્યારી, અખંડ તરખતો મારો ॥ ૬ ॥ કુવા દેખા તળાવ પેખા, નહ્યા દેવકી કુંડ, ગોળકી ગંગડીકે ઉપર; મખીકી બોહોત ઝુંડ ॥ ૭ ॥ ચલમાન બો-લામત ખોલો પડદા અપના, ગુફામેં તો સાહેબ દેખા, સુરત નુરતસેં જપના ॥ ૮ ॥ હાકહુંતોહે નહી ના કહયો ન જાય, હા નાકે ભીતર કીડી સાકર ખાય ॥ ૯ ॥ શાસ્ત્ર ભણ્યો પુરાણ ભણ્યો વેદતો મને ખટકયો, અનંત રૂપે પ્રભુજી મારો આકાશ માંહે ચટકયો ॥ ૧૦ ॥ જોગી જંગમ શેવડા, સન્યાસી દરવેશ, ચક્ષુ સામે પ્રભુજી દીઠા, વૃત્તિ આતમદેશ ॥ ૧૧ ॥ વગર પા-ણીના તળાવ માંહે, ખીલ્યું કમળનું ફુળ, બત્તિ વિના અજવાળું આપે જગ જગતી તેની ગુલ ॥ ૧૨ ॥ દેવદેવ બધા કહે પથ્થર દેવતો કાચો, પથ્થરમાંથી

---

કે હું ગરીબને શ્રીમંત કરી નાંખું, ને શ્રીમંતને ભીખારી કરૂં, છતાં મારૂં નામ સાંભળ મારા દુશ્મન થરર કંપેછે, હું ધર્મનો ક્ષય કરી શકું ને ચાહું તો વૃધ્ધિ કરી શકું. તેમ હું જે હુકમ કરૂં તે હુકમની આમન્યા કોઇ તોડી શકે નહીં.

આ વાત સાંભળી પિતાજી બોલ્યા કે ધિક્કાર છે તારી જીંદગાનીને કે તારૂં જીવ-તર અફળ ગયું, પણ મેંતો મારે સારૂં એવી કમાણી કીધી કે હું મારી ઇચ્છા પ્રમાણે અવાચક પ્રાણીને બોલતાં કરૂંછું. એમ કહી ધ્યાન કીધું. ને પોતાના આત્માની જયોતિને કહયું કે બોલો સર્વે પશુઓ રાજા તું ઘણોજ બેવકુફ છે. એવી રીતે આત્મજયોતિને મનોમન ગ્નાને આગ્ના કીધી કે તમામ માણસો દેખતા તે રાજાના ઘોડા, હાથી વગેર તમામ પશુઓ કહેવા લાગ્યાં કે આ બેવકુફ રાજપુત્ર તારા પિતા અજર અમર થએલાછે. ને તું ઘણો બેવકુફ હોવાથી એ વાતને જાણતો નથી, પણ હમો જાણીએ છીયે, તેથી તું ટક ટક એની સામે નહીંકર. આવી રીતે પશુઓને બોલતાં સાંભળવાથી તમામ પ્રજા રાજાને વળગી પડી, ત્યારે પિતા બોલ્યા કે બચ્ચા એક સોય લાવ ને જોઉં તારૂં સામર્થ્ય કે તારી આગ્ના કોણ માનેછે. આ ઉપરથી રાજાએ સોય જાતે જઇ લાવી આપી કે તરત પિતાજીએ તે સોયને તળાવમાં નાંખી દીધી, ને કહયું કે એ સોયને બાહેર કઢાવ, રાજ-પુત્ર બોલ્યો કે પિતાજી એવી રીતેનું કામ મનુષ્યથી બનીશકે નહી! ત્યારે પિતા બોલ્યા કે જો હું અહીંઆં બેઠાં સોય કઢાવું છું. એમ કહી પોતાના આત્માની જયોતિમાં દ્રષ્ટિ લગાવી કહ્યું કે ઓ બેહેન મછીઓ. હમારી સોય લાવી આપો. આ હુકમની સાથે ત-ળાવમાં રહેલી લાખોપર લાખો માછલીઓ પાણીપર આવી તમામ તરવા લાગીઓ ત્યારે પિતાએ કહયું કે બચ્ચા, તું આ માછલીઓના તરફ જો કે કોઇ સોય લાવી છે. એવામાં એક માછલી પોતાના મહોડાંમાં સોય લઇને ટટાર ઉભી રહી કે તરત તેના મહોમાંથી રાજપુત્રે સોય ખેંચી લીધી. આ ઉપરથી પિતા બોલ્યા કે, બચ્ચા જો હમારી કમાણી કેવી છે કે હમારો હુકમ પવન પાણીપર ચાલેછે ત્યારબાદ રાજપુત્ર તમામ પ્રજા પગે પડી પોતાની ભુલની માફી માગી કે તરત રાજા તે સભામાંથી અદર્શ થઇ ગયા. વાંચનાર કહેશે કે, માછલીઓ ને પશુઓ શી રીતે તેની વાત સમજી ગયાં, પણ તમારે વિચારવું કે આ-પણા આત્માની જયોતિના કિર્ણ સર્વમાં વ્યાપી રહેલાંછે, ને આપણો ભાવ સર્વમાં રમણ કરેછે, તેથી આપણી હૃદયગત સ્ફુર્ણ સર્વની ભાષા છે, વાસ્તે આપણી વાત બીજાં પ્રા-ણીઓ સમજેછે. કેમકે આપણે ફકત પોતાની એકજ જયોતિને મનોમન ગ્નાનમાં સમજાવીએ કે તરત સર્વ બ્રહ્માંડના પ્રાણીઓ સાંભળેછે એમાં આશ્ચર્ય શું! તાત્પર્ય કે ગુપ્ત વિદ્યાવાળા પુરૂષો એવા અસંખ્ય જાતના ચમત્કાર કર્યા કરેછે એ બીના નિ:શંસય છે.

હીરો કાઢે તેહી ગુરૂ સાચો ॥ ૧૩ ॥ રત્નાગર સાગરમાંહે ગાગર ફુટી જાય, પાણીમાંહે પથ્થર લડે અગમ નિગમ પરખાય ॥ ૧૪ ॥ સારાંશકે, આવા પ્રકારના અસંખ્ય ભજનો, વાકયો ને શબ્દો તમામ યોગી લોકો પોતાના અંતરમાં રાત્ર દિવસ ઉત્પન્ન કર્યા કરેછે, ને તેઓ કહેછે કે, એવા પ્રકારના જ્ઞાનથી આપણી મનોવૃત્તિ ઇશ્વરી જ્યોતિમાં અખંડ નિમગ્ન રહેછે, ને તેથી કરીને સર્વત્ર એકજ આત્માના વ્યાપકપણા સંબંધીના જ્ઞાનનો ભાવ ખડો થાયછે, જેથી કરીને નાનારૂપ જગતના મનોકલ્પિત ભાવો પ્રગટ થતા નથી, પણ સહેજમાં જીવન્મુકત ને વિદેહમુકતપણું આવી મળેછે. તસ્માત્ આ જીવન્મુકત દશા કાયમ રાખવાસારૂ ઉપરના જેવા શબ્દો તમામ ઉઠતી કલ્પનાના તરંગોમાં નવાનવા જોડતા જાયછે તેમ તેમ બ્રહ્માનંદીસુખ પૂર્ણતાથી અંતઃકરણની વૃત્તિમાં પ્રકાશી નિકળેછે, કે જેના પ્રકાશવાપણાથી સમદૃષ્ટિભાવ તેની મનોવૃત્તિમાં કાયમ થઇ જાયછે. ૧

આ સમદૃષ્ટિભાવમાં કંચન, કામીની, શ્રોવર્ણ માટી, લાભ, અલાભ, સુખ દુઃખ, યશ અપયશ, ભુખ તરસ, આધિવ્યાધિ ઉપાધિ, ખુશી નાખુશી, આબરૂ ગેરઆબરૂ, શ્રીમંતાઇ ગરીબાઈ, ફકીરી અમીરી, વિગેરેને તેઓ મનોકલ્પિત અજ્ઞાનની આકૃતિ સમજેછે, ને તેથી કરીને પોતાને વિષે રહેલા વિકારો જે કે આશા, તૃષ્ણા, લોભ, લાલચ, ગર્વ, અહંકાર, વિગેરેનો નાશ કરવા સારૂં કહેછે કે આ દુર્ગણો તમોને તૃપ્ત કરવામાં અતૃપ્ત રહેવાયછે, ને આખી જીંદગાનીમાં અસંખ્ય જાતનાં દુઃખ દર્દો સેવન કરવાં પડેછે, ને મર્ણસમયે તમારામાંનું કોઇ પણ સંગી થતું નથી, પણ વાંસના રહેવાથી ફરી જન્મ ધારણ કરવો પડેછે, ને તે જન્મ થયો કે વલી તમો પુઠેના પુઠે દુશ્મનની માફક લાગુ પડોછો. તસ્માત્ તમો જેની પાછલ લાગ્યા તેને ઘડીપણ સ્થિરતામાં બેસવા દેતા નથી, પણ અખંડ કુત્રાની મીશાલે ઠામ ઠામ ભટકાવ્યા કરોછો, ને અસંખ્ય નીચકર્મ કરાવી નર્કમાં નાખોછો. એવા તમો દુરાગૃહીછો તેથી મારે તમારી અતૃપ્તવાળી, નીચ, પાજી, અધમ, દુઃખદાયી સંગત જોઈતી નથી, પણ સદાતૃપ્તરૂપ શાંતીવાળી સંગત મનેતો જોઇએછેયે. સારાંશ કે એવી રીતે દુર્ગણોને નષ્ટ કરી પોતાના ચિત્તની વૃત્તિઓને શાંતિજ્ઞાન આપવા કહેછે કે મારા આત્મસ્વરૂપની અખંડ જ્યોતિના પ્રકાશોએ આ સૃષ્ટિમાની સર્વ આકૃતિઓ ધારણ કીધી છે, તેથી હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ યાહુદી, જૈન, બૌદ્ધ, વા પશુ, પક્ષી, કીટ, પતંગ વિગરેમાં મારી આ અખંડ જયોતિ વ્યાપક થએલીછે; તેથી એ તમામ આકૃતિઓ મારી જયોતિનાજ રૂપછે, વાસ્તે એ સર્વ આકૃતિઓની પાસે મારી ઇચ્છા પ્રમાણે મારી જયોતિ તમામ વ્યહવાર કરાવેછે. સારાંશ કે મારી અંતર્યામિ આત્મઇચ્છા પ્રમાણે

---

૧ ત્યારે દૂરની વસ્તુ નજીક (જયોતિ)માં દેખાયછે, આ પદ્ધતિ ઉપર દ્રઢ થનારને પ્રકાશ્ય નામની સિદ્ધિ મળી ગણાયછે, કેમકે પ્રાકાશ્ય એટલે દૂર પ્રકાશ (ભાવ)ને નજીક જયોતિમાં જોવો તે વા એ ધ્યાનમાં કાયમ રહેવું તેને પ્રાકાશ્ય સિધ્ધિમળી કહેવાયછે.

આ સર્વ સૃષ્ટિ ચાલેછે, તેથી એ મારી વાહલી સર્વ પ્રજાઓ! તમો તથા હમો એકરૂપ છેયે, એમાં કોઇ આપણો દુશ્મન નથી તેમ મિત્ર નથી, કોઇ સારો નથી તેમ કોઇ નઠારો નથી, કોઇ સુખી નથી તેમ કોઇ દુઃખી નથી, છતાં કોઇ વસ્તુ વા કૃતિ વખાણવા લાયક નથી તેમ ધિક્કારવા યોગ્ય નથી, કેમકે એ સર્વ આનંદરૂપ ગુણાકૃતિમય પરમાર્થ તત્વછે. એટલે કે આ જગતના જે પંચમહાભૂત, ને એનાથી પ્રગટ થએલાં જે આ અનંત જાતનાં પ્રાણીમાત્રો ને અનંત જાતની વનસ્પતિ વિગેરે જેટલી ચીજો આપણે જોઇએછેયે તે સર્વ અનંતસ્વરૂપો આપણા પોતાનાંજ છે, સબબ કે એ સર્વ આપણી જ્યોતિના આકારછે, તેથી કરીને તેની કાયા, તેની માયા, તેનું સુખ, તેનું દુઃખ, તેનો લાભ, તેનો જય, તેનો ક્ષય એ સૌ આપણું પોતાનુંજ સમજો. કેમકે એ સર્વ આપણા આત્માનું પરમાર્થરૂપ રમણ છે, તેથી કરીને શાંતિમાં નિમગ્ન થઇ સર્વનું કલ્યાણ વાંચો, ને તેઓનું શ્રેય થાય એવું અંતઃકરણથી ઇચ્છો, ને આ જગતમાં નીચ, પાજી, સંસારી પ્રાકૃત જનોના પ્રપંચી વ્યહવાર પ્રમાણે ચાલવાનું વર્જ કરી તેઓ સાથે જુદાપણાની ગણત્રી ન ગણો, ને જો કદાચ તમો જુદાઇ ગણી ચાલશો તો તેથી તમોને આ પવિત્ર જ્ઞાન નહીં મળતાં મિથ્યા માયા વળગી જશે, જેથી તમો અલ્પજ્ઞ થઇજશો. તસ્માત્ આ જ્ઞાનની પરિપકવ ખાત્રીસારૂં પ્રથમ તમો તમારા ધર્મના મહાજ્ઞાની ફકીરો, આર્ફ શખ્સો, એકાન્તવાસમાં સ્થિર થનારા કલંદરો, તપશ્વીઓ, સંતસાધુઓ, ધર્માધ્યક્ષો, મહાત્મા ભવિષ્ય વેત્તાઓ, પંડિતો, શાસ્ત્રીઓ, ને વૃદ્ધ એવા અનુભવી જ્ઞાની પુરૂષો વિગેરે સર્વ લોકોને તમો નમ્રતાથી પ્રશ્ન કરો કે આ જગત્ કેમ થયું? કયાંથી બન્યું? એની ગોઠવણ કેવા પાયાપર થઇ? કોણે કીધી? ઇશ્વર કયાંછે? સુખ દુઃખનો ભોકતા કોણછે? ઇત્યાદિ પ્રશ્નોના પ્રત્યુત્તરના જવાબ માં તેઓ કહેશે કે બાવા સર્વ ગડબડ છોડી દઇ એક ઇશ્વરની સ્તુતિ કરી બ્રહ્મત્વ સંપાદન કરી ઇંદ્રિયજન્ય અજ્ઞાન નષ્ટ કરવાસારૂ મનોવિકારના ધર્મથી દૂર રહો, એટલે સંપૂર્ણ પરમાર્થ તત્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થશો. તે આ મુંડકોપનિષદ્ના ત્રીજા ખંડનો એક મંત્ર કહેછે.

## मंत्र, ५८.

**संप्राप्यै न मृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः। तेसर्व्वगं सर्व्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्व्व मेवाविशन्ति॥**

અર્થઃ—બ્રહ્મને ત્યાં કેવી રીતે પ્રવેશ કરેછે ત્યાં કહેછે કે જો પરમાત્માના દર્શણવાળા ઋષિ જન આ આત્માને સમ્યક જાણીને તેના જ્ઞાનથી તૃપ્ત બની શરીરની વૃદ્ધિનું કારણ બાહેરની તૃપ્તિને છોડી, પરમાત્માના સ્વરૂપથી સિદ્ધથઇ આત્મા રૂપ બનેલા, રાગ આદિક દોષોથી રહિત જીતેંદ્રિય થયા છે તે અત્યંત વિવેકી

નિત્ય ચિત્તની એકાગૃહતાવાળા પુરૂષ, આકાશની માફક સર્વ અદ્વૈત બ્રહ્મને ઉપાધિથી પરિછિન્ન, એક દેશથી નહીં પણ સર્વત્ર પામીને શરીરના પતન કાળમાં પણ સર્વને ત્યાં પ્રવેશ કરેછે. જેમ ઘડાના મધ્યનું ઉપાધિરૂપ આકાશ ઘડાના ફુટવાથી પરિચ્છેદને છોડે છે તેમ બ્રહ્મવેના બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. સારાંશ કે આવા પ્રકાનો પવિત્ર ખુલ્લાસોઆપી સર્વ ત્રિકાળજ્ઞ જ્ઞાની પુરૂષો ગરીબ મનુષ્યની માફક શાંતિમાં નિમગ્ન રહી જગતમાં વિચર્યા કરે છે. તસ્માત, તેમનું અંતર્યામિજ્ઞાન પવિત્ર, નિર્વિકારને શુદ્ધ થએલું છે, કેમકે તેઓના મનનો ગુંચવાડો થઇ ગએલો હોવાથી, તેમ ઉપર દરશાવેલો પવિત્ર આનંદ તેઓને પ્રાપ્ત થવાથી, તેમ પોતાના આત્માની જ્યોતિના સ્વરૂપને સર્વ પદાર્થમાં રમણ થતું યથાર્થ જોવાથી તેઓ નિશ્ચે જાણે છે કે મારાં આત્મ સ્વરૂપનો સુક્ષ્મ સુન્ય સ્વરૂપી જ્યોતિમય ચમત્કારો પ્રગટ થવાથી આ મિથ્યાં જગતની ભ્રાંતિ થઇ આવી તેથી કરીને આ વિશ્વ દરશાયું છે, પણ જેવા પ્રકારથી અનેક પક્ષીઓ એકત્ર થઇ કલ્લોલ કરેછે, તેવાજ પ્રકારના આ મારાં અનંત એક જ્યોતિ સ્વરૂપનો કલ્લોલ થઇ રહ્યો છે. એવી તરેહના જ્ઞાનમાં નિમગ્ન થવાથી જીવન્મુક્તપણું પ્રાપ્ત થાય છે.

આ જીવન્મુક્તપણાના જ્ઞાનની સમજથી પોતાની જ્યોતિને જેમ જેમ વધારે જોતો રહે છે તેમ તેમ પોતાની અંદર વિશેષ ઈશ્વરપણું પ્રગટ થતું જાય છે. આ ગુપ્ત જ્યોતિરૂપ રમાણના આનંદથી તેઓ કિંચિંત્ પણ કંટાળતા નથી, પણ હૃદથી જયાદે એ આનંદના અમૃતનું પાન કરતા રહે છે. પ્રિય વાંચનાર! આ સમજના જ્ઞાનને ગુપ્ત જ્ઞાતાઓ કોઇને કહેતા નથી, પણ પ્રત્યુત્તર આપે છે કે ભાઈ, એ જ્ઞાન કોઇને કહેવું ન જોઇએ, કેમકે કહેવા જતાં અજ્ઞાનીઓ એ વાતને માને નહી. પણ જયારે તેઓ આ જગત જાળની ભ્રમણામાં ભટકી ભટકી કાળાંતરે થાકશે ત્યારે વગર કહે આપોઆપ પરમાત્માની સ્તુતિમાં નિમગ્ન થશે. બાદ કાળાંતરે અનુભવ પ્રગટવાથી એ જ્ઞાનને ચોતરફ ઢુંડશે, વાસ્તેકરીને આ ગુપ્ત જ્યોતિરૂપ જ્ઞાનનો હીરો એના જ્ઞાતા ઝવેરી વિના કોઈની આગળ ખોલવો નહી. સારાંશકે જેને ભુખ લાગશે તે જમવા જશે. એવીજ રીતે જયારે ભુલ મટશે ત્યારે પોતાની મેળે સ્વભાવિકરીતે ઠેકાણે પડી જશે, તેથી આપણે પેરવી કરવાની કાંઇ જરૂર જણાતી નથી. એમ કહી એ જ્ઞાનનો અનુભવ કોઇને કહેતા નથી. સારાંશ કે, એવી રીતે આ સૃષ્ટિમાં જેટલા જ્ઞાતાઓ આજ પર્યંત થઈ ગયા છે, તેટલાઓએ પોતાનાં જ્યોતિસ્વરૂપમાં અલૌકિકરૂપ મોક્ષ આનંદમાની, ને તે આનંદને અવિનાસીરૂપ ગણી સ્થિર થઈ રહ્યા છે તેથી કરીને તેઓએ કોઇની પરવા રાખી નથી, રાખતા નથી ને હવે પછી રાખશે પણ નહી. છતાં એ લોકોમાં કોઇની પરવા રાખવાનો સંભવપણ થતો નથી, કેમકે એવાઓએ માયા વિરકત રહેવા સારૂં જન સંગ પરિત્યાગ

પાળવો જોઇએ, વાસ્તે આ જન સંગ પરિત્યાગ પાળવાનાં મહાવરાથકી એઓનું મગજ સદા બેપરવાઇ રહે છે. તસ્માત્ એવા બેપરવાઇ લોકો સર્વ સંસારી વર્ગના મનુષ્યોને નર્કના જંતુ જેવા તુચ્છ તૃણવત્, અધમ, પાપી, ચાંડાલને અલ્પજ્ઞરૂપ સમજી તિરસ્કાર કરી ચાલ્યા જાય છે. તેમ છતાં આપણા સંસારી વર્ગના સર્વ લોકો એઓને પૂર્ણ સાક્ષાત્ ઇશ્વર જેવા ગણી સેવા પુજા કરે છે, તેનું કારણ કે તેઓ અદર્શરૂપ ઇશ્વરી જ્યોતિવાળા આનંદના જ્ઞાતા હોવાથી તેમ ગુપ્ત વિશેષગુણીક જ્ઞાનના ભાવે વરતવાથી તેઓનું અંતઃકરણ શુદ્ધ સ્ફટિક જેવું સર્વને ભાસ્યમાન થવાથી તેઓ આપણામાં પૂજ્યને દેવરૂપે મનાયા છે, તેથી એઓના દેવપણાને આપણે માની એઓને સદા ખુશી રાખવા, કેમકે એવી રીતે વરતવાથી આપણને મોટો લાભ થાય.

## ગુપ્તજ્ઞાન.

આ એક ગુપ્ત વિદ્યાનું જ્ઞાન આપનારૂં મુખ્ય ચરણ છે. એનાથી આત્માની આકૃતિનું જ્ઞાન થાયછે, એટલે આત્માની જ્યોતિના દેખાવપરથી આકૃતિ જ્ઞાન મેળવી મુકત પામવાનું કારણ છે. એમાં આપણી ચિત્તવૃત્તિને એવી સમજ આપવી કે સર્વત્ર એક સ્વતંત્ર પરમેશ્વર છે. તે એક આત્મા સર્વ વ્યાપક છે, એમ દૃઢ કરાવી કલ્પના વિરકત શાંતીમાં રાખવું. એ આત્મા કેવો છે તે આ કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયનો એક મંત્ર કહેછે.

## मंत्र, १८.

**एको वशी सर्वभुतान्तरात्मा एकं रुपम्बहुधायः करोति। तमात्मस्थं येऽनु पश्यन्तिधीरा स्तेषांसुखं शाश्वतन्नेतरेषाम् ॥**

અર્થઃ—તે સર્વગત, સ્વતંત્ર જે એક પરમેશ્વર છે, તેની બરાબરી કરનાર બીજો કોઈ નથી. તેથી તમામ એને વશ વરતે છે; તેથી વશી છે, કેમકે પોતે સર્વભૂતનો અંતરાત્મા છે. તે પણ શીરીતે છે? પરમાત્મા પોતે પોતાની સત્તાથી અચિંત્ય શકિતવાળો હોવાથી એકરસ થઇ, શુદ્ધ જ્ઞાનરૂપ પોતે, નામરૂપ આધિક અશુદ્ધ ઉપાધિઓના ભેદને બહુ પ્રકારથી વશ કરેછે. છતાં પોતાના શરીરના હૃદયાકાશગત્ બુદ્ધિમાં ચૈતન્ય આકૃતિમાં પ્રગટ થએલા, આ ઇશ્વરરૂપ આત્માને બાહ્ય વૃત્તિથી રહિત બની, વિવેકી પુરૂષ શાસ્ત્રને આચાર્યનો ઉપદેશ પામીને સાક્ષાત્ અનુભવ કરેછે. આ પરમેશ્વરરૂપ થએલા પુરૂષોને આત્માનંદરૂપ નિત્ય સુખ પ્રગટેછે. છતાં બીજા જે બાહ્ય વિષયમાં આસકત બુદ્ધિવાળા અવિવેકી પુરૂષો જે છે તેઓને સ્વસ્વરૂપ (જ્યોતિ) ની પ્રાપ્તિ થયા છતાં અવિદ્યાના આવર્ણે કરી ઉપજતું સુખ પ્રતીત થતું નથી. સારાંશ કે એવા પરમેશ્વરરૂપ આત્માનું નિત્યસુખ

કેવી રીતે કાયમ રાખવું તેને સારૂં આ ગુપ્તજ્ઞાનમાં એવો ખુલાસો આપવા કહેછે કે સર્વમાં એકજ આત્મા વા જ્યોતિ વ્યાપક છે. એમ નિશ્ચે કરાવી નિમગ્ન થઇ રહેવાનું બતાવ્યું છે, કેમકે આપણો આત્મા જ્યોતિરૂપે સર્વ પદાર્થમાં વ્યાપક છે. છતાં પદાર્થોની સર્વ આકૃતિ તેણેજ ધારણ કરેલી છે, તેથી કરીને કલ્પના કરવી નહી. સારાંશ કે આત્માને એની આ સર્વ વિશ્વઆકૃતિઓને પ્રગટ કરી ઐક્યરૂપે સ્થિર પણ એજ થએલો છે. જેમ ઉંઘની જગ્યાપર જાગૃત એ એક સ્વપ્ન છે, તેથી કરીને જાગૃત એ એક ઉંઘની ઝળક વા સંવેદન છે. તેમ જાગૃતની જગ્યાપર ઉંઘ એક જાગૃતની ઝળક વા ચમત્કારો છે, તેથી સત્ય જોતાં તો જાગવું ને ઉંઘવું એ બેઉ ચમત્કાર આત્મા (જ્યોતિ) ના છે. છતાં એ બેઉ સ્થિતિવાળાં આનંદીત સ્વરૂપને પ્રગટ કરનાર તેમ પ્રગટ કરી એઓની પણ મઝા લેનાર તેમ મઝા લઇ ખુશી નાખુશી થનાર તેમ ખુશી નાખુશી થઇ ઐક્યાકારે ધારણ કરી સ્થિર થનાર સ્વયં આત્માજ છે. એવીરીતે આ જગત્‌ની અનંત આકૃતિઓને પ્રગટ કરી મઝા લેનાર તેમ મઝા લઇ પોતાના સ્વરૂપ (જ્યોતિ) માં અચિંત્યભાવે ઐક્યઆકારમાં ધારણ કરનાર આત્માજ છે. તસ્માત્ પૂર્ણતાથી જોવા જતાં જે જગ્યાપર આત્મા સ્થિર છે તે જગ્યાપર એ ચમત્કાર દરશાતો નથી, એ કેવી આશ્ચર્યતા! તોપણ એ ચમત્કારને કોઇપણ કારણથી તે જગ્યાપર પ્રગટ થવાનો સંભવ નથી, તેમ પ્રગટ થતો નથી. એવા પ્રકારવાળી આત્માની જગ્યા છે, તેથી કરીને એવી ચમત્કારીક આત્મા જગ્યાનું નામ શું પાડવું! તેની પણ ત્યાં સાબીતી જણાતી નથી. છતાં તે જગ્યાપર તો દ્રષ્ટા દર્શન ને દ્રશ્ય, ધાતા ધ્યાનને ધ્યેય, કર્તા કર્મ ને કારણ એવી ત્રિપુટિઓનો પણ અભાવ રહેલો છે, ને ત્યાં કાંઇજ નહીં એવું નિરાકારપણાને પામેલું કાંઇ શેષરૂપ તત્વ અદર્શપણામાં ચમકયા કરેછે. આ ચમકવાપણાને વિષે જોનાર જોવાની વસ્તુ વિગેરે ન્યારાંરૂપમાં રહેતાં નથી, પણ એકાકારપણાથી સર્વ મળી રહેછે તેથી એ જગ્યાનું નામ નનામીજ છે. તોપણ જ્ઞાતાઓ અનુભવપણાએ સંજ્ઞા દાખલ કહી ગયા છે કે એ જગ્યાપર તો ફકત અનામી આત્મા એકજ છે. તસ્માત્ દીર્ઘદ્રષ્ટિથી એ જગ્યાપર જોવા જતાં પ્રશ્ન થાયછે કે એક એવા શબ્દની ગણત્રી કરનાર બીજી કયાંથી આવી? શું ત્યાં એક એવા શબ્દની ગણત્રી કરનાર બીજી વસ્તુ છે? કેમકે આત્માની સત્યાકૃતિમાં તો સર્વ શબ્દ વિકારરૂપ છે એ શ્રુતિથી સિદ્ધ થએલું છે. કે ત્યાં કોઇપણ પ્રકારની સંજ્ઞા આપી શકાય નહી, કારણ કે અદ્વૈતરૂપ આત્માની જગ્યાપર દ્વિતીય પદાર્થ નથી એ શ્રુતિથી પણ સિદ્ધ થાયછે કે, ત્યાં બીજી કોઇપણ ચીજ નથી; વાસ્તે કરીને આત્માની સત્યાકૃતિમાં એક એવા શબ્દની ઉત્પત્તિ થાય નહી, ને કોઇપણ જાતની કલ્પના થઇ શકેછે નહી. સબબ કે, વાણીથી ઉચ્ચાર કરેલા શબ્દો આત્માની જગ્યાપર વિકારમાત્ર છે એ શ્રુતિથી સારાંશ કે આ સિદ્ધતા ઉપર નિષ્પક્ષપાતે જોતાં સ્પષ્ટ થાયછે કે આત્માની સત્યા-

કૃતિની જગ્યામાં કાંઈજ નથી. છતાં તે જગ્યાપર શું છે તે કલ્પનાથી સમજી શકાય નહીં, પણ અનુભવરૂપમાં જે કાંઇ આવેછે, તે અનુભવાઓ જાણેછે. તોપણ તેઓ વિકારરૂપ વાણીથી કહેછે કે ત્યાં જે કાંઇ છે, તે કંઇજ નથી. એટલે જે કાંઇ છે તે નામ ત્યાં સર્વ છે, ને કંઇજ નથી નામ તમામનો અભાવ છે. ભાવાર્થ એવો કે જયાં કાંઇ નથી તેજ સ્વરૂપ અદ્વૈતરૂપ છે, એટલે ત્યાં તમામ જગત્‌ની અનંતાકૃતિ એકાકારપણાનાં ભાવમાં સ્થિર છે, તેમ વળી કહેછે કે જે કાંઇ નથી તે કાંઈ છે. એટલે આ સૃષ્ટિમાં જે નથી તે ત્યાં છે.

આ ઉપરના જ્ઞાનથી આત્માની સત્યાકૃતિ વિષે સિદ્ધ થાયછે કે જે જગ્યાપર કાંઇ નથી ત્યાં સર્વ કાંઇ છે. તેથી કરીને જયાં કાંઇ નથી તેજ જગ્યાપરથી આ સર્વ બનાવ બન્યો છે. એટલે આત્માનું જે અદ્વૈતરૂપ છે તેજ આ જગત્‌મય એટલે દ્વૈતરૂપ છે. તેમ વળી જે કાંઇ નથી તે કાંઇ છે. એટલે જે કાંઇ છે નામ આ જગત્‌માં જે કાંઇ છે તેઓમાંનું કાંઇ નથી, પણ જગત્‌માં જે નથી તે ત્યાં છે સારાંશ કે આ દ્વૈતરૂપ જગત્ ત્યાં નથી, પણ અદ્વૈતરૂપ બ્રહ્મ છે. ત્યારે તો નક્કિ થયું કે એકજ વસ્તુ સર્વમાં વ્યાપક છે, ને તેજ આ સર્વ આકાર ધારણ કરવાવાળી થઇ પડીછે. છતાં આ સર્વ આકૃતિમય છે, તેજ છે, કેમકે તેને નિરાકાર કહી છે. એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે તે અનંતાકૃતિની એકજ આકૃતિમય છે. તેથી અદ્વૈત તેજ દ્વૈત, ને દ્વૈત તે અદ્વૈત; એટલે એ આકૃતિરૂપ આત્મા-તેજ આ અનંતાકૃતિરૂપ જગત્, ને એ અનંતાકૃતિરૂપ જગત્ ને એક આકૃતિરૂપ આત્મા એ બેઉ એકજ છે. જેમ બીજ ને વૃક્ષ એ બેઉ એકજ આકૃતિમય એટલે બીજ તેજ વૃક્ષ થયું છે, તેથી બીજની એકજ આકૃતિ ને વૃક્ષની અનંતાકૃતિમાં ફેર નથી, પણ એકજરૂપ છે, કેમકે બીજ તેજ વૃક્ષ છે, ને વૃક્ષ તે બીજ છે. તેમ જગત્ તેજ આત્મા છે ને આત્મા તેજ તે જગત્ છે. તેથી આત્માની સત્યાકૃતિ તે જગત્‌ની અનંતાકૃતિ સાથે ભિન્નરૂપ નથી, પણ અનન્ય ભાવે સ્થિર છે, તેથી કરીને બ્રહ્મ એકરસ પ્રાપ્ત કરવા યોગ્યછે તે, આ કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયની પ્રથમવલ્લીનો એક મંત્ર કહેછે.

## मंत्र ८२.

**मनसै वेदमाप्तव्यन्नेह ना नास्ति किञ्चन ।**
**मृत्योः समृत्युङ्गच्छति यइह नानेव पश्यति ॥**

અર્થઃ—મનના ઐકયતાના અનુભવથી આ બ્રહ્મ એકરસ પ્રાપ્ત કરવા યોગ્ય છે તેમ આત્માજ બ્રહ્મ છે, તેનાથી બીજો નથી. એવી રીતે પ્રાપ્ત કરવાથી નાના ભાવથી પ્રગટ કરવાવાળી અવિદ્યા નષ્ટ નિવર્ત થાયછે, તેમ આ બ્રહ્મવિષે કંઇ (અણુમાત્ર) પણ નાના ભેદ નથી, તેમ કોઇ પુરૂષ અવિદ્યારૂપ અંધકારવાળી

દોષ દ્રષ્ટિ કાયમ રાખવાથી આ સત્યાકૃતિરૂપ બ્રહ્મને વિષે નાનારૂપ (દ્વૈત) રૂપ દેખેછે, છતાં સત્યાકૃતિરૂપ બ્રહ્મમાં અલ્પભેદ કલ્પવાથી મરણથી મરણ પામેછે. સારાંશ કે અદ્વૈતરૂપ સત્યાકૃતિમાં અનંતરૂપ દ્વૈતાકૃતિ દેખેછે, તેથી કરીને જગત્ ને આત્મા એ બેઉ સદા ન્યારાં જાણેછે. તસ્માત્ એ ન્યારી આકૃતિઓમાં એ બન્નેને શીરીતે માનેછે. તે એવીરીતે કે આત્માની જ્યોતિના અનંત કિર્ણો ચૈતન્યતાની આકૃતિમાં અરસ પરસમાં મળી રહેલાં છે, છતાં તેનેવિષે આત્માના સંવેદનથી દેહરૂપી મિથ્યા જગતાકૃતિ દરશાઇ રહી છે. આ દરશાયલાં દેહરૂપ જગતાકૃતિમાં પેલું સંવેદન પાણીની તરંગોની માફક અનંત કલ્પનાની આકૃતિમાં ભાસ્યા કરેછે. તસ્માત્ સત્ય જોતાં આ સંવેદન તેની જગ્યામાં જરાપણ હાલતું ચાલતું નથી, પણ આપણું જ્ઞાન આપણે વિષે અનેક શબ્દોની ઉત્પત્તિ ધર્યા કરેછે. છતાં કલ્પના કાંઇજ કરતી નથી પણ એ સર્વ આપણું ઉલટરૂપ જ્ઞાનજ શબ્દોત્પત્તિ કર્યા કરેછે, તેથી એ ઉલટરૂપ જ્ઞાનપર ધ્યાન આપવું ન જોઇએ, કારણ કે, જ્યારે પેલું સંવેદન થયું કે, તે ઘડીપર આપણું જ્ઞાન એવી ઉળટ આકૃતિમાં હાજર થઇ આવ્યું છતાં, આ જ્ઞાનને વિષે જ્યાંસુધી એવા પ્રકારનું ઉળટપણું કાયમ રહેશે ત્યાંસુધી સંવેદન દરશાયા કરશે. તેથી સંવેદનના પ્રવાહને જો આપણે બંધ કરીએ તો એ જ્ઞાન સુળટાકૃતિમાં કાયમ થાય. સારાંશ કે એ ઉળટ જ્ઞાનપર દ્રષ્ટિ ફેંકવી નહિં, કેમકે જ્યારથી આત્માનું સંવેદન થયું કે તેજ ઘડીપર આપણું જ્ઞાન ઉળટપણાને પ્રાપ્ત થયું; જેથી કરીને એ ઉળટજ્ઞાને આપણી કાયામાં મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન વિગેરે તત્વોની આકૃતિ ધારણ કરી લીધી, ને એના સંયોગથી આત્માની જ્યોતિના અનંત કિર્ણોને વિષે શબ્દોત્પત્તિ કરવા માંડી. છતાં તે શબ્દોના ચિત્રવિચિત્ર જાતના અંતઃકરણને વિષે અનેક ભાવો કલ્પિ તે ભાવોના નિશ્ચાર્થ પૂર્વક અસંખ્ય જાતના અર્થો દ્રઢ કીધા, ને તે અર્થ પ્રમાણે જોતાં અનંતાકૃતિરૂપ જગત્ સત્ય ઠર્યું. તોપણ આત્મા સર્વત્ર એક છે, તેનું સંવેદન તે તેની જ્યોતિ છે, ને એ જ્યોતિમાં અનેક શબ્દોત્પત્તિ બનવાનું સાધન નથી, પણ આપણા ઉળટા (વિપર્યય) જ્ઞાનના ડહાપણથી સર્વ પ્રગટ થઇ આવ્યાં, ને તેના અનેક પ્રકારના અર્થો મન, બુદ્ધિવિગેરે તત્વોએ ગ્રહણ કર્યા, તોપણ એ ગ્રહણ કરેલા અર્થોમાં નિશ્ચાર્થરૂપ દ્રઢભાવ રાખી ભ્રમણમાં ફસનાર આપણું વિપર્યય જ્ઞાન છે, ને ફસ્યા પછી ભટકનાર પણ એજ છે, તથાપિ આ જગતનું મુળ એનેજ ગણ્યું છે. સારાંશ કે આપણે વિષે જે કલ્પનારૂપવાળી ઝળક થયા કરેછે તે ઝળક એ વિપર્યય જ્ઞાનરૂપી અજ્ઞાન કરાવ્યા કરેછે, તેથી કરીને ઉપરનાં તત્વોને વિષે ભ્રાંતિ દરશાયછે. આ ભ્રાંતિનું દરશાવવું હા, ના, એવા બે આકારમાં રહેલું હોયછે! તે એવી રીતે કે મારૂં કાર્ય થશે. કે નહી? આ સંકલ્પમાં એક વિચાર હૃદયમાં પ્રગટ થઇ કહેછે કે થશે, ને બીજો વિચાર તરતજ સ્ફુર્ણમાં દરશાવે કે થશે નહીત્યારે! સારાંશ

એવા દ્વંદ્વ પ્રકારના સંકલ્પમાં આપણી કલ્પનાનું મુળ જે વિપર્યય જ્ઞાન (અજ્ઞાન) તે એવા પ્રકારની ભ્રાંતિવાળા આકારમાં ચમક્યા કરેછે.

આવા પ્રકારની ભ્રાંતિની ચમત્કૃતિ જ્યાંસુધી આપણું વિપર્યય જ્ઞાન (અજ્ઞાન) કાયમ રહેછે ત્યાંસુધી પાણીના ફુવારાના પ્રવાહની માફક એ ભ્રાંતિના સંકલ્પોના પ્રવાહના વિચારોનું આવાગમન કલ્પનાને વિષે થયા કરેછે, ને તેથી કરીને એવા ભ્રાંતિરૂપ અસંખ્ય શબ્દો પ્રત્યેક સંકલ્પોમાં દરશાયા કરેછે, જેના સંયોગથી દેહાભિમાનવાળું જગત્ સત્યરૂપ દરશાયછે. છતાં એ ભ્રાંતિરૂપ પ્રવાહ સત્વ, રજ ને તમ ગુણોની આકૃતિમાં કાયમ હોવાથી સ્વર્ગ, મૃત્યુ, પાતાળાદિક સ્થાનોમાં વા કીટ, પતંગ, તિર્યકાદિ યોનીને પ્રાપ્ત કરાવેછે, ને અનેક જન્મ જન્માંતરને પમાડેછે. તોપણ એ પ્રવાહ જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ આદિક અવસ્થામાં અખંડ કાયમ છે, પણ તૂર્યાવસ્થામાં એની ગતિ નથી; તેથી પૂર્ણજ્ઞાનીઓ એ પ્રવાહથી દુર રહેવાસારૂં સદા સમાધિનિષ્ટ થાયછે, કેમકે સમાધિરૂપ તૂર્યમાં એનુ સંવેદન દરશાતું નથી, પણ એક અખંડ મુક્તાવસ્થા સ્થિર રહેછે. સારાંશ કે જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ આદિક અવસ્થાઓમાં એ આપણા વિપર્યયજ્ઞાનની ઝળક દીઠામાં આવેછે, પણ જો એ ઝળક એજ અવસ્થાઓમાં પ્રગટ ન થાય ત્યારે આપણે અખંડ, શુદ્ધ, નિર્વિકાર, મુક્તાવસ્થામાં કાયમ થયા છીયે, ને જ્યારે એ ઝળકનો પ્રવાહ આપણે વિષે થયો, ત્યારે જાણવું કે બંધનરૂપ સ્વપ્નાવસ્થાઓમાં દાખલ થયા, તસ્માત્ આ બંધનરૂપ સ્વપ્ના અવસ્થાઓના ભાસ થકી અનંતશબ્દોનાં મનોકલ્પિત અર્થોને આપણે ગ્રહણ કરીએ છેયે. તેમ એ ગ્રહણ કરવાની આ પણી ટેવ જાગૃત, સ્વપ્ન ને સુષુપ્ત્યાદિક અવસ્થાઓમાં રહેલી છે, તો પણ એ-ત્રણે અવસ્થાઓની સ્થિતિમાંથી આપણું મન જો વ્યતિરક્ત બને ત્યારે એ અર્થો ગ્રહણ કરવામાં ન આવે, કેમકે એ અર્થ ગ્રહણ કરવાની ટેવ જ્યાં સુધી આ-પણે વિષે રહી છે. ત્યાં સુધી એ ટેવને જીવદશા, અજ્ઞાનતા, ભ્રાંતિ, ભુલ વિ-ગેરે નામો પ્રાપ્ત થાય છે. તેમાં એ જીવદશાના સંબંધથી બંધનરૂપ સ્વપ્નમય ભ્રાંતિવાળા આ જગતના પડદાઓ જે કે જાગૃત, સ્વપ્ન ને સુષુપ્યાદિકો ટકી રહે છે, પણ મટતા નથી. પણ સત્યાકૃતિવાળા ગુપ્ત જ્ઞાનીઓ કહે છે કે સંવેદનના પ્રવાહના કલ્પનાવાળા ભ્રાંતિમય શબ્દોની ઝલકો સાથે સદા અથડાવવાથી મુક્તા-વસ્થારૂપ અખંડ નિદ્રાવસ્થાવાળી મુક્તિ મલતી નથી, તેમજ સત્યાકૃતિરૂપની પુર્ણ પ્રાપ્તિ થતી નથી. પણ એ પ્રાપ્તિ પ્રાપ્ત કરવા પેહેલાં આ ભ્રાંતિરૂપ પ્રવાહ જા-ગૃત, સ્વપ્ન સુષુપ્તિ વિગેરે કોઈ પણ અવસ્થાઓમાં આપણને દરશાવવો ન જોઇએ, પણ તમામ અવસ્થાઓમાં સત્યાકૃતિરૂપ પૂર્ણ આત્મપદ અખંડ દર-શાયા કરવું જોઇએ. સારાંશકે એવી સ્થિતિવાળાં જ્ઞાનને પામવા સારૂં એ ત્રણે અવસ્થાઓના ધર્મને જ્યારે આપણે છોડીશું ત્યારે એનો સંપૂર્ણ લાભ મળશે. તસ્માત્ એ લાભની પ્રાપ્તિ સારૂં પ્રથમ આપણી પાસે આત્મદર્શી શબ્દોનું જ્ઞાન

હોવું જોઇએ, કે જે જ્ઞાનની સંગતથી આપણું અખંડ રમણ આત્માને વિષે થાય; તેથી કરીને પૂર્ણ મુકતાવસ્થારૂપ નિદ્રામાં લિન્ન રહેવાય: ને કોઈ પણ કાળે બંધનરૂપ સ્વપ્નાવસ્થાઓનું મિથ્યા સંવેદનરૂપી અવિદ્યાકૃતવાળુ જગત્ નાશ પામેલું જણાય, તો સંપૂર્ણ મુકતાવસ્થારૂપ નિંદ્રામય મુકિતમાં કાયમ થયા કહેવાય છે, કેમકે સત્ય સિદ્ધાન્તિઓ એ જ્ઞાન વિષે કહેછે કે આ ભ્રાંતિરૂપ જગત્માના સર્વે નિયમો જેવા કે, સંધ્યા તર્પણ, દેવસેવા, પુજા, ભજન ભકિત, વૃત્તનિયમો, કાયદા કાનુન, નીતી સભ્યતા, ને યોગાભ્યાસનો એકાન્તવાસ સેવન કરી સમાધિમાં લિન્ન થવું એ સો ફાંફાં છે, કેમકે જ્યાં સુધી આપણો શ્વાસા આપણી કાયામાં કાયમ રહેલોછે, ને તેમાં વળી કલ્પનાના યોગે આપણે જગતસ્વપ્નનો વ્યહવાર ચલાવીએ છેયે, ત્યાં સુધી એ બંધનરૂપ સ્વપ્નમય ભ્રાંતિનો પડદો મટવાનો નથી પણ એ પડદો સમાધિમાં મટેછે એ વાત સત્ય છે. છતાં એ સમાધિ અભ્યાસ દુ:ખકર્તા છે, કેમકે એક પુરૂષ સમાધિને વિષે માહા મળયંપર્યંત સ્થિર થયો ત્યાં સુધી તે પૂર્ણ મોક્ષપદમાં રહયો કહેવાય, કેમકે તેણે તેટલા સમયમાં આપણી માફક કલ્પનાયોગે આ બંધનરૂપ સ્વપ્નમય જગત્વ્યહવાર ન ચલાવ્યો, પણ જ્યારે તેનો શ્વાસા સમાધિમાંથી ઉતર્યો કે તરત જાગૃત, સ્વપ્ન સુષુપ્તિ વિગરે અવસ્થાઓમાં આપણી માફક કાયમ થયો, કે જેથી તેના અંતરમાં એ સંવેદનરૂપી બંધનરૂપ પ્રવાહ ચાલું થયો, એટલે આપણી માફક દેહધર્મ લાગું પડ્યો: કે જેમાં તેને આપણી માફક આહાર, નિંદ્રા, ભયાનુભય વિગરે ઇંદ્રિયોના વ્યહવારમાં રહી ઉપલા પ્રવાહના સમજાવ્યા પ્રમાણે ચાલવું રહયું, કે તરત તેની મનોવૃત્તિના સંકલ્પોમાં આ બાહેરના બ્રહ્માંડવાળો અવિદ્યાકૃત પંચભૂતથી બનેલો અનંતાકૃતિમય પડદા સાથે રહી એકયપણાનો સંબંધ રાખી રહેવાથી, તેમનો વૃત્તિને વિષે એ પડદા સંબંધી કલ્પના ઉત્પન્ન થવા લાગી, જેના સંયોગથી ઇંદ્રિયોના ધર્મ પ્રમાણે અખંડ વરતવું પડયું. સારાંશ કે જ્યારે સમાધિનિષ્ટ મુકત થએલા પુરૂષને આપણી માફક જ્યારે કલ્પના વ્યહવારમાં વરતવું પડયું ત્યારે તે પુરૂષ મુકત થયો મનાય નહીં, પણ પાછો બંધનમાં આવી પડયો કહેવાયછે. તસ્માત્ સદા મુકતપણાની સ્થિતિમાં કાયમ થવા સારૂં આ જગત્રૂપી બંધનરૂપ સ્વપ્ન પડદા વિષેની જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ આદિક અવસ્થાઓમાં ગમન કરનારો આપણે વિષેનો સંવેદનીક પ્રવાહવાળી કલ્પના આપણી નજરમાં આવવી જોઇએ નહી, કેમકે એના અટકાવથકી દેહાભિમાન વિગેરે ત્રણે અવસ્થાઓની ખટપટ નષ્ટ થાયછે, ને આપણા અંતરમાં પૂર્ણ રીતે શાંતિ પ્રગટે છે, ને એના પ્રગટવાથકી તદન કલ્પના વિરકતપણામાં કાયમ થવાયછે ત્યારે મુકતાવસ્થારૂપ નિંદ્રાનો ભાસ પડેછે, ને તે ભાસમાં અખંડ સત્યાકૃતિમય બ્રહ્મસ્વરૂપે પોતે પોતાને જોવા લાગેછે. સારાંશ કે આ સમયે કિંચિંત્માત્ર કોઇપણ જાતના સંવેદનની સ્મૃતિ તેના જ્ઞાનને કોઇપણ કાળે થતી નથી, જેથી તે મુકત થયો

કહેવાયછે, વાસ્તે આત્મદર્શી શબ્દોની ઉત્પત્તિ આત્મદર્શણ ઉપરથી કરવામાં આવીછે, તથપિ આત્માના બંધનરૂપ સંવેદનાકૃતિનો કલ્પનારૂપ પ્રવાહ તેમ ત્રણે અવસ્થાઓ તેમ એના સંબંધથી આ અનાત્મ પંચભૂતાત્મક જગત્ સ્વપ્નમય સૃષ્ટિને એને વિષે પ્રગટ થએલાં અનંતકોટ બ્રહ્માંડોની સર્વ સ્થાવર, જંગમાદિક ચીજો, ને તેમાં ઉત્પન્ન થએલાં સર્વ ચરાચર પ્રાણીમાત્રોના આકારો, તેમ તે આકારોને વિષે ચાલતા ધર્મ, નીતી., કાયદા, કાનુન, હુન્નર, કળા, કૌશલ્ય ને ધર્મ અધર્મના સર્વે મુળતત્વો વિગેરેની અસંખ્યકૃતિની ગમતરૂપ આકૃતિઓમાં વ્યાપ્યો છે. સારાંશ કે એ સર્વ આકૃતિઓને ધારણ કરનાર એ પ્રવાહરૂપ બંધનકારી સ્વપ્નભાસ છે, તેથી કરીને શ્રુતિઓમાં કહ્યું છે કે આ સર્વ અજ્ઞાનથી પ્રગટ થયુંછે. છતાં એ અજ્ઞાનરૂપ બંધનકારી સ્વપ્ન ભાસમાં કલ્પનાના જ્ઞાનપર રહી, એના દરશાવેલા નિયમ પ્રમાણે ચાલવાથી એના આયુષ્યની વૃદ્ધિ થાયછે તોપણ મુકતાવસ્થામાં કાયમ થનાર એ સ્વપ્ન ભાસનો ક્ષય કરવો જોઇએ. તસ્માત એનો ક્ષય આ જગત્ સ્વપ્નમાં ચાલતા શબ્દવિલાસી નિયમોથી થતો નથી, પણ એનો ક્ષય તો આત્મદર્શી શબ્દોના જ્ઞાનવાળા ભાવોથી થાયછે, કેમકે એ શબ્દજ્ઞાન મુકતરૂપ ઇશ્વર ને બંધનરૂપ જગત્ના આકૃતિરૂપ પૃથક્કરણને યથાર્થ સમજાવી શકેછે. તે એવીરીતે આ સર્વ બંધનરૂપ સ્વપ્નમય જગત્ની અનેક આકૃતિઓનું મુળ એક આત્મા છે. જેમ વૃક્ષની અનેક આકૃતિઓનું મુળ એક બીજ છે તેમ. તેથી પ્રશ્ન થાયછે કે આત્મા કેવો ? ત્યારે કહેવામાં આવેછે કે તે અનેકનો એક છે. સારાંશ કે અનેક આકૃતિઓની એક આકૃતિમય છે. તેથી સિદ્ધ થાયછે કે અનેક આકૃતિઓમાં એક આત્મા રહયો છે, તેમ છતાં એ સર્વ એક આત્માના સંવેદનથકી પ્રગટ થયું. જેમ બીજના સંવેદનથી વૃક્ષ બન્યું તેમ. તેથી પ્રશ્ન થાયછે કે આ અનંત આકૃતિરૂપ જગત્માં આત્મા કયાં રહયો છે ? ત્યારે કહેવામાં આવેછે કે એકનો અનેક. સારાંશ કે એક જગતાકૃતિમાં અનેકરૂપે રહયો છે. તેથી સિદ્ધ થાયછે કે આ જગત્ની તમામ આકૃતિ એક આત્માની છે. તસ્માત્ આ જગ્યાપર જગત્ને આત્માની સત્યાકૃતિનું જ્ઞાન કયા શબ્દો આપેછે ? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે ઉપરના અનેકને એક તથા એકને અનેક એ શબ્દો આત્મા તથા જગત્ એ બંન્નો પદાર્થોને યથાર્થ દરશાવેછે, તેથી સિદ્ધ થાયછે કે આ અનંત આકૃતિરૂપ જગત્માં એક એવી ચીજ કયી છે ? ત્યારે કહીશું કે, આ અનંતાકૃતિરૂપ જગત્માં એક એવી ચીજ ફકત આત્મા છે. ત્યારે તો નિશ્ચે થયું કે એક એવા શબ્દની સંજ્ઞાએ ઇશ્વરને ઓળખાવ્યા, જેથી સ્પષ્ટ કહેવામાં આવેછે કે આ જગત્માં એકજ ઇશ્વર છે. હવે-અનેક શબ્દ એક ઇશ્વરના અસ્તિત્વમાં કોને લાગુ પડેછે ? ત્યારે કહીશું કે આ જગત્માં એક ચીજ નથી પણ અનેક ચીજ છે. ત્યારે તો સિદ્ધ થયું કે અનેક એવા શબ્દની સંજ્ઞાએ આ જગત્ને ઓળખાવ્યું, જેથી સ્પષ્ટ કહેવામાં આવેછે

કે આ જગત્ જે અનેક ચીજરૂપ છે. તેથી કરીને કે એક એટલે આત્મા, ને અનેક એટલે જગત્. સારાંશ કે વૃક્ષબીજનાં સંબંધમાં પૃથક્કરણ કરતાં જણાયછે કે એક તે બીજ, ને અનેક તે વૃક્ષ. તેથી વૃક્ષ બીજની આકૃતિ છે તેમ જગત્ આત્માની આકૃતિછે.

આ ઉપરથી એક શબ્દ આત્માને ઓળખાવેછે. જેમ વૃક્ષમાં એક શબ્દ બીજને ઓળખાવેછે તેમ. ને અનેક શબ્દની સંજ્ઞા સ્વપ્નરૂપ મિથ્યા જગત્‌ની અનેક આકૃતિઓનું દર્શાણ કરાવેછે. જેમ બીજમાં અનેક શબ્દ વૃક્ષને ઓળખાવેછે તેમ સારાંશ કે એકથી અનેક થયાં, ને એ સર્વ અનેક એકમાં રહ્યાં, તોપણ એક તે આત્મા ને અનેક તે જગત, તેથી જગત્ ને આત્માની સ્થિતિ તદન જુદી છે, કેમકે આત્મા અખંડ મુક્તસ્વરૂપ નિદ્રામાં છે, ને આ જગત્ તેના સંવેદનાકૃતિ પ્રવાહવાળું બંધન સ્વરૂપ સ્વપ્ન છે; વાસ્તે કરીને એ બંધનરૂપ સ્વપ્નનો નાશ કરવાસારૂં આત્મદર્શી શબ્દો જોઇએ કે જેની સમજમાં એ બંન્નેની આકૃતિનું જ્ઞાન થાય. તેથી અહીંઆં એક ને અનેક એ શબ્દો આપણે હાલમાં લીધા; જેમાં એક એ શબ્દનો અર્થ અહીંઆં આત્મા થાયછે, ને અનેક એ શબ્દનો અર્થ અહીંઆં આત્માના સંવેદનવાળો બંધનવાળો સ્વપ્નમય આ પંચભૂતરૂપી જગત્ પડદો એવો બનેછે. વાસ્તે એકથી અનેક એ શબ્દોચ્ચાર કરતાંની સાથે આપણી અંતરની ભાવના આત્મપદને યથાર્થ જોઇ કરીને આ જગત્‌માં આવી સ્થિર થઇ રહી, તે એવી રીતે કે એક શબ્દના ઉચ્ચારથકી આપણી અંતર્યામિજ્ઞાન દૃષ્ટિ આત્માની જગ્યાપર ગઇ, ને ત્યાં સ્થિર થઇ આત્માનું યથાર્થ દર્શાણ કર્યું. ત્યારે એક એવા નિશ્ચાર્થવાળો શબ્દ ઉત્પન્ન કરી શકી, ને તેણે ત્યાં રહી નક્કિ કીધું કે આ જગત્‌માં મુખ્યરૂપ એકજ છે. એવામાં ત્યાં રહી વળી તેણે બીજો અનેક એવો શબ્દ ઉત્પન્ન કર્યો કે, એ અનેક શબ્દના ઉચ્ચારની સાથે જ્ઞાનદ્રષ્ટિ આ જગત્ પડદા આવીને તેણે આ જગત્‌ના અનેક આકારોને યથાર્થપણે જોયા. ત્યારે તેણે અનેક એવો શબ્દ ઉત્પન્ન કરી દીધો, તેથી આપણી જ્ઞાનદ્રષ્ટિએ જગત્ જેવડું મોટું સ્વરૂપ ધારણ કીધું, વાસ્તે એનું નામ મહીમાં નામની સિદ્ધિ પ્રાપ્ત કીધી ગણાયછે, કેમકે મોટું સ્વરૂપ ધારણ કરવું તે મહીમા. સારાંશ કે ઉપરના વિવેચન વિષે એવું સમજવાનું કે એક એવા શબ્દનો ઉચ્ચાર કરતાંની સાથે આત્મારૂપી ઉંઘમાં પડયા છેયે, ને અનેક એવા શબ્દના ઉચ્ચારથી આ સ્વપ્નરૂપ જગત્ ભાસના ઘરમાં પડયા છેયે. તો પાછા એ ભાસરૂપી બંધનકારી સ્વપ્નામાંથી મુક્ત થવાસારૂં આત્મારૂપી નિંદ્રા પ્રાપ્ત કરવી જોઇએ, તેથી એવો શબ્દ આપવો જોઇએ કે જેના જ્ઞાનથી એ બંધનકારી ભાસરૂપી જગત્ સ્વપ્ન અદર્શ થઇ ગએલુ જણાય, ને નિંદ્રારૂપી મુક્તકારી આત્માનો સાક્ષાત્કાર થાય. તે એવીરીતના જ્ઞાનથી કે આ જગત્‌ની અનેક આકૃતિઓમાં એક આત્મા વ્યાપક છે, જેથી

અનેકમાં એક એ શબ્દ પ્રગટ થયો. એનો અર્થ એવો કે આ જગતરૂપી ભાસ જે અનેક આકૃતિમાંછે તોપણ એ સર્વમાં વ્યાપકરૂપ એક આત્માછે. તેથી અનેકમાં એક કહેતાંની સાથે આપણી જ્ઞાનદ્રષ્ટિ આ ભાસરૂપી જગત્ સ્વપ્નની જગ્યા છોડીને એક એવા નિર્વિકાર આત્માને વિષે લિન્ન થઇ. તેથી આ જગ્યાપર એક ભાગમાંથી બીજો ભાગ થતો નથી. વાસ્તે એ સ્થિતિના ભાવમાં નિમગ્ન થવું એનેજ અણિમાં સિદ્ધિ ગણીછે, કેમકે એક ભાગમાંથી બીજો ભાગ થાય નહીં તે અણિમા: સારાંશ કે એક શબ્દના ઉચ્ચારથી આપણી જ્ઞાનદ્રષ્ટિ એક એવા આત્માના પૂર્ણ અસ્તિત્વને વિષે લિન્ન થઇ રહી, તેથી આત્માનો સાક્ષાત્કાર થયો, તેથી એનું નામ અદ્વૈત મુક્તિ કહીછે. તસ્માત્ એ મુક્તિ એવા પ્રકારથી મળી કે આપણી જ્ઞાનદ્રષ્ટિ જેનું સ્વરૂપ ઘણુંજ સુક્ષ્મ વા તિક્ષ્ણ રહેલું હોવાથી, તેના યોગે આપણે આ જગત્ (સ્વપ્ન) ને આત્મા (ઉંઘ) તથા આત્મા (ઉંઘ) ને જગત્ (સ્વપ્ન) એ બેઉને યથાર્થ જાણી મધ્ય સ્થાનપર સ્થિર થયા. તેથી સત્ય સિદ્ધાન્તિઓ ભાષામાં શબ્દજ્ઞાનથી કહેછે કે (શબ્દ કુંચી, શબ્દતાળા, શબ્દ શબ્દ ભયા ઉજાળા) એનો એવો અર્થ થાયછે કે ઉપરના કહેલા શબ્દમાંનો, એક શબ્દ બોલતાંની સાથે આત્મા (ઉંઘ) સર્વત્ર એક છે એવું જ્ઞાન આપણી જ્ઞાનદ્રષ્ટિને થયું, કે તે ઘડીપર જ્ઞાનદ્રષ્ટિના જોવામાં આ જગત્ સ્વપ્નની અનેક આકૃતિઓ ન આવી, પણ એક શબ્દની સાથે એકજ આત્માને જોયો, તેથી એ શબ્દ કુંચીરૂપ ઠર્યો, એ પ્રસંગે સ્વપ્નભાસ દુર થવાથી જ્ઞાનદ્રષ્ટિએ આત્માનું યથાર્થ દર્શણ કરી લીધું. તેમજ અનેક એ શબ્દ તાળાંરૂપ ઠર્યો, કેમકે અનેક એ શબ્દનો ઉચ્ચાર કરવા પેહેલાં આપણી જ્ઞાનદ્રષ્ટિથી આત્માનું દર્શણ છુટી ગયું, કારણ કે અનેક શબ્દના ઉચ્ચારથી જ્ઞાનદ્રષ્ટિ આ જગત્ના અનેક આકારને જોવા લાગી કે તરત આત્માનું જે દર્શણ એ કરતી હતી તે છુટી ગયું, ને તેથી આત્મારૂપી ઉંઘ દુર થઇ, ત્યારે આત્માના દર્શણની જગ્યાપર તાળું દેવાયું. મતલબ કે અનેક શબ્દના ઉચ્ચારથી આપણી જ્ઞાનદ્રષ્ટિ આ જગત્પડદાને જોવા લાગી, જેથી સત્ય જોતાં આ ઉપરનું જ્ઞાન (ઉંઘ તથા સ્વપ્ના વિષેનું) શબ્દથકીજ પ્રત્યક્ષ થયું છે. સારાંશ કે આ શબ્દજ્ઞાનમાં લિન્ન થવાથી મુર્તિનામની સિદ્ધિ મળી ગણાયછે, કેમકે મુર્તિ એટલે જેનું જેવું સ્વરૂપ હોય તેવા સ્વરૂપમાં તદ્રુપ બનવું તે, મતલબ કે જેવા શબ્દ તેવા ભાવમાં લિન્ન થવાનું નામ મુર્તિ કહી છે. તાત્પર્ય કે આ જગ્યાપર એક શબ્દથી આત્મારૂપ થયા, ને અનેક શબ્દથી જગતરૂપ બન્યા. વાસ્તે સત્ય જોતાં સર્વ જાતના જ્ઞાનનું અજવાળું કરનાર શબ્દોજ છે. સારાંશકે આવા પ્રકારના સમજરૂપ નિયમો આત્માની સત્યાકૃતિના ભાવમાં લિન્ન રહેવાના ખુલ્લાસા સારૂ સિદ્ધાન્તિઓ એવા અનેક શબ્દો તેઓના શિષ્યોને શિખવે છે, જેથી તેઓની ભાવના મુકતાવસ્થાવાળી નિદ્રામાં સદા કાયમ થાયછે.

આ ગુપ્ત પ્રકારના અનેક શબ્દોમાંથી હાલમાં ત્રણ શબ્દોનો પુનર્પિ ખુલ્લાસો

આપ્યું, તે એવા કે દ્રષ્ટિમાં સૃષ્ટિ ને સૃષ્ટિમાં દ્રષ્ટિ, પલકમાં ખલક ને ખલકમાં પલક, તેમ અલ્પમાં કલ્પ ને કલ્પમાં અલ્પ. હવે પલકમાં ખલક એટલે જે સમયે આત્માની અંદર સંવેદન થયું, તેનું નામ એક પલકવાઝલકઉત્પન્ન થઇ જાણો. તેમ એની ઉત્પત્તિ થકીજ આ બંધનકારી જગતરૂપી સ્વપ્નમય અનેક આકૃતિવાળો પડદો દેખાયો, તેથી ખલક પ્રગટી કહેવાઇ, છતાં ખલકમાં પલક એટલે આ ખલકરૂપી જગત્ સ્વપ્નરૂપ પડદાનું મૂળ ઉપરનું સંવેદનાકૃતિ પલકમય (આત્મા) નિંદ્રાછે, જેથી ખલકમાં પલક રહેલી છે, એમ સિદ્ધ થયું. સારાંશ કે, આત્મારૂપી નિંદ્રામાં જગતરૂપી સ્વપ્નાનું મૂળ છે. તેમજ અલ્પમાં કલ્પ એટલે આત્માની માંહેથી જે સંવેદન થયું, તે સંવેદનનું સ્વરૂપ અલ્પરૂપમાં છે, તોપણ એ અલ્પરૂપ સંવેદન થકી આ કલ્પરૂપ જગત્ સ્વપ્ન ઉત્પન્ન થયુંછે, વાસ્તે અલ્પમાં કલ્પ કહેવાયું, તેમ કલ્પરૂપ સ્વપ્ન જગતમાં અલ્પરૂપ સુક્ષ્મ આત્મામય નિંદ્રા છે, કેમકે શ્રુતિઓમાં આત્માનું સ્વરૂપ અત્યંત સુક્ષ્મમાં સુક્ષ્મ ગણ્યું છે, ને એના સંયોગથી કલ્પરૂપ જગત્ સ્વપ્ન પ્રગટ્યું, તેથી શ્રુતિઓમાં આત્માનું સ્વરૂપ મોટામાં મોટું બ્રહ્માંડ જેવડું કહેલું છેઃ તેમ દ્રષ્ટિમાં સૃષ્ટિ એટલે આત્માના સંવેદનને દ્રષ્ટિ કહી છે, કેમકે એ દ્રષ્ટિને વિષે શ્રુતિઓમાં કહ્યું છે કે આત્માની દ્રષ્ટિ નિત્યરૂપ છે, તેથી એનાથકી પ્રગટ થએલી સૃષ્ટિ અનિત્ય છે એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે ઇશ્વરની દ્રષ્ટિ થવાથી આ સૃષ્ટિ પ્રગટ થઇ, તેથી દ્રષ્ટિમાં સૃષ્ટિ કહીછે. તોપણ આ જગતરૂપ સૃષ્ટિનું મુળ એ નિત્યરૂપ દ્રષ્ટિ રહેલીછે. તેથી વેદાન્તમાં દ્રષ્ટિસૃષ્ટિવાદ તે સૃષ્ટિદ્રષ્ટિવાદો પ્રગટ થએલા છે, ને તેનો ભાવાર્થ પુરૂષ છાંયાવત્ એકરૂપ છે તથી દ્રષ્ટિ તેજ સૃષ્ટિ ને સૃષ્ટિ તેજ દ્રષ્ટિ બન્નો એકરૂપ છે. સારાંશ કે આ સૃષ્ટિરૂપ જગતને વિષે આત્મા સુક્ષ્મ દ્રષ્ટિમાત્ર છે. તસ્માત્ આ જ્ઞાનના વિવેચનમાંથી સ્પષ્ટ નિકળેછે કે આત્માને વિષેથી આ બંધનકારી જગત્ સ્વપ્નના જ્ઞાનને સદા નષ્ટ કરવા સારૂં આત્મારૂપી નિંદ્રાનું અખંડજ્ઞાન આપણા હૃદયને વિષે કાયમ રહેવું જોઇએ, કે જેના સંયોગથી આપણે પણ આત્મારૂપી અખંડ નિંદ્રામાં આત્માની માફક મુક્તાવસ્થારૂપે સદા કાયમ થઇએ; તોપણ આત્મારૂપી મુક્તાવસ્થાના સંપૂર્ણ અનુભવી એવા ત્રિકાળદર્શી માહાત્માઓ કહેછે કે આત્મારૂપી દેવ પોતાના અચલ અવિનાશી નિંદ્રારૂપી પદની જગ્યાપર કોઇને પોતે સ્થિર થવા દેતા નથી, કેમકે પોતાની અઘોર નિદ્રામય સંપૂર્ણ ઇશ્વરીપણાના એકયતાવાળી સ્થિતિ કદાચ કોઇને પ્રાપ્ત થાય, ત્યારે પોતે નિંદ્રાના અવિનાસી સુખથી દૂર રહે. તેથી કોઇના પણ નિંદ્રાવાળા ભાવનું સંવેદન કદાચિત પોતાને વળગી પડે, ને તેમ થવાથી એ નિદ્રા તેને પ્રાપ્ત થાય. ત્યારે પોતાને આ જગત્ સ્વપ્નની પ્રાપ્તિ થયા વિના રહે નહી, તેથી કરીને એવા બંદોબસ્તના નિશ્ચાર્થે કરીને સ્થિર થયાછે કે કોઇ પણ ભગતજન આ જગત્ પડદામાં રહી અનેક પ્રકારની જ્ઞાનદ્રષ્ટિથી એ સંપૂર્ણ મુક્તાવસ્થાવાળી

નિંદ્રાના પદમાં આવવાની ઇચ્છા કરે, કે તરત તે ભગત્‌ને થએલી ઇચ્છાના સંવે-દનની ખબર એની અઘોર નિંદ્રાવાળી ઐકયપણાની સંપૂર્ણ શોધક દ્રષ્ટિ જે કે, સર્વત્ર એવી તો ફેલાઇ રહેલી છે કે, તાબડતોબ તે દ્રષ્ટિને આ જગત્‌માં આવેલાં સર્વ પ્રાણીમાત્રોના હૃદયના સર્વ સંવેદનની ખબર પોતાના આસનપર આવી જાયછે. છતાં એ ખબરવાળું સંવેદન તેઓના હૃદયમાં પ્રગટ થઇ આવવા પહેલાં પોતાના તરફથી તે સંવેદનના નિશ્ચાર્થને ઉથલાવીને કાંઇક મોટા સુખની આપ-નારી એક અજાયબ ભરેલા મોહ ને લોભ દરશાવનારી બંદોબસ્તવાળી બીજી પોતાના તરફ થકી જુદીજ ઝળક (સંવેદન) મોકલેછે. આ મોકલેલી ઝળકે પેલી આ-વનારી ઝળકના નિશ્ચાર્થ ને ફેરવી નાંખી બીજા નિશ્ચાર્થપર લઇ જવાની હિંમ્મત આપી, તેજ ઝળકને કહેછે કે આત્મપદમાં કાંઇજ લાભ નથી, પણ હું તને આ જગત્‌માં મોટું સુખ આપુછું. એમ લલચાવી તેને જતાં અટકાવી, તેની સાથે ઐકયરૂપ બની, જેની પાસેથી પેલી (આત્મપદના લોભવાળી) આવતી હતી, તેજ પુરૂષના અંતઃકરણમાં (એ લાલચ નાંખનારી, જે આત્મપદમાંથી જે ઝળક આવી હતી તે) બીરાજી જઇ, તેની દ્રઢિત ભાવનાને ફેરવી બીજા પ્રકારનો નિ-શ્ચાર્થ તેના હૃદયમાં પ્રગટ કરી આપી, તે નવીન ગોઠવી આપેલી ભાવના પ્રમાણે આ જગત્‌માં સર્વ ઐશ્વર્યનો બંદોબસ્ત એકદમ કરી દીધો. ત્યારે તે પુરૂષ પો-તાના જ્ઞાનમાં મનોમન માની બેઠો કે પ્રભુએ કૃપાકરી મને મારાં કૃત્યનો યથાર્થ લાભ આપ્યો. છતાં તે અલ્પજ્ઞ દ્રષ્ટિવાન સમજતો નથી કે આ સુખ જે મને પ્રભુએ આપ્યું છે તે તદન કપટરૂપે છે. કેમકે પ્રભુના પદનો હું માલેક થતો હતો, ત્યારે તેણે મને સંવેદનરૂપી પ્રેરણાના લોભમાં લલચાવવા તે પદમાં જવા નહી દીધો. સારાંશ કે ઉપરના આત્મા તરફના સંવેદનની પ્રેરણા ઉપર એ પુરૂષ ધ્યાન નહી આપતે, ને પોતાની પૂર્વે કરેલી ઇચ્છાના નિશ્ચાર્થપણાને વળગી રહે તે તો એ પુરૂષને ખરેખર પરમેશ્વર પદ મળતે એ નિઃસંશય બીનાછે. તોપણ આત્મારૂપી ઇશ્વર એવી રીતની છેતરપંડીથકી તમામ ભગત લોકોને લોભ લાલચમાં નાંખી દેછે, પુરાણોમાં મોહા તપસ્વીઓના અંતરમાં ન્યારાં ન્યારાં સંવેદનવાળી અસંખ્ય પ્રેરણાઓ મોકલી તેઓને પોતાના પદથી વા ભાવથી ન્યારા કીધા છે. તેમ છતાં આ વર્તમાનકાળમાં કોઇ યોગાભ્યાસી પુરૂષ સમાધિમાં લિન્ન થવા સારૂં મેહેનત કરવાની ઇચ્છા કરે, તોપણ તેની ઇચ્છાનુસાર વારંવાર સંપૂર્ણ સમાધિનો લાભ મળતો નથી, કેમકે જો એ સદા સમાધિમાં કોઇ પુરૂષને આ-વવા દે ત્યારે તો એને આ જગત સ્વપ્નામાં ભટકવું પડે, પણ કદાચ જેઓને સમાધિનો થોડો ઘણો લાભ મળ્યો છે તે લાભ તેઓના મોટા પુણ્યના સંસ્કાર-થીજ મળ્યો છે, નહીં તો એ લાભ એ આપેજ નહી એ બીના નિઃશંસય છે. તસ્માત્ આ વિવેચનથી સમજવાનું કે આત્મા ને આ જગત્ બેઉ એકરૂપછે છતાં એ બેઉના મધ્યમાં આત્માનું મહત્વ વિશેષ ને સ્વતંત્ર છે, તેથી આત્મા પોતાની

જગ્યાપર બીજાને દાખલ થવા દેતો નથી, પણ ઉપર પ્રમાણે ન્યારી ન્યારી પ્રત્યેક પ્રાણીના અંતરમાં પ્રેરણા મોકલી આ જગત્‌માં ભટકાવ્યા કરેછે તેથી શુભ પ્રેરણારૂપ પ્રવાહનો બંદોબસ્ત ઉપર પ્રમાણેનો રહેલોછે. જેથી એ બંદોબસ્ત મારફતે હું મારી જ્ઞાનદ્રષ્ટિથકી ઇશ્વર (આત્મા)ની હજુરમાં જઇ મારા દુશ્મનને મારવા સારૂં એક એવા શબ્દથી અરજ ગુજારૂં કે સુખ આપ ને દુઃખ કાપ. હવે સુખ આપ એટલે આત્મપદરૂપી તારૂં જે સુખરૂપ આસન છે તે આપ, કેમકે એ આસનથકી હું તારા જેવો સાક્ષાત્ ઇશ્વર થાઉં. એનો ભાવાર્થ એવો કે જ્યારે હું તારા જેવો ઇશ્વર થાઉં ત્યારે આ સર્વ વિશ્વના પદાર્થોને મારી મરજી આવે એવી શિક્ષા કરવાનું મારામાં સ્વતંત્રપણું પ્રાપ્ત થાય, છતાં હું ઇશ્વર થાઉં ત્યારે આ સર્વ જગત્‌ના પદાર્થો મારા તાબેદાર થઇ મારી આજ્ઞામાં રહે, વા મારી સર્વ કલ્પનાને ફળીભૂત થતાં કોઇપણ જાતનો. અટકાવ નડે નહી. તેમ દુઃખ કાપ એટલે આ જગત્ સ્વરૂપ બંધનકારી ભાસના • મનોકલ્પિત જાળની ઉપાધિ દુર કર. સારાંશ કે ઉપલા શબ્દમાં સુખ આપ, કહેતાંની વારમાં જાણે તે નિંદ્રારૂપી આત્મપદમાં ઐક્યપણાથી સ્થિર થઇને તેનીસાથે વાત કરીએ છેયે, ને આ જગત્ સ્વપ્નરૂપ ભાસના ઘરમાં આવી એમ કહીએ છેયે કે દુઃખ કાપ. સારાંશ કે એવીરીતે આત્મદર્શી શબ્દોનું ઉચ્ચારણ આપણા અંતઃકરણમાં મનોમન જ્ઞાનભાવે કરીએ કે તરત આત્મસ્થાનમાંથી એક બીજું સંવેદન સ્ફુર્ણાને વિષે પ્રગટ થઇ આવે કે જાણે રામનામની સો માળા નદીપર સ્નાન કરી એક ચિત્તે જપીશું, એટલે આપણું દુઃખ દુર થઇ જશે. એવા પ્રકારથી બીજી નવીન આવેલી કલ્પનાના સંવેદને આપણી અંતર્યામી પ્રેરણામાં દ્રઢતાથી જણાવ્યું કે તરત આપણું •ચિત્ત વ્યહવળ થઇને એ પ્રમાણે ચાલવા તૈયાર થયું, કે જેથી એ સંવેદનના કહ્યા પ્રમાણે માળા જપી રહ્યા કે બીજી હ્રદયમાં સ્ફુર્ણા પ્રગટ થઇ સમજાવવા લાગી કે કાળે પ્રાતઃકાળના સ્નાન કરી મલીકાર્જુન માહાદેવનો અભિષેક કરી રહ્યા કે દશ ગૌદાન આપી, રાજ્યદરબારમાં દશ વાગે જઇ, મહારાજની સન્મુખ હિંમ્મતથી કહેવું કે, હું જો સત્યવાદિ હોઉં તો મારો દુશ્મન આપની હજુરમાં આવતાંની સાથે અકસ્માત પ્રાણ ત્યાગ કરશેજ, એ નિઃસંશય બીના છે. તસ્માત્ ઉપરની અંતર્યામિ સ્ફુર્ણાના સુચવ્યા પ્રમાણે જયારે ઉપલાં કર્મો મેં દ્રઢતાથી યથાર્થ વિધિ પૂર્વક કર્યાં, ત્યારે તે સંવેદનના ભાવ પ્રમાણે જયારે યથાર્થ વાત જાહેર કરી ત્યારે એ સર્વ બનાવ બન્યો. સત્ય જોતાં એમ બનવાનું મુખ્ય પ્રયોજન એ હતું કે ઉપલા આત્મદર્શી શબ્દોના જ્ઞાનથકી મારા ભાવો આત્મારૂપ બની ગયા, ને તેથી ઇશ્વર (આત્મા)ની હજુરમાં હું યથાર્થ અર્જ ગુજારવાને શક્તિમાન થયો, છતાં તેના આસનનો ધણી પણ થવા લાગ્યો. આ બનાવની યથાર્થ ખબર તેની અઘોર નિંદ્રાને થવાથી તેણે ગભરાઈને તપાસ કીધી, તેમાં તેને મારી વાંસનાનું દુઃખ જણાયાથી તે દુઃખને દુર કરવા સારૂં

બીજી અંતર્યામિ ઝળક વાંસનાને અનુસાર મોકલી. તે આવનારા ઝળકરૂપી ભાસે મારા અંતરમાં ઉતરી પોતે કેવા પ્રકારનો બંદોબસ્ત કરવાની છે, વિગેરે તમામ હકીકત પ્રથમ કહી સમજાવી તેને મેં પસંદ કીધી, ને તે પ્રમાણે હું ચાલ્યો, કે તરત તેણે યોગ્ય બંદોબસ્ત પોતાના સુચવ્યા પ્રમાણે કરી આપ્યો..

આ ઉપરથી આત્મદર્શીઓ કહેછે કે, આત્મા અખંડ મુકતરૂપ ઉંઘમાં છે. છતાં એ મુકતરૂપ ઉંઘને વિષે કોઇની પણ પહોંચી શકવાની તાગાદ નથી, કારણ કે એ ઉંઘની ખુશબો એવી તો નિસ્વાદ ને કંટાળારૂપ છે કે જેની સુગંધનો પીમરાટ લેવા જનારથી તે સહન થઇ શકતા નથી, પણ તે ખુશબોની અસર પહોંચતાંની વારમાં સર્વ કોઇને સ્વપ્ન આવ્યાં છે એવા પ્રકારનું ભુલવણીવાળું સામર્થ્ય એ ઉંઘને વિષે રહ્યું છે, તોપણ વળી આપણે એ ઉંઘના આસનપર જવા સારૂં બીજો એક શબ્દ ફેંકી તે આસનના ઉપર જઇ બેસીએ તેથી મારૂં દે, ને તારૂં લે એ શબ્દ ફેંકયો. હવે એનો અર્થ એવો કે, તારૂં જે ઉંઘરૂપ આસન છે તે મારૂં પોતાનું છે, કેમકે જેવો તું પોતે શુદ્ધ આત્મા છે તેવોજ હું પણ આત્માજ છું, તેથી તારી પાસે જે આસન છે તે મારૂં છે, ને હાલમાં મારી પાસે જે જગતરૂપી બંધનકારી સ્વપ્નુંછે તે તારૂંછે કેમકે જયારે તારૂં સ્વપ્ન મેં ગ્રહણ કીધું ત્યારે મારૂં ઉંઘરૂપી આસન તેં લઇ લીધું, જેથી તને મારી ઉંઘ આવી ગઇ, ને મને તારૂં સ્વપ્નું વળગી પડયું. છતાં હાલમાં તારી ઉંઘ મને આવી જાય ત્યારે મારૂં સ્વપ્નું તને વળગી પડે, ને તેથી તું મારા જેવો અલ્પજ્ઞ બની જાય, ને હું તારા જેવો સર્વજ્ઞ સર્વશકિતમાન થઇ જાઉં—કારણ કે હું પૂર્વકાળમાં સત્ય જોતાં તારા જેવો નિર્વિકાર મુકત સ્વરૂપ આત્મા હતો, પણ તેવામાં હું તે આસનપરરહી સર્વજ્ઞપણાની દ્રષ્ટિ રાખતાં કિંચિત્માત્ર ચુકયો, એટલે તું તે આસનનો ધણી થઇ બેઠો, ને તે ભુલથકી મને તારા અલ્પજ્ઞપણાવાળું સ્વપ્નું વળગી પડયું. ત્યારથી હું આ બંધનકારી જગત સ્વપ્નમાં તારા મોકલેલાં સંવેદનરૂપી અનંત માયાના મોહજાળમાં ભટકયા કરૂંછું, પણ તું સત્ય તરીકે સમજ કે, મેં મારી ઉંઘ જે તને આપી છે, તે કાંઇ સદા ખાઇ જવા સારૂ આપી નથી, પણ તારૂં કષ્ટ જોઇ મને અત્યંત દયા આવવાથી મેં તને ઉછીકા તરીકે આપી હતી, તેથી તું નિમકહરામ ન થતાં મારી ઉંઘ પાછી મને હવાલે કર, વાસ્તે હું મિત્રભાવે કહુંછું કે તારૂં લે ને મારૂં દે. સારાંશ કે આ અંતર્યામિ આત્મદર્શી શબ્દોનું નિશાન સત્ય આત્માના અચળ આસનપર આપણી જ્ઞાન દ્રષ્ટિના સામર્થ્યથી પરિપૂર્ણ લાગ્યું, ને લાગતાંનીવારમાં આપણી જ્ઞાનદ્રષ્ટિ ઉપલા શબ્દના અર્થજ્ઞાન સાથે આત્માની હજુરમાં ગઇ, ને જેવું તે આસન લઇ લેવા માંડેછે કે તરત તેણે પોતાના આસનમાંથી એક સંવેદનવાળું મોહીનીસ્વરૂપ પ્રગટ કર્યું. છતાં તે પ્રગટ થનાર મોહીનીસ્વરૂપના દેખાવપર મેં ધ્યાન ન આપ્યું, પણ કહ્યું કે अहं सत्यं ब्रह्मास्मि હું બ્રહ્મ સત્ય છું, ને તું અસત્ય છે. કે તરત

તે મોહીનીસ્વરૂપવાળું સંવેદન તેજ આત્માને વળગી પડયું. એટલે તેને આ સૃષ્ટિમાં જન્મ માર્ણ લાગુ થયું, ને મને જે જન્મ માર્ણ પીડતું હતું તે નષ્ટ થયું, જેથી હું પૂર્ણ બ્રહ્મસ્વરૂપી સત્ય આત્માની આકૃતિમાં તે મુકતમય નિંદ્રાવાળા આસનપર સ્થિર થયો કે તરત મારા હૃદયમાં ઐકયરૂપ અદ્વૈત ભાવ રાખી સમદ્રષ્ટિ પ્રવાહો, ब्रह्मोहं. शीवोहं. अजरोहं. अक्षरोहं. વિગેરે હું મારા પૂર્ણભાવની સ્થિતિના દરશાવનારા મંત્રોના જાપો કરવામાં લિન થઈ ગયો ને રુકયો, બાદ હું એજ આસનનો માલીક થવાસારૂ જે ઘડીપર મારી જ્ઞાનદ્રષ્ટિવાળા ઉપલા શબ્દસાથે ઉપલા આત્માની હજુરમાં મારૂં આસન લેવા ગયો હતો. તે સમયે આ મારૂં બંધનકારી દેહરૂપી જગત્ તથા એનેવિષે વ્યાપેલાં મારાં મન, બુદ્ધિ, કલ્પના વિગેરે તત્વો તેમજ જાગૃત સ્વપ્ન ને સુષુપ્ત્યાદિ ભાસો કયાં જતા રહ્યા તેનો ક્યાસ બીલકુલ મારાથી થયો નહોતો, પણ આ મારી સ્થુલદેહ કાષ્ઠવત્ થઇ ગએલી હતી, એમ મને મારી જ્ઞાનદ્રષ્ટિથી જણાયું. સારાંશ કે જ્યારે મારી જ્ઞાનદ્રષ્ટિથી હું આત્માની હજુરમાં ગયો, ત્યારે આ બંધનકારી જગતરૂપી ભાસ કયાં જતો રહ્યો તે જણાયું નહી. છતાં ઉપલા આત્મદર્શી શબ્દના જ્ઞાનની સાથે જયારે આપણી જ્ઞાનદ્રષ્ટિ તે આત્માની હજુરમાં જઇ તેના અચળ પદનો દાવો કરવા લાગી તે પ્રસંગે તેના તરફથી નિકળેલું સંવેદનરૂપી મોહીની સ્વરૂપ (આશીરવાદ વા હુકમ) પ્રેરણા સ્વરૂપમાં આવેછે, ને તે આપણા હૃદયમાં બિરાજી સમજાવેછે કે માહાપ્રળય પર્યંતનું આ જગતનો વિષ્ણુ થઈ તમામ બ્રહ્માંડના પ્રાણીમાત્રોનું ભરણ પોષણ કર, ને સદા વૈકુંઠમાં રહી સો વર્ષનું આયુષ્ય ભોગવ. શું કરવા આ નિસ્વાદરૂપ આત્મપદમાં માર્ણરૂપ બનેછે. આ લોભરૂપી સંવેદનવાળાં મોહીની સ્વરૂપની હકીગતપર જ્યારે મેં ધ્યાન ન આપ્યું ત્યારે તે આત્મા વિષ્ણુ થઇ ગયો, ને હું સત્ય મુકતરૂપ આત્મા બન્યો. સારાંશ કે આ આત્મપદમાં ઉપર પ્રમાણેની જે ખટપટ થઇ, તેટલા સમયમાં આ બંધનકારી જગતરૂપ સૃષ્ટિમાં અસંખ્ય માહાકાળ નિરગમન થઈ ગયા, ને તેના નિરગમનપણાના વચલા સમયમાં અસંખ્ય બ્રહ્મા, અસંખ્ય વિષ્ણુ, અસંખ્ય મહાદેવ ને અસંખ્યરૂપ અનંતકોટ બ્રહ્માંડો ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળયપણાને પામી ગયાં, કે જેનો હિસાબ જરાપણ કોઇને મલ્યો નહી. તસ્માત્ આટલો બધો ન કહેવાય એવો ને આશ્ચર્યકારક ફેરફાર એક જ્ઞાનદ્રષ્ટિના શબ્દની ટોચ સાથે સંબંધ શા કારણથી ધરાવેછે? પણ એ વિષે સત્ય સમજવાનું કે આત્મારૂપી ચીજ એટલી તો દુરછે કે જેનું માપ કાઢી વા તે કયાં રહેછે વિગેરેની યથાર્થ શોધકરી, તેની પાસે તેના જેવીજ નિર્વિકાર આકૃતિ ધારણ કરી જવાસારૂં પ્રથમ આપણી જ્ઞાનદ્રષ્ટિને એવું તો અત્યંત સુક્ષ્મને ને તિક્ષ્ણ સ્વરૂપ ધારણ કરવું પડેછે કે જેનું માપ લઇ કોઇથી પ્રમાણ આપી શકાતું નથી. છતાં તે સુક્ષ્મ સ્વરૂપ, મન બુદ્ધિ વિગેરે કોઇના પણ જાણવામાં આવે નહી. એવું અદર્શતાવાળું જ્યારે ધારણ કરે, ત્યારે પૂર્ણ આત્મારૂપી

ઈશ્વર પાસે આપણી જ્ઞાનદ્રષ્ટિથી જઈ શકાયછે. તોપણ આત્માના આસનપર વૈકુંઠ, કૈલાસ, બ્રહ્મસદન, ગૌલોક, સ્વર્ગ, નર્ક, ઈંદ્રપુરી, યમપુરી, જીનત, દુનિઆં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ને તુર્યા, વિગેરેના તમામ સુખો સ્વપ્નવત્ છે, તેથી જો સર્વ જાતના સુખની ઈચ્છા રાખનાર યોગિ મુક્ત થયો કહેવાય નહી, પણ એની ઈચ્છા કરનાર બંધનમાં પડયો ગણાયછે, કારણ કે એક સ્વપ્ન છોડી બીજાં સ્વપ્નાની ઈચ્છા કીધી મનાયછે, સારાંશ કે એવા પ્રકારની ઈચ્છાથકી તે અનેક સ્વપ્નામાં પડેછે. કેમકે એતો એક સ્વપ્ન મટયા બાદ બીજું ને બીજું મટયા બાદ ત્રીજું, એવીરીતે અસંખ્ય સ્વપ્નાની ગમત સંવેદનવાળા મોહીની સ્વરૂપી પ્રવાહ યોગે ચાલ્યા કરેછે. છતાં એઓની પ્રાપ્તિથકી બંધનમાં રહેલા જણાઈએ છૈયે. એ ઉપરથી વેદમાં નિષ્કામ કર્મપર ચાલવાને સુચવ્યું, એટલે આશા રહિત ભક્તિ કરવામાં બ્રહ્મપદ મળેછે, ને એના મહાવરાથકી આ બંધનરૂપ સ્વપ્નાંઓ ઉપર બતાવેલા જ્ઞાનદ્રષ્ટિના પુરાવાપર હરદમ મચી રહેતાં છુટી જાયછે. છતાં જે જે મહાપુરૂષો આ નિયમપર વરત્યા છે તેઓ એને માહા દુઃખદાયી થઈ પડયાછે, કેમકે એની પાસેથી ન બની શકે એવાં ચમત્કારીક કૃત્યો કરાવવાને તેઓ ફરમાવે છે, ને જ્યારે તે કૃત્યો કરવામાં એ આળસુ બની બેસી રહેછે ત્યારે તેઓ પોતે સર્વ સૃષ્ટિના ઈશ્વર થઈ બેસેછે. છતાં આ ઈશ્વરપણાના પદની રહેણી જ્યાં સુધી તેઓ કાયમ રાખેછે ત્યાં સુધી એનો પત્તો લાગતો નથી. તસ્માત્ આ ઈશ્વરી રહેણીમાં પ્રથમ ઈશ્વરરૂપ થનાર પુરૂષે તન, મન વિગેરેના વિકારોમાંથી. આશા, તૃષ્ણા, માયા, મમતા, માન, પ્રતિષ્ઠા, દેહ મમત્વ વિગેરેનું અભિમાન વર્જ કરી નિષ્કામ ભાવે સર્વ પ્રાણીમાત્રોનું અંતઃકરણથી કલ્યાણ વાંચવું, ને નિત્ય આત્મ પદમાં જે જે સંવેદનવાળા વિચારો પ્રગટ થાય, તેના મોહકારક દેખાવપર ધ્યાન આપવું નહીં. તેમ હૃદયમાં દયા, ક્ષમા, શાંતી, ભક્તિ, મૈત્રી વિગેરેને મનમાં દ્રઢ કરવી, ને અહં મમભાવ દુર રાખી જે જે સંવેદનવાળા વિચારો પ્રગટ થાય તેમાં તે વિચારોને કહેવું કે ભાઈ મારાથી કાંઈજ થઈ શકતું નથી, હું સર્વના ચર્ણની રજ છું. તેથી તારી મરજીમાં આવે તેમ તું કર, તારી આશા સર્વજ્ઞ પુરી પાડશે મારામાં તેવી શક્તિ નથી. એવીરીતે અકર્તા ભાવે નિર્વિકાર, અસંગ, નિરાકારપણાની સ્થિતિમાં અખંડ કાયમ રહેવું, ને કદાચીત જો એ સ્થિતિમાં ચુક પડી પોતે એમ માનેકે હુંજ સાક્ષાત્ સર્વ શક્તિમાન ઈશ્વરછું મારી મરજી પૂર્વક કરી શકુંછું. એવા પ્રકારના ભાવો જો ઈશ્વરી સ્થિતિમાં આવી પ્રાપ્ત થયા ત્યારે તો એ ભુલરૂપી અજ્ઞાનતાવાળી દ્રષ્ટિથકી ઉપરનું ઈશ્વરી પદ છટકી જાયછે, ને જે પુરૂષ ઉપર કહેલા ભાવની સ્થિતિમાં રહેતો હોય તેને મળેછે. સારાંશ કે એવા પ્રકારની ચુક પડવાથી આપણને પ્રાપ્ત થએલું ઈશ્વરી પદ બીજો લઈ શકેછે, તેથી કરીને અહંકારી થવું નહી, કારણ કે જ્યારે આપણે ઈશ્વરી પદના માલીક થયા, તે સમયે કોઈ પુરૂષ આ સૃષ્ટિમાં આપણી સ્તુતિ કરે કે, ઓ સર્વ શક્તિ-

માન પ્રભુ! તું મને કૃપા કરી મારી આફત દુર કર. એટલી સ્તુતિવાળું સંવેદન આપણા અંતરમાં આવ્યું ને તે સંવેદન આપણને સમજાવવા લાગ્યું કે હું ઇશ્વર છું બીજો નથી. એટલે ઇશ્વરી પદ જતું રહ્યું. સારાંશ કે એ પ્રમાણે ઉપલી રહેણીમાં ચુક પાડીએ તો એ પદ બીજા લઇ લેછે. તે એવીરીતે કે જેની પાસે આપણે એ ઇશ્વરી પદ લઇ લીધું તેણે ઉપર પ્રમાણેનું છિદ્ર જોઇ આપણું એ પદ લઇ લેવા સારૂં બીજુ સંવેદન તે પોતાના તરફથી મોકલે ત્યારે તે આવનારૂં સંવેદન આપણા હૃદયમાં મોહ ઉપજાવી કહે કે, આ મુક્તરૂપ નિદ્રામાં કાંઇજ મઝા નથી. તેમ આ સૃષ્ટિમાં કોઇ લાભ અલાભનો આપનાર ઇશ્વર નથી. છતાં આપણે જાણે આ આખા બ્રહ્માંડના ઇશ્વર છઇએ, ને સર્વ તેત્રીસકોટી દેવતા આપણી સેવા કરે. તેમ છતાં વિષ્ણુરૂપે પ્રગટ થઇ, વૈકુંઠનું રાજય કરીએ, ને તમામ પ્રાણીમાત્રોનું ભરણ પોષણ ચલાવીએ, ને એ સ્થિતિમાં માહાપ્રલય પર્યંત કાયમ રહીએ તો કેટલું સુખ થાય. તસ્માત્ આ સંવેદને આપણા હૃદયમાં પ્રવેશ કરી નવી ઇચ્છા સૃષ્ટિ રચી બતાવી, કે તરત આપણે પોતાને વિષ્ણુ થએલા જણાયા. સારાંશ કે એવી રીતે ઉપલાં અવિનાસી આત્મપદનો ભોગવટો કરતાં કરતાં તે આત્મપદ સંકલ્પદ્વારાએ અનેક સૃષ્ટિની રચના બતાવી ને પોતે છટકી જાયછે, ને પૂણ્ય ક્ષય થએ તે રચેલી સંકલ્પની સૃષ્ટિનો ક્ષય થાયછે. સારાંશ કે જે જે પુરૂષો આત્મપદના માલીક થવા સારૂં ઉપરના શ્રેષ્ટ પ્રકારની રહેણીને જ્યાં સુધી કાયમ રાખી શક્યા ત્યાંસુધી તેઓ એ પદમાં રહ્યા. બાદ કિંચિંત્માત્ર ભુલ થઇ કે તરત અનેક મોહકારીક સંવેદન મારફતે ન્યારા ન્યારા સંકલ્પો કરાવી, ન્યારા ન્યારા સુખ વૈભવ આપી, તેઓની પાસેથી એ પદ છીનવી લીધુંછે. એવા દાખલા પુરાણોમાં અસંખ્યછે. જુઓ રાવણ, કુંભકરણ, હિરણ્યાક્ષ, હિરણાકશ્યપુ, કંશ, જરાસંઘ વિગેરે રાજાઓએ તપશ્ચર્યા કરી થોડાએક વખત સુધી એ પદમાં રહ્યા, બાદ તેઓના હૃદયમાં જુદા જુદા વૈભવવાળા સંવેદનમય સંકલ્પો મોકલી આ સૃષ્ટિમાં મોટાં સુખોનો વૈભવ આપી એણે છેતર્યા છે, તેથી એ પદમાં લિન રહેનારાઓએ જરાપણ પોતાની રહેણી બગાડવી નહી, તેમ સંકલ્પો કરવા નહી.

આ ઉપલા અંતર્યામિ સંવેદનવાળા સંકલ્પાકૃતિમય પ્રવાહના માર્ગથી એ પોતે આ અવિદ્યાકૃત બંધનકારી જગત્સ્વપ્નના તમામ દેહધારી પ્રાણીઓને ગુપ્ત રીતે છેતર્યા કરેછે. સારાંશ કે આ જગતના તમામ પ્રાણીમાત્રો એના અંતર્યામિ સંવેદનના ગુપ્તરૂપ પ્રવાહનાં સમજાવેલા નિયમપર ચાલેછે, તેમાં એ કોઇના હૃદયમાં સંવેદનરૂપે દ્રઢ કરાવેછે કે આપણે આ વૃક્ષની પુજાથી લાભ પામીશું. કોઇનામાં કહે કે પહાડ પુજ. કોઇને કહ્યું કે હનુમાનને માન. કોઇને કહ્યું કે દેવીને પુજ. કોઇને કહ્યું કે માહાદેવને ભજ. કોઇને કહ્યું કે મુસલમાન થા. કોઇને કહ્યું કે ક્રિશ્ચયન થા. કોઇને કહ્યું કે ભૂત, પ્રેત, ડાકેણ, શાકેણ વિગેરેનો ઉપાસક થા.

તસ્માત્ એના તરફથી એવા પ્રકારના અસંખ્ય સંવેદનો પ્રત્યેક દેહધારીના કર્તવ્યકર્મ પ્રમાણેની બુદ્ધિ યોગે જેવા સંકલ્પો તેઓને થાય તેના પ્રમાણમાં મોકલેછે. આ આવનારાં સંવેદનો તે પ્રાણીઓની ચિત્તવૃત્તિઓમાં બિરાજી પોતે જે દેવતા વિ જેવો ભાવ દ્રઢ કરાવ્યો હોય, તેના પ્રમાણમાં ભક્તિ કરાવી, તે ભક્તિના કષ્ટ પ્રમાણેના પ્રમાણ પૂર્વક એ સંવેદન તેની ચિત્તવૃત્તિમાં બિરાજી જઈ, તેની ભાવના પ્રમાણે દેવી દેવતાના અનેક આકારો ધારણ કરીને તેના દ્રઢિત નીશ્ચાર્થ મુજબ તેવો ચમત્કાર મનોમન સંકલ્પમાં પ્રગટ કરી બતાવવા, તેજ દેવ શક્તિમાન થાયછે. આ પ્રાકૃતરૂપ અજ્ઞાનાકૃતિ પુરાવાપરથી આપણા પુરાણોના ગ્રંથોમાં કહેલુંછે કે જેવો ભાવ, જેવી ભક્તિ, તેવો લાભ તે દેવ આપેછે, જેથી ભાવજ દેવ એવું વચન માનવું પડયું છે. સારાંશ કે એવા પ્રકારથી એણે આ જગત્ના તમામ મનુષ્ય-માત્રમાં અનંત મતમતાંતો પ્રગટ કરી દીધા છે, ને તે અનુસાર ચાલનારાઓનાં બુદ્ધિ, જ્ઞાન વિગેરેને પણ ભિન્ન ભિન્ન કરી બતાવ્યાં છે કે જેથી કરીને આપણા મનુષ્યમાત્રમાં પ્રત્યેકના મન જુદાં જુદાં વળણપર મચી રહ્યાં છે.[1] તોપણ કદાચિત એ સર્વને એકજ માર્ગના જ્ઞાનપર ચલાવે ત્યારે તો તેઓ સર્વ એને પકડી પાડે, ને તેથી એના અખંડ રાજ્યનો અંત જલદી લાવે એ નિઃસંશય બીના છે. તસ્માત્ આવા પ્રકારના ચિત્ર વિચિત્ર સંવેદનીક સ્વપ્રાવાળા સંકલ્પ સ્વરૂપે પ્રત્યેક પ્રાણીઓના અંતઃકરણમાં હાજર થવાથી તેઓ સર્વ એની મોજમઝામાં ભુલાં પડેલાં છે, પણ ગુપ્તજ્ઞાનીઓ એવો તો ઝગડો ઉઠાવેછે, ને તેમાં તેઓ નિષ્કા-મકર્મપર જ્યારે વરતે છે ત્યારે કહેછે કે આ સર્વ સૃષ્ટિના નિયમો જેવા કે રાજ્ય, ધર્મ વિગેરે રહેલા છે, તેમા સર્વ મનુષ્યો સ્વાર્થના સંબંધથી તેના નિ-યમને માની ચાલેછે, પણ કોઈ વગર સ્વાર્થી પુરૂષ હોય તો તેને એ સર્વ નિયમો માનવાની જરૂર નથી, કેમકે જેટલા પુરૂષો ઇશ્વરની ઉપાસના કરેછે તેઓના હૃદયમાં અસંખ્ય જાતના લોભો રહેલા છે. તેમાં કોઇને ઇંદ્ર થવાનો, કોઇને વૈકુંઠમાં જવાનો, કોઇને પરમેશ્વરના દર્શણ કરવાનો, કોઈને સ્વર્ગમાં મા-હાલવાનો, કોઇને રાજ્ય મેળવવાનો, કોઇને લક્ષ્મિ મેળવવાનો તો કોઇને અમ્મર નામ કરવાનો લોભ અવશ્યે કરીને રહેલો છે. પણ જે પુરૂષને આ સૃષ્ટિમાં જરા પણ પોતાને ખાવા પીવા, બોલવા, ચાલવા, મરવા, જીવવા, રોગ થવા, નિરોગી રહેવા, સ્વર્ગમાં કે નર્કમાં પડવા વિગેરે કોઇપણ જાતનો ભય ને લોભ નથી. એવા બેપ-ર્વાઈ પુરૂષો ઇશ્વરનીપણ દરકાર શાસારૂ રાખેછે ? ના ના કદી રાખતા નથી. તેઓના મનમાં સારૂં નઠારૂં, અમૃતવિષ, જીવતું મરવું, કિર્તિ અપકિર્તિ વિગેરે મિથ્યા છે. આવા બેપરવાઇ પર્મહંસ દીક્ષાના માહાપુરૂષો સાક્ષાત પુરણ પરમેશ્વરરૂપજ

---

૧ તેથી એ ઇશ્વરની ગુપ્ત જાહેરખબરો છે. વા એનેજ આપણે ઈશ્વરનો હુકમ માનીએ છૈયે. આ હુકુમથકી પ્રતેક પ્રાણી પોતાના મનમાં ગુમાન લાવી સ્વતંત્ર થઇ ફરેછે. તેમ કુરાનમાં કહ્યું કે ખુદાનો હુકમ થયો કે તરત ખલક બની. એટલે હૃદયમાં સંવેદન થયું કે તરત જગત્ બ્યહવાર ચલાવવામાં આવેછે.

છે, કેમકે એવાઓના અંતરમ જરાપણ દેહમમત્વ કે આત્મમમત્વ નથી. છતાં અદ્વૈતભાવે આ સર્વ સૃષ્ટિને પોતાના સંકલ્પનો કલ્લોલ સમજી આનંદને પામેછે. એવા જીવન્મુક્ત ને વિદેહરૂપદશાના માહાત્માઓ એને જોર જોર પોકરાવેછે, ને પોતાના સંવેદનને કહેછે કે सत्य ब्रह्म जगत मिथ्या, સાચો એક બ્રહ્મ છે, ને જગત્ સદા ત્રણેકાળે અસત્ય છે, એટલે તુ સંવેદન કયાંથી આવ્યું. સારાંશ કે, એવી રીતે વેદવાકયના પુરાવાઓના જ્ઞાનમાં સદા નિમગ્ન રહી અસંગરૂપે સર્વત્ર-વિચરે છે. તોપણ એ લોકો એ સંવેદનીક પ્રવાહ સાથે નીચે પ્રમાણે ચાલે છે. તેમાં જયારે પોતાનુ સંવેદન કહેવા લાગ્યું કે, આપણે અમુક જગ્યાપર જવું જોઈએ, ને ત્યાં જઈ આહાર કરીએ, ત્યારે તે સંવેદનને કહેકે, મારે તો અખંડ આત્મ પદની જગ્યાપર જવુંછે, બીજી કોઈ પણ જગ્યા આ આત્મપદમાં દરશાતી નથી. તેમ બીજી કોઇ જગ્યા છે, એવું વેદ વાકયનું જ્ઞાન સૃષ્ટિમાં મેં જાણ્યું નથી. છતાં મારે તો આહાર આ મારા મનોકલ્પિત વિચારોની માયા જાળનો કરવો છે, ને હું તો સદા મુકતરૂપ પદમાં રહેવાનો ભુખ્યો છું, ને બીજી સર્વ વાતે હું તૃપ્ત છુ, કેમકે આત્મપદમાં સદા શાંતી છે. એ શ્રુતિથી હું અતૃપ્ત નથી. તેમ આ અનિત્ય છાયાવત્ સૃષ્ટિમાં ખાવા જેવો ને ગ્રહણ કરવા યોગ્ય સત્ય પદાર્થ એક આત્મપદ શિવાય મારા જોવામાં ત્રણેકાળે આવ્યો નથી. છતાં હે સંવેદન! તારા જાણવામાં હોય તો તું જઇને તેનો આહાર કર. બાદ સંવેદન કહે કે અમુકને બોલાવવો છે. ત્યારે કહે કે બોલાવવા લાયક સત્યરૂપ સર્વત્ર વ્યાપક એક આત્મારૂપી પુરૂષ રહેલો છે, ને તે પુરૂષ તો હું પોતેજ છું, ને મારાવિના બીજો કોઇ પુરૂષ હું દેખતો નથી, ને ત્રણે કાળે કોઇ છે એમ ગુરૂઓથી સાંભલ્યું નથી. બાદ કહે કે પૈસા લાવવા છે. ત્યારે કહે કે આ સૃષ્ટિમાં અખુટ ખજાનારૂપે તો તું મારી પાસેછે, ત્યારે મારે બીજા પૈસાની દરકાર નથી. વળી કહે કે અમુક મીત્ર આવે તો જ્ઞાન ચર્ચાકરીએ, ત્યારે કહે કે, આ જગત્માં સત્યમીત્ર તું એક આત્મારૂપમાં છે, ને તારી સાથે જ્ઞાનચર્ચા કરતાં માહાતત્વજ્ઞાન પ્રગટ થઇ આવેછે, ને તું મીત્ર તો જન્મો જન્મનો સાથી છે. બાદ સંવેદન થાય કે, અમુક પુરૂષ આપણને મારશે. ત્યારે કહે કે અરે સંવેદનરૂપી મીત્ર, તું નીશ્ચે જાણ કે, આ વિશ્વમાં ઉત્પત્તિ સ્થિતિને પ્રળય, તેમ સુખ દુઃખ, આધિ, વ્યાધિ ને ઉપાધિ વિગરે તાપોની આકૃતો મારા પૂર્વે કરેલા સંકલ્પાનુસાર પ્રાપ્ત થયા કરેછે. તેમા મારા આત્મા શિવાય કોઇની તાગાદ મારો નાશ કરવાની નથી, કેમકે આત્માં સર્વનો નાશ કર્તાછે. તેથી મારા સર્વ સંકલ્પો મારા આત્માને આધીન છે, જેથી હું પણ આધીન છું. સારાંશ કે, મુકતાસ્થાનો લાભ લેનારા માહાત્માઓ પોતાના તમામ સંવેદનનો ભાવ આત્માને અર્પણ કરેછે, જેથી તેઓના હૃદયમાં પૂર્ણ ઈશ્વરીપદની મોક્ષરૂપ મઝા કાયમ રહેછે. તેથી કહેછે કે, જ્ઞાનકી હારા હારી, જ્ઞાનકી જીતાજીત. પારબ્રહ્મ પિછાનીએ, જ્ઞાનહીઠીપરતીત।। અર્થ—(આપણા અ-

તર્યામિ સંવેદન સાથે મનોમન આત્મજ્ઞાને કરીને એ ગુપ્ત મોક્ષરૂપ જ્ઞાન મેળવવાનું છે) તેથી કહ્યુંછે કે, આપણું જ્ઞાન હારે ત્યારે આપણે હર્યા, ને જ્ઞાન જીત્યું તો આપણે સર્વ સૃષ્ટિ જીતી. તે અહિંઆં સુધી કે, પારબ્રહ્મ જે કે આપણો આત્મા તે કેવો છે! એ પણ ઓલખ આપણા હૃદયગત જ્ઞાનના અનુભવિક પુરાવાની ખાત્રીથી કરીએ છેયે. સારાંશ કે, ઉપરના જ્ઞાનથકી બુદ્ધિમાન પુરૂષ આ આત્મા હું છું. એવા જ્ઞાનને જાણનાર પુરૂષ શોક રહિત થાય છે. તે આ કઠોપનિષદ્‌ના પ્રથમાધ્યાયની બીજી વલ્લીના એક મંત્ર કહેછે.

## मत्रं, ५१.

**आशरीरऽ्शरीरेष्वन व स्थेष्व व स्थितम् ।**
**महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥**

અર્થ.—સ્વરૂપ (જ્યોતિ) થી આત્મા આકાશ જેવો છે, એથી અશરીર છે, તેમ સ્થિતીથી રહિત અનિત્ય દેવ પીતૃ ને મનુષ્ય આદિક શરીરોમાં વ્યાપક છે, તેમ મહાન (મોટો) છે. (આ મહતપણાની શંકાથી કહેછે કે) એ આત્મા વિભુ (નિરપેક્ષવ્યાપક) છે. છતાં એવા આત્માને બુદ્ધિમાન પુરૂષ આ આત્મા હું છું. એમ માની શોકને પામતા નથી, જેથી એવા આત્મવેત્તાઓને વિષે શોકનો સંભવ રહેતો નથી, જેથી તે શોક રહિત હોયછે. સારાંશ કે આત્મજ્ઞાનમાં તમામ કલ્પનાના ભાવો એક રૂપથી મેળવી દેતાં શોક રહિત બનેછે, કેમકે એકપણાના જોવાવાળાને કયી જગ્યાપર શોક મોહ રહ્યાછે એ શ્રુતિથી સિધ્ધ થાયછે કે અદ્વૈતભાવજ મોક્ષનું દ્વારછે, જે ઉપરથી ઐકયભાવરૂપ અદ્વૈતપદને દેખાડવા સારૂં દ્રષ્ટાન્ત તરીકે કહેછે કે—જલ ભીત બસે કમોદની, ચંદા બસે આકાશ, જે જાહીકે દીલ બસે ઉવો ઉવાહીકી પાસ; અર્થ.–જેમ પાણીમાં કમોદની (કુંપલી) વસે છે, ને ચંદ્રમાં આકાશમાં રહેછે, છતાં કમોદનીનો સ્નેહ ઐકય ભાવવાળો હોવાથી ચંદ્રનું દર્શણ થતાં કેવી પ્રફુલ્લિત થાયછે. આ અર્થ દેહાભિમાનીના જ્ઞાનમાંથી નિકલ્યો છે, ને તર્કવાદી કહેછે કે સ્ત્રીરૂપી કમોદની ને ચંદ્રરૂપી પુરૂષ એ બેઉ દુર દેશાવર પડયાં હોય, પણ તે બેઉના હૃદયમાં એક બીજાનો જે સ્નેહ રહેલો હોયછે તેથી તે બેઉ નજીકજ દરશાયછે, પણ આત્મજ્ઞાની કહેછે કે કમોદનીરૂપી મારૂં મનછે, ને ચંદ્રરૂપી મારો આત્મા (ઇશ્વર) છે. એ બેઉ ચંદ્રને કમોદની જેટલા અંતરમાં હોય તોપણ મારા મનના પૂર્ણ ભાવથી તે ઇશ્વરરૂપી ચંદ્રની જ્યોતિ મારી નજીક સદા પ્રકાશ્યા કરેછે. સારાંશ કે પ્રભુ આત્મરૂપી ઇશ્વરની જ્યોતિ મારાં મનમાં વસવાથી તે છેક નજીક છે.

આ ઉપરથી સુજ્ઞ વાંચનારે જાણવું જોઈએ કે કનિષ્ટ દેહાભિમાની ને મદય તર્કાભિમાની ને ઉત્તમ આત્માભિમાની એવા ત્રણ જ્ઞાનીઓએ એક દોહરાના

ત્રણ પ્રકારના અર્થ કરી સૌ પોત પોતાના મનમાં સંતોષ પામ્યા. તદયપિ આત્મ જ્ઞાનીનું મન અખંડ પરમાત્માની જ્યોતિમાં નિમગ્ન થવાથી કેટલું પવિત્ર ને શુદ્ધ વિચાર કરાવેછે, ને તેના જ્ઞાનથી સિદ્ધ થાયછે કે સૃષ્ટિનું મુળતત્વ જે પરમાત્મા તેની પણ ઓળખ આપણું મન કરાવી શકેછે, કેમકે તેને આપણે પોતાના મનમાં યાદ કરીએ કે તરત તેની જ્યોતિ લક્ષમાં આવેછે, ને મનમાંથી વા તેનું ચિંતન દુર કરવાથી જાણે તે આ જગત્‌માં નથીજ એવી પ્રતીતિ થાયછે. આ પ્રતિતિ કાયમ રાખવા સારૂં તેમ અખંડ શ્વાસોશ્વાસમાં તેનું પોતાનું રમણ થવા સારૂં તેમ ઉપલી મુકતાવસ્થાની સ્થિતિ દુર ન થાય તેને સારૂં, પોતાના અંતઃકરણમાં ઉપરના જેવા અનેક શબ્દો ઉઠતી કલ્પનાને વિષે ગોઠવતા જાયછે, ને તે ગોઠવેલા શબ્દોનાં ભાવ પ્રમાણે જેવા જેવા નવાં સંવેદન પ્રગટ થતાં જાય, કે તરત તે સંવેદનને પણ પાછા ઉપરના જેવા નવા શબ્દોને પોતાના બુદ્ધિબળથી પ્રગટ કરી આત્મપદમાં કાયમ રાખતા રહેછે, કે જેથી આત્માની પૂર્ણ જ્યોતિમાં નિમગ્ન થવાય છે. ને તેથી આપણી મનોવૃત્તિના ભાવો જગત્ બંધનકારી સ્વપ્નામાં કેવા પ્રકારથી સપડાઈ જાયછે, ને તે સપડાઇ ગએલા ભાવને કેવી રીતે મુકતરૂપ આત્માના પદમાં લિન્ન કરવા સારૂં કેવા ઉળટ સુળટ શબ્દો ગોઠવેછે તે વાંચવાનું પ્રથક્કરણ નીચે દરશાવ્યું છે.

## .આત્મદર્શી શબ્દો.

મુકતસ્થિતિમાંથી બંધનમાં લાવનારો શબ્દ ને બંધનરૂપી શબ્દમાંથી મુકત સ્થિતિમાં લાવનારો શબ્દ એ બેઉ સ્થિતિના શબ્દોને ઉળટ સુળટ વાંચવા કે જેથી બંધન ને મુકતંપણાનું જ્ઞાન થાય-

| મુકતરૂપ શબ્દ બંધનરૂપ શબ્દ. | બંધનરૂપમાં મુકતરૂપ શબ્દ. | મુકતરૂપમાં બંધનરૂપ | બંધનરૂપમાં મુકતરૂપ શબ્દ |
|---|---|---|---|
| ઊંઘમાં સ્વપ્નું......... | સ્વપ્નામાં ઉંઘ...... | પલકમા ખ્લક... | ખ્લકમાં.પલક. ...... |
| શાંતીમાં ભ્રાંતિ......... | ભ્રાંતિમાં શાંતી...... | દ્રષ્ટિમાં સૃષ્ટિ...... | સૃષ્ટિમાં દ્રષ્ટિ........: |
| અલ્પમાં કલ્પ......... | કલ્પમાં અલ્પ...... | માયામાં કાયા...... | કાયામાં પાયા...... |
| નીરાકારમાં સાકાર...... | સાકારમાં નીરાકાર... | અવિનાસીમાં વિનાસી | વિનાસીમાં અવિનાસી |
| એકમાં અનેક.......... | અનેકમાં એક...... | શીવમાં જીવ....... | જીવમાં શીવ........ |
| મુકિતમાં જુકિત........ | જુકિતમાં મુકિત..... | દુરમાં નજીક....... | નજીકમાં દુર...... |
| હું માં તું ............ | તું માં હું.......... | મારૂં ને તારૂં.. .. | તારૂં ને મારૂં...... |
| સારામાં નઠારૂં....... | નઠારામાં સારૂ...... | સત્યમાં અસત્ય.... | અસત્યમાં સત્ય..... |

જ્ઞાતાઓના અંતઃકરણમાં સંશય થશે કે! જે શબ્દો આત્માના મુકતસ્થાનને લાગુ પડયા, તેજ શબ્દો પાછા બંધનરૂપ જગત્ ભાસમાં કેમ ગણ્યાં? જેવા કે શીવથી જીવ ને જીવથી શીવ. એમાં શીવથી જીવ એટલે શીવ તે આત્મા, ને જીવ તે આ જગત્‌ની અનેક આકૃતિઓ, તેમજ વળી ઉળટાંરૂપમાં જીવથી શીવ એટલે આ જગત્‌ના અનેક જીવનું મુળ એક શીવ છે. છતાં એનો બીજો

અર્થ એવો થાયછે કે આ જગત્ ને આત્મા વૈશેષિક શાસ્ત્ર પ્રમાણે એકરૂપ છે, ને તેમાં ગુણ ને ગુણી બેઉ એકરૂપમાં રહ્યાં છે. એ પ્રમાણે આત્મા ને જગત્ એકજ આકૃતિનું નામ છે. જેમ વૃક્ષને બીજ બેઉ ન્યારાં છે, તોપણ આખુ વૃક્ષ બીજનીજ એકજ આકૃતિ છે, તેમ આખુ જગત્ એક આત્માનીજ આકૃતિ છે. તો પણ સત્ય જોતાં આત્મા ખરેખર નનામો સિદ્ધ થએલો છે, જેમ ખરેખર બીજ નનામું છે તેમ. હવે નનામા આત્માની આ જગતરૂપી અનેક આકૃતિઓ પણ નનામી છે. જેમ બીજની અનેક આકૃતિઓ જે કે વૃક્ષના ડાળાં, શાખાં-વિગેરે નનામાં છે તેમ. સારાંશ કે અદ્વૈતજ્ઞાનના પૃથક્કરણ પ્રમાણે આત્મા ને જગત્‌ની અનેક આકૃતિઓ નનામી રહેલી છે, પણ આપણે હાલમાં દ્વૈતભાવના, જ્ઞાનથી નનામા આત્માને શીવ શબ્દની સંજ્ઞા ઓળખ સારૂં આપીએ, ત્યારે એના અનેક આકારને પણ આપણે શીવ સ્વરૂપમાં ગણવા પડે. તેમ છતાં એ નનામા આત્માને જીવ શબ્દની સંજ્ઞા આપીએ ત્યારે તો એના અનેક આકારને જીવસ્વરૂપમાં લાવવા પડે. પણ ધર્મના મુળતત્વોનો ખુલાસો કરનારા મહાત્મા વ્યાસ જેવા તત્વદર્શીઓએ આત્માને જગત્ એ બેઉ મુળતત્વમાં એકરૂપ છતાં, તેના અનેક આકારોનો ખુલાસો પ્રજાને આપવાસારૂં એક ને અનેકની કલ્પના સૂર્ય ને તેનાં કિર્ણ રૂપમાં કરી. હવે સૂર્ય ને કિર્ણ, સૂર્યના સત્યસ્વરૂપ જુદાં નથીજ, પણ દ્રષ્ટિમર્યાદામાં જોનારાઓને ન્યારાં જણાવવાથી સૂર્યને વિષે સૂર્ય ને કિર્ણ એવા બે ભાગ કલ્પા. તેમાં કિર્ણનો આકાર નાનો દરશાયો ને સૂર્યનો આકાર મોટો જણાયો, જે ઉપરથી જનસમુહમાં સૂર્ય મોટો ને કિર્ણ નાનું મનાઇ ગયું, પણ સૂર્યના ખરા આકારમાં સૂર્ય કાંઇ કિર્ણને જુદું ગણતો નથી. તેમ આત્મા પોતાના સત્ય આકારમાં આ જગત્‌ના અનેક આકારોને પોતે કાંઇ જુદા ગણાતો નથી, પણ જનસમુહમાં આત્મા ને આ જગત્‌ના અનેક આકારો જુદા જણાયાછે, તેથી કરીને તત્વદર્શીઓએ આત્માને શીવ શબ્દની સંજ્ઞા આપી, ને એના અનેક આકારો ને જીવ શબ્દની સંજ્ઞા આપી. તેમાં શીવરૂપ આત્માને સર્વજ્ઞ કહ્યો. ને જીવરૂપ અનેક આકારને અલ્પજ્ઞ કહ્યા, જેથી એ જ્ઞાનપર શાસ્ત્રોકત વાદ ચલાવ્યા. ને છતાં એ જ્ઞાનવિષે તમામ શાસ્ત્રો ન્યારા ન્યારા વિભાગોથી તકરાર કરવા લાગ્યાં. જેમાં આ જગત્‌ના મુળતત્વ ને ન્યાયશાસ્ત્ર ઇશ્વર કહ્યો, ને એના અનેક આકારને જીવ કહ્યા. તોપણ તે જીવની કાયામાં જે ચૈતન્ય રહ્યું છે. તેને તો આત્મા કહયો. છતાં એ આત્મારૂપી ચૈતન્ય જીવની સાથે કાયામાં સંબંધ રાખી કલ્પના ઉઠાવ્યા કરેછે. તેથી એ કલ્પનાને માયા કહી. સારાંશ કે આત્મા ને જીવ એ કલ્પનારૂપી માયાને આધીન છે, ને એ માયા ઇશ્વરનું ઇચ્છારૂપછે. તેથી જીવ, માયા ને ઇશ્વર ત્રણેની જુદીજ આકૃતિ છે, પણ જ્યારે આખી સૃષ્ટિનો પ્રળય થાયછે. ત્યારે માયા ને જીવ ઇશ્વરના સ્વરૂપમાં મળી રહેછે એવી ગણના એ શાસ્ત્ર કરી છે. તેમ વૈશેષિકશાસ્ત્ર આ જગત્‌ના મુળતત્વ ને

ઇશ્વર માન્યો છે, ને આ જગત્ના અનેકરૂપ તે દેહમાં વ્યાપેલા ચૈતન્યકારી જીવો છે, ને માયા ઇશ્વરની ઇચ્છામુર્તિ છે એવી ગણત્રી એણે ગણી છે. સાંખ્યશાસ્ત્ર જગત્ના મુળતત્વને પ્રકૃતિ નામ આપી જેમાં તમામ વિશ્વ સમાયું છે. તો પણ એને ચૈતન્યરૂપમાં ગણીછે. ને જીવ એનેવિષે રહેલોછે, ને ઇશ્વર નથી. તેમ ઇશ્વરને માનવાવાળું એક સાંખ્યશાસ્ત્રનો ભાગ કહેછે કે ઇશ્વરને આધિન પ્રકૃતિ છે, પણ પ્રકૃતિ ચૈતન્યરૂપ છે, છતાં ઇશ્વરથી એ સજીવન થાયછે પણ પ્રકૃતિની સ્વતંત્ર સતા નથી, ને જીવ ઇશ્વરની માફક સદા ન્યારો રહેલો છે, ને કર્મ પ્રમાણે પ્રકૃતિના સ્વરૂપમાં જન્મ જન્માંતરપણાના વ્યહવાર કર્યા કરેછે, એવી ગણના એણે કરી છે. તેમ પાતાંજળ શાસ્ત્ર કહેછે કે આ જગત્ના મુળતત્વનું નામ પરમાત્મા છે, ને એના અનેક આકારોનું નામ આત્મા છે, ને આત્માની કાયામાં જે કલ્પના થાયછે તે અવિદ્યાદિક કલેશોના સંબંધથી પ્રકૃતિ કરાવેછે, છતાં પ્રકૃતિ આત્માને આધિન છે એવી ગણત્રી એણે કરી છે. તેમ પૂર્વમિમાંસાશાસ્ત્ર કહેછે કે આ જગત્રૂપી વૃક્ષનું મુળ નથી. એટલે ઇશ્વર નથી. પણ એક વૃક્ષના સ્વભાવે કર્મ પ્રગટ થયાં છે, ને તે કર્મ સંયોગથી વૃક્ષમાં અખંડ ચૈતન્યરૂપે જીવો વૃક્ષના સ્વરૂપમાં સદા રહેલા છે. આ જીવો કર્મથકી મહદ્ પદને પામેછે, ને અકર્મથકી અલ્પજ્ઞ બન્યા કરેછે પણ ઇશ્વર નથી એવી ગણત્રી એણે કરી છે. હવે એ સર્વના જ્ઞાનપર વેદાન્તશાસ્ત્ર કહેછે કે આ જગતનું મુળતત્વ જે છે તે નનામું છે. છતાં તેને હમો સર્વજ્ઞ એક આત્મા એવી સંજ્ઞા આપીએ છૈયે, ને તે આત્માના અંતઃકરણમાં જે અનેક ભાવો રહેલા છે તે ભાવો આ જગત્રૂપમાં જીવરૂપે ભાસેછે, પણ એ સર્વ જીવ નથી પણ આત્માની સત્ય મુર્તિના પ્રતિબિંબો છે. આ પ્રતિબિંબ આત્માની ઇચ્છારૂપ અવિદ્યાને વિષે ભાવરૂપે પડ્યો, તેથી અનેક અંતઃકરણરૂપે એ પ્રતિબિંબો ભાસ્યા છે. તેથી જીવ, ઇશ્વર ને માયા વિગેરે ચીજો નથી. સારાંશ કે ઉપર પ્રમાણે બીજ ને વૃક્ષનો ખુલાસો આપવામાં છશાસ્ત્રોએ પોતાના બુદ્ધિબળનું અગાધ સામર્થ્ય દેખાડયુંછે, તોપણ તે સર્વ એ જે ગણના કરી છે તે ચૈતન્ય ને જડ પરત્વે કરી છે. તેમાં કોઇએ ચૈતન્યને ઇશ્વર કહ્યુ કોઇએ પરમાત્મા, કોઇ પ્રકૃતિ, કોઇએ કર્મરૂપ, કોઇએ આત્મારૂપ, કોઇએ જીવરૂપ, ઇત્યાદિ ગણ્યું, પણ આપણે તો આ શાસ્ત્રમાં એ ચૈતન્યને આત્મારૂપ કહેલું છે, તેથી સમજો કે આ જગત્ના મુળતત્વરૂપ આત્માના ખરા સ્વરૂપના વ્યાપકપણા વિષે શીવ જીવ એવી કોઇ ચીજ નથી, પણ એની ગણત્રી જયાં જયાં ગણી છે, તે ફકત આ જગત્ના સત્ય મુળતત્વની ખરી ખુબી સમજાવવા સારૂં કરી છે. તેમાં જ્યારે મુળતત્વના ખરાં સ્વરૂપને યથાર્થ આપણે જાણ્યું ત્યારે ઉપરની મિથ્યા કલ્પનાવાળી ગણત્રી ખરીછે એમ દ્રઢ માની લડાઇ ચલાવવાનું કાંઇજ પ્રયત્ન નથી, કેમકે આપણે એવી લડાઇ કરવા બેસીએ તો મહાપ્રળય સુધી તર્કવાદનો નિર્ણય થાય નહીં. તેમ એવી લડાઇઓ શાસ્ત્રોમાં જ્યારે

ચાલી છે, ને તે ચાલેલી તકરારોપરથી આજે આપણા વેદધર્મમાં અનેક પંથો પડી ગયલાં આપણે જોયાં છે, ને તેવા પક્ષકારો આ સમાધાન ને સંક્ષેપ લખાણ વિષે અનેક અપવાદો મુકી અમારા અવગુણનું વિવેચન કર્યા કરશે. પણ તેવાઓએ જાણવું જોઈએ કે મેં કાંઇ ધર્મ ચલાવવાને સારૂં આકૃત્ય કર્યું નથી, પણ સત્ય મુળતત્વની વેહેંચણી કેવા પ્રકારના જ્ઞાનમાં મતવાદીઓ એ કરી તે દેખાડી મત પક્ષોના ભેદ દુર કરાવી, સંપમાં વધારો કરવા ધારૂંછું તેથી બોલો સાહેબો મેં શું ખોટું કર્યું. વાસ્તે દોષ ન દેતાં સત્ય મુળતત્વની ખુબી ને ધ્યાનપર લેશો, ને તમારી મતપક્ષવાળી બુદ્ધિ નષ્ટ થાઓ, એવું હું સર્વજ્ઞ પરમાત્મારૂપ આત્મા પાસે માગુછું તે મને પ્રાપ્ત થાઓ ડસ્તુ.

હવે ઉપરના નનામારૂપ સત્ય મુળતત્વને વિષે અનેક નામવાળી યોજનાઓ પોતાના કલ્પિત જ્ઞાનથી શાસ્ત્રાકારોએ કરી, પણ તેને વિષે શીવ જીવ વિગેરે કોઇ નથી. પણ એ શબ્દોની ઉત્પત્તિ કરી એના ન્યારા ન્યારા અર્થો આપણે આપણા હૃદયમાં દ્રઢ કરી કલ્પનાથી કલ્પિતને સત્ય માનીએ છેયે, તેથી એ શબ્દજ્ઞાનને ગ્રહણ કરવાની આપણા હૃદયમાં જે ટેવપડી ગઇછે. તેજ ટેવ આપણને અનેક વિચારોમાં ભટકાવેછે, કેમકે શ્રુતિઓમાં કહ્યુંછે કે વાણીથી ઉચ્ચાર કરેલા શબ્દો ફકત વિકારમાત્ર છે. એટલે વાણીથી જેટલા સારા નઠારા શબ્દો ઉત્પન્ન થાયછે, ને તે શબ્દોનો જ્યારે આપણે આપણા મનમાં મનોમન જ્ઞાનથી સારો વા નઠારો અર્થ કરીએ છેયે કે તેથી આપણને મોટું દુઃખ થઇ પડેછે. તેના કરતાં એ વિકારરૂપ શબ્દોના અર્થ જ્યારે ન કરીએ ત્યારે શું આપણને ઉપર પ્રમાણેનું દુઃખ થવાનું કે? ના ના કદી નહી, તેથી પ્રત્યેક શબ્દના ભિન્ન ભિન્ન અર્થ જે આપણા હૃદયમાં શબ્દોત્પત્તિ થતાંની સાથે થઇ આવેછે એ અર્થોત્પત્તિના સ્વભાવને ભ્રાંતિજ્ઞાન વેદાંતમાં કહ્યુંછે, જેથી એ અર્થોત્પત્તિ કરવાની જ્યારે ટેવને આપણે છોડી દઇએ ત્યારે મનોકલ્પિત વિચારની જાળ પ્રગટ થતી નથી, પણ આપણા અંતઃકરણમાં શાંતી દરશાયછે. છતાં એ શાંતીથકી પ્રત્યેક શબ્દો આત્મભાવના જ્ઞાનને પ્રાપ્ત કર્યા કરેછે. ને ત્યારે આપણામાં સર્વજ્ઞપણું એકદમ ઉદય થઇ આવેછે, ને જેના અનુભવથી પ્રત્યેક શબ્દના જ્ઞાનવિષે સર્વજ્ઞતાના પ્રશ્નો કરી શકાયછે. આ સર્વજ્ઞ પ્રશ્ન એવા હોયછે કે જેમાં આત્મતત્વની ખુબી રહેલી દરશાયછે. તેથી આ જગ્યાપર તેનો પ્રશ્નો. ટાંકયાંછે. પ્રશ્નો સર્વથી અદ્રષ્ટ ચીજ કહી? જેની આગળ અનંત કોટ બ્રહ્માંડપણ એક તૃણના વજનથી પણ હલકાં છે, તે કયો પદાર્થ? જેમાંથી ગરમી આવતી નથી એવી અગ્નિ કયી? ગરમ છતાં થંડી આપે એવો પદાર્થ કયો? થંડુ છતાં ગરમી આપે એવું પાણી કયું ? નીચ ને સર્વ ઐશ્વર્ય આપીશકેછે! એવો, એવકુફ રાજા કયો? કોઇને પ્રાપ્ત ન થાય એવી નિંદ્રા કયી! એવો પ્રકાશ કયોછે કે કોઇના જોવામાં આવતો નથી? એવો અંધકાર કયોછે કે સર્વત્ર રહયો છે! સદા ગાંડો કોણ છે? બીજ વિનાનું વૃક્ષ કયું? વગર પાયાપર ઘર કયું? સદા ચાલે પણ

ડગ ભરતો નથી એવો મુસાફર કયો? હાથ, પગ વિગેરે જેને અવયવ નથી એવો પુરૂષ કયો? કયી સ્ત્રીના ગર્ભમાં આ સર્વ સૃષ્ટિ રહીછે? (અવિદ્યા) કોઈ પણ જાતની વસ્તુ પોતાની પાસે રાખતો નથી એવો સાધુ કયો? હાડ, માંસ ને કાયા વગરનું પક્ષી કયું? માબાપ વગરનો પુત્ર કયો? સર્વ પોલાણથી રહિત પોલાણ કયું? એવું બુંદ કયુંછે કે જેની લ્હેર તે આ અનંતકોટ બ્રહ્માંડ? માહા ભયંકાર જગ્યામાં બેઠો એવો હિંમ્મતવાન કોણ? વગર ભણે આવડે એવી વિદ્યા કયી? મિથ્યામાંથી સત્ય દરશાય એવું જ્ઞાન કયું? આંખ વગર પરખાય એવો હીરો કયો? કયા કુશમાંથી તાંદુલ નિકળે છે? નિસ્વાદરૂપ ફળ કયું? સારાંશ કે આ તમામ પ્રશ્નો એક આત્માના સ્વભાવની સર્વજ્ઞતાવાળી ખુબીને દરશાવે છે. છતાં એક આત્માના વ્યાપકપણા વિષે આ સૃષ્ટિના સર્વ પ્રાણીમાત્રો વા પ્રત્યેક પદાર્થોના ગુણ દોષોની પરીક્ષા થઇ આવેછે, તેથી એને સર્વ શકિતમાન કહેચો છે. તોપણ એ સર્વ શકિતઓ એણે કેવા પ્રકારથી ધારણ કરેલી છે તે યથાર્થ દ્રશ્ય થવું જોઇએ. તસ્માત્ એને વિષે ગુપ્તજ્ઞાનીઓ કહેછે કે આ વિશ્વના અનેક આકારો આત્માના અવિભાજય સ્વરૂપમાં કોણે પ્રગટ કરી દેખાડયા. એ વિષે કહેછે કે, એવા પ્રકારના દ્વૈતભાવનું દેખાડનાર આત્માનું સંવેદન છે, તેથી એ સંવેદન સર્વ સૃષ્ટિનું મુળતત્વ હોવાથી એની ચેષ્ટાપર ધ્યાન આપવા થકી સર્વ ખુલાસો આપણને મળેછે. તે એવી રીતે કે આપણું અંતર્યામિ આત્માનું સંવેદન આપણા અંતઃકરણમાં જેવા પ્રકારની સ્ફુર્ણા કરે કે તેવા પ્રકારમાં આપણી હૃદયગત્ પ્રેરણા ઇંદ્રિયોને રસ્તે શબ્દોત્પત્તિ કર્યા કરેછે, ને જેવા શબ્દનો ભાવ હૃદયમાં તે પ્રેરણા દ્રઢ કરે કે તેને અનુસાર સૃષ્ટિમાં અમુક આકૃતિ દરશાય છે. સારાંશ કે, જેવા પ્રકારમાં આપણું સંવેદન અંતઃકરણમાં દ્રઢતાથી અમુક ભાવમાં ચિંતન કરેછે, કે તેવીજ રચના આદ્રશ્યરૂપ સૃષ્ટિમાં હાજર થએલી તેને દેખાય. તે એવી રીતે કે એક પ્રસંગે હું નિર્વિકાર નિંદ્રામાં પડયો હતો. ત્યારે મારા આત્માના સંવેદનનો પ્રવાહ સ્થિર રહેલો જણાતો હતો. છતાં થોડા વારમાં તે પ્રવાહ ચલિત થયો કે મને એક સ્વપ્નું દરશાયું, તેમાં આ જાગૃત સૃષ્ટિના જેવીજ સ્વપ્નાની સૃષ્ટિનો ભાસ યથાર્થ પડયો, ને તે સ્વપ્ન સૃષ્ટિમાં ઉપલા પ્રવાહે મારા હૃદયમાં વિચાર કરાવ્યો કે આપણે કાશીની યાત્રા જઇએ. આ વિચારથી હું કાશીમાં આવ્યો. બાદ હું જાણે ત્યાં માંદો પડયો, એવા વિચારથી માંદો પડેલો દરશાયો. પછી દેશ જવાના વિચારથી હું દેશમાં આવવા નીકળ્યો. તેવામાં વિચાર થયો કે જંગલ આવે તો સારૂં, જે ઉપરથી જંગલ આવ્યું. પછી વિચાર થયો કે વાઘ આવશે ત્યારે! એવા વિચારથી વાઘ આવતો દીઠો. પછી સંકલ્પ થયો કે એ આપણને ખાઇ જશે ત્યારે! એવા સંકલ્પથી વાઘે મને ખાવા માંડયો. પછી સંકલ્પ થયો કે હું જાણે મર્ણ પામ્યો. એવા સંકલ્પથી હું મરી ગયલો પોતાને જણાયો. છતાં મર્ણ પામવાના સંપૂર્ણ દેખાવથી ઉપલો સ્વપ્ન પ્રગટ કરીઆપનાર

સંકલ્પ નષ્ટ થઇ ગયો. કે તરત હું જાગી પડયો, ને મારા અંતરમાં ઉપલા અનુભવથી વિચાર કરવા લાગ્યો કે આપણા આત્માના સંવેદનના પ્રવાહની કેટલી ખુબી છે, કે તેણે અનેક સંકલ્પો કરાવી તે સંકલ્પ પ્રમાણે કેવી રચના દેખાડી. જુઓ તો ખરા કે આ બાહેરના વિશ્વની તમામ રચના આપણી કાયામાં એકદમ પ્રવેશ કરાવી દીધી. પણ નહી નહી, આ જાગૃત જગત્ જાગૃત ભાવના દ્રઢ થએલા સ્થુલ દેહવાળા સંકલ્પ ને દેખાયા કરેછે ને આ જગત્ સ્વપ્નભાવના દ્રઢ થએલા સંકલ્પને દેખાયું, આ ઉપરથી મારા હૃદયમાં નિશ્ચ થયું કે જાગૃત વા સ્વપ્ન દેહવાળા સંકલ્પને દેખાયા કરેછે, ને આ જગત્ સ્વપ્ન ભાવના દ્રઢ થએલા સંકલ્પ ને દેખાયુંછે. આ ઉપરથી મારા હૃદયમાં નિશ્ચ થયું કે જાગૃત સ્વપ્ન વિગરે જેટલાં જગતો જે આપણને દેખાયા કરેછે, તે આપણા આત્માના સંવેદનીક પ્રવાહની આકૃતિ છે, ને તે આકૃતિમાં આપણા પ્રવાહના પ્રગટ થતા સંકલ્પો વ્યહવાર ચલાવ્યા કરેછે. સારાંશ કે આત્માના સંવેદનનો પ્રવાહ આપણા અંતઃકરણમાં અનેક સંકલ્પે દ્રઢ થયો. ને ત્યાં દ્રઢ થઇ જેવા જેવા ભાવો પ્રગટ કર્યા, કે તરત તેવા ભાવોના સંકલ્પને અનુસાર તેવા આકારને તેવી રચના પ્રત્યક્ષરૂપે સ્વપ્નાની વા જાગૃતની ઇંદ્રિયોને દેખાય છે. જે ઉપરથી કાશીવાળો સંકલ્પ કાશીરૂપમાં ઇંદ્રિયોને દેખાયો. બાદ માંદા પડવાના સંકલ્પથી માંદા પડયા. દેશમાં જવાના સંકલ્પથી જવા નિકલ્યા. જંગલવાળા સંકલ્પે જંગલ દેખાડયું. વાઘવાળો સંકલ્પ વાઘના આકારે ખડો થયો. ખાઇ જવાના સંકલ્પે વાઘ ખાયછે એવો દેખાવ દેખાડયો. મરવાના સંકલ્પે મર્ણરૂપ બનાવી દીધો. પછી સ્વપ્નાવાળાં સંવેદનનો પ્રવાહ નષ્ટ થવાથી જાગતવાળા સંવેદનના પ્રવાહપર નજર પડી, કે જેથી જાગવાનાં સંકલ્પેકરીને જાગૃત અવસ્થાને પ્રાપ્ત થયા. સારાંશ કે સંવેદનના પ્રવાહમાંથી જેવા જેવા સંકલ્પો અંતઃકરણમાં દ્રઢ થતા જાય, કે તરત તેવાજ ભાવમાં તે સંકલ્પ આ જગત્માં તેવાજ વિચારથી હાજર થઇ અનુકૃતિ કરી બતાવેછે. તેથી આ સૃષ્ટિના પ્રાણીમાત્રોને એમાંના અનેક પદાર્થો, ને તે પદાર્થોમાં જે ગુણદોષ વ્યાપેલા આપણને આ જગત્માં પ્રત્યક્ષરૂપે દેખાયછે. છતાં આ સર્વ પ્રકારની અસંખ્યકૃતિ જે રચાઇ રહીછે તે સો આપણા અંતઃકરણમાં દ્રઢ થએલા વિચારોનો પ્રતિબિંબ બાહેરના પદાર્થાકૃતિમાં ભાસેછે, બીજું કાંઇ ભાસતું નથી. કેમકે આત્માજ આ જગત્રૂપે રહેલોછે, એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે આ જગત્માંની તમામ કૃતિ આત્માના સ્વરૂપની રમણીયતા ઉપરથી પ્રગટેલી છે. કેમકે આત્માનુ અંતરમુખ બાહ્ય પ્રતિત થાયછે, એ શ્રુતિથી તમામ સૃષ્ટિ વ્યહવાર આત્માના વ્યહવાર પ્રમાણેજ ચાલેછે એ નિઃસંશય બીના છે.

આ ઉપરથી સિદ્ધ થયું કે આત્માના સંવેદનના પ્રવાહે અંતઃકરણમાં અસંખ્ય સંકલ્પો દ્રઢ કરવાથી તે સંકલ્પો જેવા પ્રકારના ભાવથી આત્માનુ ચિંતન કરે, કે તેવા પ્રકારમાં અતંરમાં વ્યાપેલો સંવેદનનો પ્રવાહ ચલિત થાય.

ને તે અલિતપણાનું રમણ ઇંદ્રિયોને આ જગતાકૃતિમાં પ્રત્યક્ષરૂપે દેખાયછે, તેથી આપણા સંવેદનના પ્રવાહનું નામ ચિંતનમણી વા ચિંતામણી કહેવાયુંછે. તેથી આ વિશ્વમાંના કેટલાંએક મનુષ્યો ઇશ્વરને ચિંતામણી નામથી બોલાવી તેની શેવા પુજા કરેછે. તેમજ એ સંવેદનરૂપ પ્રવાહમાં જેવા પ્રકારનું કલ્પતા ગયા, તેવી રચના રચાતી દરશાઇ, તેથી એ આત્મારૂપી ઇશ્વરને આ જગત્‌ના લોકો કલ્પવૃક્ષ નામથી બોલાવેછે, કારણ કે આ સૃષ્ટિ રચનાની સર્વ ચમત્કૃતિઓ સંવેદનના પ્રવાહના સંકલ્પ યોગે પ્રગટ થતી જોવામાં આવેછે. તેમ એ સર્વ શક્તિમાન કહેવાયછે, કારણ કે સર્વ શક્તિમાન પદાર્થમાં તમામ શક્તિ દરશાઇ આવે છે. ને તેને વિષે તમામ શક્તિના ગુણો ઉલટ સુલટ ભાવમાં રહેછે, તેથી જેવા ગુણમાં તે પદાર્થ રહેલો હોય તેથી ઉળટરૂપમા તેની શક્તિ રહેછે તેમજ એ અંતર્યામિ સંવેદનના પ્રવાહને જેવા શબ્દથી જેવા ભાવમાં યાદ કરીએ કે તેવીજ આકૃતિમાં તે શબ્દ પ્રગટ થઇ આવેછે. તેથી આ જગ્યાપર સંવેદન પ્રવાહ આ જગત્‌ના તમામ આકારને ઉત્પન્ન કરી શક્યોછે, તેથી એને ઇશ્વર કહીએ છૈયે. આ ઇશ્વરની શક્તિના તમામ ગુણો એક બીજાથી ઉળટાં સ્વરૂપમાં રહેલા છે, વાસ્તે આપણે આપણા અંતઃકરણમાં દ્રઢ કરીને એક એવા શબ્દથી યાદ કરીએ કે ઓ ઇશ્વર તું ઘણી મુશ્કેલીથી પ્રાપ્ત થાયછે, તેથી તને હમો તીખો ધારીએ છૈયે. હવે આ જગ્યાપર તીખા શબ્દથી ઇશ્વરને યાદ કીધો, કે તરત તેણે તીખાપણાના ગુણવાળું મડાચાંની આકૃતિ પ્રગટાવી દીધી. સત્ય જોતાં આ તીખાપણાના ગુણથી તે આપણને એવી સુચના આપતા હોય કે જો તમો મને જ્યારે તીખાપણાના ગુણવાળો ધારો, ત્યારે તો જેમ મડચાં તમારાથી એકદમ ખાઇ શકાતાં નથી, તેના માફક હું તમારાથી વશ થઇશ નહી, કેમકે મારો તીખટ ગુણ એવો તો મડચાંન-ગુણથી જલદ છે કે કોઇની પણ તાકાદ એ મારા ગુણને ગ્રહણ કરવાની નથી, તેથી મારામાં મડચાં જેવી શક્તિ રહેલી છે. બાદ આપણે કડવા શબ્દથી યાદ કરીએ. ત્યારે તે પોતે આપણને દરશાવેછે કે મારામાં લીમડો, નાય. સેકટો; બામ, કાચકો વિગેહે વૃક્ષને વેળીઓને મળતો ગુણ છે. તે એવો કે હું ઉપરથી તો અત્યંત કંટાળો આપુંછું કે પીનારની જરાપણ વૃત્તિ પીવા તરફ ન થાય, પણ એક વખત તેણે કદાચ પીધો તો અંદર ગયા પછી સર્વ રોગોનો નાશ કરૂં. સારાંશ કે મારી ભક્તિ પ્રથમ એવી કડવી લાગે કે તે ગ્રહણ કરનારની ચિત્તવૃત્તિ ન થાય, પણ ગ્રહણ કર્યા પછી હું તેની અજ્ઞાનતાનો નાશ કર્યા વિના રહેતો નથી, બાદ તમોજો મને ખાટા શબ્દથી યાદ કરો ત્યારે તો મારામાં આમલીના વૃક્ષના જેવો ગુણ છે. જે ખટાશને કોઇ સ્નેહથી ગ્રહણ ન કરે, છતાં ગ્રહણ કરે ત્યારે તો સર્વ ગરમીના ઉપદ્રવોનો નાશ પચયા પછી કરી સરદી પ્રગટ કરી આપુંછું. તેમ મીઠા શબ્દથી મારામાં સમુદ્રના પાણી જેવો ગુણ વ્યાપેલો છે, કે જેની ખારાશને ગ્રહણ કરવા જતાં ઉપરથી તો હું જાણે છઠીના દુધ તોડી

પાડું. છતાં અંદર પ્રવેશ પામ્યા પછી એવું કરૂં કે જેનું સુખ કોઇને ન મળે, આ ઉપરથી મારા ગુણ ને મારી શક્તિ એક બીજામાં અવળાં રહેછે જેવાં કે મીઠામાં ખારો, ને ખારામાં મીઠો. એ મિષ્ટ પદાર્થ જે કે સાકર, ગોળ, ખાંડ, મધ, વિગેરે પદાર્થો ઉપરથી એવા તો સરસ સ્વાદિષ્ટ લાગેછે કે જેની ખુબીનું વર્ણન થઇ શકે નહી. પરંતુ અંદર પ્રવેશ થયા પછી એવા તો નઠારા બનેછે કે તમામ દુઃખનું ઘર થાયછે. સારાંશ કે આવા પ્રકારથી જેઓ મારી ઉળટ સુળટ કૃતિને યથાર્થ જાણેછે. તેઓને મારૂં ઘર વા પદની યથાર્થ જ્ઞાનની સમજ મળેછે. તસ્માત્ મારા ગુણ શક્તિ એક બીજાંથી ઉળટાંરૂપમાં છે, તેથી હું સારામાં નઠારો ને નઠારામાં સારો. અસત્યમાં સત્ય ને સત્યમાં અસત્યરૂપ. સુખમાં દુઃખરૂપ ને દુઃખમાં સુખરૂપ. જ્ઞાનમાં અજ્ઞાનરૂપ ને અજ્ઞાનમાં જ્ઞાનરૂપ. શાંતીમાં ભ્રાંતિરૂપ ભાસુછું ને ભ્રાંતિમાં શાંતીરૂપ ભાસુછું સર્વજ્ઞમાં અલ્પજ્ઞરૂપ બનુંછું.

ને અલ્પજ્ઞમાં સર્વજ્ઞ દરશાઉંછું. એવારીતે મારાં અદ્વીતીય સ્વરૂપમાં સર્વ વસ્તુઓને તેના તમામ ગુણોની શક્તિઓ સમાનપણે વ્યાપેલાં છે. તેથી એ સર્વ મારી આ કૃતિ છે. વાસ્તે હું જગત્‌ના નાના રૂપને ભિન્ન ભિન્ન ભાવે જોવાનું છોડી થઈ ઐક્ય રૂપ અદ્વૈત ભાવે જોઉ છું. એટલે મારાવિના બીજો પદાર્થ મને દરશાતો નથી. તાત્પર્ય કે, જગતને આત્મા બેઉને ઐકય ભાવે જોનારા પુરૂષોને આ અવિદ્યાકૃત રૂપ સંવેદન પ્રવાહના ચિત્રવિચિત્ર ફેરફારની ઉપાધિ લાગતી નથી. પણ એ સમદ્રષ્ટિરૂપ ઐક્ય ભાવના જ્ઞાનથી જોનારાની અંતર વૃત્તિઓ બ્રહ્માકાર બની રહે છે. ત્યારે તેઓના સ્વયં જ્ઞાનથી પ્રત્યક્ષાનુભવ એવો પ્રગટે છે કે આ મારા આત્માની જ્યોતિમા જ્યારે હું તદન નિમગ્ન થઈ ગયો, ત્યારે હું પોતે પોતાને કાંઇજ નહીં એવાં અચંચળ નીરાકારી તત્વરૂપ નિંદ્રામાં લિન્ન થએલો પોતાને દખાયો. આ સમયે આપણી કલ્પના શક્તિ બીલકુલ દરશાતી નથી પણ અખંડ મુક્તરૂપ નિદ્રામાં અદ્વૈતપણાથી સ્થિર થએલા જણાઇએ છીયે. ને ત્યાં કોઇ પણ પ્રકારનો ભાસ પડતો નથી. તોપણ આપણને ન જણાય એવી રીતે અણચિંતવ્યું એકાએક વિચારનું સંવેદન આપણી કાયામાં પ્રવેશ કરે છે. ને તે જાણે આપણને એકદમ ધકકો મારી ઉપલી નિંદ્રામાંથી કાઢી મુકતું હોય એવું મનોમન જ્ઞાનમાં આપણને સમજાય છે. જે તે સંવેદનના જ્ઞાનથી આપણે ભયભીત થઈ જતા દરશાઇએ છીયે.

આ ચમત્કારથી આપણે ઉપલાં અચંચળ નીરાકારી પદને છોડી દઈએ છીયે. જે ઉપરથી જ્ઞાનીઓ કહે છે કે, ઈશ્વરની ઇચ્છા હોય તેટલોજ વખત સ્વર્ગમાં રેહેવાય છે. વળી કહે છે કે, પુણ્યનું પરી બળ જેટલું હોય તેટલોજ લાભ મળે છે. પ્રારબ્ધીઓ માને છે કે પ્રારબ્ધમા લખ્યા મુજબ લાભ લેવાય છે. તો પણ પ્રશ્ન થાય છે કે જયાં કાંઇજ નથી, ત્યાં કલ્પનાનો ધકકાઓ કોણ મોકલ્યા કરે છે! એના પ્રત્યુત્તરમાં નાસ્તિકો કહે છે કે, આ બાહેરના બ્રહ્માંડનો વ્યહવાર ચલાવનાર જે પંચભૂતની અંદર વિજળી રહેલી છે. જેના સંયોગથી શરી-

રનાં લોહીનું હાલવું થાય છે. તે હાલવાના પ્રમાણ પૂર્વક મગજને અસર પહોંચે છે, ત્યારે મગજમાંથી કલ્પના શકિત પ્રગટ થાય છે. પણ આસ્તિકો કહે છે કે, વિજળી ને મગજ સ્વભાવે જડ છે. ને કલ્પના શકિત એનાથી જુદી છે, તેથી જડ વસ્તુમાં એવું વ્યાપકપણું સંભવતું નથી. પણ એની ઉત્પત્તિ અજ્ઞાન માંથી થઇ છે. તે એવી રીતે કે, કાંઇ નહીં એવાં નીરાકારી તત્વમાં લિન્ન થયા કે થોડા વારમાં અજ્ઞાનની યાદદાસ્તિ થઇ આવે છે. ને તેથી કરીને જન્મ જન્માંતર નું ભાન થઇ રહે છે. તેમાં પૂર્ણ જ્ઞાન મેળવવા થકી વા આત્મ જ્યોતિના પદનો અખંડ અભ્યાસ રાખવા થકી અજ્ઞાનની યાદ થતી નથી. પણ અખંડ જ્ઞાનજ દરશાયા કરે છે. એક પક્ષ કહે છે કે, જ્ઞાન ને અજ્ઞાન બેઉમાં ફેર નથી. પણ ફેર ફકત બુદ્ધિનોજ છે. તેથી સ્વર્ગ ને નર્ક એ મનો કલ્પિત છે ને મુકિત ફકત સમાધિનું નામ છે. એક પક્ષ કહેછે કે જ્યાં કાંઇજ ન હોતું ને ત્યાં અણચારી કલ્પનાં આવી હાજર થઇ એ આપણું પૂર્વનું સંચિત કર્મ છે. તેથી પુનર્જન્મ ખરોછે. એક કહેછે કે કાંઇજ નહીં ને ત્યાં કલ્પના હાજર થઇ એ ઇશ્વરની ઇચ્છા શકિત કહેવાયછે. વાસ્તે પરમેશ્વરની મરજીપૂર્વક મોક્ષ નો લાભ મળેછે. આ ઉપર વેદાંત, ન્યાય, પાતાંજળ, એ શાસ્ત્રોમાં એ હાજર થનાર કલ્પનાને ઇશ્વરની મરજી કહીછે. તેમ જરથોસ્ત, મુસલમાન વિગેરે ધર્મોમા એને ખુદાનો હુકમ કહયો છે. સારાંશ કે નાસ્તિક સિવાય તમામ ધર્મોએ એને ઇશ્વરની ઇચ્છા કહી છે. તેમ એ ઇચ્છા શકિત અજ્ઞાનમાંથી પ્રગટેછે તેથી એ અજ્ઞાન નષ્ટ[1] કરવુંજ જોઇએ, આ અજ્ઞાન રૂપ ભાવ દુર કરવામાં પો-

૧ ઉપરની મુકત રૂપ નિંદ્રામાં ઐકય ભાવે સ્થિર થઇ રહ્યા છતાં એક કલ્પના એ આપણને ચલિત કરવા માંડયા. ત્યારે નિશ્ચે જાણવું કે, આ સૃષ્ટિમાં કોઇ પુરૂષે આપણા નિંદ્રારૂપી મુકત પદનો દાવો કરવા માંડયો છે. તે સમયે આપણી સ્થિર વૃત્તિના ઐકયરૂપ ભાવને, ચલિત કરનાર જે કે પેલું આવનારૂં સંવેદન જે આપણને જણાવ્યું છે. તેને આપણે તેની ભાવનાને અનુસાર બીજા શબ્દોમાં કબુલત આપી, તે આવેલાં સંવેદનને તેના મોકલનાર તરફ રવાના કરી દેવું. તે એવી રીતે કે, જ્યારે આપણે નીરાકાર નીરંજન થઇ અચળ પદની નિંદ્રામાં પડયા છયે. તે વખતે આ આ બ્રહ્માંડમાં ઇશ્વર તરીકે તમામનો વ્યહવાર ચલાવનાર આપણે પોતેજ છૈયે. તોપણ આ સુક્ષ્મ અંતર્યામિ ભાવમાં લિન્ન થવાથી આપણી જ્ઞાન દ્રષ્ટિની આકૃત્તિ ઘણીજ નાહની થઇ ગએલી દરશાય છે મતલબ કે, આપણા દેહાભિમાની મનોકલ્પિત ભાવોવાળી અજ્ઞાન દ્રષ્ટિની જે મોટી આકૃતિ હતી, તે મટી જઇ તેજ પોતે જ્ઞાનરૂપ સુક્ષ્માકૃત્તિમાં ભાસે છે. તેથી આપણે વિષે લધિમાં સિદ્ધિનું જોર વધ્યું મનાય છે. કેમકે લધિમાં એટલે મોટુ સ્વરૂપ પડી નાહનું સ્વરૂપ ધારણ કરવું તે, તસ્માત્ એ સિદ્ધિરૂપ સ્થિતિમાં સંવેદનનો પ્રવાહ જયારે અદર્શ જ્ઞાન આપે ત્યારે નીચે પ્રમાણે મનોમન વ્યહવાર ચલાવવો. તે એવી રીત કે, આપણે જયારે સ્થિર રૂપ અચંચળ નિંદ્રાવાળા ભાવમાં લિન્ન થયા તે સમયે આત્માની અખંડ જયોતિમાં મનોમન એવી કલ્પના કરવી કે, શાંતિ આપ ને ભ્રાંતિકાળ એટલે શાંતિરૂપી (નિંદ્રાવાળું) તારૂં જે આસન છે, તે મને આપ. ને આ મારૂં ભ્રાંતિરૂપ (સ્વપ્નું) દુર કર. એવો ભાવ દ્રઢ કરતાં આપણું સંવેદન કહેવા લાગ્યું કે, આ સ્વપ્નાને જો ત્યારે આપણે સમજવું કે, આપણી સ્થિર વૃત્તિને કોઇએ ચલિત કીધી છે. તેથી આપણે પણ

**પોતાના જ્ઞાનનાં માહાવાકયોનો સિદ્ધાંતિ અનુભવ થવો જોઇએ. જેમ सत्य ब्रह्म जगत् मिथ्या.** અર્થ—નિરાકાર અચંચળ બ્રહ્મ જે છે તે સત્ય છે. ને જગત્ ભાવ ખોટોછે. એવો નિશ્ચાર્થ જ્યારે રાત્રદીવસ ઉદય થાય, ત્યારે તે પૂર્ણ

---

પોતાનો ભાવ પળટી દઇ તે ચલિત કરનાર સંવેદનને કહેવું કે, દુઃખ જાને સુખ થા- એટલે પેલા સંવેદનના મોકલનારને કહ્યું કે, ભ્રાંતિરૂપ સ્વપ્નાનું દુઃખ જશે ને મારા જેવી શાંતિરૂપ નિંદ્રા તને પ્રાપ્ત થશે! આ પળટાવેલાં ભાવવાળાં સંવેદને તેના અંતઃકરણમાં વાસો કીધો કે તરત તેણે પોતાનો ભાવ પળટાવી દીધો, કે તે પળટાવેલા ભાવ થકી જે કલ્પના તેને પ્રાપ્ત થાય તે કલ્પના એ આપણી કાયામાં જે રોગ હતો ને આપણી સ્થિતિ દુઃખી હતી, તેને તે કલ્પનાવાળાં સંવેદને જણાવી દીધી. અથવા તો તેનો પળટાવેલા ભાવે ઉપલી હકીગત કહી દીધી. આ ઉપરથી તેના પળટાવેલા ભાવે પ્રત્યુત્તર સંવેદનદ્વારાએ એવો આપ્યો કે, રોગ જાને ભોગ થા. આ આશીસ વચનવાળાં સંવેદને આપણી હૃદયગત સ્ફુર્ણામાં ખીરાજી હાલવા લાગ્યું, ને એના હાલવાવાળાં ચલનપણાથી ખાત્રી થઈ કે આપણો રોગ ને દરદ નષ્ટ થઇ ગયું છે. પણ એ ખબર મળી કે તરત પાછો આપણે પોતાના હૃદયમાં નીરાકારી નિંદ્રાવાળો અદ્વૈતમય ભાવ ધારણ કરી આપણા મનને કહેવા લાગ્યા કે, એ સર્વ મિથ્યા છે. રોગ ભોગ કાંઈજ નથી. એવી રીતે આપણા અદ્વૈતભાવને સ્થિર કરી દ્રઢ થયા કે તરત પેલા આવેલા સંવેદન ઉપરથી તેનામાં ભજન નહી કરવાની જે ખામી હતી, તે આપણા ભાવને માલમ પડવાથી આપણે આત્માની જ્યોતિને કહેવા લાગ્યા કે, ભક્તિ કર ને શક્તિ ધર એટલે તું મારી ભક્તિ કર ને શક્તિ ધર એટલે સમજ મેળવ. સારાંશ કે, મારી ભક્તિ બરાબર કરશે ત્યારે પૂર્ણ જ્ઞાન મળી આવશે, આ પ્રત્યુત્તર થકી તેના હૃદયમાં નિશ્ચે થયું કે, ભક્તિ કરવા થકી પૂર્ણ પદની પ્રાપ્તિ થશે! નહી તો સર્વ ફાંફાં છે આ જ્ઞાન દૃઢ કરી તેણે પોતાનો ભાવ પલટી દીધો ને આત્મા સર્વત્ર એક છે તે હુંજ છું. એવા જ્ઞાનમાં પોતાની વૃત્તિ સ્થિર કીધી. એટલામાં આપણાં શરીરને પુષ્કળ ગરમી લાગતી હતી ને પવન પણ આવતો ન હતો. એવાં પ્રકારની આપણી સ્થિતિ તેના ભાવને જણાઈ, ત્યારે તેણે આત્માની જ્યોતિને કહ્યું કે, પવન આવ ને ભવન લાવ. આ આશીરવાદ થકી આપણા શરીર તરફના ડેરામાં પવન આવ્યો. ને ભવન લાવ એટલે પવનની જગ્યા. વા આત્માનું જ્ઞાન લાવ. જેથી આપણે વિષે જ્ઞાનની ધારા પ્રગટી. એટલામાં આપણે પોતાના ભાવને અદ્વૈતાકારમાં હાજર કીધો કે તરત આપણા સંવેદનની સ્ફુર્ણાએ જણાવ્યું કે, ઉપલા માહાપુરૂષ જે મુલ્કમાં બેઠા હતા, ત્યાં વૃષ્ટિ થતી નહોતી. તે ઉપરથી આપણે જ્યોતિને કહ્યું કે, વરસાદ આવ ને પરસાદ લાવ એટલે પુષ્કળ વરસાદ આવ ને પરસાદ નામ અન્ન ઘણું પાકો. આ હુકમ થકી તે મુલ્કમાં પુષ્કળ વૃષ્ટિ થઈ ને અનાજ પાણી ઘણાં થયાં. આ આશીરવાદ આપતી વખતે ઉપલા માહાપુરૂષના પળટેલા ભાવે આપણાપર મૃત્યુનો અમલ થતો જોયો હશે! તે ઉપરથી તેણે જ્યોતિને કહ્યું કે, મોત જા ને બોત થા. એટલે મૃત્યુ જાઓ ને દીર્ઘાયુષિ બનો. આ જ્ઞાન થતાંની સાથે આપણો ભાવ અદ્વૈતમય બનાવ્યો. કે તરત તેની છુપી કદરૂપી ને રાજ્યની વાંસના તેના હૃદયમાં હતી તે જણાઈ. કે તરત આપણે જ્યોતિને કહ્યું કે, રાજ મળો ને કાજ ઢળો. એટલે રાજા થાઓ ને ખુબસુરતી મળો. આ આશીરવાદ થકી તે માહાપુરૂષ એકદમ રાજા થયો ને તેની મુર્તિ તેજસ્વી થઇ આવી.

**મોક્ષ ભાગી થયો કહેવાય. કેમકે અદ્વૈત પરમાર્થરૂપ છે ને નાના રૂપ જે દ્વૈત છે તે અદ્વૈતનું ભેદ (કાર્ય) છે. તેથી અદ્વૈતરૂપ આત્મા દ્વૈત ભાવે કરી વિરોધને પામતો નથી. તે આ માંડ્યુકયોપનિષદ્‌ના ત્રીજા પ્રકરણનો મંત્ર દરશાવેછે.**

---

સારાંશ કે, એવી રીતે ગુપ્ત જ્ઞાનીઓ આત્માની જયોતિના તેજોમય સ્વરૂપમાં પોતાની કલ્પનાને ઐક્યપણાથી મેળવી મનોમન સ્ફુર્ણ પ્રવાહે જગત્ ચક્રનો ફેરફાર કર્યા કરે છે. તેથી એ જ્ઞાન પોતાની સમજને અનુભવપર આધાર રાંખી રહેલું છે. એનું વર્ણન બીજાને કહી શકાતું નથી. કેમકે સત્ય જોતાં એક અદ્વૈત પદાર્થ સત્ય છે એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, એક આત્મા સિવાય બીજું કાંઇજ નથી. તેથી વિદ્વાનો પ્રશ્ન કરશે કે, ઉપરનાં ખુલ્લાસામાં અજ્ઞાન નષ્ટ કરવાનું કહ્યું. પણ સમજવું કે આપણા આત્માના કિર્ણોમાં આત્માનો પ્રતિબિંબ પડવાથી તે પ્રતિબિંબ ચિદાભાસદ્વારાએ કલ્પના કરવા લાગ્યો. આ કલ્પનારૂપ અજ્ઞાનમાં અનેક ભાવોને તે પ્રતિબિંબરૂપી જીવ કલ્પવા મંડયો. તેથી કરીને જીવ, ઇશ્વર ને આત્મા એવા ત્રણરૂપ ગણવાં પડયાં. પણ એ જીવ એમ સમજે કે સર્વત્ર આત્મા એક છે ને આ કલ્પના રૂપી માયાને હુંજ પ્રગટ કરી શકું છું. છતાં હું પોતે શુદ્ધ આત્માનું પ્રતિબિંબ છું તેથી આત્મા મારાથી ભિન્ન નથી. વાસ્તે આત્માનો જે સ્વભાવ છે તેજ હું પોતે છું. પણ હું તેનાથી જુદો છું એ મારો વિચાર તદન અજ્ઞાનમય છે. તેથી હું જીવજ શીવરૂપ આત્મા છું. મારા સિવાય બીજી વસ્તુ નથી. એવા અદ્વૈતરૂપ પૂર્ણ આત્મ બોધીક ભાવમાં લિન કરવા સારૂં ઉપરની અજ્ઞાન નષ્ટ યોજના ગુપ્ત જ્ઞાનીઓએ કરી છે.

કેમકે આપણો આત્મા સર્વત્ર એક છે. તેના શુદ્ધ સ્વરૂપની જયોતિના કિર્ણોના કોઇ ભાગમાં અવિદ્યા પ્રકાશી રહી છે. આ અવિદ્યાએ આત્માને દેહથી ભિન્ન માન્યો, તેથી દેહને જગત્ એવી બે આકૃતિ દરશાઇ. ને તેના કોઇ ભાગમાં પંચમહાભૂત વ્યાપી રહેલા છે. એ વ્યાપક થનાર અવિદ્યાના સ્વરૂપમાં આત્માનો પ્રતિબિંબવાળો જીવ જે રહેલો હતો, તેણે પોતાનો દ્વૈતભાવ રજુ કીધો. આ દ્વૈતભાવ અવિદ્યા સંબંધથી મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એટલાં તત્વરૂપ પ્રગટ કરી દીધો. સારાંશ કે, જીવના સંવેદનવાળા સ્વભાવથી અવિદ્યા અનંત વૃત્તિનાં સ્વરૂપમાં ખડી રહી. ને પેલો ભાવ કલ્પનારૂપે અનેક વૃત્તિઓમાં અનેક રૂપે ખડો થયો. તેમાં એ કલ્પના દેહને વિષે સ્ફુર્ણ પ્રવાહમાં હાજર થઇ ને આ બાહેરના જગત્‌માં શબ્દાકારમાં દેખાવ આપ્યો.

આ પ્રમાણે અવિદ્યા અનેક વૃત્તિરૂપે આચ્છાદન કરી રહેવાથી ને જીવના દ્વૈતરૂપ ભાવના સંવેદન થકી ઉપલાં મન, બુદ્ધિ વિગેરે તત્વોમાં જુદા જુદા વિચારો દઢ થવા થકી કલ્પના અનેક શબ્દાકારે સ્ફુરવા લાગી, ને આ સ્ફુર્ણ રૂપ ભાવને અનુસાર ઇંદ્રિયો આ બાહેરના અનંતાકારી આકારથી સ્થુલદેહ પર્યંતના વિશ્વને જોવા મંડી. તેથી કરીને આપણા અંતઃકરણમાં વ્યાપેલી દ્વિત વૃત્તિઓ આ દ્રશ્યરૂપ જગત્‌માં સારૂં નઠારૂં પાપ પુણ્ય સુખ દુઃખ, લાભ અલાભ પ્રત્યક્ષ મળતાં દેખાડે છે. આ સ્ફુર્તિના દ્વિતપણાથી કલ્પના યોગે જીવ જગત્‌ને સત્ય માને છે. તેમાં અંતઃકરણને વિષે એ સ્ફુર્તિની કલ્પના બે માર્ગમાં વહેચાઇ જાય છે. તસ્માત્ એ માર્ગનાજથ્થાને વિષે એ કલ્પના આત્મજ્ઞાન રૂપી નિર્વિકાર શુદ્ધને પવિત્ર માર્ગનું વિવેચન કરી બતાવે છે ને બીજા માર્ગના જથ્થાને વિષે એ કલ્પના દેહાભિમાન રૂપી અશુદ્ધ ને અપવિત્ર માર્ગનું જ્ઞાન આપે છે. આ વૃત્તિ દઢ સ્ફુર્ણ થકી આ સૃષ્ટિમાં દ્વંદ્વ પ્રકારની કૃતિમાં ભાસી રહી છે. સારાંશ કે, જડ, ચૈતન્ય, પ્રકાશ, અંધ-

# मंत्र. ९७.

**अद्वैतं परमार्थो हि द्वैतं तद्भेद उच्यते।**
**तेषामुभयथा द्वैतं तेनायं न विरुध्यते॥**

અર્થઃ—જેથી અદ્વૈત પરમાર્થ રૂપછે ને નાનાત્વ રૂપ દ્વૈત અદ્વૈતના ભેદરૂપ

કારરૂપ દ્વંદ્વ પ્રકારનો ભાસ્ય દેહ બંધારણાના યોગે વૃત્તિઓએ દેખાડયો છે. તેથી માનુષ્ય વર્ગમાં બે પક્ષ થઈ પડયા છે, ને તેમાં તેની દ્રઢતાના નિશ્ચાર્થ પ્રમાણે સુખ દુઃખ, લાભ અલાભ, મળતા જાય છે સારાંશ કે, જે માર્ગ વિષે તેનો નિશ્ચાર્થ હોય તે માર્ગને તેની વૃત્તિ સત્ય માને છે, આવા પ્રકારના યોગથી સ્વતંત્ર પ્રતિબિંબરૂપી જીવાત્મા અવિદ્યાના સાધનથી કલ્પના રૂપમાં જગત્ પેદા કરે છે. તે પેદા કર્યા બાદ પોતેજ તેને વિષે મનોમન મિથ્યા આનંદ પામે છે. ને એ મિથ્યા આનંદ ને સત્યાનંદ તરીકે પોતેજ માન આપે છે. ને માન આપી તેને કાયમ રાખવાનો પ્રયત્ન પોતેજ કરતા જાય છે. આ સર્વ તોફાન કલ્પનાના યોગથી ચલાવતાં જીવ પોતાનું અસલ આસન જે આત્મપદ તેને ભુલેછે ને ભુલ્યા પછી કલ્પિત કલ્પનાની જાળવાળી ઉપાધિ ઉભી કરી તેનું દુઃખ રડતો ફરે છે.

આ સર્વ અંતર્યામી આત્મવૃત્તિની કલ્પનાઉપર ધ્યાન આપતાં જીવની ભુલે સંસાર પેદા કીધો, કેમકે જીવને દેહાભિમાની જ્ઞાનથી વૃત્તિઓનું ચલન વળણ જે જીવના અંતઃકરણમાં માલમ પડતું હતું, તે ચલન વળણને જીવની દ્રઢતા આ બાહેરના જગતમાં ઈંદ્રિયોની મારફતે દેખાડતી હતી, તેથી જીવ એમ સમજ્યો કે આ વિશ્વના સર્વ પ્રાણિમાત્રોના સંસારનો ચલાવનાર કોઈ બીજો પદાર્થ છે. પણ સત્ય જોતાં જીવની વૃત્તિઓનું રમણ તેજ આ સંસાર છે. સારાંશ કે આપણી વૃત્તિ અંતઃકરણમાં દ્રઢ થઈ એટલે આપણે અવતર્યા જેથી જીવને એવું અજ્ઞાન થયું કે હું દેહધારી આત્માછું. આ અજ્ઞાન સાથે જીવની વૃત્તિઓને સ્નેહ થયો, ત્યારથી સ્ફુર્ણાની કલ્પના જે જે વિચારો દરશાવે, તે સર્વને એ જીવાત્મા સાચા માની ચાલવા લાગ્યો. તોપણ એ જીવાત્મા એમ સમજે કે, હું તો શુદ્ધ, ચિદ, આત્મા, અદ્વૈત, નીરાકાર છું, પણ ઉપલા વૃત્તિરૂપ અવિદ્યાના અજ્ઞાનરૂપ આવર્ણથી સાકાર દ્વૈતરૂપે પોતે પોતાને જાણી બેઠો છું. તેથી કરીને આ નાશવંત કલ્પિત સંસારની શરૂઆત મારાથી થઈ આવી. તોપણ સત્યજ્ઞાને જોતાં એ સંસાર કાંઈ નાશવંત નથી, કેમકે જ્યાંસુધી આપણી કાયામાં સ્ફુર્ણ પ્રવાહ છે ત્યાં સુધી એ સંસાર વિશ્વાકૃતિમાં ભાસ્યા કરશે. પણ જો એ સ્ફુર્ણ પ્રવાહને બંધ કરીએ ત્યારે એ સંસાર નષ્ટ થએલો દરશાયછે. તેથી આપણો મનો કલ્પિત કલ્પનાવાળો સંસાર નાશવંત છે. પણ જ્યારે સ્ફુર્ણ ભાવથી આ વિશ્વની રચના કલ્પના એ દેખાડી, ત્યારે એની મઝા જીવને પસંદ પડવાને લીધે રેહેવાની ઈચ્છા થઈ, તેથી જીવે મનોકલ્પિત કલ્પનાની જાળને ફેલાવી, ને તેને વિષે જુદા જુદા ભાવો વ્યાપક કરી દીધા, આ વ્યાપક થએલા ભાવના સંયોગથી કલ્પનાએ પોતાના સામર્થ્યના બળે કરીને હુન્નર, કળા, કૌશલ્ય, ધંધા, રોજગાર, ધર્મ, નીતિ, કાયદો, કાનુનો પ્રગટ કરી બતાવ્યા. ને તેના આધાર પર સર્વ વ્યાહવારો ચાલુ કીધા. હવે જીવની કલ્પના અલ્પ મુદતની હોવાથી એ વ્યવ્હારીક સંસાર થોડી મુદતનો થયો. તેથી જીવ કલ્પનાને પેદા કરે છે ને પેદા કર્યા બાદ પાળણ કરેછે, ને પાળણ કર્યા પછી નાશ પણ કરી શકે

**કાર્ય છે. કેમકે એકજ અદ્વિતીય તેજને સૃજવા લાગ્યો એ શ્રુતિથી તેમ સમાધિમાં. મુર્છામાં સુષુપ્તિમાં દ્વૈતના અભાવથી ચિત્તના સ્ફુરણનો અભાવ રહેલોછે. મતલબ કે દ્વૈતના નષ્ટ થવાથી અદ્વૈત કાયમ રહેછે. તેથી અદ્વૈતનું કાર્ય દ્વૈત છે પણ**

---

છે. ને સ્વયં શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા તો સાક્ષી રૂપે રહીને જીવની રચેલી કલ્પિત સ્ફુર્ણ સૃષ્ટિની ઉપલી ગમતને જોયા કરે છે. તેથી આત્મા અલગ, અગોચર કેહેવાયોછે. છતાં હું પ્રતિબિંબ રૂપી જીવ મારી કલ્પિત કૃતિના ચિત્રવિચિત્ર મિથ્યા નિયમે કરીને કલ્પના રૂપી અનેક સંસાર પ્રગટ કરૂં છું. તેથી હું ઉત્પન્નકર્તા, પાળણકર્તા ને નાશકર્તા, આદિ, મધ્ય ને અંતથી રહિત એ સર્વ કલ્પિત જાળનો જ્ઞાતા છું. તેથી એ કલ્પના મને લેપન થતી નથી. જેમ પાણીમાં અનંત પરપોટા થયા કરે છે, તેમ અવિદ્યારૂપી પાણીની અંદર કલ્પનારૂપી પરપોટાઓ આખુંરે અવિદ્યારૂપજછે. તેથી એ બેઊ ઉપજ્યા ન ઉપજ્યા બરાબર છે. એજ પ્રમાણે આપણે વિષે કલ્પના ઉપજી ન ઉપજી બુરાબરછે. તે એવી રીતે કે મેં વકીલ થવાની કલ્પના કરી, ને એ કલ્પનાનું પાળણ કરવા સારૂ હું વકીલાતના કલ્પિત ગ્રંથોનું કલ્પના પાસે મનન કરાવું. ને વકીલ લોકોને પરીક્ષા આપું. તેમાં પરીક્ષકને દરશાવું કે તમો જેવા કલ્પિત કાયદામાં પ્રવીણ છો તેવો હું પણ થયો છું. ત્યારે તે કલ્પિત ગ્રંથોને આધારે મારી કલ્પનાની તપાસ કરે. આ તપાસમાં હું બરાબર સાચો ઠર્યો એટલે વકીલની પંક્તિમાં સર્વ પ્રજાએ ગણવા માંડયો. ને મેં એ ધંધાથી મારી ઉપજીવિકા ચલાવી. બાદ મેં એ ધંધો છોડી મારી કલ્પનાને વેપાર સંબંધી જ્ઞાન આપ્યું. ત્યારે સર્વ પ્રજા મને વેપારીની પંક્તિમાં ગણવા લાગી. પછીથી મેં મારી કલ્પનાને ખેતી કરવા શિખવી. ત્યારે હું ખેડુત સંજ્ઞામાં ગણાયો. સત્ય પુછાવો તો આ જગ્યાપર હું ખેડુત નથી, પણ મારી કલ્પના ખેડુત થઇ, તેથી જેવા પ્રકારની મારી કલ્પના તે કલ્પનાને અનુસાર હું જેવા નિયમ પર ચાલુ તે ધોરણથી હું તેવા પ્રકારનો ગણાઊં.

હાલમાં હું એક ગૃહસ્થના રૂપમાં છું તેથી સર્વ પ્રજા મને ગૃહસ્થાશ્રમી તરીકે માન આપે છે. ને એ અવસ્થામાં ગૃહસ્થના કાયદાપર મારે ચાલ્યાવિના છુટકો નથી. કદાચિત જો હું ઉળટા વળણપર ચાલું તો સર્વ જગત્ ધિક્કારે. છતાં હું એ વર્ગના નિયમને છોડી સાધુ થવાની કલ્પના કરૂં તો એ સાધુપણાના નિયમ કેવા પ્રકારના કેવા ધોરણવાળા રહેલા છે, તેનું યથાર્થ જ્ઞાન મેળવી તેને અનુસાર વરતવું જોઇએજ. ને ન વરતીએ તો એ વર્ગના લોકો ઢોંગી કહી પાસે ન આવે, એટલે હું સુખી ન થાઊં. સારાંશ કે, જેવી મારી કલ્પના, ને તે કલ્પનાને અનુસાર લાગુ પડે તેવા મારા ઢોંગ. ને તે ઢોંગમાં અનેક જાતની યુક્તિ, ચતુરાઇ, ડહાપણ ને જ્ઞાન કામે લગાડવાં પડે છે, ત્યારે હું હુશિઆર, પ્રમાણિક ને લાયક ઠરૂં. સત્ય જોતાં હું એક વખત વકીલ, બીજી વખત વેપારી, ત્રીજી વખત ખેડુત ને ચોથી વખત સાધુ થયો, આ ઉપરથી સિદ્ધ થાય છે કે, હું જેવા આકારમાં બાલ્યાવસ્થામાં હતો, તેજ મારો આકાર મર્ણકાળ પર્યંત રહ્યો. તેમાં કાંઇજ ફેર પડયો નહીં. ત્યારે તો હું વકીલ પણ નથી, વેપારી પણ નથી, ખેડુત પણ નથી ને સાધુ પણ નહીં. હું તો એક મનુષ્ય છું. પણ ઉપરનો તમામ ફેરફાર કાંઇ મારે વિષે માલમ પડયો નથી, પણ મારી કલ્પનાને વિષે જણાયો છે. તેથી મારી કલ્પના વેપારી, વકીલ, ખેડુત ને સાધુ કેહેવાઇ. પણ હું ચીદાત્મા રૂપ જીવ તો એ કલ્પનાના કર્તવ્ય કર્મનો જાણનાર, જોનાર, સાક્ષીરૂપે રહેલો છું. તાત્પર્ય કે, જેમ રૂમાંથી અનંત તાંતણા નિકળે છે

કારણ નથી, તેમ દ્વૈત વાદીઓના વ્યહવારથી તેમ પરમાર્થથી વા એ બેઉ પ્રકારથી પણ દ્વૈતજ છે સારાંશ કે, એવીરીતે તે ભ્રાંતિવાળાઓને સદાજ દ્વૈતની દ્રષ્ટિ છે, ત્યારે હમો અભ્રાંતિરૂપવાળાઓની સદાજ અદ્વૈતની દ્રષ્ટિ રહેલીજ છે.

---

તેમ એક અવિદ્યા રૂપી કલ્પિત સ્ફુર્ણમાંથી તાંતણારૂપી અનંત કલ્પના નિકળેછે. સુતરરૂપી અનંત તાંતણાં તે રૂછે. તેમ કલ્પનારૂપી અનંત તાતણા તે સ્ફુર્ણ છે તોપણ એ મિથ્યા કલ્પનાનો ઉત્પત્તિ સમયનો દેખાવ તદન ખુશ મિજાજી, મોહીની રૂપ આનંદી ને સુખકારક દરશાય છે, ને એ દેખાવ ઉપરથી આપણી વાંસના તદન સંતોષી, શાંત ને સુખી થઈશું એવી આશામાં લલચાવી ભવિષ્યના ઘરો બંધાવે છે. સારાંશ કે, જેમ મૃગજળ સત્ય જળના જેવો દેખાવ આપે છે, ત્યારે તે જળ પાસે જતાં દુરનું દુર જાય છે. તેવી રીતે કલ્પિત કલ્પના ફળશ્રુતિ ન આપતાં દુરની દુર લઈ જઈ અથડાવી મારે છે, તે એની રીતે કે, જેમ છાયામાં મિથ્યા ભૂતની કલ્પના કરવા થકી આપણને પોતાની ભાવના મિથ્યા ભૂતના ભાવમાં ખડી રહી ભય, દુઃખને પ્રાપ્ત કરે છે. એવી રીતે કલ્પનામાં સુખની આશાને વળગતાં આપણી ભાવના ભય દુઃખને પ્રાપ્ત કરે છે. તદ્યપિ એ ભય દુઃખનો ભોકતા હું જીવ નથી. પણ મારી કલ્પના છે, કેમકે સાંખ્ય શાસ્ત્રમાં જીવ પણ ઈશ્વરની માફક અભોકતા માન્યો છે. તેથી આપણો જીવ કલ્પનાના જે જે કર્તવ્ય કર્મ કરે, ચાલે ને કહે તેના સર્વ કર્મનો જોવાવાળો છે, જેથી જીવને કલ્પનાએ બેઊને લેશમાત્ર સંબંધ નથી. કેમકે વેદાન્ત શાસ્ત્રપ્રમાણે જીવ શુદ્ધ ચૈતન્ય આત્માનું નિર્વિકારી પ્રતિબિંબછે. તેથી જીવ પણ સત્ય જોતાં આત્માજ છે. વાસ્તે એ જીવરૂપ આત્મા કલ્પના ન કરે ત્યારે તો એ તદન આત્મા રૂપજ બને છે જેથી જીવાત્મા નિર્વિકાર પણાથી સર્વજ્ઞ છે. ને કલ્પના સંબંધથી અલ્પજ્ઞ છે. સારાંશ કે, જીવ પોતે શુદ્ધ આત્મા છે તેથી એ સર્વજ્ઞ પણ બની શકે છે. વાસ્તે એના મનમાં એવો વિચાર આવે કે અલ્પજ્ઞ કલ્પના કયા ધોરણને કયા કર્તવ્યકર્મથી મારી માફક સર્વજ્ઞતા મેળવે, તેની હું સાક્ષી રૂપે રહી તપાસ કરૂં છું. પણ એમ નથી, પણ ખરૂં જોતાં સર્વજ્ઞ રૂપ જીવાત્મા પોતાના ભાવો કલ્પના દ્વારાએ ફેકે છે, ત્યારે તે ફેકેલા ભાવો જીવાત્માને વ્યવહાર કરતા નજરે પડે છે આ નજરે પડવાનાં હેતુથી જીવાત્મા પોતે બંધનમાં આવી પડે છે. આ કારણથી વેદાન્ત, પાતાંજળ, ન્યાય ને વૈશેષિક શાસ્ત્રોએ જીવાત્માને અલ્પજ્ઞ તેમ સર્વ કર્મનો ભોકતા માન્યો છે. વાસ્તે એ વાત આપણાથી અસત્ય ઠરતી નથી. પણ એટલું તો ખરૂં જણાય છે કે, જીવાત્મા શુદ્ધ આત્માનું સ્વરૂપ છે, છતાં એને તમામ કર્મ લેપન થાય છે, તેથી એ ભોકતા છે. એને અભોકતા આપણાથી ન ગણાય, તેથી જીવને તમામ કલ્પના નડેલીજ છે, પણ એ કલ્પના સર્વજ્ઞ આત્માને લેપન થતી નથી. જેથી આત્મા તપાસ કરે છે કે, કલ્પના રૂપી અલ્પજ્ઞ વસ્તુ ક્યારે સર્વજ્ઞ થાય કે જ્યારે તે સર્વજ્ઞ વસ્તુને પકડી તેના નિયમ પ્રમાણે વરતે ત્યારે થાય, પણ એ કલ્પના સાથે જીવ પોતાના અહંપણાને લીધે આત્માને ગણકારતો નથી. પણ કલ્પનાદ્વારે આત્માની બરોબરી કરવા ધારે છે. તેથી હું આત્મા અલગ, અગોચર, એના સર્વ કર્તવ્ય કર્મનો જ્ઞાતા છું. મને જીવના કર્મ તદન લેપન થતાં નથી. કેમકે હું તો જીવને કલ્પના બેઊથી અળગ ને સાક્ષી છું, જીવ કાંઈ સાક્ષી થઈ શકતો નથી, પણ જ્યારે કલ્પનાનો સંબંધ છોડે ને મારા અદ્વૈતસ્વરૂપમાં અકલ્પિત ભાવે સ્થિર થાય ત્યારે એ સાક્ષીપણાના પદને પામે છે. તેથી જીવે સાક્ષી સ્વરૂપ ધારણ કરવા સારૂં તમામ વેદોક્ત કર્મપ્રમાણે આ-

તેથી કરીને ઉપલી તકરારોથી કાંઇ હમારો અદ્વૈત પક્ષ તેઓનાથી વિરોધને પામતો નથી, કેમકે ઇંદ્ર માયાકરી બહુરૂપને પામેછે, તેતો દ્વિતીયરૂપ નથી, એ

---

લવુંજ જોઇએ. કેમકે આ જગતના તમામ વ્યહવાર પક્ષો નિયમ થકીજ ઉત્પન્ન થયેલા છે. જેમાં સારા નઠારા, પાપપુણ્ય વિગેરેના નિયમો મિમાંસા શાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે સૃષ્ટિ ઉત્પત્તિ સમયથી સ્વભાવિક પ્રગટ થઇ આવેલા છે. તેથી आचारो प्रथमो धर्मः એ સ્મૃતિ વાક્ય મનાયું છે, સારાંશ કે જગતના બંધારણમાં જોવા જતાં તમામ વિશ્વ નિયમને તાબે છે. જેમાં દેહ ધર્મ જુદો, કલ્પના ધર્મ જુદો, ને ચૈતન્ય ધર્મ જુદો. આ ત્રણ ધર્મનાં નિયમો સર્વત્ર વ્યાપક છે, તેથી આચાર ને પેહેલો ધર્મ માન્યો છે. કેમકે તનશુદ્ધિ એ પ્રથમનો ધર્મ, મનશુદ્ધિ એ દ્વીતીયો ધર્મ, ને જ્ઞાનશુદ્ધિ એ તૃતીયો ધર્મ, એવી ત્રણ પ્રકારની વેદમાં શૈલી છે, તે મુજબ વરતનારાને દેહાભિમાન રૂપી દેહધર્મ નડતો નથી. પણ તેની ભાવના ઉપલા વેદોક્ત નિયમપર ચાલતા શુદ્ધ ચૈતન્યરૂપ આત્માનંદને પ્રાપ્ત થાય છે. ને આપણો જીવ કર્મ ફળનો ભોકતા હતો તે અભોકતા બને છે, છતાં જ્યાંસુધી કલ્પના શાથે વ્યહવાર કરે છે ત્યાંસુધી જીવને સર્વ બંધન નડે છે. કેમકે કલ્પના જીવની ભાવના શાથે સંબંધ રાખે છે ને એનું વ્યાપકપણું દેહાભિમાની ગુણમાં રહેલું છે. કારણ કે દેહને સુખ આપવું એ જીવનો મુખ્ય ઉદ્દેશછે, તેથી કલ્પના કરવી એ જીવનો નિત્યધર્મ છે. ને તે જીવની દરશાવેલી કલ્પના પ્રમાણે વર્તવું એ દેહનો ધર્મ છે. તેથી દેહ ને સુખ આપવાની લાલચમાં કલ્પનાના કહ્યા પ્રમાણે જીવ અથડાયો, તેથી જીવ બંધનમાં આવી પડયો. તે એવી રીતે કે, કલ્પનાએ ચોરી કરવાનું જીવને સુચવ્યું. ને જીવે સુખની લાલચથી દેહપાસે ચોરી કરાવી. જેથી દેહને શિક્ષા થઇ, આ શિક્ષાનું દુઃખ દેહને ન થતાં એની અંદર રહેલા જીવને થયું, કેમકે દેહતો જડછે. પણ જીવ ચૈતન્યરૂપ હોવાથી તેમ તેને સારૂં નઠારૂં જ્ઞાન રહેવાથી જે શિક્ષા થઇ, તે શિક્ષાની સંપૂર્ણ લાગણી જીવનેજ જણાઇ કાંઇ દેહને જાણાઇ નહી. કારણ કે સુખ દુઃખ જીવે માનેલાંછે, તેથી તેને નડયાં. ને ભોગવવા પડયાં. પણ શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા તો જીવના કર્તવ્યકર્મનો જ્ઞાતા દ્રષ્ટા ને એનાથી આકાશની માફક અળગ રહેલોછે. તેથી આત્મા સાક્ષી કહેવાયો છે. સારાંશ કે, દેહને વિષે એવી રીતના મનોકલ્પિત કલ્પનાના ચમકારા જીવના કર્મ સંબંધથી પ્રગટ થયા કરેછે, પણ સત્ય જોતાં તો જીવ એ શુદ્ધ ચૈતન્યનો પ્રતિબિંબ છે. ને કલ્પના એ તદન કાંઇજ ચીજ નથી તો દેહ વસ્તુ ક્યાંથી થઇ હોય! કેમકે સર્વત્ર એક ચૈતન્ય છે. તેમાં જડ શું! જીવ શું! કલ્પના શું! દેહ શું! એ સૌ આશ્ચર્ય! તાત્પર્ય કે શુદ્ધ ચૈતન્યરૂપ એક આત્મા તે વિષે દેહસુખ મિથ્યા, કલ્પના મિથ્યા, જીવ મિથ્યા, ને એ ઉપરથી તેના સર્વ કર્તવ્યકર્મ મિથ્યા. કારણ કે, સમાધિ, મુર્છા ને નિંદ્રા વિગેરે અવસ્થાઓમાં જડ ચૈતન્ય, જીવ, દેહ, જગત કલ્પના વિગેરેમાંની કોઇ ચીજ દેખાતી નથી. તેથી એ સર્વ અસત્ય વ્યહવાર છે. કેમકે શુદ્ધ ચૈતન્યમાં કલ્પનાનું ને જીવનું મૂળ કાંઇજ જણાતું નથી. પણ ફકત શુદ્ધ ચૈતન્યના અભાવરૂપ સ્થાનમાં દરશાયછે. આ સ્થાન ક્યાં છે! તે પણ દરશાતું નથી, તેથી અવિદ્યાને અનાદિ કહી છે. જે ઉપરથી ન્યાય, મિમાંસા, સાંખ્ય, પાતાંજળ વિગેરે શાસ્ત્રોએ અવિદ્યાના ગુણ દોષોના પૃથક્કરણો કરી તેને જીતવાના માર્ગો દરશાવ્યા છે. આ ઉપરથી પૌરાણિકોએ એ અવિદ્યાને માયારૂપ કહી, શીવ, શક્તિ, માયાબ્રહ્મ, પુરૂષપ્રકૃતિના સમાન ગુણો દરશાવ્યા છે.

શ્રુતિથી સિદ્ધ થાયછે કે, પરમાર્થરૂપ બ્રહ્મ ચૈતન્ય વાદી દ્વૈત ૧ જ્ઞાનીઓનો આત્માજ છે. આ હેતુને લીધે હમારો પક્ષ વિરોધને પામતો નથી. કેમકે અદ્વૈતના

તોપણ સત્ય જોતાં આત્મા, અવિદ્યા, ને જીવ એ ત્રણ એકજ વસ્તુના વિભાગો કલ્પેલા છે, ને તે ઉપર શાસ્ત્રકારોએ ખંડન મંડન જ્ઞાનનું દોહન દરશાવ્યુંછે. છતાં એટલુ તો ખરૂં છે કે, જીવ એ એક શુદ્ધ ચૈતન્ય આત્માનું સ્વરૂપછે. તેથી એને ઇશ્વરનો અંશ કહો, વા ઇશ્વરનું રૂપ કહો તોપણ વાજબી છે. છતાં એ જીવનો દેહસાથે સંબંધ ઇશ્વરે કરાવ્યો કે એના કર્મથી થયો કે એના સ્વભાવથી થયો કે સ્વભાવિક થયો ! એનો ખુલ્લાસો જે જે શાસ્ત્રાકારોએ જેવા જેવા વિચારોથી કર્યો છે. તેને હમો તકરારની દલીલથી નિષેદ્ધ, કરતા નથી. પણ એટલું તો ખરૂં છે કે, આપણો જીવ કલ્પનારૂપી સૃષ્ટિનો ઉત્પન્ન કર્તા પાલણકર્તા ને નાશકર્તાની શક્તિ પોતેજ ધરાવેછે. કેમકે ઉપરના વિવેચનમાં સ્ફુર્ણ ભાવે મનોમન કલ્પનાના ત્રણ કર્મ જીવે કર્યા, તેથી આપણા જીવના ત્રણ નામ પુરાણમાં પાડયાં છે તે વાજબી છે. તે એવાં કે, જયારે જીવે કલ્પના ઉત્પન્ન કરી ત્યારે જીવનું નામ બ્રહ્મા પડયું. કેમકે સૃષ્ટિનો ઉત્પન્નકર્તા તરીકે પ્રથમ પુરૂષ બ્રહ્માને ગણ્યો છે. તેમ જે સમયે જીવે પોતાની ઉત્પન્ન કરેલી કલ્પનાનું પાળણ કરવા માંડયું, ત્યારે એ જીવનું નામ વિષ્ણુ પડયું, કારણ કે સૃષ્ટિનો પાળણકર્તા બીજા પુરૂષ તરીકે વિષ્ણુને કહ્યોછે. ને જયારે જીવે પોતાની કલ્પનાને છોડી દીધી વા નાશ કર્યો, ત્યારે એનું ત્રીજું નામ શીવ પડયું. સબબ કે, સૃષ્ટિના નાશકર્તા તરીકે ત્રીજા પુરૂષ મહાદેવને ગણ્યો છે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે, બ્રહ્મા, વિષ્ણુ, ને મહાદેવ તે આપણો પોતાનો જીવજછે. એ ત્રણે નામ એના કર્તવ્યકર્મ ઉપરથી વ્યાસ ભગવાને પાડયાં છે. પણ અજ્ઞાનીઓ બ્રહ્મા, વિષ્ણુ, ને મહાદેવ એ ત્રણને સદા ન્યારા પુરૂષ સમજે છે, તે જ્ઞાન તદન આ જ્ઞાન ઉપરથી અસત્ય જણાય છે. સારાંશ કે, કલ્પનારૂપી સૃષ્ટિના નિયમોને પ્રગટ કરી ચલાવનાર ઇશ્વર તરીકે એક આપણો સ્વતંત્ર જીવાત્મા ઉત્પત્તિ, સ્થિતિ ને નાશ કરવાનુ સામર્થ્ય રાખેછે. પણ જો એ કલ્પનારૂપી કલ્પિત સૃષ્ટિ પોતાના જ્ઞાનથી પ્રગટ ન કરે તો સૃષ્ટિ વ્યહવાર નષ્ટ થએલો જણાય, કેમકે જીવ એ વ્યહવાર નષ્ટ કરે ત્યારે તો પોતે એક અનાદિ, અદ્વૈત, બ્રહ્મસ્વરૂપ પોતે પોતાને દરશાય, ને પોતે સર્વ સૃષ્ટિનું આદિ કારણ છે. એમ નિશ્ચે થાય.

૧ કેમકે ન્યાયમાં જીવ, ઇશ્વરને માયા અનાદિ કલ્પ્યાંછે. તેમાં જીવ જો ભક્તિ કરે ત્યારે ઇશ્વરના સ્વરૂપમાં લિન્ન થાય વા તો ઇશ્વરરૂપ બને, જેમ પારસને લોઢુ સ્પર્સ કરવા થકી તે લોઢું શ્રોવર્ણાકૃતિ બને છે. તેમ જીવભક્તિ કરે ત્યારે ઇશ્વરના જેવો થાય છે તો પણ વેદાન્ત શાસ્ત્રીઓ કહેછે કે, ભક્તિ મોક્ષનું કારણ નથી પણ ફક્ત ચિત્તનું રોકાણ કરતા છે. તેથી એ ભક્તિ થકી વૃત્તિઓમાં આશા તૃષ્ણાની વૃદ્ધિ થાયછે ને તેથી કરીને સ્વર્ગાદિક ભોગોને મેળવી શકે છે. આ મુળતત્વને લીધે ભક્તિ મોક્ષ આપેછે. એ સિદ્ધતા સત્યરૂપ નથી પણ મોક્ષ આપનીર ફક્ત જ્ઞાન છે. ને એ જ્ઞાન યોગ, વેદાન્ત વિગેરે શાસ્ત્રોના મનનપણા વિના પ્રાપ્ત થતું નથી. તેમ જીવ પોતે જ્ઞાને કરીને ઇશ્વર રૂપ બનેછે, તો પણ હમારા મત પ્રમાણે ભક્તિ થકીજ જ્ઞાન મળેછે. એકલા જ્ઞાનથી ભક્તિની પ્રાપ્તિ થતી નથી, પણ ભક્તિ ને જ્ઞાન બેઉ જુદા રૂપમાં નથી; પણ બેઉ એકજ રૂપે રહેલાં છે. છતાં પારસ ને લોઢું અડકવાથી તે લોઢુ સોનારૂપે બને છે એ વાત તદન ગલત છે, તેમ જીવ, માયા ને ઇશ્વર અનાદિ છે, એમ ન કેહેવાય, કેમકે શુદ્ધ ચૈતન્યરૂપ પરમાત્માના અ-

ભાવથી દ્વૈતપ્રગટ થાયછે. ને દ્વૈતના અભાવથી અદ્વૈત બનેછે. તેથી દ્વૈત અદ્વૈત એ એક શુદ્ધ ચૈતન્યરૂપ પરમાર્થ તત્વના ભાવથી પ્રગટ થએલાં છે.

---

સ્તિત્વને વિષે એ યોજના કલ્પિત જ્ઞાને કરેલી છે. તેથી એ અસત્ય છે કેમકે શુદ્ધ ચૈતન્યના સ્વતંત્ર સ્વભાવ થકી જે અવિદ્યા ભાસી છે તે અકલ્પિત ભાવે નષ્ટ થાય છે. ને જીવ ફક્ત તેના પ્રતિબિંબનું નામ છે તોપણ એ સર્વ ગણનામાં પૂર્ણ અસ્તિત્વનો ખુલ્લાસો આપવા સારૂં જ્ઞાનીઓએ મિથ્યા કરેલી છે. કેમકે એકજ અદ્વિતીય છે એ શ્રુતિથી દ્વૈત અસત્ય છે તો તેમાં જીવ, માયા ને ઇશ્વરનો સંભવ નથી. પણ એ અદ્વિતીયના અસ્તિત્વમાં ત્રણની ગણના ગપાંશ તરીકે તર્કજ્ઞાન થકી પ્રગટેલીછે. તેમ ઉપરના પારસ ને લોઢું અડકવાથી તે લોઢું સોનું થયું. એ વાત સર્વ કોઇ સાચી માને છે. પણ તે વાતને કબુલ કરનારાઓને પુછીશું કે, તમોએ નજરે જોયું ! ત્યારે તે કહેશે કે, હમોએ અમુક પુરૂષથી ખાત્રી પૂર્વક જાણ્યું છે. તેને પુછવાથી તે પણ એવીજ વાત કરશે, સારાંશ કે, પારસથી થનારા સોવર્ણની ખબર ઉત્તરોત્તર મેળવતાં સિદ્ધ થશે કે એ એક અનાદિ કાળનું સૃષ્ટિ ઉત્પત્તિ સમયથી ચાલી આવેલું ગપાટું છે. તેમ એક ઇશ્વરના સર્વત્રવ્યાપકપણાને વિષે જીવ, ઇશ્વર ને માયા ત્રણ સ્વરૂપ કાયમ છે. એ પણ એક ન્યાય જેવા તાર્કિક જ્ઞાનના ગ્રંથમાં ચાલી આવેલી પ્રમાણ પૂર્વક વાત છે. પણ જો એ વાત ખરી હોય તો વેદમાં એક ઇશ્વરથી સૃષ્ટિ બની એમ ન કહેતાં ત્રણથી સૃષ્ટિ બની એમ કેમ ન કહ્યું ! પણ ખેર! આ જગ્યાપર પ્રશ્ન થાય છે કે, જીવ, માયા ને ઇશ્વર ત્રણ અનાદિ. તો જીવને માયા અલ્પજ્ઞ કેમ થયા? ને ઇશ્વર સર્વજ્ઞ કેમ રહ્યો? આના જવાબમાં ન્યાયિકો જે દલીલ આપે છે, તેને આપણે એક વખત ખરી માનીએ. તોપણ ધર્મ પક્ષોમાં ચલાવેલી કલ્પના ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી; કેમકે પ્રત્યેક ધર્મોમાં છ શાસ્ત્રના જુદા જુદા સિદ્ધાંતો પર પોતાના વાદો ચલાવ્યા છે તેને હમો કબુલ રાખીયે છૈયે. કેમકે શાસ્ત્રકારોના સિદ્ધાન્તો એકજ પાયાપર રચાયલા છે. જેનો ખુલ્લાસો ચોથા ભાગમાં આપ્યો છે, પણ એ સિદ્ધાન્તોને બાજુપર મુકી પૈરાણિક ગાથાઓના અનર્થને મેળવી જે અજ્ઞાનમય જ્ઞાન ચલાવ્યું છે. તેને હમો જરા સુધારવાનું કહીએ છૈયે. તે એવું કે, પર્વતો શાથે મનુષ્યોએ વાતો કીધી. કુંવારી સ્ત્રીઓએ છોકરાની ઉત્પત્તિ મંત્ર બળે કીધી, સ્વર્ગમાં ગયા, દૈત્ય, રાક્ષસોને માર્યા, પરમેશ્વરે અવતાર લઇ અમુક કૃતિ કીધી, આ વાતોને સ્થુલ બુદ્ધિના પ્રાકૃત જનોએ ખરી માની, કેમકે એવી રસીક નીતીવાળી ને ડહાપણ આપનારી આનક ભરેલી વાર્તાઓ થોડીજ જગતમાં પ્રસિદ્ધ છે તેમ એઓમાં જ્ઞાન, બુદ્ધિ, અક્કલ, હુશિઆરી મેળવવાના અનેક પ્રસંગો છે. તેથી હમો એને પસંદ કરીએ છૈયે. છતાં ગામડીઆ લોકોમાં એજ વાર્તાઓ સ્વધર્મરૂપ મનાઇ બેઠી, ને તેમાં એજ વાર્તાના વર્ણન પૂર્વક ધર્મો નિકળ્યા એટલે એની જડ પાતાળમાં બેઠી. તે કેમે કરી નિકળી શકેજ નહીં.

હાલમાં સાધારણ દૃષ્ટાન્ત રૂપે ગામડાઓમાં શામળભટ કવીની બત્રીસ પુતળીની જે વાર્તાઓ વિક્રમના ચરિત્ર બાબે વર્ણાયલી છે તેને વિષે પ્રશ્ન કરીએ કે એ વાર્તા શું ખરી છે? ત્યારે તમામ પ્રજા કહેશે કે હા ! વિક્રમ સ્વર્ગમાં જતો હતો, ને ત્યાંથી પાછો આવતો હતો, ને તેણે અનેક સંકટો દુર કીધાં હતાં. એ વાત કદી પણ ખોટી નથી પણ ભાઇઓ વિચાર કરો કે વિક્રમને આજે શાલ ૧૯૪૫ વર્ષ થયા છે. ને શામળભટને આજે ૩૦૦ વર્ષ થયાં છે. ત્યારે ત્રણસો વર્ષપર થઇ ગએલા પુરૂષને ૧૬૦૦ વર્ષ પર થએલા વિક્રમની ખબર શી રીતે પડી આવી વારૂં? નાના એ તો શામળભટ કવીની ચતુરાઇ થકી

## ભાવ દર્શન.

આ એક ગુપ્તવિદ્યાનું પેહેલા ચરણનું પહેલું અંગછે. એમાં કહેછે કે ,દ્રષ્ટારૂપ અખંડ ચૈતન્ય પોતાના પૂર્ણ નીરાકારી અદ્વૈતરૂપ આનંદમાં સ્થિર છે. ને એ મારા અવિભાજ્ય સ્થિર આનંદમાંથી જે સંવેદનરૂપી ચમત્કારો [1] ફેલાયો તે

વિક્રમ પ્રખ્યાતિને પામ્યો. તેમ પુરાણકર્તા જેટલા ઋષિઓ થઇ ગયા છે તેટલાઓની ચતુરાઇ થકી પુરાણોના દેવી દેવતા પ્રસિદ્ધિને પામી ગયા છે. સત્ય પુછાવો તો છ શાસ્ત્રમાં પુરાણોના કોઇ પણ દેવોના નામો નથી, પણ પુરાણકર્તાઓએ શાસ્ત્રના પક્ષો લઇ મત બાંધી અનેક વાતો જોડી પ્રજામાં ચલાવી દીધી છે. આ ઉપરથી હમો પુરાણને ધિક્કારતા નથી પણ પુરાણ થકી પ્રજામાં ધર્મ, વિશ્વાસ, શ્રદ્ધા વિગેરે હાજર થયાં છે તેમ પુરાણિક ધર્મ થકી પ્રજામાં કુસંપ વૃદ્ધિને પામ્યો છે. આ કારણથી પુરાણીકધર્મવાળાઓ પોતાના ધર્મમાંથી વિરૂદ્ધ પક્ષ દુર કરે તો વિશેષ લાભકારી તે ધર્મ થઇ પડે. સારાંશ કે, આવાજ પ્રકારનું અંધેર, બૌદ્ધ, જૈન; ચાર્વાક, મુસલમાન, ક્રિશ્ચિયન, યાહુદી વિગેરે ધર્મોમાં ચાલેલુંછે એ ચલાવનારાઓ થકી ધર્મ આખરે ઠગ વિદ્યાનું પગથીઉ થઇ પડયું છે. તોપણ ધર્મજ્ઞ પુરૂષો ધર્મજ્ઞાન મેળવી ધર્માંધપણું રાખતા નથી. આ તમામ વિવેચનથી ખાત્રી થઇ હશે કે, જગતના તમામ ધર્મમાં આપણા પુરાણિક ધર્મના જેવું અંધેર છે. તેથી સત્યરૂપ વેદધર્મનાં છ શાસ્ત્રોના સિદ્ધાન્તોનું જ્ઞાન મેળવવું એ ઉત્કૃષ્ટ બીના છે.

૧ આ ચમત્કારો આત્માની સન્મુખ પ્રકાશ આપવા લાગ્યો. એ ચિદરૂપ સુક્ષ્મ આકૃતિ પણ આત્મા પોતેજ હતો. જેથી એ ચિદરૂપ ૐકારરૂપ પણ મેં આત્માએ ધારણ કીધું ને ત્યાંથી હું આત્મા અનંત રૂપે (ભાવે) પ્રકાશવા લાગ્યો. તેમાં અલ્પ વિરાટ (શરીર પીંજરૂં, ને માહાવિરાટ (જે કે આ પંચ મહાભૂતથી બનેલા અનંત કોટ બ્રહ્માંડ ને તેમાં વસનારા અસંખ્ય જાતના પ્રાણીમાત્રો વિગેરેના જથ્થા) નો આકાર ધારણ કીધો. ને એ બેઊ વિરાટમાં હું ૐકકાર રૂપે વ્યાપક થયો. જેમાં મેં એ વિરાટ (જગત) નો વ્યહુવાર ચલાવવા સારૂં સ્ફુર્ણ ભાવે કલ્પનારૂપ ખડું કીધું. જેથી દેહ બંધારણ થએલું દરશાયું. ને એ દેહમાં મેં મારા અનંત ભાવાભાવવાળા પ્રકાશોને ફેલાવ્યા, જેથી તેઓએ પોતાના અનંત સ્વરૂપ ધારણ કરી, કલ્પનાશાથે એક રૂપ બની પંચપ્રાણ, દેહચતુષ્ટય, ચાર વાચા, અંતઃકરણ પંચક ને દશેંદ્રિયમાં વાસો કર્યો. ને એના ફેલાયાથી ન્યારી ન્યારી ઇંદ્રિયોના જુદા જુદા ધર્મોમાં હું મારા પોતાના જ્યોતિસ્વરૂપને સારા વા નઠારા અરૂ નાહુનાવિધ પ્રકારના રંગરાગોમાં ગોઠવી બોલાવવા લાગ્યો. કેમકે મારી સ્વતંત્ર ઇચ્છા થકી મારા પ્રકાશનાર જ્યોતિરૂપ ચમત્કારાઓને ચોતરફ ફેલાવ્યા. જેથી તેઓ મને જુદા જુદા આકારે માલમ પડયા ત્યારે હું મારી પોતાની કૃતિમાં ફસી પડયો. જેમાં મેં એઓને વિષે દ્વૈતભાવ લાવી વ્યહવાર ચલાવ્યો. કે તુરત એવો ચમત્કાર થયો કે જે સમયે મારા ચમકારારૂપી પ્રકાશો ચોતરફ ફેલાયા, તેવાજ તેઓ સર્વ જગ્યાપર શબ્દાકારમાં સર્વત્ર ગાજી નિકળ્યા, તેથી કરીને હું જે ભુલો પડેલો હતો, તેને એઓ ઠેકાણાપર લાવવાને શક્તિમાન થઇશ ક્યા, નહી તો મારી અસલ જગ્યા ઢુંડી કાઢવાને મને ઘણીજ અડચણ પડેલી જણાત, પણ એ શબ્દ ગુરૂઓની કૃપાથી ઠેકાણાપર ગયો, કેમકે શબ્દનું એક સ્વરૂપ અર્થાકારમાં રહ્યું, તેથી એને વિષે લોહચુંબકનો ગુણ દેખાયલો છે. તે એવો કે કોઇ પણ શબ્દનો ધ્વનિ આપણા કાનપર આવે કે તરત તે શબ્દનો એક અર્થ આપણું ચિત્ત કરે, ને તે કરેલા અર્થના વ-

જગતાકારમાં મારી સામે રમણ કરવા લાગ્યો. જેના રમણમાં ભાવાભાવો મનોકલ્પિત અજ્ઞાન ઐક્યરૂપથી રહેલું છે. તેથી કરીને આત્મજ્યોતિમાં નિમગ્ન થવાથી એ સર્વ અજ્ઞાનાકૃતિ અસત્ય જણાયછે. ને એ અસત્યરૂપ અજ્ઞાનમાં

---

બાણુપર આપણું ધ્યાન ખેંચાય, ને તે ધ્યાન ખેંચાયાથી તે અર્થની મતલબને મળતા કોઇ પણ સ્વરૂપનાં ભાસને આપણું ચિત્ત જુએ. આ ગુણ શબ્દની સાથેજ સ્ફુર્ણ સ્થાન થકીજ સ્વભાવિક પ્રગટ થએલો છે.

આ મુળતત્વ ઉપરથી શબ્દોને ગુરૂ પદવી આપણને આપવી પડે છે. કારણ કે જેવા પ્રકારથી ઉપલા સર્વ ચમત્કારાઓ પ્રકાશાકૃતિથી બેઉ વિરાટમાં ફેલાયા, ત્યારથી એને વિષે આત્માનું જ્ઞાન વા તે જગ્યા યથાર્થ દરશાવી આપવાનું સામર્થ્ય એ ગુરૂઓમાં જણાયું ન હોત તો કોઇ કાળે મારો પતો લાગત નહીં. પણ એ ગુરૂઓ જ્ઞાની હોવાના સબબને લીધે જ્યારે એઓ મને જ્ઞાન અર્પણ કરે, ત્યારે એ સર્વેને સુખ થાય, નહીં તો એ સર્વ ગુરૂ મુર્તિઓ ઠામ ઠામ રવડયા કરે ને એનું પણ મારી માફક ઠેકાણું ન પડે તે ક્યાંસુધી ! કે જ્યાંસુધી હું આત્મપદને પ્રાપ્ત ન થાઊ ત્યાંસુધી, પણ જ્યારે હું ઉપલા પદને પ્રાપ્ત થયો કે તરત એઓ પણ મારી સાથે એક રૂપથી પ્રાપ્ત થઇ જાય, એવી રીતે એનો આધાર મારાપર ને મારો આધાર એનાપર અસલ પદના ઐક્યસ્થાનથી ઐક્યરૂપે જોડાયલો છે. તેથી કરીને પોતાને સુખ મેળવવાની જીજ્ઞાસાથી એ શબ્દ ગુરૂઓ મારૂં ઠેકાણું જલદી મને અપણુ કરે, કે તરત એઓ પણ તેજ પદમાં બીરાજી જાય છે. સારાંશ કે, સ્થિર ચિત્ત, શાંત વૃત્તિ ને દૃઢ મનનાં ધોરણ પરથી એ શબ્દ ગુરૂઓની ખુબી સ્પષ્ટરૂપે પકડાઇ આવી ત્યારે મને શાંતી થઇ; પણ એ પવિત્ર પદના શબ્દ ગુરૂઓને આ સૃષ્ટિ પડદામાં શોધવા પડયા, તેને વિષે બે વર્ગ દરશાયા, જેમાં એક પક્ષવાળા શબ્દો દેહ ( સંસારી ) ધર્મનું જ્ઞાન સર્વત્ર આપતા હતા, ને બીજા પક્ષના જથ્થામાં તમામ શબ્દ આત્મ ( યોગી ) ધર્મનું જ્ઞાન આપતા હતા, તદ્યપિ આ આત્મ ( યોગી ) ધર્મના શબ્દો આપણા સંસારી લોકોના જથ્થામાં ઘણાંજ કમી વપરાતા હતા, પણ એની તમામ સમજનો ભાગ મારે ગુપ્ત જ્ઞાનીઓ પાસે લેવો પડયો, ને તે લીધેલા શબ્દોમાં એક જગ્યાપર એ ગુરૂઓ નીચેના રૂપાંતરવાળા ભાવાર્થમાં કાયમ રહેલા મેં જોયા. છતાં તે રૂપાંતરમાં એઓએ કહ્યું કે, નીરાકાર પરમાત્મા સર્વત્ર પોતે પોતાના આત્મા રૂપે અવિચળ પણામાં સ્થિર છે, ને આ સર્વ સૃષ્ટિ એ અંતર્યામિ આત્માના કલ્પિત સ્ફુર્ણવાળા સંકલ્પે ધારણ કરેલી છે. તેથી આ અલ્પવિરાટ ને મહાવિરાટ એ બેઊ જગત્ સ્ફુર્ણના ચમકારા રૂપી ભાવાભાવોએ દરશાવ્યું છે. એટલે મારી ચિત્તવૃત્તિનું ધ્યાન યથાર્થ રીતે સત્ય નિયમ પ્રમાણે આત્માના અવિચળ પદમાં સ્થિર થયું, સારાંશ કે, ઉપલા શબ્દ ગુરૂઓના અર્થની મતલબ પ્રમાણે તે સ્વરૂપનાં દર્શણ મેં કર્યાં, તેથી કરીને મારી ભ્રાંતિ નષ્ટ થઇ રહી, તેમાં નિશ્ચે થયું કે, હું પોતેજ એક અંતર્યામિ સુત્રાત્મા નિરાકાર પણાના આચ્છાદનથી અદ્વૈત ભાવે સર્વત્ર સલંગ સુત્ર આકાશ જેવા અસ્તિત્વમાં વ્યાપેલો છું. તેમાં મારા વિના બીજો કોઇ પદાર્થ દરશાતો નથી, તેમ આ મનોકલ્પિત વિશ્વાકૃતિના સારા નઠારા ભાવો મને લેપન થતા નથી, કેમકે હું પોતે અલિપ્ત રૂપે રહ્યો છું એ શ્રુતિથી હું અસંગ કેહેવાયલો છું.

આ જ્ઞાન જ્યારે મારા અંતઃકરણમાં ઉપલા શબ્દ ગુરૂઓની કૃપાથી આવી મારે વિષે હાજર થયું, ત્યારે હું મારા નીરાકારી તૂર્યપદમાં સ્થિર થઇ રહ્યો, તે પ્રસંગે મારૂં

અંતઃકરણની વૃત્તિઓ આ જગતાકારમાં કલ્પના નિશ્ચાર્થે મુખ્ય વ્યહવાર ચલાવે છે. જેથી આપણી ભાવના અનેક રૂપાંતરને પમાડેછે. ને તેમાં સત્વ, રજ ને તમ ગુણના વૃદ્ધિપણાએ કરી આપણે દેવ તિર્યકાદિ યોનિઓને પામીએ

અલ્પજ્ઞપણું નષ્ટ થઈ સર્વજ્ઞપણાનું સ્વરૂપી (જ્યોતિર્મય) જ્ઞાન ઉદય થયું. આ જ્ઞાનના પુરાવાથકી મને સંપૂર્ણ ખાત્રી થઈ કે આ સર્વ રચનાની કૃતિ મેં પોતેજ કલ્પિત સ્ફુર્ણ ભાવે રચીછે. તેથી કલ્પનાનો હું કર્તા કેહેવાયો, આ ઉપરથી પુરાણોમાં કહ્યું છે કે, માયા ઈશ્વરની ઈચ્છા શક્તિ છે, તેથી પ્રભુને ખુશ કરવા તે જગત્ પ્રગટ કરી બતાવેછે. એ સિદ્ધાંત ખરો છે. તેમ સાંખ્યમાં પુરૂષપ્રકૃતિ, માયાબ્રહ્મ, સ્ત્રીપુરૂષ, બીજવૃક્ષનો સરખો સંબંધ આ મુદ્દા ઉપરથીજ ગણત્રીમાં લીધોછે. સારાંશ કે આ મારી કલ્પિત સારી નઠારી કૃતિનો દોષ કોઈને આપવાનો મારી દ્રષ્ટિમાં ન આવ્યો, પણ દ્રઢ થયું કે, આ સર્વ આપણીકૃતિ એકજ સ્વરૂપના આચ્છાદનથી થએલી છે. તેથી એમાં સારી નઠારી વસ્તુની ગણત્રી થતી નથી. ત્યારે એ કૃતિ કેવા રૂપમાં ગોઠવાએલીછે ! તેના જવાબમાં કેહેવાનું કે, એ સર્વ જેમ છે તેમ ઠીક છે. સારાંશ કે, મારી બુદ્ધિ સારી તો સર્વ કૃતિને હું સારૂં જાણું. તેમ મારી બુદ્ધિ નઠારી તો હું સર્વ કૃતિને નઠારી જાણું. છતાં બુદ્ધિનો ઉત્પન્ન કર્તા હું છું ને એ બુદ્ધિ મારા ભાવનું સ્ફુર્ણ છે. તેથી બુદ્ધિરૂપ પણ હુંછું. તેમ સારા નઠારા નિશ્ચાર્થની પ્રગટ કર્તા મારી બુદ્ધિ છે. ને એ બુદ્ધિએ એક મારો ચમકારો છે. ને એ ચમકારાએ જે સારૂં નઠારૂં માન્યું છે તે મને લેપન થતું નથી. કારણ કે મેં માન્યું નહીં. સારાંશ કે હું મારી સ્વકલ્પિત ભુલવણીમાં ભુલ્યો, જેથી હું ભટકુંછું, પણ જ્યારે હું એ સર્વનો સંબંધ છોડી દઉં ત્યારે હું મારાં અસલ સ્વરૂપમાં લિન થાઉં, તે સમયે એ તમામ ચમકારાઓ પોતે પોતાની જગ્યામાં વ્યાપક થઈ રહે, તાત્પર્ય કે, આવા પ્રકારની મારી કૃતિની બાંધણી છે. ને એમાં મારાવિના બીજી કોઈ પણ વસ્તુ વ્યાપક નથી, તેથી હું મારા કયા ભાગને ધિક્કારૂં ને કયાને વખાણું. એ તો મારાં પૂર્ણ અસ્તિત્વની અવિભાજ્યરૂપ રમત જેવા પ્રકારમાં રહેલી હોય તેવા પ્રકારમાં મારે માન આપવુંજ જોઈએ., કદાચિત આ મારાં સર્વત્ર વ્યાપક અસ્તિત્વના જગતાકારી મંડાણના સ્વરૂપને માન ન આપું, ત્યારે ખોટું લાગનાર કોહોને છે. પોતે પોતાને ગાળ દો વા સ્તુતિ કરો, તેમાં સારૂં નઠારૂં માનનાર કોણ ! મારાવિના બીજો કોઈજ નથી, તેમજ જ્યારે આપણે પોતેજ છૈયે. ત્યારે દોષ મુકનાર કોણ ! કોઈજ નહીં. વાસ્તે જે છે તે ઠીક છે, એમ સમજી શાંત થવું બહુ ઉત્કૃષ્ટ છે. ગડબડ કરવામાં શું માલ ! કાંઈજ નહી. સારાંશ કે જેવીરીતે આપણી છાયાને કહીએ કે તું તો ભુત છે, તેથી શું છાયાને ખોટું લાગ્યું ? ને તેથી તે આપણી સામે લડવા આવવાની ? નાના. તે તો બીચારી કાંઈજ બોલતી નથી, પણ જેટલી આપણે ગડબડ કરીએ તેમાં આપણી ભાવના પલટાતી રેહેછે. ને તે ભાવનાને કલ્પનાને પ્રાપ્ત કરે છે વાસ્તે કરી ગડબડ કરવામાં માલ નથીજ પણ શાંત થઈ બેસી રહેવું બહુજ સારૂં. વાહ બહુ સારી છે એમ કહી તે છાયાની સ્તુતિ કીધી, તેથી શું તે ઈનામ આપવાની છે ? નાના કાંઈજ નહી, પણ આપણી ભાવના કલ્પનાના વ્યહવાર ઉપર દ્રઢ થવાથી જન્મ જન્માંતરને પમાડેછે. તેથી કરીને એ કલ્પિત વ્યહવાર બીલકુલ કરવો નહીં, પણ એ કૃતિ જેવા રૂપમાં થએલી છે, તેવાજ પ્રકારમાં સદા આપણી સાથે કાયમ રહેવાની, તોપણ કદાચ તમો એના વહેવારમાં કંટાળી જાઓ વા ખુશી નાખુશી થાઓ, વા ગડબડ કરો વા ન કરો તો તેમાં ખોટું

છીયે. પણ ભાવનાને નષ્ટ કરવાથકી એ સર્વ ગડબડને આપણે પામતા નથી. કેમકે ભાવના [1] જેવા પ્રકારની હોય તેવા પ્રકારની સ્થિતિને પ્રાપ્ત કરાવેછે, ને તે સ્થિતિના

---

કોઈનેજ લાગનાર નથી, તેથી કરીને સર્વ ગડબડ છોડી શાંત થવું, ને તે શાંતીમાં સંતોષ માનવો, એજ સુખદાયી કૃત્ય છે, કદાપી તમો સંતોષ ન માનો, તેમાં તમોને શું લાભ થવાનો છે? એમાં તો લાભ પણ નથી ને અલાભ પણ નથી, છતાં એટલું તો સિદ્ધ છે કે, જો આપણે ગડબડ કરીશું, ત્યારે આપણી હૃદયગત ભાવના પોતાની કલ્પનાને અનુસાર સુખ દુઃખ પ્રગટ કરી આપશે, ને તેથી આપણે આ મિથ્યા જગત્‌ના વ્યહવારમાં દુઃખી થઈશું, વાસ્તે ઉપાધિમાં ન પડતાં સ્થિરતાથી ટગર ટગર આપણી કૃતિને જોયા કરવી એજ લાભ છે. સારાંશ કે, એવી સ્થિતિમાં રહેતાં કંટાળો આવેછે ત્યારે તમો ક્યાં જશો, કેમકે જ્યાં જશો. ત્યાં તમારી એ (દેહ તથા જગત્) કૃતિ સાથેની સાથે હૃદયગત્ સ્ફુર્ણમાં એક સંબંધથી વ્યાપી રહેશે; પણ કદાચ એને તમો છોડવા કરશો તોપણ એ છુટવાની નથી, ને છોડવા જતાં તમારે વિષે મુક્તપણું પ્રવેશ કરશે. ને તેમાં જ્યારે જોશો ત્યારે નિશ્ચે થશે કે, આ સર્વ રમણ મારાં સ્વભાવના આનંદનું છે. તેથી એ કેવું છે? ત્યારે તમો અનુભવથી કહેશો કે એતો જેવું ગણો તેવું છે. વાસ્તે એ જેવું છે તેવું એને સદા રેહેવા દેવુંજ જોઈએ, કેમકે એતો વધતું નથી ને ઘટતું નથી, આવતું નથી ને જતું નથી, બેસતું નથી ને ઉઠતું નથી, ખાતું નથી ને પીતું નથી, હાલતું નથી ને ચાલતું નથી ખરૂં નથી ને ખોટું નથી જેમ છે તેમ છે. એવા પ્રકારની ગણત્રી આત્મા અને જગત્‌ના સંબંધમાં અનુભવથી મુક્તરૂપ ગુપ્તસાનીઓ કરી ગયા છે.

૧ એક સમયે હું અમુક માર્ગે ગમન કરતો હતો, ને મારો પોશાક કોઈ ફોજદારને મળતો હતો, તે પ્રસંગે મેદાનમાં કેટલાંએક મૃગોચારો ચરતાં હતાં, તેઓ મને જોઈને નાસી ગયાં, આગળ ચાલતાં એક ભરવાડે મને કહ્યું કે ફોજદાર સાહેબ ખુશી છો? પ્રત્યુત્તરમાં ખુશી છું એમ કહી આગળ ગમન કર્યું, ત્યારે વળી એક ભીલ મળ્યો તેણે મને કોઈ યુરોપીઅન ધારી નાસભાગ કરી મુકી.

આ દેખાવ ઉપરથી મને વિચાર આવ્યો કે આ ત્રણ જીવાત્માઓએ મારી જુદા જુદા આકારમાં ગણત્રી કરી તેનું શું કારણ હશે? ત્યારે નક્કી સમજાયું કે, મૃગોના અંતઃકરણમાં કાળા પોશાકવાળા પુરૂષો શિકારી છે એમ નિશ્ચે હોવાથી તેઓ મને શિકારી માની નાસી ગયા, તેમ ભરવાડે પોતાની જીંદગાનીમાં કાળા પોશાકવાળા ફોજદારોને જોયેલા હોવાથી તેણે મને ફોજદારમાં ગણ્યો, ભીલની જાતે એ પોશાકમ યુરોપીઅનને જોવાથી તેણે યુરોપીઅન ગણ્યો. સારાંશ કે, આ ત્રણ પ્રકારવાળા જીવાત્માના હૃદયમાં જુદી જુદી ભાવના હોવાથી તેણે મને તે ભાવનાવાળી આકૃતિમાં ગણ્યો. છતાં હું તેને એમ કહું કે, ભાઈ અરે હું તો કાંઈ શિકારી, યુરોપીઅન કે ફોજદાર નથી, પણ પવિત્ર વેદોક્ત ધર્મનો પાળક બ્રાહ્મણ જ્ઞાતિ છું. એવી રીતે સમજાવીએ તો પણ તેની પોતાની ભાવનામાં જે કાંઈ ખરૂં વા ખોટું સમજાયું તેને તે છોડનાર નહી. મતલબ કે, આ સૃષ્ટિમાં જુદા જુદા જીવાત્માઓ જુદી જુદી ભાવનાથી પ્રત્યેક પ્રાણીઓને દેખે છે, ને તે ભાવનાના દેખાવ મુજબ આપણે વ્યહવાર કરીએ છૈયે.

તે એવી રીતે કે, આપણા કુટુંબમાં પિતાજી આપણને પુત્રભાવે જુએ છે. ભગિનને ભ્રાતૃ બંધુભાવે જુએ છે, સ્ત્રી સ્વામીભાવે જુએ છે, દુશ્મન દુશ્મનભાવે જુએ છે, ગુરૂ

વળણે આપણને સુખ દુઃખાદિક મળતાં જાયછે. ને તેને અનુસાર જુદા જુદા

શિષ્યભાવે જુવે છે, મિત્ર સ્નેહીભાવે જુએ છે, ભીક્ષુકો દાતારભાવે જુએ છે, રાજા પ્રજાભાવે જુએ છે. સારાંશ કે, એવી રીતે રાજાથી તે પ્રજાસુધી પ્રત્યેક મનુષ્ય જુદા જુદા ભાવે જુએ છે. ને તે ભાવ પ્રમાણે આપણે વ્યહવાર કરીએ છૈયે; તેમાં આપણે દુશ્મન ભાવવાળા મનુષ્યને મારવાના પ્રયોગ કરવા માંડીનું, મીત્રભાવવાળા મનુષ્યને સારૂં પરદારા આકરી વિગેરેની મોજ મઝાની સોઈ કરીશું. તાત્પર્ય કે, દશમ ભાગવતમાં શ્રીકૃષ્ણ વિષે કહ્યું છે કે, જ્યારે શ્રીકૃષ્ણ કંસને મારવા ગયા ત્યારે શ્રીકૃષ્ણના દર્શન જુદી જુદી આકૃતિમાં પ્રત્યેક મનુષ્યોને તેઓની ભાવનાના આધારમાં થયાં હતાં, એજ પ્રમાણે આપણી આકૃતિવિષે પણ બને છે, છતાં આપણી ભાવના આ સૃષ્ટિના જુદા જુદા પ્રાણીઓની વસ્તુર્ણક વિષે ભિન્ન ભિન્ન સંકલ્પમાં દઢ થાય છે. ને તે દઢિત સંકલ્પ જેવા નિશ્ચયાર્થવાળો હોય તેવા આકારમાં તેઓ દેખાય છે; તે એવો કે, કોઈ મનુષ્યને ભૂતનો સંકલ્પ હોય તો તેની ભાવના અજવાળા અંધારામાં તે ભુતને દેખ્યા કરે છે. કોઈની ભાવના દેવના સંકલ્પવાળી હોય તો તે દેવના આકારે દેખાય છે. કોઈની ભાવના રાક્ષસ, પીશાચ, યમાદિક સંકલ્પ વાળી હોવાથી તે તેવીજ આકૃતિમાં ભાસે છે.

આ ભાસનારી ભાવના હૃદયમાં ઉઠતી કલ્પનાના તરંગો સાથે એક સરખી સંબંધ રાખી રહેલી હોય છે; તેથી કરીને તે મનુષ્ય બીજાના જ્ઞાનને ધ્યાનપર લેતો નથી. આ દઢિત ભાવનાના વળણ પ્રમાણે તે મનુષ્ય અનેક પ્રકારની વાતચિત ચલાવે છે, ત્યારે બીજી ભાવનાવાળા મનુષ્યો તેને ગાંડો વા બેવકુફ કહી ધિક્કારે છે. તોપણ જ્ઞાની પુરૂષો ધિક્કાર નહીં કરતાં તે મનુષ્યની વાતચિત ઉપરથી જુદુજ જ્ઞાન મેળવે છે. છતાં એ દઢિત ભાવના અનેક દશ્ય અદશ્ય આકારમાં હાજર થઈ તેના નિશ્ચાર્થ મુજબ કૃતિ કરે છે. તે એવી કે, આપણા હૃદયમાં માહાદેવ વિષે એવો વિશ્વાસ દઢ થએલો છે.કે, તે જંગલ વા અનેક આફતમાં સાહાય કરશે. ને આપણીપાસે આવી આપણા સંકટનો નાશ કરશે. આ નશ્ચાર્થ ઉપરથી આપણને જંગલમાં વ્યાઘ્ર મળ્યો ને માહાદેવનું તરત સ્મરણ કરયું કે, તે વ્યાઘ્રે ઉપદ્રવ ન કરતાં રસ્તે પડયો. આ ઉપરથી તે મનુષ્ય માહાદેવપર વિશ્વાસ રાખવા લાગ્યો, અથવા તો માહાદેવનું સ્મરણ કરતાં તેની આકૃતિ મનોમય ભાવમાં તેને ભાસી પણ આવે છે. તે એવી રીતે કે, આપણે ભરસભામાં, પાંચ સાત મનુષ્યો બેઠાં છે તેમાં એક પુરૂષે બુમ પાડી કે અરે ભાઈઓ પેલો વ્યાઘ્ર મને કરડે છે. બાપરે બાપરે! કહી પ્રાણત્યાગ એકદમ કરી દીધો. આ ચમત્કાર થકી આપણે તમામ અજાયબીમાં ગરકાવ થઈ ગયા કે અરે પરમેશ્વર આ તે શું કેહેવાય! અહિંઆં તો વાઘ નથી, પણ સમજો કે તેની હૃદયની ભાવના વ્યાઘ્રના આકારમાં તેને ભાસી, એ પ્રમાણે પ્રત્યેક પ્રાણીની હૃદયગત ભાવના દશ્ય અદશ્ય વ્યહવાર કરી બતાવે છે. તેથી કરીને પ્રત્યેક મનુષ્ય જુદા જુદા જ્ઞાનપર ચાલે છે. સારાંશ કે, આ દઢિત ભાવના ઉપર પ્રમાણે અનેક જન્મ જન્માંતરને પમાડે છે. જ્યારે ભાવના તમો ગુણ સાથે ઐક્ય રૂપમાં હોય ત્યારે તે ભૂત, પ્રેત, પિશાચ, પશુ, પક્ષી, ઝાડ, પહાડ, આદિક યોનીને પ્રાપ્ત કરેછે. તે એવી રીતે કે, જેમ આપણે નિંદ્રામાં પડયા ને સ્વપ્નુ આવ્યું કે, આપણે ભૂત થયા છૈયે, વા વ્યાઘ્ર થયા છૈયે, વા વૃક્ષ બન્યા છૈયે. એવો ભાસ આપણી ભાવના દેખાડે છે. રજો ગુણવાળી ભાવના પણ તમોગુણને મળતી ભાસે છે ને સત્વગુણવાળી ભાવના દેવી દેવતાના સ્થાનોમાં રાખે છે.

આ ઉપરથી વેદ વિદ્યાના જ્ઞાતાઓએ લક્ષ ચોર્યાસી યોનિની ગણના કરી છે. સારાંશ કે, ભાવના થકી ન બનવાના બનાવો બને છે, એ નિઃસંશય બીના છે.

આ ભાવના અનેક જીવાત્માઓને એકરૂપે દેખાવ આપેછે ને એક જીવાત્માને અનેકરૂપે દેખાયછે. આવો ચમત્કાર શ્રીકૃષ્ણની આકૃતિને વિષે બન્યો હતો. તે એવો કે, તમામ આંધળાં, લુલ્લાં, પાંગળાં, રગતપીતીઆં, કોડીઆં, કાણાં, આંધળાં, દરિદ્રી, એવાં મનુષ્યો શ્રીકૃષ્ણજીના દર્શણ કરતાં હતાં કે તરત તેમના દુઃખ દરિદ્ર નાશ પામતાં હતાં. તેમજ યુવાન સ્ત્રી પુરૂષો દેવતાઈ આકૃતિમાં ગણતાં હતાં તેથી તેઓની જેવા પ્રકારની ભાવના થતી હતી, તેવા આકારમાં શ્રીકૃષ્ણજીની છબી હાજર થઈ તેની ભાવના પ્રમાણે વ્યહવાર કરતી હતી, તેમા ગામની સ્ત્રીઓએ શ્રીકૃષ્ણજીને વિષે કામ વાંસના રાખી હતી. તેથી તે તમામ સ્ત્રીઓની ભાવના શ્રીકૃષ્ણજીનો આકાર ધારણ કરી તે વાંસનાને તૃપ્ત કરતી હતી. સારાંશ કે એકજ શ્રીકૃષ્ણ તમામ મનુષ્યોની ભાવનાનો આકાર હતો, એમ કહ્યા વિના આપણો છુટકોજ નથી. તેમ આપણી આકૃત્તિ પણ તમામ પ્રાણીની ભાવનાની આકૃત્તિ છે એમ નિશ્ચે જાણો.

આ જ્ઞાન ઉપર ષડશાસ્ત્રોએ એક મતથી કબુલ કીધું છે કે, જેવી ભાવના વા વાંસના રહેછે તેવાજ પ્રકારનો જન્મ પ્રાપ્ત થાયછે. તેથી ભાવના નષ્ટ કરવાને સારૂં અનેક ક્રિયા કર્મ ને જ્ઞાનના નિયમો દરશાવ્યાં છે. આ વાતને નાસ્તિકોએ પણ કબુલ રાખેલી છે. તેમાંનો એક પક્ષ કહેછે કે, ભાવના જગત્નું મૂળ છે. ને સર્વ કૃત્તિ તેજ પોતે પ્રગટ કરી શકેછે. જે ઉપરથી ભાવ જ્ઞાનીઓ દરશાવે છે કે, આ જગત્માં વૈદીકશાસ્ત્રની જરૂર નથી, ને લાખો ને કરોડો રૂપીઆ દવા દારૂમાં ખરચવાનું કાંઈજ પ્રયોજન નથી, કેમકે રોગોની ઉત્પત્તિ તેના રહેણી, કરણી, ખાવા પીવાના પદાર્થો પ્રત્યેક મનુષ્યની જ્ઞાનપર આધાર રાખેછે. તેથી એ નિયમોં બદલી નાખવાથકી તે તમામ રોગો પોતાની મેળે દુર થાય છે. તે એવી રીતે કે, ખાટું ખાનાર પુરૂષની પીત પ્રકૃતિ હોયછે. મીષ્ટ, સાદુ ભોજન કરનારની પ્રકૃતિ કફવાળી હોયછે. ને થંડુ, લુંખુ ને પ્રવાહી પદાર્થ ખાનારની પ્રકૃતિ વાયુવાળી હોયછે. તેથી પ્રત્યેક મનુષ્યો જે જે આહાર કરે છે. તે તે સર્વ પદાર્થમાં પંચભૂતના પંચ સ્વાદ વ્યાપેલા છે. તેમાં પૃથ્વી તત્વના અંશથી ખારાશ રહેછે. વાયુતત્વના અંશથી ખટાશ આવેછે. જળ તત્વથકી મીઠાશ પ્રગટેછે. અગ્નિ તત્વથકી તીખાશ આવે છે. ને આકાશ તત્વથકી કડવાસ વ્યાપેછે. તોપણ જે પદાર્થ જે ભૂતનો હોય તેવો તેનામાં ગુણ રહેલો છે. જેમ મીઠામાં પૃથ્વી તત્વોનો મોટો જથ્થો રહેલો છે તેથી તે ખારૂં લાગે છે. આમલી, લીંબુ વગેરે પદાર્થોમાં વાયુ તત્વોનો મોટો ભાગ છે. ગોળ, ખાંડ, સાકર એ જળતત્વના છે મડચાં, મરી, લવેંગ, તજ વિગેરે પદાર્થો અગ્નિતત્વના છે. લીમડો, નાય વગેરે આકાશતત્વના છે. સારાંશ કે, પ્રત્યેક પદાર્થોમાં કમી જાદે જુદા જુદા ભૂતના સુક્ષ્મ તત્વો હોવાથી તેને વિષે તે ભૂતનું પરીબળ વિશેષ પ્રગટે છે.

હવે આપણા શરીરમાં મન પૃથ્વીભૂતનો અંશ છે. બુદ્ધિ વાયુભૂતનો અંશ છે. ચિત્ત, વિચાર ને તર્ક એ જળભૂતનું કાર્ય છે, અહંકાર એ અગ્નિભુતનો અંશ છે, અંતઃકરણ એ આકાશતત્વનો અંશ છે, ને જ્ઞાન એ પદાર્થ શુદ્ધ ચૈતન્ય આત્માનું સ્વરૂપ છે તેથી જ્ઞાન વૃદ્ધિ કરનારા પુરૂષો પંચતત્વના સમાંતર અંશવાળા પદાર્થોનો આહાર કરે છે.

**અજ્ઞાન ને નષ્ટ કરવા સારૂં કલ્પનાકૃતિના [૧] નિયમનું દોહન કરી મોક્ષજ્ઞાન**

એટલે મન, બુદ્ધિ વિગેરે વસ્તુઓ એકસરખાં નિયમીત ધોરણપર ચાલે છે, આ ધોરણપર રાખવા સારૂં કંદ, મુળ, ભાજીપાલા, મેવા, ફળફળાદિનો આહાર વિકારવાન ન હોવાથી કરે છે જેથી યોગીઓની ભાવના સદા આત્મા જેવી પ્રકાશમાન રહે છે. ને તેથી નિરોગીપણું અખંડ કાયમ થાય છે. તોપણ આપણા સંસારી વર્ગની પ્રજા એ ધોરણપર નહી ચાલવા થકી વિકારી પદાર્થોનું ભોજન કરે છે ને તે ભોજનનાં પદાર્થમાં જે જે તત્ત્વોનું પરીબળ વિશેષ હોય છે. તે તે પરીબળના ધોરણપર ભાવના પ્રગટે છે. ને તે ભાવના પ્રમાણેની સ્થિતિથી રોગોની ઉત્પત્તિ બની આવી છે, તે એવી રીતે કે, પીતની ઉત્પત્તિ ખાટા ખારા પદાર્થથી પ્રગટે છે; ને એ ખાટો ને ખારો ભાગ પૃથ્વીને વાયુ તત્ત્વનો છે. તેથી પીત પ્રકૃતિવાળાને વિસ્ફોટક, રકતપીત, અનેક જાતના દર્દો, કોડ, જલંદર વિગેરે વ્યાધિઓ પ્રગટી આવે છે. તેથી એવા માણસે ખાટુ ખારૂ નહી ખાતાં, આકાશ ને જળ તત્ત્વના પદાર્થોનો આહાર કરવો જોઇએ. એટલે મીષ્ટ ને પ્રવાહી પદાર્થ જે કે ધી, મધ તેમ લીમડો, કાચકી, નાય ઇત્યાદિ વસ્તુઓનો ઉપયોગ લેવો જોઇએ. ને રાત્ર દીવસ તેણે તત્ત્વરૂપ પોશોકો પેહેરવા જોઇએ. એટલે જળતત્ત્વનો રંગ ધોળો છે, તેથી શ્વેત વસ્ત્ર, શ્વેત મકાન ને આકાશ તરફ રાત્ર દીવસ નજર રાખી લીલી વસ્તુઓ જોવી જોઇએ. આ કર્તવ્ય કર્મથકી જળતત્ત્વ ને આકાશતત્ત્વની વૃદ્ધિથી રોગો છુટવા માંડે છે.

વાયુ પ્રકૃતિવાળાએ અગ્નિ તત્ત્વનું સેવન કરવું જોઇએ. તેમાં આદુ, ઇંધ, સુંઠ, મરી, પીપર એવા પદાર્થો ખાવા જોઇએ; ને અગ્નિ તત્ત્વનો રંગ લાલ હોવાથી રકત વસ્ત્ર, રકત મકાન ને રકતપદાર્થો જોવા થકી તેનો વ્યાધિ મુકાય છે. કફ પ્રકૃતિમાં પૃથ્વી ને અગ્નિ એવાં બે તત્ત્વનો મોટો ભાગ ને વાયુનો થોડો મળે છે. તેથી કફવાળાએ જળ ને આકાશ તત્ત્વનું સેવન કરવું જોઇએ. તેમાં મધ, ધી, દુધ, સાકર, લીમડો, કાચકી. વિગેરે પદાર્થોનું ભોજન કરવું. ને રાત્ર દીવસ લાલ વસ્ત્ર, કાળા રંગવાળા મકાનમાં રેહેવું; ને જળમાં સ્નાન કરવું. એવા અભ્યાસના ધોરણ થકી વ્યાધિઓ મુકાય છે. સારાંશ કે, જે પદાર્થનો વ્યાધિ હોય તે પદાર્થને વર્જ કરી બીજા પદાર્થનું સેવન કરવું; કે જેથી તે પદાર્થના ગુણ થકી ફેલો વ્યાધિ મુકાયછે, તોપણ એ પદાર્થોના સેવન પુર્વક જુદી જુદી કલ્પનાની અસર વ્યાપે છે તે એવી કે, પીત પ્રકૃતિવાળાની ભાવના ભૂત, પ્રેત, પિશાચાદિક યોનિના વિચારની વૃદ્ધિ કરે છે, કફવાળાની ભાવના ઝાડ, પહાડ, પથ્થર આદિ જડ વર્ગના ભાવોના વિચારો દરશાવે છે, ને વાયુવાળાની ભાવના સ્વર્ગ, નર્ક વિગેરેના વિચારોને પ્રગટ કરેછે આ ધોરણ ઉપરથી અવિદ્યા સત્વ, રજ ને તમ ગુણોમાં વ્યાપેલી શાસ્ત્રકારોએ ગણી છે. સારાંશ કે કફ તે રજો ગુણની આકૃતિ છે. વાયુ એ સત્વ ગુણની આકૃતિ છે. ને પીત એ તમો ગુણનું સ્વરૂપ છે. ને એ ગુણોની ઉત્પત્તિ પંચ ભૂતના તત્વોમાંથી પ્રગટી છે. તેથી પ્રગટ થનારી ભાવના જુદા જુદા તત્વોના સ્થાનોને દેખાડે એમાં આશ્ચર્યતા નથી. વાસ્તે કરીને ભાવના નષ્ટ કરવીજ જોઇએ. કે જેથી કરીને શુદ્ધ આત્માનું અખંડ સ્વરૂપ પ્રકાશમાન થઇ આવે. ને તેથી જન્મ જન્માંતર પીડે નહીં તેમ પંચતત્ત્વના જુદા જુદા ગુણોની અસર શરીર મનને લાગે નહીં. તેથી કરીને પ્રત્યેક મનુષ્યોએ કંદ, મુળ, ભાજીપાલા, મેવા, ફળ, ફળાદિનું નિર્વિકારી ભોજન કરવુંજ જોઇએ. તાત્પર્ય કે એવા નિયમપર ચાલવાથકી આધિ વ્યાધિ ને ઉપાધિ નડતી નથીજ.

૧ આ કલ્પનાકૃતિ એવા પ્રકારની છે કે, આપણી કાયામાં જે સ્ફુર્ણાની ઉત્પત્તિ

જાણવું જોઇએ. જેમાં આપણી હૃદયગત્ કલ્પનાની રચના કેવા નિયમવાળી બનેછે. તે ઉત્પત્તિનો પ્રવાહ શરીરના પંચભૂતવાળા પાંચે તત્વના પડદાઓમાં આવેછે છતાં એ આવનાર પ્રવાહને પંચભૂતના સુક્ષ્મ તત્વોનું દબાણ થાયછે. તોપણ એ પંચભૂત પોત પોતાની જાતિમાં એક સરખા સુક્ષ્મ સ્વરૂપથી મળી રહેલાં છે. જેથી પૃથ્વીના તત્વો પૃથ્વી સાથે એકરૂપછે. પવન પવનની સાથે ઐક્યતાથી વ્યાપેલોછે. અગ્નિનું સ્વરૂપ અગ્નિ-શાથે એકાકૃતિમાં છે. જળનાતત્વો જળભૂતથી ભિન્ન નથી, આકાશના તત્વો આકાશમાં મળી રહેલાં છે. તેમાં આપણી સ્ફુર્ણાનો પ્રવાહવાળી કલ્પનાનો સંબંધ જગતના તમામ પ્રાણીમાત્રોની કલ્પના સાથે એ જોડાયલાં છે. તે એવી રીતે કે, આ-પણી સ્ફુર્ણાની દ્રઢ વૃત્તિવાળી કલ્પપનાની અવિદ્યારૂપ શાખા, મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એ તત્વના સ્વરૂપમાં રહેલી છે. એજ પ્રમાણે એ તત્વો સર્વ પ્રાણીમાત્રોની અનેક કાયાઓમાં એજ રીતે એકજ સરખાં પ્રમાણમાં રહેલાં છે. ને એ તત્વો આપણી દ્રઢ વૃત્તિને અનુસાર જગત્‌નો ચાલતો વ્યહવાર સમજાવેછે. તેથી આપણી કાયામાં એ તત્વ જેટલી ખુબી બતાવે તેટલી ખુબીના પ્રમાણમાં બીજાની કાયાના તત્વો વરતતાં જણાયછે. સારાંશ કે, બીજાની કાયાના તત્વો વરતતાં ન હોય તદ્યપિ આપણી દ્રઢ વૃત્તિ તે વરતે છે એવી રીતે તેને વરત-તો દેખાડેછે, અથવા તો એજ તત્વો આપણને બીજાની કાયામાં વરતતાં જણાય છે. તોપણ ફેર એટલોજ કે, કોઇ મનુષ્યનું ધ્યાન મનતત્વપર ઘણોજ વખત ગુજારેછે. ને કોઇનો સ્વભાવ બુદ્ધિ તત્વના ભાગમાં વધારે સંતોષ ધરેછે. કોઇ ચિત્તના તત્વને તપાસ્યા કરેછે. કોઇ તર્ક ઉપર ચાલેછે. કોઇ વિચારના ઘરમાં માહાલે છે. કોઇ અહંકાર તત્વની લેહેજત ને પસંદ કરેછે. કોઇ અંતઃકરણની લીલાને તપાસેછે. ને કોઇ જ્ઞાનના ઘરમાં ચાલેછે. આ કર્તવ્યકર્મ ઉપરથી પ્રત્યેક મનુષ્યના સ્વભાવ ગુણ કર્મમાં ફેર પડી રહ્યો છે તેથીજ કરીને પ્રત્યેકના બુદ્ધિ જ્ઞાન ભિન્ન ભિન્ન સમજના વળણવાળાં થઇ પડયાં છે, ને એ વળણોપરથી ભિન્ન ભિન્ન ભાવનાના નિશ્ચયો દ્રઢ થવાને લીધે લક્ષચોર્યાસી યોનિઓમાં ગમન કરવાનું બની આવ્યું છે.

આવા પ્રકારના ભિન્ન ભિન્ન પૃથક્કરણને લીધે પ્રત્યેકની બુદ્ધિ, તર્ક, વિચાર, અંતઃક-રણને જ્ઞાનમાં જુદાઇ પ્રગટી આવી છે. તોપણ એ સર્વેનું મુળ સ્ફુર્ણાના મધ્ય ભાગમાં સ્થિર છે. ને તેમાં એ સર્વેની સત્ય ગોઠવણી એવી છે કે મન મનની વાત જાણેછે. બુદ્ધિ બુદ્ધિને ઓળખેછે, ચિત્ત ચિત્તને વિષે મળેલું છે. વિચાર વિચારમાં ઐક્યતા ધરાવેછે. તર્ક તર્કને પીછાને છે. અહંકાર અહંકારને પકડેછે. અંતઃકરણ અંતઃકરણને સમજેછે. ને જ્ઞાન જ્ઞાનને જાણેછે. તોપણ એ સર્વે તત્વો સ્ફુર્ણાના પ્રવાહને વિષે એક સરખા તારની માફક હર મિનિટપર હાલી રહેલાછે. છતાં એ હિલચાલના પ્રસંગપર આપણા અંતઃકરણની વૃત્તિનું ધ્યાન કોઇ ઘડીપર તર્ક ઉપર લાગેછે. કોઇ પ્રસંગે જ્ઞાનના તારને જુએછે. ને કોઇ સમયે વિચારના ચલનને ધ્યાનપર લેછે. ને કોઇ મિનિટે ચિત્તની અંદર લિન્ન રહેછે. સારાંશ કે, એવાજ પ્રકારથી બીજો મનુષ્ય પણ ધ્યાન આપેછે. તેમાં જે ઘડીપર આપણે તર્કના તારને તપાસવા બેઠા ત્યારે તેજ ઘડીપર બીજો મનુષ્ય જ્ઞાનના તારને તપાસેછે. આ કારણથી આપણે જ્ઞાનના તારની ખુબીથી અંજાણ્યા રહ્યા, ને પેલો શખ્શ તર્કના તારથી અજાણ રહ્યો. મતલબ કે, આ મુળતત્વને લીધે પ્રત્યેકનું જ્ઞાન એકેકથી ઉલટું થઇ પડયું.

રહેલી છે. તે આ વૃત્તિધર્મમાં દરશાવીએ છેયે.

## વૃત્તિધર્મ.

ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ પોતાની કાયાનો સ્ફુર્ણ પ્રવાહ સંવેદન માર્ગે ઈંદ્રિયદ્વારાએ આ બાહેરના દ્રશ્ય રૂપ પંચભૂતવાળા જગત્ પદાર્થના અનેક આકારોની રચનાને કલ્પનારૂપે દરશાવેછે. તેથી કરીને મનોમન જ્ઞાનમાં કલ્પનાવાળી જાળની વૃદ્ધિ થાય છે. જેથી એ વૃદ્ધિનો ક્ષય કરવા સારૂં પ્રથમ કાયાની ઈંદ્રિયોને સ્થિર રાખે છે. તેમાં પ્રથમ શબ્દ ઇંદ્રિયના સ્વભાવને રોકે છે જેથી કરીને અનેક પ્રકારના સારા નઠારા શબ્દોના અવાજોપર મન જતું અટકે છે, તેમજ રૂપેંદ્રિયને બંધ કરે છે જેથી આ બાહેરના જગત્‌ના ચિત્રવિચિત્ર આકારોથી અજવાળાં અંધારાંવાળી કૃતિમાં જે કાંઇ ફેરફાર દીઠામાં આવે છે. તે ફેરફાર થકી મન કલ્પના ઉત્પન્ન કરે છે. પણ આંખને બંધ કરવા થકી કિંવા મનને અટકાવી રાખવા થકી દ્રશ્ય પદાર્થવિષેની કલ્પના પ્રગટ થતી અટકે છે. ને સ્પર્શેંદ્રિયના રોકાણ થકી ગરમ, થંડુ, ખડબચડું, લીસુ, સુંવાળું ઈત્યાદિ પદાર્થના ગુણાનુસાર કલ્પના પ્રગટ થતી બંધ પડેછે. ને રસેંદ્રિય થકી ખાટું ખારૂં તીખું મીષ્ટ ઈત્યાદિ સ્વાદોનું જ્ઞાન થાય છે. ને તે સ્વાદવાળા પદાર્થોમાં

---

તોપણ ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ આ અંતર્યામિ કૃતિનું જ્ઞાન મેળવવા સારૂં, એવી તો ચતુરાઇ રાખેછે કે, તેઓને એ સર્વ તારોની કેવા પ્રકારની હીલચાલ થાયછે, તેનું તમામ જ્ઞાન ઝટ સમજાઇ આવેછે ને તેથી કરીને તેઓ બહુશ્રુત બની જાય છે. તોપણ એ તારોનું જ્ઞાન મેળવવા સારૂં તેઓ પોતાની કાયાને અમુક નિયમપર ગોઠવી પોતાના અંતઃકરણમાં અંતર્યામિ સ્ફુર્ણાના કલ્પનાવાળા ઉપલા તારોને મનોમન પોતાના સ્વકલ્પિત જ્ઞાનથી જોયા કરેછે. ત્યારે એ તારો વિષે જે કલ્પનાનો પ્રવાહ સ્ફુર્ણાને માર્ગે ચાલેછે. તે કલ્પનાનો પ્રવાહ જગત્‌માં જે જે ફેરફારો કરેછે, તેની ખબર એ તારોની હીલચાલ ઉપરથી પકડાઇ આવે છે. તોપણ જ્યાંસુધી આપણે એ નિયમને સમજીએ નહીં, ત્યાંસુધી આપણા મનમાં ભ્રાંતિનો પડદો રહે છે. તેથી એ નિયમ યથાર્થ સમજવાથકી સર્વજ્ઞપણું મળે છે.

હવે આપણે રાત્રીના એકાંત સમયમાં પોતાની શૈયામાં સુતા હોઇએ, ત્યારે આપણી તમામ ભટકતી ચિત્ત વૃત્તિઓને સ્થિર કરી પ્રભુ સ્મરણના ધ્યાનમાં લગાડીએ, તે પ્રસંગે આપણી કાયાને વિષે ઝીણામાંઝીણા સુસ્વરમાં સુક્ષ્મ ધ્વનિ વાળાં વાજીંત્રના નાદો સંભળાયછે. સારાંશ કે એવા પ્રકારના સુક્ષ્મધ્વનિના ભણકારા થતા આપણા મનને જણાય છે. છતાં એ ભણકારા એવાતો સુક્ષ્મ છે કે કાનથી શ્રવણ થતા નથી. ચક્ષુએ દરશાતા નથી. પણ આપણી જ્ઞાનદ્રષ્ટિથી સમજાયછે. કે, આ કાંઇ ધ્વનિરૂપ વિચિત્ર અદર્શ તોફાન થયા કરેછે, એ તોફાન કયા પદાર્થનું છે? તો એ તોફાન પંચ ભૂતના જુદાજુદા તત્વોના મધ્ય ભાગમાં વ્યાપક થયેલી કલ્પનાની રમણીયતા છે, તેથી એ રમણને જાણવું એ એક મહદ ભજન છે. તે એવું કે જે ઘડીપર સર્વ ચિત્તવૃત્તિને એકાગૃહ કરી ઈશ્વર સ્તુતિ કરવા બેઠા, કે પટ દઈને અલ્પ સમયમાં આપણી ચિત્તવૃત્તિની કલ્પના પલટાઇ, ને તે કલ્પનાએ ચિત્તવૃત્તિનું ધ્યાન ખેંચ્યું.

ચિત્તવૃત્તિ કાયમ રહેછે. તેને દુર કરવા સારૂ મનને નિસ્વાદવાળા ભોજનનો કરાવે છે. ત્યારે મન સર્વ ઇંદ્રિયો થકી વ્યતિરક્ત બનેછે. ને ગંધેદ્રિય થકી સુગંધ દુર્ગંધવાળા પદાર્થોવિષે કલ્પના પ્રગટે છે. તેણે કરીને મન એ રસ્તાપર કાયમ થતાં અનેક જાતની કલ્પનાની જાળમાં ફસે છે. તેથી એ ઇંદ્રિયના માર્ગથી મનને અટકાવવું. ત્યારે મનમા કલ્પનાની વૃદ્ધિ થતી નથી. એવીજ રીતે કામ, ક્રોધ, લોભ, મોહ. મદ, મત્સરાદિક ગુણોથી મનને દુર કરતા રહેછે. ત્યારે મનોમન કલ્પના હૃદયમાં પ્રગટેછે. જેથી કરીને તેને મનોમન સાક્ષી નામ આપવામાં આવેલુંછે. કેમકે આપણી ઇંદ્રિયોને કબજ કરવા થકી દ્રશ્ય જગત્‌નો વ્યહવાર મન બંધ પાડેછે, પણ એ બંધ પડવા પેહેલાં ચિત્તની અનેક વૃત્તિઓમાં મન પોતે સ્ફુર્ણાના પ્રવાહ પર જ્યારે ગમન કરવા માંડેછે. તે પ્રસંગે મનને નિશ્ચે થાયછે કે, આ જગત્‌ની સ્થાવર, જંગમ, સુક્ષ્મ વિરાટાદિક સર્વ પદાર્થોની આકૃતિઓને આપણી વૃત્તિએ ધારણ કરેલી છે. ને એ સર્વ દ્રશ્યરૂપ આકારોને વિષે આપણા જ્ઞાનની દ્રઢતાવાળી ભાવના ફરી રહેલી

---

ને કહેવા લાગી કે વેપાર કરીએ તો સારૂં, આવા પ્રકારની કલ્પના પ્રગટ થઈ કે, તરત મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોએ એકદમ ન્યારા ન્યારા અભિપ્રાયો આપી દીધા, તેમાં મન બોલ્યું કે, હું તો એકદમ યુક્તિ કામે લગાડીશ, બુદ્ધિ બોલી કે એમ ન થાય, પણ નીતીમાં નારાયણ વસે. વિચારે કહ્યું કે, સાચવટ સદા સુખકારીક છે. ચિત્તે કહ્યું કે, લેણદેણના હિશાબમાં ગડબડ કરવી નહી, તર્કે કહ્યું કે, હરવખતના ભાવતાલના પ્રમાણમાં. માલની ખરીદી કરવી, પણ માલ•જુનો નવો સંગ્રહ રાખવાથી અડચણ નથી. અહંકારે કહ્યું કે, આડતીઆઓ વખતસર ખબર ન આપે તો એકદમ બીજા કરવા. અંતઃકરણે કહ્યું કે, આ કૃત્યમાં સારી આબરૂ સંપાદન કરવી જોઈએ. જ્ઞાને કહ્યું કે આપણે ત્યાં પ્રત્યેકને બોલાવી આપણી પવિત્ર રહેણી ને ઉત્કૃષ્ટ જ્ઞાન બતાવવું કે સર્વને વિશ્વાસ પ્રગટે, આવા પ્રકારના અભિપ્રાયો સર્વે તત્ત્વોએ પોતપોતાના સ્વભાવપ્રમાણે દરસાવ્યા, પછી કેટલીક ઘડી એ વિચારમાં ડુબકી મારી રહ્યા, પછી એક બીજી નવી કલ્પના આવી કહેવા લાગી કે આપણા દુશ્મનને હવે જીવવા દેવો નહી, પણ તેને મારી નાંખવો જોઈએ. તાત્પર્ય કે, એવા પ્રકારથી સ્ફુર્ણાના પ્રવાહમાં કલ્પનાની ન્યારી ન્યારી ઉત્પત્તિ હરમિનિટપર થયા કરે છે.

એને વિષે એવો નિયમ છે કે, જ્યારે ઇંદ્રિયોને કબજ કરી કે તરત અંતઃકરણમાં સ્ફુર્ણાના પ્રવાહને ધ્યાનપર લેવો જોઈએ. ને તેમાં મન, બુદ્ધિ, તર્ક વિગેરે તત્ત્વોમાં કેવા પ્રકારની કલ્પના હાજર થાય છે, તેને શાંતીથી ધ્યાનમાં રાખવી જોઈએ ને તે કલ્પનાને આત્માની જ્યોતી વા શ્વાસોને અર્પણ કરતા રહેવા થકી ને જે જે વિચારો જે જે તત્ત્વોમાંથી આવે છે તેને હૃદયમાં સમજી યોગિઓ સંપૂર્ણ સંતોષ પામે છે, આનું નામ નિવૃતધ્યાન કેહેવાયછે. આ નિવૃતધ્યાનમાં આખો દિવસ તેઓ ગુજારેછે. છતાં કોઈ પ્રવૃત જ્ઞાનવાળો પુરૂષ કહે કે તમો કાંઈજ કામ કરતા નથી, પણ આળસાઈને સુસ્તિમાં સર્વ કાળ નિર્ગમન કરો છો, એ તમારી કેટલી ભુલ છે. તે સમયે તેનો પ્રત્યુત્તર ન આપતાં પોતાના મનમાં તેઓ કહે કે આ અજ્ઞાન પ્રાણી પોતાની અજ્ઞાનતાના જ્ઞાનને શ્રેષ્ઠ માની પોતાના મનમાં મસ્ત બની નિકાળજી પુરૂષોને કેવા બેવકુફ સમજે છે, પણ એમાં એનો વાંક નથી. કેમકે, એવા

છે, તેથી એ સર્વે આકારો આપણી દ્રઢિત ભાવનાને અનુસાર સદા આપણી સાથે વરતે છે, જેમ મા, બેહેન, દીકરી, સ્ત્રી એ ચાર મનુષ્યની કાયા અરસપરસ સરખાવી જોતાં તેઓના કોઇ પણ ભાગમાં ફેર પડેલો જણાતો નથી. સારાંશ કે, એ સર્વએક જાતીના છે તેથી, તોપણ જ્યારે આપણે પોતાની માતા પાસે જઇને ચર્ચા કરવા બેઠા, ત્યારે આપણા મનની સ્થિતિનું વળણ તદન શુદ્ધ હતું. ને સ્ત્રી પાસે ગયા ત્યારે મનનું વળણ કામાતુર ધર્મવાળું થયું, ને દીકરી પાસે આવ્યા ત્યારે મનનું વળણ કેવળ સ્નેહ ભાવવાળું રહ્યું, ને બેહેન પાસે ગયા ત્યારે મનની પ્રકૃતિ આનંદમય થઇ, તાત્પર્ય કે, આ સ્ત્રી જાતીનો આકાર એક સરખો હતો ત્યારે મનનું વળણ પણ એકજ સરખું રહેવું જોઇતું હતું. તે છતાં ભિન્ન ભિન્ન

---

અલ્પજ્ઞ સ્થુલબુદ્ધિના જીવાત્માઓ આવા અલૌકિક અંતર્યામિ ઇશ્વરી ગુપ્તલીલાને શું સમજી શકે? સારાંશ કે, એવી રીતે જ્ઞાનીઓ સામાની અજ્ઞાનતાની પરીક્ષા કરી તેના નાદાનીવાળા બોલેલા શબ્દોને હસી કાઢે છે.

હવે ઉપર પ્રમાણે એકાગ્રહ વૃત્તિની ધારામાં સ્થિર થઇ તમામ વૃત્તિઓને આત્મભાવે સર્વત્ર વ્યાપેલી જુએ છે, તે પ્રસંગે જગત્‌ના તમામ ફેરફારો સ્વભાવિક રીતે તેના ધ્યાનમાં આવી જાય છે, તે એવી રીતે કે, જાણે ઇશ્વરી જયોતિને જોવા લાગ્યા, ત્યારે વેપાર સંબંધી વિચાર તેની કલ્પના આપવા મંડી. તેમાં તે કલ્પનાએ દરશાવ્યું કે, અમુક પુરૂષની પેઢીમાંથી રૂપીઆ લઇ ભરૂચનો અમુક વેપારી સારો છે, તેની સાથે કસ્તુરીનો વેપાર કરીએ, કેમકે તે જાતે લુચ્ચો ને દગાબાજ નથી. તેમ આપણો સ્નેહી હોવાથી ફાએદો કરશે. આ સંકલ્પરૂપ સંવેદન વેપારીના અંતઃકરણમાં વૃત્તિરૂપે હાજર થયું, ને તેની કાયામાં કલ્પના ઉત્પન્ન કરી દીધી કે, ફલાણો પુરૂષ મારો મિત્ર છે ને તે જાતે લુચ્ચો દગાબાજ નથી, તેથી તેની સાથે કસ્તુરીનો વેપાર કરીએ તો તેને ને આપણને ફાયદો થયા વિના રેહેશેજ નહી, આવા પ્રકારથી બેઉ પુરૂષોની કલ્પના એકાકારી ભાવથી જોડાઇ ગઇ. તેથી વેપાર બંઓએ સાથે રહી ધમધોકારે કરવા માંડયો. આ વેપારમ જ્યાંસુધી દયાનત નહીં બગાડે ત્યાંસુધી નિર્વિઘ્નપણે ચાલ્યા કરે, પણ એ બેઉમાંથી એક પણ પુરૂષ બદદયાનત રાખે તો વેપાર તુટી પડે.

હવે વેપારની કલ્પના થોડા વાર રહી બાદ દુશ્મનને મારવાની કલ્પના થઇ આવી, કે તરત તે કલ્પનાની સ્ફુર્તિ આપણા મનને કેહેવા લાગી કે કાલે તેને સુરત લઇ જવા બોલાવીએ, ને રસ્તામાં પેલાં ફાંસીખોરાઓની પાસે મારી નંખાવીએ. આ સમયે દુશ્મનના અંતઃકરણમાં સ્ફુર્તિ કહેવા લાગી કે ફલાણાને જરૂર મારી નાંખવો જોઇએ, કેમકે તે મારી તમામ મિલકત પચાવી પડયો છે. પણ ખેર! તે તેનું કર્મ ભોગવશે. આપણને મારવાનું કાંઇજ કારણ નથી. ઇશ્વરની મરજી પ્રમાણે થયા વિના રેહેશે નહી. અરે આપણે એવાં ઘોરકર્મથી ક્યાં છુટીશું! એવા જ્ઞાનથી તેણે પોતાનો વિચાર આપણા વિચારથી તદન ઉલટો કીધો. તે એવો કે, આપણે તેને મારી નાંખવાનો ઉપાય લીધો, ત્યારે તેણે આપણને જીવાડવાનો પાયો રચ્યો. તેથી આપણી ને તેની કલ્પનાના વિચારો એક બીજાથી ઉલટા આકારમાં ગોઠવાઇ ગયા, કેમકે આપણા ને તેના અંતઃકરણના ભાવો તદન જુદાં થઇ પડયા. ને તેથી કરીને બંનેની ચિત્તવૃત્તિમાં જમીન આકાશ જેટલું અંતર

આવો મનને વિષે શા કારણથી પ્રગટયા હશે ? મતલબ કે એ સર્વ આકારો આપણા ચિત્તની વૃત્તિના રહેલા છે, તેથી એઓમાં આપણી ભાવના જુદા જુદા વળણ પર રમી રહેલી હોવાને લીધે આપણું મન એ આકારોમાં જુદા જુદા ભાવે વ્યહવાર કરવા લાગ્યું.

## શ્રુતિ.

**भार्या स्नुषा ननांदा च याता मातेत्यनेकधा ।**
**प्रतियोगि धिया योषिद् भिद्यते नस्वरूपतः ॥**

અર્થ—સ્ત્રી, પુત્રવધુ, નણંદ, દેરાણી ને માતા એવી અનેક પ્રકારની એક સ્ત્રી જાતી છે, પણ પ્રત્યેકને વિષે બુદ્ધિથી ભેદ પમાય છે, મતલબ કે સ્ત્રી-

---

પડી ગયું. એ અંતર પડવા થકી બંનેનું ફેરપેલે વખતે બરાબર મળવું થયું નહી, પણ નીચ કલ્પનાની ભાવના નીચ ફળ આપવાની શરૂઆત કરે છે. ને ઊંચ કલ્પનાની ભાવના ઉંચ ફળને આપેછે. સારાંશ કે, જેવા વિચાર, જેવું જ્ઞાન, જેવી રહેણી, જેવી દ્રઢતા, જેવા નિશ્ચાર્થ તેવાં ફળ પ્રત્યેકનું અંતઃકરણ વૃત્તિદ્વારાએ આપે છે. એવો ગુપ્તજ્ઞાનનો સિદ્ધાંત છે. તે પ્રમાણે આપણી નીચ કલ્પના હોવાથી આપણી ચિત્તવૃત્તિએ બીજે દિવસે કાંઇક જુદું રૂપ દેખાડયું, તે એવું કે, આપણે પેલાને સુરત તેડી જવા સારૂ બોલાવવા ગયા; પણ તે પુરૂષ બીજે ગામ જવાથી મળ્યો નહીં. તેથી આપણું મન કલ્પના પ્રમાણે ન બનવાથી અફસોસીમાં ગરકાવ થઇ ગયું, ને ઉદાસી સ્થિતિમાં ઘર તરફ આવતા હતા, તેવામાં માર્ગને વિષે એક બાળકે ગાળ આપી, તેથી ગુસ્સે થઇ એક ઢોલ મારી કે તરત તે બાળક બેશુદ્ધ બની જમીનપર પડયો ને મરણ પામી ગયો. સારાંશ કે, આપણી અંતરની નીચ વૃત્તિએ નીચ ફળ દરશાવ્યું. જે ઉપરથી ખુન કરવાનું તોહોમત સાબીત થવાથી આપણે ફાંસીપર ગયા, કે તરત પેલો પુરૂષ પોતાના મુકામપર આવીને ઉપરની ખબર સાંભળી કહેવા લાગ્યો કે, પરમેશ્વરે પાપીનો અંત જલદી આણ્યો. તાત્પર્ય કે, એકસરખી કલ્પનાની એક સરખી નીતી જોડાઇ જવાના ક્રમને પુણ્યની વૃદ્ધિ કહી છે. ને કલ્પનાના ઉલટા સુલટી ભાવાનાના ફળને પાપનું સ્વરૂપ માન્યું છે. આ પાપ પુણ્યના ક્રમથકી મળતા ફળોદયનું નામ સુકૃત કહ્યું છે. આ સુકૃત રૂપ જ્ઞાન શ્રુતદ્રષ્ટ શકિત પ્રેરણ નામની સિદ્ધિના જ્ઞાનથી સમજાય છે. એટલે પ્રત્યેક મનુષ્યોને સાંભળવા જોવા વિગેરેની જે જે પ્રેરણાઓના ગુપ્ત ભાવો હરવખતે ન્યારી ન્યારી અંતર કલ્પનામાં મનોમન દરશાયા કરેછે. તે સર્વ ભાવોમાં જે ભાવોના ઉપર જીંદગાનીનો સંપૂર્ણ આધાર રહેલો હોય છે. એવાં સુખકારીક ભાવોમાં નિશ્ચાર્થ દ્રઢ કરી તે નિશ્ચાર્થના પ્રમાણમાં પોતાના સર્વ સંકલ્પોને અખંડ ચલાવવા. તેનું નાન શ્રુતદ્રષ્ટ શકિત પ્રેરણ સિદ્ધિ કહી છે. અથવા તો સાંભળવા જોવાની શકિતની પ્રેરણા કરવી તે, આ સિદ્ધિરૂપ સુકૃત સમજ એવી છે કે, પ્રત્યેક મનુષ્ય બાલ્યાવસ્થાથી પોતાના હૃદયમાં આ દશ્યરૂપ સૃષ્ટિના સર્વ વ્યહવારોને સમજી અંતઃકરણમાં જુદા જુદા વિચારોના નિશ્ચાર્થો નકિ કરે છે. તેમાં કોઇ એમ નિશ્ચે કરે કે મારે તો આ સૃષ્ટિમાં ધર્મ ગુરૂનું કૃત્ય કરવું છે. ને તેના યોગે સૃષ્ટિમાંથી અધર્મ અન્યાયનો નાશ કરવો છે.

વર્ગમાં જે મનના જુદા જુદા ગુપ્તભાવો રહેલા છે, તે ચિત્તની વૃત્તિના કારણથી રહેલા છે. સારાંશ કે, આ દ્રશ્યરૂપ તમામ આકારોની વર્તુણુંકને અનુસાર આ પણી કલ્પના પ્રગટ થયા કરે છે. આ ઉપરથી તમોને નિશ્ચે થયું હશે કે, આપણી કાયામાં કલ્પના અનેક વૃત્તિઓના આકારે ઉભી રહેલી છે, ને તે વૃત્તિઓમાં આપણે જેવી જેવી વાંસના દોડાવતા જઇએ, તેવી ભાવનાને અનુસાર ઉપલી વૃત્તિઓ ફરેછે. આ ફરવાના ક્રમપૂર્વક પ્રત્યેક મનુષ્ય આપણી સાથે જુદા

---

તેથી એવી દઢતાવાળો પુરૂષ પોતાની જીંદગાનીમાં અનેક સંકટો વેઠી ધર્મ કેવા પ્રકારથી પ્રજામાં ચાલે ને પ્રજા કેવી રીતે વરતશે, એવાજ પ્રકારના શોધમાં રાત્રદીવસ રહી જીંદગાની પુરી કરેછે. તેમ બીજો પુરૂષ દઢ કરે કે મારે આ દેશમાં રાજ્ય સ્થાપન કરવું છે. તેથી તે અનેક સંકટો વેઠી અનેક પ્રજાના મનરંજન કરી સર્વનો સ્નેહ મેળવી નવાં ધોરણો ગોઠવી પ્રતિપક્ષોના રાજ્યમાં બંડ મચાવી લડાઇ કરી પોતાનું રાજ્ય સ્થાપન કરે છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્ય પોતાની બાલ્યાવસ્થામાં કેવા પ્રકારની રહેણી રાખવી, કેવું જ્ઞાન મેળવવું કેવી વરતુણુંક રાખવી ને કયા ધંધાથી પોતાનું પોષણ કરવું, એવી અનેક કલ્પનાના નિશ્ચાર્થો પોતાના અંતઃકરણમાં ગુપ્ત જ્ઞાનમાં દઢ કરી તેને અનુસાર વર્તવા માંડેછે. તેમ તેમ તેને તેવીજ બેઠકો, સંગતો ને મીત્રમંડળીના મેળાપો પ્રાપ્ત થતા જાય છે. ને એજ માર્ગના જ્ઞાનમાં તે પોતાની જીંદગાનીનો અંત લાવે છે, આનું નામ સ્વકૃત (સુકૃત) સૃષ્ટિ રચી કેહેવાય છે. તેથી એ વૃત્તિની દુનિઆં પોતાની રચેલી ગણાય છે.

* આવા પ્રકારની સ્વકૃત સૃષ્ટિમાં સુકૃતના ફળોદયને સારૂ પ્રત્યેક મનુષ્ય મનોમન નિત્ય નિયમ બાંધે છે. તે એવા કે પ્રાતઃકાળમાં સ્નાન, સંધ્યા, દેવાર્ચન વિગેરે કરીને નવ વાગાપર્યંત સમાધિમાં લિન થવું. બાદ દશને ટકોરે જમી રાજ્યદરબારમાં જઇ પ્રથમ ગરીબોની અરજીઓ ધ્યાનમાં લેવી, બાદ બીજાં કામો કરવાં. આ નિત્ય નિયમ નહી છોડવાથકી સર્વ પ્રજામાં કીર્તિ ચાલી કે કારભારી એક ઇશ્વરરૂપ છે. જેથી કરીને કારભારી સર્વને પ્રાણવત્સલ લાગ્યા ને તેને ન મળવાનું સુખ મળ્યું. સારાંશ કે, આ નિશ્ચાર્થને કારભારી જીંદગાનીની અણી સુધી વળગી રહે તો ઉપલું સુખ જરા પણ નષ્ટ થતું નથી. પણ એ નિશ્ચાર્થના નિયમમાં જરા ચુક પડી ત્યારે તો ઉપલાં સુખમાં વિઘ્ન નડતાં જાય છે. કેમકે પ્રથમ આપણે કલ્પના ઉઠાવીને તેમાં અનેક પ્રકારની રેહેણી, કરણી રાખવાની કબુલત ગુપ્ત વૃત્તિમાં આપી એટલે તેવાજ પ્રકારની ઇચ્છા સૃષ્ટિ રચાઇ. બાદ તે રચેલીના કાયદા પ્રમાણે ન ચાલીએ તો આપણી સૃષ્ટિનો નાશ થાય, કારણ કે, પોતાની સ્વઇચ્છાથી પસંદ કરીને પોતે જે નિયમ બાંધ્યા, તેજ નિયમને પોતેજ પોતાના ડહાપણથી તોડી નાંખે, તેથી એ તોડેલાની શિક્ષા પોતાનેજ પોતાના અંતઃકરણમાંથી ફળીભૂત થાય છે. એમાં કોઇને દોષ દેવાનો નથી વાસ્તે એનું નામ સુકૃત કહેવાયું. સારાંશ કે, પોતાની સ્વઇચ્છારૂપ કલ્પનાના બાંધેલા નિયમો પુણ્યરૂપ ફળદાતા છે.

આવા પ્રકારથી સ્વભાવિક કલ્પનાની મોહજાળ ઉપર મોહીત થઇ ઉપર પ્રમાણેના ધોરણો આ સૃષ્ટિમાં પ્રત્યેક મનુષ્યો ગુપ્ત વૃત્તિમાં બાંધે છે. સારાંશ કે, એવી રીતે પોતે પોતાના સ્વઇચ્છાથી સ્વકલ્પિત નિયમોવાળી કલ્પનાની સૃષ્ટિ પ્રત્યેક પ્રાણિએ રચેલી છે. ને એ રચાયલી સૃષ્ટિ પોતાના બાંધેલા કાયદાનાં નિયમ વિરૂદ્ધ ચાલવાથી નાશને પામે છે. આ ધો-

જુદા વળાણપર ચૌલતાં દેખાયછે. છતાં એ વળાણ આપણી ભાવનાપર આધાર રાખી રહેલું છે. તે એવી રીતે કે આપણી વૃત્તિઓમાં એક સરખી ભાવના જ્યારે રાખીએ, ત્યારે ઉપલા સર્વ આકારો આપણને જુદા જુદા વળાણપર ન દેખાય, પણ આપણી વૃત્તિઓ પ્રથમથકીજ એવી રીતે ચિત્ર વિચિત્રપણામાં ગોઠવાઈ ગયલી છે. તેથી તે આધાર પ્રમાણે આ સર્વ તોફાન ચાલ્યા કરે છે. તેમાં વળી આ-

---

રણ ઉપરથી ગુપ્ત જ્ઞાનીઓ પોતાના અંતઃકરણમાં એવી દૃઢતા, સ્વભાવિક પ્રગટ કરે છે કે, આપણે આખી જીંદગાનીમાં સ્ત્રીસંગ ન કરવો, સત્યવક્તા થવું, એકાંતવાસ રાખવો, હિંસાદિક કર્મ ન કરવું, પ્રત્યેકનું ભલું ચાહવું, સદા ધર્મજ્ઞાનની વૃદ્ધિ કરવી, વખતે ભોજન ન મળે તો વનસ્પતિપર ગુજારો કરવો. એવા નિશ્ચાર્થવાળા સુકૃતમાં જીંદગાની પુરી કરવી. બાદ મર્ણબાદ એક ચક્રવર્તિ રાજા થઇશ. આવા મનોકલ્પિત ધોરણવાળા નિશ્ચાર્થપણામાં જીંદગાની ગુજારી દીધી. ને પોતે બીજે જન્મે રાજા થએલો પોતાને દરશાયો. તાત્પર્ય કે, આ પુરૂષે દેહકષ્ટ કરી પોતાના અંતઃકરણની સર્વ ગુપ્ત વૃત્તિઓને વશ્ય રાખી દાબી દીધી, આ દબાણને પોતાની કબુલત મુજબ આખી જીંદગી સુધી રાખ્યું, ને જ્યારે મૃત્યુ આવ્યું એટલે સાધુપણાની સૃષ્ટિનો પ્રળય થયો. કે તરત રાજા પણાની સૃષ્ટિ રચાઇ ગઇ, એવીજ રીતે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, બૃહસ્પતિ, સૂર્ય, ઇંદ્ર, ચંદ્રવિગરે દેવતાઇ પુરૂષોએ પ્રથમ પોતાની વૃત્તિઓને ઉપર પ્રમાણે મારવાથકી મહદ પદના મહાન ઐશ્વર્યને પામ્યા છે. મતલબકે, જેટલું દેહકષ્ટ જેટલો પરિશ્રમ, જેવી શ્રદ્ધાને જેવો નિશ્ચાર્થ તેવાં ફળને તે પુરૂષ પામે છે.

આ ગુપ્તવૃત્તિમારણ કૃત્યથી વૃત્તિઓ શી રીતે હાજર થાયછે! એનો પ્રત્યુત્તર એવો છે કે. આપણે અત્યંત ક્ષુધાવંત થયાને ખાવાની અંદર ચિતવૃત્તિનો ગુપ્તભાવ રહ્યોછે છતાં આપણે ન ખાધુંને દ્રઢતાથી બેસી રહ્યા. ત્યારે ખાવાના ભાવવાળી વૃત્તિએ ઘણાં માણસોના અંતઃકરણમાં વાંસો કરી તે માણસો પાસે આપણને ઘણો આગ્રહ કરાવ્યો. પણ આપણે ન ખાવું. બાદ નિંદ્રા આવીને સુઇ ગયા, થોડા વારમાં ચિત્તવ્યહવળ થઇ આવ્યું, ને તે ચિત્તે આપણી ખાવાના ભાવવાળી ગુપ્ત વૃત્તિને ખડી કીધી ને તે વૃત્તિએ સ્વપ્નામાં તમોને પાંચે પકવાનનું ભોજન કરાવ્યું. એવાજ પ્રકારથી મર્ણકાળ રૂપી આત્મ નિદ્રામાં જ્યારે આપણે પડીશું, ત્યારે જેમ બીજમાંથી વૃક્ષ ખડું થાય છે. તેમ આપણી વાંસનાનું બીજ રહેલું હોવાથી તે બીજ વૃક્ષની માફક ઉત્પન્ન થઇ પ્રગટે છે એટલે વાંસના રૂપી ભાવે કરીને સૃષ્ટિ ભાવવાળી વૃત્તિઓ ખડી થઇ આવે છે. સારાંશ કે, આ ગુપ્ત વૃત્તિ રૂપ વાંસનીક વળણે કરીને આપણો બીજો જન્મ આપણી વાંસનાની દ્રઢતાને અનુસાર પ્રાપ્ત થાયછે. ને ત્યાં આપણી સર્વ ગુપ્ત વૃત્તિઓ પૂર્વ જન્મની માફક વ્યહવાર કરવા માંડે છે. તાત્પર્ય કે, આ સૃષ્ટિમાં જેટલા દેવી, દેવતા, પીર, પેગંબર, જ્ઞાની, અજ્ઞાની વગેરે જેટલા માહાત્મા પુરૂષો ને જેટલાં મોટાં પદો મળ્યાં છે તે પદો કાંઇ તેમના માતા, પિતા, ગુરૂ, મિત્ર, ઇશ્વર વગેરેએ બક્ષીસ તરીકે આપ્યાં નથી. પણ તેઓના દેહકષ્ટને અનુસાર ઉપરનો અલૈકિક લાભ નિર્વિઘ્ને મળી આવ્યોછે. સારાંશ કે, અર્વાચીન રાજ્યકર્તા અને જેટલ ધર્માચાર્યો થઇ ગયા છે, તે સર્વે પુરૂષોએ આજની પ્રજાની માફક ઠામ ઠામ જઇને ભાષણો આપ્યાં નથી. પણ એકાન્ત વાસમાં સ્થિર થઇ દેહકષ્ટ કરી આત્મપદને અંતઃકરણની કલ્પનાને વિષે મેળવી મનોમન જ્ઞાનનો બોધ પોતાના આત્માને આપ્યો છે. આ ગુપ્ત આત્મબોધનો પ્રવાહ આ સૃષ્ટિના તમામ મનુષ્યોના અંતઃકરણને વિષે કલ્પના રૂપમાં

પણે ઘડી ઘડીમાં ચિત્રવિચિત્ર જાતની ભિન્ન ભિન્ન કલ્પના જારી કરીએ છેયે. તેને અનુસાર સર્વ વૃત્તિઓ આપણી સાથે વરતતી જણાય છે સારાંશ કે, આ જગત્‌ની અનેકાકૃત્તિઓ આપણી કલ્પનાને અનુસાર વ્યહવાર ચલાવતી દરશાય છે. ત્યારે આપણને આશ્ચર્યતા પ્રગટ થાયછે કે આપણી કાયામાં જે ગુપ્ત વિચાર આપણે કીધો, તે વિચાર પ્રમાણે સામુ માણસ શા કારણથી વર્તે છે! શું તેને આપણી ભાવનાના વિચારોની ખબર થઇ આવી હશે કે વારૂં! આ જગ્યાપર ખબર કરનાર આપણી અંતર્યામિ સ્ફુર્ણાના મન, બુદ્ધિ, ચિત્ત વિચાર તર્ક વગેરે તત્વોજ રહેલાં છે.

---

બીરાજી ગયો. જેથી તમામ મનુષ્યો પેલા માહા પુરૂષના વચનપર વિશ્વાસ લાવવાં લાગ્યાં. ને તેને સારૂં તેની ઇચ્છા પૂર્વક નિયમો બાંધી તે નિયમોને ઇશ્વરરૂપ ગણી તમામ તેની ભાવના પ્રમાણે વર્તવા લાગ્યાં. ને તે માહાત્મા પુરૂષની સ્તુતિ ગાવા બેઠાં જેથી કરીને એ પુરૂષને પ્રતાપી દેવરૂપ ગણ્યો. મતલબ કે, દેહકષ્ટ થકી જગત્‌ને કષ્ટ પહોંચે છે. ને વૃત્તિ મારવા થકી સર્વેના અંતઃકરણની શુદ્ધિ થઇ આવે છે, ને તેઓનું વળણ આપણા તરફ વળે છે. તેમજ પોતાના આત્માને બોધ આપવાથી સર્વના જ્ઞાનની શુદ્ધિ થઇ આવે છે. તેમ સર્વેનું કલ્યાણ વાંચવાથી તેઓ આપણું ભરણ પોષણ કરેછે. ને ઇંદ્રિયજીત બનવાથકી સર્વેના સ્નેહનું આકર્ષણ પ્રગટે છે. આવા પ્રકારના ધોરણેકરી વૃત્તિનો ઉદય થાયછે. ને કલ્પનાનો ઉદય નીચે પ્રમાણે બને છે. તે એવો કે; આપણને પ્રાતઃકાળના એક એવો વિચાર સ્ફુરી આવ્યો કે કોઇ જ્ઞાની પુરૂષ મળે તો જ્ઞાન ચર્ચા કરીએ. બાદ કલ્પના પલટાઇ કે આપણા માગણા રૂપીઆ લાવવા છે. બાદ ત્રીજી કલ્પના થઇ કે કારભારીને મળવું છે. ચોથી કલ્પના થઇ કે મકાનમાં સરસામાન લાવવો છે. તેમજ અમુક જગ્યાપર કાગળ લખવો છે. આટલા વિચારો પાણીની લ્હેરની માફક આવી ચઢયા. તો પણ જે ઘડીપર આપણા અંતઃકરણમાં ગુપ્ત વૃત્તિએ જ્ઞાનચર્ચા કરવાનો ભાવ પ્રગટ કર્યો. ત્યારે નક્કિ જાણવું કે તેજ ઘડીપર કોઇ પણ પુરૂષનો ભાવ એજ કૃત્ય કરવા તરફ દોડયો હતો. તેથી એ વિચાર આવીને હાજર રહ્યો. કિંવા એજ આપણા ગુપ્ત ભાવની મરજી કોઇ પણ પુરૂષને આપણી સાથે ચર્ચા કરવા લાવવાની થઇ તેથી એણે આપણને સુચવ્યું. જ્યારે રૂપીઆ લાવવાનો વિચાર આવ્યો, ત્યારે જેની પાસેથી રૂપીઆ લાવવાના હતા, તેના મનમાં આવ્યું કે, ફલાણા ભાઇ રૂપીઆ લઇ જાય તો વધારે સારૂં. કિંવા આપણી કલ્પનાની મરજી માગણા રૂપીઆ લાવી આપવાની નક્કિ થઇ ત્યારે કહ્યું. તેમજ જ્યારે કારભારીને મળવાની કલ્પના થઇ ત્યારેજ કારભારીના મનમાં આવ્યું કે ફલાણાને મળવું છે, કિંવા આપણી કલ્પનાની મરજી આપણી દેહસાથે કારભારીની દેહને મેળવી અમુક વાત કરવાની થઇ કિંવા આપણી કલ્પનાની મરજી કારભારીના આકારમાં વાસો કરી આપણી સાથે રમણ રમવાની થઇ તેથી તેણે કારભારીને મળવાનો ઇરાદો આપણી પાસે કરાવ્યો. તેમજ મકાનમાં સરસામાન લાવવાની કલ્પના થઇ તેનું કારણ કે મકાનના માણસોના મનમાં એવીજ કલ્પના આવી હશે કે ફલાણા ભાઇ સામાન લઇ આવે તો સારૂં કિંવા મકાનમાં સરસામાન લાવવાની ઇચ્છા આપણી કલ્પનાની થઇ ત્યારે કહ્યું કિંવા આપણો સરસામાન લાવવા સંબંધીનો જે વિચાર અંતઃકરણમાં થયો, તેને જાણી ઘરના મનુષ્યો કહેવા લાગ્યાં કે તમો સામાન લાવો તો સારૂં, સારાંશ કે આપણી અંતર કલ્પના પ્રમાણેજ બીજા મનુષ્યો બોલેછે કિંવા આપણી કલ્પનાજ બાહેર બોલતી હોયતો કોને માલમ વારૂં!

કિંવા આપણા એ ગુપ્તતત્વો સામી આકૃત્તિમાં એવી રીતે રમત રમતાં જણાયછે. સારાંશ કે, તમારી સ્ફુર્ણાની અંતર્યામિ ગુપ્ત કલ્પના અનેક વૃત્તિઓમાં ફર્યા કરેછે. કેમકે એક સમયે તમારી એવી વૃત્તિ થઇ હતી કે, ઘણો વખત પરમેશ્વરની પ્રાર્થનામાં ગુજારીએ, આ વૃત્તિએ તમારૂં ધ્યાન શયન પ્રસંગે ખેંચ્યું, કે તરત મન, બુદ્ધિ વગેરે તારો પણ એજ માર્ગ પર દોડી આવ્યા. પણ તેટલામાં તમારા બીજા ભાવની બીજી વૃત્તિએ કહ્યું કે, તમો હાલમાં સ્તુતિ કરવા બેઠાછો.

---

કાગળ લખવાની કલ્પનાથી જાણવું કે જેનાપર કાગળ લખવો છે, તેના મનમાં આપણને પત્ર લખવાની કલ્પના થઇ કિંવા આપણી કલ્પનાની મરજી કાગળરૂપે જઇ કામ કરી આપવાની થઇ ત્યારે કાગળ લખવાને કહ્યું.

આવા પ્રકારની કલ્પના જ્યારે હાજર થતી જણાય છે, ત્યારે આપણા સંસારી વર્ગના માણસોમાં એવી રીત છે કે, જેવી કલ્પના હાજર થઇ કે તરત કામ કરવા મંડી પડે છે. પણ ગુપ્ત જ્ઞાનના જ્ઞાતાઓમાં એવી રીત છે કે, પ્રથમ તેઓ પોતાના સંવેદનના પ્રવાહને મિથ્યા ગણી પોતાના સત્યરૂપ આત્માને નજીક જાણી જે જે કલ્પનાના વિચારો આવે છે. તેને નીચે પ્રમાણે બોધ આપે છે. તેમાં જે ઘડીપર કલ્પના થઇ કે તેજ ઘડીપર તેને ધિક્કારી કાઢે છે, ને કહે છે કે, આ શું વગર લેવે દેવે જુઠું તોફાન નડયા કરે છે ! એમ કહી આત્મપદમાં શાંતપણાથી પોતાની તમામ ગુપ્ત વૃત્તિઓને ચોંટાડી દે છે. તે એવી રીતે કે, જેમ એક કલ્પના થઇ કે મુંબઇ જવું છે, આ વિચારે આપણી અંદર મુંબઇ શેહેરનો જે જે ભાગ જોયો હતો, ને જે જે લોકો સાથે જે જે પ્રસંગોમાં જેજે કૃત્યો કર્યા હતાં, તે સર્વેનો સુક્ષ્મભાસ મુંબઇ જવાના શબ્દોચ્ચાર થતાંની સાથેજ આપણી ચિત્તવૃતિમાં ઉપલો શબ્દ ઉત્પન્ન કરી બતાવે છે. તેથી એ સ્વરૂપ માયાનું દીકું કેહેવાય છે. તેમજ વેદાન્ત શાસ્ત્રમાં એ ભાસને જીવકૃત સૃષ્ટિ ગણી છે. ને આ બાહેરના બ્રહ્માંડને ઇશ્વરકૃત્ય સૃષ્ટિ કહી છે. તેમાં ઇશ્વરકૃત્ય સૃષ્ટિ સદા પોતાના નિયમ પૂર્વક કાયમ છે. ને જીવકૃત સૃષ્ટિ મનોમન કલ્પિત ભાવથી પ્રગટ થએલી હોવાથી નાશવંત ને અજ્ઞાનકૃત કહી છે.

તેથી કરીને ગુપ્ત વિદ્યાના જ્ઞાતાઓ એ અજ્ઞાનરૂપ ગુપ્ત માયા ભાસના સ્વરૂપને જરાપણ પોતાની ચિત્તવૃત્તિમાં પ્રગટ કરતા નથી, પણ મુંબઇ જવાના. એ શબ્દની સાથે ભાવ પલટી પોતાના મનને સમજાવે છે કે, હવે આપણે કલ્પના રૂપી મુંબઇમાં જવાના છે, ત્યારે કહે કે નાના ! આ તો કાયાના આકારથીજ આપણી પાસે સદા હાજર છે. ને એમાં આપણે બેઠેલા છૈયે. તેમાં જવાનું કાંઇજ નથી, એ તો આપણું મિથ્યા જ્ઞાન રવડયા કરેછે. એવી રીતે જ્યારે કલ્પના થાય ત્યારે આપણી પેઠે તેઓ દેહાભિમાનમાં નહીં અથડાતાં આત્માભિમાનમાં ગુપ્તવૃત્તિઓના ભાવોને ચોંટાડે છે. તેથી પોતાની કલ્પના તમામ ફળોદયને આપે છે. જેથી કરીને દુરનું નજીક થઇ જાય છે. તેમજ જ્ઞાનચર્ચા કરવાનું મન થયું કે, તરત તે થએલી કલ્પનાને કહે છે કે, તું પોતેજ જ્ઞાન સ્વરૂપ છે, ને તારે વિષે આ વિશ્વ ચિત્રવિચિત્ર ભાવોમાં જ્ઞાનચર્ચા કર્યા કરે છે. એટલે તું પોતેજ મારા હૃદયમાં અનેક કલ્પનાના ગુપ્તભાવરૂપી જ્ઞાનચર્ચા રાત્રદિવસ ચલાવ્યા કરે છે. તેથી એનેજ જો હું ધ્યાનમાં રાખું તો આ બાહેરની ઇંદ્રિયદ્વારવાળી શબ્દોચ્ચારથી પ્રગટ થએલી જ્ઞાનચર્ચા કંઇજ કામની નથી. કેમકે એ જ્ઞાનચર્ચા તારાથી પ્રગટ થએલી છે. તેથી હું તો તારા અંતર્યામિ પ્રવા-

પણ હવે પછી તમારા દીવસ કેવી રીતે ગુજરશે ! આ સંકલ્પ ઉપરથી તમોએ તમારી અનેક વૃત્તિઓમાં વિચાર દોડાવ્યો કે વેપાર કરીએ, પછી દુશ્મનને મારવાના ભાવવાળી વૃત્તિ આવી કહેવા લાગી કે, હવે નક્કિજ દુશ્મનનો નાશ કરવોજ જોઇએ. સારાંશ કે વેપારવાળી સ્ફુર્ણામાં સર્વ તત્વોએ અભિપ્રાય આપ્યા બાદ અંતઃકરણની સર્વ વૃત્તિઓનું ધ્યાન એણે આકર્ષ્યું. ને એ વેપારવાળી કલ્પના જગતૂના સર્વ આકારોમાં ફરી વળી, તેમાં જે જે વેપારીઓ સાથે આપણને સ્નેહ બંધાયો હતો, તેઓની કાયાઓમાં ઉપરનો ગુપ્ત કલ્પનાવાળો આપણો ભાવ હાજર થયો, ને તેઓની વરતુર્ણુક, રીતભાત ને વ્યહવારો કેવા પ્રકારના રહેલાછે, તે સર્વની યાદ આપણા મનને એ ભાવે કરાવી, તેમજ દુશ્મનવાળી વૃત્તિએ દુશ્મનને ચેતાવ્યો, મતલબકે, દુશ્મનવાળી કલ્પના દુશ્મનરૂપમાં ઉભી રહી ને વેપારવાળી કલ્પના વેપારીના આકારમાં ખડી થઇ. સારાંશ કે, આપણી સ્ફુર્ણા

હની ધારાના મૂળમાં સંતોષ પામી સ્થિર થયો છું. તેમજ રૂપી આ લાવવાના વિચારને કહે છે કે, ભાઇ તારી મરજી થશે ત્યારે રૂપીઆ તે પુરૂષ ઘર બેઠા આપી જશે કિંવા તે આપી જાય એવી તું તેને વિષે પ્રેરણા કર, ને તું પ્રેરણા ન કરે ને હું કદાચ જાઉં, તેમાં મારૂં શું વળ્યું ! કંઇજ નહીં, છતાં હું આ તારા ગુપ્તાનંદથી તેટલી ઘડી દુર રહું તેમાં તને શું ફાયદો છે ! કેમકે જો આ મારો સ્વાસા હાલમાં તારી સાથે હૃદયમાં સ્થિર થઇ સર્વ ગુપ્ત વૃત્તિઓને તારા પ્રવાહમાં ઐક્ય કરી વાત કરેછે. તેને બાહેર કાઢી આ સાડા ત્રણ મણની કાયાને એની પાસે ઉંચકાવવીને માર્ગમાં આ વિશ્વની સ્થાવર જંગમરૂપ અનેક આકૃત્તિઓને જોવી, ને તેના સંબંધી અનેક કલ્પનાઓ ઉત્પન્ન કરવી. ને ત્યાં ગયા એટલે જુદા જુદા લોકો સાથે તેઓના કલ્પિત ભાવોને અનુસાર વાતોના તડાકા મારવા, તેનાં કરતા અહિંઆં મને પૂર્ણ આત્મસુખના પરમાનંદની અલૌકિક સુખદાયી કૃતિના દર્શનમાં લિન રેહેવા દો તો કેટલું સારૂં. આવા આત્મભાવીક જ્ઞાને કરીને તે કલ્પનાના ભાવને શાંત પમાડયો. કે પેલો પુરૂષ ઘેર બેઠા તમામ રૂપીઆ આપી ગયો. તેમજ ઘરમાં સામાન લાવવાની કલ્પનાના ગુપ્ત ભાવને કહ્યું કે, એટલી બધી ઉતાવળ કરવામાં શું માલ છે ! ફકત તારી ઇચ્છા જો થાય તો આપણા ઘરમાંથી કોઇ પણ માણસ જઇને લઇ આવે એવો બંદોબસ્ત કર. આવી રીતે ભાવને ઉલટો કર્યો કે, તરત ઘરમાંથી એક પુરૂષ બોલ્યો કે ભાઇ તમો રૂપીઆ આપો તો હું સામાન લઇ આવું. સારાંશ કે કલ્પનાએ તેની કાયામાં પ્રેરણા કીધી, વા કલ્પના તેની કાયામાં ખડી થઇ. ત્યારે તે લાવવા તૈયાર થયો. જ્યારે આ બીજો પુરૂષ સામાન લાવવા તૈયાર થયો ત્યારે આ પુરૂષ બોલ્યો કે લો ભાઇ આ રૂપીઆ. બેશક આ કામ તમારૂંજ છે ત્યારે પેલો ઘરમાંનો પુરૂષ પોતાના મનમાં સમજ્યો કે, એણે મનેજ કહ્યું, પણ આ ભાઇએતો પોતાની કલ્પનાના ગુપ્ત ભાવને કહ્યું હતું કે આ કામ તમારૂંજ છે, આ જગ્યાપર ઉપલો શબ્દ બે અર્થે ને બે જાતના જ્ઞાનમાં દરશાયો, તેમાં પેલા સ્થુલ બુદ્ધિના પુરૂષે પોતાના દેહના ઉપર અર્થ લાગુ પાડયો. ને પેલા જ્ઞાનીએ કલ્પનાના ગુપ્તભાવને કહ્યું, આવી રીતે શબ્દોના અર્થ જુદા જુદા જ્ઞાનમાં રહે છે. બાદ પેલો પુરૂષ પૈસા લઇને સામાન લાવ્યો તેમજ કારભારીવાળી કલ્પનાના ભાવને કહ્યું કે આ જગત્માં સત્યરૂપ એક ખરો કારભારી તો મારૂં મન છે કે જે રાત્રદીવસ સંકલ્પ

જગતના અનેક આકારોને પોતાની અંદર બતાવી શકે છે વા રાખી રહેલી છે. ને તે સર્વમાં એજ સ્ફુર્ણાનું વ્યાપકપણું છે. આ કારણથી એ સ્ફુર્ણ સ્વરૂપને પ્રજ્ઞાન બ્રહ્મ વેદમાં કહ્યો છે. ને એજ પ્રજ્ઞાનની આ સર્વ વિશ્વ આકૃતિ છે. આ ઉપરથી નિશ્ચે થાયછે. કે જે આકારને સારૂં આપણી સ્ફુર્ણા જેવો ભાવ જેવો જ્યાર દરશાવે તેવોજ ભાવ તે આકાર આપણે સારૂં પણ બતાવે છે. તેમજ કોઇપણ મનુષ્યને સારૂં આપણા મનમાં સારો કિંવા નઠારો ગુપ્ત ભાવ દ્રઢ થાયછે, તેમજ કોઇને સારૂં આપણા મનમાં કપટ ભાવ આવ્યો, ત્યારે તેના મનમાં પણ આપણે સારૂં કપટ ભાવ આવે છે. તેમજ કોઇને સારૂં આપણા મનમાં શ્રેષ્ઠ ભાવ દ્રઢ થયો, ત્યારે આપણી વૃત્તિ તેને વિષે શ્રેષ્ઠ ભાવમાં વરતતી જણાય છે કિંવા તે આપણે સારૂં શ્રેષ્ઠ ભાવ સદા દરશાવ્યા કરશેજ, તેમજ કોઇને વિષે મધ્યમ ભાવ દ્રઢ થયો તો તેને વિષે આપણી વૃત્તિ મધ્યમરૂપમાં દેખાશે કિંવા તે પુરૂષ આપણને મધ્યમ ભાવે જોતો રહેશે; તેમજ પવિત્ર ભાવે પવિત્ર દરશાયને નઠારા ભાવે વૃત્તિ નઠારા રૂપમાં હાજર થાય. વિરોધી ભાવ થકી વૃત્તિ વિરોધ કરતી જણાય તુચ્છ ભાવવાળી વૃત્તિ આપણને તુચ્છરૂપ ગણે, તેમજ કોઈ સાથે પ્રપંચ કરવાની ઇચ્છાથકી તે પુરૂષ આપણી સાથે પ્રંપચ કરવા માંડશે, સારાંશ કે જે આકાર

---

વિકલ્પ રૂપ વિચારોનો કારભાર કર્યા કરે છે. ને તે મન તો મારાથી જુદાઇ રાખતું નથી. એટલે મારે આ બાહ્ય જગતના મિથ્યા દેહાભિમાની કારભારીની જરૂર જરા પણ જણાતી નથી. એવી રીતે પોતાનો ગુપ્ત ભાવ પલટાવ્યો કે તરત કારભારીનું મન કહેવા લાગ્યું કે, ફલાણો પુરૂષ માહાજ્ઞાની છે. તેથી ચાલો તેની મુલાકાત લઇએ ને તેના કેટલાંએક કામો આપણે જલદી કરી આપીએ. એવો વિચાર કરી કારભારી આપણા મુકામ પર વગર બોલાવે આવ્યા. ને સ્નેહપણું દરશાવી ચાલ્યા ગયા. તેમજ કાગળ લખાવનારી કલ્પનાના ગુપ્ત ભાવને કહ્યું કે, એકજ અદ્વૈત સ્વરૂપી આત્મા સર્વત્ર છે તેને વિષે લખનાર કોણ ! લખાવનાર કોણ ! લખવાનુ કેનાપર ! ને શું લખાણ કરવાનું તેણે તમારે સારૂં હજુ સુધી આ સૃષ્ટિમાં બાકી રાખ્યું છે ! ખરેખર તે સર્વ શકિતમાન રહેલો છે. તેથી મારી નજરમાં તો એવું આવ્યું છે કે, જયારથી તેણે આ સૃષ્ટિ રચી ત્યારથી તેણે જે લખાણ જેને સારૂં જેટલું કરવાનું તેટલું તેણે પ્રથમથી લખી મુકેલું છે કાંઇ તમારે સારૂં હજુ સુધી લખવાનું બાકી રાખેલું નહીં કે ફલાણા ભાઇ ફલાણી જગ્યાપર પત્ર લખશો ત્યારેજ અમુક કામ થઇ જશે. પણ તમો એ સર્વ મિથ્યા કલ્પનાના ભાવોને છોડી દો ને સદા તેના ધ્યાનમાં લિન્ન રહો, છતાં તમોને આ જ્ઞાનનો વિશ્વાસ નહી આવે તો જે કાંઇ તમારી નજરમાં લખવાનું બાકી રહેલું હોય તો લખી કાઢો, પણ જેણે આ સર્વ વિશ્વને સારૂં લખ્યું તેમાં શું તમારૂં લખાણ કરવાનું બાકી રાખ્યું હતું, પણ નહીં નહીં, તેણે બરાબર ચોકશ કરી મુકેલું છે. પણ આપણા મનનું અજ્ઞાન દેહાભિમાનના ધર્મમાં રવડયા કરે છે.• છતાં ભાઇ તું વિચાર કરકે, સર્વત્ર એકજ પદાર્થ વ્યાપક છે. તેમાં લખનાર, લખવાનું એવા બે વિભાગ થઇ શકતા નથી, વાસ્તે જે છે તે સર્વત્ર સમાન છે, તેથી તેણે સર્વ બંદોબંસ્ત કરી પત્ર લખી મુકેલો છે. તે પત્રનો લાભ સમય થશે એટલે એની મેળે સ્વભાવિક આવી હાજર રહેશે. આવા આત્મિક ભાવોના જ્ઞાનમાં પોતાની કલ્પનાને મેળવી દીધી, કે તરત તે કલ્પના જે પુરૂષ ઉપર પત્ર લખવો હતો, ને જે મતલબ તે પત્રમાં લખવાની હતી, તે મતલબનું સર્વ કૃત્ય તે પુરૂષની કાયામાં

(વૃત્તિ)ને આપણે જેટલા પ્યારથી જેવા ભાવથી જેવા જ્ઞાનમાં જેવી રીતભાતમાં ને જેવા વ્યહવારમાં ચાહીએ છૈયે. ત્યારે તે આકાર પણ આપણને તેટલાજ ભાવમાં તેટલાજ પ્યારમાં તેવીજ રીતભાતમાં ને તેવાજ વ્યહવારમાં આપણને ચાહશે. સારાંશ કે, આ જ્ઞાન વિરકતપણાની સ્થિતિથી અખંડ જણાયછે, તેથી કરીને જ્ઞાનીઓ તમામ ચિત્તવૃત્તિઓને નિવૃત્તિ ભાવમાં આકર્ષણ કરી અંતરના ભાવાભાવને ઇદ્રિંયો મારફતે દોડાવતા નથી, કેમકે દોડાવવા થકી મનને વિષે હર્ષ શોક ઉત્પન્ન થાયછે.

## श्रुति.

**हृष्य त्यको मणिं लब्ध्वा क्रुद्धय त्यन्योह्मलाभतः ।**
**पश्यत्येव विरक्तोऽत्रन हृष्यति नकुप्यति ॥**

અર્થ, એક પુરૂષને મણી મળવા થકી હર્ષ ઉપજે છે, ને બીજા પુરૂષને નહીં મળવા થકી ક્રોધને પામે છે. છતાં અહિંઆ વિરકત પુરૂષ ફકત એઉની મનોવૃત્તિને જુએ છે. સારાંશ કે, એવી રીતે ભાવાભાવવાળા પુરૂષોને જે ઉપાધિઓ નડે છે, તે સર્વ ઉપાધિને વિરકત પુરૂષ જુએ છે. એજ પ્રમાણે જ્ઞાની પુરૂષો વૃત્તિઓને વિષે ભાવો કલ્પતા નથી. પણ તે વૃત્તિઓના વ્યહવારોને જાણે છે ત્યારે તે ઉપરના ભાવોની તમામ પરીક્ષા યથાર્થ કરી શકેછે. તેથી વિરકતપણામાં રહીને

---

કલ્પનાએ પ્રેરણા કરી એકદમ કરાવી દીધું, ને કરી રહયા પછી તે પુરૂષ આપણી પાસે આવી વિવેકથી કહેવા લાગ્યો કે તમારૂં કામ કરતાં જરા મને વાર લાગી તેની માફી આપશો, આ ઉપરથી સ્પષ્ટ થયું છે કે, જ્યારે આપણી કલ્પનાને દેહાભિમાની જ્ઞાનના ભાવમાં સોંપીએ છૈયે, ત્યારે કલ્પના ફળોદય આપતી નથી. પણ જ્યારે આત્માની જયોતિને સોંપીએ છૈયે, ત્યારે કલ્પના એકદમ ફળોદયને આપે છે. સારાંશ કે. આ જગત્ આત્મા રૂપ હોવાથી એને વિષે તમામ બનાવ બની રહેલા છે, છતાં જ્યારે નજર કરીએ ત્યારે તે કૃત્ય બની રહેલું દેખાય છે કિંવા આત્મપદ એટલું નજીક છે કે એને વિષે કલ્પના મેળવતાંજ તે મેળવેલી કલ્પના તાત્કાલ ફળશ્રુતિને આપે છે કિંવા આપણી કલ્પનાને આત્મા ને વિષે મેલવી દેતાં તરત જાણે તે કાર્યનો આકાર ધારણ કરી હાજર થાય છે કિંવા આપણા આત્માને જોતાં આપણી દ્રષ્ટિજ એવા ભાવવાળી થઈ જાય છે કે કાર્ય થયું કિંવા આત્માજ તે કાર્ય કરી આપીને હાજર કરે છે. કિંવા આપણી મિથ્યા કલ્પિત કલ્પના અમૃતરૂપ આત્માને સોંપવાથી તે કલ્પના સજીવન આકાર ધારણ કરી આપણી સન્મુખ આવી ઉભી રહે છે મતલબ કે, આ અદર્શ રચના ગમે તેવી હોય, તોપણ એટલું તો સિદ્ધ છે કે, આત્માને જાણતાં કિંવા જોતાં કિંવા સર્વ કલ્પનાના ગુપ્ત ભાવોને અર્પણ કરતાં તે તમામ ગુપ્ત ભાવો અણધાર્યા ચમત્કારો કરી બતાવે છે.

આ ઉપરથી આધુનિક વિદ્વાનો કહેશે કે, જયારે આત્માની જયોતિને સર્વાર્પણ કરતાં તમામ ભાવના વગર મેહેનતે ફળીભૂત બને છે. તેથી આપણે પણ એવી પદ્ધતિ પાડીએ, પણ ભાઈઓ વગર મેહેનતે એવાં કૃત્યો કાંઈ ફોકટ બનતાં નથી. કેમકે કલ્પનાના ભાવ ઉપર ઇદ્રિંયોને માર્ગે દેહ અથડાઈ ને જે લાભ આપણું મન મેળવે છે તે રસ્તો ઘણોજ સરળ

જોતાં મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર. તર્ક, અહંકાર અંતઃકરણને જ્ઞાન એઓના કર્તવ્ય કર્મ પર પોતાની સર્વ વૃત્તિઓ જણાયછે. તેમાં કોઇને સારૂં આપણા મનમાં એવો વિચાર થયો કે, તેનું મન કંઇ શ્રેષ્ઠ કેળવાયલું નથી, તેમજ તેની બુદ્ધિ મલિન છે, ચિત્ત સ્થિર નથી, વિચાર મધ્યમ છે, તર્ક તીવ્ર છે, અહંકાર અશુદ્ધ છે, અંતઃકરણ શુદ્ધ નથી, જ્ઞાન કોમળ નથી, આવા પ્રકારથી કોઈ મનુષ્યની કાયાના ઉપલાં તત્ત્વોની પરીક્ષા મનોમન કલ્પિત જ્ઞાનના ગુપ્ત ભાવથી આપણે કીધી. કિંવા તેણે આપણા તત્ત્વોની પરીક્ષા એવી રીતે કીધી, કિંવા તે આપણને એવા સ્વરૂપે દેખાયો. સારાંશ કે, આપણા નિશ્ચાર્થ મુજબ તેનો નિશ્ચાર્થ થયલો જાણવોએ બીનાં નિઃસંશય છે. કારણ કે સંકલ્પરૂપ વ્યહવાર સર્વત્ર સમાન ભાવે વર્તે છે એ શ્રુતિથી એનું વર્તવું વિષમ રૂપમાં થતું નથી; જેમ અજ્ઞાન સ્ત્રી સાથે જ્ઞાની પુરૂષ ઇંદ્રિયોના વ્યહવારીક કાયદાને લીધે ઉપરનો પ્યાર બતાવે છે, તેજ પ્રમાણે તે સ્ત્રી પણ એજ વળણ મુજબ પોતાનો પ્યાર બાંધેછે, છતાં પેલો જ્ઞાની પુરૂષ પોતાના મનમાં સ્ત્રીને સદા ધિક્કારે છે, તેમ તે સ્ત્રી પોતાના મનમાં પુરૂષને ધિક્કારે છે. પેલો પુરૂષ ખોટું નહી લગાડવા સારૂ મહોંડેથી મીષ્ટ વચન ઉચ્ચારે છે, તેમ તે સ્ત્રી પણ સુશોભિત શબ્દોમાં પ્રીતિ દરશાવે છે. પેલો પોતાના હૃદયમાં જેટલો સ્નેહ દરશાવે તેટલોજ સ્નેહ તે સ્ત્રી પણ જણાવે છે. પેલાએ

---

છે. તેથી એ મેહેનત તમામ અજ્ઞાની પ્રજા કરે છે. પણ ઈંદ્રિયોનું દમન કરી જેમાં ઈંદ્રિયોની તમામ ગુપ્ત ભાવનાને વર્જ કરી તમામ વ્યહવારોને બંધ કરાવવાને તેઓને આ જગતના સર્વ માર્ગ પર જતી અટકાવવી, ને નિવૃત્તિ સ્થિતિમાં અખંડ કાયમ રાખવી એ કામ કાંઈ સાધારણ મગજના માણસોથી થતું નથી, તેમાંવળી અંતઃકરણની તમામ ગુપ્ત વૃત્તિની ગતિને એક સરખી રાખી આત્માની જ્યોતિમાં એકત્ર કરવી. એવી અલૌકિક મેહેનત કરનાર ઘણાંજ થોડા વીર પુરૂષો આ સૃષ્ટિમાં મળી આવશે, કેમકે એ મેહેનત સેહેજસાજ વાતચિત્ત કરવાથી થતી નથી. પણ જ્યારે આપણું અંતઃકરણ શુદ્ધ નિર્મળ ને સ્વચ્છ બને છે, ને તેમાં જ્યારે મલિન કલ્પના ઉત્પન્ન થતી નથી. પણ તેના જ્ઞાનની ધારા અખંડ ઇશ્વરની જ્યોતિમાં રાત્રદીવસ મચી રહેછે, એવી જાતના સંપૂર્ણ મહાવરાયકી સર્વજ્ઞ દ્રષ્ટિ ઉત્પન્ન થઈ આવે છે ત્યારે સર્વ જાતના કૃત્યો પોતાની ઇચ્છા પૂર્વક બન્યા કરેછે, નહી તો બનવાની આશા રાખવી વ્યર્થ છે. કેમકે આત્માનો સંવેદનીક જે સ્ફુર્ણ પ્રવાહ ચાલેછે, તે ચાલેલા પ્રવાહની ગતિ ઉપર કલ્પના શક્તિનું રમણ છે. ને એ રમણમાં સર્વ સૃષ્ટિ સમાઈ રહેલી છે, તેમ સૃષ્ટિના તમામ પ્રાણીમાત્રોનાં જોઇતાં સર્વ કૃત્યો એજ કલ્પના કરી રહેલી છે. તેમાં આપણને જોઈતાં કૃત્યો પણ એ કરી મુકેછે. છતાં તે કરી મુકેલાં કૃત્યનું આપણને જ્ઞાન નહી હોવાથી આપણે પોતાના મનમાં અસંતોષ ધરી કલ્પમાના કરી મુકેલા નિયમપર વિશ્વાસ ન લાવીએ ને ફાંફાં મારીએ એમાં આપણી ભુલ જણાઇ આવેછે. ને એટલાજ અંતરથી આપણને પોતાના ભવિષ્યનું જ્ઞાન થતું નથી, ને એ જ્ઞાન નહી હોવાથી આપણે બીજા અલ્પજ્ઞ જીવોની માફક આ માયીક પ્રપંચમાં ભટકીએ છૈયે. પણ આ ભટકવાનું વર્જ કરી સર્વ કલ્પનાને ઇશ્વરી જ્યોતિના સ્વરૂપમાં સ્થિર કરી જોયા કરીએ, ત્યારે આપણી તમામ ગુપ્ત વૃત્તિઓ આપણા સર્વ કામ કરીને તૈયાર થઈ રહેલી આપણી ઇંદ્રિઓની સન્મુખ પ્રત્યક્ષ

પૂર્ણ પ્યાર બાંધ્યો, તો તે સ્ત્રી પણ સંપૂર્ણ હેત રાખે છે. પેલો અંતરમાં કપટ રાખે તો તે સ્ત્રી પ્રપંચથી વરતે છે. પેલાને સ્ત્રી પસંદ નથી તો તે સ્ત્રીને તે પુરૂષ પસંદ નથી, પેલો બીજી સ્ત્રી સાથે પ્રીતિ બાંધે તો તે સ્ત્રી પોતાના મનમાં બીજાને ચાહે છે, પેલો કાંઇ છુપુ રાખે, તો તે સ્ત્રીપણ તેનાથી સદા છુપુ રાખે, સારાંશ કે મનોમન ગુપ્તભાવમાં એક ઉલટાથી બીજું ઉળટું ને એક સુળટાથી બીજું સુળટું. તેથી એને વિશ્વની પ્રજા મનોમન સાક્ષી કહે છે. એટલે આપણા મનમાં જેવું આવે, તેવોજ ને તેજ વિચાર સામાના મનમાં આવ્યાવિના રહેજ નહીં. તાત્પર્ય કે, આ જગ્યાપર જ્ઞાન ભેદને પામે છે, કાંઈ આકાર ભેદને પામતો નથી. કેમકે એક આકાર ઇશ્વર રચિત છે; ને બીજો મનોમયી છે. કારણ કે આપણી અંતર વૃત્તિઓ પ્રકાશરૂપ હોવાથી અનેક અર્થાકાર પ્રગટ કરે છે, ને તે અર્થોની સમજ પર આપણું મન મનોમન કલ્પિત કલ્પનાનો વ્યહવાર ચલાવે છે. ને તે વ્યહવાર પ્રમાણેજ સર્વકૃત્તિ દરશાય છે. તેથી એનું નામ મનોમન સાક્ષી છે. આ મનોમન [1] સાક્ષીનું વર્ણન આત્માના ગુપ્ત ભાસમાં દરશાવ્યું છે.

---

જોવામાં આવેછે. આ ફેરફાર રૂપ સમજના જ્ઞાનથકી અલ્પજ્ઞ ને સર્વજ્ઞ દ્રષ્ટિ જુદી મનાઇ ગઇછે. પણ આપણા સંસારી વર્ગની માયીક પ્રજા પોતાની સર્વ ઇંદ્રિયોને નિયમિત રાખી નિવૃત્તિ જ્ઞાનપર સ્થિર થતી નથી. ત્યારે તેના જોવામાં આવા ગુપ્તજ્ઞાનના ચમત્કાર કયાંથી આવે ! કેમકે એ પ્રજા તો પળપળમાં અનેક જાતના મનોમન કલ્પિત બુટ્ટાઓની ચિત્ર વિચિત્રપણાવાળી કલ્પના ઉત્પન્ન કર્યા કરેછે. તેમ તેમ તેના મનમાં સંકલ્પોની અનેક ભ્રાંતિઓ થવાથકી તેની તમામ વૃત્તિઓ માહા દુઃખ આપનારી થઇ પડેછે. જેમાં તે થએલી ભ્રાંતિના ગુપ્ત ભાવો આ સ્થાવર જંગમરૂપ અનેક યોનિઓમાં ભટકાવે છે. તેના કરતાં આ નિવૃત્તરૂપ શાંતજ્ઞાન કરોડો દરજ્જે શ્રેષ્ઠ છે. તે તમો મનન કર્તાઓને પ્રાપ્ત થાઓ. અસ્તુ:

[1] આ મનોમન સાક્ષીનું મુળ કલ્પનાના પ્રવાહવાળા ગુપ્ત નિશ્ચાર્થ ઉપર આધાર રાખે છે તેમાં આપણી કલ્પના ઇંદ્રિયોના ધર્મપર રહી શબ્દાકારથી આ સંસારી વર્ગના મનુષ્યોમ પોતાના ભાવાભાવ અરસ પરસમાં દરશાવી આ જગતનો વ્યહવાર ચલાવે છે. તે એવી. રીતે કે, આપણા કુટુંબમાં માતા, પિતા, ભાઇ બેહેન, કાકો, કાકી, મામો, મામી, માસોાં માસી, પીત્રાઇઓ, પડપીત્રાઇઓ, સ્નેહી, મિત્ર, દુશ્મન, ગુરૂ, શિષ્ય, પુત્ર, પુત્રી જ્ઞાની ઇત્યાદિ સંબંધીક લોકો આપણી સાથે જુદા જુદા ભાવથી દીવસે દીવસે સ્નેહ વધારવાનો કિંવા ઘટારવાનો પ્રયત્ન કરી આપણે સારૂં કેવા નિયમોવાળી કલ્પના દોડાવી વિચારો ઘડીઘડીમાં બાંધેછે, ને તે વિચારના નિશ્ચાર્થ ઉપરથી તેઓ પોતાની રેહેણીને આપણી પસંદગીમાં લાવવા સારૂં કિંવા ન આણવા સારૂં કેવી રીતે મનોકલ્પિત પ્રયત્ન કરે છે ! તેને સારૂં ગુપ્ત જ્ઞાનના જ્ઞાતાઓ કહેછે કે, આ ઉપર દરશાવેલું સંબંધીક સગું કાંઇ આપણા આત્માનું નથી. કેમકે એ સર્વ દેહ અન્નથી ઉત્પન્ન થઇછે, તેમ એ સગું દેહનું છે. કાંઇ આત્માનું નથી. શ્રુતિ, पितृ मुक्तान्नजाद वीर्याज् जातोऽन्नेनैव वर्द्धते । देहःसोऽन्नमयोऽनात्मा प्राक् चोर्ध्वं तद भावतः ॥ અર્થ, પિતા (માતા પિતા) ના ભોજન કરેલાં અન્નથી જે ઉત્પન્ન થયેલું વીર્ય છે, તે વીર્ય અન્નથી વૃદ્ધિ પામવાને લીધે તેનો આકાર કાયા-

## ગુપ્ત ભાસ

આ એક ગુપ્ત વિદ્યાનું પેહેલા ચરણનું બીજું અંગ છે. એમાં આત્મા, કલ્પના એ બેઉની કૃતિનો ખુલાસો આવે છે. કેમકે આત્મા સદા અસંગ નિ-વિકાર ને કુટસ્થછે. તેને વિષે નાનારૂપ કાંઈજ પણ ભાસાકૃતિ નથી, છતાં કલ્પનાની ભાવના જે દરશાય છે. તે અસ્પષ્ટ પદાર્થ છે. એવું આ માંડુકયોપનિષદ્ના દ્વી-તીય પ્રકરણનો એક મંત્ર કહે છે.

## मंत्र. ५६

**अव्यक्ता एवयेऽन्तस्तु स्फुटा एव चये बहिः ।**
**कल्पिता एव ते सर्व्वे विशेष स्त्विन्द्रियान्तरे ॥**

અર્થ, મનને વિષે મનની વાંસના માત્રથી પ્રગટ થએલા પદાર્થના ભાસો

રૂપે (સ્થુલદેહે) દેખાયો છે તેથીજ કાયા અન્નમય કોશ છે, પણ આત્મા અન્નમય નથી. સારાંશકે માતા પિતાની દેહોના સંયોગથી જે વીર્યરૂપ સુક્ષ્મદેહ બન્યા પછી તેની વૃદ્ધિ ઉપલાં અન્નના રસવાળું પોષણ પામ્યા બાદ તેજ દેહ કાયાના આકારમાં હાજર થઈછે. તેથી દેહની ઉત્પત્તિ દેહથી મનાઈછે. જેથી ઉપરનું સર્વ સંબંધી કાયા (દેહ) નું છે. તાત્પર્ય કે, આ સંસારમાં વિશેષે કરીને દેહ દેહનો સંબંધ સદાનો જોડાયલો છે. વાસ્તે આ જગત્ને દેહ–ધારી સૃષ્ટિ કહેવાને જરા પણ હમો વાંધો લેતા નથી. પણ જે દેહને તમો માતાની સંજ્ઞાથી બોલાવોછો, તેણે તમારી કાયાને પોતાની કાયામાં સંરક્ષણ કરી ઉત્પન્ન કરી આપીછે. તેથી આપણી કાયાની સંરક્ષણ કર્તા દેહને માતાની સંજ્ઞામાં ગણી. છે. જેથી માતા સંરક્ષણ કર્તાનો દાવો આપણી કાયાપર રાખેછે. ને પિતા આપણી કાયાના ઉત્પન્ન કર્તાનો દાવો રાખેછે. તેમજ જે કાયાને તમો ભાઈ બેહેન એ નામથી બોલાવોછો, તે કાયાઓ જ્યાંથી તમારી કાયા ઉત્પન્ન થઈ ત્યાંથી થઈ છે, તેથી તમારી બંનેની ઉત્પન્ન થવાની જગ્યા એકજ છે, જેથી તમારી સાથે સરખાપણાનો તેઓ હક ધરાવેછે. ને કાકો કાકી એ કાયાઓ મુખ્યત્વે કરીને પિતારૂપી કાયા સાથે સરખામણનો સંબંધ ધરાવેછે. ને મામો મામી, માસો માસી એ કાયાઓ માતારૂપી કાયાની સાથે સંબંધ ધરાવેછે. ને પીત્રાઈ પડપીત્રાઈરૂપી કાયાઓ આપણી સાથે સંબંધમાં જરા દુરપણું દેખાડેછે. તેમજ સ્નેહરૂપી કાયા આપણી કાયાને સ્નેહભાવથી જુએછે. મીત્રરૂપી કાયા આપણી કાયાને પ્રિતિભાવે જુએછે. ગુરૂરૂપી કાયા આપણી કાયાને શિષ્યભાવે જુએ છે. શિષ્યરૂપી કાયા આપણી કાયાને ગુરૂભાવથી જુએછે. દુશ્મન આપણને વિરોધી ભાવથી જુએછે. પુત્ર પુત્રી આપણને મુરબ્બી વા ઉત્પન્નકર્તાના જ્ઞાનથી જાણેછે. સ્ત્રી કામભાવે જુએછે. સારાંશ કે આ આખા દેહધારી જગત્માં દેહ ધર્મ ઉપરથી ન્યારા ન્યારા કાયદા કાનુનો પ્રગટ થએ-લા છે. તે એવી રીતે કે સ્ત્રી ને પુરૂષ એવી બે જાત દેહની છે. તેમાં આત્મા બંનેનો એકજ છે. છતાં નાહના મોટાં શી રીતે થયાં ! તો જાણો કે, એક દીવસ, એક વર્ષ. દશ વર્ષ, વીસ વર્ષ, પચ્ચાસ વર્ષ, પોણોસો વર્ષ ને સો વર્ષની આયુષ્ય મર્યાદા કાંઈ આત્માપર લાગુ પડતી નથી, કેમકે આત્માતો સર્વનો સમાન છે. પણ એ મર્યાદા દેહોની ઉત્પત્તિ ઉપર લાગુ પા-

અપ્રત્યક્ષ છે, કિંવા મનની બાહેર સર્વ ઇંદ્રિયોને પ્રત્યક્ષ દેખાય, તથાપિ તે પરમેશ્વર સત્યરૂપ નથી, કેમકે સ્વપ્નામાં પણ એવી રીતે અનેક પદાર્થો ઇંદ્રિયોને પ્રત્યક્ષ દેખાય છે. ને તે સર્વ પદાર્થોનું જ્ઞાન મનની ભાવના સાથે મળેલું રહેછે, સારાંશ કે જાગૃતના ને સ્વપ્નાના પદાર્થો સદા કલ્પિત છે: આ કલ્પિતરૂપ કલ્પના સ્વભાવે ચૈતન્યરૂપ નથી. પણ જડમય છે. તેની સાથે સંવેદન પ્રવાહના જ્ઞાતા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર અંતઃકરણને જ્ઞાન એ તત્વોને પણ જડ મનાવે છે. કેમકે જડ પદાર્થમાં અમુક જાતના ગુણોની રચના રહેલી છે તે રચના તેના સ્વભાવમાં ખપે ખપાવે છે. તે પ્રમાણે મનનો સ્વભાવ સંકલ્પ વિકલ્પનો છે, બુદ્ધિનો સ્વભાવ નિશ્ચાર્થ ધર્મવાળો છે, ચિત્તનો સ્વભાવ સ્થિરતાવાળો છે. વિચારનો સ્વભાવ ગંભીર છે. તર્કનો સ્વભાવ તીવ્રતાવાળો છે, અહંકારનો

---

ડવામાં આવી છે. જ્યારે દેહોપર નાના મોટાંની મર્યાદા લાગુ પાડવામાં આવી છે તેનું કારણ એવું કે પાંચ વર્ષનાં છોકરાંને સો વર્ષની ઉમ્મરના માણસનાં જેટલી બુદ્ધિ, જ્ઞાન ને સમજ હોતી નથી. તેથી સોવર્ષના માણસો મોટાંને પુજ્ય કહેવાયછે ને પાંચવર્ષવાળાં નાદાન મનાયછે. એ ઉપરથી નાના મોટાંના કાયદા અનુભવીઓએ બાંધી આપેલા છે. તેમાં આપણે એવો ફેર પાડીએ કે એક વીસ વર્ષનો યુવાન મર્દ સાઠ વર્ષના અનુભવી પુરૂષને કહે કે જા જા બેવકુફ તું શું સમજે હું પોતે રાજ્યની દીવાનગીરીનું કામ કરીશ. આ વાતને તમામ લોકો કહેશે કે એ જુવાન પુરૂષ નાલાયક છે. તેમ સ્ત્રી ને પુરૂષના કપડાંમાં મુખ્ય ફેરછે. તેમાં તમો જાણોછો કે જે પદાર્થ જેવા સ્વભાવમા કામ કરવા ઉત્પન્ન થયો હોય તેને તેના સ્વભાવ તરફ વિશેષ વળણ રહેછે. જેમ અગ્નિ સ્વભાવે ભસ્મ કરવા પ્રગટ થએલોછે, તેને આપણે હદમાં રાખીએ તોપણ તેનો ભસ્મ કરવાનો સ્વભાવ જતો નથી. તેમ સ્ત્રી પ્રજા પ્રગટ કરવાના સ્વભાવ સારૂં ઇશ્વરે નિર્માણ કરેલી છે, ને પુરૂષ પ્રગટ કરી આપવાના સ્વભાવ સારૂં પ્રગટ થએલો છે. છતાં પુરૂષના સ્વભાવનું તદન જ્ઞાન સ્ત્રીને સદા આપણે આપીએ, ને સ્ત્રીના સ્વભાવનું જ્ઞાન પુરૂષને આપીએ, તોપણ એ બેઉજણા પ્રસંગ પડે ત્યારે પોતાના જન્મકાળી સ્વભાવના વળણપર કાયમ થયા વિના રહેશેજ નહીં. આજ્ઞાન ઉપરથી અનુભવીઓએ કહ્યું છે કે, સ્ત્રી સ્ત્રીના કાયદા પ્રમાણે ચાલે ને પુરૂષ પુરૂષના ધર્મપ્રમાણે ચાલે તો સદા નિર્વિઘ્નતા કાયમ થાય, પણ સ્ત્રી પુરૂષના ધર્મપર ચાલતાં ભુલે છે ને પુરૂષ સ્ત્રીના ધર્મપર ચાલતાં ભુલે છે, તેથી કરીને પુરૂષનું જ્ઞાન સ્ત્રીને ન આપવું ને સ્ત્રીનું જ્ઞાન પુરૂષને ન આપવું. પણ બેઉએ પોતપોતાના દરશાવેલા ધર્મપર ચાલવું એના જેવું પવિત્ર કૃત્ય એક નથી. દષ્ટાંત તરીકે કહીએ કે સ્ત્રીઓને ધંધારોજગાર, રાજ્ય, વેપાર, ખેતીના કર્મો સોંપીએ ને તમામ પુરૂષોને રસોઇ, પાણી ને ઘરસંસારની દેખરેખ સોંપીએ, ને પછી પાછા પુરૂષને ધંધારોજગાર સોંપીએ ને સ્ત્રીઓને રસોઇ પાણી ને ઘરસંસાર સોંપીએ. એવી રીતે બેઉના કરેલાં કૃત્યમાંથી સાર કાઢીએ તો પુરૂષનું ડહાપણ, જ્ઞાન, સમજ ને હુશીઆરી સ્ત્રી કરતાં હજાર દરજજે શ્રેષ્ટ નિપજશેજ. વાસ્તે સ્ત્રી સુધારણા એ ધબ્બા ખાવાની નિશાની છે. તાત્પર્ય કે, સ્ત્રી સ્ત્રીની જગ્યાપર ને પુરૂષ પુરૂષની જગ્યાપરજ દીપે. એવો અનાદિ દેહધારી જગતમાં સૃષ્ટિઉત્પત્તિ સમયથી પ્રગટ થએલો દેહ ધર્મ છે. તેથી કરીને તમો દેહધર્મ વિરૂદ્ધ જેટલા વરતશો તેટલા ધબ્બા ખાયાકરશો, તેના કરતાં સ્ત્રી

સ્વભાવ અહંમમવાળો છે. તેમ અંતઃકરણનો સ્વભાવ શુદ્ધને પવિત્રછે. ને જ્ઞાનનો સ્વભાવ નિર્વિકાર ન્યાયી છે, હવે જો એ તત્ત્વો ચૈતન્ય સ્વરૂપ હોય તો મન પોતાનો સ્વભાવ છોડી બુદ્ધિના સ્વભાવને ગૃહણ જયારે કરે ત્યારે ચૈતન્યમાં ગણાય તેમ બુદ્ધિ જો મનના ધર્મને ગૃહણ કરી શકિત હોયતો ચૈતન્યમાં ખપે. સારાંશ કે પ્રત્યેક તત્ત્વ દરેકના સ્વભાવને માંહોમાંહે ગૃહણ કરી શકતાં હોય તો ચૈતન્યમાં ગણાય, પણ તેમ કાંઈ એ તત્ત્વોથી થતું નથી. તેથી એઓની ગણત્રી ચૈતન્યમાં થતી નથી. પણ એઓ તો પોતાના સ્વભાવપરજ કાયમ રહેલાંછે. તેથી એઓને જડ કેહેવાને જરાપણ અડચણ નથી. તાત્પર્ય કે, એઓ સદા જડરૂપ છે. છતાં એઓને વિષે આત્માનો શુદ્ધ ચૈતન્યતાવાળો ભાવ જે ફરી રહેલો છે. તે ચૈતન્યરૂપ છે. તેથી કરીને એ મન બુદ્ધિને કલ્પનામય જડવર્ગ ચૈતન્યરૂપ ભાસે

---

પુરૂપની ને નાની મોટી કાયાના અનુભવવાળા ધર્મની મર્યાદા કાયમ રાખશો, તો સદા સુખી રહેશોજ, કેમકે આ જગત્ દેહધારી છે, ને તમામ દેહો પોતાના સ્વભાવ પ્રમાણે વરતે છે. જેમ વાઘ ને સર્પ એઓ જે છે તે પોતાની દેહના સ્વભાવ પ્રમાણે વરતે છે. તેમ સ્ત્રી પુરૂષ એઓ પોતાની દેહના સ્વભાવ પ્રમાણે વરત્યા વિના કેમ રેહેશે? સારાંશ કે આ જગત્‌ની અનેક દેહો આત્માની વૃત્તિના આકાર છે. તેમ એ દેહો આપણી દેહને જુદા જુદા ભાવથી જુએછે. કિંવા આપણી કાયામાં તેઓની કલ્પના અનેકભાવથી વ્યાપી રહેલી છે. તેથી કરીને ન્યારા ન્યારા ભાવનો સંબંધ પ્રત્યેક મનુષ્ય આપણી સાથે ધરાવેછે. આ મુળતત્ત્વથી દરેક મનુષ્યની રીતભાત, સ્વભાવ ને જ્ઞાનનું વળણ ભિન્ન ભિન્ન પાયાપર આપણને દેખાયછે, ને તેઓ સર્વ આપણી રહેણી, કરણી, જ્ઞાન ને કલ્પના વિગેરેનું હરઘડીપર થતું ચલન વળણ તપાસ્યા કરેછે, ને આપણી પોતાની કલ્પનાથી જેવા પ્રકારનો ફરક આપણી અંદરની રીતભાતમાં પાડતા જઈએ તેવાજ પ્રકારનો ફેરફાર તેઓ પણ આપણી સાથેજ રાખતા જાયછે. ને આપણે વિષે જેનો જેવો ભાવ હોય, તેના પ્રમાણેનો જો ભાવ આપણે ન રાખીએ, ત્યારે તેઓ આપણાં વિરોધી થઈ નુકશાન આપનારાં થઈ પડેછે. ને જો તેના ભાવ પ્રમાણે ચાલીએ ત્યારેતો તેઓ આપણી સ્તુતિ કરતાં ને આપણે સારૂં પ્રાણ પાથરતાં જાણશો. સારાંશ કે આ ભાવાભાવનું રમણ મનુષ્યમાત્રનું તદન જુદું થઈ પડેછે. તે એવી રીતે કે, આપણાં કુટુંબમાં એક માણસ કામી પ્રકૃતિનું છે તેથી તેને સદા અનાચાર વહાલો લાગેછે, ને બીજું મનુષ્ય કંજુસ પ્રકૃતિનું છે તેને સદા દરદ્રતા પ્રસન્ન છે, ત્રીજું મનુષ્ય સેહેલાણી હોવાથી મોજ શોકને પસંદ કરેછે. એક મનુષ્ય ખાણિકર હોવાથી તેને સદા મિષ્ટ ભોજનો જોઈએ છેયે, એક મનુષ્ય દાતાર હોવાથી તેને પરમાર્થ પ્રિય છે, ને એક ચોર હોવાથી તેને તદન ચોરીકર્મ કરવું પસંદ પડેછે. આવા પ્રકારના માણસોનું એક કુટુંબ આપણા ઉપરીપણા નીચે રહેલું છે, તેને આપણે કેવાં નિયમોથી હદમાં લાવી ને આપણા હુકમમાં રાખી શકીએ. બેશક એવાં કુટુંબનો બંદોબસ્ત રાજી ખુશીની સાથે આપણાથી ન રખાય ત્યારે આપણે સર્વના દુશ્મન થઈ પડીએ, ને પ્રસંગોપાત આપણા જાનની ખુવારી પણ થાય. છતાં અકકલવાન પુરૂષ દાબદબાણ ને ભય પ્રિતિના લક્ષણોથી કાંઈક હદમાં રાખી શકેછે. તોપણ એ સંસાર નિર્વિઘ્નપણાથી સદા ચાલી શકેજ નહી. તાત્પર્ય કે, એવા કુટુંબના મનુષ્યોમાં વા સરળજ્ઞાનવાળા કુટુંબના

છે. સારાંશ કે, એ ભાવરૂપી સૂર્યના કિર્ણો ચૈતન્યમય જ્યોતિ આકારે આપણી કાયામાં સર્વત્ર વ્યાપક થઇ રહેલાં છે. એ વ્યાપક થએલાં કિર્ણો આપણા હૃદયમાં વૃતિ રૂપે સ્થિર રહી આ બાહેરના જગતમાં પ્રાણી માત્રોની આકૃતિમાં ખડાં રહ્યાં છે. તસ્માત્ એ ખડી રહેલી આકૃત્તિઓને વિષે આપણી અંતર વૃત્તિમાં પેલો આત્માનો ચૈતન્યભાવ કેવા પ્યારને સ્નેહથી ગુપ્ત વ્યહવાર ચલાવે છે. તે એવી રીતે કે આપણે કોઇ અજાણ્યા ગામમાં ગયા, ને ત્યાં સર્વ મનુષ્યોએ

---

મનુષ્યોમાં સ્વભાવિક નિયમ એવો છે કે, આપણે કોઇને ન્યૂનાધિકપણાથી ચાહીએ વા-ધિક્કારીએ ત્યારે તેઓ પણ એજ પ્રમાણે આપણી સાથે વર્તે છે.

હવે આ જગ્યાપર આપણી જ્ઞાનદ્રષ્ટિથી ઉપરના સંસારીક બંધનમાં ન રહેવાના વિચારને લીધે આત્મપદમાં સ્થિર થવા માંડયું, મતલબ કે આપણા મનથી એ સર્વ ખટપટ સંબંધીની કલ્પના કાઢી નાંખી. ત્યારે આપણું પોતાનું જ્ઞાન કહેવા લાગ્યું કે, આ મિથ્યા સંસારમાં કાંઇજ સાર નથી. એ તો ધુમાડાના બાચકા જેવું છે. છતાં આપણો ખરો સંબંધી સત્યમિત્ર તો એક આત્મા છે. ને આ જગતમાં બીજાં તમામ સંબંધી તો કલ્પનાની જાળથી ગોઠવાયલાં છે. તેમાં આ અનેક શરીરો તો એક આત્માના છે. ત્યારે એને વિષે ચિત્રવિચિત્ર જાતના ભાવાભાવથી જોવાનું કારણ નથી. આ જ્ઞાને કરીને આપણે પોતાની સર્વ વૃત્તિઓને કલ્પનાના વ્યહવારીક નિયમોથી તદન દુર કરી દીધી, ને તમામ સંસારને આત્મારૂપે જોવા લાગ્યા. આ કર્તવ્યકર્મ ને લીધે આપણો દેખાવ આપણા સંબંધીઓ (જેઓની અનેકભાવના આપણે વિષે રજુ કરેલી હતી તેઓ) ને ઇશ્વરરૂપમાં દેખાયો વા તેઓએ આપણને ઇશ્વર જેવા જોયા. સારાંશ કે, આ પ્રસંગે તેઓની અંતરવૃત્તિને આપણી અંતરવૃત્તિમાં જમીન આકાશ જેટલું અંતર પડયું. કેમકે તેઓના બુધ્ધિજ્ઞાન અલ્પજ્ઞ જીવના જેવાં રહયાં, ને આપણા બુધ્ધિજ્ઞાન સાક્ષાત્ ઇશ્વર જેવાં થયાં, તેથી ભેદ પડી ગયો. આ ભેદે કરીને તેઓએ આપણા જ્ઞાનને ઇશ્વરરૂપમાં જયારે જોયું, ત્યારે તે-ઓની અંતરકલ્પના આપણી જ્ઞાનની સ્થિતિ જોઇને નિંદા કરવા લાગી. ને તે સર્વ જણાં એકઠાં થઇ અરસપરસમાં વાતો કરવા લાગ્યાં કે આ ભાઇને કાંઇ સંસાર પસંદ પડતો નથી, તેથી કરીને કોઇપણ પ્રકારના ધંધામાં એનું મન પ્રવેશ કરતું નથી, પણ રાત્રદીવસ બેસી રહી ઇશ્વર ઇશ્વર કર્યા કરે છે. તેથી શું ઇશ્વર ઘરમાં વગર રળે રેડી જવાનો! આવા પ્રકારની ગડબડ થતી આપણા જોવામાં પ્રત્યક્ષ આવી, ત્યારે નક્કિ થયું કે, આ સર્વ ગડબડ આપણા સંબંધીઓ કરતા નથી, પણ આપણી કાયાને વિષે જે અમુક પ્રકારના ભાવોવાળી અંતર વૃત્તિઓ જે રહેલી હતી, ને તે અંતરવૃત્તિઓએ ઉપરના સર્વ આકારો ધારણ કીધા હતા, છતાં જયારે આપણે પોતાના આત્માના અખંડ સ્વરૂપના જ્ઞાનમાં લિન થઇ ગયા, ત્યારે આપણી સર્વ અંતરવૃત્તિઓએ ઉપલી ગડબડ કરી મુકી, બીજાં કોઇએ કીધી નથી.

ઉપર પ્રમાણેનો અનેક પ્રકારનો વ્યહવાર ચલાવ્યા બાદ સર્વ વૃત્તિઓ થાકી ગઇ, ત્યારે તેમણે પોતાની ભાવના આપણે વિષે જુદાજ રૂપમાં ગોઠવી દેવા માંડી. તે એવી રીતે કે, જયારે આપણું ધ્યાન આત્મપદમાં લાગી ગયું. તે સમયે પિતારૂપી વૃત્તિએ એવી કલ્પના આપણે વિષે કીધી કે, એની મરજી પ્રમાણે ઇશ્વરની સ્તુતિ કરવા દેવી, ને રાજી રાખી વર્તવું, પણ પૈસા ટકાનો ખરચ આપણી નિષામાં રાખવો નહીં તો એની સ્ત્રી

આપણને જોયા, તેવામાં તે મનુષ્યના જથ્થામાંથી બે પુરૂષ આપણી પાસે આવી સ્નેહ પૂર્વક ખબર પુછયાબાદ ઘણાં આગ્રહની સાથે પોતાને ઘેર લઇ જઇ પરોણા ચાકરી ચાર દીવસ સુધી કરી- ને તેમાંનો એક પુરૂષ તિરસ્કાર કરવા લાગ્યો, સારાંશ એટલોજ કે, પેલા બેઉ પુરૂષના મનમાં એવા પ્રકારના સ્નેહ શા કારણથી આવ્યો હશે! કે પ્રસંગ વગર આપણને ફોકટ પરોણા કર્યા. ને પેલાના અંતરમાં સ્વભાવિક પણે દ્વેષ આવવાનું શું પ્રયોજન હશે! કેમકે આપણે તેનું કાંઈ નુકસાન કીધું નથી ને પેલાને કાંઈ લાભ આપ્યો નથી. આ ચમત્કારનું કારણ કે, આપણા જેવાં કર્તવ્યકર્મ, રહેણી, રીતભાત ને જ્ઞાનવાળા જેવા પ્રકારના નિશ્ચાર્થો દ્રઢ થઇ આપણી અંતર ભાવનામાં રહી સૂર્યના કિર્ણોની માફક અંતઃકરણની ગુપ્તરૂપ અનેક વૃત્તિઓમાં પ્રકારયા કરતાં હતાં, તેમાં જે પવિત્ર ને સુખ આપનારી આપણી વૃતિ હતી તે ઉપલા પુરૂષના અંતઃકરણમાં બી-

---

પચાવી પડશે. આ નિશ્ચાર્થ ઉપર પિતાએ પોતાની વરતુણુંક દ્રઢ કીધી. ને તેવી દ્રઢતાને અનુસાર આપણી સાથે સ્નેહ વધારવા માંડયો. એવીજ રીતે માતા વિચાર કરે છે કે, મારા દીકરાને હું પ્રસન્ન રાખીને રાત્રદીવસ વરતીશ. પુત્ર ડાહ્યો છે, તેથી એની સાથે આપણે ધર્મ, નીતીની વાર્તાઓથી સંતોષ પમાડતા રહેવું. પણ વહુ નઠારી છે તેથી તેને જરા શિક્ષા કરવાનો પ્રયત્ન તો જારી રાખવોજ. સ્ત્રી નિશ્ચે કરે છે કે, મારો ધણી જાતે ઘણોજ પ્રમાણિક હોવાથી સાસુજીની આમન્યા ઘણીજ પાળે છે. પણ વખત આવશે ત્યારે હું જોઇ લઇશ, ને સસરાજી સર્વ વાતે સારા છે, પણ બે પૈસા હું કોઇ પ્રસંગે ખરચવા લઊં તે તેને ગમતું નથી. છતાં મારે તો મારા પ્રાણનાથના સર્વે વચનનો અંગિકાર કરતાં રેહેવું. તેમાં તેના કહ્યા વગર તમામ જોઇતી સામગ્રી તૈયાર કરી આપવીને સદા પ્રસન્ન રહે એવી વરતુણુંક રાખવી. સારાંશ કે, ઉપરની તમામ વૃત્તિવાળા આકારોની અંતર કલ્પના મુજબ આપણા હૃદયમાં કલ્પનાનો એવો નિશ્ચય સ્વભાવિક રીતે આપોઆપ ગોઠવાઇ જાય છે કે, પિતાજીને જરા પણ દુભવવા નહીં ને તેના કહ્યા પ્રમાણે વર્તવા થકી તેઓ પ્રસન્ન રહેશે, તદ્યપિ પૈસા ટકાનો હું વાજબી ખરચ કરૂં છું. છતાં તે ખરચ એની નજરમાં ગેરવાજબી આવે છે. તેમજ કોઇ પ્રસંગને લીધે જરૂરીઆતી કામોમાં કોઇને પાંચ પૈસા આપવા પડે. તેમાં હું શું ગેરવાજબી કરૂં છું! ને ઇશ્વરી જ્ઞાન એને પસંદ પડતું નથી. માતા સંબંધી મન દ્રઢ કરે છે કે, માતાજી સદા સુખ સંતોષમાં દીવસ ગુજારે એવી સોઇ કરી આપવી, કેમકે એ ઘણી માયાળુ તેમ સર્વે વાતે સમજુ માણસ છે. પણ સ્ત્રી શાથે બિગાડ થવાને લીધે તેનું કામ એને પસંદ પડતું નથી, તેથી એ વાતમાં ઘણીજ દેખરેખ આપણે રાખવાની છે. ને સ્ત્રી સંબંધી કલ્પના થાય છે કે, સ્ત્રી ભોળીને પ્રપંચ રહિત છે. પણ એ માતાજી શાથે બિગાડ રાખે છે. તેથી એને સકત મના કરવી કે, કોઇપણ પ્રકારથી માતાજી શાથે ગડબડ કરશો, ત્યારે હું તને પસ્તાવામાં રાખીશ, ને એ કહે તેનાથી આપણે ઉળટું કરવું, ને અલ્પ ભાષણ રાખવું, ને કોઇપણ વાત પુછે તો ઉળટો જવાબ આપવો. તાત્પર્ય કે, આવા પ્રકારથી મનુષ્ય માત્રની અંતર વૃત્તિઓ ઉઠતી કલ્પના શાથે મનોમન વ્યહવાર ચલાવતી જાય છે. ને તેમાં ન્યારા ન્યારા ભાવાભાવ ગોઠવતી કિંવા બદળતી જાય છે. ને તે ગોઠવાયલા ભાવોના ધોરણ ઉપર

રાજી અપૂર્વ સ્નેહ દરશાવી તેણે ચાકરી બરદાશ કીધી, ને જે અપવિત્ર અન્યાયિને દુઃખ આપનારી અંતઃકરણમાં જે વૃતિ હતી તે ઉપલા પુરૂષના આકારમાં વ્યાપક થઇ દ્વેષ કરવા લાગી. સારાંશ કે. આપણી વૃત્તિ સમયાનુસાર અનેકાકારોમાં હાજર થઇ આપણી અનંત જાતની ભાવનાને અનુસાર અનંત કર્મ કરવા માંડે છે. તેમાં દુસ્મનનો મીત્ર થઇ જાય છે, ને મીત્રનો દુસ્મન બને છે. પોતાના પારકાંને પારકાં પોતીકાં બને છે. એવા પ્રકારમાં આપણા અંતર્યામિ આત્મારૂપી સૂર્યના કિર્ણો વૃત્તિરૂપે આ જગતૂના અનેકાકારોમાં અનેક ભાવાભાવથી ઝળકયા કરે છે. ને એનું ઝળકવું આપણા બુદ્ધિ જ્ઞાન ને દેહકષ્ટના ઉપર આધાર રાખી રહેલું છે. પણ જેવા જેવા વિચારથી આપણે પોતાના બુદ્ધિ જ્ઞાનાદિક સાધનોમાં ફેર પાડતા જઇએ, તેમ તેમ એ ઝળકનારા સ્વરૂપમાં ફેર પડતો જાય છે. આ કારણથી. ગુપ્ત જ્ઞાનીઓ કહે છે કે, કલ્પના યોગથી વૃત્તિઓમાં અનેક જાતના ફેરફારં ગુપ્તરીતે આપણા અંતરભાવમાં જેમ જેમ થયા કરે છે. તેમ તેમ તેઓ આ સૃષ્ટિમાં આપણી ઇંદ્રિઓને પ્રત્યક્ષ દેખાય છે. તેથી એ વ્યહવાર કંટાળારૂપ છે! તેના કરતાં સર્વ વૃત્તિઓના કલ્પિત પ્રવાહપર ધ્યાન ન આપવું.

---

સર્વ કોઇ ચાલે છે. એ જ્ઞાન મનોજવ સિદ્ધિનું છે. કેમકે મનોજવનો અર્થ એવો કે મનના વેગથી દુર જવું આવવું તે. મતલબ કે, પ્રત્યેક મનુષ્યોના ભાવા ભાવોની પરીક્ષા મનન વેગનું આવાગમન થવાથી બને છે. સારાંશકે, ઉપલી તમામ કૃતિ મનની ગતિના નિશ્ચાર્થથી આપણને સમજાઇ આવી છે. છતાં એટલું તો ખરૂં છેકે. વૃત્તિઓના દેખાવમાં મનને કાયમ કરવા થકી મનની સ્થિતિ ઘણીજ બદલાઇ જાય છે. તે એવા પ્રકારથી કે, કોઇ પુરૂષની રેહેણી, જ્ઞાન ને તેના ચ્હેરાનો દેખાવ એક દેવતાઇ પુરૂષના જેવો. લાગે છે, ને તેજ રહેણી, જ્ઞાન ને દેખાવ અન્ય પુરૂષને સાક્ષાત દૈત્યરૂપ ભાસે છે. એનું કારણ કે, ઉપલો પુરૂષ આપણી અંતર વૃત્તિના નિયમોને મળતો હોવાથી આપણને સ્વભાવિક પ્રીતિરૂપ ભાસે છે. ને બીજાની અંતર વૃત્તિના નિયમોથી જુદા ભાવવાળો હોવાથી તેને સ્વભાવિક રીતે દ્વેષરૂપ દરશાય છે. તોપણ પ્રત્યેક મનુષ્ય જુદી જુદી સંગતના બુદ્ધિજ્ઞાનમાં રહેવાથી તેઓની કલ્પના ચિત્રવિચિત્ર ધોરણવાળી હોય છે. છતાં દેહધર્મના જ્ઞાન પ્રમાણે સો વર્ષની આયુ મર્યાદા જયારે આપણે યથાર્થ ગણીએ, ત્યારે દશ દશ વર્ષની ઉમરના વધારામાં જુદા જુદા પ્રકારના અનુભવી જ્ઞાનના દેખાવો દેખાય છે. તે એવી રીતે કે, એક વર્ષની ઉમ્મરના બાળક શાથે દશ વર્ષની ઉમ્મર પર્યંતના બાળકોને સ્વભાવિકપણાથી સંગત કરવાની ઉત્કંઠાનો સ્નેહ તેઓની અંતર વૃત્તિઓમાં રહેલો છે. ને દશ વર્ષની અંદરના બાળકો શાથે બેસી રમત ગમત વાતચિતના તડાકા મારવાને તેઓ રાજી રહે છે. પણ દશની ઉપરની ઉમ્મરવાળા બાળકો ને વીસ વર્ષની વયવાળા બાળકોની એક મંડળી જુદી સ્થપાય છે. એ મંડળીના બાળકો દશની અંદરના બાળકોને તદન નાદાન બેવકુફ અજ્ઞાન સમજી તેઓની શાથે વાતચિત રમત ગમતનો ભાગ લેતા નથી. પણ પોતાના સુખદુઃખની વાર્તાઓ પોતાની મંડળીના સંગતીઓમાં કરે છે. તેમ વીસની ઉપરનાં ને ત્રીસથી અંદરના મનુષ્યો વીસની અંદરના બાળકોને પોતાના દીલસુરાદની ગુપ્ત વાર્તાના જ્ઞાનનો લાભ આપતા નથી. પણ તેઓને નાદાન સમજીને તિરસ્કારની નજરે જોતા રહે છે. તેમ વીસની

પણ આત્મ સ્વરૂપમાં વૃત્તિઓને ચોંટાડી દેવી એટલે ઇશ્વર સ્વરૂપ થઇ જઇએ છેએ. ત્યારે કલ્પનાનું દુઃખ નડતું નથી. સારાંશ કે, જ્યારે આપણી જાગૃત અવસ્થામાં ચિત્તવૃત્તિમાંથી જરા પણ કલ્પનાની ઉત્પત્તિ આપણા અંતઃકરણમાં થતી નથી. ને સર્વ વૃત્તિઓના ભાવાભાવો આત્માને વિષે નિંદ્રાભાવે ચોંટેલા રાખીએ ત્યારે નિર્વિકલ્પ સમાધિના પૂર્ણ દેખાવને વિષે આપણું મન સ્થિર થઇ સાક્ષાત્કાર બની રહે છે. આ પ્રસંગે આપણી નેત્ર દ્રષ્ટિની સમક્ષ આત્માની અખંડ પ્રકાશીત જ્યોતિ સૂર્યના જેવી આકૃતિમાં દેખાયા કરે છે. ત્યારે અંતઃ

---

અંદરના બાળકો વીસની ઉપરના મનુષ્યોને પોતાની મંડળીમાં દાખલ કરતા નથી. તેમ ત્રેસની ઉપરના માણસો ત્રીસની અંદરના ને પોતાના અંદરની જરૂરીઆતી વાતો કરતા નથી. તેમ ત્રીસની ઉપરનાતે ચાળીસની અંદરની મંડળી ચાળીસની ઉપરવાળાને તથા ત્રીસની અંદરવાળાને સામેલ કરતા નથી. એવી રીતે પચ્ચાસ વર્ષની મંડળી સાઠની મંડળીના જ્ઞાનથી અજાણી છે. ને સાઠસીતેરવાળાના જ્ઞાનથી અજાણી છે. ને સીતેરવાળી એંસીવાળી મંડળીના જ્ઞાનથી અજાણી છે. ત્યારે આપણા જેવા ટુંક અનુભવાળા પુરૂષે સાઠસીતેરને સો વર્ષના વૃદ્ધોનો જ્યારે તિરસ્કાર કરે, ત્યારે તેઓ પોતાના દીલના ખરા અનુભવનું જ્ઞાન આપણને ક્યાંથી આપે. વાસ્તે તિરસ્કાર ન કરતાં એવા વૃદ્ધોની આજ્ઞામરહી ચાલવા થકી અનેક પ્રકારના સંકટો દુર પળાય છે. આજ કારણથી સૃષ્ટિના સર્વ ધર્મોના પુસ્તકોમાં ફરમાવ્યુ કે વૃદ્ધોની આજ્ઞાનો ભંગ જરા પણ ન કરવો. તેનું સત્ય કારણ એવું છે કે, જે વાત આપણને હાલમાં સારી લાગતી હોય, તે વાત પાંચવર્ષે પછી નેઠારી થઇ પડવાના કારણથી વૃદ્ધો અગાઉ આપણને સુચવે છે કે ભાઇ એ વાતમાં ઘણાં ગેરફાયદા છે. પણ તમારી ટુંક નજરમાં જણાતા નથી. તેથી તમો હમારૂં માનો તો સારૂં. આ વાતને આપણે ના કબુલ કરી વૃદ્ધ બેવકુફ છે. એમ કહી ચાલ્યા, ને પછી આગલ જતાં તેનાં ગેરફાયદા જણાયાં, ત્યારે આપણી ભુલનો કેટલો પશ્ચાતાપ થાય વારૂં ? વાસ્તે કરીને આ જગત્માં પ્રત્યેક મનુષ્ય જે જે વાત કરે છે, તે તે વાતોનું જ્ઞાન તેના સાંભળ્યા જોયા ને અનુભવમાં આવ્યાં મુજબનું હોય છે. તે એવી રીતે કે, કોઇ રાજ્યદરબારના જ્ઞાનવાળો પોતાના મનમાં કહે છે કે, આ લોકોની રસમ જંગલી છે. તેમજ તેને જોઇ આ લોકો કહે છે કે, આ ભાઇનામાં ઘણાજ દુર્ગણ દીસે છે. સારાંશકે, પ્રત્યેક મનુષ્ય જે સ્થિતિમાંને જેવા પ્રસંગમાં પડ્યું હોય, તેના મનમાં તેજ વિષયને તે શ્રેષ્ટ માને છે. તદ્યપિ. દેહધર્મની રચના એવી છે કે, મનુષ્ય જીંદગાંની ભોગવતો જાય, તેમ તેમ તેના વિચાર કાયમ રહેતા નથી. સબબકે આપણી કાયાનું બંધારણ કિંવા આપણું જ્ઞાન અપૂર્ણતાવાળું હોવાથી એવા પ્રકારનો ચમત્કાર બને છે. તોપણ મનુષ્ય પ્રાણી બાલ્યાવસ્થામાં આ સૃષ્ટિના સર્વ સ્થાવર જંગમ પદાર્થોના નામો આકૃતિ ને તેના ગુણ દોષોના ધર્મથી પ્રથમ વાકેફ થાય છે. બાદ તેનું મન આ સૃષ્ટિની પ્રત્યેક વસ્તુની ખુબી જાણવા તરફ વળે છે. તેમાં સાધારણ અજમાયશથી એવું સિદ્ધ થએલું છે કે, પ્રત્યેક મનુષ્યની પંદરેક વર્ષની ઉમ્મરમાં તેની કલ્પના શક્તિ તિવ્રતા ધારણ કરી શોધક જ્ઞાનમાં પ્રવર્ત થાય છે. એમાં તે લગભગ પંદરથી ત્રીસ વર્ષ પર્યંત મચ્યો રહે છે. એ સમયમાં તે આસ્તિક કિંવા નાસ્તિક થઇ બેસે છે. તોપણ બંન્નેનું જ્ઞાન એકજ તત્વપર વિશ્વાસ રાખી રહેલું હોય છે, પણ મંદ બુદ્ધિ-

કરણની સ્ફુર્ણામાં સ્વભાવિક રીતે બ્રહ્મભાવનો ઉદય થાય છે. તે પ્રસંગે તમામ વૃત્તિઓમાં સેહેજા સેહેજ નિશ્ચે થાય છે કે, આ સર્વ અંતર વૃત્તિઓનું જે ચલન વળણ બને છે તે આત્માના સ્વભાવના ધર્મ પૂર્વક બને છે. એમાં આત્માનો જેવો ભાવ ખડો થાય છે. તેવાજ રૂપમાં આપણા આત્માએ પોતાની આકૃતિ ધારણ કરેલી છે. એવિષે એવી રીતે સમજવાનું કે, આ સૃષ્ટિની તમામ ચરાચર સુક્ષ્મ વિરાટાકૃતિઓ આત્માની વૃતિના સ્વરૂપો છે. તેથી એક આત્મા અનેક ભાવે અનેક આકારોને જુએ છે. આ ભાવો ઉતમ મધ્યમ ને કનિષ્ટ એવા ત્રણ પ્રકારના છે. તેમાં દેહાભિમાની ભાવે સર્વ જગતને જોવું એ કનિષ્ટ પ્રકાર, તે એવો કે આ મારા પિતાને હું નમુછું. સારાંશ કે જેનો જેવો સંબંધ હોય તે ભાવે ચાલવું તે. બીજા પ્રકારમાં તર્કજ્ઞાને જોવું; તે એવી રીતે કે, આ વિદ્વાનને હું નમું છુ. સારાંશ કે, જેનામાં જેવી શક્તિ હોય તે ભાવે વરતવુંએ

---

ના મનુષ્યો એજ અરસામાં કેટલાંએક વ્યભિચારી, લુચ્ચાં, ચોરટાં, ખરાબ ચાલનાં, પ્રપંચી, કેટલાંએક નીતીવાળાં ને કેટલાંએક અજ્ઞાનતાને પામેલાં ને કેટલાંએક મહાન જ્ઞાન શક્તિના મેળવનારાં થઈ પડે છે. છતાં એઓમાં કોઈ સદ્‌ગુણી, કોઈ દુર્ગુણી, કોઈ તાર્કિક, કોઈ મિથ્યા મોટાઈવાળાં ને દુઃખીપણાને પામે છે. બાદ ત્રીસથી પીસ્તાલીસ વર્ષ પર્યંતમાં પેલા આસ્તિક નાસ્તિકના વિચારો ગુપ્તવિદ્યાના અગાધ શોધમાંથી મળતા લાભ લેછે. ને આ મંદ બુદ્ધિનાઓને એવી અસર પહોંચે છે કે, હું પૈસાવાન. આબરૂવાળો. ને ઘણી સંપત્તિ સંપાદનમય ગણાઈ જાઉં? તેમાં મને એક પુત્ર કિંવા પુત્રી થાય તો મારૂં નામ રહે, એવી અનેક કલ્પિત ધારણાથી અનેક તરેહના કાવાદાવા પોતાના ધંધા રોજગારમાં ઉઠાવી દુનિઆંને છેતરે છે. ને પોતે પોતાના સંસારી વર્ગમાં મોટો થઈ બેસે છે. પછી પીસ્તાલીસથી તે સાઠવર્ષ પર્યંત તેના શરીરનાં સ્નાયુ ઓ ઢીલી થવાને લીધે, આ વૃદ્ધાવસ્થામાં મારૂં ભરણ પોષણ ચાકરી બરદાશ કેવી રીતે થશે! તેમાં મારાં પુત્ર, પુત્રી વિગરે મારી આમન્યા પાળશે કે નહીં! તેમ મારાં મર્ણ કાળપર મારાં અનાચારી કૃત્યોથી હું કેવી ગતિને પામીશ, અરે મને મૃત્યુ ગ્રહણ કરવાનું! શું હું આ સૃષ્ટિની મોજમઝા ફરી દેખવાનો નહીજ નો! અરેરે કોઈ અમ્મર કરે તો કેવું સારૂં? ઈત્યાદિ અનેક પ્રકારના વિચારો જેમાં દ્રવ્ય, સ્ત્રી પુત્રકલત્રના આચરણો સંબંધથી થએલાં દુઃખોને રડનો કરે છે. તેવામાં પોતાના સંપાદન કરેલા પ્રિય પદાર્થોમાંથી કોઈ પદાર્થનો નાશ થાય ત્યારે તે ગાંડો બની વ્યાકુલદશાને પામે છે. ને પેલા અનુભવી એવા આસ્તિક નાસ્તિકો પોતાના મનમાં આ મંદબુદ્ધિવાળા પુરૂષોની સ્થિતિથી કંટાળી કહે છે કે, જન્મથી મર્ણકાળ પર્યંત વિચાર કરી જોતાં આ સંસાર તદન દુઃખદાયી છે. કેમકે દેહધર્મમાં જન્મ, મૃત્યુ, જરાને વ્યાધિ એનું વારંવાર દર્શન થયા કરે છે. તેમાં આપણી દેહને પ્રથમ ગર્ભવાસમાં નવમાસ પર્યંત જ્યારે પીંડની આકૃતિ હતી, ત્યારે તે પિંડને માતાની જઠરાગ્નિનું દહનપણું કિંવા વિષ્ટાના કૃમિજીવોનું ડંખવું કિંવા માતાનું ચલનવળણ કિંવા મળમુત્રના મધ્યમાં સ્થિતિ કિંવા ગર્ભાચ્છાદક ચર્મનું કિંવા માતાના પ્રાસન કરેલા રસ પાન ઈત્યાદિકોનું મહાન દુઃખ છે. તેમજ જન્મ સમયમાં વાયુનું આકર્ષણ કિંવા યોનિદ્વારા આગમન એ મહાન દુઃખ છે. તેમજ મર્ણ સમયમાં સર્વ નાડીઓનું ખેંચાણ કિંવા મર્મસ્થાનનું ભેદન કિંવા પ્રાણનું સંકોચન કિંવા ઉર્દ્ધ સ્વાસની ગતિ કિંવા મર્ણનો તાવ

મધ્યમ પ્રકાર, ને ઉત્તમ પ્રકારમાં એમ સમજવાનું કે, આ આકૃતિમાં મારો ચૈતન્યરૂપ શુદ્ધ આત્મા વ્યાપક છે તેથી હું નમુ છું સારાંશ કે સર્વમાં સર્વત્ર આત્માની સાથે વ્યવહાર રાખવો એ ઉતમ પ્રકાર. આ બ્રહ્મત્વના જ્ઞાનથી સમજવાનું કે આપણી કાયા માંહેની અનેક વૃતિઓ અનેક ભાવથી આ જગતુમાં રહેલી છે. તે એવી કે, કોઈ વૃત્તિ દુસ્મન ભાવે દુસ્મનાકારમાં, કોઇ વૃત્તિ મીત્ર ભાવે સ્નેહાકારમાં વ્યાપેલી છે. સારાંશ કે, માતા, પિતા, ગુરૂ, બંધુ, રાજા, પ્રજા વિગરે સર્વ પ્રાણીઓ અનેક ભાવે રહેલાં છે. તેથી જેનો જેવો ભાવ હોય તેવો ભાવ આપણા હૃદયમાં આપણે ઉત્પન્ન કરવો નહીં પણ બ્રહ્મભાવ પ્રગટ કરવો. કે જેથી સામાનો નઠારો ભાવ આપણા સારા ભાવથી દુઃખ આપી શકે નહીં. તેમજ આપણા બ્રહ્મ ભાવથી આપણે તેઓને સાક્ષાત્ ઇશ્વરરૂપ દરશાઇએ છૈયે. તે

---

કિંવા વ્યાધિઓનું પરિબળ કિંવા મોહમાયાનું છુટવું કિંવા યમદૂતનું આકર્ષણ કિંવા મળમુત્રનું પતનથવું વિગરે મહાન દુઃખ છે. તેમજ મૃત્યુબાદ નર્કકુંડમાં પડવાનું ને તેમાં મળ. મુત્ર, રક્ત, વિર્ય વિષેવાસ, ને ત્યાં શ્લેષ્મા દિકનું પાન, તેમજ જરામાં શરીરની શિથિલતા. કંપારી, બધિરપણું, ગદગદવાણી, અલ્પશ્રવણ, અલ્પદર્શન, સ્વજનનો તિરસ્કાર, આંખ, નાક ને મોંમાંથી નિકળતા પીઆ, પરૂ, લાળનું નિકલવું, કાયાનું ગંધાવવું, વ્યાધિનો ઉપદ્રવ, શીતજ્વર વિગરેનુ આચ્છાદન, ક્ષુધા, તૃષાનું લાગવું, દેહની દુર્ગંધતા, પસીના વિગરેનું મહાન દુઃખ છે. મર્ણબાદ લક્ષચોયાસી યોનીઓમાં ભટકવાનું પણ મહાન દુઃખ છે. તેમજ પુનર્પિ જન્મ ધર્યાબાદ સ્તનપાનથી થતી વાવરી, ગોવરૂં, અચબડા, શીતળા, ચાંદાં, ક્રોલ્લા વગેરે વ્યાધિનું દુઃખ, કિંવા અન્ન પ્રાસનનું દુઃખ, દંત ઉગવાનું દુઃખ, ગમનાદિ ક્રિયાથી થતાં નુકશાનનું દુઃખ, કિંવા દરિદ્રતાનું દુઃખ, સ્ત્રી વિગરેને પરણવાનું દુઃખ, ધંધા, રોજગાર ઉત્પન્ન કરવાનું દુઃખ, આશા તૃષ્ણા મુજબ ફળ ન મળવાનું દુઃખ, નફા, ટોટાનુ દુઃખ, ધર્મ, નીતી, કાયદા, કાનુન, વ્યહવાર વિગરેની વિરૂદ્ધ જવાનું દુઃખ. સારાંશકે, જીંદગાનીનાં એક નાકાંથી તે બીજાં નાકાં પર્યંત સર્વત્ર દુઃખજ વ્યાપક થએલુ છે. તેથી હમો સદા તત્વનિષ્ટ પુરૂષોની શાથે મૈત્રી, કરૂણા, જ્ઞાનચર્ચા વિગરે વ્યહવાર કરીએ છૈયે. પણ હમો ભ્રાંત (પામર) પ્રાણીની શાથે વ્યહવાર રાખતા નથી, આ પામર (ભ્રાંત) પંકિતમાં ઉત્તમ મધ્યમને કનિષ્ટ એવા ત્રણ ભેદ છે. તેમાં શાસ્ત્ર સંસ્કાર યુક્ત થએલો પણ શાસ્ત્રમાં જેની શ્રદ્ધા નથી તે નાસ્તિક એ ઉત્તમ પામર છે. શાસ્ત્ર સંસ્કાર થવાથી પણ સ્વઇચ્છાની વરતુણુંક રાખી સ્વજ્ઞાને ચાલનારો તે મધ્યમ પામર. શાસ્ત્ર વાકયમાં રાખેલો છતાં કેવળ અજ્ઞાનતામાં રહેલો તે કનિષ્ટ પામર. એનું મન વ્યહવળ હોવાથી ભ્રાંતિમય છે. તેથી હમો વાદવિવાદ કરતા નથી, કેમકે હમારા પૂર્ણ જ્ઞાનાનુભવે જોવા જતાં હમારી અંતર વૃત્તિઓ સદા આત્માનંદનો લાભ લેતી જણાય છે. તેથી કરીને હમારી પાસે અષ્ટમાસિદ્ધિ ને નવમાનિધિ અખંડ હાજર રહેલી છે. સારાંશકે જેમ જેમ ઉમ્મર થતી જાય છે. તેમ તેમ હમારો પુર્ણ અનુભવ સૃષ્ટિના તમામ નિયમોને હાથમાં રાખી શકે છે. ને બીજા મંદબુદ્ધિવાળાઓના વિચાર રહેણીને જ્ઞાન સદા પળટાયા કરે છે. તેથી તેઓમાં જે એક વખત એક જ્ઞાનને પસંદ કરે છે. તેને બીજી વખતે નષ્ટપણ કરી શકે છે. તાત્પર્ય કે. મનુષ્યમાત્ર ને અનુભવથી જ્ઞાન આવે છે. ને તે જ્ઞાન પ્રાપ્ત થવાથી સારૂ નઠારા

એવી રીતે કે પિતારૂપ મારા આત્માની આજ્ઞા ભંગ કરવી નહી. રાજારૂપ મારા રક્ષક આત્માના કાયદા વિરૂદ્ધ આપણે ચાલવું નહીં. માતારૂપ મારા આત્માની સેવા ચાકરી કરવી, ગુરૂરૂપ મારા આત્માની શિક્ષા પાળવી. સારાંશ કે જેવી રીતે પતિવ્રત્તા સ્ત્રી પતિ વિષે ઇશ્વર ભાવના રાખે છે. તેવી રીતે આપણે પોતાના અંતઃકરણમાં સર્વ અંતર વૃતિઓના ભાવોમાં બ્રહ્મ ભાવ રાખવો. કેમકે અંતઃકરણની શુદ્ધિ કરવામાં આ ગુપ્ત ભાસનું જ્ઞાન મહાન ફળ આપે છે. તેથી વાણીના અનેક શબ્દોના અર્થજ્ઞાનના તમામ ભાવો પોતાના આત્મા પર લાગુ કરવા. તેમાં આપણી અંતર વૃત્તિ રાજસ ગુણના વ્યહવારમાં વર્તવા તૈયાર થાય, ત્યારે આપણા આત્માને બ્રહ્મારૂપ જાણવો. જ્યારે વૃતિદાન ધર્મ, સેવા પૂજા, પરમાર્થ પરોપકાર દયા ક્ષમા રાખવા તૈયાર થાય ત્યારે આત્માને વિષ્ણુરૂપ જાણો. જ્યારે વૃત્તિ શાંતી પકડીને નિવૃત્તિમાં સ્થિર થાય ત્યારે આત્માને ગંગારૂપ અમૃતમય જાણો. જ્યારે તર્ક વિતર્કના જ્ઞાન પર વૃત્તિ દોડે, ત્યારે આત્માને ગણેશરૂપ માનો. જ્યારે વૃત્તિ સંકલ્પ વિકલ્પના અજ્ઞાનને નષ્ટ કરે ત્યારે આત્માને સૂર્યરૂપ જાણો. જ્યારે વૃત્તિમાંથી તમામ ચલન વળણ બંધ થઇ જાય ત્યારે આત્માને નિરાકાર મય માનો. જયારે વૃત્તિ ક્રોધરૂપ દરશાય, ત્યારે આત્માને શીવરૂપ માનો. જ્યારે વૃત્તિ નીચ કર્મ તરફ જવા ઉસ્કેરાય ત્યારે આત્માને જક્ષ, કીન્નર, પિશાચ, રાક્ષસ ભૂત પ્રેતયવનરૂપ જાણો. જ્યારે વૃત્તિ ઉત્તમાચરણ કરવા તૈયાર થાય, ત્યારે આત્માને દેવ, ઇશ્વર ગુરૂ પિતારૂપ જાણો. સારાંશ કે આવા પ્રકારના બ્રહ્મત્વવાળા જ્ઞાનની દ્રઢતામાં આપણે જયારે ચાલ્યા જઇએ, ત્યારે તો સર્વ જગતના મનુષ્યો આપણને ઇશ્વર જેવા ગણી પગે પડે છે, ને આપણી અંતર્યામિ ભાવના પ્રમાણે વગર બોલે સર્વ વર્તતાં જણાય છે.

---

ગુણ દોષોની પરીક્ષા કરી શકે છે. એવી રીતે પ્રત્યેક મનુષ્યની જ્ઞાન દ્રષ્ટિ સમયાનુસાર બદલાયા કરે છે. તેથીજ કરીને સમયે સમયે ભિન્ન ભિન્ન જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે એવી રીતે કે, એક અજ્ઞાન પુરૂષને સ્ત્રી સંસર્ગનો જેવો ઉમેદ ઉત્પન્ન થાય છે, તે સમયે તેનું મન વિચારે છે કે, એમાં કેવા પ્રકારનું સુખ હશે. આ સંશયથી તે એકદમ કુછંદમાં પડે છે. ને જ્યારે અનુભવ પ્રગટ થાય છે, ત્યારે એ માર્ગને ધિક્કારે છે. એવાજ પ્રકારના અનેક જાતના મોહાદિક ફાંસાઓ કલ્પના એ આ સૃષ્ટિમાં રચેલા છે. તેની યથાર્થ સમજ મનુષ્ય જ્યારે તેવા માર્ગમાં ફસે નહીં ત્યાં સુધી તેનોસંપૂર્ણ અનુભવ પ્રાપ્ત થતો નથી. પણ જ્યાં સુધી મનુષ્ય અંજાણ છે, ત્યાં સુધી તેને મોહને ઉમંગ રહે છે. પરન્તુ અનુભવ આવ્યા પછી તે કંટાળવા માંડે છે. ને પોતાની ભુલનો પશ્ચાત્તાપ કર્યા કરે છે. સારાંશકે, જે વિષયને આપણા મનમાં પ્રાપ્ત કરવાનો ખટકો છે. ત્યાં સુધી તે વિષયની અનેક જાતની મિથ્યા ખુબી આપણું અજ્ઞાનરૂપ અનુભવ વગરનું મન દરશાવ્યા કરે છે. પણ જ્યારે તે વિષય પ્રાપ્ત થયો કે પછી તેનો મોહ આપણા મનપર સદા કાયમ રહેતો નથી. પણ તેના નિયમો કંટાળારૂપ થઇ પડે છે. આવા પ્રકારમાં આ સૃષ્ટિના સર્વ મનોમન કલ્પિત કૃત્યો રહેલાં હોવાથી માહા દુઃખદાયી ભાસે છે. જેના સંપૂર્ણ જ્ઞાનથી ગુપ્ત જ્ઞાનીઓ એ કલ્પનારૂપ મોહીની

જ્યારે આપણે પોતાની સર્વ વૃત્તિઓને ઉપર પ્રમાણે બ્રહ્મ ભાવમાં લિનકરી એક સરખી નીરાકાર ત્રય દ્રષ્ટિએ સર્વ સૃષ્ટિને જોવા લાગ્યા, ને તેમાં આપણા આત્માની જ્યોતિવાળા સ્વભાવનું જ્ઞાન ઉદય થઇ આવ્યું, કે તરત આપણી સર્વ અંતર વૃત્તિઓની મારફતે તે જ્ઞાન આ જગતના અનેકાકારોમાં તેઓના હૃદયમાં ઉઠતી કલ્પનાવાળી સ્ફુર્ણા ને વિષે સ્ફુરવા માંડે છે. ત્યારે તેઓની અંતરવૃત્તિઓ તેઓના હૃદયમાં નિશ્ચે કરેછે કે, આ પુરૂષ સાક્ષાત્ ઇશ્વરરૂપછે. સારાંશકે ઇશ્વરની સંપૂર્ણ સ્થિતિ એને વિષે આવી ને હાજર થએલી છે. જેથી કરીને તેઓના સ્ફુર્ણાના તમામ ભાવોનું ચલનવળણ આપણા તરફ ચોટી જાયછે, કેમકે આપણા સર્વ સંકલ્પો આત્મારૂપ હોવાથી સૃષ્ટિના મુળતત્વરૂપે તેઓને આપણેજ ભાસતા હતા, તેનું કારણ કે આપણા પ્રથમના સંકલ્પ[1] થકીજ આ સ્થિતિ પ્રાપ્ત થઇ શકીછે. કિંવા તેણેજ પ્રાપ્ત કરી દીધી છે.

---

સ્વરૂપના જ્ઞાન તરફ જરાપણ લક્ષ આપતા નથી. તદ્યપિ કહે છે કે, એતો તદન નિસ્વાદ કંટાળારૂપ દીલગીરી ઉત્પન્ન કરનારૂં, મૃગજળવત્ ઇંદ્રધનુષની માફક સુશોભિત ને આખરે પશ્ચાતાપનું મુળ છે. તેથી એના ધર્મ પ્રમાણે ન ચાલતાં સદા શાંતીમાં રહી કલ્પનાવિરકત બનવુંએજ સુખદાયી છે.

૧ આ પ્રથમનો સંકલ્પ તે પૂર્વ જન્મના મુળનું કારણ છે. ને એ જેવા પૂણ્યમાં પ્રગટ થયો હોય તેને અનુસાર પ્રારબ્ધ બંધાય છે. આ પ્રારબ્ધ રૂપ ગોઠવણ એવા પ્રકારની છે કે, જેવાં જેવાં કર્મ કર્યાં હોય, તેતે કર્મના મુળનું શેષરૂપે ગોઠવાઇ જવું તેનું નામ પ્રારબ્ધ છે. આ પ્રારબ્ધરૂપ બીજ જન્માંતરરૂપી વૃક્ષને ઉગાડી શકે છે. એની ગોઠવણી એવી છે કે, જેવી રીતે પ્રત્યેક પદાર્થના પંચભૂતવાળા સુક્ષ્મ તત્વો તે તે પદાર્થોની આકૃત્તિના નાશ બાદ પોતાની જાતિમાં મળે છે, તેમ મનુષ્ય વિગેરે પ્રાણીઓની દેહના નષ્ટ થયા પછી તે દેહના સુક્ષ્મ પંચભૂતવાળાં તત્વો આ બાહેરના પંચભૂતમાં એકત્ર મળી જાય છે, પણ એ તત્વો ચોમાસા વિગેરેની ઋતુ કાળમાં આ જગતની વનસ્પત્યાદિ જાતિઓમાં આવી મળે છે. ને તે વનસ્પત્યાદિકોનો આહાર મનુષ્ય વિગરે પ્રાણીઓ કરે છે. ને તે આહારના સત્વમાંથી ચૈતન્ય પ્રગટે છે. તે ચૈતન્યરૂપ વિર્ય સ્ત્રીઆદિકની યોનિઓના ગર્ભસ્થાનમાં પ્રવેશને પામે છે. ને ત્યાં તે ચૈતન્ય પોતાની વાંસનારૂપ જીવાકૃતિમાં ગોઠવાય છે. બાદ તે અમુક પ્રાણીથઇને અવતરે છે. એમાં સમજવાનું કે, પ્રત્યેક પ્રાણીના મર્ણબાદ તેના શરીરેના તત્વો જેવાં છુટાં પડે છે. તેની સાથે તેની વાંસના ચૈતન્ય સ્વરૂપે તે તત્વો ને વિષે વ્યાપકમાન થાય છે. ને જ્યારે તે તત્વો વનસ્પત્યાદિકમાં મળે છે. ત્યારે પેલી ચૈતન્યરૂપ વાંસના વનસ્પત્યાદિકનીજ આકૃત્તિમાં પ્રગટે છે, તાત્પર્ય કે, સર્વ વનસ્પતિની જાતિ વાંસનારૂપ ચૈતન્યનું સ્વરૂપ છે. એ ચૈતન્યરૂપ સ્વરૂપ જેવી વાંસનાવાળું હોય છે. તેવાજ જાતવાલા જીવોના આહાર કરવામાં જાય છે. દ્રષ્ટાન્ત, આ જગત્માં એકજ મિનિટપર ત્રણ પુરૂષ મર્ણ પામ્યા. તેમાં એક નેપાળમાં રેહેનારો યોગિપુરૂષ હતો. જેની મર્ણકાળપરની વાંસના રાજ્ય મેળવવા સંબંધીની હતી. બીજો પુરૂષ અમેરીકાનો રાજા હતો. તેની વાંસના તદન ધર્મસ્થાપન કરવાની હતી. ત્રીજો પુરૂષ યુરોપનો યાહુદિ હતો. તેની વાંસના તદન લક્ષ્મી મેળવવાની હતી. હવે એત્રણે પુરૂષોએ એત્રણે ખંડમાં સારાં નઠારાં કૃત્યોકર્યાં હતાં. પણ

આ જ્ઞાન ઉપરથી સિદ્ધ થાય છે કે, આ જગત્માં જેટલા ધર્માચાર્યો, રાજાઓ વિગેરે મહાન પુરૂષો થઇ ગયા છે. તે સર્વને દેવરૂપ ગણી જગત્ની પ્રજાએ દેવરૂપ માન્યા છે. કિંવા તેમને ઇશ્વિર જેવા દીઠા છે, તેનું કારણ એટલુંજ કે આખી સૃષ્ટિનો સર્વ અનુભવ મેળવી ગુપ્ત વિદ્યાના જ્ઞાને કરીને પોતાની અંતરવૃત્તિઓને તદ્દન શુદ્ધ નિર્વિકાર કરી દીધી, ને તેના આત્મસ્વરૂપનું અંતરધ્યાન રૂપ જ્ઞાન સૂર્યના જેવું અખંડ જ્યોતિમય પ્રકાશતું જગત્ની પ્રજાએ દીઠું તેથી તેઓને સાક્ષાત્ ઇશ્વર જેવા માન્યા હતા. છતાં આ શુદ્ધ સ્ફટિકમય ચિત્તવાળા અંતરધ્યાન રૂપજ્ઞાનની અંતઃકરણવાળી સ્ફુર્ણા જે ઉત્પન્ન થાય છે તેજપ્રમાણેનો સર્વે બનાવ આ સૃષ્ટિમાં બની જાય છે, કેમકે એ અંતરધ્યાનરૂપ જ્ઞાન થકી આપણીસ્ફુર્ણામાં કહીએ કે જાઓ તમારો વ્યાધિ નષ્ટ થઇ જશે. કે તરત તે વ્યાધિ નષ્ટ થાય છે, તેમ કહીએ કે જા તને રાજ્ય મળશે, એવા ભાવથકી

---

મણે સમયે આ અસ્તિત્વ આકાશમાં તેઓની વાંસના અરસપરસમાં એકત્ર થઇ ગઇ ને એત્રણેની વાંસનાએ એક આમ્રવૃક્ષની આકૃતિમાં પ્રવેશ કરી ત્રણ કેરી રૂપે હાજર થઇ, આ ત્રણ કેરીમાંની એક કેરી તદન એક ભીખારીના ખાધામાં આવી. કે તરત તેના મગજમાં રાજ્ય, ધર્મને લક્ષ્મી સંપાદન કરવાની વાંસના થઇ ગઇ. છતાં ઉપાય ન ચાલવાથી ઘેરે આવી સ્ત્રીસંગ કર્યો ને તેને ગર્ભ રહયો. બાદ અમુક મુદતે પુત્ર પ્રાપ્તિ થઇ. આ પુત્રની ચેષ્ટા કાંઇક વિચિત્ર પ્રકારની હતી. ઉપરની ત્રણ કેરીમાંની એક કેરી એક ભીલના ખાવામાં આવી કે તરત તેને વિષે પણ ઉપર પ્રમાણેનું જ્ઞાન થઇ આવ્યું. ને પોતાની સ્ત્રી સાથે વ્યહવાર કરતાં ગર્ભ રહયો, ને અમુક મુદતે પુત્ર પ્રસવ્યો. ત્રીજી એક કેરી દેશાઇના ખાવામાં આવવાથી તેણે પણ ઉપર પ્રમાણે કૃત્ય કર્યું. બાદ ત્રણે પુરૂષો જુદી જુદી જગ્યાપર મોટા થયા. પાછલથી એ ત્રણેને અત્યંત સ્નેહ જોડાયો. તેમાં ભીલે ભીલ લોકોને કેળવ્યા, દેશાઇએ તમામ પ્રજાને હુશિઆર કીધી. ને ભીખારીના બાળકે દેશ વિદેશ જઇ તમામ રાજ્યવંશીઓના દીલ એકત્ર કરી મોટું બંડ મચાવી મહાન મોટી લડાઇ ચલાવી. ને મહારાજ્યનો અંત આણી ધર્મ રાજ્ય ને લક્ષ્મીની તદન દેશમાં વૃદ્ધિ કરી નાખી. સારાંશકે એવી રીતે અદર્શપણામાં દેહપ્રારબ્ધ બંધાઇ જાય છે. તેથી પ્રથમનો સંકલ્પ તે પ્રારબ્ધરૂપ મનાય છે. આ ઉપરથી આપણા વૈદિકશાસ્ત્ર ને કર્મકાંડનો એવો ભાવાર્થ છે કે, સ્ત્રીસંગ વખતે શરીરશુદ્ધિ, મનશુદ્ધિને બને તો દાનધર્મ વિગરે કર્મ કરવાં. કેમકે પવિત્ર કૃત્યો થકી પવિત્ર વાંસના રહે છે. કર્મને વાસ્તે ગર્ભાધાન સંસ્કારમાં સર્વે વીધી દરશાવી છે. છતાં વૈદિકશાસ્ત્ર, મનુસ્મૃતિ, જ્યોતિષ ને યોગશાસ્ત્ર વિગરેના ગ્રંથોમાં પ્રાણનું દાન એ એક મહાન યજ્ઞ છે. તેથી કહે છે કે, સ્ત્રી જાતીને રૂતુ પ્રાપ્તિ પછી પંદર દીવસ કામની વૃદ્ધિ થાય છે. ને બાકીના પંદર દીવસમાં કામની ઉત્પત્તિ જોઇએ તેવી થતીનથી. તોપણ રૂતુ પ્રાપ્તિના પંદર દીવસમાં એકીવાળા દીવસોમાં પુત્રિની ઉત્પત્તિ, ને બેકીવાળા દીવસોમાં પુત્રોત્પત્તિ કહી છે. વાસ્તે રૂતુના ચાર દીવસ વર્જ કરી ૬-૮-૧૦-૧૨ ને ૧૬સુધીના દીવસોમાં પુત્રોત્પત્તિ બનેછે. ને રૂતુના ચારદીવસ વર્જ કરી ૫-૭-૯-૧૧-૧૩-૧૫ એ દીવસો પુત્રિ પ્રાપ્તિના છે. બાદ બાકીના પંદર દીવસમાં ફકત રૂતુ પેહેલા બેને ચાર પાછલા દીવસોમાં ગર્ભધારણ થાય છે.

પ્રાપ્ય મળે છે. સારાંશ કે, જેવો ભાવ એ અંતરધ્યાન રૂપ જ્ઞાનમાં રાખીએ કે તેવીજ દ્રષ્ટિ થઇ જાય છે. તે એવી રીતે કે, માયિક ભાવથી વૃત્તિ ભટકતી થાય છે. ને આત્મભાવ થકી ઇશ્વરી દ્રષ્ટિ બની રહે છે. કેમકે આત્માના સ્વરૂપમાં સર્વ નજીક હોવાથી જેવા સંકલ્પ તેવી રચના બનવાને જરા પણ વાર લાગતી નથી. ને માયાના સ્વરૂપમાં સર્વ દુર હોવાથી સંકલ્પ ફળીભૂત થતાં પુષ્કળ પ્રયાસ પડે છે. તેથી પ્રત્યેક ધર્મમાં દેહકષ્ટ આત્મધ્યાન ને દેહશુદ્ધિ કરવાની પ્રથમ ફરજ પડેલી છે. કેમકે વૃત્તિઓમાં મનના તમામ વિકારો જ્યારે થંડા પડીને શાંતિમાં નિમગ્ન થાય, ત્યારે આત્માની જ્યોતિનો સાક્ષાત્કાર પ્રગટે છે. તેથી એ કૃત્યમાં એકાન્તવાસ, પવિત્રતા, સ્થિર સ્થિતિ, ઇંદ્રિયોનું દમન એ ફાયદેમંદી ઓષડ છે. ને દેહશુદ્ધિ રાખવાથી મન, બુદ્ધિ વિગેરે તારોનું અંતર્યાંમિ હરઘડીનું થતું ચલન વળણ સમજવાને સવળ પડી આવે છે. ને અશુ-

---

પણ તે ગર્ભ વૃદ્ધિને પામતો નથી. છતાં કહે કે, એકીવાળા દીવાસેમાં ૧૦-૧૨-૧૪-૧૬ એમાં જો ૧૪ ને ૧૬ માં દીવસે ગર્ભ રહયો હોયતો કોઇ મહાન પ્રારબ્ધવાન પુરૂષ પ્રગટ થઇ આવે છે. ને ૯-૧૦-૧૨ એ દીવસોની પુત્રોત્પત્તિ એ સાધારણ પ્રારબ્ધના ગણાય છે. ને ૪-૬ એ દીવસોના પુત્રો તદન કમનસીબ, અજ્ઞાનને અનાચારી મનાયલા છે. આ જ્ઞાનને વૈદિકશાસ્ત્ર. યોગશાસ્ત્ર, મનુસ્મૃતિ વિગરે ગ્રંથોમાં યથાર્થ દરશાવ્યું છે. પણ એમાં જરા કહે છે કે, સ્ત્રી પુરૂષ એબંન્નોમાં જેનામાં વિર્ય વૃદ્ધિજયાદે હોય તો તે જાતિનું ફરજંદ થાય છે. એટલે પુરૂષ વિર્યવાન હોવાથી પુત્રોત્પત્તિ ને સ્ત્રીમાં પુરૂષ કરતાં વિશેષ વિર્ય હોયતો પુત્રીની ઉત્પત્તિ થાય છે. આ વાતના જ્ઞાનને પણ ઉપરના સર્વ ગ્રંથો એક મતથી કબુલ કરે છે, પણ જ્યોતિષ શાસ્ત્રમાં કેટલીએક તીથી વાર યોગ વગેરેનું ધોરણ દરસાવે-છે. જેમાં ૮-૧૧-૧૫ માં ને અમાવાસ્યા વિગરેને વર્જ કરે છે. બાદ યોગશાસ્ત્ર કહે છે કે સ્ત્રીસંગમાં સૂર્યનો સ્વર સૂર્યનો વાર ને સૂર્યની તીથી વિગરે જોઇને કર્મ કરવું ત્યારે પુત્રોત્પત્તિ બને છે. ને ચંદ્રસ્વર ચંદ્રવારને ચંદ્ર તીથીમાં પુત્રી ઉત્પત્તિ થાય છે. એવી ગણત્રી દરશાવી કહે છે કે, જે દીવસે ઉપર પ્રમાણેનો યોગ આવ્યો હોય તેની અગાઉ રૂતુ પ્રાપ્તિ સમયથી સ્ત્રી પુરૂષોએ સદા મીષ્ટ, સ્વાદિષ્ટ ને નિર્વિકાર ભોજન કરી અનેક પ્રકારની જ્ઞાન-ચર્ચામાં મશગુલ થઇ રહેવું ને સદા આત્મધ્યાન રાખવું. એવી રીતે કરતાં જ્યારે ઠેરવેલો દીવસ આવે ત્યારે પરમાર્થ, પરોપકારાદિક કૃત્યો કરી શૈયાસ્થાન પર અત્તર, ગુલાલ, નાહના વિધ પ્રકારની સુગંધી, ને અનેક પ્રકારની રોશની કરી આનંદરૂપ બની જઇ પોતાની મનોવૃત્તિઓને પ્રપંચાકારથી વિરક્ત કરી શાંત અવસ્થામાં એ કૃત્ય કરવું. કે જેથી પ્રગટ થનાર ફરજંદ મહાન વિદ્વાન વીર્યવાન સ્વરૂપમયને ભાગ્યશાળી થાય છે. આવા પ્રકારની રહેણી જૈન-બૌધ-મુસલમાની ધર્મમાં પણ રાખવાને ફરમાવેલી છે. તેથી એ કૃત્ય કાંઇ જેવું તેવું નથી. કેમકે આપણા પવિત્ર વેદોક્ત ધર્મની આજ્ઞાનો ભંગ પ્રજા અજ્ઞાન હોવાથી થયો છે. ને તેથી કરીને પ્રગટ થનારી પ્રજા તદન અલ્પાયુષિ, કમનસીબવાન ને વિર્ય વગરની રહેલી છે. સારાંશ કે, સ્ત્રીસંગ ખરેખર ઉપર પ્રમાણે રૂતુ પ્રાપ્તિના ચાર દીવસ વર્જ કરી ૧૪-૧૬ માં દીવસે કરવાથકીજ શ્રેષ્ટ ભાગ્યવાન પ્રજોત્પતિ બન્યા-વિના રહેતી નથીજ. તો પણ કાળચક્રનું આવાગમન, સ્વાસાનું ધોરણ, માવાપિતાની શૈલીને

છતા, અપવિત્રતાના નિયમોથી ઉપલું જ્ઞાન મેળવવાની જગ્યાપર તદન જડપણું પ્રાપ્ત થાય છે. ને તેથી કરીને દેહાભિમાની જ્ઞાનના ઇંદ્રિય પ્રતિતિવાળા માર્ગનું. સુખ સંપાદન કરવાને સારૂં સાચ, જુઠ, પ્રપંચ, કાવત્રાં, કરવાનો સ્વભાવ પડી રહે છે. ને રાત્ર દિવસ આશા, તૃષ્ણામાં લિન રહી જીંદગાની પુરી કરી શકાય છે. ને તેવામાં કેટલાએક ગાડાં પણ બની જાય છે. ને કેટલાએક ધાડ, ચોરી, બંડ વિગેરે કરવા મંડી પડે છે. તોપણ એ સર્વનું મૂળ અપવિત્રતા, અજ્ઞાનતા ને અશુદ્ધિ નું કારણછે. પણ અંતરવૃત્તિ મારવા થકી આત્માનો પ્રકાશ સદા દ્રષ્ટિમાં આવે છે. ત્યારે પ્રથમનો સંકલ્પ વૃત્તિઓના સંબંધ રાખી મૂળ તત્વ સાથે જન્મ જન્માંતરનું જ્ઞાન આપે છે. એ જ્ઞાનની સમજ ઘણાઓને અભ્યાસથી પડી જાય છે.[૧]

આ દેહ શુદ્ધિના કૃત્યમાં કાંઇક અન્નાજ પાણીનો પણ ફેર છે, તે એવો

---

પવિત્રતા વાળી પવિત્ર. વાંસના એજ પ્રજાનું પ્રારબ્ધ રૂપ કર્મ થઇ પડેછે. આજના આધુનિક કાળમાં રૂતુ નહીં સાચવવાના ક્રમથકી અકાળ મૃત્યુ ઘણાં થાયછે. કેમકે રૂતુ પ્રાપ્તવાળી સ્ત્રીનો સ્વાસો-સ્વાસ જગત્ લક્ષણ રહેલોછે. તેથી એ જાતિનું દર્શન નહીં કરવું એવો પરાપૂર્વનો નિયમ ચાલ્યો આવે છે. પણ મૂર્ખ પ્રજા આત્તાનને નહી જાણવાથકી સ્ત્રી એઓનો અટકાવ રાખતી નથી. પણ જ્યારે ઠામ ઠામ સર્વત્ર અકાળ મૃત્યુ એકદમ અમલ કરશે ત્યારે એવો બંદોબસ્ત રાખવાની બુદ્ધિ સર્વ પ્રજાને ઉત્પન્ન થશે, આ વાતને ગુપ્તજ્ઞાનીઓ સત્ય માનેછે. પણ હાલમાં આપણી નજરે જોઇએ છેયે. છતાં એ વાતના ઉપર વિશ્વાસ આવતો નથી, એનું મુખ્ય કારણ આપણી અજ્ઞાનતાજ છે.

૧. કેમકે આપણી વૃત્તિઓ સંકલ્પરૂપ દ્રષ્ટિમાં જુદાજુદાં કર્માનુસારે રહેલી છે. ને તે કર્મ પ્રમાણે બુધ્ધિ પ્રગટે છે. તેથી પવિત્ર કર્મ કરવા થકી વૃત્તિ પૂર્વકાળનું જ્ઞાન આપે છે. જેમાં એના યોગે જન્મ જન્માંતરના સર્વ સંકલ્પો, ને તેના થકી થએલાં અનેક કર્મો પોતાના સ્વયંજ્ઞાનથી સ્પષ્ટ થઇ આવે છે. કિંવા પવિત્ર કર્મોથકી જડ વૃત્તિ ચૈતન્યરૂપ બનેછે. ત્યારે જ્ઞાન દૃષ્ટિ સંપૂર્ણ પ્રકાશમાન થાયછે. તે પ્રસંગે અંતર વૃત્તિનું સ્વરૂપ શુદ્ધ હોવાથી બની ગયેલાં કર્મોના જ્ઞાનને તે વૃત્તિ હૃદયમાં યાદ કરાવે છે-ત્યારે તે ભવિષ્યનો જ્ઞાતા થાયછે. આ પ્રસંગે ભવિષ્ય જ્ઞાની પુરૂષ પોતાના કર્મોના તમામ ભોગવવાના ભોગોને દુર કરતો નથી, પણ ખુશીથી ભોગવી છુટેછે. કેમકે હાલમાં કદાચ તે ભોગને દુર કરે ત્યારે તે ભોગવવાનો ભોગ બાકી રેહેવાથી બીજા જન્માંતરના સમયે પ્રાપ્ત થયા વિના રહેજ નહીં. કારણ કે પોતાના સ્વયંજ્ઞાનથી સહેજા સહજ ઉત્પન્ન કરેલા સંકલ્પને અનુસાર પ્રાપ્ત થનારા ભોગોને બીજો કોણ ભોગવી શકે વારૂ ? કોઇજ નહી. કેમકે પોતાનો પ્રગટ કરેલો સંકલ્પ પોતાના સુકૃતમાં ગણાય છે. તેથી તેનો ભોગ પોતેજ ભોગવવો જોઇએ.- જેમ મારી સ્વઇચ્છાનાં સ્વતંત્ર જ્ઞાનથી ચોરીનો સંકલ્પમેં કીધો. તેમાં મારાથી બનતા તમામ ડહાપણવાળા પ્રયોગો એવા રચ્યાકે કોઇ એવાત જાણી શકે નહીં. છતાં પાછલથી જ્યારે પકડાઇને કેદમાં પડયો. ત્યારે હું કહું કે મારા નસીબમાં લખેલું હશે તે ભોગવ્યા વિના છુટકો નથી. સારાંશ કે- ચોરીનો કરેલો સંકલ્પને તે નસીબ રૂપે ઠરાવીને કેદમાં પડી ભુખેતરસે મરી મહેનત મજુરી કરવી પડી એનું નામ કર્મનો ભોગ. હવે એ ભોગને હું ન ભોગવું તો બીજો કોણ ભોગવે વારૂ? એજ પ્રમાણે સ્ત્રી પરણવાનો સંકલ્પ

કે આપણા સંસારી (ભોગી) વર્ગના લોકો ખટરસ ખાય છે. ને અસંસારી-(યોગી) વર્ગના લોકો કંદ, મુળ, ભાજીપાલા, ફળફળાદિ વગેરે નિર્વિકારી પદાર્થોનું સેવન કરે છે. તેથી એઓનું જ્ઞાન તદન નિવૃત્તિમાર્ગની અંતરદ્રષ્ટિપર ધસે છે. ને પેલાઓનું પ્રવૃત્તિ માર્ગપર ગમન કરે છે. તેથી એ વર્ગની પ્રજાની ઇંદ્રિય ધર્મવાળી બાહ્ય દ્રષ્ટિ રહે છે. આવા પ્રકારની ઉળટ સુળટ દ્રષ્ટિની મર્યાદા ગોઠવાયાને લીધે એક બીજાના નિયમને ધિક્કારે છે, છતાં નિવૃત્તમાર્ગવાળાને અંતરદ્રષ્ટિરૂપ આત્માનું મહત્વ તેઓના જ્ઞાનમા દરશાયા કરે છે, ને પ્રવૃત્ત માર્ગવાળાને બાહ્યદ્રષ્ટિરૂપ જગતના મહત્વનું જ્ઞાન પ્રાપ્ત થયા કરે છે. આ ફેરફાર સૃષ્ટિ ઉત્પત્તિ સમયથી ચાલ્યો આવે છે. તેમાં ભોગીઓની કલ્પના યોગિઓ જાણી જાય છે. પણ યોગિઓની કલ્પના ભોગીઓને દરશાતી નથી. તથપિ અનુભવ સિદ્ધપણાથી કહેવાય છે કે, જેવા પ્રકારનું ખાનું ખાઇએ, તેના પ્રમાણમાં બુદ્ધિજ્ઞાનનો ઉદય થાય છે, તે એવી રીતે કે, પૃથ્વી તત્વનો સ્વાદ ખારો છે. ને વાયુનો

---

થયો ને પાછલથી તેજી કહ્યામાં ન રહી ને નઠારી નિકળી તેણે મારમારી ગાંડાકરી દીધા. આવા પ્રકારનો ભોગ સંકલ્પને અનુસાર મળ્યો, એમાં સંકલ્પ નસીબ રૂપે હાજર થયો. ને ભોગવવામાં આવેલા દુઃખો તે ભોગમાં ગણાયાં. તાત્પર્ય કે-સંકલ્પજ સુખદુઃખ, લાભ અલાભ, યશ અપયશ, આબરૂ જ્ઞાન આપી સારા નઠારા ભોગોને ભોગવાવેછે, આયે-દ્રષ્ટાંત વર્તમાનકાળની જીંદગાનીના છે. પણ ભૂતકાળની જીંદગાનીના સંકલ્પને અનુસાર આધિ વ્યાધિ, ઉપાધિ ઉત્તમ વા નીચ જન્મ કનિષ્ટ વા ઊંચ પંક્તિનું જ્ઞાન નિરોગી વા-રોગી કાયા વિગરેનું આજન્મમાં પ્રાપ્ત થવું એ ગયા જન્મના સુકૃત ને અનુસાર મળેછે, જેનું એક દ્રષ્ટાંત રામાયણમાં એવું છે કે ,આયોદ્ધવાસી શ્રીરામચંદ્રજી સીતાને લક્ષ્મણ સાથે ભોગવતાં હતાં. ત્યારે જંગલમાં એક મહાન તપશ્વી ઋષિની જગ્યા આવી. તે ઋષિજી એ શ્રીરામચંદ્રજીને પરોણા સ્નેહપૂર્વક આદરસત્કાર કરી રાખ્યા. ઋષિજી મહાન તપશ્વીને જ્ઞાની હોવાથી રામચંદ્રજીએ તેમના મુકામપર રાત્રીના નિવાસ કીધો સાયંકાળે સંધ્યાતર્પણાં વિગરે કર્મો કરી રહ્યા પછી ઋષિજી પોતાને હસ્તે રામચંદ્રજીને કંદ, મુળ, મેવા ફળ ફળાદિની ફળ આહાર કરવાની થાળ તૈયાર કરી લાવ્યા, ને પોતાને હાથે જુદી જુદી થાળોમાંરે પીરસ્યું. આ સમયે ઋષિજીના તમામ અંગમાં રકતપીતનો વ્યાધિ હોવાથી તે શરીર માહા દુર્ગંધ આપતું હતું, ને તે અંગમાંથી ફોલ્લા ફુટવાને લીધે પરૂં ને લોહી વેહતા હતાં, આદેખાવ જોઇ સીતાજી પોતાના મનમાં ઘણાજ કંટાળ્યા છતાં શ્રીરામચંદ્રજીના દાબને લીધે કાંઇપણ વિરૂદ્ધ ભાષણ કરી શક્યાં નહીં પણ ગુપચુપ રહી તમામ મંડળીએ ફળ આહાર કર્યો ને આખી રાત્રિ જ્ઞાન ચર્ચામાં ગુજારી, બીજે દીવસે શ્રીરામચંદ્રજીએ પ્રયાણ કર્યું. એ બનાવ બન્યા પછી જ્યારે રાવણને મારી શ્રીરામચંદ્રજી લક્ષ્મણને સીતા સાથે પુનંપિ તેજ વનમાં આવ્યાં, ત્યારે પેલા મહાત્મા ઋષિજીએ વિચાર કીધો કે શ્રી રામચંદ્રજીને ફરી પરોણા બોલાવીએ. પણ ચીરંજીવી સીતાજી તે પ્રસંગે મારૂં ગળ ગળીત શરીરની દુર્ગંધતાથી કંટાળી ગયાં હતાં. તેથી એ સંકલ્પના શરીરને દુર મુકી નવકંચનરૂપ યૌવન કાયાનો સંકલ્પ ધારણ કરીએ. ને આ ઝુપડીને દુર કરી મહારાજ્યકર્તાના મકાનનો સંકલ્પ ઉત્પન્ન કરીએ, કે જેથી સીતાજી પ્રસન્ન થઇ આપણા મુકામ પર બે દીવસ

સ્વાદ ખાટો છે, ને જળતત્ત્વનો સ્વાદ મીઠો છે, અગ્નિતત્ત્વનો તીખો છે, ને આકાશ તત્ત્વનો સ્વાદ કડવો છે. તેથી ખારૂં ખાનાર માણસની પ્રકૃતિ મિજાજી, તોરી, ગડબડીઆણ, ને ચંચળ વૃત્તિવાળી હોય છે. ખાટું ખાનાર માણસની પ્રકૃતિ ઠોઠ, કુંજરાતી ને જડત્વ ભાવવાળી રહેલી છે. મીષ્ટ ખાનારની પ્રકૃતિ દુરદર્શક, શાંત, ગંભીર ને પોખ્તપણાવાળી છે. તીખું ખાનારની પ્રકૃતિ જહુનુની, અવિચારી, અહંકારી ને ઉદ્વેગ કરનારી હોય છે. ને કડવું ખાનારની પ્રકૃતિ જલદ, ત્વરાવાળી ને સમભાવી રહેલી છે. તેમજ ખારૂં ખાનારનું મગજ કઠણ ને સકત રહે છે. ખાટાંવાળાનું મગજ પોચું પણ બિગડેલું રહે છે. મીષ્ટવાળાનું મગજ તિવ્ર, શોધક ને ભારી હોય છે. તીખાંવાળાનું મગજ ભારી પણ બેહેર

---

વિશેષ રહેશે. એવા વિચારથી ઋષિજીએ આત્મધ્યાનથી અંતર વૃત્તિના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપમાં લિન રહી પોતાનો ભાવ પલટી દીધો કે તરત એક મહાન રાજ્ય કર્તા જેવું મકાન, વાસ દાસો વિગેરે પ્રગટ થઈ આવ્યાં. ને પોતે કોઈ સોળ વર્ષના રાજ્ય કુમાર છે. એવા તેજસ્વી ને નિરોગી દેખાયા. આવા પ્રકારની આકૃતિ ધારણ કરી ઋષિજીએ શ્રીરામચંદ્રજી પાસે આવી આમંત્રણ કીધું. બાદ ત્યાં સીતા લક્ષ્મણે આવીને મુકામ જોયો તો તે મુકામમાં અષ્ટમા સિદ્ધિને નવમા નિધિ હાજરાહાજર દીઠાં. આ મકાનમાં બે ત્રણ દીવસ આનંદમાં રહ્યા પછી એક દીવસની રાત્રી એ સાથે બેસી ખાતાં હતાં, ત્યારે સીતાજી હાથ જોડી વિનતી કરવા લાગ્યાં, કે હે પિતાજી! વત્સનો ગુન્હો કૃપાદ્રારાએ માફ કરી બાળકને, સંકલ્પનો પ્રત્યુત્તર આપની કૃપાથી દરશાવવો જોઈએ. ઋષિજીએ કહ્યું કે, હે ચીરંજીવી નિર્વિઘ્નરૂપે પ્રશ્ન કર. આ ઉત્તર થઈ સીતાજી બોલ્યાં કે, હે પિતાજી, પૂર્વે હમારૂં આવગમન આપના મુકામપર થયું હતું. ત્યારે આ જગ્યાપર એક મરૂડી હતી. ને આપની કાયા તદન રોગીષ્ટ હતી. ને હાલને પ્રસંગે તે મરૂડી તથા તમારી કાયા તેવારૂપમાં દેખાતી નથી. પણ આ જગ્યાપર તો એક રાજ્ય મેહેલને આપતો નવયોવન રૂપ ભાસો છો. એનું શું કારણ છે ત્યારે ઋષિજી બોલ્યા કે, હે પ્રિય પુત્રી, આ સૃષ્ટિમાં અનાદિ નીતી એવી ચાલી આવી છે કે, જેનો જેવો સંકલ્પ હોય તેને અનુસાર સુખ દુઃખ, લાભ અલાભ, જ્ઞાન અજ્ઞાન મળતાં જાય છે. ને તેના ભોગને તે સંકલ્પ ભોગવાવે છે ત્યારેજ તે સંકલ્પનો ક્ષય થાય છે. ત્યાં વિના થતો નથી. તેમ મારો પૂર્વજન્મનો એવો સંકલ્પ હતો કે ગંગાકીનારે એકાંત વાસમાં રહી મહાન ઋષિજીની આકૃતિમાં જન્મ પુરો કરવો. પણ શરીરે નિરોગી હોવાથી અનેક રાજા રજવાડાઓ પુણ્યપ્રતાપથી આવી સંસારની ઉપાધિમાં નાંખશે. તેના કરતાં તદન રોગી શરીર હોય તો કોઈ પાસે ન આવે ને આખી જીંદગી ખટપટ વિના શાંતીમાં ગુજરે. જે ઉપરથી મારો જન્મ થયા પછી જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ વ્યાધિએ મારૂં શરીર ઘેરી લીધું. કે જેથી મારૂં મન તદન નીરાકાર સ્વરૂપ આત્માની અખંડ જ્યોતિમાં સર્વજ્ઞ પણામાં લિન થઈ રહેલું છે. હવે તે શરીરની આયુર્મર્યાદા ભોગવાની જેટલીબાકી રહેલી છે, ત્યાંસુધી મારૂં શરીર પડનાર નથી. પણ જ્યારે તમો આવ્યા હતાં ને મારાં દુર્ગંધવાળા શરીરથી કંટાલ્યા હતાં, તે ઉપરથી આ પ્રસંગે મે બીજો સંકલ્પ પ્રગટ કર્યો કે જે ઉપરથી હું નવયોવન થઈ આ રાજ્ય મેહેલમાં રહ્યો. આવી રીતે કરવાનું મુખ્ય પ્રયોજન તમોને રાજી રાખ

મારતું ને ગતિમાં ઘણુંજ શાંત રહે છે. ને કડવાવાળાનું મગજ સ્થિર, તિવ્ર, ભારી ને ગતિમાં સમાંતર ચાલે છે. છતાં નિર્વિકારી ભોજન કરનારાંઓના મગજ કાંઇ ઉપલા ખટરસવાળાઓનાં જેવાં ફેરફારીક હોતાં નથી, પણ સર્વના મગજ એકસરખાં રહેલા છે. તેથી તેઓના જ્ઞાનમાં આપણા લોકોની માફક અનંત ભટવેડા થતા નથી. સારાંશ કે, અન્નાહારમાં જેટલો ફેરફાર થાય છે તેટલો વનસ્પત્યાહારમાં પડતો નથી. છતાં આપણું મન પૃથ્વીતત્વના ભાગથી પ્રગટેલું છે, બુદ્ધિ વાયુતત્વથી થએલી છે. જળથી ચિત્ત, વિચાર ને તર્ક થએલાં છે. અગ્નિથી અહંકાર ને આકાશથી અંતઃકરણ બનેલું છે. વાસ્તે કરીને ખારા પદાર્થથી મનનો વેગ વધારે ઉપડે છે. ખાટાથકી બુદ્ધિનું જોર વધે છે, મીષ્ટથકી ચિત્ત વિચાર ને તર્કની વૃદ્ધિ થાય છે. તીખાશથી અહંકારનું કૌવત વધે છે. કડવાશથી અંતઃકરણ પ્રકાશે છે. એવી રીતે જેવા જેવા સ્વાદોનું ભોજન હોય છે તે તે જાતના તત્વોનું પરીબળ વૃદ્ધિને પામે છે. તો પણ પંચભૂતના જુદ જુદાં તત્વોનો ભિન્ન ભિન્ન પદાર્થોની ફેરફારીક ક્રિયાનું જ્ઞાન સંપાદન કરાવવા સારૂ વૈદકશાસ્ત્ર ને રસાયણશાસ્ત્ર વિગેરે પ્રગટ થઈ આવ્યાં છે. ને એઓની ચિત્રવિચિત્ર મેળવણીથી વિચારોની ઉત્પત્તિ બને છે. તેમ ફેરફારીક આહારોથી પ્રકૃતિનું બંધારણ ન્યારૂ ન્યારૂ થાય છે, ને જુદી જુદી પ્રકૃતિ થકી વિચારોની સ્થિતિ પલટાતી રહે છે. એજ્ઞાન દીવ્ય પ્રકાશમાં[1] દરશાવ્યું છે છતાં આહારના ફેરફારીક ક્રમથકી આપણા શરીરની પ્રકૃતિનું બંધારણ ત્રણ પ્રકારમાં ગોઠવાઈ જાય

---

વાનું કારણજ હતું. છતાં પેલા સંકલ્પનું શરીર આ મકાનના એક ખુણામાં મેં રાખી મુકેલું છે. તે તમો જ્યારે જશો ત્યારે તે શરીરને હું ધારણ કરી તેના તમામ ભોગો ભોગવી લઇશ. હાલમાં કદાચ નહી ભોગવું તો બીજે કાળે પણ મારેજ ભોગવવું પડે. પણ તેને આ જીંદગાનીમાં ભોગવી રહ્યા પછી હાલના નવયૌવનવાળાં શરીરને ધારણ કરીશ. એટલે હું સદા કર્મ રહિત બન્યો કહેવાઇશ. આવા વિચિત્ર ચમત્કારવાળી બીના જાણવાથી સીતાજીની મરજીપૂર્વના શરીરને જોવાની થઇ, જે ઉપરથી તે ઋષિજી તમામ મંડળી સહવર્તમાન તે શરીરની પાસે ગયા. ને તે શરીરને દેખાડયું. એટલે સીતાજી પોતાની પૂર્વની કરેલી ભુલની માફી માગવા બેઠાં. ત્યારે ઋષિજી બોલ્યા કે હે વત્સ, એજ પ્રમાણે પૂર્વના સંકલ્પમાં બનાવ બનવાનો હતો. તે મે તમોને બનાવી બતાવ્યો, તેથી તમો બે ફીકર રહો, એવી રીતે આનંદમાં જ્ઞાન ચર્ચાનો લાભ આપી રાત્રી સર્વ મંડળીએ લીધો, ને પછી પોતપોતાના સંકલ્પ મુજબ તમામ રવાના થઇ ગયાં. સારાંશ કે, આ સૃષ્ટિમાં એવી રીતે દેહ પ્રારબ્ધનું બંધારણ સંકલ્પાનુસાર ચાલે છે,

[1] દીવ્ય પ્રકાશમાં આપણા વિચારોની સ્થિતિનું પલટાવવું એવા ધોરણપર થાયછે કે આપણા આત્માના સંવેદનવાળા સ્ફુર્ણાનો પ્રવાહ જે છે તે એક ચમત્કૃતિ સાંચારૂપે ખડો રહેલો છે. તેના મધ્યમાં મન બુદ્ધિ. ચિત્ત, વિચાર. તર્ક, અહંકાર, અંતઃકરણને જ્ઞાન એ તારો જે છે, તેને આપણે તત્વ કહીને બોલાવીએ છૈયે. એ તત્વોમાં આપણી વાંસના વૃત્તિને વિષે વ્યાપી રહેલી છે, ત્યાં એ તારો બાહેરના પંચભૂતોની ગતિથી જે વિજલીઆખા

છે. તેમાં જો કદાચ કફનો ભાગ વધી પડે ત્યારે કલ્પનાનું વળણ અલ્પદર્શક જુસ્સાવાળું, અજ્ઞાનરૂપ ને દુઃખદાયી ભાસે છે, તેમ પીત પ્રકૃતિ થકી કલ્પનાનું વળણકંટાળા ભરેલું તાર્કિક ને સુખકર્તા છે. ને વાયુથી ચમત્કારિક, વિચિત્રતાવાળું ને અત્યંત કલ્પિત દેખાય છે. પણ જ્યારે આપણે એક દિવસ અપવાસ કરીએ છેયે, ત્યારે આપણો સ્વભાવ શાંત, ગંભીર ને કલ્પનાનું પરીબળ ઓછું રહે છે. પણ જે દીવસે આપણે અત્યંત ભોજન કરીએ ત્યારે આપણી કલ્પના પવનના આવાગમનની માફક ચોતરફ ભટકતી જણાય છે. સારાંશ કે, ખાવા પીવાના ધોરણથકી પણ ઘણાંએક પવિત્ર નિયમો હાથ આવે છે, ને તેથી આપણી રહેણી, કરણી જ્ઞાન ને વિચારમાં પણ ઘણોજ ફેર પડી જાય છે. તેમજ ઇંદ્રિયોને હદમાં રાખવાથી પણં ઘણીક ચિત્ર વિચિત્રતા

---

વિશ્વમાં અદર્શ સુક્ષ્માકારે ગતિમાન થયેલી છે. તેનો ધક્કો આપણા મગજવાળાં આકાશમાં થવાથી આપણી અંદરના ઉપલા તારો ગતિમાન થાય છે. ત્યારે આપણે વિશ્વે ઘડી ઘડીમાં ચિત્ર વિચિત્ર જાતની અંતઃકરણમાં સ્ફુર્ણાના પ્રવાહથી કલ્પના આપણી ભાવનાને અનુસાર ઉત્પન્ન થઇ અનેક કૃત્યો કરાવે છે. સારાંશકે; આ ઉપરની વિજલીના ધક્કાથી જે સ્ફુર્ણા હાજર થઈ, તેની પ્રથમ સમજ આપણા અંતર્યાંમિ જ્ઞાનના સંવેદનમાં પહોંચે છે. ને ત્યાંથી અંતઃકરણની સ્ફુર્ણાવાળા પ્રવાહમાં તે સમજ પ્રવેશને પામે છે. ને પ્રવેશ પામ્યા બાદ કલ્પનાકારે આપણા મન વિષે આવીને ઉદય થાય છે. ત્યારે તે મન કલ્પનાને સમજી કરી વાણીદ્વારે બીજાઓને કહે છે. કે તરત સર્વે કોઇ તે કલ્પનાના અંતર્યાંમિ ભાવને સમજી પ્રત્યેક કૃત્ય કરે છે. પણ વિજલીના ધક્કાથી જે જ્ઞાને અંતઃકરણની સ્ફુર્ણામાં પ્રવેશ કર્યો. તે જ્ઞાન ઉપલા તારોમાં અનેક પ્રકારના દેખાવો દેખાડે છે, ને પછી મનને સમજાય છે. આ સમયે કોઇ તાર વધારે ઝડપથી ચલિત થાય છે, ને કોઇ ધિમાશથી હાલે છે. ને કોઇની ગતિ છેક મંદ રહે છે, આ સુક્ષ્મ હીલચાલને ફક્ત આપણી જ્ઞાન દ્રષ્ટિ જાણે છે, તસ્માત્ એ સર્વ તારો કેવા પ્રકારની ખબરો આપે છે, તેની સમજ પ્રથમ જ્ઞાન દ્રષ્ટિને પડે છે. એ જ્ઞાન દ્રષ્ટિને ઓળખવા સારૂં આપણને ઐક્ય પણાવાળી વૃત્તિ રાખવી પડે છે ત્યારે સર્વે હૃદયની ગુપ્ત સ્ફુર્ણ રચના દરશાઇ આવે છે. તે એવી રીતે કે, એક સ્ત્રી પોતાના સ્વામી પાસે ઉભી રહી જ્ઞાનચર્ચાના જ્ઞાનવાક્યમાં સ્તુતિ કરે છે. કે તમારા વિના આ સૃષ્ટિના તમામ પુરૂષવર્ગ ભાઇ બાપના સંબંધવાળા મારા મનથી માનેલા છે. ખરેખર મારા જેવી અનાથના પ્રાણાધાર, પાળણકર્તા તમોજ મારા પૂજ્યરૂપ પ્રભુ છો. છતાં મારા બેલી તરીકે આપવિના બીજું કોઇજ નથી, સત્ય પુછાવો તો હું તમારાજ આશ્રયથી સદા જીવી શકુ છુ. તમારા જ્ઞાન આગળ હું અદ્યપી કાંઇજ કામની નથી તોપણ આપની પ્રીતિ થકી હું મોટી થઇ ફરૂં છું. ખરૂં પુછાવો તો તમો જ્યારે મારાથી દુર જાઓ ત્યારે તમારા અલ્પ સમયનો વિયોગ કલ્પરૂપ થઇ પડે છે. ને આ ઘર સ્મશાન જેવું લાગે છે, આવા પ્રકારનું શુભાષિત ભાષણ ચલાવી રહી છે તદ્યાપિ તેના મનનો તાર જુદાંજ માર્ગનો વિચાર આપે છે. તે એવો કે, મોતીબાગમાં દરબાંર એકલા હશે તેથી જલદી જવાય, હીરાની કંઠી મળશે નહિંતો એ વાત વંઠી જશે, ને તેના બુદ્ધિના તારની દોડ એવી છે કે પેલા જોગીરાજ પાસે વશીકરણ મંત્ર શિખી લઊં કે પછી કુંટુંબના તમામ માણસો જખ

દેખાઇ આવે છે. તેથી યોગિઓ કંદ, મુળ, ભાજીપાળા, મેવા ફળ, ફળાદિ, દુધ, દહી, ઘી, લીમડાનો રસ, બીલીના પાત્રાં, વિગેરે નિર્વિકારી ચીજનું સેવન રાખે છે. ત્યારે તેઓની કાયા શુદ્ધિ નિરોગી, હલકી ને કાચના જેવી સ્વચ્છ પારદર્શક બની જાય છે, જેથી તેની કાયાના મન, બુદ્ધિ વિગરે તત્વોના ચલન વળણને ઝટ જમજી લેવાની તેઓનામાં શકિત આવે છે. તે એવી રીતે કે કોઈ પુરૂષના ચ્હેરાઉપરથી તેના અંતરના ભાવો તેનાં ઉપલાં તત્વોમાં તેને વિષે કેવા પ્રકારની રહેણી, કરણી ને જ્ઞાનરૂપેસંગ્રહ થએલાં છે. તે સર્વની છાપ શુદ્ધ કાયાના તત્વોમાં યથાર્થ પડે છે. જે ઉપરથી આવાજ્ઞાનીનું જે બોલવું થાય છે તે પેલા સ્થુલ બુદ્ધિમય પ્રકૃતીવાળા જીવને લાગુ પડે છે જેવી રીતે આકાશમાં વાદલ થવાથી પાણી તે

---

મરાવે છે. તેનો તર્ક સાસુનો વાંક કાઢી કહે છે કે, ધણીતો મુઓ ગધેડા જેવો છે. પણ શાંડ સાસુ લુચ્ચી છે, તેથી તેનો ઘાટ ઘડવો જોઇએ. તેના ચિત્તમાં નગરશેઠને છેતરવાનો પ્રયત્ન થાય છે, તેનો વિચાર દરશાવે છે કે, આ તમામ કૃત્ય કાઇ સારા પરિણામ ને આપશે નહીં. પણ કુલની આબરૂ નાશ પામશે, તેનો અહંકાર કહે છે કે, અમુક પુરૂષે અમુક સ્થાનમાં અમુક ગુપ્ત કૃતિ કરતાં આપણને જોયાં છે. તેથી તે જો કોઇ આગળ વાત કરશે તો આપણી ફજેતી થશે, વાસ્તે પ્રાતઃકાળમાં તેને મળી રાજી કરવો. જોઇએ તેનુ અંતઃકરણ કહે છે કે, આ સર્વકૃતિ ફાયદા વગરની ને નુકશાનમાં નાખનારી છે. પણ ઉપલા સર્વ તારો એકદમ એવાંજ કૃત્ય તરફ એને એંચી લઇ જાય છે, તેમાં મારો વાંક નથી. મારીસાથે ફકત વિચાર એકત્ર થાય છે. પણ બીજાઓનું પરિબળ વિશેષ હોવાથી હમો બંનેનું ચાલતુ નથી. તેથી લાચાર! જવાદો! આપણે શું કરીએ! હું તો ઘણી વખત ભય દરશાવી ધાસ્કામાં નાંખુ છુ, છતાં એ નમાને તેમાં મારો શું વાંક! ખરેખર અજ્ઞાનતારૂપી અશુચિકૃત એને દુબાડી મારે છે. ખેર ઇશ્વર ઇચ્છા. સારાંશ કે, આવા પ્રકારના ચલન-વળણમાં ઉપરથી તે અંદર સુધી સર્વ તારો ઉપડયાકરે છે. તેથી મનુષ્યોના બોલવા ચાલવાના ભાવો ન્યારા રેહેવાથી ટેક જળવાતા નથી, ને રેહેણી કરણી એકસરખા પાયાપર ઉતરતાં નથી. આ ક્રમથી જુઠાના સાચા ને સાચાના જુઠા પડી જવાય છે. તસ્માત્ ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ પણ આ ગુપ્ત સ્ફુર્ણ કૃતિના જ્ઞાનથી કંટાળી ગયલા છે. તેથી કહે છે કે, આ ફેરફારના સંબંધે કરીને પ્રત્યેક મનુષ્યોની સ્થિતિ, જ્ઞાન, ભાવ, વિચાર, કલ્પના. રહેણી, કરણી ફર્યા કરે છે. જેથી કરીને સર્વનો અસ્તોદય થતો આપણી દ્રષ્ટિમાં નિમેષમત્રમાં આવ્યા કરે છે. મતલબકે આ જગત્‌માં પ્રત્યેક્ મનુષ્યનું બોલવું, ચાલવું, સ્નેહ, ભાવ, વિગરેનું બંધારણ જે થએલું છે. તે ઉપલા તારોના સંબંધથકીજ થએલું છે. કેમકે પ્રથમ આપણા ભાવની કલ્પના બીજાના ભાવની કલ્પનાશાથે અંતર્યામિ વૃત્તિદ્વારાએ એકત્ર બને છે, ત્યારબાદ શરીર મેળાપ થઈ વાતચિત કરવાનો પ્રસંગ આવે છે. તે એવી રીતે આપણા બંન્નેનો એક ભાવ એવો થયો કે, ચાલો બજાર તરફ ફરવા જાઇએ, આ ભાવના મળવા થકી બજાર તરફથી જવા નિકળ્યા તેમાં રસ્તે ચાલતાં આપણ બંન્નો વાણીદ્વારે રાજ્ય દરબારના પ્રપંચની વાત કરતા ચાલ્યા જતા હતા, તે પ્રસંગે મારા અંતઃકરણની વૃત્તિમાં એક એવો પ્રવાહ ચાલતો હતો કે, વેદ, ઉપનિષદ્‌ના જેવો એક સાર્વજનીક જ્ઞાનનો લોકોપયોગી ભાષા ગ્રંથ રચાયતો કેવું સારૂં ? તેમજ તમારા અંતઃકરણની વૃત્તિના પ્રવાહમાં વેપારમાં પુષ્કળ નજર રાખવી કેમકે નહિ તો ગુમાસ્તાઓ દગો કરશે. એવા પ્રકારમાં અંતરને બાહ્ય કલ્પનાના

વાદલસ્પષ્ટ દરશાયછે, તેમ પેલાંના કૃત્યોની છાપ એનાં અંતઃકરણની સ્ફુર્ણામાં રજાુ થઇ કલ્પના દ્વારાએ સ્ફુરવા માંડે છે. કેમકે પેલાના સ્વચ્છ કાચ જેવા અંતઃકરણના તત્વોમાં પેલાની સર્વ કરણી, જ્ઞાન, વિચાર વિગરે તમામની છાપ પડી જાય છે. તે સમજી પેલો પુરૂષ કહે છે કે, તેરા લડકા મર ગયા, એ બાત સચ્ચી. ત્યારે તે કહેકે હા મહારાજ. સારાંશકે, અંતરના જ્ઞાતા અંતરની વાત જાણેછે. ને બાહ્ય દ્રષ્ટિવાળા બાહેરની વાત જાણે છે. તસ્માત્ એ પ્રજા સમજે છે કે, આપણે વિષે જેસ્ફુર્ણા ઉત્પન થાયછે તે સ્ફુર્ણા આ બાહ્ય જગત્માં અમુક ભાવવાળી વૃત્તિ રૂપે હાજર થવાનીજછે. તેથી તે સ્ફુર્ણા ઉપર ધ્યાન નહીં આપતાં ઇશ્વરની અંતર્યામિ જ્યોતિના અનેક તારોને જોયા કરેછે, તેમ તેમ તે સ્ફુર્ણા મન, બુદ્ધિ વિગરે તત્વોમાં સ્ફુરવા માંડે છે. ને એ સ્ફુર્ણ પ્રવાહ ઉપરથી જગત્ના અનેક મનુષ્યો કેવાં કેવાં કૃત્યો કરે છે. તેની સમજ આ ચક્ષુ દર્શન નામના ગુપ્ત વિદ્યાના બીજા ભાગમાં દરશાવી છે.

---

ફરફારીક નિયમમાં જોડાઇ આપણે બજારના મધ્ય ભાગમાં ગયા. ત્યાં એક વેપારી બેઠો હતો, તેણે તમોને બોલાવ્યા, ને આદરસત્કાર કરી વેપાર સંબંધી વાત કરવા માંડી, ને બોલ્યો કે, હાલમાં યુરોપ અમેરીકાના વેપારીઓએ પુષ્કળ દેવાળાં કાઢયાં છે, તેથી આપણે હુશિઆરી રાખવી જોઇએ. એવા પ્રકારનો વાર્તા લાભ તમો લેવા લાગ્યા; છતાં જે સમયે તમોને બોલાવ્યા, તે પ્રસંગે એક વિદ્વાન બ્રાહ્મણે મને બોલાવ્યો, ને આદર સત્કાર કરી એવી વાત કરવા માંડી કે, આ વર્તમાન કાળના અલ્પ અનુભવી ટુંકા મગજવાળાને ઇંદ્રિયજ્ઞાનમાં મસ્ત, એવા સ્થુલ બુદ્ધિના પ્રાકૃત જ્ઞાનના જ્ઞાતા, એવા મિથ્યાભિમાની વિદ્વાનોએ નાટક, ચેટક વિગેરે નીચ વિષયોપર પુસ્તકો લખી યુવાન બાળકોને કુછંદી કરી નાંખ્યા છે. તેમાં સર્વ યુવાનીઆઓ મિથ્યા અવિદ્યાકૃત અજ્ઞાનમાં મચ્યા રહી લુચ્ચાઇ દોંગાઇ કરી, પેટને સારૂં, સાચ, જુઠ, પ્રપંચ, કાવત્રાં ને વિષયીપણાથી ધર્મને લોકમર્યાદા છોડી દઇ પશુઓની માફક ભ્રષ્ટાચારમાં પચી ઠામ ઠામ અધર્મ વરતાવી દીધો છે. તેમાં તેઓના મગજ તાર્કિક જ્ઞાનવાળાં હોવાથી તેઓનું મન સદા ભટકતી સ્થિતિમાં રહેલું છે. તેથી કરીને અનેક જ્ઞાનના ભંડારરૂપે સર્વ સંશયોના ખુલ્લાસા સારૂં નવા જુના નિયમોના પ્રતિપાદક રૂપે આજસુધી એક પણ કોઇએ ગ્રંથ લખ્યો નથી. તેથી એ કામ તમો યથાર્થ રીતે પાર પાડી શકશો એવી મને આશા છે. સારાંશ કે, જે સમયે તમારી અંતઃકરણની વૃત્તિમાં વેપાર સંબંધી વિચાર ચાલતા હતા, તેજ સમયે તમોને બોલાવનાર પેલા વેપારીના અંતઃકરણની વૃત્તિમાં પણ એજ વિચારનો પ્રવાહ ચાલી રહ્યો હતો. તેમજ જે સમયે મારા અંતઃકરણમાં ઉપનિષદોના ગ્રંથો વિષે વિચાર ચાલતો હતો, તે સમયે મને બોલાવનાર બ્રાહ્મણના અંતઃકરણમાં પણ એજ વિચારનો પ્રવાહ ચાલતો હતો. તાત્પર્ય કે, એ પ્રમાણે ઘડી ઘડીમાં જેવું જેવું કલ્પનાનું ફરવું થાય છે, તેમ તેમ સર્વ પ્રાણીઓના વિચારોનું પળટાવવું બને છે. ને તેના ઉપર સર્વ જ્ઞાનનું વળણ ગોઠવાય છે. ને તે જ્ઞાનના ધોરણ ઉપરથી અરસ પરસના વિચારો એકત્રપણામાં મળી જાય છે. મતલબ કે, પ્રથમ આપણા હૃદયની વૃત્તિઓમાં ન્યારા ન્યારા જ્ઞાનના ભાવોનું પ્રગટ થવું બને છે. ને તે ભાવો બીજાઓના હૃદયમાં સ્થિર થઇ આપણી જેવી કલ્પના તેવી ભાવના પ્રગટ કરી મુકે છે

## ચક્ષુ દર્શન.

આ એક ગુપ્ત વિદ્યાનો બીજો ભાગ છે. એમાં સર્વ શરીર-પીંજરો એક એક આત્માની અવિદ્યા થકી પ્રગટ થએલોછે, તોપણ આત્માની સુન્યરૂપ જ્યોતિ આખા શરીરના તમામ પંચકોશ, દેહચતુષ્ટયને ચારે અવસ્થાઓમાં જુદા જુદા નિયમ પૂર્વક પ્રકાશે છે, તેમાં જાગૃત અવસ્થાઓમાં જ્યારે પ્રકાશે છે. ત્યારે તે પ્રકાશ પંચજ્ઞાનેંદ્રિય ને પંચકર્મેંદ્રિયોમાં પ્રવેશ પામી આ બાહ્ય સૃષ્ટિના સર્વ પદાર્થોને દરશાવે છે. તોપણ એ દરશાવનાર પ્રકાશ અનંતરૂપે આખી સૃષ્ટિના તમામ પદાર્થોને ધારણ કરી રહેલો છે. તેથી એ પ્રકાશ આ બાહ્ય સૃષ્ટિની તમામ રચનાને સ્વપ્નાવસ્થા સમયે કાયાની અંદર રચી બતાવે છે. આ મૂળ તત્વથી નક્કિ થાય છે કે, એજ પ્રકાશો સર્વ સૃષ્ટિનું આદિકારણ છે. છતાં એ

---

ત્યાર પછી આપણી કાયાનો ને તેની કાયાનો મેલાપ બને છે. જે મેલાપ થયા બાદ આપણો ભાવ ને તેનો ભાવ એક સરખા જ્ઞાનની કલ્પના વાણી દ્વારાએ પ્રગટ થાય છે, ત્યારે આપણો ને તેનો સંપૂર્ણ સ્નેહરૂપ પ્રેમ ઉદય થઈ મૈત્રતાનું બંધારણ બને છે. એવીજ રીતે તમામ પ્રાણીમાત્રોના હૃદયની વૃત્તિના ભાવો એક સરખા જ્યારે મળી જાય છે, ત્યારે પ્રત્યેકનું બોલવું, ચાલવું, ખાવું, પીવું ઈત્યાદિક વ્યહવારોનું બંધારણ બને છે. ને તેથી કરીને દરેકના કાર્યો અરસપરસમાં કરતા રહે છે.

આવા પ્રકારથી શરીરને વિષે કલ્પના એક નાકાથી તે બ્રહ્માંડના છેડા સુધી વ્યાપી રહી ઉપલા મન, બુદ્ધિ વિગેરે તત્વોના સાંચા ઉપર તમામ પ્રાણીમાત્રોનો એક સરખો સમયાનુસાર જોઈએ તેવો અનેક પ્રકારનો વ્યહવાર ઉપર પ્રમાણે ચલાવી રહી છે. અરૂ તમારૂં અંતર્યામિ આત્મસ્વરૂપ જે છે, તેની દૃઢ અંતર વૃત્તિની દ્રષ્ટિ તમારા મનને એવા રૂપમાં જુએ છે, કિંવા તમો પોતેજ એવા આનંદમાં પોતાને દેખાયા કરો છો. કિંવા તમો આત્મારૂપ હોવાથી આ તમારી ત્રણે કાળે ન હતી એવી જે અવિદ્યા તેને તમો ઉપર પ્રમાણેની જુઓ છો, કિંવા તમારૂં સ્વરૂપ તમોને એવા રંગમાં ભાસ્યુ છે. કિંવા તમો અમૃતરૂપ આત્મા હોવાથી ન હતું તેને પ્રગટ કરી જુઓ છો. સારાંશ કે, તમો સર્વ શક્તિમાન આત્મારૂપ હોવાથી સ્વઈચ્છા પ્રમાણે કરી શકો છો. કિંવા જેવું ચિંતન તમારા ઉપલા તારોમાં તમોએ કીધું, તેવાજ પ્રકારના ભાવમાં તમારા તારો ગોઠવાઈ ગએલા હોવાને લીધે સામો પુરૂષ પરીક્ષા કરીને તમારા ભાવને અનુસાર વરતે છે. કિંવા તમારો ભાવ તેવી આકૃતિમાં ખડો થઈ તમારી દ્રઢતાવાળી ઈચ્છા પુર્વક કૃત્ય કરી બતાવી છે, તસ્માત્ સ્થુલ દ્રષ્ટિએ સમજાવવા સારૂં કહેવું પડે છે કે, ઉપલા તારોમાં જેને જે કૃત્યની દ્રઢતા પૂર્વક જેવી ભાવનાથી તમો યાદ કરો, તો તે ત્યાં તેવાંજ કૃત્ય કરતો જણાશે, કિંવાં જે મનુષ્યો જે તારની દોરી ઉપર નજર રાખી વિચાર કરતાં હશે, તે તમોને ને તમો તેને તેજ તાર પર જુઓ છો, મતલબ કે, તમો જેને જેવી દ્રઢતાથી યાદ કરો, તે તમોને પણ તેવીજ દ્રઢતામાં યાદ કરે છે. કેમકે જેને તમો દુસ્મન ગણો છો, તે તમોને પણ માને છે. તેમજ જેનાથી તમો દુર રહો, તો તે તમારાથી દુર રેહેશેજ. તાત્પર્ય કે, તમો જેને નજીક વા પોતીકા સમજો છો, તો તે પણ તમોને નજીકના ને પોતીકા સમજશે. આ સર્વ જ્ઞાન ઉપલાં તત્વોમાં વ્યાપેલી આત્માની જ્યોતિના કિર્ણોના ધ્યાન થકી સ્પષ્ટ થાય છે

પ્રકાશોનું જે ચલનવળણ થાય છે. તે આત્માના સ્વભાવવાળી સ્ફુર્ણરૂપ અવિદ્યાના ભિન્ન ભિન્ન દ્રઢતાવાળા ભાવોના સામર્થ્યનું એ કાર્ય છે. તેથી આત્માની જ્ઞાનદ્રષ્ટિવાળી અનેક વૃત્તિઓ એ પ્રકાશોમાં વ્યાપ્ત થએલી છે. જેથી આ જ્ઞાનની દ્રષ્ટિવાળી અનેક વૃત્તિઓ અવિદ્યાના ભિન્ન ભિન્ન દ્રઢતાવાળા ભાવો પ્રમાણે શરીરની માંહે કિંવા આ બાહ્ય જગત્‌માં કર્તવ્ય કર્મ કરી બતાવે છે. આ બાહ્યને ભિતરરૂપ વૃત્તિ દર્શનના કારણથી એના સ્થુલ (ચર્મ) ચક્ષુ ને દીવ્ય (જ્ઞાન) ચક્ષુ એવા બે જાતના ચક્ષુ કહેવાય છે, તસ્માત્, સ્થુલચક્ષુમાં ફક્ત રૂપેંદ્રિયનો સામર્થ્ય થકી જેટલા આ બાહ્ય જગત્‌ના પદાર્થો ને દેખે છે તેટલા જ્ઞાનને સ્થુલ (ચર્મ) ચક્ષુમાં ગણેલું છે, તેમજ બીજી ઇંદ્રિયોના અનુભવ પરથી જે જ્ઞાન પ્રગટ થાય છે. તેનો પણ એજ ચક્ષુમાં સમાવેશ થએલો છે.* આ ઉપર લૌકિક જન

---

તેથી આપણે આખો દીવસ મનરૂપી તારના ઉપર ધ્યાન આપ્યું. જેથી એ તારનો ગુણ, સ્વભાવ ને પદ્ધતિ જેવા પ્રકારના ધોરણવાળાં રહેલાં છે, તેજ ધોરણનું જ્ઞાન રાત્રદીવસ આપણા મનને ભાસ્યા કરે છે. એની સત્ય બાંધણી એવી કે, દર્શેદ્રિયના ચલન વળણની ચેષ્ટા વિષે સંકલ્પ વિકલ્પ ઉત્પન્ન કરી સંશયાત્મક બની નીચે પ્રમાણેનું જ્ઞાન આપે છે, તે એવું કે, મારૂં શું થશે! હું ક્યાં જઇશ! હું શું ખાઇશ! માગનારને શુ આપીશ! દુશ્મન મારશે! મારી નિંદા થશે ત્યારે! ફલાણાએ મને ભર સભામાં અપમાન આપ્યું છે. કુટુંબ બોહોળું છે. બળદો, ઘોડાઓ ને મનુષ્યો મરણ પામ્યા, ખેતીનો પાક સારો થયો નથી, વેપારમાં ખોટ જવાની, દરબાર ગુસ્સામાં આવ્યા છે. ભાઇઓ ભાગની ફર્યાદ કરશે, છોકરા સારા નથી, દીકરીને જમાઇ દુઃખ દે છે. ઇત્યાદિ અનેક પ્રકારના એવા ને એવા અંદેશાઓ ચિત્રવિચિત્રપણાથી ભ્રાંતિવાળા રાત્રદીવસ દરશાયા કરે છે. સત્યાર્થ અનુભવે જોતાં આપણા સંસારી વર્ગની સર્વ પ્રજામાં ૯૯ ટકા આવા ભ્રાંતિરૂપ અજ્ઞાનમાં પચેલાં મનુષ્યો છે. આ સ્થિતિથકી આપણામાં અજ્ઞાનરૂપ સ્ત્રીઓની માફક વ્યાકુલપણું, કુંજરેલપણું, મૂર્ખતા ને અશિખાખોર પ્રકૃતિ બની રહે છે. ને તેથી આપણો સ્વભાવ ખાઉકર, અસંતોષી, વિષયી ને અજ્ઞાનતાવાળો બને છે, ને આપણા મનપર જડત્વપણાના ગુણની અસર પહોંચવાને લીધે આપણું મગજ ઠોઠ થઇ જાય છે, તેમાં આપણને કોઇ પણ વાતથી ચ્હેન ન પડતાં આ જગની તમામ કૃતિ આપણને ખાવા દોડતી હોય એવી દુઃખકર્તા દેખાય છે. ને તેથી કરીને અનંત પ્રકારની ભ્રાંતિ થવાને લીધે જાગૃત સ્વપ્નાદિક અવસ્થાઓમાં ભૂત, પ્રેત, ડાકેણ, વંત્રી, રાક્ષસ, દૈત્ય વિગેરેના ભાસો પડે છે. આવા પ્રકારનો ગુણ એ મનરૂપી તારનો હોવાથી એ તારને ધ્યાન પર લેનારાઓની સ્થિતિમાં એના જેવોજ સ્વભાવ પડી જાય છે. તસ્માત્ એ સ્વભાવના તમામ મનુષ્યો સ્થુલબુદ્ધિવાળાં ને મુર્ખ હોવાથી ચોરી, ચાડી, કુકર્મ, ધાડ, ફીતુર, બંડ વિગેરેના કર્મો કરે છે. ને એઓની અંતરવૃત્તિની દ્રઢતામાં ઇંદ્રિયોને સુખ આપવાનો કિંવા પ્રફુલ્લિત રાખવાનો નિજભ્યાસ સેહેજાસેહેજ પડી જાય છે. ને તેથી કરીને શરીરનું અવ્યવસ્થિતપણું થવાથી અનેક જાતના રોગોના ઉપદ્રવો મરણ કાળ પર્યંત પીડે છે.

તેમજ આપણા બુદ્ધિરૂપી તારના ઉપર જ્યારે આખો દીવસ ધ્યાન આપીએ, ત્યારે એ તારનો જે ગુણ, સ્વભાવ ને પદ્ધતિ જેવા પ્રકારના ધોરણવાળાં રહેલાં છે, તેજ નિય-

નીતીદ્વારાએ વાર્તા લાભમાં સત્યતાથી દરશાવે છે કે, તમામ પ્રાણીમાત્રોને બે બે આંખો છે. ને જેને સરસ્વતિ માતા પ્રસન્ન છે એવા વિદ્વજન ગુણજ્ઞ પુરૂષને ત્રણ આંખ કેહેવાય છે, તેમજ જે જે પુરૂષો ધર્મ, જ્ઞાનના માર્ગનો લાભ લેઇ ધર્મ માર્ગ પર ગમન કરનારા ધાર્મિક જનોને સાત આંખ ગણેલી છે. તોપણ જે પુરૂષો માહા વિદ્વાન ને આત્માની જ્યોતિનો જ્ઞાતા રહેલા છે એવા દૈવી પુરૂષોને અનંત લોચન હોવાથી તે પુરૂષ જ્ઞાની કેહેવાય છે. સારાંશ કે જ્ઞાની પુરૂષોને અનંત લોચનવાળા એટલે અંતર્યામિ સ્ફુર્ણ પ્રવાહના જ્ઞાતા હોવાથ અનંત ચક્ષુવાળા કેહેવાયલા છે. તોપણ એ અંતર્યામિ સ્ફુર્ણ દ્રષ્ટિના જ્ઞાનને દીવ્ય (જ્ઞાન) ચક્ષુ કહ્યાં છે. ને આ બાહ્ય જગત્ દર્શન કરાવનારી દેહેંદ્રિયના જ્ઞાનને સ્થુલ (ચર્મ) ચક્ષુમાં ગણ્યાં છે. તોપણ ગુપ્તજ્ઞાનીઓમાં મુખ્ય સંપ્ર-

---

મનું જ્ઞાન રાત્ર દીવસ આપણા મનને પ્રાપ્ત થયા કરે છે. તેમાં એની ખરી ખાધણી એવી છે કે, તમામ શરીરપીંજરાંની સર્વે ઇંદ્રિયો કયા કયા પદાર્થ ને વિષય સંબંધી સંકલ્પ કરાવે છે. તે સંકલ્પને જાણી લઇ તેમાંથી સત્ય અસત્ય, લાભ અલાભનો નિશ્ચાર્થ કરી ગ્રહણ અગ્રહણની આજ્ઞા આપે છે. તે જ્ઞાન એવું છે કે, અમુક ધંધાથી આટલા રૂપીઆ કમાઇશું, આપણે સત્ય ગુણ રાખવો, સાદાઇ વાપરવી, આપણે મધ્યમ પ્રકારની રીતભાત, જ્ઞાન, નીતી, રેહેણી રાખી વર્તિશું, આવક કરતાં ખર્ચ કમી કરવો. સર્વે સાથે પ્રીતિ રાખવી, અમુક પુરૂષ આવા પ્રકારના નિયમથી વર્તે છે. અમુકે અમુક બુદ્ધિનો ઉપયોગ કર્યો તેથી તે સુખી થયો, આ કર્મ આવા નિયમથી કરવું, ઇત્યાદિ પ્રકારના એવા ને એવા નિશ્ચાર્થવાળા અજ્ઞાનનષ્ટ વિચારોથી સામા મનુષ્યના અંતર્યામિ ભાવોના પરીક્ષા ઝટ થઇ આવે છે. ને તેથી કરીને સારૂં નઠારૂં, પાપ પુણ્ય, લાભ અલાભ, સુખ દુ:ખ વિગેરેની લાગણી આપણા અંતરમાં સમજાઇ રહે છે. ને તેના સંયોગે આપણુ હૃદય નિર્મળ થઇ; તે નિર્મળરૂપ હૃદયમાં કાંઇક દયા, ક્ષમા, ધૃતિ, શાંતી, મૈત્રી વિગેરે નિવૃત્તજ્ઞાનના ગુણોના અંકુરો ફુટવા માંડે છે. તોપણ સત્યાર્થે જોતાં સત્યસ્વરૂપ બુદ્ધિનો ઉપયોગ આપણા સંસારી વર્ગમાં ફકત પુરૂષ વર્ગજ કરે છે. તેમાં તમામ પુરૂષવર્ગમાંના ૭૫ ટકા આવા અજ્ઞાનનષ્ટ નિશ્ચાર્થવાળા વિચારોના જ્ઞાનથી બાતલ છે ને ફકત ૨૫ ટકા બરાબર કાયમ છે. આ સ્થિતિ થકી આપણામાં શૌર્ય, ઉમંગ, હિંમ્મત, ચાંચલ્યપણું, મર્યાદશીળ, ગંભીરતા, હુશિઆરી વિગેરે કાંઇ ચૈતન્યતાવાળા ગુણો પ્રવેશ કર્યા કરે છે, ને તેથી આપણા મનમાં પર ચંચળપણાની અસર પહોંચતી જાણાય છે. ને આપણું મગજ જરા ત્વરાવાળું ને સ્વચ્છ રહેલું દરશાય છે. તેમ સર્વે વાતની મતલબ ઝટવારમાં સમજી લેવાની આપણામાં શક્તિ આવતી જાય છે, ને તેથી આ સૃષ્ટિના તમામ પદાર્થોના નાહનાવિધ પ્રકારના ગુણદોષોની પરીક્ષા કરવાનું સામર્થ્ય આવતું રહે છે, છતાં આપણું મન કહ્યામાં રહ્યાથી પરોપકાર, પરમાર્થ, જીવદયા, સાચવટ, રાખવામાં બુદ્ધિ ઉસ્કેરાય છે, તેમાં દરશાવે છે કે, અમુક કૃત્ય અમુક ફળને આપશે! એ અગમચેતી સત્ય ઠરતી જણાયાથી પરીપક્વ વિચારોના નિયમોનું મનન થાય છે, ને તેમાં સલાહસંપ, મીત્રાચારી, ધર્મ, નીતીના પવિત્ર નિયમોના કર્મો સદા પસંદ પડે છે. ને ઇંદ્રિયોને તૃપ્ત કરવાના જ્ઞાનમાં મન રાજી રેહેતું નથી. છતાં જ્ઞાનલાભ તરફ મનનું વળણ જાય છે, ને

હાય અંતઃકરણમાં સ્ફુરણાની સર્વ ગતિને તપાસવાનો છે, તેમાં મન બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એ તત્વોમા કયી કયી વૃત્તિઓ બિરાજેલી છે. તેની પ્રથમ શોધ કરે છે; આ શોધમાં ગુપ્ત ભાસના જ્ઞાતાઓ પ્રથમ તમામ બાહેંદ્રિય ને અંતર વૃત્તિઓને આત્માની જ્યોતિમાં આકર્ષણ કરી પોતાની અંતઃકરણની અનેક વૃત્તિઓના ભિન્ન ભિન્ન ભાવોના સંકલ્પોને નષ્ટ કરી પોતાના સ્વાસાની આવર્જન વિસર્જન ગતિનું રૂંધન રાખી સ્થિર ચિત્ત વૃત્તિની શાંત અવસ્થામાં નિમગ્ન થાય છે. ત્યારે પોતાની આખી જીંદગાંનીનેવિષે કયા કયા સ્થાનોમાં કેવી કેવી કલ્પનાના તરંગોપર કેવા કેવા પ્રસંગાનુસાર કેવા પ્રકારની સ્થિતિમાં કયા ધોરણનો વાર્તા લાભ લઇ કયી જાતના કેવા પુરૂષોની સાથે કેવા પ્રકારના કર્તવ્ય કર્મ પોતે કર્યા*હતાં. ને તે સર્વ ચેષ્ટા-

---

જગતના સર્વ ધીમાનોના *હૃદયમાં કેવા પ્રકારના નિશ્ચયો રહેલા છે, ને યથાર્થ દરશાઇ આવે છે, તેમજ આધિ, વ્યાધિ ને ઉપાધિનો નડવાનું કયું કારણ છે, તેનું જ્ઞાન મળવાનો સંભવ રહે છે, છતાં આપણો સ્વભાવ સંતોષી, ખુશાલીરૂપ ને વિજ્ઞાન દશામાં પચનો જણાય છે, તેમાં આપણે વિષે અનેક પ્રકારની કલ્પનાના વિચારો જાણી તેમાંથી નીતી જ્ઞાન, સમજ વિગેરે હુંઢી કાઢવાની ઉત્કંઠા રાત્રદીવસ વિશેષ રહે છે, તેથી આ જગતની સર્વ કૃતિ આપણને સદા નીતિ, જ્ઞાનનો લાભ આપતી હોય એવી સુખકર્તા દેખાય છે, ને તેથી કરીને અનંત પ્રકારની વિચાર શક્તિમાંથી શાંતીને સુખકારક જ્ઞાનની નીતી હુંઢી કાઢી, તેમાંથી પવિત્ર લાભ મેળવવાનું પૃથક્કરણ થઇ શકે છે, તસ્માત્ આ પૃથક્કરણના મહાવરાને લીધે જાગૃત સ્વપ્નાદિક અવસ્થાઓમાં પાપ પુણ્ય, નીતી અનીતી, જ્ઞાન અજ્ઞાનના પરીબળથી સ્વર્ગ નર્કાદિક સ્થાનોના ભાસો દ્રષ્ટિમાં આવે છે. આવા પ્રકારનો ગુણ એ બુદ્ધિરૂપી તારનો રેહેવાથી એને ધ્યાનપર લેનારાઓની પ્રકૃતિ એના સ્વભાવને મળતી બને છે, તસ્માત્ એ સ્વભાવવાળાં મનુષ્યોએ આ જગતમાં પાપ પુણ્ય, સારા નઠારાં, જડ ચૈતન્ય, નીતી અનીતી વિગેરેના નિયમોને ખરા મનાવી દીધા છે. ને તમામ મનુષ્યોને રાજ્ય, ધર્મ, પાપ, પુણ્ય સ્વર્ગ, નર્કાદિકના ભયોમાં નાંખી તમામ પ્રજાને સલાહસંપથી દીવસ ગુજારવાને સારૂં અનેક પ્રકારના ધંધાઓ ઉત્પન્ન કરી આપ્યાછે. છતાં એઓની અંતરવૃત્તિની દ્રઢતામાં ઈંદ્રિયોને બેહેકાવી મુકવાની બંધી હોવાથી એઓનું મન વા શરીર સદા વ્યવસ્થિત રેહેવાને લીધે અનેક જાતના શરીર, મનના સુખને મરણકાળ પર્યંત પામ્યા કરે છે.

હવે આપણે વિચારરૂપી તારના ઉપર જ્યારે આખો દીવસ ધ્યાન રાખીએ, તે પ્રસંગે એ તારનો જેવો સ્વભાવ, પધ્ધતિ ને ગુણ રહેલો છે, તેજ નીતીનું જ્ઞાન આપણા મનને અખંડ પ્રાપ્ત થયા કરે છે, તેથી એજ નીતીનું પરિબળ આપણા મનની કલ્પનામાં દ્રઢ થઇ જાય છે. તેમાં આપણી કલ્પના તમામ શરીરપીંજરાંની સર્વ બાહ્યેંદ્રિયથી દ્રશ્ય થએલા તમામ સ્થાવર, જંગમાદિક પદાર્થોના ગુણદોષોનું પૃથક્કરણ કરી સારાસાર જ્ઞાનનું દોહન કરી લે છે, ને તે જ્ઞાન પ્રમાણે પોતાની રહેણી કરણી સાચવી રાખવાની ટેવ પાડી શકે છે, તે એવી કે, ઘર બાંધવું, દોલત મેળવવી, વેપારમાં વટ રાખવી, ઉઘરાણી ચાંપતી કરવી, જ્ઞાનકારક ગ્રંથોનું શ્રવણ, મનન, ધ્યાનમાં રાખવું, સર્વ સાથે સલાહ સંપ કરવાં, સારાસાર વિચાર કરીને ચાલવું, પરોપકાર, પરમાર્થ, દયા, શાંતી, ભક્તિ વિ-

ઓનો લાભ કયા સમયે કેવા પ્રકારના પોશાક બેઠક વિગરેમાં લીધો હતો, આ તમામ જ્ઞાનનો યથાર્થ ચિતાર પોતાના સ્વાસાનું મૂળ જે સ્વઅહં (સોહં) સ્વરૂપી આપણા જીવાત્માનું જે પરા વાચાનેવિષે આત્માના મૂળમાં વ્યાપેલું જે સંવેદન તેને વિષે અંતઃકરણના અનેક ભાવો વ્યાપેલા છે, તે ભાવોનેવિષે આ બાહ્ય દ્રવ્યરૂપ જગતના પંચભૂતોની હીલચાલ થકી ઘર્ષણ યોગે પ્રગટ થઈ રહેલી કિંવા એ ભૂતોને સમાંતર ભાગે આકર્ષણ કરી રહેલી જે વિજલી આખા વિશ્વના અનંત કોટી બ્રહ્માંડો ને એક સરખા આકારમાં તમામને હલાવી સર્વનો અખંડ વ્યહવાર ગુપ્તપણે નિયમિત પ્રમાણ પૂર્વક ચલાવી રહેલી છે. એ વિજળી શરીર પીંજરાંના દ્રવ્યરૂપ પંચભૂતો સાથે પણ એક આકારથી અખંડ જોડાઇ

---

ગેરે પર સદા ચાલવું. આપણે હુન્નર, કળા, કૌરાસ્થોના શોધો કરવા, મીનમેળાપ, સત્ય બોલવું, અસત્ય કર્મ ન કરવું, ધર્મ પાળવો, હું શુદ્ધ, હું ધાર્મિક, હું જ્ઞાની, હું વિરયવિરક્ત, મારો ધર્મ શ્રેષ્ઠ, મારી જ્ઞાતિ ઉત્તમ, મારા મિત્રને હું સહાય કરીશ. લક્ષ્મીને સંગ્રહ રાખવામાં ચોર, લુટારા, ધાડપાડુ ને આસપાસના રહીશ લોકો લેઈ જાય છે, તેથી સંભાળીને ચાલવું. કુવા, તળાવ, વાવ, ધર્મશાળાઓ ને આંધળાં, લુલ્લાં, પાંગળાંઓને સારૂ અન્નછત્ર, સદાવ્રત વિગેરેમાં પૈસો ખરચવો; સર્વ જીવમાત્રના ઉપર દયા રાખવી. દારૂ, માંસ વિગેરે માદક પદાર્થ તન, મન ને જ્ઞાનની સ્થિતિ બગાડે છે વાસ્તે એવી ચીજને દ્રષ્ટિમાં પણ આવવા દેવી નહી. તેમજ ધર્મ, જ્ઞાતિ, દેશ ને લોકમર્યાદા પ્રાણત્યાગ થતાં પણ છોડવી નહી, ઇત્યાદિ સુખ ને જ્ઞાનદર્શક વિચારોની અખંડ કલ્પના પોખ્તપણાને પ્રાપ્ત કરે એવા નિશ્ચાર્થવાળી દરશાયા કરે છે, જેના સંપૂર્ણ અભ્યાસથકી પ્રત્યેક મનુષ્યના મનમાં કેવા પ્રકારની કલ્પના ગમન કરે છે, તેનું જ્ઞાન પોતા ને સેહેજસેહેજ પ્રગટ થતું રહે છે. તેથી કરીને સુખ દુઃખ, લાભ અલાભ, કેવા પ્રકારની કલ્પનાથી પ્રત્યેક મનુષ્યોને મલ્યાં કરે છે, તેનું ધોરણ પોતાના અંતરમાં સમજાઇ આવે છે, તે ઉપરથી પોતે હુશિઆર થઈ પાપરૂપ કલ્પનાના જ્ઞાનથી દુર રહેવાની પેરવી કરતો રહે છે. ને પોતાની ઉત્પન્ન થતી કલ્પનાને વિષે નઠારા વિચાર, નઠારૂં જ્ઞાન, ઇંદ્રિયોના ઘસારાને બંધ કરતો રહે છે. ને પવિત્ર સુખદાયક જ્ઞાન આ સૃષ્ટિમાં કયી જગ્યાપર રહ્યું છે, તેનું મનન પોતાના હૃદયમાં જારી રાખે છે. ત્યારે કિંચિત્માત્ર સત્યજ્ઞાનના અંકુરો દરશાવવા લાગે છે, તોપણ સત્યાનુભવે દીર્ઘ દ્રષ્ટિથી જોતાં આ વિચારરૂપ જ્ઞાનનો ઉપયોગ આપણા સંસારી વર્ગમાં ફક્ત કર્મકાંડી ને ઉપાસનાકાંડી લોકો કરે છે. તેમાં તમામ પુરૂષવર્ગમાંના ૬૦ ટકા એ માર્ગપર ચાલે છે. આ શ્રવણ, મનન ને અભ્યાસરૂપ જ્ઞાનની સ્થિતિ થકી આપણી પ્રકૃતિ પવિત્ર ને સુખકારક થઇ પડે છે, ત્યારે આપણા મનનો પૂર્ણ દેખાવ, ઉમંગી, આનંદરૂપ, ત્વરાવાળો, સ્થિરદર્શક, અચલપણાને પામેલો, હિંમ્મતવાન શૌર્યાદિક ગુણવાળો જ્ઞાન, અજ્ઞાન ને વિજ્ઞાન વિગેરે દશામાં પચેલો, સભ્યતા, લાવણ્યતા ને સુશીળતા વિગેરે ગુણોને દરશાવનારો દેખાય છે. ને આપણું મગજ ચંચલ, સ્થિર ને સ્વચ્છ રહેલું હોય છે. તેથી કરીને પ્રત્યેક મનુષ્યની અનંત પ્રકારની કલ્પના કેવા પ્રકારના ફળોદયને આપશે, તેનું સંપૂર્ણ જ્ઞાન સ્વભાવિકપણાથી ઝટ સમજાઇ આવે છે. જેથી આ સૃષ્ટિના સર્વ દ્રશ્ય અદ્રશ્ય પદાર્થોના ગુણ દોષો કયા કયા પ્રસંગપર કયા કયા કાર્યોમાં ઉપયોગી વા ગેરઉપયોગી શા

રહેલી હોવાથી જ્યારે અંતઃકરણના ભિન્ન ભિન્ન ભાવોપર આત્માની દ્રષ્ટિ જાય છે, ત્યારે તે દ્રષ્ટિએ કરીને જડરૂપ અંતઃકરણ પોતાના જડરૂપ ભાવો સહવર્તમાન ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે, આ પ્રાપ્ત થતાંની શાથે પંચભૂતની વિજલીમાં તમામ ભાવો ભિન્ન ભિન્ન સ્થાનમાં ભિન્ન ભિન્ન આકૃત્તિમાં જુદા જુદા કર્તવ્ય કર્મ કયા કયા સમય પર કયા કયા પ્રસંગોપાત કયી કયી કલ્પનામાં કર્યાં હતાં, તે સર્વના ઉદયનો પ્રતિબિંબ અંતઃકરણમાં પડે છે, ત્યારે તે પ્રતિબિંબ સંવેદન દ્વારાએ યથાયોગ્ય નિયમ પૂર્વક કલ્પનારૂપે જેવો પૂર્વ કાળમાં હતો તેવો દરશાઈ આવે છે. આ ઉપરથી ગુપ્તભાસના જ્ઞાતાઓ કહે છે કે, એજ દ્રષ્ટિને સર્વજ્ઞ આત્માની દ્રષ્ટિ કહી છે, ને એના ઉપર ધ્યાન આપવા થકી અસંખ્ય જન્મ જન્માંતરના તમામ હેવાલો યથાસ્થિત જાણાઈ આવે છે. આજ જ્ઞાનના સંપૂર્ણ

---

કારણથી થઈ પડશે, ઈત્યાદિ જ્ઞાનના ઊંડા વિવેચન ઊપરથી વિચારશકિતવાન પુરૂષો એ હુન્નર, કળા કૌશલ્યના શોધો કરી શક્યા છે જેના પ્રત્યક્ષ સ્વરૂપમાં આ વર્તમાનકાળને વિષે આગગાડી, આગબોટ, ટેલીફોન, વિજળી, વૈમાન વિગરે હાજર કરી શકયા છે. તોપણ આપણું જ્ઞાન નિશ્ચાર્થ ને દ્રઢતામાં મચી રેહેવા થકી અનુભવ જ્ઞાને સિદ્ધ થાય છે કે, આ સર્વ પ્રજામાં પ્રત્યક્ષ જ્ઞાનના મજબુત પુરાવા કાયમ છતાં અપ્રત્યક્ષ વસ્તુનો સંપૂર્ણ શોધ થઈ શકતો નથી, તેથી આપણા કરેલા આજપર્યંતના તમામ શોધો હજુસુધી અપૂર્ણ જ્ઞાનમાં રહેલા છે. વાસ્તે કરીને જગત્‌ની સર્વ પ્રજા પોતાના વિચારોને હૃદમાં રાખી શોધકજ્ઞાનમાં પ્રવર્તે થાય ત્યારેતો અધર્મ, અનીય, અજ્ઞાનતાના તમામ ઉપદ્રવો નષ્ટ થઈ જ્ઞાન, ધ્યાન, જીવદયાને ધર્મ વૃત્તિની વૃદ્ધિ થયા વિના રેહેજ નહી, જેને સારૂં આપણે પણ હવે પછી સર્વત્ર અનુભવી જ્ઞાનની તમામ દલીલો ઠરાવી કહેવું કે, આપણી અંતર્યામિ સ્ફુર્ણ વૃત્તિના પ્રવાહપર જે જે કલ્પના આપણા નિશ્ચાર્થાનુસારે દ્રઢતા પૂર્વક ઇંદ્રિયોને ભાસે છે, તે પ્રવાહના જ્ઞાનમાં પચી જવા થકી આપણા તમામ કર્મ કેવા પ્રકારના ફળને આપવાનાં છે, એ અગમ ચેતી જ્ઞાન યથાર્થ સમજાય છે, ત્યારે આપણી સર્વ પરિપકવ થએલી કલ્પનાને પવિત્ર ને સત્યરૂપ અંતઃકરણની પ્રકૃતિમાં દ્રઢ કરવાથકીજ અનંતકર્મના ફળ હાજરાહાજર વગર પ્રયાસે પોતાના સ્થાનપર પ્રાપ્ત થયા કરે છે. ને તેથી જગત્‌ના સ્થિર વિચારવાળા જ્ઞાની પુરૂષોની કેવા પ્રકારની દ્રઢતા રહેલી છે, તે સમજાઈ આવવા થકી આધિ, વ્યાધિ, ઉપાધિ વિગરે સંકલ્પરૂપ દ્રશ્ય દુઃખ નહી પ્રાપ્ત થાય તેના ઉપાયો પકડાઈ જાય છે. ત્યારે બાહ્ય દ્રષ્ટિની અજ્ઞાનરૂપ કલ્પનાનો તિરસ્કાર પ્રગટે છે. ને રાત્ર દીવસ શાંતપણામાં સ્થિર થઈ પોતાની કલ્પના કેવા કેવા પ્રકારના વિચારો દરશાવે છે. ને તે વિચારો કયા પ્રકારના કર્મે કરી કેવા લાભને આપશે. ઈત્યાદિ ચમત્કાર જોવામાં અત્યંત મનોવૃત્તિની ઉત્કંઠા લાગી જાય છે, ત્યારે સિદ્ધ થાય છે કે, પ્રત્યેક સ્ફુર્ણના સંકલ્પો જેવા જેવા ભાવનાવાળા હોય છે, તેવી તેવી ભાવનાવાળી સૃષ્ટિ રચી બતાવવાનું એ સામર્થ્ય ધરાવે છે. આ અનુભવી ચમત્કારના જ્ઞાનથકી આપણી તમામ ચિત્ત વૃત્તિઓ શુદ્ધ, પવિત્ર ને શાંતરૂપ થવા સારૂં આપણી પાસે આચ્ચાર વિચારની ચોખ્ખ ચોખ્ખ રાખવવાનું જ્ઞાન દ્રઢ કરે છે. ને નિર્વિકારી ભોજન કરવા તરફ મનની તમામ લાગણીઓ ઉસ્કેરાય છે. ને તેમાં નિશ્ચે થાય છે કે, સ્વર્ગ, નર્ક દેવ તિર્યંકાદિક યોનિઓને

અનુભવ થકી વસિષ્ઠ ઋષિજીએ યોગવાસિષ્ટમાં આખા બ્રહ્માંડોમાં વસેલા અનંત જીવાત્માઓના જન્મ જન્માંતરના યથાસ્થિત હેવાલો શ્રીરામચંદ્રજીને પ્રત્યક્ષાનુભવરૂપે કહ્યા હતા. છતાં આ ગુપ્ત ભાસમાં અંતઃકરણના તમામ ભાવો જ્યારે આત્માની જ્ઞાનદ્રષ્ટિ થકી ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે. ત્યારે તમામ કર્મો સ્ફુરી આવે છે, તે એવી રીતે કે, અમુક પુરૂષે અમુક સ્થાનમાં અમુક સમયપર અમુક ભાવને લીધે અમુક કૃત્ય અમુક કલ્પના ચલાવી કર્યું હતું, ત્યારે હું અમુક પોશાકમાં અમુકકૃતિમવાળાં વ્યહવારમાં બેઠો હતો, તે સમયે મારા જોવામાં યથાસ્થિત એ સર્વ આવ્યું હતું. તેવો ભાસ આપણી અંતઃકરણની ચિત્તવૃત્તિમાં યથાસ્થિત પડે છે ને જાણે તેજ જગ્યાપર તેજ પુરૂષને તેજ કૃત્ય કરતો હોયની! એવું પ્રત્યક્ષ ભાસે છે, આ ભાસને માયા, (અવિદ્યા)નો ભાસ કહ્યો છે તેથી ગુપ્ત ભાસન

---

સંકલ્પરૂપ વાંસના પ્રાપ્ત કરાવે છે, તેથી એ વાંસના નષ્ટ કરવા સારૂં સદા યોગભ્યાસને આત્માની જ્યોતિનું દર્શન એજ પરમ પુરૂષાર્થનું કારણ છે. આવા પ્રકારના દ્રઢિતવિચારો એ વિચારરૂપી તાર આપણા મન પાસે નિશ્ચે કરાવે છે. ત્યારે આપણો સ્વભાવ તદન શાંત, ક્ષમારૂપ, સંતોષી, ઉદાસીરૂપને જ્ઞાનાવસ્થાના લાભનો જ્ઞાતા રહે છે, ને મન, બુદ્ધિ તર્કાદિકોના ઊંડા શોધક જ્ઞાનમાં પચી સર્વ સંસારી નિયમોનો ધિક્કારનાર થઇ પડે છે. ને પછી આ સંસારના વગર અનુભવી મનુષ્યોની સંગતને પસંદ કરતો નથી. પણ ગાંડાની પેરે એકાન્ત વાસમાં સ્થિર બેસી રહેવાનું ગમે છે. તેથી બીજા પ્રવૃત્તિ માર્ગના લોકોને તે તદન એકાન્તિક, સાધુરૂપે ભાસે છે. તસ્માત્ એવા વિચારશીળ મગજવાળા પુરૂષો જ્યારે અમુક હુનરી ચીજનો વા અમુક ચમત્કારીક જ્ઞાનનો દેખાવ જગતની પ્રજાને દેખાડે છે, ત્યારે સર્વ પ્રજા તેને પગે પડે છે. આવા શોધક જ્ઞાનના મહાન પુરૂષો મિથ્યાવાદ ને વાણીવિલાસ જરાપણ કરતા નથી. પણ અંતઃકરણની અંતર દ્રષ્ટિમાં પચી રહી ટગર ટગર જગત વ્યહવારનું દર્શન કર્યા કરે છે.

હવે આપણા ચિત્તરૂપી તારના ઉપર જ્યારે ધ્યાન આપીએ ત્યારે સર્વેના ચિત્તની ખબર મળે છે. તે પ્રસંગે એ તારનો જેવો ગુણ, પદ્ધતિ ને સ્વભાવ રહેલો છે એજ પ્રકારનું જ્ઞાન આપણા દીલમાં પ્રાપ્ત થયા કરે છે, તેથી એજ જ્ઞાનનું સંપૂર્ણ સામર્થ્ય આપણા અંતઃકરણની દ્રઢતામાં સ્ફુર્યા કરે છે. તેમાં આપણી કલ્પના જાગૃતથી તુર્યપદ ને બ્રહ્માથી સ્તંભ પર્યંત સર્વ દ્રશ્યરૂપી સૃષ્ટિના અનેક ભાવો વિષે વિશ્વાસથી નિશ્ચે કરે છે કે, અમુક નિશ્ચાર્થની કલ્પના અમુક ભાવમાં ફળીભુત થઇ અમુકકૃત્ય કરી શકશે, વિગેરે અગમ નિગમ ભાવોની કલ્પનામાંથી સત્યાર્થ દોહન કરી તે જ્ઞાનના પરિપૂર્ણ નિશ્ચાર્થ યાદ રાખી પોતાના હૃદયમાં અનુભવ જ્ઞાનરૂપે નોંધી લે છે. ને તે નોંધેલા જ્ઞાન પ્રમાણે જન્મ જન્માંતરની સ્થિતિ કેવા પાયા પર રચાશે, તેનો ચિતાર પોતાની દ્રષ્ટિમાં જ્ઞાનાનુભવે પણ દરશાઇ આવે છે. તેથીએ ચિત્તરૂપી તારના જ્ઞાતાઓને ગુપ્તજ્ઞાની કહે છે. એ લોકો પોતાના અનુભવરૂપ જ્ઞાનના બળેકરીને કોઇના ચિત્તમાં દુશ્મનરૂપ ભાવ દ્રઢ થએલો હોય ને તેનો મારી નાંખવાનો જે નિશ્ચય હોય તેને પણ પોતાની સ્વયં શુદ્ધ બુદ્ધિ બળે આપોઆપ સમજી જાય છે. કોઇના હૃદયમાં રાજ્ય પ્રાપ્ત કરવાનો ભાવ હોય, ને તે ઉપરથી તે બંડ ચોરી ને ધાડ પાડુના ગુપ્ત નિયમો પર પ્રજાને ઉશ્કેરતો હોય, તેવાઓને

જ્ઞાતાઓ એ ભાસના ઉપર બિલકુલ ધ્યાન આપતા નથી, કેમકે જેમ જેમ ધ્યાન આપતા જાય તેમ તેમ અનેક જન્મ જન્માંતરના અસંખ્ય જાતનાં કર્મો અખંડ. દરશાયા કરે છે, ત્યારે એજ પ્રમાણેની અનેક ખટપટમાં પડવું પડેછે. તેથી એવા નાહક ફેરફારની સત્ય ખબર મેળવવા થકી પોતાના મનમાં જે આનંદ થાય છે, તે આનંદ કોઇને કહેવા જતાં બેવકુફને ગાંડા ગણી તિરસ્કારની નજરે જુએ છે. વાસ્તે માયા ભાસને નહીં જોતાં આત્માના અખંડ સ્વરૂપમાંના નિર્વાણ ને અનિર્વાચ્ય નિર્વિકલ્પ શાંત સમાધિના પૂર્ણ સુખમાં બેસવું કેવું સારૂં વારૂં ! આવા પ્રકારના મોક્ષસુખમાં રેહેવાના મહાવરાને લીધે એ માયા ભાસની ઉપાધિથી દૂર રેહે છે. તસ્માત એ ભાસમાં પોતાના કરેલાં કર્તવ્ય કર્મ પ્રમાણે યથાસ્થિત ચિતાર દરશાયો છે, તોપણ તે દરસાયલા ભાસને જોવા જતાં વળી પોતાના નવા

---

પણ પકડી શકે છે. ને એ ધાર ઉપર આપણી વાંસના નિશ્ચયપણાને પામતી જાય છે, તે એવી રીતે કે, ખર્ચતો આટલો કરીશ, આટલા સમયસુધી અમુક ધોરણ પર વરતીશ આવા પ્રકારનું નૌત્તમ ચમત્કારીક કૃત્ય કરવું ને યુક્તિઓ કામે લગાડીશ, સત્યતાવાળી. વરતુણુંક સારી છે. માહાદેવની પુજા કરવી, દરશનીવારે હનુમાનના દર્શણે જવું, નિત્ય મા રૂપીઆનો પરમાર્થ કરવો, આટલું પ્રાપ્ત થશે ત્યારે અમુક કૃત્ય કરીશું, પરમેશ્વર તે માહાદેવજ છે, સર્વ ધર્મમાં નિશ્ચયરૂપે આત્માની જયોતિને પરમેશ્વર રૂપ ગણીછે. નિંદક પ્રજા અલ્પ અનુભવી છે. મુસલમાનો ને ઇંગ્રેજ પ્રજાના તમામ નિયમો કાંઇ શ્રેષ્ટ ન કેહેવાય, તેમાં પણ અનેક પ્રકારની ભુલવણી રહેલી છે. હિંદુલોકો ગરીબ ને પ્રપંચ રહિત ભોળી વૃત્તિના હોવાથી બીજી પ્રજાને છેતરપંડી કરવામાં ઠીક મઝા પડી આવી છે. તેથી શું એ પ્રજા તદન અજ્ઞાન ને નકામ થઇ ગઇ કેહેવાય ! ને શું એના તમામ કાયદા ખોટા ! આપણે અષ્ટમા સિદ્ધિ ને નવમા નિધિ, કીમીઓ, વાક્યસિદ્ધિ, ત્રિકાળજ્ઞપણું, યથાર્થ પ્રાપ્ત કરવું જોઇએ. હું મહાવાક્યના સિદ્ધાંતપર ચાલુ છું, મારી રેહેણી, કરણીને રીતભાતમાં અમુક ભુલ રેહેલી છે. મારો સ્વભાવ સત્યાગ્રહી હોવાથી જેના જેવાં કર્મ હોય. તેને મ્હોડે સ્પષ્ટ કેહેવાય છે. પણ ખુશામતરૂપ કપાળ વખાણવાનો નીચ ધંધો મારી અમીરી ઓલાદને જાંખ લગાડે છે. તેથી હું અત્યંત દુઃખી થાઉ છું, સત્યટેક સત્યરૂપ શ્રદ્ધા, પૂર્ણ વિશ્વાસ એક આત્માની જયોતિના સ્ફુર્ણ ઉપર દ્રઢ થએલાં છતાં તેની લાગણી અંતરજ્ઞાનમાં અખંડ લાગી ગઇ છે, તે પ્રાણાંત પર્યંત છુટે નહીં પણ એ મજબુત ગોઠવાઇ ગઇછે. મેં સર્વ પ્રજાને લાભ થાય એવા ધોરણ સારૂં અનેક જ્ઞાનના પુરાવાવાળા નિશ્ચાર્થો દરશાવ્યા છે તેમાં પ્રજા ન ચાલે એમાં કોનો વાંક વારૂ? આ સૃષ્ટિમાં જન્મધરી સર્વે જ્ઞાન મેળવી અનેક કલ્પનાના અનેક માર્ગપર ગમન કરી તેમાંથી સત્યરૂપ અનુભવ લઇ તે અનુભવમાંથી નિત ને સત્રૂપ જ્ઞાનનો નિશ્ચય કરી, તેનિશ્ચાર્થના પુરાવાપર નવા વિચારો પ્રગટ કરી, તેમાંથી લાભ, સુખ જ્ઞાનને મોક્ષ સંપાદન કરવાનો હેતુ છે, તેથી પોતે પોતાનો ગુરૂ બની સદા સ્વતંત્રને ન્યાયિ વિચારથી ચાલવાની જે પુરૂષ ટેવ રાખશે, તેજ પુરૂષ આ સૃષ્ટિમાં જન્મનું સાર્થક કરી લાભ કમાઇ ગયાવિના રેહેશેજ નહીં, ને તેજ પુરૂષ ખરા નિશ્ચાર્થની પરીપકવ દ્રઢતાનો લાભ લેનારો ગણાય છે. જેથી તેની સમજ સર્વ પ્રજાને લાભ થાય એવા પવિત્ર માર્ગ બાંધી આપી, સમદ્રષ્ટિના ન્યાયિક ન્યાયને રસ્તે તમામને

સંકલ્પથી પોતાની જ્યોતિને જોઇ પોતાનો ભાવ એવો પળટાવે કે, આ ગાંડે પુરૂષ જે કાળે મને દરશાયલો હતો, તેજ આ પુરૂષને હાલમાં હું દીવાનગીરીના ઓહ્દા ઉપર બિરાજેલો મારી નજરે જોઊં છું. એવી રીતે પોતાના અંતઃકરણમાં નિશ્ચે કરતાં તે ગાંડો પુરૂષ દીવાન બની જાય છે· કેમકે પોતે દીવ્ય (જ્ઞાન) દ્રષ્ટિથી આત્મારૂપ બની અદ્વૈતભાવે સર્વ દ્રશ્ય અદ્રશ્ય ને બાહ્યાંતર કૃતિને જોતા હતા, ને ત્યાં પોતા વિના બીજો કોઈ પદાર્થ દ્રશ્યમાન હોતો નથી, પણ પોતે અસંગ દેખાય છે. તે આ માંડુક્યોપનિષદના ચોથા પ્રકરણનો એક મંત્ર કહે છે.

---

સુખ આપવાના પ્રયોગો રચી શકેછે, આ સમભાવિ જ્ઞાનમાં દુસ્મન, મીત્ર, ગરીબ, શ્રીમંત દયાળુ ક્રૂરતાવાળાઓને ન્યુનાધિક દ્રષ્ટિએ જોતા નથી, તેમ પોતાની અંતર વૃત્તિમાં કોઈ ને સારૂ તિરસ્કાર ને કોઈને સારૂં સ્નેહ લાવી, પોતીકા પારકાનો પ્રેમ દરશાવતા નથી, પણ પોતાની તમામ વરતુણુક હૃદય જ્ઞાનથી બાહ્યદેખાવમાં ને અંતરવૃત્તિની ગતિમાં એકસરખી રાખે છે. તેમાં પોતાના અંતઃકરણના તમામ નિશ્વાર્થોને સત્યાગ્રહી પૂર્ણદ્રઢતાવાળા, વિશ્વાસી ને શ્રદ્ધારૂપ પવિત્ર માર્ગપર મુકે છે. તેમાં પોતાની અંતર્યામિ કલ્પના જે જે વિચારોની સમજ દરશાવે છે, તે સમજમાંથી કેટલી સમજ દેશોપયોગી, કેટલી લોકોપયોગી, કેટલી ધર્મોપયોગી ને કેટલી જાતોપયોગી ગણાય છે, તેના પૃથકકરણમાંથી કેટલી ધર્મવિરૂદ્ધ કેટલી લોકવિરૂદ્ધ કેટલી દેશવિરૂદ્ધ ને જાતવિરૂદ્ધ રહેલી છે, તેનો ત્યાગ કરી બાકીની શોધરૂપ જે સમજ કાયમ રહેલી છે, તે સમજ ને વિષે પ્રજાનો મત, ધર્મનુ સંરક્ષણ, ન્યાતનું પોષણ ને કોઈના સ્વાર્થને હાની થાય છે કે નહીં, એવા પ્રકારનું શોધરૂપ સત્વ કાઢી, તે કાઢેલાં સત્વના માર્ગપર સત્યતાની પૂર્ણ દ્રઢતાથી મર્ણકાળ પર્યંત વળગી રહે છે. ત્યારે એવા સ્વતંત્ર સ્વયં જ્ઞાનના પૃથકકરણમય શોધરૂપ જ્ઞાનના પરિપક્વ અનુભવવાળા નિશ્વાર્થ મુજબ વર્તનારા અંતરદ્રષ્ટિમય જ્ઞાનના જ્ઞાતાઓ આ જગતની તમામ પ્રજાનો વિશ્વાસ મેળવી રાજ્યને ધર્મ સ્થાપન કરી શકે છે, ને એ લોકોના વિચારો અજ્ઞાન મનુષ્યોને જરા પણ સમજાતા નથી, ને એવાઓની ચેષ્ટા તદન વિષય વિરકત ને અલ્પવાકી હોય છે. ને રાત્ર દીવસ પોતાના અંતરમાં સ્થિર જ્ઞાનની પરિપક્વ કલ્પના થકી બાહ્યેંદ્રિયની તમામ પ્રજાન વ્યહવારને પોતાના અંતઃકરણમાં ચાલતો દેખે છે. ત્યારે એ અંતઃકરણનો વ્યહવાર પોતીનો જન્મધર્યા પછી કેવા પ્રકારનો કર્યો ને તેના કેવા પ્રકારના ભોગો પોતે આજપર્યંતા કેવી રીતે ભોગવ્યા, તેની સમજ પોતામાં નોંધી લઇ જે જે કર્મ કરે છે,તે તે કર્મ કેવા ભોગોને ભોગવાવશે, તેની સમજ પ્રથમથી પોતે જાણી જઈને સંતોષ પામે છે. આવા જ્ઞાનરૂપ સંતોષને પ્રાપ્ત થએલા પુરૂષો તમામ મનુષ્યની કલ્પના કેવા પ્રકારના ભોગો ભોગવાવી કેવા ફળને આપશે, તે સમજી સામા મનુષ્યોની સર્વે ભુલનુ તાત્પર્ય કાઢી નિસ્પૃહી દાવે, સ્વાર્થ વગર કોઈ પ્રસંગે શિખામણ આપે છે. આ શિખામણના જ્ઞાનને યાદ રાખી ચાલનાર વિદ્વજનની સદા સુખ ને આનંદમાં જીંદગી જાય છે. તેમ એઓ પણ ઉપરના પરિપક્વ જ્ઞાનના જ્ઞાતા થાય છે, ને સદા પોતાના શુદ્ધ ચૈતન્ય આત્માના સ્ફુર્ણરૂપ પ્રવાહના જ્ઞાનપર કાયમ રહે છે. ને સદા સર્વે જાતના જ્ઞાનના સિદ્ધાન્તોના પરિપકવ વિચારો કરી શકે છે. ને પોતાની રચેલી ભાવરૂપ સૃષ્ટિમાં તમામ ચિત્તવૃત્તિઓના ન્યારા ન્યારા સંકલ્પોનો જ્ઞાતા બને છે. તેથી પોતાની વાંસના કયા જન્મ જન્માંતરના ફળોદયને આપે છે, તેનો

## मन्त्र २२३.

**अजेष्व जम संक्रान्तं धर्मेषु ज्ञानमिष्यते ।**
**यतो न क्रमते ज्ञानम सङ्गं तेन कीर्तितम् ॥**

અર્થ—જેમ સૂર્ય વિષે ઉગણતા ને પ્રકાશની માફક, અજન્મા (અચલ) ધર્મન (આત્મા) વિષે અજન્મા (અચલ) જ્ઞાન અંગિકાર કરીએ છૈયે, તેથી તે અજન્મા જ્ઞાન બીજા અર્થમાં જણાતું નથી એવું અંગીકાર કરીએ છૈયે, જેથી તે જ્ઞાન બીજા અર્થમાં જતું નથી, તે કારણે કરી તેને આકાશની માફક અસંગ કહ્યું છે. સારાંશકે, જ્ઞાનરૂપ અવસ્થામાં અવિદ્યાભાસ બિલકુલ જણાતો નથી કિંવા દ્રષ્ટિ અચલ રહેવાથી અવિદ્યાના ભાસ તરફ જતી નથી, તેથી પોતે અચલ ને અસંગ રહી શકે છે. તોપણ પોતાની મોક્ષરૂપ સ્થિતિમાં રહી જે ભાવ દ્રઢ

સંપૂર્ણ હેવાલ યથાસ્થિત પોતાની જ્ઞાન દ્રષ્ટિમાં સેહેજાસેહેજ દરશાય છે, ત્યારે મનની દશા ઉદાર, ઊંચવૃત્તિવાળી, સુજ્ઞ, સર્વજ્ઞાતા, ધૈર્યરૂપ ને દીર્ઘ દ્રષ્ટિવાળી અખંડ બની રહે છે તેના યોગે જીવન્મુક્તપણાના પદની સમજ લેવા લાગે છે. ને તેના અંતઃકરણનું વળણ શુદ્ધ, પવિત્ર, શરમીંદગીવાળું, સભ્યતા દર્શક, ને રજના ઉપકારકર્તાનો ગજરૂપ આભાર જાણે છે. તેથી કરીને એવા પુરૂષો પોતાના ન્યાયિક ને પવિત્ર જ્ઞાનની ખુબી પ્રજામાં વૃદ્ધિ પમાડવાસારૂં ઉળટાંના સુળટાં કૃત્ય કરી બતાવે છે. તેમાં તેઓ દુસ્મનને જીવાડે છે, અપકાર કર્તાને ઉપકાર કરે છે, નઠારાં કૃત્યના સારા ફળ ચખાડે છે, અવગુણીને ગુણે મારે છે, પાપીના ઉપર ક્ષમા બક્ષે છે. અપમાનકર્તાને માન આપે છે. તેથી કરીને પ્રજા એની રહેણી, કરણી ને વરતુણુંક ઉપર વિશ્વાસ લાવી ઇશ્વરરૂપ માની કીર્તિની વૃદ્ધિ કરી સેવાપુજા કરે છે. છતાં એવાઓનો મિજાજ ક્ષમારૂપ, શાંતીવાળો ગંભીર, સદા સંતોષી ને પૂર્ણાનંદી દરશાય છે, તેથી તેઓ પ્રત્યેક મનુષ્યની વાતચિત કરવાની ઢબ ઉપરથી તેના અંતરના કેટલાએક નઠારાં ભાવો ને કેટલાએક શ્રેષ્ઠ ભાવોનું વળણ કેવા પ્રકારના કાવાદાવીના માર્ગપર ધસે છે, ને તેમાં તેના મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક વિગરે તત્ત્વોમાં કેવા પ્રકારની ભિન્ન ભિન્ન કલ્પનાના ભાવો ક્યા પ્રકારની ગોઠવણપર ગમન કરે છે, તે સર્વ પોતાની અંતર દ્રષ્ટિરૂપ અનુભવિ જ્ઞાને કરીને જાણી જાય છે, ને પ્રસંગોપાત પેલાના ચિન્હ ઉપરથી તમામ કરેલાં કરવાના ને હવે પછી કેવાં કર્તવ્યકર્મ કરે છે. ને તે કર્મો કેવા ફળોદયને આપશે, તે પણ તે પુરૂષ યથાસ્થિત્ વર્ણવી બતાવે છે. ને તેના વર્ણવેલા કર્મ મુજબ પેલાની જીંદગાનીમાં વિતક વિતતાં જાય છે. આવા અગમ નિગમના જ્ઞાનના જ્યારે પોતાને વા સર્વ જગત્‌ને ખાત્રી કરી આપ્યા પછી તે પોતાના અંતરદ્રષ્ટિરૂપ નિવૃત્તિજ્ઞાનનો સંપૂર્ણ અનુભવ લેવા સારૂં ગુફા, ગુહર વિગરેમાં વાસો કરે છે. જ્યાં સર્વ સંગ પરિત્યાગરૂપ હોવાથી પોતાના આત્મા ને સદાનો મીત્ર કરી લેછે, ત્યારે આત્માની જ્યોતિના પ્રકાશોમાં પોતાના સંકલ્પ મુજબ જે સૃષ્ટિઓ રચાય છે, તે સૃષ્ટિઓને ગુપ્ત ચમત્કારોના અંતર્યામિ ગુપ્તભાસો ને ધ્યાનમાં લેવા માંડે છે. આધ્યાનરૂપ કર્મ થકી સર્વ પ્રાણીમાત્રોની અનેક જન્મ જન્માંતરના ચિત્ર વિચિત્ર કર્મ તે જોઈ લેછે, ને તે કર્મ ઉપરથી પોતે અકર્મ

કરે, તેવો ફેરફાર આ જગત્‌માં બની જાય છે. કિંવા પોતાને જે ભાવનો વિચાર સુઝયો, તેજ વિચાર પરમેશ્વર (આત્મા)ની ઇચ્છા કેહેવાય છે, તેથી પોતે જે નક્કિ કરીને કહ્યું, તેજ ઇશ્વરે કહ્યું, વાસ્તે કરીને પેલો પુરૂષ દીવાન થએલો જગત્‌ના લોકોએ જોયો, આનું નામ અશીરવાદ કેહેવાય છે, તેથી આ જગત્‌માં જે લોકો સુખ સાહેબી ભોગવે છે, તેઓને એવા ત્રિકાળજ્ઞ ઇશ્વરી પુરૂષોના આશીરવાદ મળેલા જગતના લોકો સમજે છે; તે વાત આ ગુપ્તભાસના જ્ઞાનમાં સત્ય ઠરેલી આપણે જોઇએ છેયે. આવા અંતર દ્રષ્ટિરૂપ ગુપ્તજ્ઞાનમાં નિમગ્ન થએલા મુકત્ પુરૂષોના અંતઃકરણમાં એકાએક એવો ભાસ પડી આવ્યો કે, સુરત શેહેરમાં રેહેનારો અમુક મારો મીત્ર હતો, તેણે અમુક જગ્યાપર બેસી અમુક

---

રૂપ બની નિર્વિકાર ચિત્તવૃત્તિની શુદ્ધ પ્રકાશીત જ્ઞાનરૂપ અવસ્થાને પામી રહે છે. ત્યારે પોતે સંપૂર્ણ મોક્ષપદનો જ્ઞાતા ગણાય છે.

આપણા તર્કરૂપી તારના ઉપર મનોવૃત્તિનું ધ્યાન જે સમયથી આપવા માંડીએ, ત્યારે આ સૃષ્ટિના તમામ તર્કજ્ઞાનીઓના મગજોમાં ભરાઇ રહેલા સર્વે તર્કોના મુળતત્ત્વો યથાર્થ પકડાઇ આવે છે, ને આપણી ચિત્તવૃત્તિની સર્વે કલ્પના તર્કોપર તર્ક કર્યા કરે છે, તેમાં આપણી કલ્પનાના સર્વે તર્કો જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તૂર્યા, મર્ણ, સ્વર્ગ, નર્ક વિગરેના કલ્પિત વિચારોને ચિત્રવિચિત્ર ખુબીમાં ગોઠવી બતાવે છે કે, મત્યુ નઠારૂં, કોઇ પ્રસંગે જીવવું નઠારૂં, કોઇ કારણે અમૃત નઠારૂં, કોઇ કારણથી વિષ સારૂં, તેમજ દેવી, દેવતા, પીર, પેગંબર વિગરે અદ્રશ્ય ચીજ ખરી ઠેરવે છે, ને કોઇ પ્રસંગે ખોટી ઠેરવે છે. કોઇ વિષયમાં દ્રશ્ય સૃષ્ટિ ખરી છે, ને કોઇ સમયે ખોટી છે. એવી રીતે અનેક પ્રસંગમાં અનેક તરેહનાં સિદ્ધાંતો ગોઠવી, તે સિદ્ધાંતોને તેજ જ્ઞાનના પુરાવાથી મિથ્યાવાદમાં ગણી કાઢે છે. ને તે મિથ્યાવાદમાં આ સૃષ્ટિના તમામ જ્ઞાનબળને પ્રમાણ પૂર્વક સત્યરૂપ ઠેરવે છે. એવા વિચિત્ર નિયમમાં સર્વે કલ્પનાને ગોઠવી જાગૃતથી તૂર્યપદ સુધી ને બ્રહ્માથી સ્તંભ પર્યંત સૃષ્ટિના અનેક નિશ્ચાર્થોના અનેકભાવોને અનંત પ્રકારના તર્કજ્ઞાનમાં મેળવી અગમ નિગમના વિચારોની હદને તેના નિયમોપર રચી બતાવે છે. ને તે રચેલા નિયમોના જ્ઞાનપર જન્મજન્માતરની સ્થિતિ કેવા પ્રકારના સુખ દુઃખ, જ્ઞાન અજ્ઞાનને આપે છે, તેનો સર્વ ચિતાર પોતાની દ્રષ્ટિમાં વિજ્ઞાનાનુભાવે અપૂર્ણ કલ્પનાએ દ્રઢકરી શકે છે. તે એવી રીતે કે પૃથ્વી વિગરે તમામ ગૃહો ગોળાકૃતિમાં છે, સૂર્ય આટલો ઊંચો છે, ઉત્પત્તિ, પ્રળય ને સ્થિતિનું કારણ અમુક હશે કે નહી ! ચંદ્રને પૃથ્વી વચ્ચે અમુક અંતર હશેજ ! અનંતકોટ બ્રહ્માંડો તે ગૃહોના નામ. પરમેશ્વર તો આપણાથી પુષ્કળ દુર હશે ! તેમજ તેને અનેક મસ્તક અનેક હસ્ત અનેક ચર્ણ ને અનેક ચક્ષુ હશે કે નહીં ! તે એક થઇને સર્વે સ્થાનોની ખબર મેળવવી જોઇએ, તેને સારૂ અસંખ્ય નોકરો રાખ્યા હશે કે નહીં ! તેની કૃતિ કેવા પ્રકારની વિચિત્ર છે કે સત્ય સમજ જરાપણ મળી શકિત નથી, જડ ને ચૈતન્યની ઉત્પત્તિ કેવા સંયોગથી થઇ હશે ! આ સૃષ્ટિની સર્વ સ્થાવર, જંગમ, સુક્ષ્મ, વિરાટાદિક અનેકાકૃતિઓ શું સ્વભાવિક પ્રગટ થઇ હશે કે કેમ ! તેમાં વળી પ્રત્યેક પ્રાણીની છબી, વિચાર, સમજ, જ્ઞાન ને વળણ જુદાજ પાયાપર શા સબબથી રહયાં હશે વારૂ ! એ સર્વેની ઉત્પત્તિ કરવાનું પ્રયોજન શું હશે ! તમામની શરીરકૃત્તિમાં ફેર હોવાનું શું કારણ હશે !

પુરૂષ ને ત્યાં આપણા ગુણ, કર્મની સ્તુતિ કરીં હતી. તે મારો મીત્ર રક્તપીતના વ્યાધિ થકી મુક્ત થએલો હું પ્રત્યક્ષ જોઉ છું. તેમજ મારી ગુરૂપત્ની નો મારાપર અત્યંત સ્નેહ હતો. તદયપિ તેને સંતાન તે પ્રસંગે ન હતું. પણ આ સમયે હું તેને પુત્ર પ્રગટેલો દેખુ છુ. ને તેથી તેઓ મને યાદ કરે છે. એવા પ્રકારનો ભાવ અંતઃકરણની વૃત્તિઓમાં પ્રગટ કર્યો, કે તે ભાવજ પુત્રરૂપે જન્મ ધરી ગુરૂના ઘરમાં અવતર્યો. સારાંશકે, સ્થિર ચિત્તવૃત્તિઓની સ્થિતિપર રહેવાવાળા જ્ઞાનીઓ મન બુધ્ધિ વિગરેમાં અનેક ભાવો ઉત્પન્ન કરે છે, તેમ તેમ તે ભાવો આ બાહ્ય જગત્‌ની રચનામાં પ્રત્યક્ષ વ્યહવાર કરતા જણાય છે. કિંવા આ બાહ્ય

---

હાલમાં એકમેકને કેવા નિયમથી સહાય કરે છે! આખરે કોઇ કોઇનો કાંઇજ સત્ય સંબંધ જણાતો નથી. મૃત્યુ જરા વ્યાધિ. આવવું, જવું, બોલવું; ચાલવું, ખાવું, પીવું, એની ખટપટ ન કરી હોત. તો શું સૃષ્ટિ ચાલી શક્તિ ન હોતી? મર્ણ પ્રસંગે શ્વાસો ક્યાં જતો હશે! અરે પવન પ્રત્યક્ષ દેખાતો નથી. પણ આપણાં ઇંદ્રિયજ્ઞાનથી ઓળખીએ છેયે. અરે આ પંચમાહાભૂતની સત્યાકૃતિ હશે કે આપણા શરીરપીંજરાંની બાંધણી એવા સ્વરૂપમાં દરશાતી હશે.! અરરરર આ બ્રહ્માંડ હશે કે આપણી કલ્પનાનું સ્વરૂપ હશે! એના સત્ય નિર્ણય સારૂં ક્યા પ્રકારનું જ્ઞાન મેળવવું, જવા દો, એતો સદા જ્ઞાનવગરનું ને અજ્ઞાનરૂપ આડંબર હશે કે કેમ! પેલા વ્યાધિપર ગુગર ને મડચાં બાંધીએ, પારો મારવામાં યોગિઓ કહે છે કે, કાળો ધંતુરો, હરણખુરી, ધોળોખાખર, કાળીતુળસી, કડવીતુંબડી, ને કડવીપોઇ જ્યારે મળે ત્યારે પારાની ભસ્મ થાય. કે પછી વ્યહવાર કાળના નિયમો આપણને અડચણમાં નહીં રાખે, પણ સદા સોનાનો વ્યહુવાર જારી રાખીએ. ખરેખર એનુંજ નામ કીમીઓ. તસ્માત્ આ ફાની સૃષ્ટિમાં માયામોહના નિયમો સારૂં કેવા અનંત પ્રકારના પ્રપંચો કરવા પડે છે, ને રાત્રદીવસ મેહેનત કરી ઘાંચીના બળદોની માફક આખરે કોઇ ધર્મેપણ પુછતું નથી. પરમાત્મ સ્વરૂપ પરમાણુઓથી પણ સૂક્ષ્મ હશે કે કેમ! તેણે આવા મહદાકૃતિના કૃત્યો શી રીતે કર્યાં હશે! શુ તે આકારવાળો હશે કે નીરાકાર! હવે જ્યારે તે નીરાકાર હોય, ત્યારે આ આકૃતિરૂપ સૃષ્ટિ શી રીતે રચી શકે વારૂ! તેમ તે આકૃતિવાળો હોય તો તમામ આકૃતિઓના વિભાગો પરમાણુ સ્વરૂપને શા કારણથી પ્રાપ્ત થાય વારૂ! વાસ્તે તે નિરાકારજ છે. ખરેખર આ સૃષ્ટિના તમામ જ્ઞાનને પ્રાપ્ત કરાવનારી કલ્પના છે, તેથી એ કલ્પનાનીજ ખુબી છે કે આપણા જ્ઞાનની! કે વિચારની! કે મગજની! કે દેહ બંધારણની! કે આ બાહ્ય સૃષ્ટિની! કે કલ્પનાના સર્વે શબ્દોની! કે તેના ભાવોની! કે આપણ અનુભવની! કે આપણી સંગતની! કે વિદ્યાની! કે આપણી ચિત્તવૃત્તિની! ખરેખર ઉપરની તમામ ચીજની ખુબીમાં કોની ખુબી હશે! ખરેખર મનુષ્ય પ્રાણી અલૌકિક વસ્તુથી પ્રગટ થયું છે કે શું! એ વાતનો સત્ય નિર્ણય થયો પણ નથી, થવાનોપણ નથી ને થશે એવો સંભવ પણ નથી. આ વિશ્વમાં પરમાણુજન્ય સૃષ્ટિ, ચેતન્ય સ્વરૂપ સૃષ્ટિ, સંકલ્પરૂપ સૃષ્ટિ, જ્ઞાનમય સૃષ્ટિ, સ્વભાવરૂપ સૃષ્ટિ! કર્તારૂપ સૃષ્ટિ કે કર્મરૂપ સૃષ્ટિ હશે! એ પણ ન કેહેવાય! તદયપિ પ્રાણીમાત્રોમાં સમજ, જ્ઞાન, પરસ્પરની મૈત્રી, સંપ વિગરે ગુણો જડ પદાર્થોના પરમાણુઓના એકત્રપણાથી પ્રગટ થયા હશે કે ચૈતન્યતાના સંયોગથી આવ્યાં હશે! એ પણ ન જણાય! ખરે, પણ સાધારણ વ્યહવાર કાળમાં ચાલતા ભ્રમર, કળા કો-

જગતની રચના જેવા પ્રકારના વ્યહવાર કરવાની હોય તેવાજ પ્રકારના ભાવો આપણા અંતઃકરણમાં પ્રગટ થઈ આવે છે. તેથી જ્ઞાનીઓને એ જ્ઞાન પ્રથમ થાય છે. તે અજ્ઞાનીઓને એ જ્ઞાનનો વ્યહવાર જોયા પછી થાય છે. તોપણ દીવ્ય (જ્ઞાન) દ્રષ્ટિવાળાઓ પોતાની સ્થિર મનોવૃત્તિના મહાવરાને લીધે એવા ગુપ્તભાસોનું જ્ઞાન વિશેષ મેળવે છે. તદયપિ એવા જ્ઞાનીની દ્રષ્ટિ મન, બુદ્ધિના ભાસોપર વિશેષ રહે છે. તેથી કરીને પ્રત્યેકના અંતરની વાત જાણી જાય છે. જેથી એવાઓની સ્થિર વૃત્તિમાં જે જે વિચારો આવે છે. તે તે તમામ ખરા પડે છે. કેમકે મન તત્વપર જેવા જેવા ભાસો પડે છે. તેને તથા બીજા તત્વોપર પડતા ભાસોને ઝટ સમજી જાય

---

શલ્ય, ભાષા, જ્ઞાન, વિદ્યા વિગરેના શોધો પાછળથી થયા હશે! કે મનુષ્ય ઉત્પત્તિ સમયથી પ્રગટયા હશે! આપણે પણ અનેક વિદ્યાઓના મુળતત્ત્વના પ્રયોગો કરી મર્ણને હાથપર લઈજીવને પ્રગટ કરી શકીએ, કેમકે આગગાડી વિજળી વિગ્રુરે પ્રગટ થયાં, ત્યારે નવી કાયાને કેમ પ્રગટ નહીં કરી શકાય! ઈશ્વર નથીજ પણ મનુષ્યની કલ્પનાએ પ્રગટ કરી દીધો છે. તેથી ભય રાખવાનું પ્રયોજન નથી, કેમકે ધર્મ ને રાજ્ય એ ઠગવિદ્યાનું પેહેલું પગથીઉં છે. એનો નાશ કરવો જોઈએ. પ્રજાને તદન પરતંત્ર કરી દીધી છે. તેથી પ્રત્યેક મનુષ્યને સ્વતંત્ર કરવા સારૂં એ બેઉ માર્ગના જ્ઞાનનો ને તેના ગ્રંથનો ને તેના નિ-મયપર ચાલનારા મનુષ્યોનો તદન નાશ જ્યારે થશે, ત્યારે તમામ જગત સુખી થયા વિના રેહેશેજ નહીં. સારાંશ કે, એવા ને એવા વગર પાયાના ને ધોરણ વગરના તર્કપર તર્ક પ્રગટ થયા કરે છે, ને તે તર્ક શક્તિ ખરાને ખોટું ને ખોટાંને ખરૂં દરશાવી મનુષ્યના સમજજ્ઞાનને ફેરવી નાંખે છે, તેથી જ્ઞાની પુરૂષો કહે છે કે, તર્કજ્ઞાનપર તદન વિશ્વાસ રાખવાનો નથી. પણ અનુભવરૂપ જ્ઞાન પર રાખવાનો છે. તદયપિ, તર્કજ્ઞાનવાળા પુરૂષો હમેશ પ્રત્યેક મનુષ્યની રીતભાત, વરતુણુંક, સમજ, નીતી, વ્યહવાર, જ્ઞાન વિગરેમાંથી સારાસારનું પૃથક્કરણ કરે છે. ને તે પૃથક્કરણમાંથી સત્યાસત્યનો પરિપક્વ વિચાર પોતાના હૃદયમાં નોંધી લેછે. ને તે નોંધેલા વિચારો કયા લાભને આપી કયા કામમાં ઉપયોગી થઈ પડશે, એવી રીતે બાહ્યદ્રષ્ટિરૂપ ચેષ્ટાના નિયમોમાંથી પવિત્રજ્ઞાનનો લાભ લેછે. તેમજ પ્રત્યેક પદાર્થોના ગુણદોષોની તપાસ કરી તે પદાર્થ કયા કર્મમાં ઉપયોગી થઈ પડશે, એવા વિચારોને અંતઃકરણમાં નોંધી લઈ તેની તપાસ કરે છે. ને તે તપાસ વાજબી લાગ્યા પછી જાહેરમાં મુકે છે. આવા જ્ઞાનીઓ થકી રસાયણ શાસ્ત્ર, વૈદિકશાસ્ત્ર, ખગોળ ભૂગોળનું જ્ઞાન, ને હુન્નર કળા કૌશલ્યના નિયમોનો લાભ સૃષ્ટિને થઈ આવ્યો છે. તેમજ પ્રત્યેક મનુષ્યની સમજના અનેક નિયમોની તપાસ કરી, તે તપાસમાં કયો નિયમ આખરે સુખ કર્તા થઈ પડયો છે, તેની દીર્ઘ દ્રષ્ટિની તપાસ ઉપરથી કાયદા, કાનુન, ધર્મ, નીતી, આચ્ચાર વિચાર, સલાહ સંપના આપનાર નિયમોની શોધ કરી, તે શોધનું જ્ઞાન પ્રજાને આપી શક્યા છે. તેમજ એ તર્કજ્ઞાનીઓએ ઉપર પ્રમાણે બાહ્ય દ્રષ્ટિની શોધ કર્યા પછી અંતર દ્રષ્ટિની શોધમાં પડયા. જે શોધક જ્ઞાનમાં સ્વર્ગ, નર્ક, જન્મ, મૃત્યુ, વ્યાધિ વિગરેના કારણો, ને તે કારણો દુર કરવાના અનેક માર્ગો પ્રજાને દરશાવ્યા છે. તદ્યપિ એ ગુપ્તકૃતિરૂપી અંતરદ્રષ્ટિ વિષે કહે છે કે, જે જે ઈંદ્રિયો આપણને જે જ્ઞાન આ દ્રશ્યરૂપ સૃષ્ટિ સંબંધી આપે છે, તેજ ઈંદ્રિયોને હૃદમાં રાખી

છે. ને તે ઉપરથી પોતાના ભિન્નભિન્ન નવા સુખકર્તા ભાવો ફેંકે છે, કે જેથી પોતાની ધારણા પ્રમાણે બનાવ બનતો ચાલ્યો જાય છે. તાત્પર્ય કે ઉપર પ્રમાણેનો પુત્ર સંબંધી ભાવ પ્રગટ કર્યા પછી તેની બુદ્ધિમાં અમદાવાદમાં કોઇને ગુરૂ મંત્ર આપ્યો હશે કિંવા ઇંગ્લંડ જતાં આગબોટમાં બેસી ખગોળના જ્ઞાનનું અવલોકન કર્યું હશે, ને ત્યાંજેની સાથે જેવા પ્રકારની વાતવિચાર થયા હશે, તે તમામ મનુષ્યોની આકૃત્તિઓ સ્ફુરી આવી કે, તરત અંતઃકરણની ચલિત વૃત્તિઓને સ્થિર કરી દીધી, જેથી ઉપલાં મનુષ્યો હાલના સમયે કયી જગ્યાપર કયી સ્થિતિમાં રહેલાં છે, તે સર્વેનો યથાર્થ ભાસ પડે છે, તાત્પર્ય કે, સ્થિર ચિત્તવૃત્તિની ગતિમાં કલ્પનાના નિરોધ થકી અંતઃકરણ ચાંચલ્યપણાના સ્વભાવને ત્યાગે છે. ત્યારે જે જે કરેલાં

---

કબજે કર્યા પછી એ જે જ્ઞાન આપે છે, તે જ્ઞાન ઉપલાં જ્ઞાનથી તદન જાદુંજ, ને વળી ઘણાજ શોધક અનુભવરૂપ રહેલું છે. વાસ્તે કરીનેપ્રવૃત્તિ માર્ગ કરતાં નિવૃત્તિમાર્ગ અત્યંત સુખકર્તા, લાભ આપનાર ને સદા કલ્યાણરૂપ થઇ પડે છે. કારણ કે અંતર દ્રષ્ટિ થકી પ્રત્યેક પદાર્થોની આકૃતિ વિષેના ગુપ્ત વ્યાપેલા ગુણ દોષોનું જ્ઞાન પકડાઇ આવે છે. તેમજ પ્રત્યેક મનુષ્યની અંતર વૃત્તિમાં રહેલા ગુણ દોષો પણ સમજાઇ આવે છે. ને તેથી કરીને જડરૂપ કલ્પના ચૈતન્યરૂપ ભાવજ્ઞાનથી કેટલીક ચમત્કારીક અદર્શ કૃતિ કરે છે. તેની શોધ આપણી નિવૃત્તિજ્ઞાનવાળી ચિત્તવૃત્તિ પકડી શકે છે. જેના સ્ફુર્ણ પ્રવાહમાં આખી સૃષ્ટિ સમાઇ ગએલી જણાય છે. કેમકે એ સ્ફુર્ણમાં તમામ વૃત્તિઓ જુદા જુદા નિશ્ચાર્થની દ્રઢતા પૂર્વક સ્થિર થએલી દરશાવ છે. ને જેના દેખાવ થકી એ વૃત્તિઓ જેવા જેવા ભાવથી જેવાં જેવાં કર્તવ્ય કર્મ કરે છે. તે આ અંતર દ્રષ્ટિમાં સમજાયલાં કર્તવ્ય કર્મ ગુપ્તજ વૃત્તિઓના ગુપ્ત કર્મોને આ દ્રશ્યરૂપ સૃષ્ટિમાં કરી બતાવે છે. આ ચમત્કારની યથાર્થ સમજને લીધે આપણા અંતરમાં આપણી મનોવૃત્તિ થાકી જાય છે. ને પછી સદા એનિવૃત્તિના ગુપ્ત ભાસને જોતી જોતી કંટાળે છે. તેમ આદ્રશ્યરૂપ વ્યહવારીક ચેષ્ટાથી પણ થાકે છે. કેમકે બાહેર ને ભીતર એ સર્વ સ્ફુર્ણરૂપ કૃત્તિનું તોફાન છે. એ તોફાન જોતાં જોતાં ને એઓને વિષે અનેક તર્ક વિતર્ક કરતાં કરતાં કહે છે કે, આ સ્ફુર્ણ સમાધિમાં જરાપણ દરશાતું નથી. તેમ સુષુપ્તિમાં તદન નરમ રેહે છે, છતાં, એ સ્ફુર્ણ જાગૃત ને સ્વપ્નકાળમાં સદાનુ સંગિ થએલું છે. એની ઉત્પત્તિ જો આપણે કાયામાંથી ગણીએ તો નિંદ્રામાં ને તૂર્યામાં કાયા જતી રહેતી નથી, તેથી એ કાયાનું સંગી ન કેહેવાય. તેમ ચૈતન્યનું સંગી ગણીએ તો તૂર્યાવસ્થા તદન ચૈતન્યમય છે. તેથી એનું વ્યાપકપણું ત્યાં રેહેવું જોઇએ. પણ ત્યાં એનો આભાસ માત્ર પણ દેખાવ દરશાતો નથી, તેમજ જો એ જડ પદાર્થોનું સંગી હોયતો અજ્ઞાનરૂપ નિંદ્રાવસ્થામાં એનો અભાવ છે. તેથી જડનું સંગી પણ ન કેહેવાય. પણ એ તો શ્વાસાનું સંગી છે, એમ ગણીએતો તૂર્યામાં સ્વાસા ચૈતન્ય સાથે મિશ્રિત રહે છે, તેથી એનું ત્યાં વ્યાપકપણું હોવું જોઇએ. પણ તેમ નથી. સારાંશકે એસ્ફુર્ણ ચૈતન્યનું પ્રતિબિંબરૂપ છે. પણ તેમ ન કેહેવાય. કેમકે એતો આત્માના આનંદમાંથી પ્રગટ થએલું કેહેવાય. સારાંશ કે એ સ્ફુર્ણ કયાંથી આવ્યું ને કયાં ગયું એની સમજ નહીં મળવાથી એ સ્ફુર્ણ ઇશ્વરી રૂપમાં ગણાયું છે. તેથી એ સ્ફુર્ણરૂપ ઇશ્વરની કૃતિ તેજ આ સૃષ્ટિ છે. તદયપિ સમાધિરૂપ ભૂમાને વિષે સ્ફુર્ણ ને તેની વૃત્તિ દરશાતાં નથી. તેથી કેહેવાય છે કે, પૂર્ણસ્વરૂપ પરમાત્માના

કર્મના ભાસો યાદ કરીએ તે સર્વનો સ્પષ્ટ ચિતાર અંતઃકરણમાં પ્રતિબિંબરૂપે પ્રગટ થઈ આવે છે. હવે તર્કરૂપી તાર કોઇ કારીગર વિજળીના ધક્કાથી સમુદ્રના પાણીને પૃથ્વીપર લાવવાની જે ધારણા રાખે છે કિંવા કોઈના મનમાં તમામ પૃથ્વીનું રાજ્યાસન પ્રાપ્ત કરવાને સારૂં લક્ષાવધી મનુષ્યોને ભાષણદ્વારાએ પોતાના પક્ષમાં લેવે છે, એવો ભાસ પોતાને દરશાયો ત્યારે સ્થિર અંતઃકરણમાં તે સર્વ રચનાના હેવાલને પોતે પોતાના જ્ઞાનબળે નોંધી લીધી, ને પછી તે વાત આ બાહેરના લોકોને કહી કે, થોડાં વર્ષમાં આખી દુનિઆમાં મોટી લડાઇ ચાલવાની છે. આ વાત પાછલથી ખરી ઠરી, કેમકે તેનો તર્કરૂપી તારે ઉપર પ્રમાણે વ્યહવાર કરવાને કહ્યું હતું કિંવા આ જગત્‌માં હવેપછી એવો બનાવ બનવાનો હતો, તેને

---

અખંડ સ્વરૂપમાં ઇશ્વરને જીવ લિન્ન થઇ જાય છે. તેજ આ આત્મારૂપ તુર્યાવસ્થાનું પદ છે. બીજું નથી વાસ્તે આત્મારૂપ તુર્યાવસ્થા કિંવા પરમાત્માના અખંડ સ્વરૂપના અસ્તિત્વમાં કોઇજ પ્રકારનો હર્ષ શોક દરશાતો નથી, કેમકે સર્વ એકાકારી દેખાવમાં લિન્ન થઇ ગએલું છે. તેથી શ્રુતિઓમાં પણ નિશ્ચે કીધું છે કે, कोमोहः कः शोक एकत्व मनूपश्यतः અર્થ કે, એકયતાન જેવાવાળાને શોક મોહ પ્રગટ થતાં નથી, તેથી સ્ફુર્ણરૂપ પ્રવાહપર દ્રષ્ટિ નહીં રાખવી એવું વેદ વાક્ય છે. તસ્માત્ તર્કજ્ઞાનીઓ ઉપર પ્રમાણેના અસંખ્ય તર્કો કરીને સત્યતાનું પૂર્ણજ્ઞાન મેળવી લેછે. ત્યારે તેમની પ્રકૃતિ અત્યંત તાર્કિકજ્ઞાનવાળી, દીર્ઘ દ્રષ્ટિમય, સદાચારરૂપ, મર્યાદશીળ, શાંતીકારક ને સમભાવી થઇ જાય છે. તે પ્રસંગે મનનીદશા. ઉત્કૃષ્ટતા દરશાવનારી, માયાળુ, દયાવંત, મૈત્રીરૂપ, હાસ્યવિનોદી, ખુશમિજાજી જીતેંદ્રિય ને ક્ષમાકારક રહેલી હોય છે. તેથી કરીને ઇંદ્રિયોના થએલા ઘસારામાં મનની કલ્પનાના વેગો કયા પ્રકારના માર્ગો પર ગમન કરે છે, ને ત્યાં ગયા પછી કયા લાભને પામી કયા પ્રકારના દુઃખમાં પડે છે. ને નહીં જવાથી કયા પ્રકારના સુખને મેળવે છે, એવું મનન કરવા થકી તે મનનમાંથી પ્રગટેલો અનુભવરૂપી જ્ઞાનાકૃતિવાળો હીરો કેવા ચળકાટને પામે છે તે જોવાનું સામર્થ્ય પ્રગટી આવ્યા પછી તે જીવન્મુક્ત્ પદના જ્ઞાતાના જ્ઞાનને પામી શકે છે. ત્યારે આપણું મગજ ભારી, સમયસૂચકતાવાળુ, અનેકકલ્પનાના ચિત્રવિચિત્ર ભાવાભાવને સમજી શકનારૂં ચાંચલ્યરૂપ, દીર્ઘજ્ઞાનાકૃતિમય ને સર્વજ્ઞાતાના જ્ઞાનનું જ્ઞાતા, ને પૂર્ણ સ્થિર બની રહે છે. તેથી કરીને આપણો સ્વભાવ પ્રીતિપાત્ર, દોષ દ્રષ્ટિ રહિત, આનંદરૂપ, કલ્યાણવાચક, સંતોષમય, નમ્રતાવાન, સર્વત્ર સમાન દ્રષ્ટિના જ્ઞાનાકૃતિવાળો રહેલો છે, ને આપણું જ્ઞાન સર્વના ગુણદોષને અનુસાર વર્તી શકે એવું, ને તમામની મનોવૃત્તિ મુજબ વ્યહવાર કરી પવિત્ર સલાહ આપવામાં મશહુર થઇ પડે છે. ને જ્ઞાનાવસ્થામાં રહી અજ્ઞાન નષ્ટ કરી તમામની વૃત્તિને રાજી રાખી વરતે એવું બને છે. તોપણ એ તાર્કિકજ્ઞાનવાળાઓના એકસરખા નિશ્ચાર્થ હોતા નથી. કેમકે વખતે જે વાતને એક સમયે સિદ્ધ કરે તેજ વાતને બીજે પ્રસંગે નિષેદ્ધ કરે છે. તેમજ જે જ્ઞાનપર કાયમ રેહેવાનો નિશ્ચાર્થ બાંધે, તેજ જ્ઞાનને ચલિત જાણી શકે છે. સારાંશ કે, વિશ્વાસ, શ્રદ્ધા ટેક વગેરેને એક સરખી નીતીપર સાચવી રાખતા નથી. પણ તેમાં ભિન્નભિન્ન તર્ક વિતર્કો પ્રગટ કરી પોતાના મનની તનની ને જ્ઞાનની સ્થિતિ બદલ્યા કરે છે. એવીરીતે વર્તવા થકી પોતાના પવિત્ર જ્ઞાનવાળા તર્કો કુતર્કોમાં ગણાઇ જાય છે, તેથી પ્રજામાં વિશ્વાસ લાવી શકતા નથી, કેમકે એવાઓ જેને સત્ય, પવિત્ર ને કલ્યાણરૂપ સમજે છે, તેને

ચિત્તાર તર્કરૂપી તારમાં યથાર્થ જણાયો હતો કિંવા પોતાનો, ભાવ હવેપછી જગતમાં મોટી લડાઇ ચલાવવાનો હતો. તેથી તેણે તર્કરૂપી તારપર રહી અનેક મનુષ્યોની આકૃતિ ધારણ કરી તેને વિષે ઉપલા સમયની હકીગત દરશાવી. કિંવા પોતાનો તર્કરૂપી તાર હવેપછી આવનારા વખતપર લાખો માણસને એકઠાં કરી લડાઇ ચલાવવાનો હતો, તેથી તેણે એવી હકીગત કહી દીધી. કિંવા એ સર્વ આકારો જાણે પોતાના તર્કરૂપી તારે ધારણ કરેલા છે એમ નિશ્ચે થાય છે. છતાં તેમાં એ લોકોને સમયાનુસાર જેજે ખબર આપવી હોય કિંવા તેઓને પડતાં દુઃખો દૂર કરવાં હોય, તે જાણે હું સ્થિર અંતઃકરણમાં દુઃખ ન પામે એવા ભાવથી કિંવા આકાશને મળતા સુક્ષ્મ ઇથર જેવા પદાર્થમય ચૈતન્યતાની મારફતે અનેક પ્રકારની સહાયતા કરૂં છું. કિંવા જેવી જેવી રચના મારા અંતઃકરણમાં દેખાઇ કે તરત તેનો સર્વ બંદોબસ્ત મારા ભાવ પલટાવાના જ્ઞાનથી કરૂં છું. એવી રીતે ગુપ્તભાસના જ્ઞાતાઓ આ જગત્‌માં ફેરફાર કરી મુકે છે. આ જ્ઞાનને દુરશ્રવણ દર્શન નામની સિદ્ધિ કહે છે. એટલે દૂરની દેખાતી કિંવા સંભળાતી વસ્તુને નજીક જોવી તે. સારાંશકે, આપણા ચલિત અંતઃકરણને સ્થિરકરી સર્વ ઇન્દ્રિયોના બાહ્ય ઘસારાને બંધકરી પોતાના મન, બુદ્ધિ વિગરે તત્ત્વોના ભાસને સંપૂર્ણ

---

બીજે પ્રસંગે અસત્ય અપવિત્ર ને અકલ્યાણરૂપ માને છે. જેથી કરીને એવાઓની કરણી, રેહેણી ને જ્ઞાન એકસરખા ન રેહેવાથી માહાદુઃખને પામે છે. તેમજ એવાઓની અંતરવૃત્તિમાંથી પ્રગટ થતી કલ્પના ભિન્નભિન્ન વિચારો દરશાવી તેઓના મનને માહાસંકટમાં ગરકાવ કરે છે. તસ્માત્ એવા તર્કજ્ઞાનીઓ થકી આસ્તિક ભાવમાં નાસ્તિકતા પ્રગટી આવી છે. ને નાસ્તિકતાના જ્ઞાનમાં આસ્તિકતા દરશાઇ રહી છે. તદપિ એવાઓ પોતાના મિથ્યા તર્કવાદની ભુલને સમજી શકતા નથી. પણ પોતાની કલ્પનાના તર્કો જે જે પ્રકારના માર્ગો દરશાવે, તે માર્ગોના પરિણામ દુઃખકર્તા થઇ પડે એવા હોય તોપણ પાછા હટતા નથી. તેથી કરીને તર્કવાદીઓ સતસંગ, કુસંગ, સત્શાસ્ત્રમાં વિશ્વાસ ને કુશાસ્ત્રનો ત્યાગ ન કરતાં વિપરિત જ્ઞાનના ગ્રંથો રચી ઉપલાં બેઉ શાસ્ત્રોમાંથી કુતર્કો કાઢી જગત્‌ના નિયમોનું ઉચ્છેદ કરે છે. તેમજ સત્યજ્ઞાન, પવિત્ર વિચાર ને લાભકારીક નિયમોના ઉપર જરાપણ ધ્યાન આપી મનન કર્તા નથી. સારાંશકે, પોતાના તર્કજ્ઞાનમાં એક વાત ખરી ઠરી તોપણ તેને સ્વભાવજ્ઞાને કરીને ખોટી પાડવાનો સંપૂર્ણ યત્ન જારી કરે છે. એવા તર્કજ્ઞાનીઓના જ્ઞાનથી ભિન્નભિન્ન ધર્મોમાં ભિન્નભિન્ન સિદ્ધાંતો પ્રગટ થએલા છે. ને તે સિદ્ધાંતો આપણાથી કદી પણ ખોટા થઇ શકતા નથી. તે એવાકે, અઘોરી વિગરે ધર્મના જ્ઞાનપર ચાલનારા પુરૂષો કહે છે કે, આ જગત્‌નાં મર્ણબાદ આવવાનું નથી, તેથી જેમ બને તેમ આયુમર્યાદાની વૃદ્ધિ કરવી, તેથી સારા નઠારા નિયમોની દરકાર રાખવી. કેમકે જે નિયમને જગત્‌ની પ્રજા નઠારા માને છે, તેજ નિયમ ને હમો સારા દેખીએ છેયે. તે એવાકે, આ સૃષ્ટિમાં નકામમાં નકામ ચીજ નર્ક છે. પણ એ નર્ક વનસ્પતિના અનાજપાણીરૂપી દાણાઓ મનુષ્યના ખાવામાં આવ્યા પછી તેજ અનાજના તત્ત્વો એવા આકારમાં હાજર થયાં, તદપિ એ તત્ત્વોનું ખાતર કરી ખેતરમાં નાંખ્યા થકી જે અનાજ પાકવશો, તેજ અનાજની પેદાશ ઘણીજ થશે, કેમકે તત્ત્વો તત્ત્વોના મળવા થકી તત્ત્વોની વૃદ્ધિ થાય છે. આ ઉપરથી

જ્ઞાનથી સમજવા, છતાં એ સમજ પડતી વખતે પોતાના આત્માની જ્યોતિને વિષે ઉપર પ્રમાણે સર્વ ભાવો પળટાવવાની શક્તિના સામર્થ્ય થકી એ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. છતાં તેના ચિત્તમાં સ્વર્ગનો ઇંદ્રરાજા મોટી કચેરીમાં બેઠો છે ને ત્યાં તેત્રિસક્રોટી દેવો આનંદમાં ગાન તાન કરાવી રહ્યા છે. તે સર્વ જાણે મારા ચિત્તની આકૃત્તિ છે. તેથી જાણે એ તમામ કૃતિ હું પોતેજ કરી રહ્યો છું. તસ્માત્ મારી મરજી એ વ્યહવાર બંધ કરવાની થાય તો હું મારા અંતઃકરણમાં ભાવ પળટી નાંખી કહું કે, એ વ્યહવાર અસત્ય છે. કે તરત તમામ વ્યહવાર બંધ પડી જાય છે. કારણકે આ ચિત્તનો ભાસ ને ઇંદ્રસભાની જેટલી રચનામાં જેટલા દેવો બેહેલા છે, તે સર્વ દેવોના ચિત્ત પણ આપણા ચિતના આકારો છે. કિંવા એ સર્વ ભાસેલી આકૃતિઓ આપણા ચિત્તેજ ધારણ કરેલી છે. તેથી આ-

---

જગત્‌ની સર્વ પ્રજાઓ હાડકાં, ચામડાં, નર્ક વિગેરેનું ખાતર કરી ખેતી કરેછે. તેથી શું એ ચીજ નઠારી ! તમો જેને દુધ, દહીં, ઘી વિગરે પદાર્થો ને ઉત્તમ ચીજ ગણો છો. એ દુધ પ્રાણીના શરીરના લોહીની આકૃત્તિ છે, છતાં એ દુધનું દહીં, માખણ ને ઘી એ ચરબી છે. સારાંશકે માંસાહારી મનુષ્યોના દેખીતા માંસ ખાવાના ક્રમ કરતાં એ ગુપ્ત ક્રિયા પણ માંસાહારમાં કેમ ન ગણાય ! બેશક ગણાયજ. તેમ આ જગત્‌ની પ્રજા પીશાબ ને નઠારા પદાર્થમાં ગણે છે, પણ તે પીશાબમાંથી વિર્ય પ્રગટે છે. ને એ વિર્ય શુદ્ધ ચૈતન્ય આત્માની આકૃત્તિ છે, એ ચીજ જો નઠારી હોયતો આત્મા જેવી કલ્યાણરૂપ ચૈતન્ય ચીજે કેમ વાસો કીધો! તેથી એ ચીજને નઠારી હમો ગણતા નથી. તાત્પર્ય કે, એવા ને એવા અનેક ચિત્રવિચિત્ર તર્કવાદના જ્ઞાન થકી અનંત પ્રકારના અંધેર ધર્મજ્ઞાનમાં પણ ચલાવી દીધાં છે. તેથી તર્કવાદ જગતના બાંધેલા નિયમોનો તોડનાર શત્રુરૂપ છે. વાસ્તે કરીને તર્કજ્ઞાનીના જ્ઞાનપર અનુભવી મહાત્મા પુરૂષો વિશ્વાસ રાખતા નથી. પણ અતર્ક ને અનુભવરૂપ જ્ઞાનમાં પચી રહી, નિર્વિકારી કોઇના નિયમ વિરૂદ્ધ નહી આવે, એવા ધોરણોપર વરતી, પોતાની કલ્પનાના તર્કોમાંથી જગત્‌ના નિયમવિરૂદ્ધ, ધર્મવિરૂદ્ધ, રૂઢીવિરૂદ્ધ, તર્કોના જ્ઞાનને નષ્ટ કરી, સર્વને પ્રિય એવા નિયમપર વરતી, પોતાના અનુભવરૂપ જ્ઞાનના આનંદમાં સ્થિર થઇ, સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી, શાંતરૂપ આત્માની નિસ્ફુર્ણમય દશામાં નિમગ્ન થઇ રહેલા છે. તેથી એજ લોકો પૂર્ણજ્ઞાની ને જગત્‌ની પ્રજાના તમામ દુઃખોના નાશકર્તા કેહેવાયલા છે. વાસ્તે કરીને તર્કરૂપી તારના ઉપર ધ્યાન આપનારા પુરૂષોએ તે તમામ તર્કો ને નોંધી લઇ અનુભવી જ્ઞાનીઓને પ્રશ્ન કરી તેના ફાયદા ગેરફાયદાની તપાસ કરી, તે તપાસમાંથી સત્ય નિયમ હાથ કરી સદા ચાલવા થકી, આ જગત્‌ની કોઇપણ જાતની ઉપાધિ નડી શકશે નહીંજ, એ નિઃસંશય બીના છે.

એજ પ્રમાણે આપણા અહંકારરૂપી તારના ઉપર જ્યારે આપણે આખો દીવસ મનોવૃત્તિને ચોંટાડી દઇએ, તે પ્રસંગે એ તારને વિષે જેવા પ્રકારના ગુણ દોષ, સ્વભાવ, પ્રકૃતિ જેવા પ્રમાણમાં રહેલાં હોય, તેવાંજ પ્રમાણનું સંપૂર્ણજ્ઞાન આપણાં મનને વિષે ઉદય થઇ આવે છે. ને તેથી કરીને આપણી ચિત્તવૃત્તિમાં તેવાજ પ્રકારની કલ્પના અખંડ રાત્રદીવસ ઘુમ્યા કરે છે. આ કલ્પનાના ઘુમવાને વિષે આ દ્રશ્યરૂપ બાહ્ય જગતની તમામ રીતનો સત્ય પાયો ક્યાંથી રચાયલો છે, તેનો કાંઇક હૃદયજ્ઞાનમાં ભાસ પડે છે. ને તે ભાસના જ્ઞાન ઉપરથી જડ, ચૈતન્યના નિયમો પકડાઇ આવે છે. આ પકડાઇ આવેલા નિ-

પણા ચિત્તની લીલાને બંધ કરીએ, ત્યારે ઉપરની સર્વ લીલા બંધ થાય. કેમકે ચિત્તનો દ્રષ્ટા ચિત્તનો માલીક છે એ શ્રુતિથી આપણા અંતર્યામિ ભાવના ચલિતપણાથી ઉપર પ્રમાણેનું સ્ફુર્ણ ચિત્તને વિષે ઉત્પન્ન થઇ આવ્યું, ને એ સ્ફુર્ણની ખબર સ્થિર અંતઃકરણની અચલિત્ ગતિથી પ્રગટી, છતાં એ સ્ફુર્ણને પોતાના સ્વયં શુદ્ધ જ્ઞાનના ભાવથી નષ્ટ કરે, ત્યારે તમામના ચિત્તની ગતિ બંધ થઇ જાય છે. આ દ્રષ્ટિરૂપ જ્ઞાનના નિશ્ચાર્થને જોવાનો જેઓને સદા અભ્યાસ થઈ આવ્યો છે. એવા અભ્યાસના મહાવરાવાળા જ્ઞાનને પરચિત્તાદિ અભિજ્ઞતા સિદ્ધિ કહે છે. એટલે કે, પારકા ચિત્તની વૃત્તિને જાણી જવી તે, સારાંશકે, પોતાના ભાવો સ્ફુર્ણ પ્રવાહ મારફતે અંતઃકરણમાં જ્યોતિજ્ઞાને કાયમ કરવાથી એ સર્વ શકિત પ્રાપ્ત થાય છે. તેમજ આપણા વિચારનો તાર યુરોપમાં ધરતીકંપ થવાથી જે નાશ

---

યમોમાં અંતઃકરણના સંવેદનમાંથી પ્રગટ થએલી સ્ફુર્ણે ભાષા નો તમામ યથાર્થ ખુલ્લાસો થઇ જાય છે. એમાં આત્માનો ભાવ પ્રથમ અંતઃકરણની જડરૂપ અનેક વૃત્તિઓમાં કેવા પ્રકારથી વ્યાપક થઇ કલ્પનાને ઉત્પન્ન કરે છે, ને તે ઉત્પન્ન કરેલી કલ્પના અનેક વૃત્તિઓ પાસે કેવા પ્રકારના કર્તવ્યકર્મ કરાવે છે, તેનો સર્વ ચિતાર એ સ્ફુર્ણામાં દરશાય છે. સારાંશકે, આત્માનો જેવા પ્રકારનો ભાવ પ્રગટ થાય, કે તેવા પ્રકારથી આપણી સ્ફુર્ણાનું ચલનવળણ બને છે, ને એ ચલનવળણના આધાર પરથી તમામ કલ્પનાના શબ્દોની ઉત્પત્તિ થાય છે. છતાં આ શબ્દોત્પત્તિ ઉપરથી આપણા હૃદયમાં કેવા પ્રકારનો ભાવ રહેલો છે, તેને સામો મનુષ્ય સમજી શકે છે. ને સમજવા થકી પોતાના અંતરગત્ આત્માના ભાવોના ચલનવળણને દ્વૈતજ્ઞાને (પોતાનાથી જુદા ભાવે) જોવા લાગે છે. તે એવી રીતે કે, આપણા હૃદયગત્ આકાશમાં હું એવો એક શબ્દ આપણી સ્ફુર્ણામાં ઉત્પન્ન કર્યો ત્યારે આપણા પોતાના આત્માને પોતાની કાયામાં સ્થિર આકૃત્તિના ભાવમાં વ્યાપેલો જોયો, તેથી એ સ્થિરાકૃતિના ભાવને શબ્દદ્વારાએ સમજાવવા સારૂં, હું એવો શબ્દ ઉત્પન્ન કરી ઉપલા ભાવને હું શબ્દમાં સમાવી દીધો, કિંવા ઉપલા ભાવને દરશાવવા સારૂં હું એવો શબ્દ ઉત્પન્ન કરી શકયા, ને તેથી તે ભાવને સામો પુરૂષ યથાર્થ જાણી ગયો. હવે તું શબ્દના ભાવવાળા ઉચ્ચારથી આપણે પોતાના આત્માને આપણી સન્મુખ ઉભી રહેલી કાયામાં વસેલો આપણા ભાવે દેખાડયો. ત્યારે તું એવો શબ્દ ભાવે પ્રગટ કર્યો. આ અર્થની સમજ આપણી હૃદયગત ભાવનાની વૃત્તિના નિશ્ચાર્થે બતાવી હું મોટો એવા ભાવના શબ્દે આ સૃષ્ટિના તમામ પ્રાણી માત્ર કરતાં પોતાની દેહ ને આત્મા સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એવા અર્થથી ઉપલા ભાવને પોતાની ભાવનાએ પોતાની વૃત્તિને સમજાવ્યું. ત્યારે હું મોટો એવા શબ્દનો ઉચ્ચાર આપણી સ્ફુર્ણામાંથી થયો. હું ન્હાનો એ શબ્દનો ભાવ એવું દરશાવે છે કે, આપણે સર્વ કરતાં અલ્પ છઇએ, એવા અર્થમાં આપણી ભાવનાએ સમજાવતાં આપણી વૃત્તિએ ઉપલો શબ્દ સ્ફુર્ણામાં ઉત્પન્ન કરી બતાવ્યો. જ્યારે પોતાના આત્માને આ વિશ્વમાંની કોઇજ આકૃતિમાં વ્યાપેલો દેખતા નથી, ત્યારે એ ભાવને શબ્દદ્વારાએ દરશાવવા સારૂં આપણી ભાવના જ્યારે ખડી થાય છે, તે પ્રસંગે આપણી એ ભાવવાળી વૃત્તિ સ્ફુર્ણામાં એવો શબ્દ ઉત્પન્ન કરે કે હું કંઇજ નથી. તેમજ આપણા આત્માને આ વિશ્વમાંના તમામ પદાર્થોમાં વ્યાપી સર્વ પ્રકારનાં કૃત્યો કરતો દેખે છે, ત્યારે

થવાનો છે, તેમજ બે રાજ્યના સરદારો એકઠા થઇ મિત્રાચારીના નિયમો બાંધે છે. કિંવા એક દેશમાં દુષ્કાળ પડવાની વકી દેખાય છે. એવી રીતે જેજે દેખાવોની રચનાના ભાસો આપણા વિચારનો તાર સ્ફુર્ણરૂપ પ્રવાહના ધસારા પર દરશાવી રહ્યા છે. ને એ સર્વ કૃતિ પોતાનેજ નડે છે, કેમકે પોતાનો વિચાર પોતાના અંતઃકરણમાંથી સ્ફુર્ણ ઉદય થયું ને તે સ્ફુર્ણ ઉપર પ્રમાણેની કૃતિ આ જગત્માં કરવા માંડે છે. તેથી જગત્ની પ્રજાને જે સુખ દુઃખ નડવાનાં છે. તે આપણા વિચારથીજ નડવાના. એમાં કાંઇજ શક નથી. તેથી જ્યારે આપણા સ્ફુર્ણ ઉપરથી જગત્ દુઃખી થાય, ને તે જગત્ પણ આપણા સ્ફુર્ણની આકૃતિ છે. વાસ્તે આપણે પેહેલાં દુઃખી થયા એમાં કાંઇજ શક નથી, તેથી દુઃખરૂપ દેખા-

---

આપણી ભાવનાની વૃત્તિ આપણી સ્ફુર્ણામાં એવો શબ્દ ઉત્પન્ન કરે કે હું સર્વે વ્યહવાર ચલાવું છું. પોતાના આત્માને સર્વમાં ઉત્કૃષ્ટ ભાવમાં જુએ, ત્યારે આપણી સ્ફુર્ણામાં હુ સારો છું એવો શબ્દ આપણી વૃત્તિ ઉત્પન્ન કરે. તેમજ દુર શબ્દના ભાવથી પોતાના આત્માને આપણી વૃત્તિ આઘે ગયલા જુએ, ત્યારે સ્ફુર્ણામાં દુર એવો શબ્દ પ્રગટ કરી શકે. નજીક શબ્દના ભાવથી પોતાના આત્માને આપણી વૃત્તિ પોતાની સોડમાં દેખે. ઉલટ શબ્દથી ઉલટા રૂપમાં જુએ. કાળા શબ્દથી આપણી અંતર્યામિ વૃત્તિની ભાવના આપણા આત્માને અંધકાર રૂપમાં દેખે. પ્રકાશ શબ્દથી વૃત્તિની ભાવના અજવાળાં રૂપમાં જુએ. બહુ શબ્દથી પોતાને ઘણાં રૂપમાં જુએ. થોડા શબ્દથી પોતાંની ધારેલી ગણત્રીના પ્રમાણમાં કમી સમજે. આકાર શબ્દથી પોતાને આકૃતિવાન જાણે. તર્ક શબ્દથી પોતાને સુક્ષ્મ ને ઝીણા સ્વરૂપમાં માને. મન શબ્દથી પોતાને સંકલ્પ વિકલ્પાત્મક સમજે. એક કહેતાં એક રૂપ, અનેક કહેતાં એકથી વધારે જાણે. દુઃખી શબ્દથી પોતાને કચવાટપણામાં જુએ. સુખી શબ્દથી પોતાને આનંદદાયક માને, તે શબ્દથી પોતાના આત્માને વૃત્તિ ત્રીજી કાયામાં વસેલો જાણે. અમે શબ્દોચ્ચારથી જેટલાં પોતાના શરીરની નજીકપણું દરશાવનારાં શરીરોમાં પોતાના આત્માને સંબંધ ધરાવનારો સમજે. તમે શબ્દ કહેતાં પોતાના આત્માને સામાં શરીરોમાં બહુપણાવાળી ગણનારૂપે દેખે. તેઓ શબ્દોમાં ત્રીજા શરીરની નજીકમાં ગોઠવાયલાં ઘણાં શરીરોની સાથે એકત્રપણાના સંબંધે પોતાનો આત્મા રહેલો એમ જાણે. શું શબ્દથી પોતાના આત્માને અજાણ સ્થિતિમાં જુએ. કયો એ શબ્દથી પોતાના આત્માને અંદેશામાં ગરકાવ થએલો જાણે, આપણ શબ્દમાં પોતાના આત્માને બીજા શરીમાં સ્નેહરૂપમાં દેખે. સારાંશ કે, આપણી સ્ફુર્ણાના પ્રવાહમાં અનેક ભાવોના સંબંધવાળા શબ્દોની ઉત્પત્તિ કરવા પહેલાં આપણી વૃત્તિ અનેક ભાવાભાવના આકારથી આપણા અંતર્યામિ આત્મસ્વરૂપને ઉલટ સુલટાકૃતિમાં પ્રથમ ચલિત થતું જુએ કિંવા વૃતિના ભાવ પ્રમાણે એ સ્વરૂપ દરશાય છે. તાત્પર્ય કે, જેવા ભાવનો શબ્દ કરવો હોય તેવા ભાવમાં એ સ્વરૂપ દર્શાણ આપે. ત્યારે આપણું અંતર્યામિ ભાવિક જ્ઞાન વૃત્તિના ભાવ પ્રમાણે શબ્દોત્પતિ કરવા શકિતમાન થાય છે. મતલબ કે, આ ધોરણ ઉપરથી પોતાના જેવા ભાવવાળી જેવી સ્ફુર્ણા થાય, તે પ્રમાણે વૃત્તિની ભાવના અંતઃકરણને વિષે ઉદયને પામે છે. ને તે ઉદયના પ્રમાણ પૂર્વક આપણા મન, બુદ્ધિવાળાં તત્વો પોતાની ભાવનાની વૃત્તિને સમજી જવાથી ઇંદ્રિયો તેજ ભાવને અનુસાર શબ્દોત્પત્તિ કરે છે. ને તેના પ્રમાણના યથાર્થ અર્થો આપણી ભાવના સમજે છે. આ ઉપરથી બાળક પ્રથમ વગર બોલે શરી-

વના ભાસને આપણો સુખરૂપ ભાવ પળટાવી ઉપરનાં પડતાં સંકટને દુર કરવાં, નહિંતો એ સર્વ કૃત્તિ દુ:ખરૂપ હોવાથી આપણી દુ:ખી વૃત્તિઓ દુ:ખરૂપ કલ્પનાના વિચારો સદા દરશાવી દુ:ખમાં નાંખ્યા કરે છે. તેથી એ દુ:ખ આપણનેજ નડે છે. આવા પ્રકારનાં જ્ઞાનના મહાવરાને અગ્નકાંબુ વિષાદિનામ પ્રતિરૂંભ સિદ્ધિ કહે છે. એટલે અગ્નિ, પાણીને વિષાદિથી મૃત્યુ થવા દે નહીં કિંવા ભાવ પળટાવવાના મહાવરાને લીધે થાય નહીં, સારાંશકે ઉપલાં તત્વોના સ્ફુર્ણના પ્રવાહને બંધ કરી ભાવ પળટાવવા થકી ઉપલો લાભ મળે છે. તેમજ આપણો અહંકારનો તાર બતાવે છે કે, આ સમુદ્ર, પૃથ્વી, આકાશના મધ્ય ભાગપર જેટલી રચના છે, તે સૌ મારા સ્ફુર્ણ પ્રવાહમાં વ્યાપેલી વૃત્તિઓના દેખાવની છે,

---

રની ચેષ્ટાના વળણ ઉપરથી સામા મનુષ્યના હૃદયમાં વ્યાપેલા ગુપ્ત ભાવોને યથાર્થ સમજી જઈ તે ભાવના શબ્દ પ્રમાણે વર્તે છે. તેમાં આવ એવી રીતનો ભાવ દરશાવવા સારૂં આપણે પોતાના હસ્તનાં આંગળાની સંજ્ઞા કરવાથી છોકરૂં આપણા તરફ આવે છે. આ સંજ્ઞાનો અર્થ બાળકનું મન બીલકુલ સમજતું નથી, પણ આપણા ચ્હેરા ઉપરથી આપણા હૃદયની સ્ફુર્ણાનું અદર્શ સ્વરૂપ જે આપણા અંત:કરણને વિષે ઝળકે છે. તેનાં દર્શણ થવાને લીધે આપણી સ્ફુર્ણાનો ભાવ તેને વિષે ઉદય થવાથી તે ભાવને સમજી આપણા તરફ આવવા માંડે છે. એવી તરેહથી અંતર્યામિ ગુપ્ત ભાવના વગર બોલે, વગર ચાલે પ્રત્યેક મનુષ્ય દરેકના હૃદયના ભાવો સમજે છે. ને તે ઉપરથીવાણીદ્વારે શબ્દોચ્ચારથી જગત્ વ્યહવાર ચલાવે છે. સારાંશ કે, આપણા આત્માનો ચૈતન્યતાવાળો ચૈતન્યરૂપ ભાવ અંત:કરણને વિષે અનેક વૃત્તિઓમાં પ્રતિબિંબ રૂપે પડે છે. ત્યારે તે વૃત્તિઓ પેલા ભાવને સ્ફુર્ણરૂપ સંવેદન દ્વારાએ ભિન્ન ભિન્ન ભાવનામાં ફેંકે છે જેથી તે સંવેદન આપણને સ્ફુર્ણાની આકૃતિમાં જણાય છે. છતાં એ સંવેદન વૃત્તિ સંયોગે આ સૃષ્ટિમાં અનંત પ્રકારના કર્મો કરી બતાવે છે. તો પણ એ કર્મોનો તમામ સમાવેશ એક આત્માના ચૈતન્ય ભાવમાં થએલો છે, તેથી એ ભાવને અચલ સ્થિતિમાં જોનારા પુરૂષો તમામ ત્રિકાળના જ્ઞાની કહેવાય છે. કેમકે ભાવના ચલિતપણાથી જગતના તમામ પદાર્થો અનંત પ્રકારના વ્યહવાર કરે છે. તેથી તે તમામ વ્યહવાર એક ભાવને વિષે સમાઈ રહેલા હોવાથી તમામ વ્યહવારના જ્ઞાતા મનાય છે. તદ્યપિ જ્યારે ભાવ સ્થિર થાય છે, ત્યારે અનંત કોટી બ્રહ્માંડોનો પ્રળય બને છે. ને જ્યારે ભાવ ચલિત થાય છે ત્યારે સર્વની ઉત્પત્તિ બને છે. વાસ્તે સ્થિર ભાવથી તમામ બ્રહ્માંડોના કાળનું ચક્ર ગમન કરતું નથી. તસ્માત્ આ ભાવને વિષે જે સામર્થ્ય રહેલું છે, તે જ્ઞાન સ્વરૂપી આત્માને યથાર્થ જણાયલું, તેથી ભાવના ચલિતપણાથી અંત:કરણની અનંત વૃત્તિઓમાં જે જે ખટપટો થાય છે તે સર્વ ખટપટોને આપણું જ્ઞાન જાણે છે. છતાં ભાવ પોતે જો સ્થિર થાય ત્યારે આપણું જ્ઞાન સુર્યની માફક અખંડ પ્રકાશે છે. ત્યારે આપણા મનની દશા વૈરાગ્યવાન, વ્યતિરક્ત શાંત, ગંભીર, ક્ષમાકારક ને સ્ફુર્ણગાનમાંથી સારતત્વ તોલનારી થઈ પડે છે, તદ્યપિ આત્મભાવમાંથી મળતા જ્ઞાનના લાભની તપાસ આ સૃષ્ટિમાં કર્યા કરે છે; તે સમયે સર્વ વૃત્તિઓના જન્મ જન્માંતરની અભ્યાસે કરીને સમજ પડે છે, આ સમજરૂપ વૃત્તિઓના ભાવાભાવવાળા ચલન વળણના જ્ઞાનને ત્રિકાળજ્ઞ સિદ્ધિ કહે છે. એટલે અંતર્યામિ આ-

તેથી જેટલાં પ્રાણીમાત્રો દુઃખી થાય છે કિંવા જન્મ મર્ણ વિગરે પીડે છે. તે સૌ મારા અંતર્યાંમિ ગુપ્તભાવોના નિશ્ચાર્થ પૂર્વક બને છે. તેમાં જેટલા પ્રપંચી, ઉપદ્રવી, પરમાર્થી, પુરૂષો જે ઊંચ કિંવા નીચ કૃતિ કરે છે. તે સર્વ કૃતિના સારા નઠારા ફળ મારો અહંકાર આપે છે, ને એ સર્વ સ્થાવર જંગમાદિક પદાર્થો સત્વ, રજને તમગુણોના ધર્મ ઉપરથી પ્રગટેલા છે, એવા પ્રકારનું પવિત્રજ્ઞાન સેહેજાસેહેજ થઇ આવે છે, તોપણ જ્યારે આપણે એ અહંકારરૂપી તારની સ્ફુર્ણને જોવા લાગ્યા, તે ઘડીપર સ્વર્ગ મૃત્યુને પાતાળાદિકની રચના આપણી કલ્પના દરશાવી શકે છે, ને જે ઘડીપર એ તારને વિષે ઐક્યભાવે પ્રવેશ કરીએ ત્યારે આપણો જેવા પ્રકારનો નિશ્ચાર્થ હોય તેવા આકારને પામી તે જગ્યાની

---

ત્માના ભાવના અલિતપણા ઉપરથી સ્ફુર્ણના પ્રવાહમાં વ્યાપેલી વૃત્તિઓના સર્વ કર્મની ખબર મળે છે. તેથી ભૂત, ભવિષ્યને વર્તમાનનું જ્ઞાન થાય છે. વાસ્તે એજ નિયમના જ્ઞાતાઓને ત્રિકાળજ્ઞ સિદ્ધિ પ્રાપ્ત થઇ કેહેવાય છે. આ સમયે આપણો સ્વભાવ તદન અંતર પ્રેરક સ્ફુર્ણનો જ્ઞાતા હોવાથી પૂર્ણ શાંતીવાળો, ધૈર્યરૂપ, આનંદી, સત્યાસત્યના જ્ઞાનપર વર્તનારો ને ગુણ ગ્રાહક હોય છે. એવા જ્ઞાનપર વર્તનારાઓની કલ્પનામાં જે જે વિચારો દરશાઇ આવે છે, તે તે પ્રમાણે આ જગત ચક્રમાં સર્વ રચના બનતી જાય છે. એવાઓના વચન થકી શ્રાપ આપે તો તે પણ લાગી જાય છે. ને આશીરવાદ આપેથી કલ્યાણ થાય છે. તદ્યપિ એવા શાંતરૂપ અંતર દ્રષ્ટિજ્ઞાનના ભેદક પુરૂષો થકી તમામ મનુષ્યોનાં હૃદયમાં વ્યાપેલાં સારાં નઠારાં કર્મોના નિશ્ચાર્થોની ખબર પડે છે, તેમ એવાઓ જે જે વાત કહે તે તે વાત સાચી પડયા કરે છે. આવા ત્રિકાળજ્ઞ આત્મદર્શી મહાત્માઓની સંખ્યા હજારે એક હોય છે. આ લોકોના હૃદયજ્ઞાનમાં તમામ સૃષ્ટિના અનંતકર્મવાળા પ્રાણી માત્રોના અંતઃકરણની કલ્પના પ્રમાણે ચેષ્ટા કરે છે. તેમ પોતાના અંતઃકરણના નિશ્ચાર્થને પોતાના સ્ફુર્ણ પ્રવાહને વિષે વ્યાપેલી અનંતવૃત્તિઓની કલ્પનામાં ગોઠવી શકે છે. ને તે પ્રમાણે સર્વ મનુષ્યો પાસે કર્મ કરાવે છે. તે એવી રીતે કે જાણે રાજ્ય બંડ ઉઠાવવાનો ભાવ પોતાને વિષે ધારણ કર્યો, કે તે ભાવને પોતાના અંતઃકરણને વિષે રહેલા સ્ફુર્ણ પ્રવાહને સ્થિર રાખી ઉપલા ભાવને તે પ્રવાહમાં મેળવી દીધો. કે તરત તમામ વૃત્તિઓની કલ્પના જાણે લડાઇ કરવા તૈયાર થાય એવા નિશ્ચાર્થથી ભાવનો પ્રતિબિંબ પાડયો કે આ દ્રશ્યરૂપ જગત્‌ના સર્વ મનુષ્યોના મનમાં નક્કિ થઇ આવે કે હવે તો લડાઇ કરી મર્ણ પામવું સારૂં પણ આ રાજ્યને તાબે ન થવું. સારાંશ કે એવા જ્ઞાનના અભ્યાસીઓ ઉપર પ્રમાણે તમામ પ્રાણીમાત્રોના હૃદયમાં બીરાજી પોતાના વિચાર પ્રમાણેની કલ્પના પ્રગટ કરાવે છે. તેથી એવાઓને આપણા લોકો ઇશ્વર જેવા કેહે છે. એ વાત કાંઇ ખોટી નથી. આવા અહંકારરૂપી તારના જ્ઞાનવાળાઓ તમામ ચિત્ત વૃત્તિઓને આકર્ષણ કરી આત્મભાવમાં મેળવી વરસાદની ભાવના કરેથી તમામ સૃષ્ટિમાં વૃષ્ટિ થાય છે. પવનની ભાવના થકી પવન આવે છે. મૃત્યુની ભાવના થકી મરકી ચાલે છે. અગ્નિની ભાવના થકી સૂર્ય તપે તાત્પર્ય કે માહાપ્રળય સમયે એવા અભ્યાસીઓ આકાશની આકૃતિને ધારણકરી જગત્‌માં અજર અમ્મર થઇ રહે છે, એવા નિયમના જ્ઞાતાઓમાં ફક્ત એક કાકભૂસંડીને યોગવાસિષ્ટમાં કહ્યા છે. તસ્માત્ આવા જ્ઞાનના યોગીઓ પોતાના ભાવના પળટાવનારા લાખો મનુષ્યમાં એકાદ બે પુરૂષો નિકળે છે. છતાં એ લોકોની દ્રષ્ટિ સદા સ્થિર રહેલી છે. ને પ્ર-

ખબર મેળવી શકીએ કિંવા આપી શકીએ છેચે. ને તેથી કરીને પરમાણુજન્ય સુક્ષ્મમાં સુક્ષ્મ આકૃતિને ધારણ કરવાની શકિત આવે છે. આવા પ્રકારની શકિત થકી સ્ફુર્ણ પ્રવાહના આકારે સર્વત્ર આ બીરાજમાન થઈ રહીએ છેચે. આ અભ્યાસ આપણને તમામ વિદ્યાના ગુપ્ત મુળતત્વને યથાર્થ સમજાવી શકે છે. તેમ આપણા અંતઃકરણના તાર જાણે આ દ્રશ્યરૂપ જગત્‌ના તમામ દ્રશ્ય અદ્રશ્ય સ્વરૂપો જેમાં દેવી, દેવતા, પીર, પેગંબર, રાજા, પ્રજા, જ્ઞાની ને મુર્ખ વિગેરે પુરૂષોએ કેવા પ્રકારની કૃતિ કરી રહેલાં છે. કિંવા તે સર્વેની રહેણી, કરણી, સમજ, દ્રઢતા, વાંસના ને નિશ્ચાર્થો કેવા પ્રકારથી દ્રઢ થએલાં છે. તે સર્વનો ખુલ્લાસો થાય છે. આ ખુલ્લાસામાં પ્રથમ આપણા આત્માનો ચૈતન્યતાવાળો પ્રતિબિંબ એ અં-

---

તૃતિ અત્યંત સુક્ષ્મદર્શક, પૂર્ણાનંદનો અનુભવ કરનારી, સદભાવિક, સદગુણી, પૂર્ણ નિવૃત્તિમાં પચેલી, ને સદા જ્ઞાનાવસ્થામાં મચેલી હોય છે. ને એવાઓનું મગજ સદા ભારી, ઘણુંજ તિવ્ર, શાંત ને શોધક, ત્રિકાળજ્ઞ, દીર્ઘ દર્શક, મુકત સ્થિતિમાં ગરકાવ રહેલું દરસાય છે. તેમાં સર્વ સૃષ્ટિના પ્રાણીમાત્રોને વિષે સ્ફુર્ણ ભાવે પોતાનું જ્ઞાન વ્યાપેલું પોતે જુએ છે. ને પૂર્ણ ધ્યાનાવસ્થાની નિર્વિકલ્પરૂપ સમાધિમાં કલ્પનાના તમામ પ્રવાહો એક સરખા સ્થિરાવૃતિની ધારામાં મચી રહેલા જણાય છે. એ સ્થિતિને અહંક્ર સિદ્ધિ કહે છે એટલે પોતાથી બીજો અધિક નથી તે. મતલબ કે, નિવિકલ્પ શાંતરૂપ વૃત્તિના સ્થિર પ્રવાહમાં પોતાના જ્ઞાનવિના બીજું કાંઈજ ભાસતુ નથી, તેથી એ સ્થિતિમાં અખંડ રેહેનારાને અહંક્ર સિદ્ધિ મળી. કેહેવાય છે. વાસ્તે કરીને એ અહંકારરૂપી તારના ઉપર ધ્યાન આપનારા પુરૂષો સદા જીવન્મુકત ને આત્માનંદી કેહેવાય છે. ને એવાઓના પૂર્ણ જ્ઞાન અગાડિ આ સર્વ સૃષ્ટિના મનુષ્યો તદન નાદાન અલ્પજ્ઞ બેવકુફના સીરદાર મનાયલાં છે.

હવે અંતઃકરણરૂપી તારના ઉપર જ્યારે આપણે મનોવૃત્તિને સ્થિર કરી ધ્યાન આપીએ, ત્યારે એ તારને વિષે જેવા ગુણ, કૃતિ ને સ્વભાવ વ્યાપેલાં છે. તે સર્વેનું યથાર્થ જ્ઞાન થઈ આવે છે. છતાં એને વિષે આ બાહ્ય દ્રશ્યરૂપ જગત્‌ના સર્વ પ્રાણીમાત્રોના આકારો ભિન્ન ભિન્ન વૃત્તિરૂપે રહેલા છે. આ સર્વ વૃત્તિઓ આકાશ જેવા સુક્ષ્મ ઈથર પદાર્થને મળતો જે આત્માનો ચૈતન્ય ભાવની ગતિ ઉપર ચલિત થાય છે. તો પણ એ ભાવનો પ્રતિબિંબ અંતઃકરણને વિષે પડયો કે તરત તે પ્રતિબિંબ સ્ફુર્ણ પ્રવાહના આકારમાં પ્રસરણ પામે છે. તેમાં એ સ્ફુર્ણ પ્રવાહ સત્વ, રજ ને તમ એવા ત્રણગુણોના સ્વરૂપે ઉપલી વૃત્તિઓમાં વેહેંચાઈ જાય છે. તેથી પેલી વૃત્તિઓમાં કેટલીએક સત્વ ગુણના સ્વભાવવાળી રહી આ જગત્‌માં સત્વગુણવાળા ધર્મને અંગિકાર કરીને ચાલે છે. ને કેટલીક વૃત્તિઓ તમોગુણના સ્વભાવવાળી રેહેવાથી આ સૃષ્ટિમાં તમોગુણવાળા ધર્મને માની વર્તે છે. ને કેટલીક વૃત્તિઓ રજોગુણના સ્વભાવવાળી હોવાથી રજગુણના ધર્મને માને છે. તો પણ એ ત્રણે ગુણવાળી વૃત્તિઓ અનેક તરેહના નિશ્ચાર્થ પર રહી આ જગત્‌માં અનેક પ્રકારના કર્મોને સારૂં દેહકષ્ટ, તપશ્ચર્યા, ને ઈશ્વરપ્રાર્થના કર્યા કરે છે. આ નિશ્ચાર્થમાં કેટલીએક વૃત્તિઓ પાપાચરણને પસંદ કરનારી હોવાથી પુણ્યાચરણના નાશને સારૂં દેહકષ્ટ, તપશ્ચર્યા કરી પરમાત્માને વિનવી પોતાના નિશ્ચાર્થનો કાળ ક્યારે આવશે, એવા વિશ્વાસ પર અખંડ ધ્યાન, ધારણામાં નિમગ્ન થઈ રહેલી છે. છતાં કેટલીએક વૃત્તિઓ સત્યધર્મના ઉદય સારૂં અનેક પ્રકારના દેહકષ્ટો કરી પરાત્માના અખંડ સ્વરૂપમાં પોતાના નિશ્ચાર્થના ઉદય કાળની

તઃકરણમાં પડે છે. ત્યારે એ પડેલો પ્રતિબિંબ સ્ફુર્ણના સત્વગુણમાં પ્રવેશ કરવાથી તમામ પ્રાણીમાત્રોના નિશ્ચાર્થની ખબર આપે છે. ને તમો ગુણમાં તેઓના સર્વ દ્રશ્ય અદ્રશ્ય કર્તવ્યકર્મ દરશાઇ આવે છે. એવી રીતે સ્ફુર્ણ પ્રવાહની વૃત્તિમાં આત્માનો ભાવ ગમત કરે છે. આ ગમનરૂપ ગતિ અનેક બ્રહ્માંડોને સેહેજવારમાં પ્રાપ્ત થઇ જાય છે. સારાંશકે અંતઃકરણનાં પ્રતિબિંબમા પડવાથકી અનંત વૃત્તિઓ કયા કયા સ્થાનમાં કયા કયા કર્મો કરે છે. તેને ઝટવારમાં આપણો આત્માનો ચૈતન્ય ભાવ પ્રાપ્ત થઇ જાય છે. ને પ્રાપ્ત થયા પછી આપણે વિષે જેવું સ્ફુર્ણ ઉદય થાય, તે સ્ફુર્ણ ને અનુસાર સર્વ રચના પ્રત્યક્ષ થતી જાય છે. આજ્ઞાનને દેવાનાક્રિડાદર્શન સિદ્ધિ કહી છે. એટલે દેવતાઓ જેવા પ્રકારની ક્રિડા કરતા હોય, તે ક્રિડાને પોતાની સમક્ષ જોવી તે, સ.રાંશકે, વૃત્તિરૂપ

---

વાટ જોયા કરે છે. સારાંશ કે એવી રીતે સત્ય અસત્ય, પાપ પુન્ય, ધર્મ અધર્મના પક્ષકારો પોતાના નિશ્ચાર્થનો ઉદય કરવા સારૂં અનેક પ્રકારની ગુપ્ત ક્રિયાઓ કર્યા કરે છે. તેથી કરીને કોઇ કાળમાં અધર્મનું પરિબળ વિશેષ હોય છે, ને કોઇ કાળમાં ધર્મનું પરિબળ વિશેષ પ્રગટી આવે છે. તેમજ કોઇ કાળની પ્રજા સત્યવાદી ઉત્પન્ન થાય છે, ને કોઇ કાળની પ્રજા અસત્યવાદી બને છે. તેમજ કોઇ કાળની પ્રજા પરોપકાર, પરમાર્થ ને જીવ દયાના ધર્મને પાળવામાં જીવતરનું સાર્થક સમજે છે, તો કોઇ કાળની પ્રજા સ્વાર્થ, અપકાર ને જીવહિંસા કરવામાંજ જીંદગાનીનો હેતુ માને છે. એવી રીતે કાળાંતરની રીતભાત, વ્યહવાર, કાયદા, કાનુન, ધર્મ, નીતી પળટાયા કરે છે, તેનું મુખ્ય કારણ આ જગતના અસંખ્ય પ્રાણીમાત્રોના ભિન્નભિન્ન નિશ્ચાર્થો અમુક કાળે ઉદય થઇ આવ્યાથી તે નિશ્ચાર્થના પ્રમાણ પૂર્વક એ સર્વે નિયમોના ફેરફાર થાય છે. એજ મુળ તત્વને લીધે યોગવાસિષ્ટમાં કાકભુશંડીએ જુદા જુદા એકવીસ કલ્પની એકવીસ વારની સૃષ્ટિની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન આકારે જોઇ હતી. તાત્પર્ય કે, આત્માના ભાવને જુદી જુદી અસંખ્ય વૃત્તિઓ પોતાના નિશ્ચાર્થ ઉપર આકર્ષણ કરે છે. તેમાં તેઓના તપોબળના સામર્થ્યથી આત્માનો ભાવ ખેંચાઇ જાય છે. ત્યારે તેઓનો નિશ્ચાર્થ અંતઃકરણના સ્ફુર્ણ પ્રવાહને વિષે ઉદય થઇ આવે છે, કે જેથી અનેક વૃત્તિઓ તે ઉદય થએલા પ્રવાહવાળા નિશ્ચાર્થના ધોરણ ઉપર વરતવા માંડે છે. કે તે ઉપરથી આ જગતના ધર્મ, નીતી, કાયદા, કાનુન, વ્યહવાર, રીત ભાત એકદમ પળટાતાં નજરે પડે છે. એવી રીતે સત્વ, રજ ને તમ ગુણોના મુળતત્વ ઉપરથી આ જગત્ ચક્રની પ્રજામાં ધર્મ, નીતી, ન્યાય થયા કરે છે. વાસ્તે પૂર્ણ જ્ઞાનીઓ કહે છે કે, આ જગતના નિયમોને પળટાવી નાંખવા એમાં આપણું સામર્થ્ય છે. તેથી કરીને જ્ઞાતાઓ પોતાના સારા કિંવા નઠારા નિશ્ચાર્થને કદી પણ છોડતા નથી. તેમ કોઇ છોડતું હોય તેને પણ નાપાડે છે. ને કહે છે કે, તમારો નિશ્ચાર્થ આવા વિપરીત કાળમાં માહાસંકટને આપતો હોય તો તેની ફીકર નહીં કરતાં સર્વે સંકટ સહન કરશો, કે તરત એના ઉદય પ્રસંગે અથાક સુખ આપ્યા વિના રેહેશેજ નહી. તેથી આવા પૂર્ણ જ્ઞાનીઓ એ અંતઃકરણ રૂપી તારપર બેસી આ વિશ્વના તમામ જ્ઞાનીઓને જે જ્ઞાન જે મઝા ને સુખ એ તાર આપે છે, તેની મઝા લેતાં બિલકુલ કંટાળતા નથી, પણ જેમ જેમ એ તારના નિયમના જ્ઞાતા થાય છે. તેમ તેમ તેઓને અલૌકિક આનંદ દરશાય છે. ને તે પ્રસંગે આત્માના ભાવરૂપી ચૈતન્ય જ્યોતિના પ્રકાશમાં તલ્લિન થઇ કહે છે કે, આ અલૌકિક ઇશ્વરી ચૈતન્ય

આકૃતિની સર્વ સ્થિતિ આત્મભાવના ચલિતપણાથી જણાય છે. તસ્માત્. એવી રીતે સર્વ તારાની ચેષ્ટાએ કરીને સર્વ સૃષ્ટિ આપણી કાયામાં રચાઇ જાય કિંવા આપણી હૃદયગત્ સ્ફુર્ણાના ભાવો અનેક વૃત્તિઓમાં ખડા થઈ આપણી દ્રઢતા પૂર્વક સર્વ રચના કરી બતાવેછે કિંવા આપણા જ્ઞાનની અનેક વૃત્તિઓ તે આ વિશ્વની સર્વ ચીજોના આકાર ધારણ કરી આપણા મન, બુદ્ધિ વિગરે તારાના ઉપર બેઠેલાં જોવામાં આવેછે. તેથી પીંડ બ્રહ્માંડ સ્વરૂપ છે એ શ્રુતિ ખરી પડેછે. કેમકે આખા બ્રહ્માંડની રચના શરીરમાં દરશાયછે, કેમકે આ અગાડી, આત્મા થયો એ શ્રુતિથી નક્કિ થાયછે કે આ બ્રહ્માંડ અગાડી આત્મારૂપ બન્યું. તેથી જગત્ એજ આત્માને આત્માએજ જગત્‌રૂપ છે, જેથી કરીને કાયાને વિષે આ-

---

જ્યોતિ કેવી સર્વત્ર પ્રકાશમાન થતી જાય છે. ને એના તમામ કિર્ણોમાં જ્યારે આપણે શાંત ને સ્થિર વૃત્તિ રાખીએ, ત્યારે તેઓ કેવા આપણને શુદ્ધ ને પવિત્ર નિયમોના અજાય્ય કૃતિવાળા નિશ્ચાર્થો દરશાવે છે. ને તે નિશ્ચાર્થોના જ્ઞાન થકી આ સર્વ વિશ્વની રચના સ્વભાવિક આપણને હાથ આવી જાય છે. તેમજ એ હાથ આવેલી રચનામાં શુદ્ધને પવિત્ર ભાવ કાયમ રાખવાથી એ રચના આપણી પાસેથી જરાપણ દુર જતી નથી. છતાં આપણા સંકલ્પથી નઠારા કિંવા સારા ભાવો હૃદયમાં ઉત્પન્ન થવાને લીધે કેવી સારી વા નઠારી છાપ આપણા અંતઃકરણમાં દ્રઢ થઈ આવે છે, ને તે દ્રઢ થએલી છાપ કેવા પ્રકારથી સારાંનઠારાં ફળને આપે છે. ને તેથી કરીને આપણા જ્ઞાનમાં કેટલું અંતરપડી જાય છે. ને એ અંતર થકી આપણી સ્થિતિમાં કેટલો ફેર પડી રહે છે. ખરેખર. આ અંતઃકરણ આપણા ઇશ્વરનો સ્વરૂપી અંશ છે. તેથી એ કોઇને પણ નઠારા વિચારની સલાહ આપતું નથી. તસ્માત્ એ અંતઃકરણ જેના જેવા નિશ્ચાર્થ હોય તે ઉપર કાયમ. રાખવાને સારૂં એ સુચવણી હરવખત કર્યા કરે છે. તોપણ એ શુદ્ધ સ્વરૂપ જુઠ્ઠ, સાચું, કુકર્મ, ચોરીચાડી વિગરેના કર્તવ્ય કર્મ કરતી વખતે એ કેવું સર્વના હૃદયને વિષે બીરાજી નાપાડે છે. તસ્માત્ એ પવિત્ર અંતઃકરણને વિષે બીરાજેલી તમામ વૃત્તિઓ અનેક ભાવાભાવે આ જગત્‌નાં જે જે નિશ્ચાર્થો દ્રઢ કરેછે, ને તે દ્રઢ કરેલા નિશ્ચાર્થ ઉપર પોતાનો સર્વ આધાર રાખી અનેક પ્રકારના સુખદુઃખ સહન કર્યાં કરે છે, તોપણ પોતાની દ્રઢતા દુર કરી શકતાં નથી. એવો આદઆનાદ વૃત્તિધર્મ ચાલ્યો આવે છે. તેથી આ જગત્ ચકનીરચનાને પ્રાણીમાત્રોના સમજજ્ઞાનમાં કેટલું અંતર જ્ઞાનીઓ જુએ છે. તેમાં અંતઃકરણના અંખડ સ્વરૂપમાં લિન થઈ જ્યારે અનંત પ્રકારની કલ્પના નષ્ટ કરી અંતઃકરણના સ્ફુર્ણપ્રવાહને તદન નિર્વિકાર ચિત્તના ભાવે જુએ છે, ત્યારે સંપૂર્ણ બ્રહ્મતેજ પોતાના સ્વરૂપમાં બિરાજેલું દેખે છે. તે સમયે જુદાજ પ્રકારનું જ્ઞાન પ્રગટે છે. આ જ્ઞાનમાં જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુર્યા વિગરે તમામ અવસ્થાઓ સ્વપ્નવત્ ભાસે છે. ને સર્વત્ર આત્મતત્ત્વ એક સુક્ષ્માકારે સુતરના તંતુઓની માફક કેવું સર્વત્ર વ્યાપેલું જાણે છે. તે પ્રસંગે આપણને આશ્ચર્યતામાં કહેવું પડે છે કે, આ વિશ્વ સ્વપ્નનીજ સત્યાકૃતિ છે. વિશ્વ કાંઇ ચૈતન્ય પદાર્થ નથી. પણ ચૈતન્યરૂપ આત્માની ભ્રાંતિજ છે. તોપણ એને વિષે જેવા ભાવનું સ્ફુર્ણ પ્રગટે, ને તે સ્ફુર્ણને અનુસાર જેવી કલ્પના ઉત્પન્ન થાય, તે પ્રમાણે આત્માની જ્યોતિના તમામ કિર્ણો અંતઃકરણની અનેક વૃત્તિઓને આપણી દ્રઢતાવાળી ભાવનાને અનુસાર ચિત્રવિચિત્ર આકારમાં ગોઠવી દેખાડી

ત્મા રહ્યો છે. ને એ આત્માને જોતાં પોતે જગત્ જેવડો દેખાય એમાં કાંઇ આશ્ચર્યતા નથી. આ કારણથી શરીર બ્રહ્માંડ જેવડું કહેવાય તે તદન અસત્ય નથી. પણ એ જ્ઞાન સત્યરૂપે છે. વાસ્તે કરીને દૂરનો પદાર્થ જે કૃતિ કરેછે તે આપણી કલ્પનામાં સ્ફુર્ણ પ્રવાહના જ્ઞાને કરીને નજીક જણાયછે. કેમકે સંવેદનની આ સર્વ વિશ્વ આકૃતિ છે એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે આ જગત્ સંવેદનજ છે. છતાં એ સંવેદન અંતર્યામિ જ્ઞાને જોતાં આપણેવિષે વ્યાપેલું છે. ને તેજ સંવેદન જેવીજેવી કૃતિના વ્યહવાર આ જગત્માં ચલાવવાનું હોય કિંવા જેવી રચના રચવાનું હોય, તેજ પ્રમાણેની આપણા હૃદયમાં સ્ફુર્ણા પ્રગટ થાયછે. એ નિઃસંશય બીના છે. સારાંશ કે સંવેદન ઉપર ધ્યાન આપનારા પુરૂષો તદન એકાન્તિક

---

તમામ કૃતિ તે ગોઠવણી મુખ્ય વૃત્તિઓ પાસે કરાવે છે. તેથી કરીને એ ગુપ્તભાસની ગુપ્તકૃતિનો દેખાવ આ જગત્માં કેવો ભિન્ન ભિન્ન ભાસ્યો છે. આહાહા! આ અંતઃકરણના આનંદમાં કેવી શાંતી, કેવી સુક્ષ્મતા, કેવી લેહેજત, કેવી સમજ, કેવું ગાંભીર્યપણુ, કેવું જ્ઞાતવ્ય, કેવું સુખ, કેટલો આનંદ ને કેટલું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે. છતાં એ પૂર્ણ જ્ઞાનાનંદની સમજ લેતાં આપણા વિચારમાં દેહ મિથ્યા, કલ્પના મિથ્યા, કાયા મિથ્યા ને તેની સાથે આ અજાયબ કૃત્તિવાળા પંચમાહાભૂત તો ક્યાં જતાં રહ્યાં, જેનો પત્તો બીલકુલ હાથ લાગતો નથી. તોપણ એ સર્વે કૃતિની જગ્યાપર તો ફક્ત એક આત્મસ્વરૂપ સર્વત્ર રમણ કરતુ આપણને જણાય છે. ને તેમાં કોઇ પણ જાતની બીજી ચીજ નથી; તેથી નક્કિ થાય છે કે, આ જગત્માં જેટલો સંબંધીક ધર્મ. જેમાં ગુરૂશિષ્ય, માતાપિતા, રાજાપ્રજા, જીવ, શીવ, માયા બ્રહ્મ, સારૂંનઠારૂં, પાપપુણ્ય, પ્રકાશઅંધકાર એ સૌ સ્ફુર્ણપ્રવાહની કલ્પના થકી પ્રગટ થએલાં છે. તેથી એ તમામ આત્મસ્વરૂપમાં અસત્યને મિથ્યા મનાય છે. જેથી કરીને ગુરૂશિષ્યનો ભેદ નથી. શીવજીવ જુદા નથી. ને જડ ચૈતન્ય એકરૂપ છે. તેમાં ઉપરની સર્વે કૃતિ સ્વપ્પનાકૃતિ છે. ને આ જગ્યાતો તદન નિર્વિકારી નિર્વાણપદવાળી ઊંધની છે. એને વિષે સ્થાવર, જંગમ, સુક્ષ્મ વિરાટ, જડ ચૈતન્ય, ને ઉળટસુળટ કૃતિનો જરાપણ ભેદ નહીં મળે. છતાં સત્યાર્થે જોતાં પવિત્રને શુદ્ધ તત્ત્વનું તત્ત્વતો આજ સ્થાન છે. ને એને વિષે જેઓ લિન્ન રેહેવાનો મહાવરો રાખે છે, તે મહાવરાના જ્ઞાનને અપ્રતિહુત સિદ્ધિ કહે છે. એટલે શસ્ત્ર આસ્ત્રદિકથી મૃત્યુ થતુ નથી કેમકે અહીંઆં કોઇ પણ તરેહથી મૃત્યુનો ભય દરશાતો નથી. સારાંશકે, અહીંઆં અમર અજર ભાવની સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત થવાનું જ્ઞાન મળે છે. ને આપણે સદા બ્રહ્મસ્વરૂપે બ્રહ્મતેજના અખંડ પ્રકાશીત જ્યોતિમાં જ્યોતિઆકારે લિન્ન થઇ રહીએ છૈયે. વાસ્તે ખરેખર એજ આપણી પૂર્વની પૂર્ણરૂપ સત્યાત્માની જ્યોતિરૂપ સ્થિતિ, એજ આપણા મોક્ષની જગ્યા, એજ આપણો આત્મા એજ આપણું સત્ય મુળતત્ત્વ, ને એજ આપણું પોતાનું અખંડ અવ્યક્ત, અભેદ-અછેદ, અજર નિર્ગુણ, નિરાકારી બ્રહ્મસ્વરૂપ છે. ખરેખર આ નિર્વાણ રૂપ સુખ ત્રણે કાળે ત્રૈલોક્યમાં કોઇને મળ્યું નથી. આ જગ્યાપર આપણને કલ્પનાનું જરાપણ સંવેદન જણાતું નથી. પણ આપણો પોતાનો સત્યાનંદવાળો ભાવ સર્વે વૃત્તિઓ (પ્રાણીમાત્રો) ને વિષે જ્યોતિસ્વરૂપથી આચ્છાદન કરી રહેલો દેખાય છે. તેથી કરીને આપણું ભાવરૂપ શુદ્ધ ચૈતન્ય ગુણાતિત, મયાતિત, મનાતિત ને પરાત્પર રહેલું દરશાય છે. તેથી ખાત્રી થઇ આવે છે. કે, ઉપલો સર્વે ફેરફાર સ્વપ્નાનોજ. જગત (સ્ફુર્ણ) હતું કે નહી, તેનો ક્યાસ જરાપણ અ-

શાંતીવાળા ઇદ્રિંયોના ભાવાભાવથી રહિત બની સંવેદનના પ્રવાહુપર દ્રષ્ટિ રાખી મુકેછે. ને તેથીજ કરીને કહેછે કે, આવા પ્રકારનો બનાવ બનશે, કે જેથી કરીને તેવોજ બનાવ બનતો જાયછે. ને એ ઉપરથી તેઓનું બોલવું આપણને ખરૂં લાગેછે. તેમજ પંચ-પ્રાણોના આકર્ષણે કરી અંતઃકરણની સ્થિર ગતિમાં ભાસેલી અનેક વૃત્તિઓના અનેક આકારોને વિષે સ્ફુર્ણાને માર્ગે ગમન કરી, તે ભાસેલો આકારોની માફક જાગૃતમાં પોતાની આકૃતિ તેઓને પ્રત્યક્ષ દેખાડેછે કિંવા તેઓને પોતાના હૃદયની કલ્પના પ્રમાણે ચલાવી શકેછે કિંવા પોતાની આકૃતિ ને તેની આકૃતિ ઐક્ય કરી શકેછે. આવા પ્રકારના જ્ઞાનના મહાવરાવાળા પુરૂષને પરકાયા પ્રવેશ સિદ્ધિ પ્રાપ્ત થઇ ગણેછે. એટલે પારકી કાયામાં પ્રવેશ કરી તેની

---

હિંઆ થતો નથી, સર્વે સ્ફુર્ણે પ્રવાહને તેની કલ્પનાવાળો સાંચો તદન દેખાતો નથી, તેમ સ્વર્ગ, નર્ક, પૃથ્વી, ને જાગૃત, સ્વપ્નાદિક વિગરે સર્વે પડદાઓ ક્યાં ઉડી ગયા, તેનું જરાપણ ઠેકાણું જણાતું નથી. ખેરેખર સ્વપ્નારૂપ સર્વ અવસ્થાઓની ટચ્ચર (ખટપટ) દુર થઇને અલૌકિક ધડંગ (દેખાવ) હાજર થયો, છતાં સૃષ્ટિના તમામ નિયમોને તેનાપર ચાલનારા સર્વે પ્રાણીઓ અલ્પ કીડા જેવા કયાં ઉડી ગયા, તેનો જરાપણ પત્તો હાથ લાગતો નથી, આપણા દ્વૈત, દ્વૈતાદ્વૈત વિગરે ભાવો નષ્ટ થઇ અદ્વૈતભાવ ઉદય થઇ આવે છે. ને તેથીજ એમાં હુંજ ઇશ્વરછું, મારાવિના બીજો કોઇ પદાર્થ સલંગસુત્ર-આકાશની માફક અસ્તિત્વે સર્વત્ર વ્યાપક રહેલો જણાતો નથી, વાસ્તે હું પોતેજ દ્રષ્ટા, વકતા, શ્રવણ, ને મનનકર્તા રહેલો છું, એવો પવિત્રને કલ્પણારૂપ આનંદ દરશાઇ રહયો છે, આ આનંદમાં લિન્ન રેહેવાથી અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રળય ફકત સ્ફુર્ણે પ્રવાહમાં દ્રષ્ટિ ફેંકતાં થઇ આવે છે. ને તે દ્રષ્ટિ ખસેડતાં એ સર્વેનો નાશ થાય છે. તસ્માત્, આ ગુપ્ત ભાસના જ્ઞાનમાં લિન્ન રહેતાં આપણા મનની દશા, જીતેંદ્રિય, કલ્પના અનેક ભાવોમાંથી ચિત્તવૃત્તિ ને ધિક્કારનારી, પોતાના સર્વ કલ્પિત કર્મોનો પસ્તાવો કરનારી થઇ પડે છે. તેમ પોતાના નઠારા સંકલ્પો-નો નાશ અમુક પ્રકારના પવિત્ર જ્ઞાનથી કરવો એવો અનુભવ મળી આવે છે. ત્યારે સંપૂર્ણ વૈરાગ્ય સ્થિતિનું જ્ઞાન ઉદય થાય છે. તેમાં સ્ફુર્ણાના સર્વ ભાવોનો આત્મપરાયણ અર્થ કરવાનું સેહેજા સેહેજ જ્ઞાન મળે છે. ને ચિત્તવૃત્તિમાંથી તમામ ઉદ્દગારોના વિકારો શાંતપણાને પામે છે. ને તુર્યાવસ્થામાં અખંડ સર્વ વૃત્તિઓને કાયમ રાખવાનો નિશ્ચાર્થ થઇ આવે છે. તેથી તેની પ્રકૃતિ કલ્પનાવિરકત દ્રષ્ટાના અખંડ સ્વરૂપમાં જ્ઞાનાકૃતિથી લિન્ન રહે છે. દ્રશ્ય, દર્શનનો તિરસ્કાર પ્રગટે છે, સત્ય તત્ત્વના મહાન ઐશ્વર્યમાં સર્વ બ્રહ્માં-ડનો સમાવેશ સમજે છે. તેમજ સ્ફુર્ણ પ્રવાહના ગમનપણાને વિષે એકમ થઇ અનેક રૂપરૂપાંતરને પ્રાપ્ત થવાની શકિત ધરાવે છે. ને તેથી કરીને સ્વર્ગ, મૃત્યુ, પાતાળાદિક સ્થાનો-માં રહેલાં દેવી, દેવતા, પીર, પેગંબર, મનુષ્ય વિગરે પ્રાણીઓના હૃદયની હકીગત મેળવી, શકે છે કિંવા પોતાની ધારણા પ્રમાણે તેઓને ચલાવી શકે છે. આ પ્રસંગે મન, બુદ્ધિ તર્ક, વિચાર, ચિત્ત, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન વિગરેની આકૃતિમાં બીરાજી પોતાની ધારણાના નિશ્ચાર્થે મુજબ સર્વ બ્રહ્માંડનો વ્યહવાર ચલાવી શકે છે. તે પ્રસંગે વાંસના દ્રઢતા ને નિશ્ચાર્થ વિગરે ને શુદ્ધ ચૈતન્યમય આત્મભાવની આકૃતિમાં પાછા આકર્ષણ કરી શકે છે. ત્યારે તમામ તર્ક વિતર્ક ને કલ્પનાની ગતિઉપર પોતાના નિશ્ચાર્થ ને સ્પર્શ કરવા દેતી નથી. પણ એ સર્વ ને મિથ્યા સમજી આત્મજ્યોતિવાળા ચૈતન્ય ભાવમાં ધારણાના પ્રવા-

વાત જાણી જાયછે. કિંવા પોતાના ભાવ પ્રમાણે તેને ચલાવી શકેછે. એવા પુરૂષોને મુર્ખ પ્રજા સમરા કહેછે. સમરાનો અર્થ ભોળવી નાંખનારા, પણ એમ નહી કેમકે એવા મહાત્માઓના દર્શણથકી આપણું મન તદન તેના જ્ઞાન જેવું પવિત્ર થઇ જવાને લીધે જાણે આપણે સદા તેવા પુરૂષોની બેઠકને ચાહવાને લીધે તેનો કહ્યા પ્રમાણે કરીએછેએ. તાત્પર્ય કે પવિત્ર પુરૂષના દર્શણથકી પવિત્ર થઇ જવાયછે. તેથી કરીને તેના કહ્યા પ્રમાણે કરવાને સારૂં આપણું મન ઉસ્કેરાઇ રહેછે. સારાંશ કે આ ગુપ્ત ભાસના આ નિયમથકી એકજ પુરૂષ કાશી, હિમાલય, ફ્રાન્સ, અમેરીકા, વગેરે દેશોમાંના સર્વ લોકોને એકજ મિનિટપર જુદા જુદા આકારેમાં ભાસેછે કિંવા તેઓની સાથે અનેક પ્રસંગપર વાતચિત

હરૂપે અખંડ સ્થિર થઇ રહે છે, તેથી એનું નામ ઇથર પદાર્થ કિંવા સંયમની આકૃતિ ગણી છે. તસ્માત એ સર્વ આકૃતિઓ આત્માના શુદ્ધ ભાવમાંથી પ્રગટ થએલી છે. તોપણ એ સર્વની સંપૂર્ણ ગતિ ભાવના જેવી નથીજ, છતાં એ સ્થિતિમાં નિમગ્ન થએલા પુરૂષો કરોડો માણસની વસ્તિમાં એક બે જણા હશે. કાંઇ વિશેષ પુરૂષો અમારા જાણવામાં આવેલા નથી. તેથી એવા જ્ઞાનીઓના મગજ, અત્યંત ભારી, વજ્રવત્, અચલ વૃત્તિવાન, અંતરદ્રષ્ટિ પ્રેરક, મહાન સુક્ષ્મ જ્ઞાનમાં નિમગ્ન, સંપૂર્ણ સ્થિરતામાં લિન, ને અખંડ સુખદાયક પોતે પોતાને ભાસે છે. એવાઓના સિદ્ધાંત વાક્યમાંથી કિંવા વાણીવિલાસમાંથી અસંખ્ય જાતના ગુપ્ત ચમત્કારોનું જ્ઞાન આપણને થઇ આવે છે. પણ આપણે તે ગુપ્તજ્ઞાનના જ્ઞાનને નહીં સમજવા થકી ગુપ્ત ચમત્કારોનો લાભ બિલકુલ લઇ શકતા નથી. પણ જેઓ એવા પુરૂષની સંગતથી એના સિદ્ધાંતોને વાજબી સમજી શકયા છે. તે જ્ઞાનના હજારમાં હિસ્સામાંથી વિજળી, વૈમાન, વરાળયંત્ર વિગરેના શોધો પકડી કાઢયા છે. તાત્પર્ય કે, એવાઓના જ્ઞાન થકી સર્વ બ્રહ્માંડ તેઓની આજ્ઞામાં વર્ત્તે છે. તેથી આવા ગુપ્તભાસના પૂર્ણ અભ્યાસવાળાને આજ્ઞાપાળક સિદ્ધિ મળી કેહેવાય છે. એટલે આપણી સ્ફુર્ણાના ભાવનો કોઇ અનાદર કરી શકે નહીં કિંવા કોઇથી અનાદર થતો નથી. મતલબ કે, આપણા નિશ્ચે કરેલા ભાવોના નિશ્ચાર્થ ને કોઇ અટકાવી શકતું નથી. આવા પૂર્ણ જ્ઞાનીઓ સર્વત્ર વ્યાપક થઇ અકર્તા ભાવે રહી સર્વ વ્યહવાર અખંડ ચલાવ્યા કરે છે.

હવે આપણે જ્ઞાનરૂપી તારમાં લિન થયા. ત્યારે આપણું મન સ્વાસારૂપી પંચપાણોના ઐક્યતાવાળા સ્વરૂપમાં મળી જાય છે. તે પ્રસંગે પંચકર્મેંદ્રિયને પંચજ્ઞાનેંદ્રિયની સર્વ ઉપાધિ જેકે આ બાહ્યરૂપ સૃષ્ટિના જ્ઞાનવાળી કલ્પના આપણી કાયામાં પ્રગટ થતી નથી. પણ અંતઃકરણની અનેક વૃત્તિઓના ગુપ્ત ભાવાભાવમાં આપણુંમન સ્થિરપણામાં સ્થિર થઇ રહી, મન, બુદ્ધિ વિગરે તારોના પર જેજે ભાવનો હૃદયગત્ દ્રઢતાવાળો નિશ્ચાર્થ રમણ કરે છે. તેના ધસારાને જોયા કરે છે. ત્યારે અંતવાહકરૂપી ભાવ સૃષ્ટિઓ કેવા પ્રકારથી અનંત-કોટ બ્રહ્માંડોને પ્રગટ કરી શકે છે, તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થઇ આવે છે, આ જ્ઞાનમાં લિન થતી વખતે આપણા સર્વ પ્રાણવાયુઓ જળ તત્ત્વમાં મળી જાય છે, ને એ જળતત્ત્વ તેજ (અગ્નિ) માં એકત્ર બનતું સમજાય છે. ને એ તેજ (અગ્નિ) જ્ઞાન(આત્મા)રૂપી ઇશ્વરને વિષે મિશ્રિત બને છે, ત્યારે આપણી કાયા ના ષડ-ચક્રોને દશપ્રકારના ધ્વનિઓ કિંવા સર્વ કાયાની જાગૃત, સ્વપ્ન, સુષપ્ત્યાદિક અવસ્થાઓને પ્રગટ કરનારી આત્માની જ્યોતિના

ચલાવી શકેછે તેમજ પોતાના પાંચ સાત આકારે ધારણ કરી શકેછે. ને અહીંઆં તેઓ અખંડ સમાધિમાં રહેલો સર્વને દેખાયછે. ને પોતે આપણી માફક હુશિઆર થઇ દુર દેશોમાં કિંવા જગ્યામાં કેવા કેવા પ્રકારના બનાવો બનેછે વગેરેની ખબર આપણને અને આપણી ખબર તેઓને આપી શકેછે. તે એવી રીતે કે, પોતાના સ્ફુર્ણ પ્રવાહમાં સ્ફુર્ણના ભાવે પ્રવેશ કરી અંતઃકરણની અનેક વૃત્તિઓને જ્યોતિરૂપ વિજળી આકારમાં સર્વત્ર વ્યાપેલી જુએછે. ત્યારે તે દરશાયલી જ્યોતિ પોતાની જેવી સ્ફુર્ણા હોય તે સ્ફુર્ણાને યાદ કરી પેલી વૃત્તિઓને વિષે અતિસુક્ષ્મપણાથી ફેલાઇ જઇ પોતાનો ભાવ પેલા પુરૂષની સ્ફુર્ણામાં ઉદયને પામેછે. તે પ્રસંગે તે પુરૂષના મનમાં એમ આવે કે, આ

---

સર્વ પ્રકાશો, ને તે જ્યોતિને વિષે સદાવ્યાપક થએલી ત્રિપુટિ.(દ્રષ્ટા, દર્શને દ્રશ્ય, કર્તા, કર્મ ને કારણ) ને એનાથકી પ્રગટ થએલી પરા, પશ્યંતિ. મધ્યમાં ને વૈખરી વિગરે સ્ફુર્ણ પ્રવાહની વાચાઓ તેમજ અંતર દ્રષ્ટિજ્ઞાનવાળી અંતઃકરણની અનેક વૃત્તિઓ ઇત્યાદિક પ્રકારની અનેક કૃતિ બીલકુલ દરશાતી નથી. પણ કાંઇજ નહીં એવું જે અચંચળ નિરાકારી, શૂન્યાકૃતિવાળાં જ્યોતિ રહિત અવ્યક્ત તત્વનો એકાકારીપણાનો ભાસ પડે છે. આ પ્રસંગે આપણી સ્થૂલ (જડ)દેહ કાષ્ટવત્ બાહેરના જોનારા લોકોને દેખાય છે. ને આપણી અંતર દ્રષ્ટિ શુદ્ધ, અસંગ નિર્વિકાર ચૈતન્યતાના અખંડ સ્વરૂપ લિન થઇ જવાને લીધે સવિકલ્પ કિંવા નિર્વિકલ્પ સમાધિના અધ્યાસ વાળો પવીત્ર દેખાવનો પણ ભાસ રહેતો નથી. છતાં આપણે તદન મર્ણરૂપ અઘોર નિંદ્રામાં પડેલા પોતે પોતાને દેખાઇએ છીએ, ત્યારે આપણા જ્ઞાનતત્વની અનેક પ્રકારની દ્રઢતાવાળી અસંખ્ય વૃત્તિઓ, સ્ફુર્ણાઓ,ને તેના ભાવો ને દ્રઢતાથી પ્રગટ થએલી અનેક પ્રકારની કલ્પનાઓ, ને તે કલ્પનાએ ઉત્પન્ન કરેલાં પંચમાહાભૂતો વિગરે સર્વ દ્રશ્ય, દર્શન પદાર્થોનો તદન નાશ થયો હોય કિંવા તે પદાથા હતાજ નહીં, એવા મહાન અજાયબ ને અલૌકિક સર્વથી મહાદુર કોઇ મહાન અંધકારવાળા કિંવા પ્રકાશવાળા આશ્ચર્યકારક કોઇ ગુફાના ઓરડામાં સંતાઇ બેઠા હોય એવો સંપૂર્ણ વાણીથી વર્ણન નહીં થાય એવો આનંદરૂપ ચિતાર દરશાય છે. આ ચિતારની સ્થિતિ એક ધાભાં જેવી, સુમસામ આકૃતિમાં કાંઇજ નહીં એવાં અચંચળ નહીં પાળટનાર. નહીં હાલનારા અળગ દેખાવમાં ને તે દેખાવ તદન સર્વથી ન્યારો ને કોઇની નજરમાં ન આવે એવો તદન એકાન્તિક ગુપ્તભાસના રૂપમાં તદન દેખાય છે. ને એજ સ્થાનમાં અવિદ્યાના સંવેદનની તમામ ચિત્રવિચિત્ર સ્ફુર્તિની કલ્પનાથી આ અનંતકોટી બ્રહ્માંડો રચાઇ ગયલાં દરશાય છે. ને એ અવિદ્યાની સ્ફુર્તિના સંવેદનને એજસ્થાનમાં જ્યારે આપણે દુર કરીએ ત્યારે તમામ બ્રહ્માંડોનો નાશ થાય છે. તાત્પર્યકે આ જ્ઞાનરૂપ તાર એ તદન શુદ્ધ, કુટસ્થ, અસંગ ચૈતન્યનું પૂર્ણ સ્વરૂપ છે. તેથી કરીને એ જ્ઞાનરૂપ ઇશ્વરી સ્વરૂપમાં આપણી જ્યોતિ તદન ઐકયપણામાં મળી રહેલી જણાય છે. જેની શાથે આપણા અંતઃકરણની અનેક વૃત્તિઓ ઐક્યરૂપ થઇ જવાને લીધે આપણી અંતરજ્ઞાનદ્રષ્ટિ તદન બ્રહ્માકાર થઇ રહેલી દરશાય છે. ત્યારે એવું જ્ઞાન ઉદય થઇ આવે છે કે, આ કાંઇજ નહીં એવાં અચંચળ શુદ્ધ નિરાકારી તત્વનો દેખાવ નિરાકારી કાંઇજ નથી એવા રૂપમાં અખંડ સમજાય છે. ને ત્યાં ન જડ. ન ચૈતન્ય. ન પ્રકાશ ન અંધકાર. ન સાકાર ન નિરાકાર. ન એક ન બે

માહાપુરૂષ મારીસાથે અમુક કામ કરેછે કિંવા અમુક વસ્તુ મારી પાસે લઇ જાયછે કિંવા અમુક ખબર કહી કિંવા અમુક ચમત્કાર બનેછે. એટલું તે પુરૂષ પ્રત્યક્ષ જુએછે છતાં તેને તે વાતનું જ્ઞાન રહેતું નથી. એ નિઃશંસય બીના છે. પણ તેને કોઇ બીજો પુરૂષ કહે કે ભાઇ અમુક પુરૂષે તારી પાસે અમુક ચીજ માગી તે ત શા વાસ્તે આપી. ત્યારે તે કહે કે ભાઇ એ વાતનું મને ભાન તે સમયે રહ્યું ન હોતું, ખરેખર હું તદન ભોળવાઇ ગયો. એમ કહી બેસી રહેછે. તાત્પર્ય

---

ન સૃષ્ટિ ન દ્રષ્ટિ. ન લાભ ન અલાભ. ન દુઃખ ન સુખ ન કલ્પના ન જલ્પના. ન દ્વૈત ન અદ્વૈત. ન કર્તા ન ભોક્તા. ન જીવ ન શીવ. ન માયા ન કાયા. ઇત્યાદિ આદ્રશ્યરૂપ જગતની કોઇ પણ વસ્તુ દરશાતી નથી. જે ઉપરથી આસ્તિકો કહે છે કે, એ કાંઇજ નથી એવા દેખાવવાળા ચિતારને હમો નિરાકાર અચંચળ તત્ત્વ કહીએ છેયે. ને એજ તત્ત્વ સાક્ષાત્ આ સૃષ્ટિનું આદિકારણ છે. તેથી એ अस्ति ભાવ હમો ને. કર્તારૂપે દરશાય છે. પણ જેનો नास्ति ભાવ છે તેઓને એ ચિતાર તદન જડરૂપ દેખાય છે. વાસ્તે કરીને તમો નાસ્તિકો એ કાંઇજ નહીં એવા દેખાવને કર્તા તરીકે માનતા નથી. સારાંશ કે, નાસ્તિકોએ આ કાંઇજ નહીં એવા અચંચળ નિરાકારી દેખાવના ચિતારને અચંચળ તત્ત્વ રૂપમાં નહીં માનતાં ફક્ત કાંઇજ નહીં તે તત્ત્વ ન કેહેવાય ! એવા પ્રશ્નથી પોતાનો नास्ति ભાવ ગૃહણ કરી પક્ષ બાંધી મનો ચલાવ્યા છે. છતાં એ બેઉ પક્ષ-કારોનો સત્ય અનુભવ આ જગત્‌ના પૂર્ણ મૂળતત્ત્વના યથાર્થ શોધનવાળા જ્ઞાનમાંથી પ્રગટ કરેલો આ જગ્યામાં આપણે જોયો છે. તેથી કરીને નાસ્તિકો કાંઇ અજ્ઞાની નથી ને આસ્તિકો કાંઇ જ્ઞાની નથી. પણ એ બેઉ અનુભવી વિદ્વાનોનું જ્ઞાન સંપૂર્ણતા દરશાવનારૂં છે. છતાં એ જ્ઞાનમાંથી આપણે ભુલપણ કાઢવાની શક્તિ ધરાવતા નથી. કેમકે, એ અલૌકિક દેખાવનો ચિતાર આપણા ચૈતન્યથી ન્યારો પડતો નથી. તેથી કરીને એ ચિતાર આપણા શુદ્ધ કુટસ્થ. અસંગ ચૈતન્યનોજ છે. કાંઇ બીજાનો નથી. વાસ્તે કરીને પોતે પોતાને માન આપો કિંવા અપમાન આપો તો ખોટું કોઇને લાગનાર નથી. કેમકે બીજો કોઇ પોતાવિના રહેલો નથી. તસ્માત્. अस्ति ભાવ આ સૃષ્ટિ સ્વરૂપ ને તથા આ સર્વ કૃતિને સત્ય. દરશાવી આપણને ભયમાં નાખે છે કે, ઇશ્વર આપણને શિક્ષા કરશે ! ને नास्ति ભાવ-આ સૃષ્ટિ સ્વરૂપને તથા આ સર્વ કૃતિને અસત્ય દરશાવી આપણને અભયપણું બક્ષીસ કરે છે. ને ત્યારે ઇશ્વર નથી એવુ જ્ઞાન થવાને લીધે આપણને શિક્ષાની ધાસ્તી રહેતી નથી. સારાંશકે આ ભય ને અભયરૂપ જ્ઞાનમાં નાસ્તિક ને આસ્તિક એકજ સિદ્ધાંત્પર મચેલા છે. જેમાં આસ્તિક પોતાનું અભયપણું દરશાવવા સારૂં કહે છે કે, કાંઇજ નહીં એવુ જે અચંચળ નીરાકાર તત્ત્વ જે છે. તે અદ્વૈત સ્વરૂપી છે. એટલે આપણી કાયાનું ચૈતન્ય ને એ તત્ત્વવાળું ચૈતન્ય એકજરૂપ છે. તેથી આ સૃષ્ટિ એ એકજ ચૈતન્યથી બની છે. જેથી એકજ ચૈતન્યમાં ઇશ્વર, જીવ, માયા ઇત્યાદિ પદાર્થો નથી એમ કહી, પોતાના અનુભવજ્ઞાને કહે છે કે, આ જે કાંઇ છે તેતો શુદ્ધ ચૈતન્યરૂપ અદ્વૈતમય છે. વાસ્તે કરીને તું અભયરૂપ બનીજા, ને દ્વૈતરૂપભાવ નષ્ટ કર. એમ દરશાવી સિદ્ધ કરે છે કે, अहंब्रह्मास्मि. હું બ્રહ્મ છુ. એ માહાવાકયના જ્ઞાનથી આસ્તિક અભય બની સર્વ કલ્પનાનો ક્ષય કરે છે. એજ પ્રમાણે નાસ્તિકો પણ પોતાનું અભયપણું દરશાવવા સારૂં કહે છે કે, કાંઇજ નહીં એવા

કે, જ્યારે સ્ફુર્ણા સાથે સ્ફુર્ણા ભાવે અતિ સુક્ષ્મપણાથી લિન્ન થઇ ગયો, ત્યારે જેવો આપણો ભાવ પ્રગટ કરીએ કે તરત તેવો બનાવ બનેછે. જેમ વરસાદ આવ કહેતાંની સાથે વૃષ્ટિ થાયછે. ને પવન આવ કહેતાં પવન આવેછે. એવી રીતે જે જગ્યાનો ભાવ જેવા કર્તવ્યકર્મને સારૂં જેવી કલ્પનાથી કરીએ, કે તરત તે જગ્યા, તે કર્મ તે પાર કરી તેવી કલ્પના પ્રમાણે વ્યહવાર કરી બતાવેછે. આ જ્ઞાનમાં લિન્ન રહેનારા પુરૂષોને કામરૂપ સિદ્ધિ મળી કહેછે એટલે જેવી

---

દેખાવમાં જન્મ મર્ણ નથી. ને તે સ્વરૂપ ને આપણા મર્ણ સ્વરૂપનો દેખાવ એકજ આકૃતિનો છે. ને તે સ્વરૂપજ આપણી કાયામાં પ્રગટ થઇ આ જગતવ્યહવાર ચલાવે છે. તેથી આ સૃષ્ટિ તદન એકજ દેખાવથી બની છે. વાસ્તે કરીને એ એકજ ચૈતન્યમાં ઇશ્વર, જીવ, માયા ઇત્યાદિ પદાર્થો નથી, એમ કહી પોતાના અનુભવજ્ઞાને કહે છે કે, આ જે કાંઇ છે, તેતો તદન મર્ણરૂપ અઘોર નિંદ્રાની આકૃતિ છે. વાસ્તે કરીને તું પોતે અભયરૂપ બનીજા, ને દ્વૈતરૂપ અજ્ઞાની ભાવ નષ્ટ કર. એમ દરશાવી સિદ્ધ કરે છે કે, આ સર્વ અસત્ય છે. એ શ્રુતિના જ્ઞાનથી નાસ્તિક પોતે અભય બની સર્વ કલ્પનાનો ક્ષય કરી આ જગત્‌માં વિચાર્યા કરે છે. તસ્માત્, આ બંનેનો જ્ઞાનાનુભવ જોતાં એટલું તો સિદ્ધ થાય છે કે. કાંઇજ નહીં એવા દેખાવના ચિતારને બંનેધર્મના પુરૂષોએ યથાર્થ અનુભવ મેળવી જોયો છે, એ વાત ખરી. પણ એ બેઉમાં જન્મમર્ણ છે કે નહીં? એ પ્રશ્ન ઉપર નજર કરતાં એ બેઉ પુરૂષના જ્ઞાનમાંથી આપણે ખામી કાઢતા નથી. પણ એ બંનેની પકડાઇ ગએલી દલીલ ઉપરથી આપણને હવે સિદ્ધ થાય છે કે, अस्ति ભાવવાળા જ્ઞાનીઓને પોતાનો અનુભવ જન્મમર્ણ યથાર્થ દરશાવે છે. કિંવા તેનો અનુભવ જન્મમર્ણ કબુલ કરે છે. કિંવા એ अस्ति ભાવને ઉપલો ચિતાર જન્મમર્ણ દરશાવી મુકે છે તેથી જન્મમર્ણ છે. ને नास्ति ભાવવાળા જ્ઞાનીઓને પોતાનો અનુભવ જન્મમર્ણ યથાર્થ દેખાડતો નથી. કિંવા તેનો અનુભવ જન્મમર્ણ કબુલ કરતો નથી. કિંવા તેના नास्ति ભાવને ઉપલો ચિતાર જન્મમર્ણ દેખાડતો નથી. આ ઉપરના દોહન થકીજ નક્કિ થાય છે કે, શુદ્ધ, અસંગ, પવિત્ર એવું નિરાકાર અચંચળ તત્વ નાસ્તિક જેવા પોતાના અલૌકિકસ્વરૂપના જ્ઞાનના દેખાવ સંબંધી ઉલટ ભાવમાં રહી ધ્યાન કરનારા વિદ્વજનોને એ પવિત્ર ચીજ પુનર્જન્મનો દેખાવ જ્યારે તેઓના અંતઃકરણમાં દેખાડે, ત્યારે નાસ્તિકો પોતાના આવત જન્મમાં પ્રાપ્ત થનારાં દુષ્કૃત્ય કર્મના ફળને સારૂં નવી યોજના તેઓ રચે. કિંવા પરમાત્મા તત્ત્વમાંથી પોતાના ગુન્હાની માફી માગી આ જન્મમાં શુદ્ધ થઇ જાય, ને તેથી કરીને બીજો જન્મ કોઇ કાળે ધારણ કરી શકેજ નહીં. એજ મુળ તત્વને લીધે नास्ति ભાવવાળા વિદ્વજનોના અનુભવમાં પુનર્જન્મનો ભાસ દરશાતો નથી. આજ કારણથી શુદ્ધ, પવિત્ર પરમાત્મા अस्ति ભાવવાળા વિદ્વજનોના ઉપર કૃપાળુ રહી, પુનર્જન્મનો દેખાવ દેખાડે છે, એ તેની અનહદ કૃપાની નિશાની છે. કેમકે એજ જ્ઞાનને વેદ જેવા અલૌકિક ગ્રંથમાં યથાર્થ વર્ણવેલું આપણે જોઇએ છૈયે. વાસ્તે કરીને આપણે પણ પોતાના સંપૂર્ણ અનુભવમાં ઠસાવી નિશ્ચે કરવુ પડે છે કે, જ્યાં કાંઇજ નથી તેજ દેખાવનો ચિતાર આ સૃષ્ટિરૂપ છે. એટલે કે જ્યાં કાંઇજ નથી, એવા નીરાકારી દેખાવના અચંચળ ચિતારમાંથી આ સૃષ્ટિ રચનાનો બનાવ બન્યો છે. તેથી અદ્વૈત સ્વરૂપી એક નીરાકાર અચંચળ તત્વરૂપ ઇશ્વર સર્વત્ર

ઇચ્છા કરે તેવું સ્વરૂપ ધારણ કરે તે. સારાંશ કે, પોતાની ઇચ્છા પ્રમાણે વ્યહવાર કરી શકે છે. કેમકે અંતઃકરણમાં જે ભાવ દ્રઢ થયો હોય, તે દ્રઢ થએલા ભાવને અનુસાર જેજે. ચમત્કાર બનવાના હોય, તેજ બનાવ સંબંધી આપણે દ્રઢ ભાવ વિચાર પ્રગટ કરે છે. આ ગુપ્તભાસના અભ્યાસીઓ જ્યારે સ્ફુર્ણ ભાવે અતિ સુક્ષ્માકૃતિમાં સ્ફુર્ણારૂપ બને છે, ત્યારે લાખો કોશના પદાર્થ ને લાવી શકે છે. તે એવી રીતે કે. જ્યારે સ્ફુર્ણરૂપ બન્યા, ત્યારે જે વસ્તુ લાખો કોશપર હતી, તેજ વસ્તુ એની સ્ફુર્ણાની આકૃતિ હતી, તેથી જ્યારે પોતાની

છે. આ સ્થિતિના જ્ઞાનમાં લિન થનારા પુરૂષને અનુમિમત્ત સિદ્ધિ કહે છે. એટલે દેહમાં છ પ્રકારની લ્હેરથી રહિત થવું તે. મતલબ કે, મન, બુદ્ધિ વગેરે તારોની ગતિમાં ભાવો ન ઉત્પન્ન કરતાં આત્મભાવે નિર્વિકારપણામાં સ્થિર રહેવું તે. સારાંશ કે, અચિંત્ય ભાવમાં નિમગ્ન થવા થકી ઉપરની રચનાના જ્ઞાનને પ્રાપ્ત થવાય છેઃ છતાં પૂર્વકાળના મહાત્મા પંડિતોએ એજ જ્ઞાનનો સંપૂર્ણ અનુભવ મેળવી, તે અનુભવજ્ઞાનનું અનેક પ્રકારનું પૃથકકરણ કરી, તે કરેલા અનંત પ્રકારના પૃથકકરણમાંથી નિત્યને સત્રૂપ જ્ઞાનનું દોહન યાદ રાખી વેદ ને વેદાન્તશાસ્ત્રોના આકારોમાં લખી કાઢી ઉપર પ્રમાણે આપણને સત્ય પ્રમાણોથી સિદ્ધ કરી આપી ગયા છે. ને તે સિદ્ધતાવાળા જ્ઞાનના અનુભવે કરી આપણે આપણા સંકલ્પ વિકલ્પાત્મ અજ્ઞાનને દુર કરી શક્યા છે. તેથી એવા પરમાર્થિક વૃત્તિમા રહી જ્ઞાનરૂપ ખજાનાનો પરમાર્થ કરનાર પુરૂષોને આપણે શું ને કેવા પ્રકારનું ઇનામ આપીએ! સત્ય જોતાં આપણી પાસે ઇનામ આપવાનું કાંઇજ પુરૂષાર્થ નથી. તેથી આપણા અંતઃકરણની સર્વ મલિન વાસનાં ને ધિક્કારરૂપ વૃત્તિઓની નીચરૂપ દ્રઢતા ને તે વૃત્તિઓના પાપરૂપ નિશ્ચાર્થોને દુર કરી, આપણા અંતરમાં વ્યાપેલાં અજ્ઞાનનો નાશ કરી કિંવા આપણી અખંડ જ્યોતિમાં લિન રહી વાસ્લ્યભાવે કાંઇજ નહીં એવા અચળ નીરાકારી તત્ત્વના પૂર્ણ દેખાવવાળા સ્વરૂપ પાસે અત્યંત આગ્રહની સાથે માગી છેયે કે, એ પ્રભૂ! ઉપલા માહાઅનુભવીજ્ઞાની પુરૂષોને સદા તમારા અખંડ સ્વરૂપમાં રાખી મુકી અલૌકિક અનિર્વાચ્ય આનંદની મઝામાં અજર અમ્મર કરી મુકશો, એવી હમો આ મુક્તશાસ્ત્રના શ્રવણ મનન કરનારી તમામ મનુષ્ય જાતની ખરા અંતઃકરણની આગ્રહવાળી પ્રાથના છે, ને એ પ્રાર્થના ઉપર તમો સદા કૃપાળું બનો. તથાસ્તુંઃ!

આ ઉપરના જ્ઞાનરૂપી તારના અખંડ સ્વરૂપમાં નિમગ્ન થનારનો સ્વભાવ તદન ઉદાસી, કલ્પનાવિરક્ત, કંટાળારૂપ ને આ જગતના સર્વ પદાર્થોનો તિરસ્કાર કરનાર થઇ પડે છે. ને આ સર્વ કૃતિમાં મસ્ત થએલા પુરૂષોની સ્થિતિને તે તદન નર્કકીડારૂપ જાણે છે. ને એઓની કલ્પના, વિચારો, સમજ ને જ્ઞાન વગરે વસ્તુઓની ચેષ્ટાને પોતાના અનુભવી જ્ઞાન આગળ તદન પશુવત્ સમજે છે. ને પોતે પોતાના મનમાં કહે છે કે, હુ જ્યારે આ ઇંદ્રિયોના ધસારાપર જતો નથી, પણ મારા મનને આકર્ષિ કરી નિવૃત્તિ સ્વરૂપમાં નિમગ્ન કરૂં છું, તેમ તેમ એ નિવૃત્તરૂપ અંતઃકરણની શુદ્ધ દ્રઢતામાં વ્યાપક થઇ બીજાઓને મારી ધારણા પ્રમાણે એ ચલાવે છે. ને તેઓના બોલવા ચાલવાનું ધોરણ મારી કલ્પના પ્રમાણેનું દરશાય છે. આ દરશાયલા ધોરણને જો હું નહીં ગણકારી મારી તમામ કલ્પનાને જેમ જેમ દુર કરતો જાઊં, તેમ તેમ તે કલ્પનાની દ્રઢતા અંતઃકરણની અનેકવૃત્તિઓમાં પ્રગટ થઇ તુર્યાવસ્થાની સવિકલ્પ સમાધિને વિષે

સ્ફુર્ણાંમાં જ્યારે તે વસ્તુની ભાવના કીધી, એટલે તેજ વસ્તુના આકારમાં પોતાની સ્ફુર્ણા દેખાઇ એટલે તેજ વસ્તુનો આકાર પોતાની સ્ફુર્ણાએ ધારણ કરી લીધો, ત્યારે તે વસ્તુ જે જગ્યાપર હાજર હતી ત્યાંથી આ ધારણ કરેલા સ્ફુર્ણાના આકારમાં સમાઈ ગઇ. એટલે જે જગ્યાપર ઉપલી વસ્તુ હતી તે ત્યાં નહી સરખી થઇ ગઈ કિંવા તદન ત્યાં પ્રગટ થએલીજ નહીં, એવી રીતના વિસ્મૃતપણાને તેના જોનારાં મનુષ્યો પામી ગયાં કિંવા તે વસ્તુ તદન આ ધારણ કરેલી

---

દેવી, દેવતા, પીર, પેગંબર, સાધુસંત, ગુરૂ, જ્ઞાની વગેરેની આકૃતિ ધારણ કરી આપણને કહેછે કે, હમો તમોને આ એક ગુપ્ત મંત્ર આપીએ છૈયે. તે લેવાથી તમારા નામનો એક ધર્મ સૃષ્ટિમાં ચાલશે. તેમ આ જ્ઞાનના ધોરણ ઉપરથી તમો મર્ણ પામેલાઓને સજીવન કરી શકશો. ઈત્યાદિ પ્રકારના અનેક આકારો આપણી કાયામાં ખડા થઇ આપણા અંતઃકરણની દ્રઢતા પ્રમાણે ચાલતા જણાય છે. સારાંશકે ધ્યાનાવસ્થામાં અખંડ રેહેનારા મહાત્માઓને એવી રીતે અનેક પ્રકારના બનાવો બનતા જણાય છે. આ વાતને ગુપ્ત ભાસના વિદ્વાનો કોઇને કહેતા નથી, પણ પોતાના હૃદયમાં જાણે છે કે, આ સર્વ રચનાનો દેખાવ આપણા અંતઃકરણની વૃત્તિઓએ આપણી દ્રઢતાને અનુસાર દેખાડયો છે. તેથી કરીને અંતઃકરણની અસંખ્ય દ્રઢતાનો નાશ કરવો જોઇએ. કેમકે એ દેખાવ કાંઇ બાહેરની વસ્તુનો નથી. એમ નિશ્ચે માની એ સર્વ દેખાવને બંધનરૂપ જાણે છે. તેમજ આપણા સંસારી અજ્ઞાન લોકો એવા દેખાવને વિષે કહે છે કે મને તો સાક્ષાત્ પરમેશ્વર મળ્યા હતા. ને તેમણે પ્રસન્ન થઇ મારે મસ્તકે હાથ મુકી કહ્યું કે, તું ફરીથી ગર્ભવાસમાં આવશે નહી. સારાંશ કે, જે જે દેવનો કિંવા જે જે ઇષ્ટનો જે પુરૂષ ભક્ત હોય છે, તે ભક્ત તે દેવ કિંવા ઇષ્ટની પ્રાર્થના કર્યા કરી તેજ દેવનું ધ્યાન કરતો રહે છે. ત્યારે તેની કલ્પના તેજ ઇષ્ટની આકૃતિમાં ખડી થઇ તેની ભાવના પૂર્વક તે ઇષ્ટવાળી આકૃતિમાં બોલે છે. આ ઉપરથી તે મુર્ખ કહે છે કે, મને શ્રીકૃષ્ણ ભગવાન કિંવા આદમ કિંવા ઇશુ કિંવા ઋષભદેવ આવી મળ્યા હતા. તેનો પોશાક અમુક જાતનો હતો ઈત્યાદિ અનેક પ્રકારનું વર્ણન સદા કરતો રહે છે. પણ પૂર્ણ જ્ઞાનીઓ એ દેખાવને વૃત્તિનો દેખાવ જાણી કહે છે કે, જેવું દેહકષ્ટ, જેવી દ્રઢતા, જેવી ભાવના જેવો નિશ્ચાર્થ, જેવો વિશ્વાસ ને જેવી કલ્પના, તેને અનુસાર આપણી અંતર વૃત્તિ વ્યહવાર કરતી જણાય છે. વાસ્તે કરીને મહાત્મા જ્ઞાની કહે છે કે, નિવૃતિ માર્ગમાં રાત્ર દીવસ મચ્યા રેહેવાથી પણ કલ્પનાની સૃષ્ટિ રચના ચાલ્યા કરે છે ને પ્રવૃતિ માર્ગમાં રેહેવાથી ઇંદ્રિયોના નિયમે કરી પણ આ સૃષ્ટિ વ્યહવાર ચાલતો જણાય છે. સારાંશ કે નિવૃત્તિની રચના આ પ્રવૃતિના ધર્મને યથાર્થ મળતી છે. તેથી કરીને એ બેઉ ખટપટ દુર થાય ને સર્વત્ર અસંગ નિર્વિકાર આનંદમાં લિન રેહેવાય તો કેવું સારૂં, એમ કહી નિવૃત્તિ પ્રવૃત્તિના ધર્મથી કંટાળે છે. તસ્માત્ આવા પૂર્ણજ્ઞાની પુરૂષોનું મગજ તદન વજ્રવત્ અચળ ને સ્વયં પ્રકાશીત થઇ સર્વત્ર વ્યાપેલાં પ્રાણીમાત્રોની ચેષ્ટાના મુળને જાણવાવાળું થઇ રહે છે. એવા પૂર્ણ અનુભવી પુરૂષો કરોડો માણસની વસ્તીમાં એકાદ બે રહેલા છે. એવા પુરૂષોના દર્શણ કોઇકજ માહાભાગ્યવાન દૈવીઅંશનેજ પ્રાપ્ત થાય છે. ને એજ પુરૂષો સાક્ષાત્ ચૈતન્યરૂપ ઇશ્વર છે. બીજા ઇશ્વર રૂપ નથી. એ નિઃસંશયરૂપ બીના છે.

સ્ફુર્ણાના આકારે ખડી થઇ આવી, જે ઉપરથી સ્ફુર્ણાના ધારણકર્ત્તા પુરૂષે પોતાની ભાવના ઉપરથી તે વસ્તુને પોતાની પાસે હાજર થઇ ગએલી તેણે જોઇને તેના કહેવાથી સર્વ કોઇએ જોઇ. આ ઉપરથી સ્થુલબુદ્ધિના પુરૂષો કહે છે કે, લાખો કોશની વસ્તુ ત્યાંથી ઉડી જઇ એની સ્ફુર્ણામાં શી રીતે હાજર થઇ આવી પણ એમ નથી. એતો તે વસ્તુ જેના સંવેદનમાં પ્રગટ થઇ હતી, તેનામાંથી જતી રહી આ સ્ફુર્ણાવાળાંના સંવેદનમાં આવી. જેમ આપણે સ્વપ્નામાં વાઘ જોયો તે વાઘ આપણા સંવેદનમાંથી જતો રહ્યો. એટલે આપણા સંવેદનમાંથી નષ્ટ

---

આ ઉપરની પૂર્ણ જ્ઞાનરૂપ સ્થિતિમાં નિમગ્ન થએલા પુરૂષો સદા અમૃતરૂપ બની અનંત પ્રકારના જીવનપણાનો લાભ અખંડ લેતા જાય છે, છતાં એ લાભમાં જન્મમર્ણની સમજ પણ પડી આવે છે. કેમકે કાંઇજ નહીં એવી જે અચંચળ નીરાકારી અઘોર નિદ્રાનું સ્વરૂપ ધુંધુંકાર, હુંકાર, જંકાર, રંકાર. મર્ણમય, સુમસામવાળી એકાન્તિક અદર્શ ગુપ્તાકૃતિમાં રહેલું છે. છતાં એ રહેલી તુર્યાતિત ગુપ્તાકૃતિરૂપ અલૌકિક પદાર્થને વિષેથી અદર્શ ભાવે ન માલમ પડે એવી રીતે તેના પ્રકાશીત જળહળ સ્વરૂપની એક ઝળકરૂપી દ્રષ્ટિ થવાથી, આ થએલી દ્રષ્ટિ પેલા ગુપ્તાકૃતિવાળા અલૌકિક પદાર્થના અખંડ જ્યોતિવાળા અને સૂર્યાકૃતિમય કિર્ણોમાં પડે છે. કે તરત કિર્ણોમાંથી અમૃતરૂપ તેજ ઝરપે છે. તસ્માત આ અમૃતમય ઝરપનાર તેજના અનંત કિર્ણો થકી પંચમાહાભુત પ્રગટ થઇ જાય છે છતાં આ પ્રગટ થએલાં પંચમાહાભુત જે અમૃતરૂપ કિર્ણોમાંથી ઝરપે છે, તે સર્વ કિર્ણોનું મુળ જ્ઞાન છે. આ જ્ઞાનના સંવેદનવાળા આધાર ઉપરથી જન્મમર્ણ અખંડ દરશાયા કરે છે તે એવી રીતે કે, આ જ્ઞાનરૂપ અમૃતમય તેજ પોતાને વિષેથી ઝરપનારાં અનંત કિર્ણોની જ્યોતિએ કરી ચોતરફ ફેલાય છે, ત્યારે એનો પ્રથમ આકાર તેજરૂપ, પછી પ્રાણરૂપ બાદ મનરૂપ થાય છે. આ ગુપ્તકૃતિમાં પૂર્ણ અનુભવીઓ કહે છે કે, તુર્યાતિત અમૃતરૂપ ગુપ્તજગ્યામાં અખંડ લક્ષવાળા પુરૂષો એ ગુપ્ત રચનાનો લાભ યથાર્થ લે છે. ત્યારે તેઓ જન્મમાર્ણની કૃતિના જ્ઞાતા થઇ બેસે છે. કેમકે, એ ગુપ્ત એકાન્તિક મહાન અઘોરરૂપ અખંડ અમૃતમય નિદ્રામાંથી જે અલૌકિક અમૃતમય કિર્ણો ઝરપે છે, તેનાપર તેજ વસ્તુરૂપ આત્મા પોતે દ્રષ્ટિ ફેંકે છે કે તરત તે ફેંકેલી દ્રષ્ટિ સંબંધી ભાવ જીવાકૃતિ ધારણ કરે છે ને પોતે ફેંકેલી દ્રષ્ટિ જ્ઞાનરૂપે ખડી થાય છે, ને પેલાં અલૌકિક અમૃતમય કિર્ણોનું ઝરપવુ તે સંવેદન રૂપે જણાય છે, ત્યારે દ્રષ્ટિરૂપજ્ઞાન એ ઝરપનાર કિર્ણો સાથે એકરૂપ બની રહે છે. તેથી કરીને એ જ્ઞાનરૂપ દ્રષ્ટિમાં સંવેદનપણાની શક્તિ આવે છે. આ સંવેદનરૂપ શક્તિની પ્રાપ્તિ થકી અમુક પ્રકારનો સંવેદનવાળો પ્રવાહ એ જ્ઞાનરૂપ દ્રષ્ટિ પોતાને વિષે ચલાવે છે. તે પ્રસંગે સ્વપ્નાની માફક અમુક દેખાવ નજરે પડે છે. સારાંશ કે, જેની રીતે આપણે નિંદ્રામાં પડીએ છૈયે, ત્યારે કાંઇજ ભાસતું નથી, પણ આપણું જ્ઞાન ઊંઘના આનંદમાંથી ખસી ગયું ને જોવા લાગ્યું, ત્યારે જાણે એક શેહેરમાં ગયા. આ સમયે એક બીજી કાયા જે કે આપણી નિદ્રામાં પડનારી કાયાને વિષે સ્વપ્નાકારમાં ફરનારી પ્રગટ થઇ હતી તે, કિંવા એના જેવી બળકે બીજી કાયાના સયોગે આપણે શેહેરમાં ગયા, કે તરત ત્યાંના રાજા સાથે મીત્રાચારીનો સંબંધ ગોઠવાયાને લીધે એકદમ પ્રધાન બનાવી દીધા. સારાંશ કે, અનુભવ જ્ઞાને જોતાં આ જગ્યાપર તો આપણે નક્કિજ છપ્પર પુલંગ પર સુતેલાજ છૈયે. પણ આપણા જ્ઞાનના

થયો. ને બીજાના સંવેદનમાં હાજર થવાથી તેણે પોતાના સ્વપ્નામાં દીઠો. સારાંશ કે. આપણી કલ્પનાએ ધારણ કરેલો આકાર આપણે સર્વત્ર દેખીએ છીયે. તાત્પર્ય કે, આવા અનુભવી જ્ઞાનને નહીં જાણનારા આધુનિક વિદ્વાનો બકે છે કે, લાખો કોશપર રહેલી વસ્તુ ત્યાંથી ઉડે છે. ને તે વસ્તુ આકાશથી પણ સુક્ષ્મ હવા જેને ઇથર કહે છે. તેની માંહે તેની અતિસુક્ષ્મ અનંત રજકણોના આકારે પ્રવેશ પામી પેલા સિદ્ધિવાળા પુરૂષની પાસે આવે છે. ને તે સિદ્ધિવાળો પુરૂષ પુર્નપિ તે આકારને ઘડી શકે છે. આ વાત તદન અક્કલના ફાતીઆં જેવી છે. પણ સત્યજ્ઞાન એવું છે કે, પોતાનો જેવો સંકલ્પ તેવી દ્રઢતામાં તેવો આકાર ભાસે છે. એવા જ્ઞાનમાં રહેલા પુરૂષોને સંકલ્પ સિદ્ધિ મળી કહે છે. એટલે પોતાના સંકલ્પ પ્રમાણેની વસ્તુ પ્રાપ્ત કરવી તે. આવા સંકલ્પરૂપ ભાવને પ્રગટ કરનારા અભ્યાસીઓને જેવી સ્ફુર્ણામાં ભાવના પ્રગટ કરે કે તરત તે ભાવનાએ તેવોજ આકાર ધારણ કરેલો પોતે દેખે કિંવા કરે, ને સામાની સ્ફુર્ણામાં જાય છે, એ મહાવરાથી જંગલમાં મેદાન ને મેદાનમાં જંગલ બનાવી દે છે, એવા દાખલાઓ યોગવાસિષ્ઠમાં સંકલ્પસિદ્ધિના ઘણા છે. મતલબ કે, એ સ્ફુર્ણા ભાવથી પવનમાં પવનરૂપ બની પવન લાવે છે. વરસાદમાં વરસાદરૂપ બની વૃષ્ટિ લાવે છે, સૂર્યમાં પ-

---

સંવેદનવાળી કલ્પના એ આપણા અંતઃકરણની અનેક વૃત્તિઓમાં જગત્‌ભાવની દ્રઢતાનો નિશ્ચય કરવાથી એકદમ તે અનેક વૃત્તિઓ સ્વપ્ન જગતમાં હાજર થઇ આવી. તાત્પર્ય કે, એવી રીતે આપણા જ્ઞાનની કલ્પનાએ આપણો દેખાવ ને સ્વરૂપ એકદમ પલટાવી નાંખ્યા, જેમ કાળા પોશાકને બદલી શ્વેત પોશાક પેહેરીએ છીયે તેમ. કેમકે સ્વપ્નાનુભવે જોતાં એક કાયા સાથે નિદ્રાવંશ થયા હતા, છતાં તે કાયા બદલી કિંવા તેના જેવી કિંવા તેજ (પણ વ્યહુવાર કાળે જુદી) કિંવા બીજી કાયામાં પ્રધાન થયા. તસ્માત્ આ પ્રસંગે એક મોટું (જાગૃતના જેવું) જગત્ જેમાં પંચમાહાભૂત ને અનંતકોટ બ્રહ્માંડની સર્વ (જેવી જાગૃતમાં જોઇ હતી તેવી પોતાની કલ્પનાને મળતી) રચના દીઠી. છતાં એ સ્વપ્ન દૂર થયું કે તરત હૃદયજ્ઞાનના વિચારથી પ્રશ્ન થયો કે એ જગત્ કોણે બતાવ્યું? તો એ જગત્ આપણી નિંદ્રામાંથી ઉત્પન્ન થએલી જગત ભાવનાવાળા નિશ્ચાર્થની દ્રઢતાવાળી કલ્પનાએ બતાવ્યું. આ કૃતિ એવા પ્રકારથી થઇ કે, આપણી ઊંઘમાંથી જે જગત ભાવનો નિશ્ચાર્થ દ્રઢ થયો. ને તે દ્રઢ થએલાં ભાવનો પ્રતિબિંબ અંતઃકરણની અનેક વૃત્તિઓમાં પડયો. કે તરત સર્વે વૃત્તિઓ પોતપોતાના ન્યારા ન્યારા ભાવોને અનુસાર ઉપલા જગત ભાવવાળા નિશ્ચાર્થને જોવા લાગીઓ, તેમ જગતભાવવાળો નિશ્ચાર્થ ઉપલી વૃત્તિઓને તેના કર્માનુસારે વ્યહુવાર કરવા લાગ્યો, કિંવા આ જગત્‌ભાવવાળા નિશ્ચાર્થના પુણ્ય પ્રમાણે ઉપલી વૃત્તિઓ વ્યહુવાર કરવા લાગીયો એટલામાં આપણા જગત્‌ભાવવાળા નિશ્ચાર્થે કાયા ધારણ કીધી, ને એ કાયામાં રહેલા ભાવના નિશ્ચાર્થવાળી અનેક ધારણાઓ ઉપલી અનેક વૃત્તિઓમાં વ્યવહાર કરવા લાગીઓ, તેમાં આપણા ભાવની ધારણા એ અંતઃકરણની એક વૃત્તિને રાજાના રૂપમાં દીઠી, ને પોતે દોસ્તી બાંધી. ને બીજી અનેક વૃત્તિઓ અંતઃકરણમાં હતી, તે સર્વે તેમાં (સ્વપ્નામાં) સ્ત્રી, પુત્ર, કલત્ર, માતા, પિતા, ભાઇ ભાંડુ, ન્યાત જાત, દેશ વિદેશ વગેરેના જગત્‌રૂપ આકારો ધારણ કીધા, ત્યારે જુદી જુદી ધારણાએ

કાશરૂપ બની ગરમી આપે છે. મૃત્યુમાં મૃત્યુરૂપ બની સર્વનો સંહાર કરેછે. વિજળીમાં વિજળીરૂપ બની વિજળી પ્રગટ કરેછે. આ જ્ઞાનમાં લિન રહેલા પુરૂષને સ્વછંદ મૃત્યુસિદ્ધિ પ્રાપ્ત થઇ ગણેછે. તેથી એવા પુરૂષો પોતાની ઇચ્છા પ્રમાણે મૃત્યુ લાવેછે. સારાંશ કે જેવો ભાવ ધારણ કરે, તેવા ભાવવાળી આકૃતિમાં વિચરે છે, તેમાં તૃષા સમયે પાણીની ભાવના કરે ત્યારે તરસ દુર પળાયછે. ક્ષુધા સમયે તૃપ્તિની ભાવના કરે જેથી ભુખ દુર થતી જણાયછે. આવા પ્રકારના મહાવરાથી અજર, અમ્મર, બની જાયછે. ને પોતે સાક્ષાત્ સૃષ્ટિના આદિકારણ થઇ સર્વના આધારભૂત થઇ રહેછે. આ તમામ કૃતિ અંતઃકરણના સ્ફુર્ણપ્રવાહના મુળમાં એટલે પરાવાચાની જગ્યાપર કર્યા કરેછે. જેથી તેનામાં સર્વજ્ઞપણાનું જ્ઞાન ઉદય થઇ રહેછે. તેથી એ ગુપ્ત ભાસનાં અંતર દ્રષ્ટિરૂપ જ્ઞાનને અપરાજય સિદ્ધિ કહેછે, અર્થ એવો કે, કોઇથી પોતાનો નાશ થઇ શકતો નથી કિંવા પોતાની ભાવનાની દ્રઢતાઓને કોઇ અટકાવી શકતું નથી, મતલબ કે, એવા અભ્યાસથકી નવી સૃષ્ટિઓ સ્વઇચ્છાનુસાર પ્રગટ કરી શકે છે.

---

કરીને આપણો ઉપલો ભાવ એ સર્વેને બોલાવવા લાગ્યો. કે આ મારો પિતા, જેનાથી આ (સ્વપ્નરૂપ) કાયા પ્રગટ થઇ હતી તે! આ સ્વપ્નરૂપ પિતાના દર્શણ થકી કિંવા સ્વપ્ન દુર થયા પછી અનુભવજ્ઞાને જોતાં આપણે છેતરાવવા લાગ્યા. તે બીના એ છે કે, પેલો સ્વપ્નામાં દરશાયલો પિતા ખરો કે અનુભવજ્ઞાને જોતાં સ્વપ્નું ખરૂં! જુઓ કેવી છેતરબંડી, કે સ્વપ્નાનું જ્ઞાન પિતાને ખરો દેખાડે છે. ને અનુભવરૂપ જાગતનું જ્ઞાન સ્વપ્નાના પિતાને ખોટો ઠેરવી અંતઃકરણની અનેક વૃત્તિઓના દેખાવને વિષે ફેંકેલી ધારણાને ખરી ઠેરવે છે, તેથી આ જગ્યાપર આપણે નિષ્પક્ષપાત રીતના ન્યાયથી નક્કિ કબુલ કરીશું કે, સ્વપ્નુ આવ્યું તે ખરૂં, ને તે સ્વપ્નાના પિતા વગેરે સર્વ દેખાવ ખોટા, પણ આપણા ભાવની ધારણા ખરી. એવીજ રીતે મર્ણ પામ્યા બાદ જ્યારે આપણે કાંઇજ નહી એવાં અચંચળ નીરાકાર તત્વના પુર્ણ અમૃતરૂપ અસ્તિત્વમાં જાગીશું, ત્યારે સિદ્ધ થશે કે, આપણે જે જન્મ ધરીને આ સંસાર ભોગવ્યો છે તે તદન ઉપલી સ્વપ્નાની પેઠે ખોટો છે. છતાં આપણા આત્માનો જે જગત ભાવ દ્રઢ થયો હતો તે જગત્ ભાવે પોતાની ધારણા પ્રગટ કરી હતી ત્યારે આ સંસાર દેખાયો છે. આ ઉપરથી સત્ય જોતાં આ જગત્ નથી, પણ આપણા આત્માના અંતઃકરણની અનેક વૃત્તિઓમાં આપણા આત્માના જગત્ભાવની ધારણા રમણ કર્યા કરે છે. આ હૃદયગત ગુપ્ત રમણ આપણી અજ્ઞાનતાની ભુલથી આપણે પોતાની કાયામાં નહીં જોતાં આ બાહેરના જગતમાં જોવા જઇએ છૈયે, તેથી કરીને એ ગુપ્ત રચના આપણા હાથપર આવતી નથી. પણ જો આપણે એને પોતાની કાયામાં નિશ્ચે માની સમજી કરી તેમાંથી ખરા ખોટાની ભુલ દુર કરી ચાલીએ, ત્યારે આ સર્વ જગત્ કિંવા આપણા અંતઃકરણની અનેક વૃત્તિઓ માહા સુખ આપવા મંડી જાય છે. તાત્પર્ય કે, મલિન અંતઃકરણથકી વૃત્તિઓ આ સંસારમાં અનેક જાતના સંકટો આપે છે. ને શુધ્ધ અંતઃકરણ થકી માહા અલૌકિક સુખ મળે છે. મતલબ કે, આપણા પ્રગટ થયેલા ભાવની જેવી શુદ્ધ કિંવા અશુધ્ધ દ્રઢતા હોય, તે દ્રઢતા અનુસાર જન્મ મર્ણના સુખ દુઃખની રચના દેખાય છે.

આપણા સંસારી વર્ગના મનુષ્યોમાં સ્ફુર્ણાને વિષે જેવા ભાવો તેવી વાંસનાની આકૃતિ ધારણ કરતાં ન આવડવાથકી વૈખરીવાચાને રસ્તે પોતાની સર્વ વાંસનાના ગુપ્ત અંતઃકરણના ભાવોની દ્રઢતાને વાણીદ્વારએ ઇદ્રિંયો મારફત દરશાવેછે. પણ તેમાં અંતર્યામિ અંતઃકરણની વૃતિઓનું ચલનવળણ ન સમજવાને લીધે પોતાની વાંસનાને ઇદ્રિંયો અનેક મનોકલ્પિત માર્ગપર લઇ જાયછે. ત્યારે પોતાની વાંસના ફળોદયને આપશે કે નહીં ! એવા સંશય ઉપરથી અફસોસીમાં ગરકાવ થઇ મનોમન કલ્પિત્જ્ઞાને નિશ્ચે કરેછે કે, ફલાણા દેવની ભક્તિ કરવાથી તે દેવ આપણી ભાવના પ્રમાણે સંપૂર્ણ ફળોદયને આપ્યા વિના રહેશેજ નહીં. એવા અજ્ઞાનરૂપ મનોકલ્પિત ભાવથકી દેવી, દેવતા, પીર, પેગંબર, ભૂત, પ્રેત, ડાકણ શાકેણ, જક્ષ, કિન્નર, ઝાડ, પહાંડ, ઇત્યાદિઓની ભક્તિ કરવાનો સંપ્રદાય પડી ગયો છે. તેથી એ વ્યહવારને ચર્મચક્ષુનું જ્ઞાન કહેવામાં આવેછે. તાત્પર્ય કે, આ ચર્મચક્ષુ એટલે ઇદ્રિંયોના મનોકલ્પિત્ ધર્મના જ્ઞાનને કહેછે, એ ધર્મ ઉપર આપણા સંસારી વર્ગની સર્વ પ્રજા રાત્ર દિવસ વર્તેછે. ને તેથી કરીને અનેક પ્રકારની વેહેમની જાળમાં ફસી અનેક પ્રકારના દુઃખને પ્રાપ્ત

---

એવીજ રીતે કાંઇજ નહીં એવા અચંચળ નીરાકાર તત્વના પૂર્ણ અસ્તિત્વવાળાં માહાપ્રકાશીત અઘોર અમૃતમય નિંદ્રારૂપી મર્ણ સ્થાનમાંથી આપણુંજ્ઞાન સ્વપ્નાના જ્ઞાનની માફક જગત્ભાવમાં ઝળકે છે. તે સમયે આપણને જગત્ભાવ કાયાના આકારમા ઉત્પન્ન થએલો દેખાય છે. ને એ દેખાયલી કાયા ઉપરથી આપણા અંતઃકરણની અનેક વૃત્તિઓ આ જગત્સ્વરૂપમાં આપણા ભાવની ધારણાને દેખાય છે. છતાં એ જગત્સ્વરૂપ તે કયું? તો ઉપરનું અચંચળ નીરાકાર તત્વરૂપ અઘોર મર્ણમય અખંડ નિંદ્રા તે આ જગત્ આપણા ભાવની ધારણાને દેખાયું. ત્યારે આપણા ભાવની ધારણાવાળી કલ્પનાની વિશેષ ઉત્પત્તિ થવાને લીધે, ને ઉત્પત્તિવાળી કલ્પનાએ આ જગત્ની અસંખ્યાકૃતિઓને જુદા જુદા ભાવની દ્રઢતા થકી જોવા લાગી, કે તરત આ જગત્ના અનેક આકારો અનેક પ્રકારથી વ્યહવાર કરવા લાગ્યા. તેથી કરીને આપણા થયલા ભાવની દ્રઢતા, અંતઃકરણની અનેક વૃત્તિંઓમાં ધારણા ફેંકવા થકી એ ધારણારૂપી વૃત્તિઓનો ગુપ્તવ્યહવાર આ જગત્માં મા, બાપ, ભાઇભાંડુ. કુટુંબ કબીલો, ન્યાતજાત, સ્ત્રી, પુત્ર, કલત્ર, ધન, ધાન્ય, સુખદુઃખ, લાભ અલાભ વિગરેના અનેક આકારોમાં આપણી સન્મુખ ઉભો રહયો. છતાં એ સર્વ આકારોને આપણે જેવાજેવા ભાવમાં જોવા માંડીએ કે તરત તેઓ તેવાજ નિયમપર વ્યાપી આપણી સાથે વ્યહવાર કર્યા કરે. તે એવી રીતે કે, કોઇ ધર્માત્મા પુરૂષ છે તેને આપણે અધર્મિ માનીએ, ને અધર્મિ પુરૂષને ધર્માત્મા ગણીએ, ત્યારે તે ધર્માત્મા દેખાશે. તેમજ પંડિત્જન્ને મુર્ખ ગણીએ ને મુર્ખજન્ને વિષે પંડિત્નો ભાવ રજ્જુ કરીએ, ત્યારે તે પંડિત્રૂપમાં દરશાય છે. એવા પ્રકારથી આપણી દ્રઢતા હૃદયગત્ ભાવનાને અનુસાર સર્વ વૃત્તિઓમાં ઉદય થાય છે. સારાંશ કે, આપણા અંતર્યાંમિ ભાવની દ્રઢતા અંતઃકરણની વૃત્તિઓમાં જેવા જ્ઞાનને અનુસાર જેવી ભાવનામાં જોવા જઇએ, કે તેવીજ ભાવનાના પ્રમાણમાં વ્યહવાર કરતી નજરે પડે છે. તાત્પર્ય કે, વૃત્તિઓને વિષે ચિત્રવિચિત્ર ભાવના ગોઠવાયાથી ઉપરની તમામ વૃત્તિઓ અનેક પ્રકારના ચિત્રવિચિત્ર જાતના કૃત્યો આપણી

થાયછે. ને એઓના મનમાં દેહોની કૃતિ, ચેષ્ટા, ચલનવળણ, વ્યહવાર વિગેરેના જ્ઞાન ઉપરથી મનોમન કલ્પિત સ્વયં–કલ્પનાનું ધોરણ બાંધી તેના કાયદા ઉપર સર્વ બુદ્ધિ જ્ઞાનનો ઉપયોગ રાત્રદીવસ કર્યા કરેછે, જેથી કરીને તેનામાં અલ્પજ્ઞતા પ્રાપ્ત થવાને લીધે પોતે પોતાને નીચ બુદ્ધિજ્ઞાને જાણે છે, ત્યારે હું જીવ, હું પાપી, હું અજ્ઞાન, હું અલ્પજ્ઞ, હું નાશવંત, હું મોટો, હું સર્વ ભોગનો ભોક્તા ને કર્તા છું, મારાથકી આ સર્વ સંસાર ચાલેછે, આવા મિથ્યા મનોકલ્પિત જ્ઞાનમાં પ્રત્યેક મનુષ્યો પચી રહેલાં છે. ને તેથી કરીને તેઓના અંતઃકરણો માલન્નતાવાળાં હોવાથી તેનાં અંતઃકરણની સર્વ વૃત્તિઓ રાત્રદીવસ તેના સ્ફુર્ણપ્રવાહમાં વ્યાપક થઇ જવાને લીધે, જાગૃત, સ્વપ્નાદિક અવસ્થાઓમાં ભૂત, પ્રેત, દેવી, દેવતા ડાકેણ, શાકેણ વગેરેના આકારોમાં દરશાયા કરેછે, જેના દર્શણથકી તેઓનું મગજ આશા, તૃષ્ણા, લોભ, લાલચ, ઇર્ષા, કામ, ક્રોધ,

---

સાથે આ જગત્‌ના અનેક આકારોમાં બીરાજી કરે છે. ત્યારે તમો એ દરશાયલા જગત્‌ના અનેક આકારોની સાથે લડાઇ ટંટા, ફીસાદ, તોફાન વગેરે કરોછો. પણ તેના કરતાં તમો વિચાર કરોકે આ દુશ્મન મને મારવા આવે છે, એનું કારણ મારા અંતઃકરણની નીચ દ્રઢતા છે, એમ સમજી તમારા જ્ઞાનથી પાછી તે દ્રઢતા ને ફેરવી નાંખો, ને પોતાના મનમાં એવી ધારણા ધારો કે આ મારો મીત્ર છે, એ કાંઇ દુશ્મન નથી. એમ વિચારી દુશ્મન ભાવને દૂર કરો, કે તરત તે મીત્ર થઇ ઉભો રહેશે. એ નિઃસંશય બીના છે. જે ઉપરથી ગુપ્ત ભાસની કૃતિના જ્ઞાતાઓ અનુભવી જ્ઞાને કહે છે કે, આપણી અંતઃકરણની અનેક વૃત્તિઓમાં ભિન્નભિન્ન દ્રષ્ટિએ જોવું નહીં, પણ સર્વ વૃત્તિ આપણા ચૈતન્યરૂપ ભાવના જેવી શુદ્ધ, નિષ્કલંક, ને સુખકર્તા છે. તેથી કોઇ દુશ્મન નથી ને કોઇ મીત્ર નથી, પણ સર્વ આપણા જેવાં એકસરખાં આનંદરૂપ છે. એવી ભાવના દ્રઢ કરી સર્વેનું કલ્યાણ વાંચવું કે તરત તેઓ આપણુ શુભચિંતન કરશે, ને આપણા પર સ્નેહ પીતિ રાખવા માંડશે, તેથી કરીને ભિન્નભિન્ન દ્રષ્ટિ કરવી નહીં, સારાંશ કે, એવાજ પ્રકારથી આ વિશ્વના અનેક આકારો આપણી દ્રઢિત ભાવનાને અનુસાર સુખદુઃખ, લાભાલાભ, યશકીર્તિ, જ્ઞાનઅજ્ઞાન, વગરે અનંત જાતનું ઐશ્વર્ય આપતા જાય છે. તેથી એના માન આપવા પર ખુશી થશો નહીં તેમ અપમાન આપવા પર દીલગીર થશો નહીં કેમકે એ સર્વ તોફાન બાહેરના આકારો આપણી સાથે કરે છે. છતાં એ સર્વનો આધાર આપણી દ્રઢતાની ભાવના ઉપર છે. તેથી ભાવના પળટી દેશો કે તરત અપમાન આપનાર માન આપવા મંડી પડે છે. જેથી નિશ્ચે થાય છે કે એ સર્વ તોફાન આપણે પોતે પોતાની સમજ પૂર્વક કરીએ છૈયે. વાસ્તે એ સર્વ તોફાનનો વાંક આપણો પોતાનોજ છે. તેથી દીલગીર થવાનું કાંઇજ પ્રયોજન નથી. તાત્પર્ય કે, એ સર્વ રમણ જયારે આપણી દ્રઢતા ઉપર આધાર રાખી રહેલું છે, ત્યારે તો એ તમામ સારાનઠારાં રમણના ઉપર આપણે આનંદ પામી સંતોષ માનવો જોઇએ, નહીંતો અનેક ભાવાભાવની કલ્પના થકી આ વિશ્વની ખટપટ સદા ચિત્રવિચિત્ર કૃતિમાં દુઃખદાયી થઇ પડશે. મતલબકે, ભાવાભાવની ભિન્નભિન્ન કલ્પના થકીજ સૃષ્ટિ વ્યહવાર ચાલે છે. ઇત્યાદિ પ્રકારનું જ્ઞાન આપણા જ્ઞાનરૂપી તારના ઉપર ધ્યાન આપવાથી મળે છે.

મોહાદિક ધર્મમાં લિન્ન થઇ જવાથી અનેક પ્રકારના સંકટોમાં નાંખેછે. સારાંશ કે, આવા પ્રકારની સર્વ નીચ દ્રઢતાને લીધે તેનું અંતરજ્ઞાન, આહાર, નિંદ્રા, મૈથુન, ભય, પ્રીતિ, આળસ, ને આશાવાન ઇદ્રિંયોના ધર્મમાં સમાઇ રહેવાથી પશુવત્ લક્ષણોપર ચાલવાનું અખંડ પ્રસન્ન પડેછે. તેથી કરીને ધર્મ. નીતી, જ્ઞાનના પવિત્ર શોધોના દુશ્મન બની લડવાને તૈયાર થાયછે. ને રાત્રદીવસ પ્રત્યેકની ચાડી, ચુગલી, નિંદા, આપ બડાઇ, પ્રપંચ, કાવત્રાં કરવાના છિદ્રોને શોધતાં ફરેછે. ને તેના મન, બુદ્ધિ વગરે તત્વો જડત્વ ગુણને પ્રાપ્ત થવાથી તેના મનની દશા વ્યાકુલપણાને પામતી જાય છે, તેમ તેમ દયા, ક્ષમા, શાંતી, ભક્તિ, મૈત્રી ને વૈરાગ્યાદિક લક્ષણો તેને પ્રસન્ન પડતાં નથી. પણ ઇંદ્રિય[1] ધર્મરૂપ જ્ઞાનમાં પચી સંકલ્પ વિકલ્પ ઉઠાવ્યા કરે છે. ને કામ, ક્રોધ, લોભ, મોહ, મદાદિક ઉપાધિમાં લિન્ન થઇ પોતાના દુર્ગુણોના તમામ લક્ષણોને સામા મનુષ્યોમાં દેખે છે. ત્યારે બકવા માંડે છે કે, અમુક પુરૂષ ચોર છે. અમુક લુચ્ચો છે. અમુક

---

૧ ઇંદ્રિયધર્મ એટલે શબ્દ, સ્પર્સ, રૂપ, રસ ને ગંધ એઓના સ્વભાવપર વરતનારા પુરૂષોને વિષે કામ, ક્રોધ, લોભ, મોહ મદ ને મત્સરાદિક દુર્ગુણો પ્રવેશ કરે છે. ને તેથી એવા પુરૂષોમાં કેટલાએક કામાતુર પ્રકૃતિના, કેટલાએક ક્રોધાવેશમાં રેહેનારા કેટલાએક લોભાદિકમાં ચકચુર થએલા, કેટલાએક મોહને આધિન થએલા, કેટલાએક મદાંધ થઇને સ્વછંદપણામાં ફરનારા થઇ પડે છે, આવા પ્રકારના પુરૂષો લુચ્ચાઇ, લફંગાઇ, ચોરી, ચાડી બંડ, ફીતુર, ખુન વગેરે કરે છે. એઓની પ્રકૃતિ તદન દયાહીન, ક્રુરતાવાળી ને સ્વાર્થ ધર્મમાં લિન્ન રહેલી હોય છે. આ લોકો તદન અજ્ઞાન, આળસુ ને ઠોઠ બુદ્ધિના હોય છે. છતાં એવી પ્રજા થકી જગતમાં અધર્મ, અનાચાર ને પાપકર્મોની વૃદ્ધિ થઇ પડે છે. સારાંશ કે, આવા ધર્મહીન લોકોમાં નઠારાં કૃત્ય કરવાનો જાણે એક સંપ્રદાય પડી રહ્યો હોય એવું જણાય છે. તોપણ એ ધર્મથી વિરૂદ્ધ નીતીપર ચાલનારા જ્ઞાનાધિકારીઓ પોતાના જ્ઞાન સાથે ઇંદ્રિય સ્વભાવના ગેર ફાયદા સમજી તેમાંથી સત્ય અનુભવરૂપ જ્ઞાને જોઇ એ લોકોને વશ્ય કરી શકે છે. તે એવી રીતેકે, પ્રથમ એવા પુર્ણ અનુભવી પુરૂષો દીર્ઘ દ્રષ્ટિથી તપાસ કરે છે કે, કયા કયા પુરૂષો કયાં કયાં મોટાં કામના કરનારા છે. ને તેઓમાં કયા પ્રકારના દુર્ગુણો છે. ને તેઓને કયા કયા પુરૂષો સાથે દુશ્મનાવટ છે. ને તે દુશ્મનાવટવાળા પુરૂષો કયા પ્રકારના કૃત્યો કરે છે. ને તેનામાં કયા પ્રકારનું સામર્થ્ય છે. ઇત્યાદિ સર્વ પ્રકારની પ્રથમ બાતમી કાઢી પોતે એક સાધારણ કામ કરવા માંડી જાય છે. ને અનેક પુરૂષોની મીત્રાચારી રાખતો રાખતો ઉપલા પુરૂષનો સ્નેહ મેળવે છે. એ વિષે એક અનુભવીજ્ઞાની કહે છે કે, પ્રથમ આપણે એક રાજસ્થાનમાં રહ્યા, ને ત્યાં રહી એક વેપાર કરવા માંડયો તેમાં એવી રીત રાખી કે, રાજાના દુશ્મનોમાં જે જે બાહાદુર પુરૂષો હતા, તેને કહીએ કે ભાઇઓ રાજા તમોને નુકશાન કરતો જાય છે. તેથી ભીલ વગરેના લસ્કરનો જમાવ કરી ચઢાઇ કરશો તો ફત્તેહ પામશો. આવા પ્રકારની શુભેચ્છકપણાવાળી જીજ્ઞાસાને જોઇ તે પુરૂષો પોતાના દીલનીવાત કરે છે. પણ આપણે પ્રાણુજતાં તે વાત કોઇને કહેવી નહીં. જેથી પેલા પુરૂષ રાત્રદીવસ આપણનેજ પોતાનો સત્યમીત્ર ગણ્યા કરશે. આણીમેર દીવાન સાહેબ લોભી હોવાથી કહેવું કે, ભાઇ આ જીંદગાંનીમાં જે મેલવી લીધું તે ખરૂં નહીં તો

ઠગ છે, એવી રીતે તેને દરશાય છે. આ દોષદ્રષ્ટિ થકી તેનું જ્ઞાન અલ્પજ્ઞપણાને પ્રાપ્ત થઈ સંશય કરે છે કે, આપણી ધારણા એકદમ પાર પાડી આપે એવા દેવની ઉપાસના કરવી જોઈએ. એ ઉપરથી એ પુરૂષ પોતાના મનમાં કેટલાંએક નિત્યકર્મના પવિત્ર ધોરણો બાંધે છે. ને તે નિયમપર સદા વર્તવું એવો નિશ્ચાર્થ દ્રઢ કરે છે. આ નિત્યકર્મના નિયમમાં પ્રથમ પ્રાતઃકાળમાં ઉઠી, દંતધાવન, મુખમાર્જન, સ્નાનધ્યાન, સંધ્યાપુજા, જપતપ, હોમ હવન, મંત્રજાપ વગેરે શરૂ કરે છે. તેમ કોઈના મનમાં એવું આવે કે ગાયત્રી કાંઇજ કામની નથી પણ રામનામની પાંચમાળા ફેરવીશું એટલે સિદ્ધ થશે. આવા પ્રકારની મનોમન કલ્પિત જ્ઞાનવાળી દ્રઢતા થકી અનેક નિયમો પર ચાલે છે. તેમાં કોઈ તુળસીને પાણી ચઢાવે, કોઇ પીપર વ્રક્ષ પુજે, કોઇ હનુમાનની ઉપાસના કરે, કોઈ ગોપુજા,

---

આ તમામ આલપંપાળ છે. આ ઉપરથી દીવાન પોતાના દીલની વાત કહે તો રેહે છે. પણ જીવ જતાં બાહેર મુકવી નહીં, તેમ દરબાર વિષયી હોવાથી કહેવું કે, મહારાજ આપતો સાક્ષાત્ શ્રીકૃષ્ણરૂપ છો, તેથી આપણા દરબારમાં અપ્સરા મુર્તીઓ લાવવી એ ઠીક છે, ઈત્યાદિ પ્રકારથી તેની વૃત્તિને રૂચે તેવી વાર્તા કરવાથી તેનો સ્નેહ મેળવે છે. છતાં જીવ જાય તોપણ એ વાત કોઈને કહેવી નહીં, આણીમેર લસ્કરી સરદાર રાજ્યના સંભાળ તરફ વધારે કાળજી રાખે છે. તેથી તેને કહેવું કે, આપની દેખરેખ થકી પ્રજા ડરે છે. પણ મહારાજાનું ધ્યાન બરાબર નહીં હોવાથી આપની કદર કોઇ જાણે એમ નથી, શું. કરીએ નહીંતો આપ જેવાને દીવાન કીધા હોય તો પ્રજા કેવળ સુખી થાય, આ ઉપરથી તે પોતાના મનમાં સમજે કે આ પુરૂષ કેવળ લાયક છે. વાસ્તે આપણો મીત્ર કરીએ તો ઘણું સારૂં. એમ કહી વાત કરે કે ભાઈ, તમારા જેવા ડાહ્યા પુરૂષ મારી નજરમાં થોડા આવે છે. પણ થોડા દીવસ પછી બંડ સળગી ઉઠે એવું મને દરશાય છે. તેથી મારી માલમિલ્કત આપણા તાબામાં સોપુછું, આપણે કહ્યું કે બહુ સારૂં, આપ જ્યારે માગશો ત્યારે હાજર છે. તેમ એક રાજનો એલચી હતો, તે દીવાન, રાજા ને સરદારથી તદન કંટાળતો હતો, તેથી તેને આપણે કહીએ કે, ભાઈ તમારી કદર કોઇ વિદ્વાન દરબારમાં થાય એવી છે. આ ઉપરથી તે કહેવા લાગ્યો, ભાઈ મારો વિચાર નેપાળના રાજાને આ રાજ્ય પર લાવવાનો છે, તેથી તમો મારા કુટુંબની સંભાળ રાખશો. આપણે કહ્યું કે હું તમારોજ છું, તેથી જેવો હુકમ કરો તેવું કામ કરવા તૈયાર છુ. તેમ એક ધર્મગુરૂ હતો, તે દરબારના રણવાસ ને પ્રજાને અત્યંત પ્યારો થઇ પડયો હતો, ને તેનામાં સત્યજ્ઞાન તથા વેદધર્મનો પુનઃઉદય કરવાની ઘણીજ ઉત્કંઠા હતી. તે જોઈ આપણે કહ્યું કે મહારાજ, આપણા દરબારમાંથી ઘણાં બ્રાહ્મણો દેવસ્થાનની પુજા બદલ વર્ષાસન ખાયા કરે છે, ને તે બ્રાહ્મણોના યજમાન તરીકે ઘણી પ્રજા રહેલી છે. વાસ્તે એવો હુકમ કઢાવો કે જે બ્રાહ્મણ જે દેવનું વર્ષાસન ખાતો હોય, તેણે પોતાના યજમાનના બાળબચ્ચાંઓને રાત્રદીવસ કર્મ ઉપાસના ને જ્ઞાનકાંડનો યથાર્થ બોધ આપી સર્વે પ્રજાના બાળકોને ધાર્મિક વૃત્તિના કરી, નીતિમાં રહી સંસાર વ્યહવારના તમામ ધંધારોજગારનું જ્ઞાન આપવું. તે જ્ઞાનબદલ તે બ્રાહ્મણને તે યજમાનો દર ઘરદીઠ પાંચરૂપીઆનો સત્કાર કરે, ને એ કામમાં જે બ્રાહ્મણ લોકોમાં સારો કેહેવાશે, તેને દરબાર ઇનામી જમીન આપશે, આવા પ્રકારના ધોરણ થકી તમામ રાજ્યમાં

કોઇ દેવીજાપ, કોઇ સૂર્યસ્તુતિ, કોઇ મહાદેવનો અભિશેખ કરે, કોઈ માતાપિતાને પગેપડે, કોઈ આત્મધ્યાન, કોઇ સમાધિમાં રહે, કોઇ મંત્રસાધન, કોઇ નીરાકાર-ને માને, કોઈ ભૂત, પ્રેત, ડાકેણ, શાકેણના મંત્ર, તંત્ર જંત્ર વગેરેની અનેક ક્રિયાઓ શરૂ કરેછે. સારાંશ કે, આવા પ્રકારના મનોમન કલ્પિત જ્ઞાનના કર્તાકર્મ-ના ધોરણ ઉપર ચાલતાં પોતાના કાર્યો સિદ્ધ થતાં જાય, ત્યારે વળી અનેક પ્રકા-રના વધારે મનોમન ભાવે ટેક રાખે છે, તેમાં કાર્ય સિદ્ધ થએ પાંચ પચાસ બ્રાહ્મણ જમાડીશું. કોઇ સાધુઓને સિદ્ધાં આપવાનો ભાવ રાખે છે. કોઇ યાત્રા કરવાને, કોઈ દેવસ્થાન બાંધવાનો, કોઇ વ્રતો પાળવાનો, કોઇ સદાવ્રત જારી કર-વાનો, કોઇ અન્નછત્ર શરૂ કરે છે, કોઇ કુવા, તળાવ, વાવો, ધર્મશાળા, અનાથ મનુષ્ય રક્ષણગૃહ, બનાવી, તેમાં આંધળાં, લુલાં, પાંગળાંઓનું ભરણ પોષણ કરે છે, તાત્પર્ય કે, આવા પ્રકારના નિયમો ચર્મચક્ષુથી ઉત્પન્ન થએલા ભાવના ટેકની સિદ્ધિ અર્થે અલ્પજ્ઞ મનુષ્યોએ સ્થુલ દ્રષ્ટિના ભાવાભાવ પર ચલાવી મુકયા છે, આ હેતુ ઉપરથી તેઓ કહે છે કે, આપણા સર્વ કૃત્ય કરવાને દેવો મુખત્યાર

ધર્મનો ઉદય થઇ આવશે, ને સર્વે પ્રજા સત્યવાદિ પ્રગટ થઇ જશે. આ વિચાર ઉપરથી તે ધર્માચાર્ય મિત્રાચારી રાખવા લાગ્યો, ને તેની શાથે રણવાસમાં ઓળખ પડી આવી. ત્યારે ઝાલારાણી દરબારની નઠારી વરતુણુંક ઉપરથી કહેવા લાગી કે, હમારા રાજ્યના અમુક દર-બારીઓ થોડા દીવસમાં બંડ ઉઠાવશે, ને કદાચ રાજ્યને નુકશાન પહોંચ્યું. તે પ્રસંગે હમો તમારે આધારે છૈયે. આપણે કહ્યું કે ઇશ્વરનો સર્વને મોટો આધાર છે. ફીકર કરશો નહીં, તેમ એક મહાજનનો શેઠીઓ કોટયાધિપતિ હોવાથી દીવાન લુટી લેશે એવા ધાકથી ડરતો હતો, તેને કહ્યું કે, શેઠજી શાહેબ સર્વે પ્રજા તમારા કબજામાં છે, તો ડરો શાના ! દીવાનના શા ભાર કે તમારૂં નામ લઇશકે, શેઠીઆએ પોતીકા ગણી આપણને કહ્યું કે, ભાઇ મારી તમામ લક્ષ્મી તમોને સંતાડેલી બતાવું, તેને તમો સાચવી રાખશો ને હું દીવાળું કાઢી ગરીબ થઇને બેસું, આપણે કહ્યું બહુ સારૂ. તેમ એક આબરૂદાર પણ તદ્દન ગરીબ દેશાઈ હતો, તેની દીકરીના ઉપર દરબારની નાપાક દ્રષ્ટિ થઇ, તેથી બીક રીને છુપાવ્યા કરતો હતો, છતાં પુરૂષને મળી આપણે કહેવા લાગ્યા કે, દેશાઇજી શાહેબ તમામ રણવાસ દીવાન વગેરે મારા સ્નેહી છે તેથી ફીકર ન કરો, પણ તમોએ દુષ્કાળના વખતમાં તમામ ગરીબ લોકોની સંભાલ લીધી હતી તેથી ને લોકોની છાયામાં જઇ પડો તો સારૂં. આ ઉપરથી તેણે તમામ ખેડુત વર્ગની પ્રજાના પટેલીઆઓને એ વાત કહી દીધી ને તેઓએ હથીઆર બાંધવા કબુલાત આપી. આ વાત દેશાઇ આપણને કહી. સારાંશ કે, દરબાર, ધર્મગુરૂ, દીવાન, બંડખોર, શ્રીમંત, દેશાઇ, ને એલચી એટલા પુરૂષો આપણા દીલોજાન મીત્ર થયા. પણ તેમાં એકમેકની વાત જો આપણે કહેતા રહીએ તો જલદી આપણો નાશ થાય, પણ આપણે તો તેઓના સુખ દુ:ખમાં મન મેળવી, તેઓના દીલની ગુપ્ત વાત જાણી લઇ કોઇની વાત કહીએ પણ નહી, તેમ આપણા દીલની વાત ખોલીએ પણ નહી. જેથી કરીને તમામ મંડળી આપણાપર વિશ્વાસ રાખવા લાગી. ને આપણનેજ પોતાના મુરબ્બી રક્ષણ કર્તા માની બેઠી. એટલામાં બંડખોરેએ બંડ ઉઠાવ્યું કે દરબાર, દીવાન, રણવાસ આપણી છાયામાં આવી પડયા. ને પેલા બંડ-

છે, તેથી તે દેવોને પ્રસન્ન કરવા સારૂં અનેક પ્રકારના કલ્પિત્ મંત્ર, જંત્ર, તંત્ર, ક્રિયા, કર્મ, વિધિ, વગેરેના ચિત્રવિચિત્ર નિયમોના વર્ણનવાળા ગ્રંથો લખી મુકે-લા હોય છે. ને તે સર્વે ગ્રંથો ઇશ્વરકૃત્ય અનાદિ સૃષ્ટિસમયથી ચાલીઆવેલા છે, એવો પુરાવો દરશાવી બીજા અનેક મનુષ્યોને પોતાના પક્ષમાં ખેંચી લેછે. છતાં એ દેવોના વર્ણનમાં અતિષ યુકિત ભરેલી અસંખ્ય બીનામાં કહે છે કે, અ-મુક દેવોએ પોતાના અમુક ભકતને અમુક સમયે અમુક સંકટથી બચાવ્યો હતો, (આવા પુરાણોમાં અસંખ્ય દ્રષ્ટાંતમાં વિષ્ણુ શીવ ને શકિત વગેરેની મહીમાં દરશાવતાં વિષ્ણુજીના ચોવીસ અવતાર ને શીવપુરાણમાં માહાદેવજીના કૃત્યો, ને દેવીભાગવત્‌માં દેવીજીનું સામર્થ્ય દરશાવ્યું છે. સારાંશકે, એવાજ પ્રકારના વર્ણ-નો જૈન, બૌદ્ધ, મુસલમાન, પારસી ઇસ્રાએલ વગરે સૃષ્ટિમાં જેટલા ધર્મો ચાલ્યા

---

ખોરની ફત્તેહ થઇ, કે તરત ખેડુત વર્ગે હથીઆર બાંધ્યા, આપણી મેર એલચી લશ્કર લાવ્યો, ત્યારે સરદાર ધર્મગુરૂ, શ્રીમંત શેઠીઆ મંડળ આપણી છાયામાં આવી પડયાં. હવે આખા દેશની તમામ પ્રજાનો ને તેના કામ ચલાવનાર પુરૂષોના આધારભૂત આપણે થઇ પડયા. તેથી સર્વે લોકો એકસંપ થઇ વિશ્વાસ લાવી આપણને કહેવા લાગ્યા કે, તમો જેવી સલાહ આપો તેવો અમળ હમો કરીએ, કે તરત આપણે દરબાર ને દીવાન શાહે-બને દુર કરી ધર્મ ગુરૂને દીવાન કીધા, ને પેલા દેશાઇને નાએબ દીવાન બનાવ્યો, ને પેલા એલચીને રાજ્યના કાયદા બાંધવાનું કામ સોંપ્યું. ને સરદારને લશ્કર આપ્યું. તેમ બંડ-ખોરોના તમામ હુકો હવાલે કીધા, ને વેપારીઓના નુકશાનને બંધ પાડયું. પછી કહ્યું કે તમારી નજરમાં આવે તેની ગાદી ઉપર બેસાડો, ત્યારે સર્વ પ્રજાએ આપણને પસંદ કીધા, પણ આપણે રાજાના કુંવરને ગાદીપર બેસાડી ઉપલા પુરૂષોની મંડલી મારફત રા-જ્ય કરવા લાગ્યા.' તાત્પર્ય કે જે પુરૂષો પ્રત્યેક મનુષ્યોની વૃત્તિની રૂચીને અનુસાર ચાલેછે. તેવાજ પુરૂષો મોટાં કામો કરી શકે છે. વાસ્તે કરીને એવાં મોટાં મગજની સમજપર કાયમ રેહેનારાઓમાં શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણજી વગરે તમામ ધર્માચાર્યો જેઓએ પોતાનો ધર્મ જગત્‌માં રહેલી લાખો મનુષ્યની પ્રજા પર ચલાવ્યો છે. તેઓ એવાજ પ્રકારના અ-નુભવી જ્ઞાનના માલીકો હતા, તેમ જેઓ રાજય સ્થાપન કરી ગયા છે, તેઓ પણ એવાજ પ્રકારની નીતીના ચાલનારા હતા, તેથી કરીને તેમો સર્વ શ્રવણને મનન કર્તાઓ દીર્ઘ દૃષ્ટિનો અનુભવ મેળવી પ્રત્યેક કૃત્યો કરશો તો મોટાં કામનો યશ મેલવી શકશોજ એ નિઃસંશય બીના છે. કેમકે જેની જેવી ભાવના, સમજ, વરતુણુંક ને કલ્પના હોય તેની સાથે તેવા પ્રકારની ભાવના, સમજ વરતુણુંક ને કલ્પના રાખી ચાલવા થકી સંપૂર્ણ મી-ત્રાચારી બને છે. વાસ્તે કરીને તમો લોકો નીચ પ્રજાની માફક છાલકાં મગજ રાખી જેનાં જેવાં કર્મ હોય તેને તમો જાહેર મુકશો ત્યારે તો તમોને મોટાં નુકશાનનો સંભવ રહેછે. તેમ તમો તદન સત્યવાદીપણું રાખી અસત્યવાદિઓની નિંદા કરશો ત્યારે તો તમારા ઘણાં દુશ્મન બની તમોને પાયમાળી પર લાવી નાંખશે. તેથી કરીને સર્વ સાથે હદમાં રહી સર્વના દુઃખમાં ભાગ ભરતા હોય એવી રહેણી બતાવી કિંવા બને તો મેહે-નત કરવીને સામાનું ભલું થાય એવા ઉદ્યોગમાં મચી રહેતાં તમો સર્વે પ્રજામાં ઇશ્વર-રૂપ ગણાઇ જશો. કેમકે મહાન પુરૂષો એવા અક્કલવાન હોય છે કે પ્રત્યેક મનુષ્યના

છે. ને હાલ ચાલે છે. તે સર્વેમાં એવાજ પ્રકારની ખુબીઓ રહેલીછે) તેથી આપણે જો તેજ નિયમપર કાયમ થઇશું ત્યારે તો આપણી આકૃતોનો તેઓ કરી શકશે, જે ઉપરથી તે દેવોના સામર્થ્ય વગેરેના એશ્વર્યવાળાં ચરીત્રોનું આશ્ચર્યકારક વર્ણન ગ્રંથોમાં દરશાવે છે. ને તેઓ કેવા ધોરણપર ચાલવાથી પ્રસન્ન થાય છે તેને સારૂં હજારો પ્રકારના મંત્ર, જંત્ર, ક્રિયાકર્મ, અનુષ્ઠાન, વિધિ વગેરેના નિયમો પણ દરશાવ્યા છે. તસ્માત્ આવા ધોરણપર વર્તનારાઓના કાર્ય સિદ્ધ થયા પછી તે પુરૂષોની સંપૂર્ણ આસ્તા તે દેવના ઉપર બેસે છે. જે ઉપરથી તે દેવની ખુબી તે પુરૂષ સર્વ મનુષ્યની અગાડી વર્ણન કરી કહેતો ફરે છે કે એના જેવો પ્રત્યક્ષ જાગતો જ્યોતરૂપ દેવ આ વર્તમાનકાળમાં બીજો નથી, સારાંશ કે આવા પ્રકારથી સ્થુલ બુદ્ધિના મનુષ્યોને ચર્મચક્ષુનું જ્ઞાન ભ્રાંતિ (ભુલ)માં નાંખી રહ્યું છે. તાત્પર્ય કે, ઉપરના અજ્ઞાનરૂપ અસત્ય કલ્પિત મીથ્યા જ્ઞાનને સત્ય માનીને પ્રત્યેક મનુષ્યો ચાલ્યાં છે. તેથી કરીને અજ્ઞાનતાનો ગુંચવાડો નહીં નિકળતાં ઓર જ્યાંદે વૃદ્ધિપણાને પ્રાપ્ત થતો જાય છે. તેથી કરીને એવા મનુષ્યો વિશેષ બાયલાં, બિકણ, વેહેમી ને હોઠ બનતાં રહે છે. ત્યારે એક જુદાજ પ્રકારની ગમત નિકળી

---

ચહેરા ઉપરથી તેના હૃદયના ભાવો સમજી જઇ તેને પસંદ પડતા માર્ગ પર એવા તો લઇ જાય છે કે તેથી કરીને તે પુરૂષ તેના કહ્યામાં રહી પડેછે. છતાં પોતે કયા ધોરણપર ચાલે છે. તે બીલકુલ જરા પણ કોઇના જાણવામાં આવવા દેતા નથી, તેમ પોતે કયા પ્રકારના કઇ જાતના કર્તવ્ય કર્મો કરે છે. તે સર્વેની હકીગત તે કૃત્યો થયા પછી પ્રજા જાણે છે. પણ પહેલાં તેની હકીગત કહેતા નથી. આવા પ્રકારની વરતુર્ણક રાખનારા પુરૂષો રાજ્ય, ધર્મના ઉથલ પાથલ કૃત્યો કરેછે. ને તેના પર આખો જગત્નો આધાર થઇ પડેછે. ને પાછલથી તે પોતાનું ચાહ્યૂં કરે છે. ખરેખર એવા લોકો સારા નઠારા, પાપ પુણ્ય, ઊંચ નીચ જાતીના ધર્મો વા વ્યહવારોમાં રાત્ર દીવસ પડી રહી અનેક પ્રકારનું જ્ઞાન મેળવે છે, ને પોતે લુચ્ચા, લફંગા, ડાહ્યા, જ્ઞાની, ચોર સાહુકાર, ચંડાલ ધર્મિ, જંગલી શેહેરી સુખી દુઃખી ગાંડા, ચતુર, મુર્ખ પંડિત, શ્રીમંત ગરીબ વગરે સર્વ સ્થિતિના મનુષ્યો સાથે પ્રિતિ રાખે છે. ને તમામની હકીગતથી વાકેફ થઇ પોતે જુદાજ પ્રકારના સમયાનુસાર જ્ઞાન પર જીંદગાની ગુજારે છે. આવા પુરૂષો પ્રપંચી કેહવાતા નથી, કેમકે પ્રપંચી એટલે ખટપટ કરી બીજાને નુકશાનીમાં નાંખનાર પુરૂષોને કહે છે. પણ આવા પુરૂષો તો સર્વેનો સંભાળ લેનારો પરમાર્થિમાં ખપે છે. તાત્પર્ય કે, પ્રપંચને પરમાર્થ કર્મની રીતભાત, વરતુર્ણકમાં ફેર નથી. એ તો બેઊના સરખા છે. પણ પ્રપંચીઓ અનેકના સ્વાર્થને નુકશાનમાં નાંખે છે. ને આ પુરૂષ તો સર્વેના સ્વાર્થને લાભ આપી પોતાનો લાભ લે છે. એવા પુરૂષોમાં સત્યવાદી હરીશ્ચંદ્ર, ભરથરી, વિક્રમ, ભોજ વગેરે ગણાઇ ગયા છે. તેથી તમો સર્વે પ્રજા ઇંદ્રિય ધર્મના ગુપ્ત અનુભવ રૂપ જ્ઞાનમાં ચાલતા શિખો ને પરમાર્થ રૂપ જ્ઞાનની ઉપર પ્રમાણેની રહેણીમાં કાયમ થાઓ, ત્યારે તમો તમારી, તમારાં સગાં સ્નેહીઓની, ધર્મની, દેશની સ્થિતિ સુધારી શકવાને શકિતવાન થશો,' નહી તો બીલકુલ આશા રાખવી વ્યર્થ છે. તેથી તમોને એ જ્ઞાનને રેહેણી જલદી પ્રાપ્ત થાઓ એવી હમારી અનુભવી જ્ઞાનીઓને પ્રાર્થના છે, ઉસ્તુ :

આવે છે. તે એવીકે, કોઇ પુરૂષની કલ્પના વિષ્ણુદેવથી ફળીભૂત થઇ ને કોઇની કલ્પના દેવીથી ફળીભૂત થઇ, કોઇની પીરથી ફળીભૂત, સારાંશ કે એવા પ્રકારથી અનેક મનુષ્યોની કલ્પના અનેક પ્રકારથી ફળોદયને આપેછે, તેમાં જે પુરૂષની કલ્પના જે દેવથી જે નિયમથી ફળીભૂત થઈ, તેથી તે પુરૂષ તે દેવની ને તે નિયમની મુક્તત્વતાનું વર્ણન સુશોભિત રસિક ને મોહ ઉપજાવે એવું બનાવી સર્વ પ્રજાને કહેતો ફરેછે. આ ઉપરથી અલ્પજ્ઞ દ્રષ્ટિવાન લોકો લાંબો વિચાર ન કરતાં તેજ વાતને સત્યમાની તેના કહ્યા પ્રમાણે વર્તે છે. ત્યારે તે મુર્ખ, જંગલી અભાણ, ને અજ્ઞાન પુરૂષ તે પ્રજામાં એક મહાન મોટો દેવ જેવો મનાઇ જાયછે. ને પ્રસંગ આવે પોતાના શિષ્યો પાસે પોતેજ સાક્ષાત્ પરમેશ્વર છે એવી રીતે દ્રઢ કરાવી પોતાની મુર્તિ, છબી વગેરેની પુજા પાત્રી કરાવે છે. આવા નિયમ સર્વ ધર્મમાં ચાલેલા છે તેથી વિશેષ વર્ણન કરવાનું કાંઇ પ્રયોજન નથી, સારાંશ કે આપણા પુરાણ [1] ધર્મથકી વિશેષ અંધેર વેદોક્તધર્મમાં થઇ પડયું છે. તોપણ ષડ—શાસ્ત્રના જ્ઞાતાઓએ ભિન્ન ભિન્ન સિદ્ધાંતો પ્રગટ કરીને

---

૧. પુરાણમાં વિષ્ણુનો અર્થ એક ચૈતન્ય રૂપ આત્મા કરેલો છે. ને શીવનો અર્થ કલ્યાણ થાય છે. ને શકિતનો અર્થ કૌવત થાય છે. મતલબ કે જે એક આત્મા સર્વત્ર રહ્યો છે. તેની સ્તુતિ અર્થે તેને કલ્યાણરૂપ ગણી શીવ કહ્યો, તેને ચૈતન્ય રૂપ આત્મા માની વિષ્ણુ કહ્યો. તેને કૌવત રૂપ જાણી શકિત કહ્યો. છતાં જ્ઞાન રૂપ વેદાંતના ભાવાર્થને દૂર મુકી જુદાંજ પ્રકારની યુકિતઓ કામે લગાડી. તેમાં કહ્યું કે, વિષ્ણુ ભગવાન સર્વત્ર વ્યાપક થઇ રહેલા છે. છતાં તે વૈકુંઠમાં રહે છે. ને શીવજી અખંડ જોગી થઇ કૈલાસમાં વસ્યા છે ને શકિત સર્વત્ર વ્યાપક થઇ ગયલી છે. તેમાં જે મનુષ્યો જે દેવના ભકત હોય તેને તે દેવ દર્શન આપી દુઃખ દ્રારિદ્ર દુર કરી પોતાના ધામમાં રાખે છે. એવાં કર્તવ્ય-કર્મ સારૂ વિષ્ણુ ભગવાને ચોવીસ જન્મ લીધા હતા, તેમ શીવજીએ પણ પોતાના ભકતોને અત્યંત લાભ આપ્યો છે. ને શકિતજી જયારે એ બેઉ દેવોથી જે કામ નહીં થાય ત્યારે પોતે તે કામ કરી આપે છે. સારાંશ કે આવા પ્રકારની અજ્ઞાનતાવાળી પ્રજા ઉત્પન્ન થવાને લીધે આ આર્યાવર્ત ભૂમિમાં મુર્ખ ધર્માભિમાનીઓ વેદમાં દરશાવેલા ૩૩ દેવોને એક બાજુપર મુકી તેત્રીસ કોટી દેવોનું કલ્પિત વર્ણન કરવાને અજ્ઞાનરૂપ ધર્માચાર્યો ચુકયા નથી, ને તેથી કરીને સત્યજ્ઞાન રૂપ વેદોક્ત ધર્મના ખરાં મુળતત્વો છુપાં રહી ગયાં ને વચ્ચમાં તદન ખોટું ટીપ્પળ વૃદ્ધિને પામ્યું. ત્યારે અનેક ધર્મો પ્રગટ (આગળ વાંચી ગયા તે) થઇ આવ્યા, ને મિથ્યા કલ્પિત ધર્મો સત્ય ધર્મ તરીકે મનાઇ ગયા, આટલું છતાં પ્રજા બિચારી એવી તો અજ્ઞાન થઇ કે જે પુરૂષ જે વાત કહે તેજ વાતનો કર્તા પુરૂષજ સાક્ષાત પરમેશ્વર. જે ઉપરથી કેટલાએક ધર્મોમાં ધર્મના ઉત્પન્ન કર્તા પુરૂષજ સાક્ષાત પરમેશ્વર થઇ બેઠા છે. તેમાં મુખ્ય કરીને કબીર, રામાનંદ, વલ્લભાચાર્ય. સ્વામી નારાયણ, ગોરખ, મછંદર વગેરે ઘણાઓ છે. છતાં પૂર્વકાળના મહાત્મા શાસ્ત્રકર્તા ઋષિઓને કોઇએ પરમેશ્વર માન્યા નથી એ કેવું આશ્ચર્ય ! કેમકે શાસ્ત્ર કર્ત્તા ઋષિયો થકી તો સર્વ ધર્મના સિદ્ધાન્તોના આધારે પ્રગટ થએલા છે. એવા સિદ્ધાન્ત પ્રગટ કર્તાઓને બાતલ કરી ફકત્ જુદા ધર્મનું નામ આપી ટીલાં ટપકાં કરાવનારા આચાર્યોને પરમેશ્વર માન્યા એ

પોતાના જ્ઞાનમાંથી નિર્ણયરૂપ યોગ—જ્ઞાન સર્વ પ્રજાને બક્ષિસ કરી દીધું છે. ને તે યોગજ્ઞાનનું ખરાપણું તપાસવાને સારૂં વેદાંતરૂપ 'કસોટીના નિયમોને સત્યમાની પોતાના ધર્મનું સત્યાભિમાન સર્વત્ર ખુલ્લું પાડ્યું છે. ને તેમાં સ્પષ્ટપણે કહેતા આવ્યા છે કે, પોતાનો આત્માજ સર્વ સૃષ્ટિનું આદિકારણ છે. ને ઉપાદાન કારણમાં અંતઃકરણમાં વ્યાપેલું અજ્ઞાન છે. આ અજ્ઞાનતાની જેટલી કલ્પના થાય તેટલી કલ્પનાને અસંગ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માની જ્યોતિમાં મેળવી દેવાથકી અંતઃકરણની અનેક વૃત્તિઓમાં સ્ફુર્ણ પ્રવાહ કેવા પ્રકારથી પોતાના સંવેદનમાં વ્યાપક થઇને જન્મથી માર્ગકાળ પર્યંતમાં ભવિષ્ય રચના દેખાડેછે. તે આ ભવિષ્યકૃતિથી સ્પષ્ટ થશે.

---

કેવી અજાયબી! તોપણ એ ધર્મગુરૂઓ પોતાના શિષ્યોને પ્રતિજ્ઞા આપી કહે છે કે, કદાચિત્ પ્રાણ જાય તોપણ ધર્મ છોડવો નહીં ને જેઓ ધર્મ છોડે છે, તેઓ સર્વ નર્કમાં પડે છે. આવા પ્રકારની આસ્તાવાળી દ્રઢતા પર કાયમ કરવાથી તે પુરૂષ બીજા કોઇ પણ ધર્મને અંગીકાર કરતો નથી. પણ પોતાના ધર્મનો આચાર્યજ સાક્ષાત્ ઇશ્વર છે. આવા પ્રકારનું અંધેર આપણા ધર્મમાં છે એમ નહીં, પણ ઇસ્રાએલ ધર્મમાં એવી રીત છે કે, જે ખરો ક્રિશ્ચિયન હોય તેણે તો ફકત બાપટિઝમ લઇ આચાર્ય કહે તેમજ કરવું. ને પ્રાણ જતાં એ ધર્મ છોડવો નહીં. આ સિદ્ધાંતની અસર યુરોપની સર્વ પ્રજામાં સંપૂર્ણ થઇ ત્યારે એના ગાદીપતિ આચાર્યો રાજ્ય વહીવટ પણ કરવા લાગ્યા, તેમાં જે રાજા કહ્યામાં ન રૈહે તેની ગાદી છીનવી લેતા હતા, ને પોતાની મરજીમાં આવે તેને ગાદીનશીન કરતા હતા, પણ કોઇથી આચાર્ય વિરૂદ્ધ ભાષણ થતું નહોતું. તેમ હજુ પણ ઘણા ભાગમાં એવી રીતેજ ચાલે છે. તેમજ મુસલમાની ધર્મમાં તો ફકત મહમદ પછી કોઇ પેગંબર થનારો નથી વાસ્તે કોઇને હવે પછી પેગંબર માનવો નહીં, છતાં સર્વ પ્રજાએ કુરાન કીતાબ છોડવી નહીં, ને કુરાન વિરૂદ્ધ વિચાર લાવવા નહીં, તેમ બૌદ્ધ ધર્મમાં પણ આચાર્ય શિવાય કોઇ દેવ નથી. સારાંશ કે એવી રીતની આસ્તા સર્વ પ્રજાએ પોતાના ધર્મમાં બેસાડી દીધેલી છે, તેનું કારણ કે જો એવી રીતે નહી કરવામાં આવે તો તમામ પ્રજા પોતાનો ધર્મ છોડી બીજા ધર્મમાં ચાલી જાય. તોપણ એ મુળતત્વ સાચવી રાખતાં ધર્મમાં અનેક જાતના ટીખલો પેસી શકે છે. જેના પેસવા થકી ધર્મ એ એક ઠગ વિદ્યાનું પેહેલું પગથીઉં ઠરી ચુકયું છે. વાસ્તે જ્ઞાની આચાર્યોએ પોતાના ધર્મના ખરાં મુળતત્વને હવે યથાર્થ રીતે ખુલ્લાં મુકવાં કે જેથી તમામ પ્રજા પોતપોતાના ધર્મ પર કાયમ થઇ ચાલ્યા કરો, તોપણ કેટલાએક પુરૂષો કહે છે કે ખરાં મુળતત્વો જાહેર મુકવાથી ધર્મનું મહત્વ ટુટી જાય છે. તેના કરતાં ગુપ્ત રાખવામાં મોટી મઝા છે. ખેર! એવી બેઉ વાતમાંથી જે સમયને રૂચે તે અંગીકાર કરી લો, પણ સત્ય ધર્મનો નાશ નહી થાય એવી શોઇ રાખો તો વધારે સારૂં. તાત્પર્ય કે આસ્તા બેસાડવાવાળા પુરૂષો પોતાના દેવની બડાઇ હાકવા ચુકતા નથી, તેમાં હનુમાનનો ભકત્ પોતાની ભાવના ફળીભૂત થવાથી હનુમાન પ્રત્યક્ષ દેવ છે. એનામાં બીજા સર્વ દેવ કરતાં વિશેષ સામર્થ્ય છે, તેમ એ વજ્રદેહી ને અમ્મરપણાને પામેલો છે. ને આપણા બધા કાર્યો કરે એવો એ શક્તિમાન છે. આ પુરૂષને એના ઉપર આસ્તા દ્રઢ બેસવાથી એનુંજ વર્ણન કરતો ફરે છે, ને પોતાના મતમાં બીજાઓને સામેલ કરવા-

## ભવિષ્યકૃતિ.

આ એક ગુપ્તવિદ્યાનો છેલ્લો ભાગ છે. એનું જ્ઞાન અનુભવીઓના અનુભવ ઉપરથી પ્રગટ થએલું છે છતાં એમાં આત્માની ચૈતન્યતાના સંવેદન ઉપરથી જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવેછે. તે એવી રીતે કે, આપણા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ ને જ્ઞાન એ તત્ત્વોમાં આપણી સ્ફુર્ણાના કલ્પિત પ્રવાહની સર્વ કલ્પના આ બાહ્ય જગત્‌માં દ્રશ્ય થએલી અનેક આકૃતિઓ વિષે અંતઃકરણમાં અનેક ભાવોથી ચલિત થાયછે, તેમાં એ કલ્પના આપણા હૃદયસ્થાનમાં અનેક સ્થાનોને વિષે જેજે કર્તવ્યકર્મો આપણી ઇંદ્રિયોએ કર્યાં હોય તે

નું પ્રયત્ન અત્યંત જારી રાખે છે. તેમજ માતાની આસ્તાવાળો પુરૂષ માતાનું વર્ણન કરે છે. તે એવું કે માતાજી બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવ કરતાં વધારે શક્તિમાન છે, એણે એ ત્રણે દેવોના સંકટોને દુર કરી દીધાં છે. અને તમામ તેત્રિસ કોટી દેવો એને પુજે છે, એનામાં આવા અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિને પ્રળય કરવાનું સામર્થ્ય છે. છતાં એની જેવી પ્રત્યક્ષ ચમત્કારવાળી કોઈ બીજી દેવી નથી, મારૂં મહદ્ મોટું કાર્ય એણે સેહજ સ્મર્ણ માત્રમાં કરી દીધું, મને રાત્રીના સ્વપ્નામાં પ્રસન્ન થઈ મૃત્યુંજયમંત્ર આપ્યો વગેરે અસંખ્ય ચમત્કારિક વાર્તાઓ પ્રજાના ધ્યાન પર લાવવા સારૂં ગરબા, ગરબી, ભજન, કીર્તન, લાવણી. કવિતા બનાવી સર્વમાં ચલાવ્યાં છે ને તેને શ્રવણ કરનારાઓમાં પ્રીતિ ઉત્પન્ન થવાને લીધે તેઓના મનમાં દ્રઢ થાય છે કે, માતાજી માહા પ્રતાપી છે, તેથી એની ભક્તિ આપણે કરીશું. ત્યારે આપણા દુઃખ દારિદ્ર માતાજી દુર કરી નાંખશે, એવા વિચારનાં લોભને લીધે ઘણાંએક લોકો એનાં ભક્ત થઈ પડે છે. તેમજ માહાદેવ, વિષ્ણુ, સૂર્ય, ચંદ્ર, આકાશ, ગણપતિ, હનુમાન, ભૈરવ વગેરેના નિયમો પર ચાલનારા ભક્ત લોકો પણ ઇષ્ટ દેવનું નામ લઈ કહે છે કે, હમે જયારે ફાંશીએ જતા હતા, ત્યારે અમુક દેવે આવીને હમારી ફાંસી તોડી નાંખી, ને સર્વ પાપી મનુષ્યોનો નાશ કરવા સારૂં મરકી, દુષ્કાળ, ધરતીકંપ પ્રગટ કરી પોતાનો કોપ દરશાવ્યો, ને પછી તમામ ભક્ત મંડળીને ઠપકો આપી કહ્યું કે ખબરદાર તમો બીજા કોઈ પણ દેવોના દર્શન કરશો. તો હમો તદન બાળી ભસ્મ્ કરી દઈશું. સારાંશ કે, આવા પ્રકારની ચિત્રવિચિત્ર બાબતો પુસ્તકોમાં કિંવા દુનિઆંની ચાલતી વ્યહવારિક ગાથાઓમાં જોડી કાઢી, તેને જાહેર મુકવા સારૂં ભજન. કીર્તન, લાવણી, ટપ્પા, ગરબા ગરબી, ને કવિતાના આકારમાં વર્ણવે છે. તેથી ભોળાલોકો તેને શ્રવણ કરી સર્વ ગપગોળાવાળી બીનાને સત્ય માની આસ્તા પૂર્વક ચાલે છે, છતાં કોઈ મનુષ્ય વિરૂદ્ધ વાત કરતો હોય ત્યારે તેના ભક્ત લોકો એકસંપ થઈ વાતો કરે છે કે અમુક પુરૂષે નિંદા કીધી તેથી દેવનો કોપ વધિ પડયો. ને તેને માહા દુઃખી કરી દીધો, તેમજ કોઈ દુઃખી માણસ હોય તેને એવી રીતે લોભાવે છે કે, તમો ભાઈ આ એક પવિત્ર મંત્રને અમુક દીવસ સુધી જપ્યા કરશો, ત્યારે એ દેવ તમોને દર્શાણ આપી તમારાં દુઃખ દારિદ્ર ને આધિ, વ્યાધ ને ઉપાધિ વગેરેનો તદન નાશ કરી દેશે. વાસ્તે કરીને તમો જલદી એ કામ કરશો તો ઠીક છે. ને આ દેવે ઘણાં લોકોને પોતાના ચમત્કાર એવી રીતે બતાવ્યા તેને હમોએ બરાબર નજરો નજર જયારથી દીઠા, ત્યારથી હમો પણ એને માનવા લાગ્યા, આ વાતના ઉપર વિશ્વાસ લાવી એક પુરૂષે મંત્र

સર્વેની યાદી કરાવી તે કર્મો કેવાં ફળોદયને આપશે, તેનેવિષે પણ ઉપલાં તત્વો અંતઃકરણના નિશ્ચાર્થમાં કરી બતાવે છે. તે એવી રીતે કે, આપણે એક વિચાર બાંધ્યો કે દરબારમાં નોકરી કરવી છે. ત્યારે મન પોતાના અનુભવરૂપ નિશ્ચાર્થથી કહેછે કે, દરબાર આપણા પવિત્રજ્ઞાન ઉપર પ્રસન્ન છે. પણ તેને કારભારી નાખુશ છે. ત્યારે બુદ્ધિ પોતાનો અનુભવરૂપ નિશ્ચાર્થથી અભિપ્રાય દરશાવે છે કે, આપણે કારભારીના કહ્યામાં રહેવું, ને તેની સલાહ પ્રમાણે ચાલવું એવું સુચવ્યું, આ વાતને મને ધિક્કારી કાઢી કહ્યું કે, મુર્ખ અલ્પજ્ઞ જીવોની માફક એવા પ્રકારની ખુશામત આપણાથી થાય નહીં, તેમ આપણે જ્યાંસુધી તેનું બીગાડતા

જાપો કીધા, ને તે દેવના નામ પર ધ્યાન, પુજા વગેરે જારી રાખ્યાં, ત્યારે છ મહીના વિત્યા કે તરત તે દેવે દર્શણ આપી તેના મસ્તક પર હાથ મુંક્યો, ને કહ્યું કે જા તારો રક્તપીતનો વ્યાધિ તેમ ત્હારાં દુઃખ દરિદ્રો આજથી નાશ પામી ગયા છે. ને કાલથી દરબાર તને પોતાનો દીવાન બનાવશે. આ વાત તેણે આપણને કહી દીધી ને તે પ્રમાણે બનાવ બનેલો આપણે પ્રત્યક્ષ જોયો.

આ વર્ણન ઉપરથી મનન કર્તા વિદ્દજન આશ્ચર્ય પામી પ્રશ્ન કરશે કે, ખોટા દેવો, ખોટા મંત્રો, ખોટી ક્રિયા ઉપરથી તેનું પ્રત્યક્ષ દર્શણ શી રીતે સંપૂર્ણ સિદ્ધિને આપે છે! પણ એમાં સત્ય એવું સમજવાનું છે કે, જ્યારે આપણે કોઈ પણ પ્રકારનું દેહકષ્ટ કરવા માંડીએ ત્યારે આપણે પોતાની ઈંદ્રિયોના પરિબળને આકર્ષણ કરી સર્વ વૃત્તિઓના બાહ્ય ઉદ્ગારોને નિવૃત્તિ ભાવમાં લિન્ન કરીએ છૈયે. ત્યારે સર્વ ઉદ્ગારો વૃત્તિઓના સ્વરૂપમાં લિન્ન થવા કરે છે. તે પ્રસંગે આપણી તમામ વાંસના દેહ કષ્ટના નિશ્ચાર્થવાળી આસ્તાને વિષે એકત્ર થાય છે. ને એકત્ર થયા પછી તે આસ્તાવાળી દ્રઢતા અંતઃકરણમાં ભાવરૂપે વ્યાપે છે. ત્યારે આપણા અંતઃકરણની શુદ્ધિ થઈ આવે છે, તેથી કરીને તે આસ્તા વાળી દ્રઢતા અંતઃકરણ નીવૃત્તિઓમાં વ્યાપક થઈ સ્ફુર્ણ પ્રવાહમાં ખડી થાય છે, ત્યારે તે ખડી થએલી દ્રઢતા જેવા ભાવમાં આપણા મનને વિષે ધારી હતી, તેવાજ દેવના આકારે પ્રત્યક્ષ થઈ દર્શણ આપી આપણી ભાવના પ્રમાણે તે વરતતી જણાય છે. તેથી એમાં કાંઈજ આશ્ચર્ય પામવાનું પ્રયોજન નથી. સારાંશ કે, આપણી અંતર્યામિ સ્ફુર્ણાની કલ્પનાનો એવો સ્વધર્મ છે કે, આપણા ખોટા ભાવની દ્રઢતાથી ખોટી વાત હાજર કરે છે, ને ખરો ભાવ હોવાથી સત્ય વાત દરશાવે છે. જે ઉળટ સુળટ ભાવાભાવથી ખોટાનું ખરૂં ને ખરાંનું ખોટું કરી શકે છે. આ ઉપરથી લોકમાં પ્રસિદ્ધ થઈ પડયું છે કે, ભાવજ મોટો દેવ છે મતલબ કે, જેવો ભાવ તેવો દેવ, ને જેવા નિશ્ચાર્થ તેવો લાભ, ને જેવી દ્રઢતા તેવી રચના, સેહેજ સેહેજ પોતાના જ્ઞાનથી પ્રાપ્ત થતાં જાય છે, આ ઉપરથી એકંદરી જ્ઞાન એટલુંજ છે કે, આપણા અંતઃકરણમાં જેવો નિશ્ચાર્થ કલ્પના યોગે ગોઠવાય છે, તેવાંજ પ્રકારનો લાભ હાજર થતો જાય છે, ને એથી કરીને ભૂત, પ્રેત, ડાકેણ, શાકેણ, વંત્રી, ચુડેલ, પિશાચાદિકનીને લક્ષચોર્યાસી જીવયોનિને આપણું ચૈતન્ય પ્રાપ્ત થયા કરે છે. ને એજ કારણથી સ્વર્ગ નર્ક ને આલોકના ફેરા ફરવા પડે છે. તેથી એમાં આશ્ચર્યતા કોઈજ પ્રકારની નથી, કેમકે આ સર્વ સૃષ્ટિ વ્યહવાર પોતાની વાંસનાપર આધાર રાખી-રહેલો છે, તે આ સર્વ રચના વાંસનાની જાળરૂપ છે. તેથી એને જેવા

નથી ત્યાંસુધી તે પ્રીતિ શા વાસ્તે નહીં રાખે ! ચિત્તે કહ્યું કે આપણે સર્વ પ્રજાની યથાર્થ આબરૂ સાચવવી, કદાચ કોઇ આપણી નિંદા, સ્તુતિ કરે તોપણ તેના ઉપર અમલનો દાર ચલાવવો નહીં. વિચાર કહેવા લાગ્યો કે, કોઇ પાસે લાંચ, રૂશવત લેવી નહીં, ને દરબાર પાસે ધર્મ નીતિનાં સદા કૃત્યો જેમ બને તેમ કેરાવતાં રહેવું. તોપણ દરબાર વિષયી છે, ને તેનો ખવાસ માત્ર છે, તેથી કદાચ આપણું ટટ્ટુ ચાલશે નહીં, તર્ક કહે કે, દરબારને પવિત્રજ્ઞાન દ્રષ્ટાન્ત દલીલથી સમયસૂચકતામાં આપતા રહેવું. ને તેમાં વિષયના સર્વ ગેરફાયદા દરશાવવા. અહંકાર બોલ્યો કે દરબાર પોતાના નિશ્ચાર્થ પ્રમાણે વરતતા આપણા જ્ઞાનથી પાછા હટવાના નથી, છતાં આપણે વારંવાર કહીએ તો તેથી ગુસ્સાની નિશાન કોઇ પ્રસંગે દરશાઇ આવશે, અંતઃકરણ કહે કે, આપણે તો સદા સમદ્રષ્ટિ ભાવે સર્વને જોયા કરવું, પણ અનાચાર, અધર્મ ને નીચકર્મપર ચાલે તે આપણી નજરે જોઇ ખમાવશ નહીં તેથી દૂર રહેવામાં મોટું સુખ છે. તોપણ એ

---

ભાવમાં ઉકેલીએ તેવું ત્યાં દેખાય છે. વાસ્તે આ સર્વ દ્રશ્યરૂપ અનાત્મ પંચ ભૂતાત્મક સૃષ્ટિની સર્વ કૃતિ વાંસનાનીજ આકૃતિ છે. કિંવા આપણી હૃદયગત અંતર્યામિ વાંસના એવા આકારમાં રહેલી આપણને દેખાય છે. તેથી અનુભવિઓ વાંસના ક્ષય કરવાનો મોટો પ્રયત્ન કરે છે. કેમકે વાંસનાના ક્ષયથકી એ સર્વ સષ્ટિ ભાસતી નથી, ને જ્યારે એ ભાસતી નથી, તેથી કરીને આપણને જન્મમર્ણ વગેરેની ઉપાધિ રહેતી નથી. છતાં વાંસનાનો ક્ષય થયા પછી ક્ષય કરનારની નજર અગાડી વાંસનામાં જે જે કૃતિ બને છે, તે સર્વેનો તે જ્ઞાતા થાય છે. તેથી કરીને તે ત્રીકાળજ્ઞપણાની સર્વજ્ઞતાને મેળવે છે. પણ અલ્પજ્ઞ જીવો વાંસનાનાં પુતળાં હોવાથી એની રમણીયતામાં લિપ્ત થઇ રહેલા હોય છે, ને તેથી કરીને તેઓ દેવ, ભૂત વગેરેના સ્વરૂપોને ધારણ કરે છે. કિંવા તે દેવોના સ્થાનોને પ્રાપ્ત થાય છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્યોની ભાવના ન્યારા રૂપમાં દ્રઢ હોવાથી તેઓને તેઓના ઇષ્ટ દેવો જ્યારે દર્શણ આપે છે ત્યારે તે પોતાના ઇષ્ટ દેવ શિવાય બીજા તમામ દેવોની નિંદા ઉઠાવી ગાળો આપે છે, તે એવી રીતે કે, માતાવાળો ભક્ત સૂર્યની, ને સૂર્યવાળો ગણપતિને, ગણપતીવાળો હનુમાનને, હનુમાનવાળો માહાદેવને, માહાદેવવાળો વિષ્ણુને, ને વિષ્ણુવાળો સર્વ દેવોને ન કહેવાય એવા શબ્દોમાં નિંદા, અપમાન ને અપવાદ મુકે છે. ને તે ધર્મના આસ્તાવાળા લોકોનું લોહી ઉપલાં નિંદારૂપ વાક્યોથી ઉછળી આવે છે, ને પછી ધર્માભિમાનીપણાને લીધે મોટી લડાઇઓ થઇ પડે છે. છતાં આ નિંદારૂપ સમજના જ્ઞાનથી કોઇ પ્રસંગે આખા દેશમાં કિંવા આખા ખંડમાં નુકશાની થઇ પડે છે. એવી રીતના સેંકડો ધર્મ યુદ્ધ આજ પર્યંત થએલાં આપણે ઇતિહાસ દ્વારાએ જોયાં છે. ને એ ધર્મ વિરૂદ્ધ પક્ષ-કારી જ્ઞાનથી મનુષ્ય જાત એકછતાં અનેક જાતોમાં ગણાઇ ગઇ છે, ને તે ગણત્રીરૂપ જુદાઇના જ્ઞાનવાળો જુસ્સો હજુ પર્યંત નિકળ્યો નથી. ને એ હવે પછી નિકલી જશે એવો સંભવ જણાતો નથી. આવિરોધકારી જ્ઞાન ઉપરથી હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ, યાહુદી, જૈન, બૌદ્ધ, પારસી વગેરે પ્રજા ધર્મના વિરૂદ્ધજ્ઞાનવાળા પક્ષકારીક પુરાવા ઉપરથી તદન જુદાજ આકારની મનાઇ ગઇ છે. ને એ ઉપરથી તેઓની રીતભાત, વરતુણુંક કાયદા કાનુન, સમજ, જ્ઞાન, આચ્ચાર વિચારની શૈલીમાં પણ મળતાં નથી. વાસ્તે એ સર્વ મનુષ્યો

સર્વ મારી વૃત્તિની આકૃતિ છે, વાસ્તે હું એ વૃત્તિઓમાં પવિત્ર ભાવ પ્રગટ કરૂં ત્યારે એમની વાંસના પવિત્રજ્ઞાનપર ચાલવા તૈયાર થાય. કેમકે એ સૌ મારાં સ્વરૂપ છે, તેથી મારા જેવું પવિત્રજ્ઞાન પ્રભુ તમો આપો. જ્ઞાન બોલ્યું કે, જ્યારે પવિત્રતા, શુદ્ધિ ને પૂર્ણજ્ઞાનરૂપી ધર્મે આપણી અંદર વાસો કીધો, ત્યારે અપવિત્રતા, અશુચિ, અજ્ઞાનરૂપી અધર્મો બીજાઓમાં વ્યાપિ રહ્યાં,* નહિં તો એ સર્વ પદાર્થો સૃષ્ટિમાં કયી જગ્યાએ જાય. તાત્પર્ય કે, આવા પ્રકારના સર્વ તત્વોના ભિન્નભિન્ન નિશ્ચાર્થો આપણા અંતઃકરણમાં દ્રઢ થયા કે તરત એ નિશ્ચાર્થવાળી સ્ફુર્તિને હૃદયમાં યાદ રાખીને તે પ્રમાણે સદા ચાલવાની દ્રઢતા ગોઠવી આપણે દરબારની રૂબરૂ આવી નોકરીની ખ્વાએશ બતાવી નોકરી લીધી સારાંશ કે, એવા પ્રકારની પોતાના જ્ઞાનથી પ્રગટ કરેલી કલ્પનારૂપી દ્રઢતાવાળી સુકૃત સ્ફુર્તિને વળગી રહી નોકરી કરવા લાગ્યા, ત્યારે પ્રત્યેક મનુષ્યોએ આપણે

---

તમો પોતાના સ્વયંજ્ઞાનથી વિચારી વિરૂદ્ધ પક્ષના લખાણને તજીદઇ સત્યરૂપજ્ઞાનવાળા નિયમપર ચાલો, કે જેથી સર્વના દુઃખનો અંત આવે, કેમકે ધર્માંધપણાને લીધે હીંદુઓ ઘણી વખત જૈનો સાથે, ને જૈનીઓ ઘણી વખત બોદ્ધો શાથે, બોદ્ધો ઘણી વખત મુસલમાનો શાથે, ને મુસલમાનો ઘણીવખત ઇસ્રાએલ શાથે, ને ઇસ્રાએલ ઘણીવખત ખ્રિસ્તિઓ સાથે લડયા છે. સારાંશકે, એવીરીતે પ્રત્યેક ધર્મની પ્રજા અરસપરસમાં અસંખ્ય વખત લડી પડી છે. ને તેમાં લખો ને કરોડો માણસના જાન માલની ખરાબી થઇ આવી છે. ને એ ખરાબી ઉપરથી અનેક રાજ્યોની પણ ઉથલપાથલ થઇ ગઇ છે. મતલબ કે, ધર્માભિમાનીપણા થકી દેશ, રાજ્યને મોટો ધોકો પહોંચે છે. તેથી એ ચર્મચક્ષુની અજ્ઞાનરૂપ આસ્તાને દૂર કરી, જ્ઞાનચક્ષુવાળી અનુભવરૂપ અંતઃકરણની વૃત્તિના સાક્ષપર સદા વર્તવાની ટેવ પાડો, કે જેથી તમો સર્વે પ્રજાઓ ધર્મના ગુપ્ત મુળતત્વને સમજી જશો, ને તેથી કરીને આખી પૃથ્વીપર દયા, ક્ષમા, નીતી, પરોપકાર પરમાર્થની વૃદ્ધિ થઇ પડશે. ને સર્વ મનુષ્ય ટોળો સલાહસંપમાં જીંદગાની ગુજારશે. સારાંશકે, આ સર્વ ખટપટ ઇંદ્રિયોની બાહ્ય વૃત્તિવાળી ઉપાધિથી થઇ છે, પણ તમામ બાહ્યવૃત્તિને અંતઃકરણમાં મેળવી સ્થિર કરવાથી સર્વ વૃત્તિઓ કબજામાં આવી જાય છે. કેમકે આપણા અંતર્યામિ સંવેદનની સ્ફુર્ણા વિષે જે અંતઃકરણની વાંસના અનેક વૃત્તિઓમાં દ્રઢતાથી સ્થિર થએલી છે, તેમાં સત્વ, રજ ને તમ એવા ત્રિગુણાત્મક ભાવો વ્યાપેલા છે. છતાં એ ત્રણગુણોથકી ત્રણ પ્રકારની રચના ને આપણા અંતઃકરણની વૃત્તિઓ પ્રાપ્ત થાય છે, તે એવી રીતે કે, જ્યારે બાહ્ય ઇંદ્રિયોના સર્વ ઉદ્ગારોને અંતઃકરણમાં મેળવી દઇ સાત્વિક ભાવના સર્વ વૃત્તિઓમાં પ્રગટ કરીએ ત્યારે આપણે સ્વર્ગાદિક દેવોના સ્થાનોને આપણી વૃત્તિઓ દેખાડે છે કિંવા પ્રાપ્ત કરે છે. એમાં મલિન સાત્વિક ભાવ પ્રગટ કરવાથી આ જગતના મોટા એશ્વર્યને આપે છે. તોપણ આપણા અંતઃકરણની કેવળ અશુદ્ધિએ કરીને રજોગુણી વાંસના પ્રગટ કરીએ, ત્યારે સર્વ વૃત્તિઓ ભૂત, પ્રેતાદિકની, યોનિઓની રચના દરશાવે છે કિંવા પ્રાપ્ત કરે છે. પણ શુદ્ધિ થકી દૈત્ય, અસુરાદિકની યોનિઓને પ્રાપ્ત કરે છે. તેમજ એ અંતઃકરણની શુદ્ધિમાં તમો ગુણી વાંસના પ્રગટ કરવાથી પશુ, પક્ષી, કીટ, પતંગાદિક યોનિઓનેવિષે જન્મ ધરાવે છે, ને તદન અંતઃકરણની અશુદ્ધિએ કરીને ઝાડ. પહાડ પથ્થર વગેરે જ-

વિષે પોત પોતાના અંતઃકરણોમાં ભિન્ન ભિન્ન ભાવો ઉત્પન્ન કરી દીધા. તેમાં પવિત્રજ્ઞાનનું શ્રવણ કરવા સારૂં દરબાર ઘણી વખત પ્રસંગ કાઢી બેસતા હતા, ત્યારે આપણે પોતાના નિશ્વાર્થ પ્રમાણે ધર્મનીતિપર વરતનારાઓને અત્યંત લાભ થાયછે, એવું જ્ઞાન આપતા ચાલ્યા. આ પ્રસંગે દરબારનો મીત્ર પેલો ખવાસ ઘણી વખત રૂબરૂમાં દરબારને સ્પષ્ટ કહેતો હતો કે, એવાં નકામાં ટાયલાંથી પેટ ભરાતું નથી, પણ એ ટાયલાંઓ આળસુઓના તડાકામાંથી પ્રગટ થએલાં છે. આ શબ્દોથકી આપણા મનમાં પેલાની ઈર્ષા મનોમન ભાવે ઉત્પન્ન થવા માંડી, તેમજ ખવાસને વિષે પણ આપણે સારૂં મનોમન ભાવે ઈર્ષા પ્રગટ થવા લાગી. ત્યારે તેણે કારભારીને કહ્યું કે, પેલો ઠગારો પોતાની લાયકીથી સર્વ પ્રજાને પ્યારો થઇ પડયો છે, ને રાણીવાસમાં બાઇ સાહેબનો પણ માનીતો થઇ બેઠો છે. તેથી આપણે જો એનું કાટલું નહીં કાઢીએ તો કોઇ દીવસે એ ભારે નુકશાનીમાં ફેંકયા વિના રહેવાનો નથી. આવા પ્રકારના તેઓના વિચાર જે ઘડીપર ચાલતા હતા, તેજ ઘડીપર આપણા અંતઃકરણમાં એકાએક ઉદાશી થઇ આવી, તે પ્રસંગે આપણે પોતાના હૃદયમાં આત્મ ભાવના જ્ઞાનપક્ષથી વિચાર્યું કે, આ દ્રશ્યરૂપ સૃષ્ટિમાં સર્વત્ર એકજ આત્મા પોતાના અસ્તિત્વપણાથી સલંગ

---

ઉત્ત ગુણવાળી યોનિમાં પ્રવેશ કરાવે છે. ને વાંસના ક્ષયરૂપ ભાવના હોવાથી જેવી સ્થિતિ જેવું જ્ઞાન, ને જેવા સ્થાનને પામવાની ઇચ્છા થાય ત્યારે તે પ્રમાણે બની આવેછે. સારાંશ કે આપણા મલિન અંતઃકરણ થકી નઠારી વાંસના હોવાને લીધે અંતઃકરણની સર્વે વૃત્તિઓ અજ્ઞાન દશામાં હોવાથી આપણી પાસે નઠારી કૃતિ કરાવીને દુઃખ, સંતાપને અલ્પજ્ઞતા બક્ષીસ કરે છે, ને એ સર્વે વૃત્તિઓ અંતઃકરણ શુદ્ધિદ્વારાએ જ્ઞાનદશામાં રહેવાને લીધે આપણી પાસે પવિત્ર કૃતિ, શ્રેષ્ઠ વિચાર, સુખ, આનંદને સર્વજ્ઞતા દરશાવે છે. તસ્માત્ એ સર્વે વૃત્તિઓનો ઉદય દેહકષ્ટના નિશ્વાર્થ ઉપર આધાર રાખી રહેલો છે, છતાં એના તમામ સામર્થ્યનું વળણ વાંસના અનુસાર ચાલે છે. તેથી જેવો આપણો નિશ્વાર્થ, જેવું દેહકષ્ટ, ને જેવી વાંસના તે પ્રમાણેનો એ દેખાવ આપી અનંત પ્રકારનું ઐશ્વર્ય હાજર કરે છે, તેમાં અલ્પમાં કલ્પ ને કલ્પમાં અલ્પ ને અનંત કૃતિમાં એકજ કૃતિ દેખાડે છે. ને એકજ કૃતિમાં અનંત ક્રિડા દરશાવે છે. તેમજ શ્રીમંતને ભીખારી ને ભીખારીને શ્રીમંતાકારે ફેરવે છે. તેમ તૃપ્ત ને અતૃપ્ત ને અતૃપ્ત ને તૃપ્તાકારે રાખે છે, તેમ સત્યનું અસત્ય ને અસત્યમાં સત્ય દેખાડે છે. તેમ ઉળટાંનું સુળટું ને સુળટાનું ઉળટું કરી આપે છે. તેમ નઠારાંનું સારૂં ને સારાનું નઠારૂં કરે છે. તેમ સ્વર્ગમાં નર્ક ને નર્કમાં સ્વર્ગ બનાવી દેછે. તેમજ પળકમાં ખળક ને ખળકમાં પળકરૂપ ભાસે છે. તેમજ અજાણને જાણ ને જાણને અજાણ બનાવી દેછે. દુરનું નજીક ને નજીકનું દુર કરી શકે છે. તેમ જાગૃતમાં સ્વપ્નને સ્વપ્નમાં જાગૃત દરશાવી શકે છે. તેમ ફકીરને રાજા ને રાજા ને ફકીર કરી દેછે. તેમ સુખીઆ ને દુઃખીઓ ને દુખીઆને સુખીઓ બનાવી દેછે. તેમ મુર્ખને પંડિત ને પંડિત ને મુર્ખ કરી નાખે છે. તેમ નિરોગીને રોગી ને રોગીને નિરોગી, અમૃતનું વિષ વિષનું અમૃત. જીવનો શીવ ને શીવનો જીવ કરી દેછે. સારાંશકે, વાંસનાની કૃતિ વૃત્તિઓમાં વ્યાપક થઇ એવા પ્રકારના ચિત્રવિચિત્રતાવાળા ફેરફાર કરી દેવાને શક્તિમાન થાય છે, તસ્માત

સુત્ર વ્યાપક છે. તેમાં ઉદાશી ને હર્ષ એવી બે ચીજ ત્રણેકાળે નથી, કેમકે તેતો સદા આનંદ ને સુખરૂપ છે, ત્યારે ઉદાશી કયાંથી આવી ! એવી કલ્પનાથી પેલી ઉદાશીની પ્રગટ કરતી સ્ફુર્તિને મારી કાઢી, કે તેજ સમયે કારભારીની અંતર વાંસના તદન પળટાઈ ગઇ ને કહેવા લાગ્યા કે ભાઇ ખવાસ, તમે જે મને કહ્યું તે કદાચ ખરૂં હોય કિંવા ખોટું હોય, તોપણ એ વિષે અગાડી જોઇ લેવાશે, સારાંશ કે, જેમ સ્વપ્નાના જગતનું મુળ આપણી કલ્પના છે, તેમ આ જગત્ જે છે તે તદન આપણી કલ્પનાનું રૂપ છે. ને એને વિષેની સર્વકૃતિ તે આપણા અંતઃકરણની વૃત્તિની છે. હવે કાયા જે ધારણા થએલી છે, તે પૂર્વસ્થાનમાં અસંગ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માના સ્વભાવની રમણીયતાથી જે સંવેદન અણુને વિષે પ્રગટયું છે, તેના સંયોગે દ્રઢતાવાળા સંલ્પના સ્ફુર્ણે કાયા ઉત્પન્ન કરી દીધી છે. ને તે દ્રઢતાને અનુસાર સુખદુઃખ, લાભઅલાભ, સારૂંનઠારૂં, વગેરે તમામ જાતનું ઐશ્વર્ય જે મળવાનું છે તે સંવેદનના પ્રવાહયોગે આપોઆપ વગર પરીશ્રમે સહેજ સહેજ પ્રાપ્ત થતું જાયછે. તેથી એને દેહ પ્રારબ્ધ કહ્યું છે. તોપણ એ પ્રારબ્ધ કર્મનું ફળ મળતી વખતે આપણે વિષે જે સ્વભાવિકપણે કલ્પના આવીને અંતઃકરણમાં ઉદય થાય છે. તે ઉદય થએલી કલ્પનાને વિષે મનોમન વિચારના જ્ઞાને કરીને અનેક જાતની ભાવના બીજાજ આકારમાં પ્રગટ

---

એની પૂર્ણ કૃતિના અનુભવિ જ્ઞાનીઓ કહે છે કે, આકારે એનું તમામ સુખ નાશવંત, ને સ્વપ્નવત્ મિથ્યા છે, તે એવું કે, જેવી રીતે સ્વપ્નું આવ્યું ને ગયું. તેમ વૃત્તિઓમાં વાંસના વ્યાપક થઇને આવી, ને થોડોવાર વ્યહવાર કરીને ગઇ, ને પાછળથી જોતાં પાણીના પરપોટાની માફક કયાં જતી રહી તેનો પત્તો હાથ લાગ્યો નહીં, તેમ તે કયાંથી આવી હતી ! કોણે દીઠી હતી ! તેણે શું કીધું ! કયાં ગઇ ! એ સર્વે પ્રશ્નો કીધા ન કીધા જેવાજ દરશાવવાના, તેથી એ અનિત્ય દુઃખરૂપ, અસત્ય ને સ્વપ્નમય છેજ. છતાં એમાં સત્યરૂપની શોધ કરતાં ફકત એક આપણો સ્વયં શુદ્ધ ચૈતન્યમય આત્માજ છે. આત્માના અસ્તિત્વને વિષે વાંસના જેવી કોઇપણ ચીજ રહેલી નથી. તેથી એ ત્રણે કાળે મિથ્યા છે. તાત્પર્ય કે, એની સર્વ કૃતિ દીઠી ન દીઠી બરાબર, તેમ એ મિથ્યા હોવાથી એનો કાંઇ હર્ષ શોક કરવાનો નથી, ત્યારે વૃત્તિઓમાં ભાવોને પ્રગટ કરવામાં કાંઇજ માલ નથી, સત્ય પુછાવો તો એ સર્વે કૃતિની રમણીયતામાં લિપ્ત થવા થકી નિત્ય ને અખંડ સુખની પ્રાપ્તિ થતી નથી, તેથી એ કર્મ કરવામાં તદન ફાંફાં મારવા જેવું થઇ પડે છે. તદ્યપિ પૂર્ણ અનુભવે તપાસતાં સ્પષ્ટ નિકળી આવે છે કે, આપણી વાંસનાની સર્વ વૃત્તિઓને દીવ્યચક્ષુની અંતર્યામિ કૃતિમાં રમાડવાથી શુદ્ધ ચૈતન્યરૂપ અસંગ આત્માની પ્રાપ્તિ કરાવે છે. ને પછી એ અસંગ કુટસ્થ ચૈતન્ય આત્મામાંહે આત્મારૂપ સદા બની રહે છે, ત્યારે ઉપરની સર્વે વ્યહવારીક આત્મીક ને મનોકલ્પિત કૃતિ કોઇજ કાળે દરશાતી નથી. વાસ્તે કરીને વૃત્તિઓની વાંસનાને આત્મારૂપ બનાવી દેવીજ જોઇએ. નહિંતો એ વૃત્તિઓની વાંસના ચર્મચક્ષુવાળા ઇદ્રિંયજ્ઞાનમાં પચવા દેવાથી તદન અલ્પજ્ઞતાની કૃતિ દેખાડે છે. ને દીવ્યચક્ષુવાળા આત્મજ્ઞાનમાં પચાવી દેવાથી સર્વજ્ઞપણાને પ્રાપ્ત કરે છે.

કરતા રહીએ છૈયે. ત્યારે આપણા મનમાં જે પ્રગટ કરેલી નવા રૂપની ભાવનાની ખુબીના જ્ઞાન આગળ ઉપરની પ્રથમ અંતઃકરણમાંથી પ્રગટ થએલી કલ્પના ભુલી જઈએ છૈયે. સારાંશ કે, આ નવી ભાવના પ્રમાણે ન બનવાથી આપણા મનમાં ઉદ્વેગ આવી સંશય થાય છે કે, આપણી ધારણા પ્રમાણે ન બન્યું, પણ આ બનાવ તો અણધારેલી કલ્પના પ્રમાણે બન્યો. સત્ય જોતાં એ બનાવ અણધારેલી કલ્પનાનો ન કહેવાય, પણ નિવૃત[1] નિર્ણય રૂપ જ્ઞાનમાં પચવાથી અંતઃકરણની દ્રઢ કલ્પનાથી બનેલો સમજાય. તાત્પર્ય કે, ઉપજેલો બનાવ અંતઃકરણની દ્રઢ થએલી કલ્પના પ્રમાણે બન્યો હતો પણ તે કલ્પનામાં નવી ભાવનાની ધારણા પ્રગટ થવાથી આપણા મનને યાદ રહી નહી, તેથી આપણે અણધાર્યો ચમત્કાર માન્યો. એમાં આપણી ભુલ છે, કેમકે આ સૃષ્ટિની રચનામાં એવી અનાદિ પરમાત્માની નીતી ચાલી આવે છે કે, પોતાના અંતઃકરણમાંની દ્રઢતા થકીજ સર્વ ફેરફાર થાય છે. મતલબ કે, પોતાના વિચા-

---

૧. આ નિવૃત નિર્ણય રૂપ જ્ઞાનનો એવો અર્થ છે કે, પોતાની સર્વ ઇંદ્રિયોના ભાવોનો અનુભવ મેળવી, અંતઃકરણનું જ્ઞાન સંપાદન કરવું તે. ને એજ નિવૃત્તિ જ્ઞાન ઉપર આપણો વેદોકત્ ધર્મ પ્રગટ થએલો છે. તેને સારૂં એક અનુભવી ગુપ્ત જ્ઞાની કહે છે કે આ સૃષ્ટિના તમામ્ ધર્મો, વ્યવહારો, ને કાયદા કાનુનોની ઉત્પત્તિ આપણી કાયાને વિષે વ્યાપેલાં મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણને જ્ઞાન એ અંદરના તત્વો ને એનાથકી બાહેરની સ્થુલ દેહમાં વ્યાપેલા કામ, ક્રોધ, લોભ, મોહ એ ઉદ્ગારોના વળણ ઉપર ચાલેલી છે. તે એવી રીતે કે, સૃષ્ટિ ઉત્પત્તિ સમયે તમામ મનુષ્યો પશુવત્ સ્થિતિમાં હતા, તે પ્રસંગે આહાર, નિંદ્રા, મૈથુન, ભય, પ્રીતિ એ લક્ષણોના વળણો પર ચાલતાં ચાલતાં ઘણે કાળે એક બીજાની સંગત થવાથી તેમ દરેકના મનના વિચારોનું જ્ઞાન પ્રગટ થવાને લીધે સાથે રેહેવાનો સંબંધ થયો. આ સંબંધના પાસમાં મજબુત બંધાવાને લીધે સ્નેહ પ્રીતિ, સંપને સુખ દુઃખના ભાગી થઈ પડયાં, તેમાં ભીચાચારીનો ગાંઠ પડવા થકી સાથે રહી ધંધા રોજગાર કરી એક સરખા જથ્થામાં રેહેવા લાગ્યાં. આ સમયે કેટલાએક હરામી લોકો ઉપદ્રવ નહીં કરે તેને સારૂં પોતાના જથ્થાનો જે ઉપરી કર્યો, તે ઉપરી પાસે અનેક જાતની દેખરેખ રાખવાના ધોરણો બંધાવ્યાં. આ ધોરણો બાંધનાર પુરૂષોમાં જેવી બુદ્ધિ, સંગતને અનુભવની સમજ રહેલી હતી, તેના આધારે ધોરણો બાંધી આપ્યાં. આ ધોરણો બાંધનાર પુરૂષોની મંડળી જુદા જુદા જથ્થાઓમાં જુદી જુદી રહેલી હતી. તેમાં એક જથ્થાના ટોળાંની મંડળીએ સ્ત્રી પુરૂષના સરખા હકો ગોઠવી દીધા, ને બીજા જથ્થાના ટોળાંની મંડળીએ સ્ત્રી કરતાં પુરૂષને સ્વતંત્ર બનાવ્યા. આ બે મંડળીના પુરૂષોના બાંધેલાં ધોરણ ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્ત્રી પુરૂષના સરખા હક આપનાર પુરૂષોમાં જે પુરૂષો બીરાજેલા હતા, તેઓ કામી પ્રકૃતિના હોવાથી સ્ત્રીઓને છુટાપણું આપવામાં ડહાપણ સમજ્યા. ને જે મંડળીના પુરૂષો સ્ત્રીઓને છુટાપણું આપી શકયા નહીં, તેઓનો અનુભવ ઉપલા પુરૂષોના અનુભવથી જુદાજ રૂપમાં રહેલો હતો. તે એવો કે, આ પુરૂષોએ વિચાર કીધો કે, સ્ત્રીઓનું છુટાપણું એ તદન પશુ જાતની ખવાસને કાયમ રાખનારૂં ને આબરૂદારની આબરૂને જાંખ લગાડનારૂં છે.

રોજ દ્રશ્ય અદ્રશ્ય કૃતિ કરે છે. તેથી એવા દ્રશ્ય અદ્રશ્ય ફેરફારની કલ્પના અંતઃકરણમાં સુક્ષ્મ સ્વરૂપે વ્યાપેલી હોય છે, છતાં તે આપણા દીર્ઘદ્રષ્ટિરૂપ જ્ઞાન વિના જણાતી નથી. એજ મોટી ભુલ આપણી મનાય છે. ને એ ભુલ થકી આપણે પ્રારબ્ધને દોષ કાઢીએ છૈયે. પણ દોષ નહીં દેતાં કલ્પના નિરક્તપણાની સ્થિતિમાં રેહેવા થકી અંતઃકરણની દ્રઢતામાં વ્યાપક થએલા સર્વે સંકલ્પો સમજાઇ આવે છે. ને તેનો લાભ અનાશ્રુતિ (વગર ચિંતવે) મળતો જાય છે. આનું નામ ભૂતકાળની (પ્રારબ્ધની) કૃતિ કહેવાય છે. સારાંશ કે, પ્રારબ્ધ (સંવેદન) જે છે, તે ભૂત. એટલે કરેલાં કર્મથી ઉત્પન્ન થએલું ફળ. આ સંવેદન (પ્રારબ્ધ) આત્મ ઇચ્છાથી એકાએક પ્રગટી આવ્યું છે, કિંવા આપણા અણુએ પૂર્વ જન્મમાં જે કૃત્યો કરેલાં હશે, તે કર્મ સંવેદન (પ્રારબ્ધ) રૂપે અણુને વિષે ઉદય થઇ કાયાની મારફતે ભોગવાવે છે. તેથી એ બેઉમાં સત્ય વાત કહી છે, તે સમજાતી નથી. પણ અનાશ્રુતિ અદર્શભાવે લાભ મળ-

---

તેથી નહીં આપવું એજ શ્રેષ્ટ કર્મ છે. સારાંશ કે આ ધોરણોના બાંધનાર પુરૂષોની મંડળી કામ રૂપી ઉદ્દગારના ગેરફાયદાને સમજી ચાલનારી હતી. મતલબ કે એ લોકો ઇંદ્રિયજીત કિંવા એઓનું જ્ઞાન કામાતુર ધર્મને ધિક્કારનારૂં હોવાથી એવો નિયમ બાંધ્યો. સત્ય જોતાં આ બે મંડળીના પુરૂષોમાં કયા પુરૂષો ઉંડા અનુભવ પર ઉતરેલા છે. તેનો વિચાર વાંચનાર જાતેજ કરી શકશે. તેમ સૃષ્ટિ સમયે લોભી પ્રકૃતિના પુરૂષોએ લક્ષ્મી સંપાદન કરવાના હેતુથી તમામ જાતના હુન્નર કળા કૌશલ્ય વગેરેના શોધો કરી વેપારને રાજ્ય પોતાનાં કબજામાં લીધાં, ને આખી સૃષ્ટિની લક્ષ્મી પોતાના દેશમાં ભરીને પોતે એજ કૃત્યના લાભમાં જીવતરનું સાર્થક સમજ્યા. જે ઉપરથી એ પ્રજાએ સાચ જુઠ, પ્રપંચ કાવત્રાં કરી જેમ બને તેમ પૈસો સંગ્રહ કરવો એજ સત્ય ધર્મ ગણાવ્યો. પણ બીજા અનુભવી જ્ઞાનીઓ વિચાર કરવા બેઠા કે, આ જગતમાં જે તદન ગરીબ હોય, તેના પર સર્વનો જુલમ રહે છે ને તેની જીંદગી ધિક્કારને પાત્ર ગણાય છે. તેથી તે સદા દુઃખી મનાયલો છે. ને જેઓ તદન શ્રીમંત ને માહા સુખી અવસ્થાના રહેલા હોય છે તેવાઓના દુશ્મન સર્વે ગરીબ લોકો બને છે. તેથી શ્રીમંત કોઇ દીવસે સુખી હોતો નથી. છતાં મધ્યમ પંકતિની પ્રજા પણ સુખી હોતી નથી, વાસ્તે કરીને આ જગતમાં ગરીબ, શ્રીમંતને મધ્ય પંકિતની પ્રજા સદા દુઃખી રહેલી હોય છે. વાસ્તે કરીને અતિ લોભ એ પાપનું મુળ ને જીવ જવાનું સાટું છે. કેમકે પૂર્વ કાળમાં આર્ય પ્રજા મહા અલૌકિક કામની કરનારી થઇ પડી હતી, ને તે પ્રજાએ તન, મનને ધન શકિત સંપૂર્ણ સંપાદન કરી લીધી હતી. તે અહિઆં સુધી કે, તન શકિતવાળા રાજાઓનું લશ્કર એવું તો કૌવતવાળું હતું, કે જેના લડવૈયાઓ મહા અસ્ત્રશસ્ત્ર વિદ્યાના જ્ઞાતા હતા, તેથી તેમની આગળ કોઇ પણ પ્રજાનું ચાલતું નહોતું. ને એ પ્રજામાં મન શકિતવાળા બ્રાહ્મણો એવા તો જ્ઞાની હતા કે જેમણે રાજા, પ્રજા, ધર્મ, નીતિ, વ્યહવારીકને આત્મિક જ્ઞાન થકી પોતે ઇશ્વરરૂપ થઇ બેઠા. ને સર્વ પ્રજામાં પોતાના જ્ઞાન બળે બ્રાહ્મણો દેવના દેવ રૂપ મનાયા. ને ધન શકિત વિષે જોવા જતાં આખાં ભરતખંડમાં સોના રૂપાંના વાસણકુસણ વપરાતાં હતાં, તેમ મોતીની ઝુલવાળા હાથીઓ દરબારમાં અખંડ ઝુલ્યા કરતા હતા.

વાથી ઇશ્વરઇચ્છા કિંવા પ્રારબ્ધ બેઉને એકજ રૂપ માનવાં જોઇએ, કિંવા એ બેઉનું નામ એકજ છે. તેથી પૂર્વકાળમાં જે જે કર્મ કર્યાં હોય તેના ફળનો આપનાર જે કાળ ચાલ્યો ગયો તેનું નામ ભૂતકાળ. ને જે કાળ આપણી સાથે ચાલે છે તે વર્તમાન, ને જે કાળને સારૂં આપણા અંતરજ્ઞાનથી અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો ઉઠાવી આપણા અંતઃકરણની ગુપ્ત અનેક ભાવનાઓના કર્મનું ફળ જે કાળમાં મળવાનું આપણે મનોમન વિચારમાં નક્કિ કરી રાખીએ છૈયે તે ભવિષ્યકાળ, કિંવા જે કાળ આવવાનો છે તે. આ ઉપરથી નાસ્તિકો કહે છે કે, મનુષ્યના જન્મ પછી જેમ જેમ બાળક આ જગત્ સંબંધી સ્વભાવિકપણે પોતાના અનુભવથી જે જ્ઞાન મેળવે છે, ને તે મેળવેલા જ્ઞાન ઉપરથી અનેક પ્રકારના કર્તવ્ય કર્મ સંબંધી જે અંતઃકરણમાં વિચારો દ્રઢ કરે

---

આવા પ્રકારના સામર્થ્યના બળે કરીને સર્વ સૃષ્ટિની પ્રજાએ ભરતખંડને દેવભૂમીનુ વિશેષણ આપ્યું. તેમ અહીંઆંની ઉત્પન્ન થયલી સર્વ પ્રજા દેવલોક તરીકે મનાઇ. સારાંશકે, તન મનને ધન શક્તિનો એટલો બધો સંગ્રહ થઈ બેઠો હતો કે જેની સામે થવાને આખી પૃથ્વી પર કોઇ રાજા હીમ્મત કરતો નહીં હતો. કેમકે મહાભારતમાં વર્ણન કર્યા પ્રમાણે જોતા જતાં જ્યારે કૌરવ પાંડવોનું યુદ્ધ થયું હતું, ત્યારે આખી પૃથ્વીઓના રાજાઓ આ ભરતખંડના મહારાજાને ખંડણી આપતા હતા. ને તે પ્રસંગે સર્વ રાજાઓમાંના કેટલાએક કૌરવના પક્ષમાં ગયા ને કેટલાએક પાંડવના પક્ષ આવ્યા ને પછી યુદ્ધારંભ માંડયો. ત્યારબાદ આખરે પાંડવોની ફત્તેહ થઈ, પાછલથી પાંડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો. તે સમય યજ્ઞનો તોખાર આખી પૃથ્વીના તમામ પ્રદેશોમાં ફરી વળ્યો, જેથી સર્વ રાજાઓ પાંડવના તાબેદાર બન્યા. તાત્પર્ય કે આ પાંડવોના ઉપરી તરીકે દ્વારીકાંના મહારાજા શ્રી કૃષ્ણ હતા. આ શ્રી કૃષ્ણના બુદ્ધિ બળ આગળ ને રાજ્ય ચલાવવાના જ્ઞાન આગળ તેમ એની પાદશાહીના દેખાવ ને સુખ આગળ સર્વ રાજાઓ પાણી ભરતા હતા. તેથી શ્રી કૃષ્ણ આખા ભરતખંડનો ઇશ્વર મનાયો. કેમકે એની પાસે છપન ક્રોડ મનુષ્યની વસ્તીનો મુલ્ક હતો. તેમ એના રાજ્યની લક્ષ્મી તેમ લશ્કરની સામર્થ્ય આગળ સર્વ સૃષ્ટિની પ્રજા તૃણવત્ ગણાતી હતી. તાત્પર્ય કે આ પ્રસંગે સર્વ પૃથ્વીની પ્રજા તદન દરીદ્રી, અજ્ઞાન ને આળસુ મનાઇ હતી ને એ ભરતખંડની તમામ પ્રજા સુખી, જ્ઞાની ને ઉદ્યોગી બની હતી. છતાં કહેવત છે કે, અતિ સુખ ને અતિ દુઃખ એ એક ગાંડાપણાની નિશાની છે. તે પ્રમાણે શ્રી કૃષ્ણના વૈભવ વાળી સર્વ પ્રજા સુખીપણાની મોટાઇ આગળ સર્વ જગતની સર્વ પ્રજાને બેવકુફ સમજવા લાગી. ત્યારે જગતની સર્વ પ્રજા ગરીબ હોવાથી એ શ્રીમંત રૂપ સુખી પ્રજાની તમામ સારી નઠારી કરણીને શ્રેષ્ટ રૂપ માન આપવા લાગી હતી. કેમકે ગરીબો શ્રીમંતોના નઠારાં કૃત્ય જોઇને કદાચ શિખામણ આપવા જાય તો શ્રીમંતો પોતાની ભુલ નહીં સમજતાં ઉલટા શિખામણ દેનારને, પોતાની મોટાઇના તોરમાં આવી અપમાન આપી બેવકુફ ગણી હસી કાઢે નહી તો અમળના તોરને લીધે જાન માલની ખરાબી કરે. આવા મોટાઇવાળા ગાંડપણના નિશામાં ચકચુર થએલા અજ્ઞાનોના નઠારા કર્મને શ્રેષ્ટ રૂપ સર્વ પ્રજા ભયના કારણથી ગણે, એવી સૃષ્ટિ સમયથી ચાલી આવેલી નીતી છે. તે

છે, તે દ્રઢ કરેલા વિચારો તેની આખી જીંદગાંનીમાં કર્મફળનો લાભ આપતા રહે છે. તેથી એ સંગ્રહ કરેલા વિચારોના નિશ્ચાર્થનું નામ પ્રારબ્ધ કહો તો ચાલે, પણ પૂર્વ જન્મનાં સંગ્રહ કરેલા વિચારો ફળોદયને આપતા નથીજ પણ આ ચાલતા જન્મમાં નિશ્ચે કરેલા વિચારોજ ફળોદયને આપે છે. જે ઉપરથી એ દ્રઢ કરેલા વિચારોના કર્મ ભોગવી જવાં એ ભૂતકાળ. જે જે વિચારો આ ચાલતા સમયમાં દીઠામાં આવે છે તે વર્તમાનકાળ. ને જે વિચારો સબંધી આ ચાલતા કાળમાં આપણી અંતર ભાવનાને વિષે સંકલ્પ રેહે છે તે ભવિષ્યકાળ. સારાંશ કે, આ બે તકરારો ઘણાં ઊંડા અનુભવી જ્ઞાન ઉપરથી ચાલેલી આપણે જોઈ છે. ને એનો નિર્ણય કરવામાં આપણું સામર્થ્ય નથી. છતાં પ્રશ્ન થાય છે કે, જન્મકાળથી વિચારોનું પ્રગટ થવું બને છે કે આ જગત્ ને જોયા પછી વિચારોનું પ્રગટ થવું બને છે? તોપણ યોગજ્ઞાન ઉપરથી સિદ્ધ થાય છે કે, પંચભૂતના સુક્ષ્મ તત્વોની આકૃતિજ વાંસનામય છે. તેથી વાંસના સદા અખંડ સ્વરૂપે સર્વ સૃષ્ટિમાં રહેલી છે. તેમ તત્વ છુટા પડવાથી વાંસના અનેક તરેહના રૂપાંતરને પામતી હોય, તોપણ વાંસના તત્વના સ્વરૂપ સાથે એકાકારમાં વ્યાપેલી છે. વાસ્તે પ્રારબ્ધ નું ગોઠવાવવું એ વિર્યાકૃતિના સંબંધ થકીજ છે. ને એ વિર્ય તત્વ-

---

પ્રમાણે કૃષ્ણના સમયમાં મોટાઈમાં ચકચુર થએલી સર્વ પ્રજાને બીજી પ્રજા ઇશ્વર રૂપ માની તેના તમામ સારા નઠારાં કર્મની વખાણ ચલાવ્યાજ કરતી હતી. તેથી કરીને એ મોટાઈવાળી પ્રજા તદન અધર્મ, અનાચાર ને પાપાચરણવાળાં કર્મ કરવા લાગી, તોપણ તે કર્મને કોઈએ નઠારાં કહ્યાં નહીં. જે ઉપરથી એ પ્રજા સુખીપણાના તોરમાં આવી જવાને લીધે માંહો માંહે મશ્કરી કરતી હતી. આ મશ્કરીમાં બાપ દીકરાને અને દીકરો બાપને નઠારા શબ્દથી બોલાવતો હતો. તો તે શબ્દો લાડને પ્યાર રૂપની નિશાનીમાં ખપી જતા હતા. એવી રીતની નઠારી વરતુણૂકનો ઘણો મહાવરો પડવાને લીધે જેમ સુરતમાં બાપ દીકરાને સસરો વા સાળો કહી બોલાવે છે ને તે શબ્દો લાડને પ્યારની નિશાનીમાં ખપવાથી ધિક્કાર રૂપ ગણાતા નથી. તેમ કેટલાં સુખી ખાનદાનોમાં દીકરા વહુ માતા પિતાની સન્મુખ લાજ મર્યાદા છોડી અજ્ઞાન રૂપ વ્યહવાર કરે છે, તોપણ તે લાડને પ્યારની નિશાનીમાં ગણાઈ જવાને લીધે તેને નઠારી રીતમાં ગણતાં નથી. એવી રીતના અનેક તરેહના અજ્ઞાન રૂપ નિશાનો કૃષ્ણની કારકિર્દિમાં સુખીપણાને લીધે ઉત્પન્ન થઈ આવ્યાં. આ ઉત્પન્ન થએલાં ચિન્હોમાં તે પ્રજા માંહોમાંહે પ્યારની મશ્કરીમાં મારામારી ને સર્વ જાતના નિષાઓ પણ કરતી હતી, એવી રીતનો સદૈવ અભ્યાસ પડવાને લીધે તે પ્રજાને આબરૂ ઇજતની ધાસ્તિ જતી રહી હતી, તેમ માથે કોઈનો ધાક પણ રહ્યો નહોતો. આજ દુર્ગુણની વૃદ્ધિ થકી એ પ્રજા માંહોમાહે ઉસ્કેરાઇ આવીને તદન કતલ ચલાવી મુકી જે કતલમાં એક પણ મનુષ્ય જીવતું રેહેલું ઇતિહાસના સફા પર આપણે જોયું નથી. મતલબ કે આવા પ્રકારના સંપૂર્ણ અનુભવ ઉપરથી આર્ય વિદ્વાનોએ અનાદિકાળથી સિદ્ધ કીધુંછે કે. કામ, ક્રોધ, મદ, લોભ ને મત્સરાદિક દુર્ગુણોના ધર્મને તાબે થવાથી કિંવા એજ માર્ગપર ચાલવાથકી આખરે જાનમાલની ખરાબી છે. કેમકે

રૂપ વાસના થકીજ બનેલું છે. તેથી પૂર્વ જન્મની આકૃતિથી પ્રારબ્ધ રચાયલું એ બીના નિઃસંશય છે. ને આજ મુળતત્વને લીધે દેહપ્રારબ્ધ મુખ્ય માન્યુ છે. પણ વેદમાં કર્મપ્રારબ્ધ મુખ્ય માન્યું નથી. તેમ કર્મ પ્રારબ્ધને વિષે એકપણ શ્રુતિ જૈમીની જેવા મિમાંસા શાસ્ત્રના પ્રગટ કરનારથી હજુસુધી અપાઈ નથી. પણ તકરારમાં કહ્યા કરે કે, કર્મ થકીજ પ્રારબ્ધ બંધાય છે, એ વાતને ન્યાય, વેદાન્ત, વૈશેષિક વગેરે સર્વે શાસ્ત્રકારોએ કબુલ રાખી છે. પણ કર્મથી પ્રારબ્ધ બંધાયું, તેથી કાંઈ કર્મ ઈશ્વર થઈ જતું નથી. વાસ્તે એ સર્વ જ્ઞાન તાર્કિક વળણ વાળું છે. તોપણ પ્રારબ્ધ સંયોગથી સમયાનુંસાર જે બનાવ બનવાનો છે, તે અણચિંતવ્યો પ્રાપ્ત થાય છે. ને તેમાં બુદ્ધિજ્ઞાન વગેરેનું ડહાપણ જરા પણ ચાલતું નથી. પણ પ્રારબ્ધમાં જે બનાવ બનવાનો હોય તે બનાવની તૈયારી વખતે તેવાજ પ્રકારનો સંકલ્પ આપણા અંતઃકરણમાં સ્ફુરી આવે છે. ત્યારે આપણા અંતઃકરણની અનેક વૃત્તિઓમાં ઉપલા સંકલ્પ અનુસાર આપણે અનેક

લોભીપણામાં કદાચ આખી સૃષ્ટિ કિંવા બ્રહ્માંડનું ઐશ્વર્ય આપણે મેળવ્યું તોપણ એજ ઐશ્વર્ય થકી આપણી સંપૂર્ણ ખરાબી થાય છે. વાસ્તે ઈંદ્રિયોના ધર્મ પર છવતરનું સાર્થક સમજવું એ તદન મુર્ખ પ્રજાનું ઈહલૌકિક જ્ઞાન છે. સારાંશ કે ઈહલૌકિક જ્ઞાનમાં પચી રહેતાં તદન ખરાબી એક વખતે પણ થનાર છે. તેના કરતાં પરલૌકિક સુખ કદી પણ નષ્ટ થનાર નથી. કારણ કે મરણ બાદ સર્વ સૃષ્ટિ તેજ સ્થાનમાં જનારી છે. તેમ. ઈંદ્રિયોને સુખ આપવા જતાં લોભની હદ શાંતિ વિના રહેતી નથી. વાસ્તે કરીને થોડામાં સુખ માની શાંતિમાં નિમગ્ન થનાર પુરૂષજ મહા સુખી છે. ને બીજા સુખી જેને તમો ગણોછો તેઓ કાંઈ સુખી નથી. પણ બિચારાં તેઓ તો ઈંદ્રિય ધર્મના ગુલામો છે. તાત્પર્ય કે પુર્વના જ્ઞાનીઓએ ઉપરના સર્વ પ્રકારના અનેક તરેહના અનુભવ ઉપરથી સિદ્ધ કીધું છે કે, આપણા મનમાં શાંતી રાખી કોઈના સ્વાર્થ ને દુઃખ ન થાય ને તમામ સાથે ભલાઈ રહે એવી નીતી પર ચાલી સમદ્રષ્ટિ જ્ઞાનથી છંદગાની પુરી કરી દેવાને. અખંડ નિવૃત્તિપણામાં નિમગ્ન થવું એજ પરમધર્મ છે. બીજો એનાથી શ્રેષ્ટ ધર્મ નથી. કેમકે એ ધર્મ પર ચાલનાર પુરૂષની સ્થિતિ કોઈ દીવસે અતી સુખી કિંવા દુઃખી થનાર નથી. પણ સદા મધ્યમ પાયા પર રહે છે. આ ઉપરથી એ નિવૃત્ત જ્ઞાન રૂપ ધર્મ ને વેદોકત ધર્મ એવું નામ આપ્યું છે. જેમાં પોતાના આત્માને સાક્ષાત્ જગત્નું આદિકારણ માનવું. ને અંતઃકરણની અનેક વૃત્તિઓને વિષે ભિન્ન ભિન્ન કલ્પનાના અનેક ભાવો દોડાવવા નહી. પણ સર્વને સમાન દ્રષ્ટિએ જોવી કિંવા આત્મારૂપ માનવીને સર્વ કલ્પનાનો ક્ષય કરતા રહેવું. તેમ દ્રશ્ય રૂપ સર્વ સૃષ્ટિને મિથ્યા જાણીને એના અનેક પદાર્થોમાં ઈંદ્રિયો મારફતે ભિન્ન ભિન્ન કલ્પના કરવી નહીં. જન્મ મરણ, પાપ પુણ્ય, સુખ દુઃખ એ સર્વ આત્મા રૂપ ઈશ્વરની રમણીયતા છે. ને સર્વ પ્રાણી માત્રોના ઉપર દયા રાખવી ને દ્રષ્ટિ જ્ઞાને તેઓનું ભલું ચાહવું. તેમ નિષો કરવો નહીં, કેમકે નિષાવાળા પદાર્થો થકી ઈંદ્રિયોમાં કૌવત આવે છે. ને કૌવત થકી ઈંદ્રિયો અનાચાર માર્ગે ગમન કરવા ઉસ્કેરાય છે. ત્યારે નાહનાવિધ પ્રકારની કલ્પના પ્રગટ થાય છે ને એના ઉદય થકી સારાં

પ્રકારના ભાવાભાવો પ્રગટ કરીએ છેયે. તેથી એ સુકૃત સૃષ્ટિનો સંબંધ આવતા કાળમાં એટલે ભવિષ્ય કાળમાં જોડાઈ જાય છે. તેથી ભવિષ્યકાળની આવતી કૃતિ વિષે જેને શ્રેષ્ઠ ફળ લેવાની જીજ્ઞાસા હોય, ત્યારે તો પ્રારબ્ધના લાભ સમયે એટલે વર્તમાન કાળમાં સર્વના વિષે સમદ્રષ્ટિ ભાવ રાખી આત્મજ્યોતિને સર્વાર્પણ કરતા રહેવું. કે જેથી મનોકલ્પિત અજ્ઞાનતાના સંકલ્પો નષ્ટ થતા જાય છે. ને તમામ કલ્પનામાંથી શ્રેષ્ઠ વિચારો પ્રગટ થઈ આવે છે. ને તેથી કરીને આપણા હૃદયમાં કેવા પ્રકારના નિશ્ચાર્થો ઘડાય છે, ને તે ઘડાયલા નિશ્ચાર્થો થકી આપણા મન, બુદ્ધિ વગેરે તત્વોમાં કેવા ભાવો રમણ કરવા તૈયાર થાય છે. તેને યાદ રાખ્યા પછી જેટલા નઠારાપણાના વિચારો હાજર થતા. હોય, તેને આત્મજ્ઞાનથી દૂર કરવા, ને પોતાની હૃદયગત સ્ફુર્ણામાં શુદ્ધ, પવિત્ર ને સુખ આપનારા સંકલ્પો જારી કરવા, જેથી ભવિષ્યનું બંધારણ મહા ઐશ્વાર્યાકૃતિમાં હાજર થાય છે. તાત્પર્ય કે, સર્વના ભવિષ્યનો દેખાવ એકજ સરખો શુદ્ધદ્રષ્ટિમાં દેખાય છે, તેથી એ જ્ઞાનનાજ્ઞાતાને ભવિષ્યવેત્તા કહે છે.

હવે આપણે આત્મજ્ઞાનથી ઉપલા તત્વોમાં થતા નઠારા સંકલ્પોને દૂર કરવા માંડીએ છેયે, કિંવા આત્મધ્યાનમાં એકાગ્રહવૃત્તિ રાખી કલ્પના વિરકત્ બની

---

નઠારાં પાપ પુણ્યવાળાં અનેક તરેહના કર્મો થઈ આવે છે. વાસ્તે કરીને સર્વ પ્રજાએ નિશાવાળી ચીજ જે કે અનેક પ્રકારના માદક પદાર્થો સેવન કરવા નહીં. સારાંશકે એવી રીતે કાયાઓને ભ્રષ્ટ નહીં કરવી. તેમ ચક્ષુએ જોયલા પદાર્થોનું, કાને શ્રવણ કરેલા શબ્દોનું, મહોડાંએ ઉચ્ચાર કરેલી વાણીનું, જીભ્યાએ ખાધેલા પદાર્થોના સ્વાદોનું, યથાર્થ વર્ણન જેવું દીઠું હોય, સાંભળ્યું હોય ને અનુભવમાં આવ્યું હોય તેવું કરવું નહીં તો એ ઇંદ્રિયો ભ્રષ્ટ થાય છે. તાત્પર્ય કે, એવી રીતે તન, મનને સ્નાન શુદ્ધિ કરી સારા નઠારા પાપ રૂપ કર્મોની અસર પ્રત્યેક ભરતખંડવાસી પ્રજાને નહીં લેપન થાય એવા નિયમો આપણા વેદોક્ત ધર્મના બાંધેલા છે. વાસ્તે તમો સર્વ શ્રવણને, મનન કરતી પ્રજાઓ આવા દીર્ઘ દ્રષ્ટિ રૂપ અનુભવથી બંધાયલા ધર્મને શું અધર્મ રૂપ ગણશો કે? ના ના કોઈ પણ દિવસે એ પવિત્ર નિયમવાળા ધર્મને સારૂં જરા પણ દુષણ નહીં અપાય. વાસ્તે કરીને તમો સર્વ ઇંદ્રિય રૂપ મનોકલ્પિત અજ્ઞાનાકૃતિ ધર્મોને તજી દઈ ફકત્ નિર્વિકાર નિવૃત્તરૂપ પવિત્ર વેદોક્ત ધર્મની સર્વ આજ્ઞા પ્રમાણે ચાલશો, એવી હમારી સર્વજ્ઞ પરમાત્મા પરત્વે તમારા તરફથી વિજ્ઞપ્તિ છે. ને એ વિજ્ઞપ્તિ ઉપર તે સદા કૃપાળુ થાયો, ઇસ્તુ :

૧. શુદ્ધ દ્રષ્ટિના અનુભવથી કહે છે કે, રાજા પ્રજા જ્ઞાની અજ્ઞાની, સુખી દુઃખી એ સૌ કાંઈજ નથી. પણ સર્વ મનુષ્યો સરખી રચનાના છે. કેમકે સર્વજ્ઞ પરમાત્માની પવિત્ર દ્રષ્ટિ સર્વના ઉપર સમાન વેહેંચાયલી છે. તે કોઈને ન્યુનાધિક ગણતો નથી. તે એવી રીતે કે જેમ સૂર્ય કીડીથી હાથી પર્યંત સર્વના ઉપર સરખી ગરમી ફેંકે છે. જો હાથીને જેટલી ગરમી લાગે તેટલીજ ગરમી મનુષ્ય કિંવા કીડી જેવા પ્રાણીને લાગી હોય તો તે શી રીતે જીવે. છતાં અહીંઆં હાથીની કાયા મોટી હોવાથી વિશેષ ગરમી લાગે છે ને કીડીની કાયા નાહની હોવાથી થોડી ગરમી લાગે છે. તોપણ સૂર્ય કાંઈ વધતી ઓછી ગરમી ફેંકતો નથી. પણ તેની ગરમી એક સરખી સમાંતર વેહેંચાયલી છે.

સ્થિર થઇએ, ત્યારે પાણીના ઝરણની પેઠે આત્માના સંવેદનમાંથી સ્વભાવિકપણે એકાએક અનેક સંકલ્પો સ્ફુરે છે. છતાં એ સ્ફુરનારા સંકલ્પોમાં અનેક ભાવના દોડાવવી નહીં, પણ એ સ્ફુરનારા સંકલ્પો કયા સ્થાનને સારૂં કિંવા કયી વૃત્તિને વાસ્તે કયા પ્રકારની કલ્પના દરશાવે છે, તેને ધ્યાનપર લઈ મનમાં એ સર્વ ભાસને યાદ રાખવા કિંવા એ સ્ફુરનારો સંકલ્પ કેવા પ્રકારના લાભ અલાભ આપવા ધારે છે, ઇત્યાદિ વિચારોને હૃદયમાં નોંધી રાખવા એનું નામ ભવિષ્ય જાણ્યું કહે છે.

આ ભવિષ્યરૂપ દર્શન ને વિષે જ્ઞાનીઓ નીચે પ્રમાણે નું ધોરણ રાખે છે. તે એવું કે, જયારે એકાગ્રહવૃત્તિથી આત્મધ્યાનમાં બેઠા, ને પોતાના ચૈતન્યની જ્યોતિમાં નિમગ્નતાથી મળી રહ્યા, કે તરત અકસ્માત્ એવી સ્ફુર્તિ આવી કે, આપણે પ્રભાસ પાટણના સોમનાથ માહાદેવનું મંદીર જે.કે મુસલમાનોએ પા-

---

તેમ મનુષ્ય પ્રાણીની કાયાનું બંધારણ સર્વનું સરખું છે. તથાપિ એ સર્વ મનુષ્યોએ જેવા જેવા સંકલ્પોમાં સુખ માન્યું, તેવા તેવા સંકલ્પોની સૃષ્ટિ રચે છે જેમ એક પુરૂષે ખેતીવાડીમાં સુખ માન્યું, ને એકપુરૂષે દીવાનગીરીમાં સુખ માન્યું. આ જગ્યાપર ખેતીવાડીવાળા પુરૂષને જગતના લોકો દુઃખી ગણે છે. ને દીવાનગીરીવાળા પુરૂષને સુખી ગણે છે. તેમ નથી. કેમકે ખેતીવાડીવાળાએ પોતાના તનને મેહનતમાં નાંખી મગજને શાંતપણામાં સુખી કીધું છે. ને દીવાનગીરીવાળાએ મગજને મેહેનતમાં નાંખી શરીરને સુખી બનાવ્યું છે. આ જગ્યાપર બેઉ પુરૂષોના કરેલા ઉપયોગમાં કાંઈજ ફેર નથી. કેમકે એક પુરૂષ શરીરથી દુઃખી છે. ને બીજો મગજથી દુઃખી છે. સત્ય પુછાવો તો એ બેઉમાં સુખી કોઈજ નથી. સારાંશ કે. ઈશ્વરી કાયદો સર્વના ઉપર સમાન પણેજ રહેલો છે. તેમાં કાંઇજ ફેર પડતો નથી. છતાં અજ્ઞાન મનુષ્યોમાં પોતાને અનુભવ એ વાતનો હોતો નથી તેના તે જીજ્ઞાસા રાખે છે. એક શ્રીમંત બુદ્ધિ બળનો ઉપયોગ કરી અગાધ લક્ષ્મી મેળવી શકયો. ને એક પુરૂષે શરીર બળનો ઉપયોગકરી સાધુપણાના મહત્વને પામ્યો. મતલબકે, જગતના સર્વ વ્યહેવારમાં કોઈ કયા પદાર્થનો ઉપયોગ કરે છે, તો કોઇ કયા પદાર્થનો કરે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સર્વ મનુષ્ય પાસે ઈશ્વર એક સરખી મેહેનત કરાવેજ છે. જેમ ઉદ્યોગી પાંચે પકવાનની મઝા લે છે. તો નિરૂદ્યમી ભુખમરાની પણ મઝા લે છે. મતલબ કે ઉદ્યોગીએ શરીરને મેહેનતમાં નાંખી પકવાનથી શરીરને મજબુત બનાવ્યું. ત્યારે આળસુએ ભુખ મરાથી શરીરને મજબુત બનાવ્યું છે. સારાંશ કે, કુદરતના નિયમો મનુષ્યોને એક વાતથી ઉળટા જણાય પણ બીજીવાતમાં સુળટા રહેલા છે, તેમાં આ સૃષ્ટિમાં સુખી દુઃખી કોઇજ નથી કેમકે. એક મનુષ્યને હાથીપર બેસી જતાં તમોએ જોયો ને બીજાને ચાલતાં જોયો. આ બે માણસના દેખાવ ઉપરથી તમોએ ચાલનાર પુરૂષને દુઃખી માન્યો પણ એ વાત ખોટી છે. કેમકે ચાલનારે પુરૂષની કાયા ચાલવાના ક્રમથી તદન નિરોગી બને છે. ને પેલાહાથી પર બેઠેલાની કાયા બેસી રેહેવાના ક્રમથી રોગી થાય છે. વાસ્તે આ જગ્યાપર ખરો સુખી ચાલનાર પુરૂષ છે. તાત્પર્ય કે, મનુષ્ય માત્રના સ્વભાવ પ્રમાણે મુકાબલો કરી જોવાથી સુખી દુઃખી જણાય છે. પણ જરા ઉંડા ઉતરીને તેમાંથી સારાસાર ગ્રહણ કરી જોતા નથી, તેથી ઇશ્વરી ખુબી યથાર્થ

યમાલ કર્યું હતું. તેની પુનઃસ્થાપના કરાવીએ તો બહુ સારૂં. આ સ્ફુર્ણા દર્શન[1]-રૂપે સંકલ્પ જણાયો, કે તરત એ સંકલ્પના ભાવને આત્માની ચૈતન્યરૂપ જ્યોતિમાં મેળવી કહ્યુંકે તું આત્મા સર્વ શક્તિમાન છે, તેથી તુંજો સર્વના અંતઃકરણમાં અજભાવ પ્રગટ કરે ત્યારે તો કોઈપણ રાજા તૈયાર થાય. આવા પ્રકારથી એ સ્ફુર્તિરૂપ ભાવને આત્મપદમાં મેળવી દીધો, કે તરત એ ભાવ સ્ફુર્ણાની આકૃતિ ધારણ કરી સર્વ મનુષ્યમાત્રના અંતઃકરણમાં નિસ્વાર્થરૂપે વ્યાપી ગયો કિંવા આપણા હૃદયમાં સ્ફુર્ણા સિદ્ધિરૂપે દ્રઢ થયો, ને એ સંકલ્પ અંતરમાં કહેવા લાગ્યો કે, અમુક રાજા છે તેને તમો મળો, ત્યારે તેજ સંકલ્પને આત્મ ચૈતન્યમાં મેળવી દેવાથી તેજ સંકલ્પ આત્મા જેવા ચૈતન્યના સામર્થ્યને પ્રાપ્ત થયો, કે તરત તેને કહેવા લાગ્યોકે, તમો પોતેજ અનંતકોટ બ્રહ્માંડના મહારાજા રૂપ છો, તેથી તમોજ કૃતિકરશો તો એકદમ થઇ જશે, સારાંશ કે, સંકલ્પ અમુક રાજાની આકૃતી ધારણ કરી ઉપલું કૃત્ય કરવા તૈયાર થયો હોય, એવી તરેહની જુસ્સાવાળી સ્ફુર્ણા આપણા અંતઃકરણમાં એકદમ પ્રગટ થઈ આવી. કે તરતજ આપણા મન, બુદ્ધિ વગેરે તત્વો ઘણાજ પ્રસન્ન થઈ ઝળકવા લાગ્યાં, ને મન આકુલ

---

દરશાતી નથી. પણ ઉંડા વિચારથી જોનાર પુરૂષને સર્વ કર્મમાંથી સત્યાર્થ લાભ પ્રગટ થઇ આવે છે. વાસ્તે તમો જેવા વિચાર પ્રગટ કરો તેટલા વિચારોની શાથે સારા નઠારા તમામ વિચારોને મેળવી તેનું પૃથક્કરણ જ્યારે કરવા માંડશો ત્યારે તમામ કૃતિનો સંપૂર્ણ ચિતાર હાથ આવશે. સારાંશ કે આવા પ્રકારનું દોહન કરનાર પુરૂષનાં અંતઃકરણમાં મલિન વાસના રહેતી નથી, તેથી તેની શુદ્ધિ દ્રષ્ટિ થઇ ગઇ કહેવાય છે. આ શુદ્ધિ દ્રષ્ટિવાળા મહાત્માઓ આ સૃષ્ટિની કોઇ પણ કૃતિમાં મોહ પામતા નથી. ને તેથી તેમના હૃદયમાં વાસના પ્રગટ થતી નથી. એવા એ લોકો નિસ્ફુર્ણા દશામાં સદા સ્થિર રહે છે. ત્યારે આ સર્વ કૃતિને નકામ, અસત્ય ને મિથ્યારૂપ માને છે.

૧ આ સ્ફુર્ણ દર્શનના જ્ઞાતાઓ મને ઘણાં એક પુરૂષ મળ્યા હતા, ને તેથી કરીને મારાથકી કેવા કેવા કૃત્યો પ્રગટ થયાં છે. તે હું નિષ્પક્ષપાતે રજુ કરૂં છું. પ્રથમ હું કદલીવનમાં સોમેશ્વર મહાદેવના દર્શણ કરવા ગયો હતો. ત્યાં એક નગ્ન પમહંસ પુરૂષ એકાએક બોલ્યા કે પંડિતજી આત્મપદના મહાચમત્કાર જોવા હોય તો સદા શાંતીમાં નિમગ્ન થાઓ. એટલામાં મને કહ્યું કે, તમોને ધર્મસંરક્ષણ કરવાની મોટી જીજ્ઞાસા રહેલી છે. તોપણ તમો ભ્રાંતિજ્ઞાનમાં વિશેષ ભટકો છો. મેં કહ્યું ગુરૂ મહારાજ તમારી કૃપાથકી સર્વ અજ્ઞાન નષ્ટ થાય તેમ કરશો તો સારૂં. મેં તેમની આજ્ઞાથી મુકામ કીધો. બાદ સંકલ્પ થયો કે, આ વનની હકીકત મારા એક મીત્રને લખવી જોઇએ. ત્યારે કહ્યું કે બચ્ચા તું ગુજરાતમાં શું કરવા ભટકે છે! આ પ્રશ્નથકી હું ચકીત થઇ ગયો કે આ મહાત્મા પુરૂષ મારા ગુજરાતવાળા હૃદયના સંકલ્પને જાણી ગયા, સમજી હું સ્થિર રહ્યો. થોડાવારમાં મારા મનમાં એવો સંકલ્પ થયો કે, હું આવા ગુપ્તચમત્કારીક જ્ઞાનને કયારે જાણીશ! ત્યારે મહાપુરૂષ બોલ્યા કે, બચ્ચા સર્વ ભાવના તું તારા આત્માની જ્યોતિમાં અર્પણ કરતો રહેશે ત્યારે આ મનોમન ગુપ્ત ભાવવાળી ગુપ્ત

વ્યાકુલ બની રહ્યું- તોપણ પોતાના જ્ઞાનથકી મનના ઉપલા ભાવને આત્માના સર્વજ્ઞપણા વિષે દબાવી દઈ કહ્યુંકે તું મિથ્યા સંકલ્પ વિકલ્પ નહીં કર. ત્યારે મન મનોમન ભાવે કહેવા લાગ્યુંકે, આપણા થકીજ એ કર્મ પાર પાડવાનું છે તેથી ચાલો, પણ ત્યાં જતાં ને આવતાં સુધીમાં જેજે રચના આ સૃષ્ટિની ફરશાય, તેને વિષે સમદ્રષ્ટિના પવિત્રજ્ઞાનમાં રહેવાને ચુકવું નહીં. એટલે આપણો દેખાવ સર્વને સાક્ષાત્ ઇશ્વર જેવોજ દરશાશે. કારણ કે ઇશ્વરની સ્થિતિવાળાં જ્ઞાનમાં પચી જવાથી સર્વ સંકલ્પો પોતાની મેળે સ્વભાવિકપણે સર્વ કૃતિ કરતા નજરે પડયા કરશે. આવા પ્રકારના નિશ્ચાર્થ વાળા ભાવમાં વગર ઓળખાણવાળા એક રાજાના શેહેરમાં આવી પહોંચ્યા. ત્યાં એક તળાવપર મહાદેવના મંદિરમાં સમાધિનિષ્ટ થઈ નિસ્ફુર્ણ• દશામાં સ્થિર થયા, કે તરત ત્યાંનો રાજા ને દીવાન ફરતા ફરતા શીવાળયમાં દર્શણે આવ્યા. ત્યાં આ દીગંબર મુનિને જોઈ કે તરત રાજાના અંતઃકરણમાં એકાએક એવો ભાવ પ્રગટ થયો કે જાણે આ દેવ પુરૂષની શેવા ચાકરી કરીએ, કે જેથી આપણા તમામ દુષ્કર્મ નાશ પામે એમ વિચારી દીવાન સાથે કેટલીએક જ્ઞાનચર્ચા પર વાર્તા લાભ લેવા લાગ્યા. કે તરત પેલા મહાપુરૂષ જાગૃત ભાવને પ્રાપ્ત થયા, ને પોતાના ભાવને કહ્યું કે શાબાશ અંતર્યામિ પર-

---

વિદ્યાને શિખશે. તેમ છતાં હું ત્યાં સમાધિનિષ્ટ થયો કે, મારા આત્માની જ્યોતિના કિર્ણો પાણીના ફુવારાની માફક ચોતરફ દારૂની કોઠીના દેખાવે મારી કાયામાં ઉડી રહેલાં જોયાં. પછી હું તદન માર્ણરૂપ બની રહયો. છતાં જ્યારે જાગૃત અવસ્થાને હું પ્રાપ્ત થયો, ત્યારે પેલા મહાપુરૂષ બોલ્યા કે, બચ્ચા જે જ્યોતિ તેં જોઈ તે સાવિકલ્પ સમાધિનો દેખાવ હતો. ને જ્યારે તું મર્ણ જેવો પોતે પોતાને દેખાયો. એ દેખાવ તદન નિર્વિકલ્પ સમાધિનો હતો, આવીરીતની સંગતમાં પદરેક દીવસ થયા કે પેલા મહાપુરૂષની પાસેથી હું ગ્વાલીયર આવવા નિકળ્યો. એવી રીતની મુસાફરી કરતાં કરતાં હું જ્યારેચિતોડના કીલ્લામાં દશેક દીવસ રહ્યો. ત્યાં એક મહાત્મા પુરૂષ આવી ચડયા ને કહેવા લાગ્યા કે, બચ્ચા કુચ ખાનેકો દે. મેં તેમને બરફી વગેરે લાવી ખવાડયાં, ત્યાર પછી રાત્રીના હુંયો બેઠા હતા, તે પ્રસંગે મારી દશા તદન નિસ્ફુર્ણપણાની જોઈને કહેવા લાગ્યા કે, બચ્ચા તું ઘણોજ અભ્યાસી થઈ બેઠો છે. પણ ઉજ્જનમાં ચમત્કાર જોશે, આ વાતને હું યાદ રાખીને મધ્યરાત્રીના સમાધિનિષ્ટ થવા ધ્યાનમાં બેઠો. એવામાં તદન માર્ણરૂપ બની ગયા પછી પાછો જાણે જ્ઞાનદ્રષ્ટિથી જોવા જાઉંછું તો આ સર્વ સૃષ્ટિમાંનો કોઈપણ જડચૈતન્ય પદાર્થો દરશાયો નહીં. પણ તદન ચંદ્રના જેવી રોશની ચોતરફ દરશાઇ, એવો ભાસ પડયો હતો કે તરત પેલોજ મહાપુરૂષ મારી કાયામાં પ્રગટ થઇ નગ્ન અબધુતરૂપે ઉભો રહયો હતો. ને તેની સર્વ કાયામાં (જેમ તેલીઆ રાજાના શરીરપર તેલના રેલા ચાલી રહેછે તેમ) જ્યોતિના રેલા ચાલી રહ્યા હતા. ને તે રેલાઓ પગની નીચે આવ્યા પછી ત્યાંથી ફુવારાની માફક ઉડતા હતા, ને અનેક તેજના તારા જેવડા આકારમાં ઉંચ આકાશ તરફ જઈ મસ્તકદ્વારાએ તેની કાયામાં પ્રવેશ કરતા હતા. ને તે પુરૂષ પોતાના મુખારવિંદમાંથી સત્ સત્ સત્ એવા શબ્દોચ્ચારથી પ્રાર્થના કરતો હતો. આ દેખાવ ઉપરથી મને જ્ઞાન થયું કે, પોતાના અંતઃકરણની અનેક વૃત્તિઓમાં ભાવના દ્રઢ થવાથી એવા આકારો સ્વભાવિકપણે સર્વ-

માત્મા તું પોતે સદા આનંદરૂપ છે. એટલે રાજા પગે પડી હાથીની અંબાડીમાં બેસાડી તે દેવ પુરૂષને લઇ ગયો. ઘણાંએક દીવસ થયા કે રાજા ને દીવાન ધર્મ-જ્ઞાનપર વાર્તા લાભ લેવા સારૂં આ દેવપુરૂષ પાસે આવ્યા. ત્યારે તેઓ બોલ્યા કે, આ જગત્‌ની બાંધણીમાં જ્યાં સુધી મનુષ્યને અનુભવ જે વાતનો સંપૂર્ણ આવ્યો નથી. ત્યાં સુધી તે મનુષ્ય મોહજાળમાં આનંદ માને છે. પણ જ્યારે પ્રત્યેક નિયમનો અનુભવ સંપૂર્ણ સંપાદન કરે છે, ત્યારે તેને સર્વ નિયમો કંટાળારૂપને નિસ્વાદ લાગે છે. તાત્પર્ય કે. જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાન છે. ત્યાં સુધી તેને મોહ છે. તોપણ આ સૃષ્ટિની બાંધણી વગર પાયાપર ચણેલા મકાન-ના જેવી છે. તેમ આશાના ડુંગરનો સાર ધુમાડાના બાચકા જેવો છે. તેમ સર્વ સૃષ્ટિના લાભનો સાર રાત્રી બધી દળ્યું ને કોડીઆમાં એકત્ર કર્યું તેના જેવો છે. સારાંશકે, જીંદગાંનીમાં પ્રત્યેક્ કૃત્ય એવાં કરવાં જોઈએ કે, જેથી આપણી જીંદગી કોઈને પણ ઉપયોગી થઈ પડે, ત્યારે જીંદગી ધર્યાનું સાર્થક છે. વાસ્તે કરીને સર્વ મિથ્યા સુખમાં આનંદ મેળવવા કરતાં ધર્મ માર્ગપર ગુજારવી એજ જન્મ-ધર્યાનુ પૂર્ણ પુરૂષાર્થ છે. આવા પવિત્ર અનુભવીજ્ઞાનપર રાજાનું લક્ષ લાગી જવાથી એકદમ સ્વભાવિકપણે દીવાનજીને પુછ્યું કે, ખરેખર મહાત્માના વાક્યોએ મને પસ્તાવામાં નાંખી દીધો છે. તેથી મારો વિચાર એવો થાય છે કે, આપણા મૃત્યુ પછી કોઈ સદા ઓળખવાનું નથી. વાસ્તે મોટાં મોટાં ભાંગી પડેલાં દેવ-સ્થાનોની સુધારણા કરવા થકી હજારો વર્ષ પર્યંત આપણી કીર્તિ રહેશે. દીવાને કહ્યું કે, મહારાજ આપ જેવા જ્ઞાની રાજ્યકર્તાઓ જ્યારે નહીં કરશો, ત્યારે કોણ

---

કોઈને દરશાયછે. ને તે ઉપરથી તે પુરૂપ પોતાના મનમાં માનેછે કે, મને પરમેશ્વરના દર્શણ થયાં. તાત્પર્ય કે, એવા અનેક તરેહના ચમત્કારો સમાધિનિષ્ટ થનાર પુરૂપને તેની દ્રઢતાપૂર્વક ભાસ્યા કરેછે, તોપણ એ સર્વ રચના સંવેદન બનાવી શકેછે. વાસ્તે કરીને મૂર્ણજ્ઞાનીઓ કહેછે કે, એ સો માયાના પ્રપંચ છે. પણ જે પુરૂષને સદા નિરફુર્ણ દશા પ્રાપ્ત થાય તેજ પુરૂપ સાક્ષાત્ પરમેશ્વર છે.

આ ઉપરથી નાસ્તિક કહેછે કે, કાયામાં જ્યાંસુધી પ્રાણ છે, ત્યાંસુધી સ્ફુર્ણદશા કાયમ રહેવાની છે. પણ કાયાના છુટા થયા પછી બીલકુલ સ્ફુર્ણ રહેવાનું નથી. કેમકે કાયામાં રશાયણ સંયોગથી પંચભુતના યોગે પ્રગટ થએલી વિજળી સદા જ્ઞાનસ્વરૂપે મગજમાં વ્યાપી જાગ્રત્ સ્વપ્ન સુષુપ્ત્યાદિક અવસ્થાઓમાં સંવેદનાકૃતિમાં અસંખ્ય જાતની કલ્પના પ્રગટ કર્યા કરે છે તેમાં એ કલ્પના જે રાજાને પ્રાપ્ત થઇ હતી, તે એક ફકીરને પણ પ્રાપ્ત થઈ આવે છે. તેમ લાખ વર્ષપર એક પુરૂષને સમજાઇ હતી, તે કલ્પના હાલમાં આપણને દરશાયછે. સારાંશ કે, કાયાને વિષે કલ્પના વિજળી આકારથી ઉત્તરોત્તર સર્વ જીવોને પ્રાપ્ત થયા કરે છે. વાસ્તે એમાં પ્રારબ્ધ વગેરે કોઇને પણ માનવાની જરૂર નથી. તદ્યપિ આ વાતને સિદ્ધાંત કબુલ કરેછે ખરો. પણ તકરાર એટલીજ લાવે છે કે, સમાધિરૂપ તૂર્યામાં કલ્પના ભાસતી નથી. પણ તેના વિના બીજી અવસ્થાઓમાં ભાસેછે. તેથી કહેછે કે, તૂર્યા-વસ્થાની સ્થિતિમાં, રહેનાર સદા સાક્ષાત્ પરમેશ્વર છે.

કરશો વારૂ ! તેથી મારો પ્રથમ વિચાર એવો છે કે. કાશીમાં વિશ્વેશ્વર, રામેશ્વરમાં રામનાથ, ને સોરઠી સોમનાથ વગેરે નામાંકિત દેવસ્થાનોની તમારે હસ્તે પુનર્પિ પુનઃસ્થાપના થાય તો અમ્મર નામ રેહે.આવા પવિત્ર વાકયો શ્રવણ કરતાં દરબારે હુકમ કીધોકે, ચાલો એકદમ સર્વ ત્રીઝોરીમાંથી ખર્ચકરી સર્વેના બીલ ચુકાવો. આ ઠરાવ મુજબ પુનઃસ્થાપના કરાવી. સારાંશ કે, એવી નિસ્ફુર્ણ દશામાં રેહેવા થકી પ્રારબ્ધકર્મ ફળીભૂત થાય છે. ને ઉપલાં તત્વો ખાત્રીથી ભવિષ્યનું જ્ઞાન આપે છે. ને એજ તત્વો અંતર્યામિ પવિત્ર ભાવના પ્રમાણે સર્વેને વરતાવે છે. આ નિસ્ફુર્ણ[1] દશામાં લિન્ન રેહેનાર મહાત્માઓને વિષે સદા શાંતીજ પ્રગટે છે. ને તેઓના અંતઃકરણમાં જે સંકલ્પ થાય તેને ધ્યાનમાં રાખી જોયા કરે છે. ત્યારે તેજ સંલ્પ સમયાનુસાર પોતાના અંતરમાં સુચવ્યા પ્રમાણે સર્વ કૃત્યો કરતો જાય છે. ને તેમાં ઉપલાં મન, બુદ્ધિ તત્વો જ્યારે સંકલ્પ ફળીભૂત થવાનો હોય ત્યારે એક સરખાં ખાત્રી આપે છે. તેથી નિશ્ચે જાણવું કે કૃત્ય થઇ રહ્યુ છે. પણ એ તત્વો ન આપતાં જ્યારે ન્યુનાધિકપણું જરશાવે છે, ત્યારે જાણવું કે સંકલ્પ ફળીભૂત થવામાં વિલંબ છે. સારાંશ કે, પ્રત્યેક સંકલ્પમાં જ્યારે તત્વો

---

૧ આ નિસ્ફુર્ણદશા એ સાક્ષાત્ મુક્ત સ્થિતિ છે. ને એ સ્થિતિ નિર્વિકલ્પ સમાધિના અભ્યાસ વડે પ્રાપ્ત થાયછે. કેમકે સમાધિમાં સ્થિર થએલા પુરૂષને સદા પૂર્ણ જ્યોતિની જાગૃત અવસ્થા દરશાયછે. તેમાં એ સ્થિર થનાર પુરૂષ તુર્યરૂપ પરમાત્માનો સંપૂર્ણ દેખાવ નિરખ્યા કરેછે. આ દેખાવ સમયે તેને સ્પષ્ટ સમજાય છે કે, સંવેદનરૂપ એક અજ્ઞાનાકૃતિવાળું ગુપ્તકિર્ણ છે. એ કિર્ણનો પ્રવાહ સ્થિર થનાર પુરૂષની દ્રષ્ટિને દરશાય છે. કે તરત જાણે એક બંધનકારી અલૌકિક કલ્લોલ કરનારા ઓરડામાં તે સંવેદનવાળુ અણુ પેલી જ્ઞાનદ્રષ્ટિને આકર્ષણ કરેછે. જ્યાં તે જ્ઞાનદ્રષ્ટિ પેસે કે, એકાએક પ્રથમ આત્માના અનેક સુક્ષ્મ અણુઓ દીઠામાં આવે છે. ને તે પ્રત્યેક અણુઓ જાણે ઇંડાના આકારમાં રહેલા હોય એવાં જણાયછે, ને તે ઇંડાંઆકૃતિવાળાં અણુમાં સ્થિર થએલાની જ્ઞાનદ્રષ્ટિ પ્રવેશને પામેછે કે, એકદમ અંતઃકરણરૂપ એક મહા અંધકારવાળો ઓરડો દ્રષ્ટિમાં યથાર્થ આવેછે ને તે ઓરડાની માંહે અનેક વૃત્તિઓ જેમાં અસંખ્ય બ્રહ્મા, અસંખ્ય વિષ્ણુ, અસંખ્ય માહાદેવ ને અસંખ્ય દેવી, દેવતા, પીર, પેગંબર વગેરે અનંતકોટ જાતના માહાયોગિરાજો આ અંધકારવાળાં ઇંડાંને ફોડી ઉપરની મહા તેજોમય તુર્યરૂપ જાગૃત જ્યોતિની પ્રાર્થના કરતા હોય એવી રીતનો ભાસ પડે છે ને આ પ્રાર્થના સમયે સૂર્ય, ચંદ્ર, તારા; વિદ્યુત, અગ્નિ વિગેરે પદાર્થો જાણે સંવેદનરૂપ કાળ ભગવાનના આકર્ષણ થકી માહા અંધકારમાં નર્કના કિડાઓની માફક તળે ઉપર થતા દેખાય છે. ને એ અંધકારનાં આચ્છાદનમાંહે જુદા જુદા અસંખ્ય પડદાઓમાં અનંતકોટ જીવાત્માઓ ભ્રમણ કરી જન્મ મરણને સદા પામતા જણાય છે. તેમાં કેટલાએક પોતાના તપોબળથી સ્વર્ગાદિક સ્થાનોમાં દેવોના પદને પામી પાછા પુણ્ય ક્ષય થએ સ્થાવર યોનિને પ્રાપ્ત થાય છે. કેટલાએક ધર્મ, ધ્યાન, નીતી, રીતીના જ્ઞાનથી ઉત્તમ સ્થિતિ ભોગવી સ્વર્ગનો લાભ માને છે. કેટલાએક અધર્મ, અન્યાયના કર્તવ્ય કર્મ થકી નર્કના કુંડોમાં પડી અસંખ્ય કાળ નિર્ગમન

ની ખાત્રી મળી કે તરત તે સંકલ્પને આત્મજ્યોતિમાં અર્પણ કરી સજીવન કરદેવો, એટલે આપણા સંકલ્પવાળોભાવ ચૈતન્યરૂપ સામર્થ્યને પ્રાપ્ત થવાથી સર્વ જાતનો સંપૂર્ણ લાભ આપે છે. તાત્પર્ય કે, આપણા ચૈતન્યરૂપ ભાવની તાબેદાર સર્વે સૃષ્ટિના પ્રાણીમાત્રો રહેલાં છે. તેથી સર્વ જગતના પદાર્થો આપણી હૃદયગત્‌-વાંસના પૂર્વક વ્યહવાર કરતાં રહે છે. તેમાં કાંઈ તેઓને આપણી ઈંદ્રિયોથી કેહેવાનું પ્રયોજન જણાતું નથી- આ દેખાવ ઉપરથી ખાત્રી થાય છે કે, આપણો ચૈતન્યરૂપ ભાવ આપણી વાંસના પૂર્વકજ ચાલે છે. ત્યારે આપણે આ અલૌકિક ગુપ્તાનંદના ચમત્કારને જોવા સારૂં જેમ જેમ તમામ સંકલ્પોને ચૈતન્યરૂપ ભાવમાં સંગ્રહ કરતા રહીએ તેમ તેમ સર્વ સ્ફુર્ણાની ભાવના અનેક તરેહની શેવા ચાકરી બજાવે છે. એવીરીતે પરમેશ્વરની સ્થિતિના અલૌકિક દેખાવ આપણે વિષે હાજર થયા કરે છે. તેમ તેમ આપણને આદિ, મધ્ય ને અંતની રચનાના ખુલ્લાસાને પોતાનો સંકલ્પ આપતો ચાલ્યો જાય છે. ને પોતે સદાધ્યાનાવસ્થામાં લિન્ન રહેતો રહે છે. તેમ તેમ ષટ્‌-ચક્રોની ન્યારી ન્યારી જગ્યામાં અંતઃકરણની અનેક વૃત્તિઓ અનેક તરેહના આકારો ધારણ કરી લોભ, લાલચમાં નાંખવા કરે છે. પણ પૂર્ણપદનો જ્ઞાતા તેની દરકાર નહીં રાખતાં તદન આત્મારૂપ અસંગતાવાળી નિસ્ફુર્ણ દશામાં કાયમ થવા સારૂં જગતના એકાન્તવાસમાં સ્થિર થાય

---

કર્યા કરે છે. કેટલાએક જ્ઞાન, અજ્ઞાન, પાપ પુણ્યને સરખાં સમજી સમદ્રષ્ટિ જ્ઞાને ઉપજાં મોક્ષરૂપ જાગૃત પદને મેળવવાની મેહનત કરે છે. સારાંશ કે, ઉપરની નિસ્ફુર્ણરૂપ જાગૃતમય તુર્ય ભગવાનના અખંડ નીરાકારી જ્યોતિવાળા પ્રદેશમાં જવા સારૂં આ તમામ અંધારા ઓરડામાં ગોંધાયલા તમામ અનંતકોટ બ્રહ્માંડોને તેને વિષે પ્રગટ થએલા માહા ચમત્કારીક ને પૂર્ણ અનુભવી જ્ઞાનીઓ તેમજ દેવી, દેવતા, પીર, પેગંબર વિગેરે મહા સમર્થ પુરૂષ જાણે ઉપજાં ઇંડાને ફોડી ઉપર જવા સારૂ અનેક પ્રકારની મારામારી કરતા હોય કિંવા જેઓ એ પ્રદેશમાં ગએલા હોય તેવા પુરૂષોને પોતાના સંવેદનરૂપી પુણ્યના પ્રતાપથી ખેંચી લેઇ પોતાની સ્થિતિ ગ્રહણ કરી લેતા દીઠામાં આવે છે. તાત્પર્ય કે, તુર્યરૂપ મોક્ષ સ્થિતિને સારૂં આવા અનંતકોટ બ્રહ્માંડોમાં પ્રગટ થએલા સર્વે પદાર્થો અત્યંત મેહેનત કરતા જણાય છે તેથી કોઇ સાધક પુરૂષ તુર્યાતિત્‌ થવા સારૂં પ્રાણાયામ આકર્ષણ કરી જ્યારથી ધ્યાન કરવાની શરૂઆત કરવા માંડે છે કે, જાણે એ સંવેદનરૂપી કાળ ભગવાન આપણા કાયાવાળા સંકલ્પાકૃતિમય ઓરડાઓના જુદા જુદા સ્થાનમાં ગોંધાયલા સર્વ દેવી, દેવતા, પીર, પેગંબર, ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસાદિક ચીજોની ચોકીઓમાં આપણે વિષે ખબર આપનો જણાય છે, ત્યારે એ સર્વ ચોકીદારો અનેક પ્રકારના સંકલ્પો દરશાવી આપણા મોક્ષપદમાં જનારા પ્રાણવાયુરૂપી ભાવની ફરતો કુલાહલ કરી મુકે છે. તેમાં આપણી સર્વે વૃત્તિઓ સાથે આપણે જે જાગૃત, સ્વપ્ન, સુષુપ્ત્યાદિક અવસ્થાઓમાં જન્મથી આજપર્યંતના સર્વ બનાવોની આકૃતિ ધારણ કરી આપણી આગળ પોતાને મળેલા સુખની તારીફ કરી ઉપર નહી જવા સારૂં તોડી પાડવાની મેહનત કરે છે. આ મેહનતમાં એઓ સર્વ ઇંદ્ર, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, વૈકુંઠ, કૈલાશ, બ્રહ્મસદન, તેમ આ લોક પરલોકમાં તમામ

છે. ને સદા જ્યોતિને ધ્યાનમાં રાખી તૂર્યાતિત બને છે, તેમ તેમ વૃત્તિઓ તેની તૂર્યાતિત્ સ્થિતિ છુટયા બાદ નૌત્તમ પ્રકારની રચના દેખાડે છે. તેમ તેમ તે પુરૂષ પોતાની ધારણાને તૂર્યાતિતરૂપી અઘોર નિંદ્રાવાળી કિંવા પૂર્ણ જાગૃતાવસ્થાના નિરાકારી અખંડસ્વરૂપમાં ચોંટાડતો રહે છે. ત્યારે પોતાના સંવેદનવાળો પ્રવાહ જગતરૂપી અંધકારમય ઓરડામાં કેવા પ્રકારની કૃતિ કરે છે, તેને તે કેવળ અસંગ રૂપે કાયમ રહી સમજે છે. તે એવીરીતે કે, પોતાની અનેક વૃત્તિઓ જે કે, પોતાની ભાવનાના આકારો છે, તે ભાવના અંતઃકરણની વૃત્તિના ઉપર કેવા પ્રકારની અસર કરે છે, તેની રચના સ્પષ્ટ થાય છે, તેમાં જેવો બનાવ આ જગતમાં બનવાનો હોય તે જણાય છે. કિંવા પોતે જેવો ભાવ પ્રગટ કરે છે, તેવો દેખાવ હાજર થાય છે. સારાંશકે, આ ભાવરૂપ સ્ફુર્ણ દશામાં કોઇને કહીએ કે, તું મૃત્યુ પામશે, કે તરત તે મરી જાય છે- તેમજ દુષ્કાળ પડશે કે તરત દુષ્કાળ પડેલો જણાય છે. અમુક પુરૂષ રાજા થશેકે તે પુરૂષ રાજા થએલો નજરે પડે છે. તાત્પર્ય કે, આ ભાવરૂપ[1] સ્ફુર્ણ દશામાં જાણે 'સર્વ અંતઃકરણની અનેક વૃત્તિઓ સાથે આપણે એકજરૂપ દરશાઇએ છીયે. તેથી જેવી સંકલ્પની પ્રેરણા

---

જાતની સિદ્ધાઇ ને ઐશ્વર્ય આપવા કબુલત આપી આપણને લલચાવી ઉપર જવાનું તોડી પાડે છે. સારાંશ કે, આપણે સ્વાસાના ષડ-ચક્રોના ભિન્નભિન્ન સ્થાનોમાં ઋષિ, મુનિ તપશ્વી, દેવી, દેવતા, ભૂત, પ્રેતાદિકોની ચોકી રહેલા થકા એ લોકો આપણને તુર્યાતિતરૂપ સ્વર્ગમાં જતાં અટકાવે છે. પણ જે પુરૂષ એ સ્વર્ગમાં જતાં તમામ આખા બ્રહ્માંડની વસ્તુઓમાં મન ધાલતો નથી, ને સર્વના ઐશ્વર્યને પોતાનાજ્ઞાનથી અનિત્ય સમજી આ જગતના કોઇપણ પદાર્થમાં વાંસના રાખતો નથી, એવા પૂર્ણજ્ઞાની તર્વ ભગવાનના જાગૃત સ્વરૂપી મોક્ષમાં લિન થાય છે. તાત્પર્ય કે, આ મોક્ષમાં લિન થતાં સર્વ બ્રહ્માંડરૂપી અંધકારવાળા ઓરડાઓમાં સંવેદનરૂપી કાળભગવાનનો સોટો ફરી રહેલો છે. આ સોટાથી દુર થનાર પુરૂષ પાછો એ કાળચક્રમાં પડતો નથી, એવો વેદાન્ત શાસ્ત્રનો નિર્ણય છે. પણ આ નિર્ણયમાં કહે છે કે, એ મોક્ષની સ્થિતિના દેખાવવાળા જ્ઞાનને આ દેહરૂપી જગત્ ઓરડાઓના સ્થાનમાં કાયમ રાખવાનો જેને અખંડ મહાવરો છે તેજ પુરૂષને આ સૃષ્ટિની સર્વકૃતિની મોહજાળ લેપન થતી નથી. તાત્પર્ય કે, આવા પૂર્ણ જાગ્રતરૂપી મોક્ષની નિરફુર્ણ દશામાં સદા નિમગ્ન થનાર મહાત્માઓજ પૂર્ણ ભવિષ્યવેત્તા કેહેવાય છે ને તેમની આગળ આ સર્વ સૃષ્ટિની રચના પ્રગટ થઇજ નથી કિંવા આ સર્વ સૃષ્ટિનો દેખાવ ઉપરના જાગૃત દેખાવના પ્રતિબિંબ રૂપે યથાર્થ જણાય છે. ને એવાઓના હૃદયમાં સંવેદનરૂપી કાળ ભગવાનનો અમલ પહોંચી શકતો નથી, તેમ એવાઓ જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તૂર્યાદિક અવસ્થાઓમાં અખંડ નિરફુર્ણરૂપ ભાવમાં કાયમ રેહે છે. તેથી એજ લોકો સદા શુદ્ધ ઇશ્વરરૂપ મનાય છે, બીજાઓ મનાતા નથી.

૧ આ ભાવરૂપ સ્ફુર્ણદશામાં રેહેતાં રેહેતાં જ્યારે હું ઉજ્જયની નગરીમાં માહાકાળેશ્વરના દર્શણ કરવા આવ્યો કે, ત્યાં સાયંકાળના સમયે હરસિદ્ધિમાતાના તળાવપર સમાધિનીષ્ટ થઇ ને બેઠો રાત્રીના ચાર વાગાને અમળે હું જાગતભાવને પ્રાપ્ત થઇ જોઉંછુ તે

મન, બુદ્ધિ તત્વમાં વિચારદ્વારાએ જેવી સમજાય કે તરત તે પ્રેરણાના પ્રવાહમાં પોતાની સ્વઈચ્છાનુંસાર નવો ભાવ પ્રગટ કરી દેવો, કે તે ભાવના પ્રમાણનો ફેરફાર આ જગતમાં બની જાય છે. તે એવો કે, આપણી પવિત્ર પ્રેરણામાં જાણે દુષ્કાલ પડવાનો સંકલ્પ જણાયો, કે તરત એ સંકલ્પના ઉપરથી પોતાના આત્માની જ્યોતિને કહેવું કે, ઓ પ્રભૂ તમારે એવું દુષ્ટ કર્મ કરવું નહીં, કારણ કે તમો દીનદયાળ કહેવડાવો છો, તેથી એવો જુલમ ન થાય. સારાંશ કે, એવી રીતે પ્રભૂ (આત્મા) ને વિનવવા થકી પ્રભૂ આપણા ભાવને અનુસાર સર્વ કર્મ કરે છે. કેમકે આપણો ભાવ સકાળનો છે, ને પ્રભુનો હુકમ દુષ્કાળનો છે. છતાં આપણે તેને એવું કામ કરવાને ના પાડી તેથી પ્રભૂ સકાળ કરેછે. મતલબકે, એવી રીતના ગુપ્ત જ્ઞાનપર ચાલનારા પુરૂષો ઈશ્વરને તેની મરજીપૂર્વક કર્મ કરવા દેતા નથી. આ ઉપરથી પ્રભુના કરતાં સદગુરૂનો મહીમા વિશેષ ગણ્યો છે. તેથી કહેવાય છે કે,

---

ચંદ્રની રોશની સર્વત્ર ફેલાઇ રહેલી હતી, ને મારાં દાબા જમણી પડખામાં સાતસાત વર્ષની બે કુંમારીકાઓ ઉભી રહેલી જોઈ. કે તરત તેઓએ ઉંચા ટેકરાપર ચાલવા માંડયું. આ સમયે મેં ઘણીજ પ્રાર્થના કરી પણ તેઓનું પાછું ફરવું થયું નહીં. ત્યારબાદ પાછો હું ધ્યાનમાં બેઠો કે મારી કાયામાં તદન અંધકાર દરશાયો, ને હું જાણે મર્ણરૂપ રહ્યો. પછી કાંઇક જાગ્રત જેવી સ્થિતિમાં આવ્યો કે, એક મહાપુરૂષ મને કહેવા લાગ્યો કે, ભાઇ તમારી ઇંદ્રિયોના વિકારને તમો દૂર નહીં કરશો તો તમારે એ ભોગ ભોગવ્યાવિના ફરીથી પણ છુટકો થવાનો નથી. વાસ્તે તમો દેશમાં જાઓ. બીજે દીવસે હું હરસિદ્ધિના દર્શણ કરતો હતો કે ત્યાં મહારાજા હોલ્કર તુકોરાવજી મળ્યા. તેમની સાથે વાતચિત થતાં તેઓ મને ઇંદોર લઇ ગયા. અહીંઆં હું હમઝરાના રાજાના કુંવર. કેશરીસિંહજી મહારાજને વિદ્યાભ્યાસ કરાવવા એક કલાક જતો હતો. ને બાકીનો વખત યોગાભ્યાસમાં કાઢતો હતો.

એક દીવસે રાત્રીના હું ધ્યાન કરવા બેઠો કે તરત મારી કાયામાં એક પર્મહંસ પુરૂષના દર્શણ થયાં. કે તેજ સમયે મારા અંતઃકરણમાં એવો ભાવ થયો કે આ પુરૂષના જાગૃત અવસ્થામાં દર્શણ થાયતો જ્ઞાનચર્ચાનો વિશેષ લાભ લઇએ. આવા પ્રકારમા શુભ સંકલ્પના નિશ્ચાર્થ ને મેં યાદ રાખ્યો હતો. કે તરત બીજે દીવસે મારા મુકામપર તેજ પુરૂષ પધાર્યા, ને તેમણે મને નીચે પ્રમાણે કહ્યું. ભાઇ તમોએ ગુરૂ હુકમથી શું કરવા બોલાવ્યા! મેં કહ્યું મહારાજ મારી ભુલ થઇ તેની કૃપાદ્વારાએ માફી આપો. ત્યારે બોલ્યા કે, ભાઈ તમો ને અનુભવથી. જડરૂપ તત્વો ચૈતન્યરૂપ બનીને પ્રાણીમાત્રોની કાયાઓના આકારે આ જગતમાં વ્યહવાર કરતાં દેખાય છે. ત્યારે પથ્થર જેવી ચીજ આપણા ચૈતન્યરૂપ ભાવથી શા વાસ્તે ચૈતન્યના જેવા ફળ નહીં આપે કે શું. બેશક આપેજ! તેથી કરીને તમો સદા જ્યોતિ ધ્યાનમાં નિમગ્ન રહેશો, એટલે પૂર્ણ લાભ મળશે. બીજું તમોને કહુ છુ કે, તમારી સ્થિતિ તદન પૂર્ણ લાભી બનશે, ને તમારા સંકલ્પો તમોને ફળોદય આપતા સદા જણાયા કરશે. બીજે દીવસે ધ્યાનમાં બેઠો કે, જાણે દેશનો પત્ર આવ્યો, ને તેમાં કુટુંબના મનુષ્યોની સ્થિતિ આનંદરૂપ જોઇ. આ સંકલ્પ સત્ય ઠરેલો દરશાયો. કે તેજ દીવસે એક ત્રિકાળજ્ઞ શાંતરૂપ મહાત્માની બેઠક-

કર્મની રેખ પર મેખ ફકત્ સદગુરૂ વિના બીજુ કોઇજ મારી શકતું નથી. તાત્પર્ય કે, સદગુરૂઓ ઇશ્વરી ગુપ્ત સંકલ્પ પ્રમાણે ચાલી તે સંકલ્પ જો દુઃખકર્તા જણાય ત્યારેતો પોતાના જ્ઞાનથી પળટાવી શકે છે. જેથી એવા મહાત્માઓની કૃપાથકી ફકીર રાજા થાયછે.ને રાજા ફકીર બની જાયછે. તોપણ એવા ગુપ્ત સંકલ્પરૂપ પ્રવાહના જ્ઞાતાઓ પોતાની ધારણા પ્રમાણે તમામ કૃત્યો કરાવે છે. આ કૃત્ય સંબંધી લીલાને એવા પુરૂષો બીજા કોઇને કહેતા નથી, ફકત્ પોતાના મનમાં સમજીને સંતોષ પામ્યા કરેછે. આ સંતોષરૂપ સ્થિતિમાં તદન સમભાવી જ્ઞાન થકી ચાલેછે. તેમાં પોતાની ઇચ્છા હોય તેવો ભાવ પ્રગટ કરેછે. હવે એ સમભાવી જ્ઞાનવાળી સ્થિતિમાં તદન તે પુરૂષ સમાધિનિષ્ઠ હાલતમાં રહે છે. ને તે હાલતને જરાપણ દુરકરતા નથી. ને તેમાં જેવા સંકલ્પ થાય, તેવા સંકલ્પને સમાધિનિષ્ઠ હાલતના દેખાવથી દુર કરેછે. તે એવી રીતે કે, ઉપલી હાલતમાં વરસાદ નહીં

---

માં હું સદા શનીવારે જતો હતો, તેજ ધોરણ પ્રમાણે ગયો, ને રાત્રીના ત્યાં શાંતપણામાં ધ્યાનસ્થ થઇ બેઠો, ને મારા મનમાં સંકલ્પ આવ્યો કે, આ ગુપ્ત અંતઃકરણના સંકલ્પની ભાવરૂપ સ્ફુર્ણે દશાના જ્ઞાનપર એક ગ્રંથ પ્રગટ થાય તો સર્વ અલ્પજ્ઞ તાર્કિકજ્ઞાનવાળા પ્રાકૃતજનો અજાયબ થયા વિના રહેજ નહી. એટલે પેલા મહાત્મા પુરૂષ બોલ્યા કે, ભાઇ એક અવિનાસી અક્ષરમાંથી ચાર વેદ, ષડશાસ્ત્ર ને આખા બ્રહ્માંડમાં વસનારા પ્રાણીમાત્રોના જ્ઞાનને આપનારી એક સ્ફુર્ણે ભાષાના વિસ્તારમાંથી અસંખ્ય જાતની વિદ્યાઓ પ્રગટ થઇ છે, તેમાં તમારો એક ગ્રંથ શું કામ કરી શકશે ! વાસ્તે તમો શાંતીમાં રહો. મેં મારા હૃદયના સંકલ્પ પાસે મનોમન ભાવે માફી માગી, ત્યારે તેઓ બોલ્યા કે, ગુન્હેગારને માફી આપતાં ગુન્હેગાર વધારે ગુન્હા કરે છે. તોપણ તું આ જગ્યાપર આત્માનો ગુન્હેગાર નથી પણ કલ્પનારૂપી માયાનો ગુન્હેગાર છે વાસ્તે જા સંપૂર્ણ માફી આપી છે. મેં કહ્યું મહારાજ એવીજ કૃપા સદા રાખશો. એવો સંકલ્પ મનોમન કર્યો કે તરત કહ્યું કે, કૃપા વિના તમો મારી પાસે શી રીતે આવ્યા. આ જવાબ થકી મારા મનમાં સંકલ્પ થયો કે, ખરેખર આવા પુરૂષો હૃદયના સંકલ્પ ઉપરથી સર્વ વાત કહીદેછે. એવાજ પુરૂષો સાક્ષાત્ યોગિ કહેવાય છે, ને એવાઓની સંગત મળવી પૂર્વના સુકૃતવિના ક્યાંથી યોગ આવે. કે તરત બોલ્યા કે, બચ્ચા શબ્દોચ્ચારથી જે પુરૂષો વાર્તા લાભ લેછે, એવાઓને ભીખારૂ જાણવા. પણ જેઓ વગર બોલે અંતઃકરણના ભાવોજાણી જાય છે, તેજ ખરા મહાત્મા છે. ઇત્યાદિ પ્રકારની જ્ઞાનચર્ચા થયા પછી બીજે શનીવારે હું પાછો આવ્યો. ને કલ્પના વિરક્તપણાની સ્થિતિમાં બેઠો હતો કે કલાક એક વિત્યો કે મનોમન એવી કલ્પના થઇ કે, દેશમાં તમામ સગાંસ્નેહીઓમાં આરીબ્યાવાળા લોકો મને સાધુ થએલો સમજતા હશે તેમ અહિઆં હું આવા અલૌકિકજ્ઞાનમાં પચી રહેલો છું, તેથી તેઓનું બોલવું કાંઇ અસત્ય ન કેહેવાય, આવા પ્રકારની ગડબડ મારી સ્ફુર્ણામાં ચાલી રહેલી હતી. તેને જાણી ગયા હોય એવી રીતે સ્વામી બોલ્યા કે, બચ્ચા, સાધુપણામાં નામોશી માનવી એ તદન અલ્પજ્ઞ પુરૂષોનું કામ છે. કેમકે અજ્ઞાની લોકો પેટને સારૂં અનેક પ્રકારની ગુલામી કરે છે. ત્યારે પરમેશ્વર તેને ખાવા જેટલું આપે છે. પણ તું તો સ્વતંત્ર રહી પરમાત્માની અચિંત્ય સ્થિતિના ચમત્કારની શોધમાં નિમગ્ન થઇ ગયો છે. તાત્પર્ય કે, તું તો ગુપ્ત સૃષ્ટિના ગુપ્તવિદ્યાના મુળ-

આવશે ! એવો સંકલ્પ થવા થકી, તે પોતાની હાલત ઉપરથી વિચાર કરેછે કે, આ સંકલ્પનો મોકલનાર ફક્ત એક ઇશ્વિર છે. તેથી ઇશ્વરની મરજી વરસાદ મોકલવાની ન હોવાથી આપણને પોતાની મરજી જણાવવા સારૂં ઉપલો સંકલ્પ પ્રગટ-કરી તેણે આપણને ચેતાવ્યા. પણ મારા સમભાવી સ્થિતિના જ્ઞાનમાં જોતાં જયારે વરસાદ નહીં આવશે ત્યારે તમામ પ્રાણીઓનો નાશ થશે. ને નાશ થયાબાદ તેઓ પાછાં પ્રગટ થયાવિના રહેશેજ નહીં. તેથી નાશ કરવાંને પાછાં પ્રગટ કરવાં એવી ખટપટ કરવામાં કાંઇજ માલ નથી. તેનાકરતાં વરસાદ મોકલી તેઓના હૃદયમાં પૂર્ણ ભક્તિ કરે એવું જ્ઞાન તેની અંતર્યામિ દ્રઢતામાં પ્રગટ કરી દેવું વધારે સારૂં છે. તોપણ વિચાર કરી જોતાં જગત્‌ની અનેક, આકૃતિઓને જે દુઃખ થાય છે તે દુઃખ ઇશ્વરનેજ નડે છે.કેમકે ઇશ્વરની અનેક વૃત્તિ તેજ આ જગત્‌ની અનેક આકૃતિઓ છે. વાસ્તે દુષ્કાળનું દુઃખ એ ઇશ્વર તમોનેજ નડે છે. તેથી કરીને સકાળ રાખવો એજ ડહાપણનું કામ છે. એવો વિચાર કરી પોતાના હૃદયસ્થાનના ભાવમાં કહ્યું કે, વરસાદ આવ ને પરસાદ લાવ. તાત્પર્ય કે, એવી રીતે આત્મ સ્વરૂપમાં ભાવ પળટાવી દેવાથકી દુષ્કાળ પડયો નહીં. પણ સકાળ હાજર થયો.

---

તત્વોના જ્ઞાનમાં પચી રહેલો છે. વાસ્તે તારા જેવો બારીસ્ટર એકપણ હું આ સંસારીવર્ગમાં જોતો નથી. મેં કહ્યું મહારાજ માફી આપો, એવું આત્માની જયોતિને કહ્યું ને કલ્પના વિરક્ત થઇ બેઠો. રાત્રીના એકવાગે મને કહ્યું કે બચ્ચા કાલે પ્રાતઃકાળે આપણી મુલાકાત સારૂં હીમાળય પર્વત ઉપરથી શ્રી કૈલાશપતિ સાક્ષાત્ માહાદેવ ને તેમની સાથે મહારાજા ભરથરી ને બીજા ચારપાંચ દેવ પુરૂષો આવવાના છે. તેમાં અત્યંત વૃદ્ધ પુરૂષ જે છે તેજ મહાદેવ છે. ને યુવાન પુરૂષની આકૃતિને માથે લીલો ફેંટો છે તેને તું ભરથરી જાણજે, આ વાતને મેં મારા હૃદયમાં મનોમન હસી કાઢવા માંડી, ત્યારે બોલ્યા કે કાલે ચાર વાગે પાછલાપોરના આવશે. તેથી આપણે બજારમાંથી દુધ લાવી દુધપાકને લાડુ તયાર કરી મુકીશું. બીજે દીવસે ત્રણવાગે ઉઠી સ્નાન સંધ્યા કરી સૂર્યોદય વખતે હમો કંદોઇની દુકાનેથી એકમણ દુધ લઇ ને ચાલી આવ્યા. ને બીજા બે બ્રાહ્મણો ને બોલાવી દુધને લાડુની રસોઇ તૈયાર કરાવી રહ્યા બાદ બારપર એક વાગે હમો બીજી દાળભાતની રસોઇ જમ્યા. બેવાગાને સુમારે એક ગોશાંઇ આવ્યો ને મુંગે મ્હોડે પગે લાગી કલ્પના વિરક્તપણાની સ્થિતિમાં અડધો કલાક બેઠો. ને નમન કરી ચાલ્યો ગયો. કેવળી થોડોવાર રહી એક બે સિપાઇઓ આવ્યા ને મુંગે મ્હોંડે બેસી અડધા કલાકમાં ચાલ્યા ગયા. એવામાં એક સારંગીવાળો ભજન બોલતો આવ્યો. ને કહેવા લાગ્યો કે તમોએ તૈયારી કરી મુકી. એ સારી વાત છે. એમ કહી ચાલ્યો ગયો. એટલા મનુષ્યો આવી ગયા પછી કોઇપણ મનુષ્ય આવ્યું નહીં. એટલામાં થોડોવાર થયો કે લગભગ ચારવાગવાનો સમય થયો કે તરત સ્વામીજીએ ઉભા થઇ અગરબત્તીનો ધુપ કરી શંખનાદ કીધો. ને મને કહ્યું કે ભાઇ તમો આપણા દરવાજામાં બેસો. હું દરવાજામાં બેસી આત્મજયોતિના દર્શણ કર્યા કરતો હતો કે તરત તે જગ્યાપર એકાએક પવનના સપાટા આવવા માંડયા. ને વરસાદના આકારમાં ચોતરફ કાળું વાદળ છવાઇ ગયું. ને આકાશમાં ગાજવીજ થવા માંડી. થોડાવારમાં એ તોફાન જરા નરમ પડયું કે, દુરથી એક ડોસો ઘોડાપર બેઠેલો ને તેની આગળ ચાર પાંચ

કેમકે ઇશ્વરની પ્રેરણા, એવી હતી. કે દુષ્કાળ મોકલવો. પણ તેના ગેરફાયદા આપણે સમજાવ્યા. તેથી તે કામ માંડી વાળવામાં આવ્યું. એવીજ રીતે કોઇને સારૂં પ્રેરણા થાય કે અમુક પુરૂષ મરી જશે, આ સંકલ્પ ઉત્પન્ન થતાંજ આપણે તેને સમજાવ્યું કે, કદાચીત એ મર્ણ પામે. તો પણ મર્ણ પછી જયાં જશે ત્યાં તે તમારાજ અસ્તિત્વના આચ્છાદનમાંજ રહેશે. તેના કરતાં અહીંઆં રહેશે તોપણ અડચણ નથીજ. મતલબ કે. એવી રીતે સંકલ્પરૂપ સ્ફુર્ણામાં જયારે અંતર્યામિ કોઇ પણ કલ્પના ખડી થાય કે તરત તેને જાણી લઇ તેની મતલબ સારા ફળોદયને આપશે કે નઠારાં ફળોદયને પ્રાપ્તથશે. તે યથાર્થ સમજી તે જો કદાપિ નઠારાં ફળોદયને આપતી. હોય તો એકદમ બંધ કરી સારા ફળોદયના માર્ગમાં લઈ જવી- કે તેથી કરીને ત્રિકાળજ્ઞ બની શકાય છે. આવા ત્રિકાળજ્ઞ માહાત્મા પુરૂષો ઈશ્વરની ઇચ્છાને દુર કરી પોતાની મરજીપૂર્વક આ જગત્માં કામ કરાવી શકે છે. જેઉપરથી ગોવીંદના કરતાં ગુરૂનો મહીમાં શ્રેષ્ઠ સર્વ ગ્રંથોમાં મનાયો છે. આ ઉપરથી જગત્માં પંચવાકય એવું ચાલેછે કે. પ્રભુનો લેખપર સદગુરૂ મેખ

---

સાધુઓ આવતા મેં જોયા, કે તરત સ્વામીજી મકાનની બાહેર આવી લાંબા થઇ દંડવત્ કીધા, તે જોઇ મેંપણ કીધા, ને તેમની સન્મુખ હમો બંઓજણા ગયા ને મકાનમાં તેડી લાવ્યા. આ સંતમંડળી ગુપચુપ પોતાની જગ્યાપર જયાં આસન માંડયા હતાં ત્યાં બેસી ગઈ, પણ કોઇ, પુરૂષ શબ્દોચ્ચારથી વાત કરતો મેં જોયો નહીં. પછીથી સ્વામીજીએ હાથ પગ સર્વના ધોયા ને પોતાને હાથે રસોઇ પીરસી. ને હમો તમામ જણાશાથે બેસી ખાવા લાગ્યા. ને લગભગ સાડાપાંચને અમલે ખાઈ પરવારી રહ્યા. કે બાહેર ઓટલા ઉપર તમામ મંડળી બેસી પડી. પેલા બ્રાહ્મણોએ જમવા માંડયું. કે તરત ત્યાંથી મંડળી ઉઠી મકાનના પાછલા ભાગમાં જ્યાં ધુણી બળતી હતી, તેમની આસપાસ પદમાસન લગાવી હમો સર્વ બેસી ગયા. અહીઆં સ્વામીએ દીવાબત્તિ સળગાવી હતી. રાત્રીના આઠવાગે બ્રાહ્મણો રવાના થઇ ગયા, પછી નવને ટકોરે પેલો વૃદ્ધ પુરૂષ બોલ્યો કે મહાત્મા તમો તો નિરંજનપદથી બાતલ થયા, તેવામાં સ્વામી બોલ્યા કે, હે ગુરૂ આમારો લડકો જરાપણ ખસતે નથી. ત્યારે એક મહાત્માપુરૂષે કહ્યું કે, મહારાજ હું નિરંજન પદથી બાતલ થતો નહી હતો. પણ મને ગુરૂ બૃહસ્પતિએ આગૃહ કરી કહ્યું કે આપદ તમો જરા મારા શિષ્ય ઇંદ્રને કૃપાકરી આપો. જો હું નહીં આપુંતો આપનો મોટો ડર તેથી મેં આપ્યું. ત્યારે પેલો વૃદ્ધ પુરૂષ કહે છે કે, બૃહસ્પતિની શી મગદુર છે કે તારૂં નિરંજનપદ માગે. ત્યારે સ્વામી બોલ્યા કે, બ્રહ્માના છવીસ વર્ષની ઉમ્મરથી તેઓ તમારા પદને સારૂં પ્રાર્થના કરતા હતા, ત્યારે આ બે વર્ષે તમોએ જરા તમારી ચોકી દુર કરી જાગૃતભાવ દેખાડયો. એટલામાં સર્વ મંડળીની એવી સ્થિતિ થઇ રહી કે કોઇથી પણ શબ્દોચ્ચાર થતો નથી. એવામાં મારો સ્વાસો તદન સ્તબ્ધ ને મારાં મન, બુદ્ધિ વગેરે તત્વોમાં ભિન્ન ભિન્ન જાતની આકૃતિઓ દેખાવા લાગી. ને તેના આનંદરૂપ દેખાવ થકી જાણે હું કાંઇજ પણ સમજી શકતો નહીં હતો. એવામાં એક પુરૂષે પોતાના શિષ્યને વ્યાધિ થએલો હોવાથી તે વ્યાધિને અંતઃકરણદ્વારાએ રજા આપી. એટલે તે વ્યાધિએ પેલા મહાત્માને નમન કરી ચાલવા

મારી શકે છે. સારાંશ કે, માહાત્મા જ્ઞાનીઓ પોતાના ગુપ્ત વિચારોનો ફેર ફાર અંતરધ્યાન વાળી દ્રષ્ટિથી કરી શકે છે. ને એજ નિયમ ઉપરથી એવા ત્રિકાળજ્ઞ પુરૂષો સંપૂર્ણ ભવિષ્ય જોઈ આકાશ[1] વાણીના જ્ઞાનમાં પચે છે. ને ત્યારબાદ નીચે પ્રમાણે આત્મદર્શણના મહાવરાથકી મુકતપણાને પામે છે. આ મુક્ત જ્ઞાન એવી રીતનું છે કે, જેમાં પ્રથમ નીરાકાર નીરંજન એક આત્મા રૂપી અદ્વૈત પદાર્થની આ સર્વ કૃતિ સમજે છે. ને તેથી કહે છે કે, ઉપરની સર્વ રચના,

---

માંડયું. આ નમન મે તથા સ્વામીએ ઉપલાં તત્વોમાં જોયું, કે તરત પેલો વૃદ્ધ પુરૂષ બોલ્યો કે, સંપૂર્ણ લાભ આપો. ત્યારે સ્વામી બોલ્યા કે, આપનાર લેનાર બે ચીજ નથી, તેથી એ સંકલ્પ નષ્ટ થયો, કે તરત અખંડ આત્મજયોતિનો સંપૂર્ણ પ્રકાશ સૂર્યની માફક પ્રકાશવા લાગ્યો. એવામાં પેલા વૃદ્ધ પુરૂષે જરા આકાશ તરફ જોયું. કે જાણે આખા બ્રહ્માંડે હમારી કાયામાં પ્રવેશ કરેલો દીઠો. ને ચોતરફ અનંતકોટ સૂર્યોના જેવી જયોતિ લાલ, પીળા, રાતા, કાળા ને ધોળા રંગના મોટા પાટાઓની માફક ચક્રાકારે ફરવા લાગી. ને તે જયોતિવાળા પાટાઓ ઉપર હમો બેઠેલા જણાયા ને જાણે આકાશમાં ગમન કરતા હોઈએ એવા દેખાતા હતા, ને થોડાવારમાં હમો એવી ગુપ્ત જગ્યામાં ગયા કે ત્યાં કોઈ કોઈના જોવામાં કોઈજ આવ્યું નહીં. ને જાણે તદન હતાજ નહીં એવો ભાસ પડયો. પણ પાછલથી પ્રાતઃકાળ થતાં સ્વામી શિવાય મારા જોવામાં કોઈ આવ્યું નહીં. ત્યારે સ્વામી બોલ્યા, કે ભાઈ તમો પણ ઘણા અભ્યાસી થઈ પડેલા જોઈ મને અત્યંત સંતોષ થયો. એમ કહી સ્વામીએ કહ્યું કે તમો મોટા લાભને લઈ ચુક્યા છો. તેથી હું તો કાલે ઉત્તરાખંડમાં હિમાળય તરફ જઈશ ને તમો તમારા દેશમાં થોડા દિવસમાં જશો. પછી સોમવાર થવાથી હું મારા દરબારને વિદ્યાભ્યાસ કરાવવા ગયો. ને બીજે દીવસે દેશમાંથી પત્ર આવ્યો. કે પાંચસાત દીવસ વિત્યા કે તરત હું દેશમાં આવવા નિકળ્યો. દેશમાં આવ્યો કે સદા મારા મુકામપર શાંતીમાં રેહેવા લાગ્યો. ને દીવસે દીવસે ગુપ્ત ચમત્કારોની વૃદ્ધિ થતી હતી. તે વૃદ્ધિમાં આગ્રંથનુ કામ થોડું થોડું કરતો હતો.

૧ આ આકાશવાણીના જ્ઞાનને પ્રાપ્ત થવા પેહેલાં પોતાના આત્માની અખંડજયોતિના તેજોમય સ્વરૂપમાં લિન રહી સર્વ વાંસનાનાનો ક્ષય કરે છે. ત્યારે સર્વ સૃષ્ટિને એક આત્માનું સ્વરૂપ કાંઈ ભિન્ન રૂપે દરશાતાં નથી. પણ એકાકાર ભાસે છે. ત્યારે આત્માની અનેક વૃત્તિઓ અનેક દેવી, દેવતા, પીર, પેગંબરોના આકારોમાં આવી અનેક મંત્રો, અનેક ક્રિયાઓ વગેરેના ચમત્કારો શિખવી જાય છે કિંવા પોતાનું જ્ઞાન અનેક તરેહથી ત્રિકાળજ્ઞ પણાની ઘણીજ ઊંડી સમજ આપે છે, કિંવા એ જ્ઞાનવાળા મનુષ્યનું અંતઃકરણ એવું તો પ્રકાશીત થાય છે કે જેમાં અનેક ભવિષ્યના બનતા બનાવોની કલ્પના સ્વભાવિક પ્રગટ કરે છે, કિંવા જે પ્રમાણેનો બનાવ સૃષ્ટિમાં બનવાનો હોય તેવી કલ્પના હૃદયમાં હાજર થાય છે, ને તેજ પ્રમાણે તે બોલે છે, વર્તે છે, જેથી જગતની પ્રજા કહે કે આ પુરૂષ માહા ચમત્કારીક છે, સારાંશ કે, પોતાના કર્તવ્યકર્મ જેવી રીતના કર્યાં હોય, તેને યાદ કરી તે કર્મ કેવાં ફળોદયને આપશે તેને સમજી પોતાના મનમાં અમુક પ્રકારનો નિશ્ચાર્થ બાંધી જેવો ભાવ નિશ્ચે કરે કે તરતજ તેવો બનાવ બને છે. તાત્પર્ય કે, આવા પ્રકારથી અંતર દ્રષ્ટિના જ્ઞાને સ્થિરૂવા થકી ભવિષ્યનું યથાર્થજ્ઞાન થાય છે. ત્યારે તદન શાંતીમાં નિમગ્ન

આત્માને વિષે દરશાઇ રહી છે કિંવા આત્મા પોતેજ એવાં કૃત્યો કરી રહ્યો છે. જેથી તેની અનંત શકિત તે આપણા જ્ઞાનની અનેક વૃત્તિઓ, એ વૃત્તિઓ પોતાંની મેળેજ આપો આપ સ્વભાવિકપણે અનેક ક્રિયાઓ કરી રહી છે. પણ મનુષ્ય જાતની અવિદ્યાની ભુલે કરીને કાંઇનું કાંઇજ દેખાયું છે. ને એ અવિદ્યાની ભુલથી જે કલ્પના આપણે વિષે હરઘડીપર પ્રગટ થાય છે. તેના પર ધ્યાન આપતાં આપણે સર્વત્ર ભ્રાંતિના ઘરબની રવડીએ છેયે. સારાંશ કે, આપણું જ્ઞાન ભ્રાંતિરૂપ બની રવડાવે છે. પણ શાંતી રૂપ આત્મા શાથે આપણે પોતાની સર્વે ચિત્તવૃત્તિને એકત્ર કરી આ સમયે શાંત થઇ જવાનું રહ્યું: જયારે આપણે શાંતરૂપ થઇ જઇશું ત્યારે આપણે પેદા થયા ન થયા જેવા ભાસીસું. ને એવા ભાસના સમયે આપણા જ્ઞાનની અનંત શકિતઓ આપણા સુખને સારૂં, દેહ પ્રારબ્ધ યોગે સર્વત્ર વ્યેહવાર કરતી અદર્શ ભાવે નજરે પડે છે. ને વગરઇચ્છા કરે સર્વ જોઇતી સામગ્રી આપણને યથાર્થ રીતે પુરી પાડી આપે છે. ત્યારે

---

રહી વ બ્રહ્મભાવના જ્ઞાને કરીને જગતમાં વર્તે છે. તેમાં આત્માના સ્વરૂપની જેવી ખુબી તેવી કલ્પના પ્રગટ કર્યા કરે છે. તે એવી કે મારો આત્મા સ્વભાવે અકર્તા દરશાયલો છે. તેથી હું પણ અકર્તા છું. તેમ આત્મા પોતાના અસ્તિત્વવાળા આનંદમાં સદા સ્થિર છે, તેમ હું પણ મારા આનંદમાં સ્થિર છુ. તેમ આત્મા સદા ઊંઘ કિંવા જાગૃતમય છે. તેમ હું પણ સદા ઊંઘ કિંવા જાગૃતમય છું. તેમ આત્માને હું એકરૂપ છુ. તેથી આ સૃષ્ટિ મારી કૃતિ છે. ને એના અનેકાકાર મારી વૃત્તિના છે. તેમ આત્મા સર્વ વ્યાપક છે. તેથી હું પણ સર્વ વ્યાપક છું. છતાં આત્માની મરજીપૂર્વક આ સૃષ્ટિ ચાલે છે, તેથી એ મારી મરજીપૂર્વક ચાલે છે એમ કેહેવાને જરાપણ શક નથી. કેમકે હું જે આત્મા એક છઉં તેથી, તેમ આત્મા કાંઇ સંકલ્પ વિકલ્પ કરતો નથી, તેથી હું પણ નહીં કરૂં, ત્યારેતો એ સર્વ મારી ધારણાપૂર્વક ચાલ્યા કરે છે. તેમ પરમેશ્વરની સમદ્રષ્ટિવાળી વૃત્તમાં ઊંચ, નીચ, સારા, નઠારાં કિંવા બ્રાહ્મણ ચંડાળનો ભેદ દરશાતો નથી. તેથી હું પણ એવી ભિન્નભાવવાળી દૃષ્ટિ નહી રાખુંતો હુંપણ સમભાવિ બનું. ને તેથી કરીને સર્વ સૃષ્ટિ મને પ્રિયરૂપ ભાસે. ને સર્વ વસ્તુને હું પ્રિયરૂપ દરશાઊં સારાંશકે આવા પ્રકારના જ્ઞાનથી વર્તનારા પુરૂષો સાક્ષાત્ પરમેશ્વર બની જાય છે.ત્યારે આપણી અંતરવૃત્તિઓ સર્વ હૃદયગત ભાવનાને અદ્વૈતભાવે જોઇ સ્થિર થાય છે. ત્યારે જગતના સર્વ પ્રાણીમાત્રો આપણને હાણ, લાભ આપતાં જણાતાં નથી. પણ એ સૌ ખટપટ આપણી વૃત્તિઓમાં ચિત્ર વિચિત્ર જ્ઞાનના, વિચારવાળી ભાવના જયારે દોડાવીએ, ત્યારે તે ભાવના અદર્શ ભાવે હાણ, લાભ આપે છે. તેથી આપણે પોતાના સ્વજ્ઞાનની ખટપટથી ઉપાધિમાં પડીએ છેયે. વાસ્તે સર્વે ગડબડ છોડી દઇ શાંત થવું એજ સુખદાયીક સાધન છે.

આ શાંતીપણામાં નિમગ્ન થવા થકી પોતાના આત્માનું જે સંવેદન જ્ઞાનની અને વૃત્તિઓમાં સ્ફુર્યા કરે છે. તે સમયે આપણી અંતરની પ્રગટ થતી પ્રેરણા પરાવાચામ-દરશાય છે. તેના ઉપરથી આપણું મન સંકલ્પ વિકલ્પ મનોમન ઘડે છે. આ પ્રસંગે પેલી વૃત્તિઓના આકારો આ વિશ્વના પ્રાણીમાત્રોના સ્વરૂપે રહેલા છે. છતાં એઓનું ચલનવળાંણ વિગેરેની કૃતિ આપણા સંવેદનના પ્રવાહના ધોરણપર રહેલી હોવાથી આપણી અંતર-

આપણને સંપૂર્ણ ખાત્રી થાયછે કે, આપણે તદન અકર્તા છૈયે. કેમકે અકર્તા ભાવે રેહવા થકી આપણા સર્વે કૃત્યો બની જાય છે. ને કર્તાપણે રેહવા થકી આપણા કોઇપણ જાતના કૃત્યો જરા પણ બની શકતાં નથી, ને જયારે કૃત્યો બનતાં નથી ત્યારે આપણે અદશ્ય ઇશ્વિરી ઇચ્છા કિંવા પ્રારબ્ધને માનવું પડે છે. નહીં તો આપણેજ પ્રારબ્ધરૂપ છૈયે. સારાંશ કે, જયારે આપણે પ્રારબ્ધરૂપ દર-શાઈએ છૈયે, ત્યારે સર્વે પ્રાણીમાત્રોને સમયાનુસાર જોઇતી સર્વે સામગ્રી તેઓ-ના કર્માનુસારે આપણી અકર્તાપણાના ભાવવાળી જે સ્થિતિ રાખીએ છૈયે. તેજ સર્વને પુરૂ પાડતી નજરે પડે છે. આ દેખાવ નજરે પડવા થકી આપણે પોતેજ ઇશ્વર (આત્મા) છૈયે. એવી દ્રઢતા પૂર્ણરીતે સિદ્ધ થઇ આવે છે. આ દ્રઢતા આવવા થકી આપણે વિષે પૂર્ણાનંદની હેરી લાગે છે. છતાં એજ આનંદની હેરીની લેહેજતથી સર્વે પ્રાણીમાત્રો પણ એને વિષેજ લિન્ન થએલાં દેખાય છે. આવા પ્રકારનો દેખાવ આપણને કોણ દેખાડે છે! ત્યારે જાણો કે ! એ આપણ-

---

ગત્ કલ્પનાની ભાવનામાં તેઓ સંબંધી અમુક સંસ્કાર ઘડાય છે, આ સંસ્કારની ક્રિયા સમયે જે વિચાર આપણા મનમાં પ્રગટ થાય કે તરત તેને અનુસાર કિંવા એ વિચારને લાગુ પડે એવી જાતનો સત્ય પ્રત્યુત્તર આ જગતનાં પ્રાણીઓના શબ્દોચ્ચારમાંથી મળે છે. તેનું નામ આકાશવાણી કિંવા ગુપ્ત (ગેબી) નાદ કહે છે. તસ્માત્ આ જ્ઞાનની ખુબી વિષે સમજવાનું કે, આપણી અંતર્યામિ કાયાની સ્ફુર્ણા જે પરાવાચાના દેખાવે જે ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થનારી સ્ફુર્ણાની ભાવનાના કિર્ણો હૃદયગત વૃત્તિરૂપી પ્રાણીમાત્રોની અંતર કલ્પનામાં સ્ફુર્યા કરે છે. તેથી આપણી સ્ફુર્ણા સર્વવ્યાપક હોવાથી તમામ પ્રાણી-માત્રોમાં પ્રગટ થનારી કલ્પનાના જેજે સંસ્કારો ઘડાય છે. તે તમામ સંસ્કારનો ભાસ આપણી સ્ફુર્ણામાં દરશાય છે. તેમજ એ સર્વે સંસ્કારો આપણી ભાવનાના સંસ્કારને મ-ળતાજ ઘડાયલા જણાય છે. તેથી કરીને આપણું જ્ઞાન કયી જાતની ભાવનાની પ્રેરણા કરે છે, તેને જ્યારે આપણું મન ધ્યાનપર લેવા જાય છે, તે સમયે સર્વે પ્રાણીમાત્રોના મન-પણ પેલા આપણા અંતર્યામિ ભાવને તપાસવા લાગે છે. ને તેઓ પણ એ પ્રેરણાને વિષે અમુક શબ્દોત્પત્તિ આપણા મનની માફક કરે છે. આ પ્રસંગે આપણું મન અલ્પજ્ઞ હો-વાથી સંશયને પામી સ્થિર ભાવે પેલા થનારા સંસ્કારમાં લિન્ન થઇ કહે છે કે, આ કૃત્ય થશે કે નહીં ! એવા સંશયરૂપ પ્રશ્નો કરે છે. તેજ સમયે અકસ્માત આપણી કલ્પનાનો મનોમન ધબકારો બીજા પ્રાણીઓના મનને લાગે છે. કે તરત તે પ્રસંગે કોઈ પણ પ્રાણી નો અવાજ આપણી ઇંદ્રિયોને જણાય છે. સારાંશ કે, આ પ્રગટ થયેલા સંકલ્પના સં-શયમાં આધિન થવાથી કાગડા કુત્રા, શીઆળ ગધેડા વગેરેના ધ્વનિઓ જ્યારે આપણા કાન પર આવે ત્યારે જાણવું કે, સંકલ્પ ફળીભૂત થનારો નથી; પણ પોપટ, મેના, હુંસ, ચાસ, મોર, કાકાકૈવા, મેના, તુરી, ગૌ, ભેંસ બળદ, વાજીંત્ર વગેરેના ધ્વનિઓ થકી સંકલ્પ સિદ્ધિ જાણવી. તાત્પર્ય કે આકાશવાણી કાંઇ આ બાહેરના દ્રશ્યરૂપ ગંજાવર પોળાણના સ્વરૂપમાંથી પ્રગટ થતી નથી. પણ આ જગતના પ્રાણીમાત્રોના શરીરમાં વ્યાપેલાં કલ્પના-વાળા આકાશમાંથી પ્રગટેછે. આ થનારી હૃદયગત્ પોળાણરૂપ વાણીની સાથે આપણા હૃદય-માં પ્રગટ થએલી કલ્પનાનો અંદેશો જ્યારે એકસરખા ભાવથી જોડાઇ જાયછે. ને તે જો-

જ્ઞાનની અનંત શક્તિ જે આપણી કાયાને વિષે અનંત વૃત્તિ રૂપથી ખડી રહેલી છે. તે વૃત્તિઓનો દેખાવ આનંદમય દરશાય છે. એવી તરેહથી આપણું જ્ઞાન સમજાવે છે. આ પ્રસંગે ઉપરની તમામ જ્ઞાનશક્તિઓ શુદ્ધ ને નિર્મળાકારથી સ્થિર રહેલી હોવાથી અભોક્તા છે એટલે કલ્પના ઉત્પન્ન કરતા નથી. ને જાણે કાયા માયા વગેરે આ વિશ્વની સર્વ કૃતિનું ભોક્તાપણું આપણામાં દેખાતું નથી. એવા ક્રમથી આપણે અભોક્તા બન્યા. તેથી આપણો દેખાવ એકાકારી દેખાય છે. આ એકાકારી દેખાવને વિષે આપણી અભોક્તાપણાની સ્થિતિજ આ સર્વ વિશ્વનું ભરણ પોષણ કરતી માલમ પડે છે. એ સ્થિતિવાળી ભાવનાના મધ્ય ભાગમાં સવાર, સાંજ, રાત્ર, દીવસ, માસ, ઋતુ, વર્ષ, સંવત્સર, કલ્પ વગેરે કાળમાપક આકૃતિઓ બની રહેલી છે. તસ્માત્ આ કાળ માપક આકૃતિના મધ્ય

---

ડાયલા ભાવનો સ્પષ્ટ સારાંશ અવાજના આકારમાં આપણી ઉત્પન્ન થનારી કલ્પનાની શાથેજ આપણને માલમ પડીજાયછે. તેને આકાશવાણી કહેછે.

આકાશવાણી એવીરીતે થાયછે કે, જાણે આપણા મનમાં એક સંકલ્પ એવો આવ્યો કે આપણે દીવાન થઇશું કે નહીં ! એવી અકસ્માત્ પ્રેરણા આપણે વિષે ઉદય થઇ આવી એમ તમે જાણો. જેથી એ વિચારમાં આપણે તદન તલ્લિન થયા. કે તેજ સમયે આપણાં કાનપર કોઇ બાજુથી એકાએક એવો શબ્દ આવ્યો કે નહીં. ત્યારે તમારે નક્કિ સમજવું કે, આપણે દીવાન થવાના નથી. તેમજ જાણે બીજી પ્રેરણા એવી થઇ કે, અમુક પુરૂષ જીવે તો સારૂં ! એ સંકલ્પના ઉપર એવો ધ્વનિ આવે કે જીવશે ત્યારે જાણવું કે તે નિશ્ચે જીવવાનો. એજ પ્રમાણે આપણે પોતાના મનમાં કહીએ કે, મારી ધારણા પાર પડશે કે નહીં ! એવા પ્રકારનો વિચાર થયો. કે તરત આપણે પોતાના મનમાં અંદેશો કરી તે અંદેશામાં ગરકાવ થયા. એવામાં બે મનુષ્યો માંહોમાંહે વાતોના તડાકા મારતા હોય, ને તેમાંથી એક જણે બીજાને પ્રશ્ન કરે છે કે, મારૂં કાર્ય તમો કરશો કે નહીં ? ત્યારે પેલો જવાબ આપે છે કે, હા મારાથીજ થશેઃ હવે આ જગ્યાપર આપણો ઉઠેલો સંકલ્પ પાર પડશે કે નહીં ! છતાં એ સંકલ્પ થતાંની શાથેજ આપણા કાનપર પેલા બેઊ વાત કરતા હતા, તેનો છેલ્લો શબ્દ થશે ! એ શબ્દ આવ્યો. તેથી જાણવું કે એ આકાશવાણી થઇ ને આપણું કાર્ય પાર પડી ગયું છે. સારાંશકે. એવા પ્રકારના અકસ્માત્ ધ્વનિઓ આપણી પ્રેરણાને અનુસાર આવે છે. ત્યારે જાણવું કે આકાશવાણી થઇ. જેથી સર્વે કાર્યો નિંવિઘ્નપણાથી પાર પડશેજ. આ વાણીના ઉપર ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ, ભવિષ્યવેત્તાઓ. ને તત્વજ્ઞાનીઓ ઘણોજ આધાર રાખે છે. તોપણ કાર્ય થવું ન થવું એ વિચાર અંતર્યામિ સ્ફુરણા ઉપરથી દ્રઢ થાયછે. સારાંશકે; આ ગુપ્તવિદ્યાનું જ્ઞાન પોતે પોતાના સ્વાનુભવથી યોગિલોકોને સંપૂર્ણ પ્રગટેછે. તેમાં એ સ્ફુરણના ભાવો ઉપરથી કીડી, મંકોડી, પશુ, પક્ષ્યાદિક પ્રાણીઓની ભાષા સમજી શકેછે. છતાં એ વાતને આત્મજ્ઞાનીઓને અનુભવ હોવાથી કબુલ કરશે કિંવા તમો પોતે એ વાતનો અભ્યાસ પાડશો, ત્યારે એ વાત તમોને સત્યજણાશે. એમાં કાંઇજ શક નથી.

આ જ્ઞાનના સત્ય પુરાવા તરીકે પુરાણોમાં, બૌદ્ધિક પુસ્તકોમાં, ને જરથોસ્ત ધર્મની જુની કીતાબોમાં આકાશવાણી વિષે અનેક દ્રષ્ટાંતો પૂર્વના જ્ઞાનીઓ લખી ગયાછે. જેમાં દશ-

ભાગમાં સર્વે પ્રાણીમાત્રોની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળય વગેરેનો ક્રમ ચાલતો નજરે પડે છે. ને એ ચાલતા ક્રમમાં તેઓનું જન્મ, મર્ણ, સુખ, દુઃખ, લાભ, અલાભ વગેરેનું ઐશ્વર્ય સમજાય છે. તેમ એ સમજપર જોતાં તેઓની સર્વે લાગણીઓ આપણને લાગેલી દેખાય છે. તેથી એ સર્વેનો સંબંધ આપણી સાથે એકરૂપ છે. વાસ્તે આપણે તથા એઓ ને એઓ તથા આપણે એકરૂપ છૈયે. કેમકે આપણા મન, બુધ્ધિ વિગેરેના નિશ્ચાર્થીએ દ્રશ્યરૂપ અનંતાકારોના નિશ્ચાર્થોથી ભિન્ન નથી. તેથી કરીને આપણે પોતેજ સર્વ ભોક્તા છૈયે. આ ઉપરથી અભોક્તા તેજ ભોક્તા, ને અકર્તા તે કર્તા, ને અશ્રોતા તે સર્વ શ્રોતા એટલે જયારે આપણે શ્રવણેંદ્રિય વિગેરે તમામ ઈંદ્રિયોના માર્ગથી આ વિશ્વનાં પ્રાણીમાત્રોની ચેષ્ટા વિગેરે કોઇપણ બાબત ધ્યાનપર લેતા નથી. ને આત્માના અસ્તિત્વમાં નિર્વિકલ્પપણાથી સ્થિર થઇએ છૈયે. તેજ વખતે દશ પ્રકારના ધ્વનિને ઈશ્વરી જયોતિના દર્શણ થકી જે કલ્પના કાયાને વિષે ઉત્પન્ન થાય છે. ને તેનાપર જયારે બીલકુલ ધ્યાન આપતાં નથી. ત્યારે આ વિશ્વની સર્વ બાબત સાંભળનાર છૈયે. કિંવા સર્વ બીનાની કૃતિ જોવામાં, માનવામાં ને સાંભળવામાં આવે છે. સારાંશ કે, આ આપણું સાંભળવું ઇંદ્રિયોથી નહીં પણ જ્ઞાનદ્રષ્ટિની ધારણાથી, મન બુ-

મસ્કંદ ભાગવત્માં આકાશવાણી વિષે શુકયોગિ પરિક્ષિત્ રાજાને કહેછે, કંશરાજા પોતાની પીત્રેણ બેહેનને પરણાવી, બનેવી સહવર્તમાંન રથમાં બેસાડી પોતે જાતે રથ હાંકતો હતો. ત્યારે તેના મનમાં એવો સંકલ્પ થયોકે, આ મારા રાજ્યકુટુંબમાં કોઇપણ કુટુંબીને છોકરો નથી, તેથી મારો દુશ્મન કોઇ થશેનહીં, પણ કદાચિત્ દૈવયોગે આ બેહેનને પુત્ર પ્રગટે, તો એનો પુત્ર મારૂં રાજ્યલઇ મારશે ખરો! આ અંતરગત્ હૃદયના સંકલ્પમાં તેનું મન નિમગ્ન થઇગયું, કે તરત આકાશવાણી થઇકે, તારો નાશ એનો પુત્ર કરશે! આ શબ્દનો ધ્વનિ અકસ્માત્ કાનપર આવવાથી ભયભીત થયો. ને મ્યાનમાંથી તલવાર કાઢી બેહેન બનેવીને મારી નાખવા માંડયા, પણ તેજ સમયે તેના મન, બુધ્ધિ, જ્ઞાન વગેરે અંતર્યામિ તત્વોએ તાબડતોબ નાપાડી. ને તેના અંતઃકરણમાં ઈશ્વર નીતિને દુનિઆંદારી વગેરેના ભયસંબંધી કલ્પનાની ધારા પ્રગટી આવી કે જેથી તેને એકદમ દયારૂપ બનાવી દીધો. જેથી તેણે તેઓનો નાશ નહીં કરતાં કેદમાં એકદમ ઘાલ્યા. મતલબકે આ આકાશવાણી શી રીતે થઇ તો જાણોકે કોઇના મકાનમાં બેત્રણ મનુષ્યો વાતો કરતાં હશે, તેમાંથી એક શખ્સે બીજાને પુછયું કે, પેલાનો નાશ કોણ કરશે, ત્યારે સામાએ તેની નજીકના ત્રીજા પુરૂષને બતાવી કહ્યું કે, એનો પુત્ર નાશ કરશે, આ સર્વ શબ્દોમાંથી એનો પુત્ર નાશ કરશે, એટલાજ શબ્દો તેની સંશય યુક્ત કલ્પનાની શાથે મળી ગયા, તેથી તે સમજયો કે, આ સંકલ્પનો પ્રત્યુત્તર આકાશવાણીમાંથી મળ્યો. તેથી એ વાત ખરી પડયાવિના રેહેશેજ નહીં. એવીજ રીતની બીના રામાયણમાં રાવણ સીતાને હરી ગયો ને અશોકવનમાં રાખી રાવણે કારમીમાયાથી રામચંદ્રનું મસ્તક બનાવી કહ્યું કે, આ રામચંદ્ર મર્ણ પામ્યા છે. તેથી તું મને પ્રસન્નકર, એવામાં સીતાજી ખેદયુક્ત બની પોતાની સર્વે વૃત્તિઓને એકાગ્રહ કરી ઉપલાં તત્વોથી ખાત્રી કરવા સારૂં મનની મારફતે આત્માની જયોતિને વિષે ધ્યાન કરી પ્રશ્ન કર્યો કે, આ વાત

દ્ધિ વિગેરે તત્વોના પુરાવાની ખાત્રીની સાથે અદર્શપણામાં થાય છે. એટલે નહી દેખાયલી એવી જગ્યામાં જણાય છે. છતાં એ તમોને જયારે દેખાયલું નથી ત્યારે તમોએ એને શી રીતે જોયું! ત્યારે સમજો કે આપણી જ્ઞાનદ્રષ્ટિનું બીજું નામ દેવચક્ષુ કહ્યું છે, એ દેવચક્ષુવાળાં મન બુદ્ધિ વિગેરે તત્વોની ગાતે પર આત્મતત્વ દેખાયું, ને એના દેખાવપરથી આપણી જ્ઞાન દ્રષ્ટિની ધારણા એ આત્મસ્વરૂપના ધ્વનિઓને સાંભળ્યા. જેથી સર્વે સંભળાયું. તેથીજ કરીને અશ્રોતા તેજ સર્વશ્રોતા છે. પણ જે સર્વશ્રોતા છે તે અશ્રોતા બનતો નથી કેમકે આપણી ઇદ્રિંયોને રસ્તે આ વિશ્વના સર્વ ધ્વનિઓને સાંભળીએ છેચ. ત્યારે આત્મ સ્વરૂપના સર્વ ધ્વનિઓ સંભળાતા નથી. તેથી શ્રોતા તે અશ્રોતા નથીજ. વાસ્તે કરીને અશ્રોતાના ધર્મમાં રહેવું એજ આપણો પરમ ધર્મ છે.

આ અશ્રોતારૂપી આપણો સ્વધર્મ અખંડ ને અવિનાસી છે. કેમકે અશ્રોતા જે છે તે અખંડજ છે, તેમ એ અખંડ સુખનો નાશ નથી, તેથી અવીનાસી છે. આ અવિનાસી સુખમાં જગતનું સર્વ સુખ સમાયલું છે ત્યારે સુખ મેળવવા સારૂ શાવાસ્તે પ્રયાસ કરવો પડે છે! કાંઇજ સારૂં નહી. તેથી પ્રયાસ કરવાના જે ટેવ છે તેજ ટેવ આપણા વિપર્યય (અવિદ્યા) જ્ઞાનનીજ કૃતિ છે. આ વિપર્યય કૃતિથી આપણે આ વિશ્વમાં આવી મિથ્યા તોફાન કરવા લાગ્યા. પણ બોલો સર્વ પ્રજાઓ! આ તોફાન કરી તમો કયો લાભ મેળવવાની ચાહના રાખો છો! ત્યારે કહેશો કે લાભ તો શાનો! હવે જયારે લાભ નહી, ત્યારે અ-લાભ ખરો કે ખોટો! આ પ્રસંગે કબુલ કરી કહેશો કે હા અલાભ ખરો. તેથી બોલો કે એ અલાભ કયા પ્રકારનો મલ્યો! આ અલાભ તો એવો કે આત્મ-પદથી ન્યારા પડયા તેજ હવે એનાથી ન્યારા પડવાને લીધે તમોને કયા પ્રકારનુ દુઃખ પડયું! ત્યારે કહેશો કે, એ દુઃખમાં ન જોવાનું જોયું ને ન કરવાનું કીધું, જેથી અલ્પજ્ઞ થઇગયા એજ મહદ મોટું દુઃખ નડયું; તેથી જે કરવાનું હતું તે ન થયું, ને જે જોવાનું હતું તે ન જોવાયું, નહિતો સર્વજ્ઞતાના અખંડ

---

સત્ય કે અસત્ય! ત્યારે આકાશવાણી થઇ કે અસત્ય. આ છેલો શબ્દ સીતાજીના કાનપર જઇ પહોંચ્યો, ત્યારે પોતાના મનમાં દ્રઢ કીધું કે, રામચંદ્રજી સલામત છે. મતલબ કે, આ આકાશવાણી એવી રીતે થઇ કે, કોઇ બાજુપર કોઇ માણસ બીજાને પુછે છેકે તા-રાપર અમુક તોહોમત આવ્યું તે સત્યકે અસત્ય. જે ઉપરથી અસત્ય શબ્દ સીતાજીની કલ્પના સાથે મળી ગયો, સારાંશકે, એવા પ્રકારના અનંત દ્રષ્ટાંતો હીંદુઓના પુરાણોમાં ને જગતના સર્વ ધર્મોમાં અનેક તરેહના છે. કેમકે આ આકાશવાણીનું જ્ઞાન ઘણાં પ્રા-ચિનકાળથી જગતમાં ચાલ્યું આવે છે, તોપણ એ વાણી ઘડીઘડીમાં થતી નથી પણ જયારે આપણે સ્થિર ચિત્તવૃત્તિમાં હોઇએ ત્યારે અનાશ્રુતિ આપણા સંકલ્પને અનુસાર સમજાઇ આવે છે, ને તેજ પ્રમાણેના સર્વે બનાવો બનતા જાય છે, તેથી કરીને ભવિષ્ય જ્ઞાનીઓ એના ઉપર કેવળ આધાર રાખે છે.

સુખમાં રહયા હોત: ઔર ઇશ્વર ઇચ્છાબળવત્તર છે. પણ હુવે તમો કયી બાજુ પર જવા માગો છો! શું તમો આત્મદેશ તરફ જવા માગોછો કે માયીક દેશ તરફ! આ પ્રશ્નનો ઉતર તમો આપવાના નથી. એમ મને સમજાય છે કેમકે તમને તો એ બેઉ પ્રિયછે તેથી. પણ હું તમોને નિશ્ચે કહુછુ કે, માયીક દેશમાં સુખ દુઃખ, આધિ વ્યાધિ ને ઉપાધિ છે. તેમજ એ વિનાશીપણ છે. તેથી શોક-કર્તા છે. ને શોક કર્તાના કારણથી દુઃખદાયી છે. તેમ દુઃખદાયી પણાથી ઉપાધિ રૂપ છે. તે ઉપાધિથી અપૂર્ણ રૂપ ભાસે છે. તેમ એ અપૂર્ણ હોવાથી સ્થાઈ નથી. ને સ્થાઇ નં હોવાથી નાશવંત છે. તેથી એ નાશવંતપણાને લીધે મોહરૂપ છે. ને મોહરૂપ હોવાથી એનો દેખાવ મૃગતૃષ્ણામય રહેલો છે. ને એમૃગતૃષ્ણામય હોવાથી આખરે મિથ્યા છે. ને મિથ્યા હોવાથી આપણો ફેરો ફોકટ છે. ને ફોકટ થવાથી લાભ કાંઈ મળતો નથી, ને લાભ ન મળવાથી ધુમાડાના બાચકા જેવું છે. ને બાચકારૂપ હોવાથી એસર્વ પસ્તાવાનું મુળ છે, તેથી પડયું રહેવાદો. ને એ પડેલાંને કોઇ ન દેખે એવી જગ્યામાં મુકો. ને જયાં અગ્નિ નહીં હોય ત્યાં રાખી ફુંકો, ને ફુંકયા પછી કેવળ જુકો. ને જુકયા પછી એનાથી દુરખસો. ને ખસ્યા પછી ફરી ન ફસો. એજ હમારૂં પવિત્ર જ્ઞાન ને તેથી એના ઉપર સર્વે મનુષ્યો રાત્ર દિવસ આપો ધ્યાન. ધ્યાન આપવાથી સત્ય મળે સુખ, નો સત્ય સુખથી જાય દુઃખ. હવે જયારે દુઃખ ગયુ ત્યારે કાંઈ ન રહ્યું. ને જે કાંઇ ન રહ્યું, તેનાથીજ આ વિશ્વ થયું. થયાને જુઓ, ને એ જોનારો આખરે મુઓ. સારાંશ કે, માયીક સુખની લહેજત તદન નિસ્વાદ ને કંટાળાનું ઘર છે. ને કંટાળારૂપથી એને રખડતું રહેવા દો, હવે રખડતો તે ખોટો ને ખોટામાં આખરે આવ્યો ટોટો.

તેથી હવે આત્મદેશ તરફ ચાલો, ને ચાલો ત્યાં માલો, માહયામાં મળ્યું. તેમાં ભળ્યું. ભળયાં એટલે જે મળવાનું હતું તે મળી. ચુકયું, ત્યારે ફાંફ મારવાનુ કાંઈ પ્રયોજન નથી, તે વાસ્તે કરીને જયાં ફાંફાં મારવાનાં નથી, ત્યાં પૂર્ણ લાભ છે. તેથી જયાં લાભ છે તો તેને છોડવો ન જોઈએ. ને જયારે છોડતા નથી ત્યારે તો આપણે ઠેકાણે પડેલા છૈયે. ને જયારે ઠેકાણે પડયા ત્યારે સુખી થયા, ને જયારે સુખી થયા, ત્યારે કોઇ વાતનો ટોટો નથી. જયારે ટોટો નથી તો જેમ ખરચાય તેમ ખરચો, તેમ એ ખરચવાથી ખુંટતું નથી, જયારે, ખુંટે નહી, ત્યારે ટુટે નહી, ને જયારે એ ટુટે નહીં ત્યારે તો એ મજબુત છે; ને જયારે એ મજબુત છે, ત્યારે તો ભાંગવાની મેહેનત કરો, ને મેહેનત કરત તો એ ભાંગતું નથી, ને જયારે એ ભાંગતું નથી, ત્યારે તો એનો નાશ થવાનો નથી. જયારે નાશ થવાનો નથી ત્યારે ત્રાસ ઉપજવાનો નથી, જયારે ત્રાસ નથી ત્યારે ગમે છે. ને જયારે એ ગમે છે, ત્યારે એ રમે છે. ને જયાં રમે છે ત્યાં જમે છે, ને જમ્યાથી ત્યાં એ ભુખુ નથી, જયારે ભુખુ નથી ત્યારે એ લુખુ પણ નથી, ને જયારે

એ લુખુ નથી ત્યારે તો ચોપડાયલું છે. ને ચોપડાયલું હોવાથી એને ખાવાને ખવડાવો એટલે આનંદ આનંદ થાય. ને આનંદથી આરામ થાય, ને આરામ થયો એટલે પૂર્ણતા મળી, ને પૂર્ણતા મળી એટલે લુણચા ન રહી, ને લુણચા ન રહેવાથી અખંડ સુખ મળ્યું, ને એ અખંડ સુખથી અવિનાશી થયા, ને અવિનાસી થયા એટલે માયામાંથી ગયા, ને માયામાંથી ગયા એટલે પરવારતા રહ્યા. ને જ્યારે પરવારતા રહ્યા એટલે ખુશી પડે તેમ કરો જેમ તમારી મરજી સારાંશ કે, માયા ભાગ જેટલો દુ:ખકર્તા છે, તેટલોજ આત્મભાગ સુખકર્તા છે તેથી જ્ઞાનના અધિકારીઓનો એવો સ્વભાવ છે કે, અતિ સુખ એને પસંદ પડતુ નથી, તેમ અતિદુ:ખ સહન કરવું ગમતું નથી, તેથી બેઉ ભાગ સમાંતર જોઇએ છેયે. મતલબ કે, એ બેઉ બાજુ કંટાળો આપે એવી છે. તેથી (વિદેહ) ને જીવન્મુકત પુરૂષોએ બેઉ બાજુનું સમદ્રષ્ટિ ભાવે પાળણું કરેછે. નહીં તો એ કાયદો એવો છે કે, કોઇપણ મનુષ્ય એકજ માર્ગપર રહે, ત્યારે તેની સ્થિતિમાં ગાંડા પણું પ્રાપ્ત થવાને જરાપણ વિલંબ લાગતો નથી. છતાં આ સૃષ્ટિમાં ગાંડા (વ્યાકલ) બે જાતના છે. તેમાં એક જ્ઞાની ને બીજો અજ્ઞાની; તોપણ અજ્ઞાની ગાંડાની ચિત્તવૃત્તિમાં આ જગત્‌ના સુખની મોજ મઝા યાદ કરાવે છે. ને જ્ઞાની ગાંડાંની ચિત્તવૃતિમાં ઇશ્વરી મોજ મઝાની ખુબી હાજર થાયછે. તેથી સર્વ મનુષ્ય જાતે જ્ઞાની ગાંડા થવાની અવશ્યે કરીને કોશીશ કરવીજ જોઇએ. કેમકે એ સ્થિતિમાં આ સૃષ્ટિના ગુપ્ત જાહેર, તેમ દ્રશ્ય અદ્રશ્ય બનાવટના તમામ મૂળતત્વો હાથ આવી જાય છે. ને તેનો લાભ સદાનો સુખ કર્તા થઇ પડે છે. ને તેથી તે પૂર્ણ સુખનો લાભ સર્વ કોઇને મળતો રહે છે. ને પોતાની જીંદગાંનીનું સંપૂર્ણ શાર્થક થએલું પોતાને કિંવા બીજાને સમજાય છે. સારાંશ કે તમો શ્રવણને મનન કરનારા વિદ્વજનો હાલમાં તમો એ બેઉ બાજુના જ્ઞાનને દીર્ઘદ્રષ્ટિથી સમાવીને જુઓ. ને ખાત્રી કરી.કહો કે એ બેઉમાં કયી બાજુ ખરી છે! છતાં અનુભવ, જ્ઞાને તમો આખરે જ્ઞાનીવાળી બાજુને ખરી માનશોજ. ને જયારે તમો જે બાજુને ખરી માનો, ત્યારથી તમો તમારી સર્વે વૃત્તિઓને હદમાં રાખી સતસંગ, સત્શાસ્ત્રાધ્યાયન, પુરૂષાર્થ, ગુરૂભકિત, દયા, ક્ષમા વૈરાગ્ય, શમ, દમાદિક પવિત્ર ગુપ્ત વિદ્યાના નિયમો પર સદા સ્થિર થાઓ. કેમકે એ રસ્તાથી તમો અજ્ઞાની જેવા સ્થુલ થઈ જશો નહિં. પણ તેમાં તમો તમારૂં તથા સર્વ સૃષ્ટિઓના પ્રાણીઓનું સમદ્રષ્ટિથી પાળણ કરવાનું અલૌકિક સામર્થ્ય રાત્ર દીવસ અજમાવ્યા કરશોજ ને તેના ગુપ્ત અજમાયશ થકી તમારી કીર્ત, આબરૂ. આ વિશ્વમાં અખંડ વૃદ્ધિરૂપ થઇ રહેશે ને મર્ણ બાદ તમો અમૃત રૂપપર આત્માને વિષે વ્યાપક થઇ અમ્મરપણાને પ્રાપ્ત થશોજ ઇતિ; આ ઇતિ શબ્દ આ મુકતશાસ્ત્રના ત્રિજા ભાગની સમાપ્તિ અર્થે વાપર્યો છે. ને તેથી કરીને આ સમાપ્ત કાળમાં સર્વ સૃષ્ટિમાં શાંતી સ્વરૂપ પ્રગટ થાઓ એવી હમારી સદગુરૂ પરત્વે પ્રાર્થના છે. શાંતી, શાંતી, શાંતી.

---

ॐ

# श्रीमुक्तशास्त्र.

## चतुर्थ भाग.

ઉપરના ત્રણ વિભાગોના વિવેચનથી તમારા સર્વેના તમામ વિચારો, તર્કો શાંતીને પામ્યા છે, તોપણ હવે આપણે ફકત એક જગતનું સત્ય મુળતત્વ શું કહ્યું છે તેનું વર્ણન કરવાનું રહ્યું. આ રહેલા મુળતત્વને સારૂં સૃષ્ટિના સર્વે ધર્મના મુખ્ય ગ્રંથોમાં આત્માના સ્વભાવનું વિવેચન કીધું છે. એ વિવેચન આપણા વેદમાં જ્ઞાનકાંડ નામના ભાગમાં વાચવામાં આવે છે. જેમાં ઇશાવાસ્ય આદિ વેદના મંત્રમાં આત્માના સ્વભાવ વિષે કહ્યું છે, કાંઇ કર્મ પર કહ્યું નથી. કેટલાએક મતવાદિઓ કેહે છે કે, એમાં કર્મ વિષે કહ્યું છે પણ આ મંત્ર નીચે પ્રમાણે બતાવે છે.

### श्रुति.

**ईशावास्य मिदꣳ सर्व्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य सिद्धनम् ॥**

### અર્થ.

ઇશાવાસ્ય વિગેરે જેટલા વેદના મંત્ર છે તે કર્મની અંદર નિરૂપયોગી છે. કેમકે આત્માના સ્વભાવના પ્રકાશક હોવાથી, તોપણ આત્માના સ્વભાવમાં, શુદ્ધપણું, નિષ્પાપણું, એકપણું, નિત્યપણું, અશરિરપણું, સર્વગતપણું રહેલું છે. તેથી, કરીને એ કર્મથી વિરૂદ્ધ છે. એથી એ મન્ત્રોનો બિલકુલ સંબંધ કર્મની સાથે નથી. કેમકે ઉપર બતાવેલો જે આત્માનો સ્વભાવથી જોતાં આત્માને વિષે ઉત્પત્તિ, સ્થિતિ, વિકાર, કર્તા, ભોકતાપણું લેપન થતું નથી.

પણ જે પુરૂષો પોતાના હૃદયમાં અહંમમપણાથી એમ માને છે કે, મારો આત્મા નાશવંત છે, અશુદ્ધ છે, પાપી છે, કર્તા છે, ભોકતા છે, તેથી કરીને સ્વર્ગ, નર્કાદિક સ્થાનોને તે પ્રાપ્ત થાય છે. એવા મિથ્યા જ્ઞાનના પુરૂષોને કર્મ લેપન છે. પરંતુ આત્માને એક રૂપે જાણવાવાળા પુરૂષોને કર્મ લેપન થતાં નથી. કેમકે ઐકયતાના જોવાવાળા પુરૂષને શોક મોહ દેખાતાં નથી. પણ તેઓ આત્માની અંદર નિરૂપાધિપણાથી મળી રહે છે.

પણ આત્માની અંદર અનેકપણું જોવા જતાં ઉપાધિપણું દરશાઇ આવે છે. આ ઉપાધિ રૂપ અવિદ્યાના જ્ઞાનવાળા પુરૂષોને કર્મ લેપન થાય છે. સારાંશ એટલોજ કે આત્માની અંદર ઉપાધિ, ને નિરૂપાધિપણું જે દરશાઇ રહ્યું છે. પણ એમાં આત્માના સ્વભાવ પ્રમાણેના જ્ઞાનપર તપાસ કરનારને આત્મા નિરૂપાધિરૂપ દેખાય છે ને સ્વભાવથી ઉળટા નિયમપર જોનારને આત્મા ઉપાધિરૂપ ભાસે છે.

પણ એને વિષે જીવન્મુકત પુરૂષો કેહે છે કે, બીજ વૃક્ષરૂપ થયું, એટલે બીજ પોતેજ વૃક્ષરૂપે રહ્યું, તેમાં એટલે બીજમાં બીજ વ્યાપ્યું, તેથી બીજ નિરૂપાધિપણાથી એકયતામાં મળી રહે છે. પણ પોતે ન્યારૂં છે એટલી ગણત્રી કરી શકતું નથી, તેમ ગણત્રી કરવાનું તેને કારણ નથી. કેમકે સ્વત: બીજ એકજ છે તેથી.

આ એકપણાની અંદર બીજ પોતાના આકારને અવિભાજ્ય પણામાં દેખે છે, ત્યારે તે અકર્તા, અભોકતા, અશ્રોતા, નિરૂપાધિરૂપ, અદ્વૈત સમજાય છે. આ સમજરૂપ સ્થિતિમાં પોતાનો આકાર કાંઇજ દેખાતો નથી. તેમ પોતે કેવું છે! કોણ છે! એ સમજ પડતી નથી, એ સમજ નહી પડવાથી પોતાને નનામું, નકામું, જાણે છે, ને પોતે સમજે છે કે, આ મારી અચિંત્યકૃતિ જેવીને તેવી પોતે પોતાના આકારમાં સ્થિર છે, આ સ્થિર અચિંત્યકૃતિનો આકાર કાંઇજ નથી, એવા રૂપમાં તેને ભાસે છે.

આ ભાસનારી અચિંત્યકૃતિને સારૂ, સૃષ્ટિના સર્વ ધર્મના માહાત્મા પુરૂષોએ પવિત્ર ગ્રંથોમાં અનેક તરેહની યોજનાઓ કરેલી છે, તે સર્વનું ધ્યાન ન કરતાં ફકત સર્વ ધર્મના જીવન્મુકત પુરૂષોની અંદર જે જ્ઞાન એક સરખા આકારથી વેહેંચાઈ રહેલું છે. તે વેહેચાયલું જ્ઞાન આ અચિંત્યકૃતિના નામથી ખુલ્લું થઇ પડશે! એવી જીજ્ઞાસા રહી છે. તે પાર પડો! ઇસ્તુ:

તોપણ જીવન્મુકત પુરૂષો માહોમાહે વૈર રાખતા નથી, ને ધર્મનો ભેદ કબુલ કરતા નથી. કેમકે તેઓ આત્માના સ્વભાવને યથાર્થ જાણે છે તેથી. આ મુળતત્વને લીધે, હિંદુ, મુસલમીન, પારસી, અંગરેજ, યાહુદી, રોમન વિગેરે પ્રજાના જ્ઞાની પુરૂષો એક બીજા સારૂં જીવ કાઢે છે, ને અંત:કરણથી અરસ પરસનું કલ્યાણ વાંચે છે. ને આપણા સંસારી વર્ગના લોકો, આત્મસ્વભાવના જ્ઞાનથી અજાણ્યા હોવાથી ને કર્મ માર્ગપર ચાલવાના કારણથીં વૈરભાવ રાખી, અરસપરસમાં નિંદા મારામારી, ધર્મ બડાઇ હાંકે છે, ને તેથી કરીને મોટા તોફાન મચી જાન માલની ખરાબી કરે છે.

આ અચિંત્યકતિનું જ્ઞાન સૃષ્ટિમાં ઘણાં જુના વખતથી ચાલેલું હશે એમ મને જણાય છે કેમકે દરેક ધર્મના પંડિતો એજ જ્ઞાનપર વરતી રહ્યા છે, કેમકે એનું લખાણ, જરથોસ્ત ધર્મની ગાથાવાણીમાં, કુરાનમાં, બાઈબળમાં, બોદ્ધિક પુસ્તકોમાં, ઉપનિષદો, યોગવાસિષ્ટ, વેદ ઇત્યાદિ સૃષ્ટિના સર્વ ધર્મના ગ્રંથોમાં બિરાજી રહેલું છે. તેનું વર્ણન આ મુકતશાસ્ત્રના ધોરણે ચલાવીશું.

આ અચિંત્ય કૃતિનું જ્ઞાન મુખ્યત્વે કરીને યોગિ લોકોમાં વધારે ફેલાયલું છે. કેમકે જે પુરૂષ કોઈ પણ યોગીનો ચેલો (શિષ્ય) થાય છે, ત્યારે તે ઘણી મુદ્દતે એ જ્ઞાન આપે છે. એ જ્ઞાન આપવા પેહેલાં હઠ-યોગ ને જ્ઞાન-યોગ પુરેપુરા શિખવે છે. ને જ્યારે તેને પરિપકવ ખાત્રિ થાય ત્યારે આત્માના સ્વભાવની ઓળખાંણ કરાવે છે એમાં તે કહે છે કે, આત્માનો સ્વભાવ જગતના સ્વભાવથી ઉળટો છે. તે આ કઠોપનિષદના મંત્રમાં કહે છે.

## मंत्र ५०.

**आसीनो दुरं व्रजति शयानो याति सर्व्वतः**
**कस्तम्मदा मदन्देवं मदनो ज्ञातुमर्ह ति ॥ ५० ॥**

॥ અર્થ ॥

આત્મારૂપી દેવ અચળ રહી દુર જાય છે, તેમ સુતેલો છતાં સર્વ જગ્યા પર જાય છે, મદવાળો છતાં મદ વગરનો છે, હર્ષરૂપ છતાં હર્ષ વગરનો છે, એવો વિરૂદ્ધ ધર્મ આત્માની અંદર રહેલો છે.

આ વિરૂદ્ધ ધર્મનુ જ્ઞાન આપતી વખતે એ વિરૂદ્ધ ધર્મની પીછાંનને સારૂ કેટલાંએક વાકય, ઉપલી સમજણને કાયમ રાખવા સારૂં શિખવે છે. એ વાકયોને અચિંત્ય વાકય અથવા ગુપ્તવાકય એવું નામ છે. આ વાકયોને આપણે ત્રીજા ભાગમાં સત્ય શબ્દના નિશાન તરીકે બતાવી ગયા છૈયે, તોપણ તે જગ્યા પર એનો ખરો ખુલાસો આપેલો નથી, તેથી અહિંઆં બતાવિએ છીયે, તે આ વાકયો છે. (૧) અલ્પમાં કલ્પ ને કલ્પમાં અલ્પ. (૨) સૃષ્ટિમાં દ્રષ્ટિ ને દ્રષ્ટિમાં સૃષ્ટિ. (૩) શીવમાં જીવ ને જીવમાં શીવ. (૪) હુંમાં તું તુંમાં હું. (૫) એકમાં અનેક ને અનેકમાં એક. (૬) ઊંઘમાં સ્વપ્ન ને સ્વપ્નમાં ઊંઘ. ઈત્યાદિ અનેક તેઓને શિખવે છે. જેથી તેઓની ભુલ દુર થઇને આત્મ સ્વભાવને યથાર્થ ઓળખી લે છે. જેના ઓળખવાથી મોક્ષ પદને પામી જાય છે. એ શબ્દો વિષે તેઓ આપણને નીચે પ્રમાણેનું જ્ઞાન આપે છે.

આ ખુલાસામાં એ લોકો ત્રણ પદની યોજના કરે છે, તે એવી કે, ૧ લુ પદ આદિ, ૨ જું પદ મધ્ય અને ૩ જું પદ અંત. એમાં એવો નિર્ણય બતાવે છે, કે ને એવો સવાલ પુછે છે કે તમારો જન્મ થવા અગાઉ શું હતું! ત્યારે આપણે કહીશું કે કાંઈજ નહોતું. ને મર્ણ પામ્યા પછી શું હશે? તો કહીશું કે મર્ણ બાદ કાંઈજ નથી. આ ઉપરથી કહે છે કે, આદિ પદ જે જન્મ તેમાં કાંઈજ નથી. ને અંત પદ જે મર્ણ તેમાં કાંઈજ નથી. હવે જ્યારે આદિ ને અંતમાં કંઈજ નથી. ત્યારે તો આ મધ્ય પદમાં આ સૃષ્ટિ દેખાય છે.

તેથી સૃષ્ટિ (જગત્)નો જન્મ તે આદિ પદ, ને અંત પદ તે મરણ, એ બેઉ (આદિ ને અંત) પદમાં જગત્નો દેખાવ નથી. તેમ એ કાંઇ ચીજ નથી. સારાંશ કે, જ્યાં કાંઇજ નથી ત્યાં કોઇ ચીજ સંભવતી નથી. તેથી જગત્ એવી ચીજ આદિ, અંતમાં રહેલી નથી, છતાં મધ્ય પદ એ દેખાય છે. એ વાત સાચી કેમ કરી મનાય? ખરૂં પુછાવો તો મધ્ય પદમાં પણ જગતને માનવું નહીં જોઇએ. એ મુળતત્વથી જગત ત્રણે કાળમાં દેખાતું નથી. પણ ત્રણે કાળમાં તો જે કાંઇજ નથી તેજ દેખાય છે. આ દેખાવ આપનારી ચીજ ત્રણે કાળમાં સરખી-રહેલી છે, એ હેતુને લીધે કાંઇજ નથી. તેજ ચીજ એક સતરૂપ આત્મા છે.

કેમકે જે વસ્તુ સત્ય હોય ને ત્રણે કાળે સરખી રહે છે, પણ જે વસ્તુ અસત્ય હોય તે દેખાય નહીં. આ મુળતત્વ ઉપરથી જોતાં જગત ત્રણે કાળે દેખાતું નથી, ને કાંઇજ નથી તે ત્રણેકાળે દેખાય છે. જેમ વૃક્ષ આદિપદમાં બીજ રૂપે દેખાવ આપે છે. ને અંત પદમાં પણ બીજરૂપે દેખાય છે. તેમ મધ્યપદમાં વૃક્ષાકારે ભાસે છે, તો પણ જુવાનીમાં આવ્યા બાદ બીજનો આકાર ધારણ કરે છે. આ હેતુ ઉપરથી આદિ, મધ્ય, ને અંત એ ત્રણ પદમાં બીજ રહ્યું છે તેથી બીજ સત્યછે, ને વૃક્ષ ઉપલા ત્રણ પદમાં રહ્યું નથી. તેથી અસત્ય છે. તેમ આ સૃષ્ટિના ત્રણે કાળમાં વૃક્ષરૂપી જે જગત તે અસત્ય છે, ને કાંઇજ નથી એ ચીજ ત્રણે કાળમાં સત્ય રહી છે. સારાંશ કે જગતનું બીજ કાંઇજ નથી, એ કાંઇજ નથી. એવા અચંચળ આકારની જે કોઇ ચીજ રહી છે તેજ જગતનો ઇશ્વર છે. તેથી ત્રણે કાળમાં બીજરૂપ ઈશ્વિર સત્ય છે, ને વૃક્ષરૂપ જગત્ અસત્ય છે.

આ ઉપરથી વેદમાં કહ્યું છે કે (सत्य ब्रह्म जगत् मिथ्या) અર્થ સત્ય માત્ર એક બ્રહ્મ છે. ને જગત્ અસત્ય છે. તે આ માંડુક્યોપનિષદની મંત્રમાં નિચે પ્રમાણે કહ્યું છે.

## मंत्र १५८.

**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा।**
**वितथै सदृशाः सन्तोऽवि तथा इव लक्षिताः ॥ १५८ ॥**

॥ અર્થ ॥

જેનું આદિ ને અંત નથી, તે વસ્તુ વર્તમાન (મધ્ય) કાળમાં હોતી નથી. એ પ્રમાણે ત્રણે કાળે જે નથી તે તદન અસત્ય છે હવે અસત્ય માત્ર જગત્ છે. એ અસત્યરૂપી જગત્ને મુઢજનો સત્યરૂપે માને છે. સારાંશ કે જે ત્રણે કાળે અસત્ય ( ખોટું ) છે તેમાંથી કાંઇજ ઉત્પન્ન થતું નથી. તેમ ઉત્પન્ન થવાનો સંભવ નથી. તેથી જગત્માં આ સર્વ ઉત્પન્ન થએલું છે.

અથવા આ સૃષ્ટિરૂપ જગતે ઉત્પન્ન કર્યું છે એમ કહેવું ન જોઇએ. પણ એમ કહેવું જોઇએ કે કાંઇજ પેદા થયું નથી. એ તો જે છે તે બ્રહ્મજ છે. અથવા ત્રણેકાળમાં જે સત્ય રૂપ કાંઈજ નથી, એવા આકારવાળી ચીજ આ જગત્ રૂપે રહી છે. કેમકે કાંઇજ નથી. તેજ આ જગત્ છે. તેથી કાંઇજ નહોતું તેજ આ જગતરૂપે પેદા થયું એમ કહ્યા વિના આપણો છુટકો નથી. તેથી જગત્નું મુળ કાંઇજ નથી એવો જે ત્રણે કાળે રહેલો આકાર, તે આકાર જગત્નું મુળ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે ચીજ કાંઇજ નથી તેમાંથી આ સર્વ પેદા થયું છે. એ પેદા કરનારી ચીજ ત્રણે કાળે સત્યછે, તેથી એ સત્ય ચીજને આત્મા કહ્યો છે. એ આત્મા કેવો છે. એ બાબત આ નીચેની કઠોપનિષદ્ની શ્રુતિ બતાવેછે.

## श्रुति

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।**
**अजो नित्य शाश्वतोऽयम्पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**

અર્થ, આ આત્મા જન્મતો નથી ને મરતો નથી કારણ કે ત્રણે કાળમાં જે અસત્ય વસ્તુ હોય, તેને જન્મ, મરણાદિ વિકારો નડે છે. પણ આત્મા નિત્રૂપ હોવાથી અવિકારી છે, ને અવિકારના કારણથીજ મરતો જન્મતો નથી. તેમ આત્મા (વિપશ્ચિત) સર્વજ્ઞ છે. કેમકે અસત્ય વસ્તુને જે વિકારો નડે છે. તે એ ને નડતા નથી તેથી આત્મા અલિપ્ત ચૈતન્યરૂપ ગણાયો છે. ને એ ગણત્રીના કારણથી સર્વજ્ઞ છે, પણ અનિત્ય ને અસત્ય વસ્તુની ઉત્પતિ, સ્થિતિ પ્રળય સંભવે છે. પણ નિત્રૂપ હોવાથી આત્મા થયો નથી, ને થવાનો સંભવ નથી વાસ્તે અજન્મો, નિત્ય, અજર, (જુનો ન થાય એવો) પુરાણ (જુવો ને નવો નથી) તેમ શસ્ત્રાદિકથી નાશને પામતો નથી, ને શરીરની અંદર રહેલા પણ આકાશની માફક અસંગ છે.

આ ત્રણ પદના ખુલાસામાં નાસ્તિકો સવાલ ઉઠાવે છે કે, આદિ પદમાં કાંઇજ નથી. ને અંત પદમાં પણ કાંઇજ નથી. ને મધ્ય (વર્તમાન) કાળમાં જગત્ દેખાય છે તેથી જગત્નું મુળ સુન્ય છે, ને એ સુન્યમાંથી સર્વ પ્રગટ થયું છે તેથી કહે છે કે ઇશ્વર નથી. કેમકે વૃક્ષમાંથી બીજ થયું ને બીજનો આકાર વૃક્ષેજ ધારણ કીધો, તેથી વૃક્ષ આદિ અન્તમાં સુન્યરૂપે રહ્યું છે. જો સુન્યવિના બીજો પદાર્થના મુળમાં હોય તો તે કયાંથી પેદા થયો ને કોણે કીધો! કેમકે કોઇ પણ પદાર્થનું આદિ કારણ રહેલું છે. ને જો તે સુન્યવિના બીજા રૂપે રહ્યું હોય તો તે બતાવવું, કારણ કે બીજરૂપી પદાર્થનું આદિ કારણ હોય તો અથવા તો વૃક્ષ વિના બીજા પદાર્થમાંથી પ્રગટ થતું હોય તો તે પ્રગટ કરનારૂં મુળ તત્વ કયું છે? જેમ વૃક્ષમાંથી બીજ, તેમ પિતાથી પુત્ર, આ જગ્યાપર પુત્રનું

આદિકારણ પિતા છે. ને પિતાનું મૂળ તેનો પિતા, એમ એક પછી એક ઉત્પત્તિ કરનારાઓની ગણત્રી થાય છે. તો જગતનું મુળ ઇશ્વરરૂપી બીજ છે. તેથી તેનો ઉત્પન્ન કરનાર પિતા એટલે બીજરૂપ મુળતત્વ હોવુંજ જોઇએ!

એના જબાબમાં સિદ્ધાન્તિ કહે છે કે, જેનું આદિ કારણનથી, તે સ્વતંત્ર હોવાથી ત્રણેકાળે સતરૂપ છે, તેમાં સુન્ય જેવો વિભાગ થઇ શકતો નથી. જેમ વરસાદની વાદલી આકાશમાં ચડી આવી ને તેમાંથી પૃથ્વીપર પાણી પડ્યું. આ સમયે વાદલીનો આકાર મહદ્ મોટો હતો, ને તેની માહેથી અનંત બુંદના આકારમાં પેલી વાદલી માંનું પાણી પડ્યું. આ જગ્યાપર અનંત બુંદ રૂપી પાણી વાદલીમાંથી પેદા થયું, તેથી અનંત બુંદનું આદિકારણ વાદલી ઠરી, ને તે વાદલીને પેદા કરનાર એ અનંત બુંદ રૂપી પાણી હતું, કારણ કે જયારે સૂર્ય પોતાના કિર્ણોની ગરમીથી એ પૃથ્વીપર એકત્ર થએલા અનંત બુંદ રૂપી પાણીને બાષ્યભવનની ક્રિયાને રસ્તે આકાશ તરફ આકર્ષણ કરે છે ને ત્યાં હેવાની થંડી લાગવાથી એનો જથ્થો બને છે, જેથી વાદલીનો આકાર થયો, તો વાદલીનું આદિકારણ અનંત બુંદ છે. ને અનંત બુંદનું આદિકારણ વાદલી છે. તેથી જળની પેદાશ જળથી થઇ. તેમ જગતનું આદિકારણ કાંઇજ નથી. ને અંતકારણ પણ કાંઇજ નથી, તેથી મધ્ય (વર્તમાન) કાળમાં દેખાયલું જગત્ પણ કાંઇજ નથી. જેમ વૃક્ષ ત્રણે કાળે મિથ્યા છે તેમ જગત્ ત્રણે કાળે મિથ્યા છે.

હવે મિથ્યામાંથી કાંઇજ પેદા થતું નથી. તેમ પેદા થએલું જગત્માં કોઇએ સાંભલ્યું નથી. પણ સત્યમાંથી સર્વ પેદા થાય છે તથા પેદા થવાનો સંભવ છે, તેથી વૃક્ષને વિષે ત્રણ કાળમાં બીજનો આકાર સત્ય છે ને સત્ય હોવાથી બીજમાંથી વૃક્ષની પેદાશ થાય છે. એ અનુભવ પ્રસિદ્ધ બીના છે, તો જગતનું મૂળ કાંઇજ નથી, ને કાંઇજ નથી એ પદાર્થ જગત્માં ત્રણેકાળે રહ્યો છે, તેથી એ (કાંઇજ નહી તે) આકાર સત્ય છે. એ સત્યમાંથી જગત્ પેદા થયું, વાસ્તે કરીને કાંઇજ નથી તે ચીજ શુદ્ધ ચૈતન્યરૂપ છે. એ ચૈતન્યમાંથી આ જગત્ પેદા થયું તેથી કાંઇજ નહી એ ચૈતન્ય રૂપી ઇશ્વર જગતનું મુળ છે. તો પણ વૃક્ષમાં સર્વત્ર બીજ વ્યાપી રહે છે, તેમ જગત્માં કાંઇજ નથી એવા આકારવાળો ઈશ્વર સર્વત્ર બીજરૂપે વ્યાપી રહ્યો છે.

અગાઉ આપણે કહી ગયા છે કે વાદલી અને અનંત બુંદ એ બેઉ આકાર પાણીનાજ છે. ને પાણીની પેદાશ પાણીથી થઇ ને આખરે પાણીમાં રહી. તેમ જગત્ને ઇશ્વર એ બેઉ આકાર કાંઇજ નહી એવા પદાર્થના છે. ને કાંઇજ નહીની પેદાશ કાંઇજ નહીથી થઇ ને આખરે કાંઇજ નહીમાં રહી, તેથી કાંઇજ નહી એ આકાર સર્વત્ર એકાકારીપણાથી વ્યાપી રહ્યો છે. એ એકાકારીપણાના વ્યાપકપણાથી એનું નામ અદ્વિતીય પડ્યું છે. આ અદ્વીતીયનો અર્થ જેમાં બીજું નહી તે, એ અદ્વીતીય પદાર્થ ત્રણે કાળે હતો એવી સાબીતી આપણને સામવે-

દના છાંદોગ્ય ઉપનિષદથી મળે છે. એમાં (તત્વમસી) નામના મોહો વાકયનો બોધ ઉદ્દાલક ઋષિએ, શ્વકેતુને કહ્યો છે, તે આ નીચેની શ્રુતિથી જણાશે.

## श्रुति.

**एकमेवा द्वितीयं सन् नामरूप विवर्जितं।**
**सृष्टेः पुराऽधुनाऽप्यस्य तादृक् त्वं तदितीर्यते ॥५॥**

અર્થ, સૃષ્ટિની અગાઉ એકજ અદ્વિતીય નામ, રૂપ, જે સત હતું. તે સત આ વર્તમાન કાળમાં પણ છે ને સૃષ્ટિનો નાશ થયા પછી પણ તેજ અદ્વિતીય રહેલું છે. સારાંશ કે, સૃષ્ટિના ત્રણે કાળમાં અદ્વિતીય રૂપી એક સત રહેલું છે. તે ઉપરથી કહ્યું છે કે, આ અગાડી આત્મા થયો, ઇત્યાદિ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, આ જગત્ અગાડી આત્મામય અથવા આત્મારૂપે છે. સારાંશ કે, આ જગત્ નથી,પણ એતો ત્રણે કાળે આત્મા છે. જેમ વૃક્ષમાં સર્વત્ર બીજ રહ્યું છે. તેમ જગત્માં સર્વત્ર આત્મા રહ્યો છે. તોપણ બીજમાં વૃક્ષના સર્વ આકારો વિકાર થવાથી થયા છે. તેમ જગત્ના સર્વ આકારો આત્માને વિષે વિકારમાત્ર છે.

હવે બીજ વૃક્ષના અનંતાકારોનું મુળ છે. તેમ આત્મા જગત્ના અનંતાકારનું મુળ છે. જેમ સૂર્ય ને કીર્ણો એક રૂપ છે, તેમ આત્મા ને જગત્ એકરૂપ છે. કિર્ણનું મુળ સૂર્ય છે, ને સૂર્યનું મુળ કિર્ણ છે, તેમ જગતનું મુળ આત્મા, ને આત્મા જગત્ સાથે એકરૂપ છે. સૂર્ય એક છે ને કીર્ણ અનંત છે, તેથી અનંતની પેદાશ એકથી થઇ ને એકની પેદાશ અનંતથી થઇ. આ ઉપરથી અનંતનું મુળ એક ને એકનું મુળ અનંત છે. એ અનંતને એક એવી ગણત્રી સૂર્ય પોતાને વિષે કરી શકતો નથી. પણ પોતાને તે અદ્વૈતભાવે જુએ છે, તેથી તેનો આકાર તેને કાંઇજ નથી એવો જણાય છે, ત્યારે એક અનેક એવા ન્યારા વિભાગો તેમાં દરશાતા નથી. તે ઉપરથી કહે છે કે આત્માની અંદર એક નથી, ને અનેક નથી, ન બીજ, ન વૃક્ષ, ન દ્રષ્ટા, ન દર્શન, ન દ્રશ્ય, ન ગુણ, ન ગુણી, ન કર્તા, ન કર્મ, એવો તે સદૈવ અલિપ્ત છે.

આ અલિપ્ત આકારનેવિષે યર્જુ, શ્યામ, ઋગ્વેદાદિ વેદોને વિષે જુદી જુદી યોજનાઓ કરી છે. યર્જુવેદે સર્વમાં વ્યાપેલો છે, એમ માની પેલા અલિપ્ત આકારને પુરૂષ વર્ગમાં ગણ્યો છે. શ્યામવેદે અજ્ઞાત રૂપની ગણત્રી કરી છે. ઋગ્વેદમાં અલિપ્ત આકારને શકિતરૂપે એટલે સ્ત્રીવર્ગમાં ગણ્યો છે. ને અથર્વવેદમાં નાન્યતર જાતિ એટલે નપુંસક લિંગમાં ગણ્યો છે, પણ સર્વત્ર વ્યાપેલો જે પદાર્થ છે, એ પદાર્થ ત્રણે જાતિમાં આવતો નથી. તેમ ગણાઇ શકતો નથી. આ કારણથી આત્માને અજ્ઞાત કહ્યો છે, ને અજ્ઞાત જાણ્યાથી પ્રશ્ન કહ્યો છે. સારાંશ

કે એ ત્રણે જાતીમાં લેખાયો નથી. તેથી બ્રહ્મ શબ્દથી બોલાવ્યો છે. બ્રહ્મની પીછાન કેન ઉપનિષદ્‌ની શ્રુતિમાં નીચે પ્રમાણેની બતાવેછે.

## श्रुति.

**यन्मनसा न मनुते येनाहुर्मनो मतं ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद मुपासते ॥ ५ ॥**

અર્થ.—મન, અંતઃકરણ જેની શક્તિથી ચલિત થઇ આ સૃષ્ટિનો વ્યહવાર કરેછે, તેથી મન સર્વ ઇન્દ્રિયોમાં સાધારણરૂપે વ્યાપક છે. તેમાં કામ,સંકલ્પ, સંશય, શ્રદ્ધા, ધૈર્ય,અધૈર્ય, લજ્જા,બુદ્ધિ, ભય, એ સર્વ ચીજ મનજ છે. એ શ્રુતિથી વાસનાદિક વૃત્તિવાળું મન છે છતાં એ મનની પ્રકાશક જે જ્યોતિ છે તે ચૈતન્યને લોક મનન કર્તા નથી. એટલે તેને સ્વરૂપ સમજતા નથી. તોપણ એ ચૈતન્યજ્યોતિ મનની પ્રકાશ કરનારી છે. તેથી તે નિયામકરૂપ છે. પણ એ નિયામક જ્યોતિની અંદર મન તથા અંતઃકરણ વ્યાપક નથી. પણ મનની અંદર તેના વ્યાપકપણાથી મન મનન કરવાને શક્તિવાન થયું છે. તેથી બ્રહ્મવેત્તા કહેછે કે, તે મનની અંદર વ્યાપેલાં ચૈતન્ય સ્વરૂપને તું સાક્ષાત્ બ્રહ્મ જાણ જેને લોક ભજે છે તે બ્રહ્મ નથી.

## श्रुति.

**यच्चक्षुषा न पश्यति येन चक्षुंषि पश्यति ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद मुपासते ॥ ६ ॥**

અર્થ.—જે બ્રહ્મને ઇન્દ્રિયોને આંખથી લોકો જોઇ શકતા નથી. તેમ અંતઃકરણની વૃત્તિઓથી જે જણાતો નથી. પણ અંતઃકરણથી જુદો જે છે. તે પોતે સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓના રૂંધનપણાથી અંતર્યામિ ચૈતન્ય જ્યોતિના ધ્યાનથી દેખાયછે તેને તું બ્રહ્મ જાણ, લોક જેને ઉપાસે છે, તે બ્રહ્મ નથી. સારાંશ કે આપણી અંદર જે અદ્રસ્યપણામાં રહીને સર્વ કાયાને ચૈતન્યતાથી હલાવે છે. તેજ બ્રહ્મ છે. એ હલાવનારૂં સંવિતજ આત્મા છે. તેથી આત્મા પરમાનંદ છે. તે આ પંચદશીના શ્લોક બતાવે છે.

## श्लोक ८

**इयमात्मा परानंदः पर प्रेमा स्पदं यतः ।**
**मानभुवं हि भुया समिति प्रेमात्मनीक्ष्यते ॥ ८ ॥**

અર્થ,આ સંવિતજ આત્મા છે. જેથી પરમ પ્રેમનું કારણ છે. એ પ્રેમથી હું

કાંઈ કરતો નથી. એમ નહી પણ સદા કરૂં છું અથવા સદા થાઉં એવા પ્રકારનો પ્રેમ આત્માની અંદર દેખાય છે. જેથી કરીને આત્મા નિરૂપાધિ રૂપ હોવાથી સર્વના કરતાં વધારે પ્રેમરૂપ છે. પણ આત્માનું સંવિત સ્વપ્રકાશરૂપ હોવાથી આત્માની અંદર ચિંતનપણું પ્રાપ્ત થાય છે. જેમ વૃક્ષને વિષે નિરૂપાધિપણાથી બીજ વ્યાપક છે ને ઉપાધિ પણાથી તેજ બીજ આપણને વૃક્ષરૂપે અનેકાકૃતિ મય ભાસે છે. તેમ અદ્વીતીય આત્મારૂપી ઇશ્વરના ચિંતનપણામાં આ જગત્ આકાર ભાસે છે. ને અચિંત્યપણામાં ફકત આત્માજ દેખાય છે. તે આ પંચદશીમાં નીચે પ્રમાણે બતાવે છે.

## श्लोक.

**अचिंत्याः खलु य भावान तांस्तर्केषु योजयेत ।**
**अचिंत्य रचना रूपं मनसाऽपि जगत् खलु ॥ ४४ ॥**

અર્થ, જે પદાર્થ અચિંત્યરૂપ છે તેને વિષે કલ્પના (તર્ક) દોડાવવી નહી. આ જગત્ મનથી પણ ચિંતન થતું નથી. તેથી જગત્ અચિંત્ય રચનાવાળું છે. સારાંશ કે બીજ વૃક્ષનો આકાર છે. તેમ જગત ઇશ્વરનો આકાર છે. વૃક્ષ નામ કાઢી નાંખવાથી બીજ સમજાય. તેમ જગત્ નામ કાઢી નાંખવાથી ઇશ્વર સમજાય. વૃક્ષ અને બીજની અંદર નામ માત્રનો ફેર છે, તેથી વૃક્ષ શબ્દ દુર કરવાથી ત્રણે કાળે બીજજ વ્યાપક થાયછે. તેમ જગત ને ઇશ્વર બેઉમાં જે નામ માત્રનો ફેરછે. તેને કાઢી નાંખવાથી ત્રણેકાળે અચિંત્યરૂપ બનેછે.

તેથી એ અચિંત્ય વસ્તુ સર્વત્ર વ્યાપકછે, ને એ પોતાને જાણી શકતી નથી કે મારો આકાર કેવોછે, ને તે જો પોતાનો આકાર જોવા જાયતો નિરૂપાધિપણાથી એકત્ર થઈ પોતાને વિષે મળી રહે, આ એકત્રપણામાં સુન્યની કલ્પના થતી નથી. કેમકે જે પદાર્થ અદ્વૈતપણાથી આકાશની માફક અવિભાજ્યરૂપે રહેલો છે, એ અવિભાજ્ય સ્વરૂપમાં સુન્યની કલ્પના થતી નથી. કેમકે સુન્યના વિભાગ તેને વિષે જુદા પડે નહી. તેથી અવિભાજ્યરૂપ અચિંત્ય પદાર્થ સત્ય છે.

આ ઉપરથી અચિંત્ય કૃતિની સમજણ આપનારા યોગી (સિદ્ધાન્તિ) લોકો કહે છે કે, પ્રથમ ત્રણે પદમાં કાંઇજ હતું નહી ને હાલમાં પણ કાંઈજ નથી. એવું જે કાંઇ ન જણાયલું ને ન સમજાયલું જે કાંઇ સ્વરૂપ છે. તે સ્વરૂપ જડપણ નથી ને ચૈતન્ય પણ નથી, ખરૂં નથી, તેમ ખોટું નથી, છતાં સારૂં નથી, તેમ નઠારૂં નથી, એવું જે હતું તે અચિંત્ય સ્વરૂપ હતુ. એ સ્વરૂપના ચિંતન રૂપી ઉપાધિના સંવેદનથી અથવા ચિંતનપણાથી તેનો દેખાવ કલ્પ જેવો લાંબો ને નિરૂપાધિપણામાં નહીં ચિંતન કરવાથી તેનો દેખાવ અલ્પ જેવો ટુંકો દેખાય છે, તેને સારૂં પંચદશીમાં નીચે પ્રમાણે કહ્યું છે.

## શ્લોક ૭

**मासाब्द युग कल्पेषु गता गम्येष्वनेकधा ।**
**नोदेति नास्त मेत्येका संविदेषा स्वयं प्रभा ॥ ७ ॥**

અર્થ, આત્માનું સંવેદન રૂપી સંવિતનો ઉદય અસ્ત થતો નથી. પણ ચિંતનરૂપ પ્રકૃતિથી તેનો દેખાવ માસ, વર્ષ, યુગ, કલ્પ રૂપ દેખાય છે. તોપણ તે સંવિત સ્વરૂપ એકજ છે. એ ઉપરથી બ્રહ્મવેત્તાઓએ આત્માને અલ્પમાં કલ્પ જેવો. ને કલ્પમાં અલ્પ જેવો ગણ્યો છે, દ્દષ્ટાન્ત, એક પુરૂષ નિદ્રામાં પડ્યો. ને પછી અડધા કલાકમાં તેને સ્વપ્ન ઉત્પન્ન થયું, ને તે સ્વપ્નામાં તેણે જંગલમાં જઈ દેહકષ્ટ વાળી તપશ્ચર્યા વીસ વર્ષ સુધી કીધી, ને તેના પ્રતાપથી ઈંદ્રલોકને પામી ઈંદ્ર થયો. ને ઈંદ્રાસનનું રાજ્ય દશ કરોડ વર્ષ પરીયંત ભોગવ્યું. તેમાં મહાન મોટા દૈત્યોનો પરાજય કરી દેવલોકોનું સંરક્ષણ કીધું. એવી રચના આપોઆપ પોતાની મેળે પોતાની નજરે જોઈ. સમાધાન, જે સમયે ઉપલો વ્યહવાર ચાલતો હતો તે વખતે એ તમામ દેખાવ પેલો પુરૂષ ખરો માનતો હતો, પણ જ્યારે તદન ઉંઘ આવી ગઇ ત્યારે તેની નજરમાં કાંઈજ હતું નહી એવો દેખાવ હાજર થયો. ને ઉપલું સ્વપ્નુ દીઠું ન દીઠું બરાબર થઇ ગએલું દેખાયું. ને ઉંઘની જગ્યાપર તો જાણે ત્રણે કાળમાં દીઠુંજ નહી હતું, ને તે વખતે તેનું જ્ઞાન પણ કાંઈજ હતું નહીં, પણ જે સમયે તે વ્યહવાર ચાલતો હતો. તે સમયે તે સર્વ ખરૂં તેને ભાસતું હતું. છતાં જ્યારે તે બંધ પડી ગયું. ત્યારે તેનું જ્ઞાન પણ જતું રહ્યું, એ કેવો ચમત્કાર! વલી પેલો પુરૂષ ઉંઘમાંથી જાગીને વિચાર કરે છે કે હું ઈંદ્ર શાનો! તે જગત્ શાનું! ઇંદ્રાસન કયાં ગયું! પેલું સ્વપ્નુ કયાંથી આવ્યું હતું! કોણે જોયું! મે શું કૃતિ કીધી! એવા અંદેશામાં ગરકાવ થઇને સર્વ ચમત્કારને ખોટા ઠેરવે છે. જુઓ! કલ્પ જેવાં લાંબાં સ્વપ્નાની રચના અલ્પ ઉંઘમાં સમાઇ ગઈ, ને અલ્પ ઉંઘમાં કલ્પ જેવું લાંબું સ્વપ્નું દીઠું, તેથી અલ્પમાં કલ્પ, ને કલ્પમાં અલ્પ એવી ચમત્કૃતિમાં આપણો પોતાનો આત્મા દેખાય છે. આપણા આત્માનું સ્વરૂપ એવી ઉળટ, સુળટ બાંધણીવાળું છે કે જેમાં થોડામાં ઘણું ને ઘણામાં થોડું દેખાવ આપ્યા કરે છે. હવે જે ઘડીપ સ્વપ્ન આવ્યું તે ઘડી પર ઉંઘનો દેખાવ એક અલ્પ સંવેદન (ઝલક, ચમકારા) જેવડો હતો, ને જ્યારે ઉંઘ આવી, તે ઘડીપર સ્વપ્નાનો દેખાવ એક ચમકારા જેવડો હતો.

### શ્રુતિ.

**तंतुनां दिनसंख्यानां तैस्तादृक् क्षणईरितः ।**
**भ्रमस्या संख्य कल्पस्य योग्यः क्षणइहेष्य ताम् ॥**

અર્થ—નૈયાયિકોએ ક્ષણની ગણત્રી એવી રીતે કરી છે.કે, ઉપાદાનનો નાશ થયા પછી જે બાકી રહેછે તે ક્ષણ, એ ઉપરથી કહેછે કે, દીનસંખ્યાની (ગણત્રી કરવામાં દીનથી ઉત્પત્તિ માનવાનેલીધે ન્યાયિકોએ તેને તંતુઓનાં જેવો એકક્ષણ માન્યો છે; પણ હમારા સિદ્ધાંત વિષે અસંખ્ય (અસંખ્યા રહિત) કલ્પ (કલ્પના)નો જે ભ્રમ છે, તેને હમો ક્ષણ માનીએ છીએ. સારાંશ કે, પ્રાણીમાત્રોના સંવેદનના પ્રવાહયોગે જે કલ્પનાના અસંખ્ય ભ્રમો ઉત્પન્ન થાયછે, ને તે જ્યારે મટી જાયછે. તે સમયને હમોએ ક્ષણ કહ્યો છે, જેમ ઉપરના સ્વપ્નામાં જે અસંખ્યકાળ દ્રશ્યમાન થયો છે, ને તે જ્યારે મટી ગયો ત્યારે નિદ્રાભાવમાં નજર કરતાં ક્ષણમાત્રની પણ નિશાની જણાઇ નહીં. આવા અસંખ્ય કલ્પનાના ભ્રમો આત્મપદમાં જળના તરંગની માફક દરશાયા કરેછે. તેથી અલ્પમાં કલ્પ ને કલ્પમાં અલ્પ એવા સ્વભાવની સ્થિતિમાં આપણો આત્મા મનાય છે. તેથી ઉંઘ તથા સ્વપનાની રચના કોણે દેખાડી તે જાણવાનું રહ્યું. સારાંશ કે, બીજની અંદર વૃક્ષ સમાયું છે, તેથી વૃક્ષના અંતાકારો બીજને વિષે સુક્ષ્મ રજકણરૂપે અચિંત્યપણામાં નિરૂપાધિપણે સ્થિર થયેલા છે. પણ જયારે બીજમાં સ્વભાવિક ચિંતનપણાનું સંવેદન થાય છે, ત્યારે તે સંવેદનનું સંવિત ચિંતનપણારૂપી પોતાની ભાવાભાવવાળી દૃષ્ટિથી પેલા સંવેદનવાળા સંવિતના પ્રવાહને જુએ છે, ત્યારે તે પ્રવાહ જોતાંની વારમાં વૃક્ષરૂપ ભાસે છે,•ને પોતેજ સર્વનું ધારણ કર્તા મુળ થડરૂપે અચિંત્ય પણાથી કાયમ રહેલું સમજાય છે. સમાધાન.‘ એજ પ્રમાણે જગતનું બીજરૂપ જે આત્મા તેને વિષે જગતના અનંતાકારો નિરૂપાધિરૂપથી અચિંત્યપણામાં એકયરૂપે સ્થિર થએલા છે પણ જયારે આત્માની અંદર સ્વભાવિક પાણીની લ્હેરની માફક ચિંતન પણાનું સંવેદન થાય છે. ત્યારે તે સંવેદનનું સંવિત ચિંતન રૂપી પોતાની ભાંવાભાવવાળી દ્રષ્ટિથી પેલા સંવેદનવાળા સંવિતના પ્રવાહને જુએ છે. ત્યારે તે પ્રવાહને વિષે અનંતકોટ બ્રહ્માંડની ઉત્પત્તિ તાબડતોબ નજર પડતાંની શાથેજ થઇ આવે છે ને તે સંવિતના પ્રવાહને વિષે ચિંતનપણાવાળી નજર ખસેડવાથી અથવા ઉપાડી લેવાથી પેલા દેખાયલાં અનંત-કોટ બ્રહ્માંડનો પ્રળય થાય છે, આ નજર ફેંકનારા આત્મ તત્વને આપણે આત્માનો ભાવ (જ્ઞાન) એવાં નામથી તમો વાંચનારને ઓળખાવી ગયા છેયે. સારાંશ કે, આત્માના સ્વભાવથી.આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે તે આ નીચેની માંડુક્યોપનિષદ્‌ની શ્રુતિ બતાવે છે.

## શ્રુતિ.

**भोगार्थं सृष्टिरित्यन्ये क्रीडार्थ मिति चापरे ।**
**देवस्यैष स्वभावोऽयमात्पका मस्य का स्पृहा ॥ १५ ॥**

અર્થ, કેટલાએક વાદિઓ ભોગને સારૂં આ સૃષ્ટિ છે. એમ માને છે, ને બીજા કેહે છે કે આ સૃષ્ટિ ક્રિડાને સારૂં છે, પણ સિદ્ધાંતિ કહે છે કે આ સૃષ્ટિ દેવ (આત્મા) ઈયા પરમેશ્વરનો સ્વભાવ છે, કેમકે પૂર્ણ રૂપ પરમેશ્વરને કયી ઇચ્છા છે! તેને કોઇ પણ જાતની ઇચ્છા નથી. છતાં આત્માનો સ્વભાવ આપણે અગાઉ દરશાવી ગયા કે ઉપાધિને નિરૂપાધિરૂપ વિરૂદ્ધધર્મવાળો રહ્યો છે. એ વિરૂદ્ધ ધર્મવાળા સ્વભાવમાં સૃષ્ટિ દેખાય છે ને દેખાતી નથી. એવી રીતે સ્વ આત્મા ભાસ્યમાન થાય છે. તેથી આત્મ સ્વરૂપ ત્રણે કાળમાં અવિભાજ્ય છે, ને એનો આકાર કાંઇજ નથી. એ ઉપરથી બૌદ્ધાદિક નાસ્તિકો કહે છે કે, ઇશ્વર નથી, પણ પ્રકૃતિ સર્વત્ર-વ્યાપક છે, ને પ્રકૃતિની દરેક રજકણમાં જગત્ છે. એ લખાણ આપણા આ ઉપરના ખુલ્લાસાને યથાર્થ લાગુ પડે છે, તે એવી રીતે કે સર્વત્ર વ્યાપેલા અવિભાજ્યરૂપ પદાર્થને પ્રકૃતિ ગણી, ને આપણે એ પદાર્થ ને પુરૂષ ગણ્યો; સત્ય જોતાં તો એ પદાર્થ પુરૂષ પણ નથી ને સ્ત્રી પણ નથી, પણ એ તો ત્રણે જાતીથી અલગ છે. તેથી એ પદાર્થને અજ્ઞાત કહ્યો છે સારાંશ એટલોજ કે અસલના જ્ઞાનીઓ એ અજ્ઞાત પદાર્થને જુદા જુદા નામથી બોલાવ્યો છે. પણ અજ્ઞાની લોકો એ પવિત્ર મુદ્દાને નહી સમજવાથી અનેક ધર્મ માનવા લાગ્યા, ને તે ઉપરથી લોકો ભંભેરાઇને ભૂત બન્યા તો પણ સર્વ પ્રજાએ સમજવું જોઇએ.કે ધર્મના મુળ સિદ્ધાંતો અસલ મુદ્દામાં એકરૂપે રહેલાં છે, કેમકે અજ્ઞાત વસ્તુને નાસ્તિકોએ પ્રકૃતિ નામ આપ્યું. ને પ્રકૃતિની દરેક રજકણમાં જગત્ (સૃષ્ટિ) છે એમ બતાવ્યું. ને આપણે આત્માના સંવેદનરૂપી રજકણમાં જગત્ છે, બેઉ પક્ષમાં તકરારનો મુદ્દો એટલોજ બીજો નથી. તોપણ આત્માના ચિંતનપણાની દ્રષ્ટિ, તેના સંવેદનવાળાં મુળતત્વરૂપી રજકણ પડવા થકી અનંત કોટ જગત્રૂપી સૃષ્ટિ જણાઈ આવી. મતલબ કે આત્માના ચિંતનપણારૂપી ચૈતન્યની ભાવાભાવવાળી અનંત ચૈતન્ય તેજ આ અનંતાકારી સૃષ્ટિ છે. અથવા તો તે અનંત ચૈતન્ય જ્યોતિ આ જગત્રૂપ ધારણ કરેછે. એ અનંત ચૈતન્ય જ્યોતિના કિર્ણને ચિદઅણુ ઉર્મી એવા નામથી બોલાવવામાં આવે છે. સારાંશ કે જે, ઘડીપર આત્માના ચિંતનપણાની ચૈતન્ય જ્યોતિની ચૈતન્યતાવાળી દ્રષ્ટિ (નજર) આત્માના સંવેદનવાળા સંવિત ઉપર પડવાથી તે સંવેદનવાળું સંવિત જગત્ જેવા મહદ્દાકારમાં અનંતાકૃતિ સહવર્તમાન દરશાઇ આવ્યું, અથવા તો આત્માને પોતાના ચિંતનપણાનો આકાર જગત્ (સૃષ્ટિ) રૂપે ભાસી આવ્યો.

સમાધાન—જેમ દીવાનો આકાર ન્હાનો છે. ને તેનું સંવેદનવાળું સંવિત તે આખા ઘરમાં અજવાળાંરૂપે પ્રકાશેછે. તેથી ઘરનો મ્હોટો આકાર ધારણ કરનાર દીવાનું સંવિત ઠરેછે. તો દીવો ન્હાનો, ને તેના ચમકારારૂપી સંવેદનવાળું સંવિત ઘર જેવડું મહદ્ મ્હોટું. સારાશ કે, દીવાના સંવેદનનો દેખાવ ઘર જેવડો મોટો થએલો કહેવાય. ખરૂં પુછાવો તો ઘરમાં વ્યાપેલાં સર્વ અજવાળાં શાથે

દીવો એકરૂપ છે. તેમાં દીવો ને તેનું સંવેદન એવા બે વિભાગ થઇ શકતા નથી. તેથી અજવાળાંનો ઉત્પન્ન કર્તા ને નાશ કર્તા કાંઈ દીવો કહેવાતો નથી. કેમકે સ્વતઃદીવો પોતાના આકારમાં જેવો ને તેવો સ્થિર છે. તેમાં એ દીવો કાંઈ વધ ઘટ કરી શકતો નથી. તેથી દીવો ન્હાનો ને તેનું સંવેદન ને અજવાળું તે મોટું એમ ગણત્રી થાય નહીં. તેમ દીવાને કાયમ રાખનારૂં જે દીવેલ. જેથી દીવો ચૈતન્યરૂપ ભાસે છે. એ દીવાને વિષે ચિંતનપણું છે એમ સમજો. તેથી એ દિવેલનો જે પ્રવેશ દીવાની અંદર થાય છે એ દીવાનો સ્વભાવ છે. એ સ્વભાવે કરીને દીવો ઘરમાં વ્યાપેલાં અજવાળાંને વિષે એમ ચિંતન કરે છે કે, મારા કરતાં વધારે અજવાળું કયાંથી ઉત્પન્ન થયું. આ અંદેશાથી દીવાની ભુલ ઠેકાણે ન આવી, પણ દીવો એમ સમજે કે આ સર્વ અજવાળું જેટલું મને દેખાય છે, તે સર્વનું મૂળ હું પોતેજ દીવો છું અથવા તો હું દીવો એ સર્વ સાથે એકરૂપ છું. આવા પ્રકારનું યથાર્થ જ્ઞાન દીવાને થાય તો ઉપલી સર્વ ચિંતનપણાવાળી તમામ ભુલવણી દૂર થઈ જાય ને દીવો ઠેકાણે પડે.

એજ પ્રમાણે આત્માનો આકાર ન્હાનો છે ને તેનું સંવેદનવાળું સંવિત આખા જગત્‌માં અનંતાકૃતિરૂપ પ્રકાશે છે. તેથી જગત્‌નો મોટો આકાર ધારણ કરનાર આત્માનું સંવિત કરે છે. તેથી આત્મા ન્હાનો, ને તેના ચમકારારૂપી ચૈતન્ય (સંવેદનવાળું સંવિત) જગત્ જેવડું મોહોટું. સારાંશ કે, આત્માના સંવેદનનો દેખાવ જગત્ જેવડો મોટો થએલો કહેવાય. ખરૂં પુછાવો તો જગત્‌માં વ્યાપેલા અનંતાકાર સાથે આત્મા એકરૂપ છે. તેમા આત્મા ને તેનું સંવેદન એવા બે વિભાગ થઇ શકતા નથી, તેથી અનંતાકારનો ઉત્પન્ન કર્ત્તા ને નાશ કર્ત્તા કાંઇ આત્મા કેહેવાતો નથી. કેમકે સ્વતઃઆત્મા પોતાના આકારમાં જેવો ને તેવો અવિભાજ્ય રૂપે સ્થિર છે. તેથી કાંઇ વધ ઘટ કરી શકતો નથી. વાસ્તે આત્મા ન્હાનો અને તેનું સંવેદન જગત્ જેવડું મોટું એમ ગણત્રી થાય નહી. તેમી આત્માની અંદર ઉપાધિપણાથી જે ચિંતનપણું કાયમ રહેલું છે તે અવિદ્યારૂપ આત્માનો સ્વભાવ છે. એ સ્વભાવના યોગે કરીને આત્મા ચૈતન્યરૂપ ભાસે છે. જેથી કરીને આત્મા આ જગત્‌ને જોઈ વિચાર કરે છે કે, મ્હારા કરતાં આ અનંતાકૃતિવાળું મહાન મોટું સ્વરૂપ કયાંથી પેદા થયું? આ અંદેશાથી આત્માની ભુલ ઠેકાણે ન પડી. પણ આત્મા એમ સમજે છે કે, આ સર્વ સૃષ્ટિ (જગત્) મને જે દેખાય છે. તે સર્વનું મુળ હું પોતે આત્મા છું અથવા તો હું આત્મા એ સર્વ સાથે એકરૂપ છું. આવા પ્રકારનું યથાર્થ જ્ઞાન આત્માને થાય તો ઉપલી સર્વ ચિંતનપણાવાળી અવિદ્યાની ભુલવણી મટે ને આત્મા ઠેકાણે પડે. સારાંશ કે, આત્મા ન્હાનો ને તેનું સંવેદનવાળું સંવિત આ જગત્ જેવડું મહદ મોહટું. પંડિતો સવાલ કરશે કે આત્મા ન્હાનો, ને તેનું સંવેદનવાળું સંવિત મોટું. એ વાત સત્ય ન કહેવાય. તેથી આત્મા કેવો છે. એ બાબત કઠોપનિષદ્‌ની આ શ્રુતિમાં નિચે પ્રમાણે બતાવે છે.

## श्रुति.

**अणो रणीयान्महतो महीयानात्माऽस्य जन्तो र्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादान्म हिमान मात्मनः ॥ ४१ ॥**

અર્થ.—આત્મા સુક્ષ્મ વસ્તુથી અતી સુક્ષ્મ છે, ને મહાન મોટી ચીજથી પણ મહાન મોટો છે. દુનિઆમાં ન્હાનામાં ન્હાનો ને મોટામાં મોટો પરમેશ્વર છે. એવી કહાણી છે. આ આત્મા ઉપાધિએ કરીને નામ-રૂપ-પ્રપંચવાળો થવાથી સુક્ષ્મમાં સુક્ષ્મ ને મોટામાં મોટો કહેવાયો છે. તોપણ આત્મા બ્રહ્માથી તૃણ પરીઅન્ત જથ્થારૂપ થઇને હૃદયરૂપી ગુહ્યની અંદર પોતે પોતાના સ્વરૂપથી સ્થિર રહ્યો છે. ને સ્થિર થઇને દ્રષ્ટ, અદ્રષ્ટ પદાર્થને જુએ છે, ને અવિદ્યાનાં સ્વભાવે કરીને શરીર ધારણ કરી કર્મ કરે છે. ને તે કર્મના વૃદ્ધિ ક્ષયથી દુર રહી પોતાનો મહીમા જુએ છે. સારાંશ કે, ઉપાધિપણાથી આત્મા પોતાનો આકાર મહાન મોટો જુએ છે, ને નિરૂપાધિપણાથી સુક્ષ્મમાં સુક્ષ્મ રૂપ પોતે પોતાને દેખાય છે.

આપણે મુર્છાવસ્થાને આત્માનું સ્વરૂપ કહી ગયા છૈયે, ને તેનું નામ ઉંઘ પાડયું છે, તે અવસ્થામાં આપણો આકાર એકાકારીપણાથી સ્થિર રહેલો છે. ને ત્યાં આપણે નિરૂપાધિરૂપે, અચિંત્ય દરશાઇએ છીએ, ને આપણી સ્થિતિ પાણીની લ્હેર પાણીમાં સમાઇ તેના જેવી થાય છે, ને અદ્વૈતપણાથી સર્વત્ર વ્યાપક દેખાઇએ છીએ. સમાધાન. હવે અદ્વૈતસ્વરૂપી જે અજ્ઞાત પદાર્થ સર્વત્ર વ્યાપક છે. તેમા બીજી કોઇ ચીજ રહેલી નથી, પણ જેમ ઉંઘમાંથી એકાએક સ્વપ્ન દેખાયછે, ત્યારે શું ! ઉંઘમાં કોઇ સ્વપ્ના જેવી ચીજ જરાપણ રહેલી નહોતી, તો સ્વપ્નું દેખાયું કયાંથી ! આ જગ્યાપર ઉંઘને વિષે બીજો કોઇ પદાર્થ નથી, પણ જેમ પવનમાં સ્વભાવિક લ્હેર ઉત્પન્ન થઇ આવે છે, તેમજ પાણીમાં સ્વભાવિક તરંગ ઉત્પન્ન થાય છે. તેવાજ પ્રકારથી સ્વભાવિક ઉંઘનેવિષે રમણીયપણું થઇ આવ્યું. આ રમણીયપણારૂપી લ્હેર ઉંઘના અચિંત્યપણામાં થઇ છે. તેથી ઉંઘને સ્વપ્નુ દેખાયું એટલે ઉંઘના અચિંત્યપણામાં કાંઇક સંવેદન થઇ આવ્યું. સારાંશ કે, ઉંઘને કાંઇક ચિંતનપણાની ઉપાધિરૂપી ખટકો થયો. એ ખટકો તે ઉંઘની અવિદ્યા, એ અવિદ્યારૂપી ઉંઘની ચૈતન્યતા ઉંઘને જોવા લાગી, આ અવિદ્યારૂપી ચૈતન્યતા ખટકો કોને જોવા લાગ્યો, તો કહીશું કે ઉંઘને જોવા લાગ્યો, તેથી તે ઉંઘનો દેખાવ એ અવિદ્યારૂપી ખટકાએ સ્વપ્ના જેવડો જોયો, ને એ ખટકાની ચિંતનપણાવાળી ચૈતન્ય જ્યોતિ ચૈતન્યના અનંત આકારવાળી હોવાથી પેલી ઉંઘને વિષે અનંત આકાર દીઠા. આ ઉપરથી વેદમાં કહ્યું છે કે. (एकोहं बहुस्यां) એટલે હું બહુરૂપે થાઉં. સારાંશ કે, આત્માની અવિદ્યા ચિંતનપણાએ કરીને

બહુરૂપ થઇ, એ ઉપરથી માયા અનંત રૂપણી કહેવાઇ છે. સારાંશ કે, ઉંઘનો ખટકો પોતે પોતાને અનંત આકારે દેખાયો. એટલે સ્વપ્ન જગત્ બન્યું. આ ખટકો તે ઉંઘની લ્હેર અથવા ઉંઘનો સ્વભાવજ લ્હેરરૂપી આપણને સમજાય છે.

એજ પ્રમાણે આત્માના અચિંત્યપણારૂપી સ્વભાવને વિષે ચિંતનપણાવાળી અવિદ્યાની લ્હેર પ્રાપ્ત થવાથી અથવા તો અવિદ્યારૂપી ખટકાની નજર આત્માના ઉપર પડી, એટલે એ ચિંતનપણાવાળો ખટકો આત્માના સ્વરૂપ બાબે ચિંતન કરવા લાગ્યો. ત્યારે એના ચિંતનપણાના જ્ઞાને કરીને આત્મા દ્વંદ્વરૂપે ભાસ્યો. સારાંશ કે ચિંતનપણાવાળી અવિદ્યા પોતે પોતાને વિષે દ્રઢ થઇને આત્માને જોવા લાગી. એટલે અવિદ્યા પોતે પોતાને દ્વંદ્વ પ્રકારે દેખાઇ. એમાં તે જડ, ચૈતન્ય, સારૂં નઠારૂં, એવાં રૂપમાં પ્રત્યક્ષ પોતાને જણાઇ, 'આ દ્વંદ્વ પ્રકારનું વિપર્યયજ્ઞાન અવિદ્યાને વિષે જ્યારથી દ્રઢ થયું કે તરત એ દ્રઢિત જ્ઞાનપર દ્રઢ થઇને અવિદ્યા આત્માને જેવી જુએ છે કે, તેજ મિનિટપર અલ્પવિરાટ જે કે, શરીર, પીંજરૂં, કાયા.) ને મહાવિરાટ જે કે (આ બાહેરનું જગત્ જેમાં આ જમીન આકાશ વચ્ચેનો ગોળ ઘુમટરૂપ મહદ્ મોટો પડદો) દેખાયો, એ માહાવિરાટ સ્વરૂપ તે આપણા ચિંતનપણારૂપી અવિદ્યાના ખટકા (ચમકારો, લ્હેર) નો દેખાવ છે. ને એ વિરાટ સ્વરૂપની અંદર જે અનંતકોટ જીવાત્મા રમણ કરી રહ્યાં છે, તે સૌ (જડ, ચૈતન્ય) અવિદ્યાના ખટકા (ચમકારા) ના રૂપ છે. એ સર્વનો ઉત્પન્ન કર્તા ચિંતનરૂપી અવિદ્યાનો ખટકો છે. એ ખટકો આપણી કાયાની અંદર અનેક કલ્પના ઉત્પન્ન કરીને વૃત્તિ આકારમાં જગત્રૂપે હાજર થઇ આપણને ભુલાવેછે.—સમાધાન—ઉંઘમાંથી ખટકો થયો, તે સ્વપ્નારૂપે હાજર થયો, જે છે તે ઉંઘની ચિંતનપણાવાળી ખટકારૂપી અવિદ્યા જે છે તે આપણું મન છે. ને તે મન ચિંતનપણાવાળી ચૈતન્ય જ્યોતિની ચૈતન્યતાના આકારમાં બિરાજી જઇ સ્વપ્નાના અનંતાકારો ધારણ કરી રમત રમે છે, એ સૌ રચના ઉંઘની છે, ને એ ઉંઘ માંહોમાંહે સ્વપ્નરૂપી તોફાન કરી રહી છે, છતાં, સ્વતઃ ઉંઘ અચિંત્યરૂપે છે ને સ્વપ્ન એ ઉંઘની અચિંત્ય કૃતિથી બનેલું છે.

એજ પ્રમાણે આપણો આત્મા સર્વત્ર વ્યાપક છે, ને તેનો ચિંતનપણારૂપી ખટકો તે અવિદ્યારૂપી જ્ઞાન છે. એ જ્ઞાને જગત્ જેવડું રૂપ બતાવ્યું, ને એમાં જે જડ, ચૈતન્ય અનંતાકાર જે દેખાયછે. તે આત્માની અવિદ્યાવાળાં જ્ઞાને ધારણ કીધાં છે. ને એ ધારણ કરેલા આકારોનું જે ચલન વળણ થઇ રહેલું છે, તે સૌ કૃતિ જ્ઞાનની છે, એ જ્ઞાન આત્મા સાથે એકરૂપ છે. સારાંશ કે, જ્ઞાન ને અવિદ્યા એકરૂપ છે. ને એ જ્ઞાન આત્મા સાથે ઐક્યતા દરશાવે છે. કેમકે આત્માનો સ્વભાવ તે જ્ઞાન (અવિદ્યા) રૂપે ચિંતનપણાથી આત્માની અંદર રહેલો છે તેથી, આ કારણથી આ સૃષ્ટિ આત્માનો સ્વભાવ છે. એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, આ સૌ રચના આત્માની છે, તોપણ સ્વતઃ આત્મા અચિંત્યરૂપે છે,

ને જગત્ એ આત્માની અચિંત્ય કૃતિથી બનેલું છે, સારાંશ કે આત્માની ચિંતનપણાવાળી દ્રષ્ટિનો (ખટકો.) ચમકારો થવાથી જે જગત્ દેખાયું છે, તેને આત્માની દૃષ્ટિ કહી છે, તેથી આપણા આત્માની દ્રષ્ટિ થઇ કે તરત આ સૃષ્ટિ બની. જેથી આત્માની દ્રષ્ટિ તેજ આ સૃષ્ટિ છે. દ્રષ્ટિ ને સૃષ્ટિમાં કાંઇજ અંતર નથી. પણ એકરૂપ છે. કેમકે આત્માની દ્રષ્ટિ નિત્ય છે એ શ્રુતિથી સ્પષ્ટ જણાય છે કે દ્રષ્ટિને આત્મા એ બેઉમાં ફેર નથી તેથી દ્રષ્ટિનો દેખાવ સૃષ્ટિ જેવડો છે. ને સૃષ્ટિ એ આત્માનો સ્વભાવ છે, તેથી દ્રષ્ટિ સૃષ્ટિરૂપ આત્મા છે, અથવા તો આત્માજ પોતે પોતાને ચિંતનપણાની ઉપાધિથી ભાસ્યો છે. ત્યારે એ બેઉને જુદાં ગણવાએ ગણનારાઓની મુર્ખાઇ છે, સારાંશ કે, આત્માની અંદર આત્માના સ્વભાવે કરીને ચિંતનપણું જે થઇ આવ્યું, તે ચિંતનપણું જગત્રૂપે દેખાયું, તો જગત્ એ આત્માનું ચૈતન્ય સ્વરૂપ છે.

## श्लोक.

**ईक्षणाऽऽदि प्रवेशांता सृष्टि रिशेन कल्पिता ।**
**जागृदादि विमोक्षांतः संसारो जीव कल्पिता ॥ ५०७ ॥**

અર્થ.—આ પંચદશીના શ્લોકમાં કહેછે કે, ઇક્ષણથી આદિ લઇને પ્રવેશ પરીયન્ત જે સૃષ્ટિ છે. તે ઇશ્વરને કલ્પિ છે. ને જાગૃતથી તે મોક્ષ પરીઅન્ત સંસાર છે તે જીવથી કલપાયો છે. સારાંશ કે, આ જગત્ ચિંતનરૂપ હોવાથી કલ્પિત છે, ને જયારે એ સૃષ્ટિ કલ્પિત છે. ત્યારે તો અસત્ય છે. એ ઉપરથી અચિંત્ય કૃતિના વેત્તા કહે છે કે દ્રષ્ટિ ગઇને સૃષ્ટિ થઇ. પણ જો આત્માની અંદર ચિંતન પણાવાળી ઉપાધિ ન થાય તો સૃષ્ટિ (જગત્) પેદા ન થાય.

આ દ્રષ્ટિ સૃષ્ટિ વાદને વિષે કેટલાએક ગ્રંથમાં બે નિયમ બતાવે છે, તેમાં ચિંતનપણાની ઉપાધિથી સૃષ્ટિ માળમ પડી છે, તેથી વ્યહવારીક પક્ષમાં સૃષ્ટિ દ્રષ્ટિ વાદ કહ્યો છે. ને પરમાર્થીક પક્ષમાં નિરૂપાધિપણાને લીધે સૃષ્ટિ ભાસ્યમાન થતી નથી, તેથી દ્રષ્ટિ સૃષ્ટિવાદ ગણ્યો છે. સારાંશ એટલોજ કે, સૃષ્ટિના જ્ઞાનથી દ્રષ્ટિ ઓળખાય છે. તેમ કેટલાએક કહે છે કે, આત્માની દ્રષ્ટિ નિત્ય છે એ શ્રુતિથી એમ બતાવે છે કે દ્રષ્ટિ જ્ઞાન સ્વરૂપ છે, તેથી દ્રષ્ટિનું જ્ઞાન તે આ સૃષ્ટિ છે વાસ્તે જ્ઞાનથી જુદી કાંઇ સૃષ્ટિ નથી. એવું સિદ્ધાંત મુકતાવળી નામના ગ્રંથમાં લખ્યું છે, મતલબ કે જયારે દ્રષ્ટિની અંદર જ્ઞાનની ઉત્પત્તિ બને છે. તેજ ઘડી પર સૃષ્ટિરૂપમાં તે જ્ઞાન દેખાય છે એવી તરેહથી દ્રષ્ટિ સૃષ્ટિવાદ, તેમજ સૃષ્ટિ દ્રષ્ટિ વાદ શ્રુતિ અનુસાર પ્રતિપાદન કર્યા છે. તો પણ એ બેઉ વાદોનો મુખ્ય હેતુ અદ્વૈત પક્ષનું મુળ છે.

આ જગ્યાપર બૌદ્ધાદિક નાસ્તિકો કહે છે કે, પ્રકૃતિ ચૈતન્યને તેની દરેક

રજકણમાં જગત્ છે, તેથી આ સૃષ્ટિ ચૈતન્યરૂપ છે. ને આ તેની શકતીથી બની છે, આ ચૈતન્યની શકતીને વિષે બુદ્ધિતત્વ, (ચિકિર્ષા—ઇચ્છાતત્વ) ને અહંકાર, એ ત્રણના મળવાથી જે સ્વરૂપ ઉત્પન્ન થાય છે, તેને બુદ્ધ તથા ભૂત કહે છે, ને તેની સ્થિતિ શરીર મનની ચેષ્ટા રહિત છે—સમાધાન—આપણા આત્માની ચિંતન પણારૂપી દ્રષ્ટિ ને એણે ચૈતન્યની શકતી કહી. તેમ આપણી દ્રષ્ટિની અંદર જ્ઞાનની ઉત્પત્તિથી સૃષ્ટિ થઈ, ને એણે પેલી શકિતને વિષે બુદ્ધિ, ઇચ્છા ને અહંકાર મળી ભુત થયું એમ બતાવ્યું છતાં આપણે જેને દ્રષ્ટિ કહી. તેને એણે ભુતયા બુદ્ધ કહ્યું. આ દ્રષ્ટિ આત્માની માફક શુદ્ધ, ને નિત્ય છે. એમ કહ્યું ત્યારે એણે શરીર—મનની ચેષ્ટા રહિત કહી.

એ લોકો કહે છે કે સૃષ્ટિની ઉત્પત્તિ આત્માને તેની શકતીનો સંયોગ થતાંની શાયેજ થઇ, એજ પ્રમાણે આપણે પણ બતાવી આપ્યું કે, આપણા આત્માની ચિંતનપણાવાળી દ્રષ્ટિને વિષે જ્ઞાનની ઉત્પત્તિ થતાંની શાયેજ સૃષ્ટિ થઇ અથવા તો દ્રષ્ટિનું જ્ઞાન સૃષ્ટિ રૂપે દરશાયું. સારાંશ કે, દ્રષ્ટિજ સૃષ્ટિરૂપે ભાસી. એ લોકો કહે છે કે, પ્રથમ ઉત્પન્ન થએલું ભૂત અથવા બુદ્ધ—પોતાની શકિતીથી અનેક બોધિ સત્વ ઉત્પન્ન કરે છે—આપણે એ બાબતમાં એમ કહ્યું છે કે, આત્માની ચિંતનપણાવાળી જે દ્રષ્ટિ થઇ તેજ દ્રષ્ટિએ આ અનેકરૂપ ધારણ કીધાં, આ ઉપરથી જોવા જનારાઓને ખાત્રી થઇ હશે કે આસ્તિક નાસ્તિકોએ જે તકરારો ચલાવી છે, તે એકજ પાયાપરથી ઉડાવી છે.

આપણા આત્માની ચિંતનપણાવાળી દ્રષ્ટિ, તે આત્માનો જ્ઞાનરૂપી ખટકો પાણીના પરપોટાની માફક કાયાના આકારમાં દ્રઢ થયો, તે વખતે જેમ પાણીનો પરપોટો પાણીના આકારને પોતાનાથી જુદો દેખે છે, તેમ આપણો જ્ઞાનરૂપી કાયાવાળો પરપોટો આત્માને જગત્ આકારમાં જુએ છે, ને તે પોતાને જગત્થી ન્યારો માને છે, જેમ પાણીના પરપોટાને વિષે પાણી સંબંધી નીરાકાર જ્ઞાનનો સંભવ થાય છે, તેમ જ્ઞાનરૂપી કાયામય ખટકાની અંદર આત્માની આ અચિંત્ય કૃતિના જ્ઞાનનો સંભવ થાય છે, એ ઉપરથી એ જ્ઞાનરૂપી ખટકાએ પોતાનો આકાર જે કાયા, તેને પંચભુતથી બનેલી જોઇ, જેમ પાણીનો પરપોટો પોતાના જેવા અનેક આકારોને પાણીની અંદર જુએ છે, તેમ જ્ઞાનરૂપી ખટકાએ પોતાની કાયા જેવા અનેક ચિત્ર વિચિત્ર આકારો જેયા, મતલબ કે, આત્માની દ્રષ્ટિ નાના રૂપે દેખાઇ, એ સર્વ નાનારૂપનું ચલન, વળણ, આત્માના સ્વભાવ ઉપર આધાર રાખી રહેલું છે. સારાંશ કે, જેમ પાણી પોતાના અનંત પરપોટા રૂપે પોતે પોતાને વિષે રમણ કરી રહ્યું છે, તેમ આત્મા આ જગત્ (સૃષ્ટિ)ના અનેક સ્થાવર જંગમ રૂપે રમણકરી રહ્યો છે. જેમ પાણી ને પરપોટાઓ એક રસ રૂપ છે, તેમ જગત્ અને આત્મા એક રસરૂપ છે, તેથી કરીને આત્માજ બ્રહ્મ છે, એ બાબત આ નીચેની કઠોપનિષદ્ની શ્રુતિ બતાવે છે.

## श्रुति.

**मनसै वेदमात्प व्यन्नेह नानास्ति किञ्चन।**
**मृत्योः समृत्युङ्गच्छति यइह नानेव पश्यति ॥ ८२ ॥**

અર્થ.—આ બ્રહ્મ સ્વરૂપની અંદર કાંઇપણ (અણુમાત્ર) નાના (અનેક) રૂપનો ભેદ નથી. તેથી ચિંતનપણાને છોડી દેવાથી આપણું મન બ્રહ્મ સાથે એકરસ થાયછે. પરંતુ ચિંતનપણારૂપી અવિદ્યાના તિમિર (અંધકાર)વાળી દ્રષ્ટિ અદ્વૈત (અચિંત્ય) રૂપી બ્રહ્મની અંદર નાના (અનેક)રૂપે દેખે છે. મતલબ કે, અચિંત્યરૂપ આત્માની અંદર જરા પણ ચિંતનપણાની શરૂઆત થતાંની સાથેજ અનેક ભેદ કલ્પાઇ જાયછે. અને એ કલ્પિતપણાથી મરણને પામે છે. મતલબ કે, કલ્પનાથી કલ્પનામાં ભટકયા કરે છે. સારાંશ કે, આ અને સ્થાવર, જંગમરૂપી અનેક આકારવાળી સૃષ્ટિ જે દેખાય છે, તે સર્વ આત્માજ છે. તેથી આ અનેક રૂપવાળી સૃષ્ટિ નથી. પણ નિત્યરૂપ એકરસમય આત્માજ છે. છતાં, સ્વયં-આત્માનો સ્વભાવ અકલ્પિત, અચેતન, અજડ, અકર્તા, અચળ, શાંત, સર્વજ્ઞ, ને નિર્વિકાર છે. પણ અગાઉ આપણે કહી ગયા છીએ કે, અકર્તા તે સર્વનો કર્તા છે. અભોકતા તે સર્વનો ભોકતા છે. અશ્રોતા તે સર્વનો શ્રોતા છે. તેમ આત્માને વિષે આત્માની ચિંતનપણવાળી દ્રષ્ટિ, પાણીના પરપોટાની માફક ઉલટી રીતે જોવા લાગી, જેમ પરપોટો પાણીને વિષે અનેક અંદેશાઓ સ્વકલ્પિતપણાથી કરે છે. તેમ એ દ્રષ્ટિરૂપી ખટકો, પોતાની ઉલટી નજરથી આત્માને વિષે અનેક અંદેશાઓ પોતાના સ્વકલ્પિત જ્ઞાનથી કરેછે, તેથી ખટકારૂપી દ્રષ્ટિનો દેખાવ ને આત્માનો દેખાવ વિરૂદ્ધ રૂપે દેખાયો, તે એવી રીતે કે, આત્મા અકલ્પિત રહ્યો, ને દ્રષ્ટિરૂપી ખટકો કલ્પિત દેખાયો. તે ઉપરથી આત્મા અકલ્પિત તોએ કલ્પિત, આત્મા અચેતન તોએ ચેતન, આત્મા અકર્તા તોએ કર્તા, આત્મા અચલ તોએ ચલિત, આત્મા શાંત તોએ અશાંત, આત્મા સર્વજ્ઞ તોએ અલ્પજ્ઞ, આત્મા નિર્વિકાર તોએ વિકારવાન દેખાયો. આ ઉપરથી આત્માનું અચિંત્યકૃતિનું જ્ઞાન, તે દ્રષ્ટિરૂપી ખટકાને વિષે સચિંત્ય કૃતિવાળું થઈ બેઠું.

તોપણ ચિંતનરૂપી દ્રષ્ટિવાળા ખટકાને વિષે સચિંત્ય કૃતિનું જ્ઞાન દ્રઢ થતાંની વારમાં એ દ્રષ્ટિવાળો ખટકો કાયાના આકારમાં પોતે પોતાને દેખાયો, કે તેજ મિનિટપર આત્માનું સ્વરૂપ પંચ-ભુતના આકારમાં સૃષ્ટિ (જગત્) રૂપે દરશાયું. આ દેખાવથી એ જ્ઞાનરૂપી ખટકો કાયાની અંદર, અનેક જ્ઞાનની વૃત્તિ આકારે ખડો રહ્યો, ને ત્યાં એનો ચિંતનપણાવાળો જે સ્વભાવ હતો, તે સ્વભાવ એને કલ્પના શકિતના આકારમાં, અંતઃકરણ પંચકના રૂપમાં દેખાયો, એટલે એ ખટકો દશેંદ્રિયના આધાર ઉપર વરતવા લાગ્યો, ને પેલું ચિંતનપણાનું જ્ઞાન એને કાયાના

પંચભૂતવાળા પડદાઓની અંદર, જુદી જુદી રચના બનાવવા લાગ્યું. અને ચિંતન પણાવાળી અનંત ચૈતન્યતા જે હતી તે એના જ્ઞાનને ભાવનાના રૂપમાં માલમ પડી, ને એ અનેક તરેહની ભાવનાને અનુસાર તે ચૈતન્યતા જગતમાં અનેક આકારોમાં દરશાઈ. ને તે પોતાને વિષે અનેક વૃત્તિરૂપે હાજર રહી—સારાંશકે, આપણા જ્ઞાનની અનેક વૃત્તિઓ તે આ જગતમાં અનેક આકારે દેખાય છે, તેથી કરીને આપણા જ્ઞાનની અનંત ચિંતનપણાની ભાવના પ્રમાણે આ જગતના સર્વ આકારો આપણીસાથે વરતે છે, અને એ ચિંતનપણાનું જ્ઞાન આપણી કાયાની અંતર કલ્પનાના અનેક શબ્દરૂપમાં દેખાય છે, ને તે શબ્દોના અર્થો ને કાયાની અંદર અનેક ભાવથી દ્રઢ કરી તેવા આકારમાં એ જુએ છે. આ સર્વે વ્યવહાર આત્માના ચિંતન પણાની અંદર બની રહ્યો છે. પણ આત્માના અકલ્પિત સ્વભાવથી શબ્દ ઉત્પત્તિ આત્માની અંદર થતી નથી. એજ કારણથી આત્માની અચિંત્યકૃત્તિ અખંડ દ્રઢ થઈ રહેલી છે. છતાં આપણા જ્ઞાનના કલ્પિત સ્વભાવથી સિચંત્યકૃતિ દ્રઢ થઈ ગએલી ભાસે છે, ને તેથી શબ્દ ઉત્પત્તિ થતી દેખાય છે, ને તે શબ્દોના અર્થો અનેક ભાવાભાવ પર ચાલતા જણાય છે, તેથી કરીને કાંઇનું કાંઈ સમજાય અથવા કાંઇનું કાંઇ દેખાય: આવા પ્રકારથી કલ્પિત ભાવાભાવે કરીને જગત્ વ્યહવાર ચાલે છે, જે ઉપરથી પોતાની ભાવના અનેક ચિત્ર, વિચિત્રપણું અખંડ દેખાડતી નજરે પડે છે. એ ચિત્ર વિચિત્ર પણાના હેતુથી આ સૃષ્ટિમાં વધારો ઘટાડો થતો જણાય છે, ને આ વધારા ઘટારાથી પોતાની સ્થિતિ પલટાતી માલમ પડે છે, આવા પ્રકારની મિથ્યા (કલ્પિત) મોજ મઝાથી જેમ પરપોટો પાણીમાં રવડે, તેમ આપણે આત્મામાં રવડીએ છૈયે, તેથી આપણા અવિદ્યાવાળાં જ્ઞાનમાં એ પ્રકારની ભુલવણી થઇ, એકતો કાયાને વિષે દ્રઢિત અજ્ઞાનથી અનેક શબ્દોત્પતિ એ કરે છે. ને તે અજ્ઞાન આ જગતમાં ઈન્દ્રિયદ્વારાએ અનેકાકૃતિમાં ભાસે છે, ને સર્વ આકૃતિઓ અજ્ઞાનની દ્રઢિત ભાવનાને અનુસાર વ્યહવાર કરતી નજરે પડે છે. સારાંશ કે, આપણું દ્રઢિત થયલું અજ્ઞાન કાયામાં શબ્દાકૃતિનો દેખાવ દેખાડે છે. ને બીજુ તો તે અજ્ઞાન આ બ્રહ્માંડમાં અનેકાકાર ધારણ કરી તે અજ્ઞાનની દ્રઢિત ભાવનાને અનુસાર વ્યહવાર કરતું નજરે પડે છે. આ નજરે પડવાના કારણથી અજ્ઞાનીઓને ભુલવણીનું ઘર સમજાય છે. જેના થકી તેની સમજ શકિત ઉપર ભ્રાંતીનો પડદો થઇ આવે છે. જેથી કરીને તેઓ અંતર્યામિ વિરાટપર્યંત ઇશ્વરનું વ્યાપકપણું માને છે. ને કલ્પના કરેછે કે, ઇશ્વર હજારો હજાર શીરવાળો ને સર્વ તરફથી ચક્ષુવાળો છે, એ પ્રકારે નિરંતર વિશ્વરૂપ (વિરાટ) ના ઉપાસક કહે છે. પણ સત્ય જોતાં અજ્ઞાનરૂપ માયાની આ સર્વ ખટપટ છે.

॥શ્રુતી॥

**अस्य सत्त्वं सत्त्वं च जगतो दर्शयत्यसौ ।**
**प्रसमरणाच्च संकोचाद यथा चित्रपट स्तथा ॥**

અર્થ.—આ ભ્રાંતિરૂપ માયા જગત્નો સત્દ્ભાવ ને અસત્દ્ભાવ પ્રસારણને સંકોચના સ્વભાવે કરીને દેખાડે છે. જેવી રીતે ચિત્રપટનો સત્દ્ભાવને અસત્દ્ભાવ દેખાય છે તેવી રીતે પણ હવે કાયાની અંદરનું અજ્ઞાન જગત્માં વ્યાપી ઉપર પ્રમાણેની ખટપટ કરે છે, તેથી જ્ઞાનીઓનું જ્ઞાન પણ ઠેકાણા પર રહેતું નથી. છતાં જો ઠેકાણાપર રાખે ને સ્વયં-જ્ઞાનથી નિશ્ચે કરેકે, પરપોટાની કાયાની અંદર પાણીજ વ્યાપેલું છે. ને તેજ પાણી અનેક પરપોટારૂપે રમણ કરે છે. ને તે પરપોટો પાણીના ચમકારાથી ઉત્પન્ન થયો છે.

તેમ મારી કાયા મારા આત્માના ચમત્કારાથી થયલી છે. ને તેજ આત્માએ આ જગત્ની અનંત કાયાઓ ધારણ કરેલી છે. તેથી આ સર્વ મારા થકીજ પેદા થયું છે કિંવા મારી અજ્ઞાનરૂપ માયાએ રચ્યું છે.

## श्रुति.

**कुटस्था संग मात्मानं जगत्वेन करोंतिसा ।**
**चिदाभास स्वरूपेण जीवेशावपि निर्ममे ॥**

અર્થ.—કુટસ્થ (નિર્વિકાર) કિંવા અસંગ આત્માએ આ જગત્ અહંકારાદિ પ્રપંચરૂપે કરી રચ્યું છે. તેમાં ચિદાભાસ છે. તેમાં ચિદાભાસ સ્વરૂપેકરી અજ્ઞાનરૂપ માયા જીવ, ઈશને રચે છે. સારાંશ કે, પાણીની માફક હું આત્મા સર્વત્ર વ્યાપક છું. તેમાં મેં કાયારૂપી પરપોટો અવિદ્યાથી પ્રગટ કીધો, ને પેલા કાયારૂપી અનેક પરપોટાઓમાં જીવ, ઈશની કલ્પના કરી દ્વૈતભાવે મારા આત્માથી ન્યારા ગણી વ્યહુવાર કીધો, તેથી હું મારો આત્મા શીવ કહેવાયો, ને એનાથી એ સર્વ આકારો ઉત્પન્ન થયા. વાસ્તે એને જીવ કહ્યા, આ મુળતત્વ ઉપરથી શીવથી જીવ થયા, ને એ જીવ સર્વ જીવોનું મુળતત્વ હું પોતે આત્મા છું તેથી જીવથી શીવ થયા. હવે જેવી રીતે દીવો ને તેનો ચમકારો જે કે, આખા ઘરમાં અનંત કિર્ણાકૃતિમાં પ્રકાશમાન છે. તોપણ તે સર્વ અજવાળાં સાથે દીવો એકરૂપ છે. તેજ પ્રમાણે આપણા આત્માનો ચમકારો ને તેનાથી આ માલમ પડેલા અનંતાકારે એક રૂપ છે. તેથી શીવથી જીવ થયા. ને જીવથી શીવ થયા, પરન્તુ આત્મા રૂપી શીવવાળી રજકણાનો દેખાવ અનંત જીવ રૂપમાં છે, ને એ અનંત જીવોનું મુળ એક શીવ રૂપી આત્મા છે. તેથી શીવતે જીવ ને જીવતે શીવ, એ બેઉ એકજ "સબબ કે આગળ દ્રષ્ટી ને સૃષ્ટી એકરૂપ ગણી, તેથી શીવ જીવ પણ એકજ છે.સત્ય જોતાં અત્માને તેની રજકણો અરસ પરસ એકજ રૂપમાં મલી રહેલા છે. પણ સ્વતઃ સ્વભાવે જુદા નથી. કેમકે કુટસ્થ રૂપ આત્મા સર્વત્ર ન નામાપણાથી અવિભાજ્ય રૂપે વ્યાપી રહ્યો છે. તેથી તેને વિષે, ચૈતન્ય કયાં, શીવ કયાં, જીવ કયાં, રજકણ કયાં, જગત કયાં. એ તો સર્વ આશ્ચર્ય રૂપ ભ્રાંતિએ કરી કલ્પિત છે.

## શ્રુતિ.

**यथाचेतन आभासः कुठस्थे भ्रांति कल्पितः ।**
**अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ॥**

અર્થ.— આ ચૈતન્યનો જે આભાસ છે. તે કુટસ્થવિષે ભ્રાંતિ કરી કલ્પિત છે. તેજ પ્રમાણે અચેતન જે ઘટાદિક છે. તેપણ એની માફક કલ્પિત છે. મતલબ કે ચેતન અચેતનનો જે ભેદ છે. તે કુટસ્થ આત્માનો કરેલો નથી, પણ બુદ્ધિકૃત (બુદ્ધિ ને આધિન હોવાથી) જે ચૈતન્યનો પ્રતિબીંબ છે. તેથી તેનું કરેલું જાણવું. મતલબ કે અવિદ્યા જ્ઞાનમય બુદ્ધિએ ઉપલો ભેદ ઉત્પન્ન કર્યો છે. તેથી આ સર્વ સૃષ્ટિરૂપ દેખાવ જે આપણી નજરે પડે છે, તે તો અનંત એક આત્માજ છે. તેથી જેટલી આપણે ગણત્રી કીધી તે સૌ આપણી (ભેદ બુદ્ધિરૂપ) કલ્પિત ભુલ.

આપણા આત્માને વિષે જે ઘડીપર અવિદ્યાથી અચિંત્ય કૃતિનું જ્ઞાન દ્રઢ થયું, કે તરત આપણી કાયા કલ્પિત ભેદ બુદ્ધિએ દરશાવી, ત્યારે હૃદયગ્રંથિ ભેદને પામવાથી અનેક સંકલ્પોની ઉત્પત્તિ અહંકારને વિષે થવા લાગી.

## શ્રુતિ.

**अहंकार चिदात्मानावेकि कृत्याविवेकतः ।**
**इदंमेस्यादिदंमेस्यादितिच्छाःकामशद्विताः ॥**

અર્થ.—અહંકારને ચિદાત્માના અવિવેકથી એકયતાને પામી કામશબ્દના ભાવેકરી મારે આ જોઈએ. મારે આ જોઈએ. એવી રીતે શ્રુતે યુકત કામની ગ્રંથિ રૂપતા પ્રગટ કરેલી છે. જેથી કરીને અહંકારને વિષે ચિદાત્માનો પ્રવેશ ન થવાથી અહંકાર ચિદાત્માને પોતાથી ન્યારો જાણવાથી કોટી વસ્તુને ઇચ્છે છે. તોપણ ગ્રંથિનાભેદથી કાંઇ સાક્ષી આત્માને બાધ નડતો નથી. પરન્તું આ ગ્રંથિભેદ જ્ઞાનથી દેહાભિમાન ઉત્પન્ન થયું. ને અજ્ઞાનતાનો માયીક પ્રવાહ કલ્પના રૂપે હાજર રહ્યો, ને તેના સંયોગથી અનેક અંદેશાઓ ઉત્પન્ન થયા! તે એવા કે, પવન કોણે પેદા કીધો! આકાશનું મુળ કયાં છે! પાણીની પેદાશ કયાંથી થઇ! અગ્નિ અસલ કોણ હતો! પૃથ્વી શું ચીજ કેહેવાય! મતલબ કે આ સર્વનું મુળ કયું! આ સર્વ પ્રશ્નોનો ખુલાસો ન મળવાથી મહદ્ ઢુંઢારો કરવો પડયો, તેમાં કાંઈ પણ પત્તો ન લાગવાથી આખરે થાકી જેણે જે માર્ગ બતાવ્યો, તે રસ્તે ચાલવા લાગ્યા, ને અનેક ધર્મના મત મતાંતોમાં અથડાઇ અજ્ઞાનતામાં જીંદગાની પુરી કરી દીધી.-પણ સત્ય નિર્ણય ન જડયો.

પણ સર્વત્ર એક આત્મા વ્યાપક છે, ત્યારે આ નામ રૂપ પ્રપંચની ઉત્પત્તિ સૃષ્ટિની પૂર્વે તેને વિષે રહેલી ન છતાં ભેદ બુદ્ધિએ સત્ય માનવાથી આત્માને વિષે આકૃતિના તેમજ તે અંશાદિક ધર્મવાળો છે, એવો સંભવ થવાથી તે કર્તારૂપ ઠરે છે. ત્યારે આ સૃષ્ટિ સત્ય કહેવાને બાધ નથી. પણ જો સૃષ્ટિ સત્ય ઠરે ત્યારે તો જીવ, ઇશ,આત્માનો અસંભવ થાય છે. આ અસત્‌મય ભાવથી આત્માના જે કે સર્વજ્ઞ, સર્વ શકિતમાન, અદ્વૈત વિગેરે સર્વ વિશેષણો મિથ્યા કલ્પિત ઠરે છે. ને આ સૃષ્ટિ અવિનાશી બને છે. પરન્તુ સૃષ્ટિનો સ્વભાવ ક્ષણ ક્ષણ પરત્વે નાશવંત હોવાથી આ નામ, રૂપ, પ્રપંચ સંબંધીના ઉપલા પ્રશ્નો મિથ્યા સંભવે છે. કેમ કે આત્મા અદ્વૈત છે અેવું આરૂણી (ઉદ્દાલક) નું વચન છે.

## શ્રુતિ.

**इदं सर्वं पुरा सृष्टे रेकमेवा द्वितीयकम् ।**
**सदेवा सीन्नामरुपे नास्तामित्या रुणेर्वचः ॥**

અર્થ.— આ પ્રતીયમાનસર્વ (જગત) સૃષ્ટિ (સ્વ) ઉત્પત્તિની પૂર્વે એકજ અદ્વિતીય રૂપ સત (કારણ) હતું. અને તેમાં નામરૂપ નહી હતાં, આ આરૂણિનુ વચન છે. મતલબ કે, આત્માં શિવાય કોઈ વસ્તુ હતી નહી. જેમ ઉંઘમાંઉંઘશિવાય બીજું કોઇ નથી તેમ.

હું એક વખત ઉંઘમાં પડયો, ત્યાં એક સ્વપ્ન (જગત્) દીઠું, તેમાં મને આ બાહેર (જાગૃત સમય)ના આકાશ, અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી, ને તેના અનંત કોટ બ્રહ્માંડ, ને તેને વિષે રહેલી સર્વ સ્થાવર, જંગમાદિ પદાર્થોને પ્રાણીમાત્રો દરશાયાં, ને તેપ્રસંગે અનેક જ્ઞાની પુરૂષો મને મળ્યા, તેઓને મેં ઉપલો પ્રશ્ન કર્યો કે, આ પંચ માહાભૂતમાંથી પ્રથમ કયું ભુત ઉત્પન્ન થયું હશે! કિંવા સૃષ્ટિ સત્ય કે આત્મા! આ વિષયનો જવાબ આપી શકયા નહી! પણ અકસ્માત હુ અયોધ્યા નગરીમાં શ્રી રામચંદ્રજીની રાજયસભામાં આવી પડયો. ત્યાં શ્રી રામચંદ્રજી સાથે અત્યંત સ્નેહ થવાથી પાંચવર્ષસુધી રહ્યો, એક દીવસે ગોપુરમાં બેઠા હતા, ત્યાં અનેક ઋષિઓ દેખતાં ઉપલો પ્રશ્નો મેં કીધો, કે મહારાજ હું આવ્યો તેની પૂર્વે મેં કલિયુગ દીઠો હતો, ને ત્યાં મારો જન્મ થયો હતો, ને અકસ્માત્ હું આ ત્રેતાયુગમાં આપની પાસે શી રીતે આવ્યો! ત્યારે કહ્યું કે એ રચના તમારે વિષેથી દરશાઇ છે.

કેમકે આત્મા અદ્વૈત નિરાકાર રૂપે હોવાથી તેના કોઇક ભાગમાં અવિદ્યા રહી છે. તે અવિદ્યાને વિષે ચિત્તકળા સ્ફુરવાથી આ ત્રેતાયુગવાળી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ આવી છે. તેથી એ ચિત્તકળાની સ્ફુરેલી સૃષ્ટિના ઉત્પન્ન કર્તા તમો પોતે-

જ છે. જયારે તમો પ્રગટ થયા, ત્યારેજ તમારી સાથેજ તેજ મિનીટપર આ-ત્રેતાયુગ રૂપી જગત્ પેદા થઇ આવ્યું, ને તમો પેદા નહીં થાઓ ત્યારે એ સૃષ્ટિ પ્રગટ ન થાય. આ પ્રસંગપર મારૂં અંતઃકરણ કહેવા લાગ્યું કે, આ સર્વ ચિદાભાસની ભ્રાંતિ છે. એમ સમજી હું આત્મ (ઐક્ય) ભાવે શાંતિમાં લિન થઇ ગયો. કે પટ દઇને મને ઊંઘ આવી ગઈ —સમાધાન-સ્વપ્નાને વિષે ત્રેતાયુગ, રામચંદ્ર, અયોધ્યા નગરી, એ સૌ શું ! એ સર્વ આપણા અચિંત્ય આત્માની અવિદ્યાકૃતિથી તેની રજકણોમાં ભેદ બુદ્ધિનો પડેલો આભાસ. આ ભેદ બુદ્ધિવાળા આભાસના સંયોગથી આપણી ચિત્તકળા સ્ફુરીને તેની અનેક સ્પંદશક્તિ (વૃતિ) એ ઉપલા અનેકાકાર ધારણ કીધા, તે સમયે એ ચિતકળાની સ્પંદશક્તિએ એ પ્રાપ્ત થયલાં સ્વપ્નામાં એકકાયા પ્રગટ કરીદીધી. સારાંશ કે આસમયે આત્મભાવે જોતાં મારી એકાયા મને દેખાઇ.

આ બે કાયા તે કયી ! ને એ શાથીને થઈ! તો જાણો કે, આપણા આત્માની જે રજકણે અવિદ્યારૂપી અજ્ઞાનથી જે આ મનુષ્ય કાયાનું પિંજરૂં (જાગૃતમાં) ધારણ કરી બતાવ્યું હતું, ને જેના સંબંધથી આં કલીયુગનો જમાનો જોતા હતા, તે રજકણવાળી ચિત્તકળાની સ્પંદશક્તિએ પલંગપર આ સ્થુલ દેહને સુવાડી દીધી, ને પોતે ભુમાસ્થાનમાં અચિંત્યકૃત્યભાવે સ્થિર થઇ, ત્યારે આપણી કાયાને નિંદ્રા આવી. બાદ એ સ્પંદશક્તિ ભેદબુદ્ધિના દ્વિતીય અજ્ઞાનના ભાવથી ચલિત થઇ કાયામાં રમણકરવા લાગી, તેસમયે બીજી કાયા ઉત્પન્નકરી ત્રેતાયુગ વાળું બ્રહ્માંડ રચી બતાવ્યું. કેમકે આત્માની અવિદ્યા અનંતક્રોટ ચિત્તકળાવાળી સ્પંદ શક્તિ હોવાથી અનંતકોટી ચિત્ર, વિચિત્ર બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિને પ્રળય કર્યા કરે છે. તેથી એ સર્વ સૃષ્ટિઓ આત્માને વિષે આભાસ માત્ર કહી છે.

પરંન્તુ અચિંત્ય કૃતિરૂપ કુટસ્થ આત્માની અવિદ્યાવાળી ચિત્ત શક્તિચિદાભાસ ભાવે ચૈતન્યરૂપ રહેલી હોવાથી એની સ્પંદશક્તિ પણ ચૈતન્ય રૂપે ભાસે છે. તેથી નિશ્ચ સમજવું કે, જેવા પ્રકારની આપણી કાયા રહેલી છે. તેવાજ પ્રકારમાં આપણી સ્પંદશક્તિની કાયા આપણી કાયામાં વ્યાપક છે, પણ જયારે એ સ્પંદશક્તિ અહંકારની નજીક આવી હાજર થાય છે. ત્યારે ચિત્તકળા સ્ફુરવાથી કોઈપણ પ્રકારનો આકાર ધારણ કરે છે.—સારાંશ કે, એ ચિત્તકળારૂપી સ્પંદશક્તિના ચૈતન્યની કાયા, આપણી કાયામાં રહેલી છે, જેઉપરથી આપણી આ જડકાયા ચૈતન્યમય આપણને ભાસે છે.—

## શ્રુતિ.

**सत्तत्त्व माश्रिता शक्तिः कल्पयेत् सति विक्रियाः ।**
**वर्णाभित्ति गताभित्तौ चित्रंनाना विधंयथा ॥**

અર્થ.—સતતત્વ બ્રહ્મનો આશ્રય લઇ અધિષ્ઠાનરૂપ સતનેવિષે વિક્રિયા (કાર્ય) ને કલ્પે છે. જેમ ભિત્તિમાં સ્થિતવર્ણ ભિત્તિવિષે નાના પ્રકારના ચિત્રને રચેછે તેમ. આશકિતના કલ્પિત વિકારમાં પ્રથમ આકાશ છે, તેમાં સત વસ્તુ એક સત્તાવાળી છે. ને આકાશ બે સત્તાવાળું છે. કેમ કે આકાશમાં શબ્દ ને પ્રતિધ્વનિ એવા બે ગુણ છે. આમાં લૌકીક જન સતને આકાશ રૂપતા પ્રાપ્ત થઈ એમ જાણે છે. ને એમાં તાર્કિક (ન્યાયિક) આકાશની સત્તા માને છે. પણ જે શકિત આકાશને કલ્પે છે. તે શકિત સત ને આકાશની અભિન્નતા સંપાદન કરીને ધર્મધર્મી ભાવને ઉલટો કલ્પે છે.તેથી શ્રુતિના કરેલા વિચારની પૂર્વે જે સત વસ્તુ (બ્રહ્મ) અયથાર્થ ભાસે છે. પણ તે બ્રહ્મ વિચારથી વિપરીત થાય છે. સારાંશ કે, સત વસ્તુમાં વિચાર ન કરવાથી તે યથાર્થ દરશાય છે. ને વિચાર કરવાથી વિપરીત ભાસે છે. તેથી આકાશાદિ ભૂતો પ્રગટ થાય છે. પણ આકાશને સત બેઉ જુદાં છે. તેમ બુધ્ધિ ને જ્ઞાનપણ બેઉ જુદાં છે. કેમ કે સત વસ્તુ અધિક વૃત્તિરૂપ હોવાથી ધર્મી છે. ને આકાશ ને તો ધર્મ આશ્રિતપણું રહેલું છે. હવે આકાશ ભાસે છે. એમ કહેવાથી જે ભાસવું થાય છે. તે ભાસ માયીક કાર્યનું ભુષણ (શોભા) છે. કેમ કે અસત્ હોયતે ભાસે. તેથી સ્વપ્ન ગજાદિકની માફક મિથ્યા છે.

## श्रुति.

**ध्यानान् मानद् युक्तितो ऽपि रुढे भेदे वियत्सतोः ।**
**नकदाचिद् वियत् सत्यं सद्वस्तु छिद्रवन्नच ॥**

અર્થ.—ધ્યાનથી, પ્રમાણથી ને યુકિતથી આકાશને સતમાં ભેદનો રૂઢ થવાથી આકાશ કદાચિત્ સત્ય બનતું નથી, ને સત વસ્તુ પણ કદાચિત છિદ્રવાન થતી નથી. મતલબ કે સત વસ્તુ યથાર્થ ભાસ્યા કરે છે. સારાંશ કે, ઉપરના પુછેલા પ્રશ્નનો સત્ય ખુલાસો એટલોજ કે, શકિત જયારે સત્ રૂપમાં વિક્રિયા (કાર્ય) કલ્પે છે, ત્યારે આ પંચ-માહાભૂત સતમાં ભાસી આવે છે. પણ આ ભાસનારા પદાર્થો સતરૂપ આત્મામાં મિથ્યા છે.

કેમકે સત્રૂપ આત્મા કાંઇ નીરાકાર નથી, તેમ સાકાર પણ નથી. છતાં તેમાં આ સ્પંદશકિતરૂપ વિક્રિયામય મિથ્યા જગત્ સાકાર ભાસે છે. પણ તેથી સ્પંદશકિતરૂપ જળ નિરાકાર છે, ને તેને વિષે આ જગતરૂપ સાકાર પાણીના પરપોટા થયા કરે છે, આ સ્પંદશકિતરૂપ નિરાકાર ચૈતન્ય જગત્ના અનેકાકારમાં વ્યાપક થઈ જવાથી સર્વ આકારો ચૈતન્યમય થાય છે. પણ આ નિરાકાર ચૈતન્યમાં અનંતાકારોનો સમાવશ થયલો હોવાથી, જેવો જે આકાર પ્રગટ થયલો હોય, ત્યાં તે સ્પંદશકિતરૂપ ચૈતન્ય તેજ આકૃતિમય રહે છે. મતલબ કે જેવી કાયામાં એણે

પ્રવેશ કર્યો. ત્યાં એ તેવા આકારવાળી થઇ. તદપિ જેવા પ્રકારની આ જડકાયા,
તેવાજ પ્રકારની તે આકૃતિમાં આ સ્પંદશક્તિ પોતે ચૈતન્યરૂપે રહેલી છે. તેથી જેવા
પ્રકારની આ જડકાયા ત્યાં જેવાજ પ્રકારની ચૈતન્યની કાયા કહેવાય છે. પણ
આખરે એ સર્વ જડકાયાઓથી એની કાયા ન્યારી પડેછે. તેથી ચૈતન્યની જુદી
કાયા શ્રુતિઓમાં ગણેલી છે. જેમ આમ્ર ને કદળી વૃક્ષના આકાર જુદાને
દેખાવમાં નાહાના મોટા છે, તેથી પ્રશ્ન થાય કે, એ લીલા રંગમાં શા કારણથી
દેખાય છે! ત્યારે ઉત્તર મળશે કે એને વિષે જળનું વ્યાપકપણું છે તેથી. આ
જગ્યાપર આમ્રની કાયામાં જળનું વ્યાપકપણું આમ્ર જેવડું કિંવા આમ્રનેવિષે
જળનો આકાર આમ્ર જેવડો છે. ને કદળીનેવિષે જળનું વ્યાપકપણું કદળીજેવડું
છે, કિંવા તો કદળીની કાયા જેવડો જળનો આકાર છે, તેથી સમજવાનું કે,
અહિંઆં જળે ન્હાના; મોટા, એવા બે આકાર ધારણ કીધા છે. તદપિ જળનો
અસલ આકાર ઉપલા આકારોથી ન્યારો છે. એવીજરીતે સ્પંદશક્તિરૂપી ચૈતન્ય
આ બ્રહ્માંડના અનંતાકારોમાં અનંતાકારી થઇ ગએલું છે. પણ આખરે તેનો
સત્યઆકાર જળની માફક ન્યારો છે. પણ તાત્પર્ય એવું કે, જેવા પ્રકારની આ-
પણી કાયા, તેવાજ પ્રકારની આપણા ચૈતન્યની કાયા આપણી અંદર રહેલી છે.
તેથી ઉપલું સ્વપ્નું આપણી કાયામાં જે સ્પંદશક્તિએ બતાવ્યું. તે સ્પંદશક્તિ, આ-
ત્માને તેના ચિદાભાસના મધ્યમાં અખંડ ચૈતન્યરૂપે બિરાજી રહેલી છે. કેમકે કેનો-
પનિષદ્‌ના બીજા મંત્રમાં કહ્યું છે કે, એ ચૈતન્યની શક્તિને આંખ છે. તે આંખ આપણી
કાયાની આંખનેવિષે રહેલી હોવાથી આપણી જડ આંખ જોઇ શકે છે. તે શક્તિના ચૈ-
તન્યને હાથ છે. તે આપણા જડહાથની અંદર રહેલા હોવાથી આપણા જડહાથ કામ
કરવાને શક્તિવાન થાય છે. તે ચૈતન્યને પગ છે, તે પગ આપણા જડપગની અંદર છે.
તેથી આપણા જડપગ ચાલી શકે છે. તે ચૈતન્યને કાન છે. તે કાન આપણા
જડકાનને વિષે રહેલા હોવાથી આપણા કાન સાંભળવાની શક્તિ ધરાવે છે. તે
ચૈતન્યને મન છે. તેથી તેના સંયોગે કરી આપણું જડ મન સંકલ્પ, વિકલ્પ
ઉઠાવી શકે છે. આ મુળતત્વથી શીધ્ર થાય છે કે, જેવા પ્રકારની આપણી જડ-
કાયા છે; તેવાજ પ્રકારની આપણા ચૈતન્યની કાયા એનેવિષે વ્યાપી રહેલી છે.
આ વ્યાપી રહેનાર અવિદ્યાની ચિત્તકળાવાળી સ્પંદશક્તિ પોતે પોતાની અંદર
ભુલાવો ખાઇને એકનો અનેક ને અનેકનો એક એવા રૂપમાં પોતાની વિક્રિયાથી
આત્માના દેખાવને જોયા કરે છે, પણ વિક્રિયા ન થાય ત્યારે તો એક આત્મા
અવશેષ રહે છે. તેથી આત્મા કહેવો છે. તે આ શ્રુતિમાં કહ્યું છે.

॥ શ્રુતિ. ॥

**तदास्तिमित गंभीरं न तेजो न तमस्ततम्।**
**अनाख्य मनभि व्यक्तं सत् किंचिद वशिष्यते ॥**

અર્થઃ—તે નિશ્ચળ, ગંભીર, ને ન તેજરૂપ ન તમરૂપ, પણ વ્યાપ્ત (વ્યાપક થઇ) આખ્યાન રહિત (અનાખ્ય) અપ્રગટ (ઇન્દ્રિય અગોચર) સત (અસતથી વિલક્ષણ એટલે ઉલટો) કાંઇક વસ્તુરૂપ આકૃતિ બાકી (અવશેષ) રહે છે. સારાંશ કે, કાંઇક અવશેષ જે બાકી રહે છે. તેજ શુદ્ધ કાંઇ.નહીં એવું જે નિરાકાર અચંચળ તત્વજ છે. મતલબ કે, આત્માનેવિષે જડચૈતન્ય સંભવતું નથી. પણ તે ન જડ. ન ચૈતન્ય, ન નિરાકાર, ન સાકાર, એવાં વિલક્ષણપણાથી આકાશની માફક સલંગ સૂત્રરૂપે વ્યાપી રહેલો છે. જેમ સૂર્ય સર્વત્ર આકાશની માફક એક સરખા તેજોમય સ્વરૂપના આચ્છાદનથી વ્યાપક છે તેમ. હવે સૂર્ય સ્વતઃ પોતાના સ્વભાવે કાંઇ ઉદય અસ્તપણાને પામતો નથી. પણ એ તો પોતાના અનંતકિર્ણો સાથે એકયરૂપે પોતે પોતાની જગ્યામાં સ્થિર છે. તથપિ ગૃહોની વિક્રિયાથી સૂર્યને વિષે ઉદયઅસ્તનો સંભવ થાય છે. તેમ ચિત્તકળાની સ્પંદ શકિતની વિક્રિયાથી આ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ સંભવે છે. પણ સૂર્યના ઉદય થવાથી તેનો સ્પંદ શકિતરૂપ ચમકારો અંનત કિર્ણોના આકારમાં આખા જગત્માં ફેલાઇ જાયછે. તેથી આ જગત્ સૂર્યનું સ્વરૂપ કહેવાય છે. તોપણ એ સર્વ વિક્રિયા બીજા પદાર્થની છે, કંઇ સૂર્યની નથી. એજ પ્રમાણે આપણી સ્પંદશક્તિના અંનત ચૈતન્યકિર્ણો આખા જગત્માં વ્યાપી ગયાં, તે આ જગત્ના સર્વ આકારોને દેખાડે છે. તેથી એ સર્વ આપણા પોતાનાજ રૂપ છે. તોપણ એ સર્વ સ્પંદશકિતની વિક્રિયાથી પેદા થયાંછે. કાંઈ આત્માએ કીધાં નથી. સાંરાંશ કે, સ્પંદ શકિતના પેદા થવાથી આપણે પેદા થયા, તેજ સમયપર આ સર્વ પેદા થઇ આવ્યું. તેથી એ સર્વનું મૂળ આપણેંજ છેચે કિંવા એ સર્વમાં આપણું પોતાનુંજ વ્યાપકપણું છે. કારણ કે એ આત્મારૂપ છે.

## શ્રુતિ.

**अवेद्योऽप्यपरोक्षोऽतःस्वप्रकाशो भवत्ययम् ।**
**सत्यं ज्ञान मनंतं चेत्त्यस्तीह ब्रह्मलक्षणम् ॥**

અર્થ.—આ આત્મા અવેદ્ય થઇ અપરોક્ષ છે, તેથી સ્વપ્રકાશ કહેવાય છે. કેમકે, સત્ય, જ્ઞાન, ને અનંત એવાં જે બ્રહ્મના લક્ષણ છે, તે સર્વ આત્માને વિષે રહેલાં છે. મતલબ કે બ્રહ્મ ને આત્મા એકજ છે. આ કારણ ઉપરથી સ્પંદ શકિતનું ચૈતન્ય સર્વત્ર રહેલું છે. પણ તે આત્મા સર્વત્ર પ્રકાશ રૂપે હોવાથી સ્પંદ શકિત આત્મામય છે કાંઇ આત્માથી ન્યારી નથી. કેમકે આત્માના સંવેદનથી એ થયલી છે. તેથી ન્યારી ન કહેવાય. તેથી સ્પંદ શકિતનું ચૈતન્ય તેજ આત્માનું ચૈતન્ય છે. તેથી આપણે સર્વત્ર વ્યાપક થઇ આ સર્વ કૃતિ આપણેજ કરી છે. ત્યારે તો આપણે કોઇને સારૂં, નઠારૂં લગાડવાનું કારણ નથી.

કેમકે એકજ આત્મા સર્વત્ર રહેલો છે. તેથી દ્વૈત ભાવી ભેદ ગણવો ન જોઇએ. જ્યારે એ ભેદ ગણતા નથી, ત્યારે સ્વર્ગ, નર્ક, પ્રકાશ, અંધકાર, આપણું પોતાનું રૂપ છે. તેથી હર્ષ, શોક ઉત્પન્ન કરવો નહીં, જ્યારે એ ઉત્પન્ન થતો નથી, ત્યારે કોઇને માનતા નથી, ને ન માનવાથી નિર્ભય થવાય છે, ને આ નિર્ભયપણાથી દરકાર કોઈની રાખતા નથી. જયારે દરકાર નથી, ત્યાર કોઇ શરકાર (ઉપરી) નથી, જયારે શરકાર નથી ત્યારે સ્વતંત્ર છૈયે. આ સ્વતંત્રતામાં બીજું કાંઇ ભાસતું નથી. જયારે ભાસતું નથી ત્યારે એક છૈયે. જયારે એક છૈયે, ત્યારે અનેક નથી. જયારે અનેક નથી ત્યારે વિચાર કરવાનું કારણ નથી, જયારે વિચારનું કારણ નથી ત્યારે શાંત થવું જોઇએ. જયારે શાંત થયા, ત્યારે અકલ્પિત દરશાયા, જયારે અકલ્પિત થયા, ત્યારે મુક્ત બન્યા, જયારે મુક્ત થયા ત્યારે અખંડ સ્વરૂપે. દેખાયા, તેથી આત્મા થયા, જયારે આત્મા બન્યા ત્યારે સર્વમાં અંતર્યામી રૂપે વ્યાપક થયા. જયારે અંતર્યામી પણે રહ્યા, ત્યારે તો સર્વની કૃતિ જાણતા થયા, જયારે સર્વ કૃતિ જાણી ત્યારે સર્વજ્ઞ બન્યા. જયારે સર્વજ્ઞપણું પ્રાપ્ત થયું ત્યારે તો ભૂત, ભવિષ્યને વર્તમાન એવાં ત્રિકાળજ્ઞપણાની સમજ પડી. આ સમજ પડવાથી પ્રારબ્ધ રૂપ બન્યા, ને પ્રારબ્ધ રૂપ બનવાથી સર્વ પ્રયાસ છોડયો ને પ્રયાસ છોડયાથી સ્થિરપણામાં બેસી રહ્યા, ત્યારે પુર્ણ આનંદ પ્રગટયો ને સર્વ સુખ મળ્યું.

આ સર્વ સુખ મળવાથી અકર્તા બન્યા, ને અકર્તાપણામાં રહેવાથી અવિચળ જણાયા, આ અવિચળપણાથી અદ્વૈત થયા, ને અદ્વૈત થવાથી એકાકારી ભાસ્યા, ને એકાકારી ભાસવાથી અળગ જણાયા ને જગત્ અદર્શ થયું. ને આ જગત્‌ના અદર્શપણાથી કાંઇ ન દેખાયું, ને કાંઇ ન દેખાયાથી સર્વ મિથ્યા સમજાયું, ને મિથ્યા જણાયાથી સર્વ પેદા થયું ન થયા જેવું દરશાયું. ને એવું દરશાયાથી દીઠું ન દીઠું બરાબર થયું, ને બરાબર થવાથી દ્રષ્ટિ, સૃષ્ટિ, અલ્પ, કલ્પ, હું, તું, એક, અનેક, ઉંઘ, સ્વપ્ન, એવા ચિત્ર, વિચિત્રપણાના સંવેદનરૂપી ભાવાભાવો ન રહ્યા, તેથી કરીને કાંઇજ નહીં એવું જે અચંચળ નિરાકાર એક તત્વજ બાકી રહ્યું.

## શ્રુતિ.

**अतएव श्रुतिर्बाध्यं बाधित्वा शेष यत्यदः ।**
**सएष नेति नेत्यात्मेत्यतद् व्यावृत्ति रूपत ॥**

અર્થ.—(ઉપર પ્રમાણે સર્વે ભાવભાવના નષ્ટપણાથી,) તે આત્માનિ વિષે નેતિ નેતિ એવા પ્રકારે શ્રુતિ પોકારતી, અતત (જગત)ની વ્યાવૃત્તિ (નિષેધ) કરી- સર્વ બાધ્યને દૂરકરતી છતે આં કાંઇજ નહીં એવા અચંચળ નિરાકાર સ્વરૂપને (શેષ) બાકી રાખે છે.

આ શેષ રૂપ અચંચળ નિરાકાર આત્મ સ્વરૂપ ને બ્રહ્મ કહ્યો છે. આ બ્રહ્મ અંતર્યામી સુત્રાત્મા તરીકે વ્યાપક છે, આ વ્યાપકરૂપ અવ્યકતપણાની સ્થિતિથી એને કાંઇ સમજાતું નથી, ને ન સમજાયાથી અલિપ્ત ચિન્હમાત્ર (શેષ) રહ્યો છે. આ ચિન્હમાત્રપણામાં શુદ્ધ, ચિદં, અચેતન કહેવાયો છે. આ અચેતનપણાને લીધે આકાશવત્ અલિપ્ત ભાસ્યો છે, તેથી કરીને એના અલિપ્ત સ્વરૂપમાં કાંઇજ ફેરફાર થતો નથી, પણ એનું અચેતનપણું સર્વને વિષે રમણ કરનારૂં થઇ પડયું છે. તેથી કરીને દ્રષ્ટિથી સૃષ્ટિ, અલ્પમાં કલ્પ, હું માં તું, શિવમાં જીવ, ઉંઘમાં સ્વપ્નું, ને એકમાં અનેકપણું દ્વૈત જ્ઞાને જણાયું છે, પણ અદ્વૈત જ્ઞાને એ અવિદ્યા જ્ઞાન અદર્શ થાય છે, ત્યારે અચેતનપણાનો પૂર્ણ ભાસ પેડે છે.

## અચેતન ભાસ.

અચેતન ભાસનો અર્થ એવો છે કે, ત્રણે કાળમાં જગત્ મિથ્યા, એટલે તેનું જ્ઞાન. વ્યહવાર કૃતિને સર્વ પદાર્થ મિથ્યા. કેમકે, એ સ્વપ્નવત્ અસત્ હોવાથી, મતલબકે સ્વત: એ કાંઇ ચીજ નથી, હવે એ કાંઇજ ચીજ નથી, તો પણ એને વિષે ચિંતન કરવા લાગ્યા, આ જગ્યાપર કોનું ચિંતન કરવા લાગ્યા! ત્યારે કહીશું કે, જે ચીજ ત્રણે કાળે અસત્ છે તેનું કિંવા કાંઇજ નહી તેનું. જ્યારે ત્રણે કાળમાં એ ચીજ નથી ત્યારે એ અચેતન ઠરી કે નહીં! તો કબુલ કરીશું કે ઠરી, પણ આ અચેતન ચિંતન કૃતિરૂપ સ્વભાવ કયાંથી થયો! એ શ્રુતિ બતાવેછે.

## શ્રુતિ.

**आचिंत्य रचना शक्ति वीजं मायेति निश्चिनु ।**
**माया बीजं तदेवैकं सुषुप्तावनु भुयते ॥**

અર્થ.—અચિંત્ય રચનાની શકિતનો જે બીજ (કારણ) રૂપ સ્ફુર્ણું છે. તે (અજ્ઞાન) માયા છે, એમ નિશ્ચય કર. છતાં તેનો એકજ માયારૂપ સુષુપ્તિ વિષે અનુભવ કરીએ છૈયે, કેમકે, સુષુપ્તિ, સ્વપ્ન રૂપ જે જગત્ છે, તે સ્ફુર્ણરૂપી માયા બીજમાં વૃક્ષની માફક સંકોચાઇ લિન્ન રહેછે. ને તેમાં સર્વ જગત્‌ની વાંસના સ્થિત થાય છે. તેથી કરીન એ સ્ફુર્ણું રૂપી માયા. (મુળ પ્રકૃતિ) આ ભાસ (સ્ફુર્ણનેવિષે ચૈતન્યના પ્રતિબીંબ)થી જીવ, ઇશને ઉત્પન્ન કરે છે. એવું શ્રુતિ વિષે સાંભલ્યુ-છે. માયા એટલે જેનું નિરૂપણ થઇ શકતું નથી. ને વિસ્પૃષ્ટ ભાસે કિંવા ન હોય ને દેખાય, જેવી રીતે ઇંદ્રજાળ લોક દેખે છે તેમ.

આ મિથ્યા ઇંદ્રજાળરૂપ માયાનું ચિંતન કરવાથી તમો કયો લાભ મેળવવાના! ત્યારે કહેશો કે એમાંથી લાભ મળતો નથી, ત્યારે તો એનું ચિંતન છોડી દેવું જોઇએ, કેમકે મિથ્યામાંથી મિથ્યા લાભ મળવાનો એટલે કાંઇજ નહીં,

ત્યારે તો રેતીમાંથી તેલ કાઢવા જેવું થયું. પણ માયા સ્વતંત્રને પરતંત્રપણામાં વરતે છે. જ્યારે એ પ્રકાશક ચૈતન્યને છોડી દે છે ત્યારે એ પરતંત્ર થાય છે. ને ચૈતન્ય સંયોગથી આત્માને જ્યારે જુદો માને છે ત્યારે એ સ્વતંત્ર રહે છે. પણ એ શ્રૌત, યૌક્તિક, ને લૌકિક, આ ત્રણ પ્રકારના બોધે કરી. તુચ્છ, અનિર્વચનીય, ને વાસ્તવી એવા ત્રણરૂપમાં જણાય તેથી જાડયાંશ જે છે, તે પ્રકૃતિનું રૂપ છે. એ રૂપ વિકારીને ત્રિગુણાકૃતિ છે. તેથી પ્રકૃતિ ચેતન પુરૂષના ભોગને મોક્ષ અર્થમાં પ્રવર્ત્ત થાય છે.

## श्रुति.

**असंगा याश्चितेर्बंध मोक्षौ भेदा गृहान् मतौ ।**
**बंध मुक्ति व्यवस्थाऽर्थं पूर्वेषामिव चिद्भिदा ॥**

અર્થ, અસંગ જે ચેતન આત્મા છે, તેના ભેદને ન જાણતાં ભ્રાંતિ (માયા) થી બંધને મોક્ષ મનાયા છે, પણ બંધને મુકિતની વ્યવસ્થા સારૂ ન્યાયની માફક સાંખ્યમાં પણ ચેતન આત્માનો એવોજ ભેદ માન્યો છે. સારાંશ કે, આ માયા, ને આત્માના દેખાવથી અનેક મતવાદીઓએ અનેક તરેહની યોજનામાં જીવ, ઇશ્વરના જ્ઞાન સંબંધી મોટો કલહ ચલાવ્યો છે. પણ ભટ્ટના અનુસારીઓ આત્માના અસ્પષ્ટ ચૈતન્યને વિષે કલ્પના કરી, આત્માને વિષે બોધને જડતા બતાવે છે, જેમ નિંદ્રાથી ઉઠેલો પુરૂષ ચૈતન્યતાનું સ્મરણ કરી કહે છે કે, હું નિંદ્રામાં જડરૂપે સુતો હતો, આ (જાગૃતવિષે) જડતાની સ્મૃતિ છે. આ જડપણાની સ્મૃતિનું જ્ઞાન (નિંદ્રામાં) હોવાથી કહ્યું છે.

## श्रुति.

**द्रष्टुर्द्रष्टे र्लोपश्च श्रुतः सुप्तौ ततस्त्वयम् ।**
**अप्रकाश प्रकाशाभ्यामात्मा खद्योत वद्युतः ॥**

અર્થ, નિંદ્રામાં દ્રષ્ટાની દ્રષ્ટિનો અલોપ સાંભલ્યો છે, તેથી કુટસ્થ આત્મા ખદ્યોતની માફક પ્રકાશને અપ્રકાશ બેઉ કરી યુકત છે. તેથી મિથ્યાનું ચિંતન છોડી દેઇ સ્થિર થવું જોઇએ. પણ ચિંતન તો જે વસ્તુ ત્રણે કાળમાં સત્ય છે. તેનું કરવું જોઇએ, કેમકે તેનું ચિંતન કરવાથી સત્યલાભ મળવાનો, ત્યારે એવી ચીજ તો એક આત્મા છે, તેથી તેનું ચિંતન કરવું જોઇએ. પણ તેનું તમો કરતા નથી, ને નહીં કરવાનું કરો છો, આનુનામ અચેતન કેહેવાય છે. આવા પ્રકારથી સર્વ જ્ઞાનીઓ આત્માનું ચિંતન છોડી દઈ જગતનું કરે છે, તેથી તેઓ કાંઇજ લાભ મેળવી શકયા નહી.

હવે માહાવાકુયમાં આત્મા સત્ય છે ને જગત્ મિથ્યા છે. તેથી આત્માનો વિચાર કરવો તેનું નામ સદવિચાર કિંવા આત્મ વિચાર કહીયે છેયે; ને જગત્ સંબંધી વિચાર કરવાની ટેવનું નામ અવિચાર કિંવા મિથ્યા વિચાર કેહેવાય છે. આ અવિચાર શબ્દનો અર્થ ભાષાજ્ઞાનીઓ નઠારો વિચાર કહે છે, પણ સત્યાર્થ એવો કે, જેનો ન કરવાનો વિચાર તે અવિચાર. કેમકે જગત્‌નો વિચાર આપણે કરવાનો નથી, ને તેનો વિચાર કરવા માંડયો. તેથી એનું નામ અવિચાર કિંવા તો ઉળટો વિચારતે તેમજ ભાષાજ્ઞાનીઓએ જે અર્થ કર્યો, તે પણ ખરો છે, કેમકે આત્મા પદાર્થ સારો છે. ને જગત્ પદાર્થો ખોટો છે. તેથી ખોટા પદાર્થનો જે વિચાર કરવો તે ખોટો, ને તે ખોટો હોવાથી નઠારો. વાસ્તે અવિચાર એટલે નઠારો વિચાર તે કિંવા ગેરવાજબી વિચારતે કિંવા અપૂર્ણ વિચારતે કિંવા ન કરવાનો વિચારતે કિંવા નહીં વિચારનો વિચારતે કિંવા વિચાર નહીં તે.

ઉપલો અચેન ભાસ બતાવનારી આપણે વિષે જે ચીજ રહીછે, તેમાં અવિચાર અજ્ઞાન, અવિદ્યા અસત્ય, અપવિત્રતા, ને અપ્રમાણ એટલી મુખ્ય છે. આ સર્વ ચિજો, આત્માના સ્વભાવમાં જ્યારે આપણે સંવેદન ભાવે જોવા લાગ્યા, તે જોવા સંબંધી ભાવના યોગે એઓ દરશાયાં છે. એના દરશાયાથી આત્મા સર્વત્ર સલંગ સુત્ર વ્યાપક હતો. તેમાં એ સંવેદનરૂપી ભેદ બુદ્ધિથી વિભાગ કરવા માંડયા, ત્યારે આત્માના વિભાગ ન થયા, પણ આપણી એ ભેદ બુદ્ધિ ઉપલી ચીજોની આકૃતિમાં આપણે વિષે ખડી થઈ. જેના સંબંધથી આપણે સ્વકલ્પિત ચીજોમાં રમણ કરવા બેઠા, આરમણરૂપ વિપર્યયજ્ઞાન આપણને અપૂર્ણતામાં રાખી રહ્યું. પણ આ અપૂર્ણતા ઉપલી ચીજોના સત્ય અર્થ સમજી તેના અર્થપર ધ્યાન આપવાથી મટે છે. ત્યારે તેનાથી જે સ્થિતિ કિંવા જ્ઞાન પ્રાપ્ત થાય તેજ જ્ઞાનમાં સ્થિર થવું એ આપણો ઉદ્દેશ છે.

હવે અવિચારનું વિવેચન ઉપર દરશાવી ગયા છે. પણ અજ્ઞાનનો અર્થ ભાષા જ્ઞાનીઓ એવો કરે છે કે, ખોટું જ્ઞાન તે અજ્ઞાન, પણ સત્યાર્થ એવો કે, સત્ય જ્ઞાન નહી તે અજ્ઞાન, કિંવા તો આત્મજ્ઞાન નહી તે અજ્ઞાન કિંવા અસત્ય જ્ઞાન તે અજ્ઞાન કિંવા તો નહી જ્ઞાનનું જ્ઞાન તે અજ્ઞાન કિંવા જેમાં જ્ઞાન નહી તે અજ્ઞાન કિંવા અલ્પજ્ઞાન તે અજ્ઞાન કિંવા શુદ્ધજ્ઞાન નહી તે અજ્ઞાન કિંવા ન જ્ઞાનનું જ્ઞાન તે અજ્ઞાન કિંવા જે જ્ઞાનથી અંજાણતે અજ્ઞાન કિંવા ગેરવાજબી જ્ઞાન તે અજ્ઞાન. કિવા ઉળટું જ્ઞાન તે અજ્ઞાન કિંવા પૂર્ણ જ્ઞાન નહી તે અજ્ઞાન કિંવા મિથ્યા જ્ઞાન તે અજ્ઞાન કિંવા કાંઇ ન જાણે તે અજ્ઞાન. સારાંશકે, આ અર્થો આપણને યથાર્થ સમજાવે છે કે, આ સૃષ્ટિમાં જે જ્ઞાન રાત્ર દીવસ ચાલી રહ્યું છે. તે સર્વ અપુર્ણરૂપ છે. તેથી સર્વ સૃષ્ટિમાં જે જ્ઞાનનું વિવેચન થાય છે, ને જેના થકી ધર્મ, નીતી, કાયદા, કાનુન, વ્યવહાર

નિયમ, કૃતિ વિગેરે ઉત્પન્ન થયલાં છે. તે સર્વમાં પૂર્ણ જ્ઞાન નથી. પણ એ સર્વમાં ફકત અજ્ઞાનજ વ્યાપી રહ્યુ છે. તેથી કોઇ મનુષ્ય પોતાને એમ સમજતો હોય કે હું સર્વજ્ઞ છું પણ તે સર્વજ્ઞ નથી. કેમકે હું સર્વજ્ઞ છું એવી સમજં તેનાં અજ્ઞાનથી તેને પડી છે. આ ઉપરથી લૌકીક કહાણી છે કે આ સૃષ્ટિમાં દોઢ ડહાપણ છે. એટલે પ્રત્યેક મનુષ્યમાં જે જ્ઞાન રહેલું છે. તેને બિજાના અડધા જ્ઞાનમાં આખું વિશ્વ સમાયું છે. ને બાકીના એકજ જ્ઞાનમાં પોતે એકલો રહેલો છે. મતલબ કે, અજ્ઞાનતાનો સ્વભાવ એવોજ છે. પણ પુર્ણજ્ઞાનમાં તો હું સર્વજ્ઞછુ કે અલ્પજ્ઞ છુ. એવા શબ્દોનો ઉચ્ચાર કિંવા એ સ્થિતિનો વિચાર પણ થઇ શકતો નથી, પણ પુર્ણ આનંદરૂપને વિષે જેમ મીઠાંનો ગાંગડો પાણીમાં લિન્ન થાય છે. તેમ તે જ્ઞાનમાં લિન્ન થઇ રહેવાય છે. પણ આપણા મનથી તે જ્ઞાનની ખુબીનું વર્ણન જરાપણ થતું નથી. તેમજ તે જ્ઞાન કેવારૂપમાં રહી આ સૃષ્ટિમાં કેવીરીતે વ્યાપી કેવા લાભને આપશે કિંવા આપે છે. તેનો પણ કયાસ થઇ શકતો નથી. સારાંશકે પુર્ણાનંદરૂપ સુખ અનંતને અપાર છે તેથી.

તેમજ અવિદ્યાનો અર્થ ભાષા જ્ઞાનીઓ એવો કરે છે કે ખોટી (જુઠી) વિદ્યા તે અવિદ્યા, પણ સત્યાર્થ એવો કે, જેમાં સત્ય કિંવા આત્મવિદ્યા નહીં તે અવિદ્યા કિંવા પુર્ણ વિદ્યા નહી તે કિંવા નવિદ્યાની વિદ્યા તે. કિંવા છળ પ્રપંચવાળી વિદ્યા તે કિંવા અલ્પવિદ્યાતે કિંવા શુદ્ધવિદ્યા નહી તે કિંવા વિદ્યાથી રહીત વિદ્યાતે કિંવા ઉળટી વિદ્યાતે, કિંવા જેમાં કાંઇ વિદ્યારૂપદર્શાતું નથી તે સારાંશકે, આસૃષ્ટિમાં સ્થુલથી આકાશ પર્યંત જેસ્થાવર, જંગમાદિ સર્વ પદાર્થોની કૃતિ આવદ્યાથી થયલી છે. આ અવિદ્યા, જીવ, ઇશ્વર વિગેરે સર્વેને કેવી રીતે ઉત્પન્ન કરે છે, તે આ નીચેના શ્લોકો બતાવે છે.

## श्लोक.

**चिदानंद मय ब्रह्म प्रतिबिंब समन्विता ।**
**तमो रजः सत्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥**

અર્થ—ચિદાનંદ બ્રહ્મના પ્રતિબિંબને સત્વ, રજ ને તમ એ ગુણોનો સંયોગ થવાથી પ્રકૃતિ બે જાતની બને છે.

## श्लोक.

**सत्वशुत्ध्य विशुद्धिभ्यां माया विद्ये च ते मते ।**
**'मायाबिंबो वशीकृत्य तांस्यत् सर्वज्ञ ईश्वरः ॥**

અર્થ, સત્વ ગુણની શુદ્ધિવાળી ને અશુદ્ધિવાળી એવા બે પ્રકારના ક્રમ રૂપથી માયા કિંવા અવિદ્યા સ્થિર છે. આ માયામાં ચિદાત્માનો પ્રતિબિંબ જે પડયો છે. તેણે માયાને વશ કરીને તે પોતે સર્વજ્ઞ ઈશ્વર બન્યો છે.

## શ્લોક.

**अविद्या वश गस्त्वन्यस्तद्वैचित्र्यदनेकधा ।**
**साकारण शरीरंस्यात् प्राज्ञस्तत्राऽभिमानवान् ॥**

અર્થ—અવિદ્યાને વશ થયલા અન્ય જીવ (પ્રતિબિંબ) તે અવિદ્યાની વિચિત્રતાથી અનેક પ્રકારના પ્રગટ થાય છે તે અવિદ્યા કારણ રૂપ શરીરને ધારણ કરી તે શરીરને વિષે અભિમાનપણુ પ્રગટ કરી પ્રાજ્ઞ ભાવ ધારણ કરે છે. તેને જીવ કહ્યો છે. આ પ્રાજ્ઞ રૂપ જીવનના ભોગ અર્થે, તમ પ્રધાન પ્રકૃતિથી ઈશ્વર ની આજ્ઞા (કલ્પના કિંવા ઈચ્છા)થી વિયત્ (આકાશ) પવન તેજ અંબુ, (જળ) ભૂ (પૃથ્વી) એ પાંચ ભૂત ઉત્પન્ન થયાં છે. આ અવિદ્યા વિક્ષેપને આવૃત્તિ એવી બે જાતની છે તેમાં હું જાણતો નથી એનું નામ વિક્ષેપ. ને તે ત્યાં નથી એનું નામ આવૃત્તિ. આ વિક્ષેપને આવૃતિરૂપ અવિદ્યાના જ્ઞાતા પુરૂષને કોઇ અજ્ઞાની પુરૂષ પુછે, ત્યારે તે સમજી કરીને કહે છે કે હું વિદ્યાને જાણતો નથી કિંવા વિદ્યા ભાસતી નથી, કિંવા છે કે નહી, તે કહી શકાતુ નથી સારાંશ કે, આ વિદ્યાની નિવૃત્તિ કેવી રીતે કરવી તે આ શ્રુતિ દરશાવે છે.

## શ્રુતિ.

**स्वप्रकांशे कुतोऽविद्या तांविना कथमा वृतिः ।**
**इत्यादि तर्क जालानि स्वानुभुतिर्ग्रस त्यसौ ॥**

અર્થ—સ્વપ્રકાશ (આત્મા) રૂપ વસ્તુમાં અવિદ્યા (સૂર્યમાં અંધકારની માફક) સંભવતિ નથી, તેથી અવિદ્યાની આવૃતિ કયાંથી થાય, એ વિગેરે કેટલાએક સ્વાનુભૂતિ (અનુભવ રૂપ તર્કોથી એની જાલને પોતાના જ્ઞાનથી વિચારી એ અવિદ્યા ને દૂર કરે, ત્યાર એ દૂર થાયછે, મતલબ કે અવિદ્યાનું આવર્ણ વિદ્યાએ કરીને નાશ પામે છે. તેમાં આ અવિદ્યાના નિવૃતપણાથી તેનું જે કાર્ય આ સૃષ્ટિ કૃત્ય) તે પણ નિવૃત થઇ જાય છે. જે પુરૂષથી આ અવિદ્યા વિક્ષેપપણાને પામી નથી, તેથી તેનું બ્રહ્મવિતપણું હમો માનતા નથી, કેમકે વેદાન્તના પારદર્શી (પારગામી) જે મુનિઓ છે, તેમણે આ (બ્રહ્મવિત્) બ્રહ્મજ છે એવું કહ્યું છે.

## શ્રુતિ.

**दर्शना दर्शने हित्वा स्वयं केवल रूपतः ।**
**यस्तिष्ठति सतु ब्रह्मन बह्म न बह्मवित् स्वयम् ॥**

અર્થ—જો દર્શન જ્ઞાન (આત્મા) ને અદર્શન અજ્ઞાન (અવિદ્યા) એ બેઉને છોડી પોતે કેવળ ચિદ્રૂપ (ઐક્યપણા)થી સ્થિર થાય છે.' તે તો હે બ્રહ્મન, પોતે બ્રહ્મજ છે, પણ બ્રહ્મવિત્ નહી, સારાંશ કે, આત્મ, અનાત્મ વસ્તુને સમજી અચિંત્યપણામાં સ્થિર થનાર પુરૂષજ આત્મા કિંવા બ્રહ્મ છે. તેથી આ સંસાર પરમાર્થ રૂપ છે. કેમકે એ તો સ્વયં આત્માના ધર્મથી પ્રગટ થયા છે, ને આજે ભ્રાંતિ રૂપ અન્યથા બુદ્ધિ છે. તે અવિદ્યા કાર્ય રૂપ અજ્ઞાન છે. તેથી આ અવિદ્યા વિદ્યા જ્ઞાનથી નિવૃત થાય છે. આ વિદ્યા રૂપ જ્ઞાનથી અનાત્મ અજ્ઞાન નષ્ટ થઇ, વિવેકથી શોક, મોહાદિકને તરી પારદર્શી બને છે.

## શ્રુતિ.

आत्माऽऽभासस्य जीवस्य संसारोनाऽऽत्म वस्तुनः ।
इति बोधो भवेद् विद्या लभ्यतेऽसौ विचारणात् ॥

અર્થ—આત્માના આભાસથી ઉપત્ન્ન થયલો ચિદા ભાસ રૂપી જે જીવ છે તેને આ સંસાર લાગેલો છે. પણ આત્મ વસ્તુને નહી, એવા પ્રકારનો જે બોધ, તેને વિદ્યા કહે છે. આ વિદ્યા વિવેક રૂપ વિચારથી પ્રાપ્ત થાય છે, આ વિવેકરૂપ વિચારની સમજ આ નીચેની શ્રુતિ બતાવે છે.

## શ્રુતિ.

सदा विचारयेत् तस्माज् जगज्जीव परात्मनः ।
जीवभाव जगद्भाव बाध्यस्वात्मैवशिष्यते ॥

અર્થ—ઉપલા વિચારમાં મુમુક્ષ પુરૂષો સદા, જગત્, જીવ, ને પરમાત્માને વિચાર કર્યા કરે છે. ત્યારે જીવ ભાવ ને જગત્ ભાવ છુટી જવાથી સ્વ આત્માજ શેષ (બાકી) રહે છે. સારાંશ કે, આવા પ્રકારના વિચારવાળી જુદી જો વિદ્યા છે, તે વિદ્યા પરોક્ષ ને અપરોક્ષ એવી બે જાતની છે, તેમાં અપરોક્ષ વિદ્યાની પ્રાપ્તિથી ઉપલો જીવને જગત્‌ભાવની સમાપ્તિ થાય છે.

## શ્રુતિ.

अस्ति ब्रह्मेति चेद् वेद परोक्ष ज्ञानमेवतत् ।
अहं ब्रह्मेति चेद् वेद साक्षात्कारः स उच्यते ॥

અર્થ—બ્રહ્મ છે, એવી રીતે જયારે જાણે, તેને પરોક્ષ જ્ઞાન કહે છે. ને હું બ્રહ્મ છું, એવી રીતે જયારે જાણે, ત્યારે એ જ્ઞાનને સાક્ષાત્કાર (અપરોક્ષ જ્ઞાન)

કહે છે. સારાંશ કે, આ અપરોક્ષ જ્ઞાનના અધિષ્ઠાન પણાથી બે અવિછિન્ન (ન્યારૂ) જે ચેતન છે કિંવા એ બેઉ જ્ઞાનમાં મિશ્રિત જે ચેતન છે. તેને કુટસ્થ કહે છે.

આ વિદ્યા રૂપ અપરોક્ષ જ્ઞાનમય ચેતન અચિંત્ય રચનાવાળુ છે. કાંઈ સુચિંત્ય રચનાવાળું નથી. કારણ કે એ ચૈતન્ય નિત્ય રૂપ છે તેથી. કેમકે આ વિદ્યારૂપ ચેતન પ્રત્યક્ષ અપરોક્ષ રૂપ હોવાથી તેને વિષે દ્વૈતનું મિથ્યાપણું જણાઈ આવે છે. તેથી અપરોક્ષ અદ્વૈત રૂપજ છે, કેમકે ચેતનથી દ્વૈતનુ મિથ્યા પણાનો અનુભવ થાય છે જેથી ચેતન (ચિતિ) નિત્ય છે.

હવે અસત્યનો અર્થ ભાષા જ્ઞાનીઓ જુઠું એવો કરે છે, પણ સત્યાર્થ એવો કે જે ન હોય ને દરશાય તે કિંવા સત્ય નહી તે અસત્ય કિંવા તદન ખોટું તે કિંવા જે નથી તે કિંવા અલ્પ સત્ય તે અસત્ય કિંવા સત્નો અભાવ તે અસત્ કિંવા યથાર્થ નહીં તે કિંવા તદન ખોટું તે અસત્ય કિંવા સત્થી વિલક્ષણ તે અસત્. અપવિત્રતા એટલે અશુદ્ધ, જેમાં પવિત્રતા નથી તે, ને અપ્રમાણ એટલે જેમાં ખરૂં પ્રમાણ નથી તે કિંવા વાજબી નથી તે.

આ ઉપરની ચીજો આપણી કાયામાં જે કલ્પના રહેલી છે, તેને વિષે હાજર છે તોપણ એ સર્વ ભ્રાંતિકૃત અદ્વૈત જ્ઞાનથી દુર થાય છે. તે એવી રીતે કે, જ્યારે આપણે જાણ્યું કે, આ જગત્ અવિચાર રૂપી દ્વૈતજ્ઞાનથી ઉત્પન્ન થયું. એટલે આપણે સમજ્યા કે, ખોટા, નઠારા, ગેરવાજબી ને ન કરવાના વિચાર કરવાથી ઉત્પન્ન થયું. તેથી આપણી અંદરનો એ ભેદબુદ્ધિરૂપ દ્વૈતભાવ કાઢી નાંખવો જોઇએ.

## શ્રુતિ.

**एवंतर्हि शृणु द्वैत मसन् मायामयत्वतः ।**
**तेन वास्तवमद्वैतं परि शेषाद् विभासते ॥**

અર્થ—દ્વૈત માયામય હોવાથી અસત્ છે. કેમકે એના પરિત્યાગમાં સત્ય વસ્તુની પ્રતિતિથી યથાર્થ અદ્વૈત ભાસે છે. સારાંશ કે, દ્વૈતભાવ નષ્ટ થવાથી અવિચાર નષ્ટપણાને પામે છે, ત્યારે અદ્વૈત ભાસે છે. તેથી સદવિચારની પ્રાપ્તિ થાય છે. એટલે સત્ય વસ્તુની પ્રાપ્તિ થઇ કહેવાય છે. મતલબ કે, અવિચારની ટેવ જતી રહેવાથી સદવિચાર કરવાની ટેવ પડે છે. જેથી આત્મા ઓળખાય છે કિંવા આત્મારૂપે થઇએ છૈયે, એટલે અવિચારે આગળ જતાં સદવિચારનો આકાર ધારણ કરી બતાવ્યો કિંવા તો અવિચારમાંથી સદવિચાર પ્રગટ થયો, કિંવા અવિચારજ સદવિચારરૂપે ખડો થયો. જેમ પિતાજ બીજી કાયાની આકૃતિ ધારણ કરી પુત્ર રૂપ પ્રગટ કરે છે તેમ.

આ જગ્યાપર અવિચાર પિતા થયો, ને સદવિચાર પુત્ર થયો. હવે પિતા તેજ પુત્ર, તેમ અવિચાર તેજ સદવિચાર, તેથી અવિચારજ આત્મા થયો. કેમકે ઉપાધિપણાથી આત્મા પોતેજ અવિચારની આકૃત્તિ ધારણ કરી રમણ કરતો હતો, પણ જયારે આત્મામાંથી ઉપાધિ દુર થઇ ત્યારે અવિચાર વાળો આકાર પલટી દઇ સદવિચાર રૂપે પોતાનો દેખાવ દેખાડયો. જયારે એ દેખાવ દરશાવ્યો ત્યારે સ્વયં આત્માએ પોતે પોતાને એકજ રૂપમાં છે એમ નિશ્ચે કીધું. જયારે એ એકજ રૂપે બન્યો, ત્યારે જગત્ પણ આત્મા રૂપે પોતાના એકજ આકારમાં લિન્ન થઈ ગયું કિંવા જે જગત્ હતું તે પાછું આત્મરૂપે થયું કિંવા આત્માજ થઈ ગયું. તેથી ખોટામાંથી ખરૂં થયું, નઠારામાંથી સારૂં થયું, ગેરવાજબીમાંથી વાજબી થયું. નહીં કરવાના વિચારમાંથી કરવા લાયક થયું. સારાંશ કે, આ જગત્ દ્વૈતભાવ પળટાવવાથી, ને અદ્વૈતભાવ ઉદય થતાં સદવિચાર રૂપે, ને પોતાના સત્ય આત્માના આકારથી સારા દેખાવમાં, વાજબીરૂપે માન્ય કરવા લાયક થયું. તેથી આપણો ભાવ પળટાવવાથી જગત્માં અવિચારપણું ન રહ્યું. ને એ ન રહેવાથી જગત્ અવિનાશી કિંવા આત્માના રૂપમાં આત્મા ભાવે આત્મારૂપ થઇ ગયું. વાસ્તે એ ત્રણે કાળમાં સત્યરૂપે હતું તેવાજ રૂપમાં આપાણને સત્ય ભાવથી દેખાયું, પાણ એ સત્ય પદાર્થમાં આપણો અસત્ય ભાવ પ્રગટ થયાથી એને આપણે અસત્ય રૂપે જોયું. જેમ બીજમાં અસત્યભાવ પ્રગટ થવાથી તેજ બીજ વૃક્ષરૂપે દેખાય છે તેમ, પણ એ વૃક્ષમાં સત્યભાવે જોવાથી વૃક્ષ જ્ઞાન અદર્શ થઈ બીજ જણાય છે. એટલે જેને તમો વૃક્ષ જુઓ છો. તેનું તમો સત્યભાવે પૃથકરણ કરો ત્યારે બીજ દેખાય છે. તેથી વૃક્ષ આગળ જતાં બીજરૂપે હાજર થાય છે. એજ પ્રમાણે આ જગત્ આગળ જતાં આત્મારૂપે થયું એવી શ્રૂતિ છે. તાત્પર્ય એટલું કે, તમારો જેવો ભાવ હોય તેવા ભાવમાં આત્મા સ્વરૂપ દેખાય છે. તેથી તમો આત્માને વિષે જગત્ ભાવ દુર કરો ને આત્માભાવ રાખો. ને એ ભાવ ન રાખવાથી તમારોજ આત્મા અજ્ઞાનરૂપે તમોને દેખાય છે, જેથી તમો આ જગત્રૂપ આત્માને અજ્ઞાન રૂપમાંજ જુઓ છો તેથી તે આત્મા જગત્રૂપે દરશાય છે.

આ અજ્ઞાનરૂપ અસત્યભાવ તમારે વિષે દ્રઢ થવાથી તમારાંમાં નહી જ્ઞાનનું જ્ઞાન વૃદ્ધિને પામે છે. જેની વૃદ્ધિથી ગેરવાજબી માર્ગ સુઝ પડે છે, ને એના સંયોગથી ઉળટાં કૃત્ય આપણે કરીએ છૈયે, ને એવાં કૃત્યથી આપણે અશુદ્ધ (પાપી) થયા, ને અશુદ્ધથી અજ્ઞાનતાના કાલ્પત પ્રવાહમાં રમણ કરવા લાગ્યા, આ રમણના નિજધ્યાસથી સત રૂપ આત્માને જગત્ રૂપે જોયો, ને આ જગત્ રૂપનું વિવેચન કરતાં આપણી અંદર જયારે સત્ય ભાવ ઉદય થયો, ત્યારે અજ્ઞાન રૂપ જગત્ સત્ય રૂપે ખડું થયું. સારાંશ કે અસત્યને ઓળખવાથી સત્ય વિદિત થયું. જેમ વૃક્ષને જાણવાથી બીજ જણાયું તેમ. એવાજ પ્રકારથી

જગત્‌ને જાણવા જતાં આત્મા રૂપી ઇશ્વર જણાય છે તેથી જગત્ અગાડી જતાં ઇશ્વર (આત્મા) રૂપ બને છે કિંવા ઇશ્વર જેવું દેખાય છે કિંવા ઇશ્વરજ થઇ જાય છે. જેમ બરફ આગળ જતાં પાણી થાય છે તેમ. તેથી કેહેવાય છે કે અસતથી સત દેખાયું એટલે અસતનો અર્થ ઇશ્વર થયો, કેમકે અસતનો અર્થ જે આપણે ખોટો કીધો તેનું કારણ કે આપણે વિષે ખોટો ભાવ દ્રઢ થયલો હતો, તેથી તે ભાવે અસતનો ખોટો એવો અર્થ કરી બતાવ્યો. પણ હાલમાં આપણો ભાવ ખરો થવાથી અસતનો અર્થ પણ ખરો કરવો જોઇએ. હવે આપણો ભાવ ખરો સત્ય થયો તેથી અસતનો અર્થ જગત્ મટી ઇશ્વર થયો. જેમ બરફનું પાણી, ને વૃક્ષથી બીજ થાય છે, એટલે વૃક્ષનો અર્થ બીજ થયો.

આ પવિત્ર વિવેચનમાં વિચારવાનું કે આત્મા પોતાને વિષે સત્, અસત્‌નો ભાવ દ્રઢ કરી પોતાનાજ સ્વરૂપને જુએ છે. તેથી એ ઉંધુંટ, સુળટ ભાવ પોતાના સ્વતંત્ર સ્વભાવથી ઉત્પન્ન કરે છે. વાસ્તે એ સર્વ કૃત્યનો કરનાર પોતેજ છે. જેથી ઇશ્વર સ્વકૃત્યથી આ સર્વ સૃષ્ટિ રચે છે, સારાંશ કે આ સ્વતંત્ર સ્વકૃત્યપણાની શક્તિનું નામ સુકૃત્ય કહ્યું છે. જેથી ઇશ્વર સુકૃત્યનો કર્તા થયો કિંવા ઇશ્વરજ સુકૃત્ય રૂપ છે, જેથી લોકીક કહાણીમાં ઇશ્વર સર્વનો કર્તા મશાહુર થયલો છે. જેમ બીજના અસત્ ભાવે વૃક્ષ બીજનેજ દેખાયું, તેમ આત્માના અસત્ ભાવની દ્રઢતાથી જગત્ જણાયું. હવે આત્મા તે આપણેજ છૈયે. તેથી કરીને આપણી અસત્ દ્રઢતાએ જગત્ દેખાયું કિંવા ઉત્પન્ન થયું. આ મુળતત્વથી આપણે પોતેજ કર્તા થયા, જયારે પોતેજ કર્તા થયા, ત્યારે આ જગત્ આપણું સ્વકૃત્ય રૂપી સુકૃત્ય કેહેવાણું, તેથી આ જગત્‌માં જે આપણને સુખ, દુઃખ, લાભ, અલાભ, પાપ, પુણ્ય, વિગેરે પ્રાપ્ત થાય છે તે સૌ આપણું સ્વકૃત રૂપી સુકૃત્ય ભોગવીએ છૈયે. કેમકે એ આપણું પોતાનું કરેલું પ્રાપ્ત થયું છે. કેમકે આપણે એને પોતાના સ્વતંત્રપણાના જ્ઞાનથી પ્રગટ કર્યું છે. તેથી એ આપણને હાલમાં કદાચિત દુઃખ કર્તા જયારે માલમ પડે છે, ત્યારે આપણે એનાથી કંટાળી પ્રારબ્ધ કિંવા ઇશ્વરને દોષ આપવા માંડીએ છઇએ; પણ એ દોષ આપણા અજ્ઞાનના સ્વભાવથી આપી છૈયે. સત્ય જોતાં દોષ નઆપતાં, એ આપણી કૃતિમાં સંતોષ માની સ્થિર થવું. કદાપી સ્થિર નથતાં ખટપટ કર્યા કરીશું. તો એની ઉપાધિ વૃદ્ધિને પામતી જશે ને તેનાથી અલ્પજ્ઞતા દ્રઢિત પણાથી કાયમ થશે. તેથી કરીને શાંતીથી જે જે સમયાનુસાર પ્રાપ્ત થાય છે. તેને વિષે ખુશીથી વર્તવું. સબબકે. એ સુકૃત ના ખુશપણાથી પલટાવવાનું નથી, પણ જયારે આપણે એના ભોગ ભોગવી રહીશું ત્યારે એ છુટશે. કેમકે એ આપણું પોતાનું કરેલું પ્રાપ્ત થયુંછે, તેથી બીજો કોઇ એને દુરકરવા શક્તિમાન નથી. આ ઉપરથી લોકોમાં પ્રસિદ્ધ છે કે, દરેક પ્રાણી પોતાનું સુકૃત ભોગવે છે. તો એ વાત ખરીછે, કેમકે આપણે પોતાનુંજ સુકૃત ભોગવીએ છૈયે. સારાંશ કે, આત્માનો જે સ્વતંત્ર સુકૃત સ્વરૂપ પ્રેમમાં સ્થિરથવાથી (આત્મગત પ્રેમ) મોટો છે. તેથી વિષયની સ્પૃહા રહેતી નથી.

## શ્રુતિ.

**इत्थंसच्चित्परानंद आत्मा युक्त्या तथाविधं ।**
**परंब्रह्म तयोश्चैक्यं श्रुत्यं तेषूपदिश्यते ॥**

અર્થ.– આ યુક્તિએ કરીને આત્મા સત્, ચિત્, પરાનંદ રૂપ સિદ્ધ થયો, આ પ્રકારમાં પરબ્રહ્મરૂપ આત્મા કિંવા બ્રહ્મ, આત્માની ઐકયતા ઉપનિષદ (વેદાંત)ને વિષે એનો ઉપદેશ કર્યો છે.

આ સચ્ચિદાનંદ રૂપ સુકૃત પુણ્યાકૃતિ છે. તેથી લોકોમાં પ્રસિદ્ધ છે કે, સર્વ પુણ્યથી પ્રાપ્તથાય છે, તેથી જાણો કે આ સર્વ (બાહ્ય કિંવા મનોમય) સૃષ્ટિકૃત્ય આપણને પુણ્યથી મળ્યું છે. જે ઉપરથી પુણ્ય (ધર્મ, દાન) કરવાનો રીવાજ ચાલ્યા કરે છે. આ રીવાજ પુણ્યરૂપ હોવાથી આનંદરૂપ (સુખ)માં રાત્રદીવસ રાખે છે. તેથી એ આનંદ પરમ પ્રેમનું કારણ છે. એવી શ્રુતિ છે.—સારાંશ કે. કોઇ પંડિત્ જનની સ્થિતિ તદન દરિદ્રિ, રોગી ને અત્યંત દુઃખી રહેલી છતાં તેનો ચ્હેરો દીલગીરી દરશાવતો નથી, તેનું કારણ કે, તે પંડિતજીનો આનંદ તે ઉપલો બ્રહ્મ આનંદ છે. તેથી તેનો ચ્હેરો, ખુશ, આનંદમય ને પરમ પ્રેમરૂપ દરશાયલો આપણે જોઇએ છૈયે, જેમ લોકવિષે આમ્રફળનો રસ મિષ્ટ હોવાથી ખાનારનો ચ્હેરો આનંદરૂપ દેખાય છે. તેમ ઉપલો બ્રહ્મ આનંદ પણ મીષ્ટ રસરૂપ રહેલો છે. જ્યારે એ રસરૂપ છે, ત્યારે એનાથી આપણું જ્ઞાન નિર્વિકાર ને કાયા નિરોગી થાય છે. ને નિરોગી થવાને લીધે આયુની વૃદ્ધિ થાય છે.. હવે આયુનો અર્થ ઘી થાય છે. ને એ ઘી થકી આયુષ્યની વૃદ્ધિ કહી છે. કેમ કે ઘી એ સર્વ શરીરનું તત્વ (ચેતન)છે. જ્યારે એ તત્વ (ચેતન)રૂપ છે, ત્યારે એની પ્રાપ્તિથી સત્વ (આનંદ) મળે છે. જેને એ આનંદ (સત્વ) મલ્યો ત્યારે તો સર્વ (ઐશ્વર્ય) પ્રાપ્ત થયું કહેવાય છે. તેથી લોકમાં પ્રસિદ્ધ છે કે, ઇશ્વર (આત્મા) સર્વ ઐશ્વર્યનો આપનાર છે.

## શ્રુતિ.

**य एवंब्रह्म वैदेष भवति स्वयम् ।**
**ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥**

અર્થ.–જે પુરૂષ એવીરીતે બ્રહ્મને જાણે છે. તે પોતેજ બ્રહ્મ થાય છે. ને બ્રહ્મ અજ હોવાથી જન્મતો નથી. તેમ બ્રહ્મરૂપ થયલો પુરૂષ (બ્રહ્મવિત્) ફરી જન્મ ધરતો નથી.

જ્યારે આપણે બ્રહ્મરૂપથયા ત્યારે આપણને સર્વ પ્રાપ્ત થયું છે, તેથી પ્રાપ્યરૂપ બન્યા. જ્યારે આપણે પ્રાપ્યરૂપ બન્યા, ત્યારે આપણી આશા જગત્ કરવા લાગ્યું, તેથી જગત્માં પ્રત્યેક પ્રાણીને વિષે આશાનું બંધારણ થઇ પડયું. આ

અંધારણ ઉપરથી ઇશ્વરને વિષે સર્વ પ્રીતિ કરવા લાગ્યાં. આ પ્રીતિના કારણથી ઇશ્વર સર્વને મિષ્ટ મધુરૂપ જણાયો. લોકમાં પ્રસિદ્ધ છે કે, મિષ્ટ પદાર્થ જે સાકર, ગોળ, ખાંડ ને મધુ વિગેરેને પ્રાશન કરવાથી જેવી મિષ્ટતા છુટે છે, ને તેથી તેનો પ્રફુલ્લિત મિષ્ટરૂપ ચ્હેરો બીજાઓ જુએ છે, તેવી રીતે કોઇ યોગીજન લીમડાના જેવો કડવો રસ પીએ છે. તોપણ તેનો ચ્હેરો મિષ્ટ ને સ્નેહરૂપ દેખાય છે. એનું કારણ કે એને વિષે બ્રહ્મરૂપ મિષ્ટતા રહેલી છે. તેથી આત્મા જગતનું જીવન કહેવાયો, ત્યારે સર્વને તે અમૃતરૂપ જણાયો, જેના અમ્મરપણાની લેહેજતથી જગત્ અમ્મરરૂપ કિંવા જીવતું દેખાયું.

આ જગ્યાપર જગત્નું જીવન આત્મા છે. જેમ વૃક્ષનું જીવન બીજ છે તેમ પણ આત્માનું જીવન કોઇપણ જણાતું નથી, તે ઉપરથી આત્મા સ્વભાવે નિરાધાર રહેલો કિંવા મનાયલો કહેવાય છે, પણ નિરાધાર આત્મા સર્વનો આધાર છે, તેથી નોધારાંનો આધાર પ્રાકૃતજનો ઇશ્વરને ગણેછે કિંવા અનાથનો નાથ પણ કહે- છે. જેમ બીજ સ્વતઃ નિરાધાર છે. પણ તે આખા વૃક્ષનું આધારરૂપ છે. તેમ આત્મા જગત્નો આધાર છે, જયારે એ જગતનો આધાર જણાયો, ત્યારે જ- ગત્ એણેજ પેદા કીધું.

## श्रुति.

**आत्मा वा इदमग्रेऽभुत सईक्षत सृजाइति ।**
**संकल्पेना सृजल्लोकान् स एतानि बह्वृचः ॥**

અર્થ.—આ અગાઉ આત્મા થવા લાગ્યો, ને હું લોકોને સૃજું, એવી રીતે ઇક્ષણ કરવા લાગ્યો, તે સંકલ્પે કરીને આ લોકોને ઉત્પન્ન કર્યા. એવી રીતે ઋક્ શાખાવાળા કહે છે, સારાંશ કે, આત્મા જગત્નો ઉત્પન્નકર્તા આધારરૂપ જણાયો, તે ઉપરથી માહાત્મા એવા દેવલોકોએ તેને જગત્નું મૂળ ગણ્યું.

એવીરીતે આત્માને જગત્નું મુળ ગણવાથી ધર્મરૂપ માન્યો, કારણ કે, આત્મા ત્રણેકાળમાં સત્ય અખંડ નિત્ય ને યોનીરૂપ છે. તેઉપરથી ધર્મરૂપ કહ્યો.

## श्रुति.

**जगद्योनिर्भवेदेषे प्रभवाप्ययकृत्त्वतः ।**
**आविर्भाव तिरोभावा वुत्पत्ति प्रलयौ मतौ ॥**

અર્થ.—આ પરમાત્મા જગત્ની યોની કારણ છે. કેમકે જગત્ની ઉત્પત્તિ ને પ્રળય કરનારો હોવાથી કારણકે એને વિષે આવીર્ભાવ (પ્રગટ) ને તિરોભાવ (અપ્રગટ) એવા બેઉ ભાવ માન્યા છે. સારાંશ કે. આત્માને વિષે પ્રગટ ને અપ્ર- ગટ ભાવરૂપ હોવાથી એ ધર્મરૂપજ છે.

હવે એને જ્યારે ધર્મરૂપ ગણ્યો. ત્યારે એના સ્વભાવ ઉપરથી ધર્મની-આજ્ઞાઓ પ્રગટ થઇ, એ આજ્ઞાઓનું પ્રગટથવું એના દેખાવને મળતું છે. તે-તે એવીરીતે કે, ત્રણેકાળે આત્મા સત્ય છે. તેથી સર્વ કોઇએ સત્ય બોલવું. તેમ-જ આત્મા સત્ય હોવાથી સ્વભાવે નિર્વિકાર છે. તેથી નિર્મળપણું કિંવા સ્વચ્છતા રાખવી. તેમજ અસત્ ન બોલવું. કારણકે તે સદા સર્વદા મુક્ત છે. ને મુક્ત હોવાથી તેને કાંઈ બાધ નડતો નથી. પણ બાધ તો જે ત્રણેકાળે મિથ્યા હોય તેને નડે છે. પણ આત્મામાં મિથ્યાત્વપણું કાંઈજ નથી. પણ મિથ્યાપણું તો આ અનાત્મ જગત્માં રહેલું છે. તેથી એ મિથ્યારૂપ જગત્માં મિથ્યા વાદ કરવાથી સત્રૂપ આત્મા દેખાતો નથી. પણ આ મિથ્યા જગત્માં સત્ય બોલવાથી સત્ય-રૂપ આત્મા દેખાય છે. તે કેવો છે તે આ શ્રુતિ કહે છે.

## श्रुति.

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥**

અર્થ.—આત્મામાં ન નિરોધ છે, ન ઉત્પત્તિ છે, ન બદ્ધ છે. ન સાધક છે, ન મુક્ત છે ને ન મુમુક્ષુ, છે. એવો એ પરમાર્થરૂપ છે. સારાંશ કે, અચિંતરૂપ પરમાર્થ તત્વમાં અસત્ (જગત્) રૂપ એવો કોઇપણ પદાર્થ ભાસતો નથી. તેથી જુઠું ન બોલવું.

તેમજ ચોરી ન કરવી, કેમ કે પોતાના આત્માની સ્વતંત્રતાએ જે સ્વકૃત રૂપી સુકૃત ઉત્પન્ન કરેલું છે, તેમ રાજી ન રહેતાં, અસત્ભાવે નારાજી થઈ, બીજાને જે તેના સ્વકૃતથી મલેલું સુકૃત ઐશ્વર્ય, કોઇના જાણવામાં ન આવે એવી છુપીરીતે લઇલેવું તેનું નામ ચોરી. આ ચોરીકૃત કરવાથી આપણું સુકૃત નાશ પામે છે. તેથી લોકમા પ્રસિદ્ધ છે કે, દુષ્કૃતથી સુકૃતનો નાશ થાય છે. કેમ કે-ક્ષય એવા અસતભાવને અક્ષય એવા સત્ભાવનો ભય રહે છે.—સારાંશ કે ક્ષય (જગત્) પદાર્થને અક્ષય (આત્મા) પદાર્થનો ભય રહેલો છે.

## श्रुति.

**भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः ।**
**भीषाऽस्मादग्निश्चेन्द्रश्चे । मृत्युर्धावतिपञ्चमइति ॥**

અર્થ.—બ્રહ્મના ભયથી વાયુ ચાલે છે. ભયથી સૂર્યઉદય થાય છે, ને તે ભયને લીધે, અગ્નિ-ઇંદ્ર ને પાંચમું મૃત્યુ દોડે છે. સારાંશ કે, આત્માનો સુકૃત-રૂપીભય દુષ્કૃતને રહેલો છે, તેથી ચોરી ન કરવી.

એવીજ રીતે વ્યસનપણુ ન કરવું. કેમકે આત્મા પોતે શુદ્ધ ને નિખાલસ-છે. પણ વ્યસનવાળા માદક પદાર્થો અસત્ (જગત્) ભાવને ઉત્પન્ન કરે છે. ને-એ ભાવ આત્મભાવનો વિરોધી છે. તેથી માદક પદાર્થો સેવન કરવા નહી. તેમજ કપટ ન રાખવું. સબબ કે, આત્માનો સતભાવ પ્રત્યેક પ્રાણીના હૃદયનેવિષે સ્ફુર્ણપણાથી કલ્પનાની આકૃતિમાં એકસરખી રીતે ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થ-યલો જે આપણે વિષેનો કલ્પનાનો પ્રવાહ તેની સત્યરૂપ સમજને છુપી રાખી. આ-પણા અસતભાવના જ્ઞાનથી બીજી નવીસમજ પ્રગટ કરી બીજાને કહેવી. એ એક પવિત્ર નિયમને અટકાવવાનો માર્ગ ઉત્પન્ન કર્યો છે. તેથી સત્યપદાર્થના સત્ય નિયમને મોટી જાંખ લગાડી ગણાય છે. કેમકે એ કૃતથી આપણા સત્ય ભાવ-નો પ્રવાહ અટકે છે. જેથી આપણી આત્મબુદ્ધિનો નાશ થાય છે. ને એનાથકી આપણો પણ નાશ થાય છે. તેથી કપટ ન કરવું.

તેમજ સર્વના ઉપર ભાઇ પ્રમાણે હેત રાખવું. કેમકે આ જગત્ના સર્વ સ્વરૂપો તેના પ્રતિબિંબથી ઉત્પન્ન થયલાં છે. તેથી તેનું એ સર્વના ઉપર એક સરખું આચ્છાદન રહેલું હોવાથી તે કોઇને પણ ન્યૂનાધિકપણાના ભાવથી જોતો નથી, પણ સમદ્રષ્ટિ તેણે રાખેલી છે. તેથી આપણે પણ સર્વનું ભલું ચાહવું. આ ભલા ચાહવાના સ્વભાવથી આ દુનિઆંનેવિષે પ્રીતિનું બંધારણ થઇ પડયું છે. જેથી આત્મા સર્વને સમાનરૂપે ભલુંકર્તા જણાયો છે, આ કારણથી તેની પ્રીતિ સર્વ કોઇ કરે છે. ને તેને પ્રસન્ન કરવાસારૂં અનેક યોજનાઓ કામે લગાડે છે.

જે ઉપરથી તેને વધારે પ્રસન્ન કરવાસારૂં જગત્ના લોકોએ, દયા, ક્ષમા, શાંતિ, ભક્તિ, વૈરાગ્ય, સત્સંગ, સત્શાસ્ત્રાધ્યયન, ને પુરૂષાર્થ ઉત્પન્ન કરી દીધાં, ને માર્ગપર ચાલતાં તેઓનેવિષે આત્માનું ઐશ્વર્ય હાજર થતું ગયું, ને તેના હાજર થવાથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પદાર્થની પ્રાપ્તિ થઇ. ને એ પ્રાપ્તિથકી તો સર્વને નિશ્ચે થયું કે, સ્નાન, ધ્યાન, ભજન, કીર્તન, સેવા, પુજા, રાખવાથી આપણી મુક્તિ થશે! તેથી એનેજ સ્વધર્મ માની ચાલવા લાગ્યા.

એવીરીતે મહાત્માજ્ઞાનીઓએ મુક્તરૂપ આત્માનેવિષેથી ત્રણેકાળે નિત્ય ને સત્ય એવો મુક્તધર્મ પ્રગટ કર્યો. ને દરશાવી આપ્યું કે, એક ઇશ્વર (આત્મા) જગત્માં સર્વત્ર વ્યાપક છે. જેમ બરફમાં સર્વત્ર પાણી વ્યાપક છે તેમાં બરફ પિગળવાથી પાણી થાય છે, તેમ જગતનો અસત્ભાવ પળટાવવાથી આત્મા થાય છે. આ જ્ઞાન સત્ય દરશાયાથી જગત્ના લોકોએ એ રસ્તે ચાલવા માંડયું. જેથ આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ જન્મ, મર્ણાદિ ઉપાધિ નાશ પામી.

## श्रुति.

**तात्कालिक द्वैत शांता वप्या गामि जनिक्षयः ।**
**ब्रह्मज्ञानं विना नस्यादिति वेदांत डिंडिमः ॥**

અર્થઃ-સ્વપ્રકાશ કલ્યાણરૂપ બ્રહ્મને જાણીને તાત્કાળ દ્વૈતનો નાશ થવાથી અત્યંત શાંતિ (જન્મનો ક્ષય) દરશાય છે, પણ બ્રહ્મજ્ઞાન વિના જન્મનો ક્ષય થતો નથી, એવો આ વેદાંત (ઉપનિષદો)નો ડિંડિમ (ઢંઢેરો) છે. તેથી આત્મા ત્રણે કાળે સૃષ્ટિમાં પ્રિય થઇ પડયો છે, ને એના પ્રિયપણાથી આ મુકતધર્મ સૃષ્ટિમાં વેદાકૃતિમાં પ્રગટ થયો. ને તેના જ્ઞાનના ધોરણ ઉપરથી ષડશાસ્ત્રો રચાયાં, ને વેદાર્થના ઉપરથી શાસ્ત્રોએ ન્યારા ન્યારા સિદ્ધાન્તો પ્રગટ કર્યા. તેનો ખુલાશો આ મુકતધર્મની સૃષ્ટિ ઉત્પત્તિના વિવેચનના જ્ઞાનથી સ્પષ્ટ થશે.

આ મુકતધર્મની સૃષ્ટિ ઉત્પત્તિ એવા પ્રકારની કહે છે કે, પ્રથમ કાંઇજ પેદા થયું નહોતું. તેમ કોઇ ચીજ હતી નહીં. એવી નનામી, નઠામી જગ્યામાંથી થઇ, ત્યાં નનામી જગ્યામાં નનામી ચીજ ને નનામું કાંઇક દેખાઇ આવ્યું. તે નનામાં દેખાવના નનામાં પુરૂષે અનંત નામ પાડયાં, તે અનંત નામથી જુદા જુદા ફેર પેલી નનામી વસ્તુનો છે. એમ ગણત્રી કરી બતાવી, આ ઉપરથી એકના અનેક થયાં, પલકથી ખલક બની, સુલટામાં ઉલટું થયું, ખરામાં ખોટું થયું. સમાધાન જેમ ઉંઘનેવિષે આપણે પડયા હોઇએ, ત્યારે આપણી સ્થિતિનો દેખાવ કાંઇજ નથી, એવો દરશાય છે. તેમ આપણે ઉંઘના લેનારા શખ્સ, તેમ ઉંઘ નામનો પદાર્થ, એ બેઉ ઐકય આનંદના રસમાં મિશ્રિતપણાથી મળી રહેલા જણાયછે, તે સમયે આપણા દેખાવનો ભાસ કાંઇજ નથી એવા આકારમાં દરશાયછે. એવાજ પ્રકારથી બીજ પોતાની સ્થિતિનેવિષે જેઘડીપર રહેલું હોયછે. ત્યારે તે બીજ ને તેનો દેખાવ કાંઇજ નથી એવા આકારમાં દરશાય છે, તેમજ બરફ બરફની સ્થિતિનો દેખાવ કાંઇજ નથી એવી આકૃતિમાં જુએ છે.

હવે જે સમયે આપણે ઉંઘમાં પડયા તે સમયે ઉંઘ સર્વત્ર વ્યાપી રહી હતી, ને તે ઉંઘમાં કોઇપણ પદાર્થ દરશાતો ન હોતો, પણ ફકત ઉંઘજ હતી, ત્યારે ઉંઘની સ્થિતિ કાંઇજ નથી એવી આકૃતિમાં ભાસ્યમાન થતી હતી, પણ જે સમયે ઉંઘમાંથી સ્વપ્ન પ્રગટ થયું. ત્યારે ઉંઘની ઉપલી કાંઇજ નથી એવી આકૃતિ અદર્શ થઇ ગઇ, તેનું શું કારણ હશે વારૂ? પણ સત્ય સમજવાનું કે, ઉંઘમાં કાંઈ સ્વપ્નાજેવી બીજી ચીજ રહેલી ન હોતી. પણ જયારે ઉંઘ પોતાના સત્યભાવે પોતાને જોતી હતી, ત્યારે ઉંઘરૂપજ દેખાતી હતી. તેની સ્થિતિ તે સમયે ઉંઘરૂપ સ્થિતિમાંથી ઉંઘનેવિષે સ્વભાવિક પાણીની લ્હેરની માફક ઉંઘનો અસત્‌ભાવ ઉપાધિરૂપે સ્ફુરીઆવ્યો, જેમ પાણીના સ્થિરપણામાં પવનના ચલનથી સ્વભાવિક લ્હેર સ્ફુરી આવે છે તેમ.

આ જગ્યાપર પાણીની લ્હેરવિષે જેવીરીતે પરપોટાની આકૃતિ ધારણ કરે છે, તેવીજરીતે ઉંઘની અસત્‌ભાવવાળી લ્હેર તે ઉંઘનો પરપોટારૂપી ખટકો (અસત્‌ભાવનો નિશ્ચય) એ અસત્‌ભાવરૂપી ખટકો એવીરીતે થયો કે, જયારે ઉંઘ ઉંઘનેવિષે નિરૂપાધિપણા (સત્‌ભાવ) થી જોતી હતી, ત્યારે એની સ્થિતિ પૂર્ણ-

સુખરૂપ અવિનાશી દરશાતી હતી, તે ઘડીપર ઉંઘે અસત ભાવથી પોતાનો વિચાર કીધો કે હું કોણ! આ હું કોણરૂપી અસત્‌ભાવવાળો જે ઉંઘનો પરપોટા રૂપી ખટકો, ઉંઘની સ્થિતિને અપૂર્ણને વિનાશી દેખતો હતો. તેથી આ ભાવ રૂપી ખટકાએ ઉંઘને ઉપાધિપણાથી સ્વપ્નરૂપમાં જોઈ. જેમ પાણીનો પરપોટો પાણીની આકૃતિને પોતાનાથી જુદા રૂપમાં જુએ છે તેમ. તે એવીજ રીતે આ અસત ભાવરૂપી ઊંઘના ખટકાએ સતભાવવાળી ઊંઘને પોતાનાથી જુદા આકારમાં એટલે સ્વપ્ન જગતના રૂપમાં જોઈ. તોપણ એ ઐકયભાવથી ઊંઘની શાથે મિશ્રિત છે, તેથી સ્વપ્ન ભાસ મિથ્યા છે. પણ ઊંઘ ત્રણે કાળે ભાસ્યમાન થયા કરે છે.

## श्रुति.

**यद द्वैतं श्रुतं सृष्टेः प्राक तदेवाद्य·चोपरि ।**
**मुक्ता वपिंवृथा माया भ्रामयं त्यखिलान् जनान् ॥**

અર્થ (નિર્વિકાર આત્મતત્વરૂપી ઊંઘને અદ્વૈત સ્વરૂપ જાણે) તેથી આ આત્મતત્વમય જે અદ્વૈત સ્વરૂપ સૃષ્ટિની પૂર્વે સાંભળ્યું છે. તેજ અદ્વૈત હાલમાં સૃષ્ટિકાળ (સ્વપ્ન)માં છે, ને પછી પ્રળય (સ્વપ્નમટ્યા) બાદ પણ તેજ અદ્વૈત રહેશે, ને એજ અદ્વૈત મુકિત વિષે પણ કાયમ છે. સારાંશ કે ઊંઘમાં અદ્વૈત ભાવ હતો. ને સ્વપ્નના ખટકા સમયે તે દુર થયો, તો પણ તેમાં અદ્વૈતભાવનુંજ સામર્થ રહ્યું હતું. ને જ્યારે તે ખટકો પાછો મટી જઈ ઉંઘમાં પડતો હતો, ત્યારે પણ તે અદ્વૈત ભાવજ કાયમ રહેતો હતો, ને ખટકા વગરની સ્થિતિ (મુકિત)માં પણ એજ ભાવ સદૈવ રહેલો છે.

આ મુળતત્વ ઉપરની સૃષ્ટિ ઉત્પત્તિ સત્ય ઠરે છે. કેમકે તેમાં કહ્યું છે કે, પ્રથમ કોઇ ચીજ ન હોતી, એવી એક નનામી ને નઠામી જગ્યા હતી. તે જગ્યામાં કાંઇજ પેદા થયું ન હોતું ને ત્યાંથી કાંઈક પ્રગટ થયું. આ કાંઈકિ પ્રગટ થનારરૂપી નનામા પદાર્થને ઉપરની નનામી જગ્યામાં કાંઈકિ નનામું એટલે તે જગ્યાનું સ્વરૂપ, દેખાઇ આવવાથી આ દેખાયલા દેખાવના અનેક નામ પાડયાં—સમાધાન, હવે પ્રથમ કોઇજ ન હોતી એટલે એક અદ્વૈતરૂપી શુદ્ધ, અચંચલ નિરાકાર સ્વરૂપ હતું. એવી એક નનામી, નઠામી જગ્યા હતી. એટલે અચંચળ નિરાકાર સ્વરૂપ જયાં હતું તે જગ્યાનો દેખાવ કાંઇજ નહી, એવા આકારમાં હતો. તે જગ્યામાં કાંઈજિ પેદા થયું ન હોતું. એટલે કાંઇજ નહીં એવું એકજ નિરાકાર તત્વનું આચ્છાદન આકાશની માફક હતું. તેમાં પ્રગટ થવાનો સંભવ ન હતો. પણ તેનો દેખાવ અપ્રગટરૂપ હતો. ને ત્યાંથી કાંઇક પ્રગટ થયું, એટલે અચંચળ અપ્રગટરૂપ નિરાકાર તત્વમાંથી પ્રગટરૂપ અસત ભાવ ઉત્પન્ન થયો, આ પ્રગટ થનાર અસતભાવરૂપી નનામા પદાર્થે, ઉપરની કાંઇજ નહી એવા દેખાવવાળી નીરાકારી જગ્યામાં કાંઇક દેખાઇ આવવાથી એટલે નનામી જગ્યાનું સ્વરૂપ દેખાઇ આવવાથી, આ દરશાયલાં

નિરાકારી સ્વરૂપના અનંત નામ પાડયાં, એટલે અસતભાવે આ દેખાયલી નનામી જગ્યાના દેખાયલા નિરાકારી સ્વરૂપના અનંત નામ પાડયાં, તો પણ એ સર્વનો એકજ આકાર છે, તેથી સત્ય ગણત્રીનો પ્રત્યક્ષ ખુલ્લાસો આ છે, એમાં ન નામી જગ્યા તે, કાંઇજ એવું નિરાકાર અચંચળ તત્વરૂપી પરમેશ્વરનું સ્થાન ને નનામી ચીજ તે, નિરાકાર અચંચળ, અપ્રગટરૂપ આત્મા, નનામો પુરૂષ તે, નિરાકાર તત્વનો પ્રગટરૂપી અસતભાવ ખટકો. નનામો દેખાવ તે નિરાકાર અચંચળ સ્વરૂપનું આચ્છાદન ને નનામુ દેખાયું તે, સમાધાન, ઊંઘમાં કાંઇજ પેદા થયલું આપણે જોતા નથી, તેમ કોઇ ચીજ હતી એમ દીઠું નથી. તેથી ઊંઘની જગ્યાને આપણે નનામી, નઠામી ગણવી પડે છે. એ ન નામી, ન ઠામી જગ્યામાંથી થઇ, તે નનામી જગ્યાપર નનામી ચીજને નનામું કાંઇ દેખાઇ આવ્યું. સારાંશ-કે, એ ન નામી ઊંઘની જગ્યામાં, ન નામી ચીજના આકારમાં ફકત એક ઊંઘ હતી. એનેજ નનામું કાંઇ દેખાઈ આવ્યું એટલે એને વિષે અસતભાવ (ખોટો ભાસ) પ્રગટ થયો, આ પ્રગટ થનાર અસતભાવ રૂપી જે ખટકો તેને નનામો પુરૂષ કહ્યો, તેથી એ નનામા ખટકારૂપી પુરૂષે, ઉપલી ન નામી ઊંઘના દેખાવના અનંત પાડયાં, આ સર્વ નામ પણ નનામાંજ હતાં. પણ એ સર્વ અનંત નામનો ફેર ઉપલા અસત ભાવરૂપી ખટકાએ ગણ્યો. તેથી કાંઇનું કાંઇ દેખાયું, મતલબ કે, ન નામાથી ન નામું દેખાણું, ને નનામુ દેખાયાથી ન નામું ચાલ્યું. આ સત્ય ઉત્પત્તિની યોજના શ્રુતિઓએ જુદી જુદી તરેહથી કરેલી છે, તે આ નીચે દરશાવીએ છેયે. આ જગ્યાપર શ્રુતિઓ ઇશ્વરને જીવરચિત દ્વૈતભાવી સૃષ્ટિ ઉત્પત્તિનું વિવેચન કરે છે. જેના વિવેકથી જીવને તજવારૂપ જે જગત્ બંધ છે તે સ્પષ્ટ થાય છે. તેથી ઇશ્વર રચિત દ્વૈતનો ખુલાસો આ નીચેની શ્રુતિઓ આપે છે.

## श्रुति.

**मायां तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् ।**
**समायी सृजती त्याहुः श्वेता श्वतर शाखिनः ॥**

અર્થ.—માયાને પ્રકૃતિ (ઉપાદાન કારણ) જાણે, ને માયી (માયાનો આધિષ્ઠાન બ્રહ્મ) ને મહેશ્વર (નિમિત્ત કારણ) જાણો. તે માયા ઉપાધિવાળા પરમેશ્વર (માયી) જગતને સૃજે છે—સમાધાન નીરાકાર અચંચળ તત્વમાં જે અસત્ભાવને જગતનું ઉપાદાન કારણ માયા(પ્રકૃતિ) જાણો. ને એ અશુદ્ધ નીરાકાર અચંચળ તત્વને(માયી) માયાનો અધિષ્ઠાનરૂપ મહેશ્વર(ઉત્પન્ન કરનાર)નિમિત્ત કારણ જાણો. આ નિમિત્ત કારણરૂપ નીરાકાર મહેશ્વર અસત્ ભાવથી જગત્ સૃજે છે. સારાંશ કે ઉપરની સત્યઉત્પત્તિની યોજના શ્રુતિએ સરખાજ જ્ઞાનમાં કરેલી છે. પણ પ્રાકૃતજનો એને

જુદી આકૃતિમાં ગણે છે એ ભુલ ગણનારાઓની છે. પણ શ્વેતાશ્વતરવાળાનો પક્ષ મુક્તજ્ઞાનમાંથીજ. ઉત્પન્ન થયલો તમો જાણો. એજ પ્રમાણે ઋગ્વેદની ઋક્ શાખા અધ્યયન કરવાવાળા બ્રાહ્મણો જુદીજ ઉત્પત્તિ કરે છે.

**શ્રુતિ.**

**आत्मा वा इदमग्रेऽभूत् स ईक्षत सृजा इति ।**
**संकल्पेना सृजल्लोकान् स एतानिति बह्वृचः ॥**

અર્થ—આ અગાડી આત્મા થઇ ગયો, ને હું લોકોને સૃજુ એવું ઇક્ષણ (ઇચ્છા) કરવા લાગ્યો. તે સંકલ્પે કરીને આ સૃષ્ટિ ઉત્પત્તિ થઇ. સમાધાન, નીરાકાર, અચંચળ તત્વનો. જે અસત્ભાવ હતો તે અગાડી જતાં સતભાવરૂપ થઇ ગયો. એટલે નીરાકાર પૂર્વનું રૂપ તેણે ધારણ કીધુ, તેથી આ અગાડી આત્મા થયો, એમ ગણ્યું. ને પછી ત્યાં રહી અસત્ ભાવરૂપી ખટકાએ સંકલ્પ કીધો કે, હું લોકોને સૃજુ. એવી ઇચ્છાથી તે અસતભાવે સૃષ્ટિઉત્પત્તિ પેલાં નીરાકાર તત્વમાં જોઇ, તેથી સૃષ્ટિ બની એમ માની.

**શ્રુતિ.**

**खं वाय्वग्नि जलोव्योर्योषध्यन्नदेहाः क्रमादमी ।**
**संभुता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः ॥**

અર્થ—આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધી, અન્ન, દેહ એ સર્વ ક્રમે કરીને તે આત્મારૂપ બ્રહ્મથી ઉત્પન્ન થયાં છે. સમાધાન, નીરાકાર, અચંચળ તત્વનો જે અસત્ ભાવરૂપી ખટકાના સંકલ્પથી આકાશ, અગ્નિ, જળ વિગેરે ક્રમે કરી ઉત્પન્ન થયાં છે.

**શ્રુતિ.**

**बहुस्यामहमेवातः प्रजायेयेति कामतः ।**
**तपस्तप्त्वाऽसृजत् सर्वं जगदित्याह तित्तिरिः ॥**

અર્થ—હું બહુ થાઉં, ખરેખર અતિશય કરી થાઉં, એવી ઇચ્છાના સંકલ્પથી સર્વ જગત્ને સૃજવા લાગ્યો. એવી રીતે તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે. સમાધાન, નીરાકાર અચંચળ એવાં તત્વનો જે અસત્ ભાવ ઉપાધિપણાથી જ્યારે ખડો થયો કે. આ ખડો થવા રૂપી સંકલ્પથીજ સૃષ્ટિ ઉત્પન્ન થઈ આવી.

**શ્રુતિ.**

**जगद व्याकृतं पूर्वमासीद् व्याक्रियताधुना ।**
**दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु तेस्कुटे ॥**

અર્થ—સૃષ્ટિની પેંહેલાં જગત્ અવ્યાકૃત (બ્રહ્મ)હતું. ને હાલમાં સૃષ્ટિ ઉત્પત્તિ થયા પછી દ્રસ્ય (દ્રષ્ટાની કૃતિ) જે આ નામ, રૂપ છે, તેણે કરીને વ્યાકૃત (સ્પૃષ્ટ) થવા લાગ્યું. તે નામ, રૂપ આ વિરાટાદિ કાર્યરૂપ જગત્માં તે પ્રસિદ્ધછે. સમાધાન—સૃષ્ટિની ઉત્પતિ અગાઉ કોઈજ ન હોતું એવું જે નીરાકાર, અચંચળ, એક અવ્યાકૃત હતું, ને હાલમાં તે નીરાકારરૂપ દ્રષ્ટાની કૃતિથી આ નામ, રૂપ વ્યાકૃત (સ્પૃષ્ટ) થયું. આ સ્પૃષ્ટ થએલું નામ, રૂપમાં તે નીરાકર એક તત્વ પ્રસિદ્ધ છે, સારાંશ કે આ કાંઇજ નહી એવા નિરાકાર, અચંચળ સ્વરૂપના ઉપરથી એને વિષે અનેક મતમાં અનેક શ્રુતિઓ ટાંકેલી છે. તેનો સાર આહંઆં ઉતારીએ છેચે.

આ ઉપરથી ચાર્વાકનો એક દેશી લોકાયત મતવાળો કહે છે કે, જીવ દેહથી નિકળે છે, તે અહિંઆં દેહના નાશથી જણાય છે કે, દેહથી જુદો આત્મા છે એ શી રીતે જણાય છે. તે શંકા નિવારણ સારૂ કહે છે કે, આપણે વિષે પ્રત્યક્ષ પ્રમાણ રૂપે જે અહંબુદ્ધિ છે. જેમાં હું બોલુ છુ. એવા દેખાવ પરથી દેહથી ભિન્ન ઇન્દ્રિયરૂપ આત્માને જણાવે છે, કેમકે વાક્યાદિક ઇંદ્રિયનો સંવાદ (કલહ), શ્રુતિઓમાં સાંભળ્યો છે, તે હેતુ ઉપરથી ઇન્દ્રિયો ચેતનમય છે, વાસ્તે ઇંદ્રિય આત્મા છે—સમાધાન. આ મત વાજબી નથી. કેમકે જોવા વિના શરીર રહે નહી તે આત્મા છે. પણ એકએક કિંવા સર્વ ઇંદ્રિયો નાશ થવાથી, શરીરમાં ચૈતન્યતા કાયમ રહેછે. તેથી ઇંદ્રિયો આત્મા ઠરતી નથી. તેમજ હિરણ્ય ગર્ભ (સમષ્ટી પ્રાણ) ના ઉપાસક જે પ્રાણાત્મવાદી છે,. તે કહે છે કે, પ્રાણથી પુરૂષ જીવે છે, તેથી પ્રાણાત્મા છે. ઇંદ્રિય નહી, સમાધાન, વૃક્ષાદિક યોનીમાં પ્રાણ સંભવતો નથી, તેથી તેઓનું મૃત્યુ થતુ નથી, તેમ મુર્છાદિક સમયમાં પ્રાણ દખાતો નથી, પણ પ્રાણી જીવે છે, તેમજ નિંદ્રામાં પ્રાણ જાગે છે પણ કોઈ શરીરપરથી ભુષણાદિકને લઈ જાયછે, તો પણ તેને તે જાણતો નથી, તેમ કોઇ સંબંધી આવ્યો હોય તેનો સત્કાર કરતો નથી. વાસ્તે પ્રાણ જડ છે. તેથી આ પ્રાણ આત્મા ઠરેલો ન કેહેવાય.

તેમજ ઉપાસનાના કરવાવાળા જે જનો છે, તે મનને આત્મા કહે છે. કેમકે પ્રાણ અભોકતા છે. ને મન ભોકતા છે. સમાધાન મન બંધન મોક્ષનુ કારણ છે. તેથી મન સ્વતંત્ર નથી. એ ઉપરથી મન આત્મા નથી. તેમજ ક્ષણિકવાદી જે છે, તે બુદ્ધી ને આત્મા કહે છે.—સમાધાન અંતઃકરણ અહંવૃતિ ને ઈદંવૃતિ એવું બે પ્રકારનું છે. તેમાં અહંવૃતિથી બુદ્ધિ થઈ છે. ને ઇદં વૃતિથી મન થયુંછે. તેમાં ક્ષણક્ષણમાં અહંવૃતિનો જન્મને નાશ સંભવે છે. તે હેતુથી વિજ્ઞાન (બુદ્ધિ) ક્ષણિક છે, એમાં આગમ મતવાળો કહે છે કે, આ વિજ્ઞાનમય કોશ તે જીવછે, ને જન્મ, નાશ, સુખાદિકરૂપ સર્વ સંસાર વિજ્ઞાનને થકીજ છે, કેમકે વિજળી, મેઘ, નિમેષ એ સૌ ક્ષણિક છે કેમકે એમાં સર્વની બુદ્ધિને ક્ષણિક જાણ, પણ સર્વની બુદ્ધિનો જ્ઞાતા જે આત્મા છે. તેથી વિજ્ઞાન આત્મા ઠરતો નથી.

આ ઉપરથી માધ્યમિક મતમાં સુન્યને આત્મા કહે છે. કેમકે શ્રુતિઓ-માં સાંભળ્યું છે કે, આ જગત્ અગાડી અસત્ હતું, ઈત્યાદિ શ્રુતિ વાક્યમાં સુન્યજ સાંભળ્યું છે. ને તેમાં જ્ઞાન, જ્ઞેય વિષયરૂપ જે સર્વ જગત્ છે તે સર્વ સુન્ય વિષે ભ્રાંતિકરી કલ્પિત છે. સમાધાન, આ અવિભાજ્યરૂપ હોવાથી સુન્યની કલ્પના થતી નથી. કેમકે આત્મા વિષે ભ્રાંતિનો અભાવ રહેલો છે તેથી, તેમજ વૈદિકદર્શનમાં કહે છે કે, વિજ્ઞાનમયથી જુદો આનંદમય આત્મા છે, એમજ માનવું જોઈએ, સમાધાન. આ આનંદમય આત્માનું સ્વરૂપ છે તેમાં કોઈ અણુ કહે છે. કોઈ મહાન કહે છે. કોઈ મહમય પરિમાણવાળો કહે છે. એવી રીતે તે આત્માને વિષે શ્રુતિ ને યુક્તિના આશ્રયથી અનેકવાદીઓ બહુ પ્રકારથી કલહ ઉઠાવે છે. તેમાં આંતરાવ નામનો વાદી આત્માને અણુરૂપ ગણે છે. કેમકે, સુક્ષ્મ નાડીઓમાં એનું આવર્જન વિસર્જનપણું દરશાય છે. તેમાં બાળથી પણ હજારમાં ભાગની બરોબર ઉપલી નાડીઓમાં આત્મા વિચરે છે.

આ મુળતત્વ ઉપરથી આત્મા અણુ છે, તેમજ સુક્ષ્મથી અત્યંત સુક્ષ્મછે. એવી હજારો શ્રુતિઓ આત્માનું અણુપણું બતાવે છે. તેમજ દિગંબર જે છે. તે આત્માને મધ્ય પરિમાણવાળો કહે છે. કેમકે, પાદથી મસ્તક પર્યંત ચેતન્યનું બરાબર વ્યાપકપણું રહેલું છે. તેમાં આત્મા નખાગ્ર પર્યંત દેહવિષે પ્રવેશ કર્યો. છે એ શ્રુતિથી પણ મધ્ય પરિમાણવાળો આત્મા ઠરે છે. સમાધાન આત્મા નિરવયવ છે. તેથી ઉપલી કલ્પના વાજબી નથી. કેમકે શ્રુતિઓમાં આત્મા વિષે કહ્યુ છે કે, આકાશની માફક સર્વગત અસંગને નિરવયવ છે તેથી આત્મા મહાન વ્યાપક છે. પણ અણુ તથા મધ્યમ શરીરવાળો નથી. આ આત્માના મહાનપણાને વિષે તેના સ્વરૂપની વિલક્ષણતાને લીધે આત્મા અચિદ્રુપ (જડ) છે. કિંવા ચિદ્રુપ (ચેતન) છે. કિંવા ચિદચિદ્રુપ (જડ, ચેતન) બેઉ રૂપ છે એવી રીતે બહુ પ્રકારથી વાદીઓ મહને પામે છે.

આતકરારમાં નૈયાયિક આત્માની જડરૂપતા માને છે, કેમકે આકાશની માફક આત્મા દ્રવ્ય ગુણનો આશ્રત છે. તેમાં આત્માનો દ્રવ્ય ગુણ ચૈતન્ય જ્ઞાન છે. આ જ્ઞાન ગુણમાં, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ (પુણ્ય) અધર્મ (પાપ) સુખ, દુઃખ વિગેરે ભાવનાના સંસ્કારોનો સમાવશ કર્યો છે. કેમકે પોતાના પ્રારબ્ધ કર્મને વશ થવાથી આત્માનો સંયોગ મન સાથે થવાને લીધે ઉપલા ગુણો ઉત્પન્ન થયા છે, એ ગુણો નિંદ્રા સમયે પ્રારબ્ધના ક્ષયથી આત્માને મનના સંયોગના અભાવથી એ ગુણ તેટલી ઘડી લિન્ન થાય છે. કારણ કે આત્મામાં ચૈતન્ય જ્ઞાન ગુણ હોવાથી તે આત્મા ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન કર્તા હોવાથી આત્માને ધર્મ, અધર્મ ના દુઃખાદિ કર્મોને ભોગવે છે. તેમાં કોઇ કોઇ સમયે કર્મને વશ થવાથી કદાચિત સુખપણ ભોગવે છે. ને તેમાં કર્મ કરીને નવી કલ્પનાઓ ઉત્પન્ન કરે છે.

આવા પ્રકારના કર્તવ્યકર્મથી આત્માને વિષે ગમન, આગમન સંભવે છે. ને એ બાબતનો સર્વ પુરાવો વેદનો તમામ કર્મકાંડ નામનો ભાગ આપે છે, એવું પ્રભાકર કિંવા નૈયાયિકોનું મત છે. સમાધાન. પ્રથમવાદીએ બાકી રહેનાર આનંદમય કોશને આત્મા કહ્યો છે પણ તે આત્મા નથી. એતો આત્માનો ગુણ છે. તેમજ નિંદ્રામાં આત્માને જડ ને બોધરૂપ કહ્યો છે, કેમકે નિંદ્રાથી ઉઠતાં કલ્પના થાય છે. તેમાં સમજવાનું કે, નિંદ્રાથી ઉઠયા બાદ જાગૃતમાં જડતાની સ્મૃતિ થવાથી કહે છે કે હું જડરૂપે સુતો હતો. એવી સ્મૃતિ થવાનું કારણકે તેને નિંદ્રામાં જડતાનું જ્ઞાન હતું. કેમકે નિંદ્રામાં દ્રષ્ટાની દ્રષ્ટિ ફકત અલોપ થાય છે. તેથી આત્મા ખદ્યોતની માફક પ્રકાશને અપ્રકાશરૂપથી સંયુકત છે. આ ઉપરથી કપિલ મતના સાંખ્યમાં પ્રકૃતિ પુરૂષના વિવેચન કરવાવાળા નિરવયવ આત્માને વિષે જડ, ચૈતન્યપણું સંભવતું નથી, એમ માની તેને ચેતનરૂપ કહે છે. એ ઉપરથી ચેતન પુરૂષમાં ભ્રાંતિથી બંધ, મોક્ષનો ભેદ નૈયાયિકોની માફક એણે પણ આત્મામાં માન્યો છે. તેમાં પ્રકૃતિનો સદ્ભાવને પુરૂષની અસંગતા સારૂ શ્રુતિ યુકત ઉદાહરણથી કહે છે કે મહત્તત્વથી સારૂં અવ્યકત (અજ્ઞાન) છે. એમાં અવ્યકત એટલે પ્રકૃતિ જાણવી. તેવી રીતે પુરૂષ (ચેતન) અસંગ છે. એ શ્રુતિથી પુરૂષની અસંગતા સ્પષ્ટ થાય છે. સમાધાન. પ્રકૃતિને જગતનું કારણ માની, પુરૂષને વિષે બંધ મોક્ષનો હેતુ કહ્યો. તે બને નહી: કેમકે પ્રળય કાળમાં સત્વાદિક ગુણની સામ્ય (મિશ્રિત) અવસ્થાને પ્રધાન કહે છે. આ પ્રધાનની મિશ્રિત અવસ્થામટવાથી જગત્ ઉત્પત્તિ બને છે. પણ પ્રધાન જડરૂપ હોવાથી ઉપલી અવસ્થા ત્યાગ થઇ શકે નહી. તેમ ચૈતન્ય પુરૂષ અસંગ હોવાથી તેનો સંબંધ પ્રધાન સાથે બનતો નથી- તેમજ ચેતનના સંબંધ વિના જડથી કાર્યની ઉત્પત્તિ થતી નથી, તેથી પ્રધાનરૂપ માયા વિશિષ્ટ ઇશ્વર છે, તેજ જગત્ કર્તા છે.

આ ઉપરથી યોગ મતમાં કહે છે કે, ચૈતન્યની સમક્ષ પ્રવર્ત થયલી પ્રકૃતિના પ્રેરક પુરૂષને ઇશ્વર કહ્યો છે. તે ઇશ્વિર જીવથી ન્યારો છે. તેમાં ક્ષેત્ર (મુખ્ય) રૂપ પ્રકૃતિ ને ક્ષેત્રજ્ઞ જે કે જીવોનોને ગુણોનોપતી ઇશ્વિર છે. આ ઇશ્વિરને વિષે વાદીજન પોત પોતાની યુકિતથી શ્રુતિ વાકયને અનુસાર પોતાના પક્ષની દ્રઢતા સારૂ ઉદાહરણ આપે છે. તેમાં પતંજલી ભગવાન શ્રુતિ અનુસાર કહે છે કે, કલેશ, કર્મ વિપાક એ ત્રણના આશ્રયથી જે પુરૂષ વિશેષ છે તે ઇશ્વર છે. આ ઇશ્વર જીવની માફક અસંગ ચેતન છે. આ પતંજળી સુત્રમાં ત્રણ કર્મ જેવાં કે પાપ, પુણ્યને મિશ્રિત એવાં છે. કર્મની ઉત્પત્તિ કારણથી છે, ને તેના ફળમાં જાતિ, આયુને ભોગ રહેલા છે, એ કલેશાદિકનો આશ્રય સંસ્કાર છે. તેમાં પુરૂષ વિશેષ જે છે તેને એનો સ્પર્શ થતો નથી તેથી તે ઇશ્વરછે. સમાધાન, જેવી રીતે સાંખ્યમાં અસંગ સ્વપ્રકાશ કુટસ્થ ને ચેતન રૂપ જીવ ગણ્યો છે. આ જીવ કર્તા નથી પણ ભોકતા

છે. એવું એનું પણ મત છે. બુદ્ધિ સુખ દુઃખની સાથી થવાને લીધે પોતાના અવિવેકનું અનુભવ સ્વરૂપ જે છે તેને ભોક્તાપણું છે કાંઈ બુદ્ધિને નથી. પણ તે બુદ્ધિના અવિવેકથી આત્માને કર્તાપણાનો વ્યહવાર છે. આ ભોક્તારૂપ આત્માને સંપ્રજ્ઞાત (સવિકલ્પ) ને અસંપ્રજ્ઞાત (નિર્વિકલ્પ) સમાધિની પરિપક્વપણા પર્યંત જ્યારે બુદ્ધિ અનુભવ લે છે, ત્યારે એનો અવિવેક નિવૃત થઈ વિવેક જ્ઞાનથી દુઃખનો અંત આવે છે. આને યોગ મતમાં મોક્ષ કહ્યો છે, તેમાં નિરિશ્વર સાંખ્યમાં ઈશ્વરનો અંગીકાર નથી. ને આ મતમાં છે. તેમજ અસંગ ચિદ્રુપમય ઇશ્વરને નિયંતાપણું ઘટે છે. આ નિયંતાપણાના અંગીકારથી તેને બંધ, મોક્ષ પ્રાપ્ત થતાં નથી. પણ તાર્કિકો નિયંતાપણાને માનતા નથી-કેમકે ઈશ્વરમાં જ્ઞાન પ્રયત્ન ઈત્યાદિકના ગુણોને નિત્ય માનવાથી પણ અદ્વૈત સિદ્ધાંતમાં સૃષ્ટિ ઉત્પત્તિ સમયે જ્ઞાનાદિક ગુણોની ઉત્પત્તિ કરી છે. તેથી તે નિત્ય નથી. કેમકે શ્રુતિ વિષે પ્રળય પર્યંત સ્થાયીરૂપ નિત્ય એવો સત્યસંકલ્પ સત્ય કામ રૂપે રહેલો છે. તેથી એ મત અસંગત છે.

આ જ્ઞાનાદિક નિત્યગુણ માનવા ઉપરથી કહે છે. આ નિત્ય ગુણથી સદાકાળ સૃષ્ટિ ઉત્પત્તિ થાય છે. તેથી હિરણ્યગર્ભ ઇશ્વર છે. આ હિરણ્યગર્ભ લિંગ (વાસના) દેહ કરી સંયુક્ત છે. આ હિરણ્યગર્ભ વિષે કહે છે કે, માયા ઉપાધિવાળો પરમાત્મા લિંગ દેહનો સમષ્ટિ અભિમાનપણાથી થયો છે. તો પણ એને વિષે લિંગ દેહનો સદ્ભાવ ને કર્મ અભાવ રહેલા છે તેથી એ જીવ નથી. આવા પ્રકારનું તાર્કિકોનું મત જોઈ વિરાટના ઉપાસક કહે છે કે, સ્થુલ દેહવિના લિંગદેહ ક્યાં પણ દીઠો નથી. તેથી સર્વ બાજુપર મસ્તકાદિ અંગવાન જે વિરાટનો દેહ તેજ ઇશ્વર છે. કેમકે હજારો શિરવાળો ને સર્વ તરફથી ચક્ષુવાળો નિરંતર વિશ્વરૂપ વિરાટસ્વરૂપ શ્રુતિએ વાક્યોમાં સાંભળ્યું છે. તેથી વિરાટ ઈશ્વર છે. આ વિરાટના મતમાં દોષ દ્રષ્ટિને લીધે અન્ય દેવ બ્રહ્માને મુખ્ય કરે છે. તેથી કહે છે કે, સર્વ તરફથી હસ્ત પાદાદિકવાળો જ્યારે ઈશ્વર છે. ત્યારે કીટ, પતંગાદિ જીવોને પણ ઇશ્વરતા પ્રાપ્ત થશે. તેથી ચતુર્મુખ દેવ બ્રહ્મા ઇશ્વર છે બીજો પુરૂષ ઇશ્વર નથી. કેમકે પુત્રને અર્થે તે બ્રહ્મદેવને જે ઉપાસે છે તેથી બ્રહ્મા પ્રજાને સૃજવા લાગ્યો, ઇત્યાદિ શ્રુતિ પ્રજાથીનું ઉદાહરણ આપી કહે છે.

એ ઉપરથી ભાગવત મત કહે છે કે, કમળથી ઉત્પન્ન થયલો વેધા (બ્રહ્મા) તે વિષ્ણુની નાભિથી ઉદય થયો છે, એવું પૈગંજુવ જન કહે છે, તેથી વિષ્ણુ ઇશ્વર છે, તેમજ શૈવશાસ્ત્રમાં કહે છે કે, શિવજીના બેઉ પગને ઢુંડતાં શાર્ઙ્ગ (વિષ્ણુ) અશક્ત થયો તેથી શિવ ઇશ્વર છે. આ જ્ઞાનનાવિરોધી ગાણપત્ય મતથી કહે છે કે શિવજી ત્રણ પુરને જીતવા સારૂં વિઘ્નેશ (ગણપતિ) ને પુજવા લાગ્યા, તે ગણપતિ ઈશ્વર છે. તેમજ ભૈરવ, મૈરાળાદિક વિગેરે અનેક મતના લોકો અનેક પ્રકારની વાત કરે છે. આ વાતમાં મંત્ર, અર્થ વાદ ને કલ્પનાનો આશ્રય

લે છે. એવી રીતે અસંખ્ય મતમાં ફક્ત મારણ, ઉચ્ચારણ ને વશિકરણાદિ સિદ્ધિના હેતુ ઉપરથી પોત પોતાના દેવના મંત્રો, સ્તુતિ,' બીજા દેવોની નિંદા તેમજ કલ્પ જે મંત્ર, જંત્રના પ્રતિપાદક આધુનિક ગ્રંથોના પ્રમાણોનો આશ્રય લઈ અનેક પ્રકારથી અનેક દેવોનું વર્ણન કરે છે. મતલબ કે. અંતર્યામીથી લઇને સ્થાવર પર્યંત જે ભિન્ન ભિન્નવાદી છે. તે પિપ્પળ, આંકડાં, 'વાંસ, તુલસી,' બીલી વિગેરે વૃક્ષોમાં કુલદેવતાપણું દેખે છે.

## श्रुति.

**तृणार्चकादि योगांता ईश्वरे भ्रांतिमाश्रिताः ।**
**लोकायतादि सांख्यांता जीवे विभ्रांति माश्रिताः ॥**

અર્થ તૃણ, ઇટથી લઇને યોગ પર્યંત જેટલા મતો છે, તે ઇશ્વરને વિષે અજ્ઞાનના આશ્રિત થયા છે, તેમજ ચાર્વાકથી તે સાંખ્ય પર્યંત જેટલા સિદ્ધાંતો છે તે જીવ વિષે ભ્રાંતિના આશ્રિત થયા છે.

## श्रुति.

**अद्वितीय ब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।**
**भ्रांताएवा सिलास्ते पांकं मुक्तिः केहवा सुखम् ॥**

અર્થ જ્યાં સુધી અદ્વિતીય બ્રહ્મ તત્વને જાણતા નથી ત્યાં સુધી ભ્રાંતિવાન ને આ લોકમાં સુખરૂપ મુક્તિ કદી પણ પ્રાપ્ત થતી નથી. કેમકે ઇશ જીવાદિકરૂપે કરી ચેતન અચેતન સ્વરૂપ જે જગત્ છે. તે આ અદ્વિતીય બ્રહ્મ તત્વ વિષે સ્વપ્ન છે. તેથી ઇક્ષણથી આદિ લઇને પ્રવેશ પર્યંત જે સૃષ્ટિ છે તે ઇશ્વરને કલ્પિત છે. ને જાગૃતથી મોક્ષ પર્યંત જે સંસાર છે તે જીવે કલ્પ્યો છે. એવુ શ્રુતિઓમાં કહ્યું છે

## श्रुति.

**मायाऽऽख्यायाःकामधेनो र्वत्सौ जीवेश्वरा वुभौ ।**
**यथेच्छं पिबतो द्वैतं तत्त्वं त्वद्वैतमेवहि ॥**

અર્થ,-જેનુ આખ્યા એવું' નામ છે તે માયા, આ માયારૂપી કામધેનુ (ગૌ)ના જીવ, ઇશ્વર બેઉ વાછરડાં છે. આ વત્સ પોતાની ઇચ્છામાં આવે એ રીતે દ્વૈતરૂપ દુધનું પાન કરે (ધાવે) છે. પણ તેમાં તત્વરૂપ મુખ્ય સ્વરૂપ અદ્વૈતજ છે સારાંશ કે, કાંઈજ નહી એવા અચંચળ નીરાકાર અદ્વૈત સ્વરૂપનો અસતભાવ (માયા)નો સ્વકલ્પિત દેખાવ તે આ મિથ્યારૂપ જગત્ છે, ને એ જગત્‌ની અનેક આકૃતિઓતે ઉપલા ભાવની વૃતિઓ છે, એ વૃતિઓ અસત હોવાથી પ્રગટ થઇ

नथी, तेथी ए सर्व ननामी कृतिज छे. केमके प्रथम कांईजि न होतुं एवी न नामी नठामी जग्यामांथी ननामी चीजने ननामुं कांईक देखाई आव्युं, ते ननामा देखावना ननामा पुरूषे अनंत नाम पाड्यां, तेथी आ ननामां जगत्‌नो खोटोभास्य प्रगट थयो. मतलब के ननामाथी ननामु देखाउ, ने न नामु देखायाथी ननामाए ननामु चलाव्युं. ने ननामु चलाववाथी ननामु कायम रह्यु एटले ननामी उंघ (नीराकार तत्व) थी ननामा असतभाव (अविद्या) प्रगट थयो. तेणे ननामु (संवेदन) चलाव्युं. ने एना चालवाथी न नामु (जगत) स्वप्न कायम थयुं, आ सत्य उत्पत्तिथी शास्त्रना सिद्धान्तो जे प्रगट थयला छे तेनी तपास करीए छीये.

हवे वेदान्तनो सिद्धांत छे के, सत्य ब्रह्म जगत् मिथ्या एटले प्रथम नीराकार अचळ स्वरूपी उंघ त्रणे काळे कायम छे तेथी सत्य ब्रह्म एम कह्युं. ने ए नीराकार तत्वरूपी उंघनो असत् भाव जे के स्वप्नरूपं जगत ते मिथ्या. कारण के स्वप्न उंघने विषे त्रणे काळमां संभवतु नथी. तेथी. मतलब के अखंड उंघज कायम छे. तेथी ए पक्षपण सत्य ठरे छे. तेमज सांख्यवाळो क्षेत्र (प्रकृति) ने क्षेत्रज्ञ (असंग आत्मा) ने त्रीजो जीवथी सृष्टि रचना बतावे छे. एटले नीराकार अचंचळरूपी उंघने एणे असंगआत्माने क्षेत्रज्ञ कह्यो. ने नीराकार रूपी उंघना असत् भावरूपी खटकाने जीव कह्यो. ने नीराकार परमात्मा रूपी उंघने विषे असतभावे जे कल्पना उठावी तेने क्षेत्र (प्रकृती) किंवा मांया कही. आ उपरथी एनी गणना पण सत्य छे. तेमज एनो एक पक्षी निरीश्वर कहे छे, तेनुं कारण के नीराकार अचंचळ उंघने तेणे प्रकृति कही ने उंघना पेला असत्‌भावरूपी खटकाने जीव कह्यो. आ मुळ तत्व उपरथी शीद्ध कीधुं के इश्वर नथी, तो ए वातने आपणे पण कबुल करीशुं के हा. सबब के इश्वर एवो न्यारो पदार्थ नथी, पण ननामा निराकार स्वरूपमांथी खुशीमां आवे एवी योजना थाय छे. तेथी एणे एवाज प्रकारनी योजना करी पोतानो पक्ष बांध्यो. तेथीं आपणा मुळ विचारने कांइज धक्को पहोंचतो नथी. पण ज्यादे पुष्टी मळे छे. केमके पक्षो थकी बीजानी भुल आपणने देखाय छे ने तेथी आपणुं खरांपणुं विदित थाय छे.

पतंजलीवाळो कहेछे के, जीव ने आत्माथी आ सर्व प्रगट थयुं छे एटले नीराकार अचंचळ रूपी उंघ ते असंग आत्मा, ने तेनो असत भाव रूपी खटको ते जीव. ए बेउथी सृष्टि उत्पत्ति थई. तो ए गणत्री कांई खोटी थती नथी, तेमज वैशेषिकवाळो कहे छे के, द्रव्यथी आ सर्व प्रगट थयुं छे. तेथी गुण गुणी, कर्ता कर्म, बीज वृक्ष, आत्मा, परमात्मा, प्रकृति, पुरूष, जीव, माया, ईश्वर, ए सौ एकज पदार्थमांथी भास्यां छे. किंवा एकज पदार्थनी खुबी द्वंद्व रूपे दरशाइ छे. एटले सत्य जोतां नीराकार अचंचळ तत्वनुं आच्छादन (व्यापकपणुं) सर्वत्र

રહેલું છે, એ વ્યાપકપણાને એણે દ્રવ્ય માન્યું. ને તેમાં ગુણી, ગુણ, કર્તા કર્મ, આત્મા, પરમાત્મા, પ્રગટ થયા એટલે નીરાકાર તત્વે ને તેના અસતભાવની દંદ્વા કૃતિ રૂપે યોજના વિદ્વાનોએ કરેલી છે. તેથી જ્ઞાતાઓએ પક્ષોના ઉપર ધ્યાન આપવું નહીં.

આ ઉપરથી ન્યાયવાળો જીવ, માયા ઇશ્વર, ત્રણને અનાદિ ગણે છે. એટલે નીરાકાર અચંચળ તત્વરૂપમાંથી જે અસત ભાવવાળો ખટકો થયો, ને તેની યોજનાંથી જે આં સ્વપ્નમય (માયા) રચના દેખાઇ. તેથી નીરાકાર તત્વને ઇશ્વર કહયો. ને તેના અસતભાવરૂપી ખટકાને જીવ કહયો. ને તે ખટકાથી સ્વપ્ન (જગત્) દેખાયું તેને માયા કહી. હવે એને અનાદિ ગણે છે. એટલે કહે છે કે, એ ત્રણ વસ્તુ ઉંઘ વખતે (સતભાવે) જયારે એક થાય છે. ત્યારે માહાં પ્રળય બને છે. ને જે સમયે અસતભાવ થાય છે. ત્યારે સૃષ્ટિ ઉત્પત્તિ બને છે. ત્યારે ત્રણે દેખાઈ આવે છે. વાસ્તે એ ત્રણે અનાદિ રહેલાં છે તેથી પ્રગટ થઈ આવે છે. નહીં તો પ્રગટ થવાં ન જોઇએ. એમ દ્રઢ કરી અનાદિપણું કબુલ રાખે છે. આ વાતમાં સિદ્ધાન્તિ કહે છે. સત્ત ને અસત ભાવનું સંકોચન ને પ્રસારણપણું જે થાય છે. તે નીરાકારરૂપી આત્માનો સ્વભાવ છે. ને એ સ્વભાવ નિત્ય છે. એવી અનેક શ્રુતિઓ છે. તે સ્વભાવ ધર્મ ને તમો છોડી દઇ અનાદિપણું કહોછો એ વાસ્તવિક નથી. એમ કહી પ્રશ્ન કરે છે કે, જીવ, માયા ને ઇશ્વર એ ત્રણે અનાદિ છે. તો જીવને માયામાં અલ્પજ્ઞપણું કેમ આવી ગયું ! ને ઇશ્વરનામાં સર્વજ્ઞપણું શા કારણથી રહયું ! આ પ્રશ્નનો જવાબ ન આપતતાર્કિક જ્ઞાનથી શ્રુતિ અનુસાર કિંવા વિરૂદ્ધ ભાવે અનેક યોજનાઓ કરે છે પણ સારાંશ એટલોજ કે સત રૂપ આત્મામાં મરજીમાં આવે એવી યોજના થયા કરે છે. તેથી આશ્ચર્ય પામવાનું કાંઇજ નથી.

મિમાંસાવાળો જૈમિનિ કહે છે કે, જે જે દેખાય તે તે સત્ય. તેથી આ જગત્ અનાદિ છે. એને કોઇએ પ્રગટ કીધું નથી. એ તો સદા સર્વ કાળ હાલમાં છે તેવું અનાદિ અનંત કાળે કાયમ રહેલુંજ છે. તેથી એમાં પ્રળય માહાપ્રળય ઇશ્વર જીવ, માયા, એ સૌ કલ્પના મિથ્યા છે. પણ સર્વ પ્રાણીમાં જે બોલવું, ચાલવું, આકાર, વિકાર, પ્રકટન વિગેરે જે દેખાય છે, તે સૌ ચૈતન્યના આકારા છે, ને એ ચૈતન્ય પંચતત્વોના સંયોગથી બન્યું છે. તેથી એ વાત ખરી છે, કેમકે નીરાકાર અચંચળ ઉંઘ રૂપી તુરવમાંથી જે સ્વપ્ના રૂપી જગત જે પેદા થયું તેને કોણે પેદા કીધું ! આ પ્રશ્ન ઉપરથી આપણે કહીશું કે, સ્વપ્નાનું જગત્ સ્વભાવિક થયું છે. એનો ઉત્પન્ન કર્તા કોઇજ નથી. તેમ સ્વપ્નાનું જગત્ જે અનંત આકારી ચૈતન્ય ભાવે અનાદિરૂપે જણાય છે. તેનું કારણ કે ઉંઘનો અસત્ ભાવ ઉંઘને વિષે ઉંઘની આકૃતિ પ્રમાણે અનાદિ ભાવવાળો છે. તેથી એ અસત્ ભાવરૂપી ઉંઘનો અનાદિ ભાવ જગત્રૂપે પ્રતિબિંબાકૃતિથી દેખાય છે તેથી કરીને જગત્ અનાદ્યંત અનાદિ છે. વાસ્તે એનો પક્ષ પણ સત્ય છે.

આ કારણથી નાસ્તિકો જગત કર્તા નથી, એમ કહે છે. તે પણ સત્ય છે. સબબ કે સ્વપ્ન જગત્‌ સ્વભાવિક થએલું છે. તેમજ આસ્તિકો જગત્‌કર્તા ઇશ્વરને માને છે, કેમકે સ્વપ્ન જગત્‌ની ઉત્પત્તિ ઉંઘમાંથી થઇ છે. તેથી સ્વપ્નાનું મુળતત્વ ઉંઘ ઠરી. એજ પ્રમાણે આ જગતનું મુળતત્વ કાંઇજ નહીં એવું જે નીરાકાર અચંચળ ઉંઘરૂપ પદાર્થ છે. એ ઉંઘરૂપ નીરાકાર તત્વનો આકાર નહીં હોવાથી નાસ્તિકો કહે છે કે ઇશ્વર નથી. ને આસ્તિકોએ એ નીરાકાર તત્વને ઇશ્વર માની કહ્યું કે આ સૃષ્ટિનો ઉત્પન્નકર્તા ઇશ્વર છે. આ ઉપરથી મનનકર્તાઓને પ્રશ્ન થાય છે કે, ઉંઘ કિંવા કાંઇજ નહીં એવા નિરાકાર સ્વરૂપને તમો કયા પદાર્થમાં ગણત્રી કરો. પણ ઉંઘ કિંવા કાંઇજ નહી એવું નીરાકાર સ્વરૂપ કોઇ પદાર્થ કિંવા ચીજમાં ગણાય નહી. તેથી એનેવિષે પ્રમાણ વગર વાત કરવાનાં કારણથી ભાષાના શબ્દોમાં એવીરીતે બોલવામાં આવે છે કે, નીરાકાર કિંવા ઉંઘ કાંઇ ચીજ નથી. તેથી નાસ્તિકો કહે છે કે, કાંઇજ નથી. તેમાંથી કાંઇજ પેદા થતું નથી એમ કહે છે. ને આસ્તિકો કાંઇજ નથી તેને એક નીરાકાર તત્વમાની કહે છે કે, કાંઇજ નથી તેમાંથીજ સર્વ પ્રગટ થયું છે. સારાંશ કે, સત્યજોતાં કાંઇજ નથી એવાં એક નીરાકાર તત્વથીજ આ સૃષ્ટિ બનીછે. ને તેજ તત્વ સર્વમાં વ્યાપક છે. તેથી તેજ આપણો ઇશ્વર છે. એજ વાત સત્ય ઠરે છે. ને નાસ્તિકોનું મત અસત્‌ છે. તોપણ એ બેઉ જે સિદ્ધાંન્તોથી લડયા છે. તે સિદ્ધાંન્તોનું મુળ એકજ છે. પણ પક્ષકારોના ધર્મ પ્રમાણે બોલતાં પ્રાકૃતજનોને તે બોલવું દ્વૈતભાવી જણાય છે. મતલબ કે સર્વ શાસ્ત્રો જુદા જુદા સિદ્ધાંતોપર રચાયાં છતાં એકજ મુળતત્વની ખુબી દરશાવે છે. આ કારણથી મહાત્મા જ્ઞાનીઓ બાધ લાવતા નથી; ને સ્પષ્ટ અતઃકરણથી કબુલ કરે છે કે, વેદાન્તશાસ્ત્ર સર્વમાં શિરોમણી છે. ને એનાજ જ્ઞાનથી આપણો સારોદ્ધાર થાય છે.

આ પ્રમાણે ષડ-શાસ્ત્રોએ આ એકજ આત્મારૂપી પૂર્ણ વસ્તુના અનુભવ ઉપરથી સિદ્ધાંતો પ્રગટ કર્યા છે. ને તેમાં એકજ સત્‌રૂપ આત્માના અસ્તિત્વમાં સર્વ ગણનાઓ હાજર કરી છતાં વ્યહવારીક પક્ષો ભિન્ન ભિન્ન દરશાવી ભેદબુદ્ધિના જ્ઞાનમાં સર્વ કોઇને નાંખી દીધાં છે. તેથી આ જગ્યાપર સર્વના સત્ય મુળતત્વની યથાર્થ શોધ કરી દ્રષ્ટાત્માના આનંદનું જ્ઞાન ને દેખાવ કેવા પ્રકારનો છે તે અહિંઆં સ્પષ્ટ કર્યોછે.

## દ્રષ્ટાનંદ.

આ દ્રષ્ટાનંદ[૧] સાક્ષાત્‌ પરમેશ્વરનો સંપૂર્ણ દેખાવ થકી જાગ્રત, સ્વપ્નાદિક

---

૧ આ દ્રષ્ટા જે છે, તે પોતાની કાયામાં ચૈતન્યરૂપે વ્યાપક થઇને હૃદય સ્થાનમાં તમામ અસંખ્ય જાતની કલ્પનાની ઉત્પત્તિ કરે છે. ને પછી આંખ, નાક, કાન વિગેરે ઇદ્રિંયદ્વારાએ આ બાહેરના બ્રહ્માંડમાં વસેલાં સર્વ સ્થાવર જંગમાદિક પદાર્થોને જુએ છે. સાંભળે છે. જાણે છે. તે આખરે અનેક જાતની ભાવનાનો ક્ષય કરી નિંદ્રા સ્થિતિની માફક ભુલી જાય છે. સારાંશ કે જાણવું ન જાણવું, કરવું ન કરવું, બોલવું ન બોલવું એ સ્થિતિમાં જે ચૈતન્ય કાયામાં વ્યાપિ વ્યહવાર કર્યા કરે છે. તેનું નામ દ્રષ્ટા છે.

અવસ્થાઓ ને પરા, પશ્યંતિ રૂપ વાચાઓ, ને સ્થુલ, સુક્ષ્માદિક જગતો. ને સત્વ, રજ, તમાદિક સ્વભાવોની યથાર્થ રચના સ્પષ્ટ થાય છે. છતાં આખરે પોતાના આનંદમાં તદ્દન લિન્ન થાય, ત્યારે વર્ણન થઇ શકતું નથી. કેમકે પોતે તૂર્ય રૂપ છે. ભૂમારૂપ છે. મોક્ષરૂપ છે. તસ્માત્ પોતાના અસ્તિત્વ વિના બીજું કાંઇ ભાસતું નથી. તેથી કરીને નિત્યરૂપ દ્રષ્ટિ ન્યારી થઈ શકતી નથી. ત્યારે તમામ અસ્તિત્વના આચ્છાદનમાં ભેદ ગણવાનો સંભવ થતો નથી. તોપણ એ સ્થિતિ કેવા પ્રકારની છે, તે વર્ણવી શકાય નહી, કારણ કે જે કાંઇ છે તે ન સમજાય એવું, એકજ સરખા પ્રમાણમાં, સરખા કદમાં ને સરખા વજનમાં કહી ન શકાય એવાં રૂપમાં જાહેર થઇ રહ્યું છે. જેથી તમામ જાતની સંવિતરૂપ દ્રષ્ટિઓ દરશાતી નથી. કેમકે એ આનંદમાં જોનારો જોઇ શકતો નથી-ત્યારે કહેનારો શું કહી શકે વારૂ ! કેમકે કહેવારૂપી દ્વૈતભાવ અસત્ય જણાય છે ને તેથી હું ઇશ્વર એવું જ્ઞાન થઇ આવે છે. કેમકે જેના નિકળવાથી આ શરીર અમંગળરૂપ બને છે. કેમકે શ્રુતિઓમાં કહીંક આકાશાદિકના ક્રમથી સૃષ્ટિ કહી છે, કહીંક અગ્નિ આદિકના ક્રમથી સૃષ્ટિ કહી છે, કહીંક પ્રાણાદિકના ક્રમથી સૃષ્ટિ કહી છે, કહીંક ક્રમવિના સૃષ્ટિ કહી છે. તો પણ એ ઉત્પત્તિ આદિકની શ્રુતિઓ જે છે તે આત્માની ઐકયતારૂપે બુદ્ધિના સ્પષ્ટ કરણ સારૂં દરશાવેલી છે. કાંઈ બીજા અર્થની કલ્પના કરવા સારૂં કહેલી નથી. તેથી ઉત્પતિ સંબંધીના અનેક ભેદ માનવાનું પ્રયોજન નથી. કેમકે એકજ અદ્વિતીય છે, એ શ્રુતિથી જયારે પરબ્રહ્મરૂપ આત્મા, નિત્યબુદ્ધ, નિત્યશુદ્ધ, નિત્યમુક્ત સ્વભાવવાળા એક પરમાર્થ રૂપ સત્ છે ને બીજું અસત્ય છે, તેથી આત્મા નિશ્ચે કરી જોવાલાયક છે. કેમકે આત્મા પાપરહિત ધ્યાન ને જ્ઞાન મેળવવા લાયક છે. તોપણ આત્માને વિષે આ સર્વ બરાબર છે. કેમકે આમાં તો કાંઇ દ્રષ્ટારૂપી આત્મા પણ નથી ને તેની સંવિત્‌વાળી દ્રષ્ટિ પણ નથી. ત્યારે તો જગત્ કયાં છે ! કેમકે અદ્વૈતાત્માના યથાર્થ દર્શણ થકી, આ સર્વ બાહ્ય દેખાવ મિથ્યા થઈ જવાને લીધે દ્વૈત વાદિના પ્રમાણો અસત્ ઠરે છે. કેમકે રાગદ્વેષ અનાશ્રય હોવાને લીધે આત્માની ઐકયતાવાળી બુદ્ધિ સ્પષ્ટ થવાથી સર્વ પ્રમાણો ખોટાં કરે છે. તે આ માંડ્યુંકયોપનિષદ્‌નો ત્રીજા પ્રકરણનો એક મંત્ર કહે છે.

## मन्त्र १६.

**स्व सिद्धान्त व्यवस्थासु द्वैतिनो निश्चिता दृढम् ।**
**परस्परं विरुध्यन्ते तैरयं न विरुध्यते ॥**

અર્થ.—કપિલ, કણાદ, અરૂ, બુદ્ધ આદિકો પોતાની (દ્વૈતવાદી) રૂપ દ્રષ્ટિને અનુસાર પોતે પોતાના સિદ્ધાન્તની રચનાના નિયમમાં, કહે છે કે આ પરમા-

ધીરૂપ આવાજ પ્રકારનું છે, બીજી તરેહનું નથી. એવી રીતના દ્રઢ નિશ્ચયો કરે છે. છતાં પોતાના પ્રતિપક્ષીઓને દેખવાથી દ્વેષ કરે છે. એવા રાગ દ્વેષવાળા પોતાના સિદ્ધાન્તની સિદ્ધતા નિમિત્ત પરસ્પર વિરોધને પામ્યા કરે છે! આ વિરૂદ્ધરૂપ વાદીઓએ કરી, આ હમારા વેદ ઉકત આત્માની ઐકયતાવાળો પક્ષ ન્યારો હોવાથી વિરોધને પામતો નથી. જેમ પોતાના હસ્ત પાદાદિકથી પુરૂષ વિરોધ પામતો નથી તેમ. સારાંશ કે, શુદ્ધ આત્મ સ્વરૂપના અખંડ નિત્યરૂપ આનંદને જોવા જતાં જોનારો જાય છે, ને વિચાર કરતાં વિચારનાર જાય, ત્યારે રહેનાર વસ્તુ શુન્ય કહેવાય. છતાં સુન્ય કેમ કરી કહેવાય? કારણ કે સુન્યની ગણત્રી કરતાં એક અખંડ વસ્તુનો ભાગ થઈ આવે છે. પણ એમ બનવું સંભવતું નથી. કેમકે એકજ વસ્તુમાં બીજી ચીજ સંભવતી નથી. તેથી કરીને તે અવિભાજ્ય છે. ને અવિભાજ્ય હોવાથી એ કહી શકાય નહીં તેથી એ અદ્વૈત સ્વરૂપનો આનંદ કેવો છે! આ પ્રશ્નથી કહેવું પડે છે કે, એ આનંદમાં દ્વૈત નથી ને અદ્વૈત નથી. સંવિત રૂપ અવિદ્યાદિકનું દર્શાણુ નથી, તેમ મન બુદ્ધિ ને દેહાત્મક ભાસ નથી. તેમ જાગૃત્યાદિ સૃષ્ટિ નથી. ત્યારે એ કેવો છે? એ પ્રશ્નથી કહેવું પડેછે કે એ આનંદ તો જેવો ગણે તેવો છે. ન એવો છે, ન તેવો છે. ઇત્યાદિ તર્કરૂપ ભ્રાંતિ જ્ઞાન એને વિષે દરશાતું નથી. તેથી કરીને યથાર્થ કહેવું પડે છે કે, આ જગત્‌માં ચાલેલા તમામ ધર્મોએ જીવ, શીવ, આત્મા, પરમાત્મા, જડ ચૈતન્ય, માયા, કલ્પના, ઇશ્વર, બ્રહ્મ, પરબ્રહ્મ, પરમાત્મા ઇત્યાદિ નામોથી અનેક તરેહના તર્કો દોડાવ્યાં છે. ને તેમાં કહે છે કે, ઇશ્વર મોટો છે, જીવ નાનો, પરબ્રહ્મ એથી મોટો વગેરે. અનેક પ્રકારની યોજના કરી ગયા છે. તે સર્વે આ પરમાર્થરૂપ દ્રષ્ટાના આનંદરૂપ મોક્ષમાં વિકારમાત્ર દરશાય છે. કેમકે શુદ્ધ સ્વરૂપને વિષે કલ્પના કથનમાત્ર છે એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, મતવાદીઓનું બોલવું તદ્દન અવિદ્યાકૃત છે. કારણ કે અજન્મા અવિનાસી જે આત્મતત્વ છે, તે માયાથી ભેદને પામે છે. પણ પરમાર્થથી પામતું નથી. તેથી દ્વૈત પરમાર્થથી સત્ય ઠરતું નથી, તે આ માંડયુંકયોપનિષદ્‌ના ત્રિજા પ્રકરણનો એક મંત્ર કહે છે.

## मन्त्र १८.

**मायया भिद्यंते ह्येतन्नान्यथाऽजं कथञ्चन ।**
**तत्त्वतो भिद्यमाने हि मर्त्यतामममृतं व्रजेत् ॥**

અર્થઃ—પરમાર્થથી સત્‌રૂપ જે અદ્વૈત છે. તે આ તિમિરદોષની દ્રષ્ટિવાળા પુરૂષે કલ્પેલા અનેક ચંદ્રની માફક છે. જેમ સર્પ, જળાધારા આદિક ભેદ રજ્જુની માફક માયાથી ભેદને પામે છે. પણ પરમાર્થથી પામતા નથી, કેમકે આત્મા નિરવયવ હોવાને લીધે. છતાં સાકાર વસ્તુ અવયવવાળી હોવાથી બીજા ભાવને પ-

માય છે. જેમ ઘટ મૃતિકાના ભેદથી ગણાય છે તેમ. પણ અહીંઆં નિરવયવ, અજન્મા જે અદ્વૈત તે કોઇપણ પ્રકારથી ભેદને પામતા નથી. એવો અભિપ્રાય છે. જેથી તત્વ પોતાના સ્વભાવથી ભેદને પ્રાપ્ત થાય છે પણ અમૃત, અજન્મા; અદ્વૈતરૂપ મરવાની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. જેમ અગ્નિ શીળતાને પ્રાપ્ત થાય છે તેમ. પણ સ્વભાવથી વિપરિતપણાની પ્રાપ્તિથી સર્વ પ્રમાણો અનિષ્ટ છે તેથી અજન્મા આત્માતત્વ માયાએ કરીને ભેદને પામે છે, પણ પરમાર્થથી પામતા નથી, તેથી દ્વૈત અસત્ છે. સારાંશ કે, બીજ વૃક્ષમાં ત્રણેકાળે સત્ય છે. તેમ દ્વૈતરૂપ માયામાં બીજરૂપ આત્મા સત્ય છે. તેથી કરીને એ પરમાર્થરૂપ આત્મતત્વમાં ફેરફાર થતો નથી. તેમ ફેરફાર થવાનો સંભવ નથી. કારણ કે દ્રષ્ટા પોતાના અસ્તિત્વમાં અવિભાજ્ય છે તેથી એનું વર્ણન કરવાનું કારણ નથી. ને કારણ ન હોવાથી એ પોતે એક સરખા દેખાવમાં છે. જે ઉપરથી પોતે દ્રષ્ટા સદ્વિચારની આકૃતિમાંજ તત્વદર્શીઓને ભાસ્યો છે. ત્યારે તેઓએ સિદ્ધ કીધુ છે કે, સદ્વિચારરૂપ દ્રષ્ટા પોતે કોઇકાળે અવિચારની નિશાનીમાં દરશાતો નથી. તેથી કરીને કહે છે કે, એન વિષે કાંઈજ જાણવાનું પ્રયોજન નથી. કેમકે સદ્વિચાર સર્વકાળમાં સદ્રૂપેજ વ્યાપેલો છે. જ્યારે એ પોતે દ્રષ્ટા એવી રીતે રહેલો છે. ત્યારે એને વિષે અવિદ્યાનું સંવિત્‌ને એ સંવિતના પ્રવાહ થકી દરશાયલી આપણી દેહ તથા એ દેહના આ પ્રગટ થએલાં અનંતકોટ બ્રહ્માંડો ભાસતાં નથી. તાત્પર્યકે, એ સદ્વિચારરૂપ દ્રષ્ટા પોતાનું સ્વરૂપ પળટતો નથી એટલે કે, એ પોતે કોઇકાળે અવિચારના આકારમાં દેખાવવાનો નથી. ત્યારે તે સદા સારૂંજ કર્યા કરવાનો.

હવે જ્યારે એ સદ્વિચારરૂપ દ્રષ્ટા સારૂજ કર્યા કરવાનો, ત્યારે તેને વિષેની સમજ મેળવવા જવાનું કાંઈજ પ્રયોજન નથી. કેમકે એને વિષે કોઇપણ પ્રકારનું અલ્પજ્ઞપણુ માલમ પડતું નથી. ત્યારે તો સર્વજ્ઞ*પણુ કાયમ છે. ત્યારે આપણે તેને વિષે કયું ડહાપણ ચલાવી શકવાના! પણ જ્યારે ડહાપણ ચલા-

---

*આ સર્વજ્ઞપણામાં એવું કહેવાય છે કે, સત્ જે છે, તે ત્રણે કાળે એકજ સરખા પ્રમાણમાં પવિત્ર ને સારી આકૃતિના દેખાવમાં હાજર છે. કેમકે સત્‌ના અભાવે અસત્ દેખાય છે. છતાં જ્યારે સત્‌ને વિષે અભાવ થાય ત્યારે આપણમાં સંવિત્ પ્રવાહ ઉદય થાય છે. કે તરત તેના યોગ અનાત્મ પંચભૂતાત્મક દેહરૂપી અસંખ્ય બ્રહ્માંડો કલ્પિત જ્ઞાનના કાયમ ભાવથી પ્રગટ થએલાં ભાસે છે. જેમ રજ્જુના અભાવે કલ્પિત સંવેદન થવા થકી, તે કલ્પિત સંવેદન સર્પાકૃતિમાં દેખાય છે તેમ. તસ્માત્ સત્ પોતે અવિભાજ્ય છે એ શ્રુતિથી તે નિરૂપાધિરૂપ રહેલ છે. તેથી અલ્પ અંતર કરવાનો નથી. પણ જ્યારે એ, સત્‌રૂપ દ્રષ્ટાના અસ્તિત્વમાં આપણે જરાપણ અંતર (કલ્પના) કરવા જઇએ છૈયે ત્યારે ભેદરૂપ બુદ્ધિથી ભિન્નત્વ ભાસે છે. તે એવી રીતે કે, આ સત્‌રૂપ દ્રષ્ટા પોતે સત્‌રૂપ છે કે અસત્‌રૂપ છે! તેમ એ એક છે કે અનેક છે! તેમ એ સારો છે કે નઠારો! ઇ-

ની શકતા નથી. ત્યારે તેની અંદર જાણવા જવાનું કાંઈજ કારણ નથી. કેમકે નહીં જાણવા જવાથી એ દ્રષ્ટાનું સર્વજ્ઞપણું આપણને ત્રણેકાળમાં સમજાઈ રહ્યુ છે. એટલે આત્મા વિશેષ કરી પોતપોતાના સ્વરૂપથી પોતેજ પ્રકાશે છે. તોપણ એ શી રીતે ગ્રહણ થાય છે? તેને સારૂં મુંડકોપનિષદ્માંના ત્રીજા મુંડકના પ્રથમ ખંડનો એક મંત્ર નીચે પ્રમાણે કહે છે.

## मन्त्र ५१.

**न चक्षुषा गृह्यते नापि वाचानान्यैर्देवैस्तपसाकर्म्मणावा ।**
**ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्त तस्तु तं पश्यते निष्कलं ध्यायमानः**

અર્થ.—આ બ્રહ્મરૂપ આત્મારૂપ હોવા ને લીધે કોઈપણ પુરૂષના ચક્ષુએ કરીને ગૃહણ થતો નથી. તેમ એ અવાચ્ય હોવાથી વાણીથી ગૃહણ થતો નથી

---

ત્યાદિ પ્રકારનું વિભાજ્યપણું આપણે ગણવા લાગીએ, ત્યારે તે સ્વરૂપમાં ફેરફાર થતો નથી. પણ આપણે વિષેના મનોમન કલ્પિત ભાવોમાં ફેરફાર થાય છે. ને તે ફેરફાર આપણને અસત્રૂપ (જગત્)માં દેખાય છે. સારાંશકે, સત્રૂપમાં અલ્પગણત્રી (કલ્પના) કરવા થકી અસત્નો ઉદય થઇ આવે છે. કેમકે એ વિભાજ્યરૂપ ગણત્રી આપણે કાંઇ સત્માંથી પ્રગટ કરતા નથી. પણ એ ગણત્રી અસતમાંથી પ્રગટેલી છે. તેથી એ ગણત્રીના ભાવો જગત્રૂપે દેખાય છે. કિંવા તો એ ગણત્રી જગત્માં ભાસે છે. જેથી કરીને કોઇએ પણ સતસ્વરૂપને વિષે ગણત્રીરૂપ અલ્પઅંતર કરવું નહીં, મતલબકે સતરૂપ દ્રષ્ટાના આનંદમાં જરાપણ કલ્પના કરવાની નથી એ શ્રુતિથી વિચાર કરવો નહીં, કારણ કે સત્નો વિચાર કદીપણ થતો નથી ને કદાપિ કીધો તો તે વિચાર અસત્રૂપનો થઇ જાય છે. જેમ સૂર્ય એક ને સર્વત્ર સમાન છે. તેમ એના અખંડસ્વરૂપમાં કાંઇજ ફેરફાર થતે નથી. ને ફેરફાર થયો એમ કોઇએ જાણ્યો નથી. છતાં કોઇ પુરૂષ વિચાર કરે છે કે, સૂર્ય એક છે કે અનેક? એને વિષે કેટલો ભાગ અંધકારરૂપવાળો છે ને કેટલો પ્રકાશીત છે! તેમ અપવિત્ર છે કે પવિત્ર! તેમ એ સૂર્ય શું મારૂં સારૂં કરી શકશે! નાના એનાથી કંઇ થતું નથી. ઇત્યાદિ અનેક અંદેશાઓ સૂર્યને વિષે નકામા છે. તસ્માત્ એ વિચારો થકી કાંઇ સૂર્યના કાયમપણામાં ફેર પડતો નથી. પણ પોતાની ભાવનામાં ફેર પડે છે ને તેથી મન, બુદ્ધિ ને જ્ઞાનની સ્થિતિ પળટાઇ જાય છે. એવીજ રીતે સત્રૂપ દ્રષ્ટાના આનંદમાં વિચાર કરવાથી અનેક જન્મ જન્માંતરને પ્રાપ્ત થઇ જવાય છે. તેથી જ્ઞાની પુરૂષો વિચાર કરતા નથી એ શ્રુતિથી અલ્પ અંતર નહીં કર, પણ સદા શાંતીમાં નિમગ્ન થઇ સ્થિર થા. એટલે સત્રૂપ દ્રષ્ટામાં પૂર્ણ મોક્ષાનંદમાં લિન થવાશે. તાત્પર્ય કે, એવી રીતે જ્યારે સત્નો વિચાર કરવાનો નથી, ત્યારે શું અસત્નો કરવાનો છે! નાના! કદી નહીં!

કારણ કે અસત્ નામનો પદાર્થ ત્રણેકાળે કોઇએ દીઠો નથી. ત્યારે નહીં દેખાયલા પદાર્થ સંબંધી વિચાર કરવામાં કેવો લાભ મળવાનો! મતલબ કે, મિથ્યા થકી કાંઇજ લાભ મળવાનો નથી, એ નિઃસંશય બીના છે. તેથી કરીને મિથ્યા ભાસરૂપ પદાર્થને વિષે વિચાર કરનાર તદન બેવકુફ મનાય છે. કેમકે અસત્ (જુઠા) પદાર્થના વિચાર આ જગત્-

તેમ બીજા દેવો ( ઇંદ્રિયો )થી ગૃહણ થતો નથી, તેમ તપના સર્વ ફળની પ્રાપ્તિ-રૂપ સાધન થવાથી કિંવા તપથી પણ ગૃહણ થતો નથી,' અથવા એવાં પ્રસિદ્ધ મહત્ત્વવાળાં અગ્નિહોત્રાદિરૂપ વૈદિક કર્મથી પણ ગૃહણ થઈ શકતો નથી. ત્યારે એના ગૃહણનું સાધન કયું છે? ત્યાં કહે છે કે, જ્ઞાન જે છે, તે તમામ પ્રાણી-માત્રોના સ્વભાવ વિષે વ્યાપિ આત્માને બોધન કરવાનું સામર્થ્ય ધરાવે છે. છતાં એ જ્ઞાન બાહ્ય વિષયના રાગાદિ દોષથી મલિન થવાને લીધે, સમિપ રહે-

માં કોઈ કરતા નથી. ને તેથી પંચવાકયથી સિદ્ધ થાય છે કે, જગત્માં કોઇ ખોટા રસ્તા તરફ જતું નથી. તેમ ખોટા માર્ગથી કોઇપણ જાતનો લાભ મળતો નથી. તેથી અસત્નો વિચાર કરવો નહીં. સારાંશકે, આપણે અસત્ વિચાર જગત્ કરતું નથી, તેમ સત્નો વિચાર જ્ઞાનીઓ કરતા નથી. ત્યારે એ બેઊમાંથી કયા પદાર્થના વિચાર કરવાના રહ્યા! આ ઉપરથી આપણે કહીશું કે, વિચારમાત્ર કોઇના આપણે કરવાના રહ્યા નથી. તેથી વિચારની સંગતિ છોડી દેવી જોઇએ. એ શ્રુતિથી વિચાર છોડ. કેમકે સત્રૂપ આત્મા શાંત છે. તેથી આપણે શાંતીમાં નિમગ્ન થવું જોઇએ. તેમ આત્મા નિર્વિકાર છે તેથી આપણે કલ્પનારૂપી વિકારપર દ્રષ્ટિ ફેંકવી નહીં. તેમ આત્મા અકલ્પિત છે, તેથી આપણે કલ્પના કરવી નહીં. તાત્પર્ય કે, આત્માના દેખાવ પ્રમાણેની આપણી સ્થિતિ રાખવા થકી તદન દ્રષ્ટાના આનંદમાં લિન રેહેવાય છે. એનુંજ નામ પૂર્ણમોક્ષ કહ્યો છે. છતાં એ મોક્ષની સ્થિતિ આપણી કલ્પના છોડી દેવડાવે છે. તેથી કલ્પના વિરકત થઇ ને વજ્રની માફક દ્રષ્ટાના આનંદમાં વળગી રહે એટલે આપણા મનો કલ્પિત્ અગણિત ભાવો નષ્ટ થએલા દેખાય છે. ને ત્યાં સર્વ દ્રષ્ટા દર્શન ને દ્રસ્યરૂપી ત્રિપુટિઓ અસત બને છે. તેથી કલ્પનાની સંગત છોડ. કેમકે વિચારરૂપી કલ્પનાના ભાવો આપણેને શબ્દરૂપમાં દેખાવ આપે છે. તેમ એ વાણીરૂપી શબ્દો નામમાત્ર છે, એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે તમામ ભાવાભાવો અસત્ છે. આ કારણથી જ્ઞાનીઓ કલ્પના વિરકત બની પોતાના સર્વ ભાવોની તમામ અંતરવૃત્તિઓને વજ્રની માફક જડરૂપ કરી દેછે. ત્યારે તેમના મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક વિગેરે અંતરદ્રષ્ટિરૂપ તત્વોમાં દ્રષ્ટાના આનંદનો મોક્ષ સૂર્યની માફક પ્રકાશતો જુએ છે. ત્યારે તેઓનામાં સર્વજ્ઞપણાની સ્થિતિનું જ્ઞાન સંપૂર્ણ મલ્યા કરે છે. આવા અલૌકિ ગુપ્તાનંદના જ્ઞાતાઓને આ જગત્ના લોકો ગાંડા કહે છે. બેશક ગાંડા એટલે જેના દીલની કોઇને ખબર પડે નહીં તેનું નામ ગાંડા એવો અર્થ થાય છે. ત્યારે ચાલો, હવે આપણે જ્ઞાનીઓને ગાંડા ગણીએ. ત્યારે અજ્ઞાનીઓ ડાહ્યા ખરા કે નહીં! બેશક અજ્ઞાનીઓ ડાહ્યાજ છે. કારણકે એઓના તમામ કૃત્યોમાં ઢંગ ધડો નહી મળે, તેમ સારાસાર વિચાર ન મળે. તેમ સારાં નઠારાંની સમજ ન મળે. એવા એ ડાહ્યાછે. તોપણ જ્ઞાની ગાંડાના ભાઇ અજ્ઞાની ડાહ્યા ખરી વાત! પણ નહીં નહીં. અજ્ઞાનીઓ તદન ગાંડાજ છે. કારણ કે એઓ જે કૃત્યો કરે છે. તેમ તમામ અવિચારની આકૃતિવાળાં રહેલા છે. જેથી કરીને તમામ જગત્ના નિયમોને નુકશાન નડે છે. તાત્પર્ય કે, એવી રીતે જ્ઞાની ને અજ્ઞાની એ બેઉને આપણે ગાંડાની પંકિતમાં ગણ્યા છે. ત્યારે પ્રશ્ન થાયછે કે આપણા સંસારી વર્ગના પુરૂષો જેઓએ ઉપર પ્રમાણેના પ્રમાણોથી જ્ઞાની અજ્ઞાનીના આચરણની પરીક્ષા કરી છે. એવા પરીક્ષકરૂપ મહાત્મા પુરૂષો ડાહ્યા કે નહીં.!

લા આત્માને મળરૂપ આરસીની માફક કિંવા ચંચળ જળની માફક, બોધન કરતું નથી. તે જ્ઞાન, જ્યારે ઇંદ્રિય અરૂ વિષયના સંબંધથી જે ઉત્પન્ન થએલા રાગાદિક મળની મલિનતાને દૂર કરવાથી સ્વચ્છ જળ કિંવા દર્પણની પેઠે સ્થિત થાય છે. ત્યારે બુદ્ધિની પ્રસન્નતા હોય છે. ને એના જ્ઞાન પ્રસાદથી શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષ બ્રહ્મને દેખવા યોગ્ય બને છે. તેથી એવા પુરૂષો અવયવોના ભેદથી રહિત નિષ્કળરૂપ જે આત્મા, તેને સત્યાદિક સાધનવાન અરૂ જીતેંદ્રિય થઈ એકાગ્રહ મનથી પામતા જઇ આત્માને દેખે છે. સારાંશ કે, સત્યરૂપ સાધનતા

---

આ પ્રશ્ન ઉપરથી વિચાર કરતાં આપણા સંસારી વર્ગના વિજ્ઞાની ટોળાંને ડાહ્યાની સંજ્ઞા આપણાથી નહીં અપાય. કેમકે એ પ્રજાતો રાત્રદીવસ મળમુત્ર વિષ્ટાના પાત્રોમાં પચી જવાથી વિર્ય-જ્ઞાન વિગેરે શક્તિનો નાશ કરનારી છે. તેમ અસત્રૂપી વૃક્ષના ફળ જે કે સાચ જુઠ. પ્રપંચ કાવત્રાંનો, આહાર કરનારી છે. તેમ કામ, ક્રોધાદિક યત્રની ધર્મ પર ચાલનારી છે. તેમ કલ્પનારૂપી ડાકેણના કહ્યામાં રહી, અનેક તરેહના આશા તૃષ્ણાવાળા પ્રદેશમાં ભટકનારી છે. તેમ દેહધીર ખાઇ બધીર મેટોડીને બાહેર કાઢનારી છે. વાસ્તે એ પ્રજા તદન નીચ, પાજી, મુર્ખ, બેવકુફ જાતિની છે. તેથી એની સ્થિતિ તદન અદ્ધર લટુના જેવા રહેલી છે. જેથી એ ટોળો તદન અધોગતિને પામી રહેલો છે. તેથી એ ટોળો કેવો કેહેવાય ! ખરૂં જોતાં તો એ ડાહ્યો પણ નહી ને ગાંડો પણ નહી. પાગ શેખચલ્લીની જાતનો કેહેવાને આપણે જરાપણ આંચકો ખાતા નથી. કેમકે એઓનુ મગજ તદન વિચાર શક્તિના તરંગોપર ચાલનાર રહેલું છે તેથી. તાત્પર્ય કે, આપણોએ વિજ્ઞાની ટોળો કલ્પનારૂપી ભરસમુદ્રના મોજાંઓ સાથ અખંડ તણાયો જાય છે. પણ કીનારો હાથ લાગતો નથી. તેમ એ લોકો જે જ્ઞાન કથે છે તે તદન ખોટું ને ભ્રમણાવાળુ છે. વાસ્તે કરીને આપણા સંસારી લોકો તદન ગાંડા, બેવકુફ ને શેખચલ્લીજ છે. તસ્માત્ એ લોકો પોતાના અપૂર્ણ જ્ઞાનવાળી મીત્ર મંડળીમાં બેસીને ભલે પોતાને ડાહ્યા માનતા હોયતો તેમાં જ્ઞાની મહાત્માઓને જરાપણ અસંતોષ પામવાનું કાંઇજ પ્રયોજન નથી, કેમકે જ્ઞાની પુરૂષો એ વિજ્ઞાનીને અજ્ઞાની કરતાં કરોડો દરજ્જે શ્રેષ્ઠ ને પુજવા લાયક છે. તેથી કરીને ભાઇઓ તમો જ્ઞાની થાઓ-કે તરત તમારા અનુભવમાં સર્વ બાબતો આવી જશે. ને ત્યારેજ તમો અકલ્પિત મોક્ષાનંદમાં લિન રહી સત્રૂપમાં એકયતાથી મિશ્રિત થઇ રહેશો. જેથી તમોજ પોતે પોતાને સર્વત્ર આત્મારૂપે વ્યાપેલા જાણશો. વાસ્તે જ્ઞાની જે છે તેજ સાક્ષત્ પૂર્ણરૂપ પરમેશ્વર છે.

આ પરમેશ્વરરૂપ જ્ઞાની પુરૂષ પોતાના દ્રષ્ટાનંદમાંથી સિદ્ધ કરે છે કે, આ મારાં સત્રૂપ અસ્તિત્વથી કાંઇજ થઇ શકતુ નથી. તેમ મારા મિથ્યા અંતરરૂપ અસત્ભાવવાળા કલ્પિત્ જડત્વભાવોથી કાંઇજ થઇ શકતું નથી. તેમજ કદાચ સત્ અસત્ના મેળાપથી આ વિશ્વ પ્રગટયુ, એમ આપણે માનીએ. તોપણ તેમ થતું નથી. છતાં જે કાંઇ થયું છે, એમ જે તમો માનો છો. એ તમારો પોતાનો આનંદ અથવા સ્વભાવ છે. એ ઉપરથી કહ્યું છે કે, આ સૃષ્ટિ પરમેશ્વરનો સ્વભાવ છે એ શ્રુતિથી નિશ્ચે થાય છે કે, સૃષ્ટિ વાસ્તવિક રીતે જોતાં ચૈતન્યરૂપ પરમાત્માના આનંદથી ભિન્ન નથી. તેથી કેહેવાય છે કે, આ સૃષ્ટિ ઇશ્વરની કલ્પનાના ભાવો થકી પ્રગટી છે. પણ તે ભાવો દૂર કરવા થકી એનો પ્રળય થાય છે. વાસ્તે એ અસત્ છે. આ અસત્રૂપી ભાસ સત્ના આનંદમાં લિન થવાથી નષ્ટ થાય છે. ત્યારે અદ્વૈતાનંદરૂપ મોક્ષ પ્રકાશી નિકળે છે.

થી તેમ જીતેંદ્રિયના ક્રમે કરીને આત્માનું સર્વજ્ઞપણું જ્ઞાનના સામર્થ્યથી યથાર્થ સમજાઇ રહ્યું છે. જ્યારે એ બરાબર સમજાઇ રહ્યુંછે, ત્યારે તેમાં ભુલ જણાતી નથી. છતાં એમાં ભુલ જણાતી નથી, ત્યારે એ ભુલ વગરનુંછે, તસ્માત્ એ ભુલ વગરનું છે, ત્યારે તો એ નિર્વિકાર હોવાથી એનો પ્રકાશ સ્ફટિકમણીના જેવો તેજોમય છે.

આ તેજોમયરૂપ દરશાવવાથી એને વિષે ખામી જણાતી નથી. જ્યારે એમાં ખામી જરાપણ જણાતી નથી, ત્યારે એ પૂર્ણછે. ને જ્યારે એ પૂર્ણછે. ત્યારે એનામાં સર્વ શકિત રહેલી છે. આ સર્વ શકિત રેહેવાને લીધેજ એનું નામસર્વ શકિતમાન પડયું છે, ને એજ ઉપરથી એને સર્વ શકિતમાન, સર્વજ્ઞ. સદને સત્ય સ્વરૂપ કહ્યું છે. છતાં એ સ્વરૂપ ત્રણેકાળે પોતાના આનંદમાં કદી પણ વિપર્યય થતું નથી. જેમ નિંદ્રા પોતાના અખંડ સ્વરૂપમાં જેવીને તેવી સ્થિર રહેલી છે તેમ. તાત્પર્ય કે, દ્રષ્ટારૂપ આત્મા પોતાના અસ્તિત્વવાળા આનંદમાં અચિંત્યરૂપે વ્યાપી રહયો છે, તેમાં પોતાના સર્વજ્ઞપણાનું સામર્થ્યવાળું ઐશ્વર્ય સેહેજાસેહેજ મળી રહ્યું છે, તેથી એ સર્વજ્ઞપણાનું જ્ઞાન કેટલા માર્ગથી મળે છે, તેને સારૂં સાતે વિભકિતથી પૃથકકરણ કરી દેખાડવામાં આવ્યુંછે. એ વિભકુતિ જ્ઞાનથી દ્રષ્ટાના આનંદમાં લિપ્ત રહી વૃત્તિઓની કૃતિ સમજાય છે. તે નીચે પ્રમાણે:—
પેહેલી વિભકિત બહુવચન. સર્વ જાણે તે સર્વજ્ઞ. એટલે આ જગત્‌ના તમામ આકારને જાણે તે.

| | | | |
|---|---|---|---|
| બીજી | વિભકુતિ | એકવચન. | સર્વને જાણે તે એટલે સર્વાકારોની રીતભાતને જાણે તે સર્વજ્ઞ. |
| ત્રીજી. | „ | „ | સર્વે જાણે તે એટલે તમામ બાબત સમજે તે સર્વજ્ઞ. |
| ચોથી. | „ | „ | સર્વેસારૂં જાણે તે એટલે સર્વેને શુંશું જોઇએ તે સર્વ જ્ઞ. |
| પાંચમી | „ | „ | સર્વથી જાણે તે એટલે તમામની સંગતથી જે જાણવું તે સર્વજ્ઞ. |
| છઠી. | „ | „ | સર્વનું જાણવું તે એટલે બધાનું સારૂં નઠારૂં કૃત્ય જાણવું તે સર્વજ્ઞ. |
| સાતમી. | „ | „ | સર્વમાં જાણવું તે એટલે સર્વની અંદર વ્યાપી જઈ જાણી જવું તે સર્વજ્ઞ. |

સંબોધન. આઠમી વિ૦ એકવચન. સર્વે જાણે તે એટલે તમામની કુતિ. કલ્પન ને ભાવો જાણે તે સર્વજ્ઞ. સારાંશ કે, ઉપરના વિભકિતવાળા પ્રત્યય લગાડવા થકી સ્પૃષ્ટ થાય છે કે જાણે આ સર્વ આપણી કૃતિથી બન્યું છે. સમાધાન. જેમ બીજ ને વૃક્ષનો ઐકયરૂપ સંબંધ છે. તેમ આપણી કાયા ને આત્માનો સંબંધ છે. તેથી આ અનેકાકારી જગત્ આપણા દ્રષ્ટારૂપી આત્માના આનંદવાળા અસ્તિત્વમાં ઐકયતાથી મળી રહેલું છે. તેથીજ કરીને તમાન બ્રહ્માંડની બાહ્ય ભિ-

તરવાળી ગુપ્ત કૃતિઓ સમજાઈ આવે છે. જેથી કરીને સર્વજ્ઞતાનું સંપૂર્ણજ્ઞાન એકદમ થઈ જાય છે. જો એવી રીતે કે, જેમ ઊંઘથી સ્વપ્નુ દેખાયું, તોપણ આ સ્વપ્ન વ્યહવાર વખતે ઊંઘ અદર્શ થઇ ગએલી આપણને જણાય છે. છતાં આપણા અનુભવીજ્ઞાનથી એટલું તો નક્કિજ જાણીએ છૈયે કે, ઉપલી ઊંઘ આ સ્વપ્નાની અંદર અંતર્યામિરૂપે રહેલી છે. જેમ વૃક્ષમાં બીજ અંતર્યામિરૂપે રહેલું છે તેમ. તોપણ ઊંઘ સ્વપ્નાને વિષે જગતરૂપે ખડી થઈ, તે સમયે સ્વપ્ન જગત્‌ના અનેક આકાર ઊંઘેજ ધારણ કીધેલા, જેમ બીજેજ વૃક્ષના અનેક આકારો ધારણ કીધેલા છે તેમ. હવે સ્વપ્નાની અનંતકાયાનું મુળ ઊંઘજ છે. જેમ વૃક્ષની અનેકાકારનું મુળ બીજ છે તેમ. તેથી ઊંઘવાળી કાયાનો આત્મા તેજ સ્વપ્નાવાળી અનંત કાયાનોજ આત્મા છે. અથવા તો એમ સમજો કે, ઊંઘની કાયાનો આત્મા તેજ પેલી અનંત સ્વપ્નરૂપી કાયાનો છે. અથવા તો એમ સમજો કે પેલી અનંત કાયાની અંદર આપણો આત્માજ વ્યાપક છે, તેથીજ કરીને આપણો આત્માજ સર્વજ્ઞ છે. આ હેતુથી પેહેલી વિભક્તિ પ્રમાણે સિદ્ધ થાય છે કે, આપણોજ આત્મા પેલી અનંત કાયામાં વ્યાપક છે. તેથી તેજ આત્મા એ અનંત કાયાને જાણેછે. તેથી સર્વજ્ઞ, તેમ બી૦ વિ૦ પ્રમાણે આપણો આત્મા સર્વ કાયાને તથા તેની રીતભાતને જાણે છે. તેથી સર્વજ્ઞ. તેમ ત્રિ૦ વિ૦ પ્રમાણે આપણો આત્મા સર્વે જાણે છે એટલે સર્વની તમામ બાબત જાણે છે. અથવા તો આપણા આત્માની સર્વ બાબત પ્રમાણે તેઓ ચાલે છે, વર્તે છે ને વ્યહવાર કરે છે. ચો૦ વિ૦ પ્રમાણે આપણો આત્મા જે કાંઈ જાણે છે, તે જાણવું. તે પેલા સર્વને વાસ્તે છે. તેથી સર્વજ્ઞ અથવા તો આપણે જે જ્ઞાન સંપાદન કરીએ છૈયે, તે સર્વ જ્ઞાન પેલી અનંતા કૃતિઓને સારૂંજ કરીએ છૈયે. પાં૦વિ૦ પ્રમાણે સર્વથી જાણે તે, આપણો આત્મા આપણી કાયામાં વ્યાપક થઇને સર્વાકારને જુએ છે ને તે સર્વને જોયા ઉપરથી જ્ઞાન મેળવે છે તેથી સર્વજ્ઞ. છ૦વિ૦ પ્રમાણે સર્વનું જાણવું એટલે આપણી કાયામાં રહેલો આત્મા, સર્વના સારાં નઠારાં કૃત્યને જોણે છે, ને તે ઉપરથી તેઓનું જુદાજુદા જ્ઞાન પ્રમાણે મનન ચલાવે છે. તેથી કરીને તેઓની સ્થિતિ પળટાતી દેખાય છે. વાસ્તે સર્વજ્ઞ. સા૦વિ૦ પ્રમાણે સર્વમાં જાણવું એટલે આપણો આત્મા સર્વમાં રહેલો, ને તે આપણને ઇંદ્રિયોને રસ્તે જુદો જુદો કાયાઓના ઘાટ ઉપરથી દેખાય છે. તથા તે ઘાટોની અંદર વ્યાપીને જે કાંઇ જાણે છે તે જાણવાનું નામ સર્વમાં જાણવું તે. આ૦વિ૦ સંબોધન પ્રમાણે ઉપરના સર્વ જ્ઞાનથી વાકેફગારી મેળવી ને સ્થિર થનારો જે કાયાનો આત્મા છે. અથવા તો આત્માની અંદર ઉપલા જ્ઞાનથી સર્વ જ્ઞાન આત્માની અંદર જોનારો આત્મા તે સર્વજ્ઞ: સારાંશ કે, આ ગણત્રી ઉપરથી સિદ્ધ થયું હશે કે, આપણી કાયા પેદા થઇ ત્યારથીજ આ સર્વ વિશ્વની અનેક કાયાઓ પેદા થઇ આવી. કિંવા તો આપણા જ્ઞાનના ધોરણ

ઉપરથી એ સર્વેનું ચલન વલણ થાય છે, ને એ સર્વની ચૈતન્ય શક્તિનો તમામ આધાર આપણા ચૈતન્ય ઉપર ટકી રહેલો છે. તેથી આપણો આત્મા સર્વ શક્તિમાન જણાયોછે. તાત્પર્ય કે જેવું સ્વપ્ન જગત્ તેવું આ જાગૃત્ જગત્ સમજો. તસ્માત્ દ્રષ્ટારૂપ આત્માના આનંદમાં એ સર્વ કરેલા વ્યાખ્યાનમાં વાજબી રીતે શ્રુતિ આત્માનું પ્રતિપાદન કરવાસારૂં સર્વનો નિષધ કરે છે. તે આ માંડુંક્યોપનિષદ્ના ત્રીજા પ્રકરણનો એક મંત્ર કહે છે.

## मन्त्र १०५

**स एष नेति नेतीति व्याख्यातं निन्हुते यतः।**
**सर्वमग्राह्य भावेन हेतुनाऽजं प्रशकाते ॥**

અર્થઃ—એવું નહીં, એવું નહી. એવી રીતે આત્માની અદ્રશ્યતાને દેખાડવા વાળી શ્રુતિ, જો આ દ્રશ્યરૂપ કાર્ય મનવાણીનો વિષય છે, તે સર્વનો અર્થથી નિષેદ્ધ કરે છે. છતાં એ શ્રુતિ પરમાર્થથી આત્મા અદ્રશ્ય બતાવે છે. તેથી કરીને દ્રશ્યવર્ગનું અવસ્તુપણું જાહેર થયું. અર્થ એવો કે, ઉત્પત્તિવાળી બુદ્ધિના ગ્રાહ્ય વિષયરૂપ વસ્તુનો નિષેદ્ધ કરેછે. એમાં ઉપાયની ઉપેયવિષે સ્થિતિને ન જાણવાવાળી પુરૂષના કરેલાં વ્યાખ્યાન વસ્તુમાં ઉપેયની માફક ગ્રાહ્યતા રહેલી નથી. એ અભિપ્રાયથી અગ્રાહ્યભાવરૂપ હેતુથી વ્યાખ્યાન કરેલી સર્વ વસ્તુનો નિષેદ્ધ કરે છે. તેથી કરીને ઉપાયની ઉપેયમાં થએલી સ્થિતિને જાણવાવાળા પુરૂષ કિંવા ઉપેયનેવિષે ઉપાયનું એકત્વપણાના જ્ઞાતાઓને બાહેર ભિતર અજન્મા આત્મ તત્વરૂપે પ્રકાશે છે. સારાંશ કે, દ્રશ્યરૂપ સૃષ્ટિને આત્માવિષે એકરૂપે જાણવાવાળાઓ પોતેજ દ્રષ્ટારૂપે પ્રકાશે છે. તેથી કરીને આત્માને એકરૂપે જોવા જનારાઓની સ્થિતિ નીચે પ્રમાણેની જણાઇ છે. તાત્પર્ય કે, દ્રષ્ટા પોતાને જોવા જાય તો પોતાના પૂર્ણ મોક્ષરૂપ અસ્તિત્વમાં તેને કાંઇજ જોવાનું નથી, તેમ જાણવાનું પણ ત્યાં નથી. તેમજ ત્યાં કરવા કારવવાનું નથી. સત્ય જોતાં એ દ્રષ્ટારૂપ આનંદને વિષે ભુલ નથી, ભાન નથી, માર્ગ નથી. કૃતિ નથી, ધૃતિ નથી, હેત નથી, પ્રીતિ નથી. સ્વાદ નથી, મોહ નથી, ગડબડ નથી, ખડખડ નથી. છતાં એ આનંદ તો ન કહેવાય એવો. ન બોલાય એવો, ન સમજાય એવો, ન જણાય એવો, ન ભંગાય એવો, ન રંગાય એવો, ન પળટાય એવો, ન ખરચાય એવો, ન લેવાય એવો, ન દેખાય એવો, ન ભુલાય એવો, ન ડુલાય એવો, ન ભંભેરાય એવો, ન ખંખેરાય એવો, ન ખુંટે એવો, ન ફુટે એવો, ન દરશાય એવો, ન પરસાય એવો, ન ત્રાસરૂપ, ભાસરૂપ, ન ભાનરૂપ, ન જ્ઞાનરૂપ, ન એકરૂપ ન નેકરૂપ, મતલબ કે એવા પ્રકારની કલ્પનામાં નહીં આવે એવી સ્થિતિ જણાઇ છે. તેથીંજ એને પૂર્ણ સ્થિતિ કહી છે. કેમકે જ્યારે એ સ્થિતિ પરિપૂર્ણ ખામી

વગરની છે ત્યારેજ એનો દેખાવ ઉપર પ્રમાણેનો જણાયો છે. તેમ છતાં જો એ ખામીવાળી હોય તો એનો ઉપર મુજબનો દેખાવ દેખાય નહીં, તેથીજ નિશ્ચે કહેવું પડે છે કે એ પૂર્ણ દ્રષ્ટાના આનંદમાં ભુલ પણ નથી ને ભાન પણ નથી. તેથી કરીને એ દેખાવ સત્ અસત્રૂપમાં ગણાતો નથી. તેમ જડચૈતન્યમાં મનાતો નથી: તેમ સારાં નઠારાંમાં લેખાતો નથી. તેમ ખરાંખોટાંમાં આવતો નથી એવો એ સર્વજ્ઞ આનંદ છે.

આ સર્વજ્ઞ આનંદમાં સ્થિર થવાથકી અસત્ભાવ[૧] સ્ફુરી શકતો નથી. તેથી કહેવાય છે કે સત્રૂપ ભાવમાં ભુલ રહી નથી, પણ અસત્રૂપી અપૂર્ણ સ્થિતિમાં ભુલ રહી છે. ને જ્યાં ભુલ રહી ત્યાં ભાન રહ્યું છે. છતાં શુદ્ધ દ્રષ્ટારૂપ આત્માનેવિષે જ્યારે ભુલ નથી ત્યારે ભાન (કલ્પના) પણ નથી. તેથી કરીને આત્મા ભાનવગર (કલ્પના વગર) નો કહેવાયો. જ્યારે આત્મા અખંડ ભાન

૧ આ અસત્ ભાવમાં જગત્ મચ્યું છે. ને સત્ ભાવ તરફ જગતની પ્રીતિ નથી આ આશ્ચર્યરૂપ દેખાવ ઉપરથી એક પવિત્ર દ્રષ્ટાન્ત મુસલમાની ધર્મમાં પ્રગટ થએલું છે. તે એવું કે, કોઇ એક મહાન પાદશાહના રાજ્યમાં એક ફકીરે પ્રશ્ન કર્યો કે, હે પાદશાહ! આ સબ ખલક બુરે રસ્તેપર કયું ચલ રહીહે! ત્યારે એના ઉત્તરમાં તે ધાર્મિક ને મહા. જ્ઞાની પાદશાહે ફકીર બાવાને વિનતિ કરી કહ્યું કે, આપ મેરા મુકામપર દો બર્ષ તલક રહેના ચાહીએ. જબ આપકા સવાલકા જવાબ મેં દેનેકું શક્તિવાન હોંઊંગા, આ ઉપરથી ફકીર બાવા ત્યાં રહ્યા. કે તરત પાદશાહે પોતાના રાજ્યના તમામ અમ્મીર ઉમરાવોનો બોલાવી હુકમ આપ્યો કે, આ મારા ખજાનામાંથી તમામ લક્ષ્મી ખરચી એક મહાન મોટો અલૌકિક બાગ બનાવવો જોઇએ. ને તે બાગમાં તમામ સૃષ્ટિની સર્વે વસ્તુઓ પ્રગટ કરી દેવી. બાદ તમામ જગત્માંની સર્વે પ્રજાને તે બાગ જોવા બોલાવવી, ને તેમનો તમામ જોઇતો ખરચ તેમની જગ્યાપર પહોંચાડયા સુધીનો આપણે કરવો જોઇએ.

આવા પ્રકારનો હુકમ મળતાં સર્વ કચેરી મંડળે તાબડતોબ આખી પૃથ્વીમાં રહેલા તમામ કારીગરોને બોલાવ્યા, ને તેમના કહ્યા પ્રમાણે અસંખ્ય જાતના સાધનો પુરાં પાડવા લાગ્યા. જે ઉપરથી બસો કોશની વચ્ચમાં જમીન, આકાશ, પહાડ, પર્વત, સમુદ્ર, અઢારભાર વનસ્પતિ ને તમામ જાતના પશુ પક્ષી જીવજંતુઓ પ્રગટ કરી દીધાં. સારાંશકે, આ બાહેરના જગત્ની સર્વ રચના પેલા બાગને વિષે હાજર કરી દીધી કે તરત પાદશાહે આ જગત્માં એક એવી જાહેર ખબર આપી કે, મારા બસો કોશના બાગના મધ્ય ભાગમાં એક મેહેલ મેં રચેલો છે. તે મેહેલમાં અમુક દીવસે બપોરના ત્રણવાગે હું એક કલાક સંતાઇ રહીશ. તેવામાં જે પુરૂષ મને શોધી કાઢશે તેને હું મારી તમામ પાદશાહી આપી દઇશ. એવી રીતની જાહેર ખબર શાથે તમામ ભૂગોળપર વસનારી મનુષ્ય જાતને પેલો જીનત(સ્વર્ગ)નો બાગ જોવા લઇ ગયા. એવામાં પેલો ઠરવેલો દીવસ આવ્યો કે તરત પેલો મેહેલવાળો નાનો બાગ સર્વને જોવા સારૂં ખુલ્લો મુકાવ્યો. કે જે ઉપરથી તમામ પ્રજા તે બાગની રચના જોવામાં મશગુલ થઇ પડી. છતાં તેઓમાંથી કોઇ પણ મનુષ્યનું ધ્યાન પાદશાહને શોધી કાઢવા તરફ ગયું નહીં- કારણકે આ જોવાવાળા સર્વ મનુષ્યોના મનમાં

(કલ્પના) વગરનો છે. ત્યારે તેણે આ અભાન વગર (કલ્પના) નું જગત્ રચ્યું છે. પણ તેમાં જો એ ભાન (કલ્પના)વાળા હોય તો ત્યારે એનાથી આ જગત્ રચના નહીં રચાય. આ ઉપરથી સત્ અસત્ ભાવના જ્ઞાતા એવા જીવન્મુકત દેવ પુરૂષોએ કહ્યુછે કે, ભાન (કલ્પના) વગરના આત્માને ભાન વગરનું (અકલ્પિતપણું) ભાસ્યું. ને એ ભાન વગરનું ભાસવાથી ભાન વગર (અકલ્પિતપણા)નું તપાસ્યું. ને એ ભાનવગરનું તપાસ્યાથી અભાન (કલ્પિત) વગરનું હાલ્યું. ને અભાન વગરનું હાલ્યાથી અભાન વગરનું ચાલ્યું ને એ અભાન વગરનું ચાલ્યાથી અભાન વગરનું દીઠું. ને એ અભાન વગરનું દેખવાથી અભાન વગરનુ લાગ્યું મીઠું. ને એ મીઠાંથી પ્રગટયું ખારૂં. ને એ થયું આખરે ન્યારૂં. ને એ

---

એવું આવ્યું હતું કે, ભાઈઓ આવી સ્વર્ગના જેવી અલૌકિક રચના કોઇપણ દીવસે જોવાનો યોગ્ય આપણને આવવાનો નથી. એને પેહેલી જોઇ લેવી જોઇએ. ને આપણે હાલમાં પાદશાહને શોધી કાઢવામાં ગુંચવાઇશું તો આ રચના જોવાના રહી જઇશું, કેમકે પાદશાહ એવો ગાંડો નથી કે મેહેલમાં સંતાઈ ગએલો આપણને અટવાર જડી આવે, પણ તેતો એવી અલૌકિક ગુપ્ત જગ્યામાં બેઠા હશે કે કોઇનાથી પણ તે શોધેલા જડે નહીં. કારણકે જેના બાગની ભુલવણીમાં તમામ મનુષ્ય જાત ભુલી છે. તો તેના મેહેલની રચના એવી તો વિચિત્ર હશે કે જેની ખબર કોઇને ન પડે. મતલબ કે, આવા પ્રકારના વિચારથી તમામ મનુષ્યજાતે પાદશાહને શોધી કાઢવાનું બંધ કરી જોવામાં લિન્ન થઇ ગઇ.

• આ ચમત્કારને જોવાવાળો એક કોઇ ગરીબ ને જ્ઞાની પુરૂષ પોતાના મનમાં કહેવા લાગ્યો કે ખરેખર આ જગત્ની તમામ પ્રજા ગાંડીને મુર્ખ છે. કેમકે, તેઓ જોવામાં મશગુલ થઇ પડી. પણ તેના કરતાં પ્રથમ પાદશાહને શોધી કાઢે તો આ સર્વ બાગ તથા પાદશાહી તેને મળે છે. તેથી કરીને આપણે તો પ્રથમ પાદશાહને શોધી કાઢવો જોઇએ. આ નિશ્ચાર્થ ઉપરથી આ પુરૂષ મેહેલ તરફ જઇને મેહેલમાં તપાસ કરતાં પાદશાહને પોતાના ઉમરાવો શાથે બેઠેલા આ ભાઇએ દીઠો. કે તરત પાદશાહે દશહજાર તોપ ફોડાવી માન સાથે પોતાની પાદશાહીત હવાળે કરી. કે તરત પેલા ફકીર બાવાને પાદશાહે કહ્યું કે. મહારાજ દેખો એસી દુનિઆંકી રીતી હૈ, કે સબ ખળક જુઠા બાગ દેખનેમેં મશગુલ હુઇ. લેકીન કીસીકા ધ્યાન મેરી શોધ તરફ નહી આયા. સારાંશકે. એવી રીતે આ તમામ જગત્ અસત્ભાવવાળી માયાની મનોકલ્પિત્ રચના તરફ દોડયું છે. પણ એ અસત્ભાવવાળી માયાની રચના તરફ નહીં જાય ને પોતાના કાયારૂપી મેહુલમાં બેઠેલા આત્મારૂપી પાદશાહ તરફ ધ્યાન લગાડેતો પોતેજ આ જગત્ના માલીકરૂપે થાય. તાત્પર્ય કે, પોતેજ સાક્ષાત્ પરમેશ્વર છતાં જાતેજ અસત્ભાવના મનોકલ્પિત્ નિયમપર ચાલવાને લીધે જીવ જેવા અલ્પજ્ઞ થઇ બેઠા છે. પણ જો પોતે પોતાની તપાસ કરી એ અસત્ભાવને દુર કરી સમાધિમાર્ગના સામર્થ્યથી પોતાની તુર્યાતિત અવસ્થામાં લિન્ન થઇ જાય તો સાક્ષાત્ પુરૂણ પુરૂષોત્તમ પરમેશ્વર બનેલા પોતે પોતાને ભાસે છે. ને ત્યારે પોતાના જોવામાં પોતાવિના બીજી કોઇપણ ચીજ દેખાય નહીં. વાસ્તે કરીને સત્ભાવને તમો સર્વ પ્રજાઓ પ્રાપ્ત થઇ તમારા ઇશ્વરરૂપી પદમાં રાત્રીદીવસ રેહેવાની મેહેનત કરશોતો પછી તમોને કાંઇ પણ ન્યુનાધિકપણું પ્રાપ્ત થવાનું રહેલું તમો જોશો નહી.

ન્યારૂં થવાથી આખરે થઇ બેઠું અકારૂં, સમાધાન, દ્રષ્ટારૂપી આત્મા પોતાના સત્ ભાવવાળા આનંદનેવિષે તે પોતાને ભાન (કલ્પના) વગરનો દેખાય છે તેથી તે જગ્યાને તમો કલ્પના (ભાન) વગરની જાણો. ને એ ભાન (કલ્પના) વગરની જગ્યામાં રહેલો જે આત્મા તે પણ ભાન (કલ્પના) વગરનો છે. સારાંશ કે કલ્પના (ભાન) વગરની જગ્યામાં કલ્પના (ભાન) વગરના આત્માને અકલ્પિતપણું ભાસ્યું, ને એ ભાસેલાં ભાન વગર (અકલ્પિતપણા)ને તપાસ્યું. ને એ ભાન વગરનાને તપાસ્યાથી અભાન વગરનું (કલ્પિત્ ) હાલ્યું એટલે કલ્પિત્ પણાના સંયોગે કરીને આત્માને વિષે ચૈતન્યરૂપ દેખાયું. ને એ અભાન વગરનું (કલ્પિત્) હાલ્યાથી અભાન વગરનું (કલ્પિત્) ચાલ્યું. એટલે ઉપલાં ચૈતન્યની તપાસ લેવાથી આ જગત્ દેખાયું. એ અભાન વગરનું ચાલ્યાથી એ અભાન વગરનું દીઠું. એટલે કાયાને પંચપ્રાણ દશેંદ્રિયને ચાર અવસ્થા વિગેરે દેખાઇ આવ્યાં, ને એ અભાન વગરનું દેખવાથી એ અભાન વગરનું લાગ્યું મીઠું. એટલે પંચપ્રાણને દશેદ્રિંયવાળી કાયા ને આ જગત્ આનંદરૂપ મનાયાં, ને એ મીઠાંથી પ્રગટયું ખારૂં ને પછી આખરે થયું ન્યારૂં એટલે કાયાને જગત્ મીઠાં લાગવાથી નાશવંત જણાયાં, તેથી આપણું ચૈતન્ય એનાથી ન્યારૂં થયું, ને એ ન્યારૂં થવાથી આખરે બની ગયું અકારૂં. એટલે એ સર્વ રચના ચૈતન્યના ન્યારાપણાને લીધે આખરે ખોટી જણાઇ, મતલબ કે એ સર્વ અસતભાવની ખટપટ અસત્ભાવના દુર થવાથી જયાંનું ત્યાં સર્વ સમાયું. તેથી કરીને નક્કિ સમજો કે, આ સર્વ નામ રૂપ પ્રપંચ દ્રષ્ટાના આનંદને વિષે દ્વૈતરૂપી અસત્ભાવે પ્રગટ કરી દીધો છે. પણ સતરૂપી ઐક્ય ભાવમાં લિન્ન થવાથી જેમ નદીઓ સમુદ્રમાં લિન્ન થાય છે, તેમ આ સર્વ રચના આત્મા વિષે ઐકયતાને પ્રાપ્ત બને છે. તે આ મુંડકો નિષદ્ના દ્વીતીય ખંડનો એક મંત્ર કહે છે.

## मन्त्र, ६१

**यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरुपे विहाय।**
**तथा विद्वान्नामरुपाद्वि मुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्॥**

**અર્થ.**—જેવી રીતે ગંગાદિક નદીઓ ચાલતી જઇને સમુદ્રને પામે છે. ને ત્યાં તે પોતાનું નામ તથા આકાર છોડી અસ્તરૂપ બનેછે, તેવી રીતે વિદ્વાન આ અવિદ્યાકૃત નામરૂપથી છુટી જઇ પૂર્વના ઉકત અક્ષરરૂપ પરથીપર એવા દીવ્ય ને શ્રેષ્ઠ લક્ષણવાળા પુરૂષને પામે છે. સારાંશ કે અસત્ભાવના દુર થવાથી પૂર્વના સત્ ભાવવાળા દ્રષ્ટારૂપ આત્માના અનંદને પામે છે.

આ સત્ભાવરૂપ દ્રષ્ટાના આનંદની અકલ્પિત્ સ્થિતિ થકી દ્રષ્ટારૂપ આત્મા પોતે પોતાને સર્વજ્ઞ સર્વ શકિતમાન અકર્તા અભેદને સદવિચારરૂપમાં દરશાઇ રહ્યો છે.

તેથી એ સદવિચારરૂપ શુદ્ધ દ્રષ્ટાના ચિદાકાશમય સ્વરૂપને વિષે અંધકાર તથા પ્રકાશનો સંભવ થતો નથી. કેમકે પોતે અદ્વૈતને અકલ્પિત ભાવે સ્થિર રહેલો છે તેથી, તો પણ એ દ્રષ્ટારૂપ આનંદ પોતાની અકલ્પિતપણાની સ્થિતિની માંહે યત્કીંચિંત્ કલ્પિતપણાનો સંભવ જણાયો, કે તરત તે સંભવરૂપ ભાવ દ્રઢ થયો કે જેથી તેજ ભાવે અવિદ્યાનો આકાર ધારણ કીધો. આ જગ્યાપર દ્રષ્ટાનો ભાવરૂપી ખટકાને વિષે અવિદ્યારૂપી અવિચાર ઉત્પન્ન થઇ આવ્યો. અથવા તો તે ખટકો અવિદ્યા રૂપે ખડો થયો, તેથી કરીને કલ્પનાનું સ્ફુર્ણ જણાયું. આ સ્ફુર્ણ પ્રવાહના મૂળને પ્રજ્ઞાન બ્રહ્મ કહ્યો છે. ને એ પ્રજ્ઞાનની આ સર્વ વિશ્વ આકૃતિ કહેવાય છે. તેથી એ પ્રજ્ઞાનનું પ્રગટ થવું દ્રષ્ટાનો અસત્ભાવજ છે. આ ભાવરૂપી ખટકાએ પોતાને જ્યોતિમય દીઠો. ને પોતે સૂર્યની માફક જ્યોતિ સ્વરૂપથી પ્રકાશ આપવા લાગ્યો. છતાં એ પ્રકાશનેવિષે એને કાંઇ વિચાર કરવાને સુઝતો ન હોતો કેમકે એ પોતાના પ્રકાશને ત્રણે કાળમાં એક સરખા રૂપમાં દેખતો હતો, પણ એને વિષે અવિદ્યારૂપ કલ્પિત ખવાસથી એ પ્રકાશના દેખાવપરથી મિથ્યા વિચાર કરવા લાગ્યો. આ મિથ્યા વિચારનો દેખાવ એને અંધકારરૂપે જણાયો, આ અંધકારની પેદાશ એના પોતાના કલ્પિત્ સ્વભાવથી થઇ, તેથી એ કલ્પિત વિચારની ગડભાંજ જે એને વિષે સેહેજા સેહેજ થતી હતી. તેજ ગડભાંજના આકારને એણે અંધ-કાર કહ્યો છે. જે ઉપરથી એ અસત્ભાવરૂપી ખટકાએ પોતાના બે સ્વરૂપ ગણ્યાં. તેમાં પોતાનું જે જ્યોતિ સ્વરૂપ દેખાયું, તેને એણે પોતાનો શુદ્ધરૂપ આત્મા માન્યો. ને જે ગડભાંજરૂપી કલ્પના થતી હતી, તે ગડભાંજરૂપી ટેવને એણે અંધકારરૂપ ગણી. આ જ્ઞાનને શાસ્ત્રકારોએ કર્તા, કર્મ, ગુણગુણી, એક બે, સત્ય અસત્ય, માયાબ્રહ્મ, ક્ષેત્રક્ષેત્રજ્ઞ, આત્મા પરમાત્મા છે, નથી, ઈત્યાદિ દ્વંદ્વ પ્રકારના સિદ્ધાન્તોમાં પ્રગટ કર્યું, તેમ એ સર્વે સિદ્ધાન્તો સૃષ્ટિમાં અનેક ધર્મમાં બીરાજી ગયા. તેથી એકંદરે સર્વે ધર્મોએ ઉપલાં જ્યોતિસ્વરૂપના ઉપર વિશ્વાસ લાવી ધર્મ આસ્તા પ્રજામાં જારી કીધી. તોપણ એ જ્યોતિને કોઇએ ઇશ્વરની, કોઇએ જીવની, કોઈએ તત્વની, કોઇએ આત્માની, કોઇએ પરમાત્માની ગણી વ્યહવાર ચલાવવા લાગ્યા. તોપણ નાસ્તિક શિવાય સર્વ ધર્મના લોકોએ એ જ્યોતિને ઇશ્વરની જ્યોતિ કહી છે. તેમજ એ જ્યોતિના દેખાવ ઉપરથી અંધકારની ઉત્પત્તિ થઈ આવી. જે ઉપરથી જરથોસ્ત ધર્મ આ અજવાળાં ને અંધકાર એવા બે સ્વરૂપના જ્ઞાનને નિર્વિઘ્નપણાથી મળી ગયો છે. સમાધાન, હવે આત્મા નનામો છે, ને તેનો અવિદ્યારૂપી ખટકો પણ નનામો છે. તેથી એ ખટકારૂપી નનામા સૂર્યના ચમકારા જે કે આ જગત્ તે પણ નનામું, જેમ દીવો નનામો છે. તો તેનો ચમકારો જે કે અજવાળું અનંત કિર્ણોના આકારમાં જે છે તે પણ નનામું. સારાંશ કે, જેટલી જગ્યામાં નનામાં દીવાનું નનામું અજવાળું ફેલાઇ રહ્યું છે. તે ફેલાવો પામેલાં અજવાળાંને વિષે દીવો કાંઇજ વધઘટ સંબં-

ધી વિચારો કરી શકતો નથી. પણ તેને જોઇ શાંતીમાં થંડા મિજાજની અંદર સ્થિર થઇ મળી રહે છે, પણ જે જગ્યાપર દીવો પોતાના અજવાળાંને જોતો નથી, એવી જે પોતાના આકારને વિષે રહેલી વિચારના ગડભાંજરૂપી અંધકારવાળી જગ્યાની અંદર ભ્રાંતિમાં રહી કલ્પનાની વધઘટ કર્યા કરે છે. તેથી કરીને ઉલટોજ દેખાવ તેની નજરમાં આવે છે.

આ જ્ઞાન ઉપરથી સૃષ્ટિના કેટલાએક ધર્મ વાદીઓ કહે છે કે, દીવાના આકારને વિષે જે અંધકાર રહ્યો છે. તેમ આત્મારૂપી ઇશ્વરને વિષે અનાદિકાળથી અંધકારરૂપે માયા રહેલી છે. તેમજ બીજાઓ કહે છે કે, ઇશ્વરરૂપી દીવાને વિષે એ અંધકારરૂપે જીવ રહેલો છે. અથવા તો એ દીવો પ્રકૃતિનું ચૈતન્ય સ્વરૂપ છે. એવું મત બૌદ્ધાદિકોનું છે. તેમ જૈનમાં એ દીવાનેજ જીવ કહયો છે. ને અંધકારનું નામ પ્રકૃતિ ગણ્યું છે. તેમજ સાંખ્ય મતાનુસારીઓએ દીવાના સ્વરૂપને ઇશ્વર ગણ્યો છે. ને પ્રકૃતિ એનાથી ન્યારી ગણી છે, તો પણ એમાં દરશાયલો જે અંધકાર છે તે જીવની અસંગ આકૃતિ છે. છતાં નિરિશ્વર સાંખ્યમાં અંધકાર એ જીવની આકૃતિ ને દીવોએ પ્રકૃતિનું સત્ય સ્વરૂપ માન્યું છે. ન્યાયિકો દીવાની જ્યોતિને ઇશ્વર કહે છે ને અંધકારને માયા કહી છે. તો પણ એ માયાને વિષે જીવ સમાઇ રહેલો માને છે. તોપણ પાંતા જળ શાસ્ત્રવાળો દીવાને આત્મા કહે છે. ને અંધકારને વિષે જીવ ઇશ્વર અસંગ રૂપમાં માને છે. છતાં પરમાત્મા એ બેઊ પ્રકાશ અંધકારથી ન્યારો છે.

આ ઉપરથી એકંદર ધર્મોમાં જીવ, માયા ને ઇશ્વર અનાદિ માને છે. તોપણ વેદાન્ત કહે છે કે, સર્વત્ર એકજ વસ્તુ વ્યાપક છે. તો તેને વિષે પ્રકાશ અંધકાર દેખાવવા ન જોઇએ. ને જ્યારે એ દેખાય છે, ત્યારે એ મિથ્યા છે. તોપણ અનુભવજ્ઞાને જોતાં એ શુદ્ધ સ્વરૂપ આત્માના ગડભાંજવાળા સ્વભાવમાં એ બેઊ ચીજ અનાદિરૂપે સદા ભાસ્યા કરે છે. છતાં એ ભાસવું આત્માના આનંદથી થયું છે. તેથી બીજાઓ બતાવે છે કે, માહા પ્રળયને વિષે માયા ને જીવ બેઊ ઇશ્વરની અંદર લિન્ન થાય છે. પણ જ્યારે ઇશ્વર સૃષ્ટિ ઉત્પત્તિ કરે છે, ત્યારે એ માયા જગત્ રચે છે. ને તેમાં જીવ કર્તા ભોક્તાના ધર્મમાં રહી લક્ષચોર્યાશી યોનિઓમાં ભટકે છે. એવા પ્રકારની અનેક દલીલોના કારણથી ધર્મના પક્ષો ન્યારાં થઇ પડયાં છે તદયપિ સિદ્ધાન્ત પક્ષે જોતાં સ્પષ્ટ કહેવામાં આવે છે કે, એક ઇશ્વર પોતાની એકયપણાની સ્થિતિમાં રહ્યા હતા, ત્યારે તેઓ ભાન (કલ્પના) વગરના પોતાને જણાતાં હતા. પણ તે ભાન (કલ્પના) વગરની સ્થિતિમાંથી અભાન (કલ્પિત્) પણાનું જ્યારથી જ્ઞાન શરૂ થયું ત્યારે અજવાળું ને અંધારૂં તેના વિચાર કરનારા ખટકાને દરશાયું. છતાં જ્યારે ઇશ્વર એ અભાન (કલ્પિત)પણાના જ્ઞાનને દુર કરી ભાન (કલ્પના) વગરનો થઇ જાય. ત્યારે કાંઇજ પેદા ન થાય, તોપણ એ ઉપરથી સિદ્ધ થાય છે કે, ' ઉપલા

સર્વ પક્ષો જે ચાહયા છે. તે પણ ખરા છે. કારણ કે એ જગ્યાનો દેખાવ એવા પ્રકારનો છે કે તેમાંથી જેમગણો તેમ ગણાય, તેથી એને *ખોટા પાડવા એ પક્ષપાતીઓનાં કામ છે.

કેમકે સત્યાર્થની દલીલમાં નિષ્પક્ષપાતે સ્પષ્ટ નિકળી આવે છે કે, આત્માની એકયપણાની સ્થિતિમાં તે આત્મા ભાન (કલ્પના) વગરનો હતો. તેમાંથી અભાન (કલ્પિત્) પણાનું જ્ઞાન શા કારણથી પ્રગટી આવ્યું! એનો પ્રત્યુત્તર કોઇથી પણ આપી શકાયો નથી. તેથી આ જગ્યાપર લાઇલાજ થઇને કહેવું પડે છે કે, એતો દ્રષ્ટારૂપ આત્માના આનંદની પૂર્ણ રમણીયતા છે. આ રમણીયપણું આત્માની શાથે સદા અખંડપણાથી સંબંધ રાખી રહેલું છે. એમ જો કહીએ તો ઉપરના તમામ પક્ષોનું કહેવું વાજબી થઈ પડે છે. કેમકે જો એ સંબંધ સદાનો આત્મા શાથે છે, તેથી જીવ માયા સદાનાં છે. છતાં જીવ માયા સદાનાં નથી, એવી રીતે કહેવાનું કારણ એટલુંજ કે, જ્યારે આત્મા ભાન (કલ્પના) વગરની સ્થિતિને પ્રાપ્ત થાય છે, ત્યારે ઉપરનું અભાન (કલ્પિત્) પણાનું જ્ઞાન જતું રહે છે. તેથી સદાનું સંબંધી નથી. વાસ્તે એ સદાનું સંબંધી નથી એમ કહેવાને સબળ પડે છે. સારાંશ એટલોજ કે, આ રમુજ સમજવા જતાં કાંઇની કાંઇ દેખાય ને નહીં સમજવા જતાં જ્યાંની ત્યાં સમાય, તેથી કરીને બેઉ બાજુ ખરી છે. બાદ તમારી મરજી જેમ ગણો તેમ. કેમકે વિદ્યમાન સર્વ પદાર્થની ઉત્પત્તિ થાય છે. એવો નિશ્ચય છે. તોપણ બીજા જે સૃષ્ટિના ચિંતન કરવાવાળાઓ છે, તેઓ ઇશ્વરની ઐશ્વર્યરૂપ વિસ્તાર મય વિભૂતિથી સૃષ્ટિ ઉત્પત્તિ કહે છે. ને બીજા વાદિઓ એ સ્વપ્ન કિંવા માયા સ્વરૂપથી સૃષ્ટિની ઉત્પત્તિ માની છે. છતાં આ માંડુકયોનિષદ્‌ના પ્રથમ પ્રકરણમાંનો એક મંત્ર કહે છે.

## मन्त्र १४.

**इच्छमात्रं प्रभोः सृष्टिरिति सृष्टौ विनिश्चिताः।**
**कालात्प्रसूतिं भूतानां मन्यन्ते कालचिन्तकाः॥**

અર્થ—કેટલાએક ઇશ્વર પક્ષના વાદિઓ પ્રભુની ઇચ્છામાત્રથી સૃષ્ટિ ઉત્પત્તિ માને છે. કેમકે પ્રભૂ સત્ય સંકલ્પવાળા રહેલા છે તેથી. જેમ ઘટાદિક સૃષ્ટિ જેછે, તે સંકલ્પ માત્રની છે. કાંઈ સંકલ્પથી ન્યારી નથી. કેટલાએક કાળચિંતનવાળા જે જ્યોતિષશાસ્ત્રના વેત્તા જે છે, તે કાળથકીજ પ્રાણીમાત્રોની ઉત્પત્તિ માને છે. સારાંશ કે, એવી રીતે અનેક તરેહથી સૃષ્ટિની ઉત્પત્તિ ગણી છે. છતાં સિદ્ધાન્તિ કહે છે કે, એ એક અચિંત્યરૂપ સ્થિતિના આનંદથી પ્રગટી છે. તાત્પર્ય એવું કે દ્રષ્ટારૂપ આત્માના આનંદને વિષે જે ચિંતનપણું પ્રગટ થયું છે ને એના થકી સર્વ સૃષ્ટિ પ્રગટી છે. તેથી કરીને જીવ, માયા, ઇશ્વર વગેરેની ગણના થઇ

પડી છે. તોપણ એ ગણના ચિંતનપણાવાળા સંકલ્પ થકીજ ભાસે છે. ને એ સં-કલ્પપણું નહીં કરવા થકી એ સર્વ મિથ્યા દરશાય છે. તેથી કરીને કહેવામાં આ-વે છે કે, તમો કદાચ એકથી પ્રાન્ત્ય સુધી કલ્પના એ કરીને એ દ્રષ્ટાના સ્વરૂપની ગણના કરી વિભાગો પાડશો. તોપણ એ સર્વ વિભાગો દ્રષ્ટાના એકયતાવાળા ભાવમાં મિથ્યા દરશાયાવિના રહેશેજ નહીં. તેથી નક્કિ થાય છે કે, આખરે આ-પણે પ્રાન્ત્યસુધીની ગણત્રી કરીશુ, તોપણ થાકીને એકને પાછો પકડવો પડશેજ. એવા પ્રકારની આ ચક્રાકારી રેંટમાળ છે. તદયપિ એ રેંટમાળ વિષે યથાર્થ તરીકે કોઇને સમજણ પડી નથી, છતાં સમજનાર સમજવા જતાં થાકીને સંતોષ માની જયાંના ત્યાં સમાયા છે. પણ ખરો પત્તો હાથ લાગ્યો નથી. તે ઉપરથી કહ્યું છે કે, એતો નહીં સમજાય એવું વિચિત્ર ને સુખમય અંતવગરનું અલૌકિક સ્થાન છે. તેથી તમો સર્વે ભાઇઓ ખુશી પડે તેવી માથાકુટ કરો-પણ તમારી તમામ માથાકુટ જયાંની ત્યાં રહેશે એવો બોધ આપી ગયા છે. અથવા તો તેઓ સર્વે બીના સમજી જઇને શાંતીને પામ્યા છે. તેથી આપણે પણ એજ રસ્તો પકડી લેવો જોઇએ. મતલબ કે. એજ જ્ઞાન ઉપરથી વિજ્ઞાનવાદિઓ વિજ્ઞાનરૂપ આત્મા કહે છે કોઇ મનને જગતનું આદિકારણ કહે છે. કોઇમાં બુદ્ધિ આત્મા કહે છે. કો-ઇમાં જયોતિ, કોઇમાં સુન્ય, કોઇમાં દ્રવ્ય, કોઇમાં ઇશ્વર, કોઇમાં આત્મા, કો-ઇમાં પરમાત્મા, બ્રહ્મ, કોઇમાં પરબ્રહ્મ, કોઇમાં જીવ, કોઇમાં પ્રકૃતિ, કોઇમાં શ્વાસ, કોઇમાં ઇંદ્રિયો, કોઇમાં ભૂત, કોઇમાં તત્વ, કોઇમાં મહદ્, કોઇમાં આનંદ, કોઇમાં સૂર્ય, કોઇ અગ્નિ, કોઇમાં અદ્રસ્ય, કોઇમાં દ્રસ્ય, ને કોઇ સ્વભાવિક ગણે છે. સારાંશ કે, એવી રીતે અનેક ધર્મો એ ઉપલી રેંટમાળને વિષે ગણત્રી કરી ગયા છે. તેથી એ તમામ ગણત્રી ખરી છે, કેમકે એ પદાર્થની બાંધણી એવા પ્રકારની છે કે, જેમાં જેવા પ્રકારની યોજના કરે તેવાજ પ્રકારમાં એ ભાસે છે. કારણ કે એ પદાર્થ ખામી વગરનો છે તેથીજ કરીને એની પરિપૂર્ણ ખોજ કરનારા પુર-ષોએ પોતાના અનુભવી જ્ઞાનમાં એવું સિદ્ધ કરી દીધું છે કે, ભાઇઓ એને વિષે જેવા વિચારથી ગણીએ તેવાજ રૂપમાં એ દેખાય છે. વાસ્તે કરીને આપણે શું કરવા નઠારો ગણીએ કે એ ઉલટો દેખાય, પણ તેના કરતાં સારીજ ગણના કરવી કે જેથી એ પદાર્થ સારારૂપમાં દરશાય. મતલબે કે આ પદાર્થ સંબંધીની સંપૂર્ણ સમજ કોઇને પડી નથી. પડવાનો સંભવ નથી ને સંભવ થવાનુ દેખાતું નથી. તેમ દે-ખાસે એવી આશા પણ નથી. તો પણ, એવા રૂપમાં વ્યાપક થનાર જે કોઇ ચીજ ગુપ્ત અંતઃકરણાદિક જ્ઞાનમાં અભાસ માત્રના આકારથી આપણ જ્ઞાન તત્વની પેલી મેર સુમશાંત સ્થિતિમાં બાહેર ભિતર પોતાના અસ્તિત્વે વ્યાપક થએલી જેને વિષે બોલતાં તમામ પ્રમાણે ખોટાં દરશાય છે. એવી જે ચરાચર દ્રશ્ય અદ્રશ્ય વિશ્વમાં આનંદરૂપથી સુખમય સ્થિતિમાં પૂર્ણપણે સદૈવની ભાસમાન છે અને નથી એવુ જેનું પ્રતિપાદન જ્ઞાનીઓના તર્કિકજ્ઞાનમાં થતુ

આવેલું આપણે અત્યાર પર્યંત જોયું છે. જેને માનવાથી તે પોતે ખુશી થતી નથી. ને નહી માનવાથી નાખુશ થએલી દરશાઈ નથી, એવા સમદૃષ્ટિવાળા અચિંત્યરૂપ સ્વભાવમાં જે અખંડ ચીજ રહેલી છે. તેજ સર્વેનું મુળ, આદિકારણ ને ઉત્પન્ન પાળણ ને નાશ કર્તા સમજાય છે. વાસ્તે તમો એના ઉપર વિશ્વાસ લાવી ચાલશો તો આ જગતને તે ચીજ, એ બેઉ રચનાની સંપૂર્ણ અનુભવવાળી મઝા લેતા શિખશો, એટલું કહી શાંત થઇ એના શાંતીરૂપી અસ્તિત્વમાં લિન્ન થઈ અચિંત્ય ભાવે સ્થિર થયા છે.

આ અચિંત્ય ભાવવાળી શાંતી કારક દ્રષ્ટાના આનંદની દ્રઢતામાં તેઓએ પોતાની કાયા રૂપી માયાની, જેમાં આ જાગૃત્ સ્વપ્નાદિક કલ્પિત્ ભાવાભાવની રચનામાં, દેહધર્મ જે કે અખંડ લાગુ રહેલા છે. એ લાગુ રહેલા ધર્મની જરા પણ ફીકર તેમણે પોતાના અચિંત્ય ભાવની દ્રઢતાના આનંદવાળા સુખની લેહેજતથી છોડી દેવામાં ભવિષ્ય કાળ કેવા ફળોદયને આપશે તેનો વિચાર કીધો નહીં, ત્યારે તેઓ તદન મોક્ષરૂપ તૂર્યમાં લિન્ન થવાથી તેમની કાયાને જગત્ નહી દેખાયાં, તેમ પોતે કોણ છે! એ જ્ઞાન પણ નાશ પામેલું જોયું. ત્યારે તેમની સ્થિતિ તદન બાળ ભાવને મળતી તેમણે જોઈ, કારણ કે તૂર્ય વિષે કોઇ પણ જાતનો બંધ નથી. કેમ કે બુદ્ધિરૂપ પ્રાજ્ઞ ને બદ્ધપણું છે, પણ તુરીય ને નથી. તે આ માંડુકયોપનિષદ્‌ના પ્રથમ પ્રકરણનો એક મંત્ર કહે છે.

## तन्त्र २०

**द्वैतस्या ग्रहणं तुल्यमु भयोः प्राज्ञ तुर्य्ययोः ।**
**वीजनिद्रायुतः प्राज्ञः साच तुर्य्ये न विद्यते ॥**

અર્થ.—યદ્યપિ પ્રાજ્ઞ ને તુરીય એ બેઉ વિષે દ્વૈતભાવનું ગૃહણ નથી. તથાપિ પ્રાજ્ઞ જેછે, તેમ એ અજ્ઞાનરૂપ તત્ત્વવાળી બીજરૂપ નિંદ્રા એ કરીને સંયુકત છે. તેથી એ બોધની વિશેષ ઉત્પત્તિનું કારણ છે, પણ તુરીય સદા દ્રષ્ટા સ્વભાવવાળુ હોવાથી તેમ અજ્ઞાનરૂપ તત્ત્વવાળી નિંદ્રા વિષે એનું વ્યાપક પણુ નથી. એ કારણથી તુરીયને કોઇ પણ જાતનું બંધન નડેલું નથી. સારાંશ કે તુરીય સ્થિતિ તદન મોક્ષરૂપ ને એને વિષે લિન્ન થએલાઓ પોતે પોતાને અદ્રશ્ય રૂપમાં ભાસે છે. ને ત્યાં રહી પૂર્ણ દ્રષ્ટાના આનંદમાં અચિંત્યકૃતિના[1] શુભ ફેરફારોનો આનંદ

---

૧ આ અચિંત્યકૃતિના ફેરફાર વિષે એક દૃષ્ટાન્ત એવું છે કે, એક વખત શ્રી નારદ ઋષિજી યમપુરીમાં એકાએક પધાર્યા, ત્યાં યમરાજાએ આગતાસ્વાગતા કરી સુખસમાચાર પુછયા. ત્યારે શ્રી નારદજીએ વાર્તા લાભમાં દરશાવ્યું કે, હે શિષ્ય! તમામ તેત્રીસ કોટી દેવોમાં સર્વથી શ્રેષ્ઠ તું પોતેભવિષ્યજ્ઞાનનો સંપૂર્ણ જ્ઞાતા છે. કારણ કે, આવા અનંત કોટ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રળય વગેરેના ફેરફાર કયા સમયે થાય છે. તેમજ સર્વે બ્રહ્માંડો-

લેતા જાય છે. જેથી તેઓ પોતે પોતાને સાક્ષાત્ આત્મારૂપ દ્રષ્ટા સમજ્યા છે. તો પણ એ લોકો પોતાના હૃદયગત્ સ્થાનમાં કલ્પિત્ સંવેદન પ્રગટ થવા દેતા નથી, તસ્માત્ એવા પુરૂષો આ જગત્‌ની કલ્પિત વ્યહવારીક ચેષ્ટાના ઉપર ધ્યાન આપતા નથી. જેથી જગત્‌ના લોકો એઓને ગાંડા કહે છે. છતાં ઉપરની આત્મ સ્થિતિનો પૂર્ણ રીતે અભ્યાસ થવાથી તેઓ જેવી ભાવના જેવા શબ્દોચ્ચાર કરે

---

ના જીવાત્મા કયા કયા કર્મથી કેવા કેવા જન્મ જન્માતરને પામે છે. ને તેઓ ત્યાં રહી કેવા પ્રકારના ભવીષ્યના લાભો લેછે, ઇત્યાદિ સર્વ પ્રકારનું જ્ઞાન તને સ્વભાવિક ઉત્પન્ન થઇ રહેલું છે. તેથી મને પ્રશ્ન કરવાનું મન થાય છે કે, જે ભગવાનને હાલમાં આવા અસંખ્ય કોટી બ્રહ્માંડોને પોતાના પેટમાં રાખી રહેલા છે, તેની તમામ હૃદયગત્ હીલચાલનું જ્ઞાન તને છે. તેથી પ્રશ્ન કરૂં છું કે, સમયાનુસાર થતા તમામ ફેરફારની ફરજ બજાવતાં તું કોઇ જગ્યા પર ચુકયો તો નથી. તેમ સર્વજ્ઞ પરમાત્મરૂપી અખંડ ચૈતન્ય જે વ્યાપી રહેલું છે તેના થતા ઘડી ઘડીના સંકલ્પરૂપી હુકમોએ તને કોઇ વખત અજાયબીમાં ગરકાવ કીધો છે કે નહીં ! કેમકે સર્વજ્ઞ નીરાકાર પરમાત્મારૂપી આત્માની માયાની ખબર કોઇને પડતી નથી. પણ તને તો સર્વ પડતીજ હશે ! તેથી તુ માયારૂપી અંધકારમાં બીજાઓની પેઠે ભુલવણીમાં ફસી જતો નહીં હશે ! એજ મારો પ્રશ્ન છે.

આ પ્રશ્ન શ્રવણ કરતાંજ તરત યમરાજા શ્રી નારદજીને પગે પડી વિનય પૂર્વક આગ્રહની સાથે કરગરીને કહેવા લાગ્યો કે, હે પ્રભો ! નીરાકાર પરમાત્મારૂપી આત્માની અલૌકિક કૃતિની માયા જાલમાં જ્યારે સર્વ કોઇ સપડાયાં છે. ત્યારે હું શા વાસ્તે નહીં સપડાવું ! પણ આપ જેવા ત્રિકાળજ્ઞ મહાત્માઓના આશીરવાદથી મારાપર કૃપા કરી શ્રી કાળભગવાને જ્યારથી પોતાનો કાળદંડ આપી મને ભવિષ્ય જ્ઞાની તથા અમ્મર કરી દીધો છે, ત્યારથી હું તમામ અનંતકોટ બ્રહ્માંડના ફેરફારનો જ્ઞાતા થએલો છુ. છતાં મારી જીંદગાંનીમાં એક બનાવ એવો બન્યો હતો કે જેના દેખાવથી હું માહા અજાયબીમાં ગરકાવ થઇ ગયો. કેમકે તે બનાવની કૃતિનું કર્મ કરવા હું અશકત હતો, ને તે કર્મ નીરાકાર આત્મારૂપી ચૈતન્ય દેવે એક નિમેષમાત્રમાં બનાવી દીધું. ત્યારથી મને ખાત્રી થઇ કે અખંડ ચૈતન્યરૂપ ઇશ્વરની કૃતિમાં કાલભગવાન પણ ભુલી જાય છે તો મારૂં ગજુ કાંઇજ કામનું નથી. એમ સમજી હું અજાયબીમાં ગરકાવ થઇ તે પરમાત્માના અખંડ ધ્યાનમાં આજ પર્યંત બેઠો હતો.

આ ઉપરથી શ્રી નારદ ભગવાને કહ્યું કે, તે હકીકત મને જાણવાની મોટી જીજ્ઞાસા છે ત્યારે યમરાજા બોલ્યા કે, આપણા સૃષ્ટિકર્તા બ્રહ્માની અગાઉ ભૃગુઋષિના સંકલ્પથી એક સૃષ્ટિ રચાઇ હતી. તે સૃષ્ટિમાં અંગિરાઋષિ બ્રહ્મા થઇને સૃષ્ટિ પ્રગટકરતા હતા. તેની સત્તરવર્ષની ઉમ્મર થઇ ત્યારે હું પણ તેજ સૃષ્ટિમાં યમપુરીનો માલીક હતો, ત્યારબાદ વૈવર્તમનુના દશમા અવતારનેવિષે જોવા જતાં અંગિરારૂપી બ્રહ્માની ૮૭ વર્ષની ઉમ્મર થઈ હતી. તે પ્રસંગે મારા ચોપડાના હીસાબમાં તપાસ કરતાં એવું નિકળી આવ્યું કે શ્રી કૈલાશશિખર ઉપર એક જન્મઅંધ બિલાડો છે. ને તેનું આયુષ સો વર્ષનું આવતી કાલે બપોરના બારવાગે પુરૂં થાય છે. પણ તેનો નાશ મારા જમડાઓથી થઇ શકે એવો યોગ ન હોતો. છતાં તેનો નાશ સાત સમુદ્રની પેલીમેર અપ્રગટ પાણીના ડુંગરા ઉપર

તેવાજ પ્રકારનો ફેરફાર આ જગત્‌માં થઇ જવા લાગ્યો. ને પોતે પોતાને જગત્‌ના ધારણ કર્તા ઇશ્વર તરીકે યથાર્થ સમજાયા અથવા પોતેજ ઇશ્વર એવી ખાત્રી થઇ, જેથી જગત્‌ની સર્વ પ્રજા તેના ચલન વળણ ને જ્ઞાનાદિક લક્ષણના ચમત્કારીક વ્યહવાર થકી તેઓને ઇશ્વરરૂપ સમજી પુજવા લાગી, સારાંશ, કે, આવા દેવલોકો આ જગત્‌માં ઘણાં થોડાજ થઇ ગએલા છે. તો પણ તમો આ જ્ઞાનના નિયમ ઉપર વરતિ આત્મ સ્વભાવના જેવી સ્થિતિ કરી દેશો ત્યારે તો તમોજ સાક્ષાત્‌ સર્વનું આદિકારણ છો એમ નિશ્ચે થઇ આવશે. છતાં તમો અવિચાર રૂપ અજ્ઞાનમય જે કે ઇંદ્રિય ધર્મના લક્ષણ ઉપર તમામ હૃદયના ભાવાભાવો નહીં ફેંકતા અંતરગત્‌ આત્માને વિષે સર્વ ભાવાભાવ મેળવી દેશો. ત્યારે તે

---

એક જન્મ અંધ વરૂ રહેતો હતો તેનાથી થવો જોઇએ. હવે એ પ્રાણીનો નાશ આવતી કાલે ન થાય તો અમ્મરં થઇ રહે.

આ ઉપરથી હું મોહા અફસોસીમાં ગરકાવ થઇ વિચાર કીધો કે, એ સંકલ્પનો નિર્ણય માહાયોગીરાજ વિના કોઇ કાઢી શંક નહીં, તેથી મેં કલ્પના દોડાવી કે આ જગતમાં સર્વ યોગિઓમાં ખરા યોગિરૂપે શ્રી સાક્ષાત્‌ માહાદેવજીજ છે. ને તેમને એવા અનેક ફેરફારની ખબર રહેલી છે. એ ઉપરથી હું પ્રાતઃકાળ થવા પેહેલાં શ્રી કૈલાશશિખરપર ગયો ને ત્યાં શિવાળયમાં પેસી શ્રી માહાદેવજીને સાષ્ટાંગ દંડવત્‌ પ્રણામ કર્યા, કે તરત તેઓ મને જોઇ માહાપ્રસન્ન મુખારવંદથી બોલ્યા કે, હે વત્સ્ય ! હે પ્રિયપુત્ર ! તું ઘણેકાળે આ મારા સ્થાનપર શા વાસ્તે ભુલો પડયો. મેં કહ્યું કે, હે પિતાજી ! આ સર્વના અંતર્યામિ આત્મારૂપે દ્રષ્ટાના આનંદની આકૃતિમાં વ્યાપક થઇ સર્વ ખીના આપ જાણો છો. છતાં વાત્સલ્ય ભાવે દેહધર્મને તાબે થઇ—પ્રશ્ન કર્યો, એ પ્રશ્ન લૌકિક ચેષ્ટારૂપે આપુ જાણવા માગો છો તો હું કહેવાને જરાપણ આંચકો ખાતો નથી. ત્યારે કહ્યું કે હે પુત્ર! બોલ તારા આવાગમનનું નિમિત્ત કારણ વાણીદ્વારાએ મને વિદિત કર. મેં કહ્યું, હે પિતા ! આપની પાસે આપની જળાધારીની નજીકમાં જે ડુંગરનો ખાડો આવેલો છે. ને એ ખાડામાં જે પેલો જન્મનો આંધળો બિલાડો રહેલો છે. જે કે તમારી કૃપાદ્રષ્ટીમાં રહી રાત્રદીવસ જળાધારીને રસ્તે આવી નાહનાવિધ પ્રકારના મેવા ફળફુળાદિ જે આપને નિવેદનરૂપે દેવગંધર્વ લોકો અખંડ મુકી જાયછે. તે ખાઇને જીંદગી ગુજારનાર બિલાડાનું આયુષ્ય સો વર્ષનું મારા હીસાબી ચોપડામાં મને આજેજ માલમ પડયું છે. તોપણ એના મૃત્યુનો યોગ આવતી કાલે બપોરના બાર વાગે છે. છતાં એ મૃત્યુ આ જગત્‌માં કોઈપણ પદાર્થની આકૃતિમાં આવી શકે એમ નથી. પણ એનો નાશ આ ભૂગોળના સાત સમુદ્રની પેલીમેર અપ્રગટ પાણીના ડુંગરની કંદરામાં એક જન્મનું આંધળું વરૂ રહે છે તેનાથી થવું જોઇએ, આ ઉપરથી મને વિચાર આવ્યો કે, માગંથી કિંવા જમડાઓથી તે જગ્યાપર ચોવીસ કલાકમાં જઇ શકાય એવી શક્તિ નથી, તેમ, તે વરૂને અહીં કોઇ લાવી શકે એમપણ નથી, ત્યારે એનો નાશ થવાનો જે કાળચક્રના ગ્રંથમાં લખે છે તે વાત શું મિથ્યા થશે ! ને બિલાડો આવતીકાલે જણાવેલા વખતે મર્ણ નહીં પામ્યો તો અમ્મર થઇ જશે. આ સંકલ્પ ઉપરથી મેં વિચાર કીનો કે શ્રી માહાદેવજીનો નિવેદ ખાવાવાળા બિલાડાના ઉપર શ્રી માહાદેવજીની અત્યંત કૃપા હોવાથી એને અમ્મર કરી દેવાનો વિચાર

તમારે સારૂં તમામ જોઈતી સામગ્રી સેહેજા સહજ તૈયાર થઇ આવશે, તથા વગર મેહેનતે સર્વ કૃતિ તમારી ઇચ્છાપૂર્વક ચાલતી નજરે પડે છે. ને આ જગત્‌નું તમામ ઐશ્વર્ય જાણે તમારી કલ્પના પ્રમાણે વરતતું હોય એવી ખાત્રી થઇ આવે છે. તેથી ખાત્રી થાય છે કે, જાણે આખા અનંતકોટ બ્રહ્માંડના તમામ ફેરફાર પોતાનું સ્ફુર્ણું કરી રહેલું દેખાય છે. એવી રીતે તમો અંતર્યામિ દ્રષ્ટિ થકી સર્વમાં વ્યાપક થઈ તમામ કૃતિ કેવા પ્રકારના કર્મો કરશે તે યથાર્થ સમજાય છે. ત્યારે જાણવું. કે તમોજ સર્વજ્ઞ પરમેશ્વર થયા છો. આ પ્રસંગે તમોને જે સુખ મળે છે. તે સુખ અવિનાસી કહેવાય છે. છતાં એ સુખ ક્યાં સુધી ટકી રહેશે! કે જ્યાં સુધી ઉપલી અકલ્પિત્‌ સ્થિતિ રેહે ત્યાં સુધી એ સુખ હાજર થાય છે. પણ જ્યારે તમો એ સ્થિતિમાંથી તમામ મનોવૃત્તિ ને દુર કરી અ-

---

હોવાને લીધે ઉપલા ગ્રંથની હકીકત ખોટી પાડવાની આપની મરજી છે કે કેમ! તે જાણવા સારૂં આપની પાસે આવ્યો છું.

ત્યારે શ્રી માહાદેવજી બોલ્યા કે હે પુત્ર! ઉપરનો તારો સંકલ્પ મિથ્યા છે. કેમકે હું એને મારવા ચાહતો નથી તેમ જીવાડવાની જીજ્ઞાસા રાખતો નથી. એતો એના પ્રારબ્ધ યોગથી મારો નિર્વેદ ખાઇને જીંદગાનીનો વ્યહવાર ચલાવતો રહે છે. તેથી મને હર્ષશોક પ્રગટ થતો નથી. તેમ હું કાળચક્ર ગ્રંથના લખને ખોટા પાડવાની ઉમેદ ધરાવતો નથી. પણ હું તો સર્વ પ્રાણીમાત્રોની દેહોમાં વ્યાપેલાં ચૈતન્યરૂપ નીરાકાર પરમાત્મારૂપી આત્મદેવ સર્વત્ર વ્યાપક રહી પ્રાણીમાત્રોની કાયાઓમાં ઘડીઘડીને વિષે સંકલ્પરૂપી મહાઅમલદારીક હુકમોની આજ્ઞા મોકલે છે. તે સર્વ સંકલ્પરૂપી હુકમો ક્ષણક્ષણને વિષે કેવા પ્રકારના ફેરફાર કર્યા કરે છે. તે જોઇ હું આશ્ચર્ય પામું છુ કે, આ પ્રભુ તમારી નહીં જાણવામાં આવે એવી ગુપ્ત અચિંત્યકૃતિ નિમિષમાત્ર કેવાં પ્રકારના કર્મો કરવાને શક્તિ ધરાવે છે. તે કોઇના જાણવામાં આવ્યું નથી. આવશે નહીં ને આવવાનો સંભવ છે, એમ હું દેખતો નથી. વાસ્તે મને તો પક્કો ભરોસો છે કે, હે પુત્ર! તું શું કરવા ફીકર કરે છે, કેમકે નીરાકાર પરમાત્મા જે પોતાના એક અખંડ ચૈતન્યથી સર્વત્ર વ્યાપિ રહ્યા છે. તે વ્યાપકરૂપ ચૈતન્ય ની કૃતિ તદન અચિંત્ય છે. તેથી એ અચિંત્ય કૃતિરૂપ ચૈતન્ય નિમિષમાત્રમાં એવા અસંખ્ય કર્મો કરી શકવાની શક્તિ ધરાવે છે. તો આવા ચોવીસ કલાકના અંતરમાં તે શું કરી નહીં શકશે! બેશક જોએ બિલાડાનું મૃત્યુ આવતી કાલે બપોરના બારવાગે થવાનું નક્કિજ હશે તો તે પરમાત્મા પોતાની મેળેજ કરી દેશે, ને કદાચ તે સમયે એનું મૃત્યુ નહીં હશે તો જીવતો રહેશે. તેમાં તારૂ ને મારૂં શું ગયું. એ તેની લીલાની વાત તેજ જાણે. વાસ્તે તુ તારી જગ્યાપર નિર્ભ્રાંતરૂપ બનીને તેનું ધ્યાન કર એવી રીતે મને શિખામણ આપવાથી હું મારા મુકામપર સ્થિર થયો.

હવે પેલા કૈલાશ પર્વત ઉપર માહાદેવજીના દર્શણને સારૂં શ્રી વિષ્ણુભગવાન ગરૂડપર આરૂઢ થઇને સવારસાંજ દરરોજ આવતા હતા. ને ત્યાં અરસ પરસના દર્શણ પરસન્ન થયા પછી શ્રી વિષ્ણુજી માહાદેવજી શાથે એકાન્તમાં બેસી અનેક પ્રકારની વાતો કરતા હતા. તે પ્રસંગે શ્રી ગરૂડજી પેલા બિલાડા પાસે બેસીને હરવખતે વાતો ચલાવતા હતા.

જ્ઞાનકૃત દેહધર્મમાં લગાડશો કે પછી ઉપરનો સર્વ લાભ નાસી જશે. આ નાસી ગએલો લાભ પાછો મળવાની અગાઉ તમારા જ્ઞાનપર આધાર રાખે છે. એ જ્ઞાન જો પૂર્ણ આત્મ સ્વભાવવાળું જ્યારે રહે છે ત્યારે હાજર થાય છે- પરન્તુ અપૂર્ણ સ્થિતિમાંએ લાભ મલતો નથી. આ લાભ નહીં મળવાના ઉપરથી જીવ શીવની ઓળખાણ આ જગત્‌માં થઇ આવી છે. છતાં જે સમયે દ્રષ્ટાના પદની

---

આવા પ્રકારનો સમાગમ ઘણાં દીવસનો વૃદ્ધિ પામવાથી શ્રી ગરૂડજી બિલાડાના એક એકાન્તક ગુપ્ત મિત્ર બન્યા હતા. તેથી બંનેનો સ્નેહ એવો તો વૃદ્ધિને પામ્યો હતો કે જેમાં વખતસર મેલાપ થતાં જરા કદાચ વિલંબ જણાતો હતો, ત્યારે તેઓ બંન્નો ગાંડાં જેવા બની રહેતા હતા. પણ જે દીવસે પેલા યમરાજાએ શ્રી માહાદેવજીની અગાડી બિલાડાના મૃત્યુ વિષે પ્રશ્ન પુછ્યો હતો, અને તેના પ્રત્યુત્તર શ્રી માહાદેવજીએ જે વાલ્યો હતો. તે તમામ વાતને બિલાડો શ્રવણ કર્યા કરતો હતો. આ ઉપરથી બિલાડાને ખાત્રી થઇ ગઇ કે હવે મારૂં મૃત્યુકાલે બારવાગે [illegible] આવવાનું એમ જાણી માહા અફસોસી ગરકાવ થઇ ને ઉદાશીમાં ખિન્ન થયો હતો, કે તરત ત્યાં વિષ્ણુ ભગવાન શ્રી માહાદેવજીના દર્શણ કરવા આવ્યા. ને દર્શણ કરી એકાન્તમાં બેઠા કે તાબડતોબ શ્રી ગરૂડજી પોતાના દીલોજાન મીત્રની મુલાકાતે પધાર્યાને જુએ છે તો પોતાનો મીત્ર મહાન દુઃખદરીયાવમાં ગોકા ખાતો જણાયો. જે ઉપરથી શ્રી ગરૂડજી બોલ્યાકે હે ભ્રાત ! આજના આનંદરૂપ કાળમાં તું ઉદાશી શા વાસ્તે છે તે મને વિદિત કર ! આ પ્રશ્ન ઉપરથી બિલાડો કહેવા લાગ્યો કે આવો ભાઇ તમો બેસો. એતો પ્રારબ્ધના ભોગ ભોગવ્યા વિના કોઇનોપણછુટકો નથી. પણ હવે આપણી મિત્રાચારીનો અંત આવેલો જણાય છે. તેમ આજે મારો આ દુનિઆંમાં છેલ્લો દીવસ છે. તેથી હે પ્રિય ! આવ આપણે ભેટી લઇએ કે જેથી હું તારા મેળાપથી શુદ્ધ થઇ મારાં ખોળીઆંને પવિત્ર કરી દઉં. ત્યારે ગરૂડજી બોલ્યા કે, હે પ્રિય ! એટલી બધી ઉદાશી ધરી તારે કોઇનો ભય રાખવાનો નથી. તેમ મારામાં એટલી શકિત છે કે, હું સાક્ષાત્ કાળભગવાનને પણ મારી શકું છું, તેથી તારૂં જે દુઃખ હોય તે મને વિદિત કર. ત્યારે બિલાડાએ યમરાજાનું સર્વ વૃત્તાંત કહી બતાવ્યું.

જે ઉપરથી ગરૂડજી બોલ્યા કે, હે પ્રિય બન્ધુ ! ફીકર નહીં. તારાં મૃત્યુને હું દુર કરીશ, કેમકે આ જગ્યા યમરાજાની જાણમાં છે તેથી કદાચ તારા દુશ્મન વરૂને અહીંઆં કાલે પ્રાતઃકાળમાં લાવી મુકશે. તેથી મારી બુદ્ધિ એવી પહોંચે છે કે, તને કોઇ એવી જગ્યામાં સંતાડુ કે જ્યાં પવન પાણીનો પણ પ્રવેશ ન થાય, તો પછી યમ તથા તારો દુશ્મન ક્યાંથી તને મળશે. આવા સ્નેહપાત્ર અમૃતમય વચનના શ્રવણમાત્રમાં બિલાડો બોલ્યો કે, હે ભાઇ મારે સારૂં તારે એટલી બધી મહેનત કરવી પડે છે તે માફ કરશો. કેમકે હું ગરીબ છું તેથી એવા ઉપકારનો બદલો મારાથી બીલકુલ વળશે તો નહીં. ત્યારે શ્રી ગરૂડજી બોલ્યા કે હે બન્ધું ! એમાં ઉપકાર કાંઇજ નથી ફકત્ મીત્રનોધર્મ આફત સમયે મદદ કરવી એજ છે. ને આવા મત્યુકાળથી તને ન બચાવું તો મારી પવિત્ર મીત્રાચારીમાં ધુળ પડી. એમ કહી કહ્યું કે, હે પ્રિય ! હું સાયંકાળે આવીશ ત્યારે તને મારી ખાંધપર બેસાડી ઉંચકીને એક ગુપ્તજગ્યામાં લઇ જઇશ, ને પછી શ્રી ભગવાનના ધામમાં કાલે બપોર પછી લઇ જઇશ કે જ્યાં કાળપણ આવી શકશે નહીં. આ વાતના શ્રવણથી બિલાડો બોલ્યો કે ભાઇ

ઓળખ થાય છે. તે સમયે તેનો આનંદ અલૌકિક ચમત્કાર કરે છે. ને એમાં તે પોતાને ઇશ્વરરૂપ માને છે. આ માનવાવાળા જ્ઞાનના દ્રઢિત અભ્યાસથી પોતાને ત્રણે કાળે મુકત થએલા જાણે છે. ને તેથી પોતે અજર અમરરૂપ બને છે. ને નહી ઓળખાવવાથી તેની સ્થિતિ જડરૂપ જણાયાથી પોતાને બંધનવાળો માને છે. ને તે બંધનના સંયોગથી પોતાનો નાશ થતો તે જુએ છે. એટલોજ ફેર ઉપરના પૂર્ણ અપૂર્ણ લાભને ઓળખવામાં કિંવા નહીં ઓળખવામાં રહેલો છે. પણ એ ઓળખમાં જીવન ભાસ દરશાય છે.

---

જેમ તારી મરજી, જેમ તને રૂચું પડે તેમ તું કરજે. હું એ વાતમાં જરાપણ સમજતો નથી. કે તરત શ્રીગરૂડજીને જવાનો વખત થયો હતો તેથી તરત ચાલ્યા ગયા.

ત્યારબાદ બિલાડો વિચાર કરવા લાગ્યો કે આ મારો મીત્ર કાળભગવાનને પણ મારી શકવાને શકિત ધરાવેછે, તેમાં તો કાંઇ શક નથી. કેમકે એ અમર બનેલોછે તેથી તેમ છતાં મૃત્યુ આવ્યું તો ફીકર નથી. કેમકે શ્રી સાક્ષાત શંકરની પ્રસાદીથી હું તદન નિષ્પાપ થએલો છું. એવી ને એવી કલ્પનામાં તે પડયો હતો. કે તરત સાયંકાળ થવાથી શ્રી ભગવાન દર્શાણને આવી પહોંચ્યા. ને શ્રી માહાદેવજી સાથે એકાન્તમાં બેઠા કે તાબડતોબ શ્રી ગરૂડજી બિલાડા પાસે આવી કહેવા લાગ્યો કે હે મીત્ર! તું મારી પીઠપર બેસ. કે તરત બિલાડો બેઠો ને શ્રીગરૂડજી નિમેષમાત્રમાં એવાતો ઝડપથી ઉડયા કે આ ભૂગોળ ચંદ્રગોળ, સૂર્યગોળ વિગેરે તમામ બ્રહ્માંડના ભાગને તપાસી વળ્યા. પણ ધાર્યા પ્રમાણેની ગુપ્તજગ્યા દીઠી નહીં. છતાં આખરે સાત સમુદ્રની પેલીમેર એક જગ્યા દીઠી. જયાં પવન પાણીનો બિલકુલ સંચાર જણાયો નહીં. તેમ ત્યાં કોઇ પણ જીવ જંતુ તેના જોવામાં આવ્યાં નહી. તેથી ત્યાં પોતાના મીત્રને ઉતારી પ્રશ્ન પુછ્યો કે કેમ ભાઇ આ જગ્યામાં તેં કોઇનો પ્રવેશ જોયો! બિલાડો કહે છે કે. હે મિત્ર! આ જગ્યા જોઈ હવે મને ભરોસો આવ્યો છે કે આ-જગ્યામાં કાળ ભગવાન પણ આવવા શકિતમાન નથી. તો યમ તથા મારા દુશ્મન વગેરે તાગાદ કયાંથી હોય! વાહ બહુ સારૂં થયું. હવે હું નિશ્ચિંત થયો છું. ને તમોને ઘણો વખત થઇ ગયો વાસ્તે વેહેલા પધારો. પણ કાળે બાર વાગે જલદી આવજોજ. શ્રીગરૂડજી બોલ્યા કે- હે પ્રિય! તારે કાંઇજ ફીકર કરવી નહી. હુ નકિ કાલે ટેરવેલે વખતે આવીશ. એમ કહી અરસ પરસ નમસ્કાર વિધિ કર્યા પછી બન્નો મિત્રો છુટા પડયા. બીજે દીવસે ઇશ્વર ઇચ્છાથી એવો બનાવ બન્યો કે, તેજ જગ્યા જયાં બિલાડો બેઠો હતો. તે જગ્યાની પાસેજ એક ગુફા હતી. તે ગુફામાંથી પેલું વરૂ ભુખ્યુ થવાથી કાંઇક શિકાર શોધવાને સારૂં ચોતરફ ફાંફાં મારવા લાગ્યું કે તરત પેલો બિલાડો તેના મ્હોમાં આવી ગયો, કે તાબડતોબ બિલાડાએ મૃત્યુના મુખમાંથી છુટવાને સારૂં આખરી પોકાર કર્યો. તે સાંભળી ગરૂડે બુમ પાડી કે ખબરદાર! મારા મીત્રને કોણ મારે છે. એટલામાં તો પેલો વરૂ આહાર કરી ગયો, કે જેથી ગરૂડ નિરાશ બની પોતાની જગ્યાપર આવ્યો. વાસ્તે હે શ્રીનારદજી આ અજાયબ રચના ઉપરથી હુ આશ્ચર્યતામાં ગરકાવ થયો કે પરમાત્મા રૂપી આત્માની આ સર્વ કૃતિ તદન અચિંત્યજ છે એનો કોઇએ પાર કાઢયો નથી. વાસ્તે હે ભગવાન્! આ હકીગત જોયા પછી હુ તદન પરમેશ્વરની લીલામાં નિમગ્ન થઇને બેઠો છું. ને મારા મનને કહુ છુ કે હે અલ્પજ્ઞ મન, તું યમરાજા થયો પણ તે ચૈતન્ય સ્વરૂપ આત્માની અચિંત્ય કૃતિની રચના જાણી શકયું નથી. વાસ્તે અભિમાન છોડી સર્વ કલ્પનાની ખટપટથી દુર રહે. ને તેને જેવું કરવાને યોગ્ય જણાશે તેવુંજ તે કરી શકશે. ત્યારથી હું ભવિષ્યના વિચાર કરતો નથી. આ વાત સાંભળી શ્રીનારદ ભગવાન પોતાની જગ્યાપર રવાના થઇ ગયા.

## જીવન ભાસ.

આ જીવનભાસ આત્માના ચિંતન અચિંતનપણાની પ્રકૃતિથી પ્રગટેલો છે. તે એવો કે આત્માની અકલ્પિત્ સ્થિતિમાં કલ્પિતપણાનું જ્ઞાન ઉત્પન્ન થવાથી તે કલ્પિતપણારૂપી આત્માનો ખટકો તેણે એ રંગ દરશાવ્યો. તે એવી રીતે કે, ઉપરના આત્માના દ્રષ્ટારૂપ આનંદને વિષે એ ખટકાએ બે સ્વરૂપ (અંધ-કાર ને પ્રકાશ) દીઠાં, તેમાં એક જ્યોતિ સ્વરૂપ અખંડ પ્રકાશીત દીઠું ને બીજું પોતાના સ્વરૂપમાં ઘડભાંજ કરનારૂં એવું અવિચારી અંધ-કારવાળું સ્વરૂપ જોયું. તે ઉપરથી એ આત્માનો ખટકો પોતાના બે સ્વરૂપ માનવા લાગ્યો. ને તે બેઉ આકૃતિને વિષે નીચે પ્રમાણેનો વ્યહુવાર ચલાવવા લાગ્યો, જેમાં એ જ્ઞાનરૂપી દીવો પોતાના સ્વયં--પ્રકાશીત્ અજવાળાંને જ્યારે પોતાની જગ્યાપર જુએ છે, ત્યારે એની સ્થિતિ તદન કલ્પના રિહત્ આનંદમય, શાંતીવાળી જેમાં સુખ દુઃખ, સારૂં નઠારૂં, આ તે હું ઇત્યાદિ પ્રકારનું ફેરફારીક જ્ઞાન બિલકુલ ઉત્પન્ન થઇ શકતું નથીજ. તેમ તેને વિષે કોઇપણ પ્રકારનું વધઘટપણું દરશાતું નથી. તેમ પોતે તે સ્વરૂપમાં કાંઈ વત્તું ઓછું કરી શકતો નથીજ. છતાં એવા પ્રકારના ફેરફાર કરવાની અનામાં તાગાદ જાણાતી નથી. પણ પોતે સ્થિરપણાથી તેને વિષે એકત્ર થઇ ઐક્યભાવે મળી રહે છે. ત્યારે અહિંઆ એ કોઇપણ પ્રકારનો ચમત્કાર ઉત્પન્ન થતો જોતો નથી. તેમ ઉત્પન્ન થવાનો સંભવ નથી. તેથી એ પોતાના અજવાળાંને મુંગા માણસની માફક ટગર ટગર જોયા કરે છે. આ સ્થિતિમાં રહેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. એવું આ મુંડકોપનિષદ્‌ના બીજા ખંડમાંનો એક મંત્ર કહે છે.

### मन्त्र ५८.

**संप्राप्यै नमृषयो ज्ञान तृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।**
**ते सर्व्वगं सर्व्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्व्वमेवाविशान्ति॥**

અર્થઃ—બ્રહ્મને ત્યાં કેવી રીતે પ્રવેશ કરે છે. ત્યાં કહે છે કે, જો પરમાત્માના દર્શણવાળા ઋષિજન આ આત્માને સમ્યક માની તેજ જ્ઞાનથી તૃપ્ત બની અથવા તો પરમાત્માના સ્વરૂપથીજ તૃપ્ત બની જીતેંદ્રિય બને છે. પણ તેઓ રાગાદિક દોષથી રહિત બનેલા છે. આવા સંપૂર્ણ વિવેકી સદાચિત્તનાએ ગૃહવાળા પુરૂષો આકાશની માફક સર્વવ્યાપક અદ્વૈત બ્રહ્મને ઉપાધિથી પરિછિન્ન, સર્વ દેશાથી પામી શરીરના પતનકાળ વિષે પ્રવેશ કરે છે. જેમ ભાંગેલો ઘડો ઉપાધિને છોડી સર્વ બાજુથી આકાશમાં પ્રવેશ કરે છે. એવી રીતે બ્રહ્મને ત્યાં બ્રહ્મવેત્તાઓ પ્રવેશ કરે છે. સારાંશ કે, ઉપરની જ્યોતિના ધ્યાનમાં નિમગ્ન થવાથી જાણે તદન બ્રહ્મરૂપ બનેલા પોતે પોતાને દેખાઇએ છૈયે.

તોપણ જે જગ્યાપર ઉપરનો જ્ઞાનરૂપી દીવો પોતાનાં અજવાળાંને વ્યાપેલું જોતો નથી. એવી જે પોતાની અંદર ઘડભાંજ કરનાર કિંચિત્માત્ર અંધકાર વાળી જગ્યાને પોતાની ઉલટી નજરથી જોવા લાગ્યો, છતાં આ જોવાપણાના નિમિત્તપરથી એનામાં વિચાર કરવાનો શોખ ઇચ્છામાત્રથી પ્રગટ થઇ આવ્યો, તે ઉપરથી તે અંધ-કારમાં વિચાર કરે છે કે, ત્યાં શું છે! એવા સંશયપણાથી પોતાની ધારણા દોડાવી એટલે તે ધારણા ચિત્ર વિચિત્રપણાથી એને અનંતા. કારમાં દેખાઇ, છતાં એ દેખાયલી ધારણાના સંબંધે કરીને એને વિષે ભ્રાંતિનો પડદો થઇ પડયો. તસ્માત્ આ થઇ પડેલા પડદાએ પેલાં ધારણાવાળાં સ્વરૂપને વિષે હું જુદો, તું જુદો, તે જુદો, એવા પ્રકારનું અલૌકિકને આશ્ચર્યતાવાળું, પલક દરીયાવના જેવું ભરપુર, મૃગજળની માફક, સમજી ન શકાય એવું માહાન મોટા આકારવાળું, ચિત્ર વિચિત્ર અનંતાકૃતિમય, અત્યંત મોટું નાટક થતું, જેમા ઉત્પત્તિ સ્થિતિને પ્રળયરૂપમાં સારા નઠારા ભાવોને પ્રાપ્ત થએલું જોઇને મહાદુઃખ પ્રગટવા લાગ્યું. મતલબ કે, એ સર્વ મનોકલ્પિત ચિંતનપણાના ભાસને જોઇ દુઃખી થયો. છતાં જે જગ્યાપર એ જ્ઞાનરૂપી દીવો પોતાના અજવાળાંસાથે સ્થિર છે. તે જગ્યાના મધ્ય ભાગમાં એ દીવો જેવો ને તેવો પોતાના અમુક આકારમાં સ્થિરતાથી વ્યાપક થઇ રહેલો છે. ત્યાં એને કાંઇજ કરવા કારવવાનું સુઝ પડતું નથી. તોપણ એ દીવો પોતાના મધ્યભાગમાં પોતાના અજવાળાંને વ્યાપક થએલું જોતો નથી. પણ ત્યાં અંધ-કારને જુએ છે. જુઓ ભાઇ, આ અંધ-કારમાં શું કાંઇ પેદા થવાનો સંભવ છે! નાના! કંઇજ પેદા-થવાનો સંભવ નથી. તેમ એ અંધ-કારમાં કોઈપણ જાતની વસ્તુ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી. છતાં જે સમયે ઉપલાં જ્ઞાને પોતાની દ્રષ્ટિ પોતાના અંધ-કારમાં ફેંકી કે તરત પેલું મહાન મોટું ચિત્ર વિચિત્ર દેખાવવાળું જે નાટક જોયું તે શી રીતે તથા કોણે પેદા કીધું! એ સમજવું જોઇએ. સમાધાન જ્યારે આપણે ઉંઘમાં પડયા છૈયે, તે સમયે કાંઇ દરશાતું નથી. પણ જ્યારે સ્વપ્ન પ્રગટ થયું, ત્યારે તે સ્વપ્નાને વિષે આ જાગૃત્ જગત્‌ની માફકનું એક મોટું જગત્ દીઠું. એ જગત્ શી રીતે પેદા થયું! ત્યારે કહીશું કે, એ આપણી ઇચ્છાથી પેદા થયું. કેમકે ઉંઘને વિષે જેવી જેવી દ્રઢતા ગોઠવાય છે, તેવાજ પ્રમાણમાં તે દ્રઢતા સ્વપ્નાને વિષે વિચાર દોડાવે છે, ત્યારે તે વિચારો અનેક ચિત્રવિચિત્ર જાતના દેખાવોમાં હાજર થયા કરે છે. સારાંશ કે, એ સ્વપ્નુ આપણા વિચારોથી દેખાયું, ને જ્યારે વિચારોને દુર કીધા, ત્યારે તે અદ્રશ્ય થઈ ગયું. તેથી એના ઉત્પન્નકર્તા આપણેજ હતા. તદ્યપિ એ સ્વપ્નામાં જે જે અનેક પ્રકારના ફેરફારો દીઠા, તે સર્વ ફેરફારો શું ઉંઘને વિષે થયા! ના ના કદી નહીં! પણ જે જગ્યાપર એ દેખાવ આપણી નજરમાં માલમ પડતો નહીં હતો, એવી કોઇ કિંચિત્માત્ર ઉંઘને વિષે અંધકારમય જગ્યા હતી, તેના

પર ઉંઘની દ્રષ્ટિ જવથી ધારણાએ ઉપલુ સ્વપ્નું દીઠું. જેથી એ ફેરફાર ઉંઘનો થયો નહીં, તેમ ઉંઘે કાંઈ પોતાનો આકાર પળટી દીધો નહીં. પણ એતો આપણી ધારણાના વિચારો પળટાયા, તેથી તે વિચારો એ ઉપલો દેખાવ ઉંઘના ઐકયરૂપ આનંદમાંથી ખસી જઇ બતાવ્યો. અથવા તો આપણી અજ્ઞાનતા (ભ્રાંતિ) થી ઉપલો ચમત્કાર દેખાયો, તેથી શું એ ચમત્કાર ખરો ! ના ના તદન ખોટો ! તાત્પર્ય કે, જેવી રીતે વાંદરાંઓને ટાઢ વાગવાથી લાકડાંને ભેટી અગ્નિદેવની ઇચ્છા કરે છે. તે સમયે ટાઢ તદન ઉડી જઇ અગ્નિના જેવું સુખ આપે છે. ત્યારે જુઓ સ્નેહીઓ. આ કેવો ચમત્કાર! કેમકે આ જગ્યાપર અગ્નિ નહોતી છતાં અગ્નિના જેવું સુખ તેમે કયાંથી મળ્યું ! શું તેની ઇચ્છાથી લાકડાંએ પોતાનું રૂપ પળટી દઇ અગ્નિનો આકાર ધારણ કરી દેખાવ આપ્યો ! નાના! એતો વાંદરાંની ભાવના અગ્નિ રૂપમાં વાંદરાંને દેખાઈ. કાંઈ લાકડાંએ પોતાનું રૂપ પળટયું નહીં. તેમ ટાઢનું દુઃખ ઓછુ થયું નહીં. પણ તેની ભાવના માત્ર અગ્નિ જેવી તેને દેખાઈ. એજ પ્રમાણે જ્ઞાનરૂપી દીવો, પોતાના અંધકારને જોઈ નાહનાવિધ પ્રકારની ધારણા કરવા લાગ્યો. તે ધારણા એ ઉપલું સ્વરૂપ બતાવ્યું. કાંઈ અંધકાર પળટાઈ ગયો ન હોતો. પણ જ્ઞાનરૂપી દીવાની ધારણાનો આકાર બદળાયો હતો. સમાધાન. આ જગ્યાપર વાંદરાંએ લાકડાંને વિષે અગ્નિની ધારણા કીધી, તેમાં એ અગ્નિનું સુખ, ખોટું તથા સ્વપ્નવત્ મિથ્યા હતું, છતાં એ ભાવના વાંદરાંના અવિચારથી થઇ, કેમકે ટાઢના સમયમાં અગ્નિ ત્રણે કાળે મિથ્યા હતો, તેથી એ મિથ્યા ચીજનો વિચાર વાંદરાંએ કર્યો.

એવાજ પ્રકારથી ઊંઘને વિષે ત્રણે કાળે મિથ્યા જે સ્વપ્ન તે ઊંઘની મિથ્યા ધારણા એ પ્રગટ કર્યું. જેથી સ્વપ્ન દેખાયું. એ સ્વપ્ન ઊંઘના અસત્ભાવવાળા અવિચારથી ઉત્પન્ન થયું. તેથી એનું સુખ તદન ખોટું. તેમ જ્ઞાને પોતાના અંધ-કારમાં જે ધારણા કીધી, એટલે એ ધારણારૂપી અવિચારથી જગત્ દીઠું. તેથી આ જગત્ ધારણા રૂપી અવિચારે પ્રગટ કર્યું. સારાંશકે, આ જ્ઞાન સ્વરૂપ પોતાની સ્થિતિમાં બે આકાર દેખતો હતો. તેમાં એક અજવાળું. ને બીજો અંધ-કાર. છતાં આ જગ્યાપર અજવાળું ત્રણે કાળે સત્ય (કાયમ) હતું. તેથી એ સદવિચારમાં કેહેવાયું છે. ને અંધકાર મિથ્યા હતો, તેથી એનું રૂપ અસત્ય (ખોટું) હતું. તેથી એ અવિચારમાં મનાયળું છે. તાત્પર્ય કે, આસત-ને મિથ્યા એવા બેઉ આકારમાં પોતેજ સ્થિર હતો. છતાં એ બેઉમાં એના વિના બીજી કોઇ ચીજ એને વિષે રહેલી નહોતી. તસ્માત્, આ અજવાળાંનાં મધ્ય ભાગમાં પોતેજ બેઠો હતો. ને અંધકાર એને વિષે ભાવનારૂપમાં રમણ કરી રહયો હતો. તેથી એની ભાવનાજ અંધકાર રૂપમાં એને ભાસતી હતી. તોપણ એ અંધકારમાં ભાવના શિવાય બીજું કાંઇજ નહોતું. તેમ એ અં-

ધકાર કોઇને પેદા કરી શકતો નહોતો. તેમ એનામાં એવી તાગાદ હતી નહી, એતો મૃતક રૂપ હતો. એટલે મિથ્યા રૂપ હતો, તેથી એને જ્ઞાનરૂપી દીવો પોતાની સન્મુખ દેખતો નહોતો. કેમકે એનું રેહેઠાણ એ જ્ઞાનરૂપી દીવાની અંતર ભાવનાને વિષે હતુ તેથી. પણ એની ઉળટી ભાવનાની નજરથી એ અંધકારનો મિથ્યા સંભવ થતો હતો.

તોપણ આ જગ્યાપર તદન એ એકજ છે. ને વળી તે મુરદાળ છે. ને બીજું કાંઇજ એને પોતા વિના બી દેખાતું નથી. છતાં કાંઇક છે એવો અંદેશો એને ઉત્પન્ન કરવાનું કાંઇજ પ્રયોજન નથી. કેમકે અંધકારનો આકાર મિથ્યા છે. હવે જ્યારે મિથ્યા છે ત્યારે તેને વિષે વિચાર કરવાનું કાંઇજ કારણ નથી. કેમકે પોતેજ અદ્વૈતભાવે રહેલો છે એટલે પ્રકાશ તથા અંધકાર રૂપમાં ઐક્ય ભાવથી વ્યાપેલો છે. આ ઉપરથી કહ્યું છે કે, જ્યાં પોતે છે ત્યાં વિચાર કરવાનું કારણ નથી. પણ જ્યાં બીજો હોય ત્યાં વિચાર કરવાનું કારણ છે. છતાં એ પોતાના પ્રકાશ રૂપમાં વિચાર કરતો નથી. ને અંધકાર વિષે વિચાર ચલાવે છે. જેથી આ મિથ્યા સ્વપ્નરૂપ જગત્ ભાવનાને વિષે દેખે છે. ખરૂં જોતાં એણે વિચાર પોતાની સન્મુખ જે વસ્તુ દરશાતી હોય તેને વિષે વિચાર કરવા જોઇએ. તો એની સન્મુખ પ્રત્યક્ષ રૂપમાં પોતાનાં અજવાળાંને એ દેખતો હતો. વાસ્તે ખરેખરૂં એની પાસેતો અજવાળુંજ છે. તેથી એણે અજવાળાં વિષે વિચાર કરવા જોઈએ. પણ એની શાથે વાતચિત કરવાનું છોડી દઈ પોતાને વિષે નહી દેખાયલો છાયામાત્ર, મૃતકરૂપ. અદ્રષ્ટતા દરશાવનારો જે અંધકાર હતો, જેને વિષે કંઇ પણ ફળ મળવાનો નિશ્ચય નથી, છતાં તેની શાથે માથાકુટ લઇ બેઠો. એ કેવી રીતે કલ્પે છે. તેને સારૂં માંડુકયોપનિષદ્‌માં બીજા પ્રકારણનો એક મંત્ર કહે છે.

## मंत्र ५३

**कल्पयत्यात्मनात्मानमात्म देहः स्वमायया ।**
**स एव बुद्ध्यते भेदानिति वेदान्त निश्चयः ॥**

અર્થ.—જો આ આત્મારૂપ દેવ પોતા વિષે પોતાની માયાથી પોતા થકી પોતાને રજ્જુમાં સર્પની માફક અગાડી કહેવાના ભેદવાળા આકારને કલ્પે છે. છતાં એ પોતાના ભેદને જાણે છે એવો વેદાંતનો નિશ્ચય છે. સારાંશ કે, આ કલ્પિત પોતાને વિષે એવી માથાકુટ કીધી કે, જેમ કોઇ રેતીમાંથી તેલ કાઢવા માગે, છતાં તેને તેલની પ્રાપ્તિ થતી નથી, તેમ આ અંધકારની માથાકુટમાં કાંઈ પ્રાપ્તિ થતી નથી. તોપણ એ જ્ઞાનરૂપી દીવો સમજે છે કે, આ સ્થાનમાં બ્રહ્મરૂપ ફકત હું એકજ છું. એવી રીતે નક્કિ જાણતો છતાં પોતાની અજવાળાંવાળી

જગ્યા વિષે બીલકુલ વિચાર કરતો નથી. પણ જો કદાચ એ પોતાનાં અજવાળાં વિષે વિચાર કરેતો એને ખરેખરો એકજ સરખો, સમાંતર સુખવાળો, પરિપૂર્ણ સત્ય દેખાવ નજરે પડે. ને તેથી એની સર્વ આશા ફળોદય આપે. છતાં પોતે જ્યાં બેઠા છે તેટલી જગ્યાપર પોતે તથા પોતાનાં અજવાળાં શિવાય એને બીજુ કાંઇજ દરશાતું નથી. તોપણ તેના સંબંધી વિચાર ન કરતાં જેમાં કાંઇજ ફળ મળવાનો સંભવ નથી એવા અંધકારને વિષે ફળની ધારણા દોડાવી વિચાર કરવાની જુઠી માથાકુટ એ કરે છે. કિંવા તે અંધકારમાં પોતાના વિચારદ્વારાએ મનોમન (ઇચ્છા શક્તિથી) સેહેલ કરે છે. સમાધાન જેમ આપણે સૂર્ય લોક જઈ શકતા નથી. પણ ઇચ્છા (કલ્પના) કીધી કે જાણે તરત સૂર્ય લોકને વિષે ધારણાદ્વારાએ તેના પર ઉડીને ગયા. ખરૂં જોતાં તો આપણે તેના પર ગયા નહીં, પણ મનોમન ભાવના માત્રથી તેના પર સ્થિર થયા. સારાંશ કે, જેમ સ્વપ્નાની અંદર જેટલો વ્યહુવાર આપણે કરીએ છિયે. તેટલો સર્વ વ્યહુવાર ઇચ્છા (કલ્પના) સૃષ્ટિનો કીધો કેહેવાય. કેમકે સ્વપ્નાને વિષે આપણે જાતે વ્યાપક થએલા નથી. પણ તેની માંહે આપણી ઇચ્છા (ભાવના) વ્યાપક થએલી છે. કારણ કે સ્વપ્નાની અંદર જ્યારે આપણાથી જઈ શકાયું નહીં, ત્યારે આપણે પોતાના વિચારદ્વારાએ તેનાપર વ્યાપક થયા. એવીજ રીતે જ્ઞાનરૂપી દીવો અંધકારને વિષે તેજોમય સ્વરૂપથી પોતે વ્યાપક થએલો નથી. તેથી કરીને પોતે પોતાના વિચારદ્વારાએ તેના ઉપર વ્યાપક થવા જાય છે કિંવા થાય છે. તેથી રજ્જુ સર્પની માફક કિંવા સ્વપ્નાની માફક મિથ્યા વ્યહુવાર જુએ છે. તે એવી રીતે કે, અંધકાર ને વિષે કંઈ સંભવતુ નથી, તેને વિષે પ્રાપ્તિની ભાવના કરવી. તેમ અજવાળાંની અંદર તમામ ફળ મળવાની આશા છતાં તેને વિષેની આશા છોડવી. મતલબ કે, જેને વિષે કાંઈ પણ સંભવ નથી તેનાપર આશા બાંધવી. આવા ઉળટપણાના સ્વભાવનું નામ શું આપવું! ખરેખર એનુંજ નામ માયા, ભ્રાંતિ, ભુલ, અવિદ્યા, અવિચાર, અજ્ઞાનતા વિગેરે પૂર્વકાળના જ્ઞાનીઓએ આપેલાં છે. ખરૂં જોતાં તો એ ઉળટકૃતિમય ભુલવણીવાળી ગ્રંથિ (ગાંઠ) દેહની ઉત્પત્તિ પૂર્વે ગોઠવાઈ રહેલી છે. આજ હેતુથી જડ ચૈતન્ય, પાપ પૂણ્ય, પ્રકાશ અંધકાર જગતાકારમાં પ્રગટી આવ્યાં છે, છતાં એ જ્ઞાનરૂપ દીવો જ્યાં વ્યાપક નથી. ત્યાં ભાવના યોગે વ્યાપક થાય છે. એ કેવાપ્રકારનો સંકલ્પ કલ્પે છે. તેવિષે માંડુક્યોપનિષદ્‌ના બીજા પ્રકરણનો એક મંત્રકહે છે.

## मंत्र. ५४

**विकरोत्य परान् भावानन्तश्चिते व्यव स्थितान् ।**
**नियतांश्च बहिश्चित्त एवं कल्पयते प्रभुः ॥**

અર્થ.—પ્રભુ જોઇશ્વર આત્મા છે, તે બાહીર ચિત્તવાળો થઇને બાહ્ય અપર (લોકપ્રસિદ્ધ) શબ્દાદિક પદાર્થોને અથવા બીજાં વાંસનારૂપ ચિત્તનેવિષે અદ્રશ્યરૂપે સ્થિર રહેલા પૃથ્વ્યાદિક નિયમિત અરૂ વિજળી આદિક અનિમિત પદાર્થોને નાનારૂપે પ્રગટ કરે છે. તે પ્રમાણે અંતર ચિત્તવાળોથઇ પોતાની અંદર મનોરથાદિક સ્થિર રહેલા પદાર્થોની વ્યહવાર લાયક કલ્પના કરીને ફરી તે વ્યહવારને યોગ્ય એવી કલ્પના કરે છે. સારાંશકે, એ આત્મા જેવા જેવા પ્રકારની ઇચ્છાદ્વારાએ પેલા અંધ-કારની અંદર ધારણા કરતો જાય છે, તેવાજ આકારમાં તે પોતાની ભાવનાને ઉભીરહેલી જુએ છે. કિંવા એ ધારણાને જેવારૂપમાં જોવાની જીજ્ઞાસા રાખે તેવારૂપમાં એ ભ્રાંતિ તેવાજ આકાર ધારણકરી પોતાની નજર સામે ઉભીરહેલી દેખાય છે. હેતું એટલોજ કે, આજ્ઞાન-રૂપી દીવાએ પોતાની ભાવના અંધ-કાર ઉપર કલ્પનારૂપે ફેલાવી, કે તેથીતેણે જગત્ જેવડો મહાનમોટો સ્વરૂપ દેખાવ ધારણકરી હાજરથઈ. સત્યજોતાં એ જગત્ દીવાના અજવાળાંમાં દેખાતું નહોતું. પણ અંધકારમાં ભાવના રૂપથી પ્રગટ થએલું એણે દીઠું. ખરૂંપુછાવોતો એ રૂપ કાંઇ અંધકારે ધારણ કીધુ નહીંહતું. પણ એ રૂપને પ્રગટકરનાર દીવાની ભાવના હતી. તાત્પર્યકે, આ જગ્યાપર એ દીવાના મધ્યભાગપર વ્યાપેલા અંધ-કારમાં દીવાની ધારણા (માયા) એ ઇચ્છા શકિતને રસ્તે જગત્‌રૂપ ધારણ કરેલું દીવાની ભાવનાએ જોયું. છતાં જયાં પોતે વ્યાપક હતો ત્યાં અંધકારનો દેખાવ એની નજરે પડતો નહીંહતો. પરન્તુ અદર્શ ને મૃતકરૂપમાં તેનો ચતિકિંચિત્ મનોમન સંભવ થતો હતો. તેથી સ્વતઃ અંધ-કાર સત્ય હતો એમ ન કહેવાય! ને તેનેવિષે આત્મા જગત્ જોતો હતો એમ મનાય પણનહીં! તોપણએમતો કહેવાય કે આત્મા પોતાની સ્પંદશકિતરૂપ કલ્પનામય માયાએ કરી જગત્ રચનાની યોજના કરતો હતો. છતાં પોતે એકજ હતો એવો જે નિશ્ચય છે. તે છતાં તે પોતે સંસારરૂપ પ્રાણાદિક અનંત ભાવવાળા વિકલ્પોને કેવીરીતે પામ્યો છો! એવિષે માંડુકયોપનિષદ્‌ના બીજા પ્રકરણનો એક મંત્ર કહે છે.

## मंत्र. ६०

**प्राणादि भिरनन्तैश्च भावैरेतैर्विकल्पितः।**
**मायैषा तस्य देवस्य यथा सम्मोहितः स्वयम्॥**

અર્થ.—આતે આત્મારૂપ દેવની માયા (ભાવના) છે. જેવીરીતે માયાવી પુરૂષ પોતાની પ્રેરણાથી પોતાની માયાને મોટા નિર્મળ આકાશમાં ફળ ફુલવાળાં ઝાડોથી ભરીકાઢે છે. તેનીમાફક આ દેવની (ભાવના) માયા છે. જેમ વાદિગરના ખેલથી જગત્‌ના મનુષ્યો મોહને પામે છે તેમ આ આત્મા પોતાની માયા (ભાવના)માં મોહીત થાય છે. છતાં એ મોહરૂપ કર્મદ્વારાએકરી આત્માનેવિષે માયા-

નું જ્ઞાન થાય છે. કેમકે ગીતામાં ભગવાને અરજુનને કહ્યુંછે કે મારીમાયા (ભાવના) દુઃખથી નાશ થવાને યોગ્ય છે. સારાંશ કે, ઉપર પ્રમાણે ભાવના યોગે આત્માએ આસૃષ્ટિ રચી છે. છતાં હવે આપણે પોતાની જ્ઞાનદ્રષ્ટિપર સ્થિર થઈને વિચાર કરવો જોઇએ કે, આ જ્ઞાન સ્વરૂપ આત્માની જગ્યાપર અંધકારનો જરાપણ ભાસ હતો નહીં, ને તે અંધકારમાં બીજી કોઇ પણ ચીજ હતી નહીં, તેથી ત્યાં જગત્‌નો પત્તો જણાતો નહીં હતો. મતલબ કે, અંધકાર મૃતક રૂપમાં હતો, તેથી જગત્ પણ તેને વિષે મરી રહેલું ગણવું જોઇએ.

કેમકે અંધકાર રૂપી અલ્પ પડદાને વિષે જગત્ મુડદાંના આકારમાં તેને વિષે એક બાજુપર પડી રહેલું હતું કે નહીં, તેની પણ સમજણ આપણી પાસે કાયમ નથી. તેથી મુડદાળ અંધકારમાં જગત્ પણ મુડદાળ છે. હવે જ્યારે જગત્ મુડદાળ છે, ત્યારે તો આ અનંતકોટી બ્રહ્માંડો તથા એને વિષે વ્યાપેલાં સર્વ અનંત જાતના પ્રાણીમાત્રો વિગેરે તમામ મુડદાં (નિરજીવ) પદાર્થના આકારો છે. એ કાંઇ ખરા જીવન પદાર્થોના આકારો નથી. છતાં જગત્ જે રમણ કરી રહ્યું છે. તે મિથ્યા અંધકારરૂપી નર્કકુંડને વિષે અનંતકોટ જીવાત્માઓ સહવર્તમાન મુડદાંની આકૃતિમાં તડબડ તડબડ થયા કરે છે. કેમકે જ્ઞાનરૂપ આત્માના સ્વરૂપની જગ્યાપર તો એ અંધકાર દેખાતો નથી. ત્યારે જગત્ દેખાયું એમ શીરીતે મનાય ! કારણ કે જગત્ કાંઇ વસ્તુરૂપ નથી, તેમ અંધકાર ભાવનારૂપે છાયામાત્ર છે. તેથી નિશ્ચે થાય છે કે જગત્ પણ છાયામાત્ર છે. સત્ય જોતાં જ્ઞાનમય આત્માની ભાવના (કલ્પના) શકિત અદ્રસ્ય છે, મુડદાળ છે, ને અંધકાર રૂપ પણ છે છતાં આ જગ્યાપર આત્માની ભાવના ને મુડદાળ ગણવાનું કારણ એવું કે, એ ભાવના મિથ્યા મનોકલ્પિતપણાથી થએલી છે, તોપણ આત્મા એના યોગે કરીને જગત્ જુએ છે, ત્યારે તો સિદ્ધ થાય છે કે, મિથ્યા ભાવના (કલ્પના)થી એટલે મુડદાળ વિચારથી મુડદાળ ભાસ (અંધકાર)માં મુડદાળરૂપ (આકાર)માં મુડદાળ જગત્ (સ્વપ્નુ) જોયું. મતલબ કે, આ જગત્ આત્માની ભાવનારૂપ અંધારાંમાં મુડદાં (નિરજીવ) રૂપે મરી રહેલું છે. તોપણ સર્વજ્ઞ આત્મારૂપી ઇશ્વર પોતાની ઇચ્છા શકિતરૂપી (માયામય) દોરીને રસ્તે ભાવના રૂપી જીવન પદાર્થથી જીવતું કરેછે. છતાં અગાઊ કહી ગયા કે વિચાર શકિત મુડદાળછે પણ અખંડ ચૈતન્યરૂપ અમૃતમય આત્માની વિચાર શકિતવાળી અમૃતધારા છુટી થવાથી આ જગત્ જીવતું દેખાયછે. તેથી અમૃતરૂપ આત્માની ભાવના જીવન રૂપ છે, પણ એ જીવનરૂપ ભાવનાના ચલનમાં કાંઇજ આત્માને લાભ થતો નથી. તેથી એ ચલન મિથ્યા થએલું છે વાસ્તે ભાવના મુડદાળ કહી. પણ એકંદરે અમૃતરૂપ આત્માની ભાવના જીવનરૂપ છે, તેથી આત્મા જગત્‌નું જીવન છે, છતાં એ જીવનમાં આત્મા તલમાં તેલરૂપ, વૃક્ષમાં બીજરૂપ, કાષ્ટમાં અગ્નિરૂપ, સૂર્યમાં પ્રકાશરૂપ, અગ્નિમાં ઉષ્ણતારૂપ રહેલો છે. તેથીજ કરીને આત્મા એક

અદ્વૈત છે. દ્વૈતરૂપ નથી. ઇત્યાદિ શ્રુતિઓ થકી નક્કી થાયછે કે, જે કાંઈ સૂર્યમાં છે. તેજ પુરૂષમાં છે ને જે પુરૂષમાં છે તેજ સર્વ જગત્‌માં છે, ને જ્યારે તે સર્વ જગત્‌માં છે. ત્યારે તે એકજ છે. ને એક હોવાથી તેને વિષે ભાવના, જગત્, અંધ-કાર વિગેરે અસત્ય છે. ને અસત્ય હોવાથી તેના અસ્તિત્વમાં કાંઇજ વધારો ઘટારો થતો નથી. તોપણ દ્વૈતવાદિઓના જ્ઞાનના નિશ્ચાર્થે દુર કરવાસારૂં કહેવું પડે છે કે ભાવના જીવનરૂપ છે. ને એ જીવનરૂપ ભાવના કેવી રીતે જગત્‌માં ફેલાઇ છે! ત્યારે તો જાણો કે એ જ્ઞાનરૂપી દીવો પોતાની ઇચ્છાથી મનોમન કલ્પના પેલા મિથ્યા ભાસરૂપ અંધ-કારને વિષે દોડાવે છે. તેથી એ વિચાર શક્તિમય અમૃતરૂપ જીવન ધારા પેલા અંધ-કારને વિષે વ્યાપિ જાય છે. તેથી ત્યાં તે ભાવના અનેક જડ ચૈતન્ય ભાવવાળા આકારોને રમણ થતા જુએ છે. સમાધાન. તમો તમારા મકાનના ઓરડાને વિષે તમારી કાયા સહવર્તમાન તમારા આત્માની શાથે એકલા બેઠા છો. એ જગ્યાપર ફક્ત તમો તથા તમારો સરંજામ એટલી વસ્તુઓ તમારી નજર અગાડી જોવામાં આવે છે. છતાં ત્યાં બીજો કોઇ પણ પદાર્થ તમારી શાથે વાત કરતો તથા તમોને વિચાર ઉત્પન્ન કરી શકતો તમારા દીઠામાં આવતો નથી. એવા એકાન્તિક સ્થાનમાં તમો સ્થિર થએલા છો. તદ્યપિ ત્યાં રહી તમો ગાંડા માણસની માફક મનમાં ને મનમાં આપો આપ સ્વઇચ્છાનુસાર કલ્પના યોગે વિચારો ઉડાવી તે વિચારોની ગડમથલમાં તમો હસતા રમતા બડબડતા બોલતા ખુશીને નાખુશી ધારણ કર્તા તમો તમારા મનોમન ભાવમાં દેખાયા છો. છતાં આવા પ્રકારની સ્થિતિને વિષે મચી રહેતાં એક એવો વિચાર પ્રગટ થયો કે પેલા દુસ્મનનું માથું તલવારથી કાપી નાંખવું જોઈએ. તેમ પેલી સ્ત્રીને પચ્ચાસ લીલમ આપી એકાન્તિપણાનો સ્નેહ બાંધ્યાવિના છુટકો નથી. તેમજ પેલા મીત્ર શાથે લેણદેણ બંધ કરી દેવું. સારાંશકે, આટલી ત્રણ વાત તમો એકલા બેઠા હતા ત્યાં તમોને કોણે સમજાવી? તેમ શું ઉપલા ત્રણ મનુષ્યના આકારો તમો બેઠા હતા ત્યાં શું તમારા જોવામાં આવ્યા કેમ? તેમ શું ઉપલા સરંજામોએ પોતાનો જડ આકાર બદલી નાંખી તમારી અગાડી ચૈતન્યરૂપે ઉભા રહી વાત કીધી કે કેમ! સત્ય જોતાં તો તમારી સન્મુખ દુસ્મન હતો નહી, તેમ પેલી સ્ત્રીને મીત્રપણ હતાં નહીં, ત્યારે બોલો ઉપલા લોકોની શાથે આવા પ્રકારથી આપણે વરતવું. એવા જ્ઞાનની સમજ તમોને કોણે આપી વારૂ! એ વાત વિષે ખરૂં જોતાં એમછે કે જ્યાં તમારા જ્ઞાનરૂપ આત્માનો અંધ-કાર રહેલો હતો, જેનો એકપણ અંશ તમોને દેખાતો નહોતો, તેને વિષે તમારી સ્વઈચ્છાએ કરીને તમોએ ઉપલા ત્રણ પ્રકારની ભાવના મનોમનજ્ઞાનમાં ઉભી કરી, અગાઉ આપણે દરશાવી ગયાછે કે, જેવા પ્રકારની આપણી પોતાની ઇચ્છા હોય, તેવાજ આકારમાં તેવીજ સમજના રૂપમાં આપણી દૃઢ થએલી ભાવના આપણી નજર અગાડી હાજર થઈ આપણી ઇચ્છાનુસાર

આપણી શાથે વ્યહવાર કરે છે ને તે તમામ વ્યહવાર આપણી અંતર્યામિ ધારણા પ્રમાણે ચાલતો દેખાય છે. એજ પ્રમાણે તમોએ તમારા અંધકારને વિષે કાંઈજ નહોતું, છતાં જયારે તમોએ તેનેવિષે ત્રણ પ્રકારની ભાવના ખડી કીધી કે તરત તમારા મનોમન ભાવિક જ્ઞાનમાં ઉપલાં ત્રણરૂપ દીઠાં. મતલબ એટલીજ કે જયાં કાંઈજ નહોતું ત્યાં તે પદાર્થ અવિભાજય રૂપે સ્થિર હતો, છતાં એ અવિભાજ્ય રૂપમાં તમારી ધારણાએ ત્રણ વિભાગ કીધા, તેથી તે ત્રણ વિભાગ ધારણા પદાર્થ અમૃતમય હોવાથી જીવતા માલમ પડયા. તેમજ એ ધારણાએ પેલા ત્રણ વિભાગમાં ભિન્નભિન ભાવના ફેંકી, તેથી તે ફેંકેલી ભાવનાની ઇચ્છા પ્રમાણે પેલા વિભાગો વ્યહવાર કરતા નજરે પડયા, તે એવા કે પેલા વિભાગમાં જેને તમારી ધારણાએ દુસ્મન માન્યો, તેથી તે વિભાગ રૂપ આકારે પણ તમોને દુસ્મન ગણ્યા, કેમકે ઉપલો અંધ-કાર તો આ જગતાકૃતિમાં વ્યાપેલો છે કિંવા તે અંધકાર જગતરૂપે રહેલો છે, તેથી ઉપલા ત્રણ વિભાગ પણ આ જગતમાંજ છે. તેથી પેલો દુસ્મન રૂપ આકાર તમોને જે સમયથી મળ્યો કે તરત તેણે તમારી નિંદા ને બદગોઈ કરવા માંડી, એટલે તમો અરસપરસમાં મારામારી કરી પડયા, ને પાછલથી બન્નેજણા પુષ્કળ દુઃખી થયા, સારાંશ કે, આ તમામ વ્યહવાર ઉભો કરી બતાવનાર તમારી અંતર્યામિ ધારણા રૂપી અમૃત ધારા હતી, તેથી દુસ્મનની આકૃતિ ધારણ કરનાર તમારીજ ધારણાજ ઠરી ચુકી. છતાં વળી પેલા ત્રણ વિભાગમાં એક બીજો વિભાગ તમારી ધારણાએ સ્ત્રી ભાવે દ્રઢ કર્યો હતો, તેમ છતાં તેને વિષે ગુપ્ત સ્નેહ બાંધવાની ઇચ્છા ધરી હતી. તેથી એ ભાવનો આનંદ તેણે તમારી ધારણા પૂર્વક આપવો જોઈએ, કેમકે તમો પેલા મૃતકરૂપ અંધ-કાર (જગત્)ના માલીક છો. વાસ્તે તમારી માલીકીના હુકમને તાબે થઇ તમારી ઇચ્છા પૂર્વક સુખ આપ્યા વગર તેનો છુટકો નથી. કારણ કે અંધ-કાર (જગત્)ના તેમ ધારણા રૂપી હુકમના પણ માલીક છો કિંવા તો તે ધારણાનો આકાર ફકત તમારો પોતાનોજ છે. તેથી તે તમારો તાબેદાર ગણાયો છે. તાત્પર્ય કે, આ ગુપ્ત નિયમ પ્રમાણે પેલી સ્ત્રી તમારી પાસે આવીને ગુપ્ત સ્નેહ બતાવી રવાના થઇ ને તે સ્નેહના સંબંધે કરી તમારા કંદર્પનો ક્ષય થવાથકી તમો માહારોગિષ્ટ બની દુઃખ પામવા લાગ્યા. ને પછી મૃત્યુ નજીક આવ્યું. તેમજ ત્રીજા વિભાગને તમારી ધારણાએ મીત્ર ગણ્યો હતો, છતાં પાછલથી તમારી ધારણાએ ભાવ પળટાવ્યો, ને તેમાં લેણ દેણ બંધ કરવાની ધારણા ફેંકી જેથી દોસ્તે પણ એકદમ લેણ દેણ બંધ કીધું, ત્યારબાદ સત્યમૈત્રીની લેહેજત છુટી જવા લાગી, તેમાં કદાચિત તમો બન્નો મળો ને વાતચિત ચલાવો તોપણ તે વાતચિતનો સારાંશ તમારા બન્નોના અંતરમાં એવો દરશાય કે જાણે થોડા દીવસ પછી આપણ બન્નો કટ્ટા દુસ્મન થઇશું. એવો તેનો ભાવાર્થ શબ્દોચ્ચારમાંથી દરશાતો હતો, તેમ છતાં જયારે તમો બંન્નોનું મળવું થાય ત્યારે તા-

લીમીત્રપણું બતાવો. એવી રીતની વરતુણૂંકમાં રહેતાં રહેતાં અત્યંત દ્વેષ ભાવ પ્રગટ થવાથી પેલા મીત્રે રાત્રીના આવી મકાન ફુંકી મુક્યું. તેથી તમો અત્યંત પીડા પામવા લાગ્યા. મતલબ કે આ જગ્યાપર સત્ય મૈત્રી તોડાવનાર કોણ ! તેમ કટ્ટી દુસ્મનાવટ ઉભી કરનાર કોણ ! સત્ય જોતાં તો એ સર્વ વ્યહવાર બતાવનારી તમારા બંન્નેની વચ્ચે મધ્યસ્થ રહેલી તમારી બંન્નેની ભાવના હતી, બીજું કોઇજ હતું નહીં, તાત્પર્ય કે, એવી રીતે આપણી અંતર દ્રઢીત ભાવના આખા અનંતકોટ બ્રહ્માંડનો વ્યહવાર ચલાવી રહી છે, ને એજ ભાવના અનેક જન્માંતરની ખબર આપે છે. કેમકે તમોએ જેને દુસ્મન માન્યો હતો, તો તેણે પણ તમોને માન્યા. તમે પેલી સ્ત્રીને ગુપ્ત સ્નેહ સારૂં યાદ કીધી, તો તેણે પણ તમોને એજ ભાવથી યાદ કીધા, તેમ તમોએ મીત્રતા તોડવાની મરજી કીધી-તો મીત્રની મરજી પણ મીત્રતા તોડવાની થઈ, ખરૂં પુછશો તો ઉપલાં મનુષ્યોની અંદર ફેર ન પડયો, પણ તમારી ભાવનાની અંદર જેવો ફેર પડયો કે તેવોજ વ્યહવાર ચાલ્યો. સારાંશ કે, જેવો જેવો ફેર તમારી ભાવનામાં પડતો ગયો કે તેવો તેવો દેખાવ હાજર થતો ગયો, તો એ ઉપરથી સિદ્ધ થાય છે કે, આ જગત્ કાંઇજ કરી શકતું નથી. પણ તમો અંતર્યાંમિ ધારણાવાળી અમૃત ધારાથી આ જગત્ વ્યહવાર ચલાવો છો. તેથી જગત્ વ્યહવાર ચલાવતું તમોને જણાય છે. પણ તમો જ્યારે તદન ધારણા રૂપી અમૃત ધારાને કોઇ પણ ભાવથી તમારા હૃદયગત્ સ્થાનમાં નહીં ચલિત કરો, ત્યારે તો આ જગત્ સજીવન રૂપે વ્યહવાર ચલાવતું તમોને નહી માલમ પડે, પણ કેવળ જડરૂપને કંઈજ નહીં એવું મિથ્યા દરશાય. તેમ છતાં જ્યારે તમારી અમૃત ધારા ને અનેક ભાવોમાં ફેલાવો છો ત્યારે તમામ જગત્ સન્મુખ ઉભુ રહી નાટક કર્યા કરે છે. આ ઉપરથી ખાત્રી થાય છે કે, આ જગત્માં ખરૂં વ્યાપકપણું આપણું પોતાનુંજ રહેલું છે. પણ બીજા કોઇનુંજ નથી એબીના નિઃસંશય છે. જે ઉપરથી નાસ્તિકો કહેવા લાગ્યાકે આ જગત્ના માલીક કિંવા ઇશ્વર હમો પોતેજ છૈયે. તેથી હમોને પાપ પુણ્ય, સારૂં નઠારૂં, સુખદુઃખ, જન્મમર્ણાદિક વિકારો નડતા નથી. એમ કહી પરમેશ્વરને નિંદે છે. કેમકે પોતાવિના બીજો પરમેશ્વર તેઓ દેખતા નથી. એનીજ માફક આસ્તિકો પણ કહે છે કે, આ જગત્ હમો એજ પ્રગટ કર્યું છે. ને એના ઇશ્વર હમો પોતેજ છૈયે. તેમ આ જગત્ના તમામ નિયમો મિથ્યા મનોકલ્પિત અજ્ઞાનથી પ્રગટેલા છે. તેથી હમોને પાપપુણ્ય સુખદુઃખ. સારૂં નઠારૂં, જન્મમર્ણાદિક વિકારો નડતા નથી. તેમ આ સૃષ્ટિ હમારા જ્ઞાનમાં દરશાતી નથી. કેમકે હમો કોઈ પણ જાતના ધારણાના ભાવો પ્રગટ કર્તા નથી. તેથી કરીને હમો સદા નિષ્કલંક, નિષ્ક્રિય, નિરંજન છૈયે, તેથી આ તમામ અનંતકોટ બ્રહ્માંડમાં આત્મારૂપે હમો ફક્ત એકજ છૈયે. તેમાં આ જગત્ જેને ઇશ્વર તરીકે માને છે. તે ઇશ્વરને હમો ગણતા નથી. પણ હમો તો હમારા

આત્માનેજ ઈશ્વર માનીએ છૈયે. સારાંશ કે, આસ્તિક નાસ્તિક વાદિઓનું સત્યજ્ઞાન ફક્ત એકજ આત્મતત્ત્વને ઓળખાવે છે. ને જગત્‌ના બીજા મતો ભ્રમણામાં નાંખે છે. ખરૂં જોતાં તો આ જગત્‌નો વ્યહવાર આપણી ધારણાપરજ ચાલી રહેલો છે. તેથી જગતનો ઈશ્વર ધારણાને ગણીએ તો એમાં કોઇજ ના પાડી શકતું નથી. હવે એ ધારણારૂપી ઇશ્વરના ઉત્પન્ન કર્તા આપણે પોતેજ ઠરીએ છૈયે. પણ આપણો કોઇ પેદા કરનાર જણાતો નથી. તેમ એ ધારણારૂપી અમૃતધારાને આપણે પોતાના અંતર્યામિ ભાવોમાં ચાલતી બંધ કરીએ, ત્યારે તો આ જગત્ મૃતકરૂપ જણાય છે- ને એનો વ્યહવાર ચલાવનાર ઇશ્વર નષ્ટ થએલો દેખાય છે. કેમકે તત્વ[૧] દર્શીઓના કૃત્ય એવાંજ છે. કારણ કે આપણે જયારે એકયભાવે સ્થિર થયા, તે સમયે સર્વ જગત્ આપણા એકયભાવને વિષે લિન્ન થઈ, ગયું. એટલે આપણે મુક્ત દેખાયા કે તરત જગતપણ મુક્ત બનેલું આપણે દીઠું- છતાં આપણે પોતાના એકયભાવને તજીદઇ દ્વૈતભાવથી જયારે દુઃખી થવા લાગ્યા, ત્યારે એ જગત પણ આપણી સાથે દુઃખી થવા લાગ્યું. તેમ જયારે આપણે અદ્વૈતજ્ઞાનથી સુખી થયા, ત્યારે એપણ સુખી થયું. તેમજ આપણી સ્થિતિ જયારે નિર્વિકલ્પ બની, ત્યારે એની પણ થઇ, તેથી જગત્‌નો સર્વ આધાર આપણા પર રહેલો છે. કેમકે આપણે પોતાના જ્ઞાનથી સુખરૂપ થયા એટલે આપણે જગત્‌ને

૧ કેમકે તત્વદર્શીઓ પોતાની ધારણારૂપી અમૃતધારાને બંધ કરે છે. ત્યારે આ જગત્‌ના તમામ પ્રાણીઓને પ્રગટ થનારી ધારણાઓના પ્રવાહને તેઓ પોતાના હૃદયમાં સ્પષ્ટ દેખે છે. ને તે ધારણાઓ કેવા કેવા પ્રકારનો વ્યહવાર ચલાવે છે. તે સર્વનો ભાસ તેની કાયામાં પડે છે. આ પડનારો ભાસ દરેકના મનમાં વ્યાપિ જઈ તેઓના હૃદયમાં પેલા તત્વદર્શીની આકૃતિને પ્રગટ કરે છે. ને ત્યારે તે સર્વનું જ્ઞાન એવું કબુલ કરે છે કે આ તત્વદર્શી પુરૂષજ આપણા ઇશ્વર છે. તેથી આપણે એના નામની બાધા રાખીએ કિંવા એની ભક્તિ સેવા પુજા કરવાથી આપણા દુઃખ દારિદ્ર નાશ પામશે, એવો નિશ્ચાર્થ દ્રઢ થવાથી તેઓ ઈશ્વર તરીકે માનવા લાગે છે, સારાંશ કે જયારે તત્વદર્શીઓ ઇશ્વર તરીકે પુજાય છે. ત્યારે તેઓ કદાચ પોતાની અમૃત ધારારૂપી ધારણાને તે સમયે બંધ ન રાખતાં છુટી મુકે, ને પૂર્વની માફક અનેકાકારોમાં ભિન્ન ભિન્ન ભાવના ચાલુ કરે, ત્યારે તો તેનું ઇશ્વરી પદ જતું રહે છે. ને જગત્‌ના માનવાવાળા લોકોનો ભાવ પળટાઈ જાય છે. ને કહેવા માંડે છે કે એ તો ઇશ્વર નથી. પણ કોઇ ધુતારો છે, તેથી કરીને જેમ બને તેમ એ અમૃતધારારૂપી ધારણાનો પ્રવાહ જે કે આપણું તમામ ઐશ્વર્ય કેહેવાય છે. એને સ્થિરકરી આપણી તમામ ભાવનાને સંકોચી પથ્થરની શિલાની માફક જડરૂપ કરી દેવી. એટલે આપણે પોતેજ સાક્ષાત્ ઇશ્વર બની રહીએ છૈયે.

આ ઇશ્વરપણામાં આપણો આકાર અકર્તા રૂપે જગત્ જેવડો આપણને જણાય છે. કિંવા જગત્‌રૂપ આપણેજ છૈયે. એવી રીતની પરિપકવ દ્રઢતા જ્યારે આપણે વિષે ઉદય થઇ કાયમ રહે. ત્યારે આ વિશ્વની અનેક ચિત્રવિચિત્રતા જેવી કે આપણી દેહની ઉપાધિ જેમાં આહાર, નિંદ્રા, મૈથુન, ભય, પ્રીતિ થકી પ્રગટેલા સુખ દુઃખ, લાભ અ-

સુખરૂપ દેખાયા, ને જ્યારે આપણે સુખરૂપ જગત્‌ને દેખાયા ત્યારે જગત્‌પણ આપણને, સુખરૂપ ભાસ્યું. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, જગત્‌નો સર્વ આધાર આપણાપર રહેલો છે. છતાં આપણે પોતાના આત્મસ્વરૂપના સ્વભાવે કરી આપણે પોતે અવિભાજ્ય રૂપે રહેલા છૈયે, તેથી જગત્‌પણ અવિભાજ્યરૂપમાં ભાસે છે. પણ જ્યારે આપણે પોતાના અવિભાજ્યરૂપમાં વિભાગ કલ્પિએ છૈયે, કે તરત એ વિભાગો જગત્‌માં પડેલા દેખાયછે. આ મુળતત્વ ઉપરથીજ તમોએ પેલા ઓરડામાં બેસી પોતાના અવિભાજ્ય રૂપ આકારને વિષે ત્રણ પ્રકારના વિભાગ ભિન્ન ભિન્ન ભાવનાપર કીધા, તેથી તે વિભાગ જગત્‌માં દેખાયા, કારણ કે તમો તથા જગત્ એકરૂપ છો, તેથી તમારી ધારણાના વિભાગ તેજ જગત્‌ના વિભાગ કેહેવાયા. કારણ કે તમારે વિષે દ્વૈતજ્ઞાનનો ભાવ દ્રઢ થયો હતો, તેના સંબંધે કરીને તમો-અજાયબીમાં ગરકાવ થઇ વિચાર કરવા લાગ્યા કે મેં મારા ઓરડામાં બેસી જેજે વિચારો કીધા, તે સર્વ વિચારો જગત્‌માં રહેલા ઉપલા ત્રણ આકારોમાં શીરીતે જણાઈ આવ્યા. પણ સમજો કે, તમો તથા જગત્ એ બેઉ એકરૂપ છો, તેથી તમારી ઇચ્છા તેજ જગત્‌ની ઇચ્છા, વાસ્તે તમોએ જે ઇચ્છાને જાણી એટલે જગત્ અવસ્યે જાણી, એમાં કાંઇજ નવાઇ જેવું નથી. તેથી કરીને તમો જેવી ઇચ્છા કરો છો, તેવીજ ઇચ્છા, જગત્ પણ કરે છે. વાસ્તે તમારા હૃદયમાં જેવા પ્રકારના ભાવોમાં ધારણાનું ચલનવળણ બને છે. તેવાજ પ્રકારનું ચળનવળણ જગત્‌નું પણ બની જાય છે. તેમજ જેવા પ્રકારના કલ્પનારૂપી તારો ને તમો જેવા ભાવ પર પ્રગટ કરો, તેવાજ ભાવના તારો જગત્ પણ ઉત્પન્ન કરી દેછે. સારાંશ કે જેવા પ્રકારથી તમો વિચાર રૂપી તારોની જાળને જેવા રૂપમાં પાથરતા જાઓ-છો, ને તે તારમાં પાછલથી તમો ફસી પડો છો, ને તમારા ફસાયાથી જગત્ પણ ફસેલું તમારા અંતરના ભાવોને જણાય છે. પણ તેમાંથી છુટવાનો માર્ગ તમોને મળતો નથી. જેમ કરોળીઓ પોતાની મરજીમાં આવે ત્યાં ચાલ્યો જાય છે તે વખતે તેના ગુદાદ્વારમાંથી અખંડ એક લાંબો તાર નિકલ્યા કરે છે. પણ તે, તાર અટકતો નથી. પણ જેવા પ્રમાણમાં કરોળીઓ હરતો જાય, ફરતો જાય તેવાજ પ્રકારથી તે તારની જાળ ગોઠવાતી જાય છે, તદયપિ આ ગોઠવાયલા તારની જાળને કરોળીઓ તોડી શકતો નથી, કેમકે તેને એ પોતાના તારની જાળપર મોહલાગી ગયલો છે. તેથી તેની અંદર ફસી પડી માહાભારત દુઃખ પામ્યા કરે છે. એવાજ પ્રકારથી તમો પણ તમારા અવિભાજ્ય સ્વરૂપમાં કલ્પનાએ કરીને

---

લાભ, ભુખ તરસ. ગરમી શરદી ઇત્યાદિ દ્વૈતાકૃતિઓ આપણી પરિપકવ દ્રઢતાના ભાવનેવિષે લિન થએલી જોઇએ છૈયે, ને એથી કરીને ઉપરની સર્વ ચીજો આપણી સંભાલ લેવા માંડે છે. તેમાં આપણી ક્ષુધા પોતાના અન્નાદિક સાધનો સહવર્ત્તમાન ઉભી રહે છે. તેમજ આપણી કાયા જગત્‌ની અનંત કાયાઓમાં વ્યાપિ જઇ જે જોઇએ તે જાતની સર્વ સામગ્રી હાજર કરાવે છે.

વિભાગો પાડતા જાઓછો, ને તે વિભાગોની ચિત્રવિચિત્ર ભાવનાથી ગોઠવાણી કરતા રહો છો, ને એ ગોઠવણી રૂપી તારોમાં આપણે ફસી રહેલા છિયે. તસ્માત્ એને વિષે આપણી અંતરભાવનામાં મોહ લાગેલો છે- તેથી એ જાળ[1] આપણાંથી તોડી શકાતી નથી, પણ જ્યારે આપણે અવિભાજ્ય રૂપ આત્માના અખંડ સ્વરૂપમાં એકયભાવે સ્થિર થઇએ ત્યારે જગત્ પણ સ્થિર થાયછે. એ ઉપરથી નક્કિ બનેછે કે, જેવી આપણી સ્થિતિ તેવીજ જગત્‌ની સ્થિતિ રહેલીછે. વાસ્તે તું ઊંઘી જાય તો એ ઊંઘી જાય, તમો એને ભુલી જાઓ તો એ તમોને ભુલીજાય, તેમ તમો જેને યાદ કરો તો તે તમોને યાદ કરે, તમો મુક્ત તો એ સર્વ મુક્ત, તમો જ્ઞાની તો એ જ્ઞાની, તમો અજ્ઞાની તો એ અજ્ઞાની, તમો સારા તો એ સર્વ સારાં તમો ગાંડાં તો એ ગાડાં, સારાંશ કે, જેવી તમારી રીતે સમજ ભાવના,. દ્રઢતા જેવા ધોરણવાળી રહે છે. તેવીજ આ સર્વ સૃષ્ટિની રહે છે. તેથી તમો જેવા, ધોરણપર કાયમ થાઓ તેવાજ ધોરણપર એના અનેકાકારોને કાયમ થએલા તમો જુઓ છો. તેથી જેવા તમો તેવી એ સૃષ્ટિ. તાત્પર્ય કે તમારી સ્થિર વૃત્તિઓથી એ સર્વ સ્થિર થએલાં જણાય ને કદાચ તમો તમારી માયામાં ભટકો તો એ સર્વ ભટકતાં દરશાય છે. તેમ છતાં જ્યારે તમોને શાંતી થાય તો એ સર્વને થાય છે. કેમકે તમો થાકયા તો એ સર્વ અનેકરૂપ પેહેલાં થાકયાં, તેમજ તમો જ્યારે જાગ્યા તો એ સર્વ જાગ્યાં સત્ય જોતાં તમો તથા જગત્ ને જગત્ તથા તમો એકયરૂપમાં રહેલાછો, તેથી તમારામાં ને એનામાં જરા પણ ફેર નથી. કેમકે આ જગત્‌નાં અનેકરૂપ તમારી દ્રઢતા ને વિષે સૂક્ષ્મ અનંત ભાવે અનાદિકાળથી વ્યાપેલાં છે. પણ જ્યારે તમો એને વિષે એકયભાવ ધારણ કરો ત્યારે એ સર્વ તમારા એકયભાવવાળાં અસ્તિત્વમાં મૃતકરૂપે સ્થિર થઈ મળી જાય છે. પણ જ્યારે તમો એને વિષે જુદાઇ ગણો તો એ સર્વ તમારે વિષે જુદાઇ ગણે છે. ને જ્યારે તમો પોતાને એકજ માનો ત્યારે એ પણ તમારી શાથ એક થઈ જાય છે. કારણ કે તમારો સ્વયં-આત્મા પોતાની જગ્યાપર જેવો ને તેવો સ્થિર છે. તે કાંઇ બોલતો ચાલતો, કરતો, કારવતો નથી. પણ અચલિત. શાંત, ગંભીરપણે આકાશની માફક સલંગસુત્ર પોતાના અસ્તિત્વમાં સ્થિર થઇ વ્યાપી રહેલો છે. છતાં એવાજ સ્વભાવમાં આ જગત્ પણ જેવું ને તેવું સ્થિર થઇ રહેલું છે. તેથી જગત્‌નો ને આત્માનો સ્વભાવ એકજ છે. એ ઉપરથી શ્રુતિઓમાં કહ્યું છે

---

૧ એ જાળ આપણા અવિભાજ્યરૂપ આત્માને વિષે વિભાગો પાડવાથી પ્રગટી છે. ને તેથી એ વિભાગો જગતમાં પડી આવ્યા. છતાં એને વિષે ચિત્રવિચિત્ર વિચારની વળી ગોઠવણી કરવા લાગ્યા, તેથી કરીને જગત્ ચિત્રવિચિત્ર સંબંધમાં દેખાયું. આ ઉપરથી એનું નામ માયા જાળ પડયું. તો પણ એ માયા જાળના ધારણારૂપી બીજનો ક્ષય કરવા થકી આ જગતનો દેખાવ તથા વ્યહવાર બંધ પડી જાય છે. સારાંશ કે. આપણી અંતર્યામિ ધારણાની વિભાગી ખટપટનું નામ માયા જાળ છે.

કે એકજ અદ્વીતિયછે. દ્વૈતરૂપ નથી. આ અગાડી આત્મા થયો કિંવા આત્મારૂપ થઈ જવા લાગ્યું, એટલે આ જગત્ આત્મારૂપે દરશાવવા લાગ્યું, તેથી જગત્ ને આત્મા તેમ આત્મા ને જગત્ એ બેઊમાં ફકત તમારો જગત્‌ભાવ દુર કરીને આદ્રસ્યરૂપ સ્થાવર જંગમાદિક પદાર્થો ને આત્મારૂપે જુઓ ને પોતાની જ્ઞાન દ્રષ્ટિને સ્થિર રાખો ને કદાચ તેવામાં તે ચલિત થવા માંડે કે તરત પોતાના હૃદયમાં સમજીને તેજ કલ્પનાને કહો કે, વળી આ ખટપટ શાની ને ક્યાંથી થવા માંડી છે, કારણ કે હું તો તદન સ્વભાવે અવિભાજ્યપણે વ્યાપેલો છું. તેથી કરીને મારે વિષે કલ્પના ત્રણે કાળે ઉત્પન્ન થતી નથી. કેમકે શ્રુતિઓમાં કહ્યું છે કે કલ્પિત મવાહ વિકારમાત્ર છે. તેથી કલ્પના બંધ કરવી કિંવા કલ્પના ઉપર નજર ન રાખવી એટલે મુકત[૧] બનીએ છિયે. તે આ પંચદશી નામના વેદાંત ગ્રંથમાં બતાવે છે.

## श्लोक. १०६०

**समाधिमथ कर्माणी मा करोतु करोतुवा।**
**हृदये नास्त सर्वा ऽऽस्थो मुक्त एवोत्तमा ऽऽशय :**

અર્થ.—હૃદયથી સર્વ આસ્તા જેની અસ્ત થઈ છે. એવો જે ઉત્તમ આશય

---

૧ આ મુકત બનવા સારૂં એક અનાદિપૂરના મહારાજ્યાધિરાજ મહારાજાશ્રી કાળેંદ્રનાથ પોતાની બાર વર્ષની ઉમ્મરે આ સૃષ્ટિના દેખાવ કિંવા રચનાને દુ:ખદાયી સમજી વિચાર કરવા લાગ્યા કે, મારે આ અનાદિપુરનું રાજ્યાસન જોઈતું નથી, કેમકે રાજ્ય ચલાવનારને દીવાન, પ્રજા, સરદાર, દુસ્મન, લોભી, ચોર, ધાડપાડુ, ખુશામતીઆ ધર્મ વિગેરેના નિયમ વિરૂદ્ધ ચાલવાથી મૃત્યુની ધાસ્તી રખાય છે. તેથી રાજ્યકર્તાનો અવતાર સુખી નથી. તેમ છતાં આપણા એક પેટને સારૂ કરોડો મનુષ્યની વસ્તીની સંભાળ રાખવાની જંજાળને હું પસંદ કરતો નથી. તેના કરતાં આ વિશ્વમાં જે ખરો સુખી હોય તેની સંગત કરવી વધારે સારી નીતિમાં ગણાય છે.

એવા પ્રકારના વિચારથી પોતે આખી સૃષ્ટિના પ્રદેશોમાં વિચરવા લાગ્યા. જેમાં પોતે સર્વ જાતના ધંધા રોજગારને અનેક જાતના મનુષ્યોની સંગત કરી. તદ્યપિ કોઈ સુખી આ દુનિઆમાં તેના જોવામાં આવ્યો નહી. એવી રીતે દેશાટનમાં વિચરતાં વિચરતાં એક કાશી જેવા દેવસ્થાનને વિષે પ્રવેશ કર્યો. કે તરત તેમના દીઠામાં એક મહાજ્ઞાની, ચારવેદ, ષડ-શાસ્ત્રોના સંપૂર્ણ જ્ઞાની એવા ત્રિકાળજ્ઞ મહાપંડિત આવ્યા; જેઓના. ભાષણનું શ્રવણ લક્ષાવધી લોકો કરતા હતા, ને જેમની વાણીને જ્ઞાન જોતાં જાણે સાક્ષાત દેવગુરૂ બ્રહ્મસ્પતિ હોયની! કિંવા સૃષ્ટિકર્તા બ્રહ્મદેવ જાતે હોયની! એવાં સમજાતાં હતાં તેના મ્હોડાં આગળ સંતસાધુ બ્રાહ્મણ યોગિને પૃથ્વી પરના હજારો રાજાઓ હસ્ત પાણુ જોડી સેવામાં તત્પર રહ્યા હતા. આવા પુરૂષને જોઈ કાળેંદ્રનાથ વિચારવા લાગ્યા કે આ જગતમાં ખરો જ્ઞાનીને ખરો સુખી આ એકજ પુરૂષ છે. કેમકે જેના વચન પર લક્ષાવધી લોકો ચાલી રહેલાં છે. એમ ધારી રાત્રીના તે પંડિતજીના મુકામપર પોતે પધાર્યા, કે તરત તેમણે કોઈ માહાપુરૂષ જાણી સેવા પુજા કરીને આવાગમનનું પ્રયોજન જાણુવાની ઈ-

વાળો પુરૂષ છે, તેજ મુકત છે. તેથી સમાધિ કિંવા કર્મને ન કરો કિંવા કરો એવો અન્વય છે. મતલબકે, સમાધિ વિગેરે કર્મ કરો અથવા નકરો પણ જેની આસ્તા સર્વ વાતથી અસ્ત થઇ છે તેજ મુકત છે. પણ જેની આસ્તા ઉદયપણાને પામેલી છે. તેજ બંધનમાં રહેલા છે.

આ બંધનજ્ઞાનમાં દોષીત થએલી જ્ઞાનદ્રષ્ટિ પોતાના દોષવડે અવિભાજ્યરૂપ નિર્વિકારમય આત્માને વિષે જગત્ દેખે છે; જેમ કોઇની આંખ પાકી હોય ત્યારે પવન જેવી નિર્મળ વસ્તુમાં કાંકરા ખુંચે છે. તે ઉપરથી સ્વચ્છ પવનને ભુંડાવેણ આપે છે કિંવા પવન મારાં ચક્ષુમાં કાંકરા ઘાલે છે એમ કહે છે. એજ

---

શાસા દરશાવી. ત્યારે પ્રત્યુત્તરમાં કહ્યુ કે હું એક મુસાફર આ જગતમાં સુખી કોણ છે! તેની તપાસ કરવા નિકળ્યો છુ. તેમાં કોઇ પણ મનુષ્ય મારા જોવામાં ન આવ્યું. છતાં તમારાં કલેવરના દર્શણ થવાથી હું ધારૂ છું કે, તમો સર્વ વાતે સુખી હશોજ, કેમકે ઇશ્વરી શાન સ્વરૂપ માનને સર્વ ઐશ્વર્ય સંપૂર્ણ રીતે તમારામાં જણાય છે. તેમજ સર્વ સંસાર તમોને ઇશ્વર જેવા પુજેછે. વાસ્તે મારી નજરમાં તમો એકજ સુખીછો. એવી મારી મતીછે.

આ વૃત્તાંત શ્રવણ કરતાં પંડિતજી બોલ્યા કે હા! આપના આશીશ થકી હું સદા તૃપ્ત છુ. મને કોઇ વાતની કમી નથી. પણ ફકત પ્રભુજી કૃપા કરી એક પુત્ર આપે તો માહા આનંદ થાય. એટલીજ વાતથી હું દુઃખી છુ. આ વાત સાંભળી કાળેંદ્રનાથ મનમાં આશ્ચર્ય પામ્યા કે આ સંસાર તદન અનેક પ્રકારની જીગ્નાસામાં પચી રહેલો છે. એમ ધારી રજા લઇ રવાના થયા, ને ચીન દેશ તરફ મુસાફરી કરવા માંડી. ઇશ્વરેચ્છાથી જેવા ચીનના પ્રદેશમાં પ્રવેશ કરેછે કે, તરત એક કંગ નામના વેપારીના મનુષ્યો કેહેવાં લાગ્યાં કે, હમારા શેઠ સાક્ષાત કુબેર ભંડારી જેવા છે. એમના ગામો ગામ સદાવૃત્ત છે. તેથી પ્રત્યેક મુસાફરને સારૂં હાથી ઘોડા વાહન તેમજ ભાવતાં ભોજન ને માગે તેટલી લક્ષ્મી આપવાનો હુકમ છે. વાસ્તે તમો હમારા ગામમાં પરોણા રહો. આ વાત સાંભળીને પોતે પેલા શેઠની સ્થિતિ માન કુટુંબ વૃત્તિ કેવા પ્રકારની છે. તે સંબંધી તમામ વાકેફગારી મેળવીને મનનાં સંતોષ પામ્યા કે. આવા પરદુઃખ ભંજન, પરોપકારી ને સર્વ ઐશ્વર્ય સંપન્ન પુરૂષજ સુખી છે. કેમકે આખી પૃથ્વીના રાજાઓનો એ સાહુકાર જણાય છે, વાસ્તે આ ભુગોળ ઉપર ફકત એજ એક સુખી હશે. તેથી મારે જલદી મુલાકાત લઇ રવાના થવું જોઇએ. એવો વિચાર કરી પેલા શેઠના મનુષ્યોપાસે હાથી, ઘોડાને ચાકર વિગેરે ને સાથે લઇ એકદમ શેઠની મુલાકાતે રવાના થયા બે ચાર મહીનામાં તેઓ શ્રીમાન કંગ શેઠના શેહેરમાં આવી ચઢયાને મુકામપર શેઠને મળવા ગયા. શેઠજી માહા વિવેકી પુરૂષ હોવાથી એકદમ રસ્તાપર લેવા આવ્યા. ને મુકામપર લઇ જઇને માહાભારત આગતા સ્વાગતા કરી. બે ચાર દીવસ સાથે ફર્યા હર્યા બાદ આવા ગમનનું કારણ પુછયું. ત્યારે, પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, આ જગત્માં સર્વ વાતે તમો સુખી જણાયો છો. તેથી શું તમો સુખી છો કે દુઃખી! એટલોજ મારો પ્રશ્ન છે. પ્રત્યુત્તરમાં શેઠે જણાવ્યું કે, મારા કુટુંબમાં સર્વ કોઇ મારી આગ્નામાં વર્તેછે. આખી પૃથ્વીમાં સર્વ પ્રજાને રાજા મારી મરજી સાચવે છે. તેમ શરીરે સુખીછું. મને કોઇજ વાતની જીગ્નાસા આ મૃત્યુ લોકમાં જરા પણ રહેલી નથી. પણ એક દુઃખ મને

પ્રમાણે આપણી દોષદ્રષ્ટિથી આત્મા જેવી શુદ્ધ સ્ફટિકમણીમય સ્વચ્છ વસ્તુમાં જગત્ દેખાય છે, જેમ પવન દેખાયો તેમ, છતાં પવન સ્વતઃ દોષ રહિત

---

જે પીડેછે. તેનું વર્ણન તમારા જેવા પરદેશી મિત્રને કહેવાથી મને અડચણ જણાતી નથી, તેમ આપ જેવાથી કદાચ ઉપાય પણ મળી આવે. ત્યારે કાળેંદ્રનાથ બોલ્યા કે હે મિત્ર ! મારાથી બનશે તો હું તને સુખી કરી જઈશ. ત્યારે કંગાળ બોલ્યા કે ! ભાઈ આ મારી સ્ત્રી સાક્ષાત ઇંદ્રાણી કિંવા લક્ષ્મીના જેવી સ્વરૂપવાન છે. પણ હું જન્મનો નપુંસક હોવાથી એના સુખનો ઉપભોગ મારો મુનીમ લેછે. ને તેનાથી બે દીકરા મને થએલા છે. તેથી અખંડ રાત્રદિવસ મારા હૃદયમાં જે દુઃખ છે, તેનો અંત બ્રહ્માદિકથી. પણ આવતો નથી. આ વાત સાંભળી કાળેંદ્રનાથે કહયું કે હે મિત્ર ! હું એની દવા પેદા કરી શકીશ તો તમોને આપ્યાબિના રહીશ નહીં. એમ કહી દશ પંદર દીવસમાં ત્યાંથી પોતે મહાઉદાશી સ્થિતિમાં રવાના થયા. ને ગમન કરતાં કરતાં હીમાલય પર્વતની પંખા બારી નામની જગ્યાપર આવી પહોંચ્યા. ને બીજે દીવસે રસ્તે ગમન કરતાં કોઈએક મહા વૃદ્ધ પુરૂષ માર્ગની વચ્ચમાં દીઠા. જેની કાયા તમમા નર્ક થકી તદન ખરડાઇ રહેલી હતી. ને આખી કાયામાં અનંત કીડાઓ તખડ તાખડ થતા જોયા. ને તેનો દેખાવ તદન શબવત્ દેખાતો હતો. તે પુરૂષને જોઇ મહારાજાને એકદમ દયા ભાવ સ્ફુરી આવ્યો. તેથી ઉતાવળે તેનીપાસે જઈ જુએછે તો તે મહા પુરૂષ તદન ખડખડખડ મંદ ધ્વનિએ હસેછે. ને જરા પણ હાય હાયનો પોકાર મારતા નથી. તથાપિ આ પુરૂષે તેની કાયામાંથી તદન સર્વે કીડા દુર કીધા ને પાણીની નજીક લઈને ધોઇ નાંખી. ને બાજુપર તે પુરૂષને બેસાડયા. ત્યારે તે પુરૂષ બોલ્યા કે હે પાપી મનુષ્ય તું કોણ છે ! શાવાસ્તે મારી કાયાના જંતુઓને તેં દુર કીધાં ! ઓ બેવકુફના સરદાર, મારા જંતુરૂપી મિત્રોને પાછા પોતાની જગ્યાપર હતા તેમ મારી કાયામાં ગોઠવ નહીં તો હું તને મારી નાંખીશ.

આવા પ્રકારની વાત સાંભળી મહારાજાએ તમામ જંતુઓને ગોઠવ્યા. ને પછી પોતે દંડવત્ પ્રણામ કરી પ્રશ્ન કર્યો કે હે દેવ ! તમો આવા દુઃખી છતાં શાવાસ્તે હસો છો ? આ પ્રશ્ન શ્રવણ કરતાં તેઓ બોલ્યા કે હે પાપી ! સુખી કોણને દુઃખી કોણ ! એ જ્ઞાન તને જ્યાસુધી મળ્યું નથી, ત્યાંસુધી તું તદન મુર્ખ છે. આ શબ્દોચ્ચારથી મહારાજા બોલ્યા કે હાદેવ ! સત્યવાત વાસ્તે હું પ્રશ્ન કરૂંછું કે સુખી કોણ ને દુઃખી કોણ છે ! ત્યારે કહયું કે. આ જગત્‌માં એક બીજાની રીત ભાત વ્યહવાર વસ્તુર્ણક ને સ્થિતિનો મુકાબલો કરતાં મનને વિષે ન્યૂન પણાને જેઓ જાણેછે તે દુઃખી. ને અધિકપણું માનેછે તે સુખી એવો આ જગત્‌ના સર્વે પ્રાણીઓનો મનોકલ્પિત ભ્રમ છે, તેથી એ લોકોમાં કોઇજ સુખી નથી. કેમકે તમામ સંસારના પ્રાણીઓને કલ્પનારૂપી ઝેરી કીડો અખંડ ડંખ્યા કરેછે. ને એ કીડો જેમ જેમ આયુષ ભોગવતાં જાય તેમ તેમ પ્રૌઢાકૃતિને પામતો જાયછે, વાસ્તે તમામ દુઃખો પણ એ સર્વના કરતાં હું તદન સુખીછું. કેમકે મારા મગજમાંથી એ કીડે તદન મર્ણ પામેલો હું જોઉંછું. ને તેથીજ કરીને આ ગંદી કાયાના જંતુઓનાં દુઃખ મને નડતાં નથી. પણ હું અમ્મરપણાને પામેલો પોતાને સમજુછું. ને જ્યારથી આ સ્થિતિ મને પ્રાપ્ત થઇ ત્યારથી મારી સ્થિતિમાં સર્વે પ્રાણીઓને એ કીડો કેવા કેવા પ્રકારનાં દુઃખોમાં નાંખેછે. તે હું બેઠાં બેઠાં મારી નજરે જોયા કરૂંછું. ને તે દેખાવમાં આખ અનંત કોટ બ્રહ્માંડોની તમામ રચના મારી કલ્પના નષ્ટપણાની સ્થિતિ કરી શકેછે. તેથી કરીને મને જે આનંદ થાયછે. તે આનંદના સુખમાં હું હસુંછું. આ વાત ખરી જણાયાથી મહારાજા કાળેંદ્રનાથ પણ ત્યાંજ સ્થિર થઇ મુકત થયા. સારાંશ કે, જેમ બને તેમ કલ્પના નષ્ટ કરનારા પુરૂષોજ સાક્ષાત્ પરમેશ્વર છે.

છે, તેમ આત્મા તદન દોષરહિત છે. તર્થાપિ પવનનો તિરસ્કાર કરાવનાર રૂપે આપણી આંખ મુખ્ય કારણુ થઈ પડયું છે. તેથી સ્પષ્ટ દરશાય છે કે, આપણા જ્ઞાનની ખામી ઉપરથી આત્માવિષે જગત્ દરશાય છે. તોપણ એ ખામી દૂર થવાથી જગત્ આત્મા બને છે. તેથી આત્માને જગત્માં જરાપણ ભિન્નત્વપણું રહેતું નથી, પણ આપણી અવિદ્યાનું જ્ઞાન એવું છે કે, જે વસ્તુ સત્ય હોય તેનો વિચાર કરતી નથી. ને જે વસ્તુ હાજર નથી તેનો વિચાર કરેછે. સમાધાન, આપણા તમામ મનુષ્યોની પાસે તથા આસપાસ પંચમાહાભૂત રાત્રદીવસ હાજર થઇ રહેલાં છે, છતાં એઓ આપણી પાસેથી જરાપણ દુર ખસતાં નથી. પણ ગરીબ શેવકોની માફક આપણી શેવા કરવા તત્પર રહેલાં હોય તેની માફક એઓની સ્થિતિ જણાય છે. તેથી જે વસ્તુઓ આપણી પાસે છે, તેને વિષે આપણે જરાપણ વિચાર કરતા નથી. ને જે વસ્તુ પાસે નથી, તેને પ્રાપ્ત કરવાસારૂં અનેક પ્રકારની વિચાર શક્તિવાળી યુક્તિના ભાવો દોડાવીએ છેયે. તસ્માત્ જે વસ્તુ આપણી પાસે નથી, તેનો કદી પણ વિચાર કરવો નહીં, પણ જે હાજર હોય તેનો વિચાર કરો. છતાં તમારી પાસે તો એક સ્વયં પ્રકાશવાન જ્યોતિમય આત્મા છે. તેથી તેને પોતાના તેનાં અજવાળાં શાથે યાદ કરો એટલે તમો અજર અમ્મર થઇ રહેશો, પણ જે સમયે તમો તમારા આત્માના અજવાળાંનેવિષે ઐક્યભાવથી યાદ કરવા લાગ્યા, તે સમયે આ દ્વૈતરૂપ (જગત્) દીઠામાં ન આવ્યું. ને હતુંજ નહીએવ અદ્રષ્ટતા બતાવવા લાગ્યું, ત્યારે તમો તદન જાગૃતપણાને પામ્યા એમ સમજો, કેમકે જયાં સ્થિતિ પલટાયા કરે કિંવા કંઇપિણ સંશય થયા કરે. તે સ્વપ્નેનૂ કહેવાયછે. પણ અહીંઆં તો એકજ સરખી સ્થિતિ રહેછે. ને એ એકજ સ્થિતિમાં તમોને સર્વે પ્રાપ્ત થઇ ચુકેલું છે. વાસ્તે તમો તદન પ્રકાશમય પોતાને ભાસોછો. આ ભાસ સમયે અંધ-કાર તમારા જોવામાં આવતો નથી. તેથી તેની યાદી તમારે કરવાની નથી. કેમકે એ અંધ-કારની યાદી કરવાથી મનોમન તમારી સ્થિતિ પળટાય છે. ને તેના યોગે તમો આ સ્ફુર્ણરૂપ પંચમાહાભૂતવાળી સ્વપ્નમય સૃષ્ટિ જુઓ છો. સત્ય જોતાં આ અંધ-કાર ચીજ તમારી પોતાની નથી. પણ તમારી ખરી ચીજ તો આત્મા છે. વાસ્તે આત્માને પકડો એટલે સ્ફુર્ણરૂપ જગત્નો નાશ થએલો તમોને દેખાશે, છતાં જયારે તમો સ્ફુર્ણ પર ધ્યાન આપશો ત્યારે તો નિસ્ફુર્ણરૂપ આત્મા દેખાશે નહી. સારાંશ કે, તમારી પાસે તો તમારો નિસ્ફુર્ણરૂપ જાગૃતમય સદા કાયમરૂપે આત્મા રહેલોછે તેને પકડો. ને સ્ફુર્ણરૂપ સ્વપ્નમય જગત્ નથી તેને છોડો. એટલે તમો સર્વના મુળતસ્વરૂપે કાયમ રહેલા પોતે પોતાને જણાશો, ને ત્યારે ફકત તમારા જોવામાં આત્મા શિવાય બીજું કાંઇજ આવશે નહીં, વાસ્તે તમો તમારા આત્માના માલીકછો. તેથી આત્મા તમારા જોવામાં આવેછે. તેમ છતાં જે તમારા જોવામાં આવતું નથી, તેના તમો માલીક નથી એમનિશ્ચે જાણો, હવે તમારા જોવામાં જગત્ આવતું નથી તેથી તમો જગત્ના માલીક નથી. તસ્માત્

જે તમારા જોવામાં આવતું નથી તો તેને વિષે કલ્પના દોડાવવી નહીં. પણ તમો તો કલ્પના દોડાવી જોવા માગો છે. એનુંજ નામ અવિદ્યા છે. કેમકે અવિદ્યા જેનું મુળ ન હોય તેને પ્રગટ કરે છે એ એનો સ્વભાવ છે. છતાં આ જગ્યાપર તમો જેને મુદલ જોઈ શકતા નથી. તેને તમો પોતાની ઇચ્છાશક્તિ વડે અનેક ભાવનાની મદદથી પ્રગટ કરી જોવા જાઓ છો. પણ તેને જોવા જતાં જ્યારે તમોને કોઇ પણ જાતનો ફાયદો માલમ નહીં પડવા થકી તે ફાયદાનો આપનાર કોઇ બીજો ઇશ્વર છે, એવી રીતે તમોને તમારી ભાવના એ સમજાવ્યું. ખરૂં જોતાં તો જગતનો ઇશ્વર તમારી ભાવનાએ પ્રગટ કર્યો છે.

હવે આત્મારૂપી દીવો પોતાની નજર અગાડી વ્યાપેલાં અજવાળાં વિષે અદ્વયપણાથી સ્થિર થાય ત્યારે તો સ્વયં અખંડ અવિનાસી શીવ છે એમ સમજાય. ને એ જ્ઞાનમાં જેઓ લિન્ન થાય છે તેને મોક્ષ મળ્યો કહેવાય છે. તેમજ અચેતનતા પ્રાપ્ત થઈ મનાય છે. તેમ ઊંઘમાં પડયો ગણાય છે. તેમજ તદન સર્વજ્ઞ પણાના પ્રકાશને પ્રાપ્ત થયો લેખાયછે. તેમ મહદાકાશમાં મળી ગયો કહેવાય છે. છતાં તેની સ્થિતિ તદન અવિભાજ્ય આકાશની માફક જેવીને તેવી સ્થિર થએલી તેમ જાગૃતપણાની પૂર્ણ શાંતીમાં પચેલી જણાય છે. કેમકે પોતાના આત્મા (દેશકાળાદિક કરી અપરિછિન્ન નિજરૂપ પ્રત્યગાત્મા) ને સાક્ષાત્ (અપરોક્ષ) જાણે છે. તેથી મને ધન્ય છે. એવી રીતની જ્ઞાનીની પ્રાપ્ય પ્રાપ્તતા આ પંચદશીમાં દેખાડી છે.

## श्लोक ८७६.

**धन्योऽहं धन्योऽहं स्वात्मान मंजसा वेद्मि।**
**धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पृष्टम्॥**

અર્થ.—જેથી હું નિત્ય પોતાના આત્માને સાક્ષાત્ જાણુ છુ, તેથી મને પોતાને ધન્ય છે. ધન્ય છે. તેમાં પોતાની તૃપ્તિને દેખાડે છે, (ધન્યઈતિ) જેમાં મને બ્રહ્માનંદ સ્પૃષ્ટ ભાસે છે, તેથી મને પોતાને ધન્ય છે. ધન્ય છે. સારાંશ કે આમારી સ્થિતિમાં બ્રહ્મરૂપ આનંદ મને જેવો છે તેવોજ સમજાય છે, વાસ્તે હું તદન મુક્ત છુ. સારાંશ કે, એવી રીતે આત્મપ્રાપ્તિનો જ્ઞાતા પુરૂષ પોતાને માને છે, તેથી તે બ્રહ્મરૂપ થયો કહેવાય છે. તેમ છતાં આ આત્મારૂપી દીવાના મધ્ય ભાગપર અદ્રષ્ટ નહીં દેખાયલી કિંચિત્ માત્ર જે વસ્તુ મિથ્યાભાસરૂપમાં હતી, તેતો અંધકાર મનાયલો છે. છતાં એને જોવાજતાં આત્માને વિષે ચૈતન્યપણાની ભ્રાંતિ પ્રગટેછે, ને તેથી કરીને પ્રમાદપણું ઉત્પન્ન થઈ આવેછે, ને એ પ્રમાદે કરીને સ્વપ્નપ્રાપ્તિ પ્રગટ થાયછે, તેમ આત્માને વિષે જગત્ દીઠું કહેવાય. એ રસ્તાપર આવ્યો તેથી બંધનમાં પડયો મનાય, તેમ માયા ઉત્પન્ન થએલી લખાય, તેમ શી-

વનો જીવ બન્યો ગણાય, તેમજ મહદાકાશને છોડી ભૂતાકાશને પ્રાપ્ત થયો કેહેવાય, તેમ ચલિતપદપર બેઠો મનાય. તેમ ઉપાધિમાં પેઠયો ગણાય. તેમ સ્વર્ગથી નર્કમાં આવ્યો કેહેવાય, બીજમાંથી વૃક્ષરૂપ બન્યો પેખાય, પાણીમાંથી પરપોટાકૃતિ પ્રગટી સમજાય. સારાંશ કે, આ અંધકારને જોવા જનારા ભાવને છોડી દેતાં માયા જાય, સ્વપ્નજાય, બંધન મટે, ને એની સાથે સંબંધ રાખનારાં તમામ ખડું થાય. આ ઉલટ સ્વભાવ ઉપરથી કાંઇનું કાંઇ દેખાય છે- વાસ્તે એ ઉલટ કૃતિ ઉપરથી આત્માને બહિર્મુખ ને અંતર્મુખરૂપ ગણ્યો છે. તેથી એ આત્મારૂપ તમો તમારા પ્રકાશવાન્ અજવાળાંને વિષે સ્થિર થઇ મળી રહો ત્યારે તમારો પોતાનો સત્ય ને પૂર્ણ આનંદકારી દેખાવ તમારી પોતાની નજરે જુઓ, ને તમે તમારા અવિભાજ્યમય સ્વરૂપના અસ્તિત્વને વિષેવિભાગની કલ્પના કરવા જાઓ તો તમોને ન દરશાયલો નહીં સંભવેલો એવો અસત્ય ને મિથ્યાભાસ માલમ પડેછે. આ માલમ પડનારા મિથ્યા ભાસને આપણે અંધકાર કહ્યો છે. તેથી અંતર્મુખરૂપ આત્મા શાંતીમાં સ્થિર થાયતો અજવાળાંવાળી યાદી પ્રગટે છે, ને ત્યાં અંધકાર દુર પળાય છે. તેમજ અંધકારને યાદ કરેતો અજવાળું અદ્રષ્ટ થાય છે. સારાંશ કે, આ ફેરફાર થકી જે તમારી અંદર પેદા થતું નથી, ને જેનો પેદા થવાનો સંભવ પણ થતો નથી, તેને તું પોતે આત્મા ચિંતનપણાથી પેદા કરે છે, પણ જે તારી અંદર સદૈવનુ પેદા થઇ રહેલુંછે, તેને તું ભુલ્લી જાય છે. આ અજ્ઞાન ને આવર્ણવાળી બેઉ અવસ્થા વિક્ષેપની પૂર્વે પ્રસિદ્ધ છે, તથાપિ એ બેઉ અવસ્થા વિક્ષેપની છે, કાંઇ આત્માની નથી. એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે, આત્માને વિષે બેઉનું વ્યાપકપણું હોવાથી તું આત્મા કરોળીઆની માફક પોતે પોતાની જાળમાં ફસી પડે છે, ને ફસ્યા પછી દુઃખ પામીને પોતાની મેળેજ નિકળી પણ જાય છે. છતાં એ રમતથી ખુશી દીલગીરીનો દેખાવ દરશાવી એ ચેષ્ટાને બંધ કરી અલિપ્તભાવે અદ્વૈતપણાને પામે છે. કેમકે અભાનરૂપી આવર્ણનો નાશ થવાથી જીવભાવવાળા આરોપીત અજ્ઞાનના નષ્ટપણાને લીધે તું પોતે કર્તાભોકતાપણાના સંપૂર્ણ સંસાર નામના શોકથી નિવર્ત બને છે, ને એના નિવર્ત થવાથી તેમ નિત્ય મુકતરૂપ પ્રકાશના દેખાવેકરીને તું પોતાના અસ્તિત્વમાં આનંદ પામી રહે છે. કેમકે અપરોક્ષજ્ઞાનમાં શોક નિવૃતિ એ બેઉ નામની અવસ્થાને વિષે જ્યારે આત્મા પોતાને જાણે છે. એવી રીતે જીવગત શ્રુતિ કહે છે. તેમાં અપરોક્ષપણું બે પ્રકારનું છે- જેમાં વિષય (આત્મા)નો સ્વપ્રકાશ કરવાવાળું, તેમજ બુદ્ધિ કરી તેજ વિષયરૂપમાં દેખાય છે. કેમકે બ્રહ્મ સ્વપ્રકાશના બોધથી પરોક્ષકાળમાં પણ વિષયની સ્વપ્રકાશતા રહેલી છે, તેથી કરીને એ ચેષ્ટાને તમો જેવી ગણો તેવી દરશાય છે. કદાપી એને તમો સારી ગણો તો એ સારારૂપમાં હાજર થશે, ને નઠારી ગણવાથી એ નઠારા રૂપમાં પ્રકાશશે. મતલબ કે એનો સર્વ આધાર તમારી ભાવનાપર રહેલો છે, તેથી એ સર્વનું મુળ તમો પોતેજ છો. તેથી હું

બ્રહ્મ છું એવી રીતે કહેવાવાળાને પરોક્ષજ્ઞાન થએલું જાણવું. તેમજ હું બ્રહ્મ નથી એવા જાણવાવાળા થકી પરોક્ષજ્ઞાનને બાધ નડતો નથી. તદ્યપિ અપરોક્ષ ને પરોક્ષ' એરૂ જાતનું જ્ઞાન ભ્રાંતિની આકૃતિ છે, છતાં આત્મા બ્રહ્મ છે એ જ્ઞાન અપરોક્ષ મનાય છે.

આ અપરોક્ષજ્ઞાના સંભવ સમયે પ્રાપ્યપ્રાપ્તપણું નથી, છતાં જગતનું ઉત્પન્ન કર્તા ભાવનારૂપી બીજ છે. તેમ એ બીજ ખરૂં નથી, તેમ દેખાતુ નથી, તેથી જગત્‌ભાવ ખોટો છે. કેમકે ભાવના આત્માને વિષે દીઠી ન દીઠી, પેદા થઇ ન થઈ એવી રીતે પ્રત્યક્ષ અનુભવ થાય છે. તેથી કરીને આત્મા ધારણા ફેંકે કે તરત તે ધારણા અસત્ય ભાવમાં જગત્ ઉભુ કરે છે, પણ જ્યારે ધારણા ન ફેંકે તો જગત્ ઉભુ નથાય. કારણકે જ્યાં આત્મા વ્યાપકછે ત્યાં જગત્ નથી. તેમ જગત્ તેના વિચારની ધારણાકૃતી છે. જેમ છોકરો પોતાની છાયામાં ભૂતની કલ્પના કરેછે, તેથી તે છાયા વિષે ભૂતનો પ્રત્યક્ષ આકાર તેની ધારણા જુએ છે, તેથી શું પેલી છાયાએ પોતાનો આકાર પળટી ભૂતનો આકાર ધારણ કીધો ? નાના ! પણ છાયાતો જેવા આકારમાં હતી, તેવાજ આકારમાં પોતાની જગ્યાપર કાયમ છે, છતાં એ ભૂતના આકારમાં તો છોકરાની કલ્પના છોકરાને દેખાઇ હતી. એજ પ્રમાણે આત્માની કલ્પના જગતના આકારમાં આત્માને દેખાતી હતી. તેમ પેલા છોકરાને દેખાયલો ભૂતનો 'આકાર છોકરાના સ્વરૂપના સત્યજ્ઞાનથી દૂર થાય છે. તેમજ તે છાયાની ભ્રાંતિ કાયાના જ્ઞાનમાં લિન બને છે. તેમ આત્માને ભાસેલો આ જગતનો આકાર આત્માના સત્યાકારના જ્ઞાનમાં ઐક્ય થઇ જાય છે. તેથીજ એ ઐકયરૂપ સત્યજ્ઞાનને અપરોક્ષ કહ્યું છે. કેમકે અ ગાડી આ જગત્ એકજ અદ્વીતિય સતજ હતું. ઇત્યાદિ. અવાંતર વાકયથી બ્રહ્મના સદ્ભાવનો પ્રથમથી નિશ્ચય કરીને તે બ્રહ્મના સ્વરૂપથી દેહમાંના વ્યાપેલાં ચૈતન્યમાં પ્રત્યગાત્મપણું દરશાવ્યું છે. તેમછતાં એ બ્રહ્મભાવના નિશ્ચયવાળી બુદ્ધિ ભેદને પામતી નથી. તે આ નીચેની શ્રુતિ કહે છે.

## શ્રુતિ.

**आदिमध्यावसानेषु स्वस्य ब्रह्मत्वधीरियम् ।**
**नैव व्यभिचरेत् तस्मादा परोक्ष्यं प्रतिष्ठितम् ॥**

અર્થ.—આ આપણા બ્રહ્મભાવની બુદ્ધિ આદિ, મધ્ય ને અંત વિષે વ્યભિચારને પામતી નથી, તેથી એ બુદ્ધિનું અપરોક્ષપણું કાયમ છે. સારાંશ કે, આત્માના ભાવનારૂપી મિથ્યા જ્ઞાનમાંથી સત્યજ્ઞાન પ્રગટ કર્યું કેહેવાય, જેમ વૃક્ષથી બીજનું જ્ઞાન થયું તેમ. છતાં વૃક્ષ બીજના આભાસમાં ભાસ્યું છે. . તોપણ બીજની રેહેવાની જગ્યા આભાસરૂપી વૃક્ષમાં નથી. તેથી અસત્યરૂપી વૃક્ષની ઉ-

ત્પત્તિ બીજના સંકલ્પ ઉપર છે. જો બીજનો સંકલ્પ નષ્ટ થાયતો પેલાં અસત્ય વૃક્ષનું જ્ઞાન રહેતું નથી. તેમ અપરોક્ષરૂપ આત્માનો પ્રતિબિંબ આ જગતાકારમાં આત્માના સ્વરૂપ પૂર્વક ભાસ્યો છે. તથપિ એ આભાસ આત્માના સત્યસ્વરૂપમાં રહેતો નથી. જેમ અજ્ઞાનરૂપ સ્વપ્ન આપણી સ્વપ્નકાયાના સંકલ્પ ઉપર રહેલું છે. છતાં તે સંકલ્પ નષ્ટ થવાથી સ્વપ્નાની કાયા તથા સંકલ્પાકૃતિમય જગત્ નહીં જેવું થાય છે. પણ ફકત્ શેષરૂપ નિંદ્રા કાયમ રહે છે. એજ પ્રમાણે આત્માના સંકલ્પ થકી આ જગત્ દરશાય છે. પણ તેના નષ્ટ થવાથી આ આપણી સ્થુલ દેહ તથા આ બાહ્ય પ્રતિત થએલું જગત્ નહીં જેવું બને છે. એવો આપણો સ્વાનુભવ પ્રગટે છે.

આ ઉપરથી સૃષ્ટિના સર્વ ધર્મમાંના જ્ઞાતા પુરૂષો કહે છે કે, હમારા સંકલ્પ પ્રમાણે આ સૃષ્ટિમાં વ્યહવાર ચાલે છે. છતાં હમો સંકલ્પ બંધ કરીએ ત્યારે તો ફકત્ શેષરૂપે હમારી અચેતન સ્થિતિ રહે છે. વાસ્તે આ સૃષ્ટિના ઇશ્વર તરીકે ફકત્ હમારો સંકલ્પજ છે. એ ઉપરથી નાસ્તિક કહે છે કે આ જગત્માં હુંજ ઇશ્વરછું, તેમજ આસ્તિક પણ કહે છે કે હું ઇશ્વરછુ. કેમકે વેદમાં अहंब्रह्मास्मि હુંજ બ્રહ્મ છુ. આ માહાવાકયની સત્ય સમજ આપણને ઉપરના વિવેચનથી પડી છે. તેથી હું બ્રહ્મ છુ એની સપૂર્ણ પ્રતિતિ સારૂ આ જગ્યાપર મુકત સ્થિતિ દરશાવી છે.

## મુકતસ્થિતિ.

આ સૃષ્ટિમાં સર્વ ધર્મોમાં મુકતસ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરવામાં આવે છે તેને સારૂં કોઇ પ્રકૃતિમાં જીવનું વ્યાપકપણું ગણે છે. કોઇ ઇશ્વરને વિષે સ્થિતિ માને છે. કોઈ પ્રાણ વાયુનું ગમન બ્રહ્મરંધ્રમાં જયારે થાયછે તેને કહે છે. કોઇ-શ્રવણદ્રિંયના મદયભાગપર અનૂહદ ગર્જનાવાળા ધ્વનિઓમાં મનની સ્થિતિ કાયમ રેહેવાને ગણે છે. કોઇ પ્રાકૃત-જનો શરીરના પતનકાળવિષે વૈકુંઠાદિક, સ્વર્ગાદિક ભાવનાના સ્થાનોને પ્રાપ્ત થવાને ગણે છે. કોઇ આત્માની જ્યોતિને વિષે લિનતાને ગણે છે. કોઇ જીવના અસંગપણાને કહેછે. કોઇ મૃત્યુકાળને માને છે. કોઈ અસંગ સ્થિતિને લેખે છે. કોઈ વાંસનાદિકના ક્ષયને ગણે છે. કોઇ કલ્પના વિરકતપણાને માને છે. કોઇ પરમાત્માના અખંડ અસ્તિત્વમાં સમદ્રષ્ટિપણાને લેખેછે. કોઇ નિંદ્રાના દેખાવને કહે છે. કોઇ તૂર્યાવસ્થાની સ્થિતિ ગણે છે. તોપણ એ જ્ઞાન દરશાવંવાવાળાઓમાં કેટલાએક જાગૃત સ્થિતિના દેખાવ ઉપરથી પ્રત્યક્ષ પ્રમાણો માની મુકતસ્થિતિના દેખાવને વર્ણવ્યો છે. કેટલાકોએ-સુષુપ્તિ અવસ્થાના ભાસ ઉપરથી મુકતપણું દ્રઢ કીધું છે. કેટલાએકોએ તૂર્યાવસ્થાના અનુભવ ઉપરથી સિદ્ધ કીધું છે. પણ હમારા અનુભવમાં તૂર્યાવસ્થાનો અનુભવ ઉપલા સર્વ અનુભવોની બરોબર છે. તથપિ આ જ્ઞાનમાં એનો

પ પ્રચાર વર્ણવવા પેહેલાં હમારા સત્યાનુભવે કહીએ છેયે કે, તૂર્યાવસ્થાના જ્ઞાનપરથી જોતાં ફકત્ કલ્પના વિરકત રહેવું એ જાગૃત સમાધિ છે. ને નિદ્રા અવસ્થાનો અનુભવ તે તૂર્યાનો ઉલટો આભાસ છે. ને સ્વપ્ન જાગૃત એ અવસ્થાઓ સંકલ્પમાત્ર છે. તેથી બેઉની રચના બરાબર છે. વાસ્તે તૂર્યાનુભવે જોતાં એ ત્રણે અવસ્થાઓ મિથ્યા હતીજનહીં એવી દરશાય છે. ને ત્યાં તદન અદ્વૈતભાવે સ્વપ્રકાશીતપણામાં સ્થિર થઇએ છેયે. આ સ્થિરરૂપ અદ્વૈતમય અનુભવકારીક તૂર્યજ્ઞાનરૂપનું વર્ણન કરવામાં ઉપરની માથાકુટ દરશાવી છે. તદ્યપિ જે સ્થિતિને સારૂં સર્વધર્મોએ જે જે માથાકુટો કરી છે તે સ્થિતિમાં સત્ય અસત્યપણાનો ભેદ ગણવાનો નથી. ને તેનો દેખાવ તમારાથી ન કેહેવાય એવો, ન વર્ણવી શકાય એવો, ન સમજી શકાય એવો, ન જાણી શકાય એવો, ન માની શકાય એવો, ન પકડી શકાય એવો. ન જોઇ શકાય એવો, ન કલ્પિ શકાય એવો, ન લાવી શકાય એવો, ન શીધ્ર થાય એવો, તેથી એને સત્યપણ ન કેહેવાય ને અસત્યપણ ન મનાય, તેમ સારો છે એમ ન કેહેવાય ને નઠારો છે એમ કહી ધિક્કારી પણ ન કઢાય, છે એમ કહેતાં સિદ્ધ ન થાય, ને નથી એમ કહેતાં નિષેદ્ધ થતો નથી, તેમજ મિથ્યા જાણી કાઢી શકાતો નથી ને ખરો જાણી પાસે રખાતો નથી. સારાંશ કે, એ તૂર્યરૂપ દેખાવને વિષે સર્વ પ્રમાણ ખોટાં સમજાય છે. કેમકે આપણી કાયામાં જે સ્ફુર્ણ રહેલું છે, તેનો વેગ ફકત જાગૃત ને સ્વપ્ન એ બેજ અવસ્થાઓમાં રહેલો છે. ને સુષુપ્તિ અવસ્થા સમયે એ સ્ફુર્ણનો અભાવ જણાયલો છે. તેમ છતાં તૂર્યાવસ્થામાં તો એ છેક છેજ નહીં એવો અનુભવ થાય છે. હવે જ્યારે આ જગત્વ્યહવાર ચલાવનાર મુળરૂપે રહેલું જે સ્ફુર્ણ તે તદન ત્યાં દેખાતુંજ નથી. ત્યારે તે સ્થાનના દેખાવનું વર્ણન સ્ફુર્ણમાં શીરીતે આવી શકે વારૂં ! છતાં જ્યારે સ્ફુર્ણ તૂર્ય વિષે અસત્ય છે, ત્યારે આ જાગૃત સ્વપ્નરૂપી સંકલ્પની સૃષ્ટિ જેનો દેખાવ અનંતકોટ બ્રહ્માંડરૂપે રહેલો છે. તે ત્યાં શીરીતે હોય ? કદી નહીં. તાત્પર્ય કે તૂર્ય એ આત્માનું સ્વરૂપ છે. એજ અવસ્થાનું નામજ મુકત સ્થિતિ છે. તોપણ એ મુકતરૂપ તૂર્યમય આત્માનું એક કીર્ણ તે આ સૃષ્ટિ છે. હવે એ સૃષ્ટિમાં રહીને આપણે જેવી કલ્પના બાંધીએ તે સર્વ પ્રમાણો અસત્ય છે. તદયપિ તેજ તૂર્યરૂપ આત્મા આ બાહ્યાંતર રહેલો છે, ને તે પોતે પોતાને શુદ્ધ ચિદ, એક અદ્વૈત, સચ્ચિ 'નંદરૂપ જાણે છે. પણ તેના જાણવાપણાને વિષે તેનો ભાવ ચલ અચલપણાથી વિ. ', એક ભારી પદાર્થના આકારમાં પોતે પોતાને સમજાતેઃ હતો, આ સમજમાં તે એવો હતો કે જેથી તેનામાં કોઇપણ જાતના સ્ફુર્ણનું જ્ઞાન હતું એવી યાદી તેને સ 'તી નહોતી. તસ્માત્ એ સ્થિતિથી તે પોતે પોતાના આનંદમાં જેવોને તેવો સ્થિર થઇ રહ્યો હતો. ને ત્યાં સર્વઅ નર્થની નિવૃત્તિ રહેલી છે. આ નિવૃત્તિપણામાં તે પોતે અદ્વૈત શીવને અભયરૂપે ભાસે છે. તેથી એવાં શાસ્ત્રના જ્ઞાનને જાણી અદ્વૈત વિષે સ્મૃતિજોડવી, તે આ માંડુકયોપનિષદ્નો એક મંત્ર કહે છે.

## मंत्र. ७७

## तस्मादेवं विदित्वैनमद्वैते योजयेत् स्मृतिम्।
## अद्वैतं समनुप्राप्य जडल्लोकमाचरेत् ॥

અર્થ.–તેથી એવાં શાસ્ત્રને જાણીને અદ્વૈત વિષે સ્મૃતિને જોડવી મતલબ કે અદ્વૈતના જ્ઞાનના અર્થસારૂ સ્મૃતિ કરવી. આ અદ્વૈતમાં પોતે પોતાને ક્ષુધા તૃષા આદિકથી રહિત થઇ સાક્ષાત્ અપરોક્ષ અજન્મા આત્મા પરબ્રહ્મ છું, એવી રીતે બરાબર જાણી સર્વ લોકના વ્યહવારથી દુર રહી જડની માફક સર્વ લોકને ત્યાં વિચરે. અભિપ્રાય એવો કે, હું આવા પ્રકારનો છું, એવાં પોતાનાં વિદ્યા અને કુલ આદિકને છુપાં રાખી વિદ્વાન સર્વત્ર ગમન કરે છે. સારાંશ કે, અદ્વૈત ભાવમાં આ નાના રૂપ દ્વૈત પ્રપંચ આત્માના ઐકયભાવમાં સિદ્ધ થતો નથી. કેમકે પરસ્પર વિરૂદ્ધ સ્વભાવમા અસંભવથી આત્માના તાદાત્મ્યપણાને લીધે દ્વૈતના નાનાપણાની અસિદ્ધિ છે. કારણકે શ્રુતિઓમાં કહ્યું છે કે અદ્વૈતરૂપ પરમાત્માના દેખાવ થકી જ્ઞાતાઓની હૃદયગ્રંથિ ભેદાય છે. ને તેથી સર્વ સંશય છેદાય છે, ત્યારે તમામ કર્મો નાશ પામે છે. તાત્પર્ય કે, મુકિતને વિષે કર્મથકી ચિત્તશુદ્ધિ ને વાંસના નષ્ટ કાંઈ થતી નથી. પણ યોગથકી થાયછે. જે ઉપાસનાથકી સારાસાર વિચારના જ્ઞાનની વૃદ્ધિ થાય છે. તેથી મુકિત વિષે ફકત જ્ઞાનજ ઉપયોગી થઇ પડે છે. કેમકે જ્ઞાનીપુરૂષ અદ્વૈતરૂપ, શાંત આત્માના ઐકયભાવમાં રેહેવા થકી મૃત્યુને ઓળંઘી જાય છે તેમાં તેને આ લોક ને પરલોક સંબંધી અનિષ્ટતા ભાસે છે. ત્યારે સર્વ કલેશના દગ્ધપણાથી જન્મ મૃત્યુની અતિશય હાનિ બને છે. કેમકે સ્વપ્રકાશ અભિન્ન બ્રહ્મને જાણી અપરોક્ષપણાના અનુભવેકરીને સ્થિત થએલા પુરૂષના કામ ક્રોધાદિક સર્વ પાશના કલેશકારીક બંધનો નાશ થાય છે. મતલબ કે, આત્મારૂપી દેવને જાણનારાના તમામ પાશની હાનિ થાય છે. ને તેની ક્ષીણતાથકી રાગાદિકના વિયોગે કરી પુરૂષ જન્મને ભજવાવાળો બનતો નથી. એવું શ્વેતાશ્વતરઉપનિષદ્દનું કહેવું છે.

આ જ્ઞાનને વિષે સર્વ કલેશોના છુટવા થકી જેમ મીઠું પાણીમાં પિગળી જાય છે, તેમ જ્ઞાની આત્માના સ્વપ્રકાશરૂપ અજવાળાંમાં પિગળી જતો હતો. જેમ એક સ્વપ્રકાશીત હીરો એક જગ્યાપર અળગ પડી ઝબકયા કરેછે, એવી રીતે મુકતપણામાં તે પોતાને ભાસે છે. કારણ કે મુકતાવસ્થા એ એક તદન જાગૃતાવસ્થા જેવીજ આનંદમય છે. કેમકે ત્યાંની સ્થિતિ જરાપણ પળટાતી નથી. કારણ કે શ્રુતિઓમાં કહ્યું છે કે, જે સ્થિતિમાં અન્યનુંભાન થયા કરે તેજ સ્થિતિનું નામ સ્વપ્ન છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, આપણી જાગૃત ને સ્વપ્નાદિક અવસ્થાઓમાં અન્ય પદર્થોના જ્ઞાનને હરવખ્ત પામ્યા કરીએ છેયે, તેથી એ બેઉ સ્વપ્નાવસ્થાજ છે. પણ ભ્રાંતિજ્ઞાનના વિપર્યયભાસના જ્ઞાનથી આપણે એ બેઉના નામ

જુદાં પાડીએ છિયે. પણ સત્ય જોતાં જાગૃત્ ને સ્વપ્ન્ એકરૂપછે. તેમજ નિંદ્રાવસ્થા એ એક આનંદરૂપ છે. પણ એ અવસ્થા અજ્ઞાનની છે. એમાં મુકતાવસ્થારૂપ જે કે તુર્ય તેજ તદન જાગૃતરૂપ છે. સબબ કે ત્યાંની સ્થિતિ જરાપણ પળટાઇ શકતી નથી. વાસ્તે એવું સુખ તદન અખંડ ને અવિનાસી છે. આ અવિનાસી અનુભવને જાણી ધૈર્યવાન પુરૂષો હર્ષ શોકને ત્યાગે છે. એવી રીતે કઠવલ્લી શ્રુતિના વાકયમાં કહ્યું છે. તેમજ બ્રહદારણ્યકના પ્રકરણમાં કહ્યું છે કે, જ્ઞાનીએ કરેલાં કિંવા ન કરેલાં કર્મોના વ્યહવારો થકી પ્રગટેલા પાપ પુણ્યરૂપી ભાવો તેને જરાપણ પ્રગટ થતા નથી. ઇત્યાદિ જ્ઞાનના પુરાવામાં અનેક શ્રુતિઓના પ્રમાણો હાજર છે. તોપણ એ સર્વ શ્રુતિઓએ કહ્યું છે કે, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થકી અનર્થની હાનિ ને આનંદની પ્રાપ્તિ થાય છે. તોપણ આ આનંદ ત્રણ પ્રકારનોછે. તેમાં બ્રહ્માનંદ, વિદ્યાનંદ ને વિષયાનંદ એવાં તેનાં નામો છે. આ વિષયાનંદમાં આત્મા જાગૃતભાવને પ્રાપ્ત થઇ ઇંદ્રિયોના ધર્મપર રહી ભ્રાંતિજ્ઞાનથી પોતાના તુર્યપદની તપાસ કરવા લાગ્યો. તેજ મિનિટપર સર્વ શરીરમાં ચૈતન્યપણું વ્યાપી ગયું. ને તેના યોગે ઇચ્છા શક્તિએ પ્રવેશ કર્યો કે તરત આત્માના અવિદ્યારૂપ અંધકારમાં ચિત્રવિચિત્રતા તેને દરશાઇ. સમાધાન જેમ કોઈ પુરૂષ એકાન્તવાસમાં સ્થિર થઈ અન્ય પુરૂષને મોટા ધ્વનિથી જ્યારે પોકાર મારે છે, ત્યારે સન્મુખથી કોઇ પુરૂષ પ્રત્યુત્તર આપતો હોય એવા પ્રકારનો ધ્વનિ પેલા પોકાર મારનાર પુરૂષના કાનપર આવે છે. આ પ્રત્યુત્તર આપનારા ધ્વનિનું નામ પ્રત્યાઘાત (પડઘો) કેહેવાય છે એ પ્રત્યાઘાતમાં એવો ગુણ છે કે, જે પુરૂષ જેટલા જોરથી બુમ પાડે, ત્યારે તે બુમ પાડનારો ધ્વનિં તેટલાજ જોરથી તેટલાજ ધ્વનિના આકારમાં પાછો તેને તેજ જવાબ આપેછે. આવા પ્રકારનો પ્રત્યુત્તર આત્મા પોતાની જગ્યાપર ભાવનાના સ્થાનમાં જોતો હતો. તે એવી રીતે કે આત્મા પોતાના ધારણારૂપી અંધકારને વિષે તપાસ કરવાસારૂ એવો સંશય કીધો કે, તેને વિષે શું છે! આ વિચારરૂપ ભાવવાળો પડઘો एकोहं बहुस्याम् એ વેદવચન પ્રમાણે પેલા અસત્યરૂપ અંધકારમાં એવોતો અથડાયો કે ત્યાં તરત અનેકાકારો તેણે ઉત્પન્ન કરી દીધા. સમાધાન, પેલો બુમ પાડનાર પુરૂષ પોતાના પડઘાને જેવી રીતે સાચો માને છે તેવીજ રીતે આત્માએ પોતાના વિચારરૂપી પડઘાને (તથા તેના અનેકરૂપને) સાચા માન્યા, કે જેથી વિષયાનંદના જ્ઞાનનું ભ્રમણ ચાલ્યું. તેમજ વિદ્યાનંદ મન, બુદ્ધિ વિગેરે તત્વોના ચળનવળણપરના જ્ઞાનથી પ્રગટ થએલો છે. તદ્યપિ એ સર્વનું મુળ બ્રહ્માનંદ ગણાયલું છે તેથી બ્રહ્માનંદ સર્વથી અધિક ને જાણવા યોગ્ય છે. કેમકે, પ્રથમ આદિવિષે તૈત્તિરીય શ્રુતિના વિચારપૂર્વક જોતાં આનંદરૂપ બ્રહ્મ જણાયલો છે. વાસ્તે કરીને ભૃગુવલ્લીના અર્થમાં કહ્યું છે કે, ભૃગુ નામનો પુત્રે વરૂણ પિતાને ત્યાં બ્રહ્મના લક્ષણ સાંભળી અન્નમય, પ્રાણમય, મનો. મનમય ને વિજ્ઞાનમય એવા કોશોના સ્વભાવને ત્યાગી આનંદને જાણતો

થયો. સારાંશ કે એવી રીતે બિંબરૂપ અંતઃકરણના આનંદમાં બ્રહ્મના લક્ષણની યોજનાથી સંપૂર્ણ બ્રહ્મભાવને જાણીગયો, તેમાં નિશ્ચે થયું કે, આ સર્વ દ્રશ્યરૂપ ત્રિગુણાકૃતિમય સૃષ્ટિ ફકત્ આત્માનામક સૂર્યનો પ્રતિબંબ અવિદ્યારૂપી જળમાં પડવાથકી તે જળરૂપી બુદ્ધિમાં પ્રતિબિંબરૂપી જીવ સૂર્યના દેખાવરૂપી મહાકાશનેવિષે પોતાના જળકાશને ન્યારૂં ગણે છે. તોપણ જેમ ઘટના નાશ પછી ઘટાકાશ મહાકાશથી ભિન્ન થતું નથી, તેમ અવિદ્યારૂપી જળાકાશના નાશ થકી આત્મારૂપી સૂર્યમય મહાકાશમાં લિન્ન થાય છે. તેમ ભૃગુ પોતાની ચંચળ બુદ્ધિને સ્થિર કરી પ્રતિબિંબરૂપ જીવને મહાકાશરૂપી આત્માને વિષે ઐકયતાનાભાવે જોવા લાગ્યો. ત્યારે તેને જીવ તથા આત્માનું ભિન્નત્વપણું દેખાયું નહીં. પણ તેના મનને નિશ્ચે થયું કે, પરમાત્માનો આભાસ અવિદ્યામય દેહાકૃતિમાં પોતાને ન્યારો જાણે છે, પણ એ જાણવું સ્વપ્નવત્ મિથ્યા છે. તેથી બ્રહ્માનંદ સદા અખંડરૂપે કાયમ છે, તે આ નિચેની શ્રુતિ કહે છે.

## શ્રુતિ.

**आनंदादेव भूतानि जायंते तेन जीवनम् ।**
**तेषां लयश्च तत्रातो ब्रह्माऽऽनंदो नसंशयः ॥**

અર્થ–આનંદથી ભૂત ઉત્પન્ન થયાછે. તેમ તેઓ આજ આનંદ થકી જીવન ભોગવેછે. તેમજ તેઓનો લય એનેજ વિષે થાયછે. તેથીજ કરીને આનંદજ બ્રહ્મછે, એમાં સંશય નથી. સારાંશ કે, આત્મારૂપી આનંદ જાગૃતાવસ્થામાં ઇંદ્રિયોના દ્વારેએકરી જુદાજુદા દરશાયછે. આ દર્શાણમાં તે ચિત્રવિચિત્ર આકારોમાં તેઓના ભિન્નભિન્ન ધ્વનિઓમાં તેઓના ભિન્નભિન્ન ગુણોના સ્વભાવોમાં આ જગત્ના જડ ચૈતન્યરૂપે આત્માનો આનંદ ભાસે છે. કાંઈ આ જગત્ અનેક આકારમાં કાયમ રહીને ભાસે છે એમ નથી. કેમકે અનુભવજ્ઞાને જોતાં સ્વપ્નાના જગત્માં દરશાયલા અનેક આકારો સ્વપ્ન વ્યહવાર કાળમાં સત્ય હતા, પણજાગૃત કાળમાં અસત્ય છે. તેમ આ જાગૃત જગત્ની સર્વ જગતાકૃતિ સુષુપ્તિકાળે અસત્ય છે. તેથી આ સર્વ જગત્ કાયમ નથી. પણ ફકત્ આત્માના આનંદના કાયમપણાથી તે આનંદ આ સૃષ્ટિરૂપે ભાસે છે. તસ્માત્ એ ત્રણે અવસ્થાનો આનંદ તૂર્યાનુભવે જોતાં અસત્યછે. તેથી સિદ્ધ થાયછે કે, ત્રણે અવસ્થાની ઉત્પત્તિમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ સ્ફુર્ણથકી દેખાય છે, ને એના અભાવથી સર્વ ભૂતોની ઉત્પત્તિનો અભાવ થાય છે, ત્યારે ફકત્ એક અદ્વૈતરૂપ આત્મા દરશાય છે. પણ અવસ્થારૂપ ભ્રાંતિજ્ઞાને કરીને દેહ, આત્મા, શીવ, જીવ, કલ્પના, જગત્ ને ધર્માચરણાદિક જ્ઞાન ભિન્નત્વ ભાસેછે. ને તેથી કરીને પોતાના સ્વસ્વરૂપ આત્માનંદને ભુલેછે. તેથી કરીને સંશય થાય છે કે, દેહ અને જગત્ ન્યારાંરૂપમાં પ્રગટ કરનાર પરમેશ્વર જે છે તે કયાં

રહે છે? આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવામાં એક મહાપુરૂષ બોલ્યા કે, તારી કાયા ને મારી કાયા સાથે વાત કોણ કરાવે છે? મેં જવાબ આપ્યો કે એતો હું વાત કરૂં છુ. તેણે કહ્યું કે તું તે કોણ? મેં જવાબ આપ્યો કે, એ વાત હું જાણતો નથી. ત્યારે બોલ્યા કે, હું વાત જાણતો નથી, એવો સંશય કોણે કીધો. મેં કહ્યું કે, એની મને ખબર નથી. પ્ર૦—મને ખબર નથી એવો શબ્દ ઊચ્ચાર મારી સાથે બોલતાં તને કોણે શિખવ્યો? ઉ૦—એતો હું સમજીને બોલ્યો. પ્ર૦—એમ તને કોણે સમજ પાડી? ઉ૦—એ સમજ મારી પોતાની અંદરથી થઇ. પ્ર૦—એ સમજ તારી અંદર શી રીતે પ્રગટી? ઉ૦—એ વાત હુ જાણતો નથી. પ્ર૦—તું જાણતો નથી એવી સમજ તને કયાંથી મળી? ઉ૦—એ મને બરાબર સમજાતું નથી, પણ એતો અદર્શ ચમત્કાર જણાય છે. પ્ર૦—એ અદર્શ ચમત્કાર જણાય છે એવી રીતે તું જે બોલ્યો તેથી તે પેલા અદર્શ ચમત્કારને તેં જોયો ત્યારે બોલ્યો કે નહીં? ઉ૦—હા! પ્ર૦—હા! એવા નિશ્વાર્થપણાની સમજ આપનાર કોણ? ઉ૦—એતો હું! પ્ર૦—તું તે કોણ? ઉ૦—હું તે તે. પ્ર૦—હું તે તે એટલેશું? ઉ૦—હું તેતે એટલે જેને કોઈ ન જાણેતે. પ્ર૦—જેને કોઈ ન જાણે તે કોણ? ઉ૦—તે તે હું. પ્ર૦—તે તે હું એટલે કોણ? ઉ૦—કોણ એટલે જે આપણ બેઉમાં વ્યાપ્ત થઇને વાત કરાવે છે તે. પ્ર૦—આપણ બેઉમાં વ્યાપીને વાત કરાવનાર કોણ? ઉ૦—તોએ ચલાવનાર તે સર્વજ્ઞ ચૈતન્યરૂપી પરમેશ્વર. પ્ર૦—બોલો ભાઈ ચૈતન્યરૂપી પરમેશ્વરને તમોએ જોયા? ઉ૦—હા. પ્ર૦—કેવી રીતે જોયા? ઉ૦—મેં એવી રીતે જોયા કે, જે સર્વમાં બિરાજીને સર્વ વ્યહવાર ચલાવે છે તથા તે વ્યહવારના દ્રશ્યઅદ્રશ્યપણાના, જ્ઞાનને જાણે છે. છતાં સર્વ બીનાને જાણી પોતે હું એવા શબ્દોચ્ચારથી સર્વને ઉત્તર આપે છે. એ આપનાર પદાર્થજ સર્વજ્ઞ પરમેશ્વર છે. પ્ર૦—ત્યારે તમોએ પરમેશ્વરને જાણ્યા? ઉ૦—હા. પ્ર૦—એ પરમેશ્વર સત્યરૂપ છે એમ તમોએ જાણ્યું? ઉ૦—હા. પ્ર૦—એ સત્ય સ્વરૂપ પરમેશ્વર કોના વિચાર કરે છે? ઉ૦—કોઇના નહી. પ્ર૦—જ્યારે એ પરમાત્મા કોઈના વિચાર કરતા નથી ત્યારે તમો કેમ વિચાર કરો છો? ઉ૦—હું જે કાંઇ વિચાર કરૂં છું તે સર્વ વિચાર તેજ પોતે મારી પાસે કરાવે છે. પ્ર૦—તે તમારીપાસે વિચાર શું કરવા કરાવે છે? ઉ૦—એ વાત હું જાણતો નથી. પ્ર૦—તમો જ્યારે નહીં જાણો ત્યારે તમારે વિચાર કરવા નહીં? ઉ૦—હવે હું જ્યારે વિચાર કરૂં નહીં. ત્યારે મને ગમતું નથી. પ્ર૦— મને ગમતુ નથી એમ તને કોણે સમજાવ્યું? ઉ૦—તો એ સમજ તેણેજ પાડી. પ્ર૦—ત્યારે તે તમોને રાત્રદીવસ શું કરવા સમજાવે છે? ઉ૦—તે પોતાની ઓળખાણ મારી પાસે કરાવવા. પ્ર૦—તમારી પાસે ઓળખાણ કરાવી તે શું લાભ લેવા ચાહે છે? ઉ૦—તે એમ બતાવવા ચાહે છે કે તું તે હું પોતેજ છુ. પ્ર૦—તુંતે હું પોતેજ છુ, એવી ઓળખ થવાથકી તેને શું લાભ મળે છે? ઉ૦—તેને એકરૂપ બનવાથી અવિનાસીપણું પ્રાપ્ત થાય છે! પ્ર૦—જ્યારે તેને અ-

વિનાશીપણું મલ્યું ત્યારે તે કયાં ગયા ? ઉ૦—ત્યારે તે મારે વિષે એકરૂપ થઇને મળી ગયો. પ્ર૦—જ્યારે તેઓ તમારે વિષે એકરૂપ થઇને મળીગયા ત્યારે તમો કેવા કહેવાયા ? ઉ૦—ત્યારે તો હમોજ પરમેશ્વર કહેવાયા. પ્ર૦—જ્યારે તમો પ૨મેશ્વર ઠર્યા ત્યારે આ સૃષ્ટિને કોણે પેદા કીધી ? ઉ૦—ત્યારે તો મારી થકીજ એ સર્વ રચના બની છે. કેમકે तत्त्वमसि એ માહાવાકયનું સંપૂર્ણજ્ઞાન મારા આ જ્ઞાનના અનુભવથી સત્ય ઠરેલું મને દરશાય છે. કેમકે સર્વત્ર જે ચૈતન્ય રહેલું છે તેજ મારે વિષે अहं એવા ભાવે પ્રતીતિ કરે છે. આ अहं ભાવ દ્વૈત દ્રષ્ટિવાળો છે. તેથી દ્વૈતદ્રષ્ટિમાં अहं ભાવથકી त्वं ભાવ દરશાય છે જેથી. અન્યોઅન્યાશ્રય જ્ઞાન દ્રઢ થાય છે. સારાંશ કે, જયાં એક હોય ત્યાં બીજું દરશાય. તેમ હું કહેતાં તું સિદ્ધ થાય છે. વાસ્તે સર્વત્ર શુદ્ધ ચૈતન્યને વિષે હુંપણું નથી એટલે તુંપણું કયાંથી હોય. કેમકે अहं ભાવ ભાવનાકૃતિવાળો છે. તેથી ભાવનાના આકારને વિષે સૃષ્ટિ કાયમ રહે છે. વાસ્તે अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું. એવું અપરોક્ષ જ્ઞાન પણ ભાવનારૂપ છે. તદ્યપિ શુદ્ધાત્માને વિષે હું બ્રહ્મ છું, એવું જ્ઞાન કાયમ રહેતુ નથી. તેથીકરીને अहंत्वं ભાવ અસત્ય છે. તાત્પર્ય કે જ્યાં હું નથી ત્યાં તુ નથી, ને જ્યારે હું તું નથી ત્યારે આત્માપરમાત્મા, દ્રષ્ટિ, સૃષ્ટિ વિગેરે કાંઇજ નથી. ત્યારે એ સર્વના અભાવમાં શું છે ? તે આ શ્રુતિ કહે છે.

## श्रुति.

**त्रया भाव तु निर्द्वैतः पूर्ण एवानु भूयते ।**
**समाधि सुप्ति मर्छासु पूर्णःसृष्टेः पुरा तथा ॥**

અર્થ.—એનો અભાવ થવાથી નિર્દ્વૈત પૂર્ણરીતે અનુભવ કરીએ છેયે. તેમજ સમાધ સુષુપ્તિને મુર્છા વિષે પણ અદ્વૈતરૂપ આત્માનો અનુભવ કરીએ છેયે. સારાંશ કે સમાધિમાં જે સુખ ઉપજે છે. તે સુખ અવિનાશી છે. કેમકે આત્મા સર્વનો અધિષ્ઠાનરૂપ અપરોક્ષજ્ઞાનમાં રહેલો હોવાથી સદા આનંદ વૃત્તિવાળો છે. તેથી કરીને સર્વ શક્તિમાન કહેવાયલો છે. કેમકે વેદમાં કહ્યું છે કે, ઈશ્વરને આંખ નથી છતાં તમામ વસ્તુને દેખે છે, પગ નથી તોપણ મરજી આવે ત્યાં જાય છે, તે મકાન નથી છતાં સર્વની વાત જાણે છે. સમાધાન. આ અવિભાજ્યરૂપ આત્મા પોતાના ધારણારૂપી અંધકારને વિષે વિભાગની યોજના કરતો હતો, આ યોજના કરનારૂં જ્ઞાન એ આત્માને વિષે અખંડ ઝબકયા કરતુ હતું. તે એવી રીતેકે જેમ ચોમાસામાં આગીઓ અંધારે ચાલ્યો જાય છે. તે સમયે તેના ગુદાદ્વારમાં એક તેજોમય દીવા જેવો આકાર અખંડ ચમકયા કરે છે. તેવી

રીતે આત્માને વિષે ઉપલી યોજનાવાળું જ્ઞાન ચમકયા કરતુ હતું, એ ચમકરૂપ જ્ઞાન પેલા ધારણારૂપથી આંખવિના ઘણે દુરની ચીજને દેખતું હતું, કાનવિના સર્વ વાત સાંભળતું હતું. તેમજ પગવિના મરજીમાં આવે ત્યાં જતું હતું. સમાધાન. જેમ આપણા મનમાં વૈકુંઠની ધારણા થઇ, છતાં વૈકુંઠ દીઠું નથી, કયાં છે! કેવું છે! એ બાબતની આપણને બીલકુલ ખબર નથી. તેમ તેનો પત્તો આજપર્યંત કોઇને લાગ્યો નથી. તેમ તેના તરફથી કોઇ ખબર લાવ્યું નથી. તેમ તે છેકે નહીં, તેનો કાંઈ પુરાવો નથી. તથાપિ એક કપોલ કલ્પિત્ ધર્મગ્રંથમાં ગપાટું મારેલું છે. તે ગપાટાંના ધોરણપરથી આપણે ધારણા દોડાવી કે તે સૂર્યમંડલથી એક કરોડકોશ દુર છે. તેની બાંધણી સોનારૂપાંથી બનેલી છે ત્યાં એક હીરા માણેક મોતીપરવાળાં લીલમ પાનાંથી મહામનોહર જડાવ રત્ન સિંહાસન છે. તેનાપર મહારાજાધિરાજ અનંતકોટ બ્રહ્માંડના મહારાજા શ્રી પરમેશ્વર પોતાના તેજોમય સ્વરૂપથી બીરાજેલા છે. ને તેની આસપાસ સહસ્ત્ર અઠયાસીઋષિઓ મુનિઓ, તપસ્વીઓ, દેવી, દેવતા, પીર, પેગંબરો વિગેરે અસંખ્ય જાતની ભકત મંડળી વિંટલાઇ વળી ગાનતાન ભજન કીર્તન શેવા પુજા ને જ્ઞાનધ્યાન કર્યા કરે છે. સારાંશ કે આપણી ધારણાની આંખ વગર દીઠે આપણી કાયાને વિષેથી એકદમ ઉડી કરી વૈકુંઠધામમાં ચાલી ગઇ. ત્યાં ઉપલી રમુજ જોવા લાગી. ને ગાનતાન ભકત લોકો કરે છે એવું ધારણાના કહેવાથી સાંભળવા લાગ્યા. તેથી ધારણાના કાન વૈકુંઠનું ગાનતાન સાંભળે છે. તેમજ આપણે આપણી કાયાને આ જગ્યાપર મુકી દઇ એકદમ જાણે કાયા સહવર્તમાન વૈકુંઠમાં દેવલોક પાસે બેઠા છે. તેથી જુઓ, કાનવિના વૈકુંઠ જેવી અદર્શ જગ્યાપર જઇ ત્યાંની હકીકત સાંભળવા લાગ્યા. ને ત્યાં વળી પગવિના ગયા, ને આંખવિના તમામ વૈકુંઠધામને નિરખ્યું. તેથી આપણેજ ઇશ્વર છેયે. કે મરજીમાં આવે તેમ કરી શકીએ છેયે. સારાંશ કે એવી રીતે સંકલ્પની સૃષ્ટિમાં સર્વ કોઈ રમણ કરે છે. તોપણ સંકલ્પની ધારણાઓ અસત્ય છે કારણ કે સ્વપ્નાનું જગત્ સંકલ્પેજ પ્રગટ કર્યું છે. તેથી જગતનો ઇશ્વર સંકલ્પજ છે. તાત્પર્ય કે જ્યારે સંકલ્પ પ્રગટ થયો કે તરત જગત્ થયું. છતાં સંકલ્પ જાય તો જગત્ જાય. તથાપિ સંકલ્પનું પ્રગટ થવું કાંઇક અદર્શ રચનામાં રહેલું છે. કિંવા તો આપણા કર્મોપર આધાર રાખી ચાલે છે. વાસ્તે પ્રથમ સંકલ્પનું મુળ અમુક ભાવ છે. આ ભાવ જેવો દ્રઢતાનો હોય તેવા પ્રમાણનો સંકલ્પ પ્રગટે છે. તેથી ભાવ કરવાથી સંકલ્પ પ્રગટ થતો નથી. કારણ કે ભાવ ચૈતન્યરૂપ છે. ને સંકલ્પ જડરૂપ છે. વાસ્તે કરીને ચૈતન્યરૂપ ભાવની સંકલ્પ છાયા છે. એ છાયામાં 'ભાવરૂપી પુરૂષ જેવા પ્રકારની ભાવના ફેંકે તેવા પ્રકારમાં તે ભાવ પોતે પોતાને દરશાય. સારાંશ કે જેવા પ્રકારથી ભાવનું ચાલવું થાય તેવાજ પ્રકારથી સંકલ્પરૂપી છાયાનું થાય છે. ખરૂં પુછાવો તો સંકલ્પરૂપ છાયા કાંઇજ ચાલતી નથી. કેમકે છાયા તો દેખવામાત્ર

છે. તેમ એ ખરી નથી ને એનાથી કાંઈજ બની શકતું નથી. પણ હાલતો ચાલતો તો આપણો ભાવરૂપી પુરૂષ છે. હવે એ પુરૂષનું ચાલવું તેના પોતાના સામર્થ્યથી થાય છે. તેજ પ્રમાણે સંકલ્પરૂપ છાયાનું પણ થાય છે. સત્ય જોતાં તો જેમ પુરૂષ ચાલે છે તેમ છાયા ચાલતી નથી પણ આપણો ભાવરૂપી પુરૂષ હાલતો ચાલતો જણાય છે. તાત્પર્ય કે છાયા કંઈજ કરતી નથી. તેમ જગત કંઈજ કરતું નથી. પણ એ સર્વ તોફાન ચૈતન્યરૂપી ભાવ કરે છે. તેથી ભાવરૂપી ઇશ્વરનો સ્વભાવ તથા સંકલ્પરૂપી જગતનો સ્વભાવ એકજ છે. વાસ્તે ભાવરૂપી ઇશ્વર નિરાકાર છે તો સંકલ્પરૂપી જગત્ પણ નિરાકારછે. છતાં આત્મા અખંડ હોવાથી એના સંકલ્પનો ભાસ જોનારાને અખંડ જેવો દેખાય છે. જે ઉપરથી સ્વપ્નનો વ્યહવાર ચલાવનાર પુરૂષ સ્વપ્નામાં સ્વપ્ન જગત્‌ને સત્ય માને છે. તેમજ આ જાગૃત જગત્‌નો વ્યહવાર ચલાવનાર પુરૂષ જાગૃતને સત્ય ગણે છે. તદ્યપિ સ્વપ્ન વ્યહવાર સુષુપ્તિ તેમ તૂર્યામાં અસત્ય જણાય છે. તેમજ જાગૃત્ વ્યહવાર પણ સુષુપ્તિમાં તેમજ તૂર્યામાં અસત્ય ઠરે છે. તેથી કરીને જાગૃત ને સ્વપ્નનો વ્યહુવાર અનુભવજ્ઞાને તદન સરખાજ પ્રમાણવાળા રહેલા છે. એ બીના નિઃસંશય રૂપ છે. કેમકે સ્વપ્નામાં ચિત્ત દ્વૈતરૂપ થવાથી વ્યહવાર કરે છે. તેમજ જાગૃતમાં પણ ચિત્ત દ્વૈતરૂપ બની વ્યહવાર કરે છે. તેથી એ બેઉ બરોબર છે. અથવા તો સ્વપ્નમાં પાંચે પકવાન પ્રાસન કરીને તૃપ્ત થએલો, પુરૂષ નિદ્રામાંથી ઉઠયા બાદ પોતાને ભુખ લાગી એમ સમજે છે. તેનીજ માફક જાગૃતમાં તૃપ્ત થએલો પુરૂષ નિદ્રામાંથી ઉઠયા બાદ ભુખો થએલો જાણેછે. તેથી એ બેઉ બરાબર છે. છતાં એ બેઉ અવસ્થાનો વ્યહવાર ચલાવનાર ફકત સંકલ્પનું સ્ફુર્ણ છે. એ સ્ફુર્ણ પરમાર્થરૂપ આત્મા વિષે દરશાતું નથી, તેથી એ અસત્ય છે. તે આ માંડુકયોપનિષદ્‌નો એક મંત્ર કહે છે.

## मन्त्र, १८९

**अद्वयश्च द्वया भासं चित्तं स्वप्ने नसंशयः ॥**
**अद्वयश्च द्वया भासं तथा जाग्रन्न संशयः ॥**

અર્થ—જેમ સ્વપ્ન વિષે અદ્વૈતરૂપ બનેલું ચિત્ત (મન) દ્વૈતાભાસરૂપ બને છે. એમાં સંશય નથી. તેમ જાગૃત વિષે અદ્વૈતભાવને પામેલું ચિત્ત (મન) દ્વૈતાભાસરૂપ બને છે એમાં સંશય નથી. છતાં પરમાર્થ સંબંધીજ્ઞાન જે દ્વૈતભાવમાં કથન કરે છે. તે ફકત્ વાણીનો વિકારવાળો સ્ફુર્ણમાત્ર કિંવા એ વ્યહવાર છે. કાંઈ એ વ્યહવાર પરમાથરૂપ આત્મસ્થિતિવાળો ગણાતો નથી. સારાંશ કે ચિત્તના વ્યહાવારનો ચલાવનાર જે સ્ફુર્ણરૂપ સંકલ્પ તે જ્યારે નષ્ટ થાય છે. ત્યારે પરમાર્થરૂપ આત્માની પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિ બને છે. તે પ્રસંગે આ અગાડી આત્મા થયે

ઇત્યાદિ શ્રુતિઓના કહેવાની મતલબ સત્ય ઠરે છે. તે એવી કે પેલો સંકલ્પ જ્યારે ખડો હતો, ત્યારે તે જગતરૂપે દરશાતો હતો. ને તે પોતે આત્માથી ન્યારો છે, એવી પ્રતીતિ કરતો હતો. જેમ પરપોટા પાણીને પોતાથી ન્યારો માને છે તેમ. પણ જ્યારે પરપોટાનો આકાર નષ્ટ થયો, ત્યારે તે પરપોટો પાણીરૂપ બન્યો. એવીજરીતે સંકલ્પ જયારે નષ્ટ થયો, ત્યારે તે સંકલ્પ આત્મારૂપ થયો. એટલે સંકલ્પનો અસત્ય ભાસ મટી સંકલ્પના નષ્ટપણાથી સત્યભાસ થયો. જેથી સિદ્ધ થાય છે કે અસત્યમાંથી સત્ય નિકળ્યું. જેમ કાષ્ટમાંથી અગ્નિ, તલમાંથી તેલ, વૃક્ષમાંથી બીજ નિકળે તેમ. હવે જ્યારે પાણીમાં પરપોટો પેદા થયો ન થયા જેવો, તેમ આત્માને વિષે સંકલ્પ પ્રગટયો ન પ્રગટયા જેવો રહ્યો. છતાં પાણીના મહાનસ્વરૂપમાં પરપોટો તદન અસત્ય છે તેમ આત્માને વિષે સંકલ્પ તદન મિથ્યા છે. મતલબ કે, પરપોટાને વિષે પ્રગટ થવા પહેલાં, પ્રગટ થયા પછી ને નષ્ટ થયા બાદ ત્રણે સ્થિતિમાં પાણીજ કાયમ છે. તેમ. સંકલ્પની ત્રણે સ્થિતિમાં આત્માજ કાયમ છે. વાસ્તે સંકલ્પના જ્ઞાનને નહી ગ્રહણ કરતાં આત્માનાજ જ્ઞાનને ગ્રહણ કરવું એ કરોડ દરજજે પવિત્ર કૃત્ય છે. કેમકે પરપોટાના નાશ પછી તે પરપોટો પાણી સાથે તદન ઐકયરૂપ થઇ ગએલો છે. તેમ સંકલ્પના નષ્ટપણા બાદ તે સંકલ્પ આત્મારૂપ બની રહેલો છે. એ નિ:સંશય બીના છે. હવે પરપોટો જ્યારે ઐકયરૂપ થઇ ગયો કે પછી તે પાણીનું વર્ણન કરી શકતો નથી, તેમ સંકલ્પના ઐકયપણા બાદ તે સંકલ્પ આત્માનું વર્ણન કરવાને કાયમ રહેતો નથી. એવી રીતે આપણા સંકલ્પનું સ્ફુર્ણ આત્મા સાથે જ્યારે નિંદ્રાવસ્થામાં સ્થિર થાય છે. તેમજ એ સ્ફુર્ણ સમાધિરૂપ તૂર્યામાં ઐકયરૂપે સ્થિર થાય છે. ત્યારે આપણી કાયા, આપણું ચૈતન્ય, આપણી આ સૃષ્ટિ એ સર્વે હતાંજ નહીં, તેમ એ છેજ નહીં એવી ખાત્રી થાય છે. વાસ્તે કરીને એ ઐકયરૂપ સ્થિતિને અદ્વૈતમય આત્માનું સ્થાન વેદશાસ્ત્ર ને ઉપનિષદાદિક ગ્રંથોમાં ગણ્યું છે. એનું નામ મુકિત. કેમકે તમામ બંધનરૂપ સંકટોથી આપણે બાતલ થઈ ઐકયરૂપે જાગૃત સ્થિતિમાં જાગી પડયા છેચ. આ જાગૃત સ્થિતિમાં જે કાંઇ જાણવાનું હતું, જોવાનું હતું, સમજવાનું હતું, પ્રાપ્ત કરવાનું હતું. ગ્રહણ કરવાનું હતું તે સર્વે એજ ઐકયરૂપ અદ્વૈતમય મુકત સ્થિતિમાં આવી હાજર થઈ આપણી પાસે કાયમ રહ્યુંછે. તેથીજ કરીને આપણને ઓછાપણું લાગતું નથી. પણ જો કદાચ ઓછાપણું હોત તો આપણી સ્થીતિ સેહેજા સેહેજ પલટાઈ જાય. તેમ છતાં એ જગ્યાપર કોઇ કાળે પણ આપણી સ્થીતિ પલટાતી નથી. તેથીજ કરીને આપણે અખંડ જાગૃત પદમાં જાગી રહયા છેચ.

હવે એ જાગૃતપદમાં કાંઇપણ ન્યુનાધિકપણું નથી. તેથી કરીને એને વિષે ન લેવું ન દેવું ન કરવું નધરવું ન બોલવાનું ન ચાલવાનું ન ખાવાનું નપીવાનું ન જોવાનું ન બોવાનું તેમ કોઇજ પ્રકારની ખડખડ ભડભડ નથી. ને ખડખડ ભડભડ

નહી હોવાથી ગડબડગોટા ચાલતા નથી. ને ગડબડગોટા નહી ચાલવાથી હીસાબમાં ભુલ આવતી નથી. ને ભુલ નહીં આવવાથી અંદેશો પ્રગટ થતો નથી, તેથી કરીને એ પદ ઘણાંજ ઠીક બંધારણ પર રહેલુંછે. વાસ્તે કરીને તત્વદર્શીઓ કહી ગયા છે કેપરમાર્થરૂપ એક અદ્વૈતમય મુક્તિનું જે જાગૃતરૂપી સ્થાનછે તેને તમો અનુભવથી, જ્ઞાનથી, અભ્યાસથી પ્રાપ્ત થાઓ. કેમકે પ્રાપ્ત થયા પછી તમો તેને બરાબર ભુલ વગરના બંધારણમાં ગણ્યા વિના રહેશોજ નહીં. તદ્યપિ એ જાગૃતપદમાં જેવું ગણીએ તેવું ગણાય છે, ને જેવું જોઇએ તેવું એ દેખાય છે. વાસ્તે એને બરાબરનું વિશેષણ આપ્યાવિના આપણો છુટકો નથી. હવે બરાબર કોને કહેવું. તો જાણો કે જેની અનેક પ્રકારની ગણત્રી કરીએ તોપણ તેના હીસાબનો મેળ જ્યારે વાજબી આવે તેને આપણે બરાબર કહીએ છેયે. તેજ પ્રમાણે એના બરાબર પણાની આ જગ્યાપર તપાસ કરવા માંડીએ કે એ પદ કેવું છે? સમાધાન,હવે વૃક્ષમાં સર્વત્ર બીજ વ્યાપક છે, તેથી કોઈ વૃક્ષસંજ્ઞા કાઢી નાંખી ફકત એમજ કહેકે એ તો વૃક્ષ નથી પણ બીજ છે, ત્યારે જ્ઞાની પુરૂષ એ પણ યોજનાને કબુલ કરે, ને કહેકે આ ભાઇનું કહેવું બરાબર છે. તેમજ આ જગત્‌માં સર્વત્ર આત્માજ વ્યાપક છે, તેથી કોઇ જગત્‌ની સંજ્ઞા કાઢી નાંખી ફકત એમજ કહેકે એ તો જગત્ નથી પણ આત્મા છે. ત્યારે એ યોજનાને આપણે કબુલ કરવી પડેજ. તેમજ કોઇ પુરૂષ વૃક્ષના પ્રત્યક્ષ પ્રમાણના દેખાવ ઉપરથી બીજ નથી, એમ કહી બીજનો નિષેદ્ધ કરે તો તે યોજનાને કબુલ કરવી પડેછે. કારણ કે બીજજ વૃક્ષ રૂપછે, તેથી એ કહેવું પણ બરાબર છે. એજ પ્રમાણે કોઇ પુરૂષ જગત્‌ના પ્રત્યક્ષ દેખાવ પરથી આત્મા નથી, એમ કહી અત્માનો નિષેદ્ધ કરે તો તે યોજનાને કબુલ કરવી પડેછે, કેમકે આત્માજ જગત્ રૂપછે. વાસ્તે એ તકરાર પણ બરાબર છે. તેમ કોઈ કહેકે વૃક્ષનું મુળ બીજ છે, ને બીજ વૃક્ષમાંથી પ્રગટે છે. એ કહેવું પણ વાજબી છે. એજ પ્રમાણે જગત્‌નું મુળ આત્મા છે, ને એ આત્મા જગત્ જ્ઞાને દરશાય છે. તેથી એ તકરાર પણ બરાબર કબુલ કરવી પડેછે. તેમ બીજના જોવા ઉપરથી કોઇ એમ કહેકે વૃક્ષ તદન છેજ નહી, તેમ વૃક્ષના જોવા ઉપરથી કોઇ કહે કે બીજજ તદન નથી, તો એ પણ કહેવું વાજબી છે. એજ પ્રમાણે આત્માના જોવા ઉપરથી કોઇ એમ કહે કે જગત્ નથી, તેમ જગત્‌ના જોવા ઉપરથી આત્મા નથી, તો એ તકરાર પણ વાજબી છે. તેમ બીજના ઉપરથી વૃક્ષનો સંભવ થાય ને વૃક્ષના ઉપરથી બીજનો સંભવ થાય, તો એ પણ ગણત્રી બરાબર છે. તેમજ આત્માના ઉપરથી જગત્‌નો સંભવ થાયછે, ને જગત્‌ના ઉપરથી આત્માનો સંભવ થાયછે, વાસ્તે એ કહેવું પણ બરાબર છે. સારાંશ કે, આ વૃક્ષ બીજનો સંબંધ જેવા રૂપમાં રહેલો છે તેવા રૂપમાં જગત્ ને આત્માનો સંબંધ રહેલો છે. સત્ય જોતાં તો વૃક્ષમાં સર્વત્ર બીજનું અસ્તિત્વ પ્રાધાન્યરૂપે રહેલું છે. તેથી વૃક્ષ નામ તદન ખોટુંજ

છે એ નિઃસંશય બીના છે. એજ પ્રમાણે જગત્‌માં સર્વત્ર આત્માનું અસ્તિત્વ કેવળ પ્રધાન્યપણે સદા અખંડ રહેલું છે વાસ્તે જગત્ નામ તદન મિથ્યાજ છે. તાત્પર્ય કે, એવી રીતે સર્વત્ર વ્યાપક જે ચીજ રહી છે તેની દ્રશ્ય અદ્રશ્ય કૃતિ ઉપરથી ઉપર પ્રમાણેની ગણત્રી થાય છે. ને એજ ગણત્રી ઉપરથી આ જગત્‌માં શાસ્ત્રોકત વાદ ને સિદ્ધાન્ત પક્ષો ભિન્નભિન્ન આકારમાં સર્વ કોઈને દરશાયા છે. તદ્યપિ સર્વનું મુળ વળણ એકજ વસ્તુના જ્ઞાનમાં કાયમ રહેવાનું છે. ને તેજ ઉપરથી ભિન્નભિન્ન યોજનાઓ કરી પેલી એકજ વસ્તુની પરીક્ષા દેખાડી આપી છે. જે ઉપરથી એ સર્વ પક્ષના જ્ઞાનને પ્રમાણરૂપમાં પણ આપણાથી ગણાય ને ચાહેતો આપણે એ સર્વ તકરારને અપ્રમાણરૂપ તર્કવાદમાં ગણીએ તો ચાલે. કેમકે જે વસ્તુ બરાબર હોય તો તેના દેખાવ ઉપરથી જેવી ગણત્રી કરવા ધારીએ તેવીજ થાય, તોપણ અસલ મુદ્દામાં ભુલ આવે નહીં વાસ્તે કરીને એવાજ પ્રકારની વસ્તુને આપણાથી બરાબરનું વિશેષણ આપી શકાય છે. પરંતુ જે વસ્તુ એકત્રપણાના સંબંધમાં ન્યુનાધિકપણું દરશાવે, તેવી વસ્તુને બરાબર કહેવાય નહીં, આજ જ્ઞાન ઉપરથી માહાત્મા પૂર્ણજ્ઞાનીઓ અખંડ જાગૃત પદમાંથી ભુલ કાઢી શકયા નહી. ને તેજ અનુભવ ઉપરથી આત્મા ને જગત્‌નો સંબંધ એકત્રપણામાં ગણી ગયા છે. નહીં તો તેઓ એની જુદા રૂપમાં ગણત્રી કરી ગયા હોત. તદ્યપિ તેઓએ તો એને બરાબરપણાનું વિશેષણ આપ્યું છે. ને તે વિશેષણ ખરૂં છે કે ખોટું, તેની આપણે યથાર્થ તપાસ કરી તોતે તપાસમાં પણ તે વિશેષણ ખરૂં ઠર્યું.

વાસ્તે કરીને આપણે પણ જગત્‌ને આત્માના જેવો અભિન્નત્વભાવ રાખવો જોઇએ. કેમકે બરોબર પણાની વસ્તુમાં ભિન્નભાવ બતાવતાં આપણા જ્ઞાનની ભુલ દરશાઈ આવે છે. સમાધાન. ઉપર પ્રમાણેનો જ્યારે આત્માની સાથે ઐકય ભાવ રાખીએ છૈયે ત્યારે ચિત્તનું સ્ફુર્ણ નષ્ટ થાય છે ને આ તમામ દ્રશ્યાકૃતિ વીશ્વ સ્વરૂપ દ્રષ્ટારૂપ આત્મા સાથે નિંદ્રાની માફક ઐકયપણાને ધારણ કરે છે. તે પ્રસંગે જે અનુભવ થાય છે. તેનું વર્ણન વાણીથી થઈ શકતું નથી. કેમકે વાણીથી ઉચ્ચાર કરેલા તમામ શબ્દો વિકારરૂપ છે એ શ્રુતિથી નક્કિ થાય છે કે તમામ શબ્દોનું જ્ઞાન ત્યાં નકામ જેવું થઇ પડેલું છે. એવી એ પૂર્ણમય જાગૃત સ્થિતિ છે. કારણ કે જ્યાં ન્યુનાધિકપણું દરશાતું હોય, તો તેને સારૂ શબ્દોત્પત્તિ કરવી પડે છે. પણ જ્યાં કાંઇજ પણ ઓછાપણુ જણાતું નથી. તો તેને વાસ્તે જરાપણ સ્ફુર્ણની ઉત્પત્તિ થતી નથી. તો શબ્દોત્પત્તિ કયાંથી થાય. સારંશ કે, આ ઉપરથી વેદમાં કહ્યું છે કે તૂર્યાને નિંદ્ર વિષે સ્ફુર્ણ પ્રગટી શકતું નથી. એવી એ અલૌકિક આત્માની જગ્યા છે. એ જગ્યાના દેખાવને ભૂમાસ્વરૂપ કહ્યું છે. એ સ્વરૂપ કેવું છે। તે આનીચેની શ્રુતિ કહે છે.

## શ્રુતિ.

**यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधा विभेदिनि।**
**सनत्कुमारःप्राहैवं नारदायाति शोकिने ॥**

અર્થ—જો ભૂમા છે તે સુખરૂપ છે. પણ ત્રણ પ્રકારના ભેદવાળા અલ્પવિષે સુખ નથી. એવી રીતે સનત્કુમાર અતિશોકવાળા નારદજીને કહેવા લાગ્યા. કેમકે સમાધિ, સુષુપ્તિને મુર્છાવિષે અદ્વૈતરૂપ આત્માનો અનુભવ કરીએ છૈયે. કારણ કે સર્વે ભૂતોની ઉત્પત્તિની અગાઉ, ત્રિપુટીરૂપ દ્વૈતભાવના અભાવની પૂર્વે પણ ભુમાજ હતી. તેમ એ ત્રિપુટી જે કે જ્ઞાતા (અંતઃકરણ) જ્ઞાન (વૃત્તિ) જ્ઞેય (ઘટાદિક વિ-ષય) રૂપનું પ્રળય વિષે વ્યાપકપણું નથી. પણ જેનું વ્યાપકપણું હતું તે એકજ હતું. જેમ આપણી કાયામાં આપણે પોતે એકજ વ્યાપક છૈયે. ને તેમાં નખથી માથા પર્યંતકાયાના જેટલા વિભાગો છે, તે સર્વનો સમાવેશ આપણા એકપણામાં થઈ જાય છે. તેથી આપણે એકપણાના ભાવમાં જે રહ્યા છૈયે, તે અનેકને સમેટી કિંવા મેળવીને રહ્યા છૈયે. જ્યારે આપણે અનેકને મેળવી એક થયા, ત્યારે અનેકની અંદર એકજ ભાવ આપણે રાખવો જોઇએ કિંવા તો એ એકજ ભાવથી બધાને તપાસવા જોઇએ. પણ ભિન્નભાવ થકી આત્મ પદમાં અનેક વિઘ્નો પ્રાપ્ત થાય છે તેથી આ જગત્ રૂપ સંકલ્પ જ્ઞાનીઓને તદન આત્મ પદથી ભ્રષ્ઠ કરે છે. જેથી મોક્ષરૂપ જાગૃત અવસ્થામાં પણ આ દ્રશ્ય રૂપ અનેક વિભાગો સાથે એકપણાનો ભાવ રાખવો. એટલે આખા અનંતકોટ બ્રહ્માંડનો હૃદયરૂપ સંકલ્પ[1] આપણા એકપણાના ભાવને લીધે આત્મા જેવો બને છે કિંવા આત્માજ થાય છે. આ આત્મારૂપ દેખાવ શી રીતે જાણીએ છૈયે તે આ માંડુકયોપનિષદનો એક મંત્ર કહે છે.

---

૧ હૃદયરૂપ સંકલ્પ આપણને પોતાના અંતઃકરણને વિષે અનેક સ્વરૂપે ફુરે છે કેમકે આપણી કાયાને વિષે અનંત કોટ બ્રહ્માંડનો જથ્થો એક સુક્ષ્મ સંકલ્પની આકૃતિમાં સમાયલો છે. તેથી આપણી ધારણા જે ઉત્પન્ન થાય છે, તે ધારણા આ જગત્ના કોઈ પ્રાણીને વિષે રહેલીજ છે. એ રહેલી ધારણા ઉપરથી તે પ્રાણી જે ભક્તિ કરે છે. તે ભક્તિના પ્રતાપથી આપણું જ્ઞાન ચલિત થાય છે. ને ચલિત થવાથી તે ધારણા આપણને સમજાય છે. ત્યારે આપણે તેની ધારણાને પકડી લઈને ઇચ્છા કરવા માંડીએ છૈયે એટલે તે પ્રાણી મુક્ત થાય છે. ને આપણે બંધનમાં આવી પડીએ છૈયે. ખરેખર જોતાં બંધન મોક્ષનો મુખ્ય ફેરફાર એજ છે. તેથી કરીને આપણે કોઈ પણ સમયે કિંચિંત માત્ર પણ ધારણા ઉપર ધ્યાન આપવુંજ નહી; સારાંશ કે, આપણને જેટલી જેટલી અનેક તરેહની કલ્પના સ્ફુરી આવે છે. તે સર્વે અનેક કલ્પનાઓ આ જગત્ના અનેક પ્રાણીઓ કરી રહેલાં છે. તેથી જ્યારે એ કલ્પનાઓ ઉપર આપણું ધ્યાન જ્યારે ખેંચાય નહીં. ત્યારે આપણે અવિનાશી પદને પામ્યા છૈયે. ને આપણે તદન અચેતન રૂપ દેખાયા, ને એથીજ

## मन्त्र, ११२

**अकल्पकमजं ज्ञानं ज्ञेया भिन्नं प्रचक्षते ।**
**ब्रह्म ज्ञेय मजं नित्यमजे नाजं विबुद्ध्यते ॥**

અર્થ—બ્રહ્મવેત્તા જે છે, તે સર્વ કલ્પનાથી અરૂ એનાથી જન્મ રહિત જ્ઞાનને પરમાર્થથી સતરૂપ બ્રહ્મ જે જ્ઞેયથી અભિન્ન કહે છે કેમકે અગ્નિ ઉષ્ણતાની માફક એકરૂપ છે. તેજ વિજ્ઞાતિ વિજ્ઞાતાથી જુદા નથી. કારણકે વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મ છે તેમ સત્ય જ્ઞાન અનંત રૂપ બ્રહ્મ છે. ઇત્યાદિક શ્રુતિઓથી તે જ્ઞાન બહ્મરૂપ જ્ઞેયથી જુદું નથી. તેથી તે જ્ઞાન કેવું છે! જેમ અગ્નિ ગરમી શાથે ને ગરમી અગ્નિ શાથે એકરૂપ છે. એની માફક જ્ઞાનતા સ્વરૂપમાં બ્રહ્મરૂપ જ્ઞેય સ્થિર છે. એવા બ્રહ્મરૂપ હૃદય વાળો જે આત્મા છે તે અજન્મોને નિત્ય છે. વાસ્તે આત્મ સ્વરૂપ અજન્મા જ્ઞાનથી જન્મ રહિ જ્ઞેયને આત્મ તત્વે પોતેજ જાણે છે. કારણકે પોતે નિત્ય પ્રકાશ સ્વરૂપ સૂર્યની માફક નિત્ય

---

કરીને ખુદ આપણે નીરાકાર નીરંજન બની ગયા એમ તમારે જાણવું. છતાં એ સ્થિતિ કેવી રીતે કાયમ રાખવી તેને સારૂં મહાત્મા એવા દેવ પુરૂષો પોતાના મનને એૈક્યાનંદનું જ્ઞાન આપે છે, ને તે આપેલાં જ્ઞાન ઉપર મનને ચલાવે છે. ત્યારે જગતની કોઇ પણ પ્રાણીની ભાવના તેઓના અંતઃકરણને વિષે દાખલ થઇ સ્ફુર્તિ નથી. સમાધાન. જ્યારે આપણે જગત્‌ની સર્વ ભાવના ને છોડી દઇ એૈક્યાનંદના ભાવને ધારણ કરી શાંત રૂપ આત્માને વિષે અદ્દૈતાકારે સ્થિર થયા, તે ઘડીપર જગતમાંના કોઇ પુરૂષે ભક્તિ કરતાં ઇચ્છા કીધી કે પ્રભૂજી મને મારી ભક્તિના પુણ્ય પ્રભાવથી આખા ભૂગોળનું રાજ્ય આપે તો સારૂં! તાત્પર્ય કે આ ભક્ત રાજની વાંસના આપણા નીરાકાર મય એૈક્યાનંદ વાળા અદ્દૈતા કારના ભાવને વિષે પ્રગટ થઇ આવી કે તરત આપણું મન રાજા થવા લલચાયું. તે પ્રસંગે આપણું ઇશ્વર્યપદ કાયમ રાખવા સારૂં આપણે પોતાના આત્માની અખંડ જ્યોતિને ધ્યાનમાં લઇ પેલા પ્રગટ થએલા ભાવને પળટાવવા સારૂં કહીએ છૈયે કે, મારો આત્મા તો અખંડ પ્રકાશ સ્વરૂપે દેખાય છે. ને એની પાસે તો ફક્ત જ્યોતિ (અજવાળાં) વિના બીજો પદાર્થ જણાતો નથી. છતાં આ રાજ્ય રૂપ સ્ફુર્તિ ક્યાંથી પ્રગટ થઇ, એ ખટપટ તો સ્વરૂપ ધર્મે જોતાં અસત્ય દરશાય છે. તેથી મારે તો કાંઇ રાજ્યપાટ જોઇતુ નથી. પણ હું તો મારા આત્માના જેવો નીરાકાર જ્યોતિ સ્વરૂપ છું. હું કાંઇ રાજ્ય રૂપ નથી. તેમ છતાં મારી પાસે તો મારા આત્માનું જ્યોતિ રૂપી રાજ્ય છે. તેથી એ જ્યોતિરૂપ રાજ્ય સદા અખંડ મારી પાસે કાયમ રહો, મારે આ જગત્‌માંના મિથ્યા મનોકલ્પિત રાજ્યને શું કરવું છે! તેથી ઓ મારા આત્મારૂપી પ્રભૂ આ રાજ્યરૂપી કલ્પનાની સ્ફુર્તિને મારા અંતઃકરણમાંથી દુર કરી નાંખ, ને સદા આત્માનંદ રૂપી નિર્વિકલ્પ મોક્ષમાં રહેવા દો. સારાંશ કે એવી રીતે આપણા અંતરમાં આપણે પોતાના આત્માને વિજ્ઞપ્તિ કીધી કે તરત આપણો ભાવ આત્મા રૂપ બની ગયો, ને પેલી આવેલી સ્ફુર્તિ, તેની જગ્યા પર પુનર્પિ રવાના થઇ ગઇ, ને જેની પાસેથી આવી હતી તેને રાજ્ય સુખ

એકરસ જ્ઞાન ઘનરૂપ હોવાથી બીજા જ્ઞાનની અપેક્ષા કરતો નથી. સારાંશ કે એવી રીતે આત્મા પોતે પોતાના મહત્વવાળાં સ્વરૂપને વિષે ભિન્નભાવ પ્રગટ કરતો નથી. લીન તેથી એ અભિન્નરૂપ આત્મપદમાં લિન્ન થવા સારૂં નીચેનું મુક્ત જ્ઞાન મનન કરવું કે જેથી સદા આત્મપદથી ન્યારા થવાય નહીં.

## મુક્ત જ્ઞાન.

આ મુક્તજ્ઞાનમાં આત્માના સ્વભાવનો ધર્મ અખંડ યાદ રાખી ચાલવાનું છે ને એ જ્ઞાન તમામ પૂર્ણ બુધ્ધ જનોના હૃદયને વિષે વ્યાપેલું છે. તે એવું કે આ દૃશ્યરૂપ નખથી શિખાપર્યંત ને તૃણથી બ્રહ્માપર્યંતની તમામ કલ્પિત કલ્પનાને પ્રથમ મિથ્યા સમજી અદ્રશ્યરૂપ આત્માનું અસ્તિત્વ સર્વત્ર સમાન છે. તેમાં કાંઈ વધઘટ થતું નથી તેમ તે બોલતું ચાલતું ખાતું પીતું નથી પણ એ તમામ વ્યહવાર અજ્ઞાન કૃત છે તેથી કરીને હું મારા આત્માના અસ્તિત્વને વિષે સંતોષરૂપ, શાંતરૂપ, આનંદરૂપ, કલ્યાણરૂપ, સુખરૂપ, અકલ્પિતરૂપ, નિર્વિકારરૂપ

---

આપી દીધું, ને આપણે પોતાને વિષે તેણે કાંઈજ અસર કરી નહીં. તેથી આપણે નીરાકાર નીરંજન રહ્યા, તાત્પર્ય કે આવા ઐક્યાનંદરૂપ નીરાકારપણાની સ્થિતિમાં કાયમ રહ્યા હતા, તેવામાં વળી કોઈ બીજા પુરૂષની સ્ત્રી સંબંધીની કલ્પનાએ આપણું ધ્યાન ખેંચ્યું. તેથી આપણું મન સ્ત્રી પરણવા સંબંધી ખટપટ કરવા લાગ્યું. ને આપણા સંકલ્પો પાણીની લ્હેરની માફક ઉપરા ચાપરી આપણા મનને જણાયા. ને તેથી આપણું ધ્યાન ઐક્યાનંદથી ખસી જઈ સંકલ્પોના આનંદને જોવા લાગ્યું, કે જેથી આપણે જીવરૂપ બની ગયલા દરશાયા.

આ જીવ રૂપ ભાવનાથી આપણે વિચાર કરવા માંડયો કે, આ કામ શી રીતે પાર પડશે? આપણે કેવા પાયા પર વર્તવું! એ કાર્ય થશે કે નહીં! એમાં કોણની મદદ માગવી! ફલાણો શખ્સ કરી શકશે કે નહીં! એવા પ્રકારની મિથ્યા કલ્પના જેના હૃદયમાં રાત્ર દીવસ ચાલી રહેલી હોય છે, તે આત્મા જીવ સંજ્ઞામાં ગણાયલો છે. ને એજ કારણથી જીવના સંકલ્પો આપોઆપ ફળોદય ને આપી શકતા નથી, તેથીજ કરીને સર્વ અજ્ઞાની મનુષ્યો ને ઈંદ્રિય જ્ઞાનમાં અથડાવવું પડે છે. પણ મહાત્મા દેવ પુરૂષોના સંકલ્પો આત્મજ્ઞાનમાં રહેલા હોય છે. તે એવા કે, મારા આત્માના જ્યોતિ રૂપ આકારને વિષે સ્ત્રીને પુરૂષ એવા બે જાતના વિભાગો દરશાતા નથી, કેમકે આત્માને વિષે તો એકજ સરખું તેજ બહુલહી રહ્યું છે. ને એ સ્વરૂપ તો પોતાના કદમાં વધારો ઘટારો ન કરતાં પોતાના અસ્તિત્વના આનંદને વિષે ઐક્ય ભાવે જેવું ને તેવું સ્થિર છે. કેમકે એ તો હાલતું નથી ને ચાલતું નથી. તેથી ઓ મારાં મન તું પણ એના જેવીજ સ્થિતિ ધારણ કરી રેહે ને તારે વિષે એવાં મિથ્યા જ્ઞાનથી ચલન નહીં કર, ને તું પણ આત્માના સ્વભાવમાં કલ્પના વિરક્ત બની જા, ને ભાવના સંબંધી વધ ઘટ નહીં કર. કેમકે શબ્દ માત્ર વિકાર રૂપ છે એ શ્રુતિથી સર્વ ભાવો પણ વિકારમય છે. ને વિકારમય પદાર્થ મિથ્યા છે. એવી તરેહથી મનને જ્ઞાન પ્રગટવા થકી મન ભટકતું બંધ પડીને સ્થિર થાય છે ને જે સમયે એ પોતે સ્થિર થયું, ને ભાવના સંબંધી સંકલ્પો બંધ કીધા, એટલે જેણે સ્ત્રી

નિરંજન રૂપ, અભેદ રૂપ, અખંડ રૂપ, સતરૂપછું મારા સ્વરૂપને વિષે આ દ્રશ્યરૂપ પદાર્થની ભાવના ત્રણે કાળે પ્રગટ થએલી મેં જોઈ નથી. તેમ એ હતી એવું વેદવાક્ય નથી વાસ્તે મારા આનંદનું વર્ણન કરવાને સારૂં એક પણ શબ્દ મને મળતો નથી તેમ મારે વિષે દેહ, મન, વાંસના, ચિત્ત, અહંકાર, અતઃકરણાદિકના સ્વભાવો વ્યાપેલા નથી. હું તો સદા અચિંત્ય ચિન્હમાત્ર વાણીમાં ન આવે એવો છું.

---

સંબંધી કલ્પના કરી હતી, તેને સ્ત્રી મળી ચુકી. ને તેણે જેટલી સ્ત્રી પરણવાની લાલચમાં ભક્તિ કરી હતી, તે સર્વ પૂણ્ય આપણે વિષે આવી હાજર થઈ બીરાજવા લાગ્યું. કેમકે આપણે તેની ભાવનાને તૃપ્ત કરવા સારૂં આત્મપદની તપાસ કરી, તે ભાવનાને રજા આપી હતી-ને કહ્યું હતું કે તું જા ને તારી મરજી પૂર્વક વ્યહવાર ચલાવ. આટલાજ હુકમથી તે ભાવનાને વિષે ઉપલું કામ કરી આપવાનું સામર્થ્ય આવી ગયું હતું. તેથી કરીને તે ભાવનાનું પૂણ્ય આપણનેજ મળે એમાં આશ્ચર્યતા નથી. તાત્પર્ય કે એ ભાવનાને ખસેડયા પછી આપણે પોતે પોતાના આત્માને વિષે અચલ, શાંત, નીરાકાર, નીરંજન સાક્ષી રૂપે રહ્યા. ને ઉપલું પૂણ્ય આવવાથી આપણામાં ઈશ્વરી દૈવત વૃદ્ધિને પામી ગયું.

આ સાક્ષી સ્વરૂપી પ્રકૃતિની અંદર આપણે શાંત જેવા રહેલા છતાં આપણા હૃદય સ્થાનમાં અનેક કલ્પનાની સ્ફુર્તિ ઉછળ્યા કરે છે. તે એવી કે, ક્ષુધા લાગી સ્નાન કરવું જોઈએ. આહાર લેવો જોઈએ. ગરમી પુષ્કળ પડે છે. મકાનમાં સરસામાન આણવો છે, મીત્ર મેલાપ રાખવો. થાક લાગી છે વસ્ત્રાભૂષણ ધારણ કરવાં જોઈએ. ઉદાશી પ્રાપ્ત થઈ, એવી રીતે અનેક કલ્પના સૂક્ષ્માકારથી રમણ કર્યા કરે છે. તેમાં જે કલ્પના ઉપર આપણી ચિત્તવૃત્તિ ગઈ, કે તરત તે કલ્પનાએ આપણા મનને પોતા તરફ ખેંચી લીધું. પણ બુદ્ધજનો આત્માની જ્યોતિને જોઈ વિચાર કરે છે કે, અરે આપણી જયોતિના ઉપર તો કોઈ પણ પ્રકારનું લાંછન (ડાઘ) તથા વત્તા ઓછાપણું નથી, ને આ કલ્પનારૂપી ભાલાની અણીઓ તિક્ષણ આકારમાં મારી અંદર શા વાસ્તે ભોકાયા કરે છે ! એનું કારણ એવું કે, ઈશ્વરની ભક્તિ આ જગત્ સર્વે દ્રશ્ય અદ્રશ્ય ચીજો કરી રહી છે, તેથી જેણે આપણી ભક્તિ કીધી તે ભક્તિનાં પ્રમાણમાં આપણું ચિત્ત તે કલ્પના તરફ ખેંચાય છે. ને તે ખેંચનાર કલ્પના પોતાને વિષે વ્યાપેલા સાર અસાર, લાભાલાભ વિગેરેના ગુણો આપણને બતાવે છે, તેથી તેના મોહમાં આપણે ખેંચાઈ જઈને તેને પ્રાપ્ત કરવાની આશાથી તેની પછવાડી દોડીએ છેયે. છતાં જયારે આપણે તેની પછવાડી દોડવા લાગ્યા એટલે આપણું ઐક્યાનંદવાળું સ્થિરપણું જતું રહ્યું. મતલબ કે, જયારે આપણું સ્થિરપણું કાયમ રહ્યું હતું, તે સમયે આ જગત્‌ના અનેક પ્રાણીઓની અનેક કલ્પનાઓ આપણા સ્થિરપણાની આસપાસ મધપુડાની મધમાખીઓની માફક બણબણ કર્યા કરતી હતીઓ. પણ આપણા સ્થિરપણાને લીધે તેઓ કંઈ પણ આપણાપર અમલ કરી શકતી ન હોતી. પણ જયારે આપણે તેના પર ધ્યાન આપવા માંડીએ છૈયે, ત્યારે તે આપણને પોતાના તાબેદાર કરી નાંખે છે. ને એની તાબેદારી જયારે ઉઠાવવા લાગ્યા, ત્યારે એના હુકમમાં આપણે ચાલવું પડે છે. ને જયારે ચાલવા લાગ્યા ત્યારે આપણે તદન જીવ થઈ ગયા, પણ જો આપણે એના પર ધ્યાન ન આપીએ, તો એ સર્વે કલ્પનાઓ આપણા કહ્યા પ્રમાણે ચાલે છે. ને ધ્યાન આપવાથી આપણે એના કહ્યામાં રહેવું પડે છે. તેથી

હવે હું કેવોછું, તો હું એકછું, અખંડછું, અદ્વૈતછું, નિરંજનછું, આત્મા રૂપછુ ઊં-કાર રૂપછું, તોપણ મારા એકપણાના દેખાવને વિષે અનુંતસ્વરૂપિ દ્રશ્યમાન થએલાં જે તૂર્યથી જાગૃત પર્યંતના દેખાવો જેમાં સુષુપ્તિ સ્વપ્ન સૃષ્ટિના તમામ ધારણા વિશુચિના ચમત્કારોને આ જાગૃતમાં ઈંદ્રિય ધર્મના ચમત્કારો જેમાં અનંતકોટ બ્રહ્માંડના સર્વ જડ ચૈતન્યા કૃતિમય પદાર્થોનો સમાવશ થાય છે. તે સર્વ મારા એક રૂપને વિષે સમાંતરપણાથી લિન્ન રહેછે. આ મારો એકરૂપ ભાવ સુષુપ્તિગત્ આનંદને મળતો ને સમાધિરૂપ આનંદમાં પચેલો દરશાયછે. તેમજ મારા અખંડપણામાં દ્રષ્ટા દર્શન દ્રશ્ય રૂપી ત્રિપુટિઓનો અનાદર છે છતાં હું મારા અખંડપણાવાળા સ્તંભને વિષે જેમ કારીગર લાકડાંના સ્તંભને વિષે પુતળીઓની કલ્પના કરે છે ને તે પુતળીઓ સ્તભપર દરશાતી નથી. પણ તે કારીગરના મનોમન જ્ઞાનમાં દરશાય છે તેમ મારા અખંડપણા રૂપી સ્તંભને વિષે હું મનોમન કાષ્ટની પુતળીઓના જેવી કલ્પના કરૂંછું. કે તરત તે કલ્પના આ દ્રશ્યરૂપ અનંત કોટબ્રહ્માંડે દરશાય છે તદ્યપિ મારા અખંડ ધર્મે હું ફકત એકજ છું વાસ્તે હવે હું એવી કલ્પના કરતો નથી. તેથી હું અખંડ છું તેમ ચિતની એકાગ્રહ વૃત્તિની ધારા પર સ્થિર (દ્રઢ) થવું તેજ મારૂં અદ્વૈતપણું છે તેમજ હૃદય સ્થાનમાં પ્રગટ થતી કલ્પનાના કલ્પિત પ્રવાહની જરા પણ અસર જે પુરૂષ પોતાના મનને થવા દેતો નથી તેજ નિરંજન કહેવાય છે આ નિરંજપણાના દર્શનથી હું મારા આંનંદમાં અતૃપ્ત બનું બનુછું. ને એ આનંદમાં કોઇ પણ જાતનું દુઃખ દરશાતું નથી વાસ્તે મને ધન્ય છે.

---

તત્વદર્શીઓ કહે છે કે, (શીકલ પરીઓની નેખવાશ ડાકેણની) એટલે ખરૂં જોતાં આપણે ઇશ્વર છૈયે, તેથી આપણી શીકલ પરીઓની છે. પણ કલ્પના ને તાબે થવાથી આપણી ખવાશ ડાકેણની બની રહી. સારાંશ કે, આપણે કલ્પનાના નિયમપર બીલકુલ ધ્યાન આપવું નહીંજ જોઇએ. કારણ કે મનો માત્ર દ્વૈત છે. છતાં એ દ્વૈત રૂપ પ્રપંચની સમાધિ અરૂ સુષુપ્તિ વિષે અપ્રતીતિ થએલી છે, વાસ્તે એ તદન અસત છે. તદ્યપિ આત્મા બહીર્મુખ સૃજવા લાગ્યો એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, આત્માનું ધ્યાન કરવાવાળાઓને આત્મા સ્થિરપણમાં રહેવા દેતો નથી. પણ અનેક કલ્પના ધ્યાન ધરવાવાળાઓની પાશી કરાવે છે. તેથી બહીમુર્ખ સમજવા લાગ્યો. આ ઉપરથી કહે છે કે, એ તો આત્માનો સ્વભાવજ એના રૂપમાં વ્યાપેલો છે. એ ઉપરથી કેટલાએક પક્ષવાળાઓ કહે છે કે, એ તો આત્માની આસપાસ માયા રમણ કરી રહી છે. તેથી એ માયા કોઇથી જીતાતી નથી પણ જો કોઇ પુરૂષ એ માયાની મોહજાળમાં નહીં ફસે તો તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તેથી બુદ્ધ જન પોતાના મનનો નિરોધ કરી સર્વે કલ્પના રૂપ માખીઓને કહે છે કે, તમે મારી આસપાસ ન વિટલાઓ ને તમો તમારી જગ્યા પર રવાના થઇ જાઓ, મતલબ કે મારૂં મન દ્વૈત રૂપ પ્રપંચથી વ્યતિરિકત બની ગયું છે. તેથી મને તમામનો અભાવ ભાશે છે. વાસ્તે મારી તાગાદ તમોને અંગિકાર કરવાની શકિત ધરાવતી નથી. હું એક શુન્યરૂપ અલ્પને ગરીબ આ જગત્ પડદામાં એક બાજુ પર તમો તમામ લોકોથી ન્યારોછું.

# श्रुति.

**धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।**
**धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥**

**અર્થ.** જેથી મને હવે સંસારીક દુઃખને હું દેખતો નથી. તેથી હું પોતે ધન્ય રૂપછુ. હું પોતે ધન્ય રૂપ છું. કેમકે જેથી મારૂં અજ્ઞાન ક્યાં ભાગી ગયુ વાસ્તે હું પોતે ધન્ય રૂપ છું. હું પોતે ધન્ય રૂપછું. સારાંશ કે. મારાઅદ્વિતિયરૂપ આત્મદર્શનને વિષે કોઇ પણ પ્રકારની વિપર્યયતા જણાતી નથી તેથી હું પોતે શુદ્ધ સ્વપ્રકાશ રૂપે સર્વત્ર ભાસુંછુ. વાસ્તેહું નિરંજન છુ. તેમજ મહાત્મા જ્ઞાનીઓ આત્મારૂપ બનવા સારૂં પોતાના મન બુદ્ધ વિગેરે તત્વોમાં જે સ્ફુર્ણાનો પ્રવાહ જળની તરંગની માફક ચાલી રહેલો છે, તેના પર નજર નહીં દોડાવનાર પુરૂષ જ્ઞાની કેહવાય છે. આવા જ્ઞાની પુરૂષો ઉપલા પ્રવાહને નિર્મૂળ સ્તંભાકાર વૃતિના રૂપમાં જે ઘડી પર નિરખેછે, ત્યારે તે આત્મા રૂપ બને છે એમ તમો નિશ્ચે જાણો. તેમજ આ દ્રશ્ય રૂપ આકાશથી સ્થુલદેહ પર્યંતના સર્વ જથ્થાને ઐકય ભાવે કિંવા નિંદ્રા ભાવે જોવાનું નામ ૐકારનું ધ્યાન કીધું ગણાય છે ને ત્યારે મન આત્મા વિષે લિન્ન. રહે છે. આ લિન્ન રેહવાના નિયમથી સર્વ જગત્ચક્રનું મુળ તું પોતેજ ઠરે છે ને એ ચક્ર તારા હૃદય સ્થાન રૂપી પાયા પર સ્થિર થએલું છે ને તેમાં તારાં મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર તર્ક ને જ્ઞાન વિગેરે જેટલાં તત્વો છે, તે સર્વ એ ચક્રના આરાઓ છે ને એની કુંચી તે તારી સ્ફુર્ણા છે. જે ઉપરથી તું એ ચક્રને ફેરવી શકે છે. આ ફેરવણી તારાં સમજ

---

તેથી હું તમારી પાસે આવતો નથી. તેમ તમોને હું ધિક્કારતો નથી. તમો તો મને પ્રિય છો. કેમકે તમારી કૃતિ મને વાજબી જણાઇ છે. કારણુ કે તમો આ દ્રશ્યરૂપ અનંતકોટ બ્રહ્માંડની સંભાલ લઇ રહ્યાં છો. તેથી તમો તો સર્વમાં પુન્ય રૂપ છો. છતાં તમો મને કૃપા કરીને શાંત સ્થિતિમાં બેસાડી તમારી કૃતિની તપાસ કરવા દેશો તો હું તદન મુક્ત પદમાં રહીશ, પણ તમો શા વાસ્તે મને ભટકાવ્યા કરોછો ! શું મેં તમારો ગુન્હો કર્યો છે ! લોકમાં પ્રસિદ્ધ છે કે, પાપી મનુષ્યોનું ચિત્ત પરમેશ્વરની ભક્તિમાં સ્થિર થતું નથી. એ વાત ખરી છે ને તેની ખરી પરીક્ષા આ જગ્યાપર જણાય છે. તોપણ તમો કૃપા કરી મારાં પાપ કૃત્યની સામું નહીં જોતાં કેવળ આત્મ પદમાં સ્થિર થવા દો, કેમકે હું આ તમારૂં જગતરૂપી તોફાન જોઇને અત્યંત દુઃખી થયોછું. કારણકે આ જગત્માં જન્મથી મર્ણ કાળ પર્યંતની તમામ સ્થિતિમાં ને તે સ્થિતિની પ્રત્યેક્ કલ્પનામાં ને તે કલ્પનાના પ્રત્યેક્ વ્યહવારમાં જ્યાં જોઇએ ત્યાં દુઃખજ દરશાયું છે, ને આખરે તમારો તમામ વ્યહવાર સ્વપ્નવત્ મિથ્યા છે. તેમ તમારી પાસે આવીને હું તદન સત્ય સુખથી ન્યારો રહુંછું. તેથી હું ગરીબ અનાથ, તમારી હજુરમાં આવી એક આશીરવાદ માગવાની તમારી પાસે ઇચ્છા કરૂંછું કે, તારે મારાપર કૃપા કરીને મને તમારાથી અળગ રહેવા દેશો, કેમકે મારે

જ્ઞાનપર આધાર રાખે છે. કિંવા જેવા પ્રકારની સમજથી તું ફેરવવા ધારે તેવા દેખાવમાં તેવા જ્ઞાનમાં ફરીને કાયમ થએલું તું પોતે દખે છે, સારાંશકે એ તારી સમજ પર આધાર રાખે છે. કિંવા તું જેમ એને ફેરવવા ચાહે તેમ એ ફરે છે તેથી સ્ફુર્ણા રૂપી કુંચી ન આપ એટલે એ ચક્ર જેવા રૂપમાં સ્વભાવિક પેદા થએલું હશે તેવાજ રૂપના દેખાવમાં એ કાયમ રેહશે. તસ્માત્ અને કદાચ તમો કુંચી આપશો ત્યારે તો એ ફરવા માંડશે. તે ઘડી પર ઉપલાં તત્વો રૂપી આરાઓ ઉપર બેઠેલી તારી અનેક વૃત્તિઓ કિંવા તે આરાઓની પાંખડીઓ જે કે આ દ્રશ્યરૂપે જગત્‌ની સર્વ સ્થાવર જંગમ ચીજો બેઠેલી છે. તે સર્વ પાંખડી કિંવા વૃત્તિરૂપ પ્રાણીમાત્રોમાં ઉપલી કુંચીના આપવાથી સુખ દુઃખ, આધિ વ્યાધિ ઉપાધિ. જન્મ મર્ણાદિક ઉપાધિના ભાવમાં તેઓ સર્વ રવડતાં તારી ઇંદ્રિયોને દેખાય છે. કિંવા ઇંદ્રિયો એવા દેખાવમાં જુએ છે. તાત્પર્ય કે આ સર્વ પ્રાણીમાત્રોનું ચલન વલન ઉપલી કુંચીથી થએલું છે. તેથી તું જ્યારે ઉપલી કુંચી ફેરવશે નહીં ત્યારે આખુ જગત્‌ચક્ર સ્થિરરૂપ તને દેખાશે. તે પ્રસંગે તદન બ્રહ્માનંદ સુખનો ભાસ પડે છે.

## श्रुति.

**नद्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत् सुखम् ।**
**स ब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति ॥**

અર્થ.—જહાં દ્વૈત ભાસ નથી. તેમ નિંદ્રા નથી ત્યાં જે સુખ છે, તે બ્રહ્માનંદ છે. એવું (ગીતાના છઠ્ઠા અધ્યાયમાં) ભગવાન અરજુન પ્રત્યે કહેવા લાગ્યા. સારાંશ કે સુખરૂપ આત્માપદમાં જે સુખ છે. તે વાણીથી વર્ણન થઇ શકતું નથી. તેમ ત્યાં શબ્દોત્પત્તિ થતી નથી. વાસ્તે પ્રશ્ન થાય છે કે, તું પોતે

---

સ્વસ્થ આત્મા તમારાથી નહીં દેખાય એવી અળગ અગોચર જગ્યાપર બેઠો છે. ને તેનો તમો કંઇ પણ કરી શકતાં નથી, તેથી તમો સમજો કે હું પણ સર્વનો અંતર્યામ આત્મા છું. બીજો કોઇ નથી, તેમજ હું પણ આત્માની પાસે રહેલોછું. તેથી મને રાત્ર દિવસ તમારી અનેક કલ્પનારૂપી માયાની મોહજાળમાં બંધન નહીં કરશો. તેમજ આ પંચમહાભૂત ને તેની અનેક સ્થાવર જંગમાદિક અનેકાકૃતિઓ તમારા અનેક ભાવો ભાત્રો મારા તરફ મોકલશો નહીં, છતાં તમો જેવા પ્રકારની ધારણા ધારી જે ભાવો મોકલો છો તે સર્વ ભાવોની ધારણાઓ તમારી યથાસ્થિત ફળીભૂત થશે તોપણ મને અશાંત ને અવિનાશી મહુદાકારી સ્થાનપર સુક્ષ્મ સ્વરૂપથી સ્થિર થવા દેશો એટલે હું તો મારા આત્માની માફક અકર્તા અભોક્તા ને અચેતન પદમાં રહીશ, જેથી મને આ દ્રશ્યરૂપ પદાર્થોના ભાત્રો ઝોકા ખવડાવ્યા કરે છે. તે ઝોકાઓ મારા આત્માના સ્વરૂપમાં નિમગ્ન થતાં લાગતા નથી. પણ હું તમોને ઐક્ય રૂપ માનુછું. તેથી હું મારા આત્મપદમાં રહી તમારા પર એક સરખો પ્યાર, એક સરખું હેત, ને અખંડ કલ્યાણ વાંચુંછું. વાસ્તે તમો એ જે કાંઇ

કોણ છે! એ પ્રશ્નનો પ્રત્યુત્તર તને મળતો નથી. તેથી તું સમજ કે જેની મને કિંવા કોઇને પણ ખબર નથી. એવી જે ચીજ તે હું પોતેજ છું. કિંવા હું એક એવી ચીજ છું કે તેની સમજ મને કિંવા બીજાને પડતી નથી. એવી રીતે હું પોતે અલૌકિક રીતે જણાયો છું, કેમકે અલૌકિક ચીજ જે છે, તેની ખબર પોતાને પડતી નથી તો બીજાને શી રીતે પડે વારૂ! તેથી જેની ખબર પોતાને ઇયા બીજાને પડતી નથી. તે ચીજ આ જગતમાં બાહેર ભીતર કિંવા આસપાસ સર્વત્ર રહી છે ને તેણેજ આ સર્વ કૃતિ કીધી છે. તેમ છતાં તે ચીજ મારે વિષે રહી છે કિંવા તે ચીજ હું પોતેજ છું. ત્યારે સમજ કે તુ પોતેજ સર્વત્ર છે. તેથી તારો દેખાવ તે આ તારી કાયા કિંવા બ્રહ્માંડ રૂપે તને દરશાયો છે. સારાંશ કે, સર્વત્ર દેહથી તે આકાશ પર્યંતનો જે જથ્થો છે, તે તું પોતેજ છે, તેથી તારો જે અંતર્યામિ દેખાવ રહેલો છે, તે દેખાવ તારી ઇંદ્રિયોને આ જગતરૂપે ભાસે છે. વાસ્તે એ ઇંદ્રિયોના ધર્મને તારે જોવા નહીં, એજ મુક્તપણાની નીતિ છે.

---

પણ સમયે મારી પાસે આવવું નહીં, નહીં તો મારો ગુસ્સો વધવાથી તમો દુઃખી થશો તેના કરતાં તમોએ સર્વે ગડબડ છોડી દઇ મારાથી અળગ રહેશો તો બહુ સારૂં. સારાંશ કે. આવા પ્રકારના પવિત્ર જ્ઞાનપર રહેવાથી આપણે અચળ નીરાકાર નિરંજન રૂપ થઇ ગયા, એમાંતો શક નથી. તેથી તમો કોઇપણ જાતની ભાવના તરફ નહીં દોડો, પણ તમામને ભુલી જશો, ત્યારે તમારી સ્થિતિ તદન ભાનવગરની જણાશે. ખરેખર આ ભાન વગરની સ્થિતિનું નામજ પરિપૂર્ણ મુક્ત સ્થિતિ કેહેવાઇ છે. એ સ્થિતિમાં રહ્યા, ત્યારે આપણે તદન ઉંઘમા જેવી મઝા લેવા લાગ્યા. તેથી સર્વના સાક્ષી જણાયા. આ સાક્ષીપણું મળતાંની શાથેજ આ જગત્ પડદાને વિષેથી અળગ જેવા થઇ ગયા. ને જગત્ની કોઇ પણ વસ્તુના જોવામાં આપણે ન આવ્યા ને કયી જગ્યાપર બેઠા તેનો પત્તો કોઇને પણ લાગ્યો નહીં, એવી તરેહથી જગત્ના સર્વ પ્રાણીઓને આપણો પત્તો જણાયો નહીં, ત્યારે તમામ પ્રાણીઓ આપણી ભક્તિ કરવા મંડી જાય છે, ને તે ભક્તિથી તેનું પુણ્ય વધે છે. તે પૂણ્યના પ્રતાપથી આપણને તેના તરફ ખેંચાવવું પડે છે, કેમકે ભક્તિ આધિન ભગવાન છે. એવી પંચવાક્યની અનાદિ વાણી છે. છતાં આપણે ખેંચાવવું ન જોઇએ, તોપણ આપણને ખેંચવા સારૂં અનેક પ્રકારના દેહકષ્ટો, અનેક તરેહનું જ્ઞાન, ધ્યાન ને કથા પ્રસંગ ચલાવી આપણને ઢુંડી કાઢે છે. તેમાં તેઓ આપણે સમાધિ સ્થાનમાં આવીને ભેટે છે. ને આપણી શાથે ઐક્યરૂપ બની જાય છે. પછીથી તેઓ આપણને જ્ઞાન ભાવે જોયા કરે છે. આ પ્રસંગે આપણે તેનું પૂણ્ય તેઓને સુખ આપવા મંડી જાય છે. તેથી તેઓ પોતાનો વ્યહવાર ચલાવ્યા કરે છે. છતાં જ્યારે આપણે તેની અનેક પ્રકારની ભક્તિના સામર્થ્યે કરીને જરાપણ ખેંચાયા નહીં, ને ત્યારે આપણે પોતાની સ્થિતિને વજ્રરૂપ સ્તંભાકારે આચિંત્ય ભાવમાં લગાવી દીધી, ત્યારે આપણા સર્વ ઐશ્વર્યનું વ્યાપકપણું આકાશની માફક સલંગ સુત્ર એકસરખુ આ પંચમાહાભૂતમાં ને એને વિષેનાં અનંતકોટ આકારોમાં વ્યાપ્ત થઇ ગએલું. જણાય છે તે પ્રસંગે આપણે તદન આકાશની માફક સ્થિર, શાંત ને અખંડરૂપે રહી ધારણ કર્તા અવિનાસી દરશાઇએ છયે.

હવે તું સમજ કે કલ્પના ત્રણે કાળે તારી અંદર નથી કિંવા એ ચીજ ત્રણે કાળે મિથ્યા છે, તેથી તું જે ચીજ છે, તે કાંઈ કલ્પના રૂપ નથી, એવા વિચારમાં અંતઃકરણને રાખ, કારણ કે મિથ્યા કલ્પના ઉપર તારા મનને નહીં દોડાવતાં તારા મનને સમજાવ કે કલ્પના કરવી એ એક વાંજણીને પુત્ર પ્રાપ્તિ કરવા જેવું છે, મતલબ કે, એ પ્રવાહ પર મનને જતું અટકાવ, સબબ કે અજ્ઞાન રૂપ (જીવાત્માઓનો સ્વભાવ છે કે, તેઓ પોતાના મનમાં મિથ્યા સંશય વધારે ઉઠાવે છે. તેમજ વળી મન અજ્ઞાન હોવાથી ખોટા રસ્તાપર વધારે ધસે છે, તેથી મનને વિષે કલ્પના થતી નથી એમ સમજી શાંતિમાં નિમગ્ન થઈ જવું. એટલે મનનો અમનીભાવ દરશાઇ આવે છે, તેથી આ માંડુક્યો પનિષદ્નો એક મંત્ર કહે છે.

## मंत्र. ११

**आत्म सत्यानुबोधेन नसङ्कल्पयते यदा**
**अमनस्तां तदा याति ग्राह्या भावे तदग्रहम्**

અર્થ—આ મનનો અમની ભાવ કેવી રીતે થાય છે! ત્યાં કહે છે કે, વાણીથી ઉચ્ચાર કરેલો વિકાર નામ માત્ર છે, તેમ મૃતિકાજ સત્ય છે એ શ્રુતિથી મૃતિકાની માફક આત્મા રૂપ જે સત્ય છે, તેને સારૂં શાસ્ત્રને આચાર્યના ઉપદેશ થયા પછી જે બોધ થાય છે, તેને સત્યરૂપ આત્માનો અનુબોધ કહીએ છૈયે. આસત્ય રૂપ આત્માના અનુબોધથી સંકલ્પના અભાવ યુક્ત થવાથી જયારે મન સંકલ્પ કરતું નથી ત્યારે બાળવાના લાકડાંનો અભાવ થવાથી અગ્નિનો પણ અભાવ થાય છે, તેમ ગ્રાહ્ય વસ્તુના અભાવથી ગ્રાહકનો અભાવ સ્વભાવિક થાય છે તેમ, કલ્પનાથી રહિત થએલું મન અમન ભાવને પામે છે, સારાંશ,

---

આ અવિનાસીપણાથી સ્પષ્ટ જણાય છે કે, આકાશનું સ્વરૂપ જે છે તે પણ આપણોજ દેખાય છે. તેમજ આપણે અગ્નિનું રૂપ ધારણ કરીને સર્વ પદાર્થમાં ગરમીરૂપે વ્યાપેલા સમજાઇએ છૈયે. તેમજ વાયુરૂપથી સર્વની કાયાનું પ્રતિપાલન કરીએ છૈયે. સારાંશ કે એવી રીતના પૂર્ણ આસ્તિત્વમાં વ્યાપક થઇ અંતર્યામિપણાથી સર્વ વ્યહવાર ચલાવતા આપણે પોતાની નજરે પડીએ છૈયે. તેથી સર્વ તે આપણે ને આપણે તે સર્વ એવો ઐક્યભાવ દરશાઈ રહે છે ને તેથી ઐક્યતાના જોવા વાળાને શોકમોહ પ્રગટ થતાં નથી, તે આ નીચેના ઇશોપનિષદ્ના એક મંત્રમાં કહે છે.

मंत्र.

यस्मिन् सर्वाणि भूतान्या त्मैवा भूद्वि जानतः ।
तत्र को मोहःकः शोक एकत्व मनुपश्यतः ॥

અર્થ.—જે કાળ વિષે કિંવા જે ઉક્ત આત્મા વિષે સર્વ ભૂતની અંદર પરમાર્થરૂપ

એટલોજ કે, કલ્પનાના નષ્ટપણાથી મન પણ નષ્ટ થઇ જાય છે, વાસ્તે ઇંદ્રિયનો એવો સ્વભાવ છે કે ખોટા પદાર્થની ખુબી મનને સમજાવ્યા કરે છે કિંવા તેની ચેષ્ટા પોતાને પ્રાપ્ત થાય એવી જીજ્ઞાસા કરે છે કિંવા તેના દેખાવ ઉપરથી સારાસારની ગોઠવણી કરે છે ને પછી પોતાને દુઃખી સમજે છે, આવા પ્રકારથી ઇંદ્રિયો દ્રશ્ય પદાર્થની ઇચ્છ્યા કરે છે, તેથી ઇંદ્રિયોના સ્વભાવપર તું પોતે ખેંચાઈ ન જા. પણ ઇંદ્રિયોને સમજાવ કે જેની કોઇને ખબર નથી તેનો આ દેખાવ છે. તેથી આ દેખાવ સંબંધી પણ કોઇને ખબર નથી, કારણ કે એ તેનો પ્રતિબિંબ છે, કિંવા તેજ ચીજ એવા આકારથી ભિન્નભિન્ન રૂપે ઇંદ્રિયો (મન) ને દ્રશ્યમાન થઇ રહી છે. તેથી એનું તું ધ્યાન કર એટલે તું પણ એના જેવો કિંવા તે ચીજ જેવો થઇ ગએલો પોતે પોતાને દેખાશે, એવું કહેવું મહાત્મા દેવ પુરૂષોનું છે, તે તું અંગીકાર કરીને ચાલ. એટલે તું પૂર્ણ સુખી થઇ જશે.

હવે તું સમજ કે જડ પદાર્થ જડ રૂપ હોવાથી કાંઇજ કરી શકતાં નથ ને ચૈતન્ય પણ કોઇ પણ જાતનું કૃત્ય કરવાને શકિતમાન નથી કિંવા કાંઇજ કરતું નથી. તેથી આપણે વિષે જે કલ્પના રાત્ર દીવસ ઉત્પન્ન થાય છે કિંવા ભાસે છે, તે તારૂં અજ્ઞાન કિંવા મિથ્યા ભુત છે, તેથી એ મિથ્યા પદાર્થ તરફ ઇંદ્રિયો ને મન પોતાના સ્વભાવ સંબંધથી ધસ્યા કરે છે, પણ એ સત્ય પદાર્થ તરફ ધસતાં નથી.

---

આત્માનું દર્શન કરવાથી સર્વત્ર આત્માનુંજ આચ્છાદન થવા લાગ્યું. તે કાળમાં કિંવા તે આત્માને વિષે એકતાના જાણવાવાળાને કયો શોક ને કયો મોહ રહે છે! સારાંશ કે આત્માને વિષે અનંતકોટ દ્રશ્યરૂપ બ્રહ્માંડોને એકયરૂપ જોવાવાળાની નજરમાં દ્વૈતભાવ રહેતો નથી. ત્યારે આ અજ્ઞાનકૃત સંસારની અત્યંત નિવૃત્તિ થઇ જાય છે. તેથી શોકમોહી જરાપણ દરશાતાં નથી. પણ તદન આત્માનો સાક્ષાત્કાર થાય છે, ને તેથી તેનામાં સર્વજ્ઞપણું દરશાઇ આવે છે. તસ્માત્ આ સર્વજ્ઞપણાની દ્રષ્ટિથકી શ્રુતિઓમાં કહ્યું છે કે, ઐકયતાના જોવાવાળાના ભયે કરીને તમામ ગૃહો પોતાની ગતિમાં નિયમિત ગમન કરે છે. સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વરૂણ, વિદ્યુત, વૃષ્ટિ મૃત્યુ, ને કાળ વિગેરે પોતપોતાની મર્યાદામાં રહી સર્વ કર્મ નિયમિત કર્યા ચાલ્યા જાય છે. તદ્યપિ એ લોકો પોતાનો ધર્મ ચુકે ત્યારે તો આપણી સર્વજ્ઞપણાવાળી ઐકયતાનાં ભાવમાં લિન રહેલી દ્રષ્ટિ એઓનો નાશ સેહેજાસેહેજ કરી નાંખે છે. તેથી કરીને આપણો ભય સર્વને સ્વભાવિક રહેલો છે. ને એજ ભયે કરીને આ સર્વ મિથ્યારૂપ સૃષ્ટિ વશ્ય થઇને ચાલી રહી છે. તેથી લોકમાં પ્રસિદ્ધ છે કે, ઇશ્વરનો ભય સર્વ કોઇને રહેલો છે. તેમ છતાં આ ઐકયરૂપે જોવાના અભ્યાસથી આપણે સર્વ જડ-ચૈતન્યા કૃતિ મય પદાર્થોને વિષે અંતર્યામિપણે આત્મારૂપે વ્યાપક થઇ અકર્તા ભાવે સાક્ષીત્વપણાથી સર્વના કર્તવ્યકર્મ તપાસ્યા કરીએ છેયે. છતાં જાણે સર્વમાં વ્યાપી રહી સર્વના ઘડી ઘડીમાં જોઇતાં બુદ્ધિ જ્ઞાનમાં આપણેજ પ્રગટ થઇ તેઓના કર્માનુસારે નિયમિત જોઇએ તેવાં ફળોદયને આપતા પોતેજ દેખાયા છેયે. તોપણ એ દેખાવના સંપૂર્ણ દર્શન

તેથી એ ઘસનારૂં તારૂં પોતાનું અજ્ઞાન છે. તસ્માત્ એ અજ્ઞાનાકૃત્તિમય દ્રશ્ય પદાર્થમાં આપણા અજ્ઞાનની કિંવા ભુલની અનેક વૃત્તિઓના આકાર ઉપર આપણા મન બુદ્ધિ વિગેરે તત્વો કલ્પિત શબ્દજાળના પ્રત્યેક શબ્દોના ભિન્ન ભિન્ન અર્થો પોતાની કલ્પિત ભાવનાને અનુસાર કલ્પિત કલ્પનાને મળતા કલ્પિત અજ્ઞાનમાં કર્યા કરે છે, તેમાં કલ્પિત ધારણામાં અજ્ઞાનની અનેક અદર્શ વૃત્તિઓની રમત ગમતની ચેષ્ટા ભાવનાના ઘરમાં તું જુએછે. ત્યારે તે સર્વ વૃત્તિઓ જાણે તે પોતાની આજ્ઞામાં રહેલીછે એમ દ્રઢતાથી માનો મનોમન અનેક કલ્પિત હુકમો ફરમાવે છે કિવાં તે સર્વને પોતાની ધારણા પ્રમાણે ચાલતી જુએ છે. તેથી એ વ્યહવારનું નામ વાંસનીક જીવ સૃષ્ટિ મનાયલી છે. આ જીવકૃત સૃષ્ટિ પ્રત્યેક પ્રાણીને પોતાની ભાવનાને વિષે રાત્રદિવસ ભાસ્યા કરે છે. તથાપિ

---

થકી આપણે અખંડ ધૃતરૂપે ભાસીએ છૈયે. ને જાણે તમામ તે આપણેજ છૈયે. ને આપણા વિના કોઈ જગ્યા ખાલી નથી. આ નહીં ખાલીપણાથી આપણને પોતાના દેહના ધર્મની તદન વિસ્મૃતિ પ્રગટ થઈ આવે છે. ને તેથી આપણો આકાર કાંઈજ નથી, એવા દેખાવમાં યથાર્થ ભાસે છે. ને જાણે આપણે નનામાપણાથી સ્થિરપાણીની સપાટીની માફક જેવાને તેવા અખંડ સ્વપ્રકાશપણામાં સ્વયંરૂપે દેખાઈએ છૈયે. સારાંશ કે આ દેખાવ જ્યારે યથાર્થ દેખાયો, તેજ ઘડીપર આ સૃષ્ટિના અનેક પ્રાણીઓનું જે બોલવું ચાલવું થાય છે. તે સર્વ વ્યહવાર આપણી ભાવના પ્રમાણે યથાર્થ ચાલતો જણાય છે. ને એજ વ્યહવાર ઉપરથી આપણે આકાશવાણીને સમજી શક્યા છૈયે. તદ્યપિ એ વ્યહવારમાંથી ચિત્તવૃત્તિ નષ્ટ કરીને સ્થિર પાણીની સપાટી જેવા દેખાવવાળાં આત્મ સ્વરૂપમાં જ્યારે લિન્ન રહીએ છૈયે, ત્યારે સંપૂર્ણ બ્રહ્મના જ્ઞાતા બનીએ છૈયે.

### શ્રુતિ.

यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिम् ।
श्रुत्वा तदेक चित्तःसन् ब्रह्मवेत्ति नचेतरते ॥

અર્થ.—જે બ્રહ્મને જાણે છે, તે નિશ્ચય કરી બ્રહ્મજ થાય છે. આશ્રુતિને જાણીને તે એક (બ્રહ્મ) માં ચિત્ત લગાવવાથી ફક્ત બ્રહ્મનેજ જાણે છે, બીજાને જાણતો નથી. સારાંશકે ઐક્યતાના જોવાવાળાઓને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, ને તુર્યાદિક અવસ્થાઓના ભિન્નાભિન્ન દેખાવોમાં ન્યારી ન્યારી ભાવનાની કલ્પના પ્રગટ થતી નથી. પણ તેઓ તદન જાગૃતરૂપ સ્થિતિમાં કેવળ સ્વપ્રકાશ સ્વરૂપે પ્રકાસ્યા કરે છે. આ સ્વપ્રકાશરૂપ અભિન્નતાની સ્થિતિમાં આપણે સર્વને ભુલી જઈએ છૈયે. તસ્માત એ ભુલી જવાથી જે આપણું જ્ઞાન કાયમ રહ્યું, તેના સામર્થ્યપણાથી આપણે તમામ અજ્ઞાનાકૃતિરૂપ દેખાવને વિસ્મૃતિરૂપ પડવામાં જાણે ધરી દઈએ છૈયે..આ વિસ્મૃત્તિપણાના દેખાવને આપણે અંધકાર કહ્યો છે. છતાં એ અંધકાર જાણે આ સૃષ્ટિના અનેક પ્રાણીમાત્રોની કાયાઓને વિષે અંતર્યામિપણાથી વ્યાપક થઈ આત્માની વૃત્તિરૂપમાં વ્યહવાર ચલાવ્યા કરે છે. તદ્યપિ એ વ્યહવારની કૃતિમાં જ્યારે આપણે ધ્યાન આપતા નથી, ત્યારે એ તમામ વૃત્તિઓ સ્થિર થઈ આત્મારૂપે ભાસે છે. આ ભાસ સમયે આપણે તમામ કર્મથી મુકત જણાઈએ છૈયે.

જીવન્મુક્ત પુરૂષો એના ઉપર બીલકુલ ધ્યાન આપતા નથી. કેમકે એનાપર ધ્યાન આપવાથી એ ભાવના મૃત્યુસમયે હાજર રહે છે. ને તેથી કરીને પુનર્પિ જન્મ ધારણાથી કરવો પડેછે. વાસ્તે એનોક્ષય કરવાથી જન્મમર્ણ સંભવતુ નથી. સારાંશકે એનો ક્ષય કરનાર પુરૂષ પ્રથમ પોતાના મનમાં કોઇપણ જાતના સંકલ્પ ને જોતો નથી એટલે તેના મનને વાંશનીક સૃષ્ટિ દેખાતીનથી. તાત્પર્ય કે, એનીજ માફક દ્રશ્યરૂપ ઇશ્વરકૃત્ય સૃષ્ટિમાં જ્ઞાની પુરૂષો આ અનંતાકૃતિઓને પણ પોતાની ભાવના પ્રમાણે પ્રત્યેક કૃત્ય કરવા અજ્ઞાનીઓની માફક યાચના કરતા નથી. કિંવા તેની સર્વ ચેષ્ટાની ખુબી મનોમન તપાસી કિંવા તેના ઐશ્વર્ય ઉપર કિંવા તેની અંદર બાહેરની કૃત્તિઉપર કિંવા તેના ચલાણવળાણનાં દેખાવ ઉપર પોતાનો મનોમન કલ્પિત પ્રવાહ અજ્ઞાનીઓની માફક ધસાવતા નથી. તેમજતેના સર્વ દેખાવ સર્વ દેખાવની રચનાની મનોમન વખાણ કરી ખુશી નાખુશી થઈ ધિક્કારની નજરથી જેવિ રીતે તું અખંડ જુએછે ને તેથી તને જેવી રીતે મનોમન ભાવમાં સુખદુઃખ દરશાયા કરેછે, તેવી રીતે તેઓ કરતા નથી. પણ પોતાની અંતરજ્ઞાન દ્રષ્ટિમાં એવીરીતે જુએછે ને માનેછે કે, ઉપરની અજ્ઞાનતાવાળી દોષદ્રષ્ટિ મારા આત્મભાવે કરીને ત્રણે કાળે નથી તેથી મને એવા મનોમન કલ્પિત

---

શ્રુતિ.

धन्योऽहं धन्योऽहं कर्त्तव्यं मेन विद्यते किंचित् ॥
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्व मद्य संपन्नम् ॥

અર્થ—જેથી મને કાંઇપણ કર્તવ્ય કરવાનું રહ્યું નથી તેથી હું ધન્યરૂપ છુ. તેમ જે પ્રાપ્ત કરવા યોગ્ય જે કાંઇ હતું. તે સર્વ મને પ્રાપ્ત થયું છે, તેથી હું ધન્યરૂપ છું. સારાંશ કે આપણા ઐક્યતાના જોવાવાળા ભાવે કરીને આપણી વૃત્તિ સ્થિર બની ત્યારે આપણે વિસ્મૃતિપણાથી તમામ કલ્પનારૂપે અંધકારને દુર કીધો, તે પ્રસંગે આ દ્રશ્યરૂપ સૃષ્ટિની સર્વ વસ્તુઓ સ્થિરાકૃતિ ધારણ કરીને જાણે આપણી આજ્ઞામાં રહેલી હોય એવી સ્થિતિમાં જણાય છે. ત્યારે આપણે વિસ્મૃતિરૂપ પડદામાં રહીને આપણી ઐક્યરૂપ સ્થિરવૃત્તિથી, આપણે પાણીના અચંચળ સપાટીવાળાં સ્વપ્રકાશવાન આત્મસ્વરૂપને જેવા ભાવથી યાદ કરીએ, તેવા સ્વરૂપમાં આપણી ઐક્યતાવાળી સ્થિતિ આપણી સમક્ષ હાજર રહી દેખાવ આપે છે. સારાંશ કે આત્મસ્વરૂપને વિષે જેવા શબ્દથી ભાવના ફેંકીએ, તેવો આકાર આપણી વૃતિ ધારણ કરી ભાવના પ્રમાણે વ્યહવાર કરે છે. જેથી જન્મમર્ણનું મિથ્યાત્વપણું પકડાઈ આવે છે. તે એવી રીતે કે આપણા મકાનને વિષે ચારે દીવાળમાં દીવાળ જેવડા મોટા કાચના આરસાઓ રાખેલા છે. તે આરસાઓની અંદર આપણો પ્રતિબિંબ પડયો. તે સમયે આપણા ચાર આકાર દેખાયા, ત્યારે અચરત પામીને વિચાર કરવા લાગ્યા કે, મારી સાથે કોઈજ ન હોતું ને આ ચાર પુરૂષો ક્યાંથી આવ્યા હશે? એટલો સંશય થયા પછી તે ચારે જણાની સાથે આપણે જુદીજુદી રીતે વરત્યા. તેમાં ઉત્તરદીશાવાળા પ્રતિબિંબને મીત્ર ગણ્યો ને તેની સાથે મીત્રતાના પવિત્ર કાયદા પ્રમાણે ગુપ્ત વાતો કરવા લાગ્યા, ને પુર્વે દીશાવાળા પ્રતિબિંબને દુસ્મન ગણી દુસ્મનની માફક વૈ-

ભાવો દરશાતા નથી, સારાંશ કે, જેઓ એવા પ્રકારના જ્ઞાનમાં મચીરહી પોતાની મનોમન કલ્પિત વાંસનીક સૃષ્ટિની તૃષ્ણાનો અખંડનાશ કરી રહેલાછે. તેઓ સદા સમાધિરૂપ જાગૃત સ્થિતિને જોયા કરે છે. ને તેનો જીવ અખંડ આત્માને વિષે લિન રહે છે. તે આ માંડુકયોપનિષદ્‌નો એક મંત્ર કહેછે.

## मन्त्र.

**घटादि प्रलीनेषु घटाकाशादयो यथा।**
**आकाशे सम्प्रलीयन्ते तद्वज्जीव इहात्मनि ॥**

અર્થ.— જેવીરીતે ઘટાદિક લિન થવાથી તેની મંહે રહેલું જે ઘટાકાશ પણ આકાશ વિષે લિન થાય છે, તેવી રીતે આ આત્મા વિષે જીવ લિન થાય છે. તાત્પર્ય કે, જેમ ઘટાદિકની ઉત્પત્તિથી ઘટાકાશ આદિકની ઉત્પત્તિ થાય છે. તેમ ઘટાદિકના લિન થવાથી ઘટાકાશ આદિક પણ લિન થાય છે. તેવી રીતે દ-

---

રભાવ રાખવા લાગ્યા. ને તેનાપર ગુસ્સો કરી મારવા ગયા, ત્યારે તેપણ આપણને મારવા આવ્યો. એટલે ગુસ્સાનું તોર વૃદ્ધિ પામવાથી તે આરસાને આપણે ભાગી નાંખ્યો. તેથી ઘણું વાગ્યું. તેમ પેલો દુસ્મનવાળો પ્રતિબિંબ આરસાનાં ભાંગવાથી આપણી અંદર મળી ગયો. સારાંશકે. એજ પ્રમાણે આ દૃશ્યમય સ્થાવર જંગમરૂપ જે સુક્ષ્મવિરાટાદિક આકૃતિઓ રહેલી છે. તે સર્વ જડરૂપ કાચના આરસા જેવી છે. છતાં આપણા આત્માનો પ્રતિબિંબ એ અનંતાકૃત્તિમાં પડવાથી આપણને અનંત આત્મા આપણા જેવા જણાયા. તોપણ એ અનંતાત્મા નથી. એતો સર્વ આપણા એક આત્માના પ્રતિબિંબો છે. તેથી આપણો આત્મા અનંત કેહેવાયો છે. તથપિ એ અનંતાકારમાં તો ફક્ત આપણા એક આત્માની ભિન્નભિન્ન ભાવના રચી રહેલી છે. તે એ સર્વ ભાવનારૂપ આકૃત્તિઓની સાથે આપણો આત્મા અનેક તરેહથી વર્તે છે. છતાં આપણો આત્મા આપણી કાયામાં રહેલો છે. તેથી આપણી કાયા તે આત્માનીજ કાયા છે. તેથી આત્માને કાયા કાંઈ જુદાં નથી. જેમ બીજ ને વૃક્ષ જુદાં નથી તેમ. તસ્માત્ વૃક્ષ શબ્દમાં બીજનો સમાવેશ થાય છે. ને બીજ શબ્દમાં વૃક્ષનો સમાવેશ રહે છે. તેમ આત્મા શબ્દમાં કાયાનો સમાવેશ થાય છે. ને કાયા શબ્દમાં આત્મા ભાસે છે. તેથી આપણો આત્મા તે આપણી કાયારૂપે ખડો થએલો દેખાય છે, તેથી આપણી કાયા તેજ આપણો આત્મા. તાત્પર્ય કે આપણો આત્મા આ જગત્‌માં કાયારૂપે ખડો થએલો છે. ત્યારે એનો પ્રતિબિંબ અનંત કાયાઓમાં પડયો, છતાં એ અનેક પ્રતિબિંબોમાં એ આત્મા અનંત ભાવનાથી વ્યહવાર કરવા લાગ્યો. તોપણ પોતે તો એકજ આકૃતિમાં કાયમ રહ્યો. તેથી આત્મા એકને પ્રતિબિંબ અનંત કેહેવાણા. તથપિ સ્થુળદ્રષ્ટિથી જોવા જતાં કીડીથી તે હસ્તિ પર્યંત જેટલા દેહધારી પ્રાણીઓ છે. તેથી એ સર્વ પ્રાણીઓની દેહરૂપી કાયોની આકૃતિ હોવાથી આપણા આત્માનો પ્રતિબિંબ તેઓને વિષે પડયો. જેથી સ્પષ્ટ કેહેવામાં આવે છે કે એ સર્વ પ્રતિબિંબો આપણા પોતાનાજ છે. કેમકે આપણા પ્રતિબિંબો દેહધારી પ્રાણીરૂપે દરશાયા છે. જેથી આપણા આત્માને બહુસ્વરૂપી ગણ્યો છે. તસ્માત્ પેલા મકાનના આર-

હાદિક સંઘાતની ઉત્પત્તિથી જીવની ઉત્પત્તિ બનેછે, છતાં દેહાદિક સંઘાતનો લય થવાથી જીવનો પણ લય આ આત્માવિષે બને છે. તોપણ સ્વરૂપથી નહી એટલે જ્યોતિથી એ બેઉ એકજ આકૃતિ છે. તાત્પર્ય કે, આત્મા વિષે લિન્ન થનાર એ એમ સમજે છે કે, સમયાનુસાર કલ્પના ન કરતાં જે કાંઇ પ્રાપ્ત થયું, તેના ઉપર નિંદ્રા જેવા ઐકયભાવે જોવું, પણ મનરૂપ દ્વૈતભાવે ન જોવું. કારણ કે સારૂં ને નાઠરૂં જેટલું આપણને દરશાયછે, તેની સમજ આપણું મન પોતાના અજ્ઞાનના જ્ઞાનથી સમજાવે છે, તેથી એ સમજરૂપ જ્ઞાનને તું સાચું નહીં માન, કેમકે જેને તારૂ મન નઠારૂં ગણે છે, તેજપદાર્થ કદાચ સારો હોયતો કેમ આપણે પસ્તાવવું નહીં પડે! એ ઉપરથી તું એકને આ જગત્‌ની અનેક ચીજોની ભિન્ન ભિન્ન ભાવવાળી ગણના નહીં કર. પણ સમજકે જેનું મને પોતાને જ્ઞાન

---

સાવાળા પ્રિતિબંબોનું જે ચળનવળણ થતું હતું. તોપણ તે સર્વનો આધાર આપણ ભિન્નભિન્ન પ્રકારના ચલનવળણ પ્રમાણે હતો. તેજ પ્રમાણે આ જગત્‌ના અનંતાકારોનું જે ચલનવળણ થાય છે. તે સર્વ આપણા અંતર્યામિ આત્માના ભાવનારૂપી ચલનવળણને મળતું છે. તેમ છતાં પેલા આરસાના ભાગવાથી તેને વિષેનો પ્રતિબિંબ આપણી કાયામાં મળી ગયો. તેમ આ જગત્‌ના પ્રાણીમાત્રોની કાયાઓના ભાંગવાથી તેને વિષેનો પ્રતિબિંબ આપણી કાયામાં મળી જાય છે. સારાંશકે, પ્રાણીમાત્રોના મર્ણ સમયે તે સર્વનું ચૈતન્ય આપણા આત્માને વિષે લિન્ન થઈ જાય છે. આપણી કાયાના ભાંગવાથી આપાણું ચૈતન્ય આ જગત્‌ની અનંતાકૃત્તિમય એક આત્મસ્વરૂપને વિષે લિન્ન થાય છે તેથી કરીને એ સર્વત્રવ્યાપક ચૈતન્ય આપણા ચૈતન્ય સાથે એકરૂપ છે. વાસ્તે કરીને એ તમામને એકજ. રૂપમાં ગણવાં કે જેથી ભિન્નભાવરૂપી મિથ્યાભાસ જરાપણ આપણને પડે નહીં, તસ્માત્ એ અનેકાકૃતિમય આપણો આત્મા અદર્શાપણાથી સર્વત્ર વ્યાપક થઈને પોતે પોતાના મિથ્યાભાસમાં આ જગત્ ભ્રાંતિ દરશાવે છે. તદ્યપિ ઇંદ્રિયગોચર જ્ઞાનથી એનો મિથ્યાભાસ સત્યસ્વરૂપે સર્વ કોઈને જણાય છે, તેથી એ અદર્શા ચૈતન્યરૂપી આત્મા કોઈને પણ પ્રત્યક્ષ સ્વરૂપે દરશાતો નથી. એ બીના નિ:સંશય છે. આ હેતુથી આપણા ચૈતન્યને નિર્વિકારરૂપ ગણ્યું છે. આ નિર્વિકારપણાના ભાવથી આપણે પણ આત્માની માફક સર્વત્ર વ્યાપક બની સદા અદર્શા દરશાઈએ છૈયે. તાત્પર્ય કે એ અદર્શા સ્વરૂપમાં સ્થિર થવાથી આપણું અંતર્યામિસ્વરૂપ ઇંદ્રિયોથી જોવાજતાં પંચભૂતના તત્વાકારમાં દેખાતું હતું. સમાધાન આ જગત્‌ના તમામ પ્રાણીઓની કાયાઓ પંચભૂતના તત્વોથી બની છે, છતાં એ સર્વ કાયાઓ ઉપલાં તત્વોનો આહાર કરતી હતીઓ. જેથી તે કાયાઓમાં પેલાં તત્વોએ વિર્યનો આકાર ધારણ કર્યો હતો. ને તે વિર્યરૂપ આકૃત્તિને વિષે આપણું અંતર્યામિઆત્મસ્વરૂપ સ્થિર પાણીની સપાટીની માફક એકસરખા પ્રમાણમાં બીરાજમાન થઇ રહ્યું હતું. તોપણ એ કાયાઓનું વૃદ્ધિપણું તત્વોથી થવા લાગ્યું, તેમતેમ આપણા સ્થિરાકૃત્તિ આત્મસ્વરૂપને વિષે (જગત્) સ્વપ્નભાવ દ્રઢિતપણાથી ઉદય થવા માંડયો. પણ જયારે કાયાના આકારમાં સર્વ તત્વો બરાબર ગોઠવાઇ ગયાં ત્યારે યથાર્થ કાયાની આકૃત્તિ બની કે તેજ ઘડીપર પેલો સ્વપ્ન (જગત્)ભાવ સ્ફુરવા માંડયો, જેની શરૂઆતથી આ બાહેરનું જગત્ યથાર્થ" દરશાઈ આવ્યું. સારાંશકે જયારે કાયાની ગોઠવણી થઇ ચુકી એટલે તેવીજ રચનાવાળું આ

નથી. તેજ આ સર્વ દેખાય છે. એમ નિશ્ચે જાણી તેની યોજના ન કરતાં આ સર્વમાં ફકત એકજ છું એમ દ્રઢકરી અકલ્પિત સ્થિતિમાં કાયમ થઇ તેઓને પોતાના આત્માને વિષે વ્યાપક થએલાં માની ઐક્ય ભાવમાં લિન્ન રહી અદ્વૈત ભાવના કર.

આ અદ્વૈતાનંદમાં આત્મપ્રકાશ પૂર્ણરૂપ હોવાથી સદા જાગૃતનું ભાન થાય છે. કેમકે સત્ય આનંદ જે છે. તેનો આકારને દેખાવ તદન ફીકકો, નિસ્વાદરૂપ, કંટાળામય, સુસ્ત, અપ્રિયતા બતાવનારો, ગમતવગરનો, સ્તબ્ધ રાખનારો, સદા ઉદાશી હાલતનો છે. તેથી તારાં મન, બુદ્ધિ વિગેરે તત્વોને એવી સ્થિતિમાં સદા કાયમ કર કિંવા એવાજ પ્રકારનો તારો પોતાનો સ્વભાવ કરી નાંખ એટલે તું પોતાને અલિપ્તરૂપે દેખાશે, ને ત્યારેજ આ સર્વ જગત્ ચક્ર તારી અંદર ઐક્યપણાથી સ્થિર થઇ મળી ગએલું તને યથાર્થ ભાસશે. છતાં તે પ્રસંગે આ સર્વ રચના તારી ભાવના પ્રમાણે સદા ચાલતી જણાશે જેથી તુંજ પોતે સર્વજ્ઞ છો

---

બ્રહ્માંડ (જગત્) બનીગયું. કેમકે કાયા તે જગત્ (બ્રહ્માંડ) તેથી કાયાની ગોઠવણી તેજ બ્રહ્માંડ (જગત્)ની ગોઠવણી કેહેવાઇ છે. કારણ કે પીંડે તે બ્રહ્માંડે એ શ્રુતિથી નક્કિ થાય છે કે જેવો પીંડ તેવું બ્રહ્માંડ ઇશ્વરે રચી મુકેલું છે. વાસ્તે પીંડ તેજ બ્રહ્માંડ ને બ્રહ્માંડ તે પીંડ એ બેઉ એકજરૂપ છે. તેથી કાયા બની એટલે બ્રહ્માંડ બન્યું. છતાં કાયાના અભાવથી બ્રહ્માંડનો અભાવ થાય છે. જેમ નિંદ્રામાં તથા સમાધિમાં કાયા નો અભાવ થવાથી જગત્નો પણ અભાવ પ્રગટેછે. ને એ અભાવ સમયે કાંઇજ દેખાતું નથી. વાસ્તે એ સર્વનું ખરૂં સ્વરૂપ કાંઇજ નથી એવા દેખાવમાં દરશાય છે. સારાંશ કે આ સર્વના અભાવ સ્વરૂપ આનંદને હમોએ આત્મા કહ્યો છે. એ આત્મા નિત્ય સ્વરૂપ હોવાથી આપણી કાયા પણ નિત્ય સ્વરૂપ મનાઇ છે. કારણ કે, કાયા જયારથી પ્રગટી ત્યારથી નાશ થાય ત્યાં પર્યંતના કાળ ને સૃષ્ટિકાળ ગણ્યો છે. ને કાયાના નાશના સંકલ્પને મહાપ્રલય કહ્યો છે. કેમકે આપણી કાયાના નાશ થકીજ આ બ્રહ્માંડનો નાશ મનાયલો છે. વાસ્તે કાયા નિત્ય સ્વરૂપી કેહેવાઈછે એ શ્રુતિથી સિદ્ધ થાયછે કે નિત્યરૂપ કાયાના પ્રગટ થવાથી આ અનિત્ય સ્વરૂપવાળાં જગતની અનેક કાયાઓ ઉત્પન્ન થઇ આવી છે. જેમ પાણીમાં પરપોટો પ્રગટ થવાથી અનેક પરપોટાઓ ભાસ્યા છે. તેથી કેહેવાય છે કે એક પરપોટો થયો કે તરત અનેક પ્રગટી આવ્યા છે. તેમ આપણી એક કાયા પ્રગટ થવાની સાથે અનેક કાયાઓ થઇ છે. સમાધાન. સ્વપ્નમાં આપણી એક કાયા ઉત્પન્ન થવાની સાથેજ અનેક કાયાઓ ઉત્પન્ન થઇ આવે છે. અથવા સ્વપ્નમાં આપણી એક કાયા અનેક કાયાઓના આકાર ધારણ કરે છે. તેમ આપણી આ કાયાએ અનેક કાયાઓ ધારણ કીધી છે. તેથી આ આપણી કાયા પેદા થઇ ત્યારથીજ આ જગતની અનેક કાયાઓ પેદા થઇ એ બીના નિઃસંશયરૂપ છે, તસ્માત્ સર્વ ધર્મના પ્રાકૃત જનો પ્રશ્ન કરશે કે, જયારથી તમારી કાયા બની ત્યારથી જગત્ પ્રગટયું એમ ન કેહેવાય. કારણ કે, આ જગત્ પ્રગટ થવાના પુરાવા વિષે હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ, યાહુદિ વિગેરેના ધર્મમાં ઘણો લાંબો વખત બતાવે છે, તથી શું તે તમામ પ્રમાણ ખોટાં? આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં હમો કહીએ છે કે, સ્વપ્નામાં પણ હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ, યાહુદિ

એમ નિશ્ચે થઇ રહેશે. તદ્યપિ અસત્ય આનંદ જે છે. તેનો આકાર ને દેખાવ જાણે તદન અમૃત જેવો સ્વાદિષ્ટ, મિષ્ટતાવાળો, મમતારૂપ, શુશોભિત, ઉદ્યોગી ગમતેરૂપ, મધુર, ચાંચલ્ય, ખુશાલીમય, આનંદકારક ને સુખ આપનારો જણાય છે. જેથી એને તમો મિથ્યાનો દેખાવ સમજી આ દ્રસ્યરૂપ જગતના જુદાં જુદાં પ્રાણીઓ કિંવા મનુષ્યો જે તમને માન, અપમાન આપે છે. તેથી તમો સમજો કે તેઓ સર્વ પોતાના જ્ઞાન પ્રમાણે તમોને જુએ છે. વાસ્તે તેના જેવી કલ્પિત જ્ઞાનની ભાવના પ્રમાણે તમારો પોતાનો ભાવ ન રાખવો. પણ તમારાં બચ્ચાં છે કિંવા તેઓ સર્વ નાદાન છે, કારણ કે તેમને તમારી સ્થિતિની બીલકુલ ખબર નથી કિંવા તેઓ તમારા જ્ઞાનને સમજવા શક્તિવાન થયાં નથી, તેથી તેઓ મુર્ખ ને નાદાન છે, એમ જાણી સંતોષ માની ખુશી થઇ તેમની કલ્પિત ભાવના ઉપર નજર ન કરતાં તમારા જ્ઞાનમાં તમો મચ્યા રહેશો. પણ તમારાં જ્ઞાનની ભાવના છોડી તેના જેવી જ્યારે તમો ભાવના કરશો ત્યારે તમોને તમારી સ્થિતિ પલટાઇ જશે. તે સમયે તમો તેનાપર દીલગીર થઈ મનોમન તમારી નાખુ-શીપણાવાળી ભાવનાથી તેને તમો જ્યારે તિરસ્કાર કરી નજરથી જોશો કે તૈરત આપો આપ તેઓને કોઇ પ્રસંગમાં માહા આફત એકાએક નડી જશે, તેથી તમો સમજો કે તમારી જ્ઞાનાવસ્થામાં તમારી સ્થિતિ પલટી દેવી કિંવા કોઇની ચેષ્ટાથી તમો પલટ

---

વિગેરેના ધર્મ પુસ્તકોમાં જ્યારે તપાસીએ છૈયે ત્યારે તે સ્વપ્ન સૃષ્ટિની પેદાશ તે પુસ્ત-કોમાં જુદાજુદા વર્ષો બતાવે છે. છતાં તે વાતને સ્વપ્ન સમયે તકરાર ન કરતાં માન્યને ખાતર કદાચિત્ સત્ય માની રહ્યા પછી પટદઇને નિંદ્રા આવી ગઇ ત્યારે તે વાતને ભુલ્લી ગયા, છતાં જ્યારે જાગી ઉઠયા ત્યારે તે વાત યાદ આવી કે તરત સમજ પડી કે આ તો આપણા સંકલ્પનો દેખાવ હતો તો પણ તે સંકલ્પ જુઠો હતો, તેથી તેની તમામ રચ-નાને તથા તેના પ્રમાણ પણ જુઠાં હતાં. તદ્યપિ સત્યજ્ઞાન એટલુંજ હતું કે આપણા સંકલ્પની કાયાના પ્રગટ થવાથી અનેક કાયાઓને આપણી કાયા ધારણ કરી શકી હતી તોપણ તે સંકલ્પની કાયાના પ્રગટ થવા પછી જે જે ઋતુઓનો ફેરફાર બારેમાસનો થવા લાગ્યો તે દેખાવમાં ફકત આપણી સ્વપ્નકાયાનું ઐશ્વર્ય હતું. વાસ્તે આ જગતની અનેક કાયાઓ-ને આપણી કાયા ધારણ કરી રહી છે. તેમ આપણું જ્ઞાન આ જગતના અનેક મનુષ્યોની અંદર ભિન્ન ભિન્ન તરેહથી દેખાય છે. તેમજ આ જગતમાં બારેમાસનો જે ઋ-તુઓનો ફેરફાર બને છે. તે સૌ આપણી કાયાનું ઐશ્વર્ય છે.તદ્યપિ જે સમયે આ જ-ગતમાં મર્ણ પામ્યા. તે પ્રસંગે આ જગતનો દેખાવ એક સ્વપ્ના જેવો ને જાણે હતોજ નહીં, એવી રીતે નકિક સમજાય છે. વાસ્તે કરીને સિદ્ધ થાયછે કે, આ સૃષ્ટિનું ભરણ પોષણ તેમ ઉત્પત્તિ, સ્થિતિને પ્રલયનો આધાર આપણી કાયાપરજ રહેલો છે. સારાંશ. આ જગત-માં જેટલો કાળ આપણી કાયા રહિ તેટલા કાળસુધી આ સૃષ્ટિનું ભરણ પોષણ આપણી કાયાના ઐશ્વર્ય થકીથયું. તે જયારે આપણી કાયાનો પ્રલય થયો ત્યારેજ આ સૃષ્ટિનો પણ થયો. કારણ કે. કાયાના પ્રગટ થકી જગત પ્રગટયું. ને કાયાના વિનાશથી જ-ગતનો વિનાશ થયો. એ બીના અનુભવ સિદ્ધ છે.

નાંખો એજ સામા પ્રાણીના કમનસીબની નિશાની છે.'વાસ્તે તમો સર્વની અંદર ઐક્યપણાથી તમારા અકલ્પિત જ્ઞાનમાં સ્થિર થઈ રહો એજ બહુ ઉત્તમ કૃત્ય છે કિંવા એ અચળ સ્થિતિની પ્રાપ્તિ સમજી શાંત થવું એ મોટો મુક લાભ છે. તેથી ઇંદ્રિયોની ચેષ્ટા ઉપર તમારી ભાવના જયારે ન જાય ત્યારે આ સર્વ સૃષ્ટિ તમારી અંદર વસેલી કિંવા સ્થિર થએલી તમો પોતે જુઓ, ત્યારે તમો પોતાને સર્વ વ્યાપીક દેખશો, જ્યારે તમો સર્વમાં વ્યાપક છો ત્યારે તો સર્વ જે કૃતિ કરે છે તે સર્વની કૃતિ તમો પોતેજ કરો છો. જ્યારે તમો પોતેજ કરો છો ત્યારે તમારે દેહદ્વારે મનોમન કલ્પિત વિચાર કરવાના નથી, તેથી વિચાર ન કરો, ને કદાપી વિચાર કરવાનું તમો જ્યારે માંડો ત્યારે તમોને આ જગત્ ભિન્ન, ભિન્ન ભાસે છે તેથી એ તમારૂં અજ્ઞાન છે એમ તમો જાણો.

વાસ્તે તમો કોઇ પણ બીજાના શરીરનું ચલન, વળણ જોઇ ઈંદ્રિયોની ચેષ્ટા ઉપર તમારો મનોમન કલ્પિત પ્રવાહ ધસાવતા નહી. પણ નાદાન બાળકની માફક અકલ્પિતપણું ધારણ કરો, એટલે તમો કર્તા થયા એમ જણાશે, કેમકે મનોમન કલ્પના ન કરનાર પુરૂષો આ જગત્ ચક્રને સ્થિર રૂપમાં વ્યાપેલું જુએ છે તે સમયે તેને આ દ્રશ્યરૂપ જગત્માં જે બનાવ બનતો દેખાશે ત્યારે નક્કી થશે કે આ બનાવ અનાશ્રુતી ઈશ્વર ઇચ્છાથી આપોઆપ હાજર થએલો છે. આ હાજર થએલા ચિતારની રમત, ગમત ને ચેષ્ટા ઉપર કલ્પિત મનોમન ભાવ ન ફેંકનારા પુરૂષો અંતર્યામિ થયા કહેવાય છે, આ અંતર્યામિ જ્ઞાનવાળી સ્થિતિને જાગૃત અવસ્થામાં કાયમ રાખનારા કિંવા રાત્રદિવસ સર્વ અવસ્થામાં અકલ્પિત સ્વભાવ ધારણ કરી ચાલનારા પુરૂષો આ સર્વ દ્રશ્યમાનને નિંદ્રાભાવે કિંવા આત્મભાવે જુએ છે. એ જોનારા દેવ પુરૂષો જીવનમુકત કહેવાય છે.

આ જ્ઞાનરૂપ અદર્શ અકલ્પિત દેખાવમાં દરશાયલી જે અનંત વૃતિઓ જે આ જગત્ચક્રમાં ભાસ્યમાન થઈ આવીછે. એ તમારૂં આત્મ સ્વરૂપછે, તેથી એનું તમો શુભચિંતન કરો કિંવા એને તમો સ્તંભાકારથી તમારા આત્માની અંદર ઐક્યપણામાં અકલ્પિત ભાવે તપાસો કિંવા એઓને જ્યારે તમો જુઓ ત્યારે તમારાં ચિત્તને અચંચલ કરી મુકો એટલે તમો વિદેહ મુકત થયા.

અચંચલ સ્થિતિમાં જ્યારે આપણે કાયમ રહેવા લાગ્યા તે સમયે આપણે આત્માનિર્મુળ સ્તંભાકારના દેખાવમાં દેખાય છે કિંવા દેખાશે, આ અવિચલ સ્તંભાકારરૂપ દ્રઢિત આત્મદેખાવને જો તમો એ સ્થિતિમાં રાત્રદીવસ મનન કરો કિંવા એને વિષે કાયમ રહો ત્યારે તમો અલગ-અગોચર ને અવિનાસી પદને પામી ગયા જાણો. આ અવિચલ સ્તંભાકારવાળી સ્થિતિનો નાશ આ જગતમાંના કોઈ પણ દ્રસ્ય, અદ્રસ્ય પદાર્થ કરી શકતો નથી. કિંવા એ સર્વ ચીજોની તાગાદ નથી. પણ એનો નાશકર્તા તમારૂં પોતાનું મનોમન કલ્પિત જે અજ્ઞાનછે તે અજ્ઞાનની કલ્પિત ચિઃક્કારરૂપ સ્ફુર્ણા ઉપર જ્યારે તમો ધ્યાન આપોછો કિંવા તેનો અંગિકાર કરોછો.

તે સમયે તમારી સ્થિતિ પલટાઇ જાય છે. ને પેલો સ્તંભરૂપ આત્મ દેખાવનો નાશ થએલો તમોને જણાય છે. તેથી એ સ્તંભાકાર આત્મ દેખાવનો નાશ કરનાર તમારી સ્ફુર્ણા ઠરે છે. એટલે તમો તમારા અવિનાસીપદના દુસ્મન મનાઓ છો બીજો કોઇ પદાર્થ મનાતો નથી. પણ જો તમે સ્ફુર્ણા પર ધ્યાન જ્યારે બિલકુલ આપો નહી ત્યારે તું મુકત થએલો કેહેવાય છે.

આ જગત્‌ના અનેક પ્રાણીઓના આકારોને જોઇ, આપણા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, વિગેરે તત્વોના જ્ઞાન ઉપરથી જુદા જુદા ભાવોનો નિશ્ચાર્થ કરી તે પ્રમાણેની તપાસ કરનાર પુરૂષો (સારાંશકે) મિથ્યા કલ્પનાના પુરાવાથી મીથ્યા નિશ્ચાર્થ કરવો એટલે આપણા મન-બુદ્ધિ-તત્વોને જુદાજુદા નિશ્ચાર્થવાળા ભાવો ઉપર હાલમાં જોવો એ કર્મ માહાપાપી, દુષ્ટ ચંડાલ ને નર્કવાસી એવા અલ્પજ્ઞ દોષિત જીવાત્માઓનું કર્મ છે. એમ જાણી ઉપલા તત્વોની હિલચાલને બંધ કરવી. જ્યારે તું ઉપલા તત્વોની હિલચાલને બંધ કરશે ત્યારે આ સૃષ્ટિ તમારે વિષે કિંવા આસપાસ શુમસામ દેખાવથી તારા શાંત સ્વભાવસાથે એકયપણામાં મળી ગએલી તમો જોસો. ત્યારે તમને સંપુર્ણ ખાત્રી થશે કે આ સૃષ્ટિ મારો કલ્પિત પ્રવાહ ઉત્પન્ન કરી બતાવે છે. કિંવા મારો કલ્પિત પ્રવાહજ સૃષ્ટિ આકારે મને મનોમન દેખાય છે. પણ જો હું અકલ્પિતપણું ધારણ કરૂં ત્યારે આ સૃષ્ટિનો દેખાવ છે કે નહી, તે પણ ન સમજાય. પણ આભાસ માત્ર, મુરદાળરૂપમાં, જાણે ત્રણેકાળે મિથ્યા છે એવા દેખાવમાં જણાય. આ ચિત્તાર જ્યારે તમને માલમ પડ્યો ત્યારે તમો સમજો કે હું સર્વશકિતમાન થયો. આ સર્વશકિતમાનપણાનો જે નિશ્ચાર્થ દ્રઢ થાય છે તે દ્રઢ થએલા નિશ્ચાર્થનો ભય આ સર્વ દ્રસ્યાદ્રસ્યારૂપ જગત્‌ને રહેલો છે. તેથી આ સર્વ જગત્‌ની અનેક આકૃતિઓ ઉપલા તારા સર્વ શકિતમાનવાળા નિશ્ચાર્થને જ્યારે એઓ દેખે છે, ત્યારે તેઓ સર્વ અનંતાકૃતિઓ તમારી સ્તુતિ કરી, તમારી અકલ્પિતપણાવાળી અદર્શ મરજી (જે તમને ન સમજાય તે ને) અનુસાર આપોઆપ ચાલતાં જણાયછે ત્યારે તમને ખાત્રી થાયછે કે, પરમેશ્વર કાંઇજ કરવા જતા નથી. પણ તેના વગર કરે આપોઆપ સર્વ બનાવ બનતો જાય છે. તેથી સમજો કે વગરકરે, વગર ચિંતવે, જેના સર્વ કામો બનતાં જાય છે, કિંવા બનીને હાજર રહે છે, તેવો પદાર્થ એક પરમેશ્વર છે. તેમનું પણ જ્યારે તમો ચિંતન કરતા નથી. ત્યારે તમારાં સર્વ કામો બની જાય છે. તેથી તમોજ પરમેશ્વર છો." એવું નક્કી કરો ને તેથી ખચિત યાદ રાખવું કે, અચિંતન સ્થિતિ એજ પરમેશ્વરનું ખરૂં સ્વરૂપ છે. આ સ્વરૂપમાં આપણે પણ અચિંત્યપણું ધારણ કરવું. પણ ઉપલાં તત્વોને કિંવા ચિંતન પણાના પ્રવાહને જરાપણ તમારે પોતાની અંદર મનોમન ધસવા ન દેવો. પણ સ્વયં-જ્ઞાનથી એટલું યાદ રાખવું કે અચિંત્ય સ્વરૂપમાં ઉપલાં તત્વો કિંવા ઉપલા કલ્પિત પ્રવાહને હું જરાપણ દેખતો નથી કિંવા તે અદ્વૈત આત્મ સ્વરૂપમાં કાયમ

નથી. તેને શું કરવા હું નાહક ચિંતનપણું મનોમન ચાલુ કરૂં. કેમકે ચાલુ કરવાથી આ જગત્ પડદો દેખાઇ આવે છે. ને નહીં ચાલુ કરવાથી એ પડદાનો તદન નાશ થઈ જાય છે. તેથી જગત્‌ને હું ચિંતનપણાથી ઉત્પન્ન કરી શકું છું ને કલ્પના-ના શબ્દથી એ પડદાનું હું પાલણ કરૂં છું. ને અચિંત્યપણું ધારણ કરવાથી હું નાશ કરૂં છું. આ કારણથી સૃષ્ટિનું સત્ય મુળતત્ત્વ તે મારૂં ચિંતનપણુંજ છે. આ ચિંતનપણું જારી રાખવાથી આ જગત્ ખરૂં છે એમ જણાય ને નહી જારી રાખવાથી ખોટું છે એમ નિશ્ચે થાય; તેથી ચિંતનપણું ન જારી રાખવું એજ મોટું સુખ છે. કેમકે જારી રાખવાથી દ્વૈતભાવ એટલે બીજો આકાર સમજાઇ આવે ને તેથી ભય નડે છે ને નહીં જારી રાખવાથી અદ્વીતીય એટલે જેમ બીજું નથી એવું નક્કી થાય ને તેથી આપણે અભય પણાને પામીએ છૈયે. સારાંશકે અચિંત્ય સ્થિતિને મહાપુરૂષોએ અવિચળ પદ કહ્યું છે.

વાસ્તે ખરો ભાગ્યવાન તેનું નામ છે કે જેના સર્વ કામો વગર કર્યે કિંવા ચિંતવ્યા વગર કિંવા વિચાર કર્યા વગર આપોઆપ બનતાં જાયછે. સારાંશ કે જેના કર્યા વગર તમામ કામ બની રહે છે એવો એક ખરો ભાગ્યવાન ઇશ્વર છે. એટલે ઇશ્વર કાંઇજ કામ કરતો નથી. ને તેનાં સર્વ કામો આપોઆપ બન્યાં જાય છે. તેમ તું કાંઇજ પ્રયત્ન નકર એટલે તારાં સર્વ કામો બનશે. ને તું પ્રયત્ન કરવા જશે ત્યારે બનશે નહીં. તેથી સમજ કે વગર વિચારમાં મશગુલ રહેવાવાળા પુરૂષોના તમામ કામો બનતાં ચાલ્યાં જાય છે. તેથી તમો કોઇ પણ કામની જીજ્ઞાસા ન કરો. કેમકે સર્વ કામો તમારી જીજ્ઞાસા કરશેજ.

આ સાર ઉપરથી તમો ખચિત સમજો કે, કલ્પના કરવી એ માહાદુષ્કૃત છે. ને તેમાં વળી અજ્ઞાનના ઉપલાં તત્ત્વો (મન બુદ્ધિ વિગેરે) ની હીલચાલને જોવી એતો તદન ન કહી શકાય એવું અઘોર પાતકી કામ છે. તેમાં વળી મનોમન અનેક વૃત્તિઓને પોતાની ભાવના ઉપર ચલાવવી, તેની ચેષ્ટાને મનોમન તપાસવી ને વળી તેઓને મનોમન હુકમ ફરમાવવા. આ કૃત્ય જે છે તે માહા ચંડાલ જીવોનું નક્કીજ માનો કેમકે તે આ જગત્‌માં જેઓ દુઃખી દરીદ્રી ને ત્રિવિધ તાપમાં રાત્ર દીવસ ગરકાવ રહેલા જીવાત્માઓ છે. તેથી તેઓ આ કર્મના સ્વભાવથી અનંતકાળ પર્યન્ત મિથ્યા મોહજાળના અજ્ઞાનમાં ભટકયા કરે છે. તેથી આ લોકોના ઉપર ઇશ્વર રાજી નથી, કેમકે એ લોકો સત એવું આત્મ સ્વરૂપ ભુલ્યા છે ને અજ્ઞાનમાં ભટકયા છે. તેથી જ્ઞાન પક્ષ તેઓના હાથમાંથી જતો રહેલો છે જેથી તેઓ ભટકવા લાગ્યા છે. આ ઉપરથી શીધ્ર થયું કે કલ્પના કરવી એ એક ઇશ્વરીની એમ ખાલી કરવી જેવી વાત છે. કિંવા ઇશ્વરી નિયમનીસાથે તકોબરી કીધી કહેવાય છે. આ તકોબરીથી તેઓની નજરમાં અજ્ઞાનનો પડદો રમતો જણાયો છે. તેથી તેઓ તેમાંજ મરયા રહે છે. જે ઉપરથી જગત્‌માં કહે-વાય છે કે અજ્ઞાનીઓના ઉપર ઇશ્વર રાજી નથી. કેમકે તે સર્વજ્ઞ છે. તેથી

તેણેજ કૃતિ કરી મેલી છે તે ભુલ વગરની છે. આ ભુલ વગરની કૃતિમાં સંતોષ ન પામતાં કિંવા તેનો હુકમ કિંવા રચનાનો દેખાવ ઘડી ઘડીમાં કેવો હાજર થાય છે. તેની તપાસ ન કરતાં પોતાના અજ્ઞાનથી મનોમન કલ્પિત પ્રવાહની મિથ્યા જાળ ઉસ્કેરો કરે છે, વાસ્તે તેની મનોમન ધારણા ફળીભૂત થતી નથી, પણ અફૂળ થતી નજરે પડે છે, ને અણધારેલી ઇશ્વરીકૃતિ હાજર થતી જણાય છે, ત્યારે તે તેનાથી કંટાળીને નાહનાવિધ પ્રકારની કલ્પિત યુક્તિઓ કાઢતો જાય છે. તેમ તેમ ઇશ્વરી નિયમ તેનો અટકાવ કરતો જણાય છે, ત્યારે તે ઇશ્વરી નિયમની અદેખાઈ કરે છે. ને પોતાની કલ્પિત ધારણા પ્રમાણે ન બનવાથી ઇશ્વરને ન માનતાં તર્ક વિતર્કને રસ્તે નાસ્તિકતા ધારણ કરી ગાળ આપે છે. ને જગત્‌ના સર્વ માણસોને ત્રિઃકારે છે આવા પ્રકારનો સ્વભાવ દ્રઢિત થઇ જવાથી તે માહાદુઃખી, માહારોગી, માહાઉપાધિવાન, માહાપાપી, ને ભ્રમિષ્ટ થઇ ભટકયા કરે છે. વાસ્તે ઓ મુક્ત પુરૂષ તું તારા અકલ્પિત આનંદમાં સ્થિર થઇને ચિંતન ન કર. કેમકે જ્ઞાની માહાત્માઓ એજ મુળતત્વ ઉપરથી કલ્પના કરતા નથી, ને ઉપલાં તત્વોને હલાવતા નથી. તેમ દ્રસ્ય, અદ્રસ્ય મનોમન કલ્પિત મિથ્યા અનંત વૃત્તિઓની આકૃતિઓની ચેષ્ટાને જોઇ મજ્જા માનતા નથી, સારાંશ કે જરાપણ મનોમન કલ્પિત ધસારો કરતા નથી કેમકે ધસારો કરવાથી ભય ઉત્પન્ન થાય છે. તેથી તે નિર્ભય રહેવાસારૂ અચિંત્યતા ધારણ કરી લે છે, તેથી ઓ પાપીષ્ટ તું એ રસ્તાપર ન જા.

જ્યારે તું મનોમન કલ્પિત પ્રવાહપર જતો નથી, ત્યારે તું કાંઇજ કરતો નથી કિંવા ત્યાં કાંઇજ દેખતો નથી, તેમ કાંઇજ જાણતો નથી, તેથી સમજ કે સત પદાર્થમાં કાંઇજ કરવાનું, જાણવાનું ને દેખવાનું નથી તેથી એ સ્થિતિમાં મશગુલ થનાર પુરૂષ સતરૂપ થયો એમ તું જાણ. આ સતરૂપ સ્થિતિમાં જ્યારે તું સ્થિર રહી તપાસ કરેશે ત્યારે સ્પષ્ટ તને સમજાશે. કે, સતરૂપ સ્થિતિમાં હું કાંઇજ જાણતો નથી, કિંવા કાંઇજ દેખતો નથી કિંવા કાંઇ કરી શકતો નથી. એજ પ્રમાણે જગત્‌માંના સર્વ પદાર્થો ઉપલી સ્થિતિમાં કાંઇજ કરતા નથી. જાણતા નથી ને દેખતા નથી. તેથી સત પદાર્થ સર્વનું મુળ છે. એ સર્વનું મુળતત્વ હોવાથી સર્વ કોઇ તેના નિયમના તાબેદાર થએલા છે. તેથી તેઓ સતરૂપ પદાર્થની આગળ કાંઇજ ડહાપણ ચલાવી શકતા નથી, તેમ ચલાવવાની શકિત ધરાવતા નથી તેમ ધરાવી શકશે એમ આશા નથી. પણ સર્વ કોઇ જ્યારે એ ગુપ્ત ને સત પદાર્થને દેખે છે, ત્યારે એ સતરૂપ જગ્યા વિષે મનોમન કલ્પિત અનેક તરેહની ગોઠવણી (પોતાને ન કરતાં આવડે એવી કિંવા તદન ખોટી) કરે છે. ને ઉપલાં તત્વોના પુરાવાની મદદથી એમ દ્રઢ કરે છે કે, હું સમજ્યો, કિંવા મેં જાણ્યું. કિંવા કીધું. કિંવા દીઠું. એટલે તું નક્કી સમજ કે જેવું તું સમજ્યો કિંવા જાણ્યું તેજ ઘડીપર આ જગત્‌ની સર્વ ચીજો જાણ્યું. એજ

પ્રમાણે આ જગત્‌ની સર્વ ચીજ કિંવા પ્રાણીઓ તારી માફકજ મનોમન ગોઠવણી કરી માની બેસે છે કે, મેં જાણ્યું કિંવા મેં કીધું. કે તરત તેઓની ખબર તને પડે છે. પણ તે મનુષ્ય જયારે વાણીદ્વારે તમોને સમજાવે ત્યારે તમારી ઇંદ્રિયો સમજે છે કિંવા જાણે છે. એજ પ્રમાણે તેઓની ઇંદ્રિયો સમજે છે કિંવા જાણી જાયછે. આ વ્યહવાર તદન મિથ્યા તેમ છતાં જડ અને ચૈતન્ય એ બે ચીજ કર્યાંથી પેદા થઇ તેનું મુળ કાંઇજ જણાતું નથી. તેથી કાંઇજ નથી તે સર્વનું મુળતત્વ છે. આ મુળતત્વમાં મન, બુદ્ધિ વિગેરે તત્વો ને તેની અનેક વૃત્તિઓ જે તને મનોમન દેખાય છે. ને તેમાં જે કલ્પિત પ્રવાહ ચાલી રહ્યો છે. તે પ્રવાહ કાંઇ આત્મતત્વમાં ચાલતો નથી, તેથી એ પ્રવાહ તદન મિથ્યા છે એમ જાણી-ધિક્કારી કાઢ. પણ તેના ઉપર ધ્યાન આપશે ત્યારે તું અઘોરપાપી ને ગુન્હેગાર થઇ રહ્યો છે એમ નક્કી જાણ. તેથી તારા જ્ઞાનતત્વમાં ઠશાવ કે આ સર્વ કલ્પનાની અદર્શ ને અંતર્યામી રચના જે તને જણાયછે. તેને જોવા જતાં તો તે અખંડ-અપરમપાર, અપાર, જ્યોતિ સ્વરૂપના દેખાવથી દરશાય છે. ને એ જ્યોતિનું વ્યાપકપણું અનહદ ને અમાપક થઈ રહેલું છે. તેમાં તો એ કલ્પિત વ્યહવાર બીલકુલ જણાતો નથી. તેથી એ ખોટો છે કિંવાં કલ્પનાના વ્યહવાર સમયે અનેક વૃત્તિઓ અનેક આકારમાં અનેક કર્મ કરતી, અનેક ભાવાભાવમાં તારી ભાવના પ્રમાણે જે દેખાય છે. એ જોવાનું છોડી દઇ તું એ સર્વ અદર્શ મનોમન દેખાવને ઉપલી જ્યોતિના પવિત્ર આકારથી તપાસ કર ને તારા જ્ઞાનને સમજાવ કે ઉપલી મનોમન ખટપટ સર્વ એકજ જયોતિરૂપમાં કાયમ છે. તેમજ એઓનું મુળ કાંઇજ નથી કિંવા એ વ્યહવાર ખરો નથી તેથી એના ઉપર ધ્યાન આપવું નહીં. કેમકે ધ્યાન આપવાથી મિથ્યા ભય, શોક ને કલ્પના ઉત્પન્ન કરી બતાવે છે. ને ધ્યાન નહીં આપવાથી અભય, શાંતી, ને અકલ્પિતપણું આપે છે. ત્યારે આપણે પોતાને મહાસુખી, સર્વથી અલગ ને કાંઇજ નથી એવા આકારમાં દેખાઇએછીયે. ને ઉપલી સર્વ કલ્પનાની જે ખટપટ જોઇ હતી તે આપણી વિસ્મૃતિપણાવાળી જયોતિ ચલાવે છે તેથી તેના પર જયારે ધ્યાન આપતા નથી ત્યારે તે વ્યહવાર વાજબી ચાલતો જણાય છે. તેથી તુ એ વિસ્મૃતિ જ્ઞાનમાં તપાસ એટલે તું પોતે નીરાકારરૂપે જણાશે.

આ નીરાકારપણાના આનંદમાં તપાસ કર કે હું જયારે કલ્પના કરૂં છું ત્યારે તે કલ્પિત પ્રવાહની ખબર કોઇને પડતી નથી એમ હું ધારતો હતો તેથી મનોમન કલ્પના કરતો હતો. પણ આ સ્થાનમાં સ્પષ્ટ જણાય છે કે એ કલ્પિત પ્રવાહની ખબર સર્વ કોઇને પડે છે. જ્યારે ખબર પડે છે ત્યારે આપણી ફજેતી થાય છે. કિંવા દુઃખ નડવાનો સંભવ રહે છે. તેના કરતાં ખબર ન પડે એવી કલ્પના કરીએ તો સારૂં; પણ તેવી કલ્પના ઉત્પન્ન થતી નથી તેથી ન કરવી એ વધારે દુરસ્ત છે. કેમકે સત્ય મુળતત્વમાં કલ્પના ત્રણેકાળે વ્યાપક નથી. પણ

જેવી રીતે આકાશમાં બીજો ચંદ્ર ભાસે, છાયામાં ભૂત દેખાય, ઉંઘમાં સ્વપ્ન દેખાય તેમ આત્મામાં કલ્પના દેખાય. તેથી કલ્પનાપર ધ્યાન આપીએ ત્યારે બીજો જાણે છે એવી મનોમન ફીકર ચિંતા થાય છે. તે ન કરવાથી પોતે એકજ સર્વત્ર દેખાઇએ છીયે.

આ ઉપરથી હું પોતે પોતાને જાણવા જાઉં કિંવા સમજવા જાઉં, જોવા જાઉં કિંવા તપાસવા જાઉં. ત્યારે હું જગતરૂપે અનેક આકારવાળો, ચિત્ર, વિચિત્રતાની કૃતિમાં દેખાઉં છું, ને જયારે હું પોતાને નહીં જાણવા જાઉ કિંવા નહી જોવા જાઉં, કિંવા નહીં સમજવા જાઉં, કિંવા નહીં તપાસવા જાઉં, ત્યારે હું ફક્ત એકજ સર્વવ્યાપીક જેવો ગણો તેવો દેખાઉં છું, આ મુળતત્વ ઉપરથી સિદ્ધ થાય છે કે કલ્પના કરવી એ મારી મિથ્યા ગડબડ છે. કિંવા મિથ્યા તોફાન છે, એમાં હું કલ્પનાથી જીવાત્માં જેવો અલ્પજ્ઞ જણાઉં કિંવા જીવાત્મા થઇ ગએલો દરસાઉ ને નહીં કરવાથી શીવાત્મા એટલે સાક્ષાત્કાર પરમેશ્વર પોતે પોતાને ભાસે છે.

આ ઉપરથી જગતના સર્વ સુખો કલ્પનાએ ઉત્પન્ન કરી મનોમન માન્ય છે. પણ સર્વમાં સત્ય સુખ એક નિર્વિકાર ખટપટ (કલ્પના) રહિત પોતાના ચિત્તને શાંતીમાં રાખવું એજ છે જ્યારે હું એ સ્થિતિમાં કાયમ રહું છું ત્યારે હું જગતના અનંત પ્રાણીઓ વિગેરે સર્વ ચીજોના આકારો મેં ધારણ કીધા જણાય છે. આ શુદ્ધ ચિત્તના દેખાવમાં કોઈ પણ દ્રસ્ય પદાર્થ ભાસતો નથી. ને અદ્રસ્ય પદાર્થ હાજર થતો નથી. તેથી દ્રશ્ય, અદ્રસ્યની હિલચાલ ઉત્પન્ન થતી નથી. પણ શીધ્ર છે કે હું એક અલૌકીક મહા તેજોમય ચૈતન્ય ચીજ છું. તેથી મારી અંદર અંધકાર વ્યાપક નથી.

આ મારી જ્યોતિનું વર્ણન હું કરી શકતો નથી. તેથી દ્રષ્ટાન્તે કરીને એની એળખાણ કરાવું છું. જેવીરીતે સુર્યમાં અંધ—કાર નથી. તેમ અંધ—કાર સુર્યને જોઈ શકતો નથી. તેમ સુર્યના સ્વરૂપ તરફ આવી શકતો નથી. એજ પ્રમાણે આપણી ઇંદ્રિયો કિંવા પેલા તત્વો શરીરની અંદર પ્રવેશ કરી શકતાં નથી. તેમ અંદર શું છે! તે જાણી શકતાં નથી. તેમ અંદરની ચીજને જોઈ શકતાં નથી. તેમ અંદર જવાને શકિતમાન નથી. તેથી એ અંધ—કારરૂપ છે. એમાં કાંઇજ સંશય નથી. કેમકે અંધ—કારના સ્વભાવને મળતો એનો સ્વભાવ જણાય છે. તેથી હવે સુર્યને છોડી કોઈ અંધ—કારની ભાવના રાખનાર પુરૂષ કેવો મુર્ખ ને બેવકુફ કેહેવાય. એ અંધ—કારના રસ્તાપર જનારો પુરૂષ તદન ભુલો ભટકયો કેહેવાય. એમ જાણ કિંવા તે આંધળો છે કેમકે તેને જ્ઞાનરૂપી ચક્ષુ ઉદય થયાં નથી તેથી તે મુર્ખ. અજ્ઞાનને અપંગ છે,

સૂર્ય તેજોમય છે. તેમ અંદરવાળી ચીજ તેજોમય છે. સૂર્યનું તેજ ઇન્દ્રિયોને પ્રકાશ કરે છે. તેમ અંદરનું તેજ જ્ઞાનચક્ષુને પ્રકાશ આપે છે. તેથી સૂર્ય-

નું તેજ નકામ છે કારણ કે એ જડ એવી ઇન્દ્રિયોને પ્રકાશમાન કરે છે તેથી ઇંદ્રિયો મિથ્યા માર્ગમાં જાય છે. સારાંશ કે સૂર્યનું તેજ મિથ્યા માર્ગનો બોધ ઇંદ્રિયોને આપે છે, અથવા તો સૂર્યનુ તેજ મિથ્યા માર્ગમાં પ્રકાશી રહ્યું છે ને એ તેજને ઇંદ્રિયો જુએ છે. કિંવા તો એ તેજ ઇન્દ્રિયોને દેખે છે. પણ જે તેજને જ્ઞાનચક્ષુ જુએછે કિંવા તો જે તેજ જ્ઞાન ચક્ષુને જુએ છે કિંવા. જે તેજથી જ્ઞાન ચક્ષુનો પ્રદેશ પ્રકાશમાન થાયછે કિંવા તો જ્ઞાનચક્ષુ જેનાથી પ્રકાશી રહેછે. કિંવા જે તેજથી સત્ય પ્રકારનો ઉદય કિંવા બોધ જ્ઞાનચક્ષુમાં થાય છે. કિંવાતો જે તેજ સત્ય સ્વરૂપનો બોધ આપેછે. આ બોધ આપનાર તેજ સર્વથી કરોડો દરજ્જે શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે. આ અલૌકીક તેજનો દેખાવ સૂર્યના તેજથી તદન ન કેહેવાય એવા જુદાજ રૂપમાં કાયમ છે. તેથી એ તેજનું વર્ણન કરવાને ઇન્દ્રિયો અશકત છે તેથી કરી શકિતઓ નથી. કિંવા ઇન્દ્રિયો એ તેજની આગળ લાઇલાજ થઇને મર્ણરૂપ બની જાય છે. એટલે ઇન્દ્રિયો કદાપી એ તેજને અંદર જોવા જાય ત્યારે ઇન્દ્રિયો જડ થઈ જાય છે કેમકે એની ઉત્પત્તિ જડ પદાર્થથી થએલી છે. એટલે એ જોવા જનારી ઇન્દ્રિયો મર્મરૂપ બની એમ કેહેવાને જરાપણ હરકત નથી કિંવા તો ઇન્દ્રિયો મૃતકરૂપજ છે. તેથી અંદરના તેજને જોવાની તાગાદ એની અંદર નથીજ.

હવે સમજો કે ઇન્દ્રિયો જયારે જડ થઈ મૃતકરૂપ જણાઇ છે. ત્યારે એ. બીલકુલ અંદરની ચીજને કોઇ પણ પ્રકારનું પ્રમાણ આપી શકતી નથી. તેથી એના ઉપર આધાર રાખી અંદર જોવા જનાર પુરૂષની નજરમાં કાંઇજ દેખાતું નથી. તેથી કહે છે કે અંદરતો અંધકાર છે જુઓ બેવકુફી. પણ તેણે સમજવું જોઇએ કે ઇન્દ્રિયો બીલકુલ જડ છે. તેથી જોવા જનારને ઇન્દ્રિયોનો દેખાવ અંધકાર રૂપે ભાસે એમાં કાંઈજ નવાઈ નથી. વિચારવું જોઇએ કે આ અંધકાર ઇન્દ્રિયોએ દેખાડયો છે. પણ અંદર કાંઇ અંધકાર નથી. પણ અંદર એવું તેજ છે કે જેની એક તરખલા (ચિંનગારી)ના આવવાથી આ સર્વ પ્રકાશમાન થઈ રહ્યું છે. સારાંશ કે અંદરના તેજનો જે જોનાર છે, તેની નજરમાં આ સર્વ તેજનો હિસાબ જણાઈ આવે છે. કિંવા તે પોતાની અંદર આ સર્વ રચનાને જુએ છે.

હવે એ કિર્ણ જેવા પ્રકારથી સૂર્યમાં લિન્ન થઇ જાય છે તે સમયે તે કિર્ણ પોતાને સૂર્યરૂપ દેખે છે. ને જયારે સૂર્યરૂપ થયું એટલે પેલાં અનંત કિર્ણો જે હાલે છે, તે પોતેજ હલાવે છે. એવો આભાસ પડે છે. તેમ આપણે અચિંત્યરૂપ બન્યા ત્યારે એવો જે ઇશ્વર તેને મળતો આપણો આકાર થયો કિંવા તેજ ઇશ્વર આપણેજ બની ગયા એટલે જગતનું સર્વ કૃત્ય આપણેજ ચલાવતા નજરે પડીએ છેયે. તેથી જગતને તારો સંબંધ સૂર્ય અને તેના કિર્ણોની માફક એકરૂપ છે. હવે જેવી તરેહથી સૂર્ય પોતાની ગોળાકૃતિમાં ઝળકયા કરે છે, તેમ તું કિંવા તારૂં ચૈતન્ય

પોતાની જગ્યાપર ઝળકયા કરે છે. પણ જેવી રીતે સૂર્યના ફરવાથી કિર્ણો ફરે છે. તેમ તારાં અજ્ઞાનને વિષે કલ્પનાના ફરવાથી કિંવા ઝળકવાના ગુણથી આ જગત્‌ના અનેક પ્રાણી કિંવા તારી વૃતિઓરૂપી કિર્ણો ઝળકયા કરે છે. આ સર્વનું ઝળકવું એક સરખુંજ થઈ રહેલું છે. પણ તારૂં અજ્ઞાન જુદીજુદી તરેહના જ્ઞાનથી દ્રઢ કરે છે કે આ ઝળકવાનું કારણ ફલાણુંજ છે. તેથી તે કારણ પ્રમાણે તને તેવું ઝળકવું જણાયા કરે છે. સારાંશકે જેવું તું માને કિંવા જેવું તુ જાણે કિંવા જેવું લેખવે, તેવું એ સમજાયા કરે છે. ખરૂં જોતાં તો એ સમજાતું નથી. પણ તારૂં માનવાવાળું જ્ઞાનજ તને એવા પ્રકારથી સમજાવે છે તેથી તું તેની અંદર ગણત્રી કરે છે. એટલે એ તને તેવા રૂપમાં તારા માન્યા પ્રમાણે દેખાયા કરે, ને તેથી તું અજબ થાય કે આ બાહેરના સ્વરૂપનો ફેરફાર કરનાર કોઇ બીજો છે. પણ દીર્ઘદ્રષ્ટિથી જયારે જુએ ત્યારે પોતેજ જણાય. તેથી સર્વ જગતનું કિંવા પ્રાણીમાત્રોનું આદિકારણ તું પોતેજ છે. જેમ સૂર્ય સર્વ કિર્ણોનું આદિકારણ છે તેમ આ પ્રાણીમાત્રોરૂપી અનંત વૃતિઓની અંદર તું જે ભાવના ફેંકે છે. તે એક ભાવનાને તારૂં અજ્ઞાન ભિન્નભિન્નરૂપે દેખે છે કિંવા તે ભાવના તારો અજ્ઞાનના સંબંધે કરી પેલી અનેક વૃત્તિઓની અંદર જુદાજુદા રૂપમાં દેખાય છે તેથી તું ભાવના ન ફેંક કિંવા તારી ફેંકેલી ભાવનાને જુદી જુદી તરેહથી નહી જો. તારા મનને સમજાવ કે સર્વ અનંતરૂપ જે દેખાય છે તે હું પોતેજછે. તેથી ભાવના એવા પ્રકારની ફેંકવી કે કોઇ દુઃખી, કે સુખી થાય નહી. કિંવા સુખી, દુઃખી માલમ પડે નહી. કેમકે કોઇ દુઃખી હોય તે પણ હુંજ છુ. ને કોઇ સુખી હોય તેપણ હુંજ છું. તેથી કોઇને સુખી, દુઃખી થવા દેવા ન જોઈએ. કેમકે સર્વ મારાથી ઉત્પન્ન થયાં છે તેથી સર્વને સુખી, દુઃખી કરનાર હું પોતેજ છું કિંવા મારા હુકમથી સુખી દુઃખી થયાં છે. પણ હવે એવો હુકમ કાઢું કે કોઈ સુખી પણ ન થાય ને સર્વ એકજ સરખી સ્થિતિમાં દેખાય. તેથી મારી ભિન્નભિન્ન ભાવના જેને અજ્ઞાનના સંયોગ થઈ ગએલી છે. તે ભાવનાની અંદરથી અજ્ઞાન ને દૂર કરૂં એટલે જ્ઞાન સ્વરૂપમાં ભાવનાને સ્થિર કરૂં ત્યારે જ્ઞાનસ્વરૂપના સંયોગથી મારી ભાવના શુદ્ધ, નિર્વિકાર સુખી થઈ ગએલી મને જણાય છે. આ નિશ્ચાર્થનો ભાષ્ય મારી અંદર દ્રઢ થઈ જવાથી હું સર્વ જગત્‌ની અનંતાકૃતિને શુદ્ધ નિર્વિકારને સુખી થએલી દેખુ છું- સારાંશકે મારી જેવી સ્થિતિ હોય તેવી જગત્‌ની સર્વ પ્રાણીઓની થયલી મને દેખાય છે. તેથી હું શુદ્ધ, ત્યારે એ સર્વ શુદ્ધ હું જ્ઞાની તો સર્વ જ્ઞાની. હું ઠગ તો સર્વ ઠગ. હું જેવો તેવું જગત્. હું સર્વનું શુભ ચિંતવન કરૂં તો સર્વ મારૂં કરે. હું ઇશ્વર થાઉ તો સર્વ થાય. હું અલ્પજ્ઞ તો સર્વ અલ્પજ્ઞ તેથી હું જેવી સ્થિતિમાં જેવા જ્ઞાનમાં જેવી ભાવનામાં જેવા વળણમાં રહું તેવું આ સર્વ ભાસેછે. આ મુળતત્ત્વ ઉપરથી સિદ્ધ થાયછે કે. મારી અંદર ફરક તે

થી હું સર્વમાં ફરક પડેલો દેખુંછું. તે ઉપરથી પોતે પોતાનો મીત્ર. પોતે પોતાનો દુશ્મન. પોતે પોતાનો ઇશ્વર. પોતે પોતાનો ગુરૂ. સારાંશ આ ખટપટ મારી પોતે પોતાનીજ દેખાયછે. તેથી હું મારા મનને સમજાવું કે તું અમૃતરૂપછે એટલે હું અમરરૂપ બનુંછું. હું પ્રીતિરૂપ છું. એટલે હું સર્વ જગતના પ્રાણીઓને પ્રીતિમય ભાસુછું. હુંકલ્યાણરૂપ છુ. તેથી હું સર્વને તેવો દેખાયો છું. આ ઉપરથી મારે પોતે પોતાના ઐશ્વર્યની પ્રાર્થના કરવીજ જોઇએ. એટલે હુંજ પોતે પોતાને મોક્ષ આપી શકુછું બીજો આપે છે. એમ ગણત્રી કરનાર મારૂ અજ્ઞાન છે. તેથી હું ઇશ્વર-હું સુખરૂપ, હું નીરાકાર, નીરંજન, હું અખંડ, હું કલ્યાણરૂપ. હું આદી-મધ્ય ને અંતથી રહિતછુ. હું કલ્પનાથી જીવ. કલ્પના છોડી દેવાથી ઇશ્વર થાઉછું તેથી જીવ ઇશ્વર એ કલ્પનાના ફેરફાર મેં પેદા કીધા છે.

ઓ જ્ઞાની પુરૂષ તું જાણકે આ તારી કાયા એ એક જાહાજ છે. આ જાહાજ અજ્ઞાનરૂપી માહા ભયંકાર અપરંપાર, અપાર એવા માહાસાગરમા તણાયું જાયછે. આ અજ્ઞાનરૂપી સમુદ્રમાં મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, જ્ઞાન વિગેરે મગરમચ્છો રહેલાં છે. તેઓ મને હરઘડીપર નુકશાનીમાં નાખવાની પેરવી કરેછે. તે એનો સડ ચિંતનરૂપીછે. તેથી એ સડમાં કલ્પના નામનો પવન ભરાયછે. જેથી-એ વહયું ચાલ્યું જાયછે. પણ થોભતું નથી. આ જાહાજનો ટંડેલ તારો જીવ રહેલોછે તે ઉપલા દેખાવને જોઇ મહા અફસોશીમાં ગરકાવ થયોછે. ને આ અફસોસીના ગરકાવપણાથી ઉપલાં જાહાજને સુખદુઃખ આધિવ્યાધિ ઉપાધિ વિગેરેના ધક્કા લાગ્યા કરેછે. તે જોઈ માહા ફીકરમાં પડી ગયોછે. ને, એની નજરમાં જરાપણ સપાટ પ્રદેશ કિંવા પૃથ્વીનો દેખાવ આવતો નથી-ને તણાયો જાય છે.

આ મુર્ખરૂપી ટંડેલને જરા પણ ખબર નથીકે મારા જાહાજમાં કેવી કેવી ચીજો રહેલીછે. જો એ ભણેલો વિદ્વાન હોયતો સર્વ ચીજોની ખબર પડે ને જાહાજ ચલાવી ઠેકાણાપર આવી જાય. પણ આ જાહાજમાં એક બીજો અચિંતનરૂપી સડ છે. તેને જો એ ચઢાવે ત્યારે જાહાજ પાછું પોતાની ગતિને બદલી ઉલટી ગતિ ધારણ કરેછે. તે સમયે શાંતીરૂપી પવન પેલા સડમાં ભરાયછે. ત્યારે તે પોતાના પ્રદેશ તરફ ચાલવા માંડેછે. આ સમયે ભકિત, વૈરાગ્ય, સતસંગ, દયા, ક્ષમા, વિગેરે મગરમછો જાહાજને નડતાં જણાયછે. પણ નુકશાન આપતાં માલમ પડતાં નથી. આ જાહાજ ચાલતું ચાલતું જ્ઞાનરૂપી માહાન મોટા રમણીય પ્રદેશના કીનારાને જોવા માંડેછે. આ કીનારાનો દેખાવ કોઇકાળે જોયલો નહી. તેમ સાંભળેલો નહી. તેમ કોઇ એ કહેલો નહી. એવો આનંદકારીક પ્રદેશ દેખાયછે. તે પ્રદેશના કીનારાપર કિંવા તે પ્રદેશના દેખાવમાં એવો ચમત્કાર જણાય છે કેમકે ઉપલો અમરપાર અપાર માહાસાગર એકદમ પોતાના પુરજોસથી ધસી આવી. પેલા પ્રદેશમાં એકયરૂપ મળી જાય છે. આ મળી જવાને પ્રસંગે કિંવા મળી જવાની ક્રિયાને અવસરે આપણું કાયારૂપી જાહાજ કીનારાપર સ્તંભેલું દેખાય

છે. ત્યારે જોવા જઇશું તો ઉપલો સમુદ્ર ને ઉપલો પ્રદેશ અદર્શ થઇ ગએલો જણાય છે. ને જાહાજ તથા ટંડેલ તેમજ કોઇપણ ચીજ દેખાતી નથી. પણ કાંઇજ નથી એવો ભાસ પડે છે. વાસ્તે ઓ જ્ઞાની પુરૂષ તું જ્ઞાનરૂપી કીનારાપર તારા જાહાજ સહવર્તમાન કાયમ રહેશે તો તને કાંઇજ નથી. એવો અલોકીક, આશ્ચર્યકારક ને પુર્ણ સુખ આપનારી કોઇને ન મળી તે સ્થિતિ મળશે. ત્યારે તું પુર્ણ સુખી થઇ જશે.

પ્રશ્ન. ઓ મુસાફર મેં એક કોતક દીઠું છે. તે એવું કે એક વૃક્ષના ઉપર બે પક્ષીઓ બેઠાં છે. ને તેઓ ત્યાં બેસી આ જગતૂના સર્વ મનુષ્યોને કિંવા સર્વ પ્રાણીઓને બોધ આપે છે તેમાં કેટલાક લોકો પૂર્વ બાજુનાં બેઠેલાં પક્ષીના જ્ઞાનને પસંદ કરી તેના નિયમ પ્રમાણે ચાલે છે. ને કેટલાંક પ્રાણીઓ પશ્ચિમ બાજુપર બેઠેલાં પક્ષીઓ બોધને માની તેનાં શિષ્ય થએલાં છે. આ બેઉ જથ્થાના મનુષ્યો માંહો માંહે સદૈવ લડે છે. પણ એ બેઉની તકરારનો અંત આવતો નથી. તેથી તું પણ તે પક્ષીનું બોલવું સાંભળી તારી અક્કલમાં આવે તેનો શિષ્ય થા. જવાબ અવિદ્યા ને વિદ્યા.

મેં પૂર્વ દીસામાં એક અલૌકીક જગ્યાપર એક મોટી નદી દીઠી છે. તે નદીના બેઉ કીનારાથી વચ્ચમાં એક મોટો પુલ બાંધેલો છે. આ પુલમાં મોટાં દશ આરકાં રાખેલાં છે. તેમાં સામેના કીનારા ઉપરથી લાખો માણસ પુલ ઉપર ચઢયાં છે. ને સામેના કીનારા તરફ જવા લાગ્યાં છે. પણ આ સમયે એક અજાયબ કૌતક થાય છે. તે એવું કે નદીમાં માહા ભયાનક પુર આવેલું છે. ને પેલા માણસોમાંનાં કેટલાંએક પેલાં આરકાંની જગ્યાપર પડી ગયાં છે. કેટલાંએક બીજા આરકામાં ગરકાવ થયાં છે. કેટલાંએક ત્રીજામાં. કેટલાંએક ચોથામાં કેટલાંએક પાંચમામાં એવી તરેહથી સર્વ જગતૂના સર્વ માણસો પેલાં દશ આરકાની અંદર ડુબી ગયાં. પણ કોઇ સામેના કીનારાપર પોહોંચ્યાં નથી. હવે પેલા કીનારાનો દેખાવ એવો અજાયબ છે કે જો ત્યાં આપણે જઇ પડીએ તો પછી આપણને જે લાભ મળવાનો છે. તેનું ધ્યાન ત્યાંજ થાય છે. પણ અજાયબ એવું કે કોઇ શખ્સ ત્યાં પોહોંચવા પેહેલાંજ પડી જાય છે. પણ પોહોંચતો નથી. આ અજાયબી જોઇને ઓ વાંચનાર તારાથી શું ઉપલા કીનારા તરફ જવાની હિમ્મત હોયતો તૈયાર થા. કેમકે ત્યાં જવાની અડચણ જરા નથી. પણ વચ્ચમાં પડી જવાય એજ અજાયબી છે. જવાબ આયુષ્ય મર્યાદા. ને શુદ્ધરેહેણીથી જવાય છે.

હું પોતાનો આકાર જોવાજતાં કાંઇજ દેખતો નથી. ત્યારે સ્પષ્ટ થાયછે કે હું કાંઇજ રૂપમાં નથી. પણ હું નિરાકારછું. જ્યારે હું નિરાકારછું ત્યારે મારે કોઇ પણ આકૃત્તિવાન ચીજની કલ્પિત યોજના કરવી ન જોઇએ. તેથી હું યોજના કરતો નથી. તે સમયે આ સર્વ દ્રશ્ય આભાસમાન જેવી આકૃત્તિમાં એકત્ર રૂપે દેખાય છે, આ દેખાવમાં મારી અંતરવૃત્તિઓ સ્થિરપાણીની સપાટીના દેખા-

વમાં કાયમ રહેલી મને ભાસેછે, આ ભાસનારી સ્થિર પાણીની સપાટીરૂપ વૃત્તિઓને એ સ્થિર સપાટીના આકારમાં નિરખ્યા કરૂંછું. ત્યારે આ દ્રશ્ય જગતની અનેક સ્થાવર જંગમ, ચીજો એજ આકારમાં રહેલી એમ મને સમજાય છે. આ સમજથી આ જગતની જે કલ્પિત મનોમન વૃત્તિઓ જે અનેક આકારથી સુખ દુઃખ આપતી હતી. તેઓ સર્વ મને શુદ્ધરૂપે કિંવા ઐક્યભાવે જુએ છે. ને અનેક કલ્પિત ભાવાભાવોના નિશ્ચાર્થો મને દુઃખ આપી શકતા નથી. પણ તેઓ સુખરૂપ દેખાય છે.

તું એવો એક પારેખ છે કે તારી પરીક્ષા જેવા પ્રકારની હોય તેવા પ્રકારથી સામી ચીજ તને દેખાય છે. દ્રષ્ટાની એક પુરૂષને સારૂ તેં નઠારૂ મત બાંધ્યું કે આ પુરૂષ ઘણોજ પાજી છે. આ પાજી પુરૂષને સારૂ કોઈ બીજા શખસે એવું મત બાંધ્યું કે આ પુરૂષ ઘણોજ ઉત્તમ છે. હવે જુઓ તમોએ પાજી ગણવાથી તેની સર્વ રીતભાત તમોને પાજીરૂપ જણાસે ને જેણે ઉત્તમ ગણ્યો તેને તેની સર્વ રીત ઉત્તમતા બતાવશે, આનું શું કારણ? કારણ એટલુંજ કે તમારી સમજ તમને દેખાય છે. આજ મુખતત્વને લીધે તમારી સમજને એવા પાયાપર લાવી મુકો કે સર્વ પદાર્થ તમને એક સરખા રૂપમાં દેખાય જેથી ઉપલો ફેરફાર ન જણાય. આ સ્થિતિ પેદા કરવામાં એવી રીત રાખવાની છે કે કોઇ માણસ કિંવા પ્રાણીની તદન તમારા દીલમાં જેવી સ્ફુર્ણા થાયછે. તેવી ધિઃક્કારે તેને તમો તમારા મનમાં કાયમ ન કરો. પણ ઓર તેઓના પર પ્રેમ કાયમ કરો. એટલે તેઓનો તમારા પર પ્રેમ થશે-ને તેના નઠરાં આચરણ દુર કરવા સારૂ તમારા મનને સમજાવો કે ઓ મન તું મને આવા પ્રકારનો નઠારો દેખાવ જે દેખાડે તે કાંઇજ સારી વાત નથી.

આ ભાસ્યમાં સમજ કે એ ભાસ્ય રૂપ પદાર્થ નનામો છે. આ નનામા પદાર્થની મેળવણીમાં તું પોતે પેદા થએલો પણ નનામો છે. સારાંશ કે વૃક્ષ નનામું હોવાથી બીજ પણ નનામું ગણાય, એકંદરે બીજને વૃક્ષ બેઉ નનામાં થયાં ત્યારે તેમાં તે બીજ પોતાને એમ નથી જાણી શકતું કે હું એક છું કે અનેક છું. એવી તરેહથી આ ભાસ્ય રૂપ પદાર્થ ને એનું મુખતત્વ કાંઇજ જાણી શકાતું નથી કે હું એક કે અનેક છું, પણ પોતે પોતાને એક અવિભાજ્ય ભાવે દેખેછે એટલે ન એક ને ન અનેક એવું સમજે છે. જ્યારે એક નથી ને અનેક નથી ત્યારે હું ને તું એવા બે સર્વનામીક પુરૂષ જણાતા નથી. તેમ જ્યાં હું નથી ત્યાં તું કયાંથી હોય ? જયારે હું તું નથી ત્યારે અવાક રૂપે સલંગ સુત્ર આકાશના જેવી સ્થિતીમાં રહેલા છૈયે. આ દેખાવનું નામ નિર્વાણ પદ.

આ નિર્વાણમા દ્રષ્ટા દર્શન દ્રસ્ય એ ત્રિપુટી એક દ્રષ્ટા શાથે એક સપણુ ભોગવે છે. ત્યારે આ સૃષ્ટિમાં જે જે ચૈતન્યતા દરશાઇ છે. તે દેહાકૃતિના વિપર્યય જ્ઞાનથી ભાસ્ય છે તેથી એ સૌ ભાસનારી અનંતાકૃત્તિ આપણા આત્માની છે. તેથી

ઇન્દ્રિયોના દેખાવથી એ અનંત સ્વરૂપમાં મુકાબલો કલ્પિતપણાથી ન કરવો. પણ સર્વને અવિભાજ્ય ભાવે જોવાથી હું તું નામના ભેદરૂપ ભાવાર્થ દુર કરવા ત્યારે મન સ્થિર ભાસે છે, તે સમયે હૃદયસ્થાનમાં સ્પષ્ટ થાય છે કે આ ભાસનારા પદાર્થો એકજ જ્યોતિના કીર્ણો છે, તેમજ હૃદયસ્થાનની કલ્પના શકિત સુક્ષ્મ વિરાટ રૂપે દેખાડે છે તેથી અચંચલતામાં રહેવાથી ઇંદ્રિયોના દુર્ગણ નડતા નથી, ત્યારે ઇંદ્રિયો સ્થિર રાખવાથી કાયાની અંદરની જ્યોતિ અનંતકોટી બ્રહ્માંડમાં તોફાન કરતી નજરે પડે છે, તેથી સર્વ તોફાનનું મુળ આપણી અંદર અનંતવૃત્તિ રૂપે સ્થિર છે. એ અનંતવૃત્તિઓની હીલચાલ ને બંધ કર ત્યારે સ્પષ્ટ દરશાયલો પંચભુતનો પડદો તેમાં રમનારી સર્વ પુતળીઓ જડરૂપ જણાશે. આ જડરૂપ પુતળીઓને તારી કલ્પના ચૈતન્યતા રૂપે જુએ છે પણ ચૈતન્યતા રૂપે નથી એમ નકકી માન પણ તું ચૈતન્યતારૂપે છે તેથી તારી અંદરની ચૈતન્યતા બીજાની અંદર ચૈતન્યરૂપે દેખાય છે તેથી તું તારી અંદરની ચૈતન્યતાને જો એટલે સર્વની ચૈતન્યતા દેખાશે.

હવે સર્વની ચૈતન્યતા તે તારી અંદરની ચૈતન્યતા જ્યારે એકરૂપ ભાસે છે ત્યારે તેને યથાર્થ ધ્યાનમાં લેવી જોઇએ. આ યથાર્થતાને ધ્યાનમાં રાખનાર પુરૂષો ઉન્મુનિ મુદ્રા પર બેસે છે ને તેથી કાયાના સર્વ શ્વાસોને અંદર રમાડે છે. ત્યારે દશ પ્રકારના ધ્વનિ જણાય છે એ ધ્વનીમાં સૃષ્ટિનું સર્વ મહત્વ વ્યાપક છે તેથી ધ્યાન પર લેતો જા, આ ધ્યાનપર લેનારની નજરમાં પોતેજ સર્વ સૃષ્ટિરૂપે વ્યાપક છે ને પોતાની કાયા તે વિરાટરૂપે ભાસે છે કિંવા પોતાની છબી આબેહુબ સન્મુખ હાજર થએલી દેખાય છે ત્યારે જાણો કે અનંત એક પોતે રમે છે. પછી પોતાને નારાયણરૂપે રાત્ર દીવશ જોયા કરે છે.

નારાઅણરૂપનો સ્વભાવ છે કે જે અદર્શ પદાર્થ છે તેની અંદર સર્વ ભાવના ઉભેલી જુએ છે કિંવા આ સૃષ્ટિ ભાસ પેલા અદર્શ પદાર્થમાં બીરાજેલો જાણે છે ત્યારે પોતાનું મન અદર્શ થઇ જાય છે તેની સાથે કલ્પના કિંવા કાયાને પણ અદર્શ ભાવે મનોમન નિરખે છે. તે સમયે પોતાને અચિંત્ય, ચિન્હ માત્ર કાંઇજ નથી એવી રીતે સુષુપ્તવત્ જાણેછે. આનું નામ પુર્ણ મુકિતછે.

આ પુર્ણ મુકિતવાળી સ્થિતિમાં આપણું મન એક નીરાકાર નીરંજન રૂપે નહી હાળનારૂ, નહી ચાલનારૂં નહી ખસનારૂં દેખાય છે, પણ તેમાં અચળપણું પ્રાપ્ત થએલુ હોય છે. આ અચલપણામાં સૂર્યની પેઠે એક સરખુ પોતે પોતાના કદમ પલક દરીઆવની માફક ભરપુર રહેલુંછે. જેમાં અદર્શ સંવેદન ઝળહળ ઝળહળ થયા કરે છે. આ ઝળહળ સંવેદન સમુદ્રની મોજાંના માફક અલિપ્ત ભાવે દરશાય છે. પણ એ અલિપ્ત ઝલહળ સંવેદનનો પ્રવાહ સ્વભાવે નીરાકાર નીરંજન રહેલો છે. તેથી એજ સ્વયં દ્રષ્ટા કેહેવાય છે. આ દ્રષ્ટા જયારે અલિપ્ત ઝલહળ સંવેદનવાળા પ્રવાહ ઉપર ધ્યાન આપે છે ત્યારે ધ્યાન આપનારી જે દ્રષ્ટાની જીજ્ઞાસા તે જીજ્ઞાસા

રૂપી દ્રષ્ટિ તેને દ્રષ્ટા પાંચ ભુતના આકારે મનો કલ્પિત રહેછે આ દેખાવમાં દ્રષ્ટાની ધ્યાન આપવા રૂપી જે જીજ્ઞાસા તે જીજ્ઞાસારૂપી આરસીમાં દ્રષ્ટાનો જે સ્વભાવ નીરાકાર નીરંજન રૂપે રહેલો છે. આ રહેલા સ્વભાવનો પ્રતિબીંબ ઉપલી આરસીમાં પંચતત્વ રૂપ ઝળકી રહે છે. આ ઝળકનો દેખાવ દ્રષ્ટાને દ્રસ્ય પદાર્થોમાં ભાસે છે. આ ભાસનારા દ્રસ્ય પદાર્થની અંદર આકાશ અગ્નિ જળ વાયુ ને પૃથ્વીના આકારે ઉપલો સ્વભાવ રમેછે. આ આકારમાં એ આકારો શરીર પીંજરામાં પ્રાણ અપાન સમાન ઉદાન ને વ્યાન એવા પ્રાણવાયુઓમાં હાજર થાય છે. તેથી કરીને એ પંચ પ્રાણો ઉપલાં પંચ તત્વોમાંથી ચૈતન્યતાને પામી અંતઃકરણમાં સ્ફુર્ણાને આકાર ધારણ કરે છે. આ સ્ફુર્ણાનું મુળ આકાશ તત્વમાં બીજરૂપે સ્થિરતા પામેલું છતાં બાહેરના પંચતત્વના ગતિમાન થએલા અનેક મેળામાં તથા વાતાવરણાદિક તત્વોના ફેરફારીક ધર્મોનું આચ્છાદન સ્ફુર્ણામાં પ્રવર્તમાન થાય છે. આ પ્રવર્તમાન થનારી ગતિ ઉપરથી શરીર પીંજરાંમા કલ્પનાની ક્રિયાનો સંસ્કાર ઘડાય છે. જે સંસ્કાર પરા પશ્યંતીમાં મધ્યમાં વૈખરી વાચાઓ ગતિમાન થઇ શબ્દ વ્યુત્પતિ કરી જગત્ વ્યહવાર ચલાવે છે—તેના ચલાવવામાં ઉપલા પ્રાણોની આવર્જન વિસર્જનપણાથી મનોવિકાર બાહ્યાંતર પદાર્થો સબંધ, નામ, રૂપ, ક્રીયા વિગેરેની વ્યવસ્થા કરે છે.

આ વ્યવસ્થા થવામાં ઉપલાં પંચતત્વના ભિન્ન ભિન્ન ગુણોના મિશ્રિતપણાથી સ્ફુર્ણાના સ્થાનમાં ચૈતન્યતારૂપી વિજળી સર્વ વ્યવહાર ઉપલા પંચ પ્રાણ મારફત ચલાવ્યા કરે છે. આ વિજળીનું વ્યાપકપણું ષટ ચક્રોમાં હોવા છતાં મગજમાંથી જ્ઞાનતંતુઓને સચેતન કરે છે. આ વિજળીનું મુલ બિનાશવાળી ચિજમાં રહેલું છે તેમજ શરીર પીંજરાવાંન લોહીમાં વીજળી છે. એ વિજળી સ્ફુર્ણામાંથી નિકળતા વિચારો પ્રમાણે ગતિમાન થઇ અંતઃકરણ પંચકમાં ઘડાતા સંસ્કારના ભાવાભાવને મળતા આધારે મનોમન જ્ઞાનદ્રષ્ટિરૂપે ચિત્રવિચિત્ર આકૃતિ ધારણ કરી જગત્ વ્યવહાર ચલાવે છે.

હે પ્રિય, સુજ્ઞ, જ્ઞાની એવી શ્રવણ મનન કરનારી આ સૃષ્ટિમાં પ્રગટ થએલી મનુષ્ય જાતની સર્વ પ્રજાઓ જેમાં હિંદુ મુસલમાન પારસી અંગ્રેજ જૈન બૌદ્ધ યાહુદી વગેરેનો સમાવેશ થાય છે. તેઓમાંના તમામ નાહના મોટાં સ્ત્રી પુરૂષોના મનમાં મારૂં આકૃત્ય જોઇને, કોઇ મને તર્કવાદિ, કોઇ વિચારશીળ, કોઇ ધર્માભિમાની, કોઇ પક્ષપાતી, કોઇ મનુવાદિ, વગેરેના વિશેષણો આપી તિરસ્કારની નજરથી જોસે, તો તે વાતની મને જરા પણ હરકત નથી. કારણ કે મેં મારા વિચારો જણાવવામાં જેમ બને તેમ નિર્વિઘ્નતા સાચવેલી છે. તેમ છતાં મારી કલમ ચલાવતાં મારાથી કોઇ જગ્યાપર ભુલ ભરેલુ લખાણ થયુ હોય તો તે લખાણને દોષ દ્રષ્ટિમાં સ્થિર ન કરતાં તમારી પ્રીતિ ભાવવાળી અમૃત દ્રષ્ટિની અમી છાંટો તદન મને દોષ રહિત બનાવશો.

કારણ કે હુ વેદ વેદાંગ વ્યાકરણ કાવ્ય ઇતિહાસાદિક ગ્રંથોનો પુરો અનુભવી નથી. તેમ હું સંસ્કૃત વગેરે પ્રૌઢ ભાષાનો સંપૂર્ણ અભ્યાસી થઇ હ્રસ્વ દીર્ઘની ભુલને તેમ પ્રત્યક્ષ શબ્દ અનુમાનાદિક પ્રમાણોના પૃથકકરણોને જાણતો નથી. તેમ ગુરૂ શેવાકરી ગુરૂ આશીરવાદના પ્રસાદ થકી પુરો પંડિત્ થએલો નથી, તેમ મેં કોઇ શાથે વાદ કરવાને તેમ, ધર્મ ચલાવી ધર્મ ગુરૂ બનવાને તેમ મારો મત શ્રેષ્ઠ થાય એવા ભાવથી બીલકુલ એ કૃત્ય કર્યું નથી.

પણ એ કૃત્ય કરવાનો હેતુ એવો હતો કે મનુષ્ય જન્મ પામ્યા પછી પોતાના મન બુદ્ધિ તર્ક ચિત્ત વિચાર વગેરે તત્વોના સ્ફુર્ણ પ્રવાહને ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન માર્ગે અનેક ચિત્ર વિચિત્ર ભાવાભાવમાં એવા તો દોડાવે છે કે, તેમાં કેટલાએક આસ્તિક, નાસ્તિક, કામી, ક્રોધી, મિજાજી, પ્રપંચી વગેરે થઇ જાય છે. તેનુ કારણ કે તેઓને આપણી ગુજરાતી ભાષામાં સર્વ જ્ઞાન મેળવવાનો એક પણ ગ્રંથ ન હોવાનુંજ બનવાને લીધે એવો બનાવ બને છે, વાસ્તે એ અટકાવ દુર કરવા સારૂં મારી તુટેલી ને અપૂર્ણ જ્ઞાનવાળી અનુભવ વગરની કલમથી આ ગ્રંથ લખ્યો છે.

તોપણ એમાં જે જે વિદ્વાનો દોષ કાઢશે તેમનો હુ ઉપકાર માની એની બીજી આવૃત્તિમાં યથાર્થ સુધારણા કરીશ. એવો મારા હૃદયનો સંપૂર્ણ પ્રેમ ભાવ છે. તેથી સર્વ જ્ઞાનીઓએ મજ જેવા અનાથ ને અજ્ઞાની પુરૂષપર રહેમ નજર રાખી મારી ભુલ મને બતાવવાને તેમ એના જ્ઞાનનો સર્વ પ્રજા લાભ લે એવો ઉદયોગ કરવાને તમામ સ્ત્રી પુરૂષો પોતાના ધાર્મિકપણાને યાદ કરી સદા હિમ્મત કરશે એવી મને આશાછે. બીજું આ મારા ગ્રંથના અવલોકન કર્તા સ્વદેશી બંધુઓનો એવો ભાવ હતો કે મારૂં જન્મ ચરિત્ર યથાર્થ લખાવવુ ને મારી જ્ઞાતિનો ઉદયકાળ બતાવવો. તે ભાવનો હુ અનાદર કરવા જતાં પ્રિય બંધુઓને નિરાશાના કુપમાં ગરકાવ ન કરતાં મારો ટુંક હેવાલ આપવાની જીજ્ઞાસા તમો સર્વની કૃપા નીચે હાજર કરૂં છું. તેથી આ મારાં ઉપરનાં કૃત્યને મનન કરનારી સર્વ પ્રજાઓ જેવી કે વેદ ધર્મિ (આર્ય પ્રજા) ઇસ્લામ ધર્મિ (મહંમદીઆન પ્રજા) ઇશુ ધર્મિ (ખ્રિસ્તિ પ્રજા) જરથોસ્ત ધર્મિ (પારસી પ્રજા) જૈનધર્મિ (શ્રાવક પ્રજા) બૌદ્ધ ધર્મિ (ચીનાઇ પ્રજા) વગેરે આ સૃષ્ટિમાં મનુષ્ય જાતમાં મનાયલા તમામ લોકો તમો મારાં શરીર પીંજરાંમાં વ્યાપેલાં અદર્શ ચૈતન્યના આકારો છો. તેથી તમો અજ્ઞાન ભાવે મારી સ્થુલ દેહની ચેષ્ટા તરફ જોશો નહીં, તદ્યપિ તમારાં હૃદયમાં મારી સ્થિતિ, જ્ઞાનને પવિત્રતાવાળા કુલક્ષ સદાચરણ વિષે તમારી જીજ્ઞાસા યથાર્થ રહેશે, તે ભાવનું નામ આત્મભાવ મનાશે, જેથી તમારો પ્રેમ ભાવ મારા તરફ કાયમ કરવાને જરા પણ ઇશ્વરી નીતીની અડચણ રહેશે નહી.

# જન્મ ચરીત્ર.

આ જન્મ ચરીત્ર મારા ગ્રંથના અવલોકનપણાથી તમારા હૃદયમાં સંપૂર્ણ રીતે હાજર થઇ ગએલું છે. એમાં શક નથી, પણ ઇતિહાસિક પુરાવા પૈકી મારો વેદ યજુ છે. મારી શાખા માધ્યંદિનિ, મારૂં ગોત્ર કૌનિષ છે. ° મારૂં ત્રિમવર, મારી જ્ઞાતિ (અનાદિ) અનાવળા બ્રાહ્મણની છે. મારી વૃત્તિ અયાચક છે, મારો કુલ્લ ધર્મ, દેશ રાજ્ય ને ધર્મ સંરક્ષણનો છે. મારા પૂર્વજો આ દેશમાં રાજ્યકર્તા મના યલા છે. મારી જ્ઞાતિએ હજારો વર્ષ થયાં, પરમાર્થ, પરોપકાર, ધર્મ, દયા, ક્ષમાની વૃદ્ધિ કર્યા કરી છે. હમારી જ્ઞાતિની તમામ રીત ભાત માહાન મોટા રાજ્યવંશીઓના ખાનદાનોનાં જેવીછે. તેમ મારા જ્ઞાતિલાઓ મહાબુદ્ધિવાન શૌર્યાદિક લક્ષણ વાળા, શુરવીરો, હિમ્મતવાન, પ્રીતિપાત્ર, મોજીલા, ખુશ મિજાજીને તિવ્રમગજના રહેલા છે. તેમજ અદેખવા. કુંજરેલ, બરેલ ને કુસંપીપણાથી પોતાની ન્યાતિને છેક નીચ સ્થિતિમાં લાવી શકયા છે. જેમાં હાળના સમયથો પ્રગટેલી અલ્પ વિદ્વાન પ્રજા તદન અધર્મ અન્યાયના માર્ગપર જવાની તૈયારી કરે છે, તેથી હમારા દેશની સર્વ પ્રજા દીલગીર થાય છે.

કેમકે હમારા અસલના પૂર્વજો પંચગોડને પંચદ્રાવીડ બ્રાહ્મણથી દુર પડી ઈ. સ. છઠા સૈક્કામાં ગુજરાત પ્રાંતમાં પ્રથમ આવી વસ્યા, ને ગુજરાતની તમામ જંગલી પ્રજાપર રાજ્ય કર્તા બની ધર્મ ને દેશની આબાદાની કરી, ને પોતે ક્ષત્રીય રાજાઓના બગલમાં રહી પ્રત્યેક રાજ્યકર્તાઓનું સંરક્ષણ કર્યું, નવમાં સૈક્કામાં અંબીકાને કાવેરી નદીના કીનારાપર અનાદિપુર પાણ વસાવ્યું.

આ નગરી તદન આરસ પહાણ પથ્થરથી સણગારેલી ને તે જમાંનામાં જાણે પારીસ તથા વેનીસ હોયની, તેના જેવી ભવ્યને શોભાયમાન બનેલી હતી. ઇશ્વરેચ્છાથી ૧૧૫૨ ની સાળમાં વૈશાખ શુદ ૧૦ ને રોજ ૭૦૦ કન્યાઓ પરણવા બેઠી તે રાત્રીના તમામ ભીલ લોકોએ હુલ્લડ કરી ૫૦૦૦૦ મનુષ્યોનો વધ° કીધો. ત્યારથી હમારા લોકો અનાદિપુર (અનાવલ)થી નાઠા.

પાછલથી કુતબુદીન પાદશાહની સુરમાલ બીબીને મળવાથકી તેણે પુરત અઠ્ઠાવીસના માલીક બનાવ્યા. આ પ્રસંગે બીગરી શેહેરના કોલી જાતના ચાંચીઓનો નાશ થતો અટકાવી ચાંચીઓને તેના ધંધાથી બંધ કીધા, તેમજ મહંમદ બેગડાને મદદ આપી તેના રાજ્યનુ દુઃખ દુર કીધું, પાછલથી ભાંગેલી નગરી વસાવી ને સુરતની દેખરેખ કાયમ કીધી.

એવી રીતે માહાલે માહાલ વસી રાજ્યકર્તા થઇ પડયા, તેમાં ઓધવ માધવ ને કાશીભાઈ નામનાત્રણ પુરૂષો ચૌદમાં સૈક્કામાં અમરીખ અપ્રામાંથી આવી ચીકલી વસાવી, ને ભીમજી ભાઇએ કાલીઆવાડી વસાવી, સોળમાં સૈક્કામાં શ્રીમંત શિવાજી જ્યારે સુરત લુટવા બીજી વખત આવ્યા, ત્યારે તેમને લુટીને નાસી જતી

વખતે અજમળગઢ ને હનમંતમાલ નામના ડુંગરોમાં ગોંધી મીત્ર થઇને ચીકલી લાવી પરોણા ચાકરી કરી, ને પછી રાયગઢના કીલ્લામાં રાજ્યાભિષેક વખતે હમારા પૂર્વજોમાંના બે વીર પુરૂષો ત્યાં પધાર્યા હતા.

ત્યારબાદ હમારૂં કુટુંબ વૃદ્ધિ પામવાથી કલેશ કંકાશ પ્રગટી આવ્યાં. જે દુર્ગુણથી આશરે બસો વર્ષ પર માંડવીના રાજાએ ચીકલી લગાડી મુકી હતી, ને ત્યાર બાદ પીંડારાઓએ ત્રણ વખત લુંટી હતી, પાછલથી રતનજી નારણજી ને રૂઘનાથરાવ નારણજી વગેરે પાંચભાઇ બળીષ્ઠ પરાક્રમી થયા, તેમણે સર્વ પ્રગણાઓની પ્રજાને રાજી કરીને પોતાની સરદારી કાયમ કરી, ને કસ્બામાં મકાનો બંધાવવા માંડયાં, ને કુવાઓ, તળાવો. વાવો, શીવાળયોને ધર્મ શાળાઓ બંધાવી, ઝાડી જંગલ કપાવી મુલક આબાદ કીધો, ને બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય શુદ્ર જાતીને સુખ આપ્યું.

હવે એ પાંચે ભાઇઓનો વંશવેલો જુદી જુદી જગ્યાપર વસવા લાગ્યો, ને ભરણ પોષણ કરી દીવસ નિર્ગમન કરવા લાગ્યા. આ સમયમાં ઓધવભાઇના વંશવાળી પ્રજા બળીષ્ઠ થઇ પડી, ને જેથી એઓ કારભારને રાજ્ય વહીવટ કરવા લાગ્યા. આવા પ્રકારના કાળમાં રૂઘનાથરાવજીના પુત્ર નાનાભાઇએ પોતાના કાકા સાથે બળ અજમાવી પાંચ વર્ષ સુધી કારભાર કર્યો, ને ચાર વર્ષનો પુત્ર મુકી સ્વધામ પધાર્યા. આ સમયે નાના ભાઇનો પુત્ર પોતાનું મોશાળ કછોલીના મોટા રાજ્ય વહીવટ કરનારા દેશાઇજીને ત્યાં રહ્યા. ને પોતાની આઠ વર્ષની ઉમ્મરે પોતાના કાકા રતનજીભાઇના પુત્રો શાથે વતનની વહેંચણી કરી, તેમાં કેટલાએક દસ્તાવેજો સનંદોને કાગળ પત્રોનો નાશ થએલો ને હીસાબ ખરાબર કોઇ એ બતાવ્યો નહી ને વતનના ગામોની વહેંચણી ચાલી, તેમાં કણભાઈ, ટાંકલ, ઊંઢવલ, (હાલ જેને ઘોલ ધરાનો ભાગ કહે છે તે,) નેમલવાડા એટલા ગામોમાંથી મલી આધરા ને કણભાઇની ઉપજ પાંચ હજાર ઓરંગજેબી ગણાતી હતી, ને ફડવેલ તથા ઊંઢવળ દોઢ હજારનાં મનાતાં હતાં. તેમ મલવાડા કાશીભાઇ શાથે ભાગમાં હોવાથી બે વંશને ભાગે પડતો કેટલોક હિસ્સો આવ્યો. ને કસ્બો ત્રણે કુટુંબનો ભાગીકો હતો.

તેટલામાં ગણદેવીની ગાદીના ગોપાળવસી નામના દેશાઈ મરેઠાઓ તરફથી આ મુલ્કના સરદાર નિમાઇ પોતાના રાજકર્તા પેશવા શરકારની મદદે લાવ લશ્કર શાથે પાણીપતમાં મુસલમાનો સામે લડવા ગયા, ને દૈવ ઇચ્છાથી મર્ણ પામ્યા, તે સમયથી તેમનું નિર્વંશ જવાનેલીધે તેમ લડાઇમાં લાખો રૂપીઆનો ખરચ થવાથી ચીકલી માહાલના વતનનાં તમામ ગામો ગીરવી મુકવાં પડયાં, ને સાહુકારોએ પોતાના પૈસા વસુલ કરીલીધા. એવામાં નાનાભાઇના પુત્ર મોટાભાઇએ પોતાની પંદર વર્ષની ઉમ્મરે પોતાના મામા જે કે કછોલીના દેશાઇ તેને ત્યાંથી રૂપીઆ અઢારસો લઈ પીપળધરાને ખાપરીઆ ગામ ગીરવીમાં રાખ્યાં, ને રૂપીઆ અઢીસોમાં પીપળધરા ગામનો ભાલા તળાવના નામનો એંસી વિઘાંનો વજીફો પણ પાછલથી રૂપીઆ આપી મચકુર દેશાઈ પાસે ગીરવી લીધો, એવામાં શ્રીમંત ગાયકવાડ

સરકારનો હુકમ એવો આવ્યો કે, ચીકલી મહાલના તમામ દેશાઇઓને ખબર આપવાની કે તમારા દર, દસ્તુર, વતન વજીફા વગેરે જેટલી જાતના હકો હોય, તે સર્વે કાયમ રાખી તમારો મહાલ શ્રીમંત કંપની શરકાર બાહાદુરના હવાલામાં સોંપવો. આ હુકમ સરભોણના કરાડા બ્રાહ્મણના ઘરમાં છે. પણ પાછલથી પ્રપંચી નોકરોએ અધિકારીઓના કાન ભેરવી રાજ્યકાજમાંથી હમોને બાતલ કરાવ્યા, ને નોકરી નહીં કરવી તેને પેટે ત્રણ આની કાપી લીધી, તેમ દેશાઈગીરીના આંકડો આ જમાનાની થોડી ઉપજ ઉપર બાંધવામાં આવ્યો.

ત્યારબાદ એમના પુત્ર થવાથી વતનમાં ભાગ પડયા. ને મોરારજી નામનાં પુત્રેરે કારભાર કીધો. ને એઓ પ્રયાગજી નામના દીકરાને છ માસનો મુકી દેવલોક પધાર્યા, જેથી વતન ઉસ્તવારીમાં ઘણી ગડબડ થઇ ને પીપલધરા ખાપરીઆ ગામને આ વખતે ગરાસીઆઓએ બે વખત ગરાસ નહીં આપવાના કારણથી લગાડી મુક્યું હતું એવામાં પ્રયાગજી ભાઇ પોતાની પંદર વર્ષની ઉમરે ગાયકવાડીમાં ઇજારો રાખી ચીકલીમાં પોતાનું કામ કરવા લાગ્યા એવા મામલામાં વચી રહેતાં પ્રયાગજી ભાઈ પોતાના પીસ્તાળીશ વર્ષની ઉમરે પહોંચ્યા હતા. ને પાંસેટ વર્ષની ઉમરે બે દીકરા એક દીકરી મુકી સ્વધામ પધાર્યા. પાછલથી નાદાન છોકરાંઓને લઇ પીપલધરા ગામે માનદેશાણ ખેતીવાડી કરવાં લાગ્યાં. ને ત્યાં રહેવા બાદ મારા પિતાની તેત્રીશ વર્ષની ઉમરે મારો જન્મ થયો. બાદ મારાં માતુશ્રી ત્રણ વર્ષની ઉમ્મરમાં દેવલોક થયાં. ત્યાર બાદ હુ વલશાડ મારા મોશાળમાં રહેતો હતો. મારી નવ વર્ષની ઉમ્મરે મારૂ લગ્ન કાલીઆવાડીમાં થયું. ચઉદ વર્ષમાં હું અંગરેજી અભ્યાસ કરતો હતો, છતાં જન્મકાળથી હુ સંત સાધુ ને ધર્મજ્ઞાન મેલવવા તરફ વધારે વૃતિ રાખતો હતો.

પદંરમે વર્ષે મેં સંસ્કૃત અભ્યાસ કરવા માંડયો. ને સોલમે વર્ષે મુંબઈ આવ્યો. સતરમે વર્ષે ન્યાતિમાં સારાનું કામ ઊંચકયુ. પણ ગરીબ તેથી પાર ન પડયો. અરાડમે વર્ષે કાશીમાં શંકર સ્વામી પાસે રહયો ને ત્યાંથી મધ્ય હિંદુસ્તાનમાં યાત્રા નિમિત ફર્યો. ને સર્વ રાજ્યો સ્થાનોમાં ભાષણ કરતો રહયો. એવામાં મેં અનેક ચમત્કારો દીઠા. તે સર્વ જણાવતો નથી. પછી એકવીસ વર્ષની ઉમ્મરે આ ગ્રંથનો વિચાર કીધો.

આવા પ્રકારથી દીવશ નિર્ગમન કરતાં આ ગ્રંથ લખી મેં મારો અનેક પ્રકારનો અનુભવ બીલકુલ કોઇને હું હાલમાં કહેતો નથી. કારણકે એમાં અનેક પ્રજાના લાભ સમાયલા છે. છતાં આ ધર્મ પુસ્તકને તમો તમારા અંતઃકરણમાં સદા મનન કરશો એવી આશા છે.

વાસ્તે તમો નિર્વિકાર અંતઃકરણની નિસ્ફુર્ણ દશામાં સ્થિર થઈ અલૌકિક આત્મ પદના ભુમાસ્થાનમાં લિન્ન રહી સમદ્રષ્ટિ પ્રવાહે આ મિથ્યાભાસ રૂપ મનોકલ્પિત જગત્ ચક્રને જોયા કરો, ને સદા આ અનંતકોટ બ્રહ્માંડના જી-

વાત્માઓના હૃદયમાં અનેક પ્રકારની ભાષાના ઉત્પન્ન કર્તા આત્મારૂપ ચૈતન્યતાવાળી પંડિતમુર્તિના, ધ્યાન સારૂ તમારા હૃદયસ્થાનમાં વ્યાપક થએલી જળ હળ જળ હળ અખંડ પ્રકાશીત અનંતકોટ સુર્યના જેવી જયોતિમાં નિમગ્ન થાઓ. ને સદા શાંતીપણાથી કલ્પના વિરકતપણાવાળી જીવન્મુકતી સ્થિતિમાં સ્થિર રહેશો. એટલે તમોને સર્વ શકિત પ્રાપ્ત થશે.

ને આ મારી પવિત્ર શેવાની સંપૂર્ણ કદર બુજી તમો પણ ધર્મ સંરક્ષણ ભાવમાં સ્થિર થશો એવો હમારા ( શંકર ) સુખકર્તા સદગુરૂ ( સ્વામી) નો આશીરવાદ છે. બોલો શ્રી પરમાત્મ સ્વરૂપ પંડિતાય નમ. ઇતિ.

આ રીતે આ મુકત શાસ્ત્ર નિર્વિઘ્નપણાથી સમાપ્ત થયું તેને સારૂ વાપર્યો છે.

ૐ **શાંતીઃ શાંતીઃ**

---

સમાપ્ત.

---

# आश्रय पत्र.

## પ્રથમ ગ્રાહક થએલાં સદ્ગૃહસ્થોનાં નામ.

### મુંબઇ.

રા. રા. રાવ બાહાદુર કાશીનાથરાવ મલહાર રાવ ઉદેપુર માજી દીવાન સાહેબ ૧૨૫
રા. રા. લીલાધર મનજી ધોકે ૧
,, ગણેશ વેલજી ૧
,, દુલભદાસ મોતીલાલ. ૧
શેઠ રૂસ્તમજી કેરશાસ્પજી. ૧
રા. રા. વંદ્રાવંદદાસ પુરૂષોત્તમદાસ. ૨
,, લાલભાઇ નારણજી. ૧
,, મનઃસુખલાલ મુગટલાલ સોલીસીટર. ૧
શેઠજી શોરાબજી શાપુરજી બંગાલી. ૫
,, નશરવાનજી માણેકજી પીટીટ. ૫
રા. રા. જગમોહનદાસ છબીલદાસ. ૧
,, ત્રીભોવનદાસ કલ્યાણદાસ. ૧
,, મનસુખલાલ હીરાલાલ. ૧
,, વીસરામ વશનજી નંદવાણા. ૧
,, રામચંદ્ર રૂપશંકર. ૧
,, કાનોજી જયરામ ડાકટર. ૧
,, હરીભાઇ રૂઘનાથ. ૧
,, મુળજી ભવાનીદાશ. ૧
,, હીરજી પુજા. ૧
,, લીલાધર હરીદાશ. ૧
,, ડાહ્યાભાઇ જદુરામ સોલીસીટર. ૧
,, માણેકલાલ ક્ષીરપારામ. ૧
,, લલુભાઇ ગોવરધનદાશ આ. કસ્ટમ કમીશનર ૧
,, નારણજી ત્રીકમજી. ૧
,, કલ્યાણદાશ નરોતમદાશ. ૧
,, ગોવરધનદાશ નરોતમદાશ. ૧
,, જમનાદાશ પીતાંબરદાશ. ૧
,, શરીફ શાલેમહંમદ. ૧
,, નગીનદાશ તુળશીદાશ વકીલ. ૧

સર. મંગલદાશનથુભાઇ કે. સી. એસ. આઇ ૫
રા. રા. જમનાદાશ હરીદાશ ૧
,, પ્રાણજીવન રામદાશ. ૧
ઠકર જેરામ નારણજી. ૧
રા. રા. મનજી ખેતસી. ૧
,, સાકરલાલ દુર્ગારામ બી. એ. ૧
નેટીવ જનરલ લાયબ્રેરી. ૧
શેઠ અરદેશર ફરામજી મુસ. ૧
રા. રા. રામજી લક્ષ્મીદાશ. ૧
,, સુંદરરાવ રાવજી. ૧
ઠકર ગોકલદાશ દેવજી. ૨
રા. રા. સુંદરદાશ મોરારજી. ૨
ઠકર જીવરાજ દયાલજી. ૧
રા. રા. મેઘારામ નાગરજી. ૧
ઠકર જગજીવન હેમરાજ. ૧
,, કાળીદાશ ધરમશી. ૧
રા. રા. રૂદ્રજી ગાંડાભાઇ કસ્ટમ સરકારકુન ૧
ગુજરાતી સોશીયલ યુનિયન. ૧
રા. રા. દેવજી હરીદાશ ૧
,, લલુભાઇ હરીભાઇ દેશાઇ. કેરેજ એકઝામીનર. ૧
,, ભગતજી. ૧
,, મોરારજી રાયજી. ૧
,, દલપતરામજી. ૧
,, કલ્યાણજી નારણજી ગ્રીન્સકોટન કલાર્ક ૧
શેઠ અરદેશર પેસ્તનજી કામા. ૧
રા. રા. વિષ્ણુરામ જીણાભાઇ માસ્તર. ૧
બ્રહ્મનિષ્ઠ શ્રી જયકૃષ્ણ મહારાજની સભા. ૭
રા. રા. ખંડેરાવ ચીમનરાવ બેદારકર રજીષ્ટાર ૨
,, તુકારામ તાત્યા. ૧
શેઠ રૂસ્તમજી કેયાજી. ૧
દરજી જીવરાજ કુબેર. ૧

શેઠ એદલજી ભીમજીભાઈ. ૧
રા. રા. વીઠ્ઠલદાશ રાજારામ દલાલ. ૧
,, વીરપ્રસાદ તાપીપ્રસાદ મામલેદાર. ૨
,, જેરામ રૂઘનાથ. ૧
,, નારણદાશજી. ૧
,, મોતીલાલ મુગટલાલ હાઈ કોર્ટ પ્લીડર ૧
,, ગુલાબભાઈ. ૧
ઓનરેબલ. રાવ બાહાદુર ગોપાલરાવ હરી દેશમુખ. ૧
શેઠ લક્ષ્મીદાશ ખીમજી જસ્ટીસ ઑવપીસ ૫
,, મથુરાંદાશ લવજી. ૧

### થાણા.

રા. રા. ખંડુભાઇ ગુલાબભાઈ એકઝીક્યુટીવ ઇજનેર. ૫
,, દામોદર બળવંતરાવ. ઓવરસીઅર ૧
,, શ્રીપાત બાબાજી સેસન જડજ. ૯

### ઇલીચપુર.

રા. રા. જી. એસ. ખાપરડે આ. કલેકટર. ૧

### વળશાડ.

રા. રા. જીવણજી હરીભાઈ. વકીલ દેશાઈ. ૧
,, રૂઘનાથજી નીછાભાઈ વકીલ ,, ૧
,, વશનજી પ્રાગજી વકીલ ,, ૧
શેઠ ભુખણદાશ. ૧
રા. રા. ભીમભાઈ દુલભભાઈ દેશાઈ. ૧
,, મકનજી દયાલજી દેશાઈ. ૧
,, ડાહ્યાભાઈ બીરજદાશ. ૧
,, નારણજી આણંદરામ. ૧
,, વશનજી નથુભાઈ દેશાઈ પેઝંટ. ૧
,, નિત્યારામ આણંદરામ મેહેતા. ૧
,, ભીમભાઈ મોટાભાઈ દેશાઈ. ૧
,, ગાંડાભાઈ નાગરજી. ,, ૧
,, રૂઘનાથજી નારણજી. ,, ૧
,, નીછાભાઈ પ્રાગજી. ,, ૧
,, ભીખાભાઈ અખુભાઈ ,, ૧
,, પ્રાગજીભાઈ દુલભભાઈ ,, ૧
,, કૃષ્ણમુખરામ આત્મારામ મુનસફ. ૧

રા. રા. ફરસરામ આબાજી ઓવરસીઅર. ૩
,, મગનલાલ હેડમાસ્તર. ૧
,, જીવણજીભાઈગુલાબભાઈવકીલદેશાઈ.૧
,, ધીરજરામભાઈ વકીલ. ૧
,, બલુભાઈ નાજર. ૧
,, પ્રાગજી રૂઘનાથજી દેશાઈ. ૧
,, મંછારામભાઈ વકીલ. ૧
,, કીકાભાઈ ભાણાભાઈ દેશાઈ. ૧
,, ભુખણદાશ નૃસિંહદાશ. ૧
,, જીવણસિંહ રામસિંહ સોલંકી. ૧
,, રણછોડજી રાયજી. ૧
,, નાસણજી ડાહ્યાભાઈ દેશાઈ. ૧

### ધરમપોર.

રાવબાહાદુર દામોદરદાશજી હરીદાશજી દીવાન સાહેબ. ૫
રા. રા. કુશાબા બાબાજી. ૧
,, નારાયણરાવ વીઠુબા. ૧

### વાંસદા.

શ્રીમંત મહારાજા શ્રી પ્રતાપસિંહજી. ૩
રાવબાહાદુર માધવરામભાઈ હરીનારાયણ દીવાન સાહેબ. ૨

### ચીખલી.

રા. રા. વશનજીભાઈ ડાહ્યાભાઈ દેશાઈ. ૫
,, ભીમભાઈ લાલભાઈ દેશાઈ ૧
,, ભીમભાઈ ખંડુભાઈ બી. પ્રાગજી દેશાઈ. ૧
,, રામભાઈ હરીભાઈ. ,, ૧
,, કશનજી જીવણજી. ,, ૧
,, ડાહ્યાભાઈ ભીમભાઈ. ,, ૧
,, નીછાભાઈ ખંડુભાઈ. ,, ૧
,, લલુભાઈ ખુશાલભાઈ. ,, ૧
,, મકનજી દાજીભાઈ. ,, ૧
,, નીછાભાઈ અખુભાઈ વકીલ દેશાઈ. ૧
રા. રા. ગોવીંદરાવ કેશવરાવ ડાકટર સાહેબ પેઝંટ. ૧
,, કુંવરજી ગોપાલજી દેશાઈ. ૧
ઇશ્વરી બેન પ્રેઝંટ ૩

રા. રા. વશનજીભાઈ હરીભાઈ. ૫
,, ગાંડાભાઈ ભીમભાઈ. ૩
,, નારણજી ગાંડાભાઈ ૧
,, હરીભાઈ નાનાભાઈ દેશાઈ માસ્તર. ૧
,, વલ્લભરામ આત્મારામ. ૧
,, દુલભભાઈ ડાહ્યાભાઈ દેશાઈ. ૧

## ગણદેવી.

એચ. બી. દેશાઈ. ૨
રા. રા. માહાદેવ સખારામ વહીવટદાર સાહેબ ૧
,, ભગવંતરાવ રાવજી. ૧
,, રામપ્રસાદ દીનમણીશંકર. ૧
,, બાળકૃષ્ણ નારાયણ પંડિત. ૧
,, નીછાભાઈ ગોપાલજી. ૧
,, ગાંડાભાઈ હરીભાઈ. ૧
,, શાંઈ લાલભાઈ. ૧
,, સખારામ રામચંદ્ર ભાટે. ૧

## બીલીમોરા.

શેઠ લીમજીભાઈ હોરમસજી. ૧
,, મોટાભાઈ બરજોરજી. ૧
,, નવરોજી એદલજી. ૧
,, બીલીમોરા માજીસ્ટ્રેટ ભરૂચકર. ૧

## નોસારી.

રા. રા. ગણેશ સીતારામ શાસ્ત્રી સુબાસાહેબ ૧
,, આનંદરાવ ગંગાધર પોલીસ નાયબ સુબા. ૧
,, મોતીભાઈ વિનાયકરાવ નાયબસુબા. ૧
શેઠ જમશેદજી બેહેરામજી ડાકટર. ૧
,, માણેકજી પાલનજી ઓવરસીઅર. ૧
રા. રા. દયાલજીભાઈ દાજીભાઈ વકીલ દેશાઈ. ૧
,, રૂદ્રજીભાઈ વકીલ. ૧
,, કેદારનાથ જગન્નાથ વકીલ. ૨
,, રણછોડજી ફકીરભાઈ વકીલ. ૧
શેઠ બરજોરજી રૂસ્તમજી ગારડા. ૧

## કાલીઆવાડી.

રા. રા. હરીભાઈ મોનભાઈ દેશાઈ. ૧
,, રામભાઈ ભીમભાઈ. ,, ૧
રા. રા. ખંડુભાઈ રૂઘનાથજી. ,, ૧
,, ભીમભાઈ દુલભભાઈ. ,, ૧
,, લલુભાઈ નીછાભાઈ ,, ૧
,, લલુભાઈ જીવણજીદેશાઈ સીરસ્તેદાર ૧
,, વશનજી દુલભભાઈ દેશાઈ. ૧
,, મણીભાઈ ખંડુભાઈ ,, ૧
,, ભીમભાઈ ડાહ્યાભાઈ ,, ૧
,, ભીમભાઈ ખંડુભાઈ. દેશાઈ બીલ્ડ-નઈન્સ્પેકટર ૧
,, વશનજી કલ્યાણજી એલ. સી. દેશાઈ ૧

## જલાલપોર.

રા. રા. ડાહ્યાભાઈ મોરારજી. ૧
,, ડાહ્યાભાઈ ગોપાલજી. ૧
જોગી ભગતજીને ઈનામ. ૧

## એરૂ.

રા. રા. લલ્લુભાઈ વશનજી દેશાઈ. ૧
,, ગુલાબભાઈ નથુભાઈ. ,, ૧
,, ગાંડાભાઈ રતનજી. ,, ૧

## અબ્રામાં.

રા. રા. દયાલજીભાઈ ખંડુભાઈ દેશાઈ. ૧
,, ભીમભાઈ મુકનજી ,, ૧
,, કશનજી રતનજી. ૧
,, લાલભાઈ રણછોડજી. ૧
,, ડાહ્યાભાઈ નાગરજી. ૧

## મંદીર.

રા. રા. ડાહ્યાભાઈ રૂદ્રજી માસ્તર. ૧
,, ચીણાભાઈ પટેલ. ૧

## વેગામ.

રા. રા. શુરભાઈ સુખાભાઈ પટેલ. ૨
,, જીવાભાઈ ભગતજી. ૧

## વેસમા.

રા. રા. ખંડુભાઈ ઈંદ્રજી દેશાઈ. બી. એ. ૫
,, ઘેલાભાઈ ગોપાલજી. ,, ૧
,, મકનજીભાઈ ખંડુભાઈ. ,, ૧
,, ગોપાલજીભાઈ શવરામભાઈ દેશાઈ. ૧
,, ગોપાલજી મોટાભાઈ દેશાઈ. ૧

રા. રા. ગુલાબભાઈ લલ્લુભાઈ ,, ૧
રા. રા. મકનજી લાલાભાઈ ,, ૧
શેઠ નગીનભાઈ ૧

પુણી.

રા. રા. ગોપાલજીભાઈ શુરભાઈ યુનીવરસીટીના ફેલો દેશાઈ. ૫
,, ભાણાભાઈ રામભાઈ દેશાઈ. ૫
,, નારણજીભાઈ મોટાભાઈ દેશાઈ. ૧

સરભોણ.

રા. રા. લલુભાઈ અંબાલાલ વકીલ દેશાઈ ૫
,, ભીમભાઈ મોરારજી દેશાઈ. ૧
,, દુલભભાઈ ગુલાબભાઈ કંટ્રાકટર દે૦ ૧
,, ગુલાબભાઈ નારણજી દેશાઈ ૧
,, ગુલાબભાઈ કુવરજી દેશાઈ ૧
,, ડાહ્યાભાઈ દયાળજી દેશાઈ ૧
,, દયાળજી રૂઘનાથજી દેશાઈ ૧

મહુવા.

રા. રા. રૂદ્રજી ખંડુજીવસી ઈનામદાર પર્ગણે મહુવા દેશાઈ ૨૫

બુહારી.

રા. યા. નાગરજીભાઈ નારણજીભાઈ ૧

વ્યારા.

રા. રા. છોટુભાઈ ગોપાલજી દેશાઈ ૧

મોતા.

રા. રા. રામચંદ્ર ઈછારામ કલાર્ક
,, ભગવતલાલ જમીએતરામ સ્ટેશન માસ્તર ૧
,, બાળકૃષ્ણભાઈ પોસ્ટ માસ્તર ૧

મરોલી.

રા. રા. મોરારજી વલ્લભભાઈ ૧
,, લલુભાઈ શંકરજી દેશાઈ ૧
,, રણછોડજી ગોપાલજી દેશાઈ ૧

બારડોલી.

રા. રા. હુરગોવીંદ હરીનારાયણ સબોર્ડીનેટ જડજ પાલીતાણા ૧

સચીન.

નામદાર નવાબ સાહેબ સીદી અબદુલ કાદરખાન ૫
રા. રા. લાલભાઈ નથુભાઈ ફોજદાર દેશાઈ ૨
,, ડાકટર દાનાલ સકુજી ૧
,, અંબાલાલ ખુશાળ ઓવરસીઅર ૧
રાવ સાહેબ ગણપતરાવ નારાયણરાવ લાડ જોઈંટ એડ્મીનીસ્ટર ૨

સુરત.

રા. રા. ગુલાબદાશ ભાઈદાશ વકીલ ૫૦
,, દોલતરાવ શુરભાઈ બારીષ્ટર એટ. લૉ. દેશાઈ ૧૧
,, ઓછવરામ માધવરામ મામલેદાર ૬
શેઠ પેસ્તનજી રતનજી ૧
રા. રા. વીરભદ્ર બલીભદ્ર જાગીરદાર ૧
,, નવલરામ લક્ષ્મીરામ પ્રીન્સીપાલ રાજકોટ ટ્રેનીંગ કોલેજ ૧
શેઠ નશરવાનજી દાદાભાઈ ભાભા ૧
રા. રા. મોટાભાઈ મોતીલાલ દેશાઈ ૧
,, વશનજી જીવણજી વકીલ ૧
,, હરીલાલ કકુભાઈ નાયબશુબા વડોદ્રા ૧
,, હરીલાલ અમૃતરામ દીવાન સાહેબ રાધનપુર ૨૦
,, પેસ્તનજી રતનજી ૧
,, ગણપતરામ અનંતરામ ત્રવાડી દી. એ. ઈન્પેકટર ૧
,, કલ્યાણજી ભુલાભાઈ વહીવટદારવડોદ્રા ૧
,, ભીમભાઈ મોરારજી કલાર્ક વડોદ્રા ૧
,, લલુભાઈ કુવરજી ૧
,, દામોદરદાશ માણેકલાલ ૧
,, જુગજીવનદા ખુશાલદાશ એડમીનીસ્ટર ધરમપોર ૧
,, વનમાલીદાશ નાગરદાશ કલાર્ક ૧
,, ભગવાનદાશ ઠાકોરદાશ ફોજદાર ૧
,, રસીકદાશ ઠાકોરદાશ કલાર્ક ૧
,, ત્રંબકલાલ હરકીશનદાશ વકીલ ૧
,, મોતીલાલ વ્રજભુખણદાશ ૧

રા. રા. શાકરલાલ રણછોડદાશ ૧
,, રણછોડદાશ નાનાભાઇ વકીલ ૧
,, ડોસાભાઇ પેસ્તનજી ડાકટર ૧
,, ચીંતામણીરામ લલીતારામ ૧
,, ચુનીલાલ ઉમેદરામ નાજર ૧
,, આત્મારામ ત્રીપુરાશંકર ૧
,, નંદકૃષ્ણલાલ રતનલાલ મજમુદાર ૧
,, મોતીરામ માણેકલાલ સબ ઈજનેર ૧
,, સુરજરામ રાજારામ કંટ્રાકટર ૧
,, હીરાલાલ હાઇસ્કુલ આ૦ માસ્તર ૧
,, માણેકલાલભાઇ એલ. સી. ૧
,, રણછોડજી સુરભાઇ ૧
,, રતનરામ આત્મારામ ૧
,, મદનરાય મુગટરાય ૧
,, કીકાભાઇ પરભુદાશ એડીટર ગુજરાત મીત્ર ૧
,, રણછોડદાશ પ્રભુદાશ વકીલ ૧
,, નરભેરામ મનસુખરામ ૧
,, ગોવીંદરામ સુરજરામ ૧
,, ચંદ્રપ્રસાદ મહાપ્રસાદ ૧
શેઠ જહાંગીરજી પુંજીઆજી દલાલ ૧
,, નશરવાનજી મેહેરવાનજી ૧
,, ખેડેરામજી ભીખાજી ૧
,, બરજોરજી એદલજી મોદી સબોડીનેટ જડજ ૧
,, કેવળરામ ડાકટર ૧
રા. રા. ગણપતરામ ગૌવરીશંકર શાસ્ત્રીજી ડી. એ. ઈન્સ્પેકટર ૫
,, જમીયતરામ ગૌવરીશંકર માસ્તર ૧
,, મોતીરામ હીમ્મતરામ મામલેદાર ૧
,, છબીલારામ દોલતરામ આ. માસ્તર ૧
,, પારવતીશંકર મણીશંકર હાઇસ્કુલ હેડ માસ્તર ૧
,, રતીલાલ મોતીરામ ૧
,, છોટાલાલ પ્રાણજીવન ડેપોકીપર ૧
,, તાપીદાશ દયારામ એમ. એ. ૧
,, ભીમભાઇ જીવણજી એમ. એ. કોલેજ ફેલો ૧
,, પ્રાગજીભાઇ વલ્લભરામ ૩
,, સદાશીવ હરલાલ ડેપોકીપર અમદાવાદ ૧
,, ભીખાભાઇ હરીભાઇ દેશાઇ ૧
,, પ્રાગજી નાગરજી ઈ. કલાર્ક ૧
,, દામોદરદાશ રામદાશ દીવાન વાંકાનેર દેશાઇ ૧
,, જમીએતરામ મોતીરામ કાયચ સ્ટેસન માસ્તર ૧
,, પરસોતમ ફકીરભાઇ ૧
,, ભગવાનજી ગોવંદજી પો. સુપ્રીટેન્ડેન્ટના કલાર્ક ૧
,, નારણજી ફકીરભાઇ ૧
,, ભીમભાઇ ફકીરભાઇ ૧
,, નરોતમભાઇ ફકીરભાઇ ૧
,, લક્ષ્મીશંકર જયશંકર ૧
શેઠ રૂસ્તમજી જીવણજી ૧
,, નનુમીઆં બક્ષીમીઆં સેક્રેટરી ૧
,, રણછોડભાઇ નથુભાઇ પારેખ ૨
,, બળવંતરાવ કેશવરાવ ૧
,, મોતીરામ પ્રેમશંકર ૧
,, ઉમેદરામ મીઠારામ દીવાનજી ૧
,, ગગુભાઇ નારણજી ચક્કા ૧
,, ઠાકોરદાશ ચુનીલાલ ચક્કા ૧
,, જગાભાઇ લલ્લુભાઇ ૧
,, કેશવરામ કાશીરામ વકીલ ૧
,, મધુવછરામ બળવછરામ મુનસફ ૧
,, પ્રાણનારાયણ મયાશંકર ૧
,, ડાહ્યાભાઇ મોતીરામ માસ્તર ૧
,, બરજોરજી એદલજી આગા ૧
,, વિદ્યારામ મોતીરામ ન્યાયાધીશ. ભાવનગર ૧
,, જગન્નાથ ઈચ્છારામ ન્યાયાધીશ જામનગર ૧
,, ગુલાબભાઇ કંથડજી મામલેદાર ૧
,, શાકરલાલ ચુનીલાલ ૧
,, ધનજીભાઇ હીરાભાઇ ડાકટર ૧
રા. રા. કૃષ્ણાશંકર લાલશંકર કલેકટર હારીસ કલાર્ક ૧

રા. રા. ખંડુભાઈ નારણજી મેહેતી ૧
,, કવીશ્વર નર્મદાશંકર લાલશંકર પ્રેઝંટ ૧
,, કેશવલાલ નથુભાઈ
,, ગુલાબભાઈ કલ્યાણજી દેશાઈ ૧

## ભરૂચ.

રા. રા. કલ્યાણરાય હકુમતરાય દેશાઈ ૫
,, હરીપ્રસાદરામનારાયણ જ્ઞાનોદયપ્રેસ ૧
,, ઉમેદરામ નારણશંકર નણ ૧
,, ઠાકોરદાશ ચતુરભુજદાશ ૧
,, ભગવાનદાશ ઘેલાભાઈ ૧
,, ધીરજરામ નરભેરામ ૧
,, માણેકલાલ વેણીલાલ દેશાઈ ૧
,, મગનલાલ કૃષ્ણવલ્લભદાશ વકીલ ૧
,, મહાશંકર હરીશંકર ૧
,, દ્વારકાંદાશ વલ્લભદાશ ૧
,, હરીરામ નરભેરામ વકીલ ૧
,, માણેકલાલભાઈ બેલીફ ૧
,, જગન્નાથ માધવરામ નાજર ૧
અમૃતલાલ ગોવરધનદાશ ઝવેરી ૧
શેઠ પેસ્તનજી જમશેદજી ૧
,, દીનશાહજી શેરીઆરજી ૧
રા. રા. હરદયાળસંગ રામસંગ ૧
,, છોટાલાલ અમૃતલાલ વકીલ ૧
,, મનમોહનદાશ રણછોડદાશ ૧
,, મોહનલાલભાઈ રણછોડદાશજી ડી. એ. ઇન્સ્પેકટર ૧
શુકલ છગનલાલ અનુપરામ ૧
સ. રા. હીરાલાલ ચુનીલાલ વકીલ ૧
,, કીશનદાશ રેવાદાશ ૧
શેઠ દીનશાહજી રતનજી હમાવાલા ૧
સ. રા. કીસોરદાશ હરગોવીંદદાશ વકીલ ૧
,, બાળાજી ગોવીંદ ૧
,, ચુનીલાલ ઉમેદરામ ૧
,, અંબાશંકર હરપ્રસાદ વકીલ ૧
,, મોતીલાલ ચુનીલાલ ડી. એકાઉન્ટ ૧
,, મોહનલાલ માણેકલાલ વકીલ ૧
,, ચુનીલાલ માણેકલાલ મુનસફ ૧
,, સીતારામ જેરામ ઓવરસીઅર ૧

## અંકલેશ્વર.

રા. રા. મથુરાંદાશ ગોકલદાશ ૧
,, નર્મદાશંકર માસ્તર સાહેબ ૧
,, અમૃતલાલ જમનાદાશ ૧
,, ખાનસાહેબ સ્ટેશન માસ્તર. ૧

## આમોદ.

રા. રા. રામચંદ્ર કૃષ્ણારામ માસ્તર સાહેબ ૧

## લુણાવાડા.

શ્રીમંત સરકાર મહારાણાશ્રી વખતસિંહજી ૧૫

## સોંથ.

શ્રીમંત સરકાર મહારાણાશ્રી પ્રતાપસિંહજી ૧૫

## છોટાઉદેપુર.

શ્રીમંત સરકાર મહારાણાશ્રી મોતીસિંહજી ૨૫
રા. રા. ઝવેરભાઈ નાથાભાઈ જોઈંટ એડમીનીસ્ટર ૧
,, રામચંદ્ર ગંગાધર ન્યાયાધીશ ૧
શ્રીમંત મહારાણાશ્રી ચંદ્રસિંહજી ૨
,, ઇંદ્રસિંહજી ૨

## વડોદરા.

શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બહાદુર મહારાજ્યાધિરાજ મહારાજાશ્રી શીઆજીરાવ ગાયકવાડ સરકાર ૪
રા. રા. લક્ષ્મણરાવજી જગન્નાથજી દીવાન સાહેબ ૫
,, મણીભાઈ જશભાઈ નાયબ દીવાન ૨
,, દામોદરભાઈ ઉમીયાશંકર ૧
,, રાવજી વીઠલજી ખાનગી સુબાસાહેબ ૧
,, આપા સાહેબ વીઠલજી ટયુટર ૧
,, ઝવેરીલાલ અભેરામ ૧
,, જેઠાલાલ હરગોવનદાશ વકીલ ૧
,, બાળાશંકરભાઈ વકીલ ૧
,, નારોરાવ ભીકટ નાયબ સુબા ૧
,, રૂઘનાથરાવ મહાદેવ કેલકર સુબા સાહેબ ડભોઈ ૧
શેઠ લક્ષ્મીલાલ નંદલાલ મેહતા ૧
રા. રા. જમાદાર યુસફઅલ્લી યાકુબઅલ્લી ૧
,, ભાલચંદ્ર ડાકટર સાહેબ ૧

રા. રા. વાસુદેવજી સર સુબા કાજી સાહેબની કચેરી ૧
,, લાલજીભાઈ પુરૂષોત્તમભાઈ વડોદરા કેમ્પ ૨
,, ભાવ સાહેબ ખંખવાડાના જાગીરદાર સાહેબ ૧
,, ગંગાધર ઐશ્વંત ગોપાલરાવ મહેરાલની પેઢી ૨
,, અંબાલાલ સાકરલાલ જડજ ૨
શેઠ ખરસેદજીભાઈ જડજ સાહેબ ૨
રા. રા. આત્મારામ જોઈતારામ પટેલ માસ્તર ૨
,, ભોગીલાલભાઈ પ્રાણવલ્લભદાસ એ. ઈન્પેકટર સાહેબ ૧
,, લલુભાઈ દલપતરામ કવીશ્વર ૧
,, હરગોવંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા ડી. એ. ઈન્સ્પેકટર ૧
,, મહારાજાશ્રી નૃસિંહાચ્યાર્યની ભગત મંડળીમાં ૫
,, નરોતમભાઈ મયારામભાઈ લાઈન ઈન્સ્પેકટર ૧
,, રણછોડદાસ નરોતમદાસ ઓવરસીઅર ૧૦
,, ગણેશ સીતારામ શાસ્ત્રી નોસારી સુબા સાહેબ ૧
,, માર્તંડરાવ કૃષ્ણરાવ ૧
,, વાસુદેવ મહાદેવ સમર્થ ૧

ગોધરા.

રા. રા. વૃજલાલ પુરૂષોત્તમ સીરસ્તેદાર ૧

નડીઆદ.

રા. રા. ઉલાસરામ અરજુનલાલ મામલેદાર ૫
,, મનઃસુખરામ સુર્યરામ એજંટ ૨
,, છગનલાલ લલુભાઈ ૧
,, આત્મ પ્રકાશના મેનેજર ૧
,, સદાશીવ બાળકૃષ્ણ સબ ઈજનેર ૩
,, હરીલાલ મનઃસુખલાલ દીવાન સાહેબ દેવગઢ ૫
,, વાઘજીભાઈ મીઠાભાઈ મામલેદાર ૧
,, વલ્લભજી ભગવાનજી પોસ્ટમાસ્તર ૧

રા. રા. મણીલાલ નભુભાઈ ડી. એ. ઈન્સ્પેકટર મુંબઈ ૧
,, ઈશ્વરલાલ હરીલાલ નાજર ૧
,, ઝવેરીલાલ લલુભાઈ મુનસફ ૧
,, હરીદાસ બીહારીદાસ કારભારી જુનાગઢ ૫
,, રણછોડદાસ કપુરચંદ મુનસફ ૧

ડાકોર.

રા. રા. મનોહરદાસજી ગણેશભાઈ જાગીરદાર સાહેબ ૧૦

કપડવંજ.

રા. રા. માણેકલાલ આશારામ ટ્રેનીંગ-કોલેજ માસ્તર ૧
શુકલ હરગોવીંદજી માસ્તર ૧
રા. રા. ઝવેરીલાલ દામોદર ૧
,, નંદલાલ ભુરાભાઈ ૧

કઠલાલ.

રા. રા. ગગલજી વનમાળીજી માસ્તર ૧
,, જોશી નંદલાલભાઈ રણછોડજી ૧
,, જાદવરાય મનસુખરામ ૧

મહુધા.

રા. રા. રણછોડભાઈ ઉદયરામજી એજંટ ૨
,, ગણપતરામ જેઠાભાઈ હેડકલાર્ક ૨
,, ચુનીલાલ મોતીભાઈ ૧

ખંભાત.

રા. રા. ઉમીયાશંકર બેહેચરભાઈ ૧

બોરસદ.

રા. રા. ઈશ્વરલાલ ભાવસિંહ ૧

ભાદરણ.

રા. રા. ચુનીલાલ ત્રીભોવન ૧

ધોળકા.

રા. રા. સુરજરામ રામનાથ માસ્તર ૧
,, ગીરજાશંકર ભવાનીશંકર વહીવટદાર ૧

આણંદ.

પટેલ શંકરદાસ ગલાભાઈ ૧

**માતર.**

શુકલ સદાશીવ રામનાથ માસ્તર ૨
રા. રા. અંબાલાલ ઘેલાભાઈ ૧
શુકલ વિદ્યારામ મનઃસુખરામ ૧
ફૈલબાજખાન સાહેબ ૧

**અમદાવાદ.**

રા. રા. ત્ર્યંબકરાય વ્રજલાલ સુબા સાહેબ ૩
,, ગીરધલાલ ઉલટરામ પો. એજંટ સીરસ્તેદાર ૧
,, મોતીરામ રાજારામ દી. એ. ઈન્સ્પેકટર ૧
દોલતરામ મણીરામ ભચેચ દી. એ. ઈન્સ્પેકટર ૧
,, આશારામ દલીચંદ માળીઆના કારભારી ૧
,, વકુંઠરાય આણંદરાય આ. માસ્તર ૧
,, ખાપાલાલ ભાઈચંદ ૧
,, બુલાખીદાશ ગંગાદાશ મુનસફ ૧
,, રણછોડલાલ છોટાલાલભાઈ ૧
,, ભોળાનાથ સારાભાઈ ૧
,, મનઃસુખરામ મુળજીભાઈ પો. ઈન્સ્પેકટર ૧
,, કૃષ્ણલાલ ન્યાલચંદ નાયેબ સુબા વીરાનગર ૧
,, ભાઈશંકર નાનાભાઈ સોલીસીટર ૧
,, મહીપતરામભાઈ રૂપરામભાઈ પ્રીન્સીપાલ ટ્રેનીંગ કૉલેજ ૧
,, દલપતરામ ડાહ્યાભાઈ કવીશ્વર ૧
રા. રા. મોતીલાલ લાલભાઈ વકીલ ૧
,, મોતીલાલ ભાઈચંદ. એજંટ. વઢવાણ ૧

**ધંધુકા.**

,, હરકીશનદાસ જીવનદાશ મામલેતદાર. ૧

**વીરમગામ.**

,, પીતાંબર રાયચંદ ડાકટર. ૨
,, દતુજી દેવજી શ્રાવક. ૧
,, લાલશંકર ઊમીયાશંકર નવાડી મુનસફ. ૧
ર. રા. કેશવભાઈ કુબેરભાઈ દેશાઈ. ૨

**સાણંદ.**

,, પુર્ણાનંદ મહાનંદ નાએબ દીવાન. ઈડર. ૧

**પાટડી.**

,, કલ્યાણસિંહજી ફતેહ સિંહજી. ૨

**ખેડા.**

,, પાંડુરંગ સદાશીવ દીપુટી એકાઊન્ટ કલેકટર હાઉસ. ૧
,, છોટાલાલ વજેરામ. ૧
,, ગોવીંદલાલ દલપતરામ એકઝીકયુટીવ ઈજનેરના એકાઊન્ટ. ૧
,, ત્રીબંકરાવ ગોવીંદજી. ૧
,, ગવરીશંકર દયારામ એ. ઈન્સપેકટરના હેડ કલારક. ૧
,, ગીરજાશંકર હરજીવન ભટ. ૧

**સુંથરામપોર.**

,, પીતાંબર મોરારજી. ૧

**કડી.**

,, વામનરાવ ન્યાયાધીસ. ૧
,, શ્રીધર નાએબ સુબા. ૧
,, પોલીસ નાએબ સુબા. ૧
,, પ્રહલ્હાદજી શેવકરામ ચીટનીશ. ૧

**મહેસાણા.**

,, નાથાલાલ મંગલજી. ૧

**ઈડર.**

શ્રીમંત શરકાર મહારાજયા ધિરાજ મહારાજ ણા શ્રી કેશરી સિંહજી. ૫૦
,, રાજારામ રૂપરામ માસ્તર ૧

**ભાવનગર.**

શ્રીમંત શરકાર મહારાજયશ્રી ધિરા મહા રાજશ્રી તખ્તસિંહજી ૧૧
,, ગવરીશંકર ઊદયશંકર માજી દીવાન શાહેબ. ૨
,, શામલદાશજી પરમાનંદદાશજી મુખ્ય દીવાન શાહેબ. ૨

